॥ શ્રી મહાવીરાય નમઃ ॥

સ્વ. આચાર્ય, ગચ્છાધિપતિ બા. બ્ર. પૂ. રત્નચંદ્રજી ગુરૂદેવાય નમઃ

શ્રી અંતગડસૂત્ર – ગજસુકુમાલનો અધિકાર તથા પાંડવ ચરિત્ર.

# શારદા દર્શન

(સંવત ૨૦૩૩ ના બોરીવલી ચાતુર્માસનાં વ્યાખ્યાનો)




: પ્રવચનકાર :

ખંભાત સંપ્રદાયના આત્મજ્ઞાની, ચારિત્ર ચૂડામણી, શાસન શિરોમણી,
ગચ્છાધિપતિ સ્વ. બા. બ્ર. પૂ. ગુરૂદેવ રત્નચંદ્રજી મહારાજ સાહેબના
સુશિષ્યા શાસનદીપિકા, પ્રખર વ્યાખ્યાતા, બા. બ્ર. વિદુષી

**પૂ. શ્રી શારદાબાઈ મહાસતીજી**





: સંપાદક :

બા. બ્ર. વિદુષી પૂ. શ્રી શારદાબાઈ મહાસતીજીના સુશિષ્યાઓ
તત્વચિંતક પૂ. કમળાબાઈ મહાસતીજી તથા
બા. બ્ર. પૂ. સંગીતાબાઈ મહાસતીજી.





: પ્રકાશક :

મનસુખલાલ છગનલાલ દેસાઈ
A-૭, મુનિસુવ્રત દર્શન, નવરોજી લેન,
ઘાટકોપર, મુંબઈ – ૪૦૦૦૮૬
ફોન : ૫૮૨૫૫૩

વેચાણ કિંમત રૂ. ૮-૦૦

પુસ્તક :

સંવત ૨૦૩૪ - ઈ. સ. ૧૯૭૮

શારદા દર્શન પ્રત ૮૦૦૦ (આઠ હજાર)

卐

પ્રવચનકાર :

પ્રખર વ્યાખ્યાતા. બા. બ્ર. વિદુષી

પૂ. શ્રી શારદાબાઈ મહાસતીજી

卐

સંપાદક :

પૂ. કમળાબાઈ મહાસતીજી

બા. બ્ર. પૂ. સંગીતાબાઈ મહાસતીજી

પ્રકાશક :

મનસુખલાલ છગનલાલ દેસાઈ

A ૭ મુનિસુવ્રત, દર્શન, નવરોજી લેન

ઘાટકોપર, મુંબઈ-૪૦૦ ૦૮૬ ફોન નં. ૫૮૨૫૫૩

卐

શ્રી 'શારદા દર્શન' સાહિત્ય સમિતિ

શ્રી વર્ધમાન સ્થાનકવાસી જૈન શ્રાવક સંઘ, બોરીવલી

લોકમાન્ય તિલકરોડ, બોરીવલી (પશ્ચિમ)

મુંબઈ ૪૦૦૦૯૨. ટે. નં. ૬૬૧૧૩૯

卐

મુદ્રક :- નિતીન જે. બદાણી

નિતીન ટ્રેડર્સ,

૪૦૧ ખજુરવાલા ચેમ્બર્સ

નરશીનાથા સ્ટ્રીટ મુંબઈ ૪૦૦-૦૦૯

મુદ્રણ સ્થળ :- મુકુંદરાય વિ. પંડિત

રેઈનબો પ્રીન્ટીંગ પ્રેસ

શાહપુર મીલ કંપાઉન્ડ.

અમદાવાદ

## "શારદા દર્શન"ના સહયોગી પ્રકાશનાનુરાગી ઉદારદિલ દાતાઓ.

| રકમ | નામ | |
|---|---|---|
| રૂા. ૧૫૦૦૧/— | શ્રી મનસુખલાલ છગનલાલ દેસાઈ | ઘાટકોપર |
| ,, ૧૦૦૦૧/— | શ્રી મણીલાલ શામજીભાઈ વીરાણી | મુંબઈ |
| ,, ૧૦૦૦૧/— | શ્રી હિંમતલાલ ન્યાલચંદ દોશી અને<br>શ્રી રસીકલાલ ન્યાલચંદ દોશી | મુંબઈ |
| ,, ૫૦૦૧/— | શ્રી ગીરજાશંકર ખીમચંદ શેઠ | મુંબઈ |
| ,, ૫૦૦૧/— | શ્રી છગનલાલ શામજીભાઈ વીરાણી | મુંબઈ |
| ,, ૫૦૦૧/— | શ્રી પ્રીતમલાલ મોહનલાલ દફતરી | મુંબઈ |
| ,, ૨૫૦૧/— | શ્રી મહાસુખલાલ કેશવલાલ ચીતલીયા | બોરીવલી |
| ,, ૨૫૦૦/— | શ્રી પ્રભુદાસ ઠાકરશી ગોસળીયા | કાંદીવલી |
| ,, ૨૫૦૦/— | શ્રી નટવરલાલ તલકચંદ શાહ | મલાડ |
| ,, ૨૫૦૧/— | શ્રી ભીમજીભાઈ હાજીભાઈ નીસર | મુંબઈ |
| ,, ૨૦૦૧/— | શ્રી વિનયચંદ્ર મોહનલાલ દેશાઈ | ચીંચપોકલી–મુંબઈ |
| ,, ૧૦૦૧/— | શ્રી જીવીબહેન માણેકચંદ શાહ<br>હ. શ્રી મણીલાલ માણેકચંદ શાહ | બોરીવલી |
| ,, ૧૦૦૧/— | શ્રી વેલજીભાઈ મોનશીભાઈ શાહ<br>હ. શ્રી નાનજીભાઈ વેલજીભાઈ શાહ | બોરીવલી |
| ,, ૧૦૦૧/— | શ્રી જયંતિલાલ છોટાલાલ શાહ | બોરીવલી |
| ,, ૧૦૦૧/— | ડો. જી. એમ. છાડવા | બોરીવલી |
| ,, ૧૦૦૧/— | શ્રી અમૃતલાલ વલ્લભજી ટીંબડીયા | બોરીવલી |
| ,, ૧૦૦૧/— | શ્રી રતીલાલ વનેચંદ પારેખ | બોરીવલી |
| ,, ૧૦૦૧/— | શ્રી પ્રતાપરાય ગોવિંદજી લાઠીયા | બોરીવલી |
| ,, ૧૦૦૧/— | અ. સૌ. કુસુમબેન જયસુખલાલ લાલચંદ ગોડા | બોરીવલી |
| ,, ૧૦૦૧/— | શ્રી હિંમતલાલ ભગવાનદાસ પારેખ | બોરીવલી |
| ,, ૧૦૦૧/— | શ્રી જયંતિલાલ કપુરચંદ તથા<br>શ્રી સુભાષચંદ્ર કપુરચંદ શાહ | બોરીવલી |
| ,, ૧૦૦૧/— | મેસર્સ એસ. લવચંદ એન્ડ કું. | બોરીવલી |
| ,, ૧૦૦૧/— | શ્રી ભૂપેન્દ્ર રતીલાલ શાહ | બોરીવલી |
| ,, ૧૦૦૧/— | શ્રી રમેશચંદ્ર વાડીલાલ શાહ | વિલેપાર્લા-મુંબઈ |
| ,, ૧૦૦૧/— | શ્રી મુળચંદ જેઠાલાલ મહેતા<br>હ. શ્રી અંબાબેન મુળચંદ મહેતા | રાજકોટ |
| ,, ૧૦૦૧/— | શ્રી બચુભાઈ ગુલાબચંદ દોશી | ઘાટકોપર |
| ,, ૧૦૦૧/— | શ્રી શાન્તાબેન અમૃતલાલ પાનાચંદ શાહ | કાંદીવલી |
| ,, ૧૦૦૧/— | શ્રી ભાનુબેન ખેતશી રતનશી ગડા | દાદર |
| ૧૦૦૧/— | શ્રી પ્રભુલાલ સંઘરાજ શાહ હ. શ્રીમતી કોકીલાબેન | જામનગર |

રૂા. ૫૦૧/— શ્રી રમજુલાલ વિઠ્ઠલજી કામદાર — બોરીવલી
,, ૫૦૧/— શ્રી દામોદરદાસ હરજીવનદાસ શાહ — બોરીવલી
,, ૫૦૧/— શ્રી મનુભાઈ ભગવાનદાસ ગોસળીયા — બોરીવલી
,, ૨૫૧/— શ્રી ભીખાલાલ ખેતશીભાઈ મહેતા — બોરીવલી
,, ૨૫૧/— શ્રી રમણીકલાલ જગજીવનદાસ શાહ — બોરીવલી
,, ૨૫૧/— શ્રી મહાવીર સ્ટેશનરી માર્ટ — બોરીવલી
,, ૨૫૧/— શ્રી મહાસુખલાલ નરોત્તમદાસ વોરા — બોરીવલી
,, ૨૫૧/— શ્રી રશ્મીકાંત નાનાલાલ દોશી — બોરીવલી
,, ૨૫૧/— શ્રી હકમીચંદભાઈ હરજીવનદાસ પંચમીયા — બોરીવલી
સ્વ. હરજીવનભાઈના સ્મરણાર્થે
,, ૨૫૧/— શ્રી લલીતભાઈ કાંતીલાલ સંઘવી — બોરીવલી
સ્વ. જયાબેન કાંતીલાલના સ્મરણાર્થે
,, ૨૫૧/— શ્રી નવીનચંદ્ર ઉજમશી શેઠ — બોરીવલી
,, ૨૫૧/— શ્રી સવિતાબેન ચુનીલાલ ઝોંબા (હ. શ્રી ભરતભાઈ) — બોરીવલી
,, ૨૫૧/— શ્રી દલીચંદ નાનજીભાઈ કુંભાણી — બોરીવલી
,, ૨૫૧/— શ્રી ઠાકરશી વીજપાર શેઠ — બોરીવલી
,, ૨૫૧/— શ્રી પ્રવીણચંદ્ર કાનજીભાઈ દોશી — બોરીવલી
પૂ. પિતાશ્રી કાનજીભાઈના સ્મરણાર્થે
,, ૨૫૧/— શ્રી મગનલાલ રાયચંદ ભીમાણી — બોરીવલી
(સ્વ. નજલાલ રાયચંદ ભીમાણીના સ્મરણાર્થે)
,, ૨૫૧/— ડો. હસમુખરાય એમ. શાહ — બોરીવલી
,, ૨૫૧/— શ્રી કાન્તીલાલ લીલાધરભાઈ — બોરીવલી
,, ૨૫૧/— શ્રી મોતીચંદ વર્ધમાન દોશી કચ્છ મુદ્રાવાળા
,, ૨૫૧/— શ્રી વર્ધમાન પ્રભુદાસ તુરખીયા — સાયન
,, ૨૫૧/— શ્રી હરખચંદ માઠન — મુંબઈ
,, ૨૫૧/— શ્રી લાલજી રતનશી માલા હ. શ્રી મીઠીબાઈ — શીવરી–મુંબઈ
,, ૨૫૧/— શ્રી નીતિનભાઈ ડુંગરશીભાઈ — વાણુ
,, ૨૦૦/— શ્રી કુસુમબેન અનીલકુમાર દોશી — વિલેપાર્લા-મુંબઈ
,, ૧૫૧/— શ્રી રસીકલાલ શાંતીલાલ શાહ — બોરીવલી
,, ૧૫૧/— શ્રી કાંતીલાલ લક્ષ્મીચંદ મોદી — બોરીવલી
,, ૧૫૧/— શ્રી ચંપકલાલ બી. શાહ — બોરીવલી
,, ૧૫૧/— શ્રી ઈન્દુલાલ માણેકલાલ મહેતા — બોરીવલી
,, ૧૦૧/— શ્રી મનસુખલાલ ગીરધરલાલ લાઠીયા — બોરીવલી

## સ્વ. પિતાશ્રી છગનલાલ હીરાચંદ દેસાઈ



અમારામાં સંસ્કાર, સદાચાર અને ચારિત્રનું સિંચન કરનાર પિતાશ્રી અમો આપના ઋણી છીએ.

અમારા કુટુંબના સુકાની બની અમારા કુટુંબમાં સત્ય, નિતિ અને સદાચારનું સીંચન કરી અમોને નિષ્કામ અને નિસ્વાર્થ ભાવે યથાશક્તિ ધર્મકાર્ય સત્કાર્ય કરવાની જે પ્રેરણા આપી તેથી અમો સેવાના ક્ષેત્રે, સામાજીક ક્ષેત્રે કે માનવતાના ક્ષેત્રે જે કંઈ કરી રહ્યા છીએ તે આપને જ આભારી છે.

લી. આપનો
સમસ્ત પરિવાર

# સ્વ. માતુશ્રી મણીબેન છગનલાલ દેસાઈ



આપનો માયાળુ અને પ્રેમાળ સ્વભાવ સદાય હસમુખો ચહેરો કુટુંબ પ્રત્યેનું વાત્સલ્ય, સૌને મદદરૂપ થવાની ભાવના, ધર્મ પ્રત્યે અડગ શ્રદ્ધા, તપશ્ચર્યા કરવાની પ્રબળ ભાવના, સાધુ–સાધ્વીજીઓના દર્શન કરવાની ઉત્કંઠ ભાવના આ બધા સંસ્કારો અમારામાં પ્રેરણા રૂપે આપે રેડયા છે તે અમો કદી પણ વીસરીશું નહીં.

તમો ભલે આજે દેહ રૂપે અમારી સમક્ષ નથી, પણ તમારી સુવાસ હજુ અમારી સાથે જ છે. તમોએ બતાવેલા રાહે આજે અમો ચાલીએ છીએ. અને સમગ્ર પરિવાર સાથે ખુબ જ સુખી છીએ.

આજે અમો જે કંઈ છીએ તે આપને જ આભારી છે.

આપનો પરિવાર

## સ્વ. પૂ. પિતાશ્રી શામજી વેલજી વિરાણી



"વહેતા જળ નિર્મળ ભલા અને ધન દોલત દેતા ભલા" એ સંસ્કાર આપે અમોને ગળથૂથીમાં પાયા, સંપત્તિ અને સમૃદ્ધિ સંપ અને સદાચાર એ તો પુણ્યની પ્રસાદી છે. એટલે મળેલી લક્ષ્મી સમાજકલ્યાણના, જનતા જનાર્દનના, સ્વધર્મી વાત્સલ્યતાના કાર્યોમાં વાપરી. પુણ્યાનુબંધી પુણ્ય ઉપાર્જન કરવા માટે આપે અમારું જે ચારિત્ર ઘડતર કર્યું તે માટે અમો સમસ્ત વિરાણી પરિવાર આપના જન્મોજન્મના ઋણી છીએ.

લિ.

મણિલાલ શામજી વિરાણી

અને પરિવાર

# સ્વ. પૂ. માતુશ્રી કડવીબાઈ શામજીભાઈ વિરાણી



આપે અમારામાં લક્ષ્મી એ તો સંધ્યાના રંગ જેવી, સવારના ઝાકળના બુંદ જેવી તથા વીજળીના ચમકારા જેવી ચંચળ છે. એવા સંસ્કારોનું નાનપણથી સિંચન કર્યું. આંબો જેમ ફળ આવે અને નમે તેવી રીતે લક્ષ્મી મળવા છતાં નિષ્કામ અને નિઃસ્વાર્થ ભાવે વિનય અને વિવેકથી સંપત્તિનો સદુપયોગ સ્વધર્મીઓ અને અનેક જનકલ્યાણના કાર્યો માટે કરવા આપે અમને પ્રેરણા આપી તે માટે આપના જન્મોજન્મના ઋણી છીએ

લિ.

મણિલાલ શામજી વિરાણી

અને પરિવાર

# સ્વ. દુર્લભજી શામજી વિરાણી



વિશાળ વૃક્ષની છાયામાં અનેક જીવો કોઇપણ જ્ઞાતી કે જાતીના ભેદભાવ વગર શાંતિ અને શીતળતા મેળવે છે, અબોલ અને મુંગા જીવો સાતા અને સુખ અનુભવે છે. તેમ આપની છત્રછાયા નીચે સમાજના ખાનદાન કુટુંબના ફરજંદો જરાપણ સંકોચ વગર પોતાની જરૂરિયાત આપની પાસે રજુ કરતા અને આપ "જમણો હાથ આપે પણ ડાબો હાથ જાણે નહિ" તેવા ગૌરવથી તેમનું સ્વમાન ઘવાયા વગર હસતા હસતા મોકલતા અને સાંત્વન આપતા કે ફરીથી જ્યારે જરૂર પડે ત્યારે આ ઘર તમારું માની વિના સંકોચે આવશો. આવી આપની વિશાળ-દીલ ભાવનાઓને યાદ કરીને કહે છે "લાખો મરજો પણ લાખોનો પાલણહાર ન મરશો."

## સ્વ. પૂ. માતુશ્રી નવલબહેન મણિલાલ વિરાણી



જન્મ તા. ૧૦-૧-૧૯૧૧ * સ્વર્ગવાસ તા. ૧૨-૨-૧૯૭૬

ધૂપસળી સળગે અને આખાએ વાતાવરણમાં સુગંધ સુગંધ ફેલાઈ જાય તેમ આપના પગલે પગલે આખાએ કુટુંબમાં દાન અને દયાની, તપ અને ત્યાગની વિનય અને વિવેકની, સંપ અને સમર્પણની ખુશ્બો મ્હેંકવા માંડી. આપે સીંચેલા આવા સંસ્કારોથી આખુએ કુટુંબ નંદનવન બની ગયું. આપના આ અણમોલ વારસાનું અમે ખૂબ ખૂબ જતન કરીને આપના પ્રત્યેનું ઋણ યતકિંચિંત પણ અદા કર્યાનો સંતોષ અનુભવશું.

લિ આપનો પરિવાર

વાસંતી

અનીલ-આરતી, અરૂણ-સુધા અતુલ-અવની

## સ્વ. છગનલાલ શામજીભાઈ વિરાણી



જેમના દાનઃવડે જૈન તથા જૈનેત્તર સમાજની, જનકલ્યાણની તથા માનવતાની અનેકવિધ-પ્રવૃત્તિઓને નવજીવન મળ્યું છે તેઓ રાજકોટની અનેક સંસ્થાઓમાં ટ્રસ્ટી તથા ટ્રેઝરર હતા. તેમણે સૌરાષ્ટ્રના ઘણાં સ્થળોએ ઉપાશ્રય વિરાણી હાઈસ્કૂલ, વિરાણી કન્યા વિદ્યાલય, મુંગા-બહેરાની શાળા જેવી અનેક સંસ્થાઓમાં મોટું દાન આપ્યું છે. પોતે ઘણાં દયાળુ, ધાર્મિક વૃત્તિવાળા અને પ્રેમાળ હતા.

## ગં.સ્વ. પૂજકુંવરબેન છગનલાલ વિરાણી



આપે અમારામાં દાન, દયા, તપ અને અનુકમ્પાના સંસ્કાર રેડી અમારૂ અને સમગ્ર પરિવારનું જીવન સુરભીથી મહેંકતુ કર્યું અને અમને સુખી જીવન જીવવાનો મંત્ર આપ્યો કે :–

સત્ કર્મ વગર સંપતિ વધતી નથી
સંયમ વગર સંપતિ ટકતી નથી
દાન વગર સંપતિ શોભતી નથી

લી.

જયંતીલાલ છગનલાલ
શશીકાન્ત છગનલાલ
ભુપતભાઈ છગનલાલ
ચંપકલાલ છગનલાલ
તથા પરિવાર

## શ્રી ખીમચંદ ત્રિભોવન શેઠ



વય વર્ષ ૬૦ ઉપલેટા (સૌરાષ્ટ્ર)

જેમણે પોતાના વતનમાં પૂ. સંત સતીજીઓની ધાર્મિક સેવા કરી છે. ઉપલેટાની પાંજરાપોળ, સાર્વજનિક અંગ્રેજી સ્કૂલ, જૈન ધાર્મિક શાળા, જીવદયા ખાતુ વગેરે 'સંસ્થાઓમાં તન, મન ધનથી સેવા આપી છે. શેઠ કુટુંબનું સદાવ્રત વર્ષોથી ચલાવ્યું છે અને પોતાનું જીવન અત્યંત સાદાઈથી ધર્મભાવનામાં વીતાવે છે.

લિ.

ગીરજાશંકર ખીમચંદ શેઠ

# પૂ. માતુશ્રી જેઠીબાઈ



અમારામાં આપે બાળપણમાં સંસ્કાર અને ચારિત્ર્યનું ઘડતર કર્યું અને ગળથૂથીમાં ઘૂટી ઘૂંટીને પાયું કે "દે દે તે દેવ અને રાખે તે રાક્ષસ" જેનામાં દેવાની વૃત્તિ છે તે દૈવી વૃત્તિ છે અને જેનામાં રાખવાની–સંઘરવાની વૃત્તિ છે તે રાક્ષસી વૃત્તિ છે. આપના સંસ્કારને જીવનમાં અમે વણી અને પુણ્યના યોગે જ્યારે સંપત્તિ મળી ત્યારે તેનો સદુપયોગ કરતા જ રહ્યા છીએ કારણ આપે દીધેલી શીખામણ :

વહેતા જળ નિર્મળ ભલા,<br>
સાધુ વિચરતા ભલા<br>
ધન દોલત દેતા ભલા

અમે બરાબર આચરણમાં મૂકી રહ્યા છીએ.

લિ.<br>
આપના<br>
જન્મોજન્મના ઋણી<br>
નગીનદાસ, લીલાવતી<br>
હિંમતલાલ, નિર્મળા<br>
રસીકલાલ, ગુલાબ

# શ્રી હિંમતલાલ ન્યાલચંદ દોશી



"કર્મણ્યેવ માધિકારસ્તે..." ભગવાન શ્રીકૃષ્ણનો ઉપદેશ હોય કે જૈન દર્શનનો "કર્મયોગ" હોય. આપે એ ઉપદેશને અક્ષરશઃ આપના જીવનમાં ઉતારી વતન વાંકાનેરથી મોહમયી : મુંબઈ નગરીમાં આવી અર્થ–ઉપાર્જનમાં કાર્યરત થયા.

આપની આર્થિક પ્રગતિની સાથે વારસાગત મળેલ દાન, દયા, અનુકંપા આદિ ધાર્મિક સંસ્કારોનું જે દૃઢ સીંચન આપનામાં થયેલ, અને આપના લઘુબંધુ શ્રી રસિકલાલ દોશી તથા અન્ય કુટુંબીજનોના યોગ્ય સહકારથી માદરે વતન વાંકાનેરમાં ગરીબ તથા જરૂરિયાતવાળા બંધુઓની પીડાને જાણી માનવતાના તેમજ સમાજકલ્યાણના સત્કાર્યો–સાર્વજનિક દવાખાનું અન્ય આર્થિક સહાય, મુંગા પશુઓની સારસંભાળ તથા ઘાસચારા અને ઘરઆંગણે ઉચ્ચ કેળવણી આપી શકાય માટે આર્ટસ અને કોમર્સ કોલેજની સ્થાપના અને વિકાસ માટે ભારે જહેમત ઉઠાવવી–તે ખરેખર પ્રશંસનીય છે.

પરમકૃપાળુ પરમાત્મા, આવા અનેક સેવાનાં કાર્યો કરવા, આપને સંપૂર્ણ તંદુરસ્તીભર્યું દીર્ઘાયુ બક્ષે એવી પ્રાર્થના.

## શ્રી રસિકલાલ ન્યાલચંદ દોશી



હિંમતભાઈ અને રસિકભાઈ એટલે જાણે રામ લક્ષ્મણની જોડી. નિર્મળાબહેન અને ગુલાબબહેન જાણે વસ્તુપાળના જમાનાની દેરાણી જેઠાણીની જોડી.

પુરુષાર્થ પુરુષનો પણ લક્ષ્મી સ્ત્રીની. બન્નેના પગલે લક્ષ્મી અઢળક આવી પણ તેનો સદ્ઉપયોગ કરવામાં હંમેશ બન્નેએ પ્રોત્સાહન તથા પ્રેરણા આપી એટલું જ નહિ પણ સહયોગ આપ્યો.

રસિકભાઈએ પણ સંતોની વાણીને ગળથૂથીમાં ગૂંથી રાખી અને કમાણીમાં ભગવાનનો ભાગ રાખીને સંપત્તિનો સદ્ઉપયોગ વતનના વિકાસમાં, માનવતાના અને ધર્મ ઉત્થાનના અને જ્ઞાનપ્રચારના કામમાં કરીને બીજાને આદર્શ પૂરો પાડયો કે :—

મળી જો સંપત્તિ તમને<br>
વાપરજો સત્ કાર્યમાં<br>
નહિતર પછી પસ્તાવું પડશે<br>
જ્યારે પુણ્ય તમારું ખુટી જશે

## સ્વ. પૂ. પિતાશ્રી મોહનલાલ પોપટલાલ દફતરી



"ફુલ તો ખરી ગયું, પણ ફોરમ તેની રહી ગઈ"

તેમ આપ તો ચાલ્યા ગયા; પણ આપના સદ્‌ગુણ ખુબ સાંભરે છે. આપે અનેક કષ્ટ સહન કરીને અમને પ્રગતિના પથે મુકી દીધા, પણ એ પ્રગતિ જોવા આપ ન રહ્યા. તેનું અમોને ખુબ દુઃખ છે. પૈસા કરતા સંસ્કાર તથા શિક્ષણને આપે વધુ મહત્વ આપ્યુ. "મારું ગમે તે થાય પણ સંતાનોને ભણાવીશ." એ આપનો જીવન-મંત્ર હજીએ કાનમા ગુંજે છે. નાની આવકમાં પણ આપે એ કાર્ય પુરું કર્યું. આપે ભણતર આપ્યું અને આપની હૈયાતીબાદ અમારા પૂ. માતુશ્રીએ અમને ગણતર આપ્યું. આપ બન્નેના અમે ખુબ ખુબ ઋણી છીએ. આપશ્રી બન્નેને અમારા કોટી કોટી વંદન હો. આપે અમારા જીવનમાં ધર્મનું બીજ વાવી, સંસ્કાર રૂપી જળનુ સીંચન કર્યું છે. આપના જીવનમાં સરળ સ્વભાવ, નિખાલસતા, સંતોષ, નિઃસ્વાર્થપણુ અને પ્રમાણીકતા એ સદ્‌ગુણો તુરત દેખાઈ આવે તેવા હતા.

વંદનીય બા. બ્ર. પૂ. શારદાબાઈ મહાસતીજીએ ધર્મની કેડી ઉપર પગ મંડાવ્યા છે. તે માટે તેમના પણ અમે ઋણી છીએ. તેઓશ્રીને પણ અમારા કોટી કોટી વંદન હો.

લી.
પ્રીતમલાલ મો. દફતરી
કુસુમબેન પ્રી. દફતરી
તથા કુટુંબીજનો.

પિતૃ દેવો ભવઃ

માતૃ દેવો ભવઃ





પૂ. પિતાશ્રી શાહ તલકચંદ સાંકળચંદ

પૂ. માતુશ્રી અ. સૌ.
મણીબહેન તલકચંદ શાહ

આપે કુટુંબના સુકાની બની અમારા જીવનબાગના માળી બનીને અમારા જીવનબાગમાં સંસ્કાર સદાચાર અને સંયમના સુત્રનો ખીલવીને અમારા જીવનબાગને સદ્‌ગુણ રૂપી સુવાસથી મઘમઘતો બનાવ્યો છે. અને અમોને નિષ્કામ અને નિઃસ્વાર્થ ભાવે ધર્મકાર્ય સત્કાર્ય કરવાની પ્રેરણા આપી રહ્યા છે. તે બદલ પૂ. પિતાશ્રી તથા માતુશ્રી, આપ બન્નેના અમો અત્યંત ઋણી છીએ.

આજે અમો સેવાના ક્ષેત્રે સામાજીક ક્ષેત્રે કે માનવતાના ક્ષેત્રે જે કાંઈ યત્‌ કિંચિત સેવા કરી રહ્યા છીએ તે પણ આપની પ્રેરણા તથા સંસ્કારનુંજ બળ છે.

પૂ. સંત સતીજીઓના દર્શન કરી તેમના વ્યાખ્યાન વાણીનો લાભ લઈ રહ્યા છો અને મળેલી લક્ષ્મીનો સદમાર્ગે સદવ્યય આપ કરી રહ્યા છો, અમોને પણ તેજ માર્ગે દોરી રહ્યા છો, અને આજે અમારી પેઢી ઘણી પણ પ્રગતિ દરેક ક્ષેત્રે થઈ છે તે આપના સંસ્કાર ને જ આભારી છે.

લી.

આપનો પુત્ર પરિવાર અને કુટુંબ

નટવરલાલ તલકચંદ શાહ

શ્રી પ્રભુદાસ ઠાકરશી ગોસલીયા (મોડી પીપરડીવાળા) :



હાલ કાન્દીવલી રહેતા શ્રી પ્રભુદાસ ભાઈ ધર્મપ્રેમી સજ્જન છે. જેમણે માસખમણ જેવી ઉગ્ર તપશ્ચર્યા કરેલ છે. શુભકર્મના ઉદયથી મળેલી લક્ષ્મીનો ઉદાર હાથે સહજ સરળતાથી સદ્વ્યય કરે છે. પૂ. સાધુ સાધ્વીજીઓના પરમ ભક્ત છે, દૂર દૂર દર્શનાર્થે જવા માટે હરહંમેશ તૈયાર હોય છે. પ્રમાણમા મોટી ઉંમર હોવા છતા ધર્મ કાર્યમાં યુવાન જેવો તરવરાટ તેમનામાં છે.

## ચાતલીયા મહાસુખલાલ કેશવલાલ (બોરીવલી)



ધર્મના સંસ્કારો સાથે સ્વભાવની સરળતા અને નીખાલસતાનો સુંદર સુમેળ થયો છે. એવા વ્યાપાર કુશળ યુવાન. તેઓ શ્રી બોરીવલી સંઘના સક્રીય કાર્યકર અને કાર્યવાહક સમીતીના સભ્ય છે. સંત સેવા પ્રત્યે ખુબ આદર ધરાવે છે સહજ ઉદારતાથી લક્ષ્મીનો સદ્વ્યય કરે છે.

# શ્રી ભીમશીભાઈ હાજાભાઈ નીસર .



કચ્છ ખારોઈના વતની ભીમશીભાઈને દાન, ધર્મ, સંસ્કારિતા તેમજ સેવા પરાયણતા જેવા ઉમદા ગુણો એમને ગળથુથીમાં જ મળ્યા છે તેઓ સ્વભાવે શાંત, વિનયી અને સરલ રહ્યા છે. તેઓ કુશળ વ્યાપારી–ઉત્તમ વહીવટકાર ઉપરાંત ઉદાર દાનવીર તેમજ એકનિષ્ઠ સમાજ સેવક તરીકે સમગ્ર કચ્છ ગુજરાત તેમજ મુંબઈમાં મશહુર છે.

તેઓ આપબળે ખંત, ધીરજ, નિષ્ઠા તેમજ આગવી પ્રતિભાથી ઉત્તરોત્તર સમૃદ્ધિ અને વિકાશને માર્ગે આગળ વધ્યા. લગભગ દશ વર્ષ સુધી પ્રમાણિકતા અને પરિશ્રમ–શીલતાથી નોકરી કરતાં કરતાં સ્વતંત્ર વ્યાપાર ધંધામાં ઝંપલાવ્યુ અને મુંબઈ આલમમાં પ્રેમ અને સાદરને પાત્ર બની રહ્યા છે.

નાની પરચુરણ દુકાનથી શરૂઆત કરી વર્ષ ૧૯૫૯માં ઓશવાલ બુક ડેપો નામના એકસરસાઈઝ બુકનુ ભાગીદારીમાં કારખાનુ ઉભુ કરી વર્ષ ૧૯૭૫માં મિલન ઇન્ડસ્ટ્રીઝ દ્વારા પોલીથીન બેગનું એક આગવું અને સુંદર કારખાનું ઉભું કરી અને "આશીર્વાદ" નામનો ડીપાર્ટમેન્ટલ સ્ટોર્સ ગોરે-ગાંવમાં શરૂ કર્યો. એમણે મુંબઈની વ્યાપાર ઉદ્યોગની આલમમાં એક માનભર્યું સ્થાન પ્રાપ્ત કરી લીધુ છે. તેમનો મિત્રવર્ગ ઘણો જ વિશાળ છે.

આ ઉપરાંત હાલ તેઓ શ્રી ખારોઈ મિત્ર મંડળ મેનેજીંગ કમિટી, શ્રી રવજી લાલજી છાડવા જૈન બોર્ડીંગ કચ્છ વાગડ વેલફેર સોસાયટી, સહકારી વિદ્યામંદિર તેમજ તારદેવ જૈન મિત્ર મંડળ જેવી અનેક વિધ શૈક્ષણીક, સામાજિક તેમજ ધાર્મિક સંસ્થાઓ સાથે સક્રીય રીતે સંકળાયેલા છે. આ બધી સંસ્થાઓને સતત પ્રેરણા અને માર્ગદર્શન આપતા રહ્યા છે.

[illegible] વલજીભાઇ મોણસીભાઇ શા.



શ્રી. ભેરીવલી સંઘના આદ્ય સ્થાપક અને શ્રી. સંઘની સ્થાપનાથી તેઓ શ્રીના સ્વર્ગવાસ સુધીના પ્રમુખ શ્રી. વેલજીભાઇ તદ્દન સરળ સ્વભાવી, મીતભાષી સજ્જન હતા. તેમના સુપુત્ર શ્રી. નાનજી ભાઈ આજે યુવાન વયે શ્રી. સંઘના ટ્રસ્ટી ખજા-નચી તરીકે તથા શ્રી. વર્ધમાન ક્લીનીકના માનદ્ મંત્રી તરીકે સક્રિય સેવા આપી રહ્યા છે.

શા. મણસી ભીમસી છાડવા



ગામ સામખીયાળી કચ્છ

જન્મ : ૮-૯-૧૯૧૭. સ્વર્ગવાસ ૨૩-૧-૧૯૭૩

આપની કાર્યકુશળતા પ્રેમાળ સ્વભાવ કુટુંબ વાત્સલ્ય અને પરોપકારી જીવનના મીઠા સ્મરણો હંમેશા અમોને યાદ આવતા રહેશે.

લી. ડો. જી. એમ. છાડવા

ખીમજી છાડવા



ગં. સ્વ. જીવીબહેન માણેકચંદ શાહ

આ ધર્મપ્રેમી સન્નારી શ્રી. ભેરીવલી સંઘના પાયાના પત્થર સમાન છે સંત સતીજીઓની વૈયાવૃત એ જ તેમનું જીવન છે. આવી સન્નારીની કુખે જન્મેલા તેમના સુપુત્ર શ્રી. મણીલાલભાઇમાં સહજ ઉદારતા સમાયેલી છે અને તેઓ ઉદાર હાથે લક્ષ્મીનો સદ્વ્યય કરી રહ્યા છે.

## સ્વ. શ્રી રતીલાલ લક્ષ્મીચંદ શાહ

( આબાવાળા )



જેમને જીવનમાં સભ્યતા–સૌમ્યતા–સાદાઈ–સદાચાર અને સત્ય, માનવ સેવા, ધર્મ પ્રત્યેની શુભ લાગણીઓથી ભરપૂર એવા ઉચ્ચ વૃત્તિ વારસામાં આપી. આપના ઉજ્જવળ અને પવિત્ર આત્મા જ્યાં હો ત્યાં ચિર શાંતી પામે.

પત્નિ કમળાબેન, પુત્ર ભૂપેન્દ્ર શાહ
પુત્રવધુ વિલાશ શાહ
પુત્રી અરુણા તથા કુટુંબ પરિવાર

## શ્રી. બચુભાઈ ગુલાબચંદ દોશી

( જામનગરવાળા )



શ્રી વર્ધમાન સ્થા જૈન શ્રાવક સંઘ ઘાટકોપરના (હિંગવાલા લેન) માનદ્ ટ્રસ્ટી તથા ઉપપ્રમુખ. જોમવંતા જુસ્સેદાર યુવાનની સાહજ સ્ફુર્તિથી શ્રી ઘાટકોપર સંઘની વિવિધ શુભ પ્રવૃત્તિઓમાં તન, મન અને ધનથી પોતાનો સચોટ સાથ સહકાર આપી રહ્યા છે.

પૂ. સાધુ–સાધ્વીજીઓ પ્રત્યે માન આદરભાવ ધરાવતા શ્રી બચુભાઈ ઉદાર હાથે ધાર્મિક અને સામાજિક ક્ષેત્રોમાં દ્રવ્યનો સદુપયોગ કરે છે.

---

**શ્રી અમૃતલાલ વલ્લભજી ટીંબડીયા**

બોરીવલી

સરળ સ્વભાવી ઉદાર સજ્જન શ્રી સંઘ સેવા માટે હંમેશા તત્પર હોય છે.

વવાણીયા (મોરબી) નિવાસી
સ્વ. મોહનભાઈ વર્ધમાનભાઈ દેસાઈ



વવાણીયા (મોરબી) નિવાસી
શ્રીમતી લીલાવતીબેન મોહનલાલ દેસાઈ



આપે અમારામાં બાલપણમાં સંસ્કાર અને ચારિત્ર્યનું ઘડતર કર્યું. દાન, શીયળ, તપ અને ત્યાગના સંસ્કારોનું સિંચન કરીને અમારામાં ધર્મ પ્રત્યેની શ્રદ્ધા દઢ બનાવી છે. આપે ગળથુથીમા ઘુંટી ઘુંટીને એ અમૃત પાયું કે "જે દે તે દેવ અને રાખે તે રાક્ષસ." ગમે તેટલી સંપત્તિ વચ્ચે પણ વિનય વિવેકને ભૂલવા નહિ. આપના આ સંસ્કારોને જીવનમાં વણી લીધા અને પુણ્યોદયે જ્યારે સંપત્તિ મળી ત્યારે અમારી યથાશક્તિ તેનો સદુપયોગ કરતા રહ્યા છીએ ને આપની શિખામણ જીવનમાં બરાબર આચરણમાં મૂકી રહ્યા છીએ.

લી. આપના જન્મો જન્મના ઋણી પુત્રો,

શ્રી નોતમલાલ-અ. સૌ. જશુમતી શ્રી મનહરભાઈ-અ. સૌ. મંજુલા

શ્રી વિનયચંદ્ર-અ. સૌ. નિલા

---



જન્મ : સને ૧૯૫૦ સ્વર્ગવાસ : સને ૧૯૭૬

**ફુલ ગયું ફોરમ રહી ગઈ**

છવ્વીસ વર્ષની યુવાન વયમાં ટૂંકી માંદગીમા તમો અમોને છોડીને ચાલ્યા ગયા, પણ તમારા મીઠા સ્મરણો, તમારી ઉચ્ચ ભાવના, માતા પ્રત્યેનો પ્રેમ આજે પણ અમોને તમારી યાદ અપાવે છે. તમારો શાંત અને પ્રેમાળ સ્વભાવ અમો બધા ભૂલી શકતા નથી.

લી. માતુશ્રી શાંતાબેન અમૃતલાલ શાહ
અને બહેનો

સ્વ. પ્રકાશ અમૃતલાલ શાહ ( [illegible] શ્રી)

**શાહ છોટાલાલ કપુરચંદ**

**લીંબડી નીવાસી**

**સ્વ. તા. ૨૯–૬–૧૯૫૮**



જેમનું જીવન એક આદર્શ નમુના રૂપ હતું અને જેમના સંસ્કાર અને સાહસીક વૃત્તિએ ધાર્મિક તેમજ ભૌતિક ક્ષેત્રે પ્રગતિ સાધી એવા પુજ્ય પિતાશ્રીને કોટી વંદન !

**શાહ જયન્તીલાલ છોટાલાલ**

---

**શ્રી રતીલાલ વનેચંદ પારેખ**



ધર્મપ્રેમી, સ્વભાવે ઉદાર એવા શ્રી રતીભાઇ સેવા માટે હરહંમેશ તૈયાર હોય છે. શ્રી ગોરાવલા સંઘના કાર્યવાહક સભ્ય–યુવાન કાર્યકર્તા છે.



**સ્વ. મુલચંદ જેઠાલાલ મહેતા**

**(કોટાવાળા) રાજકોટ**

જન્મ : તા. ૧૮–૪–૧૮૯૩ રાજકોટ

મરણ : તા. ૧૦–૯–૧૯૭૫ રાજકોટ

બ્રીટીશ સોમાલીલેંડ (હાલનું સોમાલીયા)માં સીવીલ એન્જીનીયર તરીકે રીટાયર્ડ થયા પછી રાજકોટની જુની ને જાણીતી લેંગ લાયબ્રેરીનાં માનદ્ મંત્રી તરીકે ઘણા વર્ષો સેવા આપેલી. શ્રી દેવજી પ્રાગજી જૈન બાલાશ્રમ ગોંડલરોડ રાજકોટમાં ટ્રસ્ટી તરીકે તથા માનદ્ મંત્રી તરીકે લાંબા સમય તન, મન ને ધનથી સેવા આપેલી. તેઓશ્રીએ બાંધકામ ને અંગે ૨ પુસ્તકો ગુજરાતીમાં લખેલા. જેની રોયલ્ટી પણ આજ બાલાશ્રમને અર્પીત કરેલી છે. શિક્ષણ ક્ષેત્રે પણ શ્રી સૌરાષ્ટ્ર હાઈસ્કુલ રાજકોટને સારી આર્થિક મદદ કરેલી.

લી. આપનો પરિવાર

# "પ્રકાશકનું નિવેદન"

સાક્ષાત સરસ્વતી સમા, જૈન શાસનના ઝળહળતા સિતારા, ગાદીનશીન, ખંભાત સંપ્રદાયના મહાવિદુષી, પ્રખર વ્યાખ્યાતા, બા. બ્ર. પૂ. શારદાબાઈ મહાસતીજીના શ્રી મુખેથી વીતરાગવાણીનો ધોધ જ્યારે વહી રહ્યો હોય ત્યારે તેમાં તરબોળ થવું તે મહાભાગ્ય છે.

આ વિશ્વબાગમાં મઘમઘતા પુષ્પ જેવું જેમનું સુવાસિત જીવન છે એવા બા.બ્ર.પૂ. શારદાબાઈ મહાસતીજીએ જૈન શાસનનો ડંકો દેશના ખૂણે ખૂણે વગાડી અનેક આત્માઓને આધ્યાત્મિક માર્ગે વાળ્યા છે. તેમની સુમધુર વાણીથી શ્રોતાઓ મંત્રમુગ્ધ બને છે અને વીરવાણીના પ્રવાહમાં તલ્લીન થઈ જાય છે. આવા પરમ ઉપકારી બા. બ્ર. પૂ. શારદાબાઈ મહાસતીજીનું સં. ૨૦૩૨નું ચાતુર્માસ ઘાટકોપર મુકામે હતું, ત્યારે ઘાટકોપરના વ્યાખ્યાનોનો સંગ્રહ "શારદા શિખર"નું પ્રકાશન કરવાનું સદ્ભાગ્ય મને પ્રાપ્ત થયું હતું, અને મારી ભાવના તે પુસ્તકના પ્રકાશકના નિવેદનમાં મેં વ્યક્ત કરી છે એટલે તેની પુનરોક્તિ કરતો નથી.

આવા કાર્યોની તૃપ્તિ કદી હોતી નથી. એક પુસ્તકના પ્રકાશન કર્યાથી તો આવા વધુ પુસ્તકો પ્રકાશન કરવાની ભાવના જાગી અને અમારા પૂ. મમતાળુ માતુશ્રી મણીબહેનની સતત પ્રેરણા આ કાર્યમાં મળતી જ રહી. મહાવિદુષી બા. બ્ર. પૂ. શારદાબાઈ મહાસતીજીનું ૨૦૩૩નું ચાતુર્માસ બોરીવલી નક્કી થયું અને વર્ધમાન સ્થાનકવાસી જૈન સંઘ બોરીવલીએ પૂ. મહાસતીજીના વ્યાખ્યાનો ગ્રંથસ્થ કરવાનો નિર્ણય કર્યાની મને જાણ થઈ. ઉપર દર્શાવ્યું તેમ પૂ. મહાસતીજીના વધુ પુસ્તકો પ્રકાશિત થતા રહે એવી ભાવના રહ્યા કરતી હતી, અને બોરીવલીના "વ્યાખ્યાન સંગ્રહ" પ્રકાશિત કરવાનો અપૂર્વ લાભ મને મળે તો કેવું સારું એમ લાગ્યા કરતું હતું. પૂ. મહાસતીજીના વ્યાખ્યાનો ઘાટકોપરમાં તો સાંભળવાનો લાભ અવારનવાર મળતો જ હતો, પરંતુ બોરીવલી વારંવાર જવાનું શક્ય ન હોવાથી તે "વ્યાખ્યાન સંગ્રહ" પ્રસિદ્ધ કરવામાં સક્રિય સહકાર આપવાની મારી ભાવના પ્રબળ બની. મને એ વાતનો આનંદ છે કે શ્રી બોરીવલી સંઘના કાર્યવાહકોની શુભ પ્રેરણા અને તેમની અનુમતિથી આ વ્યાખ્યાન સંગ્રહ "શારદા-દર્શન" પ્રસિદ્ધ કરવાની મને તક મળી છે, અને સારો એવો સહકાર આપ્યો છે તે માટે હું સૌનો આભાર માનું છું.

આ પ્રવચન પુસ્તકમાં બે મુખ્ય પ્રવાહો છે. જેમાં એક શ્રી અંતગડજી સૂત્રનો ગજસુકુમાલનો અધિકાર અને બીજો છે પાંડવ ચરિત્રનો અધિકાર. જે ખૂબ રસપ્રદ, બોધદાયક અને વૈરાગ્યસભર છે. પૂ. મહાસતીજીની સચોટ અને જોશીલી શૈલીમાં આ અધિકાર સાંભળતા શ્રોતાઓના હૃદય હચમચી ઉઠતા. ઘડીભર વૈરાગ્યના રંગે રંગાઈ જતા. જે વાણીના પ્રભાવથી બોરીવલીમાં તપ, ત્યાગના પૂર ઉમટયા અને આબાલ વૃદ્ધ સૌ ધર્મના પંથે ખૂબ આગળ વધ્યા.

પુસ્તકના વાંચકો, આ પુસ્તક વાંચીને પોતાના જીવનમાં નવીન પ્રેરણા મેળવી આધ્યાત્મ પંથે જરૂર આગળ વધશે એવી અંતરની ભાવના.

આ સમયે જેણે જેણે પુસ્તક પ્રગટ કરવામાં દાન આપી તથા ગ્રાહક બની લાભ લીધો છે તે સર્વેનો આભાર માનું છું. લી. મનસુખલાલ છગનલાલ દેસાઈ

# શ્રી વર્ધમાન સ્થાનકવાસી જૈન સંઘ બોરીવલી.

## રચિત : શ્રી " શારદા દર્શન " સાહિત્ય સમિતિનું

## નિવેદન

માનવીની જીવન સુધારણામાં " સંત સમાગમ " અગત્યનો ભાગ ભજવે છે. સંત સમાગમ પછીનું સ્થાન " સદ્ સાહિત્ય " લે છે.

આપણા પરમપિતા ચરમ તીર્થંકર, શાસનપતિ ભગવાન મહાવીર પ્રભુની વાણીની ગુંથણી ગણધરોએ કરી અને કાળક્રમે લોકોની યાદશક્તિ ઓછી થતાં વીર સંવત ૯૮૦માં વીતરાગવાણી લિપિબધ્ધ થઈ. પહેલા શરૂઆત તાડપત્ર ઉપર લખવાથી થઈ, પછી કાગળ ઉપર સુંદર અક્ષરે હસ્તલિખિત પ્રતો અને છેવટે છાપકામ યંત્રની શોધ થતાં પ્રેસમાં પુસ્તકો છપાયા. આગમવાણી અને સૂત્રના પુસ્તકો પ્રસિધ્ધ થઈ જનસમાજ સમક્ષ મૂકાયા. આવા શાસ્ત્રોના ગહન વિષયોનો અભ્યાસ કરનાર વર્ગ અલ્પ હોય એટલે શાસ્ત્રોના અભ્યાસી સાધુ સાધ્વીજીઓ જેઓ કુશળ વક્તા હોય તેમના વ્યાખ્યાનો છપાઈને પ્રસિધ્ધ થાય તો તે જનસમાજને બહુ ઉપયોગી નીવડે. એવા ખ્યાલથી છેલ્લા ૪૦-૪૫ વર્ષોથી " વ્યાખ્યાન સંગ્રહો " પ્રસિધ્ધ થતા રહ્યા છે. જે બહુ લોકપ્રિય બન્યા છે.

વ્યાખ્યાન સાંભળતી વખતે વક્તા પ્રત્યક્ષ હોય છે એટલે વક્તાના હૃદયોના ભાવ પણ ઝીલાય છે. જે ખૂબ અસરકારક નીવડે છે. પરંતુ વ્યાખ્યાન સંગ્રહ વાંચતી વખતે એક વધુ લાભ એ હોય છે કે કોઈ વાત ઓછી સમજાય તો તે ફરીને વાંચી શકાય છે. પ્રત્યક્ષ વ્યાખ્યાન શ્રવણનો લાભ જે નથી લઈ શકતા તેઓને વ્યાખ્યાન સંગ્રહનું વાંચન, મનન જીવનનો રાહ બતાવવામાં માર્ગદર્શક બને છે. વિદ્વાન વક્તાને સાંભળતા હૃદયમાં એવા ભાવ આવે કે આવું સાંભળ્યા જ કરીએ અને આ વક્તવ્યનો લાભ અન્યને પણ મળે તો કેવું સારું !

ખરેખર બન્યું પણ એવું. ખંભાત સંપ્રદાયના પ્રખર વ્યાખ્યાતા, મહાવિદુષી બા. બ્ર. પૂ. શારદાબાઈ મહાસતીજીના વ્યાખ્યાન જ્યારે જ્યારે સાંભળવાનો મોકો મળે ત્યારે ત્યારે એમ થાય કે અમારા બોરીવલીના ક્ષેત્રમાં આવો અપૂર્વ અવસર મળે તો કેવા અહોભાગ્ય ! પણ આ તો નાના મોઢે મોટી વાત જેવું હતું, છતાં શ્રધ્ધાબળ અજબ કામ કરી જાય છે. પંદર પંદર વર્ષથી આવી ભાવના સાથે મહાવિદુષી પ્રખર વ્યાખ્યાતા બા. બ્ર. પૂ. શારદાબાઈ મહાસતીજીને બોરીવલીના ચાતુર્માસની વિનંતી ભાવપૂર્વક કરતા હતા, પૂ. મહાસતીજી પહેલી વખત બૃહદ મુંબઈના ક્ષેત્રમાં બિરાજતા હતા ત્યારથી વિનંતી ચાલુ હતી. તેઓશ્રી ગુજરાત તરફ પધાર્યા છતાં અમારો શ્રધ્ધાનો દીવડો જલતો જ રહ્યો હતો. બા. બ્ર. ભાનુબાઈ મહાસતીજીની ભાગવતી દીક્ષા પ્રસંગે પૂ. મહાસતીજીને ફરીથી મુંબઈ પધારવાનું થયું અને શ્રધ્ધાદીપ ફરી સતેજ થયો.

વિશ્વાસ અને શ્રદ્ધાથી ભાવનાપૂર્વક કરેલા કાર્યમાં અવશ્ય સફળતા મળે છે. મંદ વિદુષી, પ્રખર વ્યાખ્યાતા બા. બ્ર. પૂ. શારદાબાઈ મહાસતીજીએ આશ્વાસન આપ્યું કે આ વખતે બોરીવલી માટે જરૂર વિચાર કરશું, અને કહેતા હર્ષ થાય છે કે પૂ. મહાસતીજીની કૃપાથી, ખંભાત સંઘના પ્રમુખશ્રી મુળચંદભાઈ પુંજલાલભાઈ પટેલ તથા મ.જી પ્રમુખશ્રી ચીમનલાલ છોટાલાલ શાહ તથા ખંભાત સંઘના સહકારથી સં. ૨૦૩૬ના ચાતુર્માસનો લાભ અમને મળતાં અમારા શ્રી સંઘની પંદર પંદર વર્ષની ભાવના ફળી.

જ્યારે ચાતુર્માસની સ્વીકૃતિ મળી ત્યારે મનોમન નક્કી કર્યું કે પૂ. મહાસતીજીના બોરીવલીના વ્યાખ્યાનો ગ્રંથસ્થ કરવા. શ્રી સંઘની કાર્યવાહક સમિતિમાં ચાતુર્માસ સ્વીકૃતિની વાત મૂકતા વ્યાખ્યાન સંગ્રહની બાબત પણ તરત મંજુર થઈ. વાત તો મંજુર થઈ પણ અમારા નાનકડા સંઘ માટે આ મોટી જવાબદારી હતી, પણ આગાઉ કહ્યું તેમ શ્રદ્ધાના બળે કાર્ય હાથ ધર્યું. જે સફળ થતાં આપના કરકમલમાં "શારદા દર્શન" મૂકવા ભાગ્યશાળી બન્યા છીએ. અમારા નાનકડા સંઘની મોટી જવાબદારી માટે દાનવીર સાળા બનેવીની જોડી શેઠ શ્રી મણીલાલ શામજીભાઈ વીરાણી અને શેઠ શ્રી ગીરજાશંકર ખીમચંદ શેઠ તથા છગનલાલ શામજીભાઈ વીરાણીના સુપુત્રો સચિંત હતા. તેઓશ્રી સહકુટુંબ દર રવીવારે બોરીવલી પૂ. મહાસતીજીના દર્શનાર્થે અને વ્યાખ્યાન શ્રવણ કરવા આવતા અને પ્રેમથી અમને પૂછતાં કે તમે "વ્યાખ્યાન સંગ્રહ" પ્રસિદ્ધ કરવાનો નિર્ણય તો કર્યો છે પરંતુ શું વ્યવસ્થા છે? આ પ્રેરણામાં બંધુ બેલડી વાંકાનેરવાળા શેઠ શ્રી હિંમતલાલ ન્યાલચંદ દોશી અને શેઠ શ્રી રસીકલાલ ન્યાલચંદ દોશી તથા શેઠશ્રી પ્રીતમલાલ મોહનલાલ દફતરી જોડાયા અને યોજનાના સહકારના કળશરૂપે ઘાટકોપરના ઉદાર દિલ સજ્જન શેઠશ્રી મનસુખલાલ છગનલાલ દેસાઈ સામેલ થયા. આવું સધ્ધર પીઠબળ મળતાં અમારું કાર્ય સરળ થયું.

મુરબ્બી શ્રી મણીલાલ શામજીભાઈ વીરાણીએ તથા શેઠ હીંમતલાલ ન્યાલચંદ દોશીએ તેમની ઓફીસમાં સામેથી અમને બોલાવીને રકમ આપી છે અને માતબર રકમ આપવા છતાં પ્રકાશકનું નામ લેવાનું અમારા માટે ખુલ્લુ રાખ્યું હતું. આ લખવામાં જરાય અતિશયોક્તિ નથી. શેઠ શ્રી મનસુખલાલ છગનલાલ દેસાઈનો અમારે પરિચય ન હોવા છતાં તેઓશ્રીએ પ્રથમ પરિચયે પાંચ જ મિનિટમાં રૂ. ૧૫૦૦૦ (પંદર હજાર) જેવી માતબર રકમ પ્રકાશકના નામ માટે આપી. આવા સહૃદયી ઉદાર દિલ દાતાઓથી જૈન સમાજ ઉજળો છે અને સમાજના અનેક કાર્યો સરળતાથી પાર પડી રહ્યા છે. આ ઉપરાંત બીજા દાતાઓએ પણ સારી રકમો આપી છે જેની યાદી આ પુસ્તકમાં આપવામાં આવી છે. આ સર્વે દાતાઓનો અમે અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

આ થઈ પુસ્તક પ્રકાશનની વાત. હવે પ્રખર પ્રવચનકારની વાત. ખંભાત સંપ્રદાયના સ્વ. આચાર્ય દેવ, સિદ્ધાંત મહોદધિ, વ્યાખ્યાન વાચસ્પતિ બા. બ્ર. પૂ. ગુરૂદેવ શ્રી રત્નચંદ્રજી

મહારાજ સાહેબના સુશિષ્યા પ્રખર વ્યાખ્યાતા, શાસનરત્ના, અધ્યાત્મવેત્તા, મહાનવિદુષી બા. બ્ર. પૂ શારદાબાઈ મહાસતીજીથી સારેય જૈન અને જૈનેતર સમાજ સુપરિચિત છે. તેઓશ્રીની સિંહગર્જના સમ જોશીલી અને હૃદયસ્પર્શી વ્યાખ્યાન શૈલીથી શ્રોતાઓ મંત્રમુગ્ધ બની જાય છે. અમારા મહાન સદ્ભાગ્ય હતા કે સં. ૨૦૩૩ના પૂ. મહાસતીજીના ચાતુર્માસનો લાભ અમને મળ્યો. વિશેષ અહોભાગ્ય એ હતા કે આ વર્ષે અધિક માસ હોવાથી અમને સવાચો-પાંચ માસનો લાભ મળ્યો. પૂ મહાસતીજીએ વ્યાખ્યાનનો વિષય પણ સુંદર પસંદ કર્યો. તે વિષય અંતગડજી સૂત્રનો "ગજસુકુમાલ" નો અધિકાર તથા "પાંડવ ચરિત્ર". અષાઢ સુદ પુનમથી કારતક સુદ પુનમ સુધી મહાવિદુષી પ્રખર વ્યાખ્યાતા બા. બ્ર. પૂ. શારદાબાઈ મહાસતીજીના સ્વમુખેથી અવિરતપણે વીરવાણીનો ધોધ વહી રહ્યો, અને તેઓશ્રીના સુશિષ્યાઓ તત્ત્વચિંતક પૂ. કમળાબાઈ મહાસતીજી તથા બા. બ્ર. પૂ. સંગીતાબાઈ મહાસતીજીએ સતતપણે તે ઝીલ્યો અને લિપિબધ્ધ કર્યો.

પૂ મહાસતીજીના આગમનથી શ્રી સંઘમાં અપૂર્વ ધર્મોત્સાહ પ્રવર્તી રહ્યો હતો. ચાતુર્માસ ભવ્યતાથી આગળ વધી રહ્યું હતું, અને પર્વાધિરાજ પર્યુષણપર્વ આવતાં તે ઉત્સાહ ટોચે પહોંચ્યો. દાન, શીયળ, તપ અને ભાવથી વાતાવરણ મઘમઘતું રહ્યું અને બોરીવલી સંઘના ૨૫ વર્ષના ઈતિહાસમાં નહિ થયેલ અજોડ તપશ્ચર્યાઓ થઈ. ૭ ઉપવાસ અને તેથી વધુ ઉપવાસની તપશ્ચર્યાનો આંકડો બસો (૨૦૦) ઉપર પહોંચ્યો. જેમાં ૧૬ (સોળ) તો માસખમણ હતા અને ઉપવાસનો એક સિધ્ધિતપ હતો. બા. બ્ર. ચંદનબાઈ મહાસતીજી તથા બા. બ્ર. હર્ષિદાબાઈ મહાસતીજીએ માસખમણની અને બા. બ્ર. શોભનાબાઈ મહાસતીજીએ ઉપવાસના સિધ્ધિતપની મહાન તપશ્ચર્યાઓ આત્મલક્ષે કરી હતી. આ તપસ્વીઓના પારણાના ઉત્સવ પણ ખૂબ ભવ્યતાથી હજારો શ્રાવક શ્રાવિકાઓની હાજરીમાં ઉજવાયા. આ ચાતુર્માસમાં ૨૧ સોળભથ્થા થયા અને ૮ થી ૧૦ વર્ષના બાળકોએ અઠ્ઠાઈ જેવી તપશ્ચર્યાઓ કરી. પૂ. મહાસતીજીના સદુપદેશથી ૭ દંપતિઓએ આજીવન બ્રહ્મચર્ય વ્રત અંગીકાર કર્યું.

આવા પ્રભાવશાળી મહાસતીજીના વ્યાખ્યાન સંગ્રહોની ઉપયોગીતા એ છે કે બહુ જનસમાજ સીધી, સરળ, સચોટ ભાષામાં બોધ પામે. જ્યાં જ્યાં સાધુ સાધ્વીજીઓ પહોંચી શકતા ન હોય ત્યાં ત્યાં આવા પુસ્તકો વાંચી જિજ્ઞાસુ ભાઈ બહેનો જૈનધર્મની ઝાંખી કરી શકે છે. એમાંયે મહાવિદુષી, પ્રખર વ્યાખ્યાતા બા. બ્ર. પૂ. શારદાબાઈ મહાસતીજીના વ્યાખ્યાન સંગ્રહો તો ખૂબ લોકભોગ્ય અને લોકપ્રિય બન્યા છે. પૂ. મહાસતીજીના ૯ ચાતુર્માસના વ્યાખ્યાનો પુસ્તક રૂપે બહાર પડયા છે અને "શારદા દર્શન" ૧૦ મુ પુસ્તક છે. પરંતુ આજના બધા જ પુસ્તકો અપ્રાપ્ય છે. કચ્છમાંથી એક ભાઈની માંગણી અમારા ઉપર આવી કે પૂ. શારદાબાઈ મહાસતીજીના વ્યાખ્યાન સંગ્રહો અત્યાર સુધીમાં જેટલા બહાર પડયા છે તે દરેક અમને ગમે તે કિંમતે મોકલો,

પૂ. મહાસતીજીના વ્યાખ્યાન સંગ્રહોની માંગણી પરદેશથી પણ ઘણા પ્રમાણમાં આવે છે. અરે, એક ભાઈને તો પૂ. મહાસતીજીનું પુસ્તક વાંચી એના ભાવ આવ્યા કે હવે આવું સુંદર પુસ્તક જ્યાંથી બહાર પડવાનું હોય ત્યાં પુસ્તક સહાયમાં રૂ ૧૦૦૦ (એક હજાર) મોકલી આપવા અને તે રીતે તેમણે અમને મોકલી આપ્યા. આ રીતે પૂ. મહાસતીજીના પુસ્તકોનો પ્રભાવ દેશવિદેશમાં પડયો છે. અમે "શારદા દર્શન" ની આઠ હજાર પ્રત બહાર પાડી રહ્યા છીએ. તેની ૬૦૦૦ પ્રતના ગ્રાહકો તો અગાઉથી નોંધાઈ ગયા છે. આ ઉપરથી તમે કલ્પના કરી શકો છો કે બા. બ્ર. પૂ. શારદાબાઈ મહાસતીજીની સચોટ અને હૃદયસ્પર્શી શૈલીથી ફરમાવેલા વ્યાખ્યાનો અને વ્યાખ્યાન સંગ્રહો જનતામાં કેટલા લોકપ્રિય તથા ઉપયોગી નીવડયા છે.

છપાઈના કાગળો તથા છાપકામના ઉંચા ભાવમાં આવા દળદાર, સુંદર મુખપૃષ્ઠ છપાઈ અને બાઈન્ડીંગવાળા પુસ્તકની કિંમત આશરે રૂ. ૧૮થી ૨૦ પડે. છતાં તે પુસ્તક ફક્ત રૂ. ૮ માં વેચવાનો અમે નિર્ણય કર્યો તે દાતાઓને આભારી છે. દાનવીર શેઠ શ્રી મનસુખલાલ છગનલાલ દેસાઈએ રૂ. ૧૫૦૦૦ (પંદરહજાર)નું માતબર દાન આપતા પ્રકાશક તરીકે તેઓશ્રીનું નામ આપતા આનંદ અનુભવીએ છીએ. આ લોકપ્રિય વ્યાખ્યાન સંગ્રહના પાંચ કે તેથી વધુ પુસ્તકોના અગાઉથી ગ્રાહકો થનાર સૌનો અને આ કાર્યમાં પ્રત્યક્ષ કે પરોક્ષ સહકાર આપનાર સૌનો અંતઃકરણપૂર્વક આભાર. આ પુસ્તક પ્રકાશનનું કાર્ય ચીવટથી કરી આપવા માટે શ્રી નીતીનભાઈ બદાણી તથા પ્રેસ મેનેજર શ્રી મુકુંદભાઈ અને પ્રેસના સૌ કાર્યકરોનો આભાર.

હૃદયના ઉમળકાથી વ્યાખ્યાન સંગ્રહ કરવા બદલ તત્ત્વચિંતક પૂ. કમળાબાઈ મહાસતીજીનો તથા બા. બ્ર. પૂ. સંગીતાબાઈ મહાસતીજી (જેમણે મોતીના દાણા જેવા અક્ષરોથી સુંદર પ્રેસ કોપી કરી આપી) નો તથા સૌ મહાસતીજીનો જેમણે કાળજીપૂર્વક પ્રુફો તપાસી આપ્યા તે બધાનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

પૂ. મહાસતીજીએ દરરોજ વ્યાખ્યાનો વિસ્તારપૂર્વક ફરમાવ્યા છે પરંતુ પુસ્તક બહુ મોટું થવાથી સ્થળ સંકોચને કારણે અમુક વ્યાખ્યાનોનો સાર લેગો કર્યો છે. પ્રેસની કોઈ ભૂલ દેખાય તો શુદ્ધિપત્રકમાં જોઈ લેવા વિનંતી છે, છતાં કોઈ ભૂલ રહી જવા પામી હોય તો સુધારીને વાંચવા વાંચકોને નમ્ર વિનંતી છે.

અંતમાં આ પુસ્તકનું વાંચન ચિંતન મનન કરી અનેક આત્માઓ ધર્માભિમુખ બનશે એવી શ્રધ્ધા અને વિશ્વાસ સાથે વિરમીએ છીએ.

લી. નમ્ર સેવકો
ભીખાલાલ મૈતસીભાઈ મહેતા
ડૉ. જી. એસ. છાડવા
નાનજી વેલજી શા.
રસિકલાલ શાન્તીલાલ શાહ
મનસુખલાલ ગુલાબચંદ પારશાહ
શ્રી "શારદા દર્શન" સાહિત્ય સમિતિ
વર્ધમાન સ્થા. જૈન સંઘ બોરીવલી

લોકમાન્ય તીલકરોડ,
બોરીવલી (પશ્ચિમ)
મુંબઈ–૪૦૦૦૯૨
અક્ષય તૃતિયા,
સં. ૨૦૩૪, વીર સંવત ૨૫૦૪
તા. ૯–૫–૧૯૭૮

## " પ્રખર વ્યાખ્યાતા, બાલ બ્રહ્મચારી, વિદુષી

# પૂ. શારદાબાઇ મહાસતીજીની જીવનરેખા "

## " પ્રેરણાદાયી વૈરાગ્યમય જીવન "

પવિત્ર ભારતભૂમિ એ અનેક વીર રત્નોની ખાણ છે. જે ભૂમિમાં અનેક તીર્થંકરો, કેવળી ભગવંતો અને શાસનના વીરલાને હીરલા જેવા તેજસ્વી રત્નો થયા છે. તેવા શાસનરત્નોથી આજે પણ આ ભૂમિ ઝળહળી રહી છે. તે રત્નોમાં એક છે જૈન શાસનમાં એક સતી તરીકે રહીને જેમણે જૈન શાસનનો ડંકો દેશોદેશમાં વગાડી, જ્ઞાનની પરમ તેજસ્વી પ્રભા પ્રગટાવી, અનેક સુષુપ્ત આત્માઓની ચેતનાને જાગૃત કરી આધ્યાત્મમાર્ગે વાળ્યા છે, જેમણે દિવ્ય જીવન જીવવાની કળાનો અપૂર્વ બોધપાઠ જગતને આપ્યો છે, જેમના નામથી આજે કોઈ પણ વ્યક્તિ અજાણ નહી હોય. એવા છે ખંભાત સંપ્રદાયના પ્રખર વ્યાખ્યાતા, શાસન રત્ના, મહાન વિદુષી બા. બ્ર. પૂ. શ્રી શારદાબાઈ મહાસતીજી.

સંતપુરૂષોને જન્મ આપનાર માતા પણ અમર બની જાય છે. તારાઓના સમૂહ રૂપ હજારો બાળકોને જન્મ આપનાર અનેક માતાઓ હોય છે પણ સૂર્ય સમાન મહાન તેજસ્વી, યશસ્વી શાસનરત્નોને જન્મ આપનાર માતાઓ વિરલ હોય છે. આદર્શ માતાઓ જ જૈનશાસનનેમાં ધર્મધુરંધર બની શકનાર આત્માઓને જન્મ આપી શકે છે, અને પોતાના સંતાનોને વીરતાના, ધૈર્યતાના પાઠો પઢાવી, સદ્ગુણોના શણગારોથી શણગારી સંતાનોની મહામૂલ્ય ભેટ જૈનશાસનને અર્પણ કરી શકે છે. તેથી આવા શાસનરત્ના સતીજીના જીવનની રૂપરેખા આલેખતાં પહેલા તેમના જન્મદાતા માતા પિતાનું આલેખન કરવાનું મન થઈ જાય છે.

શાસનપ્રેમી ધર્મરુચિક પિતા વાડીભાઈ તથા સદ્ગુણોથી શોભના માતા સકરી બહેને જૈનશાસને ઉજ્જવળ કરનાર અને સંપ્રદાયની શાન વધારનાર, જીવન ઉધ્ધારક, પ્રતિભાશાળી, મહાન સતીરત્ન બા. બ્ર. શારદાબાઇ મહાસતીજીને સવંત ૧૯૮૧ના માગશર સુદ ૧૧ ના પવિત્ર દિવસે મધ્યરાત્રીએ સાણંદ શહેરમાં જન્મ આપ્યો. ખરેખર કોને ખબર હતી કે આ નાનકડી બાળા ભવિષ્યમાં વીર પ્રભુના મહાન ત્યાગ માર્ગે પ્રયાણ કરી પોતાના સદ્ગુણ સુમનની સૌરભ સારી દુનિયામાં પ્રસરાવી, અમૃતવાણીના સિંચનથી ભવ્ય જીવોને બળતા દાવાનળમાંથી ત્યાગની શીતળ તપોવન ભૂમિમાં લાવી માતાપિતાના નામને દુનિયામાં રોશન કરશે. આ ભાગ્યશાળી માતા સકરી બહેનને પાંચ દીકરીઓ અને બે દીકરા હતા. જેમાં અત્યારે ચાર દીકરીઓ અને બે દીકરા મોજુદ છે આપણે તો મુખ્ય વાત જૈનશાસનને જવલંત રાખનાર શાસનદિપીકા બા. બ્ર. વિદુષી પૂ શારદાબાઈ મહાસતીજીના જીવનની રૂપરેખા લખવી છે તેથી તેમના જીવનના પ્રસંગો વિચારીએ.

--

શિશુવયને વટાવી બાલ્યવયના પ્રાંગણમાં પગ મૂકતા શારદા બહેનને તેમના પરમ ઉપકારી માતાપિતાએ સાણંદની ગુજરાતી શાળામાં અભ્યાસ અર્થે મોકલ્યા. જીવનમાં સુસંસ્કાર અને સદ્‌ગુણરૂપી નેગેટીવ અને પોઝેટીવ વાયરના તારો જ્યાં કામ કરી રહ્યા હોય ત્યાં જીવનમાં ઝળહળતા પ્રકાશની રોશની પ્રગટે તેમાં શું આશ્ચર્ય! તેમ આપણા શારદાબહેનને એક તરફ સુસંસ્કારી આદર્શ માતાપિતાના સંસ્કારનું સિંચન મળ્યું અને બીજી તરફ તેમના પૂર્વના સંસ્કારોના કિરણો પુરૂષાર્થ દ્વારા પ્રકાશ પામતા ગયા. તે અનુસાર સ્કૂલમાં છ ગુજરાતી સુધીનો અભ્યાસ કર્યો અને સાથોસાથ જૈનશાળામાં જઈ ધાર્મિક અભ્યાસ કરવા લાગ્યા.

શારદાબહેન બાલપણમાં સ્કૂલમાં જાય છે છતાં વિરક્ત ભાવમાં રહે છે. તેમની બાલ સખીઓ શાળામાં રમતી હોય, ગરબા ગાતી હોય છતાં આ બાળા ક્યાંય રસ લેતી નથી. તેનું મન ક્યાંય ચોંટતું નથી. જૈનશાળામાં આ બાળા ધાર્મિક અભ્યાસ માટે જાય છે. મહાન વીરપુરૂષોની, સતીઓની કથાઓ સાંભળી તેનું મન કોઈ અગમ્ય પ્રદેશમાં વિચરવા લાગે છે. ચંદનબાળા, નેમ-રાજુલ, મલ્લીકુંવરી, મૃગાવતી, પદ્મા‌વતી વિગેરે કથાઓ સાંભળી જૈનશાળામાં ભણતી બાળાઓને કહે કે સખી! ચાલો, આપણે દીક્ષા લઈએ. આ સંસારમાં કંઈ નથી. આવા મનોભાવ બાલ્યાવસ્થામાં કુમારી શારદાબહેનને આવે છે. તેમાં પોતાની બહેન વિમળાબહેનના પ્રસૂતિના પ્રસંગે થયેલ મૃત્યુએ ચૌદ વર્ષની બહેન શારદા ઉપર સંસારની અસારતાની સચોટ અસર કરી. ખરેખર માનવીને જિંદગીનો શો ભરોસો? મૃત્યુ કઈ ક્ષણે આવશે તેની કોને ખબર છે? આજની ક્ષણ સુધારવી એમાં જ માનવજીવનની મહત્તા છે. આવા વિચારોથી આ બાળાનું મન દીક્ષા પ્રત્યે દૃઢ થતું હતું. માતાપિતાએ જાણ્યું કે બહેન શારદાનું મન સંસાર ભાવથી વિરક્ત બન્યું છે. તે સંસારના સ્વરૂપને લાવારસ સમાન માની આત્મ કલ્યાણની કોલેજમાં દાખલ થવા માટે વિનય નમ્રતાના કિંમતી અલંકારોથી સજ્જ બનવા મહાન ભાગવતી દીક્ષા અંગીકાર કરવાની આશાઓ સેવી રહી છે. માતાપિતાનું વાત્સલ્ય ભર્યું હૈયું લાડીલી પોતાની વહાલસોયી દીકરીને ખાંડાની ધાર સમાન સંયમ માર્ગે પ્રયાણ કરવા આજ્ઞા આપી શકતું નથી.

મહાન શાસન શિરોમણી રત્નચંદ્રજી ગુરૂદેવનો સમાગમઃ- સંવત ૧૯૯૫માં ખંભાત સંપ્રદાયના સ્વ. ગચ્છાધિપતિ, શાસન શિરોમણી, જિનશાસન નભોમણી, ચારિત્ર ચૂડામણી, આચાર્ય બા. બ્ર. પૂ. શ્રી રત્નચંદ્રજી મહારાજ સાહેબને ખબર પડી કે વાડીલાલભાઈ શ્રાવકનું કન્યા રત્ન દીક્ષા લેવાના ભાવ રાખે છે તેથી તેમણે શારદાબહેનને બોલાવી કસોટી કરી. હે બહેન! સંયમ માર્ગ એ ખાંડાની ધાર છે. એ માર્ગે વિચરવું કઠીન છે. સંસારના સુખો અને રંગરાગ છોડવા સહેલા નથી. બાવીસ પરિષહ સહન કરવા મુશ્કેલ છે. બહેન! તારી ઉંમર સાવ છોટી છે. આત્મોન્નતિનો માર્ગ ઘણી સાધના

માગે છે. તમે આ બધું કરી શકશો? માતાપિતાની શીતળ છાયા છોડી શકશો? માતાપિતા રજા આપશે? જુઓ, વૈરાગી શારદા બહેનનો જવાબ પણ કેવો વૈરાગ્ય ભર્યો છે! તેમણે કહ્યું-ગુરૂદેવ! મારી સંપૂર્ણ તૈયારી છે. (અંતરના ઉંડાણનો અંતરંગ વૈરાગ્યનો આ રણકાર હતો.) જેને મન સંસાર અનર્થની ખાણ છે અને જેને છોડવું છે તેને કોણ રોકનાર છે? ક્ષણિક જીવનમાંથી આત્મપ્રકાશ લેવાની મારી અહોનિશ ભાવના છે.

હજુ બાલ્યવયના પ્રાંગણમાં રમતી બાળાની સંયમ પંથે પ્રયાણ કરવાની કેટલી તીવ્ર ઉત્કંઠા છે! સંયમી જીવનની મોજ માણવા તેનું અંતર ઝંખી રહ્યું છે જેથી હવે સંસારમાં વ્યતીત થતી ક્ષણો તેને યુગો જેવી વસમી લાગે છે. પૂ. ગુરૂદેવને ખાત્રી થઈ કે આ કન્યારત્ન દીક્ષા લઈ જૈન શાસનને અજવાળશે, સંપ્રદાયની શાન વધારશે અને ખંભાત સંપ્રદાયમાં ભવિષ્યમાં એવો પ્રસંગ આવશે કે સંપ્રદાયનું સુકાન તે ચલાવશે અને શાસનને રોશન કરશે. એ ચાતુર્માસમાં વૈરાગી શારદાબહેને પૂ ગુરૂદેવની સાનિધ્યમાં ટૂંક સમયમાં દશવૈકાલિક, ઉત્તરાધ્યયન સૂત્ર અને થોકડા કંઠસ્થ કર્યા. તેમણે માત્ર ૧૫ વર્ષની ઉંમરમાં ટ્રેઈનની મુસાફરી ન કરવી અને ભરચામાં અગાસાવાડાથી આગળ ન જવું તેવી મનથી દૃઢ પ્રતિજ્ઞા કરી. આ બતાવી આપે છે કે શારદાબહેનનો વૈરાગ્ય કેટલી ઉચ્ચ કોટીનો હશે!

"દૃઢ વૈરાગી શારદાબહેનની કસોટી" :- શારદાબહેનના માતા પિતાએ, તેમના ભાઈજી હીરાચંદભાઈ, સકરચંદભાઈ, ન્યાલચંદભાઈ, ખીમચંદભાઈ, ચીમનભાઈ તેમના મામા નરસિંહભાઈ સંઘવી તેમજ કેશવલાલભાઈ આદિ બધાએ બહેન શારદાને સમજાવવા ઘણાં પ્રયત્નો કર્યા અને ઘણી આકરી કસોટી કરી છતાં શારદાબહેન પોતાના નિશ્ચયમાં અડગ રહ્યા. એકના બે ન થયા તેથી માતા પિતાને ઘણું દુઃખ થયું ને કહ્યું કે અમે અન્નજળનો ત્યાગ કરીશું પણ જેની રગેરગમાં વૈરાગ્યનો સ્રોત વહી રહ્યો છે. જેના ચિત્તડામાં ચારિત્રની ચટપટી લાગી છે ને સંસાર રૂપી જ્વાળામુખીથી સુરક્ષિત રહેવા માટે જેમણે મેરૂ પર્વત જેવી અડોલ, અડગ દૃઢ શ્રધ્ધાને ધારણ કરી છે તે શું વૈરાગ્ય ભાવથી ચલિત થાય ખરા? વિવિધ પ્રકારની આકરી કસોટી કર્યા બાદ તેમને ભાવનામાં અડગ, નિષ્કંપન જોઈને માતા પિતાએ કહ્યું કે અત્યારે સોળ વર્ષની ઉંમરે નહિ પણ ૨૧ વર્ષની ઉંમરે દીક્ષા માટે રજા આપીશું. પરંતુ શારદાબહેન તો ૧૬ વર્ષની ઉંમરે દીક્ષા લેવામાં મક્કમ હતા. તેમણે કહ્યું કે સત્તર વર્ષની વિમળા બહેનના મૃત્યુને કોઈ રોકી શક્યું નહિ તો મારી આ જીંદગીનો શો ભરોસો? મારું મન વૈરાગ્યના રંગે રંગાયેલું છે તેમાં પીછે હઠ થનાર નથી અંતે શારદાબહેનનો વિજય થયો ને માતાપિતાએ રાજીખુશીથી દીક્ષાની આજ્ઞા આપી.

"શારદા બહેનનો ભાગવતી દીક્ષા મહોત્સવ" :- સંવત ૧૯૯૬ ના વૈશાખ સુદ છઠ્ઠ તા ૧૩-૫-૧૯૪૦ ને સોમવારે સાણંદમાં તેમના માતા પિતાના વૈરાગી ભવ્ય રીતે ખૂબ ધામધૂમથી શારદાબહેનનો દીક્ષા મહોત્સવ ઉજવાયો. સાણંદ ગામના બહેનોમાં સૌ પ્રથમ દીક્ષા શારદાબહેનની થઈ તેથી આખું ગામ હર્ષના હિલોળે ચઢયું હતું. દીક્ષા વિધિ પૂ. ગુરૂદેવ રત્નચંદ્રજી મહારાજ સાહેબે કરાવી. ગુરૂદેવ પૂ. રત્નચંદ્રજી મહારાજ સાહેબ અને ગુરૂણી પૂ. પાર્વતીબાઈ મહાસતીજીના શિષ્યા બન્યા. સાથે સાણંદના બીજા બહેન જીવી બહેન પણ તેમની સાથે દીક્ષિત થયા હતા અને તે પણ પૂ. પાર્વતીબાઈ મહાસતીજીના શિષ્યા બન્યા. જીવીબહેનનું નામ પૂ. જશુબાઈ મહાસતીજી અને શારદાબહેનનું નામ બા. બ્ર. પૂ. શારદાબાઈ મહાસતીજી રાખવામાં આવ્યું. આ રીતે વૈરાગી વિજેતા બન્યા.

તેમના પૂજ્ય પિતાશ્રી વાડીભાઈ, અને માતુશ્રી સકરીબહેન, ભાઈશ્રી નટવરભાઈ, તથા પ્રાણલાલભાઈ, ભાભી અ. સૌ. નારંગીબહેન અ. સૌ. ઈન્દીરાબહેન, બહેન અ. સૌ. ગંગાબહેન, અ. સૌ. ચાન્દાબહેન, અ. સૌ. કુસુમતીબહેન બધા ધર્મપ્રેમી છે. અને સંસ્કારી કુટુંબ છે. સાણંદમાં તેમને કાપડનો સારો વહેપાર છે. શારદાબાઈ મહાસતીજીના સંસારી પિતા શ્રીયુત વાડીલાલ છગનલાલ શાહ સંવત ૨૦૨૧ ના વૈશાખ સુદ ૪ ને મંગળવાર તા ૪-૫-૬૫ ના રોજ સાણંદ મુકામે પહેલી વખતના હાર્ટફેલના હુમલાથી અવસાન પામ્યા છે. મૃત્યુની અંતિમ ઘડી સુધી વિશુધ્ધ ભાવો અને મન ધર્મધ્યાનમાં રહેતું હતું. તેઓશ્રી અને તેમના ધર્મપત્ની તથા પુત્રો, પુત્રવધૂઓ, અને પુત્રીઓ બધા મહાસતીજીની સાનિધ્યમાં જેટલા દિવસ રહે તેટલા દિવસ ધર્મધ્યાનમાં વ્યતીત કરતા અને જ્યારે પૂ. મહાસતીજીના દર્શન કરવા આવે ત્યારે શુભ ખાતામાં સારી રકમ ભેટ આપે.

"આદર્શ માતાનું સમાધિમય મૃત્યુ" :- પૂ. શારદાબાઈ મહાસતીજી મુંબઈથી વિહાર કરી સંવત ૨૦૨૩ માં દેશમાં પધાર્યા ત્યારે વિહાર કરતાં કરતાં સં. ૨૦૨૫ માં સાણંદ પધાર્યા. તે વખતે તેમના સંસારી માતુશ્રી સકરીબહેનની તબિયત હાર્ટની ટ્રબલ અને ડાયાબીટીશના કારણે નરમ હતી. અસહ્ય દર્દમાં પણ તેમની સમતા ગજબ હતી. સકરીબહેનના પુત્રો, પુત્રવધૂઓ તથા પુત્રીઓએ પ્રેમથી અને લાગણીથી તેમની જે સેવા કરી છે તે આજના સંતાનો ભાગ્યે કરી શકે. પૂ. મહાસતીજી જ્યારે સાણંદથી વિહાર કરવાના હતા ત્યારે સકરીબહેને કહ્યું કે મહાસતીજી ! આપ ભાવનગર ચાતુર્માસ પધારશો પછી હું આપના દર્શન નહિ કરી શકું. મારા માટે આપના આ છેલ્લા દર્શન છે, ત્યારે મહાસતીજીએ કહ્યું, તમે આમ કેમ બોલો છો ? ત્યારે તેમણે કહ્યું, હવે આ નશ્વર દેહનો ભરોસો નથી માટે મને ધર્મારાધના કરાવો. પૂ. મહાસતીજી પાસે એક મહિના સુધી સતત શાસ્ત્રવાંચન સાંભળ્યું. ઘણાં પચ્ચખાણ લીધા અને પોતાની આત્માની

સાધનામાં જોડાવા લાગ્યા. પછી પૂ. મહાસતીજીએ ભાવનગર તરફ વિહાર કર્યો. સકરીબેનની તબિયત વધુ બગડતા વી. એમ. હોસ્પિટાલમાં દાખલ કર્યા. ૧૦ દિવસો બાદ અષાડ સુદ ૧૧ ના તબિયત વધુ બગડતા સાંજના પાંચ વાગે તેમણે કહ્યું કે મને સંથારો કરાવો હવે મારી જીવનયાત્રા પૂર્ણ થાય છે. આથી તેમનો પરિવાર વિચારમાં પડી ગયો ને બાજુના રૂમમાં દાખલ થયેલા શ્વેતાંબર મૂર્તિપૂજક જૈન સાધ્વીજી મહારાજને બોલાવ્યા. તેમણે તરત સાગારી સંથારો કરાવ્યો. બધા વ્રત પચ્ચખાણ લીધા ને ૦ાા કલાક બાદ સમાધિપૂર્વક નશ્વર દેહનો ત્યાગ કર્યો. ખરેખર જે માતાએ જૈનશાસનને આવું અણમોલું રત્ન અર્પણ કર્યું છે તે માતાના જીવનમાં ધર્મ ઓતપ્રોત હોય એ તો સહજ છે. તે તેમની અંતિમ ભાવના ઉપરથી જણાઈ આવે છે.

આ વિરાટ સંસાર સાગરમાં જીવનનૈયાના કુશળ સુકાની માત્ર ગુરૂદેવ છે. તે પ્રમાણે પૂ શારદાબાઈ મહાસતીજીએ પોતાની જીવનનૈયાને પૂ. પાર્વતીબાઈ મહાસતીજીના ચરણે હંમેશને માટે તરતી મૂકી અને પોતાનું જીવન તેમની આજ્ઞામાં અર્પણ કરી દીધું. પૂ ગુરૂદેવ અને પૂ ગુરૂણીદેવ પાસે સંયમી જીવનની બધી કળા શીખી લીધી છોટી ઉંમરમાં દીક્ષા લેવા છતાં સંયમ લઈને પૂ. ગુરૂદેવ અને પૂ. ગુરૂણી-દેવની આજ્ઞામાં એવા સમાઈ ગયા કે પોતાના જીવનકાળ દરમ્યાન ક્યારે પણ ગુરૂઆજ્ઞાનું ઉલ્લંઘન તો શું પણ સામે દલીલ કે અપીલ પણ કરી નથી. ખરેખર, મુક્તિનગરના પથિક બનનાર આત્માના ઉપવનમાં જ્યારે સદ્ગુરૂદેવની આજ્ઞા રૂપી સર્ચલાઈટ પ્રકાશે છે ત્યારે તેમનું જીવન હજારો ટયુબલાઈટના પ્રકાશ કરતાં પણ વધુ પ્રકાશિત બને છે. તે આજે પણ આપ પ્રત્યક્ષ નિહાળી શકો છો. આ રીતે પૂ. ગુરૂદેવ અને પૂ. ગુરૂણીની શીતળ છત્રછાયા મેળવ્યા પછી પૂ મહાસતીજીનો ધાર્મિક અભ્યાસનો પુરૂષાર્થ ખૂબ પ્રબળ બન્યો, અને ઘણું આત્મજ્ઞાન પ્રાપ્ત કર્યું. શાસ્ત્રોનું વાંચન કર્યું. સંસ્કૃત, પ્રાકૃત ભાષાનું જ્ઞાન મેળવ્યું. આ જ્ઞાનનો બીજાને લાભ આપતા અલ્પ સમયમાં પ્રતિભાશાળી અને પ્રખર વ્યાખ્યાતા તથા વિદૂષી તરીકે પૂ. શારદાબાઈ મહાસતીજી ખ્યાતી પામ્યા. ખરેખર ખંભાત સંપ્રદાયનું આ શાસન રત્ન પોતાના જ્ઞાન-દર્શન, ચારિત્ર અને તપની મઘમઘતી સુવાસથી સારા જૈન શાસનનું કોહીનુર રત્ન બનીને પ્રકાશી રહ્યું છે.

પૂ મહાસતીજી જ્યારે વ્યાખ્યાન આપે છે ત્યારે માત્ર વિદ્વતા નહિ પણ આત્માના ચૈતન્યની વિશુદ્ધિનો રણકાર તેમના અંતરના ઉંડાણમાંથી આવે છે. ધર્મના, તત્ત્વના, શબ્દાર્થ, ભાવાર્થ, ગૂઢાર્થને એવી ગંભીર અને પ્રભાવક શૈલીમાં વિવિધ ન્યાય, દૃષ્ટાંત આપીને સમજાવે છે કે શ્રોતાવૃંદ તેમાં તન્મય, ચિન્મય બની જાય છે. અને અપૂર્વ શાંતિથી શારદા સુધાનું રસપાન કરે છે. તેમની વાણીમાં આત્માનો અંતરધ્વનિ આવે છે, અને તે ધ્વનિએ અનેક જીવોને પ્રતિબોધ પમાડયા છે. મુમુક્ષુ આત્માઓને ઢંઢોળીને સંયમ માર્ગે દોર્યા છે. તેમાં પૂ. મહાસતીજીના પ્રવચનોના પુસ્તકોએ તો લોકોમાં એવું

બહુ કહ્યું છે કે જે પુસ્તકોનું વાંચન કરી ઘણા જીવોએ [illegible] આજીવન બ્રહ્મચર્ય વ્રત અંગીકાર કર્યું. કંઇક જીવોએ વ્યસનોનો ત્યાગ કર્યો. નાસ્તિકમાંથી આસ્તિક બન્યા, પાપીમાંથી પુનિત બન્યા, ને ભોગીમાંથી ત્યાગી બન્યા આવા તો કંઇક દાખલા છે પણ અત્યારે લખવા માટે જગ્યા નથી. અરે! વધુ શું લખું! આ પુસ્તકો જેલના કાયદામાં પકડાયેલા જૈન ભાઇઓ પાસે ગયા. તે પુસ્તકનું વાંચન કરતાં તેઓ આર્તધ્યાન છોડીને ધર્મધ્યાનમાં જોડાવા લાગ્યા અને કર્મ ફિલોસોફી સમજતા શીખ્યા. પૂ. મહાસતીજીની અંતરવાણીનો નાદ તેમના દિલ સુધી પહોંચતા એક વખતની જેલ ધર્મસ્થાનક જેવી બની ગઇ, અને ત્યાં રહેલા ભાઇઓએ તપ-ત્યાગની અને ધર્મારાધનાની મંગલ શરૂઆત કરી. ઘણાં ભાઇઓ જેલમાંથી મુક્ત થયા પછી પૂ. મહાસતીજીની પાસે આવીને રડી પડયા ને કહેવા લાગ્યા કે હે મહાસતીજી! આપના વ્યાખ્યાનો જે પુસ્તકરૂપે પ્રગટ થયા છે તે વાણીએ અમારા બળતાં દિલમાં શાંતિનું શીતળ જળ છાંટયું છે, પછી તેમણે ઘણાં મન નિયમ અંગીકાર કર્યા.. ટૂંકમાં પૂ. મહાસતીજીના બહાર પડેલા વ્યાખ્યાનના પુસ્તકોએ માનવોનો કેટલો જીવનપલટો કર્યો છે તે વાંચકો આ ઉપરથી વિચારી શકશો.

પૂ. મહાસતીજીમાં માત્ર વિદ્વતા જ છે એમ નથી. સાથે તેમના જીવનમાં અનેક અનેક મહાન ગુણો રહેલા છે. જે ગુણોનું વર્ણન કરવા કોઇની શક્તિ નથી છતાં તેમના જીવનમાં મુખ્ય ગુણો ગુરૂભક્તિ, સરળતા, નિરાભિમાનતા, નમ્રતા, લઘુતા, અપૂર્વ ક્ષમા, બીજા પ્રત્યે અપૂર્વ લાગણી, ગુણાનુરાગ, કરૂણા એ ગુણો તો જીવનમાં ઓતપ્રોત વણાઇ ગયા છે. તે ગુણોના પ્રતાપે જેમ ભ્રમર પુષ્પની સુગંધથી આકર્ષાય છે તેમ જગતના જીવો તેમના તરફ આકર્ષાઇને ધર્મના માર્ગે વળે છે. તેમજ પૂ. મહાસતીજીના દિલમાં સતત એક મીઠું સંગીત ગુંજતુ હોય છે કે "સર્વ જીવો શાસનરસી કેમ બને." વીતરાગ મહાવીરના શાસનને પામેલા મારા વીરના સંતાનો વીરના માર્ગને પામ્યા વિના ન રહેવા જોઇએ. પૂ. મહાસતીજીની તબિયત ગમે તેવી નાદુરસ્ત હોય છતાં તેઓ પ્રવચનની પ્રભાવના કરવાનું તો ક્યારે પણ ચૂકતા નથી. અત્યાર સુધીના ૩૮ વર્ષના સંયમી જીવનમાં પૂ. મહાસતીજીનો વિહાર ગુજરાત, સૌરાષ્ટ્ર અને મહારાષ્ટ્રમાં થયો છે. તેમના ઉપદેશથી ઘણા આત્માઓએ આજીવન બ્રહ્મચર્ય તેમજ વ્રત પચ્ચક્ખાણ અંગીકાર કરેલ છે.

પૂ. મહાસતીજીના પ્રતિબોધથી વીસ બહેનો વૈરાગ્ય પામીને તેમની પાસે દીક્ષા અંગીકાર કરીને તેમના સુશિષ્યાઓ થયેલ છે. અને જૈન શાસનની અભિવૃદ્ધિ કરી રહેલ છે. જૈનશાસનમાં પૂ મહાસતીજીએ એક જૈનસાધ્વી તરીકે રહી તેમણે પૂ. ગુરૂદેવ શ્રી રત્નચંદ્રજી મહારાજ સાહેબ અને પૂ. શ્રી ગુલાબચંદ્રજી મહારાજ સાહેબના કાળધર્મ બાદ ખંભાત સંપ્રદાયનું સુકાન ચલાવેલ છે જે જૈન શાસનમાં વિરલ છે. એટલું જ નહિ પણ ખંભાત સંપ્રદાયના સંઘપતિ શ્રી કાંતીભાઇની દીક્ષા પણ પૂ. મહાસતીજીના હસ્તે થઇ છે. જે આજે મહાન વૈરાગી પૂ. કાંતીઋષીજી મહારાજ સાહેબ તરીકે

સાધનામાં જોડાવા લાગ્યા. પછી પૂ. મહાસતીજીએ ભાવનગર તરફ વિહાર કર્યો. સકરીબેનની તબિયત વધુ બગડતા વી. એન. હોસ્પિટાલમાં દાખલ કર્યા. ૧૦ દિવસો બાદ અષાડ સુદ ૧૧ ના તબિયત વધુ બગડતા સાંજના પાંચ વાગે તેમણે કહ્યું કે મને સંથારો કરાવો હવે મારી જીવનયાત્રા પૂર્ણ થાય છે. આથી તેમનો પરિવાર વિચારમાં પડી ગયો ને બાજુના રૂમમાં દાખલ થયેલા શ્વેતાંબર મૂર્તિપૂજક જૈન સાધ્વીજી મહારાજને બોલાવ્યા. તેમણે તરત સાગારી સંથારો કરાવ્યો. બધા વ્રત પચ્ચખાણ લીધા ને ાા કલાક બાદ સમાધિપૂર્વક નશ્વર દેહનો ત્યાગ કર્યો. ખરેખર જે માતાએ જૈનશાસનને આવું અણમોલું રત્ન અર્પણ કર્યું છે તે માતાના જીવનમાં ધર્મ ઓતપ્રોત હોય એ તો સહજ છે. તે તેમની અંતિમ ભાવના ઉપરથી જણાઈ આવે છે.

આ વિરાટ સંસાર સાગરમાં જીવનનૈયાના કુશળ સુકાની માત્ર ગુરૂદેવ છે. તે પ્રમાણે પૂ. શારદાબાઈ મહાસતીજીએ પોતાની જીવનનૈયાને પૂ. પાર્વતીબાઈ મહાસતીજીના ચરણે હંમેશને માટે તરની મૂકી અને પોતાનું જીવન તેમની આજ્ઞામાં અર્પણ કરી દીધું. પૂ. ગુરૂદેવ અને પૂ. ગુરૂણીદેવ પાસે સંયમી જીવનની બધી કળા શીખી લીધી છોટી ઉંમરમાં દીક્ષા લેવા છતાં સંયમ લઈને પૂ. ગુરૂદેવ અને પૂ. ગુરૂણી-દેવની આજ્ઞામાં એવા સમાઈ ગયા કે પોતાના જીવનકાળ દરમ્યાન ક્યારે પણ ગુરૂઆજ્ઞાનું ઉલ્લંઘન તો શું પણ સામે દલીલ કે અપીલ પણ કરી નથી. ખરેખર, મુક્તિનગરના પથિક બનનાર આત્માના ઉપવનમાં જ્યારે સદ્ગુરૂદેવની આજ્ઞા રૂપી સર્ચલાઈટ પ્રકાશે છે ત્યારે તેમનું જીવન હજારો ટયુબલાઈટના પ્રકાશ કરતાં પણ વધુ પ્રકાશિત બને છે. તે આજે પણ આપ પ્રત્યક્ષ નિહાળી શકો છો. આ રીતે પૂ. ગુરૂદેવ અને પૂ. ગુરૂણીની શીતળ છત્રછાયા મેળવ્યા પછી પૂ. મહાસતીજીનો ધાર્મિક અભ્યાસનો પુરૂષાર્થ ખૂબ પ્રબળ બન્યો, અને ઘણું આત્મજ્ઞાન પ્રાપ્ત કર્યું. શાસ્ત્રોનું વાંચન કર્યું. સંસ્કૃત, પ્રાકૃત ભાષાનું જ્ઞાન મેળવ્યું. આ જ્ઞાનનો બીજાને લાભ આપતા અલ્પ સમયમાં પ્રતિભાશાળી અને પ્રખર વ્યાખ્યાતા તથા વિદુષી તરીકે પૂ. શારદાબાઈ મહાસતીજી ખ્યાતી પામ્યા. ખરેખર ખંભાત સંપ્રદાયનું આ શાસન રત્ન પોતાના જ્ઞાન-દર્શન, ચારિત્ર અને તપની મઘમઘતી સુવાસથી સારા જૈન શાસનનું કોહીનુર રત્ન બનીને પ્રકાશી રહ્યું છે.

પૂ. મહાસતીજી જ્યારે વ્યાખ્યાન આપે છે ત્યારે માત્ર વિદ્વતા નહિ પણ આત્માના ચૈતન્યની વિશુધ્ધિનો રણકાર તેમના અંતરના ઉંડાણમાંથી આવે છે. ધર્મના, તત્ત્વના, શબ્દાર્થ, ભાવાર્થ, ગૂઢાર્થને એવી ગંભીર અને પ્રભાવક શૈલીમાં વિવિધ ન્યાય, દૃષ્ટાંત આપીને સમજાવે છે કે શ્રોતાવૃંદ તેમાં તન્મય, ચિન્મય બની જાય છે. અને અપૂર્વ શાંતિથી શારદા સુધાનું રસપાન કરે છે તેમની વાણીમાં આત્માનો અંતરધ્વનિ આવે છે, અને તે ધ્વનિએ અનેક જીવોને પ્રતિબોધ પમાડયા છે. સુપુણ્ય આત્માઓને ઢંઢોળીને સંયમ માર્ગે દોર્યા છે. તેમાં પૂ. મહાસતીજીના પ્રવચનોના પુસ્તકોએ તો લોકોમાં એવુ

જાહુ કર્યું છે કે જે પુસ્તકોનું વાંચન કરી ઘણા જીવો આજીવન બ્રહ્મચર્ય વ્રત અંગીકાર કર્યું. કંઈક જીવોએ વ્યસનોનો ત્યાગ કર્યો. નાસ્તિકમાંથી આસ્તિક બન્યા, પાપીમાંથી પુનિત બન્યા, ને ભોગીમાંથી ત્યાગી બન્યા આવા તો કંઈક દાખલા છે પણ અત્યારે લખવા માટે જગ્યા નથી. અરે! વધુ શું લખું! આ પુસ્તકો નીસાના કાયદામાં પકડાયેલા જૈન ભાઈઓ પાસે ગયા. તે પુસ્તકનું વાંચન કરતાં તેઓ આર્તધ્યાન છોડીને ધર્મધ્યાનમાં જોડાવા લાગ્યા અને કર્મ ફિલોસોફી સમજતા શીખ્યા. પૂ. મહાસતીજીની અંતરવાણીનો નાદ તેમના દિલ સુધી પહોંચતા એક વખતની જેલ ધર્મસ્થાનક જેવી બની ગઈ, અને ત્યાં રહેલા ભાઈઓએ તપ-ત્યાગની અને ધર્મારાધનાની મંગલ શરૂઆત કરી. ઘણાં ભાઈઓ મીસામાંથી મુક્ત થયા પછી પૂ મહાસતીજીની પાસે આવીને રડી પડયા ને કહેવા લાગ્યા કે હે મહાસતીજી! આપના વ્યાખ્યાનો જે પુસ્તકરૂપે પ્રગટ થયા છે તે વાણીએ અમારા બળતાં દિલમાં શાંતિનું શીતળ જળ છાંટયું છે, પછી તેમણે ઘણાં વ્રત નિયમ અંગીકાર કર્યા.. ટૂંકમાં પૂ. મહાસતીજીના બહાર પડેલા વ્યાખ્યાનના પુસ્તકોએ માનવોનો કેટલો જીવનપલટો કર્યો છે તે વાંચકો આ ઉપરથી વિચારી શકશો.

પૂ. મહાસતીજીમાં માત્ર વિદ્વતા જ છે એમ નથી. સાથે તેમના જીવનમાં અનેક અનેક મહાન ગુણો રહેલા છે. જે ગુણોનું વર્ણન કરવા કોઈની શક્તિ નથી છતાં તેમના જીવનમાં મુખ્ય ગુણો ગુરૂભક્તિ, સરળતા, નિરાભિમાનતા, નમ્રતા, લઘુતા, અપૂર્વ ક્ષમા, બીજા પ્રત્યે અપૂર્વ લાગણી, ગુણાનુરાગ, કરૂણા એ ગુણો તો જીવનમાં ઓતપ્રોત વણાઈ ગયા છે. તે ગુણોના પ્રતાપે જેમ ભ્રમર પુષ્પની સુગંધથી આકર્ષાય છે તેમ જગતના જીવો તેમના તરફ આકર્ષાઈને ધર્મના માર્ગે વળે છે તેમજ પૂ. મહાસતીજીના દિલમાં સતત એક મીઠું સંગીત ગુંજતુ હોય છે કે "સર્વ જીવો શાસનરસી કેમ બને." વીતરાગ મહાવીરના શાસનને પામેલા મારા વીરના સંતાનો વીરના માર્ગને પામ્યા વિના ન રહેવા જોઈએ. પૂ. મહાસતીજીની તબિયત ગમે તેવી નાદુરસ્ત હોય છતાં તેઓ પ્રવચનની પ્રભાવના કરવાનું તો કયારે પણ ચૂકતા નથી. અત્યાર સુધીના ૩૮ વર્ષના સંયમી જીવનમાં પૂ. મહાસતીજીનો વિહાર ગુજરાત, સૌરાષ્ટ્ર અને મહારાષ્ટ્રમાં થયો છે. તેમના ઉપદેશથી ઘણા આત્માઓએ આજીવન બ્રહ્મચર્ય તેમજ વ્રત પચ્ચખ્ખાણ અંગીકાર કરેલ છે.

પૂ. મહાસતીજીના પ્રતિબોધથી વીસ બહેનો વૈરાગ્ય પામીને તેમની પાસે દીક્ષા અંગીકાર કરીને તેમના સુશિષ્યાઓ થયેલ છે. અને જૈન શાસનની અભિવૃદ્ધિ કરી રહેલ છે. જૈનશાસનમાં પૂ મહાસતીજીએ એક જૈનસાધ્વી તરીકે રહી તેમણે પૂ. ગુરૂદેવ શ્રી રત્નચંદ્રજી મહારાજ સાહેબ અને પૂ.-શ્રી ગુલાબચંદ્રજી મહારાજ સાહેબના કાળધર્મ બાદ ખંભાત સંપ્રદાયનું સુકાન ચલાવેલ છે જે જૈન શાસનમાં વિરલ છે. એટલું જ નહિ પણ ખંભાત સંપ્રદાયના સંઘપતિ શ્રી કાંતીભાઈની દીક્ષા પણ પૂ. મહાસતીજીના હસ્તક થઈ છે. જે આજે મહાન વૈરાગી પૂ. કાંતીઋષીજી મહારાજ સાહેબ તરીકે

પ્રસિદ્ધિ પામ્યા છે. આજે ખંભાત સંપ્રદાયમાં પૂ. કાંતીઋષીજી મહારાજ ઠાણા-૧૨ બિરાજમાન છે. તેમાં પહેલા પાંચ સાધુજીઓને દીક્ષાની પ્રેરણા આપનાર પૂ. વિદુષી મહાસતીજીની અદ્‌ભૂત વાણી છે. ખંભાત સંપ્રદાયમાં બાર રત્ન સમાન બાર સંતો જૈનશાસનને શોભાવી રહ્યા છે. તે (૧) મહાન વૈરાગી પૂ. કાંતીઋષીજી મહારાજ સાહેબ (૨) બા. બ્ર. પૂ. સૂર્યમુનિ મ. (૩) બા. બ્ર. પૂ. અરવિંદમુનિ મ. (૪) બા. બ્ર. પૂ. નવીનમુનિ મ. (૫) બા. બ્ર. પુ. કમલેશ મુનિ મ. (૬) બા. બ્ર. પૂ. પ્રકાશમુનિ મ. (૭) બા. બ્ર. પૂ. ચેતનમુનિ મ. (૮) બા.બ્ર. પૂ મહેન્દ્રમુનિ મ. (૯) પૂ. દર્શનમુનિ મ. (૧૦) બા. બ્ર. પૂ. ભાસ્કરમુનિ મ. (૧૧) બા. બ્ર. પૂ. ધર્મેન્દ્રમુનિ મ. (૧૨) નવદીક્ષિત બા. બ્ર. પૂ. મૃગેન્દ્રમુનિ મ. ઠાણા-૧૨ વિદ્યમાન છે.

પૂ. મહાસતીજીએ આજથી ૧૫ વર્ષ પહેલા કાંદાવાડી સંઘની ચૌદ ચૌદ વર્ષની વિનંતીને માન આપી સં. ૨૦૧૮ નું ચાતુર્માસ કાંદાવાડીમાં કર્યું હતું, ત્યારે પૂ. મહાસતીજીની તેજસ્વી પ્રભાવશાળી વાણીએ 'અને ખાસ કરીને બ્રહ્મચર્ય પરના સચોટ વ્યાખ્યાનોએ જનતામાં અલૌકિક અસર કરી, અને પરિણામે કાંદાવાડીમાં તેમના સાનિધ્યમાં શ્રી સંઘના મંત્રી શ્રી રમણીકભાઇ કોઠારી સહિત ૫૧ ભાઇ બહેનોએ એકી સાથે બ્રહ્મચર્ય વ્રતની પ્રતિજ્ઞા લીધી હતી. મોહમયી મુંબઈ નગરી માટે આ અભૂતપુર્વ બનાવ હતો. કાંદાવાડીના ચાતુર્માસ પછી અનુક્રમે પૂ. મહાસતીજીએ માટુંગા, દાદર, વિલેપાર્લા અને ઘાટકોપર ચાતુર્માસ કર્યા. આ ચાતુર્માસોમાં તપશ્ચર્યાના પુર આવ્યા હતા. આ ચાતુર્માસો દરમ્યાન તેમજ શેષકાળમાં પૂ. મહાસતીજી પાસે કુલ ૧૦૮ હાથ જોડ થઈ હતી. આ રીતે પૂ. મહાસતીજીએ મુંબઈમાં ખંભાત સંપ્રદાયનું નામ રોશન કરી ગુજરાત તરફ વિહાર કર્યો. ગુજરાતમાં ખંભાત, અમદાવાદ, ભાવનગર, રાજકોટ, ધાંગધ્રા, અમદાવાદમાં (નગરશેઠનો વંડો) ચાતુર્માસ કર્યા. આ ચાતુર્માસોમાં પૂ મહાસતીજીની પ્રભાવશાળી વાણીથી ગુજરાત સૌરાષ્ટ્રમાં તપ ત્યાગની ભરતી આવી હતી.

પૂ. મહાસતીજી એક વખત તો મુંબઈ નગરીને પાવન કરી ચૂક્યા હતા, પણ પૂ. મહાસતીજીની વાણી મુંબઈની જનતામાં એવું આકર્ષણ પેદા કરી ગઈ હતી કે પૂ. મહાસતીજી દેશમાં પધારવા છતાં મુંબઈની જનતા તેમના ચાતુર્માસ માટે ઝંખી રહી હતી. એટલે કાંદાવાડી, માટુંગા આદિ સંઘોની વિનંતી અવારનવાર ચાલુ રહી હતી. તેથી મુંબઈ સંઘની આગ્રહ ભરી વિનંતીને માન આપી છ વર્ષમાં પૂ. મહાસતીજીને ફરીવાર મુંબઇ આવવાનું બન્યું ને જનતાના દિલ આનંદથી છલકાઇ ગયા. વાચકો! આપ આ ઉપરથી સમજી શકશો કે પૂ. શારદાબાઇ મહાસતીજીએ મુંબઈ નગરીની જનતાના દિલનો પ્રેમ કેટલો સંપાદન કર્યો હશે!

સંવત ૨૦૨૯ માં કાંદાવાડી સંઘની આગ્રહભરી વિનંતીને માન આપી પૂ.મહાસતીજીએ કાંદાવાડીમાં ચાતુર્માસ કર્યું. તે ચાતુર્માસમાં પૂ મહાસતીજીએ મ.વ અઠ્ઠ૯ મુંબઈમા

નહિ પણ સારા યે ભારતમાં દાન, શીલ અને તપમાં અજોડ અને અભૂતપૂર્વ વિક્રમ સ્થાપ્યો. ખંભાત સંપ્રદાયનો ભગવાન મહાવીરનો અને જૈન શાસનનો જયજયકાર કર્યો. પર્વાધિરાજ પર્યુષણ પર્વ દરમ્યાન દાનમાં જુદી જુદી જનકલ્યાણની, માનવતાની અને સ્વધર્મી વાત્સલ્યની પ્રવૃત્તિઓ માટે રૂ. ૧૦ લાખ ભેગા થયા. તપશ્ચર્યા છઠ્ઠાયથી લઈને ૪૫ ઉપવાસ સુધીની સંખ્યા પાંચસો (૫૦૦) ઉપર પહોંચી. આ રીતે સતીજીના સત્ત્વના પ્રભાવે કાંદાવાડીનું ચાતુર્માસ અભૂતપૂર્વ બની ગયું.

કાંદાવાડીના ચાતુર્માસ પછી અનુક્રમે પુ. મહાસતીજીએ માટુંગા. વાલકેશ્વર અને ઘાટકોપર ચાતુર્માસ કર્યા. આ ચાતુર્માસોમાં પૂ. મહાસતીજીના પ્રભાવશાળી પ્રવચનોથી શ્રી સંઘમાં અનેક તપશ્ચર્યાઓ તેમજ આજીવન બ્રહ્મચર્યવ્રતની પ્રતિજ્ઞાઓ થઈ છે.

સંવત ૨૦૩૩ માં બોરીવલી શ્રી સંઘની પંદર પંદર વર્ષની આગ્રહભરી વિનંતીને માન આપી પૂ. મહાસતીજી બોરીવલી ચાતુર્માસ પધાર્યા. પૂ. મહાસતીજીના આત્મસ્પર્શી, ઓજસ્વી ને પ્રભાવશાળી પ્રવચનોથી માનવોના હૃદયમાં એવું અનોખું આકર્ષણ પેદા થયું કે ચાતુર્માસમાં વ્યાખ્યાન હોલ હંમેશા ચિક્કાર ભરાયેલો રહ્યો છે. પૂ. મહાસતીજીની દિવ્ય તેજસ્વી વાણીના પ્રભાવે પૂ. મહાસતીજીના પુનિત પગલા જ્યારથી બોરીવલી શ્રી સંઘને આંગણે થયા ત્યારથી તપનો એક ધારો પ્રવાહ અસ્ખલિત રીતે વહી રહ્યો હતો. બોરીવલી સંઘમાં ક્યારે પણ નહિ થયેલ એવા ૧૬ ૧૬ માસખમણ અને એક સિદ્ધિતપ (ઉપવાસનો) થયો. જે બોરીવલી સંઘના ઈતિહાસમાં અજોડ ને અનુપમ છે. આ ચાતુર્માસ શ્રી સંઘના ઈતિહાસમાં સુવર્ણાક્ષરે લખાશે તેવું સુંદર ચાતુર્માસ થયું છે. શ્રી સંઘમાં દાન, શીલ, તપની ભરતી આવી હતી. ૭ ઉપવાસથી લઈને ૩૨ ઉપવાસ સુધીની સંખ્યાનો આંક ૨૦૦ (બસો) ઉપર પહોંચ્યો હતો. આ બધો પ્રભાવ અને યશ પૂ. મહાસતીજીના ફાળે જાય છે.

વિશેષ આનંદની વાત એ છે કે આજ સુધીમાં પૂ. મહાસતીજીના વ્યાખ્યાનના પુસ્તકો ઘણા બહાર પડયા છે. છેલ્લું "શારદા શિખર" દશ હજાર કોપીમાં બહાર પડી છતાં એક પણ પુસ્તક આજે તેમના મળતા નથી. આ ઉપરથી વાંચકોને ખ્યાલ આવતો હશે કે પૂ. મહાસતીજીના વ્યાખ્યાનોનું કેટલું આકર્ષણ છે! જે પુસ્તકો ખલાસ થઈ ગયા છે તેની એટલી બધી માંગણી છે કે કદાચ ફરીને બહાર પાડવા પડશે.

પૂ. મહાસતીજીના સંવત ૨૦૩૩ના બોરીવલી ચાતુર્માસના વ્યાખ્યાનો "શારદા દર્શન" (ભાગ ૧ ૨ ૩ સંયુક્ત) નામથી ૮૦૦૦ (આઠ હજાર) નકલો પ્રકાશિત થતાં તેઓના વ્યાખ્યાનના પુસ્તકોમાં એક વધુ વ્યાખ્યાન સંગ્રહનો ઉમેરો થાય છે. એ આપણાં સમાજ માટે સદ્ભાગ્યનો વિષય છે.

આ બધો પ્રભાવ પ્રખર વ્યાખ્યાતા બા. બ્ર. વિદુષી પૂ. શારદાબાઈ મહાસતીજીનો છે.

સંવત ૨૦૩૪ ના વૈશાખ સુદ છઠ્ઠના પવિત્ર દિવસે પૂ. મહાસતીજીના સંયમી-જીવનના ૩૮ વર્ષ પૂરા થાય છે. બા. બ્ર. પૂ. મહાસતીજીની સંયમ યાત્રાની આ રજત જયંતિ આપણને સૌને આધ્યાત્મિક માર્ગે જવા દીવાદાંડી રૂપ બની રહો.

પૂ. મહાસતીજીના ચરણકમળમાં અમારા કોટી કોટી વંદન હો.

ખંભાત સંપ્રદાયના શાસન દીપિકા, પ્રખર વ્યાખ્યાતા, મહાવિદુષી

# બા. બ્ર. પૂ. શારદાબાઈ મહાસતીજીની

## દીક્ષા જયંતી પ્રસંગે ગવાયેલ ગીત

(રાગ :- સાચો સંગમ પ્રભુ સાથે)

શાસન શિરોમણી શારદાબાઈ સ્વામીની, દીક્ષાજયંતિ આજ;
એ....શરદ ગુરૂણીને (૨) અભિનંદન અર્પે, સારો એ જૈન સમાજ.... શાસન....
માતા સકરી બહેને સંસ્કાર આપ્યા, વાડીભાઈનું સિંચન થાય (૨)
રત્નગુરૂજીની વાણી સુણતાં, જાગ્યા વિરતિના ભાવ (૨)
એ....ગુરૂજીએ આપી જૈનેન્દ્રી દીક્ષા, સાણંદ શહેર મોઝાર....શાસન....
વીરનો અણમોલ સંદેશો લઈને, વિચરતા દેશોદેશ, (૨)
સિધ્ધાંત સાગરના સૂરીલા સૂરે, જગાડયા જીવો અનેક (૨)
એ... ગુરૂ આજ્ઞામાં અર્પણ થઈને, આત્માનંદ પ્રગટાય....શાસન
વિનય નમ્રતાની અજોડ મૂર્તિ, ગુણગુણના ભંડાર (૨)
જૈન ધર્મનો ધ્વજ ફરકાવી, બઢાવી શાસનની શાન (૨)
એ....જ્ઞાન, ધ્યાન, ક્ષમા સાગરમાં, સ્નાન કરતા સદાય....શાસન....
રત્નગુરૂજીનું ઝળહળતું રત્ન, જૈન શાસનમાં સોહાય (૨)
પાર્વતીબાઈનું ઝળહળતું રત્ન, જૈન સાશનમાં સોહાય (૨)
આપના શરણે આવતા જીવો, ધર્મ પામીને જાય (૨)
એ....ખંભાત સંપ્રદાયની ઉજ્જવળ કીર્તિ, વધારી દેશોદેશ....શાસન....
પરમ પ્રતાપી પ્રતિભાશાળી, જીવોના તારણહાર (૨)
ગુરૂણી અમારા આંખના તારા, શાસનના શિરતાજ (૨)
એ....ગુણીયલ ગુરૂણીનું શરણું પામી, ધન્ય બન્યો અવતાર....શાસન....
જ્ઞાન દર્શનની જ્યોત જગાવો, ખ્યાતિ પામો દેશોદેશ (૨)
શરદ ગુરૂણી જુગજુગ જીવો, વરજો મોક્ષની વરમાળ (૨)
એ....આડત્રીસમી (૨) દીક્ષા જયંતિ આજે, ઉજવે જૈન સમાજ....શાસન....

# બા. બ્ર. પૂ. વિદુષી શારદાબાઈ મહાસતીજીનાં

## ચાતુર્માસની યાદી

| સંવત | ગામ | સંવત | ગામ |
|---|---|---|---|
| ૧૯૯૬ | અમદાવાદ | ૨૦૧૫ | વીરમગામ |
| ૧૯૯૭ | ખંભાત | ૨૦૧૬ | સાબરમતી |
| ૧૯૯૮ | ખેડા | ૨૦૧૭ | ખંભાત |
| ૧૯૯૯ | સાણંદ | ૨૦૧૮ | કાંદાવાડી (મુંબઈ) |
| ૨૦૦૦ | ખંભાત | ૨૦૧૯ | માટુંગા ,, |
| ૨૦૦૧ | સાણંદ | ૨૦૨૦ | દાદર ,, |
| ૨૦૦૨ | અમદાવાદ | ૨૦૨૧ | વિલેપાર્લા ,, |
| ૨૦૦૩ | સાણંદ | ૨૦૨૨ | ઘાટકોપર ,, |
| ૨૦૦૪ | અમદાવાદ | ૨૦૨૩ | ખંભાત |
| ૨૦૦૫ | સાણંદ | ૨૦૨૪ | અમદાવાદ |
| ૨૦૦૬ | ખંભાત | ૨૦૨૫ | ભાવનગર |
| ૨૦૦૭ | સુરત | ૨૦૨૬ | રાજકોટ |
| ૨૦૦૮ | અમદાવાદ | ૨૦૨૭ | ધ્રાંગધ્રા |
| ૨૦૦૯ | જોરાવરનગર | ૨૦૨૮ | અમદાવાદ (નગરશેઠનો વંડો) |
| ૨૦૧૦ | લખતર | ૨૦૨૯ | કાંદાવાડી (મુંબઈ) |
| ૨૦૧૧ | ખંભાત | ૨૦૩૦ | માટુંગા ,, |
| ૨૦૧૨ | સાણંદ | ૨૦૩૧ | વાલકેશ્વર ,, |
| ૨૦૧૩ | સુરત | ૨૦૩૨ | ઘાટકોપર ,, |
| ૨૦૧૪ | અમદાવાદ | ૨૦૩૩ | બોરીવલી ,, |

તા. ક. પૂ. મહાસતીજીની તબિયતના કારણે સાણંદમાં ચાતુર્માસ ઉપરાઉપરી થયા છે.

ખંભાત સંપ્રદાયના સ્વ. પૂજ્ય ગચ્છાધિપતિ ૧૦૦૮ બા. બ્ર.

# શ્રી રત્નચંદ્રજી મહારાજસાહેબના શિષ્યામંડળની નામાવલી

| મહાસતીજીનું નામ | જન્મ સ્થળ અને દીક્ષા સ્થળ | દીક્ષા સંવત | માસ | તિથિ | | વાર |
|---|---|---|---|---|---|---|
| ૧ બા. બ્ર. વિદુષી પૂ શારદાબાઈ મહાસતીજી | સાણંદ | ૧૯૯૬ | વૈશાખ | સુદ | ૬ | સોમવાર |
| ૨ પૂ. સુભદ્રાબાઇ મહાસતીજી | ખંભાત | ૨૦૦૮ | ચૈત્ર | સુદ | ૧૦ | શુક્રવાર |
| ૩ પૂ. ઇન્દુબાઈ મહાસતીજી | સુરત | ૨૦૧૧ | અષાઢ | સુદ | ૫ | ગુરૂવાર |
| દીક્ષા સ્થળ-નાર | | | | | | |
| ૪ બા. બ્ર. વસુબાઇ મહાસતીજી | વીરમગામ | ૨૦૧૩ | માગશર | સુદ | ૫ | શુક્રવાર |
| ૫ બા. બ્ર. કાન્તાબાઈ મહાસતીજી | સાણંદ | ૨૦૧૩ | માગશર | સુદ | ૧૦ | ગુરૂવાર |
| ૬ પૂ. સદ્‌ગુણાબાઇ મહાસતીજી | લખતર | ૨૦૧૩ | મહા | સુદ | ૬ | બુધવાર |
| ૭ બા. બ્ર. ઇન્દીરાબાઇ મહાસતીજી | સુરત | ૨૦૧૪ | માગશર | સુદ | ૬ | બુધવાર |
| ૮ પૂ. શાન્તાબાઇ મહાસતીજી | મોઢાસર | ૨૦૧૪ | મહા | વદ | ૭ | સોમવાર |
| દીક્ષા સ્થળ નાર | | | | | | |
| ૯. પૂ કમળાબાઈ મહાસતીજી | ખંભાત | ૨૦૧૪ | વૈશાખ | સુદ | ૬ | શુક્રવાર |
| ૧૦ સ્વ. પૂ તારાબાઈ મહાસતીજી | અમદાવાદ | ૨૦૧૪ | અષાઢ | સુદ | ૨ | ગુરૂવાર |
| દીક્ષાસ્થળ સાબરમતી | | | | | | |
| ૧૧ બા. બ્ર. ચંદનબાઇ મહાસતીજી | લખતર | ૨૦૧૭ | માગશર | સુદ | ૬ | ગુરૂવાર |
| ૧૨ બા. બ્ર. રંજનબાઇ મહાસતીજી | સાબરમતી | ૨૦૨૧ | મહા | સુદ | ૧૩ | રવિવાર |
| દીક્ષા સ્થળ-દાદર | | | | | | |
| ૧૩ બા. બ્ર. નિર્મળાબાઈ મહાસતીજી | ખંભાત, દીક્ષા સ્થળ દાદર | ૨૦૨૧ | મહા | સુદ | ૧૩ | રવિવાર |
| ૧૪ બા. બ્ર. શોભનાબાઇ મહાસતીજી | લીંબડી, દીક્ષા સ્થળ મલાડ | ૨૦૨૨ | વૈશાખ | સુદ | ૧૧ | રવીવાર |
| ૧૫ પૂ. મંદાકિનીબાઇ મહાસતીજી | મુંબઇ માટુંગા | ૨૦૨૩ | મહા | સુદ | ૮ | શનીવાર |
| ૧૬ બા. બ્ર. સંગીતાબાઈ મહાસતીજી | ખંભાત | ૨૦૨૩ | વૈશાખ | સુદ | ૫ | રવીવાર |
| ૧૭ બા. બ્ર. હરિંદાબાઇ મહાસતીજી | ઘાટકોપર | ૨૦૨૬ | વૈશાખ | વદ | ૧૧ | રવીવાર |
| દીક્ષા સ્થળ ભાવનગર | | | | | | |
| ૧૮ બા. બ્ર. સાધનાબાઈ મહાસતીજી | ખંભાત | ૨૦૨૯ | માગશર | સુદ | ૨ | ગુરૂવાર |
| ૧૯ બા. બ્ર. ભાવનાબાઈ મહાસતીજી | માટુંગા મુંબઇ | ૨૦૨૯ | વૈશાખ | સુદ | ૫ | સોમવાર |
| ૨૦ બા. બ્ર. પ્રફુલાબાઈ મહાસતીજી | વીરમગામ | ૨૦૩૩ | માગશર | સુદ | ૬ | શુક્રવાર |
| દીક્ષા સ્થળ મલાડ | | | | | | |
| ૨૧ બા. બ્ર. સુજાતાબાઈ મહાસતીજી | દાદર મુંબઈ | ૨૦૩૩ | વૈશાખ | સુદ | ૧૩ | રવીવાર. |

## મહાવિદુષી પ્રખરવ્યાખ્યાતા બા. બ્ર. પૂ. શ્રી
## શારદાબાઈ મહાસતીજીના વ્યાખ્યાન સંગ્રહો

| નામ | સ્થળ | સંવત | પ્રત |
|---|---|---|---|
| ૧ "શારદા સુધા" ભાગ ૧-૨ | માટુંગા-મુંબઈ | ૨૦૧૯ | ૮૫૦૦ |
| ૨ "શારદા સંજીવની" ભાગ ૧-૨-૩ | દાદર-મુંબઈ | ૨૦૨૦ | ૬૦૦૦ |
| ૩ "શારદા માધુરી" ભાગ ૧-૨-૩ | ઘાટકોપર-મુંબઈ | ૨૦૨૨ | ૬૦૦૦ |
| ૪ "શારદા પરિમલ" ભાગ ૧-૨-૩ સંયુક્ત | રાજકોટ | ૨૦૨૬ | ૨૦૦૦ |
| ૫ "શારદા સૌરભ" ભાગ ૧-૨-૩ | અમદાવાદ | ૨૦૨૮ | ૬૦૦૦ |
| ૬ "શારદા સરિતા" | કાંદાવાડી-મુંબઈ | ૨૦૨૯ | ૫૫૦૦ |
| ૭ "શારદા જ્યોત" | માટુંગા-મુંબઈ | ૨૦૩૦ | ૩૦૦૦ |
| ૮ "શારદા સાગર" | વાલકેશ્વર-મુંબઈ | ૨૦૩૧ | ૭૦૦૦ |
| ૯ "શારદા શિખર" | ઘાટકોપર-મુંબઈ | ૨૦૩૨ | ૧૦૦૦૦ |
| ૧૦ "શારદા દર્શન" | બોરીવલી-મુંબઈ | ૨૦૩૩ | ૮૦૦૦ |



# શારદા દર્શન

## ભાગ ૧-૨-૩ સંયુક્ત

સ્વ. આચાર્ય, ગચ્છાધિપતિ બા. બ્ર. પૂ. ગુરૂદેવ રત્નચંદ્રજી ગુરવે નમઃ
"સંવત ૨૦૩૩ના બોરીવલીના ચાતુર્માસમાં આપેલા પ્રવચનો"
અધિકારઃ- અંતગડ સૂત્ર ગજસુકુમારનો અધિકાર તથા પાંડવચરિત્ર

વ્યાખ્યાન નં-૧

અષાઢ વદ ૩ ને રવિવાર — તા. ૩-૭-૭૭

## શાસ્ત્ર અમૂલ્ય રત્ન છે.

સુજ્ઞ બંધુઓ સુશીલ માતાઓ ને બહેનો!

અનંત ઉપકારી શ્રી વીતરાગ પ્રભુની પવિત્ર પ્રસાદીરૂપ સિદ્ધાંતોનું અધ્યાત્મજ્ઞાન સાગરના નીર કરતા વધુ ઊંડું અને અગાધ છે. તે એટલું બધું ગહન છે કે આપણા જેવા અલ્પ બુદ્ધિવાળા જીવોનું ગજું નથી કે એમાં ડૂબકી મારી અણમોલ રત્નો હાથ કરી લઈએ. જ્ઞાની મહાપુરૂષોએ ભગીરથ પુરૂષાર્થ કરી આગમમાંથી અણમોલ રત્નો પ્રાપ્ત કરીને પોતાનું આત્મકલ્યાણ સાધી આપણા જેવા પામર જીવોના ઉપકાર અર્થે એ અમૂલ્ય રત્નોની ભેટ આપણને વારસામાં આપતા ગયા છે.

કર્મના પિંજરમાં પૂરાયેલા આપણા આત્માને આ ચતુર્ગતિ સંસારમાં પરિભ્રમણ કરતાં કેટલા દારૂણ દુઃખો ભોગવવા પડયા છે. એનો જો હિસાબ કરવા જઈએ તો હું માનું છું કે આપણા શરીરે ધ્રુજારી છૂટે, ચક્કર આવી જાય ને આંખે અંધારા આવે. માટે કર્મની ફિલોસોફી સમજવા માટે દિવ્ય પ્રકાશની જરૂર છે. એ દિવ્યપ્રકાશ કયો છે તે જાણો છો? શાસ્ત્રજ્ઞાન એ દિવ્ય પ્રકાશ છે. માટે જૈન ધર્મમાં શાસ્ત્ર જ્ઞાનની ખૂબ વિશેષતા બતાવવામાં આવી છે. જ્ઞાનની મહત્તા સમજાવતાં મહાન પુરૂષોએ કહ્યું છે કે,

"બહુ ક્રોડયો વર્ષે ખપે, કર્મ અજ્ઞાન જેહ,
જ્ઞાની શ્વાસોશ્વાસમાં, કર્મ ખપાવે જેહ."

અનાદિ કાળથી આત્મા ઉપર લાગેલાં કર્મોને અજ્ઞાની આત્મા ઘણાં ક્રોડ વર્ષે ખપાવે છે. તે કર્મને જ્ઞાની આત્મા શ્વાસોશ્વાસમાં ખપાવે છે. બોલો, જ્ઞાનનો પ્રકાશ કેવો છે? કેવો મહાન લાભદાયી છે! જેમ જેમ અધ્યાત્મ જ્ઞાનનો પ્રકાશ મળતો જાય છે તેમ તેમ આપણાં કર્મોનો વિનાશ જલ્દી થતો જાય છે. એ પ્રકાશના આધારે આપણે અક્ષય સુખના ધામરૂપ મોક્ષમાં પહોંચી શાશ્વત સુખ પ્રાપ્ત કરી શકીએ છીએ. એ કેવો મહાનમાં મહાન લાભ છે!

બંધુઓ! શિયાળો આવે છે ત્યારે તમે બદામપાક, સાલમપાક અને અડદિયા વિગેરે ઉડાઓ છો પણ યાદ રાખજો કે બદામપાક, સાલમપાક અને અડદિયા વિગેરે પૌષ્ટિક પદાર્થો માત્ર તમારા શરીરને પુષ્ટિ આપી શકે છે. આત્માને નહિ. પણ આગમના અધ્યાત્મ જ્ઞાનરૂપ અડદિયા, બદામપાક, અને સાલમપાક આત્માને અલૌકિક

પુષ્ટિ આપે છે. મોક્ષપુરીના રાજમાર્ગ ઉપર આત્માને દોડતો કરી મૂકે તેવું ઉત્તમ રસાયણ છે.

તમે લોટરીની પાંચ–દશ કે પચીસ રૂપિયાની ટિકિટ ખરીદ કરી પણ તેમાં તમે લાખ બે લાખ રૂપિયાનું પ્રથમ ઇનામ મેળવી લક્ષાધિપતિ બનવાના તમારા કોડ પૂરા કરી શકશો એ વાત નક્કી છે? "ના." એ તો ભાગ્યમાં હોય તો લોટરી લાગી જાય ને ઇનામ મળે પણ અધ્યાત્મજ્ઞાન રૂપી લોટરીની ટિકિટ ખરીદ કરશો તો એના ઉત્કૃષ્ટ ઇનામ રૂપ મોક્ષ મેળવવાના કોડ અવશ્ય પૂરા થવાના છે. એમાં શંકાને સ્થાન નથી.

આજે આપણે સિદ્ધાંતના વાંચનનો મંગલ પ્રારંભ કરવો છે. ભગવંતે ભવ્ય જીવોના કલ્યાણને માટે બત્રીસ સિદ્ધાંત પ્રરૂપ્યા છે, તેમાં ૧૧ અંગ, ૧૨ ઉપાંગ, ચાર મૂળ સૂત્રો, ચાર છેદ સૂત્રો અને બત્રીસમું સાધુ અને શ્રાવકોએ અવશ્ય કરવા યોગ્ય એવું આવશ્યક સૂત્ર છે. આવશ્યક સૂત્ર એટલે પ્રતિક્રમણ. તમે શરીરને સ્વચ્છ બનાવવા માટે દરરોજ સ્નાન કરો છો. સ્નાન કરવાથી દેહ સ્વચ્છ બને છે. આત્મા સ્વચ્છ બનતો નથી, પણ સવારથી સાંજ સુધીમાં જે પાપ લાગ્યા હોય તેને યાદ કરી અંતઃકરણપૂર્વક તેનો પ્રશ્ચાતાપ કરી તેની આલોચના કરવાથી આત્મા પવિત્ર, સ્વચ્છ અને પાપ કર્મના ભારથી હળવો બને છે. આત્માને સ્વચ્છ કરવા માટે આ સાચું સ્નાન છે.

ચાતુર્માસનો પ્રારંભ થઈ ચૂક્યો છે. તમે વધુ ન કરી શકો તો એક વખત પ્રતિક્રમણ તો અવશ્ય કરો પણ આ મારા શ્રાવકોને રાત–દિવસ ધન કમાવવાની ધમાલમાં ધર્મ કરવાનો ટાઈમ નથી. જ્યાં તમને ગમતું મળી જાય ત્યાં જવાનો ટાઈમ છે. તમને ધર્મ કથાને બદલે ધન મેળવવાની કથા સંભળાવું તો તમે દોડીને આવશો. ત્યાં મારે કહેવું નહિ પડે કે દેવાનુપ્રિયો! ઉપાશ્રયે કેમ નથી આવતા? કેમ બરાબર છે ને? અહીં એક દૃષ્ટાંત યાદ આવે છે સાંભળો.

એક શ્રીમંત શેઠ ઉતાવળા ઉતાવળા જઈ રહ્યા હતા. મહાન પુણ્યોદયે તે જૈન કુળમાં જન્મ્યા હતા પણ ધર્મ કરવો ગમતો ન હતો. માત્ર ધન મેળવવામાં રક્ત રહેતા. શેઠને માર્ગમાં સંત ભેટી ગયા. મહારાજ કહે છે, દેવાનુપ્રિયા! તમે કેમ ઉપાશ્રયે આવતા નથી? શેઠ કહે છે સાહેબ! શું આવું, મને ટાઈમ મળતો નથી. શેઠના મનમાં ભય હતો કે કદાચ ઉપાશ્રયે જઈશ તો મહારાજ દાન, શિયળ, તપ અને ભાવની વાત કરશે. સામાયિક, પ્રતિક્રમણ, ઉપવાસ, આયંબીલ, એકાસણું વિગેરે તપ કરવાનું કહેશે. એટલે મહારાજ પાસેથી છૂટવા જાય છે પણ મહારાજ હોંશિયાર હતા. એમ છોડે તેવા ન હતાં. તે કહે છે શ્રાવકજી! વધુ નહિ, એક દિવસ તો આવજો. શેઠ કહે, મહારાજ! મારે કેટલી બધી ઉપાધિ છે. એમાં હું ક્યાંથી છૂટી શકું? મહારાજ કહે તમને વધુ ટાઈમ ન હોય છેવટે પાંચ મિનિટ વ્યાખ્યાનમાં આવશો તો

તેમાં તમારો વધુ ટાઈમ નહિ બગડે. શેઠે વિચાર કર્યો, ઠીક છે. પાંચ મિનિટમાં વધુ ટાઈમ નહિ બગડે, અને મહારાજને પણ એમ થશે કે મારું માન રાખ્યું. આમ વિચાર કરીને કહ્યું. ભલે સાહેબ. આવતી કાલે જરૂર વ્યાખ્યાનમાં આવીશ.

બંધુઓ! તમને પણ ટાઈમ નથી ને? રવિવારનો દિવસ એટલે તમારા માટે દિવાળીનો દિવસ. (હસાહસ) લગ્ન, ચાંલ્લા, દીક્ષા વિગેરે કાર્યો મોટાભાગે રવિવારે જ હોય. કદાચ દીક્ષા કે સાધુના વિહારનો દિવસ રવિવાર સિવાયના દિવસે હોય તો તમે કહેશો કે મહાસતીજી! રવિવારનો દિવસ રાખવો હતો ને! અમને રવિવારે ટાઈમ હોય. તે સિવાય અમને ટાઈમ નથી. હું તમને પૂછું છું કે ધર્મસ્થાનકમાં આવવા માટે રવિવાર સિવાય ટાઈમ નથી તો તમારા સગાસબંધીમાં રવિવાર સિવાયના દિવસે લગ્ન કે ચાંલ્લા હોય તો જાવ કે નહિ? (શ્રોતામાંથી અવાજ :- ત્યાં તો જવું જ પડે. ન જઈએ તો વાંધો પડે.) સગા વાંધો પાડે પણ સંતો વાંધો ન પાડે. કેમ બરાબરને? પણ તમે જેમ સંસારના પ્રોગ્રામમાં પહોંચી જાઓ છો તેમ ધર્મનો પ્રોગ્રામ તમારા જીવનમાં પહેલો રાખજો. જ્યાં સુધી અંતરમાં સાચી લગની નહિ લાગે ત્યાં સુધી કલ્યાણ થવાનું નથી.

પેલા શેઠ બીજે દિવસે વ્યાખ્યાનમાં ગયા. પાંચ મિનિટમાં ઉઠવું હતું એટલે ઘડિયાળ જોઈને પાછળ બેઠાં. મહારાજે શેઠને આવતાં જોયાં. વ્યાખ્યાનની તે વખતે જ શરૂઆત કરી હતી. મહારાજે કહ્યું આ જગતમાં ચાર પ્રકારના પુરૂષાર્થ જ્ઞાનીએ બતાવેલા છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ. તેમાં ધર્મ અને મોક્ષ એ બે ઉપાદેય છે. અર્થ અને કામ એ બે હેય છે. મહારાજે સમયસૂચકતા વાપરીને અર્થની વાત ઉપાડી.

મહાનુભાવો! અર્થ પુરૂષાર્થમાં માનનારા લોકો એમ કહે છે કે દુનિયામાં પૈસા છે તો બધું છે. પૈસાની ખૂબ પ્રધાનતા છે. પૈસા વિનાનો પ્રાણી પામર છે. આટલું કહ્યું ત્યાં તો શેઠના કાન ચમક્યા. અહો! હું સમજતો હતો કે મહારાજ તપ-ત્યાગ અને દાનની વાત કરશે પણ આ મહારાજ એવા નથી. આ તો મને ગમતી વાત કરે છે, પણ મહારાજ એ બતાવે કે પૈસા વધુ કેમ મેળવાય તો બેડો પાર થઈ જાય. અરે........હું ભૂલ્યો કે અત્યાર સુધી મેં મહારાજનો સમાગમ ન કર્યો. ઠીક, હવે મહારાજ શું કહે છે તે ધ્યાન દઈને સાંભળું. શેઠની આતુરતા વધી, સાંભળવા માટે કાન સરવા થયા. શેઠ પાછળ બેઠા હતાં તે ખસીને આગળ આવ્યા. ત્યાં મહારાજે વાત આગળ ચલાવી કે કેમ તમારી માન્યતા પ્રમાણે તો પૈસાથી વહેપાર ધમધોકાર કરાય ને ખૂબ કમાણી થાય, અને કરોડપતિ બનવાના કોડ પૂરા થાય. એટલું જ નહિ પણ બંગલા, બગીચા, ગાડી, મોટર, ફ્રીજ, ટેલીવીઝન, નોકર ચાકર વિગેરે સુખના સાધનો વસાવાય અને મેવા મીઠાઈ વિગેરે મેળવાય. અરે....વધુ શું કહું! શ્રીમતી પણ પૈસાનો

ઝઘડો કરનાર પતિને દેવની માફક પૂજે છે. લોકો પણ પૈસાવાળાને હાથ જોડે છે, સલામ ભરે છે, સૌ ભાવ પૂછે છે. પૈસા ન હોય તો કોઈ ભાવ પૂછનાર નથી. પૈસાથી પ્રતિષ્ઠા વધે, પદવી મળે, પરાયા પોતાના થાય અને જો પૈસા ન હોય તો પોતાના પણ પરાયા બની જાય છે. કહેવત છે ને કે, "નાણાં વગરનો નાથીયો, નાણે નાથાલાલ" મોટા શ્રીમંતને પ્લાસ્ટીકનું નાક હોય તો પણ કોઈ એમ નહિ કહે કે આ નાક વગરનો છે કે આને પ્લાસ્ટીકનું નાક છે. અને ગરીબ માણસને પ્લાસ્ટીકનું નાક હોય તો એમ કહે કે આ તો નાક કટ્ટો છે. પૈસા પાસે હોય તો પરદેશ સ્વદેશ જેવો લાગે છે અને જો પાસે પૈસા ના હોય તો સ્વદેશ પણ પરદેશ જેવો લાગે છે. પૈસા છે તો જીવનની આબાદી છે. પૈસા વિનાનું જીવન બરબાદ છે. કેમ, આ બધું તમારી માન્યતા પ્રમાણે બરાબર છે ને? તમને ગમે છે ને? (હસાહસ) એક ભક્તે પણ ગાયું છે કે:

પૈસાની જગમાં જય જય, ધનપતિની જગમાં જય જય,
પૈસાને સૌ ભરે સલામ, પૈસો સૌને કરે ગુલામ,

પૈસાનો જગતમાં જય જયકાર છે. પૈસા વિનાનો માનવ પશુ જેવો છે. આ રીતે અર્થ પુરૂષાર્થમાં માનનારા કહે છે. આ રીતે મહારાજે ખૂબ સુંદર રજુઆત કરી. શેઠ તો સાંભળવામાં લીન બની ગયા. પાંચ મિનિટ માટે આવ્યા હતા તેને બદલે પચ્ચીસ મિનિટ ક્યાં પૂરી થઈ તે ખબર ન પડી. શેઠ તો ખસતાં ખસતાં આગળ આવ્યા, મહારાજ પણ સમજી ગયા કે શેઠને બરાબર રસ પડયો છે એટલે વાત આગળ ચલાવી.

બીજા કામ પુરૂષાર્થને પ્રધાન માનનારા અજ્ઞાની એમ કહે છે કે એકલા પૈસા પૈસા શું કરો છો? શું પૈસા કંઈ ખાવાના કામમાં આવે છે? જીવનની મઝા તો પાંચ ઇન્દ્રિયના વિષય સુખો ભોગવવામાં છે. પૈસા ગમે તેટલાં હોય પણ જો પત્ની પ્રેમાળ ન હોય, કર્કશ વચન બોલનારી હોય તો પૈસા શું કરવાના? પૈસા હોય પણ જો શરીર રોગોથી ઘેરાયેલું હોય તો શું સુખ? પતિભક્તા, સુશીલ અને મધુર વચન બોલનારી પત્ની હોય, નિરોગી શરીર હોય ત્યારે જ જીવન જીવવાની મઝા આવે. આ બધું શેઠ ખૂબ રસપૂર્વક સાંભળવા લાગ્યા. મનમાં વિચાર થયો કે મહારાજની વાત તો સાચી છે કે એકલા પૈસા ભેગા કર્યા પણ ન સુખે ખાધું, ન પીધું, ન મોજમઝા માણી તો પૈસા શું કામના? આવું જીવન જીવવાની શું મઝા!

બંધુઓ! જે શેઠને ઉપાશ્રયે આવવાનો ટાઈમ ન હતો તેને હવે ઉઠવાનું મન થતું નથી. કારણ કે એને જોઈતું મળી ગયું છે. પણ યાદ રાખજો કે સંતો પૈસાથી સુખ છે એમ કહે જ નહિ. જેમણે જેનો ત્યાગ કર્યો છે તે કદી તેમાં સુખ છે તેમ કહે ખરા? "ના." આ તો શેઠને સમજાવવા માટે વાત કરી કે અજ્ઞાની જીવો અર્થ અને કામ પુરૂષાર્થને માનનારા આમ બોલે છે. સંતે જાણ્યું કે શેઠ બરાબર સાંભળવામાં

તરબોળ બની ગયા છે એટલે શેઠને સત્ય સમજાવવા ધર્મ પુરૂષાર્થની વાત ઉપાડી કે ધર્મ પુરૂષાર્થને માનનારાં એમ કહે છે કે "સંસારના ગમે તેટલા સુખો ભોગવ્યાં એમાં શું વળ્યું ? કારણ કે એમાં તો "ખા ગયા સો ખો ગયા"ના સોદા છે. ગમે તેટલા સુખો ભોગવ્યા પણ અંતે તો બધું છોડીને સુખ ભોગવનાર એકલો અટવે કર્મ પ્રમાણે ગતિમાં રવાના થાય છે. સુખ, ધન, માલ, પત્ની, પુત્ર-પરિવાર, મહેલ મહેલાતો બધું અહીં રહી જાય છે. બધું છોડતી વખતે જીવને દુઃખનો પાર રહેતો નથી. એ સુખ ભોગવ્યું શા કામનું ? જેનો અંતિમ સમય સારો તેનું બધું સારૂં ને જેનો અંતિમ સમય બગડયો તેનું બધું બગડયું તેમ કહેવાય છે. અર્થ તથા કામ પુરૂષાર્થની પાછળ પડેલા માનવીઓને આલોકમાં અને પરલોકમાં મહાન દુઃખો ભોગવવા પડે છે, માટે ધર્મ પુરૂષાર્થ આદરવા યોગ્ય છે. કારણ કે ધર્મ આલોકમાં ને પરલોકમાં સુખ આપે છે અને દુઃખમાં સ્વસ્થ રાખે છે. શેઠનું મન ડોલવા લાગ્યું. અહો ? મહારાજ સત્ય કહે છે. અર્થ અને કામ બંને દુઃખકારક છે. અંતે તો બધું છોડીને જવાનું છે. તો એનો મોહ શા કામનો ? ઠીક, હવે મહારાજ શું કહે છે તે સાંભળું.

સંત કહે છે દેવાનુપ્રિયો ! ધર્મ પુરૂષાર્થવાળાને તો પૈસા, પરિવાર અને સુખો ચાલ્યા જાય તો પણ તેના દિલમાં દુઃખ કે ખેદ ન થાય. એ તો એમ સમજે કે આ મારા અશુભ કર્મનો ઉદય છે. પૈસા મળે, સારી પત્ની, પરિવાર મળે તેનો મલકાટ નહિ ને જાય તો ઉકળાટ નહિ. કારણ કે તે ધર્મ સમજ્યો હોવાથી આ બધું નાશવંત છે એમ સમજે છે. આ સમયે કેવળી પ્રરૂપિત ધર્મનું મહાન આલંબન જીવને મસ્ત રાખે છે. અર્થ અને કામ ગમે તેટલા વહાલા હોય છતાં સાથે આવનાર નથી, અને ધર્મ તો સાથે આવનાર છે.

ધર્મવાન આત્માને ધન અને વિષયસુખમાં ખૂંચેલા આત્માઓને જોઈને એમની દયા આવે છે કે આ બિચારાનું શું થશે ? જે ઘરમાં બિલાડી હોય તે ઘરમાં ઉંદર થોડા અનાજના દાણા ખાવામાં મસ્ત બનીને ફરતો હોય તો તેની દયા આવે છે કે આ દાણા ખાવામાં મસ્ત બન્યો છે પણ બિલાડી ફાળ મારીને એને પકડી લેશે ત્યારે એનું શું થશે ? એમ ધર્મ સમજનારને ધનમાં અને વિષય સુખમાં મુગ્ધ બનેલાની દયા આવે છે. ધર્મીષ્ટ જીવોને વધુ મેળવવાની ચિંતા કે આતુરતા ના હોય ને ચાલ્યા જતાં દુઃખ પણ ન હોય.

ધર્મવાન. કદાચ ધંધામાં ખોટ આવીને લાખોની મૂડી સાફ થઈ જાય અગર યુવાન પુત્ર કે પત્ની ચાલ્યા જાય તો એ પોક મૂકીને રડે નહિ કારણ કે તે ધર્મ સમજ્યો ત્યારથી આ બધા સંયોગો નાશવંત માનેલા છે. પૈસા જતાં એમ સમજે કે મારા અશુભ કર્મનો ઉદય છે. આમાં મને ધર્મમાં જાગૃત બનવાનો સંકેત હશે માટે

આમ બન્યું. પુત્ર કે પત્નીનું મૃત્યુ થતાં એમ થશે કે મારે પણ હવે ચેતવાની જરૂર છે. કોણ જાણે હું ક્યારે ઉપડી જાઉં ? તેનો શું ભરોસો ? એ મરનારા બિચારા ધર્મારાધના કર્યા વિના મારા મોહમાં ને મોહમાં આયુષ્ય પૂર્ણ કરીને ચાલ્યા ગયા. હવે એમનું શું થયું હશે ? જો અંતિમ સમયે સમાધિ રહી હશે તો સદ્‌ગતિ પામ્યા હશે પણ મને તો વિશેષ સાવધાન બનવાની નોટીસ મળી તો હું વિશેષ ધર્મ કરું, અને અર્થ અને કામની મમતા ઓછી કરું. આ રીતે ધર્મી જીવો સ્વસ્થ રહે છે ને ધર્મમાં વિશેષ ચિત્ત રાખીને સુકૃત્યો કરે છે. અનીતિ, અન્યાય, જૂઠ, નિંદા, મદ વિગેરે દોષોથી દૂર રહે છે. તેથી તેનો પરલોક સુધરે છે ને સુખ શાંતિ અનુભવે છે.

ધર્મથી આ લોકમાં ને પરલોકમાં સુખ અને શાંતિ મળે છે. આમ સમજી અનર્થકારી અર્થ–કામને મહત્વ ન આપતાં ધર્મમાં લાગી જવું જોઈએ. નહિતર યાદ રાખજો કે જો નરક અને તિર્યંચ ગતિમાં ગયા તો દુઃખનો પાર નહિ રહે. મહારાજનો આવો ઉપદેશ સાંભળતાં શેઠ ધ્રુજી ઉઠયા. અંતરમાં પશ્ચાતાપ થવા લાગ્યો. અરેરે....મહારાજની એકેક વાત સો ટચના સોના જેવી છે. હું તો કેવો લોભી છું ! ધન ભેગું કરવામાં રચ્યો-પચ્યો રહું છું. ધર્મ, દાન, પુણ્ય કંઈ કરતો નથી. મારા કરેલા કર્માનુસાર મારે નરક-તિર્યંચ ગતિમાં જવું પડશે. તો ત્યાં કેટલો ત્રાસ ને કેવા દુઃખો ભોગવવા પડશે ? તેમ અહીં પણ મને સાચી શાંતિ ક્યાં છે ? ધર્મ વિના મારું શું થશે ? બસ, હવે તો રોજ ધર્મધ્યાન કરુ. વ્યાખ્યાન સાંભળું ને દાન–પુણ્ય કરું. શેઠનું જીવન સુધરી ગયું.

દેવાનુપ્રિયો ! મહારાજે પહેલાં પૈસાના ગુણ શા માટે ગાયા ? તે તમે સમજી ગયા ને ? જો પહેલેથી ધર્મની વાત કરી હોત તો શેઠને આટલી અસર ન થાત. અર્થ અને કામની વાત કર્યા પછી ધર્મની મહત્તા સમજાવી તો શેઠના હૃદયમાં ઉતરી ગઈ, અને આખું જીવન પલટાઈ ગયું. આ ચાતુર્માસના દિવસોમાં સાધુ સંતો એક સ્થાને રહીને શ્રાવક શ્રાવિકાઓને જાગ્રત કરે છે. સંતો તમને પારખી શકે છે કે આ શ્રાવકો શેના રસીયા છે. જેમ પેલા શેઠ ધનના રસીયા હતા તો સંતે તેના હૃદયને પારખીને તેને લગતી વાત કરીને ધનનો મોહ ઉતરાવ્યો. મારે પણ તમને સંસારનો મોહ ઉતરાવવો છે. તે માટે આપણે શાસ્ત્રનું વાંચન કરવું જરૂરી છે. શાસ્ત્રના વચન એ ભગવંતની વાણી છે. એ વચનામૃતોમાં અમૂલ્ય ખજાનો ભરેલો છે. તે ખજાનાને ઓળખો.

ભગવંતે કેવળજ્ઞાન થયા પછી ઉપદેશ આપ્યો. એ ઉપદેશને ગણધર ભગવંતોએ ઝીલ્યો અને આચાર્યોએ તેનું સુંદર આલેખન કર્યું. જે પરંપરાગત આપણને પ્રાપ્ત થયું છે. તીર્થંકર પ્રભુનું જ્ઞાન તો અગાધ છે. તેમાંથી ઘણું તો વિચ્છેદ ગયું છે. છતાં તેમાંનું ઘણું જ્ઞાન શાસ્ત્રરૂપે લખાયું છે. તેના સહારે આપણે આત્મકલ્યાણ કરીને તરવાનું છે. તમને પૈસાનો વારસો મળે અગર તો ઘરમાં 'ઓહતાં ધનનો ભરેલો ચરૂ મળી જાય તો કેટલો આનંદ થાય ? તમારા કેવા અહોભાગ્ય !' પણ આવા

આત્મિક જ્ઞાનના, ખજાનારૂપ મહાન શાસ્ત્ર રત્નો મળી જાય તો તેમાં જબ્બર ભાગ્યોદય લાગે ખરો !

બંધુઓ ! પૈસાનો ખજાનો મળવાથી આંતરચક્ષુ ખૂલતા નથી. કલ્યાણનો માર્ગ સૂજતો નથી. જ્યારે શાસ્ત્રરૂપ મહાન ખજાનો મળવાથી આંતરદૃષ્ટિ ખૂલે છે. કલ્યાણનો માર્ગ સૂઝે છે, અને પરલોક સુખમય-ઉજ્જ્વલમય કરે એવા શુભ અધ્યવસાયોની લહેરીઓ હૃદયભૂમિ ઉપર વાવા માંડે છે. શાસ્ત્ર વારસાનું મહત્વ એટલા માટે બતાવવામાં આવે છે કે એના ઉપર અનન્ય શ્રદ્ધા થયા પછી અદ્‌ભૂત તત્વથી ભરેલા શાસ્ત્રનું વાંચન અને શ્રવણ કરવાથી આંતરદૃષ્ટિનો વિકાસ અને કલ્યાણ સાધવાની ભવ્ય પ્રેરણાઓ તથા શુભ અધ્યવસાયોનો અમૂલ્ય લાભ મળે છે. આ જેવા તેવા ભાગ્ય નથી.

અગિયાર અંગમાં આઠમું અંગ અંતગડ સૂત્ર છે. આ આઠમા અંગનો પ્રારંભ કરતાં તેનો તેના પૂર્વના અંગની સાથે શું સબંધ છે? તે બતાવતાં કહે છે કે સાતમા ઉપાસકદશા નામના અંગમાં સંસારરૂપી અટવીમાં ભટકતા જેઓનો આત્મા અત્યંત સંતપ્ત થઈ ગયો છે એવા સંયમ માર્ગમાં અસમર્થ ભવ્યોના ઉપકાર માટે ભગવાને અનેક શ્રમણોપાસકના ચરિત્ર વર્ણન કરીને આગાર ધર્મનો પ્રતિબોધ કર્યો. આ અંતગડ સૂત્રમાં અણગાર ધર્મને સ્વીકાર કરીને જે તે જ ભવમાં મોક્ષગામી છે તથા જેઓએ આયુષ્યના અંત સમયે કેવળજ્ઞાન પ્રાપ્ત કરી ધર્મદેશના દીધા વિના મુક્તિ મેળવી લીધી એવા આત્માઓનો અધિકાર આવે છે. આપણે અંતગડ સૂત્રના આઠમાં અધ્યયનનું વાંચન કરવું છે. તેની મંગલ શરૂઆત થાય છે.

"तेणं कालेणं तेणं समएणं बारावईए नयरीए" ભગવાન નેમનાથ વિચરતાં હતાં તે કાળ અને તે સમયની આ વાત છે. તે કાળ અને અત્યારના કાળમાં ઘણું ફેર છે. તે કાળ અને આ કાળ જુદો છે. આજે માનવીના મન બદલાયા છે. માનવીના શરીરના બળ પણ ઘટયા છે ને ધરતીનાં રસ-કસ પણ ઘટયા છે. ઉત્સર્પિણીકાળના છ આરા અને અવસર્પિણીકાળના છ આરા હોય છે. તેમાં પહેલો આરો સુસમ સુસમ, બીજો સુસમ, ત્રીજો સુસમ દુસમ, ચોથો દુસમ સુસમ, પાંચમો દુસમ અને છઠ્ઠો દુસમ દુસમ નામે છે. તેમાં ફક્ત ઋષભદેવ પ્રભુ ત્રીજા આરામાં થયા. બાકીના ૨૩ તીર્થંકરો ચોથા આરામાં થયા છે. તે અપેક્ષાએ ચોથા આરાની મહત્તા છે. આજે ખૂબ ધનવાન અને સુખી માણસ હોય તેને તમે શું કહો છો? આ તો ચોથા આરાનો જીવ છે. એના ઘેર ધનના ઢગલા હોય પણ ધર્મનું નામ નિશાન ન હોય, રોજ કંદમૂળ ખાતો હોય છતાં શેઠીયાની ઓળખાણ આપતાં કહો છો સાહેબ! આમને ઓળખ્યાં? આ ફલાણા શેઠ. એના ઘેર ચોથા આરાની સુખ સાહ્યબી છે.

આમ બન્યું. પુત્ર કે પત્નીનું મૃત્યુ થતાં એમ થશે કે મારે પણ હવે ચેતવાની જરૂર છે. કોણ જાણે હું ક્યારે ઉપડી જાઉં ? તેનો શું ભરોસો ? એ મરનારા બિચારા ધર્મારાધના કર્યા વિના મારા મોહમાં ને મોહમાં આયુષ્ય પૂર્ણ કરીને ચાલ્યા ગયા. હવે એમનું શું થયું હશે ? જો અંતિમ સમયે સમાધિ રહી હશે તો સદ્દગતિ પામ્યા હશે પણ મને તો વિશેષ સાવધાન બનવાની નોટીસ મળી તો હું વિશેષ 'ધર્મ' કરું, અને 'અર્થ' અને કામની 'મમતા ઓછી કરું. આ રીતે ધર્મી જીવો સ્વસ્થ રહે છે ને ધર્મમાં વિશેષ ચિત્ત રાખીને સુકૃત્યો કરે છે. અનીતિ, અન્યાય, જૂઠ, નિંદા, મદ વિગેરે દોષોથી દૂર રહે છે. તેથી તેનો પરલોક સુધરે છે ને સુખ શાંતિ અનુભવે છે.

ધર્મથી આ લોકમાં ને પરલોકમાં સુખ અને શાંતિ મળે છે. આમ સમજી અનર્થકારી અર્થ-કામને મહત્વ ન આપતાં ધર્મમાં લાગી જવું જોઈએ. નહિતર યાદ રાખજો કે જો નરક અને તિર્યંચ ગતિમાં ગયા તો દુઃખનો પાર નહિ રહે. મહારાજનો આવો ઉપદેશ સાંભળતાં શેઠ ધ્રુજી ઉઠયા. અંતરમાં પશ્ચાતાપ થવા લાગ્યો. અરેરે....મહારાજની એકેક વાત સો ટચના સોના જેવી છે. હું તો કેવો લોભી છું ! ધન ભેગું કરવામાં રચ્યોપચ્યો રહું છું. ધર્મ, દાન, પુણ્ય કંઈ કરતો નથી. મારા કરેલા કર્માનુસાર મારે નરક-તિર્યંચ ગતિમાં જવું પડશે. તો ત્યાં કેટલો ત્રાસ ને કેવા દુઃખો ભોગવવા પડશે ? તેમ અહીં પણ મને સાચી શાંતિ ક્યાં છે ? ધર્મ વિના મારું શું થશે ? બસ, હવે તો રોજ ધર્મધ્યાન કરું. વ્યાખ્યાન સાંભળું ને દાન-પુણ્ય કરું. શેઠનું જીવન સુધરી ગયું.

દેવાનુપ્રિયો ! મહારાજે પહેલાં પૈસાના ગુણ શા માટે ગાયા ? તે તમે સમજી ગયા ને ? જો પહેલેથી ધર્મની વાત કરી હોત તો શેઠને આટલી અસર ન થાત. અર્થ અને કામની વાત કર્યા પછી ધર્મની મહત્તા સમજાવી તો શેઠના હૃદયમાં ઉતરી ગઈ, અને આખું જીવન પલટાઈ ગયું. આ ચાતુર્માસના દિવસોમાં સાધુ સંતો એક સ્થાને રહીને શ્રાવક શ્રાવિકાઓને જાગ્રત કરે છે. સંતો તમને પારખી શકે છે કે આ શ્રાવકો શેના રસીયા છે. જેમ પેલા શેઠ ધનના રસીયા હતા તો સંતે તેના હૃદયને પારખીને તેને લગતી વાત કરીને ધનનો મોહ ઉતરાવ્યો. મારે પણ તમને સંસારનો મોહ ઉતરાવવો છે. તે માટે આપણે શાસ્ત્રનું વાંચન કરવું જરૂરી છે. શાસ્ત્રના વચન એ ભગવંતની વાણી છે. એ વચનામૃતોમાં અમૂલ્ય ખજાનો ભરેલો છે. તે ખજાનાને ઓળખો.

ભગવંતે કેવળજ્ઞાન થયા પછી ઉપદેશ આપ્યો. એ ઉપદેશને ગણધર ભગવંતોએ ઝીલ્યો અને આચાર્યોએ તેનું સુંદર આલેખન કર્યું. જે પરંપરાગત આપણને પ્રાપ્ત થયું છે. તીર્થંકર પ્રભુનું જ્ઞાન તો અગાધ છે. તેમાંથી ઘણું તો વિચ્છેદ ગયું છે. છતાં તેમાંનું ઘણું જ્ઞાન શાસ્ત્રરૂપે લખાયું છે. તેના સહારે આપણે આત્મકલ્યાણ કરીને તરવાનું છે. તમને પૈસાનો વારસો મળે અગર તો ઘરમાં 'ખોદતાં ધનનો ભરેલો ચરૂ મળી જાય તો કેટલો આનંદ થાય ? તમારા કેવા અહોભાગ્ય ? પણ આવા

આત્મિક જ્ઞાનના ખજાનારૂપ મહાન શાસ્ત્ર રત્નો મળી જાય તો તેમાં જબ્બર ભાગ્યોદય લાગે ખરો ?

બંધુઓ ! પૈસાનો ખજાનો મળવાથી આંતરચક્ષુ ખૂલતા નથી. કલ્યાણનો માર્ગ સૂજતો નથી. જ્યારે શાસ્ત્રરૂપ મહાન ખજાનો મળવાથી આંતરદૃષ્ટિ ખૂલે છે. કલ્યાણનો માર્ગ સૂઝે છે, અને પરલોક સુખમય-ઉજ્જ્વલિમય કરે એવા શુભ અધ્યવસાયોની લહેરીઓ હૃદયભૂમિ ઉપર વાવા માંડે છે. શાસ્ત્ર વારસાનું મહત્વ એટલા માટે બતાવવામાં આવે છે કે એના ઉપર અનન્ય શ્રદ્ધા થયા પછી અદ્ભૂત તત્ત્વથી ભરેલા શાસ્ત્રનું વાંચન અને શ્રવણ કરવાથી આંતરદૃષ્ટિનો વિકાસ અને કલ્યાણ સાધવાની ભવ્ય પ્રેરણાઓ તથા શુભ અધ્યવસાયોનો અમૂલ્ય લાભ મળે છે. આ જેવા તેવા ભાગ્ય નથી.

અગિયાર અંગમાં આઠમું અંગ અંતગડ સૂત્ર છે. આ આઠમા અંગનો પ્રારંભ કરતાં તેનો તેના પૂર્વના અંગની સાથે શું સબંધ છે? તે બતાવતાં કહે છે કે સાતમા ઉપાસકદશા નામના અંગમાં સંસારરૂપી અટવીમાં ભટકતા જેઓનો આત્મા અત્યંત સંતપ્ત થઈ ગયો છે એવા સંયમ માર્ગમાં અસમર્થ ભવ્યોના ઉપકાર માટે ભગવાને અનેક શ્રમણોપાસકના ચરિત્ર વર્ણન કરીને આગાર ધર્મનો પ્રતિબોધ કર્યો. આ અંતગડ સૂત્રમાં અણગાર ધર્મને સ્વીકાર કરીને જે તે જ ભવમાં મોક્ષગામી છે તથા જેઓએ આયુષ્યના અંત સમયે કેવળજ્ઞાન પ્રાપ્ત કરી ધર્મદેશના દીધા વિના મુક્તિ મેળવી લીધી એવા આત્માઓનો અધિકાર આવે છે. આપણે અંતગડ સૂત્રના આઠમાં અધ્યયનનું વાંચન કરવું છે. તેની મંગલ શરૂઆત થાય છે.

**"तेणं कालेणं तेणं समएणं बारावईए नयरीए"** ભગવાન નેમનાથ વિચરતાં હતાં તે કાળ અને તે સમયની આ વાત છે. તે કાળ અને અત્યારના કાળમાં બહું ફેર છે. તે કાળ અને આ કાળ જુદો છે. આજે માનવીના મન બદલાયા છે. માનવીના શરીરના બળ પણ ઘટયા છે ને ધરતીનાં રસ-કસ પણ ઘટયા છે. ઉત્સર્પિણીકાળના છ આરા અને અવસર્પિણીકાળના છ આરા હોય છે. તેમાં પહેલો આરો સુસમ સુસમ, બીજો સુસમ, ત્રીજો સુસમ દુસમ, ચોથો દુસમ સુસમ, પાંચમો દુસમ અને છઠ્ઠો દુસમ દુસમ નામે છે. તેમાં ફક્ત ઋષભદેવ પ્રભુ ત્રીજા આરામાં થયા. બાકીના ૨૩ તીર્થંકરો ચોથા આરામાં થયા છે. તે અપેક્ષાએ ચોથા આરાની મહત્તા છે. આજે ખૂબ ધનવાન અને સુખી માણસ હોય તેને તમે શું કહો છો ? આ તો ચોથા આરાનો જીવ છે. એના ઘેર ધનના ઢગલા હોય પણ ધર્મનું નામ નિશાન ન હોય, રોજ કંદમૂળ ખાતો હોય છતાં શેઠીયાની ઓળખાણ આપતાં કહો છો સાહેબ ! આમને ઓળખ્યાં ? આ ફલાણા શેઠ. એના ઘેર ચોથા આરાની સુખ સાહ્યબી છે.

આમ બન્યું. પુત્ર કે પત્નીનું મૃત્યુ થતાં એમ થશે કે મારે પણ હવે ચેતવાની જરૂર છે. કોણ જાણે હું ક્યારે ઉપડી જાઉં ? તેનો શું ભરોસો ? એ મરનારા બિચારા ધર્મારાધના કર્યા વિના મારા મોહમાં ને મોહમાં આયુષ્ય પૂર્ણ કરીને ચાલ્યા ગયા. હવે એમનું શું થયું હશે ? જો અંતિમ સમયે સમાધિ રહી હશે તો સદ્‌ગતિ પામ્યા હશે પણ મને તો વિશેષ સાવધાન બનવાની નોટીસ મળી તો હું વિશેષ ધર્મ કરું, અને અર્થ અને કામની મમતા ઓછી કરું. આ રીતે ધર્મી જીવો સ્વસ્થ રહે છે ને ધર્મમાં વિશેષ ચિત્ત રાખીને સુકૃત્યો કરે છે. અનીતિ, અન્યાય, જૂઠ, નિંદા, મદ વિગેરે દોષોથી દૂર રહે છે. તેથી તેનો પરલોક સુધરે છે ને સુખ શાંતિ અનુભવે છે.

ધર્મથી આ લોકમાં ને પરલોકમાં સુખ અને શાંતિ મળે છે. આમ સમજી અનર્થકારી અર્થ–કામને મહત્વ ન આપતાં ધર્મમાં લાગી જવું જોઈએ. નહિતર યાદ રાખજો કે જો નરક અને તિર્યંચ ગતિમાં ગયા તો દુઃખનો પાર નહિ રહે. મહારાજનો આવો ઉપદેશ સાંભળતાં શેઠ ધ્રુજી ઉઠયા. અંતરમાં પશ્ચાતાપ થવા લાગ્યો. અરેરે....મહારાજની એકેક વાત સો ટચના સોના જેવી છે. હું તો કેવો લોભી છું ! ધન ભેગું કરવામાં રચ્યો-પચ્યો રહું છું. ધર્મ, દાન, પુણ્ય કંઈ કરતો નથી. મારા કરેલા કર્માનુસાર મારે નરક-તિર્યંચ ગતિમાં જવું પડશે. તો ત્યાં કેટલો ત્રાસ ને કેવા દુઃખો ભોગવવા પડશે ? તેમ અહીં પણ મને સાચી શાંતિ ક્યાં છે ? ધર્મ વિના મારું શું થશે ? બસ, હવે તો રોજ ધર્મધ્યાન કરુ. વ્યાખ્યાન સાંભળું ને દાન–પુણ્ય કરુ. શેઠનું જીવન સુધરી ગયું.

દેવાનુપ્રિયો ! મહારાજે પહેલાં પૈસાના ગુણ શા માટે ગાયા ? તે તમે સમજી ગયા ને ? જો પહેલેથી ધર્મની વાત કરી હોત તો શેઠને આટલી અસર ન થાત. અર્થ અને કામની વાત કર્યા પછી ધર્મની મહત્તા સમજાવી તો શેઠના હૃદયમાં ઉતરી ગઈ, અને આખું જીવન પલટાઈ ગયું. આ ચાતુર્માસના દિવસોમાં સાધુ સંતો એક સ્થાને રહીને શ્રાવક શ્રાવિકાઓને જાગ્રત કરે છે. સંતો તમને પારખી શકે છે કે આ શ્રાવકો શેના રસીયા છે. જેમ પેલા શેઠ ધનના રસીયા હતા તો સંતે તેના હૃદયને પારખીને તેને લગતી વાત કરીને ધનનો મોહ ઉતરાવ્યો. મારે પણ તમને સંસારનો મોહ ઉતરાવવો છે. તે માટે આપણે શાસ્ત્રનું વાંચન કરવું જરૂરી છે. શાસ્ત્રના વચન એ ભગવંતની વાણી છે. એ વચનામૃતોમાં અમૂલ્ય ખજાનો ભરેલો છે. તે ખજાનાને ઓળખો.

ભગવંતે કેવળજ્ઞાન થયા પછી ઉપદેશ આપ્યો. એ ઉપદેશને ગણધર ભગવંતોએ ઝીલ્યો અને આચાર્યોએ તેનું સુંદર આલેખન કર્યું. જે પરંપરાગત આપણને પ્રાપ્ત થયું છે. તીર્થંકર પ્રભુનું જ્ઞાન તો અગાધ છે. તેમાંથી ઘણું તો વિચ્છેદ ગયું છે. છતાં તેમાંનું ઘણું જ્ઞાન શાસ્ત્રરૂપે લખાયું છે. તેના સહારે આપણે આત્મકલ્યાણ કરીને તરવાનું છે. તમને પૈસાનો વારસો મળે અગર તો ઘરમાં 'ખોદતાં ધનનો ભરેલો ચરૂ મળી જાય તો કેટલો આનંદ થાય ? તમારા કેવા અહોભાગ્ય ! પણ આવા

આત્મિક જ્ઞાનના ખજાનારૂપ મહાન શાસ્ત્ર રત્નો મળી જાય તો તેમાં જબ્બર ભાગ્યોદય લાગે ખરો ?

બંધુઓ! પૈસાનો ખજાનો મળવાથી આંતરચક્ષુ ખૂલતા નથી. કલ્યાણનો માર્ગ સૂજતો નથી. જ્યારે શાસ્ત્રરૂપ મહાન ખજાનો મળવાથી આંતરદૃષ્ટિ ખૂલે છે. કલ્યાણનો માર્ગ સૂઝે છે, અને પરલોક સુખમય-શાંતિમય કરે એવા શુભ અધ્યવસાયોની લહેરીઓ હૃદયભૂમિ ઉપર વાવા માંડે છે. શાસ્ત્ર વારસાનું મહત્વ એટલા માટે બતાવવામાં આવે છે કે એના ઉપર અનન્ય શ્રદ્ધા થયા પછી અદ્ભૂત તત્ત્વથી ભરેલા શાસ્ત્રનું વાંચન અને શ્રવણ કરવાથી આંતરદૃષ્ટિનો વિકાસ અને કલ્યાણ સાધવાની ભવ્ય પ્રેરણાઓ તથા શુભ અધ્યવસાયોનો અમૂલ્ય લાભ મળે છે. આ જેવા તેવા ભાગ્ય નથી.

અગિયાર અંગમાં આઠમું અંગ અંતગડ સૂત્ર છે. આ આઠમા અંગનો પ્રારંભ કરતાં તેનો તેના પૂર્વના અંગની સાથે શું સબંધ છે? તે બતાવતાં કહે છે કે સાતમા ઉપાસકદશા નામના અંગમાં સંસારરૂપી અટવીમાં ભટકતા જેઓનો આત્મા અત્યંત સંતપ્ત થઈ ગયો છે એવા સંયમ માર્ગમાં અસમર્થ ભવ્યોના ઉપકાર માટે ભગવાને અનેક શ્રમણોપાસકના ચરિત્ર વર્ણન કરીને આગાર ધર્મનો પ્રતિબોધ કર્યો. આ અંતગડ સૂત્રમાં અણગાર ધર્મને સ્વીકાર કરીને જે તે જ ભવમાં મોક્ષગામી છે તથા જેઓએ આયુષ્યના અંત સમયે કેવળજ્ઞાન પ્રાપ્ત કરી ધર્મદેશના દીધા વિના મુક્તિ મેળવી લીધી એવા આત્માઓનો અધિકાર આવે છે. આપણે અંતગડ સૂત્રના આઠમાં અધ્યયનનું વાંચન કરવું છે. તેની મંગલ શરૂઆત થાય છે.

"तेणं कालेणं तेणं समएणं बारावईए नयरीए" ભગવાન નેમનાથ વિચરતાં હતાં તે કાળ અને તે સમયની આ વાત છે. તે કાળ અને અત્યારના કાળમાં બહુ ફેર છે. તે કાળ અને આ કાળ જુદો છે. આજે માનવીના મન બદલાયા છે. માનવીના શરીરના બળ પણ ઘટયા છે ને ધરતીનાં રસ-કસ પણ ઘટયા છે. ઉત્સર્પિણીકાળના છ આરા અને અવસર્પિણીકાળના છ આરા હોય છે. તેમાં પહેલો આરો સુસમ સુસમ, બીજો સુસમ, ત્રીજો સુસમ દુસમ, ચોથો દુસમ સુસમ, પાંચમો દુસમ અને છઠ્ઠો દુસમ દુસમ નામે છે. તેમાં ફક્ત ઋષભદેવ પ્રભુ ત્રીજા આરામાં થયા. બાકીનાં ૨૩ તીર્થંકરો ચોથા આરામાં થયા છે. તે અપેક્ષાએ ચોથા આરાની મહત્તા છે. આજે ખૂબ ધનવાન અને સુખી માણસ હોય તેને તમે શું કહો છો? આ તો ચોથા આરાનો જીવ છે. એના ઘેર ધનના ઢગલા હોય પણ ધર્મનું નામ નિશાન ન હોય, રોજ કંદમૂળ ખાતો હોય છતાં શેઠીયાની ઓળખાણ આપતાં કહો છે સાહેબ! આમને ઓળખ્યાં? આ ફલાણા શેઠ. એના ઘેર ચોથા આરાની સુખ સાહ્યબી છે,

સુખ સમૃદ્ધિથી ચોથા આરાની મહત્તા કે વિશેષતા નથી પણ ધર્મથી વિશેષતા સમજવાની છે. ધર્મ વિનાનું જીવન પ્રાણ વિનાના કલેવર જેવું છે. જો પૈસામાં સુખ હોત તો મહાન પુરૂષો એ સુખને છોડત નહિ. મહાન પુરૂષોએ ધનના ઢગલા, વૈભવ વિલાસ બધું તુચ્છ એંઠવાડ સમજીને છોડયું છે. માટે સમજવું જોઈએ કે સંસારનું સુખ સાચું સુખ નથી. સાચું સુખ ત્યાગમાં છે.

અંતગડ સૂત્રમાં ત્યાગી મહાન પુરૂષોની વાત આવશે. તેમાં ઉચ્ચ ભાવો ભરેલા છે. નેમનાથ ભગવાન વિચરતા હતા તે કાળ અને તે સમયે જે દ્વારકા નામની નગરી હતી. તે દ્વારકા નગરી બાર યોજન લાંબી અને નવ યોજન પહોળી હતી. જેનું નિર્માણ કુબેરે પોતે અત્યંત બુદ્ધિકૌશલ્યથી કર્યું હતું. જે સોનાના કોટથી તથા ઇન્દ્રનીલ વૈડૂર્ય પદ્મરાગાદિ મણિજડિત કાંગરાથી સુસજ્જિત, શોભનીય ને દર્શનીય હતી. જેની ઉપમા કુબેરની નગરીથી અપાતી હતી. જે ક્રીડા, પ્રમોદ આદિ સમસ્ત સામગ્રીઓથી પરિપૂર્ણ હોવાથી દેવલોક સમાન શોભતી હતી. તે દ્વારકા નગરીનું નિર્માણ એવી રીતે કરવામાં આવ્યું હતું કે જોનારના મન સહેજે આનંદિત ને આકર્ષિત થઈ જાય. જેની દિવાલો ઉપર જાતજાતના પ્રાણીઓનાં સુંદર ચિત્રો બનાવેલા હતાં. એવી સૌંદર્યપૂર્ણ દેદિપ્યમાન દ્વારકા નગરી હતી. નગરી કોને કહેવાય? જ્યાં કોઈ જાતનો કર કે ટેકસ લેવાતો નથી તેનું નામ નગર. તે દ્વારિકા નગરી ખૂબ પવિત્ર હતી. જ્યાં નેમનાથ પ્રભુની પધરામણી અવારનવાર થતી હતી. ત્રિખંડ અધિપતિ કૃષ્ણ વાસુદેવ જેવા પવિત્ર મહારાજા હતા. તે નગરી ધન-ધાન્યથી સમૃદ્ધ હતી. બાગ, બગીચા અને જલાશયો દ્વારકા નગરીની શોભામાં અભિવૃદ્ધિ કરતા હતા. આવી દ્વારકા નગરીના મહારાજા કૃષ્ણ વાસુદેવ હતા. ત્રણ ખંડના અધિપતિ હોવા છતાં તેમનામાં ધર્મભાવના કેટલી વિશુદ્ધ હતી, કેવા ઉદાર હતા તેમ જ ગુણગ્રાહી ને સેવાભાવી હતા. તેમણે ધર્મની દલાલી ખૂબ કરી છે જેના પ્રભાવે તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કર્યું છે. આવા કૃષ્ણવાસુદેવ દ્વારકા નગરીમાં વસે છે. હવે આગળ શું આવશે તેના ભાવ અવસરે.

## વ્યાખ્યાન નં-૨

અષાડ વદ ૪ને સોમવાર — તા-૪-૭-૭૭

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! અનંત જ્ઞાની મહાપુરૂષો જગતના જીવોને ઉદ્બોધન કરતાં કહે છે કે ભવ્ય જીવો! તમે જે સંસારને મમત્વભાવથી મારો માની આત્મ સાધનાનો સમય ગુમાવી રહ્યા છો તે સંસાર તમારો નથી. જેમ કાગળના કલ્પિત કુસુમમાં સાર કે સુગંધ સંભવી શકતા નથી તેમ આ અસાર સંસારમાં સાર કે સુખ સંભવી શકતા નથી. તેથી અનંતજ્ઞાનીઓએ જાણ્યું, દેખ્યું, અનુભવ્યું અ-

પછી જગતની સમક્ષ રજુઆત કરી, સાચું સુખ અને દુઃખ કોને કહેવાય ? શાસ્ત્રકારે દુઃખનું વર્ણન કરતા કહ્યું છે કે,

जम्म दुक्खं जरा दुक्खं, रोगाणि मरणाणिय ।
अहो दुक्खो हु संसारो, जत्थ कीसन्ति जन्तवो ॥ ઉત્ત. સૂ. અ. ૧૯ ગાથા ૧૫

આ શબ્દો મારા કે તમારા ઘરના નથી. અવધિજ્ઞાની કે મનઃપર્યવજ્ઞાનીના નથી પણ કેવળજ્ઞાનીની વાણી છે. અહો ! આ દુઃખમય સંસારને અજ્ઞાની આત્માઓ સુખમય માની રહ્યા છે તે એક ભ્રમ છે. તે ભ્રમ દૂર કરવા અને સંસાર સુખમય છે કે દુઃખમય તેનું સત્ય દર્શન કરવા થર્મોમીટર દ્વારા તપાસવું પડશે કે આ સંસારમાં સુખનું પલ્લું નીચું નમે છે કે દુઃખનું ?

આ જીવને મોહનીય કર્મનો નશો ચઢયો છે તેથી તેને સત્ય સ્વરૂપનું ભાન નથી. અજ્ઞાની જીવો સંસારને રૂડો ને રંગીલો માને છે ને એ આશામાં સુખનાં સ્વપ્ના સેવી રહ્યા છે. પોણી જિંદગી વીતી ગઈ. હજુ સુખ મળ્યું નહિ. કોઈ ભિખારીને, મધ્યમને કે ધનવાનને પૂછો કે તું સુખી છે ? તો કોઈ એમ નહિ કહે કે અમે સુખી છીએ.

કોઈ ધનસે રહિત દુઃખી હૈ, હૈ કોઈ મહારોગ પીડિત,
પાતા કોઈ કષ્ટ માનસિક, પુત્ર વિરહસે હુઆ દુઃખિત ।
કોઈ કિસી દુઃખમેં રત હૈ, કોઈ કિસી કષ્ટમેં મગ્ન,
હા. ઈસ જગમેં કોઈ જન ભી, નહીં પૂર્ણ સુખમેં સંલગ્ન ॥

કોઈ ધનના અભાવમાં દુઃખી છે, કોઇ રોગથી પીડાય છે, કોઈને પુત્ર વિરહનું દુઃખ તો કોઈને માનસિક દુઃખ છે. દરેકને કંઈને કંઇ દુઃખ છે. આ જગતમાં પૂર્ણ સુખી કોઈ નથી. પણ વીતરાગની વિશાળ વાટિકામાં વિચરણ કરતાં અમારા સંત સતીજીઓને ભરનિંદ્રામાંથી જગાડીને પૂછો કે તમે કેવા સુખી છો ? તો તે કહેશે કે અમારા સુખની તો કોઈ સીમા નથી. અમને જે જોઈએ તે મળે છતાં આસક્તિનો છાંટો ન મળે. જે મળે તેમાં સંતોષ, કારણ કે અમને માનવજીવનની મહત્તા સમજાણી છે.

દેવાનુપ્રિયો ! સાચા સુખો તો આત્મિક સુખો છે. બીજા બધા સુખો ક્ષણિક છે. જગતના તમામ સુખોને એક બાજુમાં મૂકો તો આત્મિક સુખમાં ભૌતિક સુખો અલ્પાંશે પણ આવી શકશે નહિ. એક દિવસના ચારિત્રમાં જેટલું સુખ છે તેટલું સુખ ખુદ ઇન્દ્રને કે ચક્રવર્તીને પણ નથી. કારણ કે તે બધાં સુખો વિનશ્વર છે, સંસારમાં સિનેમાના પડદાની જેમ અનેકવિધ અવનવા સુખ-દુઃખના દૃશ્યો નજરે જોવા છતાં સંસારને સુખમય માનવો એ અજ્ઞાનતા છે.

આ માનવ જીવન આપણને મહાન પુણ્યોદયે પ્રાપ્ત થયું છે. આત્મસાધના કરવાનો આ સુંદર અવસર છે. અત્યાર સુધી આત્મા મોહરાજાની સત્તા નીચે દબાયેલો હતો પણ હવે પુણ્યોદયે જિનેશ્વર પ્રભુના વચનો હૃદયમાં સ્થાપી મોહ રાજાની સત્તા નીચેથી છૂટકારો લઈ આત્મસાધના કરવાનો સોનેરી અવસર મળ્યો છે. વળી ક્રોધ, માન, માયા, લોભ આદિ કષાયોને રોકી ક્ષમા, દયા આદિ ગુણો કેળવવાનો ધન્ય અવસર. સંસારની આસક્તિ ઘટાડીને જિનાજ્ઞાનું પાલન કરવાનો, દાન–શીલ–તપ–ભાવના ભાવવાનો અને જગતની માયા મૂકી વીતરાગ પ્રભુના વચનની શ્રદ્ધા કરવાનો શુભ અવસર પ્રાપ્ત થયો છે. બંધુઓ ! આ બધું ક્યારે કરી શકાય તે જાણો છો ?

જીવનમાં ઉત્તમ ગુણોનું સ્થાપન કરવા માટે સર્વ પ્રથમ આપણા વિચારો શુદ્ધ બનાવવા પડશે. જેવા વિચાર તેવો આચાર આવે છે. જેમ કે તમારા મનમાં કાયા, કંચન, કુટુંબ અને કીર્તિના રાત દિવસ વિચારો હોય તો આચાર એવો બને. તે માટે સારા વિચાર જીવનમાં દાખલ કરવા જોઈએ. જેવા વિચાર હશે તેવા આચારનું ઘડતર થશે. તમે કહો છો કે જે હૈયામાં હોય તે હોઠે આવે હૈયામાં જેવા વિચારો રમે છે તેવું વાણીના આચરણમાં ઉતરે છે. તેનો અર્થ એ થયો કે પહેલા વિચાર અને પછી તેના આધાર પર વાણીનો આચાર રચાયો. એટલે જ્ઞાની ભગવંતો કહે છે કે પહેલાં વિચાર સુધારો તો આચરણ સુધરે. માટે આપણે તો બંને ઉપર બરાબર લક્ષ રાખવાનું. વિચાર પણ સારા કરતાં જવાનું ને આચાર પણ સુધારતા જવાનું. પણ અનાદિકાળથી આત્મા મોહ અને અજ્ઞાનને વશ થયેલો હોવાથી સારા શુદ્ધ અને ધાર્મિક આચારો આચરવાનું કાર્ય એકદમ કરી શકતો નથી. એ કાર્ય એને અશક્ય લાગે છે. કદાચ હૃદયમાં વાત ઉતરે અને કરવા ઇચ્છે તો એવો વીર્યોલ્લાસ જાગતો નથી પણ વિચારો ધાર્મિક અને તાત્વિક કરવાનું કાર્ય અશક્ય નથી કે એમાં વીર્યોલ્લાસ મોંઘો પડે એવું નથી પણ વાત એટલી છે કે દિલમાં એની અત્યંત તાલાવેલી લાગવી જોઈએ.

આ માનવભવમાં શુભ વિચારોની ભાવના જગાડો. તમારા અંતરમાં રણકાર કરો. સંસાર સુખના રસીયા બની એ સુખો મેળવવા માટે તો ઘણાં વિચારો કર્યા ને પાપ બાંધ્યા. શુભ વિચારો, વિચાર શુદ્ધિ અને શુભ અધ્યવસાયો આ માનવ ભવમાં થઈ શકે છે. માટે તમે જરા પણ બેદરકાર ન રહો. તમારા દીકરા દીકરીના લગ્ન આવવાના હોય ત્યારે અગાઉથી વિચાર કરીને નક્કી કરી રાખો છો ને કે મારે શું કરવું ? કેટલા કપડા–દાગીના કરવા ? જમણવારમાં શું કરવું ? તે રીતે હવે પર્યુષણ પર્વ આવે છે તો મારે શું કરવું ? અઠ્ઠાઈ, સોળભથ્થુ કે માસખમણ ? (હસાહસ) આવા વિચારો કરશો તો કર્મની ગ્રંથીઓ તૂટી જશે. અને પૈસા ટકા, કુટુંબ પરિવાર, પ્રતિષ્ઠા વિગેરે વિચારોના દુઃખદ કર્મવિપાક પરલોકમાં કેવા ભોગવવા પડશે ? એનો વિચાર કરી એવી ભાવના અંતરમાં જાગ્રત કરો કે હું સદા શુભ વિચાર અને શુભ ભાવ રાખ્યા કરું–

એનો મહિમા અલૌકિક છે. આ જીવનમાં મન એટલું પ્રફુલ્લિત અને શુદ્ધ બનાવો કે જેથી જીવન સ્ફુર્તિ ભર્યું અને સુખદ બને. અશુભ વિચારોમાં શાંતિ નથી. સ્વસ્થતા નથી કે જંપ નથી પણ ચિંતાઓ ભરેલી છે. તેથી સંતાપ રહ્યા કરે છે. એને સર્વત્ર ભય લાગે છે. શોક અને ઉદ્વેગ તો એના હૈયામાં જડાયેલા રહે છે.

એક શેઠ એના પુણ્યોદયે મહાન સુખી ને સમૃદ્ધ હતા. તે જૈન ધર્મ પામ્યા હતા પણ એના મગજમાં રાત દિવસ વેપાર ધંધાના વિચારો રમતા હતાં કે ક્યાંથી સસ્તો માલ આવે છે? ક્યાં ક્યાં માલ મોકલવામાં સારો નફો થાય છે? કયો માલ વખારમાં ભરી રાખવાથી ભવિષ્યમાં એના સારા ભાવ ઉપજશે? ભરી રાખેલો જુનો માલ કેટલા ભાવે ને ભેળસેળ કરી ભોળા ઘરાકને છેતરી કેમ વેચી દેવો? ઉઘરાણી કેટલી બાકી છે? વધુ કેટલી મૂડીનું રોકાણ કરવું જરૂરી છે? આવી ઘણી અશુભ વિચારણાઓ તેના મગજમાં રાત-દિવસ રમ્યા કરતી હતી. શું આ વહેપાર-રોજગારના, માલ મૂડીના અને માટીના ઢગલા જેવું ધન વધારવાના વિચારો એ શુભ વિચાર છે? "ના." આ તો અશુભ-પાપના વિચારો છે.

આ શેઠે જિંદગીભર આવા વિચારો ને ચિંતા કરી. તેનું પરિણામ શું આવ્યું તે જાણો છો? એનું પરિણામ એ આવ્યું કે તેણે તિર્યંચ ગતિનું આયુષ્ય બાંધ્યું. આયુષ્ય પૂર્ણ થતાં ત્યાંથી મરીને તિર્યંચ થયો. ઉંચા મનુષ્ય ભવેથી આ કેવું અધઃપતન! ત્યાં તિર્યંચ ગતિમાં વહેપારના અને ધન વધારવાના વિચારો કરી શકે ખરા? કદાચ પૂર્વ-જન્મનું સ્મરણ થાય ને એવા વિચારો કરે તો તેનાથી શું ફાયદો? આ દૃષ્ટાંત સાંભળીને હવે તમે તમારા અંતરમાં નક્કી કરજો કે મારે આવા અશુભ વિચારો કરવા નહિ. મારે આ માનવ ભવ પામીને મારા આત્માને સંસાર સાગરથી તારવો છે. એ માટે મારે શું કરવું? તેનો વિચાર કરજો. શાસ્ત્રસિદ્ધાંતનું વાંચન, મનન અને શ્રવણ કરજો.

આપણે ગઇ કાલે અંતગડ સૂત્રના આઠમા અધ્યયનની મંગલ શરૂઆત કરી છે. "तेणं कालेणंतेणं समएणं बारावईए नयरीए" તે કાળ અને તે સમય એમ શા માટે કહ્યું એ વાત આપણે ગઇ કાલે કરી હતી. તે કાળ અને તે સમયે દ્વારકા નામની નગરી હતી. તે નગરી કુબેરની વસાવેલી હોવાથી સાક્ષાત્ દેવલોક જેવી રમણીય લાગતી હતી. તે નગરીમાં મહાન પરાક્રમી કૃષ્ણ વાસુદેવ રાજ્ય કરતા હતા તે કૃષ્ણ વાસુદેવ નેમનાથ પ્રભુનો સમાગમ થતાં સમ્યક્ત્વ પામ્યા હતા. સમ્યગદૃષ્ટિ આત્મા વેપાર ધંધો કરે, રાજ્યનો વહીવટ કરે પણ તેમાં આસક્ત ન બને. તેમાં રહેવા છતાં અનાસક્ત ભાવથી રહે. જેમ પાણીથી ભરેલી બાલ્દીમાં કાંકરો પડે તો અંદર ડૂબી જાય અને તેલનું ટીપું પડે તો પાણી ઉપર તરે છે તેમ સમ્યગ્દૃષ્ટિ જીવડો સંસારમાં હોય ને એને કાર્ય કરવું પડે, સમય આવે લડાઇ કરવી પડે તે બધું અનિચ્છાએ કરે પણ તેનો આત્મા ન્યારો રહે છે.

બાર યોજન લાંબી ને નવ યોજન પહોળી દ્વારકા નગરીમાં કૃષ્ણ વાસુદેવની હાક વાગતી હતી. કૃષ્ણ મહારાજા મહા વૈભવશાળી, સત્તાધીશ અને પ્રખ્યાત પરાક્રમી હતાં. દુર્જન અપ્રમાણિક અને શઠ માણસો માટે તેઓ શત્રુ સમાન હતા, અને સજ્જન પ્રમાણિક અને ધર્મીજનો માટે મિત્ર સમાન હતા. આવા પરાક્રમી અને બળવાન હોવા છતાં તેઓ સરળ પ્રકૃતિના હતાં. એમનામાં વક્રતા કે કૂડકપટ ન હતાં. હૃદયમાં જુદું, બહાર બોલવાનું જુદું ને આચરવાનું જુદું એવું એમનું જીવન ન હતું. ત્રણ ખંડના અધિપતિ હોવા છતાં તેમના જીવનમાં કેવી સરળતા અને નમ્રતા હતી તે વાત આગળ આવશે.

બંધુઓ! સરળતા એ માનવ જીવનનો મહાન વિશિષ્ટ ગુણ છે. જીવનમાં સરળતાની જરૂર છે. સરળતાથી આત્માનું ઉત્થાન થાય છે. આપણા વડીલજનો અને ગુરૂઓની પાસે જો આપણો સરળતા ભર્યો વ્યવહાર હોય તો આપણા પૂજ્ય ગુરૂદેવો આપણને યોગ્ય ઉપદેશ અગર માર્ગદર્શન આપે છે જેનાથી આત્માનો ઉદ્ધાર થાય છે પણ ગુરૂ પાસે આવીને અંદર માયા રાખી બહારથી સારા હોવાનો દેખાવ કરે તો ઉદ્ધાર ક્યાંથી થાય? ડોક્ટર અગર વૈદ પાસે જાઓ ને અંદરના ગુપ્ત દર્દની વાત ન કરો તો મૂળમાંથી રોગ જાય? "ન જાય." ત્યાં કંઇ છુપાવતાં નથી, તેમ ગુરૂ પાસે પણ કંઇ છુપાવો નહિ. જીવનમાં કેવા કેવા પાપો આચરો છો તે કહેશો તો તે જાતનું પ્રાયશ્ચિત અને હિત શિખામણ આપીને સદ્ગુરૂઓ આપણો ઉદ્ધાર થાય તેવો સન્માર્ગ બતાવશે. તમારા સગા સંબંધીજનો સાથે પણ જો સરળતા ભર્યો વ્યવહાર નહિ હોય તો તે તમારા ઉપર વિશ્વાસ નહિ કરે. તેમનો પ્રેમ, સહાનુભૂતિ વિગેરે પણ સંપાદન કરી શકાશે નહિ. સરળતામાં ઘણાં ગુણ છે ને માયામાં ઘણાં અવગુણ છે. માટે સરળતાની જીવનમાં અવશ્ય જરૂર છે.

કૃષ્ણ વાસુદેવ સરળ હતાં. પ્રિયવાદી હતાં. એ અપ્રિય કઠોર કે દિલમાં ઘા કરે તેવું વચન બોલતા નહિ પણ દરેકને પ્રિય લાગે તેવું બોલતા હતા. કર્કશ અપ્રિય વાણી બોલવાથી માણસના દિલમાં ઘા વાગે છે. આપણા ઉપરનો સદ્ભાવ પ્રેમ ઘટે છે. જ્યારે મીઠું અને પ્રિય લાગે તેવું વચન બોલવાથી સામાનો સ્નેહ, સદ્ભાવ અને પ્રેમ વધે છે. હિતકારી વચન પણ જો પ્રિય લાગે એવું બોલાય તો ઝીલાય છે. સોનાની લગડી તો તમને બહુ ગમે છે ને? પણ જો તે સોનાની લગડી ભઠ્ઠીમાંથી ગરમ ગરમ કાઢીને કોઇ તમારા હાથમાં આપે તો લો ખરા? ના લો ને? કારણ કે ગરમ છે. હાથમાં ચોંટી જાય. ફોલ્લા પડે. સોનાની લગડી પ્રિય હોવા છતાં ગરમ હોવાના કારણે હાથમાં લેતા નથી, તેમ હિતકારી વચન પણ અપ્રિય અને કર્કશ હોવાથી કોઈ ઝીલતું નથી. માટે જ્ઞાની કહે છે કે મધુર અને પ્રિય ભાષા બોલો. "વચને કા દરિદ્રતા" મધુર વચન બોલવામાં આપણને ક્યાં દરિદ્રતા આવી જાય છે! એક પાઇનો પણ ખર્ચ

થતો નથી ને સામાના દિલમાં આપણાં માટે સદ્‌ભાવ જાગે છે. માન ઉત્પન્ન થાય છે. માટે પ્રિયકારી વચન બોલવા જોઇએ.

કૃષ્ણ મહારાજા પ્રિયવાદી હતાં. દાની હતા. ત્યાગ કરે તો દાન આપી શકાય છે. ત્યાગને સૌ આવકારે છે ને દાનને સૌ વખાણે છે, પણ સંગ્રહવૃત્તિને કોઈ વખાણતું નથી. કહેવત છે ને કે "ત્યાગે એને આગે ને માગે એનાથી ભાગે." ધનનો સંગ્રહ પોતે જાતે ભોગવી લીધાના આનંદ કરતાં દાનનો આનંદ જુદા જ પ્રકારનો અને વિશિષ્ટ કોટિનો હોય છે. જ્યારે સ્વાર્થ ભોગનો આનંદ ક્ષણિક, અલ્પકાલિક હોય છે. કારણ કે પરિસ્થિતિ પલટાતાં એ નહિવત્ બની જાય છે. એક વખત તમે લાડુ ખાધો, તેનો સ્વાદ ચાખ્યો આનંદ થયો પણ બીજી વખત પેંડા, બરફી ખાવા મળતાં પેલો આનંદ તુચ્છ લાગે છે. અને રોટલો ખાવા મળે તો ઉદ્વેગ થાય છે. બોલો, એ લાડુ ખાધાનો આનંદ ટકયો ખરો! ત્યારે જો એ લાડુ લઈને તમે જમવા બેઠા. તે સમયે સંત પધારે ને તમે હર્ષભેર વહોરાવી સુપાત્ર દાન દઈ કર પવિત્ર કરશો તો તમને કેટલો આનંદ થશે? એ દાન દેતી વખતે તો આનંદ થાય છે એટલું જ નહિ પણ જ્યારે જ્યારે એનું સ્મરણ થાય ત્યારે પણ આનંદ આવે છે. બોલો, ત્યાગનો અને દાનનો આનંદ અમર છે ને? જ્યારે સ્વાર્થ ભોગનો આનંદ ક્ષણિક છે. માટે તમે જ્યારે જમવા બેસો ત્યારે સુપાત્ર દાન દેવાની ભાવના ભાવજો. સંતનો યોગ ના મળે તો સ્વધર્મીની અને દુઃખીની સેવા કરજો, ભૂખ્યાને જમાડીને જમજો પણ પોતાના એકનું પેટ ભરનાર સ્વાર્થવૃત્તિવાળા ન બનશો. પોતાની વસ્તુનો ત્યાગ કરીને બીજાને દેવામાં પણ મહાન લાભ છે.

દ્વારકા નરેશ દાની હતા પણ માની ન હતાં. સાથે દક્ષ, ચતુર અને વિવેકી પણ હતાં. દાક્ષિણ્ય ગુણ એવો છે કે બીજાની પ્રાર્થનાનો ભંગ ન કરે. કોઇ વ્યકિતને કોઇ ચીજની જરૂરિયાત છે ને એ માંગે તો એ ના ન પાડે. પોતાની પાસે હોય તો તરત આપી દે. કોઇ કહે કે મને આ કાર્ય કરી આપશો? તો તે કરી આપે. ના નહિ પાડે પણ દાક્ષિણ્ય વિનાનો માનવી તો ના કહી દેશે કે હું નહિ આપું. મારાથી આ કામ નહિ બને. કૃષ્ણવાસુદેવ દયાળુ હતા. દયાળુ આત્મા દુઃખી જીવોના દુઃખ પ્રત્યે કોમળ દિલવાળો હોય છે. બીજાનું દુઃખ જોઇને પોતાનું દિલ પીગળી જાય છે. અને દુઃખીના દુઃખો દૂર કરવા માટે પોતાના ખજાના ખુલ્લા મૂકી દે છે. વળી મહારાજા શરણાગત વત્સલ હતા. એટલે શરણે આવેલાને સહાય કરનાર, તેમના પ્રત્યે પ્રેમ રાખનાર હતા. તેમને તરછોડતા નહિ. વૃક્ષ તાપ સહન કરીને આશ્રયે આવેલાને શીતળ છાયા આપે છે તેમ આગળના રાજાઓ પણ શરણાગતને સહાય કરતા હતા.

કૃષ્ણ વાસુદેવ સંવિભાગી હતા. પોતાને મળેલી સંપત્તિમાંથી બીજાને ભાગ આપનાર હતા. પણ હું જ એનો સ્વામી છું એમ નહિ. કાગડાને કંઇક ખાવાનું મળે તો કા..કા કરીને બીજા કાગડાઓને બોલાવે છે ને એમની સાથે ભેગા ખાય છે. બીજાને ખવડાવીને

ખાવાની મઝા ઓર છે. તમે એવું જીવન જીવી જુઓ તો એનો અનુભવ થશે. મહારાજા પૂર્વાભિભાષી પણ હતા. પૂર્વાભિભાષી એટલે શું? તમે સમજ્યા? પોતાના સંપર્કમાં આવનારને પોતે પહેલા બોલાવે. એના ખબર અંતર પૂછે પણ એમ નહિ કહે કે હું મોટો રાજા છું. હું એને પહેલો શા માટે બોલાવું? મારે એની શી જરૂર છે? એને જરૂર હોય તો મને બોલાવે. આવી દૃષ્ટિ રાજાની ન હતી. આજે તો કોડની સંપત્તિ હોય તો પણ અભિમાનનો પાર નહિ. આ મહારાજા અભિમાની કે તુચ્છ ન હતા; પણ મહાન ગુણોથી ભરેલા હતા. તેમના ગુણોની પ્રસિદ્ધિ ચારે તરફ ફેલાયેલી હતી. પૈસા કે ધન માલ પોતાના નથી એ સાથે આવનાર નથી પણ ઉત્તમ સદ્ગુણો અને સત્કાર્ય પોતાની ચીજ છે. એ સાથે આવનાર છે માટે મારા બંધુઓ! તમે પણ આવા ગુણો તમારા જીવનમાં અપનાવજો. તો તમારું જીવન મઘમઘતું બની જશે.

જે નગરીના મહારાજા આવા પુણ્યવાન અને ગુણોથી ભરેલા હોય તેમના રાજ્યમાં કેટલી શાંતિ ને આનંદ હોય! પ્રજામાં નિર્ભયતા ને ઉદારતા હોય છે. ત્યાં દુઃખ ભય કે શોકનું નામનિશાન હોતું નથી. આ દ્વારકાનગરી આવી સમૃદ્ધ અને સ્વર્ગ જેવી હતી. ત્યાંના રાજા પણ પવિત્ર હતા. હવે આગળ શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે. હવે આજથી વ્યાખ્યાન બાદ થોડીવાર પાંડવ ચરિત્ર લેવામાં આવશે. કંઇક જીવો તેમાંથી બોધ પામી જાય છે. એટલે આજે પાંડવ ચરિત્રની મંગલ શરૂઆત કરવામાં આવે છે.

## "પાંડવ ચરિત્ર"

પાંડવ ચરિત્રમાં આપણને ઘણું જાણવા મળે છે. પાંડવોએ કેટલા કષ્ટો સહન કર્યા છતાં ધર્મને છોડયો નહિ. આવા મહાન પુરૂષોનું ચરિત્ર શ્રવણ કરતાં આપણું જીવન ધન્ય બને છે.

આ ભરત ક્ષેત્રમાં રાજાઓમાં પ્રથમ રાજા અને તીર્થંકરોમાં પ્રથમ તીર્થંકર અપૂર્વ મહાત્મયવાળા નાભીરાજાના પુત્ર શ્રી ઋષભદેવ થયા. તેમને સો પુત્રો હતા. જેમાં એકનું નામ કુરૂરાજા હતું. તેમના નામથી કુરૂક્ષેત્ર પ્રસિધ્ધ થયું. કુરૂરાજાને હસ્તિ નામે પુત્ર હતો. જે દાન આપવામાં પોતાના જીવનની સફળતા માનતા હતા. તેમના નામથી હસ્તિનાપુર નામે નગર પ્રસિદ્ધ થયું. જ્યાં સ્વચ્છ પાણીથી ભરેલા અને પૂર્ણિમાના ચંદ્રના પ્રતિબિંબથી શોભાને પામેલા અનેક સરોવરો હતા. ગરીબાઇને તો દેશવટો મળેલો હતો. અધર્મનું નામ નિશાન ન હતું. ભય અને અન્યાય શોધવા છતાં પણ દેખાતાં ન હતા. એવા હસ્તિનાપુરમાં હસ્તિ રાજાના વંશરૂપી સાગરમાં કૌસ્તુભમણી સમાન દાનાદિ ગુણોથી પ્રશંસાને પામેલા અત્યંત તેજસ્વી લાખો રાજાઓ થઇ ગયા. તે રાજાઓમાં વૈરાગ્ય રૂપી ઔષધિઓથી ભાવરોગોને નાબૂદ કરનાર સનતકુમાર ચક્રવર્તિ થયા. બીજો

કાળ વ્યતીત થયા બાદ બાહ્ય અને આભ્યંતર શત્રુઓને ભયભીત બનાવીને ભગાડનાર શ્રી શાંતિનાથ ભગવાન શ્રી કુંથુનાથ ભગવાન અને અરનાથ ભગવાન ધર્મ ચક્રવર્તિ થયા. તે જ વંશમાં પોતાના પરાક્રમથી બીજા રાજાઓને જીતનાર ચક્રવર્તિ સમાન પ્રભાવશાળી અનંતવીર્ય નામે રાજા થયા. ત્યારબાદ મહાસુરકેલીઓ પણ જીતી ન શકાય તેવા ભુજાબળવાળા શ્રી કૃતવીર્ય નામે દાનેશ્વરી રાજા થયા. ત્યારબાદ ઘણા લાંબા કાળે મહાન પ્રતાપી અને યમદગ્નિના પુત્ર વીર પરશુરામની સાથે યુદ્ધ કરનાર સુભૂમ નામના ચક્રવર્તિ થયા.

ત્યાર પછી તે જ વંશમાં પ્રશાંત ગુણોના સમુહથી શોભતા, અન્યાયરૂપી વૃક્ષના મૂળને ઉખેડી નાંખી ન્યાયરૂપી વૃક્ષને દયાદિ ગુણોથી સિંચન કરનાર અસંખ્ય રાજાઓ થઈ ગયા. પછી તે વંશમાં સૂર્ય સમાન તેજસ્વી પાંડુ નામે રાજા થયા.

બંધુઓ! હવે પાંડવ ચરિત્રની શરૂઆત થાય છે. પાંડવોના પિતાનું નામ પાંડુરાજા હતું.

કરે રાજ હસ્તિનાપુર માંહી, પાંડુ નૃપ બલવાન,
હિત શિક્ષા દેકર રૈયતકો, પાલે પુત્ર સમાન હો
સ્વયંવર રચાયા દ્રુપદ ભૂપને દ્રૌપદી સુતાકા...

હસ્તિનાપુર નગરમાં મહાન પરાક્રમી વિશાલ વક્ષઃસ્થલવાળા અને શત્રુઓને મૂળમાંથી ઉખેડી નાંખનાર પાંડુ નામના મહારાજા રાજ્ય કરતા હતા. તેઓ પોતાની પ્રજાનું પુત્રની જેમ પાલન કરતા હતા. પણ જો પ્રજા કોઈ ભૂલ કરે તો તેને આકરી શિક્ષા કરી તેને ઠેકાણે લાવતા હતા. આવા પૂર્ણ પ્રતાપી અને શરદપૂર્ણિમાના ચંદ્રની જેમ પૂર્ણ કાંતિવાળા પાંડુરાજા એક વખત સુમેરૂ શિખર સમાન સુવર્ણના સિંહાસન ઉપર આવીને બેઠા. તેણે રત્નમય બે વલયો, હાર, મુકુટ અને કુંડલ ધારણ કર્યા હતા. તેમની ચારે તરફ સામંતો બેઠા હતા. ભીષ્મ પિતામહ, ધૃતરાષ્ટ્ર આદિ વડીલજનો પણ રાજાને ગૌરવાન્વિત કરવા માટે યોગ્ય સિંહાસને બેઠા હતા. મોટા મોટા કવિઓ રાજાની, રાજ્યની અને કુરૂવંશની પ્રશસ્તિ કરતા કાવ્યો બોલતા હતા અને સ્તુતિ કરનારાઓ શ્રોતાજનોના કાનને આનંદ આવે તેવી સ્તુતિ કરતા હતા. આ સમયે દ્વારપાળે આવીને હાથ જોડીને કહ્યું હે રાજન્! દ્રુપદરાજાનો દૂત દ્વાર પાસે ઉભો છે ને આપને મળવા માટે આવેલ છે. ત્યારે પાંડુરાજાએ ધૃતરાષ્ટ્ર, ભીષ્મપિતામહ આદિ વડીલજનોની સંમતિ લઈને દૂતને રાજસભામાં આવવાની આજ્ઞા આપી.

**પાંડુરાજાની સભામાં દ્રુપદ રાજાના દૂતનું આગમન :** જુઓ. પાંડુરાજા કેવા મહાન પરાક્રમી હતા. છતાં એક દૂતને સભામાં બોલાવવા માટે પણ વડીલોની સંમતિ લીધી. કેવી સરળતા હશે! આજ્ઞા મળતાં ઇન્દ્રની સભાને પણ લજ્જિત કરનાર એવી પાંડુરાજાની સભામાં દૂતે પ્રવેશ કર્યો અને વિનયપૂર્વક રાજાને નમસ્કાર કરી ઉભો રહ્યો.

ખાવાની મઝા ઓર છે. તમે એવું જીવન જીવી જુઓ તો એનો અનુભવ થશે. મહારાજા પૂર્વાભિલાષી પણ હતા. પૂર્વાભિલાષી એટલે શું? તમે સમજ્યા? પોતાના સંપર્કમાં આવનારને પોતે પહેલા બોલાવે. એના ખબર અંતર પૂછે પણ એમ નહિ કહે કે હું મોટો રાજા છું. હું એને પહેલો શા માટે બોલાવું? મારે એની શી જરૂર છે? એને જરૂર હોય તો મને બોલાવે. આવી દૃષ્ટિ રાજાની ન હતી. આજે તો ક્રોડની સંપત્તિ હોય તો પણ અભિમાનનો પાર નહિ. આ મહારાજા અભિમાની કે તુચ્છ ન હતા; પણ મહાન ગુણોથી ભરેલા હતા. તેમના ગુણોની પ્રસિદ્ધિ ચારે તરફ ફેલાયેલી હતી. પૈસા કે ધન માલ પોતાના નથી એ સાથે આવનાર નથી પણ ઉત્તમ સદ્ગુણો અને સત્કાર્ય પોતાની ચીજ છે. એ સાથે આવનાર છે માટે મારા બંધુઓ! તમે પણ આવા ગુણો તમારા જીવનમાં અપનાવજો. તો તમારું જીવન મઘમઘતું બની જશે.

જે નગરીના મહારાજા આવા પુણ્યવાન અને ગુણોથી ભરેલા હોય તેમના રાજ્યમાં કેટલી શાંતિ ને આનંદ હોય! પ્રજામાં નિર્ભયતા ને ઉદારતા હોય છે. ત્યાં દુઃખ ભય કે શોકનું નામનિશાન હોતું નથી. આ દ્વારકાનગરી આવી સમૃદ્ધ અને સ્વર્ગ જેવી હતી. ત્યાંના રાજા પણ પવિત્ર હતા. હવે આગળ શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે. હવે આજથી વ્યાખ્યાન બાદ થોડીવાર પાંડવ ચરિત્ર લેવામાં આવશે. કંઇક જીવો તેમાંથી બોધ પામી જાય છે. એટલે આજે પાંડવ ચરિત્રની મંગલ શરૂઆત કરવામાં આવે છે.

## "પાંડવ ચરિત્ર"

પાંડવ ચરિત્રમાં આપણને ઘણું જાણવા મળે છે. પાંડવોએ કેટલા કષ્ટો સહન કર્યા છતાં ધર્મને છોડયો નહિ. આવા મહાન પુરૂષોનું ચરિત્ર શ્રવણ કરતાં આપણું જીવન ધન્ય બને છે.

આ ભરત ક્ષેત્રમાં રાજાઓમાં પ્રથમ રાજા અને તીર્થંકરોમાં પ્રથમ તીર્થંકર અપૂર્વ મહાત્મયવાળા નાભીરાજાના પુત્ર શ્રી ઋષભદેવ થયા. તેમને સો પુત્રો હતા. જેમાં એકનું નામ કુરૂરાજા હતું. તેમના નામથી કુરૂક્ષેત્ર પ્રસિધ્ધ થયું. કુરૂરાજાને હસ્તિ નામે પુત્ર હતો. જે દાન આપવામાં પોતાના જીવનની સફળતા માનતા હતા. તેમના નામથી હસ્તિનાપુર નામે નગર પ્રસિદ્ધ થયું. જ્યાં સ્વચ્છ પાણીથી ભરેલા અને પૂર્ણિમાના ચંદ્રના પ્રતિબિંબથી શોભાને પામેલા અનેક સરોવરો હતા. ગરીબાઇને તો દેશવટો મળેલો હતો. અધર્મનું નામ નિશાન ન હતું. ભય અને અન્યાય શોધવા છતાં પણ દેખાતાં ન હતા. એવા હસ્તિનાપુરમાં હસ્તિ રાજાના વંશરૂપી સાગરમાં કૌસ્તુભમણી સમાન દાનાદિ ગુણોથી પ્રશંસાને પામેલા અત્યંત તેજસ્વી લાખો રાજાઓ થઇ ગયા. તે રાજાઓમાં વૈરાગ્ય રૂપી ઔષધિઓથી ભાવરોગોને નાબૂદ કરનાર સનતકુમાર ચક્રવર્તિ થયા. ઘણે

કાળ વ્યતીત થયા બાદ બાહ્ય અને આભ્યંતર શત્રુઓને ભયભીત બનાવીને ભગાડનાર શ્રી શાંતિનાથ ભગવાન શ્રી કુંથુનાથ ભગવાન અને અરનાથ ભગવાન ધર્મ ચક્રવર્તિ થયા. તે જ વંશમાં પોતાના પરાક્રમથી બીજા રાજાઓને જીતનાર ચક્રવર્તિ સમાન પ્રભાવશાળી અનંતવીર્ય નામે રાજા થયા. ત્યારબાદ મહામુશ્કેલીએ પણ જીતી ન શકાય તેવા ભુજ-બળવાળા શ્રી કૃતવીર્ય નામે દાનેશ્વરી રાજા થયા. ત્યારબાદ ઘણા લાંબા કાળે મહાન પ્રતાપી અને યમદગ્નિના પુત્ર વીર પરશુરામની સાથે યુદ્ધ કરનાર સુભૂમ નામના ચક્રવર્તિ થયા.

ત્યાર પછી તે જ વંશમાં પ્રશાંત ગુણોના સમુહથી શોભતા, અન્યાયરૂપી વૃક્ષના મૂળને ઉખેડી નાંખી ન્યાયરૂપી વૃક્ષને દયાદિ ગુણોથી સિંચન કરનાર અસંખ્ય રાજાઓ થઈ ગયા. પછી તે વંશમાં સૂર્ય સમાન તેજસ્વી પાંડુ નામે રાજા થયા.

બંધુઓ! હવે પાંડવ ચરિત્રની શરૂઆત થાય છે. પાંડવોના પિતાનું નામ પાંડુરાજા હતું.

કરે રાજ હસ્તિનાપુર માંહી, પાંડુ નૃપ બલવાન,
હિત શિક્ષા દેકર રૈયતકો, પાલે પુત્ર સમાન હો
સ્વયંવર રચાયા દ્રુપદ ભૂપને દ્રૌપદી સુતાકા...

હસ્તિનાપુર નગરમાં મહાન પરાક્રમી વિશાલ વક્ષઃસ્થલવાળા અને શત્રુઓને મૂળ-માંથી ઉખેડી નાંખનાર પાંડુ નામના મહારાજા રાજ્ય કરતા હતા. તેઓ પોતાની પ્રજાનું પુત્રની જેમ પાલન કરતા હતા. પણ જો પ્રજા કોઈ ભૂલ કરે તો તેને આકરી શિક્ષા કરી તેને ઠેકાણે લાવતા હતા. આવા પૂર્ણ પ્રતાપી અને શરદપૂર્ણિમાના ચંદ્રની જેમ પૂર્ણ કાંતિવાળા પાંડુરાજા એક વખત સુમેરૂ શિખર સમાન સુવર્ણના સિંહાસન ઉપર આવીને બેઠા. તેણે રત્નમય બે વસ્ત્રો, હાર, મુકુટ અને કુંડલ ધારણ કર્યા હતા. તેમની ચારે તરફ સામંતો બેઠા હતા. ભીષ્મ પિતામહ, ધૃતરાષ્ટ્ર આદિ વડીલજનો પણ રાજાને ગૌરવાન્વિત કરવા માટે યોગ્ય સિંહાસને બેઠા હતા. મોટા મોટા કવિઓ રાજાની, રાજ્યની અને કુરૂવંશની પ્રશસ્તિ કરતા કાવ્યો બોલતા હતા અને સ્તુતિ કરનારાઓ શ્રોતા-જનોના કાનને આનંદ આવે તેવી સ્તુતિ કરતા હતા. આ સમયે દ્વારપાળે આવીને હાથ જોડીને કહ્યું કે રાજન્! દ્રુપદરાજાનો દૂત દ્વાર પાસે ઉભો છે ને આપને મળવા માટે આવેલ છે. ત્યારે પાંડુરાજાએ ધૃતરાષ્ટ્ર, ભીષ્મપિતામહ આદિ વડીલજનોની સંમતિ લઈને દૂતને રાજસભામાં આવવાની આજ્ઞા આપી.

**પાંડુરાજાની સભામાં દ્રુપદ રાજાના દૂતનું આગમન :** જુઓ. પાંડુરાજા કેવા મહાન પરાક્રમી હતા. છતાં એક દૂતને સભામાં બોલાવવા માટે પણ વડીલોની સંમતિ લીધી. કેવી સરળતા હશે! આજ્ઞા મળતાં ઈન્દ્રની સભાને પણ લજ્જિત કરનાર એવી પાંડુરાજાની સભામાં દૂતે પ્રવેશ કર્યો અને વિનયપૂર્વક રાજાને નમસ્કાર કરી ઉભો રહ્યો.

પાંડુ રાજાએ તેને આસન ઉપર બેસાડયો અને પૂછયું આપનું શા કારણે અત્રે આવવાનું બન્યું છે? ત્યારે દૂતે હાથ જોડી મસ્તક નમાવીને કહ્યું–

હે રાજન્ રાજા દ્રુપદ કે, ધૃષ્ટદ્યુમ્નકુમાર,
કન્યા દ્રૌપદી એક મનોહર, ઈન્દ્રાની અનુસાર હો..સ્વયંવર

હે મહારાજા! દ્રુપદરાજાને ધૃષ્ટદ્યુમ્ન નામે એક પુત્ર છે અને તેમને પ્રાણથી પણ અધિક પ્રિય દ્રૌપદી નામે એક પુત્રી છે. તેને મહારાજા જેમતેમ અને ગમે તે જગ્યાએ આપવાની ઈચ્છા કરતા નથી. એટલે તેમણે મોટો સ્વયંવર રચ્યો છે. તેમાં જે વીરપુરૂષ રાધાવેધ કરશે તેને મારી પુત્રી પરણાવીશ એવી જાહેરાત કરાવી છે. તેમાં કૃષ્ણજી, બલભદ્ર, દશદશાર્હ, કર્ણ, રૂકમી, શિશુપાલ, દુર્યોધન આદિ બળવાન ઘણાં રાજાઓ અને કંઈક રાજકુમારોને આમંત્રણ આપ્યા છે. અને મને આપને ત્યાં સ્વયંવરમાં પધારવાનું આમંત્રણ આપવા માટે મોકલ્યો છે. સમસ્ત વિશ્વને આનંદ આપનાર ધનુર્વેદ વિશારદ આપના પુત્રો છે તો અદ્વિતીય ધનુર્ધારી આપના પુત્રોને સાથે લઈને આપ સ્વયંવરની શોભામાં અભિવૃદ્ધિ કરવા આપ જરૂરથી કંપિલ્યપુર પધારશો. લગ્નનો દિવસ તો પોષ-સુદી ત્રીજનો છે. ઘણાં રાજાઓ આવી ગયા છે ને ઘણાં બાકી છે. તો આપ જરૂરથી વહેલા પધારશો. આ પ્રમાણે દૂતે સમાચાર આપ્યા. હવે શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં-૩

**અષાડ વદ ૫ને મંગળવાર** **તા-૫-૭-૭૭**

અનંતજ્ઞાની ભગવંતે જગતના જીવોના કલ્યાણ માટે વાત્સલ્યના વહેણ વહાવી દ્વાદશાંગી સિદ્ધાંતની પ્રરૂપણા કરી. ત્રણે કાળે સિદ્ધ થયેલી વાણી તેનું નામ સિદ્ધાંત. ભગવાનની વાણી સાંભળતાં જીવના રાગ-દ્વેષ અને મોહ રૂપી ઝેર ઉતરી જાય છે. આજે ઘણાં એમ કહે છે કે અમને સિદ્ધાંતમાં સમજણ પડતી નથી. તો ઝેર કયાંથી ઉતરે? વિચારો કે જેમ કોઈ માણસને સર્પ કરડયો હોય તો તેના શરીરમાં સર્પનું વિષ વ્યાપી જાય છે ત્યારે તેને વિષ ઉતારનાર મંત્રવાદી પાસે લઈ જવામાં આવે છે. એ મંત્રવાદી મંત્ર ભણે છે. તેનું જેને સર્પ કરડયો છે તેને જ્ઞાન હોતું નથી. સાથે જનારને પણ તેનું જ્ઞાન હોતું નથી. એ શું બોલે છે તે સમજતા નથી. છતાં શ્રદ્ધા છે કે એ મંત્ર બોલશે એટલે જરૂર ઝેર ઉતરશે. એ શ્રદ્ધાથી ત્યાં પહોંચે છે. ત્યાં જેટલી શ્રદ્ધા છે તેટલી ભગવાનના વચન ઉપર શ્રદ્ધા છે? બોલો. ભગવાનના વચન ઉપર જો આટલી શ્રદ્ધા આવે તો અજ્ઞાન, મોહ અને વિષયોના વિષ ઉતર્યા વિના રહે નહિ.

શ્રદ્ધાથી માનવી ધારે તે કરી શકે છે. શ્રદ્ધા વિનાનું જીવન નિસ્તેજ છે. જેમ શઢ વિના નૌકા શોભતી નથી. દાંત વિનાનું મુખ, વેગ વિનાનો અશ્વ અને દંતશૂળ વિનાનો હાથી શોભતો નથી તેમ શ્રદ્ધા વિનાનું જીવન પણ શોભતું નથી. શ્રદ્ધા વિનાની ક્રિયામાં રસ પેદા થતો નથી. બીજા મંત્રોમાં કંઈક જીવોને જેટલી શ્રદ્ધા છે તેટલી નવકારમંત્રમાં નથી પણ વિચાર કરો. એક નવકારમંત્રમાં કેટલી શક્તિ છે. માત્ર "નમો અરિહંતાણું"ના સાત અક્ષરો સાત ભયને નાશ કરે છે. પછી તેને જગતમાં કોઈ ભય રહેતો નથી. પંચ પરમેષ્ટીનું ભક્તિરૂપી મહારસાયણ પીતાં સ્વાર્થવાસનાના ચેપી રોગો નાશ પામે છે. પંચ પરમેષ્ટીનું શરણું અંગીકાર કરતાં અભયતા, અજરતા ને અમરતા પ્રાપ્ત કરાય છે. અને મારું તે સાચું એ ઝેર બહાર નીકળે છે ને સાચું તે મારું એ અમૃત અંતરમાં ઉતરે છે.

બંધુઓ! એક વખત કલ્પવૃક્ષ, કામધેનુ ગાય અગર તો રત્નચિંતામણી જેવી અલૌકિક ચીજો પ્રાપ્ત થયા પછી જો કોઈ માણસ જ્યાં ને ત્યાં સુખ મેળવવા ફાંફા મારે તો તમે તેને કેવા કહેશો? મૂર્ખો જ કહેશોને? તેમ આ પંચપરમેષ્ટી મંત્ર જેવો ઉત્તમ મંત્ર મળ્યા પછી બાહ્ય સુખ માટે બીજા મંત્રોનો જાપ કરે, ધન-સંપત્તિ, મોટર-ગાડી, નાટક સિનેમા, રેડિયો, ટેલીફોન, ફર્નીચર, બંગલા આદિ ધૂળ અને કાંકરા જેવી નશ્વર ચીજોમાં સુખ માની તેને કિંમતી માનનારાઓને મારે શું કહેવા? માટે સમજો. જ્ઞાની મહાપુરૂષોની દૃષ્ટિએ તો તે દયાને પાત્ર છે. અનાદિ કાળથી વિષયાસક્ત બનેલો આત્મા પોતાની ઇષ્ટ સિદ્ધિ માટે શ્રીમંત, શેઠ, સ્વજન આદિ સહુ કોઈને નમ્યો છે પણ અરિહંતને નમ્યો નથી. તેના કારણે ભવરોગથી રિબાઈ રહ્યો છે. પણ એને ખબર નથી કે મારા પંચપરમેષ્ટી પ્રભુ સર્વ મંગલના કરનાર ને સર્વ દુઃખોનો નાશ કરનાર છે. પંચપરમેષ્ટીનું શરણું સ્વીકાર્યા વિના જીવનમાં વિરતિ ભાવનું વાવેતર થતું નથી. અને વિરતિ ભાવના પરિણામ વિના જન્મ મરણની જંજાળો તૂટી શકવી નથી.

નવકારની નૈયામાં બેસી જાને (૨) એરી તને લઈ જશે નિજ સ્થાને...
અરિહંત નામે અવિચળ ધામ લેવા,
સિદ્ધોનું શરણું છે મુક્તિના મેવા, મૂઢ બની બેઠો શું તું શાને...

બન્ધુઓ! અરિહંત અવિચળ ધામ છે. અરિહંત અને સિદ્ધનું શરણું લીધા વિના મુક્તિના મેવા નહીં મળે. તું શા માટે મૂઢ બનીને બેઠો છું? માટે વિચાર કરીને વિવેકનો દીપક પ્રગટાવો.

વિવેક એટલે શું? જાણો છોને? વિવેકનો દિપક અંતરમાં પ્રગટ થતાં એમ સમજાય છે કે માનવ જીવનની સાર્થકતા ખાવાપીવામાં નથી. આરામ કરવાના કોચ અને સોફામાં નથી. બંગલા અને બગીચામાં મહાલવામાં નથી. અમારી બહેનો સીલ્ક અને

નાઇલોનની સાડી પહેરીને આનંદ માને છે ને તમે ટેરેલીનના પેન્ટ અને બુશર્ટ પહેરી ટાઈ લગાવીને માનો છો કે હું કેવો સુંદર દેખાઉં છું. પણ મારા બંધુઓ ને બહેનો, જરા વિચાર કરજો. એવા કિંમતી કપડા પહેરીને મોટરગાડીમાં ફરવામાં ખાન-પાન કે માન પાનમાં અને વિષય સુખની મસ્તીમાં સાચો આનંદ કે જીવનની સાર્થક્તા નથી. સાચો આનંદ, સુખ, જીવનની સાર્થકતા તો પંચપરમેષ્ટી પ્રભુની ભક્તિથી થાય છે.

એક વખત સિદ્ધ ભગવંતના સુખો જેણે જાણ્યા છે તેને આ સંસારના તુચ્છ સુખો ભોગવવામાં મઝા આવે? સાત માળના બંગલામાં જે મહાલ્યો હોય તેને ભાંગ્યા તૂટયા ઝુંપડામાં રહેવું ગમે? મેવા, મીઠાઇ અને મલાઇ જમ્યા પછી લૂખા ભોજન ભાવે ખરા? કોહીનુર હીરાનો હાર જેને મળતો હોય તે ચણોઠીના હારમાં મોહ પામે ખરો? માનસરોવરમાં વસનારા ને સાચા મોતીના ચણ ચણનારા હંસલાને ગંદા પાણીથી ભરેલા ખાબોચિયામાં રહેવું ગમે? 'ના' તેમ આત્મસુખના પિપાસુ જીવડાને ક્ષણિક સુખોમાં આનંદ આવે? બોલો. (શ્રોતામાંથી અવાજ-ના આવે) તેની મીટ તો શાશ્વત સુખ તરફ હોય, એ સુખ ક્યાંથી મળે, કેમ મળે તેની ખોજ કરતા હોય પણ સિદ્ધ ભગવંતનું સુખ મેળવવું સહેલ નથી. તેને માટે ભગીરથ પુરૂષાર્થ કરવો જોઇએ. હિમાલયના એવરેસ્ટ પર ચાલીને જવું હોય તો કેટલી મહેનત પડે છે? હિમાલય ઉપર ચઢવું સહેલ નથી તેમ સિદ્ધગતિમાં જવું હોય તો બેઠા બેઠા જવાય! હિમાલય ઉપર ચઢવા કરતાં પણ અનંતગણી મહેનત કરવી પડશે. સંસારના મોહના બંધન તોડી સર્વ-વિરતિ બનવું પડશે. કદાચ સર્વવિરતિ ન બની શકો તો દેશવિરતિમાં આવીને આરાધના કરવી પડશે. તે સિવાય કલ્યાણ નહિ થાય. કહ્યું છે ને કે—

"ત્યાગ વિરાગ ન ચિત્તમાં, થાય ન તેને જ્ઞાન
અટકે ત્યાગ વિરાગમાં, તો ભૂલે નિજ ભાન.

આત્મકલ્યાણ કરવા માટે સર્વપ્રથમ જીવનમાં ત્યાગ અને વૈરાગ્ય જોઇએ. ત્યાગ અને વૈરાગ્ય વિના આત્મજ્ઞાન પ્રાપ્ત થતું નથી. જીવનમાં જો પ્રધાનતા હોય તો ત્યાગ અને વૈરાગ્યની છે. ભોગની નથી. ઘરમાં અનાજના કોઠારો ભરેલા હોય પણ આંગણે ભૂખ્યો માણસ આવીને ટળવળતો હોય, બટકુ રોટી કે મૂઠી અનાજ માટે કાલાવાલા કરતો હોય છતાં મૂઠી અનાજ કે બટકુ રોટી ન આપે તો તેની કંઇ કિંમત ખરી? ક્રોડો રૂપિયા તિજોરીમાં ભર્યા છે પણ સત્કાર્યમાં સ્વધર્મી કે ગરીબની સહાયમાં પૈસા વપરાતા ન હોય તો તે પૈસાની કિંમત ખરી? એ પૈસા નહિ પણ કાંકરા છે. એની વિશેષતા નથી.

લક્ષ્મી મળી જીવનમાં પણ દાન ના અપાશે, ગરીબનું શું થાશે? (૨)
સાધર્મીઓ રહે છે ભૂખ દુઃખના સંતાપે, મેવા મિષ્ટાન્ન ઉડાવે, ટુકડો એક ના આપે
હૈયે ભરી છે આશા, નિરાશા જો કરાશે...ગરીબનું...

આંગણે સ્વધર્મી બંધુ ભૂખ્યો તરસ્યો ઉભો હોય ને જો તમે ઘરમાં બેઠા મેવા મિષ્ટાન્ન ઉડાવતા હો અને એ આશાભેર તમારા આંગણે આવેલો નિરાશ બનીને જતો હોય તો તમારા એ ખાવામાં ધૂળ પડી. વિચારો, નદી સૂકીભંડ દેખાતી હોય છે પણ ત્યાં જઈને કોઈ વીરડો ખોદે તો મીઠું ને શીતળ પાણી આપે છે. જ્યારે તમારું ધન જો કોઈને ઉપયોગી ન થતું હોય તો શા કામનું? એ ધન તમે ભેગું નથી કર્યું પણ ઉપાધિ ભેગી કરી છે. એક વાત તો નક્કી છે ને કે તમે પૂર્વભવમાં કમાણી કરીને આવ્યા છો તો આ ભવમાં લ્હેર કરો છો. જે કમાણી કરીને નથી આવ્યા તે દુઃખ ભોગવે છે. તમારે એના જેવું દુઃખ ભોગવવું છે? 'ના.' એના જેવું દુઃખ ભોગવવું ન હોય તો આપતાં શીખો. લોભી ન બનો. અન્યાય અનીતિ કરી ધન ગમે તેટલું ભેગું કરશો તો પણ એ ટકવાનું નથી અને નીતિનું ધન ગમે ત્યાં મૂકશો તો કદી જશે નહિ. એક દૃષ્ટાંત યાદ આવે છે. સાંભળો.

એક ગામમાં એક શ્રીમંત સુંદરલાલ નામે શેઠ વસતા હતા. શેઠાણીનું નામ સુંદરબહેન હતું. તેમને એક પુત્ર હતો. તેનું નામ શાંતિલાલ હતું. શેઠ ખૂબ લોભી હતા. લોકોને ઠગી છેતરપિંડી કરીને ધન ભેગું કરવું એ તેનું કામ હતું. ચોરીનો માલ ખરીદવો, ખોટા તોલ અને ખોટા માપ રાખવા, સારો માલ બતાવીને હલકો આપવો, માલમાં ભેળસેળ કરવી આ તેમનું મુખ્ય કામ હતું. આવી રીતે કમાણી કરી ઘણું ધન ભેગું કર્યું હતું. શેઠનું નામ તો સુંદરલાલ ઘણું સારું હતું પણ તેનો આવો વ્યવહાર હોવાથી લોકો તેને ઠગ શેઠ કહેતા. દીકરો સારો હતો પણ પિતાજીના સંગમાં રહેવાથી તે એના પિતા જેવો બની ગયો.

દેવાનુપ્રિયો! શેઠ માનતા હતા કે બધાને ઠગીને હું કેવો સુખી બન્યો છું. મનમાં મલકાતા હતા પણ યાદ રાખજો કે જે બીજાને ઠગે છે તે પોતે ઠગાઈ રહ્યો છે. બીજાને છેતરનારો પોતે છેતરાઈ રહ્યો છે. એને ભાન નથી કે પરલોકમાં મારું શું થશે? મારું પાપ કદી છૂપું રહેવાનું નથી.

પાપ છુપાયા ના છુપે, છુપે તો મોટું ભાગ,
દાબી દૂબી ના રહે, રૂઈ લપેટી આગ,

શેઠના પુત્ર શાંતિલાલના એક સારા ઘરની સુસંસ્કારી કન્યા સાથે લગ્ન થયા. પુત્રને શેઠે ખૂબ ધામધૂમથી પરણાવ્યો. પુત્રવધૂનું નામ ગુણવંતી હતું. તેના નામ પ્રમાણે તેનામાં ગુણો ભરેલા હતા. ધર્મની ખૂબ જાણકાર હતી. એક વખત ગુણવંતી કૂવા કાંઠે પાણી ભરવા ગઈ ત્યારે ગામની સ્ત્રીઓ વાત કરતી હતી તે બંધ થઈ ગઈ ને બોલવા લાગી કે જુઓ, ઠગ શેઠનો દીકરો હમણાં પરણ્યો છે. તેની આ વહુ છે. આ સાંભળીને વહુ વિચારમાં પડી કે મારા સસરાજીનું નામ તો સુંદરલાલ શેઠ છે. કેવું સુંદર નામ

નાઇલોનની સાડી પહેરીને આનંદ માને છે ને તમે ટેરેલીનના પેન્ટ અને બુશર્ટ પહેરી ટાઈ ભરાવીને માનો છો કે હું કેવો સુંદર દેખાઉં છું. પણ મારા બંધુઓ ને બહેનો, જરા વિચાર કરજો. એવા કિંમતી કપડા પહેરીને મોટરગાડીમાં ફરવામાં ખાન-પાન કે માન પાનમાં અને વિષય સુખની મસ્તીમાં સાચો આનંદ કે જીવનની સાર્થકતા નથી. સાચો આનંદ, સુખ, જીવનની સાર્થકતા તો પંચપરમેષ્ઠી પ્રભુની ભક્તિથી થાય છે.

એક વખત સિદ્ધ ભગવંતના સુખો જેણે જાણ્યા છે તેને આ સંસારના તુચ્છ સુખો ભોગવવામાં મઝા આવે ? સાત માળના બંગલામાં જે મહાલ્યો હોય તેને ભાંગ્યા તૂટયા ઝુંપડામાં રહેવું ગમે ? મેવા, મીઠાઇ અને મલાઇ જમ્યા પછી લૂખા ભોજન ભાવે ખરા ? કોહીનુર હીરાનો હાર જેને મળતો હોય તે ચણોઠીના હારમાં મોહ પામે ખરો ? માનસરોવરમાં વસનારા ને સાચા મોતીના ચણ ચણનારા હંસલાને ગંદા પાણીથી ભરેલા ખાબોચિયામાં રહેવું ગમે ? 'ના' તેમ આત્મસુખના પિપાસુ જીવડાને ક્ષણિક સુખોમાં આનંદ આવે ? બોલો. (શ્રોતામાંથી અવાજ-ના આવે) તેની મીટ તો શાશ્વત સુખ તરફ હોય, એ સુખ કયાંથી મળે, કેમ મળે તેની ખોજ કરતા હોય પણ સિદ્ધ ભગવંતનું સુખ મેળવવું સહેલ નથી. તેને માટે ભગીરથ પુરૂષાર્થ કરવો જોઇએ. હિમાલયના એવરેસ્ટ પર ચાલીને જવું હોય તો કેટલી મહેનત પડે છે ? હિમાલય ઉપર ચઢવું સહેલ નથી તેમ સિદ્ધગતિમાં જવું હોય તો બેઠા બેઠા જવાય ! હિમાલય ઉપર ચઢવા કરતાં પણ અનંતગણી મહેનત કરવી પડશે. સંસારના મોહના બંધન તોડી સર્વ-વિરતિ બનવું પડશે. કદાચ સર્વવિરતિ ન બની શકો તો દેશવિરતિમાં આવીને આરાધના કરવી પડશે. તે સિવાય કલ્યાણ નહિ થાય. કહ્યું છે ને કે-

"ત્યાગ વિરાગ ન ચિત્તમાં, થાય ન તેને જ્ઞાન
અટકે ત્યાગ વિરાગમાં, તો ભૂલે નિજ ભાન.

આત્મકલ્યાણ કરવા માટે સર્વપ્રથમ જીવનમાં ત્યાગ અને વૈરાગ્ય જોઇએ. ત્યાગ અને વૈરાગ્ય વિના આત્મજ્ઞાન પ્રાપ્ત થતું નથી. જીવનમાં જો પ્રધાનતા હોય તો ત્યાગ અને વૈરાગ્યની છે. ભોગની નથી. ઘરમાં અનાજના કોઠારો ભરેલા હોય પણ આંગણે ભૂખ્યો માણસ આવીને ટળવળતો હોય, બટકુ રોટી કે મૂઠી અનાજ માટે કાલાવાલા કરતો હોય છતાં મૂઠી અનાજ કે બટકુ રોટી ન આપે તો તેની કંઇ કિંમત ખરી ? કરોડો રૂપિયા તિજોરીમાં ભર્યા છે પણ સત્કાર્યમાં સ્વધર્મી કે ગરીબની સહાયમાં પૈસા વપરાતા ન હોય તો તે પૈસાની કિંમત ખરી ? એ પૈસા નહિ પણ કાંકરા છે. એની વિશેષતા નથી.

લક્ષ્મી મળી જીવનમાં પણ દાન ના અપાશે, ગરીબનું શું થાશે ? (૨)
સાધર્મીઓ રહે છે ભૂખ દુઃખના સંતાપે, મેવા મિષ્ટાન્ન ઉડાવે, ટુકડો એક
હૈયે ભરી છે આશા, નિરાશા જો કરાશે...ગરીબનું... ના આપે

આંગણે સ્વધર્મીબંધુ ભૂખ્યો તરસ્યો ઉભો હોય ને જો તમે ઘરમાં બેઠા મેવા મિષ્ટાન્ન ઉડાવતા હો અને એ આશાભેર તમારા આંગણે આવેલો નિરાશ બનીને જતો હોય તો તમારા એ ખાવામાં ધૂળ પડી. વિચારો, નદી સૂકીભંઠ દેખાતી હોય છે પણ ત્યાં જઈને કોઈ વીરડો ખોદે તો મીઠું ને શીતળ પાણી આપે છે. જ્યારે તમારું ધન જો કોઈને ઉપયોગી ન થતું હોય તો શા કામનું? એ ધન તમે ભેગું નથી કર્યું પણ ઉપાધિ ભેગી કરી છે. એક વાત તો નક્કી છે ને કે તમે પૂર્વભવમાં કમાણી કરીને આવ્યા છો તો આ ભવમાં લહેર કરો છો. જે કમાણી કરીને નથી આવ્યા તે દુઃખ ભોગવે છે. તમારે એના જેવું દુઃખ ભોગવવું છે? 'ના.' એના જેવું દુઃખ ભોગવવું ન હોય તો આપતાં શીખો. લોભી ન બનો. અન્યાય અનીતિ કરી ધન ગમે તેટલું ભેગું કરશો તો પણ એ ટકવાનું નથી અને નીતિનું ધન ગમે ત્યાં મૂકશો તો કદી જશે નહિ. એક દૃષ્ટાંત યાદ આવે છે. સાંભળો.

એક ગામમાં એક શ્રીમંત સુંદરલાલ નામે શેઠ વસતા હતા. શેઠાણીનું નામ સુંદરબહેન હતું. તેમને એક પુત્ર હતો. તેનું નામ શાંતિલાલ હતું. શેઠ ખૂબ લોભી હતા. લોકોને ઠગી છેતરપિંડી કરીને ધન ભેગું કરવું એ તેનું કામ હતું. ચોરીનો માલ ખરીદવો, ખોટા તોલ અને ખોટા માપ રાખવા, સારો માલ બતાવીને હલકો આપવો, માલમાં ભેળસેળ કરવી આ તેમનું મુખ્ય કામ હતું. આવી રીતે કમાણી કરી ઘણું ધન ભેગું કર્યું હતું. શેઠનું નામ તો સુંદરલાલ ઘણું સારું હતું પણ તેનો આવો વ્યવહાર હોવાથી લોકો તેને ઠગ શેઠ કહેતા. દીકરો સારો હતો પણ પિતાજીના સંગમાં રહેવાથી તે એના પિતા જેવો બની ગયો.

દેવાનુપ્રિયો! શેઠ માનતા હતા કે બધાને ઠગીને હું કેવો સુખી બન્યો છું. મનમાં મલકાતા હતા પણ યાદ રાખજો કે જે બીજાને ઠગે છે તે પોતે ઠગાઈ રહ્યો છે. બીજાને છેતરનારો પોતે છેતરાઈ રહ્યો છે. એને ભાન નથી કે પરલોકમાં મારું શું થશે? મારું પાપ કદી છૂપું રહેવાનું નથી.

પાપ છુપાયા ના છુપે, છુપે તો મોટું ભાગ,
દાબી દૂબી ના રહે, રૂઈ લપેટી આગ,

શેઠના પુત્ર શાંતિલાલના એક સારા ઘરની સુસંસ્કારી કન્યા સાથે લગ્ન થયા. પુત્રને શેઠે ખૂબ ધામધૂમથી પરણાવ્યો. પુત્રવધૂનું નામ ગુણવંતી હતું. તેના નામ પ્રમાણે તેનામાં ગુણો ભરેલા હતા. ધર્મની ખૂબ જાણકાર હતી. એક વખત ગુણવંતી કૂવા કાંઠે પાણી ભરવા ગઈ ત્યારે ગામની સ્ત્રીઓ વાત કરતી હતી તે બંધ થઈ ગઈ ને બોલવા લાગી કે જુઓ, ઠગ શેઠનો દીકરો હમણાં પરણ્યો છે. તેની આ વહુ છે. આ સાંભળીને વહુ વિચારમાં પડી કે મારા સસરાજીનું નામ તો સુંદરલાલ શેઠ છે. કેવું સુંદર નામ

નાઇલોનની સાડી પહેરીને આનંદ માને છે ને તમે ટેરેલીનના પેન્ટ અને બુશર્ટ પહેરી ટાઈ ભરાવીને માનો છો કે હું કેવો સુંદર દેખાઉં છું. પણ મારા બંધુઓ ને બહેનો, જરા વિચાર કરજો. એવા કિંમતી કપડા પહેરીને મોટરગાડીમાં ફરવામાં ખાન-પાન કે માન પાનમાં અને વિષય સુખની મસ્તીમાં સાચો આનંદ કે જીવનની સાર્થકતા નથી. સાચો આનંદ, સુખ, જીવનની સાર્થકતા તો પંચપરમેષ્ટી પ્રભુની ભક્તિથી થાય છે.

એક વખત સિદ્ધ ભગવંતના સુખો જેણે જાણ્યા છે તેને આ સંસારના તુચ્છ સુખો ભોગવવામાં મઝા આવે ? સાત માળના બંગલામાં જે મહાલ્યો હોય તેને ભાંગ્યા તૂટયા ઝુંપડામાં રહેવું ગમે ? મેવા, મીઠાઇ અને મલાઇ જમ્યા પછી લૂખા ભોજન ભાવે ખરા ? કોહીનુર હીરાનો હાર જેને મળતો હોય તે ચણોઠીના હારમાં મોહ પામે ખરો ? માનસરોવરમાં વસનારા ને સાચા મોતીના ચણ ચણનારા હંસલાને ગંદા પાણીથી ભરેલા ખાબોચિયામાં રહેવું ગમે ? 'ના' તેમ આત્મસુખના પિપાસુ જીવડાને ક્ષણિક સુખોમાં આનંદ આવે ? બોલો. (શ્રોતામાંથી અવાજ-ના આવે) તેની મીટ તો શાશ્વત સુખ તરફ હોય, એ સુખ ક્યાંથી મળે, કેમ મળે તેની ખોજ કરતા હોય પણ સિદ્ધ ભગવંતનું સુખ મેળવવું સહેલ નથી. તેને માટે ભગીરથ પુરૂષાર્થ કરવો જોઇએ. હિમાલયના એવરેસ્ટ પર ચાલીને જવું હોય તો કેટલી મહેનત પડે છે ? હિમાલય ઉપર ચઢવું સહેલ નથી તેમ સિદ્ધગતિમાં જવું હોય તો બેઠા બેઠા જવાય ! હિમાલય ઉપર ચઢવા કરતાં પણ અનંતગણી મહેનત કરવી પડશે. સંસારના મોહના બંધન તોડી સર્વ-વિરતિ બનવું પડશે. કદાચ સર્વવિરતિ ન બની શકો તો દેશવિરતિમાં આવીને આરાધના કરવી પડશે. તે સિવાય કલ્યાણ નહિ થાય. કહ્યું છે ને કે—

"ત્યાગ વિરાગ ન ચિત્તમાં, થાય ન તેને જ્ઞાન
અટકે ત્યાગ વિરાગમાં, તો ભૂલે નિજ ભાન.

આત્મકલ્યાણ કરવા માટે સર્વપ્રથમ જીવનમાં ત્યાગ અને વૈરાગ્ય જોઇએ. ત્યાગ અને વૈરાગ્ય વિના આત્મજ્ઞાન પ્રાપ્ત થતું નથી. જીવનમાં જો પ્રધાનતા હોય તો ત્યાગ અને વૈરાગ્યની છે. ભોગની નથી. ઘરમાં અનાજના કોઠારો ભરેલા હોય પણ આંગણે ભૂખ્યો માણસ આવીને ટળવળતો હોય, બટકુ રોટી કે મૂઠી અનાજ માટે કાલાવાલા કરતો હોય છતાં મૂઠી અનાજ કે બટકુ રોટી ન આપે તો તેની કંઇ કિંમત ખરી ? કરોડો રૂપિયા તિજોરીમાં ભર્યા છે પણ સત્કાર્યમાં સ્વધર્મી કે ગરીબની સહાયમાં પૈસા વપરાતા ન હોય તો તે પૈસાની કિમંત ખરી ? એ પૈસા નહિ પણ કાંકરા છે. એની વિશેષતા નથી.

લક્ષ્મી મળી જીવનમાં પણ દાન ના અપાશે, ગરીબનું શું થાશે ? (૨)
સાધર્મીઓ રડે છે ભૂખ દુઃખના સંતાપે, મેવા મિષ્ટાન્ન ઉડાવે, ટુકડો એક ના આપે
હૈયે ભરી છે આશા, નિરાશા જો કરાશે...ગરીબનું...

આંગણે સ્વધર્મી બંધુ ભૂખ્યો તરસ્યો હૉય ને જો તમે ઘરમાં બેઠા મેવા મિષ્ટાન્ન ઉડાવતા હો અને એ આશાભેર તમારા આંગણે આવેલો નિરાશ બનીને જતો હોય તો તમારા એ ખાવામાં ધૂળ પડી. વિચારો, નદી સૂકીભંઠ દેખાતી હોય છે પણ ત્યાં જઈને કોઈ વીરડો ખોદે તો મીઠું ને શીતળ પાણી આપે છે. જ્યારે તમારું ધન જો કોઈને ઉપયોગી ન થતું હોય તો શા કામનું ? એ ધન તમે ભેગું નથી કર્યું પણ ઉપાધિ ભેગી કરી છે. એક વાત તો નક્કી છે ને કે તમે પૂર્વભવમાં કમાણી કરીને આવ્યા છો તો આ ભવમાં લહેર કરો છો. જે કમાણી કરીને નથી આવ્યા તે દુઃખ ભોગવે છે. તમારે એના જેવું દુઃખ ભોગવવું છે ? 'ના.' એના જેવું દુઃખ ભોગવવું ન હોય તો આપતાં શીખો. લોભી ન બનો. અન્યાય અનીતિ કરી ધન ગમે તેટલું ભેગું કરશો તો પણ એ ટકવાનું નથી અને નીતિનું ધન ગમે ત્યાં મૂકશો તો કદી જશે નહિ. એક દૃષ્ટાંત યાદ આવે છે. સાંભળો.

એક ગામમાં એક શ્રીમંત સુંદરલાલ નામે શેઠ વસતા હતા. શેઠાણીનું નામ સુંદરબહેન હતું. તેમને એક પુત્ર હતો. તેનું નામ શાંતિલાલ હતું. શેઠ ખૂબ લોભી હતા. લોકોને ઠગી છેતરપિંડી કરીને ધન ભેગું કરવું એ તેનું કામ હતું. ચોરીનો માલ ખરીદવો, ખોટા તોલ અને ખોટા માપ રાખવા, સારો માલ બતાવીને હલકો આપવો, માલમાં ભેળસેળ કરવી આ તેમનું મુખ્ય કામ હતું. આવી રીતે કમાણી કરી ઘણું ધન ભેગું કર્યું હતું. શેઠનું નામ તો સુંદરલાલ ઘણું સારું હતું પણ તેનો આવો વ્યવહાર હોવાથી લોકો તેને ઠગ શેઠ કહેતા. દીકરો સારો હતો પણ પિતાજીના સંગમાં રહેવાથી તે એના પિતા જેવો બની ગયો.

દેવાનુપ્રિયો ! શેઠ માનતા હતા કે બધાને ઠગીને હું કેવો સુખી બન્યો છું. મનમાં મલકાતા હતા પણ યાદ રાખજો કે જે બીજાને ઠગે છે તે પોતે ઠગાઈ રહ્યો છે. બીજાને છેતરનારો પોતે છેતરાઈ રહ્યો છે. એને ભાન નથી કે પરલોકમાં મારું શું થશે ? મારું પાપ કદી છૂપું રહેવાનું નથી.

પાપ છુપાયા ના છુપે, છુપે તો મોટું ભાગ્ય,
દાબી ડૂબી ના રહે, રૂઈ લપેટી આગ,

શેઠના પુત્ર શાંતિલાલના એક સારા ઘરની સુસંસ્કારી કન્યા સાથે લગ્ન થયા. પુત્રને શેઠે ખૂબ ધામધૂમથી પરણાવ્યો. પુત્રવધૂનું નામ ગુણવંતી હતું. તેના નામ પ્રમાણે તેનામાં ગુણો ભરેલા હતા. ધર્મની ખૂબ જાણકાર હતી. એક વખત ગુણવંતી કૂવા કાંઠે પાણી ભરવા ગઈ ત્યારે ગામની સ્ત્રીઓ વાત કરતી હતી તે બંધ થઈ ગઈ ને બોલવા લાગી કે જુઓ, ઠગ શેઠનો દીકરો હમણાં પરણ્યો છે. તેની આ વહુ છે. આ સાંભળીને વહુ વિચારમાં પડી કે મારા સસરાજીનું નામ તો સુંદરલાલ શેઠ છે. કેવું સુંદર નામ

નાઇલોનની સાડી પહેરીને આનંદ માને છે ને તમે ટેરેલીનના પેન્ટ અને બુશર્ટ પહેરી ટાઈ ભરાવીને માનો છો કે હું કેવો સુંદર દેખાઉં છું. પણ મારા બંધુઓ ને બહેનો, જરા વિચાર કરજો. એવા કિંમતી કપડા પહેરીને મોટરગાડીમાં ફરવામાં ખાન-પાન કે માન પાનમાં અને વિષય સુખની મસ્તીમાં સાચો આનંદ કે જીવનની સાર્થકતા નથી. સાચો આનંદ, સુખ, જીવનની સાર્થકતા તો પંચપરમેષ્ઠી પ્રભુની ભક્તિથી થાય છે.

એક વખત સિદ્ધ ભગવંતના સુખો જેણે જાણ્યા છે તેને આ સંસારના તુચ્છ સુખો ભોગવવામાં મઝા આવે ? સાત માળના બંગલામાં જે મહાલ્યો હોય તેને ભાંગ્યા તૂટયા ઝુંપડામાં રહેવું ગમે ? મેવા, મીઠાઇ અને મલાઇ જમ્યા પછી લૂખા ભોજન ભાવે ખરા ? કોહીનુર હીરાનો હાર જેને મળતો હોય તે ચણોઠીના હારમાં મોહ પામે ખરો ? માનસરોવરમાં વસનારા ને સાચા મોતીના ચણ ચણનારા હંસલાને ગંદા પાણીથી ભરેલા ખાબોચિયામાં રહેવું ગમે ? 'ના' તેમ આત્મસુખના પિપાસુ જીવડાને ક્ષણિક સુખોમાં આનંદ આવે ? બોલો. (શ્રોતામાંથી અવાજ-ના આવે) તેની મીટ તો શાશ્વત સુખ તરફ હોય, એ સુખ ક્યાંથી મળે, કેમ મળે તેની ખોજ કરતા હોય પણ સિદ્ધ ભગવંતનું સુખ મેળવવું સહેલ નથી. તેને માટે ભગીરથ પુરૂષાર્થ કરવો જોઇએ. હિમાલયના એવરેસ્ટ પર ચાલીને જવું હોય તો કેટલી મહેનત પડે છે ? હિમાલય ઉપર ચઢવું સહેલ નથી તેમ સિદ્ધગતિમાં જવું હોય તો બેઠા બેઠા જવાય ! હિમાલય ઉપર ચઢવા કરતાં પણ અનંતગણી મહેનત કરવી પડશે. સંસારના મોહના બંધન તોડી સર્વ-વિરતિ બનવું પડશે. કદાચ સર્વવિરતિ ન બની શકો તો દેશવિરતિમાં આવીને આરાધના કરવી પડશે. તે સિવાય કલ્યાણ નહિ થાય. કહ્યું છે ને કે–

"ત્યાગ વિરાગ ન ચિત્તમાં, થાય ન તેને જ્ઞાન<br>
અટકે ત્યાગ વિરાગમાં, તો ભૂલે નિજ ભાન.

આત્મકલ્યાણ કરવા માટે સર્વપ્રથમ જીવનમાં ત્યાગ અને વૈરાગ્ય જોઇએ. ત્યાગ અને વૈરાગ્ય વિના આત્મજ્ઞાન પ્રાપ્ત થતું નથી. જીવનમાં જો પ્રધાનતા હોય તો ત્યાગ અને વૈરાગ્યની છે. ભોગની નથી. ઘરમાં અનાજના કોઠારો ભરેલા હોય પણ આંગણે ભૂખ્યો માણસ આવીને ટળવળતો હોય, બટકુ રોટી કે મુઠી અનાજ માટે કાલાવાલા કરતો હોય છતાં મુઠી અનાજ કે બટકુ રોટી ન આપે તો તેની કંઇ કિંમત ખરી ? કરોડો રૂપિયા તિજોરીમાં ભર્યા છે પણ સત્કાર્યમાં સ્વધર્મી કે ગરીબની સહાયમાં પૈસા વપરાતા ન હોય તો તે પૈસાની કિમંત ખરી ? એ પૈસા નહિ પણ કાંકરા છે. એની વિશેષતા નથી.

લક્ષ્મી મળી જીવનમાં પણ દાન ના અપાશે, ગરીબનું શું થાશે ? (૨)<br>
સાધર્મીઓ રડે છે ભૂખ દુઃખના સંતાપે, મેવા મિષ્ટાન્ન ઉડાવે, ટુકડો એક<br>
હૈયે ભરી છે આશા, નિરાશા જો કરાશે...ગરીબનું... ના આપે

બંધુઓ! જ્યારે મહારાજાઓ ભગવાન પધારવાની વધામણી આપવા આવનાર વનપાલકને આભૂષણો વિગેરે દ્રવ્ય આપી તેમનું દરિદ્ર ટાળી દેતાં હતાં ત્યારે એ વનપાલકો પણ વિચાર કરતાં હતાં કે અહો! જે પ્રભુ પધાર્યાની વધામણી આપવા ગયો તો મહારાજાએ મને ન્યાલ કરી દીધો તો હું એ પ્રભુને અર્પણ થઈ જાઉં તો કેવો ન્યાલ થઈ જાઉં! મારું ભવોભવનું દરિદ્ર ટળી જાય. આમાંથી તે પામી જતાં હતાં.

અહીંયાં એક વાત યાદ આવે છે. કૌશંબી નામની એક નગરી હતી. તેમાં પુરંદરદત્ત રાજાનો મહામંત્રી વાસવ ચાર બુદ્ધિનો ધણી હતો. તેનો આત્મા ખૂબ નિર્મળ અને જાણે સમકિત પામેલો હોય તેવો પવિત્ર હતો. ખૂબ ન્યાયી, પરદુઃખ-ભંજન અને દેવ-ગુરૂ ધર્મ પ્રત્યે અનહદ શ્રદ્ધાવાળો પવિત્ર મંત્રી હોવાથી રાજાને તેના પ્રત્યે ખૂબ માન હતું. જેમ સંતાનને મા-બાપ, ધર્મીષ્ઠ જીવોને દેવ-ગુરૂ અને ધર્મ પ્રિય હોય છે તેમ રાજાને મંત્રીપ્રિય હતો. રાજાને જ્યારે જ્યારે મૂંઝવણનો પ્રસંગ આવે ત્યારે એકાંત નિઃસ્વાર્થ હિતસ્વી બનીને સાચી સલાહ આપતો. ઘણી વાર કહેવામાં આવે છે કે રત્નોના ભંડાર કરતાં ગુણના ભંડાર, જ્ઞાનના ખજાના અને નિર્મળ તત્ત્વદૃષ્ટિવાળા આત્માઓ સાચા સહાયક છે. પ્રધાનનું દિલ સદા પાપભીરૂ હતું. ક્ષણે ક્ષણે એનો આત્મા વિચાર કરતો હતો કે ૧૮ પાપો જન્મોજન્મ અને અધોગતિમાં ડૂબાડનારા છે. માટે જેટલો બને તેટલો પાપનો ભય રાખી સત્સંગ કરવા માટે તે સદાય તલસતો હતો.

આવા મંત્રીને સદાય દિલમાં એક દુઃખ રહ્યા કરતું કે મારા મિત્ર કહું કે મારા પિતા કહું તેવા રાજા ક્યારે જિનવચનની શ્રદ્ધા કરશે! હું એમને કેવી રીતે જૈન તત્ત્વને સમજાવું! મને એવો અવસર ક્યારે મળી જાય? જ્યાં સુધી મારા રાજા ધર્મ ન સમજે ત્યાં સુધી માનવભવ પામ્યા એનો કાંઈ અર્થ નથી. તમને કોઈ દિવસ આવું દુઃખ થાય છે કે મારા દીકરાને ક્યારે ધર્મ પમાડું? જે આત્મા સમ્યક્ત્વી હોય તેને આવો ખટકારો થયા કરે.

હવે સમય જતાં એક વાર એને અવસર આવી મળ્યો. બન્યું એમ કે પોતે એક દિવસ સવારે આવશ્યક ક્રિયા કરીને સામાયિક કરવા માટે તૈયારી કરે છે. ત્યાં મંત્રી પાસે એક માળી આવે છે. આવીને પ્રણામ કરીને કરંડિયો ઉઘાડીને આંબાની કેરી પ્રધાન પાસે ધરતાં કહે છે કે દેવ! હું આપનું સ્વાગત કરું છું, વસંતઋતુનો સમય આવી ગયો છે. એની નિશાની તરીકે આ મારી કેરી સ્વીકારો. એમ કહીને કેરી મંત્રીના હાથમાં આપે છે અને પછી કહે છે સાહેબ! બીજી પણ એક વાત લાવ્યો છું. આપણા ઉદ્યાનમાં આત્મઉદ્ધારક પવિત્ર આચાર્ય ગુરૂદેવ પધાર્યા છે. આ શબ્દો સાંભળતાં મંત્રીને રોષ આવી ગયો, અને હાથમાંથી કેરીને ફેંકતા એને કહે છે અરે અનાર્ય! દુર્ભાગી! આચારહીન! ખરેખર, તું તો સાવ બરાબર પૃથ્વી જેવો જડ છું કે તું મને બહુ

આપણે અંતગડદશાંગ સૂત્રનો અધિકાર ચાલે છે. દ્વારિકાનગરીના અધિપતિ કૃષ્ણ-વાસુદેવ રાજ્ય કરતા હતા. તે નગરીમાં સમુદ્રવિજય આદિ દશ દશાંહ તથા બલદેવ આદિ પાંચ મહાવીર હતા. પ્રદ્યુમ્ન આદિ સાડાત્રણ ક્રોડકુમાર હતા. શત્રુઓથી કદી પરાજિત ન થાય એવા સાંબ આદિ ૬૦ હજાર શૂર હતા. મહાસેન આદિ સેનાપતિઓના તાબામાં રહેવાવાળા છપ્પન હજાર બલવર્ગ સૈનિકદલ હતું. સંકેત કરતાં જ કાર્યરૂઢ થઈ જાય એવા દક્ષ એકવીસ હજાર વીરસેન આદિ વીર હતા. ઉગ્રસેન આદિ આધીનમાં રહેવાવાળા સોળહજાર નૃપગણ, રૂકિમણી આદિ સોળહજાર રાણીઓ હતી. ચોસઠ કળાઓમાં નિપુણ અનંગસેના આદિ ગણિકાઓ હતી. તથા હંમેશા આજ્ઞામાં રહેનારા અને બીજા ઘણાં ઐશ્વર્યશાલી નાગરિક, નગર રક્ષક તથા શેઠ સેનાપતિ, અને સાર્થવાહ આદિ હતા. એવા પરમ પ્રતાપી કૃષ્ણવાસુદેવ દ્વારકાથી માંડીને જેની સીમા વૈતાઢય પર્વત સુધી છે તે અર્ધ ભરત સુધી અર્થાત્ ત્રણ ખંડનું સંપૂર્ણ રાજ્ય કરતા હતા. તે કૃષ્ણવાસુદેવ કેવા ગુણોથી યુક્ત હતા તે વાત આપણે ગઈ કાલે કરી ગયા. આવી પવિત્ર નગરીમાં શું બને છે?

તે નગરીમાં અરિહંત એવા અરિષ્ટનેમિ ભગવંત ગ્રામાનુગ્રામ વિચરતા ધર્મોપદેશ કરવા માટે દ્વારિકાનગરીના ઉદ્યાનમાં પધાર્યા. તે સમયમાં ભગવંત ઉદ્યાનમાં ઉતરતાં હતાં. ત્રણ લોકના નાથ નેમનાથ ભગવંત પરિવાર સહિત દ્વારિકા નગરીની બહાર ઉદ્યાનમાં પધાર્યાના ખબર પડતાં વનપાલકો ભગવંતને ઉતરવાની આજ્ઞા આપતાં અને પાટ પાટલા આદિ આપીને તરત મહારાજાને ખબર આપતાં હતાં.

અહીં વનપાલક દોડતો ભગવંત નેમનાથ પધાર્યાની વધામણી આપવા આવ્યો. હે મહારાજા! અનાથના નાથ, જ્ઞાનના પ્રકાશથી ત્રણે લોકને પ્રકાશિત કરનાર, દ્રવ્ય અને ભાવ દારિદ્ર ટાળનાર, પતિતના પાવન અને અધમના ઉદ્ધારક એવા નેમનાથ પ્રભુ ઉદ્યાનમાં સમોસર્યા છે. આ સાંભળી કૃષ્ણવાસુદેવના સાડાત્રણ ક્રોડ રોમરાય ખડા થઈ ગયા. તરત સિંહાસનેથી ઉભા થઈને ભગવાન જે દિશામાં બિરાજમાન હતા તે દિશા તરફ મુખ રાખી બોલવા લાગ્યા.

પલપલ તને મારું હૈયું પુકારે, જીવન વીતે આશા ના સહારે,
તારા દર્શનનાં નયણાં અધીરા, પલભર ઝુકે ના પંથ નિહાળે..દર્શન દેને

હે ભગવાન મારા હૃદયમાં આપના નામનો પોકાર છે. મારા જીવનની બધી આશાઓ તારા સહારે છે. અરેરે! તારા દર્શન વગર મારા નયનો અધીરા બન્યા હતા. પલે પલે મારી આંખડી આપના દર્શન માટે ઝંખી રહી હતી અને મારો અંતર આત્મા તલસાટ સાથે પોકારતો હતો. આજ મારું હૈયું હર્ષથી નાચી ઉઠયું. આમ બોલતાંની સાથે તિકખુત્તોનો પાઠ ભણી વંદણા કરી અને વધામણી આપવા માટે આવેલ વનપાલકને એક મુગટ સિવાયના આભૂષણો આપી તેનું યોગ્ય સન્માન કરી સ્વ

બંધુઓ! જ્યારે મહારાજાઓ ભગવાન પધારવાની વધામણી આપવા આવનાર વનપાલકને આભૂષણો વિગેરે દ્રવ્ય આપી તેમનું દરિદ્ર ટાળી દેતાં હતાં ત્યારે એ વનપાલકો પણ વિચાર કરતાં હતાં કે અહો! જે પ્રભુ પધાર્યાની વધામણી આપવા ગયો તો મહારાજાએ મને ન્યાલ કરી દીધો તો હું એ પ્રભુને અર્પણ થઈ જાઉં તો કેવો ન્યાલ થઈ જાઉં! મારું ભવોભવનું દરિદ્ર ટળી જાય. આમાંથી તે પામી જતાં હતાં.

અહીંયાં એક વાત યાદ આવે છે. કૌશંબી નામની એક નગરી હતી. તેમાં પુરંદરદત્ત રાજાનો મહામંત્રી વાસવ ચાર બુદ્ધિનો ધણી હતો. તેનો આત્મા ખૂબ નિર્મળ અને જાણે સમકિત પામેલો હોય તેવો પવિત્ર હતો. ખૂબ ન્યાયી, પરદુઃખભંજન અને દેવ-ગુરૂ ધર્મ પ્રત્યે અનહદ શ્રદ્ધાવાળો પવિત્ર મંત્રી હોવાથી રાજાને તેના પ્રત્યે ખૂબ માન હતું. જેમ સંતાનને મા-બાપ, ધર્મીષ્ઠ જીવોને દેવ-ગુરૂ અને ધર્મ પ્રિય હોય છે તેમ રાજાને મંત્રીપ્રિય હતો. રાજાને જ્યારે જ્યારે મૂંઝવણનો પ્રસંગ આવે ત્યારે એકાંત નિઃસ્વાર્થ હિતસ્વી બનીને સાચી સલાહ આપતો. ઘણી વાર કહેવામાં આવે છે કે રત્નોના ભંડાર કરતાં ગુણના ભંડાર, જ્ઞાનના ખજાના અને નિર્મળ તત્ત્વદૃષ્ટિવાળા આત્માઓ સાચા સહાયક છે. પ્રધાનનું દિલ સદા પાપભીરૂ હતું. ક્ષણે ક્ષણે એનો આત્મા વિચાર કરતો હતો કે ૧૮ પાપો જન્મોજન્મ અને અધોગતિમાં ડુબાડનારા છે. માટે જેટલો બને તેટલો પાપનો ભય રાખી સત્સંગ કરવા માટે તે સદાય તલસતો હતો.

આવા મંત્રીને સદાય દિલમાં એક દુઃખ રહ્યા કરતું કે મારા મિત્ર કહું કે મારા પિતા કહું તેવા રાજા ક્યારે જિનવચનની શ્રદ્ધા કરશે! હું એમને કેવી રીતે જૈન તત્ત્વને સમજાવું! મને એવો અવસર ક્યારે મળી જાય? જ્યાં સુધી મારા રાજા ધર્મ ન સમજે ત્યાં સુધી માનવભવ પામ્યા એનો કાંઈ અર્થ નથી. તમને કોઈ દિવસ આવું દુઃખ થાય છે કે મારા દીકરાને ક્યારે ધર્મ પમાડું? જે આત્મા સમ્યક્ત્વી હોય તેને આવો ખટકારો થયા કરે.

હવે સમય જતાં એક વાર એને અવસર આવી મળ્યો. બન્યું એમ કે પોતે એક દિવસ સવારે આવશ્યક ક્રિયા કરીને સામાયિક કરવા માટે તૈયારી કરે છે. ત્યાં મંત્રી પાસે એક માળી આવે છે. આવીને પ્રણામ કરીને કરંડિયો ઉઘાડીને આંબાની કેરી પ્રધાન પાસે ધરતાં કહે છે કે દેવ! હું આપનું સ્વાગત કરું છું, વસંતઋતુનો સમય આવી ગયોછે. એની નિશાની તરીકે આ મારી કેરી સ્વીકારો. એમ કહીને કેરી મંત્રીના હાથમાં આપે છે અને પછી કહે છે સાહેબ! બીજી પણ એક વાત લાવ્યો છું. આપણા ઉદ્યાનમાં આત્મઉદ્ધારક પવિત્ર આચાર્ય ગુરૂદેવ પધાર્યા છે. આ શબ્દો સાંભળતાં મંત્રીને રોષ આવી ગયો, અને હાથમાંથી કેરીને ફેંકતા એને કહે છે અરે અનાર્ય! દુર્ભાગી! આચારહીન! ખરેખર, તું તો સાવ બરાબર પૃથ્વી જેવો જડ છું કે તું મને બહુ

આદરપૂર્વક પહેલી વધામણી વસંત ઋતુની આપે છે. તને ભાન નથી કે હૃદયને ઠારનાર, અને આત્માને ભવબંધનથી છોડાવનાર આચાર્ય ભગવંતની પહેલી વધામણી હોય કે વસંતની ? ક્યાં વસંત ! ને ક્યાં આચાર્ય ભગવંત ! વસંત ઋતુ તો કામવાસનાની આગને સળગાવનારી છે. જ્યારે આચાર્ય ભગવંત તો કામાગ્નિથી પીડાતા ભવ્યાત્માઓને જિનવચન રૂપી અમૃતથી ઠારનારી છે. મને ખરેખર દુઃખ થાય છે કે પહેલી વધામણી કોની આપવી જોઈએ ? તેનું ભાન નથી ?

બોલો, તમારે આવું બને તો તમને આવો વિચાર આવે ખરો ? ખરેખર મંત્રીના દિલમાં સમ્યગ્દર્શનનો ઝળકાટ ઝળહળી ઉઠયો હતો. છેવટમાં માળીને ઠપકો આપ્યા પછી કહે છે તેં મારા આચાર્ય ભગવંતની વધામણી આપી છે માટે તને ખાલી હાથે પાછો નહિ જવા દઉં. એમ કહી મંત્રી કહે છે અરે ! બહાર કોણ છો ? જી સાહેબ કહી તરત માણસ દોડતો આવ્યો. મંત્રીએ કહ્યું જુઓ આ માળીને દશહજાર સિક્કા આપી દો. માળી તો હૃદયથી નાચી ઉઠયો. અહાહા...શું ફક્ત આચાર્ય ભગવંતની વધામણી દેવાથી મારું જીવન દરિદ્ર ટળી ગયું તો ખરેખર આ સંતોના ચરણોમાં જઈ આરાધના કરવાથી કયો લાભ ન મળે ? મારા શ્રાવકો ! મારે તમને અહીં એ સમજાવવું છે કે જો તમને ધન કરતાં ધર્મ, પેઢી કરતાં પરમેશ્વર અને પરિવાર કરતાં ગુરૂ ભગવંતો વહાલા હશે તો તમારો આત્મા પણ સંત પધાર્યાની વધામણી સાંભળતાં મંત્રીની જેમ થનથની ઉઠશે. તમને છોકરો દોડતો વધામણી આપવા આવે ત્યારે બોલો તમે શું આપશો ? તેનો જવાબ તમે જ આપજો.

આજ રીતે કૃષ્ણવાસુદેવને ભગવાન પધાર્યાની વધામણી સાંભળતાં અપૂર્વ આનંદ થયો. જ્યાં તીર્થંકર પ્રભુ બિરાજમાન હોય ત્યાંનું વાતાવરણ અલૌકિક બની જાય છે. સર્વત્ર આનંદ આનંદ છવાઈ જાય છે. દ્વારિકાનગરીમાં નેમનાથ ભગવાન પધાર્યા છે ત્યાં શું બનશે તેના ભાવ અવસરે.

"ચરિત્ર" :—દ્રુપદરાજાનો દૂત હસ્તિનાપુરમાં પાંડુરાજાને દ્રૌપદીના સ્વયંવરમાં પધારવા માટે વિનંતી કરવા આવ્યો છે. પાંડુરાજાએ તેની વિનંતીનો સહર્ષ સ્વીકાર કર્યો. અને દૂતનું બહુ મૂલ્યવાન વસ્ત્રાભૂષણોથી સન્માન કરીને વિદાય કર્યો. પોષ સુદ ત્રીજના લગ્ન હતા એટલે જલ્દી સૌને જવાનું હતું. તેથી પાંડુરાજા સાથે યુધિષ્ઠિરાદિ પાંચ પાંડવો અને ધૃતરાષ્ટ્ર સાથે દુર્યોધન વિગેરે સો કૌરવો સારા વસ્ત્રાલંકારો સજી હાથી, ઘોડા, રથ, પાલખી વિગેરેથી યુક્ત ચતુરંગી સેના સાથે ઠાઠમાઠથી કાંપિલ્યપુર જવા માટે હસ્તિનાપુરથી નીકળ્યા. માર્ગમાં આવતાં મનોહર નદીઓ, પર્વતો, નગરો સરોવર વિગેરે વટાવી પાંડુરાજા સપરિવાર કાંપિલ્યપુર પહોંચી ગયા. ત્યાં દ્રુપદરાજાએ તે સૌનું ખૂબ ભાવભીનું સ્વાગત કર્યું.

દ્રુપદ રાજાએ સ્વયંવર મંડપમાં આવેલા રાજાઓને ઉતરવા માટે સુંદર મહેલો રાખ્યા હતા. અને આવનાર રાજાઓની ખૂબ સુંદર રીતે પ્રેમથી આગના સ્વાગતા કરતા હતા. ઘણાં રાજાઓ તો અગાઉથી આવેલા હતાં. ત્યાં કોઈને કંટાળો ન આવે તે માટે સુંદર ગોઠવણ કરી હતી.

મેવા મીઠાઈ ભોજન સરસ, ષટ્રસ સબકે તાંઈ જિમાયા,
નાટક ગીત વિનોદ બીચ, માન રહે સબ રાયા હો...સ્વયંવર..

**દ્રુપદ રાજાએ કરેલી ભવ્ય તૈયારી :** જમવા માટે નિત્ય નવા પકવાન ફરસાણ બનતા હતાં. નાટક, સંગીત વિગેરે આનંદકારી પ્રોગ્રામ ગોઠવાયેલા હતાં. જેથી બધા રાજાઓનો સમય ક્યાં પસાર થઈ જતો તે ખબર પડતી નહિ. પાંડુરાજાની પણ ખૂબ આગતાસ્વાગતા કરી તેમને રહેવા માટે ભવ્ય મહેલ આપ્યો. અને સ્વયંવર મંડપની શોભા તો એવી કરી હતી કે જોનારને તો જાણે એમ લાગે કે જાણે દ્રુપદરાજાએ કુબેરના ભંડારમાંથી ધન લૂંટ કરીને આ બધું કર્યું હશે ! સ્વયંવર મંડપ કેવો હતો તે સાંભળો.

સુંદર ઉંચે મંચ બનાયે, બૈઠને કો શ્રીમાન,
ધ્વજાપતાકા યુક્ત સજાયે, માનોં દેવ વિમાન હો..સ્વયંવર..

સ્વયંવર મંડપમાં સુંદર ઉંચામાં ઉંચા મંચ બનાવ્યા છે. તેમાં સોનાના કોતરણીવાળા હજારો સ્તંભ મૂક્યા છે. તેમાં પંચ વર્ણનાં રત્નો જડેલાં છે. તે રત્નોનો એવો પ્રકાશ હતો કે ત્યાં ઝગમગતી રોશની જ ન હોય ! તેમાં ઉત્તમ જાતિના સુગંધથી મઘમઘતા ફૂલોની માળાઓ લટકતી હતી. ધ્વજપતાકાઓ અને તોરણોથી મંડપ શણગાર્યો હતો. ધૂપ અને અત્તરની સુગંધ તેમાં મ્હેંકતી હતી. આ સ્વયંવરમંડપ દેવવિમાનજેવો શોભતો હતો.

કનકસ્થંભ મંડપ કે બીચમેં, ઉંચા એક બનાયા,
ઉસકા મધ્ય ભાગમેં ઐસા, સુંદર સાજ સજાયા હો..

મંડપના મધ્યભાગમાં એક સુવર્ણ રત્નજડિત મોટો સ્તંભ બનાવ્યો હતો. તે જંબુદ્રીપની મધ્યમાં મેરૂ પર્વત જેમ શોભે છે તેમ શોભતો હતો. તેના ઉપરના ભાગમાં બંને તરફ ફરતાં નક્ષત્ર ચક્રોની જેમ અદ્વિતીય શોભાયમાન ચાર ચાર રત્નચક્ર ફરતાં હતા. તે ચક્રોની ઉપર રત્નપાંચાલી નામે પૂતળી હતી, તે પૂતળીનું મુખ નીચું હતું. તે જાણે સ્તંભની શોભાને નીરખવા ધ્યાન ધર્યું ન હોય તેમ લાગતું હતું. તે પૂતળીનું પ્રતિબિંબ નીચે પડતું હતું. તે સ્તંભની નીચે વજ્રાવર્ત નામનું દેવાધિષ્ઠિત ધનુષ્ય મૂકાવ્યું હતું.

તેટલી સારી વસ્તુઓ મળે તો તેમાં આસક્ત બની લલચાશો નહિ, પણ તેનો ત્યાગ કરી દેજો. જેમ જેમ વસ્તુઓ પ્રત્યેથી મમત્વભાવ છૂટતો જાય છે તેમ તેમ આત્માનો આનંદ વધતો જાય છે. આટલા માટે વીતરાગી સંતો કઠકમાં કઠક નિયમો સ્વેચ્છાપૂર્વક સ્વીકારે છે. એને ગમે તેટલી સુંદર ચીજો આપવામાં આવે તો પણ સાધુ એના સામું દૃષ્ટિ પણ કરતા નથી. તેથી તે સુખી છે. એક શ્લોકમાં પણ કહ્યું છે કે,

सुखिनो विषयातृप्ता, नेन्द्रोपेन्द्रादयोऽप्यहो ।
भिक्षुरेकः सुखी लोके, ज्ञानतृप्तो निरंजनः ॥

વિષયોથી તૃપ્ત નહિ થયેલા ઈન્દ્ર હો કે દેવ હો વિગેરે તે પણ સુખી નથી. પણ જ્ઞાનથી તૃપ્ત નિરંજનભાવમાં રમણ કરનાર સાધુ સુખી છે.

બંધુઓ! જ્ઞાનની દૃષ્ટિએ રોમ રોમ સાહ્યબીમાં મહાલનારો ઈન્દ્ર કે મહેન્દ્ર કોઈ સુખી નથી. અને નિરંતર અતૃપ્તીની આગમાં સળગતા રાજા, મહારાજાઓ કે શેઠ શાહુકારો પણ સુખી નથી. તમે એમનું સુખ જોઈને માની લો કે આ કેવા સુખી છે! પણ એની પાસે જઈને તમે પૂછો કે ભાઈ! તમે સુખી છો! તો તમને સમજાશે કે તે કેવો સુખી છે.

સૌથી મોટો શ્રીમંત ગણાતો એક અમેરિકન શ્રીમંત જેનું નામ હેનરીફોર્ડ હતું. તેની પાછલી ઉંમરે કોઈએ તેને પ્રશ્ન કર્યો કે આપને બધું સુખ છે છતાં કોઈ એવી વસ્તુ છે કે જે હજુ સુધી આપને મળી નથી? ત્યારે હેનરીફોર્ડ અંતરથી બોલતો હોય તેમ કહેવા લાગ્યો કે ભાઈ! મારી પાસે ધન છે, કીર્તિ છે પણ હજુ મને માનસિક શાંતિ નથી મળી. એવી શાંતિ આપનાર કોઈ મિત્ર મળ્યો નથી. આ દુનિયાના શ્રીમંતો અને કીર્તિવંતોને જોઈને તેઓ સુખી છે એ વાત તમે ભૂલી જાઓ. ભૌતિક પદાર્થોના સંયોગોમાં વાસ્તવિક સુખ કે શાંતિ છે જ નહિ. તમે જ્યારે એમની આંતરિક અશાંતિનો કરૂણ કલ્પાંત સાંભળશો ત્યારે તમને એમના બંગલા કરતાં તમારી ઝુંપડી વધુ સારી લાગશે. એમની શ્રીમંતાઈ કરતાં તમારી ગરીબાઈ આશીર્વાદ રૂપ લાગશે.

તમને એમ થશે કે શું આ જગતમાં કોઈ સાચો સુખી છે જ નહિ? અને સુખી છે તે કોણ? તમે જાણો છો? "ए गतं सुही मुणी वीतरागी" માત્ર એક વીતરાગી સંતો સાચા સુખી છે. એ શા માટે સુખી છે? શું એમને કમાવું પડતુ નથી માટે સુખી છે? "ના." જે વિષય તૃષ્ણાને પોષવા તમારે કમાવું પડે છે એ વિષય તૃષ્ણા તેમને નથી. માટે સુખી છે. ઉમાસ્વાતિજીએ પણ કહ્યું છે કે

निर्जित मद मदनानां, वाक कायमनोविकार रहितानाम् ।
विनिवृत्त पराशानामिहैव, मोक्षः सुविहितानाम् ॥

જેમણે પ્રચંડ મદ મદન એટલે કામદેવને જીતી લીધા છે, જેના મન વચન કે કાયામાંથી વિકારનું વિષ નષ્ટ થઈ ગયું છે, જેમણે પર પુદ્દગલની આશાઓનો ત્યાગ કરી દીધો છે તેવા મહાત્માઓ અપૂર્વ સુખી છે. આવા મહાત્માઓ શબ્દાદિ વિષયોનું પરિણામ દુઃખરૂપ સમજીને અને તેની અનિત્યતાનો વિચાર કરી, સંસારના રાગ દ્વેષમય ભયંકર દુઃખોનો ખ્યાલ કરી શરીર પર રાગ કે શત્રુ પર રોષ કરતા નથી. રોગોથી વ્યથિત થતા નથી. વૃદ્ધાવસ્થાથી અકળાતા નથી અને મૃત્યુથી ડરતા નથી. આવા મહાત્માઓ સાચા સુખી છે.

દેવાનુપ્રિયો! વીતરાગી સંતોનો ત્યાગ ને વૈરાગ્ય કેટલી ઉચ્ચ કોટિનો હોય છે! ભગવતી સૂત્રમાં જમાલિ કુમારનો અધિકાર આવે છે. એ જમાલિકુમાર મહાવીર પ્રભુના સંસાર પક્ષે ભાણેજ થાય ને જમાઈ પણ થાય. જમાલિકુમાર ભગવાનની એક વખત વાણી સાંભળીને વૈરાગ્યના રંગે રંગાઈ ગયા. એમના વૈરાગ્યનું વર્ણન વાંચતા આપણને એમ થાય કે અહોહો..શું વૈરાગ્ય છે! મહાન રિદ્ધિ સિદ્ધિનો ત્યાગ કરી દીક્ષા લીધી. તેમની પત્નીએ પણ દીક્ષા લીધી. દીક્ષા લઈને જમાલિકુમારે ઘણું જ્ઞાન પ્રાપ્ત કર્યું, પણ છેલ્લે એમનું જીવન વાંચીએ ત્યારે આંખમાં આંસુ આવી જાય.

જમાલિ અણગાર ભગવાનને પૂછે છે પ્રભુ! આપની આજ્ઞા હોય તો હું આ શિષ્યોની સાથે બહાર જનપદમાં વિચરું! આ સમયે ભગવાન મૌન રહ્યા. કારણ કે ભગવાન તો સર્વજ્ઞ હતા. તે જાણતાં હતાં કે જમાલિને અલગ વિચરવામાં લાભ છે કે નુકશાન? હું એને ના પાડીશ તો રહેવાનો નથી. એટલે ભગવાન મૌન રહ્યા. ગુરૂ તો શિષ્યના લાભાલાભ જોઈને આજ્ઞા આપે. ગુરૂની આજ્ઞા ન હોય તો સેંકડો લાભના કારણને પણ વિનયવાન શિષ્ય જતા કરે પણ અવિનીત શિષ્ય સમજતો નથી. તેથી ઘણા કાળ સુધી સંસારમાં રખડે છે. જો રખડવું ના હોય તો ગુરૂની આજ્ઞાનું અવશ્ય પાલન કરવું.

અનાજ દળવાની ઘંટીમાં તમે નજર કરજો. જે દાણા ઘંટીના ખીલડાનો આશ્રય લઈને રહે છે તે પીસાતા નથી. જે ખીલો છોડીને જાય છે તે પીસાઈ જાય છે. તેમ જો જીવોને જન્મ મરણરૂપી સંસારની ચક્કીમાં પીસાવું ન હોય તો વીતરાગ પ્રભુની અને સદ્દગુરૂની આજ્ઞારૂપી ખીલાનો શ્રદ્ધાપૂર્વક આશ્રય લઈ લો. રોજ પ્રતિક્રમણમાં શું બોલીએ છીએ! હે પ્રભુ! तं धम्मं सद्दहामि, पत्तिआमि, रोएमि कासेमि पालेमि अणुपालेमि મને તારા માર્ગ ઉપર શ્રદ્ધા થઈ છે. તારા માર્ગની પ્રતીતિ થઈ છે. તારો માર્ગ મને રૂચ્યો છે. સ્પર્શ્યો છે તારા ધર્મની હું પાલના કરું છું. વિશેષ પ્રકારે પાળું છું. જો આ પ્રમાણે અંતઃકરણપૂર્વક બોલતા હો તો શ્રદ્ધાનો દંડો બરાબર પકડી રાખજો. આત્મિક શ્રદ્ધાથી ભરેલા જીવનની કિંમત છે. પરદેશથી સરસ ડાયલવાળી ઘડિયાળ લાવ્યા. પણ જો

તેટલી સારી વસ્તુઓ મળે તો તેમાં આસક્ત બની લલચાશો નહિ, પણ તેનો ત્યાગ કરી દેજો. જેમ જેમ વસ્તુઓ પ્રત્યેથી મમત્વભાવ છૂટતો જાય છે તેમ તેમ આત્માનો આનંદ વધતો જાય છે. આટલા માટે વીતરાગી સંતો કડકમાં કડક નિયમો સ્વેચ્છાપૂર્વક સ્વીકારે છે. એને ગમે તેટલી સુંદર ચીજો આપવામાં આવે તો પણ સાધુ એના સામું દૃષ્ટિ પણ કરતા નથી. તેથી તે સુખી છે. એક શ્લોકમાં પણ કહ્યું છે કે,

सुखिनो विषयातृप्ता, नेन्द्रोपेन्द्रादयोऽप्यहो ।
भिक्षुरेकः सुखी लोके, ज्ञानतृप्तो निरंजनः ॥

વિષયોથી તૃપ્ત નહિ થયેલા ઈન્દ્ર હો કે દેવ હો વિગેરે તે પણ સુખી નથી. પણ જ્ઞાનથી તૃપ્ત નિરંજનભાવમાં રમણ કરનાર સાધુ સુખી છે.

બંધુઓ! જ્ઞાનની દૃષ્ટિએ હોમ હોમ સાહ્યબીમાં મહાલનારો ઈન્દ્ર કે મહેન્દ્ર કોઈ સુખી નથી. અને નિરંતર અતૃપ્તીની આગમાં સળગતા રાજા, મહારાજાઓ કે શેઠ શાહુકારો પણ સુખી નથી. તમે એમનું સુખ જોઈને માની લો કે આ કેવા સુખી છે! પણ એની પાસે જઈને તમે પૂછો કે ભાઈ! તમે સુખી છો! તો તમને સમજાશે કે તે કેવો સુખી છે.

સૌથી મોટો શ્રીમંત ગણાતો એક અમેરિકન શ્રીમંત જેનું નામ હેનરીફોર્ડ હતું. તેની પાછલી ઉંમરે કોઈએ તેને પ્રશ્ન કર્યો કે આપને બધું સુખ છે છતાં કોઈ એવી વસ્તુ છે કે જે હજુ સુધી આપને મળી નથી? ત્યારે હેનરીફોર્ડ અંતરથી બોલતો હોય તેમ કહેવા લાગ્યો કે ભાઈ! મારી પાસે ધન છે, કીર્તિ છે પણ હજુ મને માનસિક શાંતિ નથી મળી. એવી શાંતિ આપનાર કોઈ મિત્ર મળ્યો નથી. આ દુનિયાના શ્રીમંતો અને કીર્તિવંતોને જોઈને તેઓ સુખી છે એ વાત તમે ભૂલી જાઓ. ભૌતિક પદાર્થોના સંયોગોમાં વાસ્તવિક સુખ કે શાંતિ છે જ નહિ. તમે જ્યારે એમની આંતરિક અશાંતિનો કરૂણ કલ્પાંત સાંભળશો ત્યારે તમને એમના બંગલા કરતાં તમારી ઝુંપડી વધુ સારી લાગશે. એમની શ્રીમંताઈ કરતાં તમારી ગરીબાઈ આશીર્વાદ રૂપ લાગશે.

તમને એમ થશે કે શું આ જગતમાં કોઈ સાચો સુખી છે જ નહિ? અને સુખી છે તે કોણ? તમે જાણો છો? "एगंतं सुही मुणी वीतरागी" માત્ર એક વીતરાગી સંતો સાચા સુખી છે. એ શા માટે સુખી છે? શું એમને કમાવું પડતું નથી માટે સુખી છે? "ના." જે વિષય તૃષ્ણાને પોષવા તમારે કમાવું પડે છે એ વિષય તૃષ્ણા તેમને નથી. માટે સુખી છે. ઉમાસ્વાતિજીએ પણ કહ્યું છે કે

निर्जित मद मदनानां, वाक्कायमनोविकार रहितानाम् ।
विनिवृत्त पराशानामिहैव, मोक्षः सुविहितानाम् ॥

જેમણે પ્રચંડ મદ મદન એટલે કામદેવને જીતી લીધા છે, જેના મન વચન કે કાયામાંથી વિકારનું વિષ નષ્ટ થઈ ગયું છે, જેમણે પર પુદ્દગલની આશાઓનો ત્યાગ કરી દીધો છે તેવા મહાત્માઓ અપૂર્વ સુખી છે. આવા મહાત્માઓ શબ્દાદિ વિષયોનું પરિણામ દુઃખરૂપ સમજીને અને તેની અનિત્યતાનો વિચાર કરી, સંસારના રાગ દ્વેષમય ભયંકર દુઃખોનો ખ્યાલ કરી શરીર પર રાગ કે શત્રુ પર રોષ કરતા નથી. રોગોથી વ્યથિત થતા નથી. વૃદ્ધાવસ્થાથી અકળાતા નથી અને મૃત્યુથી ડરતા નથી. આવા મહાત્માઓ સાચા સુખી છે.

દેવાનુપ્રિયો! વીતરાગી સંતોનો ત્યાગ ને વૈરાગ્ય કેટલી ઉચ્ચ કોટિનો હોય છે! ભગવતી સૂત્રમાં જમાલિ કુમારનો અધિકાર આવે છે. એ જમાલિકુમાર મહાવીર પ્રભુના સંસાર પક્ષે ભાણેજ થાય ને જમાઈ પણ થાય. જમાલિકુમાર ભગવાનની એક વખત વાણી સાંભળીને વૈરાગ્યના રંગે રંગાઈ ગયા. એમના વૈરાગ્યનું વર્ણન વાંચતા આપણને એમ થાય કે અહાહા..શું વૈરાગ્ય છે! મહાન રિદ્ધિ સિદ્ધિનો ત્યાગ કરી દીક્ષા લીધી. તેમની પત્નીએ પણ દીક્ષા લીધી. દીક્ષા લઈને જમાલિકુમારે ઘણું જ્ઞાન પ્રાપ્ત કર્યું, પણ છેલ્લે એમનું જીવન વાંચીએ ત્યારે આંખમાં આંસુ આવી જાય.

જમાલિ અણગાર ભગવાનને પૂછે છે પ્રભુ! આપની આજ્ઞા હોય તો હું આ શિષ્યોની સાથે બહાર જનપદમાં વિચરું! આ સમયે ભગવાન મૌન રહ્યા. કારણ કે ભગવાન તો સર્વજ્ઞ હતા. તે જાણતાં હતાં કે જમાલિને અલગ વિચરવામાં લાભ છે કે નુકશાન? હું એને ના પાડીશ તો રહેવાનો નથી. એટલે ભગવાન મૌન રહ્યા. ગુરૂ તો શિષ્યના લાભાલાભ જોઈને આજ્ઞા આપે. ગુરૂની આજ્ઞા ન હોય તો સેંકડો લાભના કારણને પણ વિનયવાન શિષ્ય જતા કરે પણ અવિનીત શિષ્ય સમજતો નથી. તેથી ઘણા કાળ સુધી સંસારમાં રખડે છે. જો રખડવું ના હોય તો ગુરૂની આજ્ઞાનું અવશ્ય પાલન કરવું.

અનાજ દળવાની ઘંટીમાં તમે નજર કરજો. જે દાણા ઘંટીના ખીલડાનો આશ્રય લઈને રહે છે તે પીસાતા નથી. જે ખીલો છોડીને જાય છે તે પીસાઈ જાય છે. તેમ જો જીવોને જન્મ મરણરૂપી સંસારની ચક્કીમાં પીસાવું ન હોય તો વીતરાગ પ્રભુની અને સદ્દગુરૂની આજ્ઞારૂપી ખીલાનો શ્રદ્ધાપૂર્વક આશ્રય લઈ લો. રોજ પ્રતિક્રમણમાં શું બોલીએ છીએ! હે પ્રભુ! तं धम्मं सद्दहामि, पत्तिआमि, रोयमि फासेमि पालेमि अणुपालेमि મને તારા માર્ગ ઉપર શ્રદ્ધા થઈ છે. તારા માર્ગની પ્રતીતિ થઈ છે. તારો માર્ગ મને રૂચ્યો છે. સ્પર્શ્યો છે. તારા ધર્મની હું પાલના કરું છું. વિશેષ પ્રકારે પાળું છું. જો આ પ્રમાણે અંતઃકરણપૂર્વક બોલતા હો તો શ્રદ્ધાનો દંડો બરાબર પકડી રાખજો. આત્મિક શ્રદ્ધાથી ભરેલા જીવનની કિંમત છે. પરદેશથી સરસ ડાયલવાળી ઘડિયાળ લાવ્યા. પણ જો

ઘડિયાળના બે કાંટા ન હોય તો ? તે ઘડિયાળની કોઈ વેલ્યુ ખરી ? ના, તેમ ગુરૂ વચનમાં જેને શ્રદ્ધા નથી તેનું જીવન પણ કાંટા વિનાની ઘડિયાળ જેવું છે.

મહાવીર પ્રભુએ જમાલિ અણુગારની વાતમાં હકાર ન ભણ્યો. મૌન રહ્યા છતાં જમાલિ અણુગારે પોતાના શિષ્ય પરિવાર સાથે વિહાર કર્યો. ગુરૂની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાથી કેવું ખરાબ પરિણામ આવે છે તે સાંભળજો. જમાલિ અણુગાર પોતાના ૫૦૦ શિષ્યો સાથે ગ્રામાનુગ્રામ તપ ત્યાગપૂર્વક વિચરતા એક વખત તેમના શરીરમાં રોગ ઉત્પન્ન થયો. બેસવાની શક્તિ ના રહી ત્યારે પોતાના શિષ્યોને કહ્યું કે મારા માટે સંથારો તૈયાર કરો વિનયવંત શિષ્યો તરત સંથારો તૈયાર કરવા લાગ્યા. જમાલિ અણુગારે પૂછ્યું કે સંથારો તૈયાર થયો ? શિષ્યોએ કહ્યું–હા, ગુરૂદેવ. ફક્ત છેડો ભરાવવાનો સ્હેજ બાકી હતો. આથી જમાલિ અણુગારને થયું કે "कडे माणे कडे" એ વાત મિથ્યા છે.

દેવાનુપ્રિયો ! જુઓ, જમાલિ અણુગારે ૧૧ અંગનું જ્ઞાન મેળવ્યું હતું. એમનું જ્ઞાન સમજણપૂર્વકનું હતું. જ્ઞાન સાથે ક્રિયા હતી. શ્રદ્ધા મજબૂત હતી. ચારિત્ર સાથે તપ પણ હતો. છતાં સ્હેજ નિમિત્ત મળતાં એમની શ્રદ્ધા ફરી ગઈ. તેમના કેટલાક શિષ્યોને આ વાત રૂચી તે એમના મતમાં ભળી ગયા. અને જેમને ન રૂચી તે પાછા ભગવાન પાસે ચાલ્યા ગયા. તેમના મતમાં પ્રિયદર્શના સાધ્વી પણ ભળ્યા હતા. એક વખત તે સાધ્વીજી ગ્રામાનુગ્રામ વિહાર કરતાં જ્યાં શકડાલ કુંભાર શ્રાવક હતા તે ગામમાં પધાર્યા. આ શ્રાવક ખૂબ ખમીરવંત હતો. એને ખબર હતી કે આ સાધ્વીજી જમાલિના મતમાં ભળેલાં છે. હું એને ઠેકાણે લાવું, શકડાલે તેમને આહાર પાણી વહોરાવ્યા. ત્યારબાદ તેમને ઠેકાણે લાવવા શકડાલે એની પછેડીને પાછળથી સ્હેજ સળગાવી.

એ સમજતાં હતાં કે સાધુ અગ્નિનો સ્પર્શ ન કરે. હું એનું પ્રાયશ્ચિત કરીશ પણ એને સુધારું, જ્યાં પછેડી સળગી ત્યાં પ્રિયદર્શના સાધ્વીજી બોલી ઉઠયા. મારી પછેડી સળગી. ત્યારે શકડાલજીએ ધડાક દઈને કહી દીધું–સાધ્વીજી ! તમે એમ નહિ બોલી શકો. કારણ કે તમારા મત પ્રમાણે પછેડી આખી બળી જાય ત્યારે તમે કહી શકો કે મારી પછેડી સળગી. કારણ કે તમે બળવા માંડયું ત્યારથી બળ્યું એમ ભગવાનના વચનને માનતા નથી. સમજો. સાબવી સાડી વણવા બેઠો. હજુ એક ગજ સાડી વણી નથી પણ કોઈ પૂછે કે શું કરો છો ? તો કહેશે કે હું સાડી વણુ છું. આ વ્યવહાર ભાષા છે. એ ખોટી નથી. શકડાલજીની શ્રદ્ધા મજબૂત હતી. સાધ્વીજીને જડબાતોડ જવાબ દેતાં પાછા ન પડયા. પણ આજના શ્રાવકો તો શાસનમાં સડો પેસે તો એને ચલાવવા દે છે. 'ચલતી હૈ ચલને દો' પણ સડો નાબૂદ કરવાની તાકાત નથી. શ્રાવકો તો સાધુના અમ્માપિયા છે. સાધુ જો શ્રદ્ધામાં કે આચારમાં શિથિલ બને તો ખૂણામાં બેસાડી શિખામણ દે અને સડો નાબૂદ કરાવે.

અહીં શકડાલે સાધ્વીજીને કહી દીધું કે તમારા મત પ્રમાણે આમ ન બોલી શકાય. સાધ્વીજી તરત શ્રદ્ધામાં સ્થિર થઈ ગયા ને ભગવાનનો મત સ્વીકારી લીધો ને કહ્યું. શકડાલજી ! તમને ધન્ય છે. તમે મને પડતી બચાવી છે. એમ કહીને તે ગયા. ત્યાર પછી જમાલિ અણગાર પાસે આવીને કહે છે હે મહારાજ ! આપનો માનેલો મત મિથ્યા છે. તેને છોડી દો. અને ભગવાનના વચન ત્રિકાળી સત્ય છે. તેને અંગીકાર કરો. ઘણું સમજાવ્યા પણ પોતાનો મત ન છોડયો ત્યારે સાધ્વીજીએ કહી દીધું કે હે જમાલિ અણગાર ! બગડી ગયેલા દૂધ કે દહીંને કોઈ સંગ્રહતું નથી પણ ફેંકી દે છે તેમ હું પણ તમને ત્રિવિધે ત્રિવિધે વોસરાવી દઉં છું. એમ કહીને ચાલ્યા ગયા.

બેટરીના શેલમાં જો પાવર ન હોય તો તમે શેલ રાખો કે ફેંકી દો ? ફેંકી દોને ? પાવર હોય તો જ એને સાચવો છો. તેમ જેના દિલમાં ભગવાનના વચનોની શ્રદ્ધાનો પાવર નથી તેને કોણ રાખે ? જેમ ઘઉંમાંથી કાંકરા ફેંકાઈ જાય છે તેમ જમાલિ અણગાર ફેંકાઈ ગયા. સહેજ ઉત્સૂત્રની પ્રરૂપણા કરી તો નિન્હવ બની ગયા ને અંતિમ સમયે કાળધર્મ પામી કિલ્વિષીમાં દેવપણે ઉત્પન્ન થયા. હું તો તમને કહું છું કે ભગવાનના સિદ્ધાંતોનું જ્ઞાન ખૂબ ગહન છે. તમને સમજાય તેટલું સમજજો. ન સમજાય તો ભગવાને કહ્યું છે તે સત્ય છે. હું નથી સમજી શકતો તે મારી ખામી છે. પણ ભગવાનના વચનમાં કદી શંકા કરશો નહિ, ને શ્રદ્ધામાં જરાપણ ઢીલા ન પડશો. જે ભગવાનના વચનમાં શ્રદ્ધા રાખે છે તે આત્માઓ ભવસાગર તરી જાય છે.

અહીં દ્વારકા નગરીમાં નેમનાથ ભગવાન પોતાના શિષ્ય પરિવાર સહિત પધાર્યા છે અને ઉદ્યાનમાં ઉતર્યા છે. ત્યાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર : સ્વયંવરમંડપમાં આવતાં પહેલાં દ્રૌપદીએ કરેલી કામદેવની પુજા :** દ્રૌપદીએ સ્નાન આદિ કરીને સર્વપ્રથમ કામદેવની પૂજા કરી, અને સ્તુતિ કરીને વરદાન માંગ્યું કે હે દેવ ! મને ઈચ્છિત દિવ્યવર મળે એવું વરદાન આપજો. ત્યાર પછી અનુપમ રૂપથી શોભતી નવયુવાન દ્રૌપદીને તેની દાસીઓ ખૂબ સુંદર રીતે શણગારવા લાગી.

કરકંકણ પાવોં મેં બીછા, મુદ્રા અંગુલી માંઈ,
બીની સાડી તન પેં સોહે, કજ્જલ નૈન સરાઈ હો...સ્વયંવર

ચંદ્ર જેવું જેનું મુખડું શોભે છે. મૃગ જેવી જેની આંખો છે, દાડમની કળી જેવા દાંત છે. અને કોયલ જેવો કંઠ છે. એ વચન બોલે ત્યારે જાણે મુખમાંથી અમી ઝરતી હોય તેમ લાગતું હતું તેવી દ્રૌપદી ને દાસીઓ વિવિધ પ્રકારના વસ્ત્રાભૂષણો પહેરાવવા લાગી. માથું ઓળી અંબોડામાં ફુલની વેણી પહેરાવી. કાનમાં ઉત્તમ પ્રકારના રત્નોથી જડેલા કુંડળ પહેરાવ્યાં, કંઠમાં સાતસેરા, નવસેરા મણી ને મોતીના હાર

પહેરાવ્યાં. હાથમાં કંકણ, આંગળીઓએ વીંટી, કેડે કંદોરો પહેરાવ્યો, ને પગમાં ઝાંઝર પહેરાવ્યા, આંખમાં કાજળ આંજ્યું. કપાળમાં તિલક કર્યું, અને ઝીણી મુલાયમ સાડી પહેરાવી, એક તો અથાગ રૂપ હતું, તેમાં વિવિધ પ્રકારના શણગાર સજે એટલે શોભમાં શું બાકી રહે? દ્રૌપદી રતિસુંદરી જેવી શોભવા લાગી, સંપૂર્ણ શણગાર સજાઈ ગયા બાદ દ્રૌપદી તેની સાહેલીઓ સાથે તેની માતા પાસે આવી અને માતા ને પગે લાગી, ત્યારે માતાએ શું કહ્યું.

મન માન્યો વર લેના તૂ ચોં, જનની દે આશિષ,
ફિર રથ માંઇ બેઠી મોહસે. ધરા ધ્યાન જગદીશ હો...શ્રોતા

મંડપમાં જતાં માતાએ આપેલ આશિષ :– હે મારી વહાલી પુત્રી! તું ઇચ્છિત વરને પ્રાપ્ત કરજે, એમ કહી માથે હાથ મૂકીને આશીષ આપી. માતાની આશીષ લઈ દ્રૌપદી રથમાં બેઠી. તેને બેસવાનો રથ પણ ખૂબ શણગાર્યો હતો. રથને સોના રૂપાની ઘુઘરીઓ બાંધી હતી, રથમાં બેસી દ્રૌપદીએ પ્રભુનું ધ્યાન-સ્મરણ કર્યું. ખુદ દ્રૌપદીનો ભાઈ ધૃષ્ટદ્યુમ્ન કુમાર રથનો સારથી બન્યો હતો. રણઝણ કરતો રથ ચાલ્યો. પાછળ સ્ત્રીઓ મંગલ ગીતો ગાઈ રહી છે. વાજિંત્રો વાગે છે. ખૂબ ધામધૂમથી રૂમઝુમ કરી દ્રૌપદીને સ્વયંવર મંડપમાં લાવ્યા. જ્યાં દ્રૌપદીએ મંડપમાં પ્રવેશ કર્યો ત્યાં બધા રાજાઓની એક સાથે તેના ઉપર દૃષ્ટિ પડી. જાણે આકાશમાંથી ઇન્દ્રાણી ઉતરી ન હોય! સૌ રાજાઓ પ્રભુને પ્રાર્થના કરવા લાગ્યા કે આ દ્રૌપદી અમને મળજો. દ્રૌપદીએ પણ સ્વયંવર મંડપમાં બધા રાજાઓ તરફ દૃષ્ટિ ફેંકી તો બધા રાજાઓમાં દેવ કુમાર જેવા શોભતા મનોહર આકૃતિવાળા પાંડુરાજાના પાંચ પુત્રોને જોયા. તેમાં તેનું મન ઠરી ગયું, પણ તેમના પહેલાં બીજા ઘણાં રાજાઓ બેઠેલા છે. જો રાધાવેધ કરે તો પિતાની જાહેરાત પ્રમાણે તેમને જ વરમાળા પહેરાવવી પડે. તેનું દિલમાં દુઃખ થયું, પણ પ્રભુને પ્રાર્થના કરતી તે સ્થંભ પાસે ઉભી રહી. એટલે તેનું પ્રતિબિંબ સ્થંભમાં પડવા લાગ્યું. તેમાં એક દ્રૌપદી અનેક દેખાવા લાગી. આ જોઈને સૌ સ્તબ્ધ બની ગયા. વાતાવરણ શાંત બની ગયું. ત્યારે ધૃષ્ટદ્યુમ્ન કુમાર ઉભો થઈને કહે છે કે મોંઘેરા મહેમાનો! સાંભળો. અમારા કુળના અલંકાર રૂપ દેવતાઓથી સેવાયેલ આ ધનુષ્યને ઉઠાવી જે રાધાવેધ કરશે તેમને આ અદ્ભૂત રૂપ અને ગુણોથી યુક્ત મારી લાડલી બહેન વરમાળા પહેરાવશે. આટલું કહી રાજકુમાર તેના આસન ઉપર બેસી ગયો.

કુમારની વાત સાંભળીને સૌથી પ્રથમ હસ્તિશીર્ષ દેશની મહારાજા સર્વ પ્રથમ પોતાના આસનેથી ઉભા થયા. દ્રૌપદીની દાસી કહે છે હે કુમારી! આ મહાન બળવાન દમદંત મહારાજા છે. પણ તેમને છીંક આવી જો અપશુકન ગણાય એટલે તેઓ પાછા બેસી ગયા. ત્યાં બીજા રાજા ઉભા થયા. એટલે દાસીએ કહ્યું કે સુલોચના! આ મથુરાપતિ 'ધર' રાજા છે. પણ રાજા ઉભા થયા ત્યાં તેમના પગ ધ્રુજવા લાગ્યા ને વાંકા

વળી જવાથી પગ મચકોડાઈ ગયો. તેથી બધા રાજાઓ હસવા લાગ્યા. તે શરમિંદા બનીને બેસી ગયા. ત્યાં વિરાટ દેશના મહારાજા ઉભા થવા ગયા ત્યાં તેમને મૂર્છા આવી ગઈ. શરીર પસીનાથી રેબઝેબ થઈ ગયું તેથી તે બેસી ગયા. પછી આનંદીપુરના મહારાજા 'શલ્ય' ઉઠયા ને સ્થંભ તરફ જવા માટે પગ ભરે છે ત્યાં ચીકણી જમીન ઉપર પગ ખસી ગયો ને પડી ગયા. ત્યાં જરાસંઘનો પુત્ર સહદેવ ઉઠયો ને રાધાવેધ કરવા માટે ગયો પણ સર્પ જેવું ધનુષ્ય જોઈને ડરી ગયો. એટલે ઉદાસ થઈને પાછો ફર્યો દાસી એક પછી એક રાજાના નામ બોલીને તેના ગુણગાન કરતી દ્રૌપદીને ઓળખાણ આપતી જાય છે.

હવે ચંદેરીપતિ શૂરવીર શિશુપાલ રાજા ઉઠયા. જેમણે રૂક્ષ્મણીના હરણ સમયે કૃષ્ણના મનમાં પણ શંકા ઉત્પન્ન કરી હતી, પણ કોણ જાણે ને ધનુષ્ય ઉઠાવવાની હિંમત કરી શકતો નથી. એટલામાં ધૃતરાષ્ટ્રનો પુત્ર દુર્યોધન અભિમાનથી છાતી ફુલાવતો ઉભો થયો. સ્થંભ પાસે જઈ ધનુષ્ય હાથમાં લેવા ગયો પણ ધનુષ્યને અડી શકયો નહિ. એટલે નમન કરીને પાછો ફર્યો. સૌ રાજાઓ હસવા લાગ્યા. ત્યાર પછી ધનુર્વિદ્યામાં પ્રવીણ અંગદેશના કર્ણ રાજા ઉઠયા.

કર્ણ ખૂબ પરાક્રમી હતો. દાસીએ કહ્યું કે અત્યારે આના જેવો બીજો કોઈ ધનુર્ધારી નથી, ધનુર્વિદ્યામાં આ કર્ણરાજા અદ્વિતીય અને અદ્ભૂત છે. આ સાંભળીને દ્રૌપદી કુળદેવીને પ્રાર્થના કરવા લાગી કે માતા ! હું મનથી પાંડવોને વરી ચૂકી છું. એ જ મારા પતિ થાય. કર્ણે ઘણી મુશ્કેલીથી ધનુષ્ય ઉઠાવ્યું પણ રાધાવેધ ન કરી શકયા. આ રીતે રાધાવેધ કરવા માટે ઘણાં રાજાઓ ઉભા થયા. બધાએ પોતાની શક્તિનો અજમાશ કર્યો પણ કોઈ રાધાવેધ કરી શકયું નહિ. સૌ ઉદાસ બનીને બેસી ગયા. છેવટે કૃષ્ણ અને તેમના પુત્રોનો વારો આવ્યો. ત્યારે કૃષ્ણે સંકેત કર્યો એટલે શાંબ, પ્રદ્યુમ્ન આદિ કુમારો ઉઠયા નહિ. કૃષ્ણજી ખુદ પણ ન ઉઠયા, અને પાંડવોને રાધાવેધ કરવા જવા માટે સંકેત કર્યો.

કૃષ્ણ મહારાજાએ પાંડવ પુત્રને કરેલો સંકેત : બંધુઓ ! કૃષ્ણવાસુદેવની દૃષ્ટિ કેટલી વિશાળ છે ! પોતે યોગ્ય હોવા છતાં વિચાર કર્યો કે આ કન્યા તો પાંડવોને યોગ્ય છે એટલે કૃષ્ણનો સંકેત થતાં, મનમાં આનંદ પામતાં પાંચે પાંડવો ધનુષ્ય તરફ ચાલ્યા. જેમ પાંચે ઈન્દ્રિઓથી શરીર શોભે છે તેમ પાંડુરાજા પાંચ પુત્રોથી શોભતા હતા. પાંચે સ્થંભ પાસે આવ્યા. તેમાં અર્જુને સર્વ પ્રથમ પિતાજી, કૃષ્ણજી આદિ વડીલોને વિનયપૂર્વક નમન કર્યું, પછી ધનુષ્ય ઉઠાવવા જાય છે ત્યાં શું બને છે ?

ભીમે હાથમાં ગદા લઈને બધા રાજાઓને ઉદ્દેશીને કહ્યું કે હે મહારાજાઓ ! મારી એક વાત સાંભળો. મારો ભાઈ અર્જુન ધનુષ્ય ચઢાવીને રાધાવેધ કરશે પછી જો

તેના ઉપર કોઈ કચવાટ કરશે કે તોફાન કરશે તો આ મારી ગદાથી એનું માથું ફોડી નાખીશ. આ પ્રમાણે ભીમે કહ્યા પછી અર્જુન જિનેશ્વર પ્રભુનું ધ્યાન ધરીને કમળની નાળની માફક ધનુષ્ય હાથમાં લીધું ને બાણ ચઢાવી ટંકાર કર્યો. ત્યારે આકાશમાં એવો અવાજ થયો કે ધરતી ધ્રુજી ઉઠી, પર્વતના શિખરો તૂટી ગયા. હાથીઓ પોતાના સ્થાન છોડીને ભાગવા લાગ્યા. અર્જુને નીચે તેલથી ભરેલા કુંડમાં રાધાનું પ્રતિબિંબ જોઈ લક્ષબિન્દુ તાકી જોતજોતામાં રાધાની જમણી આંખ વીંધી નાંખી.

પુષ્પમાલ સુખમાલ હાથસે, અર્જુન કો પહનાઈ,
વરમાલા નિદાન યોગ, પાંચો કે ગલે દિખાઈ હો....શ્રોતા

**અર્જુનનો જયજયકાર :** અર્જુને રાધાવેધ કર્યો તે વખતે સ્વયંવરમંડપમાં બેઠેલા રાજાઓએ અર્જુનનો જયજયકાર બોલાવ્યો, અને આકાશમાંથી દેવોએ પુષ્પવૃષ્ટિ કરી. વાજિંત્રો વાગવા લાગ્યા, અને દ્રૌપદી પણ ઘૂંઘટમાંથી અર્જુનને જોઈને ખૂબ આનંદ પામી અને સુકોમળ હાથથી ખૂબ પ્રેમપૂર્વક તેણે અર્જુનના ગળામાં વરમાળા પહેરાવી. જો કે દ્રૌપદીને તો પાંચે પાંડવોને વરમાળા પહેરાવવાની ઈચ્છા થઈ હતી પણ લોક વ્યવહાર સારો ન દેખાય એટલે અર્જુનને પહેરાવી. પણ પૂર્વભવના નિયાણાને કારણે પાંચે પાંડવના ગળામાં વરમાળા પહેરાવેલી સર્વેએ જોઈ. આ સમયે આકાશવાણી થઈ કે હે દ્રૌપદી! તે જે કંઈ કર્યું છે તે યોગ્ય કર્યું છે. તારે ડરવાની જરૂર નથી.

આ તરફ બીજા રાજાઓ અને પ્રજાજનો સૌને આશ્ચર્ય થયું કે આ શું? કન્યા તો એકજ છે ને પાંચે પાંડવોના ગળામાં વરમાળા પહેરાવી છે. એક પતિને પાંચ પત્ની હોય પણ પાંચ પતિને એક પત્ની ન હોય. દ્રુપદરાજા પણ મૂંઝવણમાં પડયા કે મારી દીકરી તો એક છે ને પાંચને કેવી રીતે પરણાવું? બહું ખોટુ થયું. આમ ચિંતાતુર બન્યા છે. બરાબર તે સમયે એક જંઘાચરણ મુનિ આકાશમાંથી ઉતર્યા એમને જોઈ કૃષ્ણ આદિ બધા રાજાઓ ઉભા થઈ ગયા ને મુનિને તિકખુત્તોનો પાઠ ભણી વંદન કર્યા ને બોલ્યા. આજે અમારા ધન્ય ભાગ્ય કે છકાયના રક્ષક એવા આપના અમને દર્શન થયા. એમ કહીને મુનિને બેસાડી સુખશાતા પૂછીને વિનયપૂર્વક પ્રશ્ન પૂછયો કે આ દ્રૌપદીએ પાંચને વરમાળા પહેરાવી છે તો શું તેને પાંચ પતિ થશે? હવે મુનિ તેમને શું કહેશે તેના ભાવ અવસરે.

## વ્યાખ્યાન નં-૫

અષાઢવદ ૭ ને ગુરૂવાર તા-૭-૭-૭૭

અનંત કરૂણાનીધિ, ત્રૈલોક્ય પ્રકાશક, તીર્થંકર ભગવંતોએ જગતના જીવોના ઉદ્ધાર માટે સિદ્ધાંતની વાણી પ્રકાશી. ભગવાનના વચનામૃતો ત્રણે કાળે સત્ય છે. તેમાં જીવને સર્વપ્રથમ શ્રદ્ધા થવી જોઈએ. શ્રદ્ધા વિના ગમે તેટલી ક્રિયા કરો, તપ-જપ વાંચન, મનન બધું કરો પણ તેમાં જે ઉત્કૃષ્ટ રસ આવવો જોઈએ તે નહિ આવે. શ્રદ્ધા વિનાની ક્રિયા વિગેરે ધર્માનુષ્ઠાનોથી પુણ્ય બંધાશે પણ કર્મની નિર્જરા નહિ થાય. શ્રદ્ધામાં અજોડ શક્તિ રહેલી છે. શ્રદ્ધાસહિત ક્રિયા કરવાથી કર્મના ગંજના ગંજ તુટી જાય છે. મોટા પહાડ જેવા પથ્થરોને તોડવા હોય તો વૈજ્ઞાનિકો દારૂગોળા મૂકે છે. તેનાથી મોટા અને મજબૂત પથ્થરોના ચૂરેચૂરા થઈ જાય છે. તે રીતે વીતરાગ પ્રભુનું એક વચન પણ આપણાં હૃદય-મંદિરમાં જડાઈ જાય તો આત્મા ઉપર લાગેલા કઠોર કર્મોના ચૂરેચૂરા થઈ જાય. પણ જ્ઞાની કહે છે કે "सद्धा परम दुल्लहा" જીવને શ્રદ્ધા થવી પરમ દુર્લભ છે. જેમ દારૂગોળામાં મોટા મોટા પથ્થરોનાં ચૂરેચૂરા કરવાની શક્તિ છે તેનાથી અનંતગણી શક્તિ જિનેશ્વરદેવના વચનમાં છે. રોહણીયા ચોરના દિલમાં અનિચ્છાએ એક વચન જડાઈ ગયું તો કેદમાંથી છૂટકારો થઈ ગયો. તો જેના દિલમાં શ્રદ્ધાપૂર્વક જિનવાણીનો રણકાર થાય તેની ભવોભવની કેદમાંથી મુક્તિ થાય કે નહિ? એવા ઘણાં જીવો પ્રભુના વચન ઉપર શ્રદ્ધા કરીને તરી ગયા છે.

બંધુઓ! શ્રદ્ધા એ અમોઘ સંજીવની છે. શ્રદ્ધા જીવનમાં અગત્યનો ભાગ ભજવે છે. તમારા સંસારના વ્યવહારોમાં પણ શ્રદ્ધા વિના કામ ચાલતું નથી. વિશ્વાસ વિના ઘર કે દુકાન ચાલતાં નથી. જુઓ, તમે દુકાનમાં લાખોનો માલ ભર્યો હોય છે પણ સાંજે તાળું લગાવીને ઘેર આવો છો ને? કે બધો માલ ઘેર લઈને આવો છો? "ના" રોજ કેટલો માલ ઘેર લવાય? ત્યાં શ્રદ્ધાથી તાળું લગાવો છો. મહિનો બહારગામ જવું હોય તો મુનિમના ભરોસે દુકાન મૂકીને જાવ છો ને? કોઈ વહેપારીને ઓળખતા નથી હોતા પણ શ્રદ્ધાથી તેની સાથે લાખોના સોદા કરો છો ને? બહેનોને બે ત્રણ કલાક બહાર જવું હોય તો તે ભલું ભાદરું ઘર ઘાટીના ભરોસે મૂકીને જાય છે ને? શરીરમાં દર્દ થાય ત્યારે ડોક્ટર પાસે જાવ છો. ત્યારે ડોક્ટર ઉપર શ્રદ્ધા રાખો છો ને? કોર્ટમાં કેસ દાખલ કરવો હોય તો અસીલ વકીલ પાસે જાય છે. વિદ્યાર્થીને એના શિક્ષક ઉપર વિશ્વાસ રાખવો પડે છે. આ રીતે દુનિયામાં સર્વત્ર વિશ્વાસથી વ્યવહાર ચાલે છે. તો વિચાર કરો કે જે ભગવંતના વચનામૃતોમાં અજોડ શક્તિ છે તેમના ઉપર, તેમના વચન ઉપર, તેમના પ્રરૂપેલા ધર્મ ઉપર અને તેમના સંતો ઉપર આપણને કેટલી શ્રદ્ધા હોવી જોઈએ!

બીજા માણસો ઉપર વિશ્વાસ મૂકો છો પણ ક્યારેક તે ધનની લાલચમાં વિશ્વાસ-ઘાત કરી બેસે છે. કારણ કે જગત સ્વાર્થી છે. પણ જેને કોઈના ઉપર રાગ નથી કે કોઈના પ્રત્યે દ્વેષ નથી કે કોઈ જાતનો સ્વાર્થ નથી, કેવળ પરમાર્થ દ્રષ્ટિથી જગતના

જીવોનું ભલું કરવાની ભવ્ય ભાવના છે તે સદ્ભાવનાથી પોતે તપ ધ્યાન આદિ કઠોર સાધનાઓ કરી ઘાતી કર્મોના ડુંગરાને ભેદી કેવળજ્ઞાનનો પ્રકાશ પ્રાપ્ત કરી જગતના ખૂણે ખૂણે વિચરી જગતના જીવોને બોધ આપે છે. તેમના વચનામૃતો ઉપર આપણને અતૂટ શ્રદ્ધા થવી જોઈએ.

આપણને અંતગડ સૂત્રનો અધિકાર ચાલે છે, કેવળજ્ઞાન અને કેવળદર્શનના પ્રકાશથી દીપતા નેમનાથ ભગવાન દ્વારકા નગરીમાં પોતાના શિષ્ય પરિવાર સહિત પધાર્યા, તે વખતે સોળ હજાર દેશના સમ્રાટ કૃષ્ણ વાસુદેવને વનપાલક સમાચાર આપે છે કે હે મહારાજા ! જેની આપ આતુરતાપૂર્વક પ્રતીક્ષા કરી રહ્યા છો તેવા ત્રિલોકીનાથ દ્વારકા નગરીના ઉદ્યાનમાં પધાર્યા છે. આ સાંભળતાં સમ્યગ્દૃષ્ટિ આત્મા એવા કૃષ્ણ વાસુદેવને જે હર્ષ થયો તે અવર્ણનીય હતો. પ્રભુ પધાર્યાની વધામણી સાંભળીને કૃષ્ણ વાસુદેવ વિચાર કરવા લાગ્યા કે અહો ! જેમણે કેવળજ્ઞાન અને કેવળદર્શન પ્રગટ કરી આત્માના અનંત સુખની પ્રાપ્તિ કરી છે તેવા પરમાત્મા નેમનાથ પ્રભુ મારા આંગણે પધાર્યા છે તો હું જલ્દી તેમના દર્શન કરવા જાઉં. તેમનો હર્ષ સમાતો નથી. હર્ષમાં તેમણે વધામણી આપનાર વનપાલકને મૂલ્યવાન વસ્ત્રાભૂષણો આપી તેની ભૂખ ભાંગી નાંખી. એનો હર્ષ પણ એના હૃદય સાગરમાં સમાતો નથી. અહો ! પ્રભુ પધાર્યાની વધામણી આપવામાં આટલો બધો લાભ ? તો એમની ઉપાસના કરવાથી કેટલો લાભ થાય ? એમ વિચાર કરતો ચાલ્યો ગયો.

કૃષ્ણ મહારાજાના ઉલ્લાસનું તો પૂછવું જ શું ? જેમ શરદ પૂર્ણિમાનો ચંદ્ર આકાશમાં ઉંચે ચઢે તેમ સાગર ઉછાળા મારે છે તે રીતે કૃષ્ણનો હૃદયરૂપી સાગર પ્રભુના આગમનના સમાચાર સાંભળીને ઉછાળા મારે છે. એમના હૃદયમાં હર્ષ સમાતો નથી. રોમાંચોને ભેદીને બહાર નીકળી જાય છે. મનમાં વિચાર કરે છે. અહો પ્રભુ ! આપની વધામણીથી વનપાલકની જન્મની ભૂખ ભાંગી પણ મારે તો આપના દર્શન કરી ભવોભવની ભૂખ ભાંગવાની છે. ભૌતિક સંપત્તિ ભલે તેટલી પ્રાપ્ત કરી પણ તેનાથી કંઈ મારી જન્મમરણની દરિદ્રતા ટળે ખરી ? 'ના' આત્માને તૃપ્તિ થાય ખરી ? 'ના' સાચી દરિદ્રતા ટાળનાર તમે છો. જેણે ખરા અંતઃકરણપૂર્વક આપના દર્શન કર્યા તેના માટે આ સંસારમાં એવી કઈ ચીજ છે કે તેના ઉપર મીટ માંડે ને આનંદ થાય ! અર્થાત્ આપના દર્શનથી અધિક બીજી કોઈ ચીજ આ દુનિયામાં નથી. ભગવાન પધાર્યાના સમાચાર મળતાં સિંહાસન ઉપરથી ઉતરી સાત આઠ પગલા આગળ જઈ વંદન કરીને સ્તુતિ કરવા લાગ્યા કે ધન્ય છે તે માનવીને કે જે મનુષ્ય જન્મ પામીને આપનાં દર્શન કરી નેત્ર પવિત્ર કરે છે. આપની વાણી સાંભળી કર્ણ પવિત્ર કરે છે અને આપની વાણી અંતરમાં ઉતારી ભવસાગર તરી જાય છે. આપના શરણે જે સુખ અને શાંતિ પ્રાપ્ત થાય છે તેવું સુખ ને શાંતિ બીજે ક્યાંય પ્રાપ્ત થના નથી માટે તારા વચનમાં જ શ્રદ્ધા કરવા જેવી છે, મને તારા ઉપર જેટલો વિશ્વાસ છે, તારા વચન ઉપર જેટલી શ્રદ્ધા છે તેટલી શ્રદ્ધા આ સંસારમાં બીજે ક્યાંય નથી.

પ્રભુ એક જ શ્રદ્ધા છે તારા વચનની રે, નથી ગમતું બીજાનું નામ જિનરાજ-એકજ
અનંત જન્મોની પ્યાસ બૂઝાવી, મારે પીવા છે અમૃતના પ્યાલ

હે પ્રભુ! તને જોયા પછી મને આ સંસારમાં બીજા કોઈને જોવાની જરૂર નથી. તારી વાણી રૂપી અમૃતનું પાન કરી મારે આત્માનું અનંતુ અવ્યાબાધ સુખ પ્રાપ્ત કરવું છે. તારા નામની મને રટ લાગી છે. મારે હવે બીજા કોઈનું કામ નથી, આપને એક વખત અનિમેષ દૃષ્ટિથી જોયા પછી મનુષ્યની આંખો બીજે ક્યાંય ઠરતી નથી. એક વખત જેણે ક્ષીર સમુદ્રનાં મીઠા પાણી પીધાં તેને લવણ સમુદ્રનું ખારું પાણી ભાવે ખરૂં? "ના". જેને સાચા હીરાની પીછાણ ન હોય તે કાચના ટુકડાને હીરો માનીને તિજોરીમાં સંગ્રહે પણ જ્યારે તે માનવી સાચો ઝવેરી બની જાય ત્યારે તે કાચના ટુકડાને તિજોરીમાં રાખે? "ના". પછી તો ફેંકી દે. તેમ કૃષ્ણ વાસુદેવ કહે છે પ્રભુ! તમે મને મળ્યા પછી મને બીજે ક્યાંય ગમતું નથી. તમારા વચન સાંભળ્યા પછી બીજું કાંઈ સાંભળવું ગમતું નથી. આ સંસારના ભૌતિક પદાર્થો હવે તુચ્છ દેખાય છે. એવો કોણ મૂર્ખ હોય કે ક્ષીર સમુદ્રના મીઠા પાણીને છોડીને લવણ સમુદ્રના ખારા પાણી પીવા જાય? દૂધપાક પૂરીનું ભોજન છોડીને સૂકો રોટલો ખાવા જાય? કોહીનૂર છોડીને કંકર વીણવા જાય? અહો ભગવાન! તમારા સંતો પણ જ્ઞાન–ધ્યાન અને સ્વાધ્યાયમાં કેટલા લીન છે! તેમને આત્મકલ્યાણ સિવાય બીજી કોઈ ચિંતા કે વાત નથી.

બંધુઓ! કેવો રૂડો જિનધર્મ છે અને સાધુપણામાં તો કેટલી લહેર છે! પાંચ ઈન્દ્રિયના વિષયો જીતાય અને મન ઉપર કંટ્રોલ રાખી શકે તેને માટે સાધુપણું સહેલ છે. જે સંસાર છોડીને સાધુ બને છે તેને તમે કહો છો કે મહારાજ! ધન્ય છે તમને તમે નાની ઉમંરમાં સંસાર છોડી સાધુ બન્યા. ચરણમાં પડીને લળી લળીને વંદન કરો. કેટલા શુદ્ધ ભાવથી આહાર, પાણી, વસ્ત્ર વિગેરે વહોરવો છો. આટલું આપીને સંતનો તમે ઉપકાર માનો છો કે આજે અમારા ધન્ય ભાગ્ય કે આપે અમારા ઉપર કૃપા કરીને અમને લાભ આપ્યો. અમારૂં અન્ન અને ધન પવિત્ર થયું. બોલો ચારિત્રનો કેટલો પ્રભાવ છે! સંતો ભગવાનની આજ્ઞા પ્રમાણે વિચરે તો અનંતા કર્મોની નિર્જરા કરે. બોલો તમારા સંસારમાં આવો લાભ છે! પાંચ ઈન્દ્રિઓના વિષયોમાં મસ્ત બની વિભાવના વંટોળે ચઢી અનંતો કાળ જીવ રખડયો. હવે જો તમને વીતરાગ વચનમાં સચોટ શ્રદ્ધા થઈ હોય તો પાંચ ઇન્દ્રિયના વિષયો ઉપર વિજય મેળવો. જો ઇન્દ્રિયો ઉપર કંટ્રોલ નહિ રાખો તો તે દુર્ગતિમાં લઈ જશે. માટે સમજો એક ન્યાય આપું.

રાજાઓના રાજ્ય સરકારે લઈ લીધા પછી એ રાજાઓને સરકાર સાલિયાણું આપતી હતી. જે રાજ્યોને સાલિયાણું આપવામાં આવતું હતું તે જ રાજ્યો એવા ચીન પાકિસ્તાને ભારત ઉપર આક્રમણ કર્યું ને ભારત સાથે દુશ્મનાવટ કરી. તો હવે ભારતને મનથી તેમને સાલિયાણું આપવું ગમે? એના ગુણગાન કરવા ગમે? એને વધુ કમાણી થાય તેવા ઉદ્યોગો વધારી આપે? (શ્રોતામાંથી અવાજ ના એના માટે કંઈ ન

કરાય.) દુશ્મન ઉપર કદી પ્રેમ આવે ? 'ના'. એને માટે કંઈ કરી છૂટવાની હોંશ કે આનંદ તમને થાય ખરો ? "ન થાય". હવે તમને સમજાય છે ને કે દુશ્મન ઉપર પ્રેમ ન રખાય. એને માટે કંઈ ન કરાય. તો સમજો કે આપણો આત્મા એ ભારત છે, અને પાંચ ઈન્દ્રિયો એ ચીન અને પાકિસ્તાન છે. તેને તમારે રોજ સવાર પડે ને સાલિયાણા રૂપ ચા, દૂધ, નાસ્તો આપવો પડે. બપોરને સાંજ જમવાનું, ઉનાળે મૂલાયમ કપડાં અને શિયાળે ગરમ કપડાં, સારા સારા વસાણા આપો. નાટક સિનેમા જોવા, હરવા ફરવાની બધી વ્યવસ્થા કરી આપવી પડે. આને માટે આટલું બધું કરવા છતાં આ પાંચ ઈન્દ્રિયો રૂપી ચીન અને પાકિસ્તાન આત્મારૂપી ભારત ઉપર આક્રમણ કરે છે. ત્યારે ઈન્દ્રિઓને આધીન બનેલ તે જીવરૂપી ભારત હારી જાય છે. તેથી સ્વભાવ છોડી વિભાવમાં જાય છે ને કર્મો બાંધે છે.

બંધુઓ ! જીવ જ્યાં સુધી સ્વભાવમાં સ્થિર રહે છે ત્યાં સુધી કર્મ બાંધતો નથી. વિભાવમાં જોડાય ત્યારે કર્મો બાંધે છે. આત્માને સ્વભાવમાં વસવું એ એનો ધર્મ છે. તમને થશે કે આત્માને સ્વભાવમાં સ્થિર રાખવો એ એનો ધર્મ છે ? હા, ધર્મ કોને કહેવાય ? તે જાણો છો ? ધર્મ એ કોઈ બહારની વસ્તુ નથી ધર્મ એ પોતાની વસ્તુ છે. ધર્મ એ આત્માનો સ્વભાવ છે. શાસ્ત્રકાર કહે છે કે "वत्थु सहावो धम्मो" વસ્તુનો સ્વભાવ એનું નામ ધર્મ. જેમ કે અગ્નિમાં ઉષ્ણતા, પાણીમાં શીતળતા, આંબલીમાં ખટાશ, મરચામાં તીખાશ, મીઠામાં ખારાશ ને સાકરમાં ગળપણ એ એનો સ્વભાવ છે. એ પોતાનો સ્વભાવ પોતાનામાં રહે છે. સાકરમાં મીઠાશ છે તે બહારથી લાવવી પડતી નથી. મીઠાશ સાકરના ઘરની છે. કોઈપણ પદાર્થ એનો સ્વભાવ છોડતો નથી. દા. ત. પાણીને ગમે તેટલું ઉકાળો. હાથ ઉપર પડે તો ફોલ્લા-પડી જાય એવું ઉકળતું પાણી જો અગ્નિ ઉપર નાંખશો તો તે અગ્નિને ઠારી નાંખશે. એનો મૂળ ગુણ શીતળતાનો હતો તે ન છોડયો.

આ રીતે આત્માનો સ્વભાવ આત્મામાં હોય. આત્માની બહાર ન હોય પણ ક્યારેક વિભાવ દશામાં જતાં ક્રોધ, માન, માયા, લોભાદિ કષાયોમાં જોડાય છે ને દુઃખી થાય છે. અને જો સ્વભાવમાં રમણતા કરે તો અનંત શક્તિના બળે શાશ્વતા સુખ પામે છે. આત્માને વિભાવમાં લઈ જનાર દુશ્મન ઈન્દ્રિયો છે માટે એના ઉપર કંટ્રોલ રાખો. એને ગમે તેટલું સાલિયાણું આપો પણ એ તમારું હિત કરનાર નથી. માટે જેમ શત્રુને હોંશથી સાલિયાણું આપતા નથી તેમ ઈન્દ્રિયો જે માંગે તે હોંશથી ન આપો, એના તાબેદાર ન બનશો પણ એને તમે તાબે કરજો. આત્મામાં જે રાગ દ્વેષ આદિ પરિણતિઓ દેખાય છે તે એના પોતાના ઘરની નથી પણ વિભાવના ઘરની છે. ઈષ્ટ વસ્તુનો સંયોગ થતાં આત્માને તેના પ્રત્યે રાગ થાય છે ને અનિષ્ટ વસ્તુનો સંયોગ થતાં તેના ઉપર દ્વેષ થાય છે. આ બધું પર સ્વભાવના કારણે થાય છે.

વિભાવમાંથી જલ્દી મુક્ત બનવું હોય તો જિનેશ્વર દેવના વચન ઉપર શ્રદ્ધા કરો. કૃષ્ણ વાસુદેવને નેમનાથ પ્રભુના વચન ઉપર અનન્ય શ્રદ્ધા છે. નેમનાથ ભગવાન દ્વારકા

નગરીમાં પધાર્યા છે. દ્વારકા નગરીના રાજા પુણ્યવાન છે ને એમની પ્રજા પણ પુણ્યવાન છે. જ્યાં અવારનવાર સર્વજ્ઞ ભગવંતનું આગમન થતું હોય, બીજા સંતો પધારતાં હોય, સુપાત્રે દાન આપવાનો લાભ મળતો હોય, સ્વધર્મની ભક્તિ થતી હોય એના જેવું બીજું કયું પુણ્ય છે. એના જેવું બીજું કયું ભાગ્ય જોઇએ ?

એક ગામમાં એક લાખ માણસોની વસ્તી હતી. જેમાં ૨૫૦૦ ઘર જૈનના હતાં. બીજી વસ્તી બહુ ઓછી હતી. એ ગામમાં બધા જૈનોએ ભેગા થઇને સંઘમાં બંધારણ કર્યું કે આપણા ગામમાં જે કોઇ દુઃખી નિરાધાર આપણો સ્વધર્મી બંધુ આવે તેને ઘર દીઠ એકેક રૂપિયો ને એકેક ઇંટ આપવી. એક વખત એક શ્રાવક કર્મોદયે ગરીબ બની ગયો. તે ધર્મમાં દૃઢ હતો. હજારો સ્વધર્મી બંધુઓની તેણે સેવા કરી હતી. પણ ક્યારેય કર્મનો ઉદય થાય છે તે કહેવાતું નથી. આજે આપણે જોઇએ છીએ કે જેની પેઢી ઉપર દીકરાને નોકરી મૂકવા માટે કાલાવાલા કરવા પડતા હતા તે શેઠના દીકરાને નોકરને ત્યાં કાલાવાલા કરવા પડે છે. આ શ્રાવકની એવી સ્થિતિ થઈ. તે ઘણો દુઃખી થઇ ગયો. પણ ધર્મની શ્રદ્ધા તો તેણે ના છોડી. ગામમાં કોઇએ આશ્રય ના આપ્યો એટલે ગામ છોડીને ફરતો ફરતો આ ગામમાં આવ્યો.

બંધુઓ ! ભગવાનનો શ્રાવક કર્મના ઉદયથી દુઃખી હોય પણ દીન ના હોય. તે પોતાના કર્મનો ઉદય સમજે ને વિચાર કરે કે,

કદી જો ગરીબી રડાવે મને, અગર જો અમીરી હસાવે મને,

મારા હૃદયમાં ઉતરજો પ્રભુ, કે ઘટમાળની આ ગુલામી ભૂલીને તમોને ભજું...કદી.

સમજાણું તમને ? વીતરાગનો શ્રાવક ગમે તેવી ગરીબી આવે તો રડે નહિ ને અમીરીમાં મલકે નહિ. અભિમાન રૂપી પવનથી ફુલાય નહિ. એ તો એજ વિચારે કે હે ભગવાન ! મારા હૃદયમાં એ ભાવ ઉતરજો કે હું દુઃખમાં દીન ન બનું ને સુખમાં લીન ન બનું અને તમોને ક્યારે પણ ભૂલું નહિ.

આ દુઃખી શ્રાવક પણ આવું વિચારવા લાગ્યો. આ અજાણ્યા ગામમાં તેને કોઇ ઓળખાણ કે પીછાણ નથી. એટલે ગામ વચ્ચે ચોરો હતો ત્યાં આવીને બેઠો. બપોરના સમયે એક શ્રાવક ત્યાંથી નીકળ્યો. અજાણ્યો માણસ જોઇને તેને પૂછ્યું ભાઇ ! તમે કોણ છો ને ક્યાંથી આવ્યા છો ? ત્યારે શ્રાવકે પોતાની કહાની કહી. પેલો શ્રીમંત શ્રાવક સ્વધર્મી બંધુને પોતાને ઘેર લઇ ગયો. એને પ્રેમથી જમાડયો. સારા વસ્ત્રો પહેરાવ્યા અને સંઘમાં જાહેરાત કરાવી કે આપણો સ્વધર્મી બંધુ દુઃખનો માર્યો આવ્યો છે. જાહેરાત થતાં સંઘના ૨૫૦૦ સભ્યો પેલા દુઃખી શ્રાવકને એકેક રૂપિયોને ઇંટ આપી ગયા. ગરીબ શ્રાવક કહે ભાઇ ! આટલું બધું મને ન હોય. મને કોઈ નોકરી આપો. કામ કરીને ખાઇશ. ત્યારે શ્રાવકો કહે છે ભાઈ ! અમે કાંઇ વિશેષ નથી કરતા. આ તો અમારા સંઘનું બંધારણ છે, ને અમારી ફરજ છે. વિચાર કરો. ઘર દીઠ એકેક રૂપિયો કોઈને ભારે ન પડે ને આવનારને ૨૫૦૦ રૂપિયા મળી જાય એટલે તાત્કાલિક

આજીવિકાનું સાધન થઈ જાય ને એટલી ઈંટો મળતાં ઈંટને માટીનું ઘર પણ ઉભું થઈ જાય. એ સ્વધર્મીને કેટલી રાહત મળે ! પેલો શ્રાવક પણ વિચાર કરવા લાગ્યો કે અહો ! જૈન ધર્મનો કેવો મહાન પ્રભાવ છે ! આજે હું જૈન ન હોત તો મને કોઈ પૂછત નહિ. એ શ્રાવક ત્યાં ઘર વસાવીને રહેવા લાગ્યો.

ટૂંકમાં જૈન કુળમાં જન્મ પામવો તે મહાન પુણ્યોદય છે, તેથી અધિક જેનો નાયક જૈન ધર્મી હોય તે નગરીમાં જન્મ પામવો તે વિશેષ પુણ્યવાન છે. કારણ કે રાજા ધર્મના પ્રેમી હોય તો પ્રજા પણ એવી ધર્મ પ્રેમી હોય છે. તમે પણ ઓછા પુણ્યવાન નથી. મુંબઈમાં સંતો તમને જાગૃત કરવા માટે પધારે છે. માટે જાગો ને તમારું પરાક્રમ તપ અને સંયમમાં ફોરવો.

કૃષ્ણ વાસુદેવને નેમનાથ ભગવાન દ્વારકા નગરીમાં પધાર્યાની વધામની મળી. તેમણે વનપાલકને ન્યાલ કરી દીધો. હવે તેમને ભગવાનના દર્શન કરવા જવાની ઉત્કૃષ્ટ ભાવના જાગી છે. દ્વારકા નગરીમાં આનંદ આનંદ વર્તાઈ રહ્યો છે. હવે આગળ શું બનશે તેના ભાવ અવસરે.

ચરિત્ર :– "**મુનિએ કરેલું સમાધાન** : કૃષ્ણ વાસુદેવે મુનિને વંદન કરીને પૂછયું કે દ્રૌપદીએ અર્જુનના ગળામાં વરમાળા પહેરાવી અને પાંચના ગળામાં કેમ પડી !

અબ મુનિવર અવધિજ્ઞાનસે, કહતે હૈં ચિત્ત લાઈ,
પૂરવ જન્મ દ્રૌપદીકા, સબ સુનતે ધ્યાન લગાઈ હો...શ્રોતા

મુનિશ્વર અવધિજ્ઞાની હતા. એટલે કહે છે કે ઘણાં ભવો પહેલાં દ્રૌપદીએ નિયાણું કર્યું હતું. તે કારણથી આમ બન્યું છે. હવે તેણે નિયાણું ક્યારે અને કેવી રીતે કર્યું તે હું તમને કહું છું. સાંભળો, મુનિ દ્રૌપદીના પૂર્વભવની વાત કરે છે તે દ્રુપદ આદિ બધા રાજાઓ એક ચિત્તે સાંભળવા લાગ્યા

આ ભારત ક્ષેત્રમાં ચંપાપુરી નામની વિશાળ નગરી હતી. તે નગરીમાં સોમદેવ, સોમભૂતિ અને સોમદત્ત નામનાં ત્રણ સહોદર ભાઈઓ વસતાં હતા. તેમને અનુક્રમે નાગશ્રી, ભૂતશ્રી અને યક્ષશ્રી નામની પત્નીઓ હતી. એક બીજામાં પરસ્પર અત્યંત પ્રેમ હોવાથી તેમણે નક્કી કર્યું કે આપણે ત્રણે ભાઈઓએ દરેકને ઘેર એકેક દિવસ સાથે જમવું: ભેગા બેસીને જમવાથી પ્રેમ વધે છે. એક દિવસ નાગશ્રીને ઘેર બધાને જમવાનો વારો હતો. એટલે તેને અનેક પ્રકારના રસવાળી રસોઈ બનાવી હતી. તેમાં તુંબડી–જેને આપણે દૂધી કહીએ છીએ તે કડવી અને મીઠી બંને હોય છે. આ નાગશ્રીએ તુંબડી ચાખ્યા વિના ખૂબ તેલ, મશાલા વિગેરે નાંખીને શાક બનાવ્યું શાક ચાખ્યું તો કડવું ઝેર જેવું લાગ્યું. શાક બનાવવામાં ખૂબ તેલ મશાલા વાપર્યા હતા. આવું ભપકાદાર શાક કેમ નાંખી દેવાય ? અને બીજું દેરાણીઓ વિગેરે કોઈ જાણશે તો એમ કહેશે કે આટલી ખબર ન પડી કે આટલું દ્રવ્ય વાપરીને બનાવેલું શાક ઉકરડે ફેંકી દીધું ! આ રીતે મારું માન હણાશે. એટલે લોભ અને માનને વશ થઈને નાગશ્રીએ

શાકનું તપેલું સંતાડીને મૂકી દીધું. બીજું જે ભોજન બનાવ્યું હતું તેમાંથી તેના પતિ, દિયર, દેરાણીઓ બધાને જમાડયા. સૌ જમીને પોતપોતાના સ્થાને ગયા.

તે દિવસે ચંપાપુરીમાં ચૌદ પૂર્વધર જ્ઞાની ગુરૂ ધર્મઘોષ મુનિ પોતાના શિષ્ય પરિવાર સહિત પધાર્યા. તેમની સાથે એક ધર્મરૂચી અણગાર માસ–માસખમણનાં તપસ્વી હતાં. તે દિવસે તેમને માસખમણનું પારણું હતું. પહેલા પ્રહરે સ્વાધ્યાય, બીજા પ્રહરે ધ્યાન કર્યું એટલે ગુરૂએ કહ્યું–હે મારા તપસ્વી શિષ્ય! તમે ગૌચરી જાઓ ને પારણું કરો. ગુરૂ આજ્ઞાથી ધર્મરૂચી અણગાર ત્રીજા પ્રહરે ગામમાં ગૌચરી માટે પધાર્યા.

**માનના કારણે દુષ્ટ બુદ્ધિ શું કરે છે!:** મુનિ ફરતાં ફરતાં નાગેશ્રીના ઘેર પહોંચ્યા. મુનિને પોતાને ઘેર આવતા જોઇને નાગેશ્રીને ખૂબ હર્ષ થયો. પધારો–પધારો ગુરૂદેવ! કહેતી સામી ગઈ. મુનિના પાત્રમાં પેલું કડવું ઝેર જેવું શાક વહોરાવી દીધું. મુનિ બસ....બસ કહેતાં રહ્યા ને એણે આખું પાત્ર ભરી દીધું. વળી થોડું રહે તો કયાં ઉકરડે ફેંકવા જવું. એના કરતાં આ ઉકરડો હાલીચાલીને આવ્યો છે તો નાંખી દઉં. બધું શાક મુનિના પાત્રમાં વહોરાવી દીધું. વહોરાવીને રાજી થઈ.

દેવાનુપ્રિયો! સાધુને ઉત્કૃષ્ટ ભાવે નિર્દોષ સૂઝતા આહાર પાણી વહોરાવવાથી જીવ તીર્થંકર નામકર્મ બાંધે છે. પણ આ નાગશ્રી દાનમાં દંડાણી, માનમાં મંડાણી ને જગતમાં ભંડાણી. નાગેશ્રી ઉત્કૃષ્ટ ભાવે માસખમણના તપસ્વીને દાન દેવાં છતાં નરકે ગઇ. તેનું કારણ શું? સમજાણું ને? તેણે વહોરાવતા વિચાર ન કર્યો કે આ હળાહળ ઝેર જેવો આહાર વહોરાવું છું તો આ મુનિનું શું થશે?

ધર્મરૂચી અણગાર ગૌચરી લઇને પોતાના ગુરૂ પાસે આવ્યા. આવીને ગુરૂને આહાર બતાવ્યો. ત્યાં તેમાંથી નીકળતી કડવી વરાળમાં વિષમય ગંધ આવી.

**હે વત્સ! યહ યહ ખાવે તો, ટિકે ન તેરે પ્રાણ**
**બાહાર જાય પ્રાસુક ભૂમિમેં, પઠ દો કરૂણાવાન....હો શ્રોતા**

**"ગુરૂએ કરેલો સંકેત":** હે મારા વ્હાલા તપસ્વી શિષ્ય! આ આહાર વિષમય છે. તારે ખાવા યોગ્ય નથી. જો ખાઇશ તો તારા જીવ અને કાયા જુદા થઇ જશે. માટે તમે જંગલમાં જઇ જયાં નિર્જીવ ભૂમિ હોય ત્યાં આહારને પરઠવી દો. આજે ગુરૂ આવા તપસ્વી શિષ્યને આજ્ઞા આપે તો તમે શું કહો? (હસાહસ) વિનયવંત શિષ્ય કડવો આહાર પરઠવવા ઘણે દૂર જયાં કુંભારના નિભાડા હતા ત્યાં પહોંચ્યા. કઠણ અને નિર્દોષ જમીન હતી ત્યાં જઇ તેમણે શાકનું એકજ ટીપું જમીન ઉપર મૂકયું કે કોઇ જીવની હિંસા નથી થતી ને? પણ કીડીઓની ઘ્રાણેન્દ્રિય ઘણી તીવ્ર હોય છે.

આજીવિકાનું સાધન થઈ જાય ને એટલી ઈંટો મળતાં ઈંટને માટીનું ઘર પણ ઉભું થઈ જાય. એ સ્વધર્મીને કેટલી રાહત મળે! પેલો શ્રાવક પણ વિચાર કરવા લાગ્યો કે અહો! જૈન ધર્મનો કેવો મહાન પ્રભાવ છે! આજે હું જૈન ન હોત તો મને કોઈ પૂછત નહિ. એ શ્રાવક ત્યાં ઘર વસાવીને રહેવા લાગ્યો.

ટૂંકમાં જૈન કુળમાં જન્મ પામવો તે મહાન પુણ્યોદય છે, તેથી અધિક જેનો નાયક જૈન ધર્મી હોય તે નગરીમાં જન્મ પામવો તે વિશેષ પુણ્યવાન છે. કારણ કે રાજા ધર્મના પ્રેમી હોય તો પ્રજા પણ એવી ધર્મ પ્રેમી હોય છે. તમે પણ ઓછા પુણ્યવાન નથી. મુંબઈમાં સંતો તમને જાગૃત કરવા માટે પધારે છે. માટે જાગો ને તમારું પરાક્રમ તપ અને સંયમમાં ફોરવો.

કૃષ્ણ વાસુદેવને નેમનાથ ભગવાન દ્વારકા નગરીમાં પધાર્યાની વધામની મળી તેમણે વનપાલકને ન્યાલ કરી દીધો. હવે તેમને ભગવાનના દર્શન કરવા જવાની ઉત્કૃષ્ટ ભાવના જાગી છે. દ્વારકા નગરીમાં આનંદ આનંદ વર્તાઈ રહ્યો છે. હવે આગળ શું બનશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર:— "મુનિએ કરેલું સમાધાન**: કૃષ્ણ વાસુદેવે મુનિને વંદન કરીને પૂછ્યું કે દ્રૌપદીએ અર્જુનના ગળામાં વરમાળા પહેરાવી અને પાંચના ગળામાં કેમ પડી!

**અબ મુનિવર અવધિજ્ઞાનસે, કહતે હૈં ચિત્ત લાઈ,**
**પૂરવ જન્મ દ્રૌપદીકા, સબ સુનતે ધ્યાન લગાઈ હો...શ્રોતા**

મુનિશ્વર અવધિજ્ઞાની હતા. એટલે કહે છે કે ઘણાં ભવો પહેલાં દ્રૌપદીએ નિયાણું કર્યું હતું તે કારણથી આમ બન્યું છે. હવે તેણે નિયાણું ક્યારે અને કેવી રીતે કર્યું તે હું તમને કહું છું. સાંભળો, મુનિ દ્રૌપદીના પૂર્વભવની વાત કરે છે તે દ્રુપદ આદિ બધા રાજાઓ એક ચિત્તે સાંભળવા લાગ્યા.

આ ભારત ક્ષેત્રમાં ચંપાપુરી નામની વિશાળ નગરી હતી. તે નગરીમાં સોમદેવ, સોમભૂતિ અને સોમદત્ત નામનાં ત્રણ સહોદર ભાઈઓ વસતાં હતા. તેમને અનુક્રમે નાગશ્રી, ભૂતશ્રી અને યક્ષશ્રી નામની પત્નીઓ હતી. એક બીજામાં પરસ્પર અત્યંત પ્રેમ હોવાથી તેમણે નક્કી કર્યું કે આપણે ત્રણે ભાઈઓએ દરેકને ઘેર એકેક દિવસ સાથે જમવું: ભેગા બેસીને જમવાથી પ્રેમ વધે છે. એક દિવસ નાગશ્રીને ઘેર બધાને જમવાનો વારો હતો. એટલે તેને અનેક પ્રકારના રસવાળી રસોઈ બનાવી હતી. તેમાં તુંબડી-જેને આપણે દૂધી કહીએ છીએ તે કડવી અને મીઠી બંને હોય છે. આ નાગશ્રીએ તુંબડી ચાખ્યા વિના ખૂબ તેલ, મશાલા વિગેરે નાંખીને શાક બનાવ્યું શાક ચાખ્યું તો કડવું ઝેર જેવું લાગ્યું. શાક બનાવવામાં ખૂબ તેલ મશાલા વાપર્યા હતા. આવું ભપકાદાર શાક કેમ નાંખી દેવાય? અને બીજું દેરાણીઓ વિગેરે કોઈ જાણશે તો એમ કહેશે કે આટલી ખબર ન પડી કે આટલું દ્રવ્ય વાપરીને બનાવેલું શાક ઉકરડે ફેંકી દીધું! આ રીતે મારું માન હણાશે. એટલે લોભ અને માનને વશ થઈને નાગશ્રીએ

શાકનું તપેલું સંતાડીને મૂકી દીધું. બીજું જે ભોજન બનાવ્યું હતું તેમાંથી તેના પતિ. દિયર, દેરાણીઓ બધાને જમાડયા. સૌ જમીને પોતપોતાના સ્થાને ગયા.

તે દિવસે ચંપાપુરીમાં ચૌદ પૂર્વધર જ્ઞાની ગુરૂ ધર્મઘોષ મુનિ પોતાના શિષ્ય પરિવાર સહિત પધાર્યા. તેમની સાથે એક ધર્મરૂચી અણગાર માસ-માસખમણનાં તપસ્વી હતાં. તે દિવસે તેમને માસખમણનું પારણું હતું. પહેલા પ્રહરે સ્વાધ્યાય, બીજા પ્રહરે ધ્યાન કર્યું એટલે ગુરૂએ કહ્યું-હે મારા તપસ્વી શિષ્ય! તમે ગૌચરી જાઓ ને પારણું કરો. ગુરૂ આજ્ઞાથી ધર્મરૂચી અણુગાર ત્રીજા પ્રહરે ગામમાં ગૌચરી માટે પધાર્યા.

**માનના કારણે દુષ્ટ બુદ્ધિ શું કરે છે!**: મુનિ ફરતાં ફરતાં નાગેશ્રીના ઘેર પહોંચ્યા. મુનિને પોતાને ઘેર આવતા જોઈને નાગેશ્રીને ખૂબ હર્ષ થયો. પધારો-પધારો ગુરૂદેવ! કહેતી સામી ગઈ. મુનિના પાત્રમાં પેલું કડવું ઝેર જેવું શાક વહોરાવી દીધું. મુનિ બસ....બસ કહેતાં રહ્યા ને એણે આખું પાત્ર ભરી દીધું. વળી થોડું રહે તો કયાં ઉકરડે ફેંકવા જવું. એના કરતાં આ ઉકરડો હાલીચાલીને આવ્યો છે તો નાંખી દઉં. બધું શાક મુનિના પાત્રમાં વહોરાવી દીધું. વહોરાવીને રાજી થઈ.

દેવાનુપ્રિયો! સાધુને ઉત્કૃષ્ટ ભાવે નિર્દોષ સૂઝતા આહાર પાણી વહોરાવવાથી જીવ તીર્થંકર નામકર્મ બાંધે છે. પણ આ નાગશ્રી દાનમાં દંડાણી, માનમાં મંડાણી ને જગતમાં ભંડાણી. નાગેશ્રી ઉત્કૃષ્ટ ભાવે માસખમણના તપસ્વીને દાન દેવાં છતાં નરકે ગઇ. તેનું કારણ શું? સમજાણું ને? તેણે વહોરાવતા વિચાર ન કર્યો કે આ હળહળ ઝેર જેવો આહાર વહોરાવું છું તો આ મુનિનું શું થશે?

ધર્મરૂચી અણુગાર ગૌચરી લઇને પોતાના ગુરૂ પાસે આવ્યા. આવીને ગુરૂને આહાર બતાવ્યો. ત્યાં તેમાંથી નીકળતી કડવી વરાળમાં વિષમય ગંધ આવી.

**હે વત્સ! યદિ યહ ખાવે તો, ટિકે ન તેરે પ્રાણ**
**આહાર જાય પ્રાસુક ભૂમિમેં, પઠ દો કરૂણાવાન....હો શ્રોતા**

**"ગુરૂએ કરેલો સંકેત"**: હે મારા વ્હાલા તપસ્વી શિષ્ય! આ આહાર વિષમય છે. તારે ખાવા યોગ્ય નથી. જો ખાઇશ તો તારા જીવ અને કાયા જુદા થઇ જશે. માટે તમે જંગલમાં જઇ જ્યાં નિર્જીવ ભૂમિ હોય ત્યાં આહારને પરઠવી દો. આજે ગુરૂ આવા તપસ્વી શિષ્યને આજ્ઞા આપે તો તમે શું કહો? (હસાહસ) વિનયવંત શિષ્ય કડવો આહાર પરઠવવા ઘણે દૂર જ્યાં કુંભારના નિભાડા હતા ત્યાં પહોંચ્યા. કઠણ અને નિર્દોષ જમીન હતી ત્યાં જઇ તેમણે શાકનું એકજ ટીપું જમીન ઉપર મૂકયું કે કોઇ જીવની હિંસા નથી થતી ને? પણ કીડીઓની ઘ્રાણેન્દ્રિય ઘણી તીવ્ર હોય છે.

એટલે શાકની સુગંધથી ત્યાં કીડીઓ ઉભરાણી. ટીપાં પાસે જતાં જ ગંધથી બધી કીડીઓ ઢળી પડી.

**દયાના વહેણુ વહાવનાર મુનિની અનુકંપા :** ઘણી કીડીઓની હિંસા જોઇ કરૂણાના સાગર ધર્મરૂચી અણુગારનું હૃદય કંપી ઉઠયું. આત્મા રડી ઉઠયો. અહો ! એક જ ટીપું મૂકયું ત્યાં આટલી કીડીઓની હિંસા થઇ તો આટલું બધું શાક પરઠવી દઉં તો કેટલી હિંસા થશે ? આટલા બધા જીવોની હિંસા થાય તેના કરતાં આ શરીરમાં આહાર પરઠવું શું ખોટું ? આમ વિચારી બધું કડવું શાક અમૃતની જેમ આરોગી ગયા પછી ભૂમિને પૂંજી વસ્ત્ર, પાત્ર, રજોહરણ બાજુમાં મૂકીને બધા ઉપકરણ વોસરાવી દીધા. અને પોતે સર્વ જીવોને ખમાવી સંથારો કર્યો. નસેનસમાં વિષ પ્રસરી જતાં નસેનસો તૂટવા લાગી. પણ મુનિ એવો વિચાર નથી કરતાં કે હે નાગશ્રી ! તેં મને આવો આહાર વહોરાવ્યો ? તેં કંઇ વિચાર ન કર્યો ? બસ એ તો આત્મધ્યાનમાં લીન બન્યા. સમાધિ ભાવે કાળ કરીને સર્વાર્થસિદ્ધ વિમાનમાં ગયા.

**સંતની તપાસ કરતાં મુનિને લાગેલો આઘાત :** શિષ્યને આહાર પરઠવા ગયા ને ઘણો સમય થયો પણ પાછા ન આવ્યા ત્યારે ગુરૂને ચિંતા થઇ કે મારો તપસ્વી શિષ્ય હજુ કેમ ન આવ્યો ? મુનિવૃંદમાં પણ ચિંતા થઇ કે હજુ કેમ ન આવ્યા ? તમારો દીકરો દીકરી સ્કુલેથી ટાઇમ થવા છતાં ન આવે તો તમને ચિંતા થાય છે ને ? એમ સંતોને પણ શિષ્યો પુત્ર સમાન વ્હાલા હોય છે. બીજા સંતો જંગલમાં ધર્મરૂચી અણુગારને શોધવા ગયા ખૂબ દુર ગયા તપાસ કરતાં ધર્મરૂચી અણુગારનું કલેવર જોયું. વસ્ત્ર પાત્ર બાજુમાં પડેલા જોયા. આ જોઈને મુનિઓ ધ્રુસકે ધ્રુસકે રડી પડયા. અહો ! અમારા તપસ્વી વિનયવંત, ગંભીર સંત ! તમે કયાં પહોંચી ગયા ? એમ બોલીને રડતા રડતા વસ્ત્ર, પાત્ર રજોહરણ બધું લઇ કલેવરને ત્યાં વોસરાવી સંતો ગુરૂ પાસે આવ્યા. આવીને બધી વાત કરી ગુરૂનું હૃદય પણ પીગળી ગયું ? આ શું થઈ ગયું ? ત્યાં ગુરૂએ જ્ઞાન દ્વારા જાણ્યું. પોતાનો શિષ્ય ધર્મરૂચી કાળ કરીને સર્વાર્થસિદ્ધ વિમાનમાં ગયા છે. ને ત્યાંથી આયુષ્ય પૂર્ણ કરી મનુષ્ય થઈ મોક્ષમાં જશે.

> ઉસી જ્ઞાનસે નાગશ્રીકા, દુશ્ચરિત્ર લીના જાન,
> સંવર સ્થાન પર આશ્રવકીની, ડુબી તિરની સ્થાન હો....શ્રોતા

ગુરૂએ જ્ઞાન દ્વારા કડવો ઝેરી આહાર વહોરાવનાર નાગશ્રીને પણ જાણી લીધી, અને સ્હેજે મુખમાંથી શબ્દ સરી પડયા કે હે નાગશ્રી ! તેં આ શું કર્યું ? તારું શું થશે ? સંવરના સ્થાનમાં તેં આશ્રવ કર્યો ? અને તરવાના સ્થાનમાં તું ડૂબી ગઇ ? આ પ્રમાણે બોલાઇ ગયું. શિષ્યોને જાણ થતાં અરરર...આમ થયું ! તેમ સહુ બોલ્યા. વધુ ભાવ અવસરે.

## વ્યાખ્યાન નં—૬

અષાઢવદ ૮ને શુક્રવાર "જાગૃતિનો ઝણકાર" તા-૮-૭-૭૭

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો !

અનંત ઉપકારી તીર્થંકર ભગવંતોએ મહામંગલકારી, કલ્યાણકારી, પાવનકારી અને શાંત સુધારસનું પાન કરાવતી અનુપમ વાણી ભવ્ય જીવોના કલ્યાણ માટે પ્રકાશી. ભગવંતે રાગ, દ્વેષ, મોહાદિ કષાયોને નિર્મૂળ કરી આત્મરમણતા રૂપી અમૃતરસનો સ્વાદ અનુભવ્યો છે એ એમણે જગતના જીવોને ઉપદેશ્યો છે. આ વાણીના આધારે આપણે શાંત સુધારસનો સ્વાદ ચાખી શકીએ છીએ પણ એને સાંભળી કે જાણી લેવા માત્રથી એ સ્વાદનું આસ્વાદન કરી શકાય નહિ. જિનવાણીનો સ્વાદ ક્યારે આવે ? શાસ્ત્રો ભણી જવાથી કે મોટા વિદ્વાન બની જવાથી નહિ પણ જિનેશ્વર ભગવંતે કહેલા સિદ્ધાંતોમાં કહેલી શુભ ભાવનાઓ ચિત્તમાં ઉતારવી પડે, એના રંગે હૃદયને રંગવું પડે ત્યારે તેનો સાચો સ્વાદ અનુભવી શકાય.

બંધુઓ ! જિનવાણીનો અંતરમાં સાચો રણકાર જગાડવો હોય તો હૈયાને એનાથી વીંધવું પડે. વીંધવું એટલે સમજો છો ને ? પારાથી સોનું વિંધાય છે, એને રસવેધ કહે છે. એટલે કે પારાના અણુ અણુએ સોનાની આરપાર ઉતરી જાય છે. તે સોનાની પીળાશને દૂર કરી તેમાં સફેદાઇ લાવી દે છે. એ સોનું રત્ન અને મોતીની જેમ ચમકવા લાગે છે. બસ એજ રીતે શાંત સુધારસ વહાવનારી પ્રભુની વાણીથી અને શુભ ભાવનાઓથી આપણા હૃદયને વીંધવાનું છે. એનાથી હૃદય વીંધાઇ જાય એટલે એ વાણીનો એકેક બોલ અને શુભ ભાવનાનો એકેક અંશ હૈયામાં આરપાર ઉતરી જાય તેથી હૈયામાં ભરેલી અશુભ વાસનાઓ નીકળી જાય છે ને શુભ વાસનાઓ દાખલ થાય છે. ત્યારે એનો સાચો સ્વાદ ચાખી શકાય છે. શાસ્ત્રો જ્ઞાનનો બોધ આપે છે પણ તેમાં રસ જગાડવો તે પોતાનું કામ છે. દા. ત. તમે કેરીનું સુંદર ફળ જોયું. તે જોઇને તમને તેનો બોધ તો થયો કે આ કેરી દેખાવમાં સુંદર છે. સ્વાદમાં મીઠા મધુરા રસવાળી છે. તેના રૂપ, રસ, ગંધનું જ્ઞાન થયું પણ એનો સ્વાદ ક્યારે આવે ? જીભ ઉપર એક ટૂકડો મૂકીને ચાખો ત્યારે જ તે ? તેમ શાસ્ત્ર જ્ઞાનામૃતનો રસ પણ એ વાણી ઉપર શ્રદ્ધા કરી, આચરણમાં ઉતારવાથી થાય છે. બાકી ફક્ત જ્ઞાન મેળવવાથી એનો રસ આવતો નથી.

આજે માનવી વીતરાગ વાણી સાંભળે છે પણ તેને જોઇએ તેવો સ્વાદ આવતો નથી. તેનું કારણ સમજ્યા ? તેનું કારણ એક જ છે કે જીવે પાંચ ઇન્દ્રિઓના વિષયોમાં સુખ માન્યું છે. પૈસા મેળવવામાં ને તેનાથી મોજ માણવામાં આનંદ માન્યો છે, પણ અજ્ઞાન દશામાં જીવને ખબર નથી કે આ સંસારના વિષયો વિષાદથી ભરેલાં છે. ઘડીમાં એના

ઉપર રાગ ને મોહ થાય છે ને ઘડીમાં વિષાદ થાય છે. એટલે ઘડીમાં સુખ અને ઘડીમાં દુઃખ આવા મોહ અને વિષાદથી વ્યાકુળ સંસારમાં અને સંસારના ક્ષણિક પદાર્થોમાં તમને ક્યાં સુખ દેખાય છે? વિચાર કરો. તમે એક લાખ રૂપિયા કમાયા એટલે તમને આનંદ થયો. સુખ માન્યું, પણ જો એ પૈસાના કારણે ભાઈ ભાઇ વચ્ચે કલેશ થયો. ભાઇ કહે, મારે જુદા થવું છે. મને ઘર, દુકાન ને મિલકતમાં ભાગ આપી દો. તો એ લાખ રૂપિયા કમાયાનો આનંદ કે સુખ લાગે ખરું? "ના" પૈસા એ ભાઈ ભાઇના પ્રેમ તોડાવ્યા, કુસંપ કરાવ્યો, વેરઝેર કરાવ્યા. એમાં તમને શું સુખ દેખાય છે? હવે બીજી વાત. તમે લાખ કમાયા ને પાડોશી પાંચ લાખ કમાઈ

જાય તો તેના પ્રત્યે ઇર્ષ્યા થાય અને તમારો આનંદ નષ્ટ થઈ જાય છે. શા માટે? શું તમારા લાખ ચાલ્યા ગયા? 'ના.' પાસે પડયા છે છતાં સુખના બદલે દુઃખ કેમ લાગ્યું? બોલો, એ સુખ લાખરૂપિયાના ઘરનું હતું? 'ના.' એ તો એના પ્રત્યેના રાગના કારણે તમને સુખ લાગતું હતું. જો તમારે સાચું સુખ જોઈતું હોય તો પૌદ્ગલિક પદાર્થોનો રાગ છોડી દો. જ્યારે જીવને જિનવાણી પ્રત્યે સચોટ શ્રદ્ધા થશે, એના રસના ઘૂંટડા પીશો ત્યારે તમને એનો રાગ કે મમતા નહિ રહે, અને સ્હેજ નિમિત્ત મળતાં આત્મા જાગી ઉઠશે. આગળના મહાન પુરૂષોના જીવન વાંચો. તેમનેસ્હેજ નિમિત્ત મળતાં વૈરાગ્યપામી ગયા.

સનતકુમાર ચક્રવર્તિ, નમિરાજર્ષિ, અનાથી મુનિ આ બધા મહાન પુરૂષોના શરીરમાં રોગ થયા. એનું નિમિત્ત પામીને પુદ્ગલને એંઠવાડ સમજી એને છોડી ચાલી નીકળ્યા. જુઓ, નમિરાજર્ષિને કેવું નિમિત્ત મળ્યું! નમિ રાજાએ દીક્ષા લીધી નહોતી. રાજકારભાર ચલાવતાં હતા છતાં એમને નમિરાજર્ષિ કહેતા હતાં. તેનું કારણ શું? તેનું કારણ એક જ હતું કે રાજ્યમાં રહેલા છતાં તે અનાસક્ત ભાવથી રહેતા હતાં. એક વખત તેમના શરીરમાં ભયંકર દાહજ્વરનો રોગ થયો. આખા શરીરમાં કાળી બળતરા થવા લાગી ત્યારે તેમના શરીરે વિલેપન કરવા માટે ખુદ તેમની મહારાણીઓ ચંદન ઘસવા લાગી. બધી રાણીઓના હાથે ઘણાં કંકણો પહેરેલા હતાં. ચંદન ઘસે એટલે કંકણો એક બીજા સાથે અથડાવાથી અવાજ થવા લાગ્યો.

દેવાનુપ્રિયો! અવાજ ક્યારે ગમે? શરીર સારું હોય ત્યારે રેડિયાના સૂર સાંભળવા ગમે. કંઇ ખળભળાટ થાય તો વાંધો ન આવે પણ બિમારી આવે તો કોઈ સ્હેજ અવાજ કે ખળભળાટ થાય તો એ ગમતું નથી. નમિરાજર્ષિને રાણીઓના કંકણનો અવાજ સહન થતો નથી. એટલે પ્રધાનને કહ્યું-આ અવાજ શેનો થાય છે? તો કહે છે સાહેબ! આપની રાણીઓ આપને શીતળતા કરવા માટે ચંદન ઘસે છે. તેમના હાથે રહેલા કંકણ એકબીજા સાથે અથડાવવાથી અવાજ થાય છે. નમિરાજ કહે છે મારાથી અવાજ સહન થતો નથી. બંધ કરાવો તરત જ પ્રધાન રાણીઓના હાથે રહેલાં કંકણો-

માંથી સૌભાગ્ય ચિન્હ પૂરતું એકેક કંકણુ રખાવ્યું એટલે અવાજ બંધ થઈ ગયો. ત્યારે નમિરાજર્ષિ પૂછે છે શું ચંદન ઘસવાનું બંધ કરાવ્યું? ત્યારે પ્રધાન કહે છે, ના સાહેબ. ચંદન ઘસવાનું કામ તો ચાલુ છે પણ રાણીઓએ ફક્ત એકેક કંકણુ રાખ્યું છે. અહાહા....વિચારો. એક વખત રાણીઓના કંકણુનો રણુકાર અને ઝાંઝરના ઝણુકાર સાંભળીને નમિરાજાના કાન ચમકતાં હતાં. અને અવાજ કર્ણપ્રિય લાગતો હતો. પણ રોગ થતાં એ અવાજ તેમનાથી સહન થયો નહિ. જ્યારે અવાજ બંધ થયો ને વાતાવરણુ શાંત થયું ત્યારે નમિરાજર્ષિ એ , બાબત પર ભવ્ય વિચારણા કરવા લાગ્યા, અહો! આ અનેક કંકણોમાં સંઘર્ષ હતો, પણ એકમાં સંઘર્ષ મટી ગયો. તો દુઃખ પણ મટી ગયું. જીવ જેમ જેમ અસંતોષ અને તૃષ્ણા વધારી બહુ પરિગ્રહ ભેગો કરતો જાય છે તેમ તેમ તેની સુખ-શાંતિ ઘટતી જાય છે, દુઃખ અને ચિંતા વધે છે. આ મારી રાણીઓના કંકણુનો પ્રત્યક્ષ પુરાવો છે.

અભિમાન અને ભ્રમણાથી ભલે રાજવૈભવ અને રમણીઓમાં મેં સુખ માન્યું પણ અંતે તો તે દુઃખને લાવનારા છે. આ મારી રાણીઓ છે. એમના કંકણોનો રણુકાર મીઠો છે એવું હું આજ સુધી ખોટી ભ્રમણાથી માનતો હતો. નહિતર આજે એના રણુકાર મને દુઃખરૂપ કેમ લાગ્યા? તેમજ કંકણો રાણીઓને પણ ભાર વધારનારા હતાં. છતાં મોહવશ થઈને તે ભ્રમણાથી સુખરૂપ માનતી હતી. આજે એ જ કંકણુનો અવાજ મને દુઃખકારી લાગવાથી રાણીઓને પણ ભારરૂપ લાગ્યા. કંકણુ એના એ હોવા છતાં મને અને એ રાણીઓને એક વખત સુખરૂપ અને અત્યારે દુઃખરૂપ લાગ્યા. તેનું કારણુ શું? એનું કારણુ એ છે કે કંકણુ કંઇ સુખ કે દુઃખરૂપ નથી પણ જીવની શાતા અશાતાના ઉદયના સંયોગો સુખકર કે દુઃખકર લાગે છે. શાતાનો ઉદય હતો ત્યારે કંકણો સુખકર લાગતા હતા અને અશાતાનો ઉદય થતાં એ જ કંકણો દુઃખકર લાગ્યા. આ રીતે સંસારના બધા પદાર્થો દુઃખરૂપ છે. એમાં કંઈ સુખ છે નહિ. છતાં મોહમાં ઘેલો બનેલો જીવ એમાં સુખ માની ઝાંઝવાના જળને સાચું જળ માની દોડનાર અજ્ઞાન હરણિયાની જેમ પરિગ્રહ વધારવા માટે દોડે છે, અને સંયોગો ફરતાં દુઃખ પામે છે, પણ એને ખબર નથી કે આ સંયોગો અને સંપત્તિ ક્યાં શાશ્વત રહેનારા છે. આ જગત એટલે પરિવર્તનશીલ સંયોગોનું ઘર છે.

દેવાનુપ્રિયો! નમિરાજર્ષિએ એક કંકણુના અવાજથી રોગગ્રસ્ત અવસ્થામાં પણ કેવી ભવ્ય ને સુંદર વિચારણા કરી અને એકત્વ ભાવનાની વિચારણામાં લીન બન્યા. તમને પણ અનુભવ તો છે ને કે તમે જ્યારે પરણ્યા ન હતા ત્યારે એકલા હતા. એકલા માણસને કોની સાથે ઘર્ષણ થાય? પછી પરણ્યા એટલે પતિ-પત્ની બે ભેગા થયાં એટલે ક્યારેક બંને વચ્ચે ઘર્ષણ થાય ને ચકમક ઝરે. એથી આગળ વધતાં સંતાન થાય એટલે ઘર્ષણ વધ્યું. બે સંતાન થયા ત્યાં વળી વધુ ઘર્ષણ થયું. પુણ્યોદય જાગતાં વહેપાર

ઉપર રાગ ને મોહ થાય છે ને ઘડીમાં વિષાદ થાય છે. એટલે ઘડીમાં સુખ અને ઘડીમાં દુઃખ આવા મોહ અને વિષાદથી વ્યાકુળ સંસારમાં અને સંસારના ક્ષણિક પદાર્થોમાં તમને ક્યાં સુખ દેખાય છે? વિચાર કરો. તમે એક લાખ રૂપિયા કમાયા એટલે તમને આનંદ થયો. સુખ માન્યું, પણ જો એ પૈસાના કારણે ભાઈ ભાઈ વચ્ચે કલેશ થયો. ભાઈ કહે, મારે જુદા થવું છે. મને ઘર, દુકાન ને મિલકતમાં ભાગ આપી દો. તો એ લાખ રૂપિયા કમાયાનો આનંદ કે સુખ લાગે ખરું? "ના" પૈસા એ ભાઈ ભાઈના પ્રેમ તોડાવ્યા, કુસંપ કરાવ્યો, વેરઝેર કરાવ્યા. એમાં તમને શું સુખ દેખાય છે? હવે બીજી વાત. તમે લાખ કમાયા ને પાડોશી પાંચ લાખ કમાઈ

જાય તો તેના પ્રત્યે ઈર્ષ્યા થાય અને તમારો આનંદ નષ્ટ થઈ જાય છે. શા માટે? શું તમારા લાખ ચાલ્યા ગયા? 'ના.' પાસે પડયા છે છતાં સુખના બદલે દુઃખ કેમ લાગ્યું? બોલો, એ સુખ લાખરૂપિયાના ઘરનું હતું? 'ના.' એ તો એના પ્રત્યેના રાગના કારણે તમને સુખ લાગતું હતું. જો તમારે સાચું સુખ જોઈતું હોય, તો પૌદ્‍ગલિક પદાર્થોનો રાગ છોડી દો. જ્યારે જીવને જિનવાણી પ્રત્યે સચોટ શ્રદ્ધા થશે, એના રસના ઘૂંટડા પીશો ત્યારે તમને એનો રાગ કે મમતા નહિ રહે, અને સ્હેજ નિમિત્ત મળતાં આત્મા જાગી ઉઠશે. આગળના મહાન પુરૂષોના જીવન વાંચો. તેમનેસ્હેજ નિમિત્ત મળતાં વૈરાગ્યપામી ગયા.

સનતકુમાર ચક્રવર્તિ, નમિરાજર્ષિ, અનાથી મુનિ આ બધા મહાન પુરૂષોના શરીરમાં રોગ થયા. એનું નિમિત્ત પામીને પુદ્‍ગલને એંઠવાડ સમજી એને છોડી ચાલી નીકળ્યા. જુઓ, નમિરાજર્ષિને કેવું નિમિત્ત મળ્યું! નમિ રાજાએ દીક્ષા લીધી નહોતી. રાજકારભાર ચલાવતાં હતાં છતાં એમને નમિરાજર્ષિ કહેતા હતાં. તેનું કારણ શું? તેનું કારણ એક જ હતું કે રાજ્યમાં રહેવા છતાં તે અનાસક્ત ભાવથી રહેતા હતાં. એક વખત તેમના શરીરમાં ભયંકર દાહજ્વરનો રોગ થયો. આખા શરીરમાં કાળી બળતરા થવા લાગી ત્યારે તેમના શરીરે વિલેપન કરવા માટે ખુદ તેમની મહારાણીઓ ચંદન ઘસવા લાગી. બધી રાણીઓના હાથે ઘણાં કંકણો પહેરેલા હતાં. ચંદન ઘસે એટલે કંકણો એક બીજા સાથે અથડાવાથી અવાજ થવા લાગ્યો.

દેવાનુપ્રિયો! અવાજ ક્યારે ગમે? શરીર સારું હોય ત્યારે રેડિયાના સૂર સાંભળવા ગમે. કંઇ ખળભળાટ થાય તો વાંધો ન આવે પણ બિમારી આવે તો કોઈ સ્હેજ અવાજ કે ખળભળાટ થાય તો એ ગમતું નથી. નમિરાજર્ષિને રાણીઓના કંકણનો અવાજ સહન થતો નથી. એટલે પ્રધાનને કહ્યું-આ અવાજ શેનો થાય છે? તો કહે છે સાહેબ! આપની રાણીઓ આપને શીતળતા કરવા માટે ચંદન ઘસે છે. તેમના હાથે રહેલા કંકણ એકબીજા સાથે અથડાવવાથી અવાજ થાય છે. નમિરાજ કહે છે મારાથી અવાજ સહન થતો નથી. બંધ કરાવો તરત જ પ્રધાન રાણીઓના હાથે રહેલાં કંકણો-

માંથી સૌભાગ્ય ચિન્હ પૂરતું એકેક કંકણ રખાવ્યું એટલે અવાજ બંધ થઈ ગયો. ત્યારે નમિરાજર્ષિ પૂછે છે શું ચંદન ઘસવાનું બંધ કરાવ્યું ? ત્યારે પ્રધાન કહે છે, ના સાહેબ. ચંદન ઘસવાનું કામ તો ચાલુ છે પણ રાણીઓએ ફક્ત એકેક કંકણ રાખ્યું છે. અહોહો....વિચારો. એક વખત રાણીઓના કંકણનો રણકાર અને ઝાંઝરના ઝણકાર સાંભળીને નમિરાજાના કાન ચમકતાં હતાં. અને અવાજ કર્ણપ્રિય લાગતો હતો. પણ રોગ થતાં એ અવાજ તેમનાથી સહન થયો નહિ. જ્યારે અવાજ બંધ થયો ને વાતાવરણ શાંત થયું ત્યારે નમિરાજર્ષિ એ બાબત પર ભવ્ય વિચારણા કરવા લાગ્યા, અહો ! આ અનેક કંકણોમાં સંઘર્ષ હતો, પણ એકમાં સંઘર્ષ મટી ગયો. તો દુઃખ પણ મટી ગયું. જીવ જેમ જેમ અસંતોષ અને તૃષ્ણા વધારી બહુ પરિગ્રહ ભેગો કરતો જાય છે તેમ તેમ તેની સુખ-શાંતિ ઘટતી જાય છે, દુઃખ અને ચિંતા વધે છે. આ મારી રાણીઓના કંકણનો પ્રત્યક્ષ પુરાવો છે.

અભિમાન અને ભ્રમણાથી ભલે રાજવૈભવ અને રમણીઓમાં મેં સુખ માન્યું પણ અંતે તો તે દુઃખને લાવનારા છે. આ મારી રાણીઓ છે. એમના કંકણોનો રણકાર મીઠો છે એવું હું આજ સુધી ખોટી ભ્રમણાથી માનતો હતો. નહિતર આજે એના રણકાર મને દુઃખરૂપ કેમ લાગ્યા ? તેમજ કંકણો રાણીઓને પણ ભાર વધારનારા હતાં. છતાં મોહવશ થઈને તે ભ્રમણાથી સુખરૂપ માનતી હતી. આજે એ જ કંકણનો અવાજ મને દુઃખકારી લાગવાથી રાણીઓને પણ ભારરૂપ લાગ્યા. કંકણ એના એ હોવા છતાં મને અને એ રાણીઓને એક વખત સુખરૂપ અને અત્યારે દુઃખરૂપ લાગ્યા. તેનું કારણ શું ? એનું કારણ એ છે કે કંકણ કંઇ સુખ કે દુઃખરૂપ નથી પણ જીવની શાતા અશાતાના ઉદયના સંયોગો સુખકર કે દુઃખકર લાગે છે. શાતાનો ઉદય હતો ત્યારે કંકણો સુખકર લાગતા હતા અને અશાતાનો ઉદય થતાં એ જ કંકણો દુઃખકર લાગ્યા. આ રીતે સંસારના બધા પદાર્થો દુઃખરૂપ છે. એમાં કંઈ સુખ છે નહિ. છતાં મોહમાં ઘેલો બનેલો જીવ એમાં સુખ માની ઝાંઝવાના જળને સાચું જળ માની દોડનાર અજ્ઞાન હરણિયાની જેમ પરિગ્રહ વધારવા માટે દોડે છે, અને સંયોગો ફરતાં દુઃખ પામે છે, પણ એને ખબર નથી કે આ સંયોગો અને સંપત્તિ ક્યાં શાશ્વત રહેનારા છે. આ જગત એટલે પરિવર્તનશીલ સંયોગોનું ઘર છે.

દેવાનુપ્રિયો ! નમિરાજર્ષિએ એક કંકણના અવાજથી રોગગ્રસ્ત અવસ્થામાં પણ કેવી ભવ્ય ને સુંદર વિચારણા કરી અને એકત્વ ભાવનાની વિચારણામાં લીન બન્યા. તમને પણ અનુભવ તો છે ને કે તમે જ્યારે પરણ્યા ન હતા ત્યારે એકલા હતા. એકલા માણસને કોની સાથે ઘર્ષણ થાય ? પછી પરણ્યા એટલે પતિ-પત્ની બે ભેગા થયાં એટલે ક્યારેક બંને વચ્ચે ઘર્ષણ થાય ને ચકમક ઝરે. એથી આગળ વધતાં સંતાન થાય એટલે ઘર્ષણ વધ્યું. બે સંતાન થયા ત્યાં વળી વધુ ઘર્ષણ થયું. પુણ્યોદય જાગતાં વહેપાર

ધમધોકાર ચાલ્યો, પૈસો વધ્યો, પેઢી વધી, મિત્રો વધ્યા, સંબંધો વધ્યા. સંતાનોને પરણાવ્યા એટલે વેવાઈ વેલા વધ્યા. આ બધી જંજાળ જેટલી વધી તેટલો વળગાડ વધ્યો ને ઘર્ષણ પણ વધ્યું, પણ એકલા હતા ત્યારે કંઈ ઝંઝટ હતી? વાસણ એક હોય તો કોની સાથે અથડાય? બે ભેગા થાય તો એક બીજા સાથે અથડાય ને ખખડાટ થાય. એકલા જીવને કંઈ ખખડાટ કે ઘર્ષણ નહિ. જેમ કંકણ એકલા બન્યાં તો દુઃખદાયી ન લાગ્યા તેમ જીવ જો એકલો હોય તો કંઈ દુઃખ નથી. પણ શરીરનો સંગ કર્યો તો પોતે દુઃખી થાય છે. શરીરનો સંબંધ થતાં સગાસ્નેહી અને પદાર્થોનો સંબંધ વધે છે. સંબંધ વધતાં ઘર્ષણ વધે છે. પરિણામે દુઃખ પણ વધે છે તો આવા સંઘર્ષના ઘર જેવા દુઃખદાયી સંસારમાં રહેવાની શી જરૂર? મારો આત્મા એકલો આવ્યો છે ને આ બધું છોડીને એકલો જવાનો છે, અને જ્યારે દેહનો સંબંધ છોડી અબંધ એવો સિદ્ધ બનશે ત્યારે શાશ્વત સુખને પામી શકશે.

નમિરાજર્ષિ શું વિચારે છે? જેની આજ સુધી મેં ખૂબ માવજત કરી. આ દાહજ્વર શાંત કરવા માટે પાણીની જેમ પૈસા વાપર્યા, છતાં મારું માનેલું શરીર જ જ્યાં મને પીડે છે ત્યાં બીજાના શા ભરોસા? જો સાચું સુખ મેળવવું હોય તો આ સંસારને છોડવો જોઈએ. જ્યાં સંસાર છે. ત્યાં ઉપાધિ છે. ત્યાગી વીતરાગી સંતોને કાંઈ ઉપાધિ છે? બસ, હવે મને આ દાહજ્વર મટી જાય તો કંચન, કામિની, વિગેરે બાહ્ય સંયોગો અને રાગ-દ્વેષ વિગેરે આભ્યંતર સંયોગોને તિલાંજલી આપી દઉં ને આત્માનું દમન કરું. કેવી સુંદર વિચારણા! બાહ્ય અને આભ્યંતર સંયોગોને છોડીને આત્મદમન કરવા સજાગ બન્યા. ભગવંતે સિદ્ધાંતમાં કહ્યું છે કે.

अप्पा चेव दमेयव्वो, अप्पा हु खलु दुद्दमो
अप्पा दन्तो सुही होइ, अस्सिं लोए परत्थ य ॥ ઉત્ત. સૂ.અ. ૧ ગાથા ૧૫

બીજાનું દમન કરવું સહેલ છે પણ પોતાના આત્માનું દમન કરવું બહુ કઠીન છે. માનવભવમાં સમજણપૂર્વક આત્મદમન કરવાથી કર્મો ખપે છે, અને આલોક અને પરલોકમાં સુખી થવાય છે. આપણો આત્મા નરક અને તિર્યંચ ગતિમાં ગયો ત્યાં પરાધીનપણે ભૂખ, તરસ, વધ, બંધન, માર આદિ સહન કરીને આત્માને દમ્યો પણ ત્યાં એનાથી કર્મની નિર્જરા થઈ? કલ્યાણ થયું? પરલોક સુધર્યો? ના, એનાથી કંઈ લાભ ન થયો. આટલા માટે જ્ઞાની કહે છે કે હે મોહ ઘેલા માનવી! આ ઉત્તમ માનવભવ પામીને બને તેટલું આત્મદમન કર. આત્મદમન કરીને તું અહીં જે લાભ મેળવી શકીશ તે બીજે ક્યાંય નહિ મેળવી શકે. અને જો તું અહીં તપ અને સંયમ દ્વારા આત્માને નહિ દમે તો બીજી ગતિઓમાં વધ અને બંધનથી પરાધીનપણે દમન કરવું પડશે છતાં કંઈ નહિ વળે. માટે સમજો.

અહીં નમિરાજર્ષિએ એકત્વ ભાવના ભાવી. એકલા સંયમી બનવાનો દઢ નિર્ણય કરીને સૂઈ ગયા. ત્યાં તેમને ઉંઘ આવી ગઈ. ઉંઘમાં એક સુંદર સ્વપ્ન આવ્યું કે પોતે મેરૂ પર્વત ઉપર એક શ્વેત હાથી ઉપર બેઠા છે. કેવું શ્રેષ્ઠ સ્વપ્ન આવ્યું! એક તો મેરૂ પર્વત સર્વ પર્વતોમાં શ્રેષ્ઠ છે. જ્યાં તીર્થંકર ભગવંતોના જન્મ મહોત્સવ દેવો અને ઇન્દ્રો જઈને ઉજવે છે. એવી પવિત્ર ભૂમિ અને હાથી પણ સર્વ પ્રાણીઓમાં શ્રેષ્ઠ ગણાય છે. તેમાં પણ સફેદ હાથી એટલે વધુ શ્રેષ્ઠ ગણાય. એના ઉપર પોતે બેઠેલા એટલે પોતાના ભાવિની ઉન્નતિનું સૂચક કહેવાય. આવા શુભ સ્વપ્નો પણ પુણ્યોદય સૂચવે છે. પુણ્યશાળી આત્માને આવું સ્વપ્ન આવે છે. નમિરાજર્ષિનો ભાગ્યોદય થવાનો છે.

બંધુઓ! આ ભાગ્યોદય શેનો થવાનો છે? શું મોટો ચક્રવર્તિ બનવાનો કે મોટા સમ્રાટ બનવાનો? કે માટીના ઢેફા જેવા ધનના ઢગલા મેળવવાનો? "ના" અનંતભવની પરંપરાના મૂળીયાંને છેદનાર ચારિત્રરત્નની પ્રાપ્તી કરવાનો ભાગ્યોદય થવાનો છે. આ ભાગ્યોદય જ સાચો ભાગ્યોદય છે. અજ્ઞાન માણસ ધન અને ઇન્દ્રિયોના વિષયોનું સુખ મળે એને ભાગ્યોદય માને છે. પણ એ ભુલ ખાય છે. કારણ કે એ ભવોભવની પરંપરાને વધારનારા છે. દુર્ગતિના દ્વારે લઈ જનારા છે. સાચો ભાગ્યોદય તો એને કહેવાય કે જેનાથી આત્મા ઉપરથી કર્મનો કચરો સાફ થાય. ક્ષમાદિ ગુણરત્નોની પ્રાપ્તિ થાય. ભવની શૃંખલા કપાય અને જલ્દી મોક્ષ મળે.

તમને કદાચ એમ થાય કે નમિ રાજાએ આવો નિર્ણય કર્યો ને બળતરા શાંત થઈ અને ઉંઘી ગયા. એકત્વ ભાવના ભાવવાથી જો દર્દ શાંત થઈ જાય તો સારું. પછી બીજું કંઈ કરવાની શી જરૂર? ભાઈઓ! એમ નથી. રખે એમ માની લેતાં, આવી શુભ ભાવના કરીએ એટલે રોગ તરત મટી જાય ને બધી પ્રતિકૂળતા ટળી જાય એવો કોઈ નિયમ નથી. ધર્મ કરીએ એટલે તરત દુઃખના વાદળા વિખરાઈ જાય એ નક્કી નથી. મહાવીર પ્રભુ ખૂબ કડક ચારિત્ર પાળતા હતાં. ભાવના પણ વિશુદ્ધ હતી છતાં સંગમે છ છ મહિના સુધી કેવા ઉપસર્ગો આપ્યા! તેમાંથી છૂટી શકયા? અંજનાજી સતી હતાં છતાં વનવાસ વેઠવાના અને કલંક ચઢવાના કષ્ટમાંથી બચી શકયા હતા? "ના" કર્મ તો અવશ્યમેવ જીવને ભોગવવા પડે છે. છતાં એક વાત નક્કી સમજી લેજો કે ધર્મ એ પરમ શાંતિ આપે છે. શુભ ભાવનાઓ દુઃખ અને દર્દો સામે ઝઝુમવાનું અપૂર્વ બળ આપે છે. તેથી દુઃખ અને દર્દો મોળા પડી જાય છે. બાકી બાંધેલા કર્મો તો અવશ્ય ભોગવવા પડે છે. પણ નવા દુઃખ ઉભા કરનારા પાપકર્મો આવતા બંધ થઈ જાય છે. સદ્ગતિનો રાહ ખુલ્લો થાય છે. શુભ ભાવનાઓનું બળ વધી જાય અને ઉત્કૃષ્ટ પુણ્ય ઉપાર્જન થાય તો આવું બની જાય છે. અહીં નમિરાજર્ષિને શુભ ભાવનાના

બળે કહો કે અશાતા વેદનીય કર્મ ખપી જવાના યોગે કહો તેમણે દાહજ્વર શમે તો દીક્ષા લઉં આવી ભાવના ભાવીને ઉંઘ આવી ગઇ.

આત્મબંધુઓ! મને તો ઘણી વખત વિચાર થાય કે એ કેવા હળુકર્મી જીવો હશે કે આવું નિમિત્ત મળતાં વૈરાગ્ય પામી ગયા. તેમને દાહજ્વર શમી ગયો. એટલે પુત્રને રાજકારભાર સોંપીને દીક્ષા લે છે. નમિરાજર્ષિ પ્રત્યેક બુદ્ધ હતા. કારણ કે જે ગુરૂ વિના કોઇ નિમિત્ત મળતાં સ્વયં વૈરાગ્ય પામી જાતિસ્મરણાદિ જ્ઞાનથી ચારિત્ર માર્ગનું સ્વરૂપ સમજી સંયમ અંગીકાર કરે છે. તેને પ્રત્યેક બુદ્ધ કહેવામાં આવે છે. તમને નિમિત્ત મળતાં આવો વૈરાગ્ય આવે છે? અમારા ઘણાં ભાઈ-બહેનો એમ કહે છે કે સાહેબ! એમાં પૂર્વના પુણ્ય કામ કરે છે. શું કરીએ? અમારા એવા ભાગ્ય જોઈએ ને? પૂર્વની સાધના અને પુણ્યોદય જોઈએ તે વાત સાચી છે. પણ હું તમને પૂછું છું કે એ સાધના કર્યા વિના થઇ? પૂર્વભવમાં પણ કરી હતી તો થઈ ને? તમે સમજ્યા ત્યારથી સવાર સમજીને કરવા માંડશો તો થશે. બાકી અમારા એવા ભાગ્ય કયાં છે? અમને એવા સંયોગો કયાં મળ્યાં છે? આવું બધું જો વિચારતા રહેશો તો આ ભવમાં પણ કંઈ નહિ કરી શકાય ને હતા તેવા રહી જશો.

તીવ્ર વૈરાગી નમિ રાજર્ષિએ રાજવૈભવ, રમણીઓ, પુત્ર પરિવાર બધું છોડીને દીક્ષા લીધી. દીક્ષા લઈને નગરની બહાર જઈ રહ્યાં છે. તે વખતે અવધિજ્ઞાન દ્વારા ઈન્દ્ર મહારાજા એમનું અદ્ભુત પરાક્રમ જોઈને ખુશ થાય છે. ત્યાંથી નમન કરે છે. હે નમિરાજ! ધન્ય છે તમને. આટલું પરાક્રમ જોયું છતાં વિશેષ પરાક્રમ જોવા ને પરીક્ષા કરવા માટે ઈન્દ્ર બ્રાહ્મણનું રૂપ લઈને આવે છે. ને ઈન્દ્ર તેમના મહેલને ફરતી આગ લાગેલી દેખાડે છે ને કહે છે કે અહો મહરાજ!

एस अग्गीय वाऊय एयं, डज्झइ मन्दिरं ।
भयवं अन्तेउरं तेणं, किसणं नावपेक्खह ॥ ઉત્ત. સૂ. અ. ૯ ગાથા. ૧૨

જુઓ તો ખરા. આ ભયંકર અગ્નિથી તમારા મહેલ ભડકે બળી રહ્યાં છે. સાથે પવનનું જોર છે. એટલે અગ્નિએ પ્રચંડ સ્વરૂપ પકડયું છે. અંતેઉર રડી રહ્યું છે. તમે તેના સામું તો જુઓ અને એને ઓલવો તો ખરાં. કેમ એના સામું જોતાં નથી. ત્યારે મુનિ શું જવાબ આપે છે!

सुहं वसामो जीवामो, जेसिं मो नत्थि किंचणं ।
मिहिलाए डज्झमाणीए, न मे डज्झइ किंचणं ॥ ઉત્ત. સૂ. અ. ૯ ગા. ૧૪

આ જગ્યાએ તમે હો તો શું કરો? ઓલવવા જાવ ને? આ તો અદ્ભુત યોગી હતા. મન ઢીલું ન હતું. તમે તો ઢીલા થઈ જાવ ને વિચાર કરો કે મહેલ બળી

જશે તો બધા બળી જશે. લાવ, બચાવવા જાઉં. (હસાહસ) આ એવા ન હતા. તેમણે તો ધડાકાબંધ કહી દીધું કે હે વિપ્ર! એમાં મારી તો કોઈ ચીજ નથી કે કોઈ મિલ્કત નથી. મારી જે મિલ્કત છે તે બધી મારી પાસે છે. હું તો સુખે વસું છું ને સુખે જીવું છું. પછી મિથિલા નગરી બળે એમાં મારૂં કંઈ બળતું નથી. સાધુ તો સ્ત્રી, પુત્ર, પરિવાર ઘરબાર, મિલ્કત બધાનો ત્યાગ કરીને નીકળી જાય છે પછી એના ઉપર મમત્વ હોતું નથી. પછી એને સંસારમાં કોઈ વસ્તુ કે વ્યક્તિ પ્રિય કે અપ્રિય હોતા નથી. એની દૃષ્ટિ તો માત્ર મોક્ષ તરફ હોય છે. પછી ગમે તે થાય તો દુઃખ શેનું થાય?

નમિરાજર્ષિનો ઉત્તર સાંભળીને ઈન્દ્રે કહ્યું એ તો ઠીક છે પણ હે મહારાજા! આ તમારી નગરીનું શત્રુ આદિથી રક્ષણ કરવા માટે તમે નગરીને ફરતો કિલ્લો બનાવડાવો. તેના દરવાજા, ભુંગળ વિગેરે મજબૂત કરાવો અને શસ્ત્ર વિગેરે સામગ્રી વ્યવસ્થિત કરીને જાવ, ત્યારે નમિરાજર્ષિ શું કહે છે તે સાંભળો.

सध्धं नगरं किच्चा, तव संवर मग्गलं ।
खन्ति निउण पागारं, तिगुत्तं दुप्पधंसयं ॥ ઉત્ત. સૂ.અ. ૯ ગા. ૨૦

ત્યારે નમિરાજર્ષિ કહે છે હે મહાભાગ! જે સંસાર છોડીને સંયમી બને છે તે શ્રધ્ધારૂપી સુંદર નગર વસાવે છે. બાહ્ય અને આભ્યંતર તપ અને મહાવ્રતાદિ સંવરના દરવાજા અને ભૂંગળો બનાવે છે અને મન, વચન, કાયાની ગુપ્તિથી મજબૂત ક્ષમાનો એવો જબરદસ્ત કિલ્લો રચે છે કે એમાં કોઈ દુશ્મન પ્રવેશ કરીને આક્રમણ કરી શકે નહિ, અને શસ્ત્રમાં તો સત્ પરાક્રમ રૂપી ધનુષ્ય, રાગાદિની આકુળવ્યાકુળતાના અભાવ રૂપી બાણ, સત્યની ઢાલ, તપ રૂપી ભાલો અને સાધુચર્યાનું મજબૂત બખ્તર પહેરી લે છે. આવા મુનિને પછી કોઈ બાહ્ય સંગ્રામ ખેલવાનો રહેતો નથી. પછી ઈંટ ચુનાનો કિલ્લો અને લોખંડના શસ્ત્રોની સજાવટ શા માટે કરવાની? કેવો સુંદર જવાબ આપ્યો.

બંધુઓ! આવા સાધુઓ આત્મિક સંગ્રામ ખેલી પરમ અને ચરમ વિજય પ્રાપ્ત કરી સદાને માટે સંસારના બંધનમાંથી મુક્ત બની જાય છે. આત્મિક સામ્રાજ્ય કેવું સુંદર અને વિશાળ છે. જો માનવી જરા શાંત ચિત્તે આ બાબતનો વિચાર કરે તો સમજી શકાશે કે જેમ આપણે બહારની વસ્તુમાં સુખ, શાંતિ અને સગવડની કલ્પના કરીએ છીએ એવી આંતરિક વસ્તુમાં કરવાની જરૂર છે. એ આત્માને અપૂર્વ, અનુપમ સુખ અને શાંતિ આપે છે. એવું સુખ અને શાંતિ સંસારની ભૌતિક વસ્તુમાં નથી. આવું જ્યારે જીવને સમજાશે ત્યારે સાચું સુખ પ્રાપ્ત થશે.

'ચરિત્ર' :– દ્રૌપદી માટે ન બનવાનું બની ગયું. દ્રુપદરાજા ચિંતા કરવા લાગ્યા. ત્યારે મુનિએ કહ્યું. હે રાજન! ચિંતા ન કરીશ. તારી દીકરી સતી છે. કુસતી નથી. એ પાંચ પાંડવોની પત્ની બનવા છતાં જગતમાં સતી તરીકે પૂજાશે. પણ આ બનવાનું કારણ પૂર્વભવમાં તેણે નિયાણું કર્યું છે. એ નિયાણું ક્યારે કર્યું છે તે વાત તમે ધ્યાનપૂર્વક સાંભળો.

બંધુઓ! જૈન દર્શન કહે છે તમે ગમે તેટલાં તપ, જપ આદિ ક્રિયાઓ કરો પણ કદી તેના ફળની ઈચ્છા ના કરશો. મારા તપ–સંયમનું ફળ હોય તો મને આવું સુખ મળજો. આવું નિયાણું ન કરશો. ત્રણ શલ્યમાં નિયાણું એ પણ એક શલ્ય છે. નિયાણું એટલે સવા રૂપિયાની ચીજને આઠ આનામાં વેચવા બરાબર છે. આપણી ક્રિયાથી મહાન લાભ થવાનો હોય પણ નિયાણું કરીને કરણીને વેચી દેવાથી અલ્પ લાભ મળે છે. દ્રૌપદીના જીવે નાગેશ્રીના ભવમાં માસખમણના તપસ્વી સંતને કડવી તુંબડીનું શાક વહોરાવ્યું. તેમાં ભારોભાર માનનું પોષણ છે. માન અજગર છે. સર્પ કરતાં અજગર વધુ ભયંકર છે. સર્પ ડંશ જ દે છે, પણ અજગર આખા માણસને ગળી જાય છે, તેમ કષાયોમાં માન ભયંકર છે માટે જેમ બને તેમ માન છોડતાં શીખો. જુઓ નાગેશ્રી માનમાં મંડાણી તો તેની કેવી બૂરી દશા થઈ તે સાંભળો.

ધર્મઘોષ મુનિના શિષ્યો જંગલમાંથી સમાચાર લઈને આવ્યા કે ધર્મરૂચી અણુ-ગાર કાળધર્મ પામ્યા છે. ત્યારે ગુરૂએ જ્ઞાન દ્વારા જાણ્યું કે નાગેશ્રીએ ઝેરી આહાર વહોરાવ્યો ને આ પ્રમાણે બન્યું. મારો શિષ્ય તો કામ કાઢી ગયો પણ હે નાગેશ્રી! તારૂં શું થશે? બધા શિષ્યો પણ રડી પડયા કે આપણા વિનયવંત, તપસ્વી અને અનેક ગુણરત્નની ખાણ સમા લાડીલા સંત આમ ચાલ્યા ગયા? નાગેશ્રી! તેં કંઈ વિચાર ન કર્યો? સાધુ કોઈને વાત કરે નહિ પણ પોતાના પરિવારમાં આ વાતનો કોલાહલ થયો, તે રસ્તે જનાર માણસોએ સાંભળ્યું અને એક મોઢેથી બીજે મોઢે જતા વાત ગામમાં ફેલાઈ ગઈ. અને કંઈક માણસો સોમદેવને ઘેર જઈને કહેવા લાગ્યા કે આ નાગેશ્રીએ આવો ઝેરી આહાર તપસ્વી સંતને વહોરાવ્યો ને તેમના પ્રાણ ગયા. પાપ-ણીએ કંઈ વિચાર ન કર્યો? આમ લોકો તેને ધિક્કારવા લાગ્યા.

ચારોં ઔર નાગેશ્રી નિંદા, ફેલ ગઈ તત્કાલ,
સોમદેવને ક્રોધ કરી ફિર, ઘરસે દીની નિકાલ હો....શ્રોતા

આખા ગામમાં આ વાતની ખબર પડી ગઈ. લોકો બોલવા લાગ્યાં કે આપણા મહાન ભાગ્ય હોય તો આવા માસખમણના તપસ્વીના આપણે ઘેર પગલા થાય. આપણાં જબ્બર પુણ્ય હોય તો આપણા શુદ્ધ આહારથી એમનું પારણું થાય હાલીચાલીને એને ઘેર સંત પધાર્યાને આવું કર્યું? આખા ગામમાં એની ખૂબ નિંદા થવા લાગી. એટલે

એના પતિ સોમદેવને તેના ઉપર ખૂબ ક્રોધ આવ્યો અને તેને ઘરમાંથી કાઢી મૂકી. ચારે તરફથી તિરસ્કાર પામેલી નાગેશ્રી ગામ છોડીને જ્યાં ત્યાં ભટકવા લાગી. લોકોને ત્યાં રોટીના ટુકડા માંગીને ખાવા લાગી. આમ કરતાં તેના શરીરમાં સોળ મહારોગો ઉત્પન્ન થયા. સોળ મહારોગોની દારૂણ વેદના ભોગવતી એજ ભવમાં નરક જેવા દુઃખો ભોગવી, ભૂખ તરસથી પીડાતી મરીને છઠ્ઠી નરકે ગઈ. ત્યાં ઘણા લાંબા કાળ સુધી ઘોર વેદના ભોગવી. ત્યાંથી મરીને મત્સ્ય યોનિમાં ગઇ. ત્યાંથી મરીને સાતમી નરકે ગઈ. આ રીતે દરેક નારકીમાં બબ્બે વખત ગઇ. ત્યારબાદ પૃથ્વીકાયાદિ સ્થાવરમાં ગઇ. એ બધી યોનિઓમાં અનેક ભવ કર્યા બાદ એના કર્મો હળવા પડયા.

**"નાગેશ્રીએ અનેક ભવો કર્યા બાદ શેઠના ઘરે પુત્રીપણે જન્મ."** ત્યારબાદ તે ચંપાનગરીમાં વસતા સાગરદત્ત શ્રેષ્ઠીની સુભદ્રા નામની પત્નીની કુક્ષીથી સુકુમાલિકા નામે પુત્રી તરીકે ઉત્પન્ન થઇ. સાગરદત્ત શેઠ ખૂબ શ્રીમંત હતા. તેમને સંતાનમાં સુકુમાલિકા એક જ પુત્રી હતી. એનું રૂપ અથાગ હતું. શેઠે ખૂબ લાડકોડથી પુત્રીને ઉછેરીને ભણાવી ગણાવી. હવે એ નગરીમાં બીજા જિનદત્ત નામે શેઠ વસતા હતા તેમને ભદ્રા નામે પત્ની હતી. તેને સાગર નામે પુત્ર હતો એ પણ ભણી ગણીને યુવાન થયો હતો એક દિવસ તે ઘોડા ઉપર બેસીને બગીચામાં ફરવા જતો હતો. ત્યારે તેણે આ સુકુમાલિકાને ઝરૂખામાં ઉભેલી જોઈ તેનું રૂપ જોઇને તેના પ્રત્યે મોહ પામ્યો ને નક્કી કર્યું. પરણું તો આની સાથે જ. પછી બગીચામાં ફરવા ગયો પણ એના ચિત્તને ચેન ન પડયું બસ હવે સુકુમાલિકા સાથે જલ્દી લગ્ન કરૂં મોઢું ઉદાસ બની ગયું હતું ઘેર આવતાં તેના માતા પિતાએ પૂછયું બેટા! તું આટલો બધો ઉદાસ કેમ દેખાય છે?

ત્યારે દીકરો કહે છે કે માતા પિતા! જો તમે મને જીવતો જોવા ઇચ્છતા હો તો સાગરદત્ત શેઠની દીકરી સાથે જલ્દી મને પરણાવો. ત્યારે એના માતા પિતા કહે છે દીકરા! તું આટલો બધો હોંશિયાર, રૂપવાન અને ગુણવાન છે. આપણે ખૂબ શ્રીમંત છીએ. એના કરતાં પણ ચઢીયાતી કન્યા તને પરણાવીશું, પણ આપણે સામેથી માંગુ કરવું નથી. ત્યારે દીકરો કહે તો હું મરી જઈશ. ખૂબ સમજાવ્યો પણ ન માન્યો ત્યારે જિનદત્ત શેઠ એના મિત્રોને લઈ સાગરદત્ત શેઠને ઘેર આવ્યા. બંને ગર્ભશ્રીમંતો હતા. એકબીજા પ્રેમથી ભેટી પડયા. ઘરમાં બેસાડયા પછી સાગરદત્ત શેઠે પૂછયું કેમ આપનું પધારવાનું બન્યું છે? ત્યારે જિનદત્તે સુકુમાલિકાને પોતાના પુત્ર સાથે પરણાવાની વાત કરી. આ સાંભળી સાગરદત્તને પણ ખૂબ આનંદ થયો ને કહ્યું. તમારા પુત્રને મેં જોયો છે. તે મારી દીકરીને યોગ્ય છે. પણ એક વાત છે. મારે એકની એક પુત્રી છે. તે મને મારા પ્રાણથી પણ અધિક પ્રિય છે. તેના વિના મને એક ક્ષણ પણ ગમતું નથી. તો હું પરણાવીને સાસરે મોકલું એટલે મને દીકરીનું સુખ જોવા ન મળે. માટે જો

મારી દીકરી જોઈતી હોય તો તમારો દીકરો મારે ત્યાં ઘરજમાઈ થઈને રહે તો પરણાવવા તૈયાર છું.

"ઘણું સમજાવવા છતાં ઘરજમાઈ બનવા તૈયાર થયેલ પુત્ર : જિનદત્ત શેઠે પોતાના પુત્રને વાત કરીને કહ્યું–દીકરા ! તું અમારે એકનો એક છે. વળી ઘર જમાઈ બનીને સાસરે રહેવામાં આપણી શોભા નહિ. માટે એ કન્યાનો મોહ છોડી દે પણ છોકરો ન માન્યો એટલે અનિચ્છાએ બાપે તેના લગ્ન કર્યા. પરણાવીને ઘર જમાઈ બનવા સાસરે મોકલ્યો. લગ્ન ખૂબ ધામધૂમથી થયા. આખો દિવસ આનંદથી પસાર થયો,

સુહાગ રાત મનાને હિત વે, દોનો સેજને આયા,
તનું સ્પર્શ આગ સાદશો. સ્પર્શાતા ગભરાયો હો...શ્રોતા

રાત્રે બંને શૈયામાં સૂતા ત્યાં સુકુમાલિકાના દેહનો સ્પર્શ થતાં એના શરીરમાં કાળી બળતરા ઉઠી. એને થયું કે હું ચાલ્યો જાઉં. અહીં રહેવું નથી. બંધુઓ ! નામ સુકુમાલિકા છે પણ એનો સ્પર્શ થતાં સાગરને બળતરા થઈ. એના કર્મો શું કરે છે ? હવે મધ્યરાત્રી થતાં સુકુમાલિકા ઉંઘી ગઈ એટલે સાગર તેને ઉંઘતી મૂકીને જેમ સર્પ કાંચળી છોડીને ભાગે તેમ ચાલ્યો ગયો અને પાછલે બારણેથી છાનોમાનો ઘરમાં જઈને સૂઈ ગયો. આ તરફ સવાર પડતાં સુકુમાલિકા જાગી તો પતિને જોયો નહિ. એના મનમાં થયું કે કદાચ બહાર ગયા હશે. હમણાં આવશે. ઘણીવાર થઈ છતાં ન આવ્યા એટલે તપાસ કરી પણ પોતાના પતિને ન જોતાં ખૂબ રડવા અને ઝુરવા લાગી. હે નાથ ! મને મૂકીને ક્યાં સંતાઈ ગયા છો ? શું મારી મજાક તો નથી કરતાં ને ? આમ રડે છે ત્યાં દાસી પાણીની ઝારી ને દાતણ લઈને આવી તો કુંવરીને રડતી જોઈ. તરત શેઠાણીને વાત કરી. એટલે શેઠને ખૂબ ક્રોધ આવ્યો. ક્રોધથી ધમધમતા તે જિનદત્તને ત્યાં ગયા અને કહ્યું કે તમારા દીકરાને આમ કરવું હતું તો શા માટે પરણ્યો ? મારી દીકરીને શા માટે દુઃખી કરી ? હવે જિનદત્તને તો ખબર પણ નથી કે સાગર ઘેર આવ્યો છે. મેડી પર તપાસ કરતાં સાગરને જોયો ને કહ્યું–દીકરા ! મેં તને પરણાવવાની ના પાડી હતી છતાં તું ઘરજમાઈ બનવાના કોડથી ગયો ને આ શું કર્યું ? તારી પત્નીને ઉંઘતી મૂકીને કેમ ભાગી આવ્યો ? ત્યારે સાગર કહે પિતાજી ! એ વાત તમને હું નહિ કહું. હું ઘરજમાઈ થવાની કબૂલાત કરીને પરણ્યો છું ને એને મૂકીને આવ્યો છું મારે એવું ન કરવું જોઈએ તે વાત સો ટકા સત્ય છે.

"અગ્નિ પ્રવેશ વિષ ભક્ષણ કર લું, સાગર મેં ગિર જાઉં.
પિતુ આજ્ઞા સબ ધરૂં શિશ પર, ઉસકે પાસ ન જાઉં હો. ..શ્રોતા

"પુત્રે માંગેલી મરણ શિક્ષા" : હે પિતાજી ! આપ આજ્ઞા કરો તો અગ્નિમાં પડીને બળી મરવા તૈયાર છું કહો તો ઝેર પી જાઉં ને કહો તો સમુદ્રમાં

પડીને ડુબી મરૂં પણ એની પાસે નહિ જાઉં. જમાઈનાં આવા વચન સાંભળીને સાગરદત્ત શેઠ નિરાશ થઈને ઘેરે આવ્યા, અને પોતાની પુત્રીને આશ્વાસન આપતાં કહ્યું બેટા! કોઇ પણ કારણથી જમાઇ તારાથી વિરકત થયા છે. તારી પાસે આવવાની ના પાડે છે. તું રડીશ નહિ ઝુરીશ નહિ તેં પૂર્વ જન્મમાં એવા કોઈ પાપકર્મ કર્યા હશે તે તને ઉદયમાં આવ્યા છે. માટે હવે તું ખૂબ શાંતિ રાખ. ખૂબ સમજાવી પણ પૂર્વના કર્મના ઉદયે સુકુમાલિકા સુખની વાસના પાછળ ઝૂરે છે. માતા-પિતા કહે છે બેટા! તું રડીશ નહિ ચિંતા કરીશ નહિ બીજા કોઇ સુરતીયા સાથે તારા લગ્ન કરીશું. હવે બીજો કયો સુરતીયો ગોતશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

卐

## વ્યાખ્યાન નં-૭

અષાડ વદ ૯ ને શનીવાર તા-૯-૭-૭૭

### "શાશ્વત ઘર કયાં?"

અનંત કરૂણાના સાગર, મમતાના મારક અને સમતાના સાધક ભગવંતે ભવ્ય જીવોના કલ્યાણને માટે શાસ્ત્ર દ્વારા મોક્ષે જવાનો રાહદારી માર્ગ બતાવ્યો. આપણે શાસ્ત્રોકત રાહે ચાલીને સંસાર સાગરને તરી જવું છે. તો શાસ્ત્રમાં ભગવંત ફરમાન કરે છે કે સંસારવર્તી જીવો અનંતકાળથી ચાર ગતિમાં ચક્કર લગાવ્યા કરે છે. પણ હજુ એમણે પંચમ ગતિના દર્શન કર્યા નથી. જ્યાં સુધી જીવને ભાન નહિ થાય ત્યાં સુધી ભમ્યા કરશે હું તમને એક વાત કરૂં કે તમે ભાડાના ઘરમાં વસો છો જ્યારે ઘરનો માલિક એમ કહે કે આઠ દિવસમાં ઘર ખાલી કરી દો તે વખતે તમને કેટલી ઉપાધિ થાય? એ સમયે તમે વિચારો કે ગમે તેવું હોય પણ ઘરનું ઘર સારૂં કે વારંવાર આ બીસ્ત્રા ઉપાડવાની ચિંતા તો નહિ જેણે ઓનરશીપ ઉપર ફલેટ ખરીદી લીધા છે તેને ચિંતા ખરી? ના. તમે માની લીધું છે કે ઓનરશીપ ઉપર ફલેટ લઈ લીધો. હવે શાંતિથી રહીશું પણ વિચાર કરજો ઓનરશીપ ઉપર લીધેલો ફલેટ એક દિવસ છોડવો પડશે. અહીં આત્માની કાયમી સ્થિરતા નથી દેવલોકમાં રહેલા દેવોનાં મહેલ અને તેમની બધી ઋદ્ધિ શાશ્વતી છે પણ ત્યાં રહેનારા દેવ શાશ્વત નથી. ગમે તેટલું લાંબુ આયુષ્ય હોય તો પણ પૂર્ણ થતાં દેવને એ સ્થાન છોડવું પડે છે. દેવને ત્યાંથી ચવવાનું થાય ત્યારે તેણે કંઠમાં પહેરેલી ફુલની માળા છ મહિના પહેલાં કરમાય છે ત્યારે દેવ જાણે છે કે હવે મારે આ ઘર છોડવાનો સમય આવ્યો. દેવો સમકિતી અને મિથ્યાત્વી હોય છે, તેમાં જે મિથ્યાત્વી દેવો હોય છે તેને દુઃખ થાય છે. આવું સુખ હવે મારે છોડવું પડશે? એ વિચારે ગમગીન બની જાય છે. જ્યારે

સમકિતી દેવો પોતાને ચવવાનું થાય ત્યારે અવધિજ્ઞાન દ્વારા જાણી લે છે કે હું અહીંથી મરીને ક્યાં જઈશ? એ દેખે કે હું જ્યાં જન્મ પામવાનો છું ત્યાં ભલે ધન ના હોય પણ એ ઘરમાં ધર્મ છે. રોજ સામાયિક, પ્રતિક્રમણ, ચૌવિહાર થાય છે કંદમૂળ ખવાતું નથી. સંતોને સુપાત્ર દાન દેવાની ઉત્કૃષ્ટ ભાવના છે. તો એને એવો હર્ષ થાય છે કે બસ મને બધું મળી ગયું. અહીં મને ગમે તેટલું સુખ હોય પણ શા કામનું? એક નવકારશી પચ્ચખાણ પણ કરવાનું છે? ત્યાં મને તપ, ત્યાગ, સામાયિક, પ્રતિક્રમણ બધું કરાશે તેથી તે ઝંખે છે.

**માનવના જન્મને દેવતાઓ ઝંખતા, સ્વર્ગના વિલાસો એને ઘણીવાર ડંખતા**
**પ્રેમનો પ્રકાશ મળ્યો, ઉરનો ઉજાશ મળ્યો, આવો સંયોગ નહિ આવે ફરીવાર**

એ સમકિતી દેવોની એક જ ઝંખના હોય છે કે બસ જલ્દી માનવ ભવ પામું ને કર્મ ખપાવીને મોક્ષમાં જાઉં એને દેવલોકના સુખો ઘણીવાર ડંખે છે. તમારા પગમાં પહેરેલા બૂટ કે ચંપલ તમને ડંખે ત્યારે ચેન પડે છે? ક્યારે એને કાઢી નાખું એમ થાય છે ને? તેમ સમકિતી દેવને સ્વર્ગના સુખો ડંખે છે. ક્યારે અહીંથી છૂટું? એમ તેને થાય છે. ત્યારે મૃત્યુલોકનો માનવી એ સુખો મેળવવા ઝંખે છે. સમ્યક્ત્વીદેવોને દેવલોકના વૈભવ કરતાં પણ ધર્મ મળે એટલે આનંદ થાય છે. વૈમાનિકમાં પણ પહેલા બીજા દેવલોક સુધીના દેવો ચવીને પૃથ્વી, પાણી, વનસ્પતિ, મનુષ્ય અને તિર્યંચ એ પાંચ દંડકમાં આવે છે.

દેવાનુપ્રિયો! વિચાર કરો ક્યાં દેવનાં સુખ ને ક્યાં પૃથ્વી, પાણી ને વનસ્પતિમાં ફેંકાઈ ગયો! પૃથ્વી, પાણી અને વનસ્પતિનો નીકળેલો જીવ કેવળી બની શકે છે. પહેલાં આયુષ્ય બંધાઈ ગયું હોય એટલે ત્યાં જવું પડે. મારે તમને શું કહેવું છે તે સમજ્યા? તમે સંતરા, મોસંબી, સક્કરજન વિગેરે ખાવ છો, લીલોતરી શાક સમારો છો જો તમે તત્વજ્ઞાન મેળવ્યું હશે તો એ વખતે તમને વિચાર આવશે કે આ વનસ્પતિકાયનું છેદન ભેદન કરું છું પણ આમાં ભાવિના કોઈ કેવળી ભગવંતની અશાતના તો નહિ થતી હોય ને? આ પૃથ્વીકાયનું છેદનભેદન કરું છું શરીરની સફાઈ કરવામાં પાણીની બાલ્ટીઓની બાલ્ટીઓ સ્નાનાદિમાં ઉંધી વાળું છું તેમાં જીવોની હિંસા કેટલી થાય છે? અને કોઈ ભાવિના કેવળીની અશાતના કરીને હું કેટલા કર્મોનો ભાગીદાર બનીશ? હું દીક્ષા તો લઈ શકતો નથી પણ આ જીવોની તો બને તેટલી દયા પાળું. આ છકાયજીવોના આરંભ સમારંભમાં જો રક્ત રહીશ તો મરીને ક્યાં જઈશ? જેને ભવની ભીતિ લાગી હોય તેને આવો ખટકારો થાય. સંસારમાં રહ્યો છું તો આવું પાપ કરવું પડે છે ને? જે સાધુ બન્યા તેને ધન્ય છે કે જે આવા પાપથી મુક્ત બની ગયા. હું ક્યારે પાપથી છૂટીશ? એમ પાપની અરેરાટી થાય અને

જેમ બને તેમ પાપ ના થાય તે માટે સાવધાન રહે. તમે સંસારમાં ઘરમાં ચોર પેસી ન જાય તે માટે સાવધાન, મારી આબરૂ ન જાય, વહેપારમાં ખોટ ન જાય, વ્યવહારમાં ખરાબ ન દેખાય દીકરા-દીકરીને ભણાવવામાં ને પરણાવવામાં આ બધામાં સાવધાન. અરે! ઘરમાં સ્હેજ તીરાડ પડે તો પણ સાવધાન બની સીમેન્ટ લઈને તીરાડ પૂરાવી દો છો પણ મારાથી હવે પાપ ન બંધાય, મારા ભવ ન વધે તે માટે આટલી સાવધાની રાખો છો ખરા? પાપભીરૂ બન્યા વિના ભવ નહિ ઘટે.

"કર્મ રૂપી કરજ ચૂકવવા સાવધાન બનો" :– કર્મના કરજ કેમ ચૂકવું એ માટે તમને સતત ચિંતા થવી જોઈએ સજ્જન માણસોના માથે કરજ વધી જાય તો એને ઉંઘ ન આવે રાત દિવસ એને ચિંતાનો કીડો કોરી ખાતો હોય બહાર નીકળતાં એને શરમ આવે કે હું શું મોઢું લઈને બહાર જાઉં, બજારમાં જઈશ તો લોકો મને આંગળી ચીંધશે એવી એને શરમ આવે બસ કેમ કરૂં ને શું કરૂં કે આ કરજથી મુક્ત થાઉં. ખાનદાન માણસ પોતાનું બધું વેચીને પણ દેવું ચૂકવી દે ત્યારે એને શાંતિ વળે છે. આ ન્યાય આપણા આત્મા ઉપર ઉતારો જેમ પૈસાના કરજદારને સુખે ઉંઘ આવતી નથી, ખાવું પીવું ભાવતું નથી તેમ આપણા આત્માને સતત ચિંતા થવી જોઈએ કે હું ક્યારે કર્મના કરજથી મુક્ત થઈ હળવો બનું? જેટલા હળવા એટલી ચિંતા ઓછી. પ્લેનમાં મુસાફરી કરનારને પણ જેટલું બને તેટલું વજન ઓછું રાખવાનું હોય છે. એ કહે છે કે વજન ઓછું કરો. એક પક્ષીને પણ આકાશમાં ઉડવું હોય તો હળવા બનવું પડે છે. પક્ષીની પાંખમા કચરો ભરાઈ ગયો હોય તો એ પાંખ ફફડાવીને બધો કચરો પહેલાં ખંખેરી નાંખે છે. ત્યાર બાદ હળવું બનીને ઉંચે આકાશમાં ઉડ્ડયન કરે છે. એને ઉંચે ઉડવા માટે હળવા બનવું પડે છે. તો વિચાર કરો પક્ષી, પ્લેન કે રોકેટ એ ગમે તેટલા ઉંચે જાય તો મર્યાદિત છે. પણ આપણે કેટલે ઉંચે જવું છે? બાર દેવલોક, નવ ગ્રૈવચેક, પાંચ અનુત્તર વિમાનને છોડીને ઉંચે મોક્ષમાં જવું છે. તો કેટલા હળવા બનવું જોઈએ! જો આત્માને જલ્દી હળવો બનાવવો હોય તો ૧૮ પાપસ્થાનક અને આરંભ સમારંભથી સાવધાન રહો. જેટલો આરંભ પરિગ્રહનો ભાર વધારે તેટલું દુઃખ વધારે.

"ડાયાબીટીશની માફક પરિણામે સંસારમાં દુઃખ છે!" : ડાયાબીટીશનો દર્દી પગમાં કંઈ વાગી ન જાય તે માટે કેટલો સાવધાન રહે છે! કારણ કે ડાયાબીટીશના દર્દીને સ્હેજ કંઈ વાગી જાય અગર ગુમડું થાય તો જલ્દી રૂઝાતું નથી, કંઈક તો મરતાં સુધી રીબાય છે. આજ રીતે જેને મોહ-માયા અને મમતાનો ડાયાબીટીશ લાગુ પડ્યો છે તે જીવો સ્હેજ મનગમતું મળતાં તેમાં ખૂંચી જાય છે. એને પાપનો ભય નથી, ભવકટ્ટી કરવાની ચિંતા નથી. તે જીવો જીવનના અંત સુધી એમાં રીબાય

રીબાઇને મરે છે. એમાંથી બચવું હોય તો સાવધાન રહો જો સાવધાન નહિ બનો તો ક્યાં પટકાઇ જશો ?

આપણે વાત ચાલતી હતી કે સંસારમાં એક પણ સ્થાન શાશ્વત નથી દેવલોકની ઋદ્ધિ શાશ્વત છે પણ ત્યાં રહેનારો દેવ શાશ્વત નથી. દેવલોકના મહાન સુખમાં મ્હાલનારો દેવ પૃથ્વી, પાણી અને વનસ્પતિમાં ફેંકાઇ જાય ત્યારે તેને કેવું દુઃખ થાય ? વિચારો કે કોઇએ મહેનત કરીને પૈસા મેળવ્યા. સાત માળના બંગલા બંધાવ્યા ને સુખ ભોગવવા પાછળ પૈસા ઉડાવી દીધા. દેવું વધતાં છેવટે માટીના ખોરડા જેવા ઘરમાં રહેવાનો વખત આવે તો કેટલું દુઃખ થાય ? તેમ આ જીવ ઉત્તમ માનવ જન્મ પામ્યો આત્મા સાધના કરવાની બધી સામગ્રી પુણ્યોદયે મળી પણ જો સંસાર સુખ ભોગવવામાં જ એ સામગ્રીનો ઉપયોગ કર્યો તો પછી જીવની હાલત કેવી દયાજનક બની જશે ? તેનો તમે વિચાર કરજો. મિથ્યાત્વી દેવો પોતાને પૃથ્વી, પાણી અને વનસ્પતિમાં જવાનું થાય તો રડે છે. કહેવાનો આશય એ છે કે મોક્ષ સિવાય એક પણ સ્થાન શાશ્વત નથી. માટે આ બંગલા ને મહેલાતોમાં મોહ ન રાખશો ઘર બનાવો તો શાશ્વત ઘર બનાવો.

ગઈ કાલે આપણે નમિરાજર્ષિની વાત કરી હતી તે નમિરાજર્ષિને ઇન્દ્રે કહ્યું કે હે મહારાજા! આ તમારા નગરમાં મોટા મોટા મહેલો હવેલીઓ ને અટારીઓ બધું કરાવીને જાઓ ને ? આ વખતે નમિરાજર્ષિએ કેવો સુંદર જવાબ આપ્યો તે સાંભળવા જેવો છે.

संसय खलु सो कुणई, जो मग्गे कुणई घरं ।
जत्थेव गन्तु मिच्छेज्जा, तत्थ कुविज्ज सासयं ॥ ઉત્ત. સૂ. અ. ૯ ગાથા ૨૬

"ઘર ક્યાં બાંધશો" ? :– મોક્ષના વિષયમાં સંશય રાખવાવાળા હોય છે તે સંસારમાં અધવચ ઘર બનાવે છે. અને જે મોક્ષમાં જવાના અભિલાષી હોય છે તે તો ત્યાં જ પોતાનું શાશ્વત ઘર બાંધે છે. અર્થાત્ નમિરાજર્ષિ કહે છે કે માર્ગમાં ઘર કોણ બાંધે ? એવી મહેનત તો માથે પડે કારણ કે જે માર્ગમાં અધવચ બેઠા હોય તેને ત્યાંથી ઉઠીને આગળ ચાલવું પડે છે. પછી ત્યાં બાંધેલું ઘર કંઇ ભેગું સાથે આવે છે ? આત્મા જ્યાં સુધી મોક્ષમાં નથી જતો ત્યાં સુધી સંસાર એ લાંબો માર્ગ છે. એમાં પ્રવાસ કર્યે જવો પડે છે. મોટો ઇન્દ્ર બને તો પણ તે માર્ગની વચમાં છે. એટલે આયુષ્ય પૂર્ણ થતાં ત્યાંથી ઉઠીને ચાલતાં થવું પડે એ સમયે એના મોટા વિમાનો શું કામ લાગ્યા ? જેણે માર્ગમાં ઘર બનાવ્યા તે બધા ભુલા પડેલાં છે. ઘર તો જ્યાં સ્થિર મુકામ કરવો છે ત્યાં બનાવવું જોઇએ અને તે માટેનો મારો પ્રયત્ન

ચાહ્યુ છે. મોક્ષમાં અનંત જ્ઞાન-દર્શન સહિત જ્યાં કાયમ રહેવું છે તેવું શાશ્વત ઘર મેળવવું છે,

બંધુઓ! આવા શાશ્વત ઘર માટે પ્રયત્ન કરો. આવા સાધનો અને સામગ્રી મનુષ્ય ભવ સિવાય બીજે ક્યાંય નહિ મળે મહાન પુણ્યના ઉદયથી આ બધી સામગ્રી મળી છે.

આ ભૂમિ, આ શરીર, આ ધરમ, ખૂબ મહેનત કર્યાથી મળ્યું છે બધું,<br>
કૈંક યુગોથી કરેલી ફળી સાધના, હાથમાંથી તું જોજે સરી જાય ના,<br>
જે મોકો છે અહીં અરે માનવી! આવો મોકો...જે સાધન છે અહીં.

આ વાત તમને સમજાય છે ને? હવે જો બરાબર સમજ્યા હો તો આત્મસાધના કરવા કટિબદ્ધ બનો. જેટલી સાધના કરશો તેટલું આત્માનું સુખ મળશે. બાકી આ સંસારના સુખ તુચ્છ છે. એ સાચું સુખ નથી પણ અજ્ઞાની જીવો એમાં ભ્રમથી સુખ માને છે. જેમ કૂતરું હાડકાનો ટુકડો મળે તો તેને બટકા ભરે છે તેથી એના દાંત હલી જાય છે. મોઢામાં ચાંદા પડીને તેમાંથી લોહી આવે છે છતાં તેનો સ્વાદ ચાખીને હરખાય છે પણ એને ખબર નથી પડતી કે આ મારા મોઢામાંથી લોહી નીકળે છે. એના દાંતમાં દુઃખાવો થશે, મોઢામાં બળતરા થશે તો પણ એને ખ્યાલ નહિ આવે કે હાડકામાં સુખની મારી ભ્રાન્તિ હતી ને એની પાછળ દોડવાથી આ દર્દ ઉભું થયું છે. આ જ રીતે અજ્ઞાની જીવની દશા છે. ઇન્દ્રિઓનું સુખ લેવા જતાં ઉપાધિ, દુઃખ ક્લેશ ચિંતા બધા કારણો ઉભા થવાં પણ એ સુખની લાલસા એને ભાન થવા દેતી નથી કે આ બહારના પદાર્થોમાં સુખ નથી પણ સુખની મારી ખોટી કલ્પના છે. આત્મા પાસે ઇન્દ્રિઓ તુચ્છ છે. એનાથી મળતું સુખ પણ તુચ્છ અને ક્ષણિક છે. આટલું જો જીવને સમજાય તો આ બધી ઉપાધિ મટી જાય. પછી કોઇની શ્રીમંતાઈ જોઇને એમ નહિ થાય કે આ આવો સુખી ને હું દુઃખી? આનો ધંધો ધમધોકાર ચાલે છે ને મારી દુકાને કોઈ ઘરાક નથી આવતાં. આ આવો મોટો વહેપાર કરીને કમાઈ ગયો ને હું રહી ગયો! હું પણ એના જેવો વહેપાર કરું. આવા વાદ અજ્ઞાની જીવ કરે જ્ઞાની ન કરે.

એક ગર્ભ શ્રીમંત મોટો વહેપારી હતો. એને પગનો દુઃખાવો ખૂબ રહેતો. એટલે એક હજામને માલીશ કરવા માટે રાખેલો. એ રોજ શેઠને માલીશ કરવા આવતો. જ્યારે શેઠને માલીશ કરવાનું કામ ચાલતું ત્યારે શેઠના મિત્રો અને વહેપારીઓ બધા ભેગા થઇને વહેપાર ધંધાની વાતો કરતા. આજે આટલું કમાયા, આટલો નફો થયો, કોઇની સાથે આટલી વાત કરીને આટલી કમાણી થઈ. આ બધી વાતો સાંભળીને પેલા

હજામના મનમાં વિચાર થતો કે આવો વહેપાર કરવો સારો. મહેનત મજૂરી કરવી ન પડે ને પૈસાના ઢગલા થાય. એ વારંવાર શેઠને કહેતો કે શેઠજી! મને તમારા જેવો વહેપાર કરાવો ને! ત્યારે શેઠે કહ્યું – ભાઈ! વહેપારમાં તારું કામ નહિ. તું જે કરે છે એમાં સુખી છે. મારા જેવો વહેપાર કરવા જતાં હેરાન થઈ જઈશ. પણ પેલો હજામ માનતો નથી. રોજ શેઠનું માથું ખાઈ જવા લાગ્યો. શેઠ એનાથી કંટાળી ગયા.

**"શેઠનો વાદ કરતાં સમૂળગી મૂડી ગુમાવી"** : હજામને સમજાવવા માટે શેઠે એક કિમિયો રચ્યો. એક બનાવટી કાગળ લખીને મુનિમને આપ્યો. હજામ શેઠને માલીશ કરતો હતો ત્યારે મુનિમજી પત્ર લઈને આવ્યો ને કહ્યું. શેઠજી! પરદેશથી પત્ર આવ્યો છે ને તેમાં લખ્યું છે કે શેઠજીને માલમ થાય કે આ વર્ષે અહીં તાંદળીયાની ભાજીનો પાક બહુ ઓછો છે ને અહીં એનો વપરાશ વધારે છે. એટલે એની ખપત વધારે થશે ને ભાવ સારા ઉપજશે. માટે ત્યાં જેટલી તાંદળીયાની ભાજી મળે તેટલી ખરીદ કરી લેવા જેવી છે. હજામે પત્ર સાંભળ્યો ને શેઠે પણ મુનિમને કહ્યું કે તમે ધ્યાન રાખજો, ને ગામમાં મળે તેટલી ભાજી ખરીદી લેજો. આ સાંભળીને હજામના મનમાં થયું કે આવો વહેપાર તો હું કરી શકું. શેઠને હું દરરોજ કહું છું કે મને ધંધો કરાવો પણ કંઇ કરાવતા નથી, એ ન કરાવે તો કંઇ નહિ. હું મારી જાતે કરીશ. શું મને આવડત નથી? હજામભાઇ તો શેઠના ઘેરથી નીકળી સીધા ઘેર ગયા. ઘરમાં જે કંઇ હતું તે વેચીને રૂ. ૫૦૦) ભેગા કર્યાં, અને સવાર પડતાં વહેલો બકાલાવાળાની બધી દુકાનોમાંથી તાંદળીયાની ભાજી ખરીદી લીધી. આસપાસના ગામડામાં જઇને ભાજી ખરીદી લાવ્યો. એના મનમાં એમ કે શેઠનો મુનિમ ભાજી ખરીદી લે તો હું રહી જાઉં ને! એ મોટા માણસો મોડા નીકળે. પણ હું કયાં કમ છું. વહેલો ખરીદી કરી લઉં. એમ હરખાતાં હજામે વહેપાર કરવાના હરખમાં ને હરખમાં ભાજીથી પોતાના મકાનનો આખો ઓરડો ભરી દીધો.

હવે હજામભાઇ બજારમાં ને શેઠને ઘેર આંટા મારવા લાગ્યો. ને રાહ જોવા લાગ્યો કે હવે બહારગામથી ભાજીની માંગ આવે ને હું મોંઘા ભાવે ભાજી વેચીને ધન કમાઉં પણ અહીં તો બે, ત્રણ ને ચાર દિવસ વીત્યા પણ ભાજીની માંગણીના કોઇ સમાચાર આવતા નથી. પાંચમે દિવસે એક કાગળ આવ્યો. હજામ માલીશ કરતો હતો તે વખતે મુનિમજી પત્ર લઇને આવ્યા ને શેઠ સમક્ષ વાંચી સંભળાવ્યો. તેમાં લખ્યું હતું કે શેઠ સાહેબને માલમ થાય કે અમારે ત્યાં બહારગામથી તાંદળજો ઘણો આવી ગયો છે એટલે અહીંથી માંગણી થવાની નથી.

આ સમાચાર સાંભળીને હજામભાઈના મોતીયા મરી ગયા. હાય.... હવે શું થશે? છતાં મનમાં હિંમત કરીને વિચાર કર્યો કે કંઈ નહિ. બહારગામ લઈ જઈને વેચી નાખીશ. બિચારો આશામાં ને આશામાં ઘેર ગયો. ઓરડો ખોલીને જુએ છે તો

કેટલોક તાંદળજો ચીમળાઈ ગયેલો ને કેટલોક કોવાઈને ગંધાઈ ગયો હતો. એના હોશ ગગડી ગયા. શેઠને ઘેર આવીને પોક મૂકીને રડવા લાગ્યો. શેઠે પૂછયું, ભાઈ! શું થયું? કેમ રડે છે? હજામે કહ્યું. બાપુ! હું તો મરી ગયો. કેમ શું થયું? તો કહે છે મેં તો તમારે ત્યાં પરદેશથી પત્ર આવ્યો હતો તે સાંભળીને તાંદળજો ખરીદ કર્યો ને બહારગામથી કંઈ માંગ તો આવી નહિ. હું તો રાહ જોતો હતો. હવે બધો તાંદળજો ગંધાઈને કહોવાઈ ગયો. હવે હું શું કરૂં? મેં તો ઘરનું બધું વેચીને રૂા. ૫૦૦, ભેગા કર્યા હતા. હવે હું શું કરીશ? ઘરમાં બાજરી પણ નથી.

"દયાળુ શેઠ તરફથી દિલાસો" : શેઠે કહ્યું, ભાઈ! શાંતિ રાખ, કંઈ વાંધો નહિ. એ તો વહેપાર છે. તને વહેપાર કરવાનો બહુ કોડ હતો. વહેપારમાં તો પૈસા કમાવાય ખરા ને કોઈ વાર ગુમાવાય પણ ખરા. ત્યારે હજામે કહ્યું- બાપુ! મારૂ તે કંઈ ગજું છે! શેઠે કહ્યું ભાઈ! મેં તો તને પહેલેથી કહ્યું હતું કે વહેપાર કરવામાં તારું ગજુ નહિ. પણ તારી હોંશ હતી તે પુરી થઇ.

શેઠ ખૂબ સજ્જન હતા. તેમણે જોયું કે આ તદ્દન ગરીબ માણુસ છે ને એનું બધું સાફ થઈ ગયું છે. તે. મારે એને ગુમાવી છે તેટલી રકમ આપવી પણ હમણાં નહિ. થોડા દિવસ કષ્ટ વેઠવા દો. પછી આપું તો આવું સાહસ કરતો ભૂલી જાય. એના નામ ઉપર ૫૦૦, રૂ. ની મુડી જમા કરી દીધી. અને એને હિંમત આપતાં કહ્યું કે ભાઇ! ચિંતા કરવી નકામી છે. હવે શાંતિથી જે કામ કરે છે તે કમાઈને ગુજરાન ચલાવ. ત્યારે કહે છે શેઠ! આ ઘર પડું પડું થઇ રહ્યું છે તે પડે તો રીપેર કરવા કોની પાસે હાથ ધરવા જાઉં? ને ખાઉં શું? શેઠે તેને હિતશિખામણ આપીને કહ્યું જોજે હવે ફરીને આવું કામ ન કરતો. એમ કહી શેઠે હજામને ૫૦૦, રૂ. આપ્યા ને હજામ સુધરી ગયો. બોલો, તમારે શું કરવું છે? સંતો તમને સંસારનો રાગ છોડવા માટે વીતરાગ વાણી સંભળાવે છે. માટે સમજીને ભવભીરૂ બનો. ભવ્ય જીવોને ભવનો અંત કરાવવા નેમનાથ ભગવાન દ્વારકા નગરીમાં પધાર્યા છે. આગળ શું બનશે તેના ભાવ અવસરે.

ચરિત્ર : કર્મો કોઇને છોડતા નથી. સુકુમાલિકા પૂર્વભવમાં કર્મની કમાણી કરીને આવી છે. ઘણું કર્મ ખપી ગયું હવે અલ્પ કર્મ રહ્યું છે તે કેવો ખેલ કરાવે છે! શ્રેષ્ઠી પુત્ર સાગર એને તજીને ચાલ્યો ગયો. સુકુમાલિકા ખૂબ કલ્પાંત કરવા લાગી એટલે એના પિતાએ તેને સમજાવી. બેટા! હવે શાંતિ રાખ. તારા પાપ કર્મનો ઉદય છે. પણ એનું મન કોઇ રીતે શાંત થતું નથી. હવે એને સારા ઘરનો છોકરો તો પરણે નહિ અને એને સંસારનું સુખ જોઈએ છે. હવે કરવું શુ? એમ ચિંતામાં મગ્ન રહેતા હતાં. ત્યાં શું બન્યું તે સાંભળો.

**એક દિન શેઠ બેઠા ગોખમેં, દેખા મંગતા આતા,**
**હાથ ઠીકરા મક્ષિકા ભિનકે, ભૂખ વશ ટૂકા ખાતા હો....શ્રોતા**

શેઠ મહેલના ઝરૂખામાં બેઠા હતા તે વખતે તેમણે એક ભિખારીને ભીખ માંગતો જોયો. એના કપડાં ફાટલાં હતાં. મુખ ઉપર માખીઓ બણુબણુતી હતી ને હાથમાં માટીનું શકોરું લઈને ભીખ માંગતો હતો, આવા ભિખારીને શેઠે પોતાના મકાનમાં બોલાવ્યો. તેને સમજાવી શેઠે હજામત કરાવી, સ્નાન કરાવ્યું ને સારા વસ્ત્રો પહેરાવ્યા આ બધું કરે છે ત્યારે ભિખારી કહે છે શેઠ! તમે મને યજ્ઞમાં હોમવા માટે તો આ બધું નથી કરતા ને? શેઠે કહ્યું. ના, ભાઈ. હું તને મારી દીકરી પરણાવીશ. ભિખારી કહે છે શેઠ 'અમારા ગરીબની મશ્કરી ન કરો. ક્યાં તમે શ્રીમંત સુખી શેઠ અને હું ક્યાં ભિખારી! મારી સાથે તમારી પુત્રી પરણાવવાની હોય! શેઠે કહ્યું. ભાઈ! હું તારી મશ્કરી નથી કરતો. સત્ય કહું છું. એમ કહી તેને મિષ્ટાન્ન જમાડયા અને સારા વસ્ત્રાભરણો પહેરાવી પોતાની પુત્રીને તેની સાથે પરણાવી દીધી. ભિખારી મનમાં આનંદ પામ્યો. અહો! આજે મારા ભાગ્ય ખુલી ગયા. નહિનર આવા શેઠની દીકરી મને ક્યાંથી મળે? આજે તો મારા માનપાનનો પાર નથી. નોકર ચાકરો, સાસુ સસરા બધા ખમ્મા ખમ્મા કરે છે ને પાણી માંગતા દૂધ આપે છે. દિવસ તો આનંદમાં પસાર થયો. ત્યારબાદ રાત્રે સુકુમાલિકાના શરીરનો સ્પર્શ થતાં તેના શરીરમાં કાળી બળતરા થવા લાગી. ભિખારી વિચાર કરવા લાગ્યો. અહો! આ બળતરા કેમ સહન થાય! આના કરતાં ભીખ માંગીને ખાવું સારું. અગ્નિ મૂકી હોય તેવી બળતરા થવાથી મધરાત્રે ભિખારી તેને ઉંઘતી મૂકીને ભાગી ગયો.

સવાર પડતાં પતિને ન જોયો એટલે તે રડવા લાગી. દાસી દ્વારા ખબર પડતાં તેની માતા તેની પાસે આવીને સમજાવવા લાગી કે બેટા! રડીશ નહિ. એના પિતાજી ખબર પડતાં એ પણ ત્યાં આવી પહોંચ્યા. એના મનમાં થયું કે આ ભીખ માંગતા ભિખારીને આટલું સુખ મળવા છતાં મારી પુત્રીને છોડીને ભાગી ગયો. માટે નક્કી આ પુત્રી વિષ કન્યા હોવી જોઈએ. નહિતર આમ કેમ બને? શેઠ પુત્રીને આશ્વાસન આપતાં કહે છે કે બેટા! તારા કોઈ ઘોર અંતરાય કર્મનો ઉદય છે એટલે જમાઇ તને છોડીને ચાલ્યા જાય છે. તેં પૂર્વભવમાં કોઈ જીવોને ખૂબ દુઃખ દીધા હશે માટે આમ બને છે. હવે રડવું, ઝૂરવું છોડીને ધર્મધ્યાનમાં તારું ચિત્ત જોડી દે.

સાધુ સાધ્વી આવે તેને શુદ્ધભાવથી સુપાત્ર દાન દે તો તારા કર્મો ખપશે ને તને ઇચ્છિત સુખ મળશે. માતાપિતાના ખૂબ સમજાવવાથી સુકુમાલિકા દાન આપવા લાગી. પણ એના અંતરમાં વિષયવાસનાનો અંકુરો સૂકાયો નથી. રાત દિવસ મનમા અફસોસ. થયા કરે છે કે અહો! મને એક ભિખારીએ પણ ન ઇચ્છી! સમય જતાં એક દિવસ

મહાન પવિત્ર, જ્ઞાની, અને ગંભીર સાધ્વીજી તેને ઘેર ગૌચરી પધાર્યા. તેમને આહાર પાણી વહોરાવ્યા, સાધ્વીજી વહોરીને પાછા ફરે છે. ત્યાં સુકુમાલિકા બારણા આડા હાથ દઈને ઉભી રહી. સાધ્વીજી કહે – બહેન! મને જવા દે. શા માટે આડી ફરીને ઉભી છે? ત્યારે કહે મહાસતીજી! મને કોઈ પુરૂષ ઇચ્છતો નથી. તો હવે મને સંસારિક સુખ મળે તેવો જંત્ર મંત્ર કે વશીકરણ હોય તો બતાવો. ત્યારે સાધ્વીજીએ કહ્યું – બહેન! સંસારના સુખ વિષના કટોરા જેવા સમજીને જેમણે છોડયા તે સંસારના સુખનો માર્ગ બતાવે? ના, બીજું જૈન સાધુ કદી દોરા, ધાગા, મંત્ર જંત્ર કરે નહિ ને જે કરે તે પાપશ્રમણ કહેવાય. માટે અમે એ વાતમાં પડીએ નહિ. વિચાર કર. તેં પૂર્વભવમાં એવા ચીકણાં કર્મ બાંધ્યા હશે તે તારે ભોગવવાના આવ્યા છે. જો આ દુઃખોને જલ્દી મટાડવા હોય તો સંયમ અંગીકાર કર. ત્યાગમાં જે સુખ છે તેના અનંતમા ભાગનું સુખ સંસારમાં નથી. એને સંસારની અસારતા સમજાવી તેથી તેને વૈરાગ્ય આવ્યો. એટલે માતાપિતાની આજ્ઞા લઈ તેણે દીક્ષા લીધી.

સુકુમાલિકા સાધ્વી દીક્ષા લઈને ખૂબ કઠીન સંયમ પાળે છે. ઘણું જ્ઞાન મેળવ્યું ને તપશ્ચર્યા પણ ખૂબ કઠીન કરવા લાગી. એક વખત તેણે તેના ગુરૂણીને કહ્યું કે હું બહાર જંગલમાં જઈને આતાપના લેવા ઈચ્છું છું. એના ગુરૂણીએ કહ્યું – આપણાથી જંગલમાં જવાય નહિ અને એ રીતે આતાપના લેવાય નહિ. ભગવાનની મનાઈ છે. સુકુમાલિકા સાધ્વીએ ગુરૂણીની આજ્ઞા માની નહિ. અને કહે છે કે આતાપના લેવા માટે અમે ત્યાં રહી શકાય. અહિ સ્થાનકમાં રહું કે જંગલમાં જાઉં પણ જેનું મન મક્કમ છે ને જેની ભાવના શુદ્ધ છે. તેને કોઈ જાતનો ભય નથી. આમ કહી ગુરૂણીની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને જંગલમાં આતાપના લેવા માટે ચાલી ગઈ, જે ગુરૂ–ગુરૂણીની આજ્ઞાથી વિરૂદ્ધ વર્તન કરે છે તેનું પરિણામ સારું આવતું નથી. હવે શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં.–૮

**અષાઢ વદ ૧૦ ને રવીવાર** તા. ૧૦–૭–૭૭

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! મમતાના મારક, સમતાના સાધક, અને વિષયોના વારક એવા સર્વજ્ઞ અને સર્વદર્શી ભગવંતો ભવ્ય જીવોને ઉપદેશ આપતાં ફરમાવે છે કે હે આત્મા! ચતુર્ગતિ સંસારમાં ભમતાં મહાન પુણ્યોદયે તને આ મોંઘેરો માનવભવ મળ્યો છે. તે શા માટે મળ્યો છે તેનો કદી તને વિચાર આવે છે? માનવ જન્મ એ જન્મો જન્મના ફેરા ટાળનારા ધર્મની સાધના માટે મળ્યો છે,

ભવના ફેરા ટાળવા માટે માનવ-જીવન એક સાધન છે, અને ધર્મ સાધના એનું સાધ્ય છે. આ વાત જો તમને બરાબર સમજાશે તો સાધ્યને ભૂલી એકલા સાધનના મોહમાં અટવાઈ જશો નહીં. ધર્મસાધનાને ભૂલી ધનોપાર્જન, ખાન-પાન વિગેરેની પ્રાપ્તિમાં જો જીવ રચ્યોપચ્યો રહે તો ધર્મસાધનાને બદલે કમાવું ને ભોગવવું એ સાધ્ય બની જાય. તો પછી પશુજીવનમાં અને માનવ જીવનમાં ફેર શું?

વહેપારી પોતાની દુકાન શણગારે છે. તેમાં માલ ભરે છે અને તે માલને એવી સુંદર રીતે ગોઠવે છે કે જોઈને ગ્રાહકનું મન તેના તરફ આકર્ષાય. આ બધું કરીને વહેપારી સમજે છે કે આ તો સાધન છે. સાધ્ય તો કમાણી છે. આ બધું કર્યા પછી જો કમાણી ન થાય તો એ વહેપારીને અફસોસ થાય છે મારી મહેનત બધી માથે પડી. વહેપારીએ એના દીકરાને દુકાને બેસાડયો. છોકરો દુકાનનું ફર્નીચર, માલની આકર્ષક ગોઠવણ કરવામાં અને ઘરાકોની સાથે મીઠી મીઠી વાતો કરવામાં રહી ગયો ને સાંજ સુધીમાં વહેપારમાં કાંઇ પણ કમાણી ન કરી તો બાપ શું કહેશે? એને ઠપકો આપે ને? આ જગ્યાએ તમે હો તો શું કરો? તમારા દીકરાને કહો ને કે મૂર્ખ! તને કંઈ ભાન છે કે નહિ? શું દુકાન ખોલીને ઘરાકની સાથે વાતો કરવામાં ને માલની ગોઠવણ કરવામાં ફકત રહી જઈશ તો એક દિવસ દુકાન અને મૂડી બધું સાફ થઈ જશે. માટે જરા સમજ.

દેવાનુપ્રિયો! આ ન્યાયે જ્ઞાની ભગવંતો આપણને કહે છે કે તમે મનુષ્ય જીવન પામીને ખૂબ ધન કમાયા, સુંદર બંગલો બંધાવ્યો, તેમાં આધુનિક ઢબનું ફર્નિચર વસાવ્યું ને મનોહર આકર્ષક ગોઠવણી કરી, સારૂં ખાધું પીધું ને મોજ કરી પણ જો ધર્મ સાધના નહિ કરો તો તમારે પણ ચાર ગતિના ફેરા રૂપ ભીખ માંગવાનો વારો આવશે, અને આ મહાન પુણ્યથી મેળવેલું માનવ જીવન હારી જશો. દીકરાને તો મૂર્ખ કહી દીધો પણ આ જીવ કેવો મૂર્ખ છે તેનો તમે વિચાર કરજો. હું તમને મૂર્ખ નહિ કહું પણ પ્રમાદમાં રહી જશો તો હાથમાં આવેલી બાજી હારી જશો. કહ્યું છે કે,

સુખે બોલ્યો મીઠી વાણી, જીવન કીધું ધુળધાણી,
જીતી બાજી ગયો હારી રે...... સંસારિયામાં.

આ પદમાં શું કહ્યું? તમને સમજાણું? "ના" તો સાંભળો. આ જીવ એકેન્દ્રિયપણામાં હતો ત્યાંથી જીવનની બાજી જીતતો જીતતો છેક મનુષ્યભવ સુધી આવ્યો. અહીં આવીને ધન કમાવામાં, ખાવા-પીવા અને ખેલવામાં પડી ગયો. કાયા, કંચન અને કુટુંબની સેવામાં પડી ગયો. તો જીતેલી બાજી હારી ગયો કહેવાય ને? તમને કોઇ પૂછે કે કેમ શ્રાવકજી! હમણાં દેખાતા નથી? કાયા, કંચન અને કામિનિની સેવામાં પડી ગયા છે.? તમે એટલા બધા હોંશિયાર છો ને એટલે શું જવાબ આપો? ખબર છે? મહાસતીજી "शरीरमाद्यं खलु धर्मसाधनम्।" શરીર એ ધર્મ કરવાનું

સાધન છે. શરીર સારૂં હશે તો ધર્મ કરી શકાશે. શરીર સારૂં ન હોય તો ધર્મ ક્યાંથી કરી શકાય? કેવો તમારો આ જવાબ છે! સાચું બોલો. આ ધર્મ કરવાનું સાધન માન્યું છે કે ધન કમાવાનું? તમને જેટલી ધન કમાવવાની હોંશ છે, ધગશ છે એટલી ધર્મ કમાવવાની હોંશ કે ધગશ નથી. મોહ ઓછો થાય, સંસાર સુખનો રાગ ઓછો થાય તો ધર્મ કરવાની હોંશ થાય છે.

જાગેલા એવા આપણા નમિરાજર્ષિને દાહજ્વરનો રોગ થતાં વૈરાગ્ય આવ્યો. શરીર, સંપત્તિ અને રાજ્યનો મોહ ઉતરી ગયો ને દીક્ષા લેવા તૈયાર થયા. ત્યારે ઈન્દ્ર એમના વૈરાગ્યની કસોટી કરતાં કહે છે હે ક્ષત્રિય! તમે ભવિષ્યના સુખની ખાતર વર્તમાનમાં જે કામભોગો તમને મળ્યા છે તેને તરછોડીને જઈ રહ્યા છો તો શું આ તમારી મૂર્ખતા નથી? મનના કલ્પેલા ભવિષ્યના સુખ મેળવવા ખાતર વર્તમાનમાં મળેલા સુખોને છોડી જાઓ છો તો તે તમારી મૂર્ખતા છે. વિચાર કરો કે એ આત્માનો વૈરાગ્ય કેવો ઉંચો હશે! કે જેની કસોટી કરવા માટે દેવલોકના સુખો છોડીને ઈન્દ્ર મૃત્યુલોકમાં આવ્યા! દેવોને મૃત્યુલોકમાં વિષ્ટાની ભરેલી કોઠીમાં દુર્ગંધ આવે ને માથું ફાટી જાય એનાથી અધિક દુર્ગંધ આવે છે. એમનું શરીર વૈક્રિય હોય છે. એટલે એમના શરીરમાં હાડકા, માંસ કે લોહી હોતાં નથી. એમના શરીર ઉંચા અત્તર કરતાં વિશેષ સુગંધવાળા હોય છે. આવા મહાન સુખમાં રહેનારા દેવ આવા મહાન ત્યાગીની પરીક્ષા કરવા આવ્યા.

આજે તો સંસારના ભોગ વિષયો છોડવાની વાત આવે ત્યારે અજ્ઞાની મનુષ્યો એવી વાત કરે છે કે 'આ ભવ મીઠો તો પરભવ કોણે દીઠો' વર્તમાન કાળમાં જે સુખો મળ્યા છે તેને ભોગવી લઈએ. પણ નમિરાજર્ષિની દૃષ્ટિ ખુલી ગઈ હતી એટલે ઈન્દ્રના કહેવાથી જરા પણ ઢીલા પડયા નહિ પણ ઈન્દ્રને જવાબ આપતાં કહે છે કે હું ભવિષ્યના સુખોની આશાએ કંઇ વર્તમાનના સુખોને છોડતો નથી પણ મારી વાત સાંભળો, જ્યારે પેટમાં અજીર્ણ થયું હોય ત્યારે અજીર્ણને વધારનાર ઘી કોઇ પીવે ખરૂં? 'ના' તો અનંત કાળથી જીવે કામભોગો ભોગવ્યા છે. એ ભોગના યોગે અનેક જાતિના દુઃખો અને ક્લેશો ભોગવવા પડયા છે. તો ભવિષ્યને માટે પણ એવા દુઃખોને ઉત્પન્ન કરનાર ભોગો કોણ ઈચ્છે? ભાવિના ભોગોની ઇચ્છા કરવી એ તો રોગોને વધારવાનું કામ છે. માટે હું પરલોકના સુખ માટે સંસારનો ત્યાગ કરી સંયમ સ્વીકારતો નથી. મને એ કામભોગો કેવા લાગે છે તે સાંભળો.

सल्लं कामा विसंकामा, कामा आसी विसोवमा ।
कामेय पत्थमाणा, अकामा जन्ति दुग्गइ ॥ ઉત્ત. સૂ. અ. ૯ ગાથા-૫૩

શબ્દાદિ વિષયો શલ્ય જેવા છે. શરીરમાં પ્રવેશેલા તૂટેલા બાણનો અગ્રભાગ જેમ પ્રતિક્ષણ પીડા આપનાર છે તે પ્રમાણે કામાદિ વિષયો ઝેર જેવા છે. ઝેર જેમ

જીવનનો નાશ કરે છે તેમ કામભોગો પણ ધર્મ રૂપી જીવનનો વિનાશ કરનાર છે. જેને સર્પ કરડયો હોય તે મનુષ્યને ઝેર ન ઉતરે તો મરી જાય છે તેમ કામરૂપી સર્પ જેને કરડે છે તેનું ધર્મરૂપી જીવન મરી જાય છે. કામભોગોની ચાહના કરનાર જીવ મરીને દુર્ગતિમાં જાય છે. કહ્યું છે કે જેને વિષયોનો રસ ચાખ્યો તેને તે છોડવા આકરા લાગે છે. પણ જીવ જ્યારે સમજે છે ત્યારે પળવારમાં છોડે છે. આ સમયે નમિરાજર્ષિ કહે છે કે વર્તમાનમાં મળેલા કામભોગોને છોડીને ભવિષ્યના આત્મસુખની પ્રાપ્તિ માટે સંયમ અંગીકાર કરવો એ તમારા કહ્યા પ્રમાણે મૂર્ખાઈ નથી પણ ડહાપણ છે. કારણ કે જે જીવને ભોગોની આસક્તિનું શલ્ય એક વખત હૃદયમાં ખૂંચી જાય છે પછી તે જલ્દી કાઢી શકતો નથી. તેને ભોગાસક્તિ એવી વધે છે કે ભોગના સાધનો ખૂટે, આયુષ્ય ઘટે પણ ભોગોની આસક્તિ ઘટતી નથી. ભોગોની કારમી ભૂખવાળો મનુષ્ય આત્મા કે પરમાત્માનો વિવેક પણ કરી શકતો નથી. ભોગો ઝેર અને ઝેરી સર્પ જેવા છે. ઝેર ખાનારને અને જેને ઝેરી સર્પ કરડયો હોય તેને પીડાનો પાર નથી રહેતો એ ઝેર ન ઉતરે તો મરણને શરણ થવું પડે છે, તેમ ઇન્દ્રિઓના વિષયોમાં આસક્ત બનનારની એનાથી પણ ભયંકર દશા થાય છે. દુનિયામાં ઝેર અને ઝેરી સર્પ સારા કે એ તો એક ભવમાં મારે છે, પણ ભોગરૂપી ઝેર તો ભવોભવમાં મારનાર છે. દુર્ગતિમાં ભયંકર ત્રાસ આપે છે.

બંધુઓ! ભોગની ઈચ્છા કરવી એટલે દુર્ગતિને છંછેડવી. પછી તમે ઇચ્છો કે ન ઇચ્છો પણ દુર્ગતિની લપ તમને વળગી સમજો એટલે જીવ દુર્ગતિમાં જાય છે. કોઈ તમને ઝેર મિશ્રિત લાડુ આપે ને તમને ખબર છે કે આ લાડવામાં ઝેર ભેળવ્યું છે તો લાડવો ગમે તેટલો સારો હોય તો પણ તમે તેને ખાવ ખરા? 'ના' ભૂખ્યા રહેવું કબૂલ પણ એ ઝેરનો લાડુ ખાવા તૈયાર નથી. અહીં ઇન્દ્ર મહારાજા નમિરાજર્ષિને કહે છે કે આવા મહાન સુખદાયી ને ઊંચી કોટીના કામભોગો છોડીને શા માટે જઈ રહ્યા છો? પણ નમિરાજાની દૃષ્ટિએ તો એ કામભોગો ઝેરના લાડુ જેવા છે. ઝેરનો લાડવો ખાઈને મહાન ત્રાસ વેઠી આવા કિંમતી જીવનનો નાશ થાય તે કોને ગમે? ઇન્દ્રિઓના વિષયોની પાછળ ક્રોધ, માન, માયા અને લોભ કરે છે. તે ક્રોધાદિ કષાયો જીવને દુર્ગતિમાં લઈ જાય છે. અનંતકાળથી જીવે ભોગોની ઈચ્છા કરીને દુર્ગતિનાં દુઃખો વેઠયા હવે તો તેની ઈચ્છા છોડી ક્રોધાદિ કષાયોને દેશવટો દઈને દયા, ક્ષમા, નિર્લોભતા આદિ ગુણો પ્રાપ્ત કરી મોક્ષના શાશ્વત સુખો મેળવવા માટે સંયમ લેવો છે. મોક્ષ મળી જાય એટલે કોઈ જાતની ઉપાધિ નહિ.

આજે દિનપ્રતિદિન સંસારની વાસનાની ભૂખ વધતી જાય છે ને ધર્મની ભાવના નષ્ટ થતી દેખાય છે. તેનું કારણ આજે ભૌતિક સાધનો વધ્યા છે. રેડિયો ટી.વી. અને સિનેમાએ સંસ્કારોનું સત્યાનાશ વાળી નાંખ્યું છે. માતા પિતાને નાટક સિનેમા

જોવા જોઈએ પછી સંતાનોની વાત જ ક્યાં કરવી? આગળના માતા પિતાઓ સમય મળે ત્યારે સંતાનોને પાસે બેસાડીને ધર્મના સંસ્કારોનું સિંચન કરતા હતા. ધર્મની બોધકથાઓ સંભળાવતાં હતાં. આજે તો ઘર ઘરમાં ટી. વી. આવી ગયા મા–બાપ અને દીકરા દીકરીઓ ટી. વી. ઉપર આવતાં પીકચરો જોવા બેસી જાય પછી ધર્મના સંસ્કારો ક્યાંથી આવે? યાદ રાખજો, તમે તમારા સંતાનોને સિનેમા નથી બતાવતાં પણ જીવનના સંસ્કાર નાશ કરનાર કતલખાનું બતાવો છો એના એવા કુસંસ્કારો પડશે કે એ કુસંસ્કારના બળે વિષય વિકારો વધશે, ફેશનો અને વ્યસનો વધશે. એ ભોગવીને દુર્ગતિમાં જવું પડશે ત્યાં અતિ ભયંકર દુઃખો ભોગવવા પડશે એના કરતાં જો તમે એને ધર્મ પમાડશો તો એના જીવનનો અભ્યુદય થશે, જીવનમાં સદ્‌ગુણો આવશે સમાજમાં આબરૂ વધશે ને પરિણામે સદ્‌ગતિ મળશે ત્યાં પણ મહાન સુખોનો ભોક્તા બનશે. તમને તમારા પુણ્યોદયથી સંપત્તિ મળી છે તેનો ઉપયોગ નાટક સિનેમા આદિ મોજશોખમાં ન કરો પણ સત્કાર્યમાં કરો, જેના જીવનમાં ધર્મ છે તેનું જીવન સાચું જીવન છે. એક કલ્પના કરો કે પુણ્યોદયે સોનાના રત્નજડિત બંગલા હોય એ બંગલા ફરતાં પારસમણીના ઓટલા હોય પણ જો એ ઘરમાં ધર્મ કે તપ–ત્યાગ નથી, સુપાત્ર દાન દેવાની ભાવના નથી તો તે ઘર શ્મશાન જેવું ખરૂં ને? હા. તમારૂં ધન જેટલું દીન દુઃખીની સેવામાં, દાનમાં ને ધર્મના કાર્યમાં વપરાશે તેટલું સાચું ધન છે, બાકીના કાંકરા છે. ઘણાં માણસો એવા ગર્ભ શ્રીમંતો હોય છે કે તેને લક્ષ્મીનો નામ ગર્વ ન મળે અને ગુપ્તદાન એવું કરે કે ઘરમાં કે બહાર કોઈ જાણે નહિ, ખૂબ જુનો એક પ્રસંગ છે.

**કર્મરાજાએ કરેલો ખેલ:** સુરતની બાજુના ગામડામાં એક જૈન વણિક વસતો હતો. મધ્યમ સ્થિતિનો એ માનવી હતો તેને સામાન્ય દુકાન હતી. વહેપાર કરીને આજીવિકા ચલાવતો હતો. આગળના માણસો ભલે બહુ ધનવાન ન હોય પણ ગમે તેવા સંયોગોમાં આબરૂ જાળવી રાખતા હતા. મહાપુરૂષો કહે છે કે માનવજીવન એ દિપક સમાન છે. એમાં સદ્‌ગુણ પ્રકાશ છે, ને દુર્ગુણ અંધકાર છે. આ માણસ પણ ખાનદાન હતો. એનું નામ શાંતિલાલ હતું. વહેપારમાં કમાણી થાય તેમાં શાંતિથી જીવન ગુજારતો હતો. પુણ્યનું પાંદડું ફરે છે ત્યારે જીવનના રંગ ઢંગ પલટાય છે. આ શાંતિલાલના પાપ કર્મનો ઉદય થયો. એને વહેપારમાં ધક્કો લાગ્યો ને રૂ. ૩૦૦૦નું નુકશાન થયું. એટલે માથે દેવું વધી ગયું. એ દેવું ચૂકવવાના પૈસા નથી. શું કરવું? ક્યાં જાઉં? એણે દેવાળું કાઢયું, એ સમયના દેવાળા અને અત્યારના દેવાળામાં ફેર છે. પહેલાનો માણસ દેવાળું કાઢે એટલે એને ઘરની બહાર નીકળતાં શરમ આવે. ઉંધી ટોપી પહેરવી પડતી. અત્યારની જેમ સફાઈબંધ દેવાળા ન્હોતા કાઢતાં. આજે તો

વિધવા માતાઓને નવરાવી, ધર્મના ખાતાના પૈસા પચાવી લઈ દેવાળું ફૂંકે ને પોતે વટબંધ ગાડીમોટરમાં ફરે છે. આજના દેવાળીયાને શરમ નથી હોતી.

આ શાંતિલાલે દેવાળું કાઢયું. તે દુઃખી દુઃખી થઈ ગયો. ખાવાના સાંસા પડયા. દેવાળું કાઢયું એટલે શરમનો માર્યો બહાર નીકળી શકતો નથી. ખૂબ ગભરાઈ ગયો છે કે કયાં જાઉં? આ સમયે તેના ગામના માણસોએ કહ્યું – ભાઈ! આપણાં ગામના રમણલાલ શેઠ મુંબઈ રહે છે. તે ખૂબ ધર્મીષ્ઠ છે. એ તમારા કુટુંબી સગા થાય છે. એ શેઠ એટલા ઉદાર છે કે કોઈ દુઃખી માણસ એના આંગણે જાય તો તે કદી પાછો ફરતો નથી. ગરીબના એ માતાપિતા જેવા છે. માટે તું ત્યાં જા તો તારુ દુઃખ દરિદ્ર ટળશે.

ઉપાસકદશાંગ સૂત્રમાં દશ શ્રાવકોનો અધિકાર આવે છે. એ શ્રાવકોના દ્વાર અભંગ હતાં એટલે સવારે દરવાજા ખુલે તે સાંજ સુધી એમના મકાનના આંગણીયો ઉંચો રહેતો હતો. મારો કહેવાનો આશય એ છે કે કોઈ અતિથિ, સંત, દુઃખી એટલા બધા તેમને ત્યાં આવતા હતા કે એ દરવાજા બંધ થતાં ન હતાં. જે આવે તે ખાલી હાથે પાછા જતાં ન હતાં, જેમને જે જરૂરિયાત હોય તે શ્રાવકો પૂરી પાડતાં હતાં. એમની પાસે અઢળક ધન હતું. એ ધનનો સદ્ વ્યય કરતાં હતાં પણ મોજશોખમાં ઉડાવતા ન હતા.

રમણલાલ શેઠ પણ ખૂબ ઉદાર હતા. તેમની સંપત્તિનો સ્વધર્મી અને દુઃખીની સેવામાં સારો સદ્ વ્યય થતો હતો. કોઈ પણ દુઃખી આવે તેમને માટે દ્વાર ખુલ્લા હતાં તે સમજતા હતા કે મને સંપત્તિ મળી છે તે મારા માટે જ નહિ પણ બધા માટે છે, એમની ઉદારતાની અને સેવાની સુવાસ ચારે બાજુ પ્રસરી હતી. શાંતિલાલને તેના ગામના લોકોએ કહ્યું કે તું ત્યાં જા. એ તને મદદ કરશે. તું એમનો સગો છે શાંતિલાલના મનમાં થયું કે ઠીક ત્યારે જાઉં. તેણે ગામ લોકોને પૂછયું એ કયાં રહે છે? તો કહે મુંબઈ. મુંબઈ જવા માટે ભાડાના પણ પૈસા નથી. શું કરવું? કોઈ દયાળુએ ભાડાના પૈસા આપ્યા એટલે ભાઈ ગાડીમાં બેસી મુંબઈ આવ્યા.

"દુઃખનો માર્યો વણિક મુંબઈ આવ્યો" : બંધુઓ! શાંતિલાલને પૈસાની જરૂર હતી એટલે તરત મુંબઈ આવ્યો. એને ધનની ભૂખ ન હતી. એક જ તાલાવેલી હતી કે જો મને પૈસા મળે તો જેના ગુમાવ્યા છે તેના રૂપે પાઈને આપી દઉં. એટલે તરત ઉપડયો. આટલી તાલાવેલી ધર્મમાં લાગે તો તમે અહીં દોડતા આવશો. પછી મારે કહેવું નહિ પડે કે તમે ઉપાશ્રયે આવો, અત્યારે તમને કેમ કહેવું પડે છે? ધર્મની તાલાવેલી નથી માટે. ભાઈ મુંબઈના સ્ટેશને ઉતર્યા પણ રમણલાલના બાપનું નામ ઠેકાણું કે કયો ધંધો કરે છે એ જાણતો નથી. એટલે જવું કયાં? મૂંઝવણમાં પડયો. સ્ટેશનમાં ઘણાં માણસો હતા. બધાને પૂછવા લાગ્યો કે રમણલાલ શેઠ કયાં રહે છે?

હવે મુંબઈ જેવા મોટા શહેરમાં તો ઘણાં રમણુલાલ શેઠ વસતાં હતાં. શું ખબર પડે કે કયા રમણુલાલ શેઠનું પૂછે છે. જેને પૂછે તે કહે ભાઈ! તું રમણુલાલ શેઠ માટે પૂછે છે પણ એ કયાં રહે છે? એમનું પાકું એડ્રેસ લાવ્યો છું? આ બિચારો ગામડામાં રહેલો ભલો ભોળો માણુસ એટલે કહે છે ભાઈ! એડ્રેસ નથી લાવ્યો. મને એમના બાપનું નામ પણ નથી આવડતું. (હસાહસ) ભાઈ! તો અહીં પત્તો નહિ લાગે. આ ભાઈ ભૂખ્યો તરસ્યો ત્રણ દિવસ રખડયો પણ રમણુલાલ શેઠનો પત્તો ન પડયો. છેવટે તેણે વિચાર કર્યો કે શેઠ બહુ શ્રીમંત છે માટે હીરા-માણેકનો ધંધો કરતા હશે. માટે ઝવેરી બજારમાં જઈને પૂછું. એટલે પૂછતો પૂછતો ઝવેરી બજારમાં આવ્યો.

**"શેઠની શોધમાં":** ઝવેરી બજારમાં ઝવેરીઓને પૂછયું કે ભાઈ! અહીં રમણુલાલ શેઠની પેઢી છે? તો ઝવેરી પૂછે છે ભાઈ! અહીં તો ઘણાં રમણુલાલ ઝવેરી છે. તું કયા રમણુલાલ વિષે પૂછે છે? ત્યારે કહે મને એમના બાપનું નામ નથી આવડતું પણ એ બહુ પ્રસિદ્ધ છે. સુરતની બાજુના ગામડાના રહીશ છે ને દાન પુણ્યમાં ખૂબ પૈસો વાપરે છે. ત્યારે ઝવેરીએ કહ્યું- હા. એ તો રમણુલાલ માણેકચંદ. ભાઈ, એ કયાં રહે છે? - પેડરરોડમાં એમનો બંગલો છે. એને સમજાવી દીધું કે આ રસ્તે થઈને જજો, પણ ભાઈ! તારે રમણુલાલ શેઠનું શું કામ છે? શાંતિલાલ બિચારો ગામડાનો માણુસ, ભલો ભોળો એટલે કહી દીધું કે ભાઈ! હું જરા ભીડમાં આવી ગયો છું. રમણુલાલ શેઠ અમારા ગામના, જ્ઞાતિના ને સગા છે. એટલે હું તેમની પાસે મદદ માંગવા આવ્યો છું. ત્યારે વહેપારી કહે કેટલા પૈસાની ભીડ છે? તો કહે ભાઈ! ભીડ તો હજારો રૂપિયાની છે. ત્યાં પેલા ઝવેરીએ કહ્યું- ભાઈ! તમારી ભીડ ભાંગવી મુશ્કેલ છે. શાંતિલાલે પૂછયું - ભાઈ? તમે આમ શા માટે કહો છો? ત્યારે કહે - રમણુલાલ શેઠે તો દેવાળું કાઢયું છે, એ તમને શું આપવાનો છે?

**"શાંતિલાલનો આશાનો દોર તૂટવા છતાં કેટલી પવિત્ર ભાવના":** શાંતિલાલે કહ્યું કે આવા મોટા શ્રીમંત શેઠ છે ને તેમણે શું દેવાળું કાઢયું? ત્યારે કહે - ભાઈ! તને એમાં આશ્ચર્ય લાગે છે? પણ વિચાર કર, એમાં આશ્ચર્ય પામવા જેવું નથી. દેવાળું તો શેઠ જ કાઢે ને? નાના પાસે શું હોય તો દેવાળું કાઢે? માટે ભાઈ! તું તારે સમજીને જ્યાંથી આવ્યો હોય ત્યાં પાછો ચાલ્યો જા. શાંતિલાલના મનમાં થયું કે તો તો હું ને એ બંને સરખા છીએ. હવે મારે શું કરવું? જેની પાસે મોટી આશાથી આવ્યો હતો તેની પણ આ દશા થઈ? મહામુશ્કેલીએ કેટલી હાડમારી વેઠી મુંબઈ આવ્યો. ત્રણ ત્રણ દિવસથી ભૂખ્યો તરસ્યો ભટકયો ત્યારે માંડ આજે તેમનું ઠેકાણું મળ્યું. હવે શું કરવું? એમની પાસેથી હવે કંઈ મળે તેમ લાગતું નથી. તો હવે મારે શું કરવું? તે ચિંતામાં પડયો.

શાંતિલાલે રમણલાલ શેઠ ઉપર મોટી આશાના મિનારા બાંધ્યા હતાં તે તૂટી ગયા. જ્યાંથી હજારો રૂપિયા મેળવવાની આશા રાખીને આવ્યો હતો ત્યાંથી થોડું પણ મળવાની આશા લાગતી નથી. અહીં વિચાર કરો કે આ જીવ પણ અનાદિકાળથી પૌદ્ગલિક સુખની આશામાં ને આશામાં દોડી રહ્યો છે પણ એની આશાઓ પૂરી થતી નથી, છતાં આશાના પૂરમાં તણાઇ રહ્યો છે. આ એની મૂર્ખતા છે. આ શાંતિલાલની આશાનો દોર તૂટી ગયો. છતાં મનમાં એવો વિચાર ન કર્યો કે હું જે કામે આવ્યો હતો તે તો હવે પૂરું થવાનું નથી. માટે હવે મારે ત્યાં જવાનું શું પ્રયોજન છે? એવો વિચાર ન કર્યો. પણ હવે શાંતિલાલે જુદો વિચાર કર્યો કે આવ્યો છું ને આવ્યો છું તો હું તેમને ત્યાં જતો જાઉં. હવે જે થોડું ઘણું મળે તે લઇને જઇશ એવો વિચાર નથી પણ બીજા કારણે જાય છે. શું કારણ તમને ખ્યાલ આવ્યો?

એણે એવો વિચાર કર્યો કે મારે તો નાનો વહેપાર હતો ને રૂ. ૩૦,૦૦૦નું દેણું થયું તો હું કેટલી મુશ્કેલીમાં મૂકાઈ ગયો? તો આ શેઠ તો ઘણાં શ્રીમંત છે. એમણે દેવાળું કાઢયું છે તો તેમને તો લાખો રૂ. નું નુકશાન થયું હશે? તેમને કેટલું દુઃખ થયું હશે? હું એમને આશ્વાસન આપવા જાઉ, ને કહું કે મોટાભાઈ! ચિંતા ન કરશો. ચિત્તની સમાધિ રાખજો ને આર્તધ્યાન ન કરશો. મહાન પુરૂષોને પણ કર્મે છોડયા નથી તો આપણી વાત કયાં? એ મહાન પુરૂષોનાં દાખલા નજર સમક્ષ રાખવાથી આપણને કષ્ટ સહન કરવાનું બળ મળે છે, ને આપણાં આત્માનું સત્વ ખીલે છે. જુઓ, આ શાંતિલાલની કેવી સુંદર ભાવના છે! પોતાનું દુઃખ ભૂલી જઈને બીજાને આશ્વાસન આપવાનું મન થાય એ એની સહાનુભૂતિનો ભાવ છે. તમે આ જગ્યાએ હો તો શું કરો? તમે આશાથી આવ્યા હો ને આશા તૂટી જાય તો આશ્વાસન દેવા જાવ કે ઘર ભેગા થઈ જાવ?

શાંતિલાલ પેડરરોડનો રસ્તો પૂછતો પૂછતો આગળ વધે છે. એના પગ જોરમાં ચાલે છે. બસ, હવે એને પોતાનું દુઃખ ભૂલાઈ ગયું. મનમાં રમણલાલ શેઠના દુઃખની એક જ વિચારણા ચાલે છે કે આ શેઠના માથે કેટલું દુઃખ આવી પડયું? એમના કુટુંબની પણ કેવી હાલત હશે? આટલા મોટા શહેરમાં રહીને દેવાળું કાઢવું એ કંઈ નાની સૂની વાત છે? લોકોથી છૂપાતા રહેવું પડે. બહાર નીકળે તો કોઈ ગમે તેમ બોલે. આ દુનિયાને જીતવી સહેલ નથી. દુઃખી જીવ પ્રત્યે આવી લાગણી થવી, હૈયું પીગળી જવું આ બધો એનો કરૂણાભાવ છે અને કરૂણાભાવ એ એક ભાવધર્મની આરાધના છે. શાંતિલાલને રમણલાલ શેઠ પ્રત્યે આવો કરૂણાભાવ જાગ્યો, પણ એવો હલકો વિચાર નથી કરતો કે અન્યાય, અનીતિ કરીને, લોકોને છેતરીને પૈસા ભેગા કર્યા હતા તે ગયા એ જવાં જ જોઈએ. એ તો એને લાયક છે. આજનો માનવી દુઃખીને આશ્વાસન આપવાને બદલે આવો દ્વેષ કરે છે.

શાન્તિલાલ પૂછતો પૂછતો રમણલાલ શેઠના બંગલે પહોંચી ગયો. બંગલાના દરવાજે સફેદ કોટને પાટલૂન પહેરીને એક ગૂરખો ઉભો છે. ત્યારે એના મનમાં થયું કે આ રમણલાલ શેઠ પોતે તો નહિ હોય ને? બિચારા ગામડીયા માણસને શહેરના માણસોની રીતભાતની ખબર ક્યાંથી હોય? આમ વિચાર કરતો ગુરખાનાં સામું જોઈ રહ્યો છે. એટલે ગૂરખાએ પૂછયું. કેમ? તમારે કોનું કામ છે? આ વણિકે બધી વાત કરી કે હું શેઠનો સગો છું ને તેમને મળવું છે. ગૂરખો કહે કે મારા શેઠના સગા આવા ન હોય તેમ કહીને ધક્કો મારી કાઢી મૂકે છે. પેલો કરગરે છે પણ ગૂરખો માનતો નથી. શેઠે બારીમાંથી જોયું કે આ કોઈ ગરીબ માણસ દુઃખનો માર્યો મારે આંગણે આવ્યો છે ને ગૂરખો તેને અંદર આવવા દેતો નથી, ને ગમે તેવા શબ્દો કહે છે તો લાવ, હું તેને અંદર બોલાવું. આમ વિચાર કરીને નોકરને બોલાવીને કહ્યું કે બહાર ગરીબ માણસ ઉભો છે તેને અહીં બોલાવી લાવ. નોકરે ગુરખાને કહ્યું. આને શેઠ ઉપર બોલાવે છે. માટે આવવા દો. આ જોઈ ગૂરખાના મનમાં પણ આશ્ચર્ય થયું કે શેઠ આવા ભિખારી જેવા અજાણ્યા માણસને શા માટે બોલાવતા હશે? પણ એને ક્યાં ખબર છે કે મોટા માણસોના દિલ સદા મોટા જ હોય છે.

દેવાનુપ્રિયો! જેમ સાગર પોતાનામાં આવતું ખારું, મીઠું બધું પાણી સમાવે છે, ધરતી મળ-મૂત્ર વિગેરે ઉકરડાનો ભાર ઉપાડે છે તેમ નાના-મોટા, ગરીબ દરેક ઉપર વાત્સલ્ય ભાવ રાખે એનું નામ સાચી શ્રીમંતાઈ. રમણલાલ શેઠે ગરીબને બોલાવ્યો એટલે એનો ઉત્સાહ વધી ગયો. તે મનમાં વિચાર કરવા લાગ્યો કે અહીં તો દેવાળા જેવું લાગતું નથી, કદાચ મને ગરીબ ગામડીયો સમજી ઝવેરીએ મને બનાવ્યો લાગે છે. એ તો ઉત્સાહભેર ઉપર આવ્યો. રમણલાલ શેઠ મૂલ્યવાન વસ્ત્રો પહેરી મખમલની મુલાયમ ગાદી ઉપર બેઠા હતા. શાંતિલાલને આવતો જોઈ શેઠ ગાદી પરથી ઉભા થઈ ગયા ને તેનો આદર સત્કાર કરતાં બોલ્યા કે આવો ભાઈ આવો. તેમ કહી પોતાની ગાદી ઉપર બેસાડે છે. આ નથી બેસતો પણ પરાણે બેસાડે છે. આવો આદર જોઈ તે શેઠના મુખને નિહાળી રહ્યો છે.

શેઠ પૂછે છે કે તમે ક્યાંથી આવ્યા છો? સાહેબ! હું સુરતની બાજુના ગામડેથી આવ્યો છું. શેઠે કહ્યું. હું ત્યાંનો જ છું. ત્યારે કહે કે હું આપનો શાંતિભાઈ છું ને દૂરનો સગો પણ છું. શેઠે કહ્યું. બહુ સારું થયું. આજે મને સ્વધર્મી ભાઈના દર્શન થયાં તમે સીધા અહીં આવ્યા લાગો છો? તમારા મુખ ઉપર થાક દેખાય છે તો તમે એમ કરો. પહેલાં સ્નાન ભોજન કરો પછી આપણે વાતચીત કરીશું. શાંતિલાલ કહે છે શેઠ! હું તો આપને જરા મળવા અને આપના કુશળ સમાચાર પૂછવા માટે આવ્યો છું તેમાં સ્નાન, ભોજન એ બધી તકલીફ વેઠવાની જરૂર નથી. રમણલાલ શેઠ કહે છે એમાં તકલીફ શેની? આટલે લાંબેથી આવીને આજે મને સાધર્મિક ભાઈના દર્શનનો

લાભ આપ્યો છે. મોટી તકલીફ તો આપે લીધી છે. આપના પુનિત પગલાં મારે ત્યાં ક્યાંથી હોય? આજે અમારા જ્ઞાતિભાઇ અને સગા સાધર્મિક ભાઈના પધારવાથી અમારું આંગણું પાવન થયું. માટે આપ હમણાં જવાની વાત કરશો નહિ. શાંતિથી થાક ઉતારો, આમ કહી રમણુલાલ શેઠે પોતાના પુત્રને બોલાવીને કહ્યું. આપણા સગા અને આપણાં ગામના જ્ઞાતિભાઈ છે. બહુ દૂરથી કષ્ટ વેઠીને આવ્યા છે. ખૂબ થાકેલા છે એટલે માલિસ કરનારને બોલાવીને પહેલાં માલિશ કરાવો. પછી ભાઇને સ્નાન કરાવજો ને સારા મૂલાયમ મારા કપડા પહેરવા આપજો. સારું ભોજન બનાવડાવજો. પછી અમે જમવા સાથે બેસીશું. આ પ્રમાણે શેઠે પુત્રને આજ્ઞા કરી. દીકરો કહે ભલે બાપુજી. જેવી આપની આજ્ઞા. આ પ્રમાણે કહીને શેઠનો દીકરો શાંતિલાલને અંદર લઇ ગયો.

ઉંચી જાતના તેલથી આખા શરીરે માલીશ કરાવ્યું. સાબુ ચોળીને ગરમ પાણીથી સ્નાન કરાવ્યું, અને ઈસ્ત્રીબંધ બગલાની પાંખ જેવા સફેદ કપડા પહેરવા આપ્યા. તેમાં મૂલાયમ ઝીણી મલમલનું ધોતિયું રેશમી બોસ્કીટનું ખમીશ અને ઉપર પહેરવાની બંડી આપી આ બધી સરભરા જોઇને શાંતિલાલનું અંતર વલોવાઈ જાય છે. અહો! મેં તો શેઠને માટે જુદું સાંભળ્યું હતું ને અહીં તો જુદું દેખાય છે. દેવાળું કાઢ્યું હોય તો આટલું તેજ ન હોય. બીજું તેમની ઉદાર ભાવના કેટલી છે! મને અજાણ્યા ગરીબને પણ કેટલો સાચવે છે!

આ પ્રમાણે શાંતિલાલ મનમાં વિચાર કરે છે. હવે શેઠની સાથે તે જમવા બેસશે ને શું બનશે તે વાત અવસરે.

"ચારિત્ર" :— સુકુમાલિકાને એના ગુરૂણીએ કહ્યું. સાધ્વીજીથી બહાર આતાપના લેવા જવાય નહિ. જો તમારે આતાપના લેવી હોય તો સ્થાનકમાં જ્યાં તાપ આવે છે ત્યાં જઈને આતાપના લો. પણ તે માની નહિ ને આતાપના લેવા ગઈ. સુકુમાલિકા ખૂબ ઉગ્ર તપ કરે છે રૂડો સંયમ પાળે છે. જ્ઞાન ભણે છે પણ મનમાં વાસનાનો અંકુરો નષ્ટ થયો નથી. અને ગુરૂણીની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને ચાલી ગઈ. ત્યાં શું બન્યું તે સાંભળો.

એ શહેરમાં પાંચ મિત્રોની ટોળી હતી. તે પાંચે મિત્રો ખૂબ વિષયલંપટ હતા. એક વખત તે પાંચે મિત્રો એક દિવસ વેશ્યાની સાથે રથમાં બેસીને પંડુરવનમાં આવ્યા જ્યાં સુકુમાલિકા આતાપના લેતી હતી તેની સામે એક ઘટાદાર વૃક્ષની છાયામાં એ પાંચ પુરૂષો અને વેશ્યા આવીને સુંદર મખમલની શૈયા જેવું આસન બીછાવીને બેઠા. એક વેશ્યાને પાન ખવડાવે છે. બીજો એના માથે છત્ર ધરીને ઉભો રહ્યો, ત્રીજો એના માથામાં તેલ નાંખવા લાગ્યો. ચોથો પંખો વીંઝે છે ને પાંચમા પુરૂષે તેને ખોળામાં

બેસાડી છે. અને પાંચે પુરૂષો એ વેશ્યા સાથે [illegible] કરે છે, આવું મોહયુક્ત વાતાવરણ જોઈને સુકુમાલિકા સાધ્વીના અંતરમાં બેઠેલો વિષયનો અંકુરો જાગૃત થયો, અને મનમાં વિચાર કરવા લાગી કે અહો! આ સ્ત્રીએ કેવું પુણ્ય કર્યું છે! કેવી ભાગ્યવાન છે કે પાંચ પાંચ પુરૂષો એની સેવામાં હાજર છે. કેવો પ્યાર કરે છે! એ તિરસ્કાર કરે છે તો પણ પાછા હસીને તેને બોલાવે છે. અને મેં કેવા પાપ કર્યા હશે કે મને કોઈ પુરૂષે ઈચ્છી નહિ! શકોરું લઈને ભીખ માંગનાર ભિખારીએ પણ મને ઈચ્છી નહિ! મને ઉંઘતી મૂકીને ચાલ્યો ગયો, બસ, હવે આ મારા તપ અને સંયમનું જો કોઈ ફળ હોય તો આવતા ભવમાં મને પાંચ પતિ મળજો. આ પ્રમાણે તેણે નિયાણું કર્યું. આ રીતે નિયાણુ કર્યા પછી તે સાધ્વી દેહ શુદ્ધિ સ્નાનાદિ વિગેરે કરવા લાગી. ત્યારે એના વડીલ સાધ્વીજીઓએ તેને કહ્યું. બહેન! આપણાંથી સ્નાન કરાય નહિ. આપણે દીક્ષા લીધી ત્યારથી જાવજીવ સુધી સ્નાનનો ત્યાગ કર્યો છે. આ પ્રમાણે હિતશિખામણ આપી ત્યારે એને લાગ્યું કે બધા મને વારંવાર ટોકે છે ને મારૂ અપમાન કરે છે.

બંધુઓ! વિનયવંત શિષ્યો ગુરૂની હિત શિખામણને અમૃતના ઘૂંટડા માનીને પી જાય છે ને અવિનીતને ગુરૂની હિત શિખામણ વિષ જેવી લાગે છે અને ગુરૂની મીઠી ટકોર ટકટક જેવી લાગે છે. આવા શિષ્યોનું કલ્યાણ થવું મુશ્કેલ છે. આ સુકુમાલિકા સાધ્વીને ગુરૂણીની ટકોર ટકટક લાગી એટલે તે પોતાના સમુદાયમાંથી અલગ થઈ ગઇ ને સ્વચ્છંદતા પૂર્વક વિચરવા લાગી. ઘણાં વર્ષો સુધી સ્વચ્છંદપણે વિચરીને ખૂબ તપ કરવા લાગી તેણે અંતિમ સમયે સંથારો કર્યો, પણ આલોચના કરી નહિ.

આયુષ્ય પૂર્ણ કર દૂજે સ્વર્ગમેં, સુરગણિકા હુઈ જાય,
નવપલ્યકી સ્થિતિ પાઈ, ઇચ્છિત સુખ પ્રગટાય હો...શ્રોતા

આઠ મહિના તેનો સંથારો ચાલ્યો. આઠ માસનો સંથારો પૂર્ણ કરી ત્યાંથી કાળ કરીને બીજા દેવલોકમાં દેવની અપરિગ્રહીતદેવી તરીકે ઉત્પન્ન થઈ. ત્યાં નવ પલ્યોપમની સ્થિતિપૂર્ણ કરીને દેવનાં સુખ ભોગવીને પાંચાલ દેશના કાંપિલપુર નગરમાં દ્રુપદરાજાની પુત્રી દ્રૌપદી તરીકે ઉત્પન્ન થઇ. એણે સુકુમાલિકાના ભવમાં કરેલા નિયાણાના બળે એક અર્જુનને વરમાળા પહેરાવી પણ પાંચે પાંડવોના ગળામાં પડી ગઇ. આ પ્રમાણે વાત કરી જંઘાચરણ મુનિ આકાશમાં ઉડી ગયા. હવે આગળ શું બનશે તેના ભાવ અવસરે.

સ્વ. પૂજ્ય ગુરૂદેવ શ્રી છગનલાલજી મહારાજ સાહેબનું જ્ઞાન, દર્શન ચારિત્રથી મધમધતું જીવન પૂ. મહાસતીજીએ ખૂબ સુંદર શૈલીમાં વર્ણવ્યું હતું,

❋❋❋❋

અષાઢ વદ ૧૧ ને સોમવાર    તા-૧૧-૭-૭૭

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓને બહેનો! અનંતજ્ઞાની શાસ્ત્રકાર ભગવંતોએ જગતના જીવોના હિત માટે મંગલમય વાણી પ્રકાશી. ભગવાનની વાણી કર્મરૂપી શિયાળીયાને ભગાડવા માટે સિંહ સમાન છે. કર્મ કેવી રીતે બંધાય છે ને કર્મનું મૂળ શું છે? તે બતાવતાં શાસ્ત્રકાર કહે છે.

रागोय दोसो विय कम्मबीयं, कम्मं च मोहप्पमवं वयन्ति।
कम्मं च जाइ मरणस्स मूलं, दुक्खं च जाइ मरण वयन्ति ॥

રાગ અને દ્વેષ એ બંને કર્મોનાં બીજ છે. કર્મ મોહથી ઉત્પન્ન થાય છે. કર્મ જન્મ મરણનું મૂળ છે. અને જન્મ મરણ એ દુઃખ છે.

રાગ અને દ્વેષ એ બંને કર્મનાં બીજ છે. બીજ નાનકડું હોય છે પણ તેમાંથી વિશાળ વૃક્ષ બને છે, તેમ નાનકડી ચીજો ઉપર રાગ-દ્વેષ થાય છે. ત્યારે જીવને ખબર નથી પડતી કે આનું પરિણામ શું આવશે? પણ ધીમે ધીમે તેમાંથી વિશાળ વડલા જેવું મોટું કર્મ બંધાય છે. રાગ અને દ્વેષ એ બંનેમાં પણ દ્વેષ કરતાં રાગ વધારે ભયંકર છે. દ્વેષ કરતાં રાગ કેમ વધારે ભયંકર છે તે અનેક કારણોથી સમજી શકાય છે.

દ્વેષનું મૂળ રાગ છે. કારણ કે ક્યાંક કોઈના પ્રત્યે રાગ છે તેથી બીજા પ્રત્યે દ્વેષ જાગે છે. એટલે રાગ એ દ્વેષનો બાપ છે. દ્વેષને ભૂલવો સહેલ છે પણ રાગ ભુલવો કઠિન છે. માનો કે તમને ભાવતું ભોજન મળી ગયું એટલે ખૂબ ખાધું. પછી અકળામણ થવા લાગી એટલે એ ભોજન ઉપર દ્વેષ થાય પણ ત્રણ ચાર કલાક પછી ભુખ લાગી એટલે દ્વેષ ભુલાઈ ગયો ને એ ભોજન પ્રત્યે રાગ આવી ગયો. દ્વેષ થાય તો પણ રાગ ભુલાય નહિ. એ તો અંદરમાં બેઠેલો હોય છે. દ્વેષ કરવાથી તેનાથી થતું નુકશાન સમજાય છે પણ રાગથી થતું નુકશાન સમજાતું નથી. દ્વેષ ભયંકર લાગે છે એટલો રાગ ભયંકર લાગતો નથી. દ્વેષ કકેશ લાગે છે ને રાગ મીઠો લાગે છે. રાગની પાછળ હર્ષ અને દ્વેષની પાછળ ખેદ હોય છે. રાગનો નાશ દશમા ગુણસ્થાનને અંતે થાય છે ને દ્વેષનો નાશ નવમા ગુણસ્થાનકે થાય છે. આ સૂચવે છે કે જ્યારે દ્વેષનો નાશ કરે એવી આત્મવિશુદ્ધિ કરતાં પણ અધિક આત્મવિશુદ્ધિ હોય ત્યારે રાગનો નાશ થાય છે. રાગનું આયુષ્ય દ્વેષ કરતાં ઘણું મોટું છે. દ્વેષ દુર્ધ્યાન કરાવે છે એમ લાગે છે પણ રાગ એનાથી વધારે દુર્ધ્યાન કરાવે છે એમ લાગતું નથી. દ્વેષ ગુસ્સો થતાં માલૂમ પડે છે ત્યારે એને ઢાંકવા માટે મોઢાનો અને આંખનો દેખાવ પ્રયત્નથી ફેરવી નાંખવો પડે છે. પણ રાગ એ દુશ્મન કે દુર્ગુણ તરીકે માલુમ પડતો નથી. ઉલ્ટો સહેજે ખુશીનો દેખાવ થાય છે. દ્વેષ ભસીને કરડનાર કૂતરા

જેવો છે જ્યારે રાગ વહાલથી પગ ચાટીને ફૂંકી ફૂંકીને જોરથી બચકું ભરનારો છે. દ્વેષ લાંબો કાળ રહે છે તે ઘણીવાર ગમતું નથી પણ રાગ લાંબા કાળ સુધી રહે તે ગમે છે. દ્વેષ જીવને ચેતાવી દે છે. જ્યારે રાગ ઉંઘાડી દે છે. માટે સમજો. રાગ સર્વથા ભયંકર છે. તે ગયો એટલે બધી ભયંકરતા ગઇ. ક્રોધ માન, માયા, લોભ એ બધા રાગની સેવામાં રહેનારા અને રાગને મજબૂત કરનારા છે. આઠ કર્મની જડ મોહનીય અને મોહનીયની જડ રાગ છે. મોહનીયની બધી પ્રકૃતિનાં મૂળમાં રાગ હોય છે. એ તીવ્ર કોટીનો રાગ ન જાય ત્યાં સુધી મિથ્યાત્વ પણ જતું નથી.

**આસાનીથી દ્વેષ મટે, રાગ હટે તો માંડ હટે,**
**અગ્નિ પરીક્ષા મેં માગી, થઇ જાઉં મારે વીતરાગી..આજ મને એવી ધુન લાગી.**

દ્વેષ સહેલાઈથી જાય છે ને રાગ મુશ્કેલીથી જાય છે. આ રાગ અને દ્વેષ જીતવા સહેલા નથી. કારણ કે જિનેશ્વર પ્રભુની આજ્ઞામાં વિચરનારા મુનિઓ લાંબા વખત સુધી સાધના કરીને પોતાના અંતઃકરણને આત્મા તરફ વાળેલું રાખે છે. તેમાં લીન રહે છે. છતાં એ મુનિઓ પણ કોઇક વખત રાગ, દ્વેષ અને મોહના આક્રમણ સહેવામાં અશક્ત બની જાય છે, ઘણી સાવધાનીપૂર્વક ચાલવા છતાં ક્ષણ માત્ર માટે પણ પ્રમાદ આવી જવાથી એ સમયે રાગ અને દ્વેષ એમના પર હુમલો કરે છે. રાગ, દ્વેષનો હુમલો જો મજબૂત બને અને તેને જો હટાવી ન શકીએ તો તે આત્માને જ્ઞાનહીન નબળો બનાવી દે છે, અને અંતે નરકમાં ફેંકી દે છે. માટે આત્માર્થી મુનિઓ હંમેશા રાગ દ્વેષથી સાવધાન રહે છે. તેઓ જેટલા રાગ-દ્વેષથી ડરે છે તેટલા વાઘ, સિંહ, સર્પ વિગેરે હિંસક પશુઓથી ડરતા નથી. સિંહ, વાઘ આદિ હિંસક પશુઓ માત્ર દેહને નુકશાન કરે છે જ્યારે રાગ-દ્વેષ અંતઃકરણને મેલું કરી સંયમની સાધનાને સળગાવી દે છે. હિંસક પશુઓ કોઇને નરક નિગોદમાં મોકલતા નથી જ્યારે રાગ-દ્વેષ જીવને નરક નિગોદમાં ધકેલી દે છે ને આત્મિક ગુણોને લૂંટી લે છે.

જે મહાન પુરૂષોનાં રાગ-દ્વેષ નિર્મૂળ બની જાય છે તેઓ આત્માના શુદ્ધ સ્વરૂપનું દર્શન કરે છે. તેઓ સમતારૂપી સુધાનું પાન કરીને અજર-અમર અને અવિનાશી પદને પ્રાપ્ત કરે છે. તેમનો આત્મા એટલો બધો પ્રભાવશાળી બની જાય છે કે સ્વભાવથી વિરોધી સર્પ અને નોળીયા જેવા જીવો પણ એમની પાસે પોતાના વૈરને ભૂલી જાય છે. આવું સમતારૂપી સુધાનું મહત્વ છે. માટે સમતા વડે રાગ-દ્વેષને જીતવા જોઇએ. રાગ-દ્વેષને જીતવાથી જન્મ-મરણરૂપ દુઃખનો સર્વથા નાશ થઈ જાય છે અને આત્મા પોતાના અસલ સ્વરૂપને પ્રગટ કરે છે,

બંધુઓ! આત્માના સ્વરૂપને પ્રાપ્ત કરી મોક્ષના સુખોને જો પ્રાપ્ત કરવા હોય તો ધર્મના અનુરાગી બનો, જો ધર્મના અનુરાગી બનશો તો તમારા સંતાનોમાં પણ ધર્મના

સંસ્કાર પડશે. જો કુમળા બાળકના મગજમાં તમે એક વાત ઠસાવી દો કે અરિહંત મારા દેવ છે, પંચ મહાવ્રતધારી નિગ્રંથ સંતો મારા ગુરૂ છે અને કેવળી પ્રરૂપિત મારો ધર્મ છે. અને હિંસા કરવી, જુઠું બોલવું, ચોરી કરવી એ મહાપાપ છે. આવું જો એના મગજમાં બાલપણથી ઠસી જશે તો મોટો થતાં પાપ કરતાં અટકશે અહીં એક દાખલો યાદ આવે છે.

**ગૌચરી જતાં શ્રદ્ધાવાન શ્રાવક જોવા મળ્યા :** એક વખત હું ગૌચરી ગયેલ. ગૌચરી કરતાં કરતાં એક શ્રીમંત શ્રાવકના ઘેર પહોંચી. ત્યાં એક છોકરો એક ખૂણામાં બેસીને એક ચિત્તથી નમો અરિહંતાણું (૨) નો જાપ કરતો હતો. ગૌચરી વહોરી લીધા પછી મેં શ્રાવિકા બહેનને પૂછયું કે હે બહેન! આ બાબો આટલા એકાગ્ર ચિત્તથી નવકાર મંત્રનો જાપ કરે છે. એનું ધ્યાન કેટલું સ્થિર છે કે કોઈ આવે જાય તો પણ તેને ખબર પડતી નથી. ત્યારે બહેને કહ્યું. મહાસતીજી! અમારા ઉપર વડીલોની કૃપા છે. અમારા એવા સદ્ભાગ્ય છે કે વડીલો વારસામાં ધન મૂકી ગયા હતાં પણ ધર્મનો વારસો મૂકીને ગયા છે. પહેલેથી અમારા કુટુંબમાં એવો કાયદો છે કે બાળક એક વખત જુઠું બોલે તો તેને ૨૦૦ વખત 'નમો અરિહંતાણું' નો જાપ કરવાનો જો જાપ કરતાં એનું ચિત્ત સ્થિર ન રહે તો ફરીને ૨૦૦ વખત અરિહંતનો જાપ કરવાનો. અમે કોઈ વખત બાળકોને હોસ્પિતાલમાં લઈ જઈએ અને કોઈ માણસ મૂંગો હોય તેને બતાવીને કહીએ કે જો આ માણસ જુઠું બોલ્યો, કોઈની નિંદા કરી તો તેને જીભ ન મળી, અને કદાચ જીભ મળી તો બોબડું બોલે છે, એને જીભનો રોગ થયો. કર્મોએ તેને આ બધી શિક્ષા કરી. જે જુઠું ન બોલે તેને શિક્ષા ના થાય વિગેરે વાત સમજાવીએ છીએ. પછી બાળકને કહેવામાં આવે છે કે તું જો ૨૦૦ વખત અરિહંત પ્રભુનો જાપ કરીશ તો તારૂં પાપ ધોવાઈ જશે, ને તને શિક્ષા નહિ થાય આવી રીતે બાળકને સમજાવીએ છીએ. તમે પણ તમારા સંતાનને આવી રીતે ધર્મના સંસ્કાર આપતા હશોને ? કોઈ વખત હોસ્પિતાલમાં લઈ જઈને આવું સમજાવો છો ? "ના" તમે તો સિનેમા, નાટક જોવા લઈ જાવ છો. (હસાહસ) પહેલાં તો સિનેમા કોઈક વાર જોતા પણ હવે તો ટી. વી. આવી ગયા એટલે નવરાં થયા કે ટી. વી. જોવા બેસી જવાનું, જો તમારૂં ભાવિ સુધારવું હોય તો તમે સંતાનોને સંસ્કાર આપો. એનું જીવન સુધરશે ને તમારૂં ભાવિ પણ સારૂં થશે, એ શ્રીમંતના ઘરમાં આવા સુસંસ્કારો બાળકને આપતા હતાં. આ જોઈને મારા અંતરમાં થયું કે જો આવા સંસ્કારો દરેક જૈનના ઘરમાં પડે તો જૈનશાસન ઝળહળતું બની જાય, રત્ન સમાન શ્રાવકો ઘર ઘરમાં પાકે. અરે! વધુ નહિ તો બે પાંચ શ્રાવકો જો દરેક સંઘમાં રત્ન જેવા હોય તો એ સંઘને દીપાવશે. એવા શ્રાવકો બીજા નવા શ્રાવકો તૈયાર કરશે. પણ આજે કોને પડી છે? જેટલી ધંધો વિકસાવવાની ધગશ છે તેટલી જિનશાસન કેમ ઉન્નત બને તેની ધગશ છે?

એ શ્રીમંતના કુટુંબમાં બાળકોને બાલપણથી ધર્મના સંસ્કારો મળતાં હતાં ને એ બાળકો બાલપણથી આવું સમજી જતાં હતાં. બાળક સમજ્યો પણ મારા આ શ્રાવકો સમજતાં નથી. નાનો બાળક સગડીના સળગતા કોલસાને જો એક વાર અડી ગયો તો ફરીને કદી એ અંગારા હાથમાં પકડતો નથી. કારણ કે એને ભાન થઈ ગયું કે અંગારો હાથમાં લઈએ તો દઝાય. હાથ બળી જાય, તમે સંસારરૂપી દાવાનળથી કેટલી વખત દાઝયા? તમને કેટલા ફટકા વાગ્યા? છતાં હજુ ભાન થાય છે કે સંસાર ખોટો છે. હવે જલ્દી છોડી દઉં. તમે ગમે તેટલા શ્રીમંત હો, મોટા કરોડપતિ હો, પણ હજુ પંચ પરમેષ્ઠીમાં તમારો નંબર આવ્યો છે? તમારો નંબર કયાં છે? બાળક સ્કુલમાં ભણવા ગયો ને જો તેનું નામ ન બોલાય તો ઘરે આવી ઝઘડો કરશે કે મારું નામ લખાવવા ચાલો. નામ ના હોય ત્યાં સુધી મારો હક નથી. તેને અફસોસ થયો પણ આ મારા મહાવીરના બાળકોને આટલી ઉંમર થઈ પણ હજુ પંચ પરમેષ્ઠીમાં મારો નંબર લખાયો નથી એનો અફસોસ થાય છે? જો તમારાથી બની શકે તો પંચ પરમેષ્ઠીમાં નંબર લઈ લો. એ ન લઈ શકો તો દૃઢધર્મી શ્રાવક બનો. છેવટે માર્ગાનુસારી તો અવશ્ય બનો.

અંતગડ સૂત્રનો અધિકાર ચાલે છે. દ્વારકા નગરીના નાયક કૃષ્ણ વાસુદેવ દીક્ષા લઈ શકયાં નથી પણ દૃઢ ધર્મી અને પ્રિયધર્મી હતા. તમે જ્યારે આવા બનશો ત્યારે વીતરાગ વાણી સાંભળતાં, તપ-ત્યાગ ને દાનની વાત આવે ત્યાં મેઘ ગાજે ને મોર નાચે તેમ મારા શ્રાવકો નાચવા લાગે. તેવા રમણલાલ શેઠની સરભરા જોઈને આવેલા શાંતિલાલ વિચાર કરે છે કે મેં શેઠની કોઈ પણ સેવા બજાવી નથી તો મારાથી આવા સારા કપડાં કેમ પહેરાય? ને શેઠની આટલી બધી સેવા કેમ લેવાય? આ વિચારે તેનું અંતર વલોવાઈ જાય છે. મનમાં ખૂબ સંકોચ થવા લાગ્યો.

"શેઠની ઉદારતા આગળ શાંતિલાલ વિચાર મગ્ન બની ગયા:" બપોરે જમવાનો સમય થયો એટલે રમણલાલ શેઠ શાંતિલાલને સાથે લઈને જમવા બેઠા. ભાણામાં જાતજાતનાં મિષ્ટાન્ન પીરસાયાં. એ જોઈને એને એમ થયું કે આવું સારું જમણ મળ્યું છે ને હું ચાર દિવસનો ભૂખ્યો છું તો જલ્દી ખાઈ લઉં. બધું પીરસાઈ ગયું એટલે શેઠે કહ્યું – ભાઈ! જમવાની શરૂઆત કરો. પણ આ જમતા નથી. એનું હૃદય ભરાઈ ગયું. તે મનમાં વિચાર કરવા લાગ્યો કે જ્યાં સુધી હું લોકોના પૈસા ન આપું ત્યાં સુધી આવા સારા ભોજન મારાથી કેમ ખવાય? આવા સારા કપડા મારાથી કેમ પહેરાય? આવા વિચારથી શાંતિલાલ જમતા નથી, ત્યાં સુધી શેઠ કેમ જમે? શેઠે ખૂબ આગ્રહ કરીને કહ્યું – ભાઈ! તમે આટલો બધો સંકોચ શા માટે રાખો છો? તમે મારા જ્ઞાતિ ભાઈ, સ્વધર્મી ભાઈ અને વળી પાછા મારા સગાં છો. કેટલી બધી સગાઈ છે. તમે મને તમારો સગો ભાઈ સમજો. એમ કહીને પરાણે ખૂબ આગ્રહ કરી કરીને

જમાડયો. જમાડીને ગાદી ઉપર લઈ ગયા ને કહ્યું – ભાઈ! તમે થોડી વાર આરામ કરો. બહુ થાકી ગયા હશો.

વગર ઓળખાણે આટલી બધી સેવા અને ઉદારતા જોઈને પોતાની દેવાળું કાઢેલી સ્થિતિ ઉપર શાંતિલાલના મનમાં ખેદ થાય છે કે આટલી બધી સેવા લેવાની મારામાં શું લાયકાત છે? હું શેઠનું શું કરી શકવાનો છું? શેઠને કહે છે શેઠજી! આપની આટલી બધી સેવાથી હું તો શરીરે હળવો ફૂલ થઈ ગયો છું પણ આત્માથી ભારે બની ગયો છું એટલે હું બેઠો છું. આપ સુખેથી આરામ કરી લો, ત્યારે શેઠે કહ્યું – ભાઈ! તમે આવું કંઈ બોલશો નહિ. આપ ભારે શેના? મેં તો આપના માટે કાંઈ કર્યું નથી અને કદાચ આપને મેં બહું કર્યું છે એમ લાગતું હોય તો એ બધું આપનું છે, એમ સમજી લો પણ તમે એવું કંઇ મન ઉપર લાવશો નહિ.

**શેઠે પૂછેલો સુખ સંદેશો:**– શેઠે પૂછયું ભાઈ! કુંટુંબ પરિવાર તો કુશળ છે ને? અને ધંધા પાણી બરાબર ચાલે છે ને? ત્યારે શાંતિલાલે કહ્યું મોટાભાઈ આપ જેવા વડીલની કૃપાથી આનંદ છે. બાકી ગામડામાં તો એવું જ ચાલે ને? ત્યારે શેઠે કહ્યું ભાઈ! તો અમારા જેવું કામકાજ હોય તો ફરમાવજો તો અમને લાભ મળે. અમારા સદ્ભાગ્યે અમને આપનો કુદરતી લાભ મળ્યો છે. શાંતિલાલે કહ્યું શેઠજી! ઘેરથી નીકળ્યો ત્યારે હું બીજા કામે નીકળ્યો હતો ને અત્યારે અહીં આવવાનું કારણ જુદું છે. શેઠે પૂછયું કે પહેલાં તમે મને એ કહો કે શા કારણે આપ અહીં આવ્યા હતાં? મૂળ કારણ કહો. શાંતિલાલે કહ્યું કે શેઠજી! સાંભળો. આપે તો મને પોતાના આત્મીયજન જેવો ગણ્યો છે. મને સ્હેજ પણ ઓછું આવવા દીધું નથી. આપ પૂછો છો તો દિલના દરવાજા ખોલીને વાત કરૂં છું. સાંભળો.

હું ગામડામાં રહું છું. મધ્યમ વર્ગનો માનવી છું. મારો ધંધો સામાન્ય રીતે ચાલતો હતો. ખૂબ સંભાળીને વહેપાર કરતો હતો પણ કોણ જાણે કેમ મારા અશુભ કર્મનો ઉદય હશે એટલે અણધારી ઉપાધિ આવી પડી. ધંધામાં ખોટ આવી ને રૂ. ૩૦,૦૦૦નું દેણું માથે ચઢી ગયું. બધી માલમિલ્કત, ઘરબાર બધું સાફ થઈ ગયું. એટલે મેં દેવાળું કાઢયું. દેવાળું કાઢયા પછીની પરિસ્થિતિ કેવી વિકટ હોય છે એ તો આપ જાણો છો ને? શરમના કારણે બહાર નીકળી શકાય નહિ. સમાજમાં મોઢું બતાવવું પણ ભારે પડી જાય, કંઇ કામધંધો પણ થાય નહિ. અને પેટને ભાડું તો આપવું જ પડે. આવા કટોકટીના સમયે કોઈ હિંમત કે આશ્વાસનના બે શબ્દો પણ કહે નહિ. એ તો મારા પૂર્વકર્મનો દોષ છે. એમાં બીજા કોઈનો દોષ નથી. એ તો સમતાભાવે ભોગવ્યે જ છુટકો. હું ખૂબ ગભરાઈ ગયો. ત્યારે કોઈએ કહ્યું કે ભાઈ આમ બેસી રહે શું વળશે? એમ કરો. મુંબઈમાં રમણલાલ શેઠ રહે છે તે આપણાં

ગામમાં છે ને તમારા સગાં છે. ખૂબ ધનવાન અને દયાળુ છે માટે તમે ત્યાં જાઓ. તે તમને મદદ કરશે ને તમારું દુઃખ જશે. મારી પાસે બીજો કોઈ ઉપાય હતો નહિ. એટલે હું તો ઘેરથી નીકળ્યો ને મુંબઈ આવ્યો, મને આપના પિતાજીનું નામ આવડતું ન હતું કે આપનું ઠામ ઠેકાણું પણ જાણતો ન હતો. ત્રણ દિવસ ભૂખ્યો ને તરસ્યો મુંબઈમાં ફર્યો. છેવટે ઝવેરી બજારમાં આવ્યો. ત્યાં એક સારાં દેખાતા વહેપારીને પૂછતાં તમારું ઠેકાણું આપ્યું. તેમણે પૂછ્યું કે તમારે એનું શું કામ છે? ત્યારે મેં ભોળાભાવે એમને આવવાનું કારણ કહી દીધું. ત્યારે મને એમણે કહ્યું કે રમણુલાલ શેઠે તો દેવાળું કાઢ્યું છે. એ તમને શું આપશે?

"શાંતિલાલની પવિત્ર ભાવના ઉપર શેઠનું હૃદય ગળગળું બની ગયું": શેઠજી! આ સાંભળતાં મારા હૈયે ભારે આંચકો લાગ્યો કે હું જેમના શરણે આવ્યો છું તે મારા જ્ઞાતિભાઈ પણ મારા જેવી આપત્તિમાં ઘેરાયા છે? હું તો નાનો માણસ છું છતાં આટલું નુકશાન થયું છે તો એ તો મોટાં વહેપારી છે તેમની દશા કેવી થઈ હશે? હું મદદ લેવાની આશાએ આપની પાસે આવ્યો હતો પણ આવી વાત સાંભળીને મારા મદદ લેવાના મનોરથો રહી ગયા. પણ મનમાં થયું કે મારું તો જે થવાનું હશે તે થશે. પાપ કર્મ ઉદયમાં આવ્યા છે તે ભોગવ્યા વિના છૂટકો નથી. પણ જીવડા! જો તું આટલે આવ્યો છે તો રમણુલાલ શેઠ આટલા દુઃખમાં છે ને વળી મારા જ્ઞાતિભાઈ ને સગાં છે તો એમને આશ્વાસનના બે શબ્દો કહેતો જાઉં કે શેઠ! તમને મોટી આપત્તિ આવી છે તો મારી દશા પણ આવી જ છે. એમ છતાં પૂર્વકર્મના ખેલ સમજી હિંમત રાખવી. આમ શેઠને બે શબ્દો કહેતો જાઉં. આવા વિચારથી અહીં આવ્યો. અહીં આવ્યા પછી તો આપનો બંગલો, વૈભવ બધું જોતા એવું કંઈ લાગ્યું નહિ, મારા હૈયે ઠંડક વળી કે મેં જે વાત સાંભળી તે તદ્દન ખોટી લાગે છે. આપ ક્ષેમકુશળ છો એટલે આશ્વાસન શું દેવું? આપને ક્ષેમકુશળ પૂછી ને જાઉં છું. આ બે કારણે હું આવ્યો હતો.

શાંતિલાલની વાત સાંભળીને રમણુલાલ શેઠ ગળગળા થઈ ગયા. અહો, કેવો ભદ્રિક ને પવિત્ર માણુસ છે! ખુલ્લાં દિલે બધી વાત કરી પણ મને ધિક્કાર છે! મેં બધાની દયા કરી પણ મારાં ગામમાં મારા જ્ઞાતિભાઈ સગા સબંધી વિગેરેની મેં ખબર ન લીધી ત્યારે એને અહીં સુધી આવવું પડયું ને? ત્રણ દિવસ ભુખ્યો ને તરસ્યો રખડયો ને મેં ખાઈપીને મોજ કરી! મારા સ્વધર્મીની ખબર ન લીધી? આ રીતે રમણુલાલ શેઠને ખૂબ પશ્ચાતાપ થવા લાગ્યો અને આવેલા મહેમાનની સજ્જનતા ઉપર માન ઉપજે છે કે કેવો સદ્‌ગુણી છે કે મારે ઘેર આવ્યો છે. સંયોગો સારા દેખવા છતાં એક પાઈ પણ માંગતો નથી. કેટલો ખાનદાન માણુસ છે! શેઠે કહ્યું – ભાઈ! તમે જે કામે આવ્યા છો તે માટે તો કંઈ માંગણી કરતાં જ નથી. પણ હું તમને એમ નહિ જવા દઉં.

આવ્યાં છો તો પંદર દિવસ રહો. આ ઘર ને ધન બધું તમારું છે. મને પણ આપના જેવા સજ્જનનો લાભ મળશે ને આપની સાથે રહેવાનો આનંદ આવશે.

**શેઠે આપેલા રૂ. પચાસ હજાર :** શાંતિલાલે કહ્યું – શેઠજી ! આપનો પ્રેમ, નિરાભિમાનતા, આત્મીયતા આ બધા ગુણો જોઈને મને પણ આપની સાથે રહેવાનો આનંદ આવે છે. પણ ઘરના સંયોગો સારા નથી એટલે ગયા વિના છૂટકો નથી. રમણુલાલ શેઠે એમના મુનિમને બોલાવીને કહ્યું કે રૂ. પચાસ હજાર તિજોરીમાંથી કાઢી લાવો. તરત જ મુનિમે રૂ. પચાસ હજાર હાજર કર્યા. આ રૂપિયા રમણુલાલ શેઠ શાંતિલાલને આપે છે. શાંતિલાલ કહે મોટાભાઈ ! આટલી મોટી રકમ મારાથી ન લેવાય. મારે તો રૂ. ત્રીસ હજારનું દેવું છે ને પચાસ હજાર શું કરું ? આ જગ્યાએ તમે હો તો શું કરો ? લઈ લો કે આવું કહો ? (હસાહસ) તમે તો લઈ લો. આ શાંતિલાલે લેવાની ઘણી ના પાડી. ત્યારે શેઠે કહ્યું – ભાઈ ! હું તમને કંઈ વધારે આપતો નથી. જરૂર જેટલું જ આપું છું. જુઓ આ રૂપિયા ત્રીસ હજારમાં તમારું દેવું પતાવજો ને બાકીના વીસ હજારમાં દશ હજારમાંથી નવો વહેપાર ધંધો શરૂ કરજો ને દશ હજાર ઘર ખર્ચ માટે રાખજો. આ રૂપિયા પારકા છે ને મારે પાછા આપવા પડશે એવું ન માનતા. એમ જ માનજો કે આ મારા પૈસા અહીં જ પડેલા હતાં.

શાંતિલાલ તો આ જોઈને આશ્ચર્યચકિત થઈ ગયા. શું આ શેઠની ઉદારતા છે ? આટલી મોટી રકમ આમ લઈ લેવાય ! એ તો ધીરવા તરીકે નહિ પણ મારી મુડી હોય તેમ આપે છે. મારાથી લેવાય નહિ. તેણે ન લેવા માટે ઘણી હા...ના કરી પણ શેઠના આગ્રહ આગળ ચાલ્યું નહિ. સ્વીકારે જ છૂટકો થયો. પછી શાંતિલાલે શેઠને પૂછ્યું કે મેં આપના વિષે જે વાત સાંભળી હતી તે તો તદ્દન ખોટી છે ને ! શાંતિલાલે સરળતાથી પૂછ્યું ને શેઠે પણ નિખાલસતાથી કહ્યું ભાઈ ! એ વાત તદ્દન ખોટી તો નથી જ. વાત એમ બની હતી કે થોડા સમય પહેલાં મારા વહેપારમાં મોટો ધક્કો લાગ્યો હતો માલમાં મૂડી રોકાઈ ગઈ હતી. પાસે રોકડ નાણાંની તંગી પડી હતી એટલે એક બે લેણીયાતોને હું પૈસા આપી શકયો નહિ, આ તો દુનિયાદારી છે. કરામાં સહેજ તીરાડ પડે તો તેને સીમેન્ટ પૂરીને મજબૂત કરવાની વાત જ નહિ પણ ઈંટ ખેંચી લેવાની જ વાત છે. લોકોએ વાત ઉડાડી કે શેઠની પેઢી ભાંગી છે.

આ સાંભળીને શાંતિલાલ તો સજ્જડ થઈ ગયો, ને કહ્યું શેઠજી ! આપના વહેપારમાં ધક્કો લાગ્યો હોય તો મારાથી આપની પાસેથી એક પાઈ પણ ન લેવાય. તેને બદલે તમે મને બે પાંચ હજાર નહિ ને પચાસ હજાર દઈ દો છો. તો શું મારે આપને આ બીજો આટલો મોટો ધક્કો લગાડવો ? શેઠે કહ્યું કે ભાઈ ! આપણે તો આ જગતના મુસાફર જેવા છીએ અહીંથી જશું ત્યારે માલ મિલકત બધું - કોને

જવાના છીએ. આ કંઇ ધક્કો નથી પણ મહાન લાભનો સોદો છે. મારા પાપકર્મનો ધક્કો મને લાગ્યો છે. માટે તમે બીજો કંઇ વિચાર ન કરશો. આ રકમ તો તમારા પુણ્યની છે, ને તમારે લઇ જવાની છે. ભાઇ ! તું અમારા ધક્કાનો વિચાર ન કરીશ. અહીં તો દરિયો છે. નદીઓ તેમાં પાણી ઠાલવી જાય છે ખરી ને ઓટ પણ લાવે છે. મને આમાં કોઇ ધક્કો નથી. સાચો ધક્કો મારા પાપકર્મનો છે. આ તો સ્વધર્મી સેવાનું મને જબ્બર પુણ્ય મળે છે. એ પુણ્ય ઉપાર્જન કરવામાં તમે નિમિત્ત બનો છો. એટલે તમારો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો. માટે તમે હવે એક શબ્દ બોલશો નહિ. આ પૈસા તમારે ઘેર પહોંચાડવા માટે હું સાથે માણસ મોકલું છું. માર્ગમાં એકથી બે ભલા. એમ કહીને શેઠે શાંતિલાલની સાથે પોતાનો વિશ્વાસુ માણસ મોકલ્યો. શાંતિલાલ શરમનો માર્યો કંઈ બોલી શકયો નહિ. આ કંઇ મોઢે મીઠું લગાડવાનું ન હતું. નક્કર રકમ આપીને વાત કરી છે. શેઠે અંતઃકરણ પૂર્વક એવી સહાનુભૂતિ બતાવી કે શાંતિલાલને પચાસ હજાર લીધે જ છૂટકો થયો.

બંધુઓ ! જુઓ રમણુલાલ શેઠ કેવા રમણીક હતા ! આવા દુઃખમાં પડેલા સ્વધર્મી બંધુને આવી મદદ મળે તો કેવો આનંદ થાય ! દરેક શ્રીમંતો સ્વધર્મીની આવી સેવા કરે તો કોઇ સ્વધર્મીભાઇ દુઃખી ન રહે. શાંતિલાલને તેને ઘેર પહોંચાડી દીધો. તેણે રૂ. ૩૦,૦૦૦નું દેવું ચૂકવી દીધું ને નવો ધંધો શરૂ કર્યો. બે પાંચ વર્ષમાં શાંતિલાલ ખૂબ કમાયો ને શેઠના રૂ. ૫૦,૦૦૦ વ્યાજ સહિત ચૂકવી દીધા. રમણુલાલ શેઠે કેવું ગુપ્ત દાન કર્યું ! આજે તો દાન આપીને માન જોઇએ છે. જો દાન આપે ને છાપામાં જાહેરાત ન આવે, તકતીમાં નામ ન લખાય તો ખેદ થઈ જાય છે. આવા દાનનો લાભ તો વાહ વાહમાં હવા થઈને ઉડી જાય છે. પણ ગુપ્તદાનનો મહાન લાભ મળે છે. માટે દાન કરીને માનની ભૂખ ન રાખશો તો તેનું ફળ અનેક ગણું વધશે. આત્માને અલૌકિક આનંદ આવશે.

દ્વારકા નગરીમાં નેમનાથ પ્રભુ પધાર્યા છે. કૃષ્ણ વાસુદેવ સહિત દરેકને આનંદ થયો છે. હવે શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.



## વ્યાખ્યાન નં - ૧૦

અષાડ વદ ૧૨ ને મંગળવાર તા. ૧૨-૭-૭૭

સુજ્ઞ બંધુઓ : પ્રેરણાના પીયુષનું પાન કરાવી આત્માને અજરામર સ્થાનની પ્રાપ્તિ કરાવવા માટે ભગવંતે અમૂલ્ય વાણી પ્રકાશી, દ્વાદશાંગી સૂત્રમાં અંતગડ સૂત્રનો અધિકાર ચાલે છે. નેમનાથ ભગવાન ગ્રામાનુગ્રામ વિચરતાં વિચરતાં દ્વારકા નગરીમાં

વિશાળ શિષ્ય પરિવાર સાથે પધાર્યા છે. તેમના એકેક શિષ્યો રત્નની માળા સમાન છે. સંતો જ્ઞાન-ધ્યાન, સ્વાધ્યાય અને તપમાં રક્ત રહેવાવાળા હતાં, તેઓ નિર્વિકલ્પક ધ્યાનમાંથી જ્યારે નિવૃત્ત થાય ત્યારે સ્વાધ્યાયમાં લીન બનતાં. ભગવંતે કહ્યું છે કે સ્વાધ્યાય કેવી છે? "सव्वदुक्ख विमोक्खणी" સ્વાધ્યાય સર્વ દુઃખોનો અંત કરનારી છે. કોઇ સંતો તપમાં મગ્ન છે. તપ કોને કહેવાય? આત્માની શુદ્ધિમાં વૃદ્ધિ કરે તેને તપ કહેવાય. તપ કરવાથી પુરાણાં કર્મો ખપે છે. ભગવાનના સંતોએ કર્મરૂપી શત્રુઓને હટાવવા માટે તપ-ત્યાગની તલવાર હાથમાં લઇ જબ્બર જંગ ખેલ્યા હતાં. તપથી આત્મા તેજસ્વી બને છે. તપ દ્વારા રોગ નષ્ટ થાય છે, અને ઇન્દ્રિઓ અને મનના વિજેતા બનાય છે. માણસ પેટ ભરીને જમ્યો હોય તો તેને રેડિયો સાંભળવો. ટી. વી. જોવું, હરવા ફરવા જવું બધું ગમે છે. ઇન્દ્રિઓના તોફાન ચાલુ રહે છે. પણ જે તપશ્ચર્યા કરે છે તેને આ બધું તોફાન ગમતું નથી. એને તો જ્યાં શાંતિ હોય ત્યાં ગમે છે. સારું વાંચન કરવાનું મન થાય છે. આત્માની વાતોમાં આનંદ આવે છે પણ ઇન્દ્રિઓના વિષયો નથી ગમતા. એટલે તપમાં ઘણાં ગુણો રહેલાં છે. આવો મહાન તપ કરીને આપણે ક્રોધ, માન, માયા, અને લોભ ઉપર વિજય મેળવવો જોઈએ. આવી મહાન સાધનામાં જો એકાદ દુર્ગુણ પેસી જાય તો બધી સાધના ઉપર પાણી ફરી વળે છે. દૂધના ભરેલા તપેલામાં છાશનું એક જ ટીપું પડે તો દૂધને બગાડી નાંખે છે. માટે સમજીને આ જીવનમાં કંઈક કરો. તપ સંયમ આદિ સાધના કરવી એ મહાન પુણ્યોદય હોય ત્યારે થાય છે. આવી ઉત્તમ સાધના કરવાની સગવડ માનવભવ સિવાય ક્યાંય નહિ મળે.

"જે સાધન છે અહીં, અરે માનવી, આવા સાધન જો ઉગારે તુજને ક્યાંય નહિ મળે."

જ્ઞાની કહે છે હે માનવ! આ સાધન અને સામગ્રીનો તું સદુપયોગ કરી લે. અને સત્પુરૂષાર્થ આત્મ સાધનામાં કરો. પ્રજ્ઞાવંત, જ્ઞાની અને મોક્ષાભિલાષી જીવો આ વાત બરાબર સમજે છે. એટલે તેમનો પુરૂષાર્થ આ તરફનો હોય છે. નેમનાથ પ્રભુના સંતો આત્મસાધનામાં લીન રહેતા હતા. બોલો, તમને કાંઈ ભાવ થાય છે કે હું આ સંસારના બંધનથી છૂટું! યાદ રાખજો કે લોખંડના બંધન સારા છે પણ મોહના બંધન મહા ભયંકર છે મોહનું બંધન જીવનું કેવું પતન કરાવે છે તે એક દ્રષ્ટાંત દ્વારા સમજાવું.

એક શ્રીમંત શેઠને વીરેન્દ્ર નામનો એકનો એક લાડીલો પુત્ર હતો. પૂર્વ ભવમાંથી એ જીવ ઉત્તમ સંસ્કારો લઇને આવ્યો હતો ને બીજું સારા ઉત્તમ કુળમાં જન્મ્યો હતો. એટલે બાલપણથી જ એનામાં સારા ધર્મના સંસ્કાર હતા. શ્રીમંતનો છોકરો હતો પણ ફેશન કે વ્યસનનું તેના જીવનમાં નામનિશાન ન હતું. ખૂબ સાદાઇ

હતી. સત્સંગ શાસ્ત્રશ્રવણ અને શાસ્ત્ર વાંચન એના જીવનમાં પ્રાણ જેવા વહાલા હતા. તેને હરવા ફરવા જવું કે નાટક-સિનેમા જોવા આ બધું કંઈ ગમતું ન હતું. બસ, એ તો ઘરમાં બેસીને વાંચન, મનન, સામાયિક, પ્રતિક્રમણ આદિ ધાર્મિક ક્રિયાઓ કર્યા કરતો હતો. વીરેન્દ્ર વીસ વર્ષનો થયો પણ એનામાં સંસારનો વા ન મળે. ત્યારે એની માતા વિચાર કરવા લાગી કે આ છોકરો બહાર ક્યાંય જતો આવતો નથી. તો એને સંસાર વ્યવહારનું ભાન ક્યાંથી થશે? હવે વીસ વર્ષનો થયો છે તો પરણાવી દઈએ એટલે ભાન આવશે. શેઠને કહે છે હવે દીકરાને પરણાવવો છે. શેઠે કહ્યું ભલે, પણ એને પૂછો. એટલે માતા એના પુત્રને પૂછે છે બેટા! અમુક શેઠની છોકરી બહુ સારી દેખાવડી તારા લાયક છે. તારા માટે એનું માંગું આવ્યું છે. તો હવે તારા વિવાહ કરવાના છે. ત્યારે દીકરો કહે છે બા! તમારે મને બંધને બાંધવો છે? મારે લગ્ન કરવા નથી; સંસારમાં શું સુખ છે? મારે લગ્ન કરવા નથી. મારે તો આજીવન બ્રહ્મચારી રહેવું છે.

બંધુઓ! જુઓ, આ જીવ કેવો વિષયોથી વિરક્ત છે ને માતા કેવી મોહ ઘેલી છે! માતા કહે છે બેટા! તું જો પરણશે નહિ તો મારે વહુ ક્યાંથી આવશે? અમારી બહેનોને સાસુ બનવાના કોડ બહુ હોય છે. ઘણી વાર વહુ ન આવી હોય ત્યાં સુધી સાસુજી વહુ વહુ કરે ને વહુ આવે એટલે હાઉ....હાઉ. અહીં માતા કહે છે મને સાસુ બનવાના કોડ છે. અરે, સંસારી મોહાંધ જીવોના ઘેલા બોલની સામે તત્ત્વદૃષ્ટિવાળા જીવો યોગ્ય જવાબ આપી શકે છે. તેની સામે બચાવ કરવા માટે મોહાંધ જીવો આડા અવળા જવાબ આપે છે. દીકરો કહે છે માતા! લગ્ન કરવાની શી જરૂર છે? ત્યારે માતા કહે છે શું મહાન પુરૂષોએ લગ્ન ન્હોતા કર્યા? ધર્મમાં કંઈ લગ્ન કરવાની ના નથી કહી. જો લગ્ન ન કરાના હોત તો એ પુરૂષો લગ્ન ન કરત. ત્યારે વીરેન્દ્રે કહ્યું-માતા! તમે મહાન પુરૂષોએ લગ્ન કર્યા હતા તે વાતનો મને દાખલો આપો છો પણ ઘણાં મહાન પુરૂષોએ લગ્ન નથી કર્યા એવાં કેટલાય દાખલા શાસ્ત્રમાં છે ઘણાંએ લગ્ન કરીને સંસાર છોડી દીધો છે અને વિજય શેઠ અને વિજયા શેઠાણી જેવા પવિત્ર જીવો પરણવા છતાં બ્રહ્મચારી રહ્યા છે. માટે વિવાહ કરવો એ કંઈ ધર્મ કૃત્ય નથી બતાવ્યું પણ બ્રહ્મચર્યનું પાલન કરવું એ કર્તવ્ય બતાવ્યું છે. એ માટેનો પુરૂષાર્થ કરવાથી કર્મના બંધનો તૂટે છે ને વાસનાઓ ઓછી થાય છે.

પુત્રની આવી સમજણ ને ડહાપણભરી વાત આગળ માતા શું બોલે? કંઈ ન બોલી પણ આંખમાં આંસુ આવી ગયા. ત્યારે પુત્ર કહે છે માતા! તું શા માટે રડે છે? તારા દિલમાં એમ થાય છે ને કે વહુ નહિ આવે તો રસોઈ કોણ કરશે? મારા

પછ કોણ હલાવશે ? બા, તું એ બાબતમાં ચિંતા ના કરીશ. હાલ આપણા પુણ્યો-દયે બધા સંયોગ છે. પણ કદાચ ભાગ્ય બદલાશે તો હું આપની બધી સેવા કરીશ અને બાપુજીને ધંધામાં પણ મદદ કરીશ બધા કામમાંથી નિવૃત્ત થઈને મારા આત્માની સાધના કરીશ પણ મારે લગ્ન કરવું નથી. માતા ! આ સંસાર માયા જાળ છે. જેમ માછીમાર જાળમાં લોટની ગોળી ભરાવીને જાળ નાંખે છે તે ભૂખ્યા માછલાને ખવડાવવાની દયાથી લોટની ગોળી નાંખતો નથી. એનામાં દયાનો ભાવ નથી પણ એને તો માછલા પકડવાનો ભાવ છે. એ લોટની ગોળી ખાવામાં લુબ્ધ બનેલું માછલું ગોળી ખાવા જતાં જાળમાં સપડાઈ જાય છે તેમ આ સંસાર પણ મોહાસક્ત માનવીરૂપી માછલાને પકડવા માટેની જાળ છે. માતાના ચિત્તમાં આ વાત ઉતરતી નથી.

બંધુઓ ! જેના જીવનમાં ધર્મનો ધબકાર બંધ પડી ગયો હોય છે તેને ગમે તેટલું સમજાવવા છતાં ધર્મ રૂચતો નથી. અને બીજા ધર્મ કરે તે પણ તેને ગમતું નથી. ભલા, તમે ધર્મ ન કરી શકતાં હો પણ જે કરે છે તેને અટકાવશો નહિ તમે તપ ન કરી શકતાં હો પણ ઘરમાં જે કોઈ કરી શકતા હોય તેને કરવા દેજો એમાં આડી જીભ ના વાપરશો જે ધર્મના કાર્યમાં અંતરાય પાડે છે તે ચીકણાં કર્મ બાંધે છે. જે કરી શકે છે તેને ધન્યવાદ આપજો એની અનુમોદના કરજો ને મનમાં એવા ભાવ લાવજો કે હું આવો તપ ક્યારે કરી શકીશ ? આવું દાન ક્યારે દઈશ ? જે કરે છે તેમને ધન્યવાદ છે. આ રીતે અનુમોદના કરશો ગુણલા ગાશો તો પણ કર્મ ખપશે.

ધર્મવાન માતાઓ પોતાના સંતાનો ધર્મ નથી કરતાં તેને ધર્મના માર્ગે વાળવા પુરૂષાર્થ કરે છે ત્યારે આ માતા ધર્મવાન દીકરાને ધર્મથી ચ્યુત કરવાના પ્રયત્ન કરે છે. દીકરાએ માતાને લગ્ન કરવાની ચોખ્ખી ના પાડી ત્યારે માતા મેડી ઉપર ચઢીને છેડો વાળીને રડવા લાગી. મારે એકનો એક દીકરો પણ મારું કહ્યું માને નહિ મને શાંતિ નહિ, મારે તો આખી જિંદગી દુઃખમાં જવાની, મારા કર્યા કર્મ મારે ભોગ-વવાના એમ કહી ખૂબ રડવા લાગી. પુત્ર ખૂબ વિનયવાન હતો. માતા પિતાની ભક્તિ કરનારો હતો. માતાને રડતી જોઈને તે કંઈ બોલ્યો નહિ મૌન રહ્યો એટલે માતા સમજી ગઈ કે મારો દીકરો લગ્ન કરવાની હા પાડે છે. જેમ કૃષ્ણ મહારાજાની પટ-રાણીઓ સત્યભામા, રૂકમણી બધા નેમજીને પરણાવવા માટે વિનવવા લાગી, મીઠી મજાક કરવા લાગી ત્યારે આ મોહનીય કર્મનું નાટક જોઈને નેમકુમારને જરા હસવું આવી ગયું ને મૌન રહ્યા ત્યારે પટરાણીઓ સમજી કે નેમકુમાર માની ગયા. અહીં માતાએ નેમકુમારની જેમ પુત્રની સંમતિ માની લીધી ને એના પતિને વાત કરી.

એક સારા ઘરની ગુણ સંપન્ન, સુશીલ અને વિનયવંતી વનિતા નામની છોકરી સાથે ધામધૂમથી વીરેન્દ્રના લગ્ન કર્યા, વહુ પરણીને આવી છોકરી ખૂબ ધર્મિ · છે.

સાંજ પડી એટલે વીરેન્દ્ર કહે છે વનિતા! ચાલ આપણે પ્રતિક્રમણ કરવા બેસીએ. પતિના વચન સાંભળીને તે ખૂબ આનંદ પામી. અહો! આજે મારું જીવન ધન્ય બની ગયું કે આવા ધર્મીષ્ઠ પતિ મને મળ્યા. આજે તો પરણીને આવે એટલે હરવા ફરવા જવાનું ને નાટક સિનેમા જોવા જવાનું હોય ત્યાં ધર્મની વાત તો યાદ જ કયાંથી આવે? બોલો, તમે કોઈ પ્રતિક્રમણ કરવાનું કહો છો? કયાંથી કહે, જ્યાં અંતરમાં મોહ ભર્યો હોય, પોતે ધર્મ સમજતો ન હોય ત્યાં બીજાને ધર્મના માર્ગે કયાંથી વાળી શકે? વીરેન્દ્રના પુણ્ય પ્રબળ એટલે પત્ની પણ અનુકૂળ મળી. બંને પ્રતિક્રમણ કરવા બેઠા. પ્રતિક્રમણ પછી ધર્મચર્ચા કરી અને પછી સૂઈ ગયા. બંને યુવાન છે પણ કોઈ જાતની આછકલી કે મોહનું વાતાવરણ જ નહિ. વીરેન્દ્ર એવો વિનયવંત છે કે માતા પિતાના દેખતાં પત્ની સામું જુવે પણ નહિ પછી બોલવાની તો વાત જ કયાં? હરવા ફરવાનું બિલકુલ નહિ. બસ, ઘરનું કામકાજ અને ધર્મ પ્રવૃત્તિ.

વીરેન્દ્રની માતાથી આ બધું સહન થતું નથી. તે એક દિવસ દીકરાને કહે છે બેટા! તું ઉદાસ કેમ રહે છે? તમારા બન્ને વચ્ચે કંઇ થયું છે? દીકરો કહે છે. ના બા. અમે તો ખૂબ આનંદથી રહીએ છીએ. તમે બેઠા મને શું ચિંતા કે દુઃખ છે કે ઉદાસ બનવું પડે! ત્યારે મોહ ઘેલી માતા કહે છે તું ગમે તેમ કહે પણ હું જોઉં છું ને કે તું તારી વહુ સાથે બોલતો ચાલતો નથી. કંઈ હસતો ખીલતો નથી કે એને લઈને બહાર ફરવા જતો નથી, ને રાત્રે પણ ચોપડી વાંચ્યા કરે છે. તો પુત્ર કહે છે બા! દિવસે દુકાને જાઉં, રાત્રે જમીને અમારે પ્રતિક્રમણ કરવાનું પછી શાસ્ત્રવાંચન અને ધર્મચર્ચા કરીએ છીએ તો કંઈક જાણવાનું મળે છે. બહાર હરવા ફરવામાં શું મળે? ને કામ વિના મળવા પણ કોને જવાનું? અને ખોટી માલ વિનાની વાતો પણ શું કરવાની? માતા સમજી ગઈ કે દીકરો માને તેમ નથી. એટલે વહુને પૂછયું – બેટા! મારો દીકરો તમારી સાથે બોલે ચાલે છે કે નહિ? વહુ કહે – બા! બહુ જ આનંદ છે. અમે ધર્મમય જીવન ગાળીએ છીએ. મહાન પુણ્ય કર્યા હોય તો આવા પતિ મળે. ત્યારે સાસુ કહે તમે બંને આવું જીવન ગાળો તો પછી શું? (હસાહસ) સાસુ બીજુ શું કહે? છેવટે શેઠને કહે છે કે જુઓ તો ખરા, આ છોકરો સંસાર–વ્યવહારમાં કંઈ સમજતો નથી. બિચારી વહુની સાથે પણ વાતચીત કે આનંદ કરતો નથી ને કોઈ દિવસ હરવા ફરવા પણ લઈ જતો નથી.

શેઠે કહ્યું કે એમાં ખોટું શું છે? લોકોના છોકરાઓ બહાર ભટકે છે તે કેટલા વ્યસની અને ઉછાંછળા બની જાય છે. ત્યારે આપણે કેવા પુણ્યવાન છીએ કે આપણો દીકરો ઘરમાં બેસીને ધાર્મિક વાંચન કરે છે. કેટલા આનંદની વાત છે ને કેટલો લાભ છે! આપણી સેવા ભક્તિ કેટલી કરે છે! આપણા કુળને ઉજ્જવળ કરે છે. અને તું કહે છે કે એની વહુ સાથે બોલતો ચાલતો નથી તો એની વહુએ તને કંઈ ફરિયાદ કરી છે?

એ કંઈ કહે છે કે મને દુઃખ છે? 'ના.' તો તું શા માટે આટલી હાય બરતળા કરે છે. એમનો જીવનરથ સીધો ચાલે છે. એમાં તું કંઈ ફેરફાર કરવા જઈશ તો તારે પસ્તાવું પડશે. તું નથી જોતી કે ખોટી લાઈને ચઢેલા દીકરાના મા બાપના હૈયે કેવી હોળી સળગતી હોય છે! આ દીકરો તને કંઈ દુઃખ આપે છે? 'ના.' તો નકામી ચિંતા ન કર. શેઠની વાત તો સાચી છે ને? પણ આ સંસારની વાડીને હરિયાળી બનાવવાની મમતામાં પડેલી શેઠાણીને પતિની વાત રૂચતી નથી. કંઈ ન ચાલ્યું ત્યારે કહે છે તમે બાપ દીકરો એક છો. હું જ જુદી છું એમ કહી રડવા લાગી.

હવે શેઠાણીના મનમાં એક જ લગની લાગી કે મારા દીકરાને સંસારનો રસ લેતો કરી દઉં. એક વખત રસ ચાખશે પછી વાંધો નહિ આવે. એમ વિચારીને તેણે સાહસ કર્યું. પણ પાછળથી તેનું પરિણામ કેવું આવશે તેનો વિચાર ન કર્યો. એણે આડોશી પાડોશીના વિલાસી રખડેલ છોકરાઓને ખાનગીમાં બોલાવીને કહ્યું કે મારા વીરેન્દ્રને જરા સંસાર વ્યવહારમાં સમજતો કરો. જરા બહાર હરવા ફરવા લઈ જાઓ. એનામાં સંસારનો વા નથી. તમે એ માટે ખર્ચની ચિંતા ના કરશો. લો, સો રૂપિયા. એમ કહી રૂ. ૧૦૦ ની નોટ એ છોકરાઓના હાથમાં આપી. પેલા રખડેલ ચાર મિત્રોએ કહ્યું – બા! તમે ચિંતા ના કરો. અમે એને બહાર હરવા ફરવા લઈ જઈશું સંગીતના સૂર સંભળાવીશું ને હોંશિયારીથી અમારા જેવો બનાવી દઈશું, પણ ખર્ચ સારો થશે. શેઠાણી કહે તમે તેની ફિકર ન કરો. એક દિવસ પેલા ચાર જણાં લાગ જોઈને વીરેન્દ્ર શાસ્ત્રવાંચન કરતો હતો તે વખતે ત્યાં પહોંચી ગયા ને કહ્યું કેમ ભાઈ! મઝામાં છે ને? તું તો કોઈ દિવસ બહાર દેખાતો નથી. એટલે અમે તારી પાસે એક વાતનો ખુલાસો કરવા આવ્યા છીએ. વીરેન્દ્ર કહે શેનો ખુલાસો? તો કહે છે અમારે ચાર મિત્રોને વિવાદ પડયો છે કે ભાગ્ય બળવાન કે પુરૂષાર્થ? તેનો ખુલાસો કરવા આવ્યા છીએ. આ સાંભળી વીરેન્દ્રને આનંદ થયો ને કહ્યું – તમે બધા આવી આધ્યાત્મિક ચર્ચામાં રસ લો છો જાણી મને ખૂબ આનંદ થયો. એને બિચારાને શું ખબર કે આમના પેટમાં શું દગો છે? એણે સરળભાવે જવાબ આપતાં કહ્યું કે બાહ્ય સંપત્તિ વિપત્તિમાં ભાગ્ય બળવાન છે ને આત્મિક ઉન્નતિ ને ગુણની પ્રાપ્તિમાં પુરૂષાર્થ બળવાન છે. મિત્ર! તેં અમારા પ્રશ્નનું સાચું સમાધાન કર્યું. તે સિવાય આત્મકલ્યાણ કેવી રીતે થાય તે વિષયમાં તે લોકોએ ચર્ચા કરવા માંડી.

વીરેન્દ્રે કહ્યું – ભાઈઓ! સૌથી પહેલાં પાંચ ઈન્દ્રિઓ ને છઠ્ઠા મનનું દમન કરો. બહારના ભૌતિક રંગરાગ ઘટાડો. હોટલના ખાનાપીના બંધ કરો. બને તેટલું બ્રહ્મચર્યનું પાલન કરો. મિત્રો કહે છે ભાઈ! મન તો ઘણું થાય પણ અમારું મન કાબૂમાં નથી રહેતું. મનને જીતવું બહુ કઠીન છે.

બંધુઓ! જો ઇન્દ્રિયો ઉપર કંટ્રોલ કરવો હોય તો પહેલાં મનને જીતવું પડશે. જો મન ઉપર અંકુશ નહિ હોય તો તમે અહીં બેઠા છો ને મન તો કયાંના કયાં ચક્કર લગાવી આવશે. મનને ઘોડાની ઉપમા આપી છે. ઉત્તરાધ્યયન સૂત્રના ૨૩ મા અધ્યયનમાં કેશી સ્વામી ગૌતમસ્વામીને પૂછે છે કે ભગવંત! તમે એવા કયા ઘોડા ઉપર સ્વાર થયાં છો કે તમને આડા અવળા માર્ગે લઈ જતો નથી? ત્યારે ગણધર ગૌતમ સ્વામી કહે છે કે,

मणो साहसिओ भीमो, दुट्ठसो परिधावई।
तं सम्मं तु निगिण्हामि, धम्मसिक्खाए कन्थगं॥ ઉત્ત. સૂ. અ. ૨૩ ગા. ૫૮

આ મન સાહસિક, ભયંકર ને દુષ્ટ ઘોડો છે. જે ચારે બાજુ દોડે છે તેને હું સારી રીતે વશમાં રાખું છું. તે ધર્મ શિક્ષાથી ઉત્તમ જાતિનો અશ્વ બની ગયો છે. એ મનરૂપી દોડતા ઘોડાને હું શ્રુતજ્ઞાનની લગામથી વશમાં રાખું છું. તેથી તે મને ઉન્માર્ગે લઈ જતો નથી. પણ સન્માર્ગે લઈ જાય છે. જેમ ગૌતમસ્વામીએ મનરૂપી ઘોડાને વશ કર્યો છે તેમ આપણે પણ મનને વશ કરવાની જરૂર છે. અંકુશ વિનાનો હાથી, લગામ વિનાનો ઘોડો, શઢ વિનાની હોડી ને બ્રેક વિનાની ગાડી બેફામ રીતે દોડે છે, તેમ વ્રત નિયમ વિનાની ઇન્દ્રિયો બેફામ દોડે છે. માટે તેને વશ કરવા માટે વ્રત નિયમોનું પાલન કરો. તમે બાર વ્રત સંપૂર્ણ અંગીકાર ન કરી શકો તો દરરોજ એકેક વ્રત આદરો. અસત્ય ન બોલવું, ચોરી ન કરવી, બ્રહ્મચર્યનું પાલન કરવું, એકેક નિયમ લઈને તેનું તમે પાલન કરો. ગમે તેટલી મુશ્કેલી પડે, પ્રાણ જાય પણ પ્રતિજ્ઞા ન છૂટવી જોઈએ. એવી દઢતાથી જે લીધેલા વ્રતનું પાલન કરે છે તે મહાન લાભ મેળવે છે.

વીરેન્દ્ર પેલા ચાર મિત્રોને પાંચ ઇન્દ્રિયો અને મનને વશ કરવાની વાત સમજાવી. બધા ઉભા થયા એટલે કહ્યું, ભાઈઓ! તમે દરરોજ આવજો. મને આવી ધર્મચર્ચા કરવામાં ખૂબ આનંદ આવે છે. પેલા ભાઈઓને તો એટલું જોઈતું હતું. એટલે કહે છે આપની સમજાવવાની શક્તિ બહુ સારી છે. અમને પણ ખૂબ આનંદ આવ્યો, ને ઘણું જાણવાનું મળ્યું. હવે અમે દરરોજ આવીશું. હવે આ રખડેલ છોકરાઓ આવશે. ભોળા વીરેન્દ્રને એમના કુડકપટની ખબર નથી. હવે શું બનશે તેના ભાવ અવસરે.

ચરિત્ર: દ્રૌપદીએ પૂર્વભવમાં કેવા કર્મો કર્યા ને કેવી રીતે નિયાણું કર્યું તે બધી વાત જંઘાચરણમુનિના મુખેથી સ્વયંવર મંડપમાં આવેલા રાજાઓએ સાંભળી. એટલે કૃષ્ણ આદિ દરેક રાજાના મનમાંથી સંશય દૂર થયો ને પાંડુરાજા તેમજ આવેલા દરેક રાજાના દિલમાં ખૂબ આનંદ થયો, દરેક રાજાઓ પ્રેમથી મળ્યા, બધા રાજાઓની

સમક્ષમાં મોટો મહોત્સવ કરીને દ્રુપદરાજાએ પાંડવો સાથે દ્રૌપદીના લગ્ન કર્યા. પોતાની દીકરીને કરિયાવરમાં ઘણું દ્રવ્ય આપ્યું.

કોડ સોનૈયા નજીક પાંડવકો, દિયા દ્રુપદ ઉદાર,
મણિ મુક્તાદિક વસ્ત્રાભરણ ભી, ગજ રથને તુખાર હો....શ્રોતા

દ્રુપદ રાજાએ પાંચ પાંડવોને એક ક્રોડ સોનૈયા રોકડા આપ્યા તેમજ પુત્રી અને જમાઈઓને હીરા, માણેક, મોતી, અને સોનાના દાગીના અને ઝરીના કિંમતી વસ્ત્રો પહેરામણીમાં આપ્યા હાથી, ઘોડા, અને રથ આપ્યા. દ્રૌપદીની સંભાળ રાખવા અઢાર દેશની દાસીઓ આપી છત્ર અને ચામર આપ્યા તે સિવાય બીજા ઘણાં દાસદાસીઓ આપ્યા દીકરી અને જમાઈ ખુશ થાય તેથી અધિક દ્રવ્ય આપ્યું અને ખૂબ આનંદપૂર્વક ધામધૂમથી પોતાની લાડીલી પુત્રીનો લગ્ન મહોત્સવ ઉજવી દ્રુપદ રાજાએ પોતાની હોંશ પૂરી કરી લગ્નનું કાર્ય પૂરું થયા પછી આવેલા બધા રાજાઓને દ્રુપદ રાજાએ યોગ્ય સત્કાર સન્માન કરીને વિદાય કર્યા.

બધા રાજાઓ વિદાય થવા લાગ્યા એટલે કૃષ્ણ વાસુદેવ પણ તૈયાર થયા કારણ કે પાંડવોને હસ્તિનાપુર જવાનું હતું, ને કૃષ્ણ વાસુદેવને દ્વારકા જવાનું હતું. એટલે તેમણે પાંડુરાજા પાસે જવા માટે રજા માંગી.

આદર કિરી પાંડુ નૃપ બોલે સુનો હરી અરદાસ,
હસ્તિનાપુર પાવન સબ કીજે, પુરો હમારી આશ હો...શ્રોતા

કૃષ્ણે જવાની આજ્ઞા માંગી ત્યારે પાંડુરાજા, ધર્મરાજા, બધા તેમને આદર કરી વળ્યા ને કહ્યું આપ તો અમારા પૂજનીય છો આપના તરફથી દરેક કાર્યમાં અમને સહાય મળી છે. આપે અમને ક્યારે પણ નિરાશ કર્યા નથી. માટે હે પરદુઃખભંજન! અમે આપને અહીંથી સીધા દ્વારકા નહિ જવા દઈએ. અત્યારે આપ સપરિવાર અમારી સાથે હસ્તિનાપુર પધારો. આપના પધારવાથી હસ્તિનાપુર પાવન થશે. પાંડુરાજાના અત્યંત આગ્રહથી કૃષ્ણ વાસુદેવ અને તેમની સાથે આવેલા ઘણાં રાજાઓ બધા હસ્તિનાપુર જવા તૈયાર થયા.

**દ્રૌપદીને સાસરે જતાં માતાએ આપેલી શિખામણ** :— દ્રૌપદી દ્રુપદ રાજા અને ચુલના રાણીની એકની એક વહાલસોયી પુત્રી હતી ને ધૃષ્ટદ્યુમ્ન કુમારની લાડલી બહેન હતી. હવે દ્રૌપદી સાસરે જાય છે ત્યારે માતા પિતાને પગે લાગે છે. તે સમયે દ્રૌપદીની માતા અશ્રુભરી આંખે વિદાય આપતી વખતે કેટલી હિત–શિખામણ આપતા કહે છે હે મારી વહાલી દીકરી! તું અમને માતા પિતાને છોડીને સાસરે જાય છે ત્યાં તારા સાસુ સસરાને માતા પિતા સમાન ગણી તેમની તું સેવા કરજે ને તેમની

આજ્ઞાનું બરાબર પાલન કરજે. હે પુત્રી ! તું તારા પતિ ઉઠે તે પહેલા વહેલી સવારમાં ઉઠી જજે. પણ આળસ કરીને પથારીમાં આળોટીશ નહિ. પતિને જમાડીને પછી તું જમજે. કુસંગે કદી ચઢીશ નહિ. સંગ કરે તો સજ્જનનો કરજે પણ દુર્જનનો ન કરીશ સવારમાં ઉઠીને દરરોજ નવકાર મંત્રનું સ્મરણ કરજે. દેવ અરિહંત, ગુરૂ નિર્ગ્રંથ અને કેવળી પ્રરૂપિત ધર્મનું શરણું ગ્રહણ કરજે, અને કદી વગર વિચારી વાણી બોલીશ નહિ મધુર અને પ્રિય લાગે તેવું વચન બોલજે, કદી કોઈની નિંદા કરીશ નહિ. અને હું પાંચ પતિની પત્ની આવી મોટી મહારાણી. મારે કેટલું સુખ છે. એવું તું અભિમાન કદી કરીશ નહિ. સાસરિયામાં સદા સરળ અને નમ્ર બનીને રહેજે. કોઇ તારા અવગુણ બોલે તો પણ તું તેના અવગુણ ન બોલીશ. પણ તેના ગુણ ગ્રહણ કરજે, હસ્તિનાપુરમાં સંત સતીજી પધારે તો તેમના દર્શન કરજે. તેમનો તું આદર સત્કાર કરજે ને તેમને સુપાત્ર દાન દેજે, કોઇ સારા કાર્યમાં તું અંતરાય પાડીશ નહિ. કોઇને અંતરાય પાડવાથી આપણને અંતરાય કર્મ બંધાય છે. તું સદા ધર્મધ્યાન કરજે.

આ પ્રમાણે ઘણી હિત શિખામણ આપતાં કહે છે કે દીકરી ! તું આજે અમને બધાંને રડતા મૂકીને પિયર છોડી સાસરે જાય છે તો બેટા ! અમારા અંતરના તને આશીર્વાદ છે કે તું સદા સુખી રહેજે. આનંદથી રહેજે પણ આ તારા માતા-પિતાને તારા કુશળ સમાચાર આપતી રહેજે. તારા વિના અમારા મહેલ આજે સૂનાં સૂનાં લાગશે. તું એક દિવસ પણ વિખુટી પડી નથી. હવે મને કેમ ગમશે ? આટલું બોલતાં માતા મૂર્છિત થઈ ગઈ. હજુ તેઓ શું શું કહેશે તેના ભાવ અવસરે.

## વ્યાખ્યાન નં-૧૧

અષાડ વદ ૧૪ ને ગુરૂવાર તા-૧૪-૭-૭૭

સુજ્ઞ બંધુઓ ! અનંત જ્ઞાની, આગમના આખ્યાતા, અને વિશ્વમાં વિખ્યાતા એવા શાસનપતિ ભગવંતે જગતના જીવોના ઉધ્ધાર માટે અમોઘ દેશના આપતાં કહ્યું કે હે જીવાત્માઓ ! તમે આ સંસારમાં સુખ માનીને મલકાઈ રહ્યા છો પણ આ સંસાર કેવો છે ? "अहो दुक्खो हु संसारो" અહો ! આ સંસાર દુઃખથી ભરેલો છે. અજ્ઞાની જીવો મોહદશાથી એમ માને છે કે આ સંસારનાં સુખો એ સાચા સુખો છે. સંસારના સુખો મને તૃપ્તિ આપશે, પરમ આનંદ આપશે, અનેરી શાંતિ આપશે, સાચું સુખ અનુભવાશે. પણ સમજો તો સંસારની કોઈ વસ્તુ સ્વાભાવિક સુખ આપી શકતી નથી. સંસાર તો દુઃખનો ભરેલો છે. તેમાં સુખ ક્યાંથી હોય ? સંસારમાં તો સુખનો દુકાળ હોય છે. જો સંસારમાં સુખની છોળો ઉછળતી હોત, સુખનો સુકાળ

હોત તો મહાન પુરૂષો સંસાર તજવા જેવો છે એમ ન કહેત. તેમ તે પોતે પણ સંસારને છોડત નહિ. સંસારમાં ભલે તમને સુખ દેખાતું હોય પણ એ સુખ નથી સુખાભાસ છે. સંસારનું એક પણ સાધન કે સ્થાન જીવને ઠારનાર નથી પણ બાળનાર છે. આવો પ્રત્યક્ષ અનુભવ હોવા છતાં જીવને સંસાર પ્રત્યેનો રાગ વધતો જાય છે. પણ જરા વિચાર કરો. આ સંસાર આનંદદાયક નથી પણ આક્રંદદાયક છે. એમાં ભારોભાર દુઃખ ભર્યું છે. સુખ તો સ્વલ્પ માત્ર છે. તેથી જ્ઞાની ભગવંતો કહે છે કે આ સસારમાં સુખનો દુકાળ છે. માટે સંસારનો રાગ ઓછો કરો.

આઠમું અંગ અંતગડ સૂત્રના આઠમા અધ્યયનના ભાવ ચાલે છે. દ્વારિકા નગરીમાં નેમનાથ ભગવાન પધાર્યા છે, તેમનો શિષ્ય પરિવાર ઘણો વિશાળ છે. ભગવાનના બધા શિષ્યો આત્માર્થી હતા કોઈ જ્ઞાનમાં, કોઈ સ્વાધ્યાયમાં તો કોઇ તપમાં લીન હતા. કોઇ તપ ન કરી શકે, જ્ઞાન ન ભણી શકે, તે તપસ્વીઓની ને જ્ઞાનીઓની શુદ્ધ ભાવે વૈયાવચ્ચ કરતા હતા. અહો! મારા સંતો આટલું બધું કરે છે ને મેં પૂર્વભવમાં એવા ચીકણા કર્મો બાંધ્યા છે કે હું કંઈ જ કરી શકતો નથી તો હું તેમની સેવા તો કરું આવી રીતે વૈયાવચ્ચ કરતાથી પણ જીવ મહાન લાભ મેળવે છે. ગૌતમ સ્વામીએ પ્રભુને પૂછયું કે वेयावच्चेणं भंते जीवे किं जणयइ? વૈયાવચ્ચ કરવાથી જીવને શું લાભ થાય છે? ત્યારે કરૂણાસાગર ભગવંતે કહ્યું કે હે ગૌતમ! वेयावच्चेणं तित्थयर नामगोत्तं कम्मं निबन्धइ। વૈયાવચ્ચ કરવાથી જીવ તીર્થંકર નામ કર્મ બાંધે છે. જુઓ તો ખરા! એક વૈયાવચ્ચ કરવામાં પણ ભગવંતે કેવો મહાન લાભ બતાવ્યો છે નેમનાથ ભગવાનના બધા સંતો ગુણની પેટી સમાન હતા. પણ અહીંયા છ અણગારની વાત ચાલે છે કારણ કે જે સમયે જેની પ્રધાનતા હોય તેમની વાત કરાય છે એટલે શાસ્ત્રકાર કહે છે "तेणं कालेणं तेणं समएणं अरहओ अरिट्ठनेमिस्स अंतेवासो छ अणगारा भायरो सहोयरा होत्था"। તે કાળને તે સમયે છ સગાભાઇઓ અરિહંત એવા અરિષ્ટનેમિ ભગવાનના અંતેવાસી (શિષ્ય) થયા. આ છ ભાઈઓ કોના પુત્ર છે ને કેવી ઋદ્ધિ છોડીને દીક્ષા લીધી છે તે વાત પછી આવશે. હવે આપણે અહીં એ વાત સમજવી છે કે દીક્ષા ક્યારે લઇ શકાય? સંસારનો મોહ છૂટે, કાયાનો રાગ છૂટે ત્યારે સંયમ લઈ શકાય છે પણ તમને તો સંસારનો કેટલો મોહ છે! કંઇક જીવો સંસાર સુખનો મોહ છોડી શકે છે પણ આ કાયાનો મોહ છોડી શકતા નથી. તેથી કહે છે કે લોચ કરવો પડે, સ્વાદ જીતવા પડે આ બધું મારાથી સહન થાય નહિ. એ અજ્ઞાની જીવને ખબર નથી કે આ કાયા કેવી છે?

તારી કાયા કરમાઇ જશે, કંચન જેવી કાયા કરમાઈ જશે,
ગોરી ગોરી ચામડીને અંગો સુવાળા, દર્પણમાં દેખી તું કરે ચેનચાળા,
એક ચપટીમાં ચાળા ભુલાશે, જ્યારે કાયા કરમાઇ જશે.

દેહમાંથી હંસલો ચાલ્યા ગયા પછી બધું ગેઝ માત્ર થઈ જાય. માટે એનો મોહ છોડી દો. ભગવાન મહાવીર સ્વામીનો જીવ ત્રેવીસમા ભવે પ્રિયમિત્ર નામે ચક્રવર્તિ હતા. ચક્રવર્તિઓ મહાસત્તાસંપન્ન, મહાન વૈભવશાળી હોય છે પ્રિયમિત્ર ચક્રવર્તિએ વૈભવ, સત્તા, ભોગ, સન્માન આ બધું છોડીને દીક્ષા લીધી. જેમને ત્યાં છ છ ખંડની સાહ્યબી હોય તેનાં સુખો કેવાં હોય? એમની કાયા પણ કેવી સુકુમાલ હોય! છતાં સંયમના કઠીન માર્ગે ચાલી નીકળ્યા. તેમનું આયુષ્ય ૮૪ લાખ પૂર્વનું હતું. તેમાં ૮૩ લાખ પૂર્વ વીતી ગયાં ને ૮૪ના લાખ પૂર્વમાં પણ ૯૯૯૯૯ પૂર્વો પસાર થઈ ગયા. માત્ર છેલ્લા એક જ પૂર્વમાં ૭૦૫૫૯ અબજ વર્ષો પણ પૂરા થયા ને છેલ્લા એક અબજ વર્ષમાં ૯૯ ક્રોડ વર્ષો પસાર થઈ ગયા. માત્ર છેલ્લા એક ક્રોડ વર્ષ બાકી રહ્યા ત્યારે દીક્ષા લીધી હતી. તેમના આટલા લાંબા આયુષ્ય પ્રમાણે એક ક્રોડ વર્ષ તો પાછલી ઉંમર કહેવાય. તમે શું કહો? હવે શું કહું?

બંધુઓ! વિચાર કરો, તેમણે જિંદગીનો મોટો ભાગ ચક્રવર્તિપણાનાં સુખમાં પસાર કર્યો. પાછલી ઉંમરે સંયમ લીધો. આ કેટલું કઠીન છે! આજે ગમે તેવો શ્રીમંત દીક્ષા લે તો પણ ચક્રવર્તિ જેટલું સુખ તો નહિ ને? તમારે તો કેટલી વેઠ કરવાની. તેમની અપેક્ષાએ તમારા સુખ કેવા? તેમાં પ્રૌઢ અવસ્થામાં પણ સંયમ લેવાની વાત કેટલી કઠીન છે! પ્રિયમિત્રચક્રવર્તિએ સંયમ લઈને સંયમી જીવનમાં ઘોર તપશ્ચર્યા કરી. ઉગ્ર પરિષહોનાં કષ્ટો એમણે સહેલાં માનીને હસ્તે મુખડે વધાવી લીધા. એમની અપેક્ષાએ આજે મામૂલી તપ, સંયમ અને પરિષહોનાં કષ્ટો વેઠવા પણ કઠીન લાગે છે. આ બાબતમાં વિચાર કરજો કે છ છ ખંડની સાહ્યબીના ધણીએ આવા કષ્ટો વેઠયા.. મોક્ષ મેળવવા માટે આટલી જહેમત ઉઠાવી એ તો શું મારે ન ઉઠાવવી જોઈએ? એ છ ખંડના ધણી હતાં ને હું તો છ ઓરડાનો પણ માલિક નથી. છતાં મારાથી સંસાર કેમ ન છૂટે? ટૂંકમાં કાયાનો મોહ ઉતરે તો દીક્ષા લઈ શકાય એક ન્યાય આપું, આ કાયા કોના જેવી? કાયા મફતખાઉ મહેમાન જેવી છે.

કાયા મફતખાઉ મહેમાન જેવી શા માટે કહી? સાંભળો. તમારે ઘેર કોઈ મહેમાન આવ્યાં છે. તેને તમારાથી સાદું ભોજન તો જમાડી શકાય તેમ નથી. એને દૂધપાક, શીખંડ કે શીરો પૂરી જમાડવા પડે છે ને? હવે એ મહેમાનને જમાડો ત્યારે ભેગા તમને પણ એ મિષ્ટાન્ન જમવા મળે છે ને? જમતી વખતે રસેન્દ્રિયને તો આનંદ આવે છે. છતાં તેમાં પૈસા અને મહેનત વેડફાઈ જતાં લાગે છે ને કે મહેમાન આવ્યા એટલે મારો સમય બગડયો ખર્ચ થયો.. બસ આવી રીતે આધ્યાત્મિક દૃષ્ટિથી વિચાર કરશો તો સમજાશે કે સંસારનાં દુન્યવી સુખો, એની પાછળ વેઠાતાં કષ્ટો અને ધનનો વ્યય આ બધું મફતખાઉ મહેમાન જેવી કાયામાં વેડફાઈ જાય છે. અરે, વધુ તો શું કહું

હોત તો મહાન પુરૂષો સંસાર તજવા જેવો છે એમ ન કહેત. તેમ તે પોતે પણ સંસારને છોડત નહિ. સંસારમાં ભલે તમને સુખ દેખાતું હોય પણ એ સુખ નથી સુખાભાસ છે. સંસારનું એક પણ સાધન કે સ્થાન જીવને ઠારનાર નથી પણ બાળનાર છે. આવો પ્રત્યક્ષ અનુભવ હોવા છતાં જીવને સંસાર પ્રત્યેનો રાગ વધતો જાય છે. પણ જરા વિચાર કરો. આ સંસાર આનંદદાયક નથી પણ આક્રંદદાયક છે. એમાં ભારોભાર દુઃખ ભર્યું છે. સુખ તો સ્વલ્પ માત્ર છે. તેથી જ્ઞાની ભગવંતો કહે છે કે આ સંસારમાં સુખનો દુકાળ છે. માટે સંસારનો રાગ ઓછો કરો.

આઠમું અંગ અંતગડ સૂત્રના આઠમા અધ્યયનના ભાવ ચાલે છે. દ્વારિકા નગરીમાં નેમનાથ ભગવાન પધાર્યા છે, તેમનો શિષ્ય પરિવાર ઘણો વિશાળ છે. ભગવાનના બધા શિષ્યો આત્માર્થી હતા. કોઈ જ્ઞાનમાં, કોઈ સ્વાધ્યાયમાં તો કોઇ તપમાં લીન હતા. કોઇ તપ ન કરી શકે, જ્ઞાન ન ભણી શકે, તે તપસ્વીઓની ને જ્ઞાનીઓની શુદ્ધ ભાવે વૈયાવચ્ચ કરતા હતા. અહો! મારા સંતો આટલું બધું કરે છે ને મેં પૂર્વભવમાં એવા ચીકણા કર્મો બાંધ્યા છે કે હું કંઈ જ કરી શકતો નથી તો હું તેમની સેવા તો કરું. આવી રીતે વૈયાવચ્ચ કરવાથી પણ જીવ મહાન લાભ મેળવે છે. ગૌતમ સ્વામીએ પ્રભુને પૂછયું કે वेयावच्चेणं भंते जीवे किं जणयइ? વૈયાવચ્ચ કરવાથી જીવને શું લાભ થાય છે? ત્યારે કરૂણાસાગર ભગવંતે કહ્યું કે હે ગૌતમ! वेयावच्चेणं तित्थयर नामगोत्तं कम्मं निबन्धइ! વૈયાવચ્ચ કરવાથી જીવ તીર્થંકર નામ કર્મ બાંધે છે. જુઓ તો ખરા! એક વૈયાવચ્ચ કરવામાં પણ ભગવંતે કેવો મહાન લાભ બતાવ્યો છે નેમનાથ ભગવાનના બધા સંતો ગુણની પેટી સમાન હતા. પણ અહીંયા છ અણગારની વાત ચાલે છે કારણ કે જે સમયે જેની પ્રધાનતા હોય તેમની વાત કરાય છે એટલે શાસ્ત્રકાર કહે છે "तेणं कालेणं तेणं समएणं अरहओ अरिट्ठनेमिस्स अंतेवासी छ अणगारा भायरो सहोयरा होत्था"! તે કાળને તે સમયે છ સગાભાઈઓ અરિહંત એવા અરિષ્ટનેમિ ભગવાનના અંતેવાસી (શિષ્ય) થયા. આ છ ભાઈઓ કોના પુત્ર છે ને કેવી ઋધ્ધિ છોડીને દીક્ષા લીધી છે તે વાત પછી આવશે. હવે આપણે અહીં એ વાત સમજવી છે કે દીક્ષા ક્યારે લઇ શકાય? સંસારનો મોહ છૂટે, કાયાનો રાગ છૂટે ત્યારે સંયમ લઈ શકાય છે પણ તમને તો સંસારનો કેટલો મોહ છે! કંઇક જીવો સંસાર સુખનો મોહ છોડી શકે છે પણ આ કાયાનો મોહ છોડી શકતા નથી. તેથી કહે છે કે લોચ કરવો પડે, સ્વાદ જીતવા પડે આ બધું મારાથી સહન થાય નહિ. એ અજ્ઞાની જીવને ખબર નથી કે આ કાયા કેવી છે?

તારી કાયા કરમાઇ જશે, કંચન જેવી કાયા કરમાઈ જશે,
ગોરી ગોરી ચામડીને અંગો સુવાળા, દર્પણમાં દેખી તું કરે ચેનચાળા,
એક ચપટીમાં ચાળા ભુલાશે, જ્યારે કાયા કરમાઇ જશે.

દેહમાંથી હંસલો ચાલ્યા ગયા પછી [illegible]. માટે એના મોહ છોડી દો. ભગવાન મહાવીર સ્વામીનો જીવ ત્રેવીસમા ભવે પ્રિયમિત્ર નામે ચક્રવર્તિ હતા. ચક્રવર્તિઓ મહાસત્તાસંપન્ન, મહાન વૈભવશાળી હોય છે પ્રિયમિત્ર ચક્રવર્તિએ વૈભવ, સત્તા, ભોગ, સન્માન આ બધું છોડીને દીક્ષા લીધી. જેમને ત્યાં છ છ ખંડની સાહ્યબી હોય તેનાં સુખો કેવાં હોય ? એમની કાયા પણ કેવી સુકુમાલ હોય ! છતાં સંયમના કઠીન માર્ગે ચાલી નીકળ્યા. તેમનું આયુષ્ય ૮૪ લાખ પૂર્વનું હતું. તેમાં ૮૩ લાખ પૂર્વ વીતી ગયાં ને ૮૪મા લાખ પૂર્વમાં પણ ૯૯૯૯૯ પૂર્વો પસાર થઈ ગયા. માત્ર છેલ્લા એક જ પૂર્વમાં ૭૦૫૫૯ અબજ વર્ષો પણ પૂરા થયા ને છેલ્લા એક અબજ વર્ષમાં ૯૯ ક્રોડ વર્ષો પસાર થઈ ગયા. માત્ર છેલ્લા એક ક્રોડ વર્ષ બાકી રહ્યા ત્યારે દીક્ષા લીધી હતી. તેમના આટલા લાંબા આયુષ્ય પ્રમાણે એક ક્રોડ વર્ષ તો પાછલી ઉંમર કહેવાય. તમે શું કહો ? હવે શું કરું ?

બંધુઓ ! વિચાર કરો, તેમણે જિંદગીનો મોટો ભાગ ચક્રવર્તિપણાનાં સુખમાં પસાર કર્યો. પાછલી ઉંમરે સંયમ લીધો. આ કેટલું કઠીન છે ! આજે ગમે તેવો શ્રીમંત દીક્ષા લે તો પણ ચક્રવર્તિ જેટલું સુખ તો નહિ ને ? તમારે તો કેટલી વેઠ કરવાની. તેમની અપેક્ષાએ તમારા સુખ કેવા ? તેમાં પ્રૌઢ અવસ્થામાં પણ સંયમ લેવાની વાત કેટલી કઠીન છે ! પ્રિયમિત્રચક્રવર્તિએ સંયમ લઈને સંયમી જીવનમાં ઘોર તપશ્ચર્યા કરી. ઉગ્ર પરિષહોનાં કષ્ટો એમણે સહેલાં માનીને હસ્તે મુખડે વધાવી લીધા. એમની અપેક્ષાએ આજે મામૂલી તપ, સંયમ અને પરિષહોનાં કષ્ટો વેઠવા પણ કઠીન લાગે છે. આ બાબતમાં વિચાર કરજો કે છ છ ખંડની સાહ્યબીના ધણીએ આવા કષ્ટો વેઠયા. મોક્ષ મેળવવા માટે આટલી જહેમત ઉઠાવવીએ તો શું મારે ન ઉઠાવવી જોઈએ ? એ છ ખંડના ધણી હતાં ને હું તો છ ઓરડાનો પણ માલિક નથી. છતાં મારાથી સંસાર કેમ ન છૂટે ? ટૂંકમાં કાયાનો મોહ ઉતરે તો દીક્ષા લઈ શકાય એક ન્યાય આપું, આ કાયા કોના જેવી ? કાયા મફતખાઉ મહેમાન જેવી છે.

કાયા મફતખાઉ મહેમાન જેવી શા માટે કહી ? સાંભળો. તમારે ઘેર કોઈ મહેમાન આવ્યાં છે તેને તમારાથી સાદું ભોજન તો જમાડી શકાય તેમ નથી. એને દૂધપાક, શીખંડ કે શીરો પૂરી જમવા પડે છે ને ? હવે એ મહેમાનને જમાડો ત્યારે ભેગા તમને પણ એ મિષ્ટાન જમવા મળે છે ને ? જમતી વખતે રસેન્દ્રિયને તો આનંદ આવે છે. છતાં તેમાં પૈસા અને મહેનત વેડફાઈ જતાં લાગે છે ને કે મહેમાન આવ્યા એટલે મારો સમય બગડયો ખર્ચ થયો. બસ આવી રીતે આધ્યાત્મિક દૃષ્ટિથી વિચાર કરશો તો સમજાશે કે સંસારનાં ક્ષણિક સુખો, એની પાછળ વેઠાતાં કષ્ટો અને ધનનો વ્યય આ બધું મફતખાઉ મહેમાન જેવી કાયામાં વેડફાઈ જાય છે. અરે, વધુ તો શું કહું

ભાઈ ! આ કાયા મફતખાઉ મહેમાન જેવી છે એટલું નહિ પણ આત્માનું નિકંદન કાઢનારી છે. કારણ કે આ કાયા જે મોજશોખ અને અમનચમન ઉડાવે છે એ માટેનું પુણ્ય એણે ઉપાર્જન કર્યું ન હતું કે ઉપાર્જન કરવામાં સહાય પણ કરી ન હતી. તેથી તે મફતખાઉ છે. અને બીજુ કાયા જેટલા પ્રમાણમાં આત્માનું પુણ્ય અને પૈસા ખાય છે એટલા પ્રમાણમાં કંઈ નવું પુણ્ય ઉપાર્જન કરી આપતી નથી. અને પુણ્ય ઉપાર્જન કરનારી સાધના પણ કરતી નથી, પણ એવા આરંભ સમારંભ ને વિષય વિલાસ કરે છે કે આત્મામાં અઢળક પાપનો પુંજ ભરી દે છે. એટલે પરલોકમાં આત્માનું નિકંદન નીકળી જાય છે, પરિણામે આત્માને પરલોકમાં ઘોર ત્રાસને વેદનાઓ ભોગવવી પડે છે. ટૂંકમાં મારો કહેવાનો આશય એ છે કે મહેમાન મફતખાઉ હોય પણ આપણું નિકંદન કાઢનારો ન હો. જ્યારે આ કાયા તો મફતખાઉને ઉપરથી આત્માનું નિકંદન કાઢનારી છે, માટે એનો રાગ છોડીને તપ ત્યાગમાં જોડી દો.

છ અણગારો નેમનાથ ભગવાનના અંતેવાસી શિષ્યો હતા. તે છ સગા ભાઈ તો હતા એટલું જ નહિ પણ કેવા હતા ? "सरिसया, सरित्तया, सरिसव्वया" જેઓ જ્ઞાનમાં સમાન હતા. સૌંદર્ય તથા વયમા જાણે સમાન હતા. નેમનાથ પ્રભુના શિષ્યમંડળમાં આવા છ અણગારો હતા. એક જ માતાએ જન્મ આપ્યો હતો. તેઓ અપર અપર માતાના ન હતાં. જેમનો વર્ણ, શરીરની કાંતિ ઉંચાઈ, નીચાઈ બધું એક સરખું હતું એમના મુખ ઉપર સૌમ્યતા હતી, આવા પવિત્ર અને ચારિત્રસંપન્ન મુનિઓ ભલે કંઈ ન બોલે પણ સામી વ્યક્તિને તેમને જોઈને આકર્ષણ થાય છે. ઉત્તરાધ્યયન સૂત્રના વીસમાં અધ્યયનમાં અનાથી નિગ્રંથ અને શ્રેણીક રાજાની વાત આવે છે. એક વખત શ્રેણીક મહારાજા મંડિકુક્ષ નામના બગીચામાં ફરવા માટે ગયા. આ બગીચામાં શ્રેણીક રાજા એક બે વાર નહિ પણ ઘણી વાર ગયા હતા. પણ આજે એ બગીચામાં પગ મૂકતાં તેમના અંતરમાં અનોખો આનંદ થયો. મન મયૂર નાચવા લાગ્યો. અંતરનો ઉકળાટ શમી ગયો. વિષાદનાં વાદળ વિખરાઈ ગયા. આવું આહ્લાદકારી વાતાવરણ જોઈને શ્રેણીક રાજા વિચારમાં પડી ગયા કે અહો ! આ બગીચામાં તો હું ઘણી વખત આવ્યો પણ આવી અદ્‌ભૂત શીતળતાનો કે શાંતિનો મને અનુભવ થયો નથી. આજે વાતાવરણ આવું પવિત્ર કેમ લાગે છે ? એમ વિચાર કરતાં શ્રેણીક મહારાજા આગળ ચાલ્યા. આગળ જઈને જોયું તો એક વૃક્ષ નીચે એક પંચ મહાવ્રતધારી પવિત્ર સંતને ધ્યાનાવસ્થામાં બેઠેલા જોયા. એ સાધુનું ઉત્કૃષ્ટ અને અનુપમ રૂપ જોઈને રાજાને ખૂબ આશ્ચર્ય થયું બોલી ઉઠયા કે.

अहो वण्णो अहो रुवं, अहो अज्जस्स सोमया।
अहो खन्ती अहो मुत्ती, अहो भोगे असंगया ॥ ઉત્ત. અ. ૨૦ ગા. ૬

અહો ! શું આ મુનિનો વર્ણ છે ! શું એનું રૂપ છે ! શું એની સૌમ્યતા છે ! શું એની ક્ષમા ને નિર્લોભિતા છે ! અને શું એમની ભોગો પ્રત્યેની અસંગતતા છે ! આ મુનિનું ઉત્કૃષ્ટ અને અનુપમ રૂપ અને સૌંદર્ય જોઇને ખુદ શ્રેણીક મહારાજાને ઘણું આશ્ચર્ય થયું. કોઇ વિશિષ્ટ પ્રકારની વસ્તુ કે વાત જે કદી દેખી કે સાંભળી ન હોય તે જોવા કે સાંભળવાથી આશ્ચર્ય થાય છે. પણ સામાન્ય વસ્તુ કે વાત દેખવા કે સાંભળવાથી આશ્ચર્ય થતું નથી. તેમ આ મુનિનું રૂપ જો સામાન્ય હોત તો શ્રેણીક રાજાએ આશ્ચર્ય ન થાત કારણ કે શ્રેણીક રાજા પોતે જ ખૂબ સૌંદર્યવાન હતા. એમનું રૂપ એટલું બધું હતું કે એક વખત એમના પિતાએ એમની ખૂબ પરીક્ષા કરીને તેમને રાજ્ય આપવાનું નક્કી કર્યું તે એમના મોટાભાઈઓથી સહન ન થયું. છેવટે તેમના પિતા પ્રસેનજિત રાજાએ તેમને પોતાના રાજ્યમાંથી બહાર વિદાય કરી દીધા. ત્યારે જંગલમાં એક દેવી તેમની પાસે આવીને વૈભવ અને સંસાર સુખનું પ્રલોભન આપવા લાગી પણ શ્રેણીકે તેનો સ્વીકાર ન કર્યો. તે પોતાના ચારિત્રમાં દૃઢ રહ્યા. એમની દૃઢતા જોઇને દેવી તેમના ઉપર પ્રસન્ન થઇને ચિંતામણી રત્ન આપ્યું.

બંધુઓ ! હવે તમને સમજાય છે ને કે શ્રેણીક મહારાજાનું રૂપ કેવું હતું ? જેનું રૂપ જોઈને દેવીઓ પણ આકર્ષાય. તેવા શ્રેણીક રાજા મુનિને જોઈને બોલ્યા કે અહાહા....કેટલી પવિત્રતા છે કે જેમના પ્રભાવથી આ મારો બગીચો મનોહર બની ગયો છે. આટલો મનોહર કદી આ બગીચો ન હતો. જેમ ચંદ્રના પ્રકાશથી તારાઓનો સમૂહ વધુ તેજસ્વી બને છે તેમ આ મુનિના રૂપનો પ્રકાશ એવો છે કે તેના કિરણોથી આ બગીચો રમ્ય ને મનોહર બની ગયો છે. આ મુનિના રૂપની તુલના કરવા માટે દેવો અને ઇન્દ્રો પણ સમર્થ નથી. એવા મુનિને જોઈને શ્રેણીક રાજા મુગ્ધ બની ગયા ને ઘોડા ઉપરથી નીચે ઉતરી વંદન નમસ્કાર કર્યા. જુઓ, મુનિએ શ્રેણીક રાજાને બોલાવ્યા હતાં ? કંઈ આદર સત્કાર કર્યો હતો ? 'ના.' એ તો મુનિના ચારિત્રનું તેજ, સૌમ્યતા બધું જોઇને સહેજે આકર્ષાયા. જેમ મુનિનું રૂપ ખૂબ હતું તેમ આ છ અણગારો એક માડીના જાયા અને રૂપ, ગુણ, અને જ્ઞાનમાં સરખા હતા. આ મુનિઓનું રૂપ જોઈને ભલભલા આશ્ચર્ય પામી જતાં હતાં, એક જ માતાના છ છ સંતાનો સંસાર છોડી સંયમી બને તે કંઈ જેવી તેવી વાત નથી, એ માતા પણ કેવી સુસંસ્કારીને આદર્શ હશે ! આદર્શવાન માતાના સંતાનો આદર્શવાન હોય છે. માતાના સુસંસ્કારોથી સંતાનોના જીવનનું ઘડતર થાય છે. કંઈક માતાઓ એવી મોહઘેલી હોય છે કે આદર્શવાન પુત્રને સંસારના ફંદામાં નાખવા માટે કેવા કેવા પ્રયત્નો કરે છે ને તેનું પરિણામ કેવું ભયંકર આવે છે તે આગળના ચાલુ દૃષ્ટાંતથી સ્પષ્ટ થશે.

વીરેન્દ્ર ખૂબ ધર્મીષ્ઠ ને ચારિત્રવાન હતો. એની માતાએ એને સંસાર સુખનો રસીક બનાવવા માટે ચાર રખડેલ છોકરાઓનો સંગ કરાવ્યો. અમૃતના કુંભમાં હાથે

કરીને ઝેર રેળવ્યું. પેલા ચાર મિત્રોએ ધર્મચર્ચા કરી તેથી વીરેન્દ્રને ખૂબ આનંદ થયો. એના મનમાં થયું કે આવા યુવાનો જો આવી ચર્ચા કરતાં ધર્મ પામી જાય તો એમનું જીવન સુધરી જાય. આવો વિચાર કરીને કહ્યું કે ફરીને પાછા જરૂર આવજો. યુવાનોને એટલું તો જોઈતું હતું. આ તો દરરોજ આવવા લાગ્યા. રોજ શાસ્ત્રવાંચન, ધર્મચર્ચા કરતા હતા. આમ કરતાં એક દિવસ સંગીતની વાતો વિષે ચર્ચા કરી કે સંગીત સહિત આધ્યાત્મિક ગીતો ગાવાથી પણ પ્રભુ ભક્તિમાં લીન બની શકાય છે. આ વાતમાં વીરેન્દ્રને રસ પડયો એટલે એક મિત્રે સંગીતના તાલ સાથે આધ્યાત્મિક ભજન ગાયું. વીરેન્દ્રને ખૂબ ગમ્યું એટલે પેલા મિત્રો કહે છે અમે રોજ તારે ઘેર આવીએ છીએ તો હવે એમ કરો. એકેક દિવસનો બધાને ત્યાં પોગ્રામ ગોઠવીએ. સંગીતમાં આકર્ષાયેલો વીરેન્દ્ર હવે મિત્રોને ઘેર જવા લાગ્યો. ત્યાં તેને ખૂબ આનંદ આવવા લાગ્યો. એક દિવસ મિત્રો કહે છે કે આપણે ઘરમાં ગાઈએ તેના કરતાં બગીચાનું વાતાવરણ ખૂબ આલ્હાદક હોય. ત્યાં ગાવાની ખૂબ મઝા આવે. વીરેન્દ્ર કહે ભલે. બીજે દિવસે બગીચામાં પોગ્રામ ગોઠવ્યો ને ત્યાં સંગીત સાથે એના ભાવાર્થની વિચારણા કરવા લાગ્યા. હવે ત્યાં એને ખૂબ રસ પડયો.

બંધુઓ! કુસંગનું પરિણામ કેવું ભયંકર આવે છે તે સાંભળજો. વીરેન્દ્રને બહાર જવું આવવું ગમતું ન હતું પણ હવે તો એવો રસ લાગ્યો કે મિત્રો સાથે બહાર જવા આવવા લાગ્યો. એની માતાએ પેલા મિત્રોને પૈસા આપી રાખ્યા હતા. તેમાંથી નાસ્તાપાણી વિગેરે લાવીને બગીચામાં ખાવા લાગ્યા. વીરેન્દ્ર ખાતો નથી પણ પરાણે તેને ખાવા બેસાડતાં હતાં, હવે તો મિત્રોના સંગમાં ખેંચાયો. વાતચીતમાં પણ આધ્યાત્મિક વાતચીત છોડી બીજી વાતો પણ થવા લાગી.

"કપટ કરીને વેશ્યાને ઘેર લઈ ગયેલા મિત્રો": હજુ વીરેન્દ્રને આધ્યાત્મિક વાતો સિવાય બીજી વાતોમાં કે બહારે ખાવામાં રસ નથી પણ મિત્રો ખૂબ આગ્રહ કરે એટલે તેનો ઈન્કાર કરી શકતો નથી. પણ એક વાત નક્કી છે કે માણસ જેવા સંગમાં રહે તેવો રંગ લાગ્યા વિના રહેતો નથી. વળી અનાદિકાળથી જીવને વાસનાના સંસ્કારો તો છે. તેમાં વારંવાર આવો સંગ થાય એટલે એ વાસનાના સંસ્કાર જાગૃત થયા વિના રહે નહિ. હવે વીરેન્દ્રને ધીમે ધીમે રસ લાગવા માંડયો. મિત્રો એની માતાને ખુશખબર આપતા રહે છે ને પૈસા માંગતા જાય છે. મોહઘેલી માતા પૈસા આપે છે ને ખુશ થતાં કહે છે હજુ મારો વીરેન્દ્ર એની પત્ની સાથે હસે, બોલે, હરવા ફરવા જાય એવું કંઈક કરો.

આ માતાને કેવા કોડ છે! દીકરો માતા પિતાની કેટલી મર્યાદા રાખે છે ત્યારે માતા મર્યાદાનો ભંગ કરાવવા ઈચ્છી રહી છે. બસ, એને એક જ ધૂન છે કે મારા દીકરાને સંસાર સુખનો રસીયો બનાવું પણ એને ખબર નથી કે મારા પુત્રને —

રહ્યું ટોળી કેટલી હદે પહોંચાડી દેશે! માતાના કહેવાથી પેલા મિત્રોએ નવો કીમીયો રચ્યો. વેશ્યા પાસે જઈને બધી વાત કહી સંભળાવી. એક દિવસ આધ્યાત્મિક ભજનો સાંભળવામાં વીરેન્દ્રને તલ્લીન બનેલો જોઈને એક મિત્રે કહ્યું - એક બાઈ મીરાં બાઈ જેવી ધર્મિષ્ઠ છે ને આધ્યાત્મિક સ્તવનો બહુ મધુર કંઠે ગાય છે. જો તારી ઈચ્છા હોય તો આપણે બધાં જઈએ તારા જેવો મિત્ર મળ્યો ને ભાગ્ય ખુલી ગયા. અમને પણ તારા સંગમાં રહીને એમ થાય છે કે આ જીવનમાં આધ્યાત્મિક જ્ઞાન તો મેળવવું જોઈએ. તેનું શ્રવણ-મનન કરવું જોઈએ, બોલ, તારી ઈચ્છા છે? વીરેન્દ્રે હા પાડી એટલે દિવસ નક્કી કર્યો ને ઉપડયા વેશ્યાને ઘેર, વેશ્યાએ સફેદ સાડી પહેરી હતી. હાથમાં માળા હતી- કોઈ યોગીની જેવી લાગતી હતી. કોઈ પુરૂષના સામું ન જોતી હોય તેમ નીચું જોઈને વાતચીત કરવા લાગી ને વિનયપૂર્વક અજાણી થઈને પૂછયું-ભાઈઓ! આજે મારે ઘેર આપનું પધારવાનું કેમ બન્યું? ત્યારે મિત્રોએ કહ્યું-આ અમારો મિત્ર ખૂબ ધર્મીષ્ઠ છે. તેને ખબર પડી કે આપ આત્મિક રસથી ભરપૂર ગીતોને પદો સારા ગાવ છો આપનો કંઠ પણ મધુર છે એટલે સાંભળવા માટે આવ્યાં છીએ. ત્યારે વેશ્યાએ કહ્યું-ભલે પધાર્યા. પણ મારામાં એવી કંઈ આવડત નથી. એમ કહીને નમ્રતા બતાવી પણ પેલા મિત્રોએ કહ્યું-ના....ના... આપને ઘણાં સુંદર પદો આવડે છે. અમારા આ મિત્રને સાંભળવાની ખૂબ ઈચ્છા છે. સંભળાવો. એટલે વેશ્યાએ ગીત લલકાર્યું. એક તો મધુર કંઠ, બીજું વેશ સાદો અને પદો પણ ખૂબ આધ્યાત્મિક એટલે વીરેન્દ્રને તો ખૂબ મઝા આવી. પેલા મિત્રો પણ બોલવા લાગ્યાં કે અહો! કેવા સુંદર પદો છે! આ સંસાર કેવો અસાર છે, વૈરાગ્ય કેવો છે ને કેટલું સુંદર આત્મસ્વરૂપ સમજાવ્યું છે? એમ કહી ખૂબ પ્રશંસા કરી.

દેવાનુપ્રિયો! વીરેન્દ્ર કેટલી સીધી લાઈનનો છોકરો છે પણ આ એક સ્ત્રીના મધુર કંઠે ગવાતાં ગીતોના શ્રવણમાં ભાન ભૂલ્યો. અત્યાર સુધી તો એ આત્મિક પદો સાંભળવા માટે આવ્યો છે પણ એને ખબર નથી કે આ બધી માયાના રંગીન ચાદર બિછાવેલી છે. આ બધો દંભ છે. કોઈ દિવસ બહાર ગયો નથી એટલે એને ખબર નથી કે આ કોનું ઘર છે? વળી મારા જેવાં ધર્મપ્રેમી યુવકે સ્ત્રીના સંગથી ખાસ દૂર રહેવું જોઈએ. સ્ત્રીના કોકીલ કંઠનો રણકાર, એના હાવભાવ, એની સાથે વાત-ચીત કરવી આ બધું સદાચારી પુરૂષો માટે ત્યાજ્ય છે. આ બધો ઉંડો વિચાર કર્યો નહિ ને મિત્રોના વિશ્વાસે ખોટા ભ્રમમાં ભરમાઈ ગયો. એક વખત મિત્રોના આગ્રહથી આધ્યાત્મિક પદ સાંભળવા માટે આવનાર વીરેન્દ્રને વેશ્યાના મધુર કંઠ પાછળ આકર્ષણ ઉભું થયું. એટલે ફરીને સાંભળવા આવવાની લગની લાગી. તેણે વેશ્યાને કહ્યું અમને તો બહુ આનંદ આવ્યો. અમે કાલે સાંભળવા આવીએ તો સંભળાવશોને? એને તો એટલું જોઈતું હતું. એટલે કહ્યું-ભલે ભાઈ. તમારી ઈચ્છા હોય તો જરૂર આવજો. મને પણ સત્સંગનો લાભ મળશે, મને આવડશે તેવા પદો સંભળાવીશ.

વીરેન્દ્રના મિત્રોને આનંદ થયો. અહો ! આપણી મહેનત સફળ થઈ. માછલું જાળમાં સપડાઇ ગયું. હવે વાંધો નહિ આવે. અત્યાર સુધી મિત્રો વીરેન્દ્રને બોલાવવા જતા હતાં હતાં. પણ આજે તો વિરેન્દ્ર વહેલો તૈયાર થઈને મિત્રોને બોલાવવા ગયો. બધા ભેગા થઈને વેશ્યાને ઘેર ગયા. આધ્યાત્મિક પદોની રમઝટ શરૂ થઇ. વીરેન્દ્ર સાંભળવામાં એકતાન બની ગયો. આગળ શું બનશે તેના ભાવ અવસરે.

ચરિત્ર:- દ્રૌપદી પરણીને સાસરે જાય છે. ત્યારે તેની માતાએ તેને ઘણી હિત શિખામણ આપી.

બેટી ! માત પડી અબ છેટી, બોલી આંસુ ડાર,
આવે ભાત સાથ સહ થારે, હસ્તિનાપુર તક લાર હો શ્રોતા....

બેટા ! હવે તો તારે ને મારે ઘણું છેટું પડશે. હવે તું ક્યારે મળીશ ? રજવાડામાં દીકરી ઝટઝટ પીયર ન આવી શકે. દ્રૌપદી માતાના કોટે વળગી પડી ને ખૂબ રડી. માતા પણ ખૂબ રડી છેવટે માતા હિંમત કરીને કહે છે બેટા ! તારો ભાઈ હસ્તિનાપુર તારી સાથે આવે છે. તું સાચવીને જજે. આનંદમાં રહેજે ને કુશળ સમાચાર આપજે. દ્રૌપદી માતા પિતાને પગે લાગી રથમાં બેઠી. પુત્રીને જતાં જોઈ માતાને મોહવશાથી મૂર્છા આવી ગઇ. દાસીઓ ઉંચકીને મહેલમાં લાવ્યા. થોડીવારે ભાનમાં આવ્યા એટલે મારી વહાલી પુત્રી ક્યાં ગઇ ? એ ક્યાં ગઇ ? એને મારી પાસે લાવો. એમ કહીને પાછા રડે છે. પુત્રીના વિયોગથી મહેલમાં, બગીચામાં ક્યાંય ચિત્ત લાગતું નથી. ત્યારે દાસીઓ રાણીને કહે છે બા ! આપ રડશો નહિ. બહેન થોડા દિવસમાં આવશે. એમ કરી માતાને સમજાવે છે આ તરફ દ્રુપદરાજાએ પોતાના જમાઈ, વેવાઇ બધાને સારી રકમ ભેટ આપી અને બધાને ઘણે દૂર સુધી વળાવવા ગયા ને અંતે બધા છૂટા પડયા.

"હસ્તિનાપુરમાં આગમન" :- પાંડુરાજા, કૃષ્ણજી આદિ બધા હસ્તિનાપુરમાં આવ્યા. પાંડવો દ્રૌપદીને પરણીને આવ્યા છે આ સમાચાર જાણી હસ્તિનાપુરમાં આનંદ આનંદ છવાઇ ગયો. ખૂબ ઠાઠમાઠથી નગરીમાં પ્રવેશ કરાવ્યો. પાંચ પાંડવો અને દ્રૌપદી ઇન્દ્ર ઇન્દ્રાણીની જેમ શોભે છે. વાજતે ગાજતે મહેલમાં પહોંચ્યા. પાંડુરાજાએ દશ દિવસ સુધી મહોત્સવ કરાવ્યો. મહોત્સવ પૂરો થયા પછી બધા રાજાઓ વિદાય માંગે છે કે હવે અમે જઇએ. ત્યારે પાંડુરાજાએ બધા રાજાઓનો સત્કાર સન્માન કરી વિદાય આપી. કૃષ્ણ વાસુદેવ કહે હવે મને પણ રજા આપો તો જાઉં ત્યારે પાંડુરાજા અને પાંડવો કહે છે આપ હજુ થોડા દિન રોકાઈ જાઓ. કૃષ્ણજી થોડા દિવસ રોકાયા.

દ્રૌપદી સાસુજીને પગે લાગ્યા. કુંતાજીને ખૂબ આનંદ થયો ને આશીષ આપી. દ્રૌપદી આનંદથી રહે છે તેનો ભાઇ કંપિલપુર ગયા. એક દિવ કૃષ્ણજી પાં-

કહે છે મારે તમારી સાથે ખાનગી વાત કરવી છે આવો આપણે એકાંતમાં બેસીએ. કૃષ્ણજી પાંડવો સાથે વાત કરવા જાય છે ત્યાં એટલામાં આકાશ માર્ગેથી નારદઋષી ઉતર્યા. એટલે કૃષ્ણજી, પાંડુરાજા, પાંડવો બધાએ તેમનો સત્કાર કર્યો. તેમને પગે લાગ્યા અને આસન પર બેસાડી કુશળ સમાચાર પૂછ્યા, ત્યારે નારદજીએ કહ્યું કે પાંડવોના દ્રૌપદી સાથે લગ્ન થયાં તે ખૂબ આનંદની વાત છે મને ખૂબ આનંદ થયો છે. પણ હું આજે તમને તમારા હિત માટે કોઇ અગત્યની વાત કરવા માટે આવ્યો છું. તમે એમ ન માનશો કે નારદજી કંઇક અવનવી વાત કરશે. હવે નારદજી શું વાત કરશે તેના ભાવ અવસરે.

૬૬

## વ્યાખ્યાન નં-૧૨

**અષાઢ વદ અમાસને શુક્રવાર** — **તા ૧૫-૯-૭૭**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! અનંત કરૂણાના કિમિયાગર અને સમતાના સાગર એવા સર્વજ્ઞ ભગવંતે ભવ્ય જીવોને સંસારની અસારતા અને સંયમની શ્રેષ્ઠતા સમજાવવા માટે શાસ્ત્રવાણી પ્રકાશી. આ વાણી જે ભવ્ય જીવોના હૃદયમાં ઉતરે છે તેની વાસનાઓના વિષ ઉતરી જાય છે અંતગડ સૂત્રના ત્રીજા વર્ગના આઠમા અધ્યયનનો અધિકાર ચાલે છે તેમાં છ અણુગારોએ નેમનાથ ભગવાન પાસે દીક્ષા લીધી એને ગ્રામાનુગ્રામ વિચરતાં વિચરતાં એક વખત દ્વારિકા નગરીમાં પધાર્યા.

આ છ અણગારો કંઈ સામાન્ય ઘરના દીકરા ન હતા. પણ રાજવંશી જેવા સુખો અપ્સરા સરખી સુંદરીઓનો મોહ છોડીને ભરયુવાનીમાં તેમણે દીક્ષા લીધી હતી આ બધું કેમ છોડયું? એમને નેમનાથ ભગવાનની વાણી સાંભળીને વૈરાગ્ય આવ્યો ને સંસાર કડવો ઝેર જેવો લાગ્યો. તમને સંસાર કડવો લાગે છે કે મીઠો? બોલો તો ખરા. તમે સંસાર સુખના રસીયા છો એટલે જવાબ નહિ આપો. હું તમને સમજાવું. કડવો ઝેર જેવો લીંબડો પણ કોઇકને મીઠો મધ જેવો લાગે છે એનું કારણ શું? એ તમને સમજાય છે ને? એક માણસને કોઇ પણ પ્રકારનું ઝેર ચઢી ગયું છે ઝેર ચઢયા વિના કડવો લીંબડો કદી મીઠો ન લાગે. તેમ સંસાર જેને મીઠો લાગતો હોય તે સમજી લેજો કે એને મોહનું ભયંકર ઝેર ચઢેલું છે ક્રોધથી ધમપછાડા કરતાં બિહામણા નાગમાં પણ જેને સોહામણા સાપનું દર્શન થાય એ તો ભયંકર અજ્ઞાન જ કહેવાય ને? તેમ અત્યંત કડવાશ ભરેલાં લીંબડા જેવો સંસાર જેને મીઠો સાકર જેવો લાગે તો તેને મોહનું ઝેર ચઢેલું છે તેવું અનુમાન કરી શકાય ને? જ્યારે ત્યાગી જીવન સાકર કરતાં પણ અધિક મીઠું છે. એમાં કડવાશનો અંશ માત્ર નથી છતાં જેને ત્યાગી જીવનમાં કડવાશ લાગતી હોય તો તેના

વીરેન્દ્રના મિત્રોને આનંદ થયો. અહો ! આપણી મહેનત સફળ થઈ. માછલું જાળમાં સપડાઈ ગયું. હવે વાંધો નહિ આવે. અત્યાર સુધી મિત્રો વીરેન્દ્રને બોલાવવા જતા હતાં હતાં. પણ આજે તો વિરેન્દ્ર વહેલો તૈયાર થઈને મિત્રોને બોલાવવા ગયો. બધા ભેગા થઈને વેશ્યાને ઘેર ગયા. આધ્યાત્મિક પદોની રમઝટ શરૂ થઈ. વીરેન્દ્ર સાંભળવામાં એકતાન બની ગયો. આગળ શું બનશે તેના ભાવ અવસરે.

ચરિત્ર :– દ્રૌપદી પરણીને સાસરે જાય છે. ત્યારે તેની માતાએ તેને ઘણી હિત શિખામણ આપી.

બેટી ! માત પડી અબ છેટી, બોલી આંસુ ડાર,
આવે ભાત સાથ સહ થારે, હસ્તિનાપુર તક લાર હો શ્રોતા....

બેટા ! હવે તો તારે ને મારે ઘણું છેટું પડશે. હવે તું ક્યારે મળીશ ? રજવાડામાં દીકરી ઝટઝટ પીયર ન આવી શકે. દ્રૌપદી માતાના કોટે વળગી પડી ને ખૂબ રડી. માતા પણ ખૂબ રડી છેવટે માતા હિંમત કરીને કહે છે બેટા ! તારો ભાઈ હસ્તિનાપુર તારી સાથે આવે છે. તું સાચવીને જજે. આનંદમાં રહેજે ને કુશળ સમાચાર આપજે. દ્રૌપદી માતા પિતાને પગે લાગી રથમાં બેઠી. પુત્રીને જતાં જોઈ માતાને મોહદશાથી મૂર્છા આવી ગઈ. દાસીઓ ઉંચકીને મહેલમાં લાવ્યા. થોડીવારે ભાનમાં આવ્યા એટલે મારી વહાલી પુત્રી ક્યાં ગઈ ? એ ક્યાં ગઈ ? એને મારી પાસે લાવો. એમ કહીને પાછા રડે છે. પુત્રીના વિયોગથી મહેલમાં, બગીચામાં ક્યાંય ચિત્ત લાગતું નથી. ત્યારે દાસીઓ રાણીને કહે છે બા ! આપ રડશો નહિ. બહેન થોડા દિવસમાં આવશે. એમ કરી માતાને સમજાવે છે આ તરફ દ્રુપદરાજાએ પોતાના જમાઈ, વેવાઈ બધાને સારી રકમ ભેટ આપી અને બધાને ઘણે દૂર સુધી વળાવવા ગયા ને અંતે બધા છૂટા પડયા.

"હસ્તિનાપુરમાં આગમન" :– પાંડુરાજા, કૃષ્ણજી આદિ બધા હસ્તિનાપુરમાં આવ્યા. પાંડવો દ્રૌપદીને પરણીને આવ્યા છે આ સમાચાર જાણી હસ્તિનાપુરમાં આનંદ આનંદ છવાઈ ગયો. ખૂબ ઠાઠમાઠથી નગરીમાં પ્રવેશ કરાવ્યો. પાંચ પાંડવો અને દ્રૌપદી ઇન્દ્ર ઇન્દ્રાણીની જેમ શોભે છે. વાજતે ગાજતે મહેલમાં પહોંચ્યા. પાંડુરાજાએ દશ દિવસ સુધી મહોત્સવ કરાવ્યો. મહોત્સવ પૂરો થયા પછી બધા રાજાઓ વિદાય માંગે છે કે હવે અમે જઈએ. ત્યારે પાંડુરાજાએ બધા રાજાઓનો સત્કાર સન્માન કરી વિદાય આપી. કૃષ્ણ વાસુદેવ કહે હવે મને પણ રજા આપો તો જાઉં ત્યારે પાંડુરાજા અને પાંડવો કહે છે આપ હજુ થોડા દિન રોકાઈ જાઓ. કૃષ્ણજી થોડા દિવસ રોકાયા.

દ્રૌપદી સાસુજીને પગે લાગ્યા. કુંતાજીને ખૂબ આનંદ થયો ને આશીષ આપી. દ્રૌપદી આનંદથી રહે છે તેનો ભાઈ કંપિલપુર ગયા. એક [illegible] કૃષ્ણજી પાંડને [illegible]

કહે છે મારે તમારી સાથે ખાનગી વાત કરવી છે આવો આપણે એકાંતમાં બેસીએ. કૃષ્ણજી પાંડવો સાથે વાત કરવા જાય છે ત્યાં એટલામાં આકાશ માર્ગેથી નારદજી ઉતર્યા. એટલે કૃષ્ણજી, પાંડુરાજા, પાંડવો બધાએ તેમનો સત્કાર કર્યો. તેમને પગે લાગ્યા અને આસન પર બેસાડી કુશળ સમાચાર પૂછયા, ત્યારે નારદજીએ કહ્યું કે પાંડવોના દ્રૌપદી સાથે લગ્ન થયાં તે ખૂબ આનંદની વાત છે મને ખૂબ આનંદ થયો છે. પણ હું આજે તમને તમારા હિત માટે કોઇ અગત્યની વાત કરવા માટે આવ્યો છું. તમે એમ ન માનશો કે નારદજી કંઇક અવનવી વાત કરશે. હવે નારદજી શું વાત કરશે તેના ભાવ અવસરે.

卐

## વ્યાખ્યાન નં.-૧૨

**અષાઢ વદ અમાસને શુક્રવાર** તા ૧૫-૯-૭૭

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! અનંત કરૂણાના કિમિયાગર અને સમતાના સાગર એવા સર્વજ્ઞ ભગવંતે ભવ્ય જીવોને સંસારની અસારતા અને સંયમની શ્રેષ્ઠતા સમજાવવા માટે શાસ્ત્રવાણી પ્રકાશી. આ વાણી જે ભવ્ય જીવોના હૃદયમાં ઉતરે છે તેની વાસનાઓના વિષ ઉતરી જાય છે અંતગડ સૂત્રના ત્રીજા વર્ગના આઠમા અધ્યયનનો અધિકાર ચાલે છે તેમાં છ અણગારોએ નેમનાથ ભગવાન પાસે દીક્ષા લીધી એને ગ્રામાનુગ્રામ વિચરતાં વિચરતાં એક વખત દ્વારિકા નગરીમાં પધાર્યા.

આ છ અણગારો કંઈ સામાન્ય ઘરના દીકરા ન હતા. પણ રાજવંશી જેવા સુખો અપ્સરા સરખી સુંદરીઓનો મોહ છોડીને ભરયુવાનીમાં તેમણે દીક્ષા લીધી હતી આ બધું કેમ છોડયું? એમને નેમનાથ ભગવાનની વાણી સાંભળીને વૈરાગ્ય આવ્યો ને સંસાર કડવો ઝેર જેવો લાગ્યો. તમને સંસાર કડવો લાગે છે કે મીઠો? બોલો તો ખરા. તમે સંસાર સુખના રસીયા છો એટલે જવાબ નહિ આપો. હું તમને સમજાવું. કડવો ઝેર જેવો લીંબડો પણ કોઇકને મીઠો મધ જેવો લાગે છે એનું કારણ શું? એ તમને સમજાય છે ને? એક માણસને કોઇ પણ પ્રકારનું ઝેર ચઢી ગયું છે ઝેર ચઢયા વિના કડવો લીંબડો કદી મીઠો ન લાગે. તેમ સંસાર જેને મીઠો લાગતો હોય તે સમજી લેજો કે એને મોહનું ભયંકર ઝેર ચઢેલું છે ક્રોધથી ધમપછાડા કરતાં બિહામણા નાગમાં પણ જેને સોહામણા સાપનું દર્શન થાય એ તો ભયંકર અજ્ઞાન જ કહેવાય ને? તેમ અત્યંત કડવાશ ભરેલાં લીંબડા જેવો સંસાર જેને મીઠો સાકર જેવો લાગે તો તેને મોહનું ઝેર ચઢેલું છે તેવું અનુમાન કરી શકાય ને? જ્યારે ત્યાગી જીવન સાકર કરતાં પણ અધિક મીઠું છે. એમાં કડવાશનો અંશ માત્ર નથી છતાં જેને ત્યાગી જીવનમાં કડવાશ લાગતી હોય તો તેના

જેવો બીજો કોઈ મૂર્ખ નથી. તમને ઘણી વખત સંસાર કડવો લાગી જાય છે, અકળાઈ જાવ છો, છતાં મોહ છૂટતો નથી. સાંભળો, તમારી દશા કેવી છે?

અકળાવે આ સંસાર મને પણ માયા એની ના છૂટે..........હાય! ના છૂટે.
કડવો લાગે સંસાર છતાં ખાવાની લાલચ ના ખૂટે..........હાય ના ખૂટે.
હું જાણું છું કે આ દુનિયા સ્વાર્થી થઈને સગપણ રાખે
કાલે જો હું બેહાલ બનું, કોઈ બટકું રોટી ના નાંખે.
તો યે "મારા" મારા" કહેવાની મમતાનો તંતૂ ના તૂટે........હાય ના તૂટે....

મોહમાં પડેલો માનવી બધું સમજે છે પણ મમતાનો તાંતણો તૂટતો નથી. સમજીને મમતા નહિ ઉતારો તો અંતિમ સમયે પણ ઉતારવી તો પડશે જ. આ છ અણગારોને સંસાર કડવો ઝેર જેવો લાગ્યો. એટલે બધું છોડીને નીકળી ગયા. એ છ એ અણગારો એક જ માતાના જાયા છ સગા ભાઈઓ છે. એ છ એના ફેઈસ. રૂપ બધું સરખું છે. પુણ્યનો ઉદય હોય તો આવું બની શકે છે. આજે આપણે પ્રત્યક્ષ જોઈ શકીએ છીએ કે એક માતાના બે દીકરા હોય છે તો પણ સરખા નથી હોતા એક રૂપાળો રાજકુમાર જેવો હોય છે તો બીજો શ્યામ હોય છે. એક ચતુર તો બીજો ઘેલો, એક મીલ માલિક તો બીજો મીલ મજુર, એક ગાડીનો માલિક તો બીજો ગાડીનો ડ્રાયવર, એક શેઠ તો બીજો નોકર હોય છે. ત્યારે અહીં તો છ એ ભાઈઓ હોંશિયાર ને સરખા પુણ્યવંતા હતા. તેમનેં પાંચે ઈન્દ્રિયો પૂર્ણ ને શરીર નિરોગી હતું અને પૂર્વની અજબ પુન્નાઈ હતી. એટલે ઘરમાં સુખની સીમા ન હતી. છતાં એમણે સંસારના સુખો વિષ જેવા માની છોડી દીધા. કારણ કે તેમણે એક જ વિચાર કર્યો કે આ બધી સામગ્રી પુણ્યોદયથી મળી છે. તેનો સદુપયોગ કરાય, દુરૂપયોગ ન કરાય, પાંચ ઈન્દ્રિઓ સારી મળી તો શું એનો ઉપયોગ વિકારોનું પોષણ કરવામાં થાય? ના...ના જેમ કોઈ માણસ મહામુશીબતે ગંગા નદીનું પવિત્ર જળ પ્રાપ્ત કરે અને ખાળકુંડીમાં ઢાળી નાંખે તો એ મૂર્ખ કહેવાય ને? તેમ આવી સાધન સામગ્રી મળી છે તેનો ઉપયોગ આત્મ સાધના કરવામાં ના કરે તો તે કેવો કહેવાય? આવું સમજીને આ પવિત્ર આત્માઓએ દીક્ષા લીધી. એ માતાને પણ ધન્ય છે કે પોતાના છ લાડકવાયાઓને શાસનમાં અર્પણ કરી દીધા.

આ છ એ અણગારોના શરીરની ચામડી પણ મખમલ જેવી મુલાયમ હતી. જેમ ગુલાબના ફુલની પાંખડી ખરી જાય તેને આપણે હાથમાં લેવા જઈએ તો તે હાથમાંથી સરી જાય એવી મૂલાયમ પાંખડીઓ હોય છે તેમ આ મુનિઓની ચામડી પણ એવી મૂલાયમ હતી. એ આત્માઓ ખૂબ સુખ ને વૈભવ છોડીને આવ્યા હતાં. આવા કોમળ દેહવાળા અણગારો કર્મને તોડવા માટે વજ્ર સમાન બની ગયા હતાં.

કહેવાય છે કે મહાનપુરૂષોનું હૃદય બીજાનું દુઃખ જોઈને ફુલ કરતાં પણ કોમળ બની જાય છે, અને પોતાનાં કર્મોને તોડવા સમયે વજ્ર કરતાં પણ કઠોર બની જાય છે. આપણાં ત્રિલોકીનાથ ભગવાન મહાવીર સ્વામીનો જન્મ થયા બાદ તેમને ઈન્દ્રો મેરૂ પર્વત ઉપર લઈ ગયા, અને દેવો જ્યારે પાણીના કળશ ઢાળે છે ત્યારે ઇન્દ્રને સહેજ શંકા થઈ ત્યારે ભગવાને સ્હેજ અંગુઠો હલાવ્યો તો મેરૂ પર્વત ખળભળી ઉઠયો પણ એ જ પ્રભુને સંગમે ઉપસર્ગો આપ્યા તે સિવાય અનાર્ય દેશમાં કેટલાં કષ્ટો પડયા ત્યારે તેમણે શક્તિનો ઉપયોગ ન કર્યો. જો તેમણે ધાર્યું હોત તો સંગમને સેકંડમાં ફેંકી દેત પણ એમને કર્મ ખપાવવા હતાં એટલે આવેલા કષ્ટોને સમભાવે સહન કર્યા તેમ આ કોમળ દેહવાળા અણગારોએ પણ કર્મ ખપાવવા માટે કોમળ દેહ ઉપર સંયમનું લોખંડી બખ્તર પહેરી લીધું જ્યારે તેઓ દીક્ષા લેવા નીકળ્યા ત્યારે તેમની માતાએ ઘણું સમજાવ્યા હતા કે બેટા! આ તમારું શરીર સુકુમાલ છે. સંયમના કષ્ટ તમારાથી સહન નહિ થાય પણ આત્મા જાગે છે ત્યારે દેહની દરકાર કરી સંસારમાં બેસી રહેતો નથી. ઉત્તરાધ્યયન સૂત્રમાં મૃગાપુત્રનો અધિકાર આવે છે. મૃગાપુત્ર જ્યારે દીક્ષા લેવા તૈયાર થાય છે ત્યારે તેની માતાએ કહ્યું.

सुहोइओ तुमं पुत्ता, सुकुमालो सुमज्जिओ।
न हु सी पभू तुम पुत्ता, सामण्णा मणुपालिया॥ અ. ૧૯ ગાથા ૩૫

હે પુત્ર! તું સુખમાં ઉછર્યો છે. વળી તારું શરીર સુકુમાલ છે. અને તું સુખમાં મગ્ન રહે છે માટે ચારિત્રનું પાલન કરવાને તું સમર્થ નથી. જેનું શરીર કસાયેલું હોય તે દીક્ષા લઈ શકે. ત્યાં તારા જેવા સુકોમળ રાજકુમારનું કામ નહિ. કારણ કે તું તો મખમલની તળાઈમાં સૂવે છે. તેમાં સ્હેજ તણખલું આવી જાય તો તને ખૂંચે છે. ઉગતા સૂર્યના કિરણો તારા ઉપર પડે છે તો તારું મુખ કરમાઈ જાય છે. અહીં તું નિત્ય નવા ભોજન કરે છે સ્નાન, વિલેપન બધું કરે છે પણ દીકરા! ત્યાં આવું કાંઈ જ નહિ મળે, અહીં તને સ્હેજ માથું દુઃખે તો તારા માટે મોટા વૈદો ને હકીમો તેડાવાય છે પણ સંયમમાં બિમારી આવશે તો તું શું કરીશ? માથાના વાળ ભાજીપાલાની જેમ ચૂંટાશે, શિયાળે કડકડતી ઠંડી લાગશે, ઉનાળામાં ધોમધખતો તડકો પડશે ને ચોમાસામાં ક્યારેક આહાર પાણી મળશે ને ક્યારેક નહિ મળે. તે પણ ઠંડાને રસ વગરનાં ભોજન મળશે આ બધું કેમ સહન થશે? ત્યારે મૃગાપુત્ર કહે છે કે હે મારી માતા! આ બધા સુખો મને અહીં મળ્યા છે. પણ આ મારો આત્મા જ્યારે નરકમાં ગયો ત્યાં કેવા કેવા દુઃખો વેઠયાં છે તે સાંભળ.

નરક ગતિમાં હું ગયો ત્યાં મને કેટલી ભૂખ લાગતી હતી કે સારી પૃથ્વી ઉપરનું અનાજ મને આપે તો ખાઈ જાઉં અને આખો સાગર પી જાઉં તો પણ

મારી ભૂખ કે તરસ મટે નહિ એવી કારમી ભૂખ તરસ લાગતી હતી. ત્યાંની અનંતી ગરમીના ત્રાસથી આકુળ–વ્યાકુળ થઈ ગયો એટલે હું ત્યાંની વૈતરણી નદી પાસે ગયો એ નદીમાં વહેતું પાણી જોઈ ખુશ થતો પાણીની આશાથી ત્યાં ગયો. પાણીમાં હાથ નાંખ્યા તો તેના વહેણથી મારા હાથ ચીરાઈ ગયા ને ભયંકર વેદના થવા લાગી. ત્યાંની રત્નપ્રભા પૃથ્વીનાં રત્નો ચમકતાં દેખાય પણ તેમાં એવી ગરમી હતી કે અહીંના ધગધગતા અંગારા એની આગળ આઈસ જેવા લાગે. ત્યાંના વૃક્ષો એવા હતાં કે શીતળ પવન ખાવા માટે શાલ્મલી વૃક્ષ નીચે બેસવા જઈએ તો તેના પાંદડા મારા શરીર ઉપર પડતાં છરાની ધાર જેમ વીંધાઈ ગયા. તે સિવાય પરમાધામીઓ એક સામટાં કોઈ હાથ કાપે, પગ કાપે અને ભડભડતી અગ્નિમાં ફેંકી દે. કોઈ કરવતથી લાકડું વેરે તેમ મને વેરવા લાગ્યા. આ બધાં કષ્ટો જ્યારે મને પડતાં હતાં ત્યારે મને કોઈ બચાવો....બચાવો કહીને હું કાળો કલ્પાંત કરતો હતો પણ હે માતા! ત્યાં મારી રાડ-ફરિયાદ સાંભળનારૂં કોઈ ન હતું. એ દુઃખો મેં કેમ સહન કર્યાં હશે? એટલાં દુઃખો વેઠવા છતાં મને કંઈ લાભ થયો નહિ જ્યારે સમજણપૂર્વક હું સંયમ અંગીકાર કરું છું ત્યાં મને કષ્ટ પડશે તેને સમતા ભાવે સહન કરીશ તો મારા કર્મો ખપી જશે વળી હે માતા! તું એમ કહે છે કે ત્યાં બિમાર થઈશ તો કોઈ દવા ઉપચાર નહિ થાય. ત્યાં તારી ખબર લેવા કોઈ નહિ આવે. તે સમયે હું શું કરીશ? તે સાંભળ.

વનમાંહે વિચરે મૃગલા એકલા, તેમ વિચરશું સંયમમાંય,
સાંભળ હો માડી આજ, આજ્ઞા આપો તો સંયમ આદરું.....

હે માતા! જંગલમાં ફરતા મૃગલાઓ આદિ પશુ પક્ષીઓની કોણ ચિકિત્સા કરે છે? જેમ વનમાં મૃગલા એકલા ફરે છે તેમ હું સંયમરૂપી વનમાં તપ કરતો વિચરીશ.

जहा मिगस्स आयंको, महारण्णम्मि जायई।
अच्चन्त रुक्खमूलम्मि, कोणं ताहे तिगिच्छइ। અ. ૧૯ ગાથા ७८

મોટા અરણ્યમાં મૃગલાના શરીરમાં રોગ ઉત્પન્ન થાય છે ત્યારે વૃક્ષ નીચે બેઠેલાં મૃગની કોણ ચિકિત્સા કરે છે? તેને કોણ ઔષધ આપે છે? તેની કોણ ખબર પૂછે છે? તેને ખાવાપીવાનું કોણ આપે છે? જ્યારે તે સ્વસ્થ થાય છે ત્યારે તે વનમાં જાય છે અને ખાનપાન માટે લત્તાઓ, વેલાઓ ને તળાવો શોધે છે. લત્તાઓ અને જળાશયોમાં ખાઈ–પીને કૂદકા મારતાં મૃગલાઓ તેમનું જીવન વીતાવે છે, તેમ હે માતા! હું પણ મૃગલાની જેમ સંયમમાર્ગમાં વિચરીશ ને મારા કર્મો ખપાવીને મોક્ષમાં જઈશ.

દેવાનુપ્રિયો! દૃઢ વૈરાગીના જવાબ કેવા સચોટ હોય છે! જેવા માતાના પ્રશ્નો હતા તેવા જડબાતોડ જવાબ આપી દીધા. હવે માતાની તાકાત છે કે દીકરાને સંસારમાં

રોકી શકે? બોલો છે તમારી મરજી? દઢ વૈરાગીને કોઈ ગમે તેવી આકરી કસોટી કરે, સંસારનાં લાખો પ્રલોભનો આપે તો પણ એને પીગળાવવા શક્તિમાન નથી. કારણ કે તેમને સંસાર દુઃખરૂપ દેખાય છે. જે દુઃખરૂપ લાગે તેના પ્રત્યે કદી મોહ કે મમતા હોય? ના હોય. જેનો મોહ ન હોય તેમાં રહેવાની ઈચ્છા ન થાય. ભગવંત કહે છે કે,

दुक्खं हयं जस्स न होइ मोहो, मोहो हओ जस्स न होइ तण्हा।
तण्हा हया जस्स न होइ लोहो, लोहो हओ जस्स न किंचणाइं॥ ઉત્ત. અ. ૩૨ ગા. ૮

જેણે દુઃખનો નાશ કર્યો છે તેને મોહ હોતો નથી. જેણે મોહનો નાશ કર્યો છે તેને તૃષ્ણા હોતી નથી. જેણે તૃષ્ણાનો નાશ કર્યો છે તેને લોભ હોતો નથી. અને જેને લોભ હોતો નથી તે અકિંચન બની જાય છે.

જન્મ મરણનું મૂળ કર્મ છે. એટલે જેણે સંવર દ્વારા આવતાં કર્મોને રોકી દીધા છે અને જુના કર્મોને કાઢવા તપ આદિ કરે છે તે મોહને જીતી લે છે. જેણે રાગદ્વેષ અને મોહને જીતી લીધા છે તેને તૃષ્ણા હોતી નથી. કારણ કે જે પદાર્થ ઉપર રાગ હોય છે તેને મેળવવાની ઈચ્છા થાય છે. પણ જેના પ્રત્યે રાગ નથી હોતો તેને મેળવવાની ઈચ્છા થતી નથી. ઈચ્છા કે અભિલાષા એ જ તૃષ્ણા છે. જ્યારે તૃષ્ણાનો અંત આવે છે ત્યારે લેગા કરેલા પદાર્થોને સુરક્ષિત રાખવા માટે જીવને વ્યાકુળતા રહેતી નથી. એટલે લોભનો પણ અંત થઈ જાય છે. લોભનો અંત થવાથી કોઈ વિકાર રહેતો નથી. દશમા ગુણસ્થાને સુક્ષ્મ લોભ છે. જ્યારે આત્મા દશમા ગુણસ્થાનેથી આગળ વધીને બારમા ગુણસ્થાનમાં પ્રવેશ કરે છે તે સમયે લોભનો સર્વથા ક્ષય થઈ જાય છે. મોહનીય કર્મની સેનાનો સૌથી છેલ્લો સૈનિક લોભ છે. બીજા બધા સૈનિકોનો એનાથી પહેલાં ક્ષય થઈ જાય છે ને લોભનો બધાથી છેલ્લો ક્ષય થાય છે. એટલે ભગવંત કહે છે કે જેણે લોભ રૂપી અંતિમ સૈનિકને જીત્યો તેને પછી બીજા કોઈને હરાવવાની જરૂર રહેતી નથી. બારમા ગુણસ્થાનકે લોભનો સર્વથા ક્ષય થાય છે. ત્યાં આત્મા એક અંતર્મુહુર્ત રહે છે. પછી તેરમા ગુણસ્થાને પહોંચી સર્વજ્ઞ, સર્વદર્શી બની ચૌદમે જઈ અંતે સિદ્ધ, બુદ્ધ અને મુક્ત બની જાય છે.

બંધુઓ! તમને દુઃખ ગમતું નથી ને? દુઃખનો તમને ત્રાસ લાગે છે? હવે જો દુઃખનો સર્વથા અંત કરવો હોય તો તૃષ્ણા ઓછી કરો. જેમ જેમ તમારી તૃષ્ણા ઘટશે તેમ તેમ લોભ પણ ઘટતો જશે. આજે જીવોને જ્યાં ને ત્યાં અશાંતિ કેમ લાગે છે? અશાંતિનું કારણ લોભ છે. લોભ જીવનને ન કરવાના કામ કરાવે છે. ધર્મ ભૂલાવે છે ને સંસારમાં રૂલાવે છે. બધા પાપનો બાપ લોભ છે. માટે લોભ ઓછો કરો. માનવજીવનમાં બને તેટલો ધર્મ કરો. આજે તો માનવ ભૌતિક સુખને ઝંખી રહ્યો છે. જેટલું તમને સુખ પ્રિય લાગે છે ને દુઃખ અપ્રિય લાગે છે તેટલો પાપનો ખટકારો થાય છે? જીવનમાં

પાપનો ખટકારો થવો જોઈએ. ભલે તમે સાધુ બની શકતા નથી. તમારે જીવનજરૂરિયાત પૂરતી ધનની જરૂર પડે છે તેમાં ના નથી પણ ધન મેળવતા એટલી પ્રતિજ્ઞા જરૂર કરજો કે હું મારા હક્કનું લઈશ. અણહક્કના ધનને હું અડકીશ નહિ. મારા પસીનાનું લઈશ પણ કોઈના લોહી ચૂસીને નહિ લઉં. નીતિનું ધન રાખીશ. અનીતિનું નહિ લઉં. સ્વસ્ત્રીમાં સંતોષ માનીશ પણ પરસ્ત્રી સામે કદી દૃષ્ટિ નહિ કરું. જો આટલું પણ જીવનમાં કરશો તો કેટલા પાપ ઓછા થઈ જશે. જીવો સુખને ઇચ્છે છે પણ સુખ આપનાર ધર્મને ભૂલી ગયા છે. જો સાચું સુખ જોઇતું હોય ને દુઃખને દેશવટો આપવો હોય તો જીવનમાં ધર્મ અપનાવો. ધર્મ વિનાનું જીવન મીઠા વિનાના શાક જેવું છે.

મોહઘેલી ધર્મ નહિ પામેલી માતાએ પોતાના દીકરાને ખરાબ છોકરાઓની દોસ્તી કરાવી દીધી. પરિણામે વિરેન્દ્ર વેશ્યાને ઘેર ગયો. સંગીત સાંભળવાનો રસીયો બન્યો છેવટે મિત્રો છટકી ગયા ને વીરેન્દ્ર એકલો પડયો. એ સમજતો હતો કે પરસ્ત્રી સાથે એકાંતમાં બેસાય નહિ છતાં મધુરા સૂર સાંભળવાના રસમાં ભાન ભૂલ્યો. તેને ઉઠવાનું મન થતું નથી. થોડી વારે વેશ્યાએ ગીત બંધ કર્યા ને કહે હવે કાલે આવજો. આ તો ત્રીજે દિવસે ગયો. આમ આઠ દિવસ તો બરાબર ચાલ્યું. પછી તો વેશ્યાએ મોહભર્યા હાવભાવ શરૂ કર્યા. મીઠા મીઠા શબ્દો બોલવા લાગી. અને એકાંત સ્થાન પછી બાકી શું રહે? ધીમે ધીમે વીરેન્દ્ર તેની માયાજાળમા સપડાઈ ગયો. હવે તો વેશ્યા એની એવી સેવાભક્તિ કરે છે કે એને ઘેર આવવાનું મન થતું નથી. એક દિવસ આવે, એક દિવસ ન આવે એટલે એની માતા સમજી કે મારો દીકરો હવે બરાબર રંગમાં રંગાઈ જશે. ઘેર આવે ને માતા પાસે પૈસા માંગે. મોહઘેલી માતા પૈસા આપે રાખે છે. છેવટે વીરેન્દ્ર વેશ્યાને ઘેર પડયો પાથર્યો રહેવા લાગ્યો. ત્યાં બેઠો બેઠો પૈસા મંગાવે છે ને માતા મોકલ્યા કરે છે.

ઘણાં દિવસ સુધી ઘેર આવ્યો નહિ એટલે એના પિતાજી પૂછે છે કે વીરેન્દ્ર કેમ દેખાતો નથી? ત્યારે કહે છે એ સંગીત શીખવાના કલાસ કરે છે. તો કહે. સંગીત ભલે શીખે પણ ઘેર નહિ આવવાનું? એને તમે ઘેર બોલાવી લેજો. હવે માતા પણ ખૂબ મૂંઝાઈ છે. કારણ કે હવે તો બીલકુલ ઘેર આવતો નથી. એના મિત્રોને માતા કહે છે ભાઈ! વીરેન્દ્રને બોલાવી લાવોને! ત્યારે મિત્રો કહે છે બા! અમે શું કરીએ? એને ઘણું કહીએ છીએ પણ એ આવતો જ નથી. છેવટે નોકરને બોલાવવા મોકલે છે. તો પણ કહી દે છે કે હું હવે ઘેર આવવાનો નથી. તમારે પૈસા મોકલવા હોય તો મોકલજો. નહિતર હું મારો રસ્તો કાઢી લઇશ. પુત્રનો જવાબ સાંભળીને માતા ધ્રુજી ઉઠી. આ શું? કેવો વિનયવંત દીકરો ને આ શું બન્યું? "ચોરની મા કોઠીમાં મોં નાંખીને રડે." એવી શેઠાણીની સ્થિતિ થઈ હવે શેઠ પણ પૂછયા કરે છે કે વીરેન્દ્ર આવ્યો કે નહિ? શેઠાણી શું જવાબ આપે? છેવટે સાચું કહી દીધું કે છોકરો વેશ્યાના મોહમાં ફસાઇ ગયો છે.

શેઠે કહ્યું હું તો તમને પહેલેથી કહેતો હતો. તમે હાથે કરીને છોકરો ખોઈ બેઠાં. દીકરો ખોયો એટલું જ નહિ પણ સારા સંસ્કારો, ધર્મની ભાવના બધું જ ગયું ને આ સુશીલ પુત્રવધુનું શું ? પુત્રની પરલોકમાં કઈ દશા થશે ? તમે માતા થઈને આવું જ શિક્ષણ આપ્યું ને ? શેઠે ખૂબ કહ્યું પણ હવે શેઠાણી શું બોલે ? શેઠાણી ચોધાર આંસુએ રડવા લાગી. શેઠ ધર્મિષ્ઠ ને શાણા હતાં. છેવટે શેઠાણીને ખૂબ સમજાવીને શાંત કર્યા કે એમાં કોઈનો દોષ નથી. આપણા કર્મનો દોષ છે. હવે શાંતિ રાખો પોતે પણ શાંતિ રાખે છે કે કોના મા બાપ અને કોના દીકરા ! એક દિવસ તો બધું છોડીને જવાનું છે. એમ સમાધિ ભાવમાં રહે છે. છેવટે પૈસા ખૂટી ગયા. શેઠ મૃત્યુની પથારીમાં પડયા છે. એટલે ચિઠ્ઠી લખીને મોકલી કે બેટા ! મારો અંતિમ સમય છે. તું જલ્દી આવજે. મરતાં મરતાં તારું મુખ એકવાર જોઈ લઉં. ત્યારે દીકરાએ ચિઠ્ઠી લખીને મોકલી. બાપુજી ! તમે મરતા હો તો ભલે મરો પણ તમારી મૂડી હોય તેટલી અહીં મોકલી દેજો. (હસાહસ) દીકરાનો જવાબ સાંભળીને માતા-પિતાને દુઃખ થયું. છતાં પિતાજી તો ધાર્મિક દૃષ્ટિવાળા હતા એટલે કહે છે કે ભગવાન ! એને તમે સદ્બુદ્ધિ આપજો. આટલું કહીને પરલોક સીધાવી ગયા. માતા ખુબ ઝુરવા લાગી. છાતી ને માથા કૂટવા લાગી. કારણ કે એક તો પતિ ગયો ને પુત્ર પણ હાથે કરીને ગુમાવ્યો. એ હાય બળતરામાં ઝૂરી ઝૂરીને પ્રાણ કાઢયા.

માતા-પિતા ચાલ્યા ગયા. હવે પત્ની પાસે પૈસા મંગાવવા લાગ્યો. કન્યા ખૂબ સુશીલ હતી. તેણે પોતાનું બધું મોકલ્યું. છેવટે શેર જુવાર કે બાજરી ન રહી ત્યારે એની પત્નીએ લખી દીધું કે સ્વામીનાથ ! હવે ઘરમાં ખાવા શેર બાજરી પણ નથી. માટે આપને જેમ સુખ ઉપજે તેમ કરજો. આ ચિઠ્ઠી વેશ્યાના હાથમાં આવી વાંચી તો ખબર પડી કે હવે વખારમાં માલ ખલાસ થઈ ગયો છે. તેથી હવે મારે એની જરૂર નથી. એને રાત્રે દારૂ પાઈને સૂવાડી દીધો. નશામાં ચકચૂર બન્યો એટલે ઘરની બહાર કચરા પેટી આગળ ફેંકાવી દીધો. સવાર પડતાં શુદ્ધિમાં આવ્યો. અરે ! હું અહી કયાંથી ? ઉઠીને વેશ્યાને ઘેર આવ્યો તો દ્વાર બંધ કરી દીધા છે. બારણું ખખડાવે છે ત્યારે દાસી કહે છે ચાલ્યો જા. હવે તારું કામ નથી. ત્યારે મોહઘેલો વીરેન્દ્ર કહે છે તું શું સમજે ? બાઈને બોલાવ. બાઈ અંદરથી કહે છે દાસી ! એને ધક્કો મારીને કાઢી મૂક. હવે એનું કામ નથી. આ શબ્દો સાંભળીને હૈયામાં કારમો ઘા લાગ્યો. અહો ! આ સંસાર આવો ! જેના મોહમાં પાગલ બની મા-બાપને છોડયા, પ્યારી પત્નીને છોડી અને મૂડી સાફ કરી તે મને ધક્કો મારે છે ! ખુબ દુઃખ સાથે લથડતા પગે ઘેર આવ્યો. પત્ની સુશીલ હતી તો વાંધો ન આવ્યો. પ્રેમથી પતિને બોલાવ્યો. તેને પત્નીની માફી માગી અને સારી પત્નીના સંગે પુનઃ જીવનનું પરિવર્તન થયું બંધુઓ ! આ સંસાર કેવો છે ! માટે કહું છું કે સંસારની માયા છોડવા જેવી

છે. તમે સંસાર ન છોડી શકે તો ખેર, તમારા સંતાનોને સંસારની અસારતા સમજાવી સંયમ માર્ગે વાળજો. વધુ ભાવ અવસરે.

**ચરિત્ર :– નારદજીની હિત શિખામણ :–** નારદજી કહે છે તમારે પાંચ ભાઈઓની પત્ની એક દ્રૌપદી છે. તે માટે મને ચિંતા થઈ છે. તેથી તમોને એક અગત્યની વાત કહેવા આવ્યો છું. તે તમે ધ્યાન પૂર્વક સાંભળો.

નારી કાજે કોઈ મૂઢ બનજા, કલહ મૂલ હૈ નારી,
પરમ વૈરકા કારણ જગમેં, શાસ્ત્ર કહે હરબાર હો....શ્રોતા....

હે દીકરાઓ ! આ શાસ્ત્રોમાં કહેવામાં આવ્યું છે કે સ્ત્રી કજીયાનું મૂળ છે. સ્ત્રીમાં મૂઢ બનેલા પુરૂષો શું નથી કરતા ? જુઓ, હલ અને વિહલને ચેડા મહારાજાના શરણે જવું પડયું. કોણીક અને ચેડા રાજા વચ્ચે ખુનખાર લડાઈ થઈ. તેમાં મૂળ કારણ તો સ્ત્રી છે ને ? કુટુંબનો સંહાર કરનાર પણ કયારેક સ્ત્રી હોય છે. તેના ઉપર હું તમોને એક કથા કહું છું તે સાંભળો.

ભરતક્ષેત્રના ભૂષણરૂપ રત્નપુર નામનું નગર હતું. તે નગરીમાં શ્રીષેણ નામે પરાક્રમી અને ન્યાયી રાજા રાજ્ય કરતા હતા. તે રાજાને અભિનંદા અને શિખિનંદા નામની બે રાણી હતી. તેમાં અભિનંદાને ઇન્દુષેણ અને બિંદુષેણ નામે બે પુત્રો થયા. તે બે પુત્રો ચંદ્ર અને સૂર્ય સમાન શોભતા હતા. માતા પિતાએ તેમને ખૂબ લાડકોડથી ઉછેર્યા અને ભણાવ્યાં. અને અસ્ત્ર–શસ્ત્ર વિદ્યાઓ તથા ધનુર્વિદ્યા શીખવાડી. આ બંને કુમારો યુવાન થતાં કોઈ મોટા રાજાની કુમારીઓ સાથે બંનેના લગ્ન કર્યાં. આ બંને કુમારો સુખ ભોગવવા લાગ્યા.

આ નગરમાં અનંગસેના નામની વેશ્યા રહેતી હતી. તે યુવાન અને ખૂબ રૂપવંતી હતી. તે એક વખત રાજ્યમાં આવી. તેના લટકા મટકા જોઈ આ ઇન્દુષેણ અને બિંદુષેણ બંને કુમારો તેનામાં આસકત બન્યા. એક હાથણીમાં આસકત બનેલા બે હાથીઓ પરસ્પર લડે છે, તેવી રીતે એક વેશ્યામાં મુગ્ધ બનેલા બંને ભાઈઓ પરસ્પર લડવા લાગ્યા. આ વાત રાજાના જાણવામાં આવી એટલે બંને ભાઈઓને પાસે બોલાવીને ખૂબ સમજાવ્યા કે હે પુત્રો ! આ દુનિયામાં વેશ્યાનો સંગ કરવા જેવો નથી. તે અધમ છે. તમે બંનેએ વેશ્યાના કારણે લડી મારા ઉજ્જવળ કુળમાં કલંક લગાડયું છે. વેશ્યા તો સ્વાર્થની સગી છે. તેનો સંગ તમારા જેવા કુલીન કુમારોને શોભે છે ખરો ? આ રીતે ખૂબ સમજાવીને વેશ્યાને ઘેર જવાની મનાઈ કરી પણ કુમારો માન્યા નહિ. રાજા રાણીને ખૂબ આઘાત લાગ્યો. તેથી રાજા અને બંને રાણીઓએ ઝેર ખાઈને પ્રાણનો ત્યાગ કર્યો. અને બંને ભાઈઓ પણ એક સ્ત્રીને ખાતર એક બીજા સાથે લડીને મૃત્યુ પામ્યા. આ રીતે એક સ્ત્રીની ખાતર આખા કુટુંબનો નાશ થયો.

હે પાંડવો! એ તો બે ભાઈ હતાં ને તમે પાંચ છો. તો તમારા ઘરમાં આવું ન થાય તે માટે હું તમને ચેતવણી આપવા આવ્યો છું. હવે તમે લોકો એ નક્કી કરો કે જ્યારે દ્રૌપદી એકના મહેલમાં હોય ત્યારે બીજાએ ત્યાં જવું નહિ. કદાચ ભૂલથી કોઈ જાય તો જનારે બાર વર્ષ સુધી પ્રાયશ્ચિત તરીકે વનવાસ રહેવું. કૃષ્ણજીએ પણ નારદજીની વાતને ટેકો આપ્યો. અને પાંડવોએ નારદજીની આજ્ઞા શિરોમાન્ય કરી તેમની પાસે પ્રતિજ્ઞા કરી કે હે ઋષીશ્વર! આપની વાત યથાર્થ છે. આપે અમને ચેતવણી આપવા માટે અહીં પધારીને અમારા ઉપર મહાન ઉપકાર કર્યો છે. અમે આપની આજ્ઞા પ્રમાણે કરીશું. આમ કહી પાંડવો નારદજીના ચરણમાં પડયા. નારદજી પાંડવોને પ્રતિજ્ઞા કરાવી આશીર્વાદ આપીને વિદાય થયા ને કૃષ્ણજી પણ પાંડવોની રજા લઈને દ્વારકા ગયા. હવે આગળ શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

❀❀❀

## વ્યાખ્યાન નં-૧૩

શ્રાવણ સુદ ૧ ને શનીવાર — તા. ૧૬-૭-૭૭

અનંત કરૂણાના સાગર વીતરાગ પ્રભુના મુખકમળમાંથી ઝરેલી શાશ્વતી વાણી તેનું નામ સિદ્ધાંત. વીતરાગ વાણીનાં અમૃત ઘૂંટડા પીવા માટે જંબુસ્વામી ઉત્સુક બન્યા. તેથી વિનયપૂર્વક સુધર્માસ્વામીને પૂછયું કે હે ભગવંત! અંતગડ સૂત્રના ત્રીજા વર્ગના આઠમા અધ્યયનમાં ભગવંતે કયા ભાવો વર્ણવ્યા છે? એમની જિજ્ઞાસા જોઈને સુધર્માસ્વામીએ તેમને આધ્યાત્મિક રસના ઘૂંટડા પાયા.

છ કુમારોને નેમનાથ પ્રભુની વાણી સાંભળીને જલ્દી મોક્ષમાં જવાની જિજ્ઞાસા જાગી એટલે સંસાર ત્યાગીને સંયમી બન્યા. છ એ અણુગારોનાં રૂપ એક સરખાં છે. એક જ માતાના ઉદરમાં આળોટેલા છે, અને તેઓ ઉંમરમાં પણ સરખાં હોય તેવા દેખાતા હતાં. હવે તેમના દેહનો વર્ણ કેવો હતો તે શાસ્ત્રકાર ભગવંત બતાવે છે. "नीलुप्पल गवल गुलीय अयसी कुसुमप्पगासा" તેમના શરીરની કાંતિ નીલકમળ, ભેંસના શીંગડાનો આંતરિક ભાગ અથવા ગળીના રંગ જેવી અને અળસીનાં ફુલ જેવી હતી. "सिरिवच्छंकिय वच्छा, कुसुमकुंडल भद्दालया नलकूब्बर समाणा।" જેમનું વક્ષ:સ્થલ (છાતી) શ્રીવત્સ નામના ચિહ્નથી વિશેષ અંકિત હતું. ફુલના જેવા કોમળ અને કુંડળની જેમ ગોળ ઘુંઘળા વળેલાં જેમના વાળ બહુ સુંદર દેખાતાં હતાં. તેમનું સૌંદર્ય એવું ખીલેલું હતું કે તેઓ સાક્ષાત્ નળકુબેર–ધનદત્ત દેવ સમાન દેખાતાં હતાં. અળસીનાં પુષ્પો તેજસ્વી હોય છે તેમ આ છ એ અણુગારો તેજસ્વી દેખાતાં હતાં.

બંધુઓ ! ઘણી વાર એવું બને છે કે માણસનો વર્ણ સારો હોય પણ રૂપ અને નમણાશ ન હોય. કંઈક રૂપાળા હોય પણ નમણાશ ન હોય, કદાચ રૂપ, વર્ણ, નમણાશ બધું હોય પણ સ્વભાવમાં વિષમતા હોય. સૌમ્યતા, સરળતા આદિ ગુણો ના હોય. જ્યારે મુનિઓમાં તો રૂપ, વર્ણ અને ગુણનો ત્રિવેણી સંગમ હતો. રૂપ હોય પણ જો ગુણ ન હોય તો એ જીવનની કોઈ શોભા નથી. આ છ અણગારોમાં બધી સમાનતા હતી. આ બધું પૂર્વના પુણ્ય હોય તો મળે છે. આજે નજરે જોઈએ છીએ કે પુણ્ય-વાન શ્રીમંતને ત્યાં પુત્રનો જન્મ થાય તો કેટલો મોટો ઉત્સવ ઉજવે છે. એને સોનાના હિંડોળે ઝુલાવે છે ને મખમલની ગોદડીમાં પોઢાડે છે, અને કંઈક પુણ્યહીન ગરીબને ઘેર જન્મે છે તો તેને સૂવાડવા માટે ફાટી તુટી ગોદડીના પણ સાંસા હોય છે. કારણ કે જીવ પોતાના કર્માનુસાર સુખ દુઃખ ભોગવે છે ને ચતુર્ગતિ સંસારમાં પરિભ્રમણ કરે છે.

શુભાશુભ કર્મનાં બળે જીવ ચારે ગતિમાં ભમે છે, તેમાં તિર્યંચ ગતિમાં પાંચ સ્થાવરમાં વનસ્પતિકાયનાં જ્ઞાનીએ બે વિભાગમાં બતાવ્યા છે. પ્રત્યેક અને સાધારણ. આ બંનેમાં પ્રત્યેક વનસ્પતિમાં એકેક શરીરે એકેક જીવ હોય છે અને સાધારણ વન-સ્પતિ એટલે નિગોદકાય. નિગોદ એટલે જેની ગોદમાંથી જીવ બહાર નીકળી શકે નહિ. નિગોદમાં એક શરીરમાં અનંતા જીવો હોય છે.

બંધુઓ ! તમે વહેપારમાં ભાગીદારી કરો છો, ઘરમાં ભાગીદારી કર્યો છો પણ શરીરમાં ભાગીદારી કરો છો ? ના, પણ જ્યારે જીવ નિગોદમાં હતો ત્યાં શરીરમાં પણ ભાગીદારી કરી આવ્યો છે. એક શરીરમાં અનંતા જીવો રહ્યા ત્યાં શરીરમાં ભાગીદારી કરી કે નહિ ? અહીં તમને ભાગીદાર સાથે ન ફાવે તો છૂટા થઈ જાવ છો પણ કર્મ આગળ છૂટી શકાતું નથી. જ્ઞાતાજી સૂત્રમાં સુંદર ન્યાય આપ્યો છે. (અહીં પૂ. મહા-સતીજીએ ધનાવાહ શેઠ અને વિજય ચોરનું દૃષ્ટાંત બહુ સુંદર રીતે સમજાવ્યું હતું. અને છેલ્લે તારવણી કરતાં કહ્યું કે જેમ શેઠે વિજય ચોરને ખાવાનું ઈચ્છાથી નહોતા આપતા પણ તેના સહારાની જરૂર હતી માટે આપતા હતા, તેમ આ શરીરને ખોરાક આપવામાં સમજો. તે રીતે ઘણી છણાવટથી સમજાવ્યું હતું.)

શેઠને જેમ જલ્દી જેલમાંથી મુક્ત થવું હતું તેમ તમને થાય છે કે હું પણ દેહના સંગથી જલ્દી મુક્ત થાઉં ! જો મુક્ત થવાનું મન થતું હોય તો વિચાર કર્યો કે આ માનવભવમાં જે સાધના થશે તે બીજે ક્યાંય નહિ થાય. પુણ્યોદયથી જે સુખ મળ્યું છે તેમાં રાચવા જેવું નથી. આ ગુલાબના ફુલ જેવા સુંદર અને સુકોમળ શરી-રને દેખીને હરખાવ છો તે પણ એક દિવસ ફૂલની માફક કરમાઈ જશે, સંસારરૂપી બગીચામાં જેટલાં ફૂલ ખીલ્યા છે તે બધા એક દિવસ કરમાઈ જવાના છે. તમે કદાચ મોહવશ એમ માનતા હો કે બધા ભલે જાય પણ હું તો અમરપટો લઈને આવ્યો છું.

મારે મરવાનું નથી. તો એ તમારી માન્યતા મિથ્યા છે. કારણ કે આયુષ્ય આકાશમાં ઉડનારા પક્ષીની છાયાની માફક અસ્થિર છે. જેમ આકાશમાં ઉડતા પક્ષીની છાયા માર્ગ ઉપર ચાલતાં મનુષ્ય ઉપર ક્ષણભર પડે છે ને પાછી વિલીન થઈ જાય છે તે રીતે પક્ષીની છાયાની માફક મનુષ્યનું આયુષ્ય ક્યારે વિલીન થઈ જશે તે ખબર પડતી નથી.

આવું જાણવાં ને સમજવાં છતાં જીવની મોહનિંદ્રા ઉડતી નથી. તેથી આ નશ્વર પદાર્થોને મારા મારા કરીને તેની પાછળ મરી રહ્યો છે. આ નાની ક્ષણિક જિંદગીમાં આત્મસાધના કરવાને બદલે કર્મનું બંધન કરી રહ્યાં છે, પણ યાદ રાખજો કે કર્મો ઉદયમાં આવશે ત્યારે કેવા દુઃખો વેઠવા પડશે! આ કર્મો માત્ર આ ભવમાં જ નહિ પણ પરભવમાં પણ જીવને હેરાન પરેશાન કરનારા છે. માટે જ્ઞાની પુરૂષો વારંવાર ચેતવણી આપે છે કે હે ભવ્ય જીવો! આ મોહ નિંદ્રામાંથી શુભ કર્મો કરીને માનવજીવનને સફળ બનાવો. આ ક્ષણિક પદાર્થોની માયામાં ફસાઈને અમૂલ્ય માનવજીવનને બરબાદ ન કરો. તીર્થંકર પ્રભુએ બતાવેલા માર્ગે ચાલશો તો આ સંસાર સાગર તરી શકશો.

જીવ સમજે તો ચાર ગતિ એ ચાર પ્રકારની જેલ છે. દેવગતિ એ ફર્સ્ટ કલાસ જેલ છે. ત્યાં સુખ ભોગવવાનું છે છતાં અવિરતિના બંધન મહાભયંકર છે. સમકિતી દેવોને એ બંધન ખટકે છે. મનુષ્ય ગતિની જેલ સેકંડ કલાસ છે. કારણ કે અહીં દેવ જેવાં સુખો નથી. તેનાથી ઉતરતું સુખ છે પણ અવિરતિના બંધન તોડી વિરતિના ઘરમાં આવી જીવ સદાને માટે ચતુર્ગતિની જેલમાંથી મુક્ત બની શકે છે. આ માનવભવની જેલ સેકંડ કલાસ હોવા છતાં આ અપેક્ષા એ ઉત્તમ છે. તિર્યંચ ગતિની જેલ થર્ડ કલાસ છે. કારણ કે ત્યાં એકલી પરાધીનતા છે, અને નરક ગતિની જેલ તો થર્ડકલાસ થર્ડ છે કારણ કે ત્યાં તો ક્ષણમાત્રનું સુખ નથી. દશ પ્રકારની અનંતી વેદના ત્યાં રહેલી છે.

બંધુઓ! મનુષ્ય ભવ મહાન પુણ્યોદયે મળ્યો છે. તે જેલ છે પણ મુક્તિમંદિરનાં પાયાનાં ચણતર અહીંથી થઈ શકે છે. ભગવાન બનવાની આ પવિત્રભૂમિ છે. તેથી તેની વિશેષતા બતાવી છે. માટે માનવભવને સમકિતી દેવો ઝંખે છે. તે વિચાર કરે છે કે માનવ કેવો ભાગ્યશાળી છે કે તપ-ત્યાગ વિગેરે સાધનાઓ કરી તેનું કલ્યાણ કરે છે પણ તમને એમ થાય છે કે હું કેવો ભાગ્યવાન છું કે જે દેવને નથી મળ્યું તે મને મળ્યું છે.

"હું કેવો ભાગ્યશાળી, ભગવાનની ભૂમિને આ ભવમાં મેં નિહાળી."

અત્યારે આત્મકલ્યાણ કરવાનો કેવો સુંદર યોગ છે! એક તો મનુષ્ય ભવ, વીતરાગનું વિરાટ શાસન અને સદ્ગુરૂઓ વીતરાગ વાણીના વૈરાગ્યભર્યા વેણ સુણાવે છે કે હે દેવાનુપ્રિયો! તમે જાગો. આ જન્મ-મરણની જેલમાંથી મુક્ત થવાનો સુઅવસર છે. અત્યારે સાધના નહિ કરો તો ક્યારે કરશો? મહા મહેનતે મળેલા મનુષ્યભવને ગંદા ભોગવિલાસમાં વેડફી નંખાય? માટે સમજીને ત્યાગ કરો. આત્મસાધના કરવા માટે પર્યુષણ પર્વનાં દિવસો નજીક આવી રહ્યા છે. જેને માસખમણ તપની ઉગ્ર સાધના આદરવી હોય તેને માટે માસખમણના ધરનો પવિત્ર દિવસ આવે છે. જેને કર્મની બેખડો તોડવાની લગની લાગી છે તેમણે તપશ્ચર્યાની મંગલ શરૂઆત કરી દીધી છે. જન્મ-મરણનાં ફેરા અટકાવવા અને કર્મોને ખપાવવા તપશ્ચર્યા કરવા તૈયાર થજો. તપ ના કરી શકતા હો તો બ્રહ્મચર્ય વ્રત અંગીકાર કરો, પણ કંઈક તો જરૂર કરો.

છ અણગારોને જન્મ-મરણનો ત્રાસ લાગ્યો, ભવનો ખટકારો થયો અને સંસારની સંપત્તિ માટીના ઢેફા જેવી તુચ્છ લાગી તો સંયમ લીધો. જે સંસાર છોડે છે તેને ધન, સંપત્તિ તણખલા તુલ્ય લાગે છે. અરે, વૈમાનિક દેવોની ઋદ્ધિ પણ તુચ્છ ધૂળની ચપટી જેવી લાગે છે. તમને થાય છે કે હું શા માટે મોહી ગયો છું? સંસારમાં લગ્નનાં મોજશોખના આદિ ઘણાં અવસર મને પ્રાપ્ત થયા પણ ત્યાગી અને સંયમી બનવાનો અપૂર્વ અવસર હજુ મને સાંપડયો નથી. હે ભગવંત! સર્વ સબંધોનું મજબૂત તીક્ષ્ણ બંધન તોડીને હું મહાનપુરૂષોના પંથે ક્યારે વિચરીશ! બંધુઓ! લોખંડનું મજબૂત બંધન તોડવું સહેલ છે પણ સંસારનાં સ્નેહનું સુંવાળું બંધન તોડવું મુશ્કેલ છે. ભમરો લાકડાના મજબૂત પાટડાને ભેદીને તેમાં મજાનું ગોળ કાણું પાડી શકે છે પણ કમળની કોમળ પાંખડીને ભેદી શકતો નથી. કારણકે કમળ પ્રત્યે તેને સ્નેહ છે. તે જ રીતે દરેક સંસારી જીવોને માટે રાગ-સ્નેહનું બંધન તોડવું કઠીન છે. છતાં જો આત્મા જાગે તો એક પળમાં તોડી નાંખે છે.

છ અણગારો સંસારના બંધન તોડી ત્યાગના પંથે ચાલી નીકળ્યા છે તેઓ દેખાવમાં એટલા સુંદર લાગતાં હતાં કે સાક્ષાત્ નળકુબેર દેવતા જોઈ લો. આ અણગારોએ સંયમ લઈને કેવો તપ કર્યો છે તેના ભાવ અવસરે.

ચરિત્ર :- નારદજી અને કૃષ્ણજીના ગયા બાદ પાંડુરાજાની છત્રછાયા નીચે પાંચ પાંડવો, કુંતામાતા અને દ્રૌપદી આનંદથી રહેવા લાગ્યા. પાંડવો નારદજીએ આપેલી પ્રતિજ્ઞાનું બરાબર પાલન કરે છે. આ રીતે રહેવાથી એકબીજાના પ્રેમમાં વૃદ્ધિ થઈ. પાંચે પાંડવોના શરીર અલગ હતાં પણ આત્મા જાણે એક હોય તેવા

તેમના પ્રેમ હતાં. દ્રૌપદી પણ પાંચે પાંડવો પ્રત્યે સમાનભાવ રાખતી હતી. અનુક્રમે પાંચ પાંડવોથી તેને પાંચ પુત્રો થયા. તે પુત્રો લોકપાલ સમાન સુંદર હતા. તેમનાં નામ જુદા જુદા હતાં પણ પાંચાલીના પુત્રો હોવાથી પાંચાલ નામથી તેઓ જગતમાં પ્રસિદ્ધ થયા. પાંડવો સુખપૂર્વક પ્રતિજ્ઞાનું પાલન કરી રહ્યા છે. એક વખત પ્રતિજ્ઞા લઈ લેવી સ્હેલી છે, પણ તેનું યથાર્થ રીતે પાલન કરવું કઠીન છે. પાંડવો નારદજી પાસે લીધેલી પ્રતિજ્ઞાનું બરાબર પાલન કરે છે. જે પ્રતિજ્ઞા લઈને તેનું પાલન કરતા નથી તે ધિક્કારને પાત્ર છે.

"ગોવાળોના પોકાર સુણી ગાયોની બહારે ગયેલા અર્જુનઃ" એક વખત એવો પ્રસંગ ઉપસ્થિત થયો કે રાત્રિના પાછલા પ્રહરે હસ્તિનાપુરની બહાર ગાયો ચરવા ગયેલી. તે ગાયોને ચોરો ચોરી કરીને લઈ ગયા. ગોવાળોએ ચોરો સામે ખૂબ સામનો કર્યો ત્યારે તે ચોરોએ બાણ મારીને ગોવાળોને ઘાયલ કર્યા. એટલે ગોવાળો રડતાં કકળતાં અર્જુનના મહેલે ગયા ને બચાવો....બચાવો...અમારું રક્ષણ કરો એમ જોરજોરથી પોકાર કરવા લાગ્યા. આ વખતે અર્જુનજી શરનિંદમાં હતાં પણ ગોવાળોની કારમી ચીસો એવી હતી કે જાણે કાનમાં કોઈ ખીલા મારે છે. આથી અર્જુન શરનિંદમાંથી દુઃખ સહિત જાગ્યાં. તેમની ઉંઘ ઉડી ગઈ. તરત તે ગોવાળોની પાસે આવીને પૂછે છે શા માટે રડો છો ? તમને શું દુઃખ છે ? ત્યારે ગોવાળોએ કહ્યું–મહારાજા ! અમારી ગાયો ચોર લોકો ચોરી ગયા છે. જ્યાં સુધી એ ચોરો નહિ પકડાય અને અમારી ગાયો પાછી નહિ મળે ત્યાં સુધી અમે અન્ન પાણી લેવાનાં નથી. આ સાંભળીને અર્જુન ક્રોધથી ધમધમી ઉઠયા. અહો ! પાંડુરાજાના રાજ્યમાં ગાયોની ચોરી કરનાર કોણ ચોર આવ્યા ? ગોવાળોને ધૈર્ય આપીને કહ્યું તમે ચિંતા ન કરો. હું ગમે તેમ કરીને તમારી ગાયો લાવી આપીશ અને ચોરોને પકડી લાવીશ. આ સાંભળી ગોવાળો ખુશ થયા. હવે ચોરોને પકડવા જલ્દી જવું જોઈએ. નહિતર ચોરો ગાયોને કસાઈખાને વેચી દે તો ગૌહત્યાનું પાપ લાગે, પણ ધનુષ્યબાણ દ્રૌપદીના મહેલે છે, અને દ્રૌપદીના મહેલે પોતે જઈ શકે તેમ નથી. શું કરવું ? ધર્મસંકટ આવ્યું. રસિકભાઈ ! શું કરવું ? ગાયોને કસાઈવાડે જવા દેવી ? 'ના.' અર્જુને વિચાર કર્યો કે જો અત્યારે નહિ જાઉં તો મારો ક્ષત્રિય ધર્મ લાજે છે.

ધનુષ્ય બાણુ લેનેકે તાઈ, દ્રૌપદીકે ઘરમાંય,
વારા યુધિષ્ઠિરકા થા ઉસ દિન, તો ભી આયા ધામહો....શ્રોતા,

આ સમયે દ્રૌપદીના મહેલે યુધિષ્ઠિર હતા. અર્જુનથી જવાય નહિ છતાં સવાર પડતાં અર્જુન દ્રૌપદીના મહેલે ગયા. તેમણે આંખ ઉંચી કરીને જોયું નથી કે દ્રૌપદી ક્યાં છે ને યુધિષ્ઠિર શું કરે છે ? એ દ્રૌપદીના મહેલે ગયાં ને ધનુષ્યબાણ લઈને

**"હું કેવો ભાગ્યશાળી, ભગવાનની ભૂમિને આ ભવમાં મેં નિહાળી."**

અત્યારે આત્મકલ્યાણ કરવાનો કેવો સુંદર યોગ છે! એક તો મનુષ્ય ભવ, વીતરાગનું વિરાટ શાસન અને સદ્‌ગુરૂઓ વીતરાગ વાણીના વૈરાગ્યભર્યા વેણ સુણાવે છે કે હે દેવાનુપ્રિયો! તમે જાગો. આ જન્મ-મરણની જેલમાંથી મુક્ત થવાનો સુઅવસર છે. અત્યારે સાધના નહિ કરો તો ક્યારે કરશો? મહા મહેનતે મળેલા મનુષ્યભવને મોંઘા ભોગવિલાસમાં વેડફી નંખાય? માટે સમજીને ત્યાગ કરો. આત્મસાધના કરવા માટે પર્યુષણ પર્વનાં દિવસો નજીક આવી રહ્યા છે. જેને માસખમણ તપની ઉગ્ર સાધના આદરવી હોય તેને માટે માસખમણના ધરનો પવિત્ર દિવસ આવે છે. જેને કર્મની બેખડો તોડવાની લગની લાગી છે તેમણે તપશ્ચર્યાની મંગલ શરૂઆત કરી દીધી છે. જન્મ-મરણનાં ફેરા અટકાવવા અને કર્મોને ખપાવવા તપશ્ચર્યા કરવા તૈયાર થજો. તપ ના કરી શકતા હો તો બ્રહ્મચર્ય વ્રત અંગીકાર કરો, પણ કંઈક તો જરૂર કરો.

છ અણગારોને જન્મ-મરણનો ત્રાસ લાગ્યો, ભવનો ખટકારો થયો અને સંસારની સંપત્તિ માટીના ઢેફા જેવી તુચ્છ લાગી તો સંયમ લીધો. જે સંસાર છોડે છે તેને ધન, સંપત્તિ તણખલા તુલ્ય લાગે છે. અરે, વૈમાનિક દેવોની ઋદ્ધિ પણ તુચ્છ ધૂળની ચપટી જેવી લાગે છે. તમને થાય છે કે હું શા માટે મોહી ગયો છું? સંસારમાં લગ્નનાં મોજશોખના આદિ ઘણાં અવસર મને પ્રાપ્ત થયા પણ ત્યાગી અને સંયમી બનવાનો અપૂર્વ અવસર હજુ મને સાંપડયો નથી. હે ભગવંત! સર્વ સબંધોનું મજબૂત તીક્ષ્ણ બંધન તોડીને હું મહાનપુરૂષોના પંથે ક્યારે વિચરીશ! બંધુઓ! લોખંડનું મજબૂત બંધન તોડવું સહેલ છે પણ સંસારનાં સ્નેહનું સુંવાળું બંધન તોડવું મુશ્કેલ છે. ભમરો લાકડાના મજબૂત પાટડાને ભેદીને તેમાં મકાનું મોળ કાણું પાડી શકે છે પણ કમળની કોમળ પાંખડીને ભેદી શકતો નથી. કારણકે કમળ પ્રત્યે તેને સ્નેહ છે. તે જ રીતે દરેક સંસારી જીવોને માટે રાગ-સ્નેહનું બંધન તોડવું કઠીન છે. છતાં જો આત્મા જાગે તો એક પળમાં તોડી નાંખે છે.

છ અણગારો સંસારના બંધન તોડી ત્યાગના પંથે ચાલી નીકળ્યા છે તેઓ દેખાવમાં એટલા સુંદર લાગતાં હતાં કે સાક્ષાત્ નળકુબેર દેવતા જોઈ લો. આ અણગારોએ સંયમ લઈને કેવો તપ કર્યો છે તેના ભાવ અવસરે.

ચરિત્ર :- નારદજી અને કૃષ્ણજીના ગયા બાદ પાંડુરાજાની છત્રછાયા નીચે પાંચ પાંડવો, કુંતામાતા અને દ્રૌપદી આનંદથી રહેવા લાગ્યા. પાંડવો નારદજીએ આપેલી પ્રતિજ્ઞાનું બરાબર પાલન કરે છે. આ રીતે રહેવાથી એકબીજાના પ્રેમમાં વૃદ્ધિ થઈ. પાંચે પાંડવોના શરીર અલગ હતાં પણ આત્મા જાણે એક હોય તેવા

તેમના પ્રેમ હતાં. દ્રૌપદી પણ પાંચે પાંડવો પ્રત્યે સમાનભાવ રાખતી હતી. અનુક્રમે પાંચ પાંડવોથી તેને પાંચ પુત્રો થયા. તે પુત્રો લોકપાલ સમાન સુંદર હતા. તેમનાં નામ જુદા જુદા હતાં પણ પાંચાલીના પુત્રો હોવાથી પાંચાલ નામથી તેઓ જગતમાં પ્રસિધ્ધ થયા. પાંડવો સુખપૂર્વક પ્રતિજ્ઞાનું પાલન કરી રહ્યા છે. એક વખત પ્રતિજ્ઞા લઈ લેવી સ્હેલી છે, પણ તેનું યથાર્થ રીતે પાલન કરવું કઠીન છે. પાંડવો નારદજી પાસે લીધેલી પ્રતિજ્ઞાનું બરાબર પાલન કરે છે. જે પ્રતિજ્ઞા લઈને તેનું પાલન કરતા નથી તે ધિક્કારને પાત્ર છે.

"ગોવાળોના પોકાર સુણી ગાયોની બ્હારે ગયેલા અર્જુનઃ" એક વખત એવો પ્રસંગ ઉપસ્થિત થયો કે રાત્રિના પાછલા પ્રહરે હસ્તિનાપુરની બહાર ગાયો ચરવા ગયેલી. તે ગાયોને ચોરો ચોરી કરીને લઈ ગયા. ગોવાળોએ ચોરો સામે ખૂબ સામનો કર્યો ત્યારે તે ચોરોએ બાણ મારીને ગોવાળોને ઘાયલ કર્યા. એટલે ગોવાળો રડતાં કકળતાં અર્જુનના મહેલે ગયા ને બચાવો....બચાવો...અમારું રક્ષણ કરો એમ જોરજોરથી પોકાર કરવા લાગ્યા. આ વખતે અર્જુનજી ભરનિંદમાં હતાં પણ ગોવાળોની કારમી ચીસો એવી હતી કે જાણે કાનમાં કોઈ ખીલા મારે છે. આથી અર્જુન ભરનિંદમાંથી દુઃખ સહિત જાગ્યાં. તેમની ઉંઘ ઉડી ગઈ. તરત તે ગોવાળોની પાસે આવીને પૂછે છે શા માટે રડો છો? તમને શું દુઃખ છે? ત્યારે ગોવાળોએ કહ્યું–મહારાજા! અમારી ગાયો ચોર લોકો ચોરી ગયા છે. જ્યાં સુધી એ ચોરો નહિ પકડાય અને અમારી ગાયો પાછી નહિ મળે ત્યાં સુધી અમે અન્ન પાણી લેવાનાં નથી. આ સાંભળીને અર્જુન ક્રોધથી ધમધમી ઉઠયા. અહો! પાંડુરાજાના રાજ્યમાં ગાયોની ચોરી કરનાર કોણ ચોર આવ્યા? ગોવાળોને ધૈર્ય આપીને કહ્યું તમે ચિંતા ન કરો. હું ગમે તેમ કરીને તમારી ગાયો લાવી આપીશ અને ચોરોને પકડી લાવીશ. આ સાંભળી ગોવાળો ખુશ થયા. હવે ચોરોને પકડવા જલ્દી જવું જોઈએ. નહિતર ચોરો ગાયોને કસાઈખાને વેચી દે તો ગૌહત્યાનું પાપ લાગે, પણ ધનુષ્યબાણ દ્રૌપદીના મહેલે છે, અને દ્રૌપદીના મહેલે પોતે જઈ શકે તેમ નથી. શું કરવું? ધર્મસંકટ આવ્યું. રસિકભાઈ! શું કરવું? ગાયોને કસાઈવાડે જવા દેવી? 'ના.' અર્જુને વિચાર કર્યો કે જો અત્યારે નહિ જાઉં તો મારો ક્ષત્રિય ધર્મ લાજે છે.

ધનુષ્ય બાણ લેનેકે તાંઈ, દ્રૌપદીકે ઘરમાંય,
વારા યુધિષ્ઠિરકા થા ઉસ દિન, તો ભી આયા ધામહો....શ્રોતા,

આ સમયે દ્રૌપદીના મહેલે યુધિષ્ઠિર હતા. અર્જુનથી જવાય નહિ છતાં સવાર પડતાં અર્જુન દ્રૌપદીના મહેલે ગયા. તેમણે આંખ ઉંચી કરીને જોયું નથી કે દ્રૌપદી ક્યાં છે ને યુધિષ્ઠિર શું કરે છે? એ દ્રૌપદીના મહેલે ગયાં ને ધનુષ્યબાણ લઈને

રવાના થયા. દ્રૌપદીને કે યુધિષ્ઠિરને ખબર નથી કે અર્જુનજી આવીને ગયાં. મહાન પુરૂષોની દૃષ્ટિ કેવી નિર્મળ હોય છે ! લીધેલી પ્રતિજ્ઞાનો તે કદી ભંગ કરતાં નથી પણ ન છૂટકે અનિચ્છાએ જવું પડયું એટલે ગયાં. ત્યાંથી ધનુષ્યબાણ લઈને ગાયોની રક્ષા કરવા ખૂબ ઝડપથી અર્જુનજી પહોંચી ગયાં. તેમણે ચોરોનો પીછો પકડયો અને ચોરોને પકડી પાડયા ને કહ્યું કે ઉભા રહો. આ ગાયો આપી દો. નહિ આપો તો લડાઈ કરીશ. ચોરો સીધી રીતે ન માન્યાં. એટલે ધનુષ્યબાણ ચઢાવીને તેમણે ચોરોને હરાવ્યાં, ચોરો પકડાઈ ગયાં, અને તેમને આવું ફરીને નહિ કરવાનું નક્કી કરીને છોડી મૂકયા, અને ગાયો ગોવાળોને સોંપી દીધી. એટલે ગોવાળીયાઓ ખુશ ખુશ થઈ ગયા ને અર્જુનનો જયજયકાર બોલાવ્યો, અને તેમનો ખૂબ ઉપકાર માનવા લાગ્યા. ગોવાળો તો ખુશ થયા પણ અર્જુને તો પ્રતિજ્ઞાનો ભંગ કર્યો. હવે પ્રતિજ્ઞાના ભંગના પ્રાયશ્ચિત માટે શું કરશે તેના ભાવ અવસરે.



## વ્યાખ્યાન નં. ૧૪

**શ્રાવણ સુદ ૨ ને રવીવાર** **તા. ૧૭-૭-૭૭**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો ! અહિંસાના અવતારી, સત્યના પૂજારી અને અનંત ઉપકારી એવા તારક ભગવંતે દ્વાદશાંગી સૂત્રની પ્રરૂપણા કરી. એક સંસ્કૃત શ્લોકમાં કહ્યું છે કે.

> "अनेक संशयोच्छेदि परोक्षार्थस्य दर्शकम् ।
> सर्वस्य लोचनं शास्त्रं, यस्य नास्त्यन्ध एव सः ॥"

શાસ્ત્ર અનેક સંશયોનો નાશ કરનાર છે. છૂપાયેલા ગૂઢ અર્થને બતાવનાર છે. શાસ્ત્ર જગતમાં રહેલાં જીવોનાં નેત્ર સમાન છે. જેની પાસે શાસ્ત્રરૂપી નેત્ર નથી તે અંધ સમાન છે. અંતગડ સૂત્રમાં નેમનાથ ભગવાન ૧૮૦૦૦ શિષ્યો સહિત દ્વારિકા નગરીમાં પધાર્યાં છે. તેમાંથી અત્યારે મુખ્ય છ અણુગારોની વાત ચાલે છે. તે છ અણુગારો શું કરે છે ?

"तत्तेणं छ अणगारा जं चेव दिवसं मुण्डे भवित्ता आगाराओ अणगारियं पव्वइया तं चेव दिवसं अरहं अरिट्ठनेमिं वन्दति नमंसति, वन्दित्ता नमंसित्ता एवं वयासी ।"
છ અણુગારોએ જે દિવસે દીક્ષા લીધી તે જ દિવસે અરિહંત અરિષ્ટનેમિ ભગવાનને તિકખુત્તોનો પાઠ ભણી વંદન નમસ્કાર કર્યા. મુનિઓ મહાન ઋદ્ધિ છોડીને આવ્યા છે છતાં તેમનામાં વિનય કેટલો ભર્યો છે કે ભગવંત પાસે કોઈ પણ કાર્ય માટે આજ્ઞા

લેવા જાય તો પહેલાં ભગવાનને તિકખુત્તોનો પાઠ ભણી વિનયપૂર્વક વંદન કરતા હતાં, આજે સાધુપણામાં કહો કે સંસારીપણામાં કહો દરેકને વિનયની ખાસ જરૂર છે. વિનય એ ધર્મનું મૂળ છે. મનુષ્યમાં જો વિનય હોય તો તેનું જીવન સુખી બને છે. શુધ્ધ ભાવથી વંદન કરવામાં પણ કેવો મહાન લાભ છે! वंदणएण भंते जीवे किं जणयइ? વંદન કરવાથી જીવને શું લાભ થાય છે? ત્યારે ભગવંતે કહ્યું હે ગૌતમ!" "वन्दणएणं जीवे नीयागोयं कम्मं खवेइ, उच्चागोयं कम्मं निबन्धइ, सोहग्गं च णं अपडिहयं आणाफलं निव्वतेइ दाहिणभावं च णं जणयइ" વંદન કરવાથી નીચગોત્ર કર્મના ભેગાં થયેલાં દલિકો નષ્ટ થાય છે અને ઉંચગોત્ર કર્મ બાંધે છે વંદન કરવાથી આવું શુભ ફળ પ્રાપ્ત થાય છે, તેમજ સૌભાગ્યને પ્રાપ્ત કરે છે. આજ્ઞાનું સફળ સામર્થ્ય પ્રાપ્ત કરે છે અને દાક્ષિણ્યભાવ એટલે કે વિશ્વવલ્લભતાને પ્રાપ્ત કરે છે.

બંધુઓ! આ ઉપરથી તમને સમજાઈ ગયું હશે કે વંદન કરનાર વિનય સંપન્ન વ્યક્તિ આ સંસારમાં બધાનો પૂજનીક બની એક દિવસ નરમાંથી નારાયણ બની જાય છે. આટલા માટે જ્ઞાની પુરૂષો ભવ્ય જીવોને ઉપદેશ આપતાં વારંવાર કહે છે કે હે જીવો! જીવનમાં બને તેટલો વિનય કેળવો, અભિમાન છોડી નમતાં શીખો. જેટલાં નમ્ર બનશો તેટલો તમારો આત્મા પાપકર્મના ભારથી હળવો બની ઉંચો આવશે. વંદન નમસ્કાર કરવા, આદર સત્કાર કરવો, મીઠી વાણી બોલવી આ બધાં વિનયગુણનાં અંગ છે. સંસારમાં પણ નમ્રતા અને વિનયની ખાસ જરૂર છે. વિનય વિનાનો માનવી સંસારમાં રહીને પણ સુખી થતો નથી. જેટલા નમ્ર બનશો તેટલો સામી વ્યક્તિઓ ઉપર તમારો પ્રભાવ પડશે. પોતાનામાં રહેલાં વિનયગુણથી મોટી મોટી વ્યક્તિઓને પ્રભાવિત કરીને કઠીનમાં કઠીન કાર્ય પણ સરળતાથી કરી શકાય છે. કારણ કે વિનય-ગુણ કેળવવાથી આપણાં ઉપર દરેક પ્રસન્ન થાય છે, ને તે આપણાં બની જાય છે. વિનયગુણથી કોણ કોણ પ્રસન્ન થાય છે તે સાંભળો.

જો તમે રાજા મહારાજાને નમસ્કાર કરશો તો તે તમારા ઉપર પ્રસન્ન થઈને હાથી, ઘોડા, ગામ અથવા સોનું રૂપું તમને બક્ષીસમાં આપીને તમારી આબરૂ વધારશે. રાજાની તમારા ઉપર રહેમ દૃષ્ટિ થશે તો બધા લોકોની પણ તમારા ઉપર રહેમ દૃષ્ટિ વધશે. જો કોઈ માણસ શેઠને ત્યાં મુનિમ તરીકે નોકરી કરતો હોય અને જો તે રોજ શેઠને નમસ્કાર કરશે તો શેઠ તેના ઉપર પ્રસન્ન થઈને કંઈ ને કંઈ વસ્તુ ઈનામમાં આપશે અને વધુ ખુશ થાય તો તેનો પગાર પણ વધારી આપશે. આવી રીતે જો કોઈ પુત્ર, પુત્રીઓ વિનયથી પોતાના માતાપિતાને પ્રસન્ન કરે તો પોતે છુપાવીને રાખેલી ગુપ્ત મિલકત પણ બતાવી દેશે. કોઈ સ્ત્રી પોતાના પતિની બરાબર ભક્તિ કરે, પતિવ્રતા ધર્મનું બરાબર પાલન કરે તો તેનો પતિ તેની ભક્તિથી ખુશ થાય છે ને તેની

ઈચ્છા પ્રમાણે હાથીના વછાવી આપે છે, અને બારેમૂલી સાડીઓ પણ લાવી આપે છે. તેવી રીતે કોઈ ભક્ત ઉપર દેવ પ્રસન્ન થાય તો તેની ઈચ્છા મુજબ વરદાન આપીને તેને ન્યાલ કરી દે છે. કોઈ વિદ્યાભિલાષી વિદ્યાર્થી પોતાના વિનયગુણ દ્વારા પોતાના શિક્ષકને પ્રસન્ન કરે છે તો તેને શિક્ષક પ્રેમથી ભણાવે છે. બાર મહિનાનો કોર્સ છ મહિનામાં પૂરો કરાવે છે ને પરીક્ષામાં સારા નંબરે પાસ કરાવે છે.

બંધુઓ! આ બધી તો તમારા સંસારના લાભની વાત થઈ પણ સાધુપણામાં જે શિષ્ય પોતાના ગુરૂનો વિનય કરે છે, ગુરૂની આજ્ઞા પ્રમાણે ચાલે છે તેના ઉપર ગુરૂ પ્રસન્ન થાય છે, ને પોતાના શરણમાં આવેલા અધમ જીવોનો પણ ઉધ્ધાર કરે છે ને પાપીને પણ પુનીત બનાવે છે, અને આ સંસાર સાગરથી તારે છે. એટલે કે જન્મ-મરણનાં દુઃખથી મુક્ત બનવાનો સરળ અને સીધો ઉપાય બતાવે છે. અર્જુનમાળી જે રોજ સાત જીવની ઘાત કરનારો પાપીમાં પાપી જીવ સુદર્શન શેઠની સાથે ભગવાનના શરણે ગયો. ભગવાનને વંદન નમસ્કાર કરી તેમની આજ્ઞામાં સમર્પણ થઈ ગયો તો ભગવાને તેને સંસાર સાગરથી તરવાનો માર્ગ બતાવ્યો, અને તે છ મહિનામાં પોતાનાં કર્મોને ચકચુર કરીને આત્મસાધના સાધી ગયા. દરેક કાર્યમાં વિનયની જરૂર છે. દશવૈકાલીક સૂત્રમાં ભગવંતે વિનયનું મહત્વ બતાવતાં કહ્યું છે કે

> एवं धम्मस्स विणओ, मूलं परमो से मुक्खो ।
> जेण कित्तिं सुयं सिग्धं नीसेसं चाभिगच्छइ ॥ અ. ૯ ઉ. ૨ ગાથા ૨

ધર્મનું મૂળ વિનય છે. અને ધર્મનો અંતિમ રસ મોક્ષ છે. વિનયથી કીર્તિ તેમજ સંપૂર્ણ શ્રુતને જલ્દી મેળવી લે છે. જેમ વૃક્ષના મૂળથી થડ વગેરે અનુક્રમે ઉત્પન્ન થાય છે તેમ વિનયથી શ્રુત વગેરેની પ્રાપ્તિ થાય છે. મૂળ વગર ઝાડ એક ક્ષણ પણ ટકી શકતું નથી એ રીતે વિનય વગર ધર્મ ટકી શકતો નથી. તેથી ધર્મનું મૂળ વિનય કહ્યું છે.

આ છ અણુગારો ખૂબ વિનયવંત હતાં. નેમનાથ ભગવાનની જે આજ્ઞા તે જ અમારો શ્વાસ અને એ જ અમારો પ્રાણ એવું સમજીને દીક્ષા લીધી હતી. આવા સંતાનો જે માતાની કુંખે જન્મ્યા તે માતાને પણ ધન્ય છે. આગળની નારીઓ પણ કેવી પવિત્ર હતી કે જેમની કુંખે આવા ઉત્તમ પુત્રરત્નો પાકતાં હતાં. આજે તો માતા પિતામાંથી સત્વ ગયું ને સંતાનો પણ સત્વ વિનાના થઈ ગયા. આજના જીવનમાંથી શ્રમ ગયો ને વાસના વધી છે. આગળના માણસો શ્રમીજીવન જીવતાં હતાં. માણસ જેટલો શ્રમ વધુ કરે તેટલા વિકાર અને વાસના ઘટતાં હતાં. અહીં એક પ્રસંગ યાદ આવે છે.

વાચસ્પતિ મિશ્ર નામના એક પંડિત થઈ ગયા. આ પંડિતને નવા નવા ગ્રંથો લખવાં, તેના ઉપર ટીકા લખવી તેનો ખૂબ શોખ હતો. બાલપણથી તે આવા લેખન-કાર્યમાં રસ ધરાવતાં હતાં. તેમણે શાંકરભાષ્ય ઉપર ભામતી નામની મહાન સુંદર ટીકા લખી છે. આ પંડિત યુવાન થયો ત્યારે તેના માતા-પિતા કહે છે બેટા! હવે તું લગ્ન કરવાને યોગ્ય થયો છે. માટે અમારે તને પરણાવવો છે. ત્યારે વાચસ્પતિ કહે છે કે માતા-પિતા! મને મારા ગ્રંથ લખવાના કાર્યમાં ખૂબ આનંદ આવે છે. સાથે બ્રહ્મચર્યનું પાલન થાય છે. માટે મારે લગ્ન કરવા નથી. મેં જે આ મહાગ્રંથની ટીકા લખવાનું કાર્ય શરૂ કર્યું છે તે પૂરું કરવા દો. પછી લગ્નની વાત. અત્યારે હું જો લગ્ન કરીશ તો મારું આરંભેલું કાર્ય અધૂરું રહી જશે, પણ માતા પિતાને પુત્રને પરણાવવાના કોડ હતા. પુત્ર ખૂબ વિનયવાન હતો. માતા-પિતાની આજ્ઞાથી સારા ઘરની સુશીલ કન્યા સાથે તેનાં લગ્ન કર્યાં. વાચસ્પતિની પત્નીનું નામ ભામતી હતું. પંડિતજી પરણીને આવ્યા કે તરત પોતાની ટીકા લખવાના કાર્યમાં જોડાઈ ગયાં, પણ એમ વિચાર ન કર્યો કે આ મારી પત્ની બિચારી એકલી શું કરશે? થોડીવાર તો એની સાથે વાતચીત કરું, પછી લખવાનું કામ કરીશ.

દેવાનુપ્રિયો! વિચાર કરો, આ યુવાનને ગ્રંથ લખવાનો કેટલો ઉત્સાહ હશે! કેટલી લગની હશે! ને કેવી ધૂન હશે કે પોતાની પત્નીનું મુખ પણ બરાબર જોયું નથી, આવી લગની ને ઉત્સાહ જો મોક્ષમાં જવા માટે જાગે તો કામ થઈ જાય. લખવાની ધૂનમાં એને સંસારની વાસનાનું સ્મરણ પણ થતું નથી. પતિને ધૂન હતી તેવી પત્નીને ન હતી. એના અંતરમાં તો વાસના ભરેલી હતી. છતાં આર્ય સંસ્કૃતિ પામેલી બાળા હતી. આગળની આર્ય દેશની સ્ત્રીઓ પોતાના પતિની જે ઈચ્છા તે જ મારી ઈચ્છા. પતિની આજ્ઞા તે જ મારા પ્રાણ, અને એમની અનુકુળતા તે જ મારી અનુકૂળતા સમજતી હતી. આવી રીતે જો અત્યારે સ્ત્રીઓ પતિની આજ્ઞા અને ઈચ્છાને આધીન રહે, સાસુ વહુને આધીન રહે, પુત્ર પિતાને, નોકર શેઠને અને શિષ્ય ગુરૂને આધીન રહે તો સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય સ્થપાય. પણ આજે આવી આધીનતા અને અર્પણતાનો તો કોણ જાણે દેશનિકાલ થઈ ગયો છે.

**આર્યનારીનું ગૌરવવંતુ જીવન:**— આ ભામતી વાચસ્પતિ મિશ્રની જેમ વાસનાને જીતી શકી ન હતી. છતાં એક આર્યદેશની નારી તો જરૂર હતી. એટલે તેણે જોઈ લીધું કે મારા પતિને માત્ર શાસ્ત્ર સર્જનનો શોખ છે. મારી સાથે વાતચીત કરવાનો એમને ટાઈમ નથી. એટલે પતિની અનુકૂળતા પ્રમાણે ચાલવાનું તેણે નક્કી કર્યું. તે સમયમાં અત્યારની જેમ ટયુબલાઈટો ન હતી. કોડિયામાં તેલ પૂરીને દીવા

પેટાવતા હતા. ભામતી હરરોજ પતિ પાસે સમયસર પાણી અને દૂધનો ગ્લાસ મૂકી આવે. દીવામાં તેલ ખૂટે ત્યારે તેલ પૂરી આવતી. તે સિવાય કાંઈ બોલતી નહિ કે પતિના કાર્યમાં વિક્ષેપ પાડતી નહિ. આમ કરતાં ત્રીસ વર્ષ વીતી ગયા પણ વાચસ્પતિએ ભામતી સામે દૃષ્ટિ કરી નથી. ત્રીસ વર્ષે આ મહાગ્રંથની ટીકાનું આરંભેલું કાર્ય સમાપ્ત થયું. એટલે વાચસ્પતિ હાશ-કરીને બેઠાં અને હવે આ ટીકાનું નામ શું આપવું તે શાંતચિત્તે વિચાર કરતાં હતાં. તે વખતે ભામતી દીવામાં તેલ પૂરવા માટે આવી. તેને જોઈને પૂછે છે કે બાઈ! તું કોણ છે? આ સાંભળી ભામતીને આશ્ચર્ય થયું કે પતિદેવની ગ્રંથ લખવાની કેવી લગની છે! એ કાર્યમાં હું કોણ છું તે પણ તેમને ખબર નથી. તેણે કહ્યું હું આપની દાસી છું. ત્યારે પંડિત પૂછે છે શું તને મારા પિતાજીએ રાખી છે કે માતાજીએ? તને માસિક પગાર શું આપે છે?

પત્નીની ઉચ્ચ ભાવના જોતાં પતિનું પીગળેલું હૃદય:-ભામતીએ કહ્યું સ્વામીનાથ! હું પગાર લઈને કામ કરવાવાળી દાસી નથી પણ તન, મન અને ધન આપના ચરણમાં સમર્પણ કરી ચૂકેલી અને મારા પિતાએ મને આપની સાથે પરણાવેલી આપની દાસી છું. કેવો સુંદર અને શાંતિથી જવાબ આપ્યો! અત્યારની સ્ત્રી શું જવાબ આપે? એ તો એમ જ કહી દે કે મારી સાથે હરવા ફરવા આવવાનો કે વાતચીત કરવાનો જો તમને ટાઈમ ન હતો તો પરણ્યા શા માટે? (હસાહસ) આ સ્ત્રી આવી ન હતી. પત્નીનો જવાબ સાંભળીને તેના મનમાં થયું કે શું હું પરણ્યો છું? વિચાર કરતાં યાદ આવ્યું કે આજથી ત્રીસ વર્ષો પહેલાં માતા-પિતાના અત્યંત આગ્રહથી મેં લગ્ન કર્યાં હતાં. એની આંખમાં આંસુ આવી ગયા. અહો! જે પત્ની સાથે પરણ્યા પછી એક કલાક પણ બેઠો નથી. એની સાથે વાતચીત પણ કરી નથી, સાજા માંદાની ખબર પણ પૂછી નથી. જેણે મારી સાથે દેહસુખની ઈચ્છાથી લગ્ન કર્યું છે તેવી આ પત્ની મારી ઈચ્છાને આધીન બની ત્રીસ ત્રીસ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળી મારી સેવા કરી રહી છે. કદી પણ તેણે મારી પાસે કોઈ જાતની માંગણી કરી નથી. તો ધન્ય કોણ? હું કે એ? એણે મારા કાર્યમાં બધો સહકાર આપ્યો છે. ભામતી! ખરેખર તું ધન્યવાદને પાત્ર છે. તારા જેવી નારી મળવી મુશ્કેલ છે. ત્યારે ભામતી પતિના ચરણમાં પડીને કહે છે નાથ! એવું ન બોલો. મેં તો મારી ફરજ અદા કરી છે. પતિના કાર્યમાં સહકાર આપવો તે પતિવ્રતા આર્યનારીની ફરજ છે. મેં કંઈ વિશેષ નથી કર્યું. ત્યારે વાચસ્પતિ મિશ્રે કહ્યું કે તારી સેવા ભક્તિથી હું ખૂબ પ્રસન્ન થયો છું. તારા સહકારના ઋણમાંથી મુક્ત થવા માટે હું આ ગ્રંથની ટીકાનું નામ "ભામતી" રાખું છું. આ આર્યદેશની નારીઓ કેવી પ

હતી ! અને તેનો પતિ પણ તેની કદર કરનારો હતો. આવા પવિત્ર નરનારીઓથી આ ભારત દેશનું ગૌરવ હતું. વાચસ્પતિમિશ્રે પોતે રચેલા ગ્રંથની ટીકાનું નામ "ભામતી" રાખ્યું, અને પત્નીના નામને અમર બનાવ્યું.

બંધુઓ ! જ્યારે ભારતમાં આવા નરરત્નો અને નારીરત્નો હશે ત્યારે તેની શાન કેવી હશે ! ક્યાં એ સમય ને ક્યાં આજનો ભૌતિકવાદની ભેરી વગાડતો સમય ! અને વિલાસી વાતાવરણ ! એ જમાનામાં ભોગવિષય ન હતા એમ નહિ, હતાં પણ બધું મર્યાદિત હતું. સતી સીતાજીનું અપહરણ કરનાર રાવણને એ રીતે આપણે ઓળખીએ છીએ. એના અવગુણો જાણીએ છીએ પણ એના જીવનમાં રહેલાં મહાન સત્વશાળી ગુણોને જાણતાં નથી. એના જીવનનું એક સત્વ અવશ્ય જાણવા જેવું છે.

**"લડાઈમાંથી પાછા વળતાં રાવણને થયેલા કેવળી ભગવંતના દર્શન :"** એક વખત રાવણ યુધ્ધ કરવા ગયો હતો. ઈન્દ્ર નામના રાજા સાથે મોટું યુધ્ધ કરી તેમાં વિજય મેળવીને રાવણ લંકા તરફ જઈ રહ્યો હતો. ત્યારે માર્ગમાં એને અનંતવીર્ય નામના કેવળી ભગવંતના દર્શન થયા. કેવળી ભગવંત મોટી પર્ષદામાં ધર્મદેશના આપતાં હતાં. તે કેવળી ભગવંત પાસે જઈને રાવણે વંદન નમસ્કાર કર્યા ને દેશના સાંભળવા બેઠો. આ રીતે માર્ગમાં ભગવંતના દર્શન થવાથી રાવણને અલૌકિક આનંદ થયો. અહો ! કેવો ભાગ્યવાન છું કે હું દ્રવ્ય લડાઈમાં વિજય ડંકા વગાડીને આવ્યો છું પણ આ ભગવંત તો કર્મશત્રુને હરાવી મોક્ષ મંઝિલ સર કરવાનો માર્ગ બતાવે છે. ધન્ય છે તેમને ! રાવણની ધર્મ પ્રત્યેની શ્રધ્ધા ઓછી ન હતી. વીતરાગ શાસન એની રગેરગે વહાલું હતું. ભગવંત પ્રત્યે તેના દિલમાં અનહદ ભક્તિભાવ હતો. અને સંતોને માટે તે પ્રાણ દેનારો હતો. તેણે અનંતવીર્ય પ્રભુની ધર્મદેશના સાંભળી. દેશના પૂર્ણ થયા પછી પ્રભુને વંદન કરીને પૂછયું. પ્રભુ ! જ્યાં સુધી મારું શરીર સારું છે ત્યાં સુધી તો મને કંઈ વાંધો આવવાનો નથી. હું આપ જેવા ભગવંતોના દર્શન કરીશ, દેશના સાંભળીશ ને બનશે તેટલી ભક્તિ કરીશ, અને સુંદર જીવન જીવી શકીશ. પણ હું આપને એક પ્રશ્ન પૂછું ? ત્યારે ભગંવત તો સર્વજ્ઞ હતા. ઘટઘટ અને મનમનની વાતને જાણનારાં હતાં. એટલે રાવણ શું પૂછવા ઈચ્છે છે તે જાણતાં હતા. છતાં રાવણની જિજ્ઞાસા જોઈને ભગવંતે કહ્યું–ખુશીથી પૂછો.

**" રાવણને જીવનની છેલ્લી પળ જાણવાની જિજ્ઞાસા "** ભગવાનની આજ્ઞા મળતાં રાવણે કહ્યું. ભગવંત ! મારો અંતિમ સમય કેવો આવશે ? કયા કારણે મારું મૃત્યુ થશે ? જો મારું મરણ અનિષ્ટ રીતે થાય તો મારું માનવજીવન અફળ જાય. તેમજ અંતિમ સમયની ચિત્તની શુભાશુભ સ્થિતિ ઉપર પરલોકની સદ્ગતિનો આધાર છે. એટલે જો મારું મરણ બગડે તો પરલોક પણ બગડે. માટે

પ્રભુ ! આપ તો સર્વજ્ઞ છો. બધું જાણી દેખી રહ્યાં છો. તો મને મારા પ્રશ્નનો જવાબ આપો.

"રાવણને લાગેલો આઘાત" ત્રિકાળીનાથે રાવણનાં પ્રશ્નનો ઉત્તર આપતાં કહ્યું કે હે લંકાપતિ ! તમારું મરણ પરસ્ત્રીના કારણે થશે. આ સાંભળતાં માથે વીજળી પડી હોય તેવો તેના અંતરમાં કડાકો થયો. બંધુઓ ! ભગવાન તો વીતરાગ છે. એમને કોઈના પ્રત્યે રાગ કે દ્વેષ નથી, અને કોઈ સ્વાર્થ નથી કે આ મોટો લંકાપતિ રાવણ છે. હું એને સાચું કહીશ તો દુઃખ થશે માટે ન કહું. સર્વજ્ઞ પ્રભુ તો સત્યના પૂજારી હોય એટલે કદી અસત્ય તો બોલે નહિ, ભગવંતે સત્ય વાત કહી. રાવણના દિલમાં ભયંકર આઘાત લાગ્યો. તે એક નાના બાળકની જેમ રડવા લાગ્યો. ગદ્ગદ્ કંઠે રડતાં રડતાં કહે છે અહો ભગવાન ! આપ તો સર્વજ્ઞ છો. આપનાં વચન ત્રણ કાળમાં ખોટા ન પડે. શું આ રાવણના કપાળે પરસ્ત્રીનું કાળું કલંક ચોંટશે ? હું આ શું સાંભળી રહ્યો છું ? કોઈ મને ગાળો દેશે તો સાંભળી લઈશ, મારું અપમાન કરશે તો સહી લઈશ. પણ આ ભવિષ્યવાણી મારાથી સાંભળી જતી નથી. શું, આ લંકાપતિ રાવણ પરસ્ત્રી સામે દૃષ્ટિ કરી કુળને કલંકિત બનાવશે ? આવો અધમ બનશે ? પ્રભુ ! હું કદી પરસ્ત્રી સામે દૃષ્ટિ નહિ કરું. એવો પ્રસંગ આવશે ત્યારે હું સજાગ રહીશ. સ્વામી આપ સર્વજ્ઞ-સર્વદર્શી છો. આપનું વચન કદી મિથ્યા હોય નહિ. તેમાં મને પૂરો વિશ્વાસ છે. તો હવે હું પાણી પહેલાં પાળ બાંધી લઉં. કદાચ પરસ્ત્રી સામે કુદૃષ્ટિ થઈ જાય પણ મારા ભાગ્ય સારા હોય તો હું એમાંથી બચી જાઉં. તે માટે મને એવી પ્રતિજ્ઞા આપો કે "પરસ્ત્રી મને મનથી ન ઇચ્છે તો મારે તેના ઉપર બળાત્કાર કરવો નહિ. ભગવંત ! આ પ્રતિજ્ઞાનું મારા પ્રાણના ભોગે પણ હું બરાબર પાલન કરીશ. જો આ પ્રતિજ્ઞાનું પાલન થશે તો મને કલંક નહિ લાગે ને ભાવિ સુધરશે.

રાવણની વિનંતીનો સ્વીકાર કરી કેવળી ભગવંતે તેને પ્રતિજ્ઞા આપી. તેથી રાવણને શાંતિ થઈ કે હવે હું આ કલંકમાંથી બચીશ. આવી પ્રસન્નતાનો અનુભવ કરતો રાવણ ત્યાંથી ઊભો થયો ને ભગવંતને વંદન નમસ્કાર કરીને ત્યાંથી વિદાય થયો. એ પ્રતિજ્ઞાનું બરાબર પાલન કરવા લાગ્યો. જો રાવણે આવી પ્રતિજ્ઞા લીધી ન હોત તો સીતાજી ઉપર પણ બળાત્કાર કરત, અને મહાસતી સીતાજીના જીવનનો અકાળે અંત આવી જાત. ભલે, રાવણ સીતાજી પાસે અશોકવાટિકામાં હરરોજ જતો હતો. સમજાવતો હતો, ધમકી આપતો હતો, પણ કદી બળાત્કાર નથી કર્યો. રાવણની આ પ્રતિજ્ઞાએ સીતાજીને શીલ ભંગમાંથી બચાવવામાં મોટો ભાગ ભજવ્યો છે તેમ કહી શકાય. તેમજ સતી સીતાજીના સતીત્વનો પ્રભાવ પણ તેમાં પ્રબળ કારણરૂપ હતો અને રાવણની પ્રતિજ્ઞા નિમિત્તરૂપ બની.

બંધુઓ ! આજે ભ્રષ્ટાચાર ચાલી રહ્યો છે તેમાં એક જ કારણ છે કે માનવ આજે પોતાનું ભાન ભૂલ્યો છે. જરા વિચાર કરો. જો જીવન સુધારવું હોય તો બધી સામગ્રી અને સાધનો મળ્યા છે. તે સાધનોનો સદુપયોગ કરીને ભવના ફેરા ટાળવા પ્રયત્ન કરો. મહાનપુરૂષો કહે છે કે હે ચેતન ! તને કદી વિચાર આવે છે કે અનંતકાળથી ભવાટવીમાં રઝળું છું તો હવે આ રઝળવાપણું અટકાવું ! તે માટે કદી પુરૂષાર્થ કર્યો છે ? હજુ સુધી ભવના ફેરા ટળ્યા નથી તેનો કદી દિલમાં અફસોસ થાય છે ? તમને અફસોસ કયાં થાય છે ? તે કહું ? સાંભળો. પરદેશથી દીકરો કે જમાઈ આવવાના સમાચાર આવ્યાં એટલે તમે સમય થતાં લેવા માટે એરપોર્ટ પર ગયા. પ્લેન આવ્યું પણ તમે જેને લેવા ગયા હતાં તે ઉતર્યા નહિ તો તમારા દિલમાં શું થશે ? જો ન્હોતાં આવવાનાં તો ફોન કરવો જોઈએ ને ! મારે એરપોર્ટ સુધીનો આંટો તો ન પડત. આથી પણ વધુ અફસોસ તમને કયાં થાય ? તે કહું ? ઉપાશ્રયે વ્યાખ્યાનમાં આવ્યાં ને ખબર પડી કે મહાસતીજી વ્યાખ્યાન વાંચવાના નથી. તો શું કહો ? કાલે કહ્યું હોત તો આંટો ન પડત. વિચારો, આંટો નથી પડયો પણ ફેરો સફળ થયો છે. ઉત્કૃષ્ટ ભાવથી જેટલા પગ ધર્મ માર્ગમાં ભરો તેટલો લાભ છે. (ભાવના ઉપર પૂ. મહાસતીજીએ જીરણશેઠ અને પૂરણશેઠનું દ્રષ્ટાંત ખૂબ વિસ્તારથી કહ્યું હતું.)

આજે બોરીવલી સંઘને આંગણે ત્રિવેણી સંગમ થયો છે. બોરીવલી સંઘ છે. મલાડ સંઘ મોટા સમુદાયમાં શુધ્ધ ભાવનાથી આવ્યો છે ને કાંદાવાડી સંઘના ઉપપ્રમુખ શ્રી મણીભાઈ વીરાણી, ગીજુભાઈ, અનિલભાઈ, રસિકભાઈ, હિંમતભાઈ વિગેરે આવ્યા છે. ત્રિવેણી સંઘમાં આજે મલાડ સંઘની ચાતુર્માસ કરાવવા માટેની પ્રબળ ઈચ્છા છે. આ બાબતમાં મલાડ સંઘને બોલવું છે માટે આપણો અધિકાર અવસરે વિચારીશું. "ૐ શાંતિ."



## વ્યાખ્યાન નં. ૧૫

**શ્રાવણ સુદ ૩ ને સોમવાર** તા. ૧૮-૭-૭૭

નિર્મોહી, નિર્વિકારી અને નિઃસ્વાર્થી એવા અનંત કરૂણાના સાગર તીર્થંકર ભગવંતો ભવ્ય જીવોના હિત માટે શાસ્ત્રવાણી દ્વારા કહે છે કે ભવ્ય જીવો ! જો તમારે નિર્મોહી અને નિર્વિકારી દશા પામવી હોય તો સંસારનો મોહ છોડો. આત્મા નિર્મોહી દશા પામવાને યોગ્ય છે છતાં સંસારની રંગતરંગી માયામાં મોહ પામી તૃષ્ણાના પૂરમાં તણાઈ રહ્યો છે. પણ એને ખબર નથી કે આ સંસાર ઈન્દ્રજાળ જેવો છે.

જેમ કોઈ માનવીએ ઈન્દ્રજાળ પાથરી હોય એમાં જેમ નજર લોભાઈ જાય છે તેમ અજ્ઞાની જીવ પણ સંસાર રૂપી ઇન્દ્રજાળમાં મોહ પામી તેમાં ફસાઈ ગયો છે, પણ તેને ખ્યાલ નથી કે આ ઈન્દ્રજાળ કેટલો સમય ટકવાની છે? એનું પરિણામ અંતે શું આવશે? પરિણામે શૂન્ય છે. આવું મહાન પુરૂષોનાં મુખેથી સાંભળીને જાણવા છતાં જીવો સમજતા નથી. ત્યારે જ્ઞાનીપુરૂષો કરૂણા કરીને જીવોને ઢંઢોળીને કહે છે કે મોહઘેલા માનવો! તમે જાગો. તમે જેમ જેમ સંસારના રંગતરંગે રંગાતા જશો તેમ તેમ કરોળિયાની માફક જાળમાં વધુને વધુ ગૂંચવાતા જશો માટે જરા સમજી, વિચાર કરીને માયાના કાળા પડદાને ચીરી બહાર ડોકીયું કરો, અને પરમાર્થમાં મનને જોડી ભવની પરંપરાને તોડો. શાસ્ત્ર સિધ્ધાંતનું વાંચન ભવની પરંપરા તોડાવે છે.

અંતગડ સૂત્રનો અધિકાર ચાલે છે. તેમાં જેમને સંસાર ઈન્દ્રજાળ જેવો લાગ્યો તેવા છ છ અણુગારો મોહમાયાના મજબૂત બંધનો તોડીને સાધુ બન્યા. દીક્ષા લઈને તેમનું એક જ ધ્યેય છે કે બસ, જલ્દી ઉત્કૃષ્ટ સાધના કરીએ જેથી આપણાં કર્મનાં બંધન જલ્દી તૂટી જાય. આ સંતોની દીક્ષા સમજણપૂર્વકની હતી. એટલે જે દિવસે છ અણુગારોએ દીક્ષા લીધી તે જ દિવસે પ્રભુને વંદન કરીને આજ્ઞા માંગે છે. ગઈકાલે છ અણુગારો કેવા વિનયવંત હતાં તે વાત કરી હતી. સાધક સંસાર છોડીને સંયમી બને ત્યારે એ સમજીને સંયમ લે છે કે હું ગમે તેવો સત્તાધીશ હોઉં, પણ સંયમ માર્ગમાં સત્તા નહિ ચાલે. ત્યાં તો ગુરૂનો વિનય પહેલા કરવો જોઈશે, અને ગુરૂની આજ્ઞામાં સમાઈ જવું પડશે. આ જીવે અનંતીવાર વેશ બદલ્યા છે પણ પ્રકૃતિનું પરિવર્તન નથી કર્યું એના કારણે હજુ સંસારમાં રખડે છે. આ વખતે તો એવી સાધના કરી લઉં કે મારો જલ્દી છુટકારો થાય. માટે સાધુપણામાં ગજબ ક્ષમા કેળવવી પડશે. કારણ કે સાધુના દશ ધર્મો છે તેમાં સૌથી પહેલાં "खन्ती" એટલે ક્ષમાનો નંબર છે. અને હું "खन्तो दन्तो निरारंभो" ક્ષાન્ત, દાન્ત અને આરંભ રહિત એવો અણગાર બન્યો છું.

જે સહન કરે છે તે સાધુ છે. ઉપસર્ગો અને પરિષહોની ઝડીઓ વરસતી હોય ત્યાં જઈને હસતે મુખે જે ઉભો રહે એ જ સાધુ. આગળના સમયમાં સંતોને જેવા પરિષહો અને ઉપસર્ગો આવતા હતા તેવા અત્યારના કાળમાં નથી આવતા. ખંધક મુનિના ૫૦૦ શિષ્યોને ઘાણીમાં પીલ્યાં છતાં મનમાં સહેજ પણ ક્રોધ ન કર્યો. અને સમતા રાખી. "नाभिनन्देत मरणं, नाभिनन्देत जीवितम्।" વીતરાગી સંતો મરવાનો અવસર આવે તો જીવવાની ઈચ્છા ન કરે અને શરીરમાં કોઈ રોગ આવે ને પીડા સહન ન થાય ત્યારે હવે જલ્દી મરણ આવે તો સારું એવી પણ ઈચ્છા ન કરે. આ છ અણુગારો પણ આવા ક્ષમાવાન હતા. દીક્ષા લેતા

તૈયાર થયા ત્યારથી જ તેમણે એવો વિચાર કરી લીધો હતો કે સંયમ માર્ગમાં કર્મ સાથે ઝઝુમવા માટે અજબ ક્ષમા ધારણ કરવી પડશે. સંયમના ઘરમાં જતાં પહેલાં આત્મારૂપી ઘર ચોખ્ખું કરવું જોઈએ. ખેતરમાં અનાજ વાવતાં પહેલાં ખેડૂત ખેતરને ખેડીને જમીન પોચી બનાવી દે છે, કાંટા, કાંકરા, પથ્થર બધું સાફ કરીને પછી અનાજ વાવે છે, તો જે જીવનરૂપી ક્ષેત્રમાં ચારિત્રરૂપી બીજ વાવવું હોય તે ક્ષેત્રમાંથી ક્રોધ, માન, માયા, લોભરૂપી કષાયોના કાંકરાને સાફ કર્યા વિના કેમ ચાલે ? ન ચાલે. તે માટે ક્ષમાવાન બનવું જોઈએ.

ભગવાનના સંતો પાંચ ઈન્દ્રિયોના દમનાર હોય. સાધુ ઘરઘરમાં ગૌચરી જાય ત્યાં લુખા, ઠંડા, ગરમ, સ્વાદિષ્ટ અનેક પ્રકારનો આહાર મળે પણ સાધુ પહેલાં ઘરે ગૌચરી ગયા ત્યાં મનને ન ગમે તેવો આહાર મળ્યો, અને ગૌચરી આવી ગયા પછી બીજા શ્રાવકો કરગરે કે મહાસતીજી ! મારે ઘેર આહાર પાણીનો જોગ છે પધારો. પણ સંત સારા આહાર પાણીમાં ગૃધ્ધ ન બને. જેણે પોતાની ઈન્દ્રિઓ ઉપર વિજય મેળવ્યો છે તેને સારો આહાર મળે તો આનંદ નહિ ને નરસો મળે તો ખેદ નહિ. સાધુ આહાર શા માટે કરે છે ? આચારંગ સૂત્રમાં ભગવંતે કહ્યું છે કે "आयगुत्ते सया वीरे, जायमायाए जावए।" આત્મગુપ્ત વીરપુરૂષો સંયમ યાત્રાના નિર્વાહ માટે જરૂરિયાત પૂરતા આહાર પાણીથી પોતાનું જીવન નિભાવે છે. જરૂરિયાતથી વધુ આહાર સંતો લેતા નથી. કારણ કે સાધુને રખાય નહિ અને પરઠવાય નહિ. એટલે ભગવાન કહે છે કે મારા સાધકો ! તમારે જરૂરિયાતથી અધિક આહાર પાણી લેવા નહિ. એવું હોય તો તારી ઇન્દ્રિઓનું તું દમન કરજે પણ સારા આહાર પાણી દેખી વધારે લેવાનો ગૃધ્ધિ ન બનીશ. જેમ સર્પ તેના દરમાં સીધો પેસી જાય તેમ સંતો મોઢામાં મૂકીને ઉતારી દે. ભગવાન કહે છે કે

तित्तगं च कडुयं व कसायं, अंबिलं व महुरं लवणं वा ।
एय लद्धमन्नठ पउत्तं, महु घयं व भुंजिज्ज संजए ॥ દશ. અ. ૫. ઉ. ૧ ગાથા ૯૭

ગૃહસ્થોએ પોતાના નિર્વાહને માટે બનાવેલાં આહાર આગમોક્ત વિધિથી પ્રાપ્ત થયેલાં તીખા, કડવા, કસાયેલા, ખાટા, મીઠા, ખારા જેવા પ્રાપ્ત થયેલા હોય તેવા સાકર તથા ઘીની માફક માની પ્રીતિથી તે આહારને સંયમ નિર્વાહને અર્થે અનાસક્તપણે ભોગવે. આ રીતે પાંચે પાંચ ઈન્દ્રિઓનો જે જે વિષય છે તેમાં અનાસક્ત ભાવ રાખે છે તે પોતાની ઇન્દ્રિઓનું દમન કરી શકે છે.

જેમની વાત ચાલે છે તે અણગારોએ પાંચ ઈન્દ્રિઓનું દમન કર્યું હતું. વળી તે સંતો "निरारंभा" હતા. એટલે એમણે આરંભ પરિગ્રહનો ત્યાગ કર્યો હતો. આરંભ એટલે જીવોની હિંસા થાય તે અને પરિગ્રહ એટલે ક્ષેત્ર, ધન, સોનું, રૂપું

ધાન્ય, નોકર–ચાકર, ઘર આદિ પરિગ્રહ છે. એવા આરંભ પરિગ્રહનો ત્યાગ કરીને આ સંતો અણગાર બન્યાં હતાં.

ભગવાને બે પ્રકારનો ધર્મ બતાવ્યો છે. "आगारधम्मणगारधम्मं" આગાર ધર્મ અને અણગાર ધર્મ. આ બંનેમાં અણગાર ધર્મ શ્રેષ્ઠ છે. ભગવંત કહે છે કે સાધક! જો તારાથી અણગારધર્મનું પાલન ન કરી શકાય તો તું પહેલાં આગારધર્મ એટલે ગૃહસ્થધર્મનું પાલન કરવામાં બરાબર તૈયાર થઈ જાય પછી આગેકૂચ કરી અણગાર ધર્મ સ્વીકારજે. અણગાર ધર્મ એટલે શું? સમજો છો ને? અણગાર કોને કહેવાય? "न विद्यते अगारं-गृहं यस्य सः अनगारः" જેમણે ઘરનો ત્યાગ કર્યો છે અને નવકોટીએ સર્વથા પાપના પચ્ચખાણ કર્યા છે તે અણગાર કહેવાય છે. આ ૭ સગા ભાઈઓ ઘરનો ત્યાગ કરી અણગાર બન્યાં તે જ દિવસે ભગવાનને વંદણા કરીને પૂછે છે. વિનયવંત શિષ્યો ક્યારે પણ સૂતાં સૂતાં કે બેઠાં બેઠાં ગુરૂને વાત કરે નહિ. ગુરૂને કંઈ પણ વાત કરવી હોય, પ્રશ્ન પૂછવો હોય તો પોતાના સ્થાનેથી ઉઠીને ગુરૂની પાસે આવે ને વંદન કરે. પછી વિનયપૂર્વક પૂછે. ગૌચરી જાય તો પણ વંદન કરીને જાય. શિષ્ય એકાગ્ર ચિત્તે ભણતો હોય તે સમયે ગુરૂ બૂમ પાડે એટલે તરત તહેત્ ગુરૂદેવ કહીને આવે ને કહે ગુરૂદેવ! આજ્ઞા ફરમાવો. પછી કાંઈ કામ કહે કે ના કહે તો પણ ગ્લાનિ ના પામે. વિનયવંત શિષ્યના ગુણ બતાવતાં કહે છે કે

"आणानिद्देसकरे, गुरूणमुववायकारए।
इंगियागार संपन्ने, से विणीए त्ति वुच्चइ॥" ઉત્ત. અ. ૧ ગાથા ૨

ગુરૂ આજ્ઞાને શિરોધાર્ય કરનાર, ગુરૂની પાસે બેસનાર, અને ગુરૂના ઈંગિત આકાર (ઈશારા) થી સમજી જાય ને તે પ્રમાણે કાર્ય કરનાર શિષ્ય વિનયવંત કહેવાય છે. વિનયવંત શિષ્યો ગુરૂ આશિષ મેળવી કલ્યાણ કરે છે. ગુરૂની કૃપાના કિરણો મળે તો વધુ ગોખવાની જરૂર પડતી નથી. અલ્પ મહેનતે ઘણું જ્ઞાન પ્રાપ્ત થાય છે. જેમ કોઈ માણસને તિજોરીમાંથી રત્નો કાઢવા છે તો ચાવી પાસે હોય તો અલ્પ મહેનતે રત્નો કાઢી લે છે. અને ચાવી ન હોય તો તિજોરી તોડીને રત્નો કાઢતાં ઘણી મહેનત કરવી પડે છે. તેમ ગુરૂની કૃપા પ્રાપ્ત કરીને જે જ્ઞાન મળે છે તે ચાવીથી તિજોરી ખોલીને રત્નો કાઢવા બરાબર છે, અને અવિનીતપણે જ્ઞાન પ્રાપ્ત કરવું હોય તો તિજોરી તોડીને રત્ન કાઢનારને જે મહેનત મજુરી કરવી પડે છે તેટલી મહેનત કરવી પડે છે.

૭ અણગારો વિનયવંત હતા. તેઓ નેમનાથ પ્રભુને વંદન કરીને પૂછે છે કે પ્રભુ! આપને શાતા છે? આ પ્રમાણે ભગવંતને સુખશાતા પૂછીને કહે છે "इच्छामो णं भन्ते! तुब्भेहिं अब्भणुण्णाया समाणा जावज्जीवाए छट्ठं छट्ठेणं अणिक्खित्तेणं तवोकम्मेणं अप्पाणं भावेमाणा विहरित्तए!" હે ભગવંત! જો આપની આજ્ઞા હોય તો

અમે જાવજીવ સુધી નિરંતર છઠ્ઠ છઠ્ઠ રૂપ તપશ્ચર્યા દ્વારા અમારા પોતાના આત્માને ભાવિત કરતાં વિચરવાની ઈચ્છા રાખીએ છીએ. બંધુઓ! વિચાર કરજો. આ છ અણગારોને તપ કરવો છે છતાં ગુરૂની પાસે આજ્ઞા માંગતા પણ કેટલી નમ્રતા બતાવે છે કે હે પ્રભુ! આપની આજ્ઞા હોય તો. નેમનાથ ભગવાન તો સર્વજ્ઞ હતાં. તેઓ ત્રણે કાળની વાતો જાણતા હતાં. એટલે એમને વિચાર કરવાનો ન હતો. આજે છદ્મસ્થ ગુરૂ પાસે શિષ્ય જાવજીવ માટે છઠ્ઠ છઠ્ઠના પારણાં કરવાની આજ્ઞા માગે તો વિચાર કરવો પડે. હવે છ અણગારોએ નેમનાથ ભગવાનની પાસે આજ્ઞા માંગી. એટલે ભગવંતે તેમની યોગ્યતા જોઈને કહ્યું "अहासुहं देवाणुप्पिया, मा पडिबंध करेह। હે દેવાનુપ્રિયો! તમારા બલ, પરાક્રમ અનુસાર તમને જેમ સુખ થાય તેમ કરો. આવી ઉત્તમ તપ સાધનાના કાર્યમાં પ્રમાદ ન કરો. ભગવંતે શિષ્યોને આજ્ઞા આપી. સંતોને તપ સાથે વિચરવાનું પણ હોય છે.

સંયમી સાધકો આવી ઘોર તપશ્ચર્યા કરે. તેમના પારણામાં આહાર પાણી મળે ન મળે. ગમે તેટલી કસોટી થાય પણ જે વ્રત અંગીકાર કર્યું હોય તેને પ્રાણાંતે પણ છોડતાં નથી. આ તો સાધુની વાત કરી પણ એ વખતના ગૃહસ્થ શ્રાવકોની પણ કેવી કપરી કસોટીઓ થઈ છે છતાં પોતાનો ધર્મ છોડયો નથી. એવા એ શ્રાવકો દ્રઢધર્મી અને પ્રિયધર્મી હતાં. પ્રિયધર્મી અને દ્રઢધર્મીમાં ફેર છે. પ્રિયધર્મી શ્રાવકોને વીતરાગનો ધર્મ ગમે, વીતરાગી સંતો ગમે, ધર્મ પણ કરે. સંત સતીજીઓને જોઈને હરખાઈ જાય, ગાંડાઘેલા થઈ જાય પણ ધર્મ કરતાં કસોટી આવે ત્યારે તે ધર્મમાં દ્રઢ રહી શકતાં નથી. એ પ્રિયધર્મી છે, અને દ્રઢધર્મી શ્રાવકો કસોટીનો સમય આવે ત્યારે સ્થિર રહે છે. તે વ્રત-નિયમ, ધર્મને અડગતાથી પાળે છે. પ્રાણ આપવો પડે તો આપી દે પણ ધર્મને છોડે નહિ.

અર્હન્નક શ્રાવક મલ્લીનાથ ભગવાનના વારામાં થયા છે. તે જિનવચનમાં ને ધર્મમાં ખૂબ દ્રઢ હતા. એની દ્રઢતાના ગુણ દેવલોકમાં ગવાયા. મિથ્યાદ્રષ્ટિ દેવ આ પ્રશંસા સહન ન કરી શકયો તેથી તેને વીતરાગ ધર્મથી ચલિત કરવા માટે આવીને અર્હન્નકને પડકાર કરે છે. છોડ, આ તારી જિનવચનની શ્રધ્ધા! નહિતર ભયંકર થશે. પણ શું આ શ્રાવક શ્રધ્ધા છોડે ખરો? ગભરાય કે મુંઝાય ખરો? દેવે ભયંકર ઉપસર્ગો આપવાના શરૂ કર્યા. દરિયામાં એનું વહાણ સાત તાડ જેટલું ઉંચું ઉછાળ્યું અને સમુદ્રમાં ડૂબી જવાનું એવું બતાવ્યું. પિશાચ જેવું બિહામણું રૂપ લઈને દરિયામાં ખળભળાટ મચાવ્યો. છતાં અર્હન્નક મક્કમ છે. આ જિનવચન એ જ સાર છે, બાકી બધું અસાર. આજ ઈષ્ટ ને પરમ પદાર્થ છે બાકી બધું અનર્થરૂપ અને અનિષ્ટ છે. આ શ્રધ્ધા એમના મનમાં ગૂંજયા કરે છે. જાનમાલના નાશની કોઈ પરવા

ન કરી. દેવ ચમકયો. તુષ્ટમાન થઈ ગયો અને ચરણમાં પડી માફી માંગી, અને વરદાન માંગવા કહ્યું. એણે કહ્યું કે મારે તો ધર્મ સિવાય કંઈ ના જોઈએ. ત્યારે દેવ સુંદર દિવ્ય રત્નમય બે જોડી દિવ્ય કુંડળ આપીને ચાલ્યો ગયો.

દેવાનુપ્રિયો! તમારા ઉપર દેવ દેવી પ્રસન્ન થઈને માંગવાનું કહે તો તમે શું માંગો? ધન કે ધર્મ? કેમ કંઈ બોલતા નથી? (હસાહસ) તમે ધનના રસીયા છો એટલે ધનના ઢગલાં માંગી લેશો ને કહેશો કે ધન મળશે પછી નિરાંતે ધર્મ કરીશું, પણ યાદ રાખજો કે જીવનમાં ધર્મની ખાસ જરૂર છે. ધર્મના રંગે રંગાયેલા છ અણગારોએ સંયમ લઈને જાવજીવ સુધી છઠ્ઠ છઠ્ઠના પારણાં કરવાની પ્રભુ પાસે આજ્ઞા માંગી. પ્રભુએ આજ્ઞા આપી. હવે તેઓ તપશ્ચર્યા શરૂ કરશે. આપણે પણ માસખમણનું ઘર આવે છે. જેને તપશ્ચર્યાની મંગલ શરૂઆત કરવી હોય તે તૈયાર થજો. થોડીવાર ચરિત્ર લઈએ.

ચરિત્ર:—અર્જુને પોતાની શક્તિથી ચોરોના હાથમાંથી ગાયો છોડાવી ત્યારે ગોવાળોને જેમ અંધાને આંખ મળે ને ભૂખ્યાને ભોજન મળે ને જેટલો આનંદ થાય તેટલો આનંદ પોતાનું ગોધન મળતાં થયો. તેમણે અર્જુનનો જયજયકાર બોલાવ્યો, અને અંતરના આશીર્વાદ અને અભિનંદન આપ્યા કે હે મહારાજા! તમે ઘણું જીવો, અને પ્રજાનું હિત કરો. આમ આનંદ પામતાં ગોવાળો ગૌધન લઈને પોતાને ઘેર ચાલ્યા ગયા. ત્યારે અર્જુનજી નગરના દરવાજા બહાર એક આંબાના વૃક્ષ નીચે બેઠાં. અને એક માણસ સાથે સમાચાર મોકલ્યાં કે,

> ઋષિકા વચન ઉલ્લંઘા મૈંને, લોપા વારા જાન,
> બારહ વર્ષ વનવાસ રહૂંગા, પ્રાયશ્ચિત ઈસકા માન હો....શ્રોતા....

તમે મારા માતા પિતાજીને એટલા સમાચાર આપો કે આપણાં નગરમાં વસતા ગોવાળોની ગાયો નિર્દય કસાઈ જેવા ચોરોના હાથમાંથી છોડાવવા માટે નારદ ઋષિજીએ આપેલી પ્રતિજ્ઞા તોડી છે. તેનું પ્રાયશ્ચિત કરવા માટે હું બાર વર્ષ વનવાસ જાઉં છું. તો આપ મને આજ્ઞા આપશો. આપ વડીલોની કૃપાથી મારો વનવાસ સુખપૂર્વક પૂર્ણ થશે. આ પ્રમાણે અર્જુનના કહેવાથી માણસે આવીને પાંડુરાજા, કુંતામાતા, યુધિષ્ઠિર વિગેરેની સમક્ષમાં કહ્યું કે મહારાજા! અર્જુનજીએ તેમની ભુજાબળથી ગોવાળોના ગૌધનનું રક્ષણ કર્યું છે ને આપની કીર્તિને ઉજ્જવળ બનાવી છે. તેઓ નગરની બહાર આંબાના વૃક્ષ નીચે બેઠા છે ને તેમણે આ પ્રમાણે સંદેશો કહેવડાવ્યો છે.

માણસના મુખેથી સમાચાર સાંભળી આખો પરિવાર રડતો કકળતો અર્જુનની પાસે આવ્યો. પાંડુરાજા પછાડ ખાઈને જમીન ઉપર પડી ગયાં. તે નિસાસો નાંખતા અર્જુનનો હાથ પકડીને કહે છે બેટા! તેં તારા સર્વ મરડે પ્રતિજ્ઞાનો ભંગ કર્યો

નથી. તું ગાયોનું રક્ષણ કરવા માટે દ્રૌપદીના મહેલે ગયો એમાં તારી પ્રતિજ્ઞાનો ભંગ થતો નથી. તારે વનવાસ જવાનું નથી. કુરૂવંશના દરેક રાજાઓ પોતાના પુત્રને રાજગાદી આપીને વનવાસી બને છે. માટે અમે તને આવી ભરયુવાનીમાં વનવાસ જવાની આજ્ઞા નહિ આપીએ. આ રીતે પાંડુરાજા કલ્પાંત કરતાં બોલે છે ત્યાં કુંતાજી આવ્યા.

હાથગ્રહી અર્જુનસે બોલે, કરકે વિવિધ વિલાપ,
માતા પિતા કો છોડ વિલખતા કહાં સિધાવો.

અર્જુનને બાથમાં લઈને કહે છે દીકરા! આ ઘરડા મા-બાપના સામું તો જો, અત્યારે તારે અમારી સેવા કરવાનો અવસર છે, ત્યારે તું અમને રડતા ઝૂરતા મૂકીને ક્યાં વનવાસ જવા તૈયાર થયો છું. દીકરા! તું તો અમારા હૈયાનો હાર છું. તને વનવાસ તો શું ગામની બહાર પણ નહિ જવા દઉં. ત્યારે અર્જુને કહ્યું કે માતા-પિતા! મારે જવાનું બીજું કોઈ કારણ નથી. મેં નારદજીની પ્રતિજ્ઞાનો ભંગ કર્યો છે તેનું પ્રાયશ્ચિત કરવા માટે મારે જવું જોઈએ. પુત્રને ભૂલનું પ્રાયશ્ચિત કરવા માટે તો તમારે મને સામેથી આજ્ઞા આપવી જોઈએ. તેના બદલે તમે મને જતાં રોકો છો? ત્યારે કુંતાજી કહે છે વડીલોની આજ્ઞાનું પાલન કરવું તે પણ મોટું પ્રાયશ્ચિત છે. તું મને રડતી મૂકીને ક્યાં જઈશ? તારા વિના મારો એકેક દિવસ વર્ષ જેવો લાંબો થશે. વળી દીકરા! અહીં તો તું રોજ નવા નવા મિષ્ટાન્ન જમે છે ને ત્યાં વનફળો ખાઈને કેવી રીતે ટકી શકીશ? અહીં તારા માથે તાપ પડે તો છત્ર ધરવામાં આવે છે ને ત્યાં વનનો પ્રચંડ તાપ તારું આ કોમળ શરીર કેમ સહન કરી શકશે? માટે તું જવાનો વિચાર છોડી દે. આમાં તેં તારા સ્વાર્થ માટે કંઈ કર્યું નથી. ગૌરક્ષા માટે ગયો છું. માટે તને કોઈ દોષ લાગતો નથી. જો તારા દિલમાં દુઃખ થતું હોય તો પ્રજાજનો પાસે ન્યાય કરાવીએ.

અર્જુન કહે છે કે માતા-પિતા! તમે રડો નહિ. મારે કોઈ પાસે ન્યાય કરાવવો નથી. આપની સેવા કરવા માટે મારા ચાર ચાર બાંધવો ખડે પગે હાજર રહેશે. મને મારા પાપનું પ્રાયશ્ચિત કરવા માટે જવા દો. આમ વાત કરે છે ત્યાં યુધિષ્ઠિર અર્જુન પાસે આવ્યા. બીજા ભાઈઓ અને દ્રૌપદી બધા અર્જુન પાસે આવ્યા. હવે તેઓ વનવાસ જતાં રોકવા માટે શું શું કહેશે તેના ભાવ અવસરે. (આજે પૂ. જશુબાઈ મહાસતીજીની પુણ્યતિથિ હોવાથી પૂ. મહાસતીજીએ તેમના જીવનનું સુંદર વર્ણન કર્યું હતું. તેમનું ખાખરું જીવન સાંભળતા બધાની આંખો આંસુથી ભરાણી હતી.)



## વ્યાખ્યાન નં. ૧૬

**શ્રાવણ સુદ ૪ને મંગળવાર** તા. ૧૯-૭-૭૭

અનંત જ્ઞાની, દયાના દિવાકર, અને પુરૂષોમાં પુરંદર એવા ભગવંતે ભવ્ય જીવોને શાશ્વત સુખનો રાજમાર્ગ બતાવતાં પડકાર કરીને કહ્યું કે હે ભવ્ય જીવો! સંસાર એ સર્વ દુઃખોની ખાણ છે ને મોક્ષ સમસ્ત સુખોનો ભંડાર છે. શરીર, સંપત્તિ, સત્તા અને સ્નેહીઓનો રાગ આ જીવને સંસારમાં ફસાવનાર છે, અને કેવળી પ્રરૂપિત સાચો ધર્મ આત્માને તારનાર છે. એમ સમજી છ અણુગારોએ સંસાર છોડીને નેમનાથ ભગવાન પાસે સંયમ લીધો. ખરેખર દુઃખમય સંસારમાં વૈરાગ્ય પ્રાપ્ત કરી શુધ્ધ ભાવથી સંયમનું પાલન કરવું એ જીવનની શ્રેષ્ઠતા છે. જેનું ચિત્ત જિન-વચનોમાં અનુરક્ત રહે છે તેને સંસાર અસાર લાગ્યા વિના રહેતો નથી. જેને સંસાર અસાર લાગે છે તેને આ સંસારની ભયંકર જકડામણમાંથી છૂટવાનું અવશ્ય મન થાય છે. વૈરાગ્યના રંગે રંગાયેલા આત્માના દિવસો શાંતિથી પસાર થાય છે. તેના મનમાં કોઈ જાતનું દુઃખ કે આકુળતા-વ્યાકુળતા આવતી નથી. જ્યારે મોહની વિટંબણામાં ફસાયેલા જીવોના દિવસો દુઃખમાં પસાર થાય છે. મોહમાં પડેલા જીવોને વિષય વાસના સતાવે છે, ને ધનનો મોહ મૂંઝવે છે. આ કારણોથી જીવ હિંસા કરતાં, અસત્ય બોલતાં કે કોઈનું ધન પડાવી લેતાં તે જીવને દુઃખ થતું નથી. પોતે સુખી થવાની ધુનમાં બીજા જીવોને કેટલું દુઃખ થાય છે તે જોતો નથી, પણ યાદ રાખજો કે ભોગનાં સાધનો ફુંફાડા મારતાં ઝેરી સર્પથી પણ અતિ ભયંકર છે, અને કાયાની તો માયા કરવા જેવી નથી.

આ શરીરનો શું ભરોસો ! કોણ જાણે ક્યાં રૂઠે !
મોત જ્યાં લઈ લે ઝપટમાં, એકલા તમને મૂકે, મોહ શા માટે રાખો છો ?

જે તમોને ખૂબ વહાલી, લક્ષ્મીનો વિશ્વાસ નહિ,
એ પરીનો કોઈ ઘરમાં, કાયમી રહેવાસ નહિ....મોહ....

આ દેહ અને લક્ષ્મીના મોહમાં પડીને પાપ કર્મ કરતાં જીવ અચકાતો નથી. પણ એને ખબર નથી કે આ નાશવંત દેહનો શું ભરોસો છે? અને વિજળીના ચમકારા જેવી ચંચળ લક્ષ્મી શું કાયમ ટકવાની છે? એ તમને વહાલી છે પણ એને તમે વહાલા નથી. જ્યારે પુણ્ય ખલાસ થઈ જશે ત્યારે તે ગમે તે પ્રકારે ચાલી જશે. માટે તેનો મોહ છોડો. બંધુઓ! સમજો. માનવ જીવનની એકેક ક્ષણ કેટલી કિંમતી છે! સોની દાગીના બનાવતો હોય તે વખતે સોનાની ઝીણી ઝીણી કણીઓ જમીન ઉપર પડે છે. ઝવેરી હીરાના ટુકડા કરી તેના જુદા જુદા ઘાટ

બનાવે છે. ઘાટ બનાવતાં હીરાની ઝીણી ઝીણી કણીઓ પડે છે તે પણ કિંમતી હોય છે. જેમ સુવર્ણની નાની કણીઓ અને હીરાની કણીઓ કિંમતી છે તેમ માનવ જીવનની એકેક ક્ષણ કિંમતી છે. જ્યારે એક ક્ષણ આટલી કિંમતી છે ત્યારે કલાકો અને દિવસો કેટલા કિંમતી હોય! તમને વિચાર થાય છે કે મારા જીવનનો કેટલો કિંમતી સમય મેં સંસારના સુખોમાં ગુમાવ્યો ને કેટલો આત્મસાધનામાં વાપર્યો! હવે જો અમૂલ્ય સમયની કિંમત સમજાણી હોય તો આજથી નિર્ણય કરજો કે મારા જીવનની એક ક્ષણ પણ નિષ્ફળ ન જવી જોઈએ.

જેમને માનવભવની કિંમત સમજાણી છે એવા છ અણગારોએ નેમનાથ ભગવાનના ચરણમાં જીવન નૈયા ઝુકાવી દીધી. સંયમ લીધા પછી ભગવંતને વિનંતી કરી કે હે પ્રભુ! જો આપની આજ્ઞા હોય તો અમે જીવનભર છઠ્ઠના પારણે છઠ્ઠ કરવાની ઈચ્છા રાખીએ છીએ. ત્યારે ભગવંતે તેમની યોગ્યતા જોઈને આજ્ઞા આપી કે હે દેવાનુપ્રિયો! તમને જેમ સુખ ઉપજે તેમ કરો. પણ સારા કાર્યમાં વિલંબ ન કરો. ભગવંતની આજ્ઞા મળતાં તેમના દિલમાં અપૂર્વ આનંદ થયો.

तत्तेणं ते छ अणगारा अरिहनेमिणा अब्भणुण्णाया समाणा जावज्जीवाए छट्ठं छट्ठेणं जाव विहरंति। હવે તે છ અણગારો અર્હંત્ અરિષ્ટનેમિની આજ્ઞા લઈને જાવજીવ છઠ્ઠ છઠ્ઠની તપશ્ચર્યા દ્વારા પોતાના આત્માને ભાવિત કરતાં ગ્રામાનુગ્રામ નેમનાથ ભગવાનની સાથે વિચરતાં તેઓ દ્વારકા નગરીમાં પધાર્યા. ત્યાર પછી મુનિઓ છઠ્ઠ છઠ્ઠના પારણાં કરતાં થકા એકદા ક્યારેક છઠ્ઠના પારણાને દિવસે પ્રથમ પ્રહરે સ્વાધ્યાય કરી ગૌતમસ્વામીની જેમ ભગવાનની પાસે આવ્યા. સંતોને કેવી રીતે રહેવું જોઈએ તે માટે સૂત્રકાર કહે છે.

पढमं पोरिसिं सज्झायं, बीयं झाणं झियायइ।
तइयाए भिक्खायरियं, पुणो चउत्थी सज्झायं॥ ઉત્ત. અ. ૨૬ ગાથા ૧૨

સાધુએ પ્રથમ પ્રહરમાં સ્વાધ્યાય કરવી, બીજા પ્રહરે ધ્યાન કરવું, ત્રીજા પ્રહરમાં ભિક્ષાચરી કરવી અને ચોથા પ્રહરમાં સ્વાધ્યાય કરવી. આવો સાધુ માટેનો કાર્યક્રમ છે. બોલો, સાધુને કેટલી સરસ સાધના છે! સ્વાધ્યાય કરવાથી કર્મની નિર્જરા થાય. બીજા પ્રહરે ધ્યાન કરવું. ધ્યાન શા માટે કરવું જોઈએ? તે જાણો છો? ધ્યાન કરવાથી આત્મા વિશુધ્ધ બને છે. જેમ તમે કપડું સાબુ દઈને ધોકો મારો એટલે સાફ થઈ જાય પણ કપડામાં જે ડાઘ પડ્યાં હોય તેને તો મસળવા પડે છે ને તેમ તપશ્ચર્યા, સ્વાધ્યાય વિગેરે કરવાથી કર્મની નિર્જરા થાય છે પણ અંતરમાં ખૂણે ખૂણે જે ડાઘા રહી ગયાં હોય તેને ધ્યાન દ્વારા ચિંતવન કરી પશ્ચાતાપ કરીને ધોઈ શકાય છે. ધ્યાનમાં એકાગ્ર બનીને આત્મા એમ વિચાર કરે કે આજે મારી

વાણીથી કે મારા વર્તનથી કોઈ જીવને દુઃખ તો નથી થયું ને? કોઈની લાગણી દુભાઈ નથી ને? કોઈ જીવની મારાથી હિંસા તો નથી થઈ ને? કદાચ કંઈ થયું હોય તો તેનો પશ્ચાતાપ કરીને કર્મોને બાળી નાંખે. આવી ધ્યાનમાં શક્તિ છે. આટલા માટે ભગવાનના સંતો પહેલા પ્રહરે સ્વાધ્યાય, બીજા પ્રહરે ધ્યાન અને ત્રીજા પ્રહરે ગૌચરી જતાં. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ જોઈને નિર્દોષ આહાર પાણીની ગવેષણા કરે.

આ રીતે છ અણુગારોને છઠ્ઠનું પારણું હતું તે દિવસે પહેલા પ્રહરે સ્વાધ્યાય કરી, બીજા પ્રહરે ધ્યાન કર્યું. ત્યાર બાદ ગૌચરી જવાના સમયે ગૌતમસ્વામીની જેમ ભગવંતની પાસે આવ્યા. ગૌતમસ્વામી કોણ હતાં તે જાણો છો ને? ગૌતમ સ્વામી બ્રાહ્મણ હતાં. તે ચાર વેદના પારગામી હતાં. તે માનતાં હતાં કે મારા જેવો કોઈ જ્ઞાની નથી. પણ સાથે જીવનમાં એ હતું કે મારાથી કોઈ વિશેષ જ્ઞાની જોઈશ તો હું ચર્ચા વિચારણા કરીશ ને સત્ય સમજાતાં હું તેમને નમી પડીશ. આજે તો મિથ્યાભિમાન જીવને સાચો માર્ગ સૂઝવા દેતું નથી. ગૌતમસ્વામીને ગર્વ હતો પણ સમજણ હતી. કહેવત છે ને કે ડાહ્યો દુશ્મન સારો પણ મૂર્ખ મિત્ર ખોટો. કદાચ કોઈ સજ્જન મિત્ર સાથે કોઈ કારણવશાત્ દુશ્મનાવટ થઈ જાય છતાં તે સારો છે પણ વહાલો મૂર્ખ ખોટો છે. એક ન્યાય આપીને સમજાવું.

એક શેઠનો એક નોકર હતો. એને શેઠ ઉપર ઘણી લાગણી હતી. એટલે શેઠ માટે જાન દઈ દે એટલું કરતો હતો. પણ મૂર્ખ હતો. શેઠ દુકાનેથી ઘેર જાય ત્યારે આ નોકર સાથે જતો હતો. એક દિવસ શેઠને દુકાનેથી ઘેર જતાં મોડું થયું એટલે ગલીના રસ્તેથી જતાં હતાં. પેલો નોકર સાથે હતો. રસ્તામાં એક માણસ મળ્યો. શેઠ એની પાસે પૈસા માંગતા હતાં. એટલે શેઠે એને ઉભો રાખીને કહ્યું. ભાઈ! પૈસા ક્યારે આપવા છે? માણસ હલકી જાતિનો હતો. ગલીનો રસ્તો હતો. આગળ પાછળ કોઈ આવતું ન જોયું એટલે શેઠની પાઘડી ઉછાળીને કહે છે પૈસા શું ને વાત શી! ચાલતા થઈ જાઓ. એમ કહીને ચાલતો થઈ ગયો. પેલો મૂર્ખ નોકર મારવા દોડ્યો કે હેં મારા શેઠની પાઘડી ઉછાળનાર કોણ? પણ શેઠ બહુ ડાહ્યા હતા. એટલે વિચાર કર્યો કે આ માણસ સાથે અહીં ઝઘડો કરવામાં સાર નથી તેથી તે ગમ ખાઈ ગયાં ને નોકરને પાછો વાળ્યો.

નોકર લાગણીશીલ હતો પણ મૂર્ખ હતો. એના મનમાં એમ કે મારા શેઠની પાઘડી ઉછાળનારને હલકો પાડું પણ તેની અસર કેવી પડશે તેનો વિચાર ન કર્યો. બીજા માણસોને કહેવા લાગ્યો કે અમુક માણસે મારા શેઠની પાઘડી ઉછાળી. ત્યારે લોકો હસવા લાગ્યાં કે તારો શેઠ કેવો નમાલો કે પાઘડી ઉછાળનારને જતો કર્યો?

નામ લોકોમાં શેઠની નમાલા તરીકેની ખ્યાતિ થઈ. નોકર માનતો હતો કે પેલાને હલકા પાડીને શેઠને વહાલો થાઉં. શેઠમાં પાણી ન હતું એમ નહિ. શેઠ નમાલા હોતા પણ ડહાપણ વાપર્યું હતું. સમય આવ્યે પાઘડી ઉછાળનારને સકંજામાં એવો લીધો કે શેઠનું નામ લેતો ભૂલી ગયો. ત્યારે શેઠને નમાલા કહેનાર અને હસનારા સમજી ગયા કે શેઠે શા માટે ગમ ખાધી હતી. બધા શેઠની બુધ્ધિના વખાણ કરવા લાગ્યા, પણ પેલા નોકરે તો શેઠને હલકા પડાવ્યા ને ! કારણ કે વ્હાલ હતું પણ બુધ્ધિ ન હતી. મૂર્ખો હતો.

આવી રીતે જે માણસો ઘરની વાતો બહાર કરે છે તે મૂર્ખ છે. સાસુ બહાર કોઈને એમ કહે કે મારો દીકરો તો બિચારો સારો છે પણ વહુ બહુ વઢકણી છે. પોતાના દીકરાને સારો બતાવવા વહુની હલકાઈ બતાવે છે પણ લોકોમાં એના દીકરાની કેવી છાપ પડશે તે સમજતી નથી. પછી સાંભળનારા એમ કહે કે તારા દીકરામાં પાણી નથી લાગતું એટલે વહુથી દબાઈ ગયો છે. બોલો, આ મૂર્ખતા કે ચતુરાઈ ? આટલા માટે કહેવાય છે કે મૂર્ખ મિત્ર ખોટો ને ડાહ્યો દુશ્મન સારો. સાથે સાથે ડાહ્યો દુશ્મન કેવો હોય છે તે ઉપર એક ન્યાય આપું એટલે બંને વાત સમજાઈ જાય.

એક ગામમાં નેમચંદ અને દયાનંદ નામના બે વહેપારીઓ રહેતાં હતાં. બંને ભાગીદારીમાં વહેપાર કરતાં હતા. વહેપાર ધમધોકાર ચાલતો હતો પણ એક વાર વહેપારમાં મંદી આવી. જુનો માલ ઉપડતો નથી એટલે આવક ઘટવા લાગી. ત્યારે દયાનંદ નેમચંદને કહે છે ભાઈ ! આ ધંધામાં મંદી આવી ગઈ છે તો આપણે હવે આ ધંધો બંધ કરીને નવો ધંધો શરૂ કરીએ. ત્યારે નેમચંદ કહે છે ભાઈ ! એકદમ ધંધો બંધ કરી દઈશું તો આ જુનો માલ સસ્તા ભાવે વેચી નાખવો પડશે ને એમ કરવામાં આપણને ખોટ આવશે. ત્યારે દયાનંદે કહ્યું–ભાઈ ! એ ચિંતા કરવા કરતાં ભવિષ્યનો વિચાર કરો. આ ભાવ ઉતરતાં જાય છે એટલે ભવિષ્યમાં મોટી ખોટ આવશે. તેના કરતાં અત્યારે ખોટ ઓછી જશે, પણ આ વાત નેમચંદના ગળે ઉતરી નહિ. ચાલુ ધંધો છોડીને બીજો ધંધો કરવાની એની ઈચ્છા ન હતી. એટલે તેણે દયાનંદને કહી દીધું કે જા, તું ભાગીદારીમાંથી છૂટો થઈ જા. તેથી દયાનંદે ભાગીદારી છોડી દીધી ને પોતાના ભાગની રકમ તેણે લઈ લીધી. થોડી બાકી રહી તેમાં નેમચંદ સાથે કબૂલાત કરી કે મહિને મહિને અમુક હપ્તે રકમ આપી દેવી.

નેમચંદની દુકાન સ્વતંત્ર થઈ પણ હવે વહેપાર ચાલતો નથી. માલના ભાવ ઉંચા આવતા નથી તેમજ માલ વેચાતો નથી. તેથી નવો માલ ખરીદી શકાતો નથી. જેથી ઘરાકી ઓછી થઈ ગઈ. જ્યાં નવો માલ આવતો હોય ત્યાં ઘરાકી વધુ જાય.

કોઈ દુકાનમાં નવી સાડીઓ આવે તો બહેનો વધુ જાય ને? કેમ બહેનો શું કરો? જુની ફેશનની હોય ત્યાં તમે જાવ ખરા? ના. તેમ નેમચંદની એવી દશા થઈ. નવો માલ નથી આવતો એટલે ઘરાકી પણ નથી આવતી. કમાણી છે નહિ ને ખર્ચ તો ચાલુ રહ્યો. બીજી તરફ દયાનંદ મહિને મહિને ઉઘરાણી કરે છે પણ નેમચંદ હપ્તો ભરી શકતો નથી. વાયદા કરે છે. દયાનંદ ખૂબ સજ્જન માણસ હતો. એણે જાણ્યું કે નેમચંદની પરિસ્થિતિ ખરાબ છે એટલે કહ્યું કે ભાઈ! તમે દુકાન ચલાવો ને તમારા દીકરાને હું બીજે બેસાડી દઉં. તો તમને મુશ્કેલી નહિ પડે, પણ નેમચંદ અભિમાની હતો એટલે પોતાનું પકડેલું છોડતો નથી ને દયાનંદને પૈસા પાછા આપતો નથી. છેવટે પરિણામ એ આવ્યું કે નેમચંદને દુકાન વેચી દેવી પડી ને દયાનંદના પૈસા આપી શક્યો નહિ.

અધૂરામાં પૂરું નેમચંદે દુકાન વેચીને પોતાના દીકરાને બહારગામ મોકલી દીધો. એટલે દયાનંદના મનમાં બહુ દુઃખ થયું કે મેં એના દીકરાને ઠેકાણે પાડી આપવાનું કહ્યું પણ તે માન્યો નહિ ને દુકાન વેચી નાંખી અને મૂડી લઈને દીકરાને મોકલી દીધો. મારા પૈસા પણ આપ્યા નહિ. કેવો દગો કર્યો! જ્યારે પૈસા માંગે ત્યારે નેમચંદ એલફેલ શબ્દો કહે એટલે બંને વચ્ચે દુશ્મનાવટ થઈ. સબંધ તૂટી ગયાં. હવે બંને એકબીજાને દુશ્મન તરીકે જોવા લાગ્યા. વિચાર કરો. તમે જેની પાછળ દોડી રહ્યાં છો તે પૈસો કેવો છે? દુનિયામાં પૈસાનો સંબંધ મિત્રતા અને પ્રેમ તોડાવે છે. વહાલામાં વહાલી વ્યક્તિને વેરી બનાવે છે.

**પૈસો જો આવે, વિચારો બદલાવે, અહંને ઉભરાવે, સગામાં ઝઘડાવે, જે પૈસાની આવક થાતાં પાતક બંધાતા, એ પૈસાની પાછળ કોઈ દોડે શાને ભા……**

પૈસો આવવાથી મોટે ભાગે માનવીના શુદ્ધ વિચારો મલીન બને છે તેમજ અભિમાની બને છે. સબંધી અને ભાઈ-ભાઈમાં ઝઘડા કરાવે છે. પૈસો અનેક પ્રપંચ અને વિશ્વાસઘાત કરાવે છે. માનવીનું હૃદય દાનવ જેવું બનાવી દે છે. એટલે પૈસાને ખાતર માનવી માનવીનું ખૂન કરતાં પણ અચકાતો નથી. આમ અનેક પાપ પૈસાની પાછળ બંધાય છે. આવા પૈસાની પાછળ મોહાંધ બનશો નહિ. અહીં પૈસા માટે નેમચંદ અને દયાનંદ વચ્ચે ભારે દુશ્મનાવટ થઈ. લોકો બોલવા લાગ્યા કે દયાનંદ જેવા સજ્જન માણસના પૈસા નેમચંદે પચાવી પાડ્યા તે સારું નથી કર્યું ને ઉપરથી આટલો બધો રૂઆબ કરે છે! લોકોએ તેને ખૂબ સમજાવ્યો પણ અભિમાન છોડ્યું નહિ. છેવટે નેમચંદ ખૂબ ઘસાઈ ગયો. એની ઈજ્જત જવાનો પ્રસંગ આવ્યો,

કોઈ તેનો ભાવ પૂછતું નથી એટલે ખૂબ મૂંઝાયો. હવે ક્યાં જઉં? કોની સલાહ લઉં તો મારી આબરૂ ને ઈજ્જત બચી જાય.

ખૂબ વિચાર કરતાં તેણે નક્કી કર્યું કે દયાનંદ ભલે અત્યારે મારો દુશ્મન બની ગયો છે પણ તે ખૂબ સજ્જન ને ગંભીર માણસ છે. મારો દુશ્મન છે પણ ડાહ્યો છે. માટે ત્યાં જઉં તો તે મને કંઈક સલાહ આપશે. એમ વિચારીને નેમચંદ દયાનંદને ઘેર ગયો. એને દૂરથી આવતો જોઈને દયાનંદ સમજી ગયો કે દુશ્મનાવટ થઈ છે એટલે આમ તો એ મારે ઘેર આવે તેમ નથી પણ ખૂબ મૂંઝાયો હશે એટલે અગત્યના કામે આવ્યો લાગે છે. આગળના માણસોમાં એક ગુણ હતો કે પડેલા ઉપર પાટુ નહોતા મારતા તેમાં પણ આ દયાનંદ તો ખૂબ ખાનદાન અને ગંભીર હતો. એટલે મીઠો આવકાર આપીને બોલાવ્યો ને ઘરમાં બેસાડીને પૂછ્યું. શા કારણે આવવાનું બન્યું? ત્યારે નેમચંદે પોતાના અંતરમાંથી મુંઝવણ ભરેલા ઉદ્‌ગારો કાઢ્યા. પોતાની પરિસ્થિતિનો ખ્યાલ આપ્યો. એની વાત સાંભળીને દયાનંદે તેને આશ્વાસન આપ્યું. અને તેની જતી આબરૂ જળવાઈ રહે તેવી યુક્તિ કરી અને મદદ કરી તેની મૂંઝવણ મટાડીને તેની આબરૂ વધારી. જુઓ, દયાનંદ કેવો સજ્જન નીકળ્યો! નેમચંદે પોતાના પૈસા આપ્યા નહિ ને દુશ્મનાવટ કરી છતાં તેને ઊંચો લાવ્યો. નેમચંદની આંખ પણ ખુલી ગઈ. કે હું કેવો અધમ છું ને દયાનંદ કેવો દયાળુ છે! મને પડતાં તેણે બચાવ્યો ને મારી ઈજ્જત રાખી. તેના ચરણમાં પડીને માફી માંગી. અંતે એકબીજાની દુશ્મનાવટનું શમીનામું અપાઈ ગયું ને દુશ્મન દોસ્ત બની ગયાં. દયાનંદ નેમચંદનો દુશ્મન હતો પણ ડાહ્યો હતો તો નેમચંદને બચાવ્યો.

આપણે વાત ગૌતમસ્વામીની ચાલતી હતી કે ગૌતમસ્વામી પહેલાં ઈન્દ્રભૂતિ નામે બ્રાહ્મણ હતાં. એમના ધર્મનું તેઓ ખૂબ જ્ઞાન ધરાવતાં હતાં એટલે જ્ઞાનનું અભિમાન હતું પણ અભિમાન સમજણપૂર્વકનું હતું. એક વખત તેઓ યજ્ઞ કરી રહ્યાં હતાં ત્યારે આકાશમાંથી દેવો નીચે ઉતરીને ગામ બહાર જવા લાગ્યા. ત્યારે ઈન્દ્રભૂતિ કહે છે કે દેવો ભૂલ્યા લાગે છે. ત્યારે અગ્નિભૂતિ, વાયુભૂતિ વિગેરે ભાઈઓ કહે છે મોટાભાઈ! આ નગર બહાર મહાવીર નામના કોઈ યોગી પધાર્યા છે, તે સર્વજ્ઞ છે એમ લોકો બોલે છે માટે દેવો ત્યાં જતાં હશે. ઈન્દ્રભૂતિ કહે છે જો એ સર્વજ્ઞ હશે તો મારા મનમાં મૂંઝવણ ભરેલા પ્રશ્નો છે તેનું તે સમાધાન કરશે તો હું એને સાચો સર્વજ્ઞ માનીશ, અને તેનો શિષ્ય બની જઈશ. જુઓ, અભિમાનમાં કેવું ડહાપણ છે! યજ્ઞ કરતાં કરતાં મહાવીર પ્રભુ હતા ત્યાં આવ્યા. એ આવ્યા એટલે ભગવંતે કહ્યું કે હે ઈન્દ્રભૂતિ! તારા મનમાં આવી શંકા છે ને? એના મનમાં જે શંકાવાળા પ્રશ્નો હતાં તેનો ભગવાને જવાબ આપ્યો. ઈન્દ્રભૂતિ

વિચારમાં પડયા કે આ પ્રશ્નો મેં કોઈ દિવસ કેઈને પૂછયા નથી ને મારા મનની વાત આ જાણી ગયા ! તેમનો એકેક જવાબ પણ કેવો સુંદર છે ! આજે મારી શંકાનું સમાધાન થઈ ગયું. ઈન્દ્રભૂતિનો અહં ઓગળી ગયો ને અરિહંતના ચરણમાં અર્પણ થઈ ગયા. ત્યાંને ત્યાં દીક્ષા લીધી અને ભગવાનના પટ્ટધર શિષ્ય બન્યા. આવા તે ગૌતમ સ્વામી હતા.

અહીં છ અણગારોને છઠ્ઠનું પારણું છે. તેઓ નેમનાથ પ્રભુ પાસે આજ્ઞા માંગશે ને ક્યાં ગૌચરી જશે તેના ભાવ અવસરે કહેવાશે.

ચરિત્ર : અર્જુન વનની વાટે જવાથી ચારે ભાઈઓ, માતા અને પત્નીનો કલ્પાંત :–પાંડુરાજા અને કુંતામાતાએ અર્જુનને વનવાસ જતાં રોકવા માટે ઘણી આજીજી કરી. હે અમારા વ્હાલસોયા ! તારા વિના અમને નહિ ગમે. તું કહે છે કે મારા ચાર ચાર બંધુઓ આપની સેવામાં હાજર રહેશે. એ તો ઠીક છે. કારણ કે માતાને પાંચ, દશ કે ૧૦૦ પુત્રો કેમ ન હોય ! માતાને મન બધા દીકરા સરખા વહાલાં હોય છે તો તું અમને કેમ યાદ ન આવે ! અમારી વાત તો બાજુમાં મૂક પણ આ ચંદ્રમુખી દ્રૌપદી પણ તારા વિયોગથી ઝૂરશે. આ પ્રમાણે કુંતામાતા અર્જુનને કહી રહ્યા હતાં ત્યાં અંતરમાં શોક અને દુઃખ સાથે રડતાં યુધિષ્ઠિર અને ભીમ આવ્યા. આવીને કહેવા લાગ્યા કે હે અમારા વ્હાલસોયા વીરા ! અત્યાર સુધી માતાપિતાએ તને સમજાવ્યો. ત્યાં સુધી અમે કંઈ બોલ્યાં નહિ. તું માતા–પિતાનું કહ્યું માનતો નથી ત્યારે દુઃખ સહિત અમારે તને કહેવું પડે છે કે આ માતા–પિતા તારો વિયોગ સહન કરી શકશે નહિ ને અમે પણ તારો વિયોગ સહન કરી શકીશું નહિ. માટે તું વનવાસ જવાની વાત છોડી દે.

હિતકારી વચન માતાપિતાકા, જો કોઈ કરે ઉથાપ,
કારજ સિદ્ધ ન હોય ઉસીકા, કરતા પશ્ચાતાપ. હો–શ્રોતા....

વીરા ! તું તો ઘણો વિચક્ષણ છે. એટલે તને વધુ કહેવાની જરૂર નથી. તને એ તો ખબર છે ને કે માતા–પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન વિનયવંત પુત્રથી કરાય નહિ. જે વડીલના વચન ઉથાપીને જાય છે તેની કોઈપણ ક્રિયા સફળ થતી નથી, અને તેં નારદ ઋષિએ આપેલી પ્રતિજ્ઞાનો ક્યાં ભંગ કર્યો છે, ખબર માની લે કે હું ત્યાં હતો ને તું આવ્યો પણ મેં તને કદી મારાથી જુદો માન્યો નથી. તો પછી પ્રતિજ્ઞા ભંગ કરવાની વાત જ ક્યાં ? તું માને છે કે મેં પ્રતિજ્ઞાનો ભંગ કર્યો છે તો તેં ચોરો સાથે લડાઈ કરીને ગાયો છોડાવીને તેમને બચાવી છે તેમાં તારી પ્રતિજ્ઞાના ભંગનું પ્રાયશ્ચિત થઈ ગયું.

ભડવીર ભીમનું આગમન :—આ પ્રમાણે યુધિષ્ઠિરે કહ્યું ત્યાં ભડવીર ભીમ અર્જુનનો પગ પકડીને કહે છે વીરા ! તું અમને મૂકીને જવાની ક્યાં વાત કરે છે ? તારા જવાની વાત સાંભળતાં મારા હૃદયના ટુકડા થઈ જાય છે. ત્યાં સહદેવ અને નકુળ બંને ભાઈઓ અર્જુનના ખોળામાં માથું મૂકીને ચોધારે આંસુએ રડતાં રડતાં કહે છે કે અમારા વડીલ બંધુ ! તમે અમને મૂકીને ચાલ્યા જશો તો અમને આનંદ કોણ કરાવશે ? અમને હરવા ફરવા તમારા વિના કોણ લઈ જશે ! અમને તમારા વિના નહિ ગમે. માટે અમને તમારી સાથે લેતા જાઓ. એમ કહીને અર્જુનને વળગી પડયા. ખૂબ કરૂણ વાતાવરણ સર્જાઈ ગયું. પાંડુરાજા, કુંતાજી, યુધિષ્ઠિર, ભીમ સહદેવ, નકુળ અને દ્રૌપદીનું રૂદન જોયું જાય તેવું ન હતું. એ રૂદન જોઈને કઠોરમાં કઠોર હૃદયના માનવીનું હૈયું પીગળ્યા વિના ન રહે. ઝાડે પંખી પણ મુંઝી ઉઠયા. આ સમયે અર્જુન ખૂબ હિંમત રાખી બધાને કહે છે કે આપ બધાં તો મહાન શૂરવીર ને ધીર છો. ક્ષત્રિયોમાં આવી કાયરતા ન હોય અને આજે સામાન્ય માણસોની માફક તમારામાં આવી કાયરતા ક્યાંથી આવી ગઈ ? અને ઋષિની પાસે મેં જે પ્રતિજ્ઞા લીધી છે તેનું અણીશુધ્ધ મારે પાલન કરવું જોઈએ. માટે તમે બધા ગમે તેમ કહો પણ હું તો જવાનો એટલે જવાનો છું. તો તમે બધા પ્રેમથી મને આજ્ઞા આપો. જેથી મારો માર્ગ નિર્વિઘ્ન અને નિષ્કંટક બને. આ પ્રમાણે કહે છે ત્યાં રડતી કકળતી દ્રૌપદી અર્જુન પાસે આવીને કહે છે.

દ્રૌપદીની અર્જુન પાસે વિનંતી :— હે પ્રાણેશ્વર ! માતા-પિતા અને ભાઈઓ તમને જવાની ના પાડે છે તો પણ તમે કેમ માનતા નથી ? સતી સ્ત્રીઓને મન પતિ પ્રાણ સમાન હોય છે. તો તમારા વિના મને નહિ ગમે. હું તમને નહિ જવા દઉં. અર્જુને તેને પણ ખૂબ સમજાવીને કહ્યું તમે બધા રડો નહિ. મારે જવું છે તે નક્કી છે. તેમાં મીનમેખ ફરક પડવાનો નથી, અને મારા પ્રયાણ વખતે તમે બધા રડો ને આંખમાંથી આંસુડા પાડો તે અપશુકન કહેવાય. માટે બધા રડતા બંધ થાઓ ને મને જવાની અનુજ્ઞા આપો. બધાએ જાણ્યું કે કોઈ રીતે અર્જુન રહેવાનો નથી એટલે બધાએ દુઃખિત દિલે આજ્ઞા આપી. હવે અર્જુન જવા જાય છે ત્યારે દ્રૌપદી છેલ્લે શું કહેશે તે વાત અવસરે.

## વ્યાખ્યાન નં. ૧૭

**શ્રાવણ સુદ ૫ ને બુધવાર** તા. ૨૦-૭-૭૭

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ અને બહેનો! અનંત કરૂણાસાગર કૃપાસિન્ધુ ભગવંતે જગતના જીવોના કલ્યાણ માટે દ્વાદશાંગી સૂત્રની પ્રરૂપણા કરી. ભગવંતે પ્રરૂપેલા આગમમાં અનંત ભાવો ભરેલાં છે. અંતગડ સૂત્રમાં છ અણગારોની વાત ચાલે છે. છ અણગારોએ છઠ્ઠના પારણાના દિવસે "जहा गोयम सामी" જેમ ગૌતમ સ્વામી મહાવીર પ્રભુ પાસે આજ્ઞા લેવા જતાં હતાં તેમ આ છ અણગારો નેમનાથ પ્રભુ પાસે આવ્યા. જીવને શરીર ઉપર રાગ ઘટે છે ત્યારે આવો તપ કરી શકાય છે. જાવજીવ સુધી છઠ્ઠ છઠ્ઠના પારણાં કરવાં એ નાનીસૂની વાત નથી. દાન દેવું હોય તો પૈસાનો રાગ છોડવો પડે છે, અને તપશ્ચર્યા કરવી હોય તો શરીરનો રાગ ઘટાડવો પડે છે. તેમ આ સંતોએ શરીરનો રાગ ઘટાડયો ને તપ કરવા લાગ્યા. ભગવાને કહ્યું છે કે

> वोच्छिन्द सिणेहमप्पणो, कुमुयं सारइयं व पाणियं।
> से सव्वसिणेह वज्जिए, समयं गोयम मा पमायए॥ ઉત્ત. સૂ. અ. ૧૦ ગાથા ૨૮

હે ગૌતમ! જેમ શરદઋતુનું કમળ પાણીનો ત્યાગ કરે છે તેમ તું તારો સ્નેહ ત્યાગી દે. બધા પ્રકારના સ્નેહ વગરનો બની સમય માત્રનો પ્રમાદ ન કર.

ભગવાન કહે છે કે હે જીવ! જ્યાં સુધી તને શરીર પ્રત્યેનો મમત્વ ભાવ રહેશે ત્યાં સુધી તું વિષયોનો સંપૂર્ણ ત્યાગ કરી શકીશ નહિ. આ સંસારમાં જીવને જેટલો શરીર પ્રત્યેનો રાગ છે તેટલો બીજા કોઈ પ્રત્યે નથી. હું તમને પૂછું કે કોઈ મકાનમાં આગ લાગી હોય અને બચવાની બારી ના હોય તો તમે બચવાનો પ્રયત્ન કરી રવાના થાવ કે બીજાને બચાવવા જાવ? (શ્રોતાઓમાંથી અવાજ—અમે બચવા માટે રવાના થઈએ.) બરાબર સમજાણું ને કે શરીર કેટલું વ્હાલું છે? માટે ભગવંતે શરીર પ્રત્યેનો સ્નેહ છોડીને નિર્મોહી બનવાની પ્રેરણા આપી છે.

ગૌતમ સ્વામી પણ છ અણગારોની માફક દીક્ષા લીધી ત્યારથી છઠ્ઠ છઠ્ઠના પારણા કરતાં હતાં. કેટલી નિર્મોહી દશા કેળવી હશે, ત્યારે આવો તપ કરી શક્યા. આજે તમને તો બટાટા આદિ કંદમૂળનો ત્યાગ કરવાનું કહેવામાં આવે તો કેટલી આનાકાની કરો છો. કદાચ પ્રતિજ્ઞા લે તો તેમાં કેટલી બધી છૂટ રખાય છે? ઘણાં તો કહે મારે ગામ પરગામ છૂટ, સાજે-માંદે છૂટ. બોલો તો ખરા હવે બાધા ક્યાં રહી? (હસાહસ). સમજો. ખાવાની વસ્તુના ક્યાં તોટા છે માટે રસેન્દ્રિયને જીતો. અરે, કંઈક જીવો તો અજ્ઞાનના કારણે શરીરને આત્મા માનીને બેસી ગયા છે. જ્યારે જ્ઞાની

પુરૂષો આત્માને શરીરથી ભિન્ન સમજે છે. તેથી દૂતેભાવ પ્રત્યે કશી મોહ રાખતા નથી અને અજ્ઞાની જીવોને શરીર પ્રત્યે અનહદ સ્નેહ હોવાથી સ્હેજ કંઈ થાય તો દુઃખ પામે છે. એને વ્રત નિયમ કરવાનું મન પણ થતું નથી, પણ યાદ રાખજો કે આ શરીરને ગમે તેટલું સાચવો પણ શું રોગ નહિ આવે તે નક્કી છે? શરીર કેવું છે તે જાણો છો? "एवं शरीरं बहुरोग मंदिरम्।" આ શરીર અનેક રોગોનું ઘર છે. જ્યાં સુધી શાતા વેદનીયનો ઉદય છે ત્યાં સુધી બધા અંદર દબાયેલાં છે. જેમ સૂર્ય હોય ત્યાં સુધી અંધકાર આવતો નથી પણ જ્યાં સૂર્ય અસ્ત થયો ત્યાં અંધકાર આવી જાય છે તેમ જ્યાં સુધી શાતા વેદનીય રૂપી સૂર્ય ઉદયમાન છે ત્યાં સુધી શરીરને સાચવો કે ન સાચવો પણ વાંધો આવવાનો નથી, પણ જ્યાં શાતા વેદનીય રૂપી સૂર્યનો અસ્ત થાય છે ત્યાં અશાતા કર્મરૂપી અંધકાર આવી જાય છે, અને અંદર બેઠેલા રોગો ફુંફાડા મારીને બહાર આવે છે. પછી ગમે તેટલી દવા કે ઉપચાર કરો પણ જ્યાં સુધી અશાતા વેદનીય કર્મો મંદ પડતા નથી ત્યાં સુધી રોગ મટતો નથી. બોલો, શરીરને ગમે તેટલું સાચવો પણ કર્મ આગળ કોઈનું ચાલે છે? 'ના.'

દેવાનુપ્રિયો! હવે બીજી રીતે વિચાર કરીએ તો આ શરીર કેવું છે?

ચામડી જેને હું ચળકાતું, બે ઘડી સુંદર દર્શાવે અને,
ચેપી જંતુ એક જ ડંખે, પાસપરૂમાં સબડાવે અને,
અંગ ઉપાંગો કેવા સુંદર, ઉપર શોભા કચરો અંદર...કોને પ્યાર કરું...

ઉપરથી આપણને સોહામણું લાગે છે. તેને પફ પાવડરથી શોભાવશો તો તે શોભા વધુવાર સુંદર દેખાશે, પણ ઉપરથી મઢેલી ચામડીની ચાદર ખસેડી લઈએ તો અંદરથી ભારે બિહામણું છે, અને ઘૃણા ઉત્પન્ન કરનારું છે. અરે, તેના સંગ કરનારને પણ તે અપવિત્ર બનાવી દે છે. જેમ કે સુંગધીદાર મિષ્ટાન્નો પેટમાં જાય એટલે દુર્ગંધમય બની જાય છે. મલીન કપડાને મશીનમાં નાંખવામાં આવે તો તે સ્વચ્છ બનીને બહાર આવે છે ત્યારે શરીરરૂપી મશીન તો એવું છે કે તેમાં સારા પદાર્થ નાંખે તો પણ ખરાબ થઈને બહાર આવે છે. બોલો, આવા શરીર ઉપર રાગ કરવા જેવો છે? 'ના' અજ્ઞાની મનુષ્યો આ શરીરનો રાગ કરી એને કષ્ટ ન પડે તે માટે વ્રત-નિયમ, ઉપવાસ આદિ કરતાં નથી. જ્યારે જ્ઞાની પુરૂષો સમજે છે કે આ શરીર અનિત્ય ને અશુચિમય છે એમ સમજીને એને સાચવવાના મોહમાં આત્મસાધના ગુમાવતાં નથી.

અન્ય ધર્મોમાં પણ કહ્યું છે કે જ્યાં આસક્તિ છે ત્યાં દુઃખ છે. જ્યાં આસક્તિ છૂટી ત્યાં દુઃખ સ્હેજે ચાલ્યું જાય છે. શ્રીમદ્ ભાગવતમાં દત્તાત્રયજીનો એક દાખલો છે. એક વખત દત્તાત્રયજી ક્યાંક જઈ રહ્યા હતાં. માર્ગમાં તેમણે એક દૃશ્ય જોયું.

એક કુરર નામનું પક્ષી તેની ચાંચમાં માંસનો ટુકડો લઈને ઉંચે ઉડતું હતું. તે જોઈને કાગડા, સમડી આદિ બીજા પક્ષીઓ માંસનો ટુકડો લેવા માટે તેની પાછળ પડયા, અને વારંવાર ચાંચ મારીને તે પક્ષીને હેરાન કરવા લાગ્યા ને તેને ઘાયલ કર્યું. અંતે કુરર પક્ષીએ હારીને માંસનો ટુકડો છોડી દીધો. એટલે પક્ષીઓએ પણ તેનો પીછો છોડી દીધો. તેથી તે શાંતિથી એક વૃક્ષની નીચે જઈને બેસી ગયું. આ દશ્ય જોઈને દત્તાત્રયજી બોધ પામ્યા. એ કુરર પક્ષીને ગુરૂ માનીને મનોમન બોલી ઉઠયા કે આ સંસારમાં મનુષ્ય જ્યાં સુધી પરિગ્રહ રૂપી માંસના ટુકડાને આસક્તિ સહિત પકડી રાખે છે ત્યાં સુધી ભાઈ, મિત્ર, સરકાર અને ચોર છીનવી લેવા માટે તેનો પીછો કરે છે ને તેને હેરાન કરે છે, પણ જ્યાં ધન ઉપરથી આસક્તિ હટી ગઈ પછી તેને કોઈ દુઃખ થતું નથી. અનાસક્ત મનુષ્ય સંસારમાં સુખે સૂઈ શકે છે. કહ્યું છે કે.

"જહાં ચાહ વહાં આહ હૈ. બનિયે બેપરવાહ આહ જિન્હોંકી મીટ ગઈ વે શહેન કે શાહ"

આ દુનિયામાં મનુષ્યને કોઈ પણ વસ્તુ કે વ્યક્તિની ચાહના હોય છે. તેને મેળવવા માટે તે દુઃખી થાય છે. કેટલું કષ્ટ ઉઠાવે છે, પણ જેને કોઈ પણ વસ્તુ કે કે વ્યક્તિ પ્રત્યેની ચાહના નથી તે શહેનશાહનો પણ શહેનશાહ છે.

આપણે જેમની વાત ચાલે છે તે છ અણુગારોને શરીરનો રાગ છૂટી ગયો છે. એટલે તેમને કોઈ પણ પદાર્થની ચાહના રહી નથી. માત્ર એક ચાહના છે કે અમારે કર્મશત્રુને હટાવી જલ્દી મોક્ષમાં જવું છે. એટલે દીક્ષા લઈને જાવજીવ સુધી છઠ્ઠ છઠ્ઠના પારણાં કરતાં. આ રીતે તપ અને સંયમથી આત્માને ભાવિત કરતાં ગ્રામાનુગ્રામ વિચરતાં દ્વારકા નગરીમાં પધાર્યા, અને છઠ્ઠના પારણાને દિવસે સ્વાધ્યાય, ધ્યાન આદિ ક્રિયાઓ કરીને ગૌચરી જવા માટેની આજ્ઞા લેવા નેમનાથ ભગવાન પાસે આવ્યા. અને પ્રભુને તિક્ખુત્તોનો પાઠ ભણીને વંદણા કરીને આ પ્રમાણે કહ્યું. "इच्छामो णं भंते! छट्ठक्खमणस्स पारणाए तुब्भेहिं अब्भणुन्नाया समाणा तिहिं संघाडएहिं बारवईए नयरीए जाव अडित्तए।" હે ભગવંત! આપની આજ્ઞા લઈ ત્રણ સંઘાડામાં મુનિઓના કલ્પાનુસાર સામુદાનિક ભિક્ષા માટે અમે દ્વારિકા નગરીમાં જવાની ઈચ્છા કરીએ છીએ.

દેવાનુપ્રિયો! તમારી સંસારની રીત અને સાધુપણાની રીતમાં ઘણું અંતર હોય છે. સાધુપણામાં કોઈ પણ કાર્ય માટે ગુરૂની આજ્ઞા સિવાય જવાય નહિ. છ અણુગારોએ પારણાનો સમય થતાં ગૌચરી જવા માટે પ્રભુની આજ્ઞા માંગી, અને કેટલી નમ્રતાથી બોલ્યાં કે હે પ્રભુ! અમે આપની આજ્ઞા લઈને જવા ઈચ્છીએ છીએ. એમનામાં વિનય ને વિવેક અલૌકિક હતાં. ઘણીવાર શિષ્યનો વિનય, વિવેક જોઈને ગુરૂનું હૃદય આત્મસંતોષ પામે છે,

અમારા પરમ ઉપકારી ગુરૂદેવ બા. બ્ર. પૂ. શ્રી. રત્નચંદ્રજી મહારાજ સાહેબ ખૂબ વિનયવંત હતાં. તેઓ પૂ. ગુરૂદેવ છગનલાલજી મહારાજ સાહેબની આજ્ઞામાં તરબોળ હતાં. તેઓ એમ માનતાં હતાં કે ગુરૂની આજ્ઞામાં રહેવું એ જ મારો ધર્મ છે, એમ સમજી ગુરૂની આજ્ઞામાં ઓતપ્રોત રહેતા. આચારંગ સૂત્રમાં ભગવંતે કહ્યું છે કે વિનયવંત શિષ્ય કેવા હોય? "तद्दिट्ठीए, तम्मुत्तीए, तप्पुरक्कारे, तस्सन्नी, तन्निवेसणे।" વિનિત શિષ્ય હંમેશા ગુરૂની દૃષ્ટિ અનુસાર ચાલે. ગુરૂ ઉપદિષ્ટ નિઃસંગતા–અનાસક્તિ ભાવનું પાલન કરે, સર્વ કાર્યોમાં, સર્વ સ્થાનોમાં ગુરૂને સન્મુખ રાખી ગુરૂનું બહુમાન કરે, ગુરૂ વચનમાં સંપૂર્ણ શ્રધ્ધા રાખે. હંમેશા તેમની પાસે રહે. અમારા પૂ. ગુરૂદેવ પણ આવા હતા. એકવખત પૂ. ગુરૂદેવ છગનલાલજી મહારાજ સાહેબની તબિયત બરાબર ન હતી એટલે આજ્ઞા કરી કે રત્નચંદ્રજી! આજે તમે વ્યાખ્યાન વાંચી આવો. ગુરૂદેવની આજ્ઞા થતાં તહેત્ ગુરૂદેવ! કહીને ગુરૂ આજ્ઞા શિરોધાર્ય કરી વ્યાખ્યાન વાંચવા ગયા પણ ગુરૂદેવ જે પાટે બેસીને વ્યાખ્યાન ફરમાવતાં હતાં તે પાટ પર ન બેઠાં. બાજોઠ ઉપર બેઠાં. શ્રાવકોએ ઘણું કહ્યું ગુરૂદેવ! પાટે બિરાજો ને! ત્યારે ગુરૂદેવે કહ્યું કે જે સ્થાનમાં ગુરૂદેવ બિરાજતાં હોય ને જે આસને ગુરૂદેવ વ્યાખ્યાન આપતાં હોય ત્યાં મારાથી ન બેસાય. બાજોઠ ઉપર બેસીને વ્યાખ્યાન વાંચ્યું. વિચાર કરો, ગુરૂદેવમાં કેટલો વિનય હશે! આવા વિનયવંત શિષ્યો ઉપર ગુરૂની કૃપા ઉતરે છે, અને શિષ્યનું કલ્યાણ થાય છે. ગુરૂના આશીર્વાદ માંગે મળતાં નથી. જો શિષ્યમાં ગુરૂ–પ્રત્યેની ભક્તિ, અને વિનય વિવેક હોય તો સહેજે પ્રસન્નતાપૂર્વક આશીર્વાદ અપાઈ જાય છે. ગુરૂના આશીર્વાદથી જ્ઞાનની વૃધ્ધિ થાય છે. તેની સાથે ઉત્પાતિયા, વૈનયિકી, કાર્મિકી અને પારિણામિકી એ ચાર પ્રકારની બુધ્ધિ ઉત્પન્ન થાય છે. એને કોઈ જાતની મૂંઝવણ રહેતી નથી. કોઈ અટપટો પ્રશ્ન પૂછે તો તેનો જવાબ આપોઆપ આવડી જાય છે. એવી ગુરૂભક્તિમાં અજોડ શક્તિ છે.

છ અણગારો પણ આવા વિનયવંત છે. તેમણે પૂછયું કે પ્રભુ! ત્રણ વિભાગમાં ગૌચરી જવાની અમારી ઈચ્છા છે. ત્યારે નેમનાથ ભગવાન કહે છે કે હે મારા વ્હાલા શિષ્યો! "अहासुहं देवाणुप्पिया" તમને જેમ સુખ ઉપજે તેમ કરો. મારી આજ્ઞા છે. આવા શબ્દો સાંભળતાં આપણને કેટલો આનંદ થાય છે! શબ્દો કેવા પ્રિયકારી લાગે છે! જ્યારે જંબુ સ્વામી સુધર્મા સ્વામીને કંઈક પ્રશ્નો પૂછતાં ત્યારે સુધર્મા સ્વામી હે વ્હાલા જંબુ! એમ કહીને સંબોધતાં હતાં. એ સમયે શિષ્યોને પણ કેવો આનંદ થતો હશે! એ શિષ્યો પણ કેવા હળુકર્મી જીવો હશે! વિનયવંત શિષ્યોને અલ્પ ક્રિયામાં મહાન લાભ મળે છે. નેમનાથ ભગવાને ગૌચરી જવાની આજ્ઞા આપી એટલે ફરીને શિષ્યોએ ભગવાનને વંદણા કરી. કેટલો બધો વિનય!

આવતી કાલે માસખમણના ઘરનો પવિત્ર દિન છે. એ દિવસ ઢોલમાં વગાડીને જીવોને જાગૃત કરે છે કે હે આત્માઓ! હવે શરીરનો રાગ છોડીને તપશ્ચર્યા કરવા તત્પર બનો, ખાવાપીવામાં અનંતો કાળ કાઢયો. હવે આહારસંજ્ઞાને તોડી અણાહારક બનવાનો પુરૂષાર્થ કરો. તપશ્ચર્યા વિના અનાહારક પદની પ્રાપ્તિ થવાની નથી. જિંદગી તો પાણીના પૂરની જેમ વહી રહી છે. કહ્યું છે કે.

जा जा वच्चइ रयणी, न सा पडिनियत्तइ।
अहम्मं कुणमाणस्स, अफला जन्ति राइओ॥ ઉત્ત. અ. ૧૪ ગાથા ૨૪

જે રાત્રી ને દિવસો જિંદગીમાંથી જાય છે તે પાછા આવતા નથી. જે અધર્મ કરે છે તેના રાત્રી ને દિવસો નિષ્ફળ જાય છે ને ધર્મ કરનારના રાત્રી અને દિવસો સફળ બને છે. જો તમારે માનવજીવનને સફળ બનાવવું હોય તો પર્વના દિવસો સંદેશો આપીને તમને જગાડે છે કે.

ચેતનવંતા મીઠા સુરમાં ચોઘડિયાં ચેતાવે,
આવી ઉષા જીવનમાં ફરી આવે કે ના આવે,
આત્મા જાગો આ વરદાન–સૂતા રહેશો કયાં સુધી?

બંધુઓ! માનવભવના ચેતનવંતા ચોઘડિયાં વારે વારે નહિ આવે. આ માનવ–ભવ એ મોક્ષે જવાનો કિનારો છે. ચતુર્ગતિ સંસારમાં પરિભ્રમણ કરતાં કરતાં કિનારે આવી ગયા છો. હવે કિનારે આવીને ડૂબવાના કાર્યો ન કરશો. મારે જ્ઞાની કહે છે કે તું કિનારે આવ્યો એટલું જ નહિ પણ મોક્ષમાં જવાની દરેક સાધન સામગ્રી તને મળી છે. હવે કયાં જવું તે તમારા હાથમાં છે. આજે માણસ મહિનામાં ચાર ઉપવાસ, છ પૌષધ કરે કે પર્યુષણના દિવસોમાં અઠ્ઠાઈ સોળભથ્થુ કે માસખમણ કરે તેમાં હરખાય છે કે મેં તો ઘણું કરી લીધું. પણ જ્ઞાની કહે છે કે જીવ તું વિચાર કર કે અનંતકાળથી ભવસાગરમાં ભમતાં ભમતાં તેં પહાડ જેટલા કર્મો બાંધ્યા છે ને તેની સામે તારી કરણી તો રાઈ જેટલી છે, ભગવાને છ માસી, ચૌમાસી, બેમાસી તપ કર્યા હતાં. એમણે એવો વિચાર નહોતો કર્યો કે મેં તો ઘણું કર્યું. જ્યાં સુધી કેવળજ્ઞાન ન થાય ત્યાં સુધી કરણી કરવાની છે એમ સમજીને ધર્મસાધનામાં જોડાઈ જાઓ.

બહેનો ભૂલેશ્વરમાં જાય ને દુકાનમાં સારી સાડી દેખે તો એને લેવાનું મન થઈ જાય છે ને ગમે તેમ કરીને તે સાડી ખરીદી લાવે છે. અહીં મહાવીર ભગવાનના બજારમાં સંતો પણ અઠ્ઠાઈ, છઠ્ઠાઈ, સોળભથ્થુ, માસખમણ, સિધ્ધિતપ અને બ્રહ્મચર્ય વ્રત આદિ ઉંચી જાતનો માલ લઈને આવ્યા છે. કાંદાવાડીના ભાઈઓ અને બહેનો ખૂબ ઉત્સાહી ને રંગીલા છે, મને આશા છે કે માલ જરૂર ખરીદશો. તપ કરવાથી દ્રવ્ય અને ભાવ બંને પ્રકારે લાભ થાય છે. સમજણપૂર્વક તપ કરવાથી કર્મની

નિર્જરા થાય છે. અરે, રોગ પણ ચાલ્યા જાય છે. આજે કંઈક શ્રીમંતો તબિયતના કારણે લૂખી રોટલી, ખાખરો ને બાફેલા શાક ખાય છે તેમ સાંભળ્યું છે. હું તો કહું છું કે દેવાનુપ્રિયો! તમે મહિનામાં ચાર પાંચ ઉપવાસ કરો તો આ પરેજી પાળવાની નહિ રહે ને વજન ઉતારવા ડાયટીંગ કરવાની જરૂર નહિ પડે. તપથી શરીર સારું રહેશે ને કર્મની નિર્જરા થશે. ગટરને પણ આઠ દિવસે સાફ કરવી પડે છે તો આ શરીર રૂપી ગટરમાં રોજ નાંખ્યા કરીએ છીએ. તેને સાફ કરવા માટે પણ તપની આવશ્યકતા છે. માટે દેહનો રાગ છોડીને જેનાથી બને તે તપશ્ચર્યા કરવામાં પુરૂષાર્થ કરજો. આ પેટને ગમે તેટલું દેશો તો પણ એ કોઠી ભરાવાની નથી. માટે મનને મક્કમ બનાવીને તપશ્ચર્યામાં જોડાઈ જજો.

છ અણુગારોના શરીર કેવાં કોમળ છે છતાં કર્મોનો ક્ષય કરવા કોમળ કાયાનો રાગ છોડીને તપની ઉગ્ર સાધના કરવા માંડી છે. હવે છ અણુગારો દ્વારિકા નગરીમાં ગૌચરી માટે જશે અને ત્યાં શું બનશે તેના ભાવ અવસરે.

ચરિત્ર :– "છેલ્લે દ્રૌપદીના મુખમાંથી સરેલા શબ્દો" :– અર્જુન વનવાસ જવા જાય છે ત્યારે છેલ્લે દ્રૌપદી ગદ્દગદ્દ સ્વરે કહે છે કે સ્વામીનાથ! આપ અમને મૂકીને જાઓ છો પણ અમને આપની યાદ ખૂબ સતાવશે. આપ આ મોટા મહેલોનો ત્યાગ કરીને વનવગડામાં વસશો ને અમે મહેલમાં રહીશું. આપના વિના મહેલ સ્મશાન જેવો લાગશે, અને આપના વિયોગમાં એકેક દિવસ વર્ષ જેવો લાગશે, ને એકેક પળ એકેક પ્રહર જેવી લાંબી લાગશે. અહીંયા સરસ આહાર, મેવા-મીઠાઈ બધું હાજર છે તે છોડીને આપ વનફળ આરોગશો. મને ખાવું નહિ ભાવે પણ મારે બધાની આજ્ઞામાં રહેવાનું એટલે ભોજન કરવું પડશે પણ ભાવશે નહિ. અહીં તો આપને તાપ લાગે તો માથે છત્ર ધરાય છે ને ઠંડી લાગે તો તેને નાબૂદ કરવાના ઉપાયો થાય છે પણ જંગલમાં તો પ્રચંડ તાપ સહન કરશો ને કડકડતી ઠંડી સહન કરવી પડશે. આપ કદી ખુલ્લા પગે ચાલ્યાં નથી ને આ વનવગડામાં કાંટા કાંકરા પગમાં વાગશે તે આપનાથી કેમ સહન થશે? આપને બધું સહન કરવાનું શાસનદેવ બળ આપે ને તમારું રક્ષણ કરે એવી હું સદા પ્રાર્થના કરીશ. પાછી આગળ કહે છે નાથ! જંગલમાં એકલા ફરતાં આપ ખૂબ સાવચેતી રાખશો ને શરીરને સાચવજો. હૃદયને ખૂબ કઠણ કરીને દ્રૌપદી ગદ્દગદ્દ સ્વરે આટલું બોલી શકી. કારણ કે જો આંખમાંથી આંસુ પડે તો પતિને અપશુકન થાય. છેલ્લે કહે છે.

હે નાથ! આપ જાઓ છો પણ સાથે મારા મનની પ્રસન્નતા લઈ જાઓ છો. આપ વન વન ફરશો ત્યાં નવા નવા સજ્જનો મળશે, આપ નવી નવી વિદ્યાઓ

પ્રાસ કરશો ને પાણી ફિલ્ટર ત્યાં મેળવશો તો ત્યાં અમને ભૂલશો નહિ ને વહેલા વહેલા પધારશો. આપ અનેક તીર્થોમાં જવાથી પવિત્ર બનીને પાછા પધારશો ત્યારે આપની ચરણરજથી હું પાવન થઈશ. આ પ્રમાણે કહીને અર્જુનના કપાળમાં કુમકુમનું તિલક કર્યું. અર્જુન બધાને સમજાવી આશીષ લઈ માત્ર ધનુષ્ય બાણ લઈને જવા પગ ઉપાડે છે ત્યાં બધા બેભાન થઈને પડી ગયા. પણ અર્જુને બધાને છોડીને આગે કદમ ઉઠાવ્યા. છેલ્લે ધર્મરાજા કહે છે બંધવા ! તું એકલો જાય છે તો સાથે થોડું ધન લઈ જા. પહેરવા વસ્ત્રો અને અન્ન તો લઈ જા, પણ અર્જુને ના પાડી. પહેરેલા કપડે ધનુષ્ય બાણ લઈને અર્જુનજી ચાલી નીકળ્યા. અર્જુનની સામે પ્રેમદૃષ્ટિથી દ્રૌપદી જોઈ રહી. અર્જુને પણ તેના સામું જોયું. કારણ કે હજુ ઉગતી યુવાની છે. સંસારનો મોહ છે. અર્જુન બધાને વિદાય કરીને વનવગડાની વાટે ચાલ્યા જાય છે ત્યારે દ્રૌપદી આદિ સર્વે સજળ નેત્રે તેના સામું જોઈ રહ્યા. અર્જુન પણ જ્યાં સુધી બધા દેખાયા ત્યાં સુધી પાછું વાળીને જોવા લાગ્યો. અર્જુન દેખાતો બંધ થયો એટલે સૌ દુઃખિત દિલે પાછા ફર્યા. પોતાના મહેલમાં પ્રવેશ કરતાં બોલે છે અરે, અર્જુન ! તું ક્યાં ગયો ? ઘરમાં કોઈને ચેન પડતું નથી. આ તરફ અર્જુને ચાલતાં ચાલતાં ઘણો માર્ગ કાપી નાંખ્યો.

આયા વિપિન મેં એક સરોવર, કરી સ્નાન ઉસવાર,
જાપ જપી નવકારમંત્રકા, ફલફલ કીના આહાર હો...શ્રોતા...

અને એક મોટા ગાઢ જંગલમાં આવી પહોંચ્યા. કોઈ દિવસ ખુલ્લા પગે નહિ ચાલનાર અર્જુન ખુલ્લા પગે વનની કાંટાળી કેડીએ આટલું ચાલ્યા એટલે થાક તો લાગે તે સ્વાભાવિક છે. ભૂખ-તરસ ખૂબ લાગી હતી. વનમાં આમ તેમ દૃષ્ટિ કરી તો એક મોટું સરોવર જોયું એટલે સરોવરમાં સ્નાન કર્યું. ત્યાર બાદ તેમણે પંચપરમેષ્ટી નવકારમંત્રનું સ્મરણ કર્યું. કારણ કે બાર બાર વર્ષ જંગલમાં વીતાવવા છે તો નવકારમંત્રનું શરણું અંગીકાર કરું તો મને કોઈ જાતનું વિઘ્ન આવે નહિ ને મારા બાર વર્ષ સુખ સમાધિપૂર્વક વ્યતીત થઈ જાય. એમ વિચાર કરીને સર્વ પ્રથમ તેમણે નવકારમંત્રનું શરણું અંગીકાર કર્યું. પછી વનફળ લાવીને ખાધા ને પાણી પીધું. ત્યાં મધ્યાન્હ થઈ ગયો. ગાઢ વેરાન વન હતું ને ધોમધખતો તડકો હતો. એટલે અર્જુનજી એક વૃક્ષની શીતળ છાયામાં સૂઈ ગયા ને થોડીવારમાં ઉઠી ગયા. એમને લાગ્યું કે આ જંગલમાં વાઝો સમય રહેવા જેવું નથી. કારણ કે અહીં કોઈ મનુષ્ય દેખાતો નથી ને વાઘ સિંહની ભયંકર ગર્જનાઓ સંભળાય છે. માટે આ વન જલ્દી ઓળંગી જાઉં.

વનમાં વાઘ-સિંહની ગર્જનાઓથી દિશાઓ ગાજતી હતી. મૃગલાઓની

પાછળ વાઘ દોડતાં હતાં, અને વરૂઓ સામસામા લડતાં હતાં. ઢીલાપોચા માણસનું ત્યાં કામ નહિ. આ અર્જુન તો સિંહણનો જાયો સિંહ હતો. એને કોઈનો ડર લાગતો ન હતો. તે નિર્ભયપણે ધનુષ્ય બાણ લઈને આગળ ચાલ્યો જાય છે. પર્વત, ગુફા, નદીઓ ને નાળા ઓળંગતા અર્જુનજીને કોઈ જગ્યાએ ઉંચાઈમાં ચઢવાનું તો કોઈ જગ્યાએ નીચે ઉતરવાનું. કોઈ જગ્યાએ કાંટા તો કોઈ જગ્યાએ કાંકરા ને ઝાંખરા આવે છે. આવા વિષમ સ્થાનોને વટાવતાં વટાવતાં અર્જુનજી આગળ ચાલ્યા જાય છે ત્યાં માર્ગમાં એક મોટો પર્વત આવ્યો. અર્જુનના મનમાં થયું કે આ પર્વત ઉપર ચઢું એટલે ખૂબ સાહસ કરીને પર્વત ઉપર ચઢયાં. ધીમે ધીમે કરતાં પર્વતના છેક ઉંચા શિખર ઉપર ચઢી ગયા. તો ત્યાં તેમણે એક મહાન જ્ઞાની મુનિને ધ્યાનાવસ્થામાં બેઠેલાં જોયાં.

મુનિએ મુખે મુહપત્તી બાંધી હતી. પાસે રજોહરણ પડયો હતો. એ સંત ખૂબ તપસ્વી હતા. તપશ્ચર્યાના પ્રભાવથી ઘણી લબ્ધિઓ પ્રાપ્ત કરી હતી. એવા પ્રભાવશાળી મુનિ ધ્યાન ધરીને બેઠેલાં હતાં. મુનિને જોઈને અર્જુનને અપૂર્વ આનંદ થયો કે અહો ! હું કેવો ભાગ્યવાન છું કે આવા વિષમ સ્થાનમાં પણ તરણતારણ છકાય જીવોના રક્ષક પવિત્ર ગુરૂદેવનાં મને દર્શન થયા. અર્જુનને આનંદનો પાર નથી. હવે આગળ શું બનશે તેના ભાવ અવસરે.

*

## વ્યાખ્યાન નં. ૧૮

## માસખમણનું ઘર

શ્રાવણ સુદ ૬ ને ગુરૂવાર તા. ૨૧-૭-૭૭

અનંત કરૂણાનીધિ ત્રૈલોકય પ્રકાશક, વીતરાગ પ્રભુએ જગતના જીવોના ઉધ્ધાર માટે અલૌકિક વાણીનો ધોધ વહાવ્યો. ભગવાનની વાણી સર્વ જીવો ઉપર સમાન ભાવથી વરસે છે. આચારંગ સૂત્રમાં કહ્યું છે કે "जहा पुण्णस्स कत्थइ, तहा तुच्छस्स कत्थइ, जहा तुच्छस्स कत्थइ तहा पुण्णस्स कत्थइ।" જે પ્રકારે રાજા, પ્રધાન, શ્રીમંત, શેઠ આદિને ઉપદેશ આપે એવા પ્રકારે એવા જ ભાવથી પક્ષપાત રાખ્યા સિવાય સાધારણ વર્ગના મનુષ્યોને અને નિર્ધન મનુષ્યોને ઉપદેશ આપે, અને સાધારણ વર્ગને, નિર્ધન મનુષ્યોને જે રીતે ઉપદેશ આપે એવા જ પ્રકારે રાજા, પ્રધાન, અને શ્રીમંત વર્ગને ઉપદેશ આપે. શ્રી તીર્થંકર દેવ પ્રરૂપિત મોક્ષમાર્ગમાં ક્યાંય પક્ષપાતને સ્થાન નથી.

આપણે છ અણગારોની વાત ચાલે છે. નેમનાથ ભગવાનની વાણીનો રણકાર તેમના અંતરમાં ઉતરી ગયો. પ્રભુની વાણી તો ઘણાં જીવોએ સાંભળી અને આ છ ભાઈઓએ પણ સાંભળી, પણ અંતરમાં ઉતારવી એ તો સૌના હાથની વાત છે. જેમ સ્વાતિ નક્ષત્રનું પાણી માછલીના મુખમાં પડે તો મોતી બને, સર્પના મુખમાં પડે તો ઝેર બને, તે પાણી ફૂલ ઉપર પડે તો મોતી જેવી શોભાને પ્રાપ્ત કરે, અને એ જ પાણી સાગરમાં પડે તો ખારું બને, તેમ ભગવાનની વાણી તો સર્વ જીવો ઉપર સમાનરૂપથી વરસી પણ આ છ જીવોએ શુધ્ધ ભાવથી ઝીલી લીધી તો સંયમરૂપી મોતી પાક્યું. સંયમ લઈને પોતાના આત્માને તેજસ્વી બનાવવા માટે છઠ્ઠ છઠ્ઠના પારણાં કરે છે.

આત્માને દેદિપ્યમાન બનાવવા માટે આજે માસખમણના ઘરનો પવિત્ર દિન છે. આ પવિત્ર દિવસ આત્માની આરાધના કરવાનો મંગલ સંદેશ લઈને આવ્યો છે. એ એલાર્મ વગાડીને કહે છે કે ભવ્ય જીવો! આજથી એક મહિને બરાબર સંવત્સરી પર્વ આવશે. તો તે દિવસ આવતા પહેલાં મારે શું કરવું તેની અત્યારથી તૈયારી કરી લો. આગ લાગે ત્યારે કુવો ખોદવા બેસીએ તો આગ બૂઝાતી નથી તેમ આપણાં અંતરમાં રાગ, દ્વેષ, ક્રોધ, માન, માયા, લોભ અને વિષય કષાયોની અગ્નિ જલી રહી છે તેને બોલવવા માટે ક્ષમાનું શીતળ જળ લઈને સંવત્સરી પર્વ આવશે. તેનું સ્વાગત કરવા માટે આપણે આજથી તૈયારી કરી લેવાની છે. માનવી ધન કમાવા માટે કેટલી ધમાલ કરે છે? પણ આત્મા ઉપર લાગેલા કર્મોના કચરાને સાફ કરવા માટે કંઈ ધમાલ કરી? ટૂંકી જિંદગીમાં એક નાનું પેટ ભરવા જેટલું તો મળી રહે છે પણ જેને પરિગ્રહની મમતા જાગી છે તેવો માનવ પટારા ભરવા માટે મહેનત કરી રહ્યો છે.

મુઠ્ઠી સરખું મારું પેટ છે, એને ભરવામાં ક્યાં ઝાઝી વેઠ છે?
પણ લફરા બીજા મેં ઉભા કર્યા, જેને માટે બધી ઉઠ બેસ છે,
મેં સળગાવેલી જ્વાળામાં બળું છું, ઉપાધિ લઈને ફરું છું...

કવિઓ પણ કહે છે કે મુઠી જેટલું પેટ ભરવા માટે ઝાઝી વેઠ કરવી પડતી નથી. પણ વધુ કમાવાની લાલસામાં માનવી પોતાની જાતે બધા લફરા ઉભા કરે છે. પોતાની જાતે ઉપાધિ કરીને દુઃખની જ્વાળામાં જલે છે. સમજો. આજે માસખમણનું ઘર છે. આત્માર્થી જીવો આરાધના કરે છે. જશુભાઈને આજે ૨૨મો ઉપવાસ છે હવે તમારે શું કરવું છે? કંઈક પ્રમાદની પથારીમાં પોઢેલા જીવોને તો ખબર પણ નહિ હોય કે આજે માસખમણનું ઘર છે. કંઈક સંસાર સુખના રસીક જીવડાઓ જાણતાં હોવા છતાં આવ્યા નહિ હોય. એમને એક જ ધૂન છે કે બસ, પૈસા કમાઈ લઈએ

પણ એને ખબર નથી કે ક્યારે ઓચિંતા કાળરાજાના તેડા આવશે ને ક્યારે આ બિસ્તરા ઉપાડવા પડશે. માટે સમજીને આત્મા માટે કંઈક કરી લો.

ચાતુર્માસ બેસવાના દિવસો આવે છે ત્યારે ખેડૂત પણ સજાગ બને છે. એના બળદ પાસે જઈને બોલે છે કે "બેલીડા ઉઠો ઉતાવળા થાવ, વાવણીયા જોડો ખેતરમાં જઈ." હે બેલીડા! હવે ઉઠો. પ્રમાદ છોડીને ખેતરમાં જઈને ખેડ કરીએ. એના હળને નાડાછડી બાંધીને બળદને જોડીને ખેતરમાં લઈ જાય ને અગાઉથી ખેતર ખેડીને તૈયારી કરી રાખે છે. પછી વરસાદ આવે ત્યારે વાવણી કરે છે. તેમ મહાન પુરૂષો આપણને પડકાર કરીને કહે છે કે હે માનવ બેલીડાઓ! અનાદિકાળની મોહ નિંદ્રાને ત્યાગીને તમે જાગૃત બનો. સંવત્સરીનો દિન આવતાં પહેલાં અંતરમાં ભરેલા વિષય-કષાય, રાગ-દ્વેષ, ક્રોધ, માન, માયા, અને લોભાદિકના કચરાને સાફ કરીને તમારા અંતરરૂપી ક્ષેત્રને શુધ્ધ ને કોમળ બનાવી દો. પ્રમાદ છોડીને આત્મસાધના કરવાની તૈયારી કરો, મહાન પુરૂષો કહે છે કે

"ઓ અબુઝ! હવે તું જાગી જા, સ્વાત્મ તેજે ઝબુકી જા,
અજ્ઞાન મિથ્યાત્વને વમી જા, નિર્વાણ પદ તું પામી જા."

હે અબુધ, અજ્ઞાની, વિષયાંધ જીવ? તું જાગ અને આત્માના તેજ ઝળકાવવાનો પ્રબળ પુરૂષાર્થ કર. બંધુઓ! આત્માનાં તેજ ક્યારે ઝળકે? જ્યાં સુધી આત્મા ઉપર રહેલા અજ્ઞાન અને મિથ્યાત્વનો ગાઢ અંધકાર નહિ ટળે ત્યાં સુધી આત્માનો પ્રકાશ નહિ મળે. જ્ઞાન જેવો કોઈ પ્રકાશ નથી ને અજ્ઞાન જેવો કોઈ અંધકાર નથી. આપણને સૂર્ય તેજસ્વી દેખાય છે પણ આવા હજારો સૂર્યનાં તેજ ભેગા કરો ને જે પ્રકાશ દેખાય તેના કરતાં પણ અનંત ગણાં તેજ કેવળજ્ઞાનના છે. પણ એ તેજને પ્રગટ કરવા માટે ભગીરથ પુરૂષાર્થ કરવો જોઈએ. જે આત્માઓએ કેવળજ્ઞાનની જ્યોત પ્રગટાવી છે તેમને કેટલો પુરૂષાર્થ કરવો પડયો છે. ઘરમાં બેસીને રેડિયો સાંભળતાં કે ટી. વી. જોતાં કંઈ કેવળજ્ઞાન નથી થતું. આજે તો કેવળજ્ઞાન જોઈએ છે પણ પુરૂષાર્થ કરવો નથી. રાત પડે એટલે પ્રકાશ માટે તમારે લાઈટની જરૂર પડે છે પણ સર્વજ્ઞ ભગવંતોને કોઈ પ્રકાશની જરૂર નથી. તેઓ સર્વાંગથી દેખે છે. તેમને માટે તો રાત ને દિવસ બંને સરખા છે. આવો પ્રકાશ પ્રાપ્ત કરવાનું જો કોઈ સ્થાન હોય તો આ માનવભવ છે.

બંધુઓ! મિથ્યાત્વનો નાશ થયો ને આત્મામાં સમ્યક્ત્વનો સૂર્ય પ્રગટ થયો એટલે સમજી લેજો કે મોક્ષમાં જવાનું સર્ટીફીકેટ મળી ગયું. ચોથા ગુણસ્થાનકે સમ્યક્ત્વની શરૂઆત થાય છે. ત્યાંથી જીવ આગળ વધતો વધતો કર્મનો ક્ષય કરતો બારમા ગુણસ્થાનકના છેલ્લા સમયે ને તેરમા ગુણસ્થાનના પહેલા સમયે ઘાતીકર્મનો

ક્ષય કરીને કેવળજ્ઞાન પામી જાય છે. ત્યાર પછી અઘાતી કર્મનો ક્ષય થતાં નિર્વાણપદની પ્રાપ્તિ કરે છે. આ નિર્વાણપદની પ્રાપ્તિનું નવનિર્માણ માનવભવ સિવાય બીજે ક્યાંય થતું નથી. માટે માનવભવની એકેક પળ કેટલી કિંમતી છે તેનો વિચાર કરો. જ્ઞાની કહે છે અનંતો ભૂતકાળ અજ્ઞાન દશામાં વહી ગયો, પણ હવે તમારો ભવિષ્યકાળ ન બગડે તેનો ખ્યાલ રાખજો. કારણ કે જિંદગી તો કાચી માટીના મહેલ જેવી છે. ક્યારે આ મહેલ પડી જશે તેની ખાત્રી છે? 'નથી.' તો ધર્મનું કામ કાલે કરીશ એ વિચાર છોડીને કાલનું કામ આજે કરી લો. કારણ કે મનુષ્યનું જીવન એક ઝરણાં જેવું છે. જેમ ઝરણું અવિરત ગતિથી વહ્યા કરે છે. તેના પ્રવાહને રોકવાની કોઈનામાં તાકાત નથી. તેમ માનવજીવનની ઘડીઓ પણ અવિરત ગતિથી વહ્યા કરે છે. એ કાળના પ્રવાહને રોકવાની મોટા ઈન્દ્રો, ચક્રવર્તિ કે મોટા મહારાજાની તાકાત નથી. એકેક પળ કરતાં અનંતો ભૂતકાળ વહી ગયો અને અનંતો ભવિષ્યકાળ વીતી જશે તો પણ કાળના પ્રવાહને રોકવા કોઈ સમર્થ નથી. તો આ માનવ જીવનની સાર્થકતા ઈન્દ્રિયોનું પાલન પોષણ કરવામાં છે કે તપ-ત્યાગ આદિ ધર્મારાધના કરવામાં છે? જો તમારાથી બને તો તપ કરો, ધર્મારાધના કરો. એટલું પણ ન કરી શકો તો બીજા જીવોને દુઃખી ન કરવા, ઉપકાર ન કરી શકો તો ખેર પણ અપકાર તો ન જ કરવો એટલું જરૂર ધ્યાનમાં રાખજો, અને આ માટે તમે જેટલું જ્ઞાન મેળવશો તેટલા તમે પાપથી પાછા હઠશો.

એક વખત વ્યાસજી પાસે એક રાજા આવ્યા. તે વ્યાસજીના ચરણમાં પડીને બોલ્યા મહારાજ! હું આપની પાસે ભિક્ષા માંગવા આવ્યો છું. આ યાચકની યાચના આપ પરિપૂર્ણ કરશો તેનો મને પૂરો વિશ્વાસ છે. ત્યારે વ્યાસજીએ કહ્યું કે રાજન્! તારી પાસે હીરા, માણેક, મોતી, સોનું, ચાંદી અને ધનના મોટા ખજાના ભરેલા છે પછી મારી પાસે યાચના કરવાની ક્યાં જરૂર છે! ત્યારે રાજાએ કહ્યું-મહારાજ! મારી પાસે ધનનો અખૂટ ખજાનો હોવા છતાં હું ભિખારી છું. જે ખજાનો આપની પાસે છે તે સાચો ખજાનો છે અને મારી પાસે જે ખજાનો છે તે તો દુઃખરૂપ છે. તે આજે છે ને કાલે નથી એવો નાશવંત છે. માટે આપ મારા ઉપર કૃપા કરીને મને કદી ક્ષય ન થાય તેવો અક્ષય ખજાનો આપો. વ્યાસજી અઢાર પુરાણોના જાણકાર હતાં એટલે રાજાએ કહ્યું કે આપ મારા ઉપર કૃપા કરીને મને અઢાર પુરાણોનું જ્ઞાન સમજાવો.

રાજાની વાત સાંભળીને વ્યાસજીએ કહ્યું કે તમારા જેવા રાજા પુરાણનું જ્ઞાન મેળવવા ઈચ્છે છે તે જાણીને મને ખૂબ આનંદ થયો, પણ એને અઢાર વર્ષ જોઈએ. રાજાએ કહ્યું-મહારાજ! આપે તો ઘણો લાંબો સમય બતાવ્યો. આટલું મોટું રાજ્ય

સંભાળવાની જવાબદારી મારા માથે છે તેમાં મને એટલો બધો સમય ક્યાંથી મળે? ત્યારે વ્યાસજીએ કહ્યું કે રાજન્! ઠીક છે, તમને અઢાર વર્ષનો ટાઈમ ન હોય તો અઢાર મહિનાનો તો ટાઈમ મળશે ને? ત્યારે રાજાએ કહ્યું કે હે સાહેબ! મને તો રાત્રે પણ ટાઈમ મળતો નથી તો અઢાર મહિનાનો ટાઈમ ક્યાંથી કાઢું? ત્યારે વ્યાસજીએ કહ્યું કે અઢાર મહિનાની વાત જવા દો, અઢાર દિવસ તો મળશે ને? રાજા કહે છે મહારાજ! એટલો પણ મને ટાઈમ નથી. ત્યારે વ્યાસજીએ કહ્યું કે રાજન્! તમે કેવી વાત કરો છો? જો માલ લેવો હોય તો માલનાં મૂલ્ય તો આપવાં જ પડે ને? મૂલ્ય દીધા વિના માલ ક્યાંથી મળે? જો તમને અઢાર દિવસનો ટાઈમ ન મળે તો અઢાર પ્રહર તો કાઢો. રાજા કહે છે મહારાજ! ક્ષમા કરજો. અઢાર પ્રહરની વાત તો દૂર રહી મને અઢાર મિનિટનો પણ ટાઈમ નથી મળતો. હું શું કરું? (હસાહસ)

રાજાની વાત સાંભળીને તમને હસવું આવ્યું પણ તમે રાજાથી ઉતરો તેવા નથી. વ્યાસજી ખૂબ વિદ્વાન અને દીર્ઘ દ્રષ્ટિવાળા મહાત્મા હતા, અને માનવના હૃદયને પીછાણનાર હતા. એમણે રાજાના હૃદયને પારખ્યું અને તેમની ભાવના જાણી, તેમને થયું કે આ રાજા જ્ઞાન પિપાસુ છે પણ એના માથે કર્તવ્યપાલનની મોટી જવાબદારી છે. તેથી તેને ટૂંકમાં અઢાર પુરાણોનો સાર બતાવી દેવો તે ઠીક છે. એટલે વ્યાસજીએ કહ્યું. રાજન્! તમે એક ચિત્તે સાંભળો. હું તમોને અઢાર પુરાણોનો સાર સમજાવું છું.

अष्टादश पुराणेषु, व्यासस्य वचनद्वयं।
परोपकार पुण्याय, पापाय परपीडनम्॥

અઢાર પુરાણોનો સાર જો તમારે એક વાક્યમાં સમજવો છે તો સાંભળો. કોઈનું ભલું કરવું તેના જેવું બીજું કોઈ પુણ્ય નથી અને કોઈને પીડા ઉપજાવવી, દુઃખ દેવું તેના જેવું બીજું કોઈ પાપ નથી. ટૂંકમાં આ સમસ્ત ધર્મના ગ્રંથોનો સાર છે.

બંધુઓ! રાજાને જ્ઞાન મેળવવાની અત્યંત જિજ્ઞાસા હતી તો તેને દેનાર વ્યાસ ઋષિ મળી ગયા, તેમ જો તમને જિજ્ઞાસા થશે કે મારે માસખમણ કરવું છે તો થવાનું છે. તપ ન કરી શકો તેમ હો તો બ્રહ્મચર્યનું પાલન કરો. એક વખતના અબ્રહ્મચર્યના સેવનમાં ઉત્કૃષ્ટા નવ લાખ સંજ્ઞી જીવોની હિંસા થાય છે ને બ્રહ્મચર્યના પાલનમાં જીવોની રક્ષા થાય છે. તેમજ બ્રહ્મચર્યના પાલનથી શરીરમાં અલૌકિક બળ આવે છે ને અબ્રહ્મચર્યના સેવનથી વીર્યની હાની થાય છે. જાતિવંત અશ્વને ચાબુક બતાવવાની હોય મારવાની ન હોય. આ મારા શ્રાવકો જાતિવંત છે તેમને મારે વારેવારે કહેવાનું ના હોય. કહ્યું છે કે બ્રહ્મચારી ભગવાન તુલ્ય છે.

"देव दाणव गंधव्वा, जक्ख रक्खसम किन्नरा ।
बंभयारिं नमंसन्ति, दुक्करं जे करंति ते ॥ ઉત્ત. અ-૧૬ ગાથા ૧૬

જે દુષ્કર બ્રહ્મચર્ય વ્રતનું પાલન કરે છે તેના ચરણમાં દેવો, દાનવો, ગંધર્વો, યક્ષ, રાક્ષસ અને કિન્નરો નમસ્કાર કરે છે. આવો બ્રહ્મચર્યનો મહિમા અલૌકિક છે. કોઈ મનુષ્ય મન, વચન, કાયાથી શુધ્ધ બ્રહ્મચર્યનું પાલન કરતો હોય તો તેના પરસેવાથી રોગીના રોગ પણ ચાલ્યા જાય છે, તેવું સાંભળવામાં આવ્યું છે. બોલો પૈસામાં કે મોટી પદવીમાં આવી તાકાત છે? 'ના'.

અહીં નેમનાથ ભગવાનના છ અણગારો ચારિત્રવાન અને ખૂબ વિનયવંત હતા. ભગવાને ગૌચરી જવાની આજ્ઞા આપી એટલે તરત તેમણે પ્રભુને વંદણા કરી. કેટલો વિનય હશે! અહીં મને વિનય ઉપર એક વાત યાદ આવે છે. સંવત ૧૯૯૫માં અમારા પરમ ઉપકારી, તારણહાર, બા. બ્ર. પૂ. ગુરૂદેવ રત્નચંદ્રજી મહારાજસાહેબનું સાણંદમાં ચાતુર્માસ હતું. ત્યારે અમે વૈરાગી અવસ્થામાં બપોરે બધી બહેનો સાથે ધાર્મિક અભ્યાસ કરવા માટે જતાં. એક દિવસ પૂ. ગુરૂદેવના શિષ્ય ખોડાજી મહારાજ સાહેબ ગુરૂદેવથી થોડે દૂર બેઠાં બેઠાં રજોહરણની દશી વણતાં હતાં. તે વખતે બહારથી એક મોટો કાળો સર્પ આવ્યો. અમે બધાએ જોયો ને બોલ્યા મહારાજસાહેબ સર્પ આવે છે. અમે તો બધાં સર્પને જોઈને સીડી ઉપર ચઢી ગયા, પણ મહારાજ સાહેબ ઉઠયા નહિ. જો ગુરૂદેવ આજ્ઞા કરે તો ઉઠું. બાકી મારી ચિંતા ગુરૂદેવને છે. સર્પ તો જોતજોતામાં મહારાજ સાહેબના પગ સુધી આવ્યો. અમે તો બૂમો મારવા લાગ્યાં કે ગુરૂદેવ! ત્યાં તો સર્પ એમના પગ ઉપર થઈને સડેડાટ આગળ આવ્યો, પણ નામ ડર નહિ. "એસા ગુરૂ અને એસા શિષ્ય." બંને અડગ રહ્યા. સર્પ પૂ. ગુરૂદેવ રત્નચંદ્રજી મહારાજસાહેબની સામે ફેણ માંડીને બેઠો. પૂ. ગુરૂદેવે હાથનો ઈશારો કરીને કહ્યું–ચાલ્યા જાઓ. ત્યારે સર્પ જાણે ના કહેતો હોય તેમ ફેણ હલાવી. ત્યારે પૂ. ગુરૂદેવે તેની સામે દૃષ્ટિ કરીને પાંચ વખત નવકારમંત્રનું સ્મરણ કર્યું. એટલે સર્પ આવ્યો હતો તેમ ચાલ્યો ગયો. અમે બધાએ બૂમાબૂમ કરી મૂકી. લોકો દોડી આવ્યા. સર્પ પણ અદૃશ્ય. અમને મનમાં થયું કે અહો! શું શિષ્યમાં વિનય છે! ટૂંકમાં આવા વિનયવંત શિષ્યો જલ્દી મોક્ષ લક્ષ્મી પ્રાપ્ત કરે છે.

આ છ અણગારો વિનયવંત હતાં. તેઓ ભગવંતને વંદન કરીને ગૌચરી ગયા. ગૌચરી કરવામાં પણ વિવેક જોઈએ. ગૌચરી એટલે જેમ ગાય ચરે તેમ ગૌચરી કરવી. જો ગૌચરી કરતાં ન આવડે તો ખખ્ખાચરી કહેવાય. ગૌચરી અને ખખ્ખાચરીમાં શું ફેર તે જાણો છો? ગૌ એટલે ગાય અને ચરી એટલે ચરવું. ગાય ઉપર ઉપરથી ચરે ને પાછળ બીજાને ખાવા રહેવા દે પણ બકરું ચરે તો મૂળમાંથી ખાઈ જાય,

(હસાહસ) સાધુ ગાયની જેમ ચરે. તે ગૃહસ્થને ઘેરથી એવી રીતે આહાર લે કે પાછળ ગૃહસ્થને સંકોચ ન પડે. બીજી વાત સાધુ ગૌચરી જાય ત્યાં કોઈ માન આપે કે અપમાન કરે તો પણ સાધુએ સમભાવ રાખવો જોઈએ. દશવૈકાલિક સૂત્રમાં કહ્યું છે કે

जे न वंदे न से कुप्पे वंदिओ न समुक्कसे।
एवमन्नेसमाणस्स सामण्णमणुचिट्ठई ॥ અ. ૫ ઉ.૨ ગાથા ૩૨

કોઈ ગૃહસ્થ સાધુને વંદણા ન કરે તો તેના ઉપર ક્રોધ ન કરે પણ એ વખતે એવો વિચાર કરે કે હું કોઈ પાસે વંદન નમસ્કાર કરાવવા માટે સંયમ પાળતો નથી. કોઈ વંદન કરે તો મને શો લાભ? અને ન કરે તો મને શું નુકશાન? મને માન પ્રતિષ્ઠાની ભૂખ નથી. આ લોકમાં પૂજાવા માટે હું મારો અમૂલ્ય સંયમ શા માટે વેડફી નાંખું! જેમ ચિંતામણીરત્ન ફુટેલી કોડીના બદલામાં આપવાનો ન હોય તેમ આ મારું કિંમતી ચારિત્ર રત્ન લૌકિક ગૌરવ માટે વેચી દેવાને નથી. સાથે કોઈ રાજા-મહારાજા અને શ્રીમંતો સાધુના ચરણમાં લળીલળીને વંદણા કરે ત્યારે સાધુ હરખાય નહિ કે મને કેવા વંદન કરે છે પણ એમ વિચાર કરે કે આ બધાના વંદન સ્વીકારવાની મારામાં યોગ્યતા છે? હું મારા ચારિત્રમાં વફાદાર છું? મારામાં એટલા ગુણો છે? આવો વિચાર કરે. અરે, કોઈ શ્રાવક અગર શ્રાવિકા ઉપાશ્રયમાં દર્શન કરવા માટે આવે ત્યારે દીક્ષા પર્યાયમાં નાના સંત સતીજી હોય તેને વંદન કરે ને મોટાને વંદન ન કરે તો એવો વિચાર ન કરે કે આ લોકોમાં કેટલો ભેદભાવ છે! નાનાને વંદન કર્યા, એમને સુખશાતા પૂછી અને મને મોટાને વંદન ન કર્યા. તેમ વિચારી ગૃહસ્થ ઉપર ક્રોધ ન કરે, તેમની નિંદા ન કરે પણ વંદણા કરનાર પ્રત્યે જેવો પ્રેમભાવ રાખે તેવો પ્રેમ વંદણા ન કરનાર પ્રત્યે રાખે, ને વિચાર કરે કે દરેક ઉપર સમભાવ રાખવો એવી ભગવંતની આજ્ઞા છે. આ રીતે જે સાધુ સાધ્વી સંયમ પાળે છે તેનો બેડો પાર થઈ જાય છે. ૭ અણુગારો ભગવાનની આજ્ઞા લઈને ગૌચરી ગયા છે. હવે તેઓ ક્યાં ગૌચરી જશે તેના ભાવ અવસરે.

ચરિત્ર : અર્જુનના ગયા પછી પાંડુરાજા, કુંતામાતા, યુધિષ્ઠિર, ભીમ, સહદેવ, નકુળ, દ્રૌપદી બધા મહેલમાં આવીને ખૂબ ઝૂરવા લાગ્યા. માતા પિતા કહે છે ઓ મારા લાડકવાયા! અમે રાજમહેલમાં બેઠા છીએ ને તું જંગલમાં કષ્ટ વેઠવા ક્યાં ચાલ્યો ગયો? ચાર ભાઈઓ કહે છે ઓ અમારા વ્હાલા બંધવા! તું એક ગયો પણ તારા વિના જાણે કોઈ નથી એવું લાગે છે. આમ સૌ યાદ કરીને રડે છે. આજે આવો પ્રેમ ભાગ્યે જોવા મળશે. આજે સૌ પોતપોતાના સ્વાર્થમાં મસ્ત છે પણ અહીં તો ક્ષીર નીર જેવો પ્રેમ હતો. ભલે તેઓ બધું કાર્ય કરે છે પણ એક ક્ષણ અર્જુનને ભૂલતાં નથી.

અર્જુનને એક ઉંચા પહાડ ઉપર પંચ મહાવ્રતધારી સંતના દર્શન થયાં. તેથી તે ખૂબ આનંદમાં આવી બોલે છે કે અહો! ભવસિંધુ તારક, તરણુતારણુ જહાજ સમાન ગુરૂદેવ! આજે આવા વિકટસ્થાનમાં આપનાં દર્શન થવાથી હું કૃતાર્થ બની ગયો. હવે મારા સર્વે કાર્યો સિધ્ધ થશે ને મારો વનવાસ નિર્વિઘ્ને પૂર્ણ થશે. એમ કહીને મુનિને તિકખુત્તોનો પાઠ ભણી ભાવપૂર્વક વંદન કર્યા, પણુ મુનિ તો ધ્યાનમાં હતાં એટલે દર્શન કરી પોતાની જાતને ધન્ય માનતાં અર્જુનજી આગળ ચાલ્યા. થોડે દૂર જતાં એક પર્વત ઉપર ચઢયાં. ત્યાં એક યુવાન પુરૂષ પર્વત ઉપરથી પડીને આપઘાત કરવા તૈયાર થયો હતો. એની પત્ની કરૂણુ સ્વરે કલ્પાંત કરતી બોલતી હતી કે નાથ! તમે આવું ના કરો. તમે ચાલ્યા જશો પછી મારું કોણુ? આ દુઃખિયારીની તો જરા દયા કરો. એક વાર તો મારી વાત સાંભળો. આમ કરૂણુ સ્વરે કલ્પાંત કરતી એના પતિને રોકતી હતી.

અર્જુને આ કરૂણુ રૂદન સાંભળ્યું. એના મનમાં થયું કે આ પર્વત ઉપર એક મુનિરાજ સિવાય બીજું કોઇ માણુસ દેખાતું નથી ને આ કોણુ રડતું હશે? જે તરફથી અવાજ આવતો હતો તે તરફ અર્જુન ગયો. તો એક માણુસને પર્વત ઉપરથી આપઘાત કરીને મરવા તૈયાર થયેલો જોયો ને એની પત્ની એને આપઘાત કરતાં રોકતી હતી. આ દૃશ્ય જોયું. અર્જુનજી દોડીને ત્યાં પહોંચી ગયા.

अर्जुन बोला उसी पुरुषसे, मत कर आतमघात,
कष्ट मिटाउ तेरा सारा, कहो वीतक सब बात हो श्रोता....

એ પુરૂષને પૂછયું ભાઇ! તું શા માટે આપઘાત કરીને મરવા તૈયાર થયો છે? તને શું દુઃખ છે? તે મને કહે. તારું બધું દુઃખ દૂર કરીશ. ત્યારે તે માણુસે કહ્યું. ભાઈ! આપને મારું દુઃખ કહેવાથી કંઇ ફાયદો નથી. નકામો મને ખોટી ના કરો. મારા દુઃખની કહાની બહુ લાંબી છે. તમને કહીને દુઃખી કરવા એ મને ઠીક લાગતું નથી. હવે તમે મને એક ક્ષણુ પણુ રોકશો નહિ. ત્યારે અર્જુને કહ્યું–ભાઇ! આ પત્ની રડે છે તેના સામું તો જો. બીજું આ માનવભવ કેટલા પુણ્યે મળ્યો છે તેને આમ ગુમાવી દેવાય! માનવભવની એકેક ક્ષણુ કેટલી અમૂલ્ય છે! આવો માનવભવ દુઃખથી કંટાળીને હારી જવાય? જરા હિંમત રાખોને મને તમારા દુઃખની વાત કહો. અર્જુને તે પુરૂષને ખૂબ સમજાવ્યો. ત્યારે તે પૂછે છે ભાઇ! તમે કોણુ છો ને તમારું નામ શું છે? તે મને કહો તો હું મારા દુઃખની વાત કરું. કારણુ કે ગમે તેવા માણુસની પાસે દુઃખની વાત કહેવાથી કંઈ સાર નીકળતો નથી.

અર્જુને કહ્યું કે કુરૂવંશમાં જન્મેલો બીજાના દુઃખને જાણીને હંમેશા તેના દુઃખને દૂર કરવા તૈયાર હોય છે. પોતાના પ્રાણુના ભોગે પણુ બીજાનું રક્ષણુ કરે છે,

તો હું પણ કુરૂવંશમાં ઉત્પન્ન થયેલો પાંડુ રાજાનો પુત્ર છું. અર્જુન મારું નામ છે. અર્જુનનું નામ સાંભળીને પેલો માણસ આનંદ પામ્યો. શું તમે અર્જુન છો! આજે મારા ધન્ય ઘડી ને ધન્ય ભાગ્ય કે આપના દર્શનથી હું પાવન બની ગયો. મારે માટે જંગલમાં મંગલ થયું. એમ બોલતો મરવાનું છોડીને ચરણમાં પડી ગયો. એણે અર્જુનને કદી જોયો ન હતો પણ નામ સાંભળ્યું હતું. મહાનપુરૂષોના ગુણોની સુવાસ ચારે બાજુ ફેલાય છે. એ કોઈને કહેવા નથી જતાં કે તમે મારા ગુણ ગાઓ પણ એમનું જીવન દયા, પવિત્રતા, પરોપકાર, પરદુઃખભંજન એવા ગુણોથી ભરેલું હોય છે. એટલે સ્હેજે તેમના ગુણોની સુવાસ ફેલાય છે. પેલો માણસ અર્જુનનું નામ સાંભળીને ચરણમાં પડી ગયો ને તેમના ગુણગાન ગાવા લાગ્યો ને બોલ્યો કે હે પવિત્ર પુરૂષ! હવે હું મારા દુઃખની વાત આપને કરીશ. હવે આ પુરૂષ અર્જુનને પોતાના દુઃખની વાત કરશે તે વાત અવસરે.

## વ્યાખ્યાન નં-૧૯

**શ્રાવણ સુદ ૭ ને શુક્રવાર** **તા. ૨૨-૭-૭૭**

સુજ્ઞ બંધુઓ! વિશ્વવત્સલ, કરૂણાસાગર, અનંતજ્ઞાની ભગવંતોએ જગતના જીવોના ઉધ્ધાર માટે પ્રેરણાદાયક વાણી પ્રકાશી. અંતગઢ સૂત્રના ત્રીજા વર્ગનો અધિકાર ચાલે છે. તેમાં છ અણુગારોએ નેમનાથ ભગવાનની પાસે ગૌચરી જવાની આજ્ઞા માંગી. ભગવંતે કહ્યું કે સુખ ઉપજે તેમ કરો.

સાધુપણાની રીત કેવી સુંદર છે કે પ્રત્યેક કાર્યમાં શિષ્યોએ ગુરૂની આજ્ઞા લેવી જોઈએ. ચાહે શારીરિક ક્રિયા કરે કે આધ્યાત્મિક ક્રિયા કરે, સવારમાં સૂર્યોદય થતાં વસ્ત્ર, પાત્ર, રજોહરણ આદિ ઉપકરણોનું પડિલેહન કરીને ગુરૂને વંદન કરે. પછી

पुच्छेज्जा पंजलिउडो, किं कायव्वं मए इह।
इच्छं निओइउं भन्ते, वेयावच्चे व सज्झाए॥ ઉત્ત. અ. ૨૬ ગાથા ૯

શિષ્ય ગુરૂને હાથ જોડીને પૂછે કે હે ગુરૂદેવ! હું વૈયાવચ્ચ કરું કે સ્વાધ્યાય કરું? આપ જે આજ્ઞા કરો કે તે કરું. પછી ગુરૂદેવ જે આજ્ઞા કરે તે કરે. શિષ્ય તો એક જ વિચાર કરે કે મારા ગુરૂ મને જે આજ્ઞા કરે છે તે "मम लाभोत्ति पेहाए" મારા હિત માટે કરે છે. એ આજ્ઞા પાલનમાં મારા અનંતા કર્મોની નિર્જરા થવાની છે. ગુરૂની આજ્ઞાપૂર્વકની સામાન્ય ક્રિયા પણ મહાન લાભનું કારણ બનશે. એટલે વિનયવંત શિષ્ય ગુરૂની આજ્ઞામાં સમાઈ જાય. તેમની સામે કોઈ દલીલ ન કરે. આ છ અણુગારો તેવા હતા. હવે "अरहओ अरिट्ठनेमिस्स अंतियाओ सहस्संबवणाओ

उज्जाणाओ पडिणिक्खमंति।" તેઓ ભગવાનની આજ્ઞા લઈને તેમની પાસેથી સહસ્રામ્રવનની બહાર નીકળ્યા.

હવે છ અણુગારો ભગવાન પાસેથી નીકળ્યા ત્યારે આવસ્સહિ આવસ્સહિ કહીને નીકળ્યા. સાધુ–સાધ્વી ગૌચરી, પાણી, ઠંડીલ અગર કોઈ પણ કામ માટે ધર્મસ્થાનકની બહાર નીકળે ત્યારે આવસ્સહિ આવસ્સહિ બોલે. અને એ કાર્ય પતાવીને પાછા ધર્મસ્થાનકમાં આવે ત્યારે નિસ્સહિ નિસ્સહિ બોલે. આવસ્સહિ એટલે કે પૂજ્ય ! હું મારા આવશ્યક કામે જાઉં છું, અને આવે ત્યારે નિસ્સહિ બોલવાનું એટલે આવશ્યક કામે ગયો હતો તેનાથી નિવૃત્ત થાઉં છું. તમે પણ ઉપાશ્રયમાં પ્રવેશ કરો ત્યારે નિસ્સહિ નિસ્સહિ બોલવું જોઈએ. કારણ કે સંસારમાં તો અનેક પાપક્રિયાઓ થાય છે, પણ બે ઘડી ધર્મસ્થાનકમાં પ્રવેશ કરો ત્યારે તે બહાર પાપસ્થાનક આદિનો ત્યાગ કરીને આવો છો. તમે જેટલો સમય આશ્રવનું ઘર છોડીને આ સંવરના ઘરમાં બેઠા તેટલો સમય પાપની ક્રિયાથી હળવા બની જાવ છો. સંયમી આત્માએ તો નવકોટીએ સર્વથા પાપના પચ્ચખાણ કર્યા છે તેથી તે ક્ષણે ક્ષણે કર્મોની નિર્જરા કરે છે. પણ સાધુપણું લીધા પછી સાધુપણાની કોઈ પણ ક્રિયામાં ગ્લાની ન થવી જોઈએ. તે ગૌચરી જાય તો એવી સુંદર વિચારણા કરે કે અહો ! આજે મને ગૌચરી જવાનો અવસર મળ્યો. મારા ધન્ય ઘડી ને ધન્ય ભાગ્ય છે કે હું નિર્દોષ અને સૂઝતા આહાર પાણી લાવીશ તે મારા ગુરૂ ભગવંત અને બીજા સંતો વાપરશે. પછી કોઈ સ્વાધ્યાય, ધ્યાન કરશે, કોઈ વૈયાવચ્ચ કરશે. તો મને કેટલો મોટો લાભ થશે ! આવી સુંદર વિચારણા કરે તેથી મહાન કર્મની નિર્જરા થાય છે. જરા વિચાર કરો. તમે સંસારના કામ માટે ગમે તેટલા આંટા ખાવ, ગમે તેટલું કષ્ટ ઉઠાવો તો અંશકર્મની પણ નિર્જરા થવાની છે ? 'ના' ઉલ્ટું કર્મનું બંધન છે. આ સંસાર દાવાનળ જેવો છે.

प्रदीप्तागार कल्पोय संसारः सर्वदेहिनाम। દુનિયાના દરેક પ્રાણીઓ માટે સંસાર ધગધગતા અંગારા જેવો છે. ચારે તરફ આધિ, વ્યાધિ ને ઉપાધિની જ્વાળાઓ સળગી રહી છે. આવા ભડભડતા દાવાનળ જેવા સંસારમાંથી સમજી સરકી જાઓ. કરોડો મનુષ્યો આ પૃથ્વી ઉપર જન્મે છે ને મરે છે. જેને જેવા કર્મો કર્યા હોય તેવી ગતિમાં જાય. સાથે શુભાશુભ કર્મો સિવાય બીજું કંઈ સાથે આવવાનું નથી. જ્ઞાની કહે છે કે

સાથે શું તમે લઈ જશો ? બોલો, શું તમે લઈ જશો ?
ભેગું કરેલું બધું તમે અહીંયા દઈ જશો..સાથે શું લઈ જશો ?

હવે સમજાય છે કે સાથે પુણ્ય અને પાપ સિવાય કાંઈ નહિ આવે. છતાં જીવ કાયાનો મોહ રાખી પાપ કરે છે. પણ તે કાયામાંથી ચેતનદેવ ચાલ્યો જશે

પછી હિન્દુ હશે તો બાળી નાંખશે ને મુસ્લીમ હશે તો દફનાવી દેશે. છેવટે માટીમાં માટી મળી જશે, માટે એનો મોહ રાખીને ક્યાં સુધી બેસી રહેશો ? જે મનુષ્યો કાયાનો મોહ રાખીને ખાઈપીને મસ્ત બનીને ફરે છે પણ જે આત્મસાધના કરતા નથી તે ભવની ભૂલામણીમાં ભૂલા પડે છે. માટે સદ્ગુરૂઓ આપણને સમજાવે છે કે તમે આ સંસારની ધૂંસરી ક્યાં સુધી ખેંચશો ? હવે આત્માનું કલ્યાણ કરવું હોય તો સમજીને સંસારથી સરકી જાઓ ને ધર્મની ધૂંસરીએ જોડાઈ જાવ. ધર્મની ધૂંસરીએ જોડાવનાર જો કોઈ હોય તો ગુરૂ ભગવંતો છે. એમનો આપણા ઉપર અનહદ ઉપકાર છે. આ જગતમાં ગુરૂ એ દેવ કહેવાય છે. આત્માર્થી શિષ્યો અને શ્રાવકો ગુરૂને દેવ તરીકે પૂજે છે. આ કાળમાં સર્વજ્ઞ ભગવંત નથી. એટલે શિષ્યને માટે તો અરિહંત કહો કે કેવળી કહો એ બધું એના ગુરૂ છે. ગુરૂ વિના આવો અલૌકિક સુખ અને શાંતિનો રાજમાર્ગ કોણ બતાવે ? એક ન્યાય આપીને સમજાવું.

એક માણસ ઘમઘોર અંધારી રાતે ખૂબ ઝડપથી ચાલ્યો જતો હતો હવે અંધારામાં કૂવો આવી જાય તો પણ ક્યાંથી ખબર પડે ? પેલો માણસ પૂરજોશથી ઉતાવળો ચાલ્યો જાય છે. માર્ગમાં એક કૂવો આવ્યો. એટલે ભાઈ કૂવામાં પડી ગયો. કૂવામાં તો પડ્યો પણ એટલો પુણ્યવાન કે કૂવામાં પાણી ન હતું, પાણી હોય ને જો તરતાં આવડતું ના હોય તો ડૂબીને મરી જાય, અને જો કૂવામાં પથ્થર હોય તો પથ્થર વાગે ને માથું ફૂટી જાય. પણ એના પુણ્યયોગે કૂવામાં પથ્થર કે પાણી ન હતાં, પણ ખાલી ઘાસ હતું એટલે કોઈ જાતની ઈજા થઈ નહિ. કૂવો ખૂબ ઉંડો હતો. સવાર પડતાં કોઈક કોઈક માણસોની આવજા શરૂ થઈ. પેલો માણસ કૂવામાં રહી બોલે છે કે હે દયાળુ ! કોઈ આવો ને મને કૂવામાંથી બચાવો. મને બહાર કાઢો. આ સમયે દયાળુ-સજ્જન માણસે બચાવો... બચાવો એવી બૂમો સાંભળીને કૂવામાં નજર કરી તો એક માણસને કૂવામાં પડેલો જોયો, અને તેને કૂવામાંથી બહાર કાઢ્યો. હવે કૂવામાં પડેલાને બહાર કાઢીને પેલો માણસ ઉભો ન રહ્યો. એ કોઈ અગત્યના કામે જઈ રહ્યો હતો એટલે એણે પેલા માણસને કંઈ પૂછ્યું નહિ કે ભાઈ ! તમે આ કૂવામાં કેવી રીતે પડયા ? તમને કંઈ ઇજા તો નથી થઈ ને ? એવું કંઈ પૂછ્યું નહિં. તે તો કૂવામાંથી બહાર કાઢીને ચાલ્યો ગયો. છતાં બચાવનાર પ્રત્યે તેને કેટલો મહાન ઉપકાર માને ! એ તો એમ જ માને કે મને બચાવનાર કોઈ દેવપુરૂષ હતો. એને દેવ જેવો મહાન માની તેના ઉપકારના જ્યાં ને ત્યાં ગુણ ગાતો ફરે ને કહે કે એણે મને-મરતાં બચાવ્યો. મને જીવતદાન આપ્યું છે. જીવનપર્યંત એ એનો ઉપકાર ભૂલતો નથી.

બંધુઓ ! આ સંસાર પણ એક ભયંકર કૂવો છે. તમને ઉપરથી સુંદર દેખાતો હોય, તમને સૌ ખમ્મા ખમ્મા કરતા હોય ને પાણી માંગતાં દૂધ મળતું હોય છતાં

આત્માર્થી જીવોને તેમાં રહેવું ગમતું નથી. જ્યાં સદ્ગુરૂનો યોગ મળે છે ત્યાં જાય છે ને વિનંતી કરે છે કે હે ગુરૂદેવ! મને ભવકૂપમાંથી બહાર કાઢો. એની યોગ્યતા જોઈને સદ્ગુરૂ દેવો તેને ચારિત્રરત્ન આપી ભવકૂપમાંથી બહાર કાઢે છે. ત્યારે મોક્ષાભિલાષી શિષ્ય ગુરૂદેવનો મહાન ઉપકાર માને છે. હવે ગુરૂદેવ ખૂબ વાંચન અને મનનમાં રહે છે એટલે શિષ્યની બરાબર ખબર કદાચ ન લઈ શકે તો પણ વિનયવંત શિષ્ય ગુરૂનો ઉપકાર ન ભૂલે. એને કોઈ પૂછે તો એમ કહેશે કે મને ભવકૂપમાંથી ઉગારનાર, કરૂણાસાગર અને મારા તારણહાર ગુરૂદેવ છે. હું તેમના ઋણમાંથી મુક્ત બની શકું તેમ નથી.

જે આવા તારણહાર ગુરૂની નિંદા કરે, ગુરૂની આજ્ઞાથી વિરૂધ્ધ આચરણ કરે તે સંસારથી બહાર નીકળવા છતાં પાછા ડૂબી જાય છે. જે લક્ષથી સંયમ અંગીકાર કર્યો છે તે લક્ષ પાર પડતું નથી. આ છ અણગારો ગુરૂની આજ્ઞા વિરૂધ્ધ સ્હેજ પણ વર્તન કરનારા ન હતાં. ભગવંતની આજ્ઞા મળી એટલે તેઓ સહસ્ત્રાવન ઉદ્યાનમાંથી બહાર નીકળ્યા. "पडिनिक्खमित्ता तिहिं संघाडएहिं अतुरियं जाव अडंति।" અને ત્રણ સંઘાડા બનાવીને અત્વરિત ગતિથી ચાલ્યા એટલે કે આજ્ઞા મળી છે તો હવે જલ્દી ગૌચરી લઈને આવીએ ને જલ્દી પારણું કરીએ એવી ત્વરારહિત અને ચપળતા રહિત એટલે ચલાપૂર્વક ચાલવું તે, લાભાલાભની ચિંતામાં અસંભ્રાન્તિપૂર્વક (ભિક્ષા મળશે કે નહિ અગર મળશે તો ક્યારે મળશે એવા વિચાર રહિત) ભિક્ષાને માટે વિચરવા લાગ્યા. સાધુ ગૌચરી કે કોઈ ક્રિયા માટે જાય ત્યારે ઉતાવળો ઉતાવળો ન ચાલે, સાધુ ગૌચરી જાય ત્યારે કેવી રીતે ચાલે?

> पुरओ जुगमायाए, पेहमाणो महिं चरे।
> वज्जन्तो बीयहरियाइं, पाणे य दगमट्टियं॥ દશ. અ.૫. ઉ. ૧ ગાથા ૩

ગુની ધુંસરા પ્રમાણે ભૂમિને જોતાં જોતાં ચાલે. એની દૃષ્ટિ ધરતી સામે હોય કે કોઈ સચેત બીજ, લીલોતરી, બેઈન્દ્રિય આદિ જીવ, સચેત પાણી કે માટી મારા પગ નીચે આવી જતું નથી ને? તેની કાળજી રાખીને ચાલે, પણ એનું ધ્યાન આડું અવળું ન હોય, તે વ્યગ્રતા રહિત બનીને ગૌચરી જાય. સાધુ આહાર પાણી છ કારણે કરે છે. શરીરને સારું બનાવવા માટે તે આહાર કરતા નથી.

> वेयण वेयावच्चे, इरियट्ठाए य संजमट्ठाए।
> तह पाणवत्तियाए, छट्ठंपुण धम्मचिन्ताए॥ ઉત્ત. અ. ૨૬ ગાથા ૩૩

ક્ષુધાવેદનીયને શાંત કરવા માટે, વૈયાવચ્ચ સેવા કરવા માટે, ઈર્યા સમિતિનું પાલન કરવા માટે, સંયમના નિર્વાહ માટે, પ્રાણોની રક્ષા કરવા માટે અને ધર્મનું ચિંતન કરવા માટે. આ છ કારણે આહાર કરનાર સાધુ પ્રભુની આજ્ઞાનું ઉલ્લંઘન

કરતો નથી. ભગવાને કહ્યું છે કે હે સાધક! તું જે આહાર પાણી લાવે તેમાં ખૂબ ઉપયોગ રાખજે, ખૂબ ચિકિત્સા કરીને લાવજે કે તારે માટે તો બનાવ્યું નથી ને? તારે માટે વેચાતું લાવ્યા નથીને? જો એવો આહાર હોય તો તને કલ્પતો નથી. એવા સદોષ આહાર પાણી લઈશ તો તારું ચારિત્ર લૂંટાઇ જશે, હું તો તમને પણ વિનંતી કરું છું કે સાધુ સાધ્વીના ચારિત્રના રક્ષક બનજો પણ લૂંટારું ના બનશો. શ્રાવક શ્રાવિકાને વિચાર થાય કે આજે ખૂબ વરસાદ પડે છે બંધ રહેતો નથી. આપણા ગુરૂ કે ગુરૂણી છે, તો લાવો, આપણે ટીફીન લઈને જઈએ. આવા રાગી ન બનશો સંતને સામે લાવેલો આહાર કલ્પતો નથી.

૭ અણુગારો આવા અડગ હતાં. તેઓ અત્વરિતગતિથી, ચપળતા રહિત ઉંચ-નીચ અને મધ્યમકુળોમાં ભેદભાવ રહિત બનીને ગવેષણા કરતાં હતાં. શુધ્ધ ભાવનાથી ત્રણ સંઘાડામાં તેઓ નીકળ્યા છે. તેમાંનો એક સંઘાડો કઈ પુણ્યવાન માતાના મહેલે પધારશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર :- "દુઃખી માણસે અર્જુનને કહેલી વીતક કહાની" :-દુઃખી માણસ અર્જુનને પોતાના દુઃખની કહાની કહે છે.**

હે અર્જુન વીરા! વૈતાઢય પર્વતના દક્ષિણ ભાગમાં રતનપુર નામે નગર છે. તે નગરમાં મહાન પરાક્રમી, મહાબળવાન, શત્રુઓને હંફાવનાર, વિદ્યાધરોના ઈન્દ્ર સમાન, ચંદ્રાવતંસક નામે રાજા રાજ્ય કરતા હતા. રાજા ખૂબ ન્યાયી ને પ્રજાપ્રેમી હતા. નગરમાં અન્યાય, અનીતિ અને અધર્મનું નામ નિશાન ન હતું. રાજાનો પ્રભાવ એટલો બધો પડતો હતો કે કોઈ શત્રુઓ તેમની સાથે બાથ બીડવાની હિંમત કરી શકતાં ન હતાં. નગરમાં ચોર લૂંટારાનો ભય ન હતો. પ્રજાજનો દરવાજા ખુલ્લા મૂકીને શાંતિથી ઉંઘી જતાં હતાં. આવા પ્રતાપી ચંદ્રાવતંસક રાજાને કનકસુંદરી નામે લક્ષ્મીદેવીના અવતાર સમાન પતિવ્રતા રાણી હતી. રાણી ખૂબ દયાળુ હતી. એક કીડી મંકોડાના પ્રાણ દુભવે તેવી ન હતી. તે રાણીને મણીચૂડ નામનો એક પુત્ર હતો ને પ્રભાવંતી નામની પુત્રી હતી.

તે મણીચૂડ હું પોતે છું અને પ્રભાવતી મારી બહેન હતી. અમારા માતાપિતાએ બાલપણથી અમારામાં સંસ્કારોનું સિંચન કર્યું હતું. માતાએ અમને બંને ભાઇ-બહેનને ખૂબ લાડકોડથી ઉછેર્યા, ખૂબ ભણાવ્યા. મારી બહેન સ્ત્રીઓની ૬૪ કળામાં પ્રવીણ બની ગઈ. એ ખૂબ સૌંદર્યવાન હતી. હું યુવાન થયો ત્યારે એક સારા રાજાની પુત્રી ચંદ્રાનનાની સાથે ખૂબ ધામધૂમથી મારા લગ્ન કરવામાં આવ્યા. અને મારી બહેન પ્રભાવતીને મગધદેશના મહારાજા સાથે ખૂબ મહોત્સવ કરીને પરણાવી હતી. અમે તો જાતિના વિદ્યાધર રહ્યા એટલે પરંપરાગત વિદ્યાઓ અમને મળે છે.

હું યુવાન થયો જાણીને મારા પિતાએ મને વિદ્યાઓ આપી અને એને સાધવાની રીત પણ મને શીખવાડી.

> ઉચિત હુઆ વિદ્યા સાધન હિત, પર કોઈ કર્મસંયોગ.
> માતા પિતા પરલોક સીધાયા, સાધન નહીં યોગ હો...શ્રોતા...

હું વિદ્યાઓ સાધવા માટે જંગલમાં ગયો. પાછળ કોણ જાણે શું બન્યું કે મારા માતા-પિતા બંને સ્વર્ગવાસ પામ્યા. હજુ મેં પૂરી વિદ્યાઓ સાધી ન હતી ને આ બનાવ બની ગયો એટલે મને માણસો તેડવા આવ્યા, અને હું તરત રાજ્યમાં આવ્યો. મારા પિતાજીની અંતિમ ક્રિયા વિધિ બધું થયા પછી બધા પ્રધાનો અને સામંતોએ ખૂબ વિચારણા કરીને શુભ દિવસે મારા પિતાજીની ગાદી ઉપર મને બેસાડયો.

હે અર્જુનવીરા ! હું તો હજુ રાજકાજમાં પૂરો ટેવાયો ન હતો. મારા પ્રધાનો અને સામંતો મને બધું સમજાવતાં હતાં. ત્યાં મારા ભાગ્યની રેખા બદલાઈ. વિદ્યુત્વેગ નામનો મારો પિતરાઈ ભાઈ હતો. તેણે જાણ્યું કે આ મણીચૂડ હજુ રાજ્ય કાર્યમાં બરાબર તૈયાર નથી. એ તકનો લાભ લઈને મોટું લાવલશ્કર લઈને તે રતનપુર આવ્યો ને રતનપુરને ફરતો ઘેરો નાંખ્યો. નગરમાં ખૂબ લૂંટફાટ ચલાવી ને પ્રજાને હેરાન પરેશાન કરી, મોટા લશ્કરની મદદથી રતનપુરને જીતી લીધું ને મને રાજ્યથી ભ્રષ્ટ કરી એ મારી ગાદી ઉપર બેસી ગયો, અને મને મારી નાંખવાનો પ્રયત્ન કર્યો પણ હું ગમે તેમ કરીને મારો જીવ બચાવવા ભાગી છૂટયો. મારી પાછળ મારી પત્ની ચંદ્રાનના પણ એના શીયળનું રક્ષણ કરવા ભાગી આવી. એટલે અમે બંને અહીં આવી પહોંચ્યા છીએ. હવે મને એમ જ થાય છે કે મારા માતા-પિતા ગયા, મારું રાજ્ય ગયું, અને મારા પિત્રાઈ ભાઈએ જ આવો દગો કર્યો ! હું હજુ નાનો હતો. એણે મને હિંમત આપવી જોઈએ તેના બદલે આમ કર્યું ! બીજા દુશ્મન રાજાએ આમ કર્યું હોત તો આટલું દુઃખ ન થાત. આ તો વહાલો વેરી બની ગયો ને મને રાજ્યથી ભ્રષ્ટ કર્યો. તેનું મારા દિલમાં અત્યંત દુઃખ થયું. હવે મને મારું જીવન અકારું લાગે છે. આવા અપયશ ભરેલા જીવને જીવવાનો શું અર્થ છે ? તેથી હું આ પહાડ ઉપરથી પડીને મારા જીવનનો અંત લાવવા ઈચ્છું છું. ને મારી આ પત્ની મને આપઘાત કરતાં રોકી રહી હતી ત્યાં હે, કૃપાસિન્ધુ તમે આવી ગયા. મેં મારા દુઃખની સત્ય વાત તમને સંભળાવી. અર્જુને, મણીચૂડની વાત સાંભળી. હવે તેને કેવી રીતે હિંમત આપી મરતાં બચાવશે તેનો ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૨૦

શ્રાવણ સુદ ૮ ને શનીવાર તા. ૨૩-૭-૭૭

સમતાના સાધક, મમતાના મારક, ગુણોના ધારક એવા તીર્થંકર પ્રભુના મુખકમળમાંથી અમૃતવાણીનો ધોધ વહ્યો. ગૌતમાદિ ગણધરોએ તે ધોધને ઝીલ્યો. તેમાં સુધર્મા સ્વામીના શિષ્ય જંબુસ્વામીએ વાણીના ઘૂંટડા પીવા ચાતક પક્ષીની જેમ આતુર બન્યા હતા. એટલે સુધર્માસ્વામી તેમને પ્રભુની અમૃતવાણીનું પાન કરાવતાં હતાં. ચાતક પક્ષી આકાશમાં અધ્ધર પડતું વરસાદનું પાણી ઝીલે છે. વરસાદ મોડો થાય તો પણ જમીન ઉપર પડેલું પાણી તે પીતું નથી. પ્રાણ જાય તો કુરબાન પણ પ્રતિજ્ઞામાં ભંગ થતો નથી. તેમ મારા વીતરાગ પ્રભુના શ્રાવકો પણ દૃઢ હોવા જોઈએ. પાખંડી મતનો ગમે તેટલો પ્રચાર થાય પણ એના અંતરમાં એવી દૃઢ શ્રધ્ધા હોવી જોઈએ કે "तमेव सच्चं निसंकं जं जिणेहिं पवेइयं।" જિનેશ્વર ભગવાને તત્ત્વજ્ઞાનનો જે ઉપદેશ આપ્યો છે તે સત્ય અને નિશંક છે. આપણા જ્ઞાનાવરણીય કર્મના ઉદયને કારણે આપણને વધુ શ્રુતજ્ઞાન પ્રાપ્ત ન થયું હોય પણ આપણે જિનેશ્વર દેવના વચન ઉપર શ્રધ્ધા રાખવી જોઈએ. તેમાં શંકા કરવી ન જોઈએ કારણ કે ભગવંતે ધર્મ, અધર્મ, આકાશ, કાળ, પુદ્ગલ અને જીવ આ છ દ્રવ્યો અને જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ આદિ નવતત્ત્વોનું જે વર્ણન કર્યું છે તે પોતાના જ્ઞાનમાં જોઈને કર્યું છે. ભગવાનનું વચન સત્ય અને નિશંક છે. એટલે આપણે તેના ઉપર પૂર્ણ શ્રધ્ધા રાખવી જોઈએ. ભગવાનના વચનો ઉપર શ્રધ્ધા રાખનાર સમ્યક્દર્શન પ્રાપ્ત કરે છે.

આ છ અણગારોએ ભગવાનનાં વચનામૃતો ચાતક પક્ષીની જેમ ઝીલી લીધા અને સંયમ માર્ગમાં કઠોર સાધના કરવા લાગ્યા. માણસ ગમે તેટલો બળવાન અને હોંશિયાર હોય પણ સંયમ લઈને ઉગ્ર સાધના કર્યા વિના કદી મોક્ષ મળવાનો નથી. તે વાત ખાસ લક્ષમાં રાખજો. ભગવંતે ફરમાવ્યું છે કે–

जो सहस्सं सहस्साणं, संगामे दुज्जए जिणे ।
एगं जिणेज्ज अप्पाणं, एस से परमोजओ ॥ ઉત્ત. સૂ. અ. ૯ ગાથા ૩૪

જેમ ભેરીનાં નાદે ક્ષત્રિયોનાં હૃદય નાચે, ને રૂવાંડા ખડા થઈ જાય છે, ઘોડા હણહણાટ કરે છે ને હાથીઓ તૈયાર થઈને ઉભા રહે છે તેમ વીતરાગ વાણીની ભેરી વાગતાં ભગવાન મહાવીરના શૂરા સૈનિકો રૂપી સાધુઓ અને શ્રાવકો સાધના કરવા તૈયાર થઈ જાય. ભેરી વાગતાં સૈનિકોને શૂરાતન ચઢે છે ને તેનું લોહી ઉછળી જાય છે તેમ વીતરાગ વચનની ભેરી સાંભળી તમારૂં વીર્ય ઉછળી જવું જોઈએ. અંતરમાં

વીર્યોલ્લાસ જાગવો જોઈએ કે બસ, આ માનવભવ મળ્યો છે તો કર્મ શત્રુઓને હટાવી દઉં. હવે ભવમાં ભમવું નથી.

આ ગાથામાં ભગવંતે સાચો વિજય કયો છે તે બતાવ્યું છે. જેમ કોઈ મનુષ્ય દુર્જન સંગ્રામમાં મુશ્કેલીથી જીતી શકાય તેવા દશ લાખ સુભટોને પોતાના ભુજા બળથી જીતી લે છતાં તે સાચો વિજેતા નથી. પણ જે પોતાના આત્માને જીતે છે તે દશ લાખ સુભટોને જીતનાર કરતાં પણ વધારે શક્તિશાળી છે. આત્મવિજય એ જ શ્રેષ્ઠ વિજય છે. તેનાથી બીજો કોઈ શ્રેષ્ઠ વિજય નથી.

આ ગાથામાં શાસ્ત્રકારે આધ્યાત્મિક વિજય અને ભૌતિક વિજયની સરખામણી કરેલી છે. તેમાં આધ્યાત્મિક વિજયને જ શ્રેષ્ઠ વિજય કહ્યો છે. હવે બંને વિજયની સરખામણી કેવી રીતે કરે છે ? આ સંસારમાં રાજાઓ એકબીજા સાથે યુદ્ધ કરે છે. બંને રાજાઓનાં સૈનિકો એકબીજા સાથે શસ્ત્રો વડે ખૂનખાર જંગ ખેલે છે. તેમાં પ્રાણ દેવું પડે તો પણ દઈ દે છે. આ બાહ્ય-સંગ્રામમાં બે પક્ષમાંથી ગમે તે એક પક્ષનો વિજય થાય છે ને બીજાનો પરાજય થાય છે એટલે સંગ્રામ સમાપ્ત થાય છે. આવા ભૌતિક સંગ્રામ થાય ત્યારે જોઈ શકાય છે. જ્યારે આધ્યાત્મિક સંગ્રામ આત્માની સ્વાભાવિક અને વિભાવિક પ્રવૃત્તિઓ વચ્ચે થાય છે. તે યુદ્ધ આપણને દેખાતું નથી પણ તે સૂક્ષ્મે સૂક્ષ્મે ચાલુ છે, આ યુદ્ધ અનાદિકાળથી ચાલી રહ્યું છે. જેમ બાહ્ય યુદ્ધમાં એક રાજા જીતી જાય છે તો હારનારને પકડી કેદમાં પૂરી દે છે, તેમ સ્વાભાવિક શક્તિઓ ઉપર વિભાવિક શક્તિઓ જો વિજય મેળવે છે તો આત્માને દુર્ગતિરૂપી અંધારી કોટડીમાં કેદ પૂરાવું પડે છે, અને જો સ્વાભાવિક શક્તિઓ નાશ પામે છે, ત્યારે આત્મા કર્મરહિત શુદ્ધ બનીને સિદ્ધક્ષેત્રનું વિશાળ અને અક્ષય સામ્રાજ્ય મેળવે છે.

આધ્યાત્મિક યુદ્ધ આ ચર્મચક્ષુઓ દ્વારા આપણે જોઈ શકતા નથી. એને જો જોવું હોય તો આ બાહ્ય જગતમાંથી દૃષ્ટિ બંધ કરીને આભ્યંતર જગતમાં અંતર-દૃષ્ટિથી અવલોકન કરવું પડે છે, આ યુદ્ધ આત્માને પીછાણનારા અવધૂત મહાન યોગીઓ જોઈ શકે છે, અને તેમાં ખૂબ પરાક્રમથી યુદ્ધ કરી કર્મરિપુની સેનાને હઠાવી શાશ્વત સુખને મેળવે છે. આપણે આધ્યાત્મિક અને ભૌતિક યુદ્ધની વાત કરી પણ તેમાં કોણ કોણ સેનાપતિ અને યોદ્ધાઓ છે ને કયા શસ્ત્રો છે તે જાણવું જોઈએ ને ? ભૌતિક લડાઈમાં તો સેનાપતિ અને સૈનિકોનાં નિર્માણ કરેલાં નામ હોય છે અને તેમાં શત્રુઓની સાથે લડવા માટે મોટા મોટા શસ્ત્રો તૈયાર રાખવામાં આવે છે. આ શસ્ત્રોનાં નામ તો તમને આવડે છે કારણ કે બાહ્યશત્રુઓ મોટા છે એટલે તેમને જીતવાનાં શસ્ત્રો પણ મોટા છે. તોપ, તલવાર, ઢાલ, ધનુષ્યબાણ, અણુબોમ્બ,

હાઈડ્રોજન બોંબ, મેગાટન બોંબ વિગેરે શસ્ત્રોની જરૂર પડે છે. ભારત અને પાકિસ્તાન વચ્ચે, ચીન અને ભારત વચ્ચે લડાઈ થઈ ત્યારે કેટલો શસ્ત્રસરંજામ વસાવવો પડયો હતો ! અને અત્યારે પણ ક્યારે લડાઈ થશે તેની કોઈ ખાત્રી નથી એટલે ભારતને દુશ્મનોથી બચાવવા માટે સરકારને બળવાન યોધ્ધાઓ તૈયાર રાખવા પડે છે. એમને ખવડાવવા માટે કરોડોનો ખર્ચ આવે છે, તેમજ શસ્ત્રસરંજામ, બોમ્બ બધું તૈયાર રાખવું પડે છે. છતાં તેમાં વિજય મળશે જ એવો કોઈ નિશ્ચય હોતો નથી ને એવા યુધ્ધમાં કર્મબંધન ઘણું છે.

આધ્યાત્મિક સંગ્રામ સૂક્ષ્મ છે. તેનાં શત્રુઓ અને શસ્ત્રો પણ સૂક્ષ્મ છે. તેના નાયક ચૈતન્ય રાજા છે. તેમના તરફથી સ્વાભાવિક શક્તિઓમાં સમ્યક્દર્શન, જ્ઞાન, ચારિત્ર, પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિ, અપ્રમાદ, બાર ભાવના, દશવિધ યતિધર્મ વિગેરે યોધ્ધાઓ છે. ત્યારે વિરૂધ્ધ પક્ષમાં મોહરાજા તરફથી મિથ્યાત્વ, અજ્ઞાન, પ્રમાદ, મમત્વ, આર્તધ્યાન, રૌદ્રધ્યાન, ક્રોધાદિકષાયો વિગેરે યોધ્ધાઓ છે. તે બધા સામાસામી યુધ્ધ કરે છે. આ યુધ્ધમાં તલવાર અને તોપ આદિ શસ્ત્રોની જરૂર નથી. માત્ર આત્મિકબળની જરૂર છે. ભૌતિકયુધ્ધમાં કેટલાય જીવોનો સંહાર થઈ જાય છે. કરોડો પ્રાણીઓનાં લોહીની નદીઓ વહે છે. તેનાથી આત્મા પાપકર્મથી મલીન બને છે. આટલું બધું કરે ત્યારે ભૌતિક યુધ્ધમાં વિજય મેળવનાર રાજા પૃથ્વીનો એક ટુકડો મેળવે છે. એ થોડા રાજ્ય ઉપર પોતાનું શાસન ચલાવે છે, ત્યારે આધ્યાત્મિક વિજેતા ત્રણ લોકનો નાથ બને છે. ભૌતિક યુધ્ધમાં લાખો શત્રુઓ ઉપર વિજય મેળવ્યો પણ સામે કરોડો નવા શત્રુઓ ઉભા થઈ જાય છે. કારણ કે એક રાજાને હરાવ્યો પણ તેના સગી હોય તે રાજાઓ તો એના દુશ્મન બની જાય ને ! પણ આધ્યાત્મિક સંગ્રામમાં વિજય મેળવ્યા પછી ચેતન રાજાને કોઈ દુશ્મન રહેતો નથી. એને ફરીને પરાજય થવાનો પ્રસંગ આવતો નથી. ત્યારે આ રાજાને તો ફરીને પરાજય નહિ થાય તેની ખાત્રી નથી.

આધ્યાત્મિક વિજય મેળવનારને કોઈ જાતનું પાપ કરવું પડતું નથી. આત્મિક વિજય મેળવવા માટે મન-વચન-કાયાથી સંપૂર્ણ અહિંસાનું પાલન કરવું પડે છે. દરેક પ્રાણીઓ પ્રત્યે મૈત્રીભાવ રાખવો પડે છે. તેનાથી તેનો આત્મા પવિત્ર બને છે. ભૌતિક યુધ્ધમાં વિજય મેળવનાર રાજાને બીજા રાજાઓ પ્રેમથી નમતા નથી. એની સત્તા એટલે અનિચ્છાએ નમવું પડે છે. પણ આધ્યાત્મિક યુધ્ધના વિજેતાને તો ઈન્દ્રો, દેવો, ચક્રવર્તિઓ, રાજાઓ, મહારાજાઓ અને શ્રીમંત શેઠીઓ બધા પ્રેમથી ને ભક્તિભાવથી નમે છે. તેનાં ચરણનાં દાસ બની જાય છે. ભૌતિક વિજયી મહારાજાને ક્યારેક અભિમાન આવી જાય છે કે હું મોટો સત્તાધીશ, આટલા રાજ્યનો સ્વામી છું. એ સત્તાના મદમાં આવીને અન્યાય, અનીતિ કરી પ્રજાને હેરાન

પરેશાન કરે છે. જ્યારે આધ્યાત્મિક વિજયથી મહારાજા ત્રણે જગતમાં સત્ય, નીતિ, સદાચાર, કરૂણા, ક્ષમા આદિ પવિત્ર ધર્મોનું સામ્રાજ્ય સ્થાપીને અનેક જીવોનું કલ્યાણ કરાવે છે, શાંતિ પમાડે છે. ભૌતિક વિજયથી રાજા બીજાની સ્વતંત્રતા લૂંટીને પરાધીન બનાવી દે છે ને આત્મિક વિજયથી રાજા પોતે કર્મની પરતંત્રતામાંથી મુક્ત બનીને સ્વતંત્ર બને છે ને એના શરણે આવનારને પણ સ્વતંત્ર બનાવે છે.

દેવાનુપ્રિયો ! જ્ઞાનીએ બંને સંગ્રામની સરખામણી કેટલી સુંદર રીતે કરી છે. હવે તમને ક્યા સંગ્રામમાં વિજય મેળવવો ગમે છે ? તમે જવાબ નહિ આપો. પણ જ્ઞાનીના વચનાનુસાર કહું છું કે અનાદિકાળથી મોહમાં મૂઢ બનેલો સંસારી જીવ આ જગતમાં થતાં બાહ્ય સંગ્રામનો વિજય સાંભળવામાં જેટલો આનંદ માને છે તેટલો આત્મિક સંગ્રામમાં નથી માનતો જ્યારે લડાઈ ચાલતી હોય છે ત્યારે કોણ જીત્યું ને કોણ હાર્યું ? આ બધું જાણવા માટે સમાચાર સાંભળશો. પેપરો વાંચશો. ચીન શું કરે છે, ભારત શું કરે છે, જાપાન અને રશિયા શું કરે છે આ બધી વિગતો જાણવા માટે જેટલી આતુરતા છે તેટલી આતુરતા જો પોતાનામાં રાત-દિવસ ચાલી રહેલાં ભીષણસંગ્રામમાં જીતવા માટે થાય તો હું માનું છું કે જીવનો બેડો પાર થઈ જાય.

તમને જે પક્ષ ગમે છે તેનો વિજય થાય તો નાચવા ને કૂદવા લાગો છો. હમણાં કોંગ્રેસ અને જનતા પાર્ટીની ચૂંટણી થઈ. તેમાં જનતા પાર્ટીની જીત થઈ ત્યારે તમને કેટલો આનંદ ને ઉત્સાહ હતો ! જે નેતાઓ જીત્યા તેમના માટે કેટલા સત્કાર-સન્માનનાં સમારંભ યોજાયા. ગુલાલ ઉડાડયા. સરઘસો કાઢયા. આ બધો ભૌતિક વિજયનો આનંદ મનાવ્યો. પણ શું આ સત્તા શાશ્વત છે ? ક્યારે ખુરશી ઉપરથી ઉઠાડી મૂકશે તેની ખબર નથી. માટે આ સાચો વિજય નથી. એક શ્લોકમાં પણ કહ્યું છે કે,

न तं जितं साधु जितं, यं जितं अवजीयति ।
तं खु जितं साधु जितं, यं जितं नावजीयति ॥

વિજય પરાજયમાં પલટાઈ જાય તે સાચો વિજય નથી. જે વિજય મેળવ્યા પછી કદી પરાજય થતો નથી તે સાચો વિજય છે. આપણાં પરમ ઉપકારી ભગવંતે પણ એજ વાત સમજાવી છે કે એક ભુજબળથી જે મનુષ્ય લાખો સુભટોને દુર્જય સંગ્રામમાં જીતી જાય છે તે સાચો વિજેતા નથી પણ પોતાના આત્માને જીતે છે તે સાચો વિજેતા છે. માટે જો આત્માનું ઉત્થાન કરવા ઈચ્છતા હો તો બાહ્યદૃષ્ટિનો ત્યાગ કરી અંતર્દૃષ્ટિ કેળવો અને અનંતકાળથી સંસારની કેદમાં આત્માને પૂરી રાખનાર મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય અને અશુભયોગ આદિ શત્રુઓ પર વિજય મેળવો એ જ પરમ અને ચરમ વિજય છે.

છ અણુગારોએ પોતાના આત્માને જીતવા માટે સંયમ લીધો છે, અને દુર્જય સંગ્રામમાં વિજય મેળવવા માટે ત્રિલોકીનાથ એવા નેમનાથ પ્રભુનું શરણું સ્વીકારી મન-વચન-કાયાથી ભગવાનને અર્પણ થઈ ગયા છે. વિનયવંત શિષ્ય પોતાના ગુરૂથી કંઈ વાત છૂપાવતા નથી. ફક્ત શ્વાસ કેટલીવાર લીધો ને મૂકયો અને આંખની કીકી કેટલીવાર હલનચલન કરી આ બે વાત કહી શકવા સમર્થ નથી માટે નથી કહેતા. બાકી કાંઈ છાનું ના રાખે. નેમનાથ પ્રભુના ચરણમાં જેમણે પોતાની જીવનનૈયા ઝુકાવી છે તેવા છ અણુગારો દ્વારિકા નગરીમાં જીવોની જતના થાય તે રીતે અત્વરિત ગતિથી, ચપળતા રહિત ચાલતાં તેઓ ત્રણ સંઘાડામાં ગૌચરી માટે દ્વારિકા નગરીમાં ભેદભાવ વગર શ્રીમંત, મધ્યમ, ગરીબ બધાના ઘરમાં ગૌચરીની ગવેષણા કરે છે. સાધુ-સાધ્વી ગૃહસ્થના ઘરે ગૌચરી જાય પણ તેની દૃષ્ટિ નીચી હોય. તે આડું અવળું ના જોવે. કહ્યું છે કે—

ના સંગ કરે કદી નારીનો, ના અંગોપાંગ નિહાળે,
જો જરૂર પડે તો વાત કરે પણ નયનો નીચા ઢાળે,

મનથી, વાણીથી, કાયાથી વ્રતનું પાલન કરનારા—આ છે અણુગાર અમારા....

તમને સમજાણું કે જૈન મુનિ કેવા હોય? નારીનો સંગ કયારે પણ ન કરે. તેમજ ગૌચરી વહોરતાં ઉંચું નીચું જોવું પડે તો ઢેખે પણ સ્ત્રીના અંગોપાંગ ના જોવે. કદાચ જરૂર પડે ને બોલવું પડે તો નીચા નયનો ઢાળીને વાત કરે. પણ ગમે તેવા સંયોગોમાં મન, વચન અને કાયાથી શુધ્ધ સંયમ પાળે...આવા છ અણુગારો ઉંચ, નીચ અને મધ્યમ કુળમાં ગૌચરી કરે છે પણ કોઈ સ્ત્રીની સામે દૃષ્ટિ પણ કરતાં નથી. આ મુનિઓ જ્યાં જ્યાં પધારે છે ત્યાં ત્યાં આવા પવિત્ર અણુગારોને જોઈને સૌના મન આનંદિત બને છે. કેવા પવિત્ર અણુગારો છે! ધન્ય છે તેમની જનેતાને કે આવા પુત્રો શાસનને અર્પણ કર્યા. આ છ સંતોનો એક સંઘાડો ગૌચરી કરતો કરતો કયાં પધારશે તેના ભાવ અવસરે.

ચરિત્ર :—મણીચુડે પોતાની બધી વીતક કથા અર્જુનને કહી સંભળાવી અને કહ્યું કે હું તો એકલો મરવાની ઈચ્છાથી નીકળ્યો હતો પણ મારી પત્ની ચંદ્રાનના એના પિયર ન જતાં મારી પાછળ આવી. કારણકે સતી સ્ત્રીઓ પતિના સુખે સુખી અને દુઃખે દુઃખી રહેનારી હોય છે અને સતી સ્ત્રીઓનો ધર્મ છે કે "જ્યાં પતિ ત્યાં સતી", તેમ આ મારી પત્ની પણ સતી છે. તે મને મરતાં અટકાવી રહી છે. તો હે અર્જુન વીરા! તમે મારા દુઃખમાં સહાયક બનવા આવ્યાં છો તો આપ મને આવા અપયશ ભરેલા જીવને જીવવાં કરતાં મરવા દો. આ ચંદ્રાનનાને તમારી બહેન ગણીને એનું રક્ષણ કરજો. તમે તો રાજકાર્યમાં પરોવાયેલા રહો એટલે કુંતામાતાને

આ સી સોંપી દેજે. એ એને દીકરીની જેમ સાચવશે. ત્યારે અર્જુને કહ્યું ભાઈ! હવે તું શા માટે મરવાની ચિંતા કરે છે! હવે તારી ચિંતા મારા માથે છે.

"અર્જુને આપેલો અંતરથી દિલાસો:– હું તારા વેરી વિદ્યુતવેગને મારા દિવ્યબાણથી મારીને તને તારા પિતાજીની ગાદી ઉપર બેસાડીશ ને તને મોટો રાજા બનાવીશ. પછી તું અને આ મારી ધર્મની બહેન ચંદ્રાનના ખુશીથી આનંદ કરજો. આવા મીઠા વચન સાંભળીને મણીચૂડને અપૂર્વ આનંદ થયો, ને બોલ્યો– વીરા! આપનું તેજ જોઈને મને શ્રધ્ધા થઈ છે કે આપ જરૂર મને રાજ્ય અપાવશો. પણ એક વાત છે કે તમે છો મનુષ્ય અને અમે વિદ્યાધર છીએ. વિદ્યાધરો પાસે વારસાગત ઘણી વિદ્યાઓ હોય છે. એટલે વિદ્યુતવેગ પાસે ઘણી વિદ્યાઓ છે. તેથી તમે એને પહોંચી નહિ શકો. એ તમને ખૂબ હેરાન કરશે.

વિદ્યા મેરે પાસ અવશ્ય હે, કુલ ક્રમકે અનુસાર,
વિદ્યા સાધો શુદ્ધિ સે ફિર, કરો શત્રુ સંહાર હો....શ્રોતા...

હે અર્જુન વીરા! અમારા કુળની પરંપરા મુજબ મારી પાસે પણ ઘણી વિદ્યાઓ મારા પિતાજીએ મને આપી છે. પણ મારા માતા પિતાનું અવસાન થતાં મારે જવું પડ્યું એટલે મારી સાધના અધૂરી રહી ગઈ છે. તો હવે એ વિદ્યાઓ હું આપને આપું. આપ વિધિપૂર્વક એ વિદ્યાઓનો સ્વીકાર કરો. એ વિદ્યાઓ સિધ્ધ કરીને પછી શત્રુને હરાવો. હવે અર્જુન મણીચૂડ પાસેથી વિદ્યા ગ્રહણ કરશે ને કેવી રીતે સાધના કરશે તેના ભાવ અવસરે.

*

## વ્યાખ્યાન નં. ૨૧

શ્રાવણ સુદ ૯ ને રવીવાર તા. ૨૪–૭–૭૭

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓને બહેનો! અનંત કરૂણાનીધિ, અશરણના શરણ, અનાથના નાથ એવા સર્વજ્ઞ ભગવંત ભવ્ય જીવોના ભલા માટે સમ્યગ્જ્ઞાનની સર્ચલાઈટનો પ્રકાશ આપીને ફરમાન કરે છે કે હે ચેતન! તને સુંદરમાં સુંદર માનવભવ મળ્યો છે. માનવનું આયુષ્ય અતિ અલ્પ છે. તેમાં તું ઉત્કૃષ્ટ આરાધના કરીને ભવ સમુદ્ર તરી જા. જો ઉત્કૃષ્ટ આરાધના ન કરી શકે તો છેવટે તારું એટલું ભૂલાવીશ નહિ એટલે કે મનુષ્ય ભવમાંથી નરક કે તિર્યંચ ગતિમાં જવું પડે એવા કર્મો તું કરીશ નહિ. એ દુઃખોમાંથી તું માંડ છૂટીને આવ્યો છે. હવે એ દુઃખો ફરીને તારે ભોગવવા ન પડે તેનો પૂરો ખ્યાલ રાખજે. એટલું ચોક્કસ સમજી લેજે

કે માનવજીવન આબાદી જાળવવા માટે છે, બરબાદી સર્જવા માટે નથી. એ માટે એક વખત જો પ્રભુની વાણીનો મર્મ જીવને સમજાય તો બસ છે. વીતરાગ વાણીનો મર્મ સમજવા માટે જીવનમાં વિવેકની જરૂર છે.

કોઈ માણસ સ્ટવમાં પાણી ભરીને તેને સળગાવવા માંગે તો શું એ સ્ટવ સળગે ખરો? 'ના'–કેમ? સ્ટવને પેટાવવા માટે કેરોસીનની જરૂર છે. પછી દિવાસળી અડતાં સ્ટવ સળગે છે. તે રીતે જે આત્મામાં વિવેકરૂપી કેરોસીન નથી તેને શાસ્ત્રનાં વચનો ભલે તેટલીવાર સંભળાવવામાં આવે તો પણ તેના અંતરમાં જ્ઞાનની જ્યોતિ પ્રગટ થતી નથી અને વિવેકવાન આત્મા એક વખત શાસ્ત્રવાણીનો રણકાર સાંભળે ત્યાં તેનો અંતરાત્મા જાગૃત બની જાય છે.

અંતગડ સૂત્રના અધિકારમાં છ અણગારોની વાત ચાલે છે, એ છ અણગારો ખૂબ વિવેકવાન આત્માઓ હતા. આત્માનાં ઓજસ ઝળકાવવા નેમનાથ ભગવાનની વાણીની એક ટકોરે ચકોર બનીને સંયમી બની ગયાં છે. એ છ અણગારોનાં રૂપ, લાવણ્ય ગુણ સરખાં છે. એક તો સ્વાભાવિક રૂપ છે અને બીજું ચારિત્ર અને તપનાં તેજથી લલાટ ઝળહળે છે. આવા મુનિઓને જોઈને લોકોને ખૂબ આકર્ષણ થાય છે. આવા પવિત્ર અણગારો કોણ હશે? આવા અણગારો કંઈક જીવોને ધર્મ પમાડવામાં નિમિત્ત બની જાય છે. છ અણગારો બબ્બેની એકેક ટોળી બનાવીને ગૌચરી નીકળ્યા છે. સાધુ ગૌચરી જાય ત્યારે તેમના ભાવ કેવા હોય તે બતાવતાં શાસ્ત્રકાર કહે છે–

लाभालाभे सुहे दुक्खे, जीविए मरणे तहा।
समो निंदा पसंसासु, तहा माणावमाणओ ॥ ઉત્ત. અ. ૧૯ ગાથા–૯૦

સાધુ ગૌચરી જાય ત્યાં લાભ પણ થાય ને અલાભ પણ થાય. તે વખતે સમભાવ રાખે. જેને સમ્યગ જ્ઞાન પ્રાપ્ત થયું છે તેવા મુનિઓ લાભ થતાં હરખાતાં નથી ને લાભ ન થાય તો શોક કરતાં નથી. ગૌચરી જાય ને જોગ ના થાય તો એવો વિચાર કરે કે આજે મારા લાભાંતરાય કર્મનો ઉદય છે અને મળી જાય તો એમ સમજે કે આજે મારા લાભાંતરાય કર્મનો ક્ષયોપશમ થયો છે. સમજાણું ને? ગૌચરી જતાં લાભ અને અલાભમાં સાધુની ભાવના કેવી હોય? ગૌચરી ગયેલ સંતને લાભ મળે તો એવો વિચાર ન કરે કે હું કેવો પુણ્યવાન છું કે જ્યાં જાઉં છું ત્યાં મને અનુકૂળ આહાર પાણીની જોગવાઈ મળી જાય છે, એમ હરખાય નહિ. એ તો એક જ વિચાર કરે કે આજે મારે લાભાંતરાય તૂટી છે ને દાતારને દાનાંતરાય તૂટી છે એટલે મને નિર્દોષ ગૌચરી મળે છે. સાધુને આહારમાં સારો આહાર મળે

આ સ્ત્રી સોંપી દેજો. એ એને દીકરીની જેમ સાચવશે. ત્યારે અર્જુને કહ્યું ભાઈ! હવે તું શા માટે મરવાની ચિંતા કરે છે? હવે તારી ચિંતા મારા માથે છે.

"અર્જુને આપેલો અંતરથી દિલાસો:– હું તારા વૈરી વિદ્યુતવેગને મારા દિવ્યબાણથી મારીને તને તારા પિતાજીની ગાદી ઉપર બેસાડીશ ને તને મોટો રાજા બનાવીશ. પછી તું અને આ મારી ધર્મની બહેન ચંદ્રાનના ખુશીથી આનંદ કરજો. આવા મીઠા વચન સાંભળીને મણીચૂડને અપૂર્વ આનંદ થયો, ને બોલ્યો– વીરા! આપનું તેજ જોઈને મને શ્રધ્ધા થઈ છે કે આપ જરૂર મને રાજ્ય અપાવશો. પણ એક વાત છે કે તમે છો મનુષ્ય અને અમે વિદ્યાધર છીએ. વિદ્યાધરો પાસે વારસાગત ઘણી વિદ્યાઓ હોય છે. એટલે વિદ્યુતવેગ પાસે ઘણી વિદ્યાઓ છે. તેથી તમે એને પહોંચી નહિ શકો. એ તમને ખૂબ હેરાન કરશે.

> વિદ્યા મેરે પાસ અવશ્ય હૈ, કુલ કર્મકે અનુસાર,
> વિદ્યા સાધો યુક્તિ સે ફિર, કરો શત્રુ સંહાર હો....શ્રોતા...

હે અર્જુન વીરા! અમારા કુળની પરંપરા મુજબ મારી પાસે પણ ઘણી વિદ્યાઓ મારા પિતાજીએ મને આપી છે. પણ મારા માતા પિતાનું અવસાન થતાં મારે જવું પડયું એટલે મારી સાધના અધૂરી રહી ગઈ છે. તો હવે એ વિદ્યાઓ હું આપને આપું. આપ વિધિપૂર્વક એ વિદ્યાઓનો સ્વીકાર કરો. એ વિદ્યાઓ સિધ્ધ કરીને પછી શત્રુને હરાવો. હવે અર્જુન મણીચૂડ પાસેથી વિદ્યા ગ્રહણ કરશે ને કેવી રીતે સાધના કરશે તેના ભાવ અવસરે.

*

## વ્યાખ્યાન નં. ૨૧

**શ્રાવણ સુદ ૯ ને રવીવાર** **તા. ૨૪–૭–૭૭**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓને બહેનો! અનંત કરૂણાનીધિ, અશરણના શરણ, અનાથના નાથ એવા સર્વજ્ઞ ભગવંત ભવ્ય જીવોના ભલા માટે શાસ્ત્રજ્ઞાનની સર્ચલાઈટનો પ્રકાશ આપીને ફરમાન કરે છે કે હે ચેતન! તને સુંદરમાં સુંદર માનવભવ મળ્યો છે. માનવનું આયુષ્ય અતિ અલ્પ છે. તેમાં તું ઉત્કૃષ્ટ આરાધના કરીને ભવ સમુદ્ર તરી જા. જો ઉત્કૃષ્ટ આરાધના ન કરી શકે તો છેવટે તારું ઓજસ ગુમાવીશ નહિ એટલે કે મનુષ્ય ભવમાંથી નરક કે તિર્યંચ ગતિમાં જવું પડે એવા કર્મો તું કરીશ નહિ. એ દુઃખોમાંથી તું માંડ છુટીને આવ્યો છે. હવે એ દુઃખો ફરીને વારે ભોગવવા ન પડે તેનો પૂરો ખ્યાલ રાખજે. એટલું ચોક્કસ સમજી લેજે

કે માનવજીવન આબાદી જાળવવા માટે છે, બરબાદી સર્જવા માટે નથી. એ માટે એક વખત જો પ્રભુની વાણીનો મર્મ જીવને સમજાય તો બસ છે. વીતરાગ વાણીનો મર્મ સમજવા માટે જીવનમાં વિવેકની જરૂર છે.

કોઈ માણસ સ્ટવમાં પાણી ભરીને તેને સળગાવવા માંગે તો શું એ સ્ટવ સળગે ખરો? 'ના'–કેમ? સ્ટવને પેટાવવા માટે કેરોસીનની જરૂર છે. પછી દિવાસળી અડતાં સ્ટવ સળગે છે. તે રીતે જે આત્મામાં વિવેકરૂપી કેરોસીન નથી તેને શાસ્ત્રનાં વચનો ગમે તેટલીવાર સંભળાવવામાં આવે તો પણ તેના અંતરમાં જ્ઞાનની જ્યોતિ પ્રગટ થતી નથી અને વિવેકવાન આત્મા એક વખત શાસ્ત્રવાણીનો રણકાર સાંભળે ત્યાં તેનો અંતરાત્મા જાગૃત બની જાય છે.

અંતગડ સૂત્રના અધિકારમાં છ અણગારોની વાત ચાલે છે, એ છ અણગારો ખૂબ વિવેકવાન આત્માઓ હતા. આત્માનાં ઓજસ ઝળકાવવા નેમનાથ ભગવાનની વાણીની એક ટકોરે ચકોર બનીને સંયમી બની ગયાં છે. એ છ અણગારોનાં રૂપ, લાવણ્ય ગુણ સરખાં છે. એક તો સ્વાભાવિક રૂપ છે અને બીજું ચારિત્ર અને તપનાં તેજથી લલાટ ઝળહળે છે. આવા મુનિઓને જોઈને લોકોને ખૂબ આકર્ષણ થાય છે. આવા પવિત્ર અણગારો કોણ હશે? આવા અણગારો કંઈક જીવોને ધર્મ પમાડવામાં નિમિત્ત બની જાય છે. છ અણગારો બબ્બેની એકેક ટોળી બનાવીને ગૌચરી નીકળ્યા છે. સાધુ ગૌચરી જાય ત્યારે તેમના ભાવ કેવા હોય તે બતાવતાં શાસ્ત્રકાર કહે છે–

लाभालाभे सुहे दुक्खे, जीविए मरणे तहा।
समो निंदा पसंसासु, तहा माणावमाणओ ॥ ઉત્ત. અ. ૧૯ ગાથા–૯૦

સાધુ ગૌચરી જાય ત્યાં લાભ પણ થાય ને અલાભ પણ થાય. તે વખતે સમભાવ રાખે. જેને સમ્યગ જ્ઞાન પ્રાપ્ત થયું છે તેવા મુનિઓ લાભ થતાં હરખાતાં નથી ને લાભ ન થાય તો શોક કરતાં નથી. ગૌચરી જાય ને જોગ ના થાય તો એવો વિચાર કરે કે આજે મારા લાભાંતરાય કર્મનો ઉદય છે અને મળી જાય તો એમ સમજે કે આજે મારા લાભાંતરાય કર્મનો ક્ષયોપશમ થયો છે. સમજાણું ને? ગૌચરી જતાં લાભ અને અલાભમાં સાધુની ભાવના કેવી હોય? ગૌચરી ગયેલ સંતને લાભ મળે તો એવો વિચાર ન કરે કે હું કેવો પુણ્યવાન છું કે જ્યાં જાઉં છું ત્યાં મને અનુકૂળ આહાર પાણીની જોગવાઈ મળી જાય છે, એમ હરખાય નહિ. એ તો એક જ વિચાર કરે કે આજે મારે લાભાંતરાય તૂટી છે ને દાતારને દાનાંતરાય તૂટી છે એટલે મને નિર્દોષ ગૌચરી મળે છે. સાધુને આહારમાં સારો આહાર મળે

આ સ્ત્રી સોંપી દેજે. એ એને દીકરીની જેમ સાચવશે. ત્યારે અર્જુને કહ્યું ભાઈ! હવે તું શા માટે મરવાની ચિંતા કરે છે? હવે તારી ચિંતા મારા માથે છે.

"અર્જુને આપેલો અંતરથી દિલાસો:– હું તારા વૈરી વિદ્યુતવેગને મારા દિવ્યબાણથી મારીને તને તારા પિતાજીની ગાદી ઉપર બેસાડીશ ને તને મોટો રાજા બનાવીશ. પછી તું અને આ મારી ધર્મની બહેન ચંદ્રાનના ખુશીથી આનંદ કરજો. આવા મીઠા વચન સાંભળીને મણીચૂડને અપૂર્વ આનંદ થયો, ને બોલ્યો– વીરા! આપનું તેજ જોઈને મને શ્રધ્ધા થઈ છે કે આપ જરૂર મને રાજ્ય અપાવશો. પણ એક વાત છે કે તમે છો મનુષ્ય અને અમે વિદ્યાધર છીએ. વિદ્યાધરો પાસે વારસાગત ઘણી વિદ્યાઓ હોય છે. એટલે વિદ્યુતવેગ પાસે ઘણી વિદ્યાઓ છે. તેથી તમે એને પહોંચી નહિ શકો. એ તમને ખૂબ હેરાન કરશે.

વિદ્યા મેરે પાસ અવશ્ય હૈ, કુલ ક્રમકે અનુસાર,
વિદ્યા સાધો યુક્તિ સે ફિર, કરો શત્રુ સંહાર હો....શ્રોતા...

હે અર્જુન વીરા! અમારા કુળની પરંપરા મુજબ મારી પાસે પણ ઘણી વિદ્યાઓ મારા પિતાજીએ મને આપી છે. પણ મારા માતા પિતાનું અવસાન થતાં મારે જવું પડ્યું એટલે મારી સાધના અધૂરી રહી ગઈ છે. તો હવે એ વિદ્યાઓ હું આપને આપું. આપ વિધિપૂર્વક એ વિદ્યાઓનો સ્વીકાર કરો. એ વિદ્યાઓ સિધ્ધ કરીને પછી શત્રુને હરાવો. હવે અર્જુન મણીચૂડ પાસેથી વિદ્યા ગ્રહણ કરશે ને કેવી રીતે સાધના કરશે તેના ભાવ અવસરે.



## વ્યાખ્યાન નં. ૨૧

**શ્રાવણ સુદ ૯ ને રવીવાર** તા. ૨૪-૭-૭૭

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓને બહેનો! અનંત કરૂણાનીધિ, અશરણના શરણ, અનાથના નાથ એવા સર્વજ્ઞ ભગવંત ભવ્ય જીવોના ભલા માટે આગમજ્ઞાનની સર્ચલાઈટનો પ્રકાશ આપીને ફરમાન કરે છે કે હે ચેતન! તને સુંદરમાં સુંદર માનવભવ મળ્યો છે. માનવનું આયુષ્ય અતિ અલ્પ છે. તેમાં તું ઉત્કૃષ્ટ આરાધના કરીને ભવ સમુદ્ર તરી જા. જો ઉત્કૃષ્ટ આરાધના ન કરી શકે તો છેવટે તારું ઓજસ ગુમાવીશ નહિ એટલે કે મનુષ્ય ભવમાંથી નરક કે તિર્યંચ ગતિમાં જવું પડે એવા કર્મો તું કરીશ નહિ. એ દુઃખોમાંથી તું માંડ છૂટીને આવ્યો છે. હવે એ દુઃખો ફરીને તારે ભોગવવા ન પડે તેનો પૂરો ખ્યાલ રાખજે. એટલું ચોક્કસ સમજી લેજે

કે માનવજીવન આબાદી જાળવવા માટે છે, બરબાદી સર્જવા માટે નથી. એ માટે એક વખત જો પ્રભુની વાણીનો મર્મ જીવને સમજાય તો બસ છે. વીતરાગ વાણીનો મર્મ સમજવા માટે જીવનમાં વિવેકની જરૂર છે.

કોઈ માણસ સ્ટવમાં પાણી ભરીને તેને સળગાવવા માંગે તો શું એ સ્ટવ સળગે ખરો? 'ના'–કેમ? સ્ટવને પેટાવવા માટે કેરોસીનની જરૂર છે. પછી દિવાસળી અડતાં સ્ટવ સળગે છે. તે રીતે જે આત્મામાં વિવેકરૂપી કેરોસીન નથી તેને શાસ્ત્રનાં વચનો ગમે તેટલીવાર સંભળાવવામાં આવે તો પણ તેના અંતરમાં જ્ઞાનની જ્યોતિ પ્રગટ થતી નથી અને વિવેકવાન આત્મા એક વખત શાસ્ત્રવાણીનો રણકાર સાંભળે ત્યાં તેનો અંતરાત્મા જાગૃત બની જાય છે.

અંતગડ સૂત્રના અધિકારમાં છ અણગારોની વાત ચાલે છે, એ છ અણગારો ખૂબ વિવેકવાન આત્માઓ હતા. આત્માનાં ઓજસ ઝળકાવવા નેમનાથ ભગવાનની વાણીની એક ટકોરે ચકોર બનીને સંયમી બની ગયાં છે. એ છ અણગારોનાં રૂપ, લાવણ્ય ગુણ સરખાં છે. એક તો સ્વાભાવિક રૂપ છે અને બીજું ચારિત્ર અને તપનાં તેજથી લલાટ ઝળહળે છે. આવા મુનિઓને જોઈને લોકોને ખૂબ આકર્ષણ થાય છે. આવા પવિત્ર અણગારો કોણ હશે? આવા અણગારો કંઈક જીવોને ધર્મ પમાડવામાં નિમિત્ત બની જાય છે. છ અણગારો બબ્બેની એકેક ટોળી બનાવીને ગૌચરી નીકળ્યા છે. સાધુ ગૌચરી જાય ત્યારે તેમના ભાવ કેવા હોય તે બતાવતાં શાસ્ત્રકાર કહે છે–

લાભાલાભે સુહે दुक्खे, जीविए मरणे तहा।
समो निंदा पसंसासु, तहा माणावमाणओ॥ ઉત્ત. અ. ૧૯ ગાથા–૯૦

સાધુ ગૌચરી જાય ત્યાં લાભ પણ થાય ને અલાભ પણ થાય. તે વખતે સમભાવ રાખે. જેને સમ્યગ જ્ઞાન પ્રાપ્ત થયું છે તેવા મુનિઓ લાભ થતાં હરખાતાં નથી ને લાભ ન થાય તો શોક કરતાં નથી. ગૌચરી જાય ને જોગ ના થાય તો એવો વિચાર કરે કે આજે મારા લાભાંતરાય કર્મનો ઉદય છે અને મળી જાય તો એમ સમજે કે આજે મારા લાભાંતરાય કર્મનો ક્ષયોપશમ થયો છે. સમજાણું ને? ગૌચરી જતાં લાભ અને અલાભમાં સાધુની ભાવના કેવી હોય? ગૌચરી ગયેલ સંતને લાભ મળે તો એવો વિચાર ન કરે કે હું કેવો પુણ્યવાન છું કે જ્યાં જાઉં છું ત્યાં મને અનુકૂળ આહાર પાણીની જોગવાઈ મળી જાય છે, એમ હરખાય નહિ. એ તો એક જ વિચાર કરે કે આજે મારે લાભાંતરાય તૂટી છે ને દાતારને દાનાંતરાય તૂટી છે એટલે મને નિર્દોષ ગૌચરી મળે છે. સાધુને આહારમાં સારો આહાર મળે

તો પ્રસન્નતા નથી થતી અને લૂખો સૂકો નિરસ આહાર મળે તો દ્વેષ થતો નથી. બંને પ્રત્યે સમાન ભાવ રાખે છે.

અત્યાર સુધી લાભ-અલાભની વાત કરી. હવે આત્માર્થી સંત 'सुहे दुक्खे' સુખ અને દુઃખમાં પણ સમભાવ રાખે છે. જ્ઞાની પુરૂષોની દૃષ્ટિ એટલી બધી અંતર્મુખ બની ગઈ હોય છે કે તેઓ દેહમાં હોવા છતાં દેહાતીત દશા અનુભવે છે. તેઓ શરીરના દુઃખને આત્માનું દુઃખ માનતા નથી. તેઓ સદા આત્મસ્વરૂપમાં રમણતા કરે છે. તેઓ પ્રભુને એવી પ્રાર્થના કરે છે કે–

दुःखे सुखे वैरिणी बन्धुवर्गे, योगे वियोगे भवने वने वा।
निराकृता शेष ममत्व बुध्धेः समं मनोमऽस्तु सदाऽपि नाथ ॥

હે પ્રભુ સુખમાં ને દુઃખમાં શત્રુ અને મિત્રમાં, સંયોગ અને વિયોગમાં, ભવનમાં અને વનમાં બધામાં મમત્વબુધ્ધિનો ત્યાગ કરીને મારું મન હંમેશા સમાન ભાવથી રહે.

બંધુઓ! આવી જેની ભાવના જાગૃત હોય છે તેને સુખમાં હર્ષ થતો નથી ને દુઃખમાં શોક થતો નથી. જ્ઞાની પુરૂષો તો સદા એક જ વિચાર કરે કે મારો આત્મા અનંત સુખનો સ્વામી છે. સુખ એ આત્માનો સ્વાભાવિક ગુણ છે એમાં દુઃખ કેવી રીતે પ્રવેશી શકે? અગર કોઈ અજ્ઞાની માણસ મને શસ્ત્રથી માર મારે કે બંધનથી બાંધે ને દુઃખ ઉપજાવે તો તેમાં મારું કંઇ અહિત થતું નથી. એ એનું અહિત કરે છે. એ તો મારા શરીરને માર મારે છે ને બંધનથી બાંધે છે. હું શરીર નથી પણ શરીરથી ભિન્ન આત્મા છું. કદાચ કોઈ દુઃખ આપે તો એમ જ વિચાર કરે કે આ મનુષ્યે મારા ઉપર મહાન ઉપકાર કર્યો છે. કર્મો તો મેં બાંધ્યા છે પણ એ મને કર્મ ભોગવવામાં નિમિત્ત રૂપ બન્યો છે તો હું જલ્દી કર્મોના દેણામાંથી મુક્ત બની શકીશ. આ પુરૂષના નિમિત્તે મારા માથેથી કર્મનો ભાર હળવો બન્યો. આ રીતે મહાનપુરૂષો દુઃખમાં સ્હેજપણ આકુળ વ્યાકુળ થતાં નથી. ગજસુકુમાર મુનિના માથે સોમલે ધગધગતા અંગારા મૂક્યા તો પણ કેવો સમભાવ રાખ્યો. અનાથી મુનિ, નમિરાજર્ષિના શરીરમાં રોગ ઉત્પન્ન થયો ત્યારે કેવી ભવ્ય વિચારણા કરી! દેહનો રોગ થતાં વૈરાગ્ય પામીને આત્મિક રોગ અને દૈહિક રોગ બંનેનો મૂળમાંથી નાશ કરવા માટે વહેલી તકે દીક્ષા લીધી. તમે શું કરો? દીક્ષા લેશો કે દવા કરાવશો? (શ્રોતાઓમાંથી અવાજ:–દવા કરાવીશું) મહાનપુરૂષો સુખ-દુઃખ બંનેમાં સમાન ભાવથી રહે છે હવે 'जीविए मरणे तहा' જીવન મરણમાં સમ્યગ્જ્ઞાની આત્મા સમભાવ રાખે છે. મહાનપુરૂષો શરીર સારું હોય છે ત્યારે તપ કરીને શરીરમાંથી કસ કાઢી લે છે અને જ્યારે શરીર જીર્ણ થઇ જાય છે ને મરણનો

સમય આવે અગર કોઈ મારણાંતિક ઉપસર્ગ આવે છે ત્યારે એવી વિચારણા કરે છે કે મારો આત્મા અજર-અમર ને અવિનાશી છે. દુનિયામાં જે વસ્તુની ઉત્પત્તિ થાય છે તેનો વિનાશ થાય છે, પણ આત્મા કદી ઉત્પન્ન થતો નથી તો તેનો વિનાશ ક્યાંથી હોય ? પાંચ ઇન્દ્રિય આદિ દ્રવ્ય પ્રાણોના સંયોગની અવસ્થાને જીવન કહેવાય છે ને તેની વિયોગ અવસ્થાને મરણ કહેવાય છે. તો બાહ્ય વસ્તુના સંયોગ અને વિયોગમાં હર્ષ કે શોક શા માટે કરવો જોઈએ ? આમ સમજીને જ્ઞાની પુરૂષો જીવન અને મરણના પ્રસંગોમાં સમાન ભાવ રાખે છે. ત્યારે અજ્ઞાની મનુષ્યોને સ્હેજ દુઃખ આવે તો હાયવોય કરે છે ને મરણની વાત સાંભળતાં એને કંઈક થઈ જાય છે.

"જોષીએ ભાખેલું ભવિષ્ય" : એક ક્રોડાધિપતિ શેઠ હતા. તેમના જીવનમાં ધર્મનું નામ નિશાન ન હતું. આવા શેઠ એક દિવસ પેઢી ઉપર ગાદીએ બેઠા હતાં. ત્યાં એક જોષી મહારાજ ટીપણું લઈને આવ્યા. શેઠે કહ્યું પધારો, જોષી મહારાજ, આજે મારો હાથ જોઈ આપો કે મારું આયુષ્ય કેટલું છે ? જોષીએ શેઠની હસ્તરેખા જોઈ ને ટીપણામાં કંઈક ગણત્રી કરીને જોયું ને મોઢું પડી ગયું. મુખ એ હૃદયનો અરીસો છે. જોષીનું મુખ જોઈને શેઠ પૂછે છે કેમ જોષી મહારાજ ! તમારું મોઢું પડી ગયું ? ત્યારે જોષી માથું ધુણાવીને કહે છે કાંઈ નહિ. ત્યારે શેઠે ખૂબ આગ્રહ કરીને પૂછ્યું. કેમ તમે કંઈ કહેતા નથી ? એટલે જોષીએ કહ્યું શેઠ ! કહેવાય તેમ નથી. એટલે શેઠને વધુ અધીરાઈ આવી ને ખૂબ પૂછ્યું ત્યારે જોષીએ કહ્યું-શેઠ ! આજથી સાતમે દિવસે તમારું મૃત્યુ છે. આ સાંભળીને શેઠ ઝબકીને કહે છે હેં કોનું ? શું મારું મોત ! જોષી કહે છે હા....હા...શેઠ. મારું નહિ તમારું. આ સાંભળીને શેઠને માથે પહાડ તૂટી પડે તેવો આઘાત લાગ્યો. શું કહો છો જોષી મહારાજ ! જોષીએ કહ્યું હું તો તમને કહેતો ન હતો પણ તમે ખૂબ પૂછ્યું એટલે કહ્યું. શેઠ ! હવે ચેતી જાવ. શેઠ તો મોતની વાત સાંભળીને રડવાને ઝૂરવા લાગ્યા.

બંધુઓ ! આ જગ્યાએ જો ધર્મીષ્ઠ માણસ હોત તો એમ કહેત કે જોષી મહારાજ ! તમે મને ચેતાવી દીધો તે બહુ સારું કર્યું. હું અંતિમ સાધના કરીશ. સાગારી સંથારો કરીશ. પણ આ શેઠને ધર્મનું જ્ઞાન નથી એટલે મરણનું નામ સાંભળીને ધ્રુજી ઉઠયા. ને જોષીને પૂછે છે મારા શરીરમાં કોઈ જાતની તકલીફ નથી ને શું હું મરી જઈશ ? તો મારું મરણ કેવી રીતે થશે ? શું કોઈ એકસીડન્ટથી થશે ? તો હું બહાર જાઉં જ નહિ, ત્યારે જોષી કહે છે શેઠ ! તમારું મોત સર્પદંશથી થશે. હેં મને સર્પદંશ થશે ? વાણીયાના દીકરા બહુ પાકા હોય. શેઠને આઘાત ખૂબ લાગ્યો પણ હિંમત કરીને પૂછે છે જોષીજી ! મને સર્પદંશ ક્યાં થશે ? અહીં પેઢી ઉપર, ઘરમાં, બાથરૂમમાં કે સંડાસમાં ? તો હું જરા ચેતતો રહું. (હસાહસ)

જોષી કહે છે ક્યાં થશે તે કહી શકતો નથી પણ આજથી સાતમે દિવસે તમે જ્યાં હશો ત્યાં સર્પદંશ થશે. પછી તમે દુકાનમાં, પેઢીમાં કે ઘરમાં ગમે ત્યાં રહો પણ એ સર્પ અદૃશ્યપણે ગમે ત્યાંથી આવશે. ઉપરથી આવે, બહારથી આવે કે ગમે ત્યાંથી આવે. બીજા કોઈને નહિ દેખાય માત્ર તમને જ દેખાશે.

"શેઠના હૃદયને લાગેલો કારમો આઘાત": આ સાંભળીને શેઠને મોતીયા વળી ગયા. ખૂબ આઘાત લાગ્યો ને મોઢું વિલખું પડી ગયું. આ બધી વાત પેઢીમાં મુનિમો અને નોકરોએ સાંભળી. હવે શેઠ પેઢીએથી ઘેર આવ્યા. મોઢું એકદમ પડી ગયું છે ને ચક્કર આવે છે ઘેર જઈને શેઠ એકદમ ઢગલો થઈને પડી ગયા. આ જોઈને શેઠાણી પૂછે છે સ્વામીનાથ! આજે આપને શું થઈ ગયું? મને પરણીને આવ્યાં આટલા વર્ષો થયા પણ મેં કોઈ દિવસ તમારા મુખ ઉપર આટલી ઉદાસીનતા જોઈ નથી. શું કોઈએ આપનું અપમાન કર્યું છે? શું કોઈએ આપને આંગળી ચીંધી છે? કે કટુ શબ્દ કહ્યો છે કે ધંધામાં નુકશાન થયું છે? જો કોઈએ આપને કટુ શબ્દ કહ્યા હોય તો હું તેની જીભ કપાવી નાંખુ. આ બધું પૈસાનું જોર બોલાવે છે. ભેંસ ખીલાના આધારે કૂદે ને? તેમ આ શેઠાણી પણ પૈસાની ગરમીથી આવા શબ્દો બોલવા લાગી. છેવટે ગળગળી થઈને પૂછે છે નાથ! આપને શું થયું છે? જે હોય તે કહો. ત્યારે શેઠ ડુસકા ભરતાં ભરતાં કહે છે મારું કોઈએ અપમાન નથી કર્યું કે કટુ શબ્દ નથી કહ્યો, ધંધામાં ખોટ કે નુકશાન નથી થયું પણ આજથી સાતમે દિવસે સર્પદંશથી મારું મોત થવાનું છે. આ તમારો સૌભાગ્ય ચાંદલો ભૂંસાઈ જશે. શેઠાણી કહે નાથ! આ શું બોલો છો? આવું કોણે કહ્યું? એટલે જોષીએ કહેલી વાત કરી. શેઠાણી પણ ઢગલો થઈ ગયા.

"દુકાને શેઠના પગલાં થતાં બધાની વિદાય": આ શેઠ તો ખાતા પીતા નથી. પેઢી ઉપર જતાં નથી. રડયા કરે છે. ત્રણ દિવસમાં તો શેઠ એવા શોષાઈ ગયા કે ન પૂછો વાત, ત્યારે શેઠાણી હિંમત કરીને કહે છે જોષીની બધી વાતો કંઈ સાચી હોતી નથી. તમે પેઢી પર જાઓ. ધંધામાં ચિત્ત પરોવાશે તો તમને શાંતિ વળશે. એમ કહીને પરાણે શેઠને પેઢી ઉપર મોકલ્યા. શેઠ બિચારા ધ્રુજતાં ધ્રુજતાં પેઢી પર ગયા. પણ જેવા શેઠ ગયા તેવા મુનિમો અને નોકરો બધા પેઢી ઉપરથી ઉતરી ગયા, શેઠ પૂછે છે તમે બધા કેમ બહાર નીકળી ગયા? ત્યારે પેઢીના માણસો કહે છે શેઠ! તમે ત્યાં અમે નહિ ને અમે ત્યાં તમે નહિ. શેઠે પૂછ્યું એમ શા માટે? તો કહે છે ત્રણ દિવસ પહેલાં જોષીએ તમને કહ્યું છે કે સાતમે દિવસે સર્પદંશ થશે. તો હવે ત્રણ દિવસ બાકી છે. કદાચ સર્પ વહેલો આવી જાય

ને તમારા બદલે અમને કરડે તો અમારા બેરા છોકરાનું શું ? (હસાહસ) શેઠે કહ્યું જો અત્યારે તમે નહિ રહો તો કાયમ માટે નોકરીમાંથી છૂટા કરી દઈશ ને અત્યારે અહીં રહેશો તો ઈનામ આપીશ. મુનિમો કહે છે શેઠ! પૈસો તો દરેકને વહાલો છે પણ પોતાનો જીવ સાચવીને વહાલો છે. એટલે રવિવાર પછી તમે જેમ કહેશો તેમ કરીશું. એમ કહીને બધા ચાલ્યા ગયા. એટલે શેઠ એકલા બેસીને શું કરે? એ પણ પેઢી બંધ કરીને ઘેર આવ્યા. ત્યારે શેઠાણી કહે છે કેમ પાછા આવ્યા? શેઠે બધી વાત કરી. શેઠને ઝૂરાપાનો પાર નથી.

"સ્વાર્થી સંસારની પિછાણુ": આ તરફ છઠ્ઠો દિવસ આવ્યો એટલે શેઠાણી કહે છે નાથ! એક વાત કહું? શેઠ કહે છે શું છે? તો કહે છે જુઓ, આપ મને પ્રાણ કરતાં અધિક વહાલા છો. આપને કંઈ થવાનું નથી પણ કદાચ જોષીની વાત સાચી પડે ને આપને સર્પદંશ થાય, હવે સર્પ કયાંથી આવશે તે ખબર નથી. પણ આપણે બધા ઉંઘતા હોઈએ ને તમારા બદલે કદાચ મને કે આ બે છોકરાઓને કરડી જાય તો શું કરવાનું? આ બધી મિલ્કત કોણ ભોગવશે? તો મને એવો વિચાર થાય છે હું આ બે બાબાને લઈને બે દિવસ માટે મારા મામાને ઘેર જાઉં. રવિવાર પછી આવી જઈશ. શેઠ કહે છે હેં! શું તું મને મૂકીને જવાની વાત કરે છે? દુઃખ વખતે તો તારે મને સાથ આપવો જોઈએ. શેઠાણી કહે બધી વાત સાચી છે પણ મારે ગયા વિના ચાલે તેમ નથી. શેઠ કહે બે દિવસ પછી ખુશીથી જજો. પણ શેઠાણી તો બે બાબા અને ત્રીજો ઘરેણાંનો ડબ્બો લઈને શેઠને એકલા રડતા ઝૂરતા મૂકીને ગામમાં મોસાળ હતું ત્યાં ગયા. (હસાહસ)

શેઠ બેભાન થઈને પડી ગયા. પણ શેઠાણી જોવા ન રહી. થોડીવારે શેઠ ભાનમાં આવ્યા. ખૂબ આઘાત લાગ્યો. એક મરવાનો આઘાત છે અને શેઠાણી આમ તરછોડીને ચાલ્યા ગયા. એટલે આઘાતનો પાર ન રહ્યો. બંધુઓ! આ સંસારમાં કેવો સ્વાર્થ ભરેલો છે! તમે મારું મારું કરીને મરી રહ્યાં છો પણ સમય આવે ખબર પડે કે કોણ કોનું છે? આ સંસારનો મોહ છોડવા જેવો છે. જ્ઞાનીપુરૂષો કહે છે કે માલ ખાવા સૌ આવશે પણ માર ખાવા કોઈ નહિ આવે. માલ ખાનારા ખાશે ને માર તમારે ખાવો પડશે. તેના કરતાં જે મળ્યું છે તેમાંથી ધનનો સદુપયોગ કરો. હાથે તે સાથે. બાકી બધું અહીં રહી જશે. આ શેઠ ઘણું ધન કમાયા હતા પણ કોઈ દિવસ દાન પુણ્યમાં રાતીપાઈ વાપરી નથી. આખા ગામમાં વાત ફેલાઈ ગઈ કે શેઠને સર્પદંશ થવાનો છે અને શેઠાણી શેઠને એકલા મૂકીને ચાલ્યા ગયાં છે. શેઠ એકલા ધ્રાળા પાણીએ રડે છે પણ કોઈ શેઠને આશ્વાસન દેવા જતું નથી. તેનું કારણ એક જ છે કે શેઠ એટલા બધા કંજુસીયા હતા કે કોઈ દિવસ સગાંવ્હાલા કે

જોષી કહે છે ક્યાં થશે તે કહી શકતો નથી પણ આજથી સાતમે દિવસે તમે જ્યાં હશો ત્યાં સર્પદંશ થશે. પછી તમે દુકાનમાં, પેઢીમાં કે ઘરમાં ગમે ત્યાં રહો પણ એ સર્પ અદ્રશ્યપણે ગમે ત્યાંથી આવશે. ઉપરથી આવે, બહારથી આવે કે ગમે ત્યાંથી આવે. બીજા કોઈને નહિ દેખાય માત્ર તમને જ દેખાશે.

"શેઠના હૃદયને લાગેલો કારમો આઘાત": આ સાંભળીને શેઠને મોતીયા વળી ગયા. ખૂબ આઘાત લાગ્યો ને મોઢું વિલખું પડી ગયું. આ બધી વાત પેઢીમાં મુનિમો અને નોકરોએ સાંભળી. હવે શેઠ પેઢીએથી ઘેર આવ્યા. મોઢું એકદમ પડી ગયું છે ને ચક્કર આવે છે ઘેર જઈને શેઠ એકદમ ઢગલો થઈને પડી ગયા. આ જોઈને શેઠાણી પૂછે છે સ્વામીનાથ! આજે આપને શું થઈ ગયું? મને પરણીને આવ્યાં આટલા વર્ષો થયા પણ મેં કોઈ દિવસ તમારા મુખ ઉપર આટલી ઉદાસીનતા જોઈ નથી. શું કોઈએ આપનું અપમાન કર્યું છે? શું કોઈએ આપને આંગળી ચીંધી છે? કે કટુ શબ્દ કહ્યો છે કે ધંધામાં નુકશાન થયું છે? જો કોઈએ આપને કટુ શબ્દ કહ્યા હોય તો હું તેની જીભ કપાવી નાંખું. આ બધું પૈસાનું જોર બોલાવે છે. ભેંસ ખીલાના આધારે કૂદે ને! તેમ આ શેઠાણી પણ પૈસાની ગરમીથી આવા શબ્દો બોલવા લાગી. છેવટે ગળગળી થઈને પૂછે છે નાથ! આપને શું થયું છે? જે હોય તે કહો. ત્યારે શેઠ ડુસકા ભરતાં ભરતાં કહે છે મારું કોઈએ અપમાન નથી કર્યું કે કટુ શબ્દ નથી કહ્યો, ધંધામાં ખોટ કે નુકશાન નથી થયું પણ આજથી સાતમે દિવસે સર્પદંશથી મારું મોત થવાનું છે. આ તમારો સૌભાગ્ય ચાંદલો ભૂંસાઈ જશે. શેઠાણી કહે નાથ! આ શું બોલો છો? આવું કોણે કહ્યું? એટલે જોષીએ કહેલી વાત કરી. શેઠાણી પણ ઢગલો થઈ ગયા.

"દુકાને શેઠના પગલાં થતાં બધાની વિદાય": આ શેઠ તો ખાતા પીતા નથી. પેઢી ઉપર જતાં નથી. રડયા કરે છે. ત્રણ દિવસમાં તો શેઠ એવા શોષાઈ ગયા કે ન પૂછો વાત, ત્યારે શેઠાણી હિંમત કરીને કહે છે જોષીની બધી વાતો કંઈ સાચી હોતી નથી. તમે પેઢી પર જાઓ. ધંધામાં ચિત્ત પરોવાશે તો તમને શાંતિ વળશે. એમ કહીને પરાણે શેઠને પેઢી ઉપર મોકલ્યા. શેઠ બિચારા ધ્રુજતાં ધ્રુજતાં પેઢી પર ગયા. પણ જેવા શેઠ ગયા તેવા મુનિમો અને નોકરો બધા પેઢી ઉપરથી ઉતરી ગયા, શેઠ પૂછે છે તમે બધા કેમ બહાર નીકળી ગયા? ત્યારે પેઢીના માણસો કહે છે શેઠ! તમે ત્યાં અમે નહિ ને અમે ત્યાં તમે નહિ. શેઠે પૂછયું એમ શા માટે? તો કહે છે ત્રણ દિવસ પહેલાં જોષીએ તમને કહ્યું છે કે સાતમે દિવસે સર્પદંશ થશે. તો હવે ત્રણ દિવસ બાકી છે. કદાચ સર્પ વહેલો આવી જાય

ને તમારા બદલે અમને કરડે તો અમારા બૈરા છોકરાનું શું ? (હસાહસ) શેઠે કહ્યું જો અત્યારે તમે નહિ રહો તો કાયમ માટે નોકરીમાંથી છૂટા કરી દઈશ ને અત્યારે અહીં રહેશો તો ઈનામ આપીશ. મુનિમો કહે છે શેઠ ! પૈસો તો દરેકને વહાલો છે પણ પોતાનો જીવ સાચવીને વહાલો છે. એટલે રવિવાર પછી તમે જેમ કહેશો તેમ કરીશું. એમ કહીને બધા ચાલ્યા ગયા. એટલે શેઠ એકલા બેસીને શું કરે ? એ પણ પેઢી બંધ કરીને ઘેર આવ્યા. ત્યારે શેઠાણી કહે છે કેમ પાછા આવ્યા ? શેઠે બધી વાત કરી. શેઠને ઝૂરાપાનો પાર નથી.

"સ્વાર્થી સંસારની પિછાણ": આ તરફ છઠ્ઠો દિવસ આવ્યો એટલે શેઠાણી કહે છે નાથ ! એક વાત કહું ? શેઠ કહે છે શું છે ? તો કહે છે જુઓ, આપ મને પ્રાણ કરતાં અધિક વહાલા છો. આપને કંઈ થવાનું નથી પણ કદાચ જોષીની વાત સાચી પડે ને આપને સર્પદંશ થાય, હવે સર્પ ક્યાંથી આવશે તે ખબર નથી. પણ આપણે બધા ઉંઘતા હોઈએ ને તમારા બદલે કદાચ મને કે આ બે છોકરાઓને કરડી જાય તો શું કરવાનું ? આ બધી મિલ્કત કોણ ભોગવશે ? તો મને એવો વિચાર થાય છે હું આ બે બાબાને લઈને બે દિવસ માટે મારા મામાને ઘેર જાઉં. રવિવાર પછી આવી જઈશ. શેઠ કહે છે હેં ! શું તું મને મૂકીને જવાની વાત કરે છે ? દુઃખ વખતે તો તારે મને સાથ આપવો જોઈએ. શેઠાણી કહે બધી વાત સાચી છે પણ મારે ગયા વિના ચાલે તેમ નથી. શેઠ કહે બે દિવસ પછી ખુશીથી જજો. પણ શેઠાણી તો બે બાબા અને ત્રીજો ઘરેણાંનો ડબ્બો લઈને શેઠને એકલા રડતા ઝૂરતા મૂકીને ગામમાં મોસાળ હતું ત્યાં ગયા. (હસાહસ)

શેઠ બેભાન થઈને પડી ગયા. પણ શેઠાણી જોવા ન રહી. થોડીવારે શેઠ ભાનમાં આવ્યા. ખૂબ આઘાત લાગ્યો. એક મરવાનો આઘાત છે અને શેઠાણી આમ તરછોડીને ચાલ્યા ગયા. એટલે આઘાતનો પાર ન રહ્યો. બંધુઓ ! આ સંસારમાં કેવો સ્વાર્થ ભરેલો છે ! તમે મારું મારું કરીને મરી રહ્યાં છો પણ સમય આવે ખબર પડે કે કોણ કોનું છે ? આ સંસારનો મોહ છોડવા જેવો છે. જ્ઞાનીપુરૂષો કહે છે કે માલ ખાવા સૌ આવશે પણ માર ખાવા કોઈ નહિ આવે. માલ ખાનારા ખાશે ને માર તમારે ખાવો પડશે. તેના કરતાં જે મળ્યું છે તેમાંથી ધનનો સદુપયોગ કરો. હાથે તે સાથે. બાકી બધું અહીં રહી જશે. આ શેઠ ઘણું ધન કમાયા હતા પણ કોઈ દિવસ દાન પુણ્યમાં રાતીપાઈ વાપરી નથી. આખા ગામમાં વાત ફેલાઈ ગઈ કે શેઠને સર્પદંશ થવાનો છે અને શેઠાણી શેઠને એકલા મૂકીને ચાલ્યા ગયાં છે. શેઠ એકલા કાળા પાણીએ રડે છે પણ કોઈ શેઠને આશ્વાસન દેવા જતું નથી. તેનું કારણ એક જ છે કે શેઠ એટલા બધા કંજુસીયા હતા કે કોઈ દિવસ સગાંવ્હાલા કે

ગરીબની ખબર લીધી નથી. પરોપકારમાં પાઈ વાપરી નથી. એટલે એની દયા કોણ કરે?

**સમય આવે સાચા રત્નની ઓળખાણ :** બંધુઓ! દુનિયામાં દરેક માનવી સરખા હોતા નથી, "બહુરત્ના વસુંધરા" એ ન્યાયે એ ગામમાં એક ગરીબ જૈન શ્રાવક હતો. તે કર્મોદયથી ખૂબ ગરીબ હતો પણ ધર્મશ્રધ્ધા અડગ હતી. સાથે દિલમાં કરૂણા હતી. એટલે એને થયું કે હું શેઠની પાસે જાઉં ને એમને દુઃખમાં દિલાસો આપું. એની પત્નીને કહે છે હું શેઠ પાસે જાઉં છું. ત્યારે એની પત્ની કહે છે એ શેઠના શેઠાણી ખુદ મરણના ડરથી ઘર છોડીને મોસાળ ગયા છે તો તમારે જવાની શી જરૂર છે? આ શેઠે કદી તમને રાતીપાઈ આપી છે? આપણે આટલાં દુઃખી છીએ પણ કદી ભૂખ્યા-તરસ્યાની ખબર લીધી છે? એની પત્ની જીવતી રહે ને મને રંડાપો અપાવવા તમે કયાં ચાલ્યા? ત્યારે શ્રાવક કહે છે હે સ્ત્રી! તું જરા વિચાર તો કર. એ શામ તેવા આપણે થવું? આપણે કોઈનાં દોષ નથી જોવાં. એક માનવ દુઃખથી પીડાઈ રહ્યો હોય ત્યારે આપણે તેના પ્રત્યે દયા કરવી તે શું માનવની ફરજ નથી? હું જાઉં છું. એમ કહીને શ્રાવક શેઠને ઘેર ગયો. શેઠ તો ભીંત સાથે માથા પટકાવતાં હતાં.

શ્રાવકે જઈને કહ્યું, શેઠ! આ શું કરો છો? જરા સ્વસ્થ બનો. આ શબ્દો શેઠે સાંભળ્યા. શેઠની પાસે કરોડોની સંપત્તિ હતી પણ આજે તેને કોઈ હિંમત આપનાર ન હતું. આ ગરીબ શ્રાવકને જોઈને શેઠ ગળે વળગી પડયા. ભાઈ! તું આવ્યો? આવા દુઃખમાં કોઈ આવે તો કેવો વહાલો લાગે? આઠ દિવસ પહેલાં શેઠ આ શ્રાવકનો ભાવ પૂછતાં ન હતાં પણ આજે તો તેને ભગવાન તુલ્ય માનવા લાગ્યા. શ્રાવક કહે છે શેઠ! તમારા પાપકર્મનો ઉદય થયો છે અને કરેલાં કર્મો ભોગવ્યા વિના છૂટકો નથી. છતાં જો ધર્મમાં મન જોડી દેશો તો મહાન લાભ થશે. એમ કરો. આપણે બંને જણ પદ્માસન લગાવી નવકારમંત્રનો એક ચિત્તે જાપ કરીએ. નવકારમંત્રમાં મહાન શક્તિ છે. તેના જેવો બીજો કોઈ મંત્ર આ દુનિયામાં નથી.

એક જ ચિત્તથી નવકારમંત્રને, અખૂટ શ્રધ્ધાથી જાપ જપી લે.
હે.... જાયે શોક સંતાપ મનનો.... સહારો રે નવકારમંત્રનો.

હે મિત્ર! શ્રધ્ધાપૂર્વક એક ચિત્તથી નવકારમંત્રનો જાપ કર. જેથી તારા વિઘ્ન દૂર થશે. નવકારમંત્રના પ્રભાવથી મોટા વિઘ્નો પણ ચાલ્યા જાય છે. આ શેઠ દુઃખના માર્યા નવકારમંત્ર ગણવાં તૈયાર થયા. પદ્માસન લગાવ્યું. એક ચિત્તે નવકારમંત્રનો જાપ શરૂ કર્યો. ગામના લોકોને ખબર પડી કે પેલો ગરીબ શ્રાવક પણ ગયો છે. સૌ બોલવા લાગ્યાં કે શેઠના બદલે એને સર્પ ન કરડે તો સારૂં.

શેઠ અને શ્રાવક બંને નવકારમંત્રના જાપ કરે છે. સાતમા દિવસની રાત્રી પસાર થઈ. પરોઢિયું થવા આવ્યું. ત્યાં મોટો ભોરીંગ ફણીધર સર્પ ત્યાં આવ્યો ને શેઠના સામે ફેણ માંડીને બેઠો. શેઠ તો નવકારમંત્રના જાપમાં એટલા બધા લીન બની ગયા હતા કે બહાર શું થાય છે તેની ખબર ન હતી. પણ એમને કોઈ મહાન પ્રકાશ દેખાયો ને કાને અવાજ આવ્યો કે શેઠ! નવકારમંત્રના પ્રભાવથી તમારું વિઘ્ન નાશ પામ્યું છે. હવે આંખડી ખોલો. શેઠ આંખ ખોલીને જોયું કે સર્પ તેમના ચરણમાં નમીને ચાલ્યો ગયો. શેઠને સમજાઈ ગયું કે ધર્મ જેવો કોઈ સગો નથી. ધર્મ જીવને શરણરૂપ છે. શેઠે શ્રાવકને ધન્યવાદ આપીને કહ્યું. વીરા! જો તું ન આવ્યો હોત તો મારી કઈ દશા થાત? લોકોના મનમાં હતું કે જરૂર શેઠ સર્પદંશથી મરણ પામ્યા હશે. એટલે સવાર પડતાં સૌ શેઠની હવેલીમાં આવ્યા ત્યારે તો બંને શાંતિથી બેઠા હતાં.

શેઠે મહાજનને બોલાવ્યું ને કહ્યું કે હું ફુલ નહિ તો ફુલની પાંખડી સત્કાર્યમાં વાપરવા માંગું છું. શેઠે જ્ઞાનખાતામાં, માનવરાહતમાં, જીવદયામાં આદિ જુદી જુદી સંસ્થાઓમાં રૂ.૫૦ લાખનું દાન કર્યું. લોકોમાં વાત ફેલાઈ કે શેઠે ખૂબ દાન કર્યું. આ વાત સાંભળી શેઠાણી બે દીકરાને લઈને દોડતાં આવ્યા, ને કહે છે ખમ્મા મારા સ્વામીનાથ! તમારી પાસેથી ગયા પછી મેં અન્નજળનો ત્યાગ કર્યો છે. મારી કઠક બાધાથી તમે બચી ગયા છો, તમે પૈસા આમ દાન પુણ્યમાં વાપરી નાંખશો તો આપણે શું કરીશું? (હસાહસ) શેઠ કહે છે શેઠાણી! હવે રહેવા દો. આ સંસારમાં કેવો સ્વાર્થ ભર્યો છે એ તો હું જાણું છું. મને દુઃખમાં સહાય કરનાર આ મારો બાંધવ બેઠો છે અને મને સર્પદંશથી બચાવનાર મારો નવકારમંત્ર છે.

**સાચો સહારો રે નવકારમંત્રનો–હે થાય જપતાં ઉદ્ધાર જીવનનો...**

હવે મારી આંખડી ખુલી ગઈ છે. જેને માટે મેં જિંદગીભર પાપ કર્યા તે દુઃખમાં મને છોડીને ચાલ્યા ગયા અને જેને કદી યાદ નથી કર્યો એવો ધર્મ મને સહાયક બન્યો. આ માર્ગે વાળનાર આ વીરાનો મહાન ઉપકાર છે. એ ન આવ્યો હોત તો જરૂર મને સર્પદંશ થાત ને હું મરી જાત. મેં તમારા માટે બંગલા, દાગીના અને રૂ. ૨૫ લાખ રોકડા રાખ્યા છે. શાંતિથી રહેજો. હું તો હવે મારા આત્માનું કલ્યાણ કરવા જાઉં છું. સાથે એક સંદેશો આપતો જાઉં છું કે તમે ધર્મને ભૂલશો નહિ ને નવકારમંત્રનું સદા સ્મરણ કરજો. શેઠને જતાં શેઠાણીએ ખૂબ રોક્યા પણ હવે શેઠ રોકાય? એ તો ચાલ્યા ગયા. સારા સદ્ગુરૂનો યોગ મળતાં તેમની સાથે રહીને કલ્યાણ કર્યું. બંધુઓ! માણસ જ્યારે મોહમાં પડેલો હોય છે ત્યારે કેવી દશા હોય છે અને જ્યારે વિવેકની આંખ ખુલે છે ત્યારે કેવી આત્મસાધના

પામી જાય છે! આપ આ દૃષ્ટાંતથી સમજી ગયા ને કે સંસાર કેવો છે? જેમાં સાર નથી પણ માત્ર સ્વાર્થ ભર્યો છે.

આપણે વાત ચાલતી હતી કે મહાનપુરૂષો જીવન અને મરણમાં સમભાવ રાખે છે. તેમને મારનાર પ્રત્યે દ્વેષ નથી ને જીવાડનાર પ્રત્યે રાગ નથી. "समोनिंदापसंसासु तहा माणावमाणओ।" ભગવાનના સંતોની કોઈ સ્તુતિ-પ્રશંસા કરે કે મહારાજ! ધન્ય છે તમને! શું તમારો ત્યાગ! શું તમારો તપ! શું તમારૂં જ્ઞાન! અને શું તમારું વ્યાખ્યાન છે! આમ ગમે તેટલી પ્રશંસા કરે તો પણ સાધુ હરખાય નહિ. એ સમયે એવો વિચાર કરે કે આ પ્રશંસા મારી નથી પણ તીર્થંકર ભગવતે બતાવેલા ચારિત્ર માર્ગની છે.

છ અણગારો લાભ અલાભ, સુખ-દુઃખ, જીવન-મરણ, નિંદા-પ્રશંસા અને માન-અપમાનમાં સમભાવ રાખનારા છે. તેઓ ગૌચરી માટે નીકળ્યા છે. લાભ અને અલાભમાં સંતોષ માને છે. તેઓ ગૌચરી કરતાં કરતાં ક્યાં પધારશે તે વાત અવસરે. સમય થઈ ગયો છે. આજે અંધેરીનો સંઘ ચાતુર્માસ માટે વિનંતી કરવા આવેલ છે. તેઓ બે અક્ષર બોલવા માગે છે. માટે વધુ ભાવ અવસરે.

ૐ

## વ્યાખ્યાન નં-૨૨

**શ્રાવણ સુદ ૧૦ ને સોમવાર** તા. ૨૫-૭-૭૭

અનંત ઉપકારી, ચરમ તીર્થંકર, ભગવાન મહાવીર સ્વામીએ આધિ, વ્યાધિ અને ઉપાધિ રૂપી ત્રિતાપના ભઠ્ઠામાં જલતા જીવોને શાંતિ પમાડવા માટે દ્વાદશાંગી રૂપ દેશનાનો અમોઘ પ્રવાહ વહાવ્યો. દ્વાદશાંગી સૂત્ર અજ્ઞાનરૂપી અંધકારને ટાળનાર દિવ્ય દિપક છે. તેમાં આઠમું અંગ અંતગડ સૂત્ર જેમાં છ અણગારો ગૌચરી ગયાં છે તે વાત ચાલે છે. જિનેશ્વર ભગવંતની આજ્ઞામાં વિચરતા સંતો ગૌચરી કેવી રીતે લે?

> जहा दुमस्स पुप्फेसु, भमरो आवियइ रसं।
> न य पुप्फं किलामेइ, सो य पीणेइ अप्पयं॥ દશ. અ. ૧ ગાથા ૨

જેમ ભ્રમરો એક કમળ ઉપરથી બીજા કમળ ઉપર બેસે છે ને થોડો થોડો રસ ચૂસે છે પણ કમળને કિલામના ઉપજાવતા નથી, તેમ ભગવાન કહે છે કે મારા સાધકો! તમે પણ આહાર પાણી લેવા ગૃહસ્થને ઘેર જાઓ ત્યારે ગૃહસ્થે પોતાને માટે બનાવેલા આહાર પાણીમાંથી થોડું થોડું લેજો જેથી ગૃહસ્થને સંકોચ ન પડે ને તમારી ગૌચરી થાય. બંને પરસ્પર લાભના ભાગીદાર બનો. અહીં ભગવંતે

સાધુને ભ્રમર સાથે સરખાવ્યા છે પણ ભ્રમર કરતાં સાધુની વિશેષતા છે. કારણ કે ભ્રમર ફૂલ ઉપર રસ ચૂસવા બેસે છે ત્યારે ફૂલની આજ્ઞા લેતો નથી. આજ્ઞા વિના ફૂલ ઉપર બેસી જાય છે. ત્યારે ભગવાનના સંતો ગૃહસ્થની આજ્ઞા વિના એક દાંત ખોતરવાની સળી પણ લેતા નથી. તમારે ઘેર રસોઈના તપેલા ભરેલા તૈયાર હોય પણ ગૃહસ્થ એના ભાવથી આપે તો જ લે છે. કોઈ ન વહોરાવે તો તેને એમ નથી કહેતાં કે મને વહોરાવો. છ અણગારો વિધિપૂર્વક ગૌચરી કરે છે. ઉંચ નીચ અને મધ્યમ કુળમાંથી થોડો થોડો આહાર લે છે. સાધુએ ગૌચરી કેવી કરવી તેનું વિવેચન કરતાં આચારાંગ સૂત્રમાં ભગવંતે કહ્યું છે કે.

"लध्धे आहारे अणगारो मायं जाणिज्जा, से जहेयं भगवया पवेइयं, लाभुत्ति न मज्जिज्जा, अलाभुत्ति न सोइज्जा, बहुंपि लध्धुं न निहे, परिग्गहाओ अप्पाणं अवसक्किज्जा।" આહારની પ્રાપ્તિ થયા પછી સાધુ તેના માપને જાણે, અને ભગવાન જે રીતે પ્રતિપાદન કર્યું છે તે રીતે આચરણ કરે. આહારની પ્રાપ્તિ થાય તો અભિમાન ન કરે ને ન મળે તો ખેદ કે શોક ન કરે. કદાચ આહાર વધુ આવી જાય તો મર્યાદાથી અધિક સમય રાખે નહિ. કારણ કે સાધુ દિવસના પહેલા પ્રહરે લાવેલો આહાર ચોથા પ્રહર સુધી ન રાખે અને દિવસે લાવેલો આહાર રાત્રે સંગ્રહ કરીને ન રાખે. આ રીતે પોતાના આત્માને પરિગ્રહથી દૂર રાખે.

બંધુઓ! આપણા ભગવાનના કાયદા કેટલા સુંદર છે! ગૌચરી જનાર સાધુ પ્રજ્ઞાવંત હોવા જોઈએ. શ્રાવકના ઘરોમાંથી આહાર તો મળી જાય પણ તે આહાર નિર્દોષ છે કે સદોષ છે તેની પણ ખબર પડે. સાથે મારે આટલા સંતોની ગૌચરી લાવવાની છે તો કેટલી જોઈશે? સાધુપણું અંગીકાર કરવું તે સામાન્ય વાત નથી. પંચ મહાવ્રતનો માલ માથા સાટે લીધો છે. એમાં સાધક ભગવાનની આજ્ઞામાં વફાદાર રહે તો ન્યાલ થઈ જાય, મોટા ચક્રવર્તિને, વાસુદેવને કે મોટા મહારાજાને જે નથી મળ્યું તેવું ઉત્તમ ચારિત્ર રત્ન અમને ગુરૂએ આપ્યું છે. આગળના આત્માઓને એક વખત ભગવાનની કે ગુરૂની વાણી સાંભળીને વૈરાગ્ય આવતો અને તેઓ કહેતા પ્રભુ! મને આપની વાણી રૂચી છે. તેના ઉપર શ્રધ્ધા થઈ છે ને હવે હું આપની પાસે દીક્ષા લેવાની ઈચ્છા રાખું છું. ત્યારે ભગવંત કહેતા "અહા સુયં દેવાણુપ્પિયા, મા પડિબંધ કરેહ." હે દેવાનુપ્રિય! તમને સુખ ઉપજે તેમ કરો. સારા કાર્યમાં વિલંબ ન કરો. આમ જ્યાં કહેતા ત્યાં વૈરાગીનાં હૈયાં હર્ષથી નાચી ઉઠતા. અહો! હું કેવો ભાગ્યશાળી છું કે ભગવાને મારી વિનંતીનો સ્વીકાર કર્યો. મને અપનાવ્યો અને દીક્ષા લઈને એવો ઉપકાર માને કે અહો ભગવંત! શું તમારી કૃપા છે! જો તમે અમને મળ્યા ન હોત તો અમારું શું થાત? ભગવંત! ગુરૂદેવ! આપનો ઉપકાર

તો હું કદી નહિ ભૂલું. આમ વારંવાર ગુરૂનો ઉપકાર માનતા હતા. આજે યુગ પલટાયો છે.

આપણે ગૌચરીની વાત ચાલતી હતી. ગૌચરી લાવનાર સાધક વિવેકી હોય. ગૌચરી કેટલા પ્રમાણમાં લાવવી તે જો ન આવડે તો સંયમના સ્થાનમાં અસંયમનું પોષણ થઈ જાય છે. જો મર્યાદાથી અધિક આહાર લે તો ગૃહસ્થને તૂટો આવે એટલે નવો આરંભ થઈ જાય. બીજી વાત એ છે કે પોતાને જેટલો આહાર જોઈએ છે તેનાથી અધિક પ્રમાણમાં આહાર સાધુ લાવે નહિ. જો અધિક પ્રમાણમાં ગૌચરી આવી જાય તો પરાણે ખાવું પડે. વધુ ખાવાથી આળસ આવે, પ્રમાદ થાય, ઊંઘની થાય એટલે સ્વાધ્યાય, ધ્યાનમાં ચિત્ત લાગે નહિ. તબિયત બગડે એટલે જ્ઞાન-દર્શન-ચારિત્રની આરાધના સારી રીતે થઈ શકે નહિ. આટલા માટે સાધુને ગૌચરી લાવતાં ખૂબ ઉપયોગ રાખવો જોઈએ.

સાધુને ક્ષુધા વેદનીય શમાવવા માટે આહારની જરૂર છે, પણ રસેન્દ્રિયના સ્વાદ માટે નહિ. એંજિનને ચલાવવા માટે બોઈલરમાં કોલસા ભરવા પડે છે. પછી તે કોલસા બાવળના હોય, લીંબડાના હોય, આંબલી કે સાગના હોય તેની સાથે એંજિનને નિસ્બત નથી, તેમ આ દેહ રૂપી એંજિનને ચલાવવા માટે તેમાં આહાર રૂપી કોલસા ભરવા પડે છે, પછી આહાર લૂખોસૂકો હોય કે સાત્વિક હોય કે સ્વાદિષ્ટ હોય તેની સાથે સાધુને નિસ્બત નથી.

છ અણગારો નિર્દોષ અને સૂઝતા આહાર પાણીની ગવેષણા કરે છે. છએ સંતો પવિત્ર, નિષ્પરિગ્રહી અને પ્રજ્ઞાવંત હતાં. તેઓ બાર જોજન લાંબી ને નવ જોજન પહોળી દ્વારકા નગરીમાં ગૌચરી માટે ફરતાં હતાં. એ ત્રણ સંઘાડામાંથી એક સંઘાડો ઉંચ-નીચ અને મધ્યમકુળોમાં ગૌચરી માટે ફરતાં ફરતાં ક્યાં આવ્યા ? "वसुदेवस्स रण्णो देवइए देवीए गिहे अणुपविट्ठे ।" પવિત્ર અને વિશાળ દ્વારિકા નગરીમાં જેમની આણ વર્તાય છે એવા ત્રિખંડ અધિપતિ કૃષ્ણ વાસુદેવના પિતા વસુદેવ મહારાજા અને દેવકી મહારાણીનો મહેલ છે ત્યાં પધાર્યા. દેવકી રાણી કૃષ્ણ વાસુદેવની જન્મદાત્રી માતા છે. કૃષ્ણ વાસુદેવની હાડહાડ મીંજામાં ધર્મનો રંગ હતો. આવા પુણ્યવાન પુત્રને જન્મ દેનારી માતા પણ પવિત્ર હોય છે. પુણ્યવાન આત્માની માતા થવું એ પણ સામાન્ય વાત નથી. જબ્બર પુણ્યનો ઉદય હોય તો પુણ્યવાન પુત્રની માતા બની શકે છે. ભક્તામર સ્તોત્રમાં તીર્થંકર પ્રભુની માતાનું મહત્ત્વ બતાવતાં માનતુંગાચાર્ય બોલ્યા છે.

સ્ત્રીણાં શતાનિ શતશો જનયન્તિ પુત્રાન્, નાન્યા સુતં ત્વદુપમં જનની પ્રસૂતા ।
સર્વા દિશો દધતિ ભાનિ સહસ્રરશ્મિં, પ્રાચ્યેવ દિગ્જનયતિ સ્ફુરદંશુજાલમ્ ॥૨૨

હે નાથ! આ જગતમાં સેંકડો સ્ત્રીઓ અનેક પુત્રોને જન્મ આપે છે પણ આપની માતા જેવી પવિત્ર માતાઓ નથી કે જે આપ જેવા પુત્રને જન્મ આપે. ખરેખર જેવી રીતે બીજી દિશાઓ નક્ષત્રો અને તારાઓને ધારણ કરે છે. માત્ર પૂર્વ દિશા જ એવી છે કે જે પ્રકાશમાન કિરણોના સમુહથી યુક્ત એવા સૂર્યને જન્મ આપે છે. એટલે કહેવાનો આશય એ છે કે બધી દિશાઓમાં એક પૂર્વદિશા શ્રેષ્ઠ માનવામાં આવે છે. કારણ કે સૂર્ય પૂર્વ દિશામાં જ ઉગે છે, તેવી રીતે હે પ્રભુ! બધી માતાઓમાં આપની માતા શ્રેષ્ઠ છે. ધન્ય છે તે માતાને કે સૂર્ય કરતાં પણ અધિક તેજસ્વી એવા આપને જન્મ આપ્યો છે.

અહીં દેવકી માતા પણ પવિત્ર છે. કૃષ્ણ વાસુદેવ જેવા પવિત્ર અને ધર્મપરાયણ પુત્રનો એમણે જન્મ આપ્યો છે. કૃષ્ણજી પોતે દીક્ષા લઈ શક્યા નથી પણ જ્યારે જ્યારે તે નેમનાથ ભગવાનના દર્શન કરવા માટે જતાં ત્યારે ભગવાનને અને તેમનાં ૧૮૦૦૦ સંતોને જોઈને આંખમાં આંસુ આવી જતાં. અહો પ્રભુ! આપને ધન્ય છે, આપે સંયમ લઈને આત્મકલ્યાણ કર્યું. આપ ત્રણ લોકના નાથ બની ગયા અને તિન્નાણં તારયાણં બની ભવ્ય જીવોને તારો છો. આટલા સંતોને આપે તાર્યા ને હું સંસારના ખાડામાં ખૂંચી ગયો. મારો ઉધ્ધાર ક્યારે થશે? તમને નાના સંત સતીજીઓને જોઈને આવા ભાવ આવે છે? હું ક્યારે દીક્ષા લઈશ એવા વિચારથી કદી આંખમાં આંસુ આવે છે? કૃષ્ણ વાસુદેવ આવા પવિત્ર હતાં, તેમની માતા દેવકી રાણી પણ પવિત્ર હતાં. આ પવિત્ર માતાના મહાન પુણ્યોદય જાગ્યાં કે આવા પવિત્ર સંતો તેમના આંગણે પધાર્યા. વસુદેવ રાજા અને દેવકી રાણી પવિત્ર છે ને તેમના આંગણે પધારનાર સંતો પણ મહાન પવિત્ર છે. જેમનામાં પવિત્રતા હોય છે તે માણસો મુખ ઉપરથી પરખાઈ જાય છે. જેમ ઘોડાની પારખ એના પગની ચાલથી થાય છે, ગાયની પારખ એના રૂપ-રંગ પરથી થાય છે, તેમ મનુષ્યની પારખ એના નેણ અને વેણ ઉપરથી થાય છે. ઘણી વખત માણસની આંખ અને તેનું બોલવું, ચાલવું જોઈને આપણે તેને પારખી શકીએ છીએ.

આ સંતો પણ એમના નેણ, વેણ અને ચાલ ઉપરથી પરખાઇ આવતાં હતાં. જોનારને એમ લાગતું હતું કે આ સંતોની આંખમાંથી અમી ઝરે છે, ને બોલે છે તો જાણે ફૂલ ઝરે છે. આવા પવિત્ર અણગારોને પોતાના મહેલે આવતાં દેવકી માતાએ જોયાં, સંતોને જોઇને તેનું હૈયું હર્ષથી નાચી ઉઠયું. જેમ બાળકથી વિખૂટી પડેલી માતાને બાળક મળતાં જેટલો આનંદ થાય અને માતાથી વિખૂટા પડેલાં બાળકને જેમ માતાને જોઈને જેટલો આનંદ થાય તેનાથી અધિક આનંદ સંતોને જોતાં દેવકી માતાને થયો. માતાથી બાળક વિખૂટું પડયું હોય, માતા વિના ઝૂરતું

હોય ત્યારે કોઈ માણસ તેને ગોદે લઈ જઈને પોલીસને સોંપે છે. પોલીસ બાળકને બરફી, પેંડા, બાંહીયા લાવીને આપે છે છતાં બાળક બરફી પેંડા ખાતો નથી પણ એની માતાને શોધે છે. દૂરથી એની માતાને આવતી જોઈને હરખાઈ જાય છે અને ઉછળીને માતાની કોટે વળગી પડે છે. માતા બરફી પેંડા કાંઈ લાવી નથી છતાં કેટલો પ્રેમ છે ! તેમ આ સંતોને જોતાં દેવકી માતાના આનંદનો પાર ન રહ્યો. ઘણું સંત પધારી રહ્યાં છે પણ આ સંતોને જોઈને દેવકી માતાને ખૂબ હર્ષ થયો. ભાવનાનો વેગ ઉછાળા મારવા લાગ્યો. એમની ભાવનાનો વેગ એવો છે કે તેમાં અનંત કર્મની નિર્જરા થઈ જાય છે. સારી ભાવના હોય તો સારું ફળ મળે છે ને હલકી ભાવના હોય તો તેવું ફળ મળે છે. કહો છો ને કે "જેવી દાનત તેવી બરકત" દરેક કાર્ય કરતાં ભાવના શુધ્ધ રાખો ને આ માનવ જન્મ મહાન પુણ્યથી મળ્યો છે તેને સફળ બનાવો.

એક બાલિકા ખૂબ સૌંદર્યવાન હતી. તેના માતાપિતા તેને નાની મૂકીને ગુજરી પામ્યા. એની બાજુમાં રહેતાં પડોશીને સંતાન ન હતું એટલે આ છોકરીને તેમણે દત્તક લીધી. એને ભણાવી ગણાવીને મોટી કરી. છોકરીના પાલક માતાપિતા ખૂબ શ્રીમંત હતા, તેમની પડોશમાં તેમની જ્ઞાતિનું એક ખાનદાન કુટુંબ વસતું હતું. તેના છોકરો ખૂબ હોંશિયાર હતો ને એંજીનીયર પાસ થયેલો હતો. આ છોકરી પડોશીના ઘેર અવારનવાર જતી આવતી હતી. જતાં આવતાં એને આ યુવાન એંજીનીયરનો પરિચય થયો અને ધીમે ધીમે પરિચયમાંથી પ્રેમ થયો, છોકરી પણ યુવાન થઈ હતી એટલે તેના પાલક માતાપિતા તેના માટે મુરતીયો શોધવા લાગ્યા. ત્યારે છોકરીએ કહ્યું મારા માટે તમે મુરતીયો શોધતા નહિ. જો મને પરણાવવા ઇચ્છતા હો તો આ બાજુમાં વસતા એંજીનીયર સાથે પરણાવો. માતા પિતાએ જાણ્યું કે છોકરીને એની સાથે પ્રેમ છે. છોકરો હોંશિયાર છે, જ્ઞાતિ એક છે, ને ખાનદાન કુટુંબ છે એટલે પરણાવવામાં વાંધો નથી. બંને કુટુંબની સંમતિથી લગ્ન નક્કી થયા. પણ છોકરીના બાપે જમાઈને બોલાવીને એક શરત કરી કે તમે મોટા એંજીનીયર છો તો મને એક સરસ બંગલો બાંધી આપો. પછી હું મારી દીકરી તમારી સાથે પરણાવું. સસરાની વાત સાંભળીને જમાઈના મનમાં થયું કે મારા સસરા શ્રીમંત છે, પણ લોભીયા લાગે છે. એ દીકરી આપતાં પહેલાં મારી પાસેથી કામ કરાવવા માગે છે. આ ક્યાં વેઠ આવી ? પણ હવે તો ના પડાય નહિ એટલે બંગલો બાંધી આપવાનું નક્કી કર્યું. હલકું લાકડું, હલકી સીમેન્ટ વિગેરે હલકો માલસામાન લાવીને બંગલો બાંધીને તૈયાર કર્યો. રેતી વધારે ને સીમેન્ટ ઓછી વાપરી. લોખંડના સામાન પણ હલકો વાપર્યો ને મકાન તૈયાર કર્યું. જમાઈરાજે સસરાને બંગલો સોંપી દીધો.

લગ્નનો દિવસ નક્કી થયો ને ખૂબ ધામધૂમથી શેઠે એંજીનીયર સાથે પોતાની પુત્રીને પરણાવી. એ જ દિવસે સસરાએ જમાઈને પેલો બંગલો બક્ષીસ કર્યો ત્યારે જમાઈને ખૂબ પશ્ચાતાપ થયો. અરે, મેં કેવી ભૂલ કરી? મને ખબર નહીં કે આ બંગલો મને જ મળવાનો છે. મેં બરાબર શ્રમ કરીને સારો માલ વાપર્યો હોત તો મને લાભ હતો. હાય! હવે શું કરું? હવે જમાઈ ગમે તેટલો પશ્ચાતાપ કરે તો શા કામનો? આ દૃષ્ટાંત આપણે માનવજન્મ ઉપર ઘટાવવું છે. સસરા સમાન પુણ્ય છે ને જમાઈ સમાન માનવભવ છે. પુણ્યરૂપી સસરાએ માનવજીવન રૂપી જમાઈને બધી સામગ્રી આપી. હવે તે સાધન સામગ્રીનો સદુપયોગ કેવી રીતે કરવો તે પોતાના હાથની વાત છે. જમાઈએ બંગલામાં સારા સાધનો વાપર્યા હોત અને કાળજીપૂર્વક બંગલો બાંધ્યો હોત તો તેને જ લાભ હતો પણ પરાયું કામ માનીને વેઠ ઉતારી તો પસ્તાવાનો વખત આવ્યો, તેમ તમને પણ ઉત્તમ માનવજન્મ મળ્યો છે. પુણ્યથી બધી જોગવાઈ મળી છે તો હવે વિષયની વેઠ ન તાણતાં બને તેટલો તપ-ત્યાગ, દાન-પુણ્ય કરી લો. માનવજીવનનો અમૂલ્ય સમય આત્મસાધનામાં વાપરશો તો ભવિષ્યમાં તમને કામ લાગશે. અત્યારે પ્રમાદ કરશો તો પછી રડવાનો વખત આવશે.

અહીં બે અણગારોને પોતાને ઘેર ગૌચરી આવતાં જોઈને માતા દેવકીના હર્ષનો પાર ન રહ્યો. હવે દેવકીમાતા મહેલેથી નીચે ઉતરશે ને મુનિઓને વહોરાવશે ને શું બનશે તેના ભાવ અવસરે.

ચરિત્ર:- અર્જુને મણીચૂડને રાજ્યગાદી અપાવવાનું વચન આપ્યું. ત્યારે વિદ્યાધર મણીચૂડે કહ્યું-વીરા! તમે તો ખૂબ પરાક્રમી છો. તમારી ધનુર્વિદ્યા અજોડ છે. આપના જેવા ધનુષ્યધારી આ દુનિયામાં કોઈ નથી, પણ વિદ્યુતવેગ વિદ્યાધર છે. એ આકાશમાં રહીને લડશે ને તમે ધરતી ઉપર રહેશો. વળી વિદ્યાઓ સાથે તેને દૈવી સહાય મળે છે. દૈવી સહાય આગળ મનુષ્યની શક્તિ શું વિસાતમાં? માટે તમે મારી પાસે રહેલી વિદ્યાઓ સિધ્ધ કરો. અર્જુનની ઈચ્છા આ વિદ્યાઓ લેવાની ન હતી પણ વિદ્યુતવેગને જીતવા માટે શીખવાની જરૂર હતી. એટલે મણીચૂડ પાસે રહેલી વિદ્યાઓ લીધી અને તેની સાધના કરવા માટે તૈયાર થયો. વિદ્યાઓ સિધ્ધ કરવી એ કંઈ સામાન્ય કામ નથી. એક માણસ વિદ્યા સિધ્ધ કરવા બેસે તો બીજા માણસે તેની સામે ઉત્તરસાધક તરીકે રહેવું જોઈએ. એટલે મણીચૂડ ઉત્તરસાધક તરીકે રહેવાનો હતો. આવા સમયે એકલી સ્ત્રીને પહાડ ઉપર રાખવી એ મુશ્કેલીભર્યું કામ હતું. એટલે મણીચૂડે તેની પત્ની ચંદ્રાનનાને કહ્યું-તું હમણાં પિયર જા. એની જવાની ઈચ્છા ન હતી પણ અર્જુને કહ્યું-બહેન! તું ચિંતા ન કરીશ. તારા પતિને કોઈ જાતની આંચ નહિ આવે. વિદ્યા સાધીને રાજ્ય જીતી લીધા પછી તને

તેડાવીશું. એમ કહીને સમજાવીને તેને પિયર પહોંચાડી દીધી અને બંને પર્વત ઉપર પહોંચી ગયા. એક શુભ દિવસે સ્નાન આદિ કરીને અર્જુને ગુરૂનું સ્મરણ કર્યું. ત્યારબાદ વિદ્યાની સાધના કરવા તૈયાર થયો.

એકાંત ગુફામેં પદ્માસન કર, દૃષ્ટિ નાસાગ્ર ટિકાઈ,
કરે વિદ્યા સિધ્ધ અર્જુન જ્યોં, યોગી ધ્યાન લગાઈ હો-શ્રોતા.

એક ગુફામાં જઈ અર્જુને પદ્માસન લગાવ્યું. નાકની દાંડી ઉપર દૃષ્ટિને સ્થિર કરીને એક અવધૂત યોગીની માફક ધ્યાન લગાવીને બેસી ગયા. મણીચૂડ ઉત્તરસાધક બન્યો. પાંચ સાત દિવસ આ રીતે પસાર થયા. એટલે વ્યંતર દેવો તેની પાસે આવવા લાગ્યા. આવીને અર્જુનને ધ્યાનમાંથી ચલિત કરવા માટે અનેક પ્રકારના ઉપસર્ગો આપવા લાગ્યા. વિવિધ પ્રકારનાં રૂપ કરીને અર્જુન પાસે આવ્યા. એક માણસનું રૂપ બનાવી તલવારથી તેના કટકા કરવા લાગ્યા. એ માણસ ચીસો પાડીને બોલવા લાગ્યાં કે પાંડુપુત્ર અર્જુન! તમે ખૂબ દયાળુ છો. આ દુષ્ટ મને મારી નાંખે છે. મને બચાવો...બચાવો એમ કરવા લાગ્યો. આવું સાંભળીને દયાળુનું દિલ દ્રવી ઉઠે. અર્જુન દયાળુ ને પરદુઃખભંજન જરૂર હતાં પણ અત્યારે તો ધ્યાનમાંથી ચલાયમાન કરવા માટેનું તોફાન છે એમ સમજતાં હતાં. એ માણસના કટકા કરીને માંસના લોચા અર્જુન ઉપર નાંખવા લાગ્યા. મનુષ્યોને મારી તેમના માથાની માળા બનાવીને અર્જુનના ગળામાં પહેરાવી દીધી અને તેની સામે વિકરાળરૂપ બનાવીને નાચવા ને કૂદવા લાગ્યા. ભયંકર અટ્ટહાસ્ય કરવા લાગ્યાં. કોઈ દેવો હાથીનું રૂપ લઈ મોટા મોટા દંતશૂળ બનાવીને અર્જુનને હલાવવા લાગ્યા પણ અર્જુનજી ધ્યાનમાંથી સ્હેજ પણ ચલિત થતાં નથી.

અજગર બનકે વીંટે કોઈ સિંહ બની ડકરાવે,
વિષધર બની ફૂંકાર કરે, વિચ્છી બન ડંખ લગાવે હો-શ્રોતા-

કોઈ અજગરનું રૂપ લઈને અર્જુનના શરીરે વીંટાઈ ગયા. કોઈ ભયંકર જંગલી સિંહ બનીને ગર્જના કરતાં તેમની સામે આવીને બીવડાવવા લાગ્યા. કોઈ ભયંકર ક્રોધાયમાન નાગ બનીને ફૂંફાડા મારવા લાગ્યા. તો કોઈ વીંછી બનીને ડંખ દેવા લાગ્યા. આ રીતે ભયંકર ઉપસર્ગો ને ત્રાસ આપવા લાગ્યા.

બંધુઓ! મનુષ્ય કોઈ પણ સાધના સાધે છે ત્યારે તેની કસોટી અવશ્ય થાય છે. અહીં દેવો વિદ્યા સાધનારને આટલું બધું કષ્ટ શા માટે આપે છે? મનુષ્ય વિદ્યા સિધ્ધ કરે એટલે તે વિદ્યાઓના અધિષ્ઠાયક દેવોને તેને આધીન બનવું પડે છે. જેને આધીન થાય છે તેને મનુષ્ય જે કામ બતાવે તે કરવું પડે છે. એટલે દેવો તેને ચલાયમાન કરવા માટે થાય તેટલા પ્રયત્નો કરે છે. જો ડરીને ચલાયમાન થાય

તો વિદ્યા સિધ્ધ ના થાય અને જે અડગ રહે તે પામી જાય. એક વિચારવા જેવી વાત કહું.

મનુષ્યને આવી વિદ્યાઓની સાધના કરવા માટે કેટલું કષ્ટ સહન કરવું પડે છે! મરણને માથે લઈને વિદ્યા સિધ્ધ કરે છે. આટલું દુઃખ વેઠીને વિદ્યા મેળવે ત્યારે સુખ કેટલું મળે? બહુ તો શત્રુઓનો પરાજય કરીને પોતે વિજય મેળવી શકે, દેવો તેને તાબે થઈને તેનું ધાર્યું કામ પાર પાડી આપે. એટલું જ ને? એ વિદ્યા કર્મ શત્રુઓને હઠાવવામાં કામ લાગતી નથી. રાવણે કેટલી વિદ્યાઓ સિધ્ધ કરી હતી. પણ જ્યારે તેનો વિનાશ થવાનો હતો ત્યારે વિદ્યા કામ લાગી? 'ના'. મારો કહેવાનો આશય એ છે કે કર્મશત્રુઓ ઉપર વિજય મેળવવા માટે તપ આદિ સાધનાઓ કરતા જો તમને કોઈ કષ્ટ આવે તો મક્કમ રહેજો. અર્જુનને વ્યંતર દેવો કેટલા ઉપસર્ગો કરે છે છતાં કેટલા મક્કમ રહ્યા છે! આટલા કષ્ટ આપવા છતાં સ્હેજ પણ ચલાયમાન ન થયા. હજુ દેવો કેવા ભયંકર ઉપદ્રવ કરશે તેના ભાવ અવસરે.



## વ્યાખ્યાન નં. ૨૩

શ્રાવણ સુદ ૧૧ ને મંગળવાર તા. ૨૬-૭-૭૭

અનંત ઉપકારી સર્વજ્ઞ ભગવંતો વિષયોનું વારણ કરનારા ને મોહનું મરણ કરનારા છે. એવા ત્રિલોકીનાથની વાણી સંસાર દાવાનળમાં બળતા ઝળતા જીવોને શીતળતા આપનારી છે. ભવમાં ભૂલા પડેલાને સાચો રાહ બતાવનારી છે. સમજો. કૂવામાં પડેલા માનવીને બહાર કાઢવા માટે કોઈ માણસ દોરડું મૂકે તો તે દોરડાના સહારે બહાર નીકળે છે. દોરડું તો જેમ છે તેમ રહે છે પણ દોરડાને પકડીને તેના દ્વારા ઉપર ચઢવાની મહેનત કૂવામાં પડેલા માનવીને જ કરવી પડે છે. છતાં તે માનવી શું વિચાર કરે છે? કે મને કૂવામાં દોરડાની સહાય મળી તો હું બહાર નીકળી શકયો. જો દોરડું ન મળ્યું હોત તો હું કૂવામાં ભૂખ્યો ને તરસ્યો મરી જાત. દોરડાની બલિહારી છે. એના પ્રતાપે મને જીવન મળ્યું છે. આકાશમાં ધ્રુવનો તારો ઉગે છે. તે અંધારી રાત્રે દરિયામાં વહાણ ચલાવનાર નાવિકને સહારારૂપ છે. કારણ કે ધ્રુવના તારાના આધારે નાવિક તેનું વહાણ સાચી દિશામા હંકારી શકે છે. જો ધ્રુવનો તારો ન હોય તો અંધારી રાત્રે વહાણ કઈ દિશામાં જાય છે તે નાવિકને ખબર ન પડે અને ગમે તે ઉલ્ટી દિશામાં વહાણ ચાલ્યા જાય. ધ્રુવનો તારો નાવિકને માટે કંઈ કરે છે? એ તો એના સ્થાનમાં રહીને ચમકે છે. છતાં નાવિકને માટે ધ્રુવનો તારો હિતકારી છે. તેમ ભગવંતની વાણી ભવ્યજીવોને ભવસાગર તરવા માટે સહાયક છે.

એવી વીતરાગ પ્રભુની વાણી આઠમું અંગ અંતગડ સૂત્રના આઠમા અધ્યયનનો અધિકાર ચાલે છે. તેમાં છ અણુગારો નેમનાથ ભગવાનના અંતેવાસી શિષ્યો ભગવાનની આજ્ઞા લઈને દ્વારિકા નગરીમાં ગૌચરી માટે પધાર્યા છે. ત્યારે દેવકી માતાએ પોતાના મહેલ તરફ બે સંતોને આવતાં જોયા.

બંધુઓ ! જેની રગેરગમાં ધર્મનો રંગ છે જેને સંતાનો કરતાં સંતો વહાલા છે તેને સંતને જોતાં અનેરો આનંદ થાય છે. સમક્તિદૃષ્ટિ જીવને બીજે ક્યાંય આનંદ નથી આવતો. એને મન તો "अरिहंतो मह देवो, जावज्जीवाए सुसाहुणो गुरुणो, जिणपण्णत्तं तत्तं।" જીવનપર્યંત અહંન્ત ભગવાન મારા દેવ છે. નિર્ગ્રન્થ સાચા સંતો મારા ગુરૂ છે અને કેવળી પ્રરૂપિત ધર્મ એ જ મારો ધર્મ છે. બીજો ધર્મ નહિ. આ ત્રણ વસ્તુમાં એના જીવનનું સર્વસ્વ માને છે, એક વખત દૃષ્ટિ ખુલ્યા પછી, સાચું ભાન થયા પછી બીજે ક્યાંય આનંદ આવે ? જ્યાં સુધી રત્નની પારખ નહોતી ત્યાં સુધી કાચના ટુકડાનો સંગ્રહ કર્યો, પણ જ્યાં સાચા રત્નની પીછાણ થાય ત્યાં કોઈ તિજોરીમાં કાચના ટુકડા ભરે ખરો ? 'ના'. અહીં મહાનપુરૂષો પણ એમ જ કહે છે કે હે આત્મા ! આ માનવભવ દાન, શીયળ, તપ અને ભાવનાની પવિત્ર આરાધના કરવાનો અમૂલ્ય અવસર છે. આવો અવસર ફરી ફરીને નહિ મળે. આવેલા અવસરને વધાવી લો. તક ચૂકશો નહિ.

દેવકી રાણીને દાન દેવાની તક મળી છે. "तए णं सा देवई देवी ते अणगारे एज्जमाणे पासित्ता हट्ठतुट्ठ जाव हियया आसणाओ अब्भुट्ठेइ॥" મહાન પવિત્ર સંતોને પોતાના મહેલ તરફ આવતા જોઈને દેવકીરાણી ખૂબ આનંદિત થઈ. એનું હૃદય હર્ષથી નાચી ઉઠયું. એના સાડાત્રણ ક્રોડ રોમરાય ખીલી ઉઠયા. અહો, શું મારા ભગવાનના પવિત્ર સંતો છે ! શું એમના તેજ છે ! સંતને જોતાં જેમ કોઈ ગરીબ માણસને ક્રોડોની સંપત્તિ મળી જાય, ભૂખ્યાને ભોજન, તરસ્યાને પાણી, આંધળાને આંખ મળે ને કોઈ વહેપારીને સંપત્તિથી ભરેલાં વહાણુ દરિયામાં ગૂમ થયા હતાં તે પાછા મળે ને જે આનંદ થાય તેનાથી અધિક આનંદ સંતોને જોઈને દેવકી રાણીને થયો. એનો હર્ષ એના અંતરમાં સમાઈ શકતો નથી.

તારી કાંતિ જોતાં જોતાં, મારી આંખો કદી ના ધરાયે,
તારું અમૃત પીતાં પીતાં, મારી આગર કદી ના ભરાયે.
તારો અલબેલો દિદાર, જાણું જોઉં વારંવાર, એવી તુજ દર્શનની બલિહારી....

માતા દેવકી શું બોલે છે ? હે મારા ગુરૂ ભગવંતો ! તમારા દર્શન કરતાં, તમારું મુખડું જોતાં મારું દિલ નાચી ઉઠે છે. શું તમારું પવિત્ર મુખડું છે ! જેમ લાઈટ જતી રહી હોય ત્યારે માણસ અંધારામાં અકળાઈ જાય છે ને લાઈટ થતાં પ્રકાશ પ્રકાશ

પથરાઈ જાય છે એટલે આનંદ થાય છે તેમ હે પ્રભુ! તમારું મુખડું જોઈને મને એવો આનંદ થાય છે. તમારા મુખ ઉપર તપ, ત્યાગ અને બ્રહ્મચર્યનાં તેજ ઝળહળે છે. તમારી આગળ દેવનાં રૂપ પણ ઝાંખા પડે છે. હે પ્રભુ! તમે પુદ્ગલના સુખનો ત્યાગ કર્યો છે. તમે જેનો ત્યાગ કર્યો છે તેનાં અમે રાગી બન્યાં છીએ. અમારા જીવનમાં વિષય વિકારોનાં ઝેરી સર્પો ફૂંફાડા મારે છે. જ્યારે તમે એ સર્પોને જીવનમાંથી દૂર કર્યા છે. હે પ્રભુ! આવા પવિત્ર તમે ક્યાં ને હું પાપી ક્યાં!

હું સુખનો રાગી છું, તું સુખનો ત્યાગી છે,
તું વીતરાગી છે તું ક્યાં હું ક્યાં!
હું અજ્ઞાની છું, તું કેવળજ્ઞાની છે,
અંતર્યામી છે તું ક્યાં? હું ક્યાં? (૨)

ખુદ તીર્થંકર પ્રભુને જોઈને જેટલો આનંદ થાય તેટલો આનંદ આ સંતોને જોઈને દેવકીજીને થયો. એટલે પોતાના હૃદયના ભાવ વ્યક્ત કરી રહી છે અને અકથનીય, અવર્ણનીય આનંદ અનુભવી રહી છે. આટલો આનંદ ને ઉલ્લાસ એને સંસારના કાર્યમાં નથી આવતો. તમને આનંદ શેમાં આવે છે? યાદ રાખો. સંસારના કાર્યમાં આવો આનંદ ને ઉલ્લાસ આવે તો કર્મના બંધન થાય અને ધર્મના કાર્યમાં આવો ઉલ્લાસ આવે તો કર્મની બેડીઓ તૂટી જાય. અલૌકિક હર્ષ અને આનંદ અનુભવતી દેવકી રાણી પોતાના આસનેથી ઉભા થયા ને મહેલમાંથી નીચે ઉતર્યા. "सत्तट्ठपयाइं अणुगच्छइ, अणुगच्छित्ता तिक्खुत्तो आयाहिणं पयाहिणं करेइ।" અને સાત આઠ પગલાં સંતની સામે ગયા. જઈને બંને અણગારોને ભક્તિભાવપૂર્વક તિક્ખુત્તોનો પાઠ ભણીને વંદણા કરી. અચાનક સંતોના પધારવાથી અત્યંત હર્ષિત બનીને મનમાં બોલી ઉઠી કે આજે મારે ઘેર સંત પધાર્યા એટલે હું આજે ધન્ય બની ગઈ.

બંધુઓ! સંતને પધારવાની કોઈ તિથિ નક્કી નથી હોતી. એટલે સંતો અતિથિ કહેવાય છે અને એ વાત પણ નક્કી છે કે તમારે ઘેર અચાનક સંત પધારશે ને તમને જેટલો આનંદ આવશે તેટલો પરાણે લઈ જશો તેમાં નહિ આવે. ઘણી વાર એવું બને છે કે અમારી બહેનો ખૂબ આગ્રહ કરીને કહે છે આજે અમારે ઘેર પધારજો. આ રીતે આગ્રહ કે આમંત્રણને સ્વીકારીને સંતો જાય નહિ. સમજી લેજો કે તમારે ઘેર અચાનક કલ્પનામાં પણ ન હોય ને સંત પધારે ત્યારે તમને અનેરો આનંદ આવશે. એ આનંદમાં તમે ઉત્કૃષ્ટ ભાવે વહોરાવશો તો તમને મહાન લાભ મળશે. દેવકીરાણીને દાન દેવાનો અલૌકિક આનંદ છે.

આવો આનંદ દેવાનંદાને ભગવાન મહાવીરસ્વામીનાં દર્શન કરતા થયો હતો. દેવાનંદા બ્રાહ્મણી ભગવાનના દર્શન કરવા ગઈ. તીર્થંકર પ્રભુની અમીરસવાણી વરસે

છે. એ વાણી તો એવી મધુરી હોય છે કે તેના અમૃત ઘૂંટડા પીતાં માનવીનું પેટ ભરાતું નથી. ભગવાન વાણીની ધારા વહાવી રહ્યા છે ત્યાં દેવાનંદા દર્શન કરે છે. દર્શન કરતાં દેવાનંદાને એવો અલૌકિક હર્ષ થયો કે હું આ શું જોઈ રહી છું? કોના દર્શન કરું છું? ભગવાનના દર્શન કરતાં એના હૈયામાં હર્ષ સમાયો નહિ. હૈયું હર્ષથી થનગની ઉઠયું. હર્ષમાં તેમની કંચુકી ખેંચાવા લાગી ને સ્તનમાંથી દૂધની ધારા છૂટી. તે પ્રભુના મુખ ઉપર છંટાઈ. આ જોઈને ગૌતમસ્વામીને ખૂબ આશ્ચર્ય થયું. અહો પ્રભુ! અત્યાર સુધીમાં કરોડો માતાઓ આપના દર્શન કરવા આવી છે પણ હજુ સુધી આવું આશ્ચર્ય મેં જોયું નથી તો આજે આ શું બન્યું? ભગવંત કહે છે હે ગૌતમ! આ છે માતૃપ્રેમ. આમાં તારે આશ્ચર્ય પામવા જેવું નથી.

આજના સંતાનો ભણીગણીને તૈયાર થાય, પરણે અને બે પૈસા કમાતાં થાય એટલે માતાના ઉપકારને ભૂલી જાય છે. એને ખબર નથી હોતી કે આ માતાએ કેટલા કષ્ટ વેઠીને મને ઉછેર્યો છે અને માતાના હૃદયમાં સંતાનો પ્રત્યે કેટલું વાત્સલ્ય હોય છે. પોતે દુઃખમાં હોય તો પણ દીકરાના હિતની સદા ચિંતા કરે છે. એવું માતાનું વાત્સલ્ય હોય છે. માટે માતા પિતાનો ઉપકાર કદી ભૂલશો નહિ. ભગવાને ગૌતમસ્વામીને કહ્યું કે આ તો માતૃપ્રેમ છે. ત્યારે ગૌતમસ્વામીને વધુ આશ્ચર્ય થયું. અહો પ્રભુ! આપને જન્મ દેનાર તો ત્રિશલા માતા છે ને આ વળી બીજી માતા કોણ? ભગવંત કહે છે અહો ગૌતમ! હું દશમા દેવલોકથી ચવીને આવ્યો ત્યારે આ માતાના ગર્ભમાં આવ્યો હતો. તેના ઉદરમાં ૮૨॥ રાત્રિ રહી આવ્યો છું. એ માતાના હેતનો ઉભરો છે. તીર્થંકર કદી બ્રાહ્મણ કુળમાં જન્મે નહિ એટલે હરણગમેષી દેવે તેના ગર્ભમાંથી સાહારણ કરીને મને ત્રિશલામાતાના ગર્ભમાં મૂક્યો. એ ન બનવાનું બન્યું છે. તે દેવાનંદાના કર્મનો ઉદય હતો.

દેવાનુપ્રિયો! જેમ દેવાનંદા માતાને મહાવીર પ્રભુના દર્શન કરતાં હર્ષ થયો તેવો હર્ષ દેવકીરાણીને સંતોના દર્શન કરતાં થયો. સાત આઠ પગલાં સંતોના સામે જઈને તિક્ખુત્તોનો પાઠ ભણીને વંદણા કરીને ખૂબ પ્રસન્ન થઈ. હર્ષનાં અતિરેકથી હૈયું ઉછળવા લાગ્યું અને ખૂબ પ્રેમથી કહ્યું પધારો....પધારો.

પ્રભુ પાવન કરોને મુજ ઝુંપલડી, સૂની પડી હૈયાની હાટલડી....પ્રભુ...
ત્રિલોક તારક ત્રિભુવન સ્વામી, તારી ભક્તિમાં નહિ રાખું ખામી.
રડી રડી વિતાવું દિન રાતલડી....પ્રભુ....

હે પ્રભુ! આપ મારે ઘેર પધારી મારી ઝુંપડી પાવન કરો. આજે મારી ઝુંપડીમાં સોનાનો સૂરજ ઉગ્યો. તમને થશે કે એ તો મોટા મહેલમાં રહેતા હતા. એમને ઝુંપડી ક્યાં હતી? ભાઈ! આત્માર્થી મનુષ્યોને ભલે તેટલા મોટા મહેલ હોય,

અમે તેટલી રાજસંપત્તિ હોય પણ એને મન સંતો આગળ બધું તુચ્છ છે, સંતો પ્રત્યે કેટલું બહુમાન હોય ત્યારે આવા શબ્દો બોલાય છે એના ઘરમાં દાસ-દાસી, નોકર-ચાકર બધા ખમ્મા ખમ્મા કરતાં હતાં. પાણી માંગતા દૂધ મળતું હતું. છતાં એ કહે છે કે પ્રભુ! તમારા દર્શન વિના મારા હૈયાની હાટડી સૂની પડી ગઈ છે. આ શબ્દો ઉપરથી આપણે સમજી શકીએ છીએ કે સંસારનાં સુખ અને સંસારનાં સ્નેહ કરતાં ધર્મનો પ્રેમ તેમને મન વિશેષ હતો.

**સંતોને જોતાં દેવકી રાણીનું હર્ષથી ઉછળેલું હૃદય :** દેવકી રાણી સંતોનું સન્માન કરીને આગ્રહપૂર્વક વિનંતી કરીને "जेणेव भत्तघरे तेणेव उवागच्छइ।" જ્યાં ભત્તઘર એટલે રસોડું હતું ત્યાં લઈ ગઈ. મોટા રજવાડામાં રહેવાના મહેલ જુદા હોય છે ને રસોડા પણ જુદા હોય છે. દેવકીરાણીના મહેલની બાજુમાં રસોડું હતું. એ રસોડામાંથી રસોઈ લાવીને એ સાધુને વહોરાવે તો તે કલ્પતી નથી, જો સાધુ માટે મહેલમાં લઇ આવે "અભિહડાણિય સામું લાવવાનો દોષ લાગે છે. એટલે સાધુ એ રીતે વહોરાવેલો આહાર લે નહિ. બીજી વાત રસોડું બીજી રૂમમાં હોય ને બાજુના રૂમમાં લાવીને વહોરાવે તો પણ સાધુ લે નહિ કારણ કે રસોડામાં સચેત-અચેત ઘણી ચીજો પડેલી હોય છે. તૈયાર રસોઈ પણ ક્યાસ કે સગડી ઉપર હોય અગર બીજી કોઈ સચેત વસ્તુ ઉપર અચેત વસ્તુ પડી હોય તે લાવીને વહોરાવી દે તો સાધુને શું ખબર પડે? એટલે જ્યાં દૃષ્ટિ પડે કે કઈ ચીજ ક્યાંથી લે છે ત્યાં ઉભા રહીને સાધુ ગૌચરી કરે. તમે ટેબલ પર બધું લઇને જમવા બેઠા હો ને અચાનક સાધુ પધારે તો તેના ઉપર સચેત પાણી કે બીજી કોઈ સચેત વસ્તુ ના હોય તો ત્યાંથી વહોરાવી શકાય.

દેવકી માતા બે અણગારોને જ્યાં રસોડું હતું ત્યાં લઈ ગયા. તે દાન દેવા માટે ગાંડી ઘેલી બની ગઇ છે. જાણે હું શું આપી દઉં! હીરા, માણેક, મોતી આપી દઉં. તો એ તેમને કલ્પતું નથી. જેમણે કંચનને કથીર માન્યું છે, રૂપિયાને રોડા માન્યા છે ને રત્નોને કાંકરા માની જેણે છોડી દીધા છે. તેને એની ક્યાં જરૂર છે? એમને તો શરીર ટકાવવા માટે આહારની જરૂર છે. દેવકીરાણી શું કરે છે? "सीहकेसराण मोयगाणं थालं भरेइ।" રાજા મહારાજાઓના રસોડા ઘણાં મોટા હોય છે. તેમાં ઘણી જાતજાતની રસોઇ બનાવવામાં આવે છે. દેવકીરાણી બધી ચીજો છોડીને સૌથી પહેલાં સિંહકેશરીયા મોદકનો થાળ ભરીને પોતાને આંગણે આવેલા પવિત્ર સંતોને વહોરાવવા તૈયાર થઇ. વહોરાવતી વખતે પણ એના અંતરનો : અનેરો હતો. જંગલમાં કોઇ મુસાફીર ભૂલો પડયો હોય તેને અચાનક કોઈ . મળી જાય તો કેટલો આનંદ થાય છે? તેમ દેવકીરાણીને પોતાને આંગ... સંત પધારતાં અપૂર્વ આનંદ થયો છે,

છે. એ વાણી તો એવી મધુરી હોય છે કે તેના અમૃત ઘૂંટડા પીતાં માનવીનું પેટ ભરાતું નથી. ભગવાન વાણીની ધારા વહાવી રહ્યા છે ત્યાં દેવાનંદા દર્શન કરે છે. દર્શન કરતાં દેવાનંદાને એવો અલૌકિક હર્ષ થયો કે હું આ શું જોઈ રહી છું ? કોના દર્શન કરું છું ? ભગવાનના દર્શન કરતાં એના હૈયામાં હર્ષ સમાયો નહિ. હૈયું હર્ષથી થનથની ઉઠયું. હર્ષમાં તેમની કંચુકી ખેંચાવા લાગી ને સ્તનમાંથી દૂધની ધારા છૂટી. તે પ્રભુના મુખ ઉપર છંટાઈ. આ જોઈને ગૌતમસ્વામીને ખૂબ આશ્ચર્ય થયું. અહો પ્રભુ ! અત્યાર સુધીમાં કરોડો માતાઓ આપના દર્શન કરવા આવી છે પણ હજુ સુધી આવું આશ્ચર્ય મેં જોયું નથી તો આજે આ શું બન્યું ? ભગવંત કહે છે કે ગૌતમ ! આ છે માતૃપ્રેમ. આમાં તારે આશ્ચર્ય પામવા જેવું નથી.

આજના સંતાનો ભણીગણીને તૈયાર થાય, પરણે અને બે પૈસા કમાતાં થાય એટલે માતાના ઉપકારને ભૂલી જાય છે. એને ખબર નથી હોતી કે આ માતાએ કેટલા કષ્ટ વેઠીને મને ઉછેર્યો છે અને માતાના હૃદયમાં સંતાનો પ્રત્યે કેટલું વાત્સલ્ય હોય છે. પોતે દુઃખમાં હોય તો પણ દીકરાના હિતની સદા ચિંતા કરે છે. એવું માતાનું વાત્સલ્ય હોય છે. માટે માતા પિતાનો ઉપકાર કદી ભૂલશો નહિ. ભગવાને ગૌતમસ્વામીને કહ્યું કે આ તો માતૃપ્રેમ છે. ત્યારે ગૌતમસ્વામીને વધુ આશ્ચર્ય થયું. અહો પ્રભુ ! આપને જન્મ દેનાર તો ત્રિશલા માતા છે ને આ વળી બીજી માતા કોણ ? ભગવંત કહે છે અહો ગૌતમ ! હું દશમા દેવલોકથી ચવીને આવ્યો ત્યારે આ માતાના ગર્ભમાં આવ્યો હતો. તેના ઉદરમાં ૮૨ા રાત્રિ રહી આવ્યો છું. એ માતાના હેતનો ઉમળકો છે. તીર્થંકર કદી બ્રાહ્મણ કુળમાં જન્મે નહિ એટલે હરણગમેષી દેવે તેના ગર્ભમાંથી સાહારણ કરીને મને ત્રિશલામાતાના ગર્ભમાં મૂકયો. એ ન બનવાનું બન્યું છે. તે દેવાનંદાના કર્મનો ઉદય હતો.

દેવાનુપ્રિયો ! જેમ દેવાનંદા માતાને મહાવીર પ્રભુના દર્શન કરતાં હર્ષ થયો તેવો હર્ષ દેવકીરાણીને સંતોના દર્શન કરતાં થયો. સાત આઠ પગલાં સંતોના સામે ગઈ ને તિકખુત્તોનો પાઠ ભણીને વંદણા કરીને ખૂબ પ્રસન્ન થઈ. હર્ષનાં અતિરેકથી હૈયું ઉછળવા લાગ્યું અને ખૂબ પ્રેમથી કહ્યું પધારો....પધારો.

પ્રભુ પાવન કરોને મુજ ઝુંપડી, સૂની પડી હૈયાની હાટડી....પ્રભુ...
ત્રિલોક તારક ત્રિભુવન સ્વામી, તારી ભક્તિમાં નહિ રાખું ખામી.
રહી રહી વિતાવું દિન રાતડી....પ્રભુ....

હે પ્રભુ ! આપ મારે ઘેર પધારી મારી ઝુંપડી પાવન કરો. આજે મારી ઝુંપડીમાં સોનાનો સૂરજ ઉગ્યો. તમને થશે કે એ તો મોટા મહેલમાં રહેતા હતા. એમને ઝુંપડી કયાં હતી ? ભાઈ ! આત્માર્થી મનુષ્યોને ભલે તેટલા મોટા મહેલ હોય,

ભલે તેટલી રાજસંપત્તિ હોય પણ એને મન સંતો આગળ બધું તુચ્છ છે, સંતો પ્રત્યે કેટલું બહુમાન હોય ત્યારે આવા શબ્દો બોલાય છે એના ઘરમાં દાસ–દાસી, નોકર–ચાકર બધા ખમ્મા ખમ્મા કરતાં હતાં. પાણી માંગતા દૂધ મળતું હતું. છતાં એ કહે છે કે પ્રભુ! તમારા દર્શન વિના મારા હૈયાની હાટડી સૂની પડી ગઈ છે. આ શબ્દો ઉપરથી આપણે સમજી શકીએ છીએ કે સંસારનાં સુખ અને સંસારનાં સ્નેહ કરતાં ધર્મનો પ્રેમ તેમને મન વિશેષ હતો.

**સંતોને જોતાં દેવકી રાણીનું હર્ષથી ઉછળેલું હૃદય :** દેવકી રાણી સંતોનું સન્માન કરીને આગ્રહપૂર્વક વિનંતી કરીને "जेणेव भत्तघरे तेणेव उवागच्छइ।" જ્યાં ભત્તઘર એટલે રસોડું હતું ત્યાં લઇ ગઈ. મોટા રજવાડામાં રહેવાના મહેલ જુદા હોય છે ને રસોડા પણ જુદા હોય છે. દેવકીરાણીના મહેલની બાજુમાં રસોડું હતું. એ રસોડામાંથી રસોઈ લાવીને જો સાધુને વહોરાવે તો તે કલ્પતી નથી, જો સાધુ માટે મહેલમાં લઇ આવે "અભિહડાણિય સામું" લાવવાનો દોષ લાગે છે. એટલે સાધુ એ રીતે વહોરાવેલો આહાર લે નહિ. બીજી વાત રસોડું બીજી રૂમમાં હોય ને બાજુના રૂમમાં લાવીને વહોરાવે તો પણ સાધુ લે નહિ કારણ કે રસોડામાં સચેત–અચેત ઘણી ચીજો પડેલી હોય છે. તૈયાર રસોઈ પણ ગ્યાસ કે સગડી ઉપર હોય અગર બીજી કોઈ સચેત વસ્તુ ઉપર અચેત વસ્તુ પડી હોય તે લાવીને વહોરાવી દે તો સાધુને શું ખબર પડે? એટલે જ્યાં દૃષ્ટિ પડે કે કઈ ચીજ ક્યાંથી લે છે ત્યાં ઉભા રહીને સાધુ ગૌચરી કરે. તમે ટેબલ પર બધું લઇને જમવા બેઠા હો ને અચાનક સાધુ પધારે તો તેના ઉપર સચેત પાણી કે બીજી કોઈ સચેત વસ્તુ ના હોય તો ત્યાંથી વહોરાવી શકાય.

દેવકી માતા બે અણગારોને જ્યાં રસોડું હતું ત્યાં લઈ ગયા. તે દાન દેવા માટે ગાંડી ઘેલી બની ગઇ છે. જાણે હું શું આપી દઉં! હીરા, માણેક, મોતી આપી દઉં. તો એ તેમને કલ્પતું નથી. જેમણે કંચનને કથીર માન્યું છે, રૂપિયાને રોડા માન્યા છે ને રત્નોને કાંકરા માની જેણે છોડી દીધા છે. તેને એની ક્યાં જરૂર છે? એમને તો શરીર ટકાવવા માટે આહારની જરૂર છે. દેવકીરાણી શું કરે છે? "सींहकेसराण मोयगाणं थालं भरेइ।" રાજા મહારાજાઓના રસોડા ઘણાં મોટા હોય છે. તેમાં ઘણી જાતજાતની રસોઇ બનાવવામાં આવે છે. દેવકીરાણી બધી ચીજો છોડીને સૌથી પહેલાં સિંહકેશરીયા મોદકનો થાળ ભરીને પોતાને આંગણે આવેલા પવિત્ર સંતોને વહોરાવવા તૈયાર થઇ. વહોરાવતી વખતે પણ એના અંતરનો આનંદ અનેરો હતો. જંગલમાં કોઇ મુસાફીર ભૂલો પડયો હોય તેને અચાનક કોઈ સથવારો મળી જાય તો કેટલો આનંદ થાય છે? તેમ દેવકીરાણીને પોતાને આંગણે અચાનક સંત પધારતાં અપૂર્વ આનંદ થયો છે.

બંધુઓ! ભૂલા પડેલા જીવોને સંત સથવારા જેવા છે. સાંભળો. એક ન્યાય આપીને સમજાવું. એક માનવી ગાઢ જંગલમાં ભૂલો પડયો હતો. સાચો માર્ગ શોધવા ચારે તરફ રખડી રખડીને થાકી ગયો હતો. ભૂખ તરસ પણ ખૂબ લાગી હતી. જંગલમાં ખાવાનું તો ક્યાંથી મળે? પણ ક્યાંક પાણી મળે તો પીને મારી તૃષા છીપાવું. એમ વિચાર કરીને પાણી માટે ફાંફા મારતો હતો. ત્યાં એટલામાં એક ઝુંપડી અને પાણીની પરબ જોઈ. ઝુંપડીમાં એક માણસ હતો. તે જે કોઈ ભૂખ્યો તરસ્યો માણસ આવે તેને રોટલો ને દાળ જમાડતો હતો ને ઠંડુ પાણી પીવડાવતો હતો. પેલો માણસ તો રાજી રાજી થઈ ગયો. રોટલો ને દાળ ખાધા, જંગલનું શીતળ પાણી પીધું. બાજુમાં એક મોટો ઘટાદાર વડલો હતો એટલે મનમાં થયું કે થોડી વાર આરામ કરું પછી આગળ જાઉં. એ માણસ વડલાની શીતળ છાયામાં સૂઈ ગયો.

ભૂલા પડેલા મુસાફરીને જંગલમાં ખાવાપીવાનું મળ્યું વિસામો લેવા માટે વડલાનું ઝાડ મળી ગયું છતાં એ વગડામાં રહેવાનું પસંદ કરશે? ના. પેલો મુસાફીર થાક્યો પાક્યો વિસામો લેવા માટે સૂતો છે પણ પોતાને ગામ જવું છે તે વાત ભૂલ્યો નથી. ત્યાં કોઈ બીજો મુસાફીર ફરતો ફરતો આવી પહોંચ્યો ને પેલાને ઢંઢોળીને કહે છે ભાઈ! જાગો. આ જંગલમાં નિરાંતે કેમ સૂતા છો? ત્યારે પેલો જાગીને કહે છે ભાઈ! હું આ જંગલમાં ભૂલો પડયો છું. મને મારા ગામનો માર્ગ જડતો નથી એટલે થાકીને થોડીવાર વિસામો લેવા માટે સૂતો છું. તમારે ક્યા ગામ જવું છે? મારે અમુક ગામ જવું છે. ત્યાં પેલો કહે છે મારું પણ એ જ ગામ છે. ત્યારે આવનાર મુસાફર કહે છે ચાલો, મારી સાથે, હું રસ્તો બરાબર જાણું છું. તમને તમારે ઘેર પહોંચાડી દઈશ. એ સમયે ભૂલા પડેલા મુસાફરને કેટલો આનંદ થાય? વડલાની શીતળ છાયા છોડીને જવા તૈયાર થઈ જાય ને?

આ ન્યાય આપણા આત્મા સાથે ઘટાવવાનો છે. આપણો આત્મા અનંતકાળથી ભવરૂપી વનમાં ભૂલો પડયો છે. તે પોતાના કર્માનુસાર દેવ, નારકી, મનુષ્ય, તિર્યંચમાં વિવિધરૂપ ધારણ કરીને ભવ વનમાં ભટકી ભટકીને ખૂબ થાકી ગયો. ત્યાં એના પરમ સદ્ભાગ્યે મનુષ્ય ભવરૂપી વડલાનું વિશ્રામસ્થાન મળ્યું, ખાવાપીવાની સગવડ મળી એટલે જીવ હાશ કરીને શાંતિથી બેઠો છે. ત્યાં સંતપુરૂષો આવીને કહે છે ભવમાં ભવમાં ભૂલા પડેલા મુસાફરો! તમે જાગો. ક્યાં સુધી ઉંઘ્યા કરશો? આયુષ્ય રૂપી સૂર્યનો અસ્ત થાય તે પહેલાં આપણે આપણાં ઘેર પહોંચી જઈએ. જીવનું શાશ્વત ઘર કયું તે જાણો છો ને? જીવનું શાશ્વત ઘર મોક્ષ છે. આ મનુષ્યભવ તો વિસામો છે. સંતો કહે છે જો તમારે શાશ્વત ઘેર પહોંચવું હોય તો અમારી સાથે ચાલો. અમે મોક્ષમાર્ગના ભોમિયા છીએ, અમારે ત્યાં જવું છે તો તમને એ માર્ગ બતાવી દઈશું.

જાગો બંધુઓ! આ ઘરબાર, માલ મિલ્કત, પત્ની, પુત્રો બધું છોડીને જવું ગમશે ને? આવું સાચું ઘર બતાવનારા સંતો તમને વારંવાર નહિ મળે. માટે તમે જાગી જાવ. મોક્ષમાં જવાનો સાચો માર્ગ જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ છે. જેને જવાની લગની લાગી છે તેવા આત્માઓ જાગી ગયા છે. હવે જેને જલ્દી કર્મની બેખડો તોડી ભવ વન ઓળંગીને મોક્ષમાં જવાની લગની લાગી હોય તે જલ્દી જાગી જજો. અહીં દેવકીમાતાને પણ ભવ વનમાંથી બહાર કાઢનાર સંત મળ્યા છે. તે સંતને જોઈને ગાંડીઘેલી બની ગઈ છે અને વહોરાવવા માટે સિંહકેશરીયા લાડુનો થાળ ભરીને લાવી છે. હવે એ સંતને લાડુ વહોરાવશે ને શું બનશે તેના ભાવ અવસરે.

ચરિત્ર :– અર્જુન પરોપકાર માટે કેટલું કષ્ટ સહન કરે છે! એમણે બીજાનું દુઃખ મટાડવા માટે એવો વિચાર ન કર્યો કે હું આટલું મોટું સાહસ કરું છું તેમાં જો હું કદાચ મરી જઈશ તો મારા માતા–પિતા, ભાઈઓ અને દ્રૌપદીનું શું થશે? પરદુઃખભંજન અને પરોપકારી પુરૂષોમાં સ્વાર્થવૃત્તિ હોતી નથી. અહીં અર્જુનને એવી ભાવના પણ નથી કે હું આ મણીચૂડને તેનું રાજ્ય અપાવી દઉં એટલે મને તે સારો કહેશે. મારી પ્રશંસા કરશે ને મને દુઃખમાં સહાય કરશે. આવો વિચાર સરખો પણ નથી. બસ, એક જ ભાવના છે કે મને માનવજીવન મળ્યું છે તો કંઈક કરી લઉં. રાજમહેલ છોડીને વનવાસ આવવું પડયું તે પરોપકાર માટે જ ને? જો એમણે એમ વિચાર કર્યો હોત કે ગાયોને છોડાવવા કેવી રીતે જાઉં? ધનુષ્યબાણ દ્રૌપદીના મહેલે પડયા છે. જો લેવા જઈશ તો પ્રતિજ્ઞાનો ભંગ થશે ને વનવાસ જવું પડશે. માટે મારે જવું નથી. આવો વિચાર કર્યો હોત તો વનમાં આવવું પડત નહિ. પણ પોતાનું જે થવું હોય તે થાય પણ ગાયોને બચાવવી સારી. માટે ધનુષ્યબાણ લેવા ગયા. ગાયોને બચાવી પ્રતિજ્ઞાનું પાલન કરવા વનમાં આવ્યા. અહીં પણ કેવી પવિત્ર ભાવના છે!

વિદ્યા સિધ્ધ કરવા માટે ધ્યાન લગાવીને બેઠા. પાંચ સાત દિવસ થયાં ત્યાં વ્યંતર દેવોના ઉપદ્રવ શરૂ થયા. દેવો અનેક પ્રકારનાં રૂપો કરી શકે છે. એટલે સિંહ, વાઘ, વરૂ, સર્પ, વીંછી વિગેરે અનેક રૂપો લઈને અર્જુનને બીવડાવવા લાગ્યા. તો પણ અર્જુન ડર્યો નહિ. તે પોતાના ધ્યાનમાં અડગ રહ્યા, ત્યારે દેવોએ વિચાર કર્યો કે આમાં ડર્યો નહિ તો હવે એનું હૃદય પીગળી જાય તેવું દ્રશ્ય ખડું કરીએ. જ્યાં મારાપણાની મમતા જાગે, મોહ જાગે, એવું કરીએ એટલે આપોઆપ તેનું મન ચલાયમાન બની જશે.

બના રૂપ કુંતીમાતાકા, સન્મુખ ત્રાસ દિખાવે,
બિંધા લાય દ્રૌપદીકો ફિર, વિલખા રૂદન મચાવે હો–શ્રોતા...

બંધુઓ! મોહનીય કર્મ ભયંકર છે. તે ભલભલાને નચાવે છે. જ્યાં મોહ છે, મમતા છે ત્યાં જીવને દુઃખ થાય છે, પણ જ્યાં રાગ કે મોહ નથી ત્યાં કાંઈ દુઃખ થતું નથી. તમારી બાજુમાં પાડોશીનો દીકરો સીરીયસ થઈ ગયો છે. ઘડી બેઘડીનો મહેમાન છે. બાર વાગ્યાનો ટાઈમ છે. બોલો શું કરો? ઝટ જમી લો ને? છોકરો સીરીયસ છે છતાં કેમ ગળે ઉતર્યું? મારાપણાની મમતા નહોતી એટલે ને? એ પોતાનો દીકરો સીરીયસ હોત તો રોટલીનું બટકું ગળે ઉતરત? 'ના.' ટૂંકમાં મોહ માણસને પીગળાવી દે છે. એટલે દેવોએ અર્જુન એના ધ્યાનમાંથી ચલાયમાન થાય તેવું દ્રશ્ય ઉભું કર્યું.

કુંતામાતાનું રૂપ બનાવીને સામે બેસાડયા અને કોઈ તેને માર મારવા લાગ્યા. કોઈ તેની સાડીનો પાલવ ખેંચવા લાગ્યા. ત્યારે કુંતામાતા રડતાં રડતાં કહે છે બેટા અર્જુન! તું તારી માતા સામું તો જો. છતાં દીકરે વાંઝણી જેવી મારી દશા છે. આ દુષ્ટો મને માર મારે છે. મારી ઈજ્જત લૂંટે છે. આમ ખૂબ ચીસો પાડે છે. પણ અર્જુનજી ધ્યાનમાંથી ચલાયમાન થતા નથી. એમનું ધ્યાન એવું છે કે બહાર શું થાય છે તેની એમને ખબર ન પડે. કેટલી ચિત્તની સ્થિરતા હશે! તમે તો એક નવકારવાળી ગણો એટલીવાર પણ ચિત્ત સ્થિર રહેતું નથી. "માળાના મણકા ફરે હાથ પર ને મન ફરે ચકડોળે." એવી જીવની દશા છે.

કુંતામાતા ઘણો કલ્પાંત કરે છે છતાં અર્જુનનું ચિત્ત ચલિત થતું નથી. ત્યારે દ્રૌપદીનું રૂપ બનાવ્યું. એમણે વિચાર કર્યો કે માણસ પરણે એટલે એને માતા કરતાં પણ પત્ની વિશેષ વહાલી હોય છે. માટે દ્રૌપદીને રડતી જોશે તો તેનું હૃદય પીગળી જશે. દ્રૌપદીનું રૂપ કરીને બેઠાં. પછી કોઈ ભાલાથી વીંધવા લાગ્યા, કોઈ એની લાજ લૂંટવા માટે એના વસ્ત્ર ખેંચે છે. ત્યારે દ્રૌપદી કરૂણ સ્વરે વિલાપ કરતી કહે છે અહો, સ્વામીનાથ! હું પાંચ પાંચ પતિની પત્ની પાંચાળી હોવા છતાં આ દુષ્ટ પુરૂષો તમારી સામે મારી ઈજ્જત લૂંટે છે. તો તમે કેમ બેસી રહ્યાં છો? હે ધનુર્ધારી અર્જુન! તમે તો મહાન પરાક્રમી છો ને આમ કેમ બેસી રહ્યા છો? તમારાથી આ અત્યાચાર કેમ સહન થાય છે? તમે મને બચાવો...બચાવો એવી ચીસો પાડે છે પણ અર્જુનજી તો જાણે નિશ્ચેતન કલેવર ન હોય તેની માફક સાધનામાં સ્થિર રહ્યા છે. લૌકિક વિજય માટે આટલું કષ્ટ સહન કરવું પડે છે તો આત્મવિજય માટે કેટલું સહન કરવું પડે તેનો વિચાર કરજો. વધુ ભાવ અવસરે.

## વ્યાખ્યાન નં. ૨૪

શ્રાવણ સુદ ૧૨ ને બુધવાર તા. ૨૭-૭-૭૭

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! મહાનપુરૂષો કહે છે કે આ સંસાર ભયંકર અગ્નિ જેવો છે. અગ્નિમાં બળતા ઝળતા માનવીને તેમાંથી બચવા માટે કોઈને કોઈ શરણું શોધવું જોઈએ. એ શરણુ છે વીતરાગી ભગવંતોનું.

જ્ઞાની ભગવંત કહે છે કે યાદ રાખજો કે આ કાયાની છાયા ઘરઘરમાં દેખાય છે. એ છાયા દેખાતી પણ એક દિવસ બંધ થઈ જશે. એની માયા ક્યાં સુધી રાખવી? એ માયાના બંધનો એક દિવસ તૂટી જશે ત્યારે શું? તેવો કદી વિચાર આવે છે ખરો?

આ કાયાની છાયા એક દિવસ દેખાતી બંધ થવાની છે એ બધા જાણે છે છતાં કોણ જાણે અમરપટ્ટો લઈને ન આવ્યા હોય તેવી રીતે એશઆરામથી સુંદર જીવન વીતાવે છે. પણ યાદ રાખજો કે આ પૃથ્વી ઉપર મોટા મોટા છત્રીધરો અને ગાદીધરો થઈ ગયાં છે. જેમના મહેલો રંગીન રોશનીથી ઝળહળતા હતા. તેમાં ભવ્ય સમારંભ અને વિલાસનાં સાધનો હતાં. છતાં તેમના જીવન પળવારમાં સૂના થઈ ગયા. ખાલી હાથે આવ્યા હતાં ને ખાલી હાથે ચાલ્યા ગયાં. નાશવંત દેહની લાલસામાં જીવનને તપ-ત્યાગ, દયા, દાન આદિની સમૃધ્ધિથી સમૃધ્ધ બનાવી શક્યા નહિ. આ અફસોસની કથા લખતાં ગયા ને આ સંસાર અસાર છે તેમ કહીને બીજાને બોધ આપતા ગયા. પણ આ અફસોસની કથા કોઈ યાદ કરતું નથી, અને સંસારરૂપી અગ્નિમાં સુખ માની મોહ માયામાં રચ્યાપચ્યા રહે છે ને "આજનો લ્હાવો લીજીયે રે કાલ કોણે દીઠી છે" એમ માની સંસારનાં સુખો વધારી રહ્યા છે, પણ આત્માનો વિકાસ કેમ થાય તે માટેનો કોઈ પ્રયત્ન કરતા નથી.

બંધુઓ! આત્મિક વિકાસ સાધવો હોય તો દરેક જીવે એ વિચાર કરવો જોઈએ કે હું કોણ છું? મારું કર્તવ્ય શું છે? અને કરેલાં કર્મો મારે પોતાને ભોગવવાનાં છે. બીજી વાત એ વિચારવાની છે કે આ જીવ પહેલાં હતો, આજે છે ને પછી પણ રહેવાનો છે. કર્મસંયોગે દેહ ધારણ કરવો પડયો છે. પાંચ, દશ, પચ્ચીસ, પચાસ કે સો વર્ષ પૂરતો આ દેહનો સંગાથ છે. પછી એને છોડવાનો છે. એવા દેહને દેવ માનીને દિન રાત એની સેવામાં જીવનનું સર્વસ્વ હોમી દે છે. પણ એ અજ્ઞાની જીવને ખબર નથી કે આ દેહ દાગીના જેવો છે ને આત્મા સોના જેવો છે. દાગીનો તો આજ છે ને કાલે તૂટી જશે પણ સોનું તો કાયમ રહેવાનું છે, દાગીના વિના સોનાની કિંમત ઉપજશે પણ સોના વિના દાગીનાની કાણી કોડી

પણ નહિ ઉપજે. સોના જેવો આત્મા અને હાંડીના જેવો દેહ એ બેમાંથી તમે કોને મહત્વ આપશો? જ્ઞાની પુરૂષોએ આત્માને મહત્વ આપ્યું છે. દેહને તો સાધના કરવાનું સાધન માન્યું છે. ચૈતન્ય દેવનો ઝળહળાટ અનેરો છે ને આ દેહ તો જડ છે.

જેમણે શરીરને સંયમની સાધના કરવાનું સાધન માનેલું છે અને આત્મતત્વને પીછાણ્યું છે તેવા છ અણગારો ગૌચરી કરવા માટે દ્વારિકા નગરીમાં નિર્દોષ આહારની ગવેષણા કરતાં કરતાં ત્રિખંડ અધિપતિ કૃષ્ણ વાસુદેવની માતા દેવકીરાણીના મહેલે બે અણગારો પધાર્યા. સંતોને જોઈને દેવકીરાણીના હૈયામાં હર્ષની છોળો ઉછળવા લાગી. સંતોને સાત આઠ પગલાં સામી જઈ વંદન કરીને જ્યાં વસુદેવ મહારાજા, કૃષ્ણ વાસુદેવ અને બધી રાણીઓ જમતાં હતાં તે રસોડામાં લઈ ગઈ અને સિંહકેશરીયા લાડુનો થાળ ભરીને લઈ આવી. એ લાડુ વહોરાવતાં પણ સંતો પ્રત્યે કેટલી ઉત્કૃષ્ટ ભાવના છે! અહો, મારા તારણહાર આજે મારે આંગણે પધારીને મને ધન્ય બનાવી. તમે કેટલાં મહાન છો.

શબ્દમાં સમાય નહિ એવો તું મહાન-કેમ કરી ગાઉં પ્રભુ તારા ગુણગાન-
ગજું નથી મારું એવું કહે આ જબાન-કેમ કરી ગાઉં પ્રભુ તારા ગુણગાન.

દેવકી કહે છે અહો મારા પ્રભુ! અને પ્રભુના સંતો! તમે કેટલાં બધા મહાન છો. દેવકીને ભગવાન અને તેમના સંતો પ્રત્યે ખૂબ માન છે. બીજનો ચંદ્રમા એ ચંદ્રમા કહેવાય ને પુનમનો ચંદ્ર એ પણ ચંદ્રમા છે. બીજમાંથી પુનમનો ચંદ્ર થાય છે. એટલે આપ મારા ભગવાનના અંશ છો. તમે કેટલા પવિત્ર છો! તમારામાં કેટલા ગુણ ભર્યા છે! તમારા ગુણોનું વર્ણન કરવાની મારામાં તાકાત નથી. મારી જીભ એક છે પણ બીજી હજારો જીભો ભેગી કરીને તમારા ગુણો ગાઉં તો પણ પાર આવે નહિ એવા મારા ગુણીયલ ગુરૂ! આજે મારે આંગણે પધારીને તમે મને પાવન બનાવી છે.

ચંદનબાળા સતી ધનાવાહ શેઠને ત્યાં હતી. એ ગામના રાજાની રાણી ચંદનબાળાની સગી માસી હતી. પણ એને ખબર ન હતી કે મારી ભાણેજને માથે આવા કષ્ટ પડયાં છે, પણ જ્યારે ચંદનબાળાને આંગણે મહાવીર પ્રભુના પાવનકારી પગલાં થયા, પાંચ માસ અને પચ્ચીસ દિવસની ઉગ્ર તપશ્ચર્યાના પારણે ચંદનાએ પ્રભુને અડદના બાકુળા વહોરાવ્યા ને પ્રભુનો અભિગ્રહ પૂરો થયો ત્યારે આકાશમાં દેવદુંદુભી વાગી. 'અહોદાનં....અહોદાનં' દેવોએ એવી દિવ્ય ઘોષણા કરી એનો ઐશ્રી અવાજ સારી નગરીમાં સંભળાયો, અને સાડાબાર ક્રોડ સોનૈયાની વૃષ્ટિ થઈ. આ સમયે ગામના રાજા-રાણી અને પ્રજા સૌ દોડીને આવ્યા, અને સતી ચંદનબાળાનો

જયજયકાર બોલાવ્યો. સારી નગરીમાં ચંદનબાળાને સૌએ ઓળખી. એના માસી અને માસાએ પણ ઓળખી. આ પ્રતાપ કેનો? ભગવાનનો. જો ભગવાન ત્યાં ન પધાર્યા હોત તો ચંદનબાળાને કોઈ ઓળખત નહિ. ટૂંકમાં આવા પવિત્ર સંતોનો સમાગમ નાના માનવીને પણ મહાન બનાવે છે. દાનવને માનવ બનાવે છે. નરકમાં જતાં અટકાવી સદ્‌ગતિમાં લઈ જાય છે.

પવિત્ર સંતોના ગુણગાન કરતી દેવકીરાણી કહે છે પ્રભુ! ક્યાં રાઈ ને ક્યાં મેરૂ! ક્યાં ગુલાબ ને ક્યાં આંકડો! તમે એવા મહાન છો. તમે સંસાર દાવાનળમાંથી બહાર નીકળ્યા છો. હું દાવાનળમાં બળી રહેલી છું. આપે પધારીને પરમ શીતળતા આપી છે. આમ સંતના ગુણગાન કરતાં આનંદ પામતી દેવકીરાણી સિંહકેશરીયા મોદકનો મોટો થાળ ભરીને લાવી. भरित्ता ते अणगारे पडिलाभेइ। અને તે લાડુ અણગારોને વહોરાવ્યા. સિંહકેશરીયા લાડુ ૮૪ જાતનાં ઉંચા પ્રકારનાં વસાણા નાંખીને બનાવવામાં આવે છે. તેને સામાન્ય માનવી પચાવી શકે નહિ. એને પચાવવા માટે એવું સંઘયણ જોઈએ. સંગ્રહણીના દર્દીને શીરો ખવડાવવામાં આવે તો બિચારો વહેલો મરી જાય. શરીર જેવો આહાર પચાવી શકે તેવો ખવાય, ન પચે તેવો ખોરાક ખાય તો માંદો થાય. ઉત્તમ જાતિના મોદક દેવકીરાણી ખૂબ આગ્રહ કરીને સંતોને વહોરાવે છે. સાધુ જરૂરિયાતથી વધારે કદી લેતા નથી. તેમજ સાધુએ શુધ્ધ બ્રહ્મચર્યનું પાલન કરવા માટે આહાર મર્યાદિત કરવો જોઈએ. જેટલો આહાર વિકૃતિવાળો હોય તેટલી બ્રહ્મચર્ય પાલનમાં હાનિ થાય છે. તમારે પણ જો બરાબર બ્રહ્મચર્યનું પાલન કરવું હોય, ઈન્દ્રિઓના વિકારને ઘટાડવા હોય તો ખાનપાનમાં ખૂબ ધ્યાન રાખો. અને તેટલો તપ કરો. જૈન દર્શનમાં બ્રહ્મચર્યનો જેટલો મહિમા બતાવ્યો છે તેટલો બીજે ક્યાંય નથી બતાવ્યો. વિનોબાભાવે પણ બોલ્યાં છે કે આજની સરકારને સંતતિ નિયોજનની યોજના કરવી પડી છે તેમાં સંતતિ નિયોજન કરવા જતાં ભ્રષ્ટાચાર વધ્યો છે, ને ચારિત્રનાં મૂલ્ય ઘટયાં છે. જૈનદર્શને બ્રહ્મચર્ય પાલનની જે પ્રણાલિકા બતાવી છે તેને જો સૌ અનુસરે તો સરકારને સંતતિ નિયોજન કેન્દ્ર ખોલવાની જરૂર નહિ પડે. બીજો અપરિગ્રહવાદ બતાવ્યો છે કે જરૂરિયાતથી વધુ સંગ્રહ કરવો નહિ. જો સારી દુનિયા આ સિધ્ધાંત અપનાવી લે તો આજે આ સામ્યવાદ અને મૂડીવાદ સામસામી હરીફાઈ કરી રહ્યાં છે તે પણ અટકી જાય ને કોઈ જાતનું તોફાન ન રહે. સારી દુનિયા ઉપર સ્વર્ગ જેવી શાંતિ પથરાઈ જાય. બંધુઓ! જૈન ધર્મના નિયમો ઉપર અન્ય લોકોને આટલું ગૌરવ છે ત્યારે જૈનોને એવું ગૌરવ નથી. તમે બ્રહ્મચર્યની મહત્તા જો સમજો તો મહાન લાભના ભાગી બનો. બ્રહ્મચર્ય પાળનારે દરેક બાબતમાં સાવધાન રહેવું જોઈએ.

એવા મોહિક ચિત્રો ન જોવાય જેમાં મોહની વાતો આવતી હોય, તેવા પુસ્તકો પણ વંચાય નહિ.

આજે વૈજ્ઞાનિક યુગ આવી ગયો છે. તેમાં મોહ વિલાસનાં સાધનો વધ્યાં છે. ઓટોમેટિક સાધનો વધ્યા છે. એટલે શ્રમ કરવાનો ઓછો થયો ને એશઆરામ વધ્યા. બહારના વાંચનો વધ્યા. માણસ કામકાજથી નિવૃત્ત બને એટલે નાટક સિનેમા જોવા જાય. જેમાં મોહનાં નાટક ભર્યાં હોય તેવા પુસ્તકો વાંચે છે. પછી બ્રહ્મચર્ય ક્યાંથી પાળી શકે! આજથી ૧૫૦–૨૦૦ વર્ષ પહેલાં એક યુગ એવો હતો કે માણસો શ્રમ કરીને જીવન ગુજારતા હતાં. પોતાના કામકાજથી નિવૃત્ત થતાં ત્યારે આધ્યાત્મિક પુસ્તકોનું વાંચન કરતાં હતા. ધર્મધ્યાન કરતાં હતાં ને ભેગાં થઈને જ્ઞાનગોષ્ઠી કરતાં હતાં તેમજ બોધ મળે તેવા ઉંચા સાહિત્યનું સર્જન કરતાં હતાં. એ જમાનામાં મોટા મોટા રાજાઓને પણ જ્ઞાનગોષ્ઠિ કરવામાં ઘણો રસ હતો. એટલે પોતાના રાજ્યમાં મોટા મોટા પંડિતોને રાખતા. તેમની સાથે જ્ઞાનગોષ્ઠિ કરતાં અને ખુશ થઈને ક્યારેક ઈનામો આપતાં હતાં.

એક વખતનો પ્રસંગ છે. ભોજરાજાને જ્ઞાનગોષ્ટિ કરવાનો ખૂબ શોખ હતો. એટલે તે રાજ્યમાં મોટા મોટા વિદ્વાન પંડિતો રાખતા હતાં. તેમાં કવિ કાલીદાસ પંડિત મુખ્ય હતા. કાલીદાસ પંડિત બધા પંડિતોમાં બહુ શ્રેષ્ઠ હતા. એમની શક્તિ ખૂબ હતી. તેથી તે નવાં નવાં સાહિત્યો લખે. નવા નવા શ્લોકો અને કાવ્યોનું સર્જન કરતા. એમની કૃતિઓ ભોજરાજાને ખૂબ ગમતી હતી. એટલે એ ભોજરાજાના માનનીય પંડિત બની ગયા. એમની કૃતિઓથી ખુશ થઈને રાજા ક્યારેક એમને મોટું ઈનામ આપી દેતા. તેથી બીજા પંડિતોને કાલીદાસ ઉપર ખૂબ ઈર્ષ્યા આવતી હતી. દુનિયાનો નિયમ છે કે જ્યાં ગુણવાન હોય ત્યાં અવગુણી હોય. ગુણવાનના ગુણોની પ્રશંસા થાય ત્યારે બીજાથી સહન થતી નથી એટલે તેની સામે ઈર્ષ્યા કરે છે ને બળી જાય છે. જ્યારે વરસાદ પડે ત્યારે બધી વનસ્પતિ લીલીછમ બની જાય છે ને જવાસો સૂકાઈ જાય છે. અને જ્યારે બધી વનસ્પતિ સૂકાઇ જાય છે ત્યારે જવાસો લીલોછમ બની જાય છે. તે રીતે ઈર્ષ્યાળુ મનુષ્યો બીજાના ગુણોની પ્રશંસા સાંભળીને ખુશ થતાં નથી પણ ઈર્ષ્યાથી બળી જાય છે. પણ એના ગુણોની કદર કરતાં નથી. ઈર્ષ્યા એક પ્રકારનો રોગ છે. વિદુરનીતિમાં પણ કહ્યું છે કે–

य ईर्ष्युः परवित्तेषु, रूपे वीर्यं कुलान्वये।
सुख सौभाग्य सत्कारे, तस्य व्याधिरनन्तकः॥

જે મનુષ્યો બીજાના ધન, રૂપ, બળ, કુલીનતા, સુખ–સૌભાગ્ય, સત્કારની ઈર્ષ્યા

કરે છે તે રોગ અસાધ્ય છે. ઈર્ષ્યાળુ મનુષ્ય વગર રોગે રોગી જેવો બની જાય છે. આ પંડિતોને પણ કાલીદાસ પંડિતના ગુણોની પ્રશંસા, સત્કાર-સન્માન સહન ન થવાથી રાજા પાસે આવીને કાલીદાસ પંડિતની નિંદા કરતાં હતાં. પહેલાં તો રાજાને એ ગમતું ન હતું, પણ રોજ એક પ્રકારની વાત થાય એટલે માણસનું મન ફરી જાય છે. રોજ રોજ તેની નિંદા સાંભળવાથી ભોજરાજાનું મન કવિ કાલીદાસ ઉપરથી ખાટું થઈ ગયું. એટલે વાતવાતમાં તેનું અપમાન કરવા લાગ્યા. પોતાના ઉપર રાજાને અભાવ થયો છે તેમ સમજીને કાલીદાસ પંડિત તે રાજ્યનો ત્યાગ કરી બીજા રાજ્યમાં ચાલ્યા ગયા. જેનામાં ગુણ છે તે તો સર્વત્ર પૂજાય છે.

કાળીદાસ પંડિતને ગયા ઘણો સમય પસાર થઈ ગયો. આ તરફ બીજા પંડિતોનું જોર બરાબર જામ્યું છે. એક વખત કવિ કાલીદાસનું સુંદર સાહિત્ય ભોજરાજાના હાથમાં આવ્યું. રાજાને વાંચતા ખૂબ આનંદ થયો ને કાળીદાસ પંડિતની યાદ આવી. આ તો રાજા વાજા ને વાંદરા કહેવાય. ઘડીકમાં યાદ કરે ને ઘડીકમાં ભૂલી જાય. રાજાને કાળીદાસ ખૂબ યાદ આવ્યા. એ મારો રત્ન જેવો પંડિત ક્યાં ગયો? એને શોધ કરવા માટે રાજાએ એક યુક્તિ કરી. આખા નગરમાં જાહેરાત કરાવી કે જે કોઈ નવો શ્લોક બનાવીને લાવશે તેને એક લાખ સોનામહોરો ઈનામમાં આપવામાં આવશે. આ જાહેરાત નગરજનોએ સાંભળી. લાખ રૂપિયા કોને ન ગમે? તમે પણ લેવા માટે દોડો ને? તમને જો ના આવડતું હોય તો અમારી પાસે આવો. અને કહેશો કે મહાસતીજી! મને કોઈ નવો શ્લોક બનાવી આપોને. પૂછીએ કે ભાઈ! તમારે વળી નવો શ્લોક બનાવવાની શી જરૂર પડી? તો કહેશો કે લાખ રૂપિયાનું ઈનામ મળવાનું છે. (હસાહસ) જીવની કેવી દશા છે!

રાજા ભોજની જાહેરાત સાંભળીને નવા નવા પંડિતો નવા નવા શ્લોક બનાવીને આવવા લાગ્યા. આ રાજાના દરબારમાં ત્રણ મોટા પંડિતો હતાં. તેમાં એક પંડિત એક વાર સાંભળે ને તેને શ્લોક આવડી જાય. બીજાને બે વખત સાંભળે ને યાદ રહી જાય અને ત્રીજો પંડિત ત્રણ વાર સાંભળે ને યાદ રહી જાય. એવી તેમની યાદશક્તિ હતી. એટલે જે પંડિત નવો શ્લોક બનાવીને લાવતો તે એક વખત બોલે એટલે પહેલા પંડિતને કંઠસ્થ થઈ જતો. બીજી વખત બોલે એટલે બીજાને અને ત્રીજી વખત બોલાય એટલે ત્રીજાને કંઠસ્થ થઈ જતો હતો. પછી ત્રણે ક્રમસર બોલી બતાવતાં અને કહેતાં આ શ્લોક તો અમને આવડે છે. એટલે લાખ સોનામહોરો ઈનામ મેળવવાની હોંશમાં નવો શ્લોક બનાવીને લાવનાર પંડિતો વીલે મોઢે પાછા ફરતાં હતાં. આવું ઘણા વખત સુધી ચાલ્યું. ધીમે ધીમે કરતાં આ વાત ખૂબ ફેલાઈ એટલે કવિ કાલીદાસને ખબર પડી. આ વાત સાંભળીને તેના દિલમાં ભારે દુઃખ થયું. અહો! આ તો

બધા પંડિતોને બનાવવાની વાત ચાલે છે. ઠીક, તો હવે એ બધાની સાન ઠેકાણે લાવું. એમ વિચાર કરીને કાલીદાસ પંડિતે એક નવો શ્લોક બનાવ્યો ને એક ગરીબ પંડિતને બોલાવીને કહ્યું. આ શ્લોક લઈને ભોજરાજાના દરબારમાં જાઓ. ત્યાં જઈને વાંચી સંભળાવશો તો તમને એક લાખ સોનામહોરો ઈનામમાં મળશે. બિચારો ગરીબ બ્રાહ્મણ ખુશ ખુશ થઈ ગયો. હોંશભેર તે ભોજરાજાના દરબારમાં આવ્યો ને નવો શ્લોક બોલ્યો. હવે એ શ્લોકનો અર્થ એવો થતો હતો કે હે ભોજરાજા! જગત જાણે છે કે તમારા પિતાજી ખૂબ ધર્મીષ્ઠ હતાં. સત્યવાદી અને સદાચારી હતાં. તમારા પિતાએ અમારી પાસેથી નવ્વાણું ક્રોડ રૂપિયા કરજે લીધા હતાં. કદાચ તે વાત તમારી સભામાં બેઠેલા બધા પંડિતો જાણતાં હશે. પણ જો એ ન જાણતાં હોય તો આ મારો બનાવેલો શ્લોક નવીન છે એમ સમજીને મને એક લાખ રૂપિયા આપો.

મહારાજા ભોજ ખૂબ વિચક્ષણ હતાં. શ્લોકનો ભાવાર્થ સાંભળીને સમજી ગયાં કે આવો શ્લોક કોઈ સામાન્ય પંડિત બનાવી શકે નહિ. આ શ્લોક કવિ કાલીદાસનો બનાવેલો લાગે છે. એ ગમે ત્યાં જાય પણ છૂપો રહે તેમ નથી. તેના માટે એક કવિએ કહ્યું છે કે,

> "તારાકે તેજમેં ચંદ્ર છૂપે નહિ, સૂર છૂપે નહિ બાદલ છાયા,
> રણે ચઢયો રજપૂત છૂપે નહિ, દાતા છૂપે નહિ માંગણ આયા,
> ચંચલ નારીકા નેન છૂપે નહિ, પટ કે ઘૂંઘટ છાયા,
> કવિ ગંગ કહે સુણ શાહ અકબર, તેજ છૂપે નહિ સપૂત લજાયા."

તારાનું તેજ ગમે તેટલું હોય તેથી કંઈ ચંદ્ર ઝાંખો પડે? અને ગમે તેટલું બાદ વાદળું છવાઈ જાય તો પણ સૂર્ય ઢાંકયો રહે? સૂર્ય ઉપર ગમે તેટલું વાદળનું આવરણ આવી જાય તેથી કંઈ સૂર્ય નથી એમ નથી લાગતું. ગામમાં યુધ્ધની ભેરીઓ વાગતી હોય, રણશીંગા ફૂંકાતા હોય ત્યારે શુરવીર, ક્ષત્રિય ઘરમાં બેસી રહે ખરો? એ તો શસ્ત્ર લઈને યુધ્ધ મેદાનમાં જવા તૈયાર થઈ જાય. યુધ્ધમાં ભાલા-તલવાર વાગે ત્યારે એમ વિચાર ન કરે કે હું ભાગી જાઉં? હવે મારાથી સહન નથી થતું. યુધ્ધમાં પોતાની કાયા હોમી દે પણ યુધ્ધે ચઢેલો રજપૂત પાછો ન પડે. અમારા પરમ તારક બા. બ્ર. પૂ. ગુરૂદેવ રત્નચંદ્રજી મહારાજસાહેબ તથા તેમના ગુરૂદેવ બંને ક્ષત્રિય હતાં. તેમની વાણીમાં પણ એવું ક્ષાત્રતેજ ઝળકતું હતું કે જ્યારે કંઈક એવી વાત આવે ત્યારે સિંહની જેમ ગર્જના કરીને કહેતાં કે અરે વણિકો! તમે શું રેંઘલા થઈને બેઠા છો? ઉઠો, જાગો, એમ કહેતાં. ક્ષત્રિયનો બચ્ચો ગમે ત્યાં જાય પણ છૂપો ન રહે.

જેના દિલમાં દયા છે તેવા માનવીના આંગણે કોઈ ગરીબ માણસ માંગવા આવે તો બેસી ન રહે. પોતાનું સર્વસ્વ જતું કરીને આપી દે. એક વખત એક રાજકુમાર એના પિતાને વંદન કરવા ગયો ત્યારે પિતાએ કહ્યું–બેટા! આજે હું મંદિરે દર્શન કરવા જઈ શકું તેમ નથી. તું દર્શન કરી આવ. પુત્ર કહે–ભલે પિતાજી, રાજાને નમન કરીને કુંવર જાય છે ત્યારે એના પિતાએ ખુશ થઈને એની ડોકમાં હીરાનો હાર પહેરાવી દીધો. કુંવર દર્શન કરવા જાય છે. માર્ગમાં ગરીબનું ટોળું મળ્યું. તે કરગરીને કહે છે હે ગરીબ નિવાજ! અમારું રક્ષણ કરો. પાંચ પાંચ દિવસના ભૂખ્યા છીએ. કુંવર ખૂબ દયાળુ હતો. પિતાએ પહેરાવેલો હીરાનો હાર ગરીબોને આપી દીધો ને કહ્યું કે આમાંથી સરખા ભાગે ધન વહેંચી લેજો, ત્યારે ઈર્ષાળુ માણસોએ રાજા પાસે જઈને ચાડી ખાધી કે તમારા કુંવરજી જો આમ દાન દેતાં ફરશે તો ભંડાર ખાલી થઈ જશે. આથી રાજાને કુંવર ઉપર ક્રોધ આવ્યો ને ખૂબ ધમકાવ્યો. ત્યારે કુંવરે કહ્યું–પિતાજી! આપે મને હાર આપ્યો હતો એટલે એ મારી માલિકીનો ગણાય તેથી મેં દુઃખીઓને દાનમાં આપ્યો. રાજા કહે છે એવા દાન કરવા પોષાય નહિ, જો તારે આમ કરવું હોય તો તું મારા રાજ્યમાં ન જોઈએ. ચાલ્યો જા અહીંથી. કુંવર દાન દીધા વિના રહી શકે તેમ નથી. પિતાજીની આજ્ઞા થતાં તે ગામ છોડીને ચાલ્યો ગયો. પાસે ધન ન હતું પણ જંગલમાં કોઈ દુઃખી દેખે તો તનથી તેની સેવા કરતો હતો. ટૂંકમાં કહેવાનો આશય એ છે કે આંગણે માંગણ આવે ત્યારે દાતાર છૂપો રહી શકતો નથી. કોઈ સ્ત્રીની આંખો ચંચળ હોય તેણે ગમે તેવો ઘૂંઘટ તાણ્યો હશે તો પણ છાની નહિ રહે, તેમ કોઈ મહાન વ્યક્તિ પોતાના મોઢા પર ભભૂતિ લગાડીને પોતાનું તેજ છૂપાવવા માંગે તો તે છૂપું રહેતું નથી. એ તો દેખાઈ આવે છે.

આ રીતે નવો શ્લોક વાંચીને ભોજરાજાને ખાત્રી થઈ ગઈ કે આ શ્લોક બીજા કોઈનો બનાવેલો નથી પણ કવિ કાલીદાસનો જ છે. શ્લોક લઈને આવેલા બ્રાહ્મણને ભોજરાજાએ કડકાઈથી કહ્યું કે પંડિતજી! સાચું કહો. આ શ્લોક તમે બનાવ્યો છે કે બીજા કોઈએ? આ શ્લોક બનાવનાર કોણ છે તે મારા જાણવામાં આવી ગયું છે. હવે તમે ખોટું બોલશો તો ચાલવાનું નથી. જો તમે સાચું કહેશો તો યોગ્ય ઈનામ આપીશ. આવેલા પંડિતે રાજાનો રૂઆબ જોઈને સત્ય વાત કહી દીધી કે આ શ્લોક મેં નથી બનાવ્યો. કાલીદાસ કવિએ બનાવ્યો છે. રાજાએ પૂછ્યું કે તેઓ ક્યાં રહે છે? પંડિતે તેનું ઠામઠેકાણું બતાવી દીધું. એટલે રાજાએ પંડિત કવિ કાલીદાસને માનભેર ધારાનગરીમાં આવવાનું આમંત્રણ આપ્યું ને ખૂબ ઠાઠમાઠથી તેમનું સ્વાગત કરીને નગરમાં લાવ્યા.

બધા પંડિતોને બનાવવાની વાત ચાલે છે. ઠીક, તો હવે એ બધાની સાન ઠેકાણે લાવું. એમ વિચાર કરીને કાલીદાસ પંડિતે એક નવો શ્લોક બનાવ્યો ને એક ગરીબ પંડિતને બોલાવીને કહ્યું. આ શ્લોક લઈને ભોજરાજાના દરબારમાં જાઓ. ત્યાં જઈને વાંચી સંભળાવશો તો તમને એક લાખ સોનામહોરો ઈનામમાં મળશે. બિચારો ગરીબ બ્રાહ્મણ ખુશ ખુશ થઈ ગયો. હોંશભેર તે ભોજરાજાના દરબારમાં આવ્યો ને નવો શ્લોક બોલ્યો. હવે એ શ્લોકનો અર્થ એવો થતો હતો કે હે ભોજરાજા! જગત જાણે છે કે તમારા પિતાજી ખૂબ ધર્મીષ્ઠ હતાં. સત્યવાદી અને સદાચારી હતાં. તમારા પિતાએ અમારી પાસેથી નવ્વાણું ક્રોડ રૂપિયા કરજે લીધા હતાં. કદાચ તે વાત તમારી સભામાં બેઠેલા બધા પંડિતો જાણતાં હશે. પણ જો એ ન જાણતાં હોય તો આ મારો બનાવેલો શ્લોક નવીન છે એમ સમજીને મને એક લાખ રૂપિયા આપો.

મહારાજા ભોજ ખૂબ વિચક્ષણ હતાં. શ્લોકનો ભાવાર્થ સાંભળીને સમજી ગયાં કે આવો શ્લોક કોઈ સામાન્ય પંડિત બનાવી શકે નહિ. આ શ્લોક કવિ કાલીદાસનો બનાવેલો લાગે છે. એ ગમે ત્યાં જાય પણ છૂપો રહે તેમ નથી. તેના માટે એક કવિએ કહ્યું છે કે,

"તારાકે તેજમેં ચંદ્ર છૂપે નહિ, સૂર છૂપે નહિ બાદલ છાયા,
રણે ચઢયો રજપૂત છૂપે નહિ, દાતા છૂપે નહિ માંગણ આયા,
ચંચલ નારીકા નેન છૂપે નહિ, પટ કે ઘૂંઘટ છાયા,
કવિ ગંગ કહે સુણ શાહ અકબર, તેજ છૂપે નહિ ભભૂત લગાયા."

તારાનું તેજ ગમે તેટલું હોય તેથી કંઈ ચંદ્ર ઝાંખો પડે! અને ગમે તેટલું આડ વાદળું છવાઈ જાય તો પણ સૂર્ય ઢાંકયો રહે! સૂર્ય ઉપર ગમે તેટલું વાદળનું આવરણ આવી જાય તેથી કંઈ સૂર્ય નથી એમ નથી લાગતું. ગામમાં યુધ્ધની ભેરીઓ વાગતી હોય, રણશીંગા ફૂંકાતા હોય ત્યારે શૂરવીર, ક્ષત્રિય ઘરમાં બેસી રહે ખરો? એ તો શસ્ત્ર લઈને યુધ્ધ મેદાનમાં જવા તૈયાર થઈ જાય. યુધ્ધમાં ભાલા-તલવાર વાગે ત્યારે એમ વિચાર ન કરે કે હું ભાગી જાઉં! હવે મારાથી સહન નથી થતું. યુધ્ધમાં પોતાની કાયા હોમી દે પણ યુધ્ધે ચઢેલો રજપૂત પાછો ન પડે. અમારા પરમ તારક બા. બ્ર. પૂ. ગુરૂદેવ રત્નચંદ્રજી મહારાજસાહેબ તથા તેમના ગુરૂદેવ બંને ક્ષત્રિય હતાં. તેમની વાણીમાં પણ એવું ક્ષાત્રતેજ ઝળકતું હતું કે જ્યારે કંઈક એવી વાત આવે ત્યારે સિંહની જેમ ગર્જના કરીને કહેતાં કે અરે વણિકો! તમે શું રાંકડા થઈને બેઠા છો! ઉઠો, જાગો, એમ કહેતાં. ક્ષત્રિયનો બચ્ચો ગમે ત્યાં જાય પણ છૂપો ન રહે.

જેના દિલમાં દયા છે તેવા માનવીના આંગણે કોઈ ગરીબ માણસ માંગવા આવે તો બેસી ન રહે. પોતાનું સર્વસ્વ જતું કરીને આપી દે. એક વખત એક રાજકુમાર એના પિતાને વંદન કરવા ગયો ત્યારે પિતાએ કહ્યું–બેટા ! આજે હું મંદિરે દર્શન કરવા જઈ શકું તેમ નથી. તું દર્શન કરી આવ. પુત્ર કહે–ભલે પિતાજી, રાજાને નમન કરીને કુંવર જાય છે ત્યારે એના પિતાએ ખુશ થઈને એની ડોકમાં હીરાનો હાર પહેરાવી દીધો. કુંવર દર્શન કરવા જાય છે. માર્ગમાં ગરીબનું ટોળું મળ્યું. તે કરગરીને કહે છે હે ગરીબ નિવાજ ! અમારું રક્ષણ કરો. પાંચ પાંચ દિવસના ભૂખ્યા છીએ. કુંવર ખૂબ દયાળુ હતો. પિતાએ પહેરાવેલો હીરાનો હાર ગરીબોને આપી દીધો ને કહ્યું કે આમાંથી સરખા ભાગે ધન વહેંચી લેજો, ત્યારે ઈર્ષાળુ માણસોએ રાજા પાસે જઈને ચાડી ખાધી કે તમારા કુંવરજી જો આમ દાન દેતાં ફરશે તો ભંડાર ખાલી થઈ જશે. આથી રાજાને કુંવર ઉપર ક્રોધ આવ્યો ને ખૂબ ધમકાવ્યો. ત્યારે કુંવરે કહ્યું–પિતાજી ! આપે મને હાર આપ્યો હતો એટલે એ મારી માલકીનો ગણાય તેથી મેં દુઃખીઓને દાનમાં આપ્યો. રાજા કહે છે એવા દાન કરવા પોષાય નહિ, જો તારે આમ કરવું હોય તો તું મારા રાજ્યમાં ન જોઈએ. ચાલ્યો જા અહીંથી. કુંવર દાન દીધા વિના રહી શકે તેમ નથી. પિતાજીની આજ્ઞા થતાં તે ગામ છોડીને ચાલ્યો ગયો. પાસે ધન ન હતું પણ જંગલમાં કોઈ દુઃખી દેખે તો તનથી તેની સેવા કરતો હતો. ટૂંકમાં કહેવાનો આશય એ છે કે આંગણે માંગણ આવે ત્યારે દાતાર છૂપો રહી શકતો નથી. કોઈ સ્ત્રીની આંખો ચંચળ હોય તેણે ભલે તેવો ઘૂંઘટ તાણ્યો હશે તો પણ છાની નહિ રહે, તેમ કોઈ મહાન વ્યક્તિ પોતાના મોઢા પર ભભૂતિ લગાડીને પોતાનું તેજ છૂપાવવા માંગે તો તે છૂપું રહેતું નથી. એ તો દેખાઈ આવે છે.

આ રીતે નવો શ્લોક વાંચીને ભોજરાજાને ખાત્રી થઈ ગઈ કે આ શ્લોક બીજા કોઈનો બનાવેલો નથી પણ કવિ કાલીદાસનો જ છે. શ્લોક લઈને આવેલા બ્રાહ્મણને ભોજરાજાએ કડકાઈથી કહ્યું કે પંડિતજી ! સાચું કહો. આ શ્લોક તમે બનાવ્યો છે કે બીજા કોઈએ ? આ શ્લોક બનાવનાર કોણ છે તે મારા જાણવામાં આવી ગયું છે. હવે તમે ખોટું બોલશો તો ચાલવાનું નથી. જો તમે સાચું કહેશો તો યોગ્ય ઈનામ આપીશ. આવેલા પંડિતે રાજાનો રૂઆબ જોઈને સત્ય વાત કહી દીધી કે આ શ્લોક મેં નથી બનાવ્યો. કાલીદાસ કવિએ બનાવ્યો છે. રાજાએ પૂછ્યું કે તેઓ ક્યાં રહે છે ? પંડિતે તેનું ઠામઠેકાણું બતાવી દીધું. એટલે રાજાએ પંડિત કવિ કાલીદાસને માનભેર ધારાનગરીમાં આવવાનું આમંત્રણ આપ્યું ને ખૂબ ઠાઠમાઠથી તેમનું સ્વાગત કરીને નગરમાં લાવ્યા.

બંધુઓ! આ દૃષ્ટાંત ઉપરથી તમે સમજી શક્યા હશો કે જ્ઞાન કેટલું કામ કરે છે! કહ્યું છે કે "स्वदेशे पूज्यते राजा, विद्वान सर्वत्र पूज्यते।" રાજા ગમે તેટલો મોટો હોય પણ તે તેના દેશમાં કે તેના રાજ્યમાં પૂજાય છે પણ જેનામાં જ્ઞાન છે તેવો વિદ્વાન સર્વત્ર જ્યાં જાય છે ત્યાં પૂજાય છે. આપણાં જૈન દર્શનમાં જ્ઞાન પ્રાપ્ત કરવાનું ખૂબ મહત્વ બતાવ્યું છે. જેનામાં જ્ઞાન હોય છે તે આત્મા ગમે ત્યાં જાય ત્યાં તેનો સમાવેશ થઈ શકે છે. જ્ઞાન પ્રાપ્ત કરવામાં કોઈ નાનો હોય કે મોટો હોય તે પોતાના ક્ષયોપશમ પ્રમાણે મેળવી શકે છે. જ્ઞાન એ મિથ્યાત્વના તિમિર ટાળીને સમ્યક્દર્શનનો દીવડો પ્રગટાવે છે.

છ અણગારોએ ખૂબ જ્ઞાન પ્રાપ્ત કર્યું છે. તેમનું તેજસ્વી મુખડું જોઈને દેવકીમાતાનું હૈયું નાચી ઉઠયું છે. તેમના ખૂબ ગુણ ગાયા અને ખૂબ હર્ષભેર મુનિના પાત્રમાં સિંહકેશરીયા લાડવા વહોરાવ્યા, વહોરાવીને એના હૈયામાં હર્ષ સમાતો નથી. વહોરાવ્યા પછી વંદન કર્યા. સંતો વહોરીને રવાના થયા. હજુ દેવકીમાતાના ભાગ્ય કેવા ચઢીયાતા છે તેના ભાવ અવસરે.

ચરિત્ર : દેવોએ અર્જુનને ઉપદ્રવ આપવામાં બાકી રાખ્યું નહિ કુંતામાતાનું અને દ્રૌપદીનું રૂપ બનાવીને સામે રાખ્યું અને ભલભલાનું હૃદય ફરી જાય તેવું દૃશ્ય ખડું કર્યું. છેવટે એમ પણ કહ્યું કે હે અર્જુન! તમારા પિતા પાંડુરાજા મરણ પથારીએ પડયાં છે ને તમને વારંવાર યાદ કરે છે. તમે જલ્દી જાઓ, તો પણ ડગ્યા નહિ, તેમની સાધનામાં અડોલ રહ્યા.

એસા ચરિત્ર બના અર્જુનકો, વ્યંતર ભય ઉપજાવેં,
તો ભી ધ્યાનસે નહિં ડિગે વહ, નિશ્ચલ ચિત્ત રહાવે હો શ્રોતા....

છેવટે અર્જુન ભયભીત બની જાય તેવા તોફાન મચાવ્યા. તો પણ ધ્યાનમાં એકાગ્ર બનેલા રહ્યા. આ વિદ્યા આલોકમાં સુખ આપનારી છે. છતાં તેને માટે મરણને મુઠ્ઠીમાં લઈને બેસવું પડે છે. તમે પણ તમારા એકના એક વહાલસોયા દીકરાને ફોરેન ભણવા મોકલો છો. જે દીકરાનું મુખ જોયા વિના માતાપિતાને ચેન પડતું ન હતું તે દીકરો દશ વર્ષ સુધી પરદેશમાં એકલો રહે છે ત્યારે માતાપિતાને કેમ ગમે છે? ત્યાં મોહ છોડયો ને? નવયુવાન પતિ પરણીને તરત વહાલી પત્નીને દેશમાં મૂકીને પરદેશ જાય છે. આ લોકનાં સુખ ખાતર કેટલું કષ્ટ વેઠો છો? પણ પરભવના સુખ માટે કષ્ટ વેઠો છો? 'ના' સંતો કહે ભાઈ! બટાટા અનંતકાય છે એ જેનથી ન ખવાય. ત્યા તમે શું કહો? ખબર છે ને? પણ જો ડાયાબીટીસ થાય ને ડોકટર કહે ભાઈ! ડાયાબીટીસ ખૂબ વધી ગયો છે માટે તમારે બટાટા ખવાશે નહિ. જો ખાશો તો લાકડા ભેગા થશો. (હસાહસ) ડોકટર આ રીતે કહે પછી ખાવ ખરા?

પછી તો ઘરમાં બટાટા આવે જ નહિ. ટૂંકમાં મારો કહેવાનો આશય એ છે કે આ લોકના સુખ માટે માનવ કેટલું કષ્ટ વેઠે છે! આટલું જો આત્મા માટે સહન કરે તો કામ થઈ જાય. અર્જુને છ મહિના સુધી ખૂબ કષ્ટ વેઠયું. છ મહિના બરાબર એક ચિત્તે સાધના કરી અને મણીચૂડ ઉત્તરસાધક બન્યો હતો એને પણ એટલું કષ્ટ સહન કરવું પડયું. છ મહિના પૂરા થયા ત્યાં શું ચમત્કાર થયો ?

> પ્રજ્ઞપ્તિ પ્રમુખ વિદ્યાકી, અષ્ટદેવી પ્રગટાય,
> હે દર્શન કહે માંગ પુરૂષ તૂ, જો તેરે મન આય હો શ્રોતા....

આકાશમાં વીજળીના ઝબકારાની માફક પ્રકાશ પ્રકાશ થઈ ગયો અને રૂમઝૂમ ઘૂઘરા વગાડતી પ્રજ્ઞપ્તિ આદિ વિદ્યાઓની આઠ દેવીઓ ત્યાં હાજર થઈ. તે દેવીઓએ કહ્યું હે અર્જુનજી! આપના અદ્ભૂત તપથી ને જાપથી અમે આપના ઉપર પ્રસન્ન થયાં છીએ. તો આપની જે ઈચ્છા હોય તે વરદાન માંગી લો. આપ અમને હુકમ કરો તે કાર્ય કરવા અમે તૈયાર છીએ, ત્યારે અર્જુને કહ્યું કે હે માતા! હું તો ઘર છોડીને વનવાસ આવ્યો છું. મારે કોઈ ચીજની જરૂરિયાત નથી. મારા માટે મેં કોઈ સાધના કરી નથી. મારે કોઈ દીકરા-દીકરી કે ધનની જરૂર નથી. મને કોઈ જાતની સ્પૃહા નથી. મેં તો આ મણીચૂડની આશા પૂરી કરવા માટે સાધના કરી છે. તો હે માતા! મણીચૂડનું દુઃખ મટે ને તેને સુખ થાય તેવું કરજો. અને જ્યારે હું આપનું સ્મરણ કરું ત્યારે મને સહાય કરજો. સમય થઈ ગયો છે. વધુ ભાવ અવસરે.



વ્યાખ્યાન નં. ૨૫

શ્રાવણ સુદ ૧૩ને ગુરૂવાર તા. ૨૮-૭-૭૭

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! અનંત ઉપકારી, વિશ્વવત્સલ, વીતરાગપ્રભુએ સંસાર અટવી પાર કરીને મોક્ષ મંઝીલે પહોંચવા માટે દિવ્ય કેડી બતાવી છે. તે કેડીએ ચાલવામાં સદ્ગુરૂદેવો દીવાદાંડી રૂપ છે. સદ્ગુરૂ કહે છે કે સંસાર અટવીના વિષમ માર્ગે જતાં તું ભૂલો ન પડે તેની પૂરી સાવચેતી રાખજે. સદ્ગુરૂદેવોની આજ્ઞામાં રહીને વીતરાગપ્રભુએ બતાવેલા દિવ્ય માર્ગની કેડીએ જો જીવ ચાલે તો તેનું અવશ્યમેવ કલ્યાણ થાય.

નેમનાથ પ્રભુએ બતાવેલી દિવ્ય કેડી પર ચાલી રહેલા છ અણગારોમાંના બે અણગારો દેવકીરાણીના મહેલેથી વહોરીને બહાર નીકળ્યા. દેવકીજીના હૈયામાં હર્ષ સમાતો નથી. થોડીવાર પછી બીજા બે મુનિરાજો આવતાં દેખાયા. બંધુઓ! જૈનમુનિઓને

ખબર પડે કે અહીં એક વખત સાધુ ગૌચરી કરીને ગયાં છે તો બીજી વખત ગૌચરી કરવા તે ગૃહસ્થને ઘેર જાય નહિ. કારણ કે સંતો આહારના ગૃધ્ધિ ના હોય. જેવો આહાર મળે તેવો પ્રેમથી આરોગી જાય. કદાચ કોઈક વખતે તીખો, કડવો, કસાયેલો, ખાટો, ખારો આહાર આવી જાય તો પ્રેમથી સંયમના નિર્વાહને માટે અનાસક્ત ભાવથી આરોગે પણ શરીરને પુષ્ટ બનાવવાની ભાવનાથી આરોગે નહિ. અહીં મારો કહેવાનો આશય શું છે તે તમે સમજ્યા? કોઈ ગૃહસ્થને ઘેર સારા સારા આહાર–પાણીની જોગવાઈ થતી હોય તો સાધુ એમ વિચાર ન કરે કે લાવો, ત્યાં જઈએ. તો સારો આહાર મળે. તેમ બે મુનિઓ સિંહકેસરીયા લાડુ વહોરીને ગયા એટલે બીજા મુનિઓ લાડુ વહોરવા માટે નથી આવતાં પણ આ દ્વારકા નગરી ઘણી વિશાળ છે. સંત પહેલાવહેલા પધાર્યા છે. તેથી સહેજે મુનિઓ ત્યાં આવી ગયા. દેવકી–રાણીએ દૂરથી સંતને આવતાં જોયાં એટલે તરત ઉભી થઈને હર્ષભેર મુનિના સામે ગઈ, અને બોલી અહો મારા પ્રભુજી! પધારો...પધારો. સંતને જોતાં એના હૈયામાંથી કેવા ઉદ્ગાર નીકળ્યા!

દૂર તમે ના રહેશો પ્રભુજી! રહેજો મારા હૈયામાં,
કોણે જાણ્યું ક્યારે જાગે, આંધી દિલના દરિયામાં.
આજ ભલે હો જળ જંપેલા, છેતરનારી છે શાંતિ,
બીક મને છે આવી ચઢશે, વાવાઝોડું ઉત્પાતી–દૂર તમે ના રહેશો.

હે પ્રભુ! મારી ભાવના સદા પવિત્ર રહે, મારી ભાવનામાં કદાપિ ખામી ન આવે, તે માટે આપ મારા હૃદયમાં નિવાસ કરજો. મારા જીવનમાં સદા સત્સંગનું બળ રહેજો, કારણ કે માનવનું જીવન એક ટાયર જેવું છે. ટાયરમાં જો હવા ભરેલી હોય તો ગાડી અને સાયકલ બરાબર ચાલે છે. પણ જો હવા નીકળી જાય તો શું થાય? બંધ. ત્યાં તો તમે બંધ પડવા દો તેવા નથી. તરત જ હવા ભરાવી લો. આ રીતે માનવ જીવનરૂપી ટાયરમાં સત્સંગરૂપી હવા ભરવાની છે. સત્સંગની હવા નીકળી જશે તો આત્મા મોક્ષ મંઝીલે પહોંચી શકશે નહિ. વધુ શું કહું? સત્સંગની હવા જીવનમાંથી નીકળી જાય તો જીવન સંસ્કારહીન બની જાય છે. સત્સંગની હવા કોણ ભરી શકે? સાચા વીતરાગી સંતો હોય તે. અંતરના વૈરાગ્ય વિના ત્યાગ થઈ શકતો નથી ને ત્યાગ કર્યા પછી વૈરાગ્ય વિના કરેલો ત્યાગ ટકતો નથી. સાચા વૈરાગ્યવાન સાધુના દિલમાં સદા એક ખટકારો હોય છે કે જલ્દી કેમ આ ભવરોગમાંથી મુક્ત થાઉં! જેમ કોઈ માણસ મહાભયંકર વ્યાધિમાં ઘેરાયેલો હોય ત્યારે શું વિચારે? કે ઝટ મારો રોગ કેમ મટે? ભલે તેટલા પૈસા ખર્ચાઈ જાય પણ હવે મારાથી આ દર્દ સહન થતું નથી. જ્યાં એ સાંભળે કે હોંશિયાર

વૈદ, ડૉક્ટર, આવ્યા છે ત્યાં દોડીને જાય છે ને કહે છે ગમે તેમ કરો પણ મારો રોગ જલ્દી મટાડો. હું દર્દથી કંટાળી ગયો છું. બરાબર ને ? તેમ મહાવીર પ્રભુના શાસનમાં દીક્ષિત બનેલા સંતોનું પણ એક જ ધ્યેય હોય છે કે અનંતકાળથી મારા આત્માને ભયંકર ભવરોગ લાગુ પડયો છે. તેનો જલ્દી કેમ અંત આવે ? આ ભવરોગનો અંત લાવવા માટે જ્ઞાન–દર્શન–ચારિત્રની શુધ્ધ ક્રિયાઓ છે. તેમાં મારે યત્નાપૂર્વક જોડાઈ જવું જોઈએ. આ ભવરોગ કર્મના કારણે ઉત્પન્ન થયો છે. વ્યાધિથી ઘેરાયેલા માણસને વ્યાધિ મટાડવા સિવાયની બીજી કોઈપણ ક્રિયામાં રસ હોતો નથી, તેમ વીતરાગના સંતો પણ ત્રણ કરણ અને ત્રણ યોગથી સર્વ સાવદ્ય વ્યાપારનો ત્યાગ કરીને આરંભ–સમારંભની સર્વ ક્રિયાઓનો ત્યાગ કરી ભવરોગનો અંત લાવવા માટે અહિંસા, સંયમ અને તપમાં રક્ત રહે છે.

ખરેખર, ભવરોગનું નિદાન કરીને તેની સાચી ચિકિત્સા જો કોઈ કરનારા હોય તો સદ્ગુરૂ રૂપી સાચા વૈદો છે. સદ્વિચાર અને સદ્વર્તન એ રોગ મટાડવા માટેનું ભાવ ઔષધ છે. ગુરૂભગવંતની આજ્ઞાનું પાલન, સમ્યક્દર્શન, જ્ઞાન, ચારિત્રમાં રમણતા, ક્ષમા, સરળતા, અને સંતોષ એ ભવરોગનું યોગ્ય પથ્ય છે. આ રીતે રત્નત્રયીરૂપ ઔષધનું સેવન કરવામાં આવે તો અવશ્યમેવ ભવરોગનો અંત આવે છે. ભવરોગનો અંત આવતાં અનંત સુખના ધામ મોક્ષરૂપ ભાવ આરોગ્યની પ્રાપ્તિ થાય છે. આ રીતે ભાવ–આરોગ્યની પ્રાપ્તિનો સાધુ ધ્યેય ન રાખે તો એકલો વેશ પહેરવાથી શું લાભ ? આપણે જેમની વાત ચાલે છે તે છ અણુગારો ભાવવ્યાધિ–ભવરોગને મટાડવા માટે તૈયાર થયેલાં સાચા સાધુ હતા.

આવા પવિત્ર સંતોને બીજી વખત પોતાના આંગણે આવતાં જોઈને દેવકીમાતાનું હૈયું હરખાઈ ગયું, અને બોલી ઉઠી પ્રભુ ! મારા અંતરમાં રહેજો. મારા અંતરમાંથી દૂર ના જશો કારણ કે અત્યારે તો મારો જીવનરૂપી દરિયો શાંત છે, પણ કોણ જાણે મોહમાયાનો વંટોળ ક્યારે જાગશે ને મમતાના મોજા ઉછળવા લાગશે. તેની કંઈ ખબર નથી. જ્યારે દરિયાના પાણી શાંત દેખાતાં હોય ત્યારે કોઈ માણસ દરિયા કિનારે શાંતિથી સોડ તાણીને સૂઈ શકે ખરો ? "ના." કારણ કે દરિયામાં ક્યારે ભરતી આવશે ને પાણીની છોળો ઉછળવા લાગશે તે કહી શકાતું નથી, તેમ દેવકીમાતા કહે છે કે મારા જીવનમાં અત્યારે શાંતિ દેખાય છે પણ ક્યારે મારા જીવનનો સાગર ખળભળી ઉઠશે તે ખબર નથી. માટે મારા જીવનમાંથી સત્સંગનો રસ સૂકાઈ ન જાય તે માટે આપ મને સદા સાવધાની રખાવજો. આમ વિચારતી દેવકીમાતા સામે ગઈ.

છ અણુગારો રૂપ, લાવણ્ય ને કાંતિમાં સરખા છે. એક વખત વહોરીને ગયા તે

બીજા હતાં ને આ ફરીને આવ્યા તે બીજા છે પણ દેવકીજી ઓળખી શકતા નથી. દેવકીજીનું હૈયું તો નાચી ઉઠયું. ધન્ય ઘડી ને ધન્ય ભાગ્ય. મારે આંગણે કલ્પતરૂ ફળ્યો. એમના આનંદની કોઈ સીમા નથી. જેમ એક કઠિયો પાલખ ઉપર ચણતો હતો. તેને લોટરી લાગી ને પહેલા નંબરનું લાખ રૂપિયાનું ઈનામ આવ્યું. છાપામાં તેના ફોટા સહિત જાહેરાત આવી. એટલે કોઈએ કહ્યું કે હે કઠિયા! પાલખ ઉપરથી નીચો ઉતર. તારે લોટરી લાગી ને લાખ રૂપિયાનું ઈનામ આવ્યું. ત્યારે કઠિયો કહે છે હેં! એને એવો આનંદ થયો કે તેનું વર્ણન કરી શકાય નહિ. તેમ દેવકીમાતાને સંત પધારવાથી અવર્ણનીય આનંદ થયો. તમને કોઈ સમાચાર આપે કે મહારાજ કે મહાસતીજી પધાર્યા છે તો હેં મહાસતીજી પધાર્યા! એમ થતું હશે ને? દેવકીમાતાને ત્રણ ખંડના અધિપતિ કૃષ્ણ જેવો પુત્ર એના મહેલે આવતાં આનંદ થતો હતો તેનાથી અનંતગણો આનંદ સંતના દર્શનથી થયો. અને પહેલાં આવેલા મુનિઓને સિંહકેસરીયા લાડુ વહોરાવ્યા હતાં તેવા લાડુ ફરીને ખૂબ ઉત્કૃષ્ટ ભાવથી વહોરાવ્યા. બીજો કોઈ વિચાર નથી કર્યો. જેના મહાન અહોભાગ્ય હોય તેને સુપાત્ર દાન દેવાનો અવસર આવે.

"દાન દેનાર પવિત્ર અને લેનાર પણ પવિત્ર" :—એક વખત એક માસખમણને પારણે માસખમણ કરનારા ઉગ્ર તપસ્વી સંત એક શ્રીમંતને ઘેર ગૌચરી પધાર્યા. ઘરમાં હીરાથી ઝગમગતી રૂપરૂપના અંબાર જેવી શ્રાવિકા હતી. બહેનને અઠ્ઠમ તપનું પારણું હતું. એટલે ઘરમાં પારણા માટેની બધી જોગવાઈ હતી, અને તપસ્વી સંત પધાર્યા. એટલે શેઠાણીને હર્ષનો પાર ન રહ્યો. અહો! આજે મારા ભાગ્ય ખુલી ગયા. લોકો દૂર દૂર સુધી તીર્થયાત્રા કરવા માટે જાય છે ત્યારે હું કેવી ભાગ્યવાન કે મારે આંગણે હાલીચાલીને જંગમતીર્થ આવીને ઉભું છે. મુનિના દર્શન કરતાં તેનાં બંને નેત્રો પ્રફુલ્લિત બની ગયા. તેણે ઉત્કૃષ્ટ ભાવે ઘરમાં લાડુ હતાં તે વહોરાવ્યા. આ વખતે આકાશમાં દેવદુંદુભી વાગી ને અહોદાનં....અહોદાનં એવી ઘોષણા થઈ અને સાડા બાર ક્રોડ સોનાની વૃષ્ટિ થઈ. આ બનાવ કંઈ છાનો રહે? આખા ગામના લોકો જોવા માટે ટોળેટોળા ઉમટયા, અને લોકો શેઠાણીની પ્રશંસા કરવા લાગ્યા.

આ શ્રાવિકા શેઠાણીની સામે એક વેશ્યા રહેતી હતી. સોનૈયાની વૃષ્ટિ જોઈને તેના મનમાં વિચાર થયો કે સાધુને લાડવા વહોરાવીને સોનૈયાની વૃષ્ટિ થાય એ તો બહુ સારું. મારે આખી જિંદગી પૈસા માટે પાપનો ધંધો કરવો પડે છે એ ન કરવો પડે. ત્યારે બીજી તરફ મુનિરાજ શ્રાવિકાને ઘેર વહોરવા પધારેલા ત્યારે એક ભાંડ તેની સામે ઉભો હતો. શેઠાણીને આગ્રહપૂર્વક મુનિને વહોરાવતાં જોઈને તેના

મનમાં એવો વિચાર થયો કે આવો સાધુનો વેશ પહેરી લઉં તો સારું. રોજ આવા લાડુ ખાવા તો મળે ને ઉપરથી બધા પગે લાગે ને રોજ ઉઠીને મજુરી કરવી તો મટી જાય. આવો વિચાર કરીને પેલા ભાંડે ગામ બહાર જઈને જૈન સાધુનો વેશ પહેરી લીધો. આ તરફ વેશ્યાએ થાળ ભરીને લાડવા બનાવીને તૈયાર રાખ્યાં હતાં. બપોર થતાં સાધુની રાહ જોવા લાગી. પેલો વેશધારી સાધુ ગૌચરી લેવા માટે નીકળ્યો. વેશ્યા વેશધારી બનાવટી સાધુને આવતા જોઈ ખૂબ આનંદ પામી અને પોતાના ઘેર વહોરવા પધારવાની વિનંતી કરી.

**"જેવી બાઈ તેવા સાધુ"** :–સાધુને તો એટલું જ જોઈતું હતું. એટલે વેશ્યાના ઘરમાં ગયો. આ તો બનાવટી સાધુ હતો. એની ચાલમાં જતના કે બોલવામાં ઉપયોગ ન હતો. લાડવા ખાવાની લાલચે સાધુ બન્યો હતો. ઉતાવળો ચાલીને વેશ્યાના ઘરમાં પેસતાં મોટેથી કહે છે 'ધર્મલાભ' જેમ સાચા સંત બોલ્યા હતાં તેમ આ પણ બોલ્યો. આથી વેશ્યાએ સાધુ માનીને શ્રાવિકા શેઠાણીની જેમ કહ્યું પધારો....પધારો....મહારાજ ! આપનાં પુનીત પગલાં થતાં મારું આંગણું પાવન થયું. ખૂબ ભાવ બતાવ્યાં. બંધુઓ ! શેઠાણીનું ધ્યેય સુપાત્ર દાન દઈ કર પવિત્ર કરવાનું હતું. જ્યારે આ વેશ્યાનો ધ્યેય તો લાડવા વહોરાવીને સોનૈયાની વૃષ્ટિ કરાવવાનો છે. સાચા સંતનો ધ્યેય લૂખોસૂકો જમે તે આહાર મળે તેનાથી પેટને ભાડું આપવાનો હતો. જ્યારે ભાંડનો ધ્યેય લાડવા ખાવાનો હતો. એટલે પરસ્પર બંનેના ભાવમાં મોટું અંતર હતું.

**"સોનૈયાની આશાએ આપેલું દાન"** :–વેશ્યા વેશધારી સાધુને ખૂબ ભાવપૂર્વક રસોડામાં લઈ ગઈ ને લાડુ વહોરાવવા લાગી. એણે પાંચ છ લાડુ વેશધારી સાધુના પાત્રમાં મૂકી દીધા. પાત્રમાં લાડવા મૂકતી જાય ને ઉંચે જોતી જાય ધીમે ધીમે કરતાં મોદકનો ભરેલો થાળ ખાલી થઈ ગયો, પણ આકાશમાંથી એક સોનૈયો વરસ્યો નહિ, એના મનમાં ખેદ થવા લાગ્યો કે કાલે તો શેઠાણીએ ચાર પાંચ લાડવા વહોરાવ્યા ને સોનૈયાની વૃષ્ટિ થઈ હતી. પેલા મહારાજ તો વહોરતા ન હતાં. શેઠાણીએ પરાણે પાંચ લાડવા વહોરાવ્યા હતા ને અહીં તો આખો થાળ ખાલી થઇ ગયો. પણ આ મહારાજ ના કહેતાં નથી ને અહીં સોનૈયા પણ વરસતા નથી. આજે મારા કમભાગ્ય લાગે છે. લાડવા તો ખલાસ થઈ ગયા પણ બીજી ઘણી ચીજો ઘરમાં હતી તે વહોરાવી. વહોરાવતી જાય ને આકાશ તરફ મીટ માંડતી જાય છે કે હમણાં સોનૈયાનો વરસાદ વરસશે. બનાવટી સાધુ પાતરા ભરીને રવાના થાય છે, પણ વેશ્યાના મનમાં ખૂબ દુઃખ થયું કે મેં તો સોનૈયાની આશામાં આટલો બધો ખર્ચો કર્યો ને કંઈ લાભ ન થયો.

સાધુ બનેલો ભાંડ વિચાર કરે છે કે મારી લાડવા ખાવાની આશા પૂર્ણ થઈ પણ આને સોનૈયાની વૃષ્ટિ ન થઈ તેનો ખેદ થાય છે ને આકાશ તરફ જોયા કરે છે. તો એના મનનું સમાધાન કરતો જાઉં. ભાંડ જતાં જતાં કહે છે બાઈ! તું ઉપર શું જોયા કરે છે? ગઈ કાલે સોનૈયા વરસ્યા હતાં પણ આજે નહિ વરસે. કારણ કે કાલનો ને આજનો યોગ જુદો છે સાંભળ.

વો સાધુ વો શ્રાવિકા, થેં વેશ્યા મેં ભાંડ,
થારા મારા જોગસું; પથ્થર પડશે રાંડ,

"કપટનો પડદો ખુલ્લો કર્યો":–ગઈ કાલે વહોરનાર પંચ મહાવ્રતધારી, ઉગ્ર તપસ્વી પવિત્ર મુનિરાજ હતાં, અને વહોરાવનારી શુધ્ધ શ્રાવિકા હતી. એનો આહાર પણ શુધ્ધ હતો એટલે બધી વાતનો સુયોગ હતો ને આજે કુયોગ છે. કારણ કે તું વહોરાવનારી વેશ્યા છે ને હું વહોરનારો ભાંડ છું. તારો આહાર શુધ્ધ નથી ને હું પણ શુધ્ધ નથી. તો વિચાર કર. સોનૈયા ક્યાંથી વરસે? માટે આકાશમાં જોવું રહેવા દે. કદાચ સોનૈયાને બદલે પથરા પડશે ને તારું ને મારું માથું ફૂટી જશે. આપણે એટલા નસીબદાર છીએ કે પથરા પડ્યા નહિ. ભાંડની વાત સાંભળીને વેશ્યા સમજી ગઈ કે અંને નકામા છીએ પછી ફળ ક્યાંથી મળે?

અહીં દેવકીજી પવિત્ર હતા ને સંત પણ પવિત્ર હતાં. શુધ્ધ ભાવથી દાન દે તો શાસ્ત્રકારે મહાન લાભ કહ્યો છે. એક કવિએ કહ્યું છે કે–

દાન ધર્મની જવલંત જ્યોતિ, નિશદિન જગમાં જલ્યા કરે,
ટમટમ થાતા દીવડાઓને, નવી જિંદગી અર્પ્યા કરે.

આ ભારતભૂમિમાં જગડુશાહ, ભામાશાહ, ખેમોદેદરાણી આદિ કેટલા મોટા દાનવીરો થઈ ગયા. તેમણે ધર્મની પ્રભાવનામાં, સંતોની સેવામાં, સ્વધર્મીની અને ગરીબોની સેવામાં કેટલાં નાણાંનો સદ્વ્યય કર્યો હતો. તે સિવાય રાજ્યના રક્ષણ માટે રાજાઓને ધનની જરૂર પડે ત્યારે પોતાના ભંડાર ખુલ્લા મૂકી દેતા. એમની ઉદારતાને કારણે જિંદગીથી હતાશ થઈ ગયેલાં મનુષ્યોને નવી જિંદગી મળતી હતી. આવા પવિત્ર પુરૂષો આવા મોટા દાન કરી ગયાં છે. આટલા વર્ષો થઈ ગયાં છતાં હજુ આપણે તેમનાં નામ ભૂલતા નથી.

દેવકીરાણીની ભાવના અલૌકિક છે. તે સંતોની સેવામાં તરબોળ છે. બીજા સંઘાડે આવનાર બે મુનિઓ ગૌચરી કરીને ગયા. દેવકીજીનો હર્ષ સમાતો નથી. મુખ પર અલૌકિક આનંદની રેખા તરવરે છે. હવે શું બનશે તેના ભાવ અવસરે.

ચરિત્ર:–"અર્જુન તથા મણીચૂડ વિદ્યા સાધીને પોતાના રાજ્ય તરફ આવ્યા."

અર્જુને બરાબર છ મહિના સાધના કરી ત્યારે તેના ઉપર પ્રજ્ઞપ્તિ આદિ વિદ્યાઓની દેવીઓએ પ્રગટ થઈને અર્જુનને વરદાન માંગવાનું કહ્યું ત્યારે તેણે કહ્યું કે મણીચૂડની આશા પૂરી કરો ને તેનું કાર્ય સિધ્ધ કરો. ત્યારે દેવીઓએ કહ્યું કે અમારો એવો નિયમ છે કે જે અમારી સાધના કરે તેના ઉપર અમે પ્રસન્ન થઈએ છીએ. મણીચૂડ જો આવી વિદ્યાઓ સાધે તો અમે તેનું કામ કરીશું. એમ કહી દેવીઓ અદૃશ્ય થઈ. અર્જુને મણીચૂડને કહ્યું કે તું વિદ્યા સિધ્ધ કરવા માંડ. તેથી મણીચૂડ વિદ્યા સિધ્ધ કરવા માટે તૈયાર થયો ને અર્જુન તેનો ઉત્તરસાધક બન્યો. મણીચૂડે પણ થોડા સમયમાં વિદ્યા સિધ્ધ કરી લીધી. વિદ્યા સિધ્ધ કર્યા પછી બંને જણાં પર્વતની ટોચ ઉપર જઈને બેઠાં ને રાજ્ય કેવી રીતે મેળવવું તેમ વિચારે છે.

**ઉસી સમય નભ પથસે, ઉતરે આકર દોય વિમાન,**
**સ્વર્ણ ઘૂંઘરન છમ છમ કરતે, સૂરજ તેજ સમાન હો....શ્રોતા....**

આ સમયે ત્યાં એકાએક ચમત્કાર થયો. ઘૂઘરીના રણકારથી દશે દિશાઓને ગજાવતાં, સેંકડો ધ્વજાઓથી વિભૂષિત, વિદ્યુત્‌સમાન કિરણોને ફેલાવતાં સૂર્ય જેવા તેજસ્વી બે વિમાનો આકાશમાંથી નીચે ઉતર્યાં. વિમાનોમાંથી ઉતરીને વિદ્યાધરોએ અર્જુન અને મણીચૂડને નમસ્કાર કર્યા. ત્યાર પછી બંનેના શરીરને ઉત્તમ જાતિના તેલથી માલિશ કર્યું અને ગરમ પાણીમાં સુગંધિત પદાર્થો નાંખી સુગંધિત બનાવેલા પાણીથી બંનેને સ્નાન કરાવ્યું. સ્નાન કરાવીને શરીરે ચંદનનું વિલેપન કર્યું, અને બંનેને દિવ્ય વસ્ત્રો, તથા હીરા, માણેક, મોતીનાં હાર, બાજુબંધ, મુગટ વિગેરે આભૂષણો પહેરાવ્યા. ત્યાર પછી વિદ્યાધરીઓએ તેમના માથે છત્ર ધર્યું ને બીજી વિદ્યાધરીઓએ તેમની સામે સુંદર નાટક કર્યું. આ વખતે મણીચૂડની પત્ની ચંદ્રાનના વિમાનમાં આવી. એટલે બધાને ખૂબ હર્ષ થયો. મણીચૂડે બધા વિદ્યાધરોની વચ્ચે અર્જુનના ખૂબ ગુણ ગાયા ને કહ્યું મને જીવતદાન આપનાર આ મારો મહાન ઉપકારી વીરો છે.

બંને જણા ત્યાંથી વિમાનમાં બેસીને વિજયાર્ધ પર્વત ઉપર આવ્યાં ને ત્યાંથી આગળ વધી વૈતાઢય પર્વતના શિખર ઉપર રતનપુર નગરના દ્વારે પડાવ નાંખ્યો અને બોલવામાં ચતુર એવા એક દૂતને અર્જુને વિદ્યુત્‌વેગ પાસે મોકલ્યો.

**દૂત આય રાજા પે તત્ક્ષણ, સારી બાત સુનાઈ,**
**ભાલે નોકસે પત્ર ઝેલાકર, ખડા સામને આઈ હો....શ્રોતા....**

અર્જુને એક પત્ર લખી ભાલાની અણીમાં ભરાવી દૂતને આપ્યો ને કહ્યું કે તું વિદ્યુત્‌વેગની સભામાં જા અને કહે કે અર્જુનજીએ ભાલાની અણીએ ભરાવીને

પત્ર આપને મોકલ્યો છે તે વાંચો. તેમાં લખ્યું હતું કે પાંડવોમાં મધ્યમ એવા અર્જુનનો (તમને થશે કે મધ્યમ કેમ લખ્યું ? તો યુધિષ્ઠિર અને ભીમ પછી ત્રીજે નંબર અર્જુનજીનો હતો. એમના પછી સહદેવ અને નકુળ નાના હતાં. એટલે એમને મધ્યમ લખ્યું.) સંદેશો એ છે કે તમે મારા મિત્ર ચંદ્રાવતંસક રાજાના પુત્ર મણીચૂડને કપટ કરીને હરાવ્યો છે ને તેનું રાજ્ય પડાવીને બેસી ગયાં છો. તમે જો જીવવા ઈચ્છતા હો તો મણીચૂડને રાજ્ય પાછું આપી દો તો આપણે ભાઈ-ભાઈ જેવા પ્રેમ વધશે અને જો એ રીતે રાજ્ય ન આપવું હોય તો યુદ્ધ કરવા તૈયાર થાઓ. યુદ્ધ કરતાં પહેલાં ખૂબ વિચાર કરજો. અર્જુન તમને છોડશે નહિ. સમજી લેજો કે જો રાજીખુશીથી રાજ્ય પાછું નહિ આપે તો મારા ધનુષ્યથી પહેલાં તારું માથું કાપી નાંખીશ ને પછી મારા મિત્રનું રાજ્ય મેળવીશ.

અર્જુનનો પત્ર વાંચ્યો ને વિદ્યુતવેગના હૈયામાં ઝાળ લાગી. તે ક્રોધથી ધમધમતો બોલ્યો. અરે, અર્જુન વળી કોણ છે ? આ જમીન પર રહેવાવાળો અર્જુન નામનો કોઈ કીડો હશે ! અગર તો અર્જુન નામનું કોઈ ઝાડ હોવું જોઈએ. એ કદાચ તે આવ્યો હશે તો તેને મારવા માટે આ મારી તલવાર તૈયાર છે. અને મણીચૂડને બાળીને ભસ્મ કરવાની ઈચ્છાવાળી મારી શૂરવીરતા રૂપ અગ્નિમાં પ્રથમ કાષ્ટ અર્જુનને બનાવીશ. ત્યારે દૂત કહે છે હે રાજા ! જરા વિચારીને બોલજો. અર્જુન કંઈ કીડો, ઝાડ કે લાકડું નથી. એ મહાન પરાક્રમી છે. તમે એનું પરાક્રમ જોયું નથી. એ લડશે ત્યારે તમારા હોંશ ઉગડી જશે. તેનાં કરતાં રાજ્ય આપી દો. ત્યારે વધુ ગુસ્સે થઈને રાજાએ કહ્યું કે મારે તારી કોઈ વાત સાંભળવી નથી. હું લડાઈ કરવા તૈયાર છું. તું તારા રાજાને કહેજે કે જલ્દી યુદ્ધ ભૂમિ પર આવી જાય. હવે બંનેના સૈન્ય રણમેદાનમાં આવશે ને કેવી લડાઈ થશે તેના ભાવ અવસરે.

卐

## વ્યાખ્યાન નં. ૨૬

**શ્રાવણ સુદ ૧૪ને શુક્રવાર** **તા. ૨૯-૭-૭૭**

અનંત કરૂણાનીધિ ભગવાન મહાવીરસ્વામીએ ભવ્ય જીવોના કલ્યાણનો દિવ્ય માર્ગ બતાવતાં કહ્યું કે હે ભવ્ય જીવો ! તમે અનંતકાળથી પરિભ્રમણ કરી રહ્યાં છો. તે પરિભ્રમણનો હવે જો તમને થાક લાગ્યો હોય અને તમારે શાશ્વતશાંતિ જોઈતી હોય તો વિભાવ છોડીને સ્વભાવમાં સ્થિર બનો. સમ્યગ્દર્શન, સમ્યક્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર એ મોક્ષ માર્ગ પ્રાપ્ત કરવા માટે અવશ્ય જરૂરી છે. તમારે સંસારમાં મુસાફરી કરવા માટે પણ ત્રણ વસ્તુની જરૂર પડે છે ને ! એ ત્રણ વસ્તુ

કઈ ? બોલો તો ખરા, ભાતું, બીસ્ત્રો અને નાણું. આ ત્રણ વસ્તુની તમારે આવશ્યકતા છે. અત્યારે પૈસા ખરચતાં ખાવાનું ગમે ત્યાં મળી રહે છે. છતાં તમે કહો છો ને કે મુસાફરીમાં ભાતું તો બરાબર લેવું જોઈએ. કદાચ વનવગડામાં ટ્રેઈન અટકી જાય ને ખાવાનું ન મળે તો પાસે ભાતું હોય તો ખાઇ શકાય. અત્યારે તો ટ્રેઈનો અને બસોથી મુસાફરી કરવાનો વ્યવહાર થઈ ગયો છે. એટલે જલ્દી પહોંચી જાવ છો પણ પહેલાં ટ્રેઈનો ન હતી. બળદગાડા કે ગાડીઓમાં, ઊંટ ઉપર કે ઘોડા ઉપર કે પગપાળા મુસાફરી થતી હતી. ત્યારે ભાતું ને પાણીની સગવડ સાથે રાખવી પડતી હતી. સૂવા માટે બીસ્ત્રો અને ખર્ચા માટે પૈસાની જરૂર પડતી. એ સમયમાં થોડા પૈસાથી ચાલતું હતું ને અત્યારે પાણીની જેમ પૈસાની જરૂર પડે છે. તમારી મુસાફરી તો મર્યાદિત છે છતાં ભાતાની જરૂર પડે છે. તો વિચાર કરો કે જીવને કેટલી લાંબી મુસાફરી કરવાની છે ? ખબર છે ને ? પાંચસો કે હજાર ગાઉની નહિ પણ સીમા નહિ તેટલા ગાઉની, આત્મા કર્મથી મુક્ત નહિ થાય ત્યાં સુધી લાંબી મુસાફરી કરવાની છે તો સાથે ભાતું તો લેવું પડશે ને ? ઉત્તરાધ્યયન સૂત્રના ૧૯મા અધ્યયનમાં ભગવંતે કહ્યું છે કે.

> अध्धाणं जो महंतं तु, सपाहेओ पवज्जइ ।
> गच्छन्तो सो सुही होइ, छुहा तण्हा विवज्जओ ॥ २० ॥

મુસાફરી કરનારો માણસ સાથે સંપૂર્ણ સગવડ લઈને જાય છે તો તે દુઃખી થતો નથી તેમ ચાર ગતિમાંથી કોઈપણ ગતિમાં જવાનું થશે ત્યારે તમારી સાથે હાટ, હવેલી કે દુકાનો આવવાના નથી પણ સાથે તો સત્ય, નીતિ, અને સદાચારથી જીવન જેટલું પવિત્ર બનાવ્યું હશે તે કરણી સાથે આવશે બાકી સાથે રાતી પાઈ પણ આવવાની નથી, જીવનમાં અન્યાય, અનીતિ ને અધર્મ કરશો તો સાથે શું લઈ જશો ? પાપ જ ને ? ખરેખર આજે તો સદાચારી આત્માઓ વિરલ હોય છે. બાકી જ્યાં જુઓ ત્યાં ધન માટે દોડધામ ને હાયવોય ચાલી રહી છે. મુંબઈના પરાઓમાં વસતાં ઘણાં માણસો એના બાળકોના ઉઠતાં પહેલાં વહેલી સવારે નોકરીએ ચાલ્યા જાય છે અને સાંજે બાળકો સૂઈ જાય ત્યારે ઘેર આવે છે. એટલે એના બાળકો તેના બાપને સંપૂર્ણ ઓળખતાં પણ નથી. રવિવારના દિવસે ઘેર હોય ત્યારે એના બાળકો એને ઓળખે છે કે આ મારા પિતા છે. આવી કફોડી સ્થિતિમાં માણસો પોતાના દિવસો વીતાવે છે. છતાં માનવીની સંસારના રાગની તૃષ્ણા ઘટતી નથી. એની આશાના મિનારા કેટલા મોટા હોય છે ! કહીએ કે દેવાનુપ્રિયા ! તૃષ્ણા તજીને મહાવીરને ભજો. ત્યારે શું કહે છે તે જાણો છો ?

મારે થવું હજાર મીલવાળા, હજુ બંધાવવા બાકસો માળા,

એમા ક્યાંથી ફેરવીએ તારી માળા, ગુરૂરાજ મારા મહાવીર ગુણ ગાશું.
હમણાં નથી નવરાશું.... ગુરૂદેવ મારા... બહેપણમાં....

તૃષ્ણા આકાશ સમાન અનંતી છે. જ્યાં સુધી તમે ઈચ્છાઓની આગ નહિ છોડો ત્યાં સુધી સંતોષની શીતળતા નહિ મેળવી શકો. યાદ રાખજો કે અંધકાર અને પ્રકાશની જેમ ઈચ્છા અને સંતોષ પરસ્પર વિરોધી છે. તમે શું ઝંખો છો? ઈચ્છા કે સંતોષ? (શ્રોતામાંથી અવાજ :–સંતોષ) સંતોષમાં આવવા માટે સમ્યગ્‌જ્ઞાનની ખાસ જરૂર છે સમ્યગ્‌જ્ઞાનનો પ્રકાશ અલૌકિક છે. પણ આજે વિજ્ઞાનના યુગમાં અક્ષરજ્ઞાન વધવા માંડયું છે, વાંચન અને લેખન પ્રગતિશીલ બન્યું છે. વાક્‌ચાતુર્ય ખીલ્યું છે. અને નવી નવી વૈજ્ઞાનિક શોધખોળોએ માનવીને આશ્ચર્યમુગ્ધ કરી દીધા છે. પણ અંદરમાં તમે ડોકીયું કરીને જોશો તો જીવનમાંથી સદાચાર ઘટતાં દેખાય છે. તપોબળ ક્ષીણ થતું જાય છે, પ્રમાણિકતા ઘટવા માંડી છે, અહંભાવનું તાંડવ વ્યાપી રહ્યું છે ને ધર્મની અવગણના થઈ રહી છે. જે જ્ઞાન-વિજ્ઞાન જીવનમાં શુદ્ધિનો સંચાર કરે, સદાચારની મધુરતા લાવે, વિચારોમાં સાત્વિકતા પ્રગટાવે, પ્રમાણિકતાનું બળ આપે, વિનય-વિવેકની જ્યોત ઝગમગાવે, ત્યાગનું ખમીર ખીલાવે. પરમાર્થ અને પરોપકારનું જોમ આપે, સૌજન્યની સુવાસ મહેંકાવે, તપનું તેજ પ્રસરાવે, તત્વનો પ્રકાશ પાથરે તે જ્ઞાન સાચું જ્ઞાન છે. આવા જ્ઞાનનો આજે અંશ દેખાતો નથી.

જ્ઞાન એ આત્માનો ગુણ છે. તેનો મહિમા અને ઉપયોગીતા સૌને માન્ય છે. જીવ, અજીવ આદિ તત્વોને યથાર્થ સ્વરૂપમાં જાણવા તે સાચું જ્ઞાન છે. એ જ્ઞાન જ્યારે વિશિષ્ટ કોટીનું બને ત્યારે વિજ્ઞાન કહેવાય છે. જ્ઞાન એ પ્રકાશ છે ને અજ્ઞાન એક પ્રકારનો અંધકાર છે. રાત્રીનો અંધકાર સૂર્યના પ્રકાશથી નષ્ટ થાય છે તેમ અનંતકાળથી આત્મા ઉપર લાગી ગયેલા ગાઢ અંધકારને દૂર કરવા માટે જ્ઞાન એ સૂર્ય સમાન છે. ભોજનથી ભૂખનું દુઃખ ટળે, અને જ્ઞાનથી વિષયવાસના ટળે છે. જ્ઞાન આવવાથી વિષયોની કટુતા સમજાય છે, વિષય સુખની ઈચ્છા નાશ પામે છે ને વિષયોનો ત્યાગ સહજ બને છે. ગ્રીષ્મઋતુમાં પરબનું પાણી તરસ્યા માણસની આંતરડી ઠારે છે તેમ જ્ઞાન પરબનું પાણી વાસનાથી સંતપ્ત આત્માને અનહદ શીતળતા આપે છે. અંજનનો ગુણ આંખોનું તેજ વધારવાનો છે ત્યારે જ્ઞાનાંજન-આંતરચક્ષુને તેજસ્વી બનાવે છે. એટલે જ્ઞાન એ આત્માનું સર્વસ્વ છે.

બંધુઓ! ભગવાને પ્રરૂપેલા સિદ્ધાંતમાં અલૌકિક જ્ઞાન ભરેલું છે. એવા અંતગડ સૂત્રમાં છ અણગારોની વાત ચાલે છે. છ અણગારો આત્મજ્ઞાનમાં મસ્ત બનેલા છે. માત્ર સંયમયાત્રાના નિર્વાહ માટે છઠ્ઠના પારણે ગૌચરી માટે નીકળ્યા છે. તેમાં

બે સંઘાડા દ્વારિકા નગરીમાં ગૌચરી કરતાં કરતાં વસુદેવ મહારાજાની રાણી દેવકીજીના મહેલે પધાર્યા. બે સંઘાડે ચાર મુનિઓ વહોરીને ગયાં ને દેવકીરાણી બેઠા છે ત્યાં “ तयाणंतरं च णं तच्चे संघाडए बारावईए नयरीए उच्चनीए जाव पडिलामेइ ” ત્રીજે સંઘાડે બે મુનિઓ પણ ઉંચ,નીચ અને મધ્યમકુળોમાં ગૌચરી કરતાં કરતાં દેવકીજીના મહેલે પધાર્યા. આ જોઈને દેવકીરાણીના દિલમાં અનેરો આનંદ થયો. અહો ! આજે હું તો મહાન પાવન બની ગઈ. મને ત્રીજી વખત સુપાત્રે દાન દેવાનો અવસર મળ્યો. તમને પણ આવો અવસર મળે તો ધન્ય ઘડીને ધન્ય ભાગ્ય માનો ને ? ભાગ્યવાન માણસને ગમે ત્યાંથી લાભ મળી જાય છે. અને કંઈક જીવો બિચારા દાન દેવા તલસતા હોય છે પણ તેને લાભ મળતો નથી આ તો દાનની વાત છે પણ તમારે ધન કમાવા માટે પણ આવું જ બને છે ને ? પુણ્યવાન મનુષ્યો થોડો પ્રયત્ન કરે ને ધનના ઢગલા થાય છે ને પુણ્ય વિનાના માણસો ધન કમાવા માટે કેટલો પુરૂષાર્થ કરે છે ! ભૂખ-તરસ વેઠે છે. કાળી મજુરી કરે છે છતાં માંડ પેટ ભરે છે. આવું જોઈને તમે કહો છો ને કે “ ભાગ્યશાળીને ભૂત રળે ને અક્કરમીના પડીયા કાણાં.” આ કહેવત ઉપર એક દૃષ્ટાંત યાદ આવે છે.

એક ગામમાં એક શેઠ વસતા હતા. એના પુણ્યોદયે તેને ધન તો વારસામાં મળ્યું હતું ને સાથે ધર્મ પણ મળ્યો હતો. એને એવો નિયમ હતો કે દરરોજ સવારમાં ઉઠીને સામાયિક પ્રતિક્રમણ કરવું, નવકારશી કરવી પછી ગામમાં સંત સતીજી બિરાજતાં હોય તો તેમનાં દર્શન કરવા, વ્યાખ્યાન વાણી સાંભળવી પછી વહેપાર ધંધાનું કામ કરવું, અને વહેપારમાં જે કમાણી થાય તેમાંથી ચોથો ભાગ દર મહિને ધર્મના કાર્યમાં વાપરી નાંખવો. આવા શેઠ જમવા બેસે ત્યારે ભાવના ભાવે જો સુપાત્ર દાન દેવાનો સમય મળી જાય તો દાન દે. સંતનો યોગ ન મળે તો કોઈ સ્વધર્મી દુઃખી બંધુને જમાડતો. એ પણ ન મળે તો કોઈ ગરીબને આપીને પછી પોતે જમતા. શેઠ આવા ધર્મીષ્ઠ હતાં. એમની ભાવના એક જ હતી કે મને જે કંઈ મળ્યું છે તે ધર્મના પ્રતાપે મળ્યું છે. તો ધર્મના કાર્યમાં શા માટે ન વાપરવું !

**દાનવીર શેઠ સામે છોકરાઓનો વિરોધ :** શેઠ દાન પુણ્ય બધું કરે તે એમના છોકરાઓને ગમે નહિ. એટલે શેઠને કહે છે બાપુજી ! આપણા ગામમાં આટલા બધા શ્રીમંતો છે પણ એ કંઈ તમારી જેમ પૈસા ધર્માદામાં વાપરતાં નથી ને તમે તો બધું ઉડાવે જ રાખો છો. શેઠ કહે કે દીકરાઓ ! બધાને સારા કાર્યમાં રસ ના હોય. બાપને ચાર પુત્રો હોય તેમાં અવિનીત પુત્ર બાપની સેવા ન કરે તો શું વિનીત પુત્ર હોય તે ન કરે ? આપણે સારું કાર્ય કરવું હોય તો ન કરનારની

એમાં ક્યાંથી ફેરવીએ તારી માળા, ગુરૂરાજ મારા મહાવીર ગુણ ગાશું.
હમણાં નથી નવરાશું.... ગુરૂદેવ મારા... ઘડપણમાં....

તૃષ્ણા આકાશ સમાન અનંતી છે. જ્યાં સુધી તમે ઈચ્છાઓની આગ નહિ છોડો ત્યાં સુધી સંતોષની શીતળતા નહિ મેળવી શકો. યાદ રાખજો કે અંધકાર અને પ્રકાશની જેમ ઈચ્છા અને સંતોષ પરસ્પર વિરોધી છે. તમે શું ઝંખો છો? ઈચ્છા કે સંતોષ? (શ્રોતામાંથી અવાજ :–સંતોષ) સંતોષમાં આવવા માટે સમ્યક્‌જ્ઞાનની ખાસ જરૂર છે સમ્યગ્‌જ્ઞાનનો પ્રકાશ અલૌકિક છે. પણ આજે વિજ્ઞાનના યુગમાં અક્ષરજ્ઞાન વધવા માંડયું છે, વાંચન અને લેખન પ્રગતિશીલ બન્યું છે. વાક્‌ચાતુર્ય ખીલ્યું છે. અને નવી નવી વૈજ્ઞાનિક શોધખોળોએ માનવીને આશ્ચર્યમુગ્ધ કરી દીધા છે. પણ અંદરમાં તમે ડોકીયું કરીને જોશો તો જીવનમાંથી સદાચાર ઘટતાં દેખાય છે. તપોબળ ક્ષીણ થતું જાય છે, પ્રમાણિકતા ઘટવા માંડી છે, અહંભાવનું તાંડવ વ્યાપી રહ્યું છે ને ધર્મની અવગણના થઈ રહી છે. જે જ્ઞાન–વિજ્ઞાન જીવનમાં શુદ્ધિનો સંચાર કરે, સદાચારની મધુરતા લાવે, વિચારોમાં સાત્વિકતા પ્રગટાવે, પ્રમાણિકતાનું બળ આપે, વિનય–વિવેકની જ્યોત ઝગમગાવે, ત્યાગનું ખમીર ખીલાવે. પરમાર્થ અને પરોપકારનું જોમ આપે, સૌજન્યની સુવાસ મહેંકાવે, તપનું તેજ પ્રસરાવે, તત્વનો પ્રકાશ પાથરે તે જ્ઞાન સાચું જ્ઞાન છે. આવા જ્ઞાનનો આજે અંશ દેખાતો નથી.

જ્ઞાન એ આત્માનો ગુણ છે. તેનો મહિમા અને ઉપયોગીતા સૌને માન્ય છે. જીવ, અજીવ આદિ તત્વોને યથાર્થ સ્વરૂપમાં જાણવા તે સાચું જ્ઞાન છે. એ જ્ઞાન જ્યારે વિશિષ્ટ કોટીનું બને ત્યારે વિજ્ઞાન કહેવાય છે. જ્ઞાન એ પ્રકાશ છે ને અજ્ઞાન એક પ્રકારનો અંધકાર છે. રાત્રીનો અંધકાર સૂર્યના પ્રકાશથી નષ્ટ થાય છે તેમ અનંતકાળથી આત્મા ઉપર લાગી ગયેલા ગાઢ અંધકારને દૂર કરવા માટે જ્ઞાન એ સૂર્ય સમાન છે. ભોજનથી ભૂખનું દુઃખ ટળે, અને જ્ઞાનથી વિષયવાસના ટળે છે. જ્ઞાન આવવાથી વિષયોની કટુતા સમજાય છે, વિષય સુખની ઈચ્છા નાશ પામે છે ને વિષયોનો ત્યાગ સહેજ બને છે. ગ્રીષ્મઋતુમાં પરબનું પાણી તરસ્યા માણસની આંતરડી ઠારે છે તેમ જ્ઞાન પરબનું પાણી વાસનાથી સંતપ્ત આત્માને અનહદ શીતળતા આપે છે. અંજનનો ગુણ આંખોનું તેજ વધારવાનો છે ત્યારે જ્ઞાનાંજન–અંતરચક્ષુને તેજસ્વી બનાવે છે. એટલે જ્ઞાન એ આત્માનું સર્વસ્વ છે.

બંધુઓ! ભગવાને પ્રરૂપેલા સિધ્ધાંતમાં અલૌકિક જ્ઞાન ભરેલું છે. એવા અંતગડ સૂત્રમાં છ અણગારોની વાત ચાલે છે. છ અણગારો આત્મજ્ઞાનમાં મસ્ત બનેલાં છે. માત્ર સંયમયાત્રાના નિર્વાહ માટે છઠ્ઠના પારણે ગૌચરી માટે નીકળ્યા છે. તેમાં

બે સંઘાડા દ્વારિકા નગરીમાં ગૌચરી કરતાં કરતાં વસુદેવ મહારાજાની રાણી દેવકીજીના મહેલે પધાર્યા. બે સંઘાડે ચાર મુનિઓ વહોરીને ગયાં ને દેવકીરાણી બેઠા છે ત્યાં "तयाणंतरं च णं तच्चे संघाडए बारावईए नयरीए उच्चनीए जाव पडिलामेइ" ત્રીજે સંઘાડે બે મુનિઓ પણ ઉંચ,નીચ અને મધ્યમકુળોમાં ગૌચરી કરતાં કરતાં દેવકીજીના મહેલે પધાર્યા. આ જોઈ ને દેવકીરાણીના દિલમાં અનેરો આનંદ થયો. અહો! આજે હું તો મહાન પાવન બની ગઈ. મને ત્રીજી વખત સુપાત્રે દાન દેવાનો અવસર મળ્યો. તમને પણ આવો અવસર મળે તો ધન્ય ઘડીને ધન્ય ભાગ્ય માનો ને? ભાગ્યવાન માણસને ગમે ત્યાંથી લાભ મળી જાય છે. અને કંઈક જીવો બિચારા દાન દેવા તલસતા હોય છે પણ તેને લાભ મળતો નથી આ તો દાનની વાત છે પણ તમારે ધન કમાવા માટે પણ આવું જ બને છે ને? પુણ્યવાન મનુષ્યો થોડો પ્રયત્ન કરે ને ધનના ઢગલા થાય છે ને પુણ્ય વિનાના માણસો ધન કમાવા માટે કેટલો પુરૂષાર્થ કરે છે! ભૂખ-તરસ વેઠે છે. કાળી મજુરી કરે છે છતાં માંડ પેટ ભરે છે. આવું જોઈને તમે કહો છો ને કે "ભાગ્યશાળીને ભૂત રળે ને અક્કરમીના પડીયા કાણાં." આ કહેવત ઉપર એક દૃષ્ટાંત યાદ આવે છે.

એક ગામમાં એક શેઠ વસતા હતા. એના પુણ્યોદયે તેને ધન તો વારસામાં મળ્યું હતું ને સાથે ધર્મ પણ મળ્યો હતો. એને એવો નિયમ હતો કે દરરોજ સવારમાં ઉઠીને સામાયિક પ્રતિક્રમણ કરવું, નવકારશી કરવી પછી ગામમાં સંત સતીજી બિરાજતાં હોય તો તેમનાં દર્શન કરવા, વ્યાખ્યાન વાણી સાંભળવી પછી વહેપાર ધંધાનું કામ કરવું, અને વહેપારમાં જે કમાણી થાય તેમાંથી ચોથો ભાગ દર મહિને ધર્મના કાર્યમાં વાપરી નાંખવો. આવા શેઠ જમવા બેસે ત્યારે ભાવના ભાવે જો સુપાત્ર દાન દેવાનો સમય મળી જાય તો દાન દે. સંતનો યોગ ન મળે તો કોઈ સ્વધર્મી દુઃખી બંધુને જમાડતો. એ પણ ન મળે તો કોઈ ગરીબને આપીને પછી પોતે જમતા. શેઠ આવા ધર્મીષ્ઠ હતાં. એમની ભાવના એક જ હતી કે મને જે કંઈ મળ્યું છે તે ધર્મના પ્રતાપે મળ્યું છે. તો ધર્મના કાર્યમાં શા માટે ન વાપરવું!

દાનવીર શેઠ સામે દીકરાઓનો વિરોધ: શેઠ દાન પુણ્ય બધું કરે તે એમના છોકરાઓને ગમે નહિ. એટલે શેઠને કહે છે બાપુજી! આપણા ગામમાં આટલા બધા શ્રીમંતો છે પણ એ કંઈ તમારી જેમ પૈસા ધર્માદામાં વાપરતાં નથી ને તમે તો બધું ઉડાવે જ રાખો છો. શેઠ કહે કે દીકરાઓ! બધાને સારા કાર્યમાં રસ ના હોય. બાપને ચાર પુત્રો હોય તેમાં અવિનીત પુત્ર બાપની સેવા ન કરે તો શું વિનીત પુત્ર હોય તે ન કરે? આપણે સારું કાર્ય કરવું હોય તો ન કરનારની

સામે ન જોવું. દીકરાઓ કહે છે પણ એમ ખરચ્યા કરશો તો તિજોરી તળિયાઝાટક થઈ જશે. શેઠે કહ્યું–પુત્રો! તમે જરા સમજો. તિજોરી ભરાવનાર કોણ છે? પૂર્વે સુકૃત્યો કરીને પુણ્ય ઉપાર્જન કર્યું છે તેના પ્રતાપે તિજોરી ભરેલી છે. અને જે ધન ધર્મના કાર્યમાં વપરાય છે તેનાથી મહાન પુણ્ય બંધાય છે, ને આપ્યા કરતાં બમણું મળી રહે છે. ભારેકર્મી છોકરાઓને પિતાની આ વાત ગળે ઉતરતી નહિ. તેથી અંદર અંદર કચવાટ કર્યા કરે છે. ત્યારે શેઠાણી કહે છે બેટા! તમે તમારા પિતાજીને આમ શા માટે કર્યા કરો છો? એ કમાયા છે ને વાપરે છે તેમાં ખોટું શું છે? ત્યારે છોકરાઓ ગુસ્સે થઈને કહે છે એ કંઈ ચાલશે નહિ. તમારે તમારું ધાર્યું કરવું હોય તો ઘર છોડીને ચાલ્યા જાઓ. શેઠ–શેઠાણી કહે – ભલે, તમે ઘરમાં સુખેથી રહો. અમે ચાલ્યા જઈશું.

"ધર્મની ખાતર સંકટ વેઠવા તૈયાર થયેલા શેઠ શેઠાણી": શેઠ શેઠાણી ઘર છોડીને ચાલ્યા ગયા. ગામને છેડે નાનકડું ઘર લઈને રહ્યા. શેઠ શેઠાણીએ ઘર છોડ્યું પણ ધર્મ ન છોડ્યો. જુઓ, એક ધર્મ સાચવવાની ખાતર કેટલું છોડ્યું? નાનકડા ઘરમાં આનંદથી રહેવા લાગ્યા. પણ પેટને માટે કંઈક તો કરવું પડે ને? એટલે શેઠ મીઠું, મરચું, હળદર, ધાણાજીરું વિગેરે થોડો થોડો મસાલો ખરીદી એક થેલામાં ભરી ફેરી કરીને મસાલો વેચવા લાગ્યા. તેમાં જે મળે તેમાંથી ગુજરાન ચલાવે છે. પણ તેમાંથી અડધો ભાગ દાનમાં વાપરે છે. બંગલાને બદલે તૂટ્યાફૂટ્યા ઘરમાં રહે છે, રોજ નવા નવા ભોજન જમવાને બદલે લૂખો રોટલો ને દાળ ખાય છે. સાદા કપડાં પહેરવા મળે છે તેનો મનમાં જરા પણ ખેદ નથી. બધું ભલે ગયું પણ ધર્મ કરાય છે ને પોતાના નિયમોનું પાલન થાય છે તેનો અનેરો આનંદ છે.

હવે શેઠ જે મકાનમાં રહે છે તેની બાજુમાં એક મોટું વડલાનું વૃક્ષ હતું. તેના ઉપર એક વાણવ્યંતર દેવનો વાસ હતો. આ શેઠની ધર્મભાવના, દાન દેવાની ભાવના જોઈને વાણવ્યંતર દેવના મનમાં થયું કે ગરીબાઈમાં પણ કેટલી ઉદાર ભાવના છે! છતાં તેની પરીક્ષા કરું. હવે શેઠ મસાલો વેચવા જાય ત્યાં તેને મસાલો વેચવા દે નહિ. માંડ ચાર આના મળે. છતાં શેઠ એક આનો અવશ્ય દાનમાં વાપરે, અને જ્યારે બે જ પૈસા મળે ત્યારે પોતે ભૂખ્યા રહેતા ને બે પૈસા દાનમાં વાપરી નાખતા. ત્રણ દિવસ બે પૈસા મળ્યા તો તે પૈસા દાનમાં વાપરી પોતે અઠ્ઠમ કર્યો. ત્રણ ત્રણ પણ એવો વિચાર ન કર્યો કે બે પૈસા મળ્યા છે તો દાન નથી દેવું. અખંડ સમતા લાવીને ખાઈ લઈએ. આવી રીતે શેઠને અઠ્ઠમ થયો છતાં મનની ખૂબ પ્રસન્નતા ને ઉદારતા જોઈને દેવના દિલમાં થયું કે આવો ધર્મિષ્ઠ માણસ દુઃખી ના રહે.

જોઈએ. હું એને સુખી બનાવી દઉં. આમ વિચાર કરીને દેવે અવધિજ્ઞાન દ્વારા જોયું તો એક બીજો સાર્થવાહ મહાકૃપણ હતો. તેની પાસે ધન ઘણું હતું. પણ એવો મખ્ખીચૂસ હતો કે ખાય નહિ ને ખાવા દે નહિ. ગરીબોને લૂંટીને ધન ભેગું કરતો નોકરોની પાસે કામ ખૂબ કરાવે ને પગાર ઓછો આપે એની સહેજ ભૂલ થાય તો ક્રોધાયમાન થઈને તેનો પગાર કાપી લે. આવા કૃપણ શેઠની પાસે પેલા દાનવીર શેઠના મસાલાના થેલા જેવો એક થેલો હતો. તેમાં એ કૃપણ શેઠે હીરા માણેક, પન્ના મોતી આદિ ઝવેરાત ભરેલું હતું. એ શેઠ થેલો જોઈને હરખાતો પણ તેમાંથી એક રત્નનો સદુપયોગ કરતો ન હતો. કૃપણ માણસ ધન ન પોતે વાપરે કે ન બીજાને વાપરવા દે. તેના માટે શ્રીમદ્ ભાગવતમાં કહ્યું છે કે—

न देयं नोपभोग्यं च, लुब्धैर्यद् दुःख सञ्चितम् ।
भुङ्क्ते तदपि तच्चान्यो, मधुहेवार्थविन् मधुः ॥

લોભી પુરૂષોએ દુઃખ વેઠીને જે ધન ભેગું કર્યું હોય છ તે ધન લોભી માણસ પોતે વાપરતો નથી કે બીજાને વાપરવા દેતો નથી. જેમ મધમાખીઓ મધપૂડામાં મધ એકઠું કરે છે પણ પોતે મધ ખાતી નથી ને બીજાને ખાવા દેતી નથી. છેવટે મધ લૂંટનારો આવીને મધ લઈ જાય છે તેમ લોભીયાનું ધન બીજા ભોગવે છે.

"શેઠની ધર્મભાવના જોઈને પ્રસન્ન થયેલ દેવ" :— અહીં પેલો દેવ વિચાર કરે છે કે આ કંજુસીયો ધનનો કંઈ સદુપયોગ કરતો નથી. આ થેલો પડી જ રહ્યો છે તો પેલા દાનવીર શેઠનો મસાલાનો થેલો હોય કે આ રત્નોનો ભરેલો થેલો હોય બંને સરખું જ છે ને! આની પાસે પડી રહ્યું છે ને આ પવિત્ર શેઠને ધન મળશે તો એનો સદુપયોગ થશે. એમ વિચારી પેલો સાર્થવાહ એના પડાવમાં ઉંઘતો હતો ત્યારે એનો ઝવેરાતનો થેલો શેઠને ત્યાં મૂકી દીધો અને શેઠનો મસાલાનો થેલો સાર્થવાહના પડાવમાં મૂકી દીધો. સાર્થવાહ તો સવારે એના સાર્થની સાથે ચાલી નીકળ્યો. બંને થેલા ઉપરથી સરખા હતાં એટલે એને શું ખબર પડે કે મારો થેલો બદલાઈ ગયો છે. ઉપરથી જુવે છે કે મારો થેલો સલામત છે. જોઈને હરખાય છે. ઝવેરાતને બદલે મસાલાનો થેલો છે છતાં આનંદ માને છે. કારણ કે મમતા છે ને? જ્યારે થેલો ખોલીને જોશે ત્યારે બિચારો પોક મૂકીને રડશે કે હાય! મારો થેલો ક્યાં ગયો?

સમજાણું? જીવ મમતામાં મરી રહ્યો છે ને મમતાના કારણે જીવ ધર્મ કરી શકતો નથી. કંઈકને શરીર પર મમતા છે એટલે વ્રત, નિયમ, તપશ્ચર્યા કરી શકતાં નથી. તપશ્ચર્યા કરીએ ને શરીર દુબળું પડી જાય તો? પણ માની લો કે અશાતા વેદનીય કર્મનો ઉદય થયો ને શરીર દુબળું પડી જશે તો શું કરશો? ત્યાં દરકાર

નહિ પણ કર્મ ખપાવવાનું સાધન-ધર્મ કરતાં શરીર સૂકાઈ જાય તો વાંધો આવી જાય. આ મમતા ધર્મ ચૂકાવે છે. પેલો કૃપણ સાર્થવાહ તો થેલો જોશે ત્યારે રોશે પણ પેલા દયાળુ શેઠે તો પોતાનો નિત્ય ક્રમ કરી, બપોરે જમીને મસાલા વેચવા જવા માટે તૈયાર થયાં. થેલામાં કઈ કઈ ચીજો છે તે જોવા માટે થેલો ખોલ્યો તો ઝગમગતા હીરા, માણેક, મોતી, નીલમ, પન્ના વિગેરે ઝવેરાત જોયું. શેઠના મનમાં થયું કે આ કોઈનો થેલો અહીં આવ્યો લાગે છે. જેનો થેલો હશે તેને કેટલું દુઃખ થયું હશે? તે થેલો શોધતો હશે. મારો મસાલાનો થેલો ગૂમ થયો ને આ થેલો ક્યાંથી આવ્યો? શેઠે શેઠાણીને પૂછયું કે તમે મારો થેલો કોઈની સાથે બદલ્યો છે? શેઠાણી કહે-નાથ! હું તો એને અડી પણ નથી. તેમ આપણે ઘેર બીજું કોઈ આવ્યું નથી. ત્યારે શેઠે કહ્યું કે આ ધન આપણું નથી તો આપણાથી કેમ રખાય? આપણે રાજાને સુપ્રત કરી દઈએ.

માની લો કે તમને આવી રીતે થેલો મળી જાય તો શું કરો? ઘરમાં રાખો કે રાજાને આપવા જાઓ? (શ્રોતામાંથી અવાજ :- અરે, કોઈને જાણ થવા ન દઈએ. તિજોરીમાં મૂકી દઈએ.) (હસાહસ) મારા મહાવીરના શ્રાવક કેવા હોય? તમે પ્રતિક્રમણમાં શું બોલો છો? શ્રાવક પરધન પત્થર સમાન માને. પણ અત્યારે તો પરધન હાથમાં આવે તો ઘર સમાન. (હસાહસ) કેમ બરાબર ને? પેલા શેઠને મળ્યું છે પણ રાખવું નથી ને તમને મળી જાય તો છોડવું નથી. શેઠ એની પત્નીને કહે છે આ ધન આપણું નથી. આપણી મહેનતનું નથી તો આપણાથી કેમ રખાય? જઈને રાજાને સોંપી દઈએ, આ સોંપવા જવા તૈયાર થાય છે ત્યાં દેવે અદ્રશ્યપણે તેને કહ્યું કે શેઠ! એ ધન તમારું છે તમે રાખો. ત્યારે શેઠે કહ્યું મારું નથી. એ ધન મને ના ખપે. જેનું હશે તેને કેટલું દુઃખ થયું હશે! માટે હું નહિ રાખું. ત્યારે દેવે કહ્યું કે એનો માલિક અભાગિયો ક્યાંનો ક્યાં દૂર દેશમાં છે. પણ જો તમે આ ધન રાજાને સોંપવા જશો તો ચોરીનો આરોપ તમારા માથે આવશે ને ધર્મ નિંદાશે. માટે ત્યાં જવું રહેવા દો, શેઠ કહે છે તમે જે મને કહો છો તે કોણ છો? મને પરધન ખપતું નથી. માટે લેતાં મારું મન માનતું નથી. ત્યારે દેવે કહ્યું તમારી ધર્મ પરની દૃઢ શ્રદ્ધા જોઈને હું પ્રસન્ન થયો છું. તેથી મેં આ રીતે કર્યું છે. માટે તમે ધન લઈ લો. તમે લઈને એનો સદુપયોગ કરશો ને એ કૃપણ પાસે ખાલી પડી રહ્યું હતું.

શેઠ બધી વાત સમજી ગયા. દેવે કહ્યું એટલે ધન રાખ્યું, પણ પોતાને માટે ઉપયોગ ન કર્યો. ધર્મના કાર્યમાં, શાસનની પ્રભાવના કરવામાં અને સ્વધર્મી અને દુઃખીઓની સેવામાં તેનો સદુપયોગ કર્યો. ટૂંકમાં આપણે અહીં એ સમજવાનું છે

કે જેના પુણ્ય પ્રબળ હોય છે તેને કેવી રીતે બધું મળી રહે છે. શેઠને દાનમાં ધન વાપરવામાં ખૂબ આનંદ આવતો હતો. જેને વાપરવું છે તેને મળી રહે છે. માણસ બે હાથે ગમે તેટલું રળે તો ઉંચો નથી આવતો પણ પુણ્ય જાગે તો આજનો ચીથરેહાલ કાલે ચમરબંધી બની જાય છે, અને પુણ્ય પરવારી જાય તો આજનો શ્રીમંત કાલે રંક બની જાય છે. અહીં દેવકીમાતાના ભાગ્ય ચઢિયાતા છે. દાન દેવાની ઉત્કૃષ્ટ ભાવના છે. અહીં ત્રીજા સંઘાડે નીકળેલા મુનિઓ ત્યાં પધાર્યા. હવે દેવકીને કેવો આનંદ થશે તેના ભાવ અવસરે.

ચરિત્ર :– પરદુઃખભંજન અર્જુન મણીચૂડ માટે કેટલું કરી છૂટે છે. એને મણીચૂડને રાજ્ય અપાવવાની ભાવનાથી વિદ્યુતવેગ રાજાને દૂત મોકલીને સમાચાર આપ્યાં કે તમે અન્યાયથી કપટ કરીને મણીચૂડનું રાજ્ય લઈ લીધું છે તે આપી દો. જો ન આપવું હોય તો યુધ્ધ કરવા તૈયાર થાઓ, ત્યારે વિદ્યુતવેગે ક્રોધમાં આવીને કહ્યું કે તારો અર્જુન વળી કોણ? હું એને ચપટીમાં ચોળી નાંખીશ.

મેરા ધનુષબાણ પાવક સમ, અર્જુન ઈંધન જાન,
કોપ કરી સેના સજવાઈ, ધમકા સન્મુખ આન હો....શ્રોતા....

એનો નાશ કરવા માટે મારું ધનુષ્ય અગ્નિ જેવું છે. જેમ અગ્નિમાં સૂકું લાકડું લઠલાઠ બળી જાય તેમ અર્જુન બળી જશે. માટે હે દૂત! તું અર્જુનને કહેજે કે જલ્દી યુધ્ધ કરવા આવી જા. હું તરત આવું છું. વિદ્યુતવેગ અર્જુન માટે જે જે શબ્દો બોલ્યો તે દૂતે આવીને અર્જુનને કહ્યા. આ તરફ અભિમાની વિદ્યુતવેગે સેના તૈયાર કરી. દૂતના સમાચાર સાંભળી અર્જુનનું લોહી ઉકળી ઉઠયું. મૃગને મારવા માટે સિંહને તૈયારી કરવાની હોતી નથી તેમ અર્જુનને તૈયારી કરવાની ન હતી. એની પાસે સૈન્ય ન હતું પણ મણીચૂડના સસરાને ખબર પડી એટલે પોતાનું વિશાળ સૈન્ય મોકલ્યું હતું. વિદ્યુતવેગનું સૈન્ય પણ ઘણું મોટું હતું. બંનેના સૈન્યો યુધ્ધભૂમિમાં સામસામા ગોઠવાઈ ગયા. બંને વચ્ચે ભયંકર યુધ્ધ થયું. બંને પક્ષના હજારો સૈનિકો મરાયા. રાજા રાજાઓ રાજ્ય માટે લડે છે પણ વચમાં નિર્દોષ માણસો કેટલાં મરી જાય છે. કહેવત છે ને "પાડે પાડા લડે એમાં ઝાડનો ખો નીકળી જાય." એ રીતે અહીં પણ એવું છે. રાજ્ય તો રાજાને મળે છે પણ બિચારા નિર્દોષ સૈનિકો કેટલા મરાય છે!

લડતાં લડતાં ધીમે ધીમે જેમ વાદળોથી સૂર્ય ઘેરાઈ જાય છે તેવી રીતે વિદ્યુતવેગની સેનાએ અર્જુનને ચારે તરફથી ઘેરી લીધો. ત્યારે અર્જુને સૂર્યનાં કરોડો કિરણો પૃથ્વી ઉપર પડે છે તેમ વિદ્યુતવેગની સેના ઉપર બાણોનો વરસાદ વરસાવ્યો.

તેથી ક્રોધથી ધમધમી ઉઠેલા વિદ્યુતવેગે બાણોનો વરસાદ વરસાવ્યો. એ સમયે અર્જુને એવું પ્રચંડ ભુજાબળ વાપર્યું ને એક તીર વિદ્યુતવેગ ઉપર છોડયું.

લગા તીર અર્જુનકે કરસે, વિદ્યુતવેગ જાય,
લેઈ સૈન્ય વહ ઐસા ભાગા, શ્વાન જયોં દુમ દબાય હો....શ્રોતા....

અર્જુનનું તીર એવું છૂટયું કે સીધું વિદ્યુતવેગને વાગ્યું. એટલે વિદ્યુતવેગ સમજી ગયો કે આ મહાન પરાક્રમી છે. હું એની આગળ ટકી શકું તેમ નથી. એટલે પોતાનો જીવ બચાવવા ઉભી પૂંછડીએ નાસી છૂટયો. સંવર્તક વાયુની સામે જેમ દીપક ટકી શકતો નથી તેમ અર્જુનની સામે વિદ્યુતવેગ ટકી શકયો નહિ. એ ભાગ્યો તેની પાછળ તેનું થોડું સૈન્ય ભાગી છૂટયું ને બાકીનું સૈન્ય અર્જુનના શરણે આવ્યું. અર્જુનનો જયજયકાર થઈ ગયો. આવું જોઈને મણીચૂડ તો તેના ચરણમાં પડી ગયો. અહો, મારા પરમ ઉપકારી! તમારા ઉપકારનો બદલો હું કયારે વાળીશ! મારે માટે તમે કેટલા કષ્ટ વેઠયા! આ રીતે મણીચૂડ અર્જુનનો વારંવાર ઉપકાર માને છે. ત્યારે અર્જુન કહે છે ભાઈ! મેં તો કંઈ કર્યું નથી. મેં મારી ફરજ અદા કરી છે. આવા ઉપકારી મનુષ્યો કદી એમ નથી કહેતાં કે મેં તારા માટે આમ કર્યું. એ બીજાનું હિત કરવા પોતાની જાત જોખમમાં મૂકી દે છે. આજે તો પોતાના સગા ભાઈ માટે કંઈ કર્યું હોય તો પણ તેના ગાણા ગાવા બેસી જાય છે. અને અહીં તો અર્જુનને કંઈ સગાઈ ન હતી છતાં નામ માત્ર મોટાઈ છે! 'ના.' આવા મહાનપુરૂષો પોતાનું નામ અમર બનાવી જાય છે.

રત્નપુરના નગરજનોને પોતાના રાજાનો પુત્ર આવવાથી ખૂબ આનંદ થયો. આખું નગર શણગાર્યું ને ખૂબ આડંબરથી અર્જુન અને મણીચૂડનું નગરજનોએ સ્વાગત કર્યું અને હાથી ઉપર બેસાડી જયજયકાર બોલાવતાં પોતાના નગરમાં પ્રવેશ કરાવ્યો. તે જ શુભ દિવસે ખૂબ આનંદ ને ઉત્સાહપૂર્વક મણીચૂડનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો. અર્જુનના સહકારથી પિતાનું રાજ્ય પાછું મળવાથી મણીચૂડના આનંદનો કોઈ પાર નથી. તે અર્જુનને તો પોતાના પિતા સમાન માને છે. થોડા સમય અર્જુનજી ત્યાં રહ્યા. પછી મણીચૂડને કહે છે ભાઈ! હવે તમે બધું બરાબર સંભાળો છો ને આનંદથી રહો છો તેથી મને ખૂબ આનંદ થયો છે. મેં મારી પ્રતિજ્ઞાનું બરાબર પાલન કર્યું છે. હવે મને જવાની રજા આપો. મણીચૂડ કહે છે કે મારા પરમ ઉપકારી! તમે તો મને નવું જીવન આપ્યું છે. આ બધું તમારા પ્રતાપે પામ્યો છું. તમે સમયસર પહોંચ્યા ન હોત તો મારા જીવનનો અંત આવી ગયો હોત. તમે તો મારા ભગવાન તુલ્ય છો. હું તમને નહિ જવા દઉં. આ રાજ્ય તમારું જ છે. હું તો તમારો દાસ છું. તમે રાજ્ય સંભાળો. અર્જુન કહે છે

ભાઈ! હું તો રાજ્ય છોડીને વનવાસ વેઠવા નીકળ્યો છું. મારાથી તારા રાજ્યમાં બેસી રહેવાય નહિ. હવે હું વનમાં ચાલ્યો જઈશ. મને તમે જવાની રજા આપો. મણીચુડ કહે છે મારી તો તમને જવા દેવાની બિલકુલ ઈચ્છા નથી પણ તમારી જવાની ઈચ્છા હોવાથી અનિચ્છાએ તમને રજા આપું છું. ભલે, તમે જાઓ પણ આ તમારા દાસને કદી ભૂલશો નહિ. ફરીને વહેલા વહેલા મારી નગરીમાં પધારજો. આટલું કહીને પુત્ર પિતાને ભેટી પડે તેમ ભેટી પડયો ને આંખમાં ચોધાર આંસુ વહેવા લાગ્યાં. હવે અર્જુનજી રતનપુરીથી વિદાય થશે ને પછી કયાં જશે તેના ભાવ અવસરે કહેવાશે.



## વ્યાખ્યાન નં. ૨૭

**શ્રાવણ સુદ ૧૫ ને શનીવાર** તા. ૩૦-૭-૭૭

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! અનંતજ્ઞાની, ત્રિલોકીનાથ, કરૂણાસાગર ભગવંત ભવ્ય જીવોને ભવસાગર તરવાની પ્રેરણા આપતાં ફરમાવે છે કે હે ભવ્ય જીવો! માનવ જીવનની એકેક ક્ષણ બહુ મૂલ્યવાન છે. તેનો તમે મોજમઝામાં ને એશઆરામમાં દુરૂપયોગ ન કરશો. કારણ કે જે એકેક ક્ષણ જાય છે તે પાછી આવતી નથી. માટે મળેલા અમૂલ્ય સમયને ઓળખી તેનો સદુપયોગ કરી લો. અજ્ઞાની મનુષ્ય સંપત્તિ ભેગી કરવામાં કિંમતી સમય ગુમાવે છે. કંઈક ભોગવિલાસમાં સમય વીતાવે છે પણ આત્મસાધના કરતા નથી. સમય તો જ્ઞાનીનો જાય છે ને અજ્ઞાનીનો પણ જાય છે. કહ્યું છે કે—

ज्ञान ध्यान विनोदेन, कालो गच्छति धीमताम्।
व्यसनेन हि मूर्खाणां, निद्रया कलहेन वा॥

જ્ઞાની અને બુધ્ધિમાન પુરૂષોનો સમય જ્ઞાન, ધ્યાન અને આત્માનંદની અાપ્તિમાં વ્યતીત થાય છે, અને અજ્ઞાની મૂર્ખ મનુષ્યનો સમય વ્યસનોમાં, નિદ્રામાં, લડાઈ-ઝઘડા અને પરનિંદામાં વ્યતીત થાય છે. એક જિજ્ઞાસુ માનવે ગુરૂને પૂછયું કે આ મનુષ્ય જીવનમાં સમયનો શું ઉપયોગ કરવો? મનુષ્યનું જીવન બહુ અલ્પ છે, ટૂંક સમયમાં ખૂબ ધન કમાઈ ભોગવિલાસનો આનંદ માણવો એનું નામ સમયનો સદુપયોગ છે, જો અહીં આ બધું નહિ કરીએ તો કયાં કરીશું? ત્યારે જ્ઞાની ગુરૂએ કહ્યું—અરે, મોહમાં મૂંઝાયેલા માનવી! જરા વિચાર તો કર. શું ધન કમાવું, ખાવુંપીવું ને વિષયોમાં આનંદ માણવો એ માનવજીવનનું લક્ષ્ય છે? શું એમાં તારા જીવનની સાર્થકતા છે? વિચાર કર. પામર માનવ! તારે શું કરવા જેવું છે?

તેથી ક્રોધથી ધમધમી ઉઠેલા વિદ્યુતવેગે બાણોનો વરસાદ વરસાવ્યો. એ સમયે અર્જુને એવું પ્રચંડ ભુજાબળ વાપર્યું ને એક તીર વિદ્યુતવેગ ઉપર છોડયું.

લગા તીર અર્જુનકે કરસે, વિદ્યુતવેગ જાય,
લેઈ સૈન્ય વહ ઐસા ભાગા, શ્વાન જયોં કુમ દબાય હો....શ્રોતા....

અર્જુનનું તીર એવું છૂટયું કે સીધું વિદ્યુતવેગને વાગ્યું. એટલે વિદ્યુતવેગ સમજી ગયો કે આ મહાન પરાક્રમી છે. હું એની આગળ ટકી શકું તેમ નથી. એટલે પોતાનો જીવ બચાવવા ઉભી પૂંછડીએ નાસી છૂટયો. સંવર્તક વાયુની સામે જેમ દીપક ટકી શકતો નથી તેમ અર્જુનની સામે વિદ્યુતવેગ ટકી શકયો નહિ. એ ભાગ્યો તેની પાછળ તેનું થોડું સૈન્ય ભાગી છૂટયું ને બાકીનું સૈન્ય અર્જુનના શરણે આવ્યું. અર્જુનનો જયજયકાર થઈ ગયો. આવું જોઈને મણીચૂડ તો તેના ચરણમાં પડી ગયો. અહો, મારા પરમ ઉપકારી! તમારા ઉપકારનો બદલો હું કયારે વાળીશ? મારે માટે તમે કેટલા કષ્ટ વેઠયા! આ રીતે મણીચૂડ અર્જુનનો વારંવાર ઉપકાર માને છે. ત્યારે અર્જુન કહે છે ભાઈ! મેં તો કંઈ કર્યું નથી. મેં મારી ફરજ અદા કરી છે. આવા ઉપકારી મનુષ્યો કદી એમ નથી કહેતાં કે મેં તારા માટે આમ કર્યું. એ બીજાનું હિત કરવા પોતાની જાત જોખમમાં મૂકી દે છે. આજે તો પોતાના સગા ભાઈ માટે કંઈ કર્યું હોય તો પણ તેના ગાણા ગાવા બેસી જાય છે. અને અહીં તો અર્જુનને કંઈ સગાઈ ન હતી છતાં નામ માત્ર મોટાઈ છે! 'ના.' આવા મહાનપુરૂષો પોતાનું નામ અમર બનાવી ગયા છે.

રતનપુરના નગરજનોને પોતાના રાજાનો પુત્ર આવવાથી ખૂબ આનંદ થયો. આખું નગર શણગાર્યું ને ખૂબ આડંબરથી અર્જુન અને મણીચૂડનું નગરજનોએ સ્વાગત કર્યું અને હાથી ઉપર બેસાડી જયજયકાર બોલાવતાં પોતાના નગરમાં પ્રવેશ કરાવ્યો. તે જ શુભ દિવસે ખૂબ આનંદ ને ઉત્સાહપૂર્વક મણીચૂડનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો. અર્જુનના સહકારથી પિતાનું રાજ્ય પાછું મળવાથી મણીચૂડના આનંદનો કોઈ પાર નથી. તે અર્જુનને તો પોતાના પિતા સમાન માને છે. થોડા સમય અર્જુનજી ત્યાં રહ્યા. પછી મણીચૂડને કહે છે ભાઈ! હવે તમે બધું બરાબર સંભાળો છો ને આનંદથી રહો છો તેથી મને ખૂબ આનંદ થયો છે. મેં મારી પ્રતિજ્ઞાનું બરાબર પાલન કર્યું છે. હવે મને જવાની રજા આપો. મણીચૂડ કહે છે હે મારા પરમ ઉપકારી! તમે તો મને નવું જીવન આપ્યું છે. આ બધું તમારા પ્રતાપે પામ્યો છું. તમે સમયસર પહોંચ્યા ન હોત તો મારા જીવનનો અંત આવી ગયો હોત. તમે તો મારા ભગવાન તુલ્ય છો. હું તમને નહિ જવા દઉં. આ રાજ્ય તમારું જ છે. હું તો તમારો દાસ છું. તમે રાજ્ય સંભાળો. અર્જુન કહે છે

ભાઈ! હું તો રાજ્ય છોડીને વનવાસ વેઠવા નીકળ્યો છું. મારાથી તારા રાજ્યમાં બેસી રહેવાય નહિ. હવે હું વનમાં ચાલ્યો જઈશ. મને તમે જવાની રજા આપો. મણીચૂડ કહે છે મારી તો તમને જવા દેવાની બિલકુલ ઈચ્છા નથી પણ તમારી જવાની ઈચ્છા હોવાથી અનિચ્છાએ તમને રજા આપું છું. ભલે, તમે જાઓ પણ આ તમારા દાસને કદી ભૂલશો નહિ. ફરીને વહેલા વહેલા મારી નગરીમાં પધારજો. આટલું કહીને પુત્ર પિતાને ભેટી પડે તેમ ભેટી પડયો ને આંખમાં ચોધાર આંસુ વહેવા લાગ્યાં. હવે અર્જુનજી રતનપુરીથી વિદાય થશે ને પછી કયાં જશે તેના ભાવ અવસરે કહેવાશે.



## વ્યાખ્યાન નં. ૨૭

શ્રાવણ સુદ ૧૫ ને શનીવાર તા. ૩૦-૭-૭૭

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! અનંતજ્ઞાની, ત્રિલોકીનાથ, કરૂણાસાગર ભગવંત ભવ્ય જીવોને ભવસાગર તરવાની પ્રેરણા આપતાં ફરમાવે છે કે હે ભવ્ય જીવો! માનવ જીવનની એકેક ક્ષણ બહુ મૂલ્યવાન છે. તેનો તમે મોજમઝામાં ને એશઆરામમાં દુરૂપયોગ ન કરશો. કારણ કે જે એકેક ક્ષણ જાય છે તે પાછી આવતી નથી. માટે મળેલા અમૂલ્ય સમયને ઓળખી તેનો સદુપયોગ કરી લો. અજ્ઞાની મનુષ્ય સંપત્તિ ભેગી કરવામાં કિંમતી સમય ગુમાવે છે. કંઈક ભોગવિલાસમાં સમય વીતાવે છે પણ આત્મસાધના કરતા નથી. સમય તો જ્ઞાનીનો જાય છે ને અજ્ઞાનીનો પણ જાય છે. કહ્યું છે કે—

> ज्ञान ध्यान विनोदेन, कालो गच्छति धीमताम् ।
> व्यसनेन हि मूर्खाणां, निद्रया कलहेन वा ॥

જ્ઞાની અને બુધ્ધિમાન પુરૂષોનો સમય જ્ઞાન, ધ્યાન અને આત્માનંદની પ્રાપ્તિમાં વ્યતીત થાય છે, અને અજ્ઞાની મૂર્ખ મનુષ્યનો સમય વ્યસનોમાં, નિદ્રામાં, લડાઈ-ઝઘડા અને પરનિંદામાં વ્યતીત થાય છે. એક જિજ્ઞાસુ માનવે ગુરૂને પૂછયું કે આ મનુષ્ય જીવનમાં સમયનો શું ઉપયોગ કરવો? મનુષ્યનું જીવન બહુ અલ્પ છે, ટૂંક સમયમાં ખૂબ ધન કમાઈ ભોગવિલાસનો આનંદ માણવો એનું નામ સમયનો સદુપયોગ છે, જો અહીં આ બધું નહિ કરીએ તો કયાં કરીશું? ત્યારે જ્ઞાની ગુરૂએ કહ્યું-અરે, મોહમાં મૂંઝાયેલા માનવી! જરા વિચાર તો કર. શું ધન કમાવું, ખાવું પીવું ને વિષયોમાં આનંદ માણવો એ માનવજીવનનું લક્ષ્ય છે? શું એમાં તારા જીવનની સાર્થકતા છે? વિચાર કર. પામર માનવ! તારે શું કરવા જેવું છે?

આ સોનેરી સમય બેકાર બનીને ના ગુમાવ. જે સમયને ઓળખે છે તેનું જીવન ધન્ય બને છે. ત્યારે ફરીને જિજ્ઞાસુએ પૂછયું કે હે ગુરૂદેવ! જો સમયનું તમે આટલું બધું મૂલ્ય બતાવો છો તો એ સમયનું મૂલ્ય વી રીતે સમજવું? તેનો સદુપયોગ કેવી રીતે કરવો? જો આ ધનસંપત્તિ, ભોગવિલાસ, ઐશ્વર્ય બધું વ્યર્થ છે તો સાર્થક શું છે?

ગુરૂએ ઉત્તર આપતાં કહ્યું કે હે શિષ્ય! મનુષ્ય જીવનનાં બે મુખ્ય અંગ છે. એક બહિર્મુખ અંગ અને બીજું અંતર્મુખ અંગ. તેમાં ભૌતિક સાધન સામગ્રી એ જીવનની બહિર્મુખ આવશ્યકતાઓ છે ને આત્મગુણોનો વિકાસ એ જીવનની અંતર્મુખ આવશ્યકતાઓ છે. તેમાં જો ભૌતિક વસ્તુઓ પ્રાપ્ત ન થાય તો અસંતોષ, ક્રોધ, દુઃખ, અહંકાર, લોભ, આકાંક્ષા આદિ દોષો જીવનમાં ઉત્પન્ન થાય છે, પણ આત્મગુણોની પ્રાપ્તિ માટે સાધના કરનાર સાધકને તો સદા સંતોષ, ક્ષમા, શાંતિ અને નિર્વિકારતા આદિ ગુણોની પ્રાપ્તિ થાય છે. માટે હે શિષ્ય! અંતર્મુખ બનવાની સાધનામાં લાગી જાઓ ને આત્મગુણોની પ્રાપ્તિમાં સમય વ્યતીત કરો એ જ સમયની સૌથી મોટામાં મોટી કિંમત છે. આ એક સાચો માર્ગ છે. તેના ઉપર ચાલીને તમે સમયનો સદુપયોગ કરી શકો છો. વિષયાંધ, પાપી અને પ્રમાદી મનુષ્યો માનવ જીવનના કિંમતી સમયનું મૂલ્ય સમજી શકતા નથી. તેથી સંસારમાં રખડયા કરે છે. જ્યારે વૈરાગ્યવંત સંયમી સાધક તથા આત્માને ઓળખનાર જીવો સમયનું મૂલ્ય સમજીને સંસારથી વિરક્ત બને છે.

આપણે છ અણગારોની વાત ચાલે છે. તે છ અણગારોએ માનવ જીવનના કિંમતી સમયનું મૂલ્ય સમજીને અંતર્મુખ દૃષ્ટિ કેળવી આત્મિક ગુણોની પ્રાપ્તિ માટે સંસારથી વિરક્ત બની સંયમ લીધો. સંયમ લીધા પછી સંયમની પ્રત્યેક ક્રિયાઓ અપ્રમતભાવે કરતાં હતાં. તે અણગારોમાં ત્રીજો સંઘાડો દેવકીમાતાના મહેલે આવ્યો. રત્ન જેવા તેજસ્વી અને પવિત્ર સંતોને જોઈને દેવકીજીનું હૈયું હરખાઈ ગયું. તે હર્ષઘેલા દોડીને સામે ગઈ ને વિચાર કરવા લાગી કે મારા વીતરાગી સંતો આહારના લુબ્ધી ના હોય, વારંવાર એક ગૃહસ્થને ઘેર ગૌચરી જાય નહિ અને આજે આ સંતો ત્રીજી વખત મારા ઘરે પધાર્યા છે તો હું કેવી પુણ્યવંતી છું! મને મહાન લાભ મળ્યો પણ એમ ન કહ્યું કે આ સંતો મારે ઘેર વારંવાર આવે છે. એમને બીજે જવું નથી ગમતું. ઉત્કૃષ્ટ ભાવે સિંહકેશરીયા મોદક આદિ બીજી વસ્તુઓ વહોરાવી. મુની ગૌચરી કરીને પાછા ફરે છે. વીતરાગના સંતો આહારપાણી લેવા જાય તો ત્યાં ગૃહસ્થને ઘેર વાતો કરવા ઉભા રહે નહિ.

આ અણગારો ગૌચરી કરીને પાછા વળે છે ત્યારે દેવકીરાણી હાથ જોડીને કહે

છે કે મારા તારણહાર ગુરૂદેવ! આપ ઉભા રહો. મારે આપને એક પ્રશ્ન પૂછવો છે. ત્યારે સંતોએ કહ્યું–હે માતા! જે પૂછવું હોય તે પૂછો. દેવકીરાણી કહે છે કે ગુરૂદેવ! આ નગરીના સ્વામી કૃષ્ણ વાસુદેવ છે. તે માત્ર દ્વારકા નગરીના જ સ્વામી નથી પણ ત્રણ ત્રણ ખંડના અધિપતિ છે, ને મારો પુત્ર છે. હાલ ત્રણ ખંડની વાત તો જવા દો પણ આપ દ્વારિકા નગરીમાં પધાર્યા છો એટલે અહીંની જ વાત કરું છું કે આ દ્વારકા નગરી બાર જોજન લાંબી ને નવ જોજન પહોળી દેવોની વસાવેલી અને સાક્ષાત્ દેવલોક જેવી છે. આ નગરીમાં પુણ્યવંત સદ્‌ગૃહસ્થો વસે છે. તો શું આ નગરીનાં પુણ્ય ખૂટયાં કે મારા કૃષ્ણ વાસુદેવના પુણ્ય ખૂટયાં કે જેથી समणा निग्गंथा उच्चणीय जाव अडमाणा भत्तपाणं णो लभन्ति? આ દ્વારકા નગરીમાં ઉંચ-નીચ અને મધ્યમ કુળોમાં સામુદાનિક ભિક્ષા માટે ફરતાં શ્રમણ નિગ્રંથોને આહાર પાણી નથી મળતા? રાજાનાં પુણ્ય ખૂટે તો પ્રજાનાં મન ચોરાય છે.

બંધુઓ! વીતરાગ પ્રભુની આજ્ઞામાં વિચરતાં સંતોને જો આહારપાણી ન મળે તો ભૂખ્યાં રહે પણ વારંવાર એક ઘરમાં ગૌચરી ન જાય. આધાકર્મી આહાર ન લે. અરે, સુઝતો આહાર મળે તો પણ મર્યાદિત આહાર ગ્રહણ કરે. સંતો રસોડું જોઈને ગૌચરી કરે ને ક્ષેત્ર જોઈને ચાતુર્માસ કરે. અહીં મુંબઈમાં તો દરેક ક્ષેત્રમાં ઘણાં ઘર છે એટલે વાંધો ન આવે પણ દેશના નાના ક્ષેત્રોમાં ૪૦થી ૫૦ ઘરનો સંઘ હોય તો ત્યાં વધુમાં વધુ ત્રણ સાધ્વીનું ચાતુર્માસ આપે. ઝાઝા ઘરનો સમુદાય હોય ત્યાં ઝાઝા સંત સતીજીઓ રહી શકે. જ્યાં નિર્દોષ ગૌચરી મળે ત્યાં રહે. કારણ કે આ આધાકર્મી આહાર આવી જાય તો ચારિત્રમાં દોષ લાગે. આહાર નિર્દોષ હોય તો ચારિત્ર નિર્મળ પળાય. એક કહેવત છે ને કે "આહાર તેવો ઓડકાર." માણસે કાંદા લસણ ખાધા હોય તો તેને તેવો ઓડકાર આવે છે. અને જો દૂધપાક પૂરી ખાધા હોય તો તેવો ઓડકાર આવે છે. તેમ સાધુ જેવો આહાર કરે તેવા તેના મનના પરિણામ વર્તે છે. તે રીતે સંસારમાં પણ જો માતા-પિતા પવિત્ર હોય, સદાચારી હોય, એવું ઉચ્ચ આદર્શ જીવન જીવતાં હોય તો તેમના સંતાનો પણ પવિત્ર હોય છે. વિચાર કરો. તમારા સંતાનોને પવિત્ર બનાવવા હોય તો પહેલાં તમે પવિત્ર બનો. માતા પિતાના મનનો દોષ પણ સંતાનોમાં મોટો દોષો ઉભા કરે છે. અને તેમાં પણ બાળકોના સંસ્કારનું સિંચન કરવામાં માતાના સંસ્કારો અગત્યનો ભાગ ભજવે છે. માતા દેવકી અને પિતા વસુદેવ ખૂબ પવિત્ર હતાં. તો તેમનો સંતાન કૃષ્ણ વાસુદેવ કેવા પવિત્ર હતા! આમ તો માતા પિતા બંને પવિત્ર હોય છે છતાં આપણા ભારત દેશમાં માતાનું મહત્વ વધારે બતાવ્યું છે. આર્યદેશની સન્નારીઓ ઝવેરાતથી પણ ઉંચુ ઝવેરાત છે. આજે તમે કરોડોની સંપત્તિ કમાઈને લાવો.

આ સોનેરી સમય બેકાર બનીને ના ગુમાવ. જે સમયને ઓળખે છે તેનું જીવન ધન્ય બને છે. ત્યારે ફરીને જિજ્ઞાસુએ પૂછયું કે હે ગુરૂદેવ! જો સમયનું તમે આટલું બધું મૂલ્ય બતાવો છો તો એ સમયનું મૂલ્ય કી રીતે સમજવું? તેનો સદુપયોગ કેવી રીતે કરવો? જો આ ધનસંપત્તિ, ભોગવિલાસ, ઐશ્વર્ય બધું વ્યર્થ છે તો સાર્થક શું છે?

ગુરૂએ ઉત્તર આપતાં કહ્યું કે હે શિષ્ય! મનુષ્ય જીવનનાં બે મુખ્ય અંગ છે. એક બહિર્મુખ અંગ અને બીજું અંતર્મુખ અંગ. તેમાં ભૌતિક સાધન સામગ્રી એ જીવનની બહિર્મુખ આવશ્યકતાઓ છે ને આત્મગુણોનો વિકાસ એ જીવનની અંતર્મુખ આવશ્યકતાઓ છે. તેમાં જો ભૌતિક વસ્તુઓ પ્રાપ્ત ન થાય તો અસંતોષ, ક્રોધ, દુઃખ, અહંકાર, લોભ, આકાંક્ષા આદિ દોષો જીવનમાં ઉત્પન્ન થાય છે, પણ આત્મગુણોની પ્રાપ્તિ માટે સાધના કરનાર સાધકને તો સદા સંતોષ, ક્ષમા, શાંતિ અને નિર્વિકારતા આદિ ગુણોની પ્રાપ્તિ થાય છે. માટે હે શિષ્ય! અંતર્મુખ બનવાની સાધનામાં લાગી જાઓ ને આત્મગુણોની પ્રાપ્તિમાં સમય વ્યતીત કરો એ જ સમયની સૌથી મોટામાં મોટી કિંમત છે. આ એક સાચો માર્ગ છે. તેના ઉપર ચાલીને તમે સમયનો સદુપયોગ કરી શકો છો. વિષયાંધ, પાપી અને પ્રમાદી મનુષ્યો માનવ જીવનના કિંમતી સમયનું મૂલ્ય સમજી શકતા નથી. તેથી સંસારમાં રખડયા કરે છે. જ્યારે વૈરાગ્યવંત સંયમી સાધક તથા આત્માને ઓળખનાર જીવો સમયનું મૂલ્ય સમજીને સંસારથી વિરક્ત બને છે.

આપણે છ અણગારોની વાત ચાલે છે. તે છ અણગારોએ માનવ જીવનના કિંમતી સમયનું મૂલ્ય સમજીને અંતર્મુખ દૃષ્ટિ કેળવી આત્મિક ગુણોની પ્રાપ્તિ માટે સંસારથી વિરક્ત બની સંયમ લીધો. સંયમ લીધા પછી સંયમની પ્રત્યેક ક્રિયાઓ અપ્રમતભાવે કરતાં હતાં. તે અણગારોમાં ત્રીજો સંઘાડો દેવકીમાતાના મહેલે આવ્યો. રત્ન જેવા તેજસ્વી અને પવિત્ર સંતોને જોઈને દેવકીજીનું હૈયું હરખાઈ ગયું. તે હર્ષભેર દોડીને સામે ગઈ ને વિચાર કરવા લાગી કે મારા વીતરાગી સંતો આહારના લોભી ના હોય, વારંવાર એક ગૃહસ્થને ઘેર ગૌચરી જાય નહિ અને આજે આ સંતો ત્રીજી વખત મારા ઘરે પધાર્યા છે તો હું કેવી પુણ્યવંતી છું! મને મહાન લાભ મળ્યો પણ એમ ન કહ્યું કે આ સંતો મારે ઘેર વારંવાર આવે છે. એમને બીજે જવું નથી ગમતું. ઉત્કૃષ્ટ ભાવે સિંહકેશરીયા મોદક આદિ બીજી વસ્તુઓ વહોરાવી. મુની ગૌચરી કરીને પાછા ફરે છે. વીતરાગના સંતો આહારપાણી લેવા જાય તો ત્યાં ગૃહસ્થને ઘેર વાતો કરવા ઉભા રહે નહિ.

આ અણગારો ગૌચરી કરીને પાછા વળે છે ત્યારે દેવકીરાણી હાથ જોડીને કહે

છે કે મારા તારણહાર ગુરૂદેવ! આપ ઉભા રહો. મારે આપને એક પ્રશ્ન પૂછવો છે. ત્યારે સંતોએ કહ્યું–કે માતા! જે પૂછવું હોય તે પૂછો. દેવકીરાણી કહે છે કે ગુરૂદેવ! આ નગરીના સ્વામી કૃષ્ણ વાસુદેવ છે. તે માત્ર દ્વારકા નગરીના જ સ્વામી નથી પણ ત્રણ ત્રણ ખંડના અધિપતિ છે, ને મારો પુત્ર છે. હાલ ત્રણ ખંડની વાત તો જવા દો પણ આપ દ્વારિકા નગરીમાં પધાર્યા છો એટલે અહીંની જ વાત કરું છું કે આ દ્વારકા નગરી બાર જોજન લાંબી ને નવ જોજન પહોળી દેવોની વસાવેલી અને સાક્ષાત્ દેવલોક જેવી છે. આ નગરીમાં પુણ્યવંત સદ્‌ગૃહસ્થો વસે છે. તો શું આ નગરીનાં પુણ્ય ખૂટ્યાં કે મારા કૃષ્ણ વાસુદેવના પુણ્ય ખૂટ્યાં કે જેથી समणा निग्गंथा उच्चणीय जाव अडमाणा भत्तपाणं णो लामन्ति? આ દ્વારકા નગરીમાં ઉંચ–નીચ અને મધ્યમ કુળોમાં સામુદાનિક ભિક્ષા માટે ફરતાં શ્રમણ નિર્ગ્રંથોને આહાર પાણી નથી મળતા? રાજાનાં પુણ્ય ખૂટે તો પ્રજાનાં મન ચોરાય છે.

બંધુઓ! વીતરાગ પ્રભુની આજ્ઞામાં વિચરતાં સંતોને જો આહારપાણી ન મળે તો ભૂખ્યાં રહે પણ વારંવાર એક ઘરમાં ગૌચરી ન જાય. આધાકર્મી આહાર ન લે. અરે, સુઝતો આહાર મળે તો પણ મર્યાદિત આહાર ગ્રહણ કરે. સંતો રસોડું જોઈને ગૌચરી કરે ને ક્ષેત્ર જોઈને ચાતુર્માસ કરે. અહીં મુંબઈમાં તો દરેક ક્ષેત્રમાં ઘણાં ઘર છે એટલે વાંધો ન આવે પણ દેશના નાના ક્ષેત્રોમાં ૪૦થી ૫૦ ઘરનો સંઘ હોય તો ત્યાં વધુમાં વધુ ત્રણ સાધ્વીનું ચાતુર્માસ આપે. ઝાઝા ઘરનો સમુદાય હોય ત્યાં ઝાઝા સંત સતીજીઓ રહી શકે. જ્યાં નિર્દોષ ગૌચરી મળે ત્યાં રહે. કારણ કે આ આધાકર્મી આહાર આવી જાય તો ચારિત્રમાં દોષ લાગે. આહાર નિર્દોષ હોય તો ચારિત્ર નિર્મળ પળાય. એક કહેવત છે ને કે "આહાર તેવો ઓડકાર." માણસે ડુંગળી લસણ ખાધા હોય તો તેને તેવો ઓડકાર આવે છે. અને જો દૂધપાક પૂરી ખાધા હોય તો તેવો ઓડકાર આવે છે. તેમ સાધુ જેવો આહાર કરે તેવા તેના મનના પરિણામ વર્તે છે. તે રીતે સંસારમાં પણ જો માતા–પિતા પવિત્ર હોય, સદાચારી હોય, એવું ઉચ્ચ આદર્શ જીવન જીવતાં હોય તો તેમના સંતાનો પણ પવિત્ર હોય છે. વિચાર કરો. તમારા સંતાનોને પવિત્ર બનાવવા હોય તો પહેલાં તમે પવિત્ર બનો. માતા પિતાના મનનો દોષ પણ સંતાનોમાં મોટા દોષો ઉભા કરે છે. અને તેમાં પણ બાળકોના સંસ્કારનું સિંચન કરવામાં માતાના સંસ્કારો અગત્યનો ભાગ ભજવે છે. માતા દેવકી અને પિતા વસુદેવ ખૂબ પવિત્ર હતાં. તો તેમનો સંતાન કૃષ્ણ વાસુદેવ કેવા પવિત્ર હતા! આમ તો માતા પિતા બંને પવિત્ર હોય છે છતાં આપણા ભારત દેશમાં માતાનું મહત્વ વધારે બતાવ્યું છે. આર્યદેશની સન્નારીઓ ઝવેરાતથી પણ ઉંચુ ઝવેરાત છે. આજે તમે કરોડોની સંપત્તિ કમાઈને લાવો.

તેમાંથી હીરા, માણેક, પન્ના વિગેરે ઝવેરાત ખરીદી લાવો છો ને તેના દાગીના ઘડાવો છો પણ એ દાગીના કોણ પહેરે છે? તમે ગમે તેટલું કમાયાને હીરાના દાગીના ઘડાવ્યા પણ તમે પહેરી શકો છો? બહુ થશે તો હીરાની વીંટી કે હીરાના બટન પહેરશો. એથી અધિક પહેરી શકો ખરા? ના. એ તો તમારી બહેનો પહેરી શકે છે. તે રીતે આર્યદેશની આર્ય સન્નારીઓ જ રત્ન જેવા તેજસ્વી પુત્રોને જન્મ આપે છે. તેથી નારીનું મહત્વ બતાવ્યું છે. પણ આ બધી વાત ચારિત્રવાન સ્ત્રીઓની છે. ટૂંકમાં માતાપિતાના જીવનમાં આવેલી માનસિક વૃત્તિનું પાપ પણ કેવા કેવા અનર્થો ઊભા કરે છે.

"થોડી પણ ભૂલ કેવું પરિણામ લાવે છે!" :- સિધ્ધરાજ જયસિંહ જેવા પરાક્રમી રાજાએ રાણકદેવી અને જસમાઓડણ જેવી સતી સ્ત્રીઓની સામે કુદૃષ્ટિ કરી તેનું કારણ શું? સિધ્ધરાજ જયસિંહના પરાક્રમી જીવનમાં પણ દુરાચારની વાસનાનો દાવાનળ સળગાવનાર એના માતા પિતાનું એક માનસિક પાપ કારણભૂત હતું. સિધ્ધરાજના પિતા કર્ણદેવ મહારાજા હતાં. તેઓ મીનળદેવી સાથે પરણ્યા હતાં. મીનળદેવીની ચામડીનો રંગ સહેજ શ્યામ હતો, પણ એનામાં ગુણો ઘણાં હતાં. છતાં કર્ણદેવને એના ઉપર અભાવ થયો ને તેને પોતાના મહેલમાંથી કાઢી મૂકી અને કહ્યું તું કદી મારા મહેલમાં પગ મૂકીશ નહિ એમ કહીને જુદો મહેલ આપી દીધો. મીનળદેવી જુદા મહેલમાં રહેવા લાગી. પતિએ ત્યાગ કર્યો એટલે દિલમાં ખૂબ દુઃખ થયું. તે મહેલમાં એકલી બેસીને રાત-દિવસ આંસુ સારે છે. એના દિલમાં એક જ જ વાત ખટકવા લાગી કે અહો! મારા પતિએ મારા દેહના ચામડાને જ જોયું! મારા ગુણને ન જોયાં? આમ વિચાર કરતી રાત દિવસ ઝૂરતી હતી. સતી સ્ત્રીઓને મન એનો પતિ જ એનું સર્વસ્વ હોય છે. એને બીજા તરફથી ગમેતેટલું કષ્ટ પડે તો દુઃખ થતું નથી. એ સહન કરે છે પણ જો પતિ ત્યાગ કરે તો તેનું હૃદય તૂટી જાય છે. એને પતિનો-પ્રેમ જોઈએ છે. ઘરમાં ગમે તેટલું સુખ હોય, સાસુ સોનાના હીંડોળે ઝુલાવે ને મેવા મીઠાઈ જમાડે પણ પતિનો પ્રેમ ન હોય તો સ્ત્રીને એ બધું સુખ કેવું લાગે? મીઠા વિનાના ભોજન જેવું. એનું જીવન શુષ્ક બની જાય છે. તેમ આ મીનળદેવીના જીવનમાં એવું જ બન્યું. રાજાની રાણી છે એટલે બીજું કંઈ દુઃખ નથી. રહેવા માટે ભવ્ય મહેલ છે, ખાવાપીવાની ઉત્તમ સગવડ છે, દાસ દાસીઓ ખમ્મા ખમ્મા કરે છે. પહેરવા માટે સારા મૂલ્યવાન વસ્ત્રો મળે છે, કિંમતી દાગીના છે, આ બધું સુખ છે પણ મહારાજાએ એનો ત્યાગ કર્યો છે એટલે આ બધું સુખ હોવા છતાં એના મનને આનંદ નથી. તે રડીરડીને રાત દિવસ વીતાવતી.

"રાજાની દૃષ્ટિમાં વિષયનું ઝેર" :- આ તરફ આ રાજ્યમાં એક નગુંજલા નામની નર્તકી હતી. તેને રાજા જ્યારે જ્યારે મનોરંજન માટે બોલાવે ત્યારે તે

આવતી અને સુંદર નૃત્ય કરીને રાજાને તેમજ રાજ્યના મહેમાનોને મનોરંજન કરાવતી. એની અનુપમ નૃત્યકળાથી એ રાજનર્તકી બની હતી. એક તો એની નૃત્યકળા અનુપમ હતી ને બીજું તેનું રૂપ ખૂબ હતું. તે અવારનવાર રાજ્યમાં નૃત્ય કરવા માટે આવતી. એને જોઈને કર્ણદેવ રાજા મોહ પામ્યા. તેથી એને મેળવવા માટે રાજાનું મન તલપાપડ બન્યું. એમના જીવનમાં વાસનાનો કીડો સળવળાટ કરવા લાગ્યો. પોતાની ગુણીયલ રાણી મીનળદેવીને જુદા મહેલમાં બેસાડી દીધી ને આ એક નર્તકીમાં રાજા મુગ્ધ બની ગયા. પણ એ સમયના રાજાઓમાં એક ગુણ હતો. મનમાં દુષ્ટ ભાવના જાગી પણ સમજતાં હતાં કે હું પ્રજાનો પાલક છું. પ્રજાના માતાપિતા સમાન છું. એ નર્તકી મારી પ્રજા છે ને! એના ઉપર મારાથી કુદૃષ્ટિ કેમ કરાય? એમ કરું તો મારી કેટલી અપકીર્તિ થાય! એટલે વાસનાની અગ્નિને દેહમાં પ્રજાળવા દે છે. કોઈને કહેતાં નથી. નસુંજલાને મેળવવાની ચિંતામાં ને ચિંતામાં રાજાનું શરીર સૂકાવા લાગ્યું.

રાજાનું શરીર સૂકાતું જોઈને પ્રધાનને ચિંતા થવા લાગી. એક દિવસ બંને એકાંતમાં બેઠા હતાં. પ્રધાને અવસર જોઈને પૂછયું–મહારાજા! આપનું શરીર કેમ સૂકાઈ રહ્યું છે? શું કોઈ દર્દ થયું છે કે બીજી કોઈ ચિંતા સતાવે છે? પણ રાજા કહેતા નથી. ત્યારે પ્રધાને કહ્યું–મહારાજા! તમે મારાથી શું છૂપાવો છો? હું તો તમારો અંગત પ્રધાન છું. મને નહિ કહો તો કોને કહેશો? માનવ માત્રને વાત કરવાની જગ્યા જોઈએ છે. આજે ધનને માણસ ગુપ્ત રાખી શકે છે પણ વાત ગુપ્ત રાખી શકતો નથી. જ્યાં સુધી એકબીજા વચ્ચે મેળ હોય ત્યાં સુધી કંઈ નહિ પણ જો બગડયું તો એકબીજાની ગુપ્ત વાત પણ ખુલ્લી કરી દે છે. પ્રધાન કહે છે સાહેબ! જે હોય તે મને ખુલ્લા દિલથી કહો. તો હું તમને ચિંતાથી મુક્ત કરીશ. રાજાએ કહ્યું–પ્રધાનજી! કહેતાં મારી જીભ ઉપડતી નથી. પણ મંત્રીએ ખૂબ આગ્રહ કર્યો એટલે રાજાએ કહ્યું કે શું વાત કરું? મને નસુંજલા રાજનર્તકી પ્રત્યે પ્રેમ જાગ્યો છે. તેની યાદ મને સતત સતાવે છે. આ વિષય વાસનાએ મારા ઉપર જુલ્મ કર્યો છે. એટલે આ તો કહેવાય નહિ ને સહેવાય નહિ. તેવી વાત બની છે. માટે હવે મારે જીવવું નથી. મારે માટે ચિન્તા ખડકાવો. હું તેમાં બળી મરીશ.

"રાજાને બચાવવા પ્રધાનની યુક્તિ":– આ પ્રધાન ખૂબ ડાહ્યો ને ગંભીર હતો. એ સમજતો હતો કે મહારાજા આવું અધમ કૃત્ય કરે તો થઈ રહ્યું ને! ખેતરનું રક્ષણ કરવા માટે વાડ બનાવવામાં આવે છે પણ જો વાડ ચીભડા ગળી જાય તો વાડનું શું પ્રયોજન? પણ અત્યારે રાજા મરવા તૈયાર થયાં છે તો કોઈ પણ ઉપાયે બચાવી લેવા જોઈએ. રાજાને કહે છે કે મહારાજા! આપ કહો તો હું

નસુંજલાને અહીં ખડી કરી દઉં પણ રાજા કહે છે પ્રધાનજી! મારાથી આવું પાપ ન કરાય. મને મરી જવા દો. પ્રધાન કહે છે ના, આપ શાંતિ રાખો. હું નસુંજલા પાસે જાઉં છું. હવે નસુંજલાને અહીં લાવવી તે સામાન્ય કામ ન હતું. કદાચ લાવે તો પણ પાપનું કામ છે, અને ન લાવે તો મહારાજા મરે છે. રાજાને બચાવવા માટે પ્રધાન રાજાના મહેલેથી નીકળીને નસુંજલા પાસે આવ્યો. પ્રધાનને આવતા જોઈને નસુંજલા ઉભી થઈ ગઈ ને પધારો...પધારો કહીને તેનું સ્વાગત કર્યું. આજે દુનિયામાં મોટા માણસનો સૌ આદર કરે છે. નસુંજલાના મનમાં થયું કે આજે પ્રધાનજી મારે ઘેર પધાર્યા છે તો શું કામ હશે! તેણે પૂછયું–મંત્રીશ્વર! આજે આપનું પધારવું શા માટે થયું છે! ત્યારે પ્રધાને કહ્યું–કર્ણદેવ મહારાજા તને ચાહે છે એટલે હું તને રાજાના મહેલે આવવાનું આમંત્રણ આપવા આવ્યો છું. મહારાજા કર્ણદેવ તારા વિયોગમાં ઝૂરી રહ્યા છે. તું નહિ આવે તો એ ઝૂરી ઝૂરીને મરી જશે. માટે તું રાજાના મહેલમાં ચાલ.

"નર્તકીની હોવા છતાં આર્ય દેશની નારીનું ગૌરવ" :- બંધુઓ! હવે જોજો. આર્યદેશમાં જન્મેલી નર્તકીમાં પણ કેટલું ખમીર છે! નસુંજલાએ પ્રધાનને કહી દીધું. મંત્રીશ્વર! જરા વિચાર કરીને બોલો. હું નર્તકી છું. વેશ્યા નથી. તમે શું જોઈને મને કહેવા આવ્યા છો? મહારાજા કાલે મરતો હોય તો ભલે આજે મરે. તમે જઈને રાજાને કહી દેજો કે નસુંજલા રાજનર્તકી છે પણ વેશ્યા નથી. તમે એના સામે કુદૃષ્ટિ નહિ કરી શકો. જાઓ, તમે જઈને રાજાને સમજાવો. તમે રાજાને સાચું ન સમજાવી શકો તો સાચા મંત્રી નથી. એક નર્તકીએ પ્રધાનને કેવો જડબાતોડ જવાબ આપી દીધો! પ્રધાન એનું ખમીર જોઈને ખુશ થયો ને કહ્યું–નસુંજલા! ભલે તું ન આવે તો કંઈ નહિ પણ તારા વસ્ત્રોને દાગીના મને આપ. નસુંજલાએ કહ્યું–હા. આપ એ ખુશીથી લઈ જાઓ.

"મીનળદેવી નસુંજલાના વેષમાં" :– નસુંજલાના વસ્ત્રાભૂષણો લઈને પ્રધાનજી મીનળદેવીના મહેલે આવ્યાં ને મીનળદેવીને કહ્યું–આજે આપને મહારાજાના મહેલે પધારવાનું છે. ત્યારે રાણી કહે છે મંત્રીશ્વર! તમે મને દુઃખીયારીને શા માટે વધુ દુઃખી કરો છો? મારી મશ્કરી ન કરો. કારણ કે મહારાજાએ મારો ત્યાગ કર્યો છે એટલે મને બોલાવે જ નહિ. ત્યારે પ્રધાને મીનળદેવીને સત્ય હકીકત સમજાવી, અને કહ્યું. આપ જ મહારાજાને બચાવી શકો તેમ છો. હું નસુંજલાના વસ્ત્રો અને અલંકારો લઈને આવ્યો છું તે પહેરીને આપ મહારાજાના મહેલે પધારજો. પણ મહારાજા સાથે કંઈ વાતચીત કરશો નહિ. મૌન રહેજો, અને પ્રસંગ પતે એટલે મહારાજાની વીંટી લઈ લેજો. પતિને બચાવવા માટે મીનળદેવીએ એ

વાતનો સ્વીકાર કર્યો. એટલે મંત્રી કર્ણદેવ પાસે ગયો. જઈને કહ્યું મહારાજા ! આજે રાત્રીના પ્રથમ પ્રહરે નમુંજલા આપના મહેલમાં આવશે, પણ એ આવે ત્યારે આપના મહેલમાં એક પણ દીવો પ્રગટેલો ન હોવો જોઈએ, અને બીજું એ મૌન લઈને આવશે માટે એને બોલાવવા પ્રયત્ન કરશો નહિ. રાજા કહે ભલે, તેમ કરીશ.

બંધુઓ ! આ ભારતની આર્યનારીઓ ભલે પતિથી ત્યજાયેલી હોય, વર્ષો સુધી એકાંત વાસ સેવતી હોય પણ કદી પરપુરૂષનું મનથી પણ ચિંતન કરતી નથી. આ મીનળદેવી પણ પવિત્ર અને પતિભક્તા નારી હતી, પ્રધાન પણ પવિત્ર હતો. હવે નમુંજલા રાત્રે મહેલમાં પધારશે એવા પ્રધાને સમાચાર આપ્યા. એટલે રાજાને આનંદનો પાર ન રહ્યો. ક્યારે રાત પડે ને નમુંજલા આવે. તેની રાહ જોવા લાગ્યા. જ્યારે માનવીનું હૃદય વિષયાસક્ત બને છે ત્યારે તે રાત કે દિવસ જોતો નથી. કહ્યું છે કે કાગડો રાત્રે દેખતો નથી ને ઘુવડ દિવસે દેખતો નથી. કાગડો રાત્રે અંધ ને ઘુવડ દિવસે અંધ હોય છે પણ જ્ઞાની કહે છે કે—

"अपूर्वः कोऽपि कामान्धो, दिवा नक्तं न पश्यति।"

કામાંધ પુરૂષ તો દિવસે પણ નથી દેખતો ને રાત્રે પણ નથી દેખતો. એને માટે તો રાત્રી અને દિવસ બંને સરખું છે. તે કામી પુરૂષને લજ્જા હોતી નથી. તે જાતભાત જોતો નથી.

ભૂખ ન જુવે એંઠો ભાત, ઊંઘ ન જુએ તૂટલ ખાટ,
તરસ ન જુએ સામો ઘાટ, કામી ન જુએ જાત કજાત.

વગડામાં ગાડી અટકી ગઈ હોય ને પાસે ખાવાનું ન હોય, પેટમાં કકડીને ભૂખ લાગી હોય તે વખતે ગંધાતા મેલા કપડામાં વીંટાળેલો રોટલો કોઈ આપે તો તમે ખાઈ જાવ ને ? જો ભૂખ ન હોય તો એના સામું જોવું ગમે ? 'ના.' કકડીને ભૂખ લાગી હોય ત્યારે એવો લૂખો રોટલો પણ મીઠો લાગે છે. તમે પલંગમાં ડનલોપીલ્લોના પોચા ગાદલામાં સૂઈ જાઓ પણ આંખમાં ઊંઘ ન હોય તો આળોટયા કરશો પણ જ્યારે ઊંઘ આવશે ત્યારે એક તૂટલી ખાટલીમાં ફાટલી ગંધાતી ગોદડી પાથરી હશે તો-પણ કેવી મઝાની ઊંઘ આવી જશે. એટલે કહ્યું છે કે ઊંઘ ન જુવે તૂટલ ખાટ. અને તરસથી આકુળ-વ્યાકુળ થઈ ગયા હો, કંઠ સૂકાતો હોય ને ક્યાંય પાણી મળતું નથી. તે વખતે એક નાનું ગંધાતું તળાવડું મળી જાય તો પણ પાણી પી લો ને ? તેવી રીતે જેના દિલમાં વિષયવાસના જાગે છે તે પાત્ર કુપાત્ર જોતો નથી. આ કર્ણદેવ રાજાને પણ એવું જ બન્યું. પોતાની સતી જેવી સુશીલ મહારાણીને છોડીને એક નર્તકીમાં મન મોહી ગયું.

"મોહઘેલો રાજા રાહ જોવે છે" :– સંધ્યાનો સમય થતાં રાજા કાગડોળે

નમુંજલાને અહીં ખડી કરી દઉં પણ રાજા કહે છે પ્રધાનજી ! મારાથી આવું પાપ ન કરાય. મને મરી જવા દો. પ્રધાન કહે છે ના, આપ શાંતિ રાખો. હું નમુંજલા પાસે જાઉં છું. હવે નમુંજલાને અહીં લાવવી તે સામાન્ય કામ ન હતું. કદાચ લાવે તો પણ પાપનું કામ છે, અને ન લાવે તો મહારાજા મરે છે. રાજાને બચાવવા માટે પ્રધાન રાજાના મહેલેથી નીકળીને નમુંજલા પાસે આવ્યો. પ્રધાનને આવતા જોઈને નમુંજલા ઉભી થઈ ગઈ ને પધારો...પધારો કહીને તેનું સ્વાગત કર્યું. આજે દુનિયામાં મોટા માણસનો સૌ આદર કરે છે. નમુંજલાના મનમાં થયું કે આજે પ્રધાનજી મારે ઘેર પધાર્યાં છે તો શું કામ હશે ? તેણે પૂછયું–મંત્રીશ્વર ! આજે આપનું પધારવું શા માટે થયું છે ? ત્યારે પ્રધાને કહ્યું–કર્ણદેવ મહારાજા તને ચાહે છે એટલે હું તને રાજાના મહેલે આવવાનું આમંત્રણ આપવા આવ્યો છું. મહારાજા કર્ણદેવ તારા વિયોગમાં ઝૂરી રહ્યા છે. તું નહિ આવે તો એ ઝૂરી ઝૂરીને મરી જશે. માટે તું રાજાના મહેલમાં ચાલ.

"નર્તકીની હોવા છતાં આર્ય દેશની નારીનું ગૌરવ" :- બંધુઓ ! હવે જોજો. આર્યદેશમાં જન્મેલી નર્તકીમાં પણ કેટલું ખમીર છે ! નમુંજલાએ પ્રધાનને કહી દીધું. મંત્રીશ્વર ! જરા વિચાર કરીને બોલો. હું નર્તકી છું. વેશ્યા નથી. તમે શું જોઈને મને કહેવા આવ્યા છો ? મહારાજા કાલે મરતો હોય તો ભલે આજે મરે. તમે જઈને રાજાને કહી દેજો કે નમુંજલા રાજનર્તકી છે પણ વેશ્યા નથી. તમે એના સામે કુદૃષ્ટિ નહિ કરી શકો. જાઓ, તમે જઈને રાજાને સમજાવો. તમે રાજાને સાચું ન સમજાવી શકો તો સાચા મંત્રી નથી. એક નર્તકીએ પ્રધાનને કેવો જડબાતોડ જવાબ આપી દીધો ! પ્રધાન એનું ખમીર જોઈને ખુશ થયો ને કહ્યું–નમુંજલા ! ભલે તું ન આવે તો કંઈ નહિ પણ તારા વસ્ત્રોને દાગીના મને આપ. નમુંજલાએ કહ્યું–હા. આપ એ ખુશીથી લઈ જાઓ.

"મીનળદેવી નમુંજલાના વેષમાં" :– નમુંજલાના વસ્ત્રાભૂષણો લઈને પ્રધાનજી મીનળદેવીના મહેલે આવ્યાં ને મીનળદેવીને કહ્યું–આજે આપને મહારાજાના મહેલે પધારવાનું છે. ત્યારે રાણી કહે છે મંત્રીશ્વર ! તમે મને દુઃખીયારીને શા માટે વધુ દુઃખી કરો છો ? મારી મશ્કરી ન કરો. કારણ કે મહારાજાએ મારો ત્યાગ કર્યો છે એટલે મને બોલાવે જ નહિ. ત્યારે પ્રધાને મીનળદેવીને સત્ય હકીકત સમજાવી, અને કહ્યું. આપ જ મહારાજાને બચાવી શકો તેમ છો. હું નમુંજલાના વસ્ત્રો અને અલંકારો લઈને આવ્યો છું તે પહેરીને આપ મહારાજાના મહેલે પધારજો. પણ મહારાજા સાથે કંઈ વાતચીત કરશો નહિ. મૌન રહેજો, અને પ્રસંગ પતે એટલે મહારાજાની વીંટી લઈ લેજો. પતિને બચાવવા માટે મીનળદેવીએ એ

ભાવના ભાવતા હતા. જેવી માતા હતી તેવો જ કૃષ્ણ પુત્ર હતો. સંતોને જોઈને તેમનું હૈયું હરખાઈ જતું હતું. અહીં દેવકીએ પોતાને ઘેર ગૌચરી પધારેલા સંતોને કહ્યું–અહો ગુરૂદેવ! મારી નગરીનાં પુણ્ય ઘટયાં કે મારા કૃષ્ણ વાસુદેવના પુણ્ય ઘટયાં! રાજાનાં પુણ્ય ઘટે તો જ દાતારોની ભાવનામાં ખામી આવે જેથી મારા સંતોને આટલી મોટી દ્વારકા નગરીમાં આહાર–પાણીનો તૂટો પડયો છે. દેવકીની વાત સાંભળીને બે સંતો સમજી ગયાં કે અમે આમ તો અલગ છીએ પણ રૂપ, કાંતિ બધું સરખું હોવાથી આ માતાના મનમાં અમારા પ્રત્યે સંશય થયો છે કે એકના એક મુનિઓ મારે ઘેર ગૌચરી માટે આવ્યા છે ને અમે પણ અજાણ્યા હોવાથી બધા અહીં આવ્યા છીએ. હવે તે અણગારો દેવકીરાણીને શું જવાબ આપશે તેના ભાવ અવસરે.

ચરિત્ર :–"રડતા હૃદયે મણીચૂડ રાજાએ આપેલી અર્જુનને વિદાય" :–

અર્જુનની સહાયથી મણીચૂડને તેના પિતાનું રાજ્ય મળ્યું તેથી ખૂબ આનંદ થયો, અને તે અર્જુનને પોતાના પિતા સમાન ગણવા લાગ્યો. હવે અર્જુને મણીચૂડ પાસે જવાની રજા માંગી. મણીચૂડે ન જવા દેવા માટે ખૂબ આનાકાની કરી. પણ અર્જુને રોકાવાની ના પાડી એટલે ન છૂટકે જવાની રજા આપી. પરદુઃખભંજન અને પરોપકારી માણસ જ્યાં જાય છે ત્યાં પૂજાય છે. તે દુશ્મનને પણ વહાલો બની જાય છે. અહીં વિદ્યાધરોમાં તેનું ખૂબ માન વધ્યું હતું. બધા વિદ્યાધરોએ અર્જુનજીને રોકવા ખૂબ આગ્રહ કર્યો પણ અર્જુનજી રોકાયા નહિ. ત્યારે મણીચૂડ રાજાએ એક સુંદર વિમાન સજાવીને તૈયાર કરાવ્યું અને બધા તે વિમાનમાં બેસી ગયા.

અર્જુન ચલા ગગનમેં સંગ હૈ, વિદ્યાધર પરિવાર,
આયે એક ગિરિ કે ઉપર, જહાં જ્ઞાની અણગાર હો....શ્રોતા....

ઘણાં વિદ્યાધરો અર્જુનને વળાવવા માટે વિમાનમાં બેસીને આવ્યા. તેમનું વિમાન આકાશમાં ઉડયું. આકાશમાર્ગે ફરતાં ફરતાં એક મોટા પર્વત ઉપર આવીને વિમાન ઉતાર્યું. બધા થોડો સમય પર્વત ઉપર બેઠાં. આનંદ વિનોદની વાતો કરી. વળાવવા આવેલા મણીચૂડરાજા તેમજ બધા વિદ્યાધરોએ અર્જુનને રજા આપી. બધાએ કહ્યું કે અમે તમારી સાથે હસ્તિનાપુર સુધી રહીએ પણ અર્જુને ના પાડી તેથી નમન કરીને કહ્યું કે વહેલાં વહેલાં રતનપુર પધારજો. આમ બોલતાં મણીચૂડ ખૂબ રડયો. આંસુ સારતાં બધાએ વિદાય લીધી.

"સંત દર્શન થતાં જંગલમાં મંગલ" :– આ તરફ અર્જુન બધાના ગયા પછી પર્વત ઉપર ફરતાં હતાં ત્યાં એક વૃક્ષ નીચે જ્ઞાની પંચમહાવ્રતધારી સંતને ધ્યાનમાં બેઠેલા જોયાં. સંતને જોઈને તેને ખૂબ આનંદ થયો. તરત ત્યાં

નગુંજલાની રાહ જોવા લાગ્યો. નગુંજલા સિવાય બીજું કોઈ એને દેખાતું નથી. રાત પડી પણ દીપક પ્રગટાવવા ન દીધા. રાજાના મહેલમાં અંધકાર છે. બરાબર સમય થતાં મીનળદેવી રાણી નગુંજલાના વસ્ત્રો અને અલંકારો પહેરી ઝાંઝરના ઝણકાર સાથે રૂમઝુમ કરતી રાજાના મહેલમાં આવી. એના ઝાંઝરનો ઝણકાર સાંભળી રાજાનું હૈયું થનગની ઉઠયું રાણી એના મહેલમાં ગઈ. મોહાસક્ત રાજા તો મોહભર્યા વચનો બોલે છે પણ રાણી તો કંઈ બોલતી નથી. રાજા સાથેના સંયોગથી મીનળદેવીને ગર્ભ રહ્યો. સમય થતાં નગુંજલાના વેશમાં આવેલી રાણી જાય છે. જતાં જતાં રાજાની વીંટી લઈ ગઈ. સવાર પડતાં રાજાને વિષયવાસનાનું વિષ ઉતરી ગયું. એટલે દિલમાં ખૂબ આઘાત લાગ્યો. અરર....હું કેવો અધમ! મેં કેવું પાપ કર્યું? એનો અંતરાત્મા રડી ઉઠયો. હવે મારું શું થશે? પ્રધાનને બોલાવીને કહે છે પ્રધાનજી! હું તો ભાન ભૂલ્યો પણ તમે મને શા માટે પાપમાં સહકાર આપ્યો? બસ, હવે મારે જીવવું નથી. ઝેર ખાઈને મરી જાઉં.

"રાજાએ કરેલો પશ્ચાતાપ" :- બંધુઓ! રાજાએ એકવખત ભૂલ કરતાં શું કરી પણ પાછળથી કેટલો પશ્ચાતાપ કરે છે! પાપનું પ્રાયશ્ચિત કરવા માટે મરવા તૈયાર થઈ ગયો. આ વખતે પ્રધાને કહ્યું. સાહેબ! દુઃખ થાય તો માફ કરજો પણ તમે ધારો છો તેવું પાપ નથી થયું. તમને માનસિક દોષ જરૂર લાગ્યો છે પણ હકીકતમાં એ નગુંજલા ન હતી આપને તેનો મોહ હતો પણ તેણે તો ચોખ્ખી ના પાડી દીધી હતી પણ નગુંજલાના વેશમાં રાણી મીનળદેવી હતાં. એમને તો ખબર હતી કે આપ તેના પતિદેવ છો. છતાં એ રાણી તરીકે નહોતાં આવ્યા. નગુંજલા બનીને કપટથી આવ્યાં હતાં અને આપે તેમને મનથી નગુંજલા માનીને પાપ કર્યું તેથી માનસિક દોષ લાગ્યો છે. રાજાને વિશ્વાસ બેસાડવા માટે રાણીને બોલાવીને વીંટી બતાવી, ત્યારે રાજાનું મન શાંત થયું. આ રીતે રાણીને ગર્ભ રહ્યો ને પુત્ર જન્મ્યો તે જ સિધ્ધરાજ રાજા બન્યો, અને એ સિધ્ધરાજની સતી સ્ત્રીઓ પ્રત્યે કુદૃષ્ટિ થઈ. તેમાં માતાપિતાના માનસિક દોષનું કારણ છે.

આટલા માટે મહાનપુરૂષો કહે છે કે જો તમારા સંતાનોને પવિત્ર બનાવવા હોય તો મન-વચન-કાયાથી શુધ્ધ બ્રહ્મચર્યનું પાલન કરો. કદાચ વિષયવાસના જીતી શકતા ન હો તો પણ મન, વચન, કાયા પવિત્ર હોવા જોઈએ. અહીં દેવકીરાણી સંસારમાં બેઠાં હતાં પણ એમની ભાવના કેટલી પવિત્ર હતી! સંતોને જોઈને તેમનું હૈયું હરખાઈ જતું હતું ને દિલમાં ભાવના ભાવતા હતાં કે હે પ્રભુ! તમે સંસારનો ત્યાગ કરી સંત બન્યા છો ને હું તો સંસારમાં બેઠી છું. મારો ઉધ્ધાર ક્યારે થશે? મારા ભવનો અંત ક્યારે આવશે? હું ક્યારે સંયમ લઈશ? એવી

ભાવના ભાવતા હતા. જેવી માતા હતી તેવો જ કૃષ્ણ પુત્ર હતો. સંતોને જોઈને તેમનું હૈયું હરખાઈ જતું હતું. અહીં દેવકીએ પોતાને ઘેર ગૌચરી પધારેલા સંતોને કહ્યું–અહો ગુરૂદેવ! મારી નગરીનાં પુણ્ય ઘટયાં કે મારા કૃષ્ણ વાસુદેવના પુણ્ય ઘટયાં! રાજાનાં પુણ્ય ઘટે તો જ દાતારોની ભાવનામાં ખામી આવે જેથી મારા સંતોને આટલી મોટી દ્વારકા નગરીમાં આહાર–પાણીનો તૂટો પડયો છે. દેવકીની વાત સાંભળીને બે સંતો સમજી ગયાં કે અમે આમ તો અલગ છીએ પણ રૂપ, કાંતિ બધું સરખું હોવાથી આ માતાના મનમાં અમારા પ્રત્યે સંશય થયો છે કે એકના એક મુનિઓ મારે ઘેર ગૌચરી માટે આવ્યા છે ને અમે પણ અજાણ્યા હોવાથી બધા અહીં આવ્યા છીએ. હવે તે અણગારો દેવકીરાણીને શું જવાબ આપશે તેના ભાવ અવસરે.

ચરિત્ર :– "રડતા હૃદયે મણીચૂડ રાજાએ આપેલી અર્જુનને વિદાય" :–

અર્જુનની સહાયથી મણીચૂડને તેના પિતાનું રાજ્ય મળ્યું તેથી ખૂબ આનંદ થયો, અને તે અર્જુનને પોતાના પિતા સમાન ગણવા લાગ્યો. હવે અર્જુને મણીચૂડ પાસે જવાની રજા માંગી. મણીચૂડે ન જવા દેવા માટે ખૂબ આનાકાની કરી. પણ અર્જુને રોકાવાની ના પાડી એટલે ન છૂટકે જવાની રજા આપી. પરદુઃખભંજન અને પરોપકારી માણુસ જ્યાં જાય છે ત્યાં પૂજાય છે. તે દુશ્મનને પણ વહાલો બની જાય છે. અહીં વિદ્યાધરોમાં તેનું ખૂબ માન વધ્યું હતું. બધા વિદ્યાધરોએ અર્જુનજીને રોકવા ખૂબ આગ્રહ કર્યો પણ અર્જુનજી રોકાયા નહિ. ત્યારે મણીચૂડ રાજાએ એક સુંદર વિમાન સજાવીને તૈયાર કરાવ્યું અને બધા તે વિમાનમાં બેસી ગયા.

અર્જુન ચલા ગગનમેં સંગ હૈ, વિદ્યાધર પરિવાર,
આયે એક ગિરિ કે ઉપર, જહાં જ્ઞાની અણુગાર હો....શ્રોતા....

ઘણાં વિદ્યાધરો અર્જુનને વળાવવા માટે વિમાનમાં બેસીને આવ્યા. તેમનું વિમાન આકાશમાં ઉડયું. આકાશમાર્ગે ફરતાં ફરતાં એક મોટા પર્વત ઉપર આવીને વિમાન ઉતાર્યું. બધા થોડો સમય પર્વત ઉપર બેઠાં. આનંદ વિનોદની વાતો કરી. વળાવવા આવેલા મણીચૂડરાજા તેમજ બધા વિદ્યાધરોએ અર્જુનને રજા આપી. બધાએ કહ્યું કે અમે તમારી સાથે હસ્તિનાપુર સુધી રહીએ પણ અર્જુને ના પાડી તેથી નમન કરીને કહ્યું કે વહેલાં વહેલાં રતનપુર પધારજો. આમ બોલતાં મણીચૂડ ખૂબ રડયો. આંસુ સારતાં બધાએ વિદાય લીધી.

"સંત દર્શન થતાં જંગલમાં મંગલ" :– આ તરફ અર્જુન બધાના ગયા પછી પર્વત ઉપર ફરતાં હતાં ત્યાં એક વૃક્ષ નીચે જ્ઞાની પંચમહાવ્રતધારી સંતને ધ્યાનમાં બેઠેલા જોયાં. સંતને જોઈને તેને ખૂબ આનંદ થયો. તરત ત્યાં

જઈને વિધિપૂર્વક વંદણા કરી અને તેમની સન્મુખ બેસી ગયા. મુનિ તો ધ્યાનમાં હતા છતાં તે શાંતિથી બેઠા. સમય થતાં મુનિએ ધ્યાન પાળ્યું ત્યારે અર્જુને મુનિને સુખશાતા પૂછીને કહ્યું–ગુરૂદેવ! મને કંઈ ધર્મનો ઉપદેશ આપો. ત્યારે મુનિએ તેની જિજ્ઞાસા જોઈને સંતે તેમને સાધુ–સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાએ ચાર તીર્થનું સ્વરૂપ સમજાવીને કહ્યું.

ચાર તીર્થકી કરે જો ભક્તિ, આવાગમ મિટ જાય,
ઉત્કૃષ્ટ જો ફલ પાવે તો, તીર્થંકર પદ પાય હો....શ્રોતા....

મુનિએ કહ્યું કે ભદ્રપુરૂષ! જે કોઈ આ ચાર તીર્થની ભક્તિ કરે છે તેના ભવના ફેરા ટળી જાય છે, અને ચાર તીર્થની ભક્તિ કરતાં ઉત્કૃષ્ટ ભાવ આવે તો જીવ તીર્થંકર નામકર્મ બાંધે. મુનિના મુખેથી ભવસાગરથી પાર થવા માટે નૌકા સમાન ધર્મદેશનાનું શ્રવણ કરીને અર્જુનને ખૂબ આનંદ થયો, અને ફરીને વંદન કરીને મુનિને પૂછ્યું–અહો પ્રભુ! હું ક્યારે મોક્ષમાં જઈશ? હું પરિતસંસારી છું કે અપરિત સંસારી? જેમ પરદેશી રાજાએ દેવલોકમાં ગયા પછી પ્રભુની પાસે આવીને પૂછ્યું હતું ને કે અહો પ્રભુ! હું ભવી છું કે અભવી? હું સમકિતી છું કે મિથ્યાત્વી? હું પરિત્ત સંસારી છું કે અપરિત્ત સંસારી? ત્યારે પ્રભુએ કહ્યું કે હે સૂર્યાભદેવ! તું ભવી છે અભવી નથી. તું સમકિતી છે મિથ્યાત્વી નથી. પરિત સંસારી છે અપરિત સંસારી નથી. આ શબ્દો સાંભળીને સૂર્યાભદેવને રોમે રોમે આનંદ થયો હતો તેમ અર્જુને મુનિને પૂછ્યું ત્યારે મુનિએ કહ્યું કે હે અર્જુન! તેં પૂર્વભવમાં ધર્મની ખૂબ આરાધના કરી છે તેના પ્રતાપે આ ભવમાં તું અજોડ પરાક્રમી બન્યો છે અને તારા આત્માના પરાક્રમથી તું આ ભવમાં મોક્ષમાં જઈશ. આ સાંભળી અર્જુન નાચી ઉઠયો, બસ, મારો માનવજન્મ સાર્થક થયો.

મુનિને વંદન કરીને અર્જુન આગળ ચાલ્યો. એના હૈયામાં હર્ષ સમાતો નથી. અહો! હું કેવો પુણ્યવાન છું કે હસ્તિનાપુર છોડીને જંગલમાં આવ્યો ત્યારે મને મુનિના દર્શન થયાં હતાં ને હવે જાઉં છું ત્યારે પણ મને મુનિના દર્શન થયા. અહો! આજે હું ભાગ્યવાન બન્યો. હવે અર્જુનને વનવાસ આવ્યાં ને બાર વર્ષ પૂર્ણ થવા આવ્યાં છે. એટલે હસ્તિનાપુર જવા માટે મન ઉત્સુક બન્યું છે. આ તરફ હસ્તિનાપુરમાં પાંડુરાજા, કુંતામાતા, યુધિષ્ઠિર આદિ ચાર ભાઈઓ અને દ્રૌપદી બધાં અર્જુનની રાહ જોઈ રહ્યાં છે. જેમ વરસાદ આવવાનો સમય થાય ત્યારે ખેડૂત આકાશ સામે મીટ માંડે છે, તેમ આ બધાની મીટ અર્જુન તરફ છે કે અમારો અર્જુનવીરો કઈ દિશામાંથી આવશે. અમે તેનું ખૂબ ધામધૂમથી સ્વાગત કરીશું. આમ અનેક વિચાર કરે છે. એ બધા અર્જુનની રાહ જોઈ રહ્યાં છે તેમ આપણે ત્યાં

પણ પર્યુષણપર્વ ક્રમક્રમ કરતા આવી રહ્યા છે. એનું સ્વાગત કેવી રીતે કરવું તે તમે નક્કી કરી રાખ્યું છે ને ? આપણે ત્યાં તપસ્વીઓની ઉગ્ર તપશ્ચર્યા ચાલી રહી છે. તેમણે તો પર્યુષણપર્વના સાચા વધામણા કરી લીધા છે. હવે જેને ભાવ જાગે તે આરાધનામાં જોડાઈ જજો. વધુ ભાવ અવસરે.



## વ્યાખ્યાન નં. ૨૮

**શ્રાવણ વદ ૧ ને રવીવાર** તા. ૩૧-૭-૭૭

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો ! સર્વજ્ઞ, સર્વદર્શી અને ત્રૈલોક્ય પ્રકાશક પ્રભુએ જગતના જીવો ઉપર મહાન અનુકંપા કરીને દ્વાદશાંગી રૂપ સિધ્ધાંતની પ્રરૂપણા કરી. ભગવાનની વાણી ભવ્ય જીવોને તારનારી છે. આજે વાણી તો દુનિયામાં ઘણાં પ્રકારની છે પણ વીતરાગ વાણીની તોલે કોઈના આવે. જ્ઞાની કહે છે કે વાણી તો ઘણાને છે પણ વાણીરૂપી રત્નનો સાચો ઉપયોગ કરવાની કળા બધાં જાણતાં નથી. વાણીનો સદુપયોગ કરતાં જો આવડે તો મનુષ્ય મોટામાં મોટા કાર્યો સહેલાઈથી કરી શકે છે, અને જો વાણીનો દુરૂપયોગ કરે તો ભયંકર અનર્થ સર્જી શકે છે. મહાન પુરૂષોએ વાણીનો સદુપયોગ કરીને આ સંસારની ઉન્નતિનો માર્ગ બતાવ્યો. એમણે વાણીરૂપી રથને સત્ય અને મધુરતારૂપી બે પૈડા બનાવ્યા. જ્ઞાની પુરૂષો કહે છે કે જો તમારી વાણીમાં સત્ય અને માધુર્ય નહિ હોય તો તે ઝેરનું કામ કરશે. ઘણાં માણસો સત્ય બોલવું જોઈએ તેમ માને છે પણ સત્ય વાણીની સાથે પોતાનામાં ભરેલા અહંકારની કટુતા આવી જાય છે. તેઓ એમ માને છે કે સત્ય તો કડવું જ હોય ને ! પણ એ નથી સમજતાં કે કટુતા વાણીનો દોષ છે. નિર્દોષ વાણી સત્ય હોય છે, મહાન પુરૂષોએ કહ્યું છે કે "સત્યં બ્રૂયાત્ પ્રિયં બ્રૂયાત્, મા બ્રૂયાત્ સત્યમ પ્રિયમ્ ।" સત્ય અને પ્રિય બોલો, પણ સત્ય છતાં અપ્રિયવાણી તમે કદી બોલશો નહિ. કારણ કે કઠવાશથી ભરેલું સત્ય પ્રભાવહીન બની જાય છે ! બીજાને સત્ય માર્ગનું દર્શન કરાવી શકતું નથી. વિવેક રહિત કટુતાથી ભરેલું સત્ય ભાષણ કોઈને પ્રિય લાગતું નથી પણ મધુરતાથી ભરેલી સત્ય વાણી સૌને પ્રિય લાગે છે, તેનાથી માનવી બીજા મનુષ્યોને પોતાના તરફ આકર્ષણ કરી શકે છે ને સાચા રાહ પર ચઢાવી શકે છે,

બંધુઓ ! ભગવાનની વાણી સત્ય અને મધુર છે. તેમાં અલૌકિક ઓજસ ભરેલું છે. ભગવાનની વાણીમાં અનુરક્ત એવા છ અણગારો દ્વારિકા નગરીમાં ઉચ્ચ-નીચ અને મધ્યમ કુળોમાં ગૌચરી માટે ફરતાં ફરતાં ત્રણ સંઘાડામાં દેવકીરાણીના

જઈને વિધિપૂર્વક વંદણા કરી અને તેમની સન્મુખ બેસી ગયા. મુનિ તો ધ્યાનમાં હતા છતાં તે શાંતિથી બેઠા. સમય થતાં મુનિએ ધ્યાન પાળ્યું ત્યારે અર્જુને મુનિને સુખશાતા પૂછીને કહ્યું–ગુરૂદેવ! મને કંઈ ધર્મનો ઉપદેશ આપો. ત્યારે મુનિએ તેની જિજ્ઞાસા જોઈને સંતે તેમને સાધુ–સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાએ ચાર તીર્થનું સ્વરૂપ સમજાવીને કહ્યું.

ચાર તીર્થકી કરે જો ભક્તિ, આવાગમ મિટ જાય,
ઉત્કૃષ્ટ જો ફલ પાવે તો, તીર્થંકર પદ પાય હો....શ્રોતા....

મુનિએ કહ્યું કે ભદ્રપુરૂષ! જે કોઈ આ ચાર તીર્થની ભક્તિ કરે છે તેના ભવના ફેરા ટળી જાય છે, અને ચાર તીર્થની ભક્તિ કરતાં ઉત્કૃષ્ટ ભાવ આવે તો જીવ તીર્થંકર નામકર્મ બાંધે. મુનિના મુખેથી ભવસાગરથી પાર થવા માટે નૌકા સમાન ધર્મદેશનાનું શ્રવણ કરીને અર્જુનને ખૂબ આનંદ થયો, અને ફરીને વંદન કરીને મુનિને પૂછ્યું–અહો પ્રભુ! હું ક્યારે મોક્ષમાં જઈશ? હું પરિતસંસારી છું કે અપરિત સંસારી? જેમ પરદેશી રાજાએ દેવલોકમાં ગયા પછી પ્રભુની પાસે આવીને પૂછ્યું હતું ને કે અહો પ્રભુ! હું ભવી છું કે અભવી? હું સમકિતી છું કે મિથ્યાત્વી? હું પરિત્ત સંસારી છું કે અપરિત્ત સંસારી? ત્યારે પ્રભુએ કહ્યું કે હે સૂર્યાભદેવ! તું ભવી છે અભવી નથી. તું સમકિતી છે મિથ્યાત્વી નથી. પરિત સંસારી છે અપરિત સંસારી નથી. આ શબ્દો સાંભળીને સૂર્યાભદેવને રોમે રોમે આનંદ થયો હતો તેમ અર્જુને મુનિને પૂછ્યું ત્યારે મુનિએ કહ્યું કે હે અર્જુન! તેં પૂર્વભવમાં ધર્મની ખૂબ આરાધના કરી છે તેના પ્રતાપે આ ભવમાં તું અજોડ પરાક્રમી બન્યો છે અને તારા આત્માના પરાક્રમથી તું આ ભવમાં મોક્ષમાં જઈશ. આ સાંભળી અર્જુન નાચી ઉઠયો, બસ, મારો માનવજન્મ સાર્થક થયો.

મુનિને વંદન કરીને અર્જુન આગળ ચાલ્યો. એના હૈયામાં હર્ષ સમાતો નથી. અહો! હું કેવો પુણ્યવાન છું કે હસ્તિનાપુર છોડીને જંગલમાં આવ્યો ત્યારે મને મુનિના દર્શન થયાં હતાં ને હવે જાઉં છું ત્યારે પણ મને મુનિના દર્શન થયા. અહો! આજે હું ભાગ્યવાન બન્યો. હવે અર્જુનને વનવાસ આવ્યાં ને બાર વર્ષ પૂર્ણ થવા આવ્યાં છે. એટલે હસ્તિનાપુર જવા માટે મન ઉત્સુક બન્યું છે. આ તરફ હસ્તિનાપુરમાં પાંડુરાજા, કુંતામાતા, યુધિષ્ઠિર આદિ ચાર ભાઈઓ અને દ્રૌપદી બધાં અર્જુનની રાહ જોઈ રહ્યાં છે. જેમ વરસાદ આવવાનો સમય થાય ત્યારે ખેડૂત આકાશ સામે મીટ માંડે છે, તેમ આ બધાની મીટ અર્જુન તરફ છે કે અમારો અર્જુનવીરો કઈ દિશામાંથી આવશે. અમે તેનું ખૂબ ધામધૂમથી સ્વાગત કરીશું. આમ અનેક વિચાર કરે છે. એ બધા અર્જુનની રાહ જોઈ રહ્યાં છે તેમ આપણે ત્યાં

પણ પર્યુષણપર્વ રૂમઝુમ કરતા આવી રહ્યા છે. એનું સ્વાગત કેવી રીતે કરવું તે તમે નક્કી કરી રાખ્યું છે ને ? આપણે ત્યાં તપસ્વીઓની ઉગ્ર તપશ્ચર્યા ચાલી રહી છે. તેમણે તો પર્યુષણપર્વના સાચા વધામણા કરી લીધા છે. હવે જેને ભાવ જાગે તે આરાધનામાં જોડાઈ જજો. વધુ ભાવ અવસરે.

卐

## વ્યાખ્યાન નં. ૨૮

શ્રાવણ વદ ૧ ને રવીવાર                                                    તા. ૩૧-૭-૭૭

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો ! સર્વજ્ઞ, સર્વદર્શી અને ત્રૈલોક્ય પ્રકાશક પ્રભુએ જગતના જીવો ઉપર મહાન અનુકંપા કરીને દ્વાદશાંગી રૂપ સિધ્ધાંતની પ્રરૂપણા કરી. ભગવાનની વાણી ભવ્ય જીવોને તારનારી છે. આજે વાણી તો દુનિયામાં ઘણાં પ્રકારની છે પણ વીતરાગ વાણીની તોલે કોઈના આવે. જ્ઞાની કહે છે કે વાણી તો ઘણાંને છે પણ વાણીરૂપી રત્નનો સાચો ઉપયોગ કરવાની કળા બધાં જાણતાં નથી. વાણીનો સદુપયોગ કરતાં જો આવડે તો મનુષ્ય મોટામાં મોટા કાર્યો સહેલાઈથી કરી શકે છે, અને જો વાણીનો દુરૂપયોગ કરે તો ભયંકર અનર્થ સર્જી શકે છે. મહાન પુરૂષોએ વાણીનો સદુપયોગ કરીને આ સંસારની ઉન્નતિનો માર્ગ બતાવ્યો. એમણે વાણીરૂપી રથને સત્ય અને મધુરતારૂપી બે પૈડા બનાવ્યા. જ્ઞાની પુરૂષો કહે છે કે જો તમારી વાણીમાં સત્ય અને માધુર્ય નહિ હોય તો તે ઝેરનું કામ કરશે. ઘણાં માણસો સત્ય બોલવું જોઈએ તેમ માને છે પણ સત્ય વાણીની સાથે પોતાનામાં ભરેલા અહંકારની કટુતા આવી જાય છે. તેઓ એમ માને છે કે સત્ય તો કડવું જ હોય ને ! પણ એ નથી સમજતાં કે કટુતા વાણીનો દોષ છે. નિર્દોષ વાણી સત્ય હોય છે, મહાન પુરૂષોએ કહ્યું છે કે "सत्यं ब्रूयात् प्रियं ब्रूयात्, मा ब्रूयात् सत्यम प्रियम् ।" સત્ય અને પ્રિય બોલો, પણ સત્ય છતાં અપ્રિયવાણી તમે કદી બોલશો નહિ. કારણ કે કડવાશથી ભરેલું સત્ય પ્રભાવહીન બની જાય છે ? બીજાને સત્ય માર્ગનું દર્શન કરાવી શકતું નથી. વિવેક રહિત કટુતાથી ભરેલું સત્ય ભાષણ કોઈને પ્રિય લાગતું નથી પણ મધુરતાથી ભરેલી સત્ય વાણી સૌને પ્રિય લાગે છે, તેનાથી માનવી બીજા મનુષ્યોને પોતાના તરફ આકર્ષણ કરી શકે છે ને સાચા રાહે પર ચઢાવી શકે છે,

બંધુઓ ! ભગવાનની વાણી સત્ય અને મધુર છે. તેમાં અલૌકિક ઓજસ ભરેલું છે. ભગવાનની વાણીમાં અનુરક્ત એવા છ અણગારો દ્વારિકા નગરીમાં ઉંચ-નીચ અને મધ્યમ કુળોમાં ગૌચરી માટે ફરતાં ફરતાં ત્રણ સંઘાડામાં દેવકીરાણીના

મહેલે પધાર્યા. ત્યારે દેવકીરાણીએ હર્ષભેર ઉત્કૃષ્ટ ભાવે દાન દીધું. ઉત્કૃષ્ટ ભાવે વહોરાવવાથી મહાન લાભ મળે છે. શાલીભદ્રજી પૂર્વભવમાં ભરવાડના પુત્ર હતા. એને શેઠના છોકરાને ખીર ખાતો જોઈને ખીર ખાવાનું મન થયું. માતા પાસે હઠ કરી એટલે માતાએ દૂધ અને સાકર માંગી લાવીને ખીર બનાવી આપી. તે ખીર ઉત્કૃષ્ટ ભાવે તેણે સંતના પાત્રમાં વહોરાવી દીધી તો શાલીભદ્રના ભવમાં કેટલી સમૃધ્ધિ પામ્યા ! તમે નવા ચોપડાં લખો તેમાં લખો છો ને કે શાલીભદ્રની ઋધ્ધિ મળજો, પણ ક્યારેય લખ્યું છે ખરું કે શાલીભદ્રએ ઋધ્ધિનો ત્યાગ કરીને દીક્ષા લીધી તેમ હું પણ દીક્ષા લઉં એવું કોઈ લખો છો ? ન લખતાં હો તો હવે લખજો.

દેવકીરાણીએ ઉત્કૃષ્ટ ભાવે સંતને આહારપાણી વહોરાવ્યા. પછી તેનાં મનમાં એવો સંશય થયો કે જૈન મુનિ કદી એક ઘેર બે વખત ગૌચરી માટે જાય નહિ અને આ મુનિઓ ત્રીજી વખત મારા ઘેર પધાર્યા તે મારા અહાભાગ્ય છે, હું તો ભાગ્યવાન બની પણ મારે એ જાણવું તો જોઈએ કે આમ શાથી બન્યું ? શું બાર જોજન લાંબી અને નવ જોજન પહોળી દ્વારિકા નગરીમાં દાતારોનો તૂટો પડયો કે મારા પ્રભુના સંતોને આહાર પાણી મળતા નથી. "नो चेव णं ताइं चेव कुलाइं दोच्चंपि तच्चंपि भत्तपाणीए अणुपविसंति ।" જેને કારણે તેમને એક ઘરમાં વારંવાર આહાર પાણી માટે આવવું પડે છે ! જુઓ, દેવકીની વાણી કેટલી પ્રિય અને મધુર છે ! એમ ન કહ્યું કે મહારાજ ! બે વખત તમે મારે ઘેર આવી ગયાં ને ત્રીજી વખત કેમ આવ્યા ? પણ કેટલી મધુરતાથી કહે છે. હે ભગવાન ! મારા કૃષ્ણનું પુણ્ય ઘટયું તેથી દ્વારકા નગરીના દાતારો સાધુને વહોરાવવામાં સંકુચિત બન્યા છે ! દેવકીજીને કેટલી ચિંતા થઈ ! આજે તો ધરતીમાંથી રસકસ ઘટયાં ને માનવીનાં મન ચોરાઈ ગયા. એક જમાનો એવો હતો કે ગરીબ માણસ કોઈના ખેતરમાં જાય તો ખેતરનો માલિક મણ, અડધો મણ અનાજ આપી દેતો, અરે, લોકો તેલ પીતાં હતાં ને છાશ ઢોર પીતાં. તેના બદલે આજે તો માણસને તેલ ખાવા મળતું નથી ને છાશના સાંસા પડયા છે. અનાજ પડીકે બંધાયા છે. એક વખત ભારત દેશમાં ખાનપાનનો તૂટો ન હતો. કવિઓ પણ ગાય છે કે,

ઘી દૂધની નદીઓ હતી, આ દેશ ભારત વર્ષમાં,
સાચા ઘીના બદલે (૨) લોકો વેજીટેબલ ખાતા થઈ ગયાં...ભૂલી ધર્મ....

આ દેશમાં પહેલા ઘી અને દૂધની નદીઓ વહેતી હતી તેને બદલે આજે તો લોકો વેજીટેબલ ઘી ખાતા થઈ ગયાં છે ને બાટલીનાં દૂધ પીવે છે. નાના બાળકને પણ એની માતાનું દૂધ પીવા મળતું નથી. એને બાટલીનું દૂધ પીવડાવવામાં આવે છે.

અહીં દેવકીમાતાએ કહ્યું કે હે ગુરૂદેવ ! શું મારી દ્વારકા નગરીનાં પુણ્ય ઘટયાં કે

મારા કૃષ્ણના પુણ્ય ઘટયાં કે જેથી મારા ગુરૂદેવની સેવામાં ખામી આવી ? દેવકી દેવીનો કહેવાનો આશય સંતો સમજી ગયાં કે નક્કી બધા સંતો વારાફરતી અહીં પધાર્યા લાગે છે એટલે-સંતોએ પણ મધુર અને સત્ય ભાષામાં કહ્યું. " एवं खलु देवाणुप्पिए! अम्हे भद्दिलपुरे नयरे नागस्स गाहावइस्स पुत्ता सुलसाए भारियाए अत्तया छ भायरा सहोयरा सरिसया जाव नलकुब्बर समाणा।" હે માતા! સાંભળ. તારા દીકરા કૃષ્ણ વાસુદેવના પુણ્ય ખૂટયાં નથી. એનાં પુણ્ય જીવતા ને જાગતાં છે. તારો દીકરો તો એવો પવિત્ર છે કે તે સંતોને માટે પ્રાણ દે છે. નાના કે મોટા સંતોને દેખે છે ત્યાં એમના ચરણમાં પડી નાના બાળકની જેમ લળી લળીને વંદન કરે છે. વળી તારી નગરીમાં દાતારોનો પણ તૂટો નથી. સંતોને ઉત્કૃષ્ટ ભાવે દાન વહોરાવે છે પણ તમને જે શંકા થઈ છે તેનું કારણ અમે સમજી ગયા. અમે એકના એક તારા ઘેર આવ્યા નથી પણ જુદા જુદા આવ્યા છીએ. અમે રૂપ અને કાંતિમાં એક સરખા દેખાઈએ છીએ તેથી તને એમ લાગ્યું છે પણ અમે કોણ છીએ તે તું સાંભળ. બંધુઓ! ભગવાનના સંતો કદી પોતાની ઓળખાણ આપે નહિ અને પોતે કેવી ઋધ્ધિનો ત્યાગ કર્યો છે તે બધા ગાણાં ગાય નહિ, પણ જ્યારે એવો પ્રસંગ ઉપસ્થિત થાય ત્યારે કહેવું પડે છે. અહીં દેવકીજીના મનમાં શંકા થઈ એટલે સમાધાન કરવા માટે સંતો કહે છે કે અમે ભદ્દીલપુર નગરીમાં વસતા નાગગાથા પતિની પત્ની સુલસાના અંગજાત છ પુત્રો છીએ. અમે છએ સગા ભાઈઓ રૂપ, કાંતિ, લાવણ્યમાં બધી રીતે એકસરખા નળકુંવર જેવા સુંદર દેખાઈએ છીએ. હજુ આગળના શબ્દો મુનિ બોલ્યાં નથી પણ દેવકીજીનું હૃદય હચમચી ઉઠયું ને મનમાં બોલી ઉઠી. અહો! એ કેવી પુણ્યવાન માતા હશે કે આવા નળકુંવર સમાન સુંદર અને તેજસ્વી છ છ લાડીલાઓને શાસનને અર્પણ કરી દીધા! એ માતા કેવી બડી ભાગ્યવાન હશે! આ સમયે દેવકીજી છ અણગારોની માતાને ધન્યવાદ આપતાં પોતાનું મંથન કરવા લાગી.

બંધુઓ! સંતાનો પ્રત્યે માતાની મમતા અલૌકિક હોય છે. દેવકીમાતા સમજતી હતી કે સંતોને વારંવાર મારે ઘેર ગૌચરી આવવું પડયું એટલે મારા કૃષ્ણજીનાં પુણ્ય ખૂટી ગયા પણ સંતોએ કહ્યું કે અમે છ સગા ભાઈઓ છીએ. તારી નગરીનાં કે તારા પુત્રના પુણ્યમાં ખામી નથી. ત્યારે દેવકીજીના હૈયામાં ઠંડક વળી. જુઓ, આ છે માતાની મમતા, માતાનું હૈયું કેવું હોય છે ને માતાને પોતાના સંતાનો પ્રત્યે કેટલું હેત હોય છે તે કેવળ માતા જ જાણી શકે છે. પહેલાનાં સંતાનો એની માતાને મા....મા કહીને બોલાવતા હતાં. એ 'મા' શબ્દમાં પણ કેટલો પ્રેમ ભર્યો હોય છે! હવે માને મધર કહેતાં થયા ત્યારથી અધ્ધર ઉડતા થયા. મધર

કહો કે મમ્મી કહો પણ એ શબ્દોમાં પ્રેમ નથી દેખાતો. માતાનું સંતાન પ્રત્યે કેટલું વાત્સલ્ય હોય છે તે ઉપર એક ઇતિહાસની વાંચેલી વાત યાદ આવે છે.

મહારાણી વિક્ટોરીયાની એલીસ નામે એક પૌત્રી હતી. એને દશ વર્ષનો એક પુત્ર હતો. માતાને સંતાન કેવા વહાલા હોય છે તે આ એલીસની કહાની ઉપરથી તમને સમજાશે. એલીસના દશ વર્ષના બાબાના હૃદયમાં રસી થઈ ગઈ. આ રોગ ભયંકર હતો. હૃદયમાં રસી થવાના કારણે એમાં ઝેરી જંતુઓની ઉત્પત્તિ થઈ અને એના શ્વાસ દ્વારા ફેલાતા જંતુઓ જીવલેણ હતાં. આ બાળકને હોસ્પિતાલમાં દાખલ કરવામાં આવ્યો. આ તો મહારાણી વિક્ટોરીયાની વહાલી પૌત્રીનો પુત્ર હતો એટલે એની સારવારમાં શું ખામી હોય ! સારામાં સારી હોસ્પિતાલ અને તેમાં ખાસ સાધનોમાં એને રાખવામાં આવ્યો. મોટા મોટા ડોક્ટરો અને સીસ્ટરો એની સારવારમાં હાજર થયા. બરાબર તપાસ કરી રોગનું નિદાન કરીને ડોક્ટરોએ મહારાણી વિક્ટોરીયાને ખાનગીમાં કહી દીધું કે આ છોકરો ચાર દિવસથી વધુ જીવી શકશે નહિ કારણ કે એના શ્વાસના જંતુઓ એવા ઝેરી છે કે જો કોઈ તંદુરસ્ત માણસના શરીરમા દાખલ થશે તો એ ચોવીસ કલાકમાં મૃત્યુ પામશે બાળકના શરીરમાં તો એ ઝેરી જંતુઓનો પ્રતિકાર કરનારા બીજા જંતુઓ પેદા થયાં છે એટલે એ ચાર દિવસ જીવી શકે પણ એની પાસે જનારના શરીરમાં જો એ ઝેરી જંતુઓ દાખલ થાય તો ચોવીસ કલાકમાં જ મૃત્યુ પામે. માટે આપ આપની પૌત્રી એલીશને કાબુમાં રાખજો. કોઈ પણ વ્યક્તિને એની પાસે જવાની અમારી સખ્ત મનાઈ છે. આમ ડોક્ટરોએ કહી દીધું.

**દીકરાને જોતાં માતાનું વીંધાયેલું હૃદય :** આ બાબાની પાસે ડોક્ટરો અને નર્સો રહે છે. બીજા કોઈને તેની પાસે આવવા દેતા નથી. એલીશ હોસ્પિતાલમાં તો આવી છે પણ પોતાના વહાલસોયા દીકરાને દૂરથી જોયા કરે છે, એની પાસે જવા મન તલસી રહ્યું છે પણ વચમાં ડોક્ટરો અને નર્સો ઉભા હતાં. એ જવા માટે પ્રયત્નો કરે છે પણ ડોક્ટરો એને જતી અટકાવે છે. એનો પુત્ર પ્રત્યેનો મોહ જોઈને ડોક્ટરોના મનમાં થયું કે આ એલીશને સાચવવી મુશ્કેલ છે. ક્યારે એના દીકરા પાસે દોડી જશે, એના કરતાં એ અંદર જઈ શકે નહિ એવું કરીએ. એટલે એના રૂમના દરવાજા આડા દોરડા બંધાવી દીધા, એટલે દોરડાની અંદર જઈ શકે નહિ. બહારથી ઉભા ઉભા વાત કરી શકાય. એલીસ બીજે દિવસે હોસ્પિતાલમાં આવી. આજે તો આડું દોરડું જોયું. ત્યાં જ ઉભી રહી. પહેલે દિવસે તો બાબો બેભાન હતો એટલે વાંધો આવ્યો નહિ પણ બીજે દિવસે ભાનમાં હતો. માતાને બહાર ઉભેલી જોઈને તે કહે છે.

"વ્હાલા દીકરાના મધુરા વેણુ" હે મા! તું આજે મારાથી દૂર કેમ ઉભી રહી છું? રોજ તો મને હેત કરતી હતી, પ્રેમથી તું મને રોજ ખોળામાં બેસાડતી હતી ને આજે મારી પાસે કેમ નથી આવતી? મા! તું મારી પાસે આવ. મારા પલંગ પર બેસીને મારા માથે હાથ ફેરવ. આ બાળકનાં કાલાઘેલા હેતભર્યા શબ્દો સાંભળીને માતાનું હૃદય વીંધાઈ જાય છે. બાળક પોતાની પાસે આવવા કરગરે છે ત્યારે એલીસ હૃદયને કાબૂમાં રાખીને કહે છે બેટા! આ ડોક્ટરો આવવા દેતાં નથી. હું હમણાં તારી પાસે આવીશ. એમ કહીને પુત્રને શાંત કર્યો પણ માતાનું હૃદય પીગળી ગયું.

બંધુઓ! દુનિયામાં બધું મળશે પણ માતાનો પ્રેમ નહિ મળે. મા શબ્દ ઉપર ૫૦૦ પાનાનો મહાનિબંધ લખનાર મોટા પ્રોફેસરને પણ 'મા' શબ્દના અર્થની ખબર પડતી નથી. એનો અર્થ તો નાનો બાબો અને એની માતા જ સમજે છે. કારણ કે પ્રોફેસરના ૫૦૦ પાનાના નિબંધના અક્ષરો નિર્જીવ છે. જ્યારે માતા અને પુત્રના હૃદયમાં પ્રેમનો સાચો ધબકાર હોય છે, આ વાત પ્રસંગ આવે ત્યારે સમજાય છે. આ તો આપણે મહારાણી વિક્ટોરીયાની પૌત્રી એલીસની વાત ચાલે છે પણ અહીં એક મુંબઈમાં બનેલી સત્ય ઘટના યાદ આવે છે. તે થોડો સમય કહું.

ગરીબ માતાપિતાનો એકનો એક લાડકવાયો દીકરો હતો. તેઓ એક ગામડામાં રહેતા હતાં સામાન્ય સ્થિતિના માણસો હતાં પણ સંસ્કાર ખૂબ હતાં. એ પોતાના પુત્રને પણ સારા સંસ્કાર આપતા હતા. છોકરો ગામડામાં સાત ચોપડી ભણ્યો, હવે આગળ ભણવાની સગવડ ન હતી. ત્યારે મા-બાપે વિચાર કર્યો કે આપણે વધારે કામ કરીશું પણ દીકરાને ભણાવીએ. એમ વિચાર કરીને છોકરાને મા-બાપે મુંબઈમાં ભણવા મોકલ્યો. મા-બાપ વધુ કામ કરે છે ને દીકરાને ભણવા માટે પૈસા મોકલે છે. આ છોકરો પણ મા-બાપને અવારનવાર પત્ર લખતો હતો, એક વર્ષ તો વાંધો ન આવ્યો. પછી તો એક સુધરેલા વિચારવાળી મુંબઈમાં વસતી છોકરીના પ્રેમમાં પડયો, પણ હજુ મા-બાપને ભૂલ્યો નથી. સમયના અભાવે ને છોકરીના પ્રેમમાં મા-બાપને પત્ર લખવાના ઓછા થયા. મા-બાપ તો બિચારા દીકરાની ચિંતા કરવા લાગ્યા કે દીકરાના કેમ કંઈ સમાચાર નથી? સમય જતાં છોકરો ભણીગણીને મોટો ડોક્ટર બન્યો, અને પેલી કન્યા સાથે લગ્ન કર્યા, પણ મા-બાપને ભૂલ્યો નથી. તેણે માતા પિતાને મુંબઈ તેડાવ્યા. મોટું દવાખાનું ખોલ્યું છે. કમાણી ઘણી છે. થોડો સમય ભેગા રહ્યાં પણ સુધરેલી કન્યા કહે છે તમારા મા-બાપ તો બહુ જુના ને જીણા વિચારના છે. મને એમની સાથે ફાવતું નથી. આ ઘરમાં એ ન જોઈએ. છોકરામાં હજુ સંસ્કારની જ્યોત ઝાંખી પડી ન હતી. એટલે કહે છે તું જરા વિચાર કર કે

આ મારા માતા પિતા છે ને તારા સાસુ સસરા છે. એ બિચારા કેટલા ભલા છે. એમને કેમ કાઢી મૂકાય? ત્યારે કન્યા કહે છે એમને રાખવા હોય તો મારે તમારા ઘરમાં નથી રહેવું. ખૂબ કકળાટ કર્યો. છેવટે છોકરો માતા પિતાના ઉપકારને ભૂલ્યો.

પત્નીની આગળ પતિ પીગળી ગયો, અને મા બાપને ઘરમાંથી કાઢી મૂક્યા. છેવટે દુઃખિત હૃદયે માતા પિતા પરામાં નાનકડી રૂમ ભાડે લઈને રહ્યા. બાપ નોકરી કરવા લાગ્યો ને મા ઘરમાં બેસીને કોઈના પાપડ, વડી વિગેરે કરવા લાગી. કારણ કે પાસે કંઈ ન હતું. જે દાગીના વિગેરે થોડું ઘણું હતું તે દીકરાને ભણાવવામાં ખર્ચી નાંખ્યું હતું. મા-બાપને આઘાત ખૂબ લાગ્યો. પણ સંસ્કારી હતાં એટલે શાંતિથી રહેવા લાગ્યા. પણ વૃધ્ધાવસ્થામાં માણસ કેટલું કરી શકે? ઘડપણમાં પાપડ વણવાં એ કંઈ સ્હેલ વાત નથી. હાથ દુઃખી જાય ને હથેલી સૂઝી જાય પણ કર્યા વિના છૂટકો નથી. અત્યાર સુધી એમ હતું કે દીકરો કમાશે ને ઘર ચલાવશે. પછી આપણને કંઈ દુઃખ નથી. પણ એ આશા નિરાશામાં ફેરવાઈ ગઈ એટલે એમને કામ કર્યા વિના છૂટકો ન હતો.

બંધુઓ! આજે નજર સમક્ષ ઘણાં દાખલા જોવામાં આવે છે કે મા-બાપ દીકરાને વધુ ભણાવવા માટે અમેરિકા, જાપાન, જર્મન વિગેરે સ્થળે મોકલે છે. પાસે પૈસા ન હોય તો દાગીના વેચીને, દેવું કરીને મોકલે છે. દીકરો પાંચ વર્ષ પરદેશ રહે એટલે મા-બાપ પત્ર લખે કે બેટા! હવે તું ભણી રહ્યો હશે દેશમાં આવ તો તારા લગ્ન કરીએ. ત્યારે દીકરો જવાબમાં લખે છે કે પૂજ્ય પિતાશ્રી તથા માતુશ્રી! મારી ચિંતા કરશો નહિ. મેં મણતામાં પગલા માંડી દીધા છે ને બાબો મઝામાં છે, (હસાહસ) મા-બાપ સંતાનો માટે કેટલા મોટા આશાના મિનારા ચણે છે પણ સંતાનો કયાં જઈ રહ્યા છે! આ તમારો સળગતો સંસાર. છતાં તમને ભાન થાય છે કે હવે છોડું.

આ દીકરો-વહુ બાહશાહીથી મુંબઈમાં રહે છે ને મા-બાપ કેટલું કષ્ટ વેઠે છે? દીકરાને તો કયારેક મા-બાપ યાદ આવતા પણ પત્ની તેમની પાસે જવા દેતી નથી ને પૈસા પણ મોકલવા દેતી નથી. મા-બાપ માંડ માંડ પૂરું કરે છે. છતાં સંતોષથી રહે છે. કયારેક દુઃખ થાય ત્યારે કર્મનો દોષ કાઢતા, પોતાનો દીકરો બોલાવતો નથી કે કંઈ મદદ કરતો નથી છતાં એ સુખી છે એ જોઈને મા-બાપને આનંદ થાય છે. સમય જતાં દીકરાને ઘેર દીકરો થયો. બાબો ચાર વર્ષનો થયો. એકનો એક બાબો હતો, એટલે ખૂબ લાડકોડથી ઉછેરતાં હતાં. એક વખત રવિવારનો દિવસ હતો. બાબાને લઈને પતિ-પત્ની કમલાપાર્ક ફરવા ગયા. તમે જાણો છો ને કે રવિવાર એટલે ફરવાનો દિવસ. ફરવાના સ્થાને કીડીયારાની માફક માણસો ઉભરાય.

જો રવિવારનો અર્થ સમજો તો પલટો થઈ જાય. રવિ એટલે સૂર્ય. સૂર્યનો ઉદય થાય એટલે પૃથ્વી પરથી અંધકાર ચાલ્યો જાય છે. તેમ રવિવાર એટલે સૂર્યનો વાર છે. તે દિવસે હરવા ફરવાનું ને નાટક સિનેમા જોવાના છોડીને આત્માનો પ્રકાશ પ્રાપ્ત કરવા સદ્ગુરૂ પાસે આવવું જોઈએ, પણ આ લક્ષ ચૂકાઈ ગયું છે.

"પોતાનો બાબો ગુમ થતાં લાગેલો આઘાત" :- આ પતિ-પત્ની બગીચામાં ફર્યા, આનંદ કર્યો. ભાઈ મિત્ર સાથે અને બહેન સખી સાથે વાતચીત કરવા લાગ્યા. તે સમયે લક્ષ ચૂકાઈ જવાથી બાબો રમતો રમતો કયાંક ચાલ્યો ગયો. વાતચીત પૂરી થઈને ઘેર જવા ઉભા થયા ત્યાં જોયું તો બાબો ન મળે. એટલામાં તપાસ કરી પણ બાબો મળ્યો નહિ. આખો બગીચો જોયો, આસપાસ ઘણી તપાસ કરી પણ બાબાનો પત્તો લાગ્યો નહિ. ત્યારે બાબાની મમ્મી પછાડ ખાઈને પડી. અરેરે...મારો લાલ કયાં ગુમ થયો? એ કયાં ગયો હશે? માથું કૂટવા લાગી. એનો પતિ પણ ઝૂરવા લાગ્યો. એટલે બધું માણસ ભેગું થઈ ગયું ને પૂછયું-ભાઈ શું છે? બાબો ખોવાયાની વાત કરી એટલે બધા કહે છે ભાઈ! તમે રડો નહિ. મોટી પોલીસચોકીએ ખબર આપો. ભાઈએ પોલીસચોકીએ ખબર આપીને કહ્યું કે ચાર વર્ષનો બાબો છે. આવા કપડા પહેર્યા છે ને આવો વાન છે. પણ ત્યાં બાબો ન હતો. અંતે થાકીને ઘેર આવ્યાં પણ માનો જીવ છે ને! મારો બાબો...બાબો કરતી બેભાન બની જવા લાગી ને ભાનમાં આવી ત્યારે બોલવા લાગી કે અરેરે... મારો લાલ કયાં ગયો હશે? શું એને કોઈ ગુંડા ઉઠાવી ગયાં હશે? રમતો રમતો કયાંય દૂર જતો રહ્યો હશે ને એકસીડન્ટ થયો હશે? આમ અનેક પ્રકારના વિચારો કરવા લાગી. પતિ પણ ભીંત સાથે માથું પછાડવા લાગ્યો. અહીં આ લોકોની આવી સ્થિતિ છે. બીજી તરફ ઘરડા મા-બાપને પાડોશીએ થયેલી હકીકત જણાવી.

બંધુઓ! સંતાનો મોટા થતાં મા-બાપને ભૂલી જાય છે પણ માતા-પિતા સંતાનને ભૂલતાં નથી, જુઓ, આ દીકરો પત્નીનો ચઢાવ્યો ચઢીને મા-બાપને ભૂલી ગયો છે પણ મા-બાપને ખબર પડી કે બાબો ગુમ થયો છે એટલે રાતે ને રાતે દીકરાને ઘેર આવ્યા. દીકરો-વહુ માથા ફોડે છે. સાસુ-સસરા કહે છે બાબો કયાંથી ગુમ થયો? શું થયું? બધી વાત કરી. અરે, શું થશે? બાબો કયાં હશે? તેમ કહી સાસુ ખૂબ રડે છે. સસરા સૂનમૂન બની ગયા. અરેરે....મારો દીકરો કયાં હશે? કુદરતને કરવું કે બીજે દિવસે સાંજે પોલીસચોકી પરથી ફોન આવ્યો કે તમારો બાબો મળી ગયો છે. લઈ જાઓ. એટલે તરત દીકરો અને વહુ ટેકસી લઈને બાબાને લેવા ગયા. બાબો પણ મમ્મી મમ્મી કરતો હતો. જ્યાં મા-બાપને જોયા ત્યાં બાબો ઉછળીને તેના મમ્મી-પપ્પાને વળગી પડયો. માતા દીકરાને ભેટી પડી.

ઓ મારા લાલ! તું ક્યાં ગયો હતો ? બાબો મળતાં મા–બાપને અલૌકિક આનંદ થયો. તે બાબાને લઈને ઘેર આવ્યા. આ દાદા–દાદીએ તો બાબાને જોયો ન હતો. પહેલી જ વખત જોયો. ખૂબ હેતથી બાબાને રમાડયો ને કહ્યું કે હવે અમે જઈએ છીએ. દીકરો કહે–ભલે, મા–બાપ ગયા બાદ બધા જમ્યા ને છેવટે સૌ સૂઈ ગયા. પણ વહુને ઊંઘ આવતી નથી.

"પોતાના અનુભવ પછી વહુની ઉઘડેલી આંખ":– સૂતા સૂતા એને વિચાર થયો કે આ મારો બાબો ખોવાઈ ગયો તો મને કેટલું દુઃખ થયું ? તો જેનો દીકરો મેં ચાર ચાર વર્ષથી ગુમ કર્યો છે તે મા–બાપને કેટલું દુઃખ થતું હશે ? મેં ખાલી હાથે સાસુ–સસરાને ઘરમાંથી કાઢી મૂક્યા પછી કદી બોલાવ્યાં નથી. કદી એમની ખબર લીધી નથી છતાં બાબો ગુમ થયાની ખબર મળતાં દોડીને આવ્યા. એ કેવા પવિત્ર છે. મારા પાપે મારા પતિએ એમને તરછોડયા. બાબાના વિયોગમાં સાસુ કેટલા રડતાં હતાં અને સસરાજી કેવા સૂનમૂન બની ગયા હતાં ! આ ઉંમરે સાસુને કામ કરવું પડે છે, સસરાને નોકરી કરવી પડે છે અને અમે ઘરમાં લહેર કરીએ છીએ. હું કેવી પાપણી છું ! આ વિચારમાં આખી રાત ઊંઘ આવી નહિ. બીજે દિવસે સવાર પડતાં એના પતિને બધી વાત કરી અને કહ્યું કે આજે ને આજે આપણે જઈએ ને બા–બાપુજીની માફી માંગીને આપણે અહીં તેડી લાવીએ. પતિ કહે છે આજે તો ભાગ્ય ખુલી ગયા. બીજે દિવસે દીકરા–વહુએ માતા પિતા પાસે આવીને ચરણમાં પડી માફી માંગી કે દુઃખ વેઠીને મને ભણાવનાર એવા હે મારા માતાપિતા ! મેં તમને તરછોડયા. ધિક્કાર છે મને ! એમ કહી પુત્ર ખૂબ રડે છે ને વહુ કહે છે કે હે બા–બાપુજી ! એમનો દોષ નથી. પાપણી હું છું. મેં એમને ચઢાવ્યા. એ આપની પાસે આવવા તૈયાર થતાં તો હું આવવા દેતી નહિ. પૈસા મોકલવા દેતી નહિ, પણ મારો બાબો ચોવીશ કલાક માટે ગુમ થયો ત્યારે મને ભાન થયું કે મારો ચોવીશ કલાક માટે ગુમ થયો તો મારો જીવ ઉડી ગયો તો મેં પાપણીએ આપનો દીકરો ચાર વર્ષથી ગુમ કર્યો છે તો આપને કેટલું દુઃખ થયું હશે ! બા–બાપુજી ! આ અભાગણી વહુને માફ કરો. મારી આંખડી ખોલવા માટે જ બાબો ગુમ થયો હશે ! બાબો ખોવાયો ન હોત તો મને સમજાત નહીં કે આ માતા–પિતાને કેટલું દુઃખ થયું હશે ! મને મારી ભૂલનું ફળ મળી ગયું. હવે મારો બાબો મને મળ્યો તેમ આપના પુત્ર આપને મળી ગયા. હવે ઘેર પધારો. સાસુ–સસરા કહે છે બેટા ! તમારો દોષ નથી. દોષ તો અમારા કર્મનો છે. માતા પિતા હવે પુત્રને ઘેર આનંદથી રહેવા લાગ્યા. ટૂંકમાં આપણે તો આ દૃષ્ટાંત ઉપરથી એ વાત સમજવી છે કે સંતાનો પ્રત્યે માતાનું વાત્સલ્ય કેવું હોય છે ! પોતે દુઃખ વેઠીને પણ સંતાનોનું હિત ચાહે છે. માતા સંતાનનું દુઃખ જોઈ શકતી નથી.

આપણે મહારાણી વિકટોરીયાની પૌત્રી એલીસની વાત ચાલતી હતી. એને એકનો એક લાડીલો પુત્ર હતો પણ કર્મોદયે તેના શરીરમાં ભયંકર રોગ ઉત્પન્ન થયો. હોસ્પિતાલમાં દાખલ કર્યો છે ને ડોકટરોએ એની પાસે જવાની મનાઈ કરી છે.

"પુત્રના પ્રેમને નહિ રોકી શકતી એલીસે દોરડા તોડયા":- એલીસ ઘેર આવીને ધ્રુસકે ને ધ્રુસકે રડી પડી. એનું હૈયું વલોવાઈ ગયું, અને પુત્રનું દયામણું મુખ એની નજર સમક્ષ દેખાવા લાગ્યું. અહો! હું એની માતા છું છતાં એની પાસે ન જઈ શકું? મારો લાલ મારા વિયોગથી કેટલો કરમાઈ ગયો છે? એણે નિશ્ચય કર્યો કે કાલે તો ગમે તેમ કરીને મારા દીકરાની પાસે જઈશ ને એને હેતથી રમાડીશ. મારે એ ડોકટરોને નર્સો ઉભા હોય તે વખતે નથી જવું. બીજા ટાઈમે જવું પણ મારા દીકરા પાસે મારે જવું તે સાચું. એણે પોતાના પર્સમાં એક ધારદાર છરી મૂકી દીધી ને મોડેથી હોસ્પિતાલમાં ગઈ, પોતાના લાડીલાના રૂમના દરવાજાની બહાર ઉભી રહી. દીકરો પથારીમાં સૂતો સૂતો મા....મા કરતો હતો, પણ ડોકટરોની હાજરીમાં કેવી રીતે જવું? સમય થતાં ડોકટરો અને નર્સો બીજા પેશન્ટોને તપાસવા બીજા વોર્ડમાં ગયા ત્યારે એલીસ દીકરાની રૂમની સામે આવીને ઉભી રહી. દીકરાએ માને જોઈ એટલે કહે છે મા! તું કયાં ગઈ હતી? આજે ડોકટર કોઈ નથી. હું એકલો જ છું. આજે તો તું મારી પાસે આવ, મારા પલંગ ઉપર બેસ. મને તારા ખોળામાં સૂવાડી મારા માથા ઉપર તારો વ્હાલભર્યો મીઠો હાથ ફેરવ. આ સમયે માતા પુત્ર પ્રત્યેના પ્રેમના પ્રવાહને રોકી શકી નહિ. તરત જ પર્સમાંથી છરી કાઢીને જલ્દી દોરડું કાપી નાંખ્યું, અને પાંજરામાં પૂરાયેલો સિંહ છલાંગ મારીને બહાર નીકળે તેમ આ એલીસ છલાંગ મારીને પુત્રના પલંગ ઉપર જઈને બેઠી અને પોતાના વ્હાલસોયા દીકરાને બાથમાં લઈ લીધો ને તેને પ્રેમથી હેત કરવા લાગી.

"પુત્રના વ્હાલ પાછળ માતાએ ગુમાવેલા પ્રાણ": એલીસને દોરડું કાપીને અંદર ગયેલી જોઈ વોર્ડમેન પણ ગભરાઈ ગયો ને દોડતો જઈને ડોકટરને ખબર આપ્યા. ડોકટરો અને નર્સો દોડતાં ત્યાં પહોંચી ગયા. જોયું તો દોરડું કાપીને એલીસ પુત્ર પાસે પહોંચી ગઈ છે ને પુત્રને હેત કરે છે. ડોકટરો ગભરાઈ ગયા. હવે શું કરવું? બધાએ કહ્યું કે તમને ના પાડી છે છતાં શા માટે ગયા? મહારાણી વિકટોરીયાને ખબર આપી એટલે એ પણ દોડતાં ત્યાં આવી પહોંચ્યા, જોયું તો પૌત્રી એના પુત્રને પ્રેમથી રમાડી રહી છે. મહારાણી બારણામાં ઉભા રહીને કહે છે હે મારી વ્હાલી પૌત્રી 'તું આટલી હોંશિયાર ને ડાહી છે. ડાહી થઈને તેં આ શું કર્યું? તું મને હૈયાના હાર જેવી વહાલી છે ને તું શા માટે ત્યાં ગઈ? ડોકટરો અને

નર્સો પણ કહેવા લાગ્યા કે મહારાણી સાહેબ! અમે પણ એમને એમ જ કહીએ છીએ કે તમે આવા જાણકાર થઈને શા માટે ગયા? હવે એનું પરિણામ શું આવશે? આ સાંભળીને એલીસનું લોહી ઉકળી ગયું. ક્રોધથી લાલ પીળી થઈને કહે છે તમે બધા મને કહો છો કે શા માટે એની પાસે ગઈ? એનું પરિણામ શું આવશે? તમને બધાને આવું બોલતાં શરમ નથી આવતી? એ મારો દીકરો છે ને હું એની મા છું. એ મને એની પાસે બોલાવવા કેટલું કરગરે, રડે, ઝૂરે ને હું બહાર ઉભી ઉભી જોયા કરું? મારું હૃદય ચીરાઈ જાય છે. પરિણામ જે આવવાનું હશે તે આવશે પણ હું એની મા છું. માની લાગણી તમે નહિ સમજી શકો. આટલું બોલતાં બોલતાં રડી પડી અને પુત્રને ખૂબ વ્હાલ કરીને થોડીવારમાં એ બેભાન બનીને ધરતી ઉપર ઢળી પડી.

બંધુઓ! માતાનું વાત્સલ્ય અલૌકિક હોય છે. એને દુનિયા સમજી શકતી નથી. દીકરો બહુ પજવે ત્યારે માતા એને ખૂબ માર મારીને ખીજાઈને કહે છે ચાલ્યો જા અહીંથી. એમ કરીને બહાર કાઢી મૂકે છે, પણ પાછો ક્રોધ શાંત થાય ને બાળક ઘરમાં આવે એટલે એને વહાલથી હાથ ફેરવીને રમાડે છે. દરેક માતાઓને સંતાનો ઉપર આવું વહાલ હોય છે. એલીસે એના બાળાને છાતી સરસો ચાંપીને વહાલ કર્યું ત્યારથી એના શ્વાસમાં ઝેરી જંતુઓ પ્રવેશી ગયા હતાં. એટલે ચાર કલાકમા તો એને ખૂબ તાવ ચઢયો. ડોકટરોએ ખૂબ સારી ટ્રીટમેન્ટ આપી. દીકરાની બાજુમાં એનો પલંગ રાખ્યો. તે બેભાન અવસ્થામાં પડી હતી. બે કલાકમાં તો એના પ્રાણ ચાલ્યા ગયા. પુત્ર મિલનના છ કલાકમાં જ એલીસે આ ફાની દુનિયામાંથી વિદાય લીધી. ત્યાર પછી બાર કલાકે પુત્ર પણ ચાલ્યો ગયો.

જુઓ, માતાને પુત્ર પ્રત્યે કેટલું હેત હતું! પુત્રની પાછળ પોતાના પ્રાણનું બલિદાન આપી દીધું. આનું નામ 'મા' છે. તમે પણ કહો છો ને કે "મા તે મા અને બીજા બધા વગડાના વા." એ વાત એલીસના દૃષ્ટાંતથી તમને બરાબર સમજાઈ ગઈ હશે. આપણે માતાનું હૃદય કેવું હોય છે તે ઉપર દેવકીમાતાની વાત ચાલતી હતી. મુનિઓ દેવકીમાતાને કહે છે કે માતા! અમે ભદ્દીલપુર નગરીના મહાન શ્રીમંત નાગનામના ગાથાપતિના પુત્ર છીએ, અને સુલશા અમારી માતા છે. અમે એક જ માતાના જાયા છ સગા ભાઈઓ એક સરખા રૂપ ને કાંતિવાળા છીએ. આમ કહ્યું ત્યાં દેવકીના સાડા ત્રણ ક્રોડ રોમરાય વિકસી ઉઠયાં કે અહો! એ માતાને ધન્ય છે કે છ છ પુત્રોને નેમનાથ ભગવાનને અર્પણ કર્યા. આ પ્રમાણે વિચાર કરતાં તેના હૈયામાં હેતનો ઉછાળો મારે છે. આગળ શું વિચારશે તેના ભાવ અવસરે.

## વ્યાખ્યાન નં. ૨૯

શ્રાવણ વદ ૨ ને સોમવાર તા. ૧-૮-૭૭

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! અનંતજ્ઞાની, શાંતિના સંદેશવાહક એવા ભગવંતો શાસ્ત્રમાં બતાવે છે કે હે ભવ્ય જીવો! તમે આ સંસારનાં સુખો સ્થિર માનીને બેસી ગયાં છો પણ સંસારનું એકપણ સુખ કે પદાર્થ સ્થિર નથી. સંસારમાં જ્યાં દૃષ્ટિ કરશો ત્યાં તમને અસ્થિરતા જોવા મળશે. સ્થિરતાનું નામ-નિશાન નથી. કારણ કે "अति चंचला जीवलोक स्थिति:।" જીવલોકની સ્થિતિ અતિ ચંચળ છે.

નીતિકારોએ પણ કહ્યું છે કે—

अस्थिरं जीवितं लोके, अस्थिरे धन यौवने।
अस्थिरा पुत्र दाराश्च, धर्म कीर्ति द्वयं स्थिरं॥

આ લોકમાં મનુષ્ય આદિ દરેક પ્રાણીઓનું જીવન અસ્થિર છે, ધન, યૌવન, પુત્ર, પત્ની બધું અસ્થિર છે. રૂપ, સત્તા, બુધ્ધિ, બળ, આરોગ્ય, સત્કાર, બંગલા, બગીચા, ગાડી, મોટર, વૈભવ વિલાસો, સુખ-દુઃખ બધું જ અસ્થિર ને નાશવંત છે. એટલે આ સંસારમાં બધું જ નાશવંત છે. આ સંસારના તમામ પદાર્થો ક્ષણે ક્ષણે વેગથી વિનાશ તરફ દોડી રહ્યા છે. જેનું સર્જન છે તેનું અવશ્યમેવ એક દિવસ વિસર્જન થવાનું છે માટે આ સંસારમાં રહીને જીવે માત્ર એક મોક્ષનું સર્જન કરી લેવા જેવું છે. મોક્ષનું સર્જન કેવી રીતે થાય તે જાણો છો? અહિંસા, સંયમ અને તપરૂપ ધર્મથી મોક્ષમાર્ગનું સર્જન થાય છે. પછી તેનું વિસર્જન થતું નથી. મોક્ષમાં ગયા પછી બધું સ્થિર છે. ત્યાંનું સુખ પણ સ્થિર, આનંદ પણ સ્થિર, સ્થાન, જ્ઞાન, આત્મા અને આત્માના ગુણો બધું સ્થિર છે, પણ અનાદિકાળથી અજ્ઞાની જીવ અસ્થિર એવા સંસારના પદાર્થોને સ્થિર માની તેમાં સુખ મેળવવા માટે સતત જહેમત ઉઠાવી રહ્યો છે, પણ વિચાર કરો કે અસ્થિર પદાર્થોમાંથી સ્થિર સુખ ક્યાંથી મળવાનું છે? વિવેકી મનુષ્યે જીવનમાં ધર્મને સ્થિર કરવાની જરૂર છે. ધર્મથી સ્થિર અને શાશ્વત સુખની પ્રાપ્તિ થાય છે. માટે જીવનમાંથી પ્રમાદનો ત્યાગ કરીને બને તેટલી ધર્મની આરાધના કરી લો. કાલે કરીશ એવો વિશ્વાસ કરીને અહીં બેસી રહેવા જેવું નથી. કારણ કે જિંદગી ક્ષણિક છે.

છે જિંદગી ટૂંકી ઘડી, આશા અતિ લાંબી ઘડી,
આશા પૂરી ના થાય ત્યાં, કાયા ઘડી બે ઘડી.

આપણી જિંદગી એક ટૂંકી ઘડી જેવી છે. પહેલાનાં માણસો સામાયિક કરતાં

ત્યારે એક ઘડી થઈને બેસતાં હતાં. અત્યારની માફક આટલી ઘડિયાળો ન હતી. એ ઘડીમાં રેતી હોય. એ રેતી ધીમે ધીમે નીચે પડે છે. એ રેતી પડી જાય એટલે ઘડી પૂરી થાય છે. તે રીતે આપણાં આયુષ્યની રેતી ક્ષણે ક્ષણે સરી રહી છે. આયુષ્યની ક્ષણો રૂપી રેતી સરી જતાં જીવનલીલા સમાપ્ત થઈ જશે. આવી ટૂંકી જિંદગીમાં માનવીની આશાઓ તો ઘણી લાંબી હોય છે. એક આશા પૂરી ન થાય ત્યાં બીજી આશાનો જન્મ થઈ જાય છે. એમ આશાના પૂરમાં ને પૂરમાં માનવીની જિંદગી પૂરી થઈ જાય છે. આ જિંદગી રેતીના મહેલ જેવી છે. રેતીનો મહેલ કેવો હોય તે જાણો છો ને? જ્યારે આછો આછો વરસાદ પડે છે ત્યારે નાના નાના બાળકો એ વરસાદથી ભીંજાયેલી રેતીના ઘર બનાવે છે. આસપાસ ચોગાન બનાવે છે ને હરખાય છે કે આ મારો બંગલો છે ને આ મારો બગીચો છે. પણ એનો બંગલો ને બગીચો ક્યાં સુધી? જ્યાં સુધી રમત પૂરી થઈ નથી ત્યાં સુધી ને? કાં પવન આવે તો એનો બંગલો તૂટી પડે.

બંધુઓ! આ નાના બાળકના બંગલા જેવી તમારી જિંદગી છે. આ ધન-વૈભવ, બંગલા, ગાડી-મોટર બધું તમને મળ્યું છે તે ક્યાં સુધી તમારું છે? મહાન પુણ્યના ઉદયથી આ બધું મળ્યું છે ને પુણ્ય ખલાસ થશે એટલે બધું ચાલ્યું જનારું છે. કોઈનો પુણ્યોદય વધારે હોય તો જીવનભર સુખ ભોગવી શકે પણ આયુષ્ય પૂરું થાય ત્યારે બધું છોડીને જવાનું છે. ઘણાં એવા માણસોને પણ જોઈએ છે કે જેના માતાપિતા વારસામાં સંપત્તિ મૂકીને ગયા નથી પણ પોતાના પુણ્યબળથી લક્ષ્મી મેળવે છે ને પાછી થોડા સમય થતાં ચાલી જાય છે. આ બધી રમત જ છે ને? આટલા માટે મહાપુરૂષો જીવનની અસ્થિરતા સમજીને વિચારીને સર્પ જેમ કાંચળી છોડીને ચાલ્યો જાય છે તેમ સંસાર રૂપ કાંચળી છોડીને ચાલ્યા ગયા છે. તમને તો બે ઘડી માટે પણ ઘર છૂટતું નથી. કારણ કે અંતરમાં સંસારનાં ઝેર ભર્યાં છે. સર્પ કાંચળી ઉતારી નાંખે છે પણ એની દાઢમાંથી ઝેર જતું નથી. સર્પ કાંચળી શા માટે ઉતારે છે? જેમ તમારા શરીર ઉપર મેલ જામી જાય છે તો તમે સાબુ અને પાણીથી સ્નાન કરીને મેલ ધોઈ નાંખો છો તેમ સર્પના શરીર ઉપર મેલનો થર જામે છે. એનાથી એ મેલ સહેવાતો નથી એટલે એ મેલ રૂપ કાંચળી ઉતારી નાંખે છે. સર્પની કાંચળી એ એના શરીર પરનો મેલ છે. એ કાંચળી ઉતારી તેથી સર્પની દાઢમાંથી ઝેર જતું નથી રહેતું. તમે પણ કદાચ ઘર રૂપ કાંચળી ઉતારીને બે ઘડી ઉપાશ્રયમાં આવો છો પણ મનમાંથી સંસારનું ઝેર જતું નથી. એટલે અહીં બેઠા હોવા છતાં પણ અંતરમાં તો સંસારના વિચારોની ઘટમાળા ચાલ્યા કરતી હોય છે કે અહીંથી છૂટીને જાઉં પછી દુકાને જઉં છે. કેટલો માલ સ્ટોકમાં છે, નવો કેટલો ખરીદવાનો છે ને ક્યાં ક્યાં ઉઘરાણી જવાનું છે. આ તો

વિચારો કર્યા પણ કંઈક ગૃહસ્થો તો એવા હોય છે કે સાધુ-સાધ્વી પાસે આવીને એમ કહે છે કે મહારાજ! તમે સંસાર છોડયો, તમે મહાન સુખી છો તો મારે દીકરો નથી, અગર તો મારી દીકરીને જમાઈ બહુ દુઃખ દે છે, તો એનું દુઃખ દૂર થાય એવું કંઈ કરી આપો. આવું શા માટે કહે છે? એનું અંદરનું ઝેર ગયું નથી. ઘર છોડીને સત્સંગ કરવા આવ્યા પણ અંદર તો સંસારનું હળાહળ ઝેર ભરેલું છે.

એક શ્રીમંત શેઠની પુત્રી ખૂબ સૌંદર્યવાન હતી. એક વખત એક મોટા શ્રીમંતના દીકરાએ તેને જોઈ એટલે સામેથી તેનું માંગું કર્યું અને બંનેના લગ્ન થયા. તે ખૂબ આનંદથી રહેવા લાગ્યા. પત્ની ઉપર પતિનો અથાગ પ્રેમ હતો. સમય જતાં એક વખત એવું બન્યું કે એનો પતિ કોઈ મુશ્કેલીમાં આવી પડયો. એના માથે ચિંતા વધી ગઈ. તમે તો જાણો છો ને કે માણસ માત્રના માથે ચિંતા આવે ત્યારે એ સૂનમૂન બની જાય છે. એને કોઈની સાથે બોલવું કે ચાલવું પણ ગમતું નથી. બાઈનો પતિ એમ વિચાર કરતો હતો કે મારા દુઃખની વાત પત્નીને નથી કહેવી. હું એકલો જ સહન કરી લઈશ. એટલે પત્નીને કાંઈ વાત ન કરી. મનમાં જ દુઃખ વેઠવા લાગ્યો પણ એનો આનંદ ઉડી ગયો છે, એટલે પત્નીની સાથે હસીને વાતચીત કે આનંદ-કિલ્લોલ કરતો હતો તે બધું બંધ થઈ ગયું. પત્ની સાથે બોલવું ચાલવું બંધ કર્યું ત્યારે એની પત્નીને પતિ માટે જુદો જ વિચાર આવ્યો. સ્ત્રી ગમે તેટલી સારી ને હોંશિયાર હોય પણ એની દૃષ્ટિ બહુ ટૂંકી હોય છે. એના વિચારો પણ ટૂંકા હોય છે. એના મનમાં એમ થઈ ગયું કે મારા પતિ મને પહેલાંની જેમ બોલાવતાં ચલાવતાં નથી. એટલે એમને મારા ઉપરથી પ્રેમ ઉતરી ગયો છે ને બીજી કોઈ સાથે પ્રેમ થયો લાગે છે. પતિને કંઈ કહેતી નથી પણ મનમાં ખૂબ દુઃખી થવા લાગી, અને ચિંતાતુર રહેવા લાગી. મનમાં વિચાર કરવા લાગી કે હું શું કરું કે જેથી મારા પતિનો મારા ઉપર હતો તેવો પ્રેમ થઈ જાય.

બંધુઓ! સંસારના મોહમાં ઘેરાયેલો માણસ કેવું ભાન ભૂલે છે! સાચી વસ્તુને જાણતો નથી ત્યારે કેવી ગેરસમજ ઉભી કરે છે ને માણસને ભાન ભૂલાવે છે. પેલા શ્રીમંત શેઠની પત્ની ભાન ભૂલી. શેઠને પોતાના તરફ આકર્ષિત કરવા માટે મંત્ર, ધાગાદોરા કરવા લાગી. દેવ દેવીની માનતાઓ માનવા લાગી પણ કોઈ રીતે એનું કાર્ય સિદ્ધ થયું નહિ. આ તરફ પતિની ચિંતા ખૂબ વધી ગઈ એટલે પત્નીની પાસે આવતો જતો નથી તેથી પત્નીની શંકા મજબૂત થતી જાય છે. આમ કરતાં છ મહિના પૂરાં થયાં ત્યારે એક વખત સાધ્વીજી ગૌચરી કરતાં કરતાં એને ઘેર પધાર્યા. એણે સાધ્વીજીને ગૌચરી વહોરાવી. સાધ્વીજી વહોરીને બહાર નીકળવા જાય છે ત્યારે પેલી શેઠાણી બારણા આડી ઉભી રહીને કહે છે મહાસતીજી! મારા ઉપર

કૃપા કરો ને મારું દુઃખ ટાળો, ત્યારે સાધ્વીજીએ પૂછયું–બહેન! તારે શું દુઃખ છે? ત્યારે કહે છે મારા પતિને મારા ઉપર ખૂબ સ્નેહ હતો પણ કોણ જાણે કોઈના પ્રેમમાં પડયા છે કે શું મારા સામું જોતા નથી ને મને બોલાવતા નથી. આપ મને એવું કંઈ વશીકરણ કરી આપો અથવા એવો કોઈ ઉપાય બતાવો કે પહેલાં જેવો તેમનો મારા ઉપર પ્રેમ થાય.

સાધ્વીજીનો શેઠાણી પ્રત્યે પડકાર : મોહઘેલી સ્ત્રી સંસારનું ઝેર કોની સામે ઓકવા બેઠી છે! જેમણે સંસારને ઝેરના કટોરા જેવા માનીને છોડી દીધો ને બીજાને ઝેરના કટોરા પીવડાવે ખરા? ના. સાધ્વીજી ખૂબ ગંભીર અને જ્ઞાની હતાં. ચારિત્રમાં દઢ હતાં એટલે તેમણે કહ્યું. બહેન! આવા કામમાં સાધુ–સાધ્વી માથું મારે નહિ. તું જરા વિચાર કર. ખાનદાન કુળની દીકરી કોઈ દિવસ આવી વાત બહાર કરે નહિ, ને તું શા માટે આવી વાત કરે છે? તને આમાં શું દુઃખ દેખાય છે? જરા વિચાર કર. તને તારા પતિ બોલાવતાં નથી એનું દુઃખ નથી પણ તારા અંતરમાં વાસનાઓ ભરેલી છે એટલે એ ભૌતિક વાસનાઓની આગ સળગે છે તેથી તારા દિલમાં થાય છે કે મારો પતિ મને પ્રેમથી બોલાવે ને મને આનંદ કિલ્લોલ કરાવે, પણ જો અંતરમાં આશંસા ન હોત તો તારો પતિ બોલાવે કે ન બોલાવે એમાં તને હર્ષ કે શોક ન થાત, ત્યારે શેઠાણી કહે છે કે વાસના ઉભી હોય ત્યાં સુધી આશંસા તો થાય જ ને?

સાધ્વીજી એને સમજાવતાં કહે છે કે બહેન! તું વાસનાને ભયંકર રોગ સમજી લે. તને કોઈ રોગ લાગુ પડયો હોય તો એ રોગને વધારનારી ચીજ તું ખાય ખરી? હાથે કરીને રોગને પુષ્ટ કરનાર કુપથ્યનું સેવન કોણ કરે? એ વાત તો તું બરાબર સમજે છે ને? 'હા.' તો પછી આ વિષયવાસના એ એક પ્રકારનો રોગ છે. તે રોગને પુષ્ટ કરનાર આશંસાઓ રૂપી કુપથ્યનું સેવન કરવાની શી જરૂર છે? હાથે કરીને વિષયવાસનાના વિષ શા માટે વધારે છે? હવેથી નક્કી કરી લે કે મારે વિષયવાસનાને વધારનારી આશંસા જોઈએ નહિ. આ વાસનાની ઇચ્છા તને કેટલો ભયંકર ઉદ્વેગ કરાવે છે, તને કેવી દુઃખી કરે છે! અને તું એ વાસનામાં તણાઈ પતિને દોષ દઈ રહી છે, પણ વિચાર કર. વાસનારૂપી આગ ગુણોને બાળે છે. અને આ વાસનાઓ કોની છે? આત્માના ગુણોની કે ઇન્દ્રિયોના વિષયોની? ઇન્દ્રિયોના વિષયોની. માટે તું સમજ કે મારા પતિ મને બોલાવતાં નથી તો સહેજે મને બ્રહ્મચર્યનું પાલન કરવાનો અવસર મળ્યો છે. આ ઇન્દ્રિયોનાં વિષયો તો અનંત કાળથી પોષ્યાં છે છતાં એ આગ ઓલવાઈ છે? અગ્નિમાં કેરોસીન નાંખવાથી આગ વધતી જાય છે તેમ ઈન્દ્રિયોની જેટલી વધુ ગુલામી કર્યા કરીશ તે ' ..

વાસનાની આગ વધતી જશે, સંસારની બેડીઓ મજબૂત થતી જશે, અને અનંતકાળ સુધી આત્માને ઈન્દ્રિઓ રૂપી મહારાણીનો નોકર બનીને રહેવું પડશે, ને મજુરી કરવી પડશે. તેના કરતાં સમજીને આશંસાઓ છોડી દે તો પછી તારે મજુરી કરવી નહિ પડે, ઈન્દ્રિઓનું જોર ધીમું પડશે ને પછી ઈન્દ્રિઓની આગ ઓલવાતી જશે એટલે પછી વિષયો નહિ મળે તો પણ દુઃખ નહિ થાય, પણ જો તું આ રીતે વલખા માર્યા કરીશ ને કોઈ કિમિયાગર મળી જશે ને તારી ઈચ્છા પ્રમાણે તારો પતિ તારી સાથે પૂર્વવત્ પ્રેમભર્યું વર્તન કરશે તેમાં તને સંસારનું ક્ષણિક સુખ મળશે પણ એક વાત નક્કી સમજી લેજે કે એમાં તારી વાસનાઓની નાની આગમાંથી કર્મોનો મોટો દાવાનળ થશે પછી એની કારમી વિટંબણાઓ તારાથી સહન નહિ થાય. માટે એવા ક્ષણિક સુખ પાછળ ઝૂરવાનું છોડી દઈને વાસનાની આગ બૂઝવવા માંડ તો તું મહાન સુખી, શાંત અને સ્વસ્થ બની જઈશ. પછી જ્યાં ત્યાં ફાંફા મારવા નહિ પડે.

**શેઠાણીની ખુલેલી દૃષ્ટિ :** દેવાનુપ્રિયો ! સાધ્વીજીની પવિત્ર અમૃતવાણીએ શેઠાણી ઉપર જાદુઈ અસર કરી. તેણે સાધ્વીજીના ચરણમાં પડીને માફી માંગીને કહ્યું કે અહો ! સંસારના ત્યાગી એવા આપની પાસે મેં કેવી હલકી માંગણી કરી ! હે મહાસતીજી ! આપે મારી આંખડી ખોલાવી અનંતકાળની મારી ઉંઘ ઉડાડીને મને જાગૃત કરી. આપે ઘોર અંધારા કૂવામાંથી મને બહાર કાઢીને ઝગમગતા પ્રકાશમાં લાવીને મૂકી. મને આંધળીને જ્ઞાનનાં દિવ્યચક્ષુ આપ્યા. હવે એ વાસનાઓને જીવનમાંથી દૂર કરું છું. હવે મને સમજાયું કે મારા પતિ તો પવિત્ર છે પણ મારી વાસનાઓ મને દુઃખી કરે છે. એણે જ મારી બુધ્ધિને ભ્રષ્ટ કરી. હવે મારે એવું પ્રયોજન નથી. આપ હવે ફરમાવો કે હું શું કરું તો મારો ઉધ્ધાર થાય ? ત્યારે સાધ્વીજીએ આત્માના ઉધ્ધાર માટે એકમાં એક ચારિત્રનો માર્ગ બતાવ્યો, શેઠાણીએ કહ્યું કે ગુરૂણીદેવ ! ચારિત્ર માર્ગ અંગીકાર કરું તેવી મારી શક્તિ નથી પણ બીજો કોઈ માર્ગ હોય તો બતાવો. તેથી સાધ્વીજીએ તેને સમ્યક્ત્વ અને શ્રાવકના બાર વ્રત સમજાવ્યાં એટલે તેણે તેનો સ્વીકાર કર્યો ને આજીવન બ્રહ્મચર્યવ્રત અંગીકાર કર્યું, અને આત્માના ઉલ્લાસથી ધર્મારાધના કરવા લાગી. બીજી બાજુ એના પતિના માથે આવેલી આપત્તિ દૂર થઈ એટલે તે ચિંતાથી મુક્ત થયા તેથી એને પ્રેમથી બોલાવવા લાગ્યા. આ વખતે પત્નીએ કહ્યું કે મેં તો તમારા માટે આવું અનુમાન કર્યું હતું ને સાધ્વીજી પાસે આવી માંગણી કરી ત્યારે તેમણે મને ધર્મનું સ્વરૂપ સમજાવ્યું. તેથી મેં જાવજીવ સુધી બ્રહ્મચર્યવ્રત અંગીકાર કર્યું છે. હવે મારા આત્માને અપૂર્વ શાંતિ થઈ છે. મને હવે સંસારના સુખની આશંસા નથી. આ સાંભળીને એનો પતિ પણ ખુશ થયો ને તેણે પણ બાર વ્રત અંગીકાર કર્યાં, અને

બંને ધર્મની આરાધના કરવા લાગ્યા. બંનેના વૈરાગ્યની જ્યોત ધીમે ધીમે વધવા લાગી અને ફરીથી તે સાધ્વીજી ગામમાં પધાર્યા ત્યારે બંનેએ દીક્ષા લીધી.

બંધુઓ! સત્સંગનું કેવું અજબ બળ છે! સત્સંગથી પાપીમાં પાપી માનવ પવિત્ર બની જાય છે. કહ્યું છે કે क्षणमिह सज्जन संगतिरेका भवति भवार्णव तरणे नौका ક્ષણવારનો સત્સંગ સંસાર સમુદ્ર તરવામાં નૌકા સમાન બની જાય છે. સત્સંગ એ પારસમણિ કરતાં પણ અધિક કિંમતી છે કારણ કે બંનેમાં મોટું અંતર છે. પારસમણીનો લોખંડને સ્પર્શ થાય તો લોઢું સોનું બની જાય છે. પણ પારસ નથી બનતું. ત્યારે સત્પુરૂષોનો જેને સંગ થાય છે તે પારસ સમાન બની જાય છે. શેઠાણીને સાધ્વીજીનો સંગ થયો તો તે પણ સાધ્વી બની ગઈ. પોતે તો તરી સાથે એના પતિને પણ તાર્યો. આ ઘડી બે ઘડીની જિંદગીમાં તમે પણ સત્સંગ કરી આત્માનું કરી લો. વારંવાર આવો અવસર નહિ મળે. દીકરો મોટો થાય, એને પરણાવું, બંગલો બંધાવું પછી નિરાંતે ધર્મધ્યાન કરીશ એવી આશાના પૂરમાં તણાઈ રહ્યાં છો, પણ કાલની કોને ખબર છે! માટે સમજ્યા ત્યારથી સવાર સમજીને આત્મસાધનામાં લાગી જાઓ.

જેમને સંસારની ક્ષણિકતા સમજાઈ છે તેવા સંયમી બનેલા અણગારો દેવકીજીની શંકાનું સમાધાન કરતાં કહે છે કે હે માતા! અમે ભદ્દીલપુર નિવાસી નાગગાથાપતિ અને સુલશા માતાના છ પુત્રો છીએ, અને અમે છએ નલકુંવર જેવા દેખાવમાં સુંદર અને એક સરખા રૂપવાળા છીએ. અને " अरहओ अरिट्ठनेमिस्स अंतिए धम्मं सोच्चा णिसम्म संसार भउव्विग्गा भीया जम्म मरणाओ मुंडा जाव पव्वइया ।" એક દિવસ નેમનાથ ભગવાન ગ્રામાનુગ્રામ વિચરતાં વિચરતાં અમારી ભદ્દીલપુરી નગરીમાં પધાર્યા. ત્યારે અમારા માતા-પિતા અમને છએ ભાઈઓને સાથે લઈને ભગવાનના દર્શન કરવા ગયાં. અમે ભગવાનનાં દર્શન કર્યા ને એમની વાણી સાંભળી ભગવંતે સંસારનું સ્વરૂપ સમજાવ્યું એટલે અમને ભવનો ભય લાગ્યો ને સંસારથી ઉદ્વિગ્ન બની સંસારના દુઃખથી ને જન્મ મરણના દુઃખથી મુક્ત થવા માટે નેમનાથ ભગવાન પાસે દીક્ષા લીધી.

બંધુઓ! આ આત્માઓ કેવા પવિત્ર હશે! ભગવાનની વાણી તો ઘણાં જીવોએ સાંભળી પણ આ છ આત્માઓ એક જ વાર સાંભળીને જાગી ગયા. અમે પણ તમને કહીએ છીએ કે આ સંસારના સુખો મધથી ખરડાયેલી તલવારની ધાર જેવા છે. કિંપાક વૃક્ષનાં ફળ જેવાં છે. તલવારની ધારે મધ ચોપડીને કોઈ એની ધારે જીભ અડાડે તો મીઠાશ લાગે પણ જીભ કપાયા વિના ન રહે. કિંપાક વૃક્ષનાં ફળ દેખાવમાં સુંદર અને ખાવામાં મીઠા સ્વાદિષ્ટ લાગે છે પણ ખાધા પછી જીવ અને કાયા જુદા કરાવી નાંખે છે, તેમ સંસારનાં સુખ ભોગવતાં તમને થોડીવાર ભલે

આનંદ આવતો હોય પણ પરિણામે તો તે મહાન દુઃખદાયક છે. આવું તમે ઘણીવાર સાંભળ્યું પણ તમને સંસારનો ભય લાગ્યો છે? તમે શ્રોતા બનીને બેઠાં છો તો સાંભળીને કંઈક ગ્રહણ કરતા જાઓ. ઠાણાંગ સૂત્રના ચોથા ઠાણે ચાર પ્રકારના કુંભ બતાવ્યા છે. તેમાં પહેલો ઘડો નળ નીચે મૂકો ત્યારે ભરેલો દેખાય ને આઘો ખસેડે ત્યારે ખાલીખમ દેખાય છે. એ ઘડો તળીયેથી ફૂટેલો હોય છે. બીજા પ્રકારનો ઘડો નળ નીચે મૂકો ત્યારે ભર્યો દેખાય પણ અંદર પાણી ઉતરે નહિ. કારણ કે તેનું મોઢું બંધ કરી દીધું હોય છે. ત્રીજા પ્રકારનો ઘડો નળ નીચે ભરેલો દેખાય પણ એને નળ નીચેથી ખસેડી લેવામાં આવે ત્યારે અડધો ભરેલો રહે છે એટલે તે અડધેથી ફૂટેલો છે, અને ચોથા પ્રકારનો ઘડો નળ નીચે ભરેલો દેખાય છે ને નળ નીચેથી લઈ લેવામાં આવે ત્યારે પણ ભરેલો દેખાય છે. એટલે તે અણીશુધ્ધ આખો ઘડો છે.

આ રીતે પહેલા પ્રકારના ઘડા જેવા શ્રોતાઓ વ્યાખ્યાનમાં બેઠાં હોય ત્યારે એમ લાગે કે આને તો સારો રંગ લાગી ગયો છે. આ ચાતુર્માસમાં ધર્મ પામી જશે પણ અહીં બેસે ત્યાં સુધીનો રંગ હોય છે. અહીંથી ઉઠયાં એટલે એક શબ્દ યાદ ન રહે, આ તળીયેથી ફૂટેલા ઘડા સમાન શ્રોતા છે. બીજા પ્રકારનાં શ્રોતાજનો વ્યાખ્યાનમાં બેઠાં હોય ત્યારે એમ લાગે કે આ તો જાણે બૂઝી જશે પણ એ તો એક કાને સાંભળીને બીજા કાને કાઢી નાંખે છે. વીતરાગવાણી અંતરમાં ઉતરવા દેતા નથી. એ મોઢેથી બંધ કરેલા ઘડા જેવા છે. ત્રીજા પ્રકારના શ્રોતા વ્યાખ્યાન ખૂબ રસથી સાંભળે. ભલે, બધું ગ્રહણ ન કરી શકે પણ અડધું ગ્રહણ કરે છે. એ અડધેથી ફૂટેલા ઘડા જેવા છે, પણ ઉપરના બે કરતાં શ્રેષ્ઠ છે. ચોથા પ્રકારના શ્રોતા જેટલું સાંભળે છે તેટલું બધું ગ્રહણ કરે છે. તે આખા ઘડા જેવા છે. એ બધામાં શ્રેષ્ઠ છે. હવે તમે બોલો, કયા પ્રકારના શ્રોતામાં તમારો નંબર છે? પહેલા બીજા નંબરમાં કે ત્રીજા ચોથા નંબરમાં? (શ્રોતામાંથી અવાજ :–ત્રીજા ચોથા નંબરમાં) (હસાહસ) ત્રીજા ચોથા નંબરનાં શ્રોતા બનવું હોય તો બરાબર ધ્યાન રાખવું પડશે. જો તમે એવા બન્યાં હોત તો હું માનું છું કે બોરીવલીમાંથી ઘણાં સાધુ બની ગયા હોત.

અહીં છ અણગારો ચોથા નંબરના શ્રોતા જેવા હતાં. તેમણે એક જ વખત નેમનાથ ભગવાનની વાણી સાંભળીને જન્મ–મરણનાં દુઃખથી મુક્ત બનવા માટે દીક્ષા લીધી. એ અણગારો દેવકીરાણીને કહે છે કે હે માતા! અમે છ સગા ભાઈઓ છીએ ને એક સરખા દેખાઈએ છીએ, તેથી તને એમ લાગે છે કે એકના એક મુનિઓ મારે ઘેર ગૌચરી માટે પધાર્યા છે પણ એમ નથી. હજુ પણ મુનિઓ દેવકીને શું કહેશે તેના ભાવ અવસરે કહેવાશે.

ચરિત્ર :— અર્જુનનું મન હસ્તિનાપુર જવા માટે ઉત્સુક બન્યું છે. તેથી અત્યંત હર્ષ પામતાં અર્જુનજી વિમાનમાં બેસીને હસ્તિનાપુર તરફ જવા માટે પ્રયાણ કરે છે. માર્ગમાં એક મોટું વન આવ્યું. તે વનમાં ઘણાં માણસો કોલાહલ કરતાં હતાં. એ કોલાહલમાં દુઃખ ભરેલાં શબ્દો સંભળાતાં હતાં. આ સાંભળીને અર્જુનને વિચાર થયો કે આવા ગાઢ જંગલમાં આટલો બધો કોલાહલ કોણ કરે છે? આ કોલાહલમાં પણ દુઃખની કીકીયારીઓ સંભળાય છે. માટે નક્કી કોઈ વ્યક્તિના માથે સંકટ આવ્યું હશે. લાવ, તેની તપાસ કરું. કોઈ માણસ બિચારો મહાન દુઃખમાં હોય ને મારાથી એને વનમાં મૂકીને કેમ ચાલ્યા જવાય? કરૂણાવંત પુરૂષોની કરૂણા કોઈ ઓર હોય છે. પોતાના દેહની છાલ ઉતરી જાય તેની પરવા નથી કરતાં પણ બીજાને દુઃખ ન થાય તેની ખાસ કાળજી રાખે છે.

મહાનપુરૂષોની જીવન કહાની વાંચતાં મારી આંખમાં આંસુ આવી જાય છે. ખંધક મુનિની ચામડી ઉતારવાનો રાજાનો હુકમ છૂટયો ત્યારે ચંડાળ તેમની ચામડી ઉતારવા ગયો. તે વખતે મુનિએ ચંડાળને શું કહ્યું? ભાઈ! તું કહે તો ઉભો રહું. તું કહે તો બેસી જાઉં ને કહે તો સૂઈ જાઉં. પણ મારા શરીરની ચામડી ઉતારતાં તને કષ્ટ ના થવું જોઈએ. તારી આંગળી ન કપાઈ જાય તેનો ખ્યાલ રાખજે. જુઓ, મહાનપુરૂષોની કરૂણા કેવી હોય છે! પોતાના શરીરની ચામડી ઉતરી જશે તેનું દુઃખ કે ખેદ નથી, પણ ચામડી ઉતારનારને કંઈ ન થાય તે માટેની કેટલી સાવધાની રાખે છે! અર્જુનજીને હસ્તિનાપુરનું રાજભવન છોડીને નીકળ્યા બાર બાર વર્ષ વીતી ગયાં છે. વનવાસમાં કેટલા કષ્ટ વેઠયાં. હવે તો પોતાના માતા–પિતા, ભાઈઓ, પત્ની બધા યાદ આવ્યા છે છતાં વનમા કોલાહલ સાંભળીને દુઃખીનુ દુઃખ મટાડવાની ભાવના થઈ. અર્જુનજી તો એકલા હતાં પણ મણીચૂડ આદિ વિદ્યાધરો તેમને વળાવવા આવ્યાં ત્યારે એક કેસર નામના વિદ્યાધરને અર્જુનની સાથે મૂકીને ગયા હતા.

કેસર નામ ખેચરકો બોલા, ખબર લેન કે કાજ,
ચોક્કસ કર આ કહે તુરત વહ, સુન અર્જુન મહારાજ હો....શ્રોતા.

અર્જુને કેસર વિદ્યાધરને તપાસ કરવા મોકલ્યો કે આ બધું શું છે તે તું તપાસ કરી આવ. કેસર તો વિદ્યાધર હતો એટલે તરત નીચે ઉતર્યો, અને જ્યાં બધા માણસો કોલાહલ મચાવતાં હતાં ત્યાં આવીને બધી પૂછપરછ કરી. ચોક્કસ વાત જાણીને અર્જુન પાસે આવીને કહે છે કે મહારાજા! સાંભળો.

હિરણ્યપુરી નામની અલકાપુરી સમાન નગરી છે. તે નગરીમાં હેમાંગદ નામના પરાક્રમી રાજા રાજ્ય કરે છે. તે રાજાને સતી શિરોમણી પ્રભાવંતી નામની પવિત્ર રાણી છે. તે રાણી અર્ધ રાત્રે તેના શયનખંડમાં સૂતી હતી. રાત્રીના પાછલા પહોરે

તેને હરણ કરીને કોઈ ઉઠાવી ગયું. છે. રાણી તો ભરનિંદ્રામાં હતી ને કોઈએ ઉઠાવી એટલે જાગી ગઈ ને હે સ્વામીનાથ! દોડો....દોડો. મને કોઈ દુષ્ટ લઈ જાય છે. તેમ કહીને કરૂણ સ્વરે વિલાપ કરવા લાગી. એની ચીસો સાંભળીને રાજા જાગી ગયા ને ક્રોધથી ધમધમી ઉઠયાં કે હું મોટો રાજા અને મારી રાણીને કોઈ ઉઠાવી જાય તે હું કેમ જોઈ શકું? રાજા તેની પાછળ દોડયા પણ પેલો તો પ્રભાવંતીને ઉઠાવીને ઘણે દૂર નીકળી ગયો છે. રાણી પણ ઘણી બૂમો પાડતી હતી પણ કોણ સાંભળે? ત્યારે રાણીના મનમાં થયું કે મારા પતિ જરૂર મારી વહારે આવશે પણ હું કયા રસ્તે ગઈ છું તેની એમને કયાંથી ખબર પડશે? એટલે તેણે પોતાના માથામાં ફુલની વેણી નાંખેલી હતી તેમાંથી ફુલ છૂટા કરીને માર્ગમાં ફેંકવા લાગી. એ ફુલના આધારે હેમાંગદ રાજા રાણીને શોધતા શોધતા સૈન્ય લઈને અહીં સુધી આવ્યા, પણ હવે તો ફુલ પણ દેખાતા નથી. કારણ કે એક વેણીના ફુલ કેટલા હોય? એ પૂરા થઈ ગયા પછી રાણી શું કરે? રાજા વિચારે છે કે કોણ જાણે એ દુષ્ટ મારી રાણીને કયાં લઈ ગયો હશે? હવે કઈ તરફ જવું છે ને શું કરવું તેની મૂંઝવણ થઈ છે ને રાજા તો અત્યંત શોકમગ્ન બની ગયા છે. તેમની સેના રાણીની શોધમાં આમતેમ ઘૂમી રહી છે ને આ કોલાહલ મચાવે છે. તે સાંભળી અર્જુન વિચાર કરે છે કે અહો! આવા મોટા રાજા દુઃખમાં હોય ને મારાથી કેમ જવાય? મને કુદરતે શક્તિ મળી છે તો તેનો સદુપયોગ કરીને બીજાનું દુઃખ મટાડું એમ વિચાર કરે છે. હવે તે હેમાંગદ રાજાને સહાય કરવા જશે ને શું બનશે તેના ભાવ અવસરે.



## વ્યાખ્યાન નં. ૩૦

### શ્રાવણ વદ ૩ને મંગળવાર

તા. ૨-૮-૭૭

જ્ઞાનના સુધાકર, વાત્સલ્ય મૂર્તિ, શાસ્ત્રકાર ભગવંતે કહ્યું છે કે હે ભવ્ય જીવો! આ સંસાર અતિ ભયંકર છે. સ્વાર્થનું સમરાંગણ છે. જેમ તમે કોઈને કાયમ સાચવો પણ એક વખત નહિ સાચવી શકો ત્યારે તે ઉપકારને ભૂલીને અપકાર કરશે. બોલો સંસાર ભયંકર ખરો ને? જ્યારે ધર્મ એટલો બધો ક્ષમાણકારી છે કે અપકારીની ભૂલ ન જોતાં કર્મનો વાંક જોશે ને તેના પ્રત્યે મૈત્રી ભાવથી પ્રેમના ઝરણાં વહાવશે. બંને વચ્ચે આટલો બધો તફાવત સમજીને તમને સંસાર ઝેરરૂપ લાગે છે ખરો? મનમાં એમ થાય છે કે હું સંસારનો ત્યાગ કરી દઉં, એક સંસ્કૃત શ્લોકમાં પણ કહ્યું છે કે.

यत्र कुज्ञातिगवव्य लवै, बहुविधं वहयसे जीव रे ।
हन्त तत्रैव रज्यसिचिरं, मोहमदिराय क्षीव रे ॥

હે જીવ ! તું રોજ આધિ, વ્યાધિ અને ઉપાધિ રૂપી આગના કણીયાઓથી દાઝી રહ્યો છે. મોહમદિરાના કેફમાં ચકચૂર બનીને કાયા, પરિવાર અને પૈસામાં મગ્ન બનીને નવી નવી ચિંતાઓ ઉભી કરે છે ને દુઃખ ખડું કરે છે. તેનો કોને અનુભવ નથી ! સંસાર કેવો છે ? આજે પુત્ર રીસાશે, કાલે પુત્રવધુ રીસાશે, આજે પત્ની માંદી તો કાલે પૌત્ર બિમાર આમ અનેક પ્રકારના દુઃખો ઉભા થયા કરે છે. છતાં જીવની કેવી કંગાલ દશા છે કે હજુ મોહથી પાછો ફરતો નથી અને આત્માને ભૂલી પર એવા પરિવાર, પૈસા અને કાયામાં આસક્ત બને છે પછી કર્મની લાત ખાવા સિવાય બીજું શું મળશે ? ખરેખર, આ જીવની મૂઢતા છે કે પરને સ્વ માનીને દુઃખો ઉભા કરી રહ્યો છે. તેના બદલે જો આત્મામાં વિવેક જાગે તે આત્માની મહાનતા અને પોતાનું સ્વાતંત્ર્ય જો સમજાઈ જાય તો વિષમ જગતની વચ્ચે રહેવા છતાં પણ હૈયામાં નિર્મળ અને ઉમદા ભાવ રહે.

બંધુઓ ! આ જીવ અનંતા પુદ્દગલ પરાવર્તન કાળથી કર્મનો ભાર લઈને અહંતાપૂર્વક ભટક્યો છે. એક જીવની ભૂતકાળના ભવની જન્મત્રી ક્રોડપૂર્વના આયુષ્યવાળા ક્રોડો જ્ઞાનીઓ કરે તો પણ તે પૂરા ગણી ન શકે. એટલું આ જીવ ભટક્યો છે. હવે તમને સમજાય છે કે બાહ્ય શોધ મૂકીને અભ્યંતર શોધ કરું ! કારણ કે દેવો જે આચરી શકતા નથી તે માનવો આચરી શકે છે. તેવો અમૂલ્ય કોહીનુર હીરા જેવો આ માનવભવ મળ્યો છે તેનો સદુપયોગ કરતાં શીખો.

"કોટી જન્મના પુણ્યથી, આ દેહ આપણને મળે,
કરી લે સદ્ધર્મ તો, સઘળા દુઃખો સ્હેજે ટળે."

આ માનવજીવન કેટલું ઉંચું છે ! તેની કિંમત જીવને સમજાય તો એકેક ક્ષણ નકામી જવા દે નહિ. માનવજન્મ તમને સ્હેજે નથી મળ્યો. મહાન પુણ્યથી મળ્યો છે. તમારા વ્યવહારની રીતે જો સમજો તો તમે જેનાં મૂલ્ય ઊંચા આપ્યા હોય તેવી ચીજ રખડતી મૂકો ખરા ? એને કેટલી સાચવો છો ? બહેનોના રસોડામાં એક નાની વાટકી કે ચમચી ખોવાઈ જાય તો તેને માટે કેટલી તપાસ કરે છે ! હીરાના ભૂકીયામાંથી એક હીરો ખોવાઈ જાય તો તેને માટે પણ કેટલી ખોજ કરો છો ! ઘણી શોધ કરતાં જો ન મળે તો કેટલો અફસોસ થાય છે ! પણ માનવજીવનનો એકેક સોનેરી દિવસ સાધના કર્યા વિના પસાર થાય છે તેનો અફસોસ કે દુઃખ થાય છે ? જીવે સંસારનાં બોજા તો ઘણાં ઉપાડયાં ને આત્માને કર્મના ભારથી ભારે બનાવ્યો પણ હવે તે બોજો હળવો કરવાનો પુરૂષાર્થ કરવાનું મન થાય છે ? દરરોજ

સાંજે જમા ઉધારનું ખાતું ચોખ્ખું કરો છો અને દિવાળી આવે ત્યારે ચોપડા ચોખ્ખા કરો છો. તેમાં વહેપારીના દીકરાને આઠ આના વધે તો પણ ઉપાધિ ને ઘટે તો પણ ઉપાધિ. ગમે તેમ કરીને સાચો મેળ મળે ત્યારે જ જંપીને બેસો છો. તેવી રીતે ભગવાન કહે છે આત્માનો ચોપડો ચોખ્ખો ન થાય ત્યાં સુધી શાંતિ ન થવી જોઈએ. જ્યારે તમને સમય મળે ત્યારે એમ વિચાર કરો કે મારા જીવનની કાર્યવાહીથી કોઈના આત્માને દુઃખ તો નથી થયું ને ? કદાચ કોઈને દુઃખ થયું હોય તો તેની પાસે ક્ષમા માંગજો ને ફરીથી એવું ન થાય તેનો ખ્યાલ રાખજો. બને તો કોઈનું ભલું કરજો અને ભલું ન કરી શકો તો ખેર, પણ કોઈનું બૂરું ન કરવું એટલું તો જરૂર કરજો.

તમારા પોતાના જીવન માટે ના છૂટકે પાપ થાય છે પણ ઘણી વખત માણસ વિના કારણે અનર્થાદંડે દંડાય છે. બીજાનાં અવર્ણવાદ બોલે, નિંદા કુથલી કરે તેમાં શું કોઈનું પેટ ભરાય છે ? 'ના.' પેટ ભરાતું નથી પણ કોઈની નિંદા કુથલી કરવાથી આત્મા પાપકર્મથી ભારે થાય છે. જીભ કોઈની નિંદા કરવા નથી મળી પણ પ્રભુના ગુણગાન ગાવા. અને મીઠું મધુરું બોલીને સ્વ-પરનું કલ્યાણ કરવા મળી છે, તેના બદલે કોઈની નિંદા કુથલી કરી, કોઈના અવર્ણવાદ બોલીને કર્મ બાંધે છે. જ્ઞાની કહે છે તારે જરૂરિયાતથી અધિક ન બોલવું અને બોલો તો મધુર ને પ્રિય બોલવું. "પ્રિયવાદિનો ના શત્રુઃ" જે પ્રિય વચન બોલે છે તેને દુનિયામાં કોઈ શત્રુ રહેતો નથી, પણ જગતમાં પ્રિય બને છે.

બંધુઓ ! સાત્વિક વાણીનો કેવો પ્રભાવ છે ! કે જે કામ લોઢાનું તીર નથી કરી શકતું તે કામ મીઠું વચન કરી શકે છે. એક વચનના પ્રભાવથી નિર્દય માણસ ક્ષણવારમાં દયાળુ બની જાય છે. અસત્ય બોલનારા સત્યવાદી હરિશ્ચંદ્ર બની જાય છે. રાત-દિવસ લૂંટ અને ચોરી કરનારા લૂંટારા વાલ્મિકઋષિ જેવા પવિત્ર બની જાય છે. કુલટા સ્ત્રીઓ સીતા જેવી સતી બની જાય છે. લોભીઓમાં લોભી મનુષ્ય દાનવીર કર્ણરાજા જેવા ઉદાર બની જાય છે. આ સત્યને પ્રિય વચનનો પ્રભાવ છે. આપણે મનુષ્યની વાત કરી પણ સર્પ અને નાગ જેવા ઝેરી જંતુઓ પણ મદારીની વીણાના મધુર નાદથી પ્રભાવિત બની જાય છે, ને મદારીના કહેવા પ્રમાણે ખેલ કરે છે. મંત્રોના શબ્દોના પ્રભાવથી દેવો પણ મંત્રવાદીની ઈચ્છા પ્રમાણે કાર્ય કરે છે. આ બધો વચનનો જ પ્રભાવ છે ને ? અરે, બીજાની તો વાત ક્યાં કરવી ? પણ આપણા પરમપિતા ભગવાન મહાવીરસ્વામીની વાત કરીએ. બુઝ....બુઝઓ ચંડકૌશિક ! "વેરથી વેર શમે નહિ જગમાં, પ્રેમથી પ્રેમ વધે જીવનમાં." આટલા શબ્દોએ વિષ ભરેલાં ચંડકૌશિક નાગને વશીકરણ કર્યું ને ચંડકૌશિક નાગ મટીને દેવ બની ગયો. આ હતી ભગવાનની વાણી. ઉન્માર્ગે ચાલતાં જીવોને સન્માર્ગે લાવવા માટે ભગવંત ફરમાવે છે કે.

अवसोहिय कंटगा पहं, ओइण्णो सि पहं महालयं।
गच्छसि मग्गं विसोहिया, समयं गोयम मा पमायए ॥ ઉત્ત. અ. ૧૦ ગાથા ૩૨

હે ગૌતમ! તમે સંસારના કાંટા પથરાયેલો માર્ગ છોડીને સંયમનો રાજમાર્ગ પામ્યા છો તો એ માર્ગે જવામાં સમય માત્રનો પ્રમાદ ના કરો. ભગવાન કહે છે કે હે જીવો! તમારે જલ્દી મોક્ષમાં જવું હોય તો સંસારના કાંટાથી પથરાયેલો રસ્તો છોડવો પડશે. કાંટા બે પ્રકારનાં છે. એક દ્રવ્ય કાંટાને બીજા ભાવ કાંટા. દ્રવ્ય કાંટા દેખાશે. તે પગમાં પેસી ન જાય તે માટે તમે પગમાં બૂટ કે ચંપલ પહેરી લેશો ને સાવધાનીપૂર્વક જશો પણ ભાવકાંટાથી બચવા માટે કેટલી સાવધાની રાખો છો? હવે ભાવકાંટા કયા છે તે પ્રથમ જાણવું પડશે. તો તમે ભાવકાંટાથી બચી શકશો.

ભાવકાંટા એટલે મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય અને અશુભયોગ. આ કાંટાઓ મોક્ષમંઝીલે જવામાં અટકાવે છે. મિથ્યાત્વ એ જીવની વિપરીત દશા છે. એ સાચી દિશા સૂઝવા દેતું નથી, અને આત્માનું અહિત કરનાર છે.

मिथ्यात्वं परमो रोगो, मिथ्यात्वं परमं तमः।
मिथ्यात्वं परमः शत्रुः, मिथ्यात्वं परमं विषम् ॥

મિથ્યાત્વ એ આત્માનો ભયંકર રોગ છે. આત્માના જ્ઞાન ઉપર આવરણ કરનાર ગાઢ અંધકાર છે. આત્માનો મોટો શત્રુ છે અને આત્માને વારંવાર મારનાર એટલે કે જન્મમરણ કરાવનાર હળાહળ વિષ છે. માટે આવો ઉત્તમ માનવભવ પામીને મિથ્યાત્વના રોગને નાબૂદ કરો એ રોગને નાબૂદ કરવા માટે આપણને વીતરાગ પ્રભુની વાણીરૂપી અમોઘ ઔષધિ મળી છે. તેના ઉપર શ્રદ્ધા કરો. મિથ્યાત્વ જાય એટલે સમ્યકૃત્વ આવે. એક વખત સમ્યકૃત્વનો સ્પર્શ થઈ ગયો એટલે મોક્ષની મહોર આત્મા ઉપર લાગી ગઈ. પછી સમકિતી આત્મા સંસારમાં કદાચ રહે તો પણ એને સંસાર ખટકે. જેટલા સમકિતી હોય તે બધા ચારિત્ર અંગીકાર કરે એવો નિયમ નથી. જ્યાં સમ્યકૃત્વ છે ત્યાં ચારિત્રની ભજના છે પણ જ્યાં ચારિત્ર ત્યાં સમ્યકૃત્વ નિયમા છે, સમકિતી જીવને સંસાર ડંખે. તે આત્મા મિથ્યાત્વીનો સંગ કરે નહિ. તેમજ વીતરાગના વચનોમાં શંકા કરે નહિ કારણ કે "संकाए सम्मत्तं नासइ।" સર્વજ્ઞ પ્રણીત વચનમાં શંકા કરવાથી સમ્યકૃત્વ નષ્ટ થાય છે. શાસ્ત્રના ગહન ભાવ કદાચ જલ્દી ના સમજાય પણ શ્રદ્ધા થાય છે તો પણ કલ્યાણ થાય છે.

એક માણસ કાને બહેરો હતો. અત્યારની માફક વૈજ્ઞાનિક શોધખોળનો જમાનો ન હતો કે કાને રેડીયો મૂકીને સાંભળે, પણ તે રોજ વ્યાખ્યાનમાં આવતો અને એક ચિત્તે મહારાજ સામું જોઈ રહેતો. ત્યારે બીજા માણસો કહેતાં કે આ બહેરો રોજ આવીને બેસે છે તો શું સાંભળતો હશે? કોઈએ તેને પૂછયું ત્યારે કહે છે

લાગે, હું કાંઇ સાંભળતો નથી પણ મને અહીં આવવામાં મહાન લાભ થાય છે. એક તો સામાયિક લઈને બેઠું છું એટલે અવ્રતનો ત્યાગ થાય છે, અને મહારાજ વ્યાખ્યાન વાંચે છે ત્યારે તેમના મુખ ઉપરના હાવભાવથી મને એમ સમજાય છે કે અત્યારે એ એમ કહે છે કે આ સંસારની માયા-મોહ મમતા તજવા જેવા છે ને ધર્મ અપનાવવા જેવો છે. તે વખતે મને ખૂબ આનંદ આવે છે. બીજું હું અહીં આવીને બેઠું છું તો મારા દીકરા, વહુ બધા આવે છે એટલે મને મહાન લાભ થાય છે. જુઓ, સંભળાતું નથી પણ શ્રદ્ધા છે તો પણ તેને લાભ થાય છે. મિથ્યાત્વ પછી અવિરતિનો નંબર આવે છે.

અવિરતિ એટલે શું? મન, વચન અને કાયાથી પાપનાં કાર્યો કરવા કરાવવા કે તેની અનુમોદના કરવી નહિ. તેનું નામ વિરતિ અને તેનાથી વિપરીત દશા છે તે અવિરતિ છે. અવિરતિ જ્યારે જશે ને વિરતિ આવશે ત્યારે કષાયોમાં પણ મંદતા આવશે. જ્યારે કષાયોની અમુક પ્રમાણમાં મંદતા થાય છે ત્યારે આત્મામાં સમ્યગ્ દર્શનાદિ ગુણો પ્રગટે છે. અહીં આવીને તમે બેઠાં છો. કલાક બેસવાનું છે તે નક્કી છે પણ કોટ ઉતારીને સામાયિક કેટલાએ લીધી છે? ખાલી બેસીને સાંભળો છો ને સામાયિક લઈને સાંભળો તો બંનેમાં ટાઈમ તો પસાર થવાનો જ છે ને? પણ જો સામાયિક લઈને બેઠા હશો તો આશ્રવ રોકાઈ જશે. જેમ તમે કોઈના પૈસા વ્યાજે લીધા છે. મળે એટલે ભરપાઈ કરી દેવાનાં છે. માની લો કે તમને પૈસા મળી ગયા ને દીકરાને કહ્યું કે તું પૈસા ભરી આવજે. હવે દીકરો ચાર દિવસ સુધી ભરવા ગયો નહિ ને તમને ખબર પડી કે હજુ પૈસા ભરપાઈ કર્યા નથી તો તમે દીકરા ઉપર ગુસ્સે થઈને કહેશો કે ચાર દિવસથી પૈસા ઘરમાં આવીને પડયાં છે ને હજુ કેમ ભર્યા નથી? તને ખબર નથી પડતી કે પૈસાનું માથે કેટલું વ્યાજ ચઢે છે? બીજી રીતે તમે તમારી મૂડી ઘરમાં મૂકી રાખો કે વ્યાજે મૂકો? બોલો. ત્યાં તો સમજો છો કે વ્યાજ ન જવા દેવાય. બરાબરને? તે રીતે સામાયિક, સંવર આદિ વ્રતમાં બેસશો તો તેટલો સમય આશ્રવ રોકાશે. તમે વ્રતમાં આવશો તેટલો સમય પાપની ક્રિયાઓ આવતી બંધ થશે. માટે તમે અવશ્ય અવ્રતનો ત્યાગ કરીને વ્રતમાં આવો. જીવનમાંથી પ્રમાદનો ત્યાગ કરો. બને તેટલી કષાય ઓછી કરો અને મન, વચન, કાયાના યોગોને શુભ ક્રિયામાં જોડી દો. જો આટલું કરશો તો જરૂર આગળ વધી શકશો.

મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય અને અશુભયોગ એ ભાવકાંટા છે. દ્રવ્ય કાંટા પગમાં ભોંકાય છે ને ભાવકાંટા અંતરાત્મામાં ભોંકાય છે. દ્રવ્ય કાંટા ક્ષણિક દુઃખ આપે છે. એ કાંટા નીકળી ગયા પછી વેદના બંધ થઈ જાય છે. જ્યારે ભાવકાંટા જન્મ-જન્માંતરો સુધી જન્મ-મરણનો ત્રાસ આપે છે. દ્રવ્ય કાંટા શરીરને વીંધે છે

ત્યારે ભાવકાંટા આત્માના પવિત્ર ગુણોને છેદે છે. દ્રવ્ય કાંટા વાગવાથી શારીરિક વેદના થાય છે. જો એ વ્યાકુળતા વિના સહન કરી શકાય તો પૂર્વે બાંધેલા કર્મોની નિર્જરા થાય છે. નિર્જરા થવાથી કર્મોના ભારથી આત્મા હળવો બને છે ને માથે ચઢેલું દેવું ચૂકવાતું જાય છે. ભાવકાંટા જીવને નવા કર્મનું બંધન કરાવે છે એનાથી આત્માને કર્મોનો ભાર વધે છે ને નવું દેવું વધારે છે. આ રીતે દ્રવ્ય કાંટાની અપેક્ષાએ ભાવકાંટા અનંતગણા ભયંકર છે. જે આત્માર્થી મહાપુરૂષો એ કાંટાને અંતરમાંથી દૂર કરે છે તે સંયમના રાજમાર્ગે આગળ વધીને પોતાના ધ્યેય ઉપર પહોંચી જાય છે.

આઠમું અંગ અંતગડ સુત્ર જેમાં છ અણગારોની વાત ચાલે છે તે અણગારો પણ સંસારના કાંટાળા માર્ગને છોડીને સંયમના રાજમાર્ગ ઉપર તપ અને સંયમથી આત્માને ભાવિત કરતાં અપ્રમતભાવે વિચરી રહ્યા છે. જેમને ત્યાં અઢળક સંપત્તિ હતી છતાં એક વાર નેમનાથ ભગવાનની વાણી સાંભળીને ક્ષણવારમાં સંસાર છોડી દીધો ને અહીં તો રોજ સાંભળવાં છતાં દીક્ષા લેવાનું મન થાય છે ખરું? બોલો. ખેર, બ્રહ્મચર્ય વ્રતમાં તો આવો. દીકરાને ઘેર દીકરા થયા છતાં હજુ કંઈક આત્માઓ વ્રતમાં આવતા નથી. આ કેટલા અફસોસની વાત છે! બને તેટલા જલ્દી વ્રતમાં આવો.

છ અણગારો બબ્બેના સંઘાડે દેવકીજીના મહેલમાં ગૌચરી પધાર્યા. તેથી દેવકીજીને શંકા થઈ. તેનું સમાધાન કરતાં સંતો કહે છે કે માતા! અમે છ અણગારો સગા ભાઈઓ છીએ. નેમનાથ ભગવાનની વાણી સાંભળીને સંસારની અસારતા સમજીને તેમની પાસે દીક્ષા લીધી છે, અને અમે જે દિવસે દીક્ષા લીધી તે જ દિવસે ભગવાનને વંદણા કરીને અમે ભગવાન પાસે આજ્ઞા માંગી કે "इच्छाकारेण भन्ते!" હે ભંતે! હે પૂજ્ય! આ શબ્દો કેવા મધુર લાગે છે! અંતરમાં ગુરૂ પ્રત્યે કેવો ભાવનાનો વેગ ઉછળે છે! તમે પણ જ્યારે સામાયિક બાંધો છો ત્યારે બોલો છો ને કે કરેમિભંતે! તે વખતે હે પૂજ્ય! હે ભગવંત! હું આપની આજ્ઞા લઈને સાવદ્ય યોગનાં પ્રત્યાખ્યાન કરું છું. એવા ભાવ આવે છે? કે માત્ર શબ્દ રૂપે બોલી જાઓ છો? આ શબ્દો બોલતી વખતે અંતરમાં ભાવ જાગવા જોઈએ. અહીંયા સંતો દેવકીરાણીને કહે છે કે અમે જે દિવસે દીક્ષા લીધી તે જ દિવસે ભગવંત પાસે આજ્ઞા માંગી કે હે પ્રભુ! આપની આજ્ઞા હોય તો અમે જાવજીવ સુધી છઠના પારણે છઠ કરવાની ઈચ્છા રાખીએ છીએ. આત્માર્થી વિનયવંત શિષ્ય કદી એમ ન કહે કે મારે આમ કરવું છે! એ પહેલાં વિનયપૂર્વક ગુરૂની આજ્ઞા માંગે કે આપની આજ્ઞા હોય તો આ કાર્ય કરું. પછી તપ, જપ કે બીજું કોઈ કાર્ય હોય. શિષ્યને ગમે તેટલું ગમતું હોય પણ ગુરૂની આજ્ઞા ન હોય તો તે કાર્ય કદી કરે નહિ. છ અણગારો કહે છે કે દેવકીજી, અમે ભગવાન પાસે આજ્ઞા માંગી અને ભગવાને અમને

આજ્ઞા આપી. એટલે અમે છઠ્ઠને પારણે છઠ્ઠ કરવાની પ્રતિજ્ઞા કરીને છઠ્ઠને પારણે છઠ્ઠ કરતાં વિચરીએ છીએ. હજુ સંતો દેવકીજીને આગળ વાત કરશે તેના ભાવ અવસરે.

ચરિત્ર :– અર્જુનજી હસ્તિનાપુર તરફ જઈ રહ્યા હતા. ત્યાં માર્ગમાં કોલાહલ થતો સાંભળીને પોતાનું વિમાન અટકાવીને કેસર નામના વિદ્યાધરને તેમણે તપાસ કરવા માટે મોકલ્યો અને તે ખબર લઈને આવ્યો. ત્યારે અર્જુને વિચાર કર્યો કે હવે આ રાજાનું દુઃખ દૂર કર્યા વિના મારાથી આગળ વધાય નહિ. જો આ રીતે હું ચાલ્યો જાઉં તો મારી માનવતાને લંછન લાગે છે. મારું ક્ષત્રિયપણું લાજે છે. બીજી તરફ હેમાંગદ રાજા અને પ્રભાવતી રાણીનું નામ સાંભળીને અર્જુનને વિચાર થયો કે મણીચૂડ એમ કહેતો હતો કે મારી બહેન પ્રભાવતીને હિરણ્યપુરના મહારાજા હેમાંગદ સાથે પરણાવી છે. તો આ મણીચૂડની બહેન હશે. ત્યારે કેસર વિદ્યાધરે કહ્યું–હા. એ તેની બહેન થાય છે.

ઉસકી બહેન સો મેરી હૈ અબ, કરી યત્ન ઉસે લાના,
હૈઓ મનુષ્યકા કર્તવ્ય શ્રેષ્ઠ છે, પરકે કષ્ટ મિટાના હો....શ્રોતા....

અર્જુને કહ્યું કે જો મણીચૂડની બહેન છે તો મારી પણ બહેન જ કહેવાય ને ! કારણ કે મણીચૂડને મેં મારો ભાઈ માનેલો છે. એટલે એની બહેન તે મારી બહેન છે. માટે મારે તેને બચાવવી જોઈએ. આ તો મારી બહેન છે. પણ જો બીજા કોઈ હોય તો પણ મારે તેનું રક્ષણ કરવું જોઈએ. એ મારું કર્તવ્ય છે. તો હે કેસર ! તું હેમાંગદ રાજા પાસે જઈને એટલું કહી દે કે પાંડુપુત્ર અર્જુન તમારી વહારે આવ્યો છે, અને આપની પત્ની પ્રભાવતીને જે કોઈ દુષ્ટ ઉપાડી ગયો હશે તેની પાસેથી લઈ આવીને આપને સોંપી દેશે. હવે તમે એમ સમજી લેજો કે મારો શત્રુ મરી ગયો છે. એની તમામ ચિંતા અર્જુનને માથે છે. માટે આપ કોઈ જાતની ચિંતા કરશો નહિ. રડશો કે ઝૂરશો નહિ, અને આપ આ સ્થળે રોકાજો. બીજે ક્યાંય જતા નહિ. આ પ્રમાણે અર્જુનના સમાચાર લઈને કેસર વિદ્યાધર હેમાંગદ રાજા પાસે આવ્યો અને અર્જુને કહ્યા પ્રમાણે બધી વાત કરી.

અર્જુન તરફથી રાજા હેમાંગદને આશ્વાસન :– આવા ઘોર જંગલમાં આવી દુઃખી અવસ્થામાં કોઈ આશ્વાસન આપે તો કેટલો આનંદ થાય ! કેસરના મુખેથી અર્જુનના સમાચાર સાંભળીને હેમાંગદ રાજા સ્વસ્થ થયા ને કહ્યું–ભાઈ ! તે પાંડુપુત્ર અર્જુન ક્યાં છે ? હું તેમની પાસે આવું. ત્યારે કેસરે કહ્યું તમે આવો, તેમને મળો ત્યાં સુધીમાં ઘણો ટાઈમ થઈ જાય ને દુશ્મન પ્રભાવતીને લઈને ઘણે દૂર નીકળી જાય માટે તાત્કાલિક તેનો પીછો કરવો જોઈએ. માટે હમણાં અહીં રોકાઈ જાઓ. પછી તમે સુખેથી મળજો. એમ કહીને પ્રભાવતીના વિયોગથી ઝૂરતા રાજાને શાંત

ત્યારે ભાવકાંટા આત્માના પવિત્ર ગુણોને છેદે છે. દ્રવ્ય કાંટા ભોંકાવાથી શારીરિક વેદના થાય છે. જો એ આકુળતા વિના સહન કરી શકાય તો પૂર્વે બાંધેલા કર્મોની નિર્જરા થાય છે. નિર્જરા થવાથી કર્મોના ભારથી આત્મા હળવો બને છે ને માથે ચઢેલું દેણું ચૂકવાતું જાય છે. ભાવકાંટા જીવને નવા કર્મનું બંધન કરાવે છે એનાથી આત્માને કર્મોનો ભાર વધે છે ને નવું દેણું વધારે છે. આ રીતે દ્રવ્ય કાંટાની અપેક્ષાએ ભાવકાંટા અનંતગણા ભયંકર છે. જે આત્માર્થી મહાપુરૂષો એ કાંટાને અંતરમાંથી દૂર કરે છે તે સંયમના રાજમાર્ગે આગળ વધીને પોતાના ધ્યેય ઉપર પહોંચી જાય છે.

આઠમું અંગ અંતગડ સૂત્ર જેમાં છ અણગારોની વાત ચાલે છે તે અણગારો પણ સંસારના કાંટાળા માર્ગને છોડીને સંયમના રાજમાર્ગ ઉપર તપ અને સંયમથી આત્માને ભાવિત કરતાં અપ્રમતભાવે વિચરી રહ્યા છે. જેમને ત્યાં અઢળક સંપત્તિ હતી છતાં એક વાર નેમનાથ ભગવાનની વાણી સાંભળીને ક્ષણવારમાં સંસાર છોડી દીધો ને અહીં તો રોજ સાંભળવાં છતાં દીક્ષા લેવાનું મન થાય છે ખરું ? બોલો. ખેર, બ્રહ્મચર્ય વ્રતમાં તો આવો. દીકરાને ઘેર દીકરા થયા છતાં હજુ કંઈક આત્માઓ વ્રતમાં આવતા નથી. આ કેટલા અફસોસની વાત છે ! બને તેટલા જલ્દી વ્રતમાં આવો.

છ અણગારો બબ્બેના સંઘાડે દેવકીજીના મહેલમાં ગૌચરી પધાર્યા. તેથી દેવકીજીને શંકા થઈ. તેનું સમાધાન કરતાં સંતો કહે છે કે માતા ! અમે છ અણગારો સગા ભાઈઓ છીએ. નેમનાથ ભગવાનની વાણી સાંભળીને સંસારની અસારતા સમજીને તેમની પાસે દીક્ષા લીધી છે, અને અમે જે દિવસે દીક્ષા લીધી તે જ દિવસે ભગવાનને વંદણા કરીને અમે ભગવાન પાસે આજ્ઞા માંગી કે "इच्छामोणं भन्ते !" હે ભંતે ! હે પૂજ્ય ! આ શબ્દો કેવા મધુર લાગે છે ! અંતરમાં ગુરૂ પ્રત્યે કેવો ભાવનાનો વેગ ઉછળે છે ! તમે પણ જ્યારે સામાયિક બાંધો છો ત્યારે બોલો છો ને કે કરેમિભંતે ! તે વખતે હે પૂજ્ય ! હે ભગવંત ! હું આપની આજ્ઞા લઈને સાવદ્ય યોગનાં પ્રત્યાખ્યાન કરું છું. એવા ભાવ આવે છે ? કે માત્ર શબ્દ રૂપે બોલી જાઓ છો ? આ શબ્દો બોલતી વખતે અંતરમાં ભાવ જાગવા જોઈએ. અહીંયા સંતો દેવકીરાણીને કહે છે કે અમે જે દિવસે દીક્ષા લીધી તે જ દિવસે ભગવંત પાસે આજ્ઞા માંગી કે હે પ્રભુ ! આપની આજ્ઞા હોય તો અમે જાવજીવ સુધી છઠના પારણે છઠ કરવાની ઈચ્છા રાખીએ છીએ. આત્માર્થી વિનયવંત શિષ્ય કદી એમ ન કહે કે મારે આમ કરવું છે ? એ પહેલાં વિનયપૂર્વક ગુરૂની આજ્ઞા માંગે કે આપની આજ્ઞા હોય તો આ કાર્ય કરું. પછી તપ, જપ કે બીજું કોઈ કાર્ય હોય. શિષ્યને ગમે તેટલું ગમતું હોય પણ ગુરૂની આજ્ઞા ન હોય તો તે કાર્ય કદી કરે નહિ. છ અણગારો કહે છે કે દેવકીજી, અમે ભગવાન પાસે આજ્ઞા માંગી અને ભગવાને અમને

આજ્ઞા આપી એટલે અમે છઠ્ઠને પારણે છઠ્ઠ કરવાની પ્રતિજ્ઞા કરીને છઠ્ઠને પારણે છઠ્ઠ કરતાં વિચરીએ છીએ. હજુ સંતો દેવકીજીને આગળ વાત કરશે તેના ભાવ અવસરે.

ચરિત્ર :– અર્જુનજી હસ્તિનાપુર તરફ જઈ રહ્યા હતા. ત્યાં માર્ગમાં કોલાહલ થતો સાંભળીને પોતાનું વિમાન અટકાવીને કેસર નામના વિદ્યાધરને તેમણે તપાસ કરવા માટે મોકલ્યો. અને તે ખબર લઈને આવ્યો. ત્યારે અર્જુને વિચાર કર્યો કે હવે આ રાજાનું દુઃખ દૂર કર્યા વિના મારાથી આગળ વધાય નહિ. જો આ રીતે હું ચાલ્યો જાઉં તો મારી માનવતાને લંછન લાગે છે. મારું ક્ષત્રિયપણું લાજે છે. બીજી તરફ હેમાંગદ રાજા અને પ્રભાવતી રાણીનું નામ સાંભળીને અર્જુનને વિચાર થયો કે મણીચૂડ એમ કહેતો હતો કે મારી બહેન પ્રભાવતીને હિરણ્યપુરના મહારાજા હેમાંગદ સાથે પરણાવી છે. તો આ મણીચૂડની બહેન હશે. ત્યારે કેસર વિદ્યાધરે કહ્યું–હા. એ તેની બહેન થાય છે.

ઉસકી બહેન સો મેરી હૈ અબ, કરી યત્ન ઉસે લાના,
દેખો મનુષ્યકા કર્તવ્ય શ્રેષ્ઠ છે, પરકે કષ્ટ મિટાના હો....શ્રોતા....

અર્જુને કહ્યું કે જો મણીચૂડની બહેન છે તો મારી પણ બહેન જ કહેવાય ને ? કારણ કે મણીચૂડને મેં મારો ભાઈ માનેલો છે. એટલે એની બહેન તે મારી બહેન છે. માટે મારે તેને બચાવવી જોઈએ. આ તો મારી બહેન છે. પણ જો બીજા કોઈ હોય તો પણ મારે તેનું રક્ષણ કરવું જોઈએ. એ મારું કર્તવ્ય છે. તો હે કેસર ! તું હેમાંગદ રાજા પાસે જઈને એટલું કહી દે કે પાંડુપુત્ર અર્જુન તમારી વહારે આવ્યો છે, અને આપની પત્ની પ્રભાવતીને જે કોઈ દુષ્ટ ઉપાડી ગયો હશે તેની પાસેથી લઈ આવીને આપને સોંપી દેશે. હવે તમે એમ સમજી લેજો કે મારો શત્રુ મરી ગયો છે. એની તમામ ચિંતા અર્જુનને માથે છે. માટે આપ કોઈ જાતની ચિંતા કરશો નહિ. રડશો કે ઝૂરશો નહિ, અને આપ આ સ્થળે રોકાજો. બીજે ક્યાંય જતા નહિ. આ પ્રમાણે અર્જુનના સમાચાર લઈને કેસર વિદ્યાધર હેમાંગદ રાજા પાસે આવ્યો અને અર્જુને કહ્યા પ્રમાણે બધી વાત કરી.

અર્જુન તરફથી રાજા હેમાંગદને આશ્વાસન :– આવા ઘોર જંગલમાં આવી દુઃખી અવસ્થામાં કોઈ આશ્વાસન આપે તો કેટલો આનંદ થાય ! કેસરના મુખેથી અર્જુનના સમાચાર સાંભળીને હેમાંગદ રાજા સ્વસ્થ થયા ને કહ્યું–ભાઈ ! તે પાંડુપુત્ર અર્જુન ક્યાં છે ? હું તેમની પાસે આવું. ત્યારે કેસરે કહ્યું તમે આવો, તેમને મળો ત્યાં સુધીમાં ઘણો ટાઈમ થઈ જાય ને દુશ્મન પ્રભાવતીને લઈને ઘણે દૂર નીકળી જાય માટે તાત્કાલિક તેનો પીછો કરવો જોઈએ. માટે હમણાં અહીં રોકાઈ જાઓ. પછી તમે સુખેથી મળજો. એમ કહીને પ્રભાવતીના વિયોગથી ઝૂરતા રાજાને શાંત

કરીને કેસર અર્જુન પાસે આવ્યો. એટલે અર્જુને પોતાનું વિમાન તૈયાર કર્યું. અર્જુને વિમાનમાં બેઠા પછી ચિત્ત એકાગ્ર કરીને વિદ્યાના બળથી જોયું કે પ્રભાવતીને દુશ્મન કઈ દિશામાં લઈ ગયો છે. જ્યારે શક્તિથી જાણ્યું કે પ્રભાવતી ક્યાં છે ને તેની અત્યારે કઈ સ્થિતિ છે. બધું જોવાથી એને ખૂબ ક્રોધ આવી ગયો ને ખૂબ ઝડપે વિમાન ચલાવીને થોડીવારમાં અર્જુન ત્યાં પહોંચી ગયો.

**વિદ્યાના બળથી માયાવી પ્રભાવતી બનાવી :–** આ તરફ પ્રભાવતીના વિયોગથી ઝૂરતા રાજા અને તેનું સૈન્ય બેઠું છે. ત્યાં એક અજાણ્યો પુરૂષ આવીને રાજાને કહે છે કે રાજન્ ! તમે શા માટે ઝૂરો છો ? શા માટે આટલો બધો કલ્પાંત કરો છો ? જુઓ તો ખરા. તમારી રાણી તો આ વનમાં હર્ષભેર ફૂલ ચૂંટી રહી છે. આ સાંભળીને રાજા એકદમ ઉભા થઈ ગયા ને કહે છે ક્યાં છે મારી પ્રભાવતી ? મને જલ્દી બતાવો. એટલે પેલા માણસે દૂરથી બતાવીને કહ્યું–જુઓ, મહારાણી ફૂલ ચૂંટે છે. ત્યાં તો રાજા છલાંગ મારીને દોડતા તે તરફ જવાને દૂરથી કહે છે કે મારી પ્રાણપ્રિયા ! તું જો તો ખરી. હું તારી પાછળ કેટલો ઝૂરી રહ્યો છું. તને એમ નથી થતું કે હું જલ્દી મારા સ્વામીને મળું. એકલી એકલી શું ફૂલો ચૂંટી રહી છે ! એમ પ્રેમભર્યા શબ્દો બોલતા રાજા એની નજીક પહોંચવા જાય છે ત્યાં મોટો ભોરીંગ સર્પ કોણ જાણે ક્યાંથી આવ્યો ને રાણીને પગે ડંખ દીધો. ત્યારે રાણી ફાટેલી ચીસ પાડીને બોલી કે મારા પ્રાણનાથ ! હે પ્રિયતમ ! દોડો...દોડો. મને સર્પે ડંખ દીધો. અરેરે મને બચાવો. એટલું બોલતાંની સાથે તે પૃથ્વી પર પડી અને મૂર્છાવશ થઈ ગઈ. આ જોઈને રાજા ઝૂરતા ઝૂરતા કહે છે કે હે પ્રાણપ્રિયા ! તું મને છોડીને ક્યાં ચાલી ગઈ ? એમ કહીને રાજા કલ્પાંત કરવા લાગ્યા. હવે રાજાનું શું થશે તેના ભાવ અવસરે કહેવાશે.



## વ્યાખ્યાન નં. ૩૧

શ્રાવણ વદ ૪ ને બુધવાર તા. ૩–૮–૭૭

સ્યાદ્વાદના સર્જક અને વિસંવાદના વિસર્જક એવા શાસનપતિ પ્રભુએ ભવ્ય જીવોના એકાંત હિત માટે વૈરાગ્ય રસથી ભરેલી વાણીનો પ્રવાહ વહાવ્યો ને બોલ્યા કે ભવ્ય જીવો ! આ સંસાર દુઃખથી ભરેલો છે. જેમાં તમને સુખ દેખાય છે તે સુખ નથી પણ સુખાભાસ છે. છતાં જીવને સંસાર છોડવો ગમતો નથી. તેનું કારણ જીવને સંસારનો મોહ છે. ભલા મનુષ્યોને મોહરાજાએ એની કેદમાં એવા જકડી રાખ્યા છે કે એમાંથી છટકી શકતાં નથી. છતાં જેને એમ લાગે છે કે આ કેદમાં રાઈ

રહેવા જેવું નથી. ક્યાં સુધી પૂરાઈ રહીશ ? તો તે કેદમાંથી છૂટવા માટે પોતાનું બળ અને પરાક્રમ વાપરીને મોહરાજાની કેદમાંથી મુક્ત થાય છે.

આપણે જે અધિકાર ચાલે છે તેમાં છ અણગારોએ નેમનાથ પ્રભુની વાણી સાંભળી. તેથી તેમને એમ લાગ્યું કે આપણે અનંતકાળથી મોહરાજાની કેદમાં પૂરાઈ ગયા છીએ તો હવે તેમાંથી છૂટકારો મેળવીએ. તો તેમણે મોહરાજાની મહાસેનાને હરાવી તેના ઉપર વિજય મેળવીને છલાંગ મારીને બહાર નીકળ્યા ને નેમનાથ ભગવાનનું શરણું અંગીકાર કર્યું. એમને એમ સમજાણું કે આત્મા અનંત શક્તિનો અધિપતિ છે. એ શક્તિનો સદુપયોગ મોહનીય આદિ આઠ કર્મોને તોડવામાં કરવો જોઈએ. પણ આજના માનવીને આ વાત સમજાતી નથી. એટલે ભૌતિક સુખના ટુકડા માંગતો અનંત ભવથી ભટકી રહ્યો છે. દેવલોકનાં સુખની કે મોક્ષનાં સુખની વાતો સાંભળે ત્યારે એને મનમાં મેળવવાની ઈચ્છા થાય પણ એની દશા કેવી છે ?

મુક્ત થયા છે કંઈક મહાત્મા, વાતો એની વાંચુ જ્યારે,
રોઈ રહીને એવી પદવી, ઈશ્વર પાસે યાચું હું તો,
જે જીવો પુરૂષાર્થ કરે, સિદ્ધિ એને સહાયે વરે,
શક્તિનો હું સ્વામી છું પણ ભિક્ષાથી ભવપાર ચાહું છું–
મુક્તિ ઉપર અધિકાર ચાહું.

સારામાં સારું સુખ જોઈએ છે પણ સુખ માટેનો જે પુરૂષાર્થ કરવો જોઈએ તે થતો નથી. અનંત શક્તિનો સ્વામી હોવા છતાં ભૌતિક સુખની ભીખ માંગીને ભવપાર થવું છે તે ક્યાંથી બને ? જીવની આવી દયામણી દશા જોઈને મહાનપુરૂષોના મુખમાંથી શબ્દો સરી પડે છે કે હે માનવ ! તું પરમાં ક્યાં સુધી ભટકીશ ? તું અનંત શક્તિનો સ્વામી છે. આનંદની લહેરીઓથી છલકાતા મહાસાગર જેવો છે. અગાધ જ્ઞાનનો તું અખૂટ ખજાનો છે. હે જીવ ! તું ભોગનો ભિખારી બની ભવના બજારમાં ફરી, ચોર્યાશીના ચક્રમાં ઘૂમીને દરદરમાં ભૌતિક સુખની ભીખ માંગવી તને શોભે છે ? બે ઘડી એકાંતમાં બેસીને જરા વિચાર કર કે સંસારનાં ક્ષણવિનાશી સુખોની પાછળ તારી દોટ કેટલા કાળથી છે ? આ દોટ આજકાલની નથી પણ અનંતકાળથી તારી દોટ ચાલુ છે છતાં તું અંદરથી ધરાયો છે ખરો ? કે ઉપરથી ધરાયો છે ? તેનો વિચાર કર. જેની પાછળ તનતોડ મહેનત કરો છો, જેને માટે દોડાદોડ કરી રહ્યાં છો તે શું તમારું છે ? 'ના.' એ કદી તમારું છે નહિ, પહેલા હતું નહિ ને ભવિષ્યમાં એ તમારું થવાનું નથી. તેના કરતાં આત્માનું અનંત સુખ પોતાનું છે. જે અત્યારે કર્મસત્તા નીચે દબાયેલું છે એને પ્રાપ્ત કરવા માટે દોટ લગાવો. તો તમારું ભવિષ્ય ઉજ્જવળ બની જશે, અને કાયમ માટે ભીખ માંગવાનું

ટળી જશે, પણ ભોગના ભિખારીઓને આ વાત ગળે ઉતરે તો ને ! એને તો ભૌતિક સુખની ભીખ માંગવાનું બહુ ગમે છે. પોતાની પાસે અનંત સુખનો ખજાનો ભરેલો હોવા છતાં જો બહાર ભીખ માંગતો ફરે તો તેને કેવો કહેવો !

એક લાખોપતિ શેઠ હતાં, પણ એમના કમનસીબ એવા કે પોતાની પાસે લાખોની મિલ્કત હોવા છતાં ધને નિર્ધન રહેવા સર્જાયા હતા. એની લાખોની મિલ્કત એના નામે બેંકમાં જમા હોવા છતાં પોતાની એ મિલ્કતને નહિ વાપરતા બીજાના નામની મિલ્કતને વિશ્વાસઘાત કરી પોતાના હક્કની બનાવવાનો એને હડકવા લાગ્યો. એને ખાતર એણે કંઈક ધાંધલ ને ધમાલ કર્યા, કોર્ટે ચઢયો, કેશ કર્યો તેનો ખર્ચ કરવામાં બધી મિલ્કત તથા ઘરબાર વેચી દીધા. પત્નીના દાગીના પણ વેચવા પડયા. પારકી મુડી પચાવવા જતાં અંતે કર્મે શું કર્યું ? મગજ ગુમાવ્યું ને આખી જિંદગી મેડ હાઉસમાં પૂરી કરી. ન તો બીજાની મિલ્કતનો સ્વામી બની શક્યો કે ન તો પોતાની લાખોની મિલ્કતમાંથી હજાર રૂપિયા વાપર્યાનો આનંદ પ્રાપ્ત કરી શક્યો.

બંધુઓ ! જરા વિચાર કરજો. આ વાત બહુ સમજવા જેવી છે. એ તો લાખોપતિ હતો પણ ઘરઘરમાં ભટકવાની એને ટેવ પડી હતી પણ આપણો આત્મા તો લાખોપતિ નહિ, કરોડપતિ નહિ, અબજપતિ નહિ પણ અનંત શક્તિપતિ છે. અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંત સુખ અને અનંત વીર્યરૂપ અનંતી મિલ્કત એની આત્મબેંકમાં જમા કરેલી પડી છે. છતાં તેનું જ્ઞાન ન હોવાથી ધન-માલ, બાગ, હવેલી, મોટર, ગાડી વિગેરે જે નાશવંત મિલ્કત છે તેને પોતાની બનાવવા માટે કેટલી મહેનત કરી રહ્યા છો એને એનો હડકવા મટતો નથી. પોતાની પાસે જે સંપત્તિ છે તેનો ઉપયોગ કરી સંતોષ કે સુખ અનુભવી શકતો નથી. જે નથી તેને મેળવવાની ચિંતામાં સુખે ખાઈ પીને ઉંઘી શકતો નથી. ટૂંકમાં મારો કહેવાનો આશય એ છે કે સંસારની બાહ્ય સામગ્રીથી સુખ મેળવવા માટે ફાંફા મારતો માનવી સુખનો સાચો રાહ ભૂલી ગયો છે. એને ખબર નથી કે બાહ્ય સામગ્રીમાં સુખ આપવાની તાકાત નથી. કદાચ થોડું ક્ષણિક સુખ મળે પણ તેના કરતાં અનંતગણું દુઃખ આપે છે. બાહ્ય સામગ્રીથી મળતાં થોડા સુખોના પ્રકાશમાં તેની આંખો એવી અંજાઈ જાય છે કે આત્માના મહાન શાશ્વત સુખ રૂપી ઉછાળા મારતા સાગરને જોવાની શક્તિ ગુમાવી બેસે છે. આવી આંધળી દોટ અટકાવીને આત્મામાં ગુપ્ત રહેલા અનંત સુખના માર્ગે આગળ વધવા માટે મહાન પુરૂષો કહે છે કે " હે ચેતન ! ઘર ઘર કાં તું ભટકે ! સુખ નહિ બાહિર કાં તું ભટકે ! તું જે સુખની ખોજ કરવા માટે બહાર ભટકી રહ્યો છે તે સુખ બહાર નથી પણ અંદર

છે. માટે આત્મામાં સુખની ખોજ કરો. ઘણીવાર અજ્ઞાની આત્મા તન અને ધનના કારણે ફુલાઈને ફરતો હોય છે કે મારા જેવું શરીર કોનું છે? મારા જેટલું ધન કોની પાસે છે? પણ કવિઓ કહે છે કે તું ગર્વ ના કર.

ધન સાથે નહિ આવે, તન પાછળ રહી જાવે, પાપ ને પુન્ય જે આવશે સાથમાં
....ધન....

કાયાને હું રાખું રાજી, તપ કરશો! હું કહું છું "ના જી."
જેની કિંમત સુજને ઝાઝી, એને દીકરો જલાવે....ધન સાથે નહિ આવે...

તમારું ધન તો તમારી તિજોરીમાં રહી જવાનું છે, અને આ દેહ જે તમને બહુ વહાલો છે તે પણ પાછળ અહીં મૂકવાનો છે. તો શા માટે એનો મોહ રાખો છો? એનો મોહ છોડીને આત્માને ઉજ્જવળ બનાવવા માટે તપશ્ચર્યા કરો. તપ કરવાના દિવસો ચાલી રહ્યા છે. કાલનો વિશ્વાસ ના કરો. આજે શરીર સારું છે ને કાલે શું થશે તેનો વિશ્વાસ છે! જુઓ સનતકુમાર ચક્રવર્તિનું શરીર કેવું સારું હતું! દેવોની દુનિયામાં જેના સૌંદર્યનાં ખૂબ વખાણ થયા. ત્યારે કોઈ ઈર્ષ્યાળુ દેવના મનમાં થયું કે જોઈએ તો ખરાં કે માંસ લોહીથી ભરેલાં દુર્ગંધ મારતા શરીરવાળા એ સનતકુમાર ચક્રવર્તિનું રૂપ કેવું છે? તે જોવા માટે મનુષ્યનું રૂપ લઈને દેવ સનતકુમાર ચક્રવર્તિની સભામાં આવ્યો. અને મેષોન્મેષ દૃષ્ટિથી ચક્રવર્તિની સામે જોવા લાગ્યો. કોઈ અજાણ્યો માણસ આવ્યો લાગે છે તેમ માનીને ચક્રવર્તિએ પૂછ્યું-કેમ ભાઈ! તમે કોણ છો ને ક્યાંથી આવ્યા છો? ત્યારે દેવે કહ્યું હું તો ઘણે દૂરદૂરથી આપનું રૂપ જોવા માટે આવ્યો છું. આમ તો અમારી નગરીમાં રૂપરૂપના અંબાર સમાન લોકો વસે છે. છતાં ત્યાં આપના રૂપની પ્રશંસા થઈ તેથી હું તમારું રૂપ જોવા માટે આવ્યો છું.

સનતકુમાર ચક્રવર્તિને પોતાના રૂપનો ગર્વ તો હતો જ. તેમાં આ માણસના મુખેથી વધુ પ્રશંસા સાંભળીને ગર્વથી કહ્યું કે ભાઈ! અત્યારે તો સંધ્યા સમય થવા આવ્યો છે. મારા રૂપમાં અત્યારે શું જોવાનું છે? કાલે સવારના પ્રહરમાં હું નાહીધોઈ સુંદર સ્વાંગ સજીને સિંહાસને બેસું ત્યારે તમે મારું રૂપ જોવા માટે આવજો. પણ જોવા આવનારને તો તેનું રૂપ જોઈને આનંદ થયો હતો કે મેં જેવી પ્રશંસા સાંભળી હતી તેવું જ આનું રૂપ છે. બીજે દિવસે જ્યાં જોયું ત્યાં આશ્ચર્ય પામી ગયા કે આ શું? કાલની કાયા કેવી ને આજે કેવી? ચક્રવર્તિ પૂછે છે કે કેમ? ત્યારે કહે છે કે તમારી કાયા સોળ રોગથી ઘેરાઈ ગઈ છે ને છેવટે ખાત્રી કરીને બતાવે છે. આથી તેમનો ગર્વ ઉતરી ગયો.

આપણે એ સમજવું છે કે ચક્રવર્તિનું શરીર કેવું મજબૂત હોય છે કે નદીના

એક કિનારે કરોડો માણસોનું સૈન્ય દોરડું પકડીને ઉભું હોય ને સામે કિનારે ચક્રવર્તિ એકલો હોય તે સ્હેજ દોરડું ખેંચે તો આખું સૈન્ય નદીમાં પડી જાય અને જ્યારે તે કરોડો માણસ દોરડું ખેંચે તો ચક્રવર્તિની આંગળી પણ હલાવી શકે નહિ. આવા શરીરમાં પણ એક રાત્રીમાં કેટલા રોગ ઉત્પન્ન થઈ ગયા ? બોલો, આ કાયાનો ગર્વ કરવા જેવો ખરો ? કાળનો શું વિશ્વાસ છે ! હાથમાં આવેલો સમય ઓળખી લો.

અહીં ક્ષણની કિંમત સમજનારા છ અણગારો મહાન રિધ્ધિ-સિધ્ધિ અને સંપત્તિનો ત્યાગ કરીને નીકળી ગયાં છે. એમનું શરીર એવું કોમળ હતું કે સ્હેજ ગરમી કે ઠંડી સહન કરી શકતાં ન હતાં અને મખમલની કોમળ શય્યામાં સૂનાર હતાં, પણ આત્માને સમજાઈ ગયું કે આ તન અને ધન બધું નશ્વર છે. તેનો ગર્વ કરવા જેવો નથી ને આ અસાર સંસારમાં કંઈ સાર નથી. તો શા માટે તેને વળગી રહેવું ? આવો વિચાર થતાં અઢળક સંપત્તિનો ત્યાગ કરીને દીક્ષા લીધી. તમારે તો પૈસા કમાવા કેટલા પાપ કરવા પડે છે ! એમને એવા પાપ કરવાં પડતાં ન હતાં. આજે સંપત્તિ વધી જાય તો તમને સરકારનો કેટલો ભય લાગે છે ? રખેને રેડ પડે તો ? ફફડાટનો પાર નહિ. જ્યારે આગળના વખતમાં નગરજનો ગમે તેટલું ધન કમાય ને ઉડાવે તેમાં રાજાઓની રૂકાવટ ન હતી. આજે તો માણસ એના પુણ્યથી ગમે તેટલું કમાય પણ સરકાર સુખે ભોગવવા દેતી નથી.

શાલીભદ્રને ઘેર કેટલી લખલૂટ સંપત્તિ હતી ! શ્રેણીક રાજા કરતાં તે વધુ સુખી હતા. જ્યારે ભદ્રામાતાએ રત્નકાંબળી ખરીદીને એની પુત્રવધુઓએ સવારમાં દિલ લૂછીને ફેંકી દીધી. તેની રાજાને ખબર પડી ત્યારે રાજાને ખૂબ આશ્ચર્ય થયું કે અહો શું ! મારા રાજ્યમાં આટલા સુખી શ્રીમંતો વસે છે ! હું મહા પુણ્યવાન છું. આવી પ્રજાથી મારી શોભા છે પણ એવી ઈર્ષ્યા ન કરી કે મારા કરતાં તે વધુ સુખી છે તો હું તેનું ધન લઈ પ્રજાના રક્ષણ માટે ભંડારમાં ભરી દઉં. આવો વિચાર ન કર્યો હો. પણ આનંદ પામ્યા ને શાલીભદ્રની ઋધ્ધિ જોવા મગધદેશના માલિક ખુદ શ્રેણીક મહારાજા હાથીઘોડાને તેને ઘેર આવ્યા. શાલીભદ્રના મહેલના આંગણામાં એક કૂવો જોયો. કૂવામાં જોયું તો પાણી ન હતું પણ હીરા, મોતી અને સોનાના કિંમતી દાગીના હતા. આ જોઈને રાજાએ પૂછયું કે આ કૂવામાં આટલા બધા દાગીના શા માટે નાંખ્યા છે ? ત્યારે એના માણસોએ કહ્યું-મહારાજા ! અમારા શાલીભદ્રજીને બત્રીસ પત્નીઓ છે. તે રોજ સવારે નવા દાગીના પહેરે છે. આજના દાગીના કાલે પહેરતા નથી. તે બધા કૂવામાં નાંખી દેવામાં આવે છે, અને કોઈ ગરીબ દુઃખી આવે તો તેને એમાંથી કાઢીને દાગીના આપવામાં આવે છે. આ સાંભળીને મહારાજા શ્રેણીક

વિચારમાં પડી ગયા કે માણસ બહુ સુખી હોય તો આજના ઉતારેલા કપડા કાલે ન પહેરે પણ આ તો હાથીના ઉતારીને ફેંકી દે છે. કેટલી ઋધ્ધિ હશે!

આ લોકોને સંપત્તિ મળી હતી તેનો સદ્વ્યય કરતાં હતાં. આજે તો કરોડોની સંપત્તિ મળી હોય છતાં દૃષ્ટિ કેટલી ટૂંકી છે! દાળ, શાક વધે તો ફ્રીજમાં મૂકી દે ને બીજે દિવસે વાસી ખાય છે. પૂર્વભવની વાસી કમાણી ખાય છે ને અન્ન પણ વાસી ખાવા લાગ્યા, અને ફાટેલા કપડાં ભેગા કરીને એક સ્ટીલની બાલ્ટી ખરીદીને હરખાય. શું મારે તમારા વખાણ કરવા! આ ફ્રીજ આવ્યાને ગરીબના મોઢે જતાં અટક્યું. પહેલાનાં માણસો પોતાને માટે બનાવેલી રસોઈ જમતાં વધે તે ગરીબને આપી દેતાં. ફાટેલા કપડાં ગરીબને પહેરાવતાં હતાં. આ દૃષ્ટિ આજે ચાલી ગઈ છે. આજે તો ખાવાપીવામાં પણ કેટલો ભેદભાવ વધી ગયો છે.

શાલીભદ્રને ઘેર ભેદભાવ ન હતાં. પોતે જે ખાય તે નોકર ચાકરોને ખાવા મળતું. પોતે જે મહેલમાં રહેતાં તે જ મહેલમાં નોકર ચાકરો અને દાસદાસીઓ વસતાં હતાં, કેટલી બધી વિશાળતા હતી! રાજા શ્રેણીક એક પછી એક માળ જોતાં આગળ વધ્યાં ને ભદ્રામાતા જે માળે વસતાં હતાં ત્યાં આવ્યા. ભદ્રામાતાએ શ્રેણીક રાજાનું ખૂબ સન્માન કર્યું. શાલીભદ્ર તો મહેલના સાતમે માળે વસતાં હતાં. દીકરા–વહુના આવાસમાં સાસુ જાય નહિ એટલે તેણે નીચેથી બૂમ પાડી કે બેટા શાલીભદ્ર, નીચે ઉતર. આપણે ઘેર આપણા મહારાજા શ્રેણીક પધાર્યા છે. ત્યારે શાલીભદ્રે કહ્યું. મા! શ્રેણીક હોય તો મૂલ્ય આપીને ખરીદી લો ને વખારમાં નાંખી દો. એને એ પણ ખબર નથી કે નગરીના મહારાજા શ્રેણીક છે. ત્યારે માતાએ કહ્યું, બેટા! આ કંઈ ધાણાજીરું નથી કે ખરીદી લઉં. આ તો આપણા નાથ છે. એટલે તે નીચે આવ્યો ને શ્રેણીક રાજાને પગે લાગ્યો. ત્યારે રાજાએ વહાલથી તેના માથે હાથ મૂક્યો. એટલો હાથ પણ તે ખમી શક્યા નહિ. તેનું શરીર પસીનાથી રેબઝેબ થઈ ગયું. હવે વિચાર કરો કે મહારાજા શ્રેણીકનો વહાલભર્યો હાથ જે ખમી શક્યો નહિ તો તેની કાયા કેટલી કોમળ હશે! રાજા તો ચાલ્યા ગયા પણ શાલીભદ્રને ચોટ લાગી કે શું મારે માથે હજુ નાથ છે! મારે નાથ ન જોઈએ. આટલી ચોટ લાગતાં ૩૨ કન્યાઓનો મોહ અને રજવાડા કરતાં પણ અધિક સંપત્તિનો ત્યાગ કરીને સાધુ બની ગયા. આવું સુકોમળ જેમનું શરીર હતું તે ગરમીમાં ગૌચરી નીકળતાં હતાં, ઉગ્ર તપશ્ચર્યા કરતાં હતાં. તેમને કંઈ નહિ થતું હોય! તેમની કાયા કોમળ હતી પણ કર્મો ખપાવવા માટે આત્માને વજ્ર જેવો બનાવી દીધો હતો. ઘરમાં બેઠાં બેઠાં કર્મો ન ખપે. તમે એમના જેટલાં તો કોમળ નથી ને? છતાં

તપ કરવાનું મન નથી થતું. એમણે સારો સંસાર છોડી દીધો અને તમે તો કામભોગ ઉપર પણ વિજય મેળવી શકતા નથી. સમજો, ક્યારે સમજશો?

મહાન ઋધ્ધિનો ત્યાગ કરીને નીકળેલાં અણગારો દેવકીજીની શંકાનું સમાધાન કરતાં કહે છે કે માતા! અમે ભગવાનની આજ્ઞા લઈને ત્રણ સંઘાડે ગૌચરી માટે નીકળ્યા છીએ. ઉંચ, નીચ અને મધ્યમ કુળોમાં ગૌચરી માટે ફરતાં ફરતાં "तव गेहं अणुपविट्ठा" તમારે ઘેર આવ્યા છીએ. આ પ્રમાણે બે મુનિઓએ કહ્યું ત્યારે માતા દેવકીના દિલમાં આનંદ થયો, પણ સાથે એક વાતનો અફસોસ થવા લાગ્યો કે આ માતા કેવી ભાગ્યશાળી કે આવા રત્ન જેવા પુત્રોને ભગવાનના શાસનમાં અર્પણ કર્યા! હું તો આવી ભાગ્યશાળી ન બની શકી ને? અહીં બેઠેલી મારી બહેનોના મનમાં પણ એમ થતું હશે કે અમારા સંતાનો જો દીક્ષા લે તો અમે પણ ભાગ્યવાન બનીએ. બોલો, કઈ માતાને આવી ભાવના થાય છે? કે પછી દીક્ષા લેવા તૈયાર થાય તો દીક્ષા લેતાં અટકાવો? આવા પવિત્ર સંતોની વાત સાંભળીને દેવકીજીના દિલમાં દુઃખ થાય છે. હજુ સંતો દેવકીજીને શું કહેશે તેના ભાવ અવસરે.

ચરિત્ર :– રાણીનો પોકાર સાંભળી રાજા દોડી આવ્યા :–અર્જુન પ્રભાવતીની શોધમા ગયો છે. બીજી તરફ પ્રભાવતી રાણીને સર્પદંશ થયો ને કાળી ચીસ પાડીને બોલ્યા કે પ્રાણનાથ! મને બચાવો....બચાવો, એમ બોલતી જ બેભાન થઈને જમીન ઉપર પડી ગઈ. ત્યારે રાજાના મનમાં એ દુઃખ થયું કે હે પ્રભાવતી! હું કેટલો કમનસીબ છું કે એક તો હું તારી બાજુમાં સૂતો હતો ને તને કોઈ દુષ્ટ ઉઠાવી ગયો. હું એની પાછળ ઘણું દોડયો પણ પહોંચી શકયો નહિ. એટલે ત્યાં હું હારી ગયો. બીજું કોણ જાણે તે દુષ્ટે તને અહીં કેવી રીતે મૂકી જો તો ક્ષાની જાણે પણ આટલો નજીકમાં હતો છતાં સર્પદંશથી તને બચાવી શકયો નહિ. આમ વિલાપ કરતાં રાજાએ તરત આસપાસના ગામમાંથી ઝેર ઉતારનાર વૈદોને ને મંત્રવાદીઓને બોલાવ્યા. બધાએ ઘણાં ઉપચારો કર્યાં છતાં કોઈ પણ રીતે પ્રભાવતીનું ઝેર ઉતર્યું નહિ. એટલે બધાએ હાથ ખંખેરી નાંખ્યા. તેથી રાજા સહિત બધાને થઈ ગયું કે નક્કી પ્રભાવતી મૃત્યુ પામી છે.

રાજાનો પોકાર :– જેમ દીપક બૂઝાવાથી અંધકાર વ્યાપી જાય છે તેમ પ્રભાવતી મૃત્યુ પામી છે તે જાણીને રાજાનો શોક ખૂબ વધી ગયો, અને રાજા પછાડ ખાઈને ધરતી ઉપર પડી ગયા. આ સમયે પ્રધાન વિગેરે બધા હવા નાંખવા લાગ્યા. કોઈ ઠંડુ પાણી લાવીને છાંટવા લાગ્યા. આમ ઘણાં શીતોપચાર કરીને રાજાને ભાનમાં લાવ્યા. રાજા જ્યારે ભાનમાં આવ્યા ત્યારે કરૂણ સ્વરે કલ્પાંત કરવા લાગ્યા કે અહો વિધાતા! તને પણ મારી દયા ન આવી? જો પ્રભાવતીને લઈ લેવી હતી તો પહેલાં

મને જ લઈ લેવો હતો ને ? ખરેખર, મને તો એમ જ લાગે છે કે મારી પ્રભાવતીની હાજરીમાં મને ઉપાડી લેવાની તારામાં તાકાત નથી તેથી મારી પ્રાણપ્રિયા પ્રભાવતીને તેં મારી પહેલાં લઈ લીધી. હે મારી વહાલી પ્રભાવતી ! તું એકવાર તો મારા સામું જો. પહેલાં તો હું ન બોલું તો તું મને પરાણે બોલાવતી ને અત્યારે હું તને કાલાવાલા કરું છું છતાં તું મારા સામું કેમ નથી જોતી ? મેં તારો એવો શું અપરાધ કર્યો છે કે મારાથી રીસાઈને સૂઈ ગઈ છે ? અને આટલો બધો રોષ શા માટે કરે છે ? આ પ્રમાણે બોલતાં બોલતાં મહારાજા કરૂણ સ્વરે વિલાપ કરવા લાગ્યા કે ત્યાં બેઠેલા બધા માણસો રડયા. મનુષ્ય તો શું, ઝાડે બેઠેલા પંખીઓ પણ રડવા લાગ્યા.

હેમાંગદ રાજા ખૂબ ન્યાયી અને પ્રજાપ્રિય હતાં. જ્યાં રાજા રડે ત્યાં શું બાકી રહે ? રાજાનું રૂદન જોઈને પ્રજાજનો, સૈનિકો બધા ચોધારે આંસુએ રડવા લાગ્યા. મંત્રીઓ, સૈનિકો બધા રડતી આંખે મહારાજાને શાંત કરવાના પ્રયત્નો કરવા લાગ્યા કે હે મહારાજા ! એક દિવસ સૌને જવાનું છે. મોટા મોટા તીર્થંકરો, ચક્રવર્તિઓ બધાને આયુષ્ય પૂર્ણ થતાં એક દિવસ તો સૌને જવું પડે છે. તમે શાંતિ રાખો.

પ્રધાનો તરફથી આશ્વાસન :– રાજા કહે છે તમારી બધી વાત સાચી છે પણ હું પ્રભાવતી વિના એક ક્ષણવાર જીવી શકું તેમ નથી. રાણી વિનાનું જીવન મને શુષ્ક લાગે છે. માટે હે પ્રધાનજી ! તમે સુખડનાં કાષ્ટો લાવો ને ચિતા તૈયાર કરો. હું રાણીને ખોળામાં લઈને તેની સાથે બળી મરીશ. બધા મંત્રીઓ કહે છે મહારાજા ! તમે આવા સમજુ થઈને આવું ન કરો. દુનિયા જાણશે તો એમ કહેશે કે રાણીની પાછળ રાજા મરણ પામ્યા. આ તે કેવી ઘેલછા કહેવાય ! અને બીજું કે તમે આ રીતે રાણીજીની સાથે જીવનનો અંત લાવશો તો પણ કંઈ તમને બીજા ભવમાં રાણી નહિ મળે. માટે સમજીને શાંતિ રાખો.

બંધુઓ ! મોહનીય કર્મનો નશો કેટલો ભયંકર છે ! આજે પેપરમાં ઘણી વખત વાંચવા મળે છે કે પ્રેમી પંખીડાએ પ્રેમને ખાતર પ્રાણનું બલીદાન આપ્યું. પ્રેમીઓ સાથે ઝેર ખાઈને મરે છે. કંઈક કૂવામાં પડે છે ને કંઈક અગ્નિમાં સાથે બળી મરે છે. જાણે એ પ્રેમી પંખીડા બીજા ભવમાં સાથે જ રહેવાના ન હોય ! આ મોહનો નશો કેવો ભયંકર છે ! હજુ દારૂનો નશો સારો છે પણ મોહનો નશો ખરાબ છે. કારણ કે કોઈ માણસને દારૂનો નશો ચઢયો હોય ને ગમે તેમ બોલતો હોય તો તેને કોઈ એક તમાચો મારશે તો ઠેકાણે આવી જશે પણ જેને મોહનો નશો ચઢયો છે તેને ગમે તેટલા તમાચા મારો તો પણ તે નશો ઉતરવો મુશ્કેલ છે. અહીં મહારાજાને પણ મોહનો નશો ચઢયો છે એટલે પ્રધાનો, સામંતો, મિત્રો, નોકર–

ચાહકો, બધા ખૂબ સમજાવે છે છતાં માનતા નથી. એમણે તો એક જ હઠ લીધી છે કે મારે માટે જલ્દી ચિતા ખડકો. કોઈ પણ રીતે રાજા ન માન્યા એટલે પ્રધાને ચિતા ખડકાવી. હવે પ્રધાન વિગેરે પણ વિચાર કરવા લાગ્યા કે આપણાં મહારાણી ગયા, તેમની પાછળ રાજા પણ જાય છે. તો હવે આપણે જીવીને શું કામ છે? આપણે પણ ચિતા ખડકીને બળી મરીએ. એટલે બીજા ઘણાંએ પોતાને માટે ચિતા તૈયાર કરી.

લે રાની કો હાથ બીચમેં, બેઠા ચિતા મેં આઈ,
સામંતાદિક સંગ મરણુહિત, ન્યારી ચિતા રચાઈ હો....શ્રોતા....

રાજાએ તૈયાર કરાવેલી ચિતા :– ચિતા તૈયાર થઈ એટલે રાજા તો રાણીને ખોળામાં લઈને ચિતામાં બેસી ગયા ને પ્રધાનને કહે છે હવે અગ્નિદાહ દઈ દો. એટલે હું શાંતિથી મારી પ્રભાવતી સાથે જાઉં. રાણી તો મરણ પામ્યા છે પણ જીવતા ને જાગતા મહારાજાને કંઈ બાળી નંખાય? પ્રધાનનું મન નથી માનતું પણ હવે અનિચ્છાએ રાજાની ઈચ્છાને આધીન થવું પડયું. જ્યાં રાજાએ ચિતામાં પ્રવેશ કર્યો ત્યાં બીજા બધાએ પોતપોતાની ચિતામાં પ્રવેશ કર્યો, અને ચિતામાં અગ્નિ મૂકી એટલે ધૂમાડાના ગોટેગોટા આકાશમાં ચઢવા લાગ્યા. બરાબર એ જ સમયે અર્જુન પ્રભાવતી રાણીને લઈને વિમાનમાં આવી પહોંચ્યો. તો ઉંચેથી જોયું કે અહીં આટલો બધો ધૂમાડો કેમ દેખાય છે? બરાબર ધ્યાનપૂર્વક જોયું તો ઘણી ચિતાઓ ખડકેલી છે ને તેમાંથી ધૂમાડા નીકળે છે. એટલે અર્જુનના મનમાં થયું કે પ્રભાવતીના વિયોગથી શું હેમાંગદ રાજા અગ્નિમાં પ્રવેશ કરતા નથી ને? બરાબર ધારીને ઉંચેથી જોયું તો એમ જ અનુમાન થયું. તેથી અર્જુને વિચાર કર્યો કે ગજબ થઈ ગયો. સહેજ મોડો પડયો હોત તો ન બનવાનું બની જાત. જે થયું તે સારું થયું. હજુ ચિતાઓ પૂરી સળગી નથી તે પહેલા પહોંચી જાઉં. હવે અર્જુન ઝડપથી નીચે ઉતરશે ને રાજાને બચાવશે અને સાચી પ્રભાવતી કઈ તેનો ખુલાસો થશે. વધુ ભાવ અવસરે.

ૐ

## વ્યાખ્યાન નં. ૩૨

શ્રાવણ વદ ૫ ને ગુરૂવાર તા. ૪–૮–૭૭

અનંત ઉપકારી, શાસનપતિ, જિનેશ્વર ભગવંતના મુખમાંથી ઝરેલી વાણી ભવ્ય જીવોના ભવરોગ નાબૂદ કરવા માટેની અમોઘ ઔષધિ છે. જેમ પાણીનો સ્વભાવ શીતળતા આપવાનો છે તેમ જ્ઞાની પુરૂષો કહે છે કે આત્માનો [illegible] સ્વમાં

રમણુતા કરવાનો છે. વીતરાગ વાણી ઉપર જેને શ્રધ્ધા હોય છે તે આત્મા સ્વમાં રમણુતા કરી શકે છે. જ્યારે કોઈ જગ્યાએ આગ લાગે છે ત્યારે બંબાવાળા આવીને આગ બૂઝાવવા માટે પાણી છાંટે છે તેમ આ જીવને પણ વીતરાગ વાણીનું શ્રવણ, મનન અને ચિંતન કરી વીતરાગ ભગવંતની આજ્ઞાનું પાલન કરી વિષય-કષાય રૂપ આગને ઠારવાની છે. આ આગને ઠારવા માટે વીતરાગ વાણી પુષ્કરાવર્ત મેઘ સમાન છે. જેના અંતરમાં વીતરાગ વાણી ઉતરી જાય તેની વિષય કષાયોની આગ ઠરી જાય ને આત્મા શીતળીભૂત બની જાય. પણ આજે તો જીવની દશા એવી છે કે સાંભળે છે રોજ પણ એનો અંશ જીવનમાં ઉતરતો નથી. એટલે પરને સ્વમાની પરમાં રમણુતા કરી રહ્યો છે. આ છે જીવની વિભાવ દશા.

અનાદિકાળથી જીવે પારકી પંચાત કરી છે અને તેથી તે સંસારમાં ભટકી રહ્યો છે. પારકી પંચાત જીવને ચીકણા કર્મો બંધાવે છે. માટે પારકી પંચાત છોડીને સ્વની પંચાત કરો. ઉત્તરાધ્યયન સૂત્રના ૨૯મા અધ્યયનમાં ગૌતમ સ્વામીએ ભગવાનને પ્રશ્ન કર્યો કે હે પ્રભુ! "निंदणयाए णं भन्ते जीवे किं जणयइ? निंदणयाए णं पच्छाणुतावं जणयइ, पच्छाणु तावेणं विरज्जमाणे करणगुण सेढिं पडिवज्जइ। करणगुण सेढिं पडिवन्ने य अणगारे मोहणिज्जं कम्मं उग्घाएइ।" આત્મનિંદા અથવા પોતાના દોષોની નિંદા કરવાથી જીવ કયા ગુણને પ્રાપ્ત કરે છે? ત્યારે ભગવાને કહ્યું-પોતાના દોષોની નિંદા કરવાથી પશ્ચાતાપ થાય છે. પશ્ચાતાપ કરવાથી વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. વૈરાગ્યના કારણથી જીવ ક્ષપકશ્રેણી પર ચઢે છે. ક્ષપક શ્રેણી પર ચઢેલા અણગાર મોહનીય કર્મનો ક્ષય કરે છે. મોહનીય કર્મનો ક્ષય થવાથી અવશ્ય મોક્ષ પ્રાપ્ત થાય છે. માટે પરની નિંદા છોડીને સ્વમાં રમણુતા કરો. સ્વની પંચાત જીવને કર્મોની મહાન નિર્જરા કરાવે છે.

આજે મોટા બંગલાના દરવાજે ગુરખો ઉભો રાખવામાં આવે છે. એ ગુરખો બંગલામાં કોઈ ગુંડો કે દુર્જન આવે તો તેને જતો અટકાવે છે, ને બંગલાનું રક્ષણ કરે છે. તેમ આપણે આપણા મન રૂપી ગુરખાને દિલના દરવાજા પાસે ખડો રાખવાની જરૂર છે. તે મનરૂપી ગુરખો પરનિંદા, કુથલી, ખરાબ વિચાર આદિ અંદર પેસવા જાય તો તેને અટકાવી દે તો આપણું જીવનરૂપી બંગલાનું બરાબર રક્ષણ થાય અને પછી તેમાં સ્વની રમણુતા થાય. તેથી જીવનમહેલ સ્વચ્છ અને દેદિપ્યમાન બની જાય.

પરની રમણુતા છોડીને સ્વમાં રમણુતા કરે છે તેવા પવિત્ર સંતો દેવકીજીના મનમાં જે સંશય થયો હતો તેનું સમાધાન કરતાં કહે છે કે માતા! અમે દ્વારકા નગરીમાં પહેલીવાર પધાર્યા છીએ. नो खलु देवाणुप्पिये तं चेव णं भन्ते, अम्हे

ણં અમ્હે ।" તેમાં જે સૌથી પ્રથમ બે મુનિઓ આવ્યા તે જુદા, વચમાં આવ્યા તે જુદાને અમે પણ જુદા છીએ. એકના એક સંતો આવ્યા નથી. માટે હે માતા! ચિંતા ન કરો. તમારી નગરીનાં કે તમારા દીકરાનાં પુણ્ય ઘટયા નથી પણ પુણ્ય અધિયાતા છે. આ પ્રમાણે દેવકીદેવીની શંકાનું સમાધાન કરીને સંતો જે દિશામાંથી આવ્યા હતા તે દિશામાં ચાલ્યા ગયા.

સ્વમાં રમણતા કરનાર સંતો તો ગૌચરી કરીને ચાલ્યા ગયા પણ દેવકીજીના દિલમાં એક મંથન શરૂ થયું. જેમ ઘંટ વાગેને રણકો રહી જાય તેમ દેવકીજીનાં દિલમાં સંતના વચનોરૂપી રણકો રહી ગયો. તેમના મનમાં એવો વિચાર આવ્યો કે હું જ્યારે નાની હતી તે સમયે "एवं खलु अहं पोलासपुरे नयरे अइमुत्तेणं कुमार समणेणं बालत्तणे वागरिया।" પોલાસપુર નગરમાં અતિમુક્ત અણગાર મારે ઘેર ગૌચરી પધાર્યા હતાં, અને મારા ભાભી જીવયશા મારું માથું ઓળતાં હતાં. તે વખતે મુનિએ મને જે કંઈ કહ્યું હતું તેનાથી જુદું બન્યું લાગે છે. આવું મંથન દેવકીદેવીના મનમાં શરૂ થયું. અતિમુક્ત મુનિએ દેવકી નાની હતી ત્યારે શું કહ્યું હતું તે જાણતી હતી પણ અત્યાર સુધી આ વાત ઉપર મંથન કર્યું ન હતું. અંતરની ગોરસીમાં વિચારરૂપી દહીં ભરેલું હતું તે દેવકી એના ઉપર મંથન કરવા લાગ્યા. ગોરસીમાં દહીં હોય તો મંથન કરવાથી માખણ મળે પણ ખાલી ગોરસીમાં પાણી નાંખીને સાંજ સુધી વલોણું કરે તો શું માખણ મળે? "ના." તો આ રીતે તમે જરા વિચાર કરજો. કેવળ મોક્ષની વાતો કરે મોક્ષ મળે ખરો? મોક્ષ મેળવવો હોય તો સાધના કરવા તૈયાર થાઓ. સાધના વિના સિધ્ધિ નથી. તમે લૌકિક સુખો અને સંપત્તિમાં આનંદ માનો છો પણ સમજી લેજો કે જ્યાં સુધી પુણ્ય પ્રબળ છે ત્યાં સુધી આ આનંદ છે. પુણ્ય ખતમ થતાં જીવનમાં અંધારું છવાઈ જશેને ક્યારે કેવા કર્મનો ઉદય થશે તેની ખબર નથી.

એક શ્રીમંત શેઠ ખૂબ ધનવાન હતા. ધનની સાથે તેના જીવનમાં ધર્મ તાણાવાણાના જેમ વણાયેલો હતો. શ્રમ વિના સિધ્ધિ નહિ, સંતોષ વિના સુખ નહિ અને સેવા વિના મેવા નહિ. આ તેમનું તત્ત્વજ્ઞાન હતું. "લાગે તે સાગે ને દે તે દેવ" આ તેમનો જીવનમંત્ર હતો. તેમને ઘેર જે કોઈ ગરીબ કે દુઃખી આવતો તે કદી ખાલી હાથે જતો ન હતો. કોઈને ધનની જરૂર હોય તો ધન આપતાં અન્ન અને વસ્ત્રની જરૂર હોય તેને તે આપીને સંતુષ્ટ કરતાં હતાં. શેઠાણી પણ એવા પવિત્ર હતા. ઘરમાં સંપત્તિનો પાર ન હતો છતાં સંપત્તિમાં તેમને આનંદ ન હતો. પણ સંસારનાં સુખો ભોગવતાં જે પાપ લાગતું હતું તેનો તેમના દિલમાં ડંખ હતો. જેમ ભરત ચક્રવર્તી છ ખંડના ધણી હતાં. તે મહાન સુખો ભોગવતાં હતાં છતાં દિલમાં પાપનો ડંખ

હતો ને ? એમના સુખો આગળ એક અંશ સુખ તમારી પાસે નથી અને પાપની સીમા નથી છતાં ડંખ લાગે છે કે હું મરીને ક્યાં જઈશ ? ડંખ તો નહિ પણ ઉપરથી આનંદ અને ખુશીનો પાર નહિ. ચક્રવર્તિનાં સુખોની અપેક્ષાએ આજના સુખો તો છોતરા જેવા છે. છતાં છોતરા ચાટવામાં આનંદ આવે છે પણ પાપનો ડંખ નથી લાગતો.

બંધુઓ ! લૌકિક સુખ અને સુખના સાધનોમાં પાપ દેખાય, તે મેળવવામાં હિંસા, જૂઠ, અનીતિ વિગેરે પાપનું સેવન થતું દેખાય, તેનાથી મારો આત્મા મલીન બને છે એમ લાગે તો હૈયામાં પાપનો ડંખ લાગે, સમકિતી મનુષ્ય બહારથી સુખી દેખાતો હોય પણ અંતરથી દુઃખી હોય. પૂર્વનાં પુણ્યથી સુખનાં બધા સાધનો મળ્યાં છે એનાથી સુખ ભોગવે છે એટલે બાહ્યદૃષ્ટિથી જોતાં સુખી દેખાય છે પણ સમ્યક્‌ત્વને કારણે એ સુખ ભોગવતાં બંધાતા પાપનો થોક જોઈને એના દિલમાં દુઃખ થાય છે કે આ સુખ ભોગવતાં કર્મબંધનો વધતાં જાય છે. તો મારું શું થશે ? તમારા દિલમાં આવું દુઃખ થાય છે કે એ સુખનાં સાધનો વધતાં આનંદ થાય છે ? તમે જૈનકુળમાં જન્મ્યા છો એટલે જૈન છો. જૈન કોને કહેવાય ? જે જિનેશ્વર ભગવાનની આજ્ઞાને શિરોમાન્ય કરનારો હોય, તેમનો અનુયાયી હોય, અને વીતરાગ બનવાની અભિલાષા રાખતો હોય તે જૈન છે. બોલો, તમારે વીતરાગ બનવું છે કે વિત્તના રાગી બનવું છે ? વીતરાગ એટલે રાગ રહિત અને વિત્તરાગ એટલે વિત્ત-ધનના રાગી. તમને તો વિત્તરાગી બનવું બહુ ગમે છે પણ એટલું જરૂર યાદ રાખજો કે જ્યાં સુધી વીતરાગી બનવાની ભાવના નહિ જાગે ને પાપનો ડર નહિ લાગે ત્યાં સુધી જૈન કુળ મળ્યાની સાર્થકતા નથી. ગમે તેટલાં સુખનાં સાધનો મળે છતાં તેમાં ખુશ ન થતાં હૈયામાં પાપનો ભારે ડંખ લાગે તો જૈનપણું મળ્યાનું અહોભાગ્ય છે.

પેલા શેઠ જૈન હતાં. મહાન સંપત્તિ મળી હતી છતાં પાપનો ભારે ડંખ હતો. પોતાનાથી કોઈ જીવને દુઃખ ન થાય તેની કાળજી રાખતાં હતાં. સવારથી સાંજ સુધી કેટલાયનાં દુઃખ મટાડતાં હતાં. ગરીબ વિદ્યાર્થીઓને પુસ્તકો, કપડાં ને સ્કુલની ફી આપતાં. ગરીબોને ઘેર ગુપ્ત રીતે અનાજ મોકલાવી દેતા અને રોગીને દવા માટે પાંચ-પચાસ રૂપિયા જોઈએ તો આપી દેતાં હતાં. કદી અસત્ય બોલતાં નહિ. સારો માલ બતાવી ખરાબ માલ આપવો, ઘરાકને છેતરવાં, ખોટાં તોલમાપ રાખવા, આ બધા દુર્ગુણો શેઠના જીવનને સ્પર્શી શક્યા ન હતાં. ન્યાય નીતિથી વહેપાર કરતા જે ધન મળે તેનાથી સંતોષ માની જીવન વીતાવતાં હતાં. સંસારમાં રહેવા છતાં સાધુ જેવું પવિત્ર જીવન ગાળતાં હતાં. શેઠાણી પણ શેઠ જેવા પવિત્ર હતા, દુઃખીના દિલનો વિસામો હતાં. કોઈ માંદુ હોય તો પ્રેમથી તેની સેવા કરતાં. દરેકને સાચી

હિત શિખામણ આપતા ને આંગણે આવેલાનો આદર સત્કાર કરી ભાવથી ભોજન કરાવતાં. શેઠ શેઠાણી બંને ગુણીયલ હતાં. જેનામાં ગુણો હોય તેની પ્રશંસા થાય એ તો સ્વાભાવિક છે. આખા ગામમાં શેઠ શેઠાણીના ગુણગવાતાં ત્યારે કંઈક લોકો તેમના ઉપર ઈર્ષા કરતાં.

ઈર્ષા કેવી ભયંકર છે! શેઠ દાન ખૂબ કરતાં ત્યારે ઈર્ષાળુ માણસો બોલતાં કે શેઠ દાન ન કરે તો શું કરે? એને કોણ ખાનાર છે? જુઓ, જગત કેવું છે! દાન કરે તો ય વાતો કરે ને ન કરે તો ય વાતો કરે. જ+ગત જેની ગત ચાલી ગઈ છે તેનું નામ જગત છે. ભલે, સંતાન ન હોય પણ લોભ છૂટે તો દાન કરી શકાય. બાકી રાતી પાઈ દાનમાં દેવાનું મન નથી થતું. શેઠનાં પુણ્ય પ્રબળ હતાં તેથી જે ખોટ હતી તે પણ પૂરી થઈ, ને પારણું બંધાણું. દીકરો એવો રૂપાળો હતો કે જાણે દેવકુમાર જોઈ લો. જેને જોતાં આંખ ઠરે તેવા દીકરાથી શેઠ શેઠાણી રાજી થયાં ને ખૂબ લાડકોડથી ઉછેરવા લાગ્યા. છોકરો પણ ખૂબ ડાહ્યોને ગંભીર હતો. એનો વિનય વિવેક અને ગુણો જોઈને શેઠની આંખડી ઠરી જતી. હવે શેઠને કોઈ જાતની ઉણપ રહી? 'ના.' શેઠ શેઠાણીએ દીકરા ઉપર કેટલી આશાના મિનારા બાંધ્યા હતાં, પણ ભાવિના લેખને કોણ ઉકેલી શકે છે? બાંધ્યા કર્મની કોઈને ખબર પડતી નથી શેઠને ઘેર હવે સંસારનાં સુખની કોઈ કમીના ન હતી પણ અચાનક શેઠના અશુભ કર્મનો ઉદય થયો. દીકરો મોટો થતાં ભણાવ્યો. પછી દુકાને બેઠો. તે પરણાવવા જેવો યુવાન બન્યો તેથી શેઠ શેઠાણી પરણાવવાનો વિચાર કરતાં હતાં ત્યાં એકાએક દીકરો ગાંડો બની ગયો. ગાંડો તો એવો ગાંડો કે ઘરમાં બધું તોડી ફોડી નાંખે. દુકાને જાય તો બધું ફેંકી દે ને શેરીમાં જાય તો શેરીના છોકરાને હેરાન કરે એટલે તેને છૂટો તો રખાય નહિ, અને એના બાપને તો દેખેને ગળું દબાવવા જાય, વિકરાળ રાક્ષસની જેમ મારવા માટે દોડે એટલે એના હાથ બાંધી ઘરમાં એક થાંભલી સાથે બાંધી રાખતાં. ઘરમાં દીકરાનો ત્રાસ ત્રાસ વર્તાઈ ગયો. છોકરો એના બાપ સિવાય કોઈને મારતો ન હતો. બાપને મારવા જાય ત્યારે એની માતા એને ખૂબ મારતીને ન કહેવાનાં શબ્દો કહી દેતી છતાં માતાને આંગળી અડાડતો ન હતો.

"શેઠના પાપનો ઉદય થતાં લોકોએ કરેલી ટીકા": યુવાન દીકરો ગાંડો થતાં ઈર્ષાળુ લોકો કહેવા લાગ્યાં કે જુઓ, શેઠ બહુ ધર્મ કરે છે તેનું આ ફળ મળ્યું. શેઠનાં ગુણને જોનારાં માણસો કહેવા લાગ્યાં કે આવા પવિત્ર શેઠને ક્યા ભવના પાપ ઉદયમાં આવ્યા કે દૈત્ય જેવો દીકરો પાક્યો! આ તો દીકરો કે ઠીપડો! આ શે· ગરીબનો બેલી છે. એમણે કદી કોઈ જીવને દુભવ્યા નથી. એમને આવું દુઃખ ક્યાંથી આવ્યું? ભગવાન! આ છોકરાને સદ્બુદ્ધિ આપો. એ· ·····પ્રાર્થના

કરતાં હતાં. શેઠ–શેઠાણી ખૂબ સંસ્કારી અને જૈન ધર્મને સમજેલાં હતાં એટલે બધું દુઃખ સમભાવે સહન કરતાં હતાં. ધર્મીષ્ઠ જીવોને તો દુઃખ વખતે પણ એવો સંતાપ થાય કે અરેરે! સુખ વખતે સુખનો ત્યાગ ન કર્યો ને સુખમાં રચ્યોપચ્યો રહીને પાપ બાંધ્યા ત્યારે ઉદયમાં આવ્યા ને? અને પરાધીનપણે દુઃખ વેઠવા પડે છે ને? શ્રેણીક રાજાને કોણીકે કેદમાં પૂર્યા ત્યારે એવો વિચાર ન કર્યો કે અરેરે....દીકરા! તને મેં મરતાં બચાવ્યો અને તું દીકરો થઈને મને મારવા ઉઠયો! પણ આવા દુઃખમાં શું વિચાર કર્યો? મેં સુખનો ત્યાગ કરીને અભયકુમારની માફક દીક્ષા લીધી હોત તો આવું થાત? કદાચ કર્મોદયથી સંયમમાં કષ્ટ આવે ને વેઠત તો કલ્યાણ થઈ જાત પણ પરાધીનપણે દુઃખો વેઠવામાં મારું શું કલ્યાણ થવાનું છે?

આ શેઠ–શેઠાણીને માથે આવું જાલીમ દુઃખ આવ્યું છે છતાં અફસોસ નહિ કરતાં પૂર્વકૃત કર્મનો ઉદય સમજી દુઃખને સમતાભાવે સહન કરે છે. એક વખત શેઠનો જૂનો મિત્ર શેઠને ઘેર આવ્યો. આવા દુઃખમાં પણ શેઠ શેઠાણી પોતાને ઘેર આવેલાં મહેમાનનો સત્કાર કરવાનું ચૂકતા નહિ. શેઠના મિત્રે આ ગાંડા થયેલા છોકરાનું તોફાન જોયું. એને સહેજ છૂટો કરે ત્યાં પૂર્વભવનો વેરી હોય તેમ શેઠનું ગળું દબાવવા દોડતો. આ જોઈને શેઠનો મિત્ર ત્રાસી ગયો. અહો! ઈશ્વરના અવતાર સમા મારા મિત્રને આવું દુઃખ મારાથી આ જોયું જતું નથી તો આ કેમ સહન કરી શકતા હશે? મિત્રનું દુઃખ મટાડું તો જ હું સાચોમિત્ર છું. એમ વિચાર કરીને મિત્ર શેઠની રજા લઈને રવાના થયો, અને કોઈ મહાન પુરૂષની શોધ કરતાં એક પર્વત ઉપર આવ્યો. પર્વત ઉપર એક મહાન અવધૂતને ધ્યાનમાં બેઠેલાં જોયા. એમને જોઈને મિત્રનું મન ઠરી ગયું. તે તેમના ચરણમાં પડયો. અવધૂત ધ્યાનથી મુક્ત થયાં એટલે તેમને વંદન કરીને સામે બેઠો. એટલે સંતે ઉપદેશ આપતાં કર્મનાં કટુફળો જીવને કેવા ભોગવવા પડે છે તે વાત સમજાવી. ત્યારે શેઠના મિત્રે પોતાના મિત્રના દુઃખની વાત કરીને કહ્યું કે આપ તો મહાનપુરૂષ છો. આપ મારા મિત્રનું દુઃખ મટાડો. મને શ્રધ્ધા છે કે આપ મને નિરાશ નહિ કરો. પેલા મિત્રની વાત સાંભળી અવધૂતનું દિલ મીણની જેમ પીગળી ગયું ને થોડી વાર વિચાર કરીને કહ્યું કે તમારો મિત્ર અને તેનો પુત્ર બંનેને અહીં લઈ આવો.

"મહાત્માના ચરણે આવેલા શેઠ": મહાત્માના શબ્દો સાંભળીને મિત્રના પગમાં જોમ આવ્યું. તે દોડતો શેઠની પાસે આવીને કહે છે ભાઈ! ચાલો, આપણે આ દીકરાને મહાત્મા પાસે લઈ જઈએ. એ મહાન સમર્થ શક્તિશાળી છે. મને શ્રધ્ધા છે કે એમના દર્શનથી જ આ ગાંડો દીકરો ડાહ્યો બની જશે. શેઠ તો પહેલેથી જ ધર્મમાં શ્રધ્ધાવાન હતાં એટલે તે મહાત્મા પાસે જવા તૈયાર થયા. અવધૂત સમર્થ

શક્તિવાન હતાં. આ ત્રણે જણાં એમનાં દર્શન કરીને તેમની સન્મુખ બેસી ગયાં. છોકરાને હાથ-પગ બાંધીને લાવ્યાં હતાં. એટલે મહાત્માએ કહ્યું કે આ છોકરાના બંધન છોડી નાંખો ત્યાં તો શેઠ થરથર ધ્રુજવા લાગ્યા. શેઠનો મિત્ર કહે છે ગુરૂદેવ! જો એને છૂટો કરીશું તો શેઠનું ગળું દબાવી દેશે. મહાત્માએ કહ્યું તમે ચિંતા નહિ કરો. એ બધી મારી જવાબદારી છે. એટલે તરત જ દીકરાના હાથ પગનાં બંધન છોડી નાંખ્યા.

"મહાત્માએ સમજાવેલું પૂર્વભવનું વેર":– મહાત્માએ શેઠને કહ્યું કે તમે પાંચ મિનિટ એકાગ્ર ચિત્ત કરીને ધ્યાન ધરો. શેઠને ધ્યાન ધરાવીને મહાત્માએ પણ ધ્યાન ધર્યું. પાંચ મિનિટ પછી બંને ધ્યાનમાંથી મુક્ત થયા ત્યારે મહાત્માએ કહ્યું–શેઠ! તમે ધ્યાનમાં કંઈ દૃશ્ય જોયું? પણ શેઠ તો એવા ગભરાઈ ગયા હતા કે કંઈ બોલી શક્યા નહિ. આ છોકરો પણ હાથ જોડીને બેસી ગયો. જાણે કંઈ છે જ નહિ! ત્યારે મહાત્માજીએ કહ્યું. શેઠ! તમે કોઈ ગાઢ જંગલમાં એક યુવાનનું ખૂન કર્યું હતું એવું કંઈ જોયું? શેઠે કહ્યું. હા, ગુરૂદેવ. જુઓ શેઠ! આ ભવમાં તો તમે એટલો બધો ધર્મ કરો છો કે આવતો ભવ સુધરી જશે પણ ગત જન્મમાં નિર્જન વનમાં એક યુવાનનું ખૂન કર્યું હતું તે યુવાન વેરની વસૂલાત કરવા માટે તમારો પુત્ર બનીને તમારે ઘેર જન્મ્યો છે, અને તમને મારવા માટે ફરે છે. આ તમારા ગત જન્મનું પાપનું ફળ તમે ભોગવી રહ્યાં છો. પાપકર્મના ફળ તો દરેકને ભોગવવા પડે છે, ને જો બાકી રહે તો બીજા ભવમાં પણ ભોગવવા પડે છે. તો શેઠ! તમારે શું કરવું છે? તમારે આ ભવમાં કર્મનાં દેણાંની પતાવટ કરવી છે કે આવતા ભવ માટે બાકી રાખવું છે? શેઠ સંતના ચરણમાં પડીને કહે છે ગુરૂદેવ! મારે તો આ ભવમાં જ જૂના ચોપડા ચોકખા કરવાં છે. મારે કર્મનાં દેણાં પતાવી દેવાં છે. દીકરો ભલે ગમે તેટલું કષ્ટ આપીને એનો વેરાગ્નિ શાંત કરે પણ મને એ કષ્ટ સહન કરવાનું બળ મળે એવા આશીર્વાદ આપજો. આટલું બોલતાં શેઠ મહાત્માના ચરણમાં માથું મૂકીને રડી પડયા. મહાત્માના મુખેથી વાત સાંભળીને દીકરાની આંખમાં આંસુ આવી ગયા. છોકરાનાં સામે દૃષ્ટિ સ્થિર કરીને મહાત્મા સાત વખત નવકારમંત્ર બોલ્યા ને કહ્યું. બેટા! હવે તું ડાહ્યો થજે. જા, આજથી તું બંધન મુક્ત બન્યો. ત્યારથી છોકરો તદ્દન શાંત થઈ ગયો, અને મહાત્માને વંદન કરીને તેમનો મહાન ઉપકાર માનતો પોતાને ઘેર ગયો.

બંધુઓ! કરેલાં કર્મો તો દરેકને ભોગવવા પડે છે. તેમાં મીનમેખ ફેર પડતો નથી. પણ મહાત્મા પુરૂષોનો સમાગમ કેવો લાભદાયી નીવડે છે! આ બાપ-દીકરાનાં પૂર્વજન્મનાં વેર પતી ગયા ને પ્રેમથી રહેવા લાગ્યા. આટલા માટે જ્ઞાની કહે છે કે કર્મ કરતાં ખૂબ વિચાર કરજો. કર્મ કોઈને છોડશે નહિ માટે બને તેટલો ધર્મ કરો.

મુનિઓ ગયા પછી દેવકીજીના મનમાં એક પ્રકારનો અધ્યવસાય ઉત્પન્ન થયો કે મને પોલાસપુરીમાં અતિમુક્ત મુનિએ જે કહ્યું હતું તેનાથી જુદું બન્યું લાગે છે. સંતના વચન ત્રણ કાળમાં ખોટા પડે નહિ ને અહીં આમ કેમ બન્યું? હવે તે મુનિએ દેવકીજીને શું કહ્યું હતું ને શું બન્યું છે તેના ભાવ અવસરે.

ચરિત્ર :- "ધુમાડાના ગોટા જોતાં રાણીને પડેલો ફ્રાસ્કો" :-અર્જુન પ્રભાવતી રાણીને લઈને જ્યાં રાજા છે ત્યાં આવી રહ્યા છે. ધુમાડા જોઈને અર્જુને પ્રભાવતીને કહ્યું કે બહેન! આપણે મોડા આવ્યા હોત તો શું થાત? કારણ કે તારા વિના મહારાજા પોતાના પ્રાણને તરણાની જેમ તુચ્છ સમજે છે. એટલે ચિતામાં પ્રવેશ કર્યો લાગે છે. સાથે બીજા માણસો પણ રાજાની સાથે બળી મરવા તૈયાર થયા લાગે છે. આ સાંભળીને પ્રભાવતી રાણી ખૂબ રડવા લાગી. રડતી રડતી કહે છે વીરા! તું જલ્દી વિમાન નીચે ઉતાર. જો મારા પતિએ મારા વિરહમાં પ્રાણ છોડયા હોય તો પછી મારે જીવીને શું કામ છે? મારે જીવવું નથી. હું પણ તેમની પાછળ પ્રાણનો ત્યાગ કરીશ. અહો પ્રભુ! જો મારા પતિના પ્રાણ લેવા હતાં તો મને શા માટે જીવતી રાખી? મને જ પહેલાં ઉપાડી લેવી હતી ને! એમ ઝુરાપો કરવા લાગી. આ જોઈને અર્જુન પણ ચિંતાતુર બની ગયો, અને એકદમ જલ્દીથી વિમાન નીચે ઉતાર્યું. હજુ ચિતા બહુ સળગી ન હતી એટલે તેણે સૌથી પ્રથમ રાજાની ચિતા ઉપર નવકારમંત્ર ગણીને પાણી છાંટયું, અને પછી બીજી ચિતાઓ ઉપર છાંટયું. એટલે ચિતાની અગ્નિ બૂઝાઈ ગઈ ને રાજા તેમજ સેનાપતિ, પ્રધાન વિગેરે પણ ચિતામાંથી બેઠા થઈ ગયા.

"પ્રભાવતીને જોતાં શંકામાં પડેલી પ્રજા :- રાજાએ પોતાની સામે મહાન પ્રભાવશાળી અર્જુન અને પોતાની પટ્ટરાણી પ્રભાવતીને સામે ઉભેલા જોયાં. રાજા સૌથી પ્રથમ અર્જુનને ભેટી પડયા ને તેના ચરણે પડીને કહેવા લાગ્યા. અહો વીરા! જો તમે ન આવ્યા હોત તો મને કોણ બચાવત? મારું શું થાત? તમે તો મારા ઉપર મહાન ઉપકાર કરી મને જીવતદાન દીધું છે. તમારો ઉપકાર જિંદગીભર નહિ ભૂલાય. આ રીતે કહે છે. હવે સામે પ્રભાવતી ઉભી છે તે જોઈને રાજા અને તેના માણસોને શંકા થઈ કે આ પ્રભાવતી સાચી કે રાજા જેને લઈને બળવા બેઠા તે સાચી? આમ વિચારે છે ત્યાં પ્રભાવતીનું મૃત કલેવર હતું તે આકાશમાં ઉડયું. આ જોઈને લોકોને આશ્ચર્ય થયું કે આ શું? કેમાંધક રાજાએ અર્જુનને પૂછયું કે ભાઈ! આ શું ચમત્કાર બની ગયો? ત્યારે અર્જુને કહ્યું કે આપને આ મારી બહેન ખૂબ વહાલી છે એટલે આપ તેની પાછળ ઝૂરી ઝૂરીને મરી જાઓ. તેમાંથી બચાવવા માટે આ બધું કાવત્રુ હતું. એ કૃત્રિમ પ્રભાવતી હતી, આ તમારી સામે ઉભી તે સાચી પ્રભાવતી છે.

અર્જુનનું તેજ, તેનું શૌર્ય ને પરાક્રમ જોઈને હેમાંગદ રાજા અને તેના સેનાપતિ બધા આશ્ચર્યચકિત બની ગયા! કે આ કોઈ દેવતાઈ પુરૂષ લાગે છે. હેમાંગદ રાજાએ અર્જુનને ઉંચા આસને બેસવા કહ્યું પણ અર્જુને કહ્યું કે તમે તો મારા વડીલ છો. તમે ઉંચા આસને બેસો. ત્યારે રાજાએ કહ્યું કે તમે અમને બચાવ્યાં છે માટે તમે અમારા ઉપકારી છો. તમને અમે નીચે બેસવા નહિ દઈએ. એમ કહીને પરાણે અર્જુનને ઉંચે બેસાડયો ને રાજા અને તેમના માણસોએ તેમના ખૂબ ગુણગાન કર્યા. અર્જુને કહ્યું કે ભાઈ! મારા આટલા બધા ગુણ ગાવાના ન હોય. મેં કોઈ મોટો ઉપકાર નથી કર્યો. મેં તો ક્ષત્રિય તરીકેની ફરજ અદા કરી છે.

હેમાંગદ રાજાના નગરમાંથી ઘણાં માણસો અહીં આવ્યા હતાં, કારણ કે આ રાજા ખૂબ ન્યાયી હતા. તે પ્રજાને ખૂબ સાચવતાં હતાં. પોતાની પ્રજા દુઃખી ન થાય તે માટે ખૂબ ધ્યાન રાખતાં હતાં. તે પ્રજાને ચૂસતા ન હતાં. આવા રાજા દુઃખમાં હોય ત્યારે પ્રજાજનો કંઈ બેસી ન રહે. તેથી ઘણાં પ્રજાજનો સાથે આવેલા છે. હવે રાજા કહે છે ભાઈ! તમે પ્રભાવતીને કયાંથી લઈ આવ્યા ને કેવી રીતે લાવ્યા તે જાણવાની અમને ખૂબ જિજ્ઞાસા છે. માટે જલ્દી કહો. મહાનપુરૂષો પોતાના મુખે પોતાનાં વખાણ કદી કરતાં નથી એટલે કેશર વિદ્યાધર બધી વાતો કહે છે સાંભળો.

વૈતૂર્યપૂરકા મેઘનાદ નૃપ, પ્રભાવતીકો લેય,
હેમકૂટગિરી ઈન્દ્રોદ્યાનમેં, રખી ગુપ્ત પને તેવ હો.....શ્રોતા....

"પ્રભાવતી કેવી રીતે મળી તે જાણવા આતુર બનેલા રાજા": હે રાજન્! હું આપને અર્જુનજીનો સંદેશો આપીને તેમની પાસે ગયો. ત્યાર પછી તેમણે વિદ્યાના બળથી જાણી લીધું કે પ્રભાવતીને વૈરી કઈ દિશામાં લઈ ગયો છે. પછી ઘણી ઝડપે ચાલે તેવા વિમાનમાં બેસીને અર્જુનજી થોડી જ વારમાં હેમકૂટ નામના પર્વત ઉપર ગયા. ત્યાં ઘણાં વૃક્ષોની છાયામાં આવેલી એક અંધકારમય ગુફામાં પ્રવેશ કર્યો. તે ગુફામાં મેઘનાદ રાજાએ પ્રભાવતીને ગુપ્તપણે રાખી હતી. અમે ગયા ત્યારે મેઘનાદ રાજા પ્રભાવતીને કહેતો હતો કે હે પ્રભાવતી! તું મારી સાથે લગ્ન કર અને આ વૈતૂર્યપૂરની મહારાણી બન, આપણે બંને ઈન્દ્ર-ઈન્દ્રાણી જેવા સુખો ભોગવીએ. હું તને આટલા માટે અહીં ઉપાડી લાવ્યો છું. માટે મારું કહ્યું માની જા. જો તું મારું કહ્યું માની જઈશ તો હું તને આકાશમાં ઉડવાની વિદ્યા શીખવાડીશ. તેથી તું જ્યાં જઈશ ત્યાં તને ખૂબ માન મળશે. હું તો મોટો સમર્થ ને સત્તાધીશ વિદ્યાધરોનો રાજા છું, ને તારો પતિ તો મારા જેવો વિદ્યાધર નથી. એક સામાન્ય માણસ છે. તે મારી આગળ તો એક કીડા જેવો છે. તેમાં તું શું આટલી બધી મુગ્ધ બની ગઈ

છે. હવે તું એને ભૂલી જા ને મારી પટ્ટરાણી બન. આ રીતે પ્રભાવતીને સમજાવતો હતો. આ સાંભળીને પ્રભાવતીનું લોહી ઉકળી ગયું ને તેણે જોરથી કહ્યું કે હે દુષ્ટ! હે પાપી! પરસ્ત્રી સામે કુદૃષ્ટિ કરવી તે મહાન પાપ છે. તને વાત કરતાં શરમ નથી આવતી. હું સ્વપ્ને પણ તને ઈચ્છતી નથી. જો મને સ્પર્શ કરીશ તો હું તને બાળીને ભસ્મ કરી દઈશ. આ પ્રમાણે પ્રભાવતી મેઘનાદ રાજાને કહી રહી છે. વધુ ભાવ અવસરે.

## વ્યાખ્યાન નં. ૩૩

શ્રાવણ વદ ૬ ને શુક્રવાર તા. ૫-૮-૭૭

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! અનંત ઉપકારી જિનેશ્વર ભગવંતોએ જગતના જીવોના હિત માટે મહા મંગલકારી પવિત્ર વાણી પ્રકાશી, અને કહ્યું કે મમતા એ સર્વ દુઃખોનું મૂળ છે ને સમતા સર્વ સુખોનું મૂળ છે. મમતા ત્યાં માર અને સમતા ત્યાં સાર છે.

जस्सिं कुले समुप्पन्ने, जेहिं वा संवसे नरे।
ममाइ लुप्पइ बाले, अन्ने अन्नेहिं मुच्छिए॥ સૂય. અ. ૧ ઉ. ૧ ગાથા ૪

જે મનુષ્ય જે કુળમાં જન્મે છે અથવા જેની સાથે નિવાસ કરે છે તેની ઉપર "આ મારા" છે એવું મમત્વ કરીને લેપાય છે, અને તેથી પીડાય છે. એ અજ્ઞાની આત્મા અન્ય-અન્યમાં આસક્ત થતો જાય છે.

મનુષ્ય જે રાષ્ટ્રમાં અથવા જે કુળમાં ઉત્પન્ન થયો હોય અને સાથે રમેલ જે મિત્ર કે ભાર્યા સાથે તે નિવાસ કરતો હોય તે માતા, પિતા, ભાઈ, ભગિની, ભાર્યા અને મિત્ર વગેરેમાં આ મારા છે એવું મમત્વ રાખીને, તેમનામાં સ્નેહ રાખીને દુઃખી થાય છે. તે પુરૂષ મમતાથી ઉત્પન્ન કરેલ કર્મથી ચતુર્ગતિ સંસારમાં ભ્રમણ કરતો પીડા પામે છે. તે અજ્ઞાની છે કારણ કે તેને સત્ કે અસત્નો વિવેક નથી. તે અન્યોન્યમાં આસક્તિ કરતો તેના ઉપર ઘણું મમત્વ રાખે છે. તે પહેલા માતાપિતામાં, પછી ભાર્યામાં ને પછી પુત્રાદિમાં સ્નેહ કરે છે. જ્ઞાની કહે છે કે જેને મમતા વધારે તેને દુઃખ વધારે ને જેના જીવનમાં સમતા તેને સુખ વધારે, કહેવાનો આશય એ છે કે ધન, સ્ત્રી, પુત્ર, પુત્રી, સગાંસ્નેહીઓ, ખાનપાન, ઘર, દુકાન, માલ મિલ્કત, જમીન જાગીર વિગેરેનું મમત્વ જીવને મોક્ષમાર્ગ તરફ આગળ વધવા દેતું નથી. બસ, આ મારું છે ને હું તેનો સ્વામી છું. આવા સ્વપણાની મમતાના કારણે જીવ આત્મસાધના કરતો અટકી જાય છે. માટે જ્ઞાની પુરૂષો કહે છે કે જો તમારે

આત્મસાધના કરવી હોય તો દુઃખદાયી મમતાનો ત્યાગ કરી સુખદાયી સમતાનું સેવન કરો. સર્વ પદાર્થો ઉપરથી મમતા ઉતારીને એવી ભાવના કરો કે "एगोऽहं नत्थि मे कोइ, नाहमन्नस्स कस्सइ।" હું એકલો છું ને મારું કોઈ નથી. આવ્યો છું એકલો ને જઈશ પણ એકલો. પુત્ર પત્ની આદિ પરિવાર કે આ ક્રોડોની સંપત્તિમાંથી એક રાતી પાઈ સાથે આવવાની નથી. એક દિવસ બધું છોડીને જવાનું છે. આ સંસારમાં હું તો ચાર દિવસનો મહેમાન છું. તો મહેમાને પારકા ઘરની આટલી બધી મમતા કે મોહ શા માટે રાખવો જોઈએ ! આવું રાત દિવસ જો આત્મા ચિંતન કરે તો મમતા ઓછી થયા વિના ન રહે. આટલા માટે જ્ઞાની પુરૂષો કહે છે કે–

માયા મમતા દુઃખનું કારણ એનો ત્યાગ કરી દે,<br>
સમદૃષ્ટિ સમતા સંયમથી, તારું જીવન ભરી દે.

જો આત્માને શાશ્વત સુખ જોઈતું હોય તો મમત્વનો ત્યાગ કરી સમત્વથી જીવન ભરી દો. છ અણગારોએ જીવનમાંથી મમતાનો ત્યાગ કરી સમતા અપનાવી હતી. આવા ત્યાગી, તપસ્વી સંતોને જોઈને અનેક આત્માઓને આનંદ થાય છે. આ છે ત્યાગનું મહત્વ. ત્યાગની સાથે તપ પણ ચાલુ હતો. એમને જાવજીવ સુધી છઠ્ઠ કરવા તેવો નિયમ હતો. કેટલો કાયાનો મોહ ઉતાર્યો હશે ! આજે તો એક એકાંતરા છઠ્ઠ કે અઠ્ઠમનો વર્ષીતપ કર્યો તો કહેશે કે અમે તો આટલા વર્ષીતપ કર્યા છે. પર્યુષણ પર્વના પવિત્ર દિવસો આવે ત્યારે સંતો તપ કરવાનું કહે તો કહે કે અમે તો બહુ કર્યું છે પણ વિચારો કે અનાદિકાળથી અનંત ભવમાં ભમતાં જીવે કર્મોના કેટલા પહાડ ખડકયા છે ! તેને તોડવા માટે શું આટલી સાધના બસ છે ? 'ના.' જરા વિચાર કરજો. ૫૦૦ ફૂટનો ઉંડો કૂવો હોય તેમાં એક રાઈનો દાણો નાંખે તો દેખાય ખરો ? 'ના.' તે રીતે કર્મોનો મોટો પહાડ ખડક્યો છે તેને તોડવા માટે આપણી સાધના તો રાઈના દાણા જેટલી છે. શું એટલી સાધનાથી કર્મોના પહાડ તૂટે ? માટે શરીરની મમતા છોડીને બને તેટલી સાધના કરી લો. કારણ કે જિંદગીનો દિપક ક્યારે બૂઝાશે તેની ખબર નથી. માટે સમજીને બને તેટલા સત્કાર્યો કરી લો, આવો અવસર ફરી ફરીને નહિ મળે, આજે પંદરના ઘરનો પવિત્ર દિન છે. તે ચિન્હ આપે છે કે હવે આજથી પંદરમે દિવસે સંવત્સરી પર્વનો પવિત્ર દિન આવશે. જો મહિનાના ઘરને દિવસે ચેત્યા ન હો તો આજે ચેતી જાઓ ને આત્મસાધના કરવા પુરૂષાર્થ કરો.

જેમને જલ્દી મોક્ષે જવાની લગની લાગી હતી તેવા અણગારો દેવકીજીના સંશયનું સમાધાન કરીને ચાલ્યા ગયા પણ દેવકીજીના મનમાં એક વાતનો ખટકારો થવા લાગ્યો, તમને કોઈ દિવસ ખટકારો થાય છે કે આ સંસારથી મારો છુટકારો

ક્યારે થશે? ખટકારો થાય તો એનો છૂટકારો થાય ને? સંસારનો કાંટો જો તમને ખટકતો હોય તો કહેજો. અમે કાઢવા તૈયાર છીએ. દેવકીરાણીને એ વાતનો ખટકારો થવા લાગ્યો કે હું જ્યારે કુંવારી હતી ત્યારે અતિમુક્ત નામના અણગારે મને આ પ્રમાણે કહ્યું હતું કે "तुमं णं देवाणुप्पिये अट्ठपुत्ते पयाइस्ससि" હે દેવકી! તું આઠ પુત્રોને જન્મ આપીશ. બંધુઓ! સાધુથી આમ બોલાય નહિ પણ વાત એમ બની હતી કે જીવયશા કંસની પત્ની હતી. તે પણ કંસ જેવી અભિમાની હતી. અતિમુક્ત મુનિ કંસના નાના ભાઈ હતા તેમણે દીક્ષા લીધી હતી, તપથી તેમનું શરીર સૂકાઈ ગયું હતું. ચાલતાં માર્ગમાં ગાયે શીંગડું માર્યું એટલે મુનિ પડી ગયા ત્યારે ઉછાંછળી જીવયશાએ મુનિની મજાક ઉડાવતાં કહ્યું દિયરીયા, એક મુઠ્ઠીથી કોઠાનું ઝાડ પાડી નાંખે તેવું તમારું બળ હતું તે ક્યાં ગયું? કે ગાયનું શીંગડું વાગતાં પડી ગયા? મુનિથી બોલાય નહિ પણ અતિમુક્તમુનિ ભાન ભૂલ્યા ને બોલી ગયા કે હે જીવયશા! તું ઓછો ગર્વ કર. તું જેનું માથું ઓળે છે તે જ દેવકીનો સાતમો પુત્ર તારા પિયરનો અને સાસરીના બંને કુળનો ઉચ્છેદ કરશે.

દેવકી કંસની બહેન હતી. જુઓ, દેવકી કેવી પવિત્ર છે ને કંસ કેવો? તમે કંસની વાત તો બધા જાણો છો ને? એક જ રાશીના બે મનુષ્યોમાં એકના નામ ઈતિહાસના પાને સુવર્ણાક્ષરે લખાયાં ને એકનાં નામ કાળા અક્ષરે લખાયા. જુઓ, રામ અને રાવણ, ગાંધીજી અને ગોડસે, કૃષ્ણ અને કંસ, મહાવીર અને મંખલિપુત્ર આ બધાં એક જ રાશીના નામવાળા પુરૂષો થઈ ગયા, પણ રામ, કૃષ્ણ, મહાવીર અને ગાંધીજીને સૌ કોઈ યાદ કરે છે, એમનાં ગુણ ગાય છે, પણ રાવણ, કંસ કે ગોડસેને કોઈ યાદ કરે છે? 'ના.' જીવયશા એ જરાસંઘની પુત્રી હતી. જરાસંઘ પણ એના જેવો અભિમાની હતો. તે પ્રતિવાસુદેવ હતા. ૬૩ શલાકા પુરૂષો હોય છે તેમનાં આયુષ્ય નિકાચિત હોય છે. પ્રતિવાસુદેવને વાસુદેવ મારે. પ્રતિવાસુદેવ ભેગું કરે ને વાસુદેવ ભોગવે. જરાસંઘ કૃષ્ણજીના હાથે મરાયા. બાર ચક્રવર્તિમાં દશ ચક્રવર્તિઓએ છ છ ખંડનું રાજ્ય છોડી દીક્ષા લીધી. દીક્ષા લે તો દેવલોક અથવા મોક્ષમાં જાય, અને દીક્ષા ન લે તો મરીને નરકે જાય. બાર ચક્રવર્તિમાં બ્રહ્મદત્ત ચક્રવર્તિ અને સુભૂમ ચક્રવર્તિએ દીક્ષા ન લીધી. બ્રહ્મદત્ત ચક્રવર્તિ પૂર્વભવમાં નિયાણું કરીને આવ્યા હતા એટલે ચિત્તમુનિએ તેમને ઘણો ઉપદેશ આપ્યો છતાં દીક્ષા લઈ શક્યા નહિ, અને સુભૂમ ચક્રવર્તિએ પરિગ્રહની મમતા કરી, એના મનમાં એવા ભાવ જાગ્યા કે છ ખંડ તો બધા સાધે છે પણ હું સાતમો ખંડ સાધું તો કંઈક વિશેષ કહેવાઉં. સાતમો ખંડ સાધવા જતાં તેમની જિંદગી ખતમ થઈ ગઈ.

બંધુઓ! અતિ લોભનું પરિણામ સારું ન આવ્યું. છ ખંડનું રાજ્ય હારી

ગયા ને તેના ફળ ભોગવવા નરકમાં ચાલ્યા ગયા. અતિલોભ એ પાપનું મૂળ છે. લોભી મનુષ્યો ધન મેળવવા માટે ભયંકર પાપ કરે છે ને એ પાપથી ભેગું કરેલું ધન પોતે સુખે ભોગવી શકતો નથી ને બીજાને પણ ભોગવવા દેતો નથી. સંપત્તિ ઘણાંને મળે છે. તેમાં કોઈ સંપત્તિનો સદુપયોગ કરે છે ને કોઈ તિજોરીમાં ભરી રાખીને હરખાય છે કે હું કેવો ધનવાન છું! શાલીભદ્રને અને મમ્મણ શેઠને બંનેને સંપત્તિ મળી હતી. મમ્મણ શેઠને માટે તો કહેવાય છે કે એણે એની સંપત્તિથી હીરા અને કિંમતી રત્નો જડિત એવો બળદ બનાવ્યો હતો કે ખુદ શ્રેણીક મહારાજા એને ખરીદી શક્યા નહિ. આવી સંપત્તિ હોવા છતાં મમ્મણ મરીને ક્યાં ગયા તે જાણો છો ને? તે નરકગતિમાં દુઃખ ભોગવવા ચાલ્યો ગયો ને પાછળ ખાનારા ખાઈ ગયા. વિચાર કરજો. જો દુર્ગતિમાં ન જવું હોય તો મોહ છોડજો.

"ધંધો કરી ધન મેળવ્યું, લાખ ઉપર કોડ,
મરણની વેળા આવી, લીધો કંદોરો છોડ,
મૂરખ કહે ધન માહરું, ધોખે ધાન ન ખાય,
વસ્ત્ર વિના જઈ પોઢવું, લખપતિ લાકડા માંય,

લક્ષ્મી મળેલી તેને જ કહેવાય કે જેનો સદુપયોગ થાય. નહિતર એ વૈભવ ભવોભવ રખડાવે. ગમે તેટલી અખૂટ સંપત્તિ હશે તો પણ મૃત્યુ પછી તેના શરીર ઉપર કંઈ રાખશે નહિ. માટે મળેલી સંપત્તિથી તમે તમારા સ્વધર્મીના આંસુ લૂછજો. તમે કોઈના દુઃખ મટાડશો તો તમારા કોઈ મટાડશે. આજે દુનિયામાં ઉપકારીનો ઉપકાર ઘણા ભૂલી જાય છે પણ જેનામાં માનવતા છે તે પગમાંથી નાનો કાંટો કાઢનારનો પણ ઉપકાર ભૂલતા નથી. અહીં એક દૃષ્ટાંત યાદ આવે છે.

સુરેશ નામનો એક વિદ્યાર્થી હતો. તેના માતા પિતા તેને નાની ઉંમરમાં મૂકીને ગુજરી ગયા હતા. આપ જાણો છો કે ગરીબના બેલી કોઈ નથી તે રીતે આ છોકરાનું કુટુંબ ઘણું મોટું હોવા છતાં તેને બોલાવનાર કોઈ નથી. ઘણાં દુઃખ ભોગવતો તે મોટો થાય છે. તેણે આત્મા સાથે નિર્ણય કર્યો કે મને ગમે તેવું દુઃખ પડે તો પણ ભણવું તો ખરું. આથી મહેનત મજુરી કરીને પેટનું પોષણ કરે છે ને સ્કુલમાં ભણે છે. એમ કરતાં તે મેટ્રીક પાસ થયો. ગામડું હોવાથી આગળ ભણવાની સગવડ ન હતી. એને વિચાર થયો કે મારે કોઈપણ હિસાબે આગળ ભણવું છે. તેથી તેણે ઘણાંની પાસે એક હજાર રૂપિયાની મદદ માંગી, પણ દુનિયાની કહેવત અનુસાર 'ભર્યામાં સૌ ભરે' પણ ગરીબનો બેલી કોઈ નથી. ઘણાંને કરગરે છે ને કહે છે કે મને ૧૦૦૦ રૂ. આપો. હું ભણીને જરૂર તમને વ્યાજ સહિત પાછા આપીશ. પણ તેને કોઈ દાદ દેતું નથી.

તેમાં તેને એક દયાળુ અને દાનવીર શેઠ મળી ગયા. શેઠ એવા હતા કે તેના આંગણે રોતો આવે ને હસતો જાય. બધાના આંસુ લૂછનાર એવા દયાળુ શેઠ હતા. તેમની પાસે જઈને તે નમસ્તે કરીને ઉભો રહ્યો. શેઠ પૂછે છે બેટા! કેમ ઉદાસ છે? શા માટે તારી આંખમાં આંસુ છે? સુરેશ ગળગળો થઈને બોલ્યો. બાપુ! મારે ભણવું છે. અને એ માટે ૧૦૦૦ રૂ. ની મદદ જોઈએ છે, મને કોઈ સાથ આપતું નથી. આપ દુઃખીના બેલી છો. મને સંપૂર્ણ આશા છે કે આપ મને નિરાશ નહિ કરો. હું આપને વ્યાજ સહિત આપની મૂડી પાછી આપીશ, ફક્ત મને ૧૦૦૦ રૂ. આપો. શેઠ કહે બેટા! તું આટલો બધો ઢીલો કેમ થઈ ગયો છે? લે, લઈ જા. એક હજાર શું પાંચ હજાર આપું. સુરેશ કહે નહિ બાપુ નહિ. બસ. ફક્ત ૧૦૦૦ રૂ. આપો. શેઠે એક હજાર આપ્યા. શેઠ! આપના ચોપડે નોંધી રાખજો. જા બેટા જા. નોંધવાનું શું હોય! આનંદને હર્ષભેર સુરેશ જાય છે. અને સારા એક શહેરમાં અભ્યાસ કરવા માટે તૈયાર થાય છે. ભણતો જાય છે ને નોકરી કરતો જાય છે. આમ કરતાં એંજિનિયર થયો. ભાગ્યનો સિતારો ચમકયો ને લાખો રૂપિયા કમાયો. આથી જે કોઈ સુરેશના સામું જોતાં ન હતાં તેના બદલે સુરેશભાઈ.... સુરેશભાઈ થવા લાગ્યા. શું લક્ષ્મીના માન છે! સારા ઘરની કન્યા સાથે તેના લગ્ન થયા, પણ સુરેશ પોતાની અમીરી છોડતો નથી. તે વિચારે છે કે હું દેશમાં જાઉં ને મારા દુઃખી ભાઈઓનો ઉધ્ધાર કરું. આમ સમજીને પોતાના ઘર ભણી આવે છે.

"ઉપકારીનો ઉપકાર યાદ કરતો સુરેશ" :– સુરેશ પોતાના ગામમાં આવ્યો. કુટુંબીજનો તથા ગામના લોકો તેનું સ્વાગત કરવા લાગ્યા. સુરેશ વિચારે છે આ બધા હતા ને હું પણ હતો. શું લક્ષ્મીજી તમારા માન છે! સુરેશે તે ગામમાં આવીને ઘણા લોકોના દુઃખ દૂર કર્યા. કુટુંબીઓના દુઃખ દૂર કરવામાં સાથ આપ્યો. તેને વિચાર થયો કે હું ચાર દિવસથી આવ્યો છું. ઘણાં માણસોને જોઉં છું પણ મારા દયાળુ ઉપકારી શેઠ કેમ દેખાતા નથી? એમ વિચાર કરીને સુરેશ દાનવીર શેઠ દોલતરાયને ઘેર ગયો. આ સમયે બંગલા પાસે ઉભેલા ગુરખાએ સુરેશને જતાં રોકયો. સુરેશ કહે–મને શા માટે રોકો છો? ગુરખાએ કહ્યું–શેઠના મોટા દીકરાની મનાઈ છે. કારણ કે શેઠ લાખોના પાળનાર છે. જેણે લાખો રૂપિયાના દાન દીધા છે, પણ કર્મયોગે હાલ પેઢીમાં મોટું નુકશાન થયું છે, અને શેઠને ઘેર લેણીયાતનો ધસારો છે તેથી શેઠના મન ઉપર અસર થઈ ગઈ છે. માટે કોઈને જવા દેતા નથી. સુરેશ કહે હેં! લાખોના પાળનાર એવા મારા શેઠ દુઃખી છે? અહાહા.... એમને શું દુઃખ છે? એમ આંખમાં આંસુ પાડતો સુરેશ ગુરખાને કહે છે તું મને

જવા દે. એ તો મારા બાપ છે. તેમના ઋણમાંથી મુક્ત થવા મને એમના દર્શન કરવા દે. આ રીતે ઘણું કરગર્યો, તેથી ગુરખાએ શેઠની પાસે જઈને વાત કરીને સુરેશને અંદર આવવાની પરવાનગી આપી. સુરેશ આંખોમાં આંસુ પાડતો શેઠના ચરણમાં પડીને બોલ્યો, બાપુ...બાપુ! તમને શું દુઃખ છે? તમે મૂંઝાવ મા. મને બધું કહો. બેટા! તું કોણ છે? હું આપનો સુરેશ. આપે આજથી ૧૦ વર્ષ પહેલાં મને એક હજાર રૂપિયા આપ્યા હતા. બેટા! તે વખતે મારી સ્થિતિ હતી. હાલ હું લાચાર છું. બાપુ! મને પૈસા નથી જોઈતા. હું તો યત્કિંચિંત ઋણમાંથી મુક્ત થવા આવ્યો છું. માટે આપની મૂંઝવણ મને વિના સંકોચે કહો.

શેઠ કહે—દીકરા! હું તને શું વાત કરું? હમણાં મારા કર્મયોગે મને ખુવારી થઈ છે, અને લગભગ પાંચ લાખનું મારા માથે કરજ થઈ ગયું છે. લેણીયાતો લેવા માટે દોડાદોડી કરે છે ને હાલ હું ભરી શકતો નથી તેની મને મૂંઝવણ છે. સુરેશે ફેટ કઈને ખીસામાંથી ચેકબુક કાઢીને રૂા. પાંચ લાખનો ચેક લખીને શેઠના ચરણમાં ધરી દીધો. બેટા! આ શું? બાપુ! આ બધું તમારું છે. મારું કાંઈ નથી. સુરેશની આટલી ઉદારતા જોઈ શેઠનું હૃદય ગળગળું બની ગયું, અને બોલ્યા—બેટા! હું તારા આગ્રહથી દુઃખનો માર્યો લઉં છું પણ તને જરૂરથી વ્યાજ સહિત પાછા આપીશ. આજે તેં મારી ઈજ્જત ને આબરૂ સાચવી છે. તેં મને ઉજળો કર્યો છે. ધન્ય છે બેટા તને ને તારી જન્મદાતાને!

સુરેશ કહે—બાપુ! આવું બોલીને મને શરમાવો નહિ. હું તો તમારો કિંકર છું. તમે મને ઉજળો કર્યો છે. આ બધો પ્રતાપ આપની ઉદારતાનો છે. હું તો તમારા ઋણમાંથી ક્યારે પણ મુક્ત થઈ શકવાનો નથી. આપે મને જે આપ્યું છે તેના બદલામાં હું કાંઈ પણ આપી શકતો નથી. આપ ફુલ સમાન છો ને હું કળી સમાન છું. સુરેશના આવા વચન સાંભળી શેઠ ગદ્દગદ્દ થઈ ગયા ને રડતી આંખે તેને વિદાય આપતાં એટલું બોલ્યા—બેટા! હું તારા પૈસા જરૂર વ્યાજ સહિત પાછા આપીશ. સુરેશ કહે આપ શું બોલ્યા? આપે મને જ્યારે આપ્યા હતા ત્યારે શું બોલ્યા હતાં તે ખ્યાલ છે ને? કે દીકરા! પાછા લેવા માટે નથી આપતો. આપે મને ભણાવ્યો છે માટે આપ પાછું આપવાનું ક્યારે પણ વિચારશો નહિ.

બંધુઓ! જેણે હિંમતવાન દિલથી આપ્યું છે તેને દેનાર જરૂર મળી રહે છે. સુરેશ અને શેઠ બાપ દીકરા જેવા બની ગયા શેઠે લેણીયાતોને પૈસા ચૂકવવા માંડ્યા ત્યારે લેણીયાતો કહે છે બાપુ! તમારી તિજોરીમાં છે તે અમારી તિજોરીમાં છે. અમારે હાલ જરૂર નથી. સમજાયું ને કે દુનિયાનો ક્રમ કેવો છે! શેઠની ચડતીના દિવસો આવી ગયા. શેઠ અને સુરેશ દુઃખીઓના આંસુ લૂછનાર બન્યા, અને તેઓ

ખરેખર પોતાની માનવતા જગતની સામે બતાવીને અનેકને સાચા માનવ બનાવ્યા. ઉપકારીનો ઉપકાર નહિ ભૂલનાર એવા સુરેશે પોતાનું જીવન ગુલાબના પુષ્પની માફક મહેંકતું બનાવ્યું, અને શેઠે પણ કોઈ જાતની આશા વગર નિઃસ્વાર્થ ભાવે સુરેશને પૈસા આપ્યા હતા તો તે સમય આવ્યે બદલો આપવા તૈયાર થયો. તમે પણ પરિગ્રહની મમતા છોડીને જો કોઈ દુઃખીના આંસુ લૂછશો તો તમારા મૂંઝવણના પ્રસંગે શેઠની માફક તમારી મૂંઝવણ દૂર થશે.

હવે સમય થઈ ગયો છે. મુખ્ય વાત આપણી એ હતી કે દેવકી માતાના દિલમાં એ વિચાર આવ્યો કે મુનિના બોલ કદી નિષ્ફળ ન જાય ને આમ કેમ બન્યું? હવે દેવકીજી શું વિચારશે તેના ભાવ અવસરે.

ચરિત્ર :– "મેઘનાદ સામે પ્રભાવતીએ કરેલો પડકાર" :– કેશર વિદ્યાધર હેમાંગદ રાજાને કહે છે કે હે મહારાજા! પ્રભાવતી રાણીને ઉઠાવી જનાર સામાન્ય માનવી ન હતો. તે મેઘનાદ નામે મોટા રાજા હતા. અમે ત્યાં પહોંચ્યા ત્યારે એ મેઘનાદ રાજા તેને પ્રલોભન આપીને પોતાની રાણી બનાવવા માટે સમજાવતો હતો. ત્યારે પ્રભાવતી તેને જે જવાબ દેતી હતી તે સાંભળવા જેવો છે. એના જવાબ ઉપરથી સમજાઈ જાય છે કે એ સાચી સતી શિરોમણિ છે. રાણીએ મેઘનાદને કહ્યું કે હે દુષ્ટ! મારા પતિ આગળ મોટો ઈન્દ્ર પણ મારે મન તુચ્છ છે. તો તું શી વિસાતમાં! તને ખબર નહિ હોય કે હું કોની બહેન છું! મારો ભાઈ મણીચૂડ છે ને બીજો પાંડુપુત્ર અર્જુન પણ મારો ભાઈ છે. તું એમને નથી ઓળખતો. એમને ખબર પડશે એટલે તરત આવશે ને તારા બૂરા હાલ થશે. માટે હજુ પણ કહું છું કે સમજી જા. ત્યારે ડબલ ઉછળીને કહે છે તારો ભાઈ મણીચૂડ અને અર્જુનની શી તાકાત છે! માટે તું એમનું નામ લઈશ નહિ ને મારું કહ્યું માની જા. ત્યારે પ્રભાવતી ગુસ્સે થઈને કહે છે કે–

કયોં મુખસે તૂ બૂહ નિકાલે, મૈં વંછૂ તુઝ નાશ,
કભી સિંહની ઘાસ ન ખાવે, જો લંઘન હો જાય હો....શ્રોતા....

હે પાપી! હું તને ના કહું છું છતાં શરમ નથી આવતી? તું શું મુખમાંથી થૂંક ઉડાડયા કરે છે? તને ખબર નથી કે સિંહ અને સિંહણને કદાચ શિકાર ન મળે તો લાંઘણ ખેંચે પણ કદી ઘાસ ખાય નહિ તેમ કદાચ આ મારો દેહ પડી જશે તો ખેર, પણ તને તો નહિ જ ઈચ્છું, મને તો તારા સામું જોવું પણ ગમતું નથી. કદાચ તું મને એમ કહે ને કે મારા મોઢા ઉપર થૂંક તો મને તારા મોઢા ઉપર થૂંકવું પણ ગમતું નથી. તું કહે છે ને કે તારા પતિમાં શું પાણી છે તો સાંભળ. મારો પતિ કેવો પવિત્ર છે!

કહાં અમૃત કહાં જહર હલાહલ, કહાં રત્ન પાષાનૂ।
કહાં સુજ પતિ કહાં ત કામી, કહાં ભુગત કહાં ભાન હો...શ્રોતા....

ક્યાં મારા પતિ અમૃતના કુંભ જેવા ને ક્યાં તું હળાહળ ઝેરથી ભરેલા કુંભ જેવો! મારા પતિ તો એવા પવિત્ર પુરૂષ છે કે તે જેના સામે દૃષ્ટિ કરે તે પાપી હોય તો પવિત્ર બની જાય છે. એ પરસ્ત્રીને માતા અને બહેન સમાન માને છે ને તું તો કેવો લંપટ છે! મારા પતિ રત્ન સમાન તેજસ્વી છે. શીયળના તેજથી તેમનું લલાટ સૂર્યની સમાન ઝગારા મારે છે ને તારું મોઢું તો જો. સમજ, ક્યાં રત્ન ને ક્યાં પાષાણ! એ તો સૂર્ય સમાન તેજસ્વી છે ને તું તો તેમની આગળ આગીયા જેવો પણ નથી, અને પરનારી ઉપર જે કુદૃષ્ટિ કરે છે તેના કેવા બૂરા હાલ થાય છે તે શું તું નથી જાણતો? સતી સીતા ઉપર રાવણ કુદૃષ્ટિ કરીને ઉપાડી ગયો તો રામ તેની સામે યુધ્ધ કરવા ગયા તો કેવો હારી ગયો! લંકાપતિ રાવણ એક દિવસ રાખમાં રોળાઈ ગયો, તેમ હે દુષ્ટ રાજા! તું નહિ સમજે તો તારા પણ એવા જ હવાલ થશે. મારો ભાઈ અને મારા પતિ જરૂર મને છોડાવવા આવશે ને મારા પતિના ખડ્ગ રૂપી દીપકમાં તું પતંગિયાની જેમ મરી જઈશ. પરનારી તો પ્રત્યક્ષ વિષની વેલ જેવી છે. જેમ વિષ ભક્ષણ કરનારો તરત મરણને શરણ થાય છે તેમ પર સ્ત્રી પર કુદૃષ્ટિ કરનાર તો જીવતો છતાં મરેલા જેવો બની જાય છે. કારણ કે આવું કાર્ય કરવાથી આ લોકમાં અપકીર્તિ થાય છે ને પરલોકમાં તેની દુર્ગતિ થાય છે. તેનો કોઈ વિશ્વાસ કરતું નથી. માટે તું સમજી જા. હું તારા ભલા માટે કહું છું. આ પ્રમાણે પ્રભાવતી ક્રોધમાં આવીને મેઘનાદ રાજાને કહેતી હતી ત્યાં અર્જુનજી ને હું પહોંચી ગયા. પછી શું બન્યું તેના ભાવ અવસરે.

卐

## વ્યાખ્યાન નં. ૩૪

શ્રાવણ વદ ૭ને શનિવાર તા. ૬-૮-૭૭

અનંત કરૂણાનીધિ, વાત્સલ્ય વારિધિ જિનેશ્વર ભગવંતોએ ભવ્ય જીવોના કલ્યાણને માટે શાસ્ત્રની પ્રરૂપણા કરી. શાસ્ત્રમાં અલૌકિક ભાવ ભરેલાં છે.

अज्ञानाऽहि महामंत्र, स्वाच्छन्द्यज्वरलंघनम् ।
धर्मारामसुधा कुल्यां शास्त्रमाहुर्महर्षयः ॥

શાસ્ત્ર અજ્ઞાનરૂપ સર્પનું ઝેર ઉતારવામાં મહામંત્ર સમાન, સ્વચ્છંદતા રૂપ જ્વરનો નાશ કરવામાં ઉપવાસ સમાન, અને ધર્મરૂપ બગીચામાં અમૃતની નીક સમાન છે. મહાન મંત્રોથી સર્પનું ઝેર ઉતરી જાય છે, તપ કરવાથી કર્મો ~ ~ અને

પાણીનું સિંચન કરવાથી બગીચો લીલોછમ રહે છે. તો હવે હું તમને બધાને પૂછું છું કે તમને ક્યા સર્પનું ઝેર ચઢયું છે તે જાણો છો ? જો તમારે તેનું નિદાન કરાવવું હોય તો વીતરાગ ભવનમાં આવીને શાંતિથી બેસો. વીતરાગના વારસદાર સંતો તમને નિદાન કરીને કહે છે કે હે દેવાનુપ્રિયો ! તમને અજ્ઞાન નામના સર્પનું ઝેર ચઢયું છે. તમને સ્વચ્છંદતા નામનો તાવ આવી ગયો છે અને તમારા જીવનમાં ધર્મ નામનો બગીચો સૂકાઈ રહ્યો છે. બોલો, આ નિદાન સાચું લાગે છે ને ? તમને સાચું લાગે તો ઔષધિ લેજો. આ નિદાન સાચું છે ને રોગ નાબૂદ કરવાના ઇલાજો પણ રામબાણ છે. સાંભળો. અજ્ઞાનરૂપી સર્પનું ઝેર ઉતારવા માટે શાસ્ત્રરૂપી મહાન મંત્રનો જાપ કરો. તપ–ત્યાગરૂપી ઔષધિ લો તો તાવ ઉતરી જશે અને ભગવંતના વચનામૃતરૂપી પાણીની નીક વહેવડાવો જેથી તમારો ધર્મરૂપી બગીચો લીલોછમ થઈ જશે. આત્મા ઉપર અજ્ઞાનનું વિષ અનંતકાળથી ચઢેલું છે. એટલે બે ત્રણ મહિના કે એકાદ વર્ષ સુધી શાસ્ત્રના સ્વાધ્યાય રૂપ જાપ કરવાથી અજ્ઞાન રૂપ સર્પનું ઝેર નહિ ઉતરે પણ જીવનમાં રાત–દિવસ શાસ્ત્ર સ્વાધ્યાયનો જાપ ચાલુ રહેવો જોઈએ. તેમાં રમણતા રહેવી જોઈએ. સ્વચ્છંદતારૂપી તાવ ઉતારવા માટે ઈન્દ્રિઓને કાબૂમાં રાખી તપ ત્યાગ આદિ ઉપવાસ કરવા પડશે. કારણ કે આ તાવ આજકાલનો નથી ઘણો જૂનો છે. તમને કોઈ રોગ ઘણાં સમયથી લાગુ પડેલો હોય તેને મટાડવા માટે દવા ઘણા લાંબા સમય સુધી લેવી પડે છે ને ? તેમ આ સ્વચ્છંદતા રૂપી તાવ ઘણો જૂનો હોવાથી તેની ખરાબ અસર આત્માના પ્રદેશે પ્રદેશે વ્યાપી ગઈ છે. તેને દૂર કરવા માટે ઘણો ટાઈમ સાધના કરવી પડશે, શાસ્ત્ર સ્વાધ્યાયની નીક દ્વારા ધર્મરૂપી બગીચાને દરરોજ સિંચન કરવું પડશે. જો સિંચન નહિ થાય તો સૂકાઈ જતાં વાર નહિ લાગે.

ઉપર કહ્યું તે લક્ષથી જો શાસ્ત્રનું અધ્યયન કરશો તો આત્માની રોનક બદલાઈ જશે. ઝેર ઉતરી જતાં કેવો આનંદ થાય ! તાવ ઉતરી જતાં સ્ફૂર્તિ આવે છે ને બગીચો લીલોછમ થતાં સુગંધ અને શીતળતા મળે છે, તેમ નિર્વિષ અને નિરોગી બનીને ધર્મ બગીચામાં બે ઘડી તમે આવીને બેસશો તો દેવલોકના ઈન્દ્ર કરતાં પણ અલૌકિક સુખનો અનુભવ કરી શકશો. શરીરમાં ઝેર વ્યાપેલું હોય, તાવથી શરીર બળતું હોય ત્યારે તમને બગીચામાં આનંદ નહિ આવે, બગીચાની રમણીયતા તમને સુખપ્રદ નહિ લાગે, ત્યાંના વિશ્રામસ્થાનોમાં આરામ નહિ લાગે, અને ત્યાંના પુષ્પો સુગંધમય નહિ જણાય, પણ જો સાચો આનંદ જોઈતો હોય તો તીર્થંકર પ્રભુની વાણીરૂપ શાસ્ત્રના વચનનું વારંવાર ચિંતન–મનન કરો. શાસ્ત્ર સ્વાધ્યાય એ આપણા જીવનમાં વ્યસન બની જવું જોઈએ. જેમ જે મનુષ્યને જેનું વ્યસન હોય છે તેના

વિના તેને ચેન પડતું નથી, તેમ જેને શાસ્ત્ર સ્વાધ્યાયનું વ્યસન પડી ગયું હોય તેને પણ સ્વાધ્યાય કર્યાં વિના ચેન ન પડે. જીવને એમ જ થાય કે આજે મેં કંઈ કર્યું નથી. જેમ જેમ શાસ્ત્ર સ્વાધ્યાય વધતી જાય તેમ અજ્ઞાન, સ્વચ્છંદતા અને ધર્મહીનતા દૂર થતી જાય ને પોતાને જ ખ્યાલ આવી જાય કે હું કેટલો આગળ વધ્યો !

દેવાનુપ્રિયો ! બોલો, હવે તમારે કઈ બાબતમાં આગળ વધવું છે ? આત્માની ઉન્નતિના ક્ષેત્રમાં કે પછી ભૌતિક સુખની ઉન્નતિના ક્ષેત્રમાં ? આજે તો મોટા ભાગે માનવીની દોટ ભૌતિક સુખના સાધનો મેળવવા માટે હોય છે. જોઈએ છે સુખ અને શાંતિ પણ પુરૂષાર્થ તો ઉલ્ટી દિશામાં કરો છો. પછી તમને સુખ કે શાંતિના દર્શન ક્યાંથી થાય ? દિવસમાં ૦૧ કલાક કે અડધો કલાક તો તમે આત્મચિંતન કરો. આવળી દોટથી શું મળવાનું છે ? તમારી પાસે આટલો બધો પરિગ્રહ છે છતાં સુખ કે શાંતિનું નામનિશાન નથી. સુખેથી ખાઈ કે ઉંઘી શકતા નથી. ત્યારે સાધુ પાસે કંઈ પરિગ્રહ નથી છતાં કેટલું સુખ ભોગવે છે ને તેમના જીવનમાં કેટલી શાંતિ છે ! માટે તમે એક વાત જરૂર યાદ રાખજો કે શાંતિ બહારથી નહિ મળે, પણ આત્મામાંથી મળશે. જ્યાં સુધી અજ્ઞાનનો અંધકાર નહિ ટળે, આત્મિક જ્યોતિ નહિ જલે ત્યાં સુધી સાચી શાંતિ કે સુખ નહિ મળે. માટે સાચું સુખ જોઈતું હોય તો આત્મા તરફ દૃષ્ટિ કરો.

જેમણે આત્માની અલૌકિક શાંતિ પ્રાપ્ત કરી છે તેવા અણગારો દેવકીજીના મનનું સમાધાન કરીને ચાલ્યા ગયા. કારણ કે સંતો વિના કારણે ગૃહસ્થના ઘરે ઉભા ના રહે. તેમજ વાતો પણ ના કરે. તેમને સત્કાર, સન્માનની ઈચ્છા હોતી નથી. કહ્યું છે કે

"न पूयणं चेव सिलोगकामी, पियमप्पियं कस्सइ णो करेज्जा ।
सव्वे अणट्ठे परिवज्जयन्ते, अणाउले य अकसाइ भिक्खु ॥ सूय.

સાધુ પોતાના સત્કારની કે કીર્તિની ઈચ્છા ન રાખે. કોઈની સાથે રાગ-દ્વેષ ન કરે. બધા અનર્થોનો ત્યાગ કરતો આકુળતા વગરનો તેમજ કષાય રહિત બનીને વિચરે.

સાધુનો કોઈ આદર સત્કાર કરે કે તેનું અપમાન કરે તો તેમાં હર્ષ કે શોક ન કરે. વ્યાખ્યાન આપે તે સાંભળીને શ્રોતાજનો એમ કહે કે વાહ...વાહ શું આપનું વ્યાખ્યાન છે ! શું એમની વાણી મીઠી છે ! શું આપનું જ્ઞાન છે ! એમ ખૂબ પ્રશંસા કરે તો તેમાં હરખાઈ ન જાય કે કેવા મારા વખાણ થાય છે ! જેના હૃદયમાં પ્રસિદ્ધિ, સત્કાર, સન્માન વિગેરેની ઈચ્છા હોય તે આત્મસાધના કરી શકતો નથી. માટે બધી ઈચ્છાઓનો મહાન સંત ત્યાગ કરે છે. વધુ શું કહું ! સાધુને ગમે તેટલા સત્કાર સન્માન મળે તેમાં તે રાચે નહિ. એની દૃષ્ટિ તો માત્ર મોક્ષ

મેળવવા તરફ હોય છે. તમે તમારું ઘર છોડીને બહારગામ કોઈ સગાં સ્નેહીને ઘેર જાઓ. ત્યાં બધી જગ્યાએ તમને ગમે તેટલા સન્માન મળે છતાં જ્યારે ઘેર આવો ત્યારે શું કહો ? હાશ....હવે શાંતિ તે રીતે સાધુને ગૃહસ્થ તરફથી ગમે તેટલાં સત્કાર ને સન્માન મળે છતાં તેમને આનંદ ન હોય એને તો માત્ર મોક્ષ મેળવવાના કાર્યમાં જ આનંદ હોય. ટૂંકમાં સાધુ પોતાની પ્રશંસા કરનાર પ્રત્યે રાગ ન કરે તેમ નિંદા કરનાર પ્રત્યે દ્વેષ ન કરે, પણ બન્ને પ્રત્યે સમભાવ રાખે.

અજ્ઞાની જીવ નિંદા કરે તો સાધુ એવો વિચાર કરે કે ખરેખર, મારામાં એવો કોઈ દોષ નથી છતાં તે આત્માને એમ લાગ્યું તો મારે નિંદા કરનારનો ઉપકાર માનવો, પણ તેના ઉપર ક્રોધ ના કરે. અને વિચાર કરે કે મારો દોષ નથી છતાં એણે મારી નિંદા કરી છે તો એમાં મારું શું બગડવાનું છે ? મારું કંઈ નુકશાન થવાનું નથી પણ નિંદા કરનાર પોતાનું અહિત કરીને અશુભ કર્મ બાંધે છે. બિચારો મારા નિમિત્તે પાપમાં ડૂબે છે. એટલે સંતની દૃષ્ટિમાં તે ક્રોધને પાત્ર ન બનતાં દયાને પાત્ર બને છે. અથવા એવો વિચાર કરે કે અત્યારે મારો કોઈ દોષ નથી છતાં મારી નિંદા કરે છે તો મેં કોઈ બીજા ભવમાં એવા અશુભ કર્મો બાંધ્યા હશે કે જેથી મારા કર્મો મારી નિંદા કરાવે છે. નિંદા કરનાર તો નિમિત્ત માત્ર છે. તો મારે એના ઉપર શા માટે ક્રોધ કે દ્વેષ કરવો જોઈએ ! પૂર્વભવમાં એવા કર્મો કરીને આવ્યો છું તો ભોગવી રહ્યો છું. આ ભવમાં જો ક્રોધ કે દ્વેષ કરીશ તો અશુભ કર્મોનો બંધ થશે ને કર્મો ભોગવવા પડશે. આવું સમજીને સમતાભાવમાં સ્થિર રહે ને આત્મા સાધનામાં સમય માત્રનો પ્રમાદ કરે નહિ.

બંધુઓ ! આ તો સાધુની વાત કરી પણ તમારા જીવનમાં આવા પ્રસંગો આવે ત્યારે તમારે પણ સમભાવ રાખવો જોઈએ. તમે પણ સાધુના ઉપાસક છો ને ? હવે પર્યુષણ પર્વ નજીક આવે છે. આપણે ત્યાં કાલે બે ભાઈઓ બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા લેવાના છે. એમને જોઈને તમને થવું જોઈએ કે હવે અમે પણ એવા મહાન વ્રતમાં આવીએ. જ્યારે તમે દીક્ષા લઈ શકતાં નથી તો ઉત્તમ આરાધના કરી જીવન સફળ બનાવો. જો તમારે જન્મમરણનાં ફેરાથી મુક્ત થવું હોય તો આ ભોગવિલાસ છોડવા પડશે, ને આત્માનું કલ્યાણ થાય તેવી ધર્મની આરાધનામાં જોડાવું પડશે. ભગવતી સૂત્રમાં ભગવાને આરાધકના ચાર પ્રકાર બતાવ્યા છે. તેમાં એક જ્ઞાન સંપન્ન છે પણ શીલ સંપન્ન નથી. એક શીલસંપન્ન છે પણ જ્ઞાન સંપન્ન નથી. એક શીલ સંપન્ન છે ને જ્ઞાનસંપન્ન પણ છે, અને એક શીલસંપન્ન નથી ને જ્ઞાનસંપન્ન પણ નથી. જે આત્મા શીલસંપન્ન છે પણ જ્ઞાનસંપન્ન નથી તેને દેશ આરાધક કહેવામાં આવે છે. જે આત્મા જ્ઞાનસંપન્ન છે પણ શીલસંપન્ન નથી તે દેશ વિરાધક

છે. જે આત્મા જ્ઞાન અને શીલ બંનેથી સંપન્ન છે તે સર્વ આરાધક છે. જે આત્મા જ્ઞાનસંપન્ન નથી ને શીલસંપન્ન પણ નથી તે સર્વ વિરાધક છે. જિનેશ્વર પ્રભુના માર્ગની વિરાધના કરશો તો ક્યાંય આરો નહિ આવે. આરાધક સાધુ જઘન્ય પહેલા દેવલોકમાં ને ઉત્કૃષ્ટ સર્વાર્થસિધ્ધ વિમાન સુધી જાય, પણ જૈન સાધુ થયા પછી આરંભ ને પરિગ્રહની પ્રવૃત્તિમાં પડી જઈને મૂળ ગુણ તથા ઉત્તર ગુણમાં દોષ લગાડે તો જઘન્ય ભવનપતિ ને ઉત્કૃષ્ટ પહેલા દેવલોક સુધી જઈ શકે. આરાધક શ્રાવક જઘન્ય પહેલા દેવલોકે ને ઉત્કૃષ્ટ બારમા દેવલોક સુધી જાય. શ્રાવકપણામાં માત્ર બારમા દેવલોક સુધી જવાય. તેનાથી આગળ ન જવાય. માટે સાધુપણું લીધા વિના સિધ્ધ થઈ શકાતું નથી વિરાધક આત્માની ગતિનો વિચાર કરીને આપણાથી એવી વિરાધના ન થઈ જાય તેનો ખ્યાલ રાખજો ને પૂર્વે જે વિરાધના કરી હોય અગર કોઈ દોષ લાગ્યો હોય તો આ ભવમાં આલોવી, પડિક્કમી, નિંદી નિઃશલ્ય બની જજો.

બંધુઓ ! ભગવાન મહાવીરની પેઢીના તમે નાયક બન્યા છો તો બરાબર નાયક બનજો આ પેઢી ઉપર તમે ગમે તે વહેપાર કરો તેમાં સદા નફો, નફોને નફો છે. અહીં કદી ખોટ આવતી નથી. માટે નાનો મોટો જે વહેપાર કરવો હોય તે કરવા માટે તૈયાર થજો પણ પ્રમાદ ના કરશો. છ અણગારો પ્રમાદરહિત બની માન–સન્માનનો મોહ છોડીને સાચા સાધક બની ગયા છે. તેઓ દેવકીજીના મહેલેથી ગૌચરી કરીને ગયા પછી દેવકીજી વિચાર કરવા લાગ્યા કે મને અતિમુક્ત મુનિએ કહ્યું હતું કે હે દેવકી ! તું આઠ પુત્રોને જન્મ આપીશ. અને તે આઠ પુત્રો કેવા હશે ? "सरिसए जाव नलकुब्बर समाणे नो चेव णं भारहेवासे अण्णाओ तारिसए पुत्ते पयायिस्सन्ति तं णं मिच्छा।" તારા બધા પુત્રો આકાર, વય અને કાંતિ આદિમાં સમાન થશેને દેખાવમાં બધા નલકુબરના જેવા સુંદર હશે. આ ભારત વર્ષમાં બીજી કોઈ માતા એવા પુત્રોને જન્મ આપી શકશે નહિ. તો આ અતિમુક્ત અણગારનાં વચન અસત્ય થયા કે શું ? આ પ્રમાણે વિચાર કર્યો. દેવાનુપ્રિયો એક માતાની કુંખેથી રૂપ, ગુણ અને કાંતિમાં એકસરખા પુત્રોનો જન્મ થવો તે જેવી તેવી વાત નથી. મહાન પુણ્યનો ઉદય હોય તો એવા પુત્રો મળે છે. આજે આપણે જોઈએ છીએ કે એક માતાએ જન્મ આપેલાં દીકરા હોય તો પણ સરખા હોતા નથી. એક રૂપાળો હોય તો એક કાળો હોય. એક બુધ્ધિશાળી હોય તો એક જડ હોય છે. ત્યારે અહીં તો આઠે આઠ પુત્રો સરખાં છે. દેવકીએ સંતોને જોઈને વિચાર કર્યો કે આ સંતો કહે છે કે અમે સુલશામાતાના પુત્રો છીએ. તો શું સુલશાએ આવા નળકુંવર સરખા પુત્રોને જન્મ આપ્યો હશે ! આવા પુત્રોની માતા તો મારે બનવાનું

હતું. મુનિના વચન ખોટા ન પડે ને આમ કેમ બન્યું ? આ પ્રમાણે દેવકી વિચાર કરવા લાગી. હવે તેના મનનું સમાધાન કેવી રીતે થશે તેના ભાવ અવસરે કહેવાશે.

ચરિત્ર :–"મેઘનાદ સામે અર્જુનજીનો પડકાર :"–પ્રભાવતી રાણી મેઘનાદ રાજાને ધડાકા બંધ જવાબ આપી રહી હતી. તે વખતે જ અમે ત્યાં પહોંચી ગયા. પ્રભાવતીના એકેક જવાબ એવા હતા કે ભલભલા માણુસ ધ્રુજી ઉઠે. અર્જુનને પણુ સંતોષ થયો કે હું જેની વહારે આવ્યો છું તે સાચી સતી છે. મેઘનાદ અને પ્રભાવતી વચ્ચે વાતચીત ચાલતી હતી. ત્યાં જ વચમાં અર્જુને જઈને કહ્યું કે હે અધમ પાપી ! આ સતી પ્રભાવતીને હરણુ કરીને તેં મોટું પાપ કર્યું છે. તારા મુખમાંથી નીકળતા શ્વાસોચ્છ્વાસથી આ પતિવ્રતા નારીને અપવિત્ર શા માટે બનાવે છે ? આનું હરણુ કરતાં તારું શરીર બળી કેમ ન ગયું ? હવે તું આ પ્રભાવતીને મને સોંપી દે. હું એને લેવા આવ્યો છું. આ પ્રભાવતીને તું હજુ ઓળખતો નથી. આ મણીચૂડ રાજાની બહેન છે ને મણીચૂડને મેં ભાઈ કર્યો છે. એટલે મણીચૂડની બહેન એ મારી ધર્મની બહેન છે. આ સાંભળીને પ્રભાવતીના રોમેરોમે આનંદ થયો. વચમાં જ તે બોલી ઉઠી કે વીરા ! મને શ્રધ્ધા હતી કે જરૂર તમે મારી વહારે આવશો. મારા સદ્ભાગ્યે તમે અહીં આવી પહોંચ્યા છો. ભગવાન તમને બળ આપે ને આપ મને આ પાપીના પંજામાંથી છોડાવો. આમ કહેતી સતીએ પડકાર કર્યો કે વિદ્યાધરના કૂળમાં કલંક લગાડનાર હે મેઘનાદ ! હવે તું જોઈ લે. કુંતામાતાનો જાયો ને મારો લાડીલો વીરો મારી વહારે આવ્યો છે. એ મહાન યોધ્ધો છે. મોટા મોટા મહારથીઓ પણુ એને જીતી શક્યા નથી તો તું શું હિસાબમાં ! હજુ પણુ કહું છું કે તું સમજીને મને સોંપી દે તો બંનેની મિત્રાચારી થશે ને પ્રેમ વધશે. જો નહિ સમજે તો તું હતો ન હતો થઈ જશે.

સુનકર વચન ધનંજય હર્ષા, કહે વિદ્યાધર તાંઈ,
અરે દુર્મતિ હો જા તૈયાર તૂ, મજા દિખાવે આઈ હો....શ્રોતા....

પ્રભાવતીના શબ્દો સાંભળીને અર્જુનને ખૂબ આનંદ થયો ને તેના પગમાં જોમ આવ્યું ને ગર્જના કરીને બોલ્યો હે પાપી મેઘનાદ ! તું હવે શસ્ત્ર હાથમાં લે ને તૈયાર થઈ જા. નહિતર મારી તલવાર તને યમરાજને ઘેર પહોંચાડશે. ત્યારે મેઘનાદે અભિમાનથી કહ્યું કે હે અર્જુન ! તું તો મારી પાસે કીડા જેવો છે. તારા જેવા તો કંઈકને મેં ચપટીમાં ચોળી નાંખ્યા. મારી પાસેથી આવી અદ્ભૂત અંગનાને કોણુ છોડાવી જનાર છે ? સિંહના પંજામાંથી મૃગલીને કોણુ છોડાવી શકે છે ? હું જોઉં છું. ત્યારે અર્જુને પડકાર કરીને કહ્યું. હે દુષ્ટ ! સાંભળ. વાણીમાં વીરતા તો ઘણાંને હોય છે પણુ ભુજામાં શૂરવીરતા ક્યાં છે ? જો હું પાંડુપુત્ર અર્જુન છું ને

કુરૂવંશમાં ઉત્પન્ન થયેલો છું. હમણાં જ તને મારી ભુજાનું બળ બતાવું છું, પણ કુરૂવંશી કદાપિ પહેલાં શસ્ત્ર ઉપાડતો નથી ને કોઈને પહેલાં પ્રહાર કરતો નથી. તો હે વિદ્યાધર! તું પ્રથમ શસ્ત્ર ઉગામીને પ્રહાર કર. એટલે વિદ્યાધર યુદ્ધ કરવા માટે તૈયાર થયો.

"મેઘનાદની હાર અને અર્જુનનો જય જયકાર" અર્જુનના વચન સાંભળીને ક્રોધિત થયેલા મેઘનાદે અર્જુન ઉપર પ્રહાર કર્યો, પણ અર્જુને તેનાં શસ્ત્રો અધવચ તોડી નાંખ્યા. પછી અર્જુને મેઘનાદ ઉપર શસ્ત્રનો એવો જોરથી પ્રહાર કર્યો કે મેઘનાદ ભૂમિ ઉપર પડી ગયો, ને બેભાન બની ગયો. ત્યારે અર્જુનને તેની ખૂબ દયા આવી ગઈ. જુઓ, મહાનપુરૂષો કેવા દયાળુ હોય છે કે પોતાનું અપમાન કરનાર શત્રુને પણ બચાવવા દોડે છે. અર્જુનને તેના ઉપર દ્વેષ ન હતો. એને મારી નાંખવાની ભાવના ન હતી પણ એની દુર્બુધ્ધિ સુધારવી હતી. એટલે ઉઠીને મેઘનાદની પાસે ગયો ને તેના મુખ ઉપર ઠંડુ પાણી છાંટયું. હવા નાંખીને શીતોપચાર કર્યો તેથી ભાનમાં આવ્યો. તે ધીમેથી બેઠો થયો. ત્યારે અર્જુન કહે છે કે મેઘનાદ! તું કહેતો હતો ને કે તું તો સીહ જેવો છે. તો હવે તું ફરીને શસ્ત્ર હાથમાં પકડીને મારી સાથે યુધ્ધ કરવા તૈયાર થા, પણ અર્જુનના એક જ વખતના શસ્ત્રના પ્રહારથી તેના હાડકા ખોખરા થઈ ગયા. હવે અર્જુન સામે ઉભા રહેવાની તાકાત નથી. પહેલા અભિમાનથી ઉછળ્યો. પણ હવે અર્જુનનું બળ જોઈને તેનામાંથી અભિમાનની હવા નીકળી ગઈ, અને અર્જુનની સામે થરથર ધ્રુજવા લાગ્યો. જેમ સિંહને જોઈને બકરાના રોમરોમ ઉભા થાય છે તેમ તેના રોમરોમ ઉભા થયા. હવે તે અર્જુનની પાસે શું બોલશે તેના ભાવ અવસરે.

❀

## વ્યાખ્યાન નં. ૩૫

**શ્રાવણ વદ ૮ ને રવિવાર** તા. ૭-૮-૭૭

संसारम्मि असारे, नत्थि जरामरण विप्पगहियम्मि।
जीवस्स नत्थि सोक्खं, तम्हा मोक्खो उवाएओ ॥

સર્વજ્ઞ, સર્વદર્શી ત્રિલોકીનાથ પરમપિતા ભગવાન મહાવીર સ્વામી જગતનાં જીવોને બોધ આપતાં ફરમાવે છે કે હે ભવ્ય જીવો! જન્મ જરા અને મરણથી ઘેરાયેલા આ અસાર સંસારમાં જીવને સુખ નથી. આવું સમજી મોક્ષના શાશ્વત સુખ મેળવવા મોક્ષ માર્ગની આરાધના કરો. કારણ કે જ્ઞાનીઓએ સંસારના સુખને સુખ કહ્યું નથી. સાચું સુખ તો તેને કહ્યું છે કે જ્યાં ચિંતા નહિ, સંતાપ નહિ,

ભય નહિ, પરાધીનતા નહિ કે કોઈ જાતની આકુળતા વ્યાકુળતા ના હોય. બોલો, તમારા સંસારમાં આવું સુખ છે? મોટા ચક્રવર્તિ સમ્રાટને કે ઈન્દ્રને પણ સુખ નથી કારણ કે એને પણ મૃત્યુનો ભય છે. તે સિવાય બીજી કોઈને કોઈ ચિંતાઓ ઉભી થયા કરે છે. કોઈ વખત સગાસબંધીના કારણે આકુળતા વ્યાકુળતા આવી જાય છે. બોલો, આવા ભય અને ચિંતા તથા શોકથી ભરેલા સુખને સુખ કહેવાય? જે સુખમાં દુઃખનું મિશ્રણ હોય તે સાચું સુખ કહેવાય નહિ. આ જીવને સુખ તો બહુ ગમે છે પણ તેમાં દુઃખનું મિશ્રણ ગમતું નથી. કેમ બરાબર છે ને? વિચારો, પચ્ચીસ માણસમાં ચોવીસ માણસે તમારું સન્માન કર્યું. ફક્ત એક માણસે અપમાન કર્યું તો શું થાય? ચારે તરફ સહુ ગુણગાન ગાય તો ગમે પણ કોઈક અવગુણ બોલે તો શું થાય? ટૂંકમાં આપણને ગમતું થાય તો આનંદ નહિતર ખેદ થાય. બરાબર છે ને? આનું નામ દુઃખમિશ્રિત સુખ. એક સંસ્કૃતકારે કહ્યું કે–

क्व चिद्वीणा नादः क्वचिदपिचहाहेति रुदितं,
क्वचिद् विद्वद् गोष्ठी क्वचिदपि सुरामत्तकलहः।
क्वचिद् रम्या रामा क्वचिदपि जरा जर्जरतनु,
न जाने संसारः किममृतमयः किं विषमयः॥

આ સંસારમાં ક્યાંક વીણાના મધુર નાદ સંભળાય છે તો ક્યાંક કરૂણ રૂદનના સ્વર સંભળાય છે. ક્યાંક વિદ્વાનોને જ્ઞાનગોષ્ટી કરતાં જોવામાં આવે છે તો ક્યાંક શરાબીઓના કલેશ જોવામાં આવે છે. ક્યાંક સુંદર સૌંદર્યવાન યુવાન સ્ત્રીઓ જોવામાં આવે છે તો ક્યાંક જર્જરિત શરીરવાળી વૃધ્ધ સ્ત્રીઓ જોવામાં આવે છે. કવિ કહે છે કે સમજણ નથી પડતી કે આ સંસારમાં અમૃતમય શું છે ને વિષમય શું છે? ટૂંકમાં જ્યાં તમે સુખ માનો છો ત્યાં દુઃખ ઉભું છે. એટલે આ સંસાર સુખ અને દુઃખનું મિશ્રણ છે. જેમ તમને મીઠા પકવાન બહુ ભાવે છે તેથી વધુ પડતા ખાધા. હવે ખાવાના આનંદ સાથે અકળામણ વધી ગઈ. બોલો, પકવાન ખાવાનું સુખ અનુભવશો કે અકળામણ થઈ તેનું દુઃખ અનુભવશો? બીજી રીતે મનુષ્યભવમાં ખૂબ દાનપુણ્ય કર્યા એટલે દેવલોકમાં ગયા. ત્યાં મહાન સુખો મળ્યા, પણ અંતે તો આયુષ્ય પૂરું થતાં એ સુખ છોડવાના ને? એ સુખો છોડીને ત્યાંથી ચ્યવીને માતાના ગર્ભની કોટડીમાં નવમાસ પૂરાઈ જવાનું. દેવલોકમાં સુગંધ સુગંધ મ્હેંકતી હતી ને ગર્ભમાં દુર્ગંધનો પાર નહિ. દેવલોકમાં અમૃતમય શુભ પુદ્‌ગલોનો આહાર કરવાનો ને ગર્ભમાં અશુચીમય પુદ્‌ગલો આરોગવાના. દેવલોકમાં રત્નજડિત સિંહાસનો ઉપર બેસવાનું મળે છે ને દેવતાઈ પુષ્પોની શય્યામાં આરામ કરવાનો હોય છે. ત્યારે માતાના ગર્ભમાં તો ટૂંટીયું વાળીને ઉંધે મસ્તકે કેરીની માફક નવ નવ મહિના સુધી લટકીને રહેવું પડે છે.

બંધુઓ! જોયો, થોડા સમય પહેલાંના ક્યાં દેવના સુખ અને ક્યાં ગર્ભનાં દુઃખ! અને જન્મ થયા પછી મનુષ્યનું એવું કયું સુખ છે કે જેમાં દુઃખ નથી. એક મોક્ષ જ એવી અવસ્થા છે કે જે પામ્યા પછી બીજું કાંઈ મેળવવાનું રહેતું નથી. ત્યારે સંસાર એ એવી અવસ્થા છે કે જેમાં કાંઈ ને કાંઈ મેળવવાનું બાકી રહે છે. જન્મ્યા પછી બાળક થયાં, બાળકમાંથી યુવાન બન્યાં, પરણ્યાં, ઘર માંડ્યું, ધંધો સારો મળી ગયો ને ખૂબ કમાયા, મનગમતી ચીજો ઘરમાં વસાવી દીધી. છતાં તૃપ્તિનો આનંદ કોણ અનુભવી શકે છે? એ તો બતાવો. એક તૃષ્ણા પૂરી ન થાય ત્યાં બીજી તૃષ્ણા ઉભી ને ઉભી રહેવાની છે. કદાચ કોઈ સંતોષી જીવડો સંસાર સુખ અને તેની સામગ્રી મળતાં સંતોષ અનુભવતો હોય છતાં અંતે મૃત્યુનું દુઃખ તો ઉભેલું છે. જ્યાં સુધી જીવ સિધ્ધ અવસ્થાને ન પામે ત્યાં સુધી મરણ પછી પાછી જન્મની કેદ તૈયાર છે. આવા સંસારમાં જીવને સુખ ક્યાંથી મળે?

**સંસાર કેવો છે? એક સાગર જેવો છે, ઉપરથી મોહક પણ ભીતર ભૂંડો છે,**
**તાગ મળે ના જેનો એવો ઊંડો ઊંડો છે....સંસાર**

સંસાર એ સાગર જેવો વિશાળ છે. ઉપરથી સોહામણો છે પણ અંદરથી બિહામણો છે, અને સંસારનાં સુખ એવા લોભામણાં છે કે જે એને મેળવવા માટે દોડે છે તે તેની તૃષ્ણામાં રગદોળાઈ જાય છે. કદાચ જીવનની જરૂરિયાત જેટલું મળી જાય તો પણ તેને શાંતિ નથી. એટલે જ્ઞાની પુરૂષો કહે છે કે સાચું સુખ તો મોક્ષમાં છે. જ્યાં શરીરની કેદ નહિ. કંઈ મેળવવાની ઉપાધિ નહિ કે પાપ નહિ. આટલા માટે જ્ઞાની પુરૂષો કહે છે કે આવો ઉત્તમ મનુષ્ય જન્મ પામીને મોક્ષ મેળવવાની ચાવી સિધ્ધાંતમાંથી મળશે.

દેવકીજી વિચારે છે કે છ અણગારો એક જ માતાના પુત્રો છે ને તે પણ એક સરખા સૌંદર્યવાન છે. એમને જોતાં જાણે મારી આંખડી ઠરી ગઈ. બંધુઓ! આવું સુંદર રૂપ મળવું તે પણ પુણ્યનો ઉદય હોય તો મળે છે. આજે માણસો રૂપની પાછળ કેટલા મુગ્ધ બને છે! અને પોતાનું રૂપ વધારવા માટે કેટલા ઉપાયો કરે છે. પાવડર છાંટે, સ્નો ચોપડે ને લાલીના લપેડા કરે છે છતાં એ રૂપ નકલી છે, કંઈ અસલ રૂપ નથી. છેવટે કાયા એક દિવસ અગ્નિમાં ભરખાઈ જવાની. તો તેનો આટલો બધો મોહ શા માટે રાખવો જોઈએ? પણ આજનો માનવી રૂપની પાછળ મુગ્ધ બને છે ને સૌંદર્ય ચાલ્યું જતાં શોક કરે છે, ઝુરે છે જ્યારે આત્માર્થી જીવોને રૂપનો મોહ હોતો નથી. એ ગુણની સૌંદર્યતા જુવે છે. આજના કહેવાતા વિદ્વાન રૂપ અને સૌંદર્યની પાછળ પાગલ છે, જ્યારે જેનો આત્મા જાગેલો છે તે

ભલે વિદ્વાન ન હતા પણ જે ભગવાનની ભક્તિમાં લીન હતા તેનો આત્મા કેવો હતો! એક ઐતિહાસિક વાતનો ન્યાય આપું.

પાશ્ચમદેશમાં શેક્સપીઅર નામનો એક વિદ્વાન થઈ ગયો. તે ખૂબ ભણેલો ગણેલો ને હોંશિયાર હતો, એના બનાવેલા નાટકો અને કાવ્યોના અનેક ભાષાઓમાં ભાષાંતર કરવામાં આવ્યા. તે ખૂબ પ્રસિધ્ધ છે. એવા શેક્સપીઅર એક દિવસ દિવાનખાનામાં બેસીને કોઈ કવિતા બનાવી રહ્યા હતા. તે વખતે અતિ સૌંદર્યવાન રૂપમાં રંભા જેવી એની પત્નીને સામેના પલંગમાં બેઠેલી જોઈને કવિતા લખતાં લખતાં વિચાર કરવા લાગ્યા કે આવી સુંદર મારી પત્ની ચાલી જશે તો પછી મારું શું થશે? એવી ભયની કલ્પના કરીને તે કવિતા બનાવવા લાગ્યા. એ કવિતાનો ભાવ એવો હતો કે હે પત્ની! તું આ જગતમાંથી ચાલી જશે તો મારું શું થશે? હું તારા વિના કેવી રીતે જીવી શકીશ? દેવાનુપ્રિયો! મોહના નાટકને વિચારજો. હજુ એની પત્ની જીવતી છે ને સાજી સારી છે. એના શરીરમાં રોગનું નામ નિશાન નથી. છતાં તેની પત્ની મરી જવાની કલ્પના માત્રથી શેક્સપીઅર જેવો વિદ્વાન નાટ્યકાર મુંઝાઈ ઉઠયો, અને મારી પત્ની ચાલી જશે તો મારું શું થશે? એ ચિંતામાં ને ચિંતામાં તે બાવરો બની ગયો. તેનું કારણ શું? તે તમે સમજ્યા? તેનામાં બાહ્યજ્ઞાન ઘણું હતું પણ સુખ અને દુઃખને પચાવવાનું આત્મિક જ્ઞાન ન હતું. એટલે પત્ની મરી જશે તો મારું શું? એવી કલ્પના કરીને અકળાઈ ગયો.

હવે આર્યદેશના માનવીની વાત કરું. ભક્ત નરસિંહ મહેતા થઈ ગયા. તેમનું નામ તો જગતમાં પ્રસિધ્ધ છે. નરસિંહ મહેતા શેક્સપીઅર જેવા હોંશિયાર કે વિદ્વાન ન હતાં કે નાટ્યકાર પણ ન હતાં. પણ ભગવાનના ભક્ત હતા. વહેલા કે મોડા એક દિવસ સૌને જવાનું છે એ વાત તે બરાબર જાણતાં હતાં. એમની પત્નીનું નામ માણેકબાઈ હતું. નરસિંહ મહેતા જેવા ભગવાનના ભક્ત હતાં તેવા તેમની પત્ની પણ હતાં. નરસિંહ મહેતા સંસારનું કાંઈ કામ કરતાં ન હતાં. એ તો હાથમાં મંજીરા લઈને ભગવાનનું ભજન કરવામાં મસ્ત રહેતા હતાં. એમની પત્ની પણ એમ કહેતી હતી કે સ્વામીનાથ! તમે ચોરા ઉપર બેસીને સુખેથી ભગવાનનાં ભજન ગાઓ. હું દળણાં દળી કામકાજ કરી તમને જમાડીશ. તમે ઘરની બિલકુલ ચિંતા કરશો નહિ. બેફીકર બનીને ભગવાનનું ભજન કરો. પુણ્યવાનને પત્ની પણ કેવી પવિત્ર મળે છે! કંઈક જગ્યાએ એવું જોવા મળે છે કે પતિ હાડહાડની મીંજમાં ધર્મના રંગે રંગાયેલો હોય છે ને પત્નીને ધર્મનું નામ સાંભળવું ગમતું નથી. એટલું જ નહિ પણ પતિને ધર્મ છોડાવવા માટે પ્રયત્ન કરે છે અને કંઈક જગ્યાએ પત્ની ધર્મિષ્ઠ હોય ત્યારે પતિને ધર્મ રૂચતો નથી. એટલે પત્નીને ધર્મારાધના કરતા અટકાવે છે. આ પાપનો ઉદય હોય ત્યારે આવું બને છે.

નરસિંહ મહેતાના પૂરા પુણ્યનો ઉદય હતો એટલે માણેકબાઈ જેવી પવિત્ર પતિવ્રતા પત્ની મળી હતી. એક દિવસ નરસિંહ મહેતા એમની ભજનમંડળીમાં બેસીને ભજન ગાવામાં મસ્ત બનેલા હતાં અને ઘરે એમના પત્ની માણેકબાઈનો એકાએક દેહ છૂટી ગયો. તે વખતે કોઈએ આવીને નરસિંહ મહેતાને સમાચાર આપ્યાં કે મહેતાજી! તમારી ધર્મપત્ની વૈકુંઠવાસી થયા છે. આ સાંભળીને નરસિંહ મહેતા રડવા ન બેઠા કે હાય...હાય મારી પત્ની મરી ગઈ. હવે મારું શું થશે? હવે મને કોણ ખવડાવશે? જેને ભગવાન ઉપર પૂરી શ્રધ્ધા છે તે નરસિંહ મહેતા ભગવાનનું ભજન ગાતાં ગાતાં બોલી ઉઠયા કે "ભલું થયું ભાંગી જંજાળ, સુખે ભજશું શ્રી ગોપાળ". હાથમાંથી મંજીરા લઈને ભજન ગાતાં ગાતાં નરસિંહ મહેતાના મુખમાંથી આ શબ્દો સરી પડયા. તેમના મુખની ઉપર શોકની આછી રેખા પણ ન દેખાઈ. શું નરસિંહ મહેતાને એમની પત્ની પ્રત્યે પ્રેમ ન હતો! તેથી દુઃખ ન થયું? "ના" એમ નથી. એમને માણેકબાઈ પ્રત્યે પ્રેમ હતો પણ સાથે એવું જ્ઞાન હતું કે એક દિવસ આ નશ્વર દેહનો ત્યાગ કરીને સૌ કોઈને જવાનું છે. મારે પણ એક દિવસ જવાનું છે. મરણને કોઈ રોકી શકે તેમ નથી તો પછી એમાં રડવાનું શું!

આર્યદેશ-હિન્દુસ્તાનના નરસિંહ મહેતા ઓછું ભણેલાં કે વિદ્વાન ન હતાં. છતાં એ જાણતાં હતાં કે એક દિવસ મરી જવાનું છે, એટલે પત્નીનું મૃત્યુ થયું છતાં દુઃખી ન થયા ને પશ્ચિમ દેશનો સુધરેલો ભણેલો ગણેલો વિદ્વાન શેક્સપીઅર વિદ્વતામાં નરસિંહ મહેતાને આંટી મારે તેવો હતો છતાં પત્નીના મૃત્યુની કલ્પના કરીને રડવા લાગ્યો. એણે એવો વિચાર ન કર્યો કે પહેલાં કોનું મરણ થશે એ કયાં નક્કી છે. કદાચ પહેલાં હું મરી જઈશ તો! આવો કંઈ વિચાર કર્યા વિના દુઃખી થવા લાગ્યો. ટૂંકમાં આપણો ભારતદેશ ધર્મપ્રધાન છે ને આવા નરસિંહ મહેતા જેવા ભકતોમાં આવું તત્વજ્ઞાન હોવાના કારણે અભણ છતાં ઘણું ભણેલા હતાં અને પાશ્ચમ દેશના ભણેલાગણેલા શેક્સપીઅર જેવા વિદ્વાનો તત્વજ્ઞાનના અભાવે ભણેલાં છતાં જ્ઞાનીની દૃષ્ટિએ અભણ છે.

આજે આપણે ત્યાં બ્રહ્મચર્ય મહોત્સવ છે. ભગવાને મોક્ષમાં જવા માટે ચાર ભવ્ય દરવાજા બતાવ્યા છે. દાન-શીયળ-તપ અને ભાવ. તેમાં સૌથી પ્રથમ દાનનો નંબર છે. તેનું કારણ શું? પરિગ્રહ સંજ્ઞાને તોડવા માટે દાન છે. ભગવાન કહે છે કે તમે જરૂરિયાતથી અધિક સંગ્રહ ન કરો. જેટલો વધુ સંગ્રહ કરશો તેટલી વધુ ઉપાધિ છે. તમારી પાસે પરિગ્રહનો ઢેકો હશે તો સરકાર તમારો કેડો પકડશે. તેના કરતાં સમજીને સત્કાર્યમાં એનો સદુપયોગ કરતાં શીખો. જેટલી પરિગ્રહની

મૂર્છા છૂટશે તેટલી ધર્મભાવના વધશે ને આશ્રવનું ઘર છોડી સંવરના ઘરમાં આવવાનું મન થશે.

બીજો નંબર છે શીયળવ્રતનો. આજે આપણે ત્યાં ચાર આત્માઓ સજોડે આજીવન બ્રહ્મચર્ય વ્રતની પ્રતિજ્ઞા લેવા તૈયાર થયા છે. સાથે મંગલકારી પર્યુષણ પર્વની પધરામણી થવાની છે. એ તો તમે સૌ જાણો છો ને ? દેશના વડાપ્રધાન મુંબઈમાં આવવાના હોય છે ત્યારે તમારા બધાના હૈયા હિલોળે ચઢે છે ને તેમનું સ્વાગત કરવા માટે કેટલી બધી ધમાલ કરો છો. તો આ તો આત્માનું ઉત્થાન કરાવનાર પર્વ છે. એનું સ્વાગત કેવી રીતે કરવું તેને માટે તમે પ્લાન ગોઠવ્યો હશે ને ? આ ચાર આત્માઓ બ્રહ્મચર્યવ્રતથી પર્વાધિરાજનું સ્વાગત કરે છે. આપ પણ બ્રહ્મચર્ય વ્રતમાં આવો. કારણ કે બ્રહ્મચર્ય એ આત્માની મહાનશક્તિ છે. બ્રહ્મચર્યનું પાલન કરવાથી રોગી માણસ નિરોગી બને છે. ટી.બી. જેવા રોગ પણ બ્રહ્મચર્યનું પાલન કરવાથી મટી જાય છે. બ્રહ્મચર્યનું કેટલું મહત્વ છે !

એક વખત એક નદીના કિનારે એક યુવાન વિદ્યાર્થી બેઠો હતો. તે "પાતંજલયોગ સૂત્ર" એ પુસ્તકનું વાંચન કરતો હતો વાંચન કરતાં કરતાં ब्रह्मचर्य प्रतिष्ठायां वीर्यलाभः આ સૂત્ર તેના વાંચવામાં આવ્યું. આ સૂત્ર બોલતો હતો ત્યાં સામેથી એક દુબળા પાતળા સંન્યાસી બાવાને આવતાં જોયા. સંન્યાસી યુવાન હતાં પણ શરીર દુબળું હતું. એમને જોઈને પેલો યુવાન હસવા લાગ્યો ને સંન્યાસીની મજાક ઉડાવતો હોય તેમ મોટેથી પેલું સૂત્ર બોલવા લાગ્યો. પેલા સંન્યાસીએ આ સૂત્ર સાંભળ્યું પણ કંઈ બોલ્યા નહિ. તેમણે વિચાર કર્યો કે હમણાં ભલે બોલતો. હું નદીમાં સ્નાન કરીને આવું પછી એને સમજાવું છું કે બ્રહ્મચર્યનું પાલન કરવાથી કેટલું વીર્ય સચવાય છે ! સંન્યાસી નદીમાં સ્નાન કરીને પાછા ત્યાંથી નીકળ્યા ત્યારે પેલો યુવાન બોલવા લાગ્યો કે જુઓ આ મોટો બ્રહ્મચારી. આનામાં ક્યાંય વીર્યલાભ દેખાય છે ? આના કરતાં તો ભોગીઓ કેવા હૃષ્ટ પુષ્ટ હોય છે.

પેલો યુવાન વીર્યલાભનો અર્થ સમજતો ન હતો. એટલે આ પ્રમાણે બોલવા લાગ્યો, પણ એને ખબર ન હતી કે રોજ પાપ કરનારા દુરાચારીઓ કદાચ શરીરે તગડા જેવા હોય તેમાં વિશેષતા નથી. શરીરની જાડાઈ એ કંઈ વીર્યલાભ નથી, પણ આત્માનાં તેજ, શબ્દમાં તાકાત, અને મુખ ઉપરના ઓજસ એ સાચો વીર્યલાભ છે. સંન્યાસી યુવાનની પાસે આવીને કહે છે કે યુવાન ! તું એનો સાચો અર્થ સમજતો નથી. જો તારે વીર્યલાભ જોવો હોય તો ઉભો થા ને ચાલ મારી સાથે. હું તને બતાવું. સંન્યાસીના શબ્દમાં કોઈ અલૌકિક તાકાત હતી. યુવાન તેના પ્રત્યે આકર્ષાયો. એની પાછળ પાછળ ગયો. જોઉં તો ખરો કે એની કેવી શક્તિ

છે! થોડે દૂર ચાલ્યા પછી એક ગુફા આવી. સંન્યાસીએ પોતાની ગુફાનું દ્વાર ખોલ્યું ને અંદર પ્રવેશ કર્યો. જેવો પ્રવેશ કર્યો તેવા ત્રણ સિંહ પાળેલા કૂતરાની જેમ પૂંછડી પટપટાવતા આવીને તેની સામે ઉભા રહ્યા. આ સિંહને જોઈને પેલો યુવાન તો થરથર ધ્રુજવા લાગ્યો. રખેને મને ખાઈ જશે તો? એ તો સંન્યાસીના પડખામાં ભરાઈ ગયો. યુવાનને ભયભીત બનેલો જોઈને સંન્યાસીએ ત્રણ સિંહોને ઉદ્દેશીને કહ્યું કે "જય! चले जाओ यहां से। समजते नहिं हो, अतिथि कांप रहा है" આટલું કહેતાંની સાથે ત્રણે સિંહ સંન્યાસીના ચરણમાં મસ્તક નમાવીને ચાલ્યા ગયા. સંન્યાસીએ યુવાનને કહ્યું કે ભાઈ! હવે તું સમજી ગયો ને કે બ્રહ્મચર્યનું પાલન કરવાથી વીર્યનું કેવું રક્ષણ થાય છે ને તેમાંથી કેવી દૈવી શક્તિ પ્રગટ થાય છે!

આપણું જૈનદર્શન તો પહેલેથી બ્રહ્મચર્યને મહત્વ આપતું આવ્યું છે. પણ અન્ય દર્શનોમાં પણ બ્રહ્મચર્યનું કેટલું મહત્વ બતાવ્યું છે! સ્વામી વિવેકાનંદને ગયાં કેટલા વર્ષો થયા છતાં હજુ લોકો તેમને યાદ કરે છે. તેમનામાં બ્રહ્મચર્યની શક્તિ અજોડ હતી. તેમના માટે કહેવાય છે કે તે એક વખત પુસ્તક વાંચે ને તેમને યાદ રહી જતું હતું. એક વખત સ્વામી વિવેકાનંદ પરદેશ ગયા હતા. ત્યાં તેમણે સભામાં ફક્ત એક મિનિટ બોલવાની માંગણી કરી ત્યારે તેમને કોઈ બોલવા માટે ઉભા થવા દેતું ન હતું, પણ આવેલા અતિથિનું અપમાન ન કરાય તે દૃષ્ટિથી સભ્યતા જાળવવા ફક્ત અડધી મિનિટ બોલવા ઉભા કર્યા. તેમાં સૌથી પ્રથમ શબ્દ બોલ્યાં કે માતાઓ ને બહેનો! શુધ્ધ બ્રહ્મચર્યની તાકાતથી અંતરના નીકળેલા ઉદ્ગારોએ ત્યાંની પ્રજા ઉપર જાદુઈ અસર કરી. અડધી મિનિટ માટે બોલવા ઉઠેલા સ્વામી વિવેકાનંદ બે કલાક સુધી બોલ્યાં પણ સભામાંથી કોઈ ઉઠતું નથી. તેમનું ભાષણ સાંભળીને સભા સ્તબ્ધ બની ગઈ. ભાષણ બંધ કર્યું ત્યારે લોકો કહે છે સ્વામીજી! હજુ બોલો.

પરદેશી પ્રજા તેમના તરફ આકર્ષાઈ અને તેમના બે મોઢે વખાણ કરવા લાગી. દરરોજ તેમનાં ભાષણો થવા લાગ્યા. તેમાં સ્વામી વિવેકાનંદ ભારતીય સંસ્કૃતિનાં ભારોભાર વખાણ કરતાં હતાં. કેટલાક અંગ્રેજોથી સહન થયું નહિ. તેમના મનમાં એમ થવા લાગ્યું કે આપણો દેશ આટલો બધો સમૃધ્ધ છે છતાં તેના ગુણ ગાતાં નથી ને ભારતીય સંસ્કૃતિનાં જ ગુણ ગાય છે. પણ એમને ખબર નથી કે આપણે કેટલા બધા આગળ વધી રહ્યાં છીએ. આપણી કળા તેમને બતાવીએ.

એક વખત અંગ્રેજો વિવેકાનંદજીને કતલખાનું જોવા લઈ ગયા. ત્યાં જવાની તેમની બિલકુલ ઇચ્છા ન હતી પણ ન છૂટકે જવું પડ્યું. કતલખાનામાં દાખલ થયા ત્યાં એક બેંચને મશીન દ્વારા કાપવામાં આવી. ગણુ કલાકમાં બેંચ કપાઈ ગઈ.

તેના શરીરના અવયવો ચૌદ વિભાગમાં વહેંચાઈ ગયા ને તેના ચૌદ પેકેટો તૈયાર થઈ ગયા. પોતાની કળાનું પ્રદર્શન કરાવીને અંગ્રેજો સ્વામી વિવેકાનંદજીની સામે જોવા લાગ્યા. સ્વામીજી તો કંઈ બોલ્યા નહિ ત્યારે તેમણે સામેથી પૂછ્યું કે બોલો, તમારા ભારતમાં શું છે? અમે ત્રણ કલાકમાં કેવું સુંદર કાર્ય કરી શકીએ છીએ! હવે તમે અમારા વખાણ કરશો કે નહિ? ત્યારે વિવેકાનંદજીએ ગંભીરતાથી કહ્યું કે મેં ત્રણ કલાકમાં એક ભેંસ કપાઈ અને તેના જુદા જુદા અવયવોના ચૌદ પેકેટમાં વિભાગ થતાં જોયાં ત્યારનું મારું હૃદય કંપી ઉઠયું છે.

કોઈ નિર્દોષ પ્રાણીને મારી નાંખવા તે શું કોઈ કળા છે? તમને કોઈ આ રીતે મારી નાંખે તો કેવું થાય? તમને મરવું ગમે છે? અમે આવી કળાને કળા માનતા નથી. અમારા ભારતવાસીઓનો એક મુખ્ય સિધ્ધાંત છે કે "જીવો ને જીવવા દો". તમે પોતે જીવો ને બીજાને સુખપૂર્વક જીવવા દો. વિવેકાનંદજીએ કહ્યું કે તમે ભેંસના શરીરમાંથી જે આ ચૌદ પેકેટ તૈયાર કર્યાં છે તેમાંથી હવે પાછી ભેંસને જીવતી કરી દો તો હું તમારી કળાને કળા માનું. સ્વામીજીની વાત સાંભળીને અંગ્રેજો બોલતાં બંધ થઈ ગયા. આ હતી તેમના બ્રહ્મચર્યની શક્તિ. તેઓ ભારતને કંઈ રૂપિયાની કોથળીઓ આપી ગયા નથી પણ આવી ઉચ્ચ સંસ્કૃતિ મૂકીને ગયા છે તેથી આજે આપણે તેમને યાદ કરીએ છીએ. આવા પુરૂષોના જીવનનાં પ્રસંગો વાંચીને પણ તમે બ્રહ્મચર્યનું પાલન કરો.

જે આત્મા શુધ્ધ બ્રહ્મચર્યનું પાલન કરે છે તેના શરીરના પુદ્ગલોમાં પણ એવી તાકાત હોય છે કે રોગીઓના રોગ મટી જાય છે. એક વખત એક રાજાની રાણીને કોઈ ભયંકર રોગ થયો. ખૂબ દવા ઉપચારો કર્યાં છતાં કોઈ રીતે તેનો રોગ શાંત થયો નહિ ત્યારે રાજાએ જાહેરાત કરાવી કે જે કોઈ વૈદ, હકીમ કે ડોકટર રાણીનો રોગ મટાડશે તેને મોટું ઈનામ આપવામાં આવશે. રાજા તરફથી ઈનામ લેવા કોણ ન આવે? રાણીનો રોગ મટાડવા માટે ઘણાં માણસો આવવા લાગ્યા, પણ કોઈ મટાડી શકયું નહિ. છેવટે એક સીધો સાદો દેખાતો માણસ આવીને કહેવા લાગ્યો કે હું મહારાણીસાહેબનો રોગ મટાડું. ત્યારે લોકો કહે છે કે મોટા મોટા રાજવૈદો, અને હકીમો કિંમતી દવાઓથી મટાડી શકયા નથી તો તું શું કરી શકવાનો છે? તારી પાસે તો દવા વિગેરે કંઈ દેખાતું નથી. એને બિચારાને કોઈ રાજા પાસે જવા દેતું નથી. ત્યારે તેણે કહ્યું કે ભાઈ! મને જવા દો. મને શ્રધ્ધા છે કે હું જરૂર રોગ મટાડીશ. ખૂબ કહ્યું એટલે રાજા પાસે મોકલ્યો. એણે રાજાને કહ્યું કે મને એક રૂમ આપો ને એક પાણીનો ગ્લાસ આપો. તેના કહેવા પ્રમાણે રાજાએ બધી સામગ્રી આપી. પેલા ભાઈએ રૂમમાં જઈને થોડીવાર એક ચિત્તે નવકાર મંત્રનો જાપ કર્યો.

છે! થોડે દૂર ચાલ્યા પછી એક ગુફા આવી. સંન્યાસીએ પોતાની ગુફાનું દ્વાર ખોલ્યું ને અંદર પ્રવેશ કર્યો. જેવો પ્રવેશ કર્યો તેવા ત્રણ સિંહ પાળેલા કૂતરાની જેમ પૂંછડી પટપટાવતા આવીને તેની સામે ઉભા રહ્યા. આ સિંહને જોઈને પેલો યુવાન તો થરથર ધ્રૂજવા લાગ્યો. રખેને મને ખાઈ જશે તો! એ તો સંન્યાસીના પડખામાં ભરાઈ ગયો. યુવાનને ભયભીત બનેલો જોઈને સંન્યાસીએ ત્રણ સિંહોને ઉદ્દેશીને કહ્યું કે "अब ! चले जाओ यहां से । समजते नहि हो, अतिथि कांप रहा है" આટલું કહેતાંની સાથે ત્રણે સિંહ સંન્યાસીના ચરણમાં મસ્તક નમાવીને ચાલ્યા ગયા. સંન્યાસીએ યુવાનને કહ્યું કે ભાઈ! હવે તું સમજી ગયો ને કે બ્રહ્મચર્યનું પાલન કરવાથી વીર્યનું કેવું રક્ષણ થાય છે ને તેમાંથી કેવી દૈવી શક્તિ પ્રગટ થાય છે!

આપણું જૈનદર્શન તો પહેલેથી બ્રહ્મચર્યને મહત્વ આપતું આવ્યું છે. પણ અન્ય દર્શનોમાં પણ બ્રહ્મચર્યનું કેટલું મહત્વ બતાવ્યું છે! સ્વામી વિવેકાનંદને થયાં કેટલા વર્ષો થયા છતાં હજુ લોકો તેમને યાદ કરે છે. તેમનામાં બ્રહ્મચર્યની શક્તિ અજોડ હતી. તેમના માટે કહેવાય છે કે તે એક વખત પુસ્તક વાંચે ને તેમને યાદ રહી જતું હતું. એક વખત સ્વામી વિવેકાનંદ પરદેશ ગયા હતા. ત્યાં તેમણે સભામાં ફક્ત એક મિનિટ બોલવાની માંગણી કરી ત્યારે તેમને કોઈ બોલવા માટે ઉભા થવા દેતું ન હતું, પણ આવેલા અતિથિનું અપમાન ન કરાય તે દૃષ્ટિથી સભ્યતા જાળવવા ફક્ત અડધી મિનિટ બોલવા ઉભા કર્યા. તેમાં સૌથી પ્રથમ શબ્દ બોલ્યાં કે માતાઓ ને બહેનો! શુધ્ધ બ્રહ્મચર્યની તાકાતથી અંતરના નીકળેલા ઉદ્ગારોએ ત્યાંની પ્રજા ઉપર જાદુઈ અસર કરી. અડધી મિનિટ માટે બોલવા ઉઠેલા સ્વામી વિવેકાનંદ બે કલાક સુધી બોલ્યાં પણ સભામાંથી કોઈ ઉઠતું નથી. તેમનું ભાષણ સાંભળીને સભા સ્તબ્ધ બની ગઈ. ભાષણ બંધ કર્યું ત્યારે લોકો કહે છે સ્વામીજી! હજુ બોલો.

પરદેશી પ્રજા તેમના તરફ આકર્ષાઈ અને તેમના બે મોઢે વખાણ કરવા લાગી. દરરોજ તેમનાં ભાષણો થવા લાગ્યા. તેમાં સ્વામી વિવેકાનંદ ભારતીય સંસ્કૃતિનાં ભારોભાર વખાણ કરતાં હતાં. કેટલાક અંગ્રેજોથી સહન થયું નહિ. તેમના મનમાં એમ થવા લાગ્યું કે આપણો દેશ આટલો બધો સમૃધ્ધ છે છતાં તેના ગુણ ગાતાં નથી ને ભારતીય સંસ્કૃતિનાં જ ગુણ ગાય છે. પણ એમને ખબર નથી કે આપણે કેટલા બધા આગળ વધી રહ્યાં છીએ. આપણી કળા તેમને બતાવીએ.

એક વખત અંગ્રેજો વિવેકાનંદજીને કતલખાનું જોવા લઈ ગયા. ત્યાં જવાની તેમની બિલકુલ ઈચ્છા ન હતી પણ ન છૂટકે જવું પડયું. કતલખાનામાં દાખલ થયા ત્યાં એક ઘેંટાને મશીન દ્વારા કાપવામાં આવી. ત્રણ કલાકમાં ઘેંસ કપાઈ ગઈ.

તેના શરીરના અવયવો ચૌદ વિભાગમાં વહેંચાઈ ગયા ને તેના ચૌદ પેકેટો તૈયાર થઈ ગયા. પોતાની કળાનું પ્રદર્શન કરાવીને અંગ્રેજો સ્વામી વિવેકાનંદજીની સામે જોવા લાગ્યા. સ્વામીજી તો કંઈ બોલ્યા નહિ ત્યારે તેમણે સામેથી પૂછયું કે બોલો, તમારા ભારતમાં શું છે? અમે ત્રણ કલાકમાં કેવું સુંદર કાર્ય કરી શકીએ છીએ! હવે તમે અમારા વખાણ કરશો કે નહિ? ત્યારે વિવેકાનંદજીએ ગંભીરતાથી કહ્યું કે મેં ત્રણ કલાકમાં એક ભેંસ કપાઈ અને તેના જુદા જુદા અવયવોના ચૌદ પેકેટમાં વિભાગ થતાં જોયાં ત્યારનું મારું હૃદય કંપી ઉઠયું છે.

કોઈ નિર્દોષ પ્રાણીને મારી નાંખવા તે શું કોઈ કળા છે? તમને કોઈ આ રીતે મારી નાંખે તો કેવું થાય? તમને મરવું ગમે છે? અમે આવી કળાને કળા માનતા નથી. અમારા ભારતવાસીઓનો એક મુખ્ય સિધ્ધાંત છે કે "જીવો ને જીવવા દો". તમે પોતે જીવો ને બીજાને સુખપૂર્વક જીવવા દો. વિવેકાનંદજીએ કહ્યું કે તમે ભેંસના શરીરમાંથી જે આ ચૌદ પેકેટ તૈયાર કર્યા છે તેમાંથી હવે પાછી ભેંસને જીવતી કરી દો તો હું તમારી કળાને કળા માનું. સ્વામીજીની વાત સાંભળીને અંગ્રેજો બોલતાં બંધ થઈ ગયા. આ હતી તેમના બ્રહ્મચર્યની શક્તિ. તેઓ ભારતને કંઈ રૂપિયાની કોથળીઓ આપી ગયા નથી પણ આવી ઉચ્ચ સંસ્કૃતિ મૂકીને ગયા છે તેથી આજે આપણે તેમને યાદ કરીએ છીએ. આવા પુરૂષોના જીવનનાં પ્રસંગો વાંચીને પણ તમે બ્રહ્મચર્યનું પાલન કરો.

જે આત્મા શુધ્ધ બ્રહ્મચર્યનું પાલન કરે છે તેના શરીરના પુદ્‌ગલોમાં પણ એવી તાકાત હોય છે કે રોગીઓના રોગ મટી જાય છે. એક વખત એક રાજાની રાણીને કોઈ ભયંકર રોગ થયો. ખૂબ દવા ઉપચારો કર્યા છતાં કોઈ રીતે તેનો રોગ શાંત થયો નહિ ત્યારે રાજાએ જાહેરાત કરાવી કે જે કોઈ વૈદ, હકીમ કે ડોકટર રાણીનો રોગ મટાડશે તેને મોટું ઈનામ આપવામાં આવશે. રાજા તરફથી ઇનામ લેવા કોણ ન આવે? રાણીનો રોગ મટાડવા માટે ઘણાં માણસો આવવા લાગ્યા, પણ કોઈ મટાડી શકયું નહિ. છેવટે એક સીધો સાદો દેખાતો માણસ આવીને કહેવા લાગ્યો કે હું મહારાણીસાહેબનો રોગ મટાડું. ત્યારે લોકો કહે છે કે મોટા મોટા રાજવૈદો, અને હકીમો કિંમતી દવાઓથી મટાડી શકયા નથી તો તું શું કરી શકવાનો છે? તારી પાસે તો દવા વિગેરે કંઈ દેખાતું નથી. એને બિચારાને કોઈ રાજા પાસે જવા દેતું નથી. ત્યારે તેણે કહ્યું કે ભાઈ! મને જવા દો. મને શ્રધ્ધા છે કે હું જરૂર રોગ મટાડીશ. ખૂબ કહ્યું એટલે રાજા પાસે મોકલ્યો. એણે રાજાને કહ્યું કે મને એક રૂમ આપો ને એક પાણીનો ગ્લાસ આપો. તેના કહેવા પ્રમાણે રાજાએ બધી સામગ્રી આપી. પેલા ભાઈએ રૂમમાં જઈને થોડીવાર એક ચિત્તે નવકાર મંત્રનો જાપ કર્યો.

જાપ કરતાં કરતાં એક ધ્યાન થઈ ગયો ને પરસેવાથી રેબઝેબ બની ગયો. જ્યાં વાંકો વળીને પાણીનો ગ્લાસ લે છે ત્યાં કપાળમાંથી એક ટીપું પડ્યું. હવે એ ગ્લાસ રાજાને આપ્યો. ગ્લાસમાં ભરેલું પાણી દવા માનીને રાણીને પીવડાવ્યું. રાણીનું ઘણા વખતનું દર્દ થોડી વારમાં શાંત થઈ ગયું. આ જોઈને રાજા આશ્ચર્ય પામી ગયા ને પેલા માણસને કહ્યું કે ભાઈ! તેં કઈ દવા આપી? તારી દવા તો બહુ અકસીર છે. મને દવાનું નામ લખી આપ તો હું એવી દવાના બાટલા મંગાવી લઉં. ફરીને આવું કંઈ થાય ને જરૂર પડે તો કામ આવે. તેણે કહ્યું. સાહેબ! એ દવાનું કોઈ નામ નથી. તો કહે જો એનું નામ ન હોય તો તે શેમાંથી બને છે એ મને બતાવ. તો હું માણસો દ્વારા એ તૈયાર કરાવું. એણે કહ્યું સાહેબ! એ કોઈ ચીજમાંથી બનતી નથી. એ દવા બ્રહ્મચર્યના પાલનથી બને છે. જે મન-વચન-કાયાથી શુદ્ધ બ્રહ્મચર્યનું પાલન કરે છે તે જ આવી અમોલ ઔષધિ આપી શકે છે. તમને સમજાણું ને કે બ્રહ્મચર્યમાં ને નવકારમંત્રના જાપમાં કેવી શક્તિ છે! હવે પ્રતિજ્ઞાની વિધિ થાય છે. વધુ ભાવ અવસરે.



## વ્યાખ્યાન નં. ૩૬

**શ્રાવણ વદ ૯ ને સોમવાર** તા. ૮-૮-૭૭

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓને બહેનો! અનંત ઉપકારી, વિશ્વ વંદનીય શાસનપતિ ભગવંતે જગતના જીવોના ઉદ્ધાર માટે, કલ્યાણકારી વાણી પ્રકાશી. વીતરાગ ભગવાનના ગુણોની સ્તુતિ કરીએ તો અનંતા કર્મની કોડો ખપી જાય છે ને ઉત્કૃષ્ટ રસ આવે તો આત્મા તીર્થંકર નામકર્મ ઉપાર્જન કરે છે. કહ્યું છે કે "अरिहंत सिद्ध पवयण गुरु थेर बहुस्सुए तवस्सिसु" અરિહંતભગવંત, સિદ્ધપ્રભુ, ભવ સાગરથી તારનાર સદ્ગુરૂ, સ્થવિર, બહુશ્રુત, અને તપસ્વીઓનાં ગુણગ્રામ ગાવાથી, તેમના ઉપર વાત્સલ્યભાવ રાખવાથી જીવ તીર્થંકર નામકર્મ બાંધે છે. અને આ જીવ, જીવ મટીને શીવ બને છે. આવો મહાન લાભ પ્રાર્થનામાં રહેલો છે.

એક ચિત્તે પરમાત્માની પ્રાર્થના કરવાથી મન પવિત્ર બને છે. અને આત્માને નવું બળ મળે છે. કોઈ પણ કાર્ય કરતાં પહેલાં ભગવાનને પ્રાર્થના કરો. અન્ય ધર્મોમાં જોશો તો ત્યાં પણ સવારના પહોરમાં પ્રાર્થના કરે છે. આ જગતમાં એક પણ ધર્મ એવો નથી કે જેઓ પ્રાર્થના નહિ કરતા હોય. હિન્દુ, મુસ્લીમ, ક્રીશ્ચન, પારસી, વૈષ્ણવો, જૈનો સૌ સૌની રીતે ભગવાનને પ્રાર્થના કરે છે. પ્રાર્થના એ એંજિન છે. ગાડીનાં ઘણાં ડબ્બા પડ્યા હશે પણ એંજિન નહિ હોય તો તે ડબ્બા

ત્યાં જ પડયા રહેશે, પણ એંજિન સાથે જોડવામાં આવતાં જ્યાં લઈ જવું હશે ત્યાં લઈ જશે. તે રીતે આપણી જીવનરૂપી ગાડીને આપણે આ સંસારરૂપી પાટા ઉપરથી મોક્ષમાં લઈ જવી છે પણ પ્રાર્થના વિનાનું જીવન એ એંજિન વિનાના ડબ્બા જેવું છે. પ્રાર્થનારૂપી એંજિન જોડાતાં ભગવાન પ્રત્યેની ભક્તિ અને શ્રધ્ધાનો વેગ વધે છે. જીવને ધર્મ પ્રત્યેનો રસ જાગે છે. ધર્મની શરૂઆત પ્રાર્થનાથી થાય છે, નાના બાળકોને પણ આપણે પ્રાર્થના શીખવાડીએ છીએ. ભગવાનની પ્રાર્થના કરતાં બાળક ભગવાનના સ્વરૂપને સમજે છે. ભગવાને કેવી ઉત્તમ આરાધના કરી, કષ્ટ પડતાં ભગવાન કેવા અડગ રહ્યા, આ બધી બાબતોનું જ્ઞાન થતાં તેને ધર્મ પ્રત્યે શ્રધ્ધા વધે છે ને ધર્મ–કર્મનું જાણપણું થાય છે. પછી સત્સંગમાં જોડાતાં તપ–ત્યાગ વિગેરે ધર્મક્રિયાઓમાં રસ લેતો થાય છે. જુઓ, પ્રાર્થનામાં કેવું બળ છે! માટે હું તો તમને કહું છું કે તમે બધા દરરોજ પ્રાર્થનામાં આવો. જેમને કંઈ આવડતું ન હતું તેવા આત્માઓ માત્ર નવકારમંત્રનું સ્મરણ કરતાં કરતાં આત્મકલ્યાણ કરી ગયા છે.

બંધુઓ! આપણે પ્રાર્થના ભૌતિક લાભ માટે કરવાની નથી પણ આત્મિક લાભ માટે કરવાની છે. ઘણાં અજ્ઞાની જીવો ભગવાનને પ્રાર્થના કરતાં ભૌતિક સુખની ભીખ માગે છે કે હે ભગવાન! મને પૈસા મળો, સંતાન વગરના સંતાન માંગે, રોગી રોગ મટાડવાનું માંગે. આ રીતે દરેક પોતપોતાના કાર્યની સફળતા માટે પ્રાર્થના કરે છે, અને ઈચ્છિત સુખની પ્રાપ્તિ થાય તેવી આશા રાખે છે. તે સાચી પ્રાર્થના નથી. પ્રાર્થનામાં માંગો તો શું માંગો? હે પ્રભુ! મને એવું આપો કે "આરૂગ્ગ બોહિલાભં," "સમાહિવરમુત્તમ દિન્તુ" "સિધ્ધા સિધ્ધિ મમ દિસન્તુ." જેથી મારા ભવની ભાવટ ટળી જાય. જેમણે સંસારનાં સુખો વિષના કટોરા જેવા સમજીને ત્યાગી દીધા છે તેવા ભગવાનની પાસે શું વિષય સુખો મંગાય? એમની પાસે તો એવું માંગવું જોઈએ કે હે ભગવાન! મને સમ્યક્ત્વની પ્રાપ્તિ થાઓ, જેથી હું દ્રવ્ય અને ભાવરોગથી જલ્દી મુક્ત બની જાઉં. મને ઉત્તમ પ્રકારની સમાધિ આપો અને આપ જે સિધ્ધ સ્થાનમાં બિરાજીને અનંત આત્મિક અવ્યાબાધ સુખનો આનંદ માણી રહ્યાં છો તેવું સ્થાન હે સિધ્ધ ભગવંતો! મને બતાવો. હું જલ્દી સંયમ માર્ગે આવું અને ઉત્તમપદ પામું આવું માંગો. સમજાય છે ને સંસારનું સુખ અજ્ઞાની જીવો માંગે પણ જ્ઞાની ના માંગે.

ખરેખર, પારસમણી કરતાં પણ ઉત્તમ ભગવાનના ગુણોની માંગણી કરવાની છોડીને જગતની જડ ચીજોની માંગણી કરવી તે જીવનું ઘોર અજ્ઞાન છે. ભગવાનના ઉત્તમ ગુણોનો રાગ કરવાનો છોડીને જડ ચીજોનો રાગ કરવો તે જ્ઞાનીની દૃષ્ટિએ

ગુન્હો છે. રાગ એ ગુન્હો શાથી કહેવાય ? તે તમને સમજાવું. સાંભળો, કોઈ માણસ પત્નીને છોડીને પરસ્ત્રી ઉપર રાગ કરે તો તે ગુન્હો કે નહિ ? (જવાબ :– હા.) તે રીતે સમ્યગ્ દૃષ્ટિને મન પોતાના આત્મા સિવાયની જગતની બધી ચીજો પરસ્ત્રી જેવી છે. એટલે એના ઉપર રાગ કરવો તે ગુન્હો છે. માટે સમજો, જો આત્માનો ઉધ્ધાર કરવો હોય તો સ્વ આત્માનો રાગ કરો. આત્માનું ભાન કરાવનાર પરમાત્મા પ્રભુ ઉપર રાગ કરો. જગતની ચીજો ઉપર રાગ કરશો તો આત્મા અને પરમાત્માને ભૂલી જશો. કારણ કે જગતની ચીજોનો રાગ આત્માના અને પરમાત્માના મહત્ત્વને ભૂલાવી દે છે. કહ્યું છે કે બહારની વસ્તુઓનો રાગ કાયા અને ઈન્દ્રિઓના રાગના કારણે થાય છે. દેહ અને ઈન્દ્રિયો તરફ જેટલું આકર્ષણ વધશે તેટલા આત્મા તરફથી ખસી જવાના અને પરમાત્માને ભૂલી જવાના. છેવટે ચતુર્ગતિ રૂપ સંસારમાં ભમવાના.

બંધુઓ ! આજે પ્રત્યક્ષ દેખાય છે કે જેટલો રાગ જડ પદાર્થોનો છે તેટલો આત્માનો નથી. સંસારનાં સુખ માટે આત્મા પાણીની માફક પૈસા વાપરે છે તેટલા ધર્મના કાર્યમાં વાપરે છે ? પૂર્વે કમાણી કરીને આવ્યાં છો તે પુણ્યનો ચેક વટાવીને મોજશોખ ઉડાવી રહ્યા છો. પરિણામે કર્મ બંધાય છે. એ કર્મના કારણે દુર્ગતિની જેલ ભોગવવી પડે છે. જગતની ચીજો ઉપર રાગ કર્યો તો આ દુઃખ ભોગવવું પડ્યું ને ? ગુન્હો કરનારને જેલમાં પૂરાવું પડે છે ને સજા ભોગવવી પડે છે. તો હવે બરાબર સમજાઈ ગયું ને ? જગતની ચીજો ઉપર રાગ થાય એટલે એને મેળવવા માટે છકાય જીવોની હિંસા, આરંભ-સમારંભ, જૂઠ-અનીતિ, પરિગ્રહ, વિગેરે અઢાર પાપસ્થાનકોનું સેવન થાય છે. દુષ્કૃત્યોનું આચરણ થાય છે ને સુકૃત્ય ભૂલી જવાય છે. જે ધર્મ તત્ત્વને બરાબર સમજે છે તે આ વાત બરાબર સમજી શકે છે કે જગતના પદાર્થો પ્રત્યે રાગ કરવો તે ગુન્હો છે. એ ગુન્હો કર્યા પછી એની સજા કેવી ભોગવવી પડશે તેનું સ્મરણ થતાં ભયનો આંચકો અનુભવે છે, પણ જેને જગતની ચીજો ઉપર રાગ કરવો તે ગુન્હો છે ને મેં રાગ કર્યો તે ખોટું કર્યું એમ નથી લાગતું તે પાપ કરતાં પાછો પડતો નથી. આટલા માટે મહાન પુરૂષો કહે છે કે તમે આ એક વાતને જરૂર ખ્યાલમાં રાખો કે પોતાના આત્માને અને પરમાત્માને ભૂલાવનારો અને અઢાર પાપ સ્થાનકનું આચરણ કરાવનારો જગતની ચીજો ઉપર રાગ કરવો તે મોટો ગુન્હો છે, ભયંકર ભૂલ છે. અહીં એક જ વખત જેલ અપાવનાર કૃત્ય એ ગુન્હો ગણાય છે તો ભવોભવમાં અનેક ભવોની ભયંકર જેલમાં જીવને પૂરાવી દેનાર રાગ એ મહાભયંકર ગુનો ગણાય ને ? એ રાગના કારણે જીવ અનાદિકાળથી ભવરૂપી જેલમાં ફસાયેલો રહ્યો છે, અને આ ઉત્તમ માનવભવ પામીને હજુ પણ જીવને ભવ જેલમાંથી મુક્ત કરાવનારા ઉત્તમ ધર્મના અનુષ્ઠાનો કરવા ગમતા નથી ને પ્રમાદની પથારીમાં જીવ નિરાંતે પોઢી રહ્યો છે. આવા જીવોનું શું થશે ? - ની

વાસો બરાબર સમજાણી હોય તો હવે જાગૃત બનો. મળેલા અવસરને વધાવી લો, જ્ઞાની કહે છે કે–

"સોનેરી આ જીવનની, કિંમતી ઘડી પળ જાય છે,
દિન ઉગે ને આથમે, આયુષ્ય ઘટતું જાય છે."

હે માનવી! આ તારા જીવનની કિંમતી ઘડીઓ જાય છે. સૂર્યનો રોજ ઉદય થાય છે ને અસ્ત થાય છે. તે તારી જિંદગીનો એકેક દિવસ રૂપી સોનેરી ટૂકડો લઈને જાય છે ને ક્ષણે ક્ષણે આયુષ્ય ઘટતું જાય છે. જીવનનો દીપક ક્યારે બોલવાઈ જશે તેની કોઈ ખબર નથી માટે જ્યાં સુધી દીપક જલે છે ત્યાં સુધી તેના અજવાળે કામ કાઢી લો. આત્મા દેહરૂપી પિંજરમાં પૂરાયેલો છે. ચેતનરૂપી પોપટ આ દેહરૂપી પિંજરને છોડીને એક દિવસ ઉડી જશે ત્યારે ઘરબાર, માલ-મિલ્કત, પુત્ર, પરિવાર બધું સાથે લઈ જવાનો નથી, અને જેની જિંદગી સુધી માવજત કરી તે શરીરરૂપી પિંજરને અગ્નિમાં જલાવી દેવામાં આવશે. માટે સમજણપૂર્વક એવી ધર્મારાધના કરી લો કે આ કાયા રૂપી પિંજરમાંથી કાયમ માટે મુક્તિ મેળવી શકાય. સમજો, ધર્મની આરાધના ઉપલક ભાવે કરવાની નથી પણ અંતઃકરણથી સમજણપૂર્વક કરવાની છે. પ્રાર્થના કરો તો પણ અંતરથી કરજો. બાકી બાહ્ય દેખાવથી કરેલી પ્રાર્થના એ પ્રાર્થના નથી પણ પ્રદર્શન છે.

એક ફકીર હરરોજ નમાજ પઢતો. રાજાની સાથે તેને ઘણો પરિચય એટલે અવારનવાર રાજદરબારમાં જઈને રાજા તેને દેખે તેવી રીતે તે નમાજ પઢતો. નમાજ પઢવામાં તેની તલ્લીનતા, તેના મુખ ઉપરના હાવભાવ જોઈને રાજાના મનમાં થયું કે આ ફકીર કેટલી સરસ નમાજ પઢે છે! આ ખરા અંતઃકરણથી ખુદાની બંદગી કરે છે. રાજા તેના ઉપર ખુશ થયા ને પોતાના મહેલમાં તેને જમવાનું આમંત્રણ આપ્યું. બીજે દિવસે રાજાએ ફકીરને પોતાની સાથે જમવા બેસાડયો. ભાણામાં ભાતભાતનાં ભોજનો પીરસાયા. ફકીરને કકડીને ભૂખ લાગી હતી પણ રાજા સાથે જમવા બેઠો એટલે રાજા જમે તે પ્રમાણે જમાયને? રાજાને ત્યાં મેવા-મીઠાઈના થાળ ભર્યા હતા પણ કહ્યું છે ને કે જેને પેટ ભરેલું હોય તેને ખાવાનું મન ન થાય. પુણ્યવાન જીવોને ભૂખ ઓછી લાગે છે અને જેને પેટ ખાવા નથી, કકડતી ભરીબાઈ છે તેને ભૂખ પણ કકડીને લાગે છે.

અહીં રાજાને ત્યાં ભોજન ઘણું હતું પણ ખાવાની ઈચ્છા ન હતી. તેથી રાજાએ થોડું ખાધું એટલે ફકીરે પણ ઓછું ખાધું. રાજાએ તેને ખાવા માટે ખૂબ આગ્રહ કર્યો પણ ફકીરે ખાધું નહિ ત્યારે રાજાના મનમાં થયું કે ફકીર ખૂબ

સંયમી લાગે છે. એનો ખોરાક કેટલો ઓછો છે! રાજા ઉપર તેની સારી છાપ પડી. રાજાએ તેનો ખૂબ આદર સત્કાર કરીને વિદાય કર્યો. એ તો જલ્દી ઘેર આવ્યો ને તેની પત્નીને કહ્યું કે તું મને જલ્દી ખાવાનું આપ. આજે તો લાંબી નમાજમાં ઉઠ બેસ કરી તેથી ભૂખ કકડીને લાગી છે, ત્યારે એની પત્નીએ કહ્યું કે કેમ? આજે તો તમે રાજાના મહેમાન બનીને જમવા ગયાં હતાં. ત્યાં તો ઘણું સારું જમીને આવ્યા હશો! ફકીરે કહ્યું કે વાત સાચી છે. રાજાને ત્યાં ખાવાનું ઘણું હતું. રાજાની ભક્તિ ઘણી હતી પણ રાજા અને હું બંને સાથે જમવા બેઠાં. રાજાએ ઓછું ખાધું ને હું વધુ ખાઉં તો રાજાની દૃષ્ટિમાં હું ખાઉધરો ગણાઉં એટલે મેં પણ ઓછું ખાધું ને નમાજ લાંબી પડી છે એટલે ખૂબ ભૂખ લાગી છે. એની પત્નીએ કહ્યું. સ્વામીનાથ! તમને ભૂખ લાગી છે તો ભોજન તો આપું છું. તમે ખુશીથી પેટ ભરીને જમી લો પણ મારી એક વાત ધ્યાનમાં રાખજો કે રાજાની દૃષ્ટિમાં સંયમી દેખાવા માટે. રાજા ઉપર સારી છાપ પાડવા માટે પેટ ભરીને ખાધું નથી તેમ તમે નમાજ ભલે ઘણી લાંબી પડી પણ જો બાહ્ય દેખાવથી જ નમાજ પઢતા હશો તો અંદર બેઠેલા અલ્લા પણ તમારી નમાજથી પ્રસન્ન નહિ થાય. માટે હવે તમારે સાચા દિલથી રોજ નમાજ પઢવી પડશે. બોલો, કબૂલ છે? તો ખાવાનું આપું.

બહેનો! ફકીરની પત્નીએ એને કહી દીધું કે સાચી નમાજ પઢશો તો ખાવાનું આપીશ. તેમ તમે શ્રાવકજીને કોઈ દિવસ કહો છો ખરા કે આઠમ-પાખી પ્રતિક્રમણ કરવાનો નિયમ લો તો જ હું તમને ખાવાનું આપીશ. તમારા સંતાનોને કદી એમ કહો છો કે તમારે રોજ સવારમાં નવકારમંત્રની માળા ગણવી પડશે. રોજ જૈનશાળામાં જવું પડશે. જો નહિ જાવ તો તમને દૂધ પીવા નહિ મળે. છે આટલો ખટકારો! જેટલું ધ્યાન સ્કૂલ માટે રાખો છો તેટલું જૈનશાળા માટે રાખો છો ખરા? આજે તો રોજ છોકરાને સ્કૂલે લેવા ને મૂકવા જવું પડે છે. અરે, બપોરે જમાડવા પણ જવું પડે છે. આટલી મુશ્કેલી વેઠીને પણ એ ભૌતિક જ્ઞાન મેળવવાની કેટલી જિજ્ઞાસા છે! એને માટે માતાપિતાની કેટલી સાવધાની છે! જ્યારે આત્મજ્ઞાન તરફ કેટલી બેદરકારી છે! તમારા સંતાનોના જીવનમાં જો તમે ધર્મના સંસ્કાર આપશો તો એનું જીવન સુધરશે ને તમારું ઘડપણ સુધરશે, અને જો તે સંતાન સારા સંસ્કાર પામ્યો હશે તો વૈરાગ્ય પામીને દીક્ષા લેશે તો તમારું કુળ ઉજ્જવળ કરશે.

નાગ ગાથાપતિ અને સુલશામાતાએ પોતાના દેવકુમાર જેવા છ છ પુત્રોના જીવનમાં ધર્મના સંસ્કારોનું સિંચન કર્યું હતું. એક વખત નેમનાથ ભગવાનની વાણી સાંભળીને વૈરાગ્ય પામી ગયા ને દીક્ષા લીધી. જે સંતાનો દીક્ષા લે છે તે તેમના માતા-પિતાનું

સ્વસ્થ બનાવીને કહ્યું કે હવે તું મારી સાથે યુદ્ધ કર, પણ મેઘનાદનું પાણી ઉતરી ગયું હતું એટલે નમ્રતાપૂર્વક કહે છે કે–

તીન લોકમેં પાંડવ સદૃશ, નહી યોદ્ધા સુન પાયા,
વિના વિચારે મૈં ને તુમસે, નાહક યુદ્ધ મચાયા હો...શ્રોતા....

હે અર્જુનજી! પહેલાં હું માનતો હતો કે મારા જેવો કોઈ બળવાન નથી પણ હે નરવીર! આપ મહાપરાક્રમી છો. આપ તો શત્રુની પણ દયા કરનાર છો, અને નિર્બળનું રક્ષણ કરનાર છો. મેં અત્યાર સુધીમાં આપના જેવો બળવાન પુરૂષ કોઈ જોયો નથી. ચારણોના મુખેથી મેં આપના પરાક્રમની પ્રશંસા ખૂબ સાંભળી હતી, પણ આજે આપનું પરાક્રમ પ્રત્યક્ષ જોયું, સિંહની સામે હાથી ઉભો રહી શકતો નથી તો મારા જેવા મૃગલાની શી તાકાત! આપે તો મને ઘણું સમજાવ્યો પણ હું અભિમાની માન્યો નહિ ને આપની સામે યુદ્ધ કર્યું, ધર્મ, ન્યાય પરોપકાર સદાચાર આપના સહાયક છે ને હું તો દુર્ગુણોનો ભરેલો છું. છતાં કૃપા કરીને આપે મને નરકમાં જતો અટકાવ્યો છે. ખરેખર, આપ તો મારા માટે ભગવાન છો. હે પવિત્ર પુરૂષ! મેં આપને ઓળખ્યાં નહિ. આપના તો હું જેટલા ગુણ ગાઉં તેટલા ઓછા છે. એમ કહીને મેઘનાદ અર્જુનના ચરણમાં પડીને પોતાની ભૂલની માફી માંગવા લાગ્યો.

"અર્જુનના સમાગમથી મેઘનાદનો હૃદયપલ્ટો :– મેઘનાદ પોતાની ભૂલનો પશ્ચાતાપ કરી અર્જુનના ચરણમાં પડયો. પશ્ચાતાપના આંસુથી અર્જુનના ચરણ પખાળી દીધા. અર્જુને તેને બેઠો કર્યો એટલે તેણે પ્રભાવતીને પોતાની બહેન કહી તેની પણ ખૂબ માફી માંગીને અર્જુનને સોંપી દીધી. અત્યાર સુધી તેની દૃષ્ટિ વિષમય હતી. હવે તેની દૃષ્ટિ અમૃતમય બની ગઈ. જે પ્રભાવતીને પટ્ટરાણી બનાવવા ઇચ્છતો હતો મને બહેન બનાવી દીધી. અને પોતાની પાસે જે આભૂષણો હતા તે કરિયાવર રૂપે પ્રભાવતીને આપી દીધા. મેઘનાદનું પરિવર્તન જોઈને અર્જુનને અપાર આનંદ થયો. હવે મેઘનાદ અર્જુનને કહે છે કે હે મહાભાગ! તમે મારા રાજ્યમાં પધારો તો મારું નગર આપના પુનીત પગલા થવાથી પવિત્ર બને ને મને પણ ખૂબ આનંદ થાય, પણ અત્યારે હું તમને બહુ આગ્રહ નહિ કરું કારણ કે મેં હેમાંગદ રાજાને મારવા માટે પ્રિયવચની નામની વિદ્યા મોકલી છે. તેના પ્રભાવથી એક બનાવટી પ્રભાવતી બનશે અને તેને સર્પદંશ થશે. પછી તે મરી જાય છે તેમ જોઈને રાજા તેની પાછળ આપઘાત કરશે. માટે તમે જલ્દી ત્યાં જાઓ ને એ બધાને મરતાં બચાવો. આ પાપી મેઘનાદ હવે કદી આપને કાળું મોઢું નહિ બતાવે. એમ કહીને તે તેના માર્ગે ચાલ્યો ગયો, અને અમે પ્રભાવતીને લઈને તીવ્ર વેગે વિમાન

ચલાવીને અહીં પહોંચી ગયા. તે વખતે તમારી ચિતા સળગી ઉઠી હતી, પણ પ્રભાવતીના હસ્ત સ્પર્શથી પવિત્ર બનાવેલું પાણી છાંટવાથી ચિતાઓ શીતળ બની ગઈ. આ છે સાચી પ્રભાવતી. વિદ્યાના બળથી બનાવેલી કૃત્રિમ પ્રભાવતી આકાશ માર્ગે ઉડી ગઈ. આ પ્રમાણે બધી વાત કેસર વિદ્યાધરના મુખેથી હેમાંગદ રાજા અને તેની પ્રજાએ સાંભળી.

"હેમાંગદ રાજાએ અર્જુનનો માનેલો ઉપકાર" :– હેમાંગદ રાજાના હર્ષનો પાર ન રહ્યો. હર્ષાવેશમાં આવીને તેમણે કહ્યું કે હે કુરૂવંશના શણગાર! તમને ધન્ય છે. તમારા માતા પિતાને પણ ધન્ય છે. જેમ જગતને પ્રકાશ આપવા માટે સૂર્યનો ઉદય થાય છે તેમ આપના જેવા પવિત્ર પુરૂષનો જન્મ પણ પરોપકારને માટે થયો છે. આપે હજારો જીવોને મરતા બચાવીને મહાન પુણ્ય ઉપાર્જન કર્યું છે, મેં ઘણી વખત આપની વીરતાની પ્રશંસા સાંભળી છે, પણ આજે તો આપની વીરતા પ્રત્યક્ષ જોઈ લીધી. આપ તો મારા મહાન ઉપકારી છો. મારી પાસે એવી કોઈ મૂલ્યવાન ચીજ નથી કે જેના વડે હું આપના ઉપકારનો બદલો વાળી શકું. હવે હું આજથી આપનો સેવક છું. મારું રાજ્ય તે મારું નહિ પણ આપનું છે. તે આપ સ્વીકારી લો. અર્જુને કહ્યું. ભાઈ! મેં કંઈ ઉપકાર કર્યો નથી ને મારે રાજ્ય જોઈતું નથી. હવે આપ રજા આપો તો હું અહીંથી વિદાય થાઉં, પણ એમ કોણ જવા દે? હેમાંગદ રાજાએ કહ્યું કે મારા રાજ્યમાં આવ્યા સિવાય નહિ જવા દઉં. અર્જુન એના આગ્રહને નકારી શક્યો નહિ. એટલે રાજા–રાણી, અર્જુન તેમજ બધો પરિવાર હિરણ્યપુરમાં આવ્યો. રાજા–રાણી, સહિત અર્જુનના પધારવાથી સારા નગરમાં આનંદ આનંદ છવાઈ ગયો. રાજા–રાણી, અર્જુન બધા મહેલમાં ગયા.

"સિંહાસન ઉપર બિરાજેલા અર્જુન" :– મહેલમાં જઈને હેમાંગદ રાજાએ અર્જુનને સિંહાસન ઉપર બેસાડીને કહ્યું–હે મહાભાગ! આપ આ રાજ્ય ગ્રહણ કરો. હું આપના ચરણનો દાસ છું. અમે બંને આપની સેવામાં હાજર રહીશું, પણ અર્જુને કહ્યું. ભાઈ! મારે રાજ્યની જરૂર નથી. આપ મને જવાની રજા આપો. ત્યારે હેમાંગદ રાજા અને પ્રભાવતીએ કહ્યું કે અમે હમણાં તમને જવા દેવાના નથી. આપ થોડો સમય શાંતિથી અહીં રહો. એટલે અર્જુનજી થોડા દિવસ ત્યાં રોકાઈ ગયા. આ તરફ પ્રભાવતીના અપહરણની વાત બીજા વિદ્યાધરો દ્વારા મણીચૂડે સાંભળી. તેથી તે પણ ત્યાં આવ્યો. બહેન, બનેવી અને ધર્મનો ભાઈ મળતાં ખૂબ આનંદ થયો. તેણે અર્જુનના ચરણમાં પડીને કહ્યું–વીરા! તમે તો ભાઈને બચાવ્યો ને બહેન–બનેવીને પણ બચાવ્યા. તમે આ પ્રભાવતીને પાપીના પંજામાંથી છોડાવીને મને દેવાદાર બનાવ્યો. હું આપના ઉપકારના ઋણમાંથી ક્યારે મુક્ત થઈશ? ત્યારે અર્જુને

કહ્યું કે પરસ્પરની એકતામાં ક્યાંય ભેદ હોય તો દેવાદારપણું યાદ આવે છે. મને તમારી સાથે કોઈ ભેદભાવ નથી. પછી તમને દેવાદારપણું કેમ યાદ આવે છે? આ પ્રમાણે કહીને મણીચૂડને શાંત કર્યો, અને હેમાંગદ રાજા અને પ્રભાવતીના આગ્રહથી અર્જુનજી ઘણાં દિવસ હિરણ્યપુર રોકાયાં. એ બધા વચ્ચે એટલો બધો સ્નેહ વધ્યો કે કોઈ અર્જુનને છૂટા પડવા દેતાં નથી. એક દિવસ હેમાંગદ રાજા, અર્જુન, મણીચૂડ અને પ્રભાવતી બધા પરસ્પર વાતો કરી રહ્યા છે. તે વખતે હસ્તિનાપુરથી એક દૂત આવ્યો છે તેવા સમાચાર દ્વારપાળે આપ્યા. હસ્તિનાપુરનું નામ સાંભળીને અર્જુનના સાડાત્રણ ક્રોડ રોમરાય ખડા થઈ ગયા. હવે તે દૂત શું સમાચાર આપશે ને શું બનશે તેના ભાવ અવસરે.

## વ્યાખ્યાન નં. ૩૭

**શ્રાવણ વદ ૧૦ ને મંગળવાર તા. ૯-૮-૭૭**

અનંતજ્ઞાની મહાન પુરૂષોએ અજ્ઞાનના અંધકારને ભેદીને જ્ઞાનની દિવ્ય જ્યોતિ પ્રગટાવી દ્વાદશાંગી સૂત્રની રચના કરી. તેમાં અંતગડ સૂત્રની વાત ચાલે છે. છ અણુગારો સંસારનાં સુખનો ત્યાગ કરીને, કર્મના ગાઢ આવરણને ખસેડવા ઉગ્ર તપની સાધના કરી આત્માની મસ્તીમાં ઝુલે છે. એ મહાન પુરૂષોના અંતરમાં જ્ઞાનનો દીવડો પ્રગટ્યો હતો. એમણે આત્મકલ્યાણ માટે સંસાર સુખનો સુંવાળો માર્ગ છોડી ત્યાગનો કઠીન માર્ગ અપનાવ્યો હતો. આત્માર્થી જીવોને આત્મકલ્યાણ કરતાં દુઃખ પડે ત્યારે દુઃખમાં આકુળ-વ્યાકુળ થતા નથી. ભૌતિક સુખના રાગી જીવોને સહેજ દુઃખ પડે તો આકુળ વ્યાકુળ થાય છે ને બોલે છે કે મને આ દુઃખ ક્યાંથી આવ્યું? એમ ઉત્પાત કરે છે. જ્યારે જ્ઞાની પુરૂષો સમતા ભાવે આનંદપૂર્વક સહન કરે છે. એ એવો વિચાર કરે છે કે મેં પૂર્વભવમાં જે કર્મ બાંધ્યું છે તેનું આ ફળ છે. તેમાં અકળાવાનું શું? અજ્ઞાન છે ત્યાં આકુળતા છે ને જ્ઞાન છે ત્યાં નિરાકુળતા છે. જ્ઞાની પુરૂષો એમ વિચાર કરે છે કે કર્માધીન થઈને મારે દેહમાં વસવું પડ્યું છે. બાકી તો હું દેહથી ભિન્ન એવો ચૈતન્ય સ્વરૂપી આત્મા છું. આનું નામ સાચું જ્ઞાન છે.

બંધુઓ! આજે દુનિયામાં વિજ્ઞાન ઘણું આગળ વધ્યું છે. પણ તે જ્ઞાન આત્માને તારનાર નથી. આત્મજ્ઞાન એ સાચું જ્ઞાન છે. આત્મજ્ઞાન એટલે શું? દેહ જડ છે ને આત્મા ચૈતન્ય સ્વરૂપ છે. દેહ આત્માથી ભિન્ન છે. દેહ નશ્વર છે. અગ્નિથી બળે છે. સડી જાય છે ને તેમાં અનેક પ્રકારના રોગો ઉત્પન્ન થાય છે.

જ્યારે આત્મા અજર, અમર અને અરૂપી છે. તે અગ્નિથી બળતો નથી, પાણીમાં ડૂબતો નથી, તાપથી સૂકાતો નથી. તે અનંત જ્ઞાન, અનંત દર્શન અને અનંત શક્તિનો સ્વામી છે. આવો હું આત્મા છું. જડ દેહ તે હું નથી. આ દેહ ભાડૂતી મકાન જેવો છે. જેમ ભાડૂતી ઘરવાળાને માલીક કહે એટલે ઘર ખાલી કરી દેવુ પડે. તેમ કાળરાજાનો હુકમ થતાં ચૈતન્યદેવે આ દેહ રૂપી ભાડૂતી મકાન તરત ખાલી કરવું પડે છે. ચૈતન્ય અને દેહનો સ્વભાવ તદ્દન જુદો છે. આવું જ્ઞાન તે આત્મજ્ઞાન છે. વિવેક ચૂડામણીમાં કહ્યું છે કે–

वाग् वैखरी शब्दझरी, शास्त्र व्याख्यान कौशलम्।
वैदुष्यं विदुषां तद्वत्, भुक्तये न तु मुक्तये ॥

આત્મજ્ઞાન વિના વિદ્વાનોની વાક્કુશળતા, શબ્દોની ધારાવાહિકતા, શાસ્ત્ર વ્યાખ્યાનની કુશળતા, અને વિદ્વતા આ બધું સંસારિક સુખનું સાધન બને છે પણ મોક્ષનું સાધન બની શકતું નથી. સમ્યક્જ્ઞાન વિના શાસ્ત્રોનું ગમે તેટલું અધ્યયન કરે અને ગમે તેટલા શાસ્ત્રોનું જાણપણું મેળવે તો પણ સાર્થક નથી. સમ્યક્જ્ઞાન વિના મોક્ષ મળવો મુશ્કેલ છે. ભગવાને પાંચ જ્ઞાન બતાવ્યાં છે. મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન અને કેવળજ્ઞાન. માત્ર પાંચ જ્ઞાનનાં નામ બોલી જવાથી કંઈ જ્ઞાન થઈ જાય? 'ના'. એક નાના બાળકને તમે એમ શીખવાડો કે આ ખુરશી કહેવાય. આ પેન કહેવાય. તમે જેમ નામ શીખવાડો છો તેમ શીખી જાય છે ને પૂછો ત્યારે તેના નામ બરાબર બોલી જાય છે. આ શબ્દજ્ઞાન છે.

એક પોપટને કોઈ પઢાવે કે રામ....રામ બોલો તો એ રામ...રામ બોલતા શીખી જાય છે, પણ એને કોઈ પૂછે કે રામ કોણ હતાં? એમના માતા–પિતા કોણ હતા અને રામચંદ્રજીના જીવનમાં કેવા કેવા ગુણો હતા? તો એ કહી શકે ખરો? "ના". એ તો પઢાવ્યા પ્રમાણે રામ રામ બોલી જાય છે. કારણ કે એને સાચું જ્ઞાન નથી. આવી રીતે કોઈ માણસ એમ બોલ્યા કરે કે દેહ તે હું નથી હું દેહથી ભિન્ન આત્મા છું. પણ આત્મા શું છે? આત્માની કેટલી શક્તિ છે? તે વાત ન જાણતો હોય તો તમે એને શું કહેશો? આ તો પોપટીયું જ્ઞાન છે. પોપટની જેમ બોલી જાય છે. આવા પોપટીયા જ્ઞાનથી કંઈ થોડું કલ્યાણ થાય? 'ના'. ઘણાં માણસો જ્ઞાનની મોટી મોટી વાતો કરે. તપ–ત્યાગ અને મોક્ષની વાતો કર્યા કરે પણ એ પ્રમાણે જો તેનું આચરણ ન હોય તો એને આપણે એમ કહીએ છીએ કે આનું જ્ઞાન તો પોથીમાંના રીંગણા જેવું છે. અહીં "પોથીમાંના રીંગણા જેવું જ્ઞાન" આવી કહેવત શા માટે, બોલાય છે તે જાણો છો? "ના." તો સાંભળો.

એક ગામમાં એક શાસ્ત્રીજી કથા કરવા માટે ગયા. શાસ્ત્રીજીની ભાષા બહુ

મીઠી ને મધુરી હતી. તે આત્માની ઉંચી ઉંચી વાતો કરતા. ક્યારેક સંસારની અસારતા સમજાવતા. એટલે લોકોને ખૂબ મઝા આવતી. ઘણાં લોકો એમની કથા સાંભળવા માટે આવતા હતા, બધા શાસ્ત્રોની પ્રશંસા કરતાં હતાં કે શું એમનું જ્ઞાન છે! એક વખત શાસ્ત્રીજીએ કથામાં અભક્ષ્ય ખાવાથી કેટલું પાપ લાગે છે? ભક્ષ્ય શું છે ને અભક્ષ્ય શું છે તે અંગે વાત કરી, તેમાં ઘણાં દાખલા દલીલો આપીને શ્રોતાઓને સમજાવતાં કહ્યું કે રીંગણામાં અસંખ્ય બીજો હોય છે. એકેક બીજે એકેક જીવ હોય છે, તેથી રીંગણા ખાવામાં ઘણું પાપ છે. એટલે રીંગણા ખવાય નહિ. શાસ્ત્રીજીના સચોટ ઉપદેશથી ઘણાં માણસોએ રીંગણા ન ખાવા તેવી પ્રતિજ્ઞા કરી. કોઈએ મહિનો તો કોઈએ છ મહિના તો કોઈએ જીવનભર રીંગણાનો ત્યાગ કર્યો. આમ કરતાં કથા પૂરી થઈ. શ્રોતાજનો શાસ્ત્રીજીના ઉપદેશની પ્રશંસા કરતાં કરતાં ઉભા થયા ને ઘર ભણી ચાલવા લાગ્યા, અને શાસ્ત્રીજી પણ પોથી વીંટી એક થેલીમાં મૂકીને થેલી બગલમાં મૂકવા ગયા ત્યાં થેલીમાંથી ત્રણ ચાર રીંગણા નીચે પડયા, તે બધાએ જોયાં. સાંભળનારાં બધા અબૂઝ નથી હોતાં. ઘણાં હોંશિયાર હોય છે. પેલા શ્રોતાજનોએ કહ્યું શાસ્ત્રીજી! તમે હમણાં કહેતાં હતાં ને કે રીંગણા ખાવામાં બહુ પાપ છે, ને તમે રીંગણા ખાઓ છો? બીજાને ઉપદેશ આપો છો તો તમે શું કરો છો? ત્યારે શાસ્ત્રીજીએ મોઢું ડાવકું રાખીને કહ્યું ભાઈઓ! "પોથીમાંના રીંગણા ન ખવાય." આવા જ્ઞાનથી ત્રણ કાળમાં આત્માનું કલ્યાણ થવાનું નથી.

બંધુઓ! ઘણી વખત માણસ વાતો કરે છે કે આ દેહ પાડોશી જેવો છે. કેમ તમે આવું બોલો છો ને? હવે હું તમને પૂછું કે પાડોશીને ઘેર કંઈ નુકશાન થાય ત્યારે તમને દુઃખ થાય ખરું? "ના." તેમ દેહને ગમે તેટલું કષ્ટ પડે છતાં આત્માને દુઃખ નહિ થાય ને? જો ન થાય તો સમજવું કે જ્ઞાન બરાબર પચ્યું છે. એવો આત્મા દેહને કષ્ટ પડે ત્યારે એવો વિચાર કરે કે હે ચેતન! એમાં તારે કંઈ લેવાદેવા નથી. તું તો નીરખ્યા કર. ખંધક મુનિના શિષ્યો ઘાણીમાં પીલાયા ત્યારે શું વિચાર કર્યો? અહો! આ દેહ પીલાય છે હું નથી પીલાતો દેહના પીલાવાથી મારું શું જાય છે? મારું કંઈ જતું નથી પણ મારા કર્મો પીલાય છે. આ રીતે પાડોશી જેવી દૃષ્ટિ રાખીને નીરખ્યા કર્યું ને મોક્ષમાં ગયા, આવી દૃષ્ટિ બધા જીવો કેળવે તો કલ્યાણ થઈ જાય. બાકી તો ગમે તેટલું જ્ઞાન મેળવીએ પણ આચરણમાં ન ઉતરે તો તે જ્ઞાન પેલા શાસ્ત્રીજીની પોથીમાંના રીંગણા જેવું છે.

આવું જ્ઞાન જીવે અનંતી વખત પ્રાપ્ત કર્યું પણ કલ્યાણ ન થયું. આત્માના ઉધ્ધાર માટે પોપટીયું અને પોથીમાંના રીંગણા જેવું જ્ઞાન નકામું છે. આજે પણ

કહેવામાં આવે છે કે ક્રોધ, માન, માયા, લોભ આદિ કષાયો જીવને દુર્ગતિમાં લઈ જનાર છે ને આત્માનું અહિત કરનાર છે માટે સમભાવ રાખવો જોઈએ પણ સમય આવે જો કહેનારને ક્રોધ આવી જતો હોય તો એ જ્ઞાન પોથીમાંના રીંગણા જેવું કે પોપટીયા જ્ઞાન જેવું છે. સાચા સાધકો માત્ર વાતો નથી કરતા પણ જીવનમાં અપનાવે છે, અને એ પ્રમાણે આચરણ કરનાર આત્મા પવિત્ર બની જાય છે. વીતરાગ પ્રભુનું જ્ઞાન જેને પચ્યું છે તે સુખમાં હરખાશે નહિ ને દુઃખમાં રડશે નહિ. જ્ઞાનીને દુઃખ આવે ત્યારે હાય...હાય ન કરે પણ એમ કહે કે હોય...હોય એમાં ગભરાવાનું શું હોય! તેવા આત્માઓ દુઃખમાં ગભરાય નહિને સુખમાં ફુલાય નહિ. એ તો એ વિચાર કરે કે સાચું સુખ જન્મમરણના ફેરા ટળે તો છે. એક કવિએ કહ્યું છે કે.

મને સાચું સમજાણું રે સંતોની વાણીથી, કર્મો ભમાવે મને ભવભવમાં (૨) ...મને
ધર્મ નથી પુન્ય નથી તો જન્મ તણો અંત નથી ઉરમાં અંકાણું રે...
હો હવે મારા ઉરમાં અંકાણું રે સંતોની વાણીથી... મને...

આટલું જો સમજાઈ જાય તો પણ ભવના ફેરા ટળી જાય. માટે કવિઓ કહે છે ભલે જિંદગી ટૂંકી હોય પણ જીવન એવું ઉજ્જવળ હોય કે નામ અમર બની જાય. જેમણે પોતાના નામ અમર બનાવ્યા છે તેવા છ અણગારો આત્મજ્ઞાનમાં મસ્ત હતા. સંતો તો ગૌચરી કરીને ગયા પણ દેવકીના હૃદયમાં રણકાર કરતા ગયા. દેવકીજી વિચાર કરવા લાગ્યા કે મને સંતે કહ્યું હતું ને આમ કેમ બન્યું ? એમના વચન કદી ખોટા ન પડે તે મને શ્રધ્ધા છે પણ મને શંકા થઈ છે તેનું સમાધાન કરી લેવું જોઈએ. કારણકે વીતરાગના વચનમાં શંકા કરવાથી સમ્યક્ત્વનો નાશ થાય છે. શંકા જેવો બીજો કોઈ રોગ નથી.

બંધુઓ! જિનવચનમાં શંકા કરવાથી જીવ શ્રધ્ધાથી ભ્રષ્ટ થાય છે. મહાપુરૂષો કહે છે કે ચારિત્રથી પડવાઈ થયેલો ઠેકાણે આવતાં મોક્ષને પામે છે પણ શ્રધ્ધાથી ભ્રષ્ટ થયેલાની મુક્તિ થવી મુશ્કેલ છે. સમજો, સંયોગવશાત્ કોઈ સાધુપણાથી પડવાઈ થઈ જાય પણ જો એની શ્રધ્ધા ડગમગી નહિ હોય તો એવો વિચાર કરશે કે અહો પ્રભુ! તારો માર્ગ તો સત્ય છે. સંયમ વિના ત્રણ કાળમાં આત્માનું કલ્યાણ થવાનું નથી, પણ હું કમભાગી છું કે સંયમનું પાલન કરી શક્યો નહિ. મારી એટલી નબળાઈ છે કે ગજની અંબાડી સમાન સંયમ માર્ગનો ત્યાગ કરી સંસારરૂપી ખરની અંબાડીનો સ્વીકાર કર્યો. આમ પશ્ચાતાપ કરે પણ અવર્ણવાદ બોલે નહિ. ભલે, એણે સંયમ છોડયો પણ શ્રધ્ધા છૂટી નથી. જેની શ્રધ્ધા ચાલી જાય છે તેને ધર્મ રૂચવો ગમતો નથી. એ ધર્મના અવર્ણવાદ બોલે છે, સાધુ સંતોની નિંદા કરે છે,

આટલા માટે ભગવાન કહે છે કે ચારિત્રથી પડવાઈ થયેલાનું કલ્યાણ થાય છે પણ શ્રદ્ધાથી ભ્રષ્ટ થયેલાનું કલ્યાણ થવું મુશ્કેલ છે.

નંદીષેણે ભગવાનની વાણી સાંભળી અને તેના અંતરમાં વૈરાગ્યની જ્યોત ઝળહળી ઉઠી. એ ભગવાન પાસે દીક્ષા લેવા તૈયાર થયા. તે વખતે તેને કહેવામાં આવ્યું કે હે નંદીષેણ! હમણાં થોભી જા, તારા ભોગાવલી કર્મ હજુ બાકી છે પણ જેના અંતરમાં વૈરાગ્યનાં મોજાં ઉછળી રહ્યા છે તેવા નંદીષેણ દીક્ષા લેવા માટે અડગ રહ્યા ત્યારે આકાશવાણી થઈ કે નંદીષેણ હમણાં રોકાઈ જા. બાર વર્ષ તારા ભોગાવલી કર્મ બાકી છે. ત્યારે કહે છે કે આત્માની શક્તિ અનંત છે. મન મજબૂત છે પછી ભોગાવલી કર્મની શું તાકાત છે! કર્મ તો શિયાળીયા છે. મારા આત્માની શક્તિ આગળ ભોગાવલી કર્મ ભાગી જશે. કોઈના વાર્યા ન રહ્યા ને સિંહની જેમ સંયમ લીધો. સંયમ લઈને ઉગ્ર તપશ્ચર્યા કરવા લાગ્યા. ઘણું જ્ઞાન પ્રાપ્ત કર્યું.

એક વખત નંદીષેણ મુનિ ગૌચરી નીકળ્યા. ઘર ઘરમાં ગૌચરી કરતાં શ્રાવકનું ઘર માનીને વેશ્યાના ઘરમાં ગયા, ને ધર્મલાભ કહીને ઉભા રહ્યા. આ સમયે રૂપ અને યૌવનના મદમાં મસ્ત બનેલી વેશ્યા કહે છે કે મુનિ! આ ધર્મલાભનું ઘર નથી. અર્થલાભનું ઘર છે. મુનિના કર્મનો ઉદય થવાનો હતો એટલે આ નિમિત્ત મળી ગયું. આગળના સંતો અઘોર તપશ્ચર્યા કરતા હતા. તપના પ્રભાવથી નંદીષેણ મુનિને લબ્ધિ ઉત્પન્ન થઈ હતી. જૈન મુનિઓને લબ્ધિ પ્રાપ્ત થાય પણ તેનો ઉપયોગ કરે નહિ, પણ આ મુનિના કર્મનો ઉદય થવાનો હતો એટલે એ પણ અભિમાનમાં આવીને ભાન ભૂલ્યાં કે શું તું મને ભિખારી સમજે છે? દેખ, એમ કહીને રજોહરણની દશીમાંથી એક તાંતણો તોડીને ફેંક્યો તો સાડાબાર ક્રોડ સોનૈયાનો ઢગલો થયો. આ જોઈને વેશ્યાની આંખ સ્થિર થઈ ગઈ. આવો પુરૂષ સારો. મારે આ પાપના ધંધા કરવા મટી જાય. મુનિ એને ઘેરથી પાછા ફરવા જાય છે. ત્યાં સાડી ફરી વળીને કહે છે હું તમને નહિ જવા દઉં. તમે અહીં જ રોકાઈ જાઓ. મુનિ કહે છે હું સાધુ છું તારે ઘેર રોકાવાય નહિ, ત્યારે કહે છે તો આ તમારા ધનનો ઢગલો લઈ જાવ. નંદીષેણ મુનિને ધન મેળવવાની શક્તિ હતી પણ સંહરણ કરવાની શક્તિ ન હતી એટલે મૂંઝવણમાં પડયા ને વેશ્યા તો બરાબર પાછળ પડી કે જવું હોય તો લઈને જાઓ. નહિતર રોકાઈ જાઓ. જૈન મુનિને ધન રખાય નહિને સંહરણ કરતાં આવડતું નથી. કર્મવશ વેશ્યાને ઘેર રોકાઈ ગયા.

બંધુઓ! નંદીષેણ મુનિ ભોગાવલી કર્મના ઉદયથી વેશ્યાને ઘેર રોકાયા પણ સંયમ રૂપી ચૈતન્યનો ધબકાર બંધ થયો ન હતો, એમણે સાધુના કપડાં રજોહરણ,

બધું ખૂણામાં મૂકી રાખ્યું ને નિયમ લીધો કે મારે રોજ દશ પુરૂષોને વૈરાગ્ય પમાડવો. નંદીષેણ મુનિ વેશ મૂકી બન્યા વેશ્યા પ્રેમી. પરંતુ વેશ્યાના ઘરમાં પણ રોજ દશ માણસોને ઉપદેશ આપી બોધ પમાડતા પછી જ ભોજન કરતા. બોધ ઉપાશ્રયમાં નહિ પણ વેશ્યાના ઘરમાં રહીને બોધ, તે બોધ આપવાનો કોને ? દુરાચારીને, ભોગના કીડાઓને. વ્યાખ્યાન સાંભળવા આવનારને નહીં હોં, કેવી હશે એ દેશનાની લબ્ધિ ! શું કહેતા હશે એ દેશનામાં ? એ કહેવાની શૈલી આપણને નહિ આવડે. પણ કહેતા હશે એવું કંઈક કે જન્મ પામ્યા ત્યારથી મૃત્યુની ફાંસી તૈયાર છે. દેવોના અધિપતિ ઈન્દ્ર હો, ભિખારી હો કે ચક્રવર્તિ હો પણ બધાને માટે મૃત્યુની ફાંસી તૈયાર છે. સરકાર કોઇને ફાંસી આપે તો જાહેર કરે કે આ તારીખે ફાંસી અપાશે પણ મૃત્યુની ફાંસીમાં ખબર નથી કે ક્યારે મૃત્યુ છે છતાં માની લીધું છે કે મૃત્યુની ફાંસી માટે આપણે બહુ મોટી મુદત છે તેથી મજા કરી લો. તેથી જન્મ દિવસે મિષ્ટાન્ન જમાય છે. ત્યાં એ ખબર નથી કે જન્મ દિવસ એટલે મૃત્યુની નજીક થયા. યાદ રાખજો કે માનવ જીવનનું સુવર્ણરસ સમાન આયુષ્ય ક્ષણે ક્ષણે ઢળી રહ્યું છે. નંદીષેણની આવી ધર્મદેશનાથી વેશ્યાને ઘરે આવેલા કામાંધ માણસો પ્રતિબોધ પામી જતા. એવી લબ્ધિ હતી એમની દેશનાની.

આમ કરતાં બાર વર્ષે તેમનું ભોગાવલી કર્મ પૂરું થયું. એક દિવસ એવો ઉગ્યો કે નવ જીવોને બૂઝવ્યા પણ દશમો સોની બૂઝતો નથી. બપોરના બાર વાગ્યા પણ બૂઝયો નહિ. ત્યારે વેશ્યાએ કહ્યું નાથ ! હવે ઉઠો ત્યારે કહે છે મારી પ્રતિજ્ઞાનો ભંગ નહિ કરું. બે–ત્રણ વાગ્યા. રસોઈ ઠરી ગઈ ત્યારે વેશ્યાએ કહ્યું–હવે તો ઉઠો. તો કહે છે, ના, એને બુઝવ્યા વિના નહિ ઉઠું, ત્યારે વેશ્યા મજાકમાં બોલી એ ન બૂઝે તો દશમા તમે બૂઝી જાઓ. વેશ્યાના આ શબ્દો સાંભળી નંદીષેણ ઉભા થઈ ગયા. પીરસેલા ભોજન થાળમાં પડયા રહ્યા ને નંદીષેણ સાધુનો વેશ પહેરીને ચાલી નીકળ્યા.

ટૂંકમાં આપણે આ દૃષ્ટાંતથી એ સમજવું છે કે જેની શ્રધ્ધા મજબૂત હોય તે ઠેકાણે આવી જાય છે, પણ જેની શ્રધ્ધા ફરી જાય છે તે ઠેકાણે આવવો મુશ્કેલ છે. આ માટે જ્ઞાની કહે છે કે જિનવચનમાં શંકા ન કરશો..અહીં દેવકી માતાના મનમાં સંશય થયો છે કે મુનિના વચન શું અસત્ય થયા ? 'ના.' તો આમ કેમ બન્યું ? આ શંકારૂપી કાંટો મારા અંતરમાં રાખવો નકામો છે. આ કાંટો કાઢનાર ત્રિલોકીનાથ નેમનાથ પ્રભુ પધાર્યાં છે તો હું ભગવાન પાસે જાઉં. ત્યાં જઈને પ્રભુને વંદન નમસ્કાર કરીને મારા મનમાં જે શંકા છે તે પૂછીશ. આ પ્રમાણે મનમાં વિચાર કર્યો. હવે ભગવાન પાસે જવા માટે કૌટુંબિક પુરૂષોને બોલાવશે ને શું કહેશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર :- હસ્તિનાપુરથી આવેલા દૂતને જોઈને અર્જુનનો આનંદ :-** એક દિવસ અર્જુન, મણીચૂડ, હેમાંગદ રાજા અને પ્રભાવતી બધા મહેલમાં બેસીને આનંદ વિનોદથી વાર્તાલાપ કરતા હતા. તે સમયે દ્વારપાળે આવીને હેમાંગદ રાજાને સમાચાર આપ્યા કે હસ્તિનાપુરથી એક દૂત આવ્યો છે તે આપને મળવા ચાહે છે. રાજાને દૂતને અંદર બોલાવ્યો. દૂત સૌથી પહેલાં અર્જુનજીના ચરણમાં નમન કરીને પત્ર આપ્યો ને પછી બધાને નમસ્કાર કર્યા. અર્જુને દૂતને જોયા તેથી તેના આનંદનો પાર ન રહ્યો. દૂત અર્જુનને ભેટી પડયો. પોતે શા માટે આવ્યો છે તે પત્રમાં લખ્યું હતું. પત્ર વાંચતાં પહેલાં અર્જુને દૂતને હસ્તિનાપુરના સમાચાર પૂછયા ત્યારે દૂતે કહ્યું કે અર્જુનજી ! મને પાંડુરાજાએ આપને તેડવા મોકલ્યો છે.

**તમારી રાહ જોતાં કુંતા માતાજી :** હે વીરા ! આખું હસ્તિનાપુર આપના મિલન માટે તલસી રહ્યું છે. માટે હવે આપ જલ્દી પધારો. આકાશમાં અબજો તારા ભલે ટમટમતા હોય પણ ચંદ્ર વિના તારાઓ શોભતા નથી. તારાનો પ્રકાશ અવનીને ઉજાળી શકતો નથી, તેમ હે અર્જુનજી ! આપના વિના નગર સૂનું પડયું છે. ચંદ્ર વિના રાત અંધારી લાગે છે તેમ તમારા વિના અમને અંધારું લાગે છે. બીજા બધાની વાત તો છોડી દો પણ આપના માતા-પિતાના સામું તો જુઓ, માતા-પિતા તો બધા એમ માનતા હતા કે મારો અર્જુન ! વનવગડામાં કેવા કષ્ટ વેઠતો હશે ! પણ આપ તો પુણ્યવાન પુરૂષ છો એટલે વનવગડામાં પણ તમને આવા રાજાઓ મળી ગયા ને આનંદથી રહો છો પણ હવે એક મિનિટનો વિલંબ કર્યા વિના જલ્દી તૈયાર થઈ જાઓ, કારણ કે આપને હસ્તિનાપુર છોડયાં ને બાર બાર વર્ષો પૂરા થઈ ગયા ને પાંડુરાજા પણ હવે વૃધ્ધ થયા છે. તેઓ 'મારો અર્જુન'....મારો અર્જુન કરીને બોલે છે દીકરા ! તું કયાં ગયો ? તારા વિના મને ગમતું નથી ભલે, ચાર દીકરા મારી પાસે હાજર છે પણ જેમ હાથની પાંચ આંગળી હોય છે. તેમાં જો એક આંગળી કપાઈ જાય તો હાથની શોભા બગડી જાય છે, તેમ હે દીકરી ! તારા વિના મારી શોભામાં ખામી છે. માટે તું જયાં હોય ત્યાથી જલ્દી આવ. બીજી તરફ માતા કુંતાજી પણ તમારા વિના ખાતા-પીતા નથી ને કાળો કલ્પાંત કરે છે કે હે દીકરા ! તું જલ્દી આવ. બાર બાર વર્ષથી મૂકીને ગયો છે તો શું હવે તને તારી માતા યાદ નથી આવતી ? આ પ્રમાણે ઝૂરાપો કરે છે. અને ચાર ભાઈઓ પણ આપના વિના સૂના સૂના થઈ ગયાં છે. જેમ ગાય વિના વાછરડું અને માતા વિનાનું બાળક ઝૂરે ને અંદરને અંદર શોષાઈ જાય તેમ ચાર ભાઈઓ શોષાઈ કરે છે ને બોલે છે કે અમારો વહાલસોયો વીરો કયારે આવશે ? દ્રૌપદીને પણ ખૂબ આઘાત છે. ચાર પતિ ત્યાં હાજર છે પણ આપ તેના પતિ તો છો ને ? હું જયારે જોઉં છું ત્યારે એની

આંખો આંસુથી ભરેલી હોય છે. આપના વિયોગથી તે પણ ખૂબ ઝૂરે છે. આ કુટુંબ અને પ્રજાના તલસાટ સામું તો જુઓ.

ઈસ કારણ તુમ ચલો શીઘ્ર હી, મત ના દેર લગાઓ,
ઝુરે યાદ દિન રાત આપકો, જાકર પ્રેમ બઢાઓ હો....શ્રોતા....

માટે હવે આપ વાર ન કરો. જલ્દી હસ્તિનાપુર પધારી દરેકને આનંદ કરાવો. દૂતે સમાચાર આપ્યા પછી એમણે પિતાજીનો પત્ર વાંચ્યો. એમનું હૃદય પીગળી ગયું, આહાહા...માતા પિતાનો પ્રેમ કોઈ અલૌકીક છે. માતાનો ભાંગ્યા તૂટ્યા અક્ષરનો દશ લીંટી લખેલો પત્ર હોય ને મિત્રનો અલંકારિક ભાષાથી દશ પાના ભરેલો પત્ર હોય છતાં માતાનો પત્ર વાંચતા પુત્રના દિલને જે આનંદ આવે છે તે મિત્રનો પત્ર વાંચતા નથી આવતો કારણ કે તેમાં અંતરનો પ્રેમ નથી હોતો, મિત્રો તો સ્વાર્થના સગા હોય છે.

પાંડુરાજાનો પત્ર વાંચતા અર્જુનનું હૃદય પીપળી ગયું ને હવે હસ્તિનાપુર જવા મન ઉપડયું, અને જવા તૈયાર થયા. તેમણે દૂતને કહ્યું કે તમે પહેલાં જાઓ. હું હવે અહીંથી નીકળું છું પણ મારી ઈચ્છા એવી છે કે હું દ્વારકા જઈને આવું. એટલે તમે જલ્દી જઈને માતાપિતાને સમાચાર આપો. આ પ્રમાણે કહીને દૂતને વિદાય કર્યો. હવે અર્જુનજીએ વિમાન તૈયાર કર્યું. ત્યારે મણીચૂડ અને હેમાંગદે કહ્યું. ભાઈ! તમને જવા દેવાનું મન થતું નથી ને હવે જવા દીધા વિના છૂટકો નથી. તો જો આપ કહો તો અમે આપની સાથે હસ્તિનાપુર આવીએ. આપને અમારા બંને ઉપર મહાન ઉપકાર છે. આપ તો અમને જીવતદાન દેનાર છો. આપ આવા પવિત્ર છો તો આપના માતા પિતા તો કેવા પવિત્ર હશે! આપના માતાપિતા એ અમારા માતાપિતા છે. અમે તેમના દર્શન કરીને પાવન બનીએ. અર્જુને કહ્યું ભલે, ખુશીથી ચાલો.

**પોતાના વતનમાં જવાનો અનેરો આનંદ:** અર્જુનને હવે હસ્તિનાપુર જવાનો ખૂબ તલસાટ ઉપડયો છે પણ મનમાં વિચાર થયો કે હું ત્યાં જઈશ પછી નીકળી શકાશે નહિ અને મને કૃષ્ણજીને મળ્યા બાર બાર વર્ષો વીતી ગયાં છે. તો તેમને મળવાની ખૂબ ઈચ્છા છે. કૃષ્ણ અને પાંડવો વચ્ચે દૂધ સાકર જેવો પ્રેમ હતો. તેઓ સગા ભાઈની માફક રહેતાં હતાં. એટલે અર્જુનજી કૃષ્ણને મળવાની ઈચ્છાને રોકી શકયા નહિ. તેઓ ત્રણે હિરણ્યપુરથી પ્રભાવતીની રજા લઈને નીકળ્યા પ્રભાવતીને ધર્મના વીરા અર્જુનના જવાથી ખૂબ દુઃખ થયું. તેણે દુઃખિત દિલે વિદાય આપી. ત્રણે જણા વિમાનમાં બેસીને દ્વારકા આવ્યા. ત્રિખંડ અધિપતિ કૃષ્ણ વાસુદેવને ખબર પડી કે અર્જુનજી નારદજી પાસેથી લીધેલી પ્રતિજ્ઞાનું પાલન કરવા

વનવાસ ગયા હતા. તે વનવાસ પૂરો કરીને મને મળવા આવે છે. એટલે તેમને ખૂબ આનંદ થયો ને સ્વાગત કરીને પોતાના મહેલે લાવ્યા. કૃષ્ણ અને અર્જુન એકબીજાને પ્રેમથી ભેટી પડયા. તેમના આનંદનો પાર નથી. હવે શું બનશે તેના ભાવ અવસરે.



## વ્યાખ્યાન નં-૩૮

**શ્રાવણ વદ ૧૧ ને બુધવાર** તા. ૧૦-૮-૭૭

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! મહાન પુણ્યોદયે આપણને જિનશાસન મળ્યું છે. જિનશાસન પામ્યાની એ વિશેષતા છે કે આત્માના આંતરિક શત્રુને ઓળખો. આજે દુનિયાની કઈ વસ્તુને કઈ વસ્તુ બગાડી નાંખે છે તેનું જાણપણું છે પણ આત્માને બગાડનાર કોણ છે તેની ખબર નથી. કેટલું અજ્ઞાન છે! દૂધમાં મીઠું પડી જાય તો દૂધ ફાટી જાય. ગરમ કપડાંમાં કંસારી પેસી જાય તો કાણાં પડી જાય, તે કપડું નકામું થઈ જાય. વાસણને કાટ ચઢી જાય તો વાસણ બગડી જાય. રૂની ગંજીમાં અગ્નિનો એક તણખો લાગી જાય તો ગંજી બળીને સાફ થઈ જાય. આ બધી બાબતોની તો તમને ખબર છે ને? અને તેને માટે કેટલી બધી સાવધાની રાખો છો? પણ પોતાના આત્માને રાગ-દ્વેષ, મોહ, ઈર્ષ્યા, વાસના, વિકારો આદિ દોષો લાગી જાય તો આત્મા ખરાબ થઈ જાય એની ખબર પડે છે? જો આટલી ખબર ન હોય અને એનાથી બચવાની સાવધાની ન હોય તો આત્મા ખરાબીમાંથી કેવી રીતે બચી શકશે? તેનો વિચાર કરો. આત્માની ખરાબી કરનારા દૂષણો તમને સમજાશે અને હૈયામાં અંકાઈ જશે કે આ દોષો આત્માનું અહિત કરનાર છે. પછી તમને તેના પ્રત્યે અણગમો થશે. કદાચ સહેજ રાગ-દ્વેષ કે ક્રોધ આવી જશે તો પણ મનમાં ભારે પશ્ચાતાપ થશે અને ધીમે ધીમે આત્મા સમજણના ઘરમાં આવી જશે. પછી એને અનંતાનુબંધી કષાય નહિ આવે. જ્ઞાની પુરૂષો કહે છે કે જો મનુષ્ય સમજીને અનંતાનુબંધી કષાય ન કરે, રાગ-દ્વેષ છોડી દે તો એની કક્ષા ઉંચી વધી જાય. અનંતાનુબંધી ક્રોધ, માન, માયા, લોભ, સમ્યકૃત્વ મોહનીય, મિથ્યાત્વ મોહનીય અને મિશ્ર મોહનીય એ સાત પ્રકૃતિનો ક્ષય, ઉપશમ કે ક્ષયોપશમ કરે ત્યારે સમ્યકૃત્વ પામે. પછી નરક, તિર્યંચ અને મનુષ્ય ગતિના કર્મબંધને અટકાવી દેવગતિને યોગ્ય કર્મ ઉપાર્જે છે. દેવગતિમાં ભવનપતિ, વાણવ્યંતર અને જ્યોતિષીમાં નહિ પણ વૈમાનિક દેવમાં જવા યોગ્ય કર્મ બાંધે છે. અને પછી ક્રમે ક્રમે વિકાસ સાધતો જીવ મોક્ષનો અધિકારી બની જાય છે. બોલો, જિનશાસન પામ્યાની કેવી બલીહારી છે!

જેની રગેરગમાં જિનશાસન અને સંતો પ્રત્યે ભક્તિ ભાવનાના ઝરણાં વહી રહ્યા છે એવા દેવકી માતાને શંકાનું સમાધાન કરવા માટે નેમનાથ ભગવાન પાસે જવાનો તલસાટ ઉપડયો છે કે હવે જલ્દી મારા ભગવાન પાસે જાઉં ને મારા અંતરમાં જે શંકાનો સડો થયો છે તેને નાબૂદ કરું. માણસને કોઈ પણ કાર્યની સિધ્ધિ કરવાનો તલસાટ જાગે છે તો તેને સિધ્ધ કરીને જંપે છે. જ્યાં સુધી એ કાર્ય પૂરું ન થાય ત્યાં સુધી એના ચિત્તને ચેન પડતું નથી. આ બધો તલસાટ સંસારના કામમાં થાય છે પણ આત્મા માટે થાય છે? મૈં હૂં કૌન કહાંસે આયા, મુઝે કહાં પર જાના હૈ. હું કોણ છું? કયાંથી આવ્યો છું ને મારે કયાં જવાનું છે? એ વાત જાણવા માટે તલસાટ જાગ્યો છે ખરો? જો આવો તલસાટ તમારા દિલમાં જાગ્યો હશે તો હું માનું છું કે તમને ઘર નહિ ગમે. જ્યાં આત્માની વાતો થતી હશે ત્યાં તમને ગમશે. કેમ બરાબર છે ને? પણ આજે તો જ્યાં જુઓ ત્યાં દૃષ્ટિ કરતાં એમ લાગે છે કે જીવને જેટલો સંસાર વહાલો છે ને સંસારની વાતો ગમે છે તેટલી આત્માની વાતો ગમતી નથી. તેનું એક જ કારણ છે કે હજુ જીવને તલસાટ નથી જાગ્યો.

દેવકી માતાના દિલમાં તલસાટ જાગ્યો કે હવે જલ્દી જાઉં ને મારી શંકાનું સમાધાન કરું. આવો વિચાર કરીને દેવકી માતા "कोडुंबिय पुरिसे सद्दावेइ" કૌટુંબિક પુરૂષોને બોલાવે છે. અહીં નોકરોને કૌટુંબિક પુરૂષો કહ્યા છે. તેનું કારણ તમે સમજ્યા? એક વખતના રાજા-રાણીઓ નોકર ચાકરોને પણ પોતાના ઘરના માણસો જેવા ગણતા હતાં. તેમના પ્રત્યે ભેદભાવ રાખતા ન હતા. એટલે અહીં દેવકીરાણીએ પોતાના સેવકોને બોલાવીને કહ્યું કે તમે જલ્દી ધાર્મિક રથ તૈયાર કરો, અને રથ ચલાવવામાં ચતુર સારથીની સાથે રથ મારી પાસે લઈ આવો. દેવકીજીની આજ્ઞા થતાં સેવકોએ ધાર્મિક રથ તૈયાર કરાવ્યો, અને ચતુર સારથી રણઝણ કરતો રથ લઈને દેવકીરાણી પાસે હાજર થયો. રથ દેવકીજીના મહેલના દરવાજે આવીને ઉભો રહ્યો એટલે ભગવાનના દર્શન કરવા માટે દેવકીજીનું હૈયું નાચી ઉઠયું. હૈયામાં ઉત્સાહની ઝણઝણાટી પેદા થઈ અને જે રીતે દેવાનંદા મહાવીર પ્રભુના દર્શન કરવા માટે રથમાં બેસીને ગયા હતા. તે રીતે દેવકી માતા પણ રથમાં બેસીને નેમનાથ ભગવાનના દર્શન કરવા માટે ગયા.

દેવકીજીનો રથ ભગવાનના સમોસરણ પાસે આવી પહોંચ્યો. દૂરથી સમોસરણ જોઈને તેનું હૈયું હરખાઈ ગયું. પછી સમોસરણમાં પ્રવેશ કર્યો. નેમનાથ પ્રભુને મેષોન્મેષ દૃષ્ટિથી જોતાં એનું હૈયું હર્ષના હિલોળે ચઢયું, અને ભગવાનનાં દર્શન કરતાં ચિંતન કરવા લાગી. હે ભગવાન! તમારું રૂપ એવું અનુપમ છે કે જાણે

તે અનિમેષ દૃષ્ટિથી નિરંતર જોયા જ કરીએ. જેઓ એક જ વખત આપનાં દર્શન કરી લે છે તેમની ચક્ષુઓને જગતની બીજી કોઈ વસ્તુ જોવાથી સંતોષ થતો નથી. જેવી રીતે કોઈ મનુષ્યે એક વખત ચંદ્રના કિરણો જેવા શ્વેત ક્ષીર સમુદ્રના દૂધ જેવા મીઠા પાણીનો સ્વાદ ચાખી લે પછી તે દરિયાનું ખારું પાણી પીવા ઈચ્છે ખરો ? ન જ ઈચ્છે. તેમ હે નાથ ! દુનિયામાં મેં ઘણું જોયું. ઘણાં દેવ દેવીઓને જોયાં પણ આપના જેવા મેં કોઈને જોયા નહિ. આપને જોઈને મારું મનડું ઠરી ગયું.

દેવકી માતાનું મન નેમનાથ ભગવાનમાં ઠરી ગયું છે તેમ આ મારા તપસ્વી ભાઈ બહેનોનું મન તપશ્ચર્યામાં ઠરી ગયું છે. નેમનાથ પ્રભુના મુખ ઉપર અલૌકીક તેજની રોશની ઝળહળે છે. ભગવાનનું તેજ જોઈને દેવકીજી તો સ્થિર થઈ ગયા. અહો પ્રભુ ! આપના જેવું મુખડું તો ક્યાંય જોયું નથી. આવો વિચાર કરતી દેવકી માતા દેવાનંદાની માફક ભગવાનને તિકખુત્તોનો પાઠ ભણી વંદણા નમસ્કાર કરીને ભગવાનની સન્મુખ આવી. દેવકીજીના મનમાં જે પ્રશ્ન ઉપસ્થિત થયો છે તે પૂછવા માટે આતુર બન્યા છે કે ક્યારે પ્રભુને પ્રશ્ન પૂછું ? ને મારા મનની શંકાનું સમાધાન કરી લઉં, પણ જે સ્થાનમાં આવ્યા હોઈએ એ સ્થાન પ્રમાણે વિનય વિવેક બરાબર સાચવવો જોઈએ. માલ લેવો હોય તો મૂલ્ય આપવા જોઈએ, મૂલ્ય વિના માલ ન મળે. તેમ જો ભગવાનને પ્રશ્ન પૂછયો હોય, શંકાનું સમાધાન કરવું હોય તો વંદણા કર્યા વિના કેમ પૂછાય તેમાં ભગવાન તો ત્રિલોકીનાથ છે. આવા મહાન પુરૂષોનો વિનય કર્યા વગર વાત કરું તો મારો અવિનય કહેવાય. આવા વિચારવાળા દેવકી માતા નેમનાથ પ્રભુને વંદન નમસ્કાર કરીને ઉભા રહ્યા. નેમનાથ પ્રભુ તો સર્વજ્ઞ હતા. "सर्वद्रव्य पर्यायेसु केवलस्य" કેવળજ્ઞાની સર્વદ્રવ્ય, સર્વક્ષેત્ર, સર્વકાળ અને સર્વભાવની વાત જાણે છે. આપણે કંઈ છાની વાત કરીએ ને માનીએ કે અમારા સિવાય આ વાત કોઈ જાણતું નથી, પણ સર્વજ્ઞ પ્રભુ તો જાણે છે. એમના જ્ઞાનમાં કંઈ છાનું રહેતું નથી. દેવકી માતા ભગવાનની સામે હાથ જોડીને ઉભા રહ્યા. સર્વજ્ઞ પ્રભુ તો જાણે છે કે આજે દેવકી શા માટે આવી છે ? "तए णं अरहा अरिट्ठनेमि देवइ देविं एवं वयासी नूण तव देवइ ! इमे छ अणगारे पासित्ता एवमेयारूवे अज्झत्थिए जाव समुप्पज्जेत्था !"

**"ભગવાન નેમનાથે કરેલું સમાધાન"** :—અરિહંત એવા અરિષ્ટ નેમિનાથ ભગવાને દેવકી માતાને આ પ્રમાણે કહ્યું કે હે દેવકી ! આજે છ અણગારોને જોઈને તારા હૃદયમાં આ પ્રકારનો વિકલ્પ પેદા થયો છે ને કે પોલાસપુર નગરમાં હું નાની હતી ત્યારે અતિમુક્ત અણગારે આ પ્રમાણે કહ્યું હતું કે હે દેવકી ! તું આકાર,

વય, અને કાંતિ આદીથી સરખા એવા નલકુંવર જેવા સુંદર આઠ પુત્રોને જન્મ આપશે. એવા પુત્રોને જન્મ આપનારી માતા આ ભરતક્ષેત્રમાં બીજી કોઈ થશે નહિ. પરંતુ બીજી માતાએ અતિમુક્ત મુનિએ કહેલા લક્ષણોવાળા પુત્રને જન્મ આપ્યો છે. તો અતિમુક્ત અણગારના વચન અસત્ય કેમ થયા? આ શંકાને અર્હંત અરિષ્ટનેમિ પાસે જઈને દૂર કરીશ. એમ મનમાં વિચાર કરીને ઘેરથી નીકળી રથમાં બેસીને તું મારી પાસે આવી છે. "से नूण देवइ देवि कट्ठ समट्ठे?" કેમ દેવકીદેવી! આ વાત બરાબર છે? ત્યારે દેવકીએ ભગવાનને કહ્યું "हंता अत्थि" હા ભગવાન. આપ સર્વજ્ઞ છો. ઘટ ઘટ અને મન મનની વાત જાણો છો, આપના જ્ઞાનમાં શું બાકી છે? આપે જે કહ્યું છે તે બધું સત્ય છે.

બંધુઓ! જુઓ, દેવકી માતા કેટલા સરળ, પવિત્ર ને ગંભીર છે, ભગવાને કહ્યું કે છ અણગારો તારે ઘેર ત્રણ સંઘાડે ગૌચરી પધાર્યા. ત્યારે તારા મનમાં એવી શંકા થઈ કે મારી દ્વારકા નગરીનાં પુણ્ય ખૂટયા! મારા દીકરા કૃષ્ણ વાસુદેવના પુણ્ય ખૂટયાં કે મારી નગરીમાં પધારેલા સંતોને એકના એક ઘરોમાં વારંવાર ગૌચરી આવવું પડે છે! અને તે શંકાનું સમાધાન કરવા આ પ્રમાણે સંતોને કહ્યું ત્યારે સંતોએ કહ્યું કે હે માતા! એમ નથી. તારી નગરીનાં પુણ્ય ખૂટયાં નથી, તારી નગરીમાં દાતારોનો તૂટો નથી પણ અમે ભદ્દિલપુર નગરીમાં વસતા નાગ ગાથાપતિની પત્ની સુલશાના છ દીકરા છીએ, અને છ સગાભાઈઓ રૂપ વય અને કાંતિમાં સરખા દેખાઈએ છીએ, અને છ સગા ભાઈઓએ નેમનાથ પ્રભુની એક વખત દેશના સાંભળીને દીક્ષા લીધી છે.

બંધુઓ! એ આત્માઓ કેવા હળુકર્મી હશે કે એક જ વખત ઉપદેશ સાંભળ્યો ને વૈરાગ્ય આવી ગયો, અને અત્યારે સંતો ટકોરા મારે, ગમે તેટલો ઉપદેશ આપે છતાં બૂઝતાં નથી. અહાહા... કેવા ભારે કર્મીજીવો આ કાળમાં છે! ઠાણાંગ સૂત્રના ચોથા ઠાણે ભગવાને ચાર પ્રકારનો વરસાદ કહ્યો છે જેમાં એક પ્રકારનો વરસાદ એવો છે કે એક વખત વરસે ને દશ હજાર વર્ષ સુધીનું અનાજ નીપજે. બીજા પ્રકારનો વરસાદ એક વખત વરસે ને એક હજાર વર્ષ સુધીનું અનાજ નીપજે. ત્રીજા પ્રકારનો વરસાદ એક વખત વરસે ને દશ વર્ષ સુધીનું અનાજ નીપજે. અને ચોથા પ્રકારનો વરસાદ એવો છે કે જે ઘણી વખત વરસે અને એક વાર ધાન્ય નીપજે તે પાંચમા આરાનો મેઘ.

આ ચાર પ્રકારના વરસાદની માફક ચાર પ્રકારના જીવો બતાવ્યા છે. કંઈક જીવો એવા હળુકર્મી હોય છે કે એક જ વખત દેશના સાંભળે ને વૈરાગ્ય પામી જાય. મેઘકુમાર, ગજસુકુમાર વિગેરે. બીજા પ્રકારના વરસાદ જેવા જીવો એક વખત પ્રભુની વાણી સાંભળીને બાર વ્રતધારી શ્રાવક બની જાય છે, જેમ કે પરદેશી રાજા

ત્રીજા નંબરના મેઘ જેવા શ્રેણીક મહારાજા. એક વખત અનાથી મુનિનું મિલન થયું તેમાં સમકિત પામી ગયા. પહેલાં તો શ્રેણીક રાજા બૌધ્ધ ધર્મી હતા. શિકાર કરવાના શોખીન હતા પણ અનાથી મુનિનો સમાગમ થતાં સમકિત પામી ગયા. ચોથા પ્રકારનાં મેઘ જેવા પાંચમાં આરાના જીવો છે. ઘણીવાર સાંભળે પણ પ્રતિબોધ પામે નહિ.

છ અણગારોએ એક જ વખત દેશના સાંભળીને દીક્ષા લીધી હતી. તેમનું હૃદય કાળી માટી જેવું પવિત્ર હતું. અહીં દેવકીજીની વાત ચાલે છે. નેમનાથ પ્રભુએ દેવકીને તેના મનની વાત કરી. દેવકીજી શાંત ચિત્તે સાંભળે છે. જરા પણ ઉતાવળા નથી થતા કે ભગવાન! આમ કેમ બન્યું? તેને ભગવાનના વચનમાં શ્રધ્ધા હતી એટલે વિચાર કર્યો કે હું જે શંકાનું સમાધાન કરવા માટે આવી છું તે શંકાનું સમાધાન કરશે. હવે દેવકીજી અધીરા બની બે હાથ જોડી નેમનાથ પ્રભુ પાસે ઉભા છે. ભગવાન તેને શું કહેશે તેના ભાવ અવસરે.

"ચરિત્ર":- કૃષ્ણજી અને અર્જુન બાર વર્ષે મળ્યા તેથી બંનેની આંખમાં હર્ષના આંસુ આવી ગયા ને એકબીજા પ્રેમથી ભેટી પડયા. શ્રીકૃષ્ણ અને અર્જુનનો પ્રેમ જોઈને સાથે આવેલા વિદ્યાધરો વિચાર કરતાં થઈ ગયા કે શું આમનો પ્રેમ છે! કૃષ્ણે અર્જુનના કુશળ સમાચાર પૂછયા ને સાથે બેસીને પ્રેમથી જમ્યા. આજે તો આવનારને આવો એટલું પણ ઘણીવાર નથી કહેવાતું. પ્રેમ અને અંતરના આનંદ સાથે કૃષ્ણે અર્જુનનો ખૂબ આદર સત્કાર કર્યો. સાથે જમ્યા અને બાર વર્ષ વનમાં કેવી રીતે પસાર કર્યા તે બધી વાત પૂછી, અર્જુને કૃષ્ણને બધી વાત કરી. બે ત્રણ દિવસ દ્વારકા રોકાઈને અર્જુને જવાની રજા માંગી ત્યારે કૃષ્ણે કહ્યું કે હું તમને આમ નહિ જવા દઉં. ત્યારે અર્જુને કહ્યું. મોટાભાઈ! ત્યાં માતા-પિતા બધા ઝૂરી રહ્યા છે. માટે મને જવાની આજ્ઞા આપો. ત્યારે કૃષ્ણજીએ કહ્યું કે, મારી એક વાતનો સ્વીકાર કરો તો જવા દઉં. અર્જુને કહ્યું કે મારાથી બની શકે તેમ હશે તો હું સ્વીકાર કરીશ. ત્યારે કૃષ્ણે કહ્યું કે મારી વહાલસોયી બેનડી સુભદ્રાનો તમે સ્વીકાર કરો એને યોગ્ય તમે જ છો. આ સાંભળી અર્જુનજી શરમાઈ ગયાને કંઈ બોલ્યા નહિ એટલે કૃષ્ણજી સમજી ગયા કે મારી બહેનની સાથે પરણવામાં અર્જુનજી સંમત છે.

"કૃષ્ણજીએ અર્જુન સાથે સુભદ્રાના કરેલા લગ્ન":- એટલે શ્રીકૃષ્ણે ખૂબ ધામધૂમથી પોતાની બહેન સુભદ્રાનાં લગ્ન અર્જુન સાથે કર્યા. ત્રિખંડ અધિપતિ કૃષ્ણ પોતાની એકની એક બહેનને પરણાવતાં હોય ત્યારે તેના લગ્નમાં શું

ખામી હોય ? સોનું, હીરા, માણેક, મોતી આદિ ઝવેરાત, હાથી, ઘોડા, દાસ-દાસી અને વસ્ત્રો વિગેરે ખૂબ વસ્તુ કરિયાવરમાં આપી. આ કરિયાવર અંતરના ઉલ્લાસથી કર્યો હતો. આજે તો સગાઈ કરતાં પહેલાં પૂછે છે કે કરિયાવર કેટલો કરશો ? દુનિયા કોથળીને મોહે છે, પછી ભલે ને એ કોથળી રડાવે, પણ કરિયાવરની કોથળીનો કેટલો મોહ છે ! અર્જુને કોઈ જાતની માંગણી નથી કરી પણ કૃષ્ણે ઘણો કરિયાવર કર્યો. લગ્ન પછી બે દિવસ રહીને અર્જુને કૃષ્ણ પાસે જવાની આજ્ઞા માંગી. કૃષ્ણજી પણ સમજતાં હતા કે બાર વર્ષે અર્જુન આવ્યા છે. હસ્તિનાપુરમાં મારા ફઈબા કુંતાજી, પાંડુરાજા, યુધિષ્ઠિર આદિ ચાર ભાઈઓ અને દ્રૌપદી બધા તેના વિના ખૂબ ઝૂરતા હશે એટલે જવાની આજ્ઞા આપી.

"દ્વારકાથી રવાના થયેલું વિમાન" – કુંતાજી કૃષ્ણજીના ફઈબા થાય એટલે અર્જુન અને કૃષ્ણ મામા ફોઈના ભાઈઓ થાય, કૃષ્ણે અર્જુનને કહ્યું વીરા ! આપણે ભાઈ ભાઈની સગાઈ તો હતી પણ હવે તો ડબલ સગાઈ થઈ. હવે તમે મારા બનેવી થયા. હવે મારે તમને વધારે સાચવવા જોઈએ. એમ કૃષ્ણ હસ્યા. અર્જુને કહ્યું, આપણે ભાઈની સગાઈ પહેલાં છે. આમ કહી અર્જુને જવાની તૈયારી કરી ત્યારે કૃષ્ણજી કહે–હું તમને ને મારી બહેનને વળાવવા માટે આવું છું, કૃષ્ણજી થોડે સુધી બહેન બનેવીને વળાવવા માટે ગયા. પછી પાછા વળે છે ત્યારે એકબીજાની આંખમાં આંસુ આવી ગયા ને કહ્યું ફરીને વહેલા દ્વારકા પધારજો. હવે અર્જુન, સુભદ્રા, મણીચૂડ અને હેમાંગદ બધા વિમાનમાં બેઠા, વિમાન આગળ ચાલ્યું. માર્ગમાં અનેક ગામ, નગર, વૃક્ષ, નદી, પર્વતો બધું આવે છે તે અર્જુન બધાને બતાવે છે ને આનંદ વિનોદ કરે છે. જોત જોતામાં હસ્તિનાપુર આવી ગયું, ને બગીચામાં વિમાનને ઉતાર્યું. વિમાન નીચે ઉતાર્યું ત્યાં વિદ્યાધરોએ અર્જુનનો જયજયકાર બોલાવ્યો.

"હસ્તિનાપુરમાં અર્જુનજી આવ્યાની વધાઈ" –અર્જુનનો જયજયકાર બોલાવતાં મંગલ વાંજિત્રો વગાડયા. પછી બધા બગીચામાં બેઠાં. આ વાંજિત્રોનો અવાજ અને જયજયકારની ઘોષણા સાંભળીને આજુબાજુથી ઘણાં માણસો દોડી આવ્યા. આવીને જોયું તો અર્જુનજીને જોયાં એટલે લોકો દોડતા પાંડુરાજા પાસે ગયા ને અર્જુનજી પધાર્યાની વધામણી આપી. આ સાંભળીને જેમ સિદ્ધરસ વડે તાંબુ સોનું બની જાય તેમ પાંડુરાજા પુત્ર વિયોગના દુઃખથી મુક્ત બની આનંદવિભોર બન્યા. કુંતાજી, યુધિષ્ઠિર આદિ ભાઈઓ, દ્રૌપદી, પાંડુરાજા, ભીષ્મપિતા બધાને ખૂબ આનંદ થયો બધા અર્જુનની સામે ગયા ને સૌ અર્જુનને બાથમાં લઈને ભેટી પડયાં. અર્જુન ભીષ્મપિતા, પાંડુરાજા, કુંતાજી વિગેરે વડીલોના ચરણમાં પડયા. બાર બાર વર્ષે અર્જુનજી મળ્યા એટલે સૌની આંખમાં આંસુ આવી ગયા. અર્જુનજી પાંડુરાજા

અને ભીષ્મપિતાના ચરણમાં પડયા. ત્યારે એમણે આશીષ આપ્યા. પછી અર્જુન પોતાના ચાર ભાઈઓને મળ્યો. આખા હસ્તિનાપુરમાં અર્જુનજી આવ્યાના સમાચાર વાયુવેગે પ્રસરી જતાં લોકો તેમના સ્વાગત માટે બગીચામાં આવ્યા.

"ગુણોથી પૂજાએલા અર્જુન" – પાંડુરાજાએ આખું નગર શણગારવાનો હુકમ કર્યો. જોત જોતામાં આખું નગર શણગારાઈ ગયું. નગરજનોને ઉત્સાહનો પાર નથી. પાંડુરાજાએ કોઈને કહ્યું નથી કે અર્જુન બાર વર્ષે આવે છે તો સ્વાગત કરવા ચાલો. છતાં પ્રજામાં આવો ઉત્સાહ કયારે આવે? પ્રજાનો પ્રેમ જીત્યો હોય ત્યારે ને! આજની સરકાર પ્રજાને ચૂસીને પ્રિય થવા માંગે છે તે કયાંથી બને? માનવી ગુણથી પૂજાય છે. અર્જુનજીમાં ઘણાં ગુણો હતાં. એના સદ્ગુણની સુવાસથી પ્રજાને તેના પ્રત્યે ખૂબ પ્રેમ હતો. રાજા અને પ્રજા સૌને ખૂબ આનંદ છે. ખૂબ ઉત્સાહભેર સૌએ નગરમાં પ્રવેશ કર્યો.

આઈ પુર કે બીચ સવારી, વાજા કે ઝનકાર
ઘર ઘર હર્ષ વધાયા હોવે ઘર ઘર મંગલાચાર હો....શ્રોતા....

અર્જુનજીની સ્વારી હસ્તિનાપુરની મધ્યમાં આવી ત્યારે કંઈક નગરજનો અર્જુનને હાર પહેરાવે છે. કોઈ સાચા મોતીથી, કોઈ ફુલથી અને ચોખાથી તેને વધાવે છે. અર્જુનને જોઈને લોકો બોલવા લાગ્યાં કે ધન્ય છે અર્જુનના માતાપિતાને કે આવા પવિત્ર પુત્રને જન્મ આપ્યો છે! કોઈ અર્જુનના ખૂબ ગુણગાન કરે છે. ઘર ઘરમાં આનંદ મંગલ વર્તાયો.

અર્જુનજી આવીને માતાના ચરણમાં પડયા અને સુભદ્રા સાસુના ચરણમાં પડી ગઈ. એટલે સાસુજીએ માથે હાથ મૂકીને આશીર્વાદ આપ્યા કે તમારી જોડી અખંડ રહો. એમ કહીને કુંતાજીએ ખૂબ વસ્ત્રાભૂષણો સુભદ્રાને આપ્યા. આજે તો વહુ પરણીને આવે ને સાસુને પગે લાગે ત્યારે સાસુ કહે બેટા! આ બધું તમારું છે, પણ તિજોરીની ચાવીનો ઝૂડો તે કેડેજ રહેવા મૂકતી નથી. (હસાહસ) પણ અહીં તો સુભદ્રા સાસુજીના ચરણમાં પડયા એટલે આશીર્વાદ સાથે વસ્ત્રાભૂષણો પણ આપ્યા.

બીજી બાજુ જે ગોવાળોની ગાયો ચોરાઈ હતી તે અર્જુનજી તેમની વ્હારે ગયા હતા તે ગોવાળો દોડતા આવીને અર્જુનના ચરણમાં પડીને કહે છે વીરા! અમારી ગાયો લાવવા માટે તારે વનમાં જવું પડયું ને. ધન્ય છે તમારી ધીરતાને! એમ કહી પગમાં પડી ખૂબ રડયા. છેવટમાં અર્જુનને આશીર્વાદ આપીને પોતાને ઘેર ગયા. આ રીતે બધા કાર્યથી નિવૃત્ત થઈને અર્જુનજી દ્રૌપદીના મહેલે ગયા. દ્રૌપદીએ કુશળ સમાચાર પૂછયા. સ્વામીનાથ! આપનું શરીર તો સારું છે ને? વનવાસમાં આપને કેટલું કષ્ટ પડયું હશે! આટલું કહેતાં દ્રૌપદી રડી પડી. હવે અર્જુન તેને બધી વાત કરશે ને શું બનશે તેના ભાવ અવસરે.

## વ્યાખ્યાન નં. ૩૯

શ્રાવણ વદ ૧૩ ને શુક્રવાર          અઠ્ઠાઈધર          તા. ૧૨-૮-૭૭

### વિષય "જીવન સફળતાની સફર"

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! પર્વાધિરાજ પર્યુષણ પર્વના પવિત્ર અને મંગલકારી દિવસો આપણા જીવનના આંગણે આવી ગયાં છે. પર્યુષણ પર્વ એ સર્વ પર્વોમાં શિરતાજ છે. પર્વાધિરાજ પર્વ વિષય કષાયોના કલુષિત કાદવને ઉલેચી જીવનના ક્ષેત્રમાં તપ, ત્યાગ અને સંયમના બીજનું વાવેતર કરે છે. જીવનને મંગલમય અને ઉન્નત બનાવવા માટે પર્વાધિરાજ આપણને નવચેતનાના નૂતન માર્ગે નવજાગૃતિ સમર્પે છે. જ્યારે મેઘરાજા આ ધરતી પર મહેર કરીને પૃથ્વીને હરિયાળી બનાવી દે છે ત્યારે ચાતકો જેમ આનંદના રણકારોથી મસ્ત બની જાય છે અને મયૂર જેમ મેઘગર્જના સાંભળતા થન થની ઉઠે છે તેમ પર્યુષણ મહાપર્વ આવતા ભવ્ય જીવો રૂપી ચાતકો જેની ઝંખના કરી રહ્યાં હતા તેમના હૈયા આનંદના હિલોળે ચઢયા છે. પશ્ચાતાપ અને મિચ્છામિ દુક્કડંના નિર્મળ વારિ વડે સ્વ આત્માને ઉજ્જવળ બનાવવા અનેકાનેક ભવ્યાત્માઓ આ પર્વારાધનામાં જોડાય છે. કષાયોની કલુષિતતાઓથી, મોહની મહાધતાઓથી, કર્મની કઠીનાઇઓથી અને વિષય વાસનાઓથી સતત પીડાતો આત્મા આ દિવસોમાં કંઈક અંશે શાંતિનો એક શ્વાસ લે છે. પ્રતિપળે ક્રોધાદિ! કષાય, રાગ, દ્વેષ વિગેરે શત્રુઓ આત્માને દમન કરી પોતાનું સામ્રાજ્ય જમાવતા જાય છે તેઓને જ્વલંત પરાજય આપીને લૂંટાઈ ગયેલા આત્મિક ધનને પાછું મેળવવા માટેનો આ મહાન સુઅવસર છે. આ પર્વ જીવનમાં ઉંડા ઉતરી ગયેલા વૈરના મૂળીયાઓને બાળીને મૈત્રીના બીજનું વાવેતર કરીને જીવનરૂપી ઉદ્યાનને સૌરભથી મ્હેંકાવી દે છે, અને આ માનવજીવનની ધરતીને દયા, દાન, મૈત્રી અને કરૂણાના કોમળ છોડવાઓથી લીલીછમ બનાવી દે છે.

આ પવિત્ર દિવસોમાં રોજ આરાધના નહિ કરનાર આત્માઓ ધંધો રોજગાર વિગેરેને ગૌણ બનાવીને આરાધનાના માર્ગમાં સક્રિય ભાગ લે છે. આ દિવસોમાં ખૂબ જાગૃત બનીને આરાધક ભાવની આરાધના કરવા સજ્જ બનવું જોઈએ. આ પર્વ આરાધનાના સાગરમાં ભરતી લાવે છે. ચાલુ દિવસોમાં કરાતી આરાધના કરતાં આ દિવસોમાં કરાતી આરાધનામાં સ્વાભાવિક ઉલ્લાસ ને આનંદ વધુ જણાય છે. માનવભવ એ સામાન્ય રીતે ધર્મ કરવા માટેની મોસમ છે. મોસમમાં જેમ વહેપાર કરનાર વહેપારીઓને ધંધામાં કમાણી સારી થાય છે તે રીતે માનવભવ પામેલા પુણ્યવાનો આ દેહ દ્વારા ધર્મની સુંદર તથા શ્રેષ્ઠ કમાણીરૂપ આરાધના કરી શકે છે. સર્વ

અને ભીષ્મપિતાના ચરણમાં પડયા. ત્યારે એમણે આશીષ આપ્યા. પછી અર્જુન પોતાના ચાર ભાઈઓને મળ્યો. આખા હસ્તિનાપુરમાં અર્જુનજી આવ્યાના સમાચાર વાયુવેગે પ્રસરી જતાં લોકો તેમના સ્વાગત માટે બગીચામાં આવ્યા.

**"ગુણોથી પૂજાએલા અર્જુન"** – પાંડુરાજાએ આખું નગર શણગારવાનો હુકમ કર્યો. જોત જોતામાં આખું નગર શણગારાઈ ગયું. નગરજનોને ઉત્સાહનો પાર નથી. પાંડુરાજાએ કોઈને કહ્યું નથી કે અર્જુન બાર વર્ષે આવે છે તો સ્વાગત કરવા ચાલો. છતાં પ્રજામાં આવો ઉત્સાહ ક્યારે આવે? પ્રજાનો પ્રેમ જીત્યો હોય ત્યારે ને! આજની સરકાર પ્રજાને ચૂસીને પ્રિય થવા માંગે છે તે ક્યાંથી બને? માનવી ગુણથી પૂજાય છે. અર્જુનજીમાં ઘણાં ગુણો હતાં. એના સદ્દગુણની સુવાસથી પ્રજાને તેના પ્રત્યે ખૂબ પ્રેમ હતો. રાજા અને પ્રજા સૌને ખૂબ આનંદ છે. ખૂબ ઉત્સાહભેર સૌએ નગરમાં પ્રવેશ કર્યો.

આઈ પુર કે બીચ સવારી, વાજા કે ઝનકાર
ઘર ઘર હર્ષ વધાયા હોવે ઘર ઘર મંગલાચાર હો....શ્રોતા....

અર્જુનજીની સ્વારી હસ્તિનાપુરની મધ્યમાં આવી ત્યારે કંઈક નગરજનો અર્જુનને હાર પહેરાવે છે. કોઈ સાચા મોતીથી, કોઈ ફુલથી અને ચોખાથી તેને વધાવે છે. અર્જુનને જોઈને લોકો બોલવા લાગ્યાં કે ધન્ય છે અર્જુનના માતાપિતાને કે આવા પવિત્ર પુત્રને જન્મ આપ્યો છે! કોઈ અર્જુનના ખૂબ ગુણગાન કરે છે. ઘર ઘરમાં આનંદ મંગલ વર્તાયો.

અર્જુનજી આવીને માતાના ચરણમાં પડયા અને સુભદ્રા સાસુના ચરણમાં પડી ગઈ. એટલે સાસુજીએ માથે હાથ મૂકીને આશીર્વાદ આપ્યા કે તમારી જોડી અખંડ રહો. એમ કહીને કુંતાજીએ ખૂબ વસ્ત્રાભૂષણો સુભદ્રાને આપ્યા. આજે તો વહુ પરણીને આવે ને સાસુને પગે લાગે ત્યારે સાસુ કહે બેટા! આ બધું તમારું છે, પણ તિજોરીની ચાવીનો ઝૂડો તે સ્હેજ રેઢો મૂકતી નથી. (હસાહસ) પણ અહીં તો સુભદ્રા સાસુજીના ચરણમાં પડયા એટલે આશીર્વાદ સાથે વસ્ત્રાભૂષણો પણ આપ્યા.

બીજી બાજુ જે ગોવાળોની ગાયો ચોરાઈ હતી તે અર્જુનજી તેમની વ્હારે ગયા હતા તે ગોવાળો દોડતા આવીને અર્જુનના ચરણમાં પડીને કહે છે વીરા! અમારી ગાયો લાવવા માટે તારે વનમાં જવું પડયું ને. ધન્ય છે તમારી ધીરતાને! એમ કહી પગમાં પડી ખૂબ રડયા. છેવટમાં અર્જુનને આશીર્વાદ આપીને પોતાને ઘેર ગયા. આ રીતે બધા કાર્યથી નિવૃત્ત થઈને અર્જુનજી દ્રૌપદીના મહેલે ગયા. દ્રૌપદીએ કુશળ સમાચાર પૂછયા. સ્વામીનાથ! આપનું શરીર તો સારું છે ને? વનવાસમાં આપને કેટલું કષ્ટ પડયું હશે! આટલું કહેતાં દ્રૌપદી રડી પડી. હવે અર્જુન તેને બધી વાત કરશે ને શું બનશે તેના ભાવ અવસરે.

વ્યાખ્યાન નં. ૩૯

શ્રાવણ વદ ૧૩ ને શુક્રવાર અઠ્ઠાઈધર તા. ૧૨-૮-૭૭

## વિષય "જીવન સફળતાની સફર"

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! પર્વાધિરાજ પર્યુષણ પર્વના પવિત્ર અને મંગલકારી દિવસો આપણા જીવનના આંગણે આવી ગયાં છે. પર્યુષણ પર્વ એ સર્વ પર્વોમાં શિરતાજ છે. પર્વાધિરાજ પર્વ વિષય કષાયોના કલુષિત કાદવને ઉલેચી જીવનના ક્ષેત્રમાં તપ, ત્યાગ અને સંયમના બીજનું વાવેતર કરે છે. જીવનને મંગલમય અને ઉન્નત બનાવવા માટે પર્વાધિરાજ આપણને નવચેતનાના નૂતન માર્ગે નવજાગૃતિ સમર્પે છે. જ્યારે મેઘરાજા આ ધરતી પર મહેર કરીને પૃથ્વીને હરિયાળી બનાવી દે છે ત્યારે ચાતકો જેમ આનંદના રણકારોથી મસ્ત બની જાય છે અને મયૂર જેમ મેઘગર્જના સાંભળતા થન થની ઉઠે છે તેમ પર્યુષણ મહાપર્વ આવતા ભવ્ય જીવો રૂપી ચાતકો જેની ઝંખના કરી રહ્યાં હતા તેમના હૈયા આનંદના હિલોળે ચઢયા છે. પશ્ચાતાપ અને મિચ્છામિ દુક્કડંના નિર્મળ વારિ વડે સ્વ આત્માને ઉજ્જવળ બનાવવા અનેકાનેક ભવ્યાત્માઓ આ પર્વારાધનામાં જોડાય છે. કષાયોની કલુષિતતાઓથી, મોહની મહાધતાઓથી, કર્મની કઠીનાઇઓથી અને વિષય વાસનાઓથી સતત પીડાતો આત્મા આ દિવસોમાં કંઈક અંશે શાંતિનો એક શ્વાસ લે છે. પ્રતિપળે ક્રોધાદિ! કષાય, રાગ, દ્વેષ વિગેરે શત્રુઓ આત્માને દમન કરી પોતાનું સામ્રાજ્ય જમાવતા જાય છે તેઓને જ્વલંત પરાજય આપીને લૂંટાઈ ગયેલા આત્મિક ધનને પાછું મેળવવા માટેનો આ મહાન સુઅવસર છે. આ પર્વ જીવનમાં ઉંડા ઉતરી ગયેલા વેરના મૂળીયાઓને બાળીને મૈત્રીના બીજનું વાવેતર કરીને જીવનરૂપી ઉદ્યાનને સૌરભથી મ્હેંકાવી દે છે, અને આ માનવજીવનની ધરતીને દયા, દાન, મૈત્રી અને કરૂણાના કોમળ છોડવાઓથી લીલીછમ બનાવી દે છે.

આ પવિત્ર દિવસોમાં રોજ આરાધના નહિ કરનાર આત્માઓ ધંધો રોજગાર વિગેરેને ગૌણ બનાવીને આરાધનાના માર્ગમાં સક્રિય ભાગ લે છે. આ દિવસોમાં ખૂબ જાગૃત બનીને આરાધક ભાવની આરાધના કરવા સજ્જ બનવું જોઈએ. આ પર્વ આરાધનાના સાગરમાં ભરતી લાવે છે. ચાલુ દિવસોમાં કરાતી આરાધના કરતાં આ દિવસોમાં કરાતી આરાધનામાં સ્વાભાવિક ઉલ્લાસ ને આનંદ વધુ જણાય છે. માનવભવ એ સામાન્ય રીતે ધર્મ કરવા માટેની મોસમ છે. મોસમમાં જેમ વહેપાર કરનાર વહેપારીઓને ધંધામાં કમાણી સારી થાય છે તે રીતે માનવભવ પામેલા પુણ્યવાનો આ દેહ દ્વારા ધર્મની સુંદર તથા શ્રેષ્ઠ કમાણીરૂપ આરાધના કરી શકે છે. સર્વ

અને ભીષ્મપિતાના ચરણમાં પડયા. ત્યારે એમણે આશીષ આપ્યા. પછી અર્જુન પોતાના ચાર ભાઈઓને મળ્યો. આખા હસ્તિનાપુરમાં અર્જુનજી આવ્યાના સમાચાર વાયુવેગે પ્રસરી જતાં લોકો તેમના સ્વાગત માટે બગીચામાં આવ્યા.

"ગુણોથી પૂજાએલા અર્જુન" – પાંડુરાજાએ આખું નગર શણગારવાનો હુકમ કર્યો. જોત જોતામાં આખું નગર શણગારાઈ ગયું. નગરજનોને ઉત્સાહનો પાર નથી. પાંડુરાજાએ કોઈને કહ્યું નથી કે અર્જુન બાર વર્ષે આવે છે તો સ્વાગત કરવા ચાલો. છતાં પ્રજામાં આવો ઉત્સાહ ક્યારે આવે ? પ્રજાનો પ્રેમ જીત્યો હોય ત્યારે ને ! આજની સરકાર પ્રજાને ચૂસીને પ્રિય થવા માંગે છે તે ક્યાંથી બને ? માનવી ગુણથી પૂજાય છે. અર્જુનજીમાં ઘણાં ગુણો હતાં. એના સદ્‌ગુણની સુવાસથી પ્રજાને તેના પ્રત્યે ખૂબ પ્રેમ હતો. રાજા અને પ્રજા સૌને ખૂબ આનંદ છે. ખૂબ ઉત્સાહભેર સૌએ નગરમાં પ્રવેશ કર્યો.

આઈ પુર કે બીચ સવારી, વાજા કે ઝનકાર
ઘર ઘર હર્ષ વધાયા હોવે ઘર ઘર મંગલાચાર હો....શ્રોતા....

અર્જુનજીની સ્વારી હસ્તિનાપુરની મધ્યમાં આવી ત્યારે કંઈક નગરજનો અર્જુનને હાર પહેરાવે છે. કોઈ સાચા મોતીથી, કોઈ ફુલથી અને ચોખાથી તેને વધાવે છે. અર્જુનને જોઈને લોકો બોલવા લાગ્યાં કે ધન્ય છે અર્જુનના માતાપિતાને કે આવા પવિત્ર પુત્રને જન્મ આપ્યો છે ! કોઈ અર્જુનના ખૂબ ગુણગાન કરે છે. ઘર ઘરમાં આનંદ મંગલ વર્તાયો.

અર્જુનજી આવીને માતાના ચરણમાં પડયા અને સુભદ્રા સાસુના ચરણમાં પડી ગઈ. એટલે સાસુજીએ માથે હાથ મૂકીને આશીર્વાદ આપ્યા કે તમારી જોડી અખંડ રહો. એમ કહીને કુંતાજીએ ખૂબ વસ્ત્રાભૂષણો સુભદ્રાને આપ્યા. આજે તો વહુ પરણીને આવે ને સાસુને પગે લાગે ત્યારે સાસુ કહે બેટા ! આ બધું તમારું છે, પણ તિજોરીની ચાવીનો ઝૂડો તે સ્હેજ રેઢો મૂકતી નથી. (હસાહસ) પણ અહીં તો સુભદ્રા સાસુજીના ચરણમાં પડયા એટલે આશીર્વાદ સાથે વસ્ત્રાભૂષણો પણ આપ્યા.

બીજી બાજુ જે ગોવાળોની ગાયો ચોરાઈ હતી તે અર્જુનજી તેમની વ્હારે ગયા હતા તે ગોવાળો દોડતા આવીને અર્જુનના ચરણમાં પડીને કહે છે વીરા ! અમારી ગાયો લાવવા માટે તારે વનમાં જવું પડયું ને. ધન્ય છે તમારી ધીરતાને ! એમ કહી પગમાં પડી ખૂબ રડયા. છેવટમાં અર્જુનને આશીર્વાદ આપીને પોતાને ઘેર ગયા. આ રીતે બધા કાર્યથી નિવૃત્ત થઈને અર્જુનજી દ્રૌપદીના મહેલે ગયા. દ્રૌપદીએ કુશળ સમાચાર પૂછયા. સ્વામીનાથ ! આપનું શરીર તો સારું છે ને ? વનવાસમાં આપને કેટલું કષ્ટ પડયું હશે ! આટલું કહેતાં દ્રૌપદી રડી પડી. હવે અર્જુન તેને બધી વાત કરશે ને શું બનશે તેના ભાવ અવસરે.

## વ્યાખ્યાન નં. ૩૯

શ્રાવણ વદ ૧૩ ને શુક્રવાર અઠ્ઠાઈઘર તા. ૧૨-૮-૭૭

### વિષય "જીવન સફળતાની સફર"

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! પર્વાધિરાજ પર્યુષણ પર્વના પવિત્ર અને મંગલકારી દિવસો આપણા જીવનના આંગણે આવી ગયાં છે. પર્યુષણ પર્વ એ સર્વ પર્વોમાં શિરતાજ છે. પર્વાધિરાજ પર્વ વિષય કષાયોના કલુષિત કાદવને ઉલેચી જીવનના ક્ષેત્રમાં તપ, ત્યાગ અને સંયમના બીજનું વાવેતર કરે છે. જીવનને મંગલમય અને ઉન્નત બનાવવા માટે પર્વાધિરાજ આપણને નવચેતનાના નૂતન માર્ગે નવજાગૃતિ સમર્પે છે. જ્યારે મેઘરાજા આ ધરતી પર મહેર કરીને પૃથ્વીને હરિયાળી બનાવી દે છે ત્યારે ચાતકો જેમ આનંદના રણકારોથી મસ્ત બની જાય છે અને મયૂર જેમ મેઘગર્જના સાંભળતા થન થની ઉઠે છે તેમ પર્યુષણ મહાપર્વ આવતા ભવ્ય જીવો રૂપી ચાતકો જેની ઝંખના કરી રહ્યાં હતા તેમના હૈયા આનંદના હિલોળે ચઢયા છે. પશ્ચાતાપ અને મિચ્છામિ દુક્કડંના નિર્મળ વારિ વડે સ્વ આત્માને ઉજ્જવળ બનાવવા અનેકાનેક ભવ્યાત્માઓ આ પર્વારાધનામાં જોડાય છે. કષાયોની કલુષિતતાઓથી, મોહની મહાધતાઓથી, કર્મની કઠીનાઇઓથી અને વિષય વાસનાઓથી સતત પીડાતો આત્મા આ દિવસોમાં કંઈક અંશે શાંતિનો એક શ્વાસ લે છે. પ્રતિપળે ક્રોધાદિ! કષાય, રાગ, દ્વેષ વિગેરે શત્રુઓ આત્માને દમન કરી પોતાનું સામ્રાજ્ય જમાવતા જાય છે તેઓને જ્વલંત પરાજય આપીને લૂંટાઈ ગયેલા આત્મિક ધનને પાછું મેળવવા માટેનો આ મહાન સુઅવસર છે. આ પર્વ જીવનમાં ઉંડા ઉતરી ગયેલા વૈરના મૂળીયાઓને બાળીને મૈત્રીના બીજનું વાવેતર કરીને જીવનરૂપી ઉદ્યાનને સૌરભથી મ્હેંકાવી દે છે, અને આ માનવજીવનની ધરતીને દયા, દાન, મૈત્રી અને કરૂણાના કોમળ છોડવાઓથી લીલીછમ બનાવી દે છે.

આ પવિત્ર દિવસોમાં રોજ આરાધના નહિ કરનાર આત્માઓ ધંધો રોજગાર વિગેરેને ગૌણ બનાવીને આરાધનાના માર્ગમાં સક્રિય ભાગ લે છે. આ દિવસોમાં ખૂબ જાગૃત બનીને આરાધક ભાવની આરાધના કરવા સજ્જ બનવું જોઈએ. આ પર્વ આરાધનાના સાગરમાં ભરતી લાવે છે. ચાલુ દિવસોમાં કરાતી આરાધના કરતાં આ દિવસોમાં કરાતી આરાધનામાં સ્વાભાવિક ઉલ્લાસ ને આનંદ વધુ જણાય છે. માનવભવ એ સામાન્ય રીતે ધર્મ કરવા માટેની મોસમ છે. મોસમમાં જેમ વહેપાર કરનાર વહેપારીઓને ધંધામાં કમાણી સારી થાય છે તે રીતે માનવભવ પામેલા પુણ્યવાનો આ દેહ દ્વારા ધર્મની સુંદર તથા શ્રેષ્ઠ કમાણીરૂપ આરાધના કરી શકે છે. સર્વ

શ્રેષ્ઠ મંગલરૂપ આચારો તથા વિચારો માટેનું સંગમસ્થાન માનવદેહ છે. એટલા માટે માનવદેહ પામીને માનવે ધર્મની આરાધના કરવા માટે ઉજમાળ બનવું જોઈએ. પવિત્ર આચાર વિચારોના સંગમ જેવો ધર્મ માનવને જીવન જીવતાં શીખવાડે છે. મરતી વખતે સમાધિ આપે છે. જીવનમાં સમતા અને શાંતિનું અમૃતપાન ધર્મની આરાધનાના પ્રભાવે થાય છે. ભવાંતરમાં સદ્‌ગતિનો કોલ પણ ધર્મ આપે છે, અને એ ધર્મના પ્રભાવે આત્મા સિધ્ધિના શાશ્વત સુખનો સ્વાદ ચાખી શકે છે. આટલા માટે સમસ્ત સંસારમાં ધર્મ એ આત્મીય બંધુ અને સાચો સ્નેહી છે. ધર્મનો સંબંધ અખંડ આનંદમય ચૈતન્ય સ્વરૂપ આત્માની સાથે છે. શરીર, દ્રવ્ય કે કુટુંબાદિની સાથે ધર્મનો વાસ્તવિક સંબંધ નથી. એક વાત છે કે શરીરાદિની અનુકૂળતા ધર્મની આરાધના કરવામાં સહાયક જરૂર બને છે, પણ મુખ્યત્વે ધર્મ આત્માની સાથે સબંધ ધરાવે છે. ભગવાને પ્રકાશેલા ધર્મની આરાધના કોઈ જીવ કાયરતાનો કામળો ઓઢીને નથી કરી શકવાનો. એણે તો સરહદ સાચવતા સૈનિક કરતાં પણ વધુ શૂરાતન બતાવવું પડશે.

બંધુઓ ! માનવદેહ પામ્યા પછી જેઓ રોજ ધર્મ કરી શકતાં નથી એવા ધર્માનુરાગી આત્માઓ પર્વના દિવસોમાં સહેજે ધર્મ કરવા ઉત્સુક બને છે. પર્વના દિવસોમાં એવું વાતાવરણ સર્જાય છે કે તેનાથી ધર્મારાધના કરવા માટે ઉત્સાહ અને ઉમંગ વધે છે. તેથી પર્યુષણ પર્વના પવિત્ર દિવસોમાં સમ્યક્‌દર્શન, સમ્યક્‌જ્ઞાન અને સમ્યક્‌ચારિત્ર રૂપી ધર્મની આરાધના કરી આત્મા ઉપર લાગેલાં પાપ કર્મો રૂપી મેલને ધોઈ જીવનને નિર્મળ, નિષ્પાપ અને ઉન્નત બનાવવા માટે ઉત્સુક બને છે. અનાદિ કાળથી આત્મા ઉપર વિષય, કષાય, મોહ આદિ પાપોનો ભાર પડયો છે. આ ભારથી આત્માને મુક્ત કરવામાં પર્યુષણ પર્વની આરાધના સહાયક બને છે. પર્વાધિરાજની આરાધના એ પવિત્રતા, શીતળતા અને શુધ્ધિ માટેનું ગંગાસ્થાન છે.

આજે અઠ્ઠાઈધરનો પવિત્ર દિવસ છે. આજનો દિવસ એ સૂચન કરે છે કે આજથી આઠમે દિવસે સંવત્સરીનો પવિત્ર દિન આવશે. તે દિવસે આપણે ક્ષમાપના કરવાની. ક્ષમાપના એ તો પર્વાધિરાજની સઘળી આરાધનાનો પ્રાણ છે. બાર મહિનામાં જે કોઈની સાથે મમતા, સ્વાર્થ, રાગ, દ્વેષ, મોહ આદિના કારણે બોલવા ચાલવામાં, સંસાર વ્યવહારમાં કોઈની સાથે અપ્રીતિ, દ્વેષ, વૈર આદિ થયા હોય તે બધાને હૃદયની સરળતા, સચ્ચાઈ તથા શુધ્ધિપૂર્વક ક્ષમા માંગીને આત્માને હળવો બનાવવો જોઈએ. અંતરમાંથી રાગ–દ્વેષના કાંટા કાઢી શુધ્ધ દિલથી ક્ષમા માંગનાર જેમ મહાન છે તેમ અંતઃકરણપૂર્વક ક્ષમા આપનાર પણ મહાન છે. આ રીતે પરસ્પર ક્ષમાપના કરવાથી ક્ષમાશીલ આત્મા સંસાર સાગરને તરવા માટે સમર્થ બને છે.

જીવનની ક્ષણભંગુરતા, સંપત્તિની ચંચળતા અને સંસાર સબંધોની અસારતાનું જેને ભાન છે એવો જાગૃત આત્મા પર્વાધિરાજની આરાધના માટે જીવનમાં દરેક પ્રકારે તૈયારી કરી રાખે છે. બાર મહિનાની પુણ્ય-પાપની, ધર્મ-અધર્મની પ્રવૃત્તિઓનું સરવૈયું કાઢી માનવ જીવનને ઉજ્જવળ બનાવનાર આરાધક ભાવ જેના હૈયામાં સતતપણે સારાયે વર્ષ દરમ્યાન જીવંત રહ્યો છે તે આરાધક આત્મા પર્વાધિરાજને સન્માનવા સદા ઉત્સુક રહે છે. આ પર્યુષણ પર્વનો મહામંગલમય સુઅવસર જીવનમાં મહામૂલ્ય ચૈતન્યની પ્રેરણા આપી જીવનને સફળ બનાવવા માટે પ્રેરણા આપી જાય છે.

હે દેવાનુપ્રિયો ! તમે જાગૃત બનો. પર્વાધિરાજ મહાપર્વની આરાધના માટે સજ્જ થાઓ. ભાવના-શ્રદ્ધા-ભક્તિ-દૃઢતા આદિ મંગલમય સ્વસ્તિકોની રંગોળી આત્માના આંગણે પૂરી પર્વાધિરાજને સત્કારવા ઉજમાળ બનો, અને જીવનને સફળ બનાવો. પર્યુષણ પર્વને અનુલક્ષીને આજના વ્યાખ્યાનનો વિષય રાખ્યો છે જીવન સફળતાની સફર." માનવજીવનની સફરને સફળ બનાવવા માટે આપણને આવો અનુપમ અવસર મળ્યો છે. તમને એમ થશે કે આજે વ્યાખ્યાનનો વિષય આવો કેમ રાખ્યો હશે ? જ્ઞાની પુરૂષો કહે છે કે આપણો આત્મા અનંતકાળથી સફર કરતો આવ્યો છે પણ હજુ તેની સફર સફળ થઈ નથી. સફર એટલે શું ? મુસાફરી. તમે કોઈ લાંબી સફરે જાઓ છો ત્યારે ભારતની સંસ્કૃતિ મુજબ વડીલોને નમસ્કાર કરો છો ત્યારે તમારી માતા શું કહેશે ? બેટા ! સંભાળીને જજે, અને જ્યાં જાય ત્યાં સંભાળીને રહેજે ને તારા કુશળ સમાચાર આપતો રહેજે. પછી તમારા શ્રીમતીજી પાસે જશો તો એ શું કહેશે ? એ તો તમારા અનુભવની વાત છે. મારે તમને કહેવાની જરૂર નથી. કેમ બરાબર ને ? મારે માટે સાડી-દાગીના વિગેરે લાવજો. (હસાહસ) હવે ધર્મગુરૂઓની પાસે જશો તો એ તમને શું કહેશે ? દેવાનુપ્રિયા ! તમે આ દ્રવ્ય સફર કરવા જાવ છો ત્યાં તમે ધર્મને સાથે લઈ જજો ને જીવનની સફર સફળ બનાવજો. કારણ કે માનવભવ મળવો અતિ દુર્લભ છે. જીવનની સાચી સફળતા માનવભવમાં કરી શકાય છે. ચોર્યાશી લાખ જીવાયોનિમાં ભટકતો જીવ મહાન પુણ્યના ઉદયથી માનવજીવન પામ્યો છે. માનવજીવનને યોગ્ય પુણ્ય ઉપાર્જન કરવા માટે જીવને અકથ્ય યાતનાઓમાંથી પસાર થવું પડે છે. અને માનવભવ મેળવ્યા પછી જે આત્માને તેની દુર્લભતાનું ભાન થાય છે ને આત્મસાધના કરે છે તે દેવોનો પણ પૂજનીક બની જાય છે, અને જે માનવ જન્મ પામીને દેહની આળપંપાળમાં પડી જાય છે તે માનવજીવનની સફરને સફળ બનાવી શકતો નથી, અને જે તરવાનું સાધન છે તેનાથી ડૂબી જાય છે, એક ભક્તે ગાયું છે કે-

શ્રેષ્ઠ મંગલરૂપ આચારો તથા વિચારો માટેનું સંગમસ્થાન માનવદેહ છે. એટલા માટે માનવદેહ પામીને માનવે ધર્મની આરાધના કરવા માટે ઉજમાળ બનવું જોઈએ. પવિત્ર આચાર વિચારોના સંગમ જેવો ધર્મ માનવને જીવન જીવતાં શીખવાડે છે. મરતી વખતે સમાધિ આપે છે. જીવનમાં સમતા અને શાંતિનું અમૃતપાન ધર્મની આરાધનાના પ્રભાવે થાય છે. ભવાંતરમાં સદ્‌ગતિનો કોલ પણ ધર્મ આપે છે, અને એ ધર્મના પ્રભાવે આત્મા સિધ્ધિના શાશ્વત સુખનો સ્વાદ ચાખી શકે છે. આટલા માટે સમસ્ત સંસારમાં ધર્મ એ આત્મીય બંધુ અને સાચો સ્નેહી છે. ધર્મનો સંબંધ અખંડ આનંદમય ચૈતન્ય સ્વરૂપ આત્માની સાથે છે. શરીર, દ્રવ્ય કે કુટુંબાદિની સાથે ધર્મનો વાસ્તવિક સંબંધ નથી. એક વાત છે કે શરીરાદિની અનુકુળતા ધર્મની આરાધના કરવામાં સહાયક જરૂર બને છે, પણ મુખ્યત્વે ધર્મ આત્માની સાથે સબંધ ધરાવે છે. ભગવાને પ્રકાશેલા ધર્મની આરાધના કોઈ જીવ કાયરતાનો કામળો ઓઢીને નથી કરી શકવાનો. એણે તો સરહદ સાચવતા સૈનિક કરતાં પણ વધુ શૂરાતન બતાવવું પડશે.

બંધુઓ ! માનવદેહ પામ્યા પછી જેઓ રોજ ધર્મ કરી શકતાં નથી એવા ધર્માનુરાગી આત્માઓ પર્વના દિવસોમાં સહેજે ધર્મ કરવા ઉત્સુક બને છે. પર્વના દિવસોમાં એવું વાતાવરણ સર્જાય છે કે તેનાથી ધર્મારાધના કરવા માટે ઉત્સાહ અને ઉમંગ વધે છે. તેથી પર્યુષણ પર્વના પવિત્ર દિવસોમાં સમ્યક્‌દર્શન, સમ્યક્‌જ્ઞાન અને સમ્યક્‌ચારિત્ર રૂપી ધર્મની આરાધના કરી આત્મા ઉપર લાગેલાં પાપ કર્મો રૂપી મેલને ધોઈ જીવનને નિર્મળ, નિષ્પાપ અને ઉન્નત બનાવવા માટે ઉત્સુક બને છે. અનાદિ કાળથી આત્મા ઉપર વિષય, કષાય, મોહ આદિ પાપોનો ભાર પડયો છે. આ ભારથી આત્માને મુક્ત કરવામાં પર્યુષણ પર્વની આરાધના સહાયક બને છે. પર્વાધિરાજની આરાધના એ પવિત્રતા, શીતળતા અને શુધ્ધિ માટેનું ગંગાસ્થાન છે.

આજે અઠ્ઠાઈધરનો પવિત્ર દિવસ છે. આજનો દિવસ એ સૂચન કરે છે કે આજથી આઠમે દિવસે સંવત્સરીનો પવિત્ર દિન આવશે. તે દિવસે આપણે ક્ષમાપના કરવાની. ક્ષમાપના એ તો પર્વાધિરાજની સઘળી આરાધનાનો પ્રાણ છે. બાર મહિનામાં જે કોઈની સાથે મમતા, સ્વાર્થ, રાગ, દ્વેષ, મોહ આદિના કારણે બોલવા ચાલવામાં, સંસાર વ્યવહારમાં કોઈની સાથે અપ્રીતિ, દ્વેષ, વેર આદિ થયા હોય તે બધાને હૃદયની સરળતા, સચ્ચાઈ તથા શુધ્ધિપૂર્વક ક્ષમા માંગીને આત્માને હળવો બનાવવો જોઈએ. અંતરમાંથી રાગ-દ્વેષના કાંટા કાઢી શુધ્ધ દિલથી ક્ષમા માંગનાર જેમ મહાન છે તેમ અંતઃકરણપૂર્વક ક્ષમા આપનાર પણ મહાન છે. આ રીતે પરસ્પર ક્ષમાપના કરવાથી ક્ષમાશીલ આત્મા સંસાર સાગરને તરવા માટે સમર્થ બને છે.

જીવનની ક્ષણભંગુરતા, સંપત્તિની ચંચળતા અને સંસાર સબંધોની અસારતાનું જેને ભાન છે એવો જાગૃત આત્મા પર્વાધિરાજની આરાધના માટે જીવનમાં દરેક પ્રકારે તૈયારી કરી રાખે છે. બાર મહિનાની પુણ્ય–પાપની, ધર્મ–અધર્મની પ્રવૃત્તિઓનું સરવૈયું કાઢી માનવ જીવનને ઉજ્જવળ બનાવનાર આરાધક ભાવ જેના હૈયામાં સતતપણે સારાયે વર્ષ દરમ્યાન જીવંત રહ્યો છે તે આરાધક આત્મા પર્વાધિરાજને સન્માનવા સદા ઉત્સુક રહે છે. આ પર્યુષણ પર્વનો મહામંગલમય સુઅવસર જીવનમાં મહામૂલ્ય ચૈતન્યની પ્રેરણા આપી જીવનને સફળ બનાવવા માટે પ્રેરણા આપી જાય છે.

હે દેવાનુપ્રિયો! તમે જાગૃત બનો. પર્વાધિરાજ મહાપર્વની આરાધના માટે સજ્જ થાઓ. ભાવના–શ્રધ્ધા–ભક્તિ–દૃઢતા આદિ મંગલમય સ્વસ્તિકોની રંગોળી આત્માના આંગણે પૂરી પર્વાધિરાજને સત્કારવા ઉજમાળ બનો, અને જીવનને સફળ બનાવો. પર્યુષણ પર્વને અનુલક્ષીને આજના વ્યાખ્યાનનો વિષય રાખ્યો છે જીવન સફળતાની સફર.'' માનવજીવનની સફરને સફળ બનાવવા માટે આપણને આવો અનુપમ અવસર મળ્યો છે. તમને એમ થશે કે આજે વ્યાખ્યાનનો વિષય આવો કેમ રાખ્યો હશે? જ્ઞાની પુરૂષો કહે છે કે આપણો આત્મા અનંતકાળથી સફર કરતો આવ્યો છે પણ હજુ તેની સફર સફળ થઈ નથી. સફર એટલે શું? મુસાફરી. તમે કોઈ લાંબી સફરે જાઓ છો ત્યારે ભારતની સંસ્કૃતિ મુજબ વડીલોને નમસ્કાર કરો છો ત્યારે તમારી માતા શું કહેશે? બેટા! સંભાળીને જજે, અને જ્યાં જાય ત્યાં સંભાળીને રહેજે ને તારા કુશળ સમાચાર આપતો રહેજે. પછી તમારા શ્રીમતીજી પાસે જશો તો એ શું કહેશે? એ તો તમારા અનુભવની વાત છે. મારે તમને કહેવાની જરૂર નથી. કેમ બરાબર ને? મારે માટે સાડી–દાગીના વિગેરે લાવજો. (હસાહસ) હવે ધર્મગુરૂઓની પાસે જશો તો એ તમને શું કહેશે? દેવાનુપ્રિયા! તમે આ દ્રવ્ય સફર કરવા જાવ છો ત્યાં તમે ધર્મને સાથે લઈ જજો ને જીવનની સફર સફળ બનાવજો. કારણ કે માનવભવ મળવો અતિ દુર્લભ છે. જીવનની સાચી સફળતા માનવભવમાં કરી શકાય છે. ચોર્યાશી લાખ જીવાયોનિમાં ભટકતો જીવ મહાન પુણ્યના ઉદયથી માનવજીવન પામ્યો છે. માનવજીવનને યોગ્ય પુણ્ય ઉપાર્જન કરવા માટે જીવને અકથ્ય યાતનાઓમાંથી પસાર થવું પડે છે. અને માનવભવ મેળવ્યા પછી જે આત્માને તેની દુર્લભતાનું ભાન થાય છે ને આત્મસાધના કરે છે તે દેવોનો પણ પૂજનીક બની જાય છે, અને જે માનવ જન્મ પામીને દેહની આળપંપાળમાં પડી જાય છે તે માનવજીવનની સફરને સફળ બનાવી શકતો નથી, અને જે તરવાનું સાધન છે તેનાથી ડૂબી જાય છે, એક ભક્તે ગાયું છે કે–

**મને આ દેહ ઉદ્ધારે નરકમાં એ જ ગબડાવે, દમું તો પાર ઉતરાવે, નમું તે પાપ બંધાવે, સાધન તરી જવાનું કાંઠા ઉપર ડુબાવું છું....**
**....આ દેહની પૂજામાં**

આ માનવ દેહરૂપી હોડી સંસાર સાગરથી તારનાર છે, પણ તારનાર ક્યારે બને? તપ–ત્યાગ દ્વારા એનું દમન કરવામાં આવે તો. તપ–ત્યાગ દ્વારા એનું દમન થાય તો આત્મા કર્મોના ભારથી હળવો બને ને હળવો બને એટલે તરે છે તે વાત નક્કી છે. અને જો દેહનું લાલનપાલન કરવામાં રચ્યોપચ્યો રહે તો પાપકર્મ બંધાય અને એ પાપ ભોગવવા નરક અને તિર્યંચ ગતિમાં જવું પડે છે. એટલે કહ્યું છે કે તરવાનું સાધન જીવનને ડુબાડનાર ના બને તે ધ્યાન રાખજો. માટે જ્ઞાની પુરૂષો કહે છે કે જો તમારે માનવજીવનની સફરને સફળ બનાવવી હોય તો સૌથી પહેલાં ભોગ આપવો પડશે, કષ્ટ વેઠવું પડશે. કષ્ટ વિના સફળતા નહિ મળે.

પાર્લામેન્ટની ચુંટણી થાય છે ત્યારે સત્તાની ખુરશી મેળવવા માટે કેટલા બધા ઉમેદવારો ઉભા થાય છે! એ ઉમેદવારોને ખુરશી મળશે કે નહિ તે નક્કી નથી. ભાગ્યાધીન છે છતાં પહેલાં કેટલા પૈસા વેરે છે! એ ખુરશી મેળવવા માટે ઉદારતાથી પૈસા વાપરે છે. તે સમયે એની ઉદારતા જોઈને તો એમ લાગે કે આ દાનવીર જગડુશા અને ભામાશા જોઈ લો. આ ખુરશી તો માત્ર ત્રણ વર્ષ માટે છે છતાં કેટલો ધનનો વ્યય કરે છે! તો મોક્ષની કાયમી ખુરશી મેળવવા માટે કેટલો પુરૂષાર્થ કરવો જોઈએ! તેનો જરા વિચાર કરો. મહાન પુરૂષોએ પણ પુરૂષાર્થ કર્યો તો જીવનની સફરને સફળ બનાવી શક્યા છે. આ ઉપરથી આપણે જરૂર વિચાર કરવો જોઈએ કે પુરૂષાર્થ વિનાનું જીવન જીવન નથી પણ પુરૂષાર્થ સહિત જાગૃતિમય જીવન તે સાચું જીવન છે.

માનવ પાસે બે આંખ અને બે પાંખ છે. તમને થશે કે આંખ તો બરાબર પણ પાંખો કઈ? પાંખો તો પક્ષીને હોય છે. ભાઈ! એ આંખો અને પાંખો જુદી છે ને હું તમને જે કહેવા માંગુ છું તે જુદી છે. સદાચાર અને સદ્‌વિચાર રૂપી બે આંખો છે ને પરોપકાર અને સેવાભાવ રૂપી બે પાંખો છે સદાચાર અને સદ્‌વિચાર રૂપી બે દિવ્ય આંખો દ્વારા માનવી વિકટ ભવમાર્ગ ઓળંગી શકે છે અને પરોપકાર તથા સેવાભાવ રૂપી બે પાંખો વડે પોતાના લક્ષ્ય તરફ ઉડ્ડયન આદરી શકે છે. વિચારો તો માનવજીવન એવું અમૂલ્ય છે કે વિવેકપૂર્વક તેનો ઉપયોગ કરવામાં આવે તો તે માનવને મહાત્મા બનાવી શકે છે ને મહાત્મામાંથી પરમાત્મા પણ બનાવી શકે છે. પણ આ ક્યારે બને? માનવને મળેલી શક્તિની પ્રત્યેક અંશને વિવેકપૂર્વક આત્મલક્ષે સદ્‌ઉપયોગ કરે તો. આપ જાણો છો ને કે આ દુનિયામાં માનવ તો ઘણાં છે પણ માનવ માનવમાં ફેર છે. હું તમને એક ન્યાય આપીને સમજાવું.

પવન આવે તે તમને સહુને ગમે છે ને ? પણ પવન પવનમાં ફેર છે. એક પવન ફુલથી ખીલેલા બગીચાને સ્પર્શીને આવે છે. બીજો પવન દુર્ગંધ મારતા ગટરના ગંદા પાણીને સ્પર્શીને આવે છે. આ બેમાં કયો પવન ગમે ? સુગંધવાળો તે રીતે એક પવન નદીને સ્પર્શીને આવે છે ને એક પવન વેરાન રણને સ્પર્શીને આવે છે. આ બેમાં જેમાં ઠંડક છે તે પવન ગમે છે પણ ગરમ નથી ગમતો, તેવી જ રીતે તમે વિચાર કરો કે જેના જીવનમાં સદ્ગુણની સૌરભ હશે, ક્ષમા, સેવા, વિનય નમ્રતા આદિ ગુણોની શીતળતા હશે તે માનવી જગતને પ્રિય થશે. માનવજીવનની કિંમત સદાચારનો જન્મ સદ્ગુણોથી થાય છે. સદાચારનો જન્મ સદ્વિચારમાંથી થાય છે. સદ્વિચારમાં સ્વાર્થ ત્યાગ, પરમાર્થ વિગેરે ગુણોનો સમાવેશ થાય છે. બીજાની પાસે કોઈ પણ ચીજની માંગણી કરવાથી માનવી મહાન બની શકતો નથી પણ નાનો બને છે. જ્યારે પોતાને મળેલી સંપત્તિ વિગેરેનો સ્વેચ્છાથી ઉલ્લાસપૂર્વક બીજાના હિત માટે ત્યાગ કરે છે તે માનવી સ્હેજે મહાન બની જાય છે. એ તો એક ને એક બે જેવી વાત છે કે જે માણુસ લક્ષ્મીનો મોહ છોડી દાનમાં ઉપયોગ કરે તેને સૌ ઓળખે છે. તેની પ્રશંસા કરે છે ને તેને સૌ યાદ કરે છે, પણ જે પોતાના સુખમાં જ સંપત્તિનો ઉપયોગ કરે છે તેને કોણ યાદ કરે ? સૂર્ય કોઈની પાસેથી કોઈ પણ જાતનો બદલો લેવાની અપેક્ષા વિના જગતને પ્રકાશ આપે છે. ચંદ્ર શીતળતા આપે છે, વૃક્ષો ફળફૂલ આપે છે, સરોવર પાણી આપે છે તેથી જગતમાં તેની કિંમત અંકાય છે. કારણ કે તેઓ પરોપકારી છે. જ્યારે જ્યારે પરોપકારની વાત આવે છે ત્યારે ત્યારે સૂર્ય, ચંદ્ર, વૃક્ષ, સરોવર વિગેરેને યાદ કરવામાં આવે છે.

માનવજીવનની સફર સફળ બનાવવા માટે પણ ત્યાગ અને પરમાર્થ દૃષ્ટિ આ બે ગુણો કેળવવા અનિવાર્ય છે એટલે કે એ ગુણો અપનાવવા જોઈએ. માનવજીવનની બરબાદી થતી અટકાવવા માટે તેની ક્ષણે ક્ષણનો સદુપયોગ કરો. જીવનમાંથી દુર્ગુણને દફનાવો ને સદ્ગુણને અપનાવો. આ સંસારમાં માનવીને જે કાંઈ સારું મળે છે તે પુણ્યના પ્રભાવથી મળે છે અને ખરાબ જે કાંઈ મળે છે તે પાપના કારણે મળે છે. સદાચાર વિના પુણ્ય બંધાતું નથી. માટે પુણ્યના ઉદયથી મળેલી સંપત્તિ ઉપર મમત્વની મહોર ન લગાવશો પણ જે તમને મળ્યું છે તેને બીજાના હિત માટે વાપરજો. જે માણુસને બીજાને આપવું ગમતું નથી. કેવળ પોતાના સુખમાં રક્ત રહે છે તે માનવજીવન હારી જાય છે પોતાને મળેલી સંપત્તિ વડે અનેકની વિપત્તિ દૂર કરવામાં માનવજીવનની મહત્તા છે. ભાણે બેસીને મનગમતા ભોજન જમતી વખતે તમારા દિલમાં ભૂખ્યાની યાદ આવવી જોઈએ કે હું તો ખાઉં છું પણ મારા સ્વધર્મી ગરીબ ભૂખ્યા બંધુઓનું શું થતું હશે ? કીડી, મંકોડા જેવા

જંતુઓ પણ પોતાનું તો પેટ ભરે છે. એમાં કોઈ વિશેષતા નથી, પણ પોતે ભૂખ્યા રહીને બીજાનું પેટ ભરે છે તેની વિશેષતા છે.

જે મનુષ્ય પુણ્યના ઉદયથી સુખી છે તેના દિલમાં તો એમ જ થવું જોઈએ કે મારો સ્વધર્મી ભાઈ કેમ સુખી થાય ને ધર્મ પામે! જે આ રીતે જીવન જીવી જાય છે તેના જીવનમાંથી દુનિયાના લોકો પ્રેરણા લે છે પણ જે સંપત્તિના દાસ બનેલા છે તેવા મનુષ્યોની નોંધ ઈતિહાસના પાને નોંધાતી નથી. જ્યારે દાનવીરોના જીવન વહેતા ઝરણાની માફક આજે અનેકને ત્યાગની પ્રેરણા આપી રહ્યા છે. ફુલ એમ વિચાર કરે કે સુગંધ મારામાં છે એટલે એનો ઉપભોગ કરવાનો મારો જ હક્ક છે. આમ વિચારીને પુષ્પ જો બીજાને સુવાસ ન આપે તો તેની કિંમત ખરી? 'ના' આ રીતે પુણ્યોદયે મળેલી સંપત્તિથી જો બીજાના દુઃખ ના મટાડે તો માનવજીવન મડદાલ બની જાય છે.

જેમ પુષ્પની કિંમત તેની સુવાસમાં છે, સરોવરની કિંમત જળમાં છે, વૃક્ષોની કિંમત ફળમાં છે તેમ માનવની કિંમત તેના હૈયામાં રહેલી ઉદારતામાં છે. માટે તમને જે કંઈ મળ્યું છે તેનાથી દુઃખીનું દુઃખ ટાળો. જ્યાં સુધી તમારું પુણ્ય છે ત્યાં સુધી બધું છે. બાકી પુણ્ય ખતમ થશે પછી જીવનમાં ઘોર અંધકાર છવાઈ જશે. પુણ્યની લીલા અજબ છે. જ્યાં સુધી માણસનું પુણ્ય જીવતું જાગતું હોય છે ત્યાં સુધી કોઈ તેનો વાળ વાંકો કરી શકતું નથી. બાકી પાપનો ઉદય કેવી દશા કરાવે છે તે એક દૃષ્ટાંત આપીને સમજાવું.

એક નગરમાં એક ભિખારી ઘર ઘરમાં ભીખ માંગતો પણ તેને કોઈ એક બટકું પણ ના આપે, આમ કરતાં ત્રણ દિવસો ગયા. તે ખૂબ રડતો. શું એ ગામમાં બધા કંજુસ હતા? કોઈ દાતાર ન હતા? એમ ન હતું. એ વખતની આર્યપ્રજા અતિથિ સત્કારના મંગલકારી ધર્મને વરેલી હતી, પણ ભિખારીના કમભાગ્ય હતાં કે એ માંગવા જાય ત્યારે ઘરના માણસો કંઈ ને કંઈ કામમાં રોકાયેલા હોય, અથવા બધું પતી ગયું હોય. કોઈ ઈર્ષ્યાળુ ભિખારીઓ અમુક શેરીમાં બીજા ભિખારીને આવવા ન દે. જેમ એક શેરીનું કૂતરું બીજી શેરીના કૂતરાને આવવા ના દે ને આવે તો મારી નાંખે તે રીતે એ સમયમાં ભિખારીઓ એવાં હતાં કે બીજા ભિખારીને પોતાના મહોલ્લામાં પેસવા ન દેતાં. આવું કંઈ ને કંઈ બન્યા કરતું એટલે પેલા ભિખારીને ખાસ મળતું નહોતું. છેવટે ભૂખ્યો ને તરસ્યો કંટાળી ગયો કે અહો! આ નગરમાં આટલા બધા દાતારો વસે છે. બીજા ભિખારીઓને ખાવા મળે છે ને મને કોઈ બટકું રોટલો નથી આપતું. આવું જીવન જીવીને શું કામ છે? આના કરતાં આપઘાત કરીને મરી જાઉં.

આવો વિચાર કરીને ભિખારી આપઘાત કરવા માટે દૂર દૂર ચાલ્યો. ત્યાં માર્ગમાં એક વૃક્ષ નીચે મુનિને બેઠેલાં જોયાં. આ દુઃખી ભિખારી મુનિ પાસે જઇને રડવા લાગ્યો. મુનિ એટલે દયાની મૂર્તિ, દુઃખીનો વિસામો. ભિખારીને જોઈને મુનિને દયા આવી ગઈ. એટલે પૂછયું કે ભાઈ! તું શા માટે રડે છે? ત્યારે તેણે કહ્યું– મહારાજ! ત્રણ દિવસથી અન્નનો એક કણ મને ખાવા નથી મળ્યો. આમ તો પેટ પૂરતું ખાવાનું મળતું નથી તેમાં ત્રણ દિવસથી તો કાંઈ નથી મળ્યું. તમારા જેવા સાધુઓ નથી માંગતા છતાં તેને પરાણે લોકો આપે છે ને હું માંગી માંગીને મરી જાઉં છું છતાં મને કોઈ બટકું રોટલો આપતાં નથી. આ દુઃખથી ત્રાસી ગયો છું. હવે મારે મરી જાઉં છે.

**સંતે ભિખારીને આપેલો ઉપદેશ** :– ત્યારે દયાના સાગર એવા મુનિએ કહ્યું કે ભાઇ! મરી જવાથી કંઇ દુઃખ થોડું ટળે? એક કીડીને ખાવાનું મળી રહે છે, તો તને નહિ મળે? ત્યારે કહે છે બાપજી! તમે નહિ માનો પણ હું સાચું કહું છું કે હું કીડી કરતાં પણ કમભાગી છું. મને નથી મળતું. ત્યારે સંતે કહ્યું– ભાઈ! એમાં કોઇનો દોષ નથી. તને નથી મળતું તેનું કારણ તું પોતે છે. ભિખારીએ કહ્યું–શું મને નહિ મળવામાં હું પોતે કારણ છું? મુનિએ કહ્યું–હા. જો સાંભળ. તેં પૂર્વભવમાં ધર્મ કર્યો નથી ને ખૂબ પાપ કર્યા હશે! હવે જો તું દુઃખથી કંટાળીને આપઘાત કરીશ તો આથી વધુ દુઃખી થઈશ. તેના કરતાં અત્યારે ધર્મ કરવાની તક ઓળખી લે. ભિખારી કહે છે મહારાજ! મારી પાસે આ ભીખ માંગવાના ચપણીયા સિવાય બીજું કાંઈ નથી. હું કેવી રીતે ધર્મ કરું? મુનિએ કહ્યું–ભાઈ! ધર્મ કરવામાં કંઇ પૈસાની જરૂર નથી પડતી. તું રોજ સાધુના દર્શન તો કરી શકે કે નહિ? એમાં કંઈ રાતી પાઈ દેવાની નથી ને? ભિખારીએ કહ્યું–હા. એ તો હું ખુશીથી કરી શકું પણ એટલામાં શું વળે? મહારાજે કહ્યું–અરે ભાઈ! સંત દર્શનનાં મૂલ્ય કંઈ જેવા તેવા નથી. એ તો મહાલાભનું કારણ છે. પવિત્ર સંતના દર્શનથી દુઃખ ટળે છે. ઘણાં જન્મોનાં પાપ ટળી જાય છે ને મહાન પુણ્યનો લાભ થાય છે. ભિખારીએ કહ્યું–મહારાજ! એવું તો હું જરૂર કરી શકું. એનામાં દીક્ષા લે તેવી યોગ્યતા ન હતી એટલે સંતે તેને નિયમ આપ્યો કે સંતના દર્શન કર્યા વિના તારે જમવું નહિ. ભિખારીએ નિયમ લીધો.

મુનિએ તેને ધર્મ સમજાવ્યો તેથી તેના મનમાં ખૂબ આનંદ થયો. અહો! કર્મના ઉદયથી દુઃખી તો છું છતાં પુણ્યવાન છું કે મને પવિત્ર સંત મળ્યા ને મરતાં અટકાવ્યો. એનામાં ખૂબ હિંમત આવી અને પાછો એ તો નગરમાં આવ્યો. નિયમ લીધા પછી દરરોજ ગામમાં જ્યાં સાધુ કે સાધ્વી બિરાજમાન હોય ત્યાં

જઈને દર્શન કરી આવતો ને પછી ભીખ માંગતો જે મળે તે ખાતો. આમ કરતાં એક સમય એવો આવ્યો કે ગામમાં કે નજીક આજુબાજુમાં સાધુ સંત ન મળ્યા. તેથી ખાધું નહિ. આમ કરતાં સાત દિવસ ગયા પણ જમતો નથી. ત્યારે લોકો એને સામેથી ભિક્ષા દે છે પણ લેતો નથી પણ મનમાં બે ત્રણ વખત એવો વિકલ્પ આવી ગયો કે સાધુએ મને આવી પ્રતિજ્ઞા ક્યાં આપી? હવે લોકો આપવા આગ્રહ કરે છે છતાં પણ સંતના દર્શન કર્યા વિના લાવીને શું કરવાનું? એમ વિચાર કરીને ભિક્ષા લેતો નથી, પણ મનમાં ખાવાના વિકલ્પો આવી જાય છે. કારણ કે ગમે તેમ તોય આ ખાવાનો લાલચુ ભિખારી હતો છતાં મનને વાળતો ને પ્રતિજ્ઞા પાળતો, અને વિચારતો કે અરે! ધર્મપ્રવૃત્તિના ફળમાં નડે તેવું પાપ ક્યાં આચરી રહ્યો છું! મુનિએ મને કહ્યું છે કે સંતના દર્શનથી બધા દુઃખો ટળી જાય છે છતાં મેં કેવા હલકા વિચાર કર્યા. કુદરતે સાત દિવસ પૂરા થતાં ગામમાં સંત પધાર્યા. ખૂબ ભાવથી તેણે દર્શન કર્યા. ત્યાં વિચાર આવ્યો કે સાત દિવસ મારા પાપના ઉદયથી મેં ખાધું નથી પણ આજે દર્શન થવા છતાં હું ખાવાનો ત્યાગ કરું તો મને લાભ થાય. આમ સમજી આઠમો ઉપવાસ કર્યો. તેના મનમાં ખૂબ આનંદ હતો, પણ પારણું થતાં પહેલાં તો તેણે નશ્વર દેહનો ત્યાગ કર્યો.

પેલો ભિખારી મરીને રાજપુરોહિતની દાસીની કુક્ષીમાં આવ્યો. સવા નવ મહિને તેનો જન્મ થયો. આ સમયે પુરોહિત રાજસભામાં બેઠો હતો. એટલે તેને તરત સમાચાર પહોંચાડયા. સમાચાર મળ્યા કે તરત રાજપુરોહિતે ગ્રહો ને યોગ જોયા. આ વખતે રાજયોગ જોઈને એનું મસ્તક હર્ષથી નાચી ઉઠયું. ત્યારે રાજાએ પૂછયું કે પુરોહિતજી! આપના મુખ ઉપર એકાએક આટલો બધો આનંદ કેમ દેખાય છે? ને માથું કેમ હલાવો છો? પુરોહિતે કહ્યું. મહારાજા! શું વાત કરું? અત્યારે એવા યોગ ચાલે છે કે આ દાસીપુત્ર તમારા પછી તમારા રાજ્યનો માલીક બનશે, અને જૈન શાસનને દીપાવશે આ શબ્દો સાંભળીને રાજાના હૈયામાં અગ્નિ જ્વાળા પ્રગટી, ને દિલમાં ખૂબ આઘાત લાગ્યો કે હું આ શું સાંભળી રહ્યો છું. શુ મારી રાજગાદીનો વારસ એક દાસીપુત્ર થશે? શું મારા પુત્રને રાજ્ય નહિ મળે. બીજા રાજાઓની ગાદીએ તો રાજપુત્રો આવ્યા ને મારા જેવા કમભાગી અને સત્વહીન રાજા પછી એક દાસીપુત્ર રાજા બનશે? "ના...ના" હું પુરુષાર્થહીન નથી. આ છોકરાનો ગમે તેમ કરીને નિકાલ કરાવી દઈશ પછી એ રાજા ક્યાંથી બની શકે? આવા વિચારમાં રાજા ક્રોધથી ધમધમવા લાગ્યા. પુણ્યશાળી જીવનાં જતન કરવાને બદલે તને મરાવી નાંખવા ઉઠયાં. ખરેખર સમજીએ તો માનવજીવનમાં કોઈની વડાઈનું (મોટાઈ) શ્રવણ મળે એ આપણે માટે ગુણાનુરાગ અને પ્રમોદ ભાવનાને

વિકસાવવાની સોનેરી તક છે. વધુ શું કહું ? કોઈનું સારું જોવા મળે, કોઈના ગુણો સાંભળવા મળે ને આપણને ઈર્ષા ન આવે ત્યારે પ્રમોદ ભાવનાને આવવાનો અવકાશ મળે ને ? આ પાપ ભરેલા સંસારમાં આવી તક મળે તેને વધાવી લો. અહીં રાજા વિચારે છે કે ઠીક થયું. મને ખબર પડી તો હું નિકાલ કરીશ. કારણ કે હું સત્તાધીશ રાજા છું.

હવે પુરોહિત રાજસભામાંથી ઉઠીને ખુશ થતો ઘેર ગયો. બીજી બાજુ રાજાએ દાસીના છોકરાને મારવા માટે કાવત્રુ રચ્યું અને એક માણસને તૈયાર કર્યો, અને તેને સૂચના કરી કે પુરોહિતની દાસીના છોકરાને ગમે તેમ કરીને ઉઠાવી જવો ને જંગલમાં લઈ જઈને મારી નાંખવો. અહાહા... રાજા કેટલી નિષ્ઠુરતા કરી રહ્યા છે ! રાજાનો માણસ તક શોધે છે કે ક્યારે બાળકને ઉઠાવી જાઉં ! ગયા જન્મમાં બાળકે સંતના દર્શનથી જબ્બર પુણ્ય ઉપાર્જન કર્યું હતું પણ વચમાં વચમાં એના મનમાં એવા ભાવ જાગેલા કે મહારાજે ક્યાં પ્રતિજ્ઞા કરાવી ! કે મને ખાવાનું મળે છે છતાં સંતના દર્શન વિના ભૂખ્યા રહેવું પડ્યું ! તેનાથી બંધાઈ ગયેલું પાપ પણ તક શોધે છે કે ક્યારે ઉદયમાં આવું ! જોયું ને રાજા તક શોધે છે મારવા અને કર્મ તક શોધે છે બાળકને હેરાન કરવા. આ દુનિયામાં જ્યાં જુઓ ત્યાં બધે તક સાધવાનું ધમધોકાર કામ ચાલી રહ્યું છે. બીજી બાજુ આ દુનિયાની ઘટમાળમાં મહાનપુરૂષો આત્મસાધના કરવાની અમૂલ્ય તકને શોધે છે. મારા ભાઈઓને બહેનો ! આ પર્યુષણ પર્વમાં તપ-ત્યાગનો વહેપાર ધમધોકાર ચાલે છે. તેમાં આત્મકલ્યાણની કમાણી કરી જીવનની સફરને સફળ બનાવવાની તક તમે શોધો છો ને ? યાદ રાખજો. ગઈ ઘડી પાછી નહિ મળે.

હવે પેલા બાળકને ચંડાળ લોકોએ તક શોધીને ઉપાડયો ને જંગલમાં લઈ ગયા. એક વૃક્ષ નીચે જઈને બાળકને મારવાની તૈયારી કરે છે. ત્યાં બાળક ખિલખિલાટ હસવા લાગ્યું. સુકોમળ, નિર્દોષ બાળકને ખીલેલા ફુલની જેમ હસતું જોઈને ચંડાળના મનમાં વિચાર આવ્યો કે એણે મારું શું બગાડયું છે ? આવા નિર્દોષ બાળકને મારે મારવો નથી. આમ વિચારી આગળ ચાલ્યો ને એક સૂકા વૃક્ષ નીચે મૂકી દીધો. બાળકના પુણ્યથી સૂકાયેલો બગીચો લીલોછમ થઈ ગયો. તેથી ચંડાળ વિચારમાં પડી ગયો ને એક જગ્યાએ સંતાઈ ગયો. એના મનમાં થયું કે જોઉં તો ખરો કે આ છોકરાનું શું થાય છે ? થોડીવારમાં બગીચાનો માળી આવ્યો. પોતાનો સૂકાઈ ગયેલો બગીચો લીલોછમ જોઈને આશ્ચર્યનો પાર ન રહ્યો. આ શું ! આમ વિચાર કરતો માળી બગીચામાં ફરે છે ત્યાં વૃક્ષ નીચે બાળક ખીલખીલાટ રમતું જોયું. આ જોઈને માળીના મનમાં થયું કે નક્કી, આ બાળક પુણ્યવાન છે.

એને અમે તે કારણે કોઈ અહીં મૂકી ગયું છે, પણ મારું તો કામ થઈ ગયું. હર્ષભેર બાળકને ઉંચકી લીધો ને પ્રેમથી રમાડવા લાગ્યો. પેલા ચંડાળના મનમાં થયું કે હવે તેનું રક્ષણ થશે. તે આનંદ પામતો ત્યાંથી ચાલ્યો ગયો. માળી બાળકને ઘેર લઈ ગયો ને પોતાની પત્નીને સોંપ્યો. એને સંતાન ન હતું. એટલે આ પુણ્યવંતા બાળકને જોઈને રાજી રાજી થઈ ગઈ, અને તેને ખૂબ લાલનપાલનથી ઉછેરવા લાગ્યા. આ બધી ગોઠવણ કરનાર તેનું પુણ્ય છે. જેનું પુણ્ય સલામત તેનું સુખ પણ સલામત અને ધર્મ સલામત તો પુણ્ય સલામત. અહીં તમને ધર્મ કરવાની તક મળી છે તેને ઝડપી લઈને ધર્મની ખૂબ આરાધના કરીને તમારા પુણ્યને સલામત બનાવો. જો જો, સંસારી સુખ મેળવવાનું પુણ્ય સમજતા નહિ. આત્માની ઉન્નતિ માટેના પુણ્યની વાત છે.

"પુણ્યોદયે બાળકને રક્ષણ મળી ગયું" :- રૂપરૂપના અંબાર જેવા બાળકને જોઈને માળી અને માલણ ખુશ ખુશ થઈ ગયા. તે આનંદથી બાળકને ઉછેરે છે. બાબો એક વર્ષનો થયો એક દિવસ માલણ રાજદરબારમાં ફુલ આપવા માટે જવા તૈયાર થઈ. ત્યારે બાળકે હઠ કરી કે હું તારી સાથે આવું. એટલે માલણ તેને સાથે લઈ ગઈ. આ માલણના છોકરા ઉપર રાજપુરોહિતની દૃષ્ટિ પડી ને પુરોહિતનું દિલ નાચી ઉઠયું. ત્યારે રાજાએ પૂછયું. પુરોહિતજી! કેમ એકલા એકલા હસો છો? ત્યારે પુરોહિતે કહ્યું. મહારાજા! આ માલણનો છોકરો રાજા થાય તેવા તેનાં લક્ષણ દેખાય છે. ત્યાં રાજા ચોંકી ઉઠયા. હૈં શું કહો છો? આ છોકરો રાજા થશે? એના સામું ધારી ધારીને જોતાં રાજાને લાગ્યું કે નક્કી આ દાસીનો છોકરો હોય તેમ લાગે છે. શું ચંડાળોએ મારી નાંખ્યો નહિ હોય! ભલે, કદાચ તેમણે ન માર્યો હોય પણ હું તેને મારીશ. તે જીવતો રહે તો મારું રાજ્ય લે ને? શું આવો હલકો છોકરો મારાં રાજ્યનો વારસદાર થાય? જુઓ. રાજાની કેવી અધમ વિચારણા છે! શું આ માનવજીવન આવા અધમ કાર્યો કરવા મળ્યું છે? ના...ના પોતાના સ્વાર્થ માટે બીજાને ખતમ કરી નાંખવા તે કેટલું ઘોર પાપ છે! ગિરોળી બિલાડી જેવા પ્રાણીઓ પોતાના શિકારની પાછળ તાકયા કરે છે ને લાગ મળતાં તેને ખતમ કરીને પોતાનું પેટ ભરવાની તક શોધે છે તેમ રાજા પણ છોકરાને મારી નાખવાની તક શોધે છે, પણ વિચાર નથી કરતા કે આવા પાપ કરીને હું કયાં જઈશ?

અહીં ખાસ વિચાર કરવા જેવું છે કે આપણે બીજાને જીવાડી શકવા સમર્થ નથી તો મારી નાખવાનો શું અધિકાર છે? ધર્મથી અજાણ મોહદશાથી ઘેરાયેલા રાજા વિચારે છે કે હું એને મારી નાંખું તો રાજા થવા ન આવે પણ એને ખબર

નથી કે ઉત્તમ માનવ જીવનની વિશેષતા બીજા જીવોને અભયદાન આપવામાં છે. મારી નાખવામાં નહિ. બોલો, તમે સવારથી ઉઠીને કેવી કાર્યવાહી કરો છો? માનવ જન્મ પામીને કર્મના ભાર વધાર્યા કે ઘટાડ્યા? શું કર્યું? રાજાને કર્મબંધનની કોઈ ચિંતા નથી. બસ, છોકરાને મારી નાખું એવી લગની લાગી છે.

"કપટ કરી માલણ પાસેથી દીકરો લેવાની યુક્તિ :– રાજાએ માલણને કહ્યું કે બહેન! આ તારો છોકરો મને બહુ ગમે છે. મને આપી દે. ત્યારે માલણે કહ્યું સાહેબ! આ તો મને હૈયાના હાર જેવો વહાલો છે. હું નહિ આપું. ત્યાં રાજાએ સત્તાના બળે ઝૂંટવી લીધો એટલે માલણ રડતી રડતી ત્યાંથી જાય છે ત્યારે છોકરો એની કાલીઘેલી ભાષામાં કહે છે બા! તું મને મૂકીને ક્યાં જાય છે? મને સાથે લઈને જા. ત્યારે કહે છે બેટા! હું તારા માટે પેંડા લેવા જાઉં છું હોં. એમ કહીને આંસુ સારતી ચાલી ગઈ. બીજી બાજુ રાજાએ છોકરાને મારવા માટે એક ચંડાળને બોલાવીને કહ્યું આ છોકરાને લઈ જઈને મારી નાંખો. એટલે સંધ્યાકાળ થતાં ચંડાળ બાળકને લઈને જંગલમાં જાય છે પણ જેનું પુણ્ય પ્રબળ હોય તેને શો ભય? પુણ્ય હોય ત્યાં ખૂનીનું દિલ પણ પીગળી જાય છે અને પુણ્ય ન હોય ત્યાં સારા માનવીની બુધ્ધિ પણ બગડી જાય છે. જુઓ, હવે પુણ્ય શું કામ કરે છે? છોકરો રસ્તામાં પેલા ચંડાળને એની કાલીઘેલી ભાષામાં કહે છે કાકા! મને ક્યાં લઇ જાવ છો? મારી બા મને મૂકીને પેંડા લેવા ગઇ છે. તો શું તમે મને પેંડા અપાવશો?

"બાળકની મીઠી વાણીથી ચંડાળનો હૃદય પલટો" :– બાળકના નિર્દોષતા ભર્યા શબ્દો સાંભળીને પથ્થર જેવા કઠોર હૃદયના ચંડાળનું દિલ દ્રવી ઉઠયું. ચાંદનીના પ્રકાશમાં બાળકનું મુખ જોતાં અલૌકીક તેજ જોયું. અહો! શું આવા પવિત્ર નિર્દોષ બાળકને મારી નાંખવાનો? આ તો કોઈ પુણ્યવાન જીવ છે. રાજાએ ભલે મને મારી નાખવાનું કહ્યું પણ મારે એને નથી મારવો. હું એને એવા કોઈ સારા સ્થાનમાં મૂકી દઉં કે એને કોઈ રક્ષણદાતા મળી જાય. આવો વિચાર કરીને આગળ ચાલ્યો ત્યાં એક યક્ષનું મંદિર આવ્યું. ચંડાળને વિચાર થયો કે આ ઠીક છે. આ મંદિરમાં ઘણાં ભક્તો દર્શન કરવા માટે આવશે તો હું એને અહીં મુકી દઉં તો કોઈને કોઈ રક્ષણદાતા મળી જશે. એમ વિચાર કરીને મંદિરમાં આવ્યો. યક્ષના દર્શન કર્યા અને બાળકને કહે છે બેટા! તું અહીં બેસજે હું તારે માટે આટલા બધા પેંડા લઈને હમણાં પાછો આવું છું. બાળકે કહ્યું સારું કાકા તમે વહેલા આવજો હોં મારી બાની માફક મને મુકીને જતાં ન રહેતાં.

"અશ્રુભીની બનેલી ચંડાળની આંખો" : ચંડાળ મૂંઝવણમાં પડયો. શું

કરવું ? બાળકને કહ્યું. બેટા ! હમણાં જ હું આવું છું. એમ કહીને એક ખૂણામાં સંતાઈ ગયો. બાળક નિર્ભયપણે બેઠો. આવી નિરાધાર સ્થિતિમાં નિર્ભયતા રાખવી એ પણ પુણ્યની સહાય છે. છોકરો બેઠો છે ને ચંડાળ ખૂણામાં બેસીને યક્ષને પ્રાર્થના કરે છે કે હે યક્ષદેવ ! આ બાળકનું રક્ષણ કરજો. હું પરાધીન છું. રાજાના હુકમથી મારે પાપનું કામ કરવા આવવું પડયું છે પણ હવે હું જાઉં છું. આનું રક્ષણ કરજો. આમ કહીને ચાલ્યો ગયો. હવે અહીં તમે વિચાર કરજો. વિધિના લેખ કહો કે પોતાના કરેલાં શુભાશુભ કર્મો કહો તે અહીં શું કામ કરે છે તે જોવા જેવું છે. કર્મની લીલા આગળ માનવીનું ધાર્યું કંઇ થતું નથી. સારું ધારેલું કાર્ય બગાડી નાંખે છે ને ખરાબ કાર્ય સુધારી દે છે. અહીં એવું જ બન્યું. સંતદર્શનથી ઉપાર્જન કરેલું પુણ્ય એને એવી સહાય કરે છે કે એને રક્ષણદાતા મળી જાય છે.

**"બાળક ઉપર યક્ષની ઉતરેલી કૃપા"** :– પેલા ચંડાળે યક્ષને પ્રાર્થના કરી. ત્યારે જે યક્ષની મૂર્તિનું મંદિરમાં સ્થાપન કરેલું હતું તેનો સાક્ષાત્ દેવ ત્યાં હાજર હતો. તેણે ચંડાળની પ્રાર્થના સાંભળીને બાળકને બચાવવાનો ઉપાય શોધ્યો. યક્ષ તો દેવ છે. એણે તેના જ્ઞાન દ્વારા દૃષ્ટિ કરી તો મંદિરની બાજુમાં એક સાર્થવાહનો ઉતારો જોયો. એ સાર્થવાહને કંઈ સંતાન ન હતું. એટલે યક્ષદેવે તેને સ્વપ્ન આપ્યું. યક્ષે તેને સ્વપ્નામાં કહ્યું કે તારે દીકરો નથી તો આ બાજુના મંદિરમાં એક દેવકુમાર જેવો દીકરો છે. તારે દીકરો જોઈએ છે ને ? તો તું એને લઇ જા. આટલું સ્વપ્ન પૂરું થયું ને સાર્થવાહ જાગ્યો. એની પત્નીને જગાડીને સ્વપ્નની વાત કરીને કહે છે ચાલ, બાજુના મંદિરમાં દીકરો આવ્યો છે. તને દીકરો આપવો છે. અમારી બહેનોને દીકરો બહુ વહાલો હોય છે. એ દીકરાનું નામ સાંભળીને ગાંડી ઘેલી બની ગઈ. ચાલો, જલ્દી મને દીકરો બતાવો. દીકરા માટે મેં ઘણા ફાંફા માર્યા પણ દીકરો ન મળ્યો. હાશ...હવે મારા કોડ પૂરા થશે. એમ વિચાર કરીને બંને પતિ–પત્ની મંદિરમાં આવ્યા.

આ બાજુ પેલો છોકરો ચંડાળ પેંડા લેવા જાઉં છું કહીને ગયો હતો. ઘણીવાર થઈ છતાં ન આવતાં તેમની રાહ જોતો હતો. ત્યાં પેલા શેઠ–શેઠાણી આવી પહોંચ્યા, અને જોયું તો એ વર્ષનો બાલુડો ત્યાં બેઠો હતો. જાણે સ્વર્ગમાંથી ઉતરેલો દેવકુમાર ના હોય ! તરત જ શેઠ–શેઠાણીએ તેની પાસે જઈને તેને ઉંચકી લીધો. આવ મારા વ્હાલા દીકરા ! બેટા ! તું એકલો બેઠો હતો ? એમ કહીને બાથમાં લઈ લીધો. બાળક તો પ્રેમનો ભૂખ્યો છે. બંને એને પોતાના ઉતારે લઈ ગયા. ત્યાંથી પોતાને ઘેર લઈ ગયા ને ફુલની માફક બાળકને ઉછેરવા લાગ્યા. એના સુખનો પાર ન રહ્યો, કયાં ગયા જન્મમાં ભિખારીના દુઃખ અને કયાં શ્રીમંતાઈનો

મહાસુખ! બંધુઓ! જુઓ, તેણે મહાન દુઃખમાં પણ સંતના દર્શન કરવાની પ્રતિજ્ઞાનું પાલન કર્યું તો કેટલું જબ્બર પુણ્ય બાંધ્યું! કે એમાં કર્મના ઉદયથી વચ્ચે વચ્ચે દુઃખ આવી જાય છે પણ બચાવનાર મળી જાય છે. હજુ આ વાત તો ઘણી લાંબી છે. ટૂંકમાં આપણે તો આજના વિષયને અનુસરીને એ સમજવું છે કે માનવજીવનની સફર સફળ કેમ બને? પેલા ભિખારીને સંત મળ્યા ને તેને માનવજીવનની સફરની સફળતાનો માર્ગ બતાવ્યો અને તે માર્ગે ભિખારી ચાલ્યો તો આવો મહાન લાભ મળ્યો. બબ્બે વખત તેને બચાવનાર મળી ગયા, ને મહાન સુખ મળ્યું. શેઠ-શેઠાણીએ તેનું નામ નરસિંહ પાડયું. હજુ નરસિંહ મોટો થશે ને તેના જીવનમાં કેવી આપત્તિ આવશે, તેમાંથી કેવી રીતે બચી જશે ને શું બનશે તે વાત અવસરે વિચારીશું. કારણ કે સમય ઘણો થઈ ગયો છે. આજે અઠ્ઠાઈધરનો પવિત્ર દિવસ છે. જીવનમાં જ્ઞાન દર્શન, ચારિત્ર-તપની આરાધના કરશો તો જીવનની સફળતાની સફર સફળ બનશે. વધુ ભાવ અવસરે.



## વ્યાખ્યાન નં. ૪૦

શ્રાવણ વદ ૧૪ ને શનિવાર તા. ૧૩-૮-૭૭

### વિષય :- "ક્ષણ લાખેણી જાય"

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! અનંત ઉપકારી સમયજ્ઞ, સર્વજ્ઞ ભગવંતોએ માનવભવના મહાન મૂલ્ય આંકયા છે. માનવજીવન તો મહાન કિંમતી છે પણ તેની એકેક ક્ષણ પણ કિંમતી છે. એટલે આજના વ્યાખ્યાનના વિષયનું નામ રાખ્યું છે "ક્ષણ લાખેણી જાય". આપણે જે પર્વાધિરાજ પર્યુષણ પર્વની ઘણાં દિવસથી રાહ જોતાં હતાં તેમાંનો એક દિવસ તો પસાર થઈ ગયો, ને આજે બીજો દિવસ આવી ગયો. આ માનવજીવનની એકેક ક્ષણ લાખેણી જાય છે. ધર્મની કમાણી કરી લેવા માટે મનુષ્ય ભવ ખરેખરો અવસર છે. તેની ક્ષણે ક્ષણનો જો સદુપયોગ થાય તો કરોડોની કમાણી કરી શકાય, અને જો તેનો દુરૂપયોગ થાય તો મોટી નુકશાની છે. સત્સંગમાં, સદ્વિચારમાં અને સત્કરણીમાં જે જે ક્ષણો જાય છે તે ક્ષણો સફળ છે. ગાય, ભેંસ, કૂતરા, ચકલા, ચકલી આદિ તિર્યંચ પશુ પક્ષીઓ સવારમાં ઉઠે છે ને સાંજના સૂઈ જાય છે ત્યાં સુધી તેને એક પેટ ભરવાની ચિંતા હોય છે, તેમ કેટલાક મનુષ્યો એવા હોય છે કે સવારે ઉઠે ને સાંજે સૂવે ત્યાં સુધી તેને કમાવાની, પેટ ભરવાની અને કુટુંબના ભરણપોષણની ચિંતા હોય છે પણ આત્માની કે પરનું ભલું કરવાની તેને સ્હેજ પણ ચિંતા હોતી નથી. તેનો માનવજન્મ કેવી રીતે સફળ

થાય ? આજે સવારથી ઉઠીને સાંજ સુધીમાં મેં કેટલા શુભ કાર્યો કર્યા ? કોઈનું કેટલું ભલું કર્યું ? મારી આજના દિવસની કાર્યવાહી દરમ્યાન મારાથી કોઈને દુઃખ તો નથી થયું ને ? મેં કોઈ ખરાબ વિચાર તો નથી કર્યા ને ? મારાથી કોઈનું અહિત તો નથી થયું ને ? આવી પરમાર્થની લેશ પણ ચિંતવના કરી છે ખરી ? આવી વિચારણા ન થતી હોય તો રાત્રી અને દિવસો ક્યાંથી સફળ બને ? સત્કર્મો કરનારના રાત્રી અને દિવસો સફળ જાય છે અને અધર્મ, અન્યાય, અનીતિનું આચરણ કરનારના રાત્રી–દિવસો અફળ જાય છે. આખા દિવસમાં જો ૦। કે ૦॥ કલાકનો સત્સંગ પણ ન કરી શકાય તો દિવસ ઉગ્યો તે આપણા માટે આથમી ગયા બરાબર છે. આવી પરિસ્થિતિમાં જે દિવસ અને રાત્રીઓ પસાર થયાં તેની કોઈ કિંમત કે વિશેષતા નથી. માટે ધર્મારાધના કરીને રાત્રી–દિવસ અને એકેક ક્ષણને સફળ બનાવો. લાખેણી ક્ષણનો સદુપયોગ કરો.

**"હીરા કરતાં કિંમતી લાખેણી ક્ષણને ઓળખો" :–** બંધુઓ ! જેમ હીરાની નાની કણી કિંમતી છે તેમ જ્ઞાની ભગવંતો કહે છે કે માનવભવની એકેક ક્ષણ મહાન કિંમતી છે. મનુષ્યભવને જ્ઞાનીએ દુર્લભ કહી છે એટલું જ નહિ પણ મનુષ્યભવની પ્રત્યેક ક્ષણને જ્ઞાનીએ દુર્લભ કહી છે. જે અમૂલ્ય રત્નો કે ધન વૈભવ વડે ખરીદી શકાતી નથી. કહ્યું છે કે दुर्लभो रत्न कोटयाऽपि क्षणापि मनुष्यायुषः न ક્રોડો રત્નો આપવા છતાં પણ મનુષ્યભવની એક ક્ષણનું આયુષ્ય મેળવી શકાતું નથી. જેમ કોઈ માણસનું મૃત્યુ થયું. હવે તમે કોઈ ડોકટરને કહો કે જો તમે એક મિનિટ માટે આને જીવતો કરો તો હું તમને એક ક્રોડ રૂપિયા આપું. ત્યારે ડોકટર કહી દેશે કે "ન ભૂતો ન ભવિષ્યતિ" ભૂતકાળમાં બન્યું નથી, ભાવિમાં બનવાનું નથી ને વર્તમાનમાં તેવું બનતું નથી કે કોઈ આયુષ્ય વધારી શકે. ખુદ ભગવાન પણ એક ક્ષણનું આયુષ્ય વધારી શકયા નથી. તો એ ક્ષણ કેટલી કિંમતી હશે ! આ કિંમતી ક્ષણનો તમે સદુપયોગ કરી લો.

**આવનારી હર એક પલ તું માની લે અમૂલી,**
**સાવધ રહીને આવરદા કર પૂરી,**
**જીવનને ધન્ય બનાવી લે, આવતા દિન સુધારી લે.... મનને.**

અહીં શું કહેવા માંગું છું તે તમને સમજાય છે ને ? અણસમજમાં જિંદગીના અમૂલ્ય દિવસો અને ક્ષણો જે ગયા, તે ભલે ગયા. હવે જીવનમાં જે જે ઘડીને પળ આવે છે તેને સુધારવા સજાગ બનો. ભૂલમાં ભૂતકાળ બગડયો પણ જો તમારો ભવિષ્યકાળ સુધારવો હોય તો વર્તમાનકાળને સુધારો. જેનો વર્તમાનકાળ સુધરે તેનો ભવિષ્યકાળ અવશ્યમેવ સુધરે છે. તમને જે ધર્મારાધના કરવાની અમૂલ્ય ક્ષણ મળી

છે તેની કદર કરો ને તેનો સદુપયોગ કરશો તો તમારો આત્મા ન્યાલ બની જશે. આત્મસાધના કરવાની આ તક (ક્ષણ) એ કંઈ સામાન્ય નથી. સામાન્ય પ્રસંગ અને તક એ બંનેમાં ફેર છે. સમયને સામાન્ય રીતે હાથ ધરાય છે ને કયારેક તેને જતો પણ કરાય છે. જયારે તકને માણસ ખાસ વધાવી લે છે, અને તેમાં વિશેષ રસથી પ્રવર્તે છે. એટલે ટૂંકમાં જો માણસ ક્ષણુને ઓળખે સમજે તો રસપૂર્વક તેને ઝડપી લઈને તેનો લાભ ઉઠાવી શકે. જુઓ, હું તમને એ વાત સમજાવું.

સ્કૂલનો વિદ્યાર્થી પરીક્ષામાં પાસ થવાની ક્ષણુને કેટલા રસથી વધાવી લે છે! તેની પરીક્ષા આવે ત્યારે એક ક્ષણુ પણ વાતચીત કે રમતમાં ગુમાવતો નથી. પરીક્ષામાં સારા નંબરે પાસ થવાની તકનો લાભ ઉઠાવી કેટલી બધી મહેનત કરે છે! ઉત્તરાયણુનો દિવસ આવે ત્યારે બાળકો અને યુવાનો બધા પતંગ ઉડાવવાની તકનો કેવો લાભ ઉઠાવે છે! તેમને ખાવાની પણ ફુરસદ નથી મળતી. તમારો દીકરો યુવાન થયો ને સારા શ્રીમંત ઘરની કન્યાનું કહેણુ આવે તો તે અવસરને ચૂકો ખરા? હા કે ના કહેવી એ તો એક ક્ષણુનો જ સવાલ છે ને! તે ક્ષણુને તમે ઝડપી લો છો ને? હા, કદાચ એમ બને કે કદાચ કોઈ ગરીબની કન્યા સારી ને ગુણુવાન હોય પણ જો રૂપાળી ન હોય તો તેને તક નહિ સમજો. પણ શ્રીમંતની કન્યા રૂપાળી છે પછી ભલે ગુણ વિનાની હોય તો પણ સાચી તક માનીને વધાવી લો છો. શું કહું? પુદ્ગલના પ્રેમી મનુષ્યોને રૂપ, રંગ અને ધન માલમાં સારાપણું દેખાય છે પણ આત્માના ગુણો ગંભીરતા, ઉદારતા, સત્ય, નીતિ અને સદાચારમાં સારાપણું દેખાતું નથી. આ તો મેં કન્યાની વાત કરી પણ મિત્ર સગાં અને સ્નેહીજનો પણ રંગે રૂપાળા ને પૈસે ટકે પહોંચતા હોય છે તે ગમે છે, અને તેમને ઝડપી લેવામાં ચાન્સ કે તક સમજો છો. પછી એમની સાથે વાતચીત, એમનાં સ્વાગત-સન્માન, એમના કાર્યમાં ભોગ આપવો અને એમની સાથે મીઠો વ્યવહાર કરવો આ બધું તમને બરાબર આવડે છે. આ બધું કરવામાં કોઈ વિશેષતા કે હોંશિયારી નથી, અને એનું પરિણામ જોતાં એ સાચી તક નથી આવો વિચાર આવે છે ખરો? અને મનમાં થાય છે ખરું કે મેં લાખેણી ક્ષણુનો સદુપયોગ કર્યો નથી.

સાચી તક કોને કહેવાય? સાચી તક કે ક્ષણુનો સદુપયોગ તો તેને કહી શકાય કે જે સ્વપરના આત્માને કલ્યાણકારી હોય. આ તક મળી છે તેવી તક ફરીને મળવી દુર્લભ છે એવું સમજીને જે તકને સાધના કરવામાં વધાવી લેશો તે બધી કલ્યાણ કરનારી છે. કદી વિચાર આવે છે ખરો કે આત્મ કલ્યાણ કરવાની અમૂલ્ય તકને કમાવામાં, દુન્યવી સંપત્તિ મેળવવામાં ખાવામાં ને મોજશોખમાં ગુમાવી દઈશ તો પરલોકમાં મારું શું થશે? સમજી લો. એક દિવસ બધું છોડીને જવાનું છે તે તો

ચોક્કસ છે પણ ક્યાં જવાનું છે તેનો પત્તો નથી ને ક્યારે જવાનું છે તેની ખબર નથી. અયવંતા કુમાર રમત રમવાની પડતી મૂકીને ગૌતમસ્વામીને પોતાને ઘેર લઈ ગયા. તેમને ગૌચરી વહોરાવીને તેમની સાથે ભગવાન પાસે ગયા. ત્યાં જઈને પ્રભુની પાસેથી જીવનની અમૂલ્ય ક્ષણને ઓળખીને આવ્યાં, અને ઘેર આવીને લાખેણી ક્ષણને સફળ બનાવવા માટેની માંગણી કરી. તમને પણ સમજવાની તક મળી છે માટે સમજો. જન્મ-મરણનાં દુઃખ દૂર કરવાની ક્ષણ લાખેણી જાય છે.

દુનિયામાં કંચન, કામિની, ધન-વૈભવ એ બધું ફરીને પુણ્ય હશે તો પાછું મેળવી શકાશે પણ જીવનમાંથી ગયેલી ક્ષણ પાછી મેળવી શકાતી નથી. ધર્મારાધના કરવામાં જે ક્ષણો વપરાય છે તેને અપૂર્વ ક્ષણ કહેવામાં આવે છે. તે ક્ષણના જ્ઞાની પુરૂષોએ ચાર વિભાગ પાડયા છે. દ્રવ્યક્ષણ, ક્ષેત્રક્ષણ, કાળક્ષણ, અને ભાવક્ષણ: અનાદિકાળથી સંસારમાં પરિભ્રમણ કરતા આત્માને તેના મહાન પુણ્યોદયે મનુષ્યભવ તથા પાંચ ઈન્દ્રિઓની પૂર્ણતા મળે. તેમાં પણ આર્યદેશ અને ઉત્તમ કુળમાં જન્મ, રૂપ, બળ, દીર્ઘાયુષ્ય અને આરોગ્ય વિગેરેની પ્રાપ્તિને દ્રવ્યક્ષણ કહેવામાં આવે છે. જે ક્ષેત્રમાં ચારિત્ર ઉદયમાં આવે તેવા આર્યદેશમાં મનુષ્યભવની પ્રાપ્તિ થાય તે ક્ષેત્ર-ક્ષણ કહેવાય. જીવદયા વિગેરે ધર્મના સંસ્કાર જે ક્ષેત્રમાં ઘણી સહેલાઈથી પામી શકાય તેને પણ ક્ષેત્રક્ષણ કહી શકાય. ધર્મ કરવાનો અવસર તે કાળક્ષણ કહેવાય અને જે કર્મોના ઉપશમ, ક્ષયોપશમ અને ક્ષય જે ક્ષણમાં થાય તે ભાવક્ષણ કહેવાય.

બંધુઓ! તમે બધા અહીં બેઠા છો તો મહાન ભાગ્યશાળી છો કારણ કે દ્રવ્ય ક્ષણની તમને સંપૂર્ણ સાનુકૂળતા મળી છે. તમને એવા સાધનો અને સામગ્રીઓ મળી છે કે તમે ધારો તો પુરૂષાર્થના બળે સર્વવિરતિ ચારિત્રની ભૂમિકા સુધી પહોંચી શકો છો. ચારિત્રના ભાવ આવવા દુર્લભ છે. ચારિત્રનો અધિકારી માનવ છે. દેવો અને નારકીઓ સમ્યક્ત્વ પામી શકે છે. તિર્યંચ દેશવિરતિ બની શકે છે પણ સર્વવિરતિ ચારિત્ર તો માત્ર મનુષ્યો અંગીકાર કરી શકે છે. તે કારણથી જ માનવભવની મહત્તા છે. ધન વૈભવ વિગેરેથી જ્ઞાનીએ માનવભવને દુર્લભ નથી કહ્યો. જો મનુષ્ય ધન વૈભવના સુખમાં મસ્ત બનીને સંસારમાં રહેશે તો મળેલી મોંઘેરી મહા કિંમતી દ્રવ્ય ક્ષણ ગુમાવી રહ્યો છે, મહાન્ આત્માઓ સમય આવે લાખેણી ક્ષણને ઓળખી આત્મસાધના કરે છે.

મગધ દેશના સમ્રાટ શ્રેણીક રાજા જ્યારે મુનિના નાથ થવા તૈયાર થયા ત્યારે મુનિ કહે છે હે રાજન્! આપને અનાથ સનાથની ખબર નથી. હું કેવી રીતે અનાથ હતો તે સાંભળ. હું કૌશંબી નગરીના ધનાઢય શેઠનો પુત્ર છું. મારે ઘેર વૈભવ-વિલાસની કમીના ન હતી. હું મારા માતા પિતાને વહાલસોયો દીકરો હતો. મારી

પત્ની ખૂબ સુશીલ ને ગુણીયલ હતી. અને મારા પ્રત્યે અત્યંત રાગવાળી હતી. આવા સુખમાં મારા માથે દુઃખના ડુંગરા ઉતરી પડયા.

"દારૂણ દાહ" :–હજુ હું યૌવનના આંગણે પગ મૂકી રહ્યો છું ત્યાં મારી આંખમાં એકાએક અતુલ વેદના ઉપડી. આંખમાં ભયંકર ઝાટકા મારવા માંડયા ને આખું શરીર જાણે અંગારાથી બળી રહ્યું હોય તેમ ભયંકર વેદનાથી સળગી ઉઠયું. આંખમાં, કાનમાં, કેડમાં, માથામાં, જેમ કોઈ વજ્ર મારતું હોય તેવી અસહ્ય વેદના થવા લાગી, અને જાણે મારા શરીરમાં જ્વાળાઓ ન ઉઠતી હોય તેવું મને થયું. કુટુંબ તો મારા માટે એટલું બધું કરવા તૈયાર થયું કે મારો રોગ મટાડવા કિંમતીમાં કિંમતી દવાઓ, તેમજ મોટા મોટા વિદ્યામંત્ર અને જડીબુટ્ટીના જાણકારો, ધન્વંતરી વૈદો બોલાવ્યા ને તેઓ સેંકડો ઉપચારો કરવા લાગ્યા છતાં મને કોઈ દુઃખથી છોડાવી શકયું નહિ. મારા પિતા મારું દર્દ મટાડવા માટે હજારો, લાખો શું પોતાનો સંપૂર્ણ ખજાનો આપવા તૈયાર થયા, તે કહેતા કે અરેરે....મારા દીકરાને કોઈ સાજો કરો. ભાઈ–બહેનો, માતા–પિતા બધા ચોધારે આંસુએ રડતા હતા. મારી પત્ની તો મને પોતાના પ્રાણ કરતાં વધુ ગણતી હતી. તે મારા માટે બધું ત્યાગ કરવા તૈયાર થઈ. તે પોતાની આંખોના આંસુથી મારા હૃદયને ભીંજવી રહી હતી. આટલું કરવા છતાં એક સેકન્ડ પણ મને કોઈ રોગથી મુક્ત કરાવી શકયું નહિ.

"અનાથી મુનિએ ઓળખેલી લાખેણી ક્ષણ" : હે મગધાધિપતિ! છેવટે મને વિચાર થયો કે મારા માતા–પિતા સંપૂર્ણ ધનસંપત્તિ આપી દે છે, ભાઈ બહેન એમાં સંમત થાય છે. પત્ની ખાનપાનનો મોહ છોડી મારા માટે બધું કરવા તૈયાર થઈ છતાં મને કોઈ રોગમાંથી મુક્ત કરાવી શકતા નથી. હવે મારે જો આ રોગથી મુક્ત થવું હોય તો જિનેશ્વર દેવે બતાવેલો મહામૂલો ધર્મ અને કિંમતી ચારિત્ર એ જ મારા જીવનની સાચી ઔષધિ છે. તે સમયે હે રાજન્! મેં સંકલ્પ કર્યો કે જો હું આ વિપુલ વેદનામાંથી મુક્ત થાઉં તો શીઘ્રમેવ ચારિત્ર સ્વીકારીશ. દુઃખ માત્રથી છોડાવી દેનાર અહિંસા, સંયમ, તપ અને ક્ષમાના મહાન માર્ગને સ્વીકારી લઈશ. હે ભાગ્યવાન! જ્યાં હું આ ભાવનામાં ચઢયો ત્યાં મને ઉંઘ આવી ગઈ, અને મારી રાત્રી ક્યાં વીતી તેની મને ખબર ન પડી. બીજી બાજુ ઘણા દિવસથી ઉંઘ નહોતી આવી અને આજે મને ઉંઘતો જોઈને મારા સગાવહાલા ખૂબ આનંદ પામ્યા. પ્રભાતે ઉંઘમાંથી આંખ ખોલી જાગતાં જોઉં છું તો મને કોઈ પીડા નહિ કે અશાંતિ નહિ. અહોહો... આ શું? મનને થયું કે "ખરેખર ધર્મસાધનાની ભાવનાનો આ ચમત્કાર! ચારિત્રના નિર્ણય માત્રનો જાદુ. તો ચારિત્રનો કેવો પ્રભાવ! તો હવે શું વિલંબ કરવા જેવો ખરો? રોગ એકાએક આવ્યો એમ મૃત્યુ કયારે

આવશે તેની ખબર નથી. માટે મારે ક્ષણ માત્રનો પણ વિચાર કર્યા વગર લાખેણી ક્ષણને ઓળખીને ચારિત્ર અંગીકાર કરવું જોઈએ.

**"અનાથી ચારિત્રના માર્ગે જતા માતા-પિતાને થયેલું દુઃખ"** : મેં જ્યારે દીક્ષા લેવાની મક્કમતા કુટુંબ સમક્ષ રજુ કરી ત્યારે એકદમ સૌને આઘાત લાગ્યો, અને સૌ કોઈ બોલવા લાગ્યા કે બેટા! આ શું બોલે છે? છેવટમાં મેં સગાવહાલાને સમજાવીને દીક્ષા લીધી. હે શ્રેણીક! આ છે સનાથ અનાથની વાત. સમજો મહારાજા! આત્મા પોતે સુખ-દુઃખનો કર્તા છે. આત્મા પોતે વૈતરણી નદી જેવો બને છે ત્યારે નરકમાં જવાના કર્મો ઉભા કરે છે. આ રીતે અનાથી મુનિએ ઘણી ઘણી વાતો શ્રેણીકને સમજાવી. અનાથી મુનિનો ત્યાગ અને સંયમની દ્રઢતા જોઈને શ્રેણીક રાજા હાથ જોડી ગયા ને કહે છે હે મહાત્મા! આપે મને સચોટ અને યથાર્થ માર્ગદર્શન કરાવ્યું. આપે લાખેણી ક્ષણને ઓળખીને મનુષ્ય જન્મ સફળ કર્યો અને આપ સાચા સનાથ બન્યા. મારા જેવો આત્મા આપ જેવા મહાન પુરૂષોનો નાથ બનવા તૈયાર થયો હતો. હું આપની ક્ષમા માગું છું. આપ મારા હિત શિક્ષક બનો, એમ ઈચ્છું છું. આપના ધ્યાનમાં મેં જે વિઘ્ન કર્યું. અને તુચ્છ ભોગો માટે આપને મેં આમંત્રણ કર્યું તે મારો અપરાધ માફ કરજો. એમ કહી રાજાએ નિર્મળ ચિત્તે ધર્મના અનુરાગી બની રોમાંચિત શરીરે મુનિને પ્રદક્ષિણાપૂર્વક વંદન કર્યા. અનાથી મુનિનો સંગ થતાં શ્રેણીક રાજાનું જીવન પલટાઈ ગયું ને સમ્યક્ત્વ પામી ગયા. આ છે સત્સંગનો પ્રભાવ. નીતિશતકમાં ભર્તુહરી બોલ્યાં છે કે.

"जाड्यं धियोहरति सिंचति वाचि सत्यं, मानोन्नति दिशति पापमपाकरोति ॥
चेतः प्रसादयति दिक्षु तनोति कीर्तिं, सत्संगतिः कथय किं न करोति पुंसाम् ॥"

સત્સંગતિ બુધ્ધિની જડતાને હરે છે, વાણીમાં સત્યનું સિંચન કરે છે, સન્માનની વૃધ્ધિ કરે છે, પાપોને દૂર કરે છે, ચિત્તને પ્રસન્ન કરે છે અને દશે દિશાઓમાં કીર્તિ ફેલાવે છે. બોલો, સત્સંગતિ મનુષ્યોનું શું કામ નથી કરતી? જે સંતનો સંગ કરે છે તેનું જીવન અવશ્યમેવ પલટાઈ જાય છે. અહીં એક દ્રષ્ટાંત યાદ આવે છે.

એક વખત એક સંન્યાસી જંગલમાં એક ઝાડ નીચે બેઠા હતા. તે આત્મિક જ્ઞાનનાં પ્રેમી હતાં. એના જીવનમાં જાગૃતિ ખૂબ હતી. હવે બન્યું એવું કે આ સંન્યાસી જ્યાં બેઠા હતાં ત્યાં લૂંટારાઓની એક ટોળી આવી. લૂંટારાઓને આવા ત્યાગીઓ ગમે નહિ પણ કોણ જાણે તેમની ભવ્યતા જોર કરતી હશે એટલે એમના દિલમાં એવા ભાવ જાગ્યા કે આ મહાત્માને આપણાં ગામમાં લઈ જઈએ. એટલે સંન્યાસી પાસે આવીને કહે છે આપ અમારા ગામમાં પધારો ને! આ સાંભળીને સંન્યાસીએ કહ્યું કે હું તમારા ગામમાં આવું તો ખરો પણ મને એક વચન આપો

કે મારા ધનનો ખજાનો તમારે લૂંટવો નહિ. લૂંટારાનો સરદાર અને તેની ટોળીના લૂંટારાઓ વિચારમાં પડી ગયા કે આની પાસે બે કપડાના ટૂકા અને કમંડળ સિવાય બીજું કંઈ દેખાતું નથી. છતાં કહે છે કે મારો ખજાનો લૂંટશો નહિ. તો એમણે ખજાનો ક્યાં રાખ્યો હશે? જ્યાં હશે ત્યાં ભલે રહ્યો પણ સરદારે કહ્યું કે મહારાજ! અમારા બધા વતી હું તમને વચન આપું છું કે તમારો ખજાનો અમે નહિ લૂંટીએ. અમે આપના જેવા સાધુ સંતોને નથી લૂંટતા.

**"સંન્યાસીએ ચોરના ગામમાં કરેલો પ્રવેશ"** : સંન્યાસીના મનમાં થયું કે મને કદાચ ભલે કષ્ટ પડશે પણ જો આ લૂંટારાનું જીવન સુધરી જશે તો મહાન લાભનું કારણ બનશે. જુઓ, સંતો કેવા પરોપકારી હોય છે! બીજાનું ભલું કરતાં પોતાની દરકાર કરતાં નથી. એમને એમ ન થયું કે આ લૂંટારાનું ગામ છે ને કદાચ ભેગા થઈને મને મારી નાંખશે તો? સાચા સાધુ નીડર હોય. એને મરણનો ડર ન લાગે પણ પાપનો ડર લાગે. સંન્યાસી લૂંટારાના ગામમાં આવ્યા. લૂંટારાએ તેમને રહેવા માટે એક ઝુંપડી આપી. સંન્યાસી ત્યાં રહ્યા. સાંજ પડી એટલે લૂટારા થાળમાં મીઠાઈ ભરીને સંન્યાસી બાવાને જમાડવા આવ્યા ને મહારાજ પાસે થાળ મૂકીને કહે છે બાપજી! તમે જમી લો. ત્યારે સંન્યાસીએ કહ્યું ભાઈ! તમે કોઈને રડાવી, તેની આંતરડી કકળાવી લૂંટફાટ કરીને ધન લાવો અને તે પૈસામાંથી આ બધું મારા માટે લાવ્યા છો તે મને ખપે નહિ. પાપના પૈસાથી લાવેલું ભોજન મારા ગળે કેમ ઉતરે? મારે નથી જમવું. તમે અહીંથી લઈ જાઓ. આટલું બોલતાં સંન્યાસી ગળગળા થઈ ગયા.

**"મને તમારું ભોજન ના ખપે, આ શબ્દ સાંભળતા રડેલા ચોરો"** :– સંન્યાસીના વચન સાંભળીને લૂંટારાઓના મુખ ફિક્કા પડી ગયા. ઘણાંની આંખમાં આંસુ આવી ગયા ને બોલવા લાગ્યા કે અરેરે...મહાત્મા આપણાં ગામમાં ભૂખ્યાં રહે તો આપણાંથી કેમ ખવાય? તેથી બધા લૂંટારા ભૂખ્યા રહ્યા. બીજે દિવસે સવારમાં એક વૃધ્ધ માણસ હાથમાં બાજરીનો રોટલો ને છાશ લઈને આવ્યો ને મહાત્માને કહ્યું–આપ આ ભોજન ગ્રહણ કરો. સંન્યાસીએ કહ્યું કે મને તમારો રોટલો ન ખપે. ત્યારે તેણે કહ્યું, બાપજી! આ ધન ચોરી કે લૂંટ કરીને લાવ્યો નથી. હું ખેડૂત છું. મહેનત મજુરી કરીને ધન કમાઉં છું. બાજરો મારા ખેતરનો છે. તેને જાતે દળીને રોટલો બનાવ્યો છે. તેમાં એક પણ પૈસો પાપનો નથી. તો મને ચાલશે. મહાત્માએ શાંતિથી ભોજન કર્યું. પોતાના નિત્યનિયમ પ્રમાણે ધર્મક્રિયા કરીને સંન્યાસી સૂઈ ગયા. ત્યાગી ભલે દ્રવ્યથી ઉંઘતા હોય પણ ભાવથી જાગતા હોય છે. લૂંટારાના સરદારના મનમાં થયું કે મહારાજ કહેતાં હતાં કે મારો ખજાનો લૂંટશો નહિ

તો મારે ચોરી કરવી નથી પણ ખજાનો કેવો છે તે જોવો છે. સંન્યાસી સૂતા સૂતા જાગતાં હતાં. પેલો ચોરનો સરદાર મહાત્માની ઝુંપડીમાં ગયો ને બધું તપાસ્યું પણ ત્યાં તો મહાત્માના બે કપડા ને કમંડળ સિવાય કંઇ ન હતું. ખૂણે ખૂણાં જોઇ લીધા પણ ખજાનો જોવા ના મળ્યો.

"સંન્યાસીએ બતાવેલો ખજાનો" :–લૂંટારાનો સરદાર સવાર પડતાં સંન્યાસી પાસે જઈને કહેવા લાગ્યો કે હું રાત્રે આપનો ખજાનો જોવા માટે આપની ઝૂંપડીમાં આવ્યો હતો પણ મને જોવા ન મળ્યો. આપે ખજાનો ક્યાં છૂપાવીને રાખ્યો છે? આ લૂંટારાની વાત સાંભળીને સંન્યાસીએ કહ્યું–ભાઈ! મારો ખજાનો ગુપ્ત છે. એ દેખાતો નથી પણ ફળ આપે છે. તમારો ખજાનો અહીં રહી જશે પણ મારો ખજાનો તો હું મરી જઈશ તો પણ સાથે લઈ જવાનો છું. લૂંટારો કહે બાપજી! આપનો ખજાનો અમને બતાવો ને. તો અમે પણ ભેગો કરવા માંડીએ. ત્યારે સંન્યાસીએ કહ્યું કે હું તમને એ ખજાનો બતાવું ખરો પણ હું કહું તેમ તમારે કરવું પડશે. લૂંટારાઓએ કહ્યું–કબૂલ છે. આપ જેમ કહેશો તેમ કરવા તૈયાર છીએ. ગુપ્ત ખજાનાની વાત સાંભળવા લૂંટારાઓ સંન્યાસીની સામે મીટ માંડીને બેસી ગયા. તમને પણ હું ખજાનો બતાવું તો ટટાર થઈને મારી સામે બેસી જશો ને? કેમ બરાબર છે ને? (હસાહસ) સાંભળો, ત્યારે સંન્યાસીએ કહ્યું ભાઈઓ! મારી પાસે દયા, દાન, જ્ઞાન, ક્ષમા, સેવા અને પરોપકારનો અમૂલ્ય ખજાનો છે. બોલો, તમારે આ ખજાનો જોઇએ છે?

"સંન્યાસીના ઉપદેશથી ચોરોનો જીવનપલ્ટો" :–તમે પૂર્વભવમાં પાપ કરીને આવ્યા છો તેથી આવી મતિ છે ને આ ભવે પણ ચોરી, લૂંટફાટ ને ખૂન કરીને ધન મેળવો છો. જ્યારે આ પાપ ઉદયમાં આવશે ત્યારે કેવા દુઃખો ભોગવવા પડશે તે વખતે તમારી કેવી દશા થશે? વિગેરે પાપના કડવા ફળ સમજાવ્યા. આથી લૂંટારાના દિલ પીગળી ગયા. તેમણે કહ્યું કે મહારાજ! આપની વાત તદ્દન સાચી છે. પાપ, ચોરી, ખૂન, લૂંટફાટ કરીને અમે મહાન પાપ કર્યા છે. હવે અમારું શું થશે? આટલું બોલતાં એમની આંખમાં આંસુ આવી ગયા આ જોઈને સન્યાસીએ તક ઓળખીને સોગઠી મારી કે જો તમને એ બધું પાપ લાગતું હોય તો હવે આજથી તમે બધા નિયમ લો કે અમારે કોઇનું ખૂન કરવું નહિ. કોઈનું ધન છીનવી લેવું નહિ. ત્યારે એક લૂંટારાએ કહ્યું. મહારાજ! આપની વાત તો સત્ય છે. આ કરવા જેવું છે. પણ આ ચોરી લૂંટફાટ બધું બંધ કરી દઈએ તો અમારે પેટ ક્યાંથી ભરવું?

સંન્યાસીએ કહ્યું આ બધી ફળદ્રુપ જમીનો પડી છે. તો તમે મહેનત કરો. મહેનત

કરશો તો મૂલ્ય અવશ્ય મળવાના છે. બંધુઓ મોક્ષનો મોલ જોઈએ છે ને! મોક્ષના મોલ મેળવવા હોય તો આપણે બધાને મહેનત કરવી પડશે. સંન્યાસીએ લૂંટારાઓને કહ્યું કે તમે મહેનત કરો તો આ ધરતીમાતા તમને મન માન્યો મોલ આપશે. પછી તમારે પાપ નહિ કરવા પડે ને પેટ ભરાશે. આ સાંભળી સૌ ખુશ થઈ ગયા ને બધાએ સંન્યાસીના કહેવા પ્રમાણે પ્રતિજ્ઞા કરી, અને ચોરી લૂંટફાટ બધું બંધ કરીને લૂંટારાઓ ખેડૂત બની ગયા. દિવસે ખેતીનું કામ કરતા ને રાત્રે સંન્યાસી પાસે ધર્મકથા સાંભળતા. સંન્યાસી તો તેમને માટે એક ભગવાન સમાન બની ગયા. એમના વચન પર લૂંટારાઓને ખૂબ શ્રધ્ધા હતી. સાથે ધર્મની શ્રધ્ધા પણ વધવા લાગી. કુદરતે વરસાદ સારો થયો ને પાક સારો પાક્યો. સૌના હૈયા હર્ષથી નાચવા લાગ્યા.

અત્યાર સુધી આ લૂંટારાઓનું જંગલ કહેવાતું. હવે લૂંટારા ખેડૂત બનતાં રસ્તો નિર્ભય બની ગયો ને સૌની અવરજવર વધવા લાગી. આ વાતની રાજાને ખબર પડી ત્યારે તેમના મનમાં થયું કે અહો! મેં લૂંટારાને પકડવા કેટલી મહેનત કરી છતાં કોઈ રીતે પકડાયા નહિ. જે કાર્ય હું શસ્ત્ર અને સુભટોથી ન કરી શકયો તે કોણે કર્યું? જરા તપાસ તો કરું. રાજા ત્યાં જોવા આવ્યા. લૂંટારાઓએ હર્ષથી રાજાનું સ્વાગત કર્યું એટલે રાજા ખુશ થઈ ગયા ને તેમને પ્રેમથી ભેટી પડયા. રાજાએ પૂછયું ભાઈઓ! તમારા જીવનમાં આવું પરિવર્તન કેવી રીતે થયું? ત્યારે સરદારે કહ્યું મહારાજ! પધારો જેમણે અમારા જીવનમાં અજબ પરિવર્તન કરાવ્યું છે. અમારા અંતરમાં સ્નેહ અને સત્યનો દીપક જલાવ્યો છે ને અમને ધર્મના માર્ગે વાળ્યા છે એવા સાધુ મહાત્માના દર્શન કરાવું. એમ કહીને રાજાને સંન્યાસીની ઝુંપડીએ લઈ ગયા. ઝુંપડીમાં સંન્યાસી ન હતાં, કોઈને પૂછતાં ખબર પડી કે મહાત્મા ચાલ્યા ગયા છે. તે જતાં જતાં એટલો સંદેશો આપતા ગયાં છે કે મારા નિયમોનું સદા બરાબર પાલન કરજો. મારું અહીંનું કાર્ય પૂર્ણ થયું છે માટે હવે હું જાઉં છું. મહાત્મા આમ કોઈને કહ્યા વિના ચાલ્યા ગયા એમને કોઈ હિસાબે જવા દેવા ન હતા તેથી સૌના દિલમાં ખૂબ દુઃખ થયું કારણ કે તે સૌના ઉધ્ધારક હતા.

બંધુઓ સંતો-પરોપકાર કરે પણ બદલો લેવાની આશા રાખતા નથી. તેમને પોતાની પ્રશંસા સાંભળવી ગમતી નથી. બીજાના ભલામાં તે આનંદ માને છે. સત્સંગતિનો કેવો પ્રભાવ પડયો! સંન્યાસી લાખેણી ક્ષણને ઓળખીને ચોરના ગામમાં ગયા તો કેવો મહાન લાભ મેળવ્યો! પણ જો આ સમયે એવો વિચાર કર્યો હોત કે હું એકલો લૂંટારાના ગામમાં કયાં જાઉં! તો આવો લાભ ન થાત. જે ક્ષણોને વધાવી લે છે તે જીવનમાં કંઈક કરી શકે છે. આ માનવજીવનની જે ક્ષણ

જાય છે તે લાખેણી જાય છે. ગયેલી ક્ષણ પાછી ફરીને હાથમાં આવતી નથી. માટે જીવનમાં જાગૃતિ કેળવીને દરેક મનુષ્યોએ ક્ષણે ક્ષણ સફળ બનાવવી જોઈએ. આ માનવજીવનની એકાદ ક્ષણ પણ ધર્મારાધના વિનાની જાય તો જ્ઞાનની દૃષ્ટિએ ઘણું મોટું નુકશાન થાય છે. માટે કહ્યું છે કે "क्षणमपि सज्जन संगतिरेका, भवति भवार्णव तरणे नौका।" એક ક્ષણની પણ જે સત્સંગતિ છે તે ભવસાગરને તરવા માટે નૌકા સમાન છે. તમે હમણાં સાંભળી ગયાને કે સત્સંગતિના પ્રભાવે લૂંટારાઓ લૂંટારા મટીને ખેડૂત બની ગયા. વાલીયો લૂંટારો નારદઋષિના સમાગમથી લૂંટારો મટીને વાલ્મીકી ઋષિ બની ગયો. અર્જુનમાળી સુદર્શન શેઠની સહાયથી ભગવાન પાસે ગયો ને સત્સંગ કર્યો તો સાધુ બની ગયો. ને છ મહિનામાં ઉગ્ર સાધના કરી કર્મોને ચકચૂર કરી નાંખ્યા. આવાં તો ઘણાં દાખલા જૈન દર્શનમાં અને બીજા ધર્મોમાં પણ છે. આજે ચાલુ દિવસ છે ને સમય ઘણો થઈ ગયો છે એટલે હું વિશેષ કહેતી નથી. ટૂંકમાં મનુષ્યભવની અમૂલ્ય ક્ષણને દાન–શીયળ–તપ અને ભાવ આદિમાંથી કોઈ પણ ધર્મને અપનાવી આ લાખેણી ક્ષણને પર્યુષણ પર્વમાં સફળ બનાવો.

**"સાર્થવાહની સાથે નરસિંહ રાજદરબારમાં"** : ગઈ કાલે આપણે નરસિંહની કહાની કહી હતી તેમાં જોઈ ગયા કે કર્મની વિચિત્રતા કેવી છે! બબ્બે વખત રાજાએ તેને મારવાના પ્રયત્નો કર્યા પણ બંને વખત બચી ગયો, યક્ષના મંદિરમાંથી સાર્થવાહ તેને પોતાને ઘેર લઈ ગયો ને પ્રેમથી તેને ઉછેરવા લાગ્યો. ધીમે ધીમે તે મોટો થયો. એક વખત શેઠ તેને લઈને વહેપાર અર્થે નીકળે છે. ફરતાં ફરતાં પેલા નગરના રાજ્યમાં આવી પહોંચ્યા. સાર્થવાહ પોતાના પુત્રને લઈને રાજાને બહુ મુલ્યવાન ભેટણું આપવા આવ્યા. કર્મના ઉદયે રાજાની દૃષ્ટિ છોકરા ઉપર પડતાં તેને ઓળખી ગયા કે નક્કી આ પેલો છોકરો છે. હાય... બબ્બે વખત મારી નાંખવા મોકલ્યો છતાં હજુ એ જીવતો છે! બસ. હવે તો મારી જાતે જ બધી વ્યવસ્થા કરી લઈશ. રાજાએ સાર્થવાહની ભેટ સ્વીકારીને તેનો સત્કાર સન્માન કર્યો ને નગરમાં વહેપાર કરવા માટે કહ્યું. રાજાએ તેમને રહેવા માટે સુંદર મહેલ આપ્યો ને કહ્યું તમે બાપ દીકરો રોજ મારી પાસે આવતા રહેજો.

**"રાજાની કપટ જાળથી અજાણ સાર્થવાહ"** : આ સાર્થવાહને કે નરસિંહને ખબર નથી કે રાજા આટલો બધો પ્રેમ શા માટે બતાવે છે? એ તો રાજાનો સહકાર મળતાં ખુશ થઈ ગયો એ વહેપાર કરે છે. રોજ રાજ્યમાં આવતા રાજા અને સાર્થવાહ વચ્ચે ખૂબ સંબંધ બંધાયો એક મહિનામાં વહેપાર કરવો હતો તેટલો કરી લીધો પછી રાજા પાસે જવાની રજા માંગી. રાજાના મનમાં થયું કે આ તો જવાની વાત

કરે છે ને મારું કામ બાકી છે. હાથમાં આવેલો શિકાર ચાલ્યો જશે, ના નહિ જવા દઉં. તેથી શેઠને રોકાવા માટે ખૂબ આગ્રહ કર્યો પણ શેઠે ના પાડી તેથી રાજાએ કપટથી કહ્યું તમે બંને ચાલ્યા જશો તો મને બહું સૂનું લાગશે. તો એમ કરો. આ તમારો દીકરો ખૂબ પ્રેમાળ, ગુણીયલ ને વિનયી છે. તે મને બહુ વહાલો છે માટે તમે એને થોડા દિવસ માટે અહીં મૂકતા જાઓ તો મને આનંદ આવશે. મારું મન હળવું થયા પછી હું મોકલીશ.

**"રાજાની માંગણીથી નરસિંહને મૂકી જતો સાર્થવાહ"** : સાર્થવાહ રાજાની સાથે રહ્યો. રાજાએ તેને ખૂબ માનપાન આપ્યા ને ખૂબ સાચવ્યો એટલે રાજાની શેહમાં તણાવું પડયું. નરસિંહ સાર્થવાહને ખૂબ વહાલો છે. તેને એક દિવસ પણ મૂકીને જવાનું મન નથી પણ રાજાની શરમે કાંઈ બોલી શકયો નહિ. નરસિંહને સાચવવા રાજાને ખૂબ ભલામણ કરી. રાજાએ કહ્યું તમે તેની ચિંતા ન કરશો. તે મને ખૂબ વહાલો છે. સાર્થવાહ તો ત્યાંથી રવાના થઇ ગયો. આ નરસિંહના જેટલી ઉંમરનો રાજાને પુત્ર હતો. બંને વચ્ચે એવી મિત્રાચારી થઇ ગઈ કે તે એક બીજા વિના રહી શકે નહિ. આ તક જોઈને રાજાએ પોતાના પુત્રને હુકમ કર્યો કે હે કુમાર! તમે મોટું લશ્કર લઈને જાઓ ને અમુક રાજાને જીતીને આપણા તાબે કરો. આ બાબતમાં રાજાની દાનત ખોટી હતી. તેના મનમાં એમ કે આ નરસિંહ મારા પુત્રની સાથે ગયા વિના નહિ રહે અને જશે એટલે લડાઈમાં આગળ પડતો ભાગ લઈને લડશે. એ તો ગમે તેમ તોય દાસીપુત્ર છે એટલે તેને યુધ્ધ કરવાનું જ્ઞાન કયાંથી હોય! સ્હેજે લડાઈમાં ખપી જશે ને મારે ઠંડા પાણીએ ખસ જશે. જુઓ, દુષ્ટ માણસની દુષ્ટતા કેવી હોય છે. નરસિંહ બિચારાને આ બાબતમાં કંઇ ખ્યાલ નથી.

રાજકુમાર યુધ્ધમાં જવા માટે લાવ લશ્કર લઈને જવા તૈયાર થઈ ગયો, ત્યારે નરસિંહે કુમારને કહ્યું કે હું તમારી સાથે આવું છું. કુમારે કહ્યું. ભાઈ! તમારું લડાઈમાં કામ નહિ પણ નરસિંહ વાર્યો વળે તેમ ન હતો. એ તો મિત્રની સાથે લડાઈમાં ગયો. ને દુશ્મન રાજાને હાકલ કરી. સામસામું યુધ્ધ શરૂ થયું. રાજકુમાર ઘણો સજ્જન હતો તેના મનમાં થયું કે નરસિંહ વણિકપુત્ર છે એ લડાઈ જોઈ શકશે નહિ એટલે તેને યુધ્ધથી દૂર રાખે છે પણ એ કયાં દૂર રહે તેમ હતો. તે કુમારની બાજુમાં રહેતો હતો. જ્યારે તેણે જોયું કે કુમાર યુધ્ધમાં હમણાં હારી જશે એટલે પરાક્રમી નરસિંહ વચ્ચે યુધ્ધ કરવામાં જોડાઈ ગયો. કયા શસ્ત્રનો કેમ ઉપયોગ કરવો તે કળા તેને આવડતી હતી. તેનામાં પરાક્રમ અને બળ હતું ને સાથે

પુણ્ય હતું. બધો યોગ હતો એટલે તે શત્રુની સાથે શૌર્યથી લડવા લાગ્યો. અને થોડીવારમાં તેણે શત્રુને હરાવી રાજકુમારનો વિજય ધ્વજ ફરકાવ્યો.

**"લડાઈના મેદાનમાં નરસિંહનો જયજયકાર"** : સારા સૈન્યમાં જયજયકાર બોલાયો. સૌને હર્ષનો પાર ન રહ્યો અને નરસિંહની સહાયથી કુમારે વિજય મેળવ્યાના સમાચાર રાજાને આપ્યા. આ સમાચારથી રાજાને હર્ષ થવાને બદલે ખેદ થયો. હાય... હજુએ પાપી ન મર્યો! મરવાને બદલે જીવતો રહ્યો ને એની સહાયથી વિજય થયો એટલે લોકોને પ્રિય થઈ પડશે. એના મનમાં ખૂબ ગુસ્સો આવ્યો કે બસ, હવે એ દુષ્ટ અહીં આવે એટલે ગમે તેમ કરીને જલ્દી એનો ઘાટ ઘડી નાંખું. કેટલી અજ્ઞાનતા! પણ રાજાને ખબર નથી કે જેનું પુણ્ય જીવતું ને જાગતું છે, આયુષ્ય બળવાન છે તેને હું શું કરી શકવાનો છું? હવે રાજા નરસિંહને મારી નાંખવાના દુષ્ટ વિચારો કરે છે. નરસિંહ અને રાજકુમાર આવશે ને રાજા શું કરશે તેના ભાવ અવસરે.

卐

## વ્યાખ્યાન નં. ૪૧

**શ્રાવણ વદ અમાસને રવિવાર** તા. ૧૪-૮-૭૭

### વિષય:- "માનવતાની મહેંક"

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! મહાન મંગલકારી પર્યુષણ પર્વનો સુવર્ણ અવસર આપણા જીવનના આંગણે આવી ગયો છે. પર્યુષણ પર્વ એટલે શું? મુમુક્ષુ આત્માઓને મુક્તિ માર્ગની મંઝીલ સુધી પહોંચાડનાર પવિત્ર પર્વ. માનવજીવનની સાચી સફળતા આવા પવિત્ર પર્વને બહુમાન ભાવે સત્કારવામાં રહેલી છે. આ પર્વની મહત્તાને સમજીને ધર્મશીલ ભવ્ય જીવોએ આરાધના કરવામાં ઉજમાળ બનવું જોઈએ. જીવનનો સાર ધર્મ છે પણ આજે ચારે તરફ દૃષ્ટિપાત કરતાં અસંતોષ, અશાંતિ, ઉદ્વેગ, મમતા અને તૃષ્ણાના તાંડવો ઘોર ઘમસાણ મચાવી રહ્યા છે ને પાપનો પ્રવાહ આવી રહ્યો છે જ્યારે પુણ્યાઈ કાચના વાસણ જેવી દેખાવ માત્રની છે. પ્રતિષ્ઠા રાખના રમકડા જેવી, સંપત્તિ પાણીમાં ડૂબેલા પતાસા જેવી, સકલ પરિવાર સ્વપ્ના જેવો, કાયા પાણીના પરપોટા જેવી આવા ભંગાર જેવા સુખમાં રાચતો માનવી એ વાત તદ્દન ભૂલી ગયો છે કે પૂર્વની મહાન પુણ્યાઈની કમાણીના ફળ રૂપે માનવદેહની પ્રાપ્તિ થઈ છે. તે રંગરાગ અને ભોગોપભોગ કે આનંદ પ્રમોદ માટે નથી. ખાવા પીવા કે પહેરવામાં દુર્લભ એવા માનવદેહની સફળતા

નથી, પણ જ્ઞાની ભગવંતોએ મોક્ષમાર્ગની સાધના કરવા માટે માનવજીવનની મહત્તા ગાઈ છે.

આજનો વિષય છે "માનવતાની મ્હેંક" માનવતાની મ્હેંક ક્યારે પ્રસરે ? માનવજીવન પામીને દયા, પરોપકાર, સત્ય, નીતિ, સદાચાર આદિ ધર્મનાં કાર્યો કરીએ ત્યારે. બાકી તો દીનપણે જીવવું, અને અશરણપણે મૃત્યુની ગહન ખીણમાં પટકાવું. આવી ઘોર યાતનાઓને જીવ અનાદિકાળથી ભોગવતો કાંઈ પણ ઉત્કર્ષ સાધ્યા વિના, ગતિ પ્રગતિ કે ક્રાંતિની કેડીને હાથ કર્યા વિના મરતો રહ્યો છે. મહાન પુણ્યોદયે માનવદેહ મળ્યો. આ દેહની સાચી સફલતા ધર્મની આરાધના કરીને જન્મ-મરણની પરંપરાને અટકાવી મોક્ષ પ્રાપ્ત કરવામાં રહેલી છે. સમજો, જિનેશ્વર પ્રભુના શાસન સિવાય સંસારમાં મોક્ષ પ્રાપ્તિનો સફળ ઉપાય બીજે ક્યાંય નથી. જૈન શાસનમાં બતાવેલા અનુષ્ઠાનોની શ્રધ્ધાપૂર્વક આરાધના કરનારા ભવ્ય જીવો સુકૃત રૂપી પરભવનું પાથેય. ભાતું પ્રાપ્ત કરી જલ્દી મોક્ષના સુખોને પ્રાપ્ત કરે છે. આટલા માટે મનુષ્ય સદા ધર્મની આરાધનાને લક્ષ્યમાં રાખી પોતાને મળેલી શક્તિ અને સામગ્રીને સફળ બનાવવા માટે મંગલકારી પર્વની આરાધના કરવા કટિબધ્ધ બનવું જોઈએ. જીવનની સાચી સંપત્તિ ધર્મની આરાધના છે. જીવનની છેલ્લી ક્ષણ સુધી આરાધક ભાવને જાગૃત રાખવો તે સાધનાના શિખર ઉપર કળશ ચઢાવવા સમાન છે.

જ્ઞાની કહે છે કે ક્ષમા, નમ્રતા, ઋજુતા, નિર્લોભતા, વિવેક વિગેરે સદ્ગુણો એટલા બધા મહાન છે કે જેની સુવાસ આગળ કસ્તુરીની સુવાસ ઝાંખી છે પણ આજે માનવીને બહારમાં પ્રતિષ્ઠા મેળવવી ગમે છે પણ જીવનમાં સદ્ગુણની પ્રતિષ્ઠા કરવી નથી. જીવનમાં સિધ્ધિ નથી તો પ્રસિધ્ધિ ક્યાંથી મળવાની છે ? દુર્ગંધથી માનવી દૂર ભાગે છે પણ દુર્ગુણથી દૂર ભાગતો નથી. એક વ્યવહાર દૃષ્ટિથી જોશો તો ઘરમાં સૌ દ્રવ્યનો સંચય કરે પણ કચરાનો સંચય કરે ખરા ? "ના." તેવી રીતે જો તમારે માનવજીવનની મ્હેંક પ્રસરાવવી હોય તો સદ્ગુણરૂપી પુષ્પનો સંચય કરો તો માનવતાની મ્હેંક પ્રસરશે.

ફુલ તમને કેવું ગમે ? સુગંધવાળું. માની લો કે તમે એક ફુલ લીધું. દેખાવ બહુ સારો છે પણ સુગંધ નથી તો શું કરશો ? (શ્રોતામાંથી અવાજ :- ફેંકી દઈએ.) કારણ કે તે પ્લાસ્ટિકનું ફુલ હતું. આવા ફુલ દેખાવમાં આકર્ષક હોય છે પણ તેમાં સુગંધ નથી તેમ દુનિયામાં માનવો તો ઘણાં છે પણ જો તેનામાં માનવતા આદિ સદ્ગુણો રૂપી સુગંધ ના હોય તો તેની કાંઈ કિંમત નથી. આપણે બાહ્ય સુગંધની વાત કરવી નથી પણ સદ્ગુણની સુગંધ ફેલાવવી છે. જૈનદર્શન સદ્ગુણને અપનાવે છે. એ બાહ્ય ભપકાને માનતું નથી પણ ગુણની પૂજા કરે છે. તમને માનવજીવન મળ્યું છે તો પરદુઃખભંજન, પરોપકાર, નિરાભિમાનતા, સદ્ગુણ, સેવા

વિગેરે ગુણોને અપનાવજો, પણ બીજાના સુખ લૂંટવાનું કામ કરશો નહિ. જે બીજાનું સુખ લૂંટીને પોતાના સુખમાં મસ્ત રહે છે તે સાચો માનવ નથી. આવા માનવ કરતાં પશુ શ્રેષ્ઠ છે.

એક વખત જંગલમાં એક સિંહનું બચ્ચું આમથી તેમ છલાંગ મારતું હતું. તે સમયે એકાએક ભેરીનો નાદ સંભળાયો ને ખૂબ કોલાહલ થવા લાગ્યો. ત્યારે બચ્ચું તેની માતાને કહે છે મા! આટલો બધો અવાજ ને તડાકા-ભડાકા કેમ સંભળાય છે? ત્યારે કહે છે બેટા! એક રાજા બીજા રાજાનું રાજ્ય જીતવા માટે મોટું સૈન્ય લઈને યુધ્ધ કરવા માટે જાય છે. એની પાસે ઘણું મોટું રાજ્ય છે. સુખ સમૃધ્ધિનો પાર નથી છતાં અસંતોષી રાજા એના જાતિ ભાઈને મારીને તેનું રાજ્ય પડાવી લેવા માટે જઈ રહ્યો છે. બેટા! માનવની અપેક્ષાએ આપણે ઘણાં ક્રૂર પ્રાણી છીએ છતાં માનવ કરતાં સારા છીએ. કારણ કે આપણે આપણાં જાતિ ભાઈને મારતા નથી. સર્પ, વીંછી વિગેરે ઝેરી જંતુઓ પણ તેના જાતિભાઈને કરડતાં નથી.

વિચાર કરો. હિંસક ક્રૂર પ્રાણીઓને પણ પોતાની જાતિનો કેટલો ગર્વ છે! એણે પોતાના કરતાં માનવને હલકો ગણ્યો ને? સિંહ પોતાની જાતે શિકાર કરીને ખાય છે પણ કોઈનો શિકાર પડાવી લેતો નથી. ભૂખ્યો મરી જાય તે કબૂલ પણ ઘાસ કદી ખાતો નથી. આજના માનવને કોઈનું મફતીયું ધન મળી જાય તો રાજી રાજી થઈ જાય. જિંદગીભર બેઠા બેઠા ખાય તેટલું મળવા છતાં સંતોષ નથી. ધન મેળવવા માટે ગમે તેટલા પાપ કરવા પડે તો કરતાં તે અચકાતો નથી. આવો અસંતોષી માનવી ધન મેળવવા માટે હાય....હાય કર્યા કરે છે. આજે જ્યાં જુઓ ત્યાં હાય. હાય ને હાય છે. રેશનીંગમાં અનાજ ન મળે તો હાય હાય, માણસોને B.P. પણ હાય. સમજાય છે? બધે શું છે? હાય, હાય ને હાય. (હસાહસ) હું તમોને પૂછું છું કે જશો ત્યારે સાથે શું લઈ જવાના છો?

તમે કમાણા લાખો રૂપિયા, ફ્લેટ લીધા રજવાડી,
ફ્રીઝ ટીવી ને ફર્નીચર છે પરદેશી ગાડી-સાથે શું તમે લઈ જશો? બોલો (૨)
ભેગું કરેલું બધું તમે અહીંયા છોડી જાશો....સાથે શું લઈ જશો?

ધનવાનો મોટા મોટા ફ્લેટો ખરીદી અંદર પરદેશનાં ફર્નીચર વસાવે છે. તેમાં ટી.વી., ફ્રીઝ, રેડિયો, એરકંડીશન વિગેરે સુખની સામગ્રીઓ વસાવે છે. ફરવા માટે પરદેશની ગાડી વસાવે છે, એનો ફ્લેટ તો રાજમહેલ જેવો શણગારી દે છે, ને હરખાય છે પણ કહો તો ખરા કે એમાંથી સાથે શું લઈ જશો? કાંઈ નહિ. જો સાથે કંઈ લઈ જવાનું નથી તો એના માટે આટલી બધી ધમાલ શી? સમજો, પૈસાથી માનવી મહાન બની શકતો નથી, પણ સદ્ગુણોની સંપત્તિ મેળવો તે જીવનની

વિશેષતા છે. જેના જીવનમાં સદ્‌ગુણો છે તે બાહ્ય સંપત્તિમાં અંજાતો નથી અને કોઈની સંપત્તિ સ્હેજે મળી જાય તો પણ લેવા લલચાતો નથી. પોતે દુઃખ વેઠે પણ કોઈનું પડાવી ન લે. આવા પવિત્ર માણસો માનવતાની મ્હેંક મ્હેંકાવી શકે છે. અહીં એક દૃષ્ટાંત યાદ આવે છે.

સને ૧૯૪૭માં હિન્દુસ્તાન પાકિસ્તાનના ભાગલા પડયા. સરહદી વિસ્તારોની શાંતિ છીનવાઈ ગઈ, અને ચારે તરફ આગ-લૂંટફાટ અને અત્યાચારોનું વાતાવરણ સર્જાઈ ગયું. ત્યારે ધનવાનો ધન મૂકીને, ખેડૂતો પોતાની પ્રાણપ્યારી જમીન મૂકીને ભાગ્યા, મા-બહેનોના શીયળ લૂંટાયા, ને કંઈક નાના ફુલ જેવા બાળકોના માતા-પિતા લૂંટવાયા. આવો કાળો કેર વર્તાઈ ગયો. તે સમયે લોકો "બળતામાંથી જે બચ્યું તે સાચું" એ ઉક્તિ અનુસાર લોકો ઘરદાગીના, રોકડ રકમ અને ઓઢવા પાથરવાના બે ચાર કપડા લઈને શહેર તરફ ભાગવા લાગ્યા. લાખોને કોડોની સંખ્યામાં માણસો આમથી તેમ ભાગવા લાગ્યા. તેમાં કોઈ કયાં ને કોઈ કયાં ચાલ્યા ગયા. તેમાંનું એક કુટુંબ પણ પોતાનો જીવ બચાવવા માટે પોતાનો સરસામાન લઈને ભાગ્યું. ઘણાં માણસો દિલ્હીમાં આવ્યા હતા તેમ આ કુટુંબ પણ દિલ્હીમાં આવ્યું. સ્ટેશનેથી ઉતરતાં બાપ દીકરો છૂટા પડી ગયા. દીકરો યુવાન હતો. ભાગી આવેલા નિરાશ્રીતોને આશ્રય આપવા માટે સરકારે એક કેમ્પ ખોલી આપ્યો હતો અને જનતાએ પણ એ શરણાર્થીઓને માટે અનાજ, કાપડ વિગેરેથી સારો સહકાર આપ્યો હતો. બધા નિરાશ્રીતોને સરકારે કેમ્પમાં ઉતાર્યા હતા એટલે નિરાશ્રીતોની શિબિર થઈ. જેમ પંખીડાઓ કોઈ કયાંથી ને કોઈ કયાંથી આવી વૃક્ષ ઉપર બેસે છે તેમ આ નિરાશ્રીતો ભેગા થયા, પણ એ બાપને તેનો દીકરો રમેશ ન મળ્યો. રમેશની પત્ની મંજુલા તેમજ માતા-પિતા, રમેશ....બેટા રમેશ કહીને તેની શોધ કરતાં ચારે બાજુ પોકાર કરવા લાગ્યા. ત્યારે બીજા નિરાશ્રીતો કહે છે ભાઈ! તમારો દીકરો નાનો નથી. તમે શા માટે આટલી બધી ચિંતા કરો છો? હમણાં આવશે. ત્યારે રમેશના બાપ કહે-ભાઈ! ભલે ને મોટો હોય પણ બાપ આગળ દીકરો સદા નાનો છે. અને મારો રમેશ એટલે જાણે બીજો શ્રવણ જોઈ લો. એ મારી ખૂબ સેવા કરે છે ને મારી આજ્ઞાનું કદી ઉલ્લંઘન કરતો નથી. એ દીકરો ઘડી પણ કેમ ભૂલાય? રમેશના પિતાજી રમેશ...રમેશ કરીને બૂમો પાડતા ગલીમાં ઘૂમતાં હતાં. ત્યાં રમેશ માથે થેલો લઈને આવી પહોંચ્યો, અને પિતાનો પ્રેમાળ સ્વર સાંભળતાં દોડીને બાપને વળગી પડયો. બાપુજી તમે મને મૂકીને કયાં ચાલ્યા ગયા હતા? હું તો શોધી શોધીને થાકી ગયો. આજે આપ મળી ગયા. પિતા-પુત્ર પ્રેમથી ભેટી પડયા.

"પિતા પુત્રનું મિલન" :- રમેશના પિતાજી કહે છે બેટા! અમે તારી

ચિંતા કરતા હતા. તારી યાદ અમને કેટલી સતાવતી હતી એ તો અમારું મન જાણે છે. તારા વિના અમારા જીવ અધ્ધર થઈ ગયા. તું ક્યાં ગયો હતો? ત્યારે કહે છે પિતાજી! સ્ટેશને ઉતર્યા પછી હું થેલો લઈને ઉતર્યો ને જોયું તો આપણો થેલો બદલાઈ ગયેલો. તેની તપાસ કરવા રહ્યો. ઘણી તપાસ કરી પણ આપણો થેલો જતો રહ્યો ને બીજા કોઈનો થેલો આવી ગયો છે. આટલું બોલતાં રમેશની આંખમાં ઝળઝળીયા આવી ગયા. ત્યારે એના પિતાજીએ કહ્યું-રમેશ! એમાં ઢીલા થવાની તારે જરૂર નથી. આપણો થેલો ગયો ને બીજો આવ્યો છે ને? રમેશે કહ્યું-પિતાજી! એની મને ચિંતા નથી પણ કોઈનો થેલો આવી ગયો તેની મને ચિંતા છે. પિતા કહે-એમાં ચિંતા શાની? આપણો થેલો ગયો ને બીજાનો આપણી પાસે આવ્યો તો રાખી લેવાનો. આપણા થેલામાં જે ચીજ છે તે તે વાપરશે ને એની આપણે વાપરીશું. રમેશે કહ્યું-પિતાજી! પારકો માલ રાખવો તે પાપ છે. ભાઈ! પણ તું ક્યાં ચોરી કરીને લાવ્યો છે? આપણે ચોરી કરી નથી પછી પાપ શેનું? ભીડમાં ભૂલથી કોઈનો થેલો આવી ગયો એ પાપ ન કહેવાય. રમેશને સંતોષ ન થયો. ત્યારે એના પિતાએ પૂછયું-ભાઈ! એ થેલામાં શું છે? પિતાજી! મેં કંઈ થેલો ખોલીને જોયું નથી પણ થેલાનું વજન જોતાં એમ લાગે છે કે અંદર સારી એવી રોકડ રકમ અને દાગીના હોવા જોઈએ. ઉપરથી જુના કપડા ભરી દીધા હોય તેમ લાગે છે.

"ક્યાં પિતાની દૃષ્ટિ અને ક્યાં પુત્રની પવિત્રતા" :- એનો બાપ કહે છે બેટા! તારા ઉપર ભગવાને દયા કરી ઘેર બેઠાં ધન મોકલ્યું છે. તો છાનોમાનો લઈ લે ને. શા માટે ગાંડપણ કરે છે? પાસે પૈસા હશે તો આપણે વહેપાર ધંધો કરી શકીશું. રમેશ કહે-પિતાજી! આપને દુઃખ લાગે તો માફ કરજો. આપની વાત મારા ગળે ઉતરતી નથી. તમે તો મને ઘણી વખત એવી શિખામણ આપી છે કે દીકરા!

"પરધન પથ્થર માનીએ, પરસ્ત્રી માત સમાન,
ઈતના કરતાં હરિ ના મિલે તો, તુલસીદાસ જમાન."

ગમે તેટલું પરાયું ધન તમને મળી જાય પણ તેને પથ્થર સમાન સમજીને છોડી દેજે અને પરસ્ત્રીને માતા અને બહેન સમજજે. આટલું જો માણસ કરે તો તેને ભગવાન મળ્યા વિના રહે નહિ અને ન મળે તો તુલસીદાસ કહે છે હું તમારો જામીન બનીશ આ રીતે શિખામણ આપી છે ને અત્યારે આપ આ શું બોલો છો? આપ મને નરકની ખીણમાં ધકેલવાનો માર્ગ બતાવો છો? આપણે પૂર્વજન્મના પાપના લીધે ઘરબાર છોડીને અહીં તહીં રખડી રહ્યાં છીએ. તો હવે વધુ પાપ શા માટે કરવું જોઈએ? દીકરાની વાત સાંભળીને બાપ સમજી ગયો ને કહ્યું. બેટા!

તારી વાત સાચી છે. આપણે થેલો નથી રાખવો, પણ આપણા થેલામાં શું હતું ? તેમાં તો આપણાં બધાના એકેક જોડી જુના કપડા, એક બે ઓઢવાના ગોદા, બીડીઓ વાળવાની લોઢાની તાસક, થોડા પત્તા ને તંબાકુ આટલું હતું. આપણું ભલે ગયું પણ મેં તો પરધન પથ્થર સમાન માનેલું છે. એટલે આ તો ન રાખું. એના પિતા કહે છે બેટા ! હવે હું તને રાખવાનું કહેતો નથી પણ આ થેલો પોલીસને સોંપી દઈએ. ત્યારે રમેશે કહ્યું આજે પોલીસનો પણ વિશ્વાસ કરવા જેવો નથી. ત્યાં સોંપીશું તો એ હજમ કરી જશે ને જાહેરાત આપીશું તો ઘણાં માલિક થઈને આવશે, તો સાચા માલિકને માલ નહિ મળે. એના કરતાં આપણી પાસે રાખી મૂકીએ. જેનો થેલો હશે તે શોધતો શોધતો અહીં આવીને ખાતરી આપીને લઈ જશે. પિતા કહે–ભલે. તેમ કરીએ પણ જરા જો તો ખરો કે થેલા ઉપર એના માલીકે નામ લખ્યું છે ? જોયું તો લીલા રંગની શાહીથી "મનુ ગ્વાલિયર" આ પ્રમાણે લખ્યું હતું. નામ વાંચીને થેલો ખૂણામાં મૂકી રાખ્યો ને બાપ દીકરો મનુની શોધ કરવા લાગ્યા. દોઢ મહિનો વીત્યો પણ પત્તો ન લાગ્યો. રમેશની ચિંતાનો પાર ન હતો. એને સુખે ઊંઘ આવતી ન હતી. કદાચ આંખ મીંચાય તો ઝબકીને જાગી જતો ને પેલા થેલાને જોઈને કંપી ઉઠતો. અહો ! આ થાપણ ક્યાં સુધી સાચવવાની ? એનો માલિક મળે તો થેલો સોંપી ચિંતાથી મુક્ત બનીએ.

**"પિતાની અકળામણ"** : હવે તો એના પિતાજી પણ કંટાળીને રમેશને કહી દેતાં કે આપણો સામાન લેતી વખતે તારી આંખો ક્યાં ગઈ હતી કે આ નકામી ઉપાધિ લેતો આવ્યો ? હવે તો એને શોધીને હું પણ થાક્યો છું. તું પોલીસને સોંપી આવ ને પોલીસને ન સોંપવો હોય તો કૂવામાં નાખી આવ, પણ હવે આ ચિંતાનો અંત લાવ. બાપુજી ! આપણને સાચવતાં આમ થાય છે તો જેનો થેલો ખોવાયો હશે તેને કેવું થતું હશે ! એના બાળકોનું શું થતું હશે ! જેવું આપણું તેવું બીજાનું. આપણે પાંચસો હજારની મીલ્કત છોડીને આવ્યા છીએ છતાં આપણને દુઃખ થાય છે તો આ બિચારો મનુ તો લાખોની મૂડી છોડીને આવ્યો હોય તેમ લાગે છે. આવા સંયોગોમાં મનુ માટે આપણાં દિલમાં હમદર્દી હોવી જોઈએ.

**ધન ખોવાતાં શરીર ખોઈ નાંખ્યું** : એક દિવસ રમેશ અને તેના પિતા ઉતારે બેઠા બેઠા વાતચીત કરતા હતા. ત્યાં એક આધેડ વયનો માણસ ત્યાં આવીને ઉભો રહ્યો હતો. તેનું શરીર તદ્દન ફીક્કું પડી ગયું હતું, આંખો ઉંડી ઉતરી ગઈ હતી અને મેલાઘેલા વસ્ત્રો પહેરેલા હતા. જાણે કંઈક શોધતો ન હોય તેમ લાગ્યું. એને જોઈને રમેશના પિતાએ પૂછ્યું. ભાઈ ! કોનું કામ છે ? ત્યારે પેલા માણસે ભાંગ્યા તૂટ્યા શબ્દોમાં કહ્યું. ભાઈ ! મારો એક થેલો દોઢ મહિનાથી ખોવાયો છે.

તેને શોધી રહ્યો છું. ભાઈ! તમારું નામ શું? "મનુ" તમે ક્યાંના રહીશ છો? તો કહે ગ્વાલિયરનો છું, ફરીને પૂછયું. થેલામાં શું ભર્યું હતું? તો કહે ભાઈ! ઉપરથી એમ લાગે કે જુના કપડા ભરેલાં છે પણ સાચું કહું તો એમાં મારી જિંદગીભરની કમાણી ભરી છે. વધુ શું કહું! હું તો બેહાલ બની ગયો છું. બંગલા, બાગ–બગીચા બધું ગ્વાલિયરમાં રહી ગયું અને જે દાગીના અને રોકડ રકમ થેલામાં ભરી હતી તે ખોવાઈ ગઈ. આજે મારા ફુલ જેવા બાળકો, પત્ની બધા ત્રણ ત્રણ દિવસથી ભૂખ્યા છીએ. મારા નસીબ ફૂટયાં કાલે અમારે ઘેર ઘણાં જમતાં હતાં ને આજે બટકું રોટી માટે ઘેર ઘેર ભટકું છું. આટલું બોલતાં તે રડી પડયો. ત્યારે રમેશે હિંમત આપીને કહ્યું. ભાઈ! તમારો થેલો કેવો હતો? તો કહે આમ તો જુનો છે. લીલા રંગની શાહીથી તેના ઉપર 'મનુ ગ્વાલિયર' એમ લખ્યું છે. એટલે રમેશે તેની પાસે કાગળ ઉપર નામ લખાવ્યું તો અક્ષર મળતાં આવ્યા તેથી બાપ દીકરાને ખાત્રી થઈ કે આ થેલાનો સાચો માલિક છે. છતાં વધુ ખાત્રી કરવા માટે પૂછયું ભાઈ! થેલામાં શું શું હતું? મનુ કહે ભાઈ! કહેવાથી શું ફાયદો? ભાઈ હિંમત રાખ. સૌ સારા વાના થશે. એટલે મનુને હિંમત આવી તેણે કહ્યું થેલામાં પાંત્રીસ હજાર રૂ.નું ઝવેરાત, પચીસ હજારની ચલણી નોટો, એક હજાર રોકડા રૂપિયા પાંચ સોનાની લગડીઓ ને પંદર શેર ચાંદી આટલી મિલ્કત છે.

રમેશ કહે તમારી પાસે પેટી ન હતી? મનુ કહે–ભાઈ! મને થયું કે પેટીમાં બધી મિલ્કત ભરીશ તો કોઈ લૂંટી લેશે. એમ સમજીને બધું થેલામાં ભર્યું ને ઉપર જુના કપડા ભરી દીધા તેથી લેનાર એમ સમજે કે આમાં જુના કપડાં ભરેલા છે. ઠીક. ભાઈ! તમે સમજીને કામ કર્યું છે. રમેશ કહે–ભાઈ! તમે ચિંતા નહિ નહિ કરો. ભગવાનની કૃપાથી તમારો થેલો મળી જશે પણ એક શરત. આટલું સાંભળતાં મનનું હૈયું હર્ષથી નાચી ઉઠયું ને બોલ્યો–ભાઈ! મારો થેલો મળી જશે તો હું તેમાંથી અડધો ભાગ આપને આપીશ. તમારી શું શરત છે તે જલ્દી કહો. રમેશે કહ્યું–એમાંથી રાતી પાઈ પણ અમારે જોઈતી નથી. માત્ર શરત એટલી કે તમે જે કહ્યું તે પ્રમાણે થેલામાંથી નીકળવું જોઈએ ને તમે અમારા ઉપર આરોપ મૂકો તેવું ન થવું જોઈએ. મનુએ કહ્યું–ભાઈ! જે મને નવી જિંદગી આપે તેના પગ ધોઈને પીઉં. ભાઈ! તમે આ શું બોલો છો? રમેશે મનુને અંદર લઈ જઈને તેનો થેલો બતાવ્યો. થેલો જોતા મનુના આનંદનો પાર ન રહ્યો. તે પોતાના વહાલસોયા દીકરાને બાથમાં લઈ લે તેમ થેલાને વળગી પડયો.

બંધુઓ! માનવીને પૈસા કેટલા વહાલા છે! પૈસાની પાછળ દોઢ મહિનાથી મનુ પાગલ બનીને ઘૂમતો હતો તે મળતાં કેટલો આનંદ થયો? એ તો અનુભવનારો

જાણી શકે, જ્ઞાની કહે છે માયા છે ત્યાં દુઃખ છે. શું છે પૈસામાં, પાછળ દોડો મા, પૈસા જેવું દુઃખ દેનારું કોઈ નથી દુનિયામાં....પૈસો લલચાવે કે પાછળ દોડાવે, ધરમને વિસરાવે, શરીરને કરમાવે પાણી થાયે લોહીતણું જે પૈસો મેળવતા એ પૈસાના પાછળ કોઈ પાગલ થાશોમા....શું સમજો. પૈસા માણસને કેટલું કરાવે છે? હવે આ પૈસાના મોહમાં ક્યાં સુધી બેસી રહેશો? મનુએ પૈસા ભરેલો થેલો મેળવવા કેટલી મહેનત કરી? અંતે અહીં તેનો થેલો મળી ગયો. તે રડતી આંખે કહે છે ભાઈ! મેં તો આશા છોડી દીધી હતી. આપે મને મારી મિલ્કત આપી દીધી. હું કયા શબ્દોમાં તમારો આભાર માનું? ખરેખર, આપ માનવ નહિ પણ દેવ છો. ત્યારે રમેશના પિતાએ કહ્યું ભાઈ! હું દેવ નથી પણ મારો દીકરો રમેશ દેવ જેવો છે. એને જ આ થેલો મળ્યો હતો. તે બુદ્ધિ પવિત્ર રાખી શક્યો તો તમને તમારો થેલો પાછો મળ્યો. ત્યારે રમેશે કહ્યું-ભાઈ! મેં કાંઈ કર્યું નથી. જો ઉપકાર માનવો હોય તો પ્રભુનો માનો, મારો નહિ. મેં તો માનવ તરીકેની ફરજ અદા કરી છે. હવે આપ આપનો થેલો સંભાળી લો એટલે મારા માથેથી ભાર હળવો બની જાય. મનુએ જે પ્રમાણે કહ્યું હતું તે પ્રમાણે બધું થેલામાંથી નીકળ્યું. જોત જોતામાં વાત ચારે બાજુ ફેલાતાં લોકો ભેગા થઈ ગયા અને રમેશની નિસ્પૃહ ભાવના જોઈને ખુશી થયા ને તેના ઉપર પ્રશંસાના પુષ્પો વેરવા લાગ્યા. રમેશના મુખ ઉપર માનવતાનું દિવ્ય તેજ ઝગારા મારી રહ્યું હતું. આ છે માનવતાની મ્હેંક.

બંધુઓ! રમેશે ગરીબ હોવા છતાં હાથમાં આવેલી લક્ષ્મીનો સ્વીકાર ન કર્યો ગરીબાઈમાં આવી નિર્લેપ ભાવના રહેવી તે સહેલ નથી. પોતાનો થેલો ગયો તેનો અફસોસ ન કર્યો પણ પારકાનો થેલો કેટલો સાચવીને રાખ્યો ને સાચો માલિક મળતા થેલો સોંપી દીધો છતાં મનમાં નામ અભિમાન નહિ તમને આવો થેલો મળી જાય તો શું કરો? પરધન પથ્થર સમાન માનો કે હાથમાં આવે તો ઘર સમાન? (હસાહસ) તમે બહુ પાકા છો હસીને પતાવી દો છો ટૂંકમાં તમારું જીવન રમેશ જેવું પવિત્ર બનાવી માનવતાની મ્હેંક પ્રસરાવશો. રમેશે પરધન પથ્થર સમાન માન્યું તો તેનું મન નિર્મળ રાખી શક્યો આ હતો આર્ય દેશનો માનવી. એક વખતનો આપણો આર્યદેશ કેવો પવિત્ર હતો! ને માણસો પણ કેવા પવિત્ર હતા! ક્યા તે સમયના માનવીનું પવિત્ર જીવન અને ક્યાં આજનું જીવન! આજે પરધનમાં પથ્થર જેવી દૃષ્ટિ અને પરસ્ત્રી પ્રત્યે માતા જેવી દૃષ્ટિ આ બંને તત્વો નષ્ટ થઈ ગયા છે અને ધર્મને ધતીંગ કહેનારાઓ વધી ગયા છે. જો સંતાનોને બાલપણથી ઉત્તમ સંસ્કૃતિનો મહાન આદર્શ સમજાવવામાં આવશે તો જીવનનું ઘડતર સારું થશે ભૌતિક સુખની લાલસા માટે સંસ્કૃતિને ખતમ કરવી તે માનવને શોભતું નથી ભૌતિક સુખને માટે બહેનો

સીતાજીના શીલની સંસ્કૃતિનો નાશ કરી નાંખે અને વહેપારીઓ ધન કમાવવાના લોભને ખાતર દાનવીર જગડુશાહના આદર્શને ખતમ કરી નાંખે તે કેટલી શોચનીય વાત છે! દાનવીર જગડુશાહ કેવા કામ કરીને માનવતાની મ્હેંક પ્રસરાવી ગયા તે તમે જાણો છો ને? એમના જીવનનો એક પ્રસંગ સાંભળો.

દાનવીર જગડુશાહ જૈનાચાર્ય પરમદેવસૂરિજીના પરમ ભક્ત હતા. કોઈ વિશાળ જ્યોતિષીનું જ્ઞાન ધરાવતા જ્યોતિષી પાસેથી તેમને જાણવા મળ્યું કે વિક્રમ સંવત ૧૩૧૩, ૧૩૧૪, ૧૩૧૫ આ ત્રણ સાલમાં ભયંકર દુષ્કાળ પડશે તે માટે જે યોગ્ય લાગે તે તૈયારી અત્યારથી કરી લેવી આ વાત જાણીને જગડુશાહે ઠેરઠેરથી ખૂબ અનાજ ભરી લીધું એના કોઠારો અનાજથી છલકાઈ ગયા. સમય જતાં કપરો દુષ્કાળ પડયો. લોકો અન્ન વિના તરફડવા લાગ્યા ત્યારે જગડુશાહે કોઈ જાતના ભેદભાવ વિના પોતાના ભંડાર ખુલ્લા મૂકી દીધા. મોટા મોટા રાજાઓ પોતાની પ્રજાનું રક્ષણ કરવા માટે જગડુશાહ પાસે અન્ન લેવા માટે આવવા લાગ્યા ત્યારે જગડુશાહે કહી દીધું કે "યહ અનાજ ઉસકે લિયે- હે જો શામકો અન્ન બિના મરજાને વાલા હે" આ અનાજ ગરીબ પ્રજાના મુખમાં જવું જોઈએ કોઈને કોઠારમાં ભરવા માટે નથી. આ પ્રમાણે શરત કરીને જગડુશાહે રાજાઓને પુષ્કળ અનાજ આપ્યું તે સિવાય પોતે ૧૧૨ દાનશાળાઓ ખુલ્લી મૂકી દીધી તેમણે બધું મળીને આઠ અબજ ને સાડા છ ક્રોડ મણ અનાજનું કોઈ પણ જાતના મૂલ્ય વિના દાન કર્યું. જ્યારે જગડુશાહ મૃત્યુ પામ્યા ત્યારે તેના માનમાં દિલ્હીના બાદશાહે માથેથી મુગટ ઉતારી નાંખ્યો હતો. સિંધપતિએ બે દિવસ સુધી અન્નનો ત્યાગ કર્યો હતો.

આવા પુરૂષો જગતમાં જન્મીને કેવી મ્હેંક પ્રસરાવી ગયા! તેમના જીવનના પ્રસંગો આપણી સમક્ષ આર્ય સંસ્કૃતિનો આદર્શ રજુ કરે છે. માનવ જીવનની વિશેષતા સદ્‌ગુણોથી માનવતાની મ્હેંક પ્રસરાવી જાય ત્યારે આ માનવ જીવન મહાન કિંમતી છે. તેનો સદુપયોગ કરવો જોઈએ, લાખો રૂપિયાનો હીરો હોય તેનાથી બંગલા, ગાડી, મોટર, વૈભવ વિગેરે મેળવી શકાય પણ કોઈ ચણા મમરા ખરીદે તો કેવો કહેશો? (શ્રોતામાંથી અવાજઃ- મૂર્ખ) બરાબર બોલો છો ને? અહીં મહાન પુરૂષો સમજાવે છે કે આ માનવભવ એવો કિંમતી છે કે જેનાથી સદ્‌ગતિ, ઉંચા ત્યાગ, વૈરાગ્ય, સંયમ અને તત્ત્વજ્ઞાન મેળવી શકાય એવા અમૂલ્ય માનવભવથી તુચ્છ અને વિષમિશ્રિત ચણા મમરા જેવા વિષયોનો ભિખારી બનીને ભૌતિક સુખની લાલસામાં જીવન હોમી દેનાર માનવ મૂર્ખ છે, અને પરીણામે દુર્ગતિઓમાં ભયંકર દુઃખનો ભોક્તા બની તે ઝૂરીઝૂરીને મરે છે. આવી પરીસ્થિતિ સર્જાતા પહેલાં માનવભવના ઉંચા મૂલ્ય આંકો ને સાધનામાં પ્રબળ વેગવાન બનો.

માનવ જીવન પામીને સંપૂર્ણ ત્યાગ ન કરી શકો તો ખેર, વ્રતધારી બનો, તેમજ દયા, દાન. પરોપકાર, સેવા આવા ગુણો તો કેળવી શકો ને? આવા ગુણો જીવનમાં આવે તો પણ કલ્યાણ થાય છે. ખરેખર તમારામાં કરૂણાનો ધોધ વહેતો હશે તો તમારી છાપ જરૂર બીજાને પ્રેરણા આપશે. એક ઘટના કહું. લંડનની એક ગલીમાં રાત્રે એક ચોર આમ તેમ નાસભાગ કરી રહ્યો હતો. પોલીસ તેની પાછળ પડી વિસલ પર વિસલ વગાડતાં પોલીસો હાજર થઈ ગયા. રાત્રીનો સમય હતો. એટલે ગલીના બધા મકાનો બંધ હતાં. ચોરના મનમાં થયું કે હવે તો મારું આવી બન્યું. ક્યાં જાઉં? આગળ પોલીસ અને પાછળ પણ પોલીસ. તેણે એક ચર્ચનો દરવાજો ખુલ્લો જોયો ને તેમાં પેસી ગયો. ત્યાં ખૂબ શાંત વાતાવરણ હતું. ચર્ચના ફાધર (પાદરી) ચર્ચના મેદાનની વચ્ચે બેઠાં હતાં. તેમની સામે ખુરશીમાં તેમના મિત્રો બેઠા હતા. બધા ચા પીવામાં મશગૂલ હતા. આ જોઈને ચોરના મનમાં થયું કે ચાલ, હું પણ ત્યાં જઈને બેસી જાઉં તો મને પણ ચા પીવા મળશે, ને કોઈ મને ચોર તરીકે પકડશે નહિ. એમ વિચારી ત્યાં જઈને બેસી ગયો. ફાધરને સેલ્યૂટ કરી. જેવું માણસ હોય તેવો વિનય-વિવેક તો બતાવવો જોઈએ ને? અને ઠગ લોકોને આવો આડંબર ખૂબ આવડે. આ ચોર બૂટ અને શૂટમાં સજ્જ થઈને ગયો હતો. કોઈને શંકા ન થાય કે આ માણસ ચોર હશે. ફાધરે આ નવા મહેમાન માટે ચાંદીના કપમાં ચા મંગાવી. ચા પીધા પછી ફાધર તો પોતાના સ્વજનોની સાથે વાતચીતમાં પડી ગયા. પણ પેલા ચોરે વિચાર કર્યો કે આ લાગ ઠીક છે ને માલ પણ સરસ છે. ચાંદીના કપ છે તો કેમ જવા દઉં? ભાઈસાહેબના કોટનું ખિસ્સું ઘણું મોટું હતું. તેણે એક પછી એક કપ ખિસ્સામાં મૂકયા. ફાધર તો વાતચીતમાં હતા ત્યાં આ નવા મહેમાન માલ લઈને છટકી ગયા પણ છટકીને જાય ક્યાં? આગળ તેનું સ્વાગત કરવા માટે પોલીસ તૈયાર હતી. જેવો તે ચર્ચના દરવાજામાંથી નીકળ્યો કે તરત પોલીસોએ તેને પકડી લીધો. પહેલાં તો તેની પાસે માલ ન હતો. હવે તો તે માલ સાથે પકડાઈ ગયો.

પોલીસે તેને બે ચાર ફટકા માર્યા ને કોર્ટમાં મેજીસ્ટ્રેટની સામે તેને હાજર કર્યો. મેજીસ્ટ્રેટે ચાંદીના કપ જોયા તો તેના ઉપર ફાધરનું નામ લખ્યું હતું. મેજીસ્ટ્રેટે કહ્યું. અરે પાપી! તું ક્યાં સુધી પહોંચી ગયો? બધે તો ચોરી કરે છે પણ ધર્મનું સ્થાન એવા ચર્ચને પણ ન છોડયું? મેજીસ્ટ્રેટે ફાધરને બોલાવીને પૂછયું. તમારે ત્યાં ચોરી થઈ છે? ફાધરે કહ્યું મારે ત્યાં ચોરી? ના...ના....ચોરી થઈ જ નથી. બાજુમાં પાંજરામાં ઉભા રાખેલા ચોર સામે દૃષ્ટિ કરીને કહ્યું. જુઓ, આ મિસ્ટરે તમારું કંઈ ચોર્યું છે ખરું! ફાધરે તેને ઓળખી લીધો ને આખી પરિસ્થિતિ સમજી ગયા. મેજીસ્ટ્રેટે કહ્યું જુઓ આ ચાંદીના કપ તમારા છે. આના ઉપર તમારું નામ લખેલું છે. આ જોઈને ફાધરે કહ્યું. અરે! આ તો અન્યાય થઈ ગયો. મેજીસ્ટ્રેટે કહ્યું. આમાં

અન્યાય શેનો ? તમારા નામના કપ એમની પાસેથી નીકળ્યા છે ને એને પોલીસો અહીં પકડીને લાવ્યા છે.

"ફાધરની કરૂણાએ ચોરના જીવનનો કરેલો પલ્ટો : બંધુઓ ! આ ફાધરની વિશાળતા જોજો. ચોરને પણ કેવી રીતે બચાવી લે છે ? એમણે કહ્યું ભાઈ ! આ માણસ તો મારો મિત્ર છે. ચોર નથી. આ કપ તો મેં તેને પ્રેઝન્ટમાં આપેલ છે. ફાધરના શબ્દો સાંભળીને મેજીસ્ટ્રેટ બોલી ઉઠયા–ધન્ય છે ફાધર તારી દયાને ! ફાધર કોર્ટમાંથી બહાર નીકળી ગયા ને પેલા ચોરને છોડી દીધો. ચોર તો નવાઇ પામી ગયો કે આ શું ? આ તો માણુસ છે કે ભગવાન ? એણે મને ચા પીવડાવી અને મેં તેની ચોરી કરી છતાં મારા ઉપર કેવી દયા કરી. મને મિત્ર બનાવ્યો. અહાહા હું.... કેવો પાપી અને એ કેવો પવિત્ર ! જો તેણે મને મિત્ર ન બનાવ્યો હોત તો મારું આવી બનત, જેવો એ પાંજરામાંથી છૂટયો તેવો દોડીને ફાધરના પગમાં પડયો ને અંતઃકરણપૂર્વક તેની માફી માંગી અને આંસુથી ફાધરના ચરણો પખાળી નાંખ્યા ને ગદ્ગદ્ કંઠે બોલ્યો કે આપ કેવા મહાન છો ! મેં આપની ચોરી કરી છતાં આપે મહાન ઉદારતા કરીને મારા પ્રાણ બચાવી લીધા. આપે તો મને નવી જિંદગી આપી. આપનો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે. ફાધરે કહ્યું. તારો ચહેરો જોતાં જ મને એમ લાગે છે કે તું સજ્જન માણુસ છે પણ સંયોગવશાત તેં ચોરી કરી લાગે છે. તેણે કહ્યું. આપની વાત તદ્દન સત્ય છે. મારી એક બહેનના લગ્નનો પ્રસંગ છે ને મારી પાસે કાંઇ નથી. મેં મારા સગાં અને મિત્રો પાસે મદદ માંગી પણ કોઈએ મને મદદ કરી નહિ એટલે ન છૂટકે મારે આ પાપ કરવું પડયું છે.

ફાધરે કહ્યું. ભાઈ ! તું ચિંતા ન કર તારે કેટલી રકમની જરૂર છે ? તે મને કહે હું તને આપી દઉં, પણ તારે ચોરી નહિ કરવાની. ચોરે ફાધર સમક્ષ પ્રતિજ્ઞા કરી કે હવે કદી હું ચોરી નહિ કરું. એટલે ફાધરે તેને જેટલા પૈસાની જરૂર હતી તેટલા આપ્યા ને પેલા ચાંદીના કપ પણ તેને ભેટ આપી દીધા. ચોર ખુશ થતો ચાલ્યો ગયો. હવે તમે વિચાર કરો. ફાધરે પાપીને પાપથી છોડાવવા માટે શું કર્યું ? શું ચોર દયાને પાત્ર હતો ? ના, પણ ફાધરને વિચાર આવ્યો કે હું કેવી રીતે આને ચોરીના પાપમાંથી છોડાવું ? તો છેવટે ચોર સુધરી ગયો આનું નામ માનવતાની મ્હેંક. જે ફુલની પાસે જાય છે તેને સુગંધ આપે છે. ફુલ જયાં રહે છે ત્યાંનું વાતાવરણ સુગંધથી મઘમઘતું બની જાય છે, તેમ આ ફાધરનું જીવન ફુલ જેવું હતું. તેનામાં માનવતાની મ્હેંક હતી. ચોરી કરવા આવનારને પણ બચાવી દીધો અને તેના જીવનમાં પણ માનવતાની મ્હેંક પ્રસરાવી. તમે પણ આ પર્યુષણ પર્વના દિવસોની પવિત્ર પ્રેરણા લઇને તમારું જીવન માનવતા આદિ સદ્ગુણોથી સભર બનાવી મઘ- ત- બનાવો.

—

આપણે બે દિવસથી નરસિંહની કહાની ચાલે છે તેમાં નરસિંહ કેવો પવિત્ર છે! તેના જીવનમાં માનવતાની મ્હેંક ભરી છે. બીજી બાજુ રાજાના જીવનમાં સ્વાર્થના દુર્ગુણોની દુર્ગંધ ભરી છે. એ નરસિંહને મારવાના ઉપાયો શોધે છે. ઉપકારીનો ઉપકાર નથી જોતો. તેની પવિત્રતા કે ઉદારતાને નથી જોતો. માત્ર એને કેમ મારી નાંખું? એ જીવતો રહે તો મારા રાજ્યનો માલીક બની જાય ને! આ ભાવના છે. કેટલી ઘોર અજ્ઞાનતા છે! આ તરફ રાજકુમાર અને નરસિંહ બંને વિજયની વરમાળા પહેરીને હર્ષભેર રાજા પાસે આવીને રાજાના ચરણમાં નમ્યા. રાજાએ બંનેને આશીર્વાદ આપ્યા ને ઉપરથી મીઠા શબ્દોમાં નરસિંહને કહ્યું. જો બેટા! તું હતો તો કુમારને સહાયક બન્યો ને? અમને આશા ન હતી કે તું લડાઈમાં આટલું સાહસ કરી શકીશ. કુમારે પણ તેના ખૂબ ગુણલા ગાતાં કહ્યું. પિતાજી! આ વખતનો વિજય તો નરસિંહને આભારી-છે. એનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે. રાજા ઉપરથી મોઢું મલકાવે છે પણ અંદરથી જલી જાય છે.

રાજાએ ઘણાં વિચારને અંતે એક ઉપાય શોધ્યો. એના રસોઈયાને ખાનગીમાં કહ્યું કે તું આજે ભોજનમાં લાડવા બનાવજે. તેમાં નાના મોટા બનાવજે. ઝેર નાનામાં નાંખજે. રસોઈયાએ રાજાના હુકમ પ્રમાણે ભોજન તૈયાર કર્યું. જમવાનો સમય થતાં રાજકુમાર અને નરસિંહ બંને જમવા બેઠા. રસોઈયાએ રાજાના હુકમ પ્રમાણે અનેક જાતના ફરસાણ, શાક પીરસીને લાડુ પીરસ્યા. તેમાં નાનો લાડુ નરસિંહના ભાણામાં ને મોટો લાડુ કુમારના ભાણામાં પીરસ્યો, આ સમયે કુમાર કહે છે ભાઈ! તમે તો અમારા મહેમાન કહેવાઓ, વધુ શું કહું, તમે તો સ્વજનથી પણ અધિક છો. માટે મહમાનને નાનો લાડુ આપીને મારાથી મોટો કેમ ખવાય? આપણે લાડુ અદલ બદલ કરીએ. નરસિંહે ઘણી ના પાડી છતાં મોટો લાડુ નરસિંહના ભાણામાં મૂક્યો ને નાનો લાડુ લઈને પોતે ખાવા લાગ્યો. બંને જમીને ઉભા થયા પણ કુમારને ચેન પડતું નથી.

અત્યંત ભારે ઝેરના કારણે થોડી વારમાં આખા શરીરમાં ઝેર વ્યાપી ગયું ને કુમાર તમરી ખાઈને પડ્યો. પડતાંની સાથે તેના પ્રાણ ચાલ્યા ગયા. આ જોઈને નરસિંહ ધ્રુજી ઉઠ્યો. રસોઈયો દોડતો રાજા પાસે ગયો ને બનેલી વાત રાજાને કહી. સાંભળતાં રાજા કલ્પાંત કરતાં માથું કૂટવા લાગ્યો, અને વિચાર કરે છે કે મેં કેવા ક્રૂર કામ કર્યા કે નરસિંહને ત્રણચાર વખત મારી નાંખવાના કાવત્રા ઘડ્યા છતાં તે પુણ્યવાન જીવી ગયો ને ઉત્તરોત્તર ઉન્નતિના શિખરે ચઢ્યો. મેં ક્રૂર રાક્ષસ જેવા કામ કર્યા તો શું સાર કાઢ્યો? અંતે મારો નિર્દોષ પુત્ર મારી ક્રૂરતાનો ભોગ બન્યો. ને મારા પાપ મને નડ્યા. ધિક્કાર છે મારા પાપી આત્માને! અંતે રાજાને પોતાના દુષ્કૃત્યો સમજાયા. બીજી બાજુ રાજકુમારના મૃત્યુના સમાચાર વાયુવેગે ગામમાં પ્રસરી જતાં નગરજનોના ટોળે ને ટોળા રાજમહેલ પાસે આવીને કલ્પાંત કરે છે. આ સમયે

રાજા માથું ફોડતાં બોલે છે કે હું અધમ છું, મહાન પાપી છું, તેમ પશ્ચાતાપ કરતાં પોતાનું પાપ પ્રગટ કરે છે ને છેવટે પુત્રને અગ્નિ સંસ્કાર કર્યા બાદ નરસિંહને રાજગાદીએ બેસાડી પોતે સંસાર ત્યાગ કરીને આત્મકલ્યાણ કરવા માટે ચારિત્ર અંગીકાર કર્યું. સત્ય સમજાતા પાછા વળી આત્માની સાધના કરી. આ છે માનવતાની મ્હેંક.

પર્વાધિરાજના પવિત્ર દિવસે આપ સહુ કોઈ જીવનમાંથી દુર્ગુણો, દુર્વાસાના અને દુષ્કૃત્યોને તિલાંજલી આપીને સદ્‌ગુણ અને સુકૃતની સુગંધથી માનવજીવનને મ્હેંકતું બનાવી ભવસાગરને પાર કરી જાવ. વધુ ભાવ અવસરે.



## વ્યાખ્યાન નં. ૪૨

**દ્વિ. શ્રાવણ સુદ ૧ ને સોમવાર** **તા. ૧૫-૮-૭૭**

### વિષય :- "આત્મ આઝાદીની કેડીએ"

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! પર્વાધિરાજ પર્યુષણ પર્વ આપણે આંગણે મહેમાન બનીને આવ્યાં છે. એ મોંઘેરા મહેમાનને પધાર્યાને ત્રણ ત્રણ દિવસ પૂરા થઈ ગયા. આજે ચોથો દિવસ છે. આ મહેમાન પ્રતિવર્ષે એક વખત આપણે આંગણે પધારે છે ને આરાધકોની મહેમાનગીરીનો આસ્વાદ લઈને વિદાય થાય છે. એવા મહેમાનનું આપણે અંતરના ઉમળકાથી ને હૈયાના હેતથી સ્વાગત કરીએ.

પર્વાધિરાજ પર્યુષણ પર્વ આત્માને આઝાદીની કેડીએ લઇ જનાર મંગલ પર્વ છે. આજનો વિષય "આત્મ આઝાદીની કેડીએ" આઝાદીનો અર્થ શું? તે જાણો છો? આ=આત્મા, ઝા=ઝાકઝમાળ, દી=દીવો. જ્યારે આત્મામાં કેવળજ્ઞાન અને કેવળદર્શનના દીવા પ્રગટી ઉઠે છે ત્યારે સાચી આઝાદી મેળવી શકાય છે. આજે પંદરમી ઓગષ્ટનો દિન છે. આ દિવસે બ્રિટીશ સરકારની ગુલામીમાંથી ભારત સ્વતંત્ર બન્યું છે. બ્રિટીશના બંધનમાંથી મુક્ત થયા આજે ૩૦ વર્ષ પૂરા થયા ને એકત્રીશમા વર્ષમાં પ્રવેશ કરે છે. બ્રિટીશ સરકારે ભારત ઉપર અઢીસો વર્ષ સુધી રાજ્ય કર્યું. ભારતને તેની પરતંત્રતા લાગી ત્યારે તે પરતંત્રતામાંથી મુક્ત બનવા માટે ગાંધીજીએ ઝુંબેશ ઉપાડી. જ્યારે જ્યારે આ દિવસ આવે છે ત્યારે સૌના દિલમાં મહાત્મા ગાંધીજીની સ્મૃતિ ખડી થાય છે. કારણ કે તેમણે બ્રિટીશના સકંજામાંથી ભારતને મુક્ત કરાવવામાં મોટો ભાગ ભજવ્યો છે. ગાંધીજીએ ઝુંબેશ ઉપાડી અને ભારતવાસીઓએ તેમાં સહકાર આપ્યો કે દેશને સ્વતંત્ર કરવા માટે જે દેવું પડે તે દઈ દઈશું કંઈક યુવાને પોતાનું

લોહી રેડીને શહીદ બની ગયા. આ ઉપરથી સમજી શકાય છે કે ભારતને સ્વતંત્ર બનાવવાનું કેટલું ઝનૂન હશે!

બંધુઓ! તમને પરતંત્રતા સાલી તો સ્વતંત્રતા મેળવવાનો પુરૂષાર્થ કર્યો, પણ આ સ્વતંત્રતા કયારે પરતંત્રતામાં પલટાઈ જશે તેની ખબર નથી. હું તમને પૂછું છું કે આઝાદી મેળવી પણ આઝાદી મેળવીને આબાદી કરી કે બરબાદી? તેનો વિચાર કરજો. આજે ભારતમાં સ્વતંત્રતાના નામે સ્વચ્છંદતા વધી ગઈ છે. ખેર, એ વાત બાજુમાં મૂકો. આપણે તો આત્માની આઝાદી કેમ મળે તે વિષે સમજવું છે. બ્રિટીશની ગુલામીમાં તો ભારત ૨૫૦ વર્ષ રહ્યું પણ આપણો આત્મા કર્મરૂપી બ્રિટીશ સરકારની ગુલામી નીચે કેટલા કાળથી દબાયેલો છે? તે જાણો છો? આ પરતંત્રના હજાર બે હજાર વર્ષની નથી પણ અનંતકાળથી જીવ કર્મરાજાની ગુલામીમાં પડેલો છે તેને સ્વતંત્ર બનાવવાનો કદી વિચાર આવ્યો છે? દેશને સ્વતંત્ર બનાવ્યો પણ હવે આત્માને સ્વતંત્ર બનાવો.

આત્માને સ્વતંત્ર બનાવવા નિર્ણય કરો કે હું આત્મા છું. જો એ નિર્ણય નહિ થાય તો કર્મના બંધન તોડવા માટે પુરૂષાર્થ કેવી રીતે થશે? આત્માને આઝાદીની કેડીએ જવા માટે ધર્મ પુરૂષાર્થની જરૂર છે. માટે નિર્ણય કરો કે આત્મા છે. આજે તર્કવાદી તો એમ કહે છે કે આત્મા નજરે દેખાતો નથી તો અમે કેવી રીતે માનીએ કે આત્મા છે. અમે તો જે આંખોથી દેખાય તેને માનીએ. જો તમે નજરે દેખાય તેને માનો ને બાકી ન માનો તો હું તમને પૂછું છું કે તમારા બાપાના બાપા ચોપડામાં લખીને ગયાં છે કે મથુર પટેલ પાસે બે હજારની રકમ લેણી છે. હવે તમારા બાપા અને દાદા પરલોકમાં સીધાવી ગયા પછી તમે ચોપડામાં વાંચીને ઉઘરાણી કરવા જાઓ કે નહિ? (શ્રોતામાંથી અવાજ:- એ કંઈ થોડી જવા દેવાય?) તો, વિચાર કરો તમારા દાદાએ કયારે ચોપડામાં લખ્યું તે ખબર નથી, લખતાં નજરે જોયું નથી છતાં દાદાએ લખ્યું છે તેમ માનીને લેણીયાત પાસે જઈને પૈસા લઈ આવો છો ત્યાં, આંખે જોયું નથી છતાં કેમ માની લીધું? શા માટે ઉઘરાણી કરી? (જવાબ. તે તો કરવી જ જોઈએ ને?) હા, તો આત્માની વાત કેમ ન માનો? આત્માને સમજાવનારા સર્વજ્ઞ ભગવંતો છે.

સર્વજ્ઞ ભગવંત થનારાએ પણ આત્મદર્શન કરવા માટે કેટલો પુરૂષાર્થ કર્યો? અને આત્માને કર્મની જંજીરથી મુકત બનાવવા માટે તપ-ત્યાગ, સંયમ, વ્રત-નિયમો વિગેરે કેવી ઉગ્ર સાધના કરી ત્યારે કેવળજ્ઞાન પામ્યાં. અત્યારના વૈજ્ઞાનિક યુગમાં ઘણી દૂરની વસ્તુને જોવા માટે દૂરબીન રાખવા પડે છે ત્યારે આપણા ભગવંતને દૂરબીનની જરૂર ન હતી. તેમની પાસે કેવળજ્ઞાનરૂપી દૂરબીન હતું તેનાથી ત્રણે લોકના પદાર્થોને જોઈ શકતા. આ દૂરબીન જેની પાસે હોય તે આત્માને જોઈ શકે છે.

આત્માને જોવા માટે તમારું દૂરબીન કામ નહિ લાગે, તે માટે કેવળજ્ઞાનરૂપી દૂરબીન જોઈશે. તે કેવળજ્ઞાન પ્રાપ્ત કરવા માટે અઘોર સાધના કરવી જોઈએ. સૌથી પ્રથમ આત્મા ઉપર આવતા કર્મપ્રવાહને રોકવા માટે વ્રત પ્રત્યાખ્યાન કરો. આજે તો વ્રત પચ્ચખાણની વાત આવે તો કંઇક એમ કહે છે કે અમારું મન મક્કમ છે, અમે મનથી પાળીએ છીએ પછી વ્રત પચ્ચખાણની શી જરૂર છે? સમજો, કાયા અને વાણી ઉપર નિયંત્રણ મૂક્યા વિના મન વશમાં આવી શકે તેમ નથી. વ્રત-નિયમદ્વારા સૌ પ્રથમ આપણી કાયા અને વાણીને વશ કરવાના છે. ત્યાર પછી મનથી પાપ નહિ કરવાની પ્રતિજ્ઞા લેવાય છે. પાપને રોકવા માટે વ્રતો સ્વીકારવા જોઈએ. જેટલા વ્રત-નિયમમાં આવશો તેટલો અવિરતિનો દરવાજો બંધ થશે. જ્યાં સુધી પચ્ચખાણ ન કરો ત્યાં સુધી ક્રિયા આવ્યા કરે છે. આ વાતને તમારે શ્રધ્ધાપૂર્વક અને બુધ્ધિપૂર્વક માને છૂટકો છે. જુઓ, તમને સમજાવું. કોઇના ઘેર નળ છે. તેનો તે ઉપયોગ કરતા નથી છતાં એને એનો ટેક્સ ભરવો પડે છે ને? પણ જો તે નગરપાલિકાને નોટીસ આપી દે તો તેને ટેક્સ ભરવો નહિ પડે. તેમ પચ્ચખાણ એ નોટીસ છે. માટે પાપને પચ્ચખાણની નોટીસ આપો. વ્રત અંગીકાર કર્યા પછી એના પાલનમાં દઢ રહેજો. કારણ કે વ્રત લીધા પછી બાહ્ય અને આંતરિક એ બે પ્રકારનાં આકર્ષણો કદાચ આવે તો દઢતા-પૂર્વક કષ્ટોને સહન કરીને વ્રતનું પાલન કરવામાં તમારું સત્વ વિકસાવજો, પણ ઢીલા ના પડશો. તો આત્માની આઝાદી મેળવી શકશો.

**કર્મરૂપી બ્રિટીશના બંધનથી છુટવા તપના હથિયાર** :- આત્માની આઝાદી મેળવવા માટે મહાન પુરૂષોએ કર્મરૂપી બ્રિટીશની સત્તાને ઉઠાડી મૂકવા પ્રબળ પુરૂષાર્થ કર્યો. પર્યુષણ પર્વના દિવસોમાં આત્માને કર્મની કેદમાંથી મુક્ત કરાવી સાચી આઝાદી અપાવવા માટે તપ કરો. શાસ્ત્રકારે કહ્યું છે કે, "तवेण भन्ते जीवे किं जणयइ? तवेणं वोदाण जणयइ।" તપ કરવાથી જીવને શું લાભ થાય? ત્યારે પ્રભુએ કહ્યું કે હે ગૌતમ! તપ કરવાથી કર્મો બોદા થઇ જાય છે. અર્થાત્ કર્મોનો ક્ષય થઈ જાય છે. જે જે તપસ્વીઓ તપશ્ચર્યા કરી રહ્યા છે તેમના કર્મો અવશ્ય ક્ષય પામવાના છે. આ તપસ્વીઓને તપ કરી કર્મને ખપાવી સાચી સ્વતંત્રતા મેળવવી છે. તમારે નથી મેળવવી? સ્વતંત્રતા એટલે શું જાણો છો? સ્વ=પોતાના, તંત્ર=શાસન, હકુમત, સત્તા. પોતાની સત્તા પોતાના પર હોય તો જ રાજ્ય જમાવી શકીએ. આજે આપણાં પર મન અને ઇન્દ્રિયોએ સત્તા જમાવેલી હોવાથી આત્મરાજા સ્વતંત્ર હોવા છતાં પોતાનું સ્વતંત્ર રાજ્ય કરી શકતો નથી ને આઝાદીની મઝા માણી શકતો નથી. સ્વતંત્રતા તો સૌને ગમે છે પણ સહન કરવું કોઇને ગમતું નથી. આગળના આત્માઓ કેવા પવિત્ર હતા! એમણે આત્માને કર્મના સકંજામાંથી મુક્ત બનાવવા માટે કેટલું સહન કર્યું છે! તે વાંચીએ તો આપણું કાળજું કંપી જાય. આપણા પરમપિતા મહાવીરપ્રભુએ

આત્માની આઝાદી મેળવવા માટે છદ્મસ્થાવસ્થામાં કેટલાક કષ્ટો વેઠયા? છતાં મનમાં સ્હેજ પણ દુઃખ ન થયું.

**"શિયળ માટે ધારણી રાણીએ છોડેલા પ્રાણ":** જૈનશાસનમાં ચંદનબાળા નામના સાધ્વીજીની વાત આવે છે, એ ચંદનબાળાએ કેટલા કષ્ટો વેઠયા છે! ચંદનબાળા રાજકુમારી હતી પણ તેના કર્મોદયે પિતાજી યુધ્ધમાં મરાયા એટલે એની માતા શીયળ-સાચવવા પોતાની પુત્રીને લઈને રથમાં બેસીને ભાગી છૂટયા હતા. રસ્તામાં સારથીની બુધ્ધિ બગડતાં ધારણી માતાએ જીભ કરડીને જીવનનો અંત આણ્યો. ચંદનબાળાની માતાએ શીયળનું રક્ષણ કરવા ખાતર મોતને સ્વીકાર્યું. આ જોઈને સારથીનું મન પલટાઈ ગયું, અને ચંદનબાળાને પોતાની બહેન ગણીને પોતાને ઘેર લાવ્યો. પણ સારથીની પત્નીના દિલમાં એના પ્રત્યે જુદો જ ભાવ આવ્યો. એટલે સારથીએ ચંદનબાળાને ચૌટામાં લઇ જઇને ઉભી રાખી. જરા વિચાર કરો. આ કેવા ગાઢ કર્મનો ઉદય કહેવાય! બજારમાં ગોળ-તેલ-ખાંડ, ઘી, કરિયાણું, અનાજ, કાપડ વિગેરે વસ્તુઓ વેચાય પણ કંઇ માણસ વેચાય? અહીં ચંદનબાળાને વેચવા માટે ઉભી રાખી. યુવાની અને રૂપ જોઈને એક વેશ્યાએ તેને ખરીદી. ચંદનાએ પૂછયું બહેન! તમારા ઘરના આચાર વિચાર કેવા છે? ત્યારે કહ્યું કે મારે ઘેર તો નિત્ય નવા શણગાર સજવાના ને નવા નવા પુરૂષોને રીઝવવાના. આ મારા ઘરનો આચાર છે. આ સાંભળી ચંદનબાળાને ખૂબ દુઃખ થયું. એણે હૃદયના તાર પ્રભુની સાથે જોડીને પ્રાર્થના કરી એટલે શીયળના રક્ષક દેવોનું આસન ચલાયમાન થયું અને સતીની વહારે આવ્યા. વાંદરા અને વીંછીનું રૂપ લઈને વેશ્યાને વલૂરી નાંખી આથી વેશ્યા ત્રાસ પોકારી ગઈ, ને બજારમાં વેચવા તૈયાર થઇ.

**વેશ્યાને ઘેરથી ચંદના ધનાવાહ શેઠના ઘેર:** થોડી વારે ધનાવાહ શેઠ ચૌટામાં આવ્યા. તેમણે આ ચંદનાને વેચવા માટે ઉભેલી જોઇ. શેઠનું લોહી ઉછળ્યું જાણે પોતાની પુત્રી ન હોય! તેવું વહાલ આવ્યું. એટલે તેને ખરીદવા વિચાર્યું. ચંદનાએ પૂછયું. પિતાજી! તમારા ઘરના આચાર વિચાર કેવા છે? ત્યારે શેઠે કહ્યું બેટા! મારે ઘેર રોજ સામયિક કરવી, સવાર-સાંજ પ્રતિક્રમણ કરવું, આઠમ પાખીના દિવસે ઉપવાસ-એકાસણું કરવું, સત્ય-નીતિ અને સદાચારથી ચાલવું એ મારા ઘરનો આચાર છે. આ સાંભળીને ચંદનાને ખૂબ આનંદ થયો. શેઠ તેને ખરીદીને પોતાને ઘેર લઇ ગયા. પોતાની પુત્રીની માફક રાખવા લાગ્યા. ચંદના પણ આનંદથી ત્યાં રહીને ધર્મધ્યાન કરવા લાગી, પણ એનાં કર્મો એને કયાં શાંતિથી બેસવા દે તેમ હતા! એક દિવસ શેઠ બહારથી આવ્યા એટલે પગ ધોવા પાણી માંગ્યું. ચંદનબાળા પાણીનો લોટો લઇને આવી. જ્યાં પગ ધોવા જાય છે ત્યાં માથાના વાળની લટ નીચે પડી. શેઠના મનમાં થયું કે દીકરીના વાળ બગડશે. એટલે તેમણે હાથ વડે તેના વાળની લટો ઉંચી નાંખી. આ દશ્ય મૂળા

શેઠાણીએ જોયું એટલે તેના દિલમાં ઇર્ષ્યાની આગ પ્રગટી. તેના દિલમાં શેઠ ઉપર વહેમ આવ્યો કે આ શેઠ દીકરી, દીકરી કરે છે પણ અંદર કપટ છે. આવા વહેમથી મૂળા શેઠાણીને ચંદના પ્રત્યે ઇર્ષ્યા થઈ.

**ચંદના ઉપર વર્તાવેલો મૂળાએ કાળો કેર :** એક દિવસ શેઠ બહારગામ ગયા હતા. તે તકનો લાભ લઇને ઇર્ષ્યાળુ મૂળા શેઠાણીએ ચંદનાનું માથું મુંડાવી, હાથ–પગમાં બેડી નાંખી ભોંયરામાં પૂરીને પોતે પિયર ચાલી ગઈ. શેઠ ત્રણ દિવસે બહારગામથી આવ્યા ત્યારે શેઠાણી ઘરમાં ન હતા. શેઠ ચંદના....ચંદના કરીને બૂમો પાડવા લાગ્યા. આ તરફ ચંદના ત્રણ ત્રણ દિવસથી ભોંયરામાં ભૂખીને તરસી બેઠી હતી. શેઠ ચંદના....બેટા ચંદના એમ પોકાર કરતાં આખા ઘરમાં ઘૂમી વળ્યા, પણ ચંદના ન જોઈ. આથી શેઠ ભોંયરામાં ગયા. ત્યાં ચંદનાને જોઈ. આ દૃશ્ય જોઇ શેઠ હૈયાફાટ રડતાં બોલે છે બેટા....બેટા ! આ તારી દશા ! આ સમયે ચંદનબાળા એકાગ્રચિત્તે "નમો મહાવીરાય" આ પ્રમાણે પ્રભુના નામનો જાપ કરતી હતી. જ્યારથી ભોંયરામાં પૂરી ત્યારથી ત્રણે દિવસ એણે સતત „પ્રભુના નામની રટણા કરી. આ રટણાના ફળ સ્વરૂપે ચંદનબાળાને શું મળ્યું ? તે તમને ખબર છે ? ભગવાનના નામસ્મરણનો કેવો અચિંત્ય પ્રભાવ છે. સાંભળો.

**મહાવીરાય જાપના રટણથી થયેલો ચમત્કાર :** (૧) પોતાના આંગણે મહાવીર પ્રભુના પાવનકારી પગલા થયા. (૨) પ્રભુના પાંચ માસ અને પચ્ચીસ દિવસની ઉગ્ર તપશ્ચર્યાના પારણે સ્વહસ્તે દાન. (૩) ત્યાં જ સાડા બાર ક્રોડ સોનૈયાની દિવ્ય વૃષ્ટિ. (૪) ચંદના પ્રભુની પ્રથમ શિષ્યા થશે એવી ઇન્દ્રે કરેલી જાહેરાત. (૫) પ્રભુ સર્વજ્ઞ તીર્થંકર બની ચતુર્વિધ સંઘ સ્થાપતાં સાધ્વી સમુદાયમાં ચંદનબાળાની પ્રથમ અને મુખ્ય શિષ્યા તરીકેની દીક્ષા. (૬) તે ઉપરાંત ૩૬૦૦૦ સાધ્વી પરિવારમાં વડેરાપણું. પ્રભુથી પ્રતિબોધિત એવા હજારો સાધ્વીઓ તેમાં વડેરાપણાનું તો પૂછવું જ શું ? (૭) આ જગત ઉપર અથાગ ધર્મદાન (૮) અંતે કેવળજ્ઞાની થયેલાં પોતાના શિષ્યા મૃગાવતીજીને ખમાવતાં કેવળજ્ઞાન અને આયુષ્ય પૂર્ણ થતાં તે જ ભવમાં મોક્ષ.

આપ સૌને સમજાણું ને કે ચંદનબાળાએ "નમો મહાવીરાય" નો જાપ જીવનમાં ઉતાર્યો હતો તેથી તે દુઃખમાં પણ સુખનો અનુભવ કરતી હતી. હવે ચંદનાના હાથ પગમાં બેડી, માથે મુંડન આ બધું જોઈને ધનાવહ શેઠ રડી પડયા. બેટા ! તારી આવી દશા કોણે કરી ? ત્યારે ચંદનાએ કહ્યું–પિતાજી ! આનંદના સ્થાને શોક શા માટે કરો છો ?

**ગુણ ભરેલી ચંદનબાળાની દૃષ્ટિ :** શેઠે કહ્યું–દીકરી ! તારી માતાએ આ કેવું દુશ્મનનું કામ કર્યું ? ત્યારે ચંદના કહે છે બાપુજી ! એના ઉપર તમે ક્રોધ ના કરશો. એણે તો મારા ઉપર મહાન ઉપકાર કર્યો છે. અરે ! આ તારું માથું મુંડાવી નાંખ્યું ! પિતાજી ! તમે ભૂલો છો. જુઓ, મારા માથે લાંબા વાળ હતાં તો તેને ઓળવા ને ચોળવામાં કેટલો સમય જતે . તેમાં મારા ભગવાનનું સ્મરણ કરવાનો

સમય ખગડતો હતો. તેથી મારી માતાએ મારા વ્હાલા પ્રભુના સ્મરણમાં અંતરાય કરનારી ઉપાધિ દૂર કરી. અરેરે....બેટા! આ તારા હાથ પગમાં કેવી લોખંડની બેડી નાંખી છે! ત્યારે કહે છે બાપુજી! જુઓ, મારા હાથ, પગ છૂટા હોય તો હરવા ફરવાનું મન થાય અને કાયાની માયામાં પ્રભુની માયા ઓછી થાય અને પ્રભુની સાથે જો માયા કરવી હોય તો કાયાની માયા-મમતા બધું છોડવું પડે. તેથી મારી કલ્યાણકારી માતાએ કાયાની માયા તોડાવી પ્રભુની માયા કરવાની સગવડ કરી આપી. ત્યારે શેઠ કહે છે અરેરે.... મારી કુમળી ફુલ જેવી દીકરીને ત્રણ ત્રણ દિવસ ને રાત ભૂખી-તરસી મારી?

ચંદના કહે-બાપુજી! ખાવું-પીવું એ તો પીડા છે. એટલો સમય મને ભગવાન ભૂલાઈ જતાં. એટલે મારી માતાએ મારા વહાલા વીરને એક ઘડી પણ ભૂલી ન જાઉં તે માટેની સગવડ કરી આપી. કેવી સુંદર સગવડ! બાકી ખાવા પીવામાં પડી જાઉં તો મારો ધર્મ ભૂલી જાઉં. તે ન ભૂલી જાઉં તે માટે અનુકૂળતા કરી આપી છે. માટે આપ ચિંતા નહિ કરો. ત્યારે શેઠ કહે છે અરેરે....બેટા! તને આ અંધારા ભોંયરામાં પૂરી? એણે આ કયા ભવના વૈર વાળ્યા? પિતાજી! એમ નથી. જો હું બહાર હોઉં તો 'ઘરકામમાં જોડાવું' પડે તેથી મને મારા વીતરાગ પ્રભુને ભજવાનો આટલો સમય કયાંથી મળે? એટલે મારી વહાલી માતાએ તો મારા ઉપર દયા કરી છે કે હે દીકરી! તને તારા ભગવાનને ભજવામાં અંતરાય પડે છે. માટે નિરાંતે ચોવીસ કલાક પેટ ભરીને ભગવાનનું રટણ કર એમ માની ભોંયરામાં પૂરી છે. તેમાં કંઇ ખોટું થયું નથી. મને તો ખૂબ આનંદ થયો છે. હું તો હસું છું ને તમે શા માટે રડો છો? જયાં દીકરીને આનંદ હોય ત્યાં પિતાજીએ આનંદ માનવો જોઇએ તેના બદલે તમે તો રડી રહ્યા છો. છાના રહી જાઓ. આ શું કરો છો? આટલું જયાં ચંદનબાળાએ કહ્યું ત્યાં શેઠનું હૃદય હળવું ફૂલ બની ગયું, અને તેને હાથ પકડીને ભોંયરામાંથી બહાર કાઢીને ઘરના ઉંબરામાં બેસાડી.

ચંદનબાળાની દૃષ્ટિ કેટલી નિર્મળ અને ગુણગ્રાહી હતી કે તેણે દુઃખ આપનારી મૂળા માતાને પણ દરેક બાબતમાં પોતાની ઉપકારી ગણી. માથે મુંડન, હાથ પગમાં બેડી, ત્રણ ત્રણ દિવસની ભૂખ-તરસ વિગેરે જુલ્મો છતાં એણે પ્રભુ ભજવાની સગવડ માની. આહાહા....કેવી તેની ક્ષમા! દુઃખોને હોંશથી સહન કર્યા પણ દુઃખને આપત્તિ રૂપ માન્યા નહિ, ઈર્ષ્યા કરનાર મૂળા માતા ઉપર સ્હેજ પણ દોષનું આરોપણ કર્યું નહિ પણ પોતે પૂર્વે કરેલા કર્મો ઉદયમાં આવ્યા છે તેમ માનીને "નમો મહાવીરાય"નું રટણ કરવા લાગી. કારણ કે તેને પ્રભુના રટણની એટલી બધી લગની હતી કે જેણે માથે મુંડન, બેડી, ભૂખ-તરસ, કેદ વિગેરેને પ્રભુના સ્મરણ માટે સંપત્તિ રૂપ માન્યા.

"નમો મહાવીરાય" એટલે મહાવીરસ્વામીને મારા નમસ્કાર છે. આવું ચિંતન કરતી ભગવાનને ભજી રહી હતી.

**"શેઠની મૂંઝવણ"** : શેઠે તેને ભોંયરાની બહાર કાઢીને ખાવા માટે કંઇક આપવા વિચાર્યું, પણ શેઠાણી બધે તાળા મારીને ગઈ હતી એટલે ખાવાનું શું આપવું? છેવટે નોકરે ઘોડા માટે અડદના બાકળા બાફીને મૂક્યા હતાં તે એક સૂપડામાં કાઢીને આપ્યા, પણ હાથમાં બેડી હતી. એટલે ખાય કેવી રીતે? બેડી તોડવા માટે શેઠ દોડતા લુહારને બોલાવવા ગયા.

**"સતી ચંદનબાળાની ઉત્કૃષ્ટ ભાવના"** : આ તરફ ચંદનબાળા ઉંબરામાં બેઠી બેઠી ચિંતવણા કરવા લાગી કે અહો! ત્રણ દિવસની ઉપવાસી છું. મને પિતાજીએ ખાવા માટે બાકળા આપ્યા છે. તો આ સમયે જો કોઈ સંત પધારે તો હું વહોરાવીને પછી પારણું કરું. આટલા દુઃખમાં પણ કેવી ઉત્કૃષ્ટ ભાવના છે! ભગવાન મહાવીરસ્વામી અભિગ્રહ ધારણ કરીને પાંચ માસને પચ્ચીસ દિવસથી ફરતાં હતાં, છતાં અભિગ્રહ પૂરો થતો નથી. ગામના રાજા, રાણી અને નગરજનો બધા ચિંતામાં પડયા છે કે પ્રભુનું પારણું ક્યારે થશે? ભાવિકજનોની આંખમાં આંસુ આવી ગયા. આ તરફ ચંદનાને ભગવાનને ઉત્કૃષ્ટ ભાવે વહોરાવીને પછી પારણું કરવાની ભાવના જાગી છે. એની ભાવનાના બળે ભગવાન ઘરઘરમાં ફરતા ફરતા શેઠને ઘેર પધાર્યા, શેઠ બેડી તોડવા લુહારને બોલાવવા ગયા છે. ચંદનબાળા પ્રભુનો જાપ કરતી હતી. ત્યાં "ભક્તિને વશ ભગવાન"એ ન્યાયે પ્રભુ પધાર્યા, ખુદ ભગવાનને પોતાને ત્યાં આવતા જોઇ તેના આનંદનો પાર ન રહ્યો. તે હર્ષઘેલી બની ગઇ, પધારો........પધારો....મારા ભગવાન! મારા હૃદયના ઉમળકાથી હું આપનું સ્વાગત કરું છું.

**આવો આવો દેવ મારા સૂના સૂના દ્વાર—મારા આંગણા સૂના,**
**રોતી રોતી ચંદનબાળા વિનવે છે આજ—મારા આંગણા સૂના,**

હે પ્રભુ! મારા આંગણે આજે આપ પધાર્યા. આજે મારે ઘેર સોનાનો સૂર્ય ઉગ્યો. કલ્પતરૂ ફળ્યો. આમ આનંદ વિભોર બનીને પ્રભુનું સ્વાગત કરવા માટે અંતરના ઉદ્ગારો કાઢી રહી છે. આ તરફ ભગવંતે જોયું તો અભિગ્રહ પૂરો થવામાં એક બોલની ખામી છે. એટલે તે તરત પાછા ફર્યા. ત્યાં ચંદનબાળાને ભયંકર આઘાત લાગ્યો ને આંખમાં આંસુની ધાર વહેવા લાગી, રડતી રડતી શું કહે છે?

**"ચંદનબાળાનો પોકાર"—હે પ્રભુ! શું ઓછું આવ્યું, દડદડ આંસુ પડયા....**

હે પ્રભુ! તને શું ઓછું આવ્યું કે મારા આંગણે આવેલા પાછા ફરી ગયા! ચંદનબાળાને રાજ્ય સુખ ચાલ્યા ગયા, માતા–પિતા વગરની બની, ચૌટે વેચાણી, મૂળા માતાએ માથે મુંડન કરાવ્યું, હાથ–પગમાં બેડી પહેરાવી, ત્રણ દિવસ ભૂખી તરસી–

ભોંયરામાં બેસાડી મૂકી, આટલા બધા દુઃખ પડવા છતાં તે દુઃખોને પ્રભુની ભક્તિ કરવામાં સહાયક માનીને આનંદથી વધાવી લીધા હતા. આટલા દુઃખોની ઝડીઓ વરસી તો પણ આંખમાં આંસુ નથી આવ્યા પણ ભગવાન પાછા ફર્યા એટલે તેનાથી ચીસ પડાઈ ગઈ. મારા નાથ! તને શું ઓછું આવ્યું? મારી પાસે મેવા મીઠાઈના થાળ ભરેલા નથી. આ લૂખા સૂકા બાકળા છે, પણ મારી ભાવના લૂખી નથી. હે મારા વ્હાલા ભગવાન! શું ઓછું આવ્યું કે મારા આંગણે આવીને પાછા ફરી ગયા! આ રીતે કાળા પાણીએ રડતી તેની ચીસ ભગવાને સાંભળી, પાછા વળીને જોયું તો ચંદનબાળાની આંખમાંથી ચોધાર આંસુ ચાલ્યા જતાં હતાં. આ જોઈને પ્રભુ તરત પાછા ફર્યા.

" ભગવાનને અતિશયનું બળ હોય છે ને તેમને કરપાત્ર હોય છે. આથી ભગવાને કરપાત્ર ધર્યું. સતી ચંદનાએ પ્રભુને ઉત્કૃષ્ટ ભાવે અડદના બાકળા વહોરાવ્યા. ત્યાં ભગવાનનો અભિગ્રહ પૂરો થયો કે તરત આકાશમાં દેવદુંદુભી વાગી. "અહોદાનં અહોદાનં" એવી દેવોએ ઘોષણા કરી અને સાડા બાર ક્રોડ સોનૈયાની વૃષ્ટિ થઈ. જ્યારે ચંદના ભગવાનને વહોરાવવા તૈયાર થઈ ત્યારે ધડાક દઈને તેના હાથ પગની બેડીઓ તૂટી ગઈ, માથે સુંદર કેશકલાપ થઈ ગયા. વાળે વાળે મોતી ઠાંસેલા હતાં. હાથમાં બેડીને બદલે રત્નજડિત કંકણ થઈ ગયા. પગમાં ઝાંઝર બની ગયા અને ચંદનબાળા ચંદ્રની માફક ચમકવા લાગી.

દેવદુંદુભીનો દિવ્યનાદ અને દેવોની ઘોષણા સારી નગરીમાં પ્રસરી ગઈ ને લોકો જોવા ભેગા થયા. શેઠ લુહારને બોલાવીને આવ્યા ત્યાં તો આ ચમત્કાર જોયો. પોતાની પવિત્ર પુત્રીના હાથે ભગવાનનો આવો ઉગ્ર અભિગ્રહ પૂરો થયો તેથી તેમના આનંદનો પાર ન રહ્યો. મૂળા શેઠાણીને ખબર પડી કે મારે ઘેર સાડાબાર ક્રોડ સોનૈયાની વૃષ્ટિ થઈ છે તેથી દોડતી આવીને સોનામહોરો ભેગી કરવા લાગી ત્યારે આકાશમાં દેવવાણી થઈ છે કે આ સોનામહોરોની તું અધિકારી નથી. સતી ચંદનબાળાની દીક્ષામાં એ ધનનો સદુપયોગ થશે. ચંદનબાળાને પોતાને ધનની જરૂર ન હતી. તેણે શેઠને સોંપી દીધું. છેવટમાં ભગવાને તીર્થની સ્થાપના કરી ત્યારે ચંદનબાળાએ મહાવીર પ્રભુની પાસે દીક્ષા લીધી, અને મહાવીર પ્રભુના શિષ્યામંડળમાં સૌથી વડેરા સાધ્વી ચંદનબાળા બન્યા. સંયમ લઈને આત્મ આઝાદીને કેડીએ વિચરવા લાગ્યા.

બંધુઓ! તમે સાંભળી ગયા ને? કે ચંદનબાળાને કેટલા કષ્ટ પડયા છતાં આંખમાં આંસુ ન આવ્યું અને સુખ-દુઃખમાં સમતા રાખી દીક્ષા લઈને જ્ઞાન દર્શન અને તપની ઉગ્ર સાધના કરીને આત્માને દબાવનાર કર્મરાજાની સત્તાને ઉઠાડી આત્માનું સામ્રાજ્ય સ્થાપન કર્યું, અને એક દિવસ આત્મિક આઝાદી મેળવીને શાશ્વત સુખને પ્રાપ્ત કર્યું. આપણે પણ એવી આઝાદી મેળવીએ તો જ સાચો આઝાદ દિન ઉજવ્યો ગણાય. સમય થઈ ગયો છે વધુ ભાવ અવસરે.

## વ્યાખ્યાન નં.-૪૩

દ્વિ. શ્રાવણ સુદ ૨ ને મંગળવાર                                    તા ૧૬-૮-૭૭

### વિષય:- "ઉગ્યો શાસનનો સિતારો"

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! આજે આપણા પરમપિતા, વાત્સલ્ય મૂર્તિ, શાસનપતિ, વિશ્વની વિરલ વિભૂતિ, મહાવીર પ્રભુની જન્મ જયંતિ વાંચવાનો પવિત્ર દિવસ છે. મહાવીર પ્રભુનો જન્મ તો ચૈત્ર સુદ તેરસનો છે ત્યારે આપણે મહાવીર જયંતિ ઉજવીએ છીએ અને પર્યુષણમાં પણ મહાવીર જયંતિ ઉજવીએ છીએ. મહાવીર પ્રભુનું નામ સાંભળતા ભારતમાં ને વિદેશમાં વસના જૈનોના દિલડા હરખાઇ જાય છે. આટલા વર્ષો થઈ ગયા છતાં આપણે મહાવીર પ્રભુને યાદ કરીએ છીએ તેનું કારણ શું? દુનિયામાં અનેક માનવી જન્મે છે ને મરે છે પણ દરેક માણુસોને દુનિયા યાદ કરતી નથી. આ જગતમાં કોઈ પણ ક્ષણ એવી નહિ જતી હોય કે જ્યારે કોઇપણ માણુસ જન્મ્યો નહિ હોય ને મરણ પામ્યો ન હોય! દરેક ક્ષણે જન્મ મરણ થયા કરે છે, પણ બધી વ્યક્તિઓની નોંધ જગતના ઇતિહાસમાં લેવાતી નથી. જે વ્યક્તિએ પોતાનું જીવન માત્ર સુખોપભોગમાં અને પોતાના સ્વાર્થમાં વીતાવ્યું હોય તેને દુનિયા યાદ કરતી નથી. આવી વ્યક્તિ પાસે વિપુલ લક્ષ્મી હોય, ઘણી મોટી સત્તા અને અધિકાર હોય છતાં તે એક ક્ષુદ્ર જંતુની જેમ આ દુનિયામાંથી વિદાય લે છે. મરણ બાદ તેને કોઈ યાદ કરતું નથી કે તેની લક્ષ્મી કે સત્તા માટે કોઈ ગૌરવ અનુભવતું નથી.

બંધુઓ! તો વિચાર કરો કે દુનિયા કોને યાદ કરે છે? જે મરીને જીવવાનો મંત્ર જાણતો હોય તેને. જેઓ મરીને જીવવાનો મંત્ર જાણે છે તેઓ આ દુનિયામાં અમર બની જાય છે. જેઓ પોતાને માટે નહિ પણ પરમાર્થમાં પોતાનું જીવન વીતાવે છે, બીજાના સુખમાં સુખ અને બીજાના દુઃખમાં દુઃખ અનુભવે છે. બીજાનું દુઃખ દૂર કરવા સદા પ્રયત્નશીલ રહે છે અને શાંતિનું સામ્રાજ્ય સ્થાપવાની ભાવના હોય છે તેવી વ્યક્તિઓનાં નામ દુનિયાના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે લખાય છે. દુનિયા તેને હંમેશા યાદ કરે છે ને તેવા મહાનપુરૂષોના જીવનમાંથી પ્રેરણા મેળવે છે.

આપણે ભગવાન મહાવીરસ્વામીને શા માટે યાદ કરીએ છીએ? તેનું કારણ એ છે કે તે દુનિયામાં ઉચ્ચ આદર્શો મૂકતા ગયા છે, દુનિયાને દુઃખમાંથી મુક્ત થવાનો માર્ગ બતાવી ગયા છે. તેમની રગેરગમાં "आत्मवत सर्वभूतेषु"-ની પવિત્ર ભાવના ભરેલી હતી. વધુ શું કહું! તેમનું જીવન તપ-ત્યાગ, કરૂણા અને સંયમથી ભરપૂર હતું. જે વય ભોગ ભોગવવાની ગણાય તે વયમાં ભગવાને ભોગોનો ત્યાગ કર્યો, જે વય ધન ઉપાર્જન કરવાની ગણાય તે વયમાં ધનનો ત્યાગ કર્યો, જે વય સત્તા અને અધિકાર મેળવવાની ગણાય તે વયે તેમણે રાજપાટનો ત્યાગ કર્યો. ભરયુવાનીમાં તેમણે લો-

લક્ષ્મી, રાજપાટ અને કુટુંબ પરિવારનો મોહ છોડી સંયમ લીધો. આટલા માત્રથી અટક્યા નહિ પણ આર્ય-અનાર્ય દેશોમાં વિચરી ઘણાં કષ્ટો સહન કર્યા. સાડા બાર વર્ષ અને પંદર દિવસ સુધી ઉગ્ર તપશ્ચર્યા કરી ઘાતી કર્મોને ખપાવી કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું, અને જગતના જીવોને જન્મ-જરા, રોગ, મરણ વિગેરે દુઃખોથી મુક્ત થવાનો માર્ગ બતાવતાં ગયા તેથી આપણે તેમને યાદ કરીએ છીએ.

ભગવાન મહાવીરસ્વામી છદ્મસ્થાવસ્થામાં હતા ત્યારે એક વખત જંગલમાંથી વિહાર કરીને પસાર થતાં હતાં તે વખતે લોકોએ ભગવાનને કહ્યું કે હે પ્રભુ! આ જંગલમાં ચંડકૌશિક નામનો ભયંકર ઝેરીલો નાગ રહે છે. તેણે માઇલોના માઇલો સુધી વિષ ફેલાવી વનને ઉજ્જડ કર્યું છે તેના કારણે માનવી જ નહિ પણ પશુ-પક્ષી પણ આ વનમાં ફરકી શકતા નથી માટે હે પ્રભુ! આપ ત્યાં ન જાશો.

**તમે માની લો ના જાઓ પ્રભુજી, ચંડકૌશિક ભયંકર નાગ છે.**
**હાં...રહી ના શકે ત્યાં કોઇ જીવાત્મા, મહાભયંકર એવો નાગ છે.**

પણ ભગવાનને પોતાના દેહની પરવા ન હતી. એ તો સ્વ-પર કલ્યાણ માટે વિચરતા હતા. એટલે જંગલમાં આગળ વધ્યા ને ચંડકૌશિકના રાફડા પાસે જઇને ઉભા રહ્યા તેથી ચંડકૌશિકે પ્રભુને અંગુઠે ડંખ માર્યો. પ્રભુના અંગુઠામાંથી જે લોહી નીકળ્યું તે દૂધ જેવું મીઠું લાગ્યું. આથી ચંડકૌશિક આશ્ચર્યચકિત બની ગયો. ત્યારે ભગવાને વહાલભર્યા શબ્દોથી કહ્યું, "બુઝ-બુઝ ઓ ચંડકોશિયા" આટલા સ્નેહ ભરેલા શબ્દોથી ચંડકૌશિક નાગ બૂઝી ગયો ને તેને જાતિસ્મરણ જ્ઞાન થવાથી પોતાનો પૂર્વભવ જોયો, અને તેના મનમાં થયું કે મારા પૂર્વના ક્રોધી સ્વભાવને કારણે હું આવો ભયંકર ક્રોધી ઝેરીલો નાગ થયો છું ને હજુ પણ લોકોને ડંખ દઇને તેમના પ્રાણ લૂંટી રહ્યો છું. મારું શું થશે? એમ પોતાના પાપનો પશ્ચાતાપ થયો ને લોકોને ડંખ દેવાનું બંધ કર્યું. જે માર્ગ વર્ષોથી બંધ હતો તે સદાને માટે ખુલ્લો થઈ ગયો. લોકો નિર્ભયપણે ત્યાંથી આવવા જવા લાગ્યા. કોઈ ચંડકૌશિક ઉપર પથ્થર ફેંકતા, કોઇ લાકડીનો પ્રહાર કરતાં પણ ચંડકૌશિકે સ્હેજ પણ ક્રોધ કર્યા વિના બધુ કષ્ટ સમતા ભાવે સહન કર્યું. ક્રોધી નાગ ભગવાનના ઉપદેશથી ક્ષમાવાન બની ગયો. આ વાત કહેવાનું તાત્પર્ય એ છે કે ભગવાન મહાવીરસ્વામી અને બીજા મહાપુરૂષો જગતમાં થઈ ગયા છે તેઓ પોતાનું નામ અમર કરી ગયા છે તેનું કારણ એક જ છે કે તેમણે પોતાના જીવનની પરવા કરી નથી. એટલું જ નહિ પણ એમણે પોતાના જીવનને જોખમમાં મૂકીને પણ બીજાને ઉગારવાના પ્રયત્નો કર્યા છે.

**"આપણે ભગવાનને ક્યારે ઓળખ્યા?"** : ભગવાનનો આત્મા એક વખત તો આપણા જેવો હતો. તેમનો આત્મા નયસારના ભવ પહેલાં અનંતકાળથી સંસાર

રૂપ અટવીમાં પરિભ્રમણ કરતો હતો. જ્યાં સુધી જીવ સમ્યક્ત્વ પામતો નથી ત્યાં સુધી તેના ભવનો અંત કે ભવની ગણત્રી થતી નથી. ભગવાનનો આત્મા નયસારના ભવમાં સમ્યક્ત્વ પામ્યો. નયસાર એ જાતિએ જૈન ન હતો પણ સુથાર હતો, છતાં તેનામાં કેવા ગુણો હતાં ને કેવી રીતે સમ્યક્ત્વ પામ્યો તે વાત ખૂબ જાણવા જેવી છે. નયસાર મોટો સુથાર હતો. તેનામાં લાકડા પારખવાની જબ્બર શક્તિ હતી. ઝવેરીની નજર પડે ને ઝવેરાત પારખી લે છે તેમ નયસારની નજર પડે ત્યાં ગમે તેવા લાકડા હોય તો પણ તેને તે પારખી લેતો હતો. એક વખત ઉનાળાના દિવસોમાં ઘણાં માણસોનો કાફલો લઈને જંગલમાં લાકડા કાપવા ગયેલો. ત્યાં બધાને જમવા માટે રસોઈ બનાવી હતી ને લાકડા કાપીને થાકી ગયા હોય એટલે તેનો થાક ઉતારવા માટે ન્હાવા ગરમ પાણી બનાવ્યું હતું. બપોરનો જમવાનો સમય થયો ત્યારે નયસારના મનમાં થયું કે મને આ જંગલમાં કોઇ અતિથિ મળી જાય તો તેને જમાડીને જમું.

**જંગલમાં પણ કેવી ઉત્તમ ભાવના :** નયસારનો આત્મા હજી સમ્યક્ત્વ પામેલો ન હતો છતાં તેમનામાં કેવા ઉત્તમ ગુણો હતા! કે બીજાને જમાડીને જમવું. કહ્યું છે કે બીજાને જમાડીને જમે તે દેવ છે. પોતાની સાથે બીજાને જમાડે તે માનવ છે અને પોતે જમે પણ બીજાને જમાડે નહિ, ફક્ત પોતાના પેટની ચિંતા કરે તે દાનવ છે. નયસારનો આત્મા દેવ જેવી વૃત્તિવાળો હતો. તે જમવા બેસતાં પહેલાં અતિથિની તપાસ કરવા નીકળ્યા. તપાસ કરતાં એક મુનિને જોયા. મુનિને જોતાં તેના સાડા ત્રણ ક્રોડ રોમરાય ખીલી ઉઠયા. અહો! મારા સદ્ભાગ્ય છે કે આવી ઘોર અટવીમાં પણ મને અતિથિ મળી ગયા. અતિથિ પણ જેવા તેવા નહિ પણ પંચમહાવ્રતધારી સંત. આવા નિષ્પરિગ્રહી પંચમહાવ્રતધારી ચારિત્રસંપન્ન સંતને જોતાંની સાથે, તેમની પાસે દોડીને ગયા. આ સંત શરીરના કારણે પાછળ રહી ગયા હતા. બીજા સંતોને કહ્યું હું આવી પહોંચું છું. તમે ચાલતા થાઓ. વચ્ચે બે રસ્તા આવવાથી સંત સાચો માર્ગ ભૂલીને આડાઅવળા માર્ગે ચઢી ગયા. આમ તેમ માર્ગ શોધતાં હતાં પણ સાચો માર્ગ જડતો નથી. ગરમી સખ્ત, પોતાના પરિવારથી છૂટા પડેલા સંત ગરમીથી આકુળવ્યાકુળ થઇ ગયા. તરસથી કંઠ સૂકાવા લાગ્યો ને આંખે અંધારા આવવા લાગ્યા. કોઈ માર્ગ સૂઝતો નથી એટલે મુનિ વિચાર કરવા લાગ્યા કે હવે હું એક વૃક્ષ નીચે બેસી સાગારી સંથારો કરું. જો કોઇ માર્ગ બતાવનાર મળશે તો મારા સાધુ સમુદાય ભેગો થઇ જઈશ, અને જો કોઇ માર્ગ બતાવનાર નહિ મળે તો સાગારી સંથારો કરી આત્માની સાધના કરીશ. આમ વિચાર કરી વૃક્ષ નીચે બેસી સંથારો કરવા માટે જમીન પુંજી રહ્યા હતાં ત્યાં નયસાર પહોંચી ગયા.

**"નયસારને મુનિ ભગવંતનો ભેટો" :** નયસાર મુનિના ચરણમાં પડીને કહે છે હે કૃપાળુ! મારા સદ્ભાગ્યે આ જંગલમાં તમે મળી ગયા. મને આહારપાણીનો—

લાભ આપો. ત્યારે મુનિએ કહ્યું ભાઈ! જૈનના મુનિઓને નિર્દોષ આહાર પાણી કલ્પે છે. નયસારે કહ્યું, મહારાજ! અમે આપના માટે કોઈ ચીજ બનાવેલી નથી. આહાર અમારે જમવા બનાવેલો છે ને પાણી બધાને સ્નાન કરવા માટે બનાવેલું છે. દ્રવ્ય-ક્ષેત્ર-કાળ ભાવ જોઈને મુનિ ત્યાં ગયા ને નયસારના હાથે નિર્દોષ આહાર પાણી ગ્રહણ કર્યા. સંત આહાર પાણી કરીને નિવૃત્ત થયાં એટલે નયસારે પૂછયું, ભગવંત! આપ આવી ભયંકર અટવીમાં એકલા કયાંથી આવી ચઢયા? ત્યારે મુનિએ પોતે શાથી એકલા પડી ગયા તે બધી વાત કરી. ગરમી ઓછી થતાં સંત વિહાર કરવા તૈયાર થયા ત્યારે નયસારે કહ્યું કે મહારાજ! આપ આ માર્ગના અજાણ્યાં છો ને હું જાણકાર છું. ચાલો, હું આપને માર્ગ બતાવું. નયસાર જાતે સંતને માર્ગ બતાવવા ચાલ્યો.

બંધુઓ! તમારા ગામમાં કોઈ અજાણ્યા સંત આવે ને બજારમાંથી નીકળે ત્યારે તમે તમારી દુકાનમાં બેઠા હો ને સંત તમને પૂછે કે ભાઈ! ઉપાશ્રયે કયાં થઈને જવાય? તે વખતે તમે ઉભા થઈને તમારી જાતે માર્ગ બતાવવા જાઓ કે પછી એમ કહી દો કે અહીંથી સીધા જાઓ ને પછી જમણા હાથે વળી જજો. ત્યાં એક ગલીમાં ઉપાશ્રય આવી જશે. (હસાહસ) તમે આવું ન કહેશો, પણ ઉઠીને જાતે રસ્તો બતાવવા જજો. સંતને માર્ગ બતાવવામાં પણ મહાન લાભ છે. જુઓ, આ નયસાર શ્રાવક ન હતા છતાં વિવેક કેટલો બધો છે! નયસાર અને મુનિ બંને આગળ ચાલ્યા. એક ટેકરી ઉતર્યા ત્યાં ગામ નજીક દેખાયું. ગામ નજીક જોઈને સંતે કહ્યું ભાઈ! હવે આ ગામ નજીક દેખાય છે. હું ચાલ્યો જઈશ. નયસાર કહે ના, મહારાજ. હું આપને આપના સમુદાયમાં ભેગા કરીને જઈશ. નયસારે સંતને સમુદાય ભેગા કરી દીધા. પછી દર્શન કરીને પાછા ફરે છે ત્યારે મુનિ કહે છે હે નયસાર! અટવીમાં ભૂલા પડેલા એવા મને તેં દ્રવ્ય માર્ગ બતાવ્યો પણ હું તને સંસારરૂપ અટવીમાંથી બહાર નીકળવાનો ભાવ માર્ગ બતાવું. ત્યાં મુનિએ નયસારને બોધ આપ્યો. સંતનો બોધ સાંભળીને નયસારને અલૌકિક આનંદ થયો. અને જૈનધર્મમાં એ શ્રધ્ધાવાન બન્યા અને સમ્યક્ત્વ પામ્યા.

સંતનો સમાગમ કેટલો લાભદાયી છે! આ સંસારમાં મા-બાપ, દીકરા, દીકરી, ભાઈ, બહેન, રાજપાટ, બંગલા બધું મળવું સહેલ છે પણ આ જીવને સંતસમાગમ મળવો મહામુશ્કેલ છે.

"યદિ સત્સંગ મહાદુર્લભ ભી પાતા, અહો, કભી પ્રાણી,
તો ઉસસે અતિ દુર્લભ મિલના, શાંતિપ્રદાયક જિનવાણી!
ઉસકો સુનકર બોધિ જ્ઞાનકા, પાના કઠીન મહા જગમેં,
જિસસે સમકિત દૃષ્ટિ પ્રાપ્ત હો, લગતા જીવ મોક્ષ મગમેં ॥"

મહાન પુણ્યનો ઉદય હોય ત્યારે તેને સંતનો સમાગમ થાય છે. સંતનો સમાગમ થયા પછી વીતરાગ પ્રભુની વાણી સાંભળવા મળવી દુર્લભ છે. પુણ્યનો ઉદય હોય તો વીતરાગ વાણી સાંભળવા મળી જાય પણ સમ્યક્ત્વ રત્નની પ્રાપ્તિ થવી મહાન દુર્લભ છે. જે આત્મા સમ્યક્ત્વ પામે છે તે મોડામાં મોડો અર્ધપુદ્ગલ પરાવર્તનકાળે પણ મોક્ષમાં જવાનો. આ છે સમ્યક્ત્વનો પ્રભાવ. માટે સમજો. દુનિયામાં બાહ્ય વૈભવ કરતાં આંતર વૈભવનું મૂલ્યાંકન વધુ હોય છે. ક્ષમા, નમ્રતા, સરળતા, નિર્લોભતા, સત્ય, સંતોષ, સમ્યગ્દર્શન, જ્ઞાન આદિ ગુણો છે તે ખરો આંતરવૈભવ છે. એમાંનો એક પણ ગુણ જીવનમાં પ્રગટેલો ન હોય અને ધનદોલતના બાહ્યવૈભવની દૃષ્ટિએ ભલે કરોડપતિ કેમ ન હોય! છતાં આંતરવૈભવની અપેક્ષાએ જ્ઞાનીએ તેને કંગાલ કહ્યો છે. બાહ્યવૈભવની દૃષ્ટિએ તે સંપત્તિના શિખરે બેઠેલો છે પણ આંતરવૈભવની દૃષ્ટિએ તે તદ્દન દરિદ્ર છે. આત્મામાં સમ્યગ્જ્ઞાન, દર્શનાદિ અનંતગુણો છે તે બધા ગુણો પ્રગટે તો આત્મા પરમાત્મા બની જાય. અનંતગુણોમાંથી એક સમ્યક્ત્વ ગુણ પ્રગટે અને તે પણ જો ક્ષાયિક ભાવે પ્રગટે તો આત્મા કૃતકૃત્ય બની જાય. આ કાળે ક્ષાયિક ભાવ નથી પણ ક્ષાયોપશમિક ભાવે સમ્યક્ત્વ પ્રગટે તો પણ આત્મા ધન્ય બની જાય.

સમ્યક્ત્વ એ આત્માનો સાચો સાથી છે. સમ્યક્ત્વ એટલે સમ્યગ્શ્રદ્ધા. સમ્યક્ત્વ આવે એટલે જ્ઞાન પણ સમ્યક્ થઇ જાય, સમ્યક્જ્ઞાન, અને સમ્યક્શ્રદ્ધા પરંપરાએ સમ્યક્ ચારિત્રને ખેંચી લાવે છે. આ ગુણો જેનામાં અંશે પણ પ્રગટેલા હોય છે તે બાહ્ય દૃષ્ટિએ ગમે તેટલો ગરીબ દેખાતો હોય પણ આંતરિક દૃષ્ટિએ તે મહાન વૈભાવશાળી છે. સમ, સંવેગાદિ સમ્યક્ત્વના લક્ષણવાળો રંક હોય તો પણ તે રાજા સમાન છે અને સમ્યક્ત્વ વગરનો રાજા હોય તો પણ તે રંક સમાન છે. સમ્યક્ત્વ એ આત્માનો ભવોભવનો સાચો સાથી છે, અને મિથ્યા શ્રદ્ધારૂપ જે મિથ્યાત્વ છે તે આત્માનો કટ્ટર દુશ્મન છે.

નયસારને સંત સમાગમ થયો. એણે સૌથી પ્રથમ તો સંતને શુદ્ધ ભાવથી દાન દીધું તેનો મહાન લાભ મળ્યો, પછી સંતને માર્ગ બતાવવા ગયો તે પણ લાભનું કારણ અને સંતને તેમના સમુદાયમાં પહોંચાડીને પાછો ફર્યો ત્યારે સંતે તેને ધર્મનો ઉપદેશ આપ્યો. તે તેમના હૃદયમાં આરપાર ઉતરી ગયો. અહો, શું ઉપદેશ છે! આવો ત્યાગ અને વૈરાગ્યના અમૃતથી નીતરતો ઉપદેશ કદી સાંભળ્યો નથી. જૈન મુનિનો ઉપદેશ સાંભળતાં તેમના અંતરાત્મામાં કોઇ અલૌકિક આનંદ આવ્યો. ને સમ્યક્ત્વ પામી ગયા. જ્યારે આત્મામાં સમ્યક્ત્વનો સ્પર્શ થાય છે ત્યારે અલૌકિક આનંદ હોય છે. એ તો જે અનુભવે તે જાણે છે.

આટલા માટે જ્ઞાની પુરૂષો કહે છે કે હે આત્માઓ! અમૂલ્ય માનવજીવન પામ્યા છો તો સમ્યક્ત્વ તો જરૂર પ્રાપ્ત કરી લેજો. આ સમ્યક્ત્વ રત્ન તમારી સાથે આવશે, અને જેને માટે ખૂબ મહેનત કરી છે તે ધન વૈભવાદિ મૃત્યુ સમયે અહીંના અહીં રહી

જશે પણ તેને મેળવતાં મનુષ્ય જે પાપ કરે છે તે પરભવમાં તેની સાથે જવાના, અને તે પાપકર્મો જીવને દુઃખ આપનારા છે. તમે ધનને જમીનમાં સાચવીને દાટી રાખો કે પછી સેફડીપોઝીટમાં મૂકી રાખો. ગમે ત્યાં રાખશું હશે પણ ત્યાંનું ત્યાં પડી રહેવાનું છે. લાખો કે કરોડો રૂપિયા ભેગા કરો પણ આખરે તો **"દુનિયા દો દિનકા મેલા, સબ ચલાચલીકા ખેલા, સંગ ચલે ના એક અધેલા."** આ લીટીમાં કેવું અદ્ભૂત રહસ્ય સમાયેલું છે. જો તેનું ચિંતન કરવામાં આવે તો ભલભલાનો ભ્રમ દૂર થઈ જાય. માનવી મેળવે જાય છે પણ તેને ભાન નથી કે એક દિવસ તો મેળવેલું બધું મૂકીને જવાનું છે, અને તે કોઇ જીવને પાર નહિ ઉતારે. માત્ર ધર્મકરણી કરી હશે તે પાર ઉતારશે. કહેવત છે ને કે "જેવી કરણી તેવી પાર ઉતરણી." સંત કબીરે કહ્યું છે કે મનુષ્ય જો ઉચ્ચ કરણી કરે તો "નર કો નારાયણ હોય" નર મટીને નારાયણ બને છે.

દેવાનુપ્રિયો! તમારે નરમાંથી નારાયણ બનવું છે ને? જો નરમાંથી નારાયણ, જીવમાંથી શીવ, જનમાંથી જિનેશ્વર બનવું હોય તો પાપકર્મથી અટકો. પાપ આત્માને ભારે બનાવે છે. ભારે વસ્તુ પાણીમાં નાંખવામાં આવે તો તે નીચે જતી રહે છે ને? તેમ પાપકર્મથી ભારે બનેલો આત્મા ભવસમુદ્રના તળિયે બેસી જાય છે. સ્વઆત્માની જેનામાં દયા હોય તે પોતાના આત્માનું રક્ષણ કરી શકે. પરદયા જરૂર કરવાની પણ સ્વદયાનો વિષય તેનાથી ઘણો મહત્ત્વનો છે. જેનામાં સ્વદયા ન હોય તેનામાં પરદયા હોઈ શકે નહિ. ગાયોના ધણને જંગલમાં ચરવા લઇ ગયેલા ગોવાળ જેમ હિંસક પશુઓથી તેનું રક્ષણ કરે છે તેમ ક્રોધ, રાગ-દ્વેષાદિ અંદરના ભાવશત્રુઓથી આત્માનું રક્ષણ કરવાનું છે. અંદરના ભાવશત્રુઓ આત્માના જ્ઞાનદર્શનાદિ ભાવ પ્રાણોનો ઘાત કરનારા છે. સ્વદયાના વિષયને સમજનારા આ રીતે સ્વઆત્માનું રક્ષણ કરી શકે છે.

આજે તો જીવની એવી દશા થઈ છે કે કુંભારને ક્યારેક તેના ગધેડાની દયા આવે પણ માનવીને સ્વઆત્માની દયા આવતી નથી. ક્યારેક ગધેડા પર વધુ ભાર નંખાઇ ગયો હોય ત્યારે અતિભારને લીધે ગધેડો વારંવાર પડી આખડી જતો હોય છે ત્યારે કુંભાર જેવા કુંભારને તેના ગધેડાની દયા આવી જાય છે અને તેનો તેને અફસોસ થાય છે કે અરે! મેં આ અબોલ પ્રાણી ઉપર આટલો બધો ભાર લાદયો તે બરાબર કર્યું નથી. જ્યારે આજે ભાવદયાના સ્વરૂપથી અજ્ઞાત માનવીને એટલી પણ સ્વઆત્માની દયા નથી, એને એવો અફસોસ પણ નથી થતો કે અરેરે....હું મારા આત્માને ક્ષણે ક્ષણે કર્મના અસહ્ય ભારથી લાદી રહ્યો છું. એ કર્મના વિપાક ભોગવવાના આવશે ત્યારે મારું શું થશે? પાપ આચરવામાં જીવે ભૂલ માત્ર બેઘડીની કરી હોય પણ તેના વિપાક ફળ હજારો, લાખો ને કરોડો વર્ષો સુધી અને કેટલીવાર ભવોના ભવો સુધી જીવને ભોગવવા પડે છે. જેને સ્વહિત સાધવું હોય તેને પાપનો પડછાયો પણ લેવા જેવો નથી. જ્ઞાની પુરૂષો કહે છે કે જો તમારે આત્માને જલ્દી ભવસાગરથી તારવો હોય તો પાપ ના

કરો. પાપનો પડછાયો પણ ન લો. એટલું જ નહિ પણ પૂર્વભવનાસંચિત કરેલાં કર્મો ઉદયમાં આવે અને અશુભ કર્મના જોરથી તમારા ઉપર દુઃખની ઝડીઓ વરસે ત્યારે તમે ખૂબ સમભાવ રાખો.

**કર્મ ઉદય વખતે સ્વ લક્ષમાં સ્થિર બનો:** રવિશંકર મહારાજે કહેલી એક સત્ય ઘટના છે. રવિશંકર મહારાજ પંદર–સોળ વર્ષના હતાં ત્યારે તેમના ગામમાં ભયંકર પ્લેગનો રોગ ફેલાયો. તે ગામમાં એક સુખી કુટુંબના ત્રણે યુવાન પુત્રો પ્લેગની બિમારીમાં ભરખાઇ ગયા. થોડા દિવસમાં છોકરાના પિતા, પુત્રવધુઓ, પુત્રી અને નાના ફુલ જેવા બાલુડાઓ પણ પ્લેગમાં ઝડપાઈ ગયા. હવે કુટુંબમાં ફક્ત એક ડોશીમા બચી ગયા. ખેતર, વાડી, ઘર, માલમિલ્કત બધું થોડા સમયમાં ખેદાનમેદાન થઇ ગયું. એટલે આ ડોશીમા તેમના ભાઇના ઘેર ગયા. ત્યાં થોડા દિવસ પછી ભાભીએ દીકરાને જન્મ આપ્યો ને અકસ્માત ભાભી પણ ગુજરી ગયા. ડોસીને ખૂબ આઘાત લાગ્યો પણ બાબાને ખૂબ સાચવતી ભાઇના ઘેર રહેવા લાગી. થોડા દિવસમાં ભાઇ પણ ગુજરી ગયો. ભાઇને બે–ત્રણ નાના બાળકો હતાં તેમને પણ ઉછેરવાના હતા. આ ડોશીમાના સાસરે કોઈ ન રહ્યું ને પિયરમાં આમ બન્યું એટલે તે એકલી અટૂલી નિરાધાર બની ગઇ. વિચાર કરો, તેને કેટલું દુઃખ થયું હશે! તેના કેવા ગાઢ કર્મનો ઉદય થયો! રડી રડીને આંખના આંસુ સૂકાઈ ગયા અને ઘણી વીતક વીતી છતાં ડોશીમા હિંમત ન હાર્યા. એણે એક જ વિચાર કર્યો કે હે જીવ! તેં પૂર્વભવમાં કર્મો કર્યા છે તે ઉદયમાં આવ્યા છે. એટલે કર્મરાજાએ આપેલી શિક્ષાને વિના ફરિયાદે સ્વીકારે જ છૂટકો છે. એવું સમજીને હિંમત રાખી. મહાન સુખમાં રહેનારી ડોશીમા કર્મોદયે ૭૦ વર્ષની ઉંમરે ખેતરમાં જઈને હાડિયે મજુરી કરવા લાગી.

આ નાનકડી ઘટના હૃદયમાં કોતરી લેવા જેવી છે. આપણને સ્હેજ દુઃખ આવતાં આકુળ–વ્યાકુળ થઈ જઈએ છીએ પણ વિચાર કરો. ડોશીમાના દુઃખ આગળ આપણું દુઃખ શું વિસાતમાં? માથે દુઃખના ડુંગરા ખડકાઇ જાય તો પણ જો અંતરમાં આત્મશ્રદ્ધાનું ખમીર અને સમતા ભાવનો દીપક જલતો હોય તો દુઃખોનો સામનો કરવાની તાકાત અવશ્ય આવી જાય છે.

ભગવાનના આત્માએ નયસારના ભવમાં સમ્યક્ત્વ રત્ન પ્રાપ્ત કર્યું. પછી તે ભવનું આયુષ્ય પૂર્ણ કરીને બીજા ભવમાં પહેલા દેવલોકે ઉત્પન્ન થયા ત્યાંથી ચવીને ત્રીજે ભવે ભરત ચક્રવર્તિના પુત્ર મરીચિકુમાર તરીકે ઉત્પન્ન થયા. એ મરીચિએ ઋષભદેવ પ્રભુ પાસે દીક્ષા લીધી હતી પણ ચારિત્રનો ભાર સહન ન કરી શકવાથી ત્રિદંડીનો વેશ લીધો. પગમાં પાવડી, માથે છત્ર અને હાથમાં કમંડળ રાખતા. ઋષભદેવ પ્રભુ જ્યાં જ્યાં વિચરે ત્યાં ત્યાં તે વિચરતો હતો ને તેમના સમોસરણની બહાર રહેતો હતો

એક વખત ભરત ચક્રવર્તિએ દેશના સાંભળ્યા પછી ભગવાનને વંદન નમસ્કાર કરીને પૂછયું હે પ્રભુ! આપના સમોસરણમાં આપના જેવી પદવીને લાયક કોઈ જીવ છે? ભગવાને કહ્યું હે ભરત! મારા સમોસરણની બહાર તારો પુત્ર મરીચિ હાલ જે ત્રિદંડીના વેશમાં છે તે આ ચોવીસીમાં ચોવીસમા તીર્થંકર થશે, ત્રિપૃષ્ઠ વાસુદેવ થશે ને પ્રિયમિત્ર નામનો ચક્રવર્તિ પણ થશે. ભગવાનના મુખેથી આ વાત સાંભળીને ભરત મહારાજા મરીચિ પાસે ગયા ને કહ્યું હે મરીચિ! હું તારા ત્રિદંડી વેશને નમતો નથી. તું ત્રિપૃષ્ઠ વાસુદેવ અને પ્રિયમિત્ર નામે ચક્રવર્તિ થવાનો છે તેનો સત્કાર કરતો નથી પણ મેં અત્યારે ભગવાનના મુખેથી સાંભળ્યું છે કે તમે આ ચોવીસીમાં ચોવીસમા તીર્થંકર થવાના છો તેથી હું તમને વંદન કરું છું. આથી મરીચિ હર્ષમાં આવીને નાચવાને કૂદવા લાગ્યા કે અહો! અમારું કુળ કેટલું ઉજ્જવળ કહેવાય! દુનિયામાં જે જે મોટી પદવીઓ કહેવાય તે બધી અમારા ઘરમાં આવી ગઈ. મારા દાદા સૌથી પ્રથમ તીર્થંકર, મારા પિતા સૌથી પ્રથમ ચક્રવર્તિ થયા અને હું પ્રથમ વાસુદેવ થઇશ તેમજ ચક્રવર્તિ અને તીર્થંકર પણ થઈશ. આવો તેમને મદ આવી ગયો ને ત્યાં તેમણે નીચ ગોત્ર કર્મ બાંધ્યું.

જીવ મદમાં આવી જાય છે ત્યારે તેને ભાન રહેતું નથી, પણ કર્મ ઉદયમાં આવે ત્યારે ભોગવતાં કેવી દશા થાય છે! મરીચિ ત્રિદંડીનો વેશ લઈ ભગવાનની સાથે વિચરતા હતાં અને તેમની પાસે જે જે માણસો આવતા તેમને પ્રતિબોધ પમાડીને ભગવાનની પાસે મોકલતા હતા. એક વખત મરીચિકુમાર બિમાર પડયા પણ તે અવ્રતી હોવાથી ભગવાનના શિષ્યો સેવા કરી શકે નહિ, એટલે તેના મનમાં એવા ભાવ આવી ગયા કે મેં ઘણાને પ્રતિબોધ પમાડીને ભગવાનની પાસે મોકલ્યા પણ મારો કોઈ ભાવ પૂછતું નથી. એમાં કપિલ રાજા આવ્યો ને તેને પ્રતિબોધ પમાડયો. તેણે કહ્યું કે મારે દીક્ષા લેવી છે. એટલે મરીચિએ કહ્યું કે જો તમારે દીક્ષા લેવી હોય તો ભગવાન પાસે જાઓ ત્યારે કપિલે કહ્યું કે શું તમારી પાસે ધર્મ નથી? અત્યાર સુધી તો તેને સાચી શ્રદ્ધા હતી એટલે કહી દેતા કે ના, સાચો ધર્મ ભગવાન પાસે છે. હું શિથિલાચારી છું પણ હવે તેના ભાવ બદલાતા માયાનું સેવન કર્યું ને મિશ્ર ભાષા બોલ્યા કે જેવો અહીં ધર્મ છે તેવો ત્યાં છે. આટલી ઉત્સૂત્રની પ્રરૂપણા કરવાથી તેણે ઘણો સંસાર વધારી દીધો.

મહાવીર ભગવાનના ૨૭ ભવમાં સાત ભવ ત્રિદંડીના ને સાત ભવ દેવના પછી સોળમા ભવે જૈન ધર્મની દીક્ષા લીધી. ત્યાં નિયાણું કર્યું કે મારા તપ સંયમનું ફળ હોય તો ઘણા બળનો સ્વામી બનું. ત્યાંથી સંયમના પ્રભાવે દેવલોકમાં જઇ અઢારમા ભવે ત્રિપૃષ્ટ વાસુદેવ થયા. ત્યાંથી મરીને સાતમી નરકે ગયા. વીસમા ભવે સિંહ થયા,

એકવીસમા ભવે નરકે ગયા. ત્યાંથી તિર્યંચાદિના ઘણાં નાના ભવો કરી બાવીસમા ભવે મનુષ્ય થયા. ત્રેવીસમા ભવે ચક્રવર્તિ થયા. ત્યાં છ ખંડનું ઐશ્વર્ય મળવા છતાં એ મહાન આત્મા ઘાસના તણખલાની માફક એ બાહ્ય ઐશ્વર્યનો ત્યાગ કરી ચારિત્રની આરાધનામાં મસ્ત બન્યા. ત્યાં એક ક્રોડ પૂર્વ વર્ષનું ચારિત્ર પાળી દેવલોકમાં ગયા. પચ્ચીસમા ભવે એક સમૃદ્ધશાળી રાજાને ત્યાં રાજકુમાર તરીકે જન્મ લેવા છતાં બાહ્ય રાજ્ય કરતાં અંતરંગ આત્મિક રાજ્ય પ્રાપ્તિ માટે તૈયાર થયેલા એ નંદન રાજકુમારે પરમકૃપાળુ ગુરૂદેવ પાસે ચારિત્ર ગ્રહણ કરી એક લાખ વર્ષ પર્યંત નિરતિચાર ચારિત્ર પાળ્યું. ચારિત્રના પ્રારંભથી આયુષ્યની સમાપ્તિ સુધી માસખમણની તપશ્ચર્યા કરી ૧૧ લાખ ને ૮૧ હજાર માસખમણ કર્યા. એક બાજુ સમ્યક્ત્વથી આત્મસ્વરૂપનું યથાર્થ ભાન, બીજી બાજુએથી આત્મસ્વરૂપને પ્રગટ કરવા માટેના પુરૂષાર્થ તરીકે અદ્ભૂત સંયમ, ઘોર તપશ્ચર્યા અને ગુરૂ પાસેથી વિનયપૂર્વક મેળવેલું ૧૧ અંગનું જ્ઞાન. આમ જ્ઞાન–દર્શન–ચારિત્રના ત્રિવેણી સંગમના પુનિત જળ વડે એ નંદન મુનિવરને કર્મોના મળને દૂર કરી અવિનાશી સુખના ભોક્તા બનવાની તાલાવેલી જાગી, અને સર્વ જીવો શાસન રસી બને એવી ભાવના ભાવી. આ રીતે ઉગ્ર તપ સાથે અરિહંતાદિ વીસ સ્થાનકોની આરાધના કરવાથી નંદન મુનિના ભવમાં તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કર્યું. ત્યાંથી કાળ કરી છવ્વીસમા ભવે દશમા દેવલોકે ગયા.

ત્યાંથી ચવીને ભગવાન મહાવીર દેવ અષાડ સુદ છઠ્ઠના દિવસે મધ્ય રાત્રે નીચ ગોત્ર કર્મના ઉદયથી દેવાનંદા બ્રાહ્મણીની કુક્ષિમાં અવતર્યા. ત્યાં દેવાનંદાએ ચૌદ સ્વપ્નો જોયા. સાડીખ્યાસી દિવસ પછી નીચ ગોત્ર કર્મ સંપૂર્ણ ક્ષીણ થઈ જતાં હરિણગમેષી દેવ દ્વારા દેવાનંદા માતાની કુક્ષિમાંથી ત્રિશલા માતાની કુક્ષિમાં સંક્રમણ થયું. તે રાત્રે ત્રિશલામાતાએ હાથી વૃષભાદિ ચૌદ સ્વપ્નો જોયા. અનુક્રમે નવ માસ અને સાડા સાત દિવસે ચૈત્ર સુદ તેરસના મંગલમય દિવસે એ જગત ઉદ્ધારક પ્રભુને જન્મ આપ્યો. છપ્પન દિશાકુમારી તેમજ ચોસઠ ઇન્દ્રોએ જન્મ મહોત્સવ ઉજવ્યા પછી સિદ્ધાર્થ રાજાએ દશ દિવસ સુધી પ્રભુનો જન્મ મહોત્સવ ઉજવ્યો, અને વર્ધમાનકુમાર એવું ગુણ નિષ્પન્ન નામ પાડયું. ભગવાને ત્રીસ વર્ષ સંસારમાં રહી દીક્ષા લીધી, દીક્ષા લઈને ખૂબ અઘોર તપશ્ચર્યા કરી. સાડા બાર વર્ષને પંદર દિવસની તપશ્ચર્યામાં તેમના પારણાં ફક્ત ત્રણસો ઓગણપચાસ. આવી ઘોર તપશ્ચર્યા કરી તેમજ દેવ, મનુષ્ય અને તિર્યંચોના ભયંકર ઉપસર્ગો વેઠયા. પ્રભુએ દીક્ષા લીધા પછી કેવળજ્ઞાનની પ્રાપ્તિ સુધી જમીન ઉપર પલાંઠીવાળીને નિરાંતે બેઠા નથી. મોટો ભાગ ઉભા ઉભા કાઉસ્સગ્ગ ધ્યાનમાં પસાર કરેલ છે. કોઈવાર જમીન પર બેઠા હશે તો ઉભડક આસને (ગોદોહાસને) બેઠા છે. એ ભગવંતે સાડાબાર વર્ષમાં શાંતિથી એક કલાક ઉંઘ પણ લીધી નથી. કોઈવાર કાઉસ્સગ્ગ ધ્યાનમાં ઉભા ઉભા અથવા કોઈ પરિષહ કે ઉપસર્ગના પ્રસંગે અડધી મિનિટ, અડધી સેકન્ડ આદિ છૂટી

છવાઈ ભેગી થઈને નિદ્રા આવી હોય તો ફક્ત બે ઘડીની. આવી ઉગ્ર સાધના કરતાં પ્રભુ સાડાબાર વર્ષ અને પંદર દિવસે કેવળજ્ઞાન પામ્યા. પછી દ્વાદશાંગીની રચના કરી. કેવળજ્ઞાન પામ્યા પછી ભગવાન ત્રીસ વર્ષે નિર્વાણ પધાર્યા. એવા શાસનના સિતારા પ્રભુના જેટલા ગુણલા ગાઈએ તેટલા ઓછા છે. તે પ્રભુને આપણા કોટી કોટી વંદન. સમય થઈ ગયો છે વધુ ભાવ અવસરે.



## વ્યાખ્યાન નં. ૪૪

દ્વિ. શ્રાવણ સુદ ૪ને ગુરૂવાર તા. ૧૮-૮-૭૭

### વિષય :- "વેરતા શીખો"

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! આત્મિક આરાધનાનું આલબેલ પોકારતું, મુક્તિના મંગલ દ્વાર ખોલવાના માર્ગની ખોજ કરાવતું, હૈયામાં હર્ષનો હોજ છલકાવતું પર્યુષણ પર્વ આપણે આંગણે આવીને વિદાય થશે. આજે પર્યુષણ પર્વનો સાતમો દિવસ આવી ગયો. આ પર્વ કોઈ આશા, તૃષ્ણા કે ભયથી મનાવવામાં આવ્યું નથી. આ મહાન પર્વને કેવી ઉપમા આપી છે!

પર્યુષણ પર્વને ઉપમા આપતાં કહ્યું છે કે સર્વ ગુણોમાં વિનયગુણ, સર્વ વ્રતોમાં બ્રહ્મચર્યવ્રત, નિયમોમાં સંતોષ, તત્ત્વોમાં સમ્યગ્દર્શન, મંત્રોમાં નવકારમંત્ર, દાનમાં અભયદાન, રત્નોમાં ચિંતામણી, રાજાઓમાં ચક્રવર્તી, ધર્મોમાં જિનધર્મ, ચારિત્રમાં યથાખ્યાત, જ્ઞાનમાં કેવળજ્ઞાન, ધ્યાનમાં શુક્લધ્યાન, રસાયણોમાં અમૃત, શંખમાં દક્ષિણાવર્ત શંખ, અલંકારોમાં મુગટ, દેવોમાં ઈન્દ્ર, પંખીઓમાં ગરૂડ, પર્વતોમાં મેરૂ, નદીમાં ગંગા, સરોવરમાં માનસરોવર શ્રેષ્ઠ ગણાય છે તેમ લૌકિક અને લોકોત્તર સર્વ પર્વોમાં પર્યુષણ પર્વ શ્રેષ્ઠતમ છે. આ પર્વ કર્મની બેખડો તોડવાનો અપૂર્વ સંદેશો લઈને આવ્યું છે. સાત દિવસની આરાધનાનો સાર આવતી કાલે નીકળશે.

આજનો વિષય છે વેરતા શીખો. કવિએ કહ્યું છે કે,

> "दीनेन प्राप्यते लक्ष्मीः शीलेन सुख संपदः ।
> तपः कर्म विनाशाय, भावना भव नाशिनी ॥"

દાન કરવાથી લક્ષ્મી પ્રાપ્ત થાય છે, શીયળ વ્રતનું પાલન કરવાથી સુખ અને સંપત્તિ મળે છે, તપ કરવાથી કર્મોનો ક્ષય થાય છે ને શુભ ભાવના ભાવવાથી ભવરાશી

ભાંગીને ભુક્કો થાય છે. આ શ્લોકના ચાર પદમાં ચાર વિષય છે. તેમાં સૌથી પહેલાં દાન, બીજું શીયળ, ત્રીજો તપ અને ચોથો ભાવ છે. આ ચારે મોક્ષમાં પ્રવેશ કરવાના ભવ્ય દરવાજા છે, પણ આજ આપણે વેરતાં શીખો એ વિષયને અનુસરીને "दानेन प्राप्यते लक्ष्मीः" એ પદ ઉપર આપણે વિવેચન કરીશું. લક્ષ્મીની મમતા ઘટે તો દાન થાય, મન ઉપર કાબૂ આવવાથી શીયળ પળાય, શરીરની મમતા ઘટે તો તપ થાય ને અશુભ વિચારોની પ્રબળતા ઘટે તો ભાવ શુદ્ધ થાય.

પર્યુષણ પર્વના દિવસોમાં દાન–શીયળ–તપ અને ભાવ એ ઉપર વિશેષ ભાર મૂકવામાં આવે છે, અને આ ચાર બોલ જે મનુષ્ય જીવનમાં અપનાવે છે તે મુક્તિના દરવાજા ખોલે છે. અનંતકાળથી જીવ ચતુર્ગતિ સંસારમાં પરિભ્રમણ કરી રહ્યો છે તેનું કારણ જીવ ધર્મને ભૂલી સંસારના મોહમાં અને પરિગ્રહની મમતામાં પડયો છે. ખરેખર, સમજો તો પરિગ્રહ સર્વ અનર્થોનું મૂળ છે ને તે જીવને દુર્ગતિમાં લઈ જનાર છે. એક તત્ત્વચિંતકે કહ્યું છે કે ધન સોપારી જેવું છે. ધનને સોપારી જેવું શા માટે કહ્યું તે જાણો છો? સોપારી કાપતાં ઘણાં માણસોની આંગળી કપાણી પણ સોપારી ખાતાં કોઇનું પેટ ભરાયું નહિ. બોલો, આ વાત બરાબર છે ને? તમે સોપારી ખાઓ છો એટલે અનુભવ હશે કે પાંચ–દશ સોપારી ખાઈ જાઓ તો શું તમારું પેટ ભરાય છે? 'ના'. એ જ રીતે તમે સમજો કે પૈસાની પાછળ હજારો મનુષ્યો પાયમાલ થઈ ગયા, કંઇકે પ્રાણ ગુમાવ્યા પણ પૈસો કોઇની પાછળ ગયો છે? 'ના'. કહ્યું છે કે

એમ માનો આ બધામાં આપણું કોઈ નથી,
છે બધું નશ્વર જગતમાં, શાશ્વતું કોઇ નથી,
જેટલો ઝાઝો તમોને મોહ છે સંયોગમાં,
એટલું ઘેરૂં દુઃખ થાશે વિયોગમાં ... મોહ

યાદ રાખો. સ્ત્રી, પુત્ર, પરિવાર, બંગલા, બગીચા વિગેરેની પાછળ પાગલ બન્યા છો પણ કોઇ તમારું નથી. બધું ક્ષણિક અને નાશવંત છે. ભૌતિક પદાર્થોના સંયોગમાં જેટલું સુખ અને આનંદ દેખાય છે તેનાથી અધિક દુઃખ તેના વિયોગમાં છે. જેના સંયોગમાં સુખ અને વિયોગમાં દુઃખ એવું સુખ તે સાચું સુખ નથી. લક્ષ્મી મળેલી ચાલી જાય, ચોરાઈ જાય છે તો દુઃખ થાય છે પણ જો લક્ષ્મી દાનમાં વાપરશો તો આનંદ થશે. દાનનો મહિમા અલૌકિક છે. દુનિયામાં દાનની મહત્તા અનુપમ છે. દરેક ધર્મમાં તેનું સ્થાન છે, અને શાસ્ત્રમાં એનું વર્ણન છે. દાનને અનેક ઉપમાઓથી સંબોધી શકાય છે. દાન એ ધર્મનું પ્રથમ સોપાન (પગથિયું) છે. દાન દારિદ્રયનું વિનાશક શસ્ત્ર છે, દુર્ગતિના દ્વાર બંધ કરનાર અર્ગલા છે, સર્વત્ર યશ કીર્તિને ફેલાવનાર ટેલીફોન છે. દાનનું મહત્ત્વ બતાવતાં મહાપુરૂષો કહે છે કે

દાન દુર્ગતિ ગુણ ગણ પ્રસ્તાર વિસ્તારણં,
તેજઃ સંતતિ ધારણં, કૃતવિપચ્છેણી સમુત્સારણમ્ ।
અહં સતતિ દારણં, ભવ મહાકૂપાર નિસ્તારણં,
ધર્માભ્યુન્નતિ કારણં વિજયતે શ્રેયઃ સુખાકારણમ્ ।। ધર્મકલ્પદ્રુમ

દાન દુર્ગતિને વારનારું, ગુણના સમૂહને વિસ્તારનારું, તેજના સમૂહને ધારણ કરનારું, આપત્તિના સમૂહને નાશ કરનારું, પાપના સમૂહને ફાડનારું, સંસાર સમુદ્રથી તારનારું, ધર્મની ઉન્નતિનું કારણ છે. આવું દાન જગતમાં વિજયવંત વર્તે છે, પણ દાન કરતાં પહેલા પરિગ્રહની મમતાનો ત્યાગ કરવો પડે છે. ત્યાગ વિના દાન કરી શકાતું નથી. એક ન્યાય આપીને સમજાવું.

ખેડૂત ખૂબ મહેનત કરી જમીન ખેડે છે. પછી વરસાદ પડતાં અનાજ વાવે છે. વાવ્યા પછી ખેતરમાં વાવેલું ઉગે છે તેથી ખેતર લીલુંછમ દેખાય છે. પાકથી હર્યુંભર્યું ખેતર જોઈને ખેડૂતને અપાર આનંદ થાય છે. પણ એ આનંદ ક્યારે થયો? એ તમને સમજાયું? એ વાવણી કરતી વખતે ખેડૂતને પોતાની કોઠીમાં ભરેલું મોંઘામાં મોંઘું અનાજ ખેતરમાં વેરવું પડે છે. એક કણ વેરે છે ને બદલામાં સો કણ મળી રહે છે, પણ ખેડૂતે કંજુસાઈ કરીને પોતાની પાસેનું અનાજ વેર્યું ન હોત અને કોઠીમાં ભરી રાખ્યું હોત તો એક દિવસ સડી જાત પણ એક કણમાંથી સો કણ મળત નહિ. પહેલાં પોતે વેર્યું તો તેમાંથી અનેક ઘણું મળ્યું, તેમ જે આત્માઓ ધનનો લોભ છોડીને દાન કરશે તેનું જીવન સંતોષ રૂપી સુખથી હરિયાળું બની જશે અને જેણે છોડયું છે તેને મળવાનું છે પણ જે અન્યાય, અનીતિ અને અનાચારથી ધન ઉપાર્જન કરી ધનનો સંગ્રહ કરે છે તેનું ધન પાપના સડાથી ખદબદી ઉઠે છે. અનાજના કીડા તો અનાજને ખાઈ જાય છે પણ પાપ કરનારને તો પાપ ખાઇ જાય છે. એટલું જ નહિ પણ ધનવાનોના શરીરને, તેના મગજને, બુદ્ધિને અને ધર્મને પણ ખાઈ જાય છે. માટે ધનનો સંગ્રહ ન કરો પણ વેરતા શીખો.

જે દુનિયામાં વેરતાં વેરતાં ગયા છે, તેમે સૌ યાદ કરે છે. તેના સુકૃતોને યાદ કરે છે પણ તેની સંપત્તિને યાદ કરતાં નથી. વસ્તુપાળ અને તેજપાળ કેટલા વર્ષો થઇ ગયાં છતાં તેમને દુનિયા યાદ કરે છે. તેમના નામ ઇતિહાસનાં પાને સુવર્ણાક્ષરે લખાઈ ગયાં છે તેનું કારણ શું? તેમના જીવનના મૂળમાં ધર્મ વણાયેલો હતો અને તેમની લક્ષ્મી પાણીની જેમ ઉદાર દિલે વપરાતી હતી. આથી તેમને સૌ યાદ કરે છે, પણ તેમની સંપત્તિને કોઈ યાદ કરતું નથી. સમજો, વૃક્ષનો આધાર તેના મૂળીયા ઉપર છે. મૂળ સારું તો વૃક્ષ સજીવન અને મૂળ સૂકાય તો વૃક્ષ સૂકાઇ જવાનું, ને અંતે પડી જવાનું. તેમ આપણા જીવનનો આધાર ધર્મ

પર છે. જ્યાં સુધી જીવનમાં ધર્મ જીવતો ને જાગતો છે ત્યાં સુધી જીવન સજીવન રહેશે અને ધર્મ સૂકાઇ જતાં જીવન કરમાઈ જશે. ધર્મ જ એક એવું તત્ત્વ છે કે જે સંયોગ અને વિયોગ, હર્ષ અને શોક, સંપત્તિ-વિપત્તિ, સુખ-દુઃખ વિગેરેના સમયમાં આત્માને સમભાવમાં રાખી શકે છે. માટે જીવનમાં ધર્મને જીવંત રાખજો.

ધર્મ એટલે શું? અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ આ પંચશીલનું પાલન કરવું તે ધર્મ છે. આ પંચશીલ જેના જીવનમાં તાણાવાણાની જેમ વણાઇ જાય છે, તેમની વૃત્તિઓ નિર્મળ બને છે. વૃત્તિઓ નિર્મળ થાય એટલે સંગ્રહ ભારરૂપ લાગે ને પરિગ્રહ પાપરૂપ લાગે. જેને ભાર લાગે તે ઉતાર્યા વિના રહે ખરા! જુઓ, તમારા માથે અધિક વાળ વધે તે ગમે છે? હા, આજે તો યુવાનો વાળ વધારે છે. તે એક ફેશન છે. બાકી પુરૂષો વાળ વધી જાય તો પૈસા આપીને કપાવી નાંખે છે. નખ વધે તો પણ કાપી નાંખે છે. કારણ કે નખ વધે તો તેમાં મેલ ભરાય, મેલ પેટમાં જાય. નખ કપડામાં ભરાય તો કપડા ફાડી નાંખે ને વાગે પણ ખરા. કેટલું નુકશાન થાય! તેમ અતિ પરિગ્રહ પણ વધેલા વાળ અને નખ જેવો સમજો. તો તમને સંગ્રહ કરવાનું મન નહિ થાય, પણ ભાર હળવો કરવા માટે દાન દેવાનું મન થશે.

તમે સંસારમાં બેઠા છો એટલે વ્યવહાર નભાવવા માટે તમારે ધનની જરૂરિયાત છે તે વાત બરાબર છે પણ તેની મર્યાદા હોવી જોઇએ. આપણા જૈન શાસ્ત્રમાં પરિગ્રહ પરિમાણ વ્રત બતાવ્યું છે. તમે પ્રતિક્રમણમાં આ વ્રત બોલો છો ને? હા. તો પરિગ્રહની મર્યાદા બાંધવી જોઇએ. ગ્રહ તો નવ છે પણ એ નવ ગ્રહ કરતાં વિલક્ષણ કોટીનો દશમો ગ્રહ હોય તો પરિગ્રહ છે. શનિની પનોતીમાંથી સાડા સાત વર્ષે છુટાય પણ પરિગ્રહની પનોતી એવી ભયંકર છે કે તેમાંથી છુટવું મહામુશ્કેલ છે. માટે તેની મમતા ઘટાડો ને મર્યાદા કરો. દરેક વસ્તુ મર્યાદિત હોય તો સારી છે. અમર્યાદિત નુકશાનકારી છે. તમારા પગમાં પહેરવાના બૂટ કે ચંપલ જો માપથી નાના હશે તો ડંખશે, પગમાં ચાંદી પડશે, લોહી નીકળશે ને બળતરા થશે. અને જો મોટા હશે તો ચાલતા ગબડાવી દેશે, પણ જો માપસર હશે તો ડંખવાની કે પડી જવાની ચિંતા નહિ રહે તેમ તમારી પાસે જો મર્યાદિત ધન હશે તો ભોગ વિલાસમાં ગબડી નહિ પડો પણ વધારે હશે તો ભોગ વિલાસ, એશઆરામ, ફેશનો અને વ્યસનો વધશે ને જીવન પતનના પંથે ચાલ્યું જશે. પરિગ્રહની મમતા ઓછી હશે તો ધર્મ કરવાનું મન થશે અને જીવનમાં ધર્મ હશે તો દાન કરવાનું પણ મન થશે.

એક શહેરમાં એક શેઠ-શેઠાણી રહેતાં હતા. તેમના પહેરવેશ અને રહેણી કરણીથી સાદા દેખાતાં હતા પણ હૃદય ઉદાર હતું, તે ગામમાં સ્કૂલ ખૂબ જીર્ણ થઇ ગઈ હતી. તેથી ફરીને બંધાવવી હતી એટલે ગામનું મહાજન ભેગું થઇને શ્રીમંતોને ઘેર ટીપ કરવા માટે ગયું. શેઠને ત્યાંથી સારી રકમ મળશે એવી આશાથી આવ્યા હતા. આ સમયે

શેઠ નોકરને ધમકાવતા હતાં કે દિવાસળી બે જ બગડવી જોઈએ ને તેં પાંચ કેમ બગાડી ? ખૂબ ગુસ્સો કરતાં હતાં. આ જોઈને મહાજન વિચારમાં પડી ગયું કે શું કરવું ? છેવટે જાય છે. તો શેઠ તેમને ખૂબ આદર આપે છે. કેશરીયા દૂધ પીવડાવે છે. આથી મહાજન વિચારમાં પડી જાય છે. કવિએ કહ્યું છે કે,

शतेषु जायते शूरः सहस्रेषु च पडितः ।
वक्ता दश सहस्रेषु, दाता भवति वा न वा ॥

શૂરવીર સોમાં એક હોય છે, પંડિત હજારમાં એક હોય છે, વક્તા દશહજારમાં એક હોય છે પણ-દાતાર તો કોઈક જ હોય છે ને નથી પણ હોતો. દુનિયામાં સાચો દાતાર બહુ દુર્લભ હોય છે. કોઈ પ્રતિષ્ઠા કે પદવી માટે, કોઈ સ્વાર્થ માટે તો કોઈ વાહ વાહ માટે, તો કોઈ કીર્તિ માટે, દાન આપે છે પણ નિઃસ્વાર્થ ભાવે દાન આપનાર દાતા કોઈક જ હોય છે.

પેલા શેઠે મહાજનને કેશરીયા દૂધ પીવડાવ્યા પછી પૂછયું કે બોલો ભાઈ, આપનું પધારવું કેમ થયું ? ત્યારે મહાજને કહ્યું શેઠજી ! પરમાર્થના કામે ટીપ કરવા નીકળ્યા છીએ, અને આપને ત્યાં સૌથી પહેલાં આવ્યા છીએ. ત્યારે શેઠે કહ્યું ભાઈ ! મારા રૂ.૨૫૧) લખો. ત્યારે મહાજન કહે છે શેઠજી ! તમારા આટલા ન હોય. વધુ લખાવો. શેઠે કહ્યું-૫૦૧) લખો. આમ રકઝક ચાલતી હતી તે વખતે શેઠાણી કપડા ધોઈને સૂકવવા માટે આવ્યા. તેમણે આ રકઝક થતી સાંભળીને કહ્યું-સ્વામીનાથ ! આ બિચારાને તમે આટલા બધા શા માટે કરગરાવો છો.? એમના ઘર માટે તો નથી માંગતા ને આ તો પરમાર્થનું કામ છે. એમને નિરાશ ન કરો. શેઠે કહ્યું ભલે, ૭૦૧) લખો.

શેઠાણીએ પૂછયું-ભાઈઓ ! તમારે કેટલા પૈસાની જરૂર છે ? મહાજને કહ્યું, બહેન ! અમારે રૂ. દશ હજારની જરૂર છે. તેમાં તમારે ઘેરથી રૂ. ૧૦૦૧) લેવા છે, દશ હજારથી વધુ મળે તો પણ લેવા નથી. શેઠાણી કહે કાંઈ વાંધો નહિ. આવા પરમાર્થના કામમાં અમારું ધન ક્યાંથી વપરાય ! પુણ્યોદયથી મળેલું ધન જો દાન પુણ્યના કામમાં ન વપરાય તો શા કામનું ? ઘરના અને સ્વાર્થના કામમાં તો ઘણું ધન વાપર્યું, પણ ધર્મના કે પરમાર્થના કામમાં વપરાય તે જ સાચું ધન છે. શેઠાણી શેઠને કહે છે કે તમે પાંચ હજાર રૂ. રોકડા આપી દો. શ્રીમતીજીનો ઓર્ડર થયો ત્યાં શેઠે પલંગ નીચે રાખેલા ડબ્બામાંથી રૂ. પાંચ હજાર રોકડા ગણીને મહાજનને આપી દીધા. બોલો બહેનો ! તમે આવી પ્રેરણા આપતા હશો ને ? (હસાહસ)

બંધુઓ ! કંઈક ઘરની સ્ત્રીઓ એવી સજ્જન હોય છે કે પોતાના પતિને સમાજમાં ઓળખાવે છે. એક વખત શેઠ બહારગામ જવા નીકળ્યા ત્યારે શેઠાણીને કહે છે કે મને ખાખરાના બે ડબ્બા ભરી આપ. શેઠાણી કહે છે કે આપને જ્યાં જવાનું

પર છે. જ્યાં સુધી જીવનમાં ધર્મ જીવતો ને જાગતો છે ત્યાં સુધી જીવન સજીવન રહેશે અને ધર્મ સૂકાઇ જતાં જીવન કરમાઈ જશે. ધર્મ જ એક એવું તત્ત્વ છે કે જે સંયોગ અને વિયોગ, હર્ષ અને શોક, સંપત્તિ–વિપત્તિ, સુખ–દુઃખ વિગેરેના સમયમાં આત્માને સમભાવમાં રાખી શકે છે. માટે જીવનમાં ધર્મને જીવંત રાખજો.

ધર્મ એટલે શું ? અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ આ પંચશીલનું પાલન કરવું તે ધર્મ છે. આ પંચશીલ જેના જીવનમાં તાણાવાણાની જેમ વણાઇ જાય છે, તેમની વૃત્તિઓ નિર્મળ બને છે. વૃત્તિઓ નિર્મળ થાય એટલે સંગ્રહ ભારરૂપ લાગે ને પરિગ્રહ પાપરૂપ લાગે. જેને ભાર લાગે તે ઉતાર્યા વિના રહે ખરા ! જુઓ, તમારા માથે અધિક વાળ વધે તે ગમે છે ? હા, આજે તો યુવાનો વાળ વધારે છે. તે એક ફેશન છે. બાકી પુરૂષો વાળ વધી જાય તો પૈસા આપીને કપાવી નાંખે છે. નખ વધે તો પણ કાપી નાંખે છે. કારણ કે નખ વધે તો તેમાં મેલ ભરાય, મેલ પેટમાં જાય. નખ કપડામાં ભરાય તો કપડા ફાડી નાંખે ને વાગે પણ ખરા. કેટલું નુકશાન થાય ! તેમ અતિ પરિગ્રહ પણ વધેલા વાળ અને નખ જેવો સમજો. તો તમને સંગ્રહ કરવાનું મન નહિ થાય, પણ ભાર હળવો કરવા માટે દાન દેવાનું મન થશે.

તમે સંસારમાં બેઠા છો એટલે વ્યવહાર નભાવવા માટે તમારે ધનની જરૂરિયાત છે તે વાત બરાબર છે પણ તેની મર્યાદા હોવી જોઇએ. આપણા જૈન શાસ્ત્રમાં પરિગ્રહ પરિમાણ વ્રત બતાવ્યું છે. તમે પ્રતિક્રમણમાં આ વ્રત બોલો છો ને ? હા. તો પરિગ્રહની મર્યાદા બાંધવી જોઇએ. ગ્રહ તો નવ છે પણ એ નવ ગ્રહ કરતાં વિલક્ષણ કોટીનો દશમો ગ્રહ હોય તો પરિગ્રહ છે. શનિની પનોતીમાંથી સાડા સાત વર્ષે છૂટાય પણ પરિગ્રહની પનોતી એવી ભયંકર છે કે તેમાંથી છૂટવું મહામુશ્કેલ છે. માટે તેની મમતા ઘટાડો ને મર્યાદા કરો. દરેક વસ્તુ મર્યાદિત હોય તો સારી છે. અમર્યાદિત નુકશાનકારી છે. તમારા પગમાં પહેરવાના બૂટ કે ચંપલ જો માપથી નાના હશે તો ડંખશે, પગમાં ચાંદી પડશે, લોહી નીકળશે ને બળતરા થશે. અને જો મોટા હશે તો ચાલતા ગબડાવી દેશે, પણ જો માપસર હશે તો ડંખવાની કે પડી જવાની ચિંતા નહિ રહે તેમ તમારી પાસે જો મર્યાદિત ધન હશે તો ભોગ વિલાસમાં ગબડી નહિ પડો પણ વધારે હશે તો ભોગ વિલાસ, એશઆરામ, ફેશનો અને વ્યસનો વધશે ને જીવન પતનના પંથે ચાલ્યું જશે. પરિગ્રહની મમતા ઓછી હશે તો ધર્મ કરવાનું મન થશે અને જીવનમાં ધર્મ હશે તો દાન કરવાનું પણ મન થશે.

એક શહેરમાં એક શેઠ–શેઠાણી રહેતાં હતા. તેમના પહેરવેશ અને રહેણી કરણીથી સાદા દેખાતાં હતા પણ હૃદય ઉદાર હતું, તે ગામમાં સ્કૂલ ખૂબ જીર્ણ થઇ ગઈ હતી. તેથી ફરીને બંધાવવી હતી એટલે ગામનું મહાજન ભેગું થઇને શ્રીમંતોને ઘેર ટીપ કરવા માટે ગયું. શેઠને ત્યાંથી સારી રકમ મળશે એવી આશાથી આવ્યા હતા. આ સમયે

શેઠ નોકરને ધમકાવતા હતાં કે દિવાસળી બે જ બગડવી જોઈએ ને તેં પાંચ કેમ બગાડી ? ખૂબ ગુસ્સો કરતાં હતાં. આ જોઈને મહાજન વિચારમાં પડી ગયું કે શું કરવું ? છેવટે જાય છે તો શેઠ તેમને ખૂબ આદર આપે છે. કેશરીયા દૂધ પીવડાવે છે. આથી મહાજન વિચારમાં પડી જાય છે. કવિએ કહ્યું છે કે,

शतेषु जायते शूरः सहस्रेषु च पण्डितः ।
वक्ता दश सहस्रेषु, दाता भवति वा न वा ॥

શૂરવીર સોમાં એક હોય છે, પંડિત હજારમાં એક હોય છે, વકતા દશહજારમાં એક હોય છે પણ દાતાર તો કોઈક જ હોય છે ને નથી પણ હોતો. દુનિયામાં સાચો દાતાર બહુ દુર્લભ હોય છે. કોઈ પ્રતિષ્ઠા કે પદવી માટે, કોઈ સ્વાર્થ માટે તો કોઈ વાહ વાહ માટે, તો કોઈ કીર્તિ માટે, દાન આપે છે પણ નિઃસ્વાર્થ ભાવે દાન આપનાર દાતા કોઈક જ હોય છે.

પેલા શેઠે મહાજનને કેશરીયા દૂધ પીવડાવ્યા પછી પૂછયું કે બોલો ભાઈ, આપનું પધારવું કેમ થયું ? ત્યારે મહાજને કહ્યું શેઠજી ! પરમાર્થના કામે ટીપ કરવા નીકળ્યા છીએ, અને આપને ત્યાં સૌથી પહેલાં આવ્યા છીએ. ત્યારે શેઠે કહ્યું ભાઈ ! મારા રૂ.૨૫૧) લખો. ત્યારે મહાજન કહે- છે શેઠજી ? તમારા આટલા ન હોય. વધુ લખાવો. શેઠે કહ્યું–૫૦૧) લખો. આમ રકઝક ચાલતી હતી તે વખતે શેઠાણી કપડા ધોઈને સૂકવવા માટે આવ્યા. તેમણે આ રકઝક થતી સાંભળીને કહ્યું–સ્વામીનાથ ! આ બિચારાને તમે આટલા બધા શા માટે કરગરાવો છો ? એમના ઘર માટે તો નથી માંગતા ને આ તો પરમાર્થનું કામ છે. એમને નિરાશ ન કરો. શેઠે કહ્યું ભલે, ૭૦૧) લખો.

શેઠાણીએ પૂછયું–ભાઈઓ ! તમારે કેટલા પૈસાની જરૂર છે ? મહાજને કહ્યું. બહેન ! અમારે રૂ. દશ હજારની જરૂર છે. તેમાં તમારે ઘેરથી રૂ. ૧૦૦૧) લેવા છે. દશ હજારથી વધુ મળે તો પણ લેવા નથી. શેઠાણી કહે કાંઈ વાંધો નહિ. આવા પરમાર્થના કામમાં અમારું ધન ક્યાંથી વપરાય ! પુણ્યોદયથી મળેલું ધન જો દાન પુણ્યના કામમાં ન વપરાય તો શા કામનું ? ઘરના અને સ્વાર્થના કામમાં તો ઘણું ધન વાપર્યું, પણ ધર્મના કે પરમાર્થના કામમાં વપરાય તે જ સાચું ધન છે. શેઠાણી શેઠને કહે છે કે તમે પાંચ હજાર રૂ. રોકડા આપી દો. શ્રીમતીજીનો ઓર્ડર થયો ત્યાં શેઠે પલંગ નીચે રાખેલા ડબ્બામાંથી રૂ. પાંચ હજાર રોકડા ગણીને મહાજનને આપી દીધા. બોલો બહેનો ! તમે આવી પ્રેરણા આપતા હશો ને ? (હસાહસ)

બંધુઓ ! કંઈક ઘરની સ્ત્રીઓ એવી સજ્જન હોય છે કે પોતાના પતિને સમાજમાં ઓળખાવે છે...એક વખત શેઠ બહારગામ જવા નીકળ્યા ત્યારે શેઠાણીને કહે છે કે મને ખાખરાના બે ડબ્બા ભરી આપ, શેઠાણી કહે છે કે આપને જ્યાં જવાનું

છે ત્યાં મેં ડબ્બા મોકલી દીધા છે. શેઠ ગયા. તે જે જે ગામ ગયા ત્યાં સ્ટેશને તેમના સ્વાગત માટે બધા હાજર હતા. શેઠ એક અને બોલાવનારા ઘણાં, શેઠની તો બધે ખમ્મા ખમ્મા થાય છે. પૂછતાં ખબર પડી કે શેઠાણીએ આ બધાની ખૂબ ભક્તિ કરી છે પ્રેમથી જમાડયા છે. તેનો આ પ્રતાપ છે. જો શેઠાણીએ દીધું હતું તો શેઠને સામેથી મળ્યું. (આ દૃષ્ટાંત પૂ. મહાસતીજીએ ઘણાં વિસ્તારપૂર્વક રજુ કર્યું હતું. તેનો સાર અહીં નોંધ્યો છે.) શુધ્ધ ભાવથી દીધેલું દાન સારું ફળ આપે છે.

શાસ્ત્રકાર મહર્ષિઓએ દાનના પાંચ પ્રકાર વર્ણવ્યા છે તે આ પ્રમાણે છે.

अभय सुपत्तदाण अणुकंपा उचिय किसिदाणं च ।
दोहिंपि मोक्खो भणिओ, तिन्नि भोगाइ दियन्ति ॥

(૧) અભયદાન (૨) સુપાત્રદાન (૩) અનુકંપાદાન (૪) ઉચિતદાન (૫) કીર્તિદાન એ પાંચ પ્રકારના દાનમાં અભયદાન અને સુપાત્રદાન મોક્ષને આપનાર છે, અને પછીના ત્રણ દાન સંસારના પૌદ્ગલિક સુખને દેનાર છે.

(૧) 'અભયદાન' :– સંસારના કોઈપણ જીવને મરણથી બચાવી લેવો તેનું નામ અભયદાન છે. (૨) "સુપાત્રદાન" :– સુપાત્ર એવા સાધુ–સાધ્વી અથવા શ્રાવક શ્રાવિકાને ભક્તિભાવ પૂર્વક અપાતું દાન સુપાત્રદાન છે. આ બંને દાન મોક્ષના સુખને અપાવે છે. (૩) અનુકંપાદાન :– અનુકંપા, દયાની બુધ્ધિથી દુઃખી જીવોને અપાતું દાન અનુકંપાદાન છે. (૪) ઉચિતદાન :– સગાવહાલા તથા મિત્રાદિને જે દાન આપવામાં આવે તે ઉચિતદાન છે. (૫) કીર્તિદાન :– દાતારના ગુણ ગાનાર ભાટ–ચારણ વિગેરેને જે દાન આપવામાં આવે છે, તે કીર્તિદાન છે. આ ત્રણ દાન સંસારના પૌદ્ગલિક સુખો અપાવે છે. દરેક ધર્મમાં દાનની મહત્તા વર્ણવાઈ છે. દાનને લગતા અનેક ઉદાહરણો, દૃષ્ટાંતો પણ મળી શકે છે.

તદ્ભવ મોક્ષગામી શ્રી તીર્થંકર પ્રભુઓ પણ સંયમના પુનિત પંથે પ્રયાણ કરતા પહેલા એક વર્ષ પર્યંત વાર્ષિક દાન આપે છે. જેમાં એક દિવસે એક ક્રોડ અને આઠ લાખ સોનૈયાનું દાન આપતાં એક વર્ષમાં ત્રણ અબજ અઠયાસી ક્રોડ ને એંસી લાખ સોનૈયાનું દાન આપે છે. પહેલા શ્રી ઋષભદેવ તીર્થંકરથી માંડીને યાવત્ ચોવીસમા શ્રી મહાવીર સ્વામી તીર્થંકરે પણ વાર્ષિક દાન આ રીતે આપ્યું હતું. માટે ધનનો સંગ્રહ ન કરતાં ધર્મના કાર્યોમાં અને દુઃખીઓની સેવામાં તેનો ઉપયોગ કરો.

કવિની એક કલ્પના છે. એક વખત તળાવે નદીને કહ્યું કે તારામાં પાણી ઘણું આવે છે પણ તું વહીને તારું પાણી વહેંચી દે છે. જેથી તું ઉનાળામાં સૂકાઇ જાય છે. ઉનાળામાં તારી પાસે કોરી ધગધગતી રેતી હોય છે. જ્યારે હું તો પાણીનો

સંગ્રહ કરી રાખું છું હું એક જ ઠેકાણે રહું છું ને તું તો ખળખળ કરતી વહી જાય છે. ત્યારે નદીએ કહ્યું કે ભાઈ! તારી વાત સાચી છે, પણ ઉનાળામાં તો તું પણ સૂકાઈ જાય છે. ફક્ત તારામાં એક ખાબોચિયા જેટલું પાણી રહે છે. જેમાં અનેક જંતુઓ ઉત્પન્ન થાય છે, ને કીચડ જામે છે. તેમાંથી એકલી દુર્ગંધ નીકળે છે ને તારી પાસે આવનારા પગ મૂકતાની સાથે તારા કીચડમાં ખૂંચી જાય છે. જ્યારે હું તો ઉનાળામાં પણ મારી પાસે આવનારને નિરાશ કરતી નથી. હું ઉનાળામાં ભલે સૂકી ભંઠ દેખાતી હોઉં, એકલી રેતી ઉડતી હોય પણ કોઈ મારામાં આવીને વીરડો કરે તો તેમાંથી મીઠું પાણી આપીને તેની તૃષા છીપાવું છું. આ ઉપરથી સમજવાનું છે કે નદી જેવા બનો પણ તળાવ જેવા ન બનશો.

બંધુઓ! ધન તો ઘણાને મળ્યું છે પણ દાનમાં ન વપરાય તો શા કામનું! પૈસાનો અનેક રીતે સદ્‌વ્યય થઈ શકે છે, પણ આજે માણસ લક્ષ્મીનો પૂજારી બન્યો છે પણ ગુણનો પૂજારી નથી. આજની દુનિયામાં લક્ષ્મીદેવીના માન ખૂબ વધી ગયા છે. જો લક્ષ્મી પુણ્યાનુબંધી પુણ્યની હોય તો તે સદ્‌ગતિ અપાવે છે ને જો પાપાનુબંધી પુણ્યની લક્ષ્મી હોય તો અધોગતિમાં લઈ જાય છે. સાચી સંપત્તિ એનું નામ કે જે સદ્‌ગતિ અપાવે અને છેવટે મુક્તિનું સુખ અપાવે. શાલીભદ્રને ઋદ્ધિ મળી હતી અને મમ્મણ શેઠને પણ મળી હતી. તેમાં શાલીભદ્ર સંપત્તિનો ત્યાગ કરીને દીક્ષા લઈને એકાવતારી બની ગયા ને મમ્મણ શેઠ એનો રાગ કરીને મમતામાં ને મમતામાં મરીને નરકે ગયા. માટે ધનમાં આસક્ત ન બનો. આ બધો પુણ્ય ખેલ છે. અહીં એક દૃષ્ટાંત યાદ આવે છે.

એક શ્રાવક કર્મોદયથી ખૂબ ગરીબ હતો. સાત સાંધે ને તેર તૂટે તેવી તેની સ્થિતિ હતી. ન્યાતમાં, ધર્મસ્થાનકમાં, મેળાવડામાં, સગાસંબંધીમાં ક્યાંય તેને માટે સ્થાન ન હતું. એના કપડા ફાટલા તૂટલા હતા ને શરીર તદ્દન જીર્ણ હતું. એનું મુખ જોઈને માણસને દયા આવી જાય તેવી સ્થિતિ હતી. આવી સ્થિતિમાં પણ ધર્મની શ્રદ્ધા અડોલ હતી. માનવીની સ્થિતિ કાયમ માટે સરખી રહેતી નથી. ધર્મની આરાધનાથી પાપનું પડળ દૂર ખસી ગયું ને પુણ્યનો ઉદય થયો, તેથી એક સજ્જન માણસનો તેને સમાગમ થયો. સજ્જન માણસને તેની પરિસ્થિતિ જોતાં દયા આવી ગઈ. તેથી તેને નોકરી અપાવી અને થોડા સમયમાં નાનકડી હાટડી નાંખી આપી. ધીમે ધીમે ભાઈની દુકાન જામતી ગઈ. એટલે તેણે મોટી દુકાન બનાવી. જેમ જેમ પુણ્યોદય વધતો ગયો તેમ તેમ પાપકર્મ દૂર ખસતું ગયું ને ભાઈને ત્યાં લક્ષ્મીની વૃદ્ધિ થવા લાગી. દશ વર્ષમાં ભાઈ કોડપતિ બની ગયા, વહેપાર ધમધોકાર ચાલતા નોકર-ચાકર, આડતીયાઓ બધાથી શેઠ ઘેરાયેલા રહેતાં હતાં. છતાં પોતાની ધર્મારાધના ચૂક્યા ન હતા. આજે તો લક્ષ્મી વધે એટલે ચાલીમાંથી વાલકેશ્વર, મરીન લાઈન્સ, પેડર રોડ, વિગેરે એરિયામાં ફ્લેટમાં રહેવા જાય છે, મોટરો દોડે છે પણ ધર્મને ભૂલવા

એમ કહી શકાય. આ ચાર દિવસની જિંદગી માટે આ પ્રવાસમાં કોણ મૂર્ખ હોય કે તે સાથેના પ્રવાસીઓ સાથે કટુતા સાધે, વિગ્રહ કરે, વેર બાંધે, મનમાં ડંખ રાખે અને શત્રુઓ વધારે? શા માટે સંપ અને શાંતિથી ન રહે? કદાચ મનદુઃખ, વૈરભાવ કટુતા કે કંકાસ થઈ ગયો હોય તો પ્રેમપૂર્વક હૃદયથી શા માટે માફી ન માંગે? ક્ષમાપનાના પવિત્ર નીરમાં જે પ્રવાસી સ્નાન કરે છે તે સ્વ-પર કલ્યાણ સાધી શકે છે. કહ્યું છે કે

બેઉ કર જોડી નમી પડો, અન્યોન્યના નાદમાં,
માગો અને અર્પો ક્ષમા હૃદયથી, અંતર તણા એ નાદમાં

ક્ષમાપના માત્ર "મિચ્છામિ દુક્કડં" બોલવાથી સાર્થક થતી નથી. એની સાથે હૃદયનો ભાવ સંપૂર્ણ ભળવો જોઈએ. ક્ષમાપના વીરનું આભૂષણ છે. કર્મોને બાળી નાંખનાર ચિનગારી સમાન છે. પવિત્ર પાવન ઝરણું છે. ધર્મનો સાર છે સો-ટચની લગડી સમાન છે. મોક્ષસીડીનું પ્રથમ પગથિયું છે. પરમ પ્રકાશનો માર્ગ છે. ક્ષમાપનાએ દુઃખોને દૂર કરનાર સર્વ શ્રેષ્ઠ સંજીવની છે. આ પર્વ ક્ષમા માગો, ક્ષમા આપો, ક્ષમા સાધો અને ક્ષમા ગ્રહો આ ચાર સીગ્નલ આપે છે

જેમની સાથે સારા મીઠા સંબંધો છે એમને ઘેર જઈ ક્ષમાપના કરવાનો કોઈ અર્થ નથી. ક્ષમા તો એવી માંગો કે એક વાર જે ગુનો થઈ ગયો છે તે ભવિષ્યમાં ફરી વાર ન થાય. આજે ખમતખામણાં તો ઘણાં કરે છે પણ ઉપરછલા હોય છે. અંતર શુદ્ધ નથી હોતું તેથી ક્ષમાપના માંગ્યા પછી પણ વર્તન તો જે હોય છે. તે હોય છે. યાદ રાખો કે નમ્રતા વિના સિદ્ધિ પ્રાપ્ત થતી નથી. જે જાતિવાન અને કુળવાન હોય તે વીતરાગ ધર્મને સારી રીતે જાણે છે. તેનામાં નમ્રતા ખૂબ હોય છે. ઘણીવાર તમે જોયું હશે કે ઉંચી જાતનાં વૃક્ષો પણ ફળ આવતાં નમી પડે છે. એક કહેવત છે ને કે,

"નમે તો આંબા આંબલી, નમે તો દાડમ દ્રાક્ષ,
એરંડા બિચારા કયા નમે, હીની ઉનકી જાત."

એરંડાનું વૃક્ષ સૂકાઈ જાય પણ ઝૂકે નહિ. કેમ કે તે આંબા, આંબલી, દાડમ અને દ્રાક્ષ જેવું ઉંચી જાતનું વૃક્ષ નથી જો ઉંચું બનવું હોય તો નમ્રતા વિના નહિ બનાય. જ્યારે જીવનમાં નમ્રતા આવશે ત્યારે જરૂર ક્ષમાનો ગુણ આવશે. આજે આપણા જીવનમાંથી કષાયના કચરા કાઢીને ક્ષમાનો ગુણ લાવવો છે, અને એ જ માટે આપણે અંતરની આલોચના કરીએ છીએ. શાસ્ત્રકાર કહે છે કે आलोअंतो अणिंदंतो खिप्पं हणइ सुसावओ । કર્મોની આલોચના અને નિંદા કરનારો શ્રાવક જ્ઞાનાવરણી આદિ આઠે કર્મોને તત્કાળ ખપાવી નાંખે છે, આજનો દિવસ આપણને એ સૂચવે છે કે પોતાથી થયેલી ભૂલો અને પાપોની તમે નિંદા કરો અને ગર્હા કરો તો તમારા કર્મોના બંધન એકદમ ઢીલા થઈ જશે. ઉગ્ર પશ્ચાતાપના બળે કર્મો પણ તત્કાળ ખપી જશે. સમજાય છે ને

જ્ઞાની આપણુને શું કહી ગયા છે? જ્યારે આત્મા અંદરથી જાગશે ત્યારે કોઇનો ઝાલ્યો નહિ રહે. સૂતેલો સિંહ જાગે એટલે તેની આજુબાજુમાં કોઇ જાનવરો ઉભા રહી શકે ખરા? અરે, હાથી જેવા પ્રાણી પણ તેનાથી દૂર ભાગે, તેમ આત્મા પણ સ્વમાં જાગૃત બને એટલે કર્મો તેનાથી દૂર ભાગવા માંડે છે. આત્મા અનાદિથી પરમાં તો જાગેલો છે પણ દુઃખ એ છે કે સ્વમાં જાગ્યો નથી. ભલે, સાત દિવસ સુધી આત્મા જાગ્યો નથી પણ આજે તો આત્માને જગાડે છૂટકો છે. આજે જીવનમાં ક્ષમાનું સ્વાગત કરવું છે ને વૈરનું વિસર્જન કરવું છે તો અંતઃકરણપૂર્વક કરજો. ઉપર ઉપરથી તો ઘણું કર્યું છે. મને અહીં એક વાત યાદ આવે છે.

એક શેઠ શેઠાણી હતા. શેઠને બિચારાનો પાપનો ઉદય કે શેઠાણી સ્વભાવના બહુ કર્કશ હતા. તેનું જીવન જાણે ઝઘડા કરવું એવું જ ન હોય! સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધીમાં બે ત્રણ વાર ઝઘડો ન કરે તો દિવસ ખાલી જ ગયો ગણાય. એવા હતા શેઠાણી. સાંભળો મારી બહેનો! અહીંયા તો કોઇ એવા નથી બેઠા ને! કદાચ ક્રોધ આવી જતો હોય તો ક્રોધ રૂપી કચરાને બહાર ફેંકી દેજો. કારણ કે જ્યાં સુધી એ કચરાને બહાર ફેંકશો નહિ ત્યાં સુધી સદ્દગુણનો માલ ભરી શકશો નહિ. જીવન એવી રીતે જીવી જાણવું જોઇએ કે મુખ ઉપર હાસ્યોર્મિની રેખા ઝળકતી હોય, હૈયું માનવતાની સુવાસથી પ્રસન્ન અને પ્રફુલ્લ જણાતું હોય, જિંદગી સફળ કર્યાનો આનંદ જણાતો હોય અને અંતિમ વિદાયે આપણો આત્મા હસતો હોય અને જગત આપણા ગુણોની સ્મૃતિથી રડતું હોય. આ બધું બને ક્યારે? અંતરમાં ક્ષમાનું સ્વાગત કર્યું હોય ને વૈરનું વિસર્જન કર્યું હોય ત્યારે ને!

મારા ભાઇઓ ને બહેનો! આજના દિવસે માનવ જીવનરૂપી પવિત્ર ભંડારને સંયમ, ક્ષમા અને તપથી ભરી દેજો. કારણ કે આપણુને ખબર નથી કે આપણી દોરી ક્યારે તૂટશે? હિટલર પાસે શું ન હતું? લાખો મર્દો સૈનિકો હતા. રણધીર બખ્તરધારી યોદ્ધાઓ હતા, વ્યુહરચનામાં કાબેલ એવા મુત્સદીઓ હતા, આધુનિક શસ્ત્રસરંજામનો પુરવઠો હતો. જેના વચન પર આખું જર્મન પ્રાણ પાથરવા તૈયાર હતું. જય મેળવવો એ જ એનો મહામંત્ર હતો. બોલો, આવો હિટલર ઘડીના છઠ્ઠા ભાગમાં ફેંકાઈ ગયો ને! આજે એની પાછળ કોઇ આંસુ સારનાર છે! ખરેખર, તે મહામોહની માયામાં પાગલ બન્યો હતો. તેણે અમૃત સમ જીવન વિષમય બનાવી દીધું. વૈર અને ઈર્ષ્યાથી સળગતી અસંતોષ રૂપી વિષ દૃષ્ટિના પરિણામે તેની પાછળ કોઈ અશ્રુ સારનાર ન નીકળ્યા. અરે, ખાંભી રચનાર પણ ન નીકળ્યો. હવે તમને સમજાય છે ને કે વૈરનું વિષ કેટલું ભયંકર છે! એક ઘડી પણ એ વિષને રાખવા જેવું છે ખરું? (શ્રોતામાંથી અવાજઃ– ના....ના.) ધ્યાન રાખજો. બોલ્યા છો તે પ્રમાણે પાળજો.

જેટલી ગાળો દેવી હોય તેટલી દો, કારણ કે તમારી પાસે છે પણ મારી પાસે એક પણ ગાળ નથી તો તમને શું આપું? બોલો, છેવટે ગાળ દેનારો થાકે ને? તમારે પણ જીવનમાં ક્ષમાનું સર્જન કરવું હોય તો દિલથી દિલાવર બનવું પડશે.

એક વખતનો પ્રસંગ છે. એક સુખી બ્રાહ્મણનું કુટુંબ હતું પણ કર્મોદયે દિવસો જતાં તે ખૂબ દુઃખી થાય છે. છેવટમાં ખાવાપીવાના પણ સાંસા પડયા. નોકરી કરવા જ્યાં જાય ત્યાં તેના પગલે વહેપારીને નુકશાન થતું આથી તેને કોઈ નોકરીમાં રાખતું નહિ. ચારે બાજુ દુઃખથી ઘેરાયેલો બ્રાહ્મણ મૃત્યુના શરણે જવા તૈયાર થયો. જ્યારે માનવી દુઃખથી ઘેરાય છે ત્યારે તેને જીવન અકારું લાગે છે. આત્મા સમજતો નથી કે આ બધું દુઃખ મને શાથી આવ્યું છે? જો પોતાના કર્મો તરફ દૃષ્ટિ કરે તો આત્મા જરૂર પાપથી પાછો વળે છે. હવે આ ભાઈ મરવા માટે તૈયાર થયા પણ ઝેર લાવવાના પૈસા નથી. એટલે જંગલમાં ગયા, અને ઝાડ સાથે એક દોરડું બાંધ્યું ગળે ફાંસો ખાઈને જીવનનો અંત લાવવો તેવો તેણે નિર્ણય કર્યો. આ સમયે તેનું ભાવિ ઉજળું હશે તેથી જૈન મહાત્મા ત્યાંથી નીકળ્યા, અને આ દ્રશ્ય જોતાં તેને નીચે ઉતાર્યો. એને બોધ આપ્યો. અરે! ભલા, આમ મૃત્યુ કરવાથી શું તું સુખી થઈ જવાનો છું? તું કર્મના સ્વરૂપને સમજ. આ બધું છોડી દઈને આત્મ સાધનામાં લાગી જા. તેમ કહીને તેને મહાત્માએ ખૂબ સમજાવ્યો અને નવકારમંત્ર આપ્યો. આથી બ્રાહ્મણ ખૂબ ખુશ થયો. બસ, હવે મારો ભાગ્યનો સિતારો જાગશે ને મારા દુઃખનો અંત આવશે.

એમ વિચારી શ્રદ્ધાપૂર્વક મહાત્મા પાંસેથી નવકારમંત્રનું સ્મરણ કરીને વિદાય થયો. ઘેર ગયા પછી નવકારમંત્રનો ખૂબ શ્રદ્ધાપૂર્વક ત્રણ દિવસ તેણે અખંડ જાપ કર્યો. ત્યાર બાદ તેના મનમાં સૂઝી આવ્યું કે હું કંઈક પ્રવૃત્તિ કરું પણ પૈસા વગર શું કરું? એટલે અમુક જાતની ગોળીઓ લઈ કાચની બાટલીમાં મૂકીને ચાર શેરીના ચોક વચ્ચે બેઠો ને હૃદયમાં નવકારમંત્રનું સ્મરણ કરતો. જે પૂછે તેને કહેતો કે આ જાદુ ભરેલી ગોળી બધા દુઃખને મટાડનાર છે. તેથી લોકો તેની મશ્કરી કરવા લાગ્યા ને કહેવા લાગ્યા કે તો તારી ગરીબાઈ ટળી જશે ને? તે શ્રદ્ધાપૂર્વક બોલતો કે હા, આ વહેપારથી મારી ગરીબાઈ ટળી જશે. આમ કરતાં ત્યાં એક કુંભાર આવ્યો ને કહે છે વૈદરાજ! મારું ગધેડું ખોવાઈ ગયું છે તે જડશે? હા....હા, લઈ જાવ આ બે ગોળી, બ્રાહ્મણે તો નવકારમંત્ર ગણીને બે ગોળી આપીને કહ્યું કે સાંજે ગરમ પાણી સાથે લેજો. હવે કુંભારે વૈદ્યના કહ્યા પ્રમાણે કર્યું. રાતના આઠ વાગ્યા. ને પેટમાં તો ખદાખદી થઈ. બિચારો સંડાસ જઈને થાકી ગયો. (હસાહસ) શું તમે બધા સમજી ગયા કે હસવા લાગ્યા? ગોળી શાની હતી ખબર છે? નેપાળાની. જેમ નેપાળાએ એનું પેટ સાફ કરવા માંડયું તેમ આજે આપણે પણ ક્ષમા રૂપી નેપાળાની ગોળી લઈ

ક્રોધ, કષાય રૂપી કચરાને બહાર કાઢવાના છે. હવે કુદરતને કરવું કે કુંભારને ગધેડું જડી ગયું. કુંભાર ખૂબ ખુશ થયો. તેણે વૈદ્યરાજને પાંચ રૂપિયા ઇનામ આપ્યું અને વૈદ્યના વખાણ કર્યા. આથી વૈદ્યરાજની વાતો ચારે બાજુ ફેલાઇ. લોકો કુંભારની વાત પર હસવા લાગ્યા.

આ વાતનો સંદેશો ગામના મહારાણી જે કર્મોદયે રાજાથી ત્યજાયેલા હતા. છ છ મહિનાથી દુઃખમાં રીબાતા હતા તેણે આ સંદેશો સાંભળ્યો કે આપણા ગામમાં એક વૈદરાજ ચમત્કારી છે. એ એવી ઔષધિ આપે છે કે જેના કારણે તૂટેલા હૃદય સંધાય છે, ખોવાયેલું જડી જાય છે, શારીરિક, માનસિક દુઃખો દૂર થાય છે. આથી રાણીએ દાસી મારફત વૈદ્યરાજને બોલાવ્યા. પોતાના દિલની બધી વાત કરી. વૈદ્યરાજે કોઇ પણ જાતનો વિચાર કર્યા વગર નવકાર ગણીને મહારાણીને બે ગોળી આપી દીધી. એણે એટલો પણ વિચાર ન કર્યો કે આ કોમળ શરીર છે. દુઃખના કારણે શરીર જીર્ણ થયું છે તો આ ગોળીના કારણે શું પરિણામ આવશે? એને તો એ જ શ્રદ્ધા છે કે મુનિના આપેલા મહામંત્રથી હું બધા કાર્યમાં સફળ થઈશ. ગોળી તો નિમિત્ત છે પણ મારો મહાન મંત્ર જરૂર બધા કાર્યમાં સફળતા અપાવશે.

હવે રાણીસાહેબે ગોળી લીધી. અડધા કલાકમાં એટલા બધા ઝાડા થવા લાગ્યા કે તેનું શરીર તેની સામે ટકી શક્યું નહિ. એનો અંતરાત્મા પોકારી ઊઠયો કે હવે હું જીવીશ નહિ. પોતાને પોતાના મૃત્યુની ઘડી નજીક દેખાવા લાગી અને વિચાર કર્યો કે અહોહો... મારો આત્મા ક્ષમાપનાનો દિવસ આવે ત્યાં સુધી આ દેહમાં ટકી શકે તેમ નથી. તો આજે જ હું મારા પતિ સાથે ક્ષમાપના કરી લઉં. મારો ગુનો હોય યા ન હોય પણ મારા પતિની દૃષ્ટિમાં જો હું ગુનેગાર છું તો મારે ક્ષમા માંગવી તે મારો સાચો ધર્મ છે. અનંતાનંત પુણ્યરાશીના બળે મને જે માનવજીવન મળ્યું છે તે મારે કષાય કાજળથી મલીન બનાવવું નથી. આમ વિચારી મહારાણીએ દાસીને મહારાજાને બોલાવવા મોકલી. આ સમયે જાણે મહારાણીની અંતિમ પરિસ્થિતિ હોય તેવી સ્થિતિ હતી. પોતે પોતાના જીવનમાં વિચાર કરી રહી છે કે આ માનવજીવનની જો કોઈ મોંઘેરી તક હોય તો મારે આજે પાપની આલોચના કરવા માટે ક્ષમામય જીવન બનાવવું જોઇએ. ક્ષમા એ મહાન રસાયણ છે, અને તે ક્ષમાના શુભ અધ્યવસાયથી અશુભ કર્મો ક્ષીણ થાય છે. આવો વિચાર કરતી રાણી રાજાની રાહ જોઇ રહી છે.

દાસી રાજાના મહેલે જઇ બારણા ખખડાવે છે. રાજા બહાર આવે છે. દાસી કરગરે છે હે નાથ! આપ પટરાણીના મહેલે પધારો. મહારાણીસાહેબ આપની સાથે ક્ષમાપના કરવા તલસી રહ્યા છે. એમનો અંતરાત્મા હાલની પરિસ્થિતિ જોતાં ઘડી બે ઘડીના મહેમાન જેવો લાગે છે. એ આપની પાસે માત્ર ક્ષમાયાચના કરવા તલસી રહ્યા

છે. તેમનો આત્મા "મિત્તી મે સવ્વભૂએસુ" એ સૂત્રથી પોકારી રહ્યો છે. દાસીના કરૂણ વચનો સાંભળતાં રાજા રાણીના મહેલે આવે છે. રાણી આ સમયે બેભાન અવસ્થામાં છે. રાજાનું હૃદય આ પરિસ્થિતિ જોતાં પલ્ટાય છે. તે વિચાર કરે છે અહો! મેં અધમ પાપીએ શું કર્યું? વિના વાંકે રાણીને કષ્ટ આપવામાં મેં બાકી ન રાખ્યું. આમ કહેતાં રાજાનું હૃદય ભરાઈ આવે છે ને રાણીનું મસ્તક પોતાના ખોળામાં લઈને બોલે છે કે હે મહારાણી! હું પાપી છું. મેં ગુના વગર તને શિક્ષા કરી છે. આજે હું પણ તારી સાથે ક્ષમા કરું છું. વેરઝેરનું પુરાણું ખાતું સર્વાંશે ચૂકતે કરું છું. ભૂતકાળને કદી હું યાદ નહિ કરું. તારા જીવનથી મારા જીવનમાં હવે હું નિર્ણય કરું છું કે દુર્જન દુર્જનતા ગમે તેટલી બતાવે પણ હું સજ્જનતા નહિ છોડું. દુર્જન ભલે ક્રોધનું, ગાળનું હથિયાર ઉગામે પણ હું ક્ષમાનું હથિયાર તૈયાર રાખીશ.

બંધુઓ! વિચારજો. રાણી તો હજુ બેશુદ્ધ છે, પણ રાજાના હૃદયે કેટલો પલ્ટો લીધો. આપણે પણ ક્ષમાનું ખડ્ગ ધારણ કરવાનું છે. ક્ષમા એ વીરનું આભૂષણ છે, કાયરનું નહીં, તમારી પાસે સત્તા, પદવી કે પૈસા હોય પણ જો તમે ભૂલની ક્ષમા આપશો તો જ તમે સાચા સત્તાધીશ છો. એક વાર સિકંદરે એરીસ્ટોટલને પૂછયું હતું કે ગુનેગારને ગુના માટે કઈ સજા યોગ્ય કહેવાય? એરીસ્ટોટલે કહ્યું કે 'ક્ષમા' સમજાય છે? હા. પણ સાથે એટલું સમજી લેજો કે ક્ષમા કયા વખતે કરવી? યાદ રાખો. તમારું બૂરું કરનાર તમારા સકંજામાં આવી જાય ત્યારે ઉદાર દિલથી માફી આપો એનું નામ સાચી ક્ષમા. ક્રોધની સામે ક્રોધ કરવો તે માનવતા નથી. ઇસુ ખ્રિસ્તને વધસ્તંભે લઈ ગયા અને તેમને ક્રોસ ઉપર જડી દીધા ત્યારે ઇસુની આંખમાંથી કરૂણા વરસી અને બોલ્યા – હે પિતા! તું આ બધાને માફ કરજે. કારણ કે તેઓને તેમનું ભાન નથી. કેટલી ક્ષમા! આવી અનેક વાતો ઐતિહાસિક છે.

આપણા પરમ ઉપકારી ભગવાન મહાવીર પ્રભુએ પણ કેટલી કરૂણા વરસાવી છે! કેટલી ક્ષમા ધારણ કરી છે! છ છ મહિના સુધી ઉપસર્ગો આપ્યા તેવો સંગમ, કાનમાં ખીલા મારનાર ભરવાડ, તેમજ શૂળપાણી, ચંડકૌશિક વિગેરે પર ભગવાને કેટલી ક્ષમા રાખી! કેટલી કરૂણા વરસાવી! ચંદનબાળા તથા મૃગાવતીજી, ચંડરૂદ્રાચાર્ય તથા નૂતન શિષ્ય પરસ્પર ક્ષમાના પ્રભાવે કેવળજ્ઞાન પામ્યા. ખરેખર જૈનશાસનમાં આરાધનાનો પ્રાણ હોય તો ક્ષમા છે. આજે તમે ક્ષમાનો મહિમા સમજીને ક્ષમા લાવો. ક્ષમાપનાના હાર્દને સમજાવતું સંવત્સરી મહાપર્વ છે. વિશ્વના સર્વ જીવો આપણા મિત્ર સમાન છે. જગતના સર્વ જીવો પર જો આપણે મૈત્રી ભાવ રાખીએ તો દ્વેષ, ક્લેશ અને ઇર્ષ્યા દૂર ભાગી જાય, પણ ખેદની વાત તો એ છે કે અનાદિ કાળથી આત્મા પર ક્રોધે વર્ચસ્વ જમાવ્યું છે. જાણે આત્મા રૂપી ઘરમાં અડ્ડો જમાવીને ન બેસી ગયો હોય! છતાં તેને

કાઢવા માટે જીવ પુરૂષાર્થ નથી કરતો, પણ હવે તો તેને કાઢે છૂટકો છે. જ્યારે જીવને કષાયના પરિણામનો ખ્યાલ આવશે ત્યારે જરૂર તેને દૂર કરશે. વધુ શું કહું ! કષાય ભયંકર ચોર, ડાકુ, અને લૂંટારુ કરતાં પણ વધુ દુષ્ટ છે. ભાઈ–ભાઈમાં વિરોધ કરાવનાર કષાય છે. ટૂંકમાં આડોશીપાડોશી સાથે, સ્નેહી સંબંધી સાથે કલેશ કરાવનાર કષાય છે. કષાય ચંડાળથી પણ વધુ ભયંકર છે. અરે, શાસ્ત્રકાર તો આપણને ત્યાં સુધી સમજાવે છે કે હે જીવાત્મા ! તમે સમજો.

અગીયારમાં ઉપશાંત મોહ ગુણઠાણે ચઢેલા, જેને વીતરાગી ગુણસ્થાનક કહેવાય છે એ ગુણઠાણે પહોંચેલા મહાન આત્માને પણ કષાય ઠેઠ નીચે પ્રથમ ગુણસ્થાનકે ગબડાવી મૂકે છે. માણસ શિખર પર આરોહણ કરતાં યા પહાડ કે નીસરણી પર ચઢતાં જો ખ્યાલ ન રાખે તો તેની શી દશા થાય છે ? હાડકા ખોખરા થાય છે, ખોપરી રંગાય છે ને લોહીલુહાણ થાય છે. જ્યારે એક નાના સરખા ચઢાવ પર ચઢતા પણ જો ધ્યાન રાખવામાં ન આવે તો કેવી ભયંકર પરિસ્થિતિમાં મૂકાવું પડે છે ! ત્યારે આ તો આત્માનું ચઢાણ છે, મહાચઢાણ છે. માટે જ્ઞાનીઓ કહે છે કે ચઢવું એ દુષ્કર છે. પડનારા તો ઘણાં છે. છતાં જો પાછળથી સમજશે તો પડનારા પણ એક દિવસ ચઢશે, પણ જેણે ચઢવાનો પ્રયત્ન સરખો કર્યો નથી એ ક્યારે પણ ચઢી શકવાનો નથી. જેણે ચઢવાનો પ્રયત્ન કર્યો છે તેમાં કોઈ ચઢતાં ચઢતાં કદાચ કર્મવશે પડી જાય, ગબડી જાય તો પણ એક દિવસ એ ચઢશે. પાણીને ઉપર ચઢાવવા માટે પંપ, યંત્ર વિગેરે સાધનોની જરૂર પડે છે પણ ઉતારવા માટે નહીં. એવી સ્થિતિ આત્મા માટે છે. ચઢવા માટે તો મહાન પ્રયત્નની જરૂર રહે છે. એવરેસ્ટના શિખરે આરોહણ કરનાર તેનસિંગ, શેરપા જેવા એવરેસ્ટ વિજેતા ગણાયા અને દુનિયાની દૃષ્ટિએ અભિનંદનને પાત્ર બન્યા. આત્માના ચઢાણ આગળ આ ચઢાણ સાવ સામાન્ય છે. આત્માના શિખરે અથવા આત્માની પરમોચ્ચ દશાએ પહોંચવું તે સાચો વિજય છે. ભલભલા મલ્લોને ભોંય ભેગા કરનાર, રણ સંગ્રામમાં સામી છાતીએ ઝઝુમનાર, શેરનો શિકાર કરનાર અને મદોન્મત હાથીના ગંડસ્થળને ભેદનારા અનેક બહાદુરો મળી આવશે પણ વિષય કષાયને જીતનારા વિરલ મળશે. આપણે વિષય કષાયના વિજેતા બનવાનું છે.

બંધુઓ ! મહાન જૈનશાસન મળવું અત્યંત દુર્લભ છે. માટે વિચાર કરો, જાગો ને આત્માને ઓળખો. શ્રી જિનવાણી રૂપી પાણીથી અંતરને અજવાળી; પાપને પખાળી, કર્મોને બાળો. અનાદિની કુટેવોને ટાળી, આત્માની ગૌરવશાળી દશાને પ્રાપ્ત કરવા આત્માના ખૂણે ખાંચરે ભરાઈ રહેલા કષાયોને દૂર કરી ક્ષમાનું સ્વાગત કરો ને વૈરનું વિસર્જન કરો. કારણ કે ખરેખર કષાયના આવેશમાં માણસ ભાન ભૂલી જાય છે, ભૂત જેવો બની જાય છે, ધમાલ મચાવી મૂકે છે તેથી મગજની ડીગ્રીનો પારો વધી જાય છે ને

પરિણામે ક્યારેક ખસી જાય છે. માટે આપણા ખરા દુશ્મનો કષાયો છે. ખરો મોરચો એની સામે માંડવાનો આજનો મંગલકારી દિવસ છે. આજના દિવસે ક્ષમાનો આદર્શ ઝીલી આત્મામાં ખૂબ સમતાભાવ કેળવવાનો છે. આત્મા વિભાવદશામાંથી સ્વભાવ દશામાં આવી જાય તો મોક્ષ કંઈ દૂર નથી. માટે જે આત્મા જીભને કાબૂમાં રાખે, વાણી પર કંટ્રોલ રાખે, ખમી ખાતાં શીખે, ઇન્દ્રિઓનું દમન કરે તે વાસનાનો વિજયી બનશે. આ સુવર્ણ દિને "ક્ષમા વીરસ્ય ભૂષણમ્" નો પાઠ શીખી અંતરમાં ઉતારી, જીવનમાં વણી આત્માને ઉજ્જવળ કરવાનો છે.

આપણે ક્ષમા ઉપર રાજા રાણીની વાત ચાલતી હતી તે વાત પર આવું છું. રાજા મહારાણીનું મુખ જોઈ ને પોતાના વૈરને ભૂલવા માંડયા. જાણે રાણીની પવિત્ર ભાવનાએ રાજાનું દિલ શુદ્ધ ન કર્યું હોય! તેમ તેમનું દિલ ક્ષમાના તેજથી ઝળહળી ઉઠયું. રાજાએ વિચાર કર્યો કે જો હું આજે મહારાણીના મહેલે આવ્યો છું તો હવે વૈરનું વિસર્જન કરી મારા જીવનમાં ક્ષમાની શરણાઈનો નાદ જાગૃત કરું. ખરેખર, જીવનની અને આત્માની સિદ્ધિ માટે ક્ષમાનું સ્વાગત કરું. આ રીતે વિચારતા રાજા મહારાણીને કહે છે કે મહારાણી! તમારા અંતરને દુઃખ આપનારો રાજા તમારી પાસે ક્ષમા માંગવા માટે આવ્યો છે. આપ જાગૃત બનો. વિના વાંકે પોતાની સ્ત્રીને દુઃખ આપનાર એવો પાપી તમારો પતિ શુદ્ધ બનવા માટે આવ્યો છે. જાગૃત થાવ, જાગૃત થાવ ને આ પાપીને ક્ષમા આપો. રાજાના દિલના વચનોએ રાણીના હૃદયમાં નવચેતના આપી. રાણી શુદ્ધિમાં આવે છે, અને જ્યાં જુવે છે ત્યાં અકલ્પનીય તેના જીવનમાં જોયું. આહાહા....આ શું? ક્ષમા, તારી તો અલૌકિક શક્તિ છે. તું તો તૂટેલાને સાંધે છે. એક મારા મનના વિચારના મોરલાએ મારા પતિને અહીં સુધી પહોંચાડી દીધા. ઉઠ આત્મા ઉઠ. ક્ષમા માંગી લે. અંતરથી વૈરનું વિસર્જન કરી ક્ષમાનું સ્વાગત કરી લે. આમ વિચારતાંની સાથે રાણીજી જાણે મહાબળવાન શક્તિને ધરાવતા ન હોય તેમ સ્વસ્થ બનીને બેઠા. રાજાના ચરણમાં પડીને માફી માંગી. હે નાથ! મારા અપરાધને ક્ષમા કરો. આપ દયાળુ છો, કરૂણાવંત છો. ક્ષમાના આપવાવાળા છો. મારા ગુનાને માફ કરો. મને ક્ષમા આપો. મેં આપને ક્યારે પણ દુભવ્યા હોય તો હૃદયથી આપની પાસે ક્ષમા માંગુ છું.

રાણીના એકેક વચન સાંભળી રાજાનું હૃદય પીગળી ગયું. બંનેએ સામસામી ક્ષમા-યાચના કરી અને આનંદથી રહેવા લાગ્યા. એક દિવસ રાજા પૂછે છે કે મહારાણી! એકાએક મારા હૃદયનો પલટો કેવી રીતે થયો? રાણી કહે છે મેં એક વૈદરાજની ગોળી લીધી અને તેનાથી મારું શરીર નંખાઈ ગયું. મને મૃત્યુ નજીક દેખાવા લાગ્યું. ત્યારે મને વિચાર થયો કે શું હું વૈરની વણઝાર લઈને જઈશ? ના....ના. વૈરના તો વળામણા કરવા જોઈએ ને ક્ષમાના સામૈયા કરવા જોઈએ. નાથ! ક્ષમા એ અલૌકિક જડીબુટ્ટી

છે. એના ભાવથી પણ દુઃખીઓના દુઃખ ચાલ્યા જાય છે તો ક્ષમાને ધારણ કરનારની તો વાત જ કયાં? રાણી અને રાજા બંનેના જીવનમાં ક્ષમાનો પાઠ સમજાઈ ગયો. પછી દિવસો જતાં રાણીએ વૈદરાજને બોલાવ્યા, અને કહ્યું કે ભાઈ! હવે તું આવી ગોળી કોઈને આપીશ નહિ. કદાચ હું મૃત્યુ પામી હોત તો તારું શું થાત? પણ તને હું જરૂર ખુશી કરીશ, કારણ કે તારી ગોળીએ મને અંતિમ ઘડી દેખાડી ને હું ક્ષમાયાચના કરવા તૈયાર થઈ. આથી મારો સંસાર સ્વર્ગ જેવો બન્યો. એમ કહી રાણીએ વૈદરાજને દશ હજાર રૂ. આપ્યા. આથી વૈદરાજ પણ સમજી ગયા કે જો રાણીસાહેબ જીવી ગયા હોય અને મને દશ હજાર રૂ. મળ્યા હોય તો નવકારમંત્રનો પ્રભાવ છે, અને તેના પ્રભાવે હું સુખી થયો છું. માટે હવે હું આ વહેપાર બંધ કરી મહામંત્રનું સ્મરણ કરીશ. એ પણ જૈનધર્મને પામ્યો.

અહીં આવેલા મારા ભાઈ–બહેનો! પોતાના જીવનને શુદ્ધ બનાવવા માટે પર્વાધિરાજના મંગલમય સંદેશામાં આજે ક્ષમાપનાનો છેલ્લો દિવસ છે. આજે તમે અહીંયા ક્ષમાપના કરવા ભેગા થયા છો. ખાલી બોલી જવાથી કે મિચ્છામિ દુક્કડં કહી દેવાથી સાચી ક્ષમાપના નથી. એ તો એક વ્યવહાર બની ગયો છે, પણ સાચી ક્ષમાપના તો ત્યારે આપી કહેવાય કે આપણું કોઈએ બૂરું ઇચ્છીયું હોય અગર નુકશાન પહોંચે તેવું આચરણ કર્યું હોય છતાં તમે તમારા દિલમાંથી એ વાતને કાઢી નાખી મૈત્રીભાવ કેળવ્યો હોય તો સાચી ક્ષમાપનાના છે. ક્ષમાપનાના ધર્મમાંથી પ્રગટતો શાંતિનો અમર સંદેશો જ્યારે અંતઃકરણને સ્પર્શે ત્યારે જોજો કેવો આનંદ આવે છે! એ આનંદ પ્રાપ્ત કરવા આજનો આપણો વિષય હતો "ક્ષમાનું સ્વાગત અને વૈરનું વિસર્જન" ક્ષમા માટે આપણે જેટલું વિચારીએ તેટલું ઓછું છે. પણ સમય થઈ ગયો છે. છેલ્લે એટલું જ કહું છું કે.

"સંગત કરી સંતો તણી, સદ્વસ્તુને વિચારજો,
રગડા અને ઝઘડા તજી, બગડયો જન્મ સુધારજો."

તમારી મૈત્રી જીવનને સુધારે તેવી હોવી જોઈએ. જેમ બાળકને પીવડાવેલું દૂધ શકિતમાં વૃદ્ધિ કરે છે અને સાપને પીવડાવેલું દૂધ ઝેર વધારે છે, તેમ સજ્જન માણસની મૈત્રી જીવનમાંથી વિષમતાને દૂર કરે છે અને દુર્જનની મૈત્રી જીવનમાં વિષમતા પ્રગટાવે છે. સજ્જનનો સંગ જીવનમાં સંજીવની સમાન છે ને દુર્જનનો સંગ સોમલ ઝેર સમાન છે. તમે ઘણી વાર જોયું હશે કે બિલાડી પોતાના દાંત વડે ઉંદરને પકડે છે ત્યારે ઉંદર મરી જાય છે. બીજી બાજુ તે દાંત પોતાના બચ્ચાને માટે રક્ષણ કરનારા થયા. આનું કારણ શું? બીજા પ્રત્યેની નીચ ભાવના અને પોતા પ્રત્યેની ઉંચ

ભાવના, પણ આપણા ભગવાને તો સર્વને પોતાના માન્યા ને પોતાનામાં સર્વને સમાવ્યા. આ મારું અને આ પરાયું એ જ વેરના બંધ ઉભા કરે છે. પરાયું જ્યારે મારા તરીકે સમજાશે ત્યારે મારા તારાના ભેદ ભૂલી જવાશે. પછી તે જીવનમાં અલૌકિક દિવ્ય આનંદ અનુભવાશે.

"ફુલ એક ગુલાબનું કરમાઈ ચાલ્યું બાગથી.
અર્પી ગયું ફોરમ જગતના ત્યાગના અનુરાગથી.
મોરલો ઉડી ગયો પણ મધુર કેકારવ રહ્યો,
પર્યુષણ પૂરા થયા પણ મધુર ગુંજારવ રહ્યો,"

આત્મ બંધુઓ! આજે સૌ કોઈ અંતરની ક્ષમાપના કરજો ને વૈરનું વિસર્જન કરી ક્ષમાનું સ્વાગત કરજો તે જ અંતરની ભાવના ૐ શાંતિ



## વ્યાખ્યાન નં. - ૪૬

**દ્વિ. શ્રાવણ સુદ ૮ ને રવીવાર** **તા. ૨૧-૮-૭૭**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! અનંતજ્ઞાની સર્વજ્ઞ ભગવંતો ભવ્ય જીવોને પોકારીને કહે છે કે હે ભવ્ય જીવો! આ માનવ જીવન તમને અમૂલ્ય મળ્યું છે. તેની તમે કિંમત કરો.

"માનવ જીવન મોંઘું મળ્યું વારે ઘડી મળશે નહિ,
શોધ્યા વિના સદ્‌વસ્તુને, સંસાર આ ટળશે નહિ.'

માનવજીવનની એકેક પળ કિંમતી છે. આવી કિંમતી પળ વારે ઘડીએ નહિ મળે. માટે જીવનનો સાર શોધી લો. જીવનનો સાર શું? સ્વરૂપની પિછાણ કરવી તે. સ્વરૂપ એટલે દેહના સ્વરૂપની આ વાત નથી, પણ આત્મસ્વરૂપની વાત છે. આપણે વિચારવું જોઈએ કે હું તે શરીર નહિ પણ આત્મા છું આ નામ-ઠામ વિગેરે શરીરના છે પણ આત્માના નથી. શરીર એ આત્માને માટે એક બંધન છે. જેને આત્માની એવી ઓળખાણ થઈ ગઈ છે તે મરણથી ડરતો નથી ને દુઃખથી ગભરાતો નથી. એ તો એમ સમજે છે કે કર્મ સત્તાના પંજામાંથી છૂટાય તો મોક્ષ મળે. જો તમને આ વાત અંતરમાં ઉતરશે તો બંધનમાંથી છૂટવાનો ઉપાય શોધશો. બાકી તો રાત-દિવસ સંસારના સુખ માટે તમારી દોડધામ ચાલુ રહેવાની છે. આચારાંગ સૂત્રમાં ભગવંત કહે છે કે "अहो य राओ परितप्पमाणेकाला कालसमुट्ठाइ संजोगट्ठी अट्ठालोभी आलुंपे सहसाकारे विणिविट्ठचित्ते एत्थ सत्थे पुणो पुणो।" રાગાનુબંધના કારણે માનવી

નિરંતર પોતાના કુટુંબના ભરણપોષણ અને દ્રવ્યોપાર્જન કરવા માટેની ચિંતા કરે છે. કયા ઉપાયોથી વધુમાં વધુ ધન ભેગું થાય આ વિચારોમાં તે ડૂબેલો રહે છે. ધન પ્રાપ્ત કરવા માટે તે પોતાના શરીરની પરવા કરતો નથી, કાલ અને અકાલનો પણ વિચાર કરતો નથી. ઠંડી, ગરમી, વરસાદ અને ભૂખ-તરસના કષ્ટો સહન કરે છે. ભલે મધ્યાન્હની ભીષણ ગરમી હોય કે શિયાળાની કડકડતી ઠંડી હોય અથવા મૂશળધાર વરસાદ વરસતો હોય, સવાર હોય કે સાંજ હોય, મધ્યાન્હ હોય કે મધ્યરાત્રીનો ગાઢ અંધકાર હોય તો પણ પ્રાણી કોઇની દરકાર કરતો નથી. ધનની પાછળ ખાવું, પીવું, સૂવું વિગેરે ભૂલી જાય છે. આનું મૂળ કારણ પૈસા પ્રત્યેની આસક્તિ છે.

આસક્તિ પરિગ્રહ ભેગો કરાવે છે. જેમ જેમ પરિગ્રહ વધે છે તેમ તેમ પ્રેમ પ્રમોદ, મૈત્રી અને માધ્યસ્થ વૃત્તિ વિગેરે સાત્વિક ગુણોનો વિનાશ થાય છે, અને માયા, પ્રપંચ, છળ, કપટ, સ્વાર્થ, ઠગાઇ વિગેરે દુર્ગુણોની વૃદ્ધિ થાય છે. તેથી આ સંસાર નરક સમાન ભયંકર બની જાય છે. પરિગ્રહ વધારવાની પાછળ ભયંકરમાં ભયંકર પાપકર્મ કરતાં જીવ અચકાતો નથી. લોભને વશ બનેલો માનવી કર્તવ્ય અને અકર્તવ્ય, હિત અને અહિતનું ભાન ભૂલી કોઇનું ગળું કાપવું, ચોરી કરવી, પોતાના સ્વાર્થના કારણે બીજાને મુશ્કેલીમાં મૂકવા વિગેરે ભીષણ પાપ વિના સંકોચે કરે છે. આટલા માટે ભગવાને કહ્યું છે કે " लोहो सव्व विणासणो " લોભ સર્વ ગુણોનો નાશ કરનાર છે. લોકમાં કહેવત છે કે લોભ પાપનો બાપ છે. પરિગ્રહની મમતાવાળો માનવી સાચો અહિંસક બની શકતો નથી કારણ કે અમર્યાદિત પરિગ્રહ રાખવો તે પણ હિંસા છે. પરિગ્રહનું સ્વરૂપ સમજવા છતાં પરિગ્રહની મમતા છૂટતી ન હોય તો વિચાર કરો કે આ બધું ક્યાં સુધી રહેવાનું છે!

"धनानि भूमा पशवश्च गोष्ठे, नारि गृहद्वारि सखा श्मशाने।
देहश्चितायां परलोक मार्गे, धर्मोऽनुगागच्छति जीव-एकः ॥"

મૃત્યુ પછી તમારું દાટેલું ધન ભૂમિમાં રહી જશે, પશુઓ વાડામાં રહી જશે, વહાલામાં વહાલી માનેલી પત્ની ઘરના દ્વાર સુધી સાથે આવશે, સગાંસ્નેહીઓ શ્મશાન સુધી વળાવવા આવશે અને જે શરીર તમને બધા કરતાં અત્યંત વહાલું છે, જેને ડગલે ને પગલે સાથે લઇને ફરો છો તે પ્રિય શરીર પણ ચિતા સુધી સાથે આવશે. માટે વિચાર કરો. આ લોક અને પરલોકમાં જો કોઈ સાથે રહેનાર હોય તો માત્ર એક ધર્મ છે, અને ધર્મનું સ્વરૂપ સમજવા માટે તમારે સંતોના શરણે આવવું પડશે. જરા વિચાર કરો. કેટલું રળવું છે? ક્યાં સુધી રળવું છે? તમે એક અને દુકાન અનેક, જીવન એક ને ઓફીસો અનેક, તન એક ને રૂમ દશ, તમારે કેટલું જોઇએ છે.? ઉંડાણથી વિચાર કરશો તો જરૂર સમજાશે કે સાડા ત્રણ હાથની જગ્યા માટે

હું કેટલી ધમાલ ને ધાંધલ કરી રહ્યો છું! જિંદગી તો બધાની જવાની છે. ડબલ રૂમમાં વીતી જવાની અને લાખો રૂપિયાના વિશાળ રજવાડી બ્લોકમાં પણ વીતી જવાની છે. હવે કેટલું જોઈએ છે? આ બધું ભેગું કરવાની બળતરામાં અંતરમાં હોળી સળગ્યા કરે છે અને તે કારણે જીવન જીવવાનો આનંદ, સુખ અને શાંતિ પ્રાપ્ત થતી નથી. આવું તમારું સુખ શા કામનું? આ બળતરાને ઓછી કરવી હોય તો સંતોનો સમાગમ કરો. સંત સમાગમ થતાં જીવનમાં સંતોષ આવશે. સંતોષ આવશે તો આત્મ સ્વરૂપની પીછાણ થશે, આત્મ સ્વરૂપની પીછાણ થશે તો તમે સદ્‌વસ્તુને શોધી શકશો અને સદ્‌વસ્તુને શોધશો તો સંસારનું પરિભ્રમણ અટકશે.

આપણે અંતગડ સૂત્રના આઠમા અધ્યયનનો અધિકાર ચાલે છે. તે વાત હમણાં આઠ દશ દિવસથી મૂકાઈ ગઈ છે. તેને આજે યાદ કરીએ. દ્વારકા નગરીમાં ત્રણ સંઘાડે નીકળેલા સંતો વારાફરતી કૃષ્ણવાસુદેવની માતા દેવકીદેવીના મહેલે આવ્યા અને દેવકીને જે શંકા થઈ તે પૂછ્યું. હવે તેનું સમાધાન કરવા દેવકીજી રથમાં બેસીને નેમનાથ ભગવાન પાસે ગયા. નેમનાથ પ્રભુને વંદન કરીને ઉભા રહ્યા. ત્યાં નેમનાથ પ્રભુએ તેને કહ્યું કે હે દેવકી! મારા છ અણુગારો તારે ઘેર ગૌચરી માટે પધાર્યા તેમને જોઈને તારા મનમાં એવી શંકા થઈ છે ને કે અતિમુક્ત અણુગારે મને કહ્યું હતું કે તું એકસરખા રૂપ, કાંતિવાળા આઠ પુત્રોને જન્મ આપીશ. તો મારે તો કૃષ્ણ એક પુત્ર છે ને આ છ મુનિઓ એક માતાના દીકરા છે. તો નક્કી બીજી માતાએ એવા પુત્રોને જન્મ આપ્યો છે. અતિમુક્ત અણુગારનાં વચન અસત્ય ન થાય ને અત્યારે અસત્ય થઈ રહ્યા હોય તેમ લાગે છે. આ શંકાનું સમાધાન કરવા માટે તું આવી છે ને? બોલ, આ વાત બરાબર છે ને? ત્યારે દેવકીજીએ કહ્યું કે "हंता अत्थि" હા ભગવંત, આપ સર્વજ્ઞ છો. સર્વ કાંઈ જાણો છો. આપે જે કહ્યું છે તે સત્ય છે. ત્યારે નેમનાથ પ્રભુએ કહ્યું કે સમાધાન સાંભળો. "एवं खलु देवाणुप्पिये! तेणं कालेणं तेणं समएणं भद्दिलपुरे नयरे णागे गाहावई परिवसइ अड्ढे." । "હે દેવાનુપ્રિયે! તેનું સમાધાન આ પ્રમાણે છે. તે કાળ અને તે સમયે ભદ્દીલપુર નામનું નગર હતું. તે નગરીમાં ધનધાન્યાદિથી સંપન્ન નાગ નામનો ગાથાપતિ વસતો હતો. "तस्स णं णागस्स गाहावइस्स सुलसा णामं भारिया हुत्था।" તે નાગ ગાથાપતિને સુલશા નામની પત્ની હતી.

નાગ ગાથાપતિ અને સુલશા ગાથાપત્ની બંને સંસારના મહાન સુખો ભોગવતાં હતાં. તેમને ત્યાં સંપત્તિનો પાર ન હતો. એ સંપત્તિને તે પોતાની માનતો ન હતો, પણ પુણ્યથી મળેલી સંપત્તિ મારી એકલાની નહિ પણ તે બધાની છે. એમ સમજીને મળેલી સંપત્તિનો તે સદ્‌વ્યય કરતો હતો. કોઈ પણ ગરીબ કે દુઃખી આવે તે તેને આંગણેથી કદી પાછો ફરતો નહિ. રડતો આવે ને હસતો થઈને જાય. આવી ઉદાર તેમની ભાવના હતી. અઢળક સંપત્તિનો સ્વામી હોવા [illegible] માં સહેજ પણ અભિમાન

ન હતું. કોઈ પણ ગરીબ કે દુઃખી આંગણે આવે તેને પ્રેમથી બોલાવતો. જમાડતો ને જરૂર પ્રમાણે મદદ કરતો હતો. તે સમજતો હતો કે મારી લક્ષ્મીનો સત્કાર્યમાં વ્યય થઈ રહ્યો છે તેથી મારું પુણ્ય વધે છે. જેનું પુણ્ય વધતું જાય છે તેને ઘેરથી લક્ષ્મીને જવું હોય તો પણ તેને રોકાઈ જવું પડે છે.

એક શેઠ રાત્રે શાંતિથી ઉંઘી ગયા હતા. તે વખતે તેના ઘરની લક્ષ્મીદેવીએ તેને સ્વપ્નમાં આવીને કહ્યું કે હે શેઠ! તમે જાગૃત થાઓ. હું આજથી સાતમા દિવસે તમારા ઘરમાંથી વિદાય લેવાની છું. આ સાંભળીને શેઠ જાગૃત થયા. મનમાં જરા પણ ગભરાટ કે દુઃખ ન થયું. તમને કદાચ આવું સ્વપ્ન આવે તો તમે રડવા બેસી જાઓ, કારણ કે તમને લક્ષ્મીનો મોહ છે. શેઠને મળ્યું હતું પણ તેનો તેમને બિલકુલ મમત્વ કે મોહ ન હતો. કારણ કે તે ધર્મતત્ત્વને સમજેલા હતા. પુણ્યથી મળેલા પૈસામાં આસક્ત ન હતા, એટલે લક્ષ્મીદેવીએ કહ્યું કે હું આજથી સાતમે દિવસે વિદાય થઈશ છતાં દુઃખ ન થયું. શેઠે સવારમાં ઉઠીને ધર્મધ્યાન કર્યું. સંતના દર્શન કર્યા અને વ્યાખ્યાન વાણી સાંભળીને ઘેર આવ્યા. જમી પરવારીને બપોરના પોતાની પત્ની, પુત્રો અને પુત્રવધુઓને ભેગા કર્યા, અને પોતાને રાત્રે આવેલા સ્વપ્નની વાત કરીને પૂછયું—બોલો, લક્ષ્મી તો જવાની છે. હવે તમારો શું વિચાર છે? ત્યારે વિનયવંત પુત્રો અને પુત્રવધુઓ કહે છે પિતાજી! આપની જે ઈચ્છા તે અમારી ઈચ્છા છે, ત્યારે શેઠે કહ્યું કે મારી ઈચ્છા તો એવી છે કે આપણી પાસે લક્ષ્મી છે તે દાન પુણ્યમાં વાંપરીને દીક્ષા લઈ લઈએ.

બંધુઓ! શેઠના જીવનમાં સમ્યક્ત્વની કેવી ઝલક હશે! તેમણે જે વિચાર દર્શાવ્યો તે આખા પરિવારે સ્વીકાર્યો, અને ઉત્કૃષ્ટ ભાવે દાન આપતાં શેઠે નવું પુણ્ય ઉપાર્જન કર્યું. સવારે દીક્ષા લેવાનો નિર્ણય છે અને રાત્રે લક્ષ્મીજી રૂમઝુમ કરતાં આવીને શેઠને કહે છે શેઠજી! તમે તો ગજબ કર્યો. તમે જે ઉત્કૃષ્ટ ભાવે દાન કર્યું તેમાં ઘણું પુણ્ય ઉપાર્જન કર્યું. હવે હું તમારા ઘરમાંથી જવાની નથી. શેઠે કહી દીધું કે તારે રહેવું હોય તો ય ભલે ને જવું હોય તો ય ભલે, પણ મારે તારી જરૂર નથી. મેં અને મારા કુટુંબે આવતીકાલે પ્રભાતના પ્રહરમાં દીક્ષા લેવાનો નિર્ણય કર્યો છે. અમારો નિર્ણય અફર છે. નાશવંત લક્ષ્મીની અમારે જરૂર નથી. અમારે શાશ્વત લક્ષ્મી જોઈએ છીએ. શેઠે તેમના કુટુંબ સહિત દીક્ષા લીધી અને આત્મકલ્યાણ કર્યું. સમજાણું ને? 'विरक्तस्य तृण जगत' વૈરાગ્યવાસિત આત્માને સંસારના બધા વૈભવ વિલાસો તણખલા જેવા લાગે છે. તમારે આવું જીવન બનાવવું હોય તો સંતનો સમાગમ કરો. તેથી જીવનમાં સદ્‌ગુણો આવે, અસંતોષ આદિ દુર્ગુણો દૂર થાય તેનાથી ઘણાં પાપકર્મો અટકી જાય. કવિએ કહ્યું છે કે

"સંતોષથી જીવન ગુજરે, એટલું પ્રભુ આપજો;
ઘર ઘર ગરીબી છે છતાં પણ દિલ અમીરી રાખજે."

હે પ્રભુ! મારા જીવનમાં સંતોષ આવે, ગરીબ હોવા છતાં હું સદા અમીર રહું, અને ગરીબાઇના દુઃખડા સહન કરવાનું મારામાં ખમીર આવે એવી શક્તિ પ્રભુ! તું મને આપજે. આવી ભાવના સંતના સમાગમથી આવે છે. સંતના સમાગમથી જીવનમાં સંતોષ આવે એટલે જીવ કર્મો બાંધતા પાછો પડે છે. આવો મહાન લાભ સત્સંગથી મળે છે.

નાગગાથાપતિ ખૂબ ધનવાન હતો પણ સંતોષી હતો. તેની પત્ની સુલશા પણ એવી પવિત્ર હતી. હવે આગળ શું બનશે તે વાત નેમનાથ ભગવાન દેવકીદેવીને કહેશે તેના ભાવ અવસરે.

ચરિત્ર :– અર્જુનજી બાર વર્ષ વનવાસ વેઠીને દ્વારકા નગરીમાં સુભદ્રાને પરણીને હસ્તિનાપુરમાં આવ્યા. મણીચૂડ અને હેમાંગદ રાજા પણ સાથે હતા. પાંડુરાજાએ પોતાના પુત્રનું ખૂબ સુંદર રીતે ધામધૂમથી સ્વાગત કર્યું. નગરજનોએ હૈયાના હેતથી વધાવ્યા ને સારી નગરીમાં આનંદ આનંદ છવાઇ ગયો. અર્જુનજી પોતાના માતા–પિતા, ભાઇઓ અને દ્રૌપદીને પ્રેમથી મળ્યા ને વનવગડામાં કેવા કેવા કષ્ટો પડયા તે વાત કરી. થોડા દિવસ રોકાઈને મણીચૂડ અને હેમાંગદ રાજાએ વિદાય માંગી, ત્યારે પાંડુરાજાએ ખૂબ આદર સત્કાર કરી ઘણી મૂલ્યવાન ચીજો તેમને ભેટ આપી. વિદ્યાધર રાજાઓએ તેનો સહર્ષ સ્વીકાર કર્યો ને ખૂબ પ્રેમથી વિદાય લીધી. અર્જુન તેમને ઘણે દૂર સુધી વળાવવા ગયા.

**'દીકરાને રાજ્ય આપીને દીક્ષા લેવાની ભાવના':–** વિદ્યાધર રાજાઓને વળાવીને આવ્યા બાદ પાંચ પાંડવો, વિદુરજી, ભીષ્મપિતા બધા સભામાં બેઠાં હતા. અવનવી વાતો ચાલતી હતી તે સમયે

**એક દિન પાડુંરાય સભામેં, ઐસી બાત સુનાઈ,**
**ભોગ તજી સંયમ લેઉં, દૂં રાજ યુધિષ્ઠિર તાંઈ હો–શ્રોતા**

પાડુંરાજા સભામાં બેસીને કહે છે મેં ઘણાં વર્ષો સુધી રાજ્ય ભોગવ્યું. હવે મારે રાજ્ય વૈભવ અને ભોગોના સુખોનો ત્યાગ કરીને દીક્ષા લેવી છે. તો જયેષ્ઠ પુત્ર યુધિષ્ઠિરને રાજ્ય આપું. આ સાંભળીને ભીષ્મપિતા, વિદુરજી આદિ મહાનપુરૂષો ખુશ થયા પણ ધર્મરાજા આદિ પાંચે ભાઇઓ કહે છે પિતાજી! આપ અમારા શિરછત્ર છો. અમારા માથે રાજ્યનો ભાર નાખી કયાં જાઓ છો? આપને અમે નહિ જવા દઈએ, પણ પાડુંરાજાએ કહ્યું કે આ ઉંમરે આત્મસાધના નહીં કરું તો કયારે કરીશ? હવે મને ભાર હળવો કરવા દો. ભીષ્મપિતા વગેરેએ કહ્યું કે આપણા કુરૂવંશના આચાર પ્રમાણે આપનો વિચાર યોગ્ય છે. આપને ધન્યવાદ છે.

ધર્મરાજાને રાજ્યભિષેક કરવા માટે પાડુંરાજાએ પોતાના કુટુંબ પરિવારને ભેગો કર્યો અને કૃષ્ણ વાસુદેવ વિગેરે મહારાજાઓને આમંત્રણ આપીને તેડાવ્યા. કારણ કે હવે રાજ્ય ઉપરથી પોતાની સત્તા ઉઠાવી યુધિષ્ઠિરને સોંપવી છે. પાડુંરાજાના આમંત્રણનો સ્વીકાર કરીને ઘણાં રાજાઓ આવી ગયા. પાંડુરાજાએ તેમનો સત્કાર સન્માન કર્યો ને જુદા જુદા મહેલોમાં ઉતારો આપ્યો. હસ્તિનાપુરની ચારે તરફ રાજાઓના નિવાસસ્થાનો શોભવા લાગ્યા. આખું નગર તોરણ અને ધ્વજાપતાકાથી શણગારવામાં આવ્યું. જાણે અલકાપુરી ન હોય ! તેમ નગરી શોભવા લાગી. ચારે તરફ સુંદર ઝરીના તંબુ તાણવામાં આવ્યા છે. મંગલ વાજિંત્રો વાગી રહ્યા છે. ગોરડીએ મંગલ ગીતડા ગાય છે ને પાંડુરાજા યાચકોને છૂટે હાથે દાન આપે છે. ધર્મરાજાનાં રાજ્યાભિષેક માટે પાંડુરાજાએ બહારથી કારીગરોને બોલાવીને સુંદર સ્નાન મંડપ બનાવ્યા છે. તેમાં વિવિધ પ્રકારની સુંદર રચના કરવામાં આવી. એ સ્નાનમંડપની વચ્ચે સોનાનાં રત્નજડિત બાજોઠ મૂકાવ્યો છે. સ્નાનમંડપની શોભા એટલી સરસ હતી કે જોઈને ભલભલાનાં મન લોભાયા. હવે યુધિષ્ઠિરનો રાજ્યભિષેક કેવી રીતે થશે તે ભાવ અવસરે.



## વ્યાખ્યાન નં. ૪૭

**દ્વિ. શ્રાવણ સુદ ૧૦ ને મંગળવાર** તા-૨૩-૮-૭૭

અનંત કરૂણાનિધી, વાત્સલ્ય વારિધિ, જ્ઞાનના પ્રણિધિ વીતરાગ ભગવંતોએ જગતના જીવોના ઉધ્ધાર માટે આગમ વાણી પ્રકાશી. તેમાં અંતગડ સૂત્રના આઠમા અધ્યયનનો અધિકાર ચાલી રહ્યો છે. દેવકીરાણી તેમના અંતરમાં ઉદ્ભવેલી શંકાનું સમાધાન કરવા માટે નેમનાથ પ્રભુની પાસે આવ્યા છે. ભગવંતે કહ્યું કે 'હે દેવકી-દેવી ! તમારા મનમાં આવા પ્રકારની શંકા થઈ છે ને ?' દેવકીએ કહ્યું, 'હા, ભગવંત. ભગવંતના મુખમાંથી ઝરતા વચનરૂપી પુષ્પોને પોતાના હૃદયમાં ધારણ કરી દેવકીજી શ્રધ્ધા સહિત વિનયપૂર્વક નમ્રતાથી હાથ જોડીને ઉભા છે.

બંધુઓ ! દેવકી રાણી વસુદેવ રાજાની પત્ની અને ત્રિખંડ અધિપતિ એવા કૃષ્ણ-વાસુદેવની માતા છે. આવા રાજાની રાણી અને રાજમાતા હોવા છતાં તેનામાં કેટલો વિનય છે ! આજે તો વિનયની બહુ ખોટ પડી છે, કહ્યું છે કે—

"विणओ सव्व गुणाणं मूलं, सन्नाणंदसणाइणं ।
मोक्खस्स य ते मूलं, तेण विणोओ इह पसत्थो ।"

સર્વ ગુણોનું મૂળ વિનય છે. જ્ઞાન દર્શન-ચારિત્રનું મૂળ વિનય છે તેમજ મોક્ષમાર્ગનું મૂળ પણ વિનય છે. અર્થાત્ વિનયવંત આત્મા મોક્ષનો અધિકારી બની શકે છે. જુઓ, એક વિનયગુણમાં કેટલા ગુણો સમાયેલા છે. જેનામાં વિનયનો મહાન ગુણ હોય છે તે પોતે શીતળતા, પ્રસન્નતા અને શાંતિનો અનુભવ કરે છે, અને બીજાને પણ પ્રસન્નતા આપી શકે છે.

જ્ઞાની કહે છે કે જ્યાં અભિમાન છે ત્યાં વિનાશ છે ને નમ્રતા છે ત્યાં વિકાસ છે. અભિમાન આત્માના વિકાસને રૂંધનાર છે. અભિમાની માણસ પોતાને સર્વસ્વ માને છે, ને બીજાને તુચ્છ માને છે. એના હૈયામાં અભિમાનની હવા ભરી હોય છે એટલે સત્યનો પ્રકાશ તેના અંતરમાં દાખલ થઈ શકતો નથી. તેના ઉપર એક દૃષ્ટાંત યાદ આવે છે. એક ગામમાં એક શેઠ હતાં તે ઘણું સુખી હતાં. તે સ્યાદવાદના રહસ્યને સમજેલાં હતા એટલે તે દુઃખમાં એમ વિચાર કરતા કે અત્યારે મારા અશુભ કર્મનો ઉદય વર્તે છે અને સુખમાં એવો વિચાર કરતાં કે અત્યારે મારા શુભ કર્મોનો ઉદય વર્તે છે. તેમને એક પુત્ર હતો. બાપ-દીકરા વચ્ચે ખૂબ પ્રેમ હતો. દરરોજ બાપ-દીકરો એક ભાણામાં ભેગા જમતા. દીકરો ધંધામાં ખૂબ હોંશિયાર હતો એટલે તેના મનમાં થઈ ગયું કે હું કંઈક છું. તેનામાં અભિમાન જોઈને એક વખત તેના પિતાએ યોગ્ય શિખામણ આપી. તેથી તેને ન ગમ્યું ને કહે કે તમે મને કહેનાર કોણ? જુઓ, છીછરી નદી છલકાય પણ સાગર નથી છલકાતો. હંમેશા તમે જોશો તો સમુદ્ર અને ઉંડી નદીઓ શાંત હોય છે પણ છીછરા ઝરણાં અને છીછરી નદીઓ છલકાય છે ને અવાજ કરે છે કે પાણીનો અખૂટ ભંડાર જાણે પોતાનામાં જ ન ભર્યો હોય! તેમ છીછરા હૈયાવાળો અધૂરો માણસ નાની નાની બાબતોમાં છલકાય છે ને ખળભળાટ મચાવે છે. આટલા માટે ગુજરાતીમાં કહેવત છે કે અધૂરો ઘડો છલકાય છે ભરેલો છલકાતો નથી.

નદીમાં ઘણી વાર ઘોડાપૂર આવે છે. એ ઘોડાપૂરનો જોશ એટલો બધો હોય છે કે તે ગામનાં ગામ તાણી જાય છે ને ભયંકર વિનાશ સર્જે છે. છતાં એ ઘોડાપૂરના જોશ ત્રણ દિવસે ઉતરી જશે પણ ઘોડાપૂરે સર્જેલો વિનાશ કાયમને માટે માનવના હૃદયમાં કોતરાઈ જશે. જ્યારે જ્યારે તે નદી પાસે માનવ જાય ત્યારે અંતરમાં યાદ આવી જશે કે આ નદીએ મારા ગામનો વિનાશ સર્જ્યો છે. આ નદીના ઘોડાપૂરનો ન્યાય લઈને દરેક મનુષ્યે સમજવાનું છે કે સત્તા, સંપત્તિ અને વૈભવના ઘોડાપૂર ત્રણ દિવસમાં ઉતરી જશે પણ એ ઘોડાપૂરના જોશમાં આવીને અહંકારથી કરેલા કાળા કાર્યોની કરૂણ કહાની સદાને માટે યાદ રહી જશે કે મેં મારી સત્તાના મદથી કેટલાં હસતાંને રડાવ્યા, શાંતિથી બેઠેલાંને અશાંતિની આગમાં હોમી દીધા. બીજાનું કેટલું છીનવી લીધું. આ કહાની જિંદગીભર નહિ ભૂલાય. જીવનમાં હુંકાર આવ્યો એટલે બધું ગયું. એમ

સમજી લેજો. માનવી બધા ગુણોને એક ઝપાટે હાંકીને કાઢી મૂકે છે પણ અંદર બેઠેલા અહંને કાઢી શકતો નથી. ઘણીવાર તમે અનુભવ્યું હશે કે અહંકારથી અક્કડ બનેલા માનવીને કોઈ સાચી હિતશિખામણ આપે તે પણ રૂચતી નથી. એના જીવનમાં રહેલા સદ્ગુણો અહંકારના તાપથી પહાડમાંથી પડતાં ઝરણાંની જેમ સૂકાઈ જાય છે. પહાડમાંથી પડતું ઝરણું હંમેશા ઉંચેથી પછડાતું નીચે આવે છે અને તાપમાં તપતું વરાળ થઈને ઉડી જાય છે, તેમ અહંકારનો સ્પર્શ થતાં જીવનમાં રહેલા વિનયાદિ સદ્ગુણો નીચે ગબડતાં જાય છે અને તે અહંકારના તાપથી બળીને ખાખ થઈ જાય છે.

પેલા શેઠના વિનયવંત દીકરાના દિલમાં પણ અહંકારનો સ્પર્શ થયો. પિતાની હિતશિખામણ તેને કટ કટ જેવી લાગી. રોજ પિતાના ભેગો જમતો હતો પણ પિતા સાથે સ્હેજ ઝઘડો થતાં કહે છે કે આજે હું તમારા ભેગો જમવા બેસવાનો નથી. બાપુ તો સાગર જેવા ગંભીર અને સ્યાદ્વાદને સમજનારા હતા. એટલે એમ વિચાર કર્યો કે મારા પાપકર્મનો ઉદય થયો છે. જમવાનો સમય થતાં બંને દુકાનેથી ઘેર આવ્યા. દીકરો બાપથી જુદો બેઠો ત્યારે બાપે વિચાર કર્યો કે એ ભલે, અભિમાનના માંચડે ચઢયો પણ મારે એના જેવું થવું નથી. બાપ થાળી, વાટકો, પાટલો બધું લઈને દીકરાની પાસે ગયો. જઈને કહે છે બેટા! તારે મારા ભેગા જમવા ન બેસવું હોય તો કાંઈ નહિ પણ મારે તારા ભેગા જમવા બેસવું છે. બાપ સામેથી દીકરાના ભેગા જમવા બેઠા. બાપની સરળતા જોઈને દીકરાનો અહં ઓગળી ગયો ને હતો તેવો વિનયવાન બની ગયો.

બીજાને સુધારવા હોય તો પહેલાં આપણે સુધરવું પડે છે. આજે સંઘમાં, સમાજમાં, ને રાષ્ટ્રમાં જ્યાં જુઓ ત્યાં એક બીજા ઝઘડતા હોય છે. તેનું કારણ અંદર રહેલા અહંભાવનું પોષણ છે. જો બેમાંથી એક વ્યક્તિ નમતું મૂકી દે તો કદી ઝઘડો આગળ વધે નહિ. જેમ વલોણું કરનાર બાઈ એક ખેંચે તો બીજી ઢીલી મૂકે છે તો માખણ મેળવે છે તેમ ક્રોધીની સામે નમતું મૂકીએ તો ક્ષમાનું અમૃત મેળવી શકાય. ભર્તુહરિ પણ કહે છે કે

यदा किंचिज्ज्ञोऽहं द्विप इव मदान्धः समभवम्,
तदा सर्वज्ञोऽस्मीत्य भवद् लिप्तं मम मनः।
यदा किंचित्किंचिद् बुधजनः सकाशादवगतं,
तदा मूर्खोऽस्मीति ज्वर इव मदो मे व्ययगतः॥

જ્યારે હું કંઈક જાણતો હતો ત્યારે મારું અહંકારી મન એમ કહેતું હતું કે હું બધું જાણું છું. હું જ સર્વજ્ઞ છું. આ અહંભાવે મારો જ્ઞાન દીપક બૂઝવી નાંખ્યો ને અંધકારમાં

ડૂબી ગયો, પણ હું જેમ જેમ વિદ્વાનોના પરિચયમાં આવતો ગયો ને જ્ઞાન પ્રકાશ મળતો ગયો તેમ તેમ મને સમજાયું કે હું જે કંઈ શીખ્યો હતો, જે કાંઈ સમજ્યો હતો ને મેં જે કાંઇ વિચાર્યું હતું તે મારું જ્ઞાન નહિ પણ અજ્ઞાન હતું. હું મારી જાતને જ્ઞાની માનતો હતો તે મારું મૂર્ખાપણું હતું. અધૂરાશ માનવને અહંભાવની કેડીએ દોરી જાય છે.

ખરેખર અહંકારની ટેકરી પર ચઢેલો માનવ પોતાને મહાન માને છે. જેમ પતંગ ઉંચો ચઢે છે ત્યારે એમ માને છે કે હું કેટલો બધો ઉંચે ચઢી ગયો? તે વખતે આખી દુનિયાને પોતાનાથી તુચ્છ માને છે. અહંના બળથી કીડીને તો શું માનવીને પણ એ કીડી જેવો માને છે પણ વિચાર કરો કે દુનિયાને નાની માનનાર પતંગને ખ્યાલ નથી કે દુનિયાની દૃષ્ટિએ હું કેટલો નાનકડો દેખાઉં છું. આ પતંગના ન્યાયને લક્ષમાં રાખીને સમજી લેજો કે જો પતંગની માફક અહંભાવમાં ચગી જઇને બીજાને તુચ્છ માનશો તો દુનિયાની નજરેથી ઉતરી જવાના, પણ અભિમાનીને આવું ભાન કયાંથી હોય? જેમ સોડાવોટરની બાટલીમાં રહેલી ગોળી બહારની સ્વચ્છ હવાને અંદર જવા દેતી નથી ને અંદરના ગેસને બહાર નીકળવા દેતી નથી તેવી રીતે અહંકારની ગોળી અહંના અંધકારને બહાર નીકળવા દેતી નથી ને સત્યના, નમ્રતાના પ્રકાશને અંદર પ્રવેશ કરવા દેતી નથી. અભિમાની મનુષ્ય જ્ઞાનના પ્રકાશથી વંચિત રહી અજ્ઞાનના અંધકારમાં આથડતો પતનના પંથે જાય છે.

અભિમાની મનુષ્ય અહંની આગમાં પોતે બળે છે ને બીજાને બાળે છે. જેમ ચંદન શીતળ છે પણ ચંદનની આગ શીતળ નથી. આગનો સ્વભાવ બાળવાનો છે. પછી ભલે ને તે આગ લાકડાની હોય, કોલસાની હોય, ગેસની હોય કે પછી ચંદનની હોય પણ તેનો સ્પર્શ કરવામાં આવે તો દાઝયા સમજી લો, તેમ અહંકારનો સ્પર્શ થતાં સદ્‌ગુણો બળીને ખાખ થઇ જાય છે. તેને કોઈ સાચી વાત કહે કે તરત તે ધૂંધવાઈ જાય છે ને બોલી ઉઠે છે કે હું કોણ છું? તમે મને ઓળખો છો? 'હું' ઉપર ચોટ લાગતા અંદરનો અહંભાવ ઉછળીને બહાર આવે છે. શરીર ઉપરનો ઘા માનવી હસતાં સહન કરી શકે છે પણ જો તેનું માન હણાઇ જાય તેવો કોઇ શબ્દ તેને કહે તો તે સહન કરી શકતો નથી. કારણ કે અહંભાવ પરનો ઘા તેના તન-મન અને પ્રાણને ઘાયલ કરી નાંખે છે. આખા કૌરવ કુળનું નિકંદન કાઢનાર કોઇ હોય તો અહંભાવ પર થયેલા ઘાનું જ પરિણામ હતું ને?

આપણે દેવકી માતાની વાત ચાલતી હતી. દેવકીરાણીમાં કેટલી નમ્રતા છે! તે ભગવાનની સામે હાથ જોડીને ઉભા છે. ભગવાને કહ્યું હે દેવકીદેવી! તમારી શંકાનું હું પૂરું સમાધાન કરું છું. સાંભળો. તે કાળ ને તે સમયે એટલે તમને જ્યારે અતિ-

મુક્ત મુનિએ કહ્યું હતું તે કાળે ને તે સમયે ભદ્દીલપુર નગરમાં નાગ નામના ગાથાપતિ વસતા હતા. તેમની પાસે ધનનું ને ધર્મનું બળ હતું. ઋદ્ધિમાં કોઇનાથી તે પરાભવ પામે તેવા ન હતા. સારી ભદ્દીલપુર નગરીમાં તેની ખૂબ પ્રતિષ્ઠા હતી. આવા નાગ ગાથાપતિને સુલશા નામની પત્ની હતી, સુલશા ખૂબ ગુણવાન અને વિવેકી હતી. પતિ સારો હોય, પાંચમાં પૂછાતો હોય, ઘર મઝાનું સુંદર હોય પણ જો પત્ની સારી ન હોય તો તેની શોભા મારી જાય છે. સારી ને સુશીલ પત્નીથી ઘરની શોભા વધે છે. પત્ની સારી હોય તો પતિને ઉજજવળ બનાવે છે ને પુત્ર સારો હોય તો પિતાને ઉજજવળ બનાવે છે. એક જમાનો એવો હતો કે પિતા પોતાના પુત્રોની પરીક્ષા કરતા હતા કે ત્રણ-ચાર પુત્રો છે તેમાં કયો પુત્ર મારી પ્રતિષ્ઠા વધારે તેવો થશે ?

એક પિતાને ત્રણ પુત્રો હતાં. ત્રણે મોટા થતાં તેના પિતાએ વિચાર કર્યો કે હું તેમની પરીક્ષા કરું. એક દિવસ ત્રણ પુત્રોને પોતાની પાસે બોલાવીને ત્રણેને સવા સવા રૂપિયો આપીને કહ્યું કે તમે સવા રૂપિયામાંથી પોતપોતાનો રૂમ ભરી દેજો. પછી હું જોવા માટે આવીશ. મોટો પુત્ર વિચાર કરવા લાગ્યો કે સવા રૂપિયામાંથી શું લાવું ? કે આખો રૂમ ભરાઇ જાય. એતો શેરીની બહાર નીકળ્યો ને ગામનો કચરો મંગાવી રૂમ ભરી દીધો. બીજા દીકરાએ સવા રૂપિયામાં નકામું ઘાસ લાવીને ભરી દીધું અને ત્રીજા દીકરાએ સવા રૂપિયાની ધૂપસળી લીધી ને પિતાજીના આવવાના ટાઇમે સળગાવી. આથી રૂમ સુગંધથી મ્હેંકી ઉઠયો. પરીક્ષક પિતાજી નિરીક્ષણ કરવા નીકળ્યા. આવીને જોયું તો મોટા દીકરાએ કચરાથી ઘર ભરી દીધું છે. બીજાએ ઘાસ ભર્યું છે અને ત્રીજાએ પિતાજીના આવતા પહેલાં ધૂપસળી સળગાવીને ઘર સુગંધથી મઘમઘતું બનાવ્યું છે. બોલો, બાપની નજર કયા દીકરા ઉપર ઠરે ? નાના દીકરાની બુદ્ધિ ઉપર ખુશ થઇને પિતાએ તેને તિજોરીની ચાવી અને દુકાનનો વહીવટ સોંપી દીધો. બીજા નંબરના પુત્રને વખારનું કામ સોંપ્યું ને સૌથી મોટાને ઢોર સંભાળવાનું કામ સોંપ્યું.

ટૂંકમાં જો દીકરો બુદ્ધિવાન હોય તો પિતાની પ્રતિષ્ઠા, આબરૂને વધારે છે અને ઘરની સ્ત્રી સારી હોય તો પતિની ઇજ્જત વધારે છે. સુલશા ગાથાપત્ની ખૂબ પવિત્ર અને સુશીલ હતી. એ સુલશા જ્યારે યૌવનના આંગણે આવી ત્યારે સખીઓની સાથે ખેલતી ને કૂદતી હતી તે સમયે એક જ્યોતિષી આવ્યો. તે જ્યોતિષી કેવો હતો ? "सा सुलसा गाहावइणी बालत्तणे चेव निमित्तएण वागरिया एसणं दारिया णिंदु भविस्सइ" ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળની વાતોના જાણકાર નૈમિત્તકે આ સુલશાને કૌમાર્યાવસ્થામાં રમતી જોઈ, આગળના જ્યોતિષીઓને હાથ જોવાની જરૂર પડતી ન હતી. માણસનું મુખ જોઈને કહી દેતા અને જે કહે તે સત્ય બનતું. આ જ્યોતિષી પણ ખૂબ જાણકાર હતો. તેણે સુલશાને જોઇને તેના પિતાને

એમ કહ્યું કે આ તમારી પુત્રી બધી રીતે હોંશિયાર છે, ગુણવાન છે, સાસરે ખૂબ સુખી થશે પણ તે મૃતવંધ્યા થશે. મૃતવંધ્યા એટલે તમે સમજી ગયાં ને ? એટલે કે તે જે પુત્રોને જન્મ આપશે તે બધા મરેલા જન્મશે. આ વાત સુલશાએ સાંભળી અને તેના મનમાં થયું કે અહો ! હું મરેલા પુત્રોને જન્મ આપનારી બનીશ ? પ્રસૂતિના દુઃખ કેટલા ભયંકર છે એ તો જન્મદેનારી માતાઓ જ જાણે છે. આજે સંતાનો મોટા થતાં માતાને ભૂલી જાય છે પણ તેને ખબર નથી હોતી કે નવ નવ માસ માતાએ મને ગર્ભમાં રાખ્યો, મારો ભાર વહન કર્યો અને જન્મ આપતાં કેટલું કષ્ટ વેઠયું અને જન્મ આપ્યા પછી પણ બાળકને ઉછેરતાં માતા કેટલું કષ્ટ વેઠે છે !

અહીં સુલશાએ વિચાર કર્યો કે પ્રસૂતિની ઘોર વેદના સહન કરવી ને સંતાનનું સુખ જોવા ન મળે. હવે તેને માટે સુલશાએ શું વિચાર્યું હતું તે વાત નેમનાથ ભગવાન દેવકીને કહેશે તે અવસરે.

**ચરિત્ર** :– પાંડુરાજાએ યુધિષ્ઠિરનો રાજ્યાભિષેક કરવા માટે આખું હસ્તિનાપુર ખૂબ સુંદર સજાવટથી શણગાર્યું છે. તેમાં બનાવેલા સ્નાનમંડપની વચમાં રાખેલા સોનાના રત્નજડિત બાજોઠ ઉપર શુભ મુહુર્તે ધર્મરાજાને બેસાડવામાં આવ્યા.

**"યુધિષ્ઠિરનો રાજ્યાભિષેક"** :– ધર્મરાજાને સ્નાન કરાવવા માટે પાંડુરાજાએ ગંગાજળનાં પવિત્ર પાણી મંગાવ્યા અને તેમાં સુગંધી પદાર્થો નાંખીને સોનાના રત્ન-જડિત કુંભમાં ભરાવ્યું. ગંગા નદીનું પાણી એટલા માટે મંગાવ્યું કે ગંગાનદી પવિત્ર ને નિર્મળ છે. તેના પાણીથી સ્નાન કરીને હે રાજન ! તમે પવિત્ર અને નિર્મળ બનજો. એવી અંતરની અભિલાષા સહિત યુધિષ્ઠિરને પાંડુરાજા પોતે સ્નાન કરાવે છે. તે સમયે મંગલ વાજંત્રો, શરણાઈ, ઢોલનગારા વિગેરે વાગવા લાગ્યા ને યુવતિઓ મંગલ ગીત ગાવા લાગી.

ધર્મરાજાને સ્નાન કરાવીને પાંડુરાજાએ તેમના ગળામાં ઉંચા પ્રકારના સુગંધિત પુષ્પોની માળા પહેરાવી. સુંદર કિંમતી રત્નોના આભૂષણો પહેરાવ્યા. યુધિષ્ઠિરના રાજ્યાભિષેક માટે શીલ્પીઓએ હીરા, માણેક અને પન્નાથી જડિત સુંદર વિમાન બનાવી તેમાં સિંહાસન ગોઠવ્યું. રાજશાહી પોષાક અને અલંકારથી સજાવીને યુધિષ્ઠિરને તેના ઉપર બેસાડયા. ત્યારબાદ પાંડુરાજાએ કૃષ્ણ વાસુદેવ પ્રમુખ બધા રાજાઓની સમક્ષમાં પૂછયું કે યુધિષ્ઠિરને રાજ્ય સોંપુ છું તે તમને બધાને માન્ય છે ને ? બધા રાજાઓએ એકી અવાજે તે વાતનો સ્વીકાર કર્યો. પછી બ્રાહ્મણોએ આરતી ઉતારી, પુરોહિતોએ મંગલમય મંત્રોનું ઉચ્ચારણ કર્યું અને શુભ શુકને પાંડુરાજાએ યુધિષ્ઠિરના કપાળમાં રાજતિલક કર્યું એટલે બધા રાજાઓએ યુધિષ્ઠિર મહારાજાનો જયજયકાર બોલાવ્યો. ભીષ્મ પિતામહ, વિદુરજી વિગેરે વૃદ્ધજનોએ આશીર્વાદના અમી વરસાવ્યા. કવિ, ભાટ અને ચારણો તેમની બિરદાવલી ગાવા લાગ્યા.

યુધિષ્ઠિર રાજા બન્યા. તેમણે યાચકોને પુષ્કળ દ્રવ્ય આપીને ધનવાન બનાવ્યા. કેદીઓને જેલમાંથી મુક્ત કરાવ્યા. ત્યારબાદ રાજ્યાભિષેક પ્રસંગે પધારેલા રાજાઓ તરફથી જુદી જુદી કિંમતી વસ્તુઓ ભેટ આપીને યુધિષ્ઠિરનો સત્કાર કરવામાં આવ્યો. રાજ્યાભિષેક થયા બાદ યુધિષ્ઠિરને બીજા નવા વસ્ત્રાલંકારો પહેરાવ્યા. તેનાથી તેઓ ઈન્દ્ર મહારાજાની માફક શોભવા લાગ્યા. યુધિષ્ઠિરના રાજ્યાભિષેક પ્રસંગે વિદ્યાધર, મણીચૂડ, હેમાંગદ વિગેરે રાજાઓ પણ આવ્યા હતા. અર્જુનની આજ્ઞાથી મણીચૂડ, વિદ્યાધરે તેની વિદ્યાના પ્રભાવથી દિવ્ય સભાનું નિર્માણ કર્યું. તે રત્નમય દિવ્ય સભામાં યુધિષ્ઠિર પધાર્યા. ત્યાં કોઈને અંધકારનો ખ્યાલ ન આવે તેવી સ્ફટિકની દિવાલો બનાવવામાં આવી હતી. દેવસભાની જેમ તે સભા શોભતી હતી.

મસ્તક મુકુટ કાન યુગ કુંડલ, ગલે અમોલક હાર,
શિર પૈ છત્ર ચંવર દો વીંઝે, શોભે ઈન્દ્ર ઉનિહાર હો–શ્રોતા....

માથે મુગટ, કાનમાં કુંડળ, હાથે બાજુબંધ, ગળામાં સાતસેરા, નવસેરા કિંમતી હાર, કેડમાં કંદોરો વિગેરે આભૂષણોની સજાવટ, માથે છત્ર ધર્યું છે અને બે બાજુ બે પ્રતિહારો ચામર વીંઝી રહ્યા છે. આથી યુધિષ્ઠિર દિવ્ય સભામાં સૌધર્મેન્દ્રની માફક શોભવા લાગ્યા. રાજાઓની ભેટ આપવાની વિધિ પૂર્ણ થઈ ત્યારબાદ નગરજનો, મંત્રીઓ અને સામંતોએ પણ તેમને કિંમતી ચીજોનું ભેટણું કર્યું, અને હસ્તિનાપુરના રાજા તરીકે યુધિષ્ઠિરની જાહેરાત થઈ. સર્વત્ર આનંદ આનંદ છવાઇ ગયો અને આખા હસ્તિનાપુરમાં દશ દિવસ સુધી ઉત્સવ ઉજવાયો. દેશોદેશમાં યુધિષ્ઠિર રાજા થયાના સમાચાર પહોંચી ગયા. આ સાંભળીને સજ્જન અને શૂરવીર રાજાઓને આનંદ થયો પણ શત્રુ રાજાઓના હાથ ગગડી ગયા. યુધિષ્ઠિર તો મહાબળવાન છે. તેની સામે ઉભા રહેવાનું આપણું ગજું નથી. ચારે તરફ ધર્મરાજાના યશોગાન ગવાવા લાગ્યા.

પાંડુરાજા પણ પોતાના માથેથી રાજ્યનો ભાર હળવો કરીને આનંદ માનવા લાગ્યા. બંધુઓ! આ પાંડુરાજાએ કેટલો મોહ છોડયો કહેવાય? કંઈક રાજાઓ વૃદ્ધ થાય, છતાં રાજગાદીનો મોહ છોડતા નથી ત્યારે તેના પુત્રો એમ વિચાર કરતા હોય છે કે ક્યારે આ પિતાજી ગાદીનો મોહ છોડે ને આપણને રાજગાદી મળે, કંઈક જગ્યાએ રાજગાદીના મોહ પાછળ પુત્રો પિતાના ખૂન કરવા તૈયાર થયા છે. જ્યારે અહીં પાંડુરાજાએ સ્વેચ્છાથી રાજ્યની મમતા છોડી. પાંડવોને રાજગાદીનો બિલકુલ મોહ ન હતો, પણ પિતાજીના આગ્રહથી રાજ્ય લેવું પડયું, પાંડુરાજાએ મમતનો પોટલો માથેથી ઉતાર્યો. યુધિષ્ઠિર રાજા થવાથી સારા હસ્તિનાપુરમાં આનંદ છવાઇ ગયો છે, હવે યુધિષ્ઠિર રાજા શું કરશે તેના ભાવ અવસરે.

## વ્યાખ્યાન નં. ૪૮

**દ્વિ. શ્રાવણ સુદ ૧૧ ને બુધવાર** તા. ૨૪-૮-૭૭

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! અનંત જ્ઞાની, ક્ષમાના સાગર, મહાન પુરૂષો ફરમાવે છે કે હે જીવો! જો તમને દુઃખ નથી ગમતું તો દુઃખના કારણોનો ત્યાગ કરો. દુઃખ કયાંથી આવે છે તે જાણો છો? જ્ઞાનીપુરૂષો કહે છે કે "दुःखं पापात् सुखं धर्मात्" પાપકર્મનું આચરણ કરવાથી દુઃખ મળે છે ને ધર્મનું આચરણ કરવાથી સુખ મળે છે. જો સુખ જોઈતું હોય તો પાપકર્મનું આચરણ બંધ કરો. જે મનુષ્યો ધર્મના સ્વરૂપને સમજે છે તે પાપ કરતાં અટકે છે. ધર્મીષ્ઠ જીવોને સંસારના સુખમાં આનંદ આવતો નથી. કદાચ આ સુખ ચાલ્યું જાય તો તે રડતાં નથી કે ગભરાતા નથી. આવી જેમની સ્થિતિ હોય છે તેવા જીવો ધર્મના સ્વરૂપને સમજ્યા ગણાય. ધર્મના સ્વરૂપને સમજેલા જીવો સુખમાં લીન ન બને ને દુઃખમાં દીન ન બને. દુઃખ એ આપણી પોતાની ભૂલનું ફળ છે. સુખના રાગ વિના જીવ પાપ કરતો નથી. આત્માના સુખ આગળ સંસારના સુખ તુચ્છ છે. એમ સમજાઈ ગયા પછી કદાચ સંસારનું સુખ ભોગાવલી કર્મના ઉદયથી ભોગવવું પડે તો ભોગવે પણ તેમાં આનંદ ન હોય. અનાસક્ત ભાવ હોય તેનું નામ વિરાગ છે. તમારે વીતરાગ બનવું છે ને? જો વીતરાગ બનવું હોય તો અંતરમાં વિરાગનો ચિરાગ પ્રગટાવવો પડશે.

અંતગડ સૂત્રનો અધિકાર ચાલે છે. ભગવાન નેમનાથ દેવકીજીની શંકાનું સમાધાન કરતાં કહી રહ્યા છે કે નાગ ગાથાપતિની પત્ની સુલશા જ્યારે કુંવારી હતી ત્યારે જ્યોતિષીએ એના લક્ષણ જોઈને કહ્યું કે આ છોકરીને પરણ્યા પછી જે સંતાન થશે તે મરેલાં જન્મશે. આ સાંભળીને સુલશાના મનમાં ખૂબ દુઃખ થયું. અહો! મને મરેલા પુત્રો જન્મશે? હું છતે સંતાને મૃતવંધ્યા કહેવાઈશ? આવું દુઃખ મારાથી સહન નહિ થાય. હું પહેલેથી એ દુઃખનો નાશ કરવાનો ઉપાય શોધી લઉં! હજુ તેના લગ્ન થયા નથી, કુંવારી છે છતાં સંસાર સુખનો કેટલો મોહ છે! જીવતા સંતાનોની માતા બનવાના એને કેટલા બધા કોડ છે! એ દુઃખનું નિવારણ કરવા માટે એક ઉપાય શોધ્યો. તે કયો ઉપાય શોધ્યો તે સાંભળો. "तए णं सा सुलसा बालप्पभिति हरिणगमेसी देव भत्ता यावि होत्था।" ત્યારપછી તે સુલશા બાલપણથી હરિણગમેષી દેવની ભક્ત બની ગઈ એટલે કે તે હરિણગમેષી દેવની ભક્તિ કરવા લાગી.

બંધુઓ! સંસારના સુખને માટે માણસ કેટલી ભક્તિ કરે છે! પણ આત્મા માટે આટલી ભક્તિ કરતો નથી. આત્મકલ્યાણ માટે જો આરાધના કરે તો તેનો બેડો પાર થઈ જાય. તે સંસાર સાગરથી તરી જાય. આજે તમને ધર્મારાધના કરવાનું કહેવામાં આવે તો કહો છો કે મને ટાઈમ નથી, પણ જ્યારે અંતરથી સાચી જિજ્ઞાસા જાગશે કે મારે સંસાર સાગરથી તરવું છે તે માટે મારે ધર્મારાધના અને - ની

ભક્તિ કરવી જોઈએ. આવી અંતરની ભાવના જાગશે તો કોઈ ને કોઈ નિમિત્ત મળી જશે. નિમિત્ત વિના કાર્યની સિદ્ધિ થતી નથી. જેનું ઉપાદાન શુદ્ધ હોય છે તેને સ્હેજે કોઈ ને કોઈ નિમિત્ત મળી જાય છે.

કુંભાર ઘડો બનાવવા માટે માટીને પલાળી, ખૂંદીને પિંડ તૈયાર કરે છે. પછી ઘડો બનાવવા માટે ચાક, દંડો વિગેરે સાધનોની જરૂર પડે છે. ઘડો બનાવવાના સમયે કુંભાર, ચાક, દંડો વિગેરે બધું હોય તોજ ઘડો બને છે. એવી રીતે જ્યારે જીવને આત્મકલ્યાણનો સમય આવે છે ત્યારે તેને કોઈને કોઈ નિમિત્ત મળી જાય છે. એક દૃષ્ટાંત દ્વારા સમજાવું.

એક જંગલમાં એક પાપી–હત્યારો માણસ ઝુંપડી બાંધીને રહેતો હતો. જે કોઈ આ જંગલમાંથી નીકળે તેને એ દુષ્ટ માણસ ખૂબ સતાવતો હતો. એક સંત ખૂબ તપસ્વી અને ક્ષમાવાન હતાં. એમણે તપશ્ચર્યાના બળથી ઘણી સિદ્ધિઓ પ્રાપ્ત કરી હતી. એના બળથી તે ઇચ્છે તો કોઈને બાળીને ભસ્મ કરી દે તેવી શક્તિ હતી, પણ સંતોનું હૃદય કરૂણાથી છલકાતું હોય છે. તેઓ કોઈને દુઃખી કરવામાં પોતાની શક્તિનો ઉપયોગ કરતાં ન હતાં. આ સંત જૈન સાધુ ન હતા પણ ખૂબ ક્ષમાવાન હતા. એક વખત તે સંત ફરતાં ફરતાં બીજે ગામ જઈ રહ્યા હતાં. માર્ગમાં ગાઢ જંગલ આવ્યું, ઘણું ચાલવાથી સંત ખૂબ થાકી ગયા એટલે પેલા માણસની ઝુંપડીની બાજુમાં એક મોટું ઘટાદાર આંબાનું વૃક્ષ હતું તેની નીચે વિસામો ખાવા બેઠા.

**"મહાત્માએ રાખેલી અપૂર્વ ક્ષમા :"** = પેલો માણસ ઝૂંપડીની બહાર નીકળ્યો. બાજુમાં નજર કરી તો ઝાડ નીચે સંતને જોયા. ભારે કર્મી જીવ હતો. એને સાધુ સંતો ગમતાં ન હતાં, એટલે સંતને જોતાંની સાથે ક્રોધથી લાલચોળ થઈ ગયો ને મોટી બૂમ પાડીને કહે છે કે હે દુષ્ટ ! તું અહીં શા માટે આવ્યો છે ? હું અહીં રહું છું તે તને ખબર નથી કે તેં અહીં આવવાની હિંમત કરી ? ત્યારે સંતે નીડરતાપૂર્વક એને જવાબ આપ્યો કે ભાઈ ! અમે તો સાધુ કહેવાઈએ. આત્માની મસ્તીમાં રહેવાવાળા રમતા રામ જેવા કહેવાઈએ. આજે અહીં તો કાલે ક્યાંના ક્યાં ચાલ્યા જઈએ. અમારે રહેવા માટે કોઈ સ્થાન નિશ્ચિત નથી. જ્યાં મરજી પડે ત્યાં રહીએ ને ભગવાનનું ભજન કરીએ, પણ ભાઈ ! મારા આવવાથી તને જો દુઃખ થતું હોય તો હું હમણાં જ અહીંથી ચાલ્યો જાઉં છું. સંતે નમ્રતાપૂર્વક જવાબ આપ્યો.

જુઓ, સંતે કેટલી નમ્રતાથી જવાબ આપ્યો પણ દુષ્ટ માણસને એની નમ્રતા કે વિવેકનો ખ્યાલ નથી રહેતો. સંતે એને કંઈ ખરાબ કહ્યું છે કે તેના ઉપર ક્રોધ પણ કર્યો છે ? 'ના,' છતાં ગુસ્સે થઈને હાથમાં મોટો પથ્થર લઈને કહે છે કે હે, પાખંડી ! અહીં તારા બાપનું રાજ્ય છે કે મારી રજા વગર ચાલ્યો આવ્યો ? અને પાછો

શાંતિનાથ ભગવાનના જીવે મેઘરથ રાજાના ભવમાં એવી પ્રતિજ્ઞા કરી હતી કે જે શરણે આવે તેનું રક્ષણ કરવું તેને અભયદાન આપવું. એ પ્રતિજ્ઞા પાલનમાં પોતાના પ્રાણનું બલિદાન દેવું પડે તો દેવા તૈયાર હતા. મેઘરથ રાજાના જીવનમાં એક વાર કસોટી આવી. મેઘરથના ખોળામાં ભયથી તરફડતું પારેવું આવીને પડયું, ત્યારે બાજે કબૂતરની માંગણી કરતાં કહ્યું-રાજન્! એ કબૂતર મારો શિકાર છે. મારું ભોજન છે માટે મને સોંપી દો. ભાઇ! કોઇનો પણ જીવ કોઈનું ભોજન નથી. જીવની હત્યા કરી તું શા માટે નરકને આમંત્રે છે? અને આ કબૂતર મારા શરણે આવેલું છે. શરણે આવેલાનું રક્ષણ કરવાનો મારો ધર્મ છે. તારે જોઇએ તો તેના વજન જેટલું અનાજ આપું. રાજન્! મારે અનાજ ન જોઈએ. મને તો માંસ ખપે છે. તમે એનું માંસ આપો કાં તેના વજન જેટલું તમારું માંસ આપો તો મને આનંદ થાય. ઠંડક વળે. રાજાએ ત્રાજવા મંગાવી એક પલ્લામાં પારેવું ને બીજા પલ્લામાં પોતાની જાંઘમાંથી માંસ કાપીને મૂકવા માંડયું. આ દૃશ્ય જોતાં જોનારાનાં રૂંવાડા ઉભા થઈ જાય પણ રાજા શું વિચારે છે? હે આત્મા! આજે આનંદનો દિવસ છે. આજ તારું માંસ એક જીવને બચાવવામાં કામ આવી રહ્યું છે. તું જરા દુઃખી ન બનીશ. આ નાશવંત દેહ આખરે અગ્નિમાં જલી જવાનો છે. આ વિનાશી દેહથી અવિનાશી આત્માની સંપત્તિ મળી રહી છે. એક નિર્દોષ જીવને અભયદાન મળી રહ્યું છે માટે તું આનંદ પામ, આમ વિચારતાં જાંઘમાંથી માંસ કાપતા જાય ને પલ્લામાં મૂકતા જાય, પણ પારેવાનું પલ્લું નમે નહિ. આખી જાંઘ માંસ વિનાની થઇ ગઇ. પછી બીજા અંગો કાપવા માંડયા. છેવટે પોતે આખા પલ્લામાં બેસી ગયા. રાજાની દૃઢતા જોઈ ત્યાં દેવો પ્રગટ થયા અને મેઘરથની દયાનો જયનાદ કર્યો. આ જ આત્મા શાંતિનાથ ભગવાન બન્યો. તેમની દયાના પ્રભાવે માતાના ગર્ભમાં આવતાં જનતાનો મરકીનો રોગ મટાડયો. (પૂ મહાસતીજીએ આ વાત સુંદર છણાવટથી સમજાવી હતી પણ અહીં તેનો સાર લખ્યો છે. અને પ્રતિજ્ઞામાં દૃઢ રહેવા ટકોર કરી હતી.)

સુલશાની હૃદયપૂર્વકની ભક્તિથી હરિણુગમેષી દેવ તેના ઉપર પ્રસન્ન થયો. જેના ઉપર દેવ પ્રસન્ન થાય છે તેનું કામ થઇ જાય છે, અને એની જે ઇચ્છા હોય તે પૂર્ણ કરે છે. એટલે અહીં હરિણુગમેષી દેવે શું કર્યું?: "तए णं हरिणगमेसी देवे सुलसाए गाहावइणीए अणुकंपणट्ठाए सुलसं गाहावइणिं तुमं च ण दोवि समउठयाओ करेइ, तए ण तुब्मे दोवि सयमेव गब्मे गिण्हह।" નેમનાથ ભગવાન કહે છે હે દેવકીદેવી! તે સુલશા ગાથાપત્નીનું દુઃખ દૂર કરવા માટે તેના ઉપર પ્રસન્ન ... ી દેવ સુલશાની અનુકંપાને લીધે સુલશા ગાથાપત્નીને અને તને એક જ ... કરતો હતો. અને તમે બંને એક સાથે ગર્ભવંતી બનતી હતી. કદાચ થશે કે આવું કેમ બને? ભાઇ! દેવોની શક્તિ અગાધ હોય છે, તે ધારે તે

**"સંતને જોતાં રાજાની દ્રષ્ટિમાં ક્રૂરતા"** :–આ રાજા પાસે ચાર કરડુ કૂતરા હતા. એને રાજાએ પાળી પોષીને વિકરાળ વાઘ જેવા બનાવ્યા હતા. તે કૂતરા અજાણ્યા માણસને દેખે કે કરડી ખાતા. આવા કૂતરાઓને રાજાએ છૂટા મૂકી દીધા. કૂતરા જ્યાં સંત છે ત્યાં દોડયા પણ સંતની પાસે ન જઈ શકયા. એક હાથ દૂર સ્થિર થઈ ગયા. હવે કૂતરા ન તો સંત પાસે જઈ શકે કે ન તો પાછા વળી શકે. તેવી સ્થિતિ થઈ. રાજા વિચાર કરવા લાગ્યા કે મારા કૂતરાઓને શું થઈ ગયું ? કેમ કરડતા નથી ને સ્થિર થઈ ગયા છે ? કલાક પછી સંતે ધ્યાન પાળ્યું ને કૂતરા સામે દૃષ્ટિ કરી એટલે કૂતરા સંતના ચરણમાં મસ્તક નમાવીને પાછા ફર્યા. તે વખતે કૂતરાની આંખમાં પશ્ચાતાપના આંસુ આવી ગયા. અહો ! આ મહાત્મા આવા પવિત્ર છે ને અમે આવા ક્રૂર બનીને તેમને કરડવા આવ્યા. ધિક્કાર છે અમારી ક્રૂર જાતિને ! એમ પશ્ચાતાપ કરતાં રાજા પાસે આવ્યા ત્યારે રાજાના મનમાં થયું કે આ કૂતરા કેમ રડે છે ? ત્યારે કૂતરા જાણે ઇશારો કરીને રાજાને કહેતા ના હોય કે હે રાજા ! એ સંતને કરડીને તમે અમને નરકમાં જવા મોકલ્યા ? અમે તો પશુ છીએ પણ તમે તો માનવ છો ને ? તમને આટલું જ્ઞાન નથી કે સંતને સંતાપવાથી કેટલું પાપ લાગે છે ?

**"રાજાનો થયેલો હૃદયપલ્ટો"** : કૂતરાના મૂંગા ઇશારાથી રાજાના હૃદયનું પરિવર્તન થઈ ગયું. એના મનમાં વિચાર થયો કે આ કૂતરા કરતાં પણ હું ક્રૂર છું, પાપી છું, અધમ છું. મેં આવા પવિત્ર સંતની અવહેલના કરી ? મેં સંતને કરડવા કૂતરા મોકલ્યા ? અને અત્યાર સુધીમાં આવા કંઈક સંતોની મેં અશાતના કરી છે. હું મરીને કયાં જઈશ ? મારા પાપનું પ્રાયશ્ચિત કરવા હું આપઘાત કરીને મરી જાઉં. રાજા મરવા માટે નજીકના પહાડ ઉપર ચઢયા. ચઢીને પડવા જાય છે ત્યાં સંતની દૃષ્ટિ તેમના ઉપર પડી. સંતે દૂરથી કહ્યું સબૂર....સબૂર. આમ કહેતા તે પહાડ ઉપર ચઢી ગયા ને રાજાને મરવાનું કારણ પૂછયું. ત્યારે રાજાએ આંખમાંથી આંસુ સારીને કહ્યું–મહારાજ ! આ પાપીને જીવતો રાખવામાં સાર નથી. હું કૂતરા, સિંહ, વાઘ અને દીપડાથી પણ ક્રૂર છું. મહાન પાપી છું. મને મરવા દો. ત્યારે સંતે રાજાને ઉપદેશ આપ્યો કે હે રાજન્ ! આ માનવજન્મ મહાન પુણ્યોદયે મળ્યો છે. તેને આમ ગુમાવાય ? અત્યાર સુધી અજ્ઞાન દશામાં તમે પાપ કર્યું. હવે સમજ્યા ત્યાંથી સવાર સમજીને પાપની પ્રવૃત્તિ બંધ કરો. એટલે રાજાએ સંતના ચરણમાં મસ્તક ઝૂકાવીને પાપનો પશ્ચાતાપ કર્યો ને પોતે કરેલા પાપની માફી માંગી, ત્યારે સંતે તેમને ઉપદેશ આપતાં કહ્યું કે હે રાજન્ ! દુનિયાના દરેક પ્રાણીઓને જીવવું ગમે છે. મરવું કોઈને ગમતું નથી. માટે હવે તમે આજથી પ્રતિજ્ઞા કરો કે મારે કોઈ જીવોને મારવા નહિ. શિકાર કરવો નહિ. સંતના ઉપદેશથી રાજાએ પ્રતિજ્ઞા કરીને જીવન સુધાર્યું. એક પ્રતિજ્ઞા પણ માનવીના જીવનમાં જો બરાબર પળાય તો તે પોતાના જીવનને ઉજ્જવળ બનાવી શકે છે.

શાંતિનાથ ભગવાનના જીવે મેઘરથ રાજાના ભવમાં એવી પ્રતિજ્ઞા કરી હતી કે જે શરણે આવે તેનું રક્ષણ કરવું તેને અભયદાન આપવું. એ પ્રતિજ્ઞા પાલનમાં પોતાના પ્રાણનું બલિદાન દેવું પડે તો દેવા તૈયાર હતા. મેઘરથ રાજાના જીવનમાં એક વાર કસોટી આવી. મેઘરથના ખોળામાં ભયથી તરફડતું પારેવું આવીને પડયું, ત્યારે બાજે કબૂતરની માંગણી કરતાં કહ્યું-રાજન્! એ કબૂતર મારો શિકાર છે. મારું ભોજન છે માટે મને સોંપી દો. ભાઇ! કોઇનો પણ જીવ કોઈનું ભોજન નથી. જીવની હત્યા કરી તું શા માટે નરકને આમંત્રે છે? અને આ કબૂતર મારા શરણે આવેલું છે. શરણે આવેલાનું રક્ષણ કરવાનો મારો ધર્મ છે. તારે જોઇએ તો તેના વજન જેટલું અનાજ આપું. રાજન્! મારે અનાજ ન જોઈએ. મને તો માંસ ખપે છે. તમે એનું માંસ આપો કાં તેના વજન જેટલું તમારું માંસ આપો તો મને આનંદ થાય. ઠંડક વળે. રાજાએ ત્રાજવા મંગાવી એક પલ્લામાં પારેવું ને બીજા પલ્લામાં પોતાની જાંઘમાંથી માંસ કાપીને મૂકવા માંડયું. આ દૃશ્ય જોતાં જોનારાનાં રૂંવાડા ઉભા થઈ જાય પણ રાજા શું વિચારે છે? હે આત્મા! આજે આનંદનો દિવસ છે. આજ તારું માંસ એક જીવને બચાવવામાં કામ આવી રહ્યું છે. તું જરા દુઃખી ન બનીશ. આ નાશવંત દેહ આખરે અગ્નિમાં જલી જવાનો છે. આ વિનાશી દેહથી અવિનાશી આત્માની સંપત્તિ મળી રહી છે. એક નિર્દોષ જીવને અભયદાન મળી રહ્યું છે માટે તું આનંદ પામ, આમ વિચારતાં જાંઘમાંથી માંસ કાપતા જાય ને પલ્લામાં મૂકતા જાય, પણ પારેવાનું પલ્લું નમે નહિ. આખી જાંઘ માંસ વિનાની થઇ ગઇ. પછી બીજા અંગો કાપવા માંડયા. છેવટે પોતે આખા પલ્લામાં બેસી ગયા. રાજાની દૃઢતા જોઈ ત્યાં દેવો પ્રગટ થયા અને મેઘરથની દયાનો જયનાદ કર્યો. આ જ આત્મા શાંતિનાથ ભગવાન બન્યો. તેમની દયાના પ્રભાવે માતાના ગર્ભમાં આવતાં જનતાનો મરકીનો રોગ મટાડયો. (પૂ. મહાસતીજીએ આ વાત સુંદર છણાવટથી સમજાવી હતી પણ અહીં તેનો સાર લખ્યો છે. અને પ્રતિજ્ઞામાં દૃઢ રહેવા ટકોર કરી હતી.)

સુલશાની હૃદયપૂર્વકની ભક્તિથી હરિણગમેષી દેવ તેના ઉપર પ્રસન્ન થયો. જેના ઉપર દેવ પ્રસન્ન થાય છે તેનું કામ થઇ જાય છે, અને એની જે ઇચ્છા હોય તે પૂર્ણ કરે છે. એટલે અહીં હરિણગમેષી દેવે શું કર્યું?: "तए णं हरिणगमेसी देवे सुलसाए गाहावइणीए अणुकंपणट्ठाए सुलसं गाहावइणि तुमं च ण दोवि समउठयाओ करेइ, तए ण तुब्मे दोवि सयमेव गब्मे गिण्हइ।" નેમનાથ ભગવાન કહે છે હે દેવકીદેવી! તે સુલશા ગાથાપત્નીનું દુઃખ દૂર કરવા માટે તેના ઉપર પ્રસન્ન થયેલો હરિણગમેષી દેવ સુલશાની અનુકંપાને લીધે સુલશા ગાથાપત્નીને અને તને એક જ દિવસે ઋતુમતી કરતો હતો. અને તમે બંને એક સાથે ગર્ભવંતી બનતી હતી. કદાચ તમને એમ થશે કે આવું કેમ બને? ભાઇ! દેવોની શક્તિ અગાધ હોય છે. તે ધારે તે કરી શકે

છે. આ વાત હજુ નેમનાથ ભગવાન દેવકીજીને કહેશે તેના ભાવ અવસરે.

"ચરિત્ર": ભગવાન કહે છે તમે જેમ પાણી ગળીને પીવો છો તેમ વચન પણ ગળીને બોલો. કુવચનના કેવા પરિણામ આવે છે?

**વચન વદે સજ્જન, વચન વદે દુર્જન, વેણુ કવેણુમાં મોટું અંતર છે.**
**દ્રૌપદીએ વેણુ કાઢયા, અંધ જાયા અંધ હુઆ, કુરૂક્ષેત્ર જંગ હુઆ વેણુ કવેણુમાં....**

દ્રૌપદીના એક વચને કેવો જંગ મચાવ્યો તે વાત આગળ આવશે. અહીં દુર્યોધનને આ અપમાનથી ખૂબ ક્રોધ આવ્યો. હું આટલો મોટો ને મારી ભરસભામાં આવી મજાક ઉડાવી! કહેવત છે ને કે "મૂલ કલહ કી જગમેં હાંસી, રોગ મૂલ હૈ ખાંસી." આ જગતમાં કલેશનું મૂળ હોય તો હાંસી છે. કોઈની સ્હેજ હાંસી, મજાક કરવાથી તેમાંથી મોટું રૂપ પકડાઈ જાય છે ને કલેશનું કારણ બને છે. ખાંસી બધા રોગોનું મૂળ છે તેમ હાંસી ઝઘડાનું મૂળ છે.

સભાનો કાર્યક્રમ પૂરો થયો એટલે સૌ પોતપોતાના સ્થાને ચાલ્યા ગયા, ત્યારે પાંડવો દુર્યોધનને કહે છે મોટાભાઈ! આપણે બધા અહીં આનંદ કરવા માટે ભેગા થયા છીએ ને તમે આટલા બધા ઉદાસ કેમ બની ગયાં છો? તમને શું ખોટું લાગ્યું છે? તમે અમને કહો પણ દુર્યોધન કાંઈ બોલતો નથી. છેવટે ધર્મરાજાએ ખૂબ પૂછયું ત્યારે કહે છે ભાઈ! કહેવા જેવું શું છે? તમે નજરે ન જોયું કે આ સભામાં આવતાં મેં પાણી માનીને કપડા ઉંચા લીધા. જમીન માનીને ચાલતાં પડી ગયો અને દ્વાર માનીને અંદર જતાં ભીંત સાથે ભટકાયો તેથી તમે બધા કેટલું હસ્યા! એ તો ઠીક પણ દ્રૌપદીનો કેટલો બધો રૂઆબ છે? જાણે હું પાંચ પતિની પત્ની. એને ગમે તેમ બોલવાની છૂટ છે. એણે મને કેવા વેણ કહ્યા? આંધળાના દીકરા આંધળા જ હોય ને! એ મારા બાપ સુધી પહોંચી ગઈ છતાં એને કોઈ કહેનાર નથી કે દ્રૌપદી! તું આ શું બોલે છે? આ શબ્દોથી મને ખૂબ દુઃખ થયું છે. વડીલની આવી મજાક કરવી તે મને બિલકુલ ઠીક લાગતું નથી.

**"ધર્મરાજા તરફથી દુર્યોધનને આશ્વાસન"** : ધર્મરાજાએ કહ્યું. ભાઈ! આ તો બધો મનોરંજન કાર્યક્રમ છે. આપણે બધા આનંદ વિનોદ કરવા ભેગાં થયાં છીએ. આ પ્રસંગે કોઈ હસે કે મજાક ઉડાવે તેમાં આપણે ખોટું લગાડવાનું ન હોય. દુર્યોધન કહે છે આ સામાન્ય મજાક નથી ઉડાવી. મને તો હાડોહાડ લાગી આવ્યું છે. ધર્મરાજા ખૂબ સરળ હતાં. તેમણે કહ્યું કે હું અને મારા ચારે ભાઈ આપની પાસે માફી માંગીએ છીએ, ને દ્રૌપદી પણ તમારી પાસે માફી માંગશે, પણ એક વાત જરૂર સમજી લેજો કે આવા આનંદ વિનોદના પ્રસંગે આવી નાની નાની બાબતોમાં ક્રોધ કરવો, દુઃખ લગાડવું તે આપને માટે યોગ્ય નથી લાગતું. આમ કહી ખૂબ સમજાવ્યો પણ

કોઈ રીતે તેના મનને શાંતિ થઈ નહિ. થોડા દિવસ રોકાઈને દુર્યોધને પાંડુરાજા પાસે વિદાય માંગી એટલે તેનો સ્નેહપૂર્વક આદર સત્કાર કરીને પાંડુરાજા તથા ધર્મરાજાએ વિદાય આપી. દુર્યોધન તેના મામા શકુનિ આદિ પરિવાર સાથે ઈન્દ્રપ્રસ્થ જવા નીકળ્યો. રસ્તામાં કોઈની સાથે પ્રેમથી વાતચીત કરતો નથી. અત્યંત ઉદાસ બની ગયો છે, દુર્યોધનની આવી પરિસ્થિતિ જોઈને તેના મામાએ પૂછ્યું. વત્સ! તું આટલો બધો ગમગીન શા માટે રહે છે? ત્યારે ઉંડો નિસાસો નાંખતા દુર્યોધને કહ્યું કે

**યે પાંડવ નહિ ભ્રાત હમારે, હૈ દુશ્મન અતિ ક્રૂર**
**અદ્ભૂત સભા બના ધૂતારે, હંસી કરી ભરપૂર હો....શ્રોતા...**

હે મામા! આમ તો પાંડવોની સમૃધ્ધિ જોઈને મારા દિલમાં આગ સળગેલી હતી. મોટા મોટા રાજાઓ તેમના ચરણમાં નમે છે ને તેનો કેટલો આદર સત્કાર કરે છે. તેમની સત્તા, સમૃધ્ધિ ને સન્માન જોઈને મારું હૃદય અગ્નિમાં લાકડા બળે તેમ બળી રહ્યું હતું. તેમાં ઈન્દ્રની સભાને પણ ઝાંખી પાડે તેવી અદ્ભૂત સભા બનાવીને તે ધૂતારાઓએ મારું હડહડતું અપમાન કર્યું છે. એ મારા ભાઈઓ નથી પણ મારા દુશ્મન છે. આટલા બધા મોટા મોટા માણસો વચ્ચે પાંડવો અને દ્રૌપદીએ મારું અપમાન કર્યું! આવા અપમાનિત જીવને જગતમાં જીવવા જેવું શું છે? અને બીજું હું તેમનો વૈભવ ને સંપત્તિ જોઈ શકતો નથી. માટે હે મામા! હું તો આ જંગલમાં જ ગળે ફાંસો ખાઈને મરી જઈશ. મારે ઈન્દ્રપ્રસ્થમાં આવવું નથી. તમે ત્યાં જઈને મારા પિતાજીને સમાચાર આપજો કે દુર્યોધન મરી ગયો છે.

**"શકુનિ અને દુર્યોધન વચ્ચે વાર્તાલાપ"**: શકુનિએ કહ્યું. દુર્યોધન! આ તારી વાત બરાબર નથી. પાંડવો કેટલાં સરળ છે! એ તો એમ માને છે કે અમે પાંચ ભાઈ નથી પણ ૧૦૫ ભાઈઓ છીએ, અને તું એમને દુશ્મન માને છે? સજ્જન તો સ્વજનોના અભ્યુદયમાં આનંદ માને છે, અને પાંડવોના રાજ્ય કરતાં તમારું રાજ્ય ક્યાં નાનું છે! કદાચ તેમના પુણ્યોદયથી સંપત્તિ વધી ગઈ તો તમારે આનંદ માનવો જોઈએ, પણ તમને દુઃખ તો ન જ થવું જોઈએ. યુધિષ્ઠિરે બીજા રાજાઓને જીતીને તેમના તાબે કર્યા તે શું તમારે માટે આનંદની વાત નથી? ખોટી ઈર્ષ્યા શા માટે કરો છો? ત્યારે દુર્યોધન કહે છે મામા! તમે પણ પાંડવોનો પક્ષ લો છો. અમારો પક્ષ લેતા નથી, પણ મને તો એમ જ થાય છે કે જાણે પાંડવોને જીતી લઉં એટલે આખી પૃથ્વીને મેં જીતી તેમ લાગે.

દુર્યોધનની વાત સાંભળીને શકુનિએ કહ્યું-દુર્યોધન! ઈન્દ્ર પણ પાંડવોને યુધ્ધમાં જીતી શકે તેમ નથી. કારણ કે યુધિષ્ઠિરની શૂરવીરતાથી ધીર પુરૂષો પણ કાયર બની જાય છે, અને ભડવીર ભીમનું નામ સાંભળીને ગજાસુર જેવા રાક્ષસો પણ ભાગી જાય

છે. શત્રુઓની છાતીને બાણુ વડે ફાડી નાંખનાર અર્જુન સામે પણુ કોણુ લડવા તૈયાર થાય? દેખાવમાં યમુના સમાન અને પરાક્રમમાં યમરાજ સમાન તલવારને ધારણુ કરનાર સહદેવ અને નકુલને પણુ કોણુ જીતવા સમર્થ છે? અને કૃષ્ણુ વાસુદેવ જેવા તેમના સહાયકો છે. એટલે શસ્ત્રાશસ્ત્રના યુધ્ધમાં પણુ તેમને કોઇ જીતી શકે તેમ નથી. એક તો તેમના જબ્બર પુણ્યનો ઉદય છે, અને બીજું તેમને મોટા મોટા સહાયકો છે. વળી તેઓએ દિગ્વિજય કરીને આખી પૃથ્વીનું રાજ્ય મેળવી લીધું છે. જેથી તમે સો ભાઇઓ, કર્ણુ અને હું બધા ભેગા થઇને તેમની સામે યુધ્ધ કરીએ તો પણુ જીતી શકીએ તેમ નથી. તેમને જીતવાનો એક બીજો ઉપાય છે તે હું તમને બતાવીશ. આ પ્રમાણે શકુનિ મામાનું વચન સાંભળીને દુર્યોધને કહ્યું-મામા! કયો ઉપાય છે તે મને જલ્દી કહો. હવે દુર્યોધનના હૈયે ઠંડક વળી છે. હવે તેના મામા તેને પાંડવોને જીતવાનો ઉપાય બતાવશે ને શું બનશે તેના ભાવ અવસરે.

(કાંદીવલીમાં બિરાજતા બા. બ્ર. પૂ. વસુબાઈ મહાસતીજીના સદુપદેશથી છ દંપતીઓ આજીવન બ્રહ્મચર્ય વ્રતની આરાધનામાં જોડાતા પૂ. મહાસતીજીને વિનંતી થતાં તેઓશ્રીની પાસે પચ્ચખાણુ લેવાના હોવાથી શ્રાવણુ સુદ ચૌદશ પુનમના પૂ. મહાસતીજી કાંદીવલી પધાર્યા હતા.)



## વ્યાખ્યાન નં. ૫૧

### દ્વિ. શ્રાવણુ સુદ ૧૫ ને રવિવાર 'રક્ષા બંધન બ્રહ્મચર્ય મહોત્સવ'
### તા. ૨૮-૮-૭૭

### 'પ્રખર વ્યાખ્યાતા બા. બ્ર. વિદુષી પૂ. શારદાબાઈ મહાસતીજીનું કાંદીવલી સંઘના આગ્રહથી આગમન'

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! આજે શ્રી કાંદીવલી સંઘના આંગણે ભવ્ય બ્રહ્મચર્ય મહોત્સવ છે અને તપ મહોત્સવની પૂર્ણાહૂતિનો મંગલ દિવસ છે. જ્ઞાની ભગવંતો કહે છે કે બ્રહ્મચર્ય એટલે આત્માની શક્તિનો સાચો સદુપયોગ. બ્રહ્મચર્ય એ આત્માનું સાચું સૌંદર્ય છે. સ્થૂલિભદ્રની વાત તો આપે ઘણીવાર સાંભળી છે. એ જ્યારે સંસારમાં હતા ત્યારે કોશાની કાયાના સૌંદર્યમાં મુગ્ધ બન્યા હતા, અને સંયમ લીધા પછી ગુરૂની આજ્ઞાથી તે કોશાને ત્યાં ચાતુર્માસ ગયા. હવે તો આત્માનું સૌંદર્ય જેનું ખીલી ઉઠયું છે તેવા મુનિ શું કોશાના રૂપના સૌંદર્યમાં આકર્ષાય ખરા? 'ના'. તે વિલાસી અને વિકારી વાતાવરણુ વચ્ચે પણુ મેરૂપર્વતની જેમ અડોલ રહ્યા. એટલે કોશાની વિચારધારા પલટાઈ. ત્યારે મુનિએ કહ્યું, હે કોશા!

એમાં આશ્ચર્ય પામવા જેવું કંઇ નથી. જે છે તે જ છે. નવું કંઇ નથી. જ્યાં સુધી સાચા સૌંદર્યની પીછાણુ ન હતી ત્યાં સુધી દેહને સૌંદર્યનું સાધન માનતો હતો. ચર્મચક્ષુ ચામડીના સૌંદર્યને ચાહે છે જ્યારે જ્ઞાનચક્ષુ આત્માના સૌંદર્યને ચાહે છે. સૌંદર્યનું સત્ય સ્વરૂપ સમજાયું એટલે દેહ પ્રત્યેનો રાગ, મમત્વ અને તેના પરનો આનંદ આપમેળે છૂટી ગયો ને આત્માનુરાગ પ્રગટ થયો. કોશાને પણ મુનિના આત્મસ્પર્શી રહસ્યભરી વાતોનો સાર સમજાતાં કોશા વેશ્યા મટી સતી બની. મુનિના સત્સંગથી કોશા વેશ્યાએ સતીત્વનો શણગાર સજ્યો ને સાચી શ્રાવિકા બની. આ છે ચારિત્રનો પ્રભાવ.

ચતુર્ગતિની અંદર આત્મા અનંતકાળથી રખડી, વિષયોને આધીન બની તેણે સંસારને વધાર્યો છે. જેનો આત્મા પવિત્ર બન્યો હોય ને અંતરાત્મા રણકાર કરતો હોય તેવા આત્મા બ્રહ્મચર્ય વ્રત અંગીકાર કરવા તત્પર બને છે. સર્વ પર્વતોમાં મેરૂ પર્વત સર્વ નદીઓમાં ગંગા-સિંધુ નદી, સર્વ પ્રાણીઓમાં બળવાન સિંહ, સર્વ વૃક્ષોમાં કલ્પવૃક્ષ શ્રેષ્ઠ છે તેમ સર્વ વ્રતોમાં બ્રહ્મચર્ય એ સર્વ શ્રેષ્ઠ છે. બ્રહ્મચર્યમાં એ તાકાત છે કે બ્રહ્મચારી આત્માને જોતાં કામીના કામ વિકાર પણ પીગળી જાય છે.

ખાનદાન પ્રતિષ્ઠિત, લક્ષાધિપતિ શેઠનો દીકરો ઇલાચી કુમાર નટડીની પાછળ ગાંડો બન્યો ને તેની સાથે લગ્ન કરવા તૈયાર થયો. નટ કહે તમે અમારી નટ કન્યાને ક્યારે પરણી શકો કે નટ બનીને નાચો, રાજાને રીઝવીને પૈસા મેળવો ને અમારી નાત જમાડો પછી અમે નટકન્યાને પરણાવીએ. એક નટકન્યાને પરણવા દૂધ ચોખાનો ખાનારો, છત્ર પલંગમાં પોઢનારો ઈલાચી વહાલા માતા પિતાનો અને સર્વ સુખોનો ત્યાગ કરી ઘર છોડી ચાલી નીકળ્યો. આટલો ત્યાગ જો તેણે આત્મા માટે કર્યો હોત તો તેનું કલ્યાણ થાત, અને માતા પિતાની આબરૂ વધારત, પણ મોહદશા ભયંકર છે.

ઇલાચી નાચવાની કળા શીખી ગયો. હવે રાજાને રીઝવીને ઈનામ લઈને નટકન્યા પરણવી છે. આ નટ કન્યા ઉપર રાજા મોહિત થાય છે. ઇલાચી દોર ઉપર ચઢયો છે. નટ ઇચ્છે છે રાજાનું ધન અને રાજા ઇચ્છે છે નટકન્યા. ઈલાચી દોર ઉપર નાચી રહ્યો છે. ત્રણ વાર ચઢયો ને ઉતર્યો પણ ઇનામ મળતું નથી. ત્યાં શું બન્યું ? સામા ઘરમાં પંચ મહાવ્રતધારી ત્યાગી મુનિને ગૌચરી કરતાં જોયા. સૌંદર્યવંતી ને રૂપવંતી કન્યા મુનિને ગૌચરી વહોરાવી રહી છે. છતાં મુનિ તેના સામું દૃષ્ટિ પણ કરતાં નથી. આ દૃશ્ય દોર પર નાચતાં ઇલાચીએ જોયું, અને મનમાં વિચાર કરવા લાગ્યા કે ક્યાં આ મુનિ ! અને ક્યાં મારી દશા ! હું ક્યાં ભૂલ્યો ? ત્યાગી આત્માના સમાગમથી, તેમના દર્શનથી પણ વિષયોના વિષ ઉતરી જાય છે. જેમ સર્પ અને નોળિયો સામસામા લડે છે ને ડંખે છે ત્યારે લડતાં લડતાં નોળીયો એક કળા વાપરીને જ્યાં નોરવેલનું ઝાડ છે ત્યાં પહોંચી જાય ને નોરવેલ સુંઘી લે. નોરવેલ સુંઘવાથી સર્પના ઝેર ઉતરી

જાય છે, તેમ મુનિને જોતાં ઈલાચીના વિષયોના વિષ ઉતરી ગયા. ત્યાં પરિણામની ધારા વધતાં ક્ષપક શ્રેણીએ ચઢતાં ઘાતી કર્મનો ક્ષય કરી કેવળજ્ઞાન પામી ગયા. બ્રહ્મચર્યમાં એ શક્તિ છે કે ભલભલાના હૃદયને પીગળાવી દે છે. અમારા વસુબાઈ મહાસતીજીએ વીતરાગ વાણીનો ભેરી નાદ વગાડયો. રાજા લડાઈમાં જાય ત્યારે સૈનિકો રણશીંગા ફૂંકે એટલે ક્ષત્રિયના બચ્ચા થનથની ઉઠે, તેનું શૂરાતન ખળભળે તેમ વસુબાઈ મહાસતીજીએ ભગવાન મહાવીરના ચારિત્રના રણશીંગા ફૂંકયા કે જે સાચા સૈનિકો ને વીર હોય તે જાગી જાવ, તેમના ભેરી નાદે ૧૨ આત્માઓ જાગૃત બન્યા. એ રણશીંગાના નાદે ઉભા થઈ ગયા. તેઓ હમણાં બ્રહ્મચર્યવ્રત અંગીકાર કરશે.

આજનો દિવસ રક્ષાબંધનનો છે. ભાઇ-બહેનની રક્ષાનો શુભ સંકલ્પ એટલે રક્ષાબંધન. સંસારના સર્વ સંબંધોમાં ભાઈ બહેનના સંબંધનું સ્થાન સર્વોચ્ચ અને સુખદાયી છે. બહેન માટે ભાઇ અને ભાઇ માટે બહેન એ સ્નેહનું સરોવર છે. આજે બહેન ભાઈના ઘરે જશે ને ભાઇને રાખડી બાંધશે. જે બહેન ભાઇના ઘેર પહોંચી શકે તેમ નહિ હોય તે ટપાલમાં રાખડી મોકલશે. બહેન ભાઇને રાખડી બાંધે તેની પાછળ ભાઈની જવાબદારી છે. માત્ર નાનું રેશમનું ફુમતું અને તેની સાથે રહેલો દોરો એનું નામ જ રક્ષા નથી પણ એની પાછળ બહેનની ભાઈ પ્રત્યેની ભવ્ય ભાવના અને બહેનના રક્ષણની મહાન જવાબદારી રહેલી છે. બહેન રાખડી બાંધીને ભાઇના માથે ભાર મૂકે છે કે હે વીરા! આપત્તિમાં તું મારી રક્ષા કરજે, સંકટમાં સહાય કરજે. બહેનને ભાઇ ખૂબ વહાલો હોય છે. બહેનને ઠેસ વાગે તો બોલે છે ખમ્મા મારા ભાઈને! પતિને નથી કહેતી, યુગો પલટાયા છતાં આ પલટાયું નથી. (અહીંયા જેલમાં ગુનેગારને રાખડી બાંધવા ગયેલી બહેન એક સજજનને રાખડી બાંધવા જાય છે ત્યારે કહે છે બહેન! રાખડી બંધાવવાની મારી લાયકાત નથી તેથી બહેન પૂછતાં તે ભાઈ પોતાની વીતક કથા કહે છે તે દૃષ્ટાંત ખૂબ સુંદર રીતે કરૂણ રસથી ભરપૂર વિસ્તારપૂર્વક કહ્યું હતું.)

આજે કંઇક બહેનો હસતી ને આનંદ કરતી હોય છે ને કંઈક રડતી હોય છે. તે બહેનને પૂછીએ કે તારી આંખમાં આંસુ કેમ છે? તે બિચારી બોલી શકતી નથી. આંસુ બે પ્રકારે આવે છે. જે બહેનને ભાઈ નથી તે આંસુ સારે છે. તેના બાળકો બીજા છોકરાઓને મામાને ઘેર જતાં જોઇને કહે, બા! બધા મામાને ઘેર જાય છે. આપણે નહીં જવાનું? ત્યારે માતા આંસુ સારતાં કહે છે બેટા! તારે મામા જ નથી. આટલું બોલતાં તેનું હૈયું તૂટી જાય છે. ભાઈ વગરની બહેન વનવગડામાં ઝાડની જેમ ઝૂરતી હોય છે બીજી બહેન કે જેને ભાઇ હોવા છતાં પાપના ઉદયે ભાઈ બહેનને બોલાવતો નથી. તેની આંખમાં પણ આંસુ છે. આજે સમાજમાં કંઈક ભાઈ એવા હશે કે જે બહેનને ભૂલી ગયા છે. હજારોના ખર્ચા કરે છે પણ બહેનને તથા ભાણેજોને બોલાવી પ્રેમના મીઠા બે શબ્દો પણ આપતો નથી. તેથી બહેને અને ભાણેજો પણ રડતા હોય છે,

રક્ષાબંધનનો આ તહેવાર ફક્ત શારીરિક રક્ષા માટે જ નથી પણ ધર્મ, પવિત્રતા અને સદાચારની રક્ષા માટેનો છે. બહેન ભાઈને રક્ષા બાંધતા શુભ ભાવના ભાવે છે કે મારો ભાઈ કામક્રોધાદિ મહારોગમાંથી બચી નિરોગી બની તન-મનને તંદુરસ્ત બનવવા સાથે કુળનું નામ પણ ઉજ્જવળ કરે. આ પવિત્ર પર્વ કહે છે તમે પવિત્ર બનો. કામક્રોધાદિ વિકારો પર વિજય મેળવો. આ પર્વને પવિત્ર એટલા માટે કહેવામાં આવ્યું છે કે પવિત્રતાના સ્મારક રૂપ રક્ષાબંધન બાંધી તેનું પાલન કરવાથી વિષય વિકાર અને મનની મલીનતા દૂર થાય ને આત્મા પવિત્ર બને.

આજના પવિત્ર દિવસે જે ભાઈ બહેનને ન બોલાવતો હોય તે વેરઝેર છોડી દઈ દિલને પવિત્ર બનાવજો. કારણ કે જે ભાઈ બહેનને બોલાવતો નથી તેના ભાણેજો બીજા બાળકોને મામાને ઘેર જતાં જોઈ મામાને ઘેર જવા ઉત્સુક બને છે. ત્યારે માતાનું હૈયું રડી પડે છે. તે બિચારી બોલી શકતી નથી. અહીં એક પ્રસંગ યાદ આવે છે. એક શ્રીમંત શ્રેષ્ઠીને એકની એક દીકરી ખૂબ લાડકોડમાં ઉછરેલી સાસરે જાય છે. ભાઈની એકની એક વહાલી બહેન છે. છોકરીના મનમાં આનંદ ને કોડને પાર નથી. આ છોકરી પરણીને સાસરે આવી. દેરાણી જેઠાણી બે છે. થોડા દિવસો તો આનંદથી પસાર થઈ ગયા પણ પછી કંઈક કારણસર દેરાણી જેઠાણીને મનભેદ થયો. ૩૬ના આંક જેવી તેમની સ્થિતિ થઈ. લક્ષ્મી હોય કે ન હોય પણ જે ઘરમાં સંપ છે, એકતા છે તેના જેવું કોઈ સુખી નથી. સુખ મેળવવા નમ્રતાનો ગુણ લાવવો પડશે. આ દેરાણી જેઠાણી જુદા થયા. કહેવત છે કે "અન્ન જુદા તેના મન જુદા." છેવટે ધંધા પણ જુદા થયા. લાડકોડમાં ને સંપત્તિની છોળેમાં ઉછરેલી લાડીલી દીકરીના માતાપિતા પણ ચાલ્યા ગયા. જ્ઞાની કહે છે કર્મની દશા વિચિત્ર છે. કર્મ રાજાને રંક અને રંકને રાજા બનાવે છે. પુણ્ય-પાપની બાજી ક્યારે પલ્ટાય છે તે ખબર નથી. ધંધામાં જુદા થયા પછી આ છોકરીના પતિને ધંધામાં પણ ભારે ખોટ આવી. ભયંકર નુકશાન થયું. છોકરીના પતિને તેથી હાય લાગી ગઈ. છેવટે કાળ ગોઝારાએ તેના પતિને પણ ઝડપી લીધો, બંધુઓ! કર્મ જીવને કેવા ખેલ ખેલાવે છે ને કઈ સ્થિતિમાં મૂકી દે છે! અહીં કાળ ગોઝારાએ છોકરીના મા-બાપને ઝડપી લીધા ને તેના પતિને પણ ઝડપી લીધો, સાથે ધન પણ ચાલ્યું ગયું. વિચાર કરો, આ છોકરીની શું સ્થિતિ થઈ હશે! તેના માથે ભયંકર દુઃખ આવી પડયું. તે ચોધારા આંસુએ રડે છે, ઝૂરે છે. સાવ નિરાધાર બની ગઈ, રોટીના પણ સાંસા પડયા.

**'નણંદીનો પત્ર ભાભીને મન પસ્તી'** :– છેવટે આંસુ સારતી બહેન ભાઈને પત્ર લખે છે ઓ મારા લાડીલા વીરા! મારા કર્મોએ આ દશા કરી છે. તારા ભાણેજો ઝૂરે છે. રોટીના પણ સાંસા પડયા છે. તું તો ખૂબ દિલાવર દિલનો છે. ગરીબનો બેલી છે ને દુઃખીનાં આંસુ લૂછનાર છે. આજે હું સાવ નિરાધાર બની ગઈ છુ. તો

તારી દુઃખીયારી બહેનની વહારે જરૂર આવજે. અત્યારે મારા માટે તારા સિવાય કોઈ આધાર નથી. માટે ઓ વીરા ! તું જરૂર આવજે. બહેને ટપાલ લખી તે ભાઈના ઘેર પહોંચી પણ તે ટપાલ કુદરતે તેના ભાભીના હાથમાં આવી. ભાભીએ ટપાલ વાંચી. વાંચીને તેને પસ્તીની માફક ફાડીને ફેંકી દીધી. એને મન તો પત્ર ફાડયો પણ એને કયાં ખબર છે કે પત્ર ફાડતાં એનનું હૈયું ફાડયું. ભાઈનો જવાબ ન આવ્યો તેથી બીજી વાર પત્ર લખ્યો. બીજો પત્ર પણ ભાભીના હાથમાં ગયો. ભાભીએ તો બીજો પત્ર પણ વાંચીને ફાડી નાંખ્યો.

આ બાજુ બહેનના બે બાલુડા કહે છે બા ! અમારી સ્કૂલનાં બધા છોકરાઓ બે દિવસ પછી તેમના મામાને ઘેર જવાના છે તો અમારે મામાને ઘેર નહીં જવાનું ? માતા બિચારી શું બોલે ? તેની આંખમાં આંસુ આવી ગયા. અહો ! મેં ભાઈને બબ્બે પત્ર લખ્યા પણ ભાઈનો જવાબ નથી. ભાઈ આ વાત જાણતો નથી. તેણે પત્ર વાંચ્યો નથી. બન્ને પત્ર ભાભીના હાથમાં આવ્યા ને તેણે ફાડી નાંખ્યા. ભાભી સમજે છે કે તે દુર્ભાગી, પુણ્યહીન જો મારા ઘેર આવશે તો મારું ઘર રસાતાળ થઈ જશે. આ ભાણેજો મામાને ઘેર જવા માટે રડી રહ્યા છે. ત્યાં તેના કાકી નીકળ્યા. જ્ઞાની કહે છે કે છાતીમાં ગોળી વાગી હશે તો ઓપરેશન કરીને કાઢી નંખાશે ને તેના ઘા રૂઝાઈ જશે, પણ વચનનાં ઘા રૂઝાતા નથી. અઢી ઈંચની જીભ પાંચ ફૂટના માનવીના કયારેક પ્રાણ લઇ લે છે.

'કાકીએ મારેલા મહેણા' :– છોકરાઓનું બોલવું ને કાકીનું નીકળવું. કાકીએ બધું સાંભળ્યું. કાકી કહે છે છોકરાઓ ! તમે ધરતી સાથે માથા ફોડો તો પણ તમારા મામા મામી બોલાવે કે ખવડાવે તેમ નથી. એવા મામા મામીને યાદ કરીને તમે શા માટે રડો છો ? આ શબ્દો ઝૂંપડીમાં રહેલી બહેનીએ સાંભળ્યા. બહેનને ભાઈ પ્રત્યે ખૂબ પ્રેમ હોય છે. તે બધું સહન કરી શકે પણ ભાઈનું કોઈ વાંકુ બોલે તો સહન નહીં કરી શકે. તેથી બહેન બહાર આવીને કહે છે ભાભી ! તમે મારા ભાઈને એવા શબ્દો ન કહો. મારો ભાઈ તો ખૂબ દયાળુ ને દિલાવર છે. તે જરૂર અમને બોલાવશે ને તેના ભાણેજોને સંભાળશે. આ શબ્દો સાંભળતાં બેનના હૃદયમાં ખૂબ આઘાત લાગ્યો. બહેન ત્રીજો પત્ર લખે છે. તારી બહેનીના દુઃખની સાંભળજે આ વાત, દુઃખ તો આવી પડયું નિરાધાર બન્યા આજ, જેઠાણી મેણાં મારતી, કોણ તને બોલાવે આજ, ભાણેજો ઝૂરી રહ્યા, વહારે આવને આજ હે મારા વ્હાલા વીરા ! તને બબ્બે પત્ર લખ્યા પણ તારો જવાબ નથી. મારે તારી સાડી કે કોઈ વસ્તુ જોઈતી નથી. માત્ર મારે તારો મીઠો પ્રેમને આવકાર જોઈએ છે. અહીં મારી જેઠાણી મેણાં મારે છે કે તારો ભાઈ કયાં બોલાવે તેવો છે ? માટે મારો આ પત્ર વાંચીને તું અમને જરૂરથી બોલાવજે ને ભવના મેણા ભાંગજે. પાપના

ઉદયથી મારી આ દશા થઈ છે. મારી આ કરૂણ કહાની વાંચીને વીરા જરૂર અમને બોલાવજે. બહેને ટપાલ લખી. છોકરાઓ કહે. લાવ બા, અમે ટપાલ નાંખી આવીએ. છોકરાઓ ટપાલ નાંખવા જાય છે પણ પહોંચી શકતા નથી. તેથી બે ઘુંટો મૂકીને ટપાલ નાંખે છે. બાળકોને શ્રધ્ધા છે કે આ ટપાલ વાંચીને મામા અમને જરૂર બોલાવશે.

અહીં મામા તો ઘણાં બેઠાં છે. ધર્મીષ્ઠ આત્માને પોતાની પત્ની સિવાય જગતની તમામ બહેનો માતા અને બહેન સમાન છે. તો તેમનાં સંતાનોના તમે મામા ખરા કે નહીં. સંત સતીજીઓને પણ જગતના જે ભાઈઓ છે તે મોટા પિતા સમાન ને નાના ભાઈ સમાન છે. તમે ધર્મના ભાઈ છો. તમારી બહેને બાંધેલી રાખડી તૂટી જશે પણ અમે બ્રહ્મચર્ય રૂપી જે રાખડી બાંધીએ છીએ તે તોડી તૂટવાની નથી. સંતો સંસારની વરમાળા છોડાવી મોક્ષની વરમાળા પહેરાવે છે. અમારી બહનો ભૂલેશ્વરમાં જાય તો નવી સાડી જોઈને તેને લેવાનું મન થઈ જાય. ભાઈઓ કોઈ નવો ધંધો જુએ તો તેને તે ધંધો વિકસાવવાનું મન થાય. ભગવાન મહાવીરનું આ એક બજાર છે. ૧૨ આત્માઓ તો બ્રહ્મચર્ય વ્રતનો કિંમતી માલ ખરીદવા તૈયાર થયા છે. તમે પણ તમારી શક્તિ અનુસાર માલ ખરીદશો.

**બહેનનો પત્ર જોતાં આંસુથી છલકાયેલી ભાઈની આંખો :–** બહેનનો પત્ર પહોંચ્યો. તે સમયે ભાઈ ઘરની બહાર નીકળે છે ત્યાં પોસ્ટમેન આવ્યો. તેને પૂછે છે ભાઈ! કાગળ છે? ટપાલીએ કવર આપ્યું. ભાઈએ બહેનના અક્ષર ઓળખ્યા, પત્ર વાંચતાં તેની આંખમાંથી આંસુ પડયા. અહો! મારી બહેન પહેલાં કેવી શ્રીમંત અને સુખી હતી! તેના ધનથી તેણે કંઇક ગરીબોના આંસુ લૂછયા છે. એક સ્વભાવના કારણે દેરાણી જેઠાણીને ઝઘડો થયો, તેથી જુદા થયા. વહેપારમાં ભારે ખોટ આવી અને છેવટે કાળ ગોઝારાએ મારા બનેવીને પણ ઝડપી લીધા, અહો! મારી બહેનની આ દશા! હું કેવો હતભાગી કે મેં મારી બહેનની ખબર પણ ન લીધી! ભાઇ ઘરમાં ગયો. જઈને બહેનના ઘેર જવાની તૈયારી કરે છે. ત્યારે ભાભી પૂછે છે શેની તૈયારી કરો છો? કયાં જઈ રહ્યા છો? ભાઈ કહે બહેનનો પત્ર આવ્યો છે. તે ખૂબ દુઃખી છે. ભાણેજો મામાને ઘેર આવવા રડી રહ્યા છે, માટે હું તેમને તેડવા જાઉં છું આ સાંભળતાં જેમ ગુફામાંથી સિંહ અને બોડમાંથી વાઘ તાડૂકે તેમ ભાભીસાહેબ તાડૂકયા. કોની પરવાનગીથી જાવ છો? ભાઇ કહે મારે રજા કોની? ભાભી કહે–ઘરની માલિકી મારી છે. ખરેખર આ વાત પણ સાચી છે. આજે લગભગ ઘર બહેનોના નામના લખાયેલા છે. ભાભીની વાત સાંભળી ભાઈ કહે તું ન બોલ, કર્મની દશા એર છે. તું જુના દિવસો યાદ કર. બહેન બનેવીએ આપણને ઘણો ભોગ આપ્યો છે. તેમનો તો મહાન ઉપકાર છે. ફૂલ જેવા બાળકો શું લઈ જવાના છે?

આ તો ૪૦ વર્ષો પહેલાંની કહાની છે. આજે પણ કંઈક ઘરમાં આ સ્થિતિ જોવા મળે છે. કંઈક બહેનો રડતી હોય છે કે છતાં ભાઈએ હું ભાઈ વગરની છું. તમારી બહેન તમારા બંગલા કે દાગીના નહિ લઈ જાય માટે બહેનને પ્રેમથી બોલાવજો. નિરાધાર વિધવા બહેનોના આંસુ લૂછજો. પત્નીનો વટહુકમ છૂટયો એટલે ભાઈસાહેબ તો ઉભા રહી ગયા. મીસાનો વટહુકમ હતો ત્યારે બધાના હોઠ બંધ થઈ ગયા હતા. ભાઈ બિચારો પત્નીના હુકમ આગળ કંઈ બોલી શકયો નહિ. ભાઈ બજારમાં જઈને આંસુ સારે છે ને મનમાં મૂંઝાય છે. શું કરું ?

**"આશાભેર આવેલા પાછા વળેલા બહેન ભાણેજો"** :– આ બાજુ બહેનના છોકરા ખૂબ રડે છે. અમારે મામાને ઘેર જવું છે. બધા જાય છે ને આપણે કેમ નહિ જવાનું ? બાળકોએ હઠ ન છોડી એટલે માતાએ કહ્યું–રડશો નહિ, હું તમને લઈ જઈશ, ભાઈનું ગામ પાંચ માઈલ દૂર હતું એટલે બહેને વિચાર કર્યો કે લાવ, હું બાળકોને લઈને ભાઈને ઘેર જાઉં. બહેન બાળકોને લઈને જાય છે. ભાભીએ દૂરથી જોયું કે મારા નણંદ બે ભાણેજોને લઈને આવે છે. તેથી તેણે બારણાં બંધ કરી દીધા. બારણાં બંધ થતાં જોઈને બહેનની આંખમાં આંસુ પડયા. અહો ! કર્મરાજા ! શું તારા ખેલ છે ? શું તારી વિચિત્રતા છે ? સુખના સમયમાં પ્રેમથી સ્વાગત કરનારી ભાભી આજે મને જોઈને બારણાં બંધ કરે છે. માતા કહે છે બેટા ! તારી મામીની મરજી ઓછી છે. માટે આપણે જવું નથી. આપણે આપણા ઘેર જઈએ. રડતા બાલુડાને લઈને માતા પાછી આવી. ઝૂંપડી બંધ કરી ચોધારે આંસુએ રડે છે.

દિવસો ને મહિનાઓ ગયા બાદ આ બાજુ ભાઈ દુકાને બેઠો છે. તેની કર્મની દશા પલટાય છે. ભાઈ બેઠો છે ત્યાં પત્ર આવ્યો કે વહેપારમાં ભારે ખોટ આવી છે. પરદેશમાં પેઢી ભાંગી છે. ભાઈ આ કાગળ લઈને ઘેર આવ્યો. તેની પત્નીને કહે છે દેખ, તેં મારી બહેન ભાણેજોને પાછા વાળ્યા તેનું ફળ અત્યારે મળી ગયું. રૂમાં લપેટેલી આગ છૂપી રહે તો પાપ છૂપું રહે. વહેપારમાં મોટું નુકશાન થયું છે. પેઢી ભાંગી છે. પૈસા ભરપાઈ કરવાને સાધન નથી. કોઈની આંતરડી બાળીએ તો આપણી બળે. બહેનના નિસાસાં આપણને લાગ્યા છે. ભાઈને હાય લાગતાં ઢગલો થઈને પડી ગયો.

**'માતા પાસે દીકરાની ફરિયાદી'** :– બહેન ભાઈના ઘરેથી પાછી આવી. બાળકો કહે, અહો માતા ! મામાએ આપણને કાઢી મૂકયા ઘરમાં પેસવા પણ ન દીધા, ને કંઈ આપ્યું પણ નહિ. જોજો, બહેન બાળકો પાસે ભાઈનું જરા પણ નીચું પડવા દેતી નથી. તે કહે છે બેટા, એમ નથી. તું ના સમજે. હવે આ દેરાણી જેઠાણી જુદા થયા ત્યારે આ બહેનના ભાગ્યમાં જે જમીન આવી હતી તેના ઉપર તેઓ ઝુંપડી બાંધીને રહેતાં હતાં ભાઈએ બહેનને કંઈ આપ્યું નથી છતાં બાળકોને કહે છે કે જો તારા મામાએ તમારે માટે ઘણું આપ્યું છે. તે મેં જમીનમાં દાટી રાખ્યું છે. એમ કહી ઝુંપડીમાં ખાડો

ખોદે છે ત્યાં ઝવેરાત તથા ધનનો ભરેલો ઘડો નીકળ્યો. બહેન પોતાના બાળકોને કહે છે કે જુઓ મામાએ આપણને છાની રીતે કેટલું બધું મોકલ્યું છે!

હવે કુદરતને કરવું કે પુણ્યોદયે બહેન ખૂબ સુખી થઇ ગઇ ને બીજી બાજુ ભાઇ તો સાવ રસાતાળ થઈ ગયો. તે ચોધારે આંસુએ રડે છે. પત્નીને કહે છે જરૂર આપણને બહેનના નિસાસા લાગ્યા છે. હવે તો ઝેર ખાવા સિવાય કોઇ રસ્તો નથી. હમણાં લેણીયાતો રેડ પાડશે. પૈસા લાવો, ત્યારે હું મારું મોઢું શું બતાવીશ? જો ચોવીસ કલાકમાં કંઇ સારા સમાચાર આવે તો ઠીક છે નહિતર ઝેર પીને મારા જીવનનો અંત લાવીશ. આ સમાચાર વાયુવેગે ફેલાતાં બહેનને પહોંચી ગયા કે ભાઇની પેઢીઓ ભાંગી છે, વહેપારમાં મોટી ખોટ આવી છે, અને ભાઇ કરજદાર બન્યો છે તેથી ઝેર પીને જીવનનો અંત લાવવા તૈયાર થયો છે. આ વાત સાંભળતાં ભાઇ માટે અપૂર્વ લાગણી રાખનારી બહેન તરત જ મિલ્કતનો ભરેલો ઘડો નીકળ્યો હતો તે કપડે વીંટાળીને લઇને પોતાના ભાઇને ત્યાં ગઇ. નણંદને જોઈને ભાભીએ બારણાં બંધ કર્યા. બહેન કહે ભાભી! બારણાં ખોલો. આ બહેન જીવતી છે ત્યાં સુધી મારા ભાઇના માથાનો વાળ વાંકો નહિ થવા દઉં, એને ઝેરના પ્યાલા નહિ પીવા દઉં, બહેન આવું બોલે છે છતાં ભાભી બારણાં ખોલતી નથી.

**'બહેને ઝેરના પ્યાલા પીતા બચાવેલો ભાઈ':**–ભાઇ તેની પત્નીને કહે છે તું એકવાર મારી બહેનના મીઠા શબ્દો તો સાંભળ. તે શું કહે છે? છેવટે ભાભીએ બારણું ખોલ્યું. ભાઇને આશા તો હોય જ નહિ ને કે બેન કંઈક લઇને આવી હશે! કારણ કે એનની સ્થિતિ સાવ નિરાધાર છે. બહેન અંદર જાય છે ત્યારે ભાઈ કહે છે હે મારી વહાલી બહેન! તારો ભાઇ દુર્ભાગી પુણ્યહીન છે. મારી લાખોની મિલ્કત લુંટાઇ ગઇ છે. હવે જીવનનો અંત આણ્યા સિવાય બીજો કોઇ રસ્તો નથી. માટે જતાં જતાં તને છેલ્લાં આશીર્વાદ આપું છું કે તારો ભાઇ તો હવે આ દુનિયામાંથી વિદાય લે છે પણ મારા ભાણેજોને સાચવજે ને સુખી થજે. આટલું કહીને ભાઇ ઝેરનો કટોરો પીવા જાય છે. ત્યાં બહેન તેના હાથમાંથી ઝૂંટવી લે છે. ભાઇના તો હોશકોશ ઉડી ગયા છે. હવે આબરૂ સાચવવી ભારે છે.

બહેન કપડે વીંટાળી 'મિલ્કતનો' ઘડો લઇને આવી છે તે ભાઇને આપે છે ને કહે છે ભાઇ વીરા! તું આ લઇ લે ને તારી આબરૂ સાચવી લે. આ બહેન જીવતાં ભાઇને આવી રીતે મરવા નહિ દે. બહેનની કેટલી ઉદારતા અને તેની કેટલી ભવ્ય ભાવના! જે બહેન અને ભાણેજોને આવતાં જોઇને ભાભીએ બારણાં બંધ કર્યા હતા છતાં બહેન આજે તે પ્રસંગ યાદ પણ નથી કરતી. બસ,-તેની એક જ ભાવના છે કે જો મારો ભાઇ

આ તો ૪૦ વર્ષો પહેલાંની કહાની છે. આજે પણ કંઇક ઘરમાં આ સ્થિતિ જોવા મળે છે. કંઇક બહેનો રડતી હોય છે કે છતાં ભાઈએ હું ભાઈ વગરની છું. તમારી બહેન તમારા બંગલા કે દાગીના નહિ લઇ જાય માટે બહેનને પ્રેમથી બોલાવજો. નિરાધાર વિધવા બહેનોના આંસુ લૂછજો. પત્નીનો વટહુકમ છૂટયો એટલે ભાઇસાહેબ તો ઉભા રહી ગયા. મીસાનો વટહુકમ હતો ત્યારે બધાના હોઠ બંધ થઇ ગયા હતા. ભાઇ બિચારો પત્નીના હુકમ આગળ કંઇ બોલી શકયો નહિ. ભાઇ બજારમાં જઇને આંસુ સારે છે ને મનમાં મૂંઝાય છે. શું કરું ?

**" આશાભેર આવેલા પાછા વળેલા બહેન ભાણેજો "** :– આ બાજુ બહેનના છોકરા ખૂબ રડે છે. અમારે મામાને ઘેર જવું છે. બધા જાય છે ને આપણે કેમ નહિ જવાનું ? બાળકોએ હઠ ન છોડી એટલે માતાએ કહ્યું–રડશો નહિ, હું તમને લઇ જઇશ, ભાઇનું ગામ પાંચ માઇલ દૂર હતું એટલે બહેને વિચાર કર્યો કે લાવ, હું બાળકોને લઈને ભાઇને ઘેર જાઉં. બહેન બાળકોને લઇને જાય છે. ભાભીએ દૂરથી જોયું કે મારા નણંદ બે ભાણેજોને લઈને આવે છે. તેથી તેણે બારણાં બંધ કરી દીધા. બારણાં બંધ થતાં જોઇને બહેનની આંખમાં આંસુ પડયા. અહો ! કર્મરાજા ! શું તારા ખેલ છે ? શું તારી વિચિત્રતા છે ? સુખના સમયમાં પ્રેમથી સ્વાગત કરનારી ભાભી આજે મને જોઇને બારણાં બંધ કરે છે. માતા કહે છે બેટા ! તારી મામીની મરજી ઓછી છે. માટે આપણે જવું નથી. આપણે આપણા ઘેર જઇએ. રડતા બાલુડાને લઈને માતા પાછી આવી. ઝૂંપડી બંધ કરી ચોધારે આંસુએ રડે છે.

દિવસો ને મહિનાઓ ગયા બાદ આ બાજુ ભાઈ દુકાને બેઠો છે. તેની કર્મની દશા પલટાય છે. ભાઈ બેઠો છે ત્યાં પત્ર આવ્યો કે વહેપારમાં ભારે ખોટ આવી છે. પરદેશમાં પેઢી ભાંગી છે. ભાઇ આ કાગળ લઇને ઘેર આવ્યો. તેની પત્નીને કહે છે દેખ, તેં મારી બહેન ભાણેજોને પાછા વાળ્યા તેનું ફળ અત્યારે મળી ગયું. રૂમાં લપેટેલી આગ છૂપી રહે તો પાપ છૂપું રહે. વહેપારમાં મોટું નુકશાન થયું છે. પેઢી ભાંગી છે. પૈસા ભરપાઇ કરવાને સાધન નથી. કોઇની આંતરડી બાળીએ તો આપણી બળે. બહેનના નિસાસાં આપણને લાગ્યા છે. ભાઇને હાય લાગતાં ઢગલો થઈને પડી ગયો.

**' માતા પાસે દીકરાની ફરિયાદી '** :– બહેન ભાઈના ઘરેથી પાછી આવી. બાળકો કહે, અહો માતા ! મામાએ આપણને કાઢી મૂકયા ઘરમાં પેસવા પણ ન દીધા, ને કંઇ આપ્યું પણ નહિ. જોજો, બહેન બાળકો પાસે ભાઈનું જરા પણ નીચું પડવા દેતી નથી. તે કહે છે બેટા, એમ નથી. તું ના સમજે. હવે આ દેરાણી જેઠાણી જુદા થયા ત્યારે આ બહેનના ભાગ્યમાં જે જમીન આવી હતી તેના ઉપર તેઓ ઝુંપડી બાંધીને રહેતાં હતાં ભાઈએ બહેનને કંઇ આપ્યું નથી છતાં બાળકોને કહે છે કે જો તારા મામાએ તમારે માટે ઘણું આપ્યું છે. તે મેં જમીનમાં દાટી રાખ્યું છે. એમ કહી ઝુંપડીમાં ખાડો

ખોદે છે ત્યાં ઝવેરાત તથા ધનનો ભરેલો ઘડો નીકળ્યો. ગડેન પોતાના બાળકોને કહે છે કે જુઓ મામાએ આપણને છાની રીતે કેટલું બધું મોકલ્યું છે !

હવે કુદરતને કરવું કે પુણ્યોદયે બહેન ખૂબ સુખી થઈ ગઈ ને બીજી બાજુ ભાઈ તો સાવ રસાતાળ થઈ ગયો. તે ચોધારે આંસુએ રડે છે. પત્નીને કહે છે જરૂર આપણને બહેનના નિસાસા લાગ્યા છે. હવે તો ઝેર ખાવા સિવાય કોઈ રસ્તો નથી. હમણાં લેણીયાતો રેડ પાડશે. પૈસા લાવો, ત્યારે હું મારું મોહું શું બતાવીશ ? જો ચોવીસ કલાકમાં કંઈ સારા સમાચાર આવે તો ઠીક છે નહિતર ઝેર પીને મારા જીવનનો અંત લાવીશ. આ સમાચાર વાયુવેગે ફેલાતાં બહેનને પહોંચી ગયા કે ભાઈની પેઢીઓ ભાંગી છે, વહેપારમાં મોટી ખોટ આવી છે, અને ભાઈ કરજદાર બન્યો છે તેથી ઝેર પીને જીવનનો અંત લાવવા તૈયાર થયો છે. આ વાત સાંભળતાં ભાઈ માટે અપૂર્વ લાગણી રાખનારી બહેન તરત જ મિલ્કતનો ભરેલો ઘડો નીકળ્યો હતો તે કપડે વીંટાળીને લઈને પોતાના ભાઈને ત્યાં ગઈ. નણંદને જોઈને ભાભીએ બારણાં બંધ કર્યાં. બહેન કહે ભાભી ! બારણાં ખોલો. આ બહેન જીવતી છે ત્યાં સુધી મારા ભાઈના માથાનો વાળ વાંકો નહિ થવા દઉં, એને ઝેરના પ્યાલા નહિ પીવા દઉં, બહેન આવું બોલે છે છતાં ભાભી બારણાં ખોલતી નથી.

'બહેને ઝેરના પ્યાલા પીતા બચાવેલો ભાઈ':–ભાઈ તેની પત્નીને કહે છે તું એકવાર મારી બહેનના મીઠા શબ્દો તો સાંભળ. તે શું કહે છે ? છેવટે ભાભીએ બારણું ખોલ્યું. ભાઈને આશા તો હોય જ નહિ ને કે બેન કંઈક લઈને આવી હશે ! કારણ કે બેનની સ્થિતિ સાવ નિરાધાર છે. બહેન અંદર જાય છે ત્યારે ભાઈ કહે છે હે મારી વહાલી બહેન ! તારો ભાઈ દુર્ભાગી પુણ્યહીન છે. મારી લાખોની મિલ્કત લુંટાઈ ગઈ છે. હવે જીવનનો અંત આણ્યા સિવાય બીજો કોઈ રસ્તો નથી. માટે જતાં જતાં તને છેલ્લાં આશીર્વાદ આપું છું કે તારો ભાઈ તો હવે આ દુનિયામાંથી વિદાય લે છે પણ મારા ભાણેજોને સાચવજે ને સુખી થજે. આટલું કહીને ભાઈ ઝેરનો કટોરો પીવા જાય છે. ત્યાં બહેન તેના હાથમાંથી ઝૂંટવી લે છે. ભાઈના તો હોશકોશ ઉડી ગયા છે. હવે આબરૂ સાચવવી ભારે છે.

બહેન કપડે વીંટાળી મિલ્કતનો ઘડો લઈને આવી છે તે ભાઈને આપે છે ને કહે છે ભાઈ વીરા ! તું આ લઈ લે ને તારી આબરૂ સાચવી લે. આ બહેન જીવતાં ભાઈને આવી રીતે મરવા નહિ દે. બહેનની કેટલી ઉદારતા અને તેની કેટલી ભવ્ય ભાવના ! જે બહેન અને ભાણેજોને આવતાં જોઈને ભાભીએ બારણાં બંધ કર્યા હતા છતાં બહેન આજે તે પ્રસંગ યાદ પણ નથી કરતી. બસ, તેની એક જ ભાવના છે કે જો મારો ભાઈ

દુઃખી હોય ને મારી પાસે કંઇ હોય તો તેને બનતી સહાય કરવી જોઈએ. બહેને પોતાને માટે કંઇ નહિ રાખતાં મિલ્કતનો ભરેલો આખો ઘડો ભાઇને અર્પણ કર્યો.

ભાઇ પૂછે છે બહેન! આ શું? ત્યારે બેન કહે છે તમારા બનેવીએ જમીનમાં દાટીનેસાચવી રાખ્યો હશે, પણ જ્યાં સુધી પાપનો ઉદય હોય ત્યાં સુધી રત્નો પણ કાંકરા બની જાય. હવે મારા પુણ્યનો ઉદય થયો હશે એટલે આ તારા ભાણેજો કહે મામાએ આપણને કંઈ ન આપ્યું? મેં એમને સમજાવવા માટે કહ્યું કે તેમણે આપણને ગુપ્ત રીતે ઘણું આપ્યું છે તે મેં જમીનમાં દાટયું છે. એમ કહીને ત્યાં જમીન ખોદી તો આ મિલ્કતનો ભરેલો ઘડો નકળ્યો. ત્યાં ભાઇ! તારી આ સ્થિતિ સાંભળી એટલે મિલ્કત લઇને અહીં આવી છું. તું આ લઇ લે અને તારી જતી ઇજ્જતને સાચવ. ભાઇને લેતાં મનમાં ખૂબ દુઃખ થાય છે કે અહો! મારી બહેનને મીઠો પ્રેમ કે આવકાર મેં આપ્યો નથી છતાં બેન તેના શુધ્ધ ભાવથી પોતાની તમામ મિલ્કત મને દઇને દુઃખમાં સહાય કરવા આવી છે. ધન્ય છે આ બેનડીને! ભાઇએ મિલ્કત લઈને પોતાની ઇજ્જત સાચવી. આ ભાઇ પોતાની પત્નીને કહે છે કે જો, આ બહેનીએ મને શું આપ્યું? માત્ર ધન જ નથી આપ્યું પણ મને મૃત્યુના મુખમાંથી બચાવ્યો છે. આનું નામ સાચી રક્ષાબંધન. પોતાના સુખને લાત મારી બીજાનું દુઃખ મટાડયું છે. ભાભીનું હૃદય પણ પલટાઇ ગયું ને પોતે કરેલી ભૂલનો પશ્ચાતાપ થયો.

રક્ષાબંધનની કહાનીઓ તો ઘણી મોટી છે, પણ આજે ત્રણ તપસ્વીનાં પારણાં છે. અને તેના ફળરૂપે બ્રહ્મચર્ય મહોત્સવ છે. ૧૨ આત્માઓ આજે બ્રહ્મચર્યવ્રત અંગીકાર કરવાના છે. બ્રહ્મચર્યના આરાધનથી અનેક પ્રકારની લબ્ધિઓ અને શક્તિઓ પ્રાપ્ત થાય છે. આત્મામાંથી શક્તિઓનો સ્રોત વહેવા માંડે છે. આવા મંગલમય બ્રહ્મચર્યવ્રતની આરાધનામાં આળસ કે પ્રમાદ ન કરતાં જીવનની વિશુધ્ધિ માટે અંતરના ભાવથી બ્રહ્મચર્ય વ્રત અંગીકાર કરો. જેથી જીવન મંગલમય, કલ્યાણમય અને કર્મમુક્ત બને. હવે બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા અપાય છે. તે માટે આલોચના કરાવાય છે.

આજે બોરીવલીથી જો આવવાનું બન્યું હોય તો અમારા મધુર વ્યાખ્યાની બા. બ્ર. પૂ. વસુબાઈ મહાસતીજીના સદુપદેશથી આપ શ્રી સંઘ જે જાગ્રત બન્યો છે ને આજે ૧૨ આત્માઓનો બ્રહ્મચર્ય મહોત્સવ ઉજવાઈ રહ્યો છે તેનો પ્રતાપ છે. શ્રી કાંદીવાલી સંઘે દાન, શીયળ, તપ અને ભાવનાથી આજે સંઘને ઉજ્જવળ બનાવ્યો છે તેમ જ ધર્મધ્યાનથી શ્રી સંઘ જે ગાજી ઉઠયો છે તે ધન્યવાદને પાત્ર છે.

(પૂ. મહાસતીજીના વ્યાખ્યાન બાદ શ્રી છગનભાઇએ સુંદર શૈલીથી ભાષણ કરેલ અને તેમાં બોરીવલીથી પધારેલા પ્રખર વકતા, બા. બ્ર. વિદુષી પૂ. શારદાબાઈ મહાસતીજીનો તેમ જ અત્રે ચાતુર્માસ બિરાજેલા બા. બ્ર. વસુબાઈ મહાસતીજી ઠાણા.

૪ નો ખૂબ ખૂબ આભાર માન્યો હતો. તેમ જ છેલ્લે કાંદીવલીના ઇતિહાસમાં આજનો દિવસ અમર બનશે ને સુવર્ણાક્ષરે નોંધાશે. તેમ કહીને સૌનો આભાર માન્યો હતો.



## વ્યાખ્યાન નં.-૫૨

**દ્વિ. શ્રાવણ વદ ૨ ને મંગળવાર** **તા. ૩૦-૮-૭૭**

સુજ્ઞ બંધુઓ! વિષયોના વિષનું વમન, કષાયોનું શમન અને ઇન્દ્રિયોનું દમન કરાવનાર તારણહાર ભગવંત ભવ્ય જીવોના કલ્યાણનો રાહ બતાવતાં કહે છે કે હે ભવ્ય જીવો! તમે ગુમાવેલી સંપત્તિ, સત્તા, આરોગ્ય, વહાણ બધું પુણ્યબળ હશે તો પાછું પ્રાપ્ત કરી શકશો પણ જીવનમાંથી જે અમૂલ્ય ક્ષણો આત્મસાધના કર્યા વિના ગુમાવો છો તે ફરીને પાછી મેળવી શકાતી નથી.

સમજી લો. જીવને સંસારની વિસ્મૃતિ અને આત્માની સ્મૃતિ નહિ થાય ત્યાં સુધી સાચી દિશા જડવાની નથી. જો તમારે સાચું સુખ જોઇતું હોય તો સંસારની વિસ્મૃતિ કરો. જે જે મહાન પુરૂષોને આત્મિક સુખ મેળવવાની તમન્ના જાગી તેમણે સર્વ પ્રથમ સંસારની વિસ્મૃતિ કરી છે. બીજાની કયાં વાત કરવી, આપણા શાસનપતિ પ્રભુ મહાવીરનો જીવન ઇતિહાસ વાંચશો તો તમને તેમાંથી ઘણું જાણવા મળશે. ભગવાનનો જીવન ઇતિહાસ વાંચીને મારા રૂંવાડા ખડા થઇ જાય છે. ભગવાને આત્મિક સુખો મેળવવા માટે સંસારને લાત મારી અને આત્માની સ્મૃતિ કરવા માટે દીક્ષા લીધી. ઇચ્છા અને અરમાનોનું બલિદાન દીધું. સ્વ-પર હિત ખાતર આત્મ સમર્પણ કર્યું. રાગની ખીણમાંથી નીકળી ત્યાગની ટોચે પહોંચ્યા. એમણે રાગનો ત્યાગ કર્યો પણ તમે શું કરો છો? હું તમને પૂછું છું કે તમને રાગની વાતો ગમે છે કે ત્યાગની? બોલો તો ખરા. કોઇ વ્યક્તિ તમને એવા સમાચાર આપે કે તમારો દીકરો સાધુ સંતો પાસે બહુ જાય છે ને હવે તેને દીક્ષા લેવાના ભાવ છે અને બીજી વ્યક્તિ તમારા દીકરાના વિવાહના સમાચાર લઇને આવે તો સાચું બોલજો, તમે કોની વાત વધાવી લેશો? બેમાંથી તમે કોને કંસાર જમાડશો? દીક્ષાની વાત કરનારને કે લગ્નની વાત કરનારને? (હસાહસ) તમે જવાબ નહિ આપો. હસીને પતાવી દેશો. કારણ કે તમને ત્યાગની વાત નહિ રૂચે. તમને રૂચે કે ન રૂચે, પણ અમે તો તમારી પાસે ત્યાગની વાતો કરવાના કારણ કે આત્મવિકાસમાં ત્યાગની જરૂર છે. ત્યાગ વિના આત્માનો વિકાસ થવાનો નથી. આત્માનો વિકાસ કરવા માટે રાગનો ત્યાગ કરવો પડશે.

મહાવીર પ્રભુએ ત્રીસ વર્ષની ભર યુવાન વયે સંસારને લાત મારીને સંયમ લીધો. આલીશાન ભવન જેવા રાજમહેલનો ત્યાગ કરી વનની વાટ પકડી. દીક્ષા લઇને સાડાબાર વર્ષ

ને પંદર દિવસ સુધી ઉગ્ર સાધના કરી. એમણે રાજમહેલ, વૈભવ, પત્ની વિગેરેના રાગનો ત્યાગ કર્યો એટલું જ નહિ પણ શરીરના રાગનો કેટલો ત્યાગ કર્યો! સંયમ લઈને શરીર સામું જોયું નથી, ચાર માસી, છ માસી, બે માસી વિગેરે ઉગ્ર તપની સાધના કરી. આવા તપમાં ભગવાનનાં પારણાના દિવસ કેટલા? બોલો મગનભાઈ! ત્રણસો ઓગણપચાસ દિવસ આટલા સમયમાં પણ કેટલા ઉપસર્ગો આવ્યા? સંગમદેવ સૂઝતા આહાર પાણી હોય તો અસુઝતા કરી નાખે, માર્ગમાં ઢીંચણ પ્રમાણ રેતીના ઢગલા કરે, એટલે ચાલતાં પગ ભરાઈ જાય, માર્ગમાં કાંટા વેરે આવા ઘણાં ઉપસર્ગો આપ્યા તે સમતા ભાવે સહન કર્યા. ભરવાડે કાનમાં ખીલા નાંખ્યા છતાં ચીસ પાડી નથી એક વખત ભગવાન ધ્યાનમાં ઉભેલા હતાં ત્યારે પૂર્વભવની વૈરી કટપૂતના દેવીએ વગર અગ્નિએ શરીરની ચામડી બાળી નાંખે તેવી હિમવર્ષા વરસાવી છતાં સમભાવે સહન કરી. સાડાબાર વર્ષને પંદર દિવસ સુધી ભૂખ-તરસ અને ઉજાગરા વેઠયા આ બધું કષ્ટ ભગવંતે શા માટે સહન કર્યું તે સમજાય છે ને?

આવી અઘોર સાધના કરી જગતના જીવો ઉપર કરૂણાનો ધોધ વહાવીને અનેક જીવોને બળતા દાવાનળ જેવા સંસારમાંથી બહાર કાઢયા. જો ભગવાન વૈભવના ઢગલા ઉપર બેસી રહ્યા હોત અને સત્તાના શિખરે બેસી હકુમત ચલાવી હોત, સુંવાળી શય્યામાં આળોટયા હોત તો જગત તેમને ઓળખત નહીં. પણ ભગવાને સંસારને દુઃખનો દાવાનળ માનીને ત્યાગ કર્યો તો આપણે તેમને ઓળખ્યા. તો હવે તમે સમજો. તમને હવે સંસારમાં દુઃખ દેખાય છે? જ્ઞાની પુરૂષો કહે છે કે સંસારમાં સુખ શોધવું એટલે કાંકરા પીલીને તેલ કાઢવા જેવી મૂર્ખાઈ છે. કાંકરા પીલે તેલ મળે ખરું? 'ના'. તો ભૌતિક સાધનોમાં તમે સુખ શોધો છો તો મળે ખરું? સુખ ભૌતિક સાધનોમાં કે સુંવાળા વિષય ભોગમાં નથી પણ સાચું સુખ તો આત્મામાં છે. જે સુખ પ્રાપ્ત થયા પછી સંસારના સુખની આશા (તૃષ્ણા) રહેતી નથી. આત્મસુખ મળતાં ભવભ્રમણનો અંત આવી જાય છે. આપણે મહાન પુરૂષોના જેવી કઠોર સાધના કરી શકતા નથી પણ મહાન પુરૂષોના જીવનને યાદ કરી તેમના સુકૃત્યની અનુમોદના અને આપણાં દુષ્કૃત્યોની નિંદા કરીએ તો પણ આપણા જીવનમાં આરાધનાનો નવો ઉત્સાહ જાગે. આ તો મેં તમને મહાવીર પ્રભુની વાત કરી પણ આગળના શ્રાવકો પણ આરાધનામાં કેવા દૃઢ અને શ્રધ્ધાવાન રહ્યા છે. જો તમે શ્રધ્ધા મજબૂત રાખશો તો અવશ્ય તમારું કામ થશે. આત્માના માર્ગમાં શ્રદ્ધા વગર આગળ વધાતું નથી. સંસારના કાર્યમાં શ્રધ્ધા રાખો છો તો કાર્યમાં સફળ બનો છો. અહીં એક દ્રષ્ટાંત યાદ આવે છે.

એક શ્રીમંત શેઠને અનંગપાલ, મહીપાલ, ધનપાલ, અને જયપાલ નામના ચાર પુત્રો હતાં, સમય જતાં શેઠ વૃધ્ધ થયાં એટલે બધી મિલકત, ઘરબાર વિગેરે સરખે

ભાગે પુત્રોને વહેંચી આપ્યું. માત્ર એક કિંમતી હીરો બાકી હતો. તે હીરો એક જ હતો એટલે શેઠે પુત્રોને બતાવીને કહ્યું કે આ હીરો હાલ મારી પાસે રાખું છું પણ મારા મરણ પછી તમારે પૈસા જોઈતા હોય તો વેચીને સરખે ભાગે વહેંચી લેજો. તમારે કોઈને રાખવો હોય તો એક જણે રાખીને બીજાને કિંમત પ્રમાણે પૈસા આપી દેવા. આ પ્રમાણે સૂચના કર્યા બાદ થોડા દિવસમાં શેઠ મરણ પામ્યા. હીરો લઈને છોકરાઓએ પિતાજીની બધી ક્રિયા પતી જશે પછી શું કરવું તે અંગે વિચારીશું એમ વિચાર કરીને હીરો તિજોરીમાં મૂકી દીધો. પિતાજીના મરણ પછી બાર દિવસ બાદ પુત્રો હીરાનું શું કરવું તે અંગે વિચારણા કરવા બેઠા ત્યારે તિજોરી ખોલીને હીરો લેવા ગયા તો હીરો ગુમ. એકબીજાએ ચારેય ભાઈઓને પૂછ્યું કે હીરો ક્યાં ગયો? ચારે ભાઈઓ કહે છે કે અમે હીરો જોયો નથી. ઘરમાં ચારે તરફ ખૂબ તપાસ કરી પણ હીરો જડયો નહિ ત્યારે મોટો પુત્ર કહે કે આપણે રાજા પાસે જઈએ. જરૂર હીરો મળી જશે.

**'ખોવાયેલા હીરાને શોધવા રાજદરબારમાં કરેલી અપીલ':-** ચારેય ભાઈઓ રાજદરબારમાં આવ્યા ને રાજાને પ્રણામ કરીને ઉભા રહ્યા. રાજાએ તેમને આદર આપીને બેસાડયા ને પૂછ્યું, તમે ક્યાંથી આવ્યા છો ને શા કામે આવ્યા છો? પહેલાના રાજાઓમાં નીતિ હતી. ગમે તે માણસ આવે તો તેનો આદર સત્કાર કરતા ને તેમની દાદ સાંભળતા હતા. આજે તો સરકાર પ્રજાની દાદ સાંભળતી નથી. મોટા દીકરાએ કહ્યું, મહારાજા! અમે આપના ગામમાં વસતાં શિશુપાલ શેઠના પુત્રો છીએ, અને આપની પાસે એક ખાસ કામ માટે આવ્યા છીએ. રાજાએ કહ્યું, શિશુપાલ તો ખૂબ ધનવાન શેઠ હતા. એમના સુપુત્રોને મારું શું કામ પડયું? ત્યારે કહે છે કે અમારા પિતાજીએ અમને બધું ધન સરખે ભાગે વહેંચીને આપી દીધું છે પણ એક મૂલ્યવાન હીરો વહેંચવાનો બાકી હતો. એ હીરો એટલો બધો તેજસ્વી હતો કે અંધારી રાતે બહાર કાઢીને મૂકયો હોય તો પ્રકાશ પ્રકાશ ફેલાઈ જાય. એ હીરો અમે તિજોરીમાં મૂકયો હતો. થોડા દિવસ પછી લેવા ગયા તો હીરો મળે નહીં. ત્યારે રાજાએ પૂછ્યું કે તમારા ઘરમાં હીરાની વાત બીજા કોઈ જાણે છે? ના, મહારાજા. ચાર ભાઈઓ સિવાય બીજું કોઈ આ વાત જાણતું નથી. રાજા કહે છે તો તમારા ચાર ભાઈઓમાંથી કોઈકે હીરો ગુમ કર્યો લાગે છે! શેઠના પુત્રોએ કહ્યું. મહારાજા! એ હીરો કોણે લીધો તે અમારે જાણવું નથી પણ આપ ગમે તેમ કરીને હીરો મેળવી આપો.

રાજા કહે છે ભલે, હું થોડા દિવસમાં હીરાનો પત્તો મેળવી આપીશ. રાજાએ હા તો કહી પણ હીરો મેળવી આપવો મુશ્કેલ હતો. ઘણાં ઉપાયો કર્યા પણ હીરો મળ્યો નહીં, ત્યારે રાજા અત્યંત ઉદાસ થઈ ગયા. રાજાનો પુત્ર ખૂબ હોંશિયાર હતો.

તેણે રાજાને પૂછયું, પિતાજી ! આપ આટલા બધા ઉદાસ કેમ રહો છો ! ત્યારે રાજાએ હીરાની વાત કરી. કુમાર કહે છે પિતાજી ! ચિંતા ન કરો. હું ગમે તેમ કરીને હીરો શોધી આપીશ. કુમારે શેઠના ચારેય પુત્રોને કહ્યું કે હું દશ દિવસમાં તમારો હીરો મેળવી આપીશ, પણ તમારે દશ દિવસ હું કહું ત્યાં જુદા જુદા સ્થાને રહેવું પડશે. શેઠના પુત્રોએ કહ્યું. ભલે, તમે જેમ કહેશો તેમ અમે કરીશું. રાજકુમારે ચારે ભાઈઓને જુદા જુદા ઉતારા આપ્યા. છ દિવસ તો વીતી ગયા.

**"કુમાર હીરાની શોધમાં"** :– સાતમે દિવસે કુમારે રાજપૂતનો વેશ પહેર્યો ને પાણીદાર ઘોડા ઉપર બેસીને ઘણે દૂરથી કોઈ અજાણ્યો મુસાફર આવતો હોય તેવો દેખાવ કર્યો, અને સૌથી મોટા અનંગપાલનો ઉતારો હતો ત્યાં તે આવ્યો. ત્યાંના પટાવાળાને રાજકુમારે પહેલેથી કહી રાખ્યું હતું એટલે અંદર જવા દીધો. આ ઉતારામાં અનંગપાલ અને અજાણ્યા મુસાફર તરીકે રાજકુમાર એ બે જ હતાં. રાજકુમારે અજાણ્યા મુસાફર તરીકેનો ડોળ કરતાં કહ્યું–ભાઈ ! આજે તો ખૂબ થાકી ગયો છું, પણ તમે અહીં છો તો સારું છે મને કંપની મળશે. બાકી હું ઘણીવાર આવું છું પણ એકલા રાત લાંબી થઇ પડે છે. આમ અલકમલકની વાતો કરીને તેની સાથે બોલવા ચાલવાનો પરિચય વધાર્યો, ને કહ્યું ચાલો, આપણે બંને છીએ તો ચોપાટ રમીએ. શેઠનો પુત્ર કહે છે ચાલો, ત્યારે આજે મને પણ આનંદ આવશે. છ દિવસથી હું એકલો પડી ગયો છું. કામધંધા વિના મારો ટાઇમ પસાર થતો નથી. આમ કહી બંને ચોપાટ રમવા બેઠા. રમવાનો બરાબર રંગ જામ્યો હતો. ત્યાં કુંવરના પગની લાત વાગતાં કોડીયું પડી ગયું ને દીવો બુઝાઇ ગયો. રંગમાં ભંગ પડયો. ઉતારાનો રખેવાળ કુમારની ચેતવણી મુજબ બહાર ચાલ્યો ગયો હતો. આ બંને જણા સૂઈ ગયા ને સવાર પડતાં રાજકુમાર રવાના થઇ ગયો. આઠમે દિવસે બીજા નંબરના અને નવમા દિવસે ત્રીજા નંબરના ભાઇના ઉતારે રાજકુમાર ગયો ને પહેલાની જેમ અજાણ્યો થઈને ગયો ને ચોપાટ રમ્યો પણ હીરાનો પત્તો લાગ્યો નહિ.

**"કુમારની યુક્તિથી પકડાયેલો સાચો ચોર,"** :– છેવટે દશમે દિવસે ચોથા ભાઈના ઉતારે આવ્યો ને ત્યાં ચોપાટ રમવા બેઠો. બરાબર રંગ જામ્યો એટલે કુમારનો પગ અડતાં કોડીયું પડી ગયું ને દીવો બુઝાઇ ગયો. આ કુંવર જાણીને કરતો હતો. દીવો ઓલવાઈ જતાં રખેવાળને બૂમ મારી પણ આવ્યો નહિ. એટલે કુમાર બોલી ઉઠયો કે આ ઉતારાનો રખેવાળ કયાંક ચાલ્યો જાય છે. રાજાએ બે રખેવાળ રાખવા જોઇએ. આપણી રમતનો રંગ જામ્યો ને આ ભંગ પડી ગયો. હવે શું કરીશું ? ત્યારે શેઠના પુત્રે કહ્યું–મિત્ર ! તમે તેની ચિંતા ન કરો. હું હમણાં અંધકાર દૂર કરું છું. એમ કહીને તેણે કેડે કપડામાં લપેટીને બાંધેલો હીરો છોડીને બહાર કાઢયો, ને જમીન ઉપર મૂકયો એટલે પ્રકાશ... પ્રકાશ પથરાઈ ગયો. રાજકુમારે હીરાના વખાણ

ન કર્યા પણ સમજી ગયો કે આજ હીરો હોવો જોઈએ. પ્રકાશ થયો એટલે કહ્યું–ભાઈ! સારું થયું. હવે આપણી બાજી પૂરી થશે. ઘણી વાર ચોપાટ રમ્યા. તેમાં શેઠનો પુત્ર જીતી ગયો. કુમારે તેને જીતવા દીધો. જીત્યા પછી કુમારે બે પાન કાઢ્યા. તેમાં એક પાન પોતે ખાધું ને બીજું શેઠના પુત્રને ખવડાવ્યું. તેમાં ઘેનની દવા નાંખી હતી. એટલે એ થોડીવારમાં ઊંઘી ગયો. બરાબર ઘેન ચઢયું જાણીને કુમારે તેની કમ્મરેથી હીરો છોડીને લઇ લીધો ને પોતાના ઘોડા ઉપર બેસી રવાના થયો.

**"મોટા માણસની ગંભીરતા"** :– સવારમાં રાજાના હાથમાં હીરો આપી દીધો. રાજાએ ચારેય ભાઈઓને સભામાં બોલાવીને મોટા દીકરા અનંગપાલના હાથમાં હીરો આપીને કહ્યું–ભાઇ! આ જ તમારો ગુમ થયેલો હીરો છે ને? હીરો અનંગપાલે હથેળીમાં મૂકયો તો આખી સભામાં પ્રકાશ પ્રકાશ થઈ ગયો. ઝગમગતો હીરો જોઇને સભાજનો આશ્ચર્યચકિત થઈ ગયા. અનંગપાળે કહ્યું–સાહેબ! આ અમારો ગુમ થયેલો હીરો છે. રાજાએ કહ્યું કે હીરો કોણે લીધો હતો ને કેવી રીતે મેળવ્યો તે અમારે તમને કહેવું નથી. તમે તમારો હીરો લઇને સુખી થાઓ. રાજાએ કોઇનું નામ ન પાડયું પણ જેણે લીધો હતો તેનું મુખ કાળું ધબ થઈ ગયું. હીરો મળવાથી શેઠના પુત્રો આનંદ પામતા પોતાને ઘેર ચાલ્યા ગયા.

**"શાશ્વત હીરો કયારે શોધશો?"** :– બંધુઓ! શેઠના પુત્રોનો હીરો ગુમ થયો તો રાજા પાસે ગયા ને રાજાએ ગુમ થયેલો હીરો મેળવી આપ્યો ને શેઠના પુત્રો આનંદ પામ્યા. આ તો દ્રવ્ય હીરાની વાત થઇ પણ તમારા જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપી અમૂલ્ય અને શાશ્વત હીરા ગુમ થઇ ગયા છે તેને શોધવા પ્રયત્ન કરો છો? એને મેળવવા કોઈની સહાય માંગો છો? શેઠના પુત્રો રાજા પાસે ગયા તો હીરો મળી ગયો તેમ તમારે જો જ્ઞાન, દર્શનરૂપી શાશ્વત હીરા મેળવવા હોય તો વીતરાગ ભગવંત રૂપી મહારાજાના શરણે જાઓ. એ તમારા ગુમ થયેલા હીરા બતાવશે. એ હીરાની પ્રાપ્તિ થવાથી શાશ્વત સુખ મળશે.

જેમને શાશ્વત રત્નો મેળવવા છે તે દેવકી માતા નેમનાથ પ્રભુરૂપી મહારાજાના શરણે સંશયનું સમાધાન કરવા માટે ગયા છે. નેમનાથ ભગવાન કહે છે કે હે દેવકી! સુલશા ગાથાપત્ની ઉપર હરિણગમેષી દેવ પ્રસન્ન થયો એટલે એના સુખ ખાતર દેવે અવધિજ્ઞાનથી જોયું. તેમાં તમારા અને એના સંયોગો બંધબેસતા તેને લાગ્યા એટલે તેણે પોતાની દૈવીશકિતથી એવો પ્રબંધ કર્યો કે તું અને સુલશા બંને સાથે ગર્ભવંતી થતી હતી, અને "समामेव गब्भं परिवहइ, सममेव दारए पयायइ" તમે બંને સાથે જ ગર્ભનું પાલન કરતા ને સાથે જ બાળકને જન્મ આપતા. હે દેવકી! તને અતિમુકત મુનિએ પોલાસપુરમાં બાલપણમાં કહ્યું હતું ને કે તારો સાતમો ગર્ભ આ

તેણે રાજાને પૂછયું, પિતાજી! આપ આટલા બધા ઉદાસ કેમ રહો છો! ત્યારે રાજાએ હીરાની વાત કરી. કુમાર કહે છે પિતાજી! ચિંતા ન કરો. હું ગમે તેમ કરીને હીરો શોધી આપીશ. કુમારે શેઠના ચારેય પુત્રોને કહ્યું કે હું દશ દિવસમાં તમારો હીરો મેળવી આપીશ, પણ તમારે દશ દિવસ હું કહું ત્યાં જુદા જુદા સ્થાને રહેવું પડશે. શેઠના પુત્રોએ કહ્યું. ભલે, તમે જેમ કહેશો તેમ અમે કરીશું. રાજકુમારે ચારે ભાઈઓને જુદા જુદા ઉતારા આપ્યા. છ દિવસ તો વીતી ગયા.

**"કુમાર હીરાની શોધમાં"** :— સાતમે દિવસે કુમારે રાજપૂતનો વેશ પહેર્યો ને પાણીદાર ઘોડા ઉપર બેસીને ઘણે દૂરથી કોઈ અજાણ્યો મુસાફર આવતો હોય તેવો દેખાવ કર્યો, અને સૌથી મોટા અનંગપાલનો ઉતારો હતો ત્યાં તે આવ્યો. ત્યાંના પટાવાળાને રાજકુમારે પહેલેથી કહી રાખ્યું હતું એટલે અંદર જવા દીધો. આ ઉતારામાં અનંગપાલ અને અજાણ્યા મુસાફર તરીકે રાજકુમાર એ બે જ હતાં. રાજકુમારે અજાણ્યા મુસાફર તરીકેનો ડોળ કરતાં કહ્યું—ભાઈ! આજે તો ખૂબ થાકી ગયો છું, પણ તમે અહીં છો તો સારું છે મને કંપની મળશે. બાકી હું ઘણીવાર આવું છું પણ એકલા રાત લાંબી થઇ પડે છે. આમ અલકમલકની વાતો કરીને તેની સાથે બોલવા ચાલવાનો પરિચય વધાર્યો, ને કહ્યું ચાલો, આપણે બંને છીએ તો ચોપાટ રમીએ. શેઠનો પુત્ર કહે છે ચાલો, ત્યારે આજે મને પણ આનંદ આવશે. છ દિવસથી હું એકલો પડી ગયો છું. કામધંધા વિના મારો ટાઇમ પસાર થતો નથી. આમ કહી બંને ચોપાટ રમવા બેઠા. રમવાનો બરાબર રંગ જામ્યો હતો. ત્યાં કુંવરના પગની લાત વાગતાં કોડીયું પડી ગયું ને દીવો બુઝાઇ ગયો. રંગમાં ભંગ પડયો. ઉતારાનો રખેવાળ કુમારની ચેતવણી મુજબ બહાર ચાલ્યો ગયો હતો. આ બંને જણા સૂઈ ગયા ને સવાર પડતાં રાજકુમાર રવાના થઇ ગયો. આઠમે દિવસે બીજા નંબરના અને નવમા દિવસે ત્રીજા નંબરના ભાઇના ઉતારે રાજકુમાર ગયો ને પહેલાની જેમ અજાણ્યો થઈને ગયો ને ચોપાટ રમ્યો પણ હીરાનો પત્તો લાગ્યો નહિ.

**"કુમારની યુક્તિથી પકડાયેલો સાચો ચોર!"** :— છેવટે દશમે દિવસે ચોથા ભાઈના ઉતારે આવ્યો ને ત્યાં ચોપાટ રમવા બેઠો. બરાબર રંગ જામ્યો એટલે કુમારનો પગ અડતાં કોડીયું પડી ગયું ને દીવો બુઝાઇ ગયો. આ કુંવર જાણીને કરતો હતો. દીવો ઓલવાઈ જતાં રખેવાળને બૂમ મારી પણ આવ્યો નહિ. એટલે કુમાર બોલી ઉઠયો કે આ ઉતારાનો રખેવાળ કયાંક ચાલ્યો જાય છે. રાજાએ બે રખેવાળ રાખવા જોઇએ. આપણી રમતનો રંગ જામ્યો ને આ ભંગ પડી ગયો. હવે શું કરીશું? ત્યારે શેઠના પુત્રે કહ્યું—મિત્ર! તમે તેની ચિંતા ન કરો. હું હમણાં અંધકાર દૂર કરું છું. એમ કહીને તેણે કેડે કપડામાં લપેટીને બાંધેલો હીરો છોડીને બહાર કાઢયો, ને જમીન ઉપર મૂકયો એટલે પ્રકાશ,...પ્રકાશ પથરાઈ ગયો. રાજકુમારે હીરાના વખાણ

ન કર્યો પણ સમજી ગયો કે આજ હીરા હોવો જોઈએ. પ્રકાશ થયો એટલે કહ્યું-ભાઈ! સારું થયું. હવે આપણી બાજી પૂરી થશે. ઘણી વાર ચોપાટ રમ્યા. તેમાં શેઠનો પુત્ર જીતી ગયો. કુમારે તેને જીતવા દીધો. જીત્યા પછી કુમારે બે પાન કાઢયા. તેમાં એક પાન પોતે ખાધું ને બીજું શેઠના પુત્રને ખવડાવ્યું. તેમાં ઘેનની દવા નાંખી હતી. એટલે એ થોડીવારમાં ઊંઘી ગયો. બરાબર ઘેન ચઢયું જાણીને કુમારે તેની કમ્મરેથી હીરો છોડીને લઇ લીધો ને પોતાના ઘોડા ઉપર બેસી રવાના થયો.

**"મોટા માણસની ગંભીરતા"** :- સવારમાં રાજાના હાથમાં હીરો આપી દીધો. રાજાએ ચારેય ભાઈઓને સભામાં બોલાવીને મોટા દીકરા અનંગપાલના હાથમાં હીરો આપીને કહ્યું-ભાઇ! આ જ તમારો ગુમ થયેલો હીરો છે ને? હીરો અનંગપાલે હથેળીમાં મૂકયો તો આખી સભામાં પ્રકાશ પ્રકાશ થઈ ગયો. ઝગમગતો હીરો જોઇને સભાજનો આશ્ચર્યચકિત થઈ ગયા. અનંગપાળે કહયું-સાહેબ! આ અમારો ગુમ થયેલો હીરો છે. રાજાએ કહ્યું કે હીરો કોણે લીધો હતો ને કેવી રીતે મેળવ્યો તે અમારે તમને કહેવું નથી. તમે તમારો હીરો લઇને સુખી થાઓ. રાજાએ કોઇનું નામ ન પાડયું પણ જેણે લીધો હતો તેનું મુખ કાળું ધબ થઈ ગયું. હીરો મળવાથી શેઠના પુત્રો આનંદ પામતા પોતાને ઘેર ચાલ્યા ગયા.

**"શાશ્વત હીરો કયારે શોધશો?"** :- બંધુઓ! શેઠના પુત્રોનો હીરો ગુમ થયો તો રાજા પાસે ગયા ને રાજાએ ગુમ થયેલો હીરો મેળવી આપ્યો ને શેઠના પુત્રો આનંદ પામ્યા. આ તો દ્રવ્ય હીરાની વાત થઇ પણ તમારા જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપી અમૂલ્ય અને શાશ્વત હીરા ગુમ થઇ ગયા છે તેને શોધવા પ્રયત્ન કરો છો? એને મેળવવા કોઈની સહાય માંગો છો? શેઠના પુત્રો રાજા પાસે ગયા તો હીરો મળી ગયો તેમ તમારે જો જ્ઞાન, દર્શનરૂપી શાશ્વત હીરા મેળવવા હોય તો વીતરાગ ભગવંત રૂપી મહારાજાના શરણે જાઓ. એ તમારા ગુમ થયેલા હીરા બતાવશે. એ હીરાની પ્રાપ્તિ થવાથી શાશ્વત સુખ મળશે.

જેમને શાશ્વત રત્નો મેળવવા છે તે દેવકી માતા નેમનાથ પ્રભુરૂપી મહારાજાના શરણે સંશયનું સમાધાન કરવા માટે ગયા છે. નેમનાથ ભગવાન કહે છે કે હે દેવકી! સુલશા ગાથાપત્નીની ઉપર હરિણગમૈષી દેવ પ્રસન્ન થયો એટલે એના સુખ ખાતર દેવે અવધિજ્ઞાનથી જોયું. તેમાં તમારા અને એના સંયોગો બંધબેસતા તેને લાગ્યા એટલે તેણે પોતાની દૈવીશક્તિથી એવો પ્રબંધ કર્યો કે તું અને સુલશા બંને સાથે ગર્ભવંતી થતી હતી, અને "समभेव गब्भं परिवहइ, समभेव दारए पयायइ" તમે બંને સાથે જ ગર્ભનું પાલન કરતા ને સાથે જ બાળકને જન્મ આપતા. હે દેવકી! તને અતિમુક્ત મુનિએ પોલાસપુરમાં બાલપણામાં કહ્યું હતું ને કે તારો સાતમો ગર્ભ આ

જીવયશાના કુળનો ઉચ્છેદ કરશે. જીવયશાના અભિમાન ભરેલા શબ્દોથી મુનિ બોલી ગયા એટલે પાણી વિના માછલી તરફડે તેમ જીવયશા તરફડવા લાગી. એ વાત એના પતિ કંસને કરી. જોષીઓને પૂછયું-અંતે દુઃખથી મુક્ત થવા એણે ઉપાય શોધ્યો અને વસુદેવને પોતાને ત્યાં બોલાવી જુગાર રમાડયા. રમતા પહેલાં શરત કરી કે તમે હારો તો મારી બહેન દેવકીની જેટલી સુવાવડ થાય તે બધી મારે ત્યાં કરવી. વસુદેવને કંસના કપટની ખબર ન હતી એટલે તેમણે હા પાડી દીધી. શરત મંજુર થઈ અને વસુદેવ જુગાર રમ્યા. તે હારી ગયા એટલે શરત પ્રમાણે તને ત્યાં લઈ જવામાં આવતી હતી અને પ્રસૂતિ પહેલાં બધી તૈયારી કરી રાખવામાં આવતી હતી.

આ સમયે સુલશાની અનુકંપાના કારણે દેવ બરાબર ધ્યાન રાખતો હતો. તમે સાથે ગર્ભ ધારણ કરતાં હતાં ને બાળકોને જન્મ પણ સાથે આપતા હતા, પણ સુલશા ગાથાપત્નીને મરેલા બાળકો જન્મતા હતા, તે મરેલા બાળકોને હરિણગમેષી દેવ સુલશાની અનુકંપાને કારણે પોતાના હાથેથી ઉપાડીને તમારી પાસે લાવીને મૂકતો હતો, અને તે સમયે તું પણ નવ માસ અને સાડા સાત રાત્રી વીત્યા પછી સુકુમાર પુત્રોને જન્મ આપતી હતી. देवाणुप्पिए! तव पुत्ता ते विय तव अंतियाओ करयल संपुडेण गिण्हइ, गिण्हित्ता सुलसाए गाहावइणीए अंतिए साहरइ।" જે જે તારા પુત્રો હતાં તેમને હરિણગમેષી દેવ પોતાના હાથેથી ઉપાડી સુલશા ગાથાપત્નીની પાસે મૂકી દેતો હતો. એટલે સુલશાને ખૂબ હર્ષ થતો હતો. તારા પુત્રો ત્યાં મહાન સુખી થતાં અને સુલશાના મરેલા બાળકો તારી પાસે લાવીને મૂકી દેતો. બીજી તરફ તારો ભાઈ કંસ રાહ જોઈને બેસતો અને જેવી પ્રસૂતિ થાય તેવા તે બાળકને લઈ જતો અને ક્રોધથી શીલા ઉપર પટકતો. એનો વિનાશ સાતમો ગર્ભ કરવાનો હતો છતાં એ ક્રોધથી મરેલા બાળકોને શીલા ઉપર પટકીને ખુશ થતો. હજુ આગળ નેમનાથ ભગવાન દેવકીદેવીને શું કહેશે તેના ભાવ અવસરે.

ચરિત્ર :- પાંડવોને જીતવા માટે શકુનિએ દુર્યોધનને કહ્યું કે મારી પાસે એક ઉપાય છે. મને દેવોની જેમ જુગાર વિદ્યા સિદ્ધ થયેલી છે. માટે ત્યાં ગયા પછી કોઈ પણ ઉપાયે પાંડવોને ઇન્દ્રપ્રસ્થ બોલાવો. તેમને તો જુગાર રમતાં આવડતુ નથી. તો એવો કોઇ પ્રસંગ યોજીને તેમને આપણે ત્યાં તેડાવો. તો હું તેમની સાથે જુગાર રમીશ અને તેમની તમામ લક્ષ્મી જીતીને તમને સોંપી દઇશ. મામાએ ઉપાય બતાવ્યો એટલે દુર્યોધનના પગમાં જોર આવ્યું. રસ્તામાં વિચાર કરીને મામા ભાણેજ ઈન્દ્રપ્રસ્થ નજીક આવ્યા.

આડંબરયુત પુરમેં આયે, નમે પિતા કે પાય,
ઉદાસ દેખ પુત્રોકો બોલા, ધૃતરાષ્ટ્ર ઉન તાંય હો....શ્રોતા....

ખૂબ માનપાનથી વાજતે ગાજતે દુર્યોધન વિગેરેએ નગરમાં પ્રવેશ કર્યો. દુર્યોધને આવીને પિતાના ચરણમાં વંદન કર્યા. આગળના સમયમાં આવા મોટા રાજપુત્રો ગમે

ત્યાં જઈને આવે ત્યારે તેમના પિતાના ચરણમાં નમન કરતા હતા. આવો તેમનામાં વિનય હતો. આજે તો વિનય વનવગડામાં ચાલ્યો ગયો છે. આ દુર્યોધન ધૃતરાષ્ટ્રના ચરણમાં નમ્યો પણ તેના મુખ ઉપર બિલકુલ આનંદ ન હતો. મુખ તદ્દન નિસ્તેજ બની ગયું હતું. પિતાજીની પાસે બેસીને લાંબા શ્વાસોશ્વાસ લેતો હતો. ધૃતરાષ્ટ્ર આંખે અંધ હતાં. એટલે મુખ જોઈ શકતા ન હતા પણ તેના શ્વાસોશ્વાસ ઉપરથી સમજી ગયા. દુર્યોધનના શ્વાસોશ્વાસ સાંભળીને ધૃતરાષ્ટ્રે પૂછયું હે મારા વ્હાલસોયા પુત્ર! આજે તને શું થયું છે? તું હસ્તિનાપુર જઈને આવ્યો છે તો ત્યાંના સમાચાર તો મને આપતો નથી ને દુઃખથી ભરેલા શ્વાસોશ્વાસ લઈ રહ્યો છે તો શું ત્યાં તારું કોઈએ અપમાન કર્યું છે? તારું અપમાન કરીને અગ્નિમાં બળી મરવાની ઈચ્છા કરનાર કોણ છે? ફણીધર નાગનો મણી લઈને મરવાની ઈચ્છા કોણ કરી રહ્યો છે? ત્યારે શકુનિએ કહ્યું – મહારાજા! આપના પુત્રોનો ખુદ ઈન્દ્ર પણ તિરસ્કાર કરી શકે તેમ નથી, પણ તેના અંતરમાં બીજા પ્રકારનું દુઃખ છે, ત્યારે ધૃતરાષ્ટ્રે કહ્યું મારા પુત્રને વળી શું દુઃખ છે? હે દુર્યોધન! આપણું રાજ્ય ઘણું વિશાળ છે, દુઃશાસન જેવો પરાક્રમી ભાઈ છે. કર્ણ જેવો પ્રતાપી પુરૂષ તારી તરફેણમાં છે અને તમે સો સો ભાઈ છો. આ તારું ઈન્દ્રપ્રસ્થ નગર અલકાપુરી જેવું વૈભવશાળી છે. તારા અંતેઉરમાં એકેકથી ચઢીયાતી અપ્સરા સમાન રાણીઓ છે. હીરા–માણેક, મોતી આદિ ઝવેરાતથી ભંડાર ભરેલાં છે. દેશદેશના પાણીદાર હાથી, ઘોડા, રથ વિગેરે છે. દેવવિમાન જેવી બધી સામગ્રીઓથી ભરપૂર સુંદર મહેલ છે, આ બધી સંપત્તિ તારી છે, તું શાંતિથી એ બધું ભોગવ ને આનંદ કર, વળી તારે તો ૯૯ ભાઈઓ છે. તે બધા તને ભગવાન તુલ્ય માને છે પછી તારે શું દુઃખ છે? તને શી ચિંતા છે તે તું મને કહે.

દુર્યોધન કહે પિતાજી! પાંડવોની ઋધ્ધિ આગળ આપણી ઋધ્ધિ કાંઈ હિસાબમાં નથી. પાંડવોની ઝગમગતી રિધ્ધી–સિધ્ધી અને સંપત્તિ જોઈને મારું હૃદય બળી જાય છે. મેરૂ આગળ રાઈનો શું હિસાબ! જ્યાં સુધી સાગર નથી જોયો ત્યાં સુધી નદી સુંદર લાગે છે, જ્યાં સુધી સૂર્યનો ઉદય નથી થયો ત્યાં સુધી દિપક પ્રકાશ આપે છે પણ સૂર્યોદય પછી દિપકનો પ્રકાશ ફિક્કો લાગે છે, તેમ હે પિતાજી! પાંડવોની સમૃધ્ધિ આગળ આપણી સમૃધ્ધિ કાંઈ વિસાતમાં નથી. યુધિષ્ઠિરના ચરણોમાં મોટા મોટા રાજાઓ કિંમતી ભેટણાં લઈને આવે છે. તેની સમૃધ્ધિ, યશ, ઐશ્વર્ય, સત્તા, માન-સન્માન, કીર્તિ આ બધું જોઈને મારું હૃદય બળી જાય છે. આ સાંભળીને ધૃતરાષ્ટ્રને ખૂબ ક્રોધ આવ્યો. હવે તે દુર્યોધનને કેવા શબ્દો કહેશે તેના ભાવ અવસરે.

આજે આપણે ત્યાં બા. બ્ર. શોભનાબાઈને સિધ્ધિતપની છેલ્લી બારી ચાલે છે,

બા. બ્ર. હરિંદાબાઈને આજે ૨૬મો ઉપવાસ છે. અને બા. બ્ર. ચંદનબાઈને ૧૨મો ઉપવાસ છે. તપસ્વીઓના તપ સાથે આપ તપમાં જોડાવ. વધુ ભાવ અવસરે.



## વ્યાખ્યાન નં. ૫૬

**દ્વિ. શ્રાવણ વદ ૩ ને બુધવાર** તા. ૩૧-૮-૭૭

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો ! અનંતજ્ઞાની મહાન પુરૂષોએ ઉગ્ર સાધના કરી, કર્મના કઠાકા બોલાવી કેવળજ્ઞાનની જ્યોતિ ઝળકાવ્યા પછી દ્વાદશાંગી સૂત્રની રચના કરી. તેમાં આઠમું અંગ અંતગડ સૂત્રનો ગજસુકુમાલનો અધિકાર ચાલે છે. હાલ તો દેવકી માતા નેમનાથ પ્રભુની પાસે શંકાનું સમાધાન કરવા માટે આવ્યા છે તે વાત ચાલે છે. અહીં તો ખુદ સર્વજ્ઞ ભગવંત બિરાજે છે, પણ ભગવાનનાં સામાન્ય સંતોનો સમાગમ મનુષ્ય કરે તો પણ તેનું જીવન સુધરી જાય છે. આપણામાં કહેવત છે ને કે "સંગ તેવો રંગ" અને "સોબત તેવી અસર" જે માણસ જેવા માણસોના સંગમાં રહે છે તેની તેને અસર થયા વિના રહેતી નથી. સારા માણસના સંગમાં રહે તો સારી અસર થાય ને ખરાબ માણસના સંગમાં રહે તો ખરાબ અસર થાય છે. જડ વસ્તુને પણ સારી કે નરસી સોબતની અસર થાય છે. તો માણસને સોબતની અસર થાય તેમાં શું નવાઈ ? પાણીની કોઈ કિંમત બેસતી કે ઉપજતી નથી પણ પાણીને જો દૂધ સાથે ભેળવી દેવામાં આવે તો તે દૂધના ભાવે વેચાય છે. ઘી કરતાં તેલની કિંમત ઘણી ઓછી છે છતાં ટોપરાનું તેલ જો ઘીમાં ભળી જાય ત્યારે તે ઘીના ભાવે વેચાય છે. કાંકરાની કંઈ કિંમત ઉપજતી નથી પણ જો તે કાંકરા ઘઉંમાં ભળી જાય છે તો તે ઘઉંના ભાવે તોળાય છે, તેવી રીતે કપાસમાં ઝાકળનું પાણી, માખણમાં મેંદો વિગેરે હલકી કિંમતની વસ્તુઓ કિંમતી વસ્તુઓ સાથે ભળે છે ત્યારે તે ઉંચા ભાવે વેચાય છે, આ શેનો પ્રભાવ છે ? સારી સોબતના કારણે એની કિંમત વધી જાય છે, પણ જો તે ખરાબ વસ્તુ સાથે ભળે તો કિંમતમાં ઘટાડો થાય છે. આવી જડ વસ્તુઓને જ્યારે સોબતની અસર થાય છે ત્યારે માનવીને તો થાય જ ને ! પશુ પક્ષીને પણ સોબતની અસર થાય છે. જુઓ, એક ન્યાય આપું.

એક વાઘરી જંગલમાંથી એક જ પોપટના બે બચ્ચાને પકડી લાવ્યો. એક બચ્ચું સજ્જનને ત્યાં અને બીજું બચ્ચું દુર્જનને ત્યાં વેચ્યું. સજ્જનને ત્યાં ગયું તેને સારા સંસ્કાર પડયા, અને દુર્જનને ત્યાં ગયું તેને ખરાબ સંસ્કારો પડયા. એક વખત પેલા વાઘરીને વિચાર થયો કે પોપટના બન્ને બચ્ચા હવે મોટા થયાં હશે તો લાવ એક વખત હું તેને જોઈ આવું. પહેલું બચ્ચું જેને ત્યાં વેચ્યું : ત્યાં

તે ગયો. તો આવનારને જોઈને પોપટનું બચ્ચું બોલ્યું આવો, પધારો ભલે પધાર્યા. આવા શબ્દો કહી સ્વાગત કર્યું. તેથી વાઘરીને ખૂબ આનંદ થયો. ત્યાંથી બીજા બચ્ચા પાસે ગયો. તો તે આવનાર વ્યક્તિને જોઈ ને બોલી ઉઠયો કે તું અહીં કેમ આવ્યો છે? તારું કાળું મોઢું લઈને અહીંથી ટળ. આથી વાઘરીને ખૂબ દુઃખ થયું, ને ત્યાંથી ચાલ્યો ગયો. તેના મનમાં વિચાર થયો કે એક જ પોપટના બે બચ્ચામાં આટલો બધો તફાવત કેમ? તપાસ કરતાં ખબર પડી કે જેના ઘરમાં જેવા સંસ્કારો હતા તેવા તે પોપટના બચ્ચામાં આવ્યા છે.

બંધુઓ! આ ઉપરથી તમને સમજી શકાશે કે જીવનને ઉન્નત બનાવવું હોય તો મનુષ્યે કેવા સહવાસમાં રહેવું જોઈએ. જો તમે સદ્‌માર્ગે જવા ઇચ્છતા હો તો તમારે તમારા જીવનનો વધુ સમય સત્સંગમાં ગાળવો જોઈએ. સવારથી સાંજ સુધી બધો ટાઈમ વહેપારમાં કુટુંબ પરિવારને સાચવવામાં ને શરીરની આળપંપાળ કરવામાં પસાર થાય છે છતાં તેમાં તમે આત્માનું લક્ષ ચૂકો નહીં. દેહના રખોપા કરવામાં દેહીને ન ભૂલો. દિવસમાં વધુ ન કરી શકો તો ખેર, એક કલાક સામાયિક કરવી, સત્સંગ કરવો, બેઘડી ન બને તો એક ઘડી, ઓછામાં ઓછી ૦ા ઘડી પણ સત્સંગનો લાભ લેવાનું ચૂકશો નહીં. સૂર્યનું નાનકડું એક કિરણ પણ અંધકારનો નાશ કરીને પ્રકાશ ફેલાવે છે તેમ ૦ા ઘડીનો સત્સંગ પણ આપણા અંતરમાં રહેલો અજ્ઞાનનો અંધકાર ટાળી જ્ઞાનનો પ્રકાશ ફેલાવે છે.

સત્સંગથી પાપીમાં પાપી આત્માઓ પવિત્ર બની આત્મકલ્યાણ કરી ગયા છે. તેના ઘણાં દાખલા છે. અર્જુનમાળી અંગુલિમાલ, વાલીયો લૂંટારો આદિ પાપી મનુષ્યો સત્સંગથી તરી ગયા છે. આવા જીવોને સદ્‌ગતિમાં લઈ જનાર સંત સમાગમ છે, સત્સંગના પ્રભાવથી પાપી આત્મા સંત બની જાય છે. ક્રૂર મનુષ્ય કોમળ બને છે માટે દરેક મનુષ્યે સત્સંગનો લાભ ઉઠાવવો જોઈએ. મહાન પુણ્યોદય હોય ત્યારે સત્સંગનો લાભ મળે છે. સત્સંગનો લાભ ન મળે ત્યારે સત્‌શાસ્ત્રો અને સત્સાહિત્યનું વાંચન કરવું. સત્સાહિત્યના વાંચનથી પણ જીવનમાં ઘણું પરિવર્તન આવી જાય છે. જેટલું તમે વાંચન કરો તેના ઉપર ચિંતન મનન કરી આચરણમાં ઉતારશો તો અપૂર્વ આનંદ આવશે.

એક વખત એક શિષ્યે ગુરૂને કહ્યું, મહારાજ! હું દરરોજ સત્સંગ કરું છું છતાં મને દિવ્ય આનંદ મળતો નથી, ત્યારે ગુરૂએ તેને સમજાવવા માટે કહ્યું કે આ વાંસની ટોપલીમાં નદીએથી પાણી ભરી લાવ. આ સાંભળીને શિષ્ય વિચારમાં પડયો કે વાંસની ટોપલીમાં પાણી કેવી રીતે ભરાય? આમ વિચાર કરતો તે નદીએ ગયો ને ટોપલીમાં પાણી ભરવા માંડયું પણ પાણી ભરાયું નહીં. શિષ્ય પાછો આવ્યો ને ગુરૂને કહ્યું, ગુરૂદેવ! ટોપલીમાં પાણી ભરાતું નથી. કાણામાંથી નીકળી જાય છે. બીજે દિવસે

બા. બ્ર. હર્ષિદાબાઇને આજે ૨૬મો ઉપવાસ છે. અને બા. બ્ર. ચંદનબાઇને ૧૨મો ઉપવાસ છે. તપસ્વીઓના તપ સાથે આપ તપમાં જોડાવ. વધુ ભાવ અવસરે.



## વ્યાખ્યાન નં. ૫૩

**દ્વિ. શ્રાવણ વદ ૩ ને બુધવાર** **તા. ૩૧-૮-૭૭**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો ! અનંતજ્ઞાની મહાન પુરૂષોએ ઉગ્ર સાધના કરી, કર્મના કઠાકા બોલાવી કેવળજ્ઞાનની જ્યોતિ ઝળકાવ્યા પછી દ્વાદશાંગી સૂત્રની રચના કરી. તેમાં આઠમું અંગ અંતગઠ સૂત્રનો ગજસુકુમાલનો અધિકાર ચાલે છે. હાલ તો દેવકી માતા નેમનાથ પ્રભુની પાસે શંકાનું સમાધાન કરવા માટે આવ્યા છે તે વાત ચાલે છે. અહીં તો ખુદ સર્વજ્ઞ ભગવંત બિરાજે છે, પણ ભગવાનનાં સામાન્ય સંતોનો સમાગમ મનુષ્ય કરે તો પણ તેનું જીવન સુધરી જાય છે. આપણામાં કહેવત છે ને કે " સંગ તેવો રંગ " અને " સોબત તેવી અસર " જે માણસ જેવા માણસોના સંગમાં રહે છે તેની તેને અસર થયા વિના રહેતી નથી. સારા માણસના સંગમાં રહે તો સારી અસર થાય ને ખરાબ માણસના સંગમાં રહે તો ખરાબ અસર થાય છે. જડ વસ્તુને પણ સારી કે નરસી સોબતની અસર થાય છે. તો માણસને સોબતની અસર થાય તેમાં શું નવાઈ ? પાણીની કોઇ કિંમત બેસતી કે ઉપજતી નથી પણ પાણીને જો દૂધ સાથે ભેળવી દેવામાં આવે તો તે દૂધના ભાવે વેચાય છે. ઘી કરતાં તેલની કિંમત ઘણી ઓછી છે છતાં ટોપરાનું તેલ જો ઘીમાં ભળી જાય ત્યારે તે ઘીના ભાવે વેચાય છે. કાંકરાની કંઈ કિંમત ઉપજતી નથી પણ જો તે કાંકરા ઘઉંમાં ભળી જાય છે તો તે ઘઉંના ભાવે તોળાય છે, તેવી રીતે કપાસમાં આકળનું પાણી, માખણમાં મેંદો વિગેરે હલકી કિંમતની વસ્તુઓ કિંમતી વસ્તુઓ સાથે ભળે છે ત્યારે તે ઉંચા ભાવે વેચાય છે, આ શેનો પ્રભાવ છે ? સારી સોબતના કારણે એની કિંમત વધી જાય છે, પણ જો તે ખરાબ વસ્તુ સાથે ભળે તો કિંમતમાં ઘટાડો થાય છે. આવી જડ વસ્તુઓને જ્યારે સોબતની અસર થાય છે ત્યારે માનવીને તો થાય જ ને ! પશુ પક્ષીને પણ સોબતની અસર થાય છે. જુઓ, એક ન્યાય આપું.

એક વાઘરી જંગલમાંથી એક જ પોપટના બે બચ્ચાને પકડી લાવ્યો. એક બચ્ચું સજ્જનને ત્યાં અને બીજું બચ્ચું દુર્જનને ત્યાં વેચ્યું. સજ્જનને ત્યાં ગયું તેને સારા સંસ્કાર પડયા, અને દુર્જનને ત્યાં ગયું તેને ખરાબ સંસ્કારો પડયા. એક વખત પેલા વાઘરીને વિચાર થયો કે પોપટના બન્ને બચ્ચા હવે મોટા થયાં હશે તો લાવ એક વખત હું તેને જોઈ આવું. પહેલું બચ્ચું જેને ત્યાં વેચ્યું હ‌ું ત્યાં

તમારે ત્યાં લાખ રૂપિયા જમા કરાવ્યા હોય તેનો ચોપડામાં ક્યાંય ઉલ્લેખ નથી. છતાં જોઈ લઉં. ખૂબ તપાસ કરી. જૂના ચોપડા જોઈ લીધા પણ ક્યાંય લખાણુ નીકળ્યું નહિ. એટલે કહે છે ભાઈ! મારા ચોપડામાં લખાણુ નથી માટે હું નહિ લઉં. ત્યારે પેલો કહે છે જુઓ, મારા પિતાજીના ચોપડામાં તમારા પિતાજીનું નામ, તીથિ, તારીખ, મહિનો, વાર બધું વિગતથી લખેલું છે. માટે મારે તો તમારા પૈસા દૂધે ધોઈને વ્યાજ સહિત આપી દેવા છે. આ કહે કે મારે ચોપડે નથી માટે નહિ લઉં.

અહાહા! બંને જીવો કેવા પવિત્ર છે! એક કહે છે કે મારે અણુહકનું ધન જોઈએ નહિ ને બીજો કહે છે કે મારા પિતાજીએ કોઈ વિગત લખી નથી માટે મારે લેવું નથી. બોલો, તમારે જોઈએ છે? (હસાહસ) આજના માણસોને લેવું ગમે છે પણ હૈયેથી છોડવું ગમતું નથી.

પેલા શેઠનો દીકરો કહે છે કે હું તમારા પૈસા રાખું નહિ ને બીજો કહે છે કે હું લઉં નહિ. બંને વચ્ચે ખૂબ ખેંચતાણુ થઈ. અંતે બંને જણા આ વાતનો નિવેડો લાવવા રાજા પાસે ગયા. આ સમયે પાટણમાં સિદ્ધરાજનું રાજ્ય હતું. સિદ્ધરાજ પાસે જઈને બંને જણાએ બધી વાત જણાવી. રાજાએ જેના બાપે પૈસા મૂકેલા હતાં તેને લેવા માટે ખૂબ સમજાવ્યો, પણ તેણે લેવાની ના પાડી ત્યારે રાજાએ આ કોકડું ઉકેલવા માટે પંચને બોલાવ્યું ને પંચને આ કામ સોંપ્યું. અગાઉના વખતમાં આવું બધું કામ પંચ પતાવતું હતું. મારવાડમાં ચાર પ્રકારના પંચ હોય છે. તેના નામ પંચરાણુા, પંચકાણુા, પંચ-એસાતાણુા અને પંચ ધૂળધાણુા. એમાં જે કોઈની શરમ કે પક્ષપાત કર્યા વિના બંને પક્ષની વાત સાંભળીને સાચો ન્યાય કરે તે પંચરાણુા કહેવાય. એક પક્ષની વાત સાંભળી લાંચ લઈને એની શેહમાં તણાઈ એકપક્ષી ન્યાય કરે તે પંચકાણુા. એક પક્ષનું ખાઈ જઈ એની જ વાતમાં ગલ્લાતલ્લા કરી અન્યાય કરે તે એસાતાણુા પંચ છે અને બંને પક્ષનું થોડું થોડું ખાઈ જઈને કોઈનો સાચો ન્યાય કરે નહિ તે પંચ ધૂળધાણુા કહેવાય.

રાજા સિદ્ધરાજે પંચને કામ સોંપ્યું ને કહ્યું-હે પંચ! તમે આ બાબતમાં સાચો ન્યાય કરો. પંચે શેઠના પુત્રોને ખૂબ સમજાવ્યા પણ એકેય રકમ રાખવા તૈયાર ન હતા, ત્યારે પંચે ન્યાય કર્યો કે બંને નથી લેતા તો આપણા ગામમાં પાણીની ખૂબ તંગી છે માટે તળાવ બંધાવો અને બંને શેઠનું નામ આપો. પંચે આ રીતે ન્યાય કરીને ગામમાં તળાવ બંધાવ્યું. અત્યારે પણ એ તળાવ પાટણમાં મોજુદ છે. ટૂંકમાં આ દૃષ્ટાંતથી આપણે એ સાર ગ્રહણ કરવો છે કે આ બંને શેઠના પુત્રોનું હૃદય કેટલું પવિત્ર હતું! કે એમાંથી એકે જણ લાખ રૂપિયા લેવા તૈયાર થયા નહિ. આવી પવિત્રતા ક્યાંથી આવી? સારા સંસ્કાર અને સંતના સમાગમથી. તમારે પણ જો જીવન પવિત્ર અને નિર્મળ બનાવવું હોય તો સંતસમાગમ કરો.

પણ ગુરૂએ તે જ ટોપલીમાં પાણી ભરવા મોકલ્યો. બીજે દિવસે પણ શિષ્ય પાણી ભર્યા વિના પાછો ફર્યો. ત્રણ ચાર દિવસ ગુરૂએ શિષ્યને નદીએ પાણી ભરવા મોકલ્યો. શિષ્યે પાણી ભરવા ઘણી મહેનત કરી પણ પાણી ભરાયું નહી. એટલે શિષ્ય કંટાળીને બોલી ઉઠયો, ગુરૂદેવ! તમે મને ટોપલીમાં પાણી લાવવાનું કહો છો પણ આ ટોપલીમાં તો એટલા બધા કાણાં છે તેમાં કયાંથી પાણી ભરાય? ગુરૂએ શિષ્યને સમજાવતાં કહ્યું કે તેમાં કાણાં હોવાથી પાણી ભરાતું નથી તે વાત સાચી છે પણ આ ટોપલીમાં પાણીના સમાગમથી કેટલો ફરક પડી ગયો છે તે સમજાણું? શિષ્યે કહ્યું, હા, ગુરૂદેવ ટોપલી ચોખ્ખી બનીને કુણી થઇ ગઈ છે. હે શિષ્ય! હવે તને સમજાણું? સત્સંગ કરવાથી હૃદય કોમળ બને છે ને પાપ રૂપી મેલ ધોવાય છે.

કહેવું છે કે— પારસમણી ઔર સંતમેં બડો અંતર જાણ,
વો લોહા કંચન કરે, વો કરે આપ સમાન.

પારસમણી લોઢાને સોનાના રૂપમાં ફેરવી દે છે પણ લોઢાને પોતાના સમાન બનાવતું નથી, ત્યારે સંતપુરૂષો તો પોતાના સમાગમથી બીજાને પોતાના સમાન બનાવી દે છે. એટલે પારસમણી કરતા સંત સમાગમ અધિક કિંમતી છે માટે બને તેટલો સંત સમાગમ કરો. સત્સંગનો વધુ લાભ ઉઠાવવા માટે ક્ષેત્રવિશુદ્ધિ કરવાની જરૂર છે. જેમ જમીન બરાબર ખેડાયેલી હોય તો તેમાં વાવેલું બીજ ઉગી નીકળે છે પણ જો જમીન બરાબર ખેડાયેલી ના હોય તો તેનો જેટલો જોઈએ તેટલો લાભ મળતો નથી તેમ જો સંતસમાગમનો પૂરો લાભ ઉઠાવવો હોય તો જડ માયાનો મોહ દૂર કરી, છળ, કપટ, અહંકાર વિગેરેને જડમૂળથી ઉખેડીને મનને પવિત્ર બનાવો. મન અને હૃદય પવિત્ર હોય તો સંત સમાગમથી અપૂર્વ લાભ મેળવી શકાય છે. જો હૃદયપૂર્વક સત્સંગ કર્યો હશે તો જીવન એવું પવિત્ર બની જશે કે પછી પરિગ્રહની મમતા ઘટવા લાગશે. પરિગ્રહ અનર્થની ખાણ જેવો લાગશે. એક દૃષ્ટાંત આપું.

પાટણના એક સમૃદ્ધ ધર્મનિષ્ઠ શેઠે બીજા શેઠની પેઢીમાં પોતાના એક લાખ રૂપિયા મૂકયા. જેણે રૂપિયા મૂકયા તેણે પોતાના ચોપડામાં લખ્યા નહિ પણ જેને ત્યાં મૂકયા તેણે તો તારીખ, તીથિ, વાર સહિત પોતાના ચોપડામાં લખ્યું હતું. બંને પવિત્ર ધનાઢયો હતા. એ બંનેને એકેક પુત્ર હતો. તે પણ ધર્મના સંસ્કારી હતા. સમય જતાં બંને શેઠીયા ગુજરી ગયા. હવે બંને પુત્રોના હાથમાં દુકાનનો વહીવટ આવ્યો. એક વખત જુના ચોપડા ઉથલાવતાં લાખ રૂપિયાની રકમ જમા કરેલી જોઈ. એટલે તેણે વિચાર કર્યો કે મારે આ રકમ જેમની છે તેમની પેઢી પર જઇને આપી દેવી જોઇએ. એ છોકરો લાખ રૂપિયા લઇને પેલા વહેપારીની પેઢી પર આવ્યો ને તેના પુત્રને કહ્યું-ભાઈ! તમારા પિતાજીએ મારા પિતાજીની પેઢીમાં લાખ રૂપિયા આટલા સમય પહેલાં જમા કરેલા છે તે તમે વ્યાજસહિત લઈ લો, ત્યારે આ શેઠના પુત્રે કહ્યું—મારા પિતાજીએ

દેવકી મા । નેમનાથ પ્રભુની વાણી સાંભળીને હૃદયમાં ઝીલી રહ્યા છે. ભગવાન કહે છે કે હે દેવકી દેવી! હરિણગમેષી દેવ સુલશાની ભક્તિથી તેના ઉપર પ્રસન્ન થઈને તમને બંનેને જે બાળકો જન્મતાં હતાં તેની અદલાબદલી કરતો હતો. તું જે સુકુમાલ અને નલકુબેર સમાન તેજસ્વી પુત્રોને જન્મ આપતી હતી તેને કોઈ જાતની ઇજા ન થાય તે રીતે સાચવીને સુલશા પાસે મૂકી દેતો હતો, અને તેને મરેલા બાળક જન્મતાં હતાં તે તારી પાસે લાવીને મૂકી દેતો હતો. " तं तव चेव णं देवइ। एए पुत्ता णो चेव सुलसाए गाहावइणीए।" તેથી હે દેવકી! તારે ઘેર જે છ અણગારો ગૌચરી આવ્યા હતાં તેમને જોઈને તને શંકા થઈ હતીને કે શું અતિમુક્ત મુનિના વચન અસત્ય થયા? તો અતિમુક્ત અણગારનાં વચન સત્ય છે. આ છ અણગારો તારા પોતાના જ પુત્રો છે સુલશાના નથી, પણ આ તો બધી દેવની માયા હતી એટલે સુલશા તો જન્મ આપીને આ પુત્રોને જ જોતી હતી. એટલે તે પોતાના પુત્રો માનતી હતી, અને બાળકોએ પણ સુલશાને જ માતા તરીકે જોઈ છે. તેમને પણ આ વાતની ખબર ન હતી એટલે તેમણે તને એમ કહ્યું કે અમે ભદ્દીલપુરી નગરીમાં વસતા નાગ ગાથાપતિ અને સુલશા માતાના પુત્રો છીએ. સુલશાએ એ તારા છએ પુત્રોને ખૂબ લાડકોડથી ઉછેર્યા, ભણાવ્યા, ગણાવ્યા ને પરણાવ્યા. એકેક પુત્રને શ્રીમંત સુખી ઘરની બત્રીસ બત્રીસ કન્યાઓ પરણાવી, અને એકેક બત્રીસ બત્રીસ પ્રકારનો કાયજો લાવી હતી. આવું સુખ છોડીને એક જ વખત ધર્મનો ઉપદેશ સાંભળીને વૈરાગ્ય પામી દીક્ષા લીધી. એ મુનિઓ તારા પોતાના જ પુત્રો છે.

'तए णं सा देवई देवी अरहओ अरिह अरिष्ठ नेमिस्स अंतिए एयमट्ठं सोच्चा णिसम्म हट्ठ तुट्ठ जाव हियया अरह अरिट्ठनेमिं वन्दइ' ત્યાર પછી દેવકી દેવીએ અરહિંત ભગવાન અરિષ્ટનેમિના મુખેથી આ વૃતાંત સાંભળીને તે વાત પોતાના હૃદયમાં અવધારિત કરી. નેમનાથ પ્રભુના મુખેથી આ વાત સાંભળીને દેવકીમાતાનું હૈયું હરખાઈ ગયું. એના સાડાત્રણ ક્રોડ રૂંવાડા ખીલી ઉઠયા. એનો હર્ષ અવર્ણનીય હતો. એ તો અનુભવે તેને જ ખબર પડે. દેવકીમાતાનું હૃદય હર્ષથી પુલકિત બની ગયું છે. છ અણગારોના દર્શન કરવા મન તલસી રહ્યું છે, હવે તે છ અણગારોનાં દર્શન કરવા જશે ને ત્યાં શું બનશે તેના ભાવ અવસરે.

ચરિત્ર:- **પાંડવોનો વિનાશ કરવાની વિચારણા** :– દુર્યોધન પાંડવોની ઋધ્ધિ જોઈને જલી રહયો છે. તેણે તેની વરાળ તેના પિતા ધૃતરાષ્ટ્ર રાજા પાસે કાઢી. દુર્યોધનની વાત સાંભળીને ધૃતરાષ્ટ્રનું લોહી ઉકળી ગયું. કારણ કે તેમને પાંડવો પ્રત્યે ખૂબ પ્રેમ અને માન હતું.

ધૃતરાષ્ટ્રકો સહન હુઆ નહીં, વહ બોલા ઉસવાર,
રે કુપાત્ર! તેરે વિચારકો, વારંવાર ધિક્કાર હો....શ્રોતા....

ધૃતરાષ્ટ્રથી દુર્યોધનનાં વચન સહન થઇ શક્યા નહિ, એટલે ક્રોધથી ઉગ્ર બનીને કહ્યું હે દુર્યોધન! ધિક્કાર છે તને! હે કુપાત્ર! તું મારા કુળમાં અંગારો પાક્યો છે. કે પાંડવોની ઋદ્ધિ જોઇને બળી જાય છે. તને આનંદ થવો જોઈએ કે મારા ભાઇઓ સુખી છે તેમાં મને લાભ છે ને! પાડોશી સુખી હશે તો કોઇક દિવસ એના ગોળાનું પાણી પીવડાવશે, પણ એનો ગોળો ખાલી હશે તો તને પાણી ક્યાંથી પીવડાવશે? તેમ તું એમ વિચાર કર કે મારા ભાઈઓ સુખી અને સમૃદ્ધ હશે તો અમને કોઈ વખત કામ આવશે પણ આમ ઈર્ષ્યા કરીને બળવાથી શું! જેમ સૂર્યના ઉદયથી કમળ વિકસિત બની જાય છે તેમ યુધિષ્ઠિરની લક્ષ્મી જોઇને તું શા માટે આનંદ પામતો નથી? પોતાના આત્મીય જનોના અભ્યુદયમાં આનંદ પામવો જોઈએ. શું ચંદ્રના ઉદયથી સમુદ્રને આનંદ નથી થતો? તેમ તને પાંડવોની સંપત્તિ, સન્માન, કીર્તિ બધું જોઇને આનંદ થવો જોઈએ. તેના બદલે આવી ઇર્ષ્યા કરે છે? તને જરા શરમ નથી આવતી? પિતાજીનાં ક્રોધયુક્ત વચનો સાંભળીને દુર્યોધન જરા સંકોચાયો. મનમાં થયું કે મારા પિતાજીને પાંડવો પ્રત્યે પ્રેમ છે. કુટુંબપ્રેમને કારણે તે નમતું નહિ જોખે. તો હવે વાત ફેરવી નાંખું

**'પિતાજીના ક્રોધ આગળ દુર્યોધને છુપાવેલું પાપ :–** માયાવી માણસોને આવું બધું ખૂબ આવડે છે. પિતાજીની વાત સાંભળીને દુર્યોધને વાત બદલી અને બોલ્યો, પિતાજી! મને પાંડવોની ઋદ્ધિ અને આબાદી જોઈને દ્વેષ નથી આવતો. હું તો એમ માનું છું કે અમે ૧૦૦ નહિ પણ ૧૦૫ ભાઈઓ છીએ. મને તો તેમની સંપત્તિ જોઇને ખૂબ આનંદ થયો. મારું હૈયું નાચી ઉઠયું છે. તેમની કીર્તિ અને પ્રશંસા સાંભળીને મારી છાતી ગજગજ ફુલે છે પણ મને દુઃખ ક્યાં થયું તે વાત પિતાજી! તમે સાંભળો. અમે હસ્તિનાપુર ગયા ત્યાં ભરસભામાં પાંડવોએ મારી મજાક ઉડાવી. એમણે મારી હાંસી કરી. એટલેથી પત્યું હોતતો સારું હતું પણ દ્રૌપદીએ મારું ઘોર અપમાન કર્યું. એ વાત મારા મામા પાસેથી સાંભળી લો. શકુનિએ બરાબર મસાલો ભેળવીને વઘાર કરીને બધી વાત કરી પણ શા માટે દુર્યોધનની મજાક ઉડાવી તે મૂળ વાત ન કરી, અને કહ્યું કે દ્રૌપદી કેટલી ઉન્મત્ત બની ગઇ છે કે તેણે એમ કહ્યું. "આંધળાના દીકરા આંધળાજ હોયને!" આ વાત આવી ત્યાં દુર્યોધન ઉછળીને બોલી ઉઠયો પિતાજી! એણે આ શબ્દો કહીને મારૂંજ અપમાન નથી કર્યું પણ સાથે તમારું ઘોર અપમાન કર્યું છે. મને તો એ વખતે એમજ થઇ ગયું કે ધરતી ફાટે તો સમાઇ જાઉં. મને તેમના પ્રત્યે પ્રેમ છે એટલે તે વખતે મેં ગમ ખાધી. નહિતર ત્યાંને ત્યાં લડાઈ કરત.

પિતાજી! જો હું આવો પરાક્રમી દીકરો થઇને આપનું આવું ઘોર અપમાન સહન કરી લઉં તો હું તમારો દીકરો નહિ પણ ઠીકરો છું. હું તેના અપમાનનો બદલો લઉં

તો જ સાચો દીકરો છું. હું દ્રૌપદી સહિત પાંડવોની સંપૂર્ણ ઋધ્ધિ જીતી લઇશ. એમને બેહાલ કરીશ ત્યારે જ મને શાંતિ થશે. જો આ પ્રમાણે ન કરી શકું તો મારે અગ્નિમાં બળી મરવું. દુર્યોધને આવી પ્રતિજ્ઞા કરી.

**ધૃતરાષ્ટ્રને પાંડવો ઉપર વિશ્વાસ :–** ધૃતરાષ્ટ્રે કહ્યું–તું કહે છે પણ પાંડવો તારી મજાક કરે તેવા નથી. તારી વાત માનવામાં આવતી નથી. કદાચ દ્રૌપદી અભિમાનમાં આવીને બોલી ગઇ તો તેની પાસે માફી મંગાવીશું પણ તું આવો ગુસ્સો ન કર. દ્રૌપદીએ આવા શબ્દો કહ્યા તેથી ધૃતરાષ્ટ્રને દુઃખ તો થયું છતાં દૃષ્ટિ નિર્મળ હતી એટલે પુત્રને વાળવાની જ વાત કરી. સલાહકાર જો સારો હોય તો એમ કહે કે ભાઇ ! શઠ પ્રત્યે શઠતા કરવથી લાભ નહિ થાય પણ આપણે નમી જાઓ તો વાત પતી જશે. સલાહકાર ખરાબ હોય તો એમ કહેશે કે એ થાય તેવા આપણે થઈએ તો જ રહી શકાય. ધૃતરાષ્ટ્રે કહ્યું. દુર્યોધન ! તેં આવી પ્રતિજ્ઞા તો કરી પણ પાંડવોને જીતવા સહેલ નથી. મને તો લાગે છેકે હું તમને પાંડવો સાથે યુધ્ધ કરવાની રજા આપું તો તમે ૧૦૦ (સો) ભાઇઓ લડાઇમાં ખપી જશો, કારણકે પાંડવોને કોઇ જીતી શકે તેમ નથી. વળી પાંડવો સાથે યુધ્ધ કરવાથી આપણી કીર્તિને કલંક લાગશે, લોકો એમ કહેશે કે ભાઈ ભાઈ લડે છે ને મને પણ લોકો એમ કહેશે કે વૃદ્ધ ધૃતરાષ્ટ્રે પોતાના પુત્રોને યુદ્ધ કરતાં રોકયા નહિ, મારી નિંદા થશે માટે તું ચારે તરફનો વિચાર કરીને સમજી જા. ભાઇભાઇમાં વૈર કરવું તે સારૂં નથી. તારા સલાહકારોની સલાહે પ્રમાણે ચાલીશ નહિ કારણકે પાંડવો લાખો શૂરવીરોને યુધ્ધમાં હરાવનાર છે. તમે તેની સામે ટકી શકશો નહિ, માટે આ બધી વાત છોડીદો.

**શકુનિએ બતાવેલી માયાજાળ :–** ધૃતરાષ્ટ્રની વાત સાંભળીને શકુનિ બોલી ઉઠયો. મહારાજા ! આપણે યુધ્ધ કરવું નહિ પડે. આપણી કીર્તિને કલંક લાગે નહિ ને પાંડવોની બધી ઋદ્ધિ જીતી શકાય તેવો ઉપાય હું બતાવું. તો પછી તમને વાંધો છે ? ત્યારે ધૃતરાષ્ટ્રે પૂછયું એવો કયો ઉપાય છે ? ત્યારે શકુનિએ કહ્યું કે હું જુગાર રમવામાં પ્રવીણ છું. જુગાર વિદ્યા મને સિદ્ધ થયેલી છે અને યુધિષ્ઠિરને જુગાર રમતાં આવડતું નથી. એ લોકો કદી જુગાર રમવામાં સમજ્યા નથી. તો તેમને આપણે કોઇ પણ ઉપાય કરીને જુગાર રમાડીએ. એ જુગારના ખેલમાં આપણે તેનું બધું જીતી લઇશું. એટલે એ બેહાલ બની જશે. આ સાંભળીને દુર્યોધન હર્ષમાં આવીને કહેવા લાગ્યો કે મામા ! તમે સરસ ઉપાય બતાવ્યો. પિતાજી માન્ય કરે તો આપણી બધી બાજી સફળ થાય. ધૃતરાષ્ટ્રે કહયું કે હું વિદુરજીને બોલાવીને તેમની સલાહ લઈશ. પછી તમને આ બાબતમાં શું કરવું તે જણાવીશ. હવે ધૃતરાષ્ટ્ર શું કહેશે ને આ લોકો કેવી માયાજાળ બિછાવશે તેના ભાવ અવસરે.

## વ્યાખ્યાન નં. ૫૪

શ્રાવણ વદ ૪ ને ગુરૂવાર તા. ૧-૯-૭૭

અનંત ગુણનિધાન, અનંત ઉપકારી શ્રી તીર્થંકર દેવો જગતના જીવોના દુઃખોને દૂર કરવા માટે અમૂલ્ય ઉપદેશ આપતાં ફરમાવે છે કે હે જીવો! જો તમારે સાચું ને શાશ્વત સુખ મેળવવું હોય તો ધર્મનું શરણું અંગીકાર કરો. ધર્મની આરાધના કરનાર મહાન સુખી બને છે. વધુ તો શું કહું, ધર્મ એક એવી ચીજ છે કે દેવો પણ ધર્મ કરનારને વશ થઇ જાય છે. દેવો તો મહાન વૈભવ, સત્તા અને શક્તિવાળા છે છતાં પણ તે ધર્માત્માને વશ થઈ જાય છે. એટલે તે કહે તે કામ કરી આપે છે ને એના મનમાં એવા કોડ જાગે છે કે આ ધર્માત્માની હું શું સેવાભક્તિ કરું! આ રીતે દેવ સેવા કરવા તૈયાર થાય ત્યારે તે ધર્માત્મા પુરૂષો નિસ્પૃહ બની જાય. કોઈની સેવા ના લે.

એક વખતનો પ્રસંગ છે. એક દેવ સીમંધર ભગવાનની દેશના સાંભળવા ગયો. ત્યાં તેમણે ભગવાનના મુખેથી નરક નિગોદનું વર્ણન સાંભળ્યું, ત્યારે દેવે વિનયપૂર્વક વંદન કરીને ભગવાનને પ્રશ્ન કર્યો કે હે ભગવંત! આવું વર્ણન કરનાર ભરતક્ષેત્રમાં કોઈ છે? ભગવંતે કહ્યું-હા, છે. ભરતક્ષેત્રમાં કાલિકસૂરિજી નામના વિદ્વાન આચાર્ય છે. દેવ ત્યાંથી ભરતક્ષેત્રમાં આવ્યો અને જ્યાં કાલિકસૂરિજી વિચરતા હતાં ત્યાં પહોંચી ગયો. દેવની શક્તિ તો અલૌકિક હોય છે. એક ચપટી વગાડીએ ત્યાં તો જંબુદ્વીપને ફરતાં સાત આંટા મારી આવે. તેને મહાવિદેહમાંથી ભરતક્ષેત્રમાં આવતાં શી વાર? દેવ મનુષ્યનું રૂપ લઈને કાલિકસૂરિજી પાસે આવ્યો ને વંદન કરીને પૂછયું-મહારાજ મેં સાંભળ્યું છે કે નિગોદના જીવો છે તો તેનું સ્વરૂપ કેવું હાય તે મને સમજાવો. વીતરાગના સંતો તો કરૂણાના સાગર હોય છે. જે કોઇ એની પાસે જ્ઞાનામૃતનું પાન કરવા માટે આવે તેને પ્રેમથી જ્ઞાન આપે છે. દેવ પાસે આચાર્યે ખૂબ વિસ્તારપૂર્વક નિગોદના સ્વરૂપનું વર્ણન કર્યું. આ સાંભળીને દેવને ખૂબ આશ્ચર્ય થયું કે અહો! જેવું મેં ભગવાન પાસે સાંભળ્યું હતું તેવું જ અહીં સાંભળવા મળ્યું. સંત કહે-ભાઈ! અમે ભગવાનની વાણીના આધારે કહીએ છીએ. અમારો આધાર શાસ્ત્ર છે. આ સંત મહાવિદ્વાન અને બહુશ્રુત હતાં. તેમની પાસેથી સાંભળીને દેવને ખૂબ આનંદ થયો. ફરીને મનમાં થયું કે હવે બીજું કાંઇ પૂછું. એટલે પોતાની હથેળીને બતાવીને કહ્યું કે મહારાજ આપ ખૂબ જ્ઞાની છો આપ કહો કે મારું આયુષ્ય કેટલું છે? તરત જ સંત બોલ્યા કે તું ભરતક્ષેત્રનો માનવી નથી, ત્યારે દેવ ચરણમાં પડીને કહે છે ગુરૂદેવ! ક્ષમા કરજો. હું દેવલોકનો દેવ છું. હું સીમંધર ભગવાન પાસે ગયો હતો. ભગવાને નરક નિગોદનું વર્ણન કર્યું તે સાંભળીને મારા રોમાંચ ખડા થઇ ગયા. પછી

ભગવાનને પૂછયું કે હે પ્રભુ ! આપના જેવું નરક નિગોદનું વર્ણન કરનાર ભરતક્ષેત્રમાં કોઈ છે ? પ્રભુએ મને આપને બતાવ્યા, એટલે હું અહીં આવ્યો અને આપે પણ ભગવાન જેવું નિગોદનું સ્વરૂપ મને સમજાવ્યું. એમ કહીને દેવે આચાર્યશ્રીની ખૂબ પ્રશંસા કરીને કહ્યું, ભગવંત ! ફરમાવો. હું આપની શું સેવા કરું ? સંત કોઈની સેવા ના લે. તેમણે એમ કહ્યું કે શાસનની સેવા કરો. મારે કાંઈ જોઈતું નથી. કારણ કે મારે જે જોઈએ છે તે તું કરી શકે તેમ નથી અને તું જે કરી શકે તે મને ખપતું નથી. હવે તમને પૂછું. તમે પૌષધ કરીને બેઠા હો, તે વખતે કોઈ દેવ તમારા ઉપર પ્રસન્ન થાય ને તમને કહે હું તમારા ઉપર પ્રસન્ન છું. તમારે જે જોઈએ તે માંગો. બોલો તો ખરા કે તમે શું કહેશો ? (હસાહસ) તમે તો ધન બંગલા વિગેરે સુખની સામગ્રી માંગતા પાછા નહીં પડો પણ સાચા અર્થમાં જેને ધર્મ રુચેલો હશે તે ભૌતિક સુખ નહીં માંગે. એ તો એક જ વિચાર કરશે કે મેં નવકારશી જેટલો નાનો તપ કર્યો હોય કે પછી માસખમણની ઉગ્ર સાધના કરી હોય પણ મારી સાધના મોક્ષ મેળવવા માટે છે. ભૌતિક સુખ મેળવવા માટે નથી. ધર્મારાધના કરવાથી જે મહાન લાભ મળવાનો છે તેનું ફળ માંગી લેવાથી તુચ્છ લાભ મળે છે ! અહીં સાધુની મક્કમતા જોઈ દેવ નમી પડયો. દેવો ધર્મ કરનારનાં ચરણ ચૂમે છે ને તેની સેવામાં હાજર રહે છે. બીજો એક દાખલો આપું.

એક મહા વિદ્વાન સાધુના પરિવારમાં એક નાના સાધુ હતા. તેમના પર એક દેવ પ્રસન્ન થયો. તે ઘણી વખત મુનિ પાસે આવે. તેમના ચરણમાં નમસ્કાર કરે અને કંઈક ને કંઇક ચમત્કાર બતાવીને ચાલ્યો જાય. એક દિવસ આ બાલમુનિને બીજા મુનિ સાથે સ્હેજ ઝઘડો થયો, તેમાં એ બાલમુનિ ખૂબ ઉગ્ર થઇ ગયા. એ એમ માનતા હતાં કે મારા ઉપર દેવ પ્રસન્ન છે. મને શું વાંધો છે ? બન્ને વચ્ચે ખૂબ રસાકસી થઇ પણ દેવ આવ્યો નહીં. આથી તેને પોતાની ભૂલ સમજાણી કે આવો ત્યાગ માર્ગ અંગીકાર કરી હું કષાયમાં જોડાયો ! તેથી મેં સાધુપણું અને મારો ધર્મ લજવ્યો છે. આમ પશ્ચાતાપ કરતા હતાં ત્યાં દેવ આવ્યો. મુનિને નમસ્કાર કરી 'મત્થેણું વંદામિ ભગવન્' કહીને ઉભો રહ્યો. ત્યારે મુનિએ કહ્યું કે ખરે વખતે તું ગેરહાજર રહ્યો ને હવે વંદણા કરવા આવ્યો ! ત્યારે દેવે કહ્યું, મહારાજ ! હું ગેરહાજર ન હતો. આપ ગેરહાજર હતા. હું જેનો દાસ છું તે તે વખતે ન હતા. તે કષાયમાં જોડાયા હતા. એટલે કેવી રીતે આવું ? સાધુ સમજી ગયા કે દેવો મનુષ્યને ક્યારે નમન કરે છે. મનુષ્ય ધર્માત્મા હોય ત્યારે. બાહ્યવેશ પહેરી લીધો હોય પણ જો સાધુપણાનો આચાર ન હોય તો દેવો તેમને નમસ્કાર કરતા નથી.

બંધુઓ ! ધર્મ એ કલ્પવૃક્ષ સમાન છે, કામધેનુ અને રત્ન ચિંતામણી સમાન છે. દુનિયામાં સુખ, લક્ષ્મી, માન-સન્માન, સ્વર્ગ અને મોક્ષ બધું ધર્મથી મળે છે.

ધર્મ એ ડંકો છે. એના રણુકારથી સુખો દોડતા આવે છે, પણ અર્થ અને કામ માટે ધર્મ ના કરશો. માત્ર મોક્ષના હેતુથી ધર્મ કરો. ધર્મ પણ ઉપલક ભાવે કરશો તો કલ્યાણ નહિ થાય. એક ન્યાય આપીને આપને સમજાવું.

એક શેઠે સુંદર બગીચો બનાવી તેમાં અનેક પ્રકારના ફૂળ, ફ્રૂટ, વિગેરે ખૂબ બનાવ્યા. તે બગીચો સાચવવા તેમણે સારા માળીની શોધ માટે જાહેરાત આપી કે સારો માળી હોય તો તેને અમુક પગારથી શેઠ રાખશે. આથી એક માળી આવ્યો. શેઠ કહે તું બરાબર કામ કરી શકીશ ? માળી કહે છે કે હું કોઇ પણ પ્રકારની ખામી નહિ રાખું. છતાં શેઠે ડિપોઝીટ માગી. કારણ કે તેમનો બગીચો ઘણા ઉત્તમ પ્રકારના ફળ ફૂલવાળો હતો. યુવાન માળીએ ડિપોઝીટ આપી. હવે માળી રાત દિવસ કાળી મહેનત કરે છે. તેના મનમાં એમ કે જો હું સારું કામ કરીશ તો શેઠ પ્રસન્ન થશે ને મારો પગાર વધારશે. હવે શેઠ બે મહિને બગીચો જોવા આવે છે. જ્યાં બગીચો જોયો કે તે ક્રોધે ચઢયા. બૂમ મારતા કહે છે હે માળી ! તેં આ શું કર્યું ? તું બરાબર કામ કરતો નથી. માળીએ કહ્યું, શેઠજી ! હું તો એક ઘડી નવરો પડતો નથી. રાત દિવસ મહેનત કરું છું. ત્યારે શેઠે તાડૂકીને કહ્યું, તું મહેનત ખૂબ કરે છે તો પછી આ મારા સંતરા, મોસંબી, ચીકુ, દાડમ વિગેરે ફળના છોડ અને ગુલાબ, મોગરો, જુઈ વિગેરે ફુલના છોડ કેમ સૂકાઇ ગયા ? મેં તને બગીચો સોંપ્યો ત્યારે કેવો લીલોછમ હતો ને અત્યારે તેનાં દેદાર જો. તું પાણી પાતો જ નથી, ત્યારે માળીએ કહ્યું શેઠ ! દરરોજ પાણી પાઉં છું. ભાઇ ! તું જો પાણી પાતો હોય તો આ છોડવા સૂકાય જ નહી. આમ કેમ બને ? માળીએ કહ્યું કે આપને વિશ્વાસ ન હોય તો આપ ખાત્રી કરો. બીજે દિવસે શેઠ ગુપ્ત આવ્યા. તો માળીએ સવારમાં ઉઠી છોડના કયારા સાફસૂફ કર્યા પછી વચમાં ઘાસ ઉગ્યું હોય તે કાઢી નાંખ્યું, અને પછી છોડવાને પાણી પાવા લાગ્યો. નાના નાના છોડવાને ઝારી વડે ઉભા ઉભા ફૂલ બેસવાની જગ્યાએ પાણી છાંટયું ને મોટા મોટા વૃક્ષો હતા તેના ઉપર પાણીથી ભરેલી તાંબડી લઇને ચઢયો, અને જ્યાં ફળ બેસવાના હતા તે જગ્યાએ પાણી રેડવા લાગ્યો. મોટા વૃક્ષ ઉપર એક તાંબડી પાણી કયાંથી થાય ? એટલું પાણી ખલાસ થાય એટલે પાછો નીચે ઉતરે. પાછો પાણી ભરીને ઉપર ચઢે ને બાકી હોય ત્યાં પાણી રેડે છે. આ રીતે પાણી રેડે એ તો બધું પાંદડા ઉપર પડે ને નકામું જાય ને ? આમાં વૃક્ષને પોષણ કેવી રીતે મળે ? આટલા મોટા બગીચામાં ઘણા વૃક્ષો હતા. તેને પાણી પાતા આખો દિવસ પસાર થતાં માંડ એક વખત પાણી પાઇ શકે.

નોકરની ક્રિયા જોઇને શેઠને ખૂબ દુઃખ થયું. અહો ! માળી કામ તો ઘણું કરે છે, એની મહેનત ઘણી છે પણ સમજણની ખામી છે. શેઠે તેનો કાન પકડીને કહ્યું, મૂર્ખ ! આમ પાણી પવાય ? ત્યારે માળીએ કહ્યું, કેમ શેઠજી ! જ્યાં ફળ ફૂલ થાય

ત્યાંજ પાણી પચાય ને ? શેઠને ખૂબ ગુસ્સો આવ્યો, પણ માળીની અજ્ઞાન દશાને કારણે ક્રોધને દાબી રાખ્યો ને શાંતિથી તેને સમજાવતા કહ્યું, ભાઈ ! જરા વિચાર કર. વૃક્ષની ઉપર પાણી રેડવાથી તેને પોષણ ન મળે. પાણી એના મૂળીયાને પાવું જોઈએ. મૂળ વાટે પાણી વૃક્ષની ટોચ સુધી પહોંચી શકે છે. તેના ફળ ફૂલમાં રસ આવે છે. આ તારી આટલી બધી મહેનત પાણીમાં ગઈ. તેં આટલા દિવસ સુધી પાંદડાને પાણી પાયું તેમ જો મૂળને પાયું હોત તો છોડવા સૂકાઇ ન જાત. શેઠે તેને શાંતિથી શિખામણ આપી તો અબૂઝ માળી સમજી ગયો ને શેઠની સલાહ પ્રમાણે સવળી ક્રિયા કરવા લાગ્યો.

આ ન્યાય આપણે સમજવાનો છે. આ માનવજીવન બગીચો છે ને આત્મા તે બગીચાનો રક્ષક માળી છે, અને સદ્‌ગુરૂઓ શેઠ સમાન છે. આ માનવજીવનમાં મહેનતનું પાણી કયાં પીવડાવાઈ રહ્યું છે. તેનો વિચાર કરજો. પેલા માળી જેવું તો નથી કરતા ને ? સામાયિક, પ્રતિક્રમણ, પૌષધ વિગેરે ક્રિયાઓ ઘણી કરો છો પણ અંદરથી રાગ દ્વેષ મોહ, ઈર્ષા વિગેરે જતાં ન હોય ને આત્મા નિર્મળ થતો ન હોય તો સમજી લેજો કે પેલા અબૂઝ માળીની માફક પાંદડાને પાણી પાઈ રહ્યાં છો. માળી તો બિચારો અબૂઝ હતો અને એના શેઠે ઠપકો આપ્યો તો સુધરી ગયો ને સવળી ક્રિયા કરીને તેનો બગીચો નવપલ્લવિત બનાવ્યો, પણ તમને સદ્‌ગુરૂ રૂપી શેઠ વારંવાર ટકોર કરે છે છતાં પરિવર્તન આવતું નથી. ગુરૂની હિતશિખામણ અંતરમાં નહી ઉતારો તો ગમે તેટલી ક્રિયા કરો તો પણ આ જીવન બગીચો નવપલ્લવિત નહિ બને. માટે સમજણપૂર્વક તપ ત્યાગ વિગેરે ધર્મક્રિયાઓ કરો જેથી આત્માનું કલ્યાણ થાય.

આપણા ચાલુ અધિકારમાં નેમનાથ ભગવાને દેવકીજીના મનની શંકાનું સમાધાન કર્યું ને છેલ્લે કહ્યું કે એ છ અણગારો તારા જ પુત્ર છે. દેવકીમાતાને ભગવાનના બધા સંતો વહાલા હતા પણ હવે પોતાના પુત્રો છે એમ ખબર પડી એટલે મમતા જાગી. નેમનાથ ભગવાનને વંદન કરીને ભગવાનના બીજા શિષ્યો જ્યાં બિરાજતાં હતાં ત્યાં દર્શન કરતાં કરતાં કયાં આવ્યા ? जेणेव ते छ अणगारे तेणेव उवागच्छइ उवागच्छित्ता ते छप्पिय अणगारे वदइ नमसइ।" જ્યાં તેના છ પુત્રો એટલે છ અણગારો બેઠા હતાં ત્યાં આવ્યા. આવીને તેમને વંદન નમસ્કાર કરી ઉભા રહ્યા. છ અણગારો પહેલેથી સૌંદર્યવાન હતા. તેમાં તપ અને સંયમના તેજ ભળે પછી શું બાકી રહે ? એ છ અણગારો મૌન લઈને બેઠાં હોય, કંઈ ન બોલે તો પણ આવનાર વ્યક્તિ ધર્મ પામી જાય, એવા તે પ્રભાવશાળી સંતો હતાં. શાંત દાંત અને ગંભીર હતાં. એમને જોઈને દરેકનું મન ઠરી જતું હતું. તો પછી આ જનેતા માતાનું મન ઠરી જાય તેમાં શું નવાઈ ! દેવકી માતા સંતોને જોઈને ભૂખ-તરસ ભૂલી ગઇ અને તે અનિમેષ દૃષ્ટિથી સંતોના સામું જોઇ રહી. અહો ! શું તમારો ત્યાગ છે ! શું તમારો

વભવ છે ! રાજવૈભવ જેવી સાહ્યબી અને બત્રીસ બત્રીસ રાજરમણી જેવી કન્યાઓ, ઘરબાર બધું છોડીને કુમળી વયમાં તમે દીક્ષા લીધી. ધન્ય છે તમને ! એમ કહેતાં આંખમાં આંસુ આવી ગયા. માણસને બે પ્રકારે આંસુ આવે છે. હર્ષનાં અને શોકના. દેવકી માતાને બે પ્રકારના આંસુ આવ્યા છે. એક તો એના દિલમાં પોતાના પુત્રો છે તે જાણીને અનેરો આનંદ થયો કે આવા પવિત્ર પુત્રોની હું માતા બની. બીજી બાજુ હું પુત્રોનું લાલનપાલન ન કરી શકી એ વાતનું દુઃખ થયું. હવે આગળ શું બનશે તેના ભાવ અવસરે.

ચરિત્ર :- શકુનિએ ધૃતરાષ્ટ્રને કહ્યું કે આપણે પાંડવોને જુગાર રમવા માટે બોલાવીએ, હું જુગારમાં તેમને બધી રીતે જીતી લઈશ, તેમાં આપનો કોઈ અપયશ કે હાનિ નહિ થાય ને યુધ્ધ પણ નહિ કરવું પડે, ત્યારે ધૃતરાષ્ટ્રે કહ્યું કે હું હસ્તિનાપુરથી વિદુરજીને બોલાવું. આ બાબતમાં તેમની સલાહ લઉં. પછી વિચાર કરીને હું જવાબ આપીશ. આ સાંભળી દુર્યોધનને નખથી શીખ સુધી ઝાળ લાગી અને બોલવા લાગ્યો કે પિતાજી ! આ બાબતમાં વિદુરજીને શું પૂછવાનું છે ? એ તમને જુગાર રમવાની હા પાડશે જ નહિ. તેથી તમે અમને અટકાવશો. તો હવે મારે જીવવું જ નથી. તમને તમારા પુત્રોની લાગણી જ કયાં છે ? જો તમારે આ રીતે કરવું હોય તો મારે જીવવું નથી. હું અગ્નિમાં બળી મરીશ. પછી તમે, તમારા પાંડવો અને વિદુરજી બધા ભેગા થઈને ખુશીથી રાજ્ય ચલાવજો. હું ને મારા ભાઈઓ બળી મરીએ છીએ. દુર્યોધનનો કોપ જોઈને ધૃતરાષ્ટ્ર ધ્રુજી ઉઠયા. દુર્યોધન અને શકુનિની ચાલબાજી તેમને બિલકુલ ગમતી નથી, પણ ગમે તેમ તોય પોતાના દીકરા છે ને એટલે બધાને સાચવવા પડે.

**ધૃતરાષ્ટ્ર સુન સુતકે સર, રખ હાથ કહે જિસવાર,**
**સમય પાય મૈં યત્ન કરુંગા, નૈક ધૈર્ય તો ધાર હો...શ્રોતા....**

દુર્યોધનનો કોપ શાંત કરવા માટે ધૃતરાષ્ટ્રે બંને હાથે તેનું મુખ ઉંચું કર્યું. તેના માથે હાથ ફેરવ્યો ને કહ્યું-બેટા ! શાંત થા, તારી સંપત્તિ તો ઘણી છે. તું ચિંતા ન કરીશ, પણ વાત એવી છે કે આપણે ત્યાં કોઈ પ્રસંગ વિના એમને કેવી રીતે તેડાવાય ? પિતાજીના વચન સાંભળીને દુર્યોધન કંઈક ઠર્યો, અને એણે કહ્યું પિતાજી ! તો આપણે એમ કરીએ. આપણી પાસે સંપત્તિનો પાર નથી તો આપણે એક પ્રસંગ ઉભો કરીએ.

બંધુઓ ! જે મનુષ્ય બીજાનું અહિત કરવાની બુદ્ધિવાળો છે તે ગમે તે પ્રકારે ઉપાય શોધ્યા કરે છે. જ્યારે ધૃતરાષ્ટ્રે વિદુરજીને બોલાવવાનું કહ્યું ત્યારે મામા-ભાણેજ એકાંતમાં જઈને વિચારણા કરી આવેલા કે જો કોઈ રીતે ધૃતરાષ્ટ્ર ન સમજે તો આપણે આ પ્રમાણે કરવું. દુર્યોધને ધૃતરાષ્ટ્રને કહ્યું. સાંભળો પિતાજી ! અભિમન્યુના જન્મ મહોત્સવ પ્રસંગે મણીચૂડ વિદ્યાધરે જેવી સભા બનાવી હતી તેવી સભા આપણે બનાવીએ. દુર્યોધનને ખુશ કરવા ધૃતરાષ્ટ્રે તેવી સભા બનાવવાની હા પાડી. ધૃતરાષ્ટ્રે વિદુરજીને

તેડવા માણુસ મોકલી દીધો હતો પણ તે દુર્યોધન પાસે મેં ન રહ્યા. ભલે ને વિદુરજી આવે. તે આવશે તો કંઈક સમજાવશે. બીજી તરફ ધૃતરાષ્ટ્રે સભા બનાવવા માટે ખજાનામાંથી હીરા, માણેક, મોતી, પન્ના વિગેરે ઝવેરાત કાઢયું ને સભાગૃહ બનાવવામાં હોંશિયાર કારીગરોને બોલાવ્યા. શિલ્પીઓને તેડાવ્યા અને યુધિષ્ઠિરના જેવી સભા બનાવવાનો આદેશ આપ્યો. હજારો કારીગરો કામે લાગી ગયા. તેમણે સોનાની ભીંત બનાવી તેમાં અનેક પ્રકારની કોતરણી કરી અને તેમાં હીરા માણેક, નીલમ, પન્ના વિગેરે જડયા.

થોડા દિવસમાં કારીગરોએ સુંદર સભા તૈયાર કરી. સભામાં અનેક પ્રકારની મનોહર રચનાઓ કરી છે. મોતી અને મણીઓથી સ્થંભ જડયા છે. સભા એવી ઝગમગ થાય છે કે સૂર્યના પ્રકાશની તેમાં જરૂર ન પડે. આ રીતે શિલ્પીઓએ હજારો મણી, માણેક અને મોતીથી જડેલા સ્થંભોથી વિભૂષિત સો દ્વારવાળી યુધિષ્ઠિરના જેવી સભા તૈયાર કરી. ધૃતરાષ્ટ્ર, શકુનિ, દુર્યોધન આદિ કૌરવો જોવા માટે આવ્યા. જોઈને તેમનું મન ઠરી ગયું. યુધિષ્ઠિર કરતાં પણ આપણી સભા ચઢિયાતી બની છે. નગરજનો પણ બે મોઢે વખાણ કરવા લાગ્યા.

હવે દુર્યોધન કહે છે પિતાજી! આ સભા જોવાના બહાને પાંડવોને તેડાવીને જુગાર રમાડીએ. આ પ્રમાણે વિચારણા ચાલી રહી હતી ત્યાં હસ્તિનાપુરથી વિદુરજી આવી પહોંચ્યા. ધૃતરાષ્ટ્રને નમસ્કાર કરીને બેસી ગયા. ધૃતરાષ્ટ્રે તેમનો સત્કાર કરી ભોજન આદિ કરાવીને ખાનગીમાં દુર્યોધન અને શકુનિની વાત કરી. આ સાંભળીને વિદુરજીનું લોહી ઉકળી ગયું ને ગુસ્સે થઈને બોલી ઉઠયા કે આ બધી વાતો સાંભળીને મારા તો આંતરડા કપાઈ જાય છે. ખરેખર, દુર્યોધન તો આપણા કુળમાં અંગારો પાકયો છે, પણ ગમે તે રીતે એને સમજાવો, ત્યારે ધૃતરાષ્ટ્રે કહ્યું કે મેં તો સમજાવવામાં બાકી રાખી નથી. હવે તમે એને સમજાવો. હવે વિદુરજી દુર્યોધનને સમજાવવા માટે કેવા શબ્દો કહેશે તેના ભાવ અવસરે.



## વ્યાખ્યાન નં. ૫૫

**દ્વિ. શ્રાવણ વદ ૫ ને શુક્રવાર** તા. ૨-૯-૭૭

અનંત કરૂણાના સાગર, વીતરાગ ભગવંતોએ જગતના જીવોના કલ્યાણ માટે ધર્મનો રાહદારી માર્ગ બતાવતાં સમજાવ્યું છે કે ભવસાગરમાં ભમતા આત્માઓ! તમને મહાન પુણ્યોદયે વીતરાગ પ્રભુનું વિરાટ શાસન મળ્યું છે. આવું શાસન તમને વારંવાર નહિ મળે. જ્ઞાની કહે છે કે "સમજ સમજ ઓ માનવી, જાય છે મોંઘેરી ઘડી." હે માનવ! તને અમૂલ્ય માનવભવ અને અનુપમ જિનશાસન મળ્યું છે. તેની મહત્તાને સમજીને આત્મસાધના સાધી જા. શેઠ પોતાને ઘેર કામ કરનાર નોકર

કદર કરે છે ને સમય આવતાં શેઠ નોકરને ન્યાલ કરી દે છે. તો તમને આ જિનશાસન મળ્યું છે તેની કદર છે? આવું ઝળકતું જિનશાસન મળવું એ કંઈ જેવી તેવી વાત નથી. જિનશાસન ઝવેરાતની પેઢી છે. અહીં સમ્યક્દર્શન જ્ઞાન, ચારિત્ર અને તપરૂપી રત્નોનો વહેપાર ધમધોકાર ચાલે છે. જેને રત્નો ખરીદવા હોય તે ખરીદી લો, પણ એટલું યાદ રાખજો કે તમારા માનેલા રત્નોની આ વાત નથી. તમે ઝવેરી બનીને જે વહેપાર કર્યો તેમાં ધનની કમાણી કરી પણ આત્માની કમાણી નથી કરી. માટે સમજો. સમ્યક્દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપ વિના ભવકટી થવાની નથી. માનવભવની અમૂલ્ય ક્ષણને નહિ ઓળખો તો સમજી લેજો કે તક ચૂકી ગયા. હાથમાં હીરા આવ્યા છતાં જીવ જો કોલસા ગ્રહણ કરે તો તમે એને મૂર્ખો કહો ને? તે રીતે અમૂલ્ય સમ્યક્-દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપરૂપી હીરા ખરીદવાના સમયે જો ક્રોધ, માન, માયા, લોભ, અને ઇન્દ્રિયોના વિષય સુખ રૂપી કોલસા ખરીદતા હોય તો તે જીવ પણ મૂર્ખ કહેવાય ને? આ જિનશાસન પામ્યા પછી પણ જો આત્મા આત્મિક રત્નોની કમાણી ન કરે તો પછી કયાં જઈને કરશે? આ જિનશાસનના શેઠ વીતરાગ પ્રભુ છે. તેનો જો જીવ હાથ પકડશે તો ન્યાલ થઈ જશે. કંઈક હળુકર્મી જીવો જિનશાસન પામીને કલ્યાણ કરી ગયા છે.

એક ચંદ્રાવતંસક નામના રાજા થઈ ગયા. એક વખત તે રાત્રે ધ્યાનમાં બેઠા. તેમણે એવી ધારણા ધારી હતી કે જ્યાં સુધી આ કોડીયાનો દીવો જલે ત્યાં સુધી મારે ધ્યાન કરવું. રાજા ધ્યાનમાં છે ધીમે ધીમે દીવો ઝાંખો પડયો. દાસીને થયું કે કે બાપુ બેઠા છે. જો દીવો બૂઝાઇ જશે તો અંધારું થઇ જશે. તેથી તેણે તેલ પૂર્યું. તે જમાનામાં ઇલેકટ્રીક લાઇટો ન હતી- રાજા એક ચિત્તે ધ્યાનમાં બેઠા છે. આપ જાણો છો ને કે ધ્યાનમાં શરીર ખૂબ ટટાર રહે. કોમળ કાયાવાળા રાજા ધ્યાનમાં છે ને દીવો બૂઝાઇ ન જાય તે માટે દાસી વારંવાર તેલ પૂરે છે. પરિણામે ઘણો સમય સુધી ટટાર રહેવાથી રાજાના શરીરમાં અસહ્ય વેદના થતાં છેવટે દેહ છૂટી જાય છે. શુભ પરિણામે મરણ પામતાં રાજા દેવલોકમાં જાય છે. આવું મૃત્યુ જોઈને પાટવી પુત્રને વૈરાગ્ય આવે છે. તે પિતાની અંતિમ ક્રિયા કરી દીક્ષા લેવા તૈયાર થાય છે. ત્યાં તેની સાવકી માતા આવીને ખૂબ રડે છે. બેટા! હમણાં દીક્ષા ન લે. હું તને દીક્ષાની આજ્ઞા નહિ આપું.

**પોતાના સ્વાર્થથી માતાએ પુત્રને કરેલું રોકાણ** :– બંધુઓ! આ સંસારમાં જ્યાં ને ત્યાં એકલો સ્વાર્થ ભરેલો છે. તમે માનો છો કે આ બધા મારા છે પણ કયાં સુધી, સ્વાર્થ હોય ત્યાં સુધી. સ્વાર્થ પૂરો થાય પછી હું કોણ ને તું કોણ? આ માતા પુત્રને દીક્ષા લેતા રોકી રહી છે તેમાં તેને પુત્ર પ્રત્યેનો પ્રેમ નથી પણ અંદર સ્વાર્થ ભરેલો છે. તે રડતી રડતી કહે છે બેટા! આ તારો ભાઈ હજુ નાનો છે. કોઈ દુશ્મન રાજા ચઢી આવશે તો રાજ્યનું શું થશે? પ્રધાન, કર્મચારીઓ

આદિ ઘણાં છે પણ એમનો શું વિશ્વાસ! પોતાના તે પોતાના ને પરાયા તે પરાયા. માટે તારો ભાઈ રાજ્યનો વહીવટ સંભાળે તેવો થાય પછી તારે દીક્ષા લેવી હોય તો લેજે, પણ અત્યારે રોકાઈ જા. રાણી પોતાના સ્વાર્થમાં રમે છે. એણે એવો વિચાર ન કર્યો કે આજે રાજાનું મૃત્યુ થઈ ગયું તો કાલે દીકરાનું નહિ થાય તેની ખાત્રી છે? અત્યારે એની ચારિત્ર લેવાની ઉત્કૃષ્ટ ભાવના છે તો ભલે લે. સ્વાર્થી આત્મા પોતાનો સ્વાર્થ જુએ છે પણ બીજાનું નથી જોતો.

**"માતાના આગ્રહથી અનાસક્ત ભાવે રાજ્ય ચલાવતો રાજકુમાર" :-** માતાના અતિ આગ્રહથી રાજકુમારને રોકાઈ જવું પડયું. એ રાજ્ય ચલાવે છે પણ એમાં એને આનંદ કે રસ નથી. એનો એક જ ભાવ છે કે બસ, મારો નાનો ભાઈ તૈયાર થઈ જાય એટલે હું દીક્ષા લઉં, નાનો ભાઈ મોટો થતાં એને મોટાભાઈએ રાજ્ય સંબંધી જે જે માહિતી આપવી જોઈએ તે બધું અને આખો રાજ્યવહીવટ કેમ થાય તે બધું શીખવાડી દીધું. તેને એટલો પ્રેમ આપ્યો કે બાપની ખોટ કયારે પણ દેખાઈ નથી. હવે મોટોભાઈ વિચાર કરે છે કે નાનાભાઈને જલ્દી રાજગાદી ઉપર બેસાડીને હું દીક્ષા લઉં. રાણી વિચારે છે કે મારો દીકરો મોટો થઈ ગયો છે, બધું કામકાજ સંભાળે તેવો હોંશિયાર છે છતાં મોટો દીક્ષા લેવાનું નામ કેમ લેતો નથી? રાણી મોટા પુત્રની સાવકી માતા હતી તેથી પોતાના પુત્રના મોહના કારણે એવો વિચાર આવ્યો કે જો મોટો પુત્ર રાજ્યસત્તાના મોહમાં પડી જશે ને દીક્ષા નહિ લે તો મારા દીકરાને રાજ્ય નહિ મળે. મેં એને દીક્ષા લેતાં પરાણે રોકી રાખ્યો છે. હવે મારાથી કંઈ તેને કહેવાય? ગમે તેમ કરીને એનો નિકાલ કરું તો કટકટ જાય ને મારો દીકરો સ્વતંત્ર રાજા બને.

**"રાણીએ ઓરમાન કુંવરને મારવા માટે કરેલું કાવત્રુ" :-** જુઓ, કેટલું ઝેર છે! કેટલો સ્વાર્થ છે? પોતાની ગરજ પૂરી થઈ એટલે તેનો નિકાલ કરવા તૈયાર થઈ. આ તમારો સંસાર. બોલો, સંસારમાં રહેવા જેવું છે? રાણીએ ઝેર નાંખીને લાડવો તૈયાર કર્યો. બંને ભાઈઓ જમવા બેઠાં. મોટાભાઈના ભાણામાં ઝેરમિશ્રિત લાડુ પીરસાયો. લાડવા સાથે લાવે તો ભેગો થઈ જાય, એટલે નાનાભાઈને માટે બીજો લાડવો રસોડામાં લેવા ગયા. આ મોટાભાઈને ખ્યાલ પણ નથી કે મારે માટે આવું કપટ કર્યું છે. એણે પ્રેમથી નાનાભાઈને કહ્યું– મારા ભાણામાં લાડુ આવ્યો છે. લે, તું પહેલાં ખા. પછી હું ખાઉં. બંને ભાઈમાં પ્રેમ ખૂબ હતો ને એકમેક હતા. ઘણી વખત મોટોભાઈ વહાલથી પોતાના ભાણામાંથી નાનાભાઈને ખવડાવતો હતો, તેમ આજે મોટાભાઈના કહેવાથી નાનાભાઈએ લાડવાનું બટકું મોઢામાં મૂકયું. ચાવીને નીચે ઉતાર્યું ત્યાં બેભાન થઈને પડી ગયો. શરીર લીલું લીલું થવા લાગ્યું. એટલે તરત રાજાએ પોતાના વૈદો અને હકીમોને તેડાવ્યા. વૈદો - હકીમોએ

ભારે દવાઓ આપી. તાત્કાલિક ઉપચાર થવાથી ઝેર બહાર નીકળી ગયું ને કુંવર ભાનમાં આવ્યો. મોટાપુત્રને વહેમ પડી ગયો કે નક્કી મારી માતાએ મને મારવા માટે આ કાવત્રુ કર્યું છે. આ લાડવામાં ભારોભાર ઝેર નાંખેલ છે.

"સંસારનું સ્વરૂપ જોઈ કુંવર સંયમના પંથે":–કુંવરે માતાને બોલાવીને ખૂબ ધ્રુમકાવી. ક્રોધથી લાલચોળ થઈને કહે છે માતા! તેં મને મારવા માટેજ આ કામ કર્યું? હું તો દીક્ષા લેવાની તૈયારીમાં હતો. કદાચ હું આ લાડુ ખાઈ ગયો હોત તો તું મારા માટે આ ઉપાય કરીને મને જીવાડત? તેં શું ધાર્યું છે? મને રાજ્યનો લોભ કે મોહ નથી. તેં મને મારી નાંખવા માટે લાડવામાં ઝેર આપ્યું. મને તો તારા કપટની ખબર ન હતી. મેં મારા નાના ભાઈને પ્રેમથી લાડુ ખવડાવ્યોને આ પ્રમાણે બનાવ બન્યો પણ મેં તો તાત્કાલિક ઉપાય કરીને મારા ભાઈને બચાવી લીધો, પણ મને તું બચાવત નહિ. તેં મને મારી નાંખવા માટે આવું કૃત્ય કર્યું તેનું મને દુઃખ નથી. કદાચ હું મરી ગયો હોત તો એનો મને અફસોસ નથી, પણ એક જ દુઃખ મારા દિલમાં રહી જાત કે હું આવું રૂડું જિનશાસન પામ્યો ને દીક્ષા લીધા વિના મર્યો? જિનશાસનનો હું લાભ ઉઠાવી ન શક્યો! બોલો, તમને આવો અફસોસ થાય છે ખરો?

મોટા પુત્રે માતાને ખૂબ ઠપકો આપ્યો, પછી નાના ભાઈનો રાજ્યાભિષેક કરી દીક્ષા લીધીને ખુબ ઉગ્ર સાધના કરવા લાગ્યા. એના દિલમાં તો એક જ ભાવ છે કે આ જિનશાસન મળ્યું છે તો પૂરો લાભ ઉઠાવી લઉં. પંચમહાવ્રત રૂપી પાંચ અમૂલ્ય રત્નો મને મળ્યાં છે તેનું જતન કરું, અને એવું શુદ્ધ ચારિત્ર પાળું કે મારે ભવમાં ભમવું ન પડે ને જલ્દી મોક્ષમાં જાઉં. આ રીતે ભગવાનની આજ્ઞાનું પાલન કરતા ચારિત્ર માર્ગે વિચરતાં જ્ઞાન, ધ્યાન, તપ, સ્વાધ્યાય, વિનય, વૈયાવચ્ચ વિગેરે ક્રિયામાં મસ્ત રહેતાં ગ્રામાનુગ્રામ વિચરવા લાગ્યા.

આ તરફ નાનો ભાઈ રાજા બન્યો. તેના કોઈ મોટા રાજાની કુંવરી સાથે લગ્ન થયાં. એને એક પુત્ર થયો. હવે આ રાજાનો પુત્ર અને પુરોહિતનો પુત્ર બન્ને સરખી ઉંમરના હતાં. તે બન્ને સાથે રમતાં ને ફરતાં હતાં. બન્ને મોટા થતા એવા ઉન્માન બન્યા કે જે કોઈ જૈન સાધુ આવે તેમને જોઈને તેમની ઠેકડી ઉડાવતાં હતાં. મોટા ભાઈએ દીક્ષા લીધા પછી તેના નાના ભાઈમાં ધર્મના સંસ્કાર ન રહ્યા. માતાને ધર્મ ગમતો જ ન હતો એટલે પુત્રને કદી ધર્મ કરવાનું કહેતી ન હતી. માતા–પિતાના જીવનમાં સંસ્કાર ન હોય પછી પુત્રમાં કયાંથી આવે? રાજપુત્રના કાકા ગ્રામાનુગ્રામ વિચરતાં પોતાના નગરમાં પધાર્યા. પારણુંનો દિવસ હતો. ને ગૌચરી માટે નીકળ્યા. ફરતાં ફરતાં રાજમહેલમાં આવ્યા. આથી આ બંને છોકરાઓ સાધુને કહેવા લાગ્યા કે તમે પૂંજણી લઈને આવ્યા છો તો નાચ કરો. આ શબ્દો સાંભળીને સંતે બંને છોકરાને ઉપદેશ

આદિ ઘણાં છે પણ એમનો શું વિશ્વાસ! પોતાના તે પોતાના ને પરાયા તે પરાયા. માટે તારો ભાઈ રાજ્યનો વહીવટ સંભાળે તેવો થાય પછી તારે દીક્ષા લેવી હોય તો લેજે, પણ અત્યારે રોકાઈ જા. રાણી પોતાના સ્વાર્થમાં રમે છે. એણે એવો વિચાર ન કર્યો કે આજે રાજાનું મૃત્યુ થઈ ગયું તો કાલે દીકરાનું નહિ થાય તેની ખાત્રી છે? અત્યારે એની ચારિત્ર લેવાની ઉત્કૃષ્ટ ભાવના છે તો ભલે લે. સ્વાર્થી આત્મા પોતાનો સ્વાર્થ જુએ છે પણ બીજાનું નથી જોતો.

**"માતાના આગ્રહથી અનાસક્ત ભાવે રાજ્ય ચલાવતો રાજકુમાર" :–** માતાના અતિ આગ્રહથી રાજકુમારને રોકાઈ જવું પડયું. એ રાજ્ય ચલાવે છે પણ એમાં એને આનંદ કે રસ નથી. એનો એક જ ભાવ છે કે બસ, મારો નાનો ભાઈ તૈયાર થઈ જાય એટલે હું દીક્ષા લઉં, નાનો ભાઈ મોટો થતાં એને મોટાભાઈએ રાજ્ય સંબંધી જે જે માહિતી આપવી જોઈએ તે બધું અને આખો રાજ્યવહીવટ કેમ થાય તે બધું શીખવાડી દીધું. તેને એટલો પ્રેમ આપ્યો કે બાપની ખોટ ક્યારે પણ દેખાઈ નથી. હવે મોટોભાઈ વિચાર કરે છે કે નાનાભાઈને જલ્દી રાજગાદી ઉપર બેસાડીને હું દીક્ષા લઉં. રાણી વિચારે છે કે મારો દીકરો મોટો થઈ ગયો છે, બધું કામકાજ સંભાળે તેવો હોંશિયાર છે છતાં મોટો દીક્ષા લેવાનું નામ કેમ લેતો નથી? રાણી મોટા પુત્રની સાવકી માતા હતી તેથી પોતાના પુત્રના મોહના કારણે એવો વિચાર આવ્યો કે જો મોટો પુત્ર રાજ્યસત્તાના મોહમાં પડી જશે ને દીક્ષા નહિ લે તો મારા દીકરાને રાજ્ય નહિ મળે. મેં એને દીક્ષા લેતાં પરાણે રોકી રાખ્યો છે. હવે મારાથી કંઈ તેને કહેવાય? ગમે તેમ કરીને એનો નિકાલ કરું તો કટકટ જાય ને મારો દીકરો સ્વતંત્ર રાજા બને.

**"રાણીએ ઓરમાન કુંવરને મારવા માટે કરેલું કાવત્રુ" :–** જુઓ, કેટલું ઝેર છે! કેટલો સ્વાર્થ છે? પોતાની ગરજ પૂરી થઈ એટલે તેનો નિકાલ કરવા તૈયાર થઈ. આ તમારો સંસાર. બોલો, સંસારમાં રહેવા જેવું છે? રાણીએ ઝેર નાંખીને લાડવો તૈયાર કર્યો. બંને ભાઈઓ જમવા બેઠાં. મોટાભાઈના ભાણામાં ઝેરમિશ્રિત લાડુ પીરસાયો. લાડવા સાથે લાવે તો લોકો થઈ જાય, એટલે નાનાભાઈને માટે બીજો લાડવો રસોડામાં લેવા ગયા. આ મોટાભાઈને ખ્યાલ પણ નથી કે મારે માટે આવું કપટ કર્યું છે. એણે પ્રેમથી નાનાભાઈને કહ્યું– મારા ભાણામાં લાડુ આવ્યો છે. લે, તું પહેલાં ખા. પછી હું ખાઉં. બંને ભાઈમાં પ્રેમ ખૂબ હતો ને એકમેક હતા. ઘણી વખત મોટોભાઈ વહાલથી પોતાના ભાણામાંથી નાનાભાઈને ખવડાવતો હતો, તેમ આજે મોટાભાઈના કહેવાથી નાનાભાઈએ લાડવાનું બટકું મોઢામાં મૂકયું. ચાવીને નીચે ઉતાર્યું ત્યાં બેભાન થઈને પડી ગયો. શરીર લીલું લીલું થવા લાગ્યું. એટલે તરત રાજાએ પોતાના વૈદો અને હકીમોને તેડાવ્યા. વૈદો અને ...એ

ભારે દવાઓ આપી. તાત્કાલિક ઉપચાર થવાથી ઝેર બહાર નીકળી ગયું ને કુંવર ભાનમાં આવ્યો. મોટાપુત્રને વહેમ પડી ગયો કે નક્કી મારી માતાએ મને મારવા માટે આ કાવત્રુ કર્યું છે. આ લાડવામાં ભારોભાર ઝેર નાંખેલ છે.

**"સંસારનું સ્વરૂપ જોઇ કુંવર સંયમના પંથે"**:–કુંવરે માતાને બોલાવીને ખૂબ ધ્રુમકાવી. ક્રોધથી લાલચોળ થઈને કહે છે માતા! તેં મને મારવા માટેજ આ કામ કર્યું? હું તો દીક્ષા લેવાની તૈયારીમાં હતો. કદાચ હું આ લાડુ ખાઈ ગયો હોત તો તું મારા મ.ટે આ ઉપાય કરીને મને જીવાડત? તેં શું ધાર્યું છે? મને રાજ્યનો લોભ કે મોહ નથી. તેં મને મારી નાંખવા માટે લાડવામાં ઝેર આપ્યું. મને તો તારા કપટની ખબર ન હતી. મેં મારા નાના ભાઇને પ્રેમથી લાડુ ખવડાવ્યોને આ પ્રમાણે બનાવ બન્યો પણ મેં તો તાત્કાલિક ઉપાય કરીને મારા ભાઈને બચાવી લીધો, પણ મને તું બચાવત નહિ. તેં મને મારી નાંખવા માટે આવું કૃત્ય કર્યું તેનું મને દુઃખ નથી. કદાચ હું મરી ગયો હોત તો એનો મને અફસોસ નથી, પણ એક જ દુઃખ મારા દિલમાં રહી જાત કે હું આવું રૂડું જિનશાસન પામ્યો ને દીક્ષા લીધા વિના મર્યો? જિનશાસનનો હું લાભ ઉઠાવી ન શકયો! બોલો, તમને આવો અફસોસ થાય છે ખરો?

મોટા પુત્રે માતાને ખૂબ ઠપકો આપ્યો, પછી નાના ભાઇનો રાજ્યાભિષેક કરી દીક્ષા લીધીને ખૂબ ઉગ્ર સાધના કરવા લાગ્યા. એના દિલમાં તો એક જ ભાવ છે કે આ જિનશાસન મળ્યું છે તો પૂરો લાભ ઉઠાવી લઉં. પંચમહાવ્રત રૂપી પાંચ અમૂલ્ય રત્નો મને મળ્યાં છે તેનું જતન કરું, અને એવું શુદ્ધ ચારિત્ર પાળું કે મારે ભવમાં ભમવું ન પડે ને જલ્દી મોક્ષમાં જાઉં. આ રીતે ભગવાનની આજ્ઞાનું પાલન કરતા ચારિત્ર માર્ગે વિચરતાં જ્ઞાન, ધ્યાન, તપ, સ્વાધ્યાય, વિનય, વૈયાવચ્ચ વિગેરે ક્રિયામાં મસ્ત રહેતાં ગ્રામાનુગ્રામ વિચરવા લાગ્યા.

આ તરફ નાનો ભાઈ રાજા બન્યો. તેના કોઇ મોટા રાજાની કુંવરી સાથે લગ્ન થયાં. એને એક પુત્ર થયો. હવે આ રાજાનો પુત્ર અને પુરોહિતનો પુત્ર બન્ને સરખી ઉંમરના હતાં. તે બન્ને સાથે રમતાં ને ફરતાં હતાં. બન્ને મોટા થતા એવા ઉન્કાન બન્યા કે જે કોઇ જૈન સાધુ આવે તેમને જોઇને તેમની ઠેકડી ઉડાવતાં હતાં. મોટા ભાઈએ દીક્ષા લીધા પછી તેના નાના ભાઇમાં ધર્મના સંસ્કાર ન રહ્યા. માતાને ધર્મ ગમતો જ ન હતો એટલે પુત્રને કદી ધર્મ કરવાનું કહેતી ન હતી. માતા-પિતાના જીવનમાં સંસ્કાર ન હોય પછી પુત્રમાં કયાંથી આવે? રાજપુત્રના કાકા ગ્રામાનુગ્રામ વિચરતાં પોતાના નગરમાં પધાર્યા. પારણાંનો દિવસ હતો. ને ગૌચરી માટે નીકળ્યા. ફરતાં ફરતાં રાજમહેલમાં આવ્યા. આથી આ બંને છોકરાઓ સાધુને કહેવા લાગ્યા કે તમે ધૂંજણો લઇને આવ્યા છો તો નાચ કરો. આ શબ્દો સાંભળીને સંતે બંને છોકરાને ઉપદેશ

આપ્યો અને સમજાવ્યું કે નાચવા માટે આ રજોહરણ નથી પણ જીવોની જતના કરવા માટે છે. તમે આવી મશ્કરીઓ કરશો અને સંતોને સંતાપશો તો તમને અશાતનાનું ઘોર પાપ લાગશે, અને જો તમે કોઇ સાધુનો રજોહરણ ખેંચીને સંતાડી દેશો તો તમને અંતિમાં અતિ પ્રિયનો વિયોગ પડશે. એમ અનેક પ્રકારે સંતે તેમના ઉપર કરૂણા લાવીને બોધ આપ્યો. આથી રાજપુત્રનું હૃદય પીગળી ગયું અને રડતી આંખે કહેવા લાગ્યા–ગુરૂદેવ! મારું આ પાપ કેવી રીતે ધોવાય! હું દીક્ષા લઉં તો મારું આ પાપ ધોવાઈ જશે? સંતે કહ્યું, તેં જેટલા દોષ લગાડયા હોય તેની અંતરથી આલોચના કર અને સંયમ લે તો તારું જરૂર કલ્યાણ થશે. આથી રાજપુત્રને ત્યાં વૈરાગ્ય આવી ગયો પણ મિત્રનું મન દૃઢ થતું નથી. ત્યારે રાજપુત્રે પુરોહિતને ખૂબ સમજાવ્યો તેથી તેને પણ વૈરાગ્ય આવ્યો. ઘોર મસ્તી કરનારા સાધુની ઠેકડી કરી મહાપાપનાં બાંધનારા અને સંતોને અશાતના પહોંચાડનારા જીવો પણ સંતના સદ્ઉપદેશથી જેમ કાળી માટીમાં પાણી પડે ને પીગળી જાય તેમ તે બન્નેનું હૃદય પીગળી ગયું. બન્ને જણાએ સંતના ચરણમાં માથું નમાવીને માફી માંગી, પછી માતા–પિતાની આજ્ઞા મેળવી બન્ને મિત્રોએ દીક્ષા લીધી.

સંયમ લીધા પછી જ્ઞાન, ધ્યાન, અને ચારિત્રમાં ખૂબ રમણતા કરવા લાગ્યા. બન્ને ઉત્કૃષ્ટ ભાવે ચારિત્ર પાળવા લાગ્યા. ઉત્કૃષ્ટ આરાધના અને ઉત્કૃષ્ટ પરિણામે ચારિત્ર પાળતાં પુરોહિતપુત્રને એક દિવસ એવા પરિણામ આવ્યા કે સંયમી જીવનમાં શું સ્નાન નહીં કરવાનું! આવા મેલા કપડા પહેરવાના? અને શરીર ઉપર તો મેલનાં થર જામી ગયા છે. શું આવા ગોબરા રહેવાનું? આવા માઠા પરિણામ એને આવવા લાગ્યા, અને ધર્મની દુગંછા કરીને નીચ ગોત્ર બાંધ્યું. સાથે એવા વિચારો પણ આવ્યા કે મારે ક્યાં દીક્ષા લેવી હતી! આ રાજપુત્રે મને દીક્ષા લેવડાવી. આવા પરિણામ આવવાથી જીવને કેટલું નુકશાન થાય છે તેનો તે સમયે તેને ખ્યાલ આવતો નથી. સમય જતાં આવા વિનય, વિવેકી અને તપમાં રક્ત રહેનારા બંને સંતો આયુષ્ય પૂર્ણ કરીને દેવલોકમાં ગયા. ત્યાં દેવનું આયુષ્ય ભોગવતા સુખમાં રાત દિવસ મગ્ન રહેતા. સમય પૂરો થતાં જે સમયે દેવલોકથી ચવવાના છ મહિના બાકી રહ્યા, ત્યારે પોતે અવધિજ્ઞાન દ્વારા જાણ્યું કે હવે મારું આયુષ્ય અહીં પૂરું થાય છે. હું અહીંથી મરીને ભંગડીને ત્યાં જન્મવાનો છું. આથી તેને ખૂબ પશ્ચાતાપ થવા લાગ્યો. અહો! મેં ગત જન્મમાં ચારિત્ર પ્રત્યે દુગંછા કરી અને દીક્ષામાં એવો વિચાર કર્યો કે મારે ક્યાં દીક્ષા લેવી હતી? આ પરિણામે મને કેટલું નુકશાન થયું! અરે હું ભંગડીને ત્યાં જન્મ લઈશ તો ત્યાં મને ચારિત્ર ક્યાંથી મળશે? એમ ખૂબ પશ્ચાતાપ કરતાં પોતાના મિત્ર દેવને કહે છે, અરેરે.... હું ભંગડીને ત્યાં જન્મીને ચારિત્ર વગરનો રહી જઇશ! ના, એવું તો ન જ બનવું જોઈએ.

બંધુઓ! વિચાર કરો, આ દેવ ચારિત્ર માટે કેટલો ઝૂરાપો કરે છે ને? ...

થયેલી ભૂલનો કેટલો પશ્ચાતાપ કરે છે. ગમે તેમ થાય તો પણ મારે ચારિત્ર તો લેવું જ છે. ચારિત્ર વિના ત્રણ કાળમાં મુક્તિ નથી. માટે હે મિત્રદેવ! તું મને ત્યાં જરૂર જગાડવા આવજે. હું મોહમાં પડી ગયો હોઉં તો તને કહું છું કે ધમકી આપજે, દમદાટી આપજે ને ડંડો લઈને જગાડજે. મિત્રદેવ કહે તું ભંગડીને ત્યાં જન્મીને શું દીક્ષા લેવાનો છું? તું શું ધર્મ કરવાનો છું? નકામું મારે એવા ગંધાતા ઘરમાં આવવું. આ શબ્દો સાંભળીને દેવના અંતરાત્મામાં એમ થઇ ગયું કે અહો! જ્યારે મેં ચારિત્ર લીધું ત્યારે માઠા પરિણામ ન કર્યા હોત તો શું મારી આ દશા થાત? તે મિત્રદેવને કહે છે હું જરૂર ચારિત્ર લઇશ. તું મને જરૂર જગાડવા આવજે. હું ગમે તેવા મોહમાં પડયો હોઉં તો તું થાય તેટલા પ્રયત્ન કરજે પણ મને જગાડજે. તમે બધા અહીં બેઠા છો. તમને સંત સતીજીઓ દરરોજ ચારિત્ર માર્ગની વાત સમજાવે છે ને કહે છે સંસાર છોડવા જેવો છે, દીક્ષા લેવા જેવી છે ને મોક્ષ મેળવવા જેવો છે. બોલો, આ વાત તમને કેટલા વર્ષોથી ગુરૂ ભગવંતો સમજાવે છે છતાં તમારો આત્મા હજુ આ વાતને સ્વીકારવા તૈયાર થયો છે? યાદ રાખજો. ચારિત્ર વિના મુક્તિ નથી, શાંતિ નથી, આત્માનો આનંદ નથી. ભલે, તમારે ઘેર ગાડી મોટરો દોડતી હોય, ચાંદીની થાળીમાં જમતા હોય પણ એ સુખ તમારું સાચુ સુખ નથી, પાછળ ભયંકર દુઃખ લાગેલા છે. જો સુખ અને શાંતિ જોઇતા હોય તો હવે ઉભા થાવ. ઘરમાંથી બહાર નીકળી ચારિત્ર માર્ગમાં આવો.

આ દેવ દેવપણામાં છે છતાં તેને કેટલો પશ્ચાતાપ છે કે મનુષ્ય ભવમાં ગયા પછી જો હું ચારિત્ર વગર મરું તો મારું જીવન ધૂળ છે, અને જ્યાં એ જન્મવાનો છે ત્યાં ચારિત્ર મળવું મુશ્કેલ છે. તેથી દેવ સાથે કેટલો કરાર કરે છે! નમ્રતાપૂર્વક તેની પાસે કોલ માંગે છે. એમ નથી કહેતો કે અરેરે....મારે ભંગડીને ઘેર જન્મવાનું થયું? દેવની આવી સાહ્યબી છોડીને એવા તુચ્છ ઘરમાં હું કેમ રહી શકીશ? એમ નથી કહેતો. શાથી? તે જાણે છે કે જીવના કરેલા કર્મો જીવને ભોગવવા પડે છે. મેં આવા ઉત્તમ ચારિત્ર માર્ગની દુગંછા કરી તો મને એવા તુચ્છ ઘરમાં ને નીચ કુળમાં જન્મ થવાનો વખત આવ્યો ને! બસ, દેવને એ અફસોસ છે કે શું હું ચારિત્ર વગરનો રહીશ! જેનાં દિલમાં ચારિત્રનો રણકાર છે તેણે દેવને સમજાવીને પણ તેની પાસે કોલ લીધો. જ્યારે દેવે કહ્યું કે હું તને ચારિત્ર પમાડવા આવીશ ત્યારે તેને શાંતિ થઈ. હવે આ પુરોહિતપુત્ર ત્યાંથી ચવીને ભંગડીને ઘેર જન્મશે, પછી કયાં મોટો થશે ને દેવ તેને કેવી રીતે પ્રતિબોધવા જશે તે વાત અવસરે વિચારીશું. હવે આપણા ચાલુ અધિકારનો થોડો વિચાર કરીએ.

દેવકી માતાએ નેમનાથ ભગવાનના મુખેથી સાંભળ્યું કે આ છ અણગારો તારા પોતાના પુત્રો છે. આ સાંભળીને દેવકીના આનંદનો પાર ન રહ્યો. ભગવાનને વંદન

આપ્યો અને સમજાવ્યું કે નાચવા માટે આ રજોહરણ નથી પણ જીવોની જતના કરવા માટે છે. તમે આવી મશ્કરીઓ કરશો અને સંતોને સંતાપશો તો તમને અશાતનાનું ઘોર પાપ લાગશે, અને જો તમે કોઇ સાધુનો રજોહરણ ખેંચીને સંતાડી દેશો તો તમને અતિમાં અતિ પ્રિયનો વિયોગ પડશે. એમ અનેક પ્રકારે સંતે તેમના ઉપર કરૂણા લાવીને બોધ આપ્યો. આથી રાજપુત્રનું હૃદય પીગળી ગયું અને રડતી આંખે કહેવા લાગ્યા– ગુરૂદેવ! મારું આ પાપ કેવી રીતે ધોવાય! હું દીક્ષા લઉં તો મારું આ પાપ ધોવાઈ જશે? સંતે કહ્યું, તેં જેટલા દોષ લગાડયા હોય તેની અંતરથી આલોચના કર અને સંયમ લે તો તારું જરૂર કલ્યાણ થશે. આથી રાજપુત્રને ત્યાં વૈરાગ્ય આવી ગયો પણ મિત્રનું મન દૃઢ થતું નથી. ત્યારે રાજપુત્રે પુરોહિતને ખૂબ સમજાવ્યો તેથી તેને પણ વૈરાગ્ય આવ્યો. ઘોર મસ્તી કરનારા સાધુની ઠેકડી કરી મહાપાપનાં બાંધનારા અને સંતોને અશાતના પહોંચાડનારા જીવો પણ સંતના સદુપદેશથી જેમ કાળી માટીમાં પાણી પડે ને પીગળી જાય તેમ તે બન્નેનું હૃદય પીગળી ગયું. બન્ને જણાએ સંતના ચરણમાં માથું નમાવીને માફી માંગી, પછી માતા–પિતાની આજ્ઞા મેળવી બન્ને મિત્રોએ દીક્ષા લીધી.

સંયમ લીધા પછી જ્ઞાન, ધ્યાન, અને ચારિત્રમાં ખૂબ રમણતા કરવા લાગ્યા. બન્ને ઉત્કૃષ્ટ ભાવે ચારિત્ર પાળવા લાગ્યા. ઉત્કૃષ્ટ આરાધના અને ઉત્કૃષ્ટ પરિણામે ચારિત્ર પાળતાં પુરોહિતપુત્રને એક દિવસ એવા પરિણામ આવ્યા કે સંયમી જીવનમાં શું સ્નાન નહીં કરવાનું! આવા મેલા કપડા પહેરવાના? અને શરીર ઉપર તો મેલનાં થર જામી ગયા છે. શું આવા ગોબરા રહેવાનું? આવા માઠા પરિણામ એને આવવા લાગ્યા, અને ધર્મની દુગંછા કરીને નીચ ગોત્ર બાંધ્યું. સાથે એવા વિચારો પણ આવ્યા કે મારે ક્યાં દીક્ષા લેવી હતી! આ રાજપુત્રે મને દીક્ષા લેવડાવી. આવા પરિણામ આવવાથી જીવને કેટલું નુકશાન થાય છે તેનો તે સમયે તેને ખ્યાલ આવતો નથી. સમય જતાં આવા વિનય, વિવેકી અને તપમાં રક્ત રહેનારા બંને સંતો આયુષ્ય પૂર્ણ કરીને દેવલોકમાં ગયા. ત્યાં દેવનું આયુષ્ય ભોગવતા સુખમાં રાત દિવસ મગ્ન રહેતા. સમય પૂરો થતાં જે સમયે દેવલોકથી ચવવાના છ મહિના બાકી રહ્યા, ત્યારે પોતે અવધિજ્ઞાન દ્વારા જાણ્યું કે હવે મારું આયુષ્ય અહીં પૂરું થાય છે. હું અહીંથી મરીને ભંગડીને ત્યાં જન્મવાનો છું. આથી તેને ખૂબ પશ્ચાતાપ થવા લાગ્યો. અહો! મેં ગત જન્મમાં ચારિત્ર પ્રત્યે દુગંછા કરી અને દીક્ષામાં એવો વિચાર કર્યો કે મારે ક્યાં દીક્ષા લેવી હતી? આ પરિણામે મને કેટલું નુકશાન થયું! અરે હું ભંગડીને ત્યાં જન્મ લઈશ તો ત્યાં મને ચારિત્ર ક્યાંથી મળશે? એમ ખૂબ પશ્ચાતાપ કરતાં પોતાના મિત્ર દેવને કહે છે, અરેરે.... હું ભંગડીને ત્યાં જન્મીને ચારિત્ર વગરનો રહી જઇશ! ના, એવું તો ન જ બનવું જોઇએ.

બંધુઓ! વિચાર કરો, આ દેવ ચારિત્ર માટે કેટલો ઝૂરાપો કરે છે ને [illegible]ની

ચારે બાજુ તેની નિંદા થાય છે. માટે જુગારની વાત છોડી દે, પણ કોઈ રીતે દુર્યોધન સમજ્યો નહિ ત્યારે વિદુરજીએ ધૃતરાષ્ટ્રને કહ્યું-દુર્યોધન એના નિશ્ચયમાં અડગ છે. કોઈ રીતે સમજતો નથી. ફરીને તમે તેને કોઈ પણ રીતે સમજાવીને જુગાર રમવાનું બંધ કરાવો, ત્યારે ધૃતરાષ્ટ્રે દુર્યોધનને ખૂબ સમજાવ્યો પણ કૂતરાની પૂંછડી ભોંયમાં દાટો તો ય વાંકી ને વાંકી રહે છે તેમ દુર્યોધનને વિદુરજીએ અને ધૃતરાષ્ટ્રે ઘણું સમજાવ્યો છતાં ન માન્યો ત્યારે ફરીને પાછા વિદુરજી તેમને સમજાવવા આવ્યા ને કહ્યું દુર્યોધન! હજુ તું સમજતો નથી. મારે તને શું કહેવું? હવે તને છેલ્લી વખત કહું છું કે તું જુગાર રમવાની વાત છોડી દે. જુગારમાં તો ભલભલા ડૂબી ગયા છે. મહર્દ્ધિક રાજાઓને જુગારે ખુવાર કર્યા છે તે શું તું નથી જાણતો? જો હું તને એક દાખલો આપું.

નલરાજા દમયંતી હારી, કૈસી હુઈ ખુવારી,

દેખો વંશ કો બુરા દિખાયા, વાત જગતમેં જાહારી હો....શ્રોતા....

નળરાજા જુગાર રમ્યા તો જુગારમાં સતી દમયંતીને હારી ગયા. જુગારે ઉજ્જવળ વંશને કલંકિત કર્યો ને તેની કેવી ખુવારી થઈ એ વાત તો જગજાહેર છે. છતાં તું ન જાણતો હોય તો સાંભળ કે નળરાજાની કેવી રીતે ખુવારી થઈ? એ નળરાજા કોણ હતા તે હું તને વિસ્તારથી કહું છું.

કોશલ દેશમાં કોશલા નામે નગરીમાં મહાપરાક્રમી નિષધ નામે રાજા રાજ્ય કરતા હતા. તેમને નલ અને કુબેર નામે બે પુત્રો હતા. તેમાં નળ મોટો અને કુબેર નાનો હતો. બંને પુત્રો ખૂબ સૌંદર્યવાન હતાં. બીજી બાજુ વિદર્ભ દેશમાં પૃથ્વીના કુંડળ સમાન કુંડિનપુર નગરમાં ભીમ નામે રાજા રાજ્ય કરતા હતા. તેમને દમયંતી નામે એકની એક લાડીલી પુત્રી હતી. દમયંતી મોટી થઈ એટલે તેના પિતા ભીમ રાજાએ તેને પરણાવવા માટે મોટો સ્વયંવર રચ્યો. તેમાં દેશ દેશના રાજાઓને આમંત્રણ આપ્યું. નિષધ રાજાને પણ આમંત્રણ મોકલાવ્યું કે તમારા પુત્રોને લઈને તમે વહેલા પધારજો. એટલે નિષધ રાજા પોતાના બંને પુત્રોને લઈને સ્વયંવરમાં ગયા. લગ્નના દિવસે સ્વયંવર મંડપ મોટા મોટા રાજાઓ અને રાજકુમારોથી ભરાઈ ગયો હતો. સૌ પોતપોતાના મોભા પ્રમાણે સિંહાસનો ઉપર બેઠાં હતાં બધા રાજાઓમાં નળ અને કુબેર બંને કુમારો તારાઓમાં ચંદ્રની જેમ શોભી ઉઠતાં હતાં. માળારોપણ સમયે દમયંતી હાથમાં માળા લઈને રૂમઝુમ કરતી સ્વયંવરમંડપમાં આવી, ત્યારે દાસી એક પછી એક રાજાઓની ઓળખાણ આપતી આગળ ચાલવા લાગી. આમ કરતાં જ્યાં નિષધરાજા અને નળ-કુબેર બંને ભાઈઓ બેઠા હતા ત્યાં આવી. નળકુમારને જોઈને દમયંતીનું મન ઠરી ગયું, અને તેના ગળામાં વરમાળા પહેરાવી. ખૂબ ધામધૂમથી ભીમરાજાએ નળ-દમયંતીનાં લગ્ન કર્યા. ખૂબ દાયજો આપ્યો. નળને દમયંતીએ વરમાળા પહેરાવી ત્યારથી કુબેરના અંતરમાં ઝેરનાં બીજ વવાયા, કે હું એના જેવો છું છતાં

નમસ્કાર કરીને છ અણગારો જ્યાં હતાં ત્યાં આવ્યાં ને તેમને વંદન કરીને ઉભા રહ્યા. તે અનિમેષ દૃષ્ટિથી તેમના સામું જોઈ રહ્યા. દર્શન કરતાં તેમનું હૈયું હચમચી ગયું. સંતના દર્શન કર્યા પછી શું બન્યું? "वंदित्ता नमंसित्ता आगय पण्हुया पप्पुयलोयणा कंचुय पडिक्खित्तिया दरिय वलय बाहा धाराहय कलंबपुप्फगं पिव, समूसिय रोमकूवा ते छप्पिय अणगारे अणिमिसाए दिट्ठीए पेहमाणी सुचिरं निरिक्खइ।" દેવકીજી મુનિઓને વંદન કરીને તેમના સામે ઉભા રહ્યા. પુત્રના પ્રેમના કારણે તેમની આંખમાં હર્ષના આંસુ ભરાઈ ગયા. અત્યંત હર્ષ થવાથી શરીર ફુલી ગયું. કંચુકીની કસો ખેંચાવા લાગી, અને હાથમાં પહેરેલાં ઘરેણાં, બંગડીઓ, પોંચી વિગેરે નાના પડવા લાગ્યા. જ્યારે વરસાદ વરસે છે ત્યારે કદંબનું ફૂલ વિકસિત થઈ જાય છે, તેમ દેવકીમાતાનાં શરીરનાં બધા રૂંવાડા પુલકિત થઈ ગયા. તે છ અણગારોને અનિમેષ દૃષ્ટિથી જોતાં ઘણી વાર સુધી નિરખવા લાગી.

સંતોના સામે જોતાં તેની આંખડી ધરાતી નથી. માતાનું વાત્સલ્ય છે ને હૈયાનું હેત છે. એક લોહીની સગાઈ છે એટલે એવું હેત ઉછળ્યું કે કંચુકીની કસો તૂટી ગઈ અને સ્તનમાંથી દૂધ ઝરવા લાગ્યું. શું માતૃપ્રેમ! શું વાત્સલ્યનાં વહેણ! કેવું સ્નેહનું નિર્મળ ઝરણું! દેવકી માતાને હર્ષનો પાર નથી. અહો! આજે મને ભગવાનના મુખેથી સાંભળવા મળ્યું કે હે દેવકી! આવા પવિત્ર પુત્રોને જન્મ દેનારી તુ ભાગ્યશાળી માતા છે. તેં જન્મ દીધો અને સુલશાને ત્યાં ખૂબ લાડકોડથી ઉછર્યા. અહાહા.... આજે મને અપૂર્વ આનંદ છે, પણ હું એમનો દીક્ષા મહોત્સવ ઉજવવા ભાગ્યશાળી ન બની! હું તેમનું લાલનપાલન ન કરી શકી! આ રીતે ઘણી વાર સુધી સંતોના સામે અનિમેષ દૃષ્ટિથી જોઈ રહ્યા. દેવકી માતા મુનિઓને જોઈને જગતને ભૂલી ગયા છે. ઘણી વાર સુધી મુનિઓને નીરખ્યા પણ ઘેર જવાનું મન થતું નથી. હવે મુનિઓને વંદન કર્યા બાદ નેમનાથ ભગવાનના દર્શન કરી ઘેર જશે તેના ભાવ અવસરે.

ચરિત્ર :- "વિદુરજીની દુર્યોધનને હિત શિખામણ" :- ધૃતરાષ્ટ્રના કહેવાથી વિદુરજી દુર્યોધન પાસે આવ્યા ને કહ્યું-હે દુર્યોધન! તું શું ધાંધલ માંડીને બેઠો છે? ઉચ્ચકુળના છોકરાને જુગાર રમવું શોભે? જુગાર નીચ લોકો રમે, રાજકુમાર નહિ. તું કુરૂવંશમાં અંગારો પાક્યો છે. એક અંગારો વનનાં વન સાફ કરી નાખે છે તેમ તું જુગાર રમીને બંને કુટુંબનું નિકંદન કાઢવા ઉઠયો છે. મને તો એવો ભાસ થાય છે કે તું જુગાર રમીને સુખી નહિ થાય પણ તારા માથે કોઈને કોઈ વિઘ્ન આવશે. જુગાર રમનારા દુઃખી થાય છે તે શું તું નથી જાણતો? મને તો કાંઈ સ્વાર્થ નથી. હું તો તારા એકાંત હિતને માટે કહું છું. જો તું સમજી જા તો સારું છે. હજુ મહેરબાની કરીને આ તારો દુષ્ટ વિચાર માંડી વાળ. વિશેષ તો શું કહું? જુગાર રમવાથી માણસનું ધન, કીર્તિ, પ્રેમ, મિત્રતા અને ઈજ્જતનો નાશ થાય છે.

ચારે બાજુ તેની નિંદા થાય છે. માટે જુગારની વાત છોડી દે, પણ કોઈ રીતે દુર્યોધન સમજ્યો નહિ ત્યારે વિદુરજીએ ધૃતરાષ્ટ્રને કહ્યું-દુર્યોધન એના નિશ્ચયમાં અડગ છે. કોઈ રીતે સમજતો નથી. ફરીને તમે તેને કોઈ પણ રીતે સમજાવીને જુગાર રમવાનું બંધ કરાવો, ત્યારે ધૃતરાષ્ટ્રે દુર્યોધનને ખૂબ સમજાવ્યો પણ કૂતરાની પૂંછડી ભોંયમાં દાટો તો ય વાંકી ને વાંકી રહે છે તેમ દુર્યોધનને વિદુરજીએ અને ધૃતરાષ્ટ્રે ઘણું સમજાવ્યો છતાં ન માન્યો ત્યારે ફરીને પાછા વિદુરજી તેમને સમજાવવા આવ્યા ને કહ્યું દુર્યોધન! હજુ તું સમજતો નથી. મારે તને શું કહેવું? હવે તને છેલ્લી વખત કહું છું કે તું જુગાર રમવાની વાત છોડી દે. જુગારમાં તો ભલભલા ડૂલી ગયા છે. મહર્દ્ધિક રાજાઓને જુગારે ખુવાર કર્યા છે તે શું તું નથી જાણતો? જો હું તને એક દાખલો આપું.

**નલરાજા દમયંતી હારી, કૈસી હુઈ ખવારી,**
**દેખો વંશ કો બુરા દિખાયા, વાત જગતમેં જાહારી હો....શ્રોતા....**

નળરાજા જુગાર રમ્યા તો જુગારમાં સતી દમયંતીને હારી ગયા. જુગારે ઉજ્જવળ વંશને કલંકિત કર્યો ને તેની કેવી ખુવારી થઈ એ વાત તો જગજાહેર છે. છતાં તું ન જાણતો હોય તો સાંભળ કે નળરાજાની કેવી રીતે ખુવારી થઈ? એ નળરાજા કોણ હતા તે હું તને વિસ્તારથી કહું છું.

કોશલ દેશમાં કોશલા નામે નગરીમાં મહાપરાક્રમી નિષધ નામે રાજા રાજ્ય કરતા હતા. તેમને નલ અને કુબેર નામે બે પુત્રો હતા. તેમાં નળ મોટો અને કુબેર નાનો હતો. બંને પુત્રો ખૂબ સૌંદર્યવાન હતાં. બીજી બાજુ વિદર્ભ દેશમાં પૃથ્વીના કુંડળ સમાન કુંડિનપુર નગરમાં ભીમ નામે રાજા રાજ્ય કરતા હતા. તેમને દમયંતી નામે એકની એક લાડીલી પુત્રી હતી. દમયંતી મોટી થઈ એટલે તેના પિતા ભીમ રાજાએ તેને પરણાવવા માટે મોટો સ્વયંવર રચ્યો. તેમાં દેશ દેશના રાજાઓને આમંત્રણ આપ્યું. નિષધ રાજાને પણ આમંત્રણ મોકલાવ્યું કે તમારા પુત્રોને લઈને તમે વહેલા પધારજો. એટલે નિષધ રાજા પોતાના બંને પુત્રોને લઈને સ્વયંવરમાં ગયા. લગ્નના દિવસે સ્વયંવર મંડપ મોટા મોટા રાજાઓ અને રાજકુમારોથી ભરાઈ ગયો હતો. સૌ પોતપોતાના મોભા પ્રમાણે સિંહાસનો ઉપર બેઠાં હતાં બધા રાજાઓમાં નળ અને કુબેર બંને કુમારો તારાઓમાં ચંદ્રની જેમ શોભી ઉઠતાં હતાં. માળારોપણ સમયે દમયંતી હાથમાં માળા લઈને રૂમઝુમ કરતી સ્વયંવરમંડપમાં આવી, ત્યારે દાસી એક પછી એક રાજાઓની ઓળખાણ આપતી આગળ ચાલવા લાગી. આમ કરતાં જ્યાં નિષધરાજા અને નળ-કુબેર બંને ભાઈઓ બેઠા હતા ત્યાં આવી. નળકુમારને જોઈને દમયંતીનું મન ઠરી ગયું, અને તેના ગળામાં વરમાળા પહેરાવી. ખૂબ ધામધૂમથી ભીમરાજાએ નળ-દમયંતીનાં લગ્ન કર્યાં. ખૂબ દાયજો આપ્યો. નળને દમયંતીએ વરમાળા પહેરાવી ત્યારથી કુબેરના અંતરમાં ઝેરનાં બીજ વવાયા, કે હું એના જેવો છું છતાં

મને વરમાળા ન પહેરાવી! જુઓ, સગો ભાઈ છે છતાં કેટલું ઝેર! પણ અત્યારે તો કાંઇ ચાલે તેમ ન હતું. લગ્ન કરીને પોતાના રસાલા સહિત કુંડિનપુરથી વિદાય લીધી. ભીમરાજાએ પોતાની પુત્રીને ખૂબ હિત શિખામણ આપીને સાસરે મોકલી. રથમાં બેસીને કોશલા નગરી તરફ જાય છે પણ માર્ગમાં રાત પડી ગઇ. કાળી કાજળ જેવી રાત્રી હતી. કોઇનો હાથ પણ સૂઝે નહિ. આ સમયે દમયંતીએ નળરાજાને કહ્યું નાથ! આ વન સાવ ઉજ્જડ દેખાય છે પણ ભ્રમરાનો ગુંજારવ કેમ સંભરાય છે? નળે કહ્યું–ઘોર અંધકારમાં કાંઈ દેખાતું નથી. આ સમયે દમયંતીએ પોતાના કપાળમાં હાથનો સ્પર્શ કર્યો એટલે સેંકડો સૂર્યનાં તેજ કરતાં પણ વધુ પ્રકાશ પથરાઈ ગયો.

**"મુનિના દર્શને ગયેલા નળ દમયંતી" :–** એ પ્રકાશમાં નજર કરી તો નજીકમાં એક વૃક્ષ નીચે એક મુનિ ધ્યાનાવસ્થામાં ઉભા હતા. એક હાથીને કપાળમાં ખુજલી આવતી હતી. એટલે અંધારામાં મુનિના શરીરને લાકડું માની તેનું કપાળ ઘસતો હતો. એ મદ ઝરતા હાથીના કુંભસ્થળ ઉપર ભ્રમરાઓ ગુંજન કરતા હતા ને મુનિને ડંખ મારતા હતાં. છતાં મુનિ ધ્યાનમાં અડગ હતા. નળ અને દમયંતી બંને મુનિ પાસે ગયા. હાથીને ભગાડી મૂક્યોને ડંખ મારતા ભ્રમરોને પણ દૂર ઉડાડી મૂકયા. બંને મુનિના દર્શન કરી ત્યાં બેઠા. થોડીવારે મુનિએ ધ્યાન પાળ્યું અને બંને આત્માઓને ધર્મનો ઉપદેશ આપ્યો. ઉપદેશ સાંભળીને બને ખુશ થયા. નળરાજાએ વંદન કરીને પૂછ્યું–ભગવંત! આ દમયંતીએ પૂર્વભવમાં એવી શું આરાધના કરીકે જેથી એણે કપાળમાં હાથ અડાડયો ને બધે પ્રકાશ પથરાઈ ગયો. મુનિરાજ ખૂબ જ્ઞાની હતા. તેમણે કહ્યું કે નળકુમાર આ દમયંતીએ ગતભવમાં ચોવીસ તીર્થંકર ભગવંતનો તપ કર્યો હતો., એ તપ ખૂબ ઉલ્લાસથી ઉત્કૃષ્ટ ભાવે કર્યો હતો તેથી તેને આવી શક્તિ પ્રાપ્ત થઇ છે, અને તમે પણ ગત જન્મમાં જૈનધર્મની ખૂબ આરાધના કરી હતી, જૈનધર્મનો ખૂબ ફેલાવો કર્યો હતો તેથી આ ભવમાં પણ જૈનધર્મ મળ્યો છે. તમે બંને હળુકર્મી જીવો છો. આ ભવમાં જૈનધર્મની આરાધના કરીને મોક્ષમાં જશો. આ પ્રમાણે મુનિનો ઉપદેશ સાંભળીને રથમાં બેસી બંને પોતાની નગરીમાં આવ્યા.

**"નળરાજાનો રાજ્યાભિષેક અને નિષધ રાજાની દીક્ષા" :–** ખૂબ ધામધૂમથી નગરમાં પ્રવેશ કર્યો, અને આનંદથી રહેવા લાગ્યા. નિષધ રાજાના મનમાં થયું કે હવે બંને પુત્રો તૈયાર થઈ ગયાં છે. તો હું મારું આત્મકલ્યાણ કરવા દીક્ષા લઉં. આમ વિચાર કરીને મોટો ઉત્સવ કરીને નળકુમારનો રાજ્યાભિષેક કર્યો અને કુબેરને યુવરાજ પદવી આપીને નિષધરાજાએ ચારિત્ર અંગીકાર કર્યું. નળરાજા અને દમયંતીરાણી આનંદથી રહે છે. નળરાજા એના ભાઇ કુબેરને ખૂબ સાચવતો હતો પણ કુબેરના અંતરમાં દુર્યોધનની માફક ઈર્ષ્યાનો અગ્નિ પ્રજ્વલિત થયો હતો. બસ, નળકુમાર રાજા બન્યો ને હું રાજા નહિ! એનું આટલું બધું માન! જેમ પાંડવોની સંપત્તિ જોઈને દુર્યોધ – તો

હતો તેમ નળરાજાનું માન-સન્માન જોઈને કુબેર જલવા લાગ્યો. હવે નળરાજાનો વિનાશ કરવા માટે કુબેર કેવી યુક્તિ કરશે તેના ભાવ અવસરે.



## વ્યાખ્યાન નં. ૫૬

**દ્વિ. શ્રાવણ વદ ૬ ને શનિવાર** **તા. ૩-૯-૭૭**

અનંત કરૂણાનીધિ, ત્રૈલોક્ય પ્રકાશક, સર્વજ્ઞ, સર્વદર્શી વીતરાગ ભગવંતોના મુખમાંથી સૂત્રના ફુલડા ઝર્યા ને ગણધર ભગવંતોએ એ ફુલડા ઝીલ્યા.

**શ્રી વીર મુખથી ફુલડા ઝર્યા, એની ગણધરે ગૂંથી માળરે, જિનજીની વાણી ભલી.**

ભગવંતોના મુખમાંથી ઝરેલા વચનામૃત રૂપી પુષ્પો ગૌતમ સ્વામી આદિ ગણધર ભગવંતોએ ઝીલીને તેની સિધ્ધાંતરૂપ સુંદર માળા ગૂંથી. એ માળામાંથી એવી સૌરભ મ્હેંકે છે કે તે સૌરભને સુંઘનાર આત્માઓના અંતરમાંથી અજ્ઞાન, મોહ, કષાય, ઈર્ષા આદિ દુર્ગુણોની દુર્ગંધ બહાર નીકળી જાય છે, ને સદ્‌ગુણોની સુગંધથી તેનું જીવન મ્હેંકી ઉઠે છે. આવી સુંદર ભગવાનની વાણી છે.

દેવકી માતા નેમનાથ ભગવાનનો મહાન ઉપકાર માને છે, અહો પ્રભુ! આપ મને ન મળ્યાં હોત તો આ છ અણગારો મારા દીકરા છે એવું મને કોણ કહેત? હું તો જાણતી ન હતી. આપ ન મળ્યાં હોત તો એમને સંસાર સાગર તરવાના જહાજમાં કોણ બેસાડત? હે પ્રભુ આપ તો "તિન્નાણં તારયાણં" સંયમરૂપી જહાજમાં બેસીને તર્યા છો ને આપને શરણે આવનાર ભવ્ય જીવોને તારો છો. જહાજ સમાન આપ આ છ પુત્રોને મળ્યા તો તેમણે દીક્ષા લીધી. અને આપ તેમને લઈને દ્વારિકા નગરીમાં પધાર્યા ને મને તેમના દર્શન થયા. આપે તેમના સંસારનો કાંટો કાઢી નાંખ્યો. હું કયાં ભદ્દીલપુરમાં જાત....અને મને આ સંતો કયાં મળત! આ બધો આપનો પ્રતાપ છે.

શિષ્યો ઉપર ગુરૂદેવની અસીમ કૃપા હોય છે. હું મારા મહાન ઉપકારી રત્ન ગુરૂદેવને યાદ કરું ત્યારે મારા દિલમાં એમ થાય છે કે હે ગુરૂદેવ! આપનો અમારા ઉપર મહાન ઉપકાર છે. જો આપ અમને મળ્યા ન હોત તો આ સંસારમાં અમે કયાંય રઝળતા હોત. આપે અમારા જેવા કટાયેલા લોઢાને પારસ બનાવ્યા છે. અજ્ઞાની અબૂઝ જીવોને આત્માનું અલૌકિક જ્ઞાન આપ્યું છે. આપના ઉપકારનો બદલો વાળવાની મારામાં તાકાત નથી. જે ગુરૂદેવ આપણને સંયમ આપે તેમનો આપણે મહાન ઉપકાર માનવો જોઈએ. એટલું જ નહિ પણ એ ગુરૂદેવ આપણને ક્ષણે ક્ષણે હિતશિખામણ આપે ત્યારે એવો વિચાર કરવો જોઈએ કે અહો! મારા ગુરૂ-ગુરૂણીની મારા ઉપર કેટલી બધી કૃપા દૃષ્ટિ

છે. તે ક્ષણે ક્ષણે મારું કેટલું ધ્યાન રાખે છે! પણ ગુરૂ વારંવાર ટકોર કરે ત્યારે ટક ટક કરે છે મને ટોકે છે એમ ન થવું જોઈએ. કદાચ આપણો વાંક ન હોય ને ઠપકો આપે તો પણ મનમાં ગુરૂ પ્રત્યે દ્વેષભાવ ન આવવો જોઈએ, પણ ગુરૂનો ઠપકો મીઠો લાગવો જોઈએ. ગુરૂનો ઠપકો કે ગુરૂની ટકોર જો કટકટ લાગે તો સમજી લેવું કે મોક્ષ મારા માટે ઘણું દૂર છે. ગુરૂદેવની આજ્ઞા એ મારો શ્વાસ અને એજ મારો પ્રાણ છે. ગુરૂ આજ્ઞાનું પાલન અને ગુરૂની ભક્તિ જેના દિલમાં વસી છે તેને માટે મોક્ષ નજીક છે. ગુરૂની કૃપાથી કાંટાળો માર્ગ સરળ બની જાય છે. ગુરૂની કૃપામાં અજબગજબની શકિત છે.

દેવકી માતા નેમનાથ ભગવાનનો મહાન ઉપકાર માનતા, ભગવાનના ગુણ ગાતા છ અણગારોને વંદન કરીને " जेणेव अरहा अरिट्ठनेमि तेणेव उवागच्छइ उवागच्छित्ता अरह अरिट्ठनेमि तिक्खुत्तो आयाहिण पयाहिण करेइ ।" જ્યાં નેમનાથ ભગવાન બિરાજમાન હતા ત્યાં આવ્યા. આવીને ભગવાનને ખૂબ ભક્તિભાવપૂર્વક તિક્ખુત્તોનો પાઠ ભણીને વંદન નમસ્કાર કર્યા. વંદન કરીને પાછા પગલે ભગવાન પાસેથી બહાર નીકળી ગયા. ભગવાન દ્વારકા નગરીની બહાર ઉદ્યાનમાં હતા. એ ઉદ્યાનમાંથી નીકળીને જ્યાં પોતાનો ધર્મરથ હતો ત્યાં આવ્યા, અને એ રથમાં બેઠા. જ્યારે દેવકીમાતા ભગવાનના દર્શન કરવા આવતા હતા ત્યારે આ રથમાં બેસીને આવતા હતા. એટલે તે રથને ધર્મરથ કહેતા હતા. बारावइ णयरि अणुप्पविसइ अणुप्पविसित्ता जेणेव सए गिहे जेणेव बाहिरिया उवट्ठाणसाला तेणेव उवागच्छइ ।" રણઝણ કરતો રથ દ્વારકા નગરીની વચ્ચોવચ્ચ થઈને ચાલ્યો. જેમ રથની ઘંટડીઓનો રણકાર થવા લાગ્યો તેમ દેવકીમાતાના હૃદયમાં પણ નેમનાથ પ્રભુના વચનામૃતોનો રણકાર થાય છે, શું ભગવાનની વાણી! શું ભગવાનના પવિત્ર સંતો! આમ હર્ષ પામતાં રથમાં બેસીને જાય છે, અને પોતાની બહારની ઉપસ્થાનશાલા (બેઠક)માં પહોંચ્યા. ત્યાં પોતાના શ્રેષ્ઠ ધાર્મિક રથ ઉપરથી ઉતરીને પોતાના ભવનમાં જઈને પોતાની સુકોમલ શય્યા પર બેઠા. દેવકીજીએ ભગવાનના દર્શન કર્યા, તેને પોતાના પુત્રોની ઓળખાણ થઈ તેથી ખૂબ આનંદ થયો પણ એક વાતનું તેમના દિલમાં ખૂબ દુઃખ થયું કે મેં સાત સાત પુત્રોને જન્મ દીધો પણ એમને રમાડયા ખેલાવ્યા નહીં ને! માતાઓને સંતાનો ખૂબ વહાલા હોય છે. માતા ખૂબ વહાલથી સંતાનોને ઉછેરે છે પણ સંતાનો મોટા થતાં માતા પિતાના હેતને અને ઉપકારને ભૂલી જાય છે. સંતાનો માટે માતા કેટલું કરે છે!

ગઈ કાલનું એક દૃષ્ટાંત આપણે અધૂરું છે. તેમાં દેવ ચવીને ભંગડીની કુક્ષીમાં આવ્યો. ભંગડીને ચાર માસ થયા હતા. એ નગરના નગર શેઠાણીને મરેલા બાળક જન્મતા હતાં. કદી જીવતા બાળકનું સુખ જોવા મળતું ન હતું. આ શેઠાણીને પણ ચાર માસ થયેલા. શેઠાણીના આંગણામાં ભંગડી ઝાડુ વાળની હતી. તેની સાથે વાતચીત કરતા ખબર પડી કે એ ગર્ભવતી છે, ત્યારે શેઠાણીએ કહ્યું, બહેન!

તું બંને ગર્ભવતી છીએ. જો મારે ને તારે સાથે પ્રસૂતિ થાય ને તારે ઘેર દીકરો જન્મે તો તું મને આપીશ ? ભંગડીને ઘેર ખાવાના સાંસા હતા. તેણે કહ્યું, ભલે બા, હું આપીશ. તમારે ઘેર સુખી થશે, પણ મને આટલી રકમ આપવાની. શેઠાણીએ કહ્યું-ભલે. યોગાનુયોગ બન્યું એવું કે શેઠાણી અને ભંગડી બંનેને એક સાથે પ્રસૂતિ થઈ. ભંગડીએ રૂપ રૂપના અંબાર જેવા પુત્રને જન્મ આપ્યો. ધનની લાલચે ભંગડીએ છોકરાને ગુપ્ત રીતે શેઠાણીને ઘેર મોકલાવી દીધો ને શેઠાણીને મરેલું બાળક જન્મ્યું તે ભંગડીને ત્યાં મોકલી દીધું.

બાળકની ટ્રાન્સફર થયા પછી નગરમાં જાહેર થયું કે શેઠાણીને જીવતો પુત્ર જન્મ્યો છે. નગરશેઠને ત્યાં ઘણાં વર્ષે જીવતો દીકરો જન્મ્યો એટલે શેઠે ખૂબ મોટો મહોત્સવ ઉજવ્યો. આખા ગામમાં મીઠાઈ વહેંચી. સૌને આનંદનો પાર નથી. લાલનપાલનથી દીકરાને મોટો કર્યો. એનું નામ મેતારજ રાખ્યું. તે યુવાન થતાં શ્રીમંતોની આઠ આઠ કન્યાઓ સાથે તેની સગાઈ થઈ ને લગ્ન લેવાયા. શેઠના આંગણે લગ્નની ધામધૂમ ચાલે છે. આનંદ મંગલ વર્તે છે. શેઠનો લાડીલો પુત્ર આઠ આઠ સુંદરીઓને પરણવાના હર્ષમાં છે. ત્યાં પેલો મિત્ર દેવ આવ્યો. મેતારજને જાગૃત કરીને કહે છે કે કેમભાઈ! હવે દીક્ષા લેવી છે ને ? ત્યારે કહે છે કે અત્યારે તો આઠ આઠ કન્યાઓ સાથે મારા લગ્નની કુલ તૈયારી થઈ ગઈ છે. લગ્નના સમયે દીક્ષાની વાત કરનારો તું કોણ છે ? ત્યારે કહે છે તારો મિત્ર. મારો મિત્ર વળી કોણ ? દેવે કહ્યું, કેમ, તું ભૂલી ગયો ? આપણે દેવલોકમાં સાથે દેવ હતા. તેં મારી પાસે વચન માંગ્યું હતું કે તું મને પ્રતિબોધ પમાડવા આવજે. એટલે હું આવ્યો છું. દેવે પૂર્વભવની બધી વાત કરી. પૂર્વનું રૂપ દેખાડયું એટલે તેને જાતિસ્મરણ જ્ઞાન થયું. જ્ઞાનથી જાણ્યું કે પૂર્વભવમાં ઉત્તમ ચારિત્ર પાળ્યું તેના પ્રભાવે દેવ થયો હતો પણ ચારિત્ર લીધું તેમાં દુગંછા કરી, અને મનમાં ભાવ આવ્યા કે મને પરાણે દીક્ષા આપી તેથી નીચ કુળમાં જન્મવાનું થયું. તેથી મેં તમારી પાસેથી વચન માંગેલું.

**"મિત્ર દેવે કરેલો પ્રતિબોધ" :-** દેવે કહ્યું, હવે બરાબર યાદ આવ્યું ને ? શેઠનો પુત્ર કહે છે હા. તો હવે દીક્ષાની તૈયારી કરો. ગુરૂ પ્રત્યેની અરૂચી કરીને ગાઢ મોહનીય કર્મ બાંધ્યું છે. એટલે કહે છે કે ભાઈ! તમારી વાત સાચી છે, પણ અત્યારે દીક્ષા લઈ શકું તેમ નથી. આઠ આઠ નગરશેઠની પુત્રીઓ સાથે સગાઈ થઈ ગઈ છે, એટલે પરણ્યા પછી જોઈશ. ત્યારે દેવ કહે છે મેં તો તને ના પાડી હતી, પણ તેં જબરજસ્તીથી મારી પાસેથી વચન લીધું હતું ને હવે ના પાડે છે ? ઉઠ, હવે તો દીક્ષા લેવી જ પડશે. પેલો કહે છે પણ આવી રમણી ને ગોરી સુંદરીઓ સાથે સુખ ભોગવી લઉં પછી દીક્ષા લઈશ. ત્યારે દેવે કહ્યું, અરે ગાંડા ! તને વળી

આ ભોગનું ભૂત ક્યાંથી વળગ્યું? તેં દેવલોકમાં ઘણી દેવીઓ સાથે ભોગ ભોગવ્યા છતાં અહીં તને હજુ ભોગની ભૂખ છે? જરા સમજ. ભોગની ભૂખ કારમી છે. એ ભોગવ્યે મટતી નથી. માટે સમજીને એ લત છોડી દે. અગ્નિમાં વધુ લાકડા નાંખવાથી કદી અગ્નિ શાંત થાય છે? મોટી મોટી નદીઓ ગમે તેટલું પાણી સમુદ્રને આપે છે છતાં કદી સમુદ્ર ભરાઈને ઉભરાઇ જાય છે ખરો? ખરજવાની મીઠી ચળ આવે ને ગમે તેટલું ખણો તો પણ ખરજવું મટે છે ખરું? ના, તેમ ગમે તેટલા ભોગ ભોગવીશ તો પણ તેની તૃષ્ણા શાંત થવાની નથી. તો પછી શા માટે નકામા વલખાં મારે છે? અમને ચારિત્ર ગ્રહણ કરવાની ગમે તેટલી ભાવના થાય પણ અવિરતિના બંધને બંધાયેલા છીએ. તેથી ચારિત્ર લઈ શકતા નથી, જ્યારે તું ચારિત્ર લેવા માટે સમર્થ શક્તિશાળી છે, તો નકામો શા માટે સંસારના પિંજરમાં સપડાય છે? મિત્ર દેવે એને ઘણું સમજાવ્યો પણ એવું ઘોર મોહનીય કર્મ બાંધ્યું છે. એટલે દેવના વચનની બિલકુલ અસર ન થઈ.

**"મેતારજને પ્રતિબોધવા દેવે ખુલ્લો કરેલો પડદો"** :– દેવે ખૂબ ધમકાવ્યો. કેમ, શું કરવું છે? દીક્ષા લેવી છે કે નહીં? જો નહીં માને તો સમજી લેજે કે હું દેવ છું. તારા ભૂરા હાલ કરીશ. દેવે આવા કડક શબ્દો કહ્યા છતાં મેતારજ માન્યો નહીં. કર્મની વિટંબણા કેવી ભયંકર છે! દેવના કોપને પણ ગણુકાર્યો નહીં. લગ્નનો દિવસ આવ્યો અને ભાઈ મોટા સાજન સાથે વરઘોડે ચઢીને ચાલ્યા પરણવા. મોટા નગરશેઠનો દીકરો અને તે આઠ કન્યાને પરણવા જતો હોય તેના વરઘોડામાં શું ખામી હોય? માણસોનો પાર નથી. મધ્યબજારમાં વરઘોડો આવ્યો. ત્યાં દેવે પેલી ભંગડીના શરીરમાં પ્રવેશ કર્યો. હાથમાં ઝાડૂ અને ટોપલો છે, ગંધાતા ગોબરા કપડા પહેરેલાં છે, એવી ભંગડી બધા માણસોને કહે છે દૂર ખસો. મા–બાપ મને જવા દો. આ મારો દીકરો છે. આમ કરતી મોટા મોટા શેઠીયાઓને ધક્કો મારતી આગળ વધીને મેતારજના ઘોડા સુધી પહોંચી ગઈ. દેવે કરેલું કાર્ય છે તેથી તેને કોઇ અટકાવી શક્યું નહીં. સૌ વિચારમાં પડી ગયા કે આ તો શેઠનો દીકરો છે ને ભંગડી કહે છે કે મારો દીકરો છે. આ શું? બધાં જોતાં રહ્યા ને ભંગડી વરરાજાનો હાથ પકડીને કહે છે બેટા! હેઠો ઉતર, તું શેઠનો દીકરો નથી પણ મારો દીકરો છે, પણ તું જન્મ્યો કે તરત શેઠાણીને આપ્યો હતો. શેઠનું ઘર તો તેં અભડાવ્યું, હવે પેલી આઠ છોકરીઓને અભડાવવા ક્યાં જાય છે! મારા રોયા, હેઠો ઉતર. આ બધા ઠઠારા આપણને ન શોભે. એમ કહી કાંડુ પકડીને ઘોડેથી નીચે ઉતાર્યો ને દીકરાને લઈને પોતાને ઘેર ચાલી ગઈ, પણ કોઇ તેને રોકી શક્યું નહીં. નહીંતર આવા મોટા શ્રીમંત શેઠીયા હોય ત્યાં તુચ્છ ભંગડીનું શું ચાલે? એને ક્યાંય ફગાવી દે

પણ આ બધી દેવની શક્તિ છે. લોકોના મન પલટાવી નાંખ્યા. એટલે સૌના મનમાં ઠસી ગયું કે વાત તો સાચી છે. શેઠાણીને તો મરેલા બાળકો જન્મે છે માટે આ ભંગડીનો દીકરો લીધો હશે.

દેવની શક્તિ અલૌકિક હોય છે. દેવ ધારે તે કરી શકે છે. ધારે તો માનવીના મન ફેરવી શકે ને ધારે તો ભારે ઉત્પાત મચાવી દે. રડતા ને હસતાં અને હસતાંને રડતાં કરી દે એવી દેવની શકિત હોય છે. આ ભંગડી છોકરાને ઘેર લઇ ગઇ. આ તરફ શેઠ શેઠાણીનું મોઢું લીંબુ જેવું થઇ ગયું. અને વરઘોડામાં આવેલું મહાજન ભોંઠું પડી ગયું. સૌ સૌના સ્થાને ચાલ્યા ગયા, કન્યાને ઘેર માંડવા છૂટી ગયા. બધો આનંદ ઓસરી ગયો. આ તરફ મેતારજને ભંગડીએ પોતાની ઝૂંપડીમાં તૂટેલા ખાટલા ઉપર ગંધાતી ફાટલી ગોદડી પાથરીને બેસાડયો. બેટા! આ આપણું ઘર છે. બપોર થતાં માંગીને લાવેલા એંઠા જૂઠા રોટલીના બટકા માટીના શકોરામાં ખાવા આપ્યા. લે, મારા દીકરા ખા, પણ પેલાને તો સૂગ ચઢે છે. ગંધ તો એવી મારે છે કે ઉલ્ટી આવે છે. અરેરે.... કયાં રાજમહેલ જેવો બંગલો ને કયાં આ ઝૂંપડી! કયાં તે છત્રપલંગ અને કયાં આ તૂટલી ખાટ ને ગંધાતી ગોદડી! કયાં ચાંદીના થાળમાં નવા નવા ભોજન અને કયાં માંગેલા રોટલીના ટૂકડા! અહીં કેમ રહેવાય? માંડ માંડ દિવસ પસાર કર્યો. રાત્રે ઉંઘ આવતી નથી. મધરાતે દેવે અવાજ કરીને કહ્યું કેમ, પરણ્યોને? કયાં છે તારી રૂપાળી આઠ સ્ત્રીઓ? જરા બતાવ તો ખરો, ત્યારે મેતારજે કહ્યું તેં તો ભારે કરી. આવું તે કરાય? મને રંગે ચંગે પરણવા તો દેવો હતો ને?

દેવે કહ્યું શેનો પરણવા દઉં? તારો પોતાનો જ કોલ છે કે તું મને પ્રતિબોધવા આવજે. હું બોધ ન પામું તો ડંડો લઈને મને જગાડવા આવજે. અને તું જો તો ખરો, આ સંસારનાં સગા તેં જોયાને? આ બધી માયા કયાં ગઈ? હજુ પણ તને કહું છું કે તું સમજી જા. **"આ સંસારમાં જીવતું કોઈ સગું નથી. બધા પાઘડીના ને લાજકલદારના સગા છે. માટે તું તારા આત્માનું સાધી લે. ઉઠ ઉભો થા. સદ્દગુરૂ પાસે પહોંચાડી દઉં."** આ સાંભળીને મેતારજે કહ્યું કે આવી રીતે દીક્ષા લઉં તો ધર્મ નિંદાય. હું ભંગડીનો છોકરો છું તેવું મારા માથે કલંક ચઢયું છે. તે ઉતારી દે અને લગ્ન અટકયા છે તે કરાવી આપ, ત્યારે દેવે કહ્યું કે પરણાવી દઉં પછી તું દીક્ષા ન લે તો? મેતારજે વિચાર કર્યો કે હમણાં હા પાડવા દે પછી દેખા જાયેગા. એટલે કહ્યું કે ના....ના લગ્ન પછી તું કહીશ તેમ કરીશ. દેવે કહ્યું કે મનમાં મેલ રાખીને હા નથી કહેતો ને? જોજે હોં....હું પણ કેવો છું. તને નહિ છોડું. મેતારજે કહ્યું ના ....ના. એમ હોય! હું દીક્ષા લઇશ. દીક્ષા લેવાનું મન નથી પણ હા પાડી દીધી.

**દેવે કરેલો ચમત્કાર** :- દેવે કહ્યું કે આ એક બકરી આપું છું એની

લીંડીઓ રત્નો જેવી નીકળશે. તે લઈને શ્રેણીક મહારાજા પાસે જજે. એ મોટા મગધદેશના માલીક છે પણ તેના ભંડારમાં આવું એક પણ રત્ન નહિ હોય. તને રાજા પૂછશે કે આવા રત્નો ક્યાંથી લાવ્યો ? તો કહેજે કે મારી પાસે એક બકરી છે તેની લીંડીઓ રત્નો તરીકે નીકળે છે. પછી શું કરવું ? એ બધું હું સંભાળી લઈશ. તારે ચિંતા કરવાની જરૂર નથી. મેતારજ ખુશ ખુશ થઈ ગયો. બીજે દિવસે રત્નોનો થાળ ભરીને શ્રેણીક રાજા પાસે આવ્યો. રાજા કહે–શું લઈને આવ્યા છો ? તો કહે હું નગરશેઠનો પુત્ર છું ને આ રત્નોની ભેટ લઈને આવ્યો છું. આ રત્નો ક્યાંથી લાવ્યા ? તો કહે મહારાજા ! મારી બકરી લીંડી તરીકે આવા રત્નો કાઢે છે. આ સાંભળીને રાજાને આશ્ચર્ય થયું. મારા ભંડારમાં આવા રત્નો નથી. તેથી તેની ચોકસાઈ કરવા અભયકુમારને મોકલ્યો. તપાસ કરી તો વાત સાચી છે. રાજા અને અભયકુમારે વિચાર કર્યો કે આને કોઈ દેવની સહાય લાગે છે, તે સિવાય આમ ન બને. તેની વધારે ખાત્રી કરવા કહ્યું–તમે મારી આ રાજગૃહી નગરીને ફરતો કિલ્લો એક રાતમાં બનાવી આપો તો હું મારી કુંવરી પરણાવું. મેતારજે તરત દેવને યાદ કર્યા. દેવ હાજર થયો એટલે બધી વાત કરી. દેવને શું વાર ? એણે એક રાતમાં રાજગૃહીને ફરતો સુંદર કિલ્લો બનાવી દીધો. તેથી રાજાને ખાત્રી થઈ, અને પોતાની કુંવરી તેની સાથે પરણાવવાનો વિચાર કર્યો.

શ્રેણીક રાજાએ અભયકુમારને કહ્યું કે લગ્નની તૈયારી કરો. કુંવરીના લગ્નની તૈયારી કરી. આખી રાજગૃહીમાં ખબર પડી ગઈ કે શ્રેણીકરાજા એમની કુંવરી શેઠના દીકરા સાથે પરણાવે છે, ભંગડી પણ લોકોને કહેવા લાગી આ શેઠનો જ દીકરો છે. મારો નથી. રાંકને ઘેર આવું રત્ન હોય ? તે વખતે મને કોણ જાણે શું થઈ ગયું કે મેં આવું કર્યું ને તોફાન કરી રંગમાં ભંગ પાડયો. એ છોકરાને તે શેઠને ઘેર મૂકી આવી. આતો દેવની માયા હતી. સૌના મન ફરી ગયા ને સાચું માની લીધું આ તરફ પેલા આઠ શેઠીયાઓ વિચાર કરવા લાગ્યા કે ખુદ રાજા શ્રેણીક જ્યારે એમની દીકરી પરણાવે છે ને જો આપણે દીકરીઓ નહિ પરણાવીએ તો આપણું આવી બનશે. માટે કુંવરની સાથે જ આપણી દીકરીઓ પરણાવી દઈએ, પણ હવે કહેવા કેમ જવાય ? માન મૂકીને મેતારજ પાસે આવીને પગમાં પડીને કહે છે ક્ષમા કરજો, અમે તમને ઓળખ્યાં નહિ. અમને પેલી ભંગડીએ ભરમાવ્યા અને અમે ભરમાઈ ગયા. હવે મન મોટું કરીને અમારી પુત્રીઓ સાથે લગ્ન કરો. મેતારજે એ વાત સ્વીકારી અને નવ કન્યાઓ સાથે તેના લગ્ન થયા. આનંદનો પાર નથી. દેવને વચન આપ્યું છે કે એકવાર લગ્ન કરી આપ, પછી તું કહીશ તેમ કરીશ. મેતારજ નવ કન્યાઓના રૂપ જોઈને મુગ્ધ બની ગયા છે. હવે દીક્ષા લેવાનું મન થતું નથી પણ દેવ તેનો પીછો મૂકે તેમ નથી. હવે દેવ આવશે ને શું બનશે તેના ભાવ અવસરે.

ચરિત્ર : નળરાજા દમયંતીને પરણીને પોતાની નગરીમાં આવ્યા. તે ખૂબ ન્યાયપૂર્વક સુંદર રીતે રાજ્ય ચલાવવા લાગ્યા. તેથી પ્રજાના હૃદયમાં તેમણે સ્થાન જમાવ્યું. નળરાજાની કીર્તિ ચારે દિશામાં પ્રસરી ગઈ. નળરાજાએ પોતાના બાહુબળથી અર્ધું ભરતક્ષેત્ર જીતી લીધું. એટલે બધા રાજાઓએ ભેગા થઈને નળરાજાનો ભરતાર્ધપતિ તરીકે અભિષેક કર્યો. નળરાજા અને દમયંતી આનંદ કિલ્લોલ કરતા રહેતા હતા. કુબેરને પોતાના પુત્રની માફક સાચવતા હતા પણ કુબેરને ભાઈ ભાભીના પ્રેમની કદર ન હતી. એના દિલમાં ઈર્ષ્યાની જવાળાઓ ફાટી નીકળી હતી. બસ, એ મોટો રાજા! બધા રાજા એને નમે, મારું તો કંઈ માન નહીં! કેમ કરીને નળનું નિકંદન કાઢું એવી ભાવનાથી અંદર કપટ રાખી ઉપરથી પ્રેમ બતાવીને કહે છે મોટાભાઈ, ચાલોને આપણે પાના રમીએ. નળરાજાને ભાઈના કપટની ખબર ન હતી. એ તો નાના ભાઈને ખુશ રાખવા માટે પાના રમવા લાગ્યા. નળરાજાને હવે હેડો લાગ્યો. રોજ રમવા લાગ્યા. પાનામાંથી જુગાર પર આવ્યા. શરૂઆતમાં જુગારમાં નળરાજાની જીત થતી હતી પણ પાછળથી એમની રોજ હાર થવા લાગી. ધીમે ધીમે નળરાજા જુગારમાં પોતાનું રાજ્ય સંપત્તિ બધું હારી ગયા.

"જુગાર રમતાં નળરાજાને દમયંતીનો ઠપકો" :- નળરાજા જુગારમાં બધું હારી ગયા. આ વાતની પ્રજાજનોને ખબર પડતાં ખૂબ દુઃખ થયું. હાહાકાર છવાઈ ગયો પણ કુબેરને ખૂબ આનંદ હતો. આ વાતની દમયંતીને ખબર પડતાં તેને ખૂબ દુઃખ થયું. તેણે કહ્યું-નાથ! આપ તો ભાઈના આનંદ ખાતર જુગાર રમતા હતાં ને આટલું બધું હારી ગયા? આપના જેવા ઉત્તમ પુરૂષો જુગાર રમશે તો બીજાને કોણ છોડાવશે? આપ આટલું બધું હારી ગયા છતાં હજુ શા માટે જુગાર છોડતા નથી? જુગાર છોડી દો. દમયંતીની વાત નળરાજાએ ન માની. વડીલોએ ઘણું સમજાવ્યા પણ ન માન્યાં. કહેવત છે ને કે "વિનાશ કાળે વિપરીત બુદ્ધિ." તે કહેવત પ્રમાણે નળરાજા માન્યા નહિ ને જુગાર રમવાનું ચાલુ રાખ્યું. રમતા રમતા અંતેઉરની બધી રાણીઓ અને દમયંતીને હારી ગયા. પોતાના અંગ ઉપરના આભૂષણો પણ હારી ગયા. માત્ર શરીર ઉપર પહેરેલા કપડા રહ્યા. નળરાજાની સંપત્તિ, અંતેઉર, રાજ્ય બધું જવાથી કુબેરને ખૂબ આનંદ આવ્યો. તેને અભિમાન આવી ગયું. નળરાજા રાજ્યપદથી પદભ્રષ્ટ થયા. એટલે પ્રજા દુઃખી દુઃખી બની ગઈ.

"નળરાજા હારી જતાં કુબેરે કાઢેલા વેણ" :- કુબેરે જાણ્યું કે હવે નળ પાસે કાંઈ રહ્યું નથી એટલે તેણે કહ્યું-તમને પિતાજીએ રાજ્ય આપ્યું હતું પણ તમે જુગારમાં રાજ્ય હારી ગયા છો ને હું જીતી ગયો છું. એટલે સંપૂર્ણ સત્તા મારી છે. માટે તમે મારા રાજ્યની હદ છોડીને ચાલ્યા જાઓ. આ વખતે નળરાજાએ કહ્યું હે કુબેર! તું થોડો ગર્વ કર. નળના વચન સાંભળી કુબેરને ખૂબ ક્રોધ આવ્યો,

એણે નળરાજાના શરીર ઉપર જે વસ્ત્રો હતા તે પણ એક મર્યાદા પૂરતું વસ્ત્ર રાખીને ઉતારી લીધા. નળરાજા ચાલવા લાગ્યા. પ્રજાજનોને નળરાજા ઉપર ખૂબ પ્રેમ હતો. નળરાજાની આ દશા જોઈ પ્રજામાં હાહાકાર મચી ગયો. પ્રજાજનો ચોધારા આંસુએ રડવા લાગ્યા. દમયંતી રાણી પણ નળરાજાની પાછળ જવા માટે તૈયાર થઈ, ત્યારે કુબેરે કહ્યું કે દમયંતી! મેં તને જુગારમાં જીતી લીધી છે. તું એની સાથે નહિ જઈ શકે, ત્યારે પ્રજાજનોએ પડકાર કરીને કહ્યું–આપ મહારાણીને રાજા સાથે જતાં કેમ અટકાવો છો? આ મહારાણી દમયંતી સાચી સિંહણ છે. સિંહણના પતિ બનવું હોય તો સિંહ બનવું પડશે. તમારા જેવો મૃગલો સિંહણનો પતિ બનવાની ઈચ્છા રાખતો હોય તો તમારું મોત થઈ જશે. જો તમારે જીવતા રહેવું હોય તો સતી દમયંતીને પ્રણામ કરો ને તેને રથમાં બેસાડીને નળરાજા સાથે વનમાં મોકલો.

**"નળ અને દમયંતી વનની વાટે જતાં જનતાનો કરૂણ વિલાપ" :–** કુબેરે જાણ્યું કે પ્રજા વિફરી છે. એ મને જીવતો નહિ મૂકે, એટલે તેણે દમયંતીને પ્રણામ કર્યા ને બેસવા માટે રથ આપ્યો. ત્યારે નળરાજાએ કહ્યું કે જેણે મારા અંગ ઉપરથી વસ્ત્રો ઉતારી લીધા છે. તેવા ક્રૂર કુબેરના રથની મારે શી જરૂર છે? નળરાજાએ ના પાડી એટલે રથને પાછો મોકલી દીધો. નળરાજા અને દમયંતી રાણી વનની વાટે જવા રાજમહેલમાંથી નીકળ્યા ત્યારે તેમના નોકર-ચાકર, દાસ-દાસીઓ કરૂણ સ્વરે રડવા લાગ્યા. એના બગીચામાં રમતા હંસલા, મૃગલા, મેના, પોપટ, કબૂતર વિગેરે પક્ષીઓ રડવા લાગ્યા, ત્યારે દમયંતી કહે છે હે નિર્દોષ મૃગલાઓ! નાચતાં મોરલાઓ! ક્રીડા કરતી મેનાઓ! મારા આંગણામાં રમતા કબૂતરો! ઓ મારા પોપટો! વાવડીના હંસલાઓ! મને મારા પતિની સાથે જવાની આજ્ઞા આપો. દમયંતીના આવા કરૂણ શબ્દો સાંભળીને નગરની સ્ત્રીઓનાં હૃદય ભેદાઈ ગયા ને કરૂણ સ્વરે કલ્પાંત કરવા લાગી.

**"પ્રજાનો કુબેર પ્રત્યે તિરસ્કાર" :–** નગરના સ્ત્રીપુરૂષો રડતાં રડતાં કહે છે કે અમારા પવિત્ર મહારાજાની આ દશા કરનાર ક્રૂર વિધાતા! તને ધિક્કાર છે. હે વિધાતા! જો તારે આવું કરવું હતું તો પછી તેં નળરાજાને ભરતાર્ધપતિ બનાવીને શા માટે આવા સુખો આપ્યા? જેમણે કદી ઉગતા કિરણોનો સ્પર્શ કર્યો નથી તેવા કોમળ નળરાજા અને દમયંતી રાણી વનવગડામાં સૂર્યના પ્રચંડ તાપ કેવી રીતે સહન કરશે? રાજા કુબેરને તો હજારો વાર ધિક્કાર છે. આવા પવિત્ર આત્માઓને કષ્ટ આપીને પોતાની સંપત્તિ ક્યાં સુધી સ્થિર રાખી શકવાનો છે? જેમણે કુબેરને પોતાના પુત્રથી અધિક સાચવ્યો છે તે પોતાના માતા–પિતા સમાન ભાઈ ભાભીને જંગલમાં કાઢી મૂકે છે તો તે ક્યાંથી સુખી થવાનો છે? આ પ્રમાણે નગરજનો બોલવા લાગ્યા.

**"નળ અને દમયંતી સાથે પ્રજા" :** નળ અને દમયંતી રાજભવનનો ત્યાગ કરી નગર બહાર આવ્યા. આ વખતે નગરજનો, પ્રધાનો, મંત્રીઓ ને આખા નગ

પ્રજા તેમની સાથે નગર બહાર આવ્યા. નગરજનો કહે છે કે અમારે તમારી સાથે આવવું છે. આ ક્રૂર કુબેરના રાજ્યમાં રહેવું નથી. નળરાજાએ બધાને ખૂબ સમજાવીને કહ્યું તમે બધા પાછા વળો, પણ કોઈ પાછા વળતાં નથી. નાના, મોટા, વૃધ્ધ સ્ત્રી-પુરૂષો ચોધારે આંસુએ રડવાં લાગ્યા. ઝાડ ઉપર પક્ષીઓ પણ રડી ઉઠયા. પશુપક્ષીઓએ ચારો ચરવાનું બંધ કર્યું. છેવટે દુઃખિત દિલે વિદાય લઈ બધાને રડતાં મૂકી નળ રાજા અને દમયંતી ચાલી નીકળ્યા. જયાં સુધી દેખાયા ત્યાં સુધી પ્રજાજનો ઉભા રહ્યા. જયારે તે દેખાતાં બંધ થયા ત્યારે પ્રજાજનો પાછા ફર્યા.

રાજયમાંથી નળરાજા અને દમયંતી રાણી બે જ ગયા હતા પણ આખી નગરી શૂનકાર બની ગઈ. કોઈને ખાવું પીવું, હરવું ફરવું ગમતું નથી. જાણે નગરમાંથી લક્ષ્મીદેવીએ વિદાય ન લીધી હોય તેવું વાતાવરણ છવાઈ ગયું. આ તરફ નળરાજા અને દમયંતી રાણી વનવગડાની વાટે ચાલ્યાં જાય છે. કદી ખુલ્લા પગે ચાલ્યા ન હતાં. તે કોમળ પગમાં કાંટા કાંકરા વાગતાં લોહીની ધાર વહેવા લાગી. સૂર્યના તાપમાં કોમળ કાયા કરમાવા લાગી. નળરાજા થાકી જાય ત્યારે દમયંતી પગ દબાવે છે ને દમયંતી થાકી જાય ત્યારે નળરાજા તેના પગ દબાવે છે. આ રીતે ખૂબ કષ્ટ વેઠે છે, હજુ આગળ કેવા કષ્ટો પડશે તેના ભાવ અવસરે.

આપણે ત્યાં બા. બ્ર. શોભનાબાઈ મહા. ઉપવાસનો સિધ્ધિતપ કરે છે અને બા. બ્ર. હર્ષિદાબાઈ મહા. માસખમણ કરે છે. બંને તપસ્વીઓ આત્મલક્ષે તપ કરી રહ્યા છે. આજે તેમના તપનો છેલ્લો દિવસ છે. આપ સહુ સારી રીતે તપમાં જોડાશો ને તપની અનુમોદના કરશો. વધુ ભાવ અવસરે.



## વ્યાખ્યાન નં. ૫૭

દ્વિ. શ્રાવણ વદ ૭ને રવીવાર "તપનો મહિમા" તા. ૪-૯-૭૧

**બા. બ્ર. શોભનાબાઈ મહા. અને બા. બ્ર. હર્ષિદાબાઈ મહા.ની તપશ્ચર્યાના પારણાના પ્રસંગે બા. બ્ર. પૂ. કાન્તાબાઈ મહાસતીજીએ આપેલું પ્રવચન.**

સ્યાદ્વાદના સર્જક, ભવોભવના ભેદક, ઘનઘાતી કર્મોના ઘાતક, સમતાના સાધક એવા તીર્થંકર ભગવંતોને તથા ડૂબતી નૈયાના નાવિક, અનંત ઉપકારી એવા સદ્ગુરૂદેવોને વંદન નમસ્કાર કરી અનંત ઉપકારી ભગવંતોએ જગતના જીવોના કલ્યાણને માટે અનુપમ માર્ગ બતાવ્યો. તેમાં તપ માર્ગ એ મહાન માર્ગ છે. પુરાણા કર્મોને ખપાવવા માટે તપની જરૂર છે. તપ એ મહાન સંજીવની છે. તપ કરવા માટે પ્રથમ ઈન્દ્રિયો ઉપર વિજય મેળવવો પડશે, કહ્યું છે કે

यदा बिभेति संसारात्, मोक्ष प्राप्ति च कांक्षसि।
तदिन्द्रिय जय कर्तुं, स्फोरय स्फार पौरुषम्॥

જ્યારે જીવ સંસારથી ભય પામે છે અને મોક્ષની ઇચ્છા કરે છે ત્યારે સર્વપ્રથમ ઈન્દ્રિયોનો વિજેતા બને છે. શત્રુ ઉપર વિજય મેળવવો રહેલો છે પણ ઇન્દ્રિયો ઉપર વિજય મેળવવો મુશ્કેલ છે. જો મોક્ષ પ્રાપ્તિની ઈચ્છા હોય તો ઈન્દ્રિયો પર વિજય મેળવો. કર્મની જંજીરોને તોડવા માટે આપણા ભગવાને તેમજ શ્રેણીક રાજાની કાલી-આદિ દશ રાણીઓએ કેવો અઘોર તપ કર્યો હતો! અને ઈન્દ્રિયો ઉપર વિજય પ્રાપ્ત કર્યો હતો, તેમ મારે અને તમારે પણ ઈન્દ્રિયો ઉપર વિજય મેળવવાની જરૂર છે.

આજે આપણા મહાન ભાગ્યોદયે બોરીવલી સંઘના આંગણે તપ મહોત્સવનો અપૂર્વ અવસર આવ્યો છે. દિનપ્રતિદિન અવિરત ધારાથી પૂ. મહાસતીજીના મુખેથી વહેતી પવિત્ર વાણીના અમૃત ઘૂંટડા પી રહ્યા છો. જેના પ્રભાવે બોરીવલી સંઘમાં કદી પણ નહિ થયેલા ચૌદ ચૌદ માસખમણની ઉગ્ર તપશ્ચર્યા થઇ છે. તેના કળશ રૂપે આપણે આંગણે ત્રિપુટી મહાસતીજીઓની તપ સરિતા વહી રહી છે. આજે બા. બ્ર. પૂ. શોભનાબાઈ મહાસતીજીને સિધ્ધિતપની અને બા. બ્ર. પૂ. હર્ષિદાબાઈ મહાસતીજીને માસખમણની ઉગ્ર સાધના પરિપૂર્ણ થઇ છે. હર્ષિદાબાઇ મહા. એ આ અગાઉ પાંચ પાંચ માસખમણ કરેલાં છે. આજે છઠ્ઠું માસ-ખમણ પૂર્ણ થયું છે, અને બા. બ્ર. પૂ. ચંદનબાઇ મહાસતીજીને આજે ૧૭મો ઉપ-વાસ છે. તેમને આગળ વધવાના ભાવ છે. કુમારી બહેન વર્ષાને આજે ૩૧મો ઉપવાસ છે. તેને પણ આગળ વધવાના ભાવ છે, આવા ઉગ્ર તપસ્વીઓને આપણા હજારો ધન્યવાદ છે.

જેને મોક્ષમાં જવાની લગની લાગી છે તે આવી કઠીન સાધના કરી શકે છે. આટલા માટે કહ્યું છે કે "तदिन्द्रिय जयं कर्तुं" ઇન્દ્રિયો ઉપર વિજય પ્રાપ્ત કરો. ઇન્દ્રિયો ઉપર વિજય મેળવવા માટે ભગીરથ પુરૂષાર્થની જરૂર છે. લડુ ભી ખાના ઔર મોક્ષ ભી જાના" તેમ નહિ બની શકે. આપણી વાત તો એવી છે કે લાડવા ખાતાં ખાતાં મોક્ષ મળે તો લેવો છે. તેમ નહિ મળે. મોક્ષ મેળવવા માટે પ્રચંડ પુરુષાર્થ કરવો પડશે. ઉંચા પહાડ ઉપર રહેલા મોટા પથ્થરોને તોડવા માટે દારૂગોળાની જરૂર પડે છે, તેમ કર્મરૂપી પહાડોને ભેદવા માટે તપ ત્યાગ રૂપી દારૂગોળાની જરૂર છે. મોક્ષ મંઝીલે જલ્દી પ્રયાણ કરવા માટે અમારા ત્રણ ત્રણ મહાસતીજી કર્મની ભેખડો તોડવા આવી ઉગ્ર સાધના કરી રહ્યા છે. એ તપસ્વીઓ આથી પણ વધુ ઉગ્ર તપની સાધના કરી, કર્મના કચરા બાળી, આત્માને વધુ તેજસ્વી બનાવે, આવી સાધના કરવાનું બળ તેમને મળે તેવી શાસનદેવને પ્રાર્થના. વિશેષ ભાવ પૂ. મહાસતીજી ફરમાવશે.

**"બન્ને મહાસતીજીના તપમહોત્સવ પ્રસંગે બા. બ્ર. પૂ. વસુમતિબાઈ મહાસતીજીનું પ્રવચન"**

સુજ્ઞ બંધુઓ માતાઓ ને બહેનો! આજે પૂ. મહાસતીજીએ મને બોલવા માટે આજ્ઞા કરી છે તેથી બે શબ્દો બોલું છું.

શાંતિના શિવાલયમાં સુખનો શંખનાદ વગાડનાર, કલ્યાણની કેડી બનાવનાર, સર્વજ્ઞ ભગવંતોને અને પરમ ઉપકારી ગુરૂ ભગવંતોને વંદન કરીને વીતરાગ પ્રભુએ પડકાર કરીને કહ્યું કે હે જીવો! તમને સાચો માર્ગ મળ્યો પણ માર્ગી ન બન્યા, જૈનદર્શન મળ્યું પણ દર્શની ન બન્યા, પંથ મળ્યો છતાં પથિક ન બન્યા. જો જીવને સાચો માર્ગી, દર્શની અને પથિક બનવું હોય તો ભગવાને બતાવેલા જ્ઞાન, દર્શન ચારિત્ર, તપની આરાધના કરવી જોઈશે. જૈનદર્શનમાં તપને ખૂબ મહત્વ આપ્યું છે. આજે દરેક વસ્તુની શુદ્ધિ માટે કોઈ પણ સાધન વપરાય છે, તેમ આત્માની શુદ્ધિ માટે તપની જરૂર છે. અજ્ઞાની જીવો હરવા ફરવામાં, ખાવા પીવામાં ને ભોગવિલાસમાં રચ્યાપચ્યા રહે છે. એવા આત્માને વિષય–કષાયના આવેશથી ઈન્દ્રિય અને મનને કાબૂમાં લેવું એ કામ તપનું છે. એટલા માટે જ્ઞાનીઓ કહે છે કે "इच्छानिरोधस्तपः" ઇન્દ્રિઓની ઈચ્છાઓને (આશાઓને) રોકવી, વિષયના આવેશોને અટકાવવા એ જ સાચો તપ છે, અને આવી સમજણ સાથે ત્યાગભાવના કેળવવી એ તપ કર્મોનો ક્ષય કરવા માટે થાય છે, બાકી

विषय कसायाहारस्त्यागो यत्र विधीयते ।
उपवासः सविज्ञेयः शेषं लङ्घनकं विदु ः ॥

જેમાં તપ કરવા છતાં વિષય વૃત્તિઓનું ખેંચાણ, કષાયનો આવેશ અને આહારાદિ ઇન્દ્રિયની લોલુપતા હોય ત્યાં જૈનશાસન એને તપ રૂપ નહિ પણ લાંઘણ રૂપ કહે છે. અર્થાત્ તપ દ્વારા ઇન્દ્રિય અને મનની ઇચ્છાઓ પર કાબૂ મૂકાય છે. જેમ પાણીથી શરીરની મલીનતા દૂર થાય છે, ઔષધથી પેટની મળશુદ્ધિ અને સાબુથી વસ્ત્રની શુદ્ધિ થાય છે, તથા પ્રકાશથી અંધકાર દૂર થાય છે તેમ તપથી દુષ્કર્મ રૂપી મળની શુદ્ધિ થાય છે. તપ એ કર્મના વાદળાને વિખેરી નાંખનાર વંટોળ છે, અને સંસારની અંધારી ખીણમાંથી સિધ્ધશીલાની જ્યોતિંમય ભૂમિકા પર પહોંચાડનાર પગદંડી છે. સિધ્ધાંતમાં જુઓ, મહાન પુરૂષોએ કેવા તપ કર્યા છે! અનુત્તરોવવાઈ સૂત્રમાં ધન્નાઅણગાર, જાલીઅણગાર, વિગેરે અણગારોએ કેવા અઘોર તપ કર્યા છે! તપ કરીને શરીર સુકકે ભૂક્કે કરી નાંખ્યા છે. એવા સંતોના તપની વાત વાંચતા એમ થાય કે કેવા એ મહાન સંતો હશે! સિધ્ધાંતમાં દરેક ઠેકાણે લખ્યું છે કે ભગવાનના સંતો કેવી રીતે વિચરતા હતા! "संजमेण तवसा अप्पाणं भावेमाणे विहरइ।" તેઓ સંયમ અને તપથી આત્માને ભાવિત કરતા વિચરતા હતા.

આજે બોરીવલી સંઘના આંગણે પણ આવી ઉગ્ર તપ સાધનાનો મહોત્સવ ચાલી રહ્યો છે. જે તપસ્વીઓ તપસાધના કરવા તૈયાર થયા હતા તેમની સાધના નિર્વિંઘ્ન-પણે પરિપૂર્ણ થઇ છે. આજે તેમનો પારણાનો દિવસ છે. બા. બ્ર. પૂ. શોભનાબાઇ મહાસતીજીને સિધ્ધિતપ છે. બા. બ્ર. પૂ. હર્ષિદાબાઈ મહાસતીજીને માસખમણ છે. હર્ષિદાબાઇએ ૧-૨-૩ નહિ પણ પાંચ માસખમણ અગાઉ કરેલાં છે. આજે છઠ્ઠું માસખમણ પૂર્ણ થયું છે ને ત્રીજા બા. બ્ર. ચંદનબાઇ મહાસતીજીને આજે ૧૭ મો ઉપવાસ છે ને માસખમણના ભાવ છે. બોરીવલીમાં ચૌદ ચૌદ માસખમણ અને બીજી ઘણી તપશ્ચર્યાઓ થઇ. બ્રહ્મચર્ય મહોત્સવ ઉજવાયા અને હજુ પણ તપ ત્યાગના માંડવડા રોપાયેલા છે. તે પૂ. મહાસતીજીની વાણીનો પ્રભાવ છે. જે સંઘમાં આવા પ્રભાવશાળી ગુરૂણીનું ચાતુર્માસ હોય ને વીતરાગ વાણી ગાજતી હોય ને તપ ત્યાગથી સંઘ ગાજી રહ્યો હોય તે સંઘ પણ મહાભાગ્યશાળી છે. પૂ. મહાસતીજીની વાણીમાં એવું ઓજસ ને તેજસ ભર્યું છે કે તે સાંભળનાર કદાચ ભલે ત્યાગી ન બની શકે પણ સંસાર છોડવા જેવો છે એટલું તો જરૂર દિલમાં ઠસે છે. ટૂંકમાં ત્રણે તપસ્વીઓ તપ દ્વારા મહાન કર્મોની નિર્જરા કરી રહ્યા છે તેમને મારા કોટી કોટી ધન્યવાદ છે. તપસ્વીના ગુણ ગાવા, તેમનું બહુમાન કરવું તેમાં પણ મહાન લાભ છે. ત્રણે તપસ્વીઓ આવી મહાન સાધનામાં દિન પ્રતિદિન ખૂબ વૃધ્ધિ કરે અને કર્મની જંજીરો તોડી આત્મકલ્યાણ કરે એ જ અભ્યર્થના. વિશેષ પૂ. મહાસતીજી ફરમાવશે,

**"મહાન વિદુષી બા. બ્ર. પૂ. શારદાબાઇ મહાસતીજીનું મંગલ પ્રવચન:**
સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! આજે બોરીવલી સંઘના આંગણે ત્યાગી સંતોના તપનું બહુમાન કરવાનો મંગલમય પ્રસંગ છે. આજે આ પ્રસંગને અનુલક્ષીને મુંબઈ આદિ ઘણાં સંઘના શ્રાવકો બોરીવલી સંઘના આંગણે આવ્યા છે. દરેકના મુખ ઉપર અનેરો આનંદ છે. આ આનંદ શેનો છે? તપસ્વીઓનાં દર્શન અને તપસ્વીઓનું બહુમાન કરવાનો આનંદ છે. આપણે તપ કરી શકીએ નહિ પણ તપસ્વીઓના ગુણગાન ગાવા, તપસ્વીઓનું બહુમાન કરવું અને તપસ્વીઓની સેવા કરવી તેમાં પણ જીવ કર્મો ખપાવે છે. કરવું, કરાવવું ને કરનારની અનુમોદના કરવી તે મહાન લાભનું કારણ છે. તપસ્વી તપ કરીને કર્મો ખપાવે છે તો આપણે તેમના તપની અનુમોદના તો કરીએ. અનુમોદના કરવાથી પણ કર્મો ખપે છે.

તપ એ એક આત્મા ઉપર લાગેલાં કર્મોને બાળવા માટે અગ્નિ સમાન છે. તપ એટલે શું? તપ કોને કહેવાય? इन्द्रिय मनसो नियमानुष्ठाम तपः॥ પાંચ ઇન્દ્રિઓ અને છઠ્ઠા મનને વશ કરવું અથવા ઇચ્છાઓને રોકવી તે તપ છે. આવો તપ કરવાથી કર્મોનો ક્ષય થાય છે ને આત્મા વિશુધ્ધ બને છે. અનંતકાળથી ભવમાં ભમતાં આપણાં આત્માએ ઘણાં કર્મોનાં થોક એટલાં કર્યા છે. તેને બાળવા માટે તપની અવશ્ય

ઉત્તરાધ્યયન સૂત્રમાં ભગવંત કહે છે કે "भव कोडी सचियं कम्म तवसा निज्जरिज्जइ।" ક્રોડો ભવના સંચિત કરેલાં કર્મો તપથી જીર્ણ થઈને ખરી જાય છે. સોનાને અગ્નિમાં તપાવવાથી સોનું વિશુધ્ધ બને છે. જેમ મશીનરીને સાફ કરવા માટે પેટ્રોલ, પાણીને શુદ્ધ કરવા ફટકડી, મેલા કપડાને સાફ કરવા માટે સાબુ, સોડા અને પાણીની જરૂર પડે છે તેમ આત્માને શુદ્ધ કરવા માટે તપની જરૂર છે.

આપણા પરમપિતા, શાસનપતિ, મહાવીર પ્રભુ ૨૮ વર્ષની ભર યુવાન વયે દીક્ષા લેવા તૈયાર થયા પણ મોટાભાઈને ખૂબ આઘાત લાગતો હતો. તેથી બે વર્ષ વધુ સંસારમાં રોકાયા. ભગવાને જ્ઞાનથી જાણ્યું હતું કે મારું આયુષ્ય કેટલું છે તેથી રોકાયા બાકી રોકાત નહિ. એ બે વર્ષ સાધુની માફક રહ્યા. છેવટે ત્રીસ વર્ષે દીક્ષા લીધી. પછી કર્મોની સામે કેશરિયા કરવા ઉગ્ર તપની સાધના કરી. ભગવંત કહે છે કે

जो सहस्सं सहस्साणं, संगामे दुज्जए जिए।
एगं जिणेज्ज अप्पाणं, एस से परमो जओ॥ ઉત્ત. અ. ૯ ગાથા ૩૪

જે મનુષ્ય દુર્જય એવા સંગ્રામમાં પોતાના ભુજાબળથી દશ લાખ શૂરવીર સૈનિકોને જીતી લે પણ જો તે પોતાના આત્માને જીતી શકતો નથી તો તે સાચો વિજેતા નથી. આત્માને જીતનારો સાચો વિજેતા છે. ભગવાને સર્વ પ્રથમ પાંચ ઇન્દ્રિયો અને મનને જીતીને વિજય મેળવ્યો ને કર્મશત્રુને હઠાવવા માટે ઉગ્ર તપ કરવા લાગ્યા. એ તપનું વર્ણન સાંભળીને આપણું કાળજુ કંપી જાય છે. છ માસી તપ, પાંચ માસને પચ્ચીસ દિવસનો તપ, ચારમાસી અને બબ્બે માસી તપ આવો તપ, ક્યારે કરી શકાય? આ દેહનો રાગ છૂટે ત્યારે. તપ કરવો તે સામાન્ય કામ નથી. આજે માનવી બધામાં વાદ કરી શકે છે પણ તપ કરવામાં વાદ કરી શકતો નથી. પૂર્વભવમાં સાધના કરી હોય ત્યારે આવો તપ થાય છે. ભગવાને આવા ઉગ્ર તપની સાધના કરી છે ને આપણને કરવાનો સંદેશો આપીને ગયા છે.

બંધુઓ! તપ શા માટે છે? તે સમજાય તો આરાધના કરવાનું જરૂર મન થશે. જેમ ખેડૂતોને ખેતરમાં વાડ નાંખતા જોયા છે ને? વાડ શા માટે કરે છે? પશુપંખી અનાજને વેડફી ન નાંખે તે માટે ને? તે પ્રમાણે આત્માના રક્ષણ માટે વાડની જરૂર છે. દશવૈકાલિક સૂત્રના પ્રથમ અધ્યયનની પ્રથમ ગાથામાં અહિંસાને પાળવા માટે સંયમરૂપી વાડની જરૂર બતાવી છે. સંયમ વિના અહિંસા પાળી શકાતી નથી. એટલે પહેલા અહિંસા મૂકી પછી સંયમ મૂકયો ને પછી તપ મૂકયો. એટલે બીજી રીતે કહીએ તો તપ રૂપી તિજોરીના સંયમ રૂપી ગુપ્તખાનામાં અહિંસારૂપી રત્ન રહેલું છે. ભીંતને ચમકતી કરવા માટે જેમ પોલિસની જરૂર છે તે પ્રમાણે આત્માની સમૃદ્ધિ માટે તપ રૂપી પોલિસની જરૂર છે. કપડાને સ્વચ્છ કરવા માટે ધોકા મરાય છે તે રીતે આત્મા રૂપી કપડામાં મેલ ભરાયો હોય તો તપ રૂપી ધોકા મારવાની

જરૂર છે. તપની તાકાત ઘણી અજબ ગજબની છે. તપ એ માંગલિક વસ્તુ છે. તપ કર્યા વિના શરીરને ભોગવવું એ મૂડીને સાફ કરવા જેવું છે, અને તપ દ્વારા શરીરનો ઉપયોગ કરવો એ મૂડીને તિજોરીમાં મૂકવા જેવું છે. ગામનું રક્ષણ કરવા માટે જેમ કિલ્લાની જરૂર છે તેમ આત્માનું રક્ષણ કરવા માટે તપ રૂપી કિલ્લાની જરૂર છે.

બાયોકેમિકની બાર દવાઓ ગમે તેવા રોગોનો નાશ કરે છે તેમ જૈનશાસનના બાર પ્રકારના તપો આત્માના ગમે તેવા રોગોનો નાશ કરે છે. તેમજ શરીરના રોગોનો પણ નાશ કરે છે. તપથી લબ્ધિ પ્રગટ થાય છે. તપ કરવાથી કષ્ટ સહન કરવાનો અભ્યાસ પડે છે તેથી દુઃખમાં સમાધિ રહે છે. મળેલી સામગ્રીને છોડયા વગર તપ થતો નથી. એટલે તપ એ સુખની સામગ્રીને છોડવાનું શીખવાડે છે. તપ એ જીવનનો ઉત્થાનનો સર્વોપરી માર્ગ અથવા સર્વોપરી સાધન છે. તપ કરવાથી આત્મા સર્વોચ્ચપદ તીર્થંકર નામકર્મ બાંધી શકે છે. ભગવાન મહાવીરે નંદરાજાના ભવમાં દીક્ષા લઈને ૧૧ લાખ ને ૮૧ હજાર માસખમણ કર્યા ને તીર્થંકર નામકર્મ ઉપાર્જન કર્યું. ભગવાને મોક્ષ પ્રાપ્તિના સાધનમાં સમ્યક્દર્શન, સમ્યક્જ્ઞાન, સમ્યક્ચારિત્ર અને સમ્યક્તપને માન્યા છે. તથા બીજા પ્રકારથી મોક્ષ સાધનામાં દાન, શીયળ, તપ અને ભાવને પણ ઘણું મહત્વ આપ્યું છે. આ બન્ને સાધનોમાં તપનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તેથી તપનું સ્થાન અનિવાર્ય છે. તપથી પૂર્વે કરેલા કર્મોની નિર્જરા થાય છે. આચાર્ય હેમચન્દ્રે પણ કહ્યું છે કે

"सदोष मपि दीप्तेन, सुवर्णं वह्निना यथा।
तपोऽग्निना तप्यमानस्तथा जीवो विशुध्यति ॥"

જેવી રીતે માટીથી લેપાયેલું સોનું અગ્નિમાં તપીને શુદ્ધ બને છે તેવી રીતે તપ રૂપી અગ્નિમાં તપીને આત્મા શુદ્ધ અને પવિત્ર બને છે.

તપ એ આત્માની બ્રેક છે. મોટર ખૂબ સ્પીડમાં ચાલતી હોય, સુંદર હોય પણ તેને બ્રેક ન હોય તો કયારેક એકસીડન્ટ સર્જી દે છે. હોડી કે સ્ટીમરની અંદર ગમે તેવી એશ આરામની સામગ્રીઓ હોય, રેડિયો, પંખો, એરકંડીશન, બધું હોય પણ હોડીમાં છિદ્ર હોય તો એ હોડી ડૂબાડે છે, તેમ જીવન એ હોડી છે. સંસાર ભયંકર સાગર છે. તપ દ્વારા જીવન રૂપ હોડીના છિદ્રને વેલ્ડીંગ કરાય તો સંસાર સાગરને સારી રીતે તરી શકાય. ભગવાને રસેન્દ્રિય ઉપર કાબૂ મેળવવા માટે તપ કહ્યો છે. તે અનેક રીતે જીવને લાભ કરે છે. બધી સંજ્ઞાનું મૂળ આહાર સંજ્ઞા છે. જ્યારે તપ એ આહાર સંજ્ઞાને દૂર કરવા માટેનું પ્રબળતમ સાધન છે. જે આત્માને સમજાઈ જાય છે તે આહાર સંજ્ઞા આદિ ચારે સંજ્ઞાઓને તોડવાનો પુરૂષાર્થ કરે છે.

ભવરોગને નાબૂદ કરવા માટે તપ અને સંયમ એ અકસીર ટેબ્લેટ છે.

જૈનશાસ્ત્રમાં અનેક દાખલા છે. સનતકુમાર ચક્રવર્તીના શરીરમાં મોટા સોળ મહારોગો ઉત્પન્ન થયા ત્યારે તેમણે સંયમ અંગીકાર કરીને માસખમણને પારણે માસખમણ એવા ઉગ્ર તપ કર્યા. તેના પરિણામે એવી લબ્ધિ અને શક્તિ પ્રગટ થઈ કે પોતાનું થુંક લગાડે તો તરત રોગ મટી જાય, પણ એ મહાનપુરૂષે લબ્ધિનો ઉપયોગ ન કર્યો. દર્દોને સમભાવે સહન કર્યા ને તપ દ્વારા આત્મિક રોગ મટાડી દીધો. જ્ઞાની કહે છે હે ચેતન! તારા આત્મા ઉપર ચોંટેલી કર્મની કાલીમાને દૂર કરવી હોય તો જીવનને તપરૂપી અગ્નિની ભઠ્ઠીમાં મૂકી દે તો આત્માની ઉજ્જવળતા ખીલી ઉઠશે. અનુત્તરોવવાઇ સૂત્રમાં મહાન ઉગ્ર તપસ્વી ધન્ના અણગારનું વર્ણન આવે છે. તેમણે દીક્ષા લઈને મહાન ઉગ્ર તપશ્ચર્યા કરી અને ભગવાનના ચૌદહજાર સંતોમાં તપશ્ચર્યામાં તેઓ મોખરે રહ્યા, તેમ તમે પણ તપમાં જોડાવ ને ભવસાગર તરી જાવ.

અમે રોજ તમારી પાસે તપશ્ચર્યાની બંસરી બજાવીએ છીએ. તપ એ આત્માના કલ્યાણ માટે કરવાનો છે. અહીં ત્રણ મહાસતીજીઓને તપશ્ચર્યા ચાલે છે. તે શા માટે તપ કરે છે? એમણે સંસારનો ત્યાગ કરી સંયમ અંગીકાર કર્યો છે. સાવદ્યપાપનો ત્યાગ કર્યો છે. આવતા કર્મોને સંવર દ્વારા રોકી દીધા છે, પણ આત્મા ઉપર જે અનાદિ કાળનાં કર્મોનો મેલ ચોંટી ગયો છે એને સાફ કરવા માટે તેઓ તપ કરે છે. જૈન દર્શનમાં તપનું સ્થાન અતિ મહત્વનું છે. તપશ્ચર્યા કરવાથી અહિંસાનું પણ પાલન થાય છે. જેટલા દિવસ મનુષ્ય ઉપવાસ કરે છે તેટલા દિવસ તેના નિમિત્તે એકેન્દ્રિય જીવોનું છેદન ભેદન થતું અટકી જાય છે. ઈન્દ્રિયોના ઘોડા બેફામ બનીને વિષયો તરફ દોડે છે તે પણ તપશ્ચર્યા કરવાથી બંધ થઈ જાય છે. ઇન્દ્રિયો વિષય તરફ જતી નથી. તપ કર્યો હશે તો રેડિયો સાંભળવો કે નાટક પિક્ચર જોવા ગમશે નહિ. તપ હશે તેટલા દિવસ આહાર બંધ થશે તેની સાથે નિહાર પણ બંધ થઈ જશે. તેથી અનેક સમુચ્છિંમ જીવોની વિરાધના થતી અટકી જશે. જો જીવને શ્રધ્ધા હોય તો ભયંકર રોગો પણ તપથી નાબૂદ થઈ જાય છે.

સિધ્ધાંતમાં કંઈક જગ્યાએ વાતો આવે છે કે આત્માર્થી જીવોએ દીક્ષા લઈને જાવજીવ સુધી છઠ્ઠના પારણે છઠ્ઠ કરવા, આયંબીલ તપ કરવો અને માસખમણને પારણે માસખમણ કરવા. એવા કડક નિયમ લીધા હતા. એ આત્માઓ જાવજીવ સુધી ઉગ્ર તપ કરી સાધના સાધી ગયા. આજે આપણે તો જીવનમાં એક અઠ્ઠાઈ, સોળભથ્થુ કે માસખમણ કરતા કેટલો વિચાર કરવો પડે છે! ક્રોડો ભવનાં સંચિત કરેલાં કર્મોને નાબૂદ કરનાર અકસીર દવા તપ છે. આજે તમે અને હું ન કરી શકીએ તો તે આપણી નબળાઈ છે, પણ ખરેખર જે આવો ઉગ્ર તપ કરી રહ્યાં છે તે ધન્યવાદને પાત્ર છે. ગૌતમ સ્વામીએ ભગવંતને પ્રશ્ન કર્યો કે હે પ્રભુ! એક ઉપવાસ કરવાથી જીવને શું લાભ થાય? ત્યારે ભગવંતે કહ્યું હે ગૌતમ! એક ઉપવાસ કરે તો એક હજાર વર્ષના નારકીના પાપનો નાશ

થાય છે. અઠ્ઠમ કરે તો ક્રોડ વર્ષના અને ચાર તથા પાંચ ઉપવાસ કરે તો ક્રોડાનક્રોડ વર્ષના નારકીના પાપનો નાશ થાય છે. તે સિવાય બીજી રીતે વિચારીએ તો પણ તપમાં કેટલો લાભ થાય છે! એક ઉપવાસ કરે તો એકજ ઉપવાસનો લાભ થાય છે. એકી સાથે બે ઉપવાસના પ્રત્યાખ્યાન લે તો પાંચ ઉપવાસનો નફો, એકી સાથે અઠ્ઠમના પચ્ચખાણ કરે તો ૨૫ ઉપવાસનો, ચાર ઉપવાસના પ્રત્યાખ્યાન લે તો ૧૨૫ ઉપવાસનો, પાંચ કરે તો ૬૨૫ ઉપવાસનો લાભ થાય છે. એવી રીતે એક એક ઉપવાસમાં આગળ વધતાં પાંચ પાંચ ગણો નફો થાય છે. તમને બધાને નફાનો વહેપાર ગમે છે. ખોટનો ધંધો ગમતો નથી. તો આ તપમાં મહાન લાભ રહેલો છે. અત્યારે કંઇક આત્માઓ એકી સાથે અઠ્ઠાઇના પ્રત્યાખ્યાન લઈ લે છે.

બંધુઓ! તપમાં તો કેટલી શક્તિ છે! દ્વીપાયન ઋષિએ ક્રોધમાં આવીને દ્વારકા નગરીનો નાશ કરવાનું નિયાણું કર્યું હતું. તે મરીને દેવ થયો અને દ્વારકાનો નાશ કરવા માટે ઝઝૂમીને રહ્યો હતો પણ જ્યાં સુધી દ્વારકા નગરીમાં તપ સાધના ચાલી અને ઓછામાં ઓછું એક પણ તપ રહ્યું ત્યાં સુધી દ્વારકાને પ્રજ્વલિત કરી ન શકયો. બાર બાર વર્ષો વીતતાં એક દિવસ એવો ગોઝારો આવી ગયો કે તે દિવસે દ્વારકામાં કોઈ પણ પ્રકારનું તપ ન હતું, તેથી આંખના પલકારામાં દેવે દ્વારકાને ભડકે બળતી કરી મૂકી. (અહીં પૂ. મહાસતીજીએ દ્વીપાયન ઋષિએ કેવી રીતે નિયાણું કર્યું, દ્વારકા કેવી રીતે નાશ કરી અને દ્વારકાની પરિસ્થિતિ કેવી સર્જાણી તે બધી વાત કરૂણરસથી પોણા કલાક સુધી રજુ કરી હતી. જે સાંભળતા દરેક શ્રોતાઓની આંખો અશ્રુભીની બની હતી, અને છેવટમાં પૂ. મહાસતીજીએ એ ટકોર કરી હતી કે તપમાં કેવી શક્તિ છે. જ્યાં સુધી દ્વારકામાં તપ રહ્યો ત્યાં સુધી કોપાયમાન થયેલા દેવનું પણ કંઇ ચાલી શકયું નહિ. માટે દરેક ઘરમાં અવશ્ય થોડો પણ તપ હોવો જોઈએ. તપ વગર પુરાણા કર્મોનો નાશ થતો નથી. એ રીતે તપનું સુંદર મહાત્મ્ય સમજાવ્યું હતું. તેમજ આજના પ્રસંગે બા. બ્ર. શોભનાબાઇ મહા. ઉપવાસનો સિધ્ધિતપ, અને બા. બ્ર. હર્ષિદાબાઇ મહા. માસખમણ જેવી ઉગ્ર સાધના કરી રહ્યા છે ને બા. બ્ર. ચંદનબાઇ મહા. માસખમણના ભાવથી આગળ વધી રહ્યા છે. તે ત્રણે મહાસતીજીને આશીર્વાદ આપતાં ફરમાવ્યું હતું કે આપ તપમાં ખૂબ આગળ વધો, જ્ઞાન, ધ્યાન, ચારિત્ર સહિત તપની સાધના કરી કર્મની નિર્જરા કરો ને તમારી આત્મસાધનામાં સ્થિર બનો.) ૐ શાંતિ.

હવે થોડીવાર પાંડવ ચરિત્ર કહું છું.

ચરિત્ર :— નળરાજા અને દમયંતી રાણી વનવગડાની વિષમ વાટે ચાલ્યા જાય છે. ક્યારેક દમયંતી ખૂબ થાકી જાય અને તરસથી આકુળ વ્યાકુળ થતી ત્યારે નળરાજા તેને કોઇ વૃક્ષ નીચે બેસાડી દૂર દૂર પાણી લેવા માટે જતા ને પાંદડાનો પડો બનાવી તેને માટે પાણી લઈ આવતાં. પાણી પીને થાક ઉતારી આગળ ચાલતાં અને રાત પડતાં

કોઈ વૃક્ષ નીચે અગર લત્તામંડપમાં રાત પસાર કરતા.

આમ કરતાં એક દિવસ ગાઢ જંગલમાં નળ દમયંતીએ પ્રવેશ કર્યો. ચાલતાં એક નદી આવી. તેના શીતળ પાણીથી હાથ-પગ ધોઈ થોડા વનફળ ખાઈ પાણી પીધું. થોડે આગળ ચાલ્યા ત્યાં સૂર્યાસ્ત થવા આવ્યો. એટલે એક સુંદર લત્તામંડપમાં આસોપાલવના પાંદડાની પથારી કરી. દમયંતીને પાંદડા વાગે નહિ તે માટે નળરાજાએ પોતાનું વસ્ત્ર પાંદડા ઉપર પાથરી દીધું, અને નવકારમંત્રનું સ્મરણ કરીને બંને સૂઈ ગયા. આટલા દુઃખમાં પણ તેઓ ધર્મને ચૂકતાં નથી. બંને નિદ્રાધીન થઈ ગયા, પણ મોડી રાત્રે સિંહની ગર્જના સાંભળી નળરાજા જાગી ગયા. ભલભલા માનવીનું હૃદય ચીરાઈ જાય તેવું ગાઢ જંગલ હતું. નળરાજાના મનમાં વિચાર થયો કે મારે તો હજુ ઘણે દૂર જવું છે. સમુદ્રને પાર કરનારો હજુ એક બિન્દુ જેટલાં પાણીને પાર કરી શકયો છે. દમયંતી થાકી જાય છે એટલે હું ધાર્યો પંથ કાપી શકતો નથી. એ મને સ્વતંત્રપણે ચાલવામાં બાધક બને છે. તો હું તેને અહીં મૂકીને ચાલ્યો જાઉં.

**"કુસંરાજાએ નળરાજાની મતિ બદલાવી"** :- બંધુઓ! હવે દમયંતીના પાપ કર્મનો ઉદય થવાનો છે તેથી નળરાજાને આવો વિચાર આવ્યો. તે તરત બેઠા થયાં ને દમયંતીના માથા નીચેથી સાચવીને પોતાનો હાથ કાઢી લીધો, અને ધીમે ધીમે નળરાજા બોલવા લાગ્યા કે હે પ્રિયા! તું જેના વિશ્વાસે શાંતિથી ઉંઘે છે તે તને ગાઢ જંગલમાં એકલી મૂકીને ચાલ્યો જાય છે. તેનો તું વિશ્વાસ કરીશ નહિ, અને તારા પાપી પતિનો સ્પર્શ પણ તું કરીશ નહિ. એનો સ્પર્શ કરવાથી તને પાપ લાગશે. તેં મને કલ્પવૃક્ષ માનીને મારો હાથ પકડયો છે પણ હું તો વિષવૃક્ષ જેવો છું. માટે તું મારો હાથ અને મારો સાથ છોડી દે. કયાં તું હંસલી જેવી અને કયાં હું કાગડા જેવો! વિધાતાને પણ ધિક્કાર છે કે હંસલીને કાગડાનો સબંધ જોડી આપ્યો. આમ નળરાજાએ પોતાની જાતને હીન બતાવતાં પોતાનું અડધું વસ્ત્ર ફાડી નાંખ્યું, અને ફરીથી નળરાજા બોલ્યાં કે હે દમયંતી! તેં મને જુગાર રમતા અટકાવવા ઘણું સમજાવ્યો પણ હું માન્યો નહિ ત્યારે હારી ગયો, અને આ જંગલમાં આવવાનો વખત આવ્યો. મેં તારો ભયંકર અપરાધ કર્યો છે છતાં તેં મને છોડયો નથી. મારા દુઃખમાં ભાગીદાર બનવા મારી સાથે આવી છે. છતાં આ તારો પાપી પતિ વગર અપરાધે તને ગાઢ જંગલમાં નિરાધાર છોડીને જાય છે તો મારી ભૂલને માફ કરજે.

**"દમયંતીને છોડી જતાં નળનો વિલાપ"** :- હે સતી! તને છોડીને જવામાં તારો કોઈ અપરાધ નથી. તું પવિત્ર સતી છે પણ મારા પાપ કર્મો ભોગવતાં તને દુઃખી કરવા હું રાજી નથી તેથી તને છોડીને જાઉં છું. તું સાચી સતી છે માટે તને કોઈ ઉપદ્રવ નડશે નહિ. તું તારા પિયર અગર સાસરે તારી જ્યાં ઈચ્છા હોય ત્યાં ચાલી જજે. આટલું બોલતાં નળરાજાનું હૈયું ભરાઈ આવ્યું, અને તેમણે છરી વડે પોતાની આંગળી

થાય છે. અઠ્ઠમ કરે તો ક્રોડ વર્ષના અને ચાર તથા પાંચ ઉપવાસ કરે તો ક્રોડાનક્રોડ વર્ષના નારકીના પાપનો નાશ થાય છે. તે સિવાય બીજી રીતે વિચારીએ તો પણ તપમાં કેટલો લાભ થાય છે! એક ઉપવાસ કરે તો એકજ ઉપવાસનો લાભ થાય છે. એકી સાથે બે ઉપવાસના પ્રત્યાખ્યાન લે તો પાંચ ઉપવાસનો નફો, એકી સાથે અઠ્ઠમના પચ્ચખાણ કરે તો ૨૫ ઉપવાસનો, ચાર ઉપવાસના પ્રત્યાખ્યાન લે તો ૧૨૫ ઉપવાસનો, પાંચ કરે તો ૬૨૫ ઉપવાસનો લાભ થાય છે. એવી રીતે એક એક ઉપવાસમાં આગળ વધતાં પાંચ પાંચ ગણો નફો થાય છે. તમને બધાને નફાનો વહેપાર ગમે છે. ખોટનો ધંધો ગમતો નથી. તો આ તપમાં મહાન લાભ રહેલો છે. અત્યારે કંઇક આત્માઓ એકી સાથે અઠ્ઠાઇના પ્રત્યાખ્યાન લઈ લે છે.

બંધુઓ! તપમાં તો કેટલી શક્તિ છે! દ્વીપાયન ઋષિએ ક્રોધમાં આવીને દ્વારકા નગરીનો નાશ કરવાનું નિયાણું કર્યું હતું. તે મરીને દેવ થયો અને દ્વારકાનો નાશ કરવા માટે ઝઝૂમીને રહ્યો હતો પણ જ્યાં સુધી દ્વારકા નગરીમાં તપ સાધના ચાલી અને ઓછામાં ઓછું એક પણ તપ રહ્યું ત્યાં સુધી દ્વારકાને પ્રજ્વલિત કરી ન શક્યો. બાર બાર વર્ષો વીતતાં એક દિવસ એવો ગોઝારો આવી ગયો કે તે દિવસે દ્વારકામાં કોઈ પણ પ્રકારનું તપ ન હતું, તેથી આંખના પલકારામાં દેવે દ્વારકાને ભડકે બળતી કરી મૂકી. (અહીં પૂ. મહાસતીજીએ દ્વીપાયન ઋષિએ કેવી રીતે નિયાણું કર્યું, દ્વારકા કેવી રીતે નાશ કરી અને દ્વારકાની પરિસ્થિતિ કેવી સર્જાણી તે બધી વાત કરૂણરસથી પોણા કલાક સુધી રજુ કરી હતી. જે સાંભળતા દરેક શ્રોતાઓની આંખો અશ્રુભીની બની હતી, અને છેવટમાં પૂ મહાસતીજીએ એ ટકોર કરી હતી કે તપમાં કેવી શક્તિ છે. જ્યાં સુધી દ્વારકામાં તપ રહ્યો ત્યાં સુધી કોપાયમાન થયેલા દેવનું પણ કંઇ ચાલી શક્યું નહિ. માટે દરેક ઘરમાં અવશ્ય થોડો પણ તપ હોવો જોઈએ. તપ વગર પુરાણા કર્મોનો નાશ થતો નથી. એ રીતે તપનું સુંદર મહાત્મ્ય સમજાવ્યું હતું. તેમજ આજના પ્રસંગે બા. બ્ર. શોભનાબાઇ મહા. ઉપવાસનો સિધ્ધિતપ, અને બા. બ્ર. હર્ષિદાબાઇ મહા. માસખમણ જેવી ઉગ્ર સાધના કરી રહ્યા છે ને બા. બ્ર. ચંદનબાઇ મહા. માસખમણના ભાવથી આગળ વધી રહ્યા છે. તે ત્રણે મહાસતીજીને આશીર્વાદ આપતાં ફરમાવ્યું હતું કે આપ તપમાં ખૂબ આગળ વધો, જ્ઞાન, ધ્યાન, ચારિત્ર સહિત તપની સાધના કરી કર્મની નિર્જરા કરો ને તમારી આત્મસાધનામાં સ્થિર બનો.) ૐ શાંતિ.

હવે થોડીવાર પાંડવ ચરિત્ર કહું છું.

ચરિત્ર :– નળરાજા અને દમયંતી રાણી વનવગડાની વિષમ વાટે ચાલ્યા જાય છે. ક્યારેક દમયંતી ખૂબ થાકી જાય અને તરસથી આકુળ વ્યાકુળ થતી ત્યારે નળરાજા તેને કોઇ વૃક્ષ નીચે બેસાડી દૂર દૂર પાણી લેવા માટે જતા ને પાંદડાનો પડો બનાવી તેને માટે પાણી લઈ આવતાં. પાણી પીને થાક ઉતારી આગળ ચાલતાં અને રાત પડતાં

કોઈ વૃક્ષ નીચે અગર લત્તામંડપમાં રાત પસાર કરતા.

આમ કરતાં એક દિવસ ગાઢ જંગલમાં નળ દમયંતીએ પ્રવેશ કર્યો. ચાલતાં એક નદી આવી. તેના શીતળ પાણીથી હાથ-પગ ધોઇ થોડા વનફળ ખાઇ પાણી પીધું. થોડે આગળ ચાલ્યા ત્યાં સૂર્યાસ્ત થવા આવ્યો. એટલે એક સુંદર લત્તામંડપમાં આસોપાલવના પાંદડાની પથારી કરી. દમયંતીને પાંદડા વાગે નહિ તે માટે નળરાજાએ પોતાનું વસ્ત્ર પાંદડા ઉપર પાથરી દીધું, અને નવકારમંત્રનું સ્મરણ કરીને બંને સૂઈ ગયા. આટલા દુઃખમાં પણ તેઓ ધર્મને ચૂકતાં નથી. બંને નિદ્રાધીન થઈ ગયા, પણ મોડી રાત્રે સિંહની ગર્જના સાંભળી નળરાજા જાગી ગયા. ભલભલા માનવીનું હૃદય ચીરાઇ જાય તેવું ગાઢ જંગલ હતું. નળરાજાના મનમાં વિચાર થયો કે મારે તો હજુ ઘણે દૂર જવું છે. સમુદ્રને પાર કરનારો હજુ એક બિન્દુ જેટલાં પાણીને પાર કરી શકયો છે. દમયંતી થાકી જાય છે એટલે હું ધાર્યો પંથ કાપી શકતો નથી. એ મને સ્વતંત્રપણે ચાલવામાં બાધક બને છે. તો હું તેને અહીં મૂકીને ચાલ્યો જાઉં.

**"કર્મરાજાએ નળરાજાની મતિ બદલાવી"** :– બંધુઓ ! હવે દમયંતીના પાપ કર્મનો ઉદય થવાનો છે તેથી નળરાજાને આવો વિચાર આવ્યો. તે તરત બેઠા થયાં ને દમયંતીના માથા નીચેથી સાચવીને પોતાનો હાથ કાઢી લીધો, અને ધીમે ધીમે નળરાજા બોલવા લાગ્યા કે હે પ્રિયા ! તું જેના વિશ્વાસે શાંતિથી ઉંઘે છે તે તને ગાઢ જંગલમાં એકલી મૂકીને ચાલ્યો જાય છે. તેનો તું વિશ્વાસ કરીશ નહિ, અને તારા પાપી પતિનો સ્પર્શ પણ તું કરીશ નહિ. એનો સ્પર્શ કરવાથી તને પાપ લાગશે. તેં મને કલ્પવૃક્ષ માનીને મારો હાથ પકડયો છે પણ હું તો વિષવૃક્ષ જેવો છું. માટે તું મારો હાથ અને મારો સાથ છોડી દે. કયાં તું હંસલી જેવી અને કયાં હું કાગડા જેવો ! વિધાતાને પણ ધિક્કાર છે કે હંસલીને કાગડાનો સબંધ જોડી આપ્યો. આમ નળરાજાએ પોતાની જાતને હીન બતાવતાં પોતાનું અડધું વસ્ત્ર ફાડી નાંખ્યું, અને ફરીથી નળરાજા બોલ્યાં કે હે દમયંતી ! તેં મને જુગાર રમતા અટકાવવા ઘણું સમજાવ્યો પણ હું માન્યો નહિ ત્યારે હારી ગયો, અને આ જંગલમાં આવવાનો વખત આવ્યો. મેં તારો ભયંકર અપરાધ કર્યો છે છતાં તેં મને છોડયો નથી. મારા દુઃખમાં ભાગીદાર બનવા મારી સાથે આવી છે. છતાં આ તારો પાપી પતિ વગર અપરાધે તને ગાઢ જંગલમાં નિરાધાર છોડીને જાય છે તો મારી ભૂલને માફ કરજે.

**"દમયંતીને છોડી જતાં નળનો વિલાપ"** :– હે સતી ! તને છોડીને જવામાં તારો કોઈ અપરાધ નથી. તું પવિત્ર સતી છે પણ મારા પાપ કર્મો ભોગવતાં તને દુઃખી કરવા હું રાજી નથી તેથી તને છોડીનેજાઉ છું. તું સાચી સતી છે માટે તને કોઈ ઉપદ્રવ નડશે નહિ. તું તારા પિયર અગર સાસરે તારી જ્યાં ઈચ્છા હોય ત્યાં ચાલી જજે. આટલું બોલતાં નળરાજાનું હૈયું ભરાઈ આવ્યું, અને તેમણે છરી વડે પોતાની આંગળી

કાપીને લોહી કર્યું. એક સળી વડે દમયંતીએ ઓઢેલા વસ્ત્રના એક છેડે લોહીથી લખ્યું કે હે સતી દમયંતી! આ વડના ઝાડથી જમણાં હાથે જે રસ્તો છે તે વિદર્ભ દેશ જાય છે, અને આ કેસુડાનાં ઝાડથી દક્ષિણ તરફનો રસ્તો કોશલાપુરી જાય છે. એમાંથી તારી જ્યાં ઈચ્છા હોય ત્યાં જજે. હવે આ તારો પાપી પતિ તને મુખ બતાવવાને લાયક રહ્યો નથી. આટલું કહીને અશ્રુ ભરી આંખે નળરાજા દમયંતી પાસેથી ઉભા થયા. પાંચ ડગલાં ચાલ્યાં ને પાછા આવ્યાં, ને બોલવા લાગ્યા હે ક્રૂર વિધાતા! આવી પવિત્ર દમયંતીને તેં નોધારી શા માટે કરી? ધિક્કાર છે તને! આટલું બોલી આંખમાંથી આંસુ વહાવતાં નળરાજા પાછા ચાલ્યા. દશ ડગલાં જઈને પાછા આવ્યા. આમ દશ બાર વખત નળરાજા ગયા ને પાછા આવ્યા. દમયંતીને છોડવી છે પણ છોડતાં તેમનો જીવ ચાલતો નથી. મનમાં બોલે છે હે વન દેવતાઓ! તમે મારી દમયંતીનું રક્ષણ કરજો. એમ કહીને દમયંતીનું મુખ જોતાં ચાલ્યા પણ પાછું મનમાં થયું કે અંધારામાં એને એકલી મૂકીને જાઉં ને કોઈ વાઘ સિંહ ખાઈ જાય તો? એમ કરું, સવાર પડતા ચાલ્યો જઈશ. તેના સામું પાછું વાળીને જોતાં નળરાજા એક ઝાડના થડની બખોલમાં સંતાઈ ગયા અને દમયંતીનું રક્ષણ કરવા લાગ્યા.

રાત્રીનો ગાઢ અંધકાર પૂરો થયો ને થોડો પ્રકાશ થયો એટલે નળરાજા દમયંતીને છોડીને ચાલી નીકળ્યા. જતાં જતાં પાછું વાળીને દમયંતીનું મુખ જોવા લાગ્યા. પછી મનમાં વિચાર કર્યો કે જો તારે દમયંતીને છોડીને જવું છે તો પછી આટલો બધો મોહ શા માટે રાખે છે? આમ વિચાર કરી મન મક્કમ કરીને આગળ ચાલ્યા. થોડે દૂર ગયા ત્યાં ધુમાડાના ગોટેગોટા નીકળતાં હતાં. ત્યાં જઈને જોયું તો જંગલમાં ભયંકર દાવાનળ લાગ્યો હતો. તેમાં બળતા અનેક પશુ પક્ષીઓ કરૂણ આક્રંદ કરતા હતા. તેમને બચાવવા માટે નળરાજા દોડતા ગયા. તો એક વૃક્ષ ઉપરથી એક સર્પ બોલ્યો કે હે ઈક્ષ્વાકુ નળરાજા! મને દાવાનળમાંથી બળતો બચાવો. આ સાંભળી નળરાજા વિચાર કરવા લાગ્યા કે આ જંગલમાં મારું નામ લેનાર કોણ છે? વૃક્ષ ઉપર દૃષ્ટિ કરી તો સર્પને જોયો. નળરાજાએ તેને પૂછ્યું કે તમે મારું નામ અને મારા કુળનું નામ કેવી રીતે જાણ્યું? અને તમે સર્પ હોવા છતાં મનુષ્યની ભાષા કેવી રીતે બોલી શકો છો.

**"સર્પ અને નળરાજાનો વાર્તાલાપ":**— નળરાજાની વાત સાંભળીને સર્પ બોલ્યો હે રાજન્! પૂર્વભવમાં હું મનુષ્ય હતો. તે સંસ્કારથી મનુષ્યની ભાષા બોલી શકું છું. અને મને વિશુધ્ધ અવધિજ્ઞાન થયેલું છે. તેથી હું આ બધું જાણી શકું છું. માટે આપ મને આ અગ્નિથી બચાવો. હું પણ મારાથી બનતું આપનું રક્ષણ કરીશ. આ સાંભળી નળરાજાને ખૂબ દયા આવી. એટલે તે દયાળુ રાજાએ પોતાનું વસ્ત્ર ઝાડ ઉપર ફેંક્યું. એટલે તેના આધારે સર્પ વૃક્ષ ઉપરથી નીચે ઉતર્યો, અને જેવો ઉતર્યો તેવો જ નળરાજાના હાથની આંગળીએ ડંખ દીધો. ત્યારે નળરાજાએ કહ્યું કે સર્પ તેં તારો જાતિસ્વભાવ

ન છોડયો. કહેવત છે ને કે સર્પને ગમે તેટલું દૂધ પીવડાવો પણ અંતે ઝેર છે. તે કહેવત તેં સાર્થક કરી બતાવી. મેં બચાવ્યો ત્યારે તું મને કરડયો ને? હું મારી દમયંતીને એકલી મૂકીને આવ્યો છું. તેં જરાપણ વિચાર ન કર્યો? એનું શું થશે? આ પ્રમાણે નળરાજા બોલતા હતા. એટલામાં સર્પના ઝેરના કારણે તેનું શરીર કદરૂપું કુબડું બની ગયું. આ જોઈ નળરાજાને થયું કે આવા કુબડારૂપે જીવન જીવવાનો શું અર્થ છે? આના કરતાં સંયમ લઈ અનશન કરીને મરી જવું શ્રેષ્ઠ છે. આમ વિચારી સર્પને કંઇક કહેવા જાય છે ત્યાં સર્પના બદલે કોઈ એક દિવ્ય સ્વરૂપવાળા દેવને જોયો.

**"દેવરૂપમાં રહેલા પિતાએ આપેલી ઓળખાણ"** :- એને જોઈને નળે પૂછયું કે તમે કોણ છો? દેવે કહ્યું-બેટા! હું તારો પિતા છું. તને રાજ્ય સોંપીને મેં દીક્ષા લીધી હતી. સંયમની ઉગ્ર સાધના કરી અંતિમ સમયે અનશન કરીને હું પાંચમા બ્રહ્મદેવલોકમાં દેવ થયો છું. મેં જોયું તો તારા માથે વિપત્તિ જોઈ તેથી તારું રક્ષણ કરવા માટે આવ્યો છું. સર્પ પણ હું જ હતો. મેં આ બધી માયાજાળ રચી છે. તારા હિત માટે જ તને કુબડો બનાવ્યો છે. આ સ્વરૂપમાં તને તારા શત્રુઓ ઓળખશે નહિ ને વિઘ્ન કર્તા નહિ બને. માટે હમણાં દીક્ષા લઈ અનશન કરીને મરી જવાનું ઇચ્છીશ નહિ. બેટા! તેં ભરતાર્ધનું રાજ્ય મેળવ્યું પણ હજુ તેનો ઉપભોગ કર્યો નથી. માટે તારે રાજ્ય ભોગવવાનું છે. જ્યારે પ્રવજ્યા અંગીકાર કરવાનો સમય આવશે ત્યારે હું સૂચના કરીશ. આ તારું શરીર કુબડું સારું છે, પણ કોઇ સંજોગોમાં તારે તારું અસલરૂપ પ્રગટ કરવાની જરૂર પડે ત્યારે તું આ પ્રમાણે કરજે. આ એક ગુટિકા આપું છું તે ઘસીને તારા શરીરે તું ચોપડજે, અને આ કરંડિયામાં દિવ્ય વસ્ત્રાભૂષણો છે તે તું પહેરી લેજે. એટલે તારું જેવું રૂપ હતું તેનાથી પણ અધિક તેજસ્વી તારું રૂપ બની જશે. આ કરંડિયો ખૂબ સાચવજે, તેને તું દબાવી દઈશ એટલે નાનો બની જશે. તે તારા સિવાય કોઈ જોઈ શકશે નહિ. અત્યારે તારા ઘોર પાપકર્મનો ઉદય છે માટે તું ખૂબ સમભાવ રાખજે. જેથી તારા કર્મો ખપી જશે ને પાછું બધું સુખ તને મળી જશે. હું તારું રક્ષણ કરવાવાળો બેઠો છું. દીકરા! તું જરાપણ ચિંતા ન કરીશ. હજુ પણ દેવ નળરાજાને શું કહેશે તેના ભાવ અવસરે.



## વ્યાખ્યાન નં. ૫૮

**દિ. શ્રાવણ વદ ૮ને સોમવાર** **તા. ૫-૯-૭૭**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! તીર્થંકર ભગવંત સમસ્ત દોષોથી

રહિત અને સર્વ ગુણ સંપન્ન, દેવાધિદેવ પરમાત્મા છે. તેમનામાં અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંતબળ, ક્ષાયિક સમ્યક્ત્વ આદિ અનેક ગુણો હોય છે. આવા ગુણનીધિ ભગવાનની વાણીમાં પણ ગુણો જ ભરેલાં હોય ને ? એમાં કાંઈ નવાઈ નથી આવા ભગવંતની વાણી મહાન પુણ્યનો ઉદય હોય ત્યારે સાંભળવા મળે છે. દ્વાદશાંગી સૂત્ર એ ભગવાનની વાણી છે. તેમાં અંતગડ સૂત્રમાં દેવકી માતાની વાત ચાલે છે. દેવકી રાણી નેમનાથ ભગવાનની વાણી સાંભળી ધર્મરથમાં બેસી દ્વારકા નગરીની મધ્યમાં થઈને પોતાના મહેલે આવ્યા. મહેલમાં આવી ઉપસ્થાન શાળા એટલે બેઠકના રૂમમાં મખમલની સુકોમળ શૈય્યા ઉપર બેઠા. 'तए णं तीसे देवइए देवीए अयं अज्झत्थिए चिंतिए पत्थिए मणोगये संकप्पे समुपपन्ने, एवं खलु अहं सरिसए जाव नलकुब्बेर समाणे सत्तपुत्ते पयाया नो चेव णं मए एगस्स वि बालत्तणए समणुभूए'।

દેવકીદેવી શય્યામાં બેસીને પોતાના પુત્રો સંબંધી ચિંતાયુક્ત વિચાર કરવા લાગી. બંધુઓ ! દુનિયામાં બધું મળશે પણ માતાના હેત નહિ મળે. સંતાનો પ્રત્યે માતાનું હેત અને વાત્સલ્ય અલૌકિક હોય છે. દેવકીમાતા વિચાર કરવા લાગી કે મેં આવા સાત સાત પુત્રોને જન્મ આપ્યો તેમાંથી છ પુત્રોએ રાજવૈભવ જેવા સુખો અને રાજરમણી જેવી કન્યાઓનો મોહ છોડીને દીક્ષા લીધી. એવા પુત્રોની હું માતા બની એટલે પુણ્યવાન તો જરૂર છું. વળી એ પુત્રો દીક્ષા લઈને જાવજીવ સુધી છઠ્ઠના પારણે છઠ્ઠ કરે છે. છઠ્ઠના પારણાને દિવસે પહેલે પ્રહરે સ્વાધ્યાય, બીજે પ્રહરે ધ્યાન કરી ધોમધખતા તડકામાં ત્રીજે પ્રહરે ગૌચરી જાય છે અને નિર્દોષ આહારની ગવેષણા કરે છે. આવા પુત્રોની માતા બનવું તે સામાન્ય વાત નથી.

બંધુઓ ! આજે ઘણી માતાઓ ઘણાં પુત્રોને જન્મ આપે છે, પણ તેમાં કોઈ જન્મથી માંદા હોય છે, કોઈ બુદ્ધિહીન તો કોઈ બુદ્ધિવાન હોય છે, કાંઈક ખામી હોય છે. ત્યારે દેવકી માતાએ જે પુત્રોને જન્મ આપ્યો ને બધા નળકુબેર સમાન રૂપાળા હતાં, બુદ્ધિમાન અને નિરોગી હતા. જોઈને આંખડી ઠરી જાય તેવા તે પુત્રો હતાં. આવા છ છ પુત્રોએ દીક્ષા લીધી ને દેવકીજીએ તેમના દર્શન કર્યાં. પુત્રોના દર્શન કર્યાનો આનંદ થયો પણ દેવકી માતા મનમાં વિચાર કરવા લાગ્યા કે મેં સાત સાત પુત્રોને જન્મ તો આપ્યો પણ તેમાંના એક પણ પુત્રનું બાળપણ તો મેં જોયું નહિ ને ? એક પણ પુત્રની બાળક્રીડાથી થતા આનંદનો અનુભવ હું કરી શકી નહિ ને ? બાળક નાનો હોય, હું તેને મારી ગોદમાં સુવાડું, એ મારી પથારી પલાળે ને હું ભીનામાં સૂઈને તેને કોરામાં સૂવાડું, તેને પ્રેમથી રમાડું આવો આનંદ હું કરી શકી નહિ. મેં આ છ પુત્રોને જન્મ આપીને તો જોયાં નથી પછી રમાડવાની, ખવડાવવાની તો વાત જ ક્યાંથી ? કારણ કે જન્મતાંની સાથે હરિણગમેષી દેવ તેને લઈ જતો હતો, ને સુલશાના મૃત બાળકોને મૂકી જતો હતો. એટલે તે સુલશાને ઘેર ઉછર્યાં. એક કૃષ્ણને મેં જન્મ દઈને જોયો પણ તે તો

યશોદાને ત્યાં મોટો થયો. એટલે તેને ઉછેરવાના કોડ પૂરા થયા નહિ. મારા સાત પુત્રોમાંથી અત્યારે એક કૃષ્ણ મારી પાસે છે. "एग वि य णं कण्हे वासुदेवे छण्ह मासाणं मम अंतियं पायवन्दए हव्वमागच्छइ।" તે પણ મારી પાસે છ મહિને ચરણ વંદન કરવા માટે આવે છે. તમને એમ થશે કે કૃષ્ણજી દેવકી માતા પાસે છ મહિને કેમ આવતા હશે? વાત એમ છે કે કૃષ્ણના પિતા વસુદેવને ઘણી રાણીઓ હતી. એ સમયમાં ગમે તેટલી રાણીઓ હોય પણ તેને રાજપુત્રો પોતાની જનેતા સમાન ગણતા હતા એટલે બધાને વારાફરતી વંદન કરવા જતા હતા. કૃષ્ણજી ત્રણ ખંડના અધિપતિ હોવા છતાં વારાફરતી માતાઓના દર્શન કરવા જતા. એટલે છ મહિને દેવકી માતા પાસે આવવાનો નંબર આવતો. તેથી દેવકી માતા વિચારમાં પડી ગયા કે હું કેવી કમભાગી છું! છતે દીકરે છ મહિને મને દીકરાનું સુખ જોવા મળે છે. આમ વિચાર કરતાં દેવકીજી શય્યામાં બેઠા હતા.

દેવાનુપ્રિયો! માતા પોતાના દીકરાનું સુખ ન જુએ તો અડધી અડધી થઇ જાય છે. માતાનું વાત્સલ્ય અલૌકિક હોય છે. સાચું વાત્સલ્ય અને કૃત્રિમ વાત્સલ્ય છાનું રહેતું નથી. આપણે બે દિવસથી મેતારજનું દષ્ટાંત ચાલે છે. મેતારજ નવ નવ કન્યાઓના મોહમાં પડી ગયા. કેવું મનોહર રૂપ છે! કેવી યુવાની ખીલી છે! સંસાર સુખ ભોગવવા ઉત્સુક બનેલા મેતારજને હર્ષનો પાર નથી, પણ મનમાં ચિંતા છે કે હમણાં દેવ આવશે. ઠીક, આવશે ત્યારે જોયું જશે, હમણાં તો સંસારસુખની મોજ માણી લઉં! આ હતો ભંગીનો પુત્ર પણ રહ્યો છે વણીકને ઘેર એટલે પાકો વાણીયો બની ગયો છે. તે નવયુવાન નવ નવ કન્યાઓનાં રૂપ જોઈને હરખાય છે ત્યાં દેવ આવીને હાજર થયો. કહે છે ઉઠ હવે તૈયાર થઇ જા. એ પૂર્વે એવું ગાઢ મોહનીય કર્મ બાંધીને આવ્યો છે કે દેવનો જગાડયો જાગતો નથી. દેવે કહ્યું કે બોલ, હવે દીક્ષા લેવી છે કે નહિ? ત્યારે મોહ ભરેલો મેતારજ કહે છે કે ભાઈ તું જરા જો તો ખરો, હજુ પરણ્યાની પહેલી રાત છે. આ બિચારી કન્યાઓના મનમાં કેવા કોડ હશે! એણે કેટલી આશાના મિનારા બાંધ્યા હશે! દેવે કહ્યું કે એ સ્ત્રીઓના કોડ પૂરા કરવાના બહાને તને જ મોહ લાગ્યો છે! તું ભોગવિલાસનો કીડો બની ગયો છે. જો તું એમનો મોહ છોડીને દીક્ષા લે તો એ પણ ધર્મ પામી જશે. ભલું હશે તો એ વૈરાગ્ય પામીને દીક્ષા લેશે પણ કન્યાઓના કોડ પૂરા કરવાના બહાના હેઠે તારે વાસનાઓનું પોષણ કરવું છે. જો પતિ ધર્મનો રસીયો હોય તો પત્નીને રંગરાગમાં સહાયક બનવાને બદલે ધર્મમાં સહાયક બનાવે. લગ્ન કર્યાં એટલે એકલી વિષય વાસનાનાં પ્યાલા પીવાનાનથી. મોહના પિંજરમાં સપડાવા માટે જ લગ્ન નથી પણ વીતરાગ ધર્મની સાધના કરીને ત્યાગ અને વૈરાગ્યના અમૃતના પ્યાલા પીવાના છે ને આત્માને કર્મથી મુક્ત કરવાનો છે.

દેવનો ઉપદેશ સાંભળીને મેતારજ સમજી ગયો કે આ દેવ આગળ મારે આ

રહિત અને સર્વ ગુણ સંપન્ન, દેવાધિદેવ પરમાત્મા છે. તેમનામાં અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંતબળ, ક્ષાયિક સમ્યક્ત્વ આદિ અનેક ગુણો હોય છે. આવા ગુણનીધિ ભગવાનની વાણીમાં પણ ગુણો જ ભરેલાં હોય ને ? એમાં કાંઈ નવાઈ નથી આવા ભગવંતની વાણી મહાન પુણ્યનો ઉદય હોય ત્યારે સાંભળવા મળે છે. દ્વાદશાંગી સૂત્ર એ ભગવાનની વાણી છે. તેમાં અંતગડ સૂત્રમાં દેવકી માતાની વાત ચાલે છે. દેવકી રાણી નેમનાથ ભગવાનની વાણી સાંભળી ધર્મરથમાં બેસી દ્વારકા નગરીની મધ્યમાં થઈને પોતાના મહેલે આવ્યા. મહેલમાં આવી ઉપસ્થાન શાળા એટલે બેઠકના રૂમમાં મખમલની સુકોમળ શૈય્યા ઉપર બેઠા. 'तए ण तीसे देवइए देवीए अय अज्झत्थिए चिंतिए पत्थिए मणोगये संकप्पे समुपपन्ने, एवं खलु अहं सरिसए जाव नलकुब्बेर समाणे सत्तपुत्ते पयाया नो चेव णं मए एगस्स वि बालत्तणए समणुभूए'।

દેવકીદેવી શય્યામાં બેસીને પોતાના પુત્રો સંબંધી ચિંતાયુક્ત વિચાર કરવા લાગી. બંધુઓ ! દુનિયામાં બધું મળશે પણ માતાના હેત નહિ મળે. સંતાનો પ્રત્યે માતાનું હેત અને વાત્સલ્ય અલૌકિક હોય છે. દેવકીમાતા વિચાર કરવા લાગી કે મેં આવા સાત સાત પુત્રોને જન્મ આપ્યો તેમાંથી છ પુત્રોએ રાજવૈભવ જેવા સુખો અને રાજરમણી જેવી કન્યાઓનો મોહ છોડીને દીક્ષા લીધી. એવા પુત્રોની હું માતા બની એટલે પુણ્યવાન તો જરૂર છું. વળી એ પુત્રો દીક્ષા લઈને જાવજીવ સુધી છઠ્ઠના પારણે છઠ્ઠ કરે છે. છઠ્ઠના પારણાને દિવસે પહેલે પ્રહરે સ્વાધ્યાય, બીજે પ્રહરે ધ્યાન કરી ધોમધખતા તડકામાં ત્રીજે પ્રહરે ગૌચરી જાય છે અને નિર્દોષ આહારની ગવેષણા કરે છે. આવા પુત્રોની માતા બનવું તે સામાન્ય વાત નથી.

બંધુઓ ! આજે ઘણી માતાઓ ઘણાં પુત્રોને જન્મ આપે છે, પણ તેમાં કોઈ જન્મથી માંદા હોય છે, કોઈ બુદ્ધિહીન તો કોઇ બુદ્ધિવાન હોય છે, કાંઈક ખામી હોય છે. ત્યારે દેવકી માતાએ જે પુત્રોને જન્મ આપ્યો ને બધા નળકુબેર સમાન રૂપાળા હતાં, બુદ્ધિમાન અને નિરોગી હતા. જોઈને આંખડી ઠરી જાય તેવા તે પુત્રો હતાં. આવા છ છ પુત્રોએ દીક્ષા લીધી ને દેવકીજીએ તેમના દર્શન કર્યા. પુત્રોના દર્શન કર્યાનો આનંદ થયો પણ દેવકી માતા મનમાં વિચાર કરવા લાગ્યા કે મેં સાત સાત પુત્રોને જન્મ તો આપ્યો પણ તેમાંના એક પણ પુત્રનું બાળપણ તો મેં જોયું નહિ ને ? એક પણ પુત્રની બાળક્રીડાથી થતા આનંદનો અનુભવ હું કરી શકી નહિ ને ? બાળક નાનો હોય, હું તેને મારી ગોદમાં સુવાડું, એ મારી પથારી પલાળે ને હું ભીનામાં સૂઈને તેને કોરામાં સૂવાડું, તેને પ્રેમથી રમાડું આવો આનંદ હું કરી શકી નહિ. મેં આ છ પુત્રોને જન્મ આપીને તો જોયાં નથી પછી રમાડવાની, ખવડાવવાની તો વાત જ ક્યાંથી ? કારણ કે જન્મતાંની સાથે હરિણગમેષી દેવ તેને લઈ જતો હતો, ને સુલશાના મૃત બાળકોને મૂકી જતો હતો. એટલે તે સુલશાને ઘેર ઉછર્યા. એક કૃષ્ણને મેં જન્મ દઈ ને જોયો પણ તે તો

યશોદાને ત્યાં મોટો થયો. એટલે તેને ઉછેરવાના કોડ પૂરા થયા નહિ. મારા સાત પુત્રોમાંથી અત્યારે એક કૃષ્ણ મારી પાસે છે. "मम वि य ण कण्हे वासुदेवे छण्हं मासाणं ममं अंतियं पायवन्दए हव्वमागच्छइ।" તે પણ મારી પાસે છ મહિને ચરણ વંદન કરવા માટે આવે છે. તમને એમ થશે કે કૃષ્ણજી દેવકી માતા પાસે છ મહિને કેમ આવતા હશે? વાત એમ છે કે કૃષ્ણના પિતા વસુદેવને ઘણી રાણીઓ હતી. એ સમયમાં ગમે તેટલી રાણીઓ હોય પણ તેને રાજપુત્રો પોતાની જનેતા સમાન ગણતા હતા એટલે બધાને વારાફરતી વંદન કરવા જતા હતા. કૃષ્ણજી ત્રણ ખંડના અધિપતિ હોવા છતાં વારાફરતી માતાઓના દર્શન કરવા જતા. એટલે છ મહિને દેવકી માતા પાસે આવવાનો નંબર આવતો. તેથી દેવકી માતા વિચારમાં પડી ગયા કે હું કેવી કમભાગી છું! છતે દીકરે છ મહિને મને દીકરાનું સુખ જોવા મળે છે. આમ વિચાર કરતાં દેવકીજી શય્યામાં બેઠા હતા.

દેવાનુપ્રિયો! માતા પોતાના દીકરાનું સુખ ન જુએ તો અડધી અડધી થઈ જાય છે. માતાનું વાત્સલ્ય અલૌકિક હોય છે. સાચું વાત્સલ્ય અને કૃત્રિમ વાત્સલ્ય છાનું રહેતું નથી. આપણે બે દિવસથી મેતારજનું દૃષ્ટાંત ચાલે છે. મેતારજ નવ નવ કન્યાઓના મોહમાં પડી ગયા. કેવું મનોહર રૂપ છે! કેવી યુવાની ખીલી છે! સંસાર સુખ ભોગવવા ઉત્સુક બનેલા મેતારજને હર્ષનો પાર નથી, પણ મનમાં ચિંતા છે કે હમણાં દેવ આવશે. ઠીક, આવશે ત્યારે જોયું જશે, હમણાં તો સંસારસુખની મોજ માણી લઉં! આ હતો ભંગીનો પુત્ર પણ રહ્યો છે વણીકને ઘેર એટલે પાકો વાણીયો બની ગયો છે. તે નવયુવાન નવ નવ કન્યાઓનાં રૂપ જોઈને હરખાય છે ત્યાં દેવ આવીને હાજર થયો. કહે છે ઉઠ હવે તૈયાર થઈ જા. એ પૂર્વે એવું ગાઢ મોહનીય કર્મ બાંધીને આવ્યો છે કે દેવનો જગાડયો જાગતો નથી. દેવે કહ્યું કે બોલ, હવે દીક્ષા લેવી છે કે નહિ? ત્યારે મોહ ભરેલો મેતારજ કહે છે કે ભાઈ તું જરા જો તો ખરો, હજુ પરણ્યાની પહેલી રાત છે. આ બિચારી કન્યાઓના મનમાં કેવા કોડ હશે! એણે કેટલી આશાના મિનારા બાંધ્યા હશે! દેવે કહ્યું કે એ સ્ત્રીઓના કોડ પૂરા કરવાના બહાને તને જ મોહ લાગ્યો છે! તું ભોગવિલાસનો કીડો બની ગયો છે. જો તું એમનો મોહ છોડીને દીક્ષા લે તો એ પણ ધર્મ પામી જશે. ભલું હશે તો એ વૈરાગ્ય પામીને દીક્ષા લેશે પણ કન્યાઓના કોડ પૂરા કરવાના બહાના હેઠે તારે વાસનાઓનું પોષણ કરવું છે. જો પતિ ધર્મનો રસીયો હોય તો પત્નીને રંગરાગમાં સહાયક બનવાને બદલે ધર્મમાં સહાયક બનાવે. લગ્ન કર્યા એટલે એકલી વિષય વાસનાનાં પ્યાલા પીવાનાનથી. મોહના પિંજરમાં સપડાવા માટે જ લગ્ન નથી પણ વીતરાગ ધર્મની સાધના કરીને ત્યાગ અને વૈરાગ્યના અમૃતના પ્યાલા પીવાના છે ને આત્માને કર્મથી મુકત કરવાનો છે.

દેવનો ઉપદેશ સાંભળીને મેતારજ સમજી ગયો કે આ દેવ આગળ મારે આ

કન્યાઓનું બકાનું કાઢવું નકામું છે. આ મને એમ છોડશે નહિ. એટલે દેવને કહે છે વધુ નહિ મને થોડો સંસારનો સ્વાદ ચાખવા દે ને! ખૂબ કરગરવા લાગ્યો. ત્યારે, દેવે કહ્યું કે તેં પહેલાં કહ્યું કે પરણીને દીક્ષા લઈશ અને હવે ઠગબાજી કરે છે? બોલ, કેટલા સમય સુધી ભોગવવું છે? મેતારજે કહ્યું–વધુ નહિ. બાર વર્ષ. દેવે કહ્યું જરા વિચાર તો કર. કાલનો ક્યાં ભરોસો છે? ક્યારે ધર્મ કરીશ? આયુષ્ય ક્યારે પૂરું થશે તેની ખબર નથી. જરા વિચાર કર.

સંસારની પ્રીત ઘણી સારી તને લાગે છે, પણ મીઠા કરતાંયે ઘણી ખારી છે.
ખારી લાગે તેને તમે દૂર કાઢો, પ્રભુ સંગે પ્રીત બાંધો તો આવે ના કોઈ વાંધો.

સંસારનો મોહ ભયંકર છે. એમ સમજીને તું ફસાઈશ નહિ. તું બહુ બહુ કરગરે છે એટલે બાર વર્ષ આપું છું પણ હું તને કરાર મુજબ બાર વર્ષ પૂરા થયે જગાડવા આવીશ. દીક્ષા લેવડાવ્યા વિના નહિ છોડું. બંધુઓ! આ મેતારજને કોણે કરગરાવ્યો? વિષય વાસનાએ. આ જગ્યાએ ધર્મની ભાવના હોત તો બહાદુર બનીને નીકળી જાત, પણ વાસનાનો ગુલામ બનેલો હતો. એટલે કરગરવું પડયું. દેવ તેને ઉપદેશ આપીને બાર વર્ષની મુદત આપીને ચાલ્યો ગયો.

મેતારજ સંસારના સુખમાં મુગ્ધ બની ગયો, પણ મનમાં ખટકારો છે કે બાર વર્ષ પૂરા થશે ને દેવ આવીને ઉભો રહેશે. મોહ ઘણો છે એટલે એકેક વર્ષ ગણવા લાગ્યો. બસ, આ ભવ મીઠો તો પરભવ કોણે દીઠો? વિષય વિલાસની મસ્તી બરાબર માણી લઉં. જેમ સમય ગયો તેમ છોડવાને બદલે વધુ આસકત બની ગયો. આમ કરતાં બાર વર્ષ પૂરા થવાનો છેલ્લો દિવસ આવ્યો. વચન પ્રમાણે દેવ આવીને ઉભો રહેશે તો હું શું કહીશ? ઉદાસ થઈ લમણે હાથ દઈને બેઠો. ત્યારે સ્ત્રીઓ પૂછે છે કે નાથ! આજે આટલા બધા ઉદાસ કેમ બની ગયાં છો? હજુ સંસાર છોડવો ગમતો નથી એટલે સ્ત્રીઓને બધી વાત કરી ને કહ્યું કે મેં બાર વર્ષની મુદત માંગી હતી તે કાલે પૂરી થાય છે. એના વચન પ્રમાણે કાલે આવીને ઉભો રહેશે. એટલે હવે મારાથી બોલાય તેમ નથી. મારે દીક્ષા લેવી જ પડશે, પણ મને રોકવો એ તમારા હાથની વાત છે.

દેવાનુપ્રિયો! મોહની વિટંબણા કેવી ભયંકર છે! એણે તો પરણ્યા પછી તરત દીક્ષા લેવાનું કહ્યું હતું છતાં તેની માંગણીનો સ્વીકાર કરીને દેવે તેને બાર વર્ષ આપ્યા તો પણ મેતારજને એમ નથી થતું કે મેં સંસાર સુખના લ્હાવા ઘણાં લીધા, હવે તો દીક્ષા લઉં. હજુ તો તેને વિષયોની રંગબાજી રમવી બહુ ગમે છે. પોતે પહેલાં કોણ હતો? પૂર્વભવમાં શું કરીને આવ્યો છું? આ બધું જાણે છે છતાં મોહ છૂટતો નથી કે પાપનો પશ્ચાતાપ કે અરેકાર થતો નથી કે હું આ શું કરી રહ્યો છું? હું મારા કર્મોનું ફળ ભોગવી રહ્યો છું. દીક્ષા લીધી પણ મનમાં એમ હતું, કે મને પરાણે દીક્ષા આપી. આટલો જ વિચાર કર્યો હતો. એની સાથે રાજપુત્રે પણ દીક્ષા લીધી

હતી: એણે દીક્ષા લઈને એવો વિચાર કર્યો કે અહો! ગુરૂદેવે મારા ઉપર કેટલો ઉપકાર કર્યો! કેવો મહાન આત્મકલ્યાણનો માર્ગ બતાવ્યો! મારા ગુરૂદેવની મારા ઉપર કેટલી કરૂણા છે કે સાધુની અશાતનાના ઘોર પાપમાંથી મને છોડાવ્યો. જો એમણે સાધુની અશાતના કરવાથી કેવા ઘોર કર્મો બંધાય છે તે મને સમજાવ્યું ન હોત તો હું દીક્ષા લેત નહીં ને મારું પાપ ધોવાત નહીં. પરિણામે સંસારમાં રઝળવું પડત. કેવી સુંદર વિચારણા કરી હતી! ત્યારે પુરોહિત પુત્રે ભલે, ચારિત્ર પાળ્યું પણ આવા વિચાર તેને નથી આવ્યા. ચારિત્ર પાળવા છતાં અણગમો કરીને કર્મ બાંધ્યું તેથી દેવ જગાડે છે છતાં જાગતો નથી. નહીંતર જો હળુકર્મી જીવ હોય તો દેવ જગાડવા આવે ત્યારે એવો વિચાર કરે કે મારા કેવા મહાન ભાગ્ય છે કે સ્વર્ગના દિવ્ય સુખો છોડીને મને જગાડવા આવે છે તો જાગી જાઉં.

મેતારજને જબ્બર મોહનીય કર્મનો ઉદય છે. એટલે સંસાર છોડવાનું મન થતું નથી. દેવ આવશે તો શું કહીશ? તેનો ડર લાગ્યો એટલે સ્ત્રીઓને શીખવાડયું કે હવે મારાથી બોલાય તેમ નથી, પણ તમે તમારા માટે કરગરીને બીજા બાર વર્ષ માંગી લેજો. બોલો, હવે સ્ત્રીઓ માટે રહેવું છે કે પોતાને માટે? સ્ત્રીઓના બ્હાને પોતાની દુષ્ટ વાસનાઓનું પોષણ કરવું છે. વિચાર કરજો. "**જીવને આવી રાંકડી બનાવનારી વાસનાઓની ગુલામીમાંથી મુક્ત કરાવનાર હોય તો તે જિનેશ્વર દેવનો ધર્મ છે. ધર્મ એ જ જીવને તારણહાર છે,**" પણ ધર્મના સ્વરૂપને નહીં સમજનારાઓ પ્રશ્ન કરે છે કે ધર્મની જીવનમાં શું જરૂર છે? માનવ સુખને ઝંખે છે, શાંતિને ઈચ્છે છે, આબાદીની અભિલાષા કરે છે પણ સુખ, શાંતિ અને આબાદીનું મૂળ શું છે તે જોતો નથી. સુખ-શાંતિ અને આબાદીનું મૂળ ધર્મ છે. એ ધર્મ જીવ ક્યારે કરી શકે? તેના જવાબમાં જ્ઞાની પુરૂષો કહે છે કે વાસના અને વિકારો ઉપર વિજય મેળવવાથી ધર્મ કરી શકાય છે.

મેતારજે સ્ત્રીઓને સમજાવીને તૈયાર કરી છે. બાર વર્ષ પૂરા થયાં એટલે ધમધમ કરતો દેવ પોતાના વચન પ્રમાણે આવીને હાજર થયો ને કહેવા લાગ્યો કે મેતારજ! હવે સંસાર સુખની મઝા માણી લીધીને? તારા અને તારી સ્ત્રીઓના કોડ પૂરા થયાને? હવે તો દીક્ષા લેવા તૈયાર છે ને? મેતારજ મૌન રહ્યો ત્યારે દેવે કહ્યું-કેમ, કંઈ બોલતો નથી? હજુ મોહ છૂટયો નથી લાગતો. આટલું સુખ ભોગવ્યું છતાં હજુ ભોગનો હડકવા ન મટયો? દેવ ખૂબ બોલ્યો ત્યારે સંકેત પ્રમાણે મેતારજે એની સ્ત્રીઓને કહ્યું હવે હું દીક્ષા લેવા જાઉં છું. ત્યારે સ્ત્રીઓ કહે છે જો તમારે અમને બાર વર્ષમાં તરછોડીને જવું હતું તો શા માટે પરણ્યા? હવે અમને આમ રઝળતા મૂકીને નહીં જવાય. ત્યારે દેવે કહ્યું કે એમનો સમય થઈ ગયો છે. હવે સંસારમાં નહીં રહી શકે. ત્યારે સ્ત્રીઓએ હઠ પકડી કે અમે નહીં જવા દઈએ. એટલે દેવે

કહ્યું હવે જો દીક્ષા નહીં લે તો ઉંચકીને લઈ જઈશ. સ્ત્રીઓ ખૂબ કરગરતી આંખમાં આંસુ સારતી કહે છે જો તમારે એમને દીક્ષા દેવી હતી તો પછી શા માટે અમારી સાથે પરણાવ્યા ? પરણ્યાં પહેલાજ દીક્ષા દેવી હતી ને ? અમે એમનો વિયોગ સહન કરી શકીશું નહી. માટે કૃપા કરો. પહેલાં તમે એમના માટે બાર વર્ષનો સમય આપ્યો હવે અમારા માટે બીજા બાર વર્ષ આપો. મેતારજ મૌન રહ્યા ત્યારે દેવે કહ્યું કે કેમ મેતારજ ! તું કંઈ બોલતો નથી. ઉભો થઈ જા. તું ઠંડા કલેજે બેઠો છે. એટલે મને તો એમ જ લાગે છે કે હજુ તાર.માં ખામી છે. નહીંતર તું શું તારી સ્ત્રીઓને એમ ન કહી શકે કે જો તમને મારા પ્રત્યે પ્રેમ હોય તો ચાલો, મારી સાથે દીક્ષા લઈ લો. તું કંઈ બોલતો નથી માટે મને લાગે છે કે તને સંસારનો મોહ છૂટયો નથી.

મેતારજની સ્ત્રીઓએ ખૂબ કરગરીને કહ્યું કે વધુ નહીં બાર વર્ષ એમને રહેવા દો. પછી અમે નહીં કહીએ. એટલે દેવ બાર વર્ષની રજા આપીને ચાલ્યો ગયો. અહીં તો આનંદ આનંદ થઈ ગયો. હવે લપ ગઈ. સુખે સંસારની મોજ માણીશું. (હસાહસ) જુઓ, સંસારમાં રોકાવાની વાત આવી એટલે તમને કેવું હસવું આવ્યું ? પણ બ્રહ્મચર્યની અને તપ–ત્યાગની વાત આવે છે ત્યારે આટલું હસવું નથી આવતું. એટલે નક્કી થાય છે કે તમને જેટલો સંસાર વહાલો છે તેટલો ધર્મ વહાલો નથી. બીજા બાર વર્ષ મળ્યા એટલે મેતારજ રાજી થયો. દિવસ જતાં કયાં વાર લાગે છે. પાણીના પૂરની માફક સમયનું વહેણુ વહી રહ્યું છે. બાર વર્ષ પૂરા થયાં ને મેતારજનું કર્મ પણ પૂરું થવા આવ્યું. એટલે મનમાં ભાવ આવ્યા કે હવે દીક્ષા લઉં. બાર વર્ષ પૂરા થતાં મિત્રદેવ હાજર થયો ને કહ્યું કેમ મેતારજ ! હવે શું વિચાર છે ? ત્યારે પડકાર કરીને કહે છે ભાઈ ! હવે હું તૈયાર છું. અરેરે....ભાઈ ! તું આવો મોટો દેવ થઈને મને ત્રણ ત્રણ વખત જગાડવા આવ્યો પણ મેં ધિઠ્ઠાએ કંઈ વિચાર ન કર્યો ? સંસારના કીચડમાં ખૂંચી ગયો ને મારા આત્માનું ગુમાવ્યું. ભાઈ ! શું વાત કરું ?

**સંસાર ચક્કરમાં હું કેવો તો ફસાઈ ગયો, સંસારની માયામાં હું ફસાઈ ગયો,**
**મોહની એવી પ્રભુ મને માયા લાગી, એને હું કોઈ કાળે ના શકયો ત્યાગી રે,**
**ઓ વીતરાગી રે, ઓ વીતરાગી રે, લગની પ્રભુ તારી મને લાગી રે,**

હવે મેતારજને ખૂબ પશ્ચાતાપ થવા લાગ્યો. હે પ્રભુ ! જેમ પેલા ભૂંડને કોઈ કાદવમાંથી બહાર કાઢીને સ્વચ્છ જગ્યાએ મૂકે તો પણ તેને ગમતું નથી. એને તો ગંદા ઉકરડા અને કાદવ ખૂંદવો બહુ ગમે છે તેમ હું પણ ભૂંડ જેવો બની ગયો. મારો મિત્રદેવ મને ત્રણ ત્રણ વાર જગાડવા આવ્યો પણ હું તો વિષયભોગના ઉકરડામાં ખૂંચી ગયો. જેમ કોઈ માણસને તાવ આવતો હોય ને એની જીભનો સ્વાદ ઉડી ગયો હોય તો તેને ગમે તેવા ભાવતાં ભોજન આપે તો પણ તેને કડવા ને નિરસ લાગે છે તેમ જેતા -- -મામાં

વિષય વાસનાનો તાવ ભરાયો હોય તેને સંયમની મીઠાશનો સ્વાદ ક્યાંથી આવે? અત્યાર સુધી હે ભગવંત! મારા આત્માને વિષયવાસનાનો તાવ ભરાયો હતો એટલે ચારિત્ર ધર્મ કડવો ઝેર જેવો લાગતો હતો. ચારિત્રનું નામ સાંભળવું ગમતું ન હતું. હવે મારો તાવ ઉતર્યો છે, એટલે ચારિત્ર લેવાની રૂચી થઈ છે. હવે હું ક્ષણનો પણ વિલંબ કર્યા વિના ચારિત્ર અંગીકાર કરીશ. એ દીક્ષા લેવા તૈયાર થયા ત્યારે સ્ત્રીઓ કહે છે નાથ! અમે તમને દીક્ષાની આજ્ઞા નહિ આપીએ. ત્યારે કહે છે ચોવીસ ચોવીસ વર્ષો સુધી તો મને તમે સંસારમાં રોકી દીધો. હવે તો રજા આપો. જેનો વૈરાગ્ય દૃઢ હોય છે તેને કોણ રોકી શકે છે? સ્ત્રીઓને રજા આપવી પડી. રજા મળતાં મેતારજે દીક્ષા લીધી. દીક્ષા લઈને કર્મોને તોડવા માસખમણુને પારણે માસખમણની ઉગ્ર તપશ્ચર્યા કરવા લાગ્યા. તેમણે એક જ વિચાર કર્યો કે ચીકણા કર્મોને ખપાવવા માટે તપની અવશ્ય જરૂર છે. માટે જ્યાં સુધી કાયામાં કસ છે ત્યાં સુધી કાઢી લઉં. કર્મ ખપાવવાનો આવો અવસર ક્યાંથી મળશે? હોંશે હોંશે કર્મો બાંધ્યા છે તેને ખપાવવા હોંશે હોંશે ધર્મ કરી લઉં. આવો વિચાર કરી કર્મો ખપાવવા માટે હોંશે હોંશે તપ કરવા લાગ્યા. આગળ શું બનશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર :–** દેવરૂપે નળરાજાના પિતાએ ગુટીકા અને કરંડીયો આપ્યો તેમજ શિખામણ આપી કે તું જુગાર રમ્યો તેનું આ પરિણામ છે હવે આવી ભૂલ ના કરીશ. બોલ, તારે ક્યાં જવું છે? નળરાજાએ કહ્યું – પિતાજી મને સુસુમારપુર જવું છે. મને ત્યાં પહોંચાડી દો. આ પ્રમાણે કહેવાથી દેવે તેને ઉંચકીને સુસુમારપુરના દરવાજે મૂકી દીધો. એટલે નળરાજા કુબડારૂપે નગરમાં ચાલ્યો. નગરના લોકો આમથી તેમ નાશભાગ કરતા હતા અને એકબીજાને ભાગો કહી બૂમો પાડતા હતા. એના મનમાં થયું કે આ લોકો બૂમાબૂમ કેમ કરતા હશે? એ જાણવા માટે આગળ જાય છે. ત્યારે લોકો કહે છે અરે કુબડા! તું ક્યાં જાય છે? મરી જઈશ. પાછો વળ, તો કહે શું છે? લોકો કહે છે તને ખબર નથી? આપણા રાજાનો હાથી ગાંડો થયો છે તેણે મહાવતોને મારી નાંખ્યા, ઝાડ, મકાન, મંદિર વગેરેને તોડી નાંખ્યા ને કંઈક માણસોના સંહાર કરી નાખ્યા. રાજાએ તેને વશ કરવા ઘણાં ઉપાયો કર્યા પણ કોઈ રીતે હાથી વશ થતો નથી. તેથી આ નગરીના દધિપર્ણ રાજાએ જાહેરાત કરાવી છે કે જે કોઈ આ હાથીને વશ કરશે તેને મારી તમામ લક્ષ્મી આપી દઈશ. આમ વાત કરતાં હતાં ત્યાં સામેથી મદોન્મત બનેલો યમરાજ જેવા પ્રચંડકાય હાથીને દોડતો આવતો જોયો.

નળરાજા હાથીની તરફ વેગથી દોડયા. ત્યારે ઘણાં લોકોએ તેને કહ્યું હે કુબડા! હાથે કરીને શા માટે મરણના મુખમાં ધકેલાય છે? પણ આ તો કોઈનું સાંભળતાં નથી. સિંહની જેમ ગર્જના કરતાં નળરાજાએ હાથીની સામે જઈને કહ્યું, હે દુષ્ટ માતંગ! તું આ નગરજનોને હેરાન કરી રહ્યો છું. આવી જા મારી સામે. એમ કહી

એના ઉપર પથ્થર ફેંક્યો, અને એનું પૂંછડું પકડીને લાકડીથી મારવા લાગ્યો. એટલે હાથી ત્રાસી ગયો ને ક્રોધાયમાન થઈને નળરાજાની પાછળ દોડવા લાગ્યો. તેથી નળરાજાએ પોતાનું વસ્ત્ર હાથીના માથા ઉપર નાંખ્યું એટલે હાથી ગૂંગળાઈ ગયો. તરત નળરાજા હાથી ઉપર ચઢી ગયા ને અંકુશ વડે વશ કરીને હસ્તિશાળામાં લાવીને બાંધી દીધો. જે હાથીને કોઈ વશ ન કરી શકયા તેને આ કુબડાએ પલકારામાં વશ કર્યો. આથી નગરજનો તેનો જયનાદ પોકારવા લાગ્યા. રાજાએ પણ તેને ખૂબ શાબાશી આપી. તેના ગળામાં કિંમતી રત્નોનો હાર પહેરાવ્યો અને પોતાની બાજુમાં સિંહાસને બેસાડયો ને તેની ખૂબ પ્રશંસા કરીને કહ્યું, ભાઈ! તેં મારી નગરીને મોટા ભયમાંથી બચાવી. નગરમાં શાંતિ શાંતિ થઈ ગઈ. તું ન આવ્યો હોત તો મારી નગરીનું શું થાત? ભાઈ! તું દેખાવે તો કુબડો છે પણ તારામાં ગુણો ઘણાં દેખાય છે. આવા ગાંડા હાથીને વશ કરવાની વિદ્યા તને કોણે શીખવાડી? અને તું કયા નામનો છે?

રાજાના પૂછવાથી નળરાજાએ કહ્યું, હે મહારાજા! હું નળરાજાનો હુંડિક નામનો રસોઈયો છું. મને સૂર્યપાક રસોઈ બનાવતાં આવડે છે. એ રસોઈ નળરાજા અને મારા સિવાય કોઈને બનાવતાં આવડતી નથી. એટલે નળરાજાને હું ખૂબ વહાલો છું. તેથી નળરાજાએ પ્રેમથી મને આ વિદ્યા શીખવાડી છે. મારા નળરાજા ખૂબ પવિત્ર હતાં પણ તેમના ભાઈ કુબેરે કપટ કરીને તેમને જુગાર રમાડયા. જુગારમાં રાજપાટ હારી ગયા ને દમયંતીને લઈને વનમાં ગયા. નળરાજા દમયંતીને વનમાં એકલી મૂકીને ચાલ્યા ગયા. માર્ગમાં નળરાજાને સર્પદંશ થયો ને મરણ પામ્યા. એટલે હું એકલો આપની પાસે આવ્યો છું.

દધિપર્ણ રાજાએ કુબડાના મુખેથી વાત સાંભળી અને કહ્યું હેં....નળરાજા મરણ પામ્યા? એ તો મારા ખાસ મિત્ર થાય છે. એમ કહીને ખૂબ રડવા લાગ્યા ને કહ્યું. એની પત્ની દમયંતીનું શું થયું હશે? આપણે તેને લઈ આવીએ. ત્યારે કુબડાએ કહ્યું–મહારાજા! વનવગડામાં એ કયાંથી જીવતી હોય! એને જંગલી સિંહ આદિ પશુઓએ ફાડી ખાધી હશે. આથી રાજાને ખૂબ દુઃખ થયું. થોડા દિવસ શોક પાળ્યો ને કુબડાને રાજાએ પોતાના રાજ્યમાં રાખ્યો. એક દિવસ રાજાએ કહ્યું કે તને સૂર્યપાક રસોઈ બનાવતાં આવડે છે તો મને બનાવી આપ. મને તે જમવાની ઈચ્છા થઈ છે. કુબડાએ કહ્યું–ભલે, હું બનાવી આપીશ. સૂર્યપાક રસોઈ બનાવવા માટે જે સામગ્રીની જરૂર હતી તે રાજાએ આપી. કુબડા હુંડિકે રસોઈ બનાવવાના વાસણમાં વસ્તુઓ નાંખી અને સૂર્યના તાપમાં મૂકીને "વૈવસ્વતિ" વિદ્યાનું સ્મરણ કરીને સુંદર રસોઈ બનાવી. રસોઈ તૈયાર કરીને રાજાને જમવા માટે આમંત્રણ આપ્યું. રાજાએ પોતાના પરિવાર સહિત સૂર્યપાક રસોઈનું ભોજન કર્યું ને ખૂબ આનંદ પામ્યા. અહો! અત્યાર સુધી ઘણું જમ્યા પણ આવું કદિ જમ્યા નથી. શું રસોઈનો સ્વાદ છે! જમ્યા પછી ખુશાલીમાં હુંડિકને કિંમતી વસ્ત્રાલંકારો, એક લાખ સોનામહોરો અને ૫૦૦ ગામ ભેટ આપ્યા. ને કહ્યું કે તેં ર્યપાક

ભોજન જમાડયું તેની ભેટ આપું છું, પણ હજુ તેં ગાંડા હાથીને વશ કરીને મારી નગરીને બચાવી છે. તેના બદલામાં તને મારું રાજ્ય આપવાનું તો બાકી છે પણ તું લેવાની ના પાડે છે તેથી અટકયું છે.

હુંડિકે કહ્યું- મહારાજા! આપે મને અહીં રાખ્યો છે તે ઘણું છે. મારે હાથી વશ કર્યાના બદલામાં તમારું રાજ્ય નથી જોઈતું અને સૂર્યપાક રસોઇ જમાડી તેના બદલામાં ૫૦૦ ગામ, એકલાખ સોનામહોરો અને વસ્ત્રાલંકારો વિગેરે મારે કંઇ નથી જોઇતું. ત્યારે રાજાએ કહ્યું, તો તારી જે ઇચ્છા હોય તે માંગ, હુંડિકે કહ્યું કે જો આપ મારા ઉપર પ્રસન્ન થયા છો, ને ખુશીથી માંગવાનું કહો છો તો હું એટલું માંગુ છું કે આપના રાજ્યમાં જ્યાં સુધી આપની આણ વર્તાય છે ત્યાં સુધીની હદમાં જુગાર, શિકાર અને દારૂ આ ત્રણ વ્યસનો ન હોવા જોઇએ. આ ત્રણનો નિષેધ કરાવો. બંધુઓ! નળરાજાને અનુભવ થયો હતો કે જુગાર કેટલો ખરાબ છે ને તેમાં કેટલી ખરાબી થાય છે તથા શિકાર અને દારૂ તો હાનિકારક છે જ એટલે ત્રણ વ્યસનો બંધ કરાવવાનું વચન માંગ્યું. તેથી રાજા ખુશ થયા ને પોતાના રાજ્યમાં અમારી પડહ વગડાવ્યો કે મારા રાજ્યમાં જે કોઈ જુગાર રમશે, દારૂ પીશે અને શિકાર કરશે તેને ફાંસીએ ચઢાવવામાં આવશે. એટલે રાજ્યમાં જુગાર, શિકાર અને દારૂ એ ત્રણે વ્યસનો બંધ થઇ ગયા. હવે આગળ શું બનશે તેના ભાવ અવસરે.



## વ્યાખ્યાન નં. ૫૯

**દ્વિ. શ્રાવણ વદ ૯ ને મંગળવાર જન્માષ્ટમી તા. ૬-૯-૭૭**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! અનંતજ્ઞાની મહાન પુરૂષો ફરમાવે છે કે હે ભવ્ય જીવો! જો તમારે આત્માનું કલ્યાણ કરવું હોય તો મોહનિંદ્રાનો ત્યાગ કરો અને ધર્મ આરાધના કરવા માટે જાગૃત બનો. અનાદિકાળથી આપણો આત્મા અજ્ઞાનના કારણે પોતાના સ્વરૂપનું ભાન ભૂલીને પૈસા, પત્ની, પુત્રો અને સત્તામાં સુખ માની રહ્યો છે. અજ્ઞાન એટલે શું? જડ અને ચેતનના વિવેકનો અભાવ. હું કોણ છું, મારું શું સ્વરૂપ છે? ને જેને હું મારું માનું છું તેમાં મારું શું છે? તેનું જ્ઞાન કે ભાન નથી તે અજ્ઞાન છે. જ્ઞાની ભગવંતો કહે છે કે આ જગતમાં જીવને જ્ઞાન જેવું સુખ નથી ને અજ્ઞાન જેવું દુઃખ નથી. આચારાંગ સૂત્રમાં પણ ભગવંતે કહ્યું છે કે "लोयंसि जाण अहियाय दुक्खं।" આ લોકમાં જીવને દુઃખનું કારણ હોય તો તે અજ્ઞાન છે. અજ્ઞાનને કારણે જીવ વિષય ભોગમાં સુખ માને છે ને તપ ત્યાગ રૂપ ધર્મમાં દુઃખ માને છે. સંસાર અસાર છે ને મોક્ષ સાર છે. આવા જ્ઞાનનો અભાવ તેનું નામ અજ્ઞાન

છે. અજ્ઞાનના કારણે જીવ પાપ કર્મના બંધનમાં રક્ત રહે છે.

એક શંભુ નામના રાજા પૂર્વના પુણ્ય બળે ખૂબ સત્તાધીશ હતા. રાજ્ય ચલાવવાનું તેનામાં જ્ઞાન હતું પણ આત્માનું જ્ઞાન ન હતું. એટલે પાપકર્મ કરતાં અચકાતા નહિ. શિકાર કરીને પશુઓની ખૂબ હિંસા કરતા, પોતાની રાજસત્તાના જોરથી ગમે તેવી સ્ત્રીઓ અને બહેન દીકરીઓને ઉપાડી જતા. પ્રજાનું ફાવે તેટલું ધન પડાવી લેતા. આવા પાપ કરવામાં રાજા રક્ત રહેતા હતા. કદી એમને વિચાર થતો ન હતો કે હું આ પાપ કરું છું તો મારું શું થશે? એક વખત આ રાજા સભામાં બેઠા હતા તે વખતે આકાશમાંથી એક ચિઠ્ઠી તેના ખોળામાં પડી. એમાં લખ્યું હતું કે "જે માણસો ધર્મથી મળેલા સુખોથી અધર્મ કરે છે એ નરાધમો ધર્મના વિશ્વાસઘાતક છે, ધર્મના દ્રોહી છે.

શંભુરાજાના ખોળામાં પડેલી ચિઠ્ઠી એમણે વાંચી ને હૃદયમાં ધ્રાસ્કો પડી ગયો ને વિચાર કરવા લાગ્યો કે હું આ શું કરી રહ્યો છું? ધર્મનો મોટો દ્રોહ કરી રહ્યો છું. જે ધર્મે મને રાજસત્તાના સિંહાસને બેસાડયો એની સત્તાના બળથી હું ચોરી, વ્યભિચાર, હિંસા, વિગેરે અધર્મનું સેવન કરીને ધર્મનું ખૂન કરી રહ્યો છું. મારા જેવા મહાન પાપીનું શું થશે? આ રાજા હતા મહાપાપી પણ એક ચિઠ્ઠી વાંચીને ચોંકી ઉઠયા. પાપના ભયથી તે થરથર ધ્રુજવા લાગ્યા. તમે આ રાજા જેવા પાપી તો નથી ને? બોલો, તમને પાપની ધ્રુજારી થાય છે? શંભુરાજા વિચાર કરવા લાગ્યા કે હાય! મેં મારી જીંદગી ધર્મનાં દ્રોહમાં ગાળી? અજ્ઞાનપણે પાર વિનાના પાપ કર્યા. મારું શું થશે? આ વિચારથી બેચેન બની ગયા ને સભા બંધ કરીને મહેલમાં ચાલ્યા ગયા, ને ખૂબ ચિંતામાં પડી ગયા. બસ, હવે મારે જીવીને શું કામ છે? મારા જેવા પાપીથી આ પૃથ્વી ઉપર ભાર વધી ગયો છે. આના કરતાં આપઘાત કરીને મરી જાઉં. રાજા આમ વિચાર કરી રહ્યા હતાં ત્યાં પ્રધાન આવ્યો, પ્રધાને રાજાને પૂછયું. સાહેબ! આપ સભા બરખાસ્ત કરીને કેમ ચાલ્યા ગયા? રાજાએ કહ્યું હવે મારે જીવવું નથી. પ્રધાને કહ્યું–શા માટે જીવવું નથી? રાજાએ ચિઠ્ઠી સબંધી વાત કરીને કહ્યું કે મારે હવે મારું પાપથી ખરડાયેલું કાળું મોઢું કોઈને બતાવવું નથી. હું તલવારથી મારું ગળું કાપી નાંખીશ ને મારા જીવનનો અંત લાવીશ. પ્રધાન ધર્મી હતો. ઘણી વખત રાજાને પાપથી અટકાવવા પ્રયત્ન કર્યા હતા પણ રાજા કંઈ સમજ્યા નહિ પણ અત્યારે પ્રધાને કહ્યું–સાહેબ! જો તમને પાપનો સાચો ડર લાગ્યો હોય તો હવે પાપ કરવાનું છોડીને ધર્મ કરો તો પાપનો અંત આવશે પણ આપઘાત કરીને જીવનનો અંત લાવવાથી પાપનો અંત નહિ આવે. પાપકર્મનો નાશ કરવા માટે ધર્મ કરો. પ્રધાનના સદુપદેશથી રાજાનું અજ્ઞાન ટળી ગયું. એમના જીવનમાં જ્ઞાનનો દિપક પ્રગટયો ને ધર્મમય જીવન ગાળવા લાગ્યા.

જેનાથી આત્માનો સંપૂર્ણ વિકાસ થાય તેનું નામ ધર્મ. ભગવાને કોને ધર્મ કહ્યો છે તે જાણો છો ને? "અહિંસા સંજમો તવો" ભગવંતે દશવૈકાલિકસૂત્રમાં અહિંસા,

સંયમ અને તપ એ ત્રણ પ્રકારે ધર્મ બતાવ્યો છે. મન, વચન અને કાયાથી કોઈ પણ જીવની હિંસા કરવી નહીં, બીજા પાસે કરાવવી નહિ ને હિંસા કરનારને અનુમોદન આપવું નહિ તેનું નામ અહિંસા છે. દરેક જીવો પ્રત્યે કરૂણાભાવ આવે ત્યારે અહિંસા ધર્મનું પાલન કરી શકાય છે. મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન, પરિગ્રહાદિ પાપોનો પ્રતિજ્ઞાપૂર્વક ત્યાગ કરવો, પાંચ ઇન્દ્રિઓનો સંયમ, ચાર કષાયનો ત્યાગ અને મન-વચન-કાયાથી અશુભ પ્રવૃત્તિઓનો ત્યાગ એ સંયમ છે, અને તપ એટલે શું? "इच्छा निरोधस्तपः।" ઈચ્છાઓનો નિરોધ કરવો એટલે દુષ્ટ ઈચ્છાઓને રોકવી તેનું નામ તપ છે. જેનાથી ઈન્દ્રિઓ કાબૂમાં રહે, મન સ્વસ્થ અને સ્વચ્છ બને તે સાચો તપ છે. તપ એ કર્મોનો ક્ષય કરવાનું સાધન છે. આવો ઉત્તમ માનવ ભવ પામીને આત્મકલ્યાણ કરવા માટે આવા અહિંસા, સંયમ અને તપ રૂપી ધર્મમાં અનુરકત બનવું જોઈએ.

જે ધર્મના સ્વરૂપને સમજ્યાં છે તેવા દેવકીમાતા નેમનાથ ભગવાનનાં દર્શન કરીને આવ્યા, પછી વિચાર કરે છે કે "धण्णाओ णं ताओ अम्माओ।" તે માતાઓને ધન્ય છે તે કૃતપુણ્ય છે, સુલક્ષણી છે કે પોતાના બાળકોને ખોળામાં સૂવાડીને દૂધપાન કરાવે છે, દૂધપાન કરાવતાં બાળકને માથે વહાલભર્યો હાથ ફેરવે છે. બાળક પણ કાલી ઘેલી ભાષા બોલીને માતાને આકર્ષિત કરે છે કે મા! મને ભૂ પીવું છે. પછી માતા તેને પાણી પીવડાવે છે, પોતાના હાથે ખવડાવે છે, દૂધ પીવડાવે છે. બાળક કહે કે મા! આ મને નથી ખાવું. બીજું આપ, એટલે માતા ખિજાઇ જાય છે, ત્યારે તે તોતડી ને મીઠી ભાષા બોલીને માતાને ખુશ કરે છે. પછી માતા એને ઉંચકીને, ખોળામાં બેસાડીને છાતી સાથે દબાવે છે ને પોતાનો કમળ જેવો કોમળ હાથ બાળકના શરીરે ફેરવે છે. આ રીતે અનેક પ્રકારે પોતાના સંતાનને બાલક્રીડા કરાવવાનો લ્હાવો લે છે. "अहण्णं अधन्ना अपुन्ना" હું અધન્ય છું, અપુણ્ય છું, મેં પુણ્ય કર્યું નથી તેથી હું મારા સાત સાત પુત્રોમાંથી એક પણ પુત્રની બાલક્રીડાના આનંદનો અનુભવ કરી શકી નથી. આ પ્રકારે દેવકીજી ખિન્ન હૃદયથી વિચાર કરતા ઉદાસ થઈને બેઠા હતા. ત્યાં શું બને છે? "तएणं कण्हे वासुदेवे ण्हाए जाव विभूसिए देवईए देवीए पायवंदए हव्वमागच्छइ।" દેવકીમાતા સંતાપથી ઝુરતા ઉદાસ થઇને શય્યામાં બેઠા હતાં ત્યાં કૃષ્ણવાસુદેવ સ્નાનાદિ કરીને સારા વસ્ત્રાલંકારોથી શરીરને વિભૂષિત કરીને માતા દેવકીને પાયવંદન કરવા માટે તેમના મહેલેથી નીકળ્યા.

બંધુઓ! જરા વિચાર કરજો. આ કૃષ્ણ વાસુદેવ જેવા તેવા પુરૂષ નથી. ત્રણ ખંડના સ્વામી હતા છતાં વિનય કેટલો! આજે તો ત્રણ ઓરડાના ધણીને ફાંકાનો પાર નથી. જે જનેતાએ જન્મ દીધો અને જે પિતાએ પાલનપોષણ કર્યું તેમને પગે લાગતાં શરમ આવે છે. કૃષ્ણવાસુદેવ જ્યારે દેવકીમાતાના મહેલે આવવાના હોય ત્યારે દેવકીજી પોતાનો મહેલ શણગારતા, અને મહેલના દરવાજે રાહ જોઇને ઉભા રહેતાં કે હમણાં મારો લાલ

આવશે. કૃષ્ણજી આટલા મોટા હતાં છતાં માતાને મન દીકરો સદા નાનો હોય છે, અને વિનયવાન સંતાન પણ માતા પિતા પાસે નાના બાળકની જેમ રહે છે. આજે દેવકીમાતા ચિંતામગ્ન હતાં એટલે રાહ જોઈને ઉભા ન હતાં. તેથી પુત્ર આવવાનો છે તેનો ખ્યાલ ન રહ્યો. કૃષ્ણવાસુદેવ દેવકીમાતાના મહેલે આવ્યા, અને માતાના ચરણમાં પડીને વંદન કર્યા. માતાની ચરણરજ માથે ચઢાવી. એ સંતાનો કેવા હશે? વાસુદેવ હોવા છતાં નામ અભિમાન નથી, કેટલી નમ્રતા અને કેટલી માતૃ–પિતૃભક્તિ હશે! માતાનું મુખ જોઈને કૃષ્ણવાસુદેવ સમજી ગયાં કે આજે ગમે તેમ હોય પણ મારી માતા ચિંતાતુર છે. ખૂબ ઉદાસ બની ગઈ છે. જેને ત્રિખંડ અધિપતિ કૃષ્ણવાસુદેવ જેવો દીકરો હોય તેની માતાને શું દુઃખ છે? માતાને ઉદાસ જોઈને કૃષ્ણજીને ખૂબ દુઃખ થયું. જુઓ, આ પણ માતાનો દીકરો છે ને? માતાને સ્હેજ ઉદાસ જોઈને તેમનું અંતર કકળી ઉઠયું. અત્યારે કંઈક માતાઓ ચોધાર આંસુએ રડતી હોય છતાં દીકરાઓ સામું જોતાં નથી. કૃષ્ણવાસુદેવે માતાને ઉદાસ બનેલાં જોયાં, માતાના ચરણમાં વિનયપૂર્વક વંદન કરીને માતાને કહ્યું. अन्नयाणं अम्मो! तुब्भे मम पासित्ता हट्ठ जाव भवह, किं णं अम्मो! अज्ज तुब्भे जाव झियायह!" હે માતા! જ્યારે હું પહેલાં તમને ચરણવંદન કરવા માટે આવતો હતો ત્યારે મને જોઈને તમારું હૃદય આનંદિત બની જતું હતું, પણ આજે તમારી દશા બીજી જ જોવામાં આવે છે, તો હે માતા! તમે આજે કેમ ઉદાસ બનીને શોચ કરી રહ્યા છો? જુઓ, કૃષ્ણ કેવી મીઠી ભાષા બોલે છે કે હે મારી માતા! હું પહેલાં તને વંદન કરવા આવતો ત્યારે તું મારી રાહ જોઈને ઉભી રહેતી હતી. મને દૂરથી આવતો જોઈને તારું હૈયું હર્ષથી નાચી ઉઠતું હતું. આજે એ આનંદ કે ઉલ્લાસ તારા મુખ ઉપર દેખાતો નથી. આજે તારો આનંદ કયાં ઉડી ગયો છે? માતા! તને શું ચિંતા છે? તારું ચિંતાતુર ને ઉદાસ મુખડું જોઈને મને દુઃખ થાય છે. તારું મુખ હું જોઈ શકતો નથી.

ત્રણ ત્રણ ખંડના અધિપતિ હોવા છતાં તેમનામાં કેટલી માતૃભક્તિ અને વિનય છે! અને અહંનુ નામ નિશાન નથી. આજે તો વાણીમાં મીઠાશ કે જીવનમાં વિનય ન મળે. માણસ સાકરની ગુણીઓની ગુણીઓ ખાઈ જાય છે પણ સાકરના એક ગાંગડા જેટલી મીઠાશ તેના જીવનમાં આવતી નથી. સાકર પોતે ઓગળી જઈને પણ બીજાને મીઠાશ આપે છે, ત્યારે માણસ એટલો બધો સ્વાર્થી છે કે દુઃખીઓનું દુઃખ જોઈને પણ તેનું હૃદય પીગળતું નથી. માત્ર પોતાના સુખમાં મસ્ત રહે છે. આ સંસાર સ્વાર્થથી ભરેલો છે. અહીં એક દૃષ્ટાંત યાદ આવે છે.

એક ગામમાં એક કુટુંબ હતું. તે ખૂબ ગરીબ હતું પણ સંસ્કારી ને ધર્મીષ્ઠ ખૂબ હતું. માતા–પિતા, ભાઈ અને બહેન ચાર જણાં હતાં. ભાઈ અને બહેન બંને સંસ્કાર પામી મોટા થાય છે. ૧૨ વર્ષનો ભાઈ અને ૧૦ વર્ષની બહેન થતાં મા–બાપ ગુજરી જાય છે. ઘરમાં ખાવાના સાંસા છે. છોકરા ચોધારા આંસુએ રડે છે - ગં

થતું નથી. કહેવત છે ને કે "મા ત્યાં સુધી મોસાળ અને બાપ ત્યાં સુધી કુટુંબ" તેમ મા-બાપ ચાલ્યા જતાં આ છોકરાઓને કોઈ બોલાવતું નથી. છેવટે મામાને ખબર પડે છે કે મારા ભાણેજોને આવું થયું છે, એટલે દોડતા આવીને બંને ભાણેજને વળગી પડે છે. બંને ભાઈ-બહેન ખૂબ રડે છે. છેવટે મામા કહે છે કે બેટા! હું તમોને લેવા આવ્યો છું. આમ કહીને ઘેર લઈ જાય છે. ત્યાં મામી વાઘણની માફક તાડૂકે છે. કયાં બલા લાવ્યા? મામા કહે છે બિચારા નિરાધાર થઈ ગયા. એમના મા-બાપ બાળપણમાં ચાલ્યાં ગયા ત્યારે આપણે ઘેર આવ્યા છે ને? એ આપણું શું લઈ જવાના છે? રોટલામાંથી બટકું રોટલો ખાશે ને કાલે સવારે મોટા થઈ જશે. તું શાંતિ રાખ. મામાએ ખૂબ સમજાવી ત્યારે માંડ શાંત થઈ.

મામી ભાઈને લાકડા કાપવા ને ઘાસના પૂળા લાવવાનું કામ આપે છે. બહેનને દળવાનું, ખાંડવાનું, ચુલાનું, એંઠવાડ વિગેરે કામ કરાવે છે. રાત દિવસ સખ્ત કામ કરે છતાં ખૂબ માર મારે ને માંડ રોટલો ખાવા આપે. ભાઈ બહેન ખૂબ દુઃખી થઈ ગયાં. છેવટે રાત્રે ભેગાં થઈને એક બીજાનું હૃદય ખાલી કરતાં હતાં. અરેરે....ભાઈ! આપણાં મા-બાપ આપણને મૂકીને ચાલ્યા ગયા ત્યારે આપણી આ દશા થઈ ને? **"આ બાલવયમાં કોઈના મા-બાપ મરશો નહીં."** બાળપણમાં કોઈના મા-બાપ કદી મરશો નહિ. મા વિનાના સૂના વા થઈ જાય છે. એક દિવસ રાત્રે ભાઈ બહેન ઓટલે બેસીને રડતા હતાં. ભાઈ કહે છે બહેન! આજે જંગલમાં લાકડા લેવા ગયો હતો પણ સૂકા લાકડા મળ્યા નહિં એટલે લીલા લાકડા લાવ્યો તેથી મામીએ મને ડોક ઉપર લાકડું માર્યું છે. એટલે ડોક બહુ દુઃખે છે. ત્યારે બહેન કહે છે ભાઈ! શું વાત કરું? આજે હું દળતાં થાકી ગઈ ને સહેજ ઉભી થઈ એટલે મને કેડમાં લાકડીનો ખૂબ માર માર્યો છે તેથી કેડ ભાંગી ગઈ છે. આટલો માર માર્યો, કામ કરાવ્યા પણ ખાવા આપ્યું નથી. બંને વાત કરે છે ને રડે છે. પાડોશી ઓટલે સૂતો હતો તેણે બાળકોની કહાની સાંભળી. એનું હૃદય કંપી ઉઠયું. અ હા હા....બાળકો કેટલું દુઃખ સહન કરે છે? ભાઈ કહે છે બહેન! આ મામીનો ત્રાસ હવે સહન થતો નથી. બહેન કહે છે ભાઈ! પણ હવે આપણે કયાં જઈએ? આપણું કોણ છે? બે વર્ષ સુખે દુઃખે કાઢી નાખીએ. પછી મામા મને સારે ઘેર પરણાવશે અને તારા બનેવી સારા હશે તો હું તને તેડાવી લઈશ ને આપણું દુઃખ દૂર થશે. આ બધી વાતો સાંભળીને પાડોશી પોતાના ઘરમાંથી ખાવાનું લઈ આવ્યો ને કહ્યું, બેટા! જમી લો. બંનુડા કહે છે કાકા! તમે લઈ જાઓ. મામી જાણશે તો તમારું પણ આવી બનશે ને અમને મારશે. પૂર્વભવમાં પાપ કર્યા છે તે અહીં ભોગવી રહ્યાં છીએ. પાડોશીએ કહ્યું કે મામી તમને ખૂબ દુઃખ દે છે તેથી ચાલો, હું તમને મારે ઘેર રાખીશ. મને તમારી ખૂબ દયા આવે છે. ત્યારે બાળકો કહે છે ના, અમને મામી ગમે તેટલું દુઃખ દે છે

પણ ઘરમાં તો રાખે છે ને? એમનો મકાન ઉપકાર છે. આ વાત સાંભળી પાડોશી ગળગળો થઇ ગયો ને ચાલ્યો ગયો.

બંને દુઃખના માર્યા સૂતા છે ત્યાં મામી જાગી અને દંડો લઈને મારવા લાગી કે અભાગી ઉઠ, કયાં સુધી સૂઇ રહીશ? મામીનો અપાર ત્રાસ હોવાથી રડતા બાળકો બોલ્યા, અરેરે...હે માતા! જો તારે અમને આવા દુઃખમાં મૂકીને જવું હતું તો શા માટે જન્મ આપ્યો? તારી સાથે લઈ જવા હતા ને? આમ કહી ખૂબ રડયા. બહેન કહે છે ભાઇ! મારે હવે મામીને ઘેર આવવું નથી. હું તો ગળે ફાંસો ખાઇને મરી જઇશ. ભાઈ કહે છે બહેન! આપણી બા કહેતી હતી કે આપઘાત કરવો એ મહાપાપ છે. એમ મરવું નથી. હવે વેઠયું તેટલું દુઃખ વેઠવાનું નથી. શાંતિ રાખ. આમ જ્યારે બહેન દુઃખથી કંટાળે ત્યારે ભાઈ આશ્વાસન આપે અને ભાઈ કંટાળે ત્યારે બહેન આશ્વાસન આપે. આમ કરતાં બહેન સોળ વર્ષની થઈ. તે ઘણી રૂપાળી છે તેથી સારા ઘરના માંગા આવ્યા છતાં મામીએ ગરીબ ઘેર પરણાવી.

હવે સાસરે ઘરના બધા ખૂબ કામ કરાવે. છતાં પેટ ભરીને ખાવા ના આપે. આમ કરતાં દિવસોને મહિનાઓ ગયા, ત્યાં પણ સુખ ના મળ્યું. સાસુએ મારીને કાઢી મૂકી. પતિ ઉપરાણું લેવા ગયો તો તેને પણ કાઢી મૂકયો. છોકરીની આંખમાંથી બોર બોર જેટલા આંસુ પડવા લાગ્યા. અહો કર્મરાજા! તમારી લીલા ન્યારી છે! બાલપણમાં મા-બાપ મરી ગયા અને મામાને ઘેર આવવું પડયું. મામીએ જુલમ દુઃખ દીધા છતાં હિંમત હતી કે અહીં ભલે દુઃખ પડે પણ સાસરે તો સુખ મળશે, પણ મને તો કયાંય સુખ ના મળ્યું. પતિ પત્ની બંને એક ઝાડ નીચે જઈને બેઠા. બંને ખૂબ રડયા. પતિ કહે છે તારા દુઃખની વાતો સાંભળીને મારું કાળજું કંપી જાય છે, પણ શું કરું? હું લાચાર છું.

"પુણ્યનો સિતારો પ્રગટયો" :- બંને જણા જંગલમાં જઈને એક વૃક્ષ નીચે બેસી એક ચિત્તે પ્રભુને પ્રાર્થના કરે છે કે હે ભગવાન! અમને દુઃખમાંથી બચાવ. તારા સિવાય અમારે કોઈ આધાર નથી. આમ અંતઃકરણથી પ્રાર્થના કરી રહ્યા છે ત્યાં અવાજ આવ્યો કે હવે તમારા દુઃખનો અંત આવ્યો છે, શાંતિ રાખો. તમે જ્યાં બેઠા છો તેનાથી સામે ત્રણ હાથ દૂર જમીન ખોદો. બાઇના પતિએ ખાડો ખોદયો તો ઝગમગતા રત્નોથી ભરેલું એક ડાબલું નીકળ્યું. આ જોઇને છોકરો રાજી રાજી થઈ ગયો, પણ છોકરી કહે છે સ્વામીનાથ! આ કોઈનું દાટેલું હશે. તે આપણાથી કેમ લેવાય? પારકું ધન લેવું એ મહાપાપ છે. પૂર્વભવમાં પાપ કરીને આવ્યા છીએ તો દુઃખ ભોગવીએ છીએ. આ ભવમાં કોઈનું ધન લઇશું તો કયાં સુખી થઇશું? દુઃખમાં પણ કેટલી પવિત્ર ભાવના છે! છોકરી લેવાની ના પાડે છે ત્યારે ફરીને અવાજ આવે છે કે દીકરી! એ ધન કોઇનું નથી. તમે લઈ લો. છોકરી પૂછે છે તમે કોણ છો?

ત્યારે અવાજ આવે છે કે હું તારી માતા મરીને દેવ થઈ છું. તારા ઘેર કર્મનો ઉદય હતો એટલે અત્યાર સુધી મદદ કરી શકી નહિ. હવે તમારા દુઃખનો અંત આવ્યો છે. મેં તમારા માટે આ રત્નો લાવીને મૂકયા છે. તારો ભાઈ મામાના ઘેરથી ચાલ્યો ગયો છે. આ નજીકના ગામમાં મહેનત કરી ખાય છે તેને તમે શોધીને લઈ આવજો. બંને થઈને વહેપાર કરશો તો મહાન સુખી થશો.

આ સાંભળીને ખૂબ આનંદ થયો. ભાઇને શોધી કાઢયો અને એક મોટા શહેરમાં જઇને દુકાન કરી સાળો બનેવી ખૂબ ખંતથી વહેપાર કરવા લાગ્યા. થોડા સમયમાં ઘણું કમાયા એટલે રહેવા માટે બંગલો બંધાવ્યો. બહેને સારા ઘરની કન્યા સાથે ભાઇને ધામધૂમથી પરણાવ્યો. સમય જતાં મોટા કરોડપતિ બની ગયા. ભાઈ અને બહેન કહે છે કે આપણે મા-બાપ વિનાના નિરાધાર બન્યા ને કેવા દુઃખો વેઠયા! આપણે હવે આપણાં જેવા નિરાધારને આશ્રય મળે તેવું કરીએ. બહેનનો પતિ પણ સંમત થયો. પોતાના બંગલાની બાજુમાં મોટી ધર્મશાળા જેવું મકાન બંધાવ્યું. તેમાં રહેવાની, ખાવા પીવાની બધી વ્યવસ્થા કરી. જે કોઈ અનાથ, નિરાધાર બાળકો આવે તેમને બધી સગવડ તેમના તરફથી કરવામાં આવતી. બાળકોને ભણાવવાની વ્યવસ્થા પણ કરી હતી. ભણીગણીને ધંધો કરતાં શીખવાડીને રજા આપતાં. હજારો નિરાધાર બાળકો આ સંસ્થાનો લાભ લઈ આશીર્વાદ આપીને જતાં હતાં.

બંધુઓ! જે માણસ દુઃખ વેઠે છે તેને ખ્યાલ આવે છે કે દુઃખ કેમ વેઠાય છે? આ ભાઇ, બહેન અને બનેવીએ દુઃખ વેઠયા હતાં તો તેમણે દુઃખીને આશ્રય આપવા માટે સંસ્થા શરૂ કરી, પણ જેણે દુઃખ વેઠયું નથી તેને કયાંથી ખ્યાલ આવે? આ ભાઈ-બહેન તો મહાન સુખી થઈ ગયા, પણ કર્મ કોઇને છોડે છે? મામાના ઘેરથી ભાઈ-બહેન ગયા પછી મામાની એવી પડતી દશા આવી કે જમીન જાગીર વેચાઇ ગયા, પૈસા ટકા સાફ થઈ ગયા ને ખાવાના સાંસા પડયા. આ વાતની ભાણેજને ખબર પડી. તેનું હૃદય ચીરાઈ ગયું. ભાઈ-બહેન દોડતાં મામાને ઘેર આવ્યા ને કહ્યું મામા-મામી! તમારી કૃપાથી અમે ઘણાં સુખી છીએ. તમે અમારે ઘેર ચાલો. મામી તો મોઢું બતાવી શકતી નથી. મામા પણ કંઈ બોલી શકતાં નથી. શું બોલે? ભાણેજોને માથે દુઃખની ઝડીઓ વરસાવવામાં બાકી રાખી નથી.

આજે ઉપકાર ઉપર ઉપકાર તો સૌ કરે છે પણ અપકાર ઉપર ઉપકાર કરવો તે વિશેષ છે. મામા મામી કહે છે બેટા! અમે તમને દુઃખ દેવામાં બાકી રાખ્યું નથી. હવે શું મોઢું બતાવીએ! આ પવિત્ર આત્માઓ કહે છે તમે અમને દુઃખ નથી દીધું. અમારા કર્મે અમને દુઃખ દીધું છે. હવે ગઈ વાતો યાદ ન કરો ને અમારું ઘર તે તમારું ઘર છે એમ સમજીને તમે ચાલો. ખૂબ કહ્યું પણ મામા મામીએ તેમને ઘેર જવાની ના પાડી. એટલે ભાણેજે દશ હજાર રૂપિયા મામાને વહેપાર કરવા આપ્યા

પણ ઘરમાં તો રાખે છે ને? એમનો મકાન ઉપકાર છે. આ વાત સાંભળી પાડોશી ગળગળો થઇ ગયો ને ચાલ્યો ગયો.

બંને દુઃખના માર્યા સૂતા છે ત્યાં મામી જાગી અને દંડો લઈને મારવા લાગી કે અભાગી ઉઠ, કયાં સુધી સૂઇ રહીશ? મામીનો અપાર ત્રાસ હોવાથી રડતા બાળકો બોલ્યા, અ રે રે...હે માતા! જો તારે અમને આવા દુઃખમાં મૂકીને જવું હતું તો શા માટે જન્મ આપ્યો? તારી સાથે લઈ જવા હતા ને? આમ કહી ખૂબ રડયા. બહેન કહે છે ભાઇ! મારે હવે મામીને ઘેર આવવું નથી. હું તો ગળે ફાંસો ખાઇને મરી જઇશ. ભાઈ કહે છે બહેન! આપણી બા કહેતી હતી કે આપઘાત કરવો એ મહાપાપ છે. એમ મરવું નથી. હવે વેઠયું તેટલું દુઃખ વેઠવાનું નથી. શાંતિ રાખ. આમ જ્યારે બહેન દુઃખથી કંટાળે ત્યારે ભાઈ આશ્વાસન આપે અને ભાઈ કંટાળે ત્યારે બહેન આશ્વાસન આપે. આમ કરતાં બહેન સોળ વર્ષની થઈ. તે ઘણી રૂપાળી છે તેથી સારા ઘરના માંગા આવ્યા છતાં મામીએ ગરીબ ઘેર પરણાવી.

હવે સાસરે ઘરના બધા ખૂબ કામ કરાવે. છતાં પેટ ભરીને ખાવા ના આપે. આમ કરતાં દિવસોને મહિનાઓ ગયા, ત્યાં પણ સુખ ના મળ્યું. સાસુએ મારીને કાઢી મૂકી. પતિ ઉપરાણું લેવા ગયો તો તેને પણ કાઢી મૂકયો. છોકરીની આંખમાંથી બોર બોર જેટલા આંસુ પડવા લાગ્યા. અહો કર્મરાજા! તમારી લીલા ન્યારી છે! બાલપણમાં મા-બાપ મરી ગયા અને મામાને ઘેર આવવું પડયું. મામીએ જુલમ દુઃખ દીધા છતાં હિંમત હતી કે અહીં ભલે દુઃખ પડે પણ સાસરે તો સુખ મળશે, પણ મને તો કયાંય સુખ ના મળ્યું. પતિ પત્ની બંને એક ઝાડ નીચે જઈને બેઠા. બંને ખૂબ રડયા. પતિ કહે છે તારા દુઃખની વાતો સાંભળીને મારું કાળજું કંપી જાય છે, પણ શું કરું? હું લાચાર છું.

**"પુણ્યનો સિતારો પ્રગટયો"** :- બંને જણા જંગલમાં જઈને એક વૃક્ષ નીચે બેસી એક ચિત્તે પ્રભુને પ્રાર્થના કરે છે કે હે ભગવાન! અમને દુઃખમાંથી બચાવ. તારા સિવાય અમારે કોઈ આધાર નથી. આમ અંતઃકરણથી પ્રાર્થના કરી રહ્યા છે ત્યાં અવાજ આવ્યો કે હવે તમારા દુઃખનો અંત આવ્યો છે, શાંતિ રાખો. તમે જ્યાં બેઠા છો તેનાથી સામે ત્રણ હાથ દૂર જમીન ખોદો. બાઇના પતિએ ખાડો ખોદયો તો ઝગમગતા રત્નોથી ભરેલું એક ડાબલું નીકળ્યું. આ જોઇને છોકરો રાજી રાજી થઈ ગયો, પણ છોકરી કહે છે સ્વામીનાથ! આ કોઈનું દાટેલું હશે. તે આપણાથી કેમ લેવાય? પારકું ધન લેવું એ મહાપાપ છે. પૂર્વભવમાં પાપ કરીને આવ્યા છીએ તો દુઃખ ભોગવીએ છીએ. આ ભવમાં કોઈનું ધન લઇશું તો કયાં સુખી થઇશું? દુઃખમાં પણ કેટલી પવિત્ર ભાવના છે! છોકરી લેવાની ના પાડે છે ત્યારે ફરીને અવાજ આવે છે કે દીકરી! એ ધન કોઇનું નથી. તમે લઈ લો. છોકરી પૂછે છે તમે કોણ છો?

દમયંતી છોડી દીધા પછી તેનું શું થયું તે વાત જાણો છો ? આપ કોણ છો ને ક્યાંથી આવો છો ?

બ્રાહ્મણે કહ્યું, હા, હું એ વાત જાણું છું. નળરાજાના ગયા પછી દમયંતીએ રાત્રીના છેલ્લા પ્રહરમાં એક સ્વપ્ન જોયું કે પોતે એક ઘટાદાર સુંદર આંબાના વૃક્ષ ઉપર ફળ લેવા માટે ચઢી. ત્યાં એક હાથીએ આવીને તે આંબાના ઝાડને ઉખાડી નાંખ્યું ને પોતે ઝાડ ઉપરથી નીચે પડી ગઇ. સ્વપ્ન પૂરું થતાં તેણે જાગીને જોયું તો તેના પતિ નળરાજાને જોયાં નહિ એટલે ભયથી વિહ્વળ બનીને ચારે તરફ પતિને શોધવા લાગી. નળરાજા ક્યાંય ન મળ્યા. ત્યારે ખૂબ રડવા લાગી ને બોલવા લાગી નાથ ! આપે મને એકલી મૂકી તો મૂકી પણ આવા સર્પથી ભરેલા ગાઢ જંગલમાં મૂકી દીધી ! વળી પાછો એના મનમાં વિચાર આવ્યો કે મારા નાથ મારા માટે પાણી લેવા ગયા હશે, અગર કોઇ વનદેવી કે વિદ્યાધરીએ તેમનું હરણ કર્યું હશે ! બાકી મારા પતિ મને એકલી મૂકીને જાય નહિ. એમ વિચાર કરીને ખૂબ શોધ કરી પણ પતિ મળ્યા નહિ, ત્યારે જંગલમાં બેસી એકલી કરૂણ સ્વરે વિલાપ કરવા લાગી. એના વિલાપથી જંગલી પશુઓ તેની સાથે રડવા લાગ્યા. ખૂબ રડયા પછી હૈયું હળવું થયું. તેના મનમાં વિચાર આવ્યો કે મારા પાપકર્મનો ઉદય થયો છે. આજે મને જે સ્વપ્ન આવ્યું છે તે ઉપરથી લાગે છે કે મને મારા પતિનું મિલન નહિ થાય. મારા પતિએ મને જંગલમાં નિરાધાર મૂકીને જે કાર્ય કર્યું છે તેવું કાર્ય કોઈ પણ વિવેકી આત્મા નહિ કરે પણ એમનો કોઈ દોષ નથી, દોષ મારા કર્મનો છે. નહિતર તેમને એવી બુધ્ધિ સુઝે નહિ.

કર્મને દોષ આપતી દમયંતી આગળ ચાલી જાય છે પણ એક દુઃખ થયું કે મારા પતિ મને છોડીને ગયા તો શું મારો કોઈ અપરાધ હશે ! કે મારા ઉપરથી તેમને પ્રેમ ઉતરી ગયો હશે ! આમ વિચાર કરતી હતી ત્યાં એના વસ્ત્રના છેડે પતિદેવે લખેલા અક્ષરો જોયા. એણે વાંચ્યા, વાંચીને ખૂબ આનંદ થયો. અહો ! મારા નાથે એમને મુશ્કેલી ન પડે તે માટે મને છોડી છે. બાકી મારા પ્રત્યે એમને પ્રેમ છે. એમણે પોતાના હાથે લખ્યું છે કે વડના ઝાડની જમણી બાજુએ જઇશ તો તારા પિયરનો રસ્તો આવશે, ને કેશુડાના ઝાડથી દક્ષિણ તરફના રસ્તે કોશલાપુરી આવશે. તારે જ્યાં જવું હોય ત્યાં જજે, એમની કેટલી કરૂણાદષ્ટિ છે ! એણે વિચાર કર્યો કે પતિ વિના સાસરે જવું તે સતી સ્ત્રીઓને માટે મુશ્કેલી ભરેલું છે, અને આવી સ્થિતિમાં પિયર જવું તે પણ બરાબર નથી. છતાં અત્યારે મારા માટે પિયર જવું તે જ શ્રેયકારી છે. એમ વિચારીને દમયંતી પિયરના રસ્તે ચાલી મેલા ને ફાટેલા વસ્ત્રો છે, માથાના વાળ છૂટા છે, પતિના વિરહથી દુઃખી બનેલી દમયંતી ભયથી ઉતાવળી ઉતાવળી ચાલી જતી હતી. સિંહને જોઈને હાથી

ને જરૂર છે.: ત્યારે પોતાને ત્યાં આવવાનું કહીને ચાલ્યા ગયા. ખૂબ આનંદથી રહે છે ને પોતાને મળેલી સંપત્તિનો સદુપયોગ કરે છે. સમય જતાં એક વખત ભાઈ કોઈ મિત્રના સંગે ચઢી જુગારનો રસિયો બન્યો. બહેનને ખબર પડી કે ભાઈને જુગારનો રંગ લાગ્યો છે. ગામમાં એક સંત પધાર્યા હતા. બહેન ભાઈને સંત પાસે લઈ ગઈ. ભાઈ તરત સંતના ચરણમાં પડી ગયો. મુનિએ તેને ધર્મોપદેશ આપ્યો. અંતમાં જુગાર કેવું ભયંકર છે તે સમજાવ્યું. પરિણામે તેનો આત્મા સુધરી ગયો ને જુગાર નહિ રમવું તેમ પ્રતિજ્ઞા કરી. જો આજે જન્માષ્ટમી ઉજવતાં હો તો જુગાર નહિ રમવું તેવી પ્રતિજ્ઞા લઈ લો. (પૂ. મહાસતીજીના સદુપદેશથી ઘણાં ભાઈ બહેનોએ જુગાર નહિ રમવું તેવી પ્રતિજ્ઞા કરી હતી.)

**ચરિત્ર** :– નળરાજાએ સુસુમારપુરના દધિપર્ણ રાજાની પાસે વચન માંગીને તેના રાજ્યની હદમાંથી જુગાર, શિકાર અને દારૂ એ ત્રણે ચીજો બંધ કરાવી અને ઘણાં વર્ષો સુસુમારપુરના રાજમહેલમાં રહ્યા. એક દિવસ નળરાજાને દમયંતી ખૂબ યાદ આવી. આંખમાં આંસુ આવી ગયા, ત્યારે તેના મનમાં થયું કે અહીં રાજા મને રડતા જોઈ જશે તો પૂછશે. તેના કરતાં હું બહાર ચાલ્યો જાઉં. એમ વિચાર કરીને એક સરોવરના કિનારે જઈ એક વૃક્ષની છાયામાં બેઠા. ભલે અત્યારે કુબડા બની ગયા છે પણ ગમે તેમ તોય રાજા છે ને? એનું બેસવું ઉઠવું એનાં ચિન્હો છાનાં રહેતાં નથી. નળરાજા કુબડા રૂપમાં પગ ઉપર પગ ચઢાવીને રાજાની જેમ બેઠા હતાં. આ સમયે એક બ્રાહ્મણ તેમની પાસે આવીને બેઠો. તેણે નળરાજાનાં તમામ અંગોના ચિન્હો જોયાં. તે ઉપરથી સમજી ગયો કે આ કોણ વ્યક્તિ છે. બ્રાહ્મણ તેની સામે બેસીને ઉંડા નિસાસા નાંખવા લાગ્યો. ત્યારે નળરાજાએ પૂછયું, ભાઈ! તમે કેમ નિસાસા નાંખો છો? તમને કંઈ દુઃખ છે? ત્યારે બ્રાહ્મણે કહ્યું, ભાઈ! મને તો કંઈ દુઃખ નથી, પણ શું વાત કરું! આ દુનિયામાં નળરાજા જેવો કોઈ નિર્દય, નિર્લજ્જ, અને દુષ્ટ માણસ નથી.

**"નળરાજા અને બ્રાહ્મણનો વાર્તાલાપ"** :-- આ પોતે જ નળરાજા હતા. એટલે એના મનમાં થયું કે આ માણસ મારી જ વાત કરે છે. પોતાની વાત આવે ત્યારે સાંભળવાનો રસ આવે ને? નળરાજાએ પૂછયું, ભાઈ! તમે નળરાજાની આટલી બધી નિંદા શા માટે કરો છો? એણે એવું શું ખરાબ કામ કર્યું છે? ત્યારે બ્રાહ્મણે કહ્યું, નળરાજા એના ભાઈ સાથે જુગાર રમ્યા, જુગારમાં હારી ગયા એટલે નળરાજા અને દમયંતીરાણી બન્ને વનમાં ચાલ્યા ગયા. નળરાજાએ ભર જંગલમાં ભરનિદ્રામાં સૂતેલી દમયંતી રાણીને એકલી મૂકી દીધી ને પોતે ચાલતો થઈ ગયો. બોલો, તેના જેવો નિર્દય કોણ છે? એને છોડવી હતી તો કહીને છોડવી હતી ને? શા માટે કપટ કર્યું? નળરાજાએ બ્રાહ્મણને પૂછયું, ભાઈ! નળરાજાએ દમયંતીને છોડયા વર્ષો થઈ ગયા તો તમે દુષ્ટ નળરાજાનો વૃત્તાંત કયાંથી સાંભળ્યો? નળરાજાએ દમયંતીને વનમાં

દ્વિ. શ્રાવણ વદ ૧૧ ને ગુરૂવાર                                                    તા. ૮-૯-૭૭

અનંતજ્ઞાની ભગવંતો ફરમાન કરે છે કે હે ભવ્ય જીવો ! આ સંસારમાં સંયોગો એ દુઃખના હેતુઓ છે, જ્યાં સંયોગ ત્યાં દુઃખ અને અસંયોગ ત્યાં સુખ. દુનિયાના તમામ ભૌતિક સંયોગો દુઃખનું મૂળ છે. તેમાંથી સુખ ક્યાંથી મળે? જે આત્માઓ અસંયોગી બની ગયા છે તેમને દુઃખનું નામ નિશાન નથી. સંયોગ કયો તે તમે જાણો છો ? શરીરનો, સ્ત્રીનો, સંતાનનો, સંપત્તિનો, સત્તાનો, ખાનપાનનો, વિષયોનો, કષાયોનો, કર્મોનો, ઘરબાર, દુકાન, મોટર, બાગ, બગીચા, અલંકારો અને વસ્ત્રોનો સંયોગ. બોલો, આ બધા સંયોગો આધિ, વ્યાધિ અને ઉપાધિનું મૂળ છે કે નહિ ? આવા ઉપાધિમય અને નાશવંત સંયોગો પ્રાપ્ત કરવા માટે જીવ કેટલા ફાંફા મારે છે? અને અન્યાય, અનાચાર, દુરાચાર, ક્લેશ, ઝઘડા વિગેરે ઉભું કરે છે. જેમ જેમ સંસારનો અને સંસારિક વસ્તુઓનો વધારો થતો જાય છે તેમ તેમ જીવ દુઃખોથી અને દુર્ધ્યાનથી વધુ ને વધુ ઘેરાતો જાય છે આવું સમજીને પણ સંયોગથી પર રહેતાં શીખો, અને જીવનની અમૂલ્ય પળને ઓળખો.

ભગવાન મહાવીરસ્વામી ઉત્તરાધ્યયન સૂત્રના ૧૦મા અધ્યયનમાં બોલ્યા છે કે "સમય ગોયમ મા પમાયએ." એક સમય માત્રનો પ્રમાદ ન કરો. અખૂટ લબ્ધિના ભંડારી મોક્ષગામી ગૌતમસ્વામીને પણ એક, બે, ત્રણવાર નહિ પણ ભગવાને છત્રીસ વાર કહ્યું છે કે હે ગૌતમ ! સમય માત્રનો પ્રમાદ ન કરો. આટલી વાર એક જ વાતની ટકોર થવા છતાં ગૌતમસ્વામી નમ્ર ભાવે શ્રવણ કરતાં હતાં. એકનું એક વાક્ય વારંવાર યાદ આપવા છતાં મનમાં ખેદ કે દિલમાં રંજ ગૌતમસ્વામીએ અંશમાત્ર કર્યો નથી. અહો, એ આત્માની કેટલી નમ્રતા ! આજનો સાધક કદાચ એમ જ કહેશે કે શું મને એકલાને જ દેખ્યો છે! શું હું અબૂઝ અને અજ્ઞાની છું ! શું મારામાં જ બધો પ્રમાદ છે કે વારંવાર મને કહો છો ? પણ આ આત્મા તો મહાન વિવેક દૃષ્ટિવાળા અને જ્ઞાની હતા, અને સાધુ સમુદાયના નાયક હતા. તેમના જીવનમાં અહંભાવ તો સ્પર્શ્યો જ નથી. નાયકની સત્તાનો મોહ લાગ્યો નથી. કેટલી બધી પવિત્રતા ! નમવું એટલે અહંને ગાળવો ને સદ્ગુણને લાવવા. તે જ ખરેખર સાચું નમન છે. આજે તો નમન એ નમન નથી પણ વ્યાપાર છે, કસરત કરનાર દોઢ કલાક સુધી શરીરને નમાવે છે પણ એ દિલની નમ્રતા નથી. ખરેખર નમ્રતા તો એ જ કહેવાય કે મન નમવું જોઈએ. દિલને કુણું કરવું જોઈએ. તન સાથે મન નમે તો જ નમ્રતાની મીઠાશ આવે.

બંધુઓ ! ઘણી વાર માનવ ધન, કુટુંબ અને પરિવારનો મોહ છોડી શકે છે પણ અહંને છોડી શકતો નથી. આપણે ઘણી વાર સાંભળ્યું છે કે બાહુબલજીએ સર્વસ્વ છોડયું પણ હું મોટો ભાઈ થઈને નાના ભાઈને કેમ નમું ? અહીં સમજાય છે ને કે બધું છોડવું સહેલું

ભાગી જાય તેમ સતી દમયંતીને જોઈને હિંસક જીવો ભાગવા લાગ્યા.

બંધુઓ ! ભલે દમયંતી એકલી હતી પણ તેના સતીત્વનું તેજ ઝળકતું હતું. વાઘ, સિંહ, સર્પ વિગેરે તેને જોઈને ભાગી જવા લાગ્યા. દમયંતી થોડે દૂર ગઈ ત્યાં તેણે એક મોટા સાર્થને જતો જોયો, એટલે તેના મનમાં થયું કે હું આ સાર્થના ભેગી થઈ જાઉં ને તેની સાથે ચાલુ તો મને સારું પડશે, એમ વિચારીને સાર્થના ભેગી થઈ ગઈ ને નિશ્ચિંત બનીને ચાલવા લાગી. આગળ ચાલતાં ચોર લૂંટારાઓનું મોટું ટોળું આવ્યું ને સાથને ઘેરી લીધો ને લૂંટારાઓ સાર્થને લૂંટવા લાગ્યા. સાર્થ ભયભીત બની ગયો. આ સમયે દમયંતી પોતાના સતીત્વના પ્રભાવે જોરથી બોલી. ખબરદાર ! આ સાર્થને હેરાન કર્યો છે તો ? હમણાં બળીને ભસ્મ થઈ જશો. આટલા શબ્દો સાંભળીને લૂંટારા ધ્રુજી ઉઠયા ને લૂંટેલો માલ ત્યાં મૂકીને ભયભીત થઈને ભાગી ગયા. સાર્થવાહ કહેવા લાગ્યા કે આ કોઈ દેવી છે. આપણને બચાવવા જ અહીં આવ્યા લાગે છે. આજે એ ન હોત તો આપણાં મોત થઈ જાત. બધા સાર્થવાહ અને તેના નાયક દમયંતીના ચરણમાં પડી ગયા ને બોલ્યા–દેવી ! તમારી કૃપાથી અમે બચી ગયા. સાર્થપતિએ પૂછયું–બહેન ! તમે કોઈ દેવી છો કે મનુષ્યાણી ? કોણ છો ? અને આવા ભયંકર જંગલમાં એકલા કેમ આવ્યા છો ? ત્યારે દમયંતીએ સાર્થપતિને પોતાના ભાઈ સમાન ગણીને નળરાજા જુગાર રમ્યા ત્યારથી માંડીને જંગલમાં તેનો ત્યાગ કર્યો તે બધી વાત કહી. સાર્થપતિએ પોતાની બહેન સમાન ગણી દમયંતીને પોતાના તંબુમાં લઈ જઈ તેને ભોજન કરાવ્યું ને તેનો ખૂબ સત્કાર કર્યો.

**વનવગડામાં દમયંતી** :– સવારમાં સાર્થ આગળ ચાલ્યો. ઘણે દૂર જઈને બીજે પડાવ નાંખ્યો. ચોમાસાનો સમય થયો હતો એટલે એકાએક વાદળાં ચઢી આવ્યા. ખૂબ ગાજવીજ ને કડાકા થયા ને મૂશળધાર વરસાદ તૂટી પડયો. ચારે બાજુ બંબાકાર પાણી પાણી થઈ ગયું. વરસાદ બંધ થયો પણ પાણી ખૂબ ભરાઈ જવાથી અને માટીમાં કીચડ થવાથી ગાડા ચલાવી શકાય તેમ ન હતું, આ પરિસ્થિતિ જોઈને દમયંતીએ વિચાર કર્યો કે જ્યાં સુધી કીચડ સૂકાશે નહિ ત્યાં સુધી ગાડા ચલાવી શકાશે નહિ. એટલે આ સાર્થને તો ઘણો સમય અહીં રોકાવું પડશે. મારે આ સાર્થની સાથે ક્યાં સુધી રોકાવું ? હું એકલી સાર્થને છોડીને ચાલી જાઉં. આમ વિચાર કરીને સતી દમયંતી સાર્થમાં કોઈને પણ કહ્યા વિના એકલી ચાલી નીકળી. કારણ કે કહેવા જાય તો તેને કોઈ જવા દે નહિ. એટલે બધા ઉંઘતા હતા તે સમયે દમયંતી પંચ પરમેષ્ઠીનું સ્મરણ કરીને આગળ ચાલી. હવે દમયંતીને માર્ગમાં કેવા કેવા કષ્ટો પડશે ને શું બનશે તેના ભાવ અવસરે.

લાગ્યું પણ અહં છોડવો કઠીન લાગ્યો. જેની સાધના એવી હતી કે તરત જ કેવળજ્ઞાન પ્રાપ્ત થવું જોઈએ, પણ જ્યાં સુધી અહં ન ગયો ત્યાં સુધી કેવળ જ્ઞાન પ્રાપ્ત થયું નહિ. અરે, એક કવિએ રૂપકમાં કહ્યું છે કે સાગરે સરિતાને કહ્યું કે પથ્થરનો ચૂરો કરવો સહેલ છે પણ નેતર લાવવું કઠીન છે. હવે તમને સમજાય છે ને કે પથ્થર અક્કડ છે ને નેતર નમ્ર છે. જેનામાં નમ્રતા છે તેને કોઈ જીતી શકતું નથી. અહીં એક ઐતિહાસિક વાત યાદ આવે છે.

હંગેરીના રાજાની પુત્રી ઈલીઝાબેથ જેનું નામ હતું તેનાં લગ્ન લુઈ સાથે થયાં હતાં. આ રાણી ઈલીઝાબેથ સ્વભાવથી સરળ, નમ્ર અને નિરાભિમાની હતાં. એ જ્યારે બહાર નીકળતાં ત્યારે રસ્તામાં કોઇ દુઃખીને જોતાં ત્યારે તેમનું દિલ દયાથી પીગળી જતું ને આંખમાં આંસુ આવી જતાં, અને હું રાણી છું તેવું અભિમાન છોડીને દુઃખીઓને મદદ કરતાં, એક વખત રાણી ઇલીઝાબેથ સુંદર વસ્ત્રાભૂષણો પહેરી, મસ્તક પર હીરા, મોતીનો મુગટ પહેરી ઇસુના દર્શન કરવા માટે દેવળમાં ગયા. દેવળમાં પ્રવેશ કરતાં નજર ઇસુની મૂર્તિ ઉપર પડી. ઈસુના મસ્તક ઉપર કાંટાળો મુગટ જોઈને તરત તેણે પોતાના માથા ઉપરથી મુગટ ઉતારી નાંખ્યો અને મસ્તક નમાવીને પ્રાર્થના કરવા લાગી.

આ જોઇને ઈલીઝાબેથની સાસુને ક્રોધ આવ્યોને કડકાઈથી કહ્યું કે ઈલીઝાબેથ! જરા વિચાર કર, તું એક રાજરાણી છે. રાજરાણી થઈને ઉઘાડા માથે પ્રાર્થના કરવી તને શોભે છે? ત્યારે ઈલીઝાબેથે સાસુને નમ્રતાથી જવાબ આપ્યો કે માતાજી! જુઓ તો ખરા, ઈસુ ભગવાનના માથે કાંટાળો મુગટ છે ને હું એમની સામે હીરા મોતીનો મુગટ પહેરીને ઉભી રહું! ના....ના, મારાથી કદી એવું નહિ બને. આવી નમ્રતાભરી વાણી સાંભળતાં તેની સાસુ સોરીયા અવાક્ બની ગયા. ઇલીઝાબેથનું મસ્તક જેટલું તાજથી શોભતું હતું તેનાથી અનેક ગણું વધારે તેમનું જીવન નમ્રતાથી શોભતું હતું.

દેવાનુપ્રિયો! જેના જીવનમાં આવી નમ્રતા હશે, આંખમાં કરૂણા, મનમાં કોમળતા હશે, સહનશીલતા હશે એવો માનવી માનવને તો શું પણ દેવ જેવાને પણ વશ કરી શકે છે. નમ્રતા એ મોટામાં મોટો વશીકરણ મંત્ર છે. માટે જો જલ્દી મોક્ષમાં જવું હોય તો જીવનમાં નમ્રતા કેળવી "નમે તે સૌને ગમે" એ સૂત્ર હૈયામાં કોતરી લેજો. એક સંસ્કૃત શ્લોકમાં કહ્યું છે કે.

"नमन्ति फलिता वृक्षा, नमन्ति विबुधा नरा:।
शुष्कं काष्ठं च मूर्खश्च, न नमन्ति त्रुटन्ति च॥"

ફળોના ભારથી વૃક્ષ નમે છે. વિદ્વાન જ્ઞાની મનુષ્ય નમે છે. પણ સૂકું લાકડું અને મૂર્ખ મનુષ્ય કદી નમતાં નથી. લાકડું તૂટી જાય છે તો પણ અક્કડ રહે છે ને મૂર્ખ મનુષ્ય અભિમાનથી અક્કડ રહે છે. તે કોઈને નમતો નથી. ત્યારે જ્ઞાની અને વિદ્વાન પુરૂષો ગુણો આગળ નમી જાય છે.

આપણા ચાલુ અધિકારમાં પણ નમ્રતાની વાત આવી છે. ત્રિખંડ અધિપતિ કૃષ્ણ વાસુદેવમાં કેટલી નમ્રતા હતી કે તે દરરોજ પોતાની માતાઓને વંદન કરવા જતાં હતાં. તેઓ પોતાની જન્મદાતા દેવકીમાતાના મહેલે વંદન કરવા માટે આવ્યા. માતાને વંદન કર્યા. આ સમયે દેવકીમાતા ઉદાસ બની હથેળીમાં હાથ દઈને બેઠા હતાં. માતાને ઉદાસ જોઈને કૃષ્ણવાસુદેવે પૂછ્યું કે હે માતા! હું જ્યારે જ્યારે તમારા દર્શન કરવા માટે પહેલાં આવતો હતો ત્યારે મને જોઈને તમે પ્રસન્ન બની જતાં હતાં. મને જોઈને તમારા હૈયામાં હર્ષ સમાતો ન હતો, અને આજે કેમ ઉદાસ બની ગયા છો? ત્રણ ખંડના સ્વામી જેવો કૃષ્ણ તારો દીકરો છે તો હે માતા! તને શું ચિંતા છે? વિનયવંત પુત્રો પોતાની માતાને સ્હેજ ચિંતામાં દેખે તો તેનું લોહી ઉકળી જાય છે કે મને જીવતાં મારી માતાને શું ચિંતા છે? કૃષ્ણજીએ આ રીતે કહ્યું ત્યારે દેવકીજીને ઉપયોગ આવ્યો. એટલે પોતે જે વાતની ચિંતા કરતી હતી તેને અંતરમાં દબાવી દઈને કહે છે હે મારા દીકરા! તું આવ્યો! તે કૃષ્ણને જોઈને હર્ષઘેલી બની ગઈ. પુત્રને કુશળ સમાચાર પૂછ્યા ત્યારે કૃષ્ણે કહ્યું હે મોરી મૈયા! હું તો આનંદમાં છું પણ તમે આજે ઉદાસ કેમ છો? મેં આવી ઉદાસીનતા કદી તમારા મુખ ઉપર જોઈ નથી. તમારા મનમાં જે ચિંતા હોય તે મને કહો. દેવકીજી કહેતા નથી પણ જ્યારે કૃષ્ણે ખૂબ પૂછ્યું ત્યારે "तए णं सा देवइदेवी कण्ह वासुदेवं एवं वयासी एवं खलु अहं पुत्ता सरिसए जाव समाणे सत्त पुत्ते पयाया, नो चेवणं मए एगस्स वि बालतणे अणुभुए!" દેવકીજીએ કહ્યું કે હે પુત્ર! આકાર, વય અને કાન્તિમાં એક સરખા યાવત્ નલકુબેર જેવા સુંદર સાત પુત્રોને મેં જન્મ આપ્યા છતાં મેં એક પણ પુત્રની બાલક્રીડાનો અનુભવ કર્યો નથી.

દેવાનુપ્રિયો! આ માતાનું હૃદય છે. દરેક માતાઓને પુત્રો વહાલા હોય છે. તિર્યંચમાં કયાં સંતાન કમાઈને ખવડાવવાનાં છે! એ થોડી સેવા કરે છે છતાં તિર્યંચોને પણ પોતાના બચ્ચાં કેટલાં વહાલા હોય છે! ચકલો અને ચકલી દૂર દૂરથી ચણ ચણીને ચાંચમાં લઈ આવે છે ને પોતાના બચ્ચાને ખવડાવે છે ને હેત કરે છે. દેવકીમાતા કહે છે હે દીકરા! મને કોઈ જાતનું દુઃખ નથી કે બીજી કોઈ ચિંતા નથી. તારા જેવા સમર્થ અને વિનયવંત દીકરાની માતાને ચિંતા કે દુઃખ શું હોય? પણ બેટા! મને મોહ મૂંઝવે છે. તેથી ઉદાસ બનીને બેઠી છું. દેવકીમાતા દીકરા માટે ઝૂરે છે. આજે સંસારમાં ઘણાં માતા પિતાઓ દીકરા માટે ફાંફા મારે છે. દીકરી હોય અને દીકરો ના હોય તો વિચારે છે કે અમારું શું થશે? અહીં એક દૃષ્ટાંત યાદ આવે છે.

એક રાજા ચિત્રકળાના ખૂબ શોખીન હતા. નવા નવા ચિત્રો એમને ખૂબ ગમતાં હતાં. આ રાજાના રાજ્યમાં એક પણ ચિત્રશાળા ન હતી એટલે તેમણે વિચાર કર્યો કે હું એક સુંદર ચિત્રશાળા બંધાવું. એમ વિચાર કરીને ચિત્રશાળા બંધાવવા માટે હજારો કારીગરોને બોલાવ્યા. કારીગરોએ ચિત્રશાળા બાંધીને તૈયાર કરી. હવે તેમાં

આકર્ષક ચિત્રો બનાવવા માટે મોટા મોટા ચિત્રકારોને બોલાવ્યા. નિપુણ ચિત્રકારોએ ચિત્રકામ શરૂ કર્યું. થોડા દિવસ થયા પછી રાજાના મનમાં થયું કે લાવ, જરા તપાસ તો કરું કે ચિત્રશાળામાં કેવું કામ ચાલે છે? કારણ કે ચિત્રશાળા માટે કરોડો રૂપિયાનો ખર્ચ કરું છું તો મારે તપાસ તો કરવી જોઈએ ને કે ચિત્રકારો કેવું કામ કરે છે! અચાનક જોવા જાઉં તો ખ્યાલ આવે. રાજા ઘોડા પર બેસીને ચિત્રશાળા જોવા માટે આવ્યા. ઘણાં ચિત્રકારો ખંતથી ચિત્રો દોરી રહ્યા છે. ધમધોકાર કામ ચાલે છે. દરેક ચિત્રકારોએ દરેક ભાગમાં કામ વહેંચી લીધું હતું. બધા ચિત્રકારો યુવાન હતા. તેમાં એક ચિત્રકાર વૃધ્ધ હતો. તે પણ એને સોંપેલા ભાગમાં ચિત્ર દોરતો હતો. એણે એક સુંદર મોર ચીતર્યો હતો. એણે એમાં એવા રંગ પૂર્યા હતા કે તેની છાયા પ્રકાશ વિગેર જોઈએ તેવા ખીલી ઉઠયા હતાં. જાણે આબેહૂબ જીવતો ને જાગતો મોરલો જોઈ લો.

**"ચિત્રકારની પુત્રી બોલી ચોથો પાયો મળી ગયો":–** ચીતરેલો મોર જોઈને રાજાના મનમાં થયું કે ભીંત ઉપર જીવતો મોર બેઠો છે. એટલે તે મોરનું પીંછું પકડવા માટે ગયા પણ પીંછાંને બદલે રાજાનો હાથ ભીંત સાથે અથડાયો. આ ચિત્રકારને એકની એક દીકરી હતી. તે દરરોજ તેના પિતાજીને બપોરે ભાત આપવા આવતી હતી. આ રાજા જ્યારે ચિત્રસભા જોવા માટે આવ્યા હતાં ત્યારે ચિત્રકારની પુત્રી એના પિતાજીને ભાત આપવા આવી હતી, પણ તેનો બાપ જંગલ જવા ગયો હતો એટલે તે બેઠી હતી. આ સમયે રાજા મોરનું પીંછું લેવા જતાં તેનો હાથ ભીંત સાથે અથડાયો. એ જોઈને ચિત્રકારની પુત્રી ખડખડાટ હસી પડી, અને બોલી ઉઠી કે "વાહ વાહ, ચોથો પાયો મળી ગયો. આ સાંભળીને રાજાને આશ્ચર્ય થયું કે આ શેના ચોથા પાયાની વાત કરે છે? અત્યારે રાજા રાજાના વેશમાં આવ્યા ન હતાં. સાદા વેશમાં આવ્યા હતા. રાજાએ પૂછયું કે તું શેનો ચોથો પાયો મળી ગયો એમ કહે છે? એટલે છોકરીએ નિર્ભયતાથી કહ્યું એ તો મૂર્ખાના ખાટલાનો ચોથો પાયો મળી ગયો. મૂર્ખાના ખાટલાના પાયા તરીકે મને ત્રણ પાયા મળ્યા હતા એક પાયો ખૂટતો હતો. તે મને મળી ગયો. આ સાંભળીને રાજાના મનમાં આશ્ચર્ય થયું કે ત્રણ મૂર્ખો કોણ હશે? અને હું મૂર્ખો કેવી રીતે? છોકરીએ રાજાને મૂર્ખો કહ્યો તેથી ખોટું ન લાગ્યું પણ જાણવાની ઈંતેજારી થઈ.

**"રાજાને જાણવાની જિજ્ઞાસા":–** બંધુઓ! મોટા માણસોનાં દિલ વિશાળ હોય છે. જો દિલ વિશાળ હોય તો માણસને નવું જાણવાનું મળી શકે, અને જો નાની નાની બાબતોમાં મન સાંકડું રાખીને ખોટું લગાડે તો એને કંઈ કહેવાનું મન થતું નથી. રાજાનું દિલ વિશાળ હતું એટલે તેમણે ચિત્રકારની પુત્રી ઉપર રીસ ન કરી પણ આ કોને મૂર્ખા કહે છે ને શા માટે મૂર્ખા કહે છે તે જાણવા માટે શાંતિથી

પૂછ્યું કે બહેન! તેં મૂર્ખાના ખાટલાના પાયા તરીકે ચાર મૂર્ખા કહ્યા તે કયા, ક્યાં અને તે મૂર્ખા કેવી રીતે છે તે તું મને કહીશ?

રાજાની જિજ્ઞાસા જોઇને ચિત્રકારની પુત્રીએ કહ્યું, સાંભળો, જુઓ, પહેલા નંબરનો મૂર્ખો મારો બાપ છે. કારણ કે મને એમ થાય કે મારા પિતાજી વૃધ્ધ છે અને આ ઉંમરે આટલું બધું કામ કરે છે તો હું એમના માટે ગરમાગરમ ભોજન લઇને જાઉં ને તેમને જમાડું. એટલે હું દરરોજ ટાઈમસર ગરમાગરમ ભાત લઈને આવું છું ત્યારે એમને આ વખતે જ જંગલ જવાનું સૂઝે છે. "અક્કરમીના પડિયા કાણા" એ ન્યાયે ઉના ભોજનને ઠંડુ કરીને ખાય છે. માણુસે સમય ઓળખવો જોઈએ. બીજું મારી માતા ગુજરી ગઈ છે, એટલે ઘરમાં હું એકલી યુવાન દીકરી છું. આવી યુવાન દીકરીને ઘરમાં એકલી રાખીને એ સવારથી ઉઠીને અહીં કામ કરવા આવે છે પણ વિચાર નથી કરતાં કે યુવાન દીકરીનો શો ભરોસો? છોકરીની વાત સાંભળીને રાજા આશ્ચર્યચકિત થયા કે અહો! આ છોકરીમાં કેટલો વિવેક છે! રાજા પૂછે છે બીજો મૂર્ખો કોણ? છોકરીએ કહ્યું કે બીજો મૂર્ખો આ ગામનો રાજા કે જે યુવાન ચિત્રકારોની પાસેથી જેટલું કામ લે છે તેટલું જ કામ મારાં વૃધ્ધ બાપ પાસેથી લે છે, તો જેટલું કામ યુવાન કરી શકે તેટલું પાંસઠ વર્ષનો વૃધ્ધ કરી શકે ખરો? સાચો વિવેક તો તેને કહેવાય કે તે માણુસની યોગ્યતા અને તાકાત જોઇને કામ લે, પણ આ રાજાને આવો વિવેક નથી માટે તે મૂર્ખો છે, ત્યારે રાજાએ પૂછ્યું કે હવે ત્રીજો મૂર્ખ કોણ?

ત્રીજો મૂર્ખ મને રસ્તામાં મળ્યો. હું ભાત લઈને આવતી હતી ત્યારે રસ્તામાં એક ઘોડેસ્વાર મળ્યો. એ ઘોડે બેઠો હતો ને એવો પૂરજોશમાં ઘોડો દોડાવતો હતો કે હું અને બીજા ઘણાં માણુસો ઘોડાની હડફેટમાં આવતા બચી ગયા, પણ એ મૂર્ખાએ એવો વિચાર ન કર્યો કે જો પૂરપાટ ઘોડો દોડાવવો હોય તો અહીં વસ્તીમાં ન દોડાવાય વનવગડામાં જવાય. આમ તો ઠીક થયું કે બધા બચી ગયા પણ જો કંઇક થયું હોત તો એના બાપનું શું જવાનું હતું? માણુસે સંભાળીને ઘોડો ચલાવવો જોઇએ. જેથી બીજાને તકલીફ ન થાય. આ સાંભળીને રાજા વિચારમાં પડયા કે અહો! બીજા ને ત્રીજા નંબરમાં તો હું મૂર્ખો ઠર્યો ને ચોથા નંબરે પણ વગર પૂછયે હું મૂર્ખો છું. એટલે તે મૌન રહ્યા પણ છોકરીએ કહ્યું. હું વિચાર કરતી હતી કે મેં ત્રણ મૂર્ખા તો જોયા પણ જો કોઈ ચોથો મળી જાય તો ચાર પાયાનો ખાટલો બની જાય. એમાં તમે મળી ગયા. ભાઈ! તમને વિચાર ન થયો કે આ ચિત્રશાળામાં આટલા બધા માણુસો ધમધોકાર કામ કરી રહ્યાં છે. આટલી બધી વસ્તીમાં વનનો સાચો મોરલો અહીં ક્યાંથી આવી શકે? કે તમે એનું પીંછુ પકડવા હાથ લંબાવ્યો? માણુસે આજુબાજુના સંયોગો જોઈને કોઈ પણ કાર્ય કરવું જોઈએ. બોલો, આ વાત સાચી છે ને? આપને ખોટું લાગ્યું હોય તો માફ કરજો.

આ ચિત્રકારની પુત્રીની બુદ્ધિ અને તેનું ખમીર જોઇને રાજાને તેના પ્રત્યે માન જાગ્યું, કે એક યુવાન છોકરી રાજા જેવા રાજાને મૂર્ખો કહેતાં અચકાતી નથી. ત્રણ નંબરમાં તો હું જ મૂર્ખો છું. વળી એની વાત સામાન્ય નથી. એકેક વાતમાં કેટલું તત્ત્વ ભરેલું છે. એની બુદ્ધિ કેટલી છે ને નીડરતા પણ કેટલી બધી છે! એનામાં વિવેક કેટલો બધો છે! એણે એના જીવનમાં આવા તો કેટલાય અનુભવ કર્યા હશે! આની બુદ્ધિ, ખમીર બધું જોતાં એમ લાગે છે કે એ ચીંથરે બાંધેલું રત્ન છે. રાજાને એ ચિત્રકારની પુત્રી પ્રત્યે આકર્ષણ થયું. તમે પણ કંઇક નવું દેખો તો તેના પ્રત્યે આકર્ષણ થાય છે ને? એ આકર્ષણ કયાં? સંસારના પદાર્થોમાંને? પણ અહીં ઉપાશ્રયે આવો છો, વીતરાગ વાણી સાંભળો છો તેનું આકર્ષણ થાય છે? કે હું આવો તપ કરું! દીક્ષા લઉં! વ્યાખ્યાનમાં રોજ નવું નવું સાંભળું છું તો કંઇક અપનાવું. આવું જો આકર્ષણ થાય તો જન્મારો સુધરી જાય.

રાજાને આ છોકરીનાં ગુણો પ્રત્યે આકર્ષણ થયું. મનમાં વિચાર થયો કે આ છોકરી કુંવારી હોય તો હું તેની સાથે લગ્ન કરું, ને તેને મારી પટ્ટરાણી બનાવું. તો મને રાજકાર્યમાં સહાયક બનશે. એની સલાહ મને ખૂબ ઉપયોગી થશે. કદાચ લોકો મારી ટીકા કરશે ને બીજી રાણીઓને પણ થશે કે ચિત્રકારની છોકરીને પરણ્યાં. પણ મને તો મોટો લાભ થશે, પણ જો અત્યારે એને કહીશ તો શરમાઇ જશે. એના પિતાને હું પૂછાવીશ. આમ વિચાર કરીને ચાલ્યા ગયા. બીજે દિવસે રાજાએ પ્રધાનને ચિત્રકારને ઘેર મોકલ્યો. પ્રધાને પૂછ્યું-ભાઈ! તમારી દીકરી કુંવારી છે? ચિત્રકારે કહ્યું-હા, પણ મારે એને સારે ઘેર પરણાવવી છે. મારે એકની એક દીકરી છે. તેની માતા મરી ગઈ છે. હવે જો સારું ઘર મળે તો મને ચિંતા નહિ, પ્રધાને કહ્યું કે હું તને સારામાં સારું ઘર બતાવું? ચિત્રકાર કહે-બતાવો. જો, ખુદ મહારાજા તારી દીકરીને પોતાની પટ્ટરાણી કરવા ચાહે છે. બોલ, તારી ઇચ્છા છે? ચિત્રકારે કહ્યું-પ્રધાનજી! મારી મશ્કરી તો નથી કરતાં ને? અમારા ગરીબની દીકરી રાજા કયાંથી માંગે? પ્રધાને કહ્યું-સાચું કહું છું. ત્યારે કહે તો. તો બહુ આનંદની વાત. ચિત્રકારે મંજુરી આપી અને તેની પુત્રીના રાજા સાથે લગ્ન થયા.

ચિતારાની પુત્રીને રાજાએ પટ્ટરાણીનું પદ આપ્યું, પણ છોકરી કહે છે નાથ! મને નાની રહેવા દો. મારે પટ્ટરાણી નથી બનવું, પણ રાજા માન્યા નહિ. ચિત્રકાર રાજાનો સસરો બન્યો. હવે તેને મજુરી કરવી મટી ગઇ. બંધુઓ! મોટા માણસનો આશ્રય મળે છે તો નના પણ મોટા બની જાય છે ને નબળા સબળા બની જાય છે. આ તો ચિત્રકારની વાત છે પણ આત્મા સાથે આપણે વિચાર કરીએ. આપણા વીતરાગ પ્રભુ સબળા છે. જો આપણે તેમનો આશ્રય લઇએ તો સબળા બની જઇએ, એ ભગવંતોનું શરણું ગ્રહણ કરીને અનંતા આત્માઓ સબળા બની ગયા તો આપણે કેમ ન બની શકીએ? માત્ર આશ્રય લેતાં આવડવો જોઇએ. મારું ગમે તે થાય ' ' રે આશ્રય

તો વીતરાગ દેવનો જ બીજાનો નહિ. આવી દૃઢ શ્રદ્ધા રાખનાર સબળા બની જાય છે.

નવી રાણી ખૂબ ગુણીયલ હતી. તે રાજાને રોજ કહેતી મારે બંગલે ભલે ના પધારો પણ મારી બહેનોના બંગલે દરરોજ જજો, પણ નવી રાણીના ઘણાં ગુણોથી રાજા સ્હેજે તેનામાં ખેંચાતા. આથી બધી જુની રાણીઓ ખૂબ ઇર્ષ્યા કરવા લાગી. તેના વખાણ સહન થતાં નથી તેથી રાજાના કાન ભંભેરવા લાગી પણ રાજા કોઇનું માને તેમ કયાં હતાં? એ તો એમ જ કહી દેતાં કે એનાં ગુણો જુઓ ને. ઇર્ષ્યા શા માટે કરો છો? એટલે રાણીઓ કંઈ બોલી શકતી નહિ પણ છિદ્ર શોધે છે અને રાજાને કહે છે નાથ! તમે શું પાગલ બન્યા છો. તમારી વહાલી રાણી દરરોજ બપોરે રૂમ બંધ કરીને તમને વશ કરવા માટે મંત્ર, જંત્ર, કામણ-ટુમણ કરે છે. ગમે તેમ તોય હલકી જાતની છે ને! એને આવું બધું બહુ આવડે છે. એણે ન દીઠાનું દીઠું છે. એ કોણ જાણે મંત્ર જંત્ર કરીને મોટો અનર્થ ઉભો કરશે, માટે નાથ! જરા વિચાર કરો. આપના હિત માટે કહીએ છીએ. રાજા કહે છે એ તો પવિત્ર સતી છે. તમારી આંખોમાં ઝેર ભર્યું છે માટે આવું દેખાય છે. રાણીઓએ કહ્યું કે જો તમને વિશ્વાસ ન હોય તો બપોરે એક વાગે તેના મહેલે જાતે જઇને ખાત્રી કરી લેજો. બીજે દિવસે રાજા બપોરના સમયે પટ્ટરાણીના મહેલે પહોંચી ગયા.

આ સમયે પટ્ટરાણી મહેલના દરવાજા બંધ કરીને બેઠી હતી. તે રાજરાણીનો પોશાક ઉતારીને પોતાના જુના (ચિત્રકારની દીકરીના) કપડાં પહેરીને પોતાના આત્માને શિખામણ દેતી કે હે જીવ! તારા પ્રબળ પુણ્યના ઉદયથી ચિત્રકારની દીકરીમાંથી પટ્ટરાણીનું પદ મળ્યું છે પણ તું તારી પૂર્વ અવસ્થાને કદી ભૂલીશ નહિ. જેથી તને અભિમાન ન આવે. ભલે, તારા ઉપર રાજાના ચાર હાથ હોય, તેમની પૂર્ણ મહેરબાની હોય પણ બીજી રાણીઓને તું તારાથી હલકી માનીશ નહિ. એ તારી વડીલ બહેનો છે. તેમની સાથે તું સદા નમ્રતાથી નાની બનીને રહેજે. તારા પતિ તારામાં ગમે તેટલો મુગ્ધ હોય તેથી તે તારો ગુલામ નથી પણ તારો સ્વામી છે. ભલે, તે તને ખમ્મા ખમ્મા કરતાં હોય ને તારી સલાહ પ્રમાણે ચાલતાં હોય પણ વિચાર કર, તારા બાપને ઘેર તારી કેટલી કિંમત હતી! અહીં તારે અભિમાન કરવાની જરૂર નથી. હે ભગવંત! ક્યારે પણ મારામાં અભિમાન ન આવે, ક્યારે પણ મારા વડીલ બહેનોનું અપમાન ન કરું, સદા વિનયથી રહું, ને મારા પતિની આજ્ઞાનું પાલન કરું એવી મને સદ્બુદ્ધિ આપજે. વિવેકનો દીપક મારા અંતરમાં જલતો રાખજે. આ પ્રમાણે આત્મચિંતન અને પ્રાર્થના કરીને રાણીનો પોશાક પહેરી લીધો.

રાણીના ઉદ્ગારો સાંભળીને રાજા તો ઠરી ગયા. અહો! શું આ રાણીની પવિત્રતા છે! અને બીજી રાણીઓ એના ઉપર ઈર્ષ્યા કરે છે! રાજા બીજે દિવસે રાણીઓને પટ્ટરાણીના

મહેલે લઈ આવ્યો ને ગુપ્ત રીતે આ નવી રાણી શું કરે છે તે બતાવ્યું. રાણીની પ્રાર્થના અને અંતરના ઉદ્ગારો સાંભળીને બધી રાણીઓ સ્તબ્ધ બની ગઈ. અહો! આપણે તેના ઉપર કેટલી ઇર્ષ્યા કરીએ છીએ ત્યારે એ આપણા ઉપર કેટલો બધો સ્નેહ અને આદર ભાવ રાખે છે. અંતે એ બધી રાણીઓ તેના ચરણમાં પડીને માફી માંગે છે, ત્યારે તે પટ્ટરાણીએ કહ્યું-બહેનો! તમે મારા વડીલ છો, ગુણના ભંડાર છો, તમારે મારી માફી માંગવાની કે ચરણમાં પડવાનું ન હોય.

બંધુઓ! આ દષ્ટાંત ઉપરથી આપણે એ સાર ગ્રહણ કરવાનો છે કે ચિત્રકારની પુત્રી હોવા છતાં એનામાં કેવા ગુણો હતા! ગરીબની દીકરી પટ્ટરાણી પદ પામી છતાં પોતાના આત્માને કેવો ગુણોમાં સ્થાપી રાખ્યો હતો જેથી એને પસ્તાવાનો વખત ન આવ્યો. બીજી રાણીઓ તેના ઉપર ખોટી ઇર્ષ્યા કરતી હતી પણ તેના ગુણોની પીછાણ થતાં બધાએ તેની માફી માંગી. એક ગુણી આત્મા ઘરમાં આવે તો બધાના જીવન સુધારે છે. આ ચિત્રકારની દીકરી હતી છતાં તેનામાં કેટલું ખમીર હતું! કેવી બુધ્ધિ અને ગુણો હતા. કૃષ્ણ વાસુદેવ આવા ગુણવાન અને વિનયવંત હતા, દેવકીમાતાને ઉદાસ જોઇને તેમના દિલમાં ખૂબ દુઃખ થયું. માતાને ઉદાસીનતાનું કારણ પૂછ્યું ને માતાએ ઉદાસીનતાનું કારણ દર્શાવ્યું. હવે કૃષ્ણજી દેવકીમાતાની ચિંતા દૂર કરવા માટે શું વિચાર કરશેને માતાનું મન શાંત કરવા માટે કેવું આશ્વાસન આપશે તેના ભાવ અવસરે.

ચરિત્ર :- દમયંતી ભયંકર જંગલમાં નવકારમંત્રનું સ્મરણ કરતી ચાલી જાય છે. ત્યાં માર્ગમાં ભયંકર રાક્ષસ જોયો. ભલભલાની છાતી ફાટી જાય તેવો તે રાક્ષસ હતો પણ દમયંતી તો નવકારમંત્રનું સ્મરણ કરતી ઉભી રહી. તે રાક્ષસ દમયંતીની સામે આવીને ઉભો રહ્યો ને પૂછ્યું કે તું ક્યાં જાય છે? ઉભી રહે, આજે તો મને ખૂબ ભૂખ લાગી છે. એટલે તને ખાઇને મારી ભૂખ મટાડીશ, ત્યારે દમયંતી સિંહણ ગર્જના કરે તેમ ગર્જના કરીને બોલી મને અડીશ તો તું ભસ્મ થઈ જઇશ. દમયંતીની ગર્જના સાંભળીને રાક્ષસના પગ ધ્રુજવા લાગ્યા. તે ચરણમાં પડીને કહે છે હે માતા! મેં તને ખાવાનો વિચાર કરીને તારી ઘોર અશાતના કરી છે. મને માફ કર. હવે હું તારા ઉપર પ્રસન્ન થયો છું. દમયંતીએ કહ્યું-હે રાક્ષસ! જો તું મારા પર પ્રસન્ન થયો હોય તો હું પૂછું તેનો મને જવાબ આપ કે મારા પતિનો મેળાપ મને ક્યારે ને ક્યાં થશે? રાક્ષસ કહે હે માતા! જે દિવસે તારો પતિ તને તજીને ગયો છે તે દિવસથી બરાબર બાર વર્ષે તારા પિતાને ત્યાં જ તારા પતિનું મિલન થશે. આ સાંભળીને તેને ખૂબ આનંદ થયો. બાર વર્ષ પછી પણ પતિ મળશે ને? દમયંતીએ તેને કહ્યું, મારા પતિના સમાચાર આપીને તેં મારા ઉપર મહાન ઉપકાર કર્યો છે. તું મારા ઉપર પ્રસન્ન થયો છું તો તારે હવે કોઈ મનુષ્યને મારવો નહિ તેવો નિયમ લે. ત્યાં રાક્ષસે નિયમ લીધો અને તેનું દિવ્યરૂપ પ્રકાશિત

કરીને સતીના ચરણમાં પડી ગયો, ને કહ્યું, માતા ! આ ભયંકર જંગલ છે. અહીં રહેવા કરતાં જો તારી આજ્ઞા હોય તો તને તારા પિતાજીને ત્યાં મૂકી આવું. દમયંતીએ કહ્યું તારી વાત સાચી છે પણ હું સતી સ્ત્રી છું. મારા પતિ સિવાય બીજા કોઇ પણ પુરૂષનો સ્પર્શ કરતી નથી. માટે તું ખુશીથી ચાલ્યો જા. હું મારી ઇચ્છા થશે ત્યાં જઇશ.

દમયંતીના કહેવાથી દેવ તેના ચરણમાં નમીને ચાલ્યો ગયો. દમયંતીએ આસપાસ નજર કરી તો એક ગુફા જોઈ. તેને થયું કે મારે માટે આ ગુફા સારી છે. મારે પતિના વિયોગમાં બાર વર્ષ પસાર કરવાનાં છે તો હમણાં અહીં રોકાઇ જાઉં ને શાંતિથી ધર્મારાધના કરું. પછી પિયર જઈશ. આવો વિચાર કરી તે ગુફામાં રહીને ધર્મધ્યાન કરવા લાગી. તેણે નિયમ લીધો કે જ્યાં સુધી મને મારા પતિનું મિલન ન થાય ત્યાં સુધી મારે સફેદ વસ્ત્રો પહેરવા, જમીન ઉપર સૂવું ને લૂખોસૂકો આહાર કરવો. ફૂલની માળા પહેરવી નહિ. આવો દઢ નિયમ કરીને તે ગુફામાં એક ઉપવાસ, છઠ, અઠ્ઠમ કરતી નવકારમંત્રના ધ્યાનમાં સમય વીતાવવા લાગી.

બીજી બાજુ સવાર પડતાં સાર્થવાહ ઉઠયો ને દમયંતીને ન જોઇ એટલે તેની ખૂબ તપાસ કરી પણ કયાંય મળી નહિ. તેથી સાર્થના માણસોને ખૂબ દુઃખ થયું, કારણ કે તેઓ દમયંતીને દેવીની માફક પૂજતાં હતાં. એ સમજતાં હતાં કે આ દેવી આપણી સાથે હશે તો આપણો વાળ વાંકો નહિ થાય. એક વખત તો પ્રત્યક્ષ અનુભવ થઈ ગયો હતો. કીચડ સૂકાતાં ગાડા જોડીને સાર્થ નીકળ્યો. માર્ગમાં દમયંતીની તપાસ કરતાં હતાં. ત્યાં ગુફા જોઈ, અંદર જઈને તપાસ કરી તો સાર્થપતિએ દમયંતીને જોઈ. એટલે ખૂબ આનંદ થયો ને કહ્યું, દેવી ! અમે તમારી ખૂબ તપાસ કરી. તમે અમને મૂકીને આવતાં રહ્યાં ? દમયંતીએ બીજું કંઈ ન કહેતાં અહિંસા પ્રધાન જૈન ધર્મનો ઉપદેશ આપ્યો. સાર્થવાહ તે સાંભળીને ખુશ થયો ને કહ્યું. અમારી સાથે ચાલો. દમયંતીએ કહ્યું, હું હમણાં અહીં રહીશ. આ એકાંત સ્થાનમાં મને ખૂબ આનંદ આવે છે. તમે ખુશીથી જાઓ. ત્યારે સાર્થવાહો કહે છે અમે અહીં જ રહીશું. ૫૦૦ સાર્થવાહોએ ત્યાં નાના ઘરો બંધાવી ગામ વસાવ્યું અને દમયંતીની સાથે રહી ધર્મધ્યાન કરતાં આનંદથી રહેવા લાગ્યા. આસપાસ વસતા તાપસો પણ ત્યાં આવીને રહેવા લાગ્યા. તેમને પણ દમયંતીએ જૈન ધર્મનું સ્વરૂપ સમજાવ્યું. તેથી સાર્થપતિ અને તાપસોએ દયાપ્રધાન જૈન ધર્મ અંગીકાર કર્યો. નવા નગરમાં ૫૦૦ તાપસો બોધ પામ્યા તેથી તેનું નામ તાપસપુર પાડયું.

એક વખત ધોધમાર વરસાદ તૂટી પડયો. તેથી ખૂબ પાણી ભરાઇ ગયું. એટલે બધા તાપસો અને સાર્થવાહો ખૂબ ચિંતામાં મૂકાઇ ગયા, ત્યારે દમયંતીએ બધાને શાંત પાડીને કહ્યું તમે ચિંતા ન કરશો. એમ કહી હાથ જોડીને કહ્યું કે " જો મેં શુદ્ધ ભાવથી જૈન ધર્મનું પાલન કર્યું હોય તો વરસાદ બંધ થઈ જાય. " તરત જ

વરસાદ બંધ થઈ ગયો. આ ચમત્કાર જોઈને આ લોકોની જૈનધર્મમાં શ્રદ્ધા વધી અને સૌ દમયંતીને પોતાના ગુરૂ સમાન માની જૈનધર્મની આરાધના કરતાં ત્યાં રહેવા લાગ્યા. તાપસપુરની ખ્યાતિ સાંભળી ઘણાં વહેપારીઓ બીજા નગરમાંથી અહીં આવીને વસ્યા. હવે નગરની ખ્યાતિ ખૂબ વધી ગઈ. જંગલમાં મંગલ થઈ ગયું.

એક વખત મધ્ય રાત્રે દમયંતી ગુફાની બહાર નીકળી. તેની દૃષ્ટિ નજીક રહેલાં પર્વત ઉપર પડી. એ પર્વતની ટોચે તેણે અલૌકિક પ્રકાશ જોયો, અને દેવોનો સમૂહ પર્વત ઉપર આવતો જોયો. વિદ્યાધરો પણ પૃથ્વી ઉપર ઉતરી રહ્યા હતાં. આથી ખૂબ કોલાહલ થયો. તે સાંભળી સાર્થવાહો, તાપસો વિગેરે જાગી ગયા. સૌએ દિવ્ય પ્રકાશ જોયો તેથી સૌના મનમાં થયું કે કંઈક છે. એટલે દમયંતી, સાર્થવાહો અને તાપસો પહાડ ઉપર ચઢયાં. ત્યાં, દેવો, વિદ્યાધરો વિગેરેને કેવળી ભગવાનનો મહોત્સવ ઉજવતાં જોયા. દમયંતી વિગેરે કેવળી ભગવંતને વંદન કરીને ત્યાં બેસી ગયાં ને ભગવંતે ઉપદેશ આપ્યો. તે સાંભળી વિમલમતિ નામના તાપસને વૈરાગ્ય આવ્યો ને દીક્ષા આપવા વિનંતી કરી ત્યારે તેમણે કહ્યું યશોભદ્ર તમને દીક્ષા આપશે.

ત્યાર બાદ દમયંતી, સાર્થવાહો અને તાપસોએ પૂછયું કે હે ભગવંત! આપે કેવી રીતે વૈરાગ્ય પામીને દીક્ષા લીધી? કેવળી ભગવંતે કહ્યું, સાંભળો. કોશલા નગરીમાં નળરાજા રાજ્ય કરતાં હતાં. તેમને દમયંતી નામે પતિવ્રતા રાણી છે. તેમનો કુબેર નામનો નાનો ભાઈ અત્યારે નળરાજાનું રાજ્ય ચલાવે છે. હું તે કુબેરનો સિંહકેશરી નામે પુત્ર છું. હું પરણવા ગયો હતો. હું શૃંગાપુરીશ કેસરીની કુંવરી બંધુમતીની સાથે લગ્ન કરીને મારી નગરીમાં જતો હતો. ત્યાં મારા મહાન પુણ્યોદયે મને આ પર્વત ઉપર યશોભદ્રસૂરિ મહારાજના દર્શન થયા. મેં તેમના દર્શન કરીને દેશના સાંભળી. મને ખૂબ આનંદ થયો અને મેં તેમને પૂછયું, ભગવંત! મારું આયુષ્ય કેટલું છે? મહારાજે તેમના જ્ઞાન બળે જાણીને કહ્યું કે તારું આયુષ્ય પાંચ દિવસનું છે. આ સાંભળીને હું મરણના ભયથી આકુળવ્યાકુળ બની ગયો. મને ખૂબ દુઃખ થયું, ત્યારે મહારાજે કહ્યું, વત્સ! ગભરાઈશ નહિ. એક દિવસનું ચારિત્ર પણ જન્મ મરણનાં ભય મટાડે છે. તેમના વચન સાંભળીને મને વૈરાગ્ય આવ્યો, અને મેં બંધુમતીની આજ્ઞા લઈને તરત દીક્ષા લીધી, અને કઠીન સાધના કરીને ગુરૂની આજ્ઞાથી હું પહાડ ઉપર ચઢયો. અહીં આવીને ઘાતી કર્મોનો ક્ષય કરી લોકાલોક પ્રકાશક કેવળજ્ઞાનની પ્રાપ્તિ કરી. આ પ્રમાણે કહીને તે સિંહકેશરી કેવળી ભગવંત શેષ રહેલાં અઘાતી કર્મોનો ક્ષય કરી મોક્ષમાં ગયા અને દેવોએ તેમનો નિર્વાણ મહોત્સવ ઉજવ્યો ને તેમના શરીરની અંતિમ ક્રિયા કરી.

આ બધું જોઈને દમયંતીની આંખમાં આંસુ આવી ગયા. અહો! આ તો મારા દિયરનો દીકરો, મારો લાડીલો ભત્રીજો છે. સિંહકેશરી જેનું નામ હતું તે ખરેખર સિંહ જેવો શૂરવીર બની, કર્મોને ખપાવીં મોક્ષમાં ગયો! હું કયારે મો[illegible] જઈશ?

આવી ચિંતવણા કરવા લાગી. બધા પહાડ ઉપરથી નીચે ઉતર્યા અને સિંહકેશરી મુનિનાં ગુરૂ પાસે આવ્યા. ત્યાં તાપસે તેમની પાસે દીક્ષા લીધી. હવે દમયંતી યશોભદ્ર મહારાજને શું કહેશે ને તેનો શું જવાબ આપશે તેના ભાવ અવસરે.



## વ્યાખ્યાન નં. ૬૧

**દ્વિ. શ્રાવણ વદ ૧૨ ને શુક્રવાર** તા. ૯-૯-૭૭

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! અનંતજ્ઞાની, રાગદ્વેષના વિજેતા, મોક્ષ માર્ગના પ્રણેતા વીતરાગપ્રભુ ફરમાવે છે કે હે આત્મા! તું અનંતકાળથી અજ્ઞાનના અંધકારમાં અટવાયો અને ચતુર્ગતિ ચક્રમાં ભ્રમણ કરતાં, મહાન કષ્ટો સહન કરતાં, મહાન પુણ્યનો ઉદય થતાં દેવોને પણ અતિ દુર્લભ જ્ઞાનનું શિખર સર કરવા માટે સર્ચલાઈટ સમાન મનુષ્યભવ પામ્યો છે તો હવે અજ્ઞાનના અંધારા ઉલેચી જ્ઞાનનો દિપક પ્રગટાવો. અજ્ઞાનનો અંધકાર જીવને દુર્ગતિની ખીણમાં ફેંકી દે છે. જ્યાં સુધી સૂર્યનો ઉદય થતો નથી ત્યાં સુધી અંધકાર રહે છે. આપણાં જીવનમાં જ્ઞાનનો પ્રકાશ ફેલાવવા માટે વીતરાગપ્રભુની વાણી સૂર્ય સમાન છે. ભવસાગરમાં ડૂબતા જીવોને તરવા માટે નૌકા સમાન છે. આ નૌકાના સહારે આત્મા ભવસાગરથી તરી જાય છે. જો ભવસાગરથી તરવું હોય તો ક્ષણે ક્ષણે પાપથી ડરતા રહો.

બોલો, તમને પાપનો ડર લાગે છે? તમે પાપભીરૂ છો કે સાપભીરૂ? તમારા ઘરમાં એક દર હોય તેમાંથી તમે સર્પને નીકળતો જોયો, પછી એ સર્પ ક્યાંક પેસી જાય. થોડી વારે ફરીને બીજો સર્પ નીકળતો જોયો ને પાછો ક્યાંય પેસી ગયો. ખૂબ તપાસ કરી પણ સર્પ ક્યાંય દેખાયો નહિ, પણ તમને સુખે ઉંઘ આવે ખરી? "ના". કારણ કે બે વખત સર્પને દરમાંથી નીકળતો નજરે જોયો છે એટલે સર્પનો ડર લાગે છે. કોઈ માણસ એ દરમાં દૃષ્ટિ કરીને કહે કે ભાઈ! આ દરમાં તો કિંમતી રત્નો છે. જોઈએ તો અંદર હાથ નાખો. રત્નો લેવા બહુ ગમે છે પણ જે દરમાંથી બબ્બે વખત સર્પ નીકળતો જોયો છે તેમાં હાથ નાખો ખરા? રત્નો લેવાની લાલચ તો ઘણી છે એટલે દરમાં દૃષ્ટિ કરી તો ઝળહળતાં રત્નો દેખાયાં અને ફૂંફાડા મારતો સર્પ પણ દેખાયો. હવે શું કરો? રત્નો જતાં કરો ને? કારણ કે સર્પ કરડે તો! માટે રત્નો જતાં કરો છો. સર્પ દરમાંથી નીકળી જાય તો તરત હાથ નાંખીને રત્નો લઈ લો. આ વાતને આત્મા સમજે તો વિભાવ-દશામાં રહેલા આત્માના જીવનરૂપી દરમાં ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, ઈર્ષ્યા, અને વિષય રૂપી ઝેરી સર્પો ફુંફાડા મારી રહેલા છે અને સ્વભાવમાં વર્તતા જીવમાં જ્ઞાન-દર્શન, ચારિત્ર અને તપ રૂપી અમૂલ્ય રત્નો ઝળકે છે. જીવાત્મા ધારે તો ક્રોધાદિ રૂપી

સર્પોને પકડીને દૂર કરી નિર્ભય બનીને જ્ઞાન-દર્શન આદિ કિંમતી રત્નો મેળવી શકે છે. પણ એ માટે જબ્બર પુરૂષાર્થ કરવાની જરૂર છે. મહાનપુરૂષોએ એ ક્રોધાદિ રૂપી સર્પોને ભગાડી જ્ઞાન, દર્શનાદિ રત્નો પ્રાપ્ત કરી લીધા. આપણે તે રત્નોને મેળવવા હોય તો સ્વ તરફ પુરૂષાર્થ કરવો જોઈશે.

આપણા ચાલુ અધિકારમાં દેવકીરાણીની વાત ચાલે છે. દેવકીરાણીના દિલમાં એક વાતનો અફસોસ છે કે મેં નલકુબેર જેવા સાત પુત્રોને જન્મ આપ્યો તેમાંથી એકને પણ ન ઉછેરી શકી! આવું બનવામાં કોઈ ને કોઈ ભવનાં કર્મ તો ખરાં જ ને? કર્મ શું નથી કરતા? માણસના ગાઢ કર્મનો ઉદય હોય છે ત્યારે પોતાનો માનેલો જીગરજાન મિત્ર વિશ્વાસઘાત કરીને નિર્દોષને પણ ગુનેગાર ઠરાવે છે પણ અંતે સત્ય છાનું રહેતું નથી. એક દૃષ્ટાંત આપીને સમજાવું.

એક ગામમાં ચંદ્રસેન અને રૂદ્રસેન નામના બે મિત્રો રહેતાં હતાં. પૂર્વના ઋણાનુબંધ સંબંધના કારણે બંને મિત્રો થયા હતા પણ બંનેના સ્વભાવમાં ઘણું મોટું અંતર હતું. ચંદ્રસેન સત્યવાદી, સદાચારી અને નીતિસંપન્ન હતો, જ્યારે રૂદ્રસેન લોભી, અન્યાયી અને ઇર્ષ્યાળુ હતો. ચંદ્રસેન ખૂબ પુણ્યવાન હતો. તેની પાસે ઘણી સંપત્તિ હતી. નગરમાં તેનું માન પણ ખૂબ હતું. પેલા રૂદ્રસેનથી આ બધું સહન થતું ન હતું. એની સંપત્તિ અને સત્કાર સન્માન જોઈને તે ઈર્ષ્યાથી પ્રજળી રહ્યો હતો, પણ ઉપરથી એના ઉપર ખૂબ પ્રેમ રાખતો હતો. ચંદ્રસેન ખૂબ સરળ હતો. એ તો એમ માનતો હતો કે મારા મિત્રને મારા પ્રત્યે કેટલો પ્રેમ છે! ત્યારે રૂદ્રસેન દાવ શોધ્યા કરતો હતો કે ગમે તેમ કરીને ચંદ્રસેનને કેમ હલકો પાડું? તે માટે છિદ્ર શોધ્યા કરતો હતો. "इर्ष्या हि विवेक परिपन्थिनी" ઇર્ષ્યા એ વિવેકનો શત્રુ છે. માણસના જીવનમાં ઈર્ષ્યા અગ્નિ પ્રજળે છે ત્યારે તેના જીવનમાં વિવેકનો દિપક બૂઝાઈ જાય છે. તેથી તેને હું આ શું કરી રહ્યો છું. કોનું અહિત કરી રહ્યો છું? આના કટુ ફળ મારે કેવા ભોગવવા પડશે તેનો તેને ખ્યાલ નથી રહેતો. ઇર્ષ્યાળુ માનવ ગુણવાનનાં ગુણો પોતાના જીવનમાં અપનાવવાની ઇચ્છા કરતો નથી પણ ગુણવાનને ઉચ્ચ માર્ગથી પતીત કરીને પોતાના જેવો બનાવવાની ઇચ્છા રાખે છે. આ માનવતાનું લક્ષણ નથી. મહાનપુરૂષો કહે છે કે તારું જીવન કેવું હોવું જોઇએ!

सुरम्यान् कुसुमान् दृष्टवा, यथा सर्व प्रसीदति।
प्रसन्नान् परान् दृष्टवा, तथात्व सुखमाप्नुया :॥

જેવી રીતે સુંદર ખીલેલાં સુંગધી પુષ્પોને જોઈ ને સૌ કોઇ પ્રસન્ન થાય છે તેવી રીતે બીજાને પ્રસન્ન જોઈ ને તું પણ સુખનો અનુભવ કર. પણ કોઇનું સુખ જોઈ ને ઈર્ષ્યા ન કરીશ. કદાચ તને ઈર્ષ્યા થાય તો એવી ઈર્ષ્યા કર કે આ વ્યક્તિ આટલી બધી ગુણવાન છે તો હું એના જેવો ગુણવાન કેમ બનું. એવો વિચાર કરી તેના ગુણો પોતાના જીવનમાં અપનાવવા પ્રયત્નશીલ બનો. જો દરેક મનુષ્ય આવા પવિત્ર બને તો ક્યાંય ક્લેશ કે ઝઘડાનું નામનિશાન ન રહે.

રૂદ્રસેને ચંદ્રસેનને હલકો પાડવા માટે યુક્તિ કરી. એ નગરમાં હીરાચંદ નામનો સજ્જન શ્રેષ્ઠી રહેતો હતો. તેની સાથે રૂદ્રસેનને સારો સંબંધ હતો, એટલે અવારનવાર તેને ત્યાં જતો હતો. એક વખત એ શ્રેષ્ઠીને ત્યાં હીરા-માણેક વિગેરે ઝવેરાતના ડબ્બા બહાર કાઢેલા હતાં. તે વખતે આ માયાવી રૂદ્રસેન ત્યાં પહોંચી ગયો, અને કોઈ ન જાણે તેવી રીતે ચાલાકીથી રત્નનો એક ડાબલો ઉઠાવ્યો, ને સીધો ચંદ્રસેનને ઘેર પહોંચી ગયો. એ સમજતો હતો કે મેં કેવી ચાલાકી વાપરી! આ કોઈ જાણતું નથી. ભલે, અહીં કોઈ નથી જાણતું પણ સર્વજ્ઞ ભગવંતો તો જાણે છે ને? કર્મરાજાની કોર્ટમાં છાનું રહેવાનું નથી. રૂદ્રસેનનું મન મલીન બન્યું છે એટલે હીરાચંદને ત્યાંથી ચોરી કરીને ચંદ્રસેનને ઘેર આવ્યો. ચોરી કરીને ચંદ્રસેન આગળ શાહુકારી બતાવી તેની સાથે પ્રીતી રાખીને વિશ્વાસઘાત કરી તેને સીસામાં ઉતારવા માટે કેવી મેલી રમત રમે છે! તે ચંદ્રસેનને રત્નોનો ડાબલો આપીને કહે છે દોસ્ત! આટલો ડાબલો સાચવીને તારે ઘેર મૂકી રાખજે. ચંદ્રસેને પૂછયું અહીં શા માટે મૂકવા આવ્યો છે? ત્યારે કહે છે ભાઈ! મારે ઘેર તિજોરી નથી. પછી હું લઈ જઈશ, આ તો બિચારો સરળ હતો એટલે પૂછયું પણ નહિ કે ડાબલામાં શું છે? ફક્ત એટલું વિચાર્યું કે એને અગવડ છે માટે સાથ આપવો. એને ખબર નથી કે એની સંપત્તિ સાચવતાં મારે માથે કેવી વિપત્તિ આવશે? કહેવત છે ને કે "**દુર્જનકી દોસ્તી ઔર જીવ કા જાન.**" મિત્ર એવો સજ્જન હોવો જોઈએ કે દુઃખના સમયે પડખે આવીને ઉભો રહે, પણ જો દુર્જન મિત્ર હોય તો જીવનને જોખમમાં મૂકી દે છે. રૂદ્રસેન ડાબલો આપીને રવાના થઈ ગયો ને ચંદ્રસેને સાચવીને તિજોરીમાં મૂકી દીધો.

બીજે દિવસે નગરમાં વાતો થવા લાગી કે હીરાચંદ શ્રેષ્ઠીને ત્યાં ચોરી થઈ છે. તેમાં રત્નોનો ભરેલો ડાબલો ગુમ થયો છે. વાત સાંભળીને ચંદ્રસેનના મનમાં શંકા થઈ કે મારો મિત્ર કાલે મૂકી ગયો છે તે ચોરીનો માલ તો નહિ હોય ને? તેણે રૂદ્રસેન પાસે જઈને પૂછયું-ભાઈ! તું મારે ત્યાં કાલે મૂકી ગયો છું તે માલ કોનો છે? ત્યારે કપટી રૂદ્રસેને એવી શાહુકારીથી જવાબ આપ્યો કે ભાઈ! એ તો મારો માલ છે. મેં તને કહ્યું હતું ને કે મારે ઘેર તિજોરી નથી એટલે તારે ત્યાં મૂકી જાઉં છું. બીજું કોઈ કારણ નથી. તું ચિંતા ન કરીશ. આથી પવિત્ર ચંદ્રસેનના મનમાંથી વહેમ નીકળી ગયો ને શાંતિ થઈ. આ તરફ હીરાચંદ શેઠે ખૂબ તપાસ કરી પણ ડાબલો જડયો નહિ. ખૂબ કિંમતી રત્નો હતા. એટલે શેઠે ફરિયાદ કરી કે મારો માલ ચોરાયો છે. રાજાએ પૂછયું કે તમારું શું શું ચોરાયું છે? તે નોંધાવી દો. શેઠે બધું નોંધાવી દીધું.

બીજે દિવસે રાજાએ નગરમાં ઢંઢેરો પીટાવ્યો કે હીરાચંદ શેઠના ઘરમાં ચોરી થઈ છે. તેમનો માલ જાણતાં કે અજાણતાં જેમની પાસે આવ્યો હોય તે પાંચ દિવસમાં મને આપી જશે તો રાજા તેને શિક્ષા નહિ કરે, પણ જો પાંચ દિવસ પછી જેના ઘરમાંથી માલ નીકળશે તો રાજા તેનું સર્વસ્વ લૂંટી લઈ ફાંસીએ ચઢાવશે. રાજા પ્રજાપાલક

અને ન્યાયી હતા. ઢંઢેરો પીટાવીને ખૂબ તપાસ કરવા માંડી પણ ક્યાંય હીરાચંદ શેઠના રત્નોનો ડાબલો મળતો નથી. પાંચ દિવસ વીતી ગયા પણ માલ મળ્યો નહિ. રાજા ખૂબ ગુસ્સે થયા. પેલા રૂદ્રસેને જાણ્યું કે હવે મારા પાસા સવળા પડશે. એમ સમજીને એ તો ઉપડયો રાજા પાસે. સાહેબ! હું એક વાત કરું? રાજાએ કહ્યું કે શી વાત છે? મહારાજા! મિત્રના દોષનું પ્રકાશન કરવું તે મને યોગ્ય નથી. કહેતાં મારી જીભ ઉપડતી નથી, પણ જે કાર્ય આ લોક અને પરલોક વિરૂધ્ધ છે તેવી અહિતકરપ્રવૃત્તિ કરીને મારો મિત્ર પોતાના આત્માનો શત્રુ બને છે એ મારો મિત્ર કેવી રીતે બની શકે? હું એવી મિત્રતા ચાહતો નથી. એવા મિત્રની ઉપેક્ષા ન કરવી જોઈએ. ભલે, મારા જીગરજાન મિત્રની વાત છે પણ લાચારીથી આપને કહું છું. બંધુઓ! જુઓ, એક પવિત્ર માણસને હલકો પાડવા માટે કેવી બનાવટ ઉભી કરી! સાચે સાચી વાત કરવામાં બનાવટ કરવી પડતી નથી પણ અંદર કપટ રાખીને સજ્જન માણસ ઉપર આરોપ મૂકવો હોય ત્યારે માણસને ખૂબ ચાલાકી કરવી પડે છે.

"રાજાની પાસે ચાલાકી વાપરતો રૂદ્રસેન":- રૂદ્રસેન કહે છે મહારાજા! આ નગરમાં ચંદ્રસેન શ્રેષ્ઠી રહે છે તે મારો ખાસ મિત્ર છે. તેને ત્યાં હું રોજ સવારે જાઉં છું પણ આજે સવારે હું જઈ શક્યો ન હતો એટલે બપોરે ગયો, ત્યારે ચંદ્રસેન અને તેનો પુત્ર બંને મેડી ઉપર બેસીને ગુપ્ત મંત્રણા કરતા હતા કે હીરાચંદ શેઠનો ડાબલો આપણને ઠીક મળી ગયો. હવે આપણે તેની વ્યવસ્થા કરી દઈએ. આમ વાત ચાલતી હતી તેથી આપને કહેવા આવ્યો છું. મિત્રની વાત મારાથી ન કહેવાય પણ કહેવા જેવું લાગ્યું એટલે કહું છું. હવે આપને ઠીક લાગે તેમ કરો. રૂદ્રસેનની વાત સાંભળીને રાજાને ખૂબ ગુસ્સો આવ્યો. તેમણે કહ્યું-ભાઈ! તું કોની વાત કરે છે? મારા રાજ્યમાં ચંદ્રસેન જેવો કોઈ સદાચારી અને સત્યવાદી માણસ નથી. એકદી ચોરી કરે ખરો? ઉત્તમકુળમાં જન્મેલો ને સંસ્કારી માણસ નીતિ વિરૂધ્ધ કાર્ય કરે? આ વાત મારા માનવામાં આવતી નથી, તારી ભૂલ થતી હશે. મારે તારી વાત સાંભળવી નથી. ચાલ્યો જા અહીંથી.

રૂદ્રસેને કહ્યું-સાહેબ! આપ માનો ન માનો આપની મરજીની વાત છે, પણ મારી વાત સો ટકા સાચી છે. એ મારો મિત્ર છે. હું મુદ્દાસરની વાત કહું છું ને આપ કહો છો કે ઉચ્ચકુળમાં ઉત્પન્ન થયેલો માણસ આવું ન કરે, તો શું સારી ચીજમાં પણ ખરાબ ચીજ ઉત્પન્ન નથી થતી? જે તળાવમાં કમળ જેવા સુગંધીદાર પુષ્પો થાય છે તે તળાવમાં શું કીડા ઉત્પન્ન નથી થતા? હું પણ માનતો હતો કે ચંદ્રસેન સજ્જન અને શાહુકાર છે પણ શું લક્ષ્મી લોભ નથી કરાવતી? છતાં મારી વાત આપને સાચી ન લાગતી હોય તો આપણે એને ક્યાં ચોર ઠરાવી દીધો છે. એને ત્યાં તપાસ કરાવો. જો માલ મળે તો વાત સાચી માનજો. નહિતર શાહુકાર છે એ શાહુકાર જ છે ને! રાજાના મનમાં થયું કે ચંદ્રસેન ચોરી કરે તેવો માણસ નથી. આ વાત મારા

ગળે ઉતરતી નથી. છતાં તું બધું કહે છે તો ભલે, તપાસ કરાવીશ, પણ એટલું ધ્યાનમાં રાખજો કે જો તેના ઘરમાંથી માલ નહિ મળે તો તને ફાંસીએ ચઢાવીશ, પણ એને ડર ન લાગ્યો. કારણ કે પોતે માયાજાળ પાથરી હતી. એના મનમાં એટલો બધો હર્ષ થયો કે બસ, હવે મારું કામ થઈ ગયું. માછલું જાળમાં સપડાઈ જશે પણ એને ખબર નથી કે આવા પાપકર્મો કરીને હું નરકગતિનાં નિર્માણ કરી રહ્યો છું, અને ત્યાં પ્રતિસમય કારમી પીડા ઘણાં સમય સુધી ભોગવવી પડશે. પવિત્ર આત્માને ખોટું કલંક ચઢાવીને હું કેવા ઘોર કર્મો બાંધીશ ?

રૂદ્રસેનના કહેવાથી રાજાએ પોતાના માણસોને બોલાવ્યાં ને હુકમ કર્યો કે હીરાચંદ શેઠના ભંડારીને લઈને ચંદ્રસેનને ત્યાં જાઓ ને ચોરાયેલા માલની તપાસ કરો. આ સાંભળીને રાજાના માણસો તાજુબ થઈ ગયા કે આવા સજ્જનને ઘેર ચોરીના માલની તપાસ કરવા જવાનું ! હજુ આપણે અન્યાય કરીએ, અસત્ય બોલીએ પણ એ શેઠ સ્વપ્નામાં પણ અસત્ય બોલે તેવા નથી. તો પછી ચોરી ક્યાંથી કરે ? ત્યારે કોઈએ કહ્યું કે રાજાને એના ઉપર શંકા નથી પણ એવા સમાચાર મળ્યા છે માટે તપાસ કરાવે છે. આપણે રાજાની આજ્ઞાનું પાલન કરવા માટે જવું પડશે. રાજાની આજ્ઞા શિરોમાન્ય કરીને રાજાના કારભારીઓ હીરાચંદ શ્રેષ્ઠીના ભંડારીને લઈને ચંદ્રસેન શ્રેષ્ઠીને ઘેર આવ્યા. ચંદ્રસેનને કહ્યું-શેઠ ! અમારે તમારા ઘરની જપ્તી લેવી છે. તેણે કહ્યું-ખુશીથી લો. નિર્દોષ માણસને ચિંતા નથી. એણે તો બધું સોંપી દીધું. રાજાના માણસો ઝીણવટથી તપાસ કરવા લાગ્યા. તપાસ કરતાં કરતાં હીરાચંદ શેઠનો ડાબલો હાથમાં આવ્યો. ઉપર નામ લખેલું હતું. આ જોઈને રાજાના માણસોએ ભંડારીને પૂછયું કે આ ડાબલો તમારો છે ? ડાબલો હાથમાં લઈને જોયો. શેઠનું નામ લખેલુ છે, આ જોઈને ભંડારી ચોંકી ઉઠયો કે આ સજ્જનના ઘરમાં આ ક્યાંથી ? તેણે કહ્યું કે આ ડાબલો અમારા શેઠના ડાબલાને મળતો છે પણ અમારો જ છે તેમ નક્કી કહી શકતો નથી. ત્યારે રાજાના માણસોએ કહ્યું કે ડાબલામાં શું શું છે તેની નોંધનું લીસ્ટ કાઢો, ને મેળવવા માંડો. એટલે ખબર પડી જશે. લીસ્ટમાં ચોરાયેલ માલની નોંધ હતી તે પ્રમાણે ડાબલાંમાથી બધો માલ મળી ગયો.

"કર્તવ્યની ભૂમિકા" : આ જોઈને રાજાના માણસો, હીરાચંદશેઠના ખજાનચી તેમ જ નગરના વૃધ્ધ માણસો વિચારમાં પડી ગયા કે આ શું ? આ પુણ્યાત્માના ભંડારમાં આ ચોરીનો માલ ક્યાંથી ? એકબીજાના સામું જોવા લાગ્યા પણ ફેંસલો નથી કરતા કે આવો સજ્જન અને ધર્મીષ્ઠ થઈને આવા ધંધા કરે છે ! પણ શાંતિથી ચંદ્રસેનને પૂછયું કે કુઓ તુહ ઇમં ? આ તમારી પાસે ક્યાંથી ? ચંદ્રસેને વિચાર કર્યો કે મારો મિત્ર મારા ઉપર વિશ્વાસ રાખીને મારે ત્યાં થાપણ મૂકી ગયો છે.

તો મારાથી પ્રગટ કેમ કરાય? જો કહું કે મારો મિત્ર મૂકી ગયો છે તો એ મુશ્કેલીમાં મૂકાઈ જાય અને કોણ જાણે આ માલ એની પાસે કેવી રીતે આવ્યો હશે? મારા પ્રાણ બચાવવાના મોહમાં મારા મિત્રના પ્રાણ જાય એવું મારે નથી કરવું. એવો નિર્ણય કરીને રાજાના માણસોને કહ્યું કે એ માલ મારો જ છે, ત્યારે રાજાના માણસોએ પૂછ્યું કે જો તમારો માલ છે તો હીરાચંદ શેઠનું નામ કેમ લખ્યું છે! ત્યારે કહે છે કદાચ કોઇ રીતે અદલાબદલી થઇ હશે.

દેવાનુપ્રિયો! ચંદ્રસેનની કેટલી સજ્જનતા છે! ને તેનું દિલ કેટલું વિશાળ છે કે મિત્રનો જાન જોખમમાં ન મૂકાય તે માટે પોતે કેટલો ભોગ આપે છે! નહિતર શું એ નથી જાણતો કે આ ડાબલા ઉપર હીરાચંદ શેઠનું નામ છે ને એનો માલ છે એટલે હું ચોર તરીકે પકડાઇ જવાનો છું ને મને દેહાંતદંડની શિક્ષા થશે, પણ એણે નિશ્ચય કર્યો છે કે મારું ગમે તે થાય પણ મારા મિત્રનો માલ છે તેવી આ લોકોને ગંધ પણ આવવા દેવી નથી. રાજાના માણસો બરાબર ખુલાસો કરવા કહે છે ચંદ્રસેન શેઠ! સાચેસાચું કહી દો કે આ માલ તમારી પાસે ક્યાંથી આવ્યો? તેણે એક જ જવાબ દીધો કે આ માલ મારો છે. ઘણું પૂછ્યું પણ એક જ ઉત્તર. ચંદ્રસેન સમજે છે કે આ મારી કસોટીનો સમય છે. કસોટીમાં સક્ષમ રહેવું જોઇએ. સોનાને પણ સો ટચનું સોનું સાબિત થવા માટે છેલ્લી પરીક્ષામાં ધગધગતા અગ્નિની જ્વાળાઓ સહન કરવી પડે છે. સહન કર્યા વિના સોનાનું તેજ ક્યાંથી પ્રગટે! અને મૂલ્ય ક્યાંથી થાય? આ વાત લક્ષમાં રાખીને પોતાની હિંમત, ઉદારતા અને મિત્રને આપેલા વિશ્વાસનું પાલન વિગેરે ગુણોને પોતાના પ્રાણનાં ભોગે પણ જાળવી રાખ્યા.

ચંદ્રસેને બીજો કોઇ જવાબ ન આપ્યો. ત્યારે રાજાના માણસો તેના ઉપર ગુસ્સે થઈને રાજા પાસે લાવ્યા. રાજાએ તેને શાંતિથી પૂછ્યું, હે ચંદ્રસેન શેઠ! તમે પવિત્ર છો. તમે આવું અનુચિત કાર્ય કરો તેવા નથી. છતાં તમારા ઘરમાંથી માલ નીકળ્યો છે તો એની પાછળ કંઇક રહસ્ય હોવું જોઈએ. જે હોય તે ખુશીથી કહો, પણ તેણે કંઈ જવાબ ન આપ્યો એટલે પોતે ચોર છે તે વાત નક્કી થઇ ગઈ અને રાજાને કાયદેસર ન્યાય કરવો જ પડે. જાહેરાત પ્રમાણે ફાંસીની સજા થવી જોઇએ, પણ તેને કોઈ ચોર માનવા તૈયાર નથી એટલે ફાંસીની શિક્ષા નહિ કરતાં દેશનિકાલ કર્યો. રાજાના માણસો તેને નગર બહાર નગર દેવતાના વનની પાસે છોડીને પાછા ફર્યા. હવે ચંદ્રસેનના મનમાં થયું કે હવે હું ચોર ઠર્યો. તેના બદલામાં મને દેશનિકાલની શિક્ષા થઇ. હવે આવા અપમાનિત જીવને જીવવાનો કંઇ અર્થ નથી. માટે આ વડના ઝાડે લટકી ગળે ફાંસો ખાઇને મરી જાઉં. આવો વિચાર કરે છે.

એની સત્યતાથી પ્રસન્ન થયેલો દેવ અદૃશ્ય રાજમહેલમાં બોલ્યો કે હે રાજા! તને ભાન છે? નિર્દોષ ચંદ્રસેન આપઘાત કરવાની તૈયારીમાં છે, ત્યારે રાજાએ પૂછ્યું તમે અદૃશ્યપણે કોણ બોલો છો? હે રાજા! સાંભળ. હું ન[illegible] રક્ષક દેવ

છું. આવા સજ્જન પુરૂષના માથે ચોરીનું કલંક ચઢયું અને તેથી એ મરી જાય એ મારાથી સહન ન થયું. મને એના સદ્ગુણો ઉપર માન છે, તેના પ્રત્યે લાગણી છે આમ તો હું તેને બચાવી લઉં પણ તને આ પુરૂષ નિર્દોષ છે તેની ખબર ક્યાંથી પડે? માટે તને કહેવા આવ્યો છું. તે નગરદેવતાના ઉદ્યાનની પાસે વડલાના ઝાડની ડાળે ગળે ફાંસો ખાઈને મરવા તૈયાર થયો છે. તમે જલ્દી જઈને તેને બચાવો, અને સન્માનપૂર્વક નગરમાં પ્રવેશ કરાવો. સાચો ગુનેગાર રૂદ્રસેન છે. તેણે ચંદ્રસેનને હલકો પાડવા માટે આ કાવત્રુ કર્યું હતું. આ સાંભળી રાજાને ખૂબ ક્રોધ ચઢયો અને રૂદ્રસેનને પકડી લેવાનું કહી પોતે ચંદ્રસેનને બચાવવા માટે ગયા.

રાજા પહોંચી ગયા તે સમયે ચંદ્રસેને વડની ડાળીએ પોતાના ખેસનો એક છેડો બાંધ્યો છે ને બીજા છેડાનો ફાંસો કરીને એમાં પોતાની ડોક નાંખવાની તૈયારીમાં છે. તે સમયે રાજા પહોંચી ગયા. તેના ગળામાંથી ફાંસો દૂર કરી ઉંચકીને હાથી ઉપર બેસાડી સન્માનપૂર્વક વાજતે ગાજતે નગરમાં લાવ્યા. પછી રાજાએ કહ્યું હે ચંદ્રસેન! તેં મને સાચું ન કહ્યું પણ નગરરક્ષક દેવે જાણ કરી. હવે આપ મને માફ કરો. પછી કોપાયમાન થયેલા રાજા બોલ્યા હે રૂદ્રસેન! ચંદ્રસેનને હલકો પાડવા માટે તેં આ માયાજાળ ઉભી કરી પણ હવે હું તને ફાંસીએ ચઢાવી દઈશ.

"કોણ ઉત્તમ" :- આ સમયે દયાળું ચંદ્રસેને રાજાને વિનંતી કરી કે કૃપા કરીને એને ફાંસીએ ન ચઢાવશો. એ મારો મિત્ર છે. રાજાએ કહ્યું, એને છોડવા જેવો નથી. એ તમારો પાકો દુશ્મન છે. એ ગમે તેવો હોય પણ મરવા નહીં દઉં. અંતે ચંદ્રસેનના આગ્રહથી રાજાએ તેને ફાંસીએ ચઢાવ્યો નહીં પણ દેશનિકાલ કર્યો. આ દષ્ટાંતથી આપણે એ સમજવાનું છે કે સજ્જન મનુષ્ય પોતાના પ્રાણના ભોગે પણ સજ્જનતા છોડતા નથી. પોતે મરી ફીટે છે પણ બીજાને બચાવે છે. ગુણવાન કદી ગુણને છોડતાં નથી ને અંતે તેમની નિર્દોષતા પ્રગટ થયા વિના રહેતી નથી. ચંદ્રસેન નિર્દોષ છે તે વાત સારા નગરમાં પ્રસરી ગઈ. નગરજનો બે મોઢે તેની પ્રશંસા કરવા લાગ્યા, ને રૂદ્રસેનને ધિક્કારવા લાગ્યા.

કૃષ્ણવાસુદેવ ગુણવાન હતા. માતાનું મુખ ઉદાસ જોઈને ઉદાસીનતાનું કારણ પૂછયું, ત્યારે દેવકી માતાએ કહ્યુ કે મારા છ છ પુત્રો ભદ્દીલપુર નગરમાં નાગ ગાથાપતિ અને સુલશા ગાથાપત્નીને ત્યાં ઉછર્યા અને દીક્ષા લીધી. તે બધી વાત ભગવાને કહી હતી તેમ કરી અને પછી કહ્યું કે બેટા! તું એકજ મારી પાસે છે. "तुम पियज पुत्ता! ममं छण्ह छण्ह मासाणं अंतियं पायवंदिए हव्वमागच्छसि, त धन्नाओप ताओ अम्मयाओ जाव झियामि ॥" તો હે પુત્ર! તું પણ મારી પાસે વંદન કરવા માટે છ છ મહિને આવે છે. તેથી હું સમજું છું કે તે માતાઓ ધન્ય છે, પુણ્યવાન છે કે જે પોતાના સંતાનોનાં બાલપણાને અનુભવ કરે છે. આ વાતને શોચ કરતી હું દુઃખિત હૃદયે

ઉદાસીન થઈને બેઠી છું. કૃષ્ણ વાસુદેવે માતાના મુખેથી તેનાદુઃખની વાત સાંભળી. વિનયવંત પુત્રની ફરજ છે કે ગમે તેમ કરીને માતાની ચિંતા દૂર કરવી જોઈએ. આ કૃષ્ણ વાસુદેવ મહાન શક્તિશાળી હતાં. તેમણે નિર્ણય કર્યો કે મારી માતાના મનમાં જે કોડ અધૂરા રહી ગયા છે તે હું પૂરા કરું. આમ વિચાર કરીને કૃષ્ણ વાસુદેવે દેવકીમાતાને કહ્યું હે ! મારી માતા ! તમારા મનના મનોરથો અધૂરા રહી ગયા છે તે કારણે તમને આટલો બધો અફસોસ થાય છે અને ચિંતામગ્ન બની ગયા છો તો હવે અફસોસ છોડી દો. આર્તધ્યાન ન કરો. તમારો દીકરો જીવતો ને જાગતો બેઠો છે. હું કોઈ પણ રીતે એવો પ્રયત્ન કરીશ કે જેથી મારે એક નાનો ભાઈ થશે, અને તમારા મનના મનોરથ પૂરા થશે. આવા પ્રિય અને મધુર વચનોથી કૃષ્ણવાસુદેવે દેવકીમાતાને ધીરજ આપી ને તેને વિશ્વાસ આપ્યો.

કૃષ્ણ વાસુદેવનાં મીઠા મધુરા વચનો સાંભળીને દેવકીમાતાને ખૂબ આનંદ થયો. અહો, શું મારો દીકરો છે ! દરેકના દુઃખ દૂર કરે છે. તે કોઇનું દુઃખ જોઈ શકતો નથી. જેના બડા ભાગ્ય હોય તેને આવો પુણ્યવંત પુત્ર હોય છે. હવે મારો દીકરો મારા અધૂરાં મનોરથ પૂરા કરશે. એવી દેવકીમાતાને હિંમત આવી. તેના આનંદનો પાર નથી. માતાને સંતોષ થાય તેવા વચનો કહીને કૃષ્ણ વાસુદેવ માતાને વંદન કરીને ત્યાંથી નીકળીને તેઓ પૌષધશાળામાં ગયા. હવે ત્યાં જઈને શું કરશે તેના ભાવ અવસરે.

ચરિત્ર :– દમયંતી કહે હે ગુરૂદેવ ! સિંહકેશરી અણગાર દીક્ષા લઈને પાંચ દિવસમાં કામ કાઢી ગયા. હું ક્યાં સુધી સંસારમાં પડી રહીશ ! મને દીક્ષા આપો. ત્યારે ભગવંતે કહ્યું– હે દમયંતી ! તારા ભોગાવલી કર્મ બાકી છે માટે તું હમણાં દીક્ષા લઈ શકીશ નહિ. ત્યારે તેણે પૂછ્યું–ભગવંત ! મેં પૂર્વભવમાં એવું શું પાપકર્મ કર્યું કે જેથી મને નળરાજા જંગલમાં એકલી મૂકીને ચાલ્યા ગયા ? ત્યારે યશોભદ્ર મુનિએ કહ્યું હે દમયંતી ! સાંભળ, પૂર્વભવમાં નળરાજા મમ્મણ નામના રાજા હતા અને તું વીરમતી નામની તેમની પ્રિય રાણી હતી, તમે બંને ક્રીડા કરવા માટે વનમાં જઈ રહ્યાં હતાં ત્યારે તમે બંનેએ સામેથી એક મુનિને આવતાં જોયાં. મુનિને જોઈને તમારા બંનેના મનમાં એમ થયું કે આ મુંડિયો ક્યાં સામો મળ્યો ? આપણને અપશુકન થયા. એમ માનીને તમને ખૂબ ક્રોધ આવ્યો, અને મુનિને પોલીસ પાસે પકડાવી જેલમાં પૂરાવી તમે બંને તમારા મહેલમાં પાછા ગયા. પછી તમને વિચાર આવ્યો કે આપણે ખૂબ ખોટું કર્યું તેથી તમે મુનિને કેદમાંથી મુક્ત કરાવી પોતાની પાસે બોલાવીને પૂછ્યું તમે ક્યાંથી આવ્યા છો ને ક્યાં જઈ રહ્યાં છો ? મુનિએ તેનો શાંતિથી જવાબ આપ્યો. રાજા રાણીએ તેમની પવિત્ર વાણી સાંભળી અને પોતે હેરાન કરવા બદલ માફી માંગીને જવાની રજા આપી. બાર ઘડી સુધી તમે મુનિને જેલમાં પૂરી રાખ્યાં તેથી તમને જે કર્મ બંધાયું હતું તે અત્યારે ઉદયમાં આવ્યું છે. તેના કારણે તમને બાર વર્ષનો વિયોગ પડયો છે. બારવર્ષ પછી તને

તારા પતિનો મેળાપ થશે, અને તું પહેલાંની જેમ સુખ પામીશ. આ પ્રમાણે કહી મુનિ ચાલ્યા ગયા ને દમયંતી બધા તાપસો અને સાર્થવાહો પોતાના સ્થાને આવ્યા. દમયંતીએ સાત વર્ષ ધર્મારાધના કરતાં ગુફામાં પસાર કર્યા.

એક દિવસ કોઈ અજાણ્યા મુસાફરે દમયંતીને કહ્યું હે દમયંતી! મેં અહીંથી થોડે દૂર નળરાજાને જતાં જોયાં છે. એમ કહીને એ માણસ ચાલ્યો ગયો. નળરાજાનું નામ સાંભળીને દમયંતી ગુફાની બહાર આવીને કહેવા લાગી કે હે વીર! તેં મારા સ્વામીનાથને ક્યાં જોયા હતાં? મને જલ્દી બતાવ. એમ કહેતી તે મુસાફરની પાછળ દોડતી ઘણે દૂર નીકળી ગઈ, પણ મુસાફર ક્યાંય અદૃશ્ય થઈ ગયો. નતો નળ મળ્યા કે પછી ન તો ગુફાનો રસ્તો જડયો, ચારે બાજુ દોડે છે ત્યાં રાક્ષસણી મળી, જ્યાં દમયંતીને મારવા જાય છે ત્યાં તેણે ભગવાનને પ્રાર્થના કરી. તેથી રાક્ષસણી ચાલી ગઈ. છેવટે તે એક નદીના કિનારે બેઠી. ત્યાં સાર્થવાહ નીકળે છે ને પૂછે છે બહેન! તમે આ ઘોર જંગલમાં એકલાં કેમ બેઠાં છો? શું તમે કોઈ વનદેવી છો? ત્યારે તેણે કહ્યું,–ભાઈ! હું કોઈ વનદેવી નથી મનુષ્યાણી છું. હું મારા પિતાજીને ત્યાં જઈ રહી હતી પણ માર્ગ ભૂલી ગઈ છું. તો તમે મને તાપસપુરનો માર્ગ બતાવશો? ત્યારે કહ્યું–બહેન અંધકાર થવા આવ્યો છે. એટલે હમણાં તાપસપુરનો માર્ગ અમે નહિ બતાવી શકીએ, પણ અમે તમને કોઈ વસ્તીવાળા સ્થાનમાં મૂકી દઈશું. સવારમાં સાર્થ ત્યાંથી રવાના થયો. માર્ગમાં અચલપુર આવ્યું. તેના દરવાજે દમયંતીને મૂકીને કહ્યું–બહેન હવે તું આ નગરમાં જજે. એમ કહીને સાર્થ આગળ ચાલ્યો.

નગરના દરવાજા પાસે સુંદર તળાવ હતું. થાકેલી દમયંતી હાથપગ ધોઈને બેઠી છે વિચાર કરે છે ત્યાં ત્યાંના રાજાની રાણી ચંદ્રયશાની દાસી પાણી ભરવા આવી હતી. દમયંતીને જોઈને દાસીને ખૂબ દયા આવી. તેણે મહેલમાં આવીને રાણીને કહ્યું બા! આપણાં નગરના દરવાજાની બહાર તળાવના કિનારે એક છોકરી આવીને બેઠી છે તે રડતી હતી. કોઈ દુઃખીયારી હોય તેમ લાગે છે. પણ, બા! શું એનું રૂપ છે! સાક્ષાત્ દેવી જોઈ લો. રાણીએ કહ્યું–તો એને અહીં લઈ આવો. દાસી દોડતી ગઈ ને કહે–બહેન! ચાલ, અમારા રાણીજી બોલાવે છે. દાસીના કહેવાથી દમયંતી રાણીના મહેલે ગઈ. આ રાણી દમયંતીની સગી માસી થતી હતી. દમયંતીની માતા પુષ્પદંતી અને ચંદ્રયશા બંને સગી બહેનો થતી હતી, પણ ઘણાં વર્ષોથી એક બીજાને મળ્યા ન હતાં તેથી ઓળખી શક્યા નહિ, પણ દમયંતીને જોઈને રાણીનું લોહી ઉછળ્યું. બંને પ્રેમથી ભેટી પડયા. રાણીએ કહ્યું કે તું મારી બીજી પુત્રી જ ન હોય એવો મને પ્રેમ આવે છે. તું મારી પુત્રી ચંદ્રાવતીની બહેન જ છું. એમ માનજે, અને આનંદથી રહે, પણ બેટા! તું કોણ છું? તારો પરિચય તો આપ. હવે દમયંતી પોતાનો પરિચય કેવી રીતે આપશે તે વાત અવસરે. આજે બહેન વર્ષાને ૩૫ ઉપવાસનું પારણું છે.



ઉદાસીન થઈને બેઠી છું. કૃષ્ણ વાસુદેવે માતાના મુખેથી તેના દુઃખની વાત સાંભળી. વિનયવંત પુત્રની ફરજ છે કે ગમે તેમ કરીને માતાની ચિંતા દૂર કરવી જોઈએ. આ કૃષ્ણ વાસુદેવ મહાન શકિતશાળી હતાં. તેમણે નિર્ણય કર્યો કે મારી માતાના મનમાં જે કોડ અધૂરા રહી ગયા છે તે હું પૂરા કરું. આમ વિચાર કરીને કૃષ્ણ વાસુદેવે દેવકીમાતાને કહ્યું હે ! મારી માતા ! તમારા મનના મનોરથો અધૂરા રહી ગયા છે તે કારણે તમને આટલો બધો અફસોસ થાય છે અને ચિંતામગ્ન બની ગયા છો તો હવે અફસોસ છોડી દો. આર્તધ્યાન ન કરો. તમારો દીકરો જીવતો ને જાગતો બેઠો છે. હું કોઈ પણ રીતે એવો પ્રયત્ન કરીશ કે જેથી મારે એક નાનો ભાઈ થશે, અને તમારા મનના મનોરથ પૂરા થશે. આવા પ્રિય અને મધુર વચનોથી કૃષ્ણવાસુદેવે દેવકીમાતાને ધીરજ આપી ને તેને વિશ્વાસ આપ્યો.

કૃષ્ણ વાસુદેવનાં મીઠા મધુરા વચનો સાંભળીને દેવકીમાતાને ખૂબ આનંદ થયો. અહો, શું મારો દીકરો છે ! દરેકના દુઃખ દૂર કરે છે. તે કોઈનું દુઃખ જોઈ શકતો નથી. જેના બડા ભાગ્ય હોય તેને આવો પુણ્યવંત પુત્ર હોય છે. હવે મારો દીકરો મારા અધૂરાં મનોરથ પૂરા કરશે. એવી દેવકીમાતાને હિંમત આવી. તેના આનંદનો પાર નથી. માતાને સંતોષ થાય તેવા વચનો કહીને કૃષ્ણ વાસુદેવ માતાને વંદન કરીને ત્યાંથી નીકળીને તેઓ પૌષધશાળામાં ગયા. હવે ત્યાં જઈને શું કરશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર** :– દમયંતી કહે હે ગુરૂદેવ ! સિંહકેશરી અણગાર દીક્ષા લઈ ને પાંચ દિવસમાં કામ કાઢી ગયા. હું કયાં સુધી સંસારમાં પડી રહીશ ! મને દીક્ષા આપો. ત્યારે ભગવંતે કહ્યું– હે દમયંતી ! તારા ભોગાવલી કર્મ બાકી છે માટે તું હમણાં દીક્ષા લઈ શકીશ નહિ. ત્યારે તેણે પૂછયું–ભગવંત ! મેં પૂર્વભવમાં એવું શું પાપકર્મ કર્યું કે જેથી મને નળરાજા જંગલમાં એકલી મૂકીને ચાલ્યા ગયા ? ત્યારે યશોભદ્ર મુનિએ કહ્યું હે દમયંતી ! સાંભળ, પૂર્વભવમાં નળરાજા મમ્મણ નામના રાજા હતા અને તું વીરમતી નામની તેમની પ્રિય રાણી હતી, તમે બંને ક્રીડા કરવા માટે વનમાં જઇ રહ્યાં હતાં ત્યારે તમે બંનેએ સામેથી એક મુનિને આવતાં જોયાં. મુનિને જોઈને તમારા બંનેના મનમાં એમ થયું કે આ મુંડિયો કયાં સામો મળ્યો ? આપણને અપશુકન થયા. એમ માનીને તમને ખૂબ ક્રોધ આવ્યો, અને મુનિને પોલીસ પાસે પકડાવી જેલમાં પૂરાવી તમે બંને તમારા મહેલમાં પાછા ગયા. પછી તમને વિચાર આવ્યો કે આપણે ખૂબ ખોટું કર્યું તેથી તમે મુનિને કેદમાંથી મુકત કરાવી પોતાની પાસે બોલાવીને પૂછયું તમે કયાંથી આવ્યા છો ને કયાં જઈ રહ્યાં છો ? મુનિએ તેનો શાંતિથી જવાબ આપ્યો. રાજા રાણીએ તેમની પવિત્ર વાણી સાંભળી અને પોતે હેરાન કરવા બદલ માફી માંગીને જવાની રજા આપી. બાર ઘડી સુધી તમે મુનિને જેલમાં પૂરી રાખ્યાં તેથી તમને જે કર્મ બંધાયું હતું તે અત્યારે ઉદયમાં આવ્યું છે. તેના કારણે તમને બાર વર્ષનો વિયોગ પડયો છે. બારવર્ષ પછી તને

તારા પતિનો મેળાપ થશે, અને તું પહેલાંની જેમ સુખ પામીશ. આ પ્રમાણે કહી મુનિ ચાલ્યા ગયા ને દમયંતી બધા તાપસો અને સાર્થવાહો પોતાના સ્થાને આવ્યા. દમયંતીએ સાત વર્ષ ધર્મારાધના કરતાં ગુફામાં પસાર કર્યા.

એક દિવસ કોઈ અજાણ્યા મુસાફરે દમયંતીને કહ્યું હે દમયંતી! મેં અહીંથી થોડે દૂર નળરાજાને જતાં જોયાં છે. એમ કહીને એ માણસ ચાલ્યો ગયો. નળરાજાનું નામ સાંભળીને દમયંતી ગુફાની બહાર આવીને કહેવા લાગી કે હે વીરા! તેં મારા સ્વામીનાથને ક્યાં જોયા હતાં? મને જલ્દી બતાવ. એમ કહેતી તે મુસાફરની પાછળ દોડતી ઘણે દૂર નીકળી ગઇ, પણ મુસાફર ક્યાંય અદૃશ્ય થઈ ગયો. નતો નળ મળ્યા કે પછી ન તો ગુફાનો રસ્તો જડયો, ચારે બાજુ દોડે છે ત્યાં રાક્ષસણી મળી, જ્યાં દમયંતીને મારવા જાય છે ત્યાં તેણે ભગવાનને પ્રાર્થના કરી. તેથી રાક્ષસણી ચાલી ગઈ. છેવટે તે એક નદીના કિનારે બેઠી. ત્યાં સાર્થવાહ નીકળે છે ને પૂછે છે બહેન! તમે આ ઘોર જંગલમાં એકલાં કેમ બેઠાં છો? શું તમે કોઈ વનદેવી છો? ત્યારે તેણે કહ્યુ,–ભાઈ! હું કોઈ વનદેવી નથી મનુષ્યાણી છું. હું મારા પિતાજીને ત્યાં જઈ રહી હતી પણ માર્ગ ભૂલી ગઇ છું. તો તમે મને તાપસપુરનો માર્ગ બતાવશો? ત્યારે કહ્યું–બહેન અંધકાર થવા આવ્યો છે. એટલે હમણાં તાપસપુરનો માર્ગ અમે નહિ બતાવી શકીએ, પણ અમે તમને કોઈ વસ્તીવાળા સ્થાનમાં મૂકી દઈશું. સવારમાં સાર્થ ત્યાંથી રવાના થયો. માર્ગમાં અચલપુર આવ્યું. તેના દરવાજે દમયંતીને મૂકીને કહ્યું–બહેન હવે તું આ નગરમાં જજે. એમ કહીને સાર્થ આગળ ચાલ્યો.

નગરના દરવાજા પાસે સુંદર તળાવ હતું. થાકેલી દમયંતી હાથપગ ધોઈને બેઠી છે વિચાર કરે છે ત્યાં ત્યાંના રાજાની રાણી ચંદ્રયશાની દાસી પાણી ભરવા આવી હતી. દમયંતીને જોઈને દાસીને ખૂબ દયા આવી. તેણે મહેલમાં આવીને રાણીને કહ્યું બા! આપણાં નગરના દરવાજાની બહાર તળાવના કિનારે એક છોકરી આવીને બેઠી છે તે રડતી હતી. કોઈ દુઃખીયારી હોય તેમ લાગે છે. પણ, બા! શું એનું રૂપ છે! સાક્ષાત્ દેવી જોઈ લો. રાણીએ કહ્યું–તો એને અહીં લઇ આવો. દાસી દોડતી ગઇ ને કહે–બહેન! ચાલ, અમારા રાણીજી બોલાવે છે. દાસીના કહેવાથી દમયંતી રાણીના મહેલે ગઇ. આ રાણી દમયંતીની સગી માસી થતી હતી. દમયંતીની માતા પુષ્પદંતી અને ચંદ્રયશા બંને સગી બહેનો થતી હતી, પણ ઘણાં વર્ષોથી એક બીજાને મળ્યા ન હતાં તેથી ઓળખી શક્યા નહિ, પણ દમયંતીને જોઇને રાણીનું લોહી ઉછળ્યું. બંને પ્રેમથી ભેટી પડયા. રાણીએ કહ્યું કે તું મારી બીજી પુત્રી જ ન હોય એવો મને પ્રેમ આવે છે. તું મારી પુત્રી ચંદ્રાવતીની બહેન જ છું. એમ માનજે, અને આનંદથી રહે, પણ બેટા? તું કોણ છું? તારો પરિચય તો આપ. હવે દમયંતી પોતાનો પરિચય કેવી રીતે આપશે તે વાત અવસરે.

આજે બહેન વર્ષાને ૩૫ ઉપવાસનું પારણું છે.

દ્વિ. શ્રાવણ વદ ૧૩ ને શનિવાર તા. ૧૦-૯-૭૭

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! ભગવાનની વાણીમાં ચારેય અનુયોગ રહેલા છે. તેમાંથી જીવ પોતાની શક્તિ અનુસાર તત્ત્વને ગ્રહણ કરી આત્મકલ્યાણ કરી જાય છે, કંઈક વૈરાગ્ય પામીને દીક્ષા લે છે ને કંઈક જીવો દીક્ષા લેવા માટે સમર્થ નથી હોતાં તે સંસારમાં રહેવા છતાં સંસારથી પર રહે છે. "जहा पोम्म जले जाय नो व लिप्पइ वारिणा" જેમ કમળ પાણીમાં ઉત્પન્ન થાય છે પણ પાણીમાં લેપાતું નથી, અલિપ્ત રહે છે તેમ વૈરાગી મનુષ્ય સંસારમાં રહેવા છતાં સંસારથી અલિપ્ત રહે છે. એ સંસારના સુખમાં મગ્ન બનતો નથી. એ ક્ષણે ક્ષણે એવો વિચાર કરે છે કે હે આત્મા! અનંતકાળથી ભવમાં ભમતાં તેં કેટલા જન્મ મરણ કર્યા તેની કદી મરણનાં ગણત્રી કરી છે? ચાર ગતિમાં કેટલા ભવ કર્યા તેનો સરવાળો કર્યો છે? અને જન્મ કારણે કેટલા દુઃખો ભોગવ્યાં એનો ખ્યાલ આવે છે?

જીવ સંસાર સુખની લાલસામાં સુખનો રસીયો બની જન્મ મરણના ફેરા વધાર્યે રાખે છે, પણ જ્ઞાની કહે છે હે જીવ! તું વિચાર તો કર કે તેં એ સુખનો કેટલો સ્વાદ માણ્યો અને દુઃખના કેટલા ડોઝ પીધા? હજુ કંટાળો નથી આવતો? જન્મ-મરણના ફેરા ફરવા બહુ ગમે છે? આ જન્મ મરણની ફેરફુદરડી જેમ જેમ ફરીશ તેમ તેમ તારા માથે દુઃખના ડુંગરા ખડકાતા જશે ને તારે વધુ ને વધુ દુઃખ સહન કરવા પડશે. માટે મધના ટીપા સમાન ક્ષણિક સુખનો સ્વાદ છોડીને ફેરા ટાળવા માટે પુરુષાર્થ કરો. બાકી તો જીંદગી આમને આમ વીતી જશે ને કરવાનું રહી જશે અંતિમ સમયે પસ્તાવો થશે કે મેં જે કરવાનું હતું તે ન કર્યું ને જીંદગીભર ન કરવાનાં કામો કર્યાં, પણ જેનો આત્મા જાગૃત છે તેને મરણનો ડર લાગતો નથી.

**પસ્તાવો મરતી વેળા કોને થાયે? આળસમાં આવરદા જેની જાયે,**
**કરવાનું જે આજે બાકી જે રાખે, જમડાને જોતા એની આંખો છલકાય**
**પરંતુ આવેલા અવસરનો જેણે લીધો લાભ, એવા સાધકને તો મીઠું લાગે મોત.**

તમે સાંભળ્યું ને? મરણનો ડર કોને લાગે? પસ્તાવો કોને થાય? જેણે જીવનમાં પ્રમાદનું સેવન કર્યું છે અને ધર્મારાધના કરવાના સમયે સંસારના સુખમાં જે મશગૂલ રહ્યો તેને મરણનો ડર લાગે છે, પણ જેણે ધર્મારાધના કરવાના સમયને ઓળખીને સાધના કરી છે તેને ગમે ત્યારે મૃત્યુ આવે તો પણ ડર નથી લાગતો, પણ તેવો આત્મા મૃત્યુને પ્રેમથી આવકારે છે. તમે એવું જીવન જીવો છો ને? વિચારો મનુષ્ય જન્મ કેટલો કિંમતી છે! આવી અમૂલ્ય તક મેળવીને સંસાર સુખની વિચારણા કરવા કરતા એવી વિચારણા કરો કે મારો આત્મા એટલે પરમાત્મા. પરમાત્મા એટલે શ્રેષ્ઠ, શુદ્ધ

આત્મા, અદ્વેષી, અવિકારી, અકર્મી એવો હું આજે શું કરી રહ્યો છું? એની પ્રત્યેક પળે જાગૃતિ રાખવાની જરૂર છે.

બંધુઓ! આત્માના શુધ્ધ સ્વરૂપનું મંથન અને ચિંતન સદા કરતા રહો કે મારો આત્મા એ પરમાત્મા બનવાવાળો છે. મારે પરમાત્મા બનવા માટે પુરૂષાર્થ કરવાનો છે પણ પરમાત્મા બનવાની લાયકાતવાળા આત્માને અધમાત્મા બનાવવાનો પુરૂષાર્થ તો નથી કરતો ને? કદાચ એવો પુરૂષાર્થ અત્યાર સુધી અજ્ઞાન દશામાં કર્યો પણ હવે સમજણના ઘરમાં આવ્યો છું તો અધમતા અને મલીનતાના વિચારોને દૂર કરીને પવિત્ર વિચારો કરી આત્માને પરમાત્મા સ્વરૂપની નજીક લઈ જાઉં. પરમાત્માસ્વરૂપ પ્રાપ્ત કરવા માટે જગત પ્રત્યે અરિસા જેવા શુધ્ધ, નિર્લેપ અને ઉદાસીન દષ્ટા બનવાનું લક્ષ કેળવવું પડશે. અરિસા સામે કોઈ પથ્થર લઈને અરિસો તોડવા આવે અને બીજો હાર લઈ અરિસાને પહેરાવવા આવે તો અરિસો પથ્થર સામે લાલ નહિ થાય ને હાર પહેરાવનાર સામે હર્ષિત નહિ થાય. અરિસામાં બંને પ્રતિબિંબ પડે ખરા પણ એને એ માટે નથી રોષ થતો કે નથી તોષ. બસ, આપણો આત્મા અરિસા જેવો બની જાય તો જરૂર પરમાત્મા બની જાય.

આ જગતમાં મારી સામે વિરુધ્ધ કે વહાલી ગમે તેવી પ્રવૃત્તિ થાઓ પણ મારે તેની સામે ન દ્વેષીલા બનવાનું કે ન પ્રેમાળ બનવાનું. ગમે તેવા સંયોગો ઉભા થાય પણ તેમાં મારા આત્માને વિકારી બનવાની જરૂર નથી. જગતની ઉજ્જવળતામાં ઉજળા બનવાની કે મલીનતામાં મલીન બનવાની જરૂર નથી. મારો આત્મા એટલે પરમાત્મા છે અને પરમાત્માનો આત્મા જગતથી નિરાળો છે. નિરાળો એટલે એકદમ શુધ્ધ અને શુધ્ધ એટલે જગતની કોઈ પણ અસર એના ઉપર નહિ. જગતના ભાવોને ભૂલીને આવા પરમાત્મા પ્રભુના સ્વરૂપમાં જો આત્મા લીન બને તો અલૌકિક સુખ અને આનંદ મેળવી શકે. પછી આ બાહ્ય સુખ કે આનંદની આકાંક્ષા નહિ રહે. જે મનુષ્ય પરમાત્માના સ્વરૂપને જાણીને તેની પ્રાપ્તિ કરવા તત્પર બને છે તેને કોઈ ગમે તેટલી લક્ષ્મી આપે, હીરા, માણેક અને મોતીના તેની સામે ઢગલા કરે તો પણ તેને મન તુચ્છ લાગશે. એક વખત લક્ષ્મીની પાછળ મુગ્ધ બનેલો માનવી સ્વરૂપની પીછાણ થયા પછી એમ કહેશે કે લક્ષ્મીના ઢગલા એ સુખના ઢગલા નથી પણ એ તો ઝેરી સાપના ભારા છે. સંસારમાં રહેવા છતાં પણ મનુષ્ય આવી સાત્વિક વિચારણા કરી શકે છે. તો ત્યાગીની વાત તો કેટલી ઉંચી હોય! પણ જે આત્માને અંદરથી છૂટવું નથી તે કેવી ભૂલ કરે છે તે એક ન્યાયથી સમજાવું.

એક અન્ય ધર્મના યોગી ભિક્ષા લેવા માટે નીકળ્યા. ઘરઘરમાં ભિક્ષા માટે ફરે છે. ફરતાં ફરતાં એક શ્રીમંતને ઘેર આવ્યા. એ ઘરના શેઠાણીને તેના પતિએ સોનાની લગડી આપી હતી. શેઠાણી ઉતાવળમાં હતા તેથી લોટના ડબ્બામાં વાટકી મૂકી દીધી. યોગી ભિક્ષા લેવા માટે આવ્યા. ત્યારે શેઠાણીના દશ વર્ષના બાબાએ જેમાં લગડી છે તે વાટકી લોટ ભર્યો અને યોગીને આપ્યો, તેથી સોનાની લગડી તેમાં ગઈ. યોગીએ લગડી જોઈ. કહેવત છે ને કે "દેખે પીળું ને મન થાય શીળું." તેમ પીળું જોઈને

યોગીનું મન શીઘ્રું બની ગયું. ઠીક થયું, આ સોનાનો ટુકડો મળી ગયો. કોઈ વખત ભિક્ષા નહિ મળે ત્યારે કામ આવશે. એમ વિચાર કરીને લગડી લઈ લીધી. યોગીનો બાહ્ય ત્યાગ હતો. જો અંતરથી આસક્તિ છૂટી હોત તો એવો વિચાર કરત કે મને આ ના જોઈએ. જેનો મને ત્યાગ છે તેને અડકવું તે પણ પાપ છે, પણ કંચનની કરામત કેવી છે?

"આત્મસમાધિને લુંટનાર પરિગ્રહ" :– યોગીઓને પણ તે પળવારમાં ચલાયમાન કરી શકે છે. આ યોગી ખૂબ ધ્યાનમગ્ન અવસ્થામાં રહેતાં હતાં, પણ આ સોનાના ટુકડાએ યોગી ઉપર કામણ કર્યું. જડ ચેતનને રમાડે છે. એ અનુસાર સોનાના ટુકડાએ મમતાવૃત્તિને આત્મમંદિરમાં પ્રવેશ કરવા માટેના દરવાજા ખુલ્લા કરી આપ્યા. યોગી બાવાએ ઝૂંપડીમાં આવીને ઝોળી ઉંચે લટકાવી. રોટી પકાવીને જમ્યા. પછી ચેલાને કહે છે "મેં સ્નાન–ધ્યાન આદિ કરને કો જાતા હૂં, ઇસ ઝોલીકા બરાબર ધ્યાન રખના, પર ઝોલીમેં દેખના નહિ." જીવનમાં થોડી પણ મમતા પ્રવેશી જાય છે તો તેની પાછળ થોકબંધ પાપ આવે છે. જો તમારા જીવનમાં પાપ પ્રવેશવા દેવું ન હોય તો પહેલા માયા, મમતા, લોભ વિગેરેને પ્રવેશ કરતાં અટકાવો. આ યોગી દરરોજ સ્નાન કરવા, ધ્યાન કરવા ત્રણ ત્રણ કલાક બહાર જતાં હતાં પણ કદી ચેલાને કહેતાં ન હતાં કે ઝોળીનું બરાબર ધ્યાન રાખજે. અંદર જોઈશ નહિ, એટલે ચેલાએ પૂછયું એસા કયું ગુરૂદેવ? આપ કભી એસા નહીં કહતે હો, ત્યારે ગુરૂ ગુસ્સાથી કહે છે ગુરૂ કે સામને કયોં પ્રશ્ન કરતા હૈ? તૂ મેરા ગુરૂ હૈ કયા? મૈં કહતા હૂં સો કરો, દુસરી માથાકૂટ મત કરો. ભલે ગુરૂદેવ. ગુરૂ તો બહાર ગયા પણ ચેલાને વહેમ પડયો કે એવું તે ઝોળીમાં શું છે કે મને ગુરૂદેવે આટલી બધી ભલામણ કરી. કુદરતનો નિયમ છે કે જે કાર્ય કરવાની મનાઈ હોય તે કરવાનું વહેલું મન થાય. ચેલાને વહેમ પડયો કે ગુરૂને આટલી બધી ભલામણ કરવાનું પ્રયોજન શું છે? રોજ ઝોળી ટીંગાડીને જાય છે પણ આજે કંઇક નવીનતા લાગે છે.

યોગીબાવા ઝોળી ઝૂંપડીમાં મૂકીને ગયા છે પણ જીવ એમાં છે. સ્નાન કરીને ધ્યાનમાં લીન બન્યા પણ ચિત્ત ધ્યાનમાં ન રહ્યું. એમને સોનાની લગડીના વિચારો આવવા લાગ્યા. આપ સૌને સમજાણું ને કે માયા કેવી ભયંકર છે! યોગીનું ધ્યાન પણલૂંટી લીધું. બોલો, હવે તેનો ત્યાગ કરવા જેવો ખરો કે નહિ? યોગીની દશા કેવી થઈ? આત્મસ્વરૂપની ચિંતવણા કરતા હતા, ધ્યાનમાં મસ્ત બનતા હતાં તેના બદલે સોનાની લગડીએ યોગીના ચિત્તમાં ઉથલપાથલ મચાવી દીધી. કોઈ હિસાબે ચિત્ત સમાધિમાં સ્થિર થતું નથી, તમે પણ ઘર છોડીને ઉપાશ્રયમાં આવો, સામાયિક કરો, વીતરાગ વાણી સાંભળો પણ જો ચિત્તમાં ઘર, દુકાન, પૈસા, પરિવાર બધું લઇને આવ્યા હશો તો સાંભળવાની મઝા નહિ આવે. સામાયિકમાં સમતારસનું પાન નહિ કરી શકો. વીતરાગ પ્રભુની વાણીના શ્રવણનો અને સામાયિકનો અમૂલ્ય લાભ લૂંટાઈ જશે.

યોગીનું મન શીગું બની ગયું. ઠીક થયું, આ સોનાનો ટુકડો મળી ગયો. કોઈ વખત ભિક્ષા નહિ મળે ત્યારે કામ આવશે. એમ વિચાર કરીને લગડી લઈ લીધી. યોગીનો બાહ્ય ત્યાગ હતો. જો અંતરથી આસક્તિ છૂટી હોત તો એવો વિચાર કરત કે મને આ ના જોઈએ. જેનો મને ત્યાગ છે તેને અડકવું તે પણ પાપ છે, પણ કંચનની કરામત કેવી છે?

**"આત્મસમાધિને લુંટનાર પરિગ્રહ":-** યોગીઓને પણ તે પળવારમાં ચલાયમાન કરી શકે છે. આ યોગી ખૂબ ધ્યાનમગ્ન અવસ્થામાં રહેતાં હતાં, પણ આ સોનાના ટુકડાએ યોગી ઉપર કામણ કર્યું. જડ ચેતનને રમાડે છે. એ અનુસાર સોનાના ટુકડાએ મમતાવૃત્તિને આત્મમંદિરમાં પ્રવેશ કરવા માટેના દરવાજા ખુલ્લા કરી આપ્યા. યોગી બાવાએ ઝૂંપડીમાં આવીને ઝોળી ઉંચે ભરાવી. રોટી પકાવીને જમ્યા. પછી ચેલાને કહે છે "મેં સ્નાન-ધ્યાન આદિ કરને કો જાતા હૂં, ઇસ ઝોલીકા બરાબર ધ્યાન રખના, પર ઝોલીમેં દેખના નહિ." જીવનમાં થોડી પણ મમતા પ્રવેશી જાય છે તો તેની પાછળ થોકબંધ પાપ આવે છે. જો તમારા જીવનમાં પાપ પ્રવેશવા દેવું ન હોય તો પહેલા માયા, મમતા, લોભ વિગેરેને પ્રવેશ કરતાં અટકાવો. આ યોગી દરરોજ સ્નાન કરવા, ધ્યાન કરવા ત્રણ ત્રણ કલાક બહાર જતાં હતાં પણ કદી ચેલાને કહેતાં ન હતાં કે ઝોળીનું બરાબર ધ્યાન રાખજે. અંદર જોઇશ નહિ, એટલે ચેલાએ પૂછયું ઐસા કયું ગુરૂદેવ? આપ કભી ઐસા નહીં કહતે હો, ત્યારે ગુરૂ ગુસ્સાથી કહે છે ગુરૂ કે સામને કયોં પ્રશ્ન કરતા હૈ? તૂ મેરા ગુરૂ હૈ કયા? મૈં કહતા હૂં સો કરો, દુસરી માથાકૂટ મત કરો. ભલે ગુરૂદેવ. ગુરૂ તો બહાર ગયા પણ ચેલાને વહેમ પડયો કે એવું તે ઝોળીમાં શું છે કે મને ગુરૂદેવે આટલી બધી ભલામણ કરી. કુદરતનો નિયમ છે કે જે કાર્ય કરવાની મનાઈ હોય તે કરવાનું વહેલું મન થાય. ચેલાને વહેમ પડયો કે ગુરૂને આટલી બધી ભલામણ કરવાનું પ્રયોજન શું છે? રોજ ઝોળી ટીંગાડીને જાય છે પણ આજે કંઇક નવીનતા લાગે છે.

યોગીબાવા ઝોળી ઝૂંપડીમાં મૂકીને ગયા છે પણ જીવ એમાં છે. સ્નાન કરીને ધ્યાનમાં લીન બન્યા પણ ચિત્ત ધ્યાનમાં ન રહ્યું. એમને સોનાની લગડીના વિચારો આવવા લાગ્યા. આપ સૌને સમજાણું ને કે માયા કેવી ભયંકર છે! યોગીનું ધ્યાન પણલૂંટી લીધું. બોલો, હવે તેનો ત્યાગ કરવા જેવો ખરો કે નહિ? યોગીની દશા કેવી થઈ? આત્મસ્વરૂપની ચિંતવણા કરતા હતા, ધ્યાનમાં મસ્ત બનતા હતાં તેના બદલે સોનાની લગડીએ યોગીના ચિત્તમાં ઉથલપાથલ મચાવી દીધી. કોઈ હિસાબે ચિત્ત સમાધિમાં સ્થિર થતું નથી, તમે પણ ઘર છોડીને ઉપાશ્રયમાં આવો, સામાયિક કરો, વીતરાગ વાણી સાંભળો પણ જો ચિત્તમાં ઘર, દુકાન, પૈસા, પરિવાર બધું લઇને આવ્યા હશો તો સાંભળવાની મજા નહિ આવે. સામાયિકમાં સમતારસનું પાન નહિ કરી શકો. વીતરાગ પ્રભુની વાણીના શ્રવણનો અને સામાયિકનો અમૂલ્ય લાભ લૂંટાઈ જશે.

"શિષ્યનો જાગેલો અંતરાત્મા" : પેલા યોગીનું મન સમાધિમાં લાગતું નથી. આ તરફ ગુરૂજી મનાઈ કરીને ગયા છે પણ ચેલાથી રહેવાયું નહિ "ક્યા ગુરૂજી ઝોલીમેં ઐસી કૌનસી ચીજ લાયે હૈ કિ મુઝે બરાબર ધ્યાન રખનેકા કહ ગયે હૈ? ક્યા હૈ મૈં દેખું." આમ વિચારી ચેલાએ ઉઠીને ઝોળી ખોલીને જોયું, તો અંદર સોનાની લગડી ચકમક ચળકે છે. આ જોતાં જ ચેલો ચમક્યો. બાપ રે માર ડાલા! ગુરૂ એ ક્યા લાયા? ચેલો ચતુર હતો. વાતનું રહસ્ય સમજી ગયો. એને સોનાની લગડી ભયંકર ઝેરી સાપ જેવી દેખાઈ એટલે હાથમાં લઈને ગીચ ઝાડીમાં જઈને ફેંકી દીધી. જુઓ, સોનું તો એનું એ હતું પણ દૃષ્ટિ દૃષ્ટિમાં ફેર છે ને? જે ગુરૂએ એ લગડીને મૂલ્યવાન સોના તરીકે જોઇ હતી તે જ લગડીને એના શિષ્યે ઝેરી સર્પ તરીકે જોઇ.

યોગીને તો ધ્યાનમાં લગડી જ દેખાવા લાગી. કારણ કે જેવી રમણતા તેવી દૃષ્ટિ તમે આખો દિવસ સંસારની રમણતા કરવામાં મશગૂલ રહેશો તો સ્વપ્ના સંસારના આવશે. આ મારા દીકરાને ખૂબ ધામધૂમથી પરણાવ્યો, હું કરોડપતિ બની ગયો. આવા સ્વપ્ના તમને આવે છે પણ ગામમાં સંતો પધાર્યા છે ને હું તેમના દર્શને ગયો, વ્યાખ્યાન સાંભળ્યું ને વૈરાગ્ય આવ્યો ને મેં દીક્ષા લીધી. આવા સ્વપ્ના આવે છે? (હસાહસ) ક્યાંથી આવે? દિલમાં રમણતા હોય તો આવે ને? યોગીના ચિત્તમાં પીળાની રમણતા હતી એટલે જેમ તેમ ધ્યાન કરીને ઝટપટ ઝુંપડીએ આવ્યા ને તરત ઝોળી ખોલીને જોઈ. અંદર પીળું ન દેખ્યું એટલે તાડૂક્યા, અરે શિષ્ય! ક્યા તૂને ઝોળી ખોલી થી? ચેલાએ કહ્યું, જી હા. તો કહાં ગઇ વહ સોને કી લગડી? ગુરૂદેવ! વહ તો જહરીલા સાપ થા, વો આપકો સમાધિ મેં કાટ રહા થા, ઇસ લિયે મૈંને ઉસકો ઝાડીમેં ફેંક દિયા. અરે પાગલ! ક્યા સર્પ થા? વો તો સોનેકી લગડી થી. મૈં તુઝે ક્યા કહ ગયા થા ને તૂને ક્યા કર ડાલા? અબ ઐસી લગડી કહાં સે મિલેગી? રોજ રોજ ઐસી ચીજ નહિ મિલતી.

"ગુરૂભક્તિકા ચમત્કાર" : ગુરૂના વચન સાંભળીને ચેલો કહે છે કે અહો ગુરૂદેવ! "ઇસમેં ક્યા હૈ? આપ કે નામ પર તો સારા પહાડ ભી સોનેકા બનાયા જા સકતા હૈ" ત્યારે ગુરુએ ક્રોધે ભરાઇને કહ્યું કે "ઐસા હો તો બના દે, મૈં દેખૂં." શિષ્ય ખૂબ વિનયવંત અને પવિત્ર હતો. ગુરુની ભક્તિ ખૂબ કરતો હતો. આથી એક દેવ તેના ઉપર પ્રસન્ન થયો હતો એટલે ગુપ્ત રીતે એને સહાય કરતો હતો. આ શિષ્યે આંખ બંધ કરી ગુરુનું નામ લઈને કહ્યું "હે ભગવાન! આજ તક મૈંને શુદ્ધ મન, વચન, કાયાસે ગુરૂકી ભક્તિ કી હો તો મેરા ગુરૂકે નામ પર પહાડ સોનેકા હો જાઓ." આ પ્રમાણે કહેતાંની સાથે સામેનો પહાડ સોનાનો દેખાવા લાગ્યો. આ જોઈને ગુરૂ આશ્ચર્ય પામી ગયા. અહો! હું એક નાનકડી લગડી ઉપર આટલો મોહ રાખું છું ત્યારે મારા ચેલાએ

યોગીનું મન શીગું બની ગયું. ઠીક થયું, આ સોનાનો ટુકડો મળી ગયો. કોઈ વખત ભિક્ષા નહિ મળે ત્યારે કામ આવશે. એમ વિચાર કરીને લગડી લઈ લીધી. યોગીનો બાહ્ય ત્યાગ હતો. જો અંતરથી આસક્તિ છૂટી હોત તો એવો વિચાર કરત કે મને આ ના જોઈએ. જેનો મને ત્યાગ છે તેને અડકવું તે પણ પાપ છે, પણ કંચનની કરામત કેવી છે!

**"આત્મસમાધિને લુંટનાર પરિગ્રહ" :–** યોગીઓને પણ તે પળવારમાં ચલાયમાન કરી શકે છે. આ યોગી ખૂબ ધ્યાનમગ્ન અવસ્થામાં રહેતાં હતાં, પણ આ સોનાના ટુકડાએ યોગી ઉપર કામણ કર્યું. જડ ચેતનને રમાડે છે. એ અનુસાર સોનાના ટુકડાએ મમતાવૃત્તિને આત્મમંદિરમાં પ્રવેશ કરવા માટેના દરવાજા ખુલ્લા કરી આપ્યા. યોગી બાવાએ ઝૂંપડીમાં આવીને ઝોળી ઉંચે ભરાવી. રોટી પકાવીને જમ્યા. પછી ચેલાને કહે છે "મૈં સ્નાન–ધ્યાન આદિ કરને કો જાતા હૂં, ઇસ ઝોલીકા બરાબર ધ્યાન રખના, પર ઝોલીમેં દેખના નહિ." જીવનમાં થોડી પણ મમતા પ્રવેશી જાય છે તો તેની પાછળ થોકબંધ પાપ આવે છે. જો તમારા જીવનમાં પાપ પ્રવેશવા દેવું ન હોય તો પહેલા માયા, મમતા, લોભ વિગેરેને પ્રવેશ કરતાં અટકાવો. આ યોગી દરરોજ સ્નાન કરવા, ધ્યાન કરવા ત્રણ ત્રણ કલાક બહાર જતાં હતાં પણ કદી ચેલાને કહેતાં ન હતાં કે ઝોળીનું બરાબર ધ્યાન રાખજે. અંદર જોઈશ નહિ, એટલે ચેલાએ પૂછ્યું ઐસા કર્યું ગુરૂદેવ? આપ કભી ઐસા નહીં કહતે હો, ત્યારે ગુરૂ ગુસ્સાથી કહે છે ગુરૂ કે સામને ક્યોં પ્રશ્ન કરતા હૈ? તૂ મેરા ગુરૂ હૈ ક્યા? મૈં કહતા હૂં સો કરો, દુસરી માથાકૂટ મત કરો. ભલે ગુરૂદેવ. ગુરૂ તો બહાર ગયા પણ ચેલાને વહેમ પડયો કે એવું તે ઝોળીમાં શું છે કે મને ગુરૂદેવે આટલી બધી ભલામણ કરી. કુદરતનો નિયમ છે કે જે કાર્ય કરવાની મનાઈ હોય તે કરવાનું વહેલું મન થાય. ચેલાને વહેમ પડયો કે ગુરૂને આટલી બધી ભલામણ કરવાનું પ્રયોજન શું છે? રોજ ઝોળી ટીંગાડીને જાય છે પણ આજે કંઈક નવીનતા લાગે છે.

યોગીબાવા ઝોળી ઝૂંપડીમાં મૂકીને ગયા છે પણ જીવ એમાં છે. સ્નાન કરીને ધ્યાનમાં લીન બન્યા પણ ચિત્ત ધ્યાનમાં ન રહ્યું. એમને સોનાની લગડીના વિચારો આવવા લાગ્યા. આપ સૌને સમજાણું ને કે માયા કેવી ભયંકર છે! યોગીનું ધ્યાન પણ લૂંટી લીધું. બોલો, હવે તેનો ત્યાગ કરવા જેવો ખરો કે નહિ? યોગીની દશા કેવી થઈ? આત્મસ્વરૂપની ચિંતવણા કરતા હતા, ધ્યાનમાં મસ્ત બનતા હતાં તેના બદલે સોનાની લગડીએ યોગીના ચિત્તમાં ઉથલપાથલ મચાવી દીધી. કોઈ હિસાબે ચિત્ત સમાધિમાં સ્થિર થતું નથી, તમે પણ ઘર છોડીને ઉપાશ્રયમાં આવો, સામાયિક કરો, વીતરાગ વાણી સાંભળો પણ જો ચિત્તમાં ઘર, દુકાન, પૈસા, પરિવાર બધું લઈને આવ્યા હશો તો સાંભળવાની મઝા નહિ આવે. સામાયિકમાં સમતારસનું પાન નહિ કરી શકો. વીતરાગ પ્રભુની વાણીના શ્રવણનો અને સામાયિકનો અમૂલ્ય લાભ લૂંટાઈ જશે.

"શિષ્યનો જાગેલો અંતરાત્મા" : પેલા યોગીનું મન સમાધિમાં લાગતું નથી. આ તરફ ગુરૂજી મનાઈ કરીને ગયા છે પણ ચેલાથી રહેવાયું નહિ "ક્યા ગુરૂજી ઝોલીમેં ઐસી કૌનસી ચીજ લાયે હૈ કિ મુઝે બરાબર ધ્યાન રખનેકા કહ ગયે હૈં? ક્યા હૈ મૈં દેખું." આમ વિચારી ચેલાએ ઉઠીને ઝોળી ખોલીને જોયું, તો અંદર સોનાની લગડી ચકમક ચળકે છે. આ જોતાં જ ચેલો ચમક્યો. બાપ રે માર ડાલા! ગુરૂ એ ક્યા લાયા? ચેલો ચતુર હતો. વાતનું રહસ્ય સમજી ગયો. એને સોનાની લગડી ભયંકર ઝેરી સાપ જેવી દેખાઈ એટલે હાથમાં લઈને ગીચ ઝાડીમાં જઈને ફેંકી દીધી. જુઓ, સોનું તો એનું એ હતું પણ દૃષ્ટિ દૃષ્ટિમાં ફેર છે ને? જે ગુરૂએ એ લગડીને મૂલ્યવાન સોના તરીકે જોઇ હતી તે જ લગડીને એના શિષ્યે ઝેરી સર્પ તરીકે જોઇ.

યોગીને તો ધ્યાનમાં લગડી જ દેખાવા લાગી. કારણ કે જેવી રમણતા તેવી દૃષ્ટિ તમે આખો દિવસ સંસારની રમણતા કરવામાં મશગૂલ રહેશો તો સ્વપ્ના સંસારના આવશે. આ મારા દીકરાને ખૂબ ધામધૂમથી પરણાવ્યો, હું કરોડપતિ બની ગયો. આવા સ્વપ્ના તમને આવે છે પણ ગામમાં સંતો પધાર્યા છે ને હું તેમના દર્શને ગયો, વ્યાખ્યાન સાંભળ્યું ને વૈરાગ્ય આવ્યો ને મેં દીક્ષા લીધી. આવા સ્વપ્ના આવે છે? (હસાહસ) ક્યાંથી આવે? દિલમાં રમણતા હોય તો આવે ને? યોગીના ચિત્તમાં પીળાની રમણતા હતી એટલે જેમ તેમ ધ્યાન કરીને ઝટપટ ઝુંપડીએ આવ્યાં ને તરત ઝોળી ખોલીને જોઈ. અંદર પીળું ન દેખ્યું એટલે તાડૂક્યા, અરે શિષ્ય! ક્યા તૂને ઝોળી ખોલી થી? ચેલાએ કહ્યું, જી હા. તો કહાં ગઇ વહ સોનેકી લગડી? ગુરૂદેવ! વહ તો જહરીલા સાપ થા, વો આપકો સમાધિ મેં કાટ રહા થા, ઇસ લિયે મૈંને ઉસકો ઝાડીમેં ફેંક દિયા. અરે પાગલ! ક્યા સર્પ થા? વો તો સોનેકી લગડી થી. મૈં તુઝે ક્યા કહ ગયા થા ને તૂને ક્યા કર ડાલા? અબ ઐસી લગડી કહાં સે મિલેગી? રોજ રોજ ઐસી ચીજ નહિ મિલતી.

"ગુરૂ ભક્તિકા ચમત્કાર" : ગુરૂના વચન સાંભળીને ચેલો કહે છે કે અહો ગુરૂદેવ! "ઇસમેં ક્યા હૈ? આપ કે નામ પર તો સારા પહાડ ભી સોનેકા બનાયા જા સકતા હૈ" ત્યારે ગુરુએ ક્રોધે ભરાઇને કહ્યું કે "ઐસા હો તો બના દે, મૈં દેખૂં." શિષ્ય ખૂબ વિનયવંત અને પવિત્ર હતો. ગુરુની ભક્તિ ખૂબ કરતો હતો. આથી એક દેવ તેના ઉપર પ્રસન્ન થયો હતો એટલે ગુપ્ત રીતે એને સહાય કરતો હતો. આ શિષ્યે આંખ બંધ કરી ગુરુનું નામ લઈને કહ્યું "હે ભગવાન! આજ તક મૈંને શુદ્ધ મન, વચન, કાયાસે ગુરૂકી ભક્તિ કી હો તો મેરા ગુરૂકા નામ પર પહાડ સોનેકા હો જાઓ." આ પ્રમાણે કહેતાંની સાથે સામેનો પહાડ સોનાનો દેખાવા લાગ્યો. આ જોઈને ગુરૂ આશ્ચર્ય પામી ગયા. અહો! હું એક નાનકડી લગડી ઉપર આટલો મોહ રાખું છું ત્યારે મારા ચેલાએ

તો મારા નામ ઉપર પથ્થરના પહાડને સોનાનો પહાડ બનાવી દીધો. ચેલાએ ગુરૂને કહ્યું–ગુરૂદેવ! ઈસમેં કોઈ બડી બાત નહિં હૈ. જડ ચિંતાસે મનકો હટાકર શુભ ધ્યાનમેં લગાના બડી બાત હૈ. અર્થાત્ અનંતકાળની પુદ્દગલની માયા છોડીને આત્મકલ્યાણ કરવા માટે યોગી બન્યા, અને પાછા પરમાત્માને ભૂલી જડ પુદ્દગલની લગનીમાં લાગી ગયા! શિષ્યના પ્રતાપે ગુરૂ પાછા પરમાત્મામાં લીન બની ગયા. પછી ચેલો ગુરૂના પગમાં પડીને કહે છે " ગુરૂદેવ! મુઝે ક્ષમા કીજીએ, મૈં તો આપકા અજ્ઞાન શિષ્ય હૂં. ગુરૂએ કહ્યું–" બેટા! તું અજ્ઞાની નહીં હૈ, મૈં અજ્ઞાની હૂં. તૂને મૂઝે જડ માયામેં ફસાતે હુએ બચાયા." ગુરૂની સાન ઠેકાણે આવી ગઈ કે મારા નામ ઉપર સોનાનો પહાડ બને અને હું એની માયામાં ફસાયો!

ટૂંકમાં આપણે તો આ દૃષ્ટાંતમાંથી એ સાર ગ્રહણ કરવો છે કે દૃષ્ટિ દૃષ્ટિમાં કેટલો ફરક છે. શિષ્ય પાસે સોનાનો પહાડ બનાવવાની શક્તિ હોવા છતાં તેનાથી અનાસક્ત બન્યો. જ્યારે ગુરૂ નાનકડી સોનાની લગડીમાં આસક્ત બની ગયા, પણ શિષ્ય સારો મળ્યો તો ગુરૂની સાન ઠેકાણે લાવ્યો. બીજું ગુરૂની ભક્તિમાં કેવી શક્તિ છે! ગુરૂ ભક્તિથી દેવ પ્રસન્ન થાય છે ને માનવી ધારે તે કરી શકે છે. તમે પણ આ શિષ્ય જેવી શક્તિ કેળવજો. વીતરાગવાણી સાંભળો, સામાયિક કરો, ગમે તે ધર્મકરણી કરો તે શ્રધ્ધાપૂર્વક હૃદયના શુધ્ધ ભાવથી કરજો, પણ મનમાં મોહ માયા રાખીને કરશો નહિ. શુધ્ધ ભાવથી કરેલી થોડી આરાધના પણ મહાન ફળદાયી બને છે.

આપણે દેવકીરાણીની વાત ચાલે છે. દેવકીજીને નેમનાથ પ્રભુના વચનમાં અખૂટ શ્રધ્ધા છે. એવા દેવકીજીને ઉદાસ જોઈને તેના વિનયવંત પુત્ર કૃષ્ણવાસુદેવે ચિંતાનું કારણ પૂછ્યું ને દેવકીમાતાએ પુત્રને વાત કરી, કૃષ્ણવાસુદેવની માતા પ્રત્યે ખૂબ ભક્તિ હતી. માતાની ચિંતાનું કારણ જાણીને કહ્યું–હે માતા! તમે ચિંતા ન કરશો. હું મારે એક નાનકડો સહોદર ભાઈ થાય, એને તારા ખોળામાં રમતો જોઉં. એવો હું ઉપાય કરીશ. તમે રડશો નહિ. આ પ્રમાણે મીઠા મધુર વચનોથી માતાને સાંત્વન આપ્યું. પુત્રના વચન સાંભળીને દેવકીમાતાની ચિંતા દૂર થઇ ને ખૂબ આનંદમાં આવી ગયા. માતાને ચિંતાથી મુક્ત કરીને કૃષ્ણવાસુદેવ માતાની રજા લઇને માતાના મહેલમાંથી નીકળ્યા. નીકળીને ક્યાં ગયા તે સાંભળો. "जेणेव पोसहसाला तेणेव उवागच्छइ, उवागच्छित्ता जाव असओ हरिणगमेसिस्स अट्ठम भत्तं पगिण्हइ"। કૃષ્ણવાસુદેવ દેવકીમાતાના મહેલેથી નીકળીને જ્યાં પૌષધશાળા હતી ત્યાં ગયા. પણ બત્રીસ હજાર રાણીઓમાંથી કોઇને મળવા ન ગયાં. કારણ કે તેઓ માતાને તીર્થ સમાન માનતાં હતાં. આજે તો ઉલ્ટી ગંગા વહી રહી છે. માતાનું કંઈ કામ કરવાનું હોય તો કહેશે ઉભા રહો, પૂછીને આવું છું. માતા કહે ભાઈ! કોને પૂછવાનું છે? તો કહેશે મારી પત્નીને. કૃષ્ણવાસુદેવ કોઇને પૂછવા ન ગયા, પણ પૌષધશાળામાં ગયા.

આ ત્રણ ત્રણ ખંડના અધિપતિ હતાં, તેમના માથે કેટલી જવાબદારી હતી? છતાં માતાને સંતોષ આપવા પૌષધશાળામાં ગયા. ત્યાં જઇને તેમણે પૌષધશાળાને સ્વચ્છ બનાવી. સ્વચ્છ બનાવીને પછી તેઓએ ઉચ્ચાર અને પાસવણભૂમિની પ્રતિલેખના કરી. એટલે કે લઘુનીતિ અને વડીનીતિના સ્થાનને જોયું. પ્રતિલેખના કરીને દર્ભના આસને બેસીને તેમણે અઠ્ઠમભક્ત ધારણ કર્યું. જેવી રીતે અભયકુમારે બ્રહ્મચર્ય સહિત પૌષધથી યુક્ત એકલા દર્ભના આસને બેસીને અઠ્ઠમ ભક્તનો સ્વીકાર કરી મિત્ર દેવની આરાધના કરી હતી તેવી રીતે કૃષ્ણવાસુદેવે પણ અઠ્ઠમ તપ કરીને હરિણગમેષી દેવની આરાધના કરી. જુઓ, સંસારના સુખ માટે પણ તપ કરવાની જરૂર પડે છે. દેવને બોલાવવા હોય તો પણ તપ કરવો પડે છે. દેવને પ્રસન્ન કરવા માટે લોકોને કેટલું કષ્ટ વેઠવું પડે છે ત્યારે દેવ પ્રસન્ન થાય છે, અને જેના ઉપર દેવ પ્રસન્ન થાય છે તેને ભૌતિક સુખની કમીના રહેતી નથી, પણ એક વાત જરૂર સમજી લેજો કે આત્મિક સુખ આગળ ભૌતિક સુખો કંઇ વિસાતમાં નથી. જેમ ટયુબ લાઇટો ગમે તેટલી બળતી હોય પણ સૂર્યના પ્રકાશ આગળ તેના પ્રકાશની કંઈ કિંમત ખરી? ના, તેમ જ્ઞાની કહે છે કે આત્મિક સુખો પાસે સંસારના તમામ સુખો ફિક્કા છે. કૃષ્ણવાસુદેવ એકાગ્ર ચિત્તે હરિણગમેષી દેવના જાપ જપતાં હતાં. ત્રણ દિવસ અને ત્રણ રાત્રી વ્યતીત થતાં દશે દિશામાં પ્રકાશ પ્રકાશ ફેલાઇ ગયો. દેવનાં તેજ એવા અલૌકિક હોય છે કે તેની આગળ હજારો સૂર્યનાં તેજ ઝાંખા પડે છે. પછી હરિણગમેષી દેવ આવ્યો. ત્યાં તે ભૂમિ ઉપર ઉતર્યો નહિ પણ ભૂમિથી ચાર આંગળ ઉપર આકાશમાં અધ્ધર સ્થિર રહ્યો. કારણ કે દેવોનો સ્વભાવ એવો હોય છે કે તેઓ ભૂમિને સ્પર્શતા નથી, ને ભૂમિથી ચાર આંગળ ઉપર અધ્ધર રહે છે. તેમની આંખના પલકારા થતા નથી. હરિણગમેષી દેવે અધ્ધર રહીને કહ્યું કે હે કૃષ્ણવાસુદેવ! તમે મને શા માટે યાદ કર્યો છે? તમારે જે કામ હોય તે કહો. હું તમારી ભક્તિથી તમારા ઉપર પ્રસન્ન થયો છું. હવે કૃષ્ણવાસુદેવ દેવને શું કહેશે તેના ભાવ અવસરે.

ચરિત્ર :– દમયંતી માસીના મહેલમાં છે પણ ઓળખાણ નથી. રાણીએ પૂછયું, બેટા! તું કયાંથી આવી છે ને તું કોની દીકરી છે? તે તો મને કહે? ત્યારે દમયંતીએ કહ્યું હું ભીમરાજાની કુંવરી દમયંતીની સખી છું, દમયંતી પરણીને સાસરે ગઈ ત્યાર પછી એક વખત મારા પિતાજી અને અમે બધા યાત્રાએ ગયા હતાં. માર્ગમાં પડાવ નાંખેલો, પણ હું વનમાં ફરવા ગઇ ત્યાં બધા મને ભૂલી ગયા ને ચાલી નીકળ્યા. તેથી એકલી જંગલમાં ફરતી માતા પિતાને શોધતી અહીં આવી છું. આ સાંભળી રાણીએ કહ્યું, બેટા! હું દમયંતીની માસી છું. એની માસી તો તારી પણ માસી જ કહેવાઉં ને! હવે તું મારી પુત્રી સાથે આનંદથી રહેજે. આ ચંદ્રયશા રાણી તરફથી નગર બહાર ગરીબ અને અનાથ માટે મોટી દાનશાળા ચાલતી હતી. આ વાતની દમયંતીને ખબર

પડી એટલે તેણે રાણીને કહ્યું, માસી! મને દાન દેવાનું ગમે છે. જો આપ હા પાડો તો હું દાનશાળામાં બેસીને દાન દઉં.

**"દાનશાળામાં દમયંતીથી અપાતું દાન":**— દમયંતીના ભાવ એવા હતા કે હું દાનશાળામાં દાન દેવા બેસું તો કદાચ નળરાજા ફરતાં ફરતાં અહીં આવે ને મને મળી જાય. રાણીએ કહ્યું બેટા! ભલે, તારી ઈચ્છા હોય તો દાન આપજે. રાણીની આજ્ઞાથી રોજ દમયંતી દાનશાળામાં જઈને યાચકોને દાન આપવા લાગી, દરેકને છૂટે હાથે જરૂરિયાત પ્રમાણે દાન આપતી હતી. ઘણાં દિવસ વીતી ગયા પણ તેને નળરાજાનાં દર્શન થયા નહિ. એક દિવસ રાજાના માણસો એક ચોરને મજબૂત બંધને બાંધીને લઈ જતાં હતાં. ચોરને છાતીએ એટલા મજબૂત દોરડાંથી બાંધ્યો હતો કે એની છાતીના પાટીયા ભીંસાઈ જાય. આ જોઈને દમયંતીને ખૂબ દયા આવી. ચોર દમયંતીને જોઈને રડતો રડતો કહે છે: હે દેવી! મને બચાવો. દમયંતીએ સિપાઈઓને પૂછયું, ભાઈ! આ માણસે શું ગુન્હો કર્યો છે? ત્યારે તેમણે કહ્યું, બહેન! આ માણસે આપણા મહારાણીનાં કિંમતી હીરાના દાગીનાની પેટી ચોરી લીધી હતી. તેથી અમે તેને વધ કરવા માટે લઈ જઈએ છીએ.

**"ચોરને ફાંસીની શિક્ષાથી છુટકારો કરાવતી સતી દમયંતી":**— દમયંતીએ કહ્યું—ભાઈ! એણે દાગીનાની પેટી પાછી આપી કે નહિ? એ તો આપી દીધી છે, તો પછી શા માટે તેનો વધ કરો છો? એને બીજી શિક્ષા કરો પણ વધ ન કરશો, એને છોડી દો. ત્યારે સિપાઈઓએ કહ્યું—બહેન! મહારાજાનો કડક હુકમ છે. અમારાથી એને છોડી શકાય નહિ. ત્યારે દમયંતીએ નવકારમંત્રનું સ્મરણ કરીને ચોરના ઉપર પાણી છાંટયું. એટલે તેના બંધન તૂટી ગયા. આ ચમત્કાર જોઈને લોકોએ દમયંતીનો જયજયકાર બોલાવ્યો, પણ રાજાના સેવકો કહે છે કે બહેન! તેં આ શું કર્યું! રાજાને ખબર પડશે તો અમને દંડ કરશે. આ વાત કરે છે ત્યાં રાજાને કોઈએ સમાચાર આપ્યા તેથી રાજા દોડતા ત્યાં આવ્યા ને દમયંતીને કહેવા લાગ્યા—બેટા! તું મહાન પવિત્ર સતી છે. પણ આ ચોરને તેં બંધનથી મુક્ત કર્યો તે બરાબર નથી કર્યું. ગુનેગારને બરાબર શિક્ષા થવી જોઈએ. એ જીવતો રહેશે તો પ્રજાને હેરાન કરશે. દમયંતીએ કહ્યું—મહારાજા! હું જૈન ધર્મ પામેલી છું. હું એક કીડીને પણ મારા દેખતાં મરવા દઉં નહિ તો માણસને મરવા દઉં? અને જો મરવા દઉં તો મારો જૈન ધર્મ ક્યાં રહ્યો? એને એના ગુન્હાની શિક્ષા મળી ગઈ છે. માટે છોડી દો. રાજાએ ખુશ થઈને કહ્યું—સતી! તારી દયાવૃત્તિને ધન્ય છે. તારી ઈચ્છા છે તો એને છોડી દઉં છું. રાજાએ ચોરને છોડી દીધો. ચોરે પણ રાજાને કહ્યું કે હવે હું કદી ચોરી નહિ કરું.

**"દમયંતીના પ્રભાવથી ચોરનો જીવનપલ્ટો":**— ચોર દમયંતીના પગમાં પડીને કહે છે હે માતા! તેં મને જીવતદાન અપાવીને નવો જન્મ આપ્યો. એટલે તું મારી માતા છે. તારો ઉપકાર જીવનભર નહિ ભૂલું. એમ કહીને ચો ગયો પણ

દરરોજ સવારમાં તે દમયંતીને પગે લાગવા આવતો હતો. રોજ દમયંતીના ચરણકમળમાં મસ્તક નમાવી તેની ચરણરજ માથે ચઢાવીને ચાલ્યો જતો હતો. એક દિવસ દમયંતીએ તેને પૂછયું-ભાઈ! તું કોણ છે? ત્યારે તેણે કહ્યું-બહેન! તમે મને ઓળખતાં નથી પણ હું તમને સારી રીતે ઓળખું છું. તમે ગુફામાં રહેતાં હતાં ને જૈનધર્મની આરાધના કરતા હતાં ત્યાં સાર્થવાહે તાપસપુર નગર વસાવ્યું હતું ને? સાર્થવાહ તમને દેવીની જેમ પૂજતા હતાં. કેમ બરાબર છે ને? દમયંતીએ કહ્યું.-હા; ચોરે વાત આગળ ચલાવતાં કહ્યું-હું એ સાર્થના નાયક વસંત સાર્થપતિનો પિંગલ નામે નોકર છું. બહેન! શું વાત કરું? તમે તાપસપુરથી ચાલ્યા ગયા પછી સાર્થવાહને ખૂબ દુઃખ થયું, અને તેણે આપનો પત્તો ન મળે ત્યાં સુધી અન્નપાણીનો ત્યાગ કર્યો, અને વનમાં દૂરદૂર સુધી ખૂબ તપાસ કરી પણ આપનો પત્તો ન મળ્યો. સાર્થવાહને આઠ દિવસના ઉપવાસ થયા. છેવટે જંગલમાં કોઈ જ્ઞાની સંત પધાર્યા અને તેમને સાર્થવાહે આપના સમાચાર પૂછયા. ત્યારે મુનિએ જ્ઞાનથી જાણીને આપના કુશળ સમાચાર આપ્યા પછી તેણે ભોજન કર્યું. ત્યારપછી એક દિવસ તે વસંત સાર્થવાહ કિંમતી રત્નો આદિ લઈને કોશાલા નગરીમાં કુબેરરાજા પાસે ગયો ને રાજાને કિંમતી રત્નો ભેટ આપ્યા. રાજાએ તેનો પરિચય પૂછયો ત્યારે તેણે બધી વાત કરી. કુબેરરાજાએ ખુશ થઈને તેને છત્ર-ચામર વિગેરે આપીને તાપસપુરનો વસંત શ્રીશેખર નામથી રાજા બનાવ્યો, એ સાર્થવાહ હાલ તાપસપુરનું રાજ્ય ચલાવે છે. હું તેમને ત્યાં રહેતો હતો. એ સાર્થવાહ રાજાને મારા ઉપર ખૂબ પ્રેમ અને વિશ્વાસ હતો, પણ મેં પાપીએ વિશ્વાસઘાત કરીને એક દિવસ રાજાના ભંડારમાંથી રત્નોની ચોરી કરી અને હું ત્યાંથી ભાગી છૂટયો. રસ્તામાં ચોર મળ્યા ને મારી પાસેથી રત્નો લૂંટી લીધા. ત્યારપછી ફરતો ફરતો અહીં આવ્યો ને રાજાનો નોકર બનીને રહ્યો. એક દિવસ રાણીના મહેલમાં કચરો વાળતો હતો. રાણીના દાગીનાની પેટી બહાર પડી હતી. તે જોઈને મારી દાનત બગડી. મેં દાગીનાની પેટી ચોરી. હું તે લઈને જતો હતો ત્યાં આ રાજાના માણસોએ મને પકડી લીધો, ને મને રાજા પાસે લઈ ગયા. મને રાજાએ દેહાંત દંડની શિક્ષા ફરમાવી. તેથી આ રાજસેવકો મને વધ કરવા લઈ જતાં હતાં. ત્યાં આપે મને બચાવ્યો. હે માતા! હું તારા ઋણમાંથી ક્યારે મુક્ત થઈશ! આમ કહીને દમયંતીના ચરણમાં મસ્તક ઝુકાવ્યું ને કહ્યું કે હે માતા! મેં બે વખત ચોરી કરી તેનું મને પ્રાયશ્ચિત આપ.

દમયંતીએ કહ્યું ભાઈ! જો તારે ચોરીના પાપથી મુક્ત થઈને આત્માનું કલ્યાણ કરવું હોય તો ચારિત્ર અંગીકાર કર. આ માનવ જન્મ ફરી ફરીને નહિ મળે. સતીના અમૃતમય વચન સાંભળીને ચોરે કહ્યું માતા! મારા પાપનું પ્રાયશ્ચિત કરવા હું દીક્ષા લેવા તૈયાર છું. આ સાંભળીને દમયંતી ખુશ થઈ. થોડા સમય પછી એક વખત જૈન મુનિ પધાર્યા. દમયંતી ચોરને સંત પાસે લઈ ગઈ, ને વંદન કરીને કહ્યું-ગુરૂદેવ! આ માણસમાં આપને ચારિત્ર માટેની લાયકાત દેખાતી હોય તો એને દીક્ષા લેવાના ભાવ છે.

મુનિએ તેનું મુખ જોઈને કહ્યું કે આ હળુકર્મી જીવ છે. એને ચારિત્ર આપવામાં વાંધો નથી. આ સાંભળીને પિંગલ ખુશ થયો. તેની ભાવના જોઈ મુનિએ તેને દીક્ષા આપી. રાજાને આ વાતની ખબર પડી એટલે ત્યાં આવ્યા. એક વખતના ચોરને મુનિ બનેલ જોઈ ખુશ થયા. તેના ચરણમાં પડયા, સતીનો સંગ થતાં ચોર મુનિ બની ગયો ને આત્મકલ્યાણ કર્યું. દમયંતી દાન આપતાં કંઈક જીવોને પ્રતિબોધ આપીને સુધારતી હતી. ઘણો સમય દાન આપ્યું. પણ હજુ નળરાજા તેને મળ્યા નહિ. દમયંતી ખૂબ ચિંતાતુર બની છે. હવે ત્યાં કોણ આવશે ને શું બનશે તેના ભાવ અવસરે.

* * *

(શ્રાવણ વદ ૧૪ ને રવિવાર તા. ૧૧-૯-૭૭ના રોજ સંઘ દર્શન યાત્રાએ ગયેલ હોવાથી વ્યાખ્યાન બંધ છે.)



## વ્યાખ્યાન નં. ૬૩

**દ્વિ. શ્રાવણ વદ અમાસને સોમવાર** **તા. ૧૨-૯-૭૭**

### વિષય :- સંગ કેવો કરશો?

અનંત જ્ઞાની, સમતાના સાગર, કરૂણાના કિમિયાગર, વીતરાગ ભગવંતો ભવ્યજીવોના કલ્યાણને માટે ફરમાવે છે કે હે આત્માઓ! અનાદિકાળથી સંસારમાં પરિભ્રમણ કરતાં જીવોને સંગ તો ઘણો થાય છે પણ કલ્યાણ મિત્રનો સંગ થવો એ અતિ દુર્લભ છે. સંસારી જીવો એમ કહે છે કે સંગની શી જરૂર છે? તો હું તમને પૂછું છું કે તમને સંગ વિના ચાલે છે ખરું? "ના". સંસારની માયા એવી છે કે જીવ એકલવાયો રહી શકતો નથી. ગમે તેટલી સંસાર સુખની સામગ્રી મળે તો પણ તે એકલો રહીને પોતાને સુખી માનતો નથી, પણ બીજાના સહવાસમાં રહીને જ પોતાની જાતને સુખી માને છે. દાખલા તરીકે તમે તમારા દીકરાને ધનના ઢગલાં આપ્યા, અનાજના ભરેલાં કોઠાર આપ્યા, બંગલા, બગીચા, મોટરો વિગેરે તમામ સુખની સામગ્રીઓ આપી ને કહો કે આ બંગલામાં તારે એકલાને જ રહેવાનું, અહીં બીજો કોઈ આવશે નહિ. ત્યારે છોકરો શું કહેશે તે ખબર છે? એ છોકરો તમને એમ જ કહેશે કે તમે મને ગમે તેટલી સુખની સામગ્રી આપો પણ હું એને શું કરું? મને એકલાને ગમે નહિ. એ સુખની સામગ્રી દ્વારા સુખ ભોગવવા માટે મારે પત્ની જોઈએ, સગા-સબંધી, સ્નેહી મિત્રો, નોકર ચાકર બધું જોઈએ, અને મારા સુખ અને વૈભવનો ઠઠારો જોવા માટે મારાથી ઓછા સુખી માણસો જોઈએ. કારણ કે જે મારા જેવા સુખી હોય તેને

તો મારા સુખની વિશેષતા ન લાગે પણ જે ઓછા સુખી હોય તેને વિશેષતા લાગે ને? એટલે આવા ઘણાં સંગ જીવને જોઈએ છે. માત્ર સિદ્ધ ભગવંતો એવા છે કે જે એકલા રહીને અનંત આત્મિક અને અવ્યાબાધ સુખ ભોગવે છે. બાકી સંસારી જીવોનું એ ગજું નથી કે એકલા રહીને સુખ ભોગવી શકે.

બંધુઓ! બરાબર છે ને? મારી વાત તમને સમજાય છે ને? તમે તો એમ જ કહો ને કે કરોડો રૂપિયા મળ્યા પણ એને હું શું કરું? એ ધનમાં કીડો થઈને રહું? બધું છે પણ મનગમતી કન્યા ના હોય તો જીવ સુખ માણી શકતો નથી. મનગમતી કન્યા મળી જાય પણ જો સંતાન ન થાય તો કહેશે કે સંતાન વિના સંપત્તિ શું કામની? પછી સંતાન માટે ફાંફા મારે છે. નાની કીડી-મંકોડા વિગેરેને પણ સંગ જોઈએ છે. તેને એકલા ગમતું નથી. કીડી મંકોડાના દરમાં જોઈએ તો તેના દરમાં એક જ કીડી કે મંકોડા હોય એવું ભાગ્યે જ જોવા મળે છે. પશુ પક્ષીઓને પણ સંગ જોઈએ છે. એને પણ એકલા રહેવું ગમતું નથી. આ ઉપરથી નક્કી થાય છે કે જ્યાં સંસાર છે ત્યાં સંગ છે અને જ્ઞાની પુરૂષો કહે છે કે જ્યાં સંગ છે ત્યાં દુઃખ છે. કેવી રીતે? સાંભળો, જ્યાં સુધી પત્નીનો સંગ થયો ન હતો ત્યાં સુધી પત્ની માટે વલખાં મારતો હતો. પણ પત્ની મળ્યા પછી સુખ વધે છે કે દુઃખ? એ તો તમને અનુભવ છે ને? જ્યાં સુધી એકલાં હતાં ત્યાં સુધી ગમે તેમ કર્યું, કોઈ વસ્તુ ન હોય તો ચલાવ્યું પણ જ્યાં પત્ની આવી એટલે કહેશે કે મારે આ જોઈએ ને તે જોઈએ. અમુક ચીજ વિના તો મને ચાલશે જ નહિ. આ બધી ઉપાધિ ઉભી થાય છે ને કમાવાની ચિંતા પણ વધે છે. ત્યારે એમ કહે છે કે પરણીને પસ્તાયા. જ્યાં સુધી પુત્ર ન હતો ત્યાં સુધી મનમાં કોડ હતા કે મારે શેર માટીની ખોટ છે. પુત્ર થાય તો સારું અને પુત્ર થયો, પણ પુત્ર મૂર્ખો અગર એવો ઉડાઉ ને વ્યસની પાકયો કે બાપની મિલ્કત અને ઈજ્જત સાફ કરી નાંખે. બોલો, હવે પુત્ર ન હતો ને જે દુઃખ હતું તેના કરતાં અનેક ગણું દુઃખ વધી જાય છે ને? રાત-દિવસ હૈયું દુઃખથી શેકાયા કરે છે. આ ઉપરથી નક્કી થાય છે કે જ્યાં સંગ છે ત્યાં દુઃખ છે. કદાચ તમને સુખનો અનુભવ થતો હશે પણ તે સુખ બિંદુ જેટલું ને દુઃખ સિંધુ જેટલું છે.

વિષયાસકત આત્માઓને વિષય સુખમાં આનંદ આવે છે પણ તે સુખ અલ્પ હોય છે ને તેની પાછળ દુઃખ ઘણો કાળ ભોગવવું પડે છે. તેનો ખ્યાલ આવે છે ખરો? મનુષ્ય અહીંથી શુભ કર્મો કરીને દેવલોકમાં જાય છે ત્યાં એને દેવતાઈ વિમાન, દેવતાઈ વૈભવ, અને અપ્સરાઓ મળે છે. એના સુખનો પાર નથી હોતો. આવો વૈભવશાળી દેવ ઈર્ષ્યા અને લોભથી સળગતો હોય છે અને જ્યારે તેનું આયુષ્ય પૂરું થવાને છ મહિના બાકી રહે છે ત્યારે દેવના ગળામાં રહેલી ફૂલની માળા કરમાય છે. ત્યારે એ દેવ સમજે છે કે મારે અહીંથી જવાનું છે. તે સમયે અવધિજ્ઞાનનો ઉપયોગ મૂકીને જુએ

છે કે હું અહીંથી મરીને ક્યાં જઈશ? દેવતાઈ સુખો છોડીને જો મનુષ્યગતિમાં અને હીનકુળમાં જવાનું દેખે તો દેવને ઘણું દુઃખ થાય છે. અરેરે....આવા વૈભવ વિલાસ છોડીને દુર્ગંધથી ભરેલા ઔદારિક શરીરમાં જવું પડશે? અને આવા વૈભવ, આવી રૂપાળી દેવીઓ અને દિવ્ય રત્નો આ બધું અહીં જ રહી જશે? આ બધું છોડીને મારે જવાનું? આવો વિચાર કરીને અફસોસ કરે છે, ઝૂરે છે. જેમ પાણીમાંથી કાઢેલી માછલી ગરમ રેતીમાં તરફડે છે તેમ એ દેવ તરફડે છે. મિથ્યાત્વી દેવો પોતાનું સુખ ચાલ્યું જાય તે માટે તરફડે છે. જ્યારે સમકિતી દેવો આયુષ્યના છ મહિના બાકી રહે ત્યારે અવધિજ્ઞાન દ્વારા જુએ છે કે હું ક્યાં જઈશ? જો તેનો જન્મ જૈનકુળમાં થવાનો હોય, ધર્મારાધનાનો યોગ મળવાનો હોય તો તેને અપૂર્વ આનંદ થાય છે કે અહો! હવે હું અવિરતિના બંધન તોડી સંયમ લઈને ઉગ્ર સાધના કરી આત્મકલ્યાણ કરીશ. અહીં ગમે તેટલું સુખ હોવા છતાં કર્મની નિર્જરા કરવાનું સાધન વ્રત–નિયમ, તપ વિગેરે કરવાનું નથી અને મનુષ્યગતિમાં છે તેથી તેને આનંદ થાય છે. એને સહેજ પણ દુઃખ કે ઝુરાપો થતો નથી, અને મિથ્યાત્વી દેવને ઝૂરાપાનો પાર નથી. ટૂંકમાં આપણે એ વાત સમજવાની છે કે સંગ છે ત્યાં ભંગ થવાનો, અને સંગના સુખ કરતાં ભંગનું દુઃખ વધુ અસહ્ય લાગે છે. માટે જ્ઞાની કહે છે કે સંગ એ દુઃખનું મૂળ છે. માત્ર સત્સંગ એ મોક્ષ મેળવવામાં સહાયક છે. સત્સંગ કહો કે કલ્યાણમિત્રનો યોગ કહો બંને એક જ ચીજ છે.

દેવાનુપ્રિયો! આટલા માટે જ્ઞાની પુરુષો કહે છે કે સંગ છે ત્યાં સંતાપ છે. સંગ તૂટયા પછી દુઃખ થાય તે વાત તો અલગ છે પણ સંગ હોય ત્યારે પણ એ સંગ ન તૂટે તેની ચિંતા પણ કેટલો સંતાપ કરાવે છે? જેની સાથે સંગ થયો તેનાં મન સાચવવામાં પણ કેટલું કષ્ટ સહન કરવું પડે છે! સંગ છે ત્યાં જ આ બધી ચિંતા છે ને? આટલા માટે જ્ઞાની પુરુષો કહે છે કે સંગનો દર્દનું ઔષધ સત્સંગ છે. અહીં કોઈ એમ કહે કે તમે કહો છો કે સત્સંગ કરો....સત્સંગ કરો. તો સત્સંગ એ પણ એક પ્રકારનો સંગ જ છે ને? "હા". પણ સંસારનાં સંગમાં ને સત્સંગમાં ઘણો ફરક છે. સંસારનો સંગ અજીર્ણ પેટના કચરા જેવો છે ત્યારે સત્સંગ એ પેટના કચરાને સાફ કરનાર દવાની પડીકી જેવો છે. આટલા માટે કહીએ છીએ કે સંસારનો સંગ છોડો અને કલ્યાણ મિત્રનો સંગ કરો. તમારો કુટુંબ પરિવાર તમારા આત્માની ચિંતા નથી કરતો તેથી તેમનો સંગ છોડી દેવો એટલે કે તેમને ધક્કો મારીને કાઢી મૂકવા તેમ નથી પણ તેમનામાં આસક્ત ન બનો. તમારાથી છૂટે તો સંસારનો સંગ છોડો. એ ન છૂટે તો કલ્યાણ મિત્રનો સંગ કરો. સંસાર સુખના સંગી સગાવહાલા બધા કાયાને સારું સારું ખવડાવી, પીવડાવી મોહમાં મસ્તાન રાખે છે તેથી શું આત્માનું કલ્યાણ થવાનું છે? 'ના'. ઉલ્ટું આત્માને કર્મનું બંધન થવાનું છે. કારણ કે એમાં આત્માના પુણ્યની મૂડીનો નાશ અને પાપની સિલકની વૃદ્ધિ થાય છે. તેનું પરિણામ શું આવશે?

તેનો વિચાર કરો. ત્યારે કલ્યાણ મિત્ર મનુષ્યને એકલું પુણ્ય ખાઇ જતાં અટકાવે છે ને નવું પુણ્ય ઉપાર્જન કરવાની કાર્યવાહીમાં જોડે છે. વિષયો, કષાયો, પાપનું ચિંતન તથા પાપના કાર્યો વિગેરે અશુભ પ્રવૃત્તિમાં જતાં આત્માને અટકાવી તપ, ત્યાગ વિગેરે ધર્મની પ્રવૃત્તિઓમાં જોડાવાની પ્રેરણા આપે છે. ભર્તૃહરિએ નીતિશતકમાં કહ્યું છે કે સાચો મિત્ર કોને કહેવાય?

"पापान्निवारयति योजते हिनाय, गुह्यं निगूहति गुणान् प्रगटी करोति।
आपद्गतं च न जहाति ददातिकाले, सन्मित्र लक्षणमिदं प्रवदन्ति संतः॥"

સાચો સન્મિત્ર મનુષ્યને પાપથી અટકાવે છે. હિતના કાર્યમાં જોડે છે, ગુહ્ય વાતને ગુપ્ત રાખે છે, ગુણોને પ્રગટ કરે છે, આપત્તિકાળમાં સાથ છોડતો નથી પણ સમયે સહાય કરે છે. સંતપુરૂષોએ સાચા અને સારા મિત્રના આ લક્ષણો બતાવ્યાં છે. આવો મિત્ર સાચો મિત્ર છે. બાકી તો સુખમાં સ્નેહ રાખનારા ને સુખમાં ખબર લેનારા મિત્રો સ્વાર્થી મિત્રો છે, અને દુઃખમાં ખબર લેનારો મિત્ર એ સાચો મિત્ર છે. અહીં મને એક દૃષ્ટાંત યાદ આવે છે. દૃષ્ટાંત તો સાંભળ્યું હશે પણ તેમાં ઘણા ભાવભર્યા છે.

આ જગતમાં ત્રણ પ્રકારના મિત્ર હોય છે. એક નિત્ય મિત્ર, બીજો પર્વમિત્ર અને ત્રીજો જુહારમિત્ર. આને આપણી સાદી ને ચાલુ ભાષામાં કહીએ તો રોજ મળવા આવનાર મિત્ર, બીજો તહેવારના દિવસે મળવા આવનાર મિત્ર અને ત્રીજો કોઈક દિવસ મળનાર મિત્ર. તેમાં પહેલા પ્રકારનો મિત્ર તો રોજ તમારી પાસે આવીને બેસશે અને પૂછશે. કેમ ફલાણા ભાઈ! રસિકભાઈ! તબિયત પાણી તો સારા છે ને! વહેપાર ધંધા કેમ ચાલે છે.? દીકરા દીકરીઓ કેમ છે? આમ મીઠું બોલીને ખબર પૂછશે. પછી અલકમલકની વાતો કરશે કે ફલાણાએ આમ કર્યું, ફલાણા તમારું ખરાબ બોલતાં હતાં પણ મેં તો તમારું ઉપરાણું લઈને તેને ખખડાવી નાંખ્યો એટલે બોલતો બંધ થઈ ગયો. આમ મીઠું મીઠું બોલે એટલે તમને વહાલો લાગે ને? પછી તો એને ચા-પાણી નાસ્તો કરાવો, માનપાન આપો અને તમને તેના પ્રત્યે એવી લાગણી થશે કે આને મારા પ્રત્યે કેટલી બધી લાગણી છે! વળી પાછો એ મિત્ર તમને કહે કે ભાઇ! તમારે મારું કામ હોય તો ખુશીથી વિના સંકોચે કહેજો. મને પારકો ન સમજશો. તમે મારા છો ને હું તમારો છું. અડધી રાત્રે પણ તમારું કામ કરીશ. આવી આશા અને વિશ્વાસ આપનાર નિત્ય મિત્ર છે: બીજો પર્વમિત્ર વાર તહેવારે આવશે, ચા-પાણી પીશે, ખબર પૂછશે ને કહેશે કે કામકાજ હોય તો ખુશીથી કહેજો, અને ત્રીજો જુહાર મિત્ર તો કોઈ વખત રસ્તામાં ભેટી જાય તો બે હાથ જોડીને જુહાર કરશે એ મીઠી મીઠી વાતો નહિ કરે પણ નિર્મળ પ્રેમ બતાવશે. હવે કેવા મિત્ર કેવા હોય છે તે વાત આ દૃષ્ટાંતથી જાણી શકાશે.

"મિત્રોની પરીક્ષા કરવાનો વિચાર કરતો પ્રધાન" :- એક રાજાને ત્યાં એક પરદેશી નવો મંત્રી આવ્યો. રાજાનું બધું તંત્ર મંત્રી સંભાળે તેવો બુધ્ધિશાળી હતો. આ સૌથી મુખ્ય મંત્રી હતો. આવા મોટા મંત્રીના માન ઘણાં હોય ને ? અને મંત્રી સાથે મિત્રતા બાંધવા સૌ ઈચ્છે છે. તમે પણ વડાપ્રધાન સાથે સંબંધ બાંધવા ઇચ્છો ને ? જો વડાપ્રધાન સાથે લાગવગ હોય તો આપણને અવસરે કામ લાગે. તેમ આ પ્રધાનમંત્રી બહુ સારો વહીવટ ચલાવે છે. એટલે તેમને મિત્રો પણ ઘણા વધી ગયા. કેટલાક મિત્રો રોજ તેમને ઘેર આવીને બેસવા લાગ્યા ને મીઠી મીઠી વાતો કરીને સાખણીયા માખણ લગાડતા ને કહેતા પ્રધાનજી ! અમારે લાયક કંઈ કામકાજ હોય તો અમને વિના સંકોચે કહેજો. અમે અડધી રાત્રે કામ કરીશું. એમ કહેતાં ને ખાઇપીને જલસા કરતા. ત્યારે ઘણાં મિત્રો તહેવારને દિવસે મળવા આવતાં ને ચા પાણી પીને કહી જતાં કે કામ હોય તે કહેજો. અને ત્રીજા કોઈ કોઈ મિત્ર રસ્તામાં મળે ને બે હાથ જોડી મુખડું મલકાવી ચાલ્યા જાય છે. ત્યારે પ્રધાનને વિચાર થયો કે મારે તો મિત્રો ઘણાં વધી ગયા છે પણ સાચો મિત્ર કોણ છે તે શોધી રાખું. કારણ કે આ તો રાજવહીવટ કહેવાય. પાપનો ઉદય થાય ત્યારે રાજવહીવટમાં ઘણી ખટપટો ઉભી થાય ને જાન જોખમમાં મૂકાઈ જાય. અને આ મારા મિત્રો મને કહી જાય છે કે "કામ હોય તો કહેજો, અડધી રાત્રે માથું દેવા તૈયાર છીએ. તો સાચો મિત્ર કોણ ગણવો ! મારે તેની પરીક્ષા કરીને નક્કી કરી લેવું જોઈએ. કે તે અવસર આવે મારી પડખે ઉભો રહે.

પ્રધાને મિત્રોની પરીક્ષા કરવા માટે એક કીમિયો રચ્યો. એણે રાજાના કુંવરને પોતાને ઘેર જમવા આવવાનું આમંત્રણ આપ્યું. ખૂબ પ્રેમથી રાજકુમારને જમાડયો. જમણમાં એવું ઘેન આપી દીધું કે થોડી વારમાં ઉંઘ આવી જાય, કુંવરને જમાડીને પ્રધાને ભોંયરામાં સુવાડી દીધો. એને બરાબર ઘેન ચઢયું એટલે પ્રધાને ભોંયરાને તાળું વાસી દીધું. પછી રંગ લગાવીને એક લાલચોળ કોળું રેશમી કપડું વીંટાળીને હાથમાં લીધું ને નોકરને કહ્યું કે આજે મારાથી એક મોટું પાપ થયું છે. મેં રાજકુમારનું ગળું કાપી નાંખ્યું છે તે લઈને આમ બહાર જાઉં છું. એમ કહીને પ્રધાન તો ચાલ્યો ગયો, પણ નોકરનું પેટ કેટલું ! હલકા માણસનું પેટ છીછરું હોય છે. એના પેટમાં વાત ટકતી નથી. આ નોકરે વિચાર કર્યો કે રાજા આ વાત જાણશે ત્યારે પહેલાં હું જ પકડાઈ જઈશ. કારણ કે પ્રધાનનો નોકર છું. એટલે મને વહેલો પૂછશે. એ પૂછે ને હું પકડાઈ જાઉં તેના કરતાં હું રાજાને વધામણી ન આપું ? આવો વિચાર કરીને નોકર રાજાની પાસે બાવરો બાવરો બનીને ગયો ને કહ્યું શું વાત કરું મહારાજા ! કહેતાં મારી જીભ ઉપડતી નથી. એમ કહેતાં આંખમાં આંસુ આવી ગયા. રાજાએ પૂછયું-શું છે ભાઈ ? ત્યારે નોકરે કહ્યું-સાહેબ ! પ્રધાનજીએ આપના કુંવરનું ખૂન કર્યું છે. મેં મારી નજરે એમનું ડોકું લઈને પ્રધાનજીને જતાં જોયા છે.

"નોકરે રાજાને કરેલી વાત" :– બંધુઓ ! કોઈ પણ વાતની જાહેરાત કરવી હોય તો આવા હલકા માણસોના મોઢે કરવી. એક બાજુએ કહે કે હું કોઈને નહિ કહું ને બીજી બાજુ જે મળે તેને કહેતાં જાય એટલે વાતની જાહેરાત થતા વાર નહિ. પ્રધાને જાણીને નોકરના મોઢે કહ્યું. એટલે એ તો બીજા ત્રીજાને નહિ કહેતાં સીધો રાજા પાસે પહોંચી ગયો. કુંવરના ખૂનની વાત સાંભળીને રાજાને ધ્રાસ્કો પડયો. તરત કુંવરની તપાસ કરાવી તો કુંવરનો કયાંય પત્તો ન પડયો. પ્રધાનજી પણ નથી એટલે રાજાને વહેમ પડયો કે ચોક્કસ પ્રધાન મારા કુંવરનું ખૂન કરીને ભાગી ગયો છે. તેની તપાસ કરવા માટે રાજાએ સિપાઈઓને ચારે તરફ મોકલી દીધા. બીજી તરફ પ્રધાનજી પોતાના ઘેરથી નીકળીને નિત્ય મિત્રને ઘેર ગયા. મિત્રે દૂરથી પ્રધાનજીને પોતાને ઘેર આવતાં જોયાં. હાથમાં રૂમાલથી ઢાંકેલું લાલ લાલ જોયું. આ મિત્ર પાકો વણીક હતો. એ સમજી ગયો કે આવો મોટો પ્રધાન મારે ઘેર આવે નહિ અને હાંફળોફાંફળો આવે છે તો નક્કી દાળમાં કંઈક કાળું છે. પ્રધાન આવીને કહે છે મિત્ર ! એક ખાસ કામે આવ્યો છું. મિત્રે પૂછયું પ્રધાનજી ! આપને એવું શું કામ પડયું કે મને આપને ઘેર બોલવવાને બદલે આપને મારે ઘેર આવવું પડયું ? પ્રધાને મિત્રને ખાનગીમાં કહ્યું. રાજાના કુંવરનું મારા હાથે ખૂન થઈ ગયું છે. હમણાં રાજાના માણસો મને શોધવા માટે આવશે તું મને તારા ઘરમાં કયાંક સંતાડી દે તો હું બચી શકું.

"મિત્ર પાસે પ્રધાનની માંગણી" :– બોલો, હવે મિત્ર સંતાડે ખરો ? ધડાક દઈને કહી દીધું કે તમે રાજાનો મોટો ગુન્હો કર્યો છે. આવા રાજદ્રોહીને હું સંતાડું તો મારું તો આવી જ બને ને ! જલ્દી ચાલ્યા જાઓ અહીંથી પ્રધાનજીએ કહ્યું– અરે ! રોજ તું મને કહેતો હતો ને કે કંઈ કામ હોય તો કહેજો અડધી રાત્રે કરી દઈશ. ત્યારે મિત્રે કહ્યું કે મેં આવા ખૂનના કામમાં સહાય કરવાનું કહ્યું હતું ? આવા રાજદ્રોહીનું પોષણ કરવા માટે કહ્યું હતું ? ચાલ્યા જાઓ અહીંથી. નહિતર પોલીસને બોલાવી લાવું છું. પ્રધાને કહ્યું–એક ગ્લાસ પાણી તો પીવડાવ ! તો કહે છે પાણી નહિ મળે, ચાલ્યા જાઓ. જુઓ, આ મિત્રતા કેવી ? રોજ ખાઈ જતો હતો ને મીઠું મીઠું બોલતો હતો. પણ દુઃખ વખતે સગો થયો ? ના. આવા મીઠાબોલા સ્વાર્થી મિત્રોથી સાવધાન રહેજો. પ્રધાને નિત્ય મિત્રને પારખી લીધો ને આગળ ચાલ્યો ને આવ્યો પર્વમિત્રને ઘેર. પર્વ મિત્રે પૂછયું–પ્રધાનજી કેમ આપને મારે ઘેર આવવાનું થયું ? પ્રધાને કહ્યું–ભાઈ ! મારા હાથે રાજકુમારનું ખૂન થયું છે, મને બચાવ. મિત્રે કહ્યું તમે આવા સારા માણસ થઈને આવું કામ કેમ કર્યું ? ભાઈ ! કહેવાય તેમ નથી. મારું મગજ જરા ઉશ્કેરાઈ ગયું ને મને ખૂબ ક્રોધ ચઢયો એટલે મેં કુંવરના ગળા ઉપર છરી ફેરવી દીધી. પર્વ મિત્રે કહ્યું–પ્રધાનજી ! મારા ઉપર આપનો મહાન ઉપકાર છે. હું આપની જેટલી સેવા કરું તેટલી ઓછી છે પણ વાત એવી છે કે મારે નાના બાળકો છે ને મારું ઘર

કહ્યું છે એટલે હું આપને સંતાડી દઉં પણ મારા ઘરમાં વાત છાની રહી શકે તેમ નથી. સિપાઈઓ આવીને તપાસ કરશે તો તમે પકડાઈ જશો ને ભેગો હું પણ દંડાઈ જઈશ. જુઓ, પર્વ મિત્ર પણ કેટલો ચાલાક છે! સહેજ પણ આકરો ઉતાવળો ન થયો. પ્રધાનને ખરાબ ન લાગે તેવો એક પણ શબ્દ ન બોલ્યો, પણ પોતે પ્રધાનને આશ્વાસન આપતો હોય તેમ કહે છે પછી આપને જરૂર હશે તો મદદ કરવા આવીશ પણ હમણાં તમે રવાના થઈ જાઓ. એમ કહીને પ્રધાનને કાઢી મૂકયો.

સમજાણું? પહેલાં મિત્ર કરતાં બીજો મિત્ર ઠીક હતો કે તેણે વાત તો સાંભળી. આશ્વાસન આપ્યું પણ ઘરમાં સંતાડયો નહિ. દુનિયામાં મોઢે મીઠા અને અંદરથી હળાહળ વિષ ભરેલાં માણસો હોય છે ને! આ મિત્ર એવો હતો. માણસને પારખતાં આવડવું જોઈએ. પ્રધાને પર્વમિત્રને પણ પારખી લીધો. પછી ચાલ્યા જુહાર મિત્રને ઘેર. હવે જુહાર મિત્ર કેવો નીકળશે તે વાત અવસરે વિચારીશું.

આપણા ચાલુ અધિકારની વાત વિચારીએ. કૃષ્ણવાસુદેવ ઉપર દેવ પ્રસન્ન થયો. દશે દિશાઓમાં દિવ્ય પ્રકાશ ફેલાયો અને દિવ્ય રૂપધારી દેવે આકાશમાં ઉભા રહીને કૃષ્ણ વાસુદેવને આ પ્રમાણે કહ્યું કે હે દેવાનુપ્રિય! તમે મારું સ્મરણ કર્યું છે તેથી હું ઉપસ્થિત થયો આપ મને આજ્ઞા કરો કે હું આપનું શું કાર્ય કરું? બોલો, આપનો શું મનોરથ છે? આપને જે ઇચ્છા હોય તે કહો. હું આપનું કાર્ય કરું. કૃષ્ણવાસુદેવ આકાશમાં ઉભેલા દેવને જોઈને ખૂબ હર્ષિત થયા. અને પૌષધ પાળ્યું. "अंजलिं कट्टु एवं वयासी इच्छामिं णं देवाणुप्पिया! सहोदर कणीयसं भाउय विदिण्ण।" પૌષધ પાળીને હાથ જોડીને દેવને આ પ્રકારે કહ્યું–હે દેવાનુપ્રિય! આપની કૃપાથી મારે એક સહોદર લઘુભાઈ થાય તેવી મારી ઇચ્છા છે, બંધુઓ! તમને થશે કે દેવ લોકોને દીકરા આપે છે પણ એમ નથી. દેવ-દેવીની ઝોળીમાં દીકરા નથી કે તમને આપી દે, પણ આવી રીતે કોઈ માણુસ દેવની આરાધના કરે ને વચન માંગે ત્યારે દેવો અવધિજ્ઞાન દ્વારા જુએ કે આના કિસ્મતમાં પુત્ર છે? જો હોય તો કહે કે તમને પુત્ર થશે. બાકી દેવોની શકિત નથી કે એ તમને સંતાન આપી દે. અહીં કૃષ્ણવાસુદેવે નાના ભાઈની માંગણી કરી ત્યારે હરિણગમેષી દેવે ઉપયોગ મૂકીને જોયું. "तए णं से हरिणगमेसी देवे कण्हं वासुदेवं एवं वयासी–होहिइ णं देवाणुप्पिया। तव देवलोय चुए सहोदरे कणीयसे भाउए।"

ત્યારપછી હરિણગમેષી દેવે કૃષ્ણવાસુદેવને આ પ્રમાણે કહ્યું–હે દેવાનુપ્રિય! દેવલોકમાંથી એક દેવ આયુષ્ય પૂર્ણ કરીને તમારો નાનો ભાઈ થઈને જન્મ લેશે. આ પ્રમાણે દેવે કહ્યું એટલે કૃષ્ણવાસુદેવ ખુશ ખુશ થઈ ગયા. અહો! હવે મારી માતાનું દુઃખ દૂર થશે ને મારે નાનો ભાઈ થશે. હવે આગળ શું કહેશે તેના ભાવ અવસરે કહેવાશે.

ચરિત્ર :– "સતી દમયંતીની શોધમાં માણુસો" :– દમયંતીએ ચોરને છોડાવ્યો ને તેને દીક્ષા અપાવી. તે ચોરમાંથી સાધુ બની સાધના કરવા લાગ્યો. બીજી

તરફ દમયંતીના પિતાજીનો હરિમિત્ર નામનો એક બ્રાહ્મણ રાજાને રાણીને પ્રણામ કરીને ચંદ્રયશા રાણીની પાસે ગયો. રાણી ઓળખી ગયા કે આ તો મારી બહેનના ગામનો બ્રાહ્મણ છે. એટલે તેને પ્રેમથી બોલાવ્યો ને કહ્યું–ભાઈ! મારી બહેન અને બનેવી બધા કુશળ છે ને? ત્યારે બ્રાહ્મણે કહ્યું–બહેન! આમ બધી રીતે આનંદ છે પણ અત્યારે તેઓ મોટી ચિંતામાં છે. ભીમરાજા અને પુષ્પદંતી રાણી બંનેના શરીર તો લાશ થઈ ગયા છે. ત્યારે રાણીએ આતુરતાથી પૂછયું કે મારા બહેન બનેવીને માથે એવું શું દુઃખ આવી પડયું છે? ભાઈ! તું જલ્દી કહે.

રાણીની વાત સાંભળીને બ્રાહ્મણે કહ્યું નળરાજા તેમના ભાઈ કુબેરની સાથે જુગાર રમ્યા. રાજ્ય હારી ગયા અને નળરાજા અને દમયંતી વનમાં ગયા. નળરાજાએ દમયંતીને વનમાં એકલી મૂકી દીધી. આવા સમાચાર સાંભળીને ભીમરાજા અને પુષ્પદંતી મહારાણી મૂર્છિત બની ગયા. તેમને ખૂબ આઘાત લાગ્યો. તેમને શીતોપચાર કરીને ભાનમાં લાવ્યા. પછી ભીમરાજાએ ઘણાં માણસોને નળ–દમયંતીની શોધ કરવા મોકલ્યા છે. તેમાં મને પણ નળ–દમયંતીની શોધ કરવા મોકલેલો છે. હું ઘણાં ગામ, નગર, જંગલ બધે ફર્યો પણ હજુ સુધી નળરાજા કે દમયંતી કોઈ મને મળ્યા નથી.

બ્રાહ્મણના મુખેથી વાત સાંભળીને ચંદ્રયશા રાણી ખૂબ રડયા. અહો! મારી બહેન અને બનેવી આટલા બધા દુઃખમાં છે? અમને તો કાંઈ ખબર નથી. અરેરે....એ મારી પવિત્ર ભાણેજી કયાં હશે? નળરાજાને ધિક્કાર છે કે એકલી છોકરીને જંગલમાં મૂકી દીધી. આ બ્રાહ્મણ રાણીને વાત કરીને દાનશાળામાં જમવા માટે ગયો. ત્યાં તેણે દમયંતીને જોઈ અને ખુશ ખુશ થઈ ગયો, અને દમયંતીના પગમાં પડીને કહ્યું, દીકરી! તું અહીં કયાંથી? તને શોધી શોધીને થાકી ગયો ત્યારે આજે તારા દર્શન થયાં. બ્રાહ્મણ ભોજન કરીને દોડતો રાણી પાસે આવ્યો ને કહ્યું, મહારાણી! હું જેની શોધમાં આવ્યો છું તે આપની ભાણેજ દમયંતી આપની દાનશાળામાં છે. આ સમાચાર સાંભળીને રાણી દોડતા દાનશાળામાં આવ્યા ને દમયંતીને ભેટી પડયા ને કહ્યું, બેટા! હું તારી સગી માસી થાઉં છું. માસી તો માતા જ કહેવાય ને! તેં મને તારી ઓળખાણ કેમ ન આપી? તારાથી આવું કરાય? ત્યારે દમયંતીએ કહ્યું, માસી બા! આપની વાત સાચી છે પણ કર્મોના ઉદય વખતે ઓળખાણ આપવી નકામી છે.

એક દિવસ દમયંતીના માસા–માસી બધા બેઠા હતા. તે વખતે એક દેવ આકાશમાંથી ઉતર્યો ને દમયંતીને પ્રણામ કર્યા, અને કહ્યું કે હે માતા! આપે જે પિંગલ નામના ચોરને છોડાવીને ધર્મ સમજાવી ચારિત્ર અપાવ્યું હતું તે સંત વિચરતા વિચરતા તાપસપુર ગયા. ત્યાં સમાધિપૂર્વક કાળ કરીને સૌધર્મ દેવલોકમાં દેવ થયા છે તે હું છું. મહાસતી! જો તમે મને પ્રતિબોધ પમાડયો ન હોત તો હું આજે નરકમાં દુઃખ ભોગવતો હોત. આ બધો આપનો પ્રતાપ છે. આમ કહીને સાત ક્રોડ સોનૈયાની વૃષ્ટિ

કરીને દેવ ચાલ્યો ગયો. દમયંતીના સતીત્વનો પ્રભાવ જોઇને રાજા અંજાઈ ગયા ને તેની ખૂબ પ્રશંસા કરી. હવે દમયંતીની શોધમાં આવેલા હરિમિત્ર બ્રાહ્મણે દમયંતીના માસા માસીને કહ્યું કે તમે મને દમયંતીને લઈ જવાની રજા આપો. કારણ કે તેના મા-બાપ તો તેના વિયોગથી ઝુરી ઝુરીને અડધા થઇ ગયા છે. પાણી વિનાની માછલીની જેમ તરફડે છે. આ પ્રમાણે કહ્યું એટલે રાજા રાણીએ જવાની આજ્ઞા આપી, અને સાત ક્રોડ સોનૈયા દમયંતીને આપ્યાં. દમયંતી કહે કે મારે જરૂર નથી. રાજા રાણીએ ઘણું સમજાવ્યું પણ ના લીધા. છેવટે દાનમાં વાપરી નાંખજો તેમ કહ્યું. દમયંતીના સ્થાને તમે હોત તો શું કરત? (હસાહસ)

દમયંતીને સુંદર રથમાં બેસાડીને રક્ષણ માટે મોટી સેના આપી કુંડિનપુરમાં ભીમરાજાને ત્યાં મોકલી. ભીમરાજાને સમાચાર મળ્યા કે આપની વહાલી પુત્રી દમયંતી આવી ગઈ છે. એટલે રાજા તેની સામે ગયાં. દમયંતી પણ પોતાના પિતાજીને આવતા જોઈને રથમાંથી નીચે ઉતરી પિતાજીના ચરણમાં પડી ગઇ ને માતા-પિતાને ભેટી પડી. એકબીજાની આંખમાં આંસુ આવી ગયાં. માતા-પિતાએ નળરાજાના સમાચાર પૂછયા ત્યારે દમયંતીએ માતા-પિતાને સઘળી હકીકત કહી સંભળાવી. ત્યારે ભીમરાજાએ કહ્યું, બેટા! હવે તું ચિંતા ના કરીશ. અહીંયા શાંતિથી રહે ને ધર્મધ્યાન કર. મેં નળરાજાને અને તને શોધવા માટે ઘણાં માણસો મોકલ્યા છે. તેમાં તું મળી ગઈ. હવે નળરાજાની તપાસ કરાવું છું. દમયંતીની શોધ કરીને આવેલા બ્રાહ્મણને રાજાએ ખુશાલીમાં (૫૦૦) પાંચસો ગામ ભેટ આપ્યા. સાથે એમ પણ જાહેરાત કરાવી કે જે કોઈ મનુષ્ય નળરાજાને શોધી લાવશે તેને મારું અડધું રાજ્ય ભેટ આપીશ.

હવે રાજ્ય લેવું કોને ન ગમે? નળરાજાની શોધ ચારે બાજુ થઈ રહી છે. એક વખત સુસુમારપુરથી દધિપર્ણ રાજાનો દૂત કુંડિનપુર આવ્યો. કુંડિનપુરમાં ચોરે ને ચૌટે નળરાજાની વાતો થતી હતી. એણે ભીમરાજાને વાતવાતમાં કહ્યું કે અમારા રાજા પાસે એક માણસ આવ્યો છે ને તે એમ કહે છે કે હું નળરાજાનો માનીતો રસોઈયો છું. મને નળરાજાએ સૂર્યપાક રસોઈ બનાવતાં શીખવાડી છે. અમારા દધિપર્ણ રાજાને સૂર્યપાક બનાવીને જમાડયા પણ ખરા. અમારા રાજાના તે ખૂબ માનીતા બની ગયા છે. દમયંતીએ આ વાત સાંભળીને પિતાજીને કહ્યું કે નળરાજા સિવાય સૂર્યપાક બનાવવાનું કોઈ જાણતું નથી. માટે મને લાગે છે કે તેઓ ત્યાં હોવા જોઈએ. હવે ભીમરાજા નળરાજાની તપાસ કરવા સુસુમારપુર કોને મોકલશે તે અવસરે.

## વ્યાખ્યાન નં. ૬૪

ભાદરવા સુદ ૧ ને મંગળવાર                                                  તા. ૧૩-૯-૭૭

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! અનંતજ્ઞાની ભગવંતો ફરમાવે છે કે ભવ્ય જીવો! આ જગતમાં જન્મ, જરા અને મરણથી પીડાતાં એવા જીવોને ધર્મ સિવાય બીજું કોઈ શરણ નથી. સકળ સુખોનો દાતાર, સકળ દુઃખોનો વિનાશક, અશરણનો શરણ અને નિરાધારનો આધાર એ ધર્મ છે. અનાદિકાળથી આધિ વ્યાધિ અને ઉપાધિથી સંતપ્ત બનેલા જીવો માટે વિસામાનો વિશાળ વડલો હોય તો તે ધર્મ છે. આવો જિનકથિત ધર્મ મહાન પુણ્યોદયે જીવને મળ્યો છે. તો તમે આવા ધર્મનું શરણું અંગીકાર કરીને ધર્મ ઉપર શ્રદ્ધા કરો, ધર્મની શ્રદ્ધા કરવાથી જીવને મહાન લાભ થાય છે. ઉત્તરાધ્યયન સૂત્રના ૨૯મા અધ્યયનમાં ગૌતમસ્વામીએ ભગવંતને પ્રશ્ન પૂછયો કે धम्मसद्धाए णं भन्ते जीवे किं जणयइ? હે ભગવંત! ધર્મની શ્રદ્ધા કરવાથી જીવને શું લાભ થાય છે? ભગવંત કહે છે કે હે ગૌતમ! "धम्मसद्धाए णं सायासोक्खेसु रज्जमाणे विरज्जइ। अगारधम्मं चणं चयइ, अणगारिए णं जीवे सारीर माणसाणं दुक्खाण छेयण भेयण संजोगाईणं वोच्छेयं करेइ अव्वाबाहं च सुहं निव्वत्तेइ।" ધર્મશ્રદ્ધાથી જીવશાતા-સુખ અર્થાત્ શાતાવેદનીય કર્મજન્ય વૈષયિક સુખોની આસક્તિથી વિરક્ત થાય છે. અગારધર્મ-ગૃહસ્થધર્મ છોડીને તે અણગાર બની છેદન ભેદન આદિ શારીરિક તેમજ સંયોગાદિ માનસિક દુઃખોનો વિચ્છેદ કરે છે અને અવ્યાબાધ સુખ પ્રાપ્ત કરે છે. ધર્મ શ્રદ્ધા કરવાથી જીવને આવો મહાન લાભ થાય છે.

બંધુઓ! ધર્મ શું ચીજ છે? તે જાણો છો? ધર્મ એ કોઇ ધન આપીને ખરીદ કરવાની કે એકાદ બે કલાક સાંભળીને લઈ લેવાની કોઈ બજારુ ચીજ નથી, પણ ધર્મ જીવનમાં પરિવર્તન કરવાની ચીજ છે. ધર્મ એ સમજણપૂર્વક કરવાની ચીજ છે. મનુષ્ય જ્યારે સમજણપૂર્વકનો ધર્મ કરે છે ત્યારે તેને ભૌતિક પદાર્થો પ્રત્યે આસક્તિ રહેતી નથી. વિષય સુખો પ્રત્યેનો મોહ રહેતો નથી, અને તે જીવ નાની નાની ચીજોમાંથી પણ તત્ત્વ શોધે છે.

કુમારપાળ મહારાજા જ્યારે ધર્મ પામ્યા ન હતાં ત્યારે ગમે તેમ કરતાં પણ જ્યારે તેઓ ધર્મ પામ્યા, ધર્મમાં તેમની શ્રદ્ધા દઢ થઇ ત્યાર પછી તેઓ દરેક કાર્યમાં તત્ત્વ જોતાં હતા. એ જમાનામાં રિવાજ હતો કે જે અપુત્રિયા મરી જાય તેનું ધન રાજા લઈ લે. એ કુમારપાળ રાજાના નગરમાં કુબેર નામના શ્રીમંત શેઠ વસતા હતા. એ કુબેરશેઠ વહાણ લઈને પરદેશ કમાવા ગયા હતા. એક વખત નગરમાં વાત બહાર પડી કે કુબેર શેઠનાં વહાણ દરિયામાં ડૂબી ગયા ને શેઠ મરી ગયા. શેઠને પુત્ર ન હતો. એટલે કુમારપાળ રાજાને મહાજને વિનંતિ કરીકે કુબેરશેઠ મૃત્યુ પામ્યાના સમાચાર આવ્યા છે તો

રાજ્યના બંધારણ મુજબ તેમનું કરોડોનું ધન આપ કબજે કરો. આ વખતે કુમારપાળ રાજાના અંતરમાં ધર્મનો દિપક પ્રગટેલો હતો. એટલે કહી દીધું કે મારે એવું ધન નથી જોઈતું. આ તરફ કુબેરશેઠના મરણના સમાચાર આવવાથી એમની માતા અને પત્ની છાતીફાટ રૂદન કરવા લાગ્યાં. અરેરે....કરોડોની સંપત્તિ મૂકીને ચલ્યા ગયા. એ ગયા ને હવે રાજા અમારું ધન પણ લઈ જશે. મહાજને રાજાને ધન કબજે કરવા માટે ખૂબ આગ્રહ કર્યો. ત્યારે રાજા કહે છે ભલે, હું ત્યાં જાઉં છું પણ ધન લેવા માટે નહિ પરંતુ એની માતા અને પત્નીને આશ્વાસન આપવા માટે. મહાજન કહે છે ભલે, એ રીતે પણ ત્યાં ચાલો. સહુના મનમાં એમ હતું કે ભલે, રાજા ધન લેવાની ના પાડે પણ કુબેરશેઠનું ધન જોશે એટલે લેવાનું મન થઈ જશે.

કુમારપાળ રાજા કુબેરશેઠના બંગલાની નજીક પહોંચ્યા. એટલે અમલદારો કહે છે સાહેબ ! દેખો. પેલી ધજાઓ ફરકે છે તે કુબેરશેઠનો બંગલો છે. ત્યારે રાજા કહે છે કે જુઓ એ ફરકતી ધ્વજાઓ એમ કહે છે કે જે ધન લેવા માટે તમે મથી રહ્યા છો તે ટકવાનું નથી. એટલે તે આપણને લેવાની ના કહી રહી છે. આગળ ચાલતાં શેઠના આંગણામાં પગ મૂક્યો ત્યાં મદઝરતા હાથીઓ ઝૂલતાં હતાં. તે બતાવતાં કહે છે કે જુઓ, આ કુબેરશેઠના હાથીઓ છે. ત્યારે રાજા કહે છે જુઓ, એ હાથીઓના કાન કેવા ચંચળ છે ! અને તેની સૂંઢ કેવી ડોલી રહી છે ! એ કાન અને સૂંઢ આપણને કહે છે કે આ વૈભવો બધા ચંચળ છે અને ને તમારી માલિકીના નથી, મહેલ બતાવતાં કહે છે કે આ મહેલો એક દિવસ નાશ થવાના છે તેમ આપણું જીવન પણ એક દિવસ ફના થવાનું છે. બગીચામાં ખીલેલાં પુષ્પો એમ કહે છે કે જે ખીલે છે તે કરમાય છે તેમ જેનો ઉદય છે તેનો એક દિવસ જરૂર અસ્ત થવાનો છે.

કુમારપાળ રાજાની વિવેક દૃષ્ટિ અને તત્ત્વ સમજ જોઈને સાથે આવનારા બધાં શાંત અને સ્વસ્થ બની ગયા. ધન્ય છે મહારાજાની તત્ત્વભરી સમજણ અને વિવેક દૃષ્ટિને આપણે તો આવા સુખ જોઈને અંજાઈ જઈએ છીએ. એમની વિવેક દૃષ્ટિનો પ્રકાશ સાથે આવેલાઓના અંતરમાં પડયો ને જાગી ગયા. એમનો ધન પ્રત્યેનો મોહ ઉતરી ગયો. જીવનમાંથી ઉન્માદ વિહ્વળતા દૂર થઈ અને અપૂર્વ શાંતિ અને સ્વસ્થતાનો અનુભવ કરવા લાગ્યા. કુમારપાળ મહારાજાએ મહેલમાં જઈને કલ્પાંત કરતી કુબેરશેઠની માતા અને પત્નીને આશ્વાસન આપતાં કહ્યું કે તમે રૂદન ન કરો, શોક ન કરો. મૃત્યુ તો સૌ કોઈને એક દિવસ આવવાનું છે ને સૌને એક દિવસ બધું છોડીને જવાનું છે. બાકી આ બધી મિલ્કત તમારી રહેશે. મારે અપુત્રિયાનું ધન લેવું નહિ તેની પ્રતિજ્ઞા છે. એટલે મને એમાંથી એક પાઈ પણ ખપતી નથી. જ્યાં કરોડોની સંપત્તિ લઈ જશે એવો ડર હતો તેના બદલે આવું મીઠું આશ્વાસન મળે તો કેવી શાંતિ થાય ! કુબેરશેઠની પત્ની અને માતા કુમારપાળ રાજાના આશ્વાસનનાં શબ્દો સાંભળીને સ્વસ્થ અને શાંત

થયા. સાથે આવેલું મહાજન અને અમલદારો આશ્ચર્યચકિત થઈ ગયા. અહો! મહારાજાએ કરોડોની આવક જતી કરી! ધન્ય છે રાજાની નિસ્પૃહ ભાવનાને! ધન્ય છે તેમની ઉદારતાને! અને ધન્ય છે તેમની દયાને. સૌ રાજાને અંતરના આશીર્વાદ આપે છે કે હે મહારાજા! તમે દીર્ઘાયુષ બનો.

કુમારપાળ રાજામાં આવી તત્ત્વદૃષ્ટિ હતી તો આશીર્વાદ મેળવ્યા, પણ ધનની તૃષ્ણા હોત તો હાય મેળવત. રાજા કુબેરશેઠની માતા અને પત્નીને આશ્વાસન આપી અને આશીર્વાદ મેળવીને ચાલ્યા ગયા. થોડા દિવસ પછી કુબેરશેઠ પરદેશથી જીવતાં આવ્યા ને તેમનાં વહાણ પણ મળી ગયા હતા. શેઠના આવવાથી એમની માતા અને પત્નીને તો ખૂબ આનંદ થયો. આખા નગરમાં શેઠના જીવતા આવવાના સમાચાર મળી ગયા. જો રાજાએ વિવેકનો દીપક બૂઝવીને બધું ધન કબજે કર્યું હોત તો શેઠ કેવો વિચાર કરત? કુબેરશેઠની માતા અને પત્નીએ રાજાની બધી વાત કરી એટલે શેઠ ખુશ થઈને લાખો રૂપિયા લઈને રાજાને ભેટણું કરવા ગયા, ત્યારે રાજાએ તેમને ખૂબ પ્રસન્નતાથી વધાવી લીધા. જીવનમાં પ્રત્યેક કાર્ય કરતાં જો તત્ત્વદૃષ્ટિ રાખવામાં આવે તો સુખ, શાંતિ અને શરણાશી મળે છે. આવી તત્ત્વદૃષ્ટિ ધર્મ ઉપર શ્રદ્ધા કરવાથી મળે છે.

આપણા ચાલુ અધિકારમાં હરિણગમેષી દેવે અવધિજ્ઞાનમાં જોઈને કહ્યું કે હે કૃષ્ણવાસુદેવ! દેવલોકમાંથી એક દેવ આયુષ્ય પૂર્ણ કરીને તમારા નાનાભાઈ તરીકે જન્મ લેશે. તમારે નાનોભાઈ થશે પણ એક વાત તમને કહી દઉં. સાંભળો.

"से णं उमुक्क बाल भावे जाव जोव्वणगमणुपत्ते अरहओ अरिट्ठनेमिस्स अंतियं मुंडे जाव पव्वइस्सइ।" એ તમારો નાનોભાઈ બાલ્યાવસ્થા છોડીને યુવાનીના પગથીયે પગ મૂકશે ત્યારે તે અરિહંત એવા નેમનાથ ભગવાનની વાણી સાંભળીને વૈરાગ્ય પામશે અને દીક્ષા લેશે. આ પ્રમાણે એક વખત કહ્યું. ત્યારપછી "कण्हं वासुदेवं दोच्चंपि तच्चंपि एव वयइ, वइत्ता जामेव दिसं पाउब्भुए तामेव दिसं पडिगए।" તે હરિણગમેષી દેવે કૃષ્ણ વાસુદેવને બીજી વખત કહ્યું કે હે દેવાનુપ્રિય! તમારો ભાઈ મોટો થતાં દીક્ષા લેશે, અને ત્રીજી વખત પણ એ પ્રમાણે કહ્યું અને દેવ જે દિશામાંથી આવ્યો હતો તે દિશા તરફ પાછો ચાલ્યો ગયો. તમારે તમારા દીકરા, દીકરી કે પત્નીને કોઈ કામ માટે ખાસ ભલામણ કરવી હોય તો તમે ખૂબ ભારપૂર્વક કહો છો ને કે જોજો, હો ખ્યાલ રાખજો. આમ બનશે. એક વખત ન સમજે તો બીજી વખત અને ત્રીજી વખત કહો છો ને? એ રીતે કૃષ્ણ વાસુદેવને ખૂબ ભારપૂર્વક દેવે ત્રણ ત્રણ વખત કહ્યું, અહીં દેવે ભવિષ્યવાણી સંભળાવી દીધી. જેમ ઉત્ત.સૂત્રના ૧૪ માં અધ્યયનમાં છ જીવનો અધિકાર છે. તેમાં જશા ભાર્યાને દેવે કહ્યું હતું કે તને બે પુત્રો જોડલે જન્મશે

પણ બાલપણામાં દીક્ષા લેશે, ત્યારે માતાએ વિચાર કર્યો કે દીકરો તો મને થશે. પછી દીક્ષાની વાત છે ને! હાલ તો હું આ વચન વધાવી લઉં. તેમ કૃષ્ણજીએ પણ એ વાતને વધાવી લીધી કે મારી માતાની હોંશ તો પૂરી થશે. પછી હળુકર્મી આત્માર્થી જીવ હશે તો કોઈનો રોક્યો રોકાવાનો નથી, તેમ સમજી કૃષ્ણજી દેવના વચનથી ખુશી થયા. તેમને અત્યંત હર્ષ થયો. પોતે સંયમના પ્રેમી હતાં એટલે મનમાં આનંદ થયો કે ભલે, મારો ભાઈ દીક્ષા લે પણ મારી માતાના કોડ તો પૂરા થશે ને!

માણસ કોઈ પણ કાર્ય કરવા જાય, તેમાં જો તેને સફળતા મળે તો આનંદ થાય. પગમાં જોમ આવે છે. કૃષ્ણવાસુદેવને પોતાના કાર્યની સિદ્ધિ થઈ છે એટલે ખૂબ આનંદ થયો. "तए णं से कण्हे वासुदेवे पोसहसालाओ पडिनिक्खमइ, पडिनिक्खमित्ता जेणेव देवईदेवी तेणेव उवागच्छइ, उवागच्छित्ता देवइए देवीए पायग्गहणं करेइ।" ત્યાર પછી તે કૃષ્ણવાસુદેવ પૌષધશાળામાંથી નીકળીને દેવકી દેવીની પાસે આવ્યા. આવીને માતાના ચરણમાં વંદન કર્યા. એ જમાનો કેવો હતો? કે આવા ત્રણ ખંડના અધિપતિ હોવા છતાં માતાપિતાને વંદન કરતાં હતાં ને તેમની ચરણરજ માથે ચઢાવતાં હતાં. આજે તો વિનયને વનવાસ મોકલી દીધો છે. આજના દીકરા દીકરીઓને મા-બાપને પગે લાગતાં શરમ આવે છે. મને તો વિચાર આવે છે કે જીવને માતાપિતાને પગે લાગતાં શરમ આવે છે પણ કર્મોદયથી માતાના ગર્ભમાં રહેતા શરમ ન આવી? (હસાહસ) કૃષ્ણવાસુદેવ હસતાં હસતાં માતા પાસે આવ્યાં ને પગે લાગ્યા. ચરણરજ માથે ચઢાવી. દેવકીમાતા કૃષ્ણનું મુખ જોઈને સમજી ગયાં કે મારો કૃષ્ણ કાર્યની સિદ્ધિ કરીને આવ્યો છે.

દેવાનુપ્રિયો! જેને ધર્મ પ્રત્યેની શ્રદ્ધા હોય છે તેને તેના કાર્યમાં અવશ્ય સફળતા મળે છે. ધર્મ એ સાચો મિત્ર છે. તમારા મિત્રો તમને દુઃખમાં દગો દેશે પણ ધર્મ તો સુખમાં ને દુઃખમાં સાથે રહે છે. આપણે ગઈ કાલે ત્રણ મિત્રોની વાત કરી હતી. પ્રધાને ત્રણ મિત્રની પરીક્ષા કરવાનો વિચાર કર્યો. તેમાં બે મિત્રોની પરીક્ષા થઈ ગઈ. હવે પ્રધાન ત્રીજા જુહાર મિત્રને ઘેર આવ્યો. જુહાર મિત્રે પ્રધાનનો ખૂબ આદર સત્કાર કર્યો અને બે હાથ જોડીને પૂછયું-પ્રધાનજી! આ મિત્રને કેમ યાદ કર્યો? મારા યોગ્ય કંઈ કામકાજ ફરમાવો. ત્યારે પ્રધાને સંકોચ પામતાં કહ્યું-ભાઈ! શી વાત કરું? મારા હાથે રાજકુમારનું ખૂન થઈ ગયું છે. તો મને તારા ઘરમાં સંતાડ. મને બચાવ. જુહાર મિત્રે કહ્યું તમે આવું કરો તે મારા માનવામાં આવતું નથી, ને કદાચ થઈ ગયું હોય તો કંઈક કારણ હશે. માણસ માત્ર ભૂલને પાત્ર. ચાલો, મારા ઘરમાં એક ગુપ્ત ભોંયરું છે. તેમાં આપને સંતાડી દઈશ. કોઈને ખબર નહિ પડે. આની ઉદારતા જોઈને પ્રધાનને સંતોષ થયો. અહો! મને સાચો મિત્ર મળ્યો તો ખરો, પણ હજુ તેના ખમીરની પારખ કરવા પ્રધાને કહ્યું-ભાઈ! તું મને આશ્રય આપે છે પણ આના પરિણામનો વિચાર કર્યો? આ તો રાજાનો કુમાર છે. કુમારના ખૂનીને પકડી લાવવા રાજ ઢંઢેરો પીટાશે

જુહારમિત્રે કહ્યું-પ્રધાનજી! આપ તેની ચિંતા ન કરો. મારા દેહમાં પ્રાણ છે ત્યાં સુધી આપનો વાળ વાંકો થવા નહિ દઉં. તમે કયાં છો તેની રાજાને ગંધ આવવા નહિ દઉં. આપ શાંતિથી રહેજો: પ્રધાને જાણ્યું કે આ સાચો મિત્ર છે. આણે મને સાચું આશ્વાસન આપ્યું. અહીં મારી પૂરી સલામતી રહેશે.

બીજી તરફ નગરમાં ધમાલ મચી છે, ચારે તરફ એક જ વાત ચાલે છે કે પ્રધાન રાજાના કુંવરનું ખૂન કરીને ભાગી ગયો છે. એ પ્રધાન કયાં ગયો? કયાં ગયો? પ્રધાનની તપાસ માટે રાજાનાં સિપાઈઓ ચારે તરફ તપાસ કરતા ફરે છે. મિત્ર ખાનગીમાં જઈને પ્રધાનને ખબર આપે છે કે નગરમાં જોર શોરથી ધમાલ ચાલે છે પણ તમે બેફિકર રહેજો. કોઈને ગંધ નહિ આવે. રાજાના સિપાઈઓ અને કોટવાળો ક્રોધથી ધમધમી ઉઠયાં છે કે કયાં ગયો પાપી ખૂની પ્રધાન? એ પકડાશે એટલે રાજા એને અને એના સહાયકોને શૂળીએ ચઢાવશે. આવા શબ્દો બોલાય છે પણ મિત્રનું રૂંવાડું ફરકતું નથી કે પ્રધાન પ્રત્યે અરૂચી પણ નથી. ઉલ્ટો પ્રધાનને કહે છે કે આજે મારું જીવન ધન્ય બની ગયું કે આપની સેવાનો મને લાભ મળ્યો.

રાજાના સિપાઈઓ શોધ કરતાં કરતાં જુહારમિત્રને ઘેર આવ્યા અને કહેવા લાગ્યા કે પ્રધાન તારો મિત્ર છે એટલે તેં સંતાડયો હશે. તું જલ્દી બતાવ. ત્યારે મિત્ર કહે છે મારે ને પ્રધાનને શું લાગેવળગે? મેં કદી પ્રધાનના પગથીયે પગ મૂકયો નથી કે એના ઘરનું ખાધો, પાણી પીધુ નથી. છતાં તમને વહેમ હોય તો ઘરમાં જઈને જોઈલો. આ ઘર ખુલ્લું છે. આમ સફાઈથી ધડાકા બંધ જવાબ આપ્યો. રાજાના માણસો તેના ઘરમાં ગયા. ખૂબ તપાસ કરી પણ પ્રધાનનો પત્તો લાગ્યો નહિ ને ભોંયરું તેમની નજરે પડયું નહિ. તેથી પાછા ફર્યા. નગરમાં હાહાકાર મચી ગયો છે. રાજા રાણી છાતી અને માથા કૂટે છે. મિત્ર પ્રધાનને બધા સમાચાર આપતો જાય છે ને કહે છે તમે ઠંડા કલેજે બેસજો. પ્રધાને કહ્યું ભાઈ! હવે હું જાઉં છું. મિત્ર કહે-અરે, તમે આ શું કહો છો? તમે અત્યારે જશો તો સિપાઈઓ પકડી લેશે ને રાજા મારી નાંખશે. હું અત્યારે તમને નહિ જવા દઉં. પ્રધાને કહ્યું ભાઈ! તું ગભરાઈશ નહિ. હવે વિધિ પૂરી થઈ છે. મેં રાજકુમારને મારી નાંખ્યો નથી. આ તેનું માથું નથી પણ આ તો કોળું છે. મિત્રે વિસ્મય પામીને કહ્યું કે આ તમે શું કહો છો? પ્રધાને કહ્યું, આમાં આશ્ચર્ય પામવા જેવું નથી. તું મારી સાથે ચાલ. એટલે આપોઆપ વાતનું રહસ્ય તને સમજાઈ જશે. પ્રધાન અને જુહાર મિત્ર બંને રાજા પાસે પહોંચી ગયા. એને જોઈને રાજા ધમધમી ઉઠયા. ત્યારે પ્રધાને કહ્યું. મહારાજા! રાજકુમાર જીવતો છે. એને કોઈ જાતની આંચ આવી નથી. રાજાએ ક્રોધમાંને ક્રોધમાં કહ્યું-જીવતો હોય તો મને બતાવો. પ્રધાને ભોંયરાની ચાવી આપીને માણસ મોકલ્યા. તે રાજકુમારને લઈ આવ્યા, રાજા પૂછે છે પ્રધાનજી! આ બધું શું? પ્રધાને કહ્યું કે સાહેબ! મને મિત્રની પારખ

કરવાનું મન થયું. એકાદ સાચો મિત્ર હોય તો અડધી રાતે કામ આવે, એટલે મેં આ કિમિયો રચીને સાચો મિત્ર પારખી લીધો. રાજા-રાણીને કુંવર મળતાં આનંદ થયો, અને પ્રધાનને સાચો મિત્ર મળતાં આનંદ થયો. પ્રધાન અને જુહારમિત્ર વચ્ચે એવી મિત્રતા બંધાઈ કે દેહ જુદા પણ જાણે આત્મા એક ન હોય! પ્રધાને મિત્રોની કસોટી કરીને સાચો મિત્ર શોધ્યો પણ હવે આત્માના મિત્રો કયા છે ને કયો મિત્ર અવસરે કામ આવે છે તે વાત અવસરે વિચારીશું.

ચરિત્ર :- **"દમયંતી પિતાને કહી રહેલી હકીકત"** : ભીમરાજાને દમયંતીએ કહ્યું. પિતાજી! આપના જમાઈરાજ ત્રણ વિદ્યામાં પ્રવીણ છે. એક સૂર્યપાક રસોઈ, બીજી અશ્વવિદ્યા અને ત્રીજી ગજવિદ્યા. આ ત્રણ વિદ્યાઓ વર્તમાન કાળમાં નળરાજા સિવાય બીજા કોઈની પાસે નથી. તેથી મને એમ લાગે છે કે તેઓ કોઈ પણ કારણે પોતાનું રૂપ છૂપાવીને ત્યાં રહ્યાં હશે. માટે આપણે તેમની તપાસ કરાવીએ. ભીમરાજાએ પોતાના એક વિશ્વાસુ બ્રાહ્મણને નળરાજાની તપાસ કરવા માટે સુસુમારપુર મોકલ્યો. બ્રાહ્મણ ફરતો ફરતો ત્યાં આવ્યો અને દધિપર્ણ રાજાના રસોઈયાને જોયો. રસોઈયાનું કુબડું રૂપ જોઈ ને બ્રાહ્મણને વિચાર થયો કે શું આવા નળરાજા હોય? કયાં રત્ન અને કયાં કાચનો ટુકડો! કયાં દેવસ્વરૂપ જેવા નળરાજા અને કયાં આ કુબડો! આવા કુબડામાં દમયંતીને નળરાજાનો ભાસ કેમ થયો હશે? કુબડાએ આવેલા બ્રાહ્મણને પૂછયું કે ભાઈ! તમે કયાંથી આવ્યા છો? ત્યારે તેણે કહ્યું કે હું કુંડિનપુરથી આવ્યો છું, ત્યારે કુબડાએ પૂછયું. કુંડિનપુરથી શું સમાચાર લાવ્યા છો? બ્રાહ્મણે કુબડાની સમક્ષ પોતાના રાજાની પુત્રી દમયંતીની ખૂબ પ્રશંસા કરી અને નળરાજાની નિંદા કરી.

દમયંતીની પ્રશંસા સાંભળી કુબડાને ખૂબ આનંદ થયો. ગમે તેમ તોય સંસારમાં મોહ છે ને! એને દમયંતી ખૂબ યાદ આવી. એટલે આંખમાં આંસુ આવી ગયા. હવે પેલો બ્રાહ્મણ કહે છે ભાઈ! હું તો મારે ગામ જઉં છું. ત્યારે કુબડાએ કહ્યું કે તમે તો અમારા મહેમાન કહેવાઓ. મારે ઘેર પધારો ને મારા તરફથી કંઈક ભેટ સ્વીકારો. આ પ્રમાણે કહીને કુબડો પોતાને ઘેર લઈ ગયો, ત્યારે બ્રાહ્મણે કહ્યું કે મેં સાંભળ્યું છે કે તમને સૂર્યપાક રસોઈ બનાવતાં આવડે છે. કુબડાએ કહ્યું-હા. તો મને એ બનાવીને જમાડો ને! કુબડાએ બ્રાહ્મણને સૂર્યપાક રસોઈ બનાવીને જમાડયો ને કહ્યું કે તમે મને પવિત્ર સતી દમયંતીની કથા સંભળાવી તેથી મને ખૂબ આનંદ થયો છે. તેના બદલામાં હું તમને એક લાખ સોનામહોરો ભેટ આપું છું. પછી તે દધિપર્ણ રાજા પાસે લઈ ગયો ને કહ્યું કે આ મારો મહેમાન છે. એમ કહી તેની ખૂબ પ્રશંસા કરી અને રાજા પાસેથી સોનામહોરો, કિંમતી વસ્ત્રાભૂષણો બધું અપાવ્યું ને પછી કુબડાએ બ્રાહ્મણને વિદાય આપી.

કુબડાએ બ્રાહ્મણને સૂર્યપાક રસોઈ જમાડીને લાખ સોનામહોરો આપી; રાજા પાસેથી અઢળક દ્રવ્ય અપાવ્યું. તે બ્રાહ્મણ કુંડિનપુરમાં પ્રવેશ કરતાંની

રાજાના મદોન્મત્ત હાથીને વશ કર્યો હતો તે બીના અને બીજા લોકો પાસેથી તેની ખૂબ પ્રશંસા સાંભળી હતી પણ ગમે તેમ તોય બ્રાહ્મણભાઈ ને! બ્રાહ્મણને લાડવા ખાવા બહુ ગમે છે બાકી બીજી ખબર ન પડે. એણે વિચાર ન કર્યો કે ભલે, આ માણસ દેખાવમાં કુબડો છે પણ તેનામાં ગુણ કેટલાં છે? એ બ્રાહ્મણ કુંડિનપુરમાં આવ્યો ને દમયંતી તથા ભીમરાજાને કુબડાની વાતો કરી અને પોતાને લાખ સોનામહોરો ભેટ આપીને રાજા પાસેથી પણ આટલું દ્રવ્ય અપાવ્યું. સૂર્યપાક રસોઈ જમાડી, હાથીને તેણે વશ કર્યો હતો તે બધી વાત વિસ્તારથી કહી પણ સાથે કહ્યું-હે મહારાજા! એ કુબડો નજરે દેખ્યો ગમે તેવો નથી, આ સાંભળીને દમયંતીએ કહ્યું. પિતાજી! એમાં ગુપ્ત રહસ્ય છે, પણ આ બધા ગુણો નળરાજા સિવાય કોઈનામાં નથી. માટે આપ કોઈ પણ ઉપાયે તેમને અહીં તેડાવો તો તે ગમે તેવા રૂપમાં હશે તો પણ હું તેમને ઓળખી નાંખીશ.

**"નળની શોધ માટે સ્વયંવરની બનાવટ"** :- દમયંતીની વાત સાંભળીને ભીમરાજાએ કહ્યું-બેટા! હું તારો બીજો સ્વયંવર રચું છું. તેવું બહાનું કાઢીને હું નજીકનો દિવસ નક્કી કરીને દધિપર્ણ રાજાને સ્વયંવરમાં પધારવાનું આમંત્રણ મોકલું છું. એટલા નજીકના સમયમાં જો દધિપર્ણ રાજાને લઈને કુબડો આવે તો આપણે પણ સમજી લઈશું કે આ નળરાજા છે. કારણ કે નળરાજા સિવાય કોઈ અશ્વવિદ્યા જાણી શકતો નથી. આ પ્રમાણે નક્કી કરીને ભીમરાજાએ એક હોંશિયાર દૂતને દધિપર્ણ રાજા પાસે મોકલ્યો. દૂત દધિપર્ણ પાસે આવ્યો. આ સમયે કુબડો પણ ત્યાં જ બેઠો હતો. તે સમયે દૂતે દધિપર્ણ રાજાને ભીમરાજાનો સંદેશો આપતાં કહ્યું કે ભીમરાજાએ નળરાજાની ખૂબ તપાસ કરાવી પણ તેમનો પત્તો લાગતો નથી. તેથી ચૈત્ર સુદ પાંચમના દિવસે સવારમાં દમયંતીનો બીજો સ્વયંવર રચાશે. તો આપ જરૂર સ્વયંવરમંડપમાં પધારશો. આમ કહીને દૂત વિદાય થયો.

**"દમયંતી માટે નળને પૂરો વિશ્વાસ"** :- દમયંતીનો બીજો સ્વયંવર રચાય છે. આ સમાચાર સાંભળીને કુબડાના મનમાં ખૂબ આશ્ચર્ય થયું કે શું સતી દમયંતી ફરીને લગ્ન કરશે? મને શ્રદ્ધા છે કે મારી દમયંતી કદી ફરીને લગ્ન કરે જ નહિ. કદાચ સૂર્ય પશ્ચિમમાં ઉગે, ચંદ્રમાંથી અંગારા ઝરે ને સૂર્યમાંથી શીતળતા વરસે તો પણ મારી દમયંતી શીયળવ્રતનું ખંડન ન કરે. મને ખાત્રી છે. છતાં કદાચ મોહરાજા બળવાન છે ને આમ બની જાય તો હું જોઉં છું કે મને જીવતાં દમયંતીની સાથે કોણ લગ્ન કરી શકે છે? શું જીવતાં સિંહની કેશવાળી કોઈ ખેંચી શકે છે? જીવતાં મણીધર નાગનો મણી કોઈ લઈ શકે છે? કે મારી દમયંતીને કોઈ પરણી શકે! બીજી બાજુ રાજા વિચારમાં પડી ગયા છે કે દમયંતીનો બીજો સ્વયંવર થાય છે અને મને આમંત્રણ આવ્યું છે તો હું જાઉં, પણ હવે તો માત્ર છ પ્રહર બાકી છે. ક્યાં સુસુમારપુર અને ક્યાં કુંડિનપુર! આટલે દૂર છ પ્રહરમાં ક્યાંથી પહોંચી શકાય? આવા વિચારમાં રાજા ઉદાસ બની ગયા.

કરવાનું મન થયું. એકાદ સાચો મિત્ર હોય તો અડધી રાતે કામ આવે, એટલે મેં આ કિમિયો રચીને સાચો મિત્ર પારખી લીધો. રાજા-રાણીને કુંવર મળતાં આનંદ થયો, અને પ્રધાનને સાચો મિત્ર મળતાં આનંદ થયો. પ્રધાન અને જુહારમિત્ર વચ્ચે એવી મિત્રતા બંધાઈ કે દેહ જુદા પણ જાણે આત્મા એક ન હોય! પ્રધાને મિત્રોની કસોટી કરીને સાચો મિત્ર શોધ્યો પણ હવે આત્માના મિત્રો કયા છે ને કયો મિત્ર અવસરે કામ આવે છે તે વાત અવસરે વિચારીશું.

**ચરિત્ર :– "દમયંતી પિતાને કહી રહેલી હકીકત"** : ભીમરાજાને દમયંતીએ કહ્યું. પિતાજી! આપના જમાઈરાજ ત્રણ વિદ્યામાં પ્રવીણ છે. એક સૂર્યપાક રસોઈ, બીજી અશ્વવિદ્યા અને ત્રીજી ગજવિદ્યા. આ ત્રણ વિદ્યાઓ વર્તમાન કાળમાં નળરાજા સિવાય બીજા કોઈની પાસે નથી. તેથી મને એમ લાગે છે કે તેઓ કોઈ પણ કારણે પોતાનું રૂપ છૂપાવીને ત્યાં રહ્યાં હશે. માટે આપણે તેમની તપાસ કરાવીએ. ભીમરાજાએ પોતાના એક વિશ્વાસુ બ્રાહ્મણને નળરાજાની તપાસ કરવા માટે સુસુમારપુર મોકલ્યો. બ્રાહ્મણ ફરતો ફરતો ત્યાં આવ્યો અને દધિપર્ણ રાજાના રસોઈયાને જોયો. રસોઈયાનું કુબડું રૂપ જોઇ ને બ્રાહ્મણને વિચાર થયો કે શું આવા નળરાજા હોય? કયાં રત્ન અને કયાં કાચનો ટુકડો! કયાં દેવસ્વરૂપ જેવા નળરાજા અને કયાં આ કુબડો! આવા કુબડામાં દમયંતીને નળરાજાનો ભાસ કેમ થયો હશે? કુબડાએ આવેલા બ્રાહ્મણને પૂછયું કે ભાઈ! તમે કયાંથી આવ્યા છો? ત્યારે તેણે કહ્યું કે હું કુંડિનપુરથી આવ્યો છું, ત્યારે કુબડાએ પૂછયું. કુંડિનપુરથી શું સમાચાર લાવ્યા છો? બ્રાહ્મણે કુબડાની સમક્ષ પોતાના રાજાની પુત્રી દમયંતીની ખૂબ પ્રશંસા કરી અને નળરાજાની નિંદા કરી.

દમયંતીની પ્રશંસા સાંભળી કુબડાને ખૂબ આનંદ થયો. ગમે તેમ તોય સંસારનો મોહ છે ને! એને દમયંતી ખૂબ યાદ આવી. એટલે આંખમાં આંસુ આવી ગયા. હવે પેલો બ્રાહ્મણ કહે છે ભાઇ! હું તો મારે ગામ જઉં છું. ત્યારે કુબડાએ કહ્યું કે તમે તો અમારા મહેમાન કહેવાઓ. મારે ઘેર પધારો ને મારા તરફથી કંઇક ભેટ સ્વીકારો. આ પ્રમાણે કહીને કુબડો પોતાને ઘેર લઈ ગયો, ત્યારે બ્રાહ્મણે કહ્યું કે મેં સાંભળ્યું છે કે તમને સૂર્યપાક રસોઇ બનાવતાં આવડે છે. કુબડાએ કહ્યું-હા. તો મને એ બનાવીને જમાડો ને! કુબડાએ બ્રાહ્મણને સૂર્યપાક રસોઇ બનાવીને જમાડયો ને કહ્યું કે તમે મને પવિત્ર સતી દમયંતીની કથા સંભળાવી તેથી મને ખૂબ આનંદ થયો છે. તેના બદલામાં હું તમને એક લાખ સોનામહોરો ભેટ આપું છું. પછી તે દધિપર્ણ રાજા પાસે લઈ ગયો ને કહ્યું કે આ મારો મહેમાન છે. એમ કહી તેની ખૂબ પ્રશંસા કરી અને રાજા પાસેથી સોનામહોરો, કિંમતી વસ્ત્રાભૂષણો બધું અપાવ્યું ને પછી કુબડાએ બ્રાહ્મણને વિદાય આપી.

કુબડાએ બ્રાહ્મણને સૂર્યપાક રસોઇ જમાડીને લાખ સોનામહોરો આપી. રાજા પાસેથી એટલું બધું અપાવ્યું. તે સિવાય કુબડાએ આ નગરમાં પ્રવેશ કરતાંની વે

રાજાના મદોન્મત્ત હાથીને વશ કર્યો હતો તે બધી જ નો અને બીજા લોકો પાસેથી તેની ખૂબ પ્રશંસા સાંભળી હતી પણ ગમે તેમ તોય બ્રાહ્મણભાઈ ને! બ્રાહ્મણને લાડવા ખાવા બહુ ગમે છે બાકી બીજી ખબર ન પડે. એણે વિચાર ન કર્યો કે ભલે, આ માણસ દેખાવમાં કુબડો છે પણ તેનામાં ગુણ કેટલાં છે? એ બ્રાહ્મણ કુંડિનપુરમાં આવ્યો ને દમયંતી તથા ભીમરાજાને કુબડાની વાતો કરી અને પોતાને લાખ સોનામહોરો ભેટ આપીને રાજા પાસેથી પણ આટલું દ્રવ્ય અપાવ્યું. સૂર્યપાક રસોઈ જમાડી, હાથીને તેણે વશ કર્યો હતો તે બધી વાત વિસ્તારથી કહી પણ સાથે કહ્યું-હે મહારાજા! એ કુબડો નજરે દેખ્યો ગમે તેવો નથી, આ સાંભળીને દમયંતીએ કહ્યું. પિતાજી! એમાં ગુપ્ત રહસ્ય છે, પણ આ બધા ગુણો નળરાજા સિવાય કોઈનામાં નથી. માટે આપ કોઈ પણ ઉપાયે તેમને અહીં તેડાવો તો તે ગમે તેવા રૂપમાં હશે તો પણ હું તેમને ઓળખી નાંખીશ.

**"નળની શોધ માટે સ્વયંવરની બનાવટ"** :- દમયંતીની વાત સાંભળીને ભીમરાજાએ કહ્યું-બેટા! હું તારો બીજો સ્વયંવર રચું છું. તેવું બહાનું કાઢીને હું નજીકનો દિવસ નક્કી કરીને દધિપર્ણ રાજાને સ્વયંવરમાં પધારવાનું આમંત્રણ મોકલું છું. એટલા નજીકના સમયમાં જો દધિપર્ણ રાજાને લઈને કુબડો આવે તો આપણે પણ સમજી લઈશું કે આ નળરાજા છે. કારણ કે નળરાજા સિવાય કોઈ અશ્વવિદ્યા જાણી શકતો નથી. આ પ્રમાણે નક્કી કરીને ભીમરાજાએ એક હોંશિયાર દૂતને દધિપર્ણ રાજા પાસે મોકલ્યો. દૂત દધિપર્ણ પાસે આવ્યો. આ સમયે કુબડો પણ ત્યાં જ બેઠો હતો. તે સમયે દૂતે દધિપર્ણ રાજાને ભીમરાજાનો સંદેશો આપતાં કહ્યું કે ભીમરાજાએ નળરાજાની ખૂબ તપાસ કરાવી પણ તેમનો પત્તો લાગતો નથી. તેથી ચૈત્ર સુદ પાંચમના દિવસે સવારમાં દમયંતીનો બીજો સ્વયંવર રચાશે. તો આપ જરૂર સ્વયંવરમંડપમાં પધારશો. આમ કહીને દૂત વિદાય થયો.

**"દમયંતી માટે નળને પૂરો વિશ્વાસ"** :- દમયંતીનો બીજો સ્વયંવર રચાય છે. આ સમાચાર સાંભળીને કુબડાના મનમાં ખૂબ આશ્ચર્ય થયું કે શું સતી દમયંતી ફરીને લગ્ન કરશે? મને શ્રદ્ધા છે કે મારી દમયંતી કદી ફરીને લગ્ન કરે જ નહિ. કદાચ સૂર્ય પશ્ચિમમાં ઉગે, ચંદ્રમાંથી અંગારા ઝરે ને સૂર્યમાંથી શીતળતા વરસે તો પણ મારી દમયંતી શીયળવ્રતનું ખંડન ન કરે. મને ખાત્રી છે. છતાં કદાચ મોહરાજા બળવાન છે ને આમ બની જાય તો હું જોઉં છું કે મને જીવતાં દમયંતીની સાથે કોણ લગ્ન કરી શકે છે? શું જીવતાં સિંહની કેશવાળી કોઈ ખેંચી શકે છે? જીવતાં મણીધર નાગનો મણી કોઈ લઈ શકે છે? કે મારી દમયંતીને કોઈ પરણી શકે! બીજી બાજુ રાજા વિચારમાં પડી ગયા છે કે દમયંતીનો બીજો સ્વયંવર થાય છે અને મને આમંત્રણ આવ્યું છે તો હું જાઉં, પણ હવે તો માત્ર છ પ્રહર બાકી છે. ક્યાં સુસુમારપુર અને ક્યાં કુંડિનપુર! આટલે દૂર છ પ્રહરમાં ક્યાંથી પહોંચી શકાય? આવા વિચારમાં રાજા ઉદાસ બની ગયા.

કુબડાએ મકહ્યું-મહારાજા! તમે ઉદાસ કેમ બની ગયાં છો? તમારે કુંડિનપુર જઈને દમયંતીને જોવી છે ને? જુઓ, કેવી ભાષા વાપરી. એમ ન કહ્યું કે સ્વયંવરમાં જઈને દમયંતીને પરણવું છે ને? પણ કહ્યું કે તમારે દમયંતીને જોવી છે, તો હું તમને ત્યાં પ્રાત:કાળમાં પહોંચાડી દઈશ. તમે જલ્દી રથ તૈયાર કરાવી દો. રાજાએ કહ્યું-અરે કુબડા! તું છ પ્રહરમાં મને કયાંથી પહોંચાડીશ? કુબડાએ કહ્યું તમે ચિંતા નહિ કરો. કુબડાના કહેવાથી રાજાએ રથ તૈયાર કરાવ્યો. રાજા રથમાં બેઠાં ને કુબડો સારથી બન્યો. એવો રથ હંકાર્યો કે સૂર્યોદય થતાં પહેલાં રાજાને કુંડિનપુરમાં પહોંચાડી દીધા. એટલે દધિપર્ણ રાજા ખુશ થઈ ગયા. હવે દધિપર્ણ રાજા ભીમરાજાને પોતાના આગમનનાં સમાચાર આપશે ને બીજી બાજુ દમયંતીને એક શુભ સ્વપ્ન આવ્યું. તે વાત તેના પિતાને કહેશે ને શું બનશે તેના ભાવ અવસરે.



## વ્યાખ્યાન નં. ૬૫

**ભાદરવા સુદ ૨ ને બુધવાર** **તા. ૧૪-૯-૭૭**

જ્ઞાની પુરુષો કહે છે કે અનંત પુણ્યોદયે જીવને જિનધર્મની પ્રાપ્તિ થાય છે. જિનધર્મ એટલે રાગ દ્વેષને જીતનાર વીતરાગ ભગવંતે પોતાના જ્ઞાનમાં જોઈને બતાવેલો મુક્તિદાયક ધર્મ. આ ધર્મની પ્રાપ્તિ થવી મહાદુર્લભ છે. જેમ કે સામાન્ય સ્ત્રી તો અલ્પ પુણ્યવાનને પણ મળે છે, પરંતુ સતી સ્ત્રી તો કોઈ મહાન પુણ્યવાન પુરૂષને મળે છે, તેમ અસર્વજ્ઞ કથિત ધર્મ તો સામાન્ય પુણ્યવાનને મળે છે પણ અસામાન્ય સર્વજ્ઞકથિત ધર્મ તો મહા પુણ્યવાનને જ મળે છે. આ સંસારમાં જીવને વૈભવ વિલાસ, સુંદર સ્ત્રીઓ, બંગલા, ગાડી, મોટર, સત્તા, સત્કાર, સન્માન, સુંદર રૂપ, સારા ખાનપાન વિગેરે બધું અનંતી વખત મળ્યું છે, અનંતી વખત ભોગવ્યું છે ને અનંતી વખત છોડયું છે, પણ શું નથી મળ્યું? તે જાણો છો? "एगो धम्मो न लब्भइ।" સંસાર સુખની ઉપરોક્ત સામગ્રી મળવી સુલભ છે પણ જિન ધર્મની પ્રાપ્તિ થવી તે દુર્લભ છે. એટલે જિનેશ્વર પ્રરૂપિત ધર્મ જીવને મળ્યો નથી. કદાચ મળ્યો હશે તો જિનેશ્વર પ્રભુની આજ્ઞાનુસાર તેનું પાલન કર્યું નથી. જિનધર્મની પ્રાપ્તિ અને તેના પાલન વિના કદી જીવ દુઃખથી મુક્ત બની શકતો નથી. શાશ્વત સુખ અને શાશ્વત પદની પ્રાપ્તિનો ઉપાય એક માત્ર જિનધર્મનું અણીશુધ્ધ પાલન છે. માટે મહાન પુણ્યોદયે આપણને આ જિનધર્મ મળ્યો છે તો પ્રમાદનો ત્યાગ કરીને વીતરાગપ્રભુની આજ્ઞાનુસાર તેનું પાલન એવું કરવું કે જન્મ-મરણના દુઃખડા ટળી જાય.

બંધુઓ ! વધુ શું કહું. જિનધર્મ એ જ આપણું સાચું અને શાશ્વત ધન છે. રત્નચિંતામણી, કલ્પવૃક્ષ, કામધેનુ કે કામકુંભ જે કંઈ કહો તે ધર્મ છે. પરમ માતા પરમ પિતા, પરમ બાંધવ કહો કે પરમ મિત્ર કહો તો તે જિનધર્મ છે. આવા ઉત્તમ ને દુર્લભ ધર્મ પામીને શું કરવું જોઈએ ? " मेत्ताश्री समिक्खं धम्मं, दूरेण पाव परिवज्जयज्जा ।" વિદ્વાન પુરૂષોએ આવા જિનધર્મનાં સ્વરૂપને સમજીને હિંસાદિ પાપોનો દૂરથી ત્યાગ કરવો જોઈએ. જેમ સતી સ્ત્રી અને હિતસ્વી કલ્યાણ મિત્ર મહાન પુણ્યે મળે છે તેમ આ ધર્મ પણ આપણો કલ્યાણમિત્ર છે. આપણે બે દિવસથી ત્રણ મિત્રનું દૃષ્ટાંત ચાલે છે. તેમાં પ્રધાને ત્રણે મિત્રની પરીક્ષા કરી. તેમાં તેને એક સાચો હિતસ્વી મિત્ર મળ્યો. તેણે આપત્તિના સમયે સાથ આપ્યો. આત્માને પણ આવા મિત્રની જરૂર છે. હવે એ દૃષ્ટાંત આત્મા સાથે ઘટાવીએ.

આત્માને પણ ત્રણ મિત્ર છે. કાયા એ નિત્ય મિત્ર છે, કુટુંબ એ પર્વ મિત્ર છે અને ધર્મ એ જુહારમિત્ર છે. તેમાં કાયા નિત્ય મિત્ર શું કામ કરે છે તે જાણો છો ને ? કાયા આપણી પાસેથી માલપાણી ઉડાવે અને એને સ્નાન કરાવવામાં, શણગાર સજાવવામાં તેલમાલીશ કરાવવામાં આપણાં કિંમતી કલાકોના કલાક તેની સેવામાં રોકી રાખે, પણ જ્યારે આયુષ્ય પૂરું થતાં કાળરાજાની સ્વારી આવે ત્યારે કાયાને કહેવામાં આવે કે તું મને બચાવ, તો શું એ જીવને બચાવે ખરી ? અરે, કાળના મુખમાંથી બચાવવાની વાત તો બાજુમાં મૂકો પણ બીજી વાત કરું. તમે એને ૩૫૯ દિવસ ખવડાવ્યું અને સંવત્સરીના દિવસે કહો કે આજે તો ઉપવાસ કરવાનો છે તો એ હોંશથી સ્વીકાર કરશે ખરી ? "ના". સંવત્સરીનો ઉપવાસ કરતાં પહેલાં કેટલાં વિચાર કરો કે મારાથી કેમ થશે ? શરીરમાં અશક્તિ આવી જશે, રાત્રે ઉંઘ નહિ આવે. માટે ઉપવાસ નથી કરવો, આયંબીલ કરીશ, ત્યાં વિચાર કરે કે આયંબીલનું લૂખું કેમ ખવાશે ? એ નહિ ભાવે, ઠીક ત્યારે એકાસણું કરીશ. ત્યાં વિચાર થાય કે સવાર બપોર ચા વિના માથું ચઢશે. વ્યાખ્યાનમાં ને આલોચનામાં ઝોકા આવશે: કંઈ નહિ તો સવાર બપોરે ચા પી લઈશ. અને એક વખત જમીશ. (હસાહસ) આનો ઉપવાસ કયાં રહ્યો ? આટલું કાયાને આપવા છતાં સંવત્સરી પ્રતિક્રમણ કરતાં એને સ્ફૂર્તિ ન લાગે. કાયા માટે જીવ કેટલું કરે છે ? શિયાળે ઉન ઓઢાડું ઉનાળે બાગ સુંઘાડું, મીઠાઈ ખૂબ ખવડાવું પલંગે રોજ પોઢાડું, અંકુશની જરૂર છે. ત્યાં લાડ લડાવું છું, આ દેહની પૂજામાં દિનરાત વીતાવું છું.

કિંમતી સમય જીવનનો, હું રાખમાં મીલાવું છું....આ દેહની....

તમે એને માટે કેટલું કરો છો ? છતાં તમે એક દિવસ ખાવાનું ન આપો તો કેટલા થનથનવેડા કરે છે ? આ નિત્ય મિત્રને મિષ્ટાન્ન જમાડો તો જમવા તૈયાર. એ ખાવાપીવામાં ખબરદાર પણ ઉપવાસ કરવામાં કાયર. એને ડનલોપના ગાદલામાં સૂવાડો તો તૈયાર પણ ચાલીસ લોગસ્સનો કાઉસગ્ગ કરવામાં સુસ્ત, આ કાયા નિત્ય મિત્ર દુનિયાનાં

બધા મિત્રેથી ચઢી જાય તેવી હોંશિયાર છે. એ આત્માની પુણ્યરૂપી પુંજીખાઈને ખલાસ કરીને આત્માને પાપના પિંજરામાં પૂરાવી દે છે. પરિણામે આત્મા કર્મથી ભારે બનીને દુર્ગતિમાં પટકાય છે. અને ત્યાં ભયંકર દુઃખો ભોગવે છે આ મિત્ર કેટલું મોટું નુકશાન કરાવે છે! આ નુકશાન આત્મા કાયાના મોહમાં ફસાઈને જાણી બૂઝીને પોતાની જાતે કરે છે. એનો મોહ ક્યાં સુધી જીવ રાખે છે! આ કાયા છેલ્લો શ્વાસ લે છે ત્યારે પણ જીવ એનો મોહ છોડીને, એને ભૂલીને સાચા મિત્રને પકડતો નથી. આત્માની દશા કેવી છે? જેમ કોઈ પુરૂષ વેશ્યાના મોહમાં પડીને રોજ તેને ઘેર જાય ત્યારે વેશ્યા "આ ઘર આપનું જ છે" એમ કહેતી જાય ને ધન પડાવતી જાય છે, અને જ્યારે પૈસો ખાલી થઈ જાય છે ત્યારે તેને ધક્કો મારીને કાઢી મૂકે છે. જેમ પ્રધાન નિત્ય મિત્ર પાસે ગયો અને તેની પાસે આશ્રય માંગ્યો ત્યારે તેણે પ્રધાનને ધમકાવીને કહ્યું કે તું જલ્દી અહીંથી ચાલ્યો જા, નહિતર પોલીસને બોલાવું છું. તેમ આ કાયા તો એનાથી પણ આગળ વધીને આ જીવને કાઢી મૂકવા યમરાજાના હવાલે કરે છે. માટે સમજો. આ કાયા જેવા નિત્ય મિત્રના મોહની માયાજાળમાં ફસાઈ જીવે કરેલાં કુકર્મોનો કરૂણ દુઃખદ અંજામ જીવને લાંબાકાળ સુધી ભોગવવો પડે છે. ત્યાં પણ નિત્ય મિત્ર સમાન કાયા તો મળવાની છે, એને ત્યાં પણ જીવનો રહ્યો સહ્યો પુણ્યનો માલ ખાતી જાય ને જીવને પાપના શીશામાં ઉતારતી જાય છે. આ છે નિત્ય મિત્ર સમાન કાયાના કારસ્તાન, હવે બીજા પર્વમિત્રની વાત કરું સાંભળો.

કુટુંબ એ પર્વમિત્ર જેવું છે. આપત્તિ સમયે કુટુંબીજનો ભેગા થઈને આશ્વાસન આપે છે પણ પાછા સહાય કરવા વખતે ખસી જાય છે. કાયા ચોવીસે કલાક જીવની પુણ્યની પુંજી ખાય છે ત્યારે કુટુંબીજનો કદાચ ઓછી પણ પુણ્યની પુંજી ઉડાવે છે તો ખરાંને? માણસ માંદો પડે છે ત્યારે તે પારાવાર વેદના ભોગવે છે. એની વેદના જોઈ જતી નથી. તે વખતે કુટુંબ ભેગું થઈને તેની પાસે બેસે છે, તેને આશ્વાસન આપે છે પણ એની વેદનામાં કોઈ ભાગ પડાવે છે? બહુ થાય તો સારા ડોકટરને બોલાવીને દવા કરાવે, સેવા કરે, પણ વેદના તો રોગીને જ ભોગવવી પડે છે, ત્યારે કુટુંબીજનો એમ કહે છે ને કે પોતાનાં કરેલાં કર્મો તો પોતાને જ ભોગવવા પડે ને? એમાં આપણે શું કરીએ? દુઃખ વખતે પર્વમિત્ર સમાન કુટુંબીજનો આમ કહીને ઉભા રહે છે. જેમ પ્રધાનને પર્વમિત્રે આવકાર આપ્યો, પોતાના ઘરમાં બોલાવ્યો ને આશ્વાસન આપ્યું પણ દુઃખમાં બચાવ્યો નહિ પણ એમ કહીને ઉભો રહ્યો હતો ને કે હું તમને જરૂર બચાવત પણ હું છેયા છોકરાવાળો માણસ છું, મારા ઘરમાં કંઈ છાનું રહે નહિ એટલે હું શું કરું? તેમ કુટુંબ પણ સમય આવે પોતાનો સ્વાર્થ સાધે છે. જેમ તમે તમારા મકાનમાં ચોથે માળે ઘસઘસાટ ઉંઘો છો. તે સમયે મકાનમાં બીજે માળે ભયંકર આગ લાગી. તે વખતે તમારા કુટુંબીજનો ઝટ નીચે ઉતરી જાય કે તમને કાઢવા ચોથે માળે આવે? સાચું બોલજો.

આ કુટુંબ પર્વમિત્ર જેવું સ્વાર્થી છે. એની પાસેથી વધારે આશા ન રાખશો.

હવે ત્રીજા મિત્રની વાત કરું. આત્માનો ત્રીજો જુહાર મિત્ર એ ધર્મ છે, જેમ પ્રધાને મિત્રોની પરીક્ષા કરી તેમાં તેને સાચો મિત્ર જુહારમિત્ર મળ્યો. જે મિત્ર બિચારો કોઇ દિવસ પ્રધાનને ઘેર આવ્યો ન હતો, એના ઘરનું પાણી પણ પીધું ન હતું. માત્ર કોઈ વખત રસ્તામાં ભેગો થઈ જાય તો બે હાથ જોડીને દર્શન કરતો હતો છતાં આપત્તિના સમયે કેવું રક્ષણ કર્યું ? તેમ આ જીવને એવો ધર્મમિત્ર છે. તમે રોજ ધર્મની આરાધના કરતા નથી. ભલે, કોઈક દિવસ કર્યો હોય તો પણ એ જીવને પરભવમાં સહાયક બને છે. તમે ચોવીસ કલાકમાંથી માત્ર એક કલાક ધર્મ ક્રિયા કરો તો પણ મહાન લાભ મળે છે. જેમ કોઈ માણસે લાખો રૂપિયાની મુડીમાંથી માત્ર સો રૂપિયા દાનમાં આપ્યા હોય, ઘણાં ભોગવિલાસનો માત્ર થોડો ત્યાગ કરીને ધર્મનું સેવન કર્યું હોય છતાં એ ધર્મમિત્ર જીવને સચોટ જવાબ આપે છે કે ફિકર ન કરશો. ખુશીથી મારે ઘેર આવજો. હું તમારા માટે અગાઉથી સ્વાગતની તૈયારી કરી રાખું છું. શાલીભદ્રના જીવે સંગમ ભરવાડના ભવમાં માગી તાગીને માતાએ ખીર બનાવીને દીકરાને ખાવા આપી. તે ખીર ઉત્કૃષ્ટ ભાવે તેણે ઉગ્ર તપસ્વી મુનિને વહોરાવી. તે અલ્પ દાનધર્મે કેવો મહાન આશ્રય આપ્યો ! કે ગોભદ્ર શેઠને ઘેર પુત્ર બનાવ્યો ને મહાન સંપત્તિ આપી. માટે વિચાર કરો. ધર્મ એ સાચો કલ્યાણ મિત્ર છે. સાચો રક્ષક છે, ને ઉંચે ચઢાવનારો છે. સંપ્રતિરાજાના જીવ ભિખારીએ પૂર્વ ભવમાં સાધુને સારું સારું વહોરાવતા જોઈને વિચાર કર્યો કે હું તો આખો દિવસ શકોરું લઈને ભીખ માંગું છું. આપો મા બાપ.... આપો મા બાપ.... તો પણ મને કોઈ આપતું નથી અને આ મહારાજ ના પાડે છે તો પણ પરાણે લાડવા વહોરાવે છે. તો હું આમના જેવો બની જાઉં તો મને સારું સારું ખાવા તો મળે ! ભિખારીએ ખાવા માટે દીક્ષા લીધી. અલ્પ સમય દીક્ષા પાળીને કાળ કર્યો પણ મરણ સમયે અલ્પ સમય એવી ભાવના ભાવી કે અહો ! ધર્મનો કેવો રૂડો પ્રતાપ છે ! કે મેં તો ખાવા માટે ચારિત્ર લીધું અને લીધા પછી પણ ખાવાનો ધંધો કર્યો છતાં જે શેઠીયાઓના નોકરો પણ મારા સામું જોતાં ન હતાં એવા શેઠીયાઓ મારા ચરણમાં ઝૂકે છે ને મને સુખશાતા પૂછે છે. અહો ! જિનેશ્વર ભગવંતનું કેવું અનેરું ધર્મશાસન છે ! મને આવા ધર્મશાસનની પિછાણ ન થઇ ત્યારે હું રાંકડો બનીને સારી માનવ જિંદગી હારી ગયો ને ! ઉંચા ધર્મની ઉપાસના કરવાને બદલે ધાન્યનો ઉપાસક બન્યો. કયાં અધમ મારી ખાવાની લાલચ અને કયાં ઉત્તમ ધર્મસેવા ! સાધુ બનેલો ભિખારી આવી શુભ ભાવનામાં ચઢયો ને મરીને સંપ્રતિ રાજા બન્યો. જુઓ, કલ્યાણ મિત્ર જીવને કેવી સહાય કરે છે !

બંધુઓ ! આપણે કાયાને નિત્ય મિત્ર જેવી અનર્થ કરનારી ગણી અને કુટુંબને પણ

સ્વાર્થી પત્ર મિત્ર જેવું ગણ્યું પણ જ્ઞાનીપુરૂષો કહે છે કે જો તું ધારે તો કાયા અને કુટુંબને પણ કલ્યાણ મિત્ર બનાવી શકે છે. જુઓ, સંપ્રતિ રાજાના જીવ ભિખારીએ કાયાને ચારિત્ર ધર્મમાં જોડીને છકાય જીવોની રક્ષક બનાવી અને અંતે શુભ ભાવના ભાવી તો એ કાયાએ એને સમ્રાટ સંપ્રતિ બનાવ્યો, અને એ સમ્રાટ સંપ્રતિએ પણ કાયાને શાસન પ્રભાવના અને સાધુસેવામાં જોડી તો એ કાયાથી એણે ઘણાં પુણ્યની પુંજી ઉપાર્જન કરી. બોલો, કાયા પણ કલ્યાણ મિત્ર બની કે નહિ! આ રીતે કુટુંબને પણ કલ્યાણ મિત્ર બનાવી શકીએ છીએ. કેવી રીતે! કુટુંબને કલ્યાણ મિત્ર બનાવવા માટે સ્વાર્થનો ત્યાગ કરવો જોઈએ. તમારા પત્નીને, નોકર ચાકરોને અને કુટુંબીજનોને સંસારના પાપના કામમાં જોડી રાખો, એમને ધર્મ કરવાની તક ન આપો તો એ કેવી રીતે ધર્મ પામશે? તમે તમારા કામનો લોભ છોડીને તેમના પરલોકની ચિંતા કરી તેમને ધર્મ પમાડશો તો તે અવસરે તમને કલ્યાણ મિત્ર જેવી સહાય કરશે. માટે કાયા અને કુટુંબને પણ કલ્યાણ મિત્ર બનાવો.

હવે આપણો ચાલુ અધિકાર કૃષ્ણવાસુદેવ દેવ પાસેથી વચન લઇને હર્ષભેર દેવકીમાતાના મહેલે આવ્યા અને માતાને વંદન કર્યા. પછી માતાને શું કહે છે? होहित्तिण अम्मो! ममं सहोदरे कणीयसे भाउत्ति कट्टु देवई देविं इठाहिं जाव आसासइ, आसासित्ता जामेव दिसं पाउब्भूए तामेव दिसं पडिगए।" હે માતા! મારે એક નાનો ભાઈ થશે તેમ દેવનું વચન છે. માટે તમે ચિંતા ના કરો, તમારો મનોરથ પૂર્ણ થશે. આ પ્રકારનાં ઇષ્ટ, મનોહર અને મનોજ્ઞ વચનોથી કૃષ્ણવાસુદેવે દેવકી દેવીને સંતુષ્ટ કર્યા. આ પ્રમાણે માતાને સંતોષ આપીને કૃષ્ણજી તેમની પાસેથી ચાલ્યા ગયા. કૃષ્ણવાસુદેવ તો ઘણી પ્રવૃત્તિવાળા હતાં. એમને એક મિનિટનો ટાઇમ ન હતો. તમે જ વિચાર કરો કે જે પોતાની માતના દર્શન કરવા માટે છ મહિને એક વાર આવતાં હતાં તેમને કેટલી પ્રવૃત્તિ હશે! આટલી પ્રવૃત્તિ હોવા છતાં માતાનું દુઃખ દૂર કરવા માટે પૌષધશાળામાં અઠ્ઠમ લગાવીને બેસી ગયા. કેવી એ પુણ્યવંતી માતા અને કેવા વિનયવંત દીકરા હશે! આજના છોકરાઓને તો માતા-પિતાની વાત સાંભળવાનો પણ ટાઇમ નથી. મા-બાપ માંદા હોય તો ખબર લેવા જવાનો ટાઇમ નથી મળતો પછી સેવા કરવાની તો વાત જ ક્યાં?

કૃષ્ણવાસુદેવ કહીને ગયા કે હે માતા! મારે નાનો ભાઈ થશે એટલે દેવકીમાતાના હૈયે હર્ષ સમાતો નથી. હવે તેમના મનમાં જે ચિંતા હતી તે દૂર થઈ ગઈ હતી અને આનંદથી રહેતાં હતાં. ત્યાં શું બનાવ બન્યો? "तए ण सा देवई देवी अमया कयाइं तंसि तारिसगंसि जावसीह सुमिणे पासित्ता पडिबुध्धा।" એક દિવસ દેવકીમાતા છત્રપલંગમાં મખમલની કોમળ શૈયામાં સૂતા હતા. તેઓ કંઇક ઉંઘતા ને કંઇક જાગતાં એવી અવસ્થામાં હતા. તે સમયે દેવનાં કહ્યા પ્રમાણે દેવલોકમાંથી

એક દેવ ચવીને દેવકીરાણીની કુક્ષીમાં ઉત્પન્ન થયો. તે સમયે દેવકીરાણીએ એક સ્વપ્ન જોયું કે આકાશમાંથી એક કેશરીસિંહ છલાંગ મારતો નીચે ઉતર્યો. તીર્થંકર પ્રભુની માતા ચૌદ સ્વપ્ના તેજસ્વી દેખે છે. ચક્રવર્તિની માતા તે ચૌદ સ્વપ્ના ઝાંખા દેખે છે. વાસુદેવની માતા ચૌદમાંથી સાત સ્વપ્ના દેખે છે, બળદેવની માતા ચૌદમાંથી ચાર સ્વપ્ન દેખે અને માંડલિક એટલે ઉત્તમ પુરૂષની માતા ચૌદમાંથી કોઈ પણ એક સ્વપ્ન દેખે છે. તે અનુસાર દેવકીમાતાએ સ્વપ્નમાં ગર્જના કરતો અને ચારે દિશામાં પ્રકાશ પાથરતો કેશરીસિંહને આકાશમાંથી ઉતરીને પોતાના તરફ આવતો જોયો. આવું સ્વપ્ન જોઈને દેવકીમાતા જાગૃત થયા અને ધર્મજાગ્રિકા કરવા લાગ્યા. હવે સવાર પડતાં રાણી કોની પાસે જશે ને શું બનશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર :–** દમયંતીને પરણવા માટે ઉત્સુક બનેલા દધિપર્ણ રાજાને કુબડાએ કુંડિનપુરની બહાર પહોંચાડી દીધા. કુબડો પણ દમયંતીને જોવા માટે ઉત્સુક બન્યો છે. અહીં તે જ રાત્રીના છેલ્લા પ્રહરે એટલે પરોઢીયે દમયંતીને એક સ્વપ્ન આવ્યું હતું. તે દમયંતી તેના પિતાજીને કહે છે હે પિતાજી! મને શાસનદેવીએ કોશલા નગરીનું ઉપવન બતાવ્યું અને દેવીએ કહ્યું–બેટા! તું આ વૃક્ષ ઉપર ચઢી જા તેથી હું ફળથી લચી પડેલાં આંબાના વૃક્ષ ઉપર ચઢી. ત્યારે તેણે મારા હાથમાં એક ખીલેલું સુંદર કમળ આપ્યું, ત્યારે એક પક્ષી તે વૃક્ષ ઉપરથી નીચે પડયું.

**"દમયંતીને સ્વપ્નનું કહેલું ફળ અને દીધપર્ણ રાજાનું સ્વાગત" :–** દમયંતીના સ્વપ્નની વાત સાંભળીને ભીમરાજાએ કહ્યું, બેટા! પરોઢીયે તેં આવું ઉત્તમ સ્વપ્ન જોયું છે તે ઘણું ઉત્તમ છે. આ સ્વપ્નનાં ફળનો વિચાર કરતાં મને લાગે છે કે તને હવે જલ્દી નળરાજાનો મેળાપ થશે અને કુબેર રાજસિંહાસનેથી પટકાઈ જશે. આમ વાત થતી હતી ત્યાં એક માણસ સમાચાર લઈને આવ્યો કે દધિપર્ણ રાજા નગરની બહાર આવી ગયા છે. એટલે ભીમરાજાએ દધિપર્ણ રાજાનું ભાવપૂર્વક સ્વાગત કર્યું, અને એક સુંદર મહેલમાં ઉતારો આપ્યો. દધિપર્ણ રાજા વિચાર કરવા લાગ્યા કે ભીમરાજાએ દમયંતીનો સ્વયંવર રચ્યો છે તો સ્વયંવરની તૈયારી ક્યાંય દેખાતી નથી. કે બીજા કોઈ રાજાઓ પણ આવ્યા હોય તેમ લાગતું નથી. શું ભીમરાજાએ મારી મજાક તો નહિ કરી હોય ને! ઠીક, શું થાય છે તે જોઉં, પછી વાત. કુબડો પણ દમયંતીને જોવા તલસે છે પણ કયાંય દમયંતીનું દર્શન થતું નથી. દધિપર્ણ રાજા નાહી ધોઈ સ્વાંગસજીને સભામાં આવ્યા. ભીમરાજાએ તેમનું સન્માન કરીને પોતાની બાજુમાં બેસાડયા. પછી પૂછયું કે મેં સાંભળ્યું છે કે આપનો રસોઈયો સૂર્યપાક રસોઈ બનાવે છે તો એ રસોઈયો કેવો છે? અમારે તેને જોવો છે. તે તમારી સાથે આવ્યો છે?

**"દમયંતીને જોવા માટે તલસતા નળરાજા" :–** દધિપર્ણ રાજાએ કહ્યું હે કુબડા! અહીં આવ. કુબડો આવ્યો. ભીમરાજાએ કહ્યું, ભાઈ! તું અમને સૂર્યપાક

બનાવીને જમાડીશ. કુબડાએ કહ્યું, સાહેબ! એમાં પૂછવાનું શું? મને સામગ્રી આપો એટલે સૂર્યપાક બનાવી દઉં. કુબડાએ ભીમરાજાની આજ્ઞાથી સૂર્યપાક રસોઇ બનાવી અને રાજાના આખા કુટુંબને જમાડયું. કુબડાએ જમવા બેઠેલાં બધાંને જોયા પણ એક દમયંતીને ન જોઈ. એને જોવા માટે ચારે તરફ ફાંફા મારે છે, પણ દમયંતી બહાર નીકળતી નથી એટલે એને કયાંથી જોવા મળે? સૂર્યપાક રસોઇ બધા જમ્યાં ને દમયંતીને પણ મોકલાવી. દમયંતીએ તેનો સ્વાદ ચાખ્યો ને તેનું હૈયું હર્ષથી નાચી ઉઠયું. તે બોલી ઉઠી કે આ રસોઈ બનાવનાર કુબડો બીજો કોઈ નહિ પણ નળરાજા પોતે જ છે. કોઈ વિશિષ્ટ જ્ઞાની મહાત્માએ ઘણાં વર્ષો પહેલાં કહ્યું હતું કે નળરાજા સિવાય સૂર્યપાક રસોઈ કોઈ બનાવી શકશે નહિ. આ સૂર્યપાક રસોઈનો સ્વાદ અલૌકિક છે. માટે નળરાજા છે. દમયંતીએ સૂર્યપાક રસોઈનો સ્વાદ ચાખીને કહી દીધું કે પિતાજી! આ નળરાજા જ છે. છતાં વધુ ખાત્રી કરવી હોય તો તેમને મારી પાસે મોકલો. ભીમરાજાએ દધિપર્ણ રાજાને કહ્યું કે મારો પરિવાર સૂર્યપાક રસોઇ જમીને કુબડા ઉપર ખુશ થયો છે, અને તેને કંઈક ઈનામ આપવું છે માટે તેને અમારા મહેલમાં મોકલો. દધિપર્ણ રાજાની આજ્ઞાથી કુબડો રાજમહેલમા ગયો. એને તો જવું જ હતું એ મળી ગયું. ભીમરાજા તેને દમયંતી પાસે લઇ ગયા. નળને જોતાં દમયંતીના રૂંવાડા ખડા થઇ ગયા. તેથી તેણે કહ્યું કે તમે ગમે તે કારણે રૂપ બદલ્યું છે પણ મને ખાત્રી છે કે આપ નળરાજા છો માટે સાચા રૂપમાં પ્રગટ થાઓ. દમયંતીના કહેવાથી નળરાજાએ એકાંતમાં જઈને દેવ થયેલાં પિતાજીએ આપેલી ગુટીકા મોઢામાં મૂકી દીધી અને કરંડિયામાં આપેલાં વસ્ત્રાભૂષણો પહેરી લીધા. એટલે નળરાજાનું અસલ સ્વરૂપ પ્રગટ થયું. આ જોઈને સૌને ખૂબ આશ્ચર્ય થયું કે આ શું?

**ભીમરાજાએ નળને પૂછેલી હકીકત:** ભીમરાજાએ પૂછયું કે આપે આવું રૂપ કેમ ધારણ કર્યું હતું? ત્યારે નળરાજાએ ટૂંકમાં કહી દીધું કે મારા અશુભ કર્મનો ઉદય હતો. જો હું નળરાજાના વેશમાં ફર્યો હોત તો મને બહુ કષ્ટ પડત. માટે મેં આ રૂપ લીધું હતું. દમયંતી અને નળરાજા મળ્યાં. એકબીજાનાં સુખ દુઃખની વાતો કરી. નળે કહ્યું કે સતી! મને ધિક્કાર છે કે મેં વનનગહામાં તમને એકલી મૂકી દીધી. દમયંતીએ કહ્યું-પ્રાણનાથ! આપ ખૂબ પવિત્ર છો. આપ કહી આવું કરો તેવા મંથી પણ મારા કર્મે આપને એવી મતિ સૂઝાડી છે. એકબીજાએ સુખ દુઃખની વાતો કરી હૈયું હળવું કર્યું ને ત્યાં આનંદથી રહેવા લાગ્યા. દધિપર્ણ રાજાને આ વાતની ખબર પડી એટલે તે પણ નળરાજાના ચરણમાં નમી પડયા ને કહ્યું-હે નળરાજા! મેં આપને ઓળખ્યાં નહિ. આપની પાસે રસોઈયાના કામ કરાવ્યા? મને માફ કરજો. નળે કહ્યું. રાજા! તમારો કોઈ ગુન્હો નથી. મેં કહ્યું રસોઇયો છું ત્યાં આપનો શું દોષ? દધિપર્ણ રાજાને ભીમરાજાએ સ્વયંવરના બહાને નળરાજાની તપાસ કરવા બોલાવ્યાં હતાં તે

બધી વાત કહી. દધિપર્ણ રાજા ખુશ થયા. અહીં ભીમરાજાએ નળરાજાનો રાજ્યાભિષેક કરાવ્યો ને રાજ્ય નળરાજાને સોંપી દીધું. નળરાજાએ ઘણી ના પાડી પણ ભીમરાજાએ કહ્યું હવે મારી ઉંમર થઈ છે માટે તમે સ્વીકાર કરો તેથી નળરાજાને રાજગાદીનો સ્વીકાર કરવો પડયો, અને ભીમરાજા આત્મસાધનામાં જોડાયા.

**"નળરાજા પોતાની નગરીમાં આવતાં જનતાનો ઉત્સાહ" :–** ત્યારબાદ નળરાજાએ વિચાર કર્યો કે કુબેરે કપટથી મને જુગાર રમાડીને હરાવ્યો છે તો હવે તેને ભાન કરાવું. એટલે મોટું સૈન્ય લઈને તે કોશલા નગરીના ઉદ્યાનમાં આવ્યા, અને દૂતને મોકલીને યુધ્ધ માટે આમંત્રણ આપ્યું. બંને વચ્ચે યુધ્ધ થયું તેમાં નળરાજાએ કુબેરને હરાવ્યો ને પોતાનું રાજ્ય લઈ લીધું. હવે નળરાજાએ ધાર્યું હોત તો કુબેરને કાઢી મૂકત, પણ મહાન પુરૂષોનાં હૃદય વિશાળ હોય છે. નળરાજા વિશાળ દિલના હતા એટલે કુબેરને ફરીથી યુવરાજપદે સ્થાપન કર્યો. નળ રાજા બન્યા ને દમયંતી મહારાણી બન્યાં. કોશલા નગરીમાં તેમનો જયજયકાર થયો. તે સમયે દમયંતીના પ્રતિબોધથી દીક્ષા લઈને સમાધિ મરણે મરીને જે ચોર સાધર્મ દેવલોકમાં દેવ થયો હતો તેણે આવીને દમયંતીની ખૂબ પ્રશંસા કરી અને તેના શીયળનો મહિમા બતાવતાં સાત ક્રોડ સોનૈયાની વૃષ્ટિ કરીને તે સૌધર્મ દેવલોકમાં ચાલ્યો ગયો.

કોશલા નગરીની પ્રજા સતીનો ચમત્કાર જોવા માટે આવવા લાગી. અને તેનો જયજયકાર બોલાવવા લાગી. નળરાજા તથા સતી દમયંતીની પ્રશંસા થવા લાગી. અને કુબેરની સૌ નિંદા કરવા લાગ્યા. હવે નળરાજા અને દમયંતીરાણી આનંદથી રહેવા લાગ્યા. નળરાજા સુંદર રીતે પિતાજીનું અને સસરાજીનું રાજ્ય ચલાવે છે ને સંસારના સુખો ભોગવે છે. હવે આગળ શું બનશે તેના ભાવ અવસરે.



## વ્યાખ્યાન નં. ૬૬

ભાદરવા સુદ ૯ ને ગુરૂવાર                                  તા. ૧૫-૯-૭૭

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! અનંતજ્ઞાની, પરમાર્થદર્શી વીતરાગ ભગવંતોએ જગતનાં જીવોના ઉદ્ધાર માટે દ્વાદશાંગી સૂત્રની પ્રરૂપણા કરી. જ્ઞાની કહે છે કે "कत्तारमेव अणुजाइ कम्म" કર્મ કરનારની પાછળ જાય છે. બીજાની પાછળ નહિ.

આપણો આત્મા મહાન શક્તિશાળી છે. એ કર્મ બાંધે છે ખરો અને તેનું ચૈતન્ય ધબકે તો એ કર્મના ચૂરેચૂરા બોલાવી દે છે, અને અનંત સુખનો સ્વામી બની જાય છે, પણ અજ્ઞાન દશાથી મોહમાં ઘેરાયેલા આત્માને હજુ તેની શક્તિ અને સંપત્તિનો ખ્યાલ નથી. એની સ્થિતિ અજ્ઞાન નાદાન બાળક જેવી છે. જેમ કોઈ બાળકના પિતા

ગર્ભશ્રીમંત છે પણ બાળક જાણતો નથી તેથી ઘરના ઘાટી પાસેથી બે આના મળતાં ખુશ ખુશ થઈ જાય છે ને ઘાટીના વખાણ કરે છે કે આ બહુ સારો છે, પણ એ નાદાન બાળકને ખબર નથી કે મારા પિતા પાસે અઢળક સંપત્તિ રહેલી છે. માની લો કે આ તો અણુસમજુ બાળક હતો પણ તમે તો સમજદાર છો ને? બાળક જ્યાં સુધી અજ્ઞાન હોય છે ત્યાં સુધી ઘાટી પાસે પૈસા માંગે છે પણ પોતાના પિતાજીની સંપત્તિનો ખ્યાલ આવ્યા પછી માંગતો નથી, પણ આ મારા મહાવીર પ્રભુના મોટા બાળકોને ખબર છે કે આત્મા કેટલો શક્તિશાળી છે. કર્મની જંજીરો તોડી મોક્ષનાં અનંતા સુખો મેળવવાની શક્તિ આત્મામાં રહેલી છે છતાં ભૌતિક સુખનો ભિખારી બની ટુકડા માંગતો ફરે છે. બોલો, તમે એ બાળકથી વધુ નાદાન ખરાં ને? આટલા માટે જ્ઞાની પુરૂષો કહે છે કે હે માનવ! તું તને પોતાને ઓળખ કે હું કોણ છું?

તમને કદી વિચાર થાય છે કે હું કોણ છું? આવો વિચાર થાય તો અંદરથી ચૈતન્યનો ધબકાર થાય કે તું અનંત જ્ઞાનસ્વરૂપ. ચૈતન્ય મૂર્તિ, તેજપુંજ, અનંત બળ-વીર્યનો ધણી, સુખ દુઃખનો જાણુ અને સુખદુઃખનો વેદક અસંખ્યાત પ્રદેશી આત્મા છે. તારો ખજાનો અખૂટ ને અક્ષય છે. જે આત્માઓ આ ખજાનાની ખોજ કરે છે તેને મળે છે અને તેમાંથી મનમાની મોજ માણે છે. ત્યારે વિચાર થાય કે આ ખજાનો કોણ મેળવી શકે? જે રાગદ્વેષ, કષાય અને જગતની જંજાળથી મુક્ત થાય છે તે આવો શાશ્વત અને અમૂલ્ય ખજાનો મેળવી આત્મિક સુખનો ભોકતા બને છે. જો તમે સમજો તો વીતરાગ પ્રભુની આજ્ઞામાં વિચરતાં વિષયકષાયથી મુક્ત બનેલાં સાધુને જે સુખ હોય છે તેના અંશ જેટલું સુખ ચક્રવર્તિઓને હોતું નથી. આત્માની સ્વભાવદશામાં જે સુખ છે તેનો અંશ પણ દુન્યવી સુખમાં નથી. છતાં એ સુખ માટે જીવ કેટલો પુરૂષાર્થ કરે છે ને તેની પાછળ કેટલાં કર્મો બાંધે છે? એ કર્મ બાંધતી વખતે એટલો પણ વિચાર થાય છે કે આ કર્મો ભોગવતાં મારી કેવી કરૂણ દશા થશે? અને આ કર્મના ઉદય વખતે કોઈ દુઃખમાં ભાગ પડાવશે ખરું?" ના, બિલકુલ નહિ. "કર્તા સો ભોકતા". કર્મ તો જે કરે છે તેને પોતાને ભોગવવું પડે છે. કર્મનાં કરજ કર્મ કરનારનાં નામે રહે છે. કોઈ સુખી બાપ હોય તો એના પુત્રના નામે બંગલા, જમીન, ઓફીસ, દુકાનો બધું કરી દે છે પણ પુત્ર, પત્ની વિગેરે માટે ધન કમાતાં, બંગલા બાંધતાં જે કર્મો બાંધ્યા, તેનું જે પાપ લાગ્યું તે પુત્ર કે પત્નીના નામે કરીને જવાતું નથી. હા, પાપકર્મના ઉદયથી બાપના માથે કરજ વધી ગયું હોય તો તે કરજનો બોજો દીકરાના માથે મૂકીને જાય છે પણ કર્મના કરજનો બોજો કોઈના માથે મૂકી શકાતો નથી. એ તો સાથે લઈને જવું પડે છે.

ખુદ તીર્થંકર ભગવંતોને પણ કર્મે છોડ્યાં છે? કરેલાં કર્મો તો ભોગવ્યે જ છૂટકો, આપણાં જૈનશાસ્ત્રોમાં ભગવતે કહ્યું છે કે "कडाण कम्माण न मोक्ख अत्थि" કરેલા

કર્મોને ભોગવ્યા વિના છૂટકારો નથી. અન્ય ધર્મોમાં પણ કહ્યું છે કે "ना भोगवतं क्षीयते कर्म कल्प कोटिशतैरपि" કરેલા કર્મો ભોગવ્યા વિના સેંકડો ને ક્રોડો યુગ સુધી પણ ક્ષય પામતું નથી. ગમે તેટલા ઊંચાનીચા થાઓ, પાતાળમાં પેસી જાઓ, કે વનવગડામાં ચાલ્યા જાઓ કે પરદેશ ચાલ્યા જાઓ, ગમે તેમ કરો પણ કરેલા કર્મો તો ભોગવ્યે જ છૂટકો છે, કર્મ બાંધ્યા પછી યુગના યુગ વીતી જાય પણ જ્યાં સુધી એ પૂરું ભોગવાઈ ન જાય ત્યાં સુધી એ એમને એમ આત્મા ઉપરથી હટી જતું નથી.

કર્મરાજનો કાયદો ખૂબ કઠિન છે. તેમ સ્હેજ પણ પોલ ચાલતી નથી. હજુ તમારા હિસાબમાં ભૂલ થશે પણ કર્મરાજાના હિસાબમાં એક પાઈની પણ ભૂલ નહિ થાય અને એ તમે ગમે ત્યાં જશો તો પણ તમને શોધી કાઢશે. જ્યાં સુધી એનું કરજ નહિ ચૂકવાય ત્યાં સુધી એ તમારો પીછો નહિ છોડે. કર્મરાજાના સકંજામાં સપડાયા પછી છૂટવું મુશ્કેલ છે. તેમાંથી છૂટવા માટે લાંચ રૂશ્વત કે કોઈની શરમ કામ નહિ લાગે. કર્મસત્તાએ ખુદ તીર્થંકર ભગવાનને પણ નથી છોડયા તો આપણું શું ગજું ? આપણે જીવનમાં સીધી લાઈને ચાલવા છતાં દુઃખ આવે ત્યારે મારા પોતાના કર્મનું આ ફળ છે એવું સમજી આકુળ વ્યાકુળ ન થવું બીજાને દોષ ન દેતાં સમભાવપૂર્વક સહર્ષ દુઃખ સહન કરી લેવું. આપણો કોઈ દોષ ન હોવા છતાં બીજાના નિમિત્તે આપણને દુઃખ આવ્યું તે વખતે જો આપણે બીજા ઉપ. દ્વેષ કરીએ, ક્રોધ કરીએ અને દોષ દઈએ તો કર્મને શરમ નથી એ તો તરત જ અશુભ રૂપે આપણા આત્મા ઉપર ચોંટી જશે. અને તેના કડવા ફળ પરલોકમાં ભોગવવા પડશે. માટે કર્મ બાંધતાં ખૂબ સાવધાની રાખો. તમને એમ થાય કે આમ સ્હેજ બોલ્યા એમાં શું કર્મ બંધાઈ ગયું ? "હા". સ્હેજ કોઈની ખોટી નિંદા કરીએ, કોઈની મજાક ઉડાવીએ, હાંસી કરીએ, મનથી અશુભ ચિંતવણા કરીએ તેમાં પણ આપણને કર્મ બંધાય છે. આજે તર્કવાદનો યુગ છે. અત્યારે વીતરાગના સંતો કહે છે કે, કંદમૂળમાં સોયની અણી ઉપર રહે તેટલા રસમાં પણ અનંતા જીવો છે. આ ભગવાનનાં વચન છે. સંતોના ઘરની વાત નથી. છતાં નાસ્તિક માણસો આ જિનવચનની હાંસી કરે છે કે શું એટલામાં કંઈ અનંતા જીવો હોતા હશે ! આ તો બધું હંબક છે. આવી ઘોર હાંસી કરીને જીવ ઘોર કર્મ બાંધે છે અને એ કર્મ ઉદયમાં આવે છે ત્યારે મહાન દુઃખો ભોગવવા પડે છે. પછી જ્યારે જીવને ભાન આવે છે ત્યારે તેને સમજાય છે કે,

સંતોએ સમજાવ્યાં ઈશ્વરના આદેશો, ઉધ્ધાર કરે એવા આપ્યાં મને ઉપદેશો,
એના મોંઘા વચનોની હું હાંસી ઉડાવું છું... કેવો બદલો...

અહો ! મને સંતોએ વીતરાગ પ્રભુના આદેશો સમજાવ્યાં. મારા આત્માનું કલ્યાણ થાય, નરક નિગોદમાં જતો અટકાવે એવો કલ્યાણકારી ઉપદેશ આપ્યો. છતાં તેમના અમૂલ્ય વચનોની મેં મજાક ઉડાવી, ધર્મ-કર્મને હંબક માન્યાં મારી કેવી ગતિ થશે ? એમના ઉપકારનો

-બદલો મેં આવી રીતે વાળ્યો? આવો પશ્ચાતાપ થાય છે, પણ જેનો આત્મા સમજતો નથી. એ તો કર્મ બાંધ્યા કરે છે. નરક-સ્વર્ગની વાતો એની પાસે કરવામાં આવે તો પણ એમ જ કહેશે કે કોણે જોયું કે નરક અને સ્વર્ગ છે! હોય તો પ્રત્યક્ષ બતાવો. હું એવા નાસ્તિકોને પડકાર કરીને કહું છું કે ભલે, તમને નરક પ્રત્યક્ષ નથી દેખાડી શકતી પણ ટાટામાં જઈને જોઈ આવો કેન્સરના દર્દીઓ નરક જેવી ઘોર વેદનાઓ ભોગવે છે. એમને કેન્સર શાથી થયું? એવા કર્મ કર્યા છે તો થયું ને? આ સંસારમાં કોઈ સુખી તો કોઈ દુઃખી, કોઈ રોગી તો કોઈ નિરોગી આ બધી વિવિધતા શા માટે છે? કર્મના કારણે ને? 'હા.' આવું બધું જોઈને પણ કર્મ કરતાં અટકો. તપ-ત્યાગ વિગેરે ન કરી શકો તો ખેર! પણ કોઈની નિંદા ન કરવી, કોઈની હાંસી-મજાક ન કરવી, કોઈના ઉપર ખોટું આળ ન ચઢાવવું. આટલું તો કરો. જો કોઈ માણસ બીજા ઉપર ખોટો આરોપ ચઢાવે તો તે નિર્દોષ માણસને ભયંકર સજા ભોગવવી પડે છે. એને તો એક ભવમાં સજા પૂરી થાય છે પણ ખોટો આરોપ ચઢાવનાર વ્યકિત તો એવું ગાઢ અનુબંધવાળું કર્મ બાંધી દે છે કે તેના ઉપર કેટલાય ભવ સુધી આરોપ ચઢયા કરે છે. એક ન્યાય આપીને સમજાવું.

એક માણસ સંસાર છોડીને સંન્યાસી બન્યો. તે એમના ધર્મનાં નિયમ પ્રમાણે તપ-ત્યાગ ખૂબ કરતાં હતાં અન્ય ધર્મના સંન્યાસીઓ પૈસા રાખે છે પણ આ સંન્યાસી પૈસા વિગેરે પરિગ્રહ રાખતાં ન હતાં જૈન મુનિઓની માફક પગપાળા વિહાર કરતા હતા, અને પાપકર્મ ન બંધાય તે માટે સાવધાન રહેતા હતા આ સંન્યાસીએ કોઈ ભવમાં કોઈના ઉપર ખોટો આરોપ ચઢાવ્યો હશે તે કર્મ ભોગવતાં ભોગવતાં ઘણાં ભવ કાઢયા. આ ભવમાં વૈરાગ્ય પામી સંન્યાસ લઈ એમના ધર્મના નિયમ પ્રમાણે તપ કરે છે, બ્રહ્મચર્યનું પાલન કરે છે. એમની ઉગ્ર સાધનાના કારણે તેમને વિભંગજ્ઞાન થયું, આ વિભંગજ્ઞાન દ્વારા એમણે જાણ્યું કે મેં ઘણાં ભવ પહેલાં કોઈના ઉપર ખોટો આરોપ મૂકયો હતો એટલે આ ભવમાં પણ મારા માથે ખોટો આરોપ ચઢશે. હું તેમાથી બચી શકીશ નહિ. આ સમયે મારે ખૂબ સમભાવ રાખવો પડશે. એ સંન્યાસી કર્મની ફીલોસોફીને બરાબર સમજતાં હતાં એટલે તેમના મનમાં વ્યાકુળતા ન આવી કે હાય...હવે મારું શું થશે? એ તો સમાધિપૂર્વક એમની સાધનામાં રમણતા કરવા લાગ્યા.

એક વખત એવું બન્યુ કે તે સંન્યાસી એક નગરની બહાર ઉદ્યાનમાં બેઠા હતા. તેમાં એક ચોર કોઈનો રત્નનો ડાબલો ચોરીને દોડયો, પણ લોકો જોઈ જવાથી ચોર ..ચોર, પકડો... પકડો એમ બૂમાબૂમ થવાથી રાજાના સિપાઈઓ ચોરની પાછળ દોડયા. રાજાના માણસોને પાછળ આવતાં જોઈને ચોર ગભરાયો. તેના મનમાં થયું કે હવે મારું આવી બન્યું. હું પકડાઈ જઈશ. આવા ડરથી પેલા સંન્યાસીની પાસે રત્નનો ડાબલો મૂકીને ચોર ભાગી ગયો. રાજાના માણસો દોડતાં ત્યાં આવ્યાં. તો સન્યાસીની પાસે રત્નનો ડાબલો પડેલો જોયો, એટલે તાડૂકીને કહે છે જોગટા! સાધુ બનીને બેઠો છે. ને આવા કામ કરે છે? ઉઠ ઉભો થા. સન્યાસીને પકડીને રાજા પાસે લઈ ગયા રાજા કહે છે દુષ્ટ! સન્યાસીનો વેશ પહેરીને ચોરીના ધંધા કરે છે? રાજાએ સિપાઈઓને કહ્યું કે આ પાપી ચોરને શૂળીએ ચઢાવી દો. આ સન્યાસી જાણતો હતો કે મારા કરેલા કર્મનું ફળ છે. હું ચોર નથી તેવું કહીશ તો રાજા

માનવાના નથી. છેવટે તેમને શૂળીએ ચઢાવવા લઈ જાય છે, પણ ત્યાં સમભાવથી તેમનું કર્મ પૂરું થાય છે ને સત્યનો જય થાય છે.

ભગવંત કહે છે કે एवं खलु गोयमा! कडाण कम्माणं नत्थि मोक्खो अवेयइत्ता, तवसा वा झोसइत्ता! હે ગૌતમ! પૂર્વભવમાં પાપ કરીને કર્મો બાંધ્યા અને એનો પશ્ચાતાપ કે પ્રાયશ્ચિત ન કર્યું તો એને ભોગવ્યા વિના અથવા તપથી ખપાવ્યા વિના એનો છૂટકારો થતો નથી એટલે જેણે જેવા રસે અને પરિણામે કર્મ બાંધ્યા છે તેને ખપાવ્યા વિના મોક્ષ મળતો નથી. મોક્ષ એટલે શું તે જાણો છો ને? कृत्स्नं कर्म क्षयो मोक्षः આઠે આઠ કર્મોથી છૂટકારો થવો તેનું નામ મોક્ષ. બોલો, મોક્ષ જોઈએ છે ને? જો મોક્ષ જોઈ તો હોય તો પાપનો ડર રાખો ને કર્મ ન બંધાય તેની ખૂબ સાવધાની રાખો.

આપણા ચાલુ અધિકારમાં દેવકી રાણીએ ઉત્તમ સ્વપ્નને વધાવી લીધું. વધાવ્યું એટલે ધર્મારાધના કરી. એમના દિલમાં આનંદ સમાતો નથી. સવાર પડતાં દેવકીરાણી પોતાના પતિ વસુદેવ રાજા પાસે આવ્યા અને બે હાથ જોડીને તેમને જે સ્વપ્ન આવ્યું હતું તે વાત કહી સંભળાવી. આ સાંભળીને વસુદેવે કહ્યું. હે દેવકી! હવે તારા કોડ પૂરા થશે. તમે સ્વપ્નમાં તેજસ્વી. કેશરી સિંહ જોયો છે. તેથી તમારી કુંખે સિંહ જેવો પરાક્રમી પુત્ર જન્મશે. જેમ સિંહને જોઈને શિયાળીયા ભાગી જાય છે તેમ તમને જે પુત્ર થશે તે કર્મરૂપી શિયાળીયાને ભગાડશે. આવો તેજસ્વી વીરપુત્ર થશે. આ પ્રમાણે વસુદેવ રાજાએ સ્વપ્નનું ફળ કહ્યું. तह तुर्के हिमया गब्भं सुहं सुहेणं परिवहइ।" પતિના મુખેથી સ્વપ્નનું ફળ સાંભળીને દેવકીરાણીને ખૂબ આનંદ થયો. હવે મારા મનનાં મનોરથ પૂરા થશે. હર્ષથી આનંદ પામતી દેવકીરાણી ગર્ભનું સુખપૂર્વક પાલન કરવા લાગી. જે માતાના ગર્ભમાં પુણ્યવાન જીવ આવ્યો હોય તેને વિચારો પણ સારા આવે છે. તેને ધર્મ કરવાનું, દાન દેવાનું ને સંતોના દર્શન કરવાનું મન .થાય છે. આવા સમયે માતા જો ધર્મારાધના કરે, શાસ્ત્રનું વાંચન કરે તો બાળકને સારા સંસ્કાર પડે છે અને જો માતા રગડા ઝઘડાને કંકાસ કરે છે તો તેનું સંતાન પણ એવું બને છે. દેવકીરાણી ઉત્તમ વિચારો સાથે ગર્ભનું પાલન કરવા લાગી. આગળ શું બનશે તે વાત અવસરે.

ચરિત્ર:-નળરાજાએ કુબેરને હરાવ્યો અને પોતે ગાદી ઉપર બેઠાં. આ વાતની દેશોદેશમાં ખબર પડી એટલે ભરતાર્ધના રાજાઓ જે તેમના તાબામાં હતા તે બધા કિંમતી ભેટણાં લઈને આવ્યા, અને નળરાજાને પ્રણામ કરી ક્ષેમકુશળ પૂછ્યા. થોડા દિવસ રોકાઈ પોતાના સ્થાને ચાલ્યા ગયા. નળરાજા ન્યાયપૂર્વક રાજ્યનું પાલન કરવા લાગ્યા. નળરાજાની કીર્તિ ચારે તરફ ફેલાઇ ગઈ. સમય જતાં સંસાર સુખ ભોગવતાં દમયંતીને એક પુત્ર થયો તેનું નામ પુષ્કલકુમાર પાડયું. નળરાજાએ ઘણાં વર્ષો સુધી રાજ્ય કર્યું. એક વખત નળરાજાના પિતા નિષધરાજા દેવ થયા હતાં તેમણે નળરાજા પાસે આવીને કહ્યું. હે નળરાજા! આ રાજ્ય લક્ષ્મી અસ્થિર છે, આયુષ્ય ક્ષણિક છે. સંસારમાં જીવને

સાચું શરણુ ધર્મ છે. માટે તમે રાજ્યનો મોહ છોડીને સંયમ અંગીકાર કરો. આ સાંભળી નળરાજા ચેતી ગયા. સંસારની અસારતા સમજીને પોતાના પુત્ર પુષ્કલને ગાદીએ બેસાડીને નળરાજા અને દમયંતીરાણી બંનેએ ચારિત્ર અંગીકાર કર્યું. તેમણે ચારિત્ર લઇ ખૂબ ઉગ્ર સાધના કરી અંતિમ સમયે અનશન કરી સમાધિપૂર્વક કાળ કરીને નળરાજા કુબેર નામના દેવ થયા અને દમયંતી પણ શુધ્ધ ચારિત્ર પાળી દેવલોકમાં ગઇ.

દેવાનુપ્રિયો ! જુગારથી કેટલી ખુવારી થાય છે તે સમજાવવા માટે વિદુરજીએ ધૃતરાષ્ટ્ર, દુર્યોધન વિગેરેને નળરાજાની સારી કહાની કહી સંભળાવી અને છેવટની વાત પણ કરી કે પરિણામે નળરાજાનો વિજય થયો ને કુબેર પડયો તેમ તમે સમજી લેજો. તમે બધાએ પાંડવોને જુગાર રમાડવાનો જે દાવ ગોઠવ્યો છે તે હવે બંધ કરો. આનું પરિણામ સારું નહિ આવે. બીજાનું અહિત કરવા જતાં તમારું પોતાનું અહિત થશે માટે તમે સમજીને જુગાર રમવાની વાત છોડી દો. આ રીતે વિદુરજીએ દુર્યોધનને ખૂબ સમજાવ્યો પણ સમજ્યો નહિ, પણ જેમ કમળપત્ર ઉપર પાણી ટકી શકતું નથી તેમ દુર્યોધન આદિ કૌરવોના હૃદયને કાંઇ અસર થઈ નહિ.

ધૃતરાષ્ટ્રને દુર્યોધનકો, સમઝાયા કઈ બાર
પર પાપીને જરા ન માના, ક્રોધિત હુઆ અપાર હો શ્રોતા....

વિદુરજીની કહેલી વાત દુર્યોધને લક્ષમાં ન લીધી ત્યારે ધૃતરાષ્ટ્રે ફરીને દુર્યોધનને ખૂબ સમજાવ્યો પણ સમજ્યો નહિ. આથી ધૃતરાષ્ટ્ર રાજાને તેના ઉપર ખૂબ ક્રોધ આવ્યો અને વિદુરજીને પણ ખૂબ દુઃખ થયું એટલે તેઓ તો પોતાના સ્થાને ચાલ્યા ગયા જ્યારે માણસની પડતી થવાની હોય ત્યારે તેમને વડીલનાં વચનોની અસર થતી નથી. અહીં કૌરવોનો વિનાશ થવાનો છે એટલે ઘણું ઘણું સમજાવવા છતાં દુર્યોધને તેની દુર્મતિ છોડી નહિ અને દુર્યોધને જયદ્રથને પાંડવોને સભા જોવા માટે ઈન્દ્રપ્રસ્થ પધારવા માટે આમંત્રણ આપવા હસ્તિનાપુર મોકલ્યો.

દુર્યોધનની આજ્ઞાથી જયદ્રથ હસ્તિનાપુર પહોંચી ગયો ને મહારાજા યુધિષ્ઠિરના ચરણમાં નમન કરીને ઉભો રહ્યો. યુધિષ્ઠિર જયદ્રથને સારી રીતે ઓળખતાં હતા. એટલે તેમણે ધૃતરાષ્ટ્ર તેમજ દુર્યોધન આદિ સો ભાઈઓના કુશળ સમાચાર પૂછ્યા, ત્યારે જયદ્રથે કહ્યું કે બધા ક્ષેમકુશળ છે ને મને તેમણે આપને એક આમંત્રણ આપવા માટે મોકલ્યો છે. ઈન્દ્રપ્રસ્થમાં દુર્યોધને એક દિવ્ય સભા બનાવી છે. એ સભા જેવી મૃત્યુલોકમાં ક્યાંય સભા નથી. તો તે સભા જોવા માટે આપ ઇન્દ્રપ્રસ્થ પધારો. એ માટે ધૃતરાષ્ટ્ર મહારાજા તેમજ દુર્યોધન વિગેરેએ આપને ખાસ ભાવભર્યું આમંત્રણ આપ્યું છે. આપ તો અમારા કુળમાં સ્થંભ છો. આપ મહાન છો આપના પધારવાથી એ સભાની શોભા ઓર વધી જશે. માટે આપ સપરિવાર ઇન્દ્રપ્રસ્થ જલ્દી પધારો.

જયદ્રથે ખૂબ કહ્યુ એટલે સરળ સ્વભાવી ધર્મરાજાનું હૈયું હરખાઈ ગયું. અહો ! મારા કાકા તથા મારા ભાઈઓને અમારા ઉપર કેટલી લાગણી ને પ્રેમ છે ! તો આપણે જઈએ. પાંચ પાંડવો અને મહા દ્રૌપદી કાંશુજેર રથમાં બેસીને ઇન્દ્રપ્રસ્થ આવી પહોંચ્યા, એટલે

દુર્યોધને ખૂબ પ્રેમથી પાંચ પાંડવોનું સ્વાગત કરીને નગરમાં પ્રવેશ કરાવ્યો, ને કેટલો પ્રેમ હોય તેમ ભેટી પડયા. દુર્યોધનનો પ્રેમ, સ્વાગત અને સન્માન જોઈને. ધર્મરાજાને ખૂબ આનંદ થયો પણ એમને ક્યાં ખબર છે કે આ બધી માયાજાળ અમને ફસાવવા છે. નાહી ધોઈ રહ્યાં પછી કૌરવોએ પાંડવોને ખૂબ પ્રેમથી જમાડયા. હવે તેઓ પાંડવોને સભા જોવા માટે લઈ જશે ને ત્યાં કેવી રીતે જુગાર રમાડશે તેના ભાવ અવસરે કહેવાશે.



## વ્યાખ્યાન નં. ૬૭

**ભાદરવા સુદ ૪ ને શુક્રવાર** તા. ૧૬-૯-૭૭

અનંતજ્ઞાની ભગવંતોએ ભગીરથ પુરૂષાર્થ કરી ઘાતી કર્મોનો ક્ષય કરી કેવળજ્ઞાન અને કેવળદર્શન પ્રાપ્ત કર્યા પછી જગતનાં જીવોને કલ્યાણનો માર્ગ બતાવતાં કહ્યું કે હે ભવ્ય જીવો! આ વિકટ સંસાર અટવીમાં જીવને ધર્મ જાણવાની ઇચ્છા થવી અને ધર્મની સામગ્રી પ્રાપ્ત થવી તે ખરેખર ખૂબ દુર્લભ છે. ધર્મનું શરણું અંગીકાર કરવું અને ધર્માત્માનો સમાગમ થવો એ કંઈ સહેલી વાત નથી. એ તો પુણ્યશાળીને પ્રાપ્ત થાય છે. સંસારમાં રચ્યાપચ્યા અને સંસારની વાસનાથી વાસિત થયેલ જીવને સંસારનાં સુખો, મોજશોખ, વૈભવ, સ્ત્રી, પુત્ર અને ધન દોલતમાં જેટલી પ્રીતિ છે તેટલી પ્રીતિ જો ધર્મ પર થાય અને ધર્મનું આચરણ કરે તો એ સમગ્ર દુઃખોનો અંત કરીને શાશ્વત સુખ મેળવી શકે છે. આ સંસારમાં સર્વ જીવો સુખ મેળવવા માટે દોડાદોડી કરે છે, અન્યાય, અનીતિ અને અધર્મનું આચરણ કરે છે, અસત્ય બોલે છે, છેતરપિંડી કરે છે પણ એ અજ્ઞાની જીવડાને ખબર નથી કે મારે આ પાપ કેવા ભોગવવા પડશે? આવા જીવોને સમજાવતાં જ્ઞાની પુરુષો કહે છે કે આ જગતમાં સર્વ પ્રકારના સુખની પ્રાપ્તિ ધર્મથી થાય છે.

આ સંસારમાં રાજાપણું, ચક્રવર્તિપણું ઈંદ્રપણું અને તીર્થંકરપદની પ્રાપ્તિ આ બધું ધર્મથી થાય છે. ધર્મનાં દિવ્ય પ્રભાવ આગળ કોઈ પણ પદાર્થ કે સુખ દુર્લભ નથી. ઉત્તમકુળ, રૂપ, સૌભાગ્ય આ બધું જીવ ધર્મથી મેળવી શકે છે. આ બધા ધર્મ રૂપી! કલ્પવૃક્ષનાં મધુરાને મીઠા ફળ છે. ધર્મ એ અનાથોં માટે નાથ સમાન, રોગી મનુષ્ય માટે વૈદ હકીમ સમાન, નિર્ધન માટે ધન સમાન, અને ગુણ રહિત માટે ગુણના ભંડાર સમાન છે. આ સંસાર રૂપી ભયંકર અટવીમાં અટવાતાં અને અજ્ઞાન રૂપી અંધકારમાં અથડાતાં જીવોને માટે ધર્મ એ માર્ગદર્શક છે. ધર્મ એ પિતાની માફક રક્ષક છે ને માતા સમાન પોષક છે. પત્નીની જેમ પ્રેમી છે ને બંધુની જેમ સ્નેહી છે. આવા ઉચ્ચ ધર્મનું સર્વ જીવોએ આદરપૂર્વક પાલન કરવું જોઈએ. આવો ઉત્તમ માનવભવ પામીને જે મનુષ્યો ધર્મથી વિમુખ રહે છે તે અમૂલ્ય માનવભવને વ્યર્થ ગુમાવે છે.

મહાનપુરૂષો પોકારી પોકારીને કહે છે કે મહાન પુણ્યોદયથી મળેલા માનવભવનો અમૂલ્ય સોનેરી સમય શા માટે બરબાદ કરો છો? સંસારનાં મોહનાં સાધન સામગ્રીનો તમે જેટલો મોહ વધારશો તેટલા સંસારના મોહમાં ફસાતા જશો. ક્રોધ લોભ, લાલસા, અભિમાન વિગેરે દુર્ગુણો વધતા જશે અને સંસારના કાદવમાં વધુ ઊંડા ખૂંચી જશો. માટે સંસારનો મોહ છોડીને ભવસમુદ્રથી તારનાર જિનેશ્વરપ્રભુએ બતાવેલાં ધર્મમાં અનુરક્ત બનો. ધર્મની આરાધના શુધ્ધ ભાવે કરવાથી અનેક પ્રકારના લાભ મેળવી શકાય છે ને અંતે પરમપદની પ્રાપ્તિ કરી શકાય છે.

ભગવાને બે પ્રકારનો ધર્મ બતાવ્યો છે. આગાર ધર્મ, અને અણગાર ધર્મ બેમાં અણગાર ધર્મ શ્રેષ્ઠ છે, પણ જે અણગાર ધર્મનો સ્વીકાર ન કરી શકે તેને માટે આગાર ધર્મ છે. આગાર ધર્મમાં શ્રાવકોએ બાર વ્રતનું પાલન કરવું જોઈએ. બીજી રીતે જોઈએ તો ભગવાને ચાર પ્રકારનો ધર્મ બતાવ્યો છે.

दानं च शीलं च तपश्चा भावो धर्मश्चतुर्धा जिन बांधवने निरुपित :

દાન, શીયળ, તપ અને ભાવ એ ચાર પ્રકારનો ધર્મ જિનેશ્વર ભગવંતે કહેલો છે. આ ચારેય ધર્મનો બાર વ્રતમાં સમાવેશ થઈ જાય છે. આ ચાર કહો કે બાર વ્રત કહો તેમાંથી તમે એક પણ વ્રત અંગીકાર કરો તો તેનાથી મહાન લાભની પ્રાપ્તિ થઈ શકે છે. જુઓ, સુદર્શન શેઠે સર્વથા અબ્રહ્મચર્યનો ત્યાગ કરેલો ન હતો. "સ્વદારા સંતોષીએ" એક પોતાની પત્ની સિવાય જગતની તમામ સ્ત્રીઓને માતા અને બહેન સમાન ગણતાં હતાં. આ એક નિયમના પ્રભાવે શૂળી ફીટીને સિંહાસન બની ગયું. તેમની ધર્મશ્રધ્ધા અને શીયળવ્રતના પ્રભાવે અર્જુનમાળીના કોઠામાંથી યક્ષને ભાગવું પડયું. સતી સીતા રામચંદ્રજી સિવાય જગતના તમામ પુરૂષોને પિતા અને ભાઈ સમાન માનતાં હતાં. આવા સીતાજીના માથે સંકટ આવ્યું, અને તેમની અગ્નિપરીક્ષા કરવા માટે એક ગાઉનો લાંબો અને એક ગાઉનો પહોળો ખાડો ખોદયો. તેમાં વચ્ચે સીતાજીને બેસાડયા. તેમની આસપાસ લાકડા ખડકયા ને અગ્નિ સળગાવી, ત્યારે સતીનાં શીયળના પ્રભાવે અગ્નિ જળ બની ગઈ. આખો ખાડો પાણીથી ભરાઈ ગયો ને વચમાં સુંદર કમળ આકારનું સિંહાસન બની ગયું. તેમાં સીતાજીને બેસાડયા. વચમાં સીતાજી અને બે બાજુ લવ અને કુશ બંને બેઠા, અને એ કમળ તળાવમાં હોડી તરે તેમ તરવા લાગ્યું. એમાંથી પાણીની છાલકો બહાર આવવા લાગી. તેથી બંબાકાર પાણી થઈ ગયું. લોકો કહેવા લાગ્યા દોડો દોડો હમણાં ડૂબી જઈશું. લોકોને દોડતાં જોઈ દયાળુ મહાસતી સીતાજી એટલું જ બોલ્યા કે જળ! સમાઈ જા. શાંત થઈ જા. ત્યાં ઉછાળા મારતું પાણી શાંત થઈ ગયું જુઓ, એક શીયળ વ્રતનો કેટલો મહાન પ્રભાવ છે! જેણે પરપુરૂષનો ત્યાગ કર્યો હતો તેના શીયળનો જો આટલો પ્રભાવ પડયો ત્યારે જે આત્માઓ સર્વથા બ્રહ્મચર્યનું પાલન કરે તેનો પ્રભાવ

કેટલો પડે! સતી સીતાજીનો જયજયકાર બોલાયો. સૌ એના ચરણમાં નમી ગયાં. શીયળ ધર્મનો આવો મહાન પ્રભાવ છે. આવું સાંભળીને પણ તમે શીયળવ્રત અંગીકાર કરો.

બંધુઓ! તમારી પાસે ધર્મ આરાધના કરવાની બધી સામગ્રી મોજુદ છે. જે ધારો તે કરી શકો તેમ છો. છતાં શા માટે પ્રમાદ કરીને બેસી રહ્યાં છો? ત્રિખંડ અધિપતિ કૃષ્ણ વાસુદેવ પોતે વ્રત નિયમ કરી શકતા ન હતા પણ જે કરે તેને પૂરો સહકાર આપતા હતા, વૈરાગીને સંયમ લેતાં દેખે કે કોઈને વ્રત નિયમ લેતાં દેખે ત્યારે તેમની આંખમાં આંસુ આવી જતાં હતાં કે હું કેવો ભારેકર્મી છું કે મને આવી ઉત્તમ સામગ્રી મળી છતાં આરાધના કરી શકતો નથી. ધન્ય છે આ પવિત્ર આત્માઓને! એમના ચરણમાં ઝૂકી પડતાં હતાં.

દેવકીરાણી ધર્મારાધના સાથે ગર્ભનું પાલન કરવા લાગ્યા. ગર્ભમાં પવિત્ર આત્મા આવ્યો હતો એટલે દેવકીરાણીને સંતોના દર્શન કરું, વીતરાગ વાણી સાંભળું, દાન દઉં, ધર્મરાધના કરું, વિગેરે વિચારો આવતાં હતાં. જેવો જીવ માતાના ગર્ભમાં આવે છે તેની માતા ઉપર અસર પડે છે. ચેલ્લણા રાણીના ગર્ભમાં જીવ આવ્યો ત્યારથી પિતા સાથેનું વૈર તેથી તેને શ્રેણીક રાજાનું કલેજું ખાવાનું મન થયું. આ શું! પૂર્વના વૈર માટે જ્ઞાની કહે છે કે ક્ષણે ક્ષણે જાગૃત રહી પાપથી ડરો. અહીં એક દૃષ્ટાંત યાદ આવે છે.

અકબર બાદશાહનું રાજ્ય ચાલતું હતું તે સમયની આ વાત છે. અકબર બાદશાહને બીરબલ નામે ચતુર પ્રધાન હતો. તે અકબરનાં આંટી ઘૂંટીવાળા કઠીનમાં કઠીન કોયડા ઘડીકમાં ઉકેલી નાંખતો હતો. એવી એની બુદ્ધિ હતી. અકબર બાદશાહની રાજધાની દિલ્હીમાં કૃષ્ણચંદ અને પ્રેમચંદ નામના બે મોટા વેપારીઓ વસતા હતાં. બંને ખૂબ ધનાઢ્ય અને નામાંકિત વહેપારીઓ હતા. લાખોના વહેપાર ખેડતાં હતાં ઘણી જગ્યાએ બંનેની મોટી મોટી પેઢીઓ ચાલતી હતી, અને વહેપાર ધમધોકાર ચાલતો હતો. એક વખત પ્રેમચંદ શેઠને ત્યાં પાંચ લાખ રૂપિયાની હુંડી આવી. તે હુંડી છોડાવવા તાત્કાલિક પાંચ લાખ રૂપિયા ન હતા. તેથી વહેપારીઓ પાસે શેઠે લેવા મોકલ્યા પણ અશુભ કર્મોદયે કોઈએ ન આપ્યા. છેવટે શેઠ મૂંઝાણા. ઘરમાં ઝવેરાત આદિ મિલ્કત ઘણી હતી પણ ગીરવે મૂકવાથી ઈજ્જત જાય કે શેઠ ખાલી થઈ ગયા લાગે છે. હવે કરવું શું?

છેવટે પ્રેમચંદ શેઠ પોતે કૃષ્ણચંદ શેઠને ઘેર ગયા એટલે કૃષ્ણચંદે તેમને આવકાર આપ્યો. આવો, આવો પ્રેમચંદ શેઠ! આજે મારે ઘેર પધાર્યા તે ઘણાં આનંદની વાત છે. ત્યારે પ્રેમચંદ શેઠે કહ્યું ભાઈ! હું મારા કામે આવ્યો છું. કૃષ્ણચંદે કહ્યું "આપને જે કામ હોય તે મને કહો. ત્યારે પ્રેમચંદ શેઠે કહ્યું મારે પાંચ લાખ રૂપિયાની તાત્કાલિક જરૂર છે. તો આપને જેટલું વ્યાજ લેવું હોય તેટલું લો પણ મને એક મહિનાની મુદતે પાંચ લાખ રૂ. આપો. કૃષ્ણચંદે કહ્યું શેઠજી! આ શું બોલ્યા? તમે મારાને હું તમારો, તમારું વ્યાજ લેવાનું હોય? તમારા કરતાં વ્યાજ વધારે નથી. તમે ખુશીથી પાંચ લાખ રૂપિયા લઈ જાઓ, પણ હું એક શરત મૂકું છું તેનું તમારે બરાબર પાલન કરવું પડશે.

પ્રેમચંદ : ઠે પૂછ્યુ બોલો, શી શરત છે ? ત્યારે કૃષ્ણચંદે કહ્યું જો એક મહિનામાં તમે પૈસા પાછા ન આપી શકો તો આપના શરીરના કોઈપણ ભાગમાંથી સવાશેર માંસ મારા હાથે કાપી લઈશ. જો આ શરત આપને મંજુર હોય તો ખુશીથી પાંચ લાખ રૂપિયા લઈ જાઓ. પ્રેમચંદ શેઠે વિચાર કર્યો કે આણે તો મીઠું બોલીને મારા મૂળ ઉખાડવાની વાત કરી, પણ હું પાછો પડું તેમ નથી. મારી પાસે પૈસા નથી એમ થોડું છે ? મહિનો પૂરો થતાં પહેલાં હું પાંચને બદલે દશ લાખ રૂપિયા ખડા કરી દઈશ, માટે એની શરત મંજુર કરવામાં બિલકુલ વાંધો નથી. અત્યારે મારું કામ ચાલશે તો આબરૂ જળવાઈ રહેશે, એમ વિચાર કરીને પ્રેમચંદ શેઠે કહ્યું . ભલે શેઠ, આપની શરત મુજબ હું એક મહિનામાં નાણાં ભરી ન શકું તો મારા શરીરમાંથી સવાશેર માંસ ખુશીથી કાઢી લેજો, ત્યારે કૃષ્ણચંદે કહ્યું એમ મોઢાનાં વચન કામ નહિ લાગે તમારા હાથે કાગળમાં લખી આપો. પ્રેમચંદ શેઠે એ મુજબ લખાણ કરી આપ્યું ને પાંચ લાખ રૂપિયા લઈને પોતાની પેઢીએ આવ્યા ને હુંડી ભરપાઈ કરી દીધી.

દેવાનુપ્રિયો ! નાણાં કમાવા માટે કેટલી મુશ્કેલીઓ સહન કરવી પડે છે ! કેટલાને નમવું પડે છે ! કેટલી ભૂખ તરસ વેઠવી પડે છે ! પણ જો આટલી નમ્રતા, આટલી મુશ્કેલીઓ ધર્મ માટે સહન કરો તો કર્મની બેખડો તૂટી જાય. પણ આ જીવ પરાધીનપણે જેટલું સહન કરે છે તેટલું સ્વાધીનપણે સહન કરી શકતો નથી. ધન કમાવા માટે જીવ કૂડકપટ કરે છે. માયાનું સેવન કરે છે ને મરીને તિર્યંચ ગતિમાં જાય છે. તિર્યંચમાં જીવ કેટલી ભૂખ તરસ સહન કરે છે ! કેટલો બોજો ખેંચે છે ! એ બળદ, ગાય, ભેંસ વિગેરે તિર્યંચોને પણ જ્યારે માર પડે છે ત્યારે તેની આંખમાં આંસુ આવી જાય છે પણ તેની દાદ કોઈ સાંભળતું નથી, આ તો આપણે નજરે જોઈએ છીએ ને ! જો આવી દશા ન કરવી હોય તો માયાકપટ અને પાપનો ત્યાગ કરો. પ્રેમચંદ શેઠનાં કર્મનો ઉદય થયો છે. એ માનતા હતા કે હું કૃષ્ણચંદ શેઠના પાંચ લાખ રૂપિયા મહિનામાં ભરપાઈ કરી દઈશ પણ માનવી ધારે છે કંઈને બને છે કંઈ. માણસના મનની આશાઓ ભાગ્યે જ પૂરી પડે છે. એક મહિનામાં પાંચ લાખ રૂ. ભરપાઈ કરી દેવાની શરત કરી હતી. એ મુજબ મહિનો પૂરો થયો, પણ પ્રેમચંદ શેઠ પૈસા ભરી શકયા નહિ એટલે તેઓ ચિંતામાં બિમાર પડી ગયા. હવે હું શું કરીશ ?

આ તરફ કપટી કૃષ્ણચંદ શેઠે માણસોને મોકલ્યાં કે આજે મહિનો પૂરો થવાનો છેલ્લો દિવસ છે. રૂપિયા પાંચ લાખ ભરી જાઓ, પણ પ્રેમચંદ શેઠ પાસે એટલા પૈસા આવ્યાં નથી. કરવું શું ? ખૂબ વિચાર કરીને શેઠે પોતાના કિંમતી ઝવેરાતની પેટી લઈને મુનીમને મોકલ્યો, અને કહેવડાવ્યું આ દશ લાખનું ઝવેરાત છે તેમાંથી પાંચ લાખ અને તેનું વ્યાજ ગણીને આપને જે પસંદ હોય તે લઈ લેજો. શેઠ ખૂબ બિમાર છે તેથી આવી શકે તેમ નથી. મુનીમે ત્યાં જઈને શેઠનો સંદેશો આપ્યો પણ કૃષ્ણચંદ શેઠે કહ્યું કે મારે ઝવેરાત નથી જોઈતું મારે તો શરત મુજબ પાંચ લાખ રૂપિયા જોઈએ.

અને એ ન આપી શકે તો મારે તો શરત મુજબ એમના શરીરમાંથી સવાશેર માંસ કાપી લેવું છે. શેઠનો મુનીમ ઝવેરાતની પેટી લઈને પાછો આવ્યો ને શેઠને બધી વાત કરી. આ સાંભળીને શેઠની મૂંઝવણ વધીને બિમારી પણ વધી. પથારીમાંથી ઉઠવાની તાકાત ન રહી. કૃષ્ણચંદ શેઠે ઘણી વખત કહેવડાવ્યું પણ જાય કેવી રીતે? તેઓ જઈ ન શકયા ત્યારે કૃષ્ણચંદે કોર્ટમાં ફરિયાદ કરી એટલે પ્રેમચંદ શેઠને પરાણે કચેરીમાં હાજર થવું પડયું. ત્યાં ન્યાયાધીશોએ પૂછયું. કેમ પ્રેમચંદ શેઠ? તમે આ શેઠની પાસેથી પાંચ લાખ રૂપિયા લીધા હતા ને? અને આવી શરત કરી હતી?

પ્રેમચંદ શેઠે કહ્યું–હા, સાહેબ. આગળનાં વહેપારીઓ જબાન ઉપર લાખોને કરોડોનો વહેપાર કરતાં હતાં ને આપેલું વચન બરાબર પાળતાં હતાં. પ્રેમચંદ શેઠે ન્યાયાધીશને સત્ય કહી દીધું કે મેં આવી શરત કબૂલ કરી છે. હું પૈસા ચૂકવી શકયો નહિ પણ ત્રીસમા દિવસે મેં કિંમતી રત્નો મોકલાવીને કહેવડાવ્યું કે આમાંથી પાંચ લાખની કિંમતનાં રત્નો વ્યાજ સહિત લઈ લો પણ તેમણે રત્નો લીધાં નહિ. એ તો મારા શરીરમાંથી સવાશેર માંસ કાપી લેવા ઈચ્છે છે. હવે આપ જે ન્યાય કરો તે સાચો, ત્યારે ન્યાયાધીશે કહ્યું શેઠ! તમે શરતમાં લખાણ કરી આપ્યું છે ને વચનથી બંધાઈ ગયા છો એટલે કાયદેસર તેને તમારા શરીરમાંથી માંસ કાપી લેવા દો. આ સાંભળી શેઠે કહ્યું કે મારે દરબારમાં ફરિયાદ કરવી છે. તે જે ન્યાય આપશે તેમ કરીશ. આથી દરબારમાં કેસ ગયો. બંને જણા દરબારમાં હાજર થયા, બંને શેઠીયાં ખૂબ પ્રખ્યાત હતા. બંનેને સારી રીતે સૌ ઓળખતા હતા. કૃષ્ણચંદની શરત સાંભળીને બાદશાહને ખૂબ આશ્ચર્ય થયું ને તેનો ન્યાય કેવી રીતે કરવો તેના વિચારમાં પડયા. તેથી બીરબલને કહ્યું–બીરબલ! નીતિ અને ધર્મનું પાલન થાય અને આ શેઠના પ્રાણ ન જાય તેવો કોઈ માર્ગ શોધીને તું આનો ન્યાય કરી આપ.

**"બીરબલની બુદ્ધિથી પ્રેમચંદ શેઠનો બચી ગયેલો જાન"** :– બાદશાહની વાત સાંભળીને બીરબલે કહ્યું કે હું આનો ન્યાય કાલે કરીશ. તમે કાલે અહીં હાજર થઈ જજો. બીરબલની વાત સાંભળીને શેઠ ઘેર ગયા. બીજે દિવસે બંનેને દરબારમાં બોલાવવામાં આવ્યા. બંનેને સામા ઉભા રાખીને બીરબલે કૃષ્ણચંદ શેઠને પૂછયું કેમ શેઠ! તમારે પાંચ લાખ રૂપિયા નથી જોઈતા ને! ત્યારે તેણે કહ્યું. ના મારે તો પ્રેમચંદ શેઠના શરીરનું સવાશેર માંસ જોઈએ છે, ત્યારે બીરબલે કહ્યું! શેઠ! ખુશીથી તમે તેમના શરીરમાંથી માંસ કાપી લો પણ એક વાત યાદ રાખજો કે તમારી શરત સવાશેર માંસ કાપી લેવાની છે તો તમે શરત પ્રમાણે સવાશેર માંસ કાપી લો પણ જો સવાશેરથી રતિ ભાર વધુ કે ઓછું કાપશો તો તેટલું તમારા શરીરમાંથી માંસ કાપી લઈશ અને બીજું તમારી શરત એકલું માંસ કાપી લેવાની છે તો માંસ કાપતાં એક ટીપું પણ લોહી ભેગું ના આવવું જોઈએ. જો લોહી નીકળશે તો તેટલું તમારું લોહી ખેંચી લેવામાં આવશે. બીરબલે હાથમાં છરી આપીને કહ્યું કે જલ્દી તમે માંસ કાપી લો. આ સાંભળીને કૃષ્ણચંદશેઠ ગભરાયા કે હું માંસ કાપું તો સહેજ વધારે કે ઓછું કપાઈ જાય. કાઢયા પછી જ તોલી શકાય. પહેલાં થોડું તોલાય? અને માંસ કાપતાં લોહી

પણ નીકળે જ. આ કેમ બને ? એટલે કૃષ્ણચંદ શેઠે કહ્યું, સાહેબ ! મારે માંસ નથી જોઈતું. પાંચ લાખ રૂપિયા જોઈએ છે. આ સાંભળીને બીરબલે કહ્યું શું બોલો છો ? હવે રાતી પાઈ પણ નહિ મળે. હવે તો સવાશેર માંસ જ લેવું પડશે. જો એમ નહિ કરો તો આ ન્યાયનું અપમાન કર્યું ગણાશે. બોલો, શું કરવું છે ? ત્યારે કૃષ્ણચંદ શેઠે નિરાશ થઈને કહ્યું. સાહેબ ! મારે કંઈ નથી જોઈતું. મને જીવતો છોડી દો એટલે બસ.

આ સાંભળીને બાદશાહે કહ્યું. જુઓ શેઠ ! તમે આવા મોટા વહેપારી થઈને બીજાના જાન લેવા માટે આવી કપટબાજી રમો છો. તે તમને શોભતું નથી. હવે કદી આવા ધંધા કરશો નહિ, અને સભા સમક્ષ પ્રેમચંદશેઠની માફી માંગો. બાદશાહનો હુકમ થયો એટલે માફી માંગવી પડે. તેથી કૃષ્ણચંદ શેઠને પાંચ લાખ રૂપિયા જતા કરી પ્રેમચંદશેઠ પાસે માફી માંગવી પડી. માફી માંગીને કૃષ્ણચંદ શેઠ ચાલ્યા ગયા. બીરબલની બુધ્ધિથી પ્રેમચંદ શેઠના જાન બચી ગયા એટલે ખુશ થઇ ગયા અને પાંચ લાખ રૂપિયા બીરબલને ઇનામમાં આપી દીધા. જુઓ, બંધુઓ ! બીરબલની બુધ્ધિ કેવી છે ! એણે યુક્તિ કરીને પ્રેમચંદ શેઠને બચાવી લીધા, પણ ટૂંકમાં એક વાત, જરૂર સમજી લેજો કે એમના પુણ્યનો ઉદય હશે તેથી બીરબલની યુક્તિથી બચી ગયા. બાકી કર્મની કોર્ટમાંથી કોઇ છૂટી શકતું નથી.

દેવકી રાણી ગર્ભનું સુખપૂર્વક પાલન કરતાં દિનપ્રતિદિન ધર્મમાં લીન બનતા જાય છે. તેમના શરીરની કાંતિ પણ વધતી જાય છે. નવ માસ પૂર્ણ થવા આવ્યા છે. હવે તેઓ કેવા પુત્રને જન્મ આપશે તેના ભાવ અવસરે.

ચરિત્રઃ– કપટી દુર્યોધને પાંડવોને સ્નાન, ભોજન કરાવીને કહ્યું કે હવે ચાલો, આપણે સભા જોવા જઈએ. જે માણસના મનમાં જેવા ભાવ હોય તેવું તેનું હૈયું તલસતું હોય છે. પાંડવો અત્યારે ખાસ કરીને સભા જોવા માટે આવ્યાં હતાં એટલે તેમને સભા જોવાનું મન હતું ને કૌરવોના દિલમાં કપટ હતું કે આપણે સભા જોવાના બહાને તેડાવ્યાં છે પણ જુગાર રમાડીને એમને લુંટી લઇએ, એટલે તેમણે પહેલેથી જ સભામાં બધી તૈયારીઓ કરી રાખી હતી. આ દુર્યોધનના કહેવાથી બધા સભા જોવા માટે આવ્યા. પાંડવોએ સભામાં પ્રવેશ કર્યો. સભાની રચના અને કામગીરી જોઈને ખુશ થયા. આ સભા ઘણી મોટી હતી તેમાં કોઈ જગ્યાએ સંગીતનાં મીઠાં સૂર સંભળાતાં હતાં, કોઇ જગ્યાએ નાટક ચાલતું હતું, અમુક જગ્યાએ જોવા લાયક વસ્તુઓ ગોઠવી હતી, આ બધું જોતાં ખુશ થતાં પાંડવો આગળ ચાલ્યા. એ સભા જોતાં જાય છે ને વખાણ કરતાં જાય છે.

ગુણવાન આત્માઓ સર્વત્ર ગુણને દેખે છે. અહીં પાંડવોને બિચારાને ક્યાં ખબર છે કે આ સભા એ સભા નથી પણ અમને ફસાવવા માટેનું પિંજરૂં છે. તમારે ઉંદરને પકડવો હોય તો પિંજરામાં રોટલીનો ટુકડો ભરાવો છો ને ? શું ઉંદરને ખાવા રોટલી મૂકો છો ? એને રોટલીનું દાન કરો છો ? "ના" એને પકડવા માટે. અહીં મોટી સભા બનાવી હતી. તેમાં યુધિષ્ઠિર જેવા પવિત્ર પુરૂષનાં પગલાં થાય ને સભા પવિત્ર બને તે દૃષ્ટિથી પાંડવોને બોલાવ્યા ન હતા. એમને બોલાવવાની પાછળ મેલી રમત હતી, પણ પાંડવોને આ કપટબાજીની ખબર ન હતી. એ તો સભા જોતા જાય છે ને દુર્યોધનની બે મોઢે પ્રશંસા કરતા જાય છે. સભા જોતાં જોતાં આગળ ચાલ્યા તો કોઇ ચોપાટ રમે છે ને કોઈ જુગાર રમે છે.

યુધિષ્ઠિર કદી જુગાર રમ્યા ન હતા એટલે તેમને ખબર નથી કે જુગાર કેવી રીતે રમાય? પણ દુષ્ટ દુર્યોધનનો સંગ થયો છે. હવે શું બને છે તે સાંભળવા જેવું છે. યુધિષ્ઠિરે જુગાર રમતાં જોઈને પૂછ્યું કે તમે આ શું કરો છો? ત્યારે જુગાર રમનારાએ કહ્યું અમે જુગાર રમીએ છીએ. જુગાર રમનારા કૌરવો હતા. તેમણે કહ્યું મોટાભાઈ! અમારી રમતનો રંગ જામ્યો છે. બહુ આનંદ આવે છે. તો આપ જુગાર રમવા બેસો. ખૂબ આનંદ આવશે. અમે તો નાના નાના છીએ પણ આપ અને દુર્યોધન વિગેરે મોટા મોટા રમશો તો વળી ઓર આનંદ આવશે. બધી બાજી ગોઠવી રાખ્યા પ્રમાણે બધા યુધિષ્ઠિરને જુગાર રમાડવા માટે ચોંટી પડયા અને દુર્યોધને પણ સાથ આપતાં કહ્યું.

**ભ્રાત યુધિષ્ઠિર આઓ ખેલો, ચૌપડ પાસા સાર,**
**અહો સમય મિલા હૈ અચ્છા, આપ કરો સ્વીકાર હો શ્રોતા....**

હે યુધિષ્ઠિર વીરા! આજે ઘણા વખતે આપણે બધાં ભેગા થયાં છીએ. રાજકાર્ય તો છે છે ને છે. આજે તો મનોરંજન કરવાનો પ્રોગ્રામ છે. તો આપણે આ ચોપાટ રમવા બેસીએ. ત્યાં દુર્યોધનના મામા શકુનિ આવ્યા..કર્ણ આવ્યા ને કહેવા લાગ્યા. હા....ચાલો, તમે મોટા મોટા રમશો તો ખૂબ મઝા આવશે. માટે યુધિષ્ઠિર, આ અવસર મળ્યો છે તો રમત રમો. બધાએ ખૂબ આગ્રહ કર્યો એટલે ધર્મરાજાએ કહ્યું ઠીક, ત્યારે રમીએ. આ સાંભળીને દુર્યોધન આદિના આનંદનો પાર ન રહ્યો. હાશ, હવે માછલું જાળમાં સપડાઈ જશે, અને આપણી મહેનત લેખે લાગશે. એમ કહી દુર્યોધને તેના માણસોને કહ્યું જાઓ, અમારે રમવા માટે નવા પાસા લઈ આવો, અને બધાને આમંત્રણ આપો કે યુધિષ્ઠિર, દુર્યોધન વિગેરે મોટા જુગાર રમે છે માટે બધા સભામાં જોવા માટે પધારો.

યુધિષ્ઠિરે જુગાર રમવાની હા પાડી કે તરત જ ભીમ અને અર્જુને કહ્યું, મોટાભાઈ! જુગાર રમવો તે આપને માટે યોગ્ય નથી. જુગાર ભયંકર વ્યસન છે, ત્યારે ધર્મરાજાએ કહ્યું ભાઈ! આ જુગાર રમવાની બુધ્ધિ નથી. આ તો બધાનો ખૂબ આગ્રહ છે તેથી મનોરંજન ખાતર બે ઘડી રમું છું. એમ કહીને યુધિષ્ઠિર જુગાર રમવા બેઠાં. એમણે પહેલાં પૂછી લીધું કે આ બાજી કેવી રીતે રમાય? એટલે દુર્યોધને બધી વાત સમજાવી કે પહેલાં દાવમાં અમુક ચીજ મૂકવાની. જે જીતે તે ચીજ લઈ જાય. બંધુઓ! જુગારમાં પહેલાં નાની નાની વસ્તુ મૂકાય છે પછી મોટી ચીજો મૂકાય છે. પહેલાંના વખતમાં માણસો આંબલા (કચુકાથી) જુગારની શરૂઆત કરતા હતા. આંબલાંમાંથી પછી પૈસા, રૂપિયા ને દાગીના મૂકતા હતા. અહીં યુધિષ્ઠિર જુગાર રમવા તૈયાર થયા. બધા જોવા માટે આવી ગયા છે.

**પ્રથમ દાવ પર રક્ખી સોપારી, ફિર મુદ્રા ઉસવાર**
**માલા કંઠી કડી જનોઇ, ગયા યુધિષ્ઠિર હાર હો–શ્રોતા...**

પહેલા દાવમાં સોપારી મૂકીને યુધિષ્ઠિર રમ્યા તો તે જીતી ગયા. બીજી વખત બીજું ફળ મૂક્યું તે પણ જીતી ગયા. ત્રીજા દાવમાં વીંટી મૂકી તે પણ જીત્યા, હવે માણસની જીત થાય એટલે રમવાનો રસ વધે. અત્યાર સુધી કદી યુધિષ્ઠિર જુગાર રમ્યા ન હતા પણ હવે તેમને રમવાનો ચસકો લાગ્યો એટલે સોનાની કંઠી, કડી વિગેરે નાના આભૂષણો મૂકીને રમવા લાગ્યા.

તેમાં યુધિષ્ઠિર હારી ગયા. રમતાં કોઈ વખત યુધિષ્ઠિરની જીત તો દુર્યોધનની હાર થવા લાગી. એમ હારજીતથી જુગારની રમતનો રંગ જામવા લાગ્યો. એ રમતમાં બધા ખાવાપીવાનું ભાન ભૂલી ગયા. હવે બરાબર દાવ હાથમાં આવ્યો છે તેમ સમજીને શકુનિએ દુર્યોધનને કપટબાજી શીખવાડી હતી તે રીતે કપટયુક્ત જુગાર રમવાનું શરૂ કર્યું. શકુનિએ દુર્યોધનને પાસા મંતરીને આપ્યા એટલે તેની હાર થાય જ નહિ. સરળ સ્વભાવી યુધિષ્ઠિરને આ કપટ બાજીની ખબર નથી. તેને તો રમવાનો રસ જાગ્યો. હવે કપટી દુર્યોધન કપટયુક્ત જુગાર રમીને ધર્મરાજાને કેવી રીતે હરાવશે તેનો ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૬૮

ભાદરવા સુદ ૫ ને શનિવાર તા. ૧૭-૯-૭૭

અનંત કરૂણાના સાગર, પરમકૃપાળુ સર્વજ્ઞ ભગવંતોના મુખમાંથી ઝરેલી વાણી તેનું નામ સિધ્ધાંત.

अत्थं भासन्ति अरहा, सुत्तं गंथंति गणहरा निउणं ।
सासणस्स हियट्ठाए, तओ सुत्तं पवत्तइ ॥

અરિહંત ભગવંતો અર્થરૂપ વાણી પ્રકાશે છે. અને નિપુણ એવા ગણધર ભગવંતો એ વાણીને સૂત્રરૂપે ગૂંથે છે. ત્યાર પછી શાસનના હિત માટે એ સૂત્રનું પ્રવર્તન થાય છે. આ વાણીનો સહારો લીધા વિના મોક્ષ મળવો મુશ્કેલ છે.

વીતરાગ વાણી ઉપર અપૂર્વ શ્રધ્ધા છે તેવા દેવકી માતા શુભ વિચારો અને શુભ ધર્મ કરતા સુખપૂર્વક ગર્ભનું પાલન કરતા હતા. "तए णं सा देवइ देवी नवण्ह मासाणं सुकुमालं जाव सुरुवयतालुय समाणं दारयं पयाया ।" (middle line: "बंधुजीवय लक्खारस सरस पारिजातक तरुण दिवायर समाप्पभं सव्वनयणकंत")

ત્યાર પછી નવ મહિના અને સાડા સાત દિવસ પૂર્ણ થયા પછી જપાકુસુમ સમાન રક્ત, બંધુજીવ (વરસાદમાં ઉત્પન્ન થાય છે) સમાન રક્ત, લાખના રસ જેવો રક્ત, કબૂતરની આંખો સમાન રક્ત, ઉદય પામતાં સૂર્ય જેવી પ્રભાવાળો, સર્વ મનુષ્યોના નયનને સુખ આપવાવાળો, પ્રિયકારી, અત્યંત કોમળ યાવત્ સુરૂપ અને હાથીના તાળવા જેવા સુકોમળ બાળકને જન્મ આપ્યો. પુણ્યવાન આત્માનાં લક્ષણો જન્મ થતાંની સાથે દેખાઈ આવે છે. જેમ ઊગતો સૂર્ય લાલચુમ અને તેજસ્વી હોય છે તેમ આ પુત્ર લાલચુમ અને તેજસ્વી હતો. એના શરીરની ચામડી મખમલ જેવી મુલાયમ હતી. મનુષ્ય કરતાં હાથીનું તાળવું વધુ કોમળ હોય છે એટલે અહીં શાસ્ત્રકારે હાથીના તાળવા જેવો સુકોમળ હતો તેમ કહ્યું છે. આવા સુકોમળ અને તેજસ્વી બાળકનું રૂપ જોઈને સૌની આંખો ઠરી ગઈ.

આવા મોટા રાજાને ઘેર પુત્રનો જન્મ થાય એટલે વધામણી આપવા જવા માટે સૌ તલપાપડ બને છે, કારણ કે જે વધામણી આપવા માટે જાય તેની જિંદગીનું દરિદ્ર ટળી " તે

તેમાં યુધિષ્ઠિર હારી ગયા. રમતાં કોઈ વખત યુધિષ્ઠિરની જીત તો દુર્યોધનની હાર થવા લાગી. એમ હારજીતથી જુગારની રમતનો રંગ જામવા લાગ્યો. એ રમતમાં બધા ખાવાપીવાનું ભાન ભૂલી ગયા. હવે બરાબર દાવ હાથમાં આવ્યો છે તેમ સમજીને શકુનિએ દુર્યોધનને કપટબાજી શીખવાડી હતી તે રીતે કપટયુક્ત જુગાર રમવાનું શરૂ કર્યું. શકુનિએ દુર્યોધનને પાસા મંતરીને આપ્યા એટલે તેની હાર થાય જ નહિ. સરળ સ્વભાવી યુધિષ્ઠિરને આ કપટ બાજીની ખબર નથી. તેને તો રમવાનો રસ જાગ્યો. હવે કપટી દુર્યોધન કપટયુક્ત જુગાર રમીને ધર્મરાજાને કેવી રીતે હરાવશે તેનો ભાવ અવસરે કહેવાશે.



## વ્યાખ્યાન નં. ૬૮

**ભાદરવા સુદ ૫ ને શનિવાર** **તા. ૧૭-૯-૭૭**

અનંત કરૂણાના સાગર, પરમકૃપાળુ સર્વજ્ઞ ભગવંતોના મુખમાંથી ઝરેલી વાણી તેનું નામ સિધ્ધાંત.

अत्यं भासन्ति अरहा, सुत्तं गंथंति गणहरा निउणं ।
सासणस्स हियट्ठाए, तओ सुत्तं पवत्तइ ॥

અરિહંત ભગવંતો અર્થરૂપ વાણી પ્રકાશે છે. અને નિપુણ એવા ગણધર ભગવંતો એ વાણીને સૂત્રરૂપે ગૂંથે છે. ત્યાર પછી શાસનના હિત માટે એ સૂત્રનું પ્રવર્તન થાય છે. આ વાણીનો સહારો લીધા વિના મોક્ષ મળવો મુશ્કેલ છે.

વીતરાગ વાણી ઉપર અપૂર્વ શ્રધ્ધા છે તેવા દેવકી માતા શુભ વિચારો અને શુભ ધર્મ કરતા સુખપૂર્વક ગર્ભનું પાલન કરતા હતા. "तए णं सा देवइ देवी नवण्ह मासाणं बहुपडिपुण्णाणं अद्धट्ठमाण राइंदियाणं जासुमणारत्त बंधुजीवय लक्खारस सरस पारिजातक तरुण दिवायर समाणपभं सव्वनयणकंत सुकुमालं जाव सुरूवं गयतालुय समाणं दारयं पयाया ।"

ત્યાર પછી નવ મહિના અને સાડા સાત દિવસ પૂર્ણ થયા પછી જપાકુસુમ સમાન રક્ત, બંધુજીવ (વરસાદમાં ઉત્પન્ન થાય છે) સમાન રક્ત, લાખના રસ જેવો રક્ત, કબૂતરની આંખો સમાન રક્ત, ઉદય પામતાં સૂર્ય જેવી પ્રભાવાળો, સર્વ મનુષ્યોના નયનને સુખ આપવાવાળો, પ્રિયકારી, અત્યંત કોમળ યાવત્ સુરૂપ અને હાથીના તાળવા જેવા સુકોમળ બાળકને જન્મ આપ્યો. પુણ્યવાન આત્માનાં લક્ષણો જન્મ થતાંની સાથે દેખાઈ આવે છે. જેમ ઊગતો સૂર્ય લાલચૂમ અને તેજસ્વી હોય છે તેમ આ પુત્ર લાલચૂમ અને તેજસ્વી હતો. એના શરીરની ચામડી મખમલ જેવી મુલાયમ હતી. મનુષ્ય કરતાં હાથીનું તાળવું વધુ કોમળ હોય છે એટલે અહીં શાસ્ત્રકારે હાથીના તાળવા જેવો સુકોમળ હતો તેમ કહ્યું છે. આવા સુકોમળ અને તેજસ્વી બાળકનું રૂપ જોઈને સૌની આંખો ઠરી ગઈ.

આવા મોટા રાજાને ઘેર પુત્રનો જન્મ થાય એટલે વધામણી આપવા જવા માટે સૌ તલપાપડ બને છે, કારણ કે જે વધામણી આપવા માટે જાય તેની જિંદગીનું દરિદ્ર ટળી તે

ન્યાલ થઈ જાય. આ વીવધામણી આપવા જવા માટે કોણ તૈયાર ન થાય ? દેવકી દેવીની દાસીઓ પુત્ર જન્મ પછી તરત વસુદેવ રાજાને વધામણી આપવા માટે દોડી. કોઇ વસુદેવને વધામણી આપવા ગઈ તો કોઇ કૃષ્ણ વાસુદેવને વધામણી આપવા ગઇ. પિતા વસુદેવ રાજા છે અને કૃષ્ણજી ત્રણ ખંડના સ્વામી વાસુદેવની પદવી પામેલા છે. એટલે તેમને પણ વધામણી આપવી જોઇએ ને ? દાસીઓએ વાસુદેવ રાજા પાસે જઈ બે હાથ જોડીને કહ્યું, હે મહારાજા ! નવ માસ અને સાડા સાત રાત્રી પૂર્ણ થયા પછી દેવકી દેવીએ અતિ સુકુમાલ અને તેજસ્વી દેવકુમાર જેવા પુત્રરત્નને જન્મ આપ્યો છે. એ શુભ સમાચાર અમે આપને નિવેદિત કરીએ છીએ. તમારો જય થાઓ, વિજય થાઓ, ને કલ્યાણ થાઓ. પુત્ર જન્મનાં સમાચાર આપી વસુદેવ રાજાને જય વિજય શબ્દોથી વધાવ્યા.

પુત્ર જન્મના સમાચાર સાંભળીને વાસુદેવ મહારાજા તેમજ કૃષ્ણ વાસુદેવના આનંદનો પાર ન રહ્યો. અને હર્ષિત થઈને મીઠા શબ્દોથી તેમજ સુગંધિત પુષ્પની માળાઓ તેમજ કિંમતી આભૂષણો આપીને દાસીઓના સત્કાર–સન્માન કર્યા. એટલું જ નહિ પણ તે દાસીઓને દાસીપણાના કામથી મુક્ત કરીને એના દીકરાના દીકરા આનંદપૂર્વક બેઠાં બેઠાં ખાય તો પણ ખુટે નહિ એટલું દ્રવ્ય આપ્યું. આ રીતે પુત્ર જન્મની વધામણી આપવા આવનાર દાસીઓનો સત્કાર સન્માન કરીને વિદાય આપી. આટલું બધું દ્રવ્ય મળવાથી દાસીઓ વિચાર કરવા લાગી કે જે પુત્રના જન્મની વધામણી આપવા ગયા તેમાં આપણને રાજાએ ન્યાલ કરી દીધા તો એ આત્મા કેવો પવિત્ર ને પુણ્યવાન હશે ! એ મોટો થતાં કેવો પ્રતાપી થશે !

વાસુદેવ રાજા અને કૃષ્ણ વાસુદેવ બંનેના હર્ષનો પાર નથી. વસુદેવનો પુત્ર છે ને કૃષ્ણનો નાનો ભાઇ છે. બંનેના હૈયાં હર્ષથી નાચી ઉઠયાં છે. હર્ષમાં આવેલા કૃષ્ણ વાસુદેવે કૌટુંબિક પુરૂષોને બોલાવીને આજ્ઞા કરી કે હે દેવાનુપ્રિયો ! તમે આપણી આખી દ્વારકા નગરીને ખૂણે ખૂણેથી કચરો વાળીને સાફ કરાવો, શીતળ પાણી છંટાવો, અને નગરની દરેક ભીંતોને ગોશીર્ષ ચંદન આદિ સુગંધિત પદાર્થો વડે લીપો. કૃષ્ણ વાસુદેવ પોતાના લઘુભાઇનો જન્મોત્સવ ખુબ ધામધૂમથી ઉજવે છે. તેમાં કેટલી તૈયારીઓ કરે છે. તેમણે માણસોને કહ્યું કે તમે આખી દ્વારકા નગરી સાફ કરાવીને લીંપીગૂંપીને તૈયાર કરાવો, મંગલ વાજિંત્રો વગડાવો, ગીતો ગવડાવો, ધ્વજાપતાકા અને તોરણો બંધાવીને નગરી શણગારો. યોગ્ય સ્થાન ઉપર મંગલ કળશ મૂકાવો ને આખી નગરીને ધૂપ દ્વારા સુવાસિત બનાવો. કેદીઓને મુક્ત કરો. જેમને જન્મની કેદ છે તે બધાને માફી આપીને કાયમ માટે મુક્ત કરો, અને વેચાતી ચીજોની કિંમતમાં ઘટાડો કરો. આ પ્રમાણે કૌટુંબિક પુરુષોને આજ્ઞા કરી. ત્યારબાદ નગરમાં વસતા મુખ્ય શ્રેષ્ઠ પુરુષોને બોલાવ્યા ને કહ્યું કે હે મહાનુભાવો ! આપણે દશ દિવસ સુધી ઉત્સવ ઉજવવાનો છે તો તમે પુત્ર જન્મના ઉત્સવ માટે જે જે વિધિઓ થાય છે તે બધી વિધિઓ શરૂ કરાવો એટલે કે બજારમાં વેચાણ માટે તમે જે વસ્તુઓ લાવો તે વસ્તુઓ ઉપરનો જે ટેકસ પડે છે તે

દશ દિવસ સુધી માફ કરવામાં આવે છે. તેમજ ઘર, ખેતર વિગેરેની જે ઉપભોગ કરવા લાયક વસ્તુઓનો ટેક્સ પણ દશ દિવસ સુધી લેવામાં આવશે નહિ. આ દશ દિવસ સુધી સારી દ્વારિકા નગરીનાં કામધંધા બંધ કરાવીને સંપૂર્ણ રજા પાળો, અને સારી રીતે ઉત્સવ ઉજવો. જે ગુનેગારોએ ગુનો કર્યો હોય તે બદલ રાજ્ય તરફથી જે દંડ લેવાય છે તે દશ દિવસ માટે લેવાશે નહિ. તેમ જ દ્વારકાનગરીમાં જેના જેના માથે કરજ હોય તે કરજદારો તેમનાં લેણદારોને લઈને રાજ્યમાં આવે તો દશ દિવસ સુધી રાજા કરજદારોનું કરજ આપીને તેમને મુક્ત કરાવશે. તેમજ કોઈ ગરીબ માણસોને પૈસાની જરૂર હોય તો તે શ્રીમંતો પાસેથી દેવું કરીને પૈસા ન લે. રાજા પાસે આવે તો રાજ્ય તરફથી તેને જરૂરિયાત પ્રમાણે ધન આપવામાં આવશે. રહેવા માટે ઘર નહિ હોય તેને ઘર બનાવી આપવામાં આવશે. આ પ્રમાણે દ્વારિકાનગરીમાં ઉદ્‌ઘોષણા કરાવી.

બંધુઓ! એક પુત્ર જન્મનો મહોત્સવ ઉજવવા માટે કૃષ્ણ વાસુદેવ અને વસુદેવ રાજા કેટલું દ્રવ્ય ખર્ચે છે! આવો મોટો જન્મોત્સવ ઉજવવામાં તેમને કેટલો ઉલ્લાસ હશે! વસુદેવ રાજાને પુત્ર પ્રત્યેનો અને કૃષ્ણ વાસુદેવને પોતાના લઘુભાઈ પ્રત્યેનો શુધ્ધ પ્રેમ હતો. આજના માણસો પ્રેમ કરે છે પણ એ પ્રેમ નથી પણ મોહ છે. કારણ કે પ્રેમ અને મોહ એ બેમાં ઘણું અંતર છે. પ્રેમ એ ગાયના દૂધ જેવો છે. અને મોહ એ આકડાના દૂધ જેવો છે. ગાયનું દૂધ પીવાથી શરીરને પુષ્ટિ મળે છે ને આકડાનું દૂધ પીવાથી માણસ મરી જાય છે. ગાયનું દૂધ અને આકડાનું દૂધ બંને દેખાવમાં સરખા છે પણ બંનેના ગુણમાં આકાશ પાતાળ જેટલું અંતર છે. ગાયનું દૂધ શક્તિવર્ધક છે ને આકડાનું દૂધ વિનાશકારી છે, તે રીતે પ્રેમ આત્મશક્તિમાં વૃધ્ધિ કરે છે. જ્યારે મોહ આત્મશક્તિનો વિનાશ કરે છે. પ્રેમ આત્મલક્ષી છે. ને મોહ દેહલક્ષી છે પ્રેમ પરમાર્થી છે ને મોહ સ્વાર્થી છે. પ્રેમ નિર્વિકાર છે ને મોહ વિકારની ભડભડતી આગ જેવો છે. પ્રેમ ત્યાગ અને વિરાગનો રાગી છે. જ્યારે મોહ રાગ અને ભોગનો ભિખારી છે. આ રીતે પ્રેમ અને મોહમાં અંતર હોવા છતાં આજનો માનવી મોહને પ્રેમમાં ખતવે છે મોહ અને પ્રેમમાં કેટલું અંતર છે તે સમજાવવા એક દૃષ્ટાંત કહું.

બુધ્ધનો ઉપગુપ્ત નામનો એક શિષ્ય ફરતો ફરતો મથુરાનગરીની બહાર જંગલમાં એક વૃક્ષ નીચે સૂતો હતો. ચાંદનીની રાત હતી. એટલે પૃથ્વી ઉપર ચાંદનીનો શીતળ પ્રકાશ પથરાઈ રહ્યો હતો. વાતાવરણ આનંદકારી લાગતું હતું. આ સમયે મથુરાની એક નર્તકી ત્યાંથી ઉતાવળી ઉતાવળી જઈ રહી હતી. તેના પગની ઠોકર સાધુને વાગી એટલે ઉંઘમાંથી જાગી ગયો ને બેઠો થઈ ગયો, ત્યારે નર્તકી એ સાધુની પાસે પોતાનાથી ઠોકર વાગી અને ઉંઘમાંથી જાગી ગયા તેનો પશ્ચાતાપ કરતી માફી માંગવા લાગી, ત્યારે સાધુએ કહ્યું કે બહેન! તમે જાણીને મને ઠોકર મારી નથી. અજાણતા વાગી છે આટલો બધો પશ્ચાતાપ કરવાની જરૂર નથી. હું તને માફ કરું છું. તું ચિંતા કરીશ નહિ. નર્તકી વિચાર કરવા લાગી. કે અહો! શું આ સાધુમાં નમ્રતા છે! તેમના મુખમાંથી જાણે અમી ઝરે છે. નર્તકી તે " સામું જોઈ રહી

ભિક્ષુક રાજકુમાર હતો. તેણે બૌદ્ધની દીક્ષા લીધી હતી, પણ તેના શરીરનું સૌંદર્ય ઝાંખુ પડયું ન હતું. તેના દેહ ઉપર બ્રહ્મચર્યનું અલૌકિક તેજ ઝળહળી રહ્યું હતું.

આ સાધુનું રૂપ અને સૌંદર્ય જોઇને નર્તકી તેમાં મુગ્ધ બની ગઇ ને બોલી ઉઠી હે મહારાજ! આ તમારું સૌંદર્યવાન અને સુકુમાલ શરીર આ ધૂળના ઢગલામાં રગદોળવા માટે છે? આ યૌવન દુઃખની ભઠ્ઠીમાં તપીને નષ્ટ કરવા માટે છે? આ ઉંમર તો ભોગ ભોગવીને જીવનની મઝા માણવા માટે છે. તમે મારી સાથે મારે ઘેર પધારો. હું તમારી સાથે પ્રેમ કરીશ અને તમારું તન અને યૌવન સફળ બનાવીશ. ત્યારે ઉપગુપ્તે કહ્યું. બહેન! અત્યારે નહિ પણ સમય આવશે ત્યારે હું તને પ્રેમના ઓજસનો સાક્ષાત્કાર કરાવીશ. આ સાંભળીને નર્તકી ચાલી ગઈ. નર્તકીને સાધુ પ્રત્યે મોહ હતો એટલે થોડો સમય તેને દુઃખ થયું પણ પછી એના વ્યવસાયમાં પડીને એ વાત ભૂલી ગઈ. આ વાતને વર્ષો વીતી ગયા. ફરીને ઉપગુપ્ત ભિક્ષુ ફરતાં ફરતાં મથુરા નગરીમાં આવ્યા. તેઓ એક દિવસ સાંજના સમયે જંગલમાં જઈ રહ્યા હતા. તે વખતે તેમને એક કારમી ચીસ સંભળાઈ. જે તરફથી ચીસ સંભળાઇ તે તરફ ભિક્ષુએ તપાસ કરી તો એક સ્ત્રી ખાડામાં બેહાલ દશામાં બેભાન પડેલી હતી. તે વેદના ભરી કારમી ચીસો પાડતી હતી. બચાવો....બચાવો.

જેની દૃષ્ટિમાં નિર્મળ પ્રેમના ઝરણાં વહે છે તે ભિક્ષુએ ભાઇને ખાડામાંથી બહાર કાઢી તેના શરીરે પાણી છાંટી, દુર્ગંધ મારતું ગંદુ શરીર સ્વચ્છ કર્યું. તેથી તેને શાના વળી ને ભાનમાં આવી. એટલે ભિક્ષુએ કહ્યું બહેન! હવે રડીશ નહિ. હું તારું દુઃખ દૂર કરવા માટે આવી પહોંચ્યો છું. તું ચિંતા ન કરીશ. આવા મીઠા શબ્દો સાંભળીને તે સ્ત્રી વિચાર કરવા લાગી કે આવા દુઃખમાં મને શાંતિ અને આશ્વાસન આપનાર કોણ પવિત્ર પુરુષ છે! એ જોવા માટે તેણે આંખ ખોલી. ભિક્ષુએ તેને તરત ઓળખી લીધી કે આ તો ઘણાં વખત પહેલાં મને એની સાથે પ્રેમ કરવાનું આમંત્રણ આપતી હતી તે નર્તકી છે. આજે તેનું સુંદર શરીર રોગોથી ઘેરાઈ ગયું છે ને તેમાંથી અસહ્ય દુર્ગંધ છૂટી રહી છે. એની આ દશા કેમ થઈ તે સાધુ સમજી ગયા. અતિ ભોગના કારણે શરીર રોગોથી ઘેરાઈ ગયું છે. તેમાંથી દુર્ગંધ નીકળવા લાગી અને સૌંદર્ય નષ્ટ થઇ ગયું, એટલે એના રૂપની પાછળ મુગ્ધ બનેલા એના દેહના પ્રેમી પંખીડાઓ તેનાથી દૂર ઉડી ગયા અને તેની તરફ લોકો ઘૃણાની દૃષ્ટિથી જોવા લાગ્યા. આખું શરીર સડી જવાથી તેની દુર્ગંધ અસહ્ય લાગવાથી અંજુબાજુવાળા માણસોએ રાજાની રજા લઇને તેને નગરની બહાર ખાડામાં ફેંકાવી દીધી. આ નર્તકી મોહ અને વાસનાને પ્રેમ સમજતી હતી. આજે તેને સાચા પ્રેમનું સ્વરૂપ સમજાવવાનો મોકો મળ્યો છે તો હું તેને સમજાવું કે સાચો પ્રેમ કોને કહેવાય?

નર્તકીએ પૂછ્યું-હે મહારાજ! તમે કોણ છો? તમે મને મરતી બચાવી છે. હું

જીવનભર તમારો ઉપકાર નહિ ભૂલું. ત્યારે ભિક્ષુએ કહ્યું–બહેન! ઘણાં વર્ષો પહેલાં એક ભિક્ષુ જંગલમાં વૃક્ષ નીચે સૂતો હતો ને તારા પગની અજાણપણે ઠોકર વાગતાં જાગી ગયો હતો. ત્યારે તેં એમને કહ્યું હતું ને કે તમે મારે ઘેર ચાલો. હું તમારી સાથે પ્રેમ કરીશ. પછી ભિક્ષુકે તને કહ્યું હતું ને કે સમય આવશે ત્યારે હું તને સાચા પ્રેમના ઓજસનો સાક્ષાત્કાર કરાવીશ. તે વ્યક્તિ હું પોતે છું. મેં બરાબર યોગ્ય સમયે આવીને તને પ્રેમની પીછાણ કરાવી છે. બોલ, તું કોને પ્રેમ માનતી હતી? આ તારી યુવાની કયાં ગઇ? તારું રૂપ અને લાલી કયાં ગઈ! અને તારી યુવાની અને રૂપની પાછળ પાગલ બનેલા એ પ્રેમના પંખીડા નહિ પણ મોહના કીડા કયાં ગયા? ને તારી આ દશા કેમ થઈ? એમના મોહમાં પડીને ભોગવિલાસનું સેવન કરીને તેં તારા દેહની ખુવારી કરી પણ દુઃખ વખતે કોઈ તારી પાસે ઉભો રહ્યા? બોલ, હવે આ પ્રેમ કે મોહ! પ્રેમ નિઃસ્વાર્થી છે ને મોહ સ્વાર્થી છે. એટલે સ્વાર્થ પૂરો થતાં કોઇએ તારી ખબર ન લેતાં તને ખાડામાં ફેંકી દીધી. ભિક્ષુના વચનો સાંભળીને નર્તકી ચોધાર આંસુએ રડવા લાગી ને ભિક્ષુના ચરણમાં પડી ગઈ. ભિક્ષુએ તેને ખૂબ ઉપદેશ આપીને નર્તકીનું જીવન સુધાર્યું. જે નર્તકી દેહના સૌંદર્યના મોહને પ્રેમ માનતી હતી તે હવે વિશ્વના સર્વ આત્માઓમા સૌંદર્યનું દર્શન કરવા લાગી અને જીવન પવિત્ર બનાવી જીવનયાત્રા સમાપ્ત કરી.

બંધુઓ! તમને પ્રેમ અને મોહનું સ્વરૂપ સમજાયું ને? હીરામાં ને કાચના ટુકડામાં જેટલું અંતર છે તેટલું અંતર મોહ અને પ્રેમમાં છે. પ્રેમ જીવને પ્રગતિના પંથે દોરી જાય છે ને મોહ પતનના પંથે ખેંચી જાય છે. પ્રેમ એ જીવનમાં પ્રકાશ છે ને મોહ અંધકાર છે. પ્રેમ મહાસાગર છે ને મોહ ખાબોચીયું છે. પ્રેમમાં ન્યાય અને અન્યાયનો વિવેક હોય છે જ્યારે મોહમાં ન્યાય, અન્યાયનો વિવેકનો દિપક ઓલવાઈ જાય છે. મોહમાં લેવાની વૃત્તિ હોય છે જ્યારે પ્રેમમાં દેવાની વૃત્તિ હોય છે, પ્રેમ બદલાની ભાવના નથી રાખતો ત્યારે મોહમાં બદલો લેવાની ભાવના ભરેલી હોય છે, મોહમાં ફસાયેલો માણસ કેવળ પોતાના સુખનો વિચાર કરે છે ત્યારે પ્રેમી સૌના સુખમાં પોતાનું સુખ જુવે છે. બાહ્યદ્રષ્ટિથી તમને પ્રેમ અને મોહ ભલે સરખા દેખાતા હોય પણ એ બન્ને વચ્ચે રાત દિવસ જેટલું અંતર છે, મોહના આવરણથી ઘેરાઈ ગયેલો માનવી પ્રેમનો વિશુધ્ધ પ્રકાશ મેળવી શકતો નથી. ભગવાને પણ કહ્યું છે કે, इणमेव नाव बुज्झन्ति जे जणा मोह पाउडा મોહથી ઘેરાયેલો માનવી વિવેકને ભૂલી દુઃખોને આમંત્રણ આપે છે. આ સંસારમાં જ્યાં જોઇએ ત્યાં દુઃખોનું મૂળ કારણ હોય તો તે મોહ છે. પ્રેમ તો સુખનો ભંડાર છે. આપણાં પરમકૃપાળુ પ્રભુને દુનિયાના સમગ્ર જીવો માટે પ્રેમ હતો. તેવા ભગવંતે કહ્યું છે ને કે "दुक्खं हयं जस्स न होइ मोहो"। જેનો મોહ નષ્ટ થયો છે તેનું દુઃખ પણ નાશ પામે છે. માટે જો તમારે સુખી થવું હોય તો મોહ છોડીને જીવનમાં પ્રેમ અપનાવો. ઉપગુપ્તના જીવનમાં પ્રેમ

હતો તો નર્તકીને સુધારી. તેમ તમે જો જીવનમાં પ્રેમને અપનાવશો તો તમારા જીવન દ્વારા અનેક જીવોને સુધારી સ્વ પર કલ્યાણ સાધી શકશો.

અહીં કૃષ્ણવાસુદેવને પોતાના ભાઈનો મોહ ન હતો પણ અંતરનો પ્રેમ હતો. તે જાણતા હતા કે આ મારો ભાઈ સંસારમાં રહેવાનો નથી. લઘુવયમાં સંસારનો મોહ છોડી સંયમ લેવાનો છે. આવા પવિત્ર આત્માનો જન્મ મહોત્સવ ઉજવવાનો મને લાભ મળ્યો છે, દ્વારકા નગરીમાં દશ દિવસ માટે મહોત્સવ ઉજવાઈ રહ્યો છે. દુઃખી મનુષ્યોના આનંદનો પાર નથી. હજુપણ જન્મોત્સવ કેવી રીતે ઉજવાશે. તેના ભાવ અવસરે.

**ચરિત્ર :– "દુર્યોધનની માયાની જાળમાં ફસાયેલા ધર્મરાજા" :** દુર્યોધન અને શકુનિએ જાણ્યું કે હવે યુધિષ્ઠિરને રમવાનો રંગ બરાબર લાગ્યો છે એટલે કપટ-યુક્ત ચાલબાજી શરૂ કરી. દુર્યોધન પોતે તો દુર્મતિવાળો હતો. તેમાં વળી મામા શકુનિનો સાથ મળ્યો પછી શું બાકી રહે ? યુધિષ્ઠિર તો જુગાર રમવામાં એવા મસ્ત બની ગયા કે ઉઠવાની વાત કરતાં નથી. એમણે જુગારમાં સોનું મૂક્યું તે હારી ગયા પછી હીરા-માણેક વિગેરે ઝવેરાત મૂક્યું. છેવટે નાના ગામ મૂકવા માંડયા, તે પણ હારી ગયા છતાં પણ એમ નથી થતું કે હું ઉપરાઉપરી હારું છું તો હવે રમવાનું છોડી દઉં. એ તો જુગાર રમવામાં એટલા મસ્ત બની ગયાં છે કે તેમને ખાવું પીવું કંઈજ યાદ આવતું નથી.

ધર્મરાજા જેવા ધર્મરાજા જુગારમાં હારવા લાગ્યા છે તો પણ કહેવત છે ને કે "હાર્યો જુગારી બમણું રમે" તે અનુસાર વધુ ને વધુ રમવા જાય છે. પછી જુગારીયાને ભાન નથી રહેતું કે હું રંગમાં આવીને બધું મૂકું છું ને હારી જાઉં છું પછી મારું શું થશે ? તે રીતે ધર્મરાજાએ હારવા છતાં જુગાર રમવાનું ચાલું રાખ્યું.

**હારા પ્રથમ આભરણુ સારા, ફિર હારા ભંડાર,**
**હાથી, ઘોડા, ઉંટ, રથ સબ, રાજમહલ પરિવાર હો....શ્રોતા તુમ....**

યુધિષ્ઠિર પાસે હીરા, માણેક, મોતી, સોનાનાં જેટલા આભૂષણો હતાં તે બધાં તેમજ, મુગટ, બાજુબંધ, સાતસેરા, નવસેરા હાર કંદોરા બધું મૂકીને રમ્યાં ને બધું હારી ગયા. પછી આખો ભંડાર મૂકી દીધો તે પણ હાર્યા. ત્યાર પછી હાથી, ઘોડા, ઉંટ, રથ વિગેરે પશુધન મૂકીને રમ્યા તે પણ હારી ગયા. રાજમહેલ પણ હાર્યા. યુધિષ્ઠિરની હાર ઉપર હાર થવા લાગી. આ જોઇને ભીમ, અર્જુન તો સમસમી ઉઠયા. અરેરે.... મોટાભાઇ ! તમે આ શું કર્યું ? અમે તો તમને જુગાર રમવા બેસતાં પહેલાં જ રોકયા હતાં, પણ તમે માન્યા નહિ. હવે તો ઉઠો ! ખૂબ કહ્યું તો પણ ધર્મરાજા રમવાનું છોડતાં નથી. ત્યારે ખુદ ભિષ્મપિતા, વિદુરજી વિગેરે વડીલો યુધિષ્ઠિરને સમજાવવા આવ્યાં, ભિષ્મપિતાએ કહ્યું હે ધર્મરાજા ! આ રમત તો માત્ર મનોરંજન માટે છે. તેમાં વળી હાર-જીત આ બધું શું ? તમારા જેવા સદ્‌ગુણી અને સત્યવાદી પુરૂષને જુગાર રમવું બિલકુલ શોભતું નથી. હવે બંધ કરો. ખૂબ કહ્યું તો પણ યુધિષ્ઠિરે ભીષ્મપિતામહની વાત માની નહિ, ત્યારે ભીષ્મપિતા યુધિષ્ઠિરને કહે છે કે હે યુધિષ્ઠિર ! જો તમારા

જેવા બુદ્ધિમાન પુરૂષો જુગાર રમશે તો, પછી બીજાને અમારે અટકાવવા કેવી રીતે? જો સૂર્ય પોતે અંધારું કરી દેશે તો જગતને પ્રકાશ કોણ આપશે? અને ચંદ્રમાંથી અંગારા ઝરશે તો એને શીતળ કોણ કહેશે? તેમ તમારા જેવા સજ્જન પુરૂષ જુગાર રમે તે બિલકુલ વ્યાજબી નથી. આ કુવ્યસનનો રંગ તમને કયાંથી લાગ્યો? એક જ પાત્રમાં વિષ અને અમૃત સાથે રહે તેવું અમે કદી આંખથી જોયું નથી ને કાનથી સાંભળ્યું નથી. તેમ તમે અમૃત જેવા છો ને તમારામાં આ વ્યસનનું વિષ કયાંથી ભળ્યું? જરા વિચાર તો કરો જુગાર રમવાથી કેટલું બધું નુકશાન થાય છે! જુગાર રમનાર એક તો પોતાની માલ મિલ્કત, ઘરબાર હારી જાય છે ને બીજું જગતમાં તેની હાંસી થાય છે. માટે કંઈક વિચાર કરો. આટલું ભીષ્મપિતાએ સમજાવ્યા છતાં ચતુર પુરૂષને પણ વિનાશ કાળે વિપરીત બુદ્ધિ સૂઝે છે. તે રીતે આ ધર્મરાજાની બુદ્ધિ વિપરીત બની ગઈ છે. તે કોઈની વાત માનતા નથી ને રમે જ જાય છે. યુધિષ્ઠિરે આકર, પુર ગ્રામ વિગેરે આખું રાજ્ય દાવમાં મૂકી દીધું. લોકોમાં હાહાકાર મચી ગયો કે મર્યાદા ઉપરાંત જુગાર રમવો. આવા મોટા દાવ ખેલવા તે બિલકુલ ઠીક નથી.

જ્યાં ધર્મરાય હારતા જાવે, કર્ણ ખુશી મનાવે,
દુર્યોધનસે કર સમસ્યા, વચનબદ્ધ બનાવે હો...શ્રોતા,

જેમ જેમ ધર્મરાજાની હાર ઉપર હાર થતી જાય છે તેમ તેમ દુર્યોધનના અનુરાગીઓ ખુશ ખુશ થાય છે. બધા કૌરવો હસવા લાગ્યા ને કર્ણ તો તાલીઓ વગાડવા લાગ્યા કે ધર્મરાજને કેવા હરાવ્યા! તાળીઓ પાડતો જાય છે ને દુર્યોધનને તંગ કરતો જાય છે, અને શીખવાડે છે કે હે દુર્યોધન! તમે પહેલેથી યુધિષ્ઠિર સાથે કરાર કરી લેજો કે જે હારે તેને બાર વર્ષ જંગલમાં રહેવાનું. ત્યાં સુધી રાજ્યમાં આવવાનું નહિ. અહીં યુધિષ્ઠિર આખું રાજ્ય હારી ગયા ને બાર વર્ષ વનવાસ સ્વીકાર્યો. આટલું ગુમાવ્યું છતાં હજુ રમવાનું છોડતાં નથી. ધર્મરાજા બધું હારી ગયા જાણીને ઈન્દ્રપ્રસ્થની પ્રજા રડવા લાગી. આ શું બન્યું? આમ તો દુર્યોધનની નગરી છે. છતાં તે કૌરવોની નિંદા કરે છે ને પાંડવોનાં ગુણ ગાય છે. આખી નગરીમાં એક જ વાત ચાલે છે કે ધર્મરાજા જેવા પવિત્ર પુરૂષને આ શું સૂઝયું? આટલું ગુમાવ્યું છતાં રમવાનું બંધ કરતા નથી? એમનું શું થશે? આટલું બધું હારી ગયા છતાં પણ હજુ ધર્મરાજા કેવો ખેલ ખેલશે તેના ભાવ અવસરે.

આજે બા. બ્ર. પૂ. ચંદનબાઈ મહાસતીજીના માસખમણની સાધનાનો છેલ્લો દિવસ છે. અગાઉ તેમણે બે માસખમણ કર્યા છે. આ ત્રીજું માસખમણ છે. આવા તપસ્વીઓને ખૂબ ધન્યવાદ સાથે અંતરના આશીર્વાદ આપું છું કે તેઓ ભવિષ્યમાં પણ આથી અધિક ઉગ્ર સાધના કરે અને કર્મોનો ક્ષય કરી આત્માને દિવ્ય તેજસ્વી બનાવે. વીણાબહેન ભાલાણીને પણ માસખમણ ચાલુ છે. બોરીવલી સંઘના અહોભાગ્ય

છે કે હજુ આવી ઉગ્ર તપશ્ચર્યાઓ ચાલુ છે. બીજું અમારા પરમઉપકારી, તારણહાર પૂ. ગુરૂદેવ શ્રી રત્નચંદ્રજી મહારાજ સાહેબની ભાદરવા સુદ ૧૧ ની પુણ્યતીથિ છે તે પ્રસંગને અનુસરીને આપણે "રત્નગુરૂ સાધના સપ્તાહ" આજથી શરૂ થાય છે. તેમાં પણ ઘણાં ભાઇ-બહેનોએ ભાગ લીધો છે. આવતી કાલે ચંદનબાઈ મહાસતીજીનું પારણું છે તો તપ ભાવનું બહુમાન કરવા તથા વ્યાખ્યાનનો લાભ લેવા ઉત્કૃષ્ટ ભાવ રાખશો. વધુ ભાવ અવસરે.

(ભાદરવા સુદ ૬ ને રવીવાર તા-૧૮-૯-૭૭ના આપણે ત્યાં બા. બ્ર. ચંદનબાઈ મહાસતીજીને માસખમણનું પારણું છે તેથી મલાડથી બા. બ્ર. પૂ. સુભાષમુનિ મહારાજ સાહેબ તથા કાંદીવલીથી બા. બ્ર. પૂ. વસુમતીબાઈ મહાસતીજી ઠાણા ૪ અને દોલત-નગરથી બા. બ્ર. પૂ. કાન્તાબાઈ મહાસતીજી ઠાણા ૩ પધારેલ. ઉપરોક્ત સંત સતીજીઓએ તપના મહિમા ઉપર મનનીય પ્રવચન આપ્યું હતું. ત્યાર બાદ મહાન વિદુષી બા. બ્ર. પૂ. શારદાબાઈ મહાસતીજીએ પ્રસંગને અનુરૂપ મધુર પ્રવચન આપ્યું હતું. તેમજ આ પ્રસંગે ઉપસ્થિત થયેલ દરેક સંઘના કાર્યકર્તાઓએ તપસ્વીને અભિનંદન આપી સુખશાતા પૂછી સુંદર વક્તવ્ય રજુ કર્યું હતું.)



## વ્યાખ્યાન નં. ૬૯

**ભાદરવા સુદ ૭ ને સોમવાર** **તા. ૧૯-૯-૭૭**

અનંત જ્ઞાની સર્વજ્ઞ ભગવંતોએ જગતના જીવોના કલ્યાણને માટે સિધ્ધાંતની પ્રરૂપણા કરી. તેમાં ભગવંતે સર્વ જીવોના ઉત્થાનનો માર્ગ બતાવ્યો છે. આવી સર્વ શ્રેષ્ઠ સિધ્ધાંતની વાણીનું દરેક આત્માએ હંમેશા શ્રવણ કરવું જોઇએ.

सोच्चा जाणइ कल्लाणं, सोच्चा जाणइ पावगं ।
उभयंपि जाणइ सोच्चा, जं सेयं तं समायरे ॥ દશ. અ. ૪ ગાથા ૧૧

ભગવંતે ફરમાવ્યું છે કે કલ્યાણનો માર્ગ કયો છે ને. પાપનો માર્ગ કયો છે તે મનુષ્ય શ્રવણ દ્વારા જાણી શકે છે. બન્ને માર્ગને જાણ્યા બાદ જે શ્રેયકારી હોય તેનું આચરણ કરે અને જે પાપકારી હોય તેનો ત્યાગ કરે. આવી પવિત્ર જિનવાણીનું શ્રાવકો દરરોજ શ્રવણ કરે. શ્રાવક કોને કહેવાય તે જાણો છો? शृणोतीति श्रावकः। જે જિનવાણીનું દરરોજ શ્રવણ કરે તે શ્રાવક પણ આજના શ્રાવકો શેનું શ્રવણ કરે છે? આજે ઘરઘરમાં રેડિયો આવી ગયો છે. રેડિયા ઉપર દેશ દેશના સમાચાર, ફિલ્મી ગીતો અને નાટકોનું શ્રવણ કરે છે. એનાથી તમને કલ્યાણનો માર્ગ શું અને પાપનો

માર્ગ શું તેની ખબર પડશે ? જીવ શું, અજીવ શું એ તમને સમજાશે ? એનાથી તો પાપકર્મના બંધન થશે અને જીવ પાપકર્મથી મલીન બનશે. જ્યારે જિનવાણીનું શ્રવણ કરવાથી જીવને મહાન લાભ થાય છે. અનિચ્છાએ જિનવાણીના બે શબ્દો સાંભળનારો રોહણીયોચોર તરી ગયો. આટલા માટે સંતો પોકારી પોકારીને કહે છે કે તમે જિનવાણીનું શ્રવણ કરો. જિનવાણી એ ભવનો રોગ નાબૂદ કરવા માટે અમૃતપાન સમાન છે. અમૂલ્ય રસાયણ છે. જેનું સદા સેવન કરવાથી જીવ અજર અમર બની જાય છે.

બંધુઓ ! શ્રાવકનું દિલ જિનવાણી સાંભળવા માટે તલસતું હોય, જિનવાણી સાંભળ્યા વિનાનો દિવસ એને વાંઝીયો લાગે. જિનવાણીનાં બે શબ્દો પણ જો સાંભળવા ન મળે તો એને એમ લાગે કે મારો આજનો દિવસ અફળ ગયો. આ કાન આપણને જિનવાણીનું શ્રવણ કરવા માટે મળ્યા છે. આ કાન મળ્યાની સાર્થકતા ક્યારે ?

**કાન મળ્યાં છે શક્તિશાળી, ક્ષમતા એની જ્યાં લગી સારી**
**વિશ્વંભરની વાણી હું સુણ્યા કરૂં સુખકારી....મન માન્યો મળ્યો છે મનખો.**

કવિઓ પણ કહે છે કે જ્યાં સુધી કાન સારી રીતે સાંભળી શકે છે ત્યાં સુધી ભગવાનની વાણી સુણી લો. આખા દિવસમાં જે મનુષ્ય કાન દ્વારા જિનવાણીનાં બે શબ્દો પણ સાંભળે છે તે કાનવાળા છે. બાકી તો કાન હોવા છતાં તે વિગલેન્દ્રીય જેવા છે. જેમ કહેવાય છે ને કે માણસ પાસે ગમે તેટલું ધન હોય પણ જે સત્કાર્યમાં વપરાયું તે સાચું ધન છે. બાકી તો કાંકરા છે. તેમ જિનવાણીનું જે જીવો શ્રવણ કરે છે તેના કાનની સાર્થકતા છે. એ જિનવાણીનું શ્રવણ કરવાથી કંઈક જીવોને સંસારની અસારતા સમજાય છે ને વૈરાગ્ય પામીને સંયમનો માર્ગ સ્વીકારે છે. આનું નામ કાન મળ્યાની સાર્થકતા. આ માટે સંતો તમને વીતરાગ વાણી સંભળાવે છે, અને જે સાંભળે છે. તેને કાન મળ્યાની સાર્થકતા છે. બાકી જે આ કાન દ્વારા પારકી નિંદા સાંભળે છે ને જીભ દ્વારા બીજાના અવર્ણવાદ બોલે છે તે ભવસાગરમાં ડૂબે છે. કંઈક જીવો સંવરના સ્થાનમાં આવીને આશ્રવના કામ કરે છે પણ યાદ રાખજો કે પરનિંદા તમને મહાન દુઃખ આપશે. તમારાથી બને તો કોઈનાં ગુણ ગાઓ. પ્રશંસા કરો પણ નિંદા ન કરો. નિંદા કરવાથી જીવ ગાઢ કર્મો બાંધે છે. પછી સાધુ હોય કે સંસારી હોય પણ કર્મ કોઈને છોડતું નથી. નિંદા કરો તો પોતાના આત્માની કરો. પારકાની નહિ. જ્યારે આત્મા આવા શુદ્ધ ભાવમાં રમશે, ત્યારે તેની કોઈ નિંદા કરશે તો પણ તે ક્ષમા રાખશે.

એક ગામમાં દૂરદૂરથી વિચરતાં સાધુઓ પધાર્યા. ગામમાં એક ખૂબ ધર્મીષ્ઠ શેઠ હતા. તેમનું મકાન ખૂબ વિશાળ હતું. તે મકાનના આખા બે માળ ખાલી હતા. આ સંતો એ શેઠના મકાનમાં ઉતર્યા. તેમાં એક સાધુ ક્રિયામાં જરા ઢીલા હતા પણ ગુણાનુરાગી

ખૂબ હતા. તે શેઠના મકાનમાં ઉપર ઉતર્યા હતા, અને બીજા સાધુઓ ચારિત્ર પાલનમાં કડક હતાં તે નીચે ઉતર્યા હતાં. આ સંતો ખૂબ તપસ્વી અને કડક ચારિત્ર પાળનારા હતાં એટલે હજારો શ્રાવકો તેમનાં દર્શનનો અને વ્યાખ્યાન વાણીનો લાભ લેવા માટે આવતાં હતાં. વ્યાખ્યાનમાં તો તેઓ તત્ત્વજ્ઞાનની, તપ, ત્યાગ અને વૈરાગ્યની ઉંચી ઉંચી વાતો સંભળાવતા હતાં. સાંભળનારને પણ એમ થતું કે શું મહારાજની વાણી છે! પણ વ્યાખ્યાન સિવાયના ટાઈમે કોઈ શ્રાવક શ્રાવિકાઓ દર્શન કરવા આવતાં ત્યારે તેમની આગળ પેલા સાધુની નિંદા કરતા હતાં કે આ સાધુ તો આવો છે ને તેવો છે. એનામાં તપ જેવું કંઈ છે જ નહિ. એ વંદન કરવાને યોગ્ય નથી. શેઠને પણ ઘણી વખત કહેતાં કે આવા સાધુને તમે શા માટે ઉતારો આપ્યો છે? એના ચારિત્રમાં ક્યાં ઠેકાણું છે! શેઠે તે સંતોને કહ્યું કે મહારાજ! ભલે તે બાહ્યક્રિયામાં ઢીલા છે પણ ગુણાનુરાગી અને મહાન પવિત્ર ભાવનાવાળા છે. કહ્યું છે કે.

यदि सन्ति गुणा: पुसां विकसन्त्येव ते स्वयम् ।
नहि कस्तुरिका: मोद:, शपथेन विभाव्यते ॥

જે મનુષ્યમાં ગુણ હોય છે તે આપોઆપ પ્રગટ થાય છે. તેને કોઈને કહેવાની જરૂર નથી. જેવી રીતે કસ્તુરીમાં સુગંધ છે તે વાત જગજાહેર છે. તે વાત સિધ્ધ કરવા માટે કોઈને શપથ (સોગંદ) ખાવા પડતાં નથી. એ તો સ્વત: સિધ્ધ છે. શેઠના ઘરમાં મેડી ઉપર ઉતરેલાં સંત જરા ઢીલા હતાં પણ ગુણાનુરાગી ખૂબ હતાં. એટલે જે માણસો તેમના દર્શન કરવા માટે આવતાં તેમની પાસે નીચે ઉતરેલાં સાધુઓની ખૂબ પ્રશંસા કરતા, તેમના ખૂબ ગુણ ગાતાં, ત્યારે કોઈએ કહ્યું–મહારાજ! તમે તો એમનાં આટલાં બધાં વખાણ કરો છો પણ એ તો તમારી ખૂબ નિંદા કરે છે. જ્યારે એમની પાસે જઈએ છીએ ત્યારે એમ જ કહેતા હોય છે કે એ તો આવા છે ને તેવા છે. ત્યારે સંતે કહ્યું–ભાઈ! સાચી વાત છે. હું દોષોથી ભરેલો છું. મારામાં ઘણાં અવગુણો છે. એ કહે છે તે સત્ય છે. હવે મારા જીવનમાં રહેલા દોષો દૂર કરવાનો હું પ્રયત્ન કરીશ. એ મહાનપુરૂષો મારા પરમ ઉપકારી છે. એ મારા માટે દીવાદાંડી રૂપ છે. એમનો જવાબ સાંભળીને લોકો એમના ચરણમાં નમી પડતાં કે ભલે નીચેવાળા સંતો ચારિત્રવાન અને જ્ઞાની છે પણ એમનામાં નિંદા કરવાનો મોટો દુર્ગુણ છે. આ સંત કેવા પવિત્ર છે! નિંદા કરનારને પણ પોતાના પરમ ઉપકારી માને છે. થોડા સમય પછી બધા સંતો વિહાર કરી ગયા. ત્યાર પછી થોડા સમય બાદ એ જ ગામમાં કેવળીભગવંત પધાર્યા. તેમની દેશના સાંભળવા માટે ઘણાં માણસો ગયાં. ભગવાને સૌને મીઠી મધુરી દેશના સંભળાવી. સાંભળીને કંઈક જીવોએ દીક્ષા લીધી. એક દિવસ શેઠે કેવળીભગવંતને વિનયપૂર્વક વંદન કરીને પૂછ્યું–ભગવંત! થોડા સમય પહેલાં મારે ત્યાં સંતો પધાર્યા હતા. તેમાં એક સંત ઉપર રહેતાં ને બીજા નીચે રહેતાં,

તેમાં નીચે ઉતરેલા સંતો ચારિત્ર પાલનમાં કડક હતા ને ઉપર ઉતરેલા જરા કમ હતા. તો એ બંનેમાં પરિતસંસારી કોણ? ભગવંતે જવાબમાં કહ્યું ઉપર ઉતરેલા સંત અલ્પસંસારી હતાં. આ સાંભળી શેઠ અને શ્રોતાજનો ચકિત થઈ ગયા.

ભગવંતે કહ્યું એમાં આશ્ચર્ય પામવા જેવું નથી. નીચે ઉતરેલા સંતો ખૂબ ક્રિયાવાન હતા. તપ-ત્યાગ ખૂબ કરતા હતા પણ દંભી અને નિંદા કરનારા હતા, અને ઉપર ઉતરેલા સંત ક્રિયામાં થોડા હીન હતાં, છતાં તેઓ ગુણાનુરાગી હતાં. તેમજ પોતાનાથી તપ થઈ શકતો નહોતો તેનો ઘણો પસ્તાવો હતો માટે તે હળુકર્મી જીવ વહેલો મોક્ષમાં જશે અને નીચે ઉતરેલાં સંતો કડક ચારિત્રવાન હોવા છતાં દંભી અને નિંદક હોવાથી તેમને માટે મોક્ષ હજુ ઘણો દૂર છે. તેમને હજુ ઘણાં લાંબા કાળ સુધી સંસારમાં પરિભ્રમણ કરવું પડશે. આવું દૃષ્ટાંત સાંભળીને જે ગુણાનુરાગી બનશે તે જલ્દી કર્મોનો ક્ષય કરીને મોક્ષે જશે. એકલી બાહ્યક્રિયા ઉપરથી ધર્મ માપી શકાતો નથી. બાહ્યપ્રવૃત્તિ ઘણી ઉંચી કરતાં હોય પણ જો અંદરની પરિણતિ શુદ્ધ નહિ હોય તો એકલી બાહ્યપ્રવૃત્તિ માત્રથી કલ્યાણ થઈ જતું નથી. જેમ પ્રવૃત્તિ ઉંચી હોય તેમ અંદરની પરિણતિની ધારા પણ શુદ્ધ હોય તો જ આત્મા જલ્દી મોક્ષગામી બની શકે છે.

દેવાનુપ્રિયો! પારકાના અવર્ણવાદ બોલનારો મનુષ્ય જે જે વચનો વડે બીજાને દોષિત ઠરાવે છે તે તે દોષો તેમના માથે આવે છે. દા. ત. કોઇના માથે ખોટું આળ ચઢાવીએ તો આપણા માથે આળ ચઢે. એટલા માટે જ્ઞાનીપુરૂષો કહે છે કે પરનિંદા કરનાર વ્યક્તિનું મુખ જોવા લાયક નથી. તમે સાંભળ્યું ને નિંદા કરવામાં કેટલું પાપ છે! મેં સાધુની વાત કરી. સાધુને આટલું પાપ લાગે તો તમને લાગે કે નહિ? આવું સમજીને નિંદા કરવી, પરાયા દોષો જોવા આ બધું છોડીને બને તેટલાં કોઇના ગુણ ગાઓ, શાસ્ત્રનું શ્રવણ કરો ને ગુણાનુરાગી બનો.

આપણે ગજસુકુમાલનો અધિકાર ચાલે છે. સિંહકેશરી સમાન ગજસુકુમાલનો જન્મ થયો. કૃષ્ણ વાસુદેવ પોતાના લઘુ બંધવનો જન્મ મહોત્સવ ખૂબ ધામધૂમથી ઉજવી રહ્યા છે તે વાત ચાલે છે. સૂત્રમાં તો લખ્યું છે કે "जम्मण जहा मेहकुमारे" જેમ શ્રેણીક રાજાએ મેઘકુમારનો જન્મ મહોત્સવ ઉજવ્યો હતો તેમ વાસુદેવ રાજાએ ગજસુકુમાલનો જન્મ મહોત્સવ ઉજવ્યો તેમ સમજી લેવું. વસુદેવરાજા અને કૃષ્ણવાસુદેવની આજ્ઞાથી દશ દિવસ સુધી દ્વારકા નગરીમાં જન્મમહોત્સવ ઉજવવાનો છે. એટલે આખી નગરી ધ્વજાપતાકાઓ અને તોરણોથી ખૂબ શણગારી છે. ઠેરઠેર સુગંધિત પુષ્પોની માળા લટકાવી છે. મંગલ વાજિંત્રો વાગે છે. શરણાઇઓના સુર ગુંજે છે. મંગલ ગીતો ગવાય છે અને દશે દિવસ સુધી રાજ્યમાં નર્તકીઓનાં નૃત્ય, નાટક વિગેરે મનોરંજન કાર્યક્રમો ગોઠવાયા છે. આખી દ્વારકા નગરીમાં આનંદ, પ્રમોદ અને પ્રસન્નતા ભર્યું વાતાવરણ છવાઈ ગયું છે. પુત્ર જન્મોત્સવ માટે જે જે માણસોને જે જે કાર્ય કરવાની આજ્ઞા કરી હતી તે પ્રમાણે

બધું કાર્ય વ્યવસ્થિત કરીને રાજાને ખબર આપી.

ત્યારબાદ વસુદેવરાજા અને કૃષ્ણવાસુદેવ બહારની સભામાં ઉત્તમ સિંહાસન ઉપર પૂર્વ દિશા તરફ મુખ રાખીને બેઠા અને બધા કાર્યક્રમ આનંદપૂર્વક જોવા લાગ્યા. "सइएहिय, साहस्सिए हिय. सयसाहस्सेहिय जाएहिय. दाएहिय दलयमाणे पडिच्छेमाणे एवं च ण विहरइ।" વસુદેવરાજા પુત્રજન્મોત્સવની ખુશાલીમાં એકસોની કિંમતના એકસો, એક હજારની કિંમતના એક હજાર, તેમજ એક લાખની કિંમતના દ્રવ્યો લાવ્યા, અને યાચકોને યોગ્યતા મુજબ વહેંચ્યા. દેશદેશના રાજાઓને જન્મમહોત્સવમાં આમંત્રણ આપ્યું. વસુદેવને ઘણી રાણીઓ હતી, અને તેમના પુત્રોના જન્મ મહોત્સવ ઉજવ્યા હતા પણ દેવકીરાણીના પુત્રનો જન્મ તો પહેલી જ વખત ઉજવાય છે. કારણ કે પહેલાં છ પુત્રોને તો જન્મતાંની સાથે દેવ ભદ્દીલપુર લઈ જતો હતો, અને કૃષ્ણને ગુપ્ત રીતે ઉછેરવામાં આવ્યા હતા. આ આઠમો પુત્ર હતો તેનો જન્મ મહોત્સવ ઉજવાય છે. એટલે ઘણાં રાજાઓ આવેલાં છે. તે રાજાઓ હાથી, ઘોડા, મૂલ્યવાન રત્નોના ભેટણાં લઈને આવ્યા છે, તે રાજાને ભેટ આપે છે ને ખુશી મનાવે છે. ત્રીજે દિવસે બાળકને ચંદ્ર અને સૂર્યનાં દર્શન કરાવ્યા અને દશ દિવસ સુધી જન્મ મહોત્સવ ઉજવ્યો. હવે બારમે દિવસે પુત્રનું નામ પાડશે ને કેવી રીતે નામકરણ વિધિ કરશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર :- જુગાર રમવાની લગનીમાં હોડમાં મૂકેલા ભાઈઓ અને પત્ની**– જુગાર રમવાથી કેવો મોટો અનર્થ સર્જાય છે તે તમને સમજાય છે ને? ધર્મરાજા જેવા પવિત્ર પુરૂષને જુગાર રમવાનો હેડો લાગ્યો છે. મહેલ, ખજાના, હાથી, ઘોડા, ગામ, ગરાસ બધું હારી ગયા. પોતાની માલિકીનાં જેટલા રાજ્ય હતાં તે બધા હારી ગયા. હવે તો એક તસુ જમીન તેમની માલિકીની રહી નથી. દાવ પૂરો થયો એટલે ભીમે જોરથી કહ્યું, મોટાભાઈ! હવે તો સાવ ભિખારી થઈ ગયા. હવે તો ઉઠો, તો પણ ઉઠતાં નથી. ફરીથી દાવ ખેલવા તૈયાર થયા. સૌના મનમાં થાય છે કે હવે શું દાવમાં મૂકશે? ત્યાં ધર્મરાજાએ કહ્યું, હવે હું મારા ચાર ભાઈઓને દાવમાં મૂકું છું. ભાઈઓને દાવમાં મૂકીને કહે છે કે,

હાસપણે દુર્યોધનકે ઘર, કરસી સારે કામ,
તીજે દાવમેં ખુદ કો હારા, ચોથે નાર અભિરામ હો...શ્રોતા

જો હું આ દાવમાં હારી જાઉં તો મારા ચારે ભાઈઓ દુર્યોધનના દાસ બનીને નોકરની જેમ દુર્યોધનની સેવા કરશે. આ શબ્દો સાંભળીને સભામાં ખળભળાટ મચી ગયો. આ શું? ધર્મરાજાએ બહુ ખોટું કર્યું. બધું ભલે મૂક્યું પણ ભાઈઓને દાવમાં મૂકવાનો તેમનો શું હક્ક છે! આમ વાતો થાય છે ત્યાં ધર્મરાજા હારી ગયા. એટલે તેમણે પોતાની જાતને દાવમાં મૂકી તેથી વધુ કોલાહલ થયો. ત્યાં પોતે પણ હારી ગયા ત્યારે લમણે હાથ દઈને બેઠા કે હવે શું મૂકું? આ તરફ કર્ણ, શકુનિ

વિગેરે દુર્યોધનને કહે છે કે જોજો હોં ભૂલના નહિ. હજુ મુદ્દાની ચીજ બાકી છે. દુર્યોધને ઇશારો કર્યો એટલે ધર્મરાજા પ્રત્યે લાગણી બતાવતો હોય તેવો દેખાવ કરીને શકુનિએ કહ્યું કે શું વિચાર કરો છો ? હવે તો આપનો દાવ છે. માટે દાવમાં દ્રૌપદીને મૂકીને બધું જીતી લો. એટલે યુધિષ્ઠિરે કોઈ જાતનો વિચાર કર્યા વિના દ્રૌપદીને દાવમાં મૂકી દીધી. જ્યારે દ્રૌપદીને દાવમાં મૂકી ત્યારે આખી સભા હચમચી ઉઠી. આ સમયે તો દુર્યોધનના પક્ષના માણસો પણ રડવા લાગ્યા. કાળો કલ્પાંત કરવા લાગ્યા.

અહો કર્મરાજા ! કેવા તારા ખેલ છે ! આ બધા તારા કારસ્તાન છે. તે સિવાય આવા ડાહ્યા પુરૂષને આવી બુદ્ધિ કેમ સૂઝે ! આ જુગાર વિદ્યાની રચના કરનારને પણ ધિક્કાર છે કે જેનાથી આવા મહાત્મા પુરૂષો પણ ખલાસ થઇ ગયા. આમ બોલતા સૌની આંખોમાં આંસુ ભરાઈ ગયા. આમ છતાં હજારો નિરાશામાં એક આશા હતી કે દ્રૌપદી સતી છે. એ સતીના પતિવ્રતના પ્રભાવથી કદાચ ધર્મરાજા જીતી જશે. આ છેલ્લો દાવ હતો. આ સમયે કોઈ દુર્યોધનની નિંદા કરે છે તો કોઈ ધર્મરાજાની નિંદા કરે છે કે ધર્મરાજાની બુદ્ધિ ક્યાં ચાલી ગઈ ? એમણે સતીને દાવમાં મૂકતા કંઈ વિચાર ન કર્યો ? ત્યારે કોઈ સજ્જનો કહે છે કે ભાઈ ! કોઈની નિંદા ન કરો. કર્મરાજાની લીલા આગળ ડાહ્યા પુરૂષો પણ ભાન ભૂલી જાય છે. તે સિવાય આવું ન બને. આમ વાતો થાય છે ત્યાં ધર્મરાજા દ્રૌપદીને હારી ગયા. એટલે કર્ણ, શકુનિ, તેમજ બધા કૌરવો થેઈ થેઈ નાચવા લાગ્યા.

હાથ ઉઠાકર ઉંચે સ્વર સે, શકુનિ બોલા બૈન,
જીતા દુર્યોધન હારા યુધિષ્ઠિર, સુન જો સારા સૈન હો....શ્રોતા.

શકુનિ તો મોટા અવાજે હાથ ઉંચા કરીને તાલીયો વગાડતો કહે છે કે દુર્યોધનની જીત થઈ અને યુધિષ્ઠિર હારી ગયા. આમ જોરજોરથી બોલવા લાગ્યો. આ સમયે આખી સભામાં બેઠેલા માણસો ચિત્રની જેમ સ્થિર બની ગયા. અહાહા....ધર્મરાજા બધું હારી ગયા ! દુર્યોધન જીત્યાનો કોઇને હર્ષ નથી થતો પણ ધર્મરાજા હારી ગયા તેનો સૌના દિલમાં ખેદ થાય છે. કારણ કે ધર્મરાજા સજ્જન અને ગુણવાન પુરૂષ હતા. ગુણવાનના ગુણ સૌને વહાલા હોય છે. કૌરવો અને તેના ખાસ પક્ષપાતીઓને હર્ષ થયો. બાકી બધા રડવા લાગ્યા. આખી સભા મૌન બેઠી હતી. પાંડવો નિર્જીવ જેવા બનીને નીચું મુખ કરીને બેઠા હતાં, ત્યારે પાંડવોની તમામ રાજલક્ષ્મી દુર્યોધનને મળી ગઇ તેથી તેની છાતી ગજગજ ઉછળવા લાગી.

**ભરસભામાં પાંડવોના કપડા ખેંચો :** દુર્યોધન અભિમાનથી કહે છે અરે ! દુઃશાસન વિગેરે ભાઇઓ ! તમે શું બેસી રહ્યા છો ? પાંડવોના શરીર ઉપર પહેરેલા વસ્ત્રો ઉતારી લો. એટલે કૌરવો પાંડવોના અંગ ઉપર પહેરેલા વસ્ત્રો ખેંચવા લાગ્યા, અને ભરસભામાં તેમને નગ્ન કરવા તૈયાર થયા. આ સમયે સભામાં કાળો કકળાટ થવા

લાગ્યો. અહો ! આ દુર્યોધને અને દુઃશાસન વિગેરે કેવા નીચ છે ! ભલે બધું હારી ગયા પણ એમના શરીર ઉપર પહેરેલા વસ્ત્રો આમ ખેંચીને ઉતારી લેવા એ કંઈ એમની રીત છે ? એ તો તદ્દન નગ્ન કરવા ઉઠયા પણ લોકો કકળાટ કરવા લાગ્યા તેથી લંગોટી જેટલું વસ્ત્ર રાખીને બાકીના વસ્ત્રો ખેંચી લીધા. દુશ્મનને બિલકુલ દયા ન આવી. પાંડવોના વસ્ત્રો ઉતરાવ્યાં તે કરૂણ હૃદયદ્રાવક દૃશ્ય ન જોઈ શકવાથી સજ્જનો તો મૂર્છિત થઈને પડી ગયા. અરેરે....આવા સજ્જન પુરૂષોની આ દશા ! આમ કાળો કલ્પાંત કરે છે ત્યાં દુષ્ટ દુર્યોધન શું કહે છે.

ફિર દુર્યોધન બોલા તાન કર, ભ્રાતાઓ કે તાંય
લાઓ દ્રૌપદી ઈસી સભા મેં, જલ્દીસે તુમ જાય હો...શ્રોતા

હે દુ:શાસન ! હવે તમે બધા જલ્દી જાઓ અને આજ સુધી સતી તરીકે ઓળખાતી પાંચ પતિવાળી વ્યભિચારિણી દ્રૌપદીને અહીં સભામાં લઈ આવો. હું જોઉં છું કે તે કેવી સતી છે ! પાંચ પાંચ પતિને સેવનારી કદી સતી હોય ! એ પાપણીને અહીં લઈ આવો. જો સીધી રીતે ન આવે તો ચોટલો પકડીને તમે તેને અહીં લઈ આવજો. આમ દુર્યોધને કહ્યું એટલે પાપી દુઃશાસન હર્ષભેર દોડતો જયાં સતી દ્રૌપદી હતી ત્યાં આવ્યો ને કહ્યું-હે દ્રૌપદી ! તને તારો પતિ યુધિષ્ઠિર જુગારમાં હારી ગયો છે. હવે તેમની કોઈ સત્તા રહી નથી. એ તો ભિખારી બની ગયાં છે ને હવે તારા ભાગ્ય જાગ્યાં છે માટે દુર્યોધન રાજા તને પ્રેમથી બોલાવે છે. આ શબ્દો સાંભળીને દ્રૌપદીનું કાળજું ચીરાઈ ગયું. હજુ દુઃશાસન કેવા શબ્દો કહેશે ને દ્રૌપદી તેને શું કહેશે તેના ભાવ અવસરે.



## વ્યાખ્યાન નં. ૭૦

**ભાદરવા સુદ ૮ ને મંગળવાર** તા. ૨૦-૯-૭૭

અનંત ઉપકારી, ભવસાગરમાં ડૂબતાં જીવોનાં સાચા સુકાની વીતરાગ પ્રભુએ જગતનાં જીવોના આત્મહિત માટે સિધ્ધાંત પ્રરૂપ્યા છે. મહાન પુણ્યનો ઉદય હોય ત્યારે જીવને માનવભવ અને જૈનધર્મ મળે છે. આ ભવ્ય ધર્મસ્થાનકો ભવરોગ નાબૂદ કરવાની હોસ્પિતાલ છે. ડોકટરના દવાખાનામાં બે પ્રકારના માણસો આવે છે. એક તો જેને કોઈ દર્દ થયું હોય તે દર્દી અને બીજા ડોકટરના મિત્રો અને સંબંધીઓ આવે છે, પણ બંનેનું આવવાનું પ્રયોજન અલગ હોય છે. ને બંનેની વાતો પણ અલગ હોય છે. દર્દીઓ પોતાના રોગોને મટાડવાની દવા લેવા માટે ડોકટરો પાસે આવે છે, અને મિત્રો ડોકટરને મળવા અને વાતો કરવા માટે આવે છે. દર્દી ડોકટરની પાસે

આવીને એક વાત કરશે કે સાહેબ! મને પેટમાં અસહ્ય દુઃખાવો થાય છે. મને ભૂખ લાગતી નથી, ચક્કર આવે છે. તો આપ મારો રોગ જલ્દી મટે તેવી મને દવા આપો. એપેન્ડીસ હોય તો આંતરડું કાપી નાંખો પણ મારો રોગ મટાડો. આમ પોતાનું દર્દ મટાડવા માટેની વાતો કરશે. જ્યારે મિત્રો આવીને દુનિયાભરની વાતો કરશે. સંતપુરૂષો ભવરોગને નાબૂદ કરનારા ડોકટરો છે. તમે તેમની પાસે મિત્ર બનીને આવો છો કે દર્દી બનીને? જો તમે દર્દી બનીને આવતા હો તો બોલો, કદી આત્માનો રોગ જલ્દી મટે તેવી ઔષધિ માંગો છો ખરા? સદ્ગુરૂ રૂપી વૈદો તો કેવા કરૂણાવંત છે, કે જેઓ વગર માંગે, અને વગર યાચે, તમારા ભવરોગ મટાડવાના ઈલાજો બતાવે છે. તમારે વિચાર કરવાનો છે કે અમે દર્દને મટાડવાની દવા લેવા જઈએ છીએ કે પછી ગામગપાટા મારવા? યાદ રાખો. સાધુ તમારી સાથે ગપાટા મારવા નવરા નથી. એ તો આત્માના રોગ નાબૂદ કરવાની વાત કરશે, બીજી વાત નહિ કરે.

બંધુઓ! તમને ગમે કે ન ગમે પણ વીતરાગી સંતો મારફત અપાતી દવા જન્મ જરા અને મરણનાં રોગ જડમૂળથી નાબૂદ કરનારી છે. એ દવા કઈ છે તે તમે જાણો છો? અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ. આ પંચશીલ રૂપી પાંચ પ્રકારની દવા જન્મ, જરા અને મરણનાં દર્દીઓને આપવામાં આવે છે કોઈને કદાચ વૃધ્ધાવસ્થા નહિ આવે પણ જન્મ અને મરણના જાલીમ દુઃખો જ્યાં સુધી મોક્ષમાં નહિ જઈએ ત્યાં સુધી દરેકના માથે ઉભેલા છે. જેને આ રોગોથી જલ્દી મુક્ત થવાની લગની લાગી હોય તે આ પંચશીલરૂપી વીતરાગ પ્રભુની આપેલી અમૂલ્ય ઔષધિનું સેવન કરે.. આ પંચશીલ ઔષધિનું જે શ્રધ્ધાપૂર્વક સેવન કરે તેના જન્મ-મરણના રોગ અવશ્ય મટે છે. જે મહાન આત્માઓ આ પંચશીલ રૂપી ઔષધિનું પાન કરી આત્મકલ્યાણ કરી ગયા છે તેવા હળુકર્મી જીવોના નામ સિધ્ધાંતના પાને લખાયા છે પણ જે લાખોપતિ, ક્રોડાધિપતિ અને અબજોપતિ બની ગયા તેમનાં નામ સિધ્ધાંતના પાને લખાયા નથી. કદાચ કોઈની ઋદ્ધિનું વર્ણન સિધ્ધાંતમાં કર્યું હોય તો તેનું એક જ કારણ છે કે એ પુણ્યવંત જીવો આવી સમૃદ્ધિ પામ્યા અને તેનો ત્યાગ કરીને દીક્ષા લીધી અને મોક્ષમાં ગયા તેનું વર્ણન કર્યું છે પણ એવી સંપત્તિ મેળવીને જે ભોગના કીડા બન્યા, તેનું વર્ણન સિધ્ધાંતકારે કર્યું નથી.

આઠમું અંગ અંતગડ સૂત્ર જેમાં ગજસુકુમાલનો અધિકાર ચાલી રહ્યો છે. એ પવિત્ર આત્માનો જન્મ થયો. વસુદેવ રાજા તેનો જન્મ મહોત્સવ ઉજવે છે. જેમને વસુદેવ જેવા પિતા, દેવકી જેવી માતા અને ત્રિખંડ અધિપતિ કૃષ્ણ વાસુદેવ જેવો વડીલ બંધવો હોય તેના જન્મ મહોત્સવમાં શું ખામી હોય! તેમના જન્મ મહોત્સવમાં અપાર દ્રવ્ય ખરચ્યું. બંદીવાનો બંદીખાનામાંથી મુક્ત થયા. દેવાદારો દેવામાંથી મુક્ત થયા. ઘર વિનાના માણસોને ઘર મળ્યું. નિરાધારને આધાર મળ્યો, ભૂખ્યાને ભોજન

મળ્યું. નગરજનો રાજી રાજી થઈ ગયા કે આ કેવો પુણ્યવાન જીવ આવ્યો કે આપણાં દુઃખ દૂર થઈ ગયા! એમનો જન્મ થતાં દ્વારકા નગરીનાં લોકોનાં કંઈક દુઃખ મટ્યા. દશ દશ દિવસ સુધી દ્વારકા નગરીમાં જન્મ મહોત્સવ ઉજવાયો.

બાળકનાં જન્મ પછી બારમો દિવસ આવ્યો. એટલે વસુદેવરાજાએ અશન, પાન, ખાદ્ય અને સ્વાદ્ય આમ ચાર પ્રકારનો આહાર પુષ્કળ પ્રમાણમાં તૈયાર કરાવ્યો. અને પોતાના જ્ઞાતિજનો, મિત્રજનો, સ્વજનો, પરિજનો, સગા સબંધીજનો, સ્નેહીજનો, સેના, સેનાપતિઓ, સામંત રાજાઓ, ગણનાયક અને દંડનાયક આ સર્વેને આમંત્રણ આપીને તેડાવ્યાં. જે હિત કરનાર હોય તે મિત્ર કહેવાય. જે હિતનો ઉપદેશ આપનાર હોય તેને સુહૃદ કહેવાય. માતા-પિતા, ભાઈ, બહેન પુત્ર વિગેરે આપ્તજન છે. જ્ઞાતિજન વિગેરે સ્નેહીજન, કાકા વિગેરે કુંટુંબીઓ સ્વજનો, સાસુ-સસરા, સાળા વિગેરે સબંધીજન, અને દાસ દાસી વિગેરે પરિજન કહેવાય છે. આ બધાને વસુદેવ રાજાએ તેડાવ્યા. બધા ખૂબ સુંદર વસ્ત્રાલંકારો પહેરીને આવ્યાં છે તેથી તેમનું શરીર શોભી ઉઠયું છે. આ બધા પરિવારની સાથે વસુદેવરાજા અને કૃષ્ણવાસુદેવ બધા એક વિશાળ અને શણગારેલા મંડપમાં આવ્યા. મંડપમાં બધાં ભેગા બેસીને પ્રેમથી જમ્યા. એકબીજાએ પ્રેમથી બધાને પીરસ્યું ને પોતે પણ જમ્યા. પછી મંડપમાંથી ઉઠીને દાંત, મુખ સ્વચ્છ કરીને બધાં બીજા સ્થાનમાં જઈને બેઠા. ત્યાં વસુદેવરાજાએ તે સર્વેનો પુષ્પ, વસ્ત્રમાળા તેમજ અલંકારો વડે યોગ્ય સત્કાર સન્માન કર્યા. આ બધી વિધિ પત્યા પછી સર્વની સમક્ષમાં કહ્યું કે, "अम्हं इमे दारए गयतालु समाणे तं होउणं अम्हं एयस्स दारगस्स नामधेज्जे गयसुकुमाले, तए णं तस्स दारगस्स अम्मा पियरो नामं करेइ गयसुकुमाले त्ति।"

આ અમારો બાળક હાથીના તાળવા જેવો સુકોમળ છે. તેથી તેનું નામ ગજસુકુમાલ પાડીએ. એમ કહીને તેનું નામ ગજસુકુમાલ પાડવામાં આવ્યું. આવા પુણ્યવાન આત્માઓનાં શરીર કુદરતી સુકોમળ હોય છે. જેમ ગુલાબના ફુલની પાંખડીઓ કેવી મુલાયમ હોય છે! એને આપણે અડકીએ ત્યાં પાંદડીઓ ખરી પડે છે તેમ એ આત્માઓનાં શરીર પણ એવા મુલાયમ અને કોમળ હતાં કે એમને કોઈ વહાલથી હાથ ફેરવે તો પણ ખમી શકે નહિ. આ દેવકીનો જાયો, વસુદેવનો નંદ, અને કૃષ્ણનો લાડીલો ભાઈ હાથીના તાળવા જેવો સુકોમળ હતો, તેથી તેનું નામ ગજસુકુમાલ પાડવામા આવ્યું. આગળના સમયમાં માણસોનાં નામ તેવા તેમનામાં ગુણો હતા, "યથા નામ તથા ગુણા" ગુણ નિષ્પન્ન નામો પાડવામાં આવતા હતા. આજે નામ તો ઘણાં સુંદર હોય પણ ગુણનો અંશ ના હોય. નામ તો મઝાનું સમતાબહેન હોય પણ સમતાનો છાંટો ય ના હોય. નામ ખુશાલદાસ હોય પણ એનું મોઢું તો જ્યારે જોઈએ ત્યારે ચઢેલું હોય. નામ ચંદનબહેન હોય પણ ઉષ્ણતાનો પાર નહિ. આવા નામની કોઈ વિશેષતા નથી.

એક વખત એક ગામમાં શીતળદાસ નામના સંત પધાર્યા. સંત ખૂબ વિદ્વાન હતા. એમની વાણીમાં અલૌકિક માધુર્ય હતું. એ સંતના વ્યાખ્યાનમાં હજારો માણસો આવવા લાગ્યા. વ્યાખ્યાન સાંભળીને લોકો ખુશ થઈ જતાં ને બોલતાં કે શું મહારાજનો ક્ષયોપશમ છે! શું એમનું જ્ઞાન છે! શું એમની સમજાવવાની અજોડ શકિત છે! આવી વાણી તો કદી સાંભળી નથી. એક વખત બનારસીદાસ નામના પંડિત આ સંતનું વ્યાખ્યાન સાંભળવા આવ્યા. પંડિતજીએ મહારાજનું વ્યાખ્યાન સાંભળ્યું. એમને ખૂબ આનંદ થયો. અહો! મહારાજનું જ્ઞાન ઘણું વિશાળ છે, એમની વિદ્વતા અજોડ છે. હું પંડિત છું પણ આ મહારાજના જ્ઞાન આગળ મારું જ્ઞાન કંઈ નથી. વાતને જુદી જુદી રીતે કેવી સુંદર સમજાવે છે! બરાબર આઠ દિવસ સુધી તેમણે વ્યાખ્યાન સાંભળ્યું. તેમને ખૂબ આનંદ થયો, પણ સાથે એ વિચાર થયો કે જેવું સાંભળું છું તેવું છોડવાનું મન કેમ નથી થતું? લાવ જોઉં. મહારાજ વાણીમાં તો શૂરા છે પણ આચરણમાં છે કે નહિ? તેમ વિચારી ચાલુ વ્યાખ્યાનમાં ઉભા થયા અને મહારાજની પ્રશંસા કરતાં કહ્યું –ગુરૂદેવ! આપની વાણીમાં અલૌકિક જાદુ ભર્યું છે. જેમ મોરલી વાગે ને નાગ નાચે, મેઘ ગાજે ને મોર નાચે તેમ આપની વાણી સાંભળતાં અમારું હૈયું નાચી ઉઠે છે. આપના જ્ઞાન અને ત્યાગ આગળ ભલભલાના શીર ઝુકી જાય છે, આપની વાણીનો સ્વાદ મારી દાઢમાં રહી ગયો છે. તો આપ કૃપા કરીને ફરમાવો કે આપનું નામ શું છે?

પોતાની પ્રશંસા સાંભળીને અંદરથી માનનો ફુગો ફુલ્યો. અહો! પંડિત જેવા પંડિત મારી કેટલી પ્રશંસા કરે છે? પણ ઉપરથી નમ્રતા બતાવતાં કહ્યું–પંડિતજી! આપને મારા નામની સાથે શું નિસ્બત છે? નામ જાણવાની શું જરૂર છે? પંડિતજીએ કહ્યું– મહારાજ! આપ ગમે ત્યાં વિચરતાં હો, મને જ્યારે ઈચ્છા થાય ત્યારે તપાસ કરીને આવી શકું. ખૂબ પૂછ્યું ત્યારે કહ્યું કે મારું નામ શીતળદાસમુનિ છે. નામ સાંભળીને પંડિતજીએ કહ્યું અહાહા....શું આપનું નામ છે! આપનામાં જેવા ગુણ છે તેવું જ આપનું નામ છે. આપની વાણી પણ એવી છે કે સંસાર તાપથી તપેલાં માનવી ક્ષણવારમાં શીતળ બની જાય. આ સાંભળીને મહારાજ ખૂબ ફુલાયા.

બંધુઓ! જીવને બધું છોડવું સ્હેલ છે પણ માન છોડવું બહુ મુશ્કેલ છે. માણસ ઘરબાર, પુત્ર, પત્ની, પૈસો બધુ પલવારમાં છોડી શકે છે પણ માન છોડી શકતો નથી. તમને ત્યાગી, તપસ્વી, વિદ્વાનના દર્શન થશે પણ જ્ઞાન–તપ યુક્ત સરળ નિરાભિમાની સંતના દર્શન જલ્દી નહિ થાય. માન એ મીઠું ઝેર છે. પેલું ઝેર તો એક ભવમાં મારે છે ને એ દેખીતું ઝેર છે. એનાથી સહુ સાવધ રહેશે પણ આ માન સો વખત ધોયેલા ઘી જેવું મીઠું ઝેર છે. એ ઝેર જીવને અનંતી વખત જન્મ મરણ કરાવે છે. આ માનનું ઝેર કાઢવા જેવું છે. જેનામાં અભિમાન નથી તેને કોઈ માન આપે કે

ન આપે તો પણ ક્રોધ કે રોષ આવતો નથી. એ સમભાવમાં રમણતા કરે છે.

બનારસીદાસ પંડિતે ખૂબ વખાણ કર્યા એટલે મહારાજ ફુલાઈ ગયા. ા કલાક થઇ ત્યાં ફરીવાર પંડિતજી ઉભા થયાં ને પૂછયું કે ગુરૂદેવ! આપનું નામ શું છે? ત્યારે મહારાજ ઉગતા સૂર્ય જેટલાં ગરમ થયા અને બોલ્યા-પંડિતજી! તમે તો મોટા પંડિત છો ને એટલી વારમાં મારું નામ ભૂલી ગયા? મારું નામ શીતળદાસ છે. પંડિતજીએ કહ્યું-ગુરૂદેવ! આપની વાત સાચી છે. ફરીને ૧૫ મિનિટે ઉભા થયાં ને પૂછયું ગુરૂદેવ. આપનું નામ શું છે? ત્યાં મહારાજનો પિત્તો ગયો. ક્રોધથી લાલચોળ થઇ ગયા ને બોલ્યા, વારંવાર શું પૂછયા કરો છો? તમને આટલું યાદ નથી રહેતું કે મારું નામ શીતળદાસ મુનિ છે, ત્યારે પંડિતજીએ હસીને કહ્યું. મહારાજસાહેબ! હવે મને આપનું નામ આવડી ગયું. આપનું નામ શીતળદાસ મુનિ નહિ પણ ઉષ્ણદાસ મુનિ. (હસાહસ) અરે પંડિતજી! આ શું બોલો છો? મારું નામ ઉષ્ણદાસ મુનિ નથી, પણ શીતળદાસ મુનિ છે. પંડિતે કહ્યું, આપનામાં શીતળતાનું નામ નિશાન નથી. બે વાર પૂછયું ત્યાં આપ ગરમ થઈ ગયા. પછી ઉષ્ણદાસ નહિ તો બીજું શું? (હસાહસ) મહારાજ શરમાઈ ગયા. ટૂંકમાં આપણે તો એ સમજવું છે કે માણસનું નામ ગમે તેટલું સારું હોય પણ નામ સાથે ગુણ ન હોય તો નામની કંઈ વિશેષતા નથી.

વસુદેવરાજા તથા દેવકીરાણીએ બાળકનું ગુણનિષ્પન્ન નામ પાડયું. હાથીનું તાળવું ખૂબ કોમળ હોય છે તેવો આ બાળક સુકોમળ હતો. તેની ચામડી મખમલ કરતાં પણ અધિક મૂલાયમ હતી. તેથી તેનું નામ ગજસુકુમાલ પાડવામાં આવ્યું. આ રીતે ખૂબ મોટો મહોત્સવ કરીને બાળકની નામકરણ વિધિ કરી. આ બાળક મોટો થતાં કેવો મહાન થશે તેના ભાવ અવસરે.

ચરિત્ર: '**દુર્યોધન અને દુઃશાસને વર્તાવેલો કાળો કેર**' :- દુર્યોધને પાંડવોના વસ્ત્રો ઉતરાવી લીધા. એટલેથી તેને સંતોષ ન થયો એટલે દુઃશાસનને દ્રૌપદીને સભામાં લઇ આવવા માટે મોકલ્યો. દુર્યોધનના હુકમથી દુઃશાસન દ્રૌપદીની પાસે આવીને કહે છે હે દ્રૌપદી! તારા પાંચ પાંચ પતિ આજે દુર્યોધનનાં દાસ બની ગયા છે ને તને પણ દાવમાં મૂકીને હારી ગયા છે એટલે આજથી પાંડવોની સાથેનો તારો સંબંધ પૂરો થયો. હું તો માનું છું કે જે થયું તે સારું થયું એ તો ભિખારી બની ગયા પણ તારા પુણ્ય જાગ્યા કે તું હવે અમારા મોટાભાઈ દુર્યોધનની પટરાણી બનીશ. ચાલ, તને દુર્યોધન રાજા બોલાવે છે. ત્યારે દ્રૌપદીએ કહ્યું–દિયરજી? તમે આ શું બોલો છો? હું તમારા બધાની ભાભી છું તમને આવી અનુચિત વાત કરતાં શરમ નથી આવતી? કંઇક તો મર્યાદા રાખો. ત્યારે દુષ્ટ દુઃશાસન ક્રોધ કરીને કહે છે હવે મારે તારી લાંબી ચોડી વાતો સાંભળવી નથી. પાંચ પાંચ પતિની પત્ની બની અને મોટી સતી થઈને બેઠી છે! ઓ વ્યભિચારિણી! તું જલ્દી મારી સાથે ચાલ. જો સીધી રીતે નહિ આવે તો હું તારો ચોટલો પકડીને તને લઈ જઈશ.

**સતીને સંતાપે સાર નહિ નીકળે :–** દુઃશાસનના શબ્દો સાંભળી દ્રૌપદીનું હૈયું ચીરાઈ ગયું. તે ક્રોધથી લાલચોળ થઈને બોલી ઉઠી હે દુષ્ટ! આવું બોલતાં તારી જીભ કપાઈ જતી નથી! તને લાજ નથી આવતી? હું તને દિયર કહું છું ને તું મને આવા શબ્દો કહે છે? યાદ રાખજે. સતી સ્ત્રીને તું વ્યભિચારિણી કહે છે તેના ફળ તારે કેવા ભોગવવા પડશે! પણ દુઃશાસન તેની વાત સાંભળતો નથી, ને કહે છે જલ્દી ચાલ. ત્યારે દ્રૌપદી કહે છે કે,

**હે દેવર! મેં રજુસ્વલા હૂઁ એક ઓઢને સાડી,**
**ઇસ કારણ નહિ આઉઁ સભામેં, માનો બાત હમારી હો–શ્રોતા....**

હે દિયરજી! અત્યારે હું ટાઈમમાં છું. એટલે મેં એક જ સાડી ઓઢેલી છે. આવી એક સાડી પહેરીને ભરી સભામાં હું કેવી રીતે આવી શકું? હું અત્યારે નહિ આવું. તમે દુર્યોધનને કહી દેજો કે દ્રૌપદી આ સ્થિતિમાં આવી શકે તેમ નથી. બીજું હું તમને એક વાત પૂછું છું કે ધર્મરાજા પોતે હારી ગયા પછી મને દાવમાં મૂકી છે કે પહેલી? જો પોતે હાર્યા પછી મને દાવમાં મૂકી હોય તો તમારો હક્ક નથી. કારણ કે ધર્મરાજા પોતે જ પરતંત્ર બની ગયા હોય તો પછી મને દાવમાં મૂકવાનો તેમનો કોઈ અધિકાર નથી. જેમ પ્રાતઃકાળ થતાં સૂર્યથી પરાજિત થયેલો ચંદ્રમા એ ચંદ્રમા નથી રહેતો તેમ ધર્મરાજા પોતે દાવમાં હારી ગયા પછી મને કેવી રીતે દાવમાં મૂકી શકે? માટે હું એ કારણથી પણ નહિ આવું. દ્રૌપદીનો વચનો સાંભળીને દુઃશાસન ઉશ્કેરાઈ ગયો ને ગુસ્સે થઈને બોલ્યો. હે વાચાલિ! મારે તારું લાંબુ લેકચર સાંભળવું નથી. તું મારી સાથે આવે છે કે નહિ? હું તને લીધા વિના જવાનો નથી. એમ કહીને દ્રૌપદીને ચોટલો પકડીને ખેંચી. ત્યારે દ્રૌપદીએ કહ્યું હે પાપી! હે નીચ! આજ સુધી મારું મુખ કોઈએ જોયું નથી. આજે સભામાં કેટલા મારા વડીલો બેઠા છે તેમની સામે આવી સ્થિતિમાં એક વસ્ત્ર ભેર તું મને કયાં લઈ જાય છે? જરા તો શરમ રાખ, પણ કોણ સાંભળે? જ્યારે માણસનાં કર્મનો ઉદય થાય છે ત્યારે કોઈ તેની વાત સાંભળતું નથી. દુઃશાસને દ્રૌપદીની વાત સાંભળી નહિ.

**દ્રૌપદી કી કર્મોને યહ, કૈસી દશા બિગારી,**
**ચોટી પકડ સભામેં લાયા, શોર મચા હૈ ભારી હો–શ્રોતા....**

દ્રૌપદી કાળો કલ્પાંત કરવા લાગી, પણ અહીં તેનું કોણ સાંભળે. નિર્દય દુઃશાસન ચોટલો પકડે તે વખતે કેવું થાય? આ સામાન્ય સ્ત્રી નહિ પણ રાજાની રાણી છે. તે કદી ઓઝલમાંથી બહાર નીકળેલી નહિ, તેની જ્યારે પાપી આવી દશા કરે તે સમયે કેટલું દુઃખ થાય? કેવો આઘાત લાગે? જેને દાસીઓ ખમ્મા ખમ્મા કરતી હોય, પાણી માંગતા દૂધ મળતું હોય, જે કદી ખુલ્લા પગે ધરતી પર ચાલી ન હોય તેને જમીન ઉપર ઢસેડે તે કંઈ જેવી તેવી વાત છે? દુઃશાસન દ્રૌપદીને ઢસેડીને સભામાં લાવ્યો.

આ વાતની આખી ઈન્દ્રપ્રસ્થ નગરીમાં ખબર પડી ગઈ. વાત સાંભળીને નગરીમાં હાહાકાર મચી ગયો. અહો, એક સતી સ્ત્રીની આ દશા! આપણા દુર્યોધન રાજા આવા દુષ્ટ કેમ બની ગયા! આવા પાપી રાજાના રાજ્યમાં રહેવું એ પણ પાપ છે. આ વાત સાંભળીને નગરજનોએ ખાવાપીવાનું છોડી દીધું, પુરૂષોએ વહેપાર ધંધા છોડયા. બહેનોએ ઘરકામ છોડયા ને સૌ સભામાં આવ્યા. સતી દ્રૌપદીની આ દશા જોઈને બધા હાળા પાણીએ રડવા લાગ્યા.

"દ્રૌપદીનો વિલાપ" :– દ્રૌપદી રડતી રડતી કહે છે હે પાપી! હું તારી માતા સમાન છું ને તેં મારી આ દશા કરી? હે પાપીઓ! તમે એક અબળા સ્ત્રી ઉપર આવો કાળો કેર વર્તાવ્યો છે. મને તો લાગે છે કે તમે કુળરૂપી વૃક્ષને કાપવા માટે ઉત્તમ કુળમાં કુહાડા જેવા પાકયા છો. તમે મારી આ દશા કરી! મેં આજ સુધી મારા પતિ સિવાય મારું મુખ કોઈને બતાવ્યું નથી, અને આજે તમે મને આટલા પુરૂષો વચ્ચે ચોટલો પકડી સભામાં લાવ્યા છો. આ તમારા દુષ્કર્મથી તમે નરકમાં જશો. આમ બોલતી દ્રૌપદી સભા વચ્ચે ઉભી ઉભી કરૂણ સ્વરે રૂદન કરવા લાગી. જેમ હરણીને સિંહ પકડી લે પછી તે ગમે તેટલું રૂદન કરે પણ તેનું જોર ચાલતું નથી, તેમ પાંચ પાંચ પાંડવોની પત્ની પાંચાલી આજે નિરાધાર બનીને સભા વચ્ચે ઉભી ઉભી રડે છે ને એક પછી એક પાંડવો સામે દૃષ્ટિ કરે છે કે કોઈ નહિ ઉઠે પણ ભડવીર ભીમ તો જરૂર ઉઠશે, પણ કોઈ ઉઠતું નથી.

પાંચ પાંડવ દેખ બરાબી, દ્રૌપદી રહી જિસવારી,
લજ્જાવશ મુખ ઢાંકે વસ્ત્ર સે, જોવે ભૂમિ તો મંઝારી હો...શ્રોતા

અરેરે નાથ! આ પાપી દુઃશાસને મારી આ દશા કરી! મને ઢસેડીને તમારી સામે ભરી સભામાં લાવ્યો. તમે જોઈને કેમ બેસી રહ્યાં છો? તમે કોઈ કેમ ઉઠતા નથી? જેના પાંચ પાંચ પતિ જીવતાં ને જાગતાં બેઠાં હોય તેની પત્નીની આ દશા! દ્રૌપદીનાં આવા દયાજનક શબ્દો સાંભળીને પાંડવો ધરતી સામે જોઈ રહ્યાં, અને ભીષ્મપિતામહ, દ્રોણાચાર્ય, વિદુરજી વિગેરે વડીલોએ આ દશ્ય ન જોઈ શકવાથી વસ્ત્રથી પોતાનું મુખ ઢાંકી દીધું પણ કોઈ કંઈ બોલી શકયું નહિ. ભીમથી આ કાળો કેર સહન થતો નથી. એ ઝાલ્યો રહે તેમ નથી પણ ધર્મરાજા ઇશારો કરીને ઉઠવા દેતાં નથી. બધા સજ્જનો દ્રૌપદીની આ દશા જોઈ યુધિષ્ઠિરની નિંદા કરવા લાગ્યા કે ધર્મરાજા દ્રૌપદીને દાવમાં મૂકી શકે જ નહિ. એના ઉપર એમના એકલાનો તો હકક નથી. પાંચે ભાઈઓનો હક્ક છે. આવા મહાનપુરૂષે આવું કાર્ય કર્યું તો બીજાની કયાં વાત કરવી? એક તરફ આવો ફીટકાર થાય છે ને બીજી તરફ દ્રૌપદીનું રૂદન જોયું જતું નથી, પણ હવે શું થાય? કોને કહેવાય? હાથના કર્યા હૈયે વાગ્યા. હવે તો ધર્મરાજાને પેટ ભરીને પસ્તાવો થાય છે કે મને બધાએ ખૂબ વાર્યો પણ મેં જુગાર રમતાં પાછું વાળીને ન

જોયું ત્યારે દ્રૌપદીની આ દશા થઈ ને! આ રીતે ધર્મરાજા પોતાની ભૂલનો પશ્ચાતાપ કરવા લાગ્યા. દ્રૌપદી મૃગલી જેવી રાંક બનીને રડવા લાગી ત્યારે દુર્યોધન કહે છે–

"દુર્યોધને તલવારના ઘા જેવા કાઢેલા વેણુ":– હે પાપણી! તેં હસ્તિનાપુરમાં મારી મજાક ઉડાવી હતી કે આંધળાના જાયા આંધળા જ હોય ને! તો હવે તેનો બદલો ભોગવ. તે સમયે અભિમાનમાં છકી જઈને બોલતાં વિચાર ન કર્યો. હવે રડવાથી શું વળશે? દુર્યોધનના કટાક્ષ સાંભળી ભીમની આંખો લાલચોળ થઈ ગઈ. અહો! આપણે સામે જીવતાં જાગતા બેઠા છીએ ને એ દ્રૌપદીને આવા શબ્દો સંભળાવે તે કેમ સહન થાય? ભીમ ઉભો થવા જાય છે ત્યારે ધર્મરાજા કહે છે ભાઈ! અત્યારે આપણું પુણ્ય ખલાસ થઈ ગયા છે. તેથી તું જઈશ તો પણ મારું કે તારું ચાલવાનું નથી, માટે શાંતિ રાખ. અત્યારે આકરો ઉતાવળો ન થા. ધીરજના ફળ મીઠાં છે. ભીમ કહે છે ભાઈ! બહુ ધીરજ રાખી તેથી આ દશા થઈ છે. દુર્યોધનના નિર્લજ શબ્દો સાંભળીને દ્રૌપદી થરથર ધ્રુજવા લાગી અને તેની આંખમાંથી શ્રાવણ ભાદરવો વહેવા લાગ્યો. તે કરૂણ સ્વરે કહે છે હે નાથ! તમે આ કેમ સાંખી શકો છો? આ મારા વડીલજનો પણ કેમ ચૂપ થઈને બેસી રહ્યાં છો? આ દુષ્ટને કંઇક તો કહો. દ્રૌપદીનું રૂદન સાંભળીને ઝાડ પંખી ધ્રુજી ઉઠયા. આખી નગરીના લોકો રડવા લાગ્યા. એવી કરૂણ સ્થિતિ સર્જાઈ ગઈ છે. હજુ પાપી દુર્યોધન દ્રૌપદીને કેવા કુવચનો કહેશે તેના ભાવ અવસરે.



## વ્યાખ્યાન નં. ૭૧

**ભાદરવા સુદ ૯ ને બુધવાર** **તા. ૨૧–૯–૭૭**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! અનંતજ્ઞાની ભગવંતો જગતનાં જીવોને જાગૃત કરવા માટે ફરમાવે છે કે હે ભવ્ય જીવો! જો તમારે અનંતકાળની રખડપટ્ટી અટકાવીને પરમપદની પ્રાપ્તિ કરવી હોય તો સૌથી પ્રથમ પ્રમાદનો ત્યાગ કરો.

"जेसिं उ पमाएणं गच्छइ कालो निरत्थिओ धम्मो।
ते संसार मणंत, हिडंती पमायदोसेण ॥"

જે મનુષ્ય આવો ઉત્તમ માનવ જન્મ પામીને ધર્મક્રિયા કરવામાં પ્રમાદ કરે છે તે અમૂલ્ય સમયને વ્યર્થ ગુમાવે છે. પ્રમાદના કારણે જીવો અનંત સંસારમાં પરિભ્રમણ કરે છે. પ્રમાદ એ આત્માનો પરમ શત્રુ છે. માટે પ્રમાદનો ત્યાગ કરી પરમપદની પ્રાપ્તિ કરવા માટે પુરૂષાર્થ કરો. પરમપદ એટલે શું? એ તો તમે જાણો છો ને? પરમપદ એટલે મોક્ષ. દરેક મનુષ્યોએ દરરોજ સવારમાં ઉઠીને મોક્ષનાં સુંદરતમ પવિત્રતમ, સુખમય અને આનંદમય સ્વરૂપનું ચિંતન કરવું જોઈએ. કારણ કે

કોઈ જાતનું દુઃખ, દર્દ કે દોષ નથી. ત્યાં કોઈ જાતની આધિ, વ્યાધિ કે ઉપાધિ નથી. ગંદકીનું નામ નિશાન નથી. કોઇ જાતનો ભય નથી. ભૂખ કે તરસનું દુઃખ નથી. ત્યાં કોઈ ઈચ્છા, પરતંત્રતા કે બંધન નથી. ત્યાંનું સુખ અખૂટ છે. એ સુખનો ભંડાર કદી ખૂટતો નથી. એકાંત સ્વાભાવિક સુખ, આનંદ અને જ્ઞાનમાં મસ્ત રહેવાનું છે. એક વખત પરમ પુરૂષાર્થ ખેડીને મોક્ષમાં પહોંચી ગયા પછી ત્યાંથી આપણને કોઇ કાઢી શકતું નથી. તમે મહિને હજાર રૂપિયા ભાડું આપીને ફ્લેટમાં રહો પણ ક્યારે એનો માલીક ખાલી કરાવશે તેની ખાત્રી નથી. કારણ કે એ ભાડાનું ઘર છે. અને મોક્ષ એ જીવનું શાશ્વતું ઘર છે. ત્યાં સદા આનંદથી રહેવાનું છે. ત્યાં કોઈ પ્રકારની વાસના, તૃષ્ણા કે આશા રહેતી નથી. ત્યાં ગયેલો આત્મા ન્યાલ બની જાય છે.

બંધુઓ! આવું શાશ્વત ઘર અને શાશ્વત સુખ મળી ગયા પછી કોઈ જાતની ઇચ્છા રહે ખરી? પરમપદ એટલે પરમશાંતિનું ધામ અને પૂર્ણતાની ટોચ. આવું અસલી સુખથી ભરેલું ઘર મળ્યા પછી જીવને ઘર બદલવાની ચિંતા રહેતી નથી. એટલે કે જન્મ, જરા, મરણ, રોગ, શોકનું નામ નિશાન નથી રહેતું. જન્મ-મરણ-રોગ-શોક-ભૂખ તરસ, સંયોગ, વિયોગ આ બધું જ્યાં શરીર છે, ત્યાં જ છે ને? પણ જ્યાં શરીર નથી ત્યાં આ બધી ઝંઝટ ટળી જાય છે. આવા પરમપદ મોક્ષમાં પહોંચવા માટે રત્નત્રયીની આરાધના કરી લો. જેણે રત્નત્રયીની આરાધના કરી છે તે આત્માઓ મોક્ષમાં ગયા છે. બોલો, મોક્ષમાં જવું છે ને? જવું હોય તો રત્નત્રયીની આરાધના કરો.

આપણાં અધિકારના નાયક ગજસુકુમાલનો જન્મ મહોત્સવ ઉજવાયો અને તેમનું નામ પાડયું. હવે શાસ્ત્રકાર ભગવંત કહે છે કે सेसं जहा मेहे जाव अलं भोगसमत्थे जाए यावि होत्था। ગજસુકુમાલના બાલ્યકાળથી માંડીને યૌવનકાળ સુધીનો વૃતાંત મેઘકુમારની જેમ જાણી લેવો. એટલે કે જેમ મેઘકુમારને તેની માતાએ લાલનપાલનથી ઉછેર્યો હતો તેમ ગજસુકુમાલને પણ ખૂબ લાડકોડથી ઉછેર્યા હતા. દેવકીમાતાને દિકરાને ઉછેરવાના જે કોડ હતા તે આજે પૂરા કરવાનો સમય આવ્યો. ગજસુકુમાલને જોઈને દેવકીનો હર્ષ સમાતો નથી. ગજસુકુમાલને ઉછેરવા માટે પાંચ પ્રકારની ધાવમાતાઓ રાખવામાં આવી. 'खीरधाइए, मंडणधाइए, मज्जणधाइए कालावणधाइए, अंकधाइए।' ક્ષીરધાત્રી, મંડનધાત્રી, મજ્જનધાત્રી, ક્રીડનધાત્રી, અંકધાત્રી, એમાં દૂધ પીવડાવનારી ધાત્રી તે ક્ષીરધાત્રી, વસ્ત્રાલંકાર પહેરવાવાળી ધાત્રી તે મંડનધાત્રી, સ્નાન કરાવનાર ધાત્રી તે મજ્જનધાત્રી, રમત રમાડનાર ધાત્રી તે ક્રીડનધાત્રી, અને અંક એટલે ગોદમાં લેનાર અંકધાત્રી. ગજસુકુમાલને ઉછેરવા માટે વસુદેવરાજાએ આ પાંચ પ્રકારની ધાત્રીઓ રાખી હતી. પાંચે પ્રકારની ધાત્રીઓ બબ્બે રાખવામાં આવી હતી. કારણ કે જો એક ધાત્રી બિમાર થાય ને તે જો બાળકને દૂધપાન, સ્નાન વિગેરે કરાવે તો બાળકને હાની પહોંચે એટલે જો એક બિમાર પડે તો બીજી ધાત્રી તેનું કામ સંભાળી

હોતી, આ દૃષ્ટિથી બબ્બે પ્રકારની ધાત્રીઓ રાખવામાં આવી હતી. પાંચ ધાત્રીઓ અને અઢાર દેશની દાસીઓ દ્વારા ગજસુકુમાલનું લાલનપાલન થાય છે. દેવકીમાતા હસતા બાળકને જોઈને ખુશખુશ થાય છે. શું મારો લાલ છે! મારો લાલ મોટો થશે પછી ભણવા જશે એવા આશાના મિનારા ચણે છે. જુઓ, માતાને એનો લાલ કેટલો બધો વહાલો હોય છે! માતાને પોતાના સંતાન પ્રત્યે કેટલી બધી મમતા અને મોહ હોય છે! અહીં દેવકીરાણીને પુત્રનો મોહ છે અને કોઇ કોઇ જગ્યાએ પિતાને પુત્ર માટેની ઘેલછા હોય છે. આ સંસાર મોહ, માયા અને મમતાથી ભરેલો છે. અહીં એક દૃષ્ટાંત યાદ આવે છે.

**"ભગવાન મહાવીરની સાચી શ્રાવિકા :-"** સુલશા મહાવીર પ્રભુની પરમ શ્રાવિકા હતી. એના પતિનું નામ નાગરથિક હતું. અત્યારે આપણે જે અધિકાર ચાલે છે તે છ અણગારોને ઉછેરનારી સુલશા હતી. પણ તે સુલશા નેમનાથ ભગવાનના વખતમાં થઈ છે, અને આ સુલશા મહાવીર પ્રભુના સમયમાં થઇ છે. એને ઘેર સુખ સામગ્રીનો પાર ન હતો. ક્રોડો રૂપિયાની સંપત્તિ હતી પણ સુલશા ભગવાન મહાવીરસ્વામીની પરમ ઉપાસિકા અને મહાન સતી હતી. ભગવાનના વચન ઉપર એને અતૂટ શ્રદ્ધા હતી. એટલે સંસારનાં સુખ તેને તુચ્છ લાગતાં હતા. આટલું બધું સુખ હતું તેનો તેના દિલમાં આનંદ ન હતો અને એ સુખની ખામી લાગે તો દિલમાં ખેદ કરતી નહિ. એને કોઇ સુખની કમીના ન હતી પણ તમારા સંસારની દૃષ્ટિએ એક સુખની ખામી હતી. આટલો પૈસો હતો પણ એને પુત્ર ન હતો છતાં એને એ વાતનું દુઃખ ન હતુ. જેને સંસારના સુખો ધૂળ જેવા તુચ્છ લાગતાં હોય તેને એ સુખની અપૂર્ણતામાં દુઃખ થાય? ન થાય, આ સમ્યક્ત્વનો પ્રભાવ છે. સમ્યક્દૃષ્ટિ આત્માને સંસારના સુખમાં દુઃખ દેખાય છે. સમ્યક્ત્વના પાંચ લક્ષણ છે. તેમાં સંવેગ નામનો ગુણ જેનામાં પ્રગટે છે તેને મન ચાહે સ્વર્ગનાં દેવતાઇ સુખ હોય કે પછી મનુષ્યનાં સુખો હોય બધા ધૂળના ઢગલાં જેવા અસાર અને દુઃખરૂપ લાગે છે. સમકિતીને મન મનુષ્યના કે દેવના સુખોનું કંઇ મહત્વ હોતું નથી. એને તો મોક્ષનાં સુખનું મહત્વ હોય છે. તે સંસારમાં રહેતો હોય પણ એનું મન તો મોક્ષમાં હોય છે.

સમકિતી જીવની ધર્મશ્રદ્ધાની પરિણતિ એવી હોય છે કે જેનાથી તેને સંસારના સુખો તુચ્છ, અસાર અને દુઃખરૂપ લાગે છે. એટલે તેને સુખની વૃદ્ધિમાં આનંદ નહિ ને સુખની ખામીમાં ખેદ નહિં. ભરત ચક્રવર્તિને ત્યાં છ છ ખંડની સાહ્યબી હતી છતાં તેમને એમ ન હતું કે હું મોટો ચક્રવર્તિ! અને પુણિયા શ્રાવક પાસે સંપત્તિ ન હતી છતાં તેને મન એવો અફસોસ ન હતો કે મારી પાસે કાંઈ નથી, તેમ આ સુલશા શ્રાવિકાને ત્યાં સંપત્તિ ઘણી હતી પણ પુત્ર ન હતો તેથી તેને એમ ન્હોતું થતું કે મારે પુત્ર નથી પણ એના પતિ નાગરથિકને એમ થતં કે મારે પુત્ર નથી. એક પુત્ર હોય તો સારૂં

આ માટે તેને ચિંતા થયા કરતી હતી. આટલા માટે જ્ઞાની ભગવંતોએ સંસારને અસાર અને દુઃખરૂપ કહ્યો છે, કારણ કે સંસાર સુખની એક પણ અધૂરાશ માનવીના ચિત્તને પીડયા કરે છે. એ અધૂરાશ પૂરી કરવા માટે એનું ચિત્ત વિહ્વળ બની જાય છે. નાગરથિક કોઈના આંગણામાં નાના ફુલકા જેવા બાળકો રમતાં, ખીલતાં ને કિલ્લોલ કરતા દેખે મેં એના દિલમાં દુઃખ થાય કે હું આવો મોટો ધનવાન અને મારે એકેય પુત્ર નહિ! પુત્ર વિનાનું ઘર શૂનકાર લાગે છે. બસ, આ ચિંતા એના ચિત્તને પીડયા કરતી હતી.

"પતિને ઉદાસ દેખી સતીએ કરેલો પ્રશ્ન" :- એક જ ઘરમાં કેવી વિષમતા છે! પત્નીને સંતાનના અભાવમાં નામ દુઃખ નથી, અને એના પતિને સંતાન વિનાનું ઘર શૂનકાર લાગે છે, સુલશાનો પતિ ઉદાસ રહેવા લાગ્યો. સુલશા જુએ છે કે ગમે તે કારણે મારો પતિ ઉદાસ ઉદાસ રહ્યા કરે છે. એટલે તેણે પૂછયું. સ્વામીનાથ! હમણાં ત્રણ ચાર દિવસથી આપ કેમ ચિંતાતુર દેખાઓ છો? શું તમારું કોઈએ અપમાન કર્યું છે? શું વહેપાર ધંધામાં નુકશાન થયું છે? કે કોઈ તમારી વિરુધ્ધ બોલે છે? શા કારણે આટલા બધા ઉદાસ છો? ત્યારે નાગરથિક કહે છે એવું કંઈ નથી. ખૂબ પૂછયું પણ કહેતા નથી, ત્યારે સુલશાએ કહ્યું-નાથ! જો તમે મને નહિ કહો તો કોને કહેશો? આપણે બંને એક બીજાના સુખ દુઃખમાં ભાગીદાર છીએ. માટે મને કહો. સુલશાએ ખૂબ પૂછયું ત્યારે નાગરથિકે કહ્યું-દેવી! મને બીજું કંઈ નથી. કોઈએ મારું અપમાન નથી કર્યું. ધંધામાં કંઇ નુકશાન નથી થયું કે કોઈ મારી વિરુધ્ધ બોલતું નથી, પણ મારી ચિંતાનું એક જ કારણ છે કે આપણાં લગ્ન થયાં ને આટલા વર્ષો થયાં પણ હજુ સુધી આપણે ઘેર પારણું બંધાયું નથી. સંસાર સુખનું ફળ સંતાન પ્રાપ્તિ છે. એ સંતાન પ્રાપ્તિની ખોટ મારા મનમાં સાલ્યા કરે છે. પુત્ર હોય તો ઘર ભર્યું ભર્યું લાગે, અને હું બહારથી આવું ત્યારે બાપુજી આવ્યા....બાપુજી આવ્યા કહીને મને વળગી પડે, અને રમે, ખેલે ને કાલુંકાલું બોલીને કિલ્લોલ કરે. અત્યારે આપણું ઘર વગડા જેવું સૂનું સૂનું લાગે છે. જેમ વગડામાં એકલા ઠૂંઠા ઝાડ ઉભા હોય તેમ મને પુત્ર વિનાનું ઘર વગડા જેવું લાગે છે. માણસ પાસે જો પૈસા ના હોય તો પૈસા મેળવવાની ચિંતા, કદાચ પુણ્યયોગે પૈસા મળી જાય તો તેને સાચવવાની ચિંતા, તેમજ માણસ કુંવારો હોય ત્યાં સુધી પત્ની મેળવવાની ચિંતા, અને પત્ની મળ્યા પછી પુત્રની ચિંતા કરે છે. પત્ની સારી મળી હોય, પૈસા પુષ્કળ હોય છતાં માણસને વાંઝીયાપણું ગમતું નથી. કારણ કે એ એવો વિચાર કરે છે કે ભલે, એક જ પુત્ર હોય પણ જો સારો પુત્ર હોય તો કુળને અજવાળે છે. એક ચંદ્ર રાત્રીને સુશોભિત કરે છે. ચંદ્ર વિનાની અમાસની અંધારી રાત્રી બિહામણી લાગે છે, તેમ મને પુત્ર વિનાનું જીવન શૂનકાર લાગે છે. બસ, મારી ચિંતાનું આ મુખ્ય કારણ છે.

"ઘી વિના લુખો કંસાર, દીકરા વિના સૂનો સંસાર,
જેને ઘેર પારણું તેનું શોભે બારણું."

પતિની વાત સાંભળીને સુલશાએ કહ્યું–અહો સ્વામીનાથ! આપને આ ચિંતા થાય છે? પુત્ર નથી એમાં શું મોટું દુઃખ છે કે એની ચિંતામાં રાતદિવસ ઉદાસ બની ગયા છો! નાથ! આવો ઉત્તમ મનુષ્ય જન્મ અને તેમાં પણ આવું પવિત્ર જિનશાસન પામીને આવી ચિંતા કરવાની હોય? જિનશાસનમાં જન્મેલો જૈન શેની ચિંતા કરે? જૈનને એવી ચિંતા થાય કે રખે મને સંસારમાં રહેતા ક્યાંય પાપ ન લાગે. મારો પરલોક બગડી ન જાય! એનો સમય ધર્મારાધના વિનાનો વ્યર્થ જાય, ધર્મારાધના ન થાય કે અજાણે પાપ લાગી જાય તેની ચિંતા થાય પણ પુત્ર ન હોય તેની ચિંતા ન થાય, ચિંતા કરો તો આત્માની કરો. આવી ચિંતા ન કરો. વળી હું આપને પૂછું છું કે શું પુત્ર આપણો ઉદ્ધાર કરવાનો છે? શું પુત્ર માતાપિતાને નરકમાં જતાં બચાવશે? મારા નાથ! જરા સમજો. માતા પિતા જો એવાં કાર્યો કરે તો ગુણવાન એક પુત્ર તો શું અનેક પુત્રો પણ એમને નરકમાં જતાં બચાવી શકતાં નથી. છ છ ખંડના સ્વામી બ્રહ્મદત ચક્રવર્તિને ઘણાં પુત્રો હતા પણ ચક્રવર્તિએ જીવનના અંત સુધી ભોગાસક્તિ છોડી નહિ તો સાતમી નરકે જવું પડ્યું ત્યારે પુત્રો પિતાને સાતમી નરકમાં જતાં અટકાવી શક્યા ખરા? 'ના'. અટકાવવાની તો ક્યાં વાત કરું, સાતમી નરકની છઠ્ઠી પણ ન કરી શક્યા. જીવને નરકમાં પડતો અટકાવવા માટે પુત્ર કે પૈસા કોઈ સમર્થ નથી. જેને માટે પાપ કરીને પૈસા ભેગા કરો છો તેવા પુત્રો કે પત્ની તેમજ માતા પિતા વિગેરે કોઈ નરકમાં જતાં બચાવી શકતા નથી. ઉંચુ કુળ પ્રતિષ્ઠા, પદવી કે પૈસા કોઈ બચાવનાર નથી. નરકમાં જતાં જીવને જો કોઈ બચાવનાર હોય તો તે માત્ર ધર્મ છે. માટે ચિંતા કરો તો એવી કરો કે જે આપણને દુર્ગતિમાં જતાં અટકાવે. પરલોકમાં સહાયક બને એવી સાધના કરો તો મનુષ્યભવ સફળ થાય. બાકી પુત્રની ચિંતા કરવાથી શું લાભ? એ ચિંતા કરીને શરીર સુકવી રહ્યા છો તેનાં કરતાં તપ કરો તો કર્મનો ક્ષય થશે.

**"પુત્રનો તલસાટ કરતાં આત્માનો તલસાટ કરો"**: સુલશા કહે છે હે નાથ! આપ પુત્ર પુત્ર શું કર્યા કરો છો? પુત્રનો તલસાટ એ કંઈ સાચો તલસાટ નથી. સાચો તલસાટ મોક્ષનો છે. પુત્ર હોય પણ સારો હોય તો માબાપને શાંતિ થાય છે પણ જો કુળમાં અંગારા જેવો પુત્ર પાકે તો મા-બાપની કેવી દશા થાય છે! એ મા-બાપ એમ કહે છે કે આવો દીકરો પાક્યો તેના કરતાં વાંઝીયા રહ્યાં હોત તો સારું હતું. જુઓ, ધૃતરાષ્ટ્રને દુર્યોધન આદિ સો પુત્રો હતાં. એ પુત્રો કેવા પાક્યાં? સો સો પુત્રે એનો વંશ નિર્મૂળ થયો ને? રાજા રાવણ જેવો સમર્થ પુત્ર હોવા છતાં એવા પુત્રથી એના પિતાનો નિર્મળ વંશ કલંકિત બન્યો. સગર ચક્રવર્તિને એક બે નહિ પણ ૬૦ હજાર પુત્રો હતાં છતાં

"ઘી વિના લુખો કંસાર, દીકરા વિના સૂનો સંસાર,
જેને ઘેર પારણું તેનું શોભે બારણું."

પતિની વાત સાંભળીને સુલશાએ કહ્યું–અહો સ્વામીનાથ! આપને આ ચિંતા થાય છે? પુત્ર નથી એમાં શું મોટું દુઃખ છે કે એની ચિંતામાં રાતદિવસ ઉદાસ બની ગયા છો! નાથ! આવો ઉત્તમ મનુષ્ય જન્મ અને તેમાં પણ આવું પવિત્ર જિનશાસન પામીને આવી ચિંતા કરવાની હોય? જિનશાસનમાં જન્મેલો જૈન શેની ચિંતા કરે? જૈનને એવી ચિંતા થાય કે રખે મને સંસારમાં રહેતા ક્યાંય પાપ ન લાગે. મારો પરલોક બગડી ન જાય! એનો સમય ધર્મારાધના વિનાનો વ્યર્થ જાય, ધર્મારાધના ન થાય કે અજાણે પાપ લાગી જાય તેની ચિંતા થાય પણ પુત્ર ન હોય તેની ચિંતા ન થાય, ચિંતા કરો તો આત્માની કરો. આવી ચિંતા ન કરો. વળી હું આપને પૂછું છું કે શું પુત્ર આપણો ઉધ્ધાર કરવાનો છે? શું પુત્ર માતાપિતાને નરકમાં જતાં બચાવશે? મારા નાથ! જરા સમજો. માતા પિતા જો એવાં કાર્યો કરે તો ગુણવાન એક પુત્ર તો શું અનેક પુત્રો પણ એમને નરકમાં જતાં બચાવી શકતાં નથી. છ છ ખંડના સ્વામી બ્રહ્મદત્ત ચક્રવર્તિને ઘણાં પુત્રો હતા પણ ચક્રવર્તિએ જીવનના અંત સુધી ભોગાસક્તિ છોડી નહિ તો સાતમી નરકે જવું પડ્યું ત્યારે પુત્રો પિતાને સાતમી નરકમાં જતાં અટકાવી શક્યા ખરા? 'ના'. અટકાવવાની તો ક્યાં વાત કરું, સાતમી નરકની છઠ્ઠી પણ ન કરી શક્યા. જીવને નરકમાં પડતો અટકાવવા માટે પુત્ર કે પૈસા કોઈ સમર્થ નથી. જેને માટે પાપ કરીને પૈસા ભેગા કરો છો તેવા પુત્રો કે પત્ની તેમજ માતા પિતા વિગેરે કોઈ નરકમાં જતાં બચાવી શકતા નથી. ઉંચુ કુળ પ્રતિષ્ઠા, પદવી કે પૈસા કોઈ બચાવનાર નથી. નરકમાં જતાં જીવને જો કોઈ બચાવનાર હોય તો તે માત્ર ધર્મ છે. માટે ચિંતા કરો તો એવી કરો કે જે આપણને દુર્ગતિમાં જતાં અટકાવે. પરલોકમાં સહાયક બને એવી સાધના કરો તો મનુષ્યભવ સફળ થાય. બાકી પુત્રની ચિંતા કરવાથી શું લાભ? એ ચિંતા કરીને શરીર સુકવી રહ્યા છો તેનાં કરતાં તપ કરો તો કર્મનો ક્ષય થશે.

**"પુત્રનો તલસાટ કરતાં આત્માનો તલસાટ કરો"**: સુલશા કહે છે હે નાથ! આપ પુત્ર પુત્ર શું કર્યા કરો છો? પુત્રનો તલસાટ એ કંઈ સાચો તલસાટ નથી. સાચો તલસાટ મોક્ષનો છે. પુત્ર હોય પણ સારો હોય તો માબાપને શાંતિ થાય છે પણ જો કુળમાં અંગરા જેવો પુત્ર પાકે તો મા-બાપની કેવી દશા થાય છે! એ મા-બાપ એમ કહે છે કે આવો દીકરો પાક્યો તેના કરતાં વાંઝીયા રહ્યાં હોત તો સારું હતું. જુઓ, ધૃતરાષ્ટ્રને દુર્યોધન આદિ સો પુત્રો હતાં. એ પુત્રો કેવા પાક્યાં? સો સો પુત્રે એનો વંશ નિર્મૂળ થયો ને? રાજા રાવણ જેવો સમર્થ પુત્ર હોવા છતાં એવા પુત્રથી એના પિતાનો નિર્મળ વંશ કલંકિત બન્યો. સગર ચક્રવર્તિને એક બે નહિ પણ ૬૦ હજાર પુત્રો હતાં છતાં

પણ દેવના પ્રકોપથી એક સાથે ૬૦ હજાર પુત્રો મૃત્યુ પામ્યા ત્યારે તેમને પુત્રોના વિયોગનું કેટલું ભયંકર દુઃખ થયું! અંતે ધર્મ એ જ સાચો તારણહાર છે. બાકી બધું વ્યર્થ છે. સંસારની માયા જુઠી છે. ધર્મનું શરણું અંગીકાર કરવા યોગ્ય છે એમ સમજીને પુત્રની ચિંતા છોડી પરલોક હિતકારી ધર્મનું શરણું સ્વીકારો.

स्वर्गे : प्रभूतैरपि नैव पुत्रैः न वाङ्यवर्गोऽपि विनात्मकृत्यात्।
परन्तु संसार समुद्र मार्गः प्रवर्तने पुत्र गुणैः सुधीश ॥

હે સદ્બુધ્ધિમાન! દીકરા ઘણાં હોય છતાં સ્વર્ગ મળવાનું નક્કી નથી, પછી મોક્ષની તો વાત જ કયાં? મોક્ષ પણ પોતાની સત્પ્રવૃત્તિ વિના મળી શકતો નથી. માટે ચિંતા કરવા જેવી હોય તો મોક્ષ મેળવવાની પણ પુત્ર પ્રાપ્તિની નહિ. મોહ કરો તો મોક્ષ અપાવે એવી સત્ય પ્રવૃત્તિનો કરો પણ પુત્રનો નહિ. કદાચ પુણ્યયોગે માતા પિતાને સદ્ગુણી પુત્ર મળી જાય ને તેના મોહમાં પડી જાય તો સંસાર સમુદ્રનો માર્ગ ખુલ્લો થાય. માટે નાથ! હવે પુત્ર પ્રાપ્તિની ચિંતા અને પુત્રનો મોહ છોડી દો.

બંધુઓ! વિચાર કરો. સુલશાની કેવી ધર્મશ્રધ્ધા હશે! એના પતિને એણે કેવા શબ્દો કહ્યા. મારી બહેનો એમના પતિને આવા શબ્દો કહે ખરી? 'ના.' કારણ કે એ પોતે જ જ્યાં મોહથી ભરેલી હોય ત્યાં એના પતિને કયાંથી સમજાવે? મોટા ભાગે બહેનોને સંતાન માટેની ઘેલછા વધુ હોય છે. પુત્ર માટે કંઈક કરે છે ને જેમ કોશેટો પોતાની લાળથી પોતે બંધાય છે તેમ જીવ સંસારની જાળમાં બંધાય છે, પછી છૂટી શકતાં નથી. આવી વીતરાગ વાણી સાંભળીને સંસારની માયાજાળમાંથી તમને છૂટવાનું કેમ મન નથી થતું? બંધને બંધાવું કેમ ગમે છે? કંઇક સમજો. પુત્રના મોહમાં ઉદાસ બનેલા તેના પતિને સુલશાએ ખૂબ સમજાવ્યો, પણ એમનું મન શાંત થયું નહિ. એમણે તો કહ્યું કે સુલશા! તું મને ગમે તેટલો સમજાવ પણ પુત્ર વિના મને ઘરમાં ગમતું નથી. પુત્ર વિના ઘરની શોભા નથી. મીઠા વિનાનું ભોજન ફિક્કું લાગે છે તેમ પુત્ર વિનાનું જીવન મને ફિક્કુ લાગે છે હું મારા આંગણામાં પુત્રને ખેલતો કૂદતો જોઈશ ત્યારે મને શાંતિ વળશે. હજુ પત્ની સમજાવશે. તે વાત પછી વિચારીશું.

ગજસુકુમાલને માટે અઢાર દેશની દાસીઓ રાખવામાં આવી હતી. દરેક દેશની દાસીઓ તેની સાથે પોતાના દેશની ભાષામાં વાત કરતી. એટલે બાળકને આપોઆપ જુદીજુદી ભાષાઓ આવડી જતી હતી. મુંબઇમાં વસતાં ગુજરાતી બાળકોને હિન્દી અને મરાઠી ભાષા સ્હેજે આવડી જાય છે. તેને ભણવા કે ગોખવાની જરૂર પડતી નથી. કારણ કે ઘાટીઓ હિન્દી અને મરાઠી ભાષા બોલતાં હોય છે. એ સાંભળીને સ્હેજે આવડી જાય છે, તેમ ગજસુકુમાલને અઢાર દેશની દાસીઓ રમાડે. ખીલાવે ને તેની સાથે વાતો કરે એટલે અઢાર દેશની ભાષાઓ તેને સ્હેજે આવડી જાય. બાળકોની યાદશક્તિ ઘણી તીવ્ર

હોય છે. મને અનુભવ છે કે નાના નાના બાળકો એની માતા કે પિતા સાથે પ્રાર્થનામાં આવે તો સાંભળી સાંભળીને આખું ભકતામર સ્તોત્ર કંઠસ્થ શીખી જાય છે. ઘણાં માણસોને પ્રતિક્રમણ સાંભળતાં સાંભળતાં કંઠસ્થ થઈ જાય છે. સાંભળવામાં એકાગ્રતા હોવી જોઈએ. ગજસુકુમાલ સુખપૂર્વક ઉછરી રહ્યા છે. તે ઘડીકમાં રમે તો ઘડીકમાં રડે છે. માતાનો પાલવ ખેંચે છે ને કાલી ભાષા બોલે છે. કોઈ વખત માતા પાસે કોઈ ચીજ માટે હઠ કરે છે. આ રીતે મોહઘેલી બનેલી દેવકીમાતા પુત્રને ઉછેરવાના ને તેની બાલક્રીડા જોવાના કોડ પૂરા કરે છે. અહીં માતાને પુત્રનો મોહ છે ને સુલશા શ્રાવિકાને ત્યાં પતિને પુત્રના કોડ છે. બંને વાત અવસરે વિચારીશું

**"ચરિત્ર :-દુર્યોધને મૂકેલી માઝા (મર્યાદા)"** : અનાથ બનેલી દ્રૌપદીનું શરીર ભયથી થરથર કંપી રહ્યું છે, ને આંખોમાંથી ચોધાર આંસુ વહી રહ્યાં છે. આ સમયે દુષ્ટ દુર્યોધન કહે છે હે દ્રૌપદી! તારે રડવાની જરૂર નથી. હવે તને શું દુઃખ છે? મારી પાસે આવ.

**દિખાઈ નારી કો દુર્યોધનને, ડાબી જાંઘ ઉઘાડ,**
**બૈઠો જંઘા પર આ કર પ્યારી, તજ ઘૂંઘટકી આડ હો....શ્રોતા....**

આમ કહીને દુર્યોધને ડાબા પગ ઉપરથી ધોતિયું ખસેડીને જાંઘ ખુલ્લી કરીને કહ્યું હે વહાલી દ્રૌપદી! આ ઘુંઘટપટ દૂર કરી દે. હવે તારે કોઈની શરમ રાખવાની જરૂર નથી. શરમ છોડીને મારી જાંઘ ઉપર આવીને બેસ. આમ તો મને તારા ઉપર પહેલેથી પ્રેમ હતો પણ પાંડવો સાથે તારા લગ્ન થયા એટલે મારું કંઈ જોર ચાલ્યું નહિ પણ હવે પાંડવોને મેં જુગારમાં હરાવ્યા. ધર્મરાજાએ તને જુગાર દાવમાં મૂકી દીધી ને તે હારી ગયાં છે એટલે તેમનો તારા ઉપર કોઈ હક્ક નથી. મારો તારા ઉપર સંપૂર્ણ હક્ક છે. માટે તું મારી જાંઘ ઉપર બેસી જા. આમ કહીને દુર્યોધને પોતાની જાંઘ બતાવી. આ શબ્દો સાંભળી દ્રૌપદી ક્રોધથી લાલચોળ બની ગઈ. તેણે ઉગ્ર સ્વરૂપ ધારણ કરીને કહ્યું હે પાપી! હે દુષ્ટ! હે નરાધમ! હે કુરૂવંશને કલંકિત કરનાર! તને ધિક્કાર છે. આવા કુવચન બોલતાં તને શરમ નથી આવતી? તારી જીભ કેમ કપાઈ જતી નથી? તું આવા વિચારોથી બળીને ભસ્મ કેમ નથી થઈ જતો? વૃક્ષના પોલાણમાં રહેલી અગ્નિ વૃક્ષને બાળીને ભસ્મીભૂત કરી નાંખે છે તેમ અહીં બેઠેલા હે મારા પતિદેવ! ધર્મરાજા, ભીમ, અર્જુન! તમે આ શબ્દો સાંભળીને કેમ બેસી રહ્યા છો? જો તમારામાં બળ હોય તો બંનેના જીવનનો અંત કરી નાંખો. આ દુષ્ટોને જીવતા રાખવા જેવા નથી.

**"દ્રૌપદી સામે કર્ણે કાઢેલાં વેણ"** :- દ્રૌપદીના જોમભર્યા શબ્દો સાંભળીને સભા ખળભળી ઉઠી પણ કોની તાકાત છે કે બોલી શકે! ત્યાં કર્ણ ઉછળીને બોલી ઉઠયો કે પાંડવો આખું રાજ્ય હારી ગયા છે ને લેણી તને પણ હારી ગયા છે. એ

તારો પક્ષ કેવી રીતે લઇ શકે ? હવે દુર્યોધનનો તારા ઉપર અધિકાર છે. એ ગમે તે કરી શકે છે. એમાં ખોટું શું છે કે તું આટલી બધી ધમધમ કરે છે ? દુનિયામાં દરેક સ્ત્રીને એક જ પતિ હોય છે પણ તારે તો પાંચ પતિ છે. પાંચ પતિની પત્ની કદી સતી રહી શકતી નથી. માટે તું કુસતી છે. કુસતીને ગમે ત્યાં લઇ જવામાં આવે કે તેને ગમે તેવા શબ્દો કહેવામાં આવે તો લજ્જા શેની ? કર્ણના આવા નિર્લજ્જ શબ્દો સાંભળીને સભાજનોને ખૂબ ક્રોધ આવી ગયો. પાંડવોને એમ થઈ ગયું કે આપણા દેખતા આ પાપી દુર્યોધન દ્રૌપદીને જાંઘ બતાવીને કહે છે કે આવ પ્યારી ! મારી જાંઘ ઉપર બેસી જા. આ શબ્દો પાંડવોને વજ્ર જેવા લાગ્યા. એમનાથી સાંભળ્યાં જતાં નથી. પણ શું થાય ? ધર્મરાજાને અપાર પશ્ચાતાપ થયો. અરેરે....મારા પાપે દ્રૌપદીની કેવી દુર્દશા થઈ ! ધિક્કાર છે મને પશ્ચાતાપ કર્યે શું વળે ? સૌ મૌન રહ્યા એટલે દુર્યોધનને વધુ પારો ચઢયો.

દુર્યોધને ક્રોધ કરીને કહ્યું હે દુઃશાસન શું ઉભો રહ્યો છે ? એ દ્રૌપદી પોતાને સતી માને છે એટલે હું બોલાવું છું તો પણ મારી પાસે આવતી નથી. માટે એની સાડી ખેંચીને એને સભા વચ્ચે નગ્ન કરો. એ આપણી દાસી છે. દુર્યોધનનો હુકમ થતાં દુઃશાસન દ્રૌપદીની પાસે આવ્યો. દ્રૌપદીનાં હોશ ગગડી ગયા. આ પાપીએ આટલું કર્યું છતાં હજુ તેનું મન શાંત થતું નથી. એણે તો હદ કરી. મને ભરસભામાં નગ્ન કરવા ઉઠયો છે ! એને કોઇ રોકનાર નથી ?

**"દ્રૌપદીનો શાસનદેવ પાસે પોકાર"** :–દ્રૌપદી બોલે છે અરેરે....હે મારા નાથ ! તમે તમારી દ્રૌપદીનું મુખ સહેજ કરમાય તે જોઇ શકતા ન હતા અને આજે એના માથે આટલી વીતક વીતે છે છતાં તમે કેમ બેસી રહ્યાં છો ? હું કોને કહું ? આ દુર્જન મહાકાળ જેવો દુર્યોધન મારા ઉપર કોપાયમાન થયો છે હમણાં એ મારી સાડી ખેંચીને મને નગ્ન બનાવશે ને મારી લાજ લૂંટશે. તો હે શીયળના રક્ષણ કરનાર દેવો તમે આવો ને મારી લાજ રાખો. પંચ પરમેષ્ટી પ્રભુનું ધ્યાન કરીને પોકાર કરે છે હે શાસનના શિરતાજ ! હું આદુષ્ટ દુર્યોધનના પલ્લે પડી છું. તેણે મારી આ દશા કરી છે, મને એ પાપીના પંજામાંથી છોડાવો.

**પાંચ પતિ શિર ઉપર મેરે, મદદ કરે નહીં કોય,**
**મહાબલી હૈ તો ભી વે સબ, બૈઠે નીચ જોય હો–શ્રોતા....**

મારા પાંચ પતિ સામાન્ય નથી. મહાન પરાક્રમી બળવાન છે. છતાં પણ મને મદદ કરવા આવતા નથી ને નીચું જોઇને બેસી રહ્યા છે. ગમે તેવો નબળો પતિ હોય, એનામાં કંઈ દૈવત ન હોય પણ એની પત્નીને કોઈ કુવચન કહે કે કોઇ તેને આંગળી અડાડે તો સહન કરી શકે નહિ, ત્યારે આ તો બળવાન અને સત્યવાદી પુરૂષો છે તે કેમ સહન કરી શકે ? પણ મારા કર્મે એમના હાથ હેડો પાડી દીધા છે.' બાકી પોતાની

સ્ત્રીને કોઈ વ્યભિચારિણી કહે, એને માટે ગમે તેવા શબ્દો બોલાય તે સાંભળીને બેસી ન રહે. આ પાપી દુર્યોધન એક દુષ્ટ માણસથી પણ નીચા પાટલે બેઠો છે. એક જમાનો એવો હતો કે લૂંટારી જેવા હલકા માણસો પણ શીયળવંતી સ્ત્રીઓની રક્ષા કરતા હતા. ત્યારે આ તો લૂટારાથી પણ હલકો બની ગયો છે.

દુઃશાસન દ્રૌપદીની સાડી ખેંચવા તૈયાર થયો. આથી આખી નગરીમાં અને સભામાં કોલાહલ મચી ગયો. અહો ભગવાન! આ શું? પ્રભુ. એ તો દયાહીન બન્યો છે, પણ તને આ પવિત્ર સતીની દયા નથી આવતી? આ દુષ્ટ સભા વચ્ચે એની લાજ લૂટવા ઉઠયો છે. આ રીતે નગરજનો પોકાર કરે છે. દ્રૌપદી પણ પંચ પરમેષ્ટિનું ધ્યાન કરીને પોકાર કરી રહી છે. દુઃશાસન ચીર ખેંચવા ઉઠયો છે. સતી પ્રભુને પોકાર કરે છે. હવે શું બનશે તેના ભાવ અવસરે.



## વ્યાખ્યાન નં. ૭૨

**ભાદરવા સુદ ૧૦ ને ગુરૂવાર** તા. ૨૨-૯-૭૭

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓને બહેનો! અનંતજ્ઞાની મહાનપુરૂષો જગતનાં જીવોને સાચો રાહ બતાવતાં કહે છે કે હે તૃષાતુર માનવી! તારી અનાદિની તૃષા છીપાવવા માટે મૃગજળ સમાન સંસારની દરેક વસ્તુઓ પાછળ દોટ લગાવી છે. તે દોટ તને અથડાવી મારશે. તે તારી તૃષાને છીપાવશે નહિ પણ વધારશે. જેમ જેમ તું સંસારિક સુખો ભોગવતો જઈશ તેમ તેમ તે વધુને વધુ ભોગવવાનું મન થશે, અને ભોગો ઉપર સ્વામિત્વ મેળવવાને બદલે ભોગો તારા ઉપર સ્વામિત્વ મેળવશે. માટે હે માનવી! તારા આંતર ચક્ષુ ખોલ અને ખોટા રાહને છોડી દે. તારી તૃષા એ મૃગજળથી શાંત નહિ થાય પણ તારા આત્મામાં જે અમૃત રસનો કુંભ છે તેનાથી તારી તૃષા શાંત થશે. આ તૃષા છીપાવવા બહાર શોધવાની જરૂર નથી. બહાર કસ્તુરી શોધનાર કસ્તુરીયો મૃગ વનોમાં રખડી રખડીને થાકે છે. અરે, માથા પટકીને મરી જાય છે છતાં તેને કસ્તુરી મળતી નથી. કારણ કે જે અંદર છે તે બહાર કયાંથી મળે? તેમ જ્ઞાની કહે છે કે આત્મા અખંડ જ્ઞાન સુખ અને આનંદનો મહાસાગર છે. તેમાં તું રમણુતા કરીશ તો તારી તૃષા છીપશે. મૃગજળથી કોઈની તૃષા છીપાણી હોય તેવું અત્યાર સુધી કયાંય સાંભળ્યું છે? "ના". તો પછી આંધળી દોટ શા માટે લગાવો છો? વીતરાગ ભગવંતોએ ભવભ્રમણ અટકાવવા મોક્ષનો જે માર્ગ બતાવ્યો છે તે માર્ગ ઉપર વીતરાગના વારસદાર સંતોએ જ્ઞાનની પરબો માંડેલી છે, જ્ઞાન, દર્શન, ચારિત્રની

શીતળ છાયા છે. સમ્યક્ત્વ જેવો સગો સાથીદાર છે, [illegible] જ્ઞાન [illegible] ચોકીદાર છે: તો એ માર્ગ ઉપર નિર્ભય બનીને અવિરતપણે ચાલ્યો જા. પછી મુક્તિની મંઝીલ તમારાથી દૂર નથી.

આ માર્ગે ચાલતા થાક લાગશે, પંથ થોડો વિકટ લાગશે પણ તેનાથી તારે થાકીને અકળાઇને બેસી જવાની જરૂર નથી, પણ પુરૂષાર્થ બરાબર કરવામાં આવશે તો વિકટ પંથ સરળ બની જશે અને તીર્થંકર પ્રભુના મુખમાંથી નીકળેલી વાણી અને ગણધર ભગવંતોએ ગૂંથેલા શાસ્ત્રો ભવોભવનો થાક હરી લેશે, અમૃત કુંભ પાસે આવીને શા માટે અટકી જાઓ છો? ખોબા ભરી ભરીને અમૃતરસ પીવા માંડો ને મૃગજળ પાછળ ખોટું ભમવાનું છોડી દો, અને ઉત્તમ મનુષ્ય જન્મ પામીને વિચાર કરો કે મારું ભવભ્રમણ શા માટે છે? આ ભવભ્રમણનો અંત કેમ આવે? મારે કયાં જવાનું છે ને હું કયાં જઈ રહ્યો છું? હું સાચા માર્ગ ઉપર છું કે ખોટા માર્ગ ઉપર? મારે શું કરવાનું છે ને શું કરી રહ્યો છું? આવા વિચાર કરીને જે વીતરાગ કથિત માર્ગે પ્રયાણ કરે છે તે ભવભ્રમણ અટકાવીને મોક્ષમાં બિરાજે છે.

જે મહાન આત્મા મનુષ્યભવ પામીને જલ્દી ભવભ્રમણનો અંત કરવાના છે તેવા ગજસુકુમાલને વસુદેવ રાજા પિતા, દેવકીરાણી માતા અને કૃષ્ણ જેવા ભ્રાતા ખૂબ લાડકોડથી ઉછેરે છે. પાંચ ધાવમાતાઓ અને અઢાર દેશની દાસીઓ તેમને રમાડે છે. ખીલાવે છે ને આનંદ કરાવે છે. આ રીતે ગજસુકુમાલ એક દાસીના હાથમાંથી બીજી દાસીના હાથમાં, એક દાસીના ખોળામાંથી બીજી દાસીના ખોળામાં સુખાનુભવ કરતો હતો. ગજસુકુમાલને પ્રસન્ન રાખવા માટે દાસીઓ દયા, દાક્ષિણ્ય અને વીરરસથી ભરપૂર મધુર ગીતો ગાતી હતી. ધીમેધીમે મોટાં થતાં ગજસુકુમાલ ધાવમાતા વિગેરેની આંગળી પકડીને ચાલતા થયા. એને રમવા માટે જાતજાતનાં રમકડાં આપવામાં આવતા હતાં. તે હોંશથી રમતા હતા. આ રીતે મનોહર મણિમય ભુવનની ભૂમિના પ્રાંગણમાં ગજસુકુમાલ રમતાને ખેલતાં હતાં. "णिव्वाय सि णिव्वाघायसि गिरिकंदर मल्लीणेव चंपगपायवे सुहंसुहेण वड्ढइ!" જેમ વાયુ રહિત તેમજ ઠંડી ગરમીના ઉપદ્રવ વગરની પર્વતની ગુફાઓમાં ઉત્પન્ન થયેલ ચંપક વૃક્ષ નિર્વિઘ્ને વૃદ્ધિ પામે છે તેમ આ ગજસુકુમાલ પણ સુખપૂર્વક મોટાં થવા લાગ્યા. આમ કરતાં ધીમે ધીમે ગજસુકુમાલનો જન્મ થયા પછી સાત વર્ષ અને ત્રણ માસ પૂરા થયા એટલે આઠમે વર્ષે શુભ કરણ અને શુભમુહુર્તમાં તેમને માતા પિતાએ બહોતેર કળાના અભ્યાસ માટે કલાચાર્ય પાસે ભણવાં બેસાડયાં.

કલાચાર્યે ગજસુકુમાલને લેખનકળા, ગણિતકળા આદિ ૭૨ પ્રકારની વિદ્યાઓ ભણાવવાની શરૂઆત કરી. ગજસુકુમાલ હળુકર્મી, ચરમ શરીરી મોક્ષગામી જીવ છે. આવા આત્માઓની બુદ્ધિ ઘણી તીવ્ર હોય છે. તેમને એક વખત શીખવાડે ને આવડી જાય છે. ઘણાં બાળકોને ઘણી વખત શીખવાડે, પોતે ઘણી મહેનત કરે છતાં આવડતું

નથી. ગજસુકુમાલ તો ખૂબ હોંશિયાર છે. તેમને શીખવાડવા માટે કલાચાર્યને મહેનત કરવી પડતી નથી. અલ્પ મહેનતમાં ઘણું આવડી જાય છે. આવા ગજસુકુમાલ ટૂંક સમયમાં ૭૨ કળાઓ શીખી ગયા. કલાચાર્યે તેમની પરીક્ષા કરી અને જાણ્યું કે હવે આ વિદ્યાર્થી ૭૨ કળાઓમાં બરાબર નિપુણ થઈ ગયો છે. એટલે તેમના માતા પિતાને સોંપી દીધો. પુત્ર ભણી ગણીને આવ્યો એટલે વસુદેવરાજા, દેવકી રાણી અને કૃષ્ણ વાસુદેવને ખૂબ હર્ષ થયો. પુત્ર દ્રવ્યકળા શીખીને આવ્યો છે છતાં તેઓ હરખાય છે કે મારો પુત્ર હોશિયાર અને બધી કળાઓમાં નિપુણ થયો, પણ ભગવાન કહે છે કે માનવ! તું ગમે તેટલી કળાઓ શીખે પણ એ કળાઓ તારો ઉદ્ધાર નહિ કરે. સર્વેકળાઓમાં જો શ્રેષ્ઠકળા હોય તો તે ધર્મકળા છે. કારણ કે આ બધી કળાઓ સંસારવર્ધક છે તે કળાઓ શીખનારને માન મળશે, પ્રતિષ્ઠા, પદવી મળશે ભૌતિક સુખ મળશે પણ આત્મિક સુખ નહિ મળે, માટે સર્વકળાઓમાં શ્રેષ્ઠ ધર્મકળા છે. કહ્યું છે કે सव्वा कला धम्मकला जिणाई। સર્વ કળાઓને ધર્મ કળા જીતે છે. જીવનમાં ગમે તેટલી કળાઓ શીખો પણ ધર્મકળા નહિ શીખો ત્યાં સુધી ઉદ્ધાર નહિ થાય.

બંધુઓ! જીવને દુઃખમાં શાંતિ આપનાર જો કોઈ હોય તો ધર્મ છે. જ્યાં સુધી ધર્મકળા નહિ શીખો ત્યાં સુધી શાંતિ નહિ મળે. ધર્મકળા આ લોકમાં તો શાંતિ આપશે ને પરલોક પણ સુધારશે. આ લોકમાં ધર્મથી તમને સુખ દુઃખમાં સમભાવ રહેશે. સંસારમાં રહેવા છતાં સંસારથી અલિપ્ત રહી શકશો, પણ જો ધર્મકળા નહિ શીખ્યા હો તો સંસારમાં ગળાબૂડ ખૂંચી જશો. સમજો, જીવનદીપક જ્યાં સુધી જલે છે ત્યાં સુધી ધર્મારાધના કરી લો. જ્યારે દીપક બૂઝાવાનો સમય આવશે ત્યારે કંઈ કરી શકશો નહિ. ઘરમાં આગ લાગતાં પહેલાં કૂવો ખોદેલો હશે તો આગ લાગતાંની સાથે પાણી છાંટી શકશો પણ આગ લાગે ત્યારે કોઈ કૂવો ખોદવા બેસે તો આગ બૂઝાય? 'ના' આયુષ્યનો દીપક બૂઝાવા આવે ત્યારે કાળરાજાને કહો કે ઉભો રહે. હું થોડી વાર ધર્મ કરી લઉં. પછી આવું છું, તો કાળરાજા રોકાય ખરા? એ તો જીવને લઈ ગયે છૂટકો કરશે.

તારૂં પ્રાણુ પંખેરૂં ઉડી જશે ને કાયા અહીંયા રહી જશે,
સગા સબંધીઓ આવશે અને કાયા તારી લઈ જાશે...અને કાયા,
આગ મૂકાઈ ચિતામાંહી, કાયા તારી રાખ થઈ...પછી શું થાશે?

કાળરાજાને તારી દયા નહિ આવે. અંતે કાયા તારી જલી જશે. આવું સમજીને પણ તમે ધર્મારાધના કરીને એવા તૈયાર રહો કે કાળરાજા આવે ત્યારે મારું શું થશે તેની ચિંતા ન રહે. મરવા ટાણે મુખડું કરમાય નહિ પણ હસતું રહે. મૃત્યુ સમયે જો હસતા રહેવું હોય તો સંસારમાં રહેવા છતાં સંસારથી અલિપ્ત ભાવે રહો.

ગઈ કાલે આપણે સુલસા શ્રાવિકાની વાત કરી હતી. એ શ્રાવિકા કેવી શ્રદ્ધાવાન હતી! ચારિત્ર મોહનીય કર્મના ઉદયથી સંસારમાં રહી હતી પણ સંસારમાં ખૂંચી ન

હતી. સુલશાએ પોતાના પતિને ઉદાસીનતાનું કારણ પૂછયું ત્યારે પતિએ પોતાના મનની વાત કરી. પછી સુલશાએ કહ્યું, નાથ! તમને આટલી બધી પુત્રની ઇચ્છા ક્યાંથી થઈ? એ લગની છોડી દો, અને ધર્મ આરાધનામાં લગની લગાડો તો કલ્યાણ થશે. પુત્ર તમારું કલ્યાણ નહિ કરાવે. એમ છતાં જો તમને પુત્રની તીવ્ર ઈચ્છા હોય તો આ નગરમાં ઘણાં દીકરા છે તેને પોતાના જ માનો ને? તેને પુત્રની જેમ રાખો. સુલશાએ એના પતિને ખૂબ સમજાવ્યો પણ પતિને પુત્રની ઝંખના મટતી નથી. એણે કહ્યું, સુલશા! તારી વાત સાચી છે, પણ પુત્ર વિના મારું મન ઠરતું નથી. જેમ નિર્ધન માણસને આખું જગત શૂન્ય લાગે છે તેમ મને પુત્ર વિનાનું ઘર શૂન્ય લાગે છે. સંસારમાં રહેલાં મનુષ્યોને વિશ્રામનાં ત્રણ સ્થાન છે. એક પ્રેમાળ પત્ની, બીજું વિનયવંત પુત્ર અને ત્રીજું સર્વ ગુણે કરીને ઉત્તમ એવા સજ્જન પુરૂષોનો સંગ. વળી જેમ રાત્રીમાં ચંદ્ર અને દિવસે સૂર્ય વસ્તુને પ્રકાશિત કરે છે તેમ પુત્ર રૂપી દીવો પોતાના પૂર્વજોના આખા વંશને પ્રકાશિત કરે છે. જો પુત્ર ન હોય તો એ વંશને કોણ ઓળખાવે? ગાંડો ઘેલો પણ જો પુત્ર હોય તો એને જોઈને લોકોને એમ થાય કે આ ફલાણાનો પુત્ર છે. ભલે, મને એક જ પુત્ર હોય જેમ વનમાં એક ચંદનવૃક્ષ ઉગ્યું હોય તો તેની સુગંધથી આખું વન મ્હેંકી ઉઠે છે. તેમ કોઈ પુણ્યવંત પુત્રથી આખું કુળ ઉજ્જવળ બને છે. એવા પુણ્યવંત, બુધ્ધિમાન અને ગુણવંત પુત્રથી માતા-પિતાનું ગૌરવ વધે છે. એવો પુત્ર માતા-પિતાને દેશોદેશમાં ઓળખાવે છે.

બંધુઓ! પુત્રના મોહમાં પાગલ બનેલો નાગરથિક સુલશાની સામે કેવી દલીલો કરી રહ્યો છે! એના બોલવા ઉપરથી તમને સમજાય છે ને કે એને પુત્ર પ્રાપ્તિ માટે કેવી પ્રબળ ઈચ્છા હશે! સુલશા અને નાગરથિક બંને વચ્ચે એટલો પ્રેમ હતો કે બંને એક બીજાની વાત માન્ય કરતા હતા. કોઈ પણ કાર્ય કરે તો એક બીજાની સલાહ લઈને કરતાં હતાં. તેમાં સુલશાનું એટલું બધું પુણ્ય હતું ને એનો એવો આદેય નામ કર્મનો ઉદય હતો કે તે જે કંઈ કહેતી તે વાત તેનો પતિ માનતો હતો, પણ પુત્રની બાબતમાં સુલશા તેને ખૂબ સમજાવે છે છતાં એ માનતો નથી. તો વિચાર કરો. અહીં સુલશાનું પુણ્ય ખલાસ થઈ ગયું ? શું એના આદેય નામકર્મનો અસ્ત થયો? ના, એમ નથી પણ એના પતિને એવા જબ્બર મોહનીય કર્મનો ઉદય થયો છે કે એ કોઈની વાત માને તેમ નથી. જેમ તીર્થંકર ભગવાનના આદેય નામ કર્મમાં કંઇ ખામી હોય છે? 'ના'. એમનાં તો જબ્બર પુણ્ય હોય છે. છતાં અભવી જેવા જીવોના મિથ્યાત્વ મોહનીય કર્મનો એવો જોરદાર ઉદય હોય છે કે ભગવાનની અમૃતમય વાણી એને રૂચતી નથી. તે તેમાંથી કંઈ ગ્રહણ કરતાં નથી, તેમ આ નાગરથિકને માટે પણ એવું જ બન્યું છે કે એને જબ્બર મોહનીયનો ઉદય હોવાથી સુલશાની લાખેણી વાત માનવા તૈયાર નથી.

**"સુલશાએ પોતાના પતિને આપેલી છુટ" :–** સુલશા સમજી ગઈ કે હું તેમની પાસે ગમે તેવી ધર્મની ઉંચી ઉંચી વાતો કરીશ તો પણ એ અત્યારે માનવાના નથી. એટલે તેણે કહ્યું, નાથ! મારા કિસ્મતમાં પુત્ર હોય તેમ લાગતું નથી. તો હું આપને રાજીખુશીથી છૂટ આપું છું કે આપ બીજી વખત લગ્ન કરો. તો સંભવ છે કે તેનાથી આપની ઇચ્છા પૂરી થાય, અને આપનું ચિત્ત શાંત બને. હું આપની બીજી પત્નીને મારી સગી નાની બહેન જેવી ગણીશ. એને દરેક કાર્યમાં હું પૂરો સહકાર આપીશ. હું એના પ્રત્યે ઈર્ષ્યા નહિ કરું. આનંદથી રહીશ. આ બહાને મને સ્હેજે બ્રહ્મચર્ય પાળવાનો લાભ મળશે, અને જેટલો સમય મળશે તેટલી વધુ ધર્મની આરાધના કરીશ. સુલશાની વાત સાંભળીને નાગરથિકે કહ્યું, સુલશા! તું આ શું બોલે છે? મારે તારી વાત સાંભળવી નથી. જેમ પતિવ્રતા પત્નીને બીજો પતિ ખપતો નથી તેમ મેં તારી સાથે લગ્ન કર્યા ત્યારથી એવી પ્રતિજ્ઞા કરેલી છે કે મને સુલશા સિવાય બીજી પત્ની ખપે નહિ. કોઈ મોટો રાજા રાજ્ય સહિત તેની રૂપવંતી કન્યા મને પરણાવે તો પણ તારા સિવાય મને કોઈ કન્યા ખપતી નથી. ભલે, મને પુત્રની ઇચ્છા છે છતાં જો પુત્ર નહિ થાય તો વાંધો નથી પણ મારે બીજી વખત લગ્ન કરવું નથી. આંગણામાં કલ્પવૃક્ષ ઉગ્યું હોય તેને ઉખેડીને થોરિયાની કોણ ઈચ્છા કરે? માણસ કલ્પવૃક્ષ નીચે જઇને બેસે તો તેને ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ થાય છે, તેમ તું પણ મને કલ્પવૃક્ષની માફક ઇચ્છિત ફળ આપે છે. તું મારા મનોભાવને સમજીને મારી ઈચ્છા પ્રમાણે વર્તન કરે છે. મારા દરેક કાર્યમાં સાથ આપે છે. આવી પવિત્ર રત્ન સમાન પત્નીને છોડીને કાંકરાને કોણ ઇચ્છે? તારાથી મને જો પુત્ર થશે તો મને આનંદ છે. કદાચ નહિ થાય તો ભલે ચિંતા કરતો રહું પણ તારા સિવાય બીજી પત્ની મને કલ્પતી નથી!!

પતિએ આ પ્રમાણે કહ્યું એટલે સુલશા કંઇ બોલી નહિ. એને પોતાને તો પુત્રનો મોહ હતો જ નહિ કે દુઃખ થાય પણ પતિને મોહ હતો. બીજી પત્ની લાવવી નથી ને પુત્ર જોઇએ છે તે માટે તેમના ચિત્તમાં અસમાધિ રહ્યા કરે છે. તેને કેવી રીતે દૂર કરવી તેની ચિંતામાં પડી. એની ચિંતા કેવી હતી? આ મારી બહેનોની માફક એમ નહિ કે પુત્ર માટે માતા–માવડીની બાધા, આખડી રાખું, દોરા ધાગા કરાવું. એણે ધર્મની ચિંતવણા કરવા માંડી કે દુનિયામાં જે કંઇ સુખ મળે છે તે ધર્મથી મળે છે. ધર્મ કેવો છે?

"धर्म कल्पद्रुमो, धर्मश्चिन्तामणिर्मनोहरः ।
धर्म कल्पलत्ता, धर्मः कामधेनुर्निगद्यत ॥"

ધર્મએ કલ્પવૃક્ષ છે, રત્નચિંતામણી છે, કલ્પવૃક્ષની વેલ છે અને ધર્મ એ કામધેનુ સમાન છે. એટલે ધર્મ મનવાંછિત સુખ આપનાર છે. અરે, ચિંતવ્યા કરતાં પણ અધિક સુખ આપનારો છે, પણ મોહમાં મુગ્ધ બનેલા અજ્ઞાન જીવો સ્વર્ગ અને મોક્ષનાં સુખ આપનાર ધર્મને છોડીને બીજામાં મન પરો... છે સુલશા વિચા... છે કે મારા પતિ

સમજુ છે પણ એમને પુત્રનો મોહ જાગ્યો છે. જ્યાં સુધી પુત્ર નહિ થાય ત્યાં સુધી તેમને સંતોષ નહિ થાય. પુત્ર, પૈસો, બળ, મીઠી વાણી મળવી આ બધાં ધર્મરૂપી કલ્પવૃક્ષનાં મીઠાં ફળો છે. જે કંઈ દુનિયામાં સારું થાય છે તે ધર્મથી થાય છે. માટે મારે પુત્ર થાય યા ન થાય પણ ધર્મ શ્રધ્ધા સિવાય બીજું કાંઈ ન જોઈએ સુલશાની ધર્મમાં શ્રધ્ધા મૂળ તો હતી જ તેમાં વિશેષ વૃધ્ધિ થઈ.

**"ઈન્દ્રસભામાં થયેલી સુલશાની પ્રશંસા"** :- સુલશા તપ-ત્યાગ વિશેષ કરવા લાગી. સાધુ સંતોની ભક્તિ કરતી. વ્યાખ્યાન વાણીનો લાભ લેતી અને ઉત્કૃષ્ટભાવે દાન દેતી. સંતોના દર્શન કરતી અને સમય મેળવીને શાસ્ત્રની સ્વાધ્યાય વાંચન વિગેરે કરતી હતી. કદાચ તમને થશે કે પુત્રની પ્રાપ્તિ માટે વધુ કરતી હતી ? "ના". એવું ન સમજશો. એ તો તદ્દન નિરાશંસભાવે, આત્મલક્ષે, આત્મકલ્યાણની બુધ્ધિથી ધર્મ કરતી હતી. તેનો ધર્મ પ્રત્યેનો અનુરાગ અને અટલ શ્રધ્ધા જોઈને ઈન્દ્રમહારાજાએ પોતાની દેવસભામાં સુલશાની ખૂબ પ્રશંસા કરતાં દેવોને કહ્યું હે દેવો ! મનુષ્યલોકમાં રાજગૃહી નગરીમાં વસતી સુલશા શ્રાવિકાની ધર્મ પ્રત્યે એવી અચલ શ્રધ્ધા છે કે તેને કોઈ દેવ પણ ચલાયમાન કરી શકે તેમ નથી. આ સાંભળીને ઈન્દ્રના સેનાપતિ હરિણગમેષી દેવના મનમાં તરંગ જાગ્યો કે અમારા જેવા નાના દેવો તો જેના તેના વખાણ કરે પણ આવા ઈન્દ્ર મહારાજા જેવા વખાણ કરે છે તો એ સુલશાની ધર્મશ્રધ્ધા કેવી હશે ! એની પરીક્ષા કરવા જાઉં. એ સાધુસંતોની ખૂબ ભક્તિ કરે છે, ઉત્કૃષ્ટ ભાવે દાન આપે છે. તો તેની ભક્તિ કેવી છે તે જોઉં ! હવે હરિણગમેષી દેવ સુલશાની પરીક્ષા કરવા માટે કેવી રીતે આવશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર :- "સતી દ્રૌપદીના ચીર ખેંચવા ઉભો થયેલો દુઃશાસન** :- ભરસભામાં સતી દ્રૌપદી ઉભી છે. દુષ્ટ દુઃશાસન તેના ચીર ખેંચીને નગ્ન કરવા તૈયાર થયો છે. આ સમયે દ્રૌપદી પ્રભુને પોકાર કરે છે કે હે ભગવાન ! હે શાસનના રખેવાળ દેવો ! મારી વહારે આવો ને મારી લાજ રાખો. આ પાપી સને ભરસભામાં નગ્ન બનાવી મારી લાજ લૂંટવા ઉઠયો છે. જેનું કોઈ આ દુનિયામાં બેલી નથી તેનો બેલી ભગવાન છે. હે પ્રભુ ! હું ખોળો પાથરીને તને વિનવું છું કે **"દુનિયા રૂઠે તો ભલે રૂઠે પણ તું ના રૂઠીશ મારા નાથ રે....લાજ મારી રાખો પ્રભુ."** હે ભગવાન ! દુર્યોધન, દુઃશાસન અને કર્ણ વિગેરે મારા ઉપર રૂઠયાં છે, ત્યારે મારા પતિ કેમ મારી વહારે આવતા નથી ! ભિષ્મપિતામહ વિદુરજી વિગેરે તો મારા પિતા સમાન છે. હું તેમની પુત્રી જેવી છું. છતાં એ પણ દુર્યોધનને કેમ કંઈ કહેતાં નથી ? ને કપડાથી મોઢું ઢાંકીને બેઠાં છે ? તો હે પ્રભુ ! તું એ બધાથી મહાન દયાળુ છે. મારી લાજ રાખજે. મને શ્રધ્ધા છે કે તું મારી વહારે જરૂર આવશે, અને નહિ આવે તો મને શું ચિંતા છે ? લાજ જશે તો મારી નહિ પણ ધર્મની લાજ જશે. (અહીં પૂ. મહાસતીજીએ નરસિંહ મહેતા અને કુંવરબાઈનું દૃષ્ટાંત આપ્યું હતું.) દ્રૌપદીની હૃદયપૂર્વકની પ્રાર્થનાથી શીયળના

રક્ષક દેવોનું આસન ચલાયમાન થયું. સતીને કષ્ટમાં જોઈને દેવોનું હૃદય પણ કંપી ઉઠયું.

બંધુઓ ! આ સમયનું દૃશ્ય એવું કરૂણ હતું કે ભલભલા કઠોર હૃદયના માનવીનું હૃદય કંપી જાય તેમાં નવાઈ નથી પણ અહીં દેવનું હૃદય પણ કંપી ગયું. મને તો એમ થાય છે કે આપણને અત્યારે આ પ્રસંગ વાંચતા આંખમાં આંસુ આવી જાય છે તો આ બનાવ બન્યો હશે ત્યારે કેવું દૃશ્ય હશે ! આખી નગરીના લોકો પણ રડી રહ્યા છે. દુઃશાસને દ્રૌપદીની સાડીનો પાલવ ખેંચ્યો. આજે કોઈ સ્ત્રીની સાડી કોઈ પરાયો પુરૂષ ખેંચે તો સરકારમાં ફરીયાદી કરવામાં આવે છે, પણ અહીં તો ખુદ રાજા નિર્લજ અને ક્રૂર બની ગયો છે, તો કોને ફરિયાદ કરવી ? સતીએ પ્રભુને ફરિયાદ કરી. તેના શીયળનું રક્ષણ કરવા દેવ આવ્યો. જયાં દુઃશાસને સાડી ખેંચી ત્યાં તેના શરીર ઉપર બીજી સાડી ઢંકાઈ ગઈ.

**ચીર ખેંચતા થયેલો ચમત્કાર :** એક સાડી ખેંચી ત્યાં બીજી સાડી અને બીજી ખેંચી રહ્યાં ત્યાં ત્રીજી સાડી એના શરીર ઉપર વીંટળાઈ જવા લાગી દુઃશાસન સતીના શરીર ઉપરથી ચીર ખેંચે છે ને સતી કુંદડીની જેમ ચકર ચકર ફરે છે. દુર્યોધન, દુઃશાસન, અને કર્ણ સિવાય સભામાં બેઠેલાં બધા માણસો આંખ બંધ કરીને બેઠા છે. અરેરે....અમારી આંખે આવું દૃશ્ય કેમ જોવાય ? પણ આ પાપીને શરમ નથી આવતી. જરૂર શાસન દેવ સતીની લાજ રાખશે.

**શાસનદેવે સતીના પૂરેલા ચીર :**–દેવ અદૃશ્ય રીતે સતીની પડખે ઉભો રહી દુઃશાસન જેમ જેમ ચીર ખેંચતો જાય છે તેમ તેમ દેવ ચીર પૂરતો જાય છે અને એક પછી એક કિંમતી પચરંગી ઝરીની સાડીઓ અંદરથી નીકળતી જાય છે. આ જોઈને આખી સભા ચકિત થઈ ગઈ. આ શું ? દુર્યોધન પણ વિચારમાં પડી ગયો કે આ દ્રૌપદી કોઈ સ્ત્રી છે કે માયાવી જાદુગરણી છે ? એ કપટી મંત્ર-જંત્ર કરતી લાગે છે. દેખો, એ કહેતી હતી ને કે મેં તો એક જ સાડી પહેરી છે પણ કેટલી સાડીઓ પહેરીને આવી છે ? દુર્યોધન ક્રોધ કરીને કહે છે કે એ જેટલી સાડીઓ પહેરીને આવી છે તે બધી ઉતારી લો ને તેને નગ્ન કરો. એના અંગ ઉપર એક કપડું રાખશો નહિ, પણ મૂર્ખો વિચાર નથી કરતો કે આટલી બધી સાડીઓ કેવી રીતે પહેરી હશે ?

દુઃશાસન જેમ જેમ ક્રોધ કરીને સાડીઓ ખેંચતો જાય છે તેમ તેમ નવી નવી સાડીઓ નીકળતી જાય છે. પૂરી થતી નથી. સાડીઓનો મોટો ઢગલો થયો. તેની સાડીઓનાં તેજથી આખી સભામાં પ્રકાશ પ્રકાશ થઈ ગયો. દુઃશાસનના બે હાથ દુઃખવા આવ્યા ને થાકી ગયો પણ પકડેલું નાકું કેમ છોડાય ? તેથી વસ્ત્રો ખેંચ્યે જ જાય છે.

**એક શત આઠ ચીર બઢે હૈં, અનુપમ ઔર પરમ ।**
**શીલ પ્રભાવે સભા બીચમેં, ઉસકી રખી શર્મ હો–શ્રોતા–**

આમ એક પછી એક દેવે એકસોને આઠ ચીર પૂર્યા. એ પણ એક પછી એક ચઢીયાતા મૂલ્યવાન ચીર હતાં. બહુ વર્ણન કરીશ તો અમારી આ બહેનોને લેવાનું મન થઈ જશે.

(હસાહસ) એટલે આઠ ચીર ખેંચતાં દુઃશાસન થાકી ગયો. તેને તાવ ચઢી ગયો એટલે તે ઝંખવાણો પડીને બેસી ગયો ને સતીની લાજ રહી ગઈ. આ સમયે આકાશમાંથી દેવોએ સતી દ્રૌપદીનો જયજયકાર બોલાવ્યો. જય હો....વિજય હો સતી દ્રૌપદીનો. આ દિવ્ય શબ્દો સભામાં બેઠેલા તેમજ આખી ઇન્દ્રપ્રસ્થ નગરીના લોકોએ સાંભળ્યા. સૌના હૈયા હરખાઈ ગયા. અહો! દુનિયામાં સત્ય ક્યાંય છાનું રહેતું નથી. સત્યનો જય અને પાપનો ક્ષય થયા વિના રહેતો નથી. આ દુષ્ટ દુર્યોધન રાજાએ સત્તાના મદમાં આવીને પવિત્ર સતીને સંતાપી છે. આવું કષ્ટ આપ્યું છે પણ તેના કર્મો તેના બૂરા હવાલ કરશે. ખુદ દુર્યોધનની પ્રજા તેના માટે આવા શબ્દો બોલે છે ને સતીનો જયજયકાર બોલાવે છે. સારી નગરીમાં સતીની પ્રશંસા અને દુર્યોધનની નિંદા થાય છે. આગળ શું બનશે તેના ભાવ અવસરે.



## વ્યાખ્યાન નં. ૭૩

ભાદરવા સુદ ૧૧ને શુક્રવાર                                                  તા. ૨૩-૯-૭૭

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! અનંત કરૂણાના સાગર શાસ્ત્રકાર ભગવંતો કહે છે કે આ જિનશાસન વિશાળ સાગર જેવું છે. સાગરમાં અમૂલ્ય રત્નો ભરેલાં છે. જે પુરૂષાર્થ કરે છે અને મહાસાગરમાં મરજીવો બનીને ડૂબકી લગાવે છે તે રત્નો મેળવી શકે છે. જૈન શાસનમાં એવું નથી કે જૈનો જ લાભ લઈ શકે છે. જે કરે તેનો ધર્મ છે. ચાહે બ્રાહ્મણ હોય, વૈશ્ય હોય ક્ષત્રિય હોય કે ક્ષુદ્ર હોય. બધા જૈન ધર્મનું પાલન કરી શકે છે. જૈન કુળમાં જન્મ્યો હોય પણ જો ધર્મના સંસ્કાર ન હોય, ધર્મનું જ્ઞાન ન હોય, જૈન ધર્મના નિયમોનું પાલન કરતો ન હોય તે સાચો જૈન નથી અને બ્રાહ્મણ પટેલ વિગેરે કુળમાં જન્મ્યો હોય પણ જો તેને જૈન ધર્મની શ્રધ્ધા હોય, જૈન ધર્મના નિયમોનું પાલન કરતો હોય તો તે ભાવે જૈન ધર્મી છે. અહીં કોઈ જ્ઞાતિ કે કોમના ભેદભાવ નથી. જૈન ધર્મમાં ચોવીસ તીર્થંકરો થઈ ગયા તે બધા ક્ષત્રિયો છે. ક્ષત્રિયો કર્મ કરવામાં શૂરા હોય છે ને ધર્મ કરવામાં પણ શૂરવીર હોય છે. રણે ચઢેલો ક્ષત્રિય શત્રુની સામે નગ્ન તલવાર લઈને ઝઝૂમશે. કાં પોતે મરશે ને કાં તો શત્રુને મારશે પણ નગ્ન તલવારો ઝીંકાતી જોઈને એવો વિચાર નહિ કરે કે હું લડાઈમાં ખપી જઈશ તો? એ તો શૂર-વીર અને ધીર બનીને ઝઝૂમશે ને પોતાના પ્રાણનું બલિદાન આપીને રાજ્યનું રક્ષણ કરશે, તેમ જ્યારે આત્મા સાચો ક્ષત્રિય બને છે ત્યારે કર્મશત્રુ સામે શૂરવીર અને ધીર બનીને તપ ત્યાગની તીક્ષ્ણ તલવાર લઈને ઝૂમે છે. કર્મશત્રુનો સામનો કરવા જતાં શરીર સૂકાઈ જાય, કઠીનમાં કઠીન પરિષહ કે ઉપસર્ગો આવી જાય તો તે ડરતા નથી, પણ તેની સામે શૂરવીર બનીને સામનો કરે છે. તમે તો ઢીલી દાળનાં ખાનારા ને ઢીલું

ઢીલું બોલનારા છો. તમને કહેવામાં આવે કે કર્મોનો ક્ષય કરવા માટે તપ કરો. તો કહો છો કે અમારાથી તપશ્ચર્યા–ઉપવાસ નહિ બને. અમે કહીએ કે ઉપવાસ ન કરી શકો તો આયંબીલ થશે ને ? તો કહેશો કે 'ના' આયંબીલનું ભાવે નહિ, ત્યારે કહેવામાં આવે કે એકાસણું તો થશે ને ? તો કહેશો કે ના, મારે તો ત્રણે ત્રણ ટંક ખાવા જોઇએ છે. ઠીક, ઉપવાસ, આયંબલી કે એકાસણું કંઈ ન કરી શકો તો છેવટે ખાઇ પીને સામાયિક તો કરી શકશો ને ? તો કહેશો કે સામાયિક કરતાં કેડ દુઃખે છે. (હસાહસ) કર્મ સામે કેસરીયા કરવા માટે આવી નબળાઈ કામ નહિ આવે. સબળા બનવું પડશે તો જ કર્મ-શત્રુઓને પરાજિત કરી મોક્ષપુરીના મહેમાન બની શકશો.

આપણે જેમનો અધિકાર ચાલે છે તે ગજસુકુમાલ કેવા કોમળ હતા. એ તો તમે સાંભળી ગયા ને ? હાથીના તળાવા જેવું કોમળ તેમનું શરીર હતું. મહાન વૈભવમાં ઉછેર્યા હતા. બહોતેર કળાનું જ્ઞાન મેળવ્યું. સાથે ધર્મકળાનું જ્ઞાન પણ મેળવશે, અને એ ધર્મકળા દ્વારા કર્મ સામે કેસરિયા કરવા કર્મ મેદાનમાં સાચા ક્ષત્રિય બનીને ઝઝૂમશે તે વાત તો આગળ આવશે.

**પૂ. બા. બ્ર. રત્નચંદ્રજી મહારાજ સાહેબની પૂણ્યતિથિ**

**આજે અમારા મહાન ઉપકારી, શાસનના શિરતાજ, સંતોના શિરોમણી, ચારિત્રચુડામણી સ્વ. આચાર્ય ગચ્છાધિપતિ બા. બ્ર. પૂ. પંડિતરત્ન, ક્ષમામૂર્તિ ગુરૂદેવ શ્રી રત્નચંદ્રજી મહારાજ સાહેબની ૨૯ મી પુણ્યતિથિનો પવિત્ર દિવસ છે.** પૂ. ગુરૂદેવ શ્રી ક્ષત્રિયપુત્ર હતા. આજે જન્મજયંતિ અને સ્વર્ગારોહણ પુણ્યતિથિ કોની ઉજવાય છે ? જે મનુષ્ય જન્મીને સંસારના કાદવમાં ખૂંચેલો રહે છે, જીવનમાં કંઈ સાધના કે ક્રાન્તિ કરતા નથી. વિકાસ સાધતા નથી. તેને કોઇ યાદ કરતું નથી. તેને કોઈ જીવતાં કે મરતાં જાણતું નથી. જે શાસનમાં કે સમાજમાં કંઈ સારા કર્તવ્યો કરીને જાય છે તેને દુનિયા યાદ કરે છે. તેના નામ ઉપર આંસુ સારે છે, અને તેમની પુણ્યતિથિ ઉજવે છે.

પૂજ્ય ગુરૂવર્ય એક મહાન સંત હતાં. તે માનવમાંથી મહામાનવ બની અદ્‌ભૂત યોગી બની ગયા. એ ધન્યાતિધન્ય, મહાન પુણ્યાત્મા હતા. એવા ભવ્ય યોગાત્મા હતા. એવા મહાન પવિત્ર સંતોને પુણ્યશાળી આત્માઓ ઓળખી શકે છે. એમના ગુણો, તીવ્ર બુધ્ધિ અને એમના કાર્યો જોતાં મને તો એમ જ થાય છે કે આ કોઈ માનવ હતા કે કોઈ દૈવી પુરૂષ હતા ! જેમણે જગતમાં જન્મીને જીવનને સફળ બનાવ્યું છે, અને અમારા જેવા આત્માઓને જીવન સફળ બનાવવા માટેની ચાવી આપીને ગયા છે. ખરેખર ! હું મારા ગુરૂ છે એટલે વિશેષ નથી કહેતી પણ એ ગુરૂદેવના જીવનમાં અગણિત ગુણો હતાં. બુધ્ધિ અલૌકિક હતી હું હજારો જીભ ભેગી કરીને જીવનભર આ ગુરૂદેવનાં ગુણો ગાયા કરું તો પણ પાર નહિ આવે. એટલા અપાર તેમનાં ગુણો હતાં. પૂ. ગુરૂદેવના જીવનમાં સરળતા, વિનય, નમ્રતા આદિ ગુણો હતાં. સંઘમાં, સમાજમાં અને શાસનમાં

તેમનું સ્થાન ખૂબ ઉંચું હતું. આવા મહાન પ્રભાવશાળી ગુરૂદેવના જીવનમાં સરળતા અને લઘુતા અજોડ હતી. ખરેખર, તેઓ શાસનના શિરતાજ અને ગચ્છાધિપતિ હતા છતાં ક્યારે પણ એમના મનમાં ઉંડે ઉંડે પણ એવું ન હતું કે હું પ્રખર વિદ્વાન છું, આચાર્ય છું, ગચ્છાધિપતિ છું. તેમને જ્યારે કોઈ પૂછે ત્યારે તેઓશ્રી એક નાનામાં નાના સાધુની માફક એમ કહેતાં કે હું કોઈ મહાન આચાર્ય, વિદ્વાન કે જ્ઞાની નથી, પણ હું તો કષાયથી યુક્ત અને રાગ-દ્વેષથી ભરેલો એક આત્મા છું. તો વિચાર કરો કે એમના જીવનમાં કેવી લઘુતા હશે! અત્યારના આચાર્ય કે સામાન્ય સાધુમાં આવી લઘુતા અને સરળતા ભાગ્યે જ જોવા મળે છે.

બંધુઓ! આવા ગુણગુણના ભંડાર, પરમ તારક, શાસનના શણગાર, વિરલ વિભૂતિ પૂજ્ય ગુરૂદેવના ગુણોને યાદ કરતાં આંખમાં આંસુ આવી જાય છે. આવા અનંત ઉપકારી ગુરૂદેવ અમને છોડીને ચાલ્યા ગયા છે પણ એમના ગુણરૂપી સુમનોની સુવાસ અમારા માટે મૂકીને ગયા છે. આજે મારા મનમાં એમ થાય છે કે હું કયા શબ્દોમાં ગુરૂદેવના ગુણોનું વર્ણન કરું! હું તેમને માતા કહું, પિતા કહું કે મારા ભગવાન કહું, જે કહું તે મારા મન મારા ગુરૂ છે.

गुरु ब्रह्मा गुरु विष्णु, गुरु देवो महेश्वरः ।
गुरुदेव परब्रह्म, तस्मै श्री गुरवे नमः ॥

ગુરૂ બ્રહ્મા છે, ગુરૂ વિષ્ણુ છે, ગુરૂ જ દેવ, ગુરૂ જ મહેશ્વર અને ગુરૂદેવ જ પરબ્રહ્મસ્વરૂપ છે. તેથી ગુરૂદેવને કોટી કોટી નમસ્કાર છે. આપણા અંધકાર ભરેલા જીવનમાં પ્રકાશ પાથરનાર ગુરૂદેવો દીવાદાંડી સમાન છે. ભગવંતે શાસ્ત્રમાં શું કહ્યું છે? આત્મકલ્યાણ કરવા માટે ચરમ તીર્થાધિપતિ ભગવાન મહાવીરસ્વામી આપણને કેવી આજ્ઞા કરી ગયા છે તે પૂજ્ય ગુરૂદેવ પોતાના જીવન દ્વારા અમને સમજાવી ગયા છે. જગતને જીતવાની પરમ જડીબુટ્ટી અમને બતાવી ગયા છે. એ ગુરૂદેવે અમારા માટે શું નથી કર્યું? શું નથી આપ્યું? ને શું નથી શીખવાડયું? એમણે અમારા માટે બધું કર્યું છે, બધું આપ્યું છે ને બધું શીખવાડયું છે. એવા ગુરૂદેવના જીવનનું યથાશક્તિ વર્ણન કરું છું.

ખંભાત સંપ્રદાયની પરંપરામાં મહાન વિદ્વાન, તેજસ્વી, ઓજસ્વી હીરલા અને વીરલા સમાન ઘણાં ગુરૂ ભગવંતો થઈ ગયા છે. તેઓ રત્નત્રયીની આરાધના કરી આત્માનંદની અનુભૂતિ કરી જીવન જ્યોત જગાવી ગયા છે. પૂજ્ય બા. બ્ર. શ્રી રત્નચંદ્રજી મહારાજ સાહેબ પણ તેમાંના એક મહાન તેજસ્વી આચાર્ય હતા. એ તારક ગુરૂદેવ ઉત્તમ ગુણરૂપી રત્નોના ભંડાર હતા. જેમનું નામ જ રત્નચંદ્રજી હતું. તેવા તેમનામાં રત્ન સમાન તેજસ્વી અને ચંદ્રના સમાન શીતળ ગુણો હતા. એ ગુણરૂપી રત્નોના પ્રકાશથી તેમનું જીવન ઝગમગતું હતું. આવા પૂ. ગુરૂદેવનો જન્મ ખંભાત નજીક આવેલી પવિત્ર

સાબરમતી નદીના કિનારે આવેલા ગલીયાણા નામે નાનકડા ગામમાં વિક્રમ સંવત ૧૯૪૨ના કારતક સુદ ૧૧ ના પવિત્ર દિવસે થયો હતો. આ ગલિયાણા ગામમાં મોટા ભાગે ગરાશિયા રાજપૂતોની વસ્તી હતી. આ પવિત્ર ભૂમિમાં જેતાભાઈ નામે એક રાજપૂત ગરાસિયા કિસાન વસતાં હતાં. તેમના પત્નીનું નામ જયાકુંવરબેન હતું. બંને આત્માઓ સરળ હૃદયી અને પવિત્ર હતા. જેમ કાદવમાં કમળ પેદા થાય છે. તેમ આ દંપતીને ઘેર સમય જતાં એક પુત્ર રત્નની પ્રાપ્તિ થઈ કહેવત છે ને કે પુત્રના લક્ષણ પારણામાં ને વહુના લક્ષણ બારણામાં તે અનુસાર પુત્રનો જન્મ થતાં જ તેના લક્ષણ પરખાઈ આવે છે.

બંધુઓ! કુળમાં દિપક સમાન તેજસ્વી પુત્ર આવે છે તો તેના સારાએ કુળને ઉજ્જવળ બનાવે છે, સુલક્ષણી વહુ આવે છે તો વડીલોની સેવા અને તેમની આજ્ઞાનું પાલન કરીને કુળમાં લક્ષ્મી દેવીની માફક પૂજાય છે ને ઘરનાં બધા માણુસો તેના ગુણોનું આચરણ કરે છે. પૂ. ગુરૂદેવ એમના કુળમાં દીપક સમાન હતા. જુઓ, એ પવિત્ર પુરૂષનો જન્મદિન પણ પવિત્ર હતો. કારતક સુદ ૧૧ નો દિવસ એટલે વૈષ્ણવોમાં તે દિવસ દેવઉઠી અગિયારસનો ગણાય છે. તેમનું ચાતુર્માસ તે દિવસે પૂર્ણ થાય છે એટલે તે મોટી અગિયારસ મનાય છે. આપણું ચાતુર્માસ કારતક સુદ પૂનમના દિવસે પૂર્ણ થાય છે પણ એ ચાતુર્માસની છેલ્લી અગિયારસ હોવાથી આપણામાં પણ તેનું ઘણું મહત્ત્વ છે. આવા પવિત્ર દિવસે પૂ. ગુરૂદેવનો જન્મ થયો હતો.

**બાલપણમાં માતપિતાનો પહેલો વિયોગ :** "તેમનું નામ રવાભાઈ પાડવામાં આવ્યું હતું. રવા એટલે પ્રકાશ. કોને ખબર હતી કે આ નાનકડો રવો રત્ન જેવો તેજસ્વી બનશે! આ નાનકડું ગાલિયાણા ગામ છોડીને ખંભાત સંપ્રદાયનો નાયક બનશે! આ ખેતરની ખેડ છોડીને માનવ જીવનરૂપી ક્ષેત્રમાં ખેડ કરી મોક્ષનાં અમૂલ્ય મોતી પકાવશે! આ નાનકડો બાલુડો કેવો પુણ્યાત્મા બનશે તેની પહેલેથી કોઈને ખબર હોતી નથી, પણ માનવનું ઉપાદાન જાગે છે ત્યારે તેને નિમિત્ત મળતાં સંત સમાગમ થાય છે અને આત્મા કંકરમાંથી શંકર, નરમાંથી નારાયણ, જનમાંથી જનાર્દન આત્મામાંથી પરમાત્મા, માનવમાંથી મહામાનવ અને સાધકમાંથી સિધ્ધ બને છે, તેમ આ રવાભાઈને કેવું નિમિત્ત મળ્યું તે તમને તેમના જીવન ચરિત્રનું શ્રવણ કરવાથી સમજાઈ જશે. જેતાભાઈને ત્યાં રવાભાઈ સિવાય એક પુત્ર અને પુત્રીનો જન્મ થયેલો. આ સંતાનોનું સુખ એમના માતા–પિતાના ભાગ્યમાં જોવાનું નહિ ને સંતાનોના માતા–પિતાનું સુખ લખાયેલું નહિ એટલે ત્રણે બાલુડાઓને બાલપણમાં રડતા મૂકીને માતા પિતા સ્વર્ગે સિધાવી ગયા.

**"રવાભાઈનું વટામણમાં આગમન" :–** તેમના કાકા કાકીના આશ્રયે ત્રણ બાળકો મોટા થવા લાગ્યા. રવાભાઈનાં જીવનમાં બાલપણથી જ વિનય, નમ્રતા, ગંભીરતા, વિગેરે ઉત્તમ ગુણો તરી આવતાં હતાં. તેમનો મૂળ ધર્મ સ્વામીનારાયણ હતો. કુટુંબમાં

ધર્મના સારા સંસ્કારો હતા. આ રવાભાઈ તેર વર્ષના થયા. તેમનું મુખ્ય કાર્ય ખેતીનું હતું. ગલીયાણાથી બે ત્રણ માઈલ દૂર વટામણ ગામ હતું. ત્યાં તેમની જમીન-જાગીર ઘણી હતી. એક દિવસ કાકાએ કહ્યું: રવા! તું વટામણ જઈને ખેતરમાં તપાસ કરી આવ કે પાક કેવો છે? આ નાનકડા રવાભાઈને કાકા અવારનવાર ખેતીવાડીનું ધ્યાન રાખવા વટામણ મોકલતાં હતાં, અને તેઓ નીડરતાથી જતા હતા. બાકી નાનકડા બાલુડામાં આટલી નીડરતા ક્યાંથી હોય! આજે દશ વર્ષના છોકરાને રાત્રે અંધારું થઈ ગયા પછી બહાર મોકલશો તો કહી દેશે કે ના, બાપુજી, મને અંધારામાં બીક લાગે. આવા ડરપોક છોકરા હોય છે ત્યારે આ તો શૂરવીર સિંહ હતો. એક વખત તેમને વટામણમાં રાત રોકાવાનું બન્યું. ઉપાશ્રયની બાજુમાં તેમના સંબંધી રહેતા હતા. તેમને ત્યાં ઉતર્યા. રાત્રે ચોકમાં ખાટલો ઢાળીને સૂતા હતાં. આ સમયે ખંભાત સંપ્રદાયના પ્રખર વિદ્વાન મહાસતીજીનું વટામણમાં ચાતુર્માસ હતું. પ્રતિક્રમણ પૂર્ણ થયા બાદ મહાસતીજી અધ્યાત્મ ભાવથી ભરેલું એક સ્તવન મધુર કંઠે ગાતાં હતાં.

**"સતીજીના સ્તવને રવાભાઈનો જગાડેલો આત્મા":**-સ્તવનનો સૂર રવાભાઈના કાને પડ્યો. તે એક ચિત્તે સાંભળવા લાગ્યા. સ્તવન પૂરું થયા બાદ તેમના સબંધીને પૂછ્યું કે કોણ ગાતું હતું? ત્યારે કહ્યું-ભાઈ! આ બાજુમાં જૈન ઉપાશ્રય છે. તેમાં એક જૈન સાધ્વીજી દરરોજ આવા ભજનો ગાય છે. રવાભાઈએ કહ્યું-આપણાથી ત્યાં જવાય? તેમના સબંધીએ કહ્યું કે તે સાધ્વીજી છે એટલે રાત્રે તેમની પાસે પુરૂષથી જઈ શકાય નહિ. સવારે સૂર્યોદય પછી જઈ શકાય. માટે સવારે જઈશું. રવાભાઈને સતીજી પાસે જવાની લગની લાગી, ને મનમાં એમ થવા લાગ્યું કે ક્યારે સવાર પડે ને હું સતીજી પાસે જાઉં ને સત્સંગ કરું. એમને ઉંઘ આવતી નથી ને તમને ઉપાશ્રયે આવતાં ઉંઘ આવે છે. ક્યારે વ્યાખ્યાન પૂરું થાય ને ક્યારે ઘેર જાઉં તેની રાહ જોવાતી હોય છે. કેમ બરાબર છે ને? સવાર પડતાં રવાભાઈને તેમના સબંધી મહાસતીજી પાસે લઈ ગયા. એમના સ્વામીનારાયણ ધર્મની રીતે વંદન નમસ્કાર કરીને બેઠાં ને કહ્યું કે મહાસતીજી! આપે રાત્રે જે ગીત ગાયું હતું તે ગાઈ સંભળાવો.

**"સતીજીના ઉપદેશમાં મસ્ત બનેલા રવાભાઈ":**-પહેલાના ભજનોમાં ભાવ ઘણાં હતાં. એ સાંભળીને માણસને બોધ મળતો હતો. આજે તો જૂના સ્તવનો, ગીતો કોઈને સાંભળવા ગમતાં નથી. કારણ કે એ નવા ગીતોમાં ગમે તેવા સારા ભાવ હોય પણ એ સાંભળતાં સિનેમાનાં ગીતો તમને યાદ આવે છે. રવાભાઈની જિજ્ઞાસા જોઈને મહાસતીજીએ ગીત સંભળાવ્યું. રવાભાઈને ખૂબ આનંદ થયો. તેમને જૈન ધર્મનું તત્ત્વ વિજ્ઞાન જાણવાનું મન થયું. એમણે મહાસતીજીને કહ્યું-મારા આત્માનો ઉદ્ધાર થાય તેવું મને કંઈક સમજાવો. મહાસતીજીના મનમાં થયું કે આ ગરાસીયાનો છોકરો છે. એ જ્ઞાનની ઝીણી વાતો સમજશે નહિ, પણ મહાસતીજીને ક્યાં ખબર હતી કે આ રવામાંથી કિંમતી

રત્ન પાકવાનું છે. એમણે કહ્યું જો ભાઈ! ઝાડનું એક પાંદડું તોડવામાં પાપ છે. જૂ, લીંખ, કીડી, માંકડ વિગેરે મારીએ તો બહુ પાપ લાગે. સંસારની દરેક કાર્યવાહી પાપથી ભરેલી છે, ત્યારે કહે છે મહાસતીજી! તમે બધે પાપ, પાપ અને પાપ જ કહો છો તો ક્યાંય પુણ્ય છે જ નહિ? ત્યારે મહાસતીજીએ પુણ્યની વાતો સમજાવી. સાંભળીને એમને વૈરાગ્ય આવી ગયો, ને મહાસતીજીને કહ્યું કે મારે તમારા જેવા બનવું છે. મારે આ પાપભર્યા સંસારમાં રહેવું નથી.

**"રવાભાઈનો જાગી ઉઠેલો આત્મા"** :–દેવાનુપ્રિયો! સાંભળો. આ જૈન ન હતાં છતાં એક જ વખત સાંભળીને વૈરાગ્ય આવી ગયો ને તમે કેટલું સાંભળ્યું? છતાં તમને વૈરાગ્ય આવે છે ખરો? (શ્રોતામાંથી અવાજઃ–એ ક્ષત્રિય હતા, અમે વાણીયા છીએ.) જંબુસ્વામી પણ વાણીયા હતાં ને? (હસાહસ) ઉપાશ્રયે આવતાં પથરણાં ઘસાઈ ગયાં ને પથરા પણ ઘસાઈ ગયા. ઘરડાં થયા છતાં પણ સંસારનો મોહ છૂટતો નથી. કેવી અજબ જેવી વાત છે! રવાભાઈ મહાસતીજીનો ઉપદેશ સાંભળીને ઘેર આવ્યા, પણ ક્યાંય તેમનું ચિત્ત ચોંટતું નથી. જેમ તેમ કરીને આઠ દિવસ પસાર કર્યા. એક દિવસ તે ખેતરમાં કાલા વીણાવવા માટે ગયા. માણસો કાલા વીણે છે. સાથે પોતે પણ કાલા વીણવા લાગ્યા. પંદર વીસ કાલા વીણ્યા ત્યાં દિલમાં રણકાર થયો કે મહાસતીજી કહેતાં હતાં કે એક પાંદડુ તોડવામાં પણ પાપ છે તો આટલા બધાં કાલા વીણતાં કેટલું પાપ લાગશે? મારે આવું પાપ કરવું નથી, એ કાલા વીણવાનું કામ છોડીને ઘેર આવ્યાં ને કાકાને કહ્યું કે મારે આ પાપમય સંસારમાં રહેવું નથી. મારે દીક્ષા લેવી છે. કાકાએ કહ્યું–તારે વળી દીક્ષા કેવી? ને પાપ શું? ત્યારે કહે છે કે હું વટામણ જૈન સાધ્વીજી પાસે ગયો હતો. તેમણે મને પાપ અને પુણ્યની ખૂબ સુંદર વાતો સમજાવી, ત્યારથી મને દીક્ષા લેવાનો રંગ લાગ્યો છે.

કાકાએ કહ્યું ભાઈ! તું નાનો કહેવાય! પુણ્ય પાપની વાતોમાં શું સમજે! રવાભાઈએ કહ્યું, હું બધું સમજું છું. કાકાએ ઘણું સમજાવ્યો પણ એમનો વૈરાગ્ય દૃઢ હતો. કાકાએ જાણ્યું કે આ હવે કોઈ રીતે રહેવાનો નથી. એટલે કહ્યું કે જો તારે દીક્ષા લેવી જ હોય તો આપણા સ્વામીનારાયણ ધર્મમાં લે, ત્યારે કહે કે દીક્ષા લેવા ક્યાં જવાનું? કાકાએ કહ્યું, ગઢડા સ્વામી પાસે જા. તેમનો સમાગમ કર. આ તો ફુલ જેવો બાલુડો હતો, તેને તો આત્મકલ્યાણ કરવા સાથે કામ છે. સ્વામીનારાયણ કે જૈનનાં ભેદભાવ નહોતા. એ તો સ્વામીનારાયણની ગાદીના ગામ ગઢડા ગયા. ત્યાં સ્વામીજીને મળ્યા. સ્વામીજીએ પૂછ્યું, છોકરા! તું ક્યાંથી આવ્યો છે? રવાભાઈએ કહ્યું કે હું ગલીયાણાથી આવું છું ને મારે દીક્ષા લેવી છે. સ્વામીજીએ પૂછ્યું, તમારે શું કામ ધંધો છે? રવાભાઈએ કહ્યું અમે ખેતીવાડી કરીએ છીએ. અમે બે ભાઈ અને એક બહેન છીએ, ત્યારે સ્વામીજીએ કહ્યું,

કે તારા ભાગની જેટલી મિલ્કત હોય તેટલી અમારી ગાદીના ભંડારમાં અર્પણ કરી દે તો તમને અમારા પંથના બ્રહ્મચારી સાધુ બનાવવામાં આવશે.

**"રવાભાઈ સાચા ગુરૂની શોધમાં"** આ સાંભળીને રવાભાઈ વિચારમાં પડી ગયા કે આ શું? જે પૈસા અનર્થની ખાણ જેવાં છે, જે પરિગ્રહની મમતા જીવને અધોગતિમાં લઈ જનાર છે તેને જે છોડે તે સાચો સાધુ બની શકે છે. પેલા જૈન સાધ્વીજી તો એમ કહેતાં હતાં કે સાધુ કંચન, કામિનીના ત્યાગી હોય, સાધુથી પૈસાને સ્પર્શ પણ ન થાય ત્યારે આ સાધુઓમાં તો પૈસાનો મોહ અને મમતા ભારોભાર ભરેલી છે. તો એ લક્ષ્મીના મોહરૂપી કીચડમાં ખૂંચેલા માનવી આત્મકલ્યાણ કેવી રીતે કરી શકે? આ પંથમાં સાધુ થવાથી આત્મકલ્યાણ થઈ શકે નહિ. જ્યાં ત્યાગ છે ત્યાં આત્મકલ્યાણ છે. માટે અહીં દીક્ષા ગ્રહણ કરવી વ્યર્થ છે. આમ વિચાર કરીને ત્યાંથી ચાલી નીકળ્યા, ને આવ્યા વટામણ મહાસતીજી પાસે. આપણે અહીં એ વિચારવાનું છે કે તેર વર્ષના બાલુડામાં કેવું આત્મમંથન હતું! કેવી તીવ્ર તેમની બુદ્ધિ! નહિતર આટલા નાના બાલુડામાં આવો વિવેક ક્યાંથી આવે? તે વટામણ આવીને મહાસતીજીને કહે છે મને તમારો ચેલો બનાવો. મહાસતીજીએ કહ્યું, ભાઈ! અમે સાધ્વીજી છીએ, અમારી પાસે તમારાથી દીક્ષા ન લેવાય, પણ તમને તીવ્ર જિજ્ઞાસા છે તો અમારા પૂ. ગુરૂદેવ છગનલાલજી મહારાજ સાહેબ ખંભાતમાં બિરાજે છે તો તમે ત્યાં જાઓ. વટામણના એક શ્રાવક ભાઈ તેમને ખંભાત પૂ. ગુરૂદેવ છગનલાલજી મહારાજ સાહેબ પાસે લઈ આવ્યા. પૂ. છગનલાલજી મહારાજ સાહેબ પણ ક્ષત્રિય રાજપૂત હતા. તેઓ પણ તત્ત્વજ્ઞ, બુદ્ધિશાળી અને પ્રતિભાશાળી હતા. તેમનામાં પણ ક્ષાત્ર તેજ ચમકતું હતું. ક્ષત્રિયને ક્ષત્રિય મળ્યો પછી શું બાકી રહે? રવાભાઈના મુખ ઉપર પણ વૈરાગ્યના તેજ ચમકતા હતા. તેમણે ગુરૂદેવના ચરણમાં પડીને કહ્યું, ગુરૂદેવ ગુરૂદેવ! મારે જલ્દી આત્મકલ્યાણ કરવું છે. મને જલ્દી આ સંસાર-કૂપમાંથી બહાર કાઢો.

**"રવાભાઈને અભ્યાસની લાગેલી લગની"** ગુરૂદેવે કહ્યું, ભાઈ! હજુ તું થોડા દિવસ અહીં રહે, અભ્યાસ કર, પછી દીક્ષા અપાય, ત્યારે તેમણે નમ્ર ભાવે કહ્યું, મારે દીક્ષા લેવા માટે જે અભ્યાસ કરવો પડશે તે કરવા હું તૈયાર છું. તેની જિજ્ઞાસા જોઈને ગુરૂદેવે સામાયિકનું સ્વરૂપ સમજાવ્યું એટલે રવાભાઈએ પ્રતિજ્ઞા કરી કે જ્યાં સુધી હું સામાયિક પૂરી ન શીખું ત્યાં સુધી જમવા સિવાય ભૂમિ ઉપર બેસવું નહિ. રવાભાઈને એવી લગની લાગી કે એક દિવસમાં સામાયિક શીખી ગયા, ને ૧૫ દિવસમાં પ્રતિક્રમણ શીખ્યા. કેવી અજબની લગની હશે! પ્રતિક્રમણ પછી છકાયના બોલ, નવતત્ત્વ વિગેરે શીખ્યા. જેમ જેમ ભણતા ગયા તેમ તેમ લગની વધતી ગઈ. છેવટે તેમણે ગુરૂદેવના ચરણ પકડીને કહ્યું, ગુરૂદેવ! હવે તો મારી એકેક ક્ષણ લાખેણી જાય છે. હવે મારામાં યોગ્યતા લાગે તો મને દીક્ષા આપો. ગુરૂદેવે કહ્યું. તારા કાકા કાકીની આજ્ઞા લઈ આવ. હર્ષભેર કાકા કાકી પાસે આવ્યા ને દીક્ષાની આજ્ઞા માંગી. કાકા કાકીએ તેમની ખૂબ કસોટી

કરી, પણ દૃઢ વૈરાગી બદલાયો નહિં. તેથી છેવટે આજ્ઞા આપતાં માથે હાથ મૂકીને કહ્યું, બેટા! તારું કલ્યાણ થાઓ. આજ્ઞા મળતાં રવાભાઈને ખૂબ આનંદ થયો. તે પોતાના કુટુંબીજનોને લઈને ખંભાત આવ્યા, ને તેમના સગાંઓની સાનિધ્યમાં તેમની આજ્ઞાથી દીક્ષાનું મુહુર્ત જોવામાં આવ્યું.

**"ખંભાતના આંગણે ભાગવતી દીક્ષા મહોત્સવ"** સંવત ૧૯૫૬ના મહા સુદ પાંચમ (વસંતપંચમી) નો દિન દીક્ષા માટે નક્કી થયો. વસંતપંચમીનો દિવસ શ્રેષ્ઠ મનાય છે. વસંતઋતુના આગમનથી પ્રકૃતિનું સૌંદર્ય ચારે તરફ ફૂલ્યું ફાલ્યું અને વિકસીત બને છે તેમ વસંતપંચમીનો દિન નક્કી થતાં બાલ વૈરાગી શ્રી રવાભાઈનું હૈયું વિકસીત થયું. હર્ષની હેલી વરસવા લાગી. રવાભાઈ દીક્ષા માટે ઘડીઓ ગણતા હતાં ખંભાત શહેરમાં આનંદ છવાયો હતો. છેવટે એ દિવસ આવી ગયો અને ખંભાત શહેરમાં પૂ. શ્રી છગનલાલજી મહારાજ સાહેબ પાસે રવાભાઈની ભાગવતી દીક્ષાનો ભવ્ય મહોત્સવ ઉજવાયો. તેમનો ઉચ્ચ વૈરાગ્ય અને તેમના જીવનમાં રહેલ ગુણો જોઈને પૂ. ગુરૂદેવ છગનલાલજી મહારાજસાહેબે તેમનું સંયમી નામ બા. બ્ર. પૂ. શ્રી **રત્નચંદ્રજી** મહારાજસાહેબ આપ્યું. આખરે તે અમૂલ્ય રત્નરૂપે પ્રકાશ્યું.

બંધુઓ! ક્ષત્રિયના બચ્ચા તો ક્ષત્રિય જ હોય ને! પૂ. છગનલાલજી મહારાજ સાહેબ ખૂબ તેજસ્વી, જ્ઞાની, ગુણીયલ ને ગંભીર હતા. તેમની વાણી સિંહ ગર્જના જેવી ગાજતી હતી. તેઓ પોતે વૈષ્ણુવ ધર્મી હતાં ને શિષ્ય સ્વામીનારાયણ ધર્મી હતા. બંનેનું પરિવર્તન એકસરખું હતું ને જ્ઞાતિ પણ સમાન હતી. બંને બળીયા પુરૂષો ભેગા થયા પછી કર્મ શત્રુઓની સામે બાથ ભીડવામાં શું બાકી રહે? કહેવાય છે ને કે "હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને." ધર્મ શૂરવીરનો છે, કાયરનો નહિ, તેમ રવાભાઈમાંથી રત્નચંદ્રજી મહારાજ સાહેબ બનેલા શૂરા ક્ષત્રિયે પોતાની શૂરવીરતા ઝળકાવવા માંડી.

**રવાભાઈનો અજોડ વિનયઃ**—પૂ. ગુરૂદેવની સાનિધ્યમાં રહી તે જ્ઞાનાભ્યાસ કરવા લાગ્યા. તેમનામાં વિનયનો અજોડ ગુણ હતો. જેથી સમુદાયમાં સર્વેને પ્રિય બન્યા. ગુરૂદેવની આજ્ઞા, ગુરૂદેવની સેવા અને તેમનો વિનય એ જ તેમના જીવનનો શ્વાસ હતો. તેઓ કદી ગુરૂદેવથી દૂર બેસતાં ન હતાં. જ્યાં ગુરૂદેવની દૃષ્ટિ પડે ત્યાં જ બેસતા હતાં. વિનયની મહત્તા અને અર્પણતાનો મહિમા અજોડ છે. જીવનમાં સર્વ સિદ્ધિઓ હસ્તગત કરવાની અને ગુરૂ ભગવંતોના હૃદયખજાના ખોલી રત્નત્રય પ્રાપ્ત કરવાની ચાવી હોય તો તે વિનય છે.

વિનય એ સમસ્ત ગુણોનો શણગાર છે. સમસ્ત ગુણો વિનયને આધીન છે. સરળતા, નમ્રતા, નિરભિમાનતા અને ભક્તિભાવ વગેરે સર્વ ગુણો વિનયમાંથી ઉદ્ભવે છે. આવશ્યક નિર્યુક્તિમાં શ્રી હરિભદ્ર સૂરીશ્વરજીએ કહ્યું છે કે

"विणओ जिण सासणे मूलं, विणओसंजओ भवे ।
विणयाओ विप्पमुक्कस्स, कओ धम्मो कओ तवो ॥"

વિનય એ જિનશાસનનું મૂળ છે. વિનયવંત આત્મા સાધુ બની શકે છે. જે વિનય રહિત છે તેના માટે સંયમ શું ને તપ શું ? અર્થાત્ વિનય રહિત આત્મા ગમે તેવો ઉગ્ર સંયમ પાળે કે અઘોર તપ કરે તેને જેટલો લાભ થવો જોઈએ તેટલો લાભ થતો નથી. વિનયથી જ્ઞાન, તપ વિગેરે સિદ્ધિઓ હાંસલ કરી શકાય છે. વિનય જેવો અદ્‌ભૂત બીજો ગુણ અર્પણુતા છે. હૃદયપૂર્વકની અર્પણુતા ગુરૂ હૃદયમાં અભેદતાનું અનેરું શાસન જમાવે છે. જ્યારે અર્પણુતા આવે છે ત્યારે ગુરૂ શિષ્યનો ભેદ ભૂલાઈ જાય છે. પૂ. ગુરૂદેવનું જીવન આવી અર્પણુતાના અત્તરની સૌરભથી મ્હેંકતું હતું ને વિનયની અદ્‌ભૂત પ્રભાથી પ્રકાશિત હતું. ગુરૂ આજ્ઞામાં સદા અનુરક્ત રહી "इंगियागार संपन्न" એટલે કે ગુરૂની ઇંગિત ચેષ્ઠાથી ગુરૂના મનોગત ભાવને જાણીને ગુરૂનું સમસ્ત કાર્ય કરતા હતા. આ રીતે પૂ. ગુરૂદેવના ચરણુમાં રહી વિનયમાં તરબોળ રહી અપ્રમત્તપણે ગુરૂ આજ્ઞાનું પાલન કરતાં સંયમ ભાવમાં વફાદાર રહેતાં હતાં. ગુરૂદેવના ચરણુમાં સમર્પિત થયેલા પૂ. રત્ન ગુરૂદેવ પોતાના સ્વાનુભવથી ઘણીવાર કહેતા કે સાધ્વીજી ! **"વિનયના આસન વિના જ્ઞાનના બેસણાં ન હોય."** વિનય એ જ્ઞાનાવરણીય કર્મને તોડવાનું અમોઘ શસ્ત્ર છે. માટે તમે પણ ગુરૂ આજ્ઞામાં સમાઈ જાઓ ને વિનયની વેલને વિકસાવો. વિનય એટલે મન-વચન-કાયાના યોગે અનંત જ્ઞાની સદ્‌ગુરૂઓની આજ્ઞામાં સર્વથા અર્પણુ થઈ જવું તે. અમારા પૂજ્ય ગુરૂદેવ આવા વિનયવંત હતા. પૂ. ગુરૂદેવની સાન્નિધ્યમાં રહી તેમણે સંસ્કૃત, પ્રાકૃત, ન્યાય અને શાસ્ત્રોનું અજોડ જ્ઞાન પ્રાપ્ત કર્યું. જેમ જેમ શાસ્ત્રજ્ઞાન અને બીજું જ્ઞાન પ્રાપ્ત કરતા ગયા તેમ તેમ તેમનામાં વિનય નમ્રતા આદિ ગુણો વધતા ગયા. તેમણે જીવનમાં કદી ગુરૂ આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું નથી.

પૂ. ગુરૂદેવની વ્યાખ્યાન શૈલી એવી હતી કે જેના પ્રભાવે જૈનેતરો પણ તેમના સંસર્ગમાં આવવા લાગ્યા. પૂજ્ય છગનલાલજી મહારાજ સાહેબ અને પૂ. રત્નચંદ્રજી મહારાજ સાહેબે ઘણો પુરૂષાર્થ કરી ઘણાં જૈનેતરોને જૈન બનાવ્યા છે. પૂ. છગનલાલજી મહારાજ સાહેબ અને પૂ. રત્નચંદ્રજી મહારાજ સાહેબને જોઈને સૌ એમજ કહેતા કે મહાવીર અને ગૌતમની જોડલી જોઈ લો. પૂ. ગુરૂદેવ શ્રી છગનલાલજી મહારાજ સાહેબનું ચાતુર્માસ સં. ૧૯૯૪ માં અમદાવાદ હતું. તે ચાતુર્માસ પૂર્ણ થયા બાદ પૂ. આચાર્ય શ્રી છગનલાલજી મહારાજ સાહેબની તબિયત બગડી તેથી ત્યાં જ રોકાવું પડયું. પૂ. ગુરૂદેવની બિમારીમાં શ્રી રત્નચંદ્રજી મહારાજ સાહેબ ખડે પગે સેવા કરતા હતા. એવી સેવા અત્યારે ભાગ્યે જ કોઈ સંત કરી શકે. મારા ગુરૂદેવ બિમારીમાંથી કેમ મુક્ત થાય તે માટે ઘણાં ઉપાયો કર્યા પણ બધા વ્યર્થ ગયા અને છેવટે ૧૯૯૫ ના વૈશાખ વદ ૧૦ ના દિવસે પૂ. છગનલાલજી મહારાજ સાહેબ કાળધર્મ પામ્યા. પૂ. ગુરૂદેવનું શિરછત્ર ચાલ્યું જતાં પૂ.

રત્નચંદ્રજી મહારાજ સાહેબને તેમનો વિયોગ ખૂબ સાલવા લાગ્યો. ગુરૂના વિયોગ જેવું બીજું કોઈ ભયંકર દુઃખ નથી. ગુરૂદેવ સ્વર્ગે સીધાવ્યા પછી ખંભાત સંઘે પૂ. ગુરૂદેવ શ્રી રત્નચંદ્રજી મહારાજ સાહેબને આચાર્ય પદવી પ્રદાન કરી. એટલે ગાદીનો ભાર તેમના શીરે આવ્યો. પૂજ્ય પદવી મળ્યા બાદ તેઓશ્રીએ દેશોદેશમાં વિચરી ખંભાત સંપ્રદાયની ખ્યાતિ ખૂબ વધારી. સંઘમાં એકતા, વિશાળતા અને પ્રેમ વધે તે માટે તેઓ ખૂબ પ્રયાસો કરતા અને પોતાને માથે આવેલી જવાબદારી અદા કરતા.

આ રીતે વિચરતા વિચરતા પૂ. ગુરૂદેવ તેમના શિષ્યો ફૂલચંદ્રજી મહારાજ સાહેબ, ખીમચંદજી મહારાજ સાહેબ આદિસંતો સાથે સંવત ૧૯૯૫ માં સાણંદ પધાર્યા. એ સમયનું પૂ. ગુરૂદેવનું સાણંદમાં થયેલું ચાતુર્માસ–આગમન અમારા માટે ખૂબ લાભદાયી નીવડયું. બાલપણથી માતાપિતાએ અમારા જીવનમાં ધર્મના સુંદર સંસ્કારોનું સિંચન કર્યું હતું. તેમાં પૂ. ગુરૂદેવના સદુપદેશથી અમારા જીવનમાં વૈરાગ્ય આવ્યો ને અમારા તારણહાર બની અમને સંયમ રત્ન આપ્યું. એટલું જ નહિ પણ સંયમ માર્ગની રીતભાત, સંયમ કેમ પાળવો, જીવન કેમ જીવવું, વગેરે સંયમી જીવનની આખી સાધના સમજાવી. વધુ શું કહું ? જેમ એક સદ્‌ગુણી માતા એના બાળકના જીવનમાં સુસંસ્કારોનું સિંચન કરે છે, તેમ અમારા સંયમી જીવનમાં પૂ. ગુરૂદેવે સુસંસ્કારોનું સિંચન કર્યું છે. સંયમી જીવનની પ્રત્યેક ક્રિયાઓ, પૂ. ગુરૂણી આદિ વડીલોનો કેવો વિનય વૈયાવચ્ચ કરવો વિગેરેની સમજણ આપી છે, આવા તારણહારના ગુણ કેમ ભૂલાય ?

પૂ. ગુરૂદેવ ગ્રામાનુગ્રામ વિહાર કરતાં કરતાં અનેક જૈન જૈનેતરોને પ્રતિબોધ આપતાં સુરત તરફ પધારેલા. સં. ૨૦૦૩નું ચાતુર્માસ સુરતમાં કર્યું. ત્યાં નવયુવાન મહાન વૈરાગી શ્રી ડુંગરશીભાઈની દીક્ષા થઈ. દીક્ષા પછી તેમનું નામ હર્ષદમુનિ પાડવામાં આવ્યું. એ પણ પૂ. ગુરૂદેવના વિનયવંત શિષ્ય હતા. તેમનું જીવન પણ જાણવા જેવું છે, તે અવસરે કહીશ. પૂ. ગુરૂદેવ સુરતથી વિહાર કરીને ખંભાત ચાતુર્માસ પધારતાં હતાં, વચમાં માણેકલાલ ભગવાનદાસ ઝવેરીએ પૂછયું કે ગુરૂદેવ ! આપનું આવતું ચાતુર્માસ કયાં છે ? ત્યારે કહ્યું કે આ છેલ્લું ચાતુર્માસ કરવા ખંભાત તરફ જાઉં છું. આવા તો ઘણાં સંકેતો કરેલા છે.

ખંભાત ચાતુર્માસ પ્રવેશના દિવસે ગુરુવાર હતો. શ્રી સંઘે વિનંતી કરી કે ગુરૂદેવ ! ગુરૂવારે સામો કાળ આવે છે. માટે દિવસ બદલો. ત્યારે પૂજ્યશ્રીએ કહ્યું–સામો કાળ આવે, પડખે આવે કે પાછળ આવે તેમાં મને શું ? કાળ તો એક દિવસ આવવાનો જ છે ને ! ગુરૂવારે પ્રવેશ કર્યો. પૂ. ગુરૂદેવ વ્યાખ્યાનમાં કાયમ ભગવતી સૂત્રનો અધિકાર લેતા, પણ એ ચાતુર્માસમાં સકામ મરણ અને અકામ મરણનો અધિકાર લીધો. શ્રાવકોએ કહ્યું–ગુરૂદેવ ! આ વખતે આ અધિકાર કેમ લીધો ? તો કહે ભગવતીનું ઘણી વખત વાંચન

કર્યું. આ વખતે મારે આ અધિકાર વાંચવો છે. વ્યાખ્યાનમાં શ્રાવકોને સકામ-અકામ મરણના ભેદ સમજાવતાં પોતાની આત્મસમાધિમાં લીન રહેતાં. પૂ. ગુરૂ ભગવંતના ચાતુર્માસથી ખંભાત સંઘમાં અનેરો આનંદ ને ઉત્સાહ હતો. ધમધોકાર ધર્મકરણી થતી હતી, પણ કુદરતની કળા ન્યારી છે. જેમ પ્રકાશની પાછળ અંધકાર, હાસ્યની પાછળ રૂદન, સુખ પાછળ દુઃખ અને આનંદ પાછળ શોક સર્જાયેલાં છે, તેમ ખંભાત સંઘમાં છવાયેલો આનંદ ને ઉત્સાહ કુદરતને ન ગમ્યો.

પર્યુષણ પર્વના દિવસો આવતાં પૂ. ગુરૂદેવને ખૂબ શરદી થઈ, છતાં આત્મબળે આઠે દિવસ વ્યાખ્યાનધારા ચાલુ રાખી. સંવત્સરીના દિવસે શરદી ખૂબ વધી ગઈ. છતાં એક રૂંવાડું ન ફરકે એવા અચલ ક્ષમાના સાગર હતા. પૂજ્ય ગુરૂદેવને કદી નાની મોટી કોઈ બિમારી આવી ન હતી. કદી દવા લીધી ન હતી. પૂજ્ય ગુરૂદેવને શરદી થયાના સમાચાર અમદાવાદ પહોંચી ગયેલા. તેથી ઘણાં શ્રાવક શ્રાવિકાઓ દર્શનાર્થે આવેલા. પૂ. ગુરૂદેવના શિષ્ય તપસ્વી શ્રી ફૂલચંદ્રજી મહારાજસાહેબને ૩૮ ઉપવાસ પૂરા થતાં હતા. તેમણે કહ્યું. સાહેબ! મને ખૂબ શાતા છે. ત્રણ ઉમેરીને એકતાલીસ ઉપવાસના પચ્ચખાણ કરાવો. ગુરૂદેવે કહ્યું. હું આજે તમને છેલ્લું પારણું કરાવું છું. હાલ ઉપવાસ નથી વધારવા. આખા સંઘમાં દરેકને ઘેર પગલાં કરી ગૌચરી વહોરીને આવ્યા બાદ શિષ્યને પારણું કરાવ્યું. ભાદરવા સુદ ૧૦ ના દિવસે માણેકલાલ ભગવાનદાસ ઝવેરી મુંબઈ આવવા માટે સ્ટેશને જતાં ગાડી લઈને ગુરૂદેવનાં દર્શન કરવા આવ્યાં. તો કહે છે માણેકલાલ! આજે રોકાઈ જાઓ. કાલે તમારું કામ પડવાનું છે. એટલે તેઓ રોકાઈ ગયા. પૂ. ગુરૂદેવની તબિયત સારી હતી એટલે અમદાવાદના મહેમાનો રવાના થયા હતાં.

પ્રતિક્રમણ પછી પોતાના શિષ્યને માથે હાથ ફેરવીને કહ્યું. હર્ષદ! તું ખૂબ ડાહ્યો થજે ને આગળ વધજે. બીજા શિષ્યોને પાસે બેસાડીને કહ્યું. જુઓ, આજે તમને પરિષહ આવશે. ખૂબ સમતા રાખજો. તે રીતે બધા સંકેતો ખૂબ કર્યા, ને કહ્યું કે આજે ગમે તેટલા દર્દનો ઉપસર્ગ આવે પણ તમારે મારા ચારિત્રમાં સહેજ પણ દોષ નહિ લગાડવાનો. તેમ ખૂબ ચેતવણી આપી. રાત્રીના નવ વાગે શરીર ઠંડુ પડવા લાગ્યું. શરદીનું જોર પણ વધી ગયું ને છાતીમાં અસહ્ય દુઃખાવો થવા લાગ્યો. બધા શ્રાવકો હાજર હતાં. ગુરૂદેવનું દર્દ જોઈને હિંમત હારી ગયા ને તરત ડૉક્ટરોને બોલાવ્યા પણ કોઈ ઉપચાર કરવા ન દીધો. જેમ રાત્રી વીતતી ગઈ તેમ દર્દ વધતું ગયું. આખા સંઘમાં ખબર પડી ગઈ. શ્રાવક-શ્રાવિકાઓ પૂ. ગુરૂદેવનાં દર્શન માટે ઉમટયા. ગુરૂદેવની પરિસ્થિતિ જોઈને હાહાકાર છવાઈ ગયો. રાત્રે બાર વાગતાં હાથ ઊંચો કરીને ચાર આંગળા બતાવ્યાં પણ કોઈ સમજી શકયું નહિ. પૂજ્યશ્રી તો પોતાની સમાધિમાં હતાં. પણ શિષ્યોને અને શ્રાવકોને ગંભીર સ્થિતિ જોઈને થયું કે કદી ગુરૂદેવ બિમાર થયાં નથી ને આ શું? ખૂબ આઘાત લાગ્યો. દુઃખિત દિલે સંથારો કરાવીને નમોત્થુણં, લોગસ્સ અને નવકાર સંભળાવતાં હતાં. સૌ એકીટશે

ગુરૂદેવની સમક્ષ જોઈ રહ્યા હતાં, અને ઘડિયાળમાં ચારના ટકોરા પડતાં અમારા તારણહાર પૂ. ગુરૂદેવને કાળ ગોઝારાએ ઝડપી લીધા. જે શહેરમાં સંયમી જીવનનો સૂર્યોદય થયો હતો ત્યાં જ અસ્ત થયો. ત્યારે સૌને સમજાયું કે ગુરૂદેવ આપણને ચાર આંગળા બતાવીને આ ચેતવણી આપતાં હતાં. ખંભાત શહેરમાં હાહાકાર છવાયો. સંઘે બધાને સમાચાર આપ્યા. અમારા હૃદય કંપાવે તેવા કારમા દુઃખદ સમાચાર મળતાં બધા મહાસતીજી રડી પડયા. અહો ! અમારા તારણહાર, સમાજના સ્થંભ, શાસનના શિરોમણી અમને ટળવળતા મૂકીને ચાલ્યા ગયા ! (આટલું બોલતાં પૂ. મહાસતીજીનું હૈયું ભરાઈ ગયું અન્ય મહાસતીજીઓ તથા શ્રોતાજનોની આંખમાં આંસુ ઉભરાઈ ગયા હતાં). આ પરમ ઉપકારી પૂ. ગુરૂદેવના જેટલાં ગુણો ગાઉં તેટલાં ઓછા છે.

**જગતને મંત્ર અર્પીને દિવ્ય પંથે ગયા. તારણહાર બની અમીદૃષ્ટિ કરી ગયા, પ્રેમ વરસાવીને હૃદય જીતી ગયા, હાકલ કરી અહિંસાની, મૈત્રીભાવ દેતા ગયા.**
**જન્મી જગે તારક બની માર્ગ બતાવી ગયા, તિમિરનો નાશ કરી પ્રકાશ પ્રગટાવી ગયા.**

આવા હતાં પૂજ્ય ગુરૂદેવ ! આજના દિવસે પૂ. ગુરૂદેવને એક જ પ્રાર્થના કરું છું કે આપના આદર્શોને જીવનમાં અપનાવીને આપની આજ્ઞાનું યથાતથ્ય પાલન કરી આપના ઋણમાંથી મુક્ત બનીએ. એવી ભાવના સહિત શ્રદ્ધાંજલી અર્પણ કરું છું. ખંભાત સંઘના સદ્ભાગ્ય છે કે આવા મહાન સંતો આ સંપ્રદાયમાં થયા છે અને વર્તમાનમાં પણ મહાન વૈરાગી પૂ. કાંતીઋષિજી મહારાજ સાહેબ આદિ મુનિવરો જૈનશાસનને દીપાવી રહ્યા છે



## વ્યાખ્યાન નં. ૭૪

**ભાદરવા સુદ ૧૨ ને શનિવાર** **તા. ૨૪-૯-૭૭**

અનંતજ્ઞાની ભગવંતો ફરમાન કરે છે કે હે ભવ્ય જીવો ! આત્મા અનંતજ્ઞાનમય અને અનંત જ્યોતિમય છે, પણ આઠ કર્મોના પડદા તમારા આત્મિક તેજને છૂપાવી રહ્યા છે. તેને દૂર કરવા માટે પુરૂષાર્થ કરો. અનંત તેજ જેનામાં છૂપાયેલું હોય તેને અંધકારમાં રહેવું કેમ ગમે ? પાવર હાઉસની બાજુમાં ઝુંપડી હોય પણ જો તેણે પાવર હાઉસમાં કનેકશન જોડયું ન હોય તો ઝુંપડીમાં અંધારું જ રહે ને ? તેમ અજ્ઞાનના તિમિર ટાળવા માટે ઉત્તમ માનવજન્મ અને વીતરાગ શાસન મળ્યું છે તો વીતરાગ પ્રભુના શાસન રૂપી પાવરહાઉસમાં વીરવાણીની શ્રદ્ધારૂપી કનેકશન જોડી દો, તો અંતરમાં અનેરો પ્રકાશ થશે. અજ્ઞાનનાં તિમિર ક્યાંય ભાગી જશે ને આત્મા અનંત સુખનો સ્વામી બનશે.

આત્માના અનંત સુખોના સ્વામી બનવા ચક્રવર્તિઓ પણ છ છ ખંડની સમૃદ્ધિ છોડીને દીક્ષા લે છે. ચક્રવર્તિના સુખ આગળ આજનું સુખ ડાંગરના ફોતરા જેટલું પણ નથી છતાં છોડવાનું મન થાય છે? ચક્રવર્તિઓએ સંસારને એક પિંજર સમજીને છોડી દીધો ત્યારે અજ્ઞાની જીવોને પિંજરમાં ફસાવાનું મન થાય છે. એક ન્યાય આપીને સમજાવું. તમને ખબર છે ને કે પાંજરામાં કોણ પૂરાય? ઉંદર. કદાચ સિંહ પૂરાય પણ બંનેની પાંજરામાં પૂરાવાની વૃત્તિમાં ફરક છે. કારણ કે ઉંદરને પકડવા માટે પાંજરામાં રોટલીનો ટુકડો મૂકો છો તો ઉંદર જાતે જ પૂરાવા આવે છે ને રોટલીના ટુકડામાં આનંદ માને છે. જ્યારે સિંહને પકડવા માટે કોઈ પાંજરામાં તેને મનગમતો શિકાર મૂકીને પાંજરું ખુલ્લું મૂકી દે તો પણ પાંજરામાં પ્રવેશ કરવા નહિ જાય. કદાચ કોઈ કપટ કરીને તેને પકડે તો પણ તેને ક્ષણે ક્ષણે એમ થાય છે કે શું હું પાંજરામાં પૂરાઈ ગયો? તે પાંજરામાંથી મુક્ત થવાનો જોરદાર પ્રયત્ન કરશે ને સમય આવે ભાગી છૂટશે.

વિચારો. આ સંસાર પણ એક પાંજરું છે. તેમાં વિષય ભોગ સમાન રોટીના ટુકડા જોઈને જે જીવો પૂરાઈ જાય તે કેવા કહેવાય? બોલો તો ખરા. મારે તમને કંઈ નથી કહેવા. સંસારરૂપી પિંજરામાં વિવિધ પ્રકારનાં ભોગ અને સુખોની સામગ્રી મળે છે ત્યાં સુધી જીવને વિચાર નથી થતો કે હું શું કરી રહ્યો છું? પણ પુણ્ય ખલાસ થયા પછી શું? તેનો વિચાર કરી લો. અવિરતિના બંધન તોડવાનો અવસર મળ્યો છે તો સિંહ જેવા શૂરવીર બનીને છલાંગ મારીને પાંજરું તોડી નાંખો ને આત્માના અનંત સુખ મેળવવા માટે સર્વવિરતિને અપનાવી લો. સંપૂર્ણ સર્વવિરતિ ન બની શકો તો થોડા થોડા વિરતિ-ભાવમાં આવો. જો તમને સંસારનાં બંધન ખટકતાં હોય ને છોડવાનું મન થતું હોય તો સમજી લેજો કે હું સિંહ જેવો શૂરવીર છું.

આપણે બે દિવસથી સુલશાની વાત ચાલે છે. સુલશા ધર્મની અનુરાગી ને દૃઢ શ્રદ્ધાવાન હતી. તેની પ્રશંસા ઈન્દ્ર મહારાજાએ કરી, આથી હરિણગમેષી દેવ સાધુનું રૂપ લઈને તેને ઘેર ગૌચરી કરવા માટે આવ્યા. સાધુને આવતાં જોઈને સુલસાને ખૂબ હર્ષ થયો. તે ગાંડી ઘેલી બનીને ઉઠીને સામે ગઈ ને પધારો....પધારો....ભગવંત! એમ આવકાર આપી વિનંતી કરીને ગૌચરી વિગેરે વહોરાવવા માંડયું પણ સંતે લેવાની ના પાડી ત્યારે સુલશા કહે–ભગવાન! શેની જરૂર છે? સંતે કહ્યું, બહેન! અમારા એક મુનિને દર્દ થયું છે. તે દર્દ માટે લક્ષપાક તેલની જરૂર છે. તે આપને ત્યાં જો હોય તો મારે એની જરૂર છે. હર્ષ ઘેલી થઈને સુલશાએ કહ્યું, ગુરૂદેવ! આમાં આટલો બધો સંકોચ શા માટે રાખો છો? મારે ઘેર લક્ષપાક તેલ તૈયાર છે. મારા ધન્ય ભાગ્ય કે સંતની સેવામાં મારી ચીજનો ઉપયોગ થાય, અને મને લાભ મળે. દેવ એની ભક્તિ અને સુપાત્ર દાન દેવાનો ઉમંગ જોઈને ચકિત થઈ ગયો. સુલશાએ દાસીને કહ્યું કે પેલો કબાટ ખુલ્લો છે. તેમાંથી લક્ષપાક તેલનો શીશો લઈ આવ. દાસી તેલનો શીશો લઈને આવે છે ત્યાં દેવે

પરીક્ષા કરવા માટે અદૃશ્યપણે દાસીનો હાથ ધ્રુજાવી બાટલો પાડી નંખાવ્યો. શીશો ફૂટી ગયો ને બધું તેલ ઢોળાઈ ગયું. કિંમતી તેલ ઢોળાવાથી દાસી રડી પડી. સુલશાએ દાસીને કહ્યું. ચિંતા ન કરીશ. બીજો બાટલો તૈયાર છે. જલ્દી લાવ. દાસી બીજો બાટલો લઈને બે ડગલાં ચાલી ત્યાં પણ દેવે હાથ ધ્રુજાવીને પડાવી નાંખ્યો. દાસી તો ખૂબ મૂંઝવા લાગી. તે રડતાં રડતાં કહે છે બા! હું ખૂબ સાવચેતીથી બાટલો પકડું છું, પણ કોઈ મારા હાથમાંથી ખેંચીને બાટલો ભોંય ફેંકી દેતું હોય તેમ થાય છે. શેઠાણીએ કહ્યું. ચિંતા ન કર. હજુ ભાગ્યશાળી છું, ત્રીજો બાટલો પડયો છે પણ સાચવીને લાવજે. બાટલો ફૂટી ગયો ને તેલ ઢોળાઈ ગયું તેની મને ચિંતા નથી પણ ગુરૂદેવનો અમૂલ્ય લાભ લેવાનું ગુમાવી બેસાય તેનો મને અફસોસ છે.

દેવાનુપ્રિયો! તમને એમ થશે કે બબ્બે બાટલા દાસીના હાથે ફૂટી ગયા છતાં શેઠાણીને એમ નથી થતું કે હું જાતે લેવા જાઉં. એ લેવા જાય તો શું એના શેઠાણીપણામાં નાનપ આવી જાય? કે દાસીને જ ત્રીજી વખત લેવા મોકલી. એમ નથી હોં, એને શેઠાણીપણાનું અભિમાન ન હતું, પણ એના મનમાં એ ચિંતા હતી કે પોતાના નિમિત્તે બબ્બે કિંમતી તેલના બાટલા ફૂટી ગયા તેથી ખેદ પામીને મહારાજ સાહેબ તેલ વહોર્યા વિના કદાચ પાછા ચાલ્યા જાય તો? એ કારણે પોતે જતી ન હતી. તે ગુરૂદેવને વિનંતી કરતી કહે છે કે આપ જરાય સંકોચ ના રાખશો. હું હજુ એટલી ભાગ્યશાળી છું કે ત્રીજો બાટલો ભરેલો છે. તે હું આપને વહેરાવું છું. દાસીને કહે છે બહેન! હવે એક જ બાટલો છે માટે તું બરાબર સાચવીને લાવ જેથી આપણને સુપાત્ર દાનનો મહાન લાભ મળે, અને ગુરૂદેવના ઉપયોગમાં આવે. દેવ સુલશાના પરિણામની ધારા જોઈ રહ્યો છે કે એના અંતરના ખૂણામાં પણ દાસી ઉપર ગુસ્સો કે કિંમતી તેલ ઢોળાઈ જવાથી ખેદ આવીને ધર્મનો રંગ ભૂંસાઈને કષાયનો રંગ ચઢે છે? "ના." એના અંતરના ખૂણામાં ખેદનું નામ કે કષાયનો કણીયો પણ નથી. દેવે કહ્યું, ઠીક, હજુ વધારે ચકાસણી કરું. દેવ પરીક્ષા કરવા આવે એટલે બાકી ના રાખે. બરાબર પરીક્ષા કરે. દાસી ત્રીજો બાટલો લઈને હર્ષભેર આવી. સુલશાની નજીક આવીને સુલશાને આપે તે પહેલાં દાસીના હાથમાંથી બાટલો પડાવી નાંખ્યો. દેવની શક્તિ આગળ બિચારી દાસીનું શું ગજું! બાટલો ફૂટી જતાં દાસી ધ્રુસકે ને ધ્રુસકે રડવા લાગી. અરેરે....હું કેવી અભાગણી! સુપાત્ર દાન દઈ મહાન લાભ લેવાના ત્રણ ત્રણ બાટલા મેં ફોડી નાંખ્યા! બા! આ પાપણીને મારી નાંખો. આમ કહેતી જાય ને કલ્પાંત કરતી જાય.

દાસીનો કલ્પાંત જોઈને સુલશાએ કહ્યું. બહેન! આવી મામૂલી ચીજમાં આટલું બધું રડવાનું હોય! છાની રહે. જો મારા ભાગ્યમાં દાન દેવાનો લાભ ન હોત તો મારા હાથે પણ ફૂટી જાત. મારા દાનાંતરાય કર્મનો ઉદય છે તેથી આમ બન્યું છે. એમાં તારો કાંઈ વાંક નથી. તું દરરોજ બધું જ કામ સાચવીને કરે છે ને શું આજે અસાવધાની રાખે ખરી? એ તો મારા કમભાગ્ય છે તેથી આમ બન્યું છે. કર્મ આગળ માર

મોટા મહારાજાનું કે દેવનું પણ કંઈ ચાલે નહિ. તેલના શીશા ફૂટી ગયા તેમાં આપણું સર્વસ્વ લૂંટાઈ ગયું નથી. આ પ્રમાણે રડતી ને ઝૂરાપો કરતી દાસીને શાંત કરીને મુનિને કહે છે ભગવંત! મારા કમભાગ્ય છે કે ઘરમાં છતી વસ્તુ નિર્દોષ હોવા છતાં લાભ લઈ શકી નહિ પણ અમારે ત્યાં લક્ષપાકનું તેલ અવારનવાર થાય છે. કરાવવા આપ્યું છે. એ ત્રણ દિવસમાં આવશે તો આપ અમને લાભ આપજો. આપ દયાના સાગર છો.

**"સુલશાની અડગ શ્રદ્ધા આગળ દેવ નમી પડયો"**:–સુલશાની ધર્મશ્રદ્ધા જોઈને દેવ વિચાર કરે છે કે આ શ્રાવિકા ગજબની છે. આટલા કિંમતી લક્ષપાક તેલના એક દાસીના હાથે ત્રણ ત્રણ બાટલા ફૂટી ગયા છતાં તેનામાં ક્રોધ નથી. એની ધર્મની શ્રદ્ધામાં ખામી નથી કે તેલ નકામું ગયાનો અફસોસ નથી. માત્ર સુપાત્ર દાન દેવાનો લાભ ગયો તેનો ખેદ થાય છે, એમાં પણ પોતાના દાનાંતરાય કર્મનો દોષ માને છે. ધન્ય છે તેની ધર્મશ્રદ્ધાને! એના ઉપર દેવ પ્રસન્ન થઈ ગયો ને બધી માયા સંકેલી દેવ રૂપે પ્રગટ થઈને કહે છે હે દેવી સુલસા! ક્ષમા કરજે. ઈન્દ્ર મહારાજાએ દેવસભામાં તારી દઢ ધર્મશ્રદ્ધાની પ્રશંસા કરી તેથી મને તારી પરીક્ષા કરવાનું મન થયું અને મેં તારી પરીક્ષા કરી. તને કષ્ટ આપ્યું પણ ખરેખર, ઈન્દ્ર મહારાજાએ તારી પ્રશંસા કરી હતી, તેવી જ તું છે. હવે હું તારા ઉપર પ્રસન્ન થયો છું. બોલ, તારે શું જોઈએ છે? તારી જે ઈચ્છા હોય તે મને કહે. સુલશાને તો ભગવાનના વચનમાં અનન્ય શ્રદ્ધા હતી. એને સંતાનનો મોહ ન હતો પણ એના પતિને સંતાનનો મોહ હતો તેથી તેણે કહ્યું. મારે તો કંઈ જોઈતું નથી. મને તો મારા મહાવીર પ્રભુ મળ્યા એટલે બધું મળી ગયું છે. ભગવાનથી અધિક શ્રેષ્ઠ ચીજ આ દુનિયામાં કોઈ નથી. જેને ભગવાન મળ્યા તેને શી કમીના હોય?

**પતિને સંતોષ પમાડવા ફક્ત પુત્રની માગણી**:–મારા પતિને પુત્ર વિના અશાંતિ રહે છે. તે અશાંતિ દૂર થાય તેમ કરો. દેવે જોયું કે સુલશાને કંઈ જ ઈચ્છા નથી. એ તો ભગવાનમાં જ પોતાનું સર્વસ્વ (સુખ) માને છે. એને પુત્ર પરિવારનો મોહ નથી પણ પતિનો અસંતોષ દૂર કરવા ઈચ્છે છે. દેવે તેને બત્રીસ દિવ્ય ગોળીઓ આપીને કહ્યું કે દેવી! જ્યારે તને પુત્રની ઈચ્છા થાય ત્યારે એક ગોળી ગળી જજે તો એક પુત્ર થશે. એમ કહી ગોળીઓ આપીને દેવ અદૃશ્ય થઈ ગયો.

સુલશા મનમાં વિચાર કરવા લાગી કે મારે બત્રીસ પુત્રની શી જરૂર છે? જેટલો પુત્ર પરિવાર વધશે તેટલી પળોજણ વધશે, ને મારી ધર્મ સાધનાનો કિંમતી સમય એમાં પૂરો થઈ જશે ને એમાં મારી જિંદગી પણ પૂરી થઈ જશે, તેના કરતાં બત્રીસે બત્રીસ ગોળી સામટી ગળી જાઉં તો બત્રીસ ગોળીનાં ગુણ એક પુત્રમાં આવી જશે ને બત્રીસ લક્ષણોથી યુક્ત એવો એક પુત્ર થશે અને મારા પતિની અશાંતિ દૂર થશે, આમ વિચારીને સુલશા બત્રીસે બત્રીસ ગોળીઓ ગળી ગઈ. એનું પરિણામ દુઃખદ આવ્યું, બત્રીસ ગોળીઓ

એક સામટી ગળી જવાથી એક સામટા બત્રીસ ગર્ભ રહ્યા. આથી અસહ્ય પીડા ઊભી થઈ. તેની અકળામણનો પાર ન રહ્યો, ત્યારે તેણે ધ્યાન કરીને દેવનું એક ચિત્તે સ્મરણ કર્યું. તેની અડગ ધર્મશ્રદ્ધાથી આકર્ષિત થયેલો દેવ આવ્યો. દેવે કહ્યું. દેવી! તમે બહુ મોટી ભૂલ કરી છે. મેં તમને પુત્રની ઈચ્છા થાય ત્યારે એક ગોળી ખાવાનું કહ્યું હતું, એક ગોળીથી એક પુત્ર થશે એમ કહ્યું હતું છતાં આવો લોભ શા માટે કર્યો? હવે તો તમને બત્રીસ પુત્રો થશે, પણ એક પુત્રનું મૃત્યુ થશે તો બધાનું મૃત્યુ એક સાથે થશે. તારો એક પુત્ર ગમે ત્યાં ગયેલો હશે ને તેનું ત્યાં મૃત્યુ થશે તો ઘરમાં બેઠેલાં બધા પુત્રોનું મૃત્યુ થશે. દેવની વાત સાંભળી સુલશાએ કહ્યું–મને બત્રીસ પુત્રનો લોભ ન હતો પણ બત્રીસ પુત્રોના ગુણ એક પુત્રમાં આવી જાય અને મને બત્રીસ લક્ષણો એક જ પુત્ર મળે તે માટે મેં આ કાર્ય કર્યું હતું, પણ ભવિતવ્યતા એવી હશે નહિંતર મને આવું કેમ સૂઝે! મારા ભાવિએ મને ભૂલવાડી. ભાવિ કરતાં મારો પોતાનો દોષ છે. મેં લાંબો વિચાર કર્યા વિના આ કાર્ય કર્યું છે. હવે જો મારું પુણ્ય બળવાન હોય અને તમારામાં મારી પીડા હરવાની શક્તિ હોય તો પીડા મટાડો અને જો મારું પુણ્ય ન હોય તો મારા અશુભ કર્મનો ઉદય છે એમ સમજીને હું સહન કરી લઈશ.

**"સુલશાના જવાબથી પ્રસન્ન થયેલો દેવ"** :–દેવાનુપ્રિયો! વિચાર કરો. સુલશાની શ્રદ્ધા કેટલી અડગ છે! બત્રીસ ગર્ભની અસહ્ય પીડા થાય છે. છતાં દેવને એમ નથી કહેતી કે હું તમારા પગમાં પડું. ગમે તેમ કરો પણ મારી પીડા મટાડો, એમ કાલાવાલા ન કર્યા પણ એક જ વાત કરી કે મારી ગેરસમજથી ભૂલ થઈ ગઈ છે ને પીડા અસહ્ય છે. જો તમે પીડા મટાડી શકતાં હો તો મટાડો અને જો ન મટાડી શકતાં હો તો હું માનીશ કે મેં અશુભ કર્મો કર્યા છે તે મારે ભોગવવાના છે. એમ સમજીને ભોગવી લઈશ. સુલશાના બોલવામાં કેટલો વિવેક, નિખાલસતા અને અદીન ભાવ ભરેલો છે. આ એની ધર્મશ્રદ્ધાનો પ્રભાવ હતો. સુલશાની ધર્મપરિણતિમાંથી નીકળતા બોલ સાંભળીને દેવ તેના ઉપર ખુશ થઈ ગયો ને કહ્યું, ચિંતા ન કરીશ, પીડા મટી જશે.

**"સુલશાની પીડા શાંત થવાથી પતિને થયેલો હર્ષ"** :–સુલશાને ગર્ભની પીડા શાંત થવાથી શાંતિ વળી એટલે પોતાના પતિને બધી વાત કરી. નાગરથિક પત્નીની પીડા શાંત થવાથી ખુશ થયો, પણ એક પુત્ર મરશે તો બધા મરણ પામશે, આ વાત સાંભળીને ચિંતાતુર બની ગયો, ત્યારે સુલશાએ કહ્યું–સ્વામીનાથ! બધી ચિંતાઓ છોડી દઈ એક વીતરાગ વચનમાં શ્રદ્ધા રાખો. આ રીતે ધીરજ આપીને પતિને શાંત કર્યો. આ જિન વચનની શ્રદ્ધાનો પ્રતાપ છે. જુઓ, સુલશાને પુત્ર, પૈસા કે બીજી કોઈ ચીજની આકાંક્ષા ન હતી. એણે તો ધર્મની શ્રદ્ધા અડગ રાખી તો ઈન્દ્ર મહારાજાએ દેવ સભામાં તેના વખાણ કર્યા ને દેવ પરીક્ષા કરવા આવ્યો તો પણ અડગ રહી, અને એના પતિની ઈચ્છા પૂર્ણ કરવા માટે પુત્રની પ્રાપ્તિ થાય તેવું માંગ્યું ને દેવે આપ્યું. તેમાં સ શાની ભૂલ

કારણે મહાન પીડા ઊભી થઈ તે પણ દેવે શાંત કરી, આ છે ધર્મનો પ્રભાવ, આવી મહાન સતીઓનાં દૃષ્ટાંત સાંભળીને તમારા જીવનમાં ધર્મને તાણાવાણાની જેમ વણી લો ને સંસાર સુખનો રાગ છોડો તો કર્મબંધનથી મુક્ત બની મહાન સુખના સ્વામી બનશો. વધુ ભાવ અવસરે.

**ચરિત્ર: "લોકોએ આપેલો દુર્યોધનને ફીટકાર"** :–સતીનો પોકાર શીલના રક્ષક દેવોએ સાંભળ્યો અને ૧૦૮ ચીર પૂર્યા, અને સતીનો જયજયકાર બોલાવ્યો. એટલે દુઃશાસન તો ઝંખવાણો પડી ગયો. સભાજનો ખડખડાટ હસવા લાગ્યા કે હે દુષ્ટ! તું કહેતો હતો ને કે દ્રૌપદીને નગ્ન બનાવીએ! લે બનાવને! કેમ બેસી ગયો? તારું બળ ક્યાં ગયું? એમ સૌ તેની મજાક કરવા લાગ્યા. આપણાં જૈન ધર્મની માન્યતા પ્રમાણે શીલના રક્ષક દેવોએ ૧૦૮ ચીર પૂરીને તેની લાજ રાખી, પણ વૈષ્ણવ ધર્મની માન્યતા એવી છે કે ૯૯૯ ચીર પૂર્યા છે. અત્યાર સુધી પાંડવો નીચું જોઈને બેસી રહ્યાં હતાં. પણ જ્યાં દ્રૌપદીના ચીર પૂરાયા અને દેવોએ તેનો જયજયકાર બોલાવ્યો ત્યાં પાંડવોમાં બળ આવ્યું, અને એકદમ ક્રોધમાં આવી ભીમ પગ પછાડીને કહે છે કે હે સભાજનો! તમે સાંભળો. આ કૌરવોએ કપટ કરીને સત્યના અવતારી એવા ધર્મરાજાને જુગાર રમાડીને અમને ભિખારી બનાવ્યા, ને સતી દ્રૌપદીની લાજ લેવા ઉઠયા તેમજ દુર્યોધને ભરી સભામાં જાંઘ બતાવીને કહ્યું–હે પ્યારી! અહીં બેસ. આવું બોલતાં પાપીને શરમ નથી આવી. તે ઉપરાંત પવિત્ર દ્રૌપદીના ચીર ખેંચવાનો આ પાપીઓએ જુલ્મ કર્યો છે. ક્રૂર બનીને સભામાં તેને ચોટલો પકડીને લાવ્યો છે, તેના પાપકર્મોનો બદલો તેને તેના કર્મો તો આપશે જ, પણ તે પહેલાં હું તેને તેના કર્મોનો બદલો આપી દઈશ.

**કૌરવ રાંડા ફિરે ભટકતી, વન વનમાં ય વિલખતી,**
**તો મેરા હૈ નામ ભીમજી, મેરી દેખના શક્તિ હો....શ્રોતા...**

ક્રોધથી ધમધમતા ભીમે લાલ આંખ કરીને કહ્યું: અમારી આ દશા કરનારા કૌરવોની સ્ત્રીઓને વિધવા બનાવી વન વનમાં ભટકતી કરીશ. યાદ રાખજો કે તમે અત્યારે અમને ભિખારી બનાવી તમારા દાસ બનાવ્યા છે, પણ વખત આવે મારી શક્તિનો પરચો તમને બતાવી દઈશ. તમે જોઈ લેજો. દ્રૌપદીનો ચોટલો ખેંચીને સભામાં લાવનાર અને તેનાં ચીર ખેંચનાર દુઃશાસનના હાથને શરીરથી જુદા કરી તેના લોહીથી પૃથ્વીને લાલ બનાવીશ અને જે પાપી દુર્યોધને હદ વટાવીને દ્રૌપદીને જાંઘ બતાવી છે, તેની જાંઘના મારી ગદાથી ચૂરેચૂરા કરી નાંખીશ. જો આ કાર્ય હું ન કરું તો આ પાંડુપુત્ર ભીમ નહિ, તેમજ હું આ બદલો ના લઉં તો મારું ક્ષત્રિયપણું છોડી દઈશ. આવી આ સભા સમક્ષ આજે હું દૃઢ પ્રતિજ્ઞા કરું છું.

**"ભીમની આકરી પ્રતિજ્ઞાથી ધ્રુજી ઉઠેલી સભા"** :–જ્યારે ભીમે પોતાની પ્રતિજ્ઞાની ઘોષણા કરી ત્યારે આખી સભામાં ખળભળાટ મચી ગયો. ભીમના સિંહ ગર્જના જેવા શબ્દોથી ધરતી ધ્રુજી ઉઠી. દરેકના મનમાં થઈ ગયું કે હવે મામલો ખતમ. સત્યવાન પુરૂષો કદી બોલે નહિ અને બોલે તો તે પ્રમાણે કર્યા વિના રહે જ નહિ. અત્યારે દુર્યોધન ભલે સત્તાના મદમાં નાચતો હોય પણ એક દિવસ એવો આવી જશે કે તેમનું નામ–નિશાન નહિ રહે. ભીમ અને અર્જુનને દુનિયામાં કોઈ જીતી શકે તેમ નથી. 'હવે તમારા પાપ કર્મનાં ફળ તમે ભોગવી લેજો.' બીજા લોકો તો ગમે તેમ બોલવા લાગ્યા. સાથે ભીષ્મપિતા, વિદુરજી વિગેરે મહાનપુરૂષો પણ દુર્યોધન પાસે આવીને કહે છે, હે દુર્યોધન ! અમે તો તને પહેલેથી આ કુકર્તવ્ય કરવાની ના પાડી હતી. તને ખૂબ સમજાવ્યો પણ કોઈ રીતે તું સમજ્યો નહિ. આ કપટબાજી રમીને તેં શું લીલું કર્યું ? આપણો કુરૂવંશ કેવો નિર્મળ અને પવિત્ર છે ! તેની ઉજ્જવળ કીર્તિને તે કલંકિત બનાવી. તેં સતીને કષ્ટ આપતાં પાછું વાળીને જોયું નહિ. તેનું પરિણામ શું આવશે તેનો કંઈ વિચાર કર્યો નહિ. તારો બાપ તો દ્રવ્યથી અંધ છે, પણ તું તો દ્રવ્ય અને ભાવ બંને રીતે આંધળો છે. છતી આંખે તેં ન જોયું કે મારી માતા સમાન દ્રૌપદીને હું શું કરી રહ્યો છું ને તેની કેવી દશા કરું છું ! તને હજારો વાર ધિક્કાર છે. આ રીતે ભીષ્મપિતાએ કહ્યું, ત્યાં વિદુરજી ક્રોધથી લાલચોળ થઈને બોલી ઉઠયાં કે જ્યારે આ દુર્યોધનનો જન્મ થયો ત્યારે જ મેં તો કહ્યું હતું કે આ પુત્ર કુરૂકુળમાં ધૂમકેતુ થશે. એ એવો અંગારો પાકશે કે એ પિતાના વંશનો ઉચ્છેદ કરશે. કોઈ ચાંડાળ પણ ના કરે તેવા નીચ કાર્યો એ કરશે. દુર્યોધનને ફીટકાર આપ્યા પછી વિદુરજી કહે હે ધૃતરાષ્ટ્ર ! દેખો, આ તમારા લાડકવાયાએ કેવું કામ કર્યું ? હવે અલ્પ સમયમાં તમારું નામનિશાન નહિ રહે. સારો દીકરો કુળ દીપાવે. તમારા પુત્રોએ તો કુળને લજાવ્યું. તમે બાપ થઈને દીકરાને રોકયો નહિ. આવા દીકરા જીવતાં કરતાં મરેલા સારા. ધૃતરાષ્ટ્રે કહ્યું. મેં ઘણું સમજાવ્યો હતો પણ તે સમજ્યો નહિ. ભીષ્મપિતાએ કહ્યું. તો તમે તેના ફળ ભોગવી લેજો. હવે ધૃતરાષ્ટ્રને દુર્યોધન ઉપર ખૂબ ક્રોધ આવ્યો છે. તે દુર્યોધનને કેવો ધિક્કારશે તેના ભાવ અવસરે.



## વ્યાખ્યાન નં–૭૫

**ભાદરવા સુદ ૧૩ ને રવિવાર** **તા. ૨૫–૯–૭૭**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો ! મમતાના મારક, સમતાના સાધક અને સત્યના શોધક એવા જિનેશ્વર ભગવંતોએ ભવ્ય જીવોનાં કલ્યાણને માટે દ્વાદશાંગી સૂત્રની પ્રરૂપણા કરી. તેમાં અંતગડ સૂત્રનો ગજસુકુમારનો અધિકાર ચાલે છે. ગજસુકુમાર

મોક્ષગામી જીવ છે. જેમ સૂર્યનો ઉદય થતાં અંધકારનો નાશ થાય છે ને પ્રકાશ પથરાય છે તેમ આવા પ્રતાપી જીવોના જન્મ થતાંની સાથે તેમના પ્રકાશનાં કિરણો બહાર પથરાય છે. ગજસુકુમારનો જન્મ થતાં સારી દ્વારિકા નગરીમાં આનંદ આનંદ છવાઈ ગયો. ખૂબ આનંદપૂર્વક તેમનો જન્મ મહોત્સવ ઉજવાયો, અને મોટા થયાં ત્યારે તેમને કલાચાર્ય પાસે ભણવા મૂક્યાં. થોડા સમયમાં ગજસુકુમાર ૭૨ કળામાં નિપુણાત બન્યા. બધી કળાઓ ભણાવીને કલાચાર્યે તેમના માતાપિતાને સોંપી દીધા. વસુદેવ રાજાએ તેમનું જિંદગીનું દરિદ્ર ટળી જાય તેટલું દ્રવ્ય આપ્યું ને તેમનો સત્કાર સન્માન કરીને વિદાય કર્યા. ગજસુકુમાર ભણીગણીને આવ્યાં છે. કૃષ્ણ વાસુદેવ તેમજ વસુદેવ પિતાજી તેમને તે કલાઓના વિષયમાં જે કંઈ પૂછે છે તેનો ફટાફટ જવાબ આપે છે. આ જોઈને બધાંને ખૂબ આનંદ થાય છે. તમારો દીકરો ભણીગણીને આવે છે તો તમને એવો આનંદ થાય છે ને? માતા દેવકીના બધા કોડ પૂરા થયા. ગજસુકુમાર મોટા થયા. "भोगसमत्थे जाए यावि होत्था" એટલે તે ભોગ ભોગવવાને સમર્થ યુવાન થયાં. જ્યારે સંતાનો યુવાન થાય ત્યારે માતા પિતાઓ તેમને પરણાવવાની તૈયારી કરે છે. કારણ કે જીવને અનાદિ કાળથી સંસાર-સુખનો બહુ રસ છે. દીકરાની માતા એમ માને છે કે મારા દીકરાને પરણાવું, વહુ લાવું ને હું સાસુ બનું, બહેનોને એવા કોડ હોય છે. કેમ મારી બહેનો, બરાબર છે ને? સાસુ બનવાના કોડ કરો છો પણ વહુ આવ્યા પછી તે તેને દીકરીની માફક માને અને વહુ સાસુને પોતાની માતા સમાન માને તો માનવી સંસારમાં સ્વર્ગ જેવાં સુખો માણી શકે છે, પણ જો આવી સમદૃષ્ટિ ન રહે તો સંસાર દાવાનળ જેવો બની જાય છે. કારણ કે વહુ લાવ્યાં પહેલાં સાસુ એમ માનતી હોય છે કે વહુ આવશે એટલે હું આમ કરીશ ને તેમ કરીશ. પરણવા માટે ઉત્સુક બનેલો પુત્ર માને છે કે પછી આનંદથી સ્વર્ગ જેવાં સુખો માણીશું, અને કોડ ભરેલી કન્યા પણ અનેકવિધ આશાઓના મિનારા ચણે છે ને કલ્પનાનાં સોહામણાં સ્વપ્નો નજર સમક્ષ નિહાળે છે, ત્યારે જ્ઞાની પુરૂષો કહે છે કે,

**હો સ્વપ્ના કેવા સુંદર ભાસે, સ્વર્ગ બહુ છે જાણે આંખોની પાસે,**
**ઇન્દ્રપુરીમાં સદા રહેશું, ભોગ વિલાસો ભોગવશું એમ કોઇ માને ભલે,**
**બાકી બધો ખોટો ખેલ છે, એ સ્વપ્ન સૌને સમજાવે છે શું?**

હે માનવ! આ કલ્પનાનાં રંગીન સોનેરી સોહામણાં સંસાર સુખનાં સ્વપ્નાં તને તારી દૃષ્ટિ સમક્ષ એવા દેખાય છે કે જાણે મારી સામે આખું સ્વર્ગ નીચે ઉતર્યું ન હોય! અમે ઇન્દ્રપુરીમાં રહીને શાંતિથી સંસારનાં સુખો ભોગવીશું પણ વિચાર કરો કે સ્વપ્નાનું સુખ કદી સાચું હોય? સ્વપ્નમાં તો ઘણું સુંદર સુંદર જોયું પણ જ્યાં આંખ ખુલે છે ત્યાં સ્વપ્નનું સુખ વિલય થઈ જાય છે, તેમ આ સંસારનો બધો ખેલ ખોટો છે. સ્વપ્ન તમને એમ સમજાવે છે કે જેમ આંખ ખુલતાં તારું બધું સુખ ખતમ થઈ ગયું તેમ

આ સંસારનું સુખ સ્વપ્નાના સુખ જેવું છે, પાણીના પરપોટાને વિલય થતાં વાર લાગતી નથી તેમ સંસારના સુખોને વિલય થતાં વાર નથી લાગતી. માનવીએ શું ધાર્યું હોય છે ને ક્ષણમાં શું બની જાય છે? એણે ધાર્યું હતું કે સ્વર્ગ જેવા સુખો ભોગવીશું પણ એવા ગાઢ કર્મનો ઉદય થાય છે કે સ્વર્ગ જેવાં સુખો ભોગવવાને બદલે નરક ઘોર જવા દુઃખો ભોગવવાનો સમય આવી જાય છે. માટે સંતો તમને કહે છે કે સંસારમાં સુખની આશા છોડીને આત્માનું સુખ મેળવવા માટે ધર્મારાધના કરો, પણ મોહમાં મૂઢ બનેલો જીવાત્મા ધર્મ કરવા માટે વાયદા કરે છે કે કાલે કરીશ.

**કાળની સાથે કર્યો છે વાયદો, ચાલશે ના ત્યાં કશો એ કાયદો,**
**કામ કરવું છે તો આજે કર, કાલની વાત કરે શો ફાયદો!**

તમે કાલનો વાયદો કરો છો પણ કાળરાજા આવશે ત્યારે એને તમે વાયદો કરી શકશો ખરા? કે ઊભો રહે. થોડીવાર રહીને આવીશ. ત્યાં તો એક સેકન્ડનો પણ વાયદો નહિ કરી શકાય, તો ધર્મારાધના કરવામાં શા માટે વાયદા કરો છો? વાયદામાં ફાયદો નહિ થાય. માટે આરાધના કરવા જાગૃત બનો, હું કાલે ધર્મધ્યાન કરીશ એવા વાયદા કોણ કરી શકે? આ સંસારમાં સુખે કોણ સૂઈ શકે? ઉત્ત૦ સૂત્રના ૧૪ મા અધ્યયનમાં ભગવંતે કહ્યું છે કે–

जस्सत्थि मच्चुणा सक्खं, जस्स वऽत्थि पलायणं ।
जो जाणे न मरिस्सामि, सो हु कंखे सुए सिया ॥२७॥

જેણે મૃત્યુ સાથે મિત્રતા બાંધી છે અગર મરણ આવે ત્યારે મરણના સુખમાંથી ભાગી છૂટવાની જેનામાં તાકાત છે અને જે એમ જાણે છે કે હું મરવાનો નથી તે સુખે સૂઈ શકે છે. બાકી બીજા કોઈ સંસારમાં સુખે સૂઈ શકતા નથી. માટે આવું સમજીને મૃગજળ જેવાં સંસારના કાલ્પનિક સુખમાં ભરમાશો નહિ પણ આત્માના સુખ મેળવવા તૈયાર બનજો. ધર્મનું કાર્ય કાલે કરવાનો વિચાર કર્યો હોય તો આજે કરી લો ને આજે કરવાનો વિચાર કર્યો હોય તો હમણા જ કરી લો. કારણ કે આયુષ્યનો એક ક્ષણનો વિશ્વાસ કરવા જેવો નથી. કાલે કરીશ....કાલે કરીશ એવું કહેનારા કંઇક જીવોની કાલ આવતાં પહેલાં કાળ આવી ગયો. માટે જ્યારે ભાવ જાગે ત્યારે આરાધના કરી લો. જેમ સિંહને પાંજરાનું બંધન ગમતું નથી. એ પાંજરામાંથી છટકવાનો લાગ શોધે છે, ને લાગ મળતાં પાંજરામાંથી છટકી જાય છે, તેમ તમે સિંહ જેવા બનીને આ સંસારના પાંજરામાંથી છૂટવાનો લાગ શોધો અને લાગ મળે ત્યારે છટકી જાઓ. જે મહાનપુરૂષોને પાંજરાનું બંધન સાલ્યું તે લાગ શોધીને છટકી ગયા અને સંસારથી મુક્ત થઈને પાંજરામાં પૂરાયેલા જીવો ઉપર દયા કરીને તેમને મુક્ત થવાનો માર્ગ બતાવ્યો. મહાનપુરૂષોનું હૃદય કરૂણાથી ભરેલું હોય છે. એટલે જીવોને દુઃખોથી મુક્ત બનાવીને તેને પોતાના જેવા સુખી

બનાવવા માટે પ્રયત્ન કરે છે. પરના દુઃખે તે દુઃખી થાય છે ને પરના સુખમાં તેઓ આનંદ માને છે. મહાનપુરૂષોનું જીવન આપણને પ્રેરણા આપે છે કે હે જીવાત્મા! જૈન-ધર્મનો ટૂંકો સાર શું છે?

**"પરના સુખે સુખી થાવું તે આપણો સધર્મ છે અને પરના દુઃખે દુઃખી થાવું તે આપણો નિજધર્મ છે."** આટલું સમજો તો પણ જીવનનો ઉદ્ધાર થાય, પણ આજે તો એવો સમય આવ્યો છે કે બીજાનું સુખ જોઈને માણસ ઇર્ષાથી બળી જાય છે. બીજાનું સુખ સહન થતું નથી. પોતે સુખી હોય તો પણ પોતે પોતાનું સુખ ભોગવી શકતો નથી, અને બીજાના દુઃખની પરવા કરતો નથી. પોતે શીખંડ પુરી ખાઈને આનંદ માન્યો પણ બીજા કેટલા દુઃખી છે તેની કદી ચિંતા થાય છે? જો તમે સાચા માનવ હો તો વિચાર કરજો કે હું તો મારા પુણ્યથી સુખી છું પણ મારા કુટુંબનો એક પણ સભ્ય દુઃખી રહેવો ન જોઈએ. વધુ સુખી હો તો ગામનો સભ્ય દુઃખી ન રહે તેની ચિંતા કરજો પણ તમને સુખ મળ્યું છે તેમાં આનંદ માનીને બેસી ન રહેશો.

આ સંસારમાં એક પ્રકારનું દુઃખ નહિ પણ અનેક પ્રકારના દુઃખોથી ભરેલા આવા સંસારમાં રહેલા જીવોની મને તો દયા આવે છે કે તેઓ કેમ રહી શકે છે? પાસે ધન હોય તો સુખ નહિ ને ન હોય તો પણ સુખ નહિ. સંસારમાં કોણ સુખે સૂઇ શકે છે એ તો બતાવો? કહેવત છે ને કે "સુખે ન સૂવે દીકરીનો બાપ, સુખે ન સૂવે ધનનો નાથ" માણસ પાસે ધન વધે છે તેમ ચિંતા વધે છે. એક જમાનો એવો હતો કે પ્રજાજનોને સુખી જોઈને રાજાઓ ખુશ થતાં હતાં. એ સમજતાં હતાં કે આપણી પ્રજા સુખી હશે તો આપણને લાભ છે ને? અને રાજ્યનું ગૌરવ છે પણ આજે સરકારની દૃષ્ટિ ટૂંકી હોવાથી પ્રજાનું ધન તે પડાવી લે છે. તેથી પ્રજા ચોરી કરતાં શીખી છે. ધન વધ્યું તો ક્યાં સંતાડવું? તેને માટે શી વ્યવસ્થા કરવી તેની ચિંતામાં માનવી સુખે ઉંઘી શકતો નથી. ટૂંકમાં સંસાર સર્વથા છોડવા જેવો છે. કદાચ અત્યારે તમે સુખી હો અને તમને લાગે કે સંસાર સારો છે, પણ કર્મ ક્યારે દિશા બદલશે તેની ખબર નથી. એક બનેલી કહાની કહું. સાંભળો.

એક કુટુંબમાં યુવાન પતિ-પત્ની હતાં. પતિનું નામ પ્રકાશ હતું. જેવું નામ તેવા તેનામાં ગુણો હતાં. અંધકારમાં પણ પ્રકાશ કરે તેવો તે છોકરો હતો. સ્વભાવનો શાંત અને દયાળુ હતો. દુઃખીઓના દુઃખ જોઈને તેનું હૃદય દયાથી પીગળી જતું હતું. તેની પાસે જે કોઇ દુઃખી આવે ને દુઃખની કહાની કહે તો તે પ્રેમથી સાંભળતો અને દુઃખીના દુઃખ દૂર કરતો હતો. મહાન પુરૂષો કહે છે કે જો તમને શક્તિ મળી હોય તો આટલું કરજો.

**"દુઃખી જીવોની દાદને સૌ પ્રથમ સ્વીકારજો,**
**જે થાય તે સેવા કરી બળતા હૃદયને ઠારજો,"**

તમારી પાસે કોઈ પણ દુઃખી આવે તો તેની ફરિયાદ પહેલા સાંભળજો. સુખીની વાતો સૌ સાંભળે પણ દુઃખીની દાદ સાંભળનાર આ દુનિયામાં કોઈ નથી. માટે તમે દુઃખીની દાદ પહેલી સાંભળજો, ને તમારી શક્તિ પ્રમાણે તેની સેવા કરજો. આ પ્રકાશ પરોપકારી અને પવિત્ર હૃદયનો માનવી હતો. તેની પત્નીનું નામ અરૂણા હતું. અરૂણા શ્રીમંત ઘરની છોકરી હતી ને રૂપાળી ખૂબ હોવાથી તેને રૂપનો ગર્વ હતો. એ દરરોજ અરિસામાં મુખ જોઈને હરખાતી ને પોતાની જાતે જ પોતાનાં વખાણ કરતી. અરિસામાં પોતાનું પ્રતિબિંબ જોઈને કહેતી :–અહો ! હું કેવી રૂપાળી છું ! દુનિયામાં મારા જેવું કોઈ રૂપાળું હશે ? એમ કહીને મલકાતી અને દરરોજ ચામડાને મુલાયમ રાખવા પ્રયત્ન કરતી. મહાનપુરૂષો કહે છે કે જે આત્માને ભૂલીને ચામડાની ( દેહની ) સેવા કરે છે તે એક પ્રકારના ચમાર છે.

પ્રકાશની પત્ની અરૂણા પણ ચામડાની પુજારી હતી. સમય જતાં રૂપમાં ગર્વિષ્ઠ બનેલી અરૂણાએ એક પુત્રીને જન્મ આપ્યો. માણસ માત્રને પોતાના સંતાન વહાલા હોય છે. સંતાન માટે માણસો કેટલું કરે છે ! અને ગાંડું ઘેલું પણ પોતાનું સંતાન વહાલું લાગે છે, પણ અહીં જુદું જ બન્યું. અરૂણાને ખબર પડી કે દીકરી કાળી છે, એણે જોઈ એટલે બેબી ઉપર ઘૃણા છૂટી. હાય... હાય....હું આવી રૂપાળી અને મારી બેબી કાળી ! માતાને એના ઉપર જરા પણ પ્રેમ આવતો નથી. બેબી માટે બાઈ રાખવામાં આવી. બાઈ બેબીનું બધું કરે પણ અરૂણા તો તેના સામું જોતી નથી. ક્યારેક બાઈ કહે–બહેન ! તમે બેબીને રમાડો તો ખરા ! જુઓ, કેવી ખિલખિલાટ હસે છે ! ત્યારે અરૂણા કહે છે તું રમાડ. મારે એને રમાડવી નથી. માતાનું આવું વર્તન જોઈને બાઈ પણ વિચાર કરતી કે અહો ...શું કર્મની વિચિત્રતા છે ! માતાને આ નિર્દોષ ફૂલ ઉપર વહાલ નથી આવતું. છોકરીને દેખે ને માતાને ક્રોધ આવે. હાય....તું કેવી કાળી છે ! આ અભિમાનીને પોતાની દીકરી હોવા છતાં દીકરી કહેતાં શરમ આવે છે. એનો પતિ કહેતો અરૂણા ! તું મા થઈને આવું બોલે છે ! ગમે તેમ તોય તારી બેબી છે. તેનો પ્રેમ ઉત્પન્ન કરાવવા પ્રકાશે અરૂણાના ખોળામાં મૂકી. ત્યારે અરૂણાએ ગુસ્સો કરીને ફેંકી દીધી, અને કહે છે કે તમને વહાલી હોય તો રમાડો. મારે નથી જોઈતી.

બંધુઓ ! વિચાર કરજો, કર્મનો ખેલ કેવો છે ! આ ફૂલ જેવી બાળકીએ માતાનું શું બગાડયું છે ? એક એની ચામડી કાળી છે એટલું જ ને ? પણ એના ગુણ થોડા કાળા છે ? કહેવાય છે કે કર્મનો ઉદય હોય તો દીકરી સાસરેથી ફેંકાઈ જાય પણ માતાના ખોળેથી ફેંકાય નહિ, પણ આ નિર્દોષ બાળકીના એવા ગાઢ કર્મનો ઉદય છે કે બાલપણથી જ માતાના ખોળેથી ફેંકાઈ ગઈ છે. પ્રકાશ ઘણીવાર કહેતો કે અરૂણા ! રૂપ મળવું તે કંઈ આપણાં હાથની વાત નથી. તું શા માટે આમ કરે છે ? કદાચ આપણે જ કાળા જન્મ્યા હોત તો ! શું માણસની કિંમત ચામડીથી અંકાય છે ? આમ ખૂબ સમજાવતો પણ એનું હૃદય બિલકુલ પીગળતું નહિ. આજે દુનિયામાં રૂપની કિંમત છે. ગુણની કિંમત નથી,

દીકરો રૂડી રૂપાળી વહુ પસંદ કરીને પરણે છે. સાસુ મનમાં હરખાય છે કે મારી વહુ કેવી ગોરી ગોરી છે! લોકોના મોઢે વખાણ કરતી ફરે છે કે મારા દીકરાની વહુ બહુ રૂપાળી છે, પણ ગોરી ગોરી વહુરાણીને સાસુએ કહ્યું. બેટા! જરા પાણીનો ગ્લાસ અને દાતણ આપો ને! ત્યારે કહે છે તમારા પગ ભાંગી ગયા છે? (હસાહસ) જુઓ, આ ગોરીના ગુણ. આવું કહે પછી પ્રેમ રહે? પણ આ જગ્યાએ કાળી વહુ હોય પણ ખડે પગે સેવા કરતી હોય તો કેટલો પ્રેમ આવે! આવું જોઈને પણ સમજો કે રૂપ કરતાં ગુણની મહત્તા છે.

**"રૂપને જોનારી પણ ગુણને નહિ જોનારી અરૂણા":**–બેબી બાર મહિનાની થઈ પણ એનું નામ પાડયું નથી. એનો બાપ કહે છે આનું નામ તો પાડો! શું કહીને બોલાવવી? ત્યારે અરૂણાએ કહ્યું. એનું નામ શું પાડવાનું છે! એનું નામ કાળુડી, ત્યારે પ્રકાશે કહ્યું, એવું નામ ન હોય. આપણે તેનું નામ કલ્યાણી રાખીએ. ત્યારે અરૂણાએ મોં મચકોડીને કહી દીધું કે તમારે જે કહેવું તે કહેજો પણ હું તો કાળુડી જ કહેવાની. બાળકીના એટલાં પુણ્યનો ઉદય હતો કે બાપ તેને ખૂબ રાખતો. તે દુકાનેથી ઘેર આવે એટલે પહેલાં બેબીની સંભાળ લેતો. એને ખૂબ રમાડતો. બાળક તો ખૂબ નિર્દોષ હોય છે. એ પ્રેમનું ભૂખ્યું હોય છે. એ પિતાનું હૃદય ઓળખી ગઈ તેથી પ્રકાશને જોઈને ખીલખીલાટ હસતી, ને તેને વળગી પડતી. રજાને દિવસે સાંજના ગાડીમાં બેસીને ફરવા જતા ત્યારે પ્રકાશ કહેતો કે આપણે બેબીને સાથે લઈ જઈએ. ત્યારે અરૂણા છણકો કરીને કહી દેતી કે તો મારે નથી આવવું. તમે એને લઈને જાઓ. એટલે પ્રકાશનું કંઈ ચાલતું નહિ ને બેબીને બાઈ પાસે મૂકવી પડતી. કાળુડી ધીમે ધીમે મોટી થવા લાગી. એને જેમ જેમ સમજણ આવતી ગઈ તેમ તેમ લાગવા માંડયું કે મારી મમ્મીને હું ગમતી નથી. મમ્મી મને ખોળામાં બેસાડતી નથી. મારે સાથે હાથ ફેરવીને વહાલ કરતી નથી. મારા સામું જોઈને હસતી પણ નથી. છતાં એ તો દોડતી મમ્મી પાસે જતી ને કાલીઘેલી ભાષામાં મમ્મી....મમ્મી કહીને વળગી પડતી પણ માતાનું હૃદય પીગળતું ન હતું. નિર્દોષ બાળકને જોઈને ગમે તેવી માતા હોય તો પણ તેના હૃદયમાં પ્રેમના અંકુરા ફૂટયા વિના ના રહે, પણ અરૂણા તો અભિમાનનું પૂતળું હતી. તેના હૈયામાં કાળુડીનું સ્થાન નહોતું.

**"રૂપના અભિમાનવાળી અરૂણાનો દીકરી પ્રત્યે તિરસ્કાર":**–મમ્મીના ખોળામાં બેસવા આશાભેર આવેલી બેબીને ધક્કો મારીને કહી દેતી કે આઘી જા. મારે હેત નથી કરવું. કયારેક પીપરમીટ માંગતી, રમકડા માંગતી તો માર મારતી. બાલપણનાં લાડ માતા પાસેથી કાળુડીને મળતાં નથી પણ પ્રકાશ એના માટે રમકડા, પીપરમીટ બધું લાવતો. બાપ એને રમકડું આપે એટલે પાછી દોડતી જઈને કહે–જો....જો....મમ્મી, મારા પપ્પા મારા માટે કેવા સરસ રમકડા લાવ્યા છે. કેટલી બધી પીપરમીટ લાવ્યા છે. તો પણ તેના સામું જોતી નહિ પણ એના હાથમાંથી રમકડા લઈને ફેંકી દેતી ને તેને મારીને

કાઢી મૂકતી. માતાનું આવું વર્તન જોઈને કાળુડીને ખૂબ દુઃખ થતું. તે રડી પડતી, ત્યારે પ્રકાશ એને ઉંચકી લેતો ને પ્રેમથી રમાડતો.

કાળુડી અઢી વર્ષની થયા પછી બીજી બેબી આવી. તે ખૂબ રૂપાળી હતી. તેથી તેને ખૂબ વહાલ કરે છે. કાળુડી સમજવા લાગી કે મારી નાની બહેન રૂપાળી છે એટલે મમ્મી એને વહાલ કરે છે ને હું કાળી છું તેથી મને નથી બોલાવતી. નિર્દોષ હૃદયની કાળુડી ગોરી થવા ખૂબ સ્નાન કરે, પછી પાવડર લગાડી મમ્મી સામે આવીને ઉભી રહે, ત્યારે અરૂણા તિરસ્કારથી હસીને કહેતી કાળુડી! તું ગમે તેટલી મહેનત કરીશ તો પણ કંઈ ગોરી થવાની નથી. કાળુડી તે કાળુડી જ રહેવાની. એમાં કંઈ ફેર પડે નહિ. આવા શબ્દો સાંભળીને તેને ખૂબ આઘાત લાગતો. તેથી ખૂણામાં બેસીને ખૂબ રડતી. જ્યાં સુધી નાની બેબી ન હતી ત્યાં સુધી અનિચ્છાએ પણ એને ખવડાવતી, બોલાવતી પણ હવે તો કાળુડીની જરા પણ ખબર લેતી નથી, પણ બાપ પૂરી કાળજી રાખતો હતો. એને વહાલ કરતો હતો, ત્યારે અરૂણા ગુસ્સે થઈને કહેતી–એ કાળુડીને શું રમાડયા કરો છો? આને રમાડોને! આ મારી ગોરાંગીની કેવી સુંદર લાગે છે! રૂપાળી બેબીનું નામ ગોરાંગીની પાડયું. ફરવા જાય તો એને લઈને જાય પણ કાળુડીને લઈ જતી નથી. કાળુડી કહેતી, મમ્મી! મને એક દિવસ તો લઈ જા. એવી કાલી બોલી સાંભળીને પ્રકાશ પીગળી જતો ને કહેતો, અરૂણા! સાથે લઈ લે ને. બિચારી કેટલી ખુશ થશે! ત્યારે બંને વચ્ચે ઝઘડો થઈ જતો.

**"કાળુડીના મનનો વિચાર"**:–આ જોઈને કાળુડી સમજી જતી કે મારા માટે મારા પપ્પાને કેટલું સહન કરવું પડે છે! એટલે પપ્પા એકલા હોય ત્યારે જઈને કહેતી પપ્પા! હવે હું મમ્મી સાથે ફરવા આવવાનું નહિ કહું હોં, અને તમે પણ મને લઈ જવાનું ના કહેતા. મારા માટે તમે દુઃખી થાવ છો. કાળુના આવા મીઠાં શબ્દો સાંભળીને પ્રકાશની આંખમાં આંસુ આવી જતા. કાળુડી પાંચ વર્ષની થઈ ત્યાં એની મમ્મીએ બાબાને જન્મ આપ્યો. એ પણ ખૂબ રૂપાળો હતો. માત્ર કાળુડી જુદી પડતી હતી.

**"જનેતા હોવા છતાં દીકરીના માથે દુઃખના ડુંગરા"**:-બાબાના જન્મ પછી એની મમ્મીને કાળુડી તરત વીસરાઈ ગઈ. બધી રીતે પૂરું દુઃખ દેવા લાગી ને કહે કે કાળુડી મારાથી દૂર જાય તો સારું. પત્નીનું પુત્રી પ્રત્યેનું આવું વર્તન જોઈને પતિ–પત્ની વચ્ચે કલેશ થવા લાગ્યો, પરિણામ એ આવ્યું કે પ્રકાશની ગેરહાજરીમાં અરૂણા એને ખૂબ ધમકાવવા લાગી. માર મારવા લાગી પણ કાળુ એક શબ્દ બાપને કહેતી નહિ. બાળકને બાળક બહુ ગમતા હોય છે. કોઇક દિવસ એ નાનકડા ભાઇને રમાડવા જતી ત્યારે અરૂણા કહે, ખસ આઘી. તને અડવાનો હક નથી. આ શબ્દથી કાળુ રડી પડતી. ક્યારેક તે ગૌરાંગીનીને કહેતી, આવ બહેન, આપણે રમીએ, ત્યારે તે પણ કહી દેતી કે કાળુડી! તું તો કાળી છે. તારી સાથે કોણ રમે? આ શબ્દો સાંભળીને કાળુડી ખૂબ રડતી,

અને એક ખૂણામાં બેસીને પ્રભુને પ્રાર્થના કરતી–પ્રભુ! મેં કેવા પાપ કર્યા હશે કે હું છતી માએ મા વગરની છું. દુનિયામાં જેની માતા નથી હોતી તેની દીકરીને ઓરતો થાય છે કે મા હોય તો મને આમ કરે, તેમ કરે ને મારી છતી માએ આ દશા? હવે તો હદ થઈ ગઈ છે. મમ્મી મને ઘરમાં રાખવા ઈચ્છતી નથી. પપ્પાને મારા પ્રત્યે પ્રેમ છે, પણ મમ્મીને એ પણ સહન થતું નથી. હું ક્યાં જાઉં? શું કરું? એમ મૂંઝાતી હતી. એવામાં એવું બન્યું કે પ્રકાશની બીજે ગામ બદલી થઈ, ઘણે દૂર જવાનું થયું. અરૂણાને જોઈતું મળ્યું. તેથી પ્રકાશને કહે છે આપણે બધાંને જવું પડશે પણ કાળુડીને સાથે લઈ જઈશું તો તેનો અભ્યાસ બગડશે. તેના કરતાં એને આપણે હોસ્ટેલમાં મૂકી દઈએ. પ્રકાશ સમજી ગયો કે કાળુને દૂર કરવા માટે એણે માર્ગ શોધ્યો છે. પ્રકાશે કહ્યું–ભલે, વર્ષ બગડે પણ એને બિચારીને એકલીને શા માટે વિખૂટી પાડવી જોઈએ? ત્યારે ગુસ્સે થઈને કહે છે શું લોકોનાં છોકરા હોસ્ટેલમાં નથી રહેતા? પણ તમને તો કાળુડીએ શું કામણ કર્યું છે કે તેને મૂકવી ગમતી જ નથી. બંને વચ્ચે કલેશ થયો. એટલે પ્રકાશ કલેશથી કંટાળીને કાળુડીને હોસ્ટેલમાં મૂકવા સંમત થયો. પછી કાળુ પાસે આવીને તેના માથે વહાલથી હાથ ફેરવીને કહે છે બેટા! મારી બદલી થઈ છે એટલે હું ને તારી મમ્મી બધાને બહારગામ જવાનું છે. પણ તારો અભ્યાસ બગડે તેથી તને હોસ્ટેલમાં મૂકવાનો નિર્ણય કર્યો છે. તને હોસ્ટેલમાં ગમશે ને? કાળુડી હોંશિયાર હતી. તે સમજી ગઈ કે આ મારા મમ્મીની મને તેની દૃષ્ટિથી દૂર કરવાની યુક્તિ છે. તેના કોમળ હૈયામાં થડકારો થયો પણ ઉપરથી કઠણ રહીને કહ્યું–પપ્પા, મને ગમશે. હું હોસ્ટેલમાં રહીશ. એના મુખના ભાવ જોઈને પ્રકાશનું હૈયું ભરાઈ આવ્યું. તે એક શબ્દ વધુ બોલી શક્યો નહિ. તરત જ ત્યાંથી ચાલ્યો ગયો.

**"અરૂણાએ દૂર કરાવેલી કાળુડી"** :– હોસ્ટેલમાં જવાની બધી તૈયારી થઈ ગઈ. થોડી વાર હતી ત્યારે કાળુએ વિચાર કર્યો કે ગમે તેમ તોય મારી મમ્મી છે ને! અને હવે તો હું તેનાથી છૂટી પડવાની છું. એટલે હું તેને મમ્મી! આવજે, એમ કહીશ તો એ મારા સામું જોઈને હસતા ચહેરે મારો હાથ પકડીને કહેશે ને કાળુ આવજે! એવી આશાના મિનારા ચણીને મમ્મી પાસે ગઈ ને પગે લાગીને કહ્યું. મમ્મી! મારી ભૂલ થઈ હોય તો તું મને માફ કરજે. મમ્મી આવજે, હવે ક્યારે મળીશ? કાળુના શબ્દો સાંભળીને ગમે તેવી કઠોર હૃદયની માતા હોય તો પણ પીગળી જાય. કાળુ તો માનતી હતી કે હમણાં મમ્મીની આંખમાં આંસુ આવી જશે પણ અહીં તો જુદું જ બન્યું. અરૂણાએ તેના સામું પણ ન જોયું ને નીચું જોઈને કોઈ પરાયા માણસને કહે તેમ "આવજે" આટલું જ કહ્યું. માતાનો પ્રેમ મેળવવા મથતી કાળુડીને ખૂબ લાગી આવ્યું. અરેરે....જતાં જતાં પણ મમ્મીએ મારા સામું ન જોયું? મારા માથે વહાલભર્યો હાથ પણ ન ફેરવ્યો? હું કેવી કમભાગી! ખૂબ દુઃખ થયું. અંતરમાં રોકી રાખેલા આંસુનો બંધ તૂટી ગયો ને

કાઢી મૂકતી. માતાનું આવું વર્તન જોઈને કાળુડીને ખૂબ દુઃખ થતું. તે રડી પડતી, ત્યારે પ્રકાશ એને ઉંચકી લેતો ને પ્રેમથી રમાડતો.

કાળુડી અઢી વર્ષની થયા પછી બીજી બેબી આવી. તે ખૂબ રૂપાળી હતી. તેથી તેને ખૂબ વહાલ કરે છે. કાળુડી સમજવા લાગી કે મારી નાની બહેન રૂપાળી છે એટલે મમ્મી એને વહાલ કરે છે ને હું કાળી છું તેથી મને નથી બોલાવતી. નિર્દોષ હૃદયની કાળુડી ગોરી થવા ખૂબ સ્નાન કરે, પછી પાવડર લગાડી મમ્મી સામે આવીને ઉભી રહે, ત્યારે અરૂણા તિરસ્કારથી હસીને કહેતી કાળુડી ! તું ગમે તેટલી મહેનત કરીશ તો પણ કંઈ ગોરી થવાની નથી. કાળુડી તે કાળુડી જ રહેવાની. એમાં કંઈ ફેર પડે નહિ. આવા શબ્દો સાંભળીને તેને ખૂબ આઘાત લાગતો. તેથી ખૂણામાં બેસીને ખૂબ રડતી. જ્યાં સુધી નાની બેબી ન હતી ત્યાં સુધી અનિચ્છાએ પણ એને ખવડાવતી, બોલાવતી પણ હવે તો કાળુડીની જરા પણ ખબર લેતી નથી, પણ બાપ પૂરી કાળજી રાખતો હતો. એને વહાલ કરતો હતો, ત્યારે અરૂણા ગુસ્સે થઈને કહેતી–એ કાળુડીને શું રમાડચા કરો છો ? આને રમાડોને ! આ મારી ગોરાંગીની કેવી સુંદર લાગે છે ! રૂપાળી બેબીનું નામ ગોરાંગીની પાડયું. ફરવા જાય તો એને લઈને જાય પણ કાળુડીને લઈ જતી નથી. કાળુડી કહેતી, મમ્મી ! મને એક દિવસ તો લઈ જા. એવી કાલી બોલી સાંભળીને પ્રકાશ પીગળી જતો ને કહેતો, અરૂણા ! સાથે લઈ લે ને. બિચારી કેટલી ખુશ થશે ! ત્યારે બંને વચ્ચે ઝઘડો થઈ જતો.

**"કાળુડીના મનનો વિચાર"**:–આ જોઈને કાળુડી સમજી જતી કે મારા માટે મારા પપ્પાને કેટલું સહન કરવું પડે છે ! એટલે પપ્પા એકલા હોય ત્યારે જઈને કહેતી પપ્પા ! હવે હું મમ્મી સાથે ફરવા આવવાનું નહિ કહું હોં, અને તમે પણ મને લઈ જવાનું ના કહેતા. મારા માટે તમે દુઃખી થાવ છો. કાળુના આવા મીઠાં શબ્દો સાંભળીને પ્રકાશની આંખમાં આંસુ આવી જતા. કાળુડી પાંચ વર્ષની થઈ ત્યાં એની મમ્મીએ બાબાને જન્મ આપ્યો. એ પણ ખૂબ રૂપાળો હતો. માત્ર કાળુડી જુદી પડતી હતી.

**"જનેતા હોવા છતાં દીકરીના માથે દુઃખના ડુંગરા"**:-બાબાના જન્મ પછી એની મમ્મીને કાળુડી તરત વીસરાઈ ગઈ. બધી રીતે પૂરું દુઃખ દેવા લાગી ને કહે કે કાળુડી મારાથી દૂર જાય તો સારું. પત્નીનું પુત્રી પ્રત્યેનું આવું વર્તન જોઈને પતિ–પત્ની વચ્ચે કલેશ થવા લાગ્યો, પરિણામ એ આવ્યું કે પ્રકાશની ગેરહાજરીમાં અરૂણા એને ખૂબ ધમકાવવા લાગી. માર મારવા લાગી પણ કાળુ એક શબ્દ બાપને કહેતી નહિ. બાળકને બાળક બહુ ગમતા હોય છે. કોઈક દિવસ એ નાનકડા ભાઈને રમાડવા જતી ત્યારે અરૂણા કહે, બસ આઘી. તને અડવાનો હક નથી. આ શબ્દથી કાળુ રડી પડતી. ક્યારેક તે ગૌરાંગીનીને કહેતી, આવ બહેન, આપણે રમીએ, ત્યારે તે પણ કહી દેતી કે કાળુડી ! તું તો કાળી છે. તારી સાથે કોણ રમે ? આ શબ્દો સાંભળીને કાળુડી ખૂબ રડતી,

અને એક ખૂણામાં બેસીને પ્રભુને પ્રાર્થના કરતી-પ્રભુ ! મેં કેવા પાપ કર્યા હશે કે હું છતી માએ મા વગરની છું. દુનિયામાં જેની માતા નથી હોતી તેની દીકરીને ઓરતો થાય છે કે મા હોય તો મને આમ કરે, તેમ કરે ને મારી છતી માએ આ દશા? હવે તો હદ થઈ ગઈ છે. મમ્મી મને ઘરમાં રાખવા ઈચ્છતી નથી. પપ્પાને મારા પ્રત્યે પ્રેમ છે, પણ મમ્મીને એ પણ સહન થતું નથી. હું ક્યાં જાઉં? શું કરું? એમ મૂંઝાતી હતી. એવામાં એવું બન્યું કે પ્રકાશની બીજે ગામ બદલી થઈ, ઘણે દૂર જવાનું થયું. અરૂણાને જોઈતું મળ્યું. તેથી પ્રકાશને કહે છે આપણે બધાંને જવું પડશે પણ કાળુડીને સાથે લઈ જઈશું તો તેનો અભ્યાસ બગડશે. તેના કરતાં એને આપણે હોસ્ટેલમાં મૂકી દઈએ. પ્રકાશ સમજી ગયો કે કાળુને દૂર કરવા માટે એણે માર્ગ શોધ્યો છે. પ્રકાશે કહ્યું-ભલે, વર્ષ બગડે પણ એને બિચારીને એકલીને શા માટે વિખૂટી પાડવી જોઈએ? ત્યારે ગુસ્સે થઈને કહે છે શું લોકોનાં છોકરા હોસ્ટેલમાં નથી રહેતા? પણ તમને તો કાળુડીએ શું કામણ કર્યું છે કે તેને મૂકવી ગમતી જ નથી. બંને વચ્ચે કલેશ થયો. એટલે પ્રકાશ કલેશથી કંટાળીને કાળુડીને હોસ્ટેલમાં મૂકવા સંમત થયો. પછી કાળુ પાસે આવીને તેના માથે વહાલથી હાથ ફેરવીને કહે છે બેટા! મારી બદલી થઈ છે એટલે હું ને તારી મમ્મી બધાને બહારગામ જવાનું છે. પણ તારો અભ્યાસ બગડે તેથી તને હોસ્ટેલમાં મૂકવાનો નિર્ણય કર્યો છે. તને હોસ્ટેલમાં ગમશે ને? કાળુડી હોંશિયાર હતી. તે સમજી ગઈ કે આ મારા મમ્મીની મને તેની દૃષ્ટિથી દૂર કરવાની યુક્તિ છે. તેના કોમળ હૈયામાં ધ્રાસકો થયો પણ ઉપરથી કઠણ રહીને કહ્યું-પપ્પા, મને ગમશે. હું હોસ્ટેલમાં રહીશ. એના મુખના ભાવ જોઈને પ્રકાશનું હૈયું ભરાઈ આવ્યું. તે એક શબ્દ વધુ બોલી શક્યો નહિ. તરત જ ત્યાંથી ચાલ્યો ગયો.

**"અરૂણાએ દૂર કરાવેલી કાળુડી"** :- હોસ્ટેલમાં જવાની બધી તૈયારી થઈ ગઈ. થોડી વાર હતી ત્યારે કાળુએ વિચાર કર્યો કે ગમે તેમ તોય મારી મમ્મી છે ને! અને હવે તો હું તેનાથી છૂટી પડવાની છું. એટલે હું તેને મમ્મી! આવજે, એમ કહીશ તો એ મારા સામું જોઈને હસતા ચહેરે મારો હાથ પકડીને કહેશે ને કાળુ આવજે! એવી આશાના મિનારા ચણીને મમ્મી પાસે ગઈ ને પગે લાગીને કહ્યું. મમ્મી! મારી ભૂલ થઈ હોય તો તું મને માફ કરજે. મમ્મી આવજે, હવે ક્યારે મળીશ? કાળુના શબ્દો સાંભળીને ગમે તેવી કઠોર હૃદયની માતા હોય તો પણ પીગળી જાય. કાળુ તો માનતી હતી કે હમણાં મમ્મીની આંખમાં આંસુ આવી જશે પણ અહીં તો જુદું જ બન્યું. અરૂણાએ તેના સામું પણ ન જોયું ને નીચું જોઈને કોઈ પરાયા માણસને કહે તેમ "આવજે" આટલું જ કહ્યું. માતાનો પ્રેમ મેળવવા મથતી કાળુડીને ખૂબ લાગી આવ્યું. અરેરે....જતાં જતાં પણ મમ્મીએ મારા સામું ન જોયું? મારા માથે વહાલભર્યો હાથ પણ ન ફેરવ્યો? હું કેવી કમભાગી! ખૂબ દુઃખ થયું. અંતરમાં રોકી રાખેલા આંસુનો બંધ તૂટી ગયો ને

તેની રૂમમાં જઈ ઢગલો થઈને ઢળી પડી, અને ધ્રુસ્કે ને ધ્રુસ્કે રડવા લાગી. તેના પિતાએ તેને ખૂબ સમજાવીને શાંત કરી. હોસ્ટેલમાં જવાનો સમય થયો એટલે ગાડીમાં બેસાડીને પ્રકાશ તેને મૂકી આવ્યો. તેણે હોસ્ટેલની શિક્ષિકા બહેનને કહ્યું. બહેન ! જેટલો ખર્ચ થશે તેટલો હું આપીશ પણ આ બેબીને ખૂબ સાચવજો. તેનું પૂરું ધ્યાન રાખજો. બધી ભલામણ કરીને પ્રકાશે દુઃખિત દિલે વહાલી કાળુ પાસેથી વિદાય લીધી.

પ્રકાશ અને અરૂણા તેનાં બે બાળકો લઈને નવા સ્થળે રહેવા ગયાં. અરૂણા કાળુડીને તદ્દન ભૂલી ગઈ. ત્યાં આડોશીપાડોશીની ઓળખાણ પીછાણ થઈ. એટલે કોઈ એને પૂછે કે બહેન ! તમારે કેટલા બાળકો છે ? તો કહેતી કે મારે બે બાળકો છે. એ કાળુડીને ભૂલી પણ પ્રકાશ ભૂલ્યો ન હતો. એને કાળુની યાદ ખૂબ સતાવતી હતી. એટલે એ તેને યાદ કરીને અવારનવાર પત્ર લખતો. પપ્પાનાં પ્રેમભર્યાં પત્રો વાંચી કાળુ આનંદ અનુભવતી ને પાષાણ હૃદયી મમ્મીને યાદ કરતી ત્યારે એનો આનંદ વિષાદમાં પલટાઈ જતો, પણ હોસ્ટેલમાં બાળકો સાથે આનંદ કરતી હતી. શિક્ષિકાઓ પણ માતા જેવી મમતાળુ હતી એટલે ઘર કરતાં હોસ્ટેલમાં તેને વધુ શાંતિ હતી, છતાં એને ઘર યાદ આવતું હતું. પરીક્ષા શરૂ થઈ એટલે વેકેશન પડવાના દિવસો નજીક આવવા લાગ્યા. એટલે બાલિકાઓ પોતપોતાના ઘેર જવાના ઉત્સાહમાં હતી. કોઈ કહે મને મારી મમ્મી તેડવા આવશે કોઈ કહે પપ્પા આવશે ને કોઈ કહે છે મારો ભાઈ આવશે. બિચારી કાળુને ખબર ન હતી કે મને કોણ તેડવા આવશે ! બીજું તેના મનમાં ડર હતો કે હું ઘેર જઈશ તો મમ્મીને ગમશે કે નહિ ? મને રાખશે કે નહિ ? તેમ વિચારોના વમળમાં ડૂબી જતી.

**"કાળુડી પ્રત્યે શિક્ષિકા બહેનનો પ્રેમ"**:-એક દિવસ એણે શિક્ષિકાને પૂછ્યું, બહેન ! રજાના દિવસોમાં મારે અહીં રહેવું હોય તો ન રહેવાય ? તમે બધાં ઘેર જતાં રહેશો ? શિક્ષિકા બહેને વહાલથી કહ્યું બેટા ! તને તારી મમ્મી પપ્પા ભાઈ-બહેન બધાં યાદ નથી આવતાં ? એ બધાં તારી રાહ જોતા હશે ને ? તને અહીં બહુ ગમી ગયું છે ? રજા પૂરી થાય એટલે વહેલી આવતી રહેજે હોં. એમ કહી વહાલથી બરડે હાથ ફેરવીને તેને પાછી મોકલી દીધી. આ બાજુ અરૂણાના મનમાં થયું કે હવે રજા પડશે એટલે કાળુડી આવશે. એટલે તેણે પહેલેથી એના પતિને કહી દીધું કે કાળુડીને વેકેશન ગાળવા માટે પિયર મૂકી આવજો. અહીં ના લાવશો. જો લાવશો તો મારી તબિયત બગડી જશે. પ્રકાશને ખૂબ દુઃખ થયું. વળી એ સમજતો હતો કે જો એની ના ઉપરવટ થઈને લઈ આવીશ તો ઘરમાં કલેશ વધી જશે ને અશાંતિનું વાતાવરણ સર્જાશે. છતાં તેણે કહ્યું-અરૂણા ! જરા વિચાર કર. તારી માતાને તું કેટલી વહાલી છું ! અને આ ગોરાંગીની અને ચેતન પણ તને કેટલાં વહાલા છે ! તો એ કાળુએ બિચારીએ ન?

બગાડયું છે? આટલો વખત એ તારાથી દૂર રહી છતાં તને તેના પ્રત્યે લાગણી થતી નથી? પણ આ અરૂણાનું હૃદય પીગળ્યું નહિ. આ તરફ વેકેશન પડયું. બધી બાલિકાઓ પોત-પોતાનો સામાન તૈયાર કરવા લાગી. સૌના મા-બાપ, ભાઈ-બહેનો તેડવા આવ્યાં. કાળુ રાહ જોવા લાગી પણ એને એના પપ્પા સિવાય કોણ તેડવા આવનાર હતું? છતાં એના મનમાં થતું કે પપ્પા આવશે, અને હું આટલો વખત હોસ્ટેલમાં રહીને જતી છું એટલે જરૂર મમ્મી મને પ્રેમથી બોલાવશે. ત્યાં એના પપ્પા આવી ગયા એટલે તે પપ્પાને વળગી પડી.

**"પિતા પુત્રીના મિલનમાં આંસુની ધાર"**:—કાળુને જોઈને પિતાની આંખમાં હર્ષના આંસુ આવી ગયા. એની મમ્મીના હૃદયમાં એનું અસ્તિત્વ ભૂલાઈ ગયું છે, પણ આ માતૃપ્રેમની ભૂખી બાળકી કહે છે પપ્પા! તમે તો આવ્યા પણ મારી મમ્મી, ભાઈ-બહેન બધા મઝામાં છે ને? પિતાએ કહ્યું: હા, બેટા. એ બધા મઝામાં છે, પણ તારે વેકેશન ગાળવા તારા મોસાળ જવાનું છે. આટલું બોલતા પ્રકાશ ગળગળો થઈ ગયો. કાળુ એનું કારણ કળી ગઈ, પણ આ વાત કોને કહેવી? કદાચ ઓરમાન માતા હોય તો એમ થાય કે ઓરમાન માતા આવું કરે છે, પણ જ્યાં જનેતા માતા આવું કરે છે ત્યાં હૈયાની વરાળ કયાં ઠાલવવી? અંતરમાં આઘાત લાગ્યો પણ ઉપરથી હસતા ચહેરે કહ્યું, ભલે પપ્પા, હું મોસાળ જઈશ. પ્રકાશ ભારે હૈયે કાળુને મોસાળ મૂકી આવ્યો, અને વેકેશન પૂરું થતાં હોસ્ટેલમાં મૂકી આવ્યો. કાળુ રૂપમાં શ્યામ હતી પણ તેની બુદ્ધિ તીવ્ર હતી. દરેક વર્ષે તે સારા નંબરે પાસ થતી હતી. તે વેકેશન ગાળીને પાછી હોસ્ટેલમાં આવતી ત્યારે બધી છોકરીઓ ભેગી થઈને વાતો કરતી કે મારી મમ્મી મને સ્ટેશને મૂકવા આવી હતી, ને ખૂબ રડી પડી. કોઈ કહે મારી મમ્મી મને ઘેર આમ રાખતી હતી ને કોઈ કહે છે હું ગઈ ત્યાં મારી મમ્મી મને વળગી પડી. બધાની વાતો સાંભળી કાળુનું હૃદય કકળી ઉઠતું. અરે મારી મમ્મી છે પણ મારે આવું કંઈ હેત-પ્રેમ વિગેરે જોવાનું છે? એવા વિચારે એની આંખમાંથી ઉનાં આંસુ સરી પડતા. હવે તેને શાળાનું છેલ્લું વર્ષ હતું. એટલે બધી છોકરીઓના દિલમાં ઘેર રહેવાનો આનંદ હતો પણ કાળુડીના દિલમાં શોક હતો. એણે નક્કી કરી લીધું કે જ્યાં મમ્મીનો પ્રેમ ન હોય અને મારા નિમિત્તે કલેશ થતો હોય તો ત્યાં જઈને મારે શું કરવું છે? જો પપ્પા રજા આપશે તો બીજી હોસ્ટેલમાં દાખલ થઈને કોલેજમાં જોડાઈશ.

**"અરૂણાના પાપનો ઉદય"**:-આવો વિચાર કરતી હતી ત્યાં એના પિતાનો પત્ર આવ્યો ને મનમાં થયું કે શું મને તેડાવવાનો પત્ર આવ્યો? કવર ફોડીને પ્રેમથી વાંચવા લાગી, તેમાં લખ્યું હતું કે બેટા કાળુ! હવે તારું છેલ્લું વર્ષ પૂર્ણ થયું છે ને

રજા પડવાના દિવસો નજીક આવ્યા છે. અહીં તારી મમ્મી ખૂબ દાઝી છે એટલે આજે હોસ્પિતાલમાં દાખલ કરી છે. તો તું રજા પડે એટલે જલ્દી ઘેર આવજે. મમ્મી દાઝી છે એ સમાચાર સાંભળતાં તે રડી પડી, ને ચિંતા કરવા લાગી કે મારી મમ્મીને કેમ હશે? મારા ભાઈ–બહેન શું કરતા હશે? હું જલ્દી જાઉં. રજા પડતા સીધી ઘેર આવી અને પપ્પાને કહે કે હું હોસ્પિતાલમાં મમ્મીની ખબર કાઢવા જાઉં? હું જાઉં ને એને આવી પીડામાં દુઃખ થશે તો? પ્રકાશે કહ્યું. તું જઈ આવ. એટલે ડરતી ડરતી હોસ્પિતાલમાં પહોંચી ગઈ. દેવરૂપ જેવી સુંદર મમ્મીનું વિચિત્ર મુખ જોતાં કાળુડીને ખૂબ દુઃખ થયું, અહો? આવી રૂપાળી મમ્મીનું મુખ કેવું બિહામણું બની ગયું છે! એની આંખો લાલચોળ થઈ ગઈ હતી. ત્યાં જઈને કાળુએ ધીમે રહીને ડરતાં ડરતાં કહ્યું: 'મમ્મી! હું આવી. એણે કહ્યું: કોણ કાળુડી? અરેરે....બેટા! તું જો તો ખરી, મારી દશા કેવી થઈ છે! મારું સોહામણું રૂપ કેવું બિહામણું બની ગયું છે!

"**અંતિમ શબ્દો બોલતાં કાળુએ છોડેલા પ્રાણ**":–બંધુઓ! જુઓ, આને રૂપનો કેટલો મોહ છે! દાઝયાની આટલી સખત બળતરા છે છતાં તેની ચિંતા નથી કરતી પણ રૂપ બિહામણું બની ગયું તેની ચિંતા કરે છે. કાળુડીની સામે જોઈને કહે છે તું કાળી છે પણ અત્યારે મારાથી સારી દેખાય છે. આટલું બોલતાં તેની આંખમાંથી દડદડ આંસુ પડવા લાગ્યા. ત્યારે કાળુડી રૂમાલ વડે માતાના આંસુ લૂછવા લાગી ને ધીમે રહીને ભારે હૈયે બોલી. મમ્મી! તું શા માટે આટલી બધી ચિંતા કરે છે? તું ગમે તેટલી કદરૂપી બની જઈશ તો પણ તું તારી મમ્મીને તો વહાલી જ લાગવાની ને! તારે મારા જેવું થોડું છે? આટલું બોલતાં કાળુનું હૃદય ભરાઈ ગયું. તે બેભાન થઈને પડી ગઈ ને તેનું પ્રાણપંખેરું ઉડી ગયું. હોસ્પિતાલમાં હાહાકાર મચી ગયો. કાળુના દેહની અંતિમ ક્રિયા કરવામાં આવી. કાળુ ગઈ પણ એની મમ્મીને ભાન થઈ ગયું. એ કાળી હતી તેથી મેં તિરસ્કાર કર્યો. કદી માતાનો પ્રેમ આપ્યો નહિ. આજ મારા પાપ ફૂટી નીકળ્યા છે. લોકો કહેવા લાગ્યા કે પોતાની છોકરીને દુઃખ દીધું તેનો બદલો તેને અહીં ને અહીં મળી ગયો. એક તો દાઝી છે ને ઉપરથી લોકોના વચન રૂપી ડામ પડવા લાગ્યા. હવે તો કાળુ ખૂબ યાદ આવવા લાગી પણ હવે ગમે તેટલું કરે પણ કાળુ થોડી મળે? જીવતાં કદી જાણી નહિ ને મૂવે રડવા લાગી.

આ સંસાર આવો વિચિત્ર છે! કર્મ જીવને વિવિધ પ્રકારનાં ખેલ કરાવે છે. કોઈને હસાવે છે તો કોઈને રડાવે છે. માટે આ દૃષ્ટાંતથી એટલું સમજી જેમ બને તેમ પાપ કરતાં પાછા હઠવું. દુઃખીના દુઃખમાં સહકાર આપવો ને સુખમાં ફુલાવું નહિ. સમય થઈ ગયો છે. વધુ ભાવ અવસરે.

☆

## વ્યાખ્યાન નં-૭૬

**ભાદરવા સુદ ૧૪ ને સોમવાર** તા. ૨૬-૯-૭૭

ચરમ તીર્થંકર ભગવાન મહાવીર સ્વામીએ પોતાના મુખમાંથી અમોઘ ઉપદેશનો પ્રવાહ વહાવીને આધિ-વ્યાધિ અને ઉપાધિ એ ત્રિતાપના ભઠ્ઠામાંથી ભવ્ય જીવોને બહાર કાઢીને અમર સંદેશો આપ્યો છે અને સંસાર રૂપી અઘોર વનમાં ભટકતા માનવીઓના પંથને ઉજાળનાર આકાશદીપ સમાન અંતગડ સૂત્રમાં અમૂલ્ય ભાવ રૂપી રત્નો આપણને આપેલાં છે. આમ તો બત્રીસે બત્રીસ આગમમાં રત્નો ભરેલાં છે પણ આપણે અત્યારે અંતગડ સૂત્રનો અધિકાર ચાલે છે એટલે તેની વાત કરીએ છીએ.

અધિકારના નાયક ગજસુકુમાર બહોંતેર કળામાં પ્રવીણ બની ગયા છે. આ સંસારમાં ભૌતિક કળાઓ શીખવાડનાર કલાચાર્યો-કારીગરો ઘણાં મળી આવે છે, પણ આત્માને કર્મની કેદથી મુક્ત કરાવનારા કુશળ કારીગરો બહુ થોડા મળે છે. ગજસુકુમારને કુશળ કલાચાર્યે ભૌતિક કળાઓ શીખવાડી પણ આત્માને કર્મની કેદમાંથી મુક્ત બનાવનારા કુશળ કિમિયાગર હવે મળવાના છે. વસુદેવ પિતા અને દેવકી દેવી માતાના લાડકવાયા નંદ છે અને ત્રિખંડ અધિપતિ કૃષ્ણ વાસુદેવનો લાડકવાયો લઘુભાઈ છે. એને સૌ ખમ્મા ખમ્મા કરે છે. પાણી માંગતા દૂધ મળે છે. આવા ગજસુકુમારે બાળવય વટાવીને યુવાનીના પગથિયે પગ મૂક્યો. માતા પિતાએ જાણ્યું કે હવે આ ગજસુકુમાર ભોગ ભોગવવાને યોગ્ય થયો છે માટે હવે તેના લગ્ન કરીએ. દેવકી માતાના એને રમાડવાના, ખેલાવવાના બધા કોડ પૂરા થઈ ગયા. હવે એને પરણાવવાના કોડ બાકી છે. તે પૂરા કરવા છે. હવે ત્યાં શું બને છે તે જોઈએ.

"तत्थणं बारावईए नयरीए सोमिले नामं-माहणे परिवसइ रिउव्वेय जाव सुपमिट्ठिए यावि होत्था !" તે દ્વારકા નગરીમાં ઋગ્વેદ આદિ ચારેય વેદોમાં અને વેદાંગોમાં પરિનિષ્ઠિત તથા ધન ધાન્યાદિથી સમૃદ્ધ સોમિલ નામનો બ્રાહ્મણ રહેતો હતો. તમને એમ થશે કે આપણે તો ગજસુકુમારની વાત ચાલતી હતી ને વચમાં આ બ્રાહ્મણની વાત ક્યાંથી આવી ગઈ? તો સાંભળો. જેનો અધિકાર ચાલતો હોય તે આત્માઓની સાથે સાથે જે જે મનુષ્યો સબંધ ધરાવતાં હોય છે તેમનાં નામ શાસ્ત્રમાં લખાય છે. દ્વારકા નગરીમાં ઘણાં બ્રાહ્મણો વસતાં હતાં, છતાં બીજા કોઈની વાત ન આવી અને સોમિલ બ્રાહ્મણની વાત કેમ આવી? તેનું કારણ એ છે કે ગજસુકુમાર સાથે તેનો સંબંધ રહેલો છે. આ સોમિલ બ્રાહ્મણ એ કોઈ સામાન્ય જેવો તેવો ન હતો પણ વિપુલ સમૃદ્ધિનો સ્વામી હતો. ઋદ્ધિમાં કોઈથી પરાભવ પામે તેવો ન હતો. આટલો સુખી હતો છતાં એના ધર્મનું જ્ઞાન કેટલું હતું? તમને તમારા ધર્મનું જ્ઞાન છે? આજના સંપત્તિશાળી શ્રીમંતોના ઘરમાં ધર્મનું જ્ઞાન

કેટલું? અરે, કોઈ સંત કહે કે પાંચ મિનિટ ઉપાશ્રયે આવજો, ત્યારે કહે છે કે મને સમય નથી પણ જ્ઞાનીપુરૂષો કહે છે કે જ્યાં ધર્મ છે ત્યાં સુખ છે. ધર્મ વિના ત્રણ કાળમાં સુખ મળવાનું નથી. યાદ રાખજો, સંતના બોલાવ્યાં ઉપાશ્રય નહિ આવો પણ કાળરાજાના બોલાવ્યા જવું જ પડશે, ત્યારે ટાઈમ મળશે ને? એક દૃષ્ટાંત યાદ આવે છે.

**"સંસાર રસમાં ખુંચેલો જીવડો"**:–એક શહેરમાં એક શ્રીમંત શેઠ રહેતાં હતાં. બસ, સંપત્તિ મેળવીને સંસારનું સુખ ભોગવવું એ એમના જીવનનું લક્ષ હતું. એક દિવસ એ શેઠને ઘેર કોઈ અવધૂત યોગી ફરતા ફરતા ભિક્ષા માટે આવ્યા. આ યોગી ખૂબ જ્ઞાની અને આત્માર્થી હતા. આ સમયે શેઠ ઘરમાં હાજર હતા. એમને સત્સંગ કરવાનો સમય ન હતો પણ પોતાને ઘેર કોઈ સાધુ-સંન્યાસી પધારે તો તેમનો આદર સત્કાર કરતા હતા. શેઠે મહાત્માને આવતાં જોયાં એટલે સામા જઈ વિનયપૂર્વક હાથ જોડીને કહ્યું. આપ મારે ત્યાં ભોજન કરવા માટે પધારો. મને લાભ મળે. આ તો અન્ય ધર્મના સંન્યાસી હતાં એટલે શેઠની વિનંતીનો સ્વીકાર કરીને તેને ઘેર ભોજન કર્યું. સંતપુરૂષો કેટલા પરોપકારી હોય છે કે લે થોડું ને આપે ઝાઝું. આ મહાત્માએ વિચાર કર્યો કે મેં આ શેઠને ઘેર ભોજન કર્યું છે તો હવે તેનું કલ્યાણ થાય તેવો માર્ગ બતાવું. એવો વિચાર કરીને શેઠને કહ્યું. શેઠ! મારે તમારી સાથે થોડી વાતચીત કરવી છે. શેઠ સમજી ગયા કે આ મહાત્માને મારી સાથે બીજી શું વાતચીત કરવાની હોય? કહેશે કે દાન કરો, પુણ્ય કરો, તપ કરો, ભગવાનનું ભજન કરો પણ મને અત્યારે ક્યાં ટાઈમ છે? પણ એ શું કહે છે તે સાંભળી લઉં. પછી જવાબ આપીશ.

શેઠે સંતને કહ્યું: બોલો મહાત્મા! તમારે મને શું કહેવું છે? મહાત્માએ કહ્યું: ભાઈ! મારે તમને બીજું કાંઈ કહેવું નથી. માત્ર એટલું જ કહેવું છે કે તમે ગળાબૂડ સંસારમાં ખૂંચેલા છો તેમાંથી તરવા માટે વધુ નહિ માત્ર ૧૫ મિનિટ સત્સંગ કરો. ત્યારે શેઠે કહ્યું, મારો વહેપાર બહુ મોટો છે એટલે મારા માથે કામનો બોજો ખૂબ રહે છે, અત્યારે મને જમવાનો સમય પણ મુશ્કેલીથી મળે છે તો સત્સંગ કરવાનો સમય ક્યાંથી મેળવું? આજે તો મને ટાઈમ નથી. તો આપ પંદર દિવસ પછી આ તરફ પધારો તો હું સત્સંગનો લાભ લઈશ. શેઠની વાત સાંભળીને મહાત્મા ત્યાંથી વિદાય થયા. એ તો એમની પ્રવૃત્તિમાં લીન બન્યા. પંદર વીસ દિવસ થયાં એટલે ફરતાં ફરતાં સંત પાછા શેઠને ઘેર આવ્યા. ખરી રીતે તો શેઠે મહાત્માને વાયદો આપ્યો હતો. એટલે શેઠે તેમની તપાસ કરવી જોઈએ પણ શેઠની ઈચ્છા જ ન હતી. મહાત્માજી શેઠના ઘેર આવ્યા. શેઠે તેમને ભોજન માટે આગ્રહ કર્યો ત્યારે મહાત્માએ કહ્યું, મેં ભોજન તો કર્યું છે પણ તમે મને કહ્યું હતું ને કે પંદર દિવસ પછી પધારજો. એટલે હું આવ્યો છું. તો તમને સત્સંગ કરવાનો ટાઈમ છે? ત્યારે શેઠે કહ્યું આજે તો મારે લગ્નમાં જવાનું છે ને કામ પણ ઘણું છે. માટે ફરીને પધારજો. મહાત્મા પાછા ચાલ્યા ગયા. ... દિવસ પછી ...

મહાત્મા પધાર્યા એટલે શેઠે તેમને સામેથી કહી દીધું કે આજે મને બિલકુલ ટાઈમ નથી. આપ ચાર દિવસ પછી પધારજો.

**"શેઠને ધર્મ પમાડવાની સંતની તીવ્ર ભાવના"** :- મહાત્મા તો ચાલ્યા ગયા અને ચાર દિવસ પછી પાછા શેઠના ઘેર પહોંચી ગયા. જુઓ, આ કેવી સમજવાની વાત છે કે શેઠને સત્સંગ કરવાનો ટાઈમ નથી અને મહાત્માને તેને ધર્મ પમાડવો છે. મહાત્માને જોઈને શેઠે કહ્યું. બાપજી ! હું શું કરું ? આપ સમયસર પધાર્યા પણ હું કામમાંથી ઉંચો આવતો નથી. આજે બપોરના રાજદરબારમાં જવાનું આમંત્રણ આવ્યું છે એટલે ત્યાં જવાનું છે. ઘેર દશ મહેમાન આવ્યાં છે. તેમને મળવાનું છે. પરદેશથી હુંડીઓ આવી છે. તેના નાણાંની વ્યવસ્થા કરવાની છે. રાત્રે એક સામાજિક કાર્ય માટે સભા ભેગી થવાની છે માટે સભામાં જવાનું છે. એક વહેપારી મારા પૈસા દબાવીને બેસી ગયો છે. ઘણાં વખતથી રૂપિયા કે વ્યાજ કંઈ આપતો નથી. તેની સામે ફરિયાદી કરવા કોર્ટમાં જવાનું છે. એટલે આજે તો એટલા બધા કામમાં પરોવાયેલો છું કે મને સેંકડનો સમય નથી. તો આપ કાલે જરૂરથી પધારજો. તો હું આપની વાત એક ચિત્તે સાંભળીશ. સંત તો ચાલ્યા ગયા. શેઠે આટલા ધક્કા ખવડાવ્યા છતાં મહાત્માએ ધીરજ છોડી નહિ. એમને વિશ્વાસ હતો કે શેઠ ના પાડતા નથી તો તેમને શ્રદ્ધા તો જરૂર છે. માટે એક દિવસ જરૂર ધર્મ પામશે. આવી શ્રદ્ધાથી શેઠના વાયદા પ્રમાણે આવવાનું ચાલુ રાખ્યું. બીજે દિવસે આવ્યા ત્યારે શેઠે કહ્યું–બાપજી ! એક વહેપારીએ હિસાબમાં મોટો ગોટાળો કર્યો છે એ ગોટાળામાં એવો ગૂંચવાઈ ગયો છું કે મારા જીવને ચેન પડતું નથી. હું ચોપડા તપાસીને લેણાં દેણાંના હિસાબ ચૂકતે કરીશ ત્યારે જ મને ચેન પડશે. માટે આપ કાલે આવજો.

દેવાનુપ્રિયો ! વિચાર કરજો. શેઠ પોતાના સ્વાર્થમાં પડીને મહાત્માને કેટલા ધક્કા ખવડાવે છે. મહાત્માને એની પાસેથી રાતી પાઈ પણ લેવી નથી. માત્ર એના આત્માનું કલ્યાણ કરાવવું છે. છતાં શેઠને ટાઈમ મળતો નથી. આ રીતે કાલ કાલ કરતાં ઘણો સમય વીતી ગયો પણ શેઠને ટાઈમ મળ્યો નહિ. એક દિવસ મહાત્મા શેઠને ઘેર આવ્યાં ને જોયું તો એક ક્ષણ કામમાંથી નવરા નહિ પડનાર શેઠ પલંગ ઉપર સૂતા છે. ડોકટરો અને સીસ્ટરો શેઠના રોગની ચિકિત્સા કરી રહ્યા છે. શેઠનું શરીર અસહ્ય રોગોથી ઘેરાઈ ગયું હતું. તેમને અસહ્ય પીડા થતી હતી. આ જોઈ મહાત્માને ખૂબ અફસોસ થયો. થોડી વાર પછી બધા ડોકટરો અને સીસ્ટરો વિદાય થયા, એટલે મહાત્માએ પાસે આવીને કહ્યું. કેમ શેઠ ! આજે તો ટાઈમ છે ને ? હજારો કામ પડતાં મૂકીને નિશ્ચિંત બનીને તમે પથારીમાં કેમ સૂતાં છો ? આજે તમારા બધા કામ કોણ કરશે ? સંતના ગૂઢ વચનો સાંભળીને ભયંકર માંદગીના બિછાને પોઢેલા શેઠ ગદ્‌ગદ્ સ્વરે બોલ્યા–બાપજી ! મને હજારોવાર ધિક્કાર છે. આપ જેવા પરોપકારી સંતપુરૂષે મારા કલ્યાણ માટે કેટલો પરિશ્રમ કર્યો ? મેં કાલ કાલ

કરીને આપને કેટલા આંટા ખવડાવ્યા! છતાં આ પાપી જીવે આપનો અમૃતમય ઉપદેશ સાંભળ્યો નહિ. હું શું વાત કરું? હવે તો આ ભયંકર કાળના પંજામાં સપડાઈ ગયો છું, કાલ કાલ કરતાં મારી કાલ પૂરી થઈ નહિ ને આ કાળ આવી પહોંચ્યો. આખી જિંદગી સંસાર સુખોમાં રચ્યો પચ્યો રહ્યો, ક્ષણવાર સંસારનો મોહ છોડયો નહિ. મારા જેવો અભાગી કોણ હોય કે ઘેર બેઠા ગંગા આવી તો પણ લાભ લીધો નહિ. હવે મને મારી ભૂલનું ભાન થયું કે સંસારમાં એક પછી એક કામ તૈયાર જ હોય છે. એનામાં ખૂંચેલા રહીએ તો આપણને એક ઘડીનો ટાઈમ મળવાનો નથી.

"**શેઠની કરૂણ દશા જોઈ મહાત્માએ આપેલો ઉપદેશ** :- શેઠ કહે–મહાત્મા! તમે તો કરૂણાના સાગર છો. મારી ભૂલોને ભૂલી જાઓ અને મને સંસાર સાગરથી તરવાનો કોઈ માર્ગ બતાવો. હવે મને એટલું સમજાય છે કે આ સંસાર કેવો સ્વાર્થનો ભરેલો છે!

**નાશવંત આ કંચન કાયા, સ્વજન સબંધી સહુ પરાયા**
**રાગ દ્વેષની સઘળે છાયા, લાગી જીવને તો પણ માયા,**
**દુઃખ સુખના ચકરાવામાં, હું રઝળ્યો અપરંપાર–ઉગારી.**

આટલું બોલતાં શેઠની આંખમાં ચોધાર આંસુ વહેવા લાગ્યા, અને મહાત્માની ક્ષમા માંગતાં કહ્યું હે કૃપાસિન્ધુ! હું પામર પ્રાણી છું. મહાન મૂર્ખ છું. હવે આપના શરણે છું. તારણહાર! મને તારો. શેઠનો પશ્ચાતાપ જોઈને સંતને લાગ્યું કે હવે શેઠને બરાબર સમજાઈ ગયું છે. તે તેની ભૂલનો પશ્ચાતાપ કરી રહ્યા છે. હવે તેમને સંસાર પ્રત્યેનો મોહ ઉતરી ગયો છે. તેથી તક જોઈને મહાત્માએ ખૂબ સુંદર ઉપદેશ આપ્યો. શેઠ મૃત્યુના મુખમાંથી બચી ગયા. હવે તો એમને સંસારનો મોહ નથી. તેથી જરૂરિયાત પૂરતી મૂડી રાખીને બધી મૂડી ધર્માદામાં વાપરી નાંખી. આજ સુધી ધર્મ માટે "No Time" કહેનારો સમજી ગયો કે મારા માનવજીવનની એકેક ક્ષણ લાખેણી જાય છે. વહેપાર ધંધો બંધ કરીને જેટલો બને તેટલો સમય મહાત્મા પાસે જઈને સત્સંગમાં વીતાવવા લાગ્યા. આ રીતે મહાત્માનો પરિશ્રમ સફળ થયો ને શેઠનું જીવન પલટાઈ ગયું.

દેવાનુપ્રિયો! વીતરાગના સંતો રોજ તમને ભગવાનની વાણી સંભળાવે છે. તમને શેઠની માફક સંસારનો મોહ ક્યારે ઉતરશે? આ સભામાંથી એકાદ સાધુ બની જાય તો પરિશ્રમ સફળ થાય. કેમ બરાબરને? (હસાહસ)–દ્વારકા નગરીમાં સોમિલ નામનો મહાન સમૃદ્ધિશાળી બ્રાહ્મણ વસતો હતો. એણે સંસારમાં રહીને પણ ચાર વેદનું જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. દરેક વ્યક્તિએ પોતપોતાના ધર્મનું જ્ઞાન મેળવવું જોઈએ. જ્ઞાન વિના સત્યાસત્યનો વિવેક થઈ શકતો નથી. આપણા જૈન દર્શનમાં ભગવાને દ્રવ્યાનુયોગ, ગણિતાનુયોગ, ચરિતાનુયોગ, અને ધર્મકથાનુયોગ એ ચાર અનુયોગ બતાવ્યા છે. તેનું જ્ઞાન અવશ્ય મેળવવું જોઇએ.

દ્રવ્યાનુયોગ સમજવો ખૂબ કઠીન છે. જે દ્રવ્યાનુયોગ જાણે તેને જડ અને ચેતનનું ભેદ-જ્ઞાન થાય છે પણ આજે એ જ્ઞાન મેળવવાનો કોને રસ છે? એ સમજ્યા વિના ભેદજ્ઞાન નહિ થાય. ભગવાનનાં દશ દશ શ્રાવકોએ સંસારમાં રહીને પણ તત્ત્વનું જાણપણું કર્યું હતું. આજે તો કંઈક જીવોને જીવ-અજીવનું પણ જાણપણું નથી. સોમિલ બ્રાહ્મણ ધનમાં ને જ્ઞાનમાં આગળ હતો. હવે તેના વિષે શું વાત ચાલશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર:**—ભીષ્મ પિતામહ, વિદુરજી, દ્રોણાચાર્ય વિગેરેના ફીટકારથી ધૃતરાષ્ટ્રને ખૂબ ક્રોધ આવી ગયો. એટલે કહ્યું-હે પાપી! તેં આ શું કર્યું? મેં તને ઘણું સમજાવ્યો છતાં માન્યો નહિ. હે કુલાંગાર? તું તો દુનિયામાં ફટ ફટ થઈ ગયો પણ તારા પાપે મારે કેટલું સાંભળવું પડે છે! હજુ પણ તને કહું છું કે તું આ કુકર્તવ્યથી અટકી જા, પાંડવોની માફી માંગ અને તેમનું જે કંઈ લીધું છે તે પાછું આપી દે, નહિતર મારી તલવારથી તારું માથું ઉડાવી દઈશ. ભીષ્મપિતા, વિદુરજી અને ધૃતરાષ્ટ્રનો કોપ જોઈને દુર્યોધને કહ્યું કે હું પાંડવોની માફી તો નહિ જ માગું અને એમનું રાજ્ય પાછું નહિ આપું. મેં કંઈ ચોરી કરીને નથી લીધું, જીત મેળવીને લીધું છે. એ પાંડવો તો મારા પાકા વૈરી છે, હું એમનું સુખ કદી જોઈ શકવાનો નથી. હું તો તેમને બરાબર દુઃખી કરત પણ તમને બધાને બહું દુઃખ થાય છે તેથી એક રસ્તો કાઢું છું.

**દ્વાદશ વર્ષ હો પૂર્ણ વહાં તક, રહ કર કે વનવાસ,**
**વર્ષ તેરહ મેં પ્રચ્છન્ન રહે જો, ઇચ્છે રાજ્ય કી આસ હે...શ્રોતા...**

પાંડવો જુગારમાં હારી ગયા છે એટલે તે મારા નોકર છે, હું ગમે તે શિક્ષા તેમને કરી શકું છું, પણ તમારા બધાના આગ્રહથી જતાં કરું છું, પણ પાંડવો બાર વર્ષ સુધી વનવાસ ભોગવે ને બાર વર્ષ પૂરા થયા પછી તેરમું વર્ષ ગુપ્ત રહે. તેમાં જો પકડાઈ જશે તો ફરીને બધી શિક્ષા ભોગવવી પડશે. વડીલોએ આ વાત માન્ય કરી અને પાંડવોને વનવાસ જવાનું નક્કી કર્યું. એટલે ભીષ્મપિતાએ કહ્યું-દુર્યોધન! તેં પાંડવોનાં કપડાં ઉતરાવીને નગ્ન જેવા બનાવ્યાં છે આ સારું નથી કર્યું. એમના કપડા તો પાછા આપ, એમ કહીને કપડા પાછા અપાવ્યા, તેમજ ભીમની ગદા, અર્જુનનું ધનુષ્ય વિગેરે શસ્ત્રો પાછા અપાવ્યાં અને દુર્યોધને જે શરત કરી તે પાંડવોએ મંજુર કરી લીધી. અત્યારે ભીમ અને અર્જુને ધાર્યું હોત તો દુર્યોધનનાં ફેદા ઉડાવી નાંખત પણ પોતે વચનથી બંધાઈ ગયા હતાં એટલે દુર્યોધને કરેલું અપમાન સહન કરીને વનમાં જવાનું નક્કી કર્યું. સજ્જન પુરૂષો પોતે કષ્ટ સહન કરે છે પણ પોતાનું વચન બદલતાં નથી.

પાપી દુર્યોધને વૈરનો બદલો લેવા કેવી શરત કરી! બાર વર્ષ વનમાં રહેવાનું ને તેરમું વર્ષ ગુપ્ત રહેવાનું. આવા મહાનપુરૂષોને માટે ગુપ્ત રહેવું તે સહેલ વાત નથી,

આવી કપરી શરતનો પાંડવોએ સ્વીકાર કરી લીધો. પાંડવો ઇન્દ્રપ્રસ્થ આવ્યાં ત્યારે હર્ષભેર આવ્યાં હતાં પણ બધો હર્ષ હવામાં ઉડી ગયો. તેમને એક ક્ષણ ત્યાં રહેવું ગમતું નથી. એટલે પાંડવો હસ્તિનાપુર જવા તૈયાર થયા. પાંચ પાંડવોની સાથે દ્રૌપદીને પણ વનમાં જવાની વડીલોએ રજા આપાવી એટલે પાંચ પાંડવો સહિત દ્રૌપદી ઇન્દ્રપ્રસ્થ છોડીને હસ્તિનાપુર જવા નીકળ્યા. પાંડવો અને દ્રૌપદી પગે ચાલીને જાય છે કારણ કે અત્યારે તેમની પાસે કોઈ સાધન રહ્યું નથી, પણ ભીષ્મપિતાજીએ વિચાર કર્યો કે પગપાળા ચાલીને જતાં આ કુમળા ફુલ જેવા છોકરાઓ થાકી જશે. આ તો એમના ભાવિએ ભૂલવાડયા, એટલે જુગાર રમ્યા બાકી આ પવિત્ર આત્માઓ જુગાર રમે તેવા નથી. ધર્મરાજા આદિ પાંચે પાંડવો ગુણની ખાણ છે. એમને પગે ચાલતા જવા દેવાય નહિ. દુર્યોધને તો તેમને એટલું પણ ન કહ્યું કે મારો રથ લઈ જાઓ, પણ ભીષ્મપિતાએ પોતાનો રથ તેમને બેસવા માટે આપ્યો. જ્યારે ઇન્દ્રપ્રસ્થથી પાંડવો નીકળ્યા ત્યારે આખી નગરીના લોકો કાળા પાણીએ રડવા લાગ્યા. અહો! આપણી નગરીમાં આવ્યાં ત્યારે તેમના મુખ ઉપર કેટલું તેજ હતું! અને અત્યારે નિરાધાર બનીને ચાલ્યા જાય છે. આખી નગરીનાં લોકો તેમને વળાવવા માટે ગયા.

**વનવાસ જતાં પહેલા માતા પિતાને મળવા જતા પાંડવો:—**પાંડવો હસ્તિનાપુર પહોંચે તે પહેલા સમાચાર પહોંચી ગયા કે ધર્મરાજા દુર્યોધન સાથે જુગાર રમ્યા અને જુગારમાં રાજપાટ સર્વસ્વ હારી ગયા છે. આ સાંભળીને પાંડુરાજા અને કુંતામાતાને ખૂબ આઘાત લાગ્યો. આખો રાજ્ય પરિવાર કકળી ઉઠયો કે આ શું થયું? પાંડવો અને દ્રૌપદી રાજ્ય લક્ષ્મી હારીને ઉદાસીન ચહેરે વનવાસ જતાં પહેલાં માતા પિતાને મળવા માટે હસ્તિનાપુર આવી રહ્યા છે.

થોડા દિવસમાં પાંડવો હસ્તિનાપુર પહોંચી ગયા, અને માતા–પિતા આદિ સમસ્ત રાજપરિવારને મળ્યા. પાંડુરાજાએ કહ્યું–બેટા! તમે કદી જુગાર સમજતાં નહોતા ને ઇન્દ્રપ્રસ્થ જઈને આ શું કર્યું? રમ્યા તો રમ્યા પણ કેટલી હદ કરી! પુત્રોને ખૂબ ઠપકો આપ્યો. ધર્મરાજાએ ભૂલની માફી માંગી, પછી કહ્યું–પિતાજી! હવે અમને વનવાસ જવાની રજા આપો. પાંડવો કેટલા ધર્મનિષ્ઠ છે! આપેલા વચનનું પાલન કરવામાં કેવા દૃઢ છે કે હસ્તિનાપુરમાં આવીને પાણી સરખું પીધું નહિ, ફક્ત માતા–પિતાને પગે લાગી જવાની તૈયારી કરી. આખા હસ્તિનાપુરમાં હાહાકાર મચી ગયો. કુંતા માતા પણ કાળા પાણીએ રડવા લાગ્યા. નગરજનો કહેવા લાગ્યા કે આપણાં પવિત્ર મહારાજા યુધિષ્ઠિર વિગેરે વનવાસ જશે ને આપણા ઉપર દુર્યોધન રાજ્ય કરશે. આપણે એવા પાપી રાજાના રાજ્યમાં રહેવું નથી. આપણે પણ વનમાં જઈશું. પાંડુરાજા અને કુંતામાતા કહે છે બેટા! તમે વનવાસ જશો તો અમે પણ તમારી સાથે આવીશું. બેટા! તારા વગર હું નહિ રહી શકું. બધા પાંડવોની સાથે જવા તૈયાર થયા. પાંડવો વનવાસ જવા શસ્ત્ર આદિ સજીને તૈયાર થયા છે હવે કેવી રીતે પ્રયાણ કરશે તેના ભાવ અવસરે.

## વ્યાખ્યાન નં. ૭૭

ભાદરવા સુદ ૧૫ ને મંગળવાર તા. ૨૭-૯-૭૭

જેમના હૈયામાંથી દયાના ઝરણા છલકાઈ રહ્યા છે, કાળજડાગાંથી કરૂણાનો ધોધ વહે છે ને આંખમાંથી અમીની ધારાવહે છે તેવા સર્વજ્ઞ ભગવંતે અનંત સંસાર સાગરમાં ડૂબકી ખાઈ રહેલાં જીવોને તરવા માટે જિનવાણી રૂપી નૌકા આપી. આ સંસાર ભયંકર ઘૂંઘવાટા મારતો સાગર છે. જેમાં મોહ, માયા ને મમતાનાં મોજા ઉછળી રહ્યા છે. એવા સાગરને તરવા માટે આપણને જિનેશ્વર ભગવંતોએ દ્વાદશાંગી સૂત્ર રૂપી નૌકા આપી છે. દ્વાદશાંગી રૂપ જિનવાણીની નૌકા તો મળી પણ જો તેને ચલાવનાર કુશળ નાવિક ન મળે તો નૌકા સામા કિનારે લઈ જવી મુશ્કેલ છે. ક્ષેમકુશળ ભવસાગર તરવા માટે સારી નૌકા અને કુશળ નાવિકનો સહારો જોઈએ. નૌકા મળી પણ તેનો નાવિક કોણ તે તમે જાણો છો? આપણને સંસાર સાગરથી તારીને સામે કિનારે લઈ જનાર કુશળ નાવિક સદ્ગુરૂઓ છે. એ સદ્ગુરૂઓ વીતરાગ પ્રભુની આજ્ઞાનું પાલન કરે છે ને આપણને તરવાનો માર્ગ બતાવે છે તો એ સદ્ગુરૂની આજ્ઞાનું પાલન કરી પ્રચંડ પુરૂષાર્થ કરી સંસાર સાગરને તરવાની તૈયારી તો કરવી પડશે, જેથી સંતો રૂપી સુકાની જીવન નૈયાને સામે કિનારે પહોંચાડી શકે, પણ એટલું ધ્યાન રાખજો કે તમારી જીવનનૈયા કોઈ કુગુરૂના હાથમાં ન જાય. જો કોઈ કુગુરૂના હાથમાં ગઈ તો સમજી લેજો કે આ સંસાર પરિભ્રમણનો અંત આવશે નહિ સંસારનો માર્ગ ટૂંકો બનવાને બદલે લાંબો બની જશે. આટલા માટે જ્ઞાની કહે છે કે સંગ કરો તો સાચા સંતનો કરો, પણ કુસંગ કરશો નહિ. સત્સંગનું પરિણામ સુંદર આવે છે ને કુસંગનું પરિણામ ખરાબ આવે છે. જીવ જેવો સંગ કરે છે તેવો તેને રંગ લાગે છે. જો તમારી ભાવનામાં પવિત્રતા અને કર્તવ્યમાં તેજસ્વિતા હશે તો તેની સૌથી પ્રથમ અસર તમારા જીવન ઉપર પડશે. ત્યાર પછી તમારા સંગમાં રહેનારા અને પાડોશી ઉપર તેનો પ્રભાવ પડશે, અને આગળ વધતા સમાજ અને જગત ઉપર તમારો પ્રભાવ પડશે. આમાં સંગતિ મોટો ભાગ ભજવે છે. નદીનું મીઠું પાણી સાગરમાં જઈને ખારું શાથી બની જાય છે? અમૃત જેવું મીઠું દૂધ ખટાશનો સ્પર્શ થતાં ફાટી કેમ જાય છે? તેનો જવાબ આપતાં જ્ઞાનીપુરૂષો કહે છે "संसर्गजा दोष गुणा भवन्ति" જો સંસર્ગ સારો હોય તો દોષથી ભરેલો માનવી ગુણવાન બની જાય છે. અને સંસર્ગ ખરાબ હોય તો ગુણવાન મનુષ્ય પણ દોષથી ભરેલો બની જાય છે. આ સંગતિનું પરિણામ છે. દુર્જનની સંગતિ ક્યારે પણ સુખ આપતી નથી. દુર્જનની અનુકુળતા અને પ્રતિકુળતા બંને દુઃખપ્રદ હોય છે. જેમ સળગતા કોલસાનો સ્પર્શ હાથને દઝાડે છે અને બૂઝાયેલા કોલસાનો સ્પર્શ હાથને કાળો કરે છે. બરફ પાસે બેસવાથી શીતળતા મળે છે, શાંતિ લાગે છે જ્યારે અગ્નિ પાસે બેસવાથી ઉષ્ણતા મળે છે,

આવી કપરી શરતનો પાંડવોએ સ્વીકાર કરી લીધો. પાંડવો ઈન્દ્રપ્રસ્થ આવ્યાં ત્યારે હર્ષભેર આવ્યાં હતાં પણ બધો હર્ષ હવામાં ઉડી ગયો. તેમને એક ક્ષણ ત્યાં રહેવું ગમતું નથી. એટલે પાંડવો હસ્તિનાપુર જવા તૈયાર થયા. પાંચ પાંડવોની સાથે દ્રૌપદીને પણ વનમાં જવાની વડીલોએ રજા અપાવી એટલે પાંચ પાંડવો સહિત દ્રૌપદી ઈન્દ્રપ્રસ્થ છોડીને હસ્તિનાપુર જવા નીકળ્યા. પાંડવો અને દ્રૌપદી પગે ચાલીને જાય છે કારણ કે અત્યારે તેમની પાસે કોઈ સાધન રહ્યું નથી, પણ ભીષ્મપિતાજીએ વિચાર કર્યો કે પગપાળા ચાલીને જતાં આ કુમળા ફુલ જેવા છોકરાઓ થાકી જશે. આ તો એમના ભાવિએ ભૂલવાડયા, એટલે જુગાર રમ્યા બાકી આ પવિત્ર આત્માઓ જુગાર રમે તેવા નથી. ધર્મરાજા આદિ પાંચે પાંડવો ગુણની ખાણ છે. એમને પગે ચાલતા જવા દેવાય નહિ. દુર્યોધને તો તેમને એટલું પણ ન કહ્યું કે મારો રથ લઈ જાઓ, પણ ભીષ્મપિતાએ પોતાનો રથ તેમને બેસવા માટે આપ્યો. જ્યારે ઈન્દ્રપ્રસ્થથી પાંડવો નીકળ્યા ત્યારે આખી નગરીના લોકો કાળા પાણીએ રડવા લાગ્યા. અહો ! આપણી નગરીમાં આવ્યાં ત્યારે તેમના મુખ ઉપર કેટલું તેજ હતું ! અને અત્યારે નિરાધાર બનીને ચાલ્યા જાય છે. આખી નગરીનાં લોકો તેમને વળાવવા માટે ગયા.

**વનવાસ જતાં પહેલા માતા પિતાને મળવા જતા પાંડવો :**—પાંડવો હસ્તિનાપુર પહોંચે તે પહેલા સમાચાર પહોંચી ગયા કે ધર્મરાજા દુર્યોધન સાથે જુગાર રમ્યા અને જુગારમાં રાજપાટ સર્વસ્વ હારી ગયા છે. આ સાંભળીને પાંડુરાજા અને કુંતામાતાને ખૂબ આઘાત લાગ્યો. આખો રાજ્ય પરિવાર કકળી ઉઠયો કે આ શું થયું ? પાંડવો અને દ્રૌપદી રાજ્ય લક્ષ્મી હારીને ઉદાસીન ચહેરે વનવાસ જતાં પહેલાં માતા પિતાને મળવા માટે હસ્તિનાપુર આવી રહ્યા છે.

થોડા દિવસમાં પાંડવો હસ્તિનાપુર પહોંચી ગયા, અને માતા–પિતા આદિ સમસ્ત રાજપરિવારને મળ્યા. પાંડુરાજાએ કહ્યું–બેટા ! તમે કદી જુગાર સમજતાં નહોતા ને ઈન્દ્રપ્રસ્થ જઈને આ શું કર્યું ? રમ્યા તો રમ્યા પણ કેટલી હદ કરી ! પુત્રોને ખૂબ ઠપકો આપ્યો. ધર્મરાજાએ ભૂલની માફી માંગી, પછી કહ્યું–પિતાજી ! હવે અમને વનવાસ જવાની રજા આપો. પાંડવો કેટલા ધર્મનિષ્ઠ છે ! આપેલા વચનનું પાલન કરવામાં કેવા દૃઢ છે કે હસ્તિનાપુરમાં આવીને પાણી સરખું પીધું નહિ, ફક્ત માતા–પિતાને પગે લાગી જવાની તૈયારી કરી. આખા હસ્તિનાપુરમાં હાહાકાર મચી ગયો. કુંતા માતા પણ કાળા પાણીએ રડવા લાગ્યા. નગરજનો કહેવા લાગ્યા કે આપણાં પવિત્ર મહારાજા યુધિષ્ઠિર વિગેરે વનવાસ જશે ને આપણા ઉપર દુર્યોધન રાજ્ય કરશે. આપણે એવા પાપી રાજાના રાજ્યમાં રહેવું નથી. આપણે પણ વનમાં જઈશું. પાંડુરાજા અને કુંતામાતા કહે છે બેટા ! તમે વનવાસ જશો તો અમે પણ તમારી સાથે આવીશું. બેટા ! તારા વગર હું નહિ રહી શકું. બધા પાંડવોની સાથે જવા તૈયાર થયા. પાંડવો વનવાસ જવા શસ્ત્ર આદિ સજીને તૈયાર થયા છે હવે કેવી રીતે પ્રયાણ કરશે તેના ભાવ અવસરે.

❀

## વ્યાખ્યાન નં. ૭૭

ભાદરવા સુદ ૧૫ ને મંગળવાર                                        તા. ૨૭-૯-૭૭

જેમના હૈયામાંથી દયાના ઝરણા છલકાઈ રહ્યા છે, કાળજડામાંથી કરૂણાના ધોધ વહે છે ને આંખમાંથી અમીની ધારા વહે છે તેવા સર્વજ્ઞ ભગવંતે અનંત સંસાર સાગરમાં ડૂબકી ખાઈ રહેલાં જીવોને તરવા માટે જિનવાણી રૂપી નૌકા આપી. આ સંસાર ભયંકર ઘૂઘવતો મહાસાગર છે. જેમાં મોહ, માયા ને મમતાનાં મોજા ઉછળી રહ્યા છે. એવા સાગરને તરવા માટે આપણને જિનેશ્વર ભગવંતોએ દ્વાદશાંગી સૂત્ર રૂપી નૌકા આપી છે. દ્વાદશાંગી રૂપ જિનવાણીની નૌકા તો મળી પણ જો તેને ચલાવનાર કુશળ નાવિક ન મળે તો નૌકા સામા કિનારે લઈ જવી મુશ્કેલ છે. ક્ષેમકુશળ ભવસાગર તરવા માટે સારી નૌકા અને કુશળ નાવિકનો સથવારો જોઈએ. નૌકા મળી પણ તેનો નાવિક કોણ તે તમે જાણો છો? આપણને સંસાર સાગરથી તારીને સામે કિનારે લઈ જનાર કુશળ નાવિક સદ્‌ગુરૂઓ છે. એ સદ્‌ગુરૂઓ વીતરાગ પ્રભુની આજ્ઞાનું પાલન કરે છે ને આપણને તરવાનો માર્ગ બતાવે છે તો એ સદ્‌ગુરૂની આજ્ઞાનું પાલન કરી પ્રચંડ પુરૂષાર્થ કરી સંસાર સાગરને તરવાની તૈયારી તો કરવી પડશે, જેથી સંતો રૂપી સુકાની જીવન નૈયાને સામે કિનારે પહોંચાડી શકે, પણ એટલું ધ્યાન રાખજો કે તમારી જીવનનૈયા કોઈ કુગુરૂના હાથમાં ન જાય. જો કોઈ કુગુરૂના હાથમાં ગઈ તો સમજી લેજો કે આ સંસાર પરિભ્રમણનો અંત આવશે નહિ સંસારનો માર્ગ ટૂંકો બનવાને બદલે લાંબો બની જશે. આટલા માટે જ્ઞાની કહે છે કે સંગ કરો તો સાચા સંતનો કરો, પણ કુસંગ કરશો નહિ. સત્સંગનું પરિણામ સુંદર આવે છે ને કુસંગનું પરિણામ ખરાબ આવે છે. જીવ જેવો સંગ કરે છે તેવો તેને રંગ લાગે છે. જો તમારી ભાવનામાં પવિત્રતા અને કર્તવ્યમાં તેજસ્વિતા હશે તો તેની સૌથી પ્રથમ અસર તમારા જીવન ઉપર પડશે. ત્યાર પછી તમારા સંગમાં રહેનારા અને પાડોશી ઉપર તેનો પ્રભાવ પડશે, અને આગળ વધતા સમાજ અને જગત ઉપર તમારો પ્રભાવ પડશે. આમાં સંગતિ મોટો ભાગ ભજવે છે. નદીનું મીઠું પાણી સાગરમાં જઈને ખારું શાથી બની જાય છે? અમૃત જેવું મીઠું દૂધ ખટાશનો સ્પર્શ થતાં ફાટી કેમ જાય છે? તેનો જવાબ આપતાં જ્ઞાનીપુરૂષો કહે છે "संसर्गजा दोष गुणा भवन्ति" જો સંસર્ગ સારો હોય તો દોષથી ભરેલો માનવી ગુણવાન બની જાય છે. અને સંસર્ગ ખરાબ હોય તો ગુણવાન મનુષ્ય પણ દોષથી ભરેલો બની જાય છે. આ સંગતિનું પરિણામ છે. દુર્જનની સંગતિ ક્યારે પણ સુખ આપતી નથી. દુર્જનની અનુકુળતા અને પ્રતિકુળતા બંને દુઃખપ્રદ હોય છે. જેમ સળગતા કોલસાનો સ્પર્શ હાથને દઝાડે છે અને બૂઝાયેલા કોલસાનો સ્પર્શ હાથને કાળો કરે છે. બરફ પાસે બેસવાથી શીતળતા મળે છે, શાંતિ લાગે છે જ્યારે અગ્નિ પાસે બેસવાથી ઉષ્ણતા મળે છે,

આ રીતે દુર્જનનો સંગ થતાં મન દુઃખી-વ્યથિત બને છે ને સજ્જનનાં દર્શન થતાં મન પ્રફુલ્લિત બને છે. માટે જ્ઞાની કહે છે કે જ્યાં સુધી સત્સંગ નહિ કરો ત્યાં સુધી સાચા ખોટાની પીછાણ નહિ થાય.

જેમને સંસાર સાગરથી તારનારા કુશળ નાવિક મળવાનાં છે તેવા ગજસુકુમારની અને ગજસુકુમારની સાથે નિકટનો સંબંધ ધરાવનાર સોમિલ બ્રાહ્મણની વાત ચાલે છે. સોમિલ બ્રાહ્મણ કેવો ઋદ્ધિવંત હતો તે વાત આપણે કાલે આવી ગઈ છે. તેને સોમશ્રી નામની અતિ સુકુમાલ અને સૌંદર્યવાન પત્ની હતી. ઘણી વખત માણસની ચામડી રૂપાળી હોય પણ શરીર બેડોળ હોય છે, અને ઘણાં માણસની ચામડી રૂપાળી ન હોય. ઘઉં વર્ણી હોય પણ તેનું શરીર સુડોળ હોય છે. શરીરનો ઘાટ મુખની નમણાશથી શોભી ઉઠે છે. આ સોમશ્રી દરેક રીતે શોભીતી હતી. એનું રૂપ, શરીરનો ઘાટ આ બધું બરાબર જોઈએ તેવું હતું. ઘણી વખત માણસમાં રૂપ હોય છે પણ ગુણ હોતા નથી. આ સોમશ્રીમાં રૂપ અને ગુણનો સુમેળ હતો. સાથે પતિ પત્નીના સ્વભાવમાં પણ સુમેળ હતો, તેમજ સોમશ્રી એના પતિની આજ્ઞા મુજબ કાર્ય કરનારી હતી. "तस्स णं सोमिलस्स माहणस्स धूया सोमसिरीए माहणीए अत्तया सोमा नामं दारिया होत्था।" તે સોમિલ બ્રાહ્મણની પત્ની સોમશ્રીની આત્મજા સોમા નામે પુત્રી હતી. આગળના માણસોમાં માતા પિતા ઉપરથી સંતાનોના નામ પાડતાં જેમ મૃગાવતી રાણીનો પુત્ર મૃગાપુત્ર. અહીં સોમિલ અને સોમશ્રી નામ ઉપરથી પુત્રીનું નામ સોમા પાડયું. આ સોમાપુત્રી પણ રૂપરૂપનો અંબાર હતી. આવી પુત્રીનો જન્મ થતાં હર્ષનો પાર નથી. સંસારી જીવોને અનુકૂળતામાં આનંદ અને પ્રતિકૂળતામાં દ્વેષ થાય છે. આવો ઉપાધિથી ભરેલો સંસાર છે. જો તમારે શાંતિ જોઈતી હોય તો થોડી વાર પણ સત્સંગ કરો, શાસ્ત્રનું વાંચન કરો અને ધર્મસ્થાનકમાં આવીને બેસો તો સાચી શાંતિ મળશે.

એક વખત એક સંત શ્રોતાજનોને ઉપદેશ આપતાં સંસારનું સ્વરૂપ સમજાવતાં કહે છે કે હે સંસારી જીવો! અનેક આધિ, વ્યાધિ અને ઉપાધિઓથી ભરેલો આ સંસાર છે. તેમાં લેપાશો નહિ, અને રહો તો અનાસક્ત ભાવથી રહેજો. જેમ માખી સાકરના ટુકડા ઉપર ને પકવાન્ન ઉપર બેસે છે અને બળખા ઉપર ને ઘી તેલ ઉપર બેસે છે. તેમાં સાકર અને મિષ્ટાન્ન ઉપર બેસનારી માખી સાકરનો, મિષ્ટાન્નનો સ્વાદ ચાખે છે ને જ્યારે તેના ઉપરથી ઉડવું હોય ત્યારે ઉડી પણ શકે છે, અને ઘી, તેલ ઉપર બેસનારી માખીને કાંઈ મળતું નથી અને મરી જાય છે, તેમ તમારે સંસારમાં રહેવું પડે ને રહો પણ આસક્ત ન બનો. અનાસક્ત ભાવથી રહો. કદાચ પુણ્યોદયે મોટા વિશાળ રજવાડી બંગલામાં રહો, એમ્પાલા ગાડીમાં ફરો પણ એમાં આસક્ત ન બનો. જો આસક્ત બન્યા તો

ઘી, તેલમાં પડેલી માખીની માફક મરી જશો. ભરત ચક્રવર્તિ છ છ ખંડના સ્વામી હતા પણ અનાસક્ત ભાવે રહેતા હતા. એમને સંસારમાં રહેતાં આવડતું હતું પણ આજે તો જીવોને સંસારમાંથી નીકળતાં તો નથી આવડતું પણ સંસારમાં રહેતાં ય નથી આવડતું.

આ પ્રમાણે મહારાજ ઉપદેશ આપતાં હતાં. એ દિવસે એક ખેડૂત પણ વ્યાખ્યાન સાંભળવા આવ્યો હતો. મહારાજનું વ્યાખ્યાન સાંભળીને કોઈએ રાત્રી ભોજનનો, કોઈએ ક્રોધનો, કોઈએ કંદમૂળનો ત્યાગ વિગેરે બાધાઓ લીધી. આ ખેડૂત તો બિચારો અજ્ઞાની હતો. તેના મનમાં થયું કે હું શું કરું? મહારાજ સમજી ગયાં કે આ કોઈ અજાણ્યો માણસ લાગે છે. એટલે કહ્યું ભાઈ! આ બધા કંઈક ને કંઈક ત્યાગ કરે છે તો તું પણ કંઈક ત્યાગ કર, ત્યારે બિચારો ભોળો ખેડૂત કહે છે મહારાજ! ત્યાગમાં હું કંઈ સમજતો નથી. ત્યાગ એટલે શું? તે મને સમજાવો. ત્યારે મહારાજે કહ્યું-ભાઈ! એક દિવસ માટે કોઈ એક ચીજ ન ખાવી. એટલે તેનો ત્યાગ કર્યો કહેવાય. એમ કર, આજે તારે કાંદાનું શાક ખાવું નહિ. અહો! એમાં તે શી મોટી વાત છે? આજે કાંદાનું શાક નહિ ખાઉં. એણે બાધા લીધી ને તે ઘેર આવ્યો.

દેવાનુપ્રિયો! જે નિયમ લેતા નથી તેની વાત જુદી છે પણ જે લે છે તેની ક્યારેક કસોટી થાય છે. પટેલે કાંદાનો ત્યાગ કર્યો છે અને ઘેર પટલાણીના મનમાં થયું કે એમને કાંદાનું શાક અને જુવારનો ગરમ ગરમ રોટલો બહુ ભાવે છે તો હું આજે કાંદાનું શાક બનાવું. એણે તો કાંદાનું શાક અને જુવારનો રોટલો બનાવ્યો. પટેલ જમવા બેઠાં ને ભાણામાં કાંદાનું શાક અને રોટલો આવ્યો. પટેલે કહ્યું, પટલાણી મને આજે કાંદાનું શાક નહિ ખપે. રોટલામાં જરા મરચું ને ચટણી આપો ને! આ સાંભળીને પટલાણીએ ગરમ થઈને કહ્યું-નહિ ખપે એ શું? મેં તો નહિ ખપે એવો શબ્દ તમારા મોઢે આજે પહેલ-વહેલો સાંભળ્યો. તમને આવું ભૂત ક્યાંથી વળગ્યું? (હસાહસ) પટેલે કહ્યું-ભૂત નથી વળગ્યું પણ આજે જૈન સાધુનું વ્યાખ્યાન સાંભળવા ગયો હતો ત્યાં મહારાજ પાસે મેં આજે કાંદાનો ત્યાગ કર્યો છે. પટલાણી તો વીસમી સદીની ફાટેલા મગજવાળી હતી. તે પટેલ ઉપર ખૂબ ગુસ્સે થઈને બોલી. આજે તો તમે કાંદાનો ત્યાગ કર્યો ને કાલે મારો ત્યાગ કરશો. (હસાહસ) ગમે તેમ કરો પણ આજે કાંદાનું શાક તો તમારે ખાવું જ પડશે. પટેલે નિર્ણય કર્યો છે કે ગમે તેમ થાય પણ મારે કાંદાનો ત્યાગ એટલે ત્યાગ. મરી જઈશ પણ કાંદાનું શાક નહિ ખાઉં, ત્યારે પટલાણી કહે છે મને કાંદાનું શાક ખવડાવ્યા વિના નહિ રહું. (હસાહસ) પટેલ-પટલાણી વચ્ચે જામી પડી. બોલો, તમારે આવું થયું હોય તો શું કરો? પટેલ બાધામાં દૃઢ રહ્યા.

પટલાણીએ કહ્યું-તમારે કાંદા નથી ખાવા ને? એમ કહી ચુલામાં તાવેથો તપાવી

લાલઘૂમ કરીને લઈ આવીને કહ્યું–લો, મોઢું પહોળું કરો. આ જોઈને પટેલ ઘરમાંથી ભાગ્યા. એમણે નિર્ણય કર્યો કે આજે મારે ઘરમાં આવવું જ નથી. કારણ કે અત્યારે પટલાણી હઠે ચઢી છે, ને ક્રોધથી ધમધમી ગઈ છે. એની સામે ક્રોધ કરીશ તો મોટી રામાયણ થશે. કહ્યું છે ને કે–

"લડતા સે ટલ નીસરે, જલતા સે જલ હોય,
વિજલી પડે દરિયાવમેં, તેની ઝાલ ન હોય."

સજ્જન પુરૂષો ક્રોધની સામે ક્રોધ કરતા નથી. એ એવો વિચાર કરે કે જેનામાં જે ભર્યું હોય તે બહાર કાઢે. તેમાં મારું શું જાય છે? એ ભલેને ક્રોધ કરે. કોઈ એ વ્યક્તિ લડતી હોય તો આપણે તેનાથી દૂર ખસી જવું અને આપણી સામે જો ક્રોધ રૂપી આગના ભડકા ઉઠતા હોય તો આપણે તેની સામે પાણીની જેમ શીતળ બની જવું. વીજળી જ્યારે પડવાની હોય ત્યારે કેટલા કડાકા કરે છે ને ઉત્પાત મચાવે છે, પણ એ દરિયામાં પડે છે તો કોઇને કંઈ નુકશાન કરી શકતી નથી, શીતળીભૂત બની જાય છે, તેમ જે મનુષ્ય પાસે ક્ષમાનું અમોઘ શસ્ત્ર છે, તેને દુર્જન–ક્રોધીમાં ક્રોધી માણસ પણ કંઈ કરી શકતો નથી. પેલી પટલાણીએ વીજળીની માફક ઉત્પાત મચાવ્યો પણ પટેલ ખૂબ શાંત રહ્યાં. કંઈ પણ બોલ્યા વિના ઘરમાંથી નીકળી ગામ બહાર મહાકાળી માતાના મંદિરમાં આવીને બેસી ગયા.

શ્રાવકને ઘેર કદાચ આવો કોઈ બનાવ બન્યો હોય તો સ્થાનકમાં આવીને પૌષધ લઇને બેસી જશો? પટેલે આખો દિવસ ભગવાનનાં ભજનમાં વીતાવ્યો ને રાત પડી એટલે માતાજીના મંદિરમાં ભૂખ્યો તરસ્યો ઉંઘી ગયો. રાત્રે બાર વાગ્યા પછી ચોરો ચોરી કરવા માટે જતાં હતાં, તે માતાજીના મંદિરમાં આવી પગે લાગીને કહે છે હે મહાકાળી મા! અમે ગામમાં ચોરી કરવા માટે જઇએ છીએ. અમને જો ઘણું ધન મળશે તો અમે એક નાળીયેર વધેરીશું. આ રીતે માનતા માનીને ચોરો ચોરી કરવા ગયા. તે દિવસે કુદરતે તેમને ચોરીમાં ઘણું ધન મળ્યું એટલે નાળીયેર વધેરવા મંદિરમાં આવ્યા. માતાજીની મૂર્તિ પાસે સૂતેલા પટેલનું માથું પગે અથડાયું. તેને પથ્થર માનીને ચોરોએ તેના ઉપર નાળીયેર વધેર્યું, અંધારામાં શું ખબર પડે કે આ પથ્થર છે કે કોઇનું માથું છે? એટલે પટેલ ભયના માર્યા બોલી ઉઠયાં કે ખાઉં છું....ખાઉં છું....ખાઉં છું. આ સાંભળીને ચોરો ભડકયા. તેમના મનમાં થયું કે આપણી કંઈ ભૂલ થઈ લાગે છે, તેથી માતાજી આપણાં ઉપર કોપાયમાન થયા છે. હમણાં આપણને ખાઈ જશે, જલ્દી ભાગો અહીંથી. એમ કહી ચોરો માલની પોટલી મૂકીને ભાગી ગયા.

પટેલના માથામાં ધડાક દઈને નાળીયેર વધેર્યું હતું એટલે ખૂબ લોહી નીકળ્યું. પટેલ ડીને બહાર ગયા પણ પટલાણી દેખાયાં નહિ, અને ચોર ભાગી ગયા હતાં. અજવાળું

થયું એટલે પટેલ ઘેર જવા ઉભા થયા ત્યાં પોટલી જોઈ. અંદર કિંમતી માલ હતો. પોટલી લઈને પટેલ ઘેર આવ્યા. પટલાણીને કહે છે પટલાણી ! દરવાજો ખોલો, અંદરથી પટલાણીએ કહ્યું–કાંદાનું શાક ખાવું હોય તો ખોલું. પટેલે કહ્યું–અરે ! તું જો તો ખરી. હું તારા માટે શું લઈને આવ્યો છું ? કાંદાનું શાક, કાંદાનું શાક શું મંડી પડી છું ? તરત પટલાણીએ બારણાં ખોલ્યા. પટેલે અંદર જઈ પોટલી છોડીને બધી મિલ્કત બતાવી દીધી. દાગીના, કપડા, પૈસા બધું જોઈને પટલાણી તો ખુશ ખુશ થઈ ગયા ને પટેલને કહે છે તમે કાલના ભૂખ્યા છો. ગરમ પાણી કરી આપું. તમે સ્નાન કરી લો ને હું તમારે માટે ગરમાગરમ શીરોપૂરી બનાવી દઉં. પટલાણીએ શીરોપૂરી બનાવીને પટેલને પ્રેમથી જમાડયા. પછી પૂછયું–સ્વામીનાથ ! આટલું બધું કયાંથી લાવ્યા ? ત્યારે પટેલે કહ્યું–આ કાંદાની બાધાનો પ્રતાપ છે. પટલાણી પાસેથી ગયા પછી શું બન્યું તે બધી વાત વિગતવાર પટલાણીને કરી. એટલે પટલાણીએ કહ્યું–આવી બાધા તો બહુ સારી. વાહ વાહ નાથ ! શું વાત કરું ! હવેથી તમે એમ કરજો.

સાધુજી કો જાયા કરો ને નિત નિત બાધા લાયા કરો,<br>
દેવી મંદિર સૂયા કરો ને ધનની ગાંસડી લાયા કરો.

તમે રોજ જૈનના સાધુ પાસે જજો ને કંઈક બાધા લઈ આવજો. પછી હું તમારી સાથે ઝઘડીશ, એટલે તમે માતાજીના મંદિરે સૂવા જજો ને આવી ધનની ગાંસડી લઈ આવજો. (હસાહસ) મૂર્ખી પટલાણી નથી સમજતી કે આવું રોજે રોજ કયાંથી મળે ? ટૂંકમાં આપણે તો આ દૃષ્ટાંતથી એ સાર ગ્રહણ કરવો છે કે એક દિવસના સત્સંગમાં પટેલને કેટલો મહાન લાભ મળ્યો ! જો કે પટેલની કસોટી થઈ પણ મક્કમ રહ્યા તો કામ થઈ ગયું. આવી રીતે કોઈ પણ પ્રતિજ્ઞા કરો તો દૃઢતાથી પાલન કરજો.

સોમશ્રીને સોમા નામની પુત્રી છે. હવે તે કેવી હતી તે વાત અવસરે.

**ચરિત્ર :–** પાંડવો, સતી દ્રૌપદી વિગેરે વનમાં જવા માટે તૈયાર થયા છે. તેમણે ખુલ્લા પગે ને ખાલી હાથે હસ્તિનાપુરના રાજભવનમાંથી પ્રસ્થાન કર્યું. આ સમયે પુત્ર વાત્સલ્યના સ્નેહમાં ડૂબેલા પાંડુરાજા પણ રડતાં રડતાં પુત્રોની પાછળ ચાલ્યા. ભીષ્મપિતા, ધૃતરાષ્ટ્ર, દ્રોણાચાર્ય વિગેરે પણ પાંડવોને વળાવવા જવા માટે ઈન્દ્રપ્રસ્થથી આવ્યા હતા. તે પણ ઉદાસ ચહેરે તેમની પાછળ ચાલ્યા. કુંતામાતા, સત્યવતી, વિગેરે રાણીઓ પણ પાછળ ચાલવા લાગી. સતી દ્રૌપદી રડતી રડતી કુંતામાતાની પાછળ ચાલે છે. હસ્તિનાપુરના પ્રજાજનો વહેપાર ધંધા, ખાવું–પીવું બધું છોડીને યુધિષ્ઠિર મહારાજાની પાછળ ગયા. દરેક બોલવા લાગ્યા કે આપણે આપણા મહારાજાની સાથે જઈશું. આપણે આ પાપી દુર્યોધનના રાજ્યમાં રહેવું નથી. આ પ્રમાણે દુર્યોધનને ફીટકાર આપતાં અને યુધિષ્ઠિરના ગુણ ગાતાં માણસો તેમની પાછળ ચાલ્યા, દરેકના મુખ ગમગીન બની ગયા છે.

## "પાંડવોને વનની વાટે જતાં જોઈ પ્રજાએ દુર્યોધનને આપેલો ફિટકાર"

પાંડુરાજા, કુંતામાતા, ભીષ્મપિતા તેમજ સારી પ્રજાની આંખમાંથી દડદડ આંસુ વહે છે. દ્રૌપદીની સખીઓ દ્રૌપદીની સાથે ચાલતાં બોલે છે અરેરે....બહેન! આ શું બની ગયું? કયાં તું રાજભવનમાં વસનારી અને કયાં આ વનવાસનાં અસહ્ય દુઃખ! આ તારી કોમળ કાયા કેમ સહન કરશે? એમ કહીને કલ્પાંત કરવા લાગી. પાંડવોએ રાજ્ય છોડયું ને પ્રજાજનોએ ઘરબાર છોડયા. શોકાગ્નિમાં ડુબેલા નાગરિકો સાથે પૂર્ણિમાના ચંદ્રમા જેવા યુધિષ્ઠિર નગરજનોની સાથે ગામ બહાર નીકળ્યા. હસ્તિનાપુરથી બહાર નીકળતી વખતે વિશાળ રાજમાર્ગ માણસોના ઘસારાથી સાંકડો બની ગયો. નગરજનો ચાલતાં ચાલતાં પરસ્પર વાતો કરવા લાગ્યા કે અહો! આ જુગારને હજારો વાર ધિક્કાર છે. નળરાજાએ તેમના ભાઈ કુબેરની સાથે જુગાર રમીને રાજપાટ બધું ગુમાવ્યું હતું, તેવી રીતે ધર્મરાજાએ પણ જુગાર રમીને બધું ગુમાવ્યું. કપટી દુર્યોધનને ધિક્કાર છે કે એણે ધર્મરાજા જેવા પવિત્ર યુધિષ્ઠિરને કપટથી જુગાર રમાડીને તેમની આવી કરૂણ દશા કરી, પણ ધનુર્ધારી અર્જુન અને ગદાધારી ભીમની હાજરીમાં દુર્યોધન કયાં સુધી રાજ્ય ભોગવી શકવાનો છે? અને સતી દ્રૌપદી સાથે દુર્યોધને જે અનુચિત આચરણ કર્યું છે તે વાતનું જીભથી ઉચ્ચારણ કરવામાં આવે અગર તો તેનો મનથી વિચાર કરીએ તો પણ આપણને પાપ લાગે. તો એ પાપનું ફળ એ પાપીઓને કેવું ભોગવવું પડશે! આ પ્રમાણે કૌરવોની નિંદા અને પાંડવોની સૌ પ્રશંસા કરવા લાગ્યા. ગુણવાન પુરૂષો પ્રત્યે સૌને પ્રેમ હોય છે. કૌરવોએ ધર્મરાજાને જુગાર રમાડયા ને તેઓ રમ્યા તે પાપ-કર્મનું ફળ ભોગવવા માટે તેઓ વનવાસ જાય છે. સમયને જતાં કયાં વાર લાગે છે! પછી તેમનાં પુણ્ય જાગશે ને તેઓ તેર વર્ષ પૂરા કરીને જલ્દી પાછા આવશે ને દુર્યોધન પાસેથી પોતાનું રાજ્ય લઈને ધર્મરાજા પુનઃ રાજ્ય ભોગવશે. શાસનદેવ તેમને વનમાં કુશળ રાખે, તેમને કોઈ જાતની મુશ્કેલી પડે નહિ. સૌનાં શરીર સારા રહે અને સૌ ક્ષેમકુશળ પાછા હસ્તિનાપુર પધારે તે માટે બધા પ્રભુને પ્રાર્થના કરવાં લાગ્યાં, અને જ્યાં સુધી પાંડવો પાછા ન આવે ત્યાં સુધી કોઈએ ઘીનો, કોઇએ મેવા, મિષ્ટાન્નનો ત્યાગ કર્યો. કોઈએ તપ શરૂ કર્યો. જુઓ, પ્રજાને પાંડવો પ્રત્યે કેટલી બધી લાગણી છે! આખા નગરની પ્રજા ઘણે દૂર સુધી પાંડવોને વળાવવા ગઈ. કોઈ પાછું વળતું નથી, ત્યારે ધર્મરાજા ઊભા રહ્યાં અને નગરજનોને કહ્યું–હવે તમે બધાં સમજીને પાછા વળો. અમારી સાથે કયાં સુધી ચાલશો? પ્રજાજનો કહે છે અમે તો તમારી સાથે જ આવીશું. કોઈ પાછું વળતું નથી. બધા પાંડવોની પાછળ ચાલ્યાં જાય છે. હસ્તિનાપુર છોડીને ઘણે દૂર નીકળી ગયા. ત્યાં શું બનાવ બન્યો.

**"કિરમીર રાક્ષસનો ભીમથી થયેલો પરાજય"** :–કાળો મેશ જેવો ભયંકર

અને બિહામણો, એને જોતાં જ માણસ ડરી જાય તેવો કિરમીર નામનો એક રાક્ષસ આકાશમાંથી નીચે ઉતર્યો. તે ઊંચો તાડ જેવો હતો. તેના માથાના વાળ પીળા રંગના હતા. આંખો લાલચોળ હતી ને મોઢું વિકરાળ હતું. લાંબા સર્પની માફક તે જીભ બહાર કાઢતો હતો. ક્રોધથી દાંત કચકચાવતો હતો અને ઘડીકમાં તે અટ્ટહાસ્ય કરતો હતો. આ રાક્ષસ સાક્ષાત્ યમરાજા જેવો દેખાતો હતો. ધર્મરાજા આદિ સર્વે આગળ ચાલતાં હતાં પણ દ્રૌપદી ખૂબ થાકી ગઈ એટલે તે એક વૃક્ષ નીચે વિસામો લેવા બેઠી હતી. ત્યાં પેલો રાક્ષસ ધમપછાડા કરતો આવીને દ્રૌપદીને ડરાવવા લાગ્યો. આવા મહાકાળ જેવા રાક્ષસને જોઈને દ્રૌપદી થરથર ધ્રુજવા લાગી. તેના મુખમાંથી કારમી ચીસ નીકળી ગઈ. આ સાંભળીને ભીમ ત્યાં દોડતો આવ્યો ને રાક્ષસને કહ્યું–દુષ્ટ! તારે આવવું હોય તો અમારી સામે આવ ને! એક સ્ત્રીની પાછળ શા માટે પડયો છે? શૂરવીર હોય તે શૂરવીર સામે જાય પણ અબળા સામે ન જાય. આમ કહીને ક્રોધથી ધમધમતા ભીમસેને ગદાનો પ્રહાર કરીને રાક્ષસનો વધ કર્યો. રાક્ષસ મરીને નરકમાં ચાલ્યો ગયો. આ દુષ્ટ રાક્ષસ દુર્યોધનનો પક્ષપાતી હતો. એટલે પોતાના રાગીનો પક્ષ લઈને પાંડવોને હેરાન કરવા માટે આવ્યો હતો. પાંડવોનું બધું લૂંટી લઈને વનમાં મોકલ્યાં છતાં હજુ એમને હેરાન કરવામાં બાકી રાખતા નથી પણ જેનાં પુણ્ય પ્રબળ છે તેનો કોઈ વાળ વાંકો કરી શકતો નથી.

રાક્ષસ ઉપર વિજય મેળવીને પાંડવો તેમના પરિવારની સાથે આગળ ચાલ્યા, અને કામ્યક્ નામના વનમાં આવ્યા. રોજ સતત ચાલવાથી બધા થાકી ગયા તેથી વિચાર્યું કે થોડા દિવસ વિસામો ખાવા રોકાઈએ. એમ વિચારી વનમાં રોકાયા ને થોડો થાક ઉતાર્યો, પણ ભૂખ ખૂબ લાગી હતી તેથી ધર્મરાજા, કુંતામાતા, પાંડુરાજા બધાં અર્જુનને કહે છે ભાઈ! ભૂખ બહુ લાગી છે, શું કરીશું? અર્જુનજી પોતાની ભૂલનું પ્રાયશ્ચિત કરવા માટે જ્યારે વનમાં ગયા હતાં ત્યારે તેમણે મણીચૂડ વિદ્યાધર માટે વિદ્યાઓ સાધી હતી તે આજે એમને કામ આવી. અર્જુને વિદ્યાની શક્તિથી ભોજન તૈયાર કર્યું અને દ્રૌપદીએ બધાને પીરસ્યું. જમીને બધાએ ક્ષુધા શાંત કરી.

આ રીતે જ્યારે બધાને ભૂખ લાગે ત્યારે અર્જુનજી પોતાની વિદ્યાના બળથી નવા નવા ભોજન બનાવીને તૈયાર કરે અને દ્રૌપદી બધાને પ્રેમથી ભોજન પીરસતી. આ રીતે જંગલમાં મંગલ માની પ્રેમથી દિવસો વીતાવવા લાગ્યા. પુણ્યશાળીનાં પગલાં થાય છે ત્યાં જંગલમાં મંગલ બની જાય છે.

**"દ્રુપદ રાજાએ પાંડવોને તેડવા મોકલેલ ધૃષ્ટદ્યુમ્ન"** :– દ્રૌપદીના પિતાજી દ્રુપદ રાજાને ખબર પડી કે દુર્યોધન સાથે ધર્મરાજા જુગાર રમ્યાં. તેમાં રાજપાટ બધું હારી ગયાં છે ને બાર વર્ષ માટે તેઓ વનમાં ગયા છે. તેઓ હાલ કયાં છે તેની તપાસ કરાવીને પોતાના પુત્ર

જન્મનાં વૈરી બનીએ તો જન્મને બંધ કરી શકીએ. આ કાર્ય મનુષ્ય સિવાય બીજું કોઈ કરી શકતું નથી. આમ તો જન્મ લેવો તે ખરાબ છે. જન્મ કોણ લે તે જાણો છો ને? જેને કર્મો બાકી હોય તે જન્મ લે છે. જેના આત્મા ઉપર એક પણ કર્મ બાકી નથી તેને કદી જન્મ લેવો પડતો નથી. જો જન્મ ન લેવો હોય તો કર્મ સામે કેસરિયા કરીને કર્મને કાઢો. એ કર્મો ક્યારે છૂટે? પાપ કરવાનું બંધ થાય ત્યારે ને? જો મનુષ્ય મન-વચન અને કાયાથી પાપકર્મ કરે નહિ, કરાવે નહિ ને પાપ કરનારને અનુમોદન આપે નહિ, તો આત્મા ઉપર પાપનો મેલ ચોંટે નહિ એટલે કર્મબંધન થતું અટકી જાય, અને જે પુરાણાં કર્મો આત્મા ઉપર લાગેલાં છે તેને દૂર કરવા માટે સંયમની સાથે તપ જોઈશે. તપ અને સંયમ એ અજન્મ દશા પ્રાપ્ત કરવા માટેના અમોઘ સાધનો છે. માનવજન્મ પામીને જો મનુષ્ય તપ અને સંયમની ઉગ્ર સાધના કરે તો ઓછામાં ઓછા ત્રણ, પાંચ કે પંદર ભવે અવશ્ય અજન્મ દશા પ્રાપ્ત કરી શકે.

**"જન્મ જેને ગમે નહિ તેને અબ્રહ્મચર્ય ગમે નહિ."** આપણાં જૈન શાસ્ત્રોમાં અહિંસા, સત્ય, અચૌર્ય અને અપરિગ્રહને જેમ ધર્મ કહ્યો છે, તેમ બ્રહ્મચર્યને પણ ધર્મ કહ્યો છે, અને હિંસા, અસત્ય, ચૌર્ય, પરિગ્રહ વિગેરેને અધર્મ કહ્યો છે, તેમ અબ્રહ્મચર્ય એ પણ એક અધર્મ જ છે ને? કારણ કે અબ્રહ્મચર્ય એ અનેક જીવોના જન્મ-મરણનું કારણ છે. જેને જન્મ-મરણ ગમે નહિ તેને અનેક જીવોના જન્મ-મરણનું કારણ અબ્રહ્મચર્ય ગમે ખરું? પોતાના જીવનને જેણે સુંદર અને સારભૂત બનાવવું હોય તેણે જન્મના વૈરી બનવું પડશે, પણ જેને જન્મ ખરાબ લાગતો નથી તે જન્મથી ડરતો નથી અને જન્મનો વૈરી બનતો નથી.

બંધુઓ! માનવ જન્મનો સાર શોધવો હોય તો આ વાત સદા દિલમાં રાખજો ને વિચારજો કે જન્મ એ આત્મા ઉપર રહેલા કર્મોની હયાતીનું ચિહ્ન છે. વિચાર કરો કે આપણે કેમ જન્મ્યા? આત્મા ઉપર કર્મ હતાં માટે જન્મ્યા. એટલે આપણે કર્મવાળા તો ખરાં ને? આત્મા કર્મવાળો છે કે નથી તેનું પ્રતિક જન્મ છે. કર્મ બાકી નથી તો જન્મ નથી. આપણે સિદ્ધ ભગવંતને પ્રાર્થના કરતાં કહીએ છીએ ને કે હે પ્રભુ! તમે કેવા છો?

તમે મોક્ષ નગરનાં નિવાસી બની ગયાં છો અને અમે તો હજુ સંસારમાં જન્મ મરણ કરતાં એક ગતિમાંથી બીજી ગતિમાં પ્રવાસ કરી રહ્યાં છીએ. પ્રભુ! તમારું સુખ કેવું મઝાનું છે કે જ્યાં જન્મ, જરા, મરણ, રોગ, શોક, ભૂખ, તૃષા, ટાઢ, તાપ કાંઈ નહિ. આ બધી ઉપાધિથી છૂટવું હોય તો પાપકર્મથી અટકો ને સ્વભાવમાં કરો. ઠર્યા વિના ઠેકાણું નહિ મળે ને અટક્યા વિના અમરતા નહિ મળે. અમરતા જોઈએ છે ને? હા. તો શેનાથી અટકો? પાપકર્મથી ને આશ્રવથી અટકો ને સંવરના ઘરમાં આવીને સ્વભાવમાં ઠરી જાઓ. નદી કે તળાવના પાણીમાં જો કોઈ વસ્તુ પડી ગઈ હશે તો પાણી ડામાડોળ હશે

ધૃષ્ટદ્યુમ્નને ત્યાં મોકલ્યો. એટલે ધૃષ્ટદ્યુમ્ન તે વનમાં આવ્યો ને પાંડુરાજા અને કુંતામાતાના ચરણમાં નમસ્કાર કરીને પોતાના બહેન બનેવી ને મળ્યો. પોતાની લાડીલી કોમળકળી જેવી બહેન-બનેવીની આ દશા જોઈને રડી પડચોને તેણે કહ્યું. બહેન-બનેવી! માતા-પિતા બધા આપણા રાજ્યમાં ચાલો, પિતાજીએ મને તમોને તેડવા મોકલ્યો છે. હું ધારું તો દુશ્મન દુર્યોધનને મારી નાંખું, ત્યારે પાંડવોએ કહ્યું કે અમે પણ તેને જીતી શકીએ તેમ છીએ, પણ અત્યારે અમે વચનથી બંધાઈ ગયેલા છીએ માટે યુદ્ધ કરવું નથી ને તમારા રાજ્યમાં આવવું નથી. જો રાજ્યમાં રહીએ તો વનવાસ કયાંથી કહેવાય? અમને તો હસ્તિનાપુર કરતાં અહીં વધુ આનંદ આવે છે, ત્યારે ધૃષ્ટદ્યુમ્ને કહ્યું મારા પિતાજીએ કહ્યું છે કે બધાને ખૂબ આગ્રહ કરીને તેડી લાવજે, પણ તેઓ વચનથી બંધાઈ ગયા છે તેથી ના આવે તો દ્રૌપદીને લઈ આવજે. તમે વનવાસ ગાળો ત્યાં સુધી મારી બહેન અમારા ઘેર રહેશે. પાંડવોએ કહ્યું, દ્રૌપદીની ઇચ્છા હોય તો ખુશીથી લઈ જાઓ. દ્રૌપદીને પિયર આવવા ખૂબ આગ્રહ કર્યો ત્યારે દ્રૌપદીએ કહ્યું-વીરા! તને તથા બાપુજીને અમારા ઉપર લાગણી છે તેથી પિતાજીએ તને તેડવા મોકલ્યો છે પણ તું જ વિચાર કર. તારા બનેવી વનવાસ ભોગવતાં હોય ત્યારે હું શું રાજમહેલમાં રહું! જ્યાં વૃક્ષ છે ત્યાં છાયા રહે છે તેમ સતી સ્ત્રીને માટે પતિ વૃક્ષ સમાન છે, અને છાયા સમાન પત્ની પતિ સાથે જ શોભે છે. માટે હું નહિ આવું. મને મારા પતિ અને સાસુ-સસરાની સેવા કરવામાં ખૂબ આનંદ આવે છે. માટે તમે ચિંતા ના કરશો, પણ તને બહુ એમ થાય છે તો તારા ભાણેજોને લઈ જા. તે હવે કેવી રીતે જશે તેના ભાવ અવસરે.

આજે વીણાબહેનને માસખમણની પૂર્ણાહૂતિનો છેલ્લો દિવસ છે. કાલે તેમનું પારણું છે. આ ચાતુર્માસમાં ૧૫ ભાઈ બહેનોના માસખમણ શાંતિપૂર્વક પૂરા થયા, અને સોળમા સુશીલાબહેન આગળ વધી રહ્યા છે.



## વ્યાખ્યાન નં-૭૮

**ભાદરવા વદ ૨ ને ગુરૂવાર** **તા. ૨૯-૯-૭૭**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! અનંતજ્ઞાની સર્વજ્ઞ ભગવંતો ફરમાવે છે કે માનવજીવનનો સાર ધન ભેગું કરવામાં નથી. બંગલા બાંધવામાં નથી પણ અજન્મ દશા પ્રાપ્ત કરવામાં છે. જે મહાન આત્માઓએ માનવજન્મ પામીને આત્મસાધના કરી અજન્મ દશા પ્રાપ્ત કરી છે તેમના નામ શાસ્ત્રના પાને અંકિત થયા છે. તે મહાનપુરૂષો માનવજન્મ પામીને જન્મનાં વૈરી બન્યાં તો અજન્મ દશા પ્રાપ્ત કરી શકયા. આપણે પણ

સુખ ભોગવવું હોય તેટલું એક વર્ષમાં ભોગવી લો. વર્ષ પૂરું થયા પછી પહેરેલા કપડે અહીંથી વિદાય થવું પડશે. એક મૂઠી ચણા પણ નહિ લઈ જવાય. અત્યાર સુધી જેટલા રાજાઓને મૂકી આવ્યા તેમ આપને પણ વર્ષ પૂરું થતાં મૂકી આવીશું. બાકી એક વર્ષ સુધી તમારે જે કરવું હોય તે કરી શકો છો. તેમાં કોઈ રૂકાવટ નથી. નવા રાજાએ કહ્યું; ભલે, એમ કહીને રાજ્યની લગામ હાથમાં લીધી.

આ રાજ્ય ઉપર અત્યાર સુધી જે રાજાઓ આવ્યા હતાં તેવા આ રાજા ન હતા. આ તો ખૂબ વિચારશીલ હતા. એણે તો છ મહિના સુધી એવું રાજ્ય કર્યું કે રાજ્યમાં જે જે અગવડો હતી તે દૂર કરી, દુઃખીઓના દુઃખ દૂર કર્યા. રાજ્યમાંથી અન્યાય, અનીતિ અને અધર્મને દેશવટો આપ્યો. છ મહિનામાં રાજ્યની રોનક બદલી નાંખી. આખા નગરમાં આનંદ આનંદ છવાઈ ગયો ને રાજ્યમાં સુખનો સમીર વહેવા લાગ્યો. પ્રજાજનો તો પ્રભુને પ્રાર્થના કરવા લાગ્યા કે હવે આ રાજા સદા રાજ્ય કરે તેવું કરજો. આ રાજા છ મહિના સુધી સુખે બેઠા નથી. રાજ્ય આબાદ બને તેવા કાર્યો કર્યા. હવે છ મહિના બાકી રહ્યા. રાજાએ વિચાર કર્યો કે છ મહિના પછી રાજ્ય છોડીને વનવગડામાં એકલા જવું પડશે. તો પહેલેથી ત્યાં જવાની તૈયારી કરી લઉં. એણે હજારો મનુષ્યોને જંગલમાં મોકલીને જંગલ સાફ કરવાનો હુકમ કર્યો ને જંગલ સાફ કરાવી ઠેર ઠેર ફળ-ફૂલનાં વૃક્ષો રોપાવ્યા, અને ઠેર ઠેર લોકોને વસવા માટે મકાનો બનાવ્યા. પોતાના માટે સુંદર મહેલ બનાવ્યો ને એક સુંદર નગર વસાવી દીધું. પાણી વિગેરેની સગવડ કરી લીધી અને પાંચ મહિનામાં તો ઉજ્જડ જંગલ રળીયામણું નગર બની ગયું.

બધી સગવડો તૈયાર થઈ ગયા પછી રાજાએ ઢંઢેરો પીટાવ્યો કે જે નગર જનોને નવા નગરમાં નિવાસ કરવા જવું હોય તે ખુશીથી જઈ શકે છે. મારી કોઈને મનાઈ નથી. આ રાજાના રાજ્યમાં પ્રજા સુખી થઈ તેથી બધા તેમની આજ્ઞાનુસાર નવા નગરમાં વસવા લાગ્યા. જોતજોતામાં એક વર્ષ પૂરું થઈ ગયું. એટલે રાજા પોતાની જાતે જ રાજ. સિંહાસન ઉપરથી ઉતરી ગયા, અને હસતા હસતા રાજ્ય છોડીને નવા નગર તરફ જવા માટે નદી કિનારે આવીને નૌકામાં બેસી ગયા. રાજ્યવૈભવ, સત્તા, સંપત્તિ, સુખ છોડીને જાય છે છતાં રાજાના મુખ ઉપર અનેરો આનંદ છે. આ જોઈને નાવિકોના મનમાં આશ્ચર્ય થયું કે અત્યાર સુધીમાં જે જે રાજાઓ ગયા છે તે બધા રડતા રડતા ગયા છે ને આ રાજા તો હસતા હસતા જાય છે. એમના મુખ ઉપર ઉદાસીનતાનું નામનિશાન નથી અને હસતા મુખડે જાય છે આનું કારણ શું ? એક નાવિકે હિંમત કરીને પૂછ્યું, ત્યારે રાજાએ કહ્યું, એ બધાએ સુખમાં મોહાંધ બનીને ભવિષ્યનો વિચાર ન કર્યો. છેવટે તેમને પસ્તાવું પડ્યું. જ્યારે મેં એ જંગલને મંગલ બનાવી દીધું છે. તેથી ત્યાં આનંદથી રહીશ.

ત્યાં સુધી નહિ દેખાય પણ પાણી ઠરી જશે એટલે તરત દેખાશે. ખોવાયેલી ચીજ ખોળવા માટે અને અધૂરી આશાઓ પૂરી કરવા માટે જીવડો તલસે છે પણ મુક્તિ મેળવવાનો તલસાટ હજુ જીવને થતો નથી એટલે આવું ઉત્તમ માનવજીવન પામીને સંસારના સુખમાં રચ્યોપચ્યો રહે છે. જીવનના અંત સુધી ભોગ વિષયોની તૃષ્ણા છૂટતી નથી. આવા જીવોને મરણ વખતે પાર વિનાનો પસ્તાવો થાય છે ને આંખમાંથી આંસુની ધારાઓ છૂટે છે. અને જે જગતમાં જન્મીને કંઈક કરી જાય છે તેને રડવું પડતું નથી. પસ્તાવો થતો નથી. હસતે મુખડે તે આ દુનિયામાંથી વિદાય લે છે. અહીં એક દૃષ્ટાંત યાદ આવે છે.

એક રજવાડાના રાજા મરણ પામ્યાં પછી એ નગરના પ્રજાજનોએ ભેગા થઈને નક્કી કર્યું કે જેને આ નગરના રાજા થવું હોય તે થઈ શકે પણ એક વર્ષ તે રાજગાદી ભોગવી શકશે. વર્ષ પૂરું થતાં રાજગાદી છોડી દેવી પડશે, અને એ રાજાને એક હોડીમાં બેસાડી નદીની સામે પાર દૂર દૂર ગાઢ જંગલ આવેલું છે ત્યાં મૂકી આવવામાં આવશે. એ જંગલમાં વૃક્ષ કે પાણી નથી. કોઈ માણસ પણ ત્યાં જઈ શકતું નથી એવું ભયાનક છે. બે ત્રણ દિવસમાં માનવીની જીવનલીલા ત્યાં સમાપ્ત થઈ જાય તેવું એ ઘોર જંગલ છે. આ શરત જેને મંજુર હોય તે નગરના રાજા બની શકે છે. આવી કડક જાહેરાત કરવામાં આવી હતી છતાં જીવને રાજગાદી ભોગવવાનો મોહ જાગતો. ભલે ને પછી જે થવું હોય તે થાય, પણ એક વર્ષ તો રાજ્યના સુખનો સ્વાદ ચાખી લઈએ ! આ જિંદગીમાં ફરીને રાજા બનવાનું ક્યારે મળશે ? જીવને રાજ્યનાં સુખો ભોગવવાનાં કોડ જાગે છે પણ પોતાના આત્માના રાજા બનવાના કોડ જાગે છે ખરાં ? જે પોતાના આત્માનો રાજા બની જાય તેને ભૌતિક રાજ્ય મળે કે ન મળે તેની કદી ચિંતા નથી. આત્માનો રાજા બનનાર રાજાનો પણ રાજા બની જાય છે. રાજસુખ ભોગવવાના લોભમાં પડેલાં નગરજનો એક વર્ષ માટે રાજસત્તાની લગામ હાથમાં લેતાં અને મસ્ત બનીને રાજસુખ ભોગવતાં ને એક વર્ષ પૂરું થતાં જંગલમાં જઈને દુઃખ ભોગવીને મરી જતાં. આ રીતે ઘણાં નાગરિકોએ એક વર્ષનું રાજ્ય કર્યું.

ત્યાર પછી રાજગાદી ઉપર એક વિવેકી માણસ આવ્યો. એણે ગાદીએ બેસતાં જ પ્રધાનને પૂછ્યું. પ્રધાનજી ! મારે કેટલાં વર્ષ આ ગાદી ઉપર રાજ્ય કરવાનું છે ? ત્યારે પ્રધાને હસીને કહ્યું: મહારાજા ! એમાં પૂછવાનું શું ? તમે જાણો છો ને કે ઘણાં રાજાઓએ આ ગાદી ઉપર રાજ્ય કર્યું ને વર્ષ પૂરું થતાં નદીને પાર જંગલમાં તેમને મૂકી આવવામાં આવ્યા છે, તેમ તમારે પણ એક વર્ષ સુધી રાજ્ય કરવાનું. એક વર્ષ સુધી મોજમઝા કરો. પછી આ ગાદી ઉપરથી ઉતરી જવાનું. અને નદીને પાર કરીને ભયંકર જંગલમાં જઈને આરામથી રહેવાનું. ઠીક, તો મારે પણ એક વર્ષ પછી જંગલમાં જવાનું એમ ને ! તો સાથે કંઈ લઈ જવાનું કે એકલા જવાનું ? પ્રધાને ગુસ્સે થઈને કહ્યું, તમારે જેટલું

સુખ ભોગવવું હોય તેટલું એક વર્ષમાં ભોગવી લો. વર્ષ પૂરું થયા પછી પહેરેલા કપડે અહીંથી વિદાય થવું પડશે. એક મૂકી ઘણા પણ નહિ લઈ જવાય. અત્યાર સુધી જેટલા રાજાઓને મૂકી આવ્યા તેમ આપને પણ વર્ષ પૂરું થતાં મૂકી આવીશું. બાકી એક વર્ષ સુધી તમારે જે કરવું હોય તે કરી શકો છો. તેમાં કોઈ રૂકાવટ નથી. નવા રાજાએ કહ્યું; ભલે, એમ કહીને રાજ્યની લગામ હાથમાં લીધી.

આ રાજ્ય ઉપર અત્યાર સુધી જે રાજાઓ આવ્યા હતાં તેવા આ રાજા ન હતા. આ તો ખૂબ વિચારશીલ હતા. એણે તો છ મહિના સુધી એવું રાજ્ય કર્યું કે રાજ્યમાં જે જે અગવડો હતી તે દૂર કરી, દુઃખીઓના દુઃખ દૂર કર્યા. રાજ્યમાંથી અન્યાય, અનીતિ અને અધર્મને દેશવટો આપ્યો. છ મહિનામાં રાજ્યની રોનક બદલી નાંખી. આખા નગરમાં આનંદ આનંદ છવાઈ ગયો ને રાજ્યમાં સુખનો સમીર વહેવા લાગ્યો. પ્રજાજનો તો પ્રભુને પ્રાર્થના કરવા લાગ્યા કે હવે આ રાજા સદા રાજ્ય કરે તેવું કરજો. આ રાજા છ મહિના સુધી સુખે બેઠા નથી. રાજ્ય આબાદ બને તેવા કાર્યો કર્યા. હવે છ મહિના બાકી રહ્યા. રાજાએ વિચાર કર્યો કે છ મહિના પછી રાજ્ય છોડીને વનવગડામાં એકલા જવું પડશે. તો પહેલેથી ત્યાં જવાની તૈયારી કરી લઉં. એણે હજારો મનુષ્યોને જંગલમાં મોકલીને જંગલ સાફ કરવાનો હુકમ કર્યો ને જંગલ સાફ કરાવી ઠેર ઠેર ફળ-ફૂલનાં વૃક્ષો રોપાવ્યા, અને ઠેર ઠેર લોકોને વસવા માટે મકાનો બનાવ્યા. પોતાના માટે સુંદર મહેલ બનાવ્યો ને એક સુંદર નગર વસાવી દીધું. પાણી વિગેરેની સગવડ કરી લીધી અને પાંચ મહિનામાં તો ઉજ્જડ જંગલ રળીયામણું નગર બની ગયું.

બધી સગવડો તૈયાર થઈ ગયા પછી રાજાએ ઢંઢેરો પીટાવ્યો કે જે નગર જનોને નવા નગરમાં નિવાસ કરવા જવું હોય તે ખુશીથી જઈ શકે છે. મારી કોઈને મનાઈ નથી. આ રાજાના રાજ્યમાં પ્રજા સુખી થઈ તેથી બધા તેમની આજ્ઞાનુસાર નવા નગરમાં વસવા લાગ્યા. જોતજોતામાં એક વર્ષ પૂરું થઈ ગયું. એટલે રાજા પોતાની જાતે જ રાજ. સિંહાસન ઉપરથી ઉતરી ગયા, અને હસતા હસતા રાજ્ય છોડીને નવા નગર તરફ જવા માટે નદી કિનારે આવીને નૌકામાં બેસી ગયા. રાજ્યવૈભવ, સત્તા, સંપત્તિ, સુખ છોડીને જાય છે છતાં રાજાના મુખ ઉપર અનેરો આનંદ છે. આ જોઈને નાવિકોના મનમાં આશ્ચર્ય થયું કે અત્યાર સુધીમાં જે જે રાજાઓ ગયા છે તે બધા રડતા રડતા ગયા છે ને આ રાજા તો હસતા હસતા જાય છે. એમના મુખ ઉપર ઉદાસીનતાનું નામનિશાન નથી અને હસતા મુખડે જાય છે આનું કારણ શું? એક નાવિકે હિંમત કરીને પૂછ્યું, ત્યારે રાજાએ કહ્યું, એ બધાએ સુખમાં મોહાંધ બનીને ભવિષ્યનો વિચાર ન કર્યો. છેવટે તેમને પસ્તાવું પડયું. જ્યારે મેં એ જંગલને મંગલ બનાવી દીધું છે. તેથી ત્યાં આનંદથી રહીશ.

બંધુઓ ! આ દૃષ્ટાંતથી તમને કાંઈ સમજાણું ? જો સમજો તો આમાંથી ઘણો સાર સમજી શકો તેમ છો. બધા રાજાઓને પહેલેથી ખબર હતી કે એક વર્ષ માટે આપણને સત્તા મળી છે. તો સત્તાના સિંહાસન ઉપર બેસીને કંઈ સુકૃત્યો કરી લઈએ, એવો વિચાર ન કર્યો પણ સુખ ભોગવવામાં મસ્ત રહ્યા, તો અંતે રડતા રડતા ગયા ને મરણને શરણ થયા. તેમ આપણને પણ આ માનવભવ રૂપી રાજ્ય મળ્યું છે. તેમાં જાણીએ છીએ કે આપણી જિંદગી બહુ અલ્પ છે. વધુમાં વધુ ૧૦૦ થી ૧૭૫ વર્ષ જીવવું છે. તેમા કોઈ જન્મતાની સાથે મરી જાય છે. કોઈ ભરયુવાનીમાં મરી જાય છે. ને કોઈ વૃદ્ધ થઈને મરે છે. તેમાં મોટા ભાગના મનુષ્યો મોહાંધ બનીને કોઈ પૈસા, કોઈ પ્રતિષ્ઠા, કોઈ પત્ની અને પુત્ર-પરિવાર માટે હાય હાય કરે છે, અને એ બધી સાનુકૂળતાઓ મળી જતાં તેમાં મસ્તાન બની જાય છે પણ પરલોક માટે આત્મસાધના કરતા નથી. તેવા જીવોને માનવ ભવ રૂપી સત્તાના સિંહાસનેથી ઉતરીને વિદાય થવાનો સમય આવે છે ત્યારે ચોધાર આંસુએ રડતા રડતા જાય છે. ને ચતુર્ગતિમાં ભ્રમણ કરે છે. માટે વિચાર કરજો.

**જાય ના જોજો બચપણ લખોટીના ખેલમાં, જાય ના રમવામાં કમાણીનો કાળ રે,**
**જાય ના જોજો યૌવન સિનેમાના શોખમાં, જાય ના ફરવામાં કમાણીનો કાળ રે;**
**જાય ના જોજો ઘડપણ ખોટી બણબોટમાં, જાય ના રડવામાં કમાણીનો કાળ રે.**

મોંઘુ માનવ જીવન નિષ્ફળ તો નથી જતું ને ? સમયને નહિ ઓળખો તો પેલા રાજાઓની માફક રડવાનો વખત આવશે. જેને સમજાણું છે કે માનવભવનું રાજ્ય ફરી ફરીને મળવાનું નથી. અહીં કર્મશત્રુઓને હઠાવવાની સર્વોપરિ સત્તા છે. માટે તે આત્માઓ ભોગવિલાસ, મોજશોખ, એશઆરામ બધું છોડીને જેટલી સાધના થાય તેટલી કરી લે છે, અને જે ભોગવિલાસ અને મોજશોખમાં પ્રમાદ કરીને પડયા રહેશે તે મરીને નરક તિર્યંચમાં ચાલ્યા જશે. જેને જન્મની કિંમત સમજાણી છે તે હસતા હસતા વિદાય લે છે કારણ કે અગાઉથી તેમણે પરલોકની બધી તૈયારી કરી લીધી હોય છે. પછી ચિંતા શાની થાય ? આપણે પણ એવી તૈયારી કરીને જવાનું છે. તે વાત ભૂલશો નહિ.

આપણે ગજસુકુમારનો અધિકાર ચાલે છે. એ ગજસુકુમાર માનવભવની ટૂંકી જિંદગીમાં કેટલી કઠીન સાધના કરી લેશે તે આપ આગળ સાંભળશો. અત્યારે સોમિલ બ્રાહ્મણની વાત ચાલે છે. સોમિલ બ્રાહ્મણ અને સોમશ્રી બ્રાહ્મણી પૂર્વના પ્રબળ પુણ્યથી મહાન સુખ અને સંપત્તિ પામ્યા છે. બંનેના સ્વભાવમાં એકતા હતી. તેમનો સંસાર સુખપૂર્વક ચાલતો હતો. એક સંતાનની ખોટ હતી તે પણ પૂરી થઈ અને સોમશ્રી બ્રાહ્મણીએ તેજતેજના અંબાર જેવી એક પુત્રીને જન્મ આપ્યો. સોમિલ બ્રાહ્મણને દીકરી પણ દીકરા જેવી વહાલી હતી. તેનું નામ સોમા પાડવામાં આવ્યું. હવે તે સોમા કેવી સૌમ્ય હતી તેના ભાવ અવસરે.

ચરિત્ર :- દ્રૌપદીનો ભાઈ ધૃષ્ટદ્યુમ્ન પાંડવો અને દ્રૌપદીને તેડવા માટે આવ્યો હતો. બધાને ખૂબ આગ્રહ કર્યો પણ ગયા નહિ પછી ભાણેજોને લઈને ધૃષ્ટદ્યુમ્ન પિતાજી પાસે આવ્યો ને બધી વાત કરી. દ્રૌપદીના માતાપિતાને ખૂબ દુઃખ થયું. આપણે રાજભવનમાં બેઠા છીએ ને આપણી કુમળી ફુલ જેવી દીકરી અને જમાઈઓ વનવગડાનાં દુઃખો વેઠશે! પાંચેય ભાણેજોને દ્રુપદ રાજાએ હૈયા સાથે ચાંપી દીધા. તે પાંચેય પુત્રો દાદા પાસે રહેવા લાગ્યાં. આ તરફ ધૃષ્ટદ્યુમ્નના ગયા પછી એક અનુચર સમાચાર લઈને આવ્યો કે કૃષ્ણ તમને મળવા માટે આવે છે. કૃષ્ણજી પધારવાની વધામણી સાંભળીને પાંડવો, કુંતામાતા, દ્રૌપદી સર્વેને ખૂબ આનંદ થયો. અમે જંગલમાં છીએ તે વાત પણ તેઓ ભૂલી ગયા, અને કૃષ્ણના આગમનની રાહ જોવા લાગ્યા.

એટલામાં શ્રીકૃષ્ણ હાથી, ઘોડા, સૈન્ય વિગેરે લઈને આવી પહોંચ્યા. કૃષ્ણજી આવતા દેખાયા એટલે બધા દોડીને તેમના સામે ગયા ને એકબીજા ભેટી પડયા. કૃષ્ણને જોઈને જેમ બાળકને માતા મળે તેટલો આનંદ પાંડવોને થયો. સૌની આંખમાં હર્ષના આંસુ આવી ગયા. કૃષ્ણ વાસુદેવે આવીને કુંતાફોઈ અને પાંડુરાજાને પ્રણામ કર્યા. પાંડવોએ કૃષ્ણને પ્રણામ કર્યા. અહીં વનવગડામાં શ્રીકૃષ્ણનો સત્કાર કરવા લાયક પાંડવો પાસે કોઈ ચીજ ન હતી. ફક્ત અંતરનો આદર ને પ્રેમ હતો. પ્રેમના પુષ્પોથી વધાવ્યા ને બેસવા માટે એક આસન આપ્યું. તેના ઉપર કૃષ્ણજી બેઠા એટલે બધા તેમને વીંટળાઈને બેસી ગયા. પાંડવો, દ્રૌપદી વિગેરેની આવી દશા જોઈને કૃષ્ણનું હૈયું ભરાઈ ગયું. સૌ થોડીવાર મૌન રહ્યા પછી કૃષ્ણે ધર્મરાજાને કહ્યું. તમે દુર્યોધન સાથે જુગાર રમ્યાં અને રાજ્ય, ઋદ્ધિ બધું હારી ગયાં ને વનવાસ આવ્યાં. તે વાતની મને જાણ થઈ ત્યારે અત્યંત દુઃખ થયું પણ એ દુર્યોધને તમને જુગાર શા માટે રમાડયા? અને રમવામાં કેવું કપટ કર્યું છે તેની પૂરી માહિતી મને મળી છે.

**મિલ ગયે સિદ્ધ અરૂ સાધક કપટી, શકુની કર્ણ યે દોઈ,**
**કપટયુક્ત દુર્યોધન ખેલી, લૂંટ લિયા સબ જોઈ, હો....શ્રોતા....**

એ દુષ્ટ દુર્યોધનને ને શકુનિ અને કર્ણ બંને કપટી ઉત્તર સાધકો મળી ગયા. એના સહવાસથી જ તે જીતી ગયો છે. તમે જ્યારે જુગાર રમતા હતા ત્યારે એક બાજુ શકુનિ અને બીજી બાજુ કર્ણ બંને ઉભા રહેતા હતા અને તમે પાસા નાંખતા હતા ત્યારે એની વિદ્યાના બળથી તમારા સવળી પાસા અવળા કરી નાખતા હતા, અને દુર્યોધનના અવળા પાસા સવળા કરી નાંખતા હતા એ બંને જણાએ આવું કામ કર્યું છે. તમે ઈન્દ્રપ્રસ્થ ગયા ને જુગાર રમ્યા પણ મને આ વાતની જાણ ના કરી. જો તમે મને ખબર આપી હોત તો હું ત્યાં આવી જાત અને આ સમયે જો હું તમારી પાસે હોત તો હું જોઈ લેત કે

દુર્યોધન કેવો જીતે છે! જો બુધ પાસે હોય તો રાહુની તાકાત નથી કે ચંદ્રને ગ્રહણ કરી શકે! પણ તમારા એવા પાપકર્મનો ઉદય હશે એટલે કોઈને મતિ સુઝી નહિ. એણે કપટ કરીને તમને જુગારમાં હરાવ્યા એટલેથી તેને શાંતિ ન વળી તેથી દ્રૌપદીનો ચોટલો ખેંચીને સભામાં લાવ્યો ને તેની સાડી ખેંચીને નગ્ન કરવા ઉઠયો. આ બધું સાંભળીને મને તો ક્રોધ ક્રોધ વ્યાપી ગયો છે. તો એ તમે કેમ જોઈ શકયા? આમ તો આ ભીમ અને અર્જુન કયાં ઝાલ્યા રહે તેવા છે! એ બંને દુર્યોધનને ચપટીમાં ચોળી નાંખે તેવા છે, પણ તમે સત્યવાદી અને દૃઢપ્રતિજ્ઞ પુરૂષ છો એટલે તમે તેમને રોકયા હશે! બાકી તેઓ આવું અપમાન સહન કરી શકે તેમ નથી તમે મને જો રજા આપો તો હું વૈરનો બદલો લેવા જાઉં ને દુર્યોધનને બતાવી દઉં.

ત્યારે ધર્મરાજાએ કહ્યું. આપના ક્રોધની સામે ખુદ દેવનું પરાક્રમ પણ વ્યર્થ છે. તો પછી દુર્યોધનની શું તાકાત છે કે આપની સામે ટકી શકે! પણ હું વચનથી બંધાએલો છું ને આપ એની સામે લડવા જાઓ તો લોકોમાં આપણી નિંદા થશે. માટે મોટાભાઈ! આપણે એવું કરવું નથી, અને એનો શું દોષ છે? દોષ માત્ર મારો છે. હું ત્યાં ગયો ને બધાના આગ્રહથી જુગાર રમવા બેઠો તો હાર્યોને? જુગાર રમ્યો જ ન હોત તો આવું બનત? માટે મારી ભૂલ પહેલી છે. મારી ભૂલની શિક્ષા મને ભોગવી લેવા દો. આમ કહીને કૃષ્ણનો ક્રોધ શાંત કર્યો.

પછી ધર્મરાજા બધા ભાઈઓને સાથે લઈને ભીષ્મપિતા પાસે આવ્યા ને તેમને વિનયપૂર્વક નમન કરીને કહ્યું. પિતાજી! આપ તો કુરૂવંશના મુગટમણી સમાન છો, અને અમારા વડીલનાં વડીલ છો. અમારા ભાગ્યયોગે અમારે વનવાસ વેઠવાનો પ્રસંગ આવ્યો છે તો આપ અમને એવી હિત શિખામણ આપો કે અમે આપની કૃપાથી આ વનવાસરૂપી દુઃખનો મહાસાગર પાર કરી શકીએ. અમને વનવાસમાં કોઈ વિઘ્ન ન આવે અને અમે બાર વર્ષ વનવાસ અને તેરમું વર્ષ ગુપ્તપણે વીતાવીને ક્ષેમકુશળ પાછા આવીએ. યુધિષ્ઠિરને વિનય વિવેક વિગેરે ગુણો જોઈને ભીષ્મપિતાએ તેમની પ્રશંસા કરતાં કહ્યું કે મને લાગે છે કે સજ્જન અને દુર્જન બંનેની જગતને પીછાણ કરાવવા માટે તમે જુગાર રમ્યા છો. બાકી કયાં તમે આવા ગુણવાન અને કયાં દુર્ગુણ સમાન જુગાર! જેના ભાઈઓ જગતને જીતવાની કળાથી યુક્ત છે તેવા યુધિષ્ઠિર કદી જુગાર રમે ખરા? આ તો ભાવિભાવ. ઘડી પળ એવી ભજવાઈ ગઈ ને ન બનવાનું બન્યું. આ પ્રમાણે પાંડવોની પ્રશંસા કરી.

**તબ ગાંગેય કહે તુમારે સંગ, મૈં ભી ચલૂં ઈસ કાલ,**
**ધર્મરાજને રોકા કહકર, ઘર કી કરો પ્રતિપાલ. હો...શ્રોતા....**

પછી ભીષ્મપિતાએ કહ્યું. દીકરાઓ! તમને છોડીને જવાનું મન થતું નથી. હું તો તમારી સાથે આવીશ. મારે પાછા જવું નથી. ત્યારે યુધિષ્ઠિરે તેમના ચરણમાં મસ્તક નમાવીને કહ્યું, ના, આપને આ ઉંમરે અમારી સાથે લઈ જવા નથી. આપ જેવા વડીલ પુરૂષ રાજ્યમાં હશે તો સંભાળ રાખશે. આપ વિના સાચી સલાહ કોણ આપશે? આપ અમને એવી હિત શિખામણ આપો કે તે અમે સાથે લઈને જઈશું અને માનીશું કે આપ અમારી પાસે છો. ત્યારે ભીષ્મપિતાએ કહ્યું. ધર્મરાજા! કામ, ક્રોધ, મદ, લોભ, હાંસી, અજ્ઞાન, અસત્ય, હિંસા, અદત્તાદાન વિગેરે દુર્ગુણો અનર્થની ખાણ જેવા છે. માટે તમે તેનો ત્યાગ કરજો અને દાન, જ્ઞાન, સુકૃત્ય અને સજ્જનોનો સંગ કરજો. દરરોજ ધર્મધ્યાન કરજો, અને ખૂબ સંપીને પ્રેમથી રહેજો ને બાર વર્ષ પૂર્ણ કરી ક્ષેમકુશળ આવીને રાજ્ય સંભાળજો. ભીષ્મપિતાજીની શિખામણ હૃદયમાં ધારણ કરીને તેમને નમન કરીને ધર્મરાજા દ્રોણાચાર્ય અને કૃપાચાર્ય પાસે આવ્યા. તેમણે પણ પાંડવો સાથે રહેવાની ઈચ્છા પ્રદર્શિત કરી પણ યુધિષ્ઠિરે તેમને સમજાવીને જવાની રજા આપી.

પછી ધર્મરાજા ધૃતરાષ્ટ્રના ચરણમાં નમ્યા ત્યારે ધૃતરાષ્ટ્રે પણ કહ્યું. હું તમારી સાથે આવું છું. ત્યારે ધર્મરાજાએ કહ્યું, ના કાકા! તમારે નથી આવવું. હવે આપ બધા પાછા વળો. ખૂબ કહ્યું ત્યારે ધૃતરાષ્ટ્ર પાછા જવા તૈયાર થયા ત્યારે ધર્મરાજાએ કહ્યું, કાકા! દુર્યોધનને મારા તરફથી એટલો સંદેશો કહેજો કે તે હસ્તિનાપુર આદિ દરેક રાજ્યોની પ્રજાનું પુત્રની જેમ પાલન કરે અને એવી રીતે રાજ્ય કરે કે જેનાથી વડીલોની કીર્તિ ઉજ્જવળ બને. જુઓ, આ પવિત્ર પુરૂષોની કેટલી પવિત્રતા છે! પોતે વગડામાં બેઠો બેઠો પણ પ્રજાની કેટલી ચિંતા કરે છે! ધર્મરાજાની વાત સાંભળીને ધૃતરાષ્ટ્ર શરમાઈ ગયા ને મનમાં વિચાર કરવા લાગ્યા કે ક્યાં આ પાંડવો ગુણ ગુણના ભંડાર અને ક્યાં દુર્ગુણોથી ભરેલો મારો દુર્યોધન! એ મૌન બેસી રહ્યા. પછી ધર્મરાજા વિદુરજી પાસે આવ્યા ને તેમને નમન કરીને પૂછ્યું કે હું વૃદ્ધ માતાપિતાને સાથે લઇને જાઉં કે મૂકીને જાઉં? ત્યારે વિદુરજીએ કહ્યું કે ભાઈ! આમ તો તમારા વિયોગથી પાંડુરાજા ખૂબ ઝૂરશે પણ આ ઉંમરે તેમને તમે વગડામાં ક્યાં ફેરવશો? તમે પાંડુરાજાને પાછા મોકલી દો અને સાથે માદ્રીને મોકલો. એ તેમની સેવા કરશે. તમે પાંચ ભાઈ, કુંતાજી અને દ્રૌપદી આટલા જાઓ. હજુ સત્યવતી, વિગેરે તથા પ્રજાજનો પાંડવોની સાથે જવા આગ્રહ કરશે અને પાંડવો બધાને વિદાય આપશે ને કોણ કોણ જશે તેના ભાવ અવસરે.



## વ્યાખ્યાન નં-૭૯

**ભાદરવા વદ ૩ ને શુક્રવાર** **તા. ૩૦-૯-૭૭**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! અનંતજ્ઞાની, અનંતદર્શની અને અનંત-કરૂણાના સાગર વીતરાગ પરમાત્મા તૃષ્ણાના તાપથી તરફડતા જીવોને તૃપ્તિનો રાહ ચીંધતા કહે છે કે, હે ભવ્યજીવો! જો તમારે સાચું સુખ પ્રાપ્ત કરવું હોય તો તૃપ્તિના ઘરમાં આવો. ત્યાગ વિના તૃપ્તિ નથી અને તૃપ્તિ વિના આત્મિક સુખ નથી. આજે વૈજ્ઞાનિક યુગમાં ભૌતિક સુખનાં સાધનો ખૂબ વધ્યાં છે. એક જમાનામાં રાજા-મહારાજાઓને જે સુખનાં સાધનો ન હતાં. તે આજના સામાન્ય શ્રીમંતોના ઘરમાં જોવા મળે છે. એવો આ યુગ છે, છતાં કયાંય સંતોષ કે તૃપ્તિ દેખાય છે? જ્ઞાની કહે છે કે :-

**"જયાં છે પરની માંગ, ત્યાં છે તૃષ્ણાની આગ,**
**હે ચેતન! હવે તો જાગ, એમ કહે છે વીતરાગ."**

જેમ જેમ ભૌતિક પદાર્થોની ઈચ્છા થતી જશે તેમ તેમ તૃષ્ણા વધતી જશે, અને જેમ જેમ ભોગનાં સાધનો વધતાં ગયાં, તેમ તેમ તૃપ્તિ ઘટતી ગઈને તૃષ્ણા વધતી ગઈ. માટે હવે તું જાગ અને તૃષ્ણાનો ત્યાગ કરી તૃપ્તિના ઘરમાં આવ. જો તૃપ્તિના ઘરમાં નહિ આવે તો તારી તૃષ્ણાની ભૂખ વધતી જશે. ને એ ભૂખમાં તું ભરખાઈ જઈશ. જુઓ, અસલના જમાનામાં માણસો ગાડામાં મુસાફરી કરતાં હતાં. કંઈક પગપાળા મુસાફરી કરતાં હતાં. તેમને આજે ઘોડાગાડી, ટ્રેઈન, બસ વિગેરે ઝડપી વાહનોની સગવડ મળી છતાં તેમની તૃષ્ણાની આગ ઓલવાતી નથી. તેમને પરદેશની ગાડી અને વિમાનો જેવા ઝડપી સાધનોની સગવડ જોઈએ છે. તેનાથી તેઓ ઝડપી મુસાફરી કરવા ઈચ્છે છે, પણ તમને સમજાય છે ને કે જેમ જેમ સગવડો વધી તેમ તેમ અગવડો પણ વધી છે ને જેમ જેમ ભૌતિક સુખનાં સાધનો વધ્યાં તેમ તેમ બંધનો પણ વધ્યાં છે.

પાંચ ઈન્દ્રિઓના વિષયોમાં સંસારનાં સમગ્ર સુખોની સમાપ્તિ થઈ જાય છે. દરેક ઇન્દ્રિય ભોગની ભરતી વચ્ચે રહેવા છતાં તેને કદી સંતોષ થતો નથી. તે સદા અતૃપ્ત રહે છે. જુઓ, સૂવા માટે તમને ડનલોપની પોચી મખમલ જેવી ગાદી મળે છતાં ઘણી વખત તેમાં ખરબચડી શિલા જેવી કર્કશતાનો અનુભવ થાય છે. બત્રીસ પકવાન અને તેત્રીસ પ્રકારનાં શાક, અથાણું, પાપડ, ચટણી અને ફરસાણોથી ભરેલાં ભાણે જમવા બેસનારને કોઈ કોઈ વાર તેમાં સ્વાદ આવતો નથી, તેને બધું ફિક્કું લાગે છે. સેન્ટ અત્તર વિગેરેની સુગંધમાં પણ કયારેક દુર્ગંધનો આભાસ થાય છે. સૂરીલા સંગીતનાં મધુર સૂર સાંભળતાં માનવીને ઘણીવાર જાણે ગધેડું ભૂંકતુ ન હોય! કાગડો કા....કા કરતો ન હોય તેવું લાગે છે. સ્વર્ગનાં દેવ જેવું સુંદર સૌંદર્ય પણ ઘણીવાર ફિક્કુ દેખાય છે. બોલો, આમાં એક પણ

ઇન્દ્રિયને તેના વિષયનું સુખ મળ્યાની તૃપ્તિ કે આનંદ છે? જે મળ્યું છે તેનો સંતોષ થતો નથી. અને જે નથી મળ્યું તેને મેળવવા માટે તૃષ્ણાની આગમાં શેકાઈ રહ્યો છે.

બંધુઓ! આ સંસાર સાગરમાં દિનપ્રતિદિન સગવડોનાં પૂર વધી રહ્યાં છે, ને ભોગની ભયંકર ભરતી આવી રહી છે. છતાં માનવના અંતરમાં સંતોષ કે તૃપ્તિ થતી નથી. એના ભૌતિક સુખના સ્વપ્નાની સીમા નથી, એની આશાના પૂરને કોઈ રોકનાર નથી એની કામનાને કિનારો નથી, એની તૃષ્ણાને તલ ભાર જેટલી તાજગી નથી. આ બધું જોતાં મનમાં પ્રશ્ન થાય છે કે ભોગથી તૃપ્તિ નથી તો શેનાથી તૃપ્તિ થાય છે! ત્યારે જ્ઞાની પુરૂષો તેના જવાબમાં ફરમાવે છે કે "भवं तृप्तोऽन्तरात्मना" હે માનવ! ભોગથી તૃપ્તિ નથી પણ ત્યાગથી છે. અગ્નિમાં ઘી નાંખવાથી તે ઓલાતી નથી પણ વધુ પ્રજ્વલિત બને છે. છતાં કદાચ ઘી નાંખવાથી અગ્નિ શાંત થઈ જાય, સાગરમાં ગમે તેટલી નદીઓ ભળે છતાં સાગર ભરાતો નથી તે પણ કદાચ ભરાઈ જાય પણ માનવીનું મન કદી ભોગથી તૃપ્ત થતું નથી. આ તૃપ્તિ એ એવી કોઈ ચીજ નથી કે જે બજારમાં વેચાતી મળી શકે. તૃપ્તિ તો પોતાના અંતરાત્મામાં રહેલી છે. ત્યાગની કોદાળી લઈને ભોગનો કચરો દૂર કરો એટલે તમને તૃપ્તિનો આનંદ મળશે. આત્મામાંથી જ તૃપ્તિ મળશે, બહારથી નહિ મળે.

જેમણે જીવનમાંથી ભોગનો કચરો દૂર કરી ત્યાગ માર્ગ અપનાવી તૃપ્તિનો અનુભવ કર્યો છે. તેવા આત્માઓનાં નામ સિદ્ધાંતના પાને લખાયા છે, પણ જેઓ ભોગનાં ભિખારી બનીને સંસારનાં કીચડમાં ખૂંચેલા રહ્યાં છે. તેમનાં નામ લખાતાં નથી. આપણે ગજસુકુમારનો અધિકાર ચાલે છે. તેમાં વચ્ચે સોમિલ બ્રાહ્મણની વાત આવી છે. સોમિલ બ્રાહ્મણ અને સોમશ્રી બ્રાહ્મણીને ત્યાં ઘણી સંપત્તિ હતી. તેમને ત્યાં એક દેદીપ્યમાન સોમા નામની પુત્રીનો જન્મ થયો. પુત્ર-પુત્રીઓનો જન્મ થાય ત્યારે મા-બાપ હરખાય છે, પણ એ મોટા થાય છે ત્યારે કેટલી ચિંતા ઉભી થાય છે? દીકરા-દીકરીઓ ભણી ગણીને તૈયાર થાય એટલે તેમને પરણાવવાની ચિંતા. દીકરો પરણાવ્યા પછી વહુ જો સારી આવે તો વાંધો નહિ પણ જો વીસમી સદીની આવે તો ઉપાધિનો પાર નહિ. રોજ ઝઘડા ચાલ્યા કરે, અને દીકરીને પરણાવીને સાસરે મોકલી એટલે પતી જતું નથી. એનું આણું કર્યું તો પાછળ ઝીયાણાંની ચિંતા ઉભી હોય છે. આમ એક પછી એક લફરાં સંસારની પાછળ સંકળાયેલાં હોય છે. આવા સંસારમાં તમને શું સુખ દેખાય છે!

સંસાર એક ઉંડા સાગર જેવો છે. કોઈ માણસ સાગરના કિનારે ફરવા માટે ગયો હોય તેને સાગરનાં પાણી જોઈને મનમાં થાય કે લાવને જરા પાણીમાં પગ ઝબોળું. એ પગ ઝબોળવા જાય છે ત્યારે એમ થાય છે કે, લાવને જરા સ્નાન કરી લઉં. સ્નાન કરતાં વિચાર થાય છે કે લાવ ત્યારે હું થોડીવાર પાણીમાં તરવા જાઉં. એમ એક પછી એક લાલચ જાગે છે. એ તરવા જતાં ક્યારેક ઉંડા પાણીમાં ડૂબી પણ જાય. વિચાર કરો કે સંસારનાં સુખ પણ કેવા છે!

આ સંસાર અને સંસારનાં સુખોની પાછળ તમે દોડી રહ્યાં છો પણ યાદ રાખજો કે અંતે એ તમને પછાડશે અને ગમે તેટલું સુખ મળશે પણ તૃષ્ણાનો અંત આવશે નહિ પણ જેમ જેમ સુખ મળતું જશે તેમ તેમ તૃષ્ણા વધતી જશે અને એક પછી એક ઉપાધિઓ પણ વધતી જશે. આવા સંસારને તમે શું વળગી પડયાં છો ! શ્રાવકોને કહીએ કે દેવાનુપ્રિયો ! સંસારનો મોહ છોડો. ત્યારે કહે છે મહાસતીજી ! વ્યાખ્યાન સાંભળીએ ત્યારે મન થાય છે પણ હવે શું કરીએ ? ઉપાધિઓ વળગી પડી છે. તમે એને વળગ્યા છો કે એ તમને વળગી છે તેનો વિચાર કરો. એક ન્યાય આપીને સમજાવું.

એક વખત એક યુવાને કોઈ જ્ઞાની ગુરૂનો ઉપદેશ સાંભળી વૈરાગ્ય પામીને દીક્ષા લીધી. જે સંયમ માર્ગ સ્વીકારે છે તે પહેલેથી સમજીને સ્વીકારે છે કે સંયમમાં મારે બાવીસ પરિષહ વેઠવા પડશે. સૂયગડાયંગ સૂત્રમાં ભગવાને બે પ્રકારના પરિષહ બતાવ્યાં છે. એક અનુકૂળ પરિષહ અને બીજો પ્રતિકૂળ પરિષહ. તેમાં ભૂખ–તરસ, વધ–બંધન આક્રોશ વચનનો, કોઈ અપમાન કરે, તિરસ્કાર કરે, કોઈ માર મારે, આ બધાં પ્રતિકૂળ પરિષહ છે. સત્કાર–સન્માન વિગેરે અનુકૂળ પરિષહ છે. તે સેવાળના આરા જેવા છે. કોઈ માણસ તમારો દુશ્મન છે તેનાથી તમે સાવધાન રહો છો, પણ જે જીગરજાન મિત્ર છે તેનાથી તમે સાવધાન રહો ખરા ? ના. કોઈ વાર મિત્ર થઈને ગળા પર છરી ફેરવી દે છે ને ? એવી રીતે પ્રતિકૂળ પરિષહો આવે છે ત્યારે સાધક આત્માઓ સાવધાન રહીને પરિષહ સમભાવથી સહન કરે છે તો તેનાં કર્મો ખપી જાય છે, પણ અનુકૂળ પરિષહ આવે ત્યારે જો સાવધાની ન રહે તો સાધક સંયમથી પછડાઈ જાય છે. જેમ કોઈ સાધુ પાસે આવીને કહે. શું મહારાજ તમારું જ્ઞાન છે ! શું તમારું ચારિત્ર છે ! તમે કેવા મહાન છો ! આ રીતે ખૂબ પ્રશંસા કરે, ગુણ ગાય ત્યારે અંદરથી હરખાય પણ ઉપરથી બોલે કે ના ભાઈ... ના, મારામાં એવું કાંઈ નથી. તમે મારા એવા ગુણલા ન ગાશો. આ માન અને પ્રશંસામાં તણાવું તે અનુકુળ પરિષહ છે.

પેલા યુવાને દીક્ષા લીધી, દીક્ષા લઈને ઘણું જ્ઞાન મેળવ્યું. ફરતાં ફરતાં બાર વર્ષે પોતાના ગામમાં પધાર્યા. ભગવાન કહે છે હે મારા શ્રમણો અને શ્રમણીઓ ! જો તમારે જલ્દી કલ્યાણ કરવું હોય તો તમે ગૃહસ્થનો પરિચય ન કરશો. જેટલો વધુ પરિચય કરશો તેટલી તમારી સાધના ગુમાવશો. ગૃહસ્થમાં પણ જ્યાં પોતાનાં સગાવહાલા હોય તેમનાથી તો દૂર રહેવું જ સારું કારણ કે સંયમી આત્મા તો સગાવહાલાનો સ્નેહ છોડીને દીક્ષા લે છે, પણ સગાવહાલાઓને તેમના પ્રત્યેનો રાગભાવ હોય છે. એટલે એમને જોઈને કહે–મહારાજ ! તમારું શરીર બહુ સૂકાઈ ગયું છે. જુઓ, તમે દીક્ષા લીધી ત્યારે કેવા હતાં ને કેવા થઈ ગયા ? આ સમયે જો સાધક મક્કમ હોય તો વાંધો ન આવે પણ જો સ્હેજ કાચોપોચો કે દેહલક્ષી હોય તો તેની સાધનામાં ખામી આવે છે.

પેલા મહારાજ બાર વર્ષે આવ્યાં છે. એમના સગાવહાલાં, મિત્રો બધા દર્શન કરવા આવવા લાગ્યા. મહારાજ સૌને ધર્મ સમજાવતાં. એક દિવસ મહારાજ ગૌચરી કરતાં કરતાં પોતાનું ઘર હતું ત્યાં આવ્યા. એટલે એમની માતા રડતી રડતી કહેવા લાગી-બેટા! તેં તો મને રડતી મૂકીને દીક્ષા લઈ લીધી. તેં કંઈ વિચાર ન કર્યો? કે જે માતાએ ઘંટીના પૈડા ફેરવી કેટલું દુઃખ વેઠીને ઉછેર્યો, ભણાવ્યો, ગણાવ્યો ને પરણાવ્યો, તેમની મારે સેવા કરવી જોઈએ. મા-બાપની સેવા કરવી એ દીકરાનો ધર્મ છે. ત્યાં વૃદ્ધ પિતા આવ્યા ને રડતા રડતા કહે છે દીકરા! તેં તો દીક્ષા લઈ લીધી પણ મારે આ ઉંમરે કેટલા વૈતરા કરવા પડે છે! આ ઘરડા બાપના સામું તો જો. આ ઉંમરે બાપની સેવા કરવાની હોય કે દીક્ષા લઈને ચાલ્યા જવાય! બાપ આમ કહેતો હતો ત્યાં ઓરડામાંથી એની પત્ની રડતી રડતી આવીને કહેવા લાગી-સ્વામીનાથ! તમે તો મને મૂકીને ચાલ્યા ગયા. તમારા ગયા પછી આ ઘરમાં મારી કંઇ કિંમત નથી. તમારા વિના મારી વાત કોણ સાંભળે? તમારા વિના મને નવી નવી સાડીઓ કોણ લાવી આપે? તમારા વિના આ સંસારમાં મારું કોણ? જરા મારા સામું તો જુઓ? આ વૃદ્ધ માતાપિતા પણ તમારા વિયોગથી કેટલા ઝૂરે છે! ત્યાં એના બે છોકરા આવ્યાં ને કહેવાં લાગ્યા. બાપા! હવે તમને અમે નહિ જવા દઈએ, એમ કહીને વળગી પડયા. આ સાધુને અનુકૂળ પરિષહ આવ્યો. ચારે બાજુથી બધા ઘેરાઈ વળ્યા, ને કરૂણ રૂદન કરવા લાગ્યા. અહીં એક કવિનું પદ યાદ આવે છે કે દીક્ષા લેનારને શું કરવું જોઈએ?

**સગપણ સંસારીનાં ભૂલવાં પડે, મુક્તિનો મારગ તો ત્યારે જડે,**
**બહેની કેવા હશે, મા શું કરતાં હશે, જોજે યાદ આવે ના સંસાર.**

જેણે સંસાર છોડયો છે તેણે બધું ભૂલવું જોઈએ, પણ યાદ કરવું ના જોઈએ. તેના બદલે અહીં બધાને રડતા જોઈને સાધુનું મન પીગળી ગયું ને બોલ્યા, કે તમે બહુ રડો છો માટે હું કપડાં ઉતારીને પાતરામાં રજોહરણ અને મુહપત્તિ બધું બાંધીને ખૂણામાં મૂકી દઉં. સંત તો સેવાળના આરા સમાન સંસારમાં લપસી પડયા.

આ તરફ ગુરૂ રાહ જોવા લાગ્યાં કે હજુ મારો શિષ્ય ગૌચરી કરીને કેમ ન આવ્યો? ત્રણ ચાર કલાક થયા પણ શિષ્ય ન આવ્યો ત્યારે ગુરૂ શોધવા નીકળ્યા. શોધતાં શોધતાં એને ઘેર આવ્યા ને શિષ્યને પૂછયું-કેમ ભાઈ! આ શું? ત્યારે કહે છે ગુરૂદેવ! હું તો ગૌચરી કરવા આવ્યો ને આ બધા મને વળગી પડયાં છે. હવે મારાથી છૂટી શકાય તેમ નથી. ગુરૂએ ઘણું સમજાવ્યો પણ માન્યો નહિ એટલે ગુરૂ તો ચાલ્યા ગયા, પણ મનમાં વિચાર કર્યો કે ગમે તેમ કરીને પણ ચેલાને ઠેકાણે લાવવો. બીજે દિવસે એક સૂકાઈ ગયેલા ઝાડના ઠૂંઠાને બાથ ભીડીને ધોમધખતા તડકામાં ગુરૂ ઉભા રહ્યા. ત્યાંથી આવતા

આ સંસાર અને સંસારનાં સુખોની પાછળ તમે દોડી રહ્યાં છો પણ યાદ રાખજો કે અંતે એ તમને પછાડશે અને ગમે તેટલું સુખ મળશે પણ તૃષ્ણાનો અંત આવશે નહિ પણ જેમ જેમ સુખ મળતું જશે તેમ તેમ તૃષ્ણા વધતી જશે અને એક પછી એક ઉપાધિઓ પણ વધતી જશે. આવા સંસારને તમે શું વળગી પડયાં છો! શ્રાવકોને કહીએ કે દેવાનુપ્રિયો! સંસારનો મોહ છોડો. ત્યારે કહે છે મહાસતીજી! વ્યાખ્યાન સાંભળીએ ત્યારે મન થાય છે પણ હવે શું કરીએ? ઉપાધિઓ વળગી પડી છે. તમે એને વળગ્યા છો કે એ તમને વળગી છે તેનો વિચાર કરો. એક ન્યાય આપીને સમજાવું.

એક વખત એક યુવાને કોઈ જ્ઞાની ગુરૂનો ઉપદેશ સાંભળી વૈરાગ્ય પામીને દીક્ષા લીધી. જે સંયમ માર્ગ સ્વીકારે છે તે પહેલેથી સમજીને સ્વીકારે છે કે સંયમમાં મારે બાવીસ પરિષહ વેઠવા પડશે. સૂયગડાયંગ સૂત્રમાં ભગવાને બે પ્રકારના પરિષહ બતાવ્યાં છે. એક અનુકૂળ પરિષહ અને બીજો પ્રતિકૂળ પરિષહ. તેમાં ભૂખ-તરસ, વધ-બધન આક્રોશ વચનનો, કોઈ અપમાન કરે, તિરસ્કાર કરે, કોઈ માર મારે, આ બધાં પ્રતિકૂળ પરિષહ છે. સત્કાર-સન્માન વિગેરે અનુકૂળ પરિષહ છે. તે સેવાળના આરા જેવા છે. કોઈ માણુસ તમારો દુશ્મન છે તેનાથી તમે સાવધાન રહો છો, પણ જે જીગરજાન મિત્ર છે તેનાથી તમે સાવધાન રહો ખરા? ના. કોઈ વાર મિત્ર થઈને ગળા પર છરી ફેરવી દે છે ને? એવી રીતે પ્રતિકૂળ પરિષહો આવે છે ત્યારે સાધક આત્માઓ સાવધાન રહીને પરિષહ સમભાવથી સહન કરે છે તો તેનાં કર્મો ખપી જાય છે, પણ અનુકૂળ પરિષહ આવે ત્યારે જો સાવધાની ન રહે તો સાધક સંયમથી પછડાઈ જાય છે. જેમ કોઈ સાધુ પાસે આવીને કહે. શું મહારાજ તમારું જ્ઞાન છે! શું તમારું ચારિત્ર છે! તમે કેવા મહાન છો! આ રીતે ખૂબ પ્રશંસા કરે, ગુણુ ગાય ત્યારે અંદરથી હરખાય પણ ઉપરથી બોલે કે ના ભાઈ...ના, મારામાં એવું કાંઈ નથી. તમે મારા એવા ગુણલા ન ગાશો. આ માન અને પ્રશંસામાં તણાવું તે અનુકુળ પરિષહ છે.

પેલા યુવાને દીક્ષા લીધી, દીક્ષા લઈને ઘણું જ્ઞાન મેળવ્યું. ફરતાં ફરતાં બાર વર્ષે પોતાના ગામમાં પધાર્યા. ભગવાન કહે છે હે મારા શ્રમણો અને શ્રમણીઓ! જો તમારે જલ્દી કલ્યાણુ કરવું હોય તો તમે ગૃહસ્થનો પરિચય ન કરશો. જેટલો વધુ પરિચય કરશો તેટલી તમારી સાધના ગુમાવશો. ગૃહસ્થમાં પણ જ્યાં પોતાનાં સગાવહાલા હોય તેમનાથી તો દૂર રહેવું જ સારું કારણુ કે સંયમી આત્મા તો સગાવહાલાનો સ્નેહ છોડીને દીક્ષા લે છે, પણ સગાવહાલાઓને તેમના પ્રત્યેનો રાગભાવ હોય છે. એટલે એમને જોઈને કહે-મહારાજ! તમારું શરીર બહુ સૂકાઈ ગયું છે. જુઓ, તમે દીક્ષા લીધી ત્યારે કેવા હતાં ને કેવા થઈ ગયા? આ સમયે જો સાધક મક્કમ હોય તો વાંધો ન આવે પણ જો સ્હેજ કાચોપોચો કે દેહલક્ષી હોય તો તેની સાધનામાં ખામી આવે છે.

પેલા મહારાજ બાર વર્ષે આવ્યાં છે. એમના સગાવહાલાં, મિત્રો બધા દર્શન કરવા આવવા લાગ્યા. મહારાજ સૌને ધર્મ સમજાવતાં. એક દિવસ મહારાજ ગૌચરી કરતાં કરતાં પોતાનું ઘર હતું ત્યાં આવ્યા. એટલે એમની માતા રડતી રડતી કહેવા લાગી-બેટા! તેં તો મને રડતી મૂકીને દીક્ષા લઈ લીધી. તેં કંઈ વિચાર ન કર્યો? કે જે માતાએ ઘંટીના પૈસા ફેરવી કેટલું દુઃખ વેઠીને ઉછેર્યો, ભણાવ્યો, ગણાવ્યો ને પરણાવ્યો, તેમની મારે સેવા કરવી જોઈએ. મા-બાપની સેવા કરવી એ દીકરાનો ધર્મ છે. ત્યાં વૃદ્ધ પિતા આવ્યા ને રડતા રડતા કહે છે દીકરા! તેં તો દીક્ષા લઈ લીધી પણ મારે આ ઉંમરે કેટલા વૈતરા કરવા પડે છે! આ ઘરડા બાપના સામું તો જો. આ ઉંમરે બાપની સેવા કરવાની હોય કે દીક્ષા લઈને ચાલ્યા જવાય! બાપ આમ કહેતો હતો ત્યાં ઓરડામાંથી એની પત્ની રડતી રડતી આવીને કહેવા લાગી-સ્વામીનાથ! તમે તો મને મૂકીને ચાલ્યા ગયા. તમારા ગયા પછી આ ઘરમાં મારી કંઇ કિંમત નથી. તમારા વિના મારી વાત કોણ સાંભળે? તમારા વિના મને નવી નવી સાડીઓ કોણ લાવી આપે? તમારા વિના આ સંસારમાં મારું કોણ? જરા મારા સામું તો જુઓ? આ વૃદ્ધ માતાપિતા પણ તમારા વિયોગથી કેટલા ઝૂરે છે! ત્યાં એના બે છોકરા આવ્યાં ને કહેવાં લાગ્યા. બાપા! હવે તમને અમે નહિ જવા દઈએ, એમ કહીને વળગી પડયા. આ સાધુને અનુકૂળ પરિષહ આવ્યો. ચારે બાજુથી બધા ઘેરાઈ વળ્યા, ને કરૂણ રૂદન કરવા લાગ્યા. અહીં એક કવિનું પદ યાદ આવે છે કે દીક્ષા લેનારને શું કરવું જોઈએ?

**સગપણ સંસારીનાં ભૂલવાં પડે, મુક્તિનો મારગ તો ત્યારે જડે,**
**બહેની કેવા હશે, મા શું કરતાં હશે, જોજો યાદ આવે ના સંસાર.**

જેણે સંસાર છોડયો છે તેણે બધું ભૂલવું જોઈએ, પણ યાદ કરવું ના જોઈએ. તેના બદલે અહીં બધાને રડતા જોઈને સાધુનું મન પીગળી ગયું ને બોલ્યા, કે તમે બહુ રડો છો માટે હું કપડાં ઉતારીને પાતરામાં રજોહરણ અને મુહપત્તિ બધું બાંધીને ખૂણામાં મૂકી દઉં. સંત તો સેવાળના આરા સમાન સંસારમાં લપસી પડયા.

આ તરફ ગુરૂ રાહ જોવા લાગ્યાં કે હજુ મારો શિષ્ય ગૌચરી કરીને કેમ ન આવ્યો? ત્રણ ચાર કલાક થયા પણ શિષ્ય ન આવ્યો ત્યારે ગુરૂ શોધવા નીકળ્યા. શોધતાં શોધતાં એને ઘેર આવ્યા ને શિષ્યને પૂછયું-કેમ ભાઈ! આ શું? ત્યારે કહે છે ગુરૂદેવ! હું તો ગૌચરી કરવા આવ્યો ને આ બધા મને વળગી પડયાં છે. હવે મારાથી છૂટી શકાય તેમ નથી. ગુરૂએ ઘણું સમજાવ્યો પણ માન્યો નહિ એટલે ગુરૂ તો ચાલ્યા ગયા, પણ મનમાં વિચાર કર્યો કે ગમે તેમ કરીને પણ ચેલાને ઠેકાણે લાવવો. બીજે દિવસે એક સૂકાઈ ગયેલા ઝાડના ઠૂંઠાને બાથ બીડીને ધોમધખતા તડકામાં ગુરૂ ઉભા રહ્યા. ત્યાંથી આવતા

જતા લોકો પૂછવા લાગ્યા કે મહારાજ! આ માથું ફાટી જાય તેવા તડકામાં આ ઝાડને બાથ ભીડીને કેમ ઉભા રહ્યા છો? ત્યારે ગુરૂએ કહ્યું કે શું કરું? આ ઝાડ મને વળગી પડ્યું છે તે છૂટતું નથી, ત્યારે લોકો એમને છોડાવવા લાગ્યા પણ મહારાજ છોડતા નથી. લોકો બોલવા લાગ્યા કે મહારાજ જ્ઞાની છે ને આ શું કરે છે? આમ કરતાં વાત ગામમાં પ્રસરી ગઈ. પેલા ચેલાના કાને વાત આવી. તેના મનમાં થયું કે મારા ગુરૂ તો જ્ઞાની, ગુણીયલ ને ગંભીર છે. તે આવું ન કરે ને આમ કેમ કર્યું! લાવ, હું તેમની પાસે જાઉં. એ ગુરૂ પાસે આવ્યો ને કહ્યું- ગુરૂદેવ! આ શું? ત્યારે ગુરૂએ સમય જોઈને કહ્યું. ભાઈ! શું કરું? આ ઝાડ મને વળગી પડ્યું છે, ત્યારે કહે છે અરે, ગુરૂદેવ! આપ કેવી વાત કરો છો? આપ ઝાડને વળગી પડ્યા છો કે ઝાડ આપને વળગ્યું છે? ત્યારે ગુરૂએ કહ્યું-ભાઈ! મારી વાત રહેવા દે પણ તું સંસારને વળગ્યો છે કે સંસાર તને વળગ્યો છે? (હસાહસ) ચેલો ચતુર હતો તે સમજી ગયો કે મારા ગુરૂએ મને ઠેકાણે લાવવા માટે જ આમ કર્યું છે. ગુરૂદેવ કેવા કરૂણાવંત છે! કે મારું કલ્યાણ કરાવવા માટે આવા ધોમધખતા તડકામાં ઊભા રહ્યા. તરત જ શિષ્ય ગુરૂના ચરણમાં પડી ગયો ને પોતાની ભૂલની ક્ષમા માંગી પ્રાયશ્ચિત લઇને ફરીને દીક્ષા લીધી ને આત્માનું કલ્યાણ કર્યું.

દેવાનુપ્રિયો! જરા વિચાર કરો. પેલા મહારાજની માફક તમે સંસારને વળગેલા છો કે તમને સંસાર વળગેલો છે? સાચું બોલજો. તમે પોતે સંસારને વળગ્યાં છો. ભલે તમે ન બોલો, પણ એટલું યાદ રાખજો કે સંસાર તમને નથી વળગ્યો પણ તમે એને વળગ્યા છો. અનેક ઉપાધિઓથી ભરેલો આ સંસાર છે. તમે તેની મમતા ઓછી કરો. જેટલી મમતા છે તેટલું બંધન છે. માટે સમજીને સંસારથી સરકી જાઓ તો સાચું સુખ મેળવી શકશો.

સોમિલ બ્રાહ્મણની પત્ની સોમશ્રીએ પુત્રીને જન્મ આપ્યો. એને ઘેર તો પુત્રી પણ પુત્ર જેવી હતી. તેનું નામ સોમા હતું. આ સોમા પુનમના ચંદ્રનુ જેવી સૌમ્ય હતી. ઘણાં બાળકો એવા પુણ્યવાન હોય છે કે તેમને જોઇને માણસને રમાડવાનું મન થાય છે. આ સોમા સૌને વહાલી લાગતી હતી. હવે આગળ શું બનશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર :** પાંડવોની સાથે ઘણાં માણસો વનમાં આવ્યા છે. શ્રીકૃષ્ણ પણ આવી ગયા છે. ભીષ્મપિતા, દ્રોણાચાર્ય, ધૃતરાષ્ટ્ર, વિદુરજી બધા કહે છે કે અમે તમારી સાથે આવીએ, પણ પાંડવોએ કહ્યું-આપ વડીલોની અમારા ઉપર કૃપાદૃષ્ટિ છે એટલે અમને કંઈ વાંધો નહિ આવે. તેર વર્ષ તો કાલે પસાર થઈ જશે. આપ બધા પાછા વળો. પાંડુરાજાને પાછા જવાની ઇચ્છા ન હતી પણ ધર્મરાજા, વિદુરજી, ભીષ્મપિતા વિગેરેએ ખૂબ સમજાવ્યા એટલે પાછા વળવાનું નક્કી કર્યું, સાથે માદ્રી રાણીને જવાનું કહ્યું, ત્યારે

સત્યવતીએ કહ્યું કે હું તમારી સાથે આવીશ. તેમને પણ યુધિષ્ઠિરે સમજાવીને રજા આપી. ઘણાં નગરજનો પણ સાથે આવ્યા હતાં. તેમને પણ ધર્મરાજાએ પાછા વળવા કહ્યું, ત્યારે નગરજનો આંખમાં આંસુ સારીને કહેવા લાગ્યાં કે અમે તો ત્યાં આપના ચરણકમળ હશે ત્યાં જ રહીશું, આપને છોડીને અમે નહિ જઈએ, ત્યારે યુધિષ્ઠિરે કહ્યું-હે મારા પ્યારા પ્રજાજનો! તમારી અમારા પ્રત્યે લાગણી છે તેનો અમે અનાદર કરી શકતા નથી પણ જંગલમાં જેટલા ઝાઝા માણસો હોય તેટલાને સાચવવાની ચિંતા રહે, અને ક્યારેક ઉપાધિમાં મૂકાઈ જવાનો પ્રસંગ આવે માટે આપ બધા સમજીને પાછા વળો, અને અમે અમારા માર્ગે આગળ પ્રયાણ કરીએ. આ પ્રમાણે કહીને પાંડવો અને દ્રૌપદી બધા ભીષ્મપિતા, પાંડુરાજા, ધૃતરાષ્ટ્ર, વિદુરજી, દ્રોણાચાર્ય, સત્યવતી, માદ્રી વિગેરેના ચરણમાં પડયા.

**રડતી આંખે પાંડવોને આપેલી વિદાય**:–સૌએ રડતી આંખે પાંડવોને આશીષ આપ્યા અને ધર્મરાજાએ માદ્રીને કહ્યું–માતાજી! તમે પિતાજીની ખૂબ સેવા કરજો. માદ્રીએ પણ નકુળ અને સહદેવને કહ્યું કે તમે તન–મનથી તમારા વડીલ ભાઈઓ તથા કુંતામાતાની ખડે પગે સેવા કરજો, ત્યારે પાંડુરાજાએ કુંતાજીને ભલામણ કરતાં કહ્યું કે હે દેવી! આ મારા દીકરાઓને નોંધારા મૂકીને જાઉં છું. તમે તેમનું ધ્યાન રાખજો ને દ્રૌપદીને પણ દીકરીની જેમ સાચવજો. આ રીતે ખૂબ ભલામણ કરીને પાંડુરાજાએ પોતાની આંગળીએથી એક વિઘ્નહર રત્નની વીંટી કાઢીને યુધિષ્ઠિરની આંગળીએ પહેરાવી દીધી ને કહ્યું–બેટા! આ વીંટીમાં ઘણાં ગુણ છે. તેના પ્રભાવથી તમને જંગલમાં કોઈ જાતનું વિઘ્ન નહિ આવે. માટે તમે એને બરાબર સાચવજો. આટલું બોલતાં પાંડુરાજાનું હૈયું ભરાઈ ગયું. રડતાં રડતાં ગદ્ગદ્ સ્વરે કહેવા લાગ્યાં કે બેટા! તમે સાચવીને જજો. તમારા વિના મને કેમ ગમશે? તમે જંગલમાં દુઃખ કેવી રીતે સહન કરશો? તમે કુમળા ફુલ જેવા જંગલમાં બેસશો ને હું મહેલમાં રહું! અરેરે....હું તો યુધિષ્ઠિરને ગાદીએ બેસાડીને દીક્ષા લેવાનો હતો પણ મને દીક્ષા લેવા ન દીધી. તમે કહ્યું હતું કે પિતાજી! અમે તમારી સેવા કરીશું પણ મારી સેવા કરવાને બદલે મને છોડીને વનવાસ ચાલ્યા અને મારે આ ઉંમરે આવું દુઃખ જોવાનો વખત આવ્યો. આના કરતાં મેં દીક્ષા લીધી હોત તો આવું દુઃખ જોવાનો વખત તો ન આવત ને? જ્યાં મારું માન્યું છે ત્યાં દુઃખ છે ને? આ પ્રમાણે ખૂબ કલ્પાંત કરતાં કહ્યું–મને જવાની બિલકુલ ઇચ્છા નથી પણ તમે કહો છો તેથી અનિચ્છાએ જવું પડે છે. એમ કહી પાંચેય પુત્રોને પાંડુરાજાએ બાથમાં લઈ લીધા ને માથે હાથ મૂકીને આશીર્વાદ આપીને કહ્યું. હું જાઉં છું. તમે વનવાસના તેર વર્ષ પૂરા કરીને ક્ષેમકુશળ પાછા આવીને તમારા મુખનાં દર્શન કરાવજો. આ પ્રમાણે કહીને સૌએ પાંડવો પાસેથી વિદાય લીધી. બધાને વિદાય કર્યા

પછી પાંડવોએ કૃષ્ણને પાછા ફરવા કહ્યું, ત્યારે કૃષ્ણજીએ કહ્યું. ના, હું તો થોડો સમય તમારી સાથે રહીશ. એમ કહીને કૃષ્ણ પાંડવોની સાથે ગયા.

વડીલોને, નગરજનોને સૌને વિદાય કરીને પાંડવો, કુંતાજી, દ્રૌપદી અને કૃષ્ણજીએ ત્યાંથી આગળ પ્રયાણ કર્યું. એ સમયે અત્યારની માફક ડામરના રોડના સીધા રસ્તા ન હતાં. ખાડા-ટેકરા, કાંટા ને કાંકરાવાળા વિષમ રસ્તા હતા. ક્યારેક ખીણમાં ઉતરવું પડતું તો ક્યારેક ઉંચા ડુંગરા ઉપર ચઢીને ઉતરતાં હતાં. પગમાં કાંટા ભોંકાઈ જતાં ને લોહી નીકળતાં હતાં. આવા કષ્ટ વેઠતાં વેઠતાં વનની કેડીએ આગળ ચાલી રહ્યા છે. ચાલતા ચાલતા કૃષ્ણે યુધિષ્ઠિરની રત્નની વીંટી જોઈને આશ્ચર્યથી પૂછ્યું, ભાઈ! આ વીંટી ક્યાંથી લાવ્યા? મારી પાસે પણ આવી વીંટી નથી. આ વીંટીમાં વિઘ્ન નિવારણ કરવાનો, ઝેર ઉતારવાનો વિગેરે ઘણાં ગુણો છે, ત્યારે ધર્મરાજાએ કહ્યું મારા પિતાજીએ આપી છે. તેમણે વિશાલાક્ષ નામના વિદ્યાધરનું કોઈ કાર્ય કર્યું હશે તેના ઉપકારના ઋણમાંથી મુક્ત થવા માટે વિદ્યાધરે મારા પિતાજીને પ્રેમથી આ વીંટી ભેટ આપેલી છે. તે પિતાજી પહેરતાં હતાં પણ વનવાસમાં રક્ષણ માટે મને આપી છે.

આ પ્રમાણે સત્ય હકીકત સાંભળીને કૃષ્ણજી ખુશ થયા. માર્ગમાં કષ્ટ ઘણું પડે છે પણ કૃષ્ણજી સાથે હતાં એટલે તે સૌને આનંદ કરાવતા હતા. પરસ્પર વાતચીત તેમજ આનંદપ્રમોદ કરતાં ઘણાં દિવસે તેઓ નાસિક શહેરમાં પહોંચી ગયા. હવે તેમને જૈનમુનિનાં દર્શન થશે ને કેવો આનંદ થશે તેના ભાવ અવસરે.



## વ્યાખ્યાન નં. ૮૦

**ભાદરવા વદ ૪ ને શનિવાર** **તા. ૧-૧૦-૭૭**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! અનંતજ્ઞાનીઓ ભવ્ય જીવોનાં કલ્યાણ માટે ફરમાવે છે કે.

चत्तारि परमंगाणि, दुल्लहाणीह जंतुणो ।
माणुसत्तं सुई सद्धा, संजमम्मिय वीरियं ॥

ઉત્ત. અ. ૩ ગાથા ૧.

આ સંસારમાં જીવને મનુષ્ય જન્મ, શાસ્ત્રની વાણીનું શ્રવણ, વીતરાગ વચનમાં શ્રદ્ધા, અને વીર્યનું સંયમમાં ફોરવવું એટલે સંયમની પ્રવૃત્તિ એ ચાર ઉત્તમ અંગોની તથા આ સિવાય આર્યક્ષેત્ર, જૈન કુળમાં જન્મ, પાંચ ઇન્દ્રિઓની પૂર્ણતા, નિરોગી શરીર, ધર્મ-

શ્રવણ, ધર્મશ્રદ્ધા અને સંયમ આ બધું મળવું મહાન મુશ્કેલ છે. છતાં પુણ્યોદયે મળી ગયું છે પણ અજ્ઞાન દશાને કારણે સ્વ સંપત્તિને જીવ ઓળખી શકતો નથી. તેથી પરમાં ફાંફા મારે છે. જ્યાં સુધી સિંહના બચ્ચાને સ્વશક્તિનું ભાન ન હોય ત્યાં સુધી ઘેટાના ટોળામાં ભળીને ઘેટાના જેવું જીવન જીવે છે. ભિખારીને ચીંથરામાં બાંધેલા પારસમણીની પીછાણ ન હોવાથી તે દીન, હીન અને કંગાળ જેવું જીવન જીવે છે. તેવી રીતે આજે દુનિયાના કંઈક માનવીઓને પોતાનામાં છૂપાયેલી શક્તિની ખબર ન હોવાથી દુઃખ ભોગવી રહ્યા છે. આટલા માટે જ્ઞાની ફરમાવે છે કે હે આત્મા સ્વને જાણ. આચારાંગ સૂત્રમાં પણ કહ્યું છે કે "जे एगं जाणइ से सव्वंजाणइ जे सव्वं जाणइ से एगं जाणइ।" જે એક જીવદ્રવ્યને અથવા અજીવ દ્રવ્યને દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી તેમજ અતીત, અનાગત અને વર્તમાનકાળ સબંધી સમસ્ત પર્યાયોથી યુક્ત જાણે છે તે સમસ્ત પદાર્થોને જાણે છે. સમસ્ત પદાર્થોનું સમ્યગ્જ્ઞાન થયા વિના કોઈ એક વિવક્ષિત પદાર્થનું જ્ઞાન દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી અને અતીત, અનાગત અને વર્તમાન સમસ્ત પર્યાયોથી થઈ શકતું નથી. જે આ લોકના ભીતરના સમસ્ત પદાર્થોને જાણે છે તે એક દ્રવ્યને પણ જાણે છે. માટે જ્ઞાની કહે છે કે તું સ્વમાં પુરૂષાર્થ કરી એક આત્માને જાણ. એક આત્માનું જ્ઞાન થવાથી સમસ્ત અજીવ પદાર્થોનું જ્ઞાન પણ થાય છે. ઈસુખ્રિસ્તે પણ કહ્યું છે કે તું તારી જાતને ઓળખ.

અમેરિકામાં વીન્સેટ પીલ નામનો એક પાદરી થઈ ગયો. તેને પોતાના આત્મા ઉપર અખૂટ શ્રદ્ધા હતી. એક વખત અમેરિકાના એક ધનવાન વહેપારીએ દેવાળું કાઢ્યું. એની ઈજ્જત આબરૂ ખલાસ થઈ ગઈ એટલે તે આપઘાત કરવા તૈયાર થયો, ત્યારે તેને એક સજ્જન માણસે કહ્યું. ભાઈ! તું આ રીતે મૂંઝવણનો માર્યો આપઘાત ન કરીશ. તું પાદરી પાસે જા. તે તારી બધી મૂંઝવણ મટાડી દેશે. એ ખૂબ પવિત્ર છે. એટલે વહેપારી પાદરી પાસે આવ્યો ને પોતાના દુઃખની બધી વાત કરી, ત્યારે પાદરીએ કહ્યું. હું તારું બધું દુઃખ દૂર કરીશ. તમે જે કાંઈ ગુમાવ્યું છે તેના કરતાં પણ હું તમને વધુ અપાવીશ, પણ તમારે મારી એક શરત સ્વીકારવી પડશે. વહેપારીએ કહ્યું, ઓહો, તમારી શું શરત છે? ત્યારે પાદરીએ કહ્યું, કે તમારી પાસે જે કંઈ છે તે બધું તમારે મને આપી દેવું પડશે.

પાદરીની વાત સાંભળીને વહેપારીએ કહ્યું સાહેબ! ઉપર આભ અને નીચે ધરતી સિવાય મારી પાસે બીજું કંઈ નથી, છતાં તમારી શરત કબૂલ કરું છું. પાદરીએ તેને એક કોરા કાગળમાં જમા અને ઉધારનું ખાતું પાડીને કહ્યું લો, આમાં જમા બાજુ તમારી પાસે જે સંપત્તિ છે. તે લખો અને ઉધાર બાજુ તમે જે ગુમાવ્યું છે તેની નોંધ કરો. વહેપારીએ પોતે મીલ, ગાડી, મોટર, બંગલા, મિલ્કત વિગેરે જે ગુમાવ્યું હતું તે ઉધાર બાજુ લખ્યું અને જમાની બાજુ કોરી રાખી, ત્યારે પાદરીએ પૂછ્યું. હવે તમારી પાસે કંઈ જ નથી? ના, સાહેબ. હવે મારી પાસે રાતી પાઈ નથી. પાદરીએ કહ્યું, સાચું

બોલજો. હું કહું છું કે તમારી પાસે કંઈક છે. વહેપારીએ ગળગળા થઈને કહ્યું, મારી પાસે કંઈ જ નથી. ત્યારે પાદરીએ કહ્યું, હું બતાવું. તમારી પાસે તમારો જીવ છે કે નહિ? વહેપારીએ કહ્યું, હા, જીવ તો છે. પાદરીએ કહ્યું, તો મને તમારો જીવ આપી દો. વહેપારીએ કહ્યું, જીવ આપી દીધા પછી મારી ગયેલી મિલ્કત તો શું પણ મને કોઈ દુનિયાભરનું રાજ્ય આપી દે તો પણ શું? જીવ આપી દીધા પછી થોડું ભોગવવાનું છે!

પાદરીએ કહ્યું એ કંઈ હું ન જાણું પણ તમે પહેલાં કહ્યું કે મારી પાસે કંઈ જ નથી ને હવે કબૂલ કરો છો કે મારી પાસે જીવ છે છતાં આપતા નથી. માટે શરતનો ભંગ કર્યો. ઠીક છે, હું તમને જતા કરું છું પણ સાથે એ વાત સમજાવું છું કે તમે એમ માનો કે હું જીવતો છું એટલે મહાન ભાગ્યશાળી છું. જે જીવના બદલામાં તમે દુનિયાનું રાજ્ય લેવા પણ તૈયાર નથી. તો વિચાર કરો કે કોની કિંમત વધારે? સંપત્તિની કે જીવની? વહેપારીએ કબૂલ કર્યું કે સંપત્તિ કરતાં જીવની કિંમત વધારે છે, ત્યારે પાદરીએ કહ્યું, કે તો તમે જમા બાજુમાં એમ લખો કે જીવ એ મારી સૌથી અમૂલ્ય મિલ્કત છે. એ રીતે વહેપારીએ લખ્યું. ફરીને પાદરીએ પ્રશ્ન કર્યો કે તમારી પાસે કયા પ્રાણીનું શરીર છે? તો કહે છે કે મારી પાસે માનવનું શરીર છે, ત્યારે પાદરીએ કહ્યું, કે મારી પાસે એક વિદ્યા છે તેનાથી હું ધારું તો પશુ-પક્ષીનું શરીર બનાવી શકું છું. જો તમે કહો તો તમારું શરીર કોઈ પણ પશુ પક્ષીનું બનાવી દઉં, ને તમે કહો તેટલી સંપત્તિ તમને આપું. બોલો કબૂલ છે? ત્યારે વહેપારીએ કહ્યું, તમે તો કેવી વાત કરો છો? મનુષ્યનું શરીર ગુમાવીને ગમે તેટલી સંપત્તિ મળે તો પણ તેને શું કરવાની? એનો ઉપયોગ તો માનવનું શરીર હોય તો જ કરી શકાય છે, માટે મારે માનવનું શરીર ગુમાવીને સંપત્તિની જરૂર નથી, ત્યારે પાદરીએ કહ્યું, કે બીજી વખત શરતનો ભંગ થયો. હવે તમે જમાના ખાનામાં લખી દો કે, માનવનું શરીર એ મારી બીજા નંબરની અમૂલ્ય મિલ્કત છે. વહેપારીએ તે પ્રમાણે લખી દીધું.

પાદરીએ ત્રીજી વખત કહ્યું કે તમારું શરીર તો નિરોગી લાગે છે, પણ હું તમને એક એવું ઈંજેકશન આપું, કે જેથી શરીરમાં કોઈ રોગ ઉત્પન્ન થશે. પછી તમને જેટલી સંપત્તિ જોઈશે તેટલી હું આપીશ. ત્યારે વહેપારીએ કહ્યું-હાથે કરીને રોગી બનવું ને મિલ્કત મેળવવી તે મને પસંદ નથી. રોગી અવસ્થામાં ધનવાન બનવા કરતાં ભલે ગરીબ રહેવું પણ નિરોગી અવસ્થામાં રહેવું કબૂલ છે. મારે રોગી બનીને ધનની જરૂર નથી. રોગગ્રસ્ત શરીરે હું ધન કેવી રીતે ભોગવું? પાદરીએ કહ્યું. ત્રીજી વખત શરતનો ભંગ થયો. ઠીક, હવે જમાના ખાતામાં લખો કે નિરોગી શરીર એ મારી ત્રીજા નંબરની અમૂલ્ય સંપત્તિ છે. પાદરીએ કહ્યું-ઠીક, તો એમ કરો કે તમે આ રૂમમાં જન

ને અહીં જ રહો છો તો હવે જીવનભર માટે યુરોપમાં રહેવા જાઓ તો તમારી ગયેલી સંપત્તિ કરતાં સવાયી સંપત્તિ તમને મળી જશે, ત્યારે વહેપારીએ જવાબ આપ્યો કે સંપત્તિ માટે હું અમેરિકા જેવી મારી જન્મભૂમિનો જીવનભર માટે ત્યાગ કેમ કરી શકું? મારી જન્મભૂમિ એ મારી અણમોલ સંપત્તિ છે. તેનો જીવનભર ત્યાગ કરવા કરતાં જન્મભૂમિમાં ગરીબ અવસ્થામાં રહેવું મને પસંદ છે, પણ જન્મભૂમિનો ત્યાગ કરવો પસંદ નથી. પાદરીએ કહ્યું કે તો હવે જમા બાજુ લખો કે મારી જન્મભૂમિ એ મારી ચોથા નંબરની મહાન સંપત્તિ છે. તે પ્રમાણે વહેપારીએ લખી દીધું, ત્યારે પાદરીએ કહ્યું કે તમે ભગવાન ઇસુના ઉપાસક છો, જો તમે ઇસુની ઉપાસના છોડીને અન્ય ધર્મનો સ્વીકાર કરવા તૈયાર હો તો ન્યાલ કરી દઇશ, બોલો, ધર્મ બદલવા તૈયાર છો? ત્યારે વહેપારીએ કહી દીધું કે મારો ધર્મ બદલવા કરતાં મોતને ભેટવું હું વધારે પસંદ કરું છું, પણ ધર્મ બદલવા તૈયાર નથી. એટલે પાદરીએ કહ્યું કે તો જમા બાજુ લખો કે દુનિયાની બધી સંપત્તિમાં ધર્મ એ મારી સર્વોત્તમ સંપત્તિ છે. વહેપારીએ કાગળમાં લખી દીધું. લખ્યા પછી પાદરીએ કહ્યું કે હવે તમે એ જમા તરફનું લખાણ ૧૦૮ વખત વાંચી જાઓ એટલે તમને યાદ રહી જાય. આ લખાણ વાંચતા વાંચતા ઉદ્યોગપતિની મૂંઝવણ મટી ગઈ અને તેના મુખ ઉપર ચિંતાને બદલે પ્રસન્નતા છવાઈ ગઈ ને વહેપારીએ હસતાં ચહેરે કહ્યું–સાહેબ હવે મારે કંઈ જોઈતું નથી. આજ સુધી મને મારી સાચી મિલ્કતની ખબર ન હતી. તે આપે આજે મને બતાવી દીધી હવે મને સમજાણું કે મારી પાસે અઢળક સંપત્તિ છે. હું ગરીબ નથી, મારી જે સંપત્તિ ગઇ તેના કરતાં અમૂલ્ય સંપત્તિ મારી પાસે છે. હવે તેનો સદુપયોગ કરવો તે જ મારું કર્તવ્ય છે. આપ તો પારસમણિ સમાન છો. આપે મને લોઢા જેવાને સોના જેવો બનાવ્યો. આપનો હું જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે.

બંધુઓ! વહેપારીને સાચી સંપત્તિનો ખ્યાલ આવતાં પરમાંથી સ્વમાં આવી ગયો, ગરીબ અવસ્થામાં પણ તેને અલૌકિક આનંદનો અનુભવ થવા લાગ્યો. એણે બાકીની જિંદગી ધર્મારાધનામાં વ્યતીત કરી. આજે મોટા ભાગના માનવીઓ પોતાની પાસે શું છે તે જાણતા નથી અને જાણવા માટે પ્રયત્ન પણ કરતાં નથી, અને બાહ્ય સંપત્તિ મેળવવા માટે ફાંફાં માર્યા કરે છે. જેમ પાદરીએ વહેપારીને કહ્યું તેમ આપણા ભગવાને શું કહ્યું છે તે યાદ છે ને? ચાર અંગો જીવને મળવા મહાન દુર્લભ છે. આના જેવી બીજી કોઈ ઉત્તમ સંપત્તિ નથી. તો વિચાર કરો, શું તમને આ બધું નથી મળ્યું? બધું જ મળ્યું છે. તો હવે ભૌતિક સુખો કે લક્ષ્મી આવે કે જાય, વધે કે ઘટે તેની શા માટે આટલી બધી ચિંતા કરો છો? તમે એની ગમે તેટલી ચિંતા કરશો છતાં તે તમારી સાથે નહિ આવે. સાથે તો શુભાશુભ કર્મો જ આવશે. કારણ કે તે બધું આત્માથી પર

છે. આવું જાણીને પોતાની આત્મિક સંપત્તિને પ્રાપ્ત કરવાનો પુરૂષાર્થ કરવો જોઈએ. પુરૂષાર્થ આગળ કંઈ અશક્ય નથી. પુરૂષાર્થ કરનાર નહિ ધારેલાં મહાનમાં મહાન કાર્યો કરી શકે છે. જેમ સૂર્યનો ઉદય થતાં ગાઢ અંધકાર હટી જાય છે તેમ આત્મા ઉપરનાં કર્મો હટી જતાં અનંત જ્ઞાન, દર્શન અને વીર્ય પ્રકાશે છે. પછી બાહ્ય સંપત્તિ તેની દાસી બનીને તેના ચરણ ચૂમે છે. આવો આત્મા આત્મા મટીને પરમાત્મા બને છે, અને અંતે તે એક દિવસ અજર-અજર, અવિનાશી અને શાશ્વત એવા મોક્ષ સુખનો ભોક્તા બની જાય છે. બોલો, આવું સુખ મેળવવું છે ને ? બધાના સામું જોતાં તો દેખાય છે કે સૌને મોક્ષમાં જવાની ઈચ્છા છે. તો હવે મોક્ષમાં જવું હોય તો પુરૂષાર્થ ઉપાડો, અને પરમાંથી ખસીને સ્વમાં વસો.

જે પરનો મોહ છોડીને સ્વમાં રમણતા કરવાના છે તેવા ગજસુકુમારનો અધિકાર ચાલે છે. સોમિલ બ્રાહ્મણને ત્યાં પુત્રીનો જન્મ થયો છે. તેમને તો પુત્ર કે પુત્રી બંને સરખા જ છે. એ પુત્રીનું નામ સોમા પાડવામાં આવ્યું. તે સોમા અતિ રૂપવંતી અને અતિ સુકુમાલ હતી. જેમ વીજળીનો પ્રકાશ શ્વેત હોય છે તેમ સોમાના શરીરનો રંગ વીજળી જેવો શ્વેત હતો. તેનું શરીર મખમલ જેવું કોમળ હતું. તેની વિશેષતા બતાવતા શાસ્ત્રકાર કહે છે કે "रुवेणं जाव लावण्णेण उक्किट्ठा, उक्किट्ठ सरीरा यावि होत्था।" ઉગતા સૂર્યના કિરણો તેના ઉપર પડે તો પણ તે લાલઘૂમ બની જતી હતી. તે સૌને વહાલી લાગતી હતી. આવી સોમા લાડકોડથી ઉછરવા લાગી. છેવટે તે મોટી થતાં તેના માતાપિતાએ તેને ગુરૂકુળમાં ભણવા મૂકી. અત્યારની માફક એ જમાનામાં સ્કૂલો ને કોલેજો ન હતી પણ બાળકોને ભણવા માટે ગુરૂકુળમાં મોકલવામાં આવતા હતા. સવારે જવાનું ને સાંજે પાછા આવવાનું નહિ. ત્યાં તો અભ્યાસ પૂરો થાય ત્યાં સુધી રહેવું પડતું હતું. મોટા મોટા રાજકુમારો પણ ગુરૂકુળમાં ભણવા માટે આવતા હતા. ગુરૂઓનું બધું કામકાજ કરતા હતાં. તે એવો વિચાર નહોતા કરતા કે અમે તો રાજાના કુમાર છીએ. અહીં ભણવા આવ્યા છીએ. કંઈ આવું કામ કરવા માટે નથી આવ્યા ! પણ જ્ઞાન મેળવવા માટે ગુરૂ જે આજ્ઞા કરે તેનો હસતા મુખે સ્વીકાર કરતા. સંસારનું જ્ઞાન મેળવવા માટે પણ કેટલો વિનય રાખવો પડે છે ! તો આત્માનું જ્ઞાન મેળવવા માટે કેટલો વિનય રાખવો જોઈએ ! આજે આવો વિનય વિરલ વ્યક્તિઓમાં જોવામાં આવે છે.

સોમિલ બ્રાહ્મણ અને સોમશ્રી બ્રાહ્મણીને સોમા અત્યંત વહાલી હતી. તેને એક દિવસ પણ પોતાનાથી દૂર કરવા ઇચ્છતા ન હતા. થોડી વાર તેને ન દેખે તો તેમને અધીરાઈ આવી જતી હતી. તેવી વહાલી પુત્રીને ગુરૂકુળમાં ભણવા માટે મોકલી. હવે તે સોમા ભણીગણીને કેવી હોંશિયાર થશે ને શું બનશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર** :–શ્રીકૃષ્ણ, પાંડવો, કુંતાજી, દ્રૌપદી બધા ચાલતાં ચાલતાં ઘણાં દિવસે નાસિક શહેરમાં પહોંચ્યા. નાસિકમાં પ્રવેશ કરતાં તેમને જૈન મુનિઓનાં દર્શન થયા. સાધુના દર્શન થવા તે મહાન પુણ્યની નિશાની છે. સાધુને જોઈને બધાને ખૂબ ખૂબ આનંદ થઈ ગયો. સૌએ ભાવપૂર્વક ઉત્કૃષ્ટ ભાવે વંદન કર્યા. સુખશાતા પૂછી અને સાધુ પાસે બેસી ગયા. સંતે તેમની જિજ્ઞાસા જોઈને ધર્મનો ઉપદેશ આપ્યો. તે સાંભળીને તેમણે જાણવા જેવું જાણ્યું, છાંડવા જેવું છોડયું ને આદરવા જેવું આદર્યું. સાધુનો ઉપદેશ સાંભળીને તેમણે કંઈક જીવનમાં અપનાવ્યો. આપ પણ સાંભળીને જીવનમાં અપનાવો. પાંડવો સંતના દર્શન કરી ઉપદેશ સાંભળી આનંદ પામતા નાસિક શહેરમાં ગયા.

નાસિક શહેરમાં પાંડવો અને કૃષ્ણ ખૂબ આનંદપૂર્વક રહેવા લાગ્યા. ત્રણ ખંડના અધિપતિ કૃષ્ણ વાસુદેવને પાંડવોની સાથે એટલો બધો આનંદ આવતો હતો કે તેમને પોતાની દ્વારકાનગરી પણ યાદ આવતી નથી. કૃષ્ણજી અને પાંડવોને સગા ભાઈઓ જેવો પ્રેમ હતો. કૃષ્ણજીના મનમાં એવા ભાવ છે કે પાંડવોને તેર વર્ષ સુધી વનમાં રહેવાનું છે તો હું જેટલો સમય તેમની સાથે રહું તેટલો સમય તો એમનો પસાર થાય! પાંડવો તેમને અવારનવાર કહેતાં કે ભાઈ! અમારા પાપે આપ શા માટે દુઃખ વેઠો છો? આપ સુખેથી દ્વારકા પધારો, ત્યારે કૃષ્ણજી એમ જ કહેતાં કે મારે મન રાજ્ય કરતાં તમારી કિંમત વધારે છે. તમારા પ્રત્યે મારું દિલ વિશેષ આકર્ષાય છે. તમને વનમાં મૂકીને જતાં મારું મન માનતું નથી, પણ તમે વચનથી બંધાયા છો એટલે શું થાય? પછી તો જવું જ પડશે પણ થોડા દિવસ રહીને જાઉં. પાંડવોને પણ કૃષ્ણજી સાથે ખૂબ આનંદ આવે છે. સૌ સાથે બેસી આનંદવિનોદ કરતાં તેમનો સમય પસાર કરવા લાગ્યા.

એક દિવસ યુધિષ્ઠિર અને કૃષ્ણજી બંને સાથે બેસીને વાતચીત કરતા હતા તે સમયે પુરોચન નામનો એક પુરોહિત ત્યાં આવ્યો અને યુધિષ્ઠિરના ચરણમાં વંદન કરીને ઉભો રહ્યો. યુધિષ્ઠિરે તેમનો આદર સત્કાર કરીને પૂછ્યું. ભાઇ તમે કોણ છો ને કયાંથી આવ્યા છો? ત્યારે પુરોચને કહ્યું કે હું પુરોચન નામનો પુરોહિત છું ઇન્દ્રપ્રસ્થથી દુર્યોધન રાજાએ આપને સમાચાર આપવા માટે મને મોકલ્યો છે. યુધિષ્ઠિરે આશ્ચર્યપૂર્વક પૂછ્યું કે શું સમાચાર આપ્યા છે?

**માયાવી દુર્યોધનનો સંદેશો** : પુરોહિતે કહ્યું–હે ધર્મરાજા! દુર્યોધન રાજાએ આદરપૂર્વક આપને કહેવડાવ્યું છે કે હે યુધિષ્ઠિર! આપ તો ખરેખર મહાન પુરૂષ છો, સદ્‌ગુણના ભંડાર છો; અને હું તો દુર્ગુણનો દરિયો છું. તમે ઉત્તમ પુરૂષ છો ને હું તો અધમ અને વિશ્વાસઘાતી છું. આપ આર્યોમાં શ્રેષ્ઠ છો ને હું અનાર્યોમાં શિરોમણી છું. આપ સજ્જનોમાં મુગટમણી છો, ને હું દુર્જનોમાં અગ્રગણ્ય છું. આપ સુબુદ્ધિ છો ને હું દુર્બુદ્ધિ છું. આપ કૃતજ્ઞ છો ને હું તો કૃતઘ્ની છું. તો મોટાભાઈ! મેં આપને પરાણે

જુગાર રમાડયા ને આપની આવી દશા કરી અનુચિત આચરણ કર્યું છે. મારી મોટી ભૂલ થઈ છે. તો આપ મારી ભૂલોને ભૂલી જઈને મને માફ કરજો. આપ તો પવિત્ર ને ઉદાર છો. એટલે મને આશા છે કે આપ ક્ષમા આપશો. આપ મહાન પુણ્યવાન અને સૂર્ય સમાન તેજસ્વી સોના જેવા છો ને હું લોઢા જેવો છું. આપ પારસમણી છો ને હું તો પથ્થરા જેવો છું. આપ પુણ્યવાન છો ને હું પાપી છું. આ પાપીએ આપને વનવાસ મોકલ્યા પણ આપના ગયા પછી રાજ્યમાં અંધારું થઈ ગયું. મને મારા પાપનો હવે ખૂબ પશ્ચાતાપ થાય છે. આપને યાદ કરતાં મારું હૈયું ભરાઈ જાય છે.

વીરા! મારા પાપની શું કહાની કહું! મેં આપને તો હેરાન કરવામાં બાકી ન રાખ્યું અને મારી માતા સમાન ભાભીનો ચોટલો પકડીને સભામાં બોલાવી. એટલેથી ના પતાવ્યું પણ એના ચીર ખેંચાવ્યા! આવા મેં પાપ કર્યા છે. મને તો એવો પશ્ચાતાપ થાય છે કે મારા કરેલા પાપ કર્મો ભોગવવા નરકમાં જવું પડશે. ત્યાં મને નરક પણ નહિ સંઘરે. માટે ઓ ભાઈ! તમે મને આપનો નાનો ભાઈ ગણીને ક્ષમા આપજો. આપને બધા ખૂબ યાદ કરે છે. કારણ કે સજ્જનોના સદ્‌ગુણને સૌ યાદ કરે છે. માટે આપ મારી વિનંતીનો સ્વીકાર કરીને પાછા પધારો. હવે વનમાં જવું નથી. મારા કરેલા કરાર હું પાછા ખેંચી લઉં છું.

કરો રાજ્ય હસ્તિનાપુર આ, જનતા સબ હી ચાવે!
યદિ ઈચ્છા વહાં નહિ તો ફિર, વારણાવતીમાં આવે હો...શ્રોતા૦

હે ધર્મરાજા! હસ્તિનાપુરની પ્રજા આપના વિના ખાતી-પીતી નથી. ત્યાં મારો સૌ તિરસ્કાર કરે છે ને તમને ચાહે છે. તો આપ જલ્દી હસ્તિનાપુર પધારી સુખેથી રાજ્ય કરો. કદાચ આપના મનમાં એમ થાય કે હસ્તિનાપુર છોડીને આવ્યા ને હવે પાછા ક્યાં જવું! જો હસ્તિનાપુર આવવા માટે આપનું મન માનતું ન હોય તો આપ વારણાવતી નગરીમાં આવો ને ખુશીથી ત્યાં રાજ્ય કરો. હું આપનો દાસ બનીને રહીશ. આ પ્રમાણે દુર્યોધન રાજાએ ધર્મરાજાને સમાચાર કહેવડાવ્યા. આ સાંભળીને સરળ હૃદયના પાંડવોને ખૂબ આનંદ થયો ને બોલ્યાં. દુર્યોધને પાપ તો કર્યું પણ એના હૃદયમાં તેનો કેટલો પશ્ચાતાપ છે! એ કેટલો સરળ છે! જે પોતે સરળ હોય તે બધાને સરળ માને છે, પણ આ દુર્યોધન ઉપરથી મીઠો અને અંદર હળાહળ વિષ ભરેલો છે તે પાંડવોને ખબર નથી. હવે આગળ શું બનશે તેના ભાવ અવસરે.



## વ્યાખ્યાન નં. ૮૧

**ભાદરવા વદ ૫ ને રવીવાર** તા. ૨-૧૦-૭૭

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો ! અનંતજ્ઞાની સર્વજ્ઞ ભગવંતોએ જગતના કલ્યાણ માટે સિદ્ધાંત પ્રરૂપ્યાં છે. સિદ્ધાંત એટલે ત્રણે કાળે સિદ્ધ થએલી શાશ્વતીવાણી. સર્વજ્ઞ ભગવંતની વાણી અવિસંવાદી હોય છે. સર્વજ્ઞ ભગવંતો જગતની સમસ્ત વસ્તુઓને નજર સમક્ષ દેખે છે એટલે પોતાના પૂર્ણજ્ઞાનમાં જે વસ્તુનું જેવું સ્વરૂપ તેમને દેખાયું તે પ્રમાણે તેમણે ઉપદેશ કર્યો. સર્વજ્ઞ ભગવંતોના વચનોનો સંગ્રહ તેનું નામ શાસ્ત્ર છે. શાસ્ત્રનું વાંચન આત્માને શુદ્ધ બનાવે છે. માટે શાસ્ત્રના વચન ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખો. શાસ્ત્રના વચનોનો સહારો લઈ, તેના ઉપર શ્રદ્ધા કરી અનેક જીવો સંસાર સાગરને તરી ગયા છે. શાસ્ત્રનો એકેક શબ્દ મંત્ર સ્વરૂપ છે. અજ્ઞાની મનુષ્ય ઇચ્છિત સુખની પ્રાપ્તિ માટે મંત્ર જાપ કરે છે. મંત્રવાદીઓ સર્પનું વિષ ઉતારવા માટે જાપ કરે છે ને સર્પનું ઝેર ઉતારે છે. જ્યારે સંસારનાં વિષયોના વિષ ઉતારવા માટે શાસ્ત્રના વચનો મહાન મંત્ર છે. જો તમારે આ વિષ ઉતારવું હોય તો સંસારમાં રહેવા છતાં આ એક મંત્રનું રટણ કરો કે "एगो ऽ हं नत्थि मे कोइ, नाहमन्नस्स कस्सइ ।" આ સંસારમાં હું એકલો છું. મારું કોઈ નથી ને હું કોઈનો નથી. આ ધન, ઘરબાર, વૈભવવિલાસ બધું મૂકીને એક દિવસ જવાનું છે. જીવને પરલોકમાં જો કોઈ આધારભૂત હોય તો ધર્મ છે. બીજું કોઈ પરલોકમાં શરણ થવાનું નથી. આવું ચિંતન કરતાં રહેશો તો સંસારમાં અનાસક્ત ભાવથી રહી શકશો, પણ આવું રટણ હૃદયના ભાવપૂર્વક થવું જોઈએ. ઉપલક ભાવથી નહિ. બોલો, તમારા અંતઃકરણથી આવું રટણ થાય છે ? કે સવારથી ઉઠીને આ મારું....આ મારું કરો છો. યાદ રાખજો કે મારાપણાની મમતા જીવને અધોગતિમાં લઈ જશે. જ્યાં મમતા છે ત્યાં માર છે. માટે સમજીને મમતા છોડો. જે મહાનપુરૂષોએ સંસારની મમતા છોડી છે તે સુખી થયા છે.

રાજકુમાર મૃગાપુત્ર રાજવૈભવશાળી હોવા છતાં એક વખત સંતના દર્શનથી જાગી ગયો. દીક્ષા લીધી. તમારે તો સંસારમાં રહેવું છે, માયા રાખવી છે ને કલ્યાણ કરવું છે તે કેવી રીતે બને ? એક મ્યાનમાં બે તલવાર સમાઈ શકતી નથી તેમ સંસારમાં રહી સંસારનો મોહ રાખીને આત્મકલ્યાણ થઈ શકતું નથી. વૈરાગ્યને પ્રાપ્ત કરી શુદ્ધભાવથી સંયમનું પાલન કરવું એ જ માનવભવ પામ્યાની સાર્થકતા છે. આવું જાણવા છતાં જો મનુષ્ય સંસારના મોહમાં પડીને સ્વ તરફ પુરૂષાર્થ કરવામાં વિલંબ કરે તો તે પોતાનું જ નુકશાન કરે છે. જેનું ચિત્ત વીતરાગપ્રભુના વચનમાં તરબોળ રહે છે તેને સંસારની અસારતા સમજાય છે અને જેને સંસારની અસારતા સમજાય છે તેને સંસારની ભયંકર જકડામણમાંથી છૂટવાનું અવશ્ય મન થાય છે. બાકી સંસારનાં ભૌતિક સુખોમાં અટવાયેલા

અને મોહની વિટંબણામાં ફસાયેલા જીવોને અંતરમાં શાંતિ નથી. કારણ કે મોહમાં પડેલા જીવોને વિષય તૃષ્ણા સતાવે છે, ધનનો લોભ મૂંઝવે છે ને અહંભાવ અધોગતિની ઉંડી ખાઈમાં પછાડે છે. આવા કારણોને લઈને મોહમાં પડેલા જીવો કોઈ વખત ઘોર હિંસા કરતાં પણ અચકાતા નથી.

ધનનો, સંતાનનો અને પરિગ્રહનો મોહ કયારેક પોતાના સગા સબંધીનાં ખૂન પણ કરાવે છે. પરિણામે જીવ ગાઢ કર્મનું બંધન કરે છે. એ કર્મોનો જ્યારે ઉદય થાય છે ત્યારે સાંકડી સગાઈમાં જન્મીને એક બીજાનું વૈર લે છે. સમરાદિત્ય કેવળીના નવ ભવમાં જોઈએ તો કેવી રીતે વૈર લીધા છે! નજીકમાં નજીક વહાલભર્યા સગપણમાં જન્મીને વૈર લીધા છે. એ વાંચતા આપણું હૃદય કંપી જાય છે. એ વાંચતા એમ જ થાય કે કોઈ જીવની સાથે વૈર બાંધવું નહિ. માતાને પોતાના પુત્ર પ્રત્યે તો કેટલું વાત્સલ્ય હોય છે! છતાં માતા પોતાના પુત્રને ઝેરના લાડવા ખવડાવે એ પૂર્વના વૈરભાવ હોય તો જ બને ને? અમરકુમારની માતાએ ધનના લોભ ખાતર યજ્ઞમાં હોમવા માટે પોતાના પુત્રને આપી દીધો ને? એ કેમ બન્યું? પૂર્વભવના વૈર હોય તો જ આમ બને છે. નહિતર માતાને પોતાના પુત્રને પોતાનાથી અળગો કરવાનું મન ન થાય તો યજ્ઞમાં હોમવા માટે આપી દેવાનું કેમ મન થાય? માતાના દિલમાંથી સંતાનો પ્રત્યે સદા વાત્સલ્યના વહેણ વહેતાં હોય છે. હું તમને એક દૃષ્ટાંત આપીને સમજાવું.

એક પટેલનું કુટુંબ છે. તેમાં તેના ઘેર એક દીકરીનો જન્મ થાય છે. તે છોકરી ઘઉંવર્ણી છે. સંતાન કાળા હોય કે ધોળા હોય પણ મા બાપને તો ખૂબ વહાલા હોય છે. આ છોકરી માતાપિતાને ખૂબ વહાલી છે. મોટી થતાં તેને સ્કુલે ભણવા મૂકી પણ તેના જ્ઞાનાવરણીય કર્મનો ઉદય તેથી ભણવામાં થોડી મંદ છે. છેવટે ૧૬ વર્ષની થતાં તેને પરણાવે છે. છોકરી સાસરે જાય છે. ત્યાં ધણી થોડા ભોળા સ્વભાવનો છે. ઘરના જેઠાણી, નણંદ, સાસુ, સસરા બધા રૂપાળા છે. તેથી તેમને રૂપનો અભિમાન આવતાં બધા આને કાળી કાળી કરી તિરસ્કાર કરે છે. છોકરી ખૂબ સમજુ ને ગંભીર છે. બધું સમભાવે સહન કરે છે. છોકરીનું ભાગ્ય એટલું સારું કે પતિનો પૂરો પ્રેમ છે. ઘરનાં બધા તેની પાસે ઘાટણ જેવા કામ કરાવે છતાં કયારે પણ મનમાં ઓછું લાવતી નથી. તેનો પતિ પૂછે તો પણ કોઈનો વાંક કાઢતી નથી. બધું સહન કરીને દિવસો વીતાવે છે, અને એમ જ વિચારે છે કે બધા બિચારા સારા છે કે મને ઘરમાં રાખે છે. ગાળ દે તો એમ વિચારે કે મને મારતા તો નથી ને? અને મારે તો વિચારે કે મને જીવવા તો દે છે ને! આ રીતે આ ગંભીર છોકરી સહન કરે છે. ખરેખર, આવું સહન કરવું તે સહેલ નથી. અહીં મને એક વાત યાદ આવે છે. તે કહું છું.

ભરૂચમાં અનુપચંદ નામનો એક શ્રાવક હતો. તે ખૂબ ધનવાન હતો પણ અભિમાનનું નામ નહિ. તે શ્રાવકના ૨૧ ગુણથી યુક્ત હતો. રોજ ધર્મસ્થાનકમાં ..., ધર્મધ્યાન

કોઇ તેમને બોલાવે કે ન બોલાવે, કોઈ માન આપે કે ન આપે પણ તે તો બધાને પ્રેમથી બોલાવતા હતા. એવા ગુણીયલ ને ગંભીર હતાં. એક વખત શેઠને સંઘજમણ કરવાની ઇચ્છા થઇ એટલે તેમણે સંઘની આજ્ઞા લીધી, અને નક્કી કર્યું કે આ દિવસે સંઘજમણ થશે. શેઠ ગુણીયલ હતા એટલે તેમની ખૂબ પ્રશંસા થતી હતી. તેમાં સંઘ કરવાનું નક્કી થતાં વાત બહાર પડી કે શેઠ સંઘજમણ કરે છે. એટલે વધુ પ્રશંસા થવા લાગી આ ગામમાં એક ઇર્ષ્યાળુ અને અભિમાની શ્રાવક રહેતો હતો. આ શેઠની વાહવાહ થાય, એમના ગુણ ગવાય તે એનાથી સહન થતું ન હતું. એને ઘેર લગ્નનો પ્રસંગ હતો એટલે એને પણ સંઘ જમાડવાની ઇચ્છા હતી, પણ શેઠનું સંઘજમણ બહાર પડયું એટલે અભિમાની શ્રાવક શેઠને નીચા પાડવા માટે જેના તેના મોઢે બોલવા લાગ્યો કે શું એ મોટો શ્રીમંત એટલે એમનો સંઘ પહેલો થાય! બસ, જ્યાં જુઓ ત્યાં એમનું જ માન! એમનાં જ ગુણલા ગવાય? અમારું તો કંઈ માન નહિ. એમ બોલવા લાગ્યો ને શેઠને જ્યાં ને ત્યાં વગોવવા લાગ્યો.

દેવાનુપ્રિયો! સાંભળજો. ઈર્ષ્યા અને અભિમાન કેટલી બૂરી ચીજ છે! ઈર્ષ્યાળુ માણસને બીજાના ગુણની પ્રશંસા સહન થતી નથી એટલે તેમને કેમ કરીને હલકા પાડું તે માટે તે ઉપાયો શોધતા હોય છે, પણ યાદ રાખો. બીજાને હલકા પાડવા જતાં પહેલાં પોતાને હલકા પડવું પડશે. કૃષ્ણ વાસુદેવના ગુણોની દેવલોકમાં પ્રશંસા થઈ ત્યારે ઈર્ષ્યાળુ દેવથી સહન ન થયું એટલે કૃષ્ણની પરીક્ષા કરવા માટે સડેલી કૂતરીનું રૂપ લઈને આવ્યો. એમની પરીક્ષા કરતાં કરશે પણ પહેલાં પોતાને દેવનું ઉત્તમ શરીર છોડીને કીડાથી ખદબદતી સડેલી કૂતરીના શરીરમાં પ્રવેશ કરવો પડયો ને? આ રીતે દરેક બાબતમાં વિચાર કરવો કે હું બીજાનું અહિત કરવાનો વિચાર કરું છું. એનું અહિત થતાં થશે પણ મારું અહિત તો પહેલાં થશે. આટલા માટે જ્ઞાનીપુરૂષો કહે છે કે બીજાનું અહિત કરવાનો મનમાં વિકલ્પ સરખો ન કરો. તમારાથી બને તો કોઇના ગુણ ગાજો પણ કોઈના અવગુણ ના બોલશો. બને તો કોઈની પ્રશંસા કરજો પણ નિંદા ન કરશો. કોઈનું સુખ જોઇને ખુશ થજો પણ ઈર્ષ્યાથી બળશો નહિ.

પેલો ઈર્ષ્યાળુ શ્રાવક શેઠને માટે ગમે તેમ બોલવા લાગ્યો, ત્યારે સારા માણસો એને રોકવા લાગ્યાં કે આવા પવિત્ર શેઠનું આટલું બધું વાંકુ શા માટે બોલે છે? આ વાત શેઠના કાને આવી. તેમના મનમાં થયું કે આ બિચારો મારા નિમિત્તે કેટલા કર્મો બાંધી રહ્યો છે. લાવ, હું તેના ઘેર જાઉં! શેઠની કેટલી સરળતા છે! આવા સજ્જન અને સરળ વ્યક્તિઓના ગુણનો પ્રભાવ એવો પડે છે કે દુર્ગુણી માણસ ગુણવાન બની જાય છે. સરળ શેઠ અભિમાની શ્રાવકના ઘેર ગયા. શેઠને પોતાને ઘેર આવતા જોઇને તે ઘરમાંથી બહાર નીકળ્યો ને હર્ષભેર શેઠના સામો ગયો, પધારો.... પધારો, કહી તેમનો આદર સત્કાર

કરીને ઘરમાં લઈ ગયો. ભલે, શેઠ ઉપર ઈર્ષ્યા કરતો હતો, અભિમાની હતો પણ આવા મોટા શેઠને પોતાને ઘેર આવતાં જોઈને તેની બળતરા શાંત થઈ. તેના મનમાં હર્ષ થયો કે આવા મોટા શેઠ હાલીચાલીને મારે ઘેર આવ્યા! શેઠને કહે છે આપે મારે ઘેર આવવની તસ્દી શા માટે લીધી? મને બોલાવવો હતો ને! હું આપને ઘેર આવત. શેઠે કહ્યું, ભાઈ! જેને જેનું કામ હોય તેને તેના ઘેર આવવું જોઈએ. મારે તારું કામ હતું એટલે હું તારે ઘેર આવ્યો છું. મારે તને શા માટે તસ્દી આપવી જોઈએ! શેઠના મીઠા શબ્દો સાંભળીને પેલો તો ઠંડોગાર બની ગયો.

શેઠને પૂછયું કે મારું શું કામ પડયું? મારા લાયક જે કામસેવા હોય તે આપ ખુશીથી ફરમાવો. ત્યારે શેઠે કહ્યું કે મેં સાંભળ્યું છે કે તમારે ત્યાં લગ્નનો પ્રસંગ છે. તેથી તમે સંઘ જમાડવાના છો. તો મેં જે દિવસ નક્કી કર્યો છે તે દિવસે તમે ખુશીથી સંઘ જમાડજો. તમારો દીકરો તે મારો દીકરો છે. મને કોઈ હરકત નથી. તમે ખુશીથી તે દિવસો જમણવાર કરજો. આ સાંભળીને ઈર્ષ્યાળુ શ્રાવક કહેવા લાગ્યો કે ના શેઠજી, એમ તે કંઈ હોય, આપ જેવા મોટા માણસનું જમણ મારાથી ઠેલાય? ના. આપ પહેલાં કરજો. શેઠે કહ્યું–ભાઈ! તમારે ત્યાં પ્રસંગ છે. પ્રસંગ ભેગું તમારું કામ ઉકલી જાયને સારું દેખાય. મારે ઘેર કંઈ પ્રસંગ નથી. મેં તો હોંશથી સંઘ જમણ કરવાનું નક્કી કર્યું હતું કે મારે ઘેર મારા સગાંવહાલા તો ઘણાં જમવા આવશે પણ મારા સ્વધર્મી બંધુઓ કયારે આવશે? મારે ઘેર મારા સ્વધર્મી બંધુઓનાં પગલાં થાય ને તેમની એંઠ પડે તો મારું આંગણું પાવન થાય. આ દૃષ્ટિથી મેં સંઘજમણ કરવાનું નક્કી કર્યું છે. એ તો ચાર દિવસ મોડું થશે તો મને હરકત નથી. તમે ખુશીથી સંઘજમણ કરો. આ શેઠનાં અમૃત જેવા મીઠા મધુરા શબ્દો સાંભળીને અભિમાનીનો અહં ઓગળી ગયો ને ઈર્ષ્યાની અગ્નિ શીતળ બની ગઈ. ભયંકર આગ લાગી હોય પણ જો તેના ઉપર પાણી પડે તો અગ્નિને બૂઝાયે જ છૂટકો થાય છે.

આ શેઠની ક્ષમા અને નમ્રતાની ઈર્ષ્યાળુ શ્રાવક ઉપર અસર થઈ. એ શેઠના ચરણમાં પડી ગયો ને કહ્યું, શેઠ! મને ક્ષમા કરજો. આપ જેટલાં જ્ઞાની છો તેટલો હું અજ્ઞાની છું. આપ જેટલા ગુણવાન છો તેટલો હું અવગુણી છું. આપ ક્ષમાવાન છો ને હું ક્રોધી છું. આપની પ્રશંસા મારાથી સહન ન થઈ એટલે આપને નીચા પાડવા માટે મેં આ કામ કર્યું હતું. આપના જેવા પવિત્ર પુરૂષના અવગુણ બોલીને હું કયાં જઈશ? મારું શું થશે? એમ કહીને ખૂબ રડયો ને શેઠની ક્ષમા માંગી. શેઠે તેને સમજાવીને શાંત કર્યો ને તેનું જીવન સુધારી દીધું. ટૂંકમાં જો એક વ્યક્તિ સારી હોય તો બીજી ખરાબ વ્યક્તિ ઉપર તેના જીવનમાં રહેલા ગુણોની અસર થયા વિના રહેતી નથી.

અહીં પુત્રવધૂ કાળી હતી પણ તેના જીવનમાં ગુણો ઘણાં હતા. એનો પતિ એને પૂછતો કે બા, બહેન, ભાભીઓ બધા તને સાચવે છે ને? ત્યારે હસીને કહેતી કે મારા ઉપર બધાનો ખૂબ પ્રેમ છે. મને ખૂબ સાચવે છે. એનો પતિ કહેતો કે તું ગમે તેમ કહે પણ હું માનવા તૈયાર નથી. તારા ઉપર બાપુજી સિવાય બધા દ્વેષ કરે છે ને તારી

પાસે કાળી મજુરી કરાવે છે. એ મારા ખ્યાલ બહાર નથી. ત્યારે છોકરી કહેતી સ્વામીનાથ! આ દેહ વહેલો કે મોડો એક દિવસ તો પડવાનો છે. તો એને સાચવવાની શી જરૂર છે? જેટલું કામ થાય તેટલું સારું. આપને મારા પ્રત્યે પ્રેમ છે એટલે મને કાંઈ દુઃખ નથી. મારા એવા કોઈ કર્મનો ઉદય હશે તેથી આમ બને છે. દોષ મારા કર્મનો છે. એમાં કોઈનો દોષ નથી. માટે આપ બા-ભાભી, બહેન કોઈને કાંઈ ન કહેશો. આમ કહીને એના પતિને શાંત કરી દેતી હતી. આમ કરતાં બે વર્ષ વીતી ગયા ને આ બાઈને શ્રીમંત રહ્યું. એને પાંચ મહિના થયા ત્યાં એનો પતિ અકસ્માત બિમાર પડયો. પત્ની એના પતિની ખડા પગે સેવા કરવા લાગી. મોટા મોટા ડોકટરોને બોલાવ્યા પણ કોઈ તેના પતિનું નિદાન કરી શકયા નહિ. દશ દિવસની ટૂંકી બિમારી ભોગવી એનો પતિ ફાની દુનિયામાંથી વિદાય થયો.

"પતિ જતા પડેલાં દુઃખો":-પતિનાં પ્રેમના સહારે જીવતી પત્નીના માથે દુઃખનાં ડુંગરા ઉતરી પડયા. એના મનમાં એમ હતું કે કાલે દુઃખના દિવસો વીતી જશે પણ કહેવત છે ને કે, "બાળોતીયાની બળી કયાંય ન ઠરી." તે અનુસાર પરણીને સાસરે આવી ત્યારથી દુઃખ પડવામાં બાકી ના રહ્યું. છતાં પતિનો પ્રેમ હતો. તે પતિ ચાલ્યો ગયો એટલે હવે દુઃખ શું બાકી રહ્યું? માથા પટકાવતી રડે છે ને બોલે છે હે નાથ! મારી શી દશા થશે? હવે મારું કોણ? છાતી અને માથા કુટવા લાગી. કાળો કલ્પાંત કરવા લાગી પણ સાસુ, નણંદ કે જેઠાણી તેને આશ્વાસન સરખું પણ આપતાં નથી. એક સસરાના દિલમાં તેના પ્રત્યે દયા હતી. એ દીકરો જીવતાં પણ વહુની સાસુને કહેતાં કે આ બિચારી વહુને તમે શા માટે આટલું બધું દુઃખ આપો છો? બીજી વહુઓની જેમ એ પણ તારા દીકરાની વહુ જ છે ને? તું બધાની જેમ એને સરખી રાખ પણ સાસુ એ વાત સાંભળતી ન હતી.

એના રૂમમાં બેઠી બેઠી વહુ કાળા પાણીએ રડતી હતી. એ વખતે સસરા એની પાસે જઈને કહેવા લાગ્યાં કે બેટા! તું રડીશ નહિ, હિંમત રાખ. અમારા કિસ્મત ફૂટયા કે અમારો લાડકવાયો નાની ઉંમરમાં ચાલ્યો ગયો. મારા નસીબમાં આવા દુઃખ જોવાનાં લખ્યાં હશે! હું એના પહેલાં ચાલ્યો ગયો હોત તો સારું થાત. તો મારે આવા દુઃખ તો ન જોવા પડત ને? એમ કહીને પુત્રને યાદ કરી બાપ પણ ખૂબ રડયો. હૈયું હળવું કરીને વહુને આશ્વાસન આપીને કહ્યું-બેટા! તું મારી દીકરી છે ને હું તારો બાપ છું. જયાં સુધી આ દેહમાં પ્રાણ છે ત્યાં સુધી હું તને દુઃખ પડવા નહિ દઉં. એમ કહી વહુને શાંત કરતા. આ બિચારી છોકરીને વિધવા થયા પછી તો દુઃખ પડવામાં બાકી ના રહ્યું. એક તો ગર્ભવતી, બીજો પતિનો વિયોગ અને ત્રીજું સાસુ, નણંદ અને જેઠાણીનો જુલમ. એટલે તેના માથે વીતક વીતવામાં બાકી ન રહી. નવ માસ પૂરા થયા પછી તેણે એક પુત્રને જન્મ આપ્યો.

કરીને ઘરમાં લઈ ગયો. ભલે, શેઠ ઉપર ઈર્ષ્યા કરતો હતો, અભિમાની હતો પણ આવા મોટા શેઠને પોતાને ઘેર આવતાં જોઈને તેની બળતરા શાંત થઈ. તેના મનમાં હર્ષ થયો કે આવા મોટા શેઠ હાલીચાલીને મારે ઘેર આવ્યા! શેઠને કહે છે આપે મારે ઘેર આવવની તસ્દી શા માટે લીધી? મને બોલાવવો હતો ને! હું આપને ઘેર આવત. શેઠે કહ્યું, ભાઈ! જેને જેનું કામ હોય તેને તેના ઘેર આવવું જોઈએ. મારે તારું કામ હતું એટલે હું તારે ઘેર આવ્યો છું. મારે તને શા માટે તસ્દી આપવી જોઈએ! શેઠના મીઠા શબ્દો સાંભળીને પેલો તો ઠંડોગાર બની ગયો.

શેઠને પૂછ્યું કે મારું શું કામ પડયું? મારા લાયક જે કામસેવા હોય તે આપ ખુશીથી ફરમાવો. ત્યારે શેઠે કહ્યું કે મેં સાંભળ્યું છે કે તમારે ત્યાં લગ્નનો પ્રસંગ છે. તેથી તમે સંઘ જમાડવાના છો. તો મેં જે દિવસ નક્કી કર્યો છે તે દિવસે તમે ખુશીથી સંઘ જમાડજો. તમારો દીકરો તે મારો દીકરો છે. મને કોઈ હરકત નથી. તમે ખુશીથી તે દિવસો જમણવાર કરજો. આ સાંભળીને ઈર્ષ્યાળુ શ્રાવક કહેવા લાગ્યો કે ના શેઠજી, એમ તે કંઈ હોય, આપ જેવા મોટા માણસનું જમણ મારાથી ઠેલાય? ના. આપ પહેલાં કરજો શેઠે કહ્યું–ભાઈ! તમારે ત્યાં પ્રસંગ છે. પ્રસંગ ભેગું તમારું કામ ઉકલી જાયને સારું દેખાય. મારે ઘેર કંઈ પ્રસંગ નથી. મેં તો હોંશથી સંઘ-જમણ કરવાનું નક્કી કર્યું હતું કે મારે ઘેર મારા સગાંવહાલા તો ઘણાં જમવા આવશે પણ મારા સ્વધર્મી બંધુઓ કયારે આવશે? મારે ઘેર મારા સ્વધર્મી બંધુઓનાં પગલાં થાય ને તેમની એંઠ પડે તો મારું આંગણું પાવન થાય. આ દૃષ્ટિથી મેં સંઘજમણ કરવાનું નક્કી કર્યું છે. એ તો ચાર દિવસ મોડું થશે તો મને હરકત નથી. તમે ખુશીથી સંઘજમણ કરો. આ શેઠનાં અમૃત જેવા મીઠા મધુરા શબ્દો સાંભળીને અભિમાનીનો અહં ઓગળી ગયો ને ઈર્ષ્યાની અગ્નિ શીતળ બની ગઈ. ભયંકર આગ લાગી હોય પણ જો તેના ઉપર પાણી પડે તો અગ્નિને બૂઝાયે જ છૂટકો થાય છે.

આ શેઠની ક્ષમા અને નમ્રતાની ઈર્ષ્યાળુ શ્રાવક ઉપર અસર થઈ. એ શેઠના ચરણમાં પડી ગયો ને કહ્યું, શેઠ! મને ક્ષમા કરજો. આપ જેટલાં જ્ઞાની છો તેટલો હું અજ્ઞાની છું. આપ જેટલા ગુણવાન છો તેટલો હું અવગુણી છું. આપ ક્ષમાવાન છો ને હું ક્રોધી છું. આપની પ્રશંસા મારાથી સહન ન થઈ એટલે આપને નીચા પાડવા માટે મેં આ કામ કર્યું હતું. આપના જેવા પવિત્ર પુરૂષના અવગુણ બોલીને હું કયાં જઈશ? મારું શું થશે? એમ કહીને ખૂબ રડયો ને શેઠની ક્ષમા માંગી. શેઠે તેને સમજાવીને શાંત કર્યો ને તેનું જીવન સુધારી દીધું. ટૂંકમાં જો એક વ્યક્તિ સારી હોય તો બીજી ખરાબ વ્યક્તિ ઉપર તેના જીવનમાં રહેલા ગુણોની અસર થયા વિના રહેતી નથી.

અહીં પુત્રવધૂ કાળી હતી પણ તેના જીવનમાં ગુણો ઘણાં હતા. એનો પતિ એને પૂછતો કે બા, બહેન, ભાભીઓ બધા તને સાચવે છે ને? ત્યારે હસીને કહેતી કે મારા ઉપર બધાનો ખૂબ પ્રેમ છે. મને ખૂબ સાચવે છે. એનો પતિ કહેતો કે તું ગમે તેમ કહે પણ હું માનવા તૈયાર નથી. તારા ઉપર બાપુજી સિવાય બધા દ્વેષ કરે છે ને તારી

પાસે કાળી મજુરી કરાવે છે. એ મારા ખ્યાલ બહાર નથી. ત્યારે છોકરી કહેતી સ્વામીનાથ! આ દેહ વહેલો કે મોડો એક દિવસ તો પડવાનો છે. તો એને સાચવવાની શી જરૂર છે? જેટલું કામ થાય તેટલું સારું. આપને મારા પ્રત્યે પ્રેમ છે એટલે મને કાંઈ દુઃખ નથી. મારા એવા કોઈ કર્મનો ઉદય હશે તેથી આમ બને છે. દોષ મારા કર્મનો છે. એમાં કોઇનો દોષ નથી. માટે આપ બા-ભાભી, બહેન કોઈને કાંઈ ન કહેશો. આમ કહીને એના પતિને શાંત કરી દેતી હતી. આમ કરતાં બે વર્ષ વીતી ગયા ને આ બાઇને શ્રીમંત રહ્યું. એને પાંચ મહિના થયા ત્યાં એનો પતિ અકસ્માત બિમાર પડયો. પત્ની એના પતિની ખડા પગે સેવા કરવા લાગી. મોટા મોટા ડોકટરોને બોલાવ્યા પણ કોઈ તેના પતિનું નિદાન કરી શકયા નહિ. દશ દિવસની ટૂંકી બિમારી ભોગવી એનો પતિ ફાની દુનિયામાંથી વિદાય થયો.

“પતિ જતા પડેલાં દુઃખો”:-પતિનાં પ્રેમના સહારે જીવતી પત્નીના માથે દુઃખનાં ડુંગરા ઉતરી પડયા. એના મનમાં એમ હતું કે કાલે દુઃખના દિવસો વીતી જશે પણ કહેવત છે ને કે, “બાળોતીયાની બળી કયાંય ન ઠરી.” તે અનુસાર પરણીને સાસરે આવી ત્યારથી દુઃખ પડવામાં બાકી ના રહ્યું. છતાં પતિનો પ્રેમ હતો. તે પતિ ચાલ્યો ગયો એટલે હવે દુઃખ શું બાકી રહ્યું? માથા પટકાવતી રડે છે ને બોલે છે હે નાથ! મારી શી દશા થશે? હવે મારું કોણ? છાતી અને માથા કુટવા લાગી. કાળો કલ્પાંત કરવા લાગી પણ સાસુ, નણંદ કે જેઠાણી તેને આશ્વાસન સરખું પણ આપતાં નથી. એક સસરાના દિલમાં તેના પ્રત્યે દયા હતી. એ દીકરો જીવતાં પણ વહુની સાસુને કહેતાં કે આ બિચારી વહુને તમે શા માટે આટલું બધું દુઃખ આપો છો? બીજી વહુઓની જેમ એ પણ તારા દીકરાની વહુ જ છે ને? તું બધાની જેમ એને સરખી રાખ પણ સાસુ એ વાત સાંભળતી ન હતી.

એના રૂમમાં બેઠી બેઠી વહુ કાળા પાણીએ રડતી હતી. એ વખતે સસરા એની પાસે જઈને કહેવા લાગ્યાં કે બેટા! તું રડીશ નહિ, હિંમત રાખ. અમારા કિસ્મત ફૂટયા કે અમારો લાડકવાયો નાની ઉંમરમાં ચાલ્યો ગયો. મારા નસીબમાં આવા દુઃખ જોવાનાં લખ્યાં હશે! હું એના પહેલાં ચાલ્યો ગયો હોત તો સારું થાત. તો મારે આવા દુઃખ તો ન જોવા પડત ને? એમ કહીને પુત્રને યાદ કરી બાપ પણ ખૂબ રડયો. હૈયું હળવું કરીને વહુને આશ્વાસન આપીને કહ્યું-બેટા! તું મારી દીકરી છે ને હું તારો બાપ છું. જ્યાં સુધી આ દેહમાં પ્રાણ છે ત્યાં સુધી હું તને દુઃખ પડવા નહિ દઉં. એમ કહી વહુને શાંત કરતા. આ બિચારી છોકરીને વિધવા થયા પછી તો દુઃખ પડવામાં બાકી ના રહ્યું. એક તો ગર્ભવતી, બીજો પતિનો વિયોગ અને ત્રીજું સાસુ, નણંદ અને જેઠાણીનો જુલમ. એટલે તેના માથે વીતક વીતવામાં બાકી ન રહી. નવ માસ પૂરા થયા પછી તેણે એક પુત્રને જન્મ આપ્યો.

**પુત્ર પ્રત્યે માતાનો સ્નેહ**–પુત્ર એના બાપ જેવો રૂપાળો અને ચાલાક હતો. બાઈ પુત્રને જોઈને ધીમે ધીમે પતિના વિયોગનું દુઃખ ભૂલવા લાગી. માનવીની આશા અમર છે. એ પુત્ર ઉપર આશાના મિનારા બાંધીને દુઃખના દિવસો પસાર કરવા લાગી. હવે એની સાસુ-જેઠાણી બધા અંદર અંદર વિચાર કરવા લાગ્યા કે હવે આને આપણે ઘરમાંથી કાઢી મૂકીએ ને દીકરો લઈ લઈએ. આ છોકરો એની માતાને ખૂબ વહાલો હતો. કારણ કે એના ઉપર એના જીવનનો આધાર હતો, કે કાલે મારો લાલ મોટો થશે ને મારા દુઃખના દિવસો પૂરા થશે. છોકરાને પણ એની માતા બહુ વહાલી હતી. માતા એને મૂકીને વાસીદું કાઢવા કે પાણી ભરવા ગઈ હોય તો પણ એનો જીવ દીકરામાં જ હોય અને દીકરો માતાને ન દેખે તો એ ચારે તરફ માતાને શોધવા લાગે. ઘણીવારે માતા આવે એટલે માતને વળગી પડતો ને કાલુ કાલુ બોલતો કે, હેં મમ્મી! તું મને મૂકીને ક્યાં ગઈ હતી? મમ્મી! હવે તું મને મૂકીને ક્યાંય ન જઈશ. હોં....મને સાથે લઈને જ જજે. બાબાની કાલીઘેલી બોલી સાંભળીને માતાનું હૃદય પીગળી જતું ને કહેતી સારું હોં બેટા! હવે તને મૂકીને નહિ જાઉં.

બીજી બાજુ સાસુ અને જેઠાણીઓએ નક્કી કર્યું કે આપણે તેને કાઢી મૂકવી છે. એ આપણાં ઘરમાં ન જોઈએ પણ એના છોકરાને એની માયા બહુ છે તે છોડાવી દઈએ, આમ વિચાર કરીને બાબાને એની મમ્મીની માયા છોડાવવા માટે બાબાને પ્રેમથી બોલાવતી, અને કહેતી- હવે તારી મમ્મી પાસે નહિ જવાનું હોં. પણ છોકરો મમ્મીને ભૂલે તેમ ન હતો. ઘણીવાર તે આ બાઈના હાથમાંથી બાબાને ઝૂંટવીને લઈ લેતી ને તેને કપડાં ધોવા મોકલી દેતી. આ સમયે બાબો મારી મમ્મી ક્યાં ગઈ....ક્યાં ગઈ કરતો દીનવદને ઓશીયાળો બનીને ચારે બાજુ માતાને શોધવા ટગરટગર જોયા કરતો. એની સામે જોનારનું હૃદય પણ પીગળી જાય તેવું તેનું રૂદન હતું. છોકરો એવો રૂપાળો, આકર્ષક, તેજસ્વી અને ચપળ હતો કે સૌ કોઈ એને છાનો રાખવા જતા હતા પણ માતા વિના એને એવી હુંફ મળતી ન હતી. જ્યારે એની માતા કપડાં ધોઈને આવે ત્યારે એની માતાને વળગી પડતો ને કહેતો કે હવે હું તને નહિ જવા દઉં. આ વહુ સમજી ગઈ હતી કે હવે મને કાઢી મૂકવાના છે. આ વિચારે એના મનમાં અનેક પ્રકારનાં વિચારો આવતાં કે મને કાઢી મૂકશે પણ આ મારા કુમળા ફુલનું શું થશે? તે મારા વિના ઘડીવાર રહી શકતો નથી ને આ લોકો મને તેનાથી છુટી પાડવા માંગે છે. અરેરે....પ્રભુ! મારું શું થશે? હવે તો સાસુ, જેઠાણી અને નણંદનો ત્રાસ એટલો વધી ગયો હતો કે તેના મનમાં થતું કે હું આપઘાત કરીને મરી જાઉં! પણ ગમે તેમ તો ય માતાનું વાત્સલ્ય છે ને! અંતરમાંથી એવું વાત્સલ્યનું વહેણ ઉભરાતું કે હું તો જાઉં પણ મારા લાલનું કોણ? એ બાબાના સુખ ખાતર આપઘાત કરવાનો વિચાર માંડી વાળતી. તે એક વખત બાબાને રમાડતી હતી ત્યાં એકદમ નણંદે આવીને બાબાને ખેંચી લીધો ને કહ્યું, કાળમુખી! હવે

તારું કામ નથી. તું અહીંથી ચાલી જા. એમ કહી બધી ભેગી થઇને તેને ગડદાપાટુ મારવા લાગી. છોકરો કહે મારી મમ્મીને કેમ મારો છો? મને મારી મમ્મી પાસે જવા દો. કાળો કેર મચી ગયો ત્યારે તેના સસરાએ કહ્યું, તમે શા માટે આ બિચારી દુઃખિયારીને આટલું બધું દુઃખ આપો છો? એ દુઃખિયારીને દુભવીને તમે સુખી નહિ થાઓ. આ બાબો એને સોંપી દો. ખૂબ કહ્યું પણ ઘરના બધા એક બાજુ થઇ ગયા છે ને સસરા એકલા પડી ગયા. એટલે એમનું શું ચાલે?

વહુ સસરાના ચરણમાં પડીને કહે છે બાપુજી! મને ગમે તેમ કરશો પણ હું આ ઘર છોડીને કયાંય જવાની નથી. મારા પિયર અગર બીજે કયાંય નહિ જાઉં. મને તમારા ઘરની વહુ ન ગણો તો કાંઇ નહિ, એક નોકરડી તરીકે તો રાખો! છેવટે સસરાએ એક નાનકડું મકાન તેને લઇ આપ્યું ને સસરા આ મા-દીકરાનું પૂરું ધ્યાન રાખવા લાગ્યા અને મા દીકરો આનંદથી રહેવા લાગ્યા. સમય જતાં દીકરો મોટો થયો ને ભણવા લાગ્યો. છોકરો જેમ જેમ ભણતો ગયો તેમ તેમ તેને ઘરના વાતાવરણનો બધો ખ્યાલ આવતો ગયો. એક દિવસ તે કોલેજથી ઘેર આવ્યો ત્યારે તેની માતાની આંખમાં આંસુ જોયા. માતાને પૂછયું કે હે બા! તું આજે આટલી બધી કેમ રડે છે? તને શું ઓછું આવ્યું? પણ ધ્રુસ્કે રડતી માતા કાંઇ બોલી શકી નહિ. છોકરો સમજી ગયો કે મારી બાનું જે રૂદન છે તેનું મુખ્ય કારણ મારા પિતાજી ગુજરી ગયા પછી ભયંકર દુઃખો પડયા છે તે છે. એમ વિચારી રડતાં રડતાં દીકરાએ કહ્યું, હે બા! હવે તારા દુઃખના દિવસો ગયા. આ રીતે ખૂબ ખૂબ આશ્વાસન આપ્યું અને પોતાના મનમાં નિર્ણય કર્યો કે મારી બાને હું કયારે પણ દુઃખી નહિ થવા દઉં. ખરેખર તે રીતે છોકરો ખૂબ ભણ્યો. મોટો એંજિનિયર બન્યો અને પુણ્યનો સિતારો પ્રગટતાં લક્ષ્મીજી નીરની માફક આવવા લાગ્યા, અને ઘર વૈભવશાળી બની ગયું. સારી એક કન્યા સાથે લગ્ન થયા. પુત્ર અને પુત્રવધુ સાસુની અસ્ખલિત પ્રેમથી સેવા કરવા લાગ્યા. સૌ કુટુંબીજનોની આંખ ઉઘડાવી દીધી. ટૂંકમાં બહેને સમભાવે દુઃખ વેઠયા તો સુખના દિવસો આવ્યા.

આપણે આ દૃષ્ટાંતથી એ સાર ગ્રહણ કરવો છે કે માતાને સંતાન પ્રત્યે કેટલું વાત્સલ્ય હોય છે! માતાને આટલા કષ્ટ પડયાં છતાં પુત્રને ખાતર આપઘાત ન કર્યો. નાની ઉંમરમાં વિધવા થઈ છતાં નિર્મળ ચારિત્ર પાળ્યું. માતાનો સંતાનો ઉપર આવો પ્રેમ હોય છે પણ સંતાનો મોટા થતાં ઘણીવાર માતા-પિતાના ઉપકારને ભૂલી જાય છે. વહાલા ભાઈઓ! ભલે બીજું બધું ભૂલી જજો પણ મા-બાપને કદી ભૂલશો નહિ. માતાપિતાની સેવા કરવી તે સંતાનોની મુખ્ય ફરજ છે. એ ફરજ અદા કરશો તો કરજમાંથી મુક્ત બની શકશો.

આજે સ્વ. ગચ્છાધિપતિ બા. બ્ર. પૂ. રત્નચંદ્રજી મહારાજ સાહેબના સુશિષ્ય સ્વ. બા. બ્ર. હર્ષદમુનિ મહારાજ સાહેબની પુણ્યતિથિ છે. આ પ્રસંગને અનુરૂપ પૂ. મહાસતીજીએ બા. બ્ર. હર્ષદમુનિ મહારાજ સાહેબના જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપથી ઝગમગતા સંયમી જીવન ઉપર સુંદર પ્રકાશ પાડયો હતો. જે સાંભળતાં શ્રોતાઓની આંખમાંથી અશ્રુધારા વહી હતી. તેમના આદર્શ જીવનના પ્રસંગો ખૂબ આદરણીય હતા.

ૐ શાંતિ

## વ્યાખ્યાન નં. ૮૨

**ભાદરવા વદ ૬ ને સોમવાર** **તા. ૩-૧૦-૭૭**

અનંત કરૂણાનિધિ, શાસ્ત્રકાર ભગવંતોએ અનંતકાળથી ભવસમુદ્રમાં ડૂબતા જીવોને તરવા માટેનો રાહ બતાવવા માટે દ્વાદશાંગી સૂત્રની પ્રરૂપણા કરી. સૂત્રમાં ભગવંત ફરમાવે છે કે હે જીવાત્મા! તું પુદ્ગલમાં સુખ શોધી રહ્યો છે. તો સાચું સુખ પુદ્ગલમાં નથી પણ આત્મામાં છે. વસ્તુ ઘરમાં છે ને બહાર શોધે તો કયાંથી મળે? તેમ સુખનો ખજાનો આત્મામાં પડેલો છે તેને છોડીને જીવ બહાર શોધી રહ્યો છે તે કયાંથી મળશે? આત્મા સિવાયની પર વસ્તુમાં સુખ નથી. જ્ઞાનીઓ કહે છે કે—

**પુદ્ગલભાવની દૂર થાએ પસ્તી, તો અંતરમાં જામે આત્માની મસ્તી,**
**અનાદિની પ્રકૃતિ ત્યાંથી ખસતી, પછી તો નથી ત્યાં કોઈ જાતની તસ્તી.**

અનંતકાળથી જીવ પુદ્ગલ તે હું, એમ માનીને ભૂલવણીમાં પડી ગયો છે. હાથ તે હું, પગ તે હું, દેહ તે હું, આવું માનીને તેના દુઃખે દુઃખી થાય છે, ને તેને સાચવવામાં જિંદગીનો અમૂલ્ય સમય વીતાવે છે, પણ હું તમને પૂછું છું કે તમારે ઘેર વાંચવા માટે પેપર લો છો. તેને વાંચીને પછી શું કરો છો? તિજોરીમાં મૂકો છો કે ખૂણામાં મૂકો છો? પેપર વંચાઈ ગયા પછી તો તમે તેને પસ્તીમાં જ કાઢી નાંખોને? એ પસ્તીને તિજોરીમાં મૂકો તો તિજોરી શોભે ખરી? "ના" તિજોરીમાં તો દાગીના, પૈસા વગેરે કિંમતી ચીજો મૂકાય. એનાથી તિજોરી શોભે પણ પસ્તી ભરવાથી શોભે નહિ. પસ્તી તો ઘરના એક ખૂણામાં મૂકી રખાય. કદાચ કોઈ માણસ તિજોરીમાં પસ્તી ભરે તો તે મૂર્ખો કહેવાય. તિજોરીમાં પસ્તી ભરનારને મૂર્ખો કહો છો ને તો આત્માની રીતે તમે સમજો કે અહીં માલ કોને કહેવો ને પસ્તી કોને કહેવી?

બંધુઓ! આત્મા એ માલ છે ને પુદ્ગલ એ પસ્તી છે, પણ મોક્ષમાં જવા માટેની સાધનામાં એના સહારાની જરૂર છે. તે માટે તેને સાચવો તેની ના નથી પણ એકાંત

એનો મોહ ના રાખો. પુદ્દગલનો મોહ રાખનાર આત્મા પુદ્દગલાનંદી બની જાય છે. એ પુદ્દગલ ભાવની પસ્તી અંતર તિજોરીમાંથી દૂર થાય તો અંતરમાં આત્માની મસ્તીનો રંગ જામે છે, અને આત્માને પોતાના સ્વરૂપનું ભાન થાય છે કે હું કોણ છું? મારું સ્વરૂપ શું છે? મારા ગુણ કયા ને મારા લક્ષણ કયા?

नाणं च दंसणं चेव चरित्तं च तवो तहा ।
वीरियं उवओगो य, एयं जीवस्स लक्खणं ॥ ઉ. સૂ. અ. ૨૮ ગાથા ૧૧

ભગવંત કહે છે કે જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વીર્ય અને ઉપયોગ એ છ જીવનાં લક્ષણ છે. નવતત્ત્વમાં પણ જીવનું લક્ષણ બતાવતાં કહ્યું છે કે સદા સઉપયોગી, અસંખ્યાત પ્રદેશી, સુખ દુઃખનો જાણ અને સુખ દુઃખનો વેદક હોય તેને જીવ કહેવાય. છ લક્ષણોમાં ઉપયોગ એ પણ આત્માનું લક્ષણ છે. દરેક કાર્યમાં જીવે ઉપયોગ રાખવો જોઈએ, બહેનો રસોઈ કરવા બેસે ત્યારે ચુલો, સગડી, ગ્યાસ વિગેરે પૂંજીને વાપરવા તે પણ એક ઉપયોગ છે. આમ તો રસોઈ કરવામાં છકાય જીવોનો આરંભ થાય છે એટલે તે પાપનું જ કારણ છે, પણ જો તેમાં ઉપયોગ રાખો તો કંઈક અંશે પાપથી બચી શકાય છે. આવી રીતે શરીરમાં જ્યારે રોગ આવે ત્યારે જીવ ઉપયોગ રાખે કે રોગ દેહને આવ્યો છે. દેહ અને હું બંને ભિન્ન છીએ, પણ પુદ્દગલનો મને રાગ છે એટલે એના દુઃખે દુઃખી થાઉં છું. મેં એવા કર્મો બાંધ્યા છે તેથી મારે પુદ્દગલના પિંજરમાં પૂરાઈને કર્મજનિત સુખ અને દુઃખનો અનુભવ કરવો પડે છે. માટે હવે મારે કર્મ ન બંધાય તેમ ઉપયોગ રાખવો જોઈએ. કર્મ બાંધ્યા છે તો મારે ભોગવવા પડે છે પણ જો ન બાંધ્યા હોત તો દુઃખ આવત? આમ સમજીને પુદ્દગલ ભાવની પસ્તીનો મોહ ઉતરે તો અંતરમાં આત્મિક ભાવની મસ્તી જામે છે. આવો ઉપયોગ રાખનાર આત્માને પરપુદ્દગલો પ્રત્યેનો મોહ ઉતરી જાય છે. આત્માને સ્વચ્છ રાખવા માટે મોહ, માયા, કષાય વિગેરે પ્રકૃતિઓનાં કચરાને ખસેડીને આત્માને સ્વચ્છ બનાવવાનો છે. પ્રકૃતિઓ ખસતાં આત્માની પ્રવૃત્તિ બદલાશે. પ્રવૃત્તિ બદલાશે એટલે આત્મા ક્ષણે ક્ષણે સાવધાન રહેશે. જેટલો આત્મા સાવધાન બનશે તેટલો તે સ્વાનુભવ, આત્માનંદની મસ્તી માણી શકશે. જેટલો આત્મિક ભાવ આવશે તેટલો પાંચ ઈન્દ્રિયો અને છઠ્ઠા મન ઉપર વિજય મેળવશે.

જે આત્માનંદની મસ્તી માણવાના છે એવા ગજસુકુમારનો અધિકાર ચાલે છે. એ ગજસુકુમારે ૭૨ કળાનું જ્ઞાન મેળવ્યું છે, અને યૌવનને આંગણે આવીને ઉભા છે. એ ગજસુકુમાર પુદ્દગલ ભાવની પસ્તીનો ત્યાગ કરીને આત્માની મસ્તી માણવાના છે. તે કેવી મસ્તી માણશે તે વાત સાંભળશો ત્યારે તમને ખબર પડશે. તે વાત કરતાં પહેલાં શાસ્ત્રકાર ભગવંત બતાવે છે કે તે દ્વારકા નગરીમાં સોમિલ નામના મહર્ધિક બ્રાહ્મણને રૂપ, લાવણ્યથી

આજે સ્વ. ગચ્છાધિપતિ બા. બ્ર. પૂ. રત્નચંદ્રજી મહારાજ સાહેબના સુશિષ્ય સ્વ. બા. બ્ર. હર્ષદમુનિ મહારાજ સાહેબની પુણ્યતિથિ છે. આ પ્રસંગને અનુરૂપ પૂ. મહાસતીજીએ બા. બ્ર. હર્ષદમુનિ મહારાજ સાહેબના જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપથી ઝગમગતા સંયમી જીવન ઉપર સુંદર પ્રકાશ પાડયો હતો. જે સાંભળતાં શ્રોતાઓની આંખમાંથી અશ્રુધારા વહી હતી. તેમના આદર્શ જીવનના પ્રસંગો ખૂબ આદરણીય હતા.

ૐ શાંતિ



## વ્યાખ્યાન નં. ૮૨

**ભાદરવા વદ ૬ ને સોમવાર** તા. ૩-૧૦-૭૭

અનંત કરૂણાનિધિ, શાસ્ત્રકાર ભગવંતોએ અનંતકાળથી ભવસમુદ્રમાં ડૂબતા જીવોને તરવા માટેનો રાહ બતાવવા માટે દ્વાદશાંગી સૂત્રની પ્રરૂપણા કરી. સૂત્રમાં ભગવંત ફરમાવે છે કે હે જીવાત્મા! તું પુદ્ગલમાં સુખ શોધી રહ્યો છે. તો સાચું સુખ પુદ્ગલમાં નથી પણ આત્મામાં છે. વસ્તુ ઘરમાં છે ને બહાર શોધે તો કયાંથી મળે? તેમ સુખનો ખજાનો આત્મામાં પડેલો છે તેને છોડીને જીવ બહાર શોધી રહ્યો છે તે કયાંથી મળશે? આત્મા સિવાયની પર વસ્તુમાં સુખ નથી. જ્ઞાનીઓ કહે છે કે—

**પુદ્ગલભાવની દૂર થાએ પસ્તી, તો અંતરમાં જામે આત્માની મસ્તી,**
**અનાદિની પ્રકૃતિ ત્યાંથી ખસતી, પછી તો નથી ત્યાં કોઈ જાતની તસ્તી.**

અનંતકાળથી જીવ પુદ્ગલ તે હું, એમ માનીને ભૂલવણીમાં પડી ગયો છે. હાથ તે હું, પગ તે હું, દેહ તે હું, આવું માનીને તેના દુઃખે દુઃખી થાય છે, ને તેને સાચવવામાં જિંદગીનો અમૂલ્ય સમય વીતાવે છે, પણ હું તમને પૂછું છું કે તમારે ઘેર વાંચવા માટે પેપર લો છો. તેને વાંચીને પછી શું કરો છો? તિજોરીમાં મૂકો છો કે ખૂણામાં મૂકો છો? પેપર વંચાઈ ગયા પછી તો તમે તેને પસ્તીમાં જ કાઢી નાંખોને? એ પસ્તીને તિજોરીમાં મૂકો તો તિજોરી શોભે ખરી? "ના" તિજોરીમાં તો દાગીના, પૈસા વગેરે કિંમતી ચીજો મૂકાય. એનાથી તિજોરી શોભે પણ પસ્તી ભરવાથી શોભે નહિ. પસ્તી તો ઘરના એક ખૂણામાં મૂકી રખાય. કદાચ કોઈ માણસ તિજોરીમાં પસ્તી ભરે તો તે મૂર્ખો કહેવાય. તિજોરીમાં પસ્તી ભરનારને મૂર્ખો કહો છો ને તો આત્માની રીતે તમે સમજો કે અહીં માલ કોને કહેવો ને પસ્તી કોને કહેવી?

બંધુઓ? આત્મા એ માલ છે ને પુદ્ગલ એ પસ્તી છે, પણ મોક્ષમાં જવા માટેની સાધનામાં એના સહારાની જરૂર છે. તે માટે તેને સાચવો તેની ના નથી પણ એકાંત

એનો મોહ ના રાખો. પુદ્ગલનો મોહ રાખનાર આત્મા પુદ્ગલાનંદી બની જાય છે. એ પુદ્ગલ ભાવની પસ્તી અંતર તિજોરીમાંથી દૂર થાય તો અંતરમાં આત્માની મસ્તીનો રંગ જામે છે, અને આત્માને પોતાના સ્વરૂપનું ભાન થાય છે કે હું કોણ છું? મારું સ્વરૂપ શું છે? મારા ગુણ કયા ને મારા લક્ષણ કયા?

नाणं च दंसणं चेव चरित्तं च तवो तहा ।
वीरियं उवओगो य, एयं जीवस्स लक्खणं ॥ ઉ. સૂ. અ. ૨૮ ગાથા ૧૧

ભગવંત કહે છે કે જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વીર્ય અને ઉપયોગ એ છ જીવનાં લક્ષણ છે. નવતત્ત્વમાં પણ જીવનું લક્ષણ બતાવતાં કહ્યું છે કે સદા સઉપયોગી, અસંખ્યાત પ્રદેશી, સુખ દુઃખનો જાણ અને સુખ દુઃખનો વેદક હોય તેને જીવ કહેવાય. છ લક્ષણોમાં ઉપયોગ એ પણ આત્માનું લક્ષણ છે. દરેક કાર્યમાં જીવે ઉપયોગ રાખવો જોઈએ, બહેનો રસોઈ કરવા બેસે ત્યારે ચુલો, સગડી, ગ્યાસ વિગેરે પૂંજીને વાપરવા તે પણ એક ઉપયોગ છે. આમ તો રસોઈ કરવામાં છકાય જીવોનો આરંભ થાય છે એટલે તે પાપનું જ કારણ છે, પણ જો તેમાં ઉપયોગ રાખો તો કંઈક અંશે પાપથી બચી શકાય છે. આવી રીતે શરીરમાં જ્યારે રોગ આવે ત્યારે જીવ ઉપયોગ રાખે કે રોગ દેહને આવ્યો છે. દેહ અને હું બંને ભિન્ન છીએ, પણ પુદ્ગલનો મને રાગ છે એટલે એના દુઃખે દુઃખી થાઉં છું. મેં એવા કર્મો બાંધ્યા છે તેથી મારે પુદ્ગલના પિંજરમાં પૂરાઈને કર્મજનિત સુખ અને દુઃખનો અનુભવ કરવો પડે છે. માટે હવે મારે કર્મ ન બંધાય તેમ ઉપયોગ રાખવો જોઈએ. કર્મ બાંધ્યા છે તો મારે ભોગવવા પડે છે પણ જો ન બાંધ્યા હોત તો દુઃખ આવત? આમ સમજીને પુદ્ગલ ભાવની પસ્તીનો મોહ ઉતરે તો અંતરમાં આત્મિક ભાવની મસ્તી જામે છે. આવો ઉપયોગ રાખનાર આત્માને પરપુદ્ગલો પ્રત્યેનો મોહ ઉતરી જાય છે. આત્માને સ્વચ્છ રાખવા માટે મોહ, માયા, કષાય વિગેરે પ્રકૃતિઓનાં કચરાને ખસેડીને આત્માને સ્વચ્છ બનાવવાનો છે. પ્રકૃતિઓ ખસતાં આત્માની પ્રવૃત્તિ બદલાશે. પ્રવૃત્તિ બદલાશે એટલે આત્મા ક્ષણે ક્ષણે સાવધાન રહેશે. જેટલો આત્મા સાવધાન બનશે તેટલો તે સ્વાનુભવ, આત્માનંદની મસ્તી માણી શકશે. જેટલો આત્મિક ભાવ આવશે તેટલો પાંચ ઈન્દ્રિયો અને છઠ્ઠા મન ઉપર વિજય મેળવશે.

જે આત્માનંદની મસ્તી માણવાના છે એવા ગજસુકુમારનો અધિકાર ચાલે છે. એ ગજસુકુમારે ૭૨ કળાનું જ્ઞાન મેળવ્યું છે, અને યૌવનને આંગણે આવીને ઉભા છે. એ ગજસુકુમાર પુદ્ગલ ભાવની પસ્તીનો ત્યાગ કરીને આત્માની મસ્તી માણવાના છે. તે કેવી મસ્તી માણશે તે વાત સાંભળશો ત્યારે તમને ખબર પડશે. તે વાત કરતાં પહેલાં શાસ્ત્રકાર ભગવંત બતાવે છે કે તે દ્વારકા નગરીમાં સોમિલ નામના મહર્ધિક બ્રાહ્મણને રૂપ, લાવણ્યથી

યુક્ત સોમા નામની પુત્રી હતી. તે મોટી થતાં તેના માતાપિતાએ તેને ગુરૂકુળમાં ભણવા માટે મોકલી. તે ભણીગણીને સ્ત્રીઓની ચોસઠ કળામાં પ્રવીણ થઈ એટલે તેના ગુરૂએ તેના માતાપિતાને સોંપી દીધી. તેના માતા પિતાએ વિદ્યા ભણાવનાર કલાચાર્યને ઘણું ધન આપીને સંતુષ્ટ કરીને વિદાય કર્યા. માતાપિતાઓ પોતાના બાળકોને સંસારનું જ્ઞાન અપાવવા માટે કેટલું કરે છે! તેને માટે કેટલી ચીવટ રાખે છે! પણ આત્માનું જ્ઞાન આપવા માટે આટલી ચીવટ રાખે છે! ચાહે પુરૂષ બહોંતેર કળામાં પ્રવીણ થાય કે સ્ત્રી ચોસઠ કળામાં પ્રવીણ થાય પણ જ્યાં સુધી એક ધર્મકળામાં પ્રવીણ નહિ થાય ત્યાં સુધી કલ્યાણ થવાનું નથી. આજના માતાપિતાઓ પોતાના બાળકો સ્કુલ અને કોલેજમાં ફેઈલ ન થાય તે માટે જેટલું ધ્યાન આપે છે તેટલું ધ્યાન જૈનશાળાએ મોકલવાનું રાખતાં નથી. જો દરેક માતાપિતાઓ પોતાના સંતાનોને જૈનશાળાએ મોકલવાનું લક્ષ રાખે અને જૈનશાળામાં ગયા પછી શું શીખ્યા, કેટલો અભ્યાસ કર્યો તેનું ધ્યાન રાખે તો બાળકો ધર્મકળામાં અવશ્ય પ્રવીણ થાય.

સોમા સ્ત્રીઓની ચોસઠ કળા શીખીને તૈયાર થઈ. તે યુવાન થતાં જેમ ચંદ્ર સોળે કળાએ ખીલે છે ત્યારે અત્યંત શોભાયમાન લાગે છે, તેમ આ સોમાનું રૂપ અને યૌવન સોળે કળાએ ખીલી ઉઠયું છે. એ અંધારામાં ઉભી હોય તો પણ તેના રૂપનો પ્રકાશ પડતો હતો. એ સાદા વસ્ત્રો પહેરીને ઉભી હોય તો પણ જોનારને અત્યંત આકર્ષક અને મનોહર લાગતી હતી, એને લાલી, લીપ્સ્ટીક કે પાવડર ચોપડવાની જરૂર ન હતી. આજે તો રૂપને આકર્ષક અને મનોહર બનાવવા માટે કેટલાં શણગાર સજે છે! કેટલાં સાધનો વધ્યાં છે! છોકરીઓને મા-બાપ પરણાવે ત્યારે એને શણગારની એક પેટી ભરીને આપે છે, પણ આ કૃત્રિમ સાધનોથી તમારું રૂપ વધશે નહિ પણ ઉલ્ટું રૂપ બગડશે. હોઠ કાળા હોય તેને લાલ દેખાડવા માટે લાલી લગાવે છે. એટલે હોઠ કાબરચીતરા દેખાય છે. સફેદ વાળને કાળા બનાવવા માટે કલપ લગાડવામાં આવે છે, પણ એ વખત માથું ધોવે એટલે વાળ કાબર ચીતરા દેખાવા માંડે છે. કુદરતી જે વાળની કાળાશ હોય છે તેવી કાળાશ કલપ લગાડવાથી આવતી નથી. માટે સમજો કે અસલ તે અસલ છે. અને નકલ તે નકલ છે.

સોમાનું રૂપ અસલી હતું. તેને કોઈ સાધનોની જરૂર ન હતી. તેનું રૂપ જોઈને સૌ એમ જ કહેતાં કે જાણે સ્વર્ગમાંથી કોઈ દેવી મૃત્યુલોકમાં ન આવી હોય! એવી સોમા સાક્ષાત્ દેવી જેવી શોભતી હતી. "तए णं सा सोमा दारिया अण्णया कयाई ण्हाया जाव विभूसिया-बहूहिं खुज्जाहिं जाव परिक्खित्ता।" એક દિવસ આ સોમા બાલિકાએ સુગંધી તેલ માલીશ કરાવી સારા સુગંધીદાર સાબુથી સ્નાન કર્યું. સ્નાન કરીને સારા કિંમતી વસ્ત્રો પહેર્યા. વસ્ત્રો પહેરીને તેના ઘર પ્રમાણે કિંમતી સોનાના અને રત્નોના

દાગીના પહેર્યા. સોમિલ બ્રાહ્મણને ત્યાં ઘણી સંપત્તિ હતી. પુત્ર ગણો કે પુત્રી ગણો સોમા એક જ હતી. એટલે તેને માટે શું કમીના હોય! આજે સંસારી જીવો સંતાન માટે કેટલો સંતાપ કરતાં હોય છે! પણ સંતાન થયા પછી સાત સાંધે ને તેર તૂટે એવી પરિસ્થિતિ હોય છે. એક ચિંતા ન મટે ત્યાં બીજી ચિંતા ઉભી જ હોય છે. દુકાનેથી તમે થાકયાપાકયા ઘેર જાઓ એટલે તમારા શ્રીમતીજી કહેશે કે આજે ઘીનો ડબ્બો ખલાસ થઇ ગયો છે, ઘી લાવ્યા એટલે કહેશે કે તેલ ખલાસ થઇ ગયું છે. તો ત્રીજે દિવસે કહેશે કે ચોખા ને ઘઉં ખલાસ થયા છે. એ પતે એટલે કહેશે કે આ છોકરાઓને સ્કુલની ફી ભરવા પૈસા જોઇએ છે. છે સંસારમાં સુખ! કેટલી બધી ચિંતાઓથી સંસાર સળગી ઉઠયો છે. છતાં જીવને સંસારમાં સુખ દેખાય છે. અમને તો તમારી દયા આવે છે કે તમે કયાં સુધી આવા દુઃખથી ભરેલા સંસારમાં પડયા રહેશો? પણ જેમ પાણીમાં રહેલાં માછલાને જોઇને કોઇને વિચાર થાય કે આ બિચારા માછલાં આ ઠંડીમાં ઠરી જશે માટે, લાવ એને કાઢીને બહાર મૂકું તો એ માછલાં પાણી વિના તરફડીને મરી જાય છે. તેમ તમારી દયા ખાઇને સંતો તમને સંસારથી બહાર કાઢવા ઇચ્છે છે, પણ તમારી દશા કોના જેવી છે તે સમજાણું ને? (હસાહસ) સંસારમાં ગમે તેટલું દુઃખ ભલે હોય પણ સંસાર છોડવો ગમતો નથી. સંસારનાં દુઃખો હસતાં હસતાં સહન થાય છે પણ આત્મા માટે ધર્મ કરતાં સ્હેજ દુઃખ વેઠી શકાતું નથી.

સોમિલ બ્રાહ્મણને ઘેર સંસાર સુખની કોઈ કમીના ન હતી. કોઈ જાતની એને ચિંતા ન હતી. ધનના ભંડાર ભરેલા હતાં પણ આજે તો અંદર કાંઈ ન હોય ને ઉપરથી ભભકાનો પાર નહિ. કોઈ બાઈ ઘરના આંગણામાં સુંદર રંગોળી પૂરે પણ તેના પાણીના ગોળામાં સેવાળ હોય તો તેને શું કહેશો? આ તો ફુવડ બાઈ છે. એના બહારના ઠઠારા છે પણ ઘરમાં તો કંઈ ઠેકાણું નથી, એવી રીતે જેના ઘરમાં કંઈ ન હોય પણ બહારથી વટબંધ ફરતાં હોય તેની દશા પણ એવી જ છે. સોમિલના ઘરમાં ભરપૂર સંપત્તિ હતી તેની સંપત્તિ પ્રમાણે કપડા ને દાગીના પણ હોય ને! સોમાને માટે એક એકથી ચઢિયાતા વસ્ત્રો અને દાગીના તૈયાર કરાવ્યા હતાં. તે પહેરીને તૈયાર થઈ. ત્યાર બાદ તેની સખીઓ અને દાસીઓને બોલાવી. મોટા ઘરની છોકરીઓને દાસ-દાસીઓ અને સખીઓનો પાર ન હોય. સોમા હંમેશા દાસીઓ અને સખીઓથી ઘેરાયેલી રહેતી હતી. એ નાહી ધોઈ સારા વસ્ત્રાલંકારો પહેરી શણગાર સજીને તૈયાર થઈ. તે તેની સાહેલીઓને અને દાસીઓની વચ્ચે ચંદ્રમાની જેમ શોભવા લાગી. હવે તે તેની સખીઓને સાથે લઈને કયાં જશે ને શું બનશે તેના ભાવ અવસરે.

ચરિત્ર:-કપટી દુર્યોધનના શીખવાડયા પ્રમાણે પુરોચને ધર્મરાજાને સમાચાર આપ્યા કે કદાચ આપને હસ્તિનાપુર ન જવું હોય તો વારણાવતી નગરીમાં પધારો.

આપ ગમે ત્યાં રહેશો પણ હું તો આપની આજ્ઞા શિરોમાન્ય કરીને આપનો દાસ બનીને રહીશ. આપ તો કુરૂવંશના આધારસ્થંભ જેવા છો. સૂર્ય સમાન તેજસ્વી છો માટે આપ જે કરશો તે હું નહિ કરી શકું. આપ તો અમારા વડીલ છો, ઉદાર દિલના છો એટલે મારો ગુનો માફ કરશો. અહાહા....કપટી માણસો શું નથી કરતા? દુર્યોધનના દિલમાં પાંડવો પ્રત્યે ઝેર ભરેલું છે પણ ઉપરથી મીઠું મીઠું બોલીને આવા સમાચાર કહેવડાવ્યા.

કૃષ્ણ યુધિષ્ઠિર બાત, સુનીને હૃદય બહુ હર્ષાયા.
સ્વયં સરલ સરલ લખે સબકો, ચાલ ઉસી સંગ આયા. હો–શ્રોતા

પુરોચનની વાત સાંભળીને કૃષ્ણજી અને યુધિષ્ઠિરને ખૂબ આનંદ થયો. કારણ કે તેઓ બધા સરળ હતાં. જે સરળ હૃદયનાં માણસો હોય છે તેઓ બધાને પોતાના જેવા સમજે છે, પણ કંઈ બધા સરખા હોતા નથી. પુરોચનને કહ્યું કે અમારે શું કરવું તે વિચાર કરી લઈએ. કૃષ્ણ અને યુધિષ્ઠિરે ઓરડામાં જઈને વિચાર કર્યો કે શું કરવું? કારણ કે પાંડવો જે કંઈ કાર્ય કરતાં હતાં તેમાં સૌથી પહેલાં કૃષ્ણજીની સલાહ લેતાં. કૃષ્ણજીએ કહ્યું. ભાઈ! છદ્મસ્થ માણસ ભૂલને પાત્ર છે. એણે ભૂલ કરી છે પણ હવે તેને આટલો બધો પશ્ચાતાપ છે તો કંઈ નહિ. તમે હસ્તિનાપુર જવાનું રહેવા દો, અને વારણાવતીમાં જાઓ.

**"કૃષ્ણજીની સલાહથી પાંડવોનું વારણાવતીમાં આગમન":**–કૃષ્ણજીની વાત માન્ય કરીને સૌ વારણાવતી જવા તૈયાર થયા. પુરોચનને સાથે લઈને બધા વારણાવતી ગયા. વારણાવતી નગરીમાં ખબર આપ્યાં કે પાંડવો અહીં પધારે છે. આવા પવિત્ર પુરૂષો પોતાની નગરીમાં પધારે છે તે જાણીને ત્યાંના પ્રજાજનોને ખૂબ આનંદ થયો. જ્યાં પુણ્યવાન પુરૂષોનાં પગલાં થાય છે ત્યાં શોકમય વાતાવરણ હોય તો પણ અનંદમય બની જાય છે. તેમ અહીં સૌને હર્ષ થયો અને આખું નગર શણગાર્યું, અને ખૂબ હર્ષભેર તેમનું સ્વાગત કર્યું.

**"લાખના મહેલમાં ઉતારો":**–વારણાવતીમાં એક નવો ભવ્ય મહેલ બનાવવામાં આવ્યો હતો. તે મહેલમાં પાંડવોને ઉતાર્યા. પાંડવો પધારતાં નગરમાં આનંદ આનંદ છવાઈ ગયો. તેઓ આનંદથી રહેવા લાગ્યા ઈન્દ્રપ્રસ્થથી દુર્યોધન તેમને મળવા માટે વારણાવતી નગરીમાં આવ્યો ને પાંડવો પ્રત્યે ખૂબ પ્રેમ બતાવ્યો. તેણે યુધિષ્ઠિરના ચરણમાં પડીને માફી માંગી અને આંખમાં આંસુ સારીને કહેવા લાગ્યો. મોટાભાઈ આ પાપીને ક્ષમા કરો. યુધિષ્ઠિરે કહ્યું, ભાઈ! એમાં તમારો દોષ નથી. મારા કર્મનો દોષ છે. એમ કહી શાંત કર્યો. થોડા દિવસ દુર્યોધન ત્યાં રોકાયો તે પાંડવોને માટે ઘણી સારી સારી ચીજો લાવ્યો હતો,

અને તેઓ જે કંઇ મંગાવે તેનાથી ડબલ ચીજો મોકલતો હતો. થોડા દિવસ પાંડવો સાથે રોકાયો પણ એટલો પ્રેમ બતાવ્યો કે પાંડવો તો બરાબર ભરમાઈ ગયાં. કૃષ્ણજીને પણ એમ લાગ્યું ખરેખર દુર્યોધનને પશ્ચાતાપ થયો છે. દુર્યોધન ઇન્દ્રપ્રસ્થ ચાલ્યો ગયો ને પાંડવો આનંદથી ત્યાં રહેવા લાગ્યા.

કૃષ્ણજી પાંડવોને દુઃખમાં સહાય કરવા માટે આવ્યા હતાં પણ હવે તેમનું દુઃખ ચાલ્યું ગયું જાણીને કૃષ્ણે કહ્યું તમને સુખમાં જોઇને મને શાંતિ છે. તો હું દ્વારિકા જાઉં. પાંડવો વારણાવતી રહ્યા એટલે હસ્તિનાપુરથી તેમના કુટુંબીજનો ત્યાં આવી ગયા. તેમાં કૃષ્ણની લાડીલી બહેન અને અર્જુનની પત્ની સુભદ્રા અભિમન્યુને લઈને આવી હતી. ઘણા વખતથી સુભદ્રા પિયર ગઈ ન હતી એટલે કૃષ્ણે કહ્યું ઘણાં વખતથી સુભદ્રા આવી નથી. માતા તેને ખૂબ ઝંખે છે. તો જો આપ કહો તો સાથે લઈ જાઉં. થોડા દિવસ રહીને મોકલી દઇશ. અર્જુને રજા આપી એટલે કૃષ્ણજી સુભદ્રા અને અભિમન્યુને લઈને દ્વારિકા આવ્યા ને બધાને પાંડવોનાં કુશળ સમાચાર આપ્યા એટલે સૌને ખૂબ આનંદ થયો.

એક વખત સત્યવાદી ધર્મરાજા અને તેમનું કુટુંબ ભેગું થઇને બેઠું હતું ત્યારે બધા દુર્યોધનની ખૂબ પ્રશંસા કરવા લાગ્યા કે દુર્યોધન કેવો પવિત્ર બની ગયો! એણે આપણું દુઃખ મટાડી દીધું. કહેવાય છે ને કે આજનો પાપી કાલે પુનિત બની જાય છે. આજનો દાનવ કાલે માનવ બની જાય છે. તે અનુસાર દુર્યોધન આપણા માટે ક્રૂર રાક્ષસ જેવો બની ગયો હતો પણ હવે તેની ક્રૂરતા ચાલી ગઇ. તે આપણા માટે કરૂણાવંત બની ગયો. એમ ખૂબ ગુણ ગાતાં હતાં તે સમયે શું બન્યું :–

"**ધર્મરાજાને મળેલ પત્ર** :–વિદુરજીએ મોકલેલ પ્રિયંવદ નામનો દૂત ફરતો ફરતો વારણાવતી નગરીમાં આવ્યો ને યુધિષ્ઠિરના ચરણમાં નમન કરીને ઉભો રહ્યો. ધર્મરાજાએ તેને ઓળખ્યો એટલે વિદુરજીના કુશળ સમાચાર પૂછ્યા. તેથી દૂત યુધિષ્ઠિરને એકાંતમાં લઇ ગયો ને વિદુરજીએ આપેલો પત્ર યુધિષ્ઠિરના હાથમાં આપ્યો. એ કાગળમાં વિદુરજીએ શું લખ્યું છે તે ધર્મરાજા વાંચવા લાગ્યા.

વિદુરજીએ પત્રમાં લખ્યું હતું કે હે મારા વહાલા ધર્મરાજા! મેં પત્રમાં જે કાંઈ સમાચાર લખ્યા છે તે તમારા એકાંત હિતને માટે લખ્યો છે. તે તમે બરાબર વાંચીને વિચાર કરજો. હવે ખાસ હકીકત જણાવું છું કે હું કોઈ કારણ પ્રસંગે ઇન્દ્રપ્રસ્થ ધૃતરાષ્ટ્ર પાસે ગયો હતો. ત્યારે અને દુર્યોધન બાપ–દીકરો બેઠા હતાં. ત્યાં દુઃશાસન અને કર્ણ આવ્યા અને દુર્યોધનને ચઢાવવા લાગ્યા કે તમે પાંડવોને હાલ તેર વર્ષ માટે વનમાં મોકલ્યા છે પણ પછી તો આવશે ને? કદાચ તેરમે વર્ષે પકડાઈ જાય ને તમે પાછા બીજા તેર વર્ષ વનવાસ મોકલી દો પણ અંતે તો એ પાછા આવશે જ ને? જ્યાં સુધી એ તમારા દુશ્મનો

જીવતાં છે ત્યાં સુધી તમે સુખે રાજ્ય ભોગવી શકશો નહિ. માટે હવે એવો ઉપાય કરવો જોઈએ કે તેમનો જડમૂળમાંથી વિનાશ થઈ જાય.

આવો વિચાર કરીને તેમણે પુરોચન નામના પુરોહિતને બોલાવ્યો અને તમારો વિનાશ થાય તેવો ઉપાય શોધીને તેને કહ્યું કે તમે વારણાવતી જાઓ ને ત્યાં જઈને પાંડવોનો વિનાશ કરો. એમને આ વાતની ગંધ આવે નહિ ને તેમનો નાશ થાય તેવું કામ કરવાનું છે. તે કામ શું કરવાનું છે તે સમાચાર વિદુરજીએ પત્રમાં લખ્યા છે. તે યુધિષ્ઠિર વાંચશે ને શું બનશે તેના ભાવ અવસરે.



## વ્યાખ્યાન નં. ૮૩

**ભાદરવા વદ ૭ ને મંગળવાર** **તા. ૪-૧૦-૭૭**

અનંતજ્ઞાની સર્વજ્ઞ ભગવંતે જગતનાં જીવો ઉપર કરૂણા કરીને સિદ્ધાંત સમજાવ્યા છે. ભગવંતના મુખમાંથી નીકળેલી વાણી તેનું નામ સિદ્ધાંત. વીતરાગ પ્રભુની વાણી સત્ય અને નિઃશંક છે. આ વાણીનું શ્રવણ કરીને જે જીવો આચરણમાં મૂકે છે તેનું અવશ્ય કલ્યાણ થાય છે. ભગવાન મોહ નિદ્રામાં પોઢેલા જીવોને જાગૃત કરવા માટે કહે છે કે.

संबुज्ह किं न बुज्झह, संबोही खलु पेच्च दुल्लहा ।
नो हुवणमन्ति राइओ, नो सुलभं पुणरवि जीवियं ॥

સૂ. અ. ૨. ઉ. ૧ ગાથા ૧

હે ભવ્ય જીવો! તમે જાગો, સમજો અને બોધ પામો. સમ્યક્ત્વબોધ પ્રાપ્ત કરવાની આ અમૂલ્ય તક છે. જે ચતુર હોય તે હાથમાં આવેલી તકને ચૂકતો નથી. બોધબીજની પ્રાપ્તિ કરીને મોક્ષમાં જવાનું જો કોઈ શ્રેષ્ઠ સ્થાન હોય તો મનુષ્યભવ છે. બીજા કોઈ પણ ભવમાં આવી આરાધના કરી શકાતી નથી, અને જીવનમાંથી જે રાત્રીઓ ને દિવસો ચાલ્યા જાય છે તે ફરીફરીને પાછા આવતાં નથી. માટે હાથમાં આવેલા અમૂલ્ય અવસરને ગુમાવશો નહિ. મનુષ્યભવ તો મળ્યો છે પણ સાથે તમારા એટલા સદ્ભાગ્ય છે કે જ્યાં આરાધના કરવાની જોગવાઈ મળે તેવી ભૂમિમાં જન્મ થયો છે. કંઈક મનુષ્યો અનાર્ય દેશમાં જન્મ્યા છે, તેમને ધર્મ શું ચીજ છે તેની પણ ખબર નથી. કંઈક આર્યદેશમાં જૈન કુળમાં જન્મ્યા છે પણ અમેરિકા, જર્મન, જાપાન વિગેરે વિદેશમાં જઈને વસ્યા છે ત્યાં શું તેમને ધર્મ કરવાનો યોગ મળે છે? ત્યાં સાધુ જઈ શકે છે, કે સુપાત્ર દાન દેવાનો અવસર મળે છે? સત્સંગનો લાભ મળે છે? ત્યાં કાંઈ નથી.

બની શકતું. અહીંથી કદાચ ધર્મના સંસ્કારો લઈને ગયા હશે, તો થોડા ઘણાં સંસ્કાર રહેશે.

ભગવાન કહે છે હે માનવ! તારી જિંદગી તો કાચી માટીના કુંભ જેવી છે. કાચી માટીના કુંભને જો સાચવીને એક રૂમમાં મૂકી દેવામાં આવે તો તે પણ ઘણાં વર્ષો સુધી ટકી શકે છે. પણ એના જેટલો કાયાનો વિશ્વાસ કરવા જેવો નથી. શરીર ગમે તેવું તંદુરસ્ત અને પહેલવાન જેવું હોય છતાં તેનો વિશ્વાસ કરવા જેવો નથી. આપણે ઘણી વાર સાંભળીએ છીએ કે રસ્તામાં પડી ગયાં ને મરી ગયા. રાત્રે સાજા સારા સૂતા ને સવારે તે ઉઠયા જ નહિ. બોલો, આ દેહનો વિશ્વાસ કરવા જેવો છે? 'ના.' તો આવા ક્ષણિક જીવનમાં પ્રમાદ કરીને બેસી રહેવાય ખરું? આટલા માટે રોજ કહેવામાં આવે છે કે જ્યાં સુધી દેહમાં કસ છે, ત્યાં સુધી માલ લઈ લો. માલ લીધો હશે તો મૂલ્ય મળશે. બાકી તો પસ્તાવું પડશે.

અંતગડ સૂત્રમાં એવા ઘણાં જીવોનો અધિકાર છે કે તેમણે માનવભવ પામીને આત્મકલ્યાણ કરવાની તકને ઓળખી છે. એ આત્માઓ સામાન્ય ન હતાં. મોટા રાજાના કુમાર હતાં. રાજાની રાણીઓ હતી. તેમણે કનકાવલી, રત્નાવલી વિગેરે તપ કર્યા છે. તમને એવા તપ સામાયિકથી કરાવું તો પણ થાકી જશો. ત્યારે એમણે ઉપવાસથી એવા તપ કર્યા છે. જેમ અગ્નિમાં સોનાને તપાવીને ગાળવામાં આવે છે તેમ એમણે તપ દ્વારા આત્માને તપાવીને કર્મોને ગાળી નાંખ્યા ને આત્માને સો ટચના સોના જેવો શુદ્ધ અને સ્વચ્છ બનાવ્યો, ને આત્માની સાધના કરવાની તકને ઓળખી. આવો અવસર ફરીને નહિ મળે. કાલે ધર્મ કરીશ એવો વિશ્વાસ કરીને તમે બેસી ના રહેશો.

**કાલ ઉપર તું રાખી મૂકે ધરમનાં કામ, ઇચ્છા ના રહે અધૂરી જોજે ઓ નાદાન**
**સૂતાં સૂતાં અંધારામાં જોજે મૃત્યુ ના થઈ જાય–મનની મનમાં ના રહી જાય,**

આવતી કાલે કરશું તેવા ભરોસે ના રહેશો. જ્યારે ઇચ્છા થાય ત્યારે ધર્મના કાર્યો તરત કરી લેજો. નહિતર મનની મનમાં રહી જશે. મેં તો એવા કંઇકને જોયા છે કે એમની મનની મનમાં રહી ગઈ ને તેઓ દુનિયામાંથી વિદાય થયા. માટે ખૂબ સાવધાન બનો.

આપણે ગજસુકુમારનો અધિકાર ચાલે છે. તેમાં સોમિલ બ્રાહ્મણની પુત્રી સોમાએ સ્નાન કરીને શરીરે સુગંધીદાર પદાર્થોના વિલેપન કર્યા, સારા વસ્ત્રો અને દાગીના પહેર્યા ને સુંદર શણગાર સજીને તૈયાર થઈ. તેની દાસીઓ અને સખીઓની વચ્ચે તે દેવાંગના જેવી શોભવા લાગી. એનું રૂપ જ એવું હતું કે એણે કંઈ શણગાર ન પહેર્યા હોય તો પણ શોભી ઉઠતી હતી. તો પછી જ્યારે શણગાર સજે એટલે કેટલી શોભી ઉઠે! ઉત્ત. સૂત્રના બાવીસમા અધ્યયનમાં રાજેમતીની વાત આવે છે કે તે કેવી સૌંદર્યવાન હતી!

अह सा रायवर कन्ना, सुसीला चारुपेहिणी ।
सव्व लक्खण संपन्ना, विज्जुसोयामणिप्पाभा ॥

ઉત્ત. અ. ૨૨ ગાથા ૭

રાજેમતી ઉગ્રસેન રાજાની લાડીલી દીકરી હતી. તે સુશીલ, સુદર્શના એટલે જેનું દર્શન જ એવું સુંદર હતું કે જોનાર ઠરી જાય. તે સર્વ ઉત્તમ લક્ષણોથી યુક્ત હતી અને તેના શરીરની કાંતિ વીજળી જેવી હતી વીજળીનું તેજ ઝગારા મારે છે તેમ રાજેમતીનું તેજ ઝગારા મારતું હતું. અંધારામાં પણ તેના તેજનો પ્રકાશ પડતો હતો. એવું રાજેમતીનું રૂપ હતું. એટલે શાસ્ત્રકારે તેના રૂપની પ્રશંસા કરી છે. આવી સૌંદર્યવાન રાજેમતીએ સંસાર છોડીને સંયમ લીધો. દીક્ષા લીધા પછી જ્યારે તેઓ નેમનાથ પ્રભુના દર્શન કરવા માટે ગયા ત્યારે માર્ગમાં ખૂબ વરસાદ પડતાં રાજેમતી એક ગુફામાં ગયા. વરસાદમાં ભીંજાયેલા વસ્ત્રો કાઢીને અંગોપાંગ સંકોચીને ગુફામાં બેઠા, ત્યારે તેમના શરીરનાં તેજથી અંધારી ગુફામાં પ્રકાશ થયો. એ પ્રકાશમાં રહનેમીએ રાજેમતીને જોઈ. તેનું સૌંદર્ય જોઇને રહનેમીનું મન સંયમથી ચલાયમાન થઈ ગયું. રાજેમતીએ તેમને વચન રૂપી અંકુશથી સંયમમાં સ્થિર કર્યા. મારે તો તમને અહીં એ વાત સમજાવવી છે કે આવી અંધારી ઘોર ગુફામાં પણ જેનાં શરીરનાં તેજથી પ્રકાશ પથરાયો તે રૂપ કેવું હશે?

આવી જ બીજી એક વાત શ્રેણીક રાજાની છે. શ્રેણીક રાજાએ અનાથી મુનિના રૂપની ખૂબ પ્રશંસા કરી કે હે મુનિ! શું તમારું રૂપ છે! શું તમારો વર્ણ છે! શું તમારી સૌમ્યતા છે! જે શ્રેણીક રાજાએ મુનિના રૂપની આટલી પ્રશંસા કરી તે શ્રેણીકનું રૂપ કેવું હતું તે જાણો છો? જ્યારે શ્રેણીક રાજાને તેમના પિતાજીએ પોતાના રાજ્યની બહાર કાઢી મૂકયા ત્યારે શ્રેણીક વગડાની વાટે ચાલ્યા જતાં હતાં. તે સમયે એક દેવાંગના તેમના રૂપમાં મુગ્ધ બનીને તેમની પાસે આવી અને કહ્યું કે હે શ્રેણીક! તું મારી સાથે લગ્ન કર તો સારી દુનિયાનું સુખ તારી સામે હાજર કરી દઉં, એવી મારામાં તાકાત છે, પણ શ્રેણીક રાજા ડગ્યા નહિ ત્યારે દેવી તેમના ઉપર પ્રસન્ન થઇને ચિંતામણી રત્ન આપીને ચરણમાં નમીને ચાલી ગઈ. જેના રૂપમાં દેવાંગના મુગ્ધ બની હતી તેવા શ્રેણીક રાજાને અનાથી મુનિના રૂપમાં વિશેષતા દેખાઇ. તો વિચાર કરો કે એ રૂપ કેવું આશ્ચર્યકારી હશે! શ્રેણીક રાજાનું રૂપ ઘણું હતું પણ અનાથી મુનિના રૂપમાં એ વિશેષતા હતી કે તેમનું કુદરતી રૂપ તો હતું ને સાથે ચારિત્રનું તેજ હતું. એટલે કોઇ જાતના સ્નાન, શણગાર વિના પણ મુનિનું રૂપ આકર્ષક અને મનોહર લાગતું હતું. ચામડીને ભેદીને પ્રકાશ બહાર આવતો હતો.

અહીં સોમાનું કુદરતી રૂપ તો હતું. તેમાં શણગાર સજ્યા એટલે તે વિશેષ રૂપે શોભતી હતી. આ વિશેષ રૂપે શોભતી સોમા તેની સખીઓની સાથે આ ંદ વિનોદ કરતી

"सयाओ गिहाओ पडिनिक्खमइ पडिनिक्खमित्ता जेणेव रायमग्गो तेणेव उवागच्छइ"! પોતાના ઘેરથી નીકળી અને સખીઓ અને દાસીઓની સાથે રમતી ખેલતી રાજમાર્ગ ઉપર આવી. દ્વારકા નગરી બાર યોજન લાંબી અને નવ યોજન પહોળી ખૂબ વિશાળ હતી. તેમાં મોટા મોટા રસ્તાઓ હતા. એ રાજમાર્ગો ઉપરથી હજારો વાહનો પસાર થતાં હતાં. હજારો નરનારીઓ પણ ત્યાંથી આવતા જતાં હતા. આવા મોટા રાજમાર્ગ ઉપર આવી. "उवागच्छित्ता रायमग्गंसि कणगतिं-दूसएणं कीलमाणी २ चिट्ठइ।" સોમા એક સોનાનો દડો સાથે લાવી હતી તે કાઢીને રાજમાર્ગ ઉપર સખીઓની સાથે સોનાના દડાથી રમત રમવા લાગી. તમને બધાને બોલબેટ રમવામાં તો ખૂબ રસ આવે છે ને? જ્યારે મુંબઈમાં મેચ રમાતી હોય ત્યારે તમે બધા ખાવાપીવાનું પણ ભૂલી જાઓ છો ને કામધંધો પણ છોડી દો છો. એમાં તમને કંઈ મળવાનું ખરું? છતાં પૈસા ખર્ચીને એ જોવાનો કેટલો રસ છે? જે ત્યાં જઈ શકતા નથી તે બધા ટી. વી. ઉપર જોવા બેસી જાય છે. એ જોવામાં આખો દિવસ પસાર થઈ જાય તો પણ ખબર પડતી નથી. જ્યાં એક પાઈ મળવાની નથી, કલ્યાણ થવાનું નથી તેને માટે કેટલા પૈસાની ખુવારી? કેટલા કિંમતી સમયની ખુવારી કરો છો. આટલો રસ જો આત્માને માટે ધર્મ કરવામાં આવે તો કલ્યાણ થઈ જાય.

બોલબેટ રમતાં જે આઉટ થઈ જાય, હારી જાય તે એક બાજુ ઉપર ઉભો રહી જાય છે ને બીજો રમે છે. હું તો તમને બધાને કહું છું કે જો તમે સમજો તો એ બોલબેટની રમત પણ શિખામણ આપે છે કે હે જીવ! જો તું અભિમાનથી ફુલાઈશ તો મારી માફક ચતુર્ગતિ સંસારમાં ફેંકાવું પડશે, અને મને બેટથી જેમ આમથી તેમ ઉછાળે છે તેમ તારે પણ દંડાનો માર ખાવો પડશે. મારામાં હવા ભરી છે તેથી મારી આ દશા થઈ છે, તેમ તારામાં પણ જો અભિમાનની હવા ભરી હશે તો તારી મારા જેવી દશા થશે. માટે અભિમાનની હવા કાઢીને તું નમ્ર બની જા. જે નમે છે તે સૌને ગમે છે. નમ્ર માણસને ફેંકાઈ જવું પડતું નથી. માટે જ્ઞાની કહે છે કે તમે ગમે તેટલા ધનવાન બનો, જ્ઞાનવાન બનો કે મોટા કલાકાર બનો પણ કદી અભિમાન કરશો નહિ. અભિમાન આવ્યો એટલે વિકાસ થતો અટકી જાય છે.

' એક ચિત્રકારનો પુત્ર ખૂબ હોંશિયાર બન્યો. સારા સારા ચિત્રો બનાવીને તે એના પિતાજીને બતાવવા લાગ્યો. એના પિતાજી એને કંઈક ને કંઈક ખોટ બતાવતાં હતાં. બાપના મનમાં એવા ભાવ હતાં કે મારો પુત્ર કેમ વધુ હોશિયાર બને. તે બધા ચિત્રકારોમાં પ્રથમ સ્થાન મેળવે એવી તેમની ઈચ્છા હતી. એટલે કંઈક ને કંઈક ખામી હોય તો બતાવ્યાં કરે. જ્યારે બીજા લોકો એના ખૂબ વખાણ કરતાં કે કેવું સુંદર ચિત્ર દોર્યું છે! જાણે જીવતું જાગતું માણસ ન હોય! લોકોના મુખેથી પ્રશંસા સાંભળીને છોકરાના મનમાં અભિમાન આવ્યો કે હવે મને બધું આવડી ગયું. પોતાના મનમાં થતું કે હવે મારી

કળામાં ખામી નથી, પણ પિતાજીની પાસે જાય એટલે તે કંઈક ને કંઈક ખામી બતાવે છે. તેથી તેના મનમાં થયું કે મારા પિતાજી તો મારા કાર્યની કદી પ્રશંસા કરતા નથી. એ તો ખોડખાંપણ કાઢયા જ કરે છે. હવે મારે તેમને બતાવવા જવું જ નથી. આજે ઘણાં માણસો એવા હોય છે કે તેઓ કામ ઘણું કરે પણ જો તેમનાં ગુણલા ગવાય તો તેમને આનંદ થાય પણ ગુણ ના ગવાય તો મોઢું બગડી જાય છે, પણ ખરેખર જે પ્રશંસાના પિપાસુ બન્યા તેણે સમજી લેવું કે હવે મારો વિકાસ થતો અટકી જવાનો.

ચિત્રકારના બાપને ખબર પડી કે હવે મારા પુત્રને અભિમાન આવ્યો છે. એક દિવસ ચિત્રકારે એક સૌંદર્યવાન સ્ત્રીનું ચિત્ર દોર્યું. જાણે આબેહૂબ સ્ત્રી જોઈ લો. જોનારને લાગે કે જીવતી જાગતી સ્ત્રી છે. હમણાં બોલશે એમ લાગતું. લોકો તેની કલાની ખૂબ પ્રશંસા કરવા લાગ્યા ત્યારે ચિત્રકાર ખૂબ હરખાવા લાગ્યો. તેના મનમાં થઈ ગયું કે બસ, હવે હું હોંશિયાર બની ગયો. એના પિતાજીએ દૂરથી ચિત્ર જોયું. તેમને લાગ્યું કે એક મોટી ખામી છે, પણ હવે તેને બતાવવા જવું નથી કારણ કે તેને અભિમાન આવ્યો છે. આ સમયે બીજા એક ચિત્રકાર ત્યાં આવ્યો. ચિત્ર જોઈને ખામી શું છે તે પકડાઈ ગઈ. ગંભીર માણસો કદી બોલતાં નથી પણ કરી બતાવે છે. પેલા આવનાર ચિત્રકારે એક સળી લઈને ચીતરેલ ચિત્રની આંખમાં બે કાળા ટપકા કરી દીધા. તેથી ચિત્રની શોભા ઓર વધી ગઈ. આ સમયે ચિત્રકારને પોતાની ભૂલનું ભાન થયું. એના મનમાં થયું કે આના કરતાં પિતાજીને બતાવવા ગયો હોત તો મને પ્રેમથી મારી ભૂલ બતાવત. ફરીને ચિત્ર બનાવીને એના પિતાજી પાસે ગયો ને કહ્યું પિતાજી ! મને મારી ભૂલ હોય તો બતાવો, ત્યારે તેના પિતાએ કહ્યું બેટા ! હવે એ સમય ગયો. હવે તારો વિકાસ અટકી ગયો.

બંધુઓ ! જીવનમાં વિકાસ સાધવો હોય તો કદી અભિમાન ન કરશો. જ્ઞાન ભણીને અભિમાન કરે કે મારા જેટલું કોઈને જ્ઞાન નથી. પોતાના જ્ઞાનનો કોઈ ને લાભ આપવાને બદલે સામાને પોતાનાથી હલકા પાડવાની વાત કરે તો તેવા જ્ઞાનથી આત્મ કલ્યાણ થતું નથી. અહીં સોમિલ બ્રાહ્મણની પુત્રી સોમા તેની સખીઓની સાથે સોનાના દડે રમત રમે છે. બધી સખીઓ સામાસામી દડો ફેંકે છે. જે હારે તે એક બાજુમાં ઉભી રહે છે ને રમત જુવે છે. આ રીતે રમત રમતાં ખૂબ આનંદ કિલ્લોલ કરે છે. રમત રમવામાં સોમા અને તેની સખીઓ મસ્ત બની ગયા છે. તેની દાસીઓ પણ આજુબાજુ ઉભેલી છે. આ તો મોટો રાજમાર્ગ છે. એટલે આવતાં જતાં માણસો પણ આ રમત જોવા ઉભા રહે છે. અહીં રમત રમાઈ રહી છે. હવે દ્વારકા નગરીમા ત્રિકાળજ્ઞાની નેમનાથ ભગવાન પધારશે. તેના સમાચાર મળતાં કોણ દર્શન કરવા જશે, તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર :–" વિદુરજીની પાંડવોને ચેતવણી ":**—પાંડવો સહકુટુંબ વારણાવતીમાં સુખપૂર્વક રહેતાં હતાં અને દુર્યોધનનાં વખાણ કરતાં હતાં. કારણ કે ગુણવાન કદી કોઈનાં

ગુણ ભૂલતાં નથી ને અવગુણી અવગુણ છોડતાં નથી. તે અનુસાર પાંડવો ગુણવાન છે એટલે દુર્યોધનનાં ગુણ જુએ છે, પણ દુર્યોધન દુર્ગુણી છે એટલે તેણે પાંડવોને જુગારમાં બધું હરાવીને જંગલમાં મોકલી દીધાં છતાં તેના અંતરમાંથી અશાંતિની આગ ઓલવાતી નથી એટલે હજુ પાંડવોનો વિનાશ કરવાની યુક્તિ શોધવા લાગ્યો, પણ પાંડવોનો હજુ પુણ્યનો દીપક જલતો છે એટલે કોઈ ને કોઈ રીતે તેમને સમાચાર મળી જાય છે. ધૃતરાષ્ટ્ર, દુર્યોધન, શકુનિ, કર્ણ વિગેરે પાંડવોનો નાશ કરવાની યુક્તિ ગોઠવતાં હતાં. તેમાં પુરોચન નામના પુરોહિતને કહેતા હતાં કે તમે જલ્દી વારણાવતી જાઓ ને કોઈ પણ રીતે પાંડવોનો વિનાશ થાય તેવું કામ કરો. કેવી રીતે મારવા તે વાત પણ નક્કી કરી અને કહ્યું કે—

લાખ કાષ્ટ કા મહલ બનાઓ, રાલ તેલ યુત ખાસ,
આગ લગાકર ઉન પાંડવકા, ઉસમેં કરો વિનાશ હો....શ્રોતા...

હે પુરોચન! તમે વારણાવતી નગરીમાં જઈને લાખનો સુંદર મહેલ બનાવો. નીચે લાખ અને ઉપરથી એવા રંગરોગાન લગાવી દો કે જેથી કોઈને ગંધ ન આવે કે આ મહેલ શાનો બનાવેલો છે. લાખ અને કાષ્ટનો ભવ્ય, મનોહર અને આકર્ષક મહેલ બનાવીને અવસર જોઈને ચૌદસના દિવસે તેમને બાળી મૂકજો. આ બધી રજેરજ વાત વિદુરજીએ જાણી પત્રમાં લખીને એક ગુપ્ત દૂતને વારણાવતી મોકલી દીધો. ધર્મરાજાએ પત્ર વાંચ્યો. તેમાં વિદુરજીએ લખ્યું હતું કે હે પાંડવો! તમને મારી નાંખવા માટે દુર્યોધને આ કાવત્રુ રચ્યું છે. તમારા પ્રત્યે ખોટો પ્રેમ વ્યક્ત કરી તમને ભૂલાવામાં નાંખીને છેતરશે. તમને પુરોચન દ્વારા તે વારણાવતીમાં લાવ્યો છે અને એ નવા બનાવેલા મહેલમાં તમને રાખીને કોઈ પણ કૃષ્ણ ચતુર્દર્શીએ એટલે વદ ચૌદશના દિવસે મહેલમાં આગ લગાડી તમને સૂતા બાળી નાંખવા તેમ તેણે નક્કી કર્યું છે. આ વાત મેં કોઈની પાસેથી સાંભળેલી નથી પણ મારા કાનોકાન સાંભળી છે. માટે તમે બધા સાવધાનીથી રહેજો. સહેજ પણ પ્રમાદ કરશો નહિ અને દરેક મહિનાની વદ ચૌદશના દિવસે તમે ખૂબ સાવધાન રહેજો. આ પ્રમાણે વિદુરજીએ વિગતવાર સમાચાર પત્રમાં લખ્યા હતાં તે ધર્મરાજાએ ધ્યાનપૂર્વક વાંચ્યા.

પત્ર વાંચીને ધર્મરાજાએ ભીમ, અર્જુન, સહદેવ, નકુળ, કુંતાજી, દ્રૌપદી વિગેરેને બોલાવીને વિદુરજીએ લખેલા સમાચાર વંચાવ્યા. આ વાત જાણીને પાંચે ભાઈઓને ખૂબ ક્રોધ આવ્યો. સૌથી પહેલાં તેમણે મહેલની તપાસ કરી તો ખરેખર લાખનો જ મહેલ હતો. જેમ દુર્યોધને અંદરથી કપટ રાખીને ઉપર પ્રેમ બતાવ્યો તેમ આ મહેલ પણ ઉપરથી રંગરોગાન કરી રંગીલો બનાવ્યો છે પણ અંદર તો લાખ અને લાકડું જ છે, એટલે આગ લગાડે ત્યારે બળતાં વાર ન લાગે. ભીમે ક્રોધાયમાન થઈને કહ્યું મોટાભાઈ! હવે આપ અમને રજા આપો તો શત્રુને મારી ગદાનો સ્વાદ ચખાડીને આવું. અર્જુને પણ ભીમને સાથ આપ્યો, પણ ધર્મરાજાએ કહ્યું ભાઈ! એ દુષ્ટ બન્યો પણ આપણે એના

જેવા દુષ્ટ બનવું નથી. હું જુગાર રમ્યો છું તો તેનું ફળ મને ભોગવી લેવા દો. તેર વર્ષ પછી તમારે જેમ કરવું હોય તેમ કરજો. હું ના નહિ પાડું. એમ કહીને શાંત કર્યા. પછી કહ્યું હાલ બીજી બધી વાત છોડીને અહીંથી બચવા. માટે શું કરવું તે નક્કી કરીએ. બધાએ ભેગા થઈને નક્કી કર્યું કે આપણે આ મકાનમાંથી ઘણે દૂર નીકળી શકીએ તેવી સુરંગ ખોદાવવી, અને જ્યાં સુધી સુરંગ તૈયાર ન થાય ત્યાં સુધી આપણે બધાએ અહીં સાવધાનીથી રહેવું. જ્યારે આગ લગાડશે ત્યારે સુરંગ દ્વારા બહાર નીકળી જઈશું.

**"લાખના મહેલમાંથી નીકળવાનો શોધેલો રસ્તો"**: સુરંગ ખોદાવવાનું નક્કી કર્યું પણ સુરંગ ખોદનાર ગુપ્ત માણુસ ક્યાંથી લાવવો તેના વિચારમાં પડયા. ત્યારે વિદુરજીએ મોકલેલા પ્રિયવંદ નામના દૂતે કહ્યું કે તમે એની ચિંતા ન કરો. તમારા કાકા વિદુરજીએ બધો વિચાર કરીને સુરંગ ખોદનાર માણુસને પણ મારી સાથે મોકલ્યો છે. આ સાંભળીને ધર્મરાજાને ખૂબ આનંદ થયો. અહો! આપણાં વડીલ વિદુરજીની આપણા ઉપર કેટલી કૃપાદૃષ્ટિ છે! એમણે દીર્ઘદૃષ્ટિ વાપરીને માણુસ મોકલી આપ્યો છે. અત્યારે તેમણે આપણુને આ સમાચાર ન આપ્યા હોત તો આપણો વિનાશ થઈ જાત, પણ આવા દુઃખમાં હજુ પુણ્યનો ઉદય છે તેથી આપણુને સમ.ચાર મળી જાય છે. ધર્મરાજાએ આવેલા માણુસને કહ્યું કે રાત્રીના સમયે કોઈ ન જાણે તેવી રીતે તું સુરંગ ખોદવાનું કામ શરૂ કરજે, અને અહીંથી અમે દ્વૈતવનમાં નીકળીએ તેવી રીતે સુરંગ બનાવ. ક્યાં સુરંગનું દ્વાર બનાવવું વિગેરે સૂચનાઓ આપી તે પ્રમાણે વિદુરજીનો મોકલેલ શુકન નામનો માણુસ રાતના સમયે યુધિષ્ઠિરના મકાનમાં ધીમે ધીમે સુરંગ ખોદતો હતો ને દિવસે નગરની બહાર કામ કરતો હતો. સુરંગનું ખોદકામ શરૂ થઈ ગયું.

**દુર્યોધન ઉપર કોપાયમાન થયેલ અર્જુન અને ભીમ**:–બંધુઓ! જગતમાં પુણ્યની કેવી બલીહારી છે! પુણ્યવાન માણુસ શૂળ ઉપર પગ મૂકે તો પણ શૂળ ફૂલ બની જાય છે, અને પુણ્યહીન માણુસ ફૂલ ઉપર પગ મૂકે તો ફૂલ પણ શૂળ બની જાય છે. પાંડવો પુણ્યવાન છે એટલે દુઃખમાં પણ બચવાની સામગ્રી મળી જાય છે, પણ પાંડવોને દુર્યોધન ઉપર ખૂબ ક્રોધ આવ્યો કે આપણે તો માન્યું કે તેની મતિ સુધરી ગઈ પણ આ તો હળાહળ ઝેર ભર્યું છે. ભીમને ગુસ્સો આવ્યો તેથી કહે છે મોટાભાઈ! આપ આજ્ઞા આપો તો આપણો વિનાશ કરવા આવેલા પુરોચન બ્રાહ્મણને મારી ગદાના એક ઘાએ પૂરો કરી નાંખુ. પછી આપણે અહીંથી ચાલ્યા જઈએ, ત્યારે ધર્મરાજાએ કહ્યું, ભાઈ! મેં તને એક વખત કહ્યું ને કે હમણાં આપણે કાંઈ કરવું નથી. તેર વર્ષ પછી બધું કરજો. હમણાં શાંતિ રાખો.

બીજી વાત એ છે કે આપણે પુરોચનને મારીને ચાલ્યા જઈશું તો કોઈને કોઈ રીતે દુર્યોધનને સમાચાર તો પહોંચી જશે તો ઉલ્ટો વહેમ પડશે ને આપણને શોધવા

માટે કેડો પકડશે. તે કરતાં આગ લગાડશે ત્યારે જો સુરંગ દ્વારા બહાર નીકળી જઈશું તો એ એમ માનશે કે તે આગમાં બળી ગયા. એટલે એનું કાળજું ઠરશે ને આપણી શોધ કરાવતો અટકશે. આ રીતે આપણે સુખેથી રહી શકીશું, અને આ બ્રાહ્મણને મારવાથી શું ? એ તો ચિઠ્ઠીનો ચાકર છે. શૂરા સૈનિકો કીડી ઉપર કટક ન ચલાવે. સિંહ મૃગલાને મારે તેમાં તેની શૂરવીરતા દેખાતી નથી પણ જો હાથીને મારે તો સિંહની શૂરવીરતા દેખાય છે. તેમ તમે આવા શૂરવીર થઈને મૃગલા જેવા બ્રાહ્મણને મારો તેમાં શોભા નથી પણ તેર વર્ષ પૂરા થયા પછી સામી છાતીએ દુર્યોધનને તમારું બળ બતાવજો.

આ પ્રમાણે હિતશિખામણ આપી ધર્મરાજાએ ભીમ અને અર્જુનને ઠંડા પાડયા. આ તરફ સુરંગ તૈયાર થઇ ગઈ. સુરંગમાં પ્રવેશ કરવાનું દ્વાર હતું તેના ઉપર ભીમનો સૂવાનો પલંગ રાખ્યો હતો. એ દ્વાર એવી રીતે બનાવ્યું હતું કે કોઈને ખબર ન પડે. રાત્રે પાંડવો, કુંતાજી, દ્રૌપદી બધા સુરંગમાં જતાં હતાં. આગ લાગે ત્યારે કેવી રીતે જવું, આ સમયે તકલીફ ન પડે તે માટે સુરંગમાં ઉતરીને ચાલતાં હતાં. ઉપર મહેલ છે અને નીચે ગુપ્ત રીતે સુરંગ તૈયાર થઈ છે તે વાતની પુરોચનને કંઈ જ ખબર નથી. એ એના કાર્યને સફળ કરવાના આનંદમાં મગ્ન હતો. તે દરરોજ પાંડવો પાસે આવીને મીઠી મીઠી વાતો કરતો હતો. જ્યાં સુધી એના કપટની ખબર ન હતી ત્યાં સુધી સૌ તેની સાથે પ્રેમથી બોલતાં હતાં પણ હવે તેના પ્રત્યે પ્રેમ આવે? હવે તો ઉપરથી પ્રેમ બતાવતાં હતાં, પણ એ માનતો હતો કે મેં પાંડવોને કેવા મારા બનાવી દીધા છે! હવે એમને મારા ઉપર અવિશ્વાસ નથી એટલે મારું કામ જલ્દી કરી લઉં. ક્યારે વદ ચૌદશનો દિવસ આવે તેની પુરોચન રાહ જોવા લાગ્યો ને દુર્યોધનને પણ તેણે સમાચાર મોકલાવી દીધાં કે આ દિવસે હું આ કામ કરીશ.

આ તરફ પાંડવો પણ સાવધાન બની ગયા છે. એ વિચાર કરવા લાગ્યા કે ચૌદશના દિવસના બદલે કદાચ વહેલો આગ લગાડે તો! માટે સજાગ રહેવું જોઈએ. એટલે ભીમ મહેલના ધાબા ઉપર ચઢતો. અર્જુન અગાશીમાં આંટા મારતો. સહદેવ, નકુળ વિગેરે છૂપી રીતે ધ્યાન રાખવા લાગ્યા, અને કુંતાજી તથા દ્રૌપદી વિગેરે આપત્તિમાંથી ક્ષેમકુશળ બચી જવાય તે માટે પ્રભુને પ્રાર્થના કરવા લાગ્યા. સુપાત્રે દાન આપવા લાગ્યા. હવે પુરોચન કેવી રીતે આગ લગાડશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.



## વ્યાખ્યાન નં. ૯૪

**ભાદરવા વદ ૮ ને બુધવાર** **તા. ૫-૧૦-૭૭**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો ! અનંત ઉપકારી સર્વજ્ઞ ભગવંતોએ ભવ્ય જીવોના કલ્યાણ માટે આગમવાણી પ્રકાશી છે. એ આગમનાં રહસ્યો આપણને સદ્‌ગુરૂઓ સમજાવે છે. શાસ્ત્રમાં ભગવંતે કહ્યું છે કે આ સંસારમાં જીવને સાચો સહારો હોય તો ધર્મ છે. "धम्मो ताणं सरणं" દુર્ગતિમાં પડતાં જીવોને ત્રાણ શરણ જો કોઈ હોય તો જિનેશ્વર પ્રભુનો ધર્મ છે. સાચો ધર્મ કયો છે ? ધર્મ કરવાનું ધ્યેય શું છે ? ધર્મનું સ્વરૂપ શું છે ? ધર્મ કેવી રીતે કરાય છે ? આ બધું આપણને સદ્‌ગુરૂઓ વિના કોણ સમજાવે ? ધર્મ એ ખૂબ સૂક્ષ્મ અને ગંભીર વસ્તુ છે. માટે ધર્મનો મર્મ સદ્‌ગુરૂઓ વિના બીજા કોઈની પાસેથી જાણવા મળતો નથી. જેને ધર્મ કરવાનો રસ હશે તેને સદ્‌ગુરૂઓ પાસે આવવું પડશે. ધર્મનાં પુસ્તકો કે સિદ્ધાંતો પોતાની જાતે વાંચી લેવાથી ધર્મનું શુદ્ધ સ્વરૂપ સમજી શકાતું નથી. આ દુનિયામાં અનેક પ્રકારના ધર્મો રહેલા છે. તેમાં કયા ધર્મમાં સાચું અને શુદ્ધ ધર્મતત્ત્વ રહેલું છે તેનું સાચું જ્ઞાન સદ્‌ગુરૂઓ પાસેથી પ્રાપ્ત થાય છે. સાચા ધર્મની પરીક્ષા કેવી રીતે કરવી તેના ઉપાયો સદ્‌ગુરૂઓ આપણને શાસ્ત્રના આધારે બતાવે છે.

જેમ તમારે કાપડનો વહેપાર કરવો હોય તો તેનું જ્ઞાન મેળવવા કાપડીયા પાસે જવું પડે છે. હીરાનો વહેપાર શીખવો હોય તો ઝવેરી પાસે તાલીમ લેવી પડે છે. ડોકટર બનવું હોય તો ડોકટરી લાઈન લેવી પડે છે ને વકીલ બનવું હોય તો તેની લાઈન લઈને અભ્યાસ કરવો પડે છે, ત્યારે તે જ્ઞાન મળે છે, તેમ જો ધર્મનું જ્ઞાન મેળવવું હોય તો ધર્મના નિષ્ણાત સદ્‌ગુરૂઓ પાસે જવું પડશે. જો ધર્મની ભૂખ લાગી હોય ને ભવ-સાગરમાં ડૂબતા આત્માને તારવો હોય તો થોડો સમય કાઢીને પણ સદ્‌ગુરૂઓ પાસે આવીને ધર્મનું શ્રવણ કરો. ધર્મશ્રવણ ભવરોગ નાબૂદ કરવા માટેની અમૂલ્ય ઔષધિ છે. ધર્મથી જીવને અનેક પ્રકારના લાભ થાય છે. ઈચ્છિત સુખની પ્રાપ્તિ થાય છે. એક સંસ્કૃત શ્લોકમાં કહ્યું છે કે—

प्राज्यं राज्यं सुभगदयिता नन्दनानन्दनानां,
रम्यं रूपं सरस कविता चातुरी सुस्वरत्वम् ।
निरोगत्वं गुणपरिचयः सज्जनत्वं सुबुद्धि,
किं नु ब्रूमः फलपरिणतिं धर्मकल्पद्रुमस्य ॥

વિશાળ રાજ્ય, સુશીલ સ્ત્રી, પુત્રોના પુત્રો, સુંદર રૂપ, સરસ કવિતા, નિપુણતા, મીઠો સ્વર, નિરોગીતા, ગુણો પ્રત્યેનો પ્રેમ, (ગુણાનુરાગ), સજ્જનતા, સદ્‌બુદ્ધિ આ બધા

ધર્મરૂપી કલ્પવૃક્ષના ફળો છે. અર્થાત્ ધર્મરૂપી કલ્પવૃક્ષના એટલા બધા ફળ હોય છે કે તેનું વર્ણન એક જીભથી કરી શકાતું નથી. આવા ધર્મરૂપી કલ્પવૃક્ષની પ્રાપ્તિ માટે ભગવાને શાસ્ત્રમાં ઉપદેશેલા ધર્મની આરાધના કરો.

આપણે ગજસુકુમારનો અધિકાર ચાલે છે. તેમાં સોમિલ બ્રાહ્મણની પુત્રી સોમા સારા શણગાર સજીને તેની સરખી સાહેલીઓની સાથે ઘેરથી નીકળીને રાજમાર્ગ ઉપર રમવા માટે આવી. તે સોનાના દડાથી રમી રહી છે. સોનાના દડાથી રમતી સોમા તેની સખીઓ વચ્ચે કેવી દેખાતી હતી? જાણે સોનાની ધ્વજા ફરકતી ન હોય! જાણે અત્યારે આકાશમાં વીજળી ચમકતી ન હોય! જાણે નયન મનોહર કલ્પલત્તા જ ન હોય! જાણે રત્નની માળાઓ ભેગી કરી ન હોય! તેવી તે સોમા તેની સખીઓની વચ્ચે શોભતી હતી. તેનું રૂપ સુવર્ણ ચંપકની કળી જેવું અને નીલકમળની પાંખડીઓ જેવું શોભતું હતું.

સર્વ વિદ્યાઓમાં જાણે શબ્દ વિદ્યા, રસ વૃત્તિઓમાં કૌશિકી વૃત્તિ, છંદોમાં ઉપજાતિ, જ્ઞાતિઓમાં વૈદર્ભી, સૂર લહરીઓમાં પંચમ સૂર, સર્વ વીણાઓમાં મહાર્ઘ વીણા મહાન ગણાય છે, તેમ બધી કન્યાઓમાં આ સોમા કન્યા ચંદ્રમા સમાન શોભતી હતી. તેની કાયા સશક્ત, સુંદર અને નીરોગી હતી, તેના નયનોમાં તેજસ્વિતા હતી, તેનું લલાટ ભવ્ય દેખાતું હતું. તેનું વક્ષઃસ્થલ સાહસ અને શૌર્યના પ્રતીક સમું દેખાતું હતું. તે સ્ત્રીઓની ચોસઠ કળામાં, અક્ષરજ્ઞાન, વ્યાકરણ, સંગીત, ચિત્રકલા, રાજનીતિ, ધનુર્વિદ્યા, શસ્ત્રકળા, ધર્માનુકુલ નીતિશાસ્ત્ર વિગેરે વિદ્યાઓમાં પારંગત હતી. આ સોમા દરેક કાર્યમાં ખૂબ પ્રવીણ અને હોંશિયાર હતી. આ બધું તેની પૂર્વની પુન્નાઈનું ફળ હતું.

સખીઓ અને દાસીઓની વચમાં ચંદ્ર અને સૂર્ય સમાન શોભતી સોમા સોનાના ગેડીદડાથી રમી રહી છે. રમવાની મસ્તી જામી છે. આનંદ–કિલ્લોલ કરી રહી છે. અહીં તેમની રમતનો બરાબર રંગ જામ્યો છે. તે સમયે શું બને છે, "तेणं कालेणं तेणं समएणं अरहा अरिहुनेमी समोसढे, परिसा णिग्गया।" સોમા સોનાના ગેડીદડે રમતી હતી તે કાળને તે સમયે બાર યોજન લાંબી અને નવ યોજન પહોળી દ્વારકા નગરીમાં અજ્ઞાનના તિમિરને ટાળી જ્ઞાનની જ્યોતિ જગાવનાર, ભવ્ય જીવોને ભવસાગરથી તારવા નૌકા સમાન, અનાથના નાથ, કરૂણાસિન્ધુ નેમનાથ ભગવાન ગ્રામાનુગ્રામ વિચરતાં વિચરતાં તેમના શિષ્ય પરિવાર સાથે દ્વારકા નગરીની બહાર આવેલા ઉદ્યાનમાં પધાર્યા.

એ સમયમાં તીર્થંકર ભગવાન અને તેમના સંતો શહેરમાં વસ્તીમાં ઉતરતાં ન હતાં પણ વસ્તીથી દૂર ઉતરતાં હતાં કારણ કે સાધુ–સાધ્વીઓ જેટલાં ગૃહસ્થના નિવાસથી દૂર રહે તેટલી સાધનામાં વધુ શાંતિ રહે છે. જેટલા વધુ ગૃહસ્થના પરિચયમાં રહેવાય

તેટલી સાધનામાં ખોટ પડે છે, આટલા માટે ભગવંતે દશવૈકાલિક સૂત્રમાં કહ્યું છે કે હે મારા શ્રમણો અને શ્રમણીઓ! જો તમારે નિર્મળ ચારિત્ર પાળવું હોય તો, "गिहि संथवं न कुज्जा, कुज्जा साहूहिं संथवं।" ગૃહસ્થનો અતિ સંસર્ગ ન કરો. હા, ગૃહસ્થો તમારી પાસે આવે તો તેને ધર્મ પમાડવાની વાત કરો પણ બીજી આડી અવળી વાતો કરીને સ્વાધ્યાય-ધ્યાન કરવાનો અમૂલ્ય સમય બગાડો નહિ. જો તમને સંસર્ગ કરવાનું મન થાય તો સંતોનો સંગ કરો. જેથી તમારા આત્મામાં જાગૃતિ આવે, નેમનાથ ભગવાનના અઢાર હજાર (૧૮૦૦૦) સંતો હતાં, આવા મોટા વિશાળ સાધુ સમુદાય સહિત નેમનાથ ભગવાન દ્વારકા નગરીની બહાર ઉદ્યાનમાં પધાર્યા.

ઉદ્યાનમાં વનપાલકો રહેતાં હતાં, નેમનાથ ભગવાન પધાર્યા એટલે તરત વનપાલકોએ ભગવાનને ઉતરવાની આજ્ઞા આપી, અને પાટ-પાટલા વિગેરે પાઢીયારી ભગવાનને કલ્પતી ચીજો આપી. પાઢીઆરી વસ્તુ એટલે તમે સમજો છો? જે વસ્તુ લઈને પાછી આપી શકાય તે પાઢીયારી વસ્તુ કહેવાય. દા. ત. પાટ, પાટલા, બાજોઠ વિગેરે. આ ચીજો સાધુ સાથે લઈને ફરતાં નથી. એ જે જે ધર્મસ્થાનકમાં જાય ત્યાં શ્રાવકોની આજ્ઞા લઈને વાપરે છે. સોય, કાતર વિગેરે ચીજોની જરૂર પડે ત્યારે ગૃહસ્થને ઘેરથી લઈ આવે ને સૂર્યાસ્ત પહેલાં ગૃહસ્થને પાછા સોંપી દે છે. દવા વિગેરે ઔષધિ પણ સાધુથી રાતના ન રખાય. સવારે લઈ આવે ને સાંજે પાછી ગૃહસ્થને સોંપી દે. આ બધી વસ્તુઓ પાઢીઆરી છે અને આહાર, વસ્ત્ર વિગેરે ચીજો લીધા પછી ગૃહસ્થને પાછી આપી શકાય નહિ. ઉદ્યાનપાલકે ભગવાનને પાટ-પાટલા વિગેરે ચીજો આપી. ત્યાર પછી તરત કૃષ્ણવાસુદેવને ભગવાન પધાર્યાની વધામણી આપવા માટે ગયો. વનપાલકોને ભગવાન કે ભગવાનના સંતો પધારવાની વધામણી આપવા જવાનો ઉમંગ હોય છે. કારણ કે જેમના આગમનથી રાજા મહારાજાઓના દિલ આનંદિત થઈ જતાં હોય, જેમના ચરણમાં તેઓ શિર ઝૂકાવતા હોય તેમની વધામણી આપવા જવાનો ઉમંગ હોયને? અને એ મહારાજાઓ ભગવાન પધાર્યાની વધામણી આપવા આવનારને ન્યાલ કરી દેત। આ તો રાજા મહારાજાની વાત છે પણ એ સમયનાં શ્રાવકો પણ એવા હતાં.

વર્ષો પહેલાં ખંભાતમાં બનેલી વાત છે. એક વખત કોઈ મોટા આચાર્ય મહારાજ ખંભાત શહેરના નાકે પધાર્યા. આ વાતની ખબર પડતાં એક નોકર દોડતો એના શેઠને મહારાજ પધાર્યાની મંગલ વધામણી આપવા આવ્યો. આચાર્ય ભગવંત પધાર્યાની વધામણી સાંભળીને શેઠ ખુશખુશાલ થઈ ગયા, અને વધામણી આપવા આવનાર નોકરને એક ચાવીનો ઝૂડો આપીને કહ્યું કે આ ઝૂડામાંથી તું ગમે તે એક ચાવી કાઢી લે, એ ચાવી જેની હોય અને તેમાં જે માલ ભર્યો હોય તે બધો તને ભેટ આપી દઉં છું. નોકરે ઝૂડામાંથી એક મોટી ચાવી કાઢી. ચાવી જોઈને શેઠના મનમાં થયું કે આ બિચારે

જીવ છે. એને અત્યારે ન્યાલ થઈ જવાનો ચાન્સ છે પણ જે ચાવી તેણે કાઢી છે તેમાંથી ઓછું મળશે એટલે શેઠને તેની દયા આવી તેથી કહ્યું-ભાઈ! આ ચાવી ક્યાં કાઢી? જરા સારી ચાવી કાઢ. શેઠે તેના ઉપર દયાભાવથી કહ્યું ત્યારે નોકરના મનમાં થયું કે શેઠે ઉદાર થઈને મને ઝૂડો આપી દીધો પણ મેં મોટી ચાવી કાઢી એટલે તેમનો ઘણો ઉત્તમ માલ જતો રહે તે એમને ખટકે છે. તેથી આમ કહે છે, પણ મારા હાથમાં આવ્યા પછી હું ક્યાં છોડું તેમ છું. એણે શેઠને કહ્યું-શેઠ! મારા જેવા ગરીબ માણસ માટે આ બરાબર છે.

શેઠ સમજી ગયા કે આના ભાગ્યમાં વધુ ધન લાગતું નથી. એટલે શેઠે કહ્યું કે ભલે જેવી તારી ઇચ્છા, એમ કહીને શેઠે મુનિમને બોલાવીને કહ્યું કે આ ચાવીની વખારમાં જે માલ ભર્યો હોય તે આ નોકરને બક્ષિસ કરી દો. મુનિમે ચાવી લઈને તાળું ખોલ્યું તો દોરડાની વખાર નીકળી એટલે નોકરના મનમાં થયું કે આ તો દોરડાની વખાર નીકળી. હું આ દોરડાની વખારને શું કરું? ત્યારે શેઠે દોરડાના વહેપારીઓને બોલાવીને દોરડાના વખારની કિંમત અંકાવી તો કુલ રૂ. એકત્રીસ હજારનો માલ થયો. બધો માલ ખરીદી લીધો ને રૂ. (૩૧૦૦૦) નોકરના હાથમાં આપી દીધા, શેઠે તો ખુશી થઈને આપ્યા પણ મુનિમો કહે છે શેઠ! આટલા બધા રૂપિયા તે કાંઈ નોકરને આપી દેવાના હોય! આવું દાન કરશો તો ભિખારી થઈ જશો. શેઠે કહ્યું મુનિમજી! આ તો મહાન લાભનું કારણ છે. મારા તરણતારણ, સફરી જહાજ સમાન ગુરૂદેવની વધામણી લઈને આવનાર માણસ નોકર હોય કે મુનિમ હોય પણ મારે મન તો એ મહાન છે. આવી પવિત્ર વધામણી આગળ મને ધનની કિંમત નથી. આવા દેવાધિદેવ સમાન ગુરૂ ભગવંત મને ધનની મૂર્છા ઉતરાવવા માટે મળ્યા છે. લક્ષ્મીની મૂર્છા અને ભોગની આસક્તિ તો જીવને ભવમાં ભટકાવનારી છે. આ દેવ ગુરૂની ભક્તિ કરવાનું મને આલંબન મળ્યું. એ નિમિત્ત પામીને લક્ષ્મીને કાંકરા સમાન અને દેવ-ગુરૂને હીરા સમાન લેખવાનો સોનેરી સુઅવસર મળ્યો. આવા અવસરને નહિ ઓળખીએ અને ગુરૂની ભક્તિમાં લક્ષ્મીને લોભ નહિ છૂટે તો પછી શું કરી શકવાના છીએ? આવા પૈસા સંસાર સુખ માટે કેટલા ખર્ચાઈ જાય છે. ત્યાં હિસાબ કરવા બેસીએ છીએ! અચાનક ભયંકર રોગ આવે ને દવામાં વપરાઈ જાય તો તેથી કંઈ લાભ થશે ખરો? અગર સરકાર લઈ જશે તો શું કરવાના છીએ? ચોર ચોરી જશે અગર વહેપારમાં ખોટ આવી ગઈ તો? એ રીતે પણ પૈસા તો જવાના જ છે ને? એથી કંઈ લાભ નહિ થાય પણ મારા દેવ-ગુરૂની ભક્તિમાં જેટલાં નાણા વપરાશે તે લેખાના છે. એમાં મને મહાન લાભ થશે. શેઠનો મુનિમ શેઠના વચન સાંભળીને દંડોગાર થઈ ગયો ને શેઠની દેવ-ગુરૂની ભક્તિ પ્રત્યે આકર્ષિત થયો. નોકરને રૂ. એકત્રીસ હજાર (૩૧૦૦૦) મળતાં આનંદ થઈ ગયો ને તેના મનમાં ગુરૂ પ્રત્યે બહુમાન જાગ્યું કે જે ગુરૂદેવ પધાર્યાની વધામણી આપવા જતાં મને શેઠે ન્યાલ કરી દીધો, તો એ ગુરૂદેવ કેવા હશે!

બંધુઓ ! તમે સાંભળ્યું ને કે શેઠને ગુરૂદેવ પ્રત્યે કેટલી ભક્તિ હશે ! અહીં વનપાલકે કૃષ્ણવાસુદેવને વધામણી આપી કે હે મહારાજા ! જેમના દર્શનથી દુઃખ દૂર થાય છે, પાપી પાવન બની જાય છે ને ભવના ફેરા ટળી જાય છે તેવા ત્રિલોકીનાથ શાસનપતિ, નેમનાથ ભગવાન પરિવાર સહિત ઉદ્યાનમાં પધાર્યા છે. આ વધામણી સાંભળીને કૃષ્ણ-વાસુદેવનાં સાડા ત્રણક્રોડ રોમરાય ખીલી ઉઠયા, ને હૈયામાં અલૌકિક આનંદ થયો. માથે મુગટ રાખીને જેટલાં આભૂષણો અંગ ઉપર પહેરેલા હતાં તે બધા વધામણી આપવા આવનાર વનપાલકને દઈ દીધા, શેઠે ગુરૂ પધાર્યાની વધામણી આપવા આવનારને રૂ. (૩૧૦૦૦) દઈ દીધા, તો આવા ત્રિખંડ અધિપતિ વાસુદેવ તો કેટલું આપે ! વાસુદેવના અલંકારો કેટલા કિંમતી હોય ! કૃષ્ણવાસુદેવને નેમનાથ ભગવાન ઉપર અખૂટ શ્રદ્ધા હતી. ભગવાન કે ભવગાનના સંતો આગળ ત્રણ ખંડનું રાજ્ય તેમને મન તુચ્છ હતું. વધામણી આપવા આવનાર વનપાલકનું દરિદ્ર ટળી ગયું. હવે હું તમને પૂછું છું કે તમને કોઈ માણસ અગર તમારો નાનો દીકરો દોડતો હર્ષભેર વધામણી આપવા આવે કે બાપુજી ! ઉપાશ્રયમાં મહારાજ સાહેબ પધાર્યા છે, તો તમે તેને શું આપશો ? કોઈ દિવસ આપ્યું છે ખરું ? "ના," પણ જો કોઈ એવી વધામણી આપવા આવે કે તમારા દીકરાની વહુએ બાબાને જન્મ આપ્યો છે તો હૈયું નાચી ઉઠે ને વધામણી આપવા આવનારને કંઈને કંઈ આપી દેશો, પણ વિચાર કરજો કે આ વધામણી તમને તારનાર નથી, સંસારમાં ડૂબાડનારી છે. હવે એટલું નક્કી કરજો કે તમને કોઈ સાધુ–સાધ્વી પધાર્યાની વધામણી આપવા માટે આવે તો તમે વધુ ન આપી શકો તો ખેર, પણ તમારા ખિસ્સામાં હોય તે આપી દેવું. (હસાહસ) કેમ બધાં હસ્યા ? (શ્રોતામાંથી) અવાજ :–અરે, અમારા ખિસ્સામાં તો કંઈક વાર ઘણું હોય.

અરે, મારા ભાઈઓ ! દેવ, ગુરૂ અને ધર્મની ભક્તિમાં તમને ઉત્કૃષ્ટ ભાવ આવશે. તો તમારા કર્મો ખપી જશે, અનંતા કર્મોની નિર્જરા થશે. દેવ–ગુરૂની ભક્તિમાં ખર્ચેલાં નાણાં એ જ સાચા નાણાં છે. બાકી તો બધા કાંકરા છે, જે તમારા હાથે દાનમાં વાપરશો તે જ તમારું છે. કૃષ્ણ વાસુદેવ દેવ–ગુરૂ અને ધર્મની ભક્તિમાં નાણાંનો વ્યય કરતાં પાછું વાળીને જોતાં ન હતાં. ભગવાનને જોઈને કૃષ્ણ વાસુદેવ ગાંડાઘેલાં થઈ જતા હતા. તેમનું હૈયું નાચી ઉઠતું હતું, કે હે પ્રભુ ! હું તારી શું ભક્તિ કરું ! શું તારા ગુણ ગાઉં !

**અંબરમાં ચમકે અસંખ્ય સિતારા, પાર કદી પામે નહિ એને ગણનારા,**
**ગુણ તારા ઝાઝાં ને થોડું મારું જ્ઞાન...કેમ કરી ગાઉં...**

પ્રભુ પધાર્યાની વધામણી સાંભળીને કૃષ્ણ વાસુદેવ સિંહાસનેથી ઉભા થઈ ગયા, ને જે દિશામાં ભગવાન બિરાજમાન હતાં તે દિશા તરફ મુખ રાખીને તિક્ખુત્તોનો પાઠ ભણી

વંદન કર્યા ને પછી પ્રભુના ગુણગ્રામ કર્યા કે હે પ્રભુ! તું કેવો ને હું કેવો! તારા ગુણુ અનંતા છે. તારા ગુણુ ગાવાની મારામાં શક્તિ નથી. હું અલ્પજ્ઞ તારા ગુણો કેવી રીતે ગાઇ શકું? છતાં મારી શક્તિનો વિચાર કર્યા વિના તારા ગુણુ ગાવા તૈયાર થયો છું. જેમ ભક્તામર સ્તોત્રમાં માનતુંગાચાર્ય બોલ્યા છે કે,

सोऽहं तथापि तव भक्तिवशान् मुनीश, कर्तुं स्तवं विगतशक्तिरपि प्रवृत्तः।
प्रीत्यात्म वीर्यमविचार्य मृगो मृगेन्द्रं, नाभ्येति किं निज शिशोः परिपालनार्थम्।

હે મુનિઓના નાથ એવા ઋષભદેવ પ્રભુ! આપની સ્તુતિ કરવા, આપના ગુણુ ગાવા માટે હું અસમર્થ છું પણુ આપના પ્રત્યેની ભક્તિથી હું આપની સ્તુતિ કરવા તત્પર થયો છું. જેમ મૃગ સિંહ આગળ કંઈ શક્તિમાન નથી છતાં પોતાના બચ્ચાનું રક્ષણુ કરવા માટે સિંહનો સામનો કરવા તૈયાર થાય છે, તેનું કારણુ એ જ છે કે એ મૃગલાને તેના બચ્ચા પ્રત્યે અથાગ પ્રીતિ છે. તેથી તે પોતાની શક્તિનો વિચાર કરતું નથી. જ્યાં પ્રીતિ અને ભક્તિ હોય છે ત્યાં માણુસ પોતાની બુદ્ધિ કે શક્તિનો વિચાર કરતો નથી, તે રીતે કૃષ્ણુ વાસુદેવને નેમનાથ ભગવાન પ્રત્યે અપૂર્વ ભક્તિ અને પ્રીતિ હતી તેથી તે પ્રભુના આગમનની વધામણી સાંભળીને હર્ષઘેલા બની પ્રભુના ગુણુગાન કરવા લાગ્યા. આ જોઈને વનપાલક આશ્ચર્યચકિત થઈ ગયો. અહો, મહારાજાને ભગવાન પ્રત્યે કેટલી ભક્તિ છે! તો હું પણુ આવા ભગવાનની ભક્તિ કરું, તેમ વિચારી હર્ષ પામતો ભગવાનના ગુણુગાન કરતો વનપાલક ચાલ્યો ગયો. સારી દ્વારકા નગરીમાં લોકોને ખબર પડી ગઈ કે ભગવાન નેમનાથ ઉદ્યાનમાં પધાર્યા છે. તે સાંભળીને નગરજનોનાં હૈયાં હર્ષનાં હિલોળે ચઢયાં, અને માણુસોના ટોળેટોળા હર્ષભેર પ્રભુના દર્શને જવા લાગ્યા.

આ તરફ સોમા તેની સખીઓની સાથે સોનાના દડાથી રમત રમી રહી છે. એને ગેડીદડા રમવાનો આનંદ છે. કૃષ્ણુ વાસુદેવને પ્રભુ પધાર્યાનો આનંદ છે. હવે કૃષ્ણુ વાસુદેવ ભગવાનના દર્શન કરવા માટે જશે ત્યારે શું બનશે તેવા ભાવ અવસરે.

**ચરિત્ર:**—પાંડવોને દુર્યોધનના કપટની ખબર પડી ગઈ હતી, તેથી એ કપટજાળમાંથી બચવાનો ઉપાય તેમણે શોધી લીધો હતો. એટલે નિશ્ચિતપણે તેઓ આનંદથી મહેલમાં રહેતાં હતાં. પુરોચન તેમની પાસે અવારનવાર આવીને જાણે તેમનો સગો ભાઈ ન હોય તેટલો પ્રેમ બતાવતો હતો, ને મીઠી મધુરી વાતો કરતો હતો, પણુ પાંડવો સાવધાન બની મનમાં સમજતા હતા કે તારે મીઠું મીઠું બોલીને અમને જલાવવા જ છે ને! પણુ એ બાહ્ય દેખાવથી તેની સાથે પ્રેમભર્યો વર્તાવ રાખતાં. આ જોઈને દુષ્ટ પુરોચન મનમાં મલકાતો વિચારે છે કે,

**ધન્ય હૈ મેરી કલા કુશલતા, મૂરખ દિયા બનાય,**
**ચતુર્દશી અંધેરી કે દિન, દૂંગા ઉન્હેં જલાય હો...શ્રોતા....**

અહો ! હું કેવો હોંશિયાર છું ! મારી બુદ્ધિથી મેં આવા બુદ્ધિશાળી પાંડવોને મૂર્ખા બનાવી દીધા છે. બસ, હવે તો કૃષ્ણ પક્ષની ચૌદશના દિવસે હું જલ્દી એમને જલાવી દઉં. હવે સહેજ પણ વિલંબ કરવો નથી. કારણ કે જો કોઈ વાત ફોડનાર મળી જાય તો બધી બાજી બગડી જાય ને મારી મહેનત બધી ધૂળમાં મળી જાય. આમ કલ્પનાઓ કરતો એના પાપકાર્યની સિદ્ધિ કરવાના મનોરથો સેવતો હતો પણ પાંડવો એનાથી સાવચેત બનીને બધું ધ્યાન રાખતાં હતાં. કુંતામાતા અને દ્રૌપદી તો જેમ બને તેમ વિશેષ ધર્મારાધના કરતાં હતાં. સાધુ–સંતનો યોગ મળે તો સુપાત્ર દાન દેતા. કોઈ દીનદુઃખીની સેવા કરતા અને પ્રભુને પ્રાર્થના કરતાં હતાં કે સૌને સદ્બુદ્ધિ મળજો, પણ કદી એમ નથી બોલ્યા કે આ પાપી દુર્યોધને અમને ભિખારી કરીને જંગલમાં કાઢી મૂકયા અને હજુ પણ અમારો વિનાશ કરવા ઉઠયો છે તો એનો વિનાશ થજો. કુંતામાતા અને દ્રૌપદી બંને સતી સ્ત્રીઓ હતી. તે ધારે તો પલકારામાં એને બતાવી દેત, પણ મહાન આત્માઓ કોઈનું અહિત થાય તેવું ઈચ્છતા નથી. તે દુશ્મનનું પણ ભલું ઈચ્છે છે.

**"અજાણી સાત વ્યક્તિ આવતા કુંતા માતાએ આપેલો આદર :"** એક દિવસ એક વૃદ્ધ માતા, તેના પાંચ પુત્રો અને એક પુત્રવધૂ એમ સાત માણસનું કુટુંબ ઘણે લાંબેથી મુસાફરી કરીને થાકયા પાકયા મહેલ પાસે આવીને ઉભા રહ્યા. તેમનાં મુખ ઉપર થાક, ભૂખ અને તરસની વ્યથા દેખાતી હતી. તે જોઈને કુંતામાતાને ખૂબ દયા આવી. તેથી તેમને મહેલમાં બોલાવ્યા ને સ્નાનાદિ કરીને પ્રેમથી જમાડયા, ત્યારે વૃદ્ધાએ કહ્યું: બા ! અમે અહીંના અજાણ્યા છીએ ને ખૂબ થાકી ગયા છીએ તો આપને હરકત ન હોય તો મહેલના એક ખૂણામાં અમે પડયા રહીશું. કુતામાતાએ કહ્યું: બહેન ! અમને કાંઈ હરકત નથી. મહેલ ઘણો વિશાળ છે. ખુશીથી રહો. તમે પણ અમારા જેટલાં જ છો. મારે પાંચ પુત્રો ને એક વહુ છે તેમ તમારે પણ છે. આપ ખુશીથી રહો. એમ કહીને એક અલગ રૂમ તેમને રહેવા માટે આપી.

સાત માણસનું કુટુંબ ત્યાં સુખપૂર્વક રહેવા લાગ્યું. કુંતામાતા અને દ્રૌપદી પણ સમજતાં હતાં કે દુઃખીની દયા કરી તેમની સેવા કરવી. શાતા ઉપજાવવી એ માનવમાત્રનો ધર્મ છે. આપણે કોઈને શાતા ઉપજાવીએ તો આપણને શાતા મળે. કોઈને દુઃખ આપીએ તો દુઃખ મળે, એમ શુભાશુભ કર્મનાં ફળ સમજીને શુદ્ધ ભાવથી તેમની સેવા કરવા લાગ્યા. પોતે જે જમે તે તેમને જમાડતા. તેમની સાથે સહેજ પણ ભેદભાવ રાખતા નથી. પણ કુંતામાતા એમને વાત કહેવી ભૂલી ગયા કે તમે વદ ચૌદશના દિવસે આ મહેલમાં રહેશો નહિ. ખરેખર, આવનાર જીવના કોઈ ગાઢ કર્મનો ઉદય હશે કે તેથી એ વાત

મગજમાંથી વિસ્મૃત થઈ ગઈ. એકેક દિવસ જતાં વદ ચૌદશનો ગોઝારો દિન આવી ગયો. તેમને એવી ખબર ન હતી કે કયા મહિનાની વદ ચૌદશે મહેલ જલાવશે પણ જ્યારે આગ લગાડશે ત્યારે વદ ચૌદશના દિવસે લગાડશે, પણ હવે પાંડવો તો એવા સજાગ બની ગયા હતાં કે તેમને એકેક દિવસ અંધારી ચૌદશ જેવો કારમો લાગતો હતો. તેમાં ભીમસેન તો પુરોચન ક્યાં જાય છે ને શું કરે છે તેનું પૂરું ધ્યાન રાખતો હતો આ પુરોચન આટલો સમય પવિત્ર પાંડવો સાથે રહ્યો પણ તેની દુષ્ટ મતિ બદલાઈ નહિ. ચૌદશનો આખો દિવસ પસાર થયો. તે દિવસે ભીમને ભણકારા વાગતાં હતાં કે નક્કી આજે આગ લગાડશે અને તેમ જ બન્યું.

વિપ્ર ગુપ્ત રહ અર્ધ નિશામેં, આગ લગાઇ ભારી,
તબ પાંડવ ઉસ સુરંગ દ્વારસે, નિકલ ગયે ઉસવારી. હો...શ્રોતા.

પુરોચન મધ્યરાત્રે બધાને ઉંઘી ગયેલા માનીને આગ ચાંપવા માટે આવ્યો. પાંડવોને આ દિવસ ભયંકર લાગતો હતો. એટલે પાંચે ભાઈ કુંતા માતા અને દ્રૌપદી બધા સજાગ હતાં. ભીમે નજરોનજર જોયું કે દુષ્ટ દૈત્ય જેવો પુરોચન આગ લગાડવા આવ્યો, એટલે તેણે તરત જ બધાને સુરંગમાં મોકલી દીધા અને પોતે સુરંગના દ્વાર પાસે ઉભો રહ્યો. લાખના મહેલને બળતાં શી વાર? સહેજ અગ્નિ મૂકી કે મહેલ ભડકે બળવા લાગ્યો. જેવી આગ ચાંપી ને પુરોચન પાછો વળવા જાય છે ત્યાં ભીમે ઝડપભેર પકડી લીધો. તેની ચોટી પકડીને મુઠ્ઠાથી ખૂબ માર મારીને ભડભડતી અગ્નિમાં તેને ફેંકી દીધો. તે બળીને ભસ્મ થઈ ગયો ને મરીને પાપકર્મો ભોગવવાં નરકમાં ચાલ્યો ગયો. ભીમ ઝડપથી સુરંગમાં ચાલ્યો ગયો.

આગળ ગયેલાં ધર્મરાજા અર્જુન વિગેરેએ ભીમને ન જોયો એટલે ચિંતાતુર થઈ ગયા કે આપણને આગળ મોકલીને ભીમ ક્યાં ગયો? આ મહેલ તો ભડકે બળી રહ્યો છે. તેનું શું થયું હશે? હજુ કેમ ન આવ્યો? આમ ચિંતા કરતાં હતાં ત્યાં ભીમસેન આવી ગયો ત્યારે બધાના જીવમાં જીવ આવ્યો. ભીમ આવ્યો તેની પાછળ પાતાળ જેવી સુરંગમાં અગ્નિનો પ્રકાશ જાણે કહેવા ન આવતો હોય કે તમને જલાવનારો પાપી પુરોચન અગ્નિમાં જલી ગયો. હવે તમે ડરશો નહિ. એમ ભણકારા વાગતા. બધા સાચવીને સુરંગમાં ચાલતાં થોડે દૂર ગયા એટલે પ્રકાશ આવતો બંધ થઈ ગયો ને ભયંકર અંધકાર છવાઈ ગયો. તેથી બધા એકબીજાને પકડીને અંધકારમાં ચાલવા લાગ્યા. જ્યાં કોઈ જોઈ શકે નહિ તેવી જગ્યાએ સુરંગમાંથી બહાર નીકળવાનું દ્વાર રાખ્યું હતું એટલે બધા સુરંગમાંથી બહાર નીકળી ગયા. સૂર્યોદય થવા આવ્યો એટલે અજવાળું થયું. પાંચ પાંડવો, કુંતામાતા, દ્રૌપદી બધા ગાઢ જંગલમાં એકલા ચાલ્યા જાય છે. આ તરફ સૂર્યોદય થતાં વારણાવતી નગરીની પ્રજા જાગશે ને મહેલને ભસ્મીભૂત બનેલો જોઈને કેવો હાહાકાર મચાવશે ને શું બનશે તેના ભાવ અવસરે.

✡

## વ્યાખ્યાન નં-૮૫

**ભાદરવા વદ ૧૦ ને શુક્રવાર** તા. ૭-૧૦-૭૭

અનંત જ્ઞાની સર્વજ્ઞ ભગવંતો ભવ્ય જીવોને ભાવ નિદ્રામાંથી જાગૃત કરવા માટે ઉદ્દબોધન કરતાં કહે છે કે હે ભવ્ય જીવો! જગતમાં બધું મળશે પણ આત્મસાધના કરવાનો અવસર વારંવાર નહિ મળે. આ જીવે અનંતો કાળ પ્રમાદમાં વીતાવ્યો. પ્રમાદ એ જીવનું પતન કરાવનાર છે. પ્રમાદ કોને કહેવાય તે જાણો છો ને?

મદ વિસય કષાયા, નિદ્દા વિકહા ય પંચમી ભણીયા ।
એએ પંચ પમાયા, જીવા પાડંતિ સંસારે ।।

મદ–અભિમાન, પાંચ ઈન્દ્રિયના વિષયો, ક્રોધ, માન, માયા, લોભ વિગેરે કષાયો, નિદ્રા અને ચાર વિકથા આ બધામાં રસ લેવો તે પ્રમાદ છે. આ પ્રમાદ જીવને ચતુર્ગતિ સંસારમાં રઝળાવનાર છે છતાં તેમાં જીવને કેટલો બધો રસ છે! પ્રમાદી જીવ સંસારમાં પણ સુખી થઈ શકતો નથી. જો ભવના ફેરા ટાળવા હોય તો પ્રમાદ છોડો ને વીતરાગ વચનામૃતનું પાન કરો. વીતરાગ વચન એ ભવરોગને નાબૂદ કરવાની અમૂલ્ય ઔષધિ છે. જીવના મહાન પુણ્યનો ઉદય હોય ત્યારે વીતરાગનું શાસન મળે. એથી અધિક પુણ્યનો ઉદય હોય તો સંતોના દર્શન થાય, અને એથી અધિક પુણ્યનો ઉદય હોય તો વીતરાગ વાણી સાંભળવા મળે. તમને આ બધું મળ્યું છે તો હવે વિચાર કરો, તમે કેવા પુણ્યવાન છો! બધી સામગ્રી મળવા છતાં જો તેનો ઉપયોગ ન કરે તો તે પ્રમાદી કહેવાય ને? શરીરમાં રોગ થાય એટલે ડોકટર પાસે જાઓ છો. ડોકટર દવા આપે પણ દર્દી દવા ન પીવે તો રોગ મટે? 'ના.' આપણે પણ ભવના દર્દી છીએ. વીતરાગ ભગવંતે આ ભવરોગ નાબૂદ કરવા માટે આપણને અમૂલ્ય ઔષધિઓ આપી છે પણ આપણે તેનું પાન ન કરીએ ભગવાનની આજ્ઞા મુજબ આચરણ ન કરીએ તો ભવરોગ મટશે ખરો? ના. તો પ્રમાદ છોડી આત્મા તરફ વળો.

એક પ્રમાદી માણસ જાંબુડાના વૃક્ષ નીચે સૂતો હતો. એને કકડીને ભૂખ લાગી હતી. જાંબુના ઝાડ ઉપર લુંબે ને ઝુંબે જાંબુડા હતા. પવનથી ખરીને ઘણાં જાંબુડા ભોંય પડેલા, પણ પેલો પ્રમાદી બેઠો થઈને જાંબુડા વીણતો નથી, મોઢામાં મૂકતો નથી અને મોઢેથી બોલ્યા કરે છે કે મને બહુ ભૂખ લાગી છે. જે કોઈ ત્યાંથી નીકળે તેને કહેતો કે હું બહુ ભૂખ્યો છું મને કોઈ ખાવાનું આપો. એક માણસ ઉંટ ઉપર બેસીને ત્યાંથી નીકળ્યો. પેલો પ્રમાદી માણસ હાથ લાંબા કરીને સૂતો સૂતો તેને કહે છે અહીં આવો. ત્યારે ઉંટવાળા માણસના મનમાં થયું કે આ બિચારો બિમાર પડયો લાગે છે, તેનાથી ઉઠાતું નથી તેથી મને બોલાવે છે. તો લાવ ત્યાં જાઉં. એમ વિચાર કરીને તેની પાસે આવ્યો ને પૂછયું. કેમ ભાઈ! શું છે? ત્યારે કહે

છે ભાઈ? મને બહુ ભૂખ લાગી છે. હું ભૂખ્યો મરી જાઉં છું, ત્યારે ઉંટવાળા માણસે કહ્યું ભાઈ! તારે ભૂખ વેઠવાની જરૂર જ ક્યાં છે? તારા ફરતાં આટલા બધાં જાંબુડા પડયા છે, ઉઠીને ખાઈ લે ને, ત્યારે પ્રમાદી કહે છે ના ભાઈ, તમે મને વીણીને આપોને. ઉંટવાળો કહે–અરે, વીણવાની પણ જરૂર નથી. આ તારી છાતી ઉપર બે ત્રણ જાંબુડા પડયા છે. એ તો તારા હાથમાં લઈને મોઢામાં મૂકી શકે ને? તો ય તારી ભૂખ થોડી ઓછી થશે, ત્યારે કહે છે ના, તમે મારા મોઢામાં મૂકોને! ઉંટવાળો કહે, હું તારા મોઢામાં મૂકી દઉં પણ અંદરથી ઠળીયો તો તારે કાઢવો પડશે. પ્રમાદી કહે, તમે ઠળીયો કાઢીને મારા મોઢામાં મૂકો. ઠીક, ઠળીયો કાઢીને મૂકું તો પણ તારે ચાવીને ઉતારવું પડશે, ત્યારે કહે છે ના, તમે ચાવીને જ મારા મોઢામાં મૂકી દો ને, ત્યારે પેલા માણસે કહ્યું, મૂર્ખના સરદાર! તારા હાથ ભાંગી ગયા છે? આટલો બધો આળસુ કેમ બની ગયો છે? જરા વિચાર તો કર. હું જાંબુ ચાવીને તારા મોઢામાં મૂકું તો રસ કોના પેટમાં ઉતરશે? તને તેનો સ્વાદ આવશે ખરો? જે ચાવે તેના પેટમાં રસ ઉતરે.

બંધુઓ! તમે ઘણીવાર કહો છો ને કે, ઘરના બધા ધર્મ કરે છે, પણ યાદ રાખજો કે જે કરે તેનું કલ્યાણ થાય. આવું સમજી અમૂલ્ય અવસર પ્રમાદમાં ગુમાવશો નહિ. જાંબુડાના ઝાડરૂપી ઉત્તમ વીતરાગ શાસન મળ્યું છે. તેના ફળ રૂપે ધર્મસામગ્રી મળી છે. હવે પ્રમાદ કરશો તો હાથે કરીને લાભ ગુમાવશો. માટે સમજીને ધર્મની આરાધના કરો. આવો અમૂલ્ય સમય કોઈની નિંદા કરવામાં કે ગામગપાટા હાંકવામાં વીતાવશો નહિ. હું તો અમારા સાધ્વીજીઓને પણ કહું છું કે આત્મસાધના કરવાનો સોનેરી સમય ફરીને જલ્દી નહિ મળે. રાજા મહારાજાની પદવી મળશે, દેવલોકના સુખો મળશે પણ આ સાધુની પદવી વારંવાર નહિ મળે, આપણા મહાન પુણ્યે આ માર્ગ મળ્યો છે. આ કાળ એવો ઉત્તમ છે કે થોડી સાધના કરીએ ને મહાન લાભ મળે, આવો અવસર શા માટે ચૂકીએ? નરક ગતિમાં મહાન વેદના ભોગવી, તિર્યંચ ગતિમાં અત્યંત ત્રાસ અને પરાધીનતા સહન કરી છે. હવે ત્યાં ન જવું હોય તો ભગવાનની આજ્ઞાના ખીલડે બંધાઈ જાઓ.

દ્વારકા નગરીમાં નેમનાથ ભગવાન પધાર્યાં છે. આ સમાચાર સાંભળીને દ્વારકાનગરીમાં આનંદ આનંદ છવાયો છે. દ્વારકા નગરીના નગરજનો દર્શન કરવા માટે જઈ રહ્યા છે. કૃષ્ણ વાસુદેવના હૈયામાં હર્ષ સમાતો નથી. ભગવાન પધારવાના શુભ સમાચાર સાંભળીને કૃષ્ણ વાસુદેવ 'હટ્ઠ–તુટ્ઠ' ખૂબ આનંદ પામ્યા ને ભગવાનના દર્શન કરવા જવાની તૈયારી કરવા લાગ્યા. જેમ માતાથી વિખૂટું પડેલું બાળક માતાને મળવા તલસે છે, ગાયથી વિખૂટું પડેલું વાછરડું માતા વિના તરફડે છે તેમ કૃષ્ણ વાસુદેવનું મન પ્રભુનાં દર્શન માટે તલસે છે. તેથી તેઓ સ્નાન કરી સારા વસ્ત્રાલંકારો પહેરીને તૈયાર થયા. હવે જલ્દી ભગવાનના

## વ્યાખ્યાન નં-૮૫

**ભાદરવા વદ ૧૦ ને શુક્રવાર** **તા. ૭-૧૦-૭૭**

અનંત જ્ઞાની સર્વજ્ઞ ભગવંતો ભવ્ય જીવોને ભાવ નિદ્રામાંથી જાગૃત કરવા માટે ઉદ્બોધન કરતાં કહે છે કે હે ભવ્ય જીવો! જગતમાં બધું મળશે પણ આત્મસાધના કરવાનો અવસર વારંવાર નહિ મળે. આ જીવે અનંતો કાળ પ્રમાદમાં વીતાવ્યો. પ્રમાદ એ જીવનું પતન કરાવનાર છે. પ્રમાદ કોને કહેવાય તે જાણો છો ને?

**મદ વિસય કષાયા, નિદ્દા વિકહા ય પંચમી ભણીયા।**
**એએ પંચ પમાયા, જીવા પાડંતિ સંસારે॥**

મદ-અભિમાન, પાંચ ઈન્દ્રિયના વિષયો, ક્રોધ, માન, માયા, લોભ વિગેરે કષાયો, નિદ્રા અને ચાર વિકથા આ બધામાં રસ લેવો તે પ્રમાદ છે. આ પ્રમાદ જીવને ચતુર્ગતિ સંસારમાં રઝળાવનાર છે છતાં તેમાં જીવને કેટલો બધો રસ છે! પ્રમાદી જીવ સંસારમાં પણ સુખી થઈ શકતો નથી. જો ભવના ફેરા ટાળવા હોય તો પ્રમાદ છોડો ને વીતરાગ વચનામૃતનું પાન કરો. વીતરાગ વચન એ ભવરોગને નાબૂદ કરવાની અમૂલ્ય ઔષધિ છે. જીવના મહાન પુણ્યનો ઉદય હોય ત્યારે વીતરાગનું શાસન મળે. એથી અધિક પુણ્યનો ઉદય હોય તો સંતોના દર્શન થાય, અને એથી અધિક પુણ્યનો ઉદય હોય તો વીતરાગ વાણી સાંભળવા મળે. તમને આ બધું મળ્યું છે તો હવે વિચાર કરો, તમે કેવા પુણ્યવાન છો! બધી સામગ્રી મળવા છતાં જો તેનો ઉપયોગ ન કરે તો તે પ્રમાદી કહેવાય ને? શરીરમાં રોગ થાય એટલે ડોકટર પાસે જાઓ છો. ડોકટર દવા આપે પણ દર્દી દવા ન પીવે તો રોગ મટે? 'ના.' આપણે પણ ભવના દર્દી છીએ. વીતરાગ ભગવંતે આ ભવરોગ નાબૂદ કરવા માટે આપણને અમૂલ્ય ઔષધિઓ આપી છે પણ આપણે તેનું પાન ન કરીએ ભગવાનની આજ્ઞા મુજબ આચરણ ન કરીએ તો ભવરોગ મટશે ખરો? ના. તો પ્રમાદ છોડી આત્મા તરફ વળો.

એક પ્રમાદી માણસ જાંબુડાના વૃક્ષ નીચે સૂતો હતો. એને કકડીને ભૂખ લાગી હતી. જાંબુના ઝાડ ઉપર લુંબે ને ઝુંબે જાંબુડા હતા. પવનથી ખરીને ઘણાં જાંબુડા ભોંય પડેલા, પણ પેલો પ્રમાદી બેઠો થઈને જાંબુડા વીણતો નથી, મોઢામાં મૂકતો નથી અને મોઢેથી બોલ્યા કરે છે કે મને બહુ ભૂખ લાગી છે. જે કોઈ ત્યાંથી નીકળે તેને કહેતો કે હું બહુ ભૂખ્યો છું મને કોઈ ખાવાનું આપો. એક માણસ ઉંટ ઉપર બેસીને ત્યાંથી નીકળ્યો. પેલો પ્રમાદી માણસ હાથ લાંબા કરીને સૂતો સૂતો તેને કહે છે અહીં આવો. ત્યારે ઉંટવાળા માણસના મનમાં થયું કે આ બિચારો બિમાર પડયો લાગે છે, તેનાથી ઉઠાતું નથી તેથી મને બોલાવે છે. તો લાવ ત્યાં જાઉં. એમ વિચાર કરીને તેની પાસે આવ્યો ને પૂછ્યું. કેમ ભાઈ! શું છે? ત્યારે કહે

છે ભાઈ? મને બહુ ભૂખ લાગી છે. હું ભૂખ્યો મરી જાઉં છું, ત્યારે ઉંટવાળા માણસે કહ્યું ભાઈ! તારે ભૂખ વેઠવાની જરૂર જ ક્યાં છે? તારા ફરતાં આટલા બધાં જાંબુડા પડયા છે, ઉઠીને ખાઈ લે ને, ત્યારે પ્રમાદી કહે છે ના ભાઈ, તમે મને વીણીને આપોને. ઉંટવાળો કહે–અરે, વીણવાની પણ જરૂર નથી. આ તારી છાતી ઉપર બે ત્રણ જાંબુડા પડયા છે. એ તો તારા હાથમાં લઈને મોઢામાં મૂકી શકે ને? તો ય તારી ભૂખ થોડી ઓછી થશે, ત્યારે કહે છે ના, તમે મારા મોઢામાં મૂકોને! ઉંટવાળો કહે, હું તારા મોઢામાં મૂકી દઉં પણ અંદરથી ઠળીયો તો તારે કાઢવો પડશે. પ્રમાદી કહે, તમે ઠળીયો કાઢીને મારા મોઢામાં મૂકો. ઠીક, ઠળીયો કાઢીને મૂકું તો પણ તારે ચાવીને ઉતારવું પડશે, ત્યારે કહે છે ના, તમે ચાવીને જ મારા મોઢામાં મૂકી દો ને, ત્યારે પેલા માણસે કહ્યું, મૂર્ખના સરદાર! તારા હાથ ભાંગી ગયા છે? આટલો બધો આળસુ કેમ બની ગયો છે? જરા વિચાર તો કર. હું જાંબુ ચાવીને તારા મોઢામાં મૂકું તો રસ કોના પેટમાં ઉતરશે? તને તેનો સ્વાદ આવશે ખરો? જે ચાવે તેના પેટમાં રસ ઉતરે.

બંધુઓ! તમે ઘણીવાર કહો છો ને કે, ઘરના બધા ધર્મ કરે છે, પણ યાદ રાખજો કે જે કરે તેનું કલ્યાણ થાય. આવું સમજી અમૂલ્ય અવસર પ્રમાદમાં ગુમાવશો નહિ. જાંબુડાના ઝાડરૂપી ઉત્તમ વીતરાગ શાસન મળ્યું છે. તેના ફળ રૂપે ધર્મસામગ્રી મળી છે. હવે પ્રમાદ કરશો તો હાથે કરીને લાભ ગુમાવશો. માટે સમજીને ધર્મની આરાધના કરો. આવો અમૂલ્ય સમય કોઈની નિંદા કરવામાં કે ગામગપાટા હાંકવામાં વીતાવશો નહિ. હું તો અમારા સાધ્વીજીઓને પણ કહું છું કે આત્મસાધના કરવાનો સોનેરી સમય ફરીને જલ્દી નહિ મળે. રાજા મહારાજાની પદવી મળશે, દેવલોકના સુખો મળશે પણ આ સાધુની પદવી વારંવાર નહિ મળે, આપણા મહાન પુણ્યે આ માર્ગ મળ્યો છે. આ કાળ એવો ઉત્તમ છે કે થોડી સાધના કરીએ ને મહાન લાભ મળે, આવો અવસર શા માટે ચૂકીએ? નરક ગતિમાં મહાન વેદના ભોગવી, તિર્યંચ ગતિમાં અત્યંત ત્રાસ અને પરાધીનતા સહન કરી છે. હવે ત્યાં ન જવું હોય તો ભગવાનની આજ્ઞાના ખીલડે બંધાઈ જાઓ.

દ્વારકા નગરીમાં નેમનાથ ભગવાન પધાર્યા છે. આ સમાચાર સાંભળીને દ્વારકાનગરીમાં આનંદ આનંદ છવાયો છે. દ્વારકા નગરીના નગરજનો દર્શન કરવા માટે જઈ રહ્યા છે. કૃષ્ણ વાસુદેવના હૈયામાં હર્ષ સમાતો નથી. ભગવાન પધારવાના શુભ સમાચાર સાંભળીને કૃષ્ણ વાસુદેવ 'હઠ્ઠ–તુઠ્ઠ' ખૂબ આનંદ પામ્યા ને ભગવાનના દર્શન કરવા જવાની તૈયારી કરવા લાગ્યા. જેમ માતાથી વિખૂટું પડેલું બાળક માતાને મળવા તલસે છે, ગાયથી વિખૂટું પડેલું વાછરડું માતા વિના તરફડે છે તેમ કૃષ્ણ વાસુદેવનું મન પ્રભુનાં દર્શન માટે તલસે છે. તેથી તેઓ સ્નાન કરી સારા વસ્ત્રાલંકારો પહેરીને તૈયાર થયા. હવે જલ્દી ભગવાનના દર્શન કરવા

## વ્યાખ્યાન નં-૮૫

**ભાદરવા વદ ૧૦ ને શુક્રવાર** **તા. ૭-૧૦-૭૭**

અનંત જ્ઞાની સર્વજ્ઞ ભગવંતો ભવ્ય જીવોને ભાવ નિદ્રામાંથી જાગૃત કરવા માટે ઉદ્દબોધન કરતાં કહે છે કે હે ભવ્ય જીવો! જગતમાં બધું મળશે પણ આત્મસાધના કરવાનો અવસર વારંવાર નહિ મળે. આ જીવે અનંતો કાળ પ્રમાદમાં વીતાવ્યો. પ્રમાદ એ જીવનું પતન કરાવનાર છે. પ્રમાદ કોને કહેવાય તે જાણો છો ને?

**મદ વિસય કષાયા, નિદ્દા વિકહા ય પંચમી ભણીયા ।**
**એએ પંચ પમાયા, જીવા પાડંતિ સંસારે ॥**

મદ–અભિમાન, પાંચ ઇન્દ્રિયના વિષયો, ક્રોધ, માન, માયા, લોભ વિગેરે કષાયો, નિદ્રા અને ચાર વિકથા આ બધામાં રસ લેવો તે પ્રમાદ છે. આ પ્રમાદ જીવને ચતુર્ગતિ સંસારમાં રઝળાવનાર છે છતાં તેમાં જીવને કેટલો બધો રસ છે! પ્રમાદી જીવ સંસારમાં પણ સુખી થઈ શકતો નથી. જો ભવના ફેરા ટાળવા હોય તો પ્રમાદ છોડો ને વીતરાગ વચનામૃતનું પાન કરો. વીતરાગ વચન એ ભવરોગને નાબૂદ કરવાની અમૂલ્ય ઔષધિ છે. જીવના મહાન પુણ્યનો ઉદય હોય ત્યારે વીતરાગનું શાસન મળે. એથી અધિક પુણ્યનો ઉદય હોય તો સંતોના દર્શન થાય, અને એથી અધિક પુણ્યનો ઉદય હોય તો વીતરાગ વાણી સાંભળવા મળે. તમને આ બધું મળ્યું છે તો હવે વિચાર કરો, તમે કેવા પુણ્યવાન છો! બધી સામગ્રી મળવા છતાં જો તેનો ઉપયોગ ન કરે તો તે પ્રમાદી કહેવાય ને? શરીરમાં રોગ થાય એટલે ડોકટર પાસે જાઓ છો. ડોકટર દવા આપે પણ દર્દી દવા ન પીવે તો રોગ મટે? 'ના.' આપણે પણ ભવના દર્દી છીએ. વીતરાગ ભગવંતે આ ભવરોગ નાબૂદ કરવા માટે આપણને અમૂલ્ય ઔષધિઓ આપી છે પણ આપણે તેનું પાન ન કરીએ ભગવાનની આજ્ઞા મુજબ આચરણ ન કરીએ તો ભવરોગ મટશે ખરો? ના. તો પ્રમાદ છોડી આત્મા તરફ વળો.

એક પ્રમાદી માણુસ જાંબુડાના વૃક્ષ નીચે સૂતો હતો. એને કકડીને ભૂખ લાગી હતી. જાંબુના ઝાડ ઉપર લુંબે ને ઝુંબે જાંબુડા હતા. પવનથી ખરીને ઘણાં જાંબુડા ભોંય પડેલા, પણ પેલો પ્રમાદી બેઠો થઈને જાંબુડા વીણતો નથી, મોઢામાં મૂકતો નથી અને મોઢેથી બોલ્યા કરે છે કે મને બહુ ભૂખ લાગી છે. જે કોઈ ત્યાંથી નીકળે તેને કહેતો કે હું બહુ ભૂખ્યો છું મને કોઈ ખાવાનું આપો. એક માણુસ ઉંટ ઉપર બેસીને ત્યાંથી નીકળ્યો. પેલો પ્રમાદી માણુસ હાથ લાંબા કરીને સૂતો સૂતો તેને કહે છે અહીં આવો. ત્યારે ઉંટવાળા માણુસના મનમાં થયું કે આ બિચારો બિમાર પડયો લાગે છે, તેનાથી ઉઠાતું નથી તેથી મને બોલાવે છે. તો લાવ ત્યાં જાઉં. એમ વિચાર કરીને તેની પાસે આવ્યો ને પૂછ્યું. કેમ ભાઈ! શું છે? [illegible]

છે ભાઈ? મને બહુ ભૂખ લાગી છે. હું ભૂખ્યો મરી જાઉં છું, ત્યારે ઉંટવાળા માણસે કહ્યું ભાઈ! તારે ભૂખ વેઠવાની જરૂર જ ક્યાં છે? તારા ફરતાં આટલા બધાં જાંબુડા પડ્યા છે, ઉઠીને ખાઈ લે ને, ત્યારે પ્રમાદી કહે છે ના ભાઈ, તમે મને વીણીને આપોને. ઉંટવાળો કહે–અરે, વીણવાની પણ જરૂર નથી. આ તારી છાતી ઉપર બે ત્રણ જાંબુડા પડ્યા છે. એ તો તારા હાથમાં લઈને મોઢામાં મૂકી શકે ને? તો ય તારી ભૂખ થોડી ઓછી થશે, ત્યારે કહે છે ના, તમે મારા મોઢામાં મૂકોને! ઉંટવાળો કહે, હું તારા મોઢામાં મૂકી દઉં પણ અંદરથી ઠળીયો તો તારે કાઢવો પડશે. પ્રમાદી કહે, તમે ઠળીયો કાઢીને મારા મોઢામાં મૂકો. ઠીક, ઠળીયો કાઢીને મૂકું તો પણ તારે ચાવીને ઉતારવું પડશે, ત્યારે કહે છે ના, તમે ચાવીને જ મારા મોઢામાં મૂકી દો ને, ત્યારે પેલા માણસે કહ્યું, મૂર્ખના સરદાર! તારા હાથ ભાંગી ગયા છે? આટલો બધો આળસુ કેમ બની ગયો છે? જરા વિચાર તો કર. હું જાંબુ ચાવીને તારા મોઢામાં મૂકું તો રસ કોના પેટમાં ઉતરશે? તને તેનો સ્વાદ આવશે ખરો? જે ચાવે તેના પેટમાં રસ ઉતરે.

બંધુઓ! તમે ઘણીવાર કહો છો ને કે, ઘરના બધા ધર્મ કરે છે, પણ યાદ રાખજો કે જે કરે તેનું કલ્યાણ થાય. આવું સમજી અમૂલ્ય અવસર પ્રમાદમાં ગુમાવશો નહિ. જાંબુડાના ઝાડરૂપી ઉત્તમ વીતરાગ શાસન મળ્યું છે. તેના ફળ રૂપે ધર્મસામગ્રી મળી છે. હવે પ્રમાદ કરશો તો હાથે કરીને લાભ ગુમાવશો. માટે સમજીને ધર્મની આરાધના કરો. આવો અમૂલ્ય સમય કોઈની નિંદા કરવામાં કે ગામગપાટા હાંકવામાં વીતાવશો નહિ. હું તો અમારા સાધ્વીજીઓને પણ કહું છું કે આત્મસાધના કરવાનો સોનેરી સમય ફરીને જલ્દી નહિ મળે. રાજા મહારાજાની પદવી મળશે, દેવલોકના સુખો મળશે પણ આ સાધુની પદવી વારંવાર નહિ મળે, આપણા મહાન પુણ્યે આ માર્ગ મળ્યો છે. આ કાળ એવો ઉત્તમ છે કે થોડી સાધના કરીએ ને મહાન લાભ મળે, આવો અવસર શા માટે ચૂકીએ? નરક ગતિમાં મહાન વેદના ભોગવી, તિર્યંચ ગતિમાં અત્યંત ત્રાસ અને પરાધીનતા સહન કરી છે. હવે ત્યાં ન જવું હોય તો ભગવાનની આજ્ઞાના ખીલડે બંધાઈ જાઓ.

દ્વારકા નગરીમાં નેમનાથ ભગવાન પધાર્યા છે. આ સમાચાર સાંભળીને દ્વારકાનગરીમાં આનંદ આનંદ છવાયો છે. દ્વારકા નગરીના નગરજનો દર્શન કરવા માટે જઈ રહ્યા છે. કૃષ્ણ વાસુદેવના હૈયામં હર્ષ સમાતો નથી. ભગવાન પધારવાના શુભ સમાચાર સાંભળીને કૃષ્ણ વાસુદેવ 'હર્ડુ–તુર્ડુ' ખૂબ આનંદ પામ્યા ને ભગવાનના દર્શન કરવા જવાની તૈયારી કરવા લાગ્યા. જેમ માતાથી વિખૂટું પડેલું બાળક માતાને મળવા તલસે છે, ગાયથી વિખૂટું પડેલું વાછરડું માતા વિના તરફડે છે તેમ કૃષ્ણ વાસુદેવનું મન પ્રભુનાં દર્શન માટે તલસે છે. તેથી તેઓ સ્નાન કરી સારા વસ્ત્રાલંકારો પહેરીને તૈયાર થયા. હવે જલ્દી ભગવાનના દર્શન કરવા

જાઉં એવો વેગ ઉપડ્યો છે. સમ્યક્દૃષ્ટિ આત્મા કર્મના ઉદયથી સંસારમાં પડ્યો હોય પણ જ્યાં દેવ–ગુરુ અને ધર્મનું નામ સાંભળે ત્યાં એના રૂંવાડા ખડા થઈ જાય. એમને સંસારના સમગ્ર સુખો તુચ્છ દેખાય છે. જેમ કાદવમાં પડેલું સોનું કટાતું નથી તેમ સમ્યક્દૃષ્ટિ જ્ઞાની આત્મા સંસાર રૂપી કાદવથી લેપાયેલો હોવા છતાં તેનાથી અલિપ્ત બનવાની ભાવના રાખે છે. તે માટેનો પુરૂષાર્થ પણ કરતાં રહે છે, પણ જે અજ્ઞાની મિથ્યા દૃષ્ટિજીવો છે તે સંસારના કાદવમાં ગળાબૂડ ખૂંચી જાય છે. સમ્યક્દૃષ્ટિ જીવો પાપકર્મોથી ડરે ત્યારે અજ્ઞાની જીવોને પાપનો ડર લાગતો નથી. એ કર્મબંધન કરતાં પાછા પડતા નથી. પછી કર્મરાજા એના ઉપર એવી સત્તા જમાવે છે કે એને સાચી દિશા સૂઝવા દેતા નથી. પરિણામે તે જીવોને ચતુર્ગતિ સંસારમાં પરિભ્રમણ કરવું પડે છે.

કૃષ્ણવાસુદેવ પ્રભુના દર્શને જવા માટે તૈયાર થયાં ત્યારે તેમના લઘુ બાંધવ ગજસુકુમારે પૂછ્યું–મોટાભાઈ! આપણી નગરીમાં આટલો બધો ઉત્સાહ શેનો છે? આટલા બધાં માણસો હર્ષભેર ક્યાં જઈ રહ્યા છે? ને તમે પણ તૈયાર થઈને ક્યાં જાઓ છો? તમારા મુખ ઉપર આટલો બધો આનંદ મેં કદી જોયો નથી. આજે અલૌકિક આનંદ કેમ દેખાય છે? ત્યારે કૃષ્ણજીએ કહ્યું–ઓ મારા લઘુ બંધવા! આજે આપણી નગરીમાં સ્વ–પર કલ્યાણકારી ભવ્ય જીવોના નાથ, અધમ ઉદ્ધારણ, પતિતપાવન, નેમનાથ ભગવાન પધાર્યા છે. તેમન દર્શના કરવા માટે હું જાઉં છું. નગરજનો પણ ત્યાં જઈ રહ્યાં છે. ત્યારે ગજસુકુમારે કહ્યું–મોટાભાઈ! હું પણ તમારી સાથે ભગવાનના દર્શન કરવા આવીશ. આ સાંભળીને કૃષ્ણજીને આનંદ થયો, અહો! હું પૂરો ભાગ્યવાન છું કે મારો લઘુ બંધવો હજુ તો ઉગીને ઉભો થાય છે, આવા બાલુડાને ધર્મ શું કહેવાય તેની ખબર પણ ના હોય તેના બદલે ભગવાનનાં દર્શન કરવા તૈયાર થયો! સમકિતી આત્મા પોતે ધર્મ કરે છે ને બીજાને ધર્મ કરતાં જોઈને ખૂબ આનંદ અનુભવે છે, અને જે ધર્મ નથી સમજતાં તેને ધર્મ પમાડવાની કોશિષ કરે છે. વધુ શું કહું, સમકિતી આત્માના દિલમાં એવી ભાવના હોય છે કે મારા ઘરનો એક પણ મેમ્બર ધર્મ પામ્યા વિનાનો રહી જવો ન જોઈએ. એક પણ જીવ જો ધર્મ પામ્યા વિનાનો રહી જાય તો તેના દિલમાં ખૂબ ખેદ થાય છે. ગજસુકુમારે કહ્યું–મોટાભાઈ! મને તમારી સાથે ભગવાનના દર્શન કરવા લઈ જાઓ. તેથી કૃષ્ણવાસુદેવને ખૂબ આનંદ થયો.

"गयसुकुमालेणं कुमारेणं सद्धिं हत्थिखंध वरगए सकोरंट मल्लदामेणं छत्तेणं धरेज्ज-माणेणं सेयवरचामरा हिं उध्धुव्वमाणी हिं २" કૃષ્ણવાસુદેવ સ્નાનાદિ કરી વિભૂષિત થઈને ગજસુકુમારની સાથે હાથી ઉપર બેઠાં, તેમના માથે કોરંટ પુષ્પોની માલાથી યુક્ત છત્ર ધરવામાં આવ્યું ને શ્વેત કલરનાં શ્રેષ્ઠ ચામર વીંઝાવા લાગ્યા. ભગવાનના દર્શને જવા

માટે કોઈ હાથી ઉપર બેસે છે, કોઈ ઘોડા ઉપર બેસે છે, કોઈ રથમાં બેસીને જાય છે ને જેને આવી કોઈ સગવડ ન હોય તે બધા પગે ચાલીને જાય છે. કૃષ્ણવાસુદેવ અને દ્વારકા નગરીમાં વસતાં શ્રીમંત શેઠીયાઓ પોતપોતાના હોદ્દા પ્રમાણે હાથી, ઘોડા કે રથમાં બેસીને ભગવાનનાં દર્શન કરવા જાય છે. તેઓને વૈભવનો અભિમાન નથી, કે અમે આવા શ્રીમંત છીએ એવો આડંબર બતાવવા માટે નહિ પણ લોકોને એમ સમજાવે છે કે અમારી પાસે ધન, બંગલા, બગીચા, પુત્ર-પરિવાર વિગેરે ભૌતિક સુખ છે પણ એમાં અમને સાચું સુખ દેખાતું નથી તેથી અમે જેમણે સાચું સુખ પ્રાપ્ત કર્યું છે એવા ભગવાનનાં શરણે જઈએ છીએ. અમારી પાસે આટલો વૈભવ હોવા છતાં જે સુખ અને શાંતિ નથી તે ભગવાન પાસે છે.

દેવાનુપ્રિયો! તમારી પાસે ગમે તેટલી સંપત્તિ હોય કે સુખનાં સાધનો હોય છતાં શાંતિ કે સંતોષ છે? ધુમાડાના ગોટેગોટા જોઈને કોઈ માણસ એમ વિચાર કરે કે મારે આ ધૂમાડાના ગોટાને હાથમાં પકડવા છે તો પકડાય ખરા? તેમ સંસારનાં સુખ ધુમાડાના ગોટાને બાચકા ભરવા જેવું છે. સાચું સુખ ત્યાગમાં છે, "एगंत सुही मुणी वीतरागी" વીતરાગ પ્રભુની આજ્ઞામાં વફાદાર રહેનાર મુનિ સાચા સુખી છે. ત્યાગી મુનિનાં સુખ આગળ ઈન્દ્રનું સુખ પણ તુચ્છ છે. મોટા મોટા ચક્રવર્તિઓ, રાજા-મહારાજાઓએ પણ સંસારનું સુખ છોડીને ત્યાગમાર્ગ અપનાવ્યો છે. મહાન પુણ્યના ઉદયે આવા વીતરાગી સંતો તમને મળ્યાં છે. તો તમે તેમની પાસે આવીને ધર્મના સ્વરૂપને સમજી લો. ધર્મનું બરાબર આચરણ કરો. યાદ રાખજો, બધું મળશે પણ ધર્મ નહિ મળે. ભવસમુદ્રમાં ડૂબતા જીવોને ધર્મ સહાયક છે.

એક શ્રીમંત શેઠ હતાં. ધન વૈભવનો તૂટો ન હતો. તેમને એક દીકરો હતો. તે ભણીને વહેપારમાં તૈયાર થઈ ગયો હતો. એક વખત તે એના પિતાને કહે છે મારે વહાણ લઈને પરદેશ કમાવા જવું છે. એના પિતાએ કહ્યું-બેટા! આપણે ઘેર સંપત્તિનો તૂટો નથી. વળી તું એકનો એક પુત્ર છે. માટે પરદેશ કમાવા મારે તને મોકલવો નથી. પણ છોકરો કહે છે કે મારે તો જવું જ છે. હઠે ચઢયો એટલે બાપને રજા આપવી પડી. એણે જવાનો દિવસ નક્કી કર્યો ત્યારે શેઠે કહ્યું-બેટા! એ દિવસ સારો નથી. તું અઠવાડિયા પછી જા, પણ છોકરાએ કોઈની વાત માની નહિ અને જે દિવસ તેણે નક્કી કર્યો હતો તે દિવસે ઘેરથી નીકળ્યો. ઘરમાંથી નીકળતાં તેને અપશુકન થયા, ત્યારે એના પિતાજીએ કહ્યું-બેટા! અપશુકન થાય છે, પાછો વળ, પણ અભિમાની છોકરો આપ કમાઈની ઈચ્છાથી વહાણમાં બેસીને સમુદ્રની સફરે નીકળ્યો. મધદરિયે વહાણ પહોંચ્યું. અપશુકને ભાવ ભજવ્યાં. દરિયામાં ખૂબ આંધી આવી. ભયંકર તોફાન થયું ને તેનું વહાણ ખડક સાથે અથડાયું. વહાણ ભાંગીને ભૂક્કો થઈ ગયું. ધન અને માલ સમુદ્રમાં તણાઈ ગયા.

શ્રેષ્ઠીપુત્રના મનમાં હતું કે હું પરદેશમાં જઈને ખૂબ ધન કમાઈને દેશમાં આવું ને બધાને બતાવી આપું કે હું કેવો ધન કમાઈને આવ્યો! હું કેવો હોંશિયાર છું. વહાણ ભાંગી જવાની સાથે એના મનનાં મનોરથોના ભૂક્કા થઈ ગયાં. શેઠનો પુત્ર સમુદ્રમાં પડયો, પણ એટલા એના સદ્ભાગ્ય કે હાથમાં એક પાટીયું આવી ગયું. ભાઈસાહેબ પાટીયાના સહારે દરિયામાં તરવા લાગ્યા. એના ધોતીયાની ગાંઠ ધીમે ધીમે ઢીલી પડી ગઈ, પણ હવે શું કરવું? એ ધોતીયાની ગાંઠ પકડવી કે પાટીયું પકડવું? ચારે બાજુ સાગરના પાણી ઉછાળા મારી રહ્યા છે. હવે જો પાટીયું છોડીને ધોતીયું પકડવા જાય તો મામલો ખલાસ થઈ જાય. બધું તો ગયું પણ ભેગો પોતે પણ દરિયામાં ડૂબી જાય. ભાઈસાહેબનું ધોતીયું પણ પાણીમાં તણાઈ ગયું. નગ્ન થઈ ગયો. પણ શું થાય? બીજો કોઈ ઉપાય ન હતો. તેણે એક જ વિચાર કર્યો કે જીવતો સામે કિનારે પહોંચી જઈશ તો કોઈ ને કોઈ અંગ ઢાંકવા વસ્ત્રનું દાન કરનારો મળી જશે, પણ જો પાટીયું છોડી દઈશ તો ડૂબી મરીશ, તેના કરતાં ભલે મારું ધોતીયું ગયું પણ મારે પાટીયું છોડવું નથી.

શ્રેષ્ઠીપુત્રે ધોતીયું જતું કર્યું પણ પાટીયું મજબૂત પકડી રાખ્યું, તો ચાર પાંચ દિવસે કિનારે પહોંચ્યો. એને નગ્ન જોઈને કોઈ દયાળુએ વસ્ત્રનો ટુકડો આપ્યો તે પહેરી લીધો. એણે ભગવાનનો ઉપકાર માનતાં કહ્યું મારા હાથમાં પાટીયું આવ્યું તો બચ્યો, પણ ધોતીયું બચાવવા ગયો હોત તો મરી જાત. બંધુઓ! આ દૃષ્ટાંત ઉપર જો વિચાર કરીએ તો આપણને તેમાંથી ઘણો બોધ મળે તેમ છે. જીવાત્માઓ સંસારરૂપી સમુદ્રમાં પડેલા છે. મહાન પુણ્યયોગે જૈન ધર્મ રૂપી પાટીયું આપણા હાથમાં આવ્યું છે. આ ધન, માલ, બંગલા, વૈભવ, બગીચા, પુત્ર–પરિવાર, બધાં પેલા ધોતીયા જેવા છે. જો ધર્મ રૂપી પાટીયાને છોડી દઈને ધોતીયા સમાન ધન આદિ મેળવવા અને સાચવવામાં પડી જશો તો સમજી લેજો કે ચતુર્ગતિ રૂપી વિકરાળ ભવસાગરમાં ડૂબી જશો. પછી નરકમાં રૌ રૌ વેદના ભોગવવી પડશે. તિર્યંચમાં પશુ અને પક્ષીમાં જન્મીને પરાધીનપણે દુઃખો ભોગવવા પડશે. મનુષ્યમાં પણ રોગગ્રસ્ત અવસ્થા, ગરીબાઈ વિગેરે દુઃખો આવશે. આવા દુઃખો ભોગવવા ન હોય તો ધર્મ રૂપી પાટીયું છોડશો નહિ.

હું તમને પૂછું છું કે ભરદરિયે શ્રેષ્ઠીપુત્ર જેવી દશા થાય તો તમે કોને પકડશો? પાટીયાને કે ધોતીયાને? ત્યાં તો તમને તમારો જીવ વહાલો છે. ધોતીયું જતું કરીને પણ જીવ બચાવશો. કારણ કે તમે સમજો છો કે "જીવતો નર ભદ્રા પામે." જીવતા હશું તો બધું મેળવશું. એવી રીતે આત્માને ભવસાગરથી તારવા માટે આવો વિચાર કરો. કદાચ પાપકર્મના ઉદયે ઘરબાર, પૈસા બધું ચાલ્યું જાય પણ કદી ધર્મને છોડશો નહિ, ત્યારે એવો વિચાર કરજો કે ભલે બધું ચાલ્યું ગયું પણ ધર્મ રૂપી સદ્ધર પાટીયું મારા હાથમાં આવી ગયું છે તો તેને શા માટે છોડું? આ તો બધું વહેલું કે મોડું જવાનું છે તો

પછી એ વિનશ્વર સુખને પકડી રાખી અવિનાશી–શાશ્વત સુખ અપાવનાર એવો ધર્મ શા માટે છોડું ? ભલે, ધોતીયા સમાન બધું ચાલ્યું જાય પણ ધર્મ રૂપી પાટીયું મારે છોડવું નથી. જીવનમાં ધર્મ હશે તો બધું મળશે. ધર્મ વિનાનું જીવન પ્રાણ વિનાના કલેવર જેવું છે. જે મનુષ્યો આવું સમજીને સંપત્તિ અને વિપત્તિમાં ધર્મ રૂપી પાટીયાને છોડતા નથી તે પરમપદ મોક્ષનગરે પહોંચી જાય છે અને શાશ્વત સુખ મેળવે છે.

કૃષ્ણ વાસુદેવને સમાચાર મળ્યા કે નેમનાથ ભગવાન પધાર્યા છે, એટલે તરત જ સિંહાસનેથી ઉભા થઈ ગયા. સહેજ પણ પ્રમાદ ન કર્યો. એમણે તો એક જ વિચાર કર્યો કે જલ્દી ભગવાનના દર્શન કરીને મારા નેત્ર પવિત્ર કરું અને એમની વાણી સાંભળીને મારા કર્ણ પવિત્ર કરું. ભગવાનના મુખેથી ઝરેલી અમૂલ્ય વાણી સાંભળવાની જશે તો તે ફરીને નહિ મળે. ભગવાનની વાણી રત્ન કરતાં પણ કિંમતી છે. આમ વિચાર કરીને કૃષ્ણ વાસુદેવ તૈયાર થઈને પોતાના લઘુબંધુ ગજસુકુમારને સાથે લઈને હાથી ઉપર બેઠા. હવે કેવી રીતે દર્શન કરવા જશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર** :–દુર્યોધનની પ્રેરણાથી પુરોચન પુરોહિતે પાંડવોને બાળી મૂકવા માટે મહેલ સળગાવ્યો, પણ જેના પુણ્ય પ્રબળ હોય તેને પાપી શું કરી શકે? તેણે મહેલે સળગાવ્યો, એટલે બધા સુરંગમાં ઉતરી ગયાં અને ભીમ પુરોચનને મારી અગ્નિમાં નાંખીને પોતાના ભાઈઓનાં ભેગો થઈ ગયો ને બધા સુરંગમાંથી બહાર નીકળી ગયા. આ તરફ સવાર પડતાં વારણાવતી નગરીના લોકો જાગ્યા. સૂર્યોદય થતાં બધાએ જોયું તો સુંદર મહેલ બળીને ખાખ થઈ ગયો હતો. એટલે પાંડવો બળીને ભસ્મીભૂત થઈ ગયા હશે તેમ માની આખી નગરીમાં હાહાકાર મચી ગયો કે અરેરે....આપણી નગરીમાં આવા પવિત્ર પુરૂષોનો વિનાશ થઈ ગયો ? પાંડવોએ કોઈને કહ્યું નથી કે દુર્યોધને અમને બાળવા માટે આ બધો પ્રપંચ રચ્યો છે ને પુરોચન મારફત મહેલ જલાવવાનું નક્કી કર્યું છે. આમ વાત કોઈને કરી નથી છતાં કુદરતે જનતાના હૃદયમાં એમ થઈ ગયું કે નક્કી દુર્યોધને આ કાળા કામ કર્યા લાગે છે. એણે પાંડવોનો વિનાશ કરવા માટે જ આવું કાવત્રું કર્યું છે. નહિતર જેણે જુગારમાં પાંડવોને હરાવીને વનવાસ મોકલ્યા હોય તેને પાછા બોલાવે ખરો ? આ તો બધી કપટબાજી છે. એ પાંડવોને દુશ્મન દેખતો હતો. અંતે એમનો વિનાશ કર્યો ત્યારે જંપ્યો. તે દિવસે આખી નગરીના લોકોએ અન્નપાણી લીધા નહિ. સૌ દુર્યોધનને ફિટકાર આપવા લાગ્યા કે આ દુર્યોધને કુરૂવંશનું નામ લજાવ્યું. કુળનો ઉચ્છેદ કરનારો અંગારો પાક્યો. ધિક્કાર છે આ પાપીને ! આવા કર્મ કરીને એ નરકમાં જશે. આ રીતે વારણાવતીમાં દુર્યોધનની ખૂબ નિંદા થવા લાગી અને પાંડવોની ખૂબ પ્રશંસા થવા લાગી.

**"સુરંગમાંથી નીકળી વનની વાટે ચાલતા પાંડવો"** :–હવે પાંડવો સુરંગમાંથી નીકળ્યા પછી તેમનું શું થયું તે જોઈએ. પાંડવો સુરંગમાંથી બહાર નીકળીને

વનવગડાની વિષમ વાટે ચાલવા લાગ્યા. જંગલનો માર્ગ વાંકોચૂકો, કાંટાકાંકરા અને ખાડાટેકરાવાળો હતો. આવા માર્ગે પાંચ ભાઈઓ, વૃદ્ધ કુંતામાતા અને સતી દ્રૌપદી ચાલવા લાગ્યા. ગાઢ જંગલ છે. પીવા પાણી કે ખાવા માટે ફળ કંઈ મળતું નથી. આવા જંગલમાં ચાલતા સૌથી પહેલા યુધિષ્ઠિર થાકી ગયા. અતિ શ્રમ પડવાથી તેમના પગ સૂઝીને થાંભલા થઈ .ગયા. પગે આંટીઓ વળવા લાગી. સહદેવ અને નકૂળ પણ ખૂબ થાકી ગયા પણ મોટાભાઈને કેમ કહી શકાય કે અમારાથી નથી ચલાતું. આ પુણ્યવાન જીવો સારા રસ્તે પણ કદી પગે ચાલ્યા ન હતા તો આવા માર્ગે કેવી રીતે ચાલી શકે? એમના પગની ચામડી કોમળ મખમલ જેવી હતી. તેમાં કાંટા વાગે, ડાભની અણીઓ વાગે એટલે પગમાંથી લોહી નીકળવા લાગ્યા, જ્યારે પુરુષ માણસો થાકી ગયા ત્યારે વૃદ્ધ કુંતામાતા, અને કોમળ કળી જેવી સતી દ્રૌપદીની શી દશા? એ પણ ખૂબ થાકી ગયા. ચાલી શકતાં નથી. પાંચ દશ પગલાં ચાલે ને પાછા બેસી જાય છે. આ રીતે તેઓ ચાલવા લાગ્યા.

પોતાની માતા, પત્ની અને નાના ભાઈઓની આવી કરૂણ સ્થિતિ જોઈને ધર્મરાજા મનમાં વિચાર કરવા લાગ્યા કે, અહો! કર્મની ગતિ કેવી વિચિત્ર છે? જેમણે કોઈ દિવસ રાજમહેલની બહાર પગ મૂક્યો નથી, કદી દુઃખ વેઠયું નથી એવા મારા માતાજી મારા પાપે કેટલું કષ્ટ સહન કરે છે. જેણે સાસરે કે પીયરમાં કદી દુઃખ જોયું નથી, દુઃખ શું કહેવાય તેની ખબર નથી, તેવી પાંચ પાંડવોની પત્ની દ્રૌપદી એક ગરીબ સ્ત્રીની માફક જંગલમાં ખુલ્લા પગે ચાલી રહી છે. ડાભની તીક્ષ્ણ અણીઓ અને કાંટા વાગવાથી પગમાંથી લોહીની ધાર થાય છે. આ જગતમાં એક પતિની પત્ની પણ મહાન સુખો ભોગવતી હોય છે ત્યારે પાંચ પાંચ પતિની પત્ની હોવા છતાં દ્રૌપદી કેવા દુઃખનો અનુભવ કરી રહી છે! એના અંગ ઉપર કપડાં ફાટી ગયાં છે. તેમજ બધાના શરીર ઉપર મેલના થર જામી ગયાં છે.

**"ભૂખ અને થાકના માર્યા બેશુદ્ધ બનેલા કુંતાજી અને દ્રૌપદી":**– પાંડુરાજાના બળવાન પુત્રો આજે રંક જેવા બની ગયાં છે. ઇન્દ્રની અપ્સરા સમાન શોભતી પાંડવોની પત્ની એક સાધારણ સ્ત્રી જેવી બનીને જંગલમાં રખડે છે. એક તો થાક ખૂબ લાગ્યો હતો, અને યુધિષ્ઠિર મનમાં આવા વિચાર કરવા લાગ્યા, તેથી તેમના મન ઉપર ખૂબ અસર થઈ ગઈ. એટલે આગળ ચાલી શક્યાં નહિ. થાકીને એક વૃક્ષ નીચે બેસી ગયા. કુંતાજી અને દ્રૌપદી પણ ખૂબ થાકી ગયા. ભૂખ અને તરસથી આકુળ વ્યાકુળ થઈ ગયાં છે. તેમનો જીવ ગભરાવા લાગ્યો. આંખો તરવાઈ જવા લાગી. કુંતામાતા અને દ્રૌપદી તો ધરતી પર પડી ગયા. અને વૃક્ષના પાંદડાની કુંપળો કરમાઈ જાય તેમ કુંતાજી અને દ્રૌપદીનાં મુખ કરમાઈ ગયા. ધર્મરાજા, અર્જુન, સહદેવ, નકુળ બધાંને અત્યંત થાક

લાગવાથી જમીન ઉપર બેસી ગયા. હવે આગળ ચાલી શકાય તેવી સ્થિતિ નથી. બધાની આંખમાં ચોધાર આંસુ વહેવા લાગ્યા. અરેરે....આપણા કર્મે આપણી કેવી કપરી દશા કરી ? રોજ નવા નવા ભોજન જમનારા અને આજે લૂખી સૂકી રોટીના સાંસા પડયાં ? અહીં આપણું કોઈ નહિ. બંધુઓ ! દુઃખીયા માણસોની સ્થિતિ દુઃખીયા સમજી શકે છે પણ જે સુખના સરોવરમાં સ્નાન કરતાં હોય તેને શું ખબર પડે કે ભૂખ્યા માણસના પેટમાં કેવી પીડા થાય છે તે ભૂખ્યો જ સમજી શકે પણ જેનું પેટ ભરેલું હોય તેને કયાંથી ખબર પડે ?

**"તરસથી તરફડતા ભાઈઓ, માતા અને પત્ની માટે પાણીની શોધમાં ભીમ"** :–બધાં ખૂબ ભૂખ્યાં ને તરસ્યા થયાં છે. તેમના મુખ સામું જોવાતું નથી. આ જોઈને ભીમે કહ્યું બા, મોટાભાઈ ! તમે બધા અહીં શાંતિથી બેસો હું આટલામાં કયાંય પાણી મળે તો લઈને જલ્દી આવું છું. ભીમ ઘણો દૂર ગયો પણ પાણી કયાંય મળતું નથી, નિરાશ થઈને ચારે તરફ દૃષ્ટિ કરવા લાગ્યા, ત્યારે ઘણે દૂર પક્ષીઓ ઉડતા જોયાં. તે ઉપરથી ભીમે અનુમાન કર્યું કે ત્યાં સરોવર હશે. એમ માનીને પક્ષી ઉડતા હતાં તે દિશામાં ગયો. ત્યાં એક મોટું સરોવર જોયુ એટલે આનંદ થયો, ભીમ દોડતો ત્યાં પાણી લેવા માટે ગયો. પાંદડાનો મોટો પડો બનાવીને તેમાં પાણી ભર્યું, આ કેવા વિનયવાન આત્માઓ હશે ! ભીમે પડામાં પાણી લીધું પણ પોતે ભર્યા સરોવરમાંથી પાણી ન પીધું. આજે તો એમ થઈ જાય કે આટલે આવ્યા છીએ તો પાણી પીતા જઈએ. ભીમે એવો વિચાર ન કર્યો, એને પોતાને પણ ખૂબ તરસ લાગી હતી, છતાં એક જ વિચાર કર્યો કે મારી માતા, મારા મોટાભાઈ બધા પાણી વિના તરફડતા હોય ને હું પાણી પીઉં ! ના....ના. તે પડામાં પાણી લઈને જલ્દી પહોંચી ગયો અને બધાને પાણી પીવડાવ્યું. થોડું વધ્યું તે પોતે પીધું. બધાને શાંતિ વળી એટલે ભીમે કહ્યું–હવે ધીમે ધીમે આગળ પ્રયાણ કરીએ, પણ કોઈને ચાલવાની હિંમત નથી. બધાને નરવશ થઈ ગયેલાં જોઈને ધર્મરાજા ચિંતાતુર બની ગયા કે આ જંગલમાં કયાં સુધી બેસી રહીશું ને આ બધાને લઈને કેવી રીતે આગળ જવાશે ? ભીમ ધર્મરાજાનું મુખ જોઈને સમજી ગયા ને કહ્યું મોટાભાઈ ! તમે શા માટે ચિંતા કરો છો ? હું તમને બધાને ઉચંકીને ચાલીશ, ચાલો ઊભા થાઓ.

દક્ષિણ સ્કંધ માત બિઠાઈ, દાયેં સ્કંધ પર નાર,
લઘુ ભ્રાતા દોનોં કો પીઠ પર, દોનોં ભુજ આધાર હો....શ્રોતા.

જમણા ખંભે માતા કુંતાજીને બેસાડયા, ડાબા ખંભે દ્રૌપદીને બેસાડી, સહદેવ અને નકુળને બે બાજુ પીઠ ઉપર બેસાડયા અને બે ભુજાઓ ઉપર ધર્મરાજા અને અર્જુનને બેસાડયા. આમ છ જણને ઉંચકીને મહાન બળવાન ભીમ આગળ ચાલ્યો,

વિચાર કરો બંધુઓ! આપણે ખાલી ચાલવું હોય તો પણ થાક લાગે છે, તો આટલા માણસોને ઉંચકીને ભીમ કેવી રીતે ચાલતો હશે? એની વડીલો પ્રત્યે કેવી ભક્તિ હશે! ચાલતાં માર્ગમાં જે વૃક્ષો આડા આવે તેને પગની લાત મારીને ઉખાડી નાંખતો. એટલે તેને જવા માટે માર્ગ ચોખ્ખો થઈ જતો. આ રીતે બધાને ઉંચકીને ભીમ ચાર પ્રહર અંધારી ઘોર રાત્રીમાં ચાલ્યો. રાત પૂરી થઈ, સૂર્યનાં કિરણો પૃથ્વી ઉપર પથરાયા. માર્ગમાં એક શહેર આવ્યું, પણ ત્યાં રોકાયા નહિ. કારણ કે કદાચ કોઈ જોઈ જાય ને દુર્યોધનને ખબર પડી જાય તો મુશ્કેલી થાય. એટલે ગામ છોડીને ઘણે દૂર એક જંગલમાં જઈને એક ઘટાદાર વડલા નીચે જઈને ભીમે બધાને નીચે ઉતાર્યા. ધર્મરાજાએ કહ્યું–ભાઈ! તું ખૂબ થાકી ગયો હશે. હવે સૂઈ જા, એમ કહી ભીમને સૂવાડયો. અર્જુનજી આસપાસ તપાસ કરીને પાણી લાવ્યા, સૌએ પાણી પીધું પણ ભૂખ કકડીને લાગી છે. ભૂખ્યા રહેવાતું નથી. શું કરવું? કંઈ વનફળ મળે તો ખાઈએ પણ એટલામાં કયાંય વનફળ ન મળ્યાં, ત્યારે ધર્મરાજાએ કહ્યું–અર્જુન! ભૂખ સહન થતી નથી. તારી વિદ્યાનું સ્મરણ કરીને તું બધાને જમાડ.

દેવાનુપ્રિયો! અર્જુન પાસે વિદ્યા હતી. એમને ભૂખ તરસ વેઠવી ન પડત, પણ આ મહાનપુરૂષો પોતાની પાસેની શક્તિનો જેમ તેમ કે જલ્દી ઉપયોગ કરતા નથી. પોતાનાથી જેટલું સહન થાય તેટલું કષ્ટ સહન કરે છે. ન છૂટકે તેનો ઉપયોગ કરે છે. આ ગાઢ જંગલમાં બબ્બે દિવસ ભૂખ્યા ચાલ્યા ને હજુ ઘણું ચાલવાનું છે, તેથી અર્જુને વિદ્યાનો ઉપયોગ કર્યો. એટલે તૈયાર રસોઈના ભાણાં આવી ગયાં. બધાએ પેટ ભરીને ભોજન કર્યું. તેથી બધાના પગમાં ચેતન આવ્યું. જમ્યા બાદ થોડીવાર આરામ કરીને ત્યાંથી આગળ ચાલ્યાં. ચાલતાં ચાલતાં સૂર્યાસ્ત થયો.

**"પલંગમાં પોઢનાર કાંકરાની પથારીમાં બધાને સૂતેલાં જોઈ ભીમનું પીંગળેલું હૃદય":**–એ વન ખૂબ ભયંકર બિહામણું હતું. એ ભૂમિ પણ ભયભીત લાગતી હતી. ત્યાંના વૃક્ષો પણ રૌદ્ર આકૃતિવાળા હતા. ચારે બાજુથી સિંહ, વાઘ વિગેરે જંગલી પશુઓની ગર્જના સંભળાતી હતી. જેમ જેમ સમય વીતતો ગયો તેમ તેમ ઘોર અંધકાર વ્યાપતો ગયો. હવે ચાલી શકાય તેમ ન હતું, એટલે આ વનમાં રાત્રિ વીતાવવાનો નિર્ણય કર્યો. અને એક વૃક્ષ નીચે બેસી પંચ પરમેષ્ઠિનું સ્મરણ કર્યું. ત્યાર બાદ ભીમે કહ્યું મોટાભાઈ! તમે બધા સૂઈ જાઓ. હું બધાની ચોકી કરીશ, ત્યારે અર્જુન અને ધર્મરાજાએ કહ્યું, ભાઈ! તું તો અમને બધાને ઉંચકીને ખૂબ ચાલ્યો છે. તેથી તને ખૂબ થાક લાગ્યો હશે માટે તું સૂઈ જા. ભીમે કહ્યું મને થાક નથી લાગ્યો. તમે સૂઈ જાઓ. એમ કહીને બધાને સૂવાડી દીધા ને ભીમ ખડે પગે બધાની ચોકી -વા લાગ્યો. અ

થાકેલા હોવાથી બધા સૂઈ ગયા. બધાને ભૂમિ ઉપર સૂતેલા જોઈને ભીમનું વજ્ર જેવું હૃદય પીગળી ગયું. તેના મનમાં કેવા વિચાર આવવા લાગ્યા !

અહો કર્મરાજા ! તેં અમારી કેવી દશા કરી ? તને કંઈ શરમ ન આવી ? જે યુધિષ્ઠિર છત્રપલંગમાં મખમલની તળાઈમાં સૂતાં હતાં તે આજે આ જંગલની ઉંચી નીચી ને કાંકરાવાળી જમીન પર પથ્થરનું ઓશીકું કરીને સૂતાં છે. જેમની આગળ નિત્ય નવા નાટક થતા હતા અને સંગીતનાં મધુર સૂર સંભળાતા હતાં, તેની પાસે આજે જંગલી પશુઓની કારમી ચીસો સંભળાય છે. જેમના શરીર ઉપર રોજ ચંદનનાં વિલેપન થતાં હતા, તેમના શરીર ઉપર મેલના થર જામ્યા છે. જે રોજ અંગ ઉપર નવા વસ્ત્રો પહેરતા હતા, તેમનાં શરીર ઉપર ફાટચાતૂટયા કપડાં છે. જે ધર્મરાજાના ચરણમાં મોટા મોટા રાજાઓ નમતા હતા, તેમની પાસે આજે પોતાના કુટુંબ સિવાય કોઈ નથી. જે અર્જુન વિમાનમાં બેસીને વિદ્યાધરની માફક આકાશમાં ઉડતો હતો તે ગરીબ માણસની માફક જંગલમાં રઝળે છે. સદા સુખમય જીવન વીતાવનારા સહદેવ અને નકુળ ગરીબ મુસાફરની જેમ સૂઈ રહ્યાં છે. પાંચ પાંચ પાંડવોની માતા અને પાંડુરાજાની પત્ની આજે નિરાધાર બનીને જમીન ઉપર સૂતી છે. પાંચ પાંચ પતિની પત્ની પાંચાલી પણ એક ગરીબ ગાય જેવી થઈને કાંકરામાં સૂતી છે. જેના અંગ ઉપર કિંમતી રત્નોના આભૂષણો શોભતા હતા. તેના અંગે એક પણ આભૂષણ નથી. અરેરે....આ ભીમ જેવો ભડવીર જીવતો ને જાગતો બેઠો હોય છતાં એના કુટુંબની આવી દશા ? આ પ્રમાણે વિચાર કરતાં ભીમનું હૃદય ભરાઈ ગયું. તેની આંખમાં આંસુ ઉભરાઈ ગયા ને આંખો લાલચોળ બની ગઈ. આ પ્રમાણે ભીમ બધાંને સૂતેલાં જોતો જાય છે ને ચારે તરફ ચોકી કરી રહ્યો છે.

ત્યાં શું બનાવ બન્યો ? બરાબર મધ્યરાત્રીનો સમય થતાં જાણે પૃથ્વી ધમધમ થવા લાગી. ચારે તરફ વીજળી જેવા પ્રકાશના ઝબકારા થવા લાગ્યા. થોડીવારમાં એક ભયંકર રાક્ષસી ત્યાં આવી પહોંચી. તે તાડ જેવી ઉંચી હતી તેની આંખો મોટી બિહામણી અને પીળી હતી. છરી જેવા જેના દાંત હતાં. સૂપડાં જેવાં કાન હતાં. બેસી ગયેલું ચપટું નાક હતું. આવી ભયાનક રાક્ષસી ભીમની સામે આવીને ઉભી રહી. તે આવી હતી ભીમને ડરાવવા પણ તેનું રૂપ જોઈને મુગ્ધ બની ગઈ. તેના પ્રત્યે મોહ જાગ્યો એટલે રાક્ષસીનું બિહામણું રૂપ બદલીને અપ્સરા જેવું સુંદર રૂપ બનાવી દીધું. ક્ષણ પહેલાં રૂપ જોઈને છાતી ફાટી જાય તેવું બિહામણું રૂપ હતું ને એટલી વારમાં આવું મનોહર રૂપ બનાવી દીધું. આ જોઈને ભીમને ખૂબ આશ્ચર્ય થયું. કાચોપોચો માણસ હોત તો ડરનો માર્યો ભાગી જાત પણ ભીમે તો નીડરતાથી પૂછ્યું કે હે બાઈ ! તું કોણ છે ? અને આવી અંધારી રાત્રીમાં આવા ગાઢ જંગલમાં એકલી શા માટે આવી છે ? ત્યારે રાક્ષસીએ કહ્યું, હે નાથ ! તમે મને પ્રેમથી બોલાવો. મારો તિરસ્કાર ન કરો. તમારું રૂપ જોઈને હું

તમાશમાં મુગ્ધ બની છું ને મેં મનથી નિર્ણય કર્યો છે કે તમારા સિવાય હું કોઈને પરણીશ નહિ. હું તમને મનથી વરી ચૂકી છું. હવે હું કોણ છું ને શા માટે આવી છું તે વાત રાક્ષસી ભીમને કહેશે તેના ભાવ અવસરે કહેવાશે.

આજે મહાન તપસ્વી પૂ. ગુલાબચંદજી મહારાજ સાહેબની પુણ્યતિથિ છે. તે મહાન પુરુષના જીવનમાંથી આપણા આત્મામાં લેવા જેવા ઘણાં ગુણો હતાં. (પૂ. મહાસતીજીએ મહાન ચારિત્રસંપન્ન તપસ્વી પૂ. ગુલાબચંદજી મહારાજની જીવનઝરમર એવી સુંદર રીતે રજુ કરી હતી કે સાંભળનારના હૈયાં ડોલી ઉઠયાં હતાં).



## વ્યાખ્યાન નં. ૮૬

**ભાદરવા વદ ૧૨ ને રવિવાર** **તા. ૯-૧૦-૭૭**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! અનંતજ્ઞાની સર્વજ્ઞ ભગવંતો ભવ્ય જીવોના હિત માટે હાકલ કરીને કહે છે કે હે આત્માઓ! અત્યાર સુધી કુગતિ રૂપી રાત્રિના ગાઢ અંધકારમાં ઘણું રખડયા. હવે મનુષ્યગતિ રૂપી પ્રભાત પ્રગટયું. અંધકાર નષ્ટ થયો ને પ્રકાશ પથરાયો. માટે સાચા માર્ગે આવી જાઓ. કયાં સુધી ભવમાં ભમશો? કોઈ માણસ ઘેરથી કોઈ સ્થળે જવા માટે મોડો નીકળ્યો. તેના મનમાં હતું કે ઉતાવળો ચાલીને સમયસર ધારેલા સ્થાને પહોંચી જઈશ, પણ અધવચ રાત્રિ પડી ગઈ. રાત્રિના ગાઢ અંધકારમાં તે ભૂલો પડયો. આમ તેમ ઘૂમવા લાગ્યો. આમ કરતા રાત્રિ પૂરી થઈ ને પૃથ્વી ઉપર સૂર્યનો પ્રકાશ પથરાયો, અને સામે સીધો માર્ગ દેખાવા લાગ્યો, છતાં તે માણસ સીધા માર્ગે ન ચાલતાં આડાઅવળા માર્ગે ચાલે તો તમે તેને કેવો કહેશો? મૂર્ખો ને? આ જીવની પણ એવી જ દશા છે.

**રજની વીતી છે જ્યોતિ વિકસી છે, વનમાં ન ઘૂમતો હો માનવી,**
**કુગતિ મીટી છે ને મનુષ્ય ગતિ પામ્યો છે, તો કુપંથે ના ભમતો હો માનવી.**

કુગતિ એટલે રાત્રિ અને મનુષ્યગતિ એટલે પ્રભાતનો પ્રકાશ. જ્ઞાની કહે છે કે નરક, તિર્યંચ, નિગોદ વિગેરે કુગતિ રૂપી રજની વીતી ગઈ. હવે મનુષ્ય ગતિ રૂપી જ્યોતિ પ્રગટ થઈ છે. તો હે ભવવનમાં ભૂલા પડેલા મુસાફીર! હવે કુમાર્ગ છોડીને સન્માર્ગે આવી જા. આ સંસાર એક ગહન વન છે. તેમાં મોહને વશ થયેલા અજ્ઞાની જીવો ભૂલા પડી જાય છે. તેને સાચો માર્ગ સૂઝતો નથી, ત્યારે મહાનુપુરુષો ત્યાગની ટોચે ચઢીને તેમને પડકાર કરીને કહે છે કે જો તમારે તમારા આત્માની સાચી સંપત્તિ મેળવવી હોય તો અમારા માર્ગે આવી જાઓ, ને વિષય કષાયથી ભરેલા સંસારનો ત્યાગ કરો.

આ માનવજન્મ પામીને પાપનો ત્યાગ કરી ધર્મનો રાગ કરો. ધર્મનો રાગ કરવા માટે શું કરવું જોઈએ તે જાણો છો? સંસારના સ્વરૂપનો વિચાર કરી તેની ભયંકરતા અને અસારતાનો ખ્યાલ કરવો કે આ સંસારમાં ઋદ્ધિ, રસ, અને શાતા જીવને ખૂબ ગમે છે પણ શું એ આત્માની પોતાની ચીજો છે? શું એ સાથે આવનાર છે? "ના" ઋદ્ધિ એ મારી ચીજ નથી પણ ઋદ્ધિનો ત્યાગ કરવો એ મારી ચીજ છે. શાતાનો રાગ કરવો તે મારી ચીજ નથી પણ શાતાનો ત્યાગ કરવો તે મારી ચીજ છે. રસનો સ્વાદ માણવો એ મારી ચીજ નથી પણ સ્વાદનો ત્યાગ કરવો એ મારી ચીજ છે. આવી રીતે સંસાર સુખની રૂચી અંતરમાં ઉંડાણમાં ખૂંચી ગઈ છે તેને ઉખેડીને ધર્મની રૂચી વાવવી જોઈએ.

આપણો ચાલુ અધિકાર નેમનાથ ભગવાન દ્વારકા નગરીમાં પધાર્યા છે. કૃષ્ણ વાસુદેવ ત્રણત્રણ ખંડનું સ્વામીત્વ સંભાળતા હતાં છતાં ભગવાન પધાર્યાના સમાચાર સાંભળી બધી જંજાળ છોડી દીધી ને ભગવાનનાં દર્શન કરવા જવા તૈયાર થયા. તેમણે ધર્મને પ્રધાન ગણ્યો ને સંસારને ગૌણ માન્યો. કૃષ્ણવાસુદેવ અને ગજસુકુમાર એક શ્રેષ્ઠ હાથી ઉપર બેઠા. તેમના માથે સેવકોએ કોરંટ પુષ્પોની માળાઓથી યુક્ત શણગારેલ છત્ર ધર્યું અને બીજા સેવકો ચામર વીંઝવા લાગ્યા. બીજા સેવકો મહારાજાનો જયજયકાર બોલાવવા લાગ્યા. આવો જેનો ઠાઠ હતો છતાં કૃષ્ણજીને નામ અભિમાન ન હતો. ભગવાનનાં દર્શન કરવા જતાં એમ વિચાર કરવા લાગ્યા કે હું ગમે તેવો મોટો વાસુદેવ હોઉં પણ ભગવાન પાસે તો નાનો જ છું, એમ નમ્ર બનીને જતાં હતાં. જ્યાં સુધી અહં ઓગળે નહિ, મમતા મરે નહિ ને વાસના વિરમે નહિ ત્યાં સુધી કલ્યાણ થાય નહિ.

બંધુઓ! જો કલ્યાણ કરવું હોય તો સર્વ પ્રથમ અહંભાવને ઓગાળવો પડશે, જ્યાં સુધી અહં જાય નહિ ત્યાં સુધી અરિહંત થવાય નહિ. અહંભાવ એ પેટમાં જામેલા મળ જેવો જે આપણા પેટમાં મળ જામી ગયા હોય તે જ્યાં સુધી નીકળતાં નથી ત્યાં સુધી માથું દુઃખે, પિત્ત ઉછળે, વોમીટ થાય, પેટ ભારે લાગે પણ જ્યારે મળ નીકળી જાય છે ત્યારે બધું આપોઆપ મટી જાય છે તેમ જ્યાં સુધી અંતરમાં અભિમાન ભરેલો હોય છે ત્યાં સુધી જીવને ચેન પડતું નથી, અહંભાવ જીવનમાં ઈર્ષ્યા, નિંદા, દગા-પ્રપંચ વિગેરે અનેક અનર્થો ઊભા કરે છે, અને અહંભાવ જીવનમાંથી ચાલ્યો જાય છે ત્યારે જીવનમાં અલૌકિક શાંતિ આવે છે. કૃષ્ણવાસુદેવ આવા મહાન ઋદ્ધિવંત હોવા છતાં અહંભાવનો ત્યાગ કરી નમ્ર બનીને ભગવાનનાં દર્શન કરવા માટે પોતાના ભવનમાંથી બહાર નીકળ્યા અને શ્રેષ્ઠ હાથી ઉપર બેઠા, અને "बारावईए नयरीए मज्झं मज्झेणं अरहओ अरिट्ठ नेमिस्स पायवंदए णिग्गच्छमाणे सोमं दारियं पासइ!" દ્વારકા નગરીના મધ્ય ભાગમાંથી અરિહંત અરિષ્ટ ને મથાન ભગવાનનાં ચરણવંદન કરવા માટે નીકળ્યા, કૃષ્ણ વાસુદેવની સાથે ઘણાં માણસો હતાં તેમજ બીજું ઘણું મોટું સૈન્ય હતું. મોટા પરિવારથી ઘેરાયેલા, હાથી પર બેઠેલા અને છત્ર ચામરથી

વીંઝાતાં કૃષ્ણ વાસુદેવ અને ગજસુકુમાર તારાઓની વચમાં ચંદ્ર સમાન શોભવા લાગ્યા. ભગવાનનાં દર્શને જતાં તેમના મુખ ઉપર અલૌકિક ઉલ્લાસ હતો. તેમના મુખ ઉપરના ઉલ્લાસ ને આનંદ જોઇને પણ નગરજનોનાં મનમાં થયું કે અહો! આપણા મહારાજાને પ્રભુના દર્શને જવાનો કેટલો ઉમંગ છે! તમને ધર્મના કાર્યમાં આટલો આનંદ કે ઉમંગ આવે છે? તમે ઉપાશ્રયે આવતા હો અને તમારા દીકરાના લગ્નમાં જતા હો એ બંને પ્રસંગના ઉત્સાહમાં ફરક ખરો કે નહિ? બોલો તો ખરા, કેમ જવાબ આપતાં નથી? ઠીક, તમે નહિ બોલો પણ સમજો છો તો ખરા કે સંસાર જેટલો વહાલો છે તેટલો ધર્મ વહાલો નથી, જેને ધર્મ વહાલો હોય તેને સંસારના કાર્યમાં આનંદ ન હોય. એ તો સમજે કે આ સંસાર કે સંસારનાં સુખ, પૈસા, પત્ની, પુત્ર–પરિવાર, મને દુર્ગતિમાં જતા અટકાવશે નહિ, પણ મારો ધર્મ મને દુર્ગતિમાં જતાં અટકાવશે. કદાચ ધર્મનું પાલન કરતાં કષ્ટ પડે પણ મક્કમ રહેશો તો મહાન સુખ મળશે. હીરાને સરાણે ચઢવું પડે છે, સોનાને અગ્નિમાં પડવું પડે છે ત્યારે તેનાં મૂલ્ય અંકાય છે. માટે ધર્મમાં મક્કમ રહો. કસોટી આવે ત્યારે ઢીલા ન પડશો. કોઈ વખત જીવ ભૂલ કરે છે પણ જો ધર્મ પામેલો હશે તો ઠેકાણે આવશે.

એક વખતનો પ્રસંગ છે. એક શ્રાવક કર્મોદયે ભાન ભૂલ્યો ને પરસ્ત્રીના પ્રેમમાં પડયો. પ્રેમમાં પડેલો માણસ પાગલ બની જાય છે. તે જે સ્ત્રીના પ્રેમમાં પડયો હતો તે સ્ત્રીએ કહ્યું કે મારે રાજાની રાણી જે હાર પહેરે છે તે જોઈએ છે, ત્યારે શ્રાવકે કહ્યું એ રાણીનો હાર કયાંથી લાવું? તું કહે તો એવો બીજો હાર ઘડાવી આપું, ત્યારે તે સ્ત્રીએ કહ્યું કે ના, મારે તો રાણીનો જ હાર જોઈએ. હાર ન લાવી આપો તો મારી પાસે ન આવશો. મોહાંધ અને વિષયાસક્ત બનેલો જીવ શું નથી કરતો? વિષયોની આસક્તિ ભયંકર છે. આટલા માટે જ્ઞાની પુરૂષો કહે છે કે વિષયોથી વિરક્ત બનેલાં મુનિરાજો ભાગ્યવાન છે. પ્રાતઃસ્મરણીય છે. પેલો શ્રાવક ધર્મની શ્રદ્ધાવાળો હતો પણ એના પાપકર્મના ઉદયે ભાન ભૂલ્યો, ને પરસ્ત્રીમાં આસક્ત બન્યો. તેથી સ્ત્રીની ઇચ્છા પૂર્ણ કરવા માટે રાજમહેલમાં જઈ મહારાણીનો હાર ચોરી લાવવાનો તેણે નિર્ણય કર્યો.

મધરાત્રે મરણને માથે લઈને શ્રાવક રાજમહેલમાં ચોરી કરવા ગયો, ત્યારે રાજા એના મુખ્ય મંત્રી સાથે એક રૂમમાં વાતચીત કરી રહ્યા હતાં કે આ સામેના ગામનો રાજા આપણી હકૂમત નીચે હોવા છતાં એના દેવ, ગુરૂ અને ધર્મ સિવાય કોઈને નમતો નથી. પ્રધાનાદિ માણસોએ રાજાને આ વાત કરી. તે સાંભળીને રાજાને ક્રોધ આવ્યો કે એટલો બધો અભિમાની છે? તો આપણે કાલે સવારે અચાનક જઈને તેના ગામને ફરતો ઘેરો નાંખીને તેની સાથે લડાઈ કરીને તેને નમાવવો. આ વાત નક્કી થઈ ગઈ. બીજી બાજુ ચોરી કરવા ગયેલ શ્રાવક મોહમાં પડયો હતો, પણ તેના જીવનમાંથી ધર્મનું ખમીર

ગયું ન હતું. એનાં મનમાં થયું કે આનું જે થવું હોય તે થાય. મને બોલાવે કે ન બોલાવે તેની મને પરવા નથી પણ મારા સ્વધર્મી બંધુ રાજા ખોટી રીતે દંડાય તે મારાથી કેમ સહન થાય? એના ઉપર આ રાજા અચાનક લડાઈ કરે અને હું જાણવા છતાં એને ચેતાવું નહિ તો હું તેનો સ્વધર્મી બંધુ શેનો? જેના હૃદયમાં આવું ધર્મનું ચૈતન્ય ધબકતું હોય તે ઉભો રહે ખરો? જેના પ્રેમમાં પાગલ બન્યો હતો તેને કહેવા કે તેની રજા લેવા જાય ખરો? ક્ષણનો વિલંબ કર્યા વિના ગુપ્ત રીતે મહેલમાંથી બહાર નીકળ્યો.

પોતાને ઘેર આવી ઘોડા પર બેસીને સ્વધર્મી રાજાના દરબારમાં પહોંચ્યો ને મહેલનાં દ્વાર ખખડાવ્યા. દ્વારપાળે પૂછ્યું, ભાઈ! તું કોણ છે ને અત્યારે કેમ આવ્યો છે? ત્યારે શ્રાવકે ગંભીરતાથી કહ્યું મારે રાજાનું અગત્યનું કામ છે. જલ્દી જગાડો. તરત દ્વારપાળે રાજાને જગાડયા. એટલે શ્રાવક રાજા પાસે જઈને પ્રણામ કરીને ઉભો રહ્યો. રાજાએ પૂછ્યું. તમે કોણ છો? શ્રાવકે કહ્યું, હું તમારો સ્વધર્મી બંધુ છું. આવું સાંભળતાં રાજાએ બે હાથ જોડી શ્રાવકને નમસ્કાર કર્યા. આ રાજા સમકિતી હતા. તે પોતાના દેવ-ગુરૂ અને ધર્મ સિવાય કોઈને નમતા ન હતા. જેના તાબામાં રહેતા હતા તે રાજાને પણ નમતા ન હતા. તે રાજા સ્વધર્મીને નમ્યાં. અહીં અભિમાન કે અકડાઈ ન હતાં પણ ધર્મની ટેક હતી. રાજાએ પૂછ્યું કે અત્યારે રાતના એકાએક આપને આવવાનું કેમ બન્યું?

શ્રાવકે કહ્યું, આ મોટા રાજા આપને સમ્યક્ત્વની ટેકમાંથી ચલિત કરવા અને તેમના ચરણમાં તમને નમાવવા સવારે જ તમારા ગામ ઉપર હલ્લો કરવાના છે. એવી મંત્રણા અત્યારે તેમના મહેલમાં ચાલી રહી છે. તેથી આપને સમાચાર આપવા આવ્યો છું. રાજાએ પૂછ્યું કે તમને આ વાતની ખબર કેવી રીતે પડી? શ્રાવકે કહ્યું, કે આપ મારા ઉચ્ચ કોટીના સ્વધર્મીબંધુ છો એટલે આપની સામે અસત્ય નહિ બોલું. હું પરસ્ત્રીમાં મોહાંધ બની તેની ઈચ્છા પૂર્ણ કરવા રાજમહેલમાં ચોરી કરવા ગયો હતો, ત્યાં મેં આ ગુપ્ત વાતચીત સાંભળીને ચોરી કરવી પડતી મૂકીને આપને સમાચાર આપવા માટે આવ્યો છું. આપ જેવા દૃઢ સમ્યક્ત્વધારી સ્વધર્મીબંધુના દર્શન થતા મારો મોહાંધકાર ટળી ગયો. ધન્ય છે પ્રભુના શાસનને! જેમાં આપનાં જેવા પવિત્ર નરરત્નો વસે છે. બસ, હવે આપને જે તૈયારી કરવી હોય તે કરી લો. રાજાએ વાત સાંભળીને તરત પોતાના ગામના દરવાજા બંધ કરાવી દીધા અને તાબડતોબ બધી તૈયારી કરી લીધી. બંધુઓ! સાંભળજો. શ્રાવકની કેવી સાધર્મિક ભક્તિ! સાધર્મિક પ્રત્યે કેવું મમત્વ! મારા સાધર્મિક બંધુ ઉપર આવી આફત! પ્રાણથી પણ અધિક વહાલી માનેલી પ્રિયાને માટે હાર લાવવાનું કાર્ય છોડી રાતોરાત સાધર્મિક રાજા પાસે આવ્યો ને રાજાને મોટી આફતમાંથી ઉગારી લીધો. એણે એક જ વિચાર કર્યો કે મારા સ્વધર્મી બંધુ માટે મારા જીવનનું સર્વસ્વ ફના કરવાનું ભાગ્ય મને કયાંથી મળે?

વીંઝાતાં કૃષ્ણ વાસુદેવ અને ગજસુકુમાર તારાઓની વચમાં ચંદ્ર સમાન શોભવા લાગ્યા. ભગવાનનાં દર્શને જતાં તેમના મુખ ઉપર અલૌકિક ઉલ્લાસ હતો. તેમના મુખ ઉપરના ઉલ્લાસ ને આનંદ જોઈને પણ નગરજનોનાં મનમાં થયું કે અહો ! આપણા મહારાજાને પ્રભુના દર્શને જવાનો કેટલો ઉમંગ છે! તમને ધર્મના કાર્યમાં આટલો આનંદ કે ઉમંગ આવે છે? તમે ઉપાશ્રયે આવતા હો અને તમારા દીકરાના લગ્નમાં જતા હો એ બંને પ્રસંગના ઉત્સાહમાં ફરક ખરો કે નહિ? બોલો તો ખરા, કેમ જવાબ આપતાં નથી? ઠીક, તમે નહિ બોલો પણ સમજો છો તો ખરા કે સંસાર જેટલો વહાલો છે તેટલો ધર્મ વહાલો નથી, જેને ધર્મ વહાલો હોય તેને સંસારના કાર્યમાં આનંદ ન હોય. એ તો સમજે કે આ સંસાર કે સંસારનાં સુખ, પૈસા, પત્ની, પુત્ર-પરિવાર, મને દુર્ગતિમાં જતા અટકાવશે નહિ, પણ મારો ધર્મ મને દુર્ગતિમાં જતાં અટકાવશે. કદાચ ધર્મનું પાલન કરતાં કષ્ટ પડે પણ મક્કમ રહેશો તો મહાન સુખ મળશે. હીરાને સરાણે ચઢવું પડે છે, સોનાને અગ્નિમાં પડવું પડે છે ત્યારે તેનાં મૂલ્ય અંકાય છે. માટે ધર્મમાં મક્કમ રહો. કસોટી આવે ત્યારે ઢીલા ન પડશો. કોઈ વખત જીવ ભૂલ કરે છે પણ જો ધર્મ પામેલો હશે તો ઠેકાણે આવશે.

એક વખતનો પ્રસંગ છે. એક શ્રાવક કર્મોદયે ભાન ભૂલ્યો ને પરસ્ત્રીના પ્રેમમાં પડયો. પ્રેમમાં પડેલો માણસ પાગલ બની જાય છે. તે જે સ્ત્રીના પ્રેમમાં પડયો હતો તે સ્ત્રીએ કહ્યું કે મારે રાજાની રાણી જે હાર પહેરે છે તે જોઈએ છે, ત્યારે શ્રાવકે કહ્યું એ રાણીનો હાર કયાંથી લાવું ? તું કહે તો એવો બીજો હાર ઘડાવી આપું, ત્યારે તે સ્ત્રીએ કહ્યું કે ના, મારે તો રાણીનો જ હાર જોઈએ. હાર ન લાવી આપો તો મારી પાસે ન આવશો. મોહાંધ અને વિષયાસક્ત બનેલો જીવ શું નથી કરતો? વિષયોની આસક્તિ ભયંકર છે. આટલા માટે જ્ઞાની પુરૂષો કહે છે કે વિષયોથી વિરક્ત બનેલાં મુનિરાજો ભાગ્યવાન છે. પ્રાતઃસ્મરણીય છે. પેલો શ્રાવક ધર્મની શ્રદ્ધાવાળો હતો પણ એના પાપકર્મના ઉદયે ભાન ભૂલ્યો, ને પરસ્ત્રીમાં આસક્ત બન્યો. તેથી સ્ત્રીની ઈચ્છા પૂર્ણ કરવા માટે રાજમહેલમાં જઈ મહારાણીનો હાર ચોરી લાવવાનો તેણે નિર્ણય કર્યો.

મધરાત્રે મરણને માથે લઈને શ્રાવક રાજમહેલમાં ચોરી કરવા ગયો, ત્યારે રાજા એના મુખ્ય મંત્રી સાથે એક રૂમમાં વાતચીત કરી રહ્યા હતાં કે આ સામેના ગામનો રાજા આપણી હકૂમત નીચે હોવા છતાં એના દેવ, ગુરૂ અને ધર્મ સિવાય કોઈને નમતો નથી. પ્રધાનાદિ માણસોએ રાજાને આ વાત કરી. તે સાંભળીને રાજાને ક્રોધ આવ્યો કે એટલો બધો અભિમાની છે? તો આપણે કાલે સવારે અચાનક જઈને તેના ગામને ફરતો ઘેરો નાંખીને તેની સાથે લડાઈ કરીને તેને નમાવવો. આ વાત નક્કી થઈ ગઈ. બીજી બાજુ ચોરી કરવા ગયેલ શ્રાવક મોહમાં પડયો હતો, પણ તેના જીવનમાંથી ધર્મનું ખમીર

ગયું ન હતું. એનાં મનમાં થયું કે સ્રીનું જે થવું હોય તે થાય. મને બોલાવે કે ન બોલાવે તેની મને પરવા નથી પણ મારા સ્વધર્મી બંધુ રાજા ખોટી રીતે દંડાય તે મારાથી કેમ સહન થાય? એના ઉપર આ રાજા અચાનક લડાઈ કરે અને હું જાણવા છતાં એને ચેતાવું નહિ તો હું તેનો સ્વધર્મી બંધુ શેનો? જેના હૃદયમાં આવું ધર્મનું ચૈતન્ય ધબકતું હોય તે ઉભો રહે ખરો? જેના પ્રેમમાં પાગલ બન્યો હતો તેને કહેવા કે તેની રજા લેવા જાય ખરો? ક્ષણનો વિલંબ કર્યા વિના ગુપ્ત રીતે મહેલમાંથી બહાર નીકળ્યો.

પોતાને ઘેર આવી ઘોડા પર બેસીને સ્વધર્મી રાજાના દરબારમાં પહોંચ્યો ને મહેલનાં દ્વાર ખખડાવ્યા. દ્વારપાળે પૂછ્યું, ભાઈ! તું કોણ છે ને અત્યારે કેમ આવ્યો છે? ત્યારે શ્રાવકે ગંભીરતાથી કહ્યું મારે રાજાનું અગત્યનું કામ છે. જલ્દી જગાડો. તરત દ્વારપાળે રાજાને જગાડયા. એટલે શ્રાવક રાજા પાસે જઈને પ્રણામ કરીને ઉભો રહ્યો. રાજાએ પૂછ્યું. તમે કોણ છો? શ્રાવકે કહ્યું, હું તમારો સ્વધર્મી બંધુ છું. આવું સાંભળતાં રાજાએ બે હાથ જોડી શ્રાવકને નમસ્કાર કર્યા. આ રાજા સમકિતી હતા. તે પોતાના દેવ-ગુરૂ અને ધર્મ સિવાય કોઈને નમતા ન હતા. જેના તાબામાં રહેતા હતા તે રાજાને પણ નમતા ન હતા. તે રાજા સ્વધર્મીને નમ્યાં. અહીં અભિમાન કે અકડાઈ ન હતાં પણ ધર્મની ટેક હતી. રાજાએ પૂછ્યું કે અત્યારે રાતના એકાએક આપને આવવાનું કેમ બન્યું?

શ્રાવકે કહ્યું, આ મોટા રાજા આપને સમ્યક્ત્વની ટેકમાંથી ચલિત કરવા અને તેમના ચરણમાં તમને નમાવવા સવારે જ તમારા ગામ ઉપર હલ્લો કરવાના છે. એવી મંત્રણા અત્યારે તેમના મહેલમાં ચાલી રહી છે. તેથી આપને સમાચાર આપવા આવ્યો છું. રાજાએ પૂછ્યું કે તમને આ વાતની ખબર કેવી રીતે પડી? શ્રાવકે કહ્યું, કે આપ મારા ઉચ્ચ કોટીના સ્વધર્મીબંધુ છો એટલે આપની સામે અસત્ય નહિ બોલું. હું પરસ્રીમાં મોહાંધ બની તેની ઈચ્છા પૂર્ણ કરવા રાજમહેલમાં ચોરી કરવા ગયો હતો, ત્યાં મેં આ ગુપ્ત વાતચીત સાંભળીને ચોરી કરવી પડતી મૂકીને આપને સમાચાર આપવા માટે આવ્યો છું. આપ જેવા દઢ સમ્યક્ત્વધારી સ્વધર્મીબંધુના દર્શન થતા મારો મોહાંધકાર ટળી ગયો. ધન્ય છે પ્રભુના શાસનને! જેમાં આપનાં જેવા પવિત્ર નરરત્નો વસે છે. બસ, હવે આપને જે તૈયારી કરવી હોય તે કરી લો. રાજાએ વાત સાંભળીને તરત પોતાના ગામના દરવાજા બંધ કરાવી દીધા અને તાબડતોબ બધી તૈયારી કરી લીધી. બંધુઓ! સાંભળજો, શ્રાવકની કેવી સાધર્મિક ભક્તિ! સાધર્મિક પ્રત્યે કેવું મમત્વ! મારા સાધર્મિક બંધુ ઉપર આવી આફત! પ્રાણથી પણ અધિક વહાલી માનેલી પ્રિયાને માટે હાર લાવવાનું કાર્ય છોડી રાતોરાત સાધર્મિક રાજા પાસે આવ્યો ને રાજાને મોટી આફતમાંથી ઉગારી લીધો. એણે એક જ વિચાર કર્યો કે મારા સ્વધર્મી બંધુ માટે મારા જીવનનું સર્વસ્વ ફના કરવાનું ભાગ્ય મને ક્યાંથી મળે?

દેવાનુપ્રિયે ! શ્રાવક ભાનભૂલ્યો હતો પણ સ્વધર્મી દૃઢ સમ્યક્ત્વધારી રાજાની ભક્તિ કરતાં ઠેકાણે આવી ગયો, ને પરસ્ત્રીનો ત્યાગ કર્યો, અને તેનામાં ધર્મનું ઝનૂન જાગ્યું તમે પણ ધર્મનું ઝનૂન પ્રગટાવો. કૃષ્ણ વાસુદેવ દૃઢ સમકિતી હતા. દેવ, ગુરૂ અને ધર્મ પ્રત્યે તેમનીખૂબ ભક્તિ હતી. સ્વધર્મી બંધુઓની સેવા કરવાનો અવસર મળે તો પ્રેમથી વધાવી લેતા હતાં. આવા કૃષ્ણ મહારાજા હાથીના હોદ્દે બેસીને દેવાધિદેવ નેમનાથ ભગવાનનાં દર્શને જઈ રહ્યાં છે. તે સમયે દ્વારકા નગરીના રાજમાર્ગમાં સખીઓની સાથે સોનાના દડાથી રમતી સોમિલ બ્રાહ્મણની પુત્રી સોમાને કૃષ્ણ વાસુદેવે જોઈ. "पासित्ता सोमाए दारियाए रुवेण जोवण्णेण य विम्हिए ।" સોમા એટલી બધી તેજસ્વી અને રૂપવંતી હતી કે તે સાદા વેશમાં ઉભી હોય તો પણ શોભી ઉઠતી હતી, ત્યારે આજે તો તેણે સુંદર વસ્ત્રો પહેર્યા છે, હીરાના દાગીના પહેર્યા છે. રૂપ, શણગાર અને તેની યુવાની પણ બરાબર ખીલી છે એટલે કોઈ ઇન્દ્રની અપ્સરા જ ન હોય તેવી શોભતી હતી. સોમા તેની સખીઓની સાથે રમત રમવામાં મસ્ત હતી. આ રાજમાર્ગ ઉપરથી કોણ ક્યાં જાય છે તેમાં તેનું ધ્યાન ન હતું, પણ હાથી ઉપર બેસીને જતાં કૃષ્ણ વાસુદેવની દૃષ્ટિ તેના ઉપર પડી. સોમાનું રૂપ, લાવણ્ય અને યૌવન જોઈને કૃષ્ણ વાસુદેવને ખૂબ આશ્ચર્ય થયું કે અહો ! આવી સૌંદર્યવાન પુત્રી કોણ હશે ? આ બાલિકા જો કુંવારી હોય તો મારા લઘુ બાંધવને યોગ્ય છે. કૃષ્ણજીને આવો વિચાર કેમ આવ્યો ?

ગજસુકુમાર માતાના ગર્ભમાં આવ્યા તે પહેલાં જ હરિણગમેષી દેવે તેમને કહ્યું હતું કે તમારે નાનો ભાઈ થશે પણ તે યુવાન થતાં દીક્ષા લેશે. તે જાણતાં હતાં પણ ભાઈ પ્રત્યેનો મોહ છે એટલે સોમાને જોઈને આવો વિચાર આવ્યો. સોમાનું રૂપ હતું સાથે તેનામાં બુદ્ધિ અને ગુણ પણ હતાં. ચતુર માણસ નેણ અને વેણ ઉપરથી મનુષ્યનું માપ કાઢે છે કે આ માણસ કેવો હશે, કૃષ્ણજી ચતુર હતાં. સોમાની મુખાકૃતિ અને નેણ જોઈને પારખી ગયાં કે આ કન્યા રૂપ અને ગુણથી યુક્ત છે. તે બોલે છે તો મુખમાંથી જાણે અમી ઝરે છે. તેના મુખ ઉપર સૌમ્યતા દેખાય છે. માટે મારા ભાઈને યોગ્ય છે. આ પ્રમાણે વિચાર કર્યો. "तए णं से कण्हेवासुदेवे कोडुंबिय पुरिसे सद्दावेइ, सद्दावित्ता एवं वयासी गच्छह णं तुब्भे देवाणुप्पिया ! सोमिलं जाईता सोमं दारियं गेण्हह "

કૃષ્ણ વાસુદેવ ખૂબ પ્રમાણિક હતા. નીતીથી રાજ્ય ચલાવતાં હતાં. એટલે એવો વિચાર ન કર્યો કે કન્યાને પૂછી લઉં કે તું કુંવારી છું ? કુંવારી હોય તો ઉપાડી લઈ જઈએ. એમ નહિ, પણ કૃષ્ણે પોતાના કૌટુંબિક પુરુષોને બોલાવ્યા ને કહ્યું કે હે દેવાનુ પ્રિયે ! તમે સોમિલ બ્રાહ્મણ પાસે જાઓ અને તેની પાસે આ કન્યાની યાચના કરો. કેટલી બધી પ્રમાણિકતા છે ! અને ત્રણ ખંડના અધિપતિ હોવા છતાં તેમની વાણીમાં કેટલો વિવેક છે ! આગળના રાજાઓ કોઈને પણ તુંકારે બોલાવતા ન હતાં

પણ માનથી બોલાવતા હતાં. અહીં બધાએ સમજવું કે મધુરવાણી બોલવાથી બધાનો પ્રેમ સંપાદન કરી શકાય છે. આપ જાણો છો કે જીભથી જગતને દુશ્મન પણ બનાવી શકાય છે ને દોસ્ત પણ બનાવી શકાય છે. મીઠી વાણી સૌને સાકર જેવી લાગે છે, ને કડવી વાણી સોમલ જેવી લાગે છે. માખીઓ સાકર ઉપર જઈને બેસે છે પણ સોમલ ઉપર બેસતી નથી, તેમ જેની વાણીમાં મધુરતા છે તેની પાસે બધા પ્રેમથી જાય છે, તેનું કામ કરી આપે છે પણ જેની ભાષામાં કડવાશ છે તેમની પાસે કોઈને જવાનું મન થતું નથી. એની કડવી ભાષાથી માણસો ધ્રુજી ઉઠે છે. ઘણાં માણસોનો એવો સ્વભાવ હોય છે કે વિના કારણે ગુસ્સો કર્યા કરતા હોય છે. એ બોલે તો પણ ઘરનાં ફફડી ઉઠે. એનાં બાળકો પણ ફફડતાં હોય છે. સહેજ નુકશાન થાય તો પણ બાળક મા-બાપથી જેમ પારેવું બિલાડીને જોઈને ફફડે તેમ ફફડે છે. અહીં એક દૃષ્ટાંત યાદ આવે છે.

એક સુખી કુટુંબમાં નવ વર્ષની છોકરી હતી. આ છોકરીની માતા એવા ક્રૂર સ્વભાવની હતી કે નાની નજીવી ભૂલ કરે તો એની માતા ખૂબ માર મારતી હતી ને ગુસ્સે થઈ ગમે તેવા શબ્દો બોલતી એટલે છોકરી સદા એની માતાથી ફફડતી હતી. એક વખત લગ્નની સીઝન આવી એટલે છોકરીની માતાએ નવા નવા કપડા સીવડાવ્યા. છોકરી માટે પણ નવું ફ્રોક સીવડાવ્યું હતું. એક દિવસ લગ્નમાં જવાનું હતું તેથી બેબીને નવું ફ્રોક પહેરાવીને લઈ ગયા. કોઈ જગ્યાએ ખીલીમાં ભરાઈને બેબીનું ફ્રોક ફાટી ગયું. એટલે છોકરી તો ધ્રુજવા લાગી. કારણ કે પાણીનો ગ્લાસ ઢોળાઈ જાય તો પણ માતા મારતી હતી તો પછી ફ્રોક ફાટે તો તો આવી જ બને ને! શું બાકી રહે? રાત્રે લગ્નમાંથી ઘેર આવ્યા. બેબીના મનમાં થયું કે મારી મમ્મી ફ્રોક ફાટેલું જોશે તો મને મારશે. તેના કરતાં હું કબાટમાંથી સોય લઈને છાનીમાની ફ્રોકને રફુ કરીને સાંધી લઉં. આમ વિચાર કરી નીચે જઈને કબાટમાંથી બેબીએ બે સોય કાઢી પણ એ સોય બરાબર ન હતી એટલે તેણે તે બે સોય મોઢામાં મૂકીને દાંત નીચે દબાવીને બીજી સારી સોય શોધવા લાગી. ઘણાંને સીવતા સીવતા સોય મોઢામાં મૂકી દેવાની આદત હોય છે. આ તો નાની બાળકી હતી. એ બે સોયો દાંતમાં ભરાવીને રફુ કરવા માટે સારી સોય શોધતી હતી.

**"માની ધાકમાં ગભરાયેલી બેબી"**:—ત્યાં ઉપરથી એની માતાએ જોરથી બૂમ પાડી ક્યાં મરી ગઈ પાછી? બૂમ એવી હતી કે જાણે વાંસામાં કોઈએ ધક્કો માર્યો ન હોય! બેબી ધ્રુજી ઉઠી. બે સોયો દાંત નીચે દબાવી છે તે ખ્યાલ ન રહ્યો ને બોલી કે આ રહી બા. આટલું બોલતાં બે સોયો દાંતની વચ્ચેથી સીધી ગળામાં ઉતરી ગઈ. મારી બહેનો! વિચાર કરજો. બાળકો ઉપર ખોટી ધાક રાખવાથી કેવું પરિણામ આવે છે! હા, બાળકો ખોટા માર્ગે ન ચઢી જાય, રખડેલ ન બને તે માટે પૂરતી કાળજી અને ધાક રાખો, પણ નજીવી બાબતોમાં બાળકોને બહુ સતાવવાથી તે ડરપોક બની જાય છે. માટે શાંતિથી સમજાવો પણ વાતવાતમાં ગુસ્સો ના કરો, ગુસ્સાભરી બૂમ પાડવામાં

દેવાનુપ્રિયે ! શ્રાવક ભાનભૂલ્યો હતો પણ સ્વધર્મી દઢ સમ્યક્ત્વધારી રાજાની ભક્તિ કરતાં ઠેકાણે આવી ગયો, ને પરસ્ત્રીનો ત્યાગ કર્યો, અને તેનામાં ધર્મનું ઝનૂન જાગ્યું તમે પણ ધર્મનું ઝનૂન પ્રગટાવો. કૃષ્ણ વાસુદેવ દઢ સમકિતી હતા. દેવ, ગુરૂ અને ધર્મ પ્રત્યે તેમની ખૂબ ભક્તિ હતી. સ્વધર્મી બંધુઓની સેવા કરવાનો અવસર મળે તો પ્રેમથી વધાવી લેતા હતાં. આવા કૃષ્ણ મહારાજા હાથીના હોદ્દે બેસીને દેવાધિદેવ નેમનાથ ભગવાનનાં દર્શને જઈ રહ્યાં છે. તે સમયે દ્વારકા નગરીના રાજમાર્ગમાં સખીઓની સાથે સોનાના દડાથી રમતી સોમિલ બ્રાહ્મણની પુત્રી સોમાને કૃષ્ણ વાસુદેવે જોઈ. "पासित्ता सोमाए दारियाए रुवेण जोवण्णेण य विम्हिए।" સોમા એટલી બધી તેજસ્વી અને રૂપવંતી હતી કે તે સાદા વેશમાં ઉભી હોય તો પણ શોભી ઉઠતી હતી, ત્યારે આજે તો તેણે સુંદર વસ્ત્રો પહેર્યા છે, હીરાના દાગીના પહેર્યા છે. રૂપ, શણગાર અને તેની યુવાની પણ બરાબર ખીલી છે એટલે કોઈ ઇન્દ્રની અપ્સરા જ ન હોય તેવી શોભતી હતી. સોમા તેની સખીઓની સાથે રમત રમવામાં મસ્ત હતી. આ રાજમાર્ગ ઉપરથી કોણ કયાં જાય છે તેમાં તેનું ધ્યાન ન હતું, પણ હાથી ઉપર બેસીને જતાં કૃષ્ણ વાસુદેવની દૃષ્ટિ તેના ઉપર પડી. સોમાનું રૂપ, લાવણ્ય અને યૌવન જોઈને કૃષ્ણ વાસુદેવને ખૂબ આશ્ચર્ય થયું કે અહો ! આવી સૌંદર્યવાન પુત્રી કોણ હશે ? આ બાલિકા જો કુંવારી હોય તો મારા લઘુ બાંધવને યોગ્ય છે. કૃષ્ણજીને આવો વિચાર કેમ આવ્યો ?

ગજસુકુમાર માતાના ગર્ભમાં આવ્યા તે પહેલાં જ હરિણગમેષી દેવે તેમને કહ્યું હતું કે તમારે નાનો ભાઈ થશે પણ તે યુવાન થતાં દીક્ષા લેશે. તે જાણતાં હતાં પણ ભાઈ પ્રત્યેનો મોહ છે એટલે સોમાને જોઈને આવો વિચાર આવ્યો. સોમાનું રૂપ હતું સાથે તેનામાં બુદ્ધિ અને ગુણ પણ હતાં. ચતુર માણસ નેણ અને વેણ ઉપરથી મનુષ્યનું માપ કાઢે છે કે આ માણસ કેવો હશે, કૃષ્ણજી ચતુર હતાં. સોમાની મુખાકૃતિ અને નેણ જોઈને પારખી ગયાં કે આ કન્યા રૂપ અને ગુણથી યુક્ત છે. તે બોલે છે તો મુખમાંથી જાણે અમી ઝરે છે. તેના મુખ ઉપર સૌમ્યતા દેખાય છે. માટે મારા ભાઈને યોગ્ય છે. આ પ્રમાણે વિચાર કર્યો. "तए णं से कण्हेवासुदेवे कोडुंबिय पुरिसे सद्दावेइ, सद्दावित्ता एवं वयासी गच्छह णं तुब्भे देवाणुप्पिया ! सोमिलं जाईता सोमं दारियं गेण्हह"

કૃષ્ણ વાસુદેવ ખૂબ પ્રમાણિક હતા. નીતીથી રાજ્ય ચલાવતાં હતાં. એટલે એવો વિચાર ન કર્યો કે કન્યાને પૂછી લઉં કે તું કુંવારી છું ? કુંવારી હોય તો ઉપાડી લઈ જઈએ. એમ નહિ, પણ કૃષ્ણે પોતાના કૌટુંબિક પુરુષોને બોલાવ્યા ને કહ્યું કે હે દેવાનુપ્રિયો ! તમે સોમિલ બ્રાહ્મણ પાસે જાઓ અને તેની પાસે આ કન્યાની યાચના કરો. કેટલી બધી પ્રમાણિકતા છે ! અને ત્રણ ખંડના અધિપતિ હોવા છતાં તેમની વાણીમાં કેટલો વિવેક છે ! આગળના રાજાઓ કોઈને પણ તુંકારે બોલાવતા ન હતાં

પણ માનથી બોલાવતા હતાં. અહીં બધાએ સમજવું કે મધુરવાણી બોલવાથી બધાનો પ્રેમ સંપાદન કરી શકાય છે. આપ જાણો છો કે જીભથી જગતને દુશ્મન પણ બનાવી શકાય છે ને દોસ્ત પણ બનાવી શકાય છે. મીઠી વાણી સૌને સાકર જેવી લાગે છે, ને કડવી વાણી સોમલ જેવી લાગે છે. માખીઓ સાકર ઉપર જઈને બેસે છે પણ સોમલ ઉપર બેસતી નથી, તેમ જેની વાણીમાં મધુરતા છે તેની પાસે બધા પ્રેમથી જાય છે, તેનું કામ કરી આપે છે પણ જેની ભાષામાં કડવાશ છે તેમની પાસે કોઈને જવાનું મન થતું નથી. એની કડવી ભાષાથી માણસો ધ્રુજી ઉઠે છે. ઘણાં માણસોનો એવો સ્વભાવ હોય છે કે વિના કારણે ગુસ્સો કર્યા કરતા હોય છે. એ બોલે તો પણ ઘરનાં ફફડી ઉઠે. એનાં બાળકો પણ ફફડતાં હોય છે. સ્હેજ નુકશાન થાય તો પણ બાળક મા-બાપથી જેમ પારેવું બિલાડીને જોઈને ફફડે તેમ ફફડે છે. અહીં એક દૃષ્ટાંત યાદ આવે છે.

એક સુખી કુટુંબમાં નવ વર્ષની છોકરી હતી. આ છોકરીની માતા એવા ક્રૂર સ્વભાવની હતી કે નાની નજીવી ભૂલ કરે તો એની માતા ખૂબ માર મારતી હતી ને ગુસ્સે થઈ ગમે તેવા શબ્દો બોલતી એટલે છોકરી સદા એની માતાથી ફફડતી હતી. એક વખત લગ્નની સીઝન આવી એટલે છોકરીની માતાએ નવા નવા કપડા સીવડાવ્યા. છોકરી માટે પણ નવું ફ્રોક સીવડાવ્યું હતું. એક દિવસ લગ્નમાં જવાનું હતું તેથી બેબીને નવું ફ્રોક પહેરાવીને લઈ ગયા. કોઈ જગ્યાએ ખીલીમાં ભરાઈને બેબીનું ફ્રોક ફાટી ગયું. એટલે છોકરી તો ધ્રુજવા લાગી. કારણ કે પાણીનો ગ્લાસ ઢોળાઈ જાય તો પણ માતા મારતી હતી તો પછી ફ્રોક ફાટે તો તો આવી જ બને ને ! શું બાકી રહે ? રાત્રે લગ્નમાંથી ઘેર આવ્યા. બેબીના મનમાં થયું કે મારી મમ્મી ફ્રોક ફાટેલું જોશે તો મને મારશે. તેના કરતાં હું કબાટમાંથી સોય લઈને છાનીમાની ફ્રોકને રફુ કરીને સાંધી લઉં. આમ વિચાર કરી નીચે જઈને કબાટમાંથી બેબીએ બે સોય કાઢી પણ એ સોય બરાબર ન હતી એટલે તેણે તે બે સોય મોઢામાં મૂકીને દાંત નીચે દબાવીને બીજી સારી સોય શોધવા લાગી. ઘણાંને સીવતા સીવતા સોય મોઢામાં મૂકી દેવાની આદત હોય છે. આ તો નાની બાળકી હતી. એ બે સોયો દાંતમાં ભરાવીને રફુ કરવા માટે સારી સોય શોધતી હતી.

**"માની ધાકમાં ગભરાયેલી બેબી"** :-ત્યાં ઉપરથી એની માતાએ જોરથી બૂમ પાડી ક્યાં મરી ગઈ પાછી ? બૂમ એવી હતી કે જાણે વાંસામાં કોઈએ ધબ્બો માર્યો ન હોય ! બેબી ધ્રુજી ઉઠી. બે સોયો દાંત નીચે દબાવી છે તે ખ્યાલ ન રહ્યો ને બોલી કે આ રહી બા. આટલું બોલતાં બે સોયો દાંતની વચ્ચેથી સીધી ગળામાં ઉતરી ગઈ. મારી બહેનો ! વિચાર કરજો. બાળકો ઉપર ખોટી ધાક રાખવાથી કેવું પરિણામ આવે છે ! હા, બાળકો ખોટા માર્ગે ન ચઢી જાય, રખડેલ ન બને તે માટે પૂરતી કાળજી અને ધાક રાખો, પણ નજીવી બાબતોમાં બાળકોને બહુ સતાવવાથી તે ડરપોક બની જાય છે. માટે શાંતિથી સમજાવો પણ વાતવાતમાં ગુસ્સો ના કરો, ગુસ્સાભરી બૂમ પાડવામાં

ધબ્બા જેટલું જોમ હોય છે. માતાની બૂમ સાંભળીને છોકરીના ગળામાં બે સોયો ઉતરી ગઈ. એટલે એનો જીવ ગભરાવા લાગ્યો. એના હોશકોશ ઉડવાની તૈયારી હતી પણ એની માતાને ક્યાં ખબર છે? ક્યાં ગઈ? કેમ જવાબ આપતી નથી? આમ બોલતી એની માતા નીચે ઉતરી તો બેબીની આંખમાંથી આંસુ પડતાં હતાં. ગળામાં બબ્બે સોયો છે છતાં પરાણે પરાણે ધીમે રહીને કહે છે. બા! મને મારીશ નહિ હોં. મારું ફ્રોક ફાટી ગયું છે. આમ કરગરવા લાગી. તો પણ એની માતાએ કહ્યું–મૂઈ! આ શું કર્યું? આમ બોલી ખરી પણ છોકરીની સ્થિતિ ગંભીર જોઈને ગભરાઈ ગઈ. હવે તો ગળામાં ખૂંચી ગયેલી સોયોથી શ્વાસનળીમાં કાણું પડ્યું એટલે ટીપે ટીપે લોહી બહાર આવવા લાગ્યું. એની મા સમજી ગઈ કે છોકરી મારી બીકે ફ્રોક સાંધવા જતાં સોય ગળી ગઈ લાગે છે. ગળામાં જોયું તો ઉંડે સોયો દેખાતી હતી.

**"બેબીનું શું થશે?"**:–એની માતાએ બૂમો પાડી કે દોડો, દોડો, બેબી સોય ગળી ગઈ છે. એટલે તરત આડોશીપાડોશી દોડી આવ્યા, અને શું થયું? કેવી રીતે સોય ગળી ગઈ? આવા અનેક પ્રશ્નો કરવા લાગ્યા. કોઈ એમ બોલવા લાગ્યાં કે બાળકો ઉપર બહુ ધાક રાખીએ તો આવું પરિણામ આવે ત્યારે કોઈ કહે છે કે પહેલેથી જ મા–બાપે બાળકોનું ધ્યાન રાખવું જોઈએ, પણ હવે એક મિનિટનો વિલંબ કરાય તેમ નથી. કેસ ગંભીર થતો જતો હતો. બેભાન બની ગયેલી બેબીને મોટરમાં નાંખીને તેના મા–બાપ ડૉકટરને ત્યાં લઈ ગયા. તેમના ફેમીલી ડોકટર સારા અનુભવી હતા. તેમણે બેબીને જોઈને કહ્યું, કેસ ગંભીર છે. આમાં મારું કામ નહિ. આને મોટી હોસ્પિતાલમાં લઈ જાઓ. બીજા ડોકટરને ત્યાં ગયા તો તેણે કહ્યું કે હું અત્યારે હોસ્પિતાલમાં નહિ આવું. સવારે આવજો. ત્યાંથી ત્રીજા સારા ડોકટરને ત્યાં ગયા. તેણે કેસ જોઈને કહી દીધું કે આવો કેસ મેં કદી જોયો નથી. હું હાથમાં નહિ લઉં. બીજા મોટા ડોકટરને બતાવો. ઘણી વખત આવું બને છે કે મા–બાપનો એકનો એક કલૈયા કુંવર જેવો છોકરો બિમાર થઈ ગયો હોય ને એના મા–બાપ ડોકટરને ખોળા પાથરતાં હોય, કાલાવાલા કરતા હોય કે સાહેબ! જલ્દી ચાલો. મારા દીકરાની આ સ્થિતિ છે, પણ ડોકટરને હિસાબમાં ન હોય. હમણાં આવું છું, કલાક પછી આવું છું. એ જાય ત્યાં તો પેલાના પ્રાણ ચાલ્યા જાય. આવું બની જાય છે. જ્યાં પૈસા મળે ત્યાં ડોકટરો વહેલા દોડે છે. તે જ્યારે ભણતાં હોય ત્યારે એમ કહે છે કે અમે ભણીગણીને માનવસેવા કરીશું. આ સેવા ક્યાં ગઈ?

આ બેબીના મા–બાપ ઘણાં ડોકટરને ત્યાં ફરી વળ્યા પણ કોઈ કેસ હાથમાં લેતું નથી. બીજી તરફ સોયો ગળામાં વધુ ખૂંચતી જાય છે. મોઢામાંથી લોહીનાં ટીપા પડે છે ને બેબીનો જીવ મૂંઝાય છે. હવે શું કરવું? અડધી રાત વીતી ગઇ છે. હવે ક્યાં જવું? એક તરફ બેબીની ચીસો સંભળાય છે ને બીજી તરફ કોઈ જગ્યાએ લગ્ન હોવાથી

શરણાઈનાં સુર સંભળાતા હતા. એક યુવાન ડોકટરના લગ્ન હતા. લગ્નનું મુહૂર્ત અઢી વાગ્યાનું હતું. ડોકટરનું નામ વામનરાવ હતું, પણ તેનું દિલ વિરાટ હતું. તેમને પીઠી ચોળી, નવરાવી, સારા સ્વાંગ સજાવી તૈયાર કર્યા. વરરાજા તૈયાર થઈ ગયા. એટલે મોઢામાં પાનનું બીડું આપી હાથમાં શ્રીફળ આપ્યું ને શણગારેલા ઘોડા ઉપર ચઢવા માટે જાય છે. ત્યાં કોઈએ સમાચાર આપ્યાં કે એક નાની છોકરીના ગળામાં સોય ભોંકાઈ ગઈ છે ને કેસ બહુ ગંભીર છે. વરરાજા ઘોડે ચઢતા હતા ને મંગલ વાજા વાગતાં હતાં. આટલા અવાજમાં પણ ડોકટરે સાંભળ્યું એટલે પૂછયું કે કયાં છે એ છોકરી? વામનરાવ પરણવાનું છોડીને છોકરીને બચાવવા તૈયાર થયા. તેમણે કહ્યું-છોકરીને અહીં લઈ આવો. છોકરીને મોટરમાં લાવવામાં આવી.

**લગ્નની ઘડી જતી કરી પ્રાણ બચાવવા ગયેલા ડોકટર:**—બંધુઓ! સાંભળજો. આ ડોકટર કેવા હશે! ડોકટરે હાથમાં રહેલું શ્રીફળ બીજાના હાથમાં આપ્યું ને દોડીને છોકરી પાસે ગયા. જોઈને બોલી ઉઠયા. કેસ ગંભીર છે. જલ્દી હોસ્પિતાલમાં લઈ લો. હું આવું છું. એક ઘડી વિલંબ કરાય તેમ નથી. આ સમયે લગ્નની વિધિ કરનાર ગોર મહારાજે કહ્યું કે હાથમાં લીધેલું શ્રીફળ મૂકીને બીજે જવું તે અપશુકન કહેવાય, અને લગ્નનું શુભ મુહૂર્ત વીતી જશે. ડોકટરે કહ્યું કે છોકરીના પ્રાણ બચી જશે તો એથી સારું બીજું મંગલ મુહૂર્ત કયું? હું હમણાં જ ઓપરેશન કરીને આવું છું. એના માતાપિતાએ પણ કહ્યું. બેટા! પીઠીભર્યો કયાં જાય છે? તારા સિવાય ગામમાં બીજા ઘણાં ડોકટરો છે. વામનરાવે માતા પિતાને કહ્યું-તમે બીજાની વાત ન કરો. હું ડોકટર ખરો કે નહિ? અને આ કેસ બીજે મોકલાય તેવો નથી, અને મને શ્રદ્ધા છે કે કેસ બચી જશે. એમ કહી ડોકટર વરરાજાના પોશાકમાં જ હોસ્પિતાલમાં પહોંચ્યા અને સીસ્ટરને કહ્યું-ઓપરેશનની તૈયારી કરો. ડોકટરે વરરાજાનો પોશાક ઉતારીને કોટ પહેરી લીધો. ઓપરેશન માટે તૈયારી થઈ ગઈ. ઓપરેશન નાનું હતું પણ જોખમી હતું. કારણ કે બંને સોયો શ્વાસ નળીમાં ખૂંચી ગઈ હતી, પણ દેખાતી હતી એટલે ડોકટરે ગળાનો ભાગ બહેરો કરી શ્રદ્ધાપૂર્વક સ્વસ્થતાથી ઓપરેશન કરીને સોયો બહાર કાઢી. બે કલાક કામ ચાલ્યું. બધું કામ પતાવી ડોકટર આનંદભેર ઓપરેશન થીએટરની બહાર આવ્યા અને છોકરીના મા-બાપને કહ્યું. ચિંતા ન કરો. બેબી બચી ગઈ છે. એમ કહી ડોકટરે બધાને બે સોયો બતાવી. ડોકટર બીજા નાના ડોકટરો અને સીસ્ટરોને સૂચના આપીને જલ્દી ઘેર પહોંચ્યા.

માતા-પિતાને પગે લાગી હાથમાં શ્રીફળ લઈ ઘોડે બેસીને પરણવા માટે ગયા. અઢી કલાક પરણવા જવાનું મોડું થયું પણ કેસ બચી ગયો તેથી ડોકટરના હૃદયમાં અનેરો ઉત્સાહ હતો. તેણે બધાને કહ્યું, મોડું થયું ને મુહૂર્ત વીતી ગયું તેની ચિંતા ન કરો.

સાચું મુહુર્ત આ જ છે. કોઈ છોકરીના ગળામાં સોય ભોંકાઈ ગઈ હોય, તેના પ્રાણ જતાં હોય ને પરણવા જવું તે ડોકટરને શોભે? ડોકટર થઈને જો સેવા ન કરું તો મારા ડોકટરપણામાં ધૂળ પડી. આ ડોકટર કેવા પરગજુ હશે! પરણવાનું છોડીને ઓપરેશન કરી છોકરીને બચાવી પરણવા ગયા. લોકો તેની ખૂબ પ્રશંસા કરવા લાગ્યા. આજે આવો સેવાભાવી ડોકટર ભાગ્યે જ જોવા મળે છે.

સોય સાંધવાનું કામ કરે છે, રફુ કરે છે, પગમાં કાંટો વાગે તો પણ સોયથી કાઢી શકાય છે. સોય એ માનવને ઘણી ઉપયોગી ચીજ છે પણ જો તે ગળામાં પેસી જાય તો મોટી મુશ્કેલીમાં મૂકી દે છે તેમ, જો માનવીની જીભમાં મીઠાશ હોય તો એ શત્રુને પણ મિત્ર બનાવી શકે છે. કુસંપ હોય ત્યાં સંપ કરાવી દે છે. શોકમય વાતાવરણને આનંદમય બનાવી દે છે. છોકરીની માતાની જીભમાં કડવાશ ને વાણીમાં ક્રૂરતા હતી છોકરી તો ડરની મારી સોય મોંમાં છે તે વાત ભૂલી ગઈ ને જોખમમાં મૂકાઈ ગઈ, માટે વાણીમાં વિવેક રાખો. કોઈ ને તોછડાઈથી બોલાવશો નહિ ને જીભમાં મીઠાશ રાખજો. કૃષ્ણ વાસુદેવ ત્રણ ત્રણ ખંડના અધિપતિ હોવા છતાં પોતાના નોકરોને પણ કેટલા પ્રેમથી હે દેવાનુપ્રિયો! એમ કહીને બોલાવતા. સોમાનું અદ્ભૂત રૂપ જોઈને આશ્ચર્યચકિત થયેલા કૃષ્ણ વાસુદેવે કહ્યું, હે દેવાનુપ્રિયો! તમે સોમિલ બ્રાહ્મણને ત્યાં જાઓ અને જો સોમા કુંવારી હોય તો મારા ભાઈ ગજસુકુમાલ માટે તેની માંગણી કરો. હવે તે માણસો સોમિલ બ્રાહ્મણને ત્યાં જશે ને શું બનશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર: ગાઢ જંગલમાં ભીમના રૂપ પાછળ પાગલ બનેલી હિડંબા:–** ધર્મરાજા, અર્જુન, સહદેવ, નકુળ, કુંતાજી, દ્રૌપદી બધા ઘોર જંગલમાં ભૂમિ ઉપર હાથનું ઓશીકું કરીને સૂતાં છે ને ભીમ ખડે પગે ચોકી કરે છે. આ સમયે એક રાક્ષસી ભીમ પાસે ધમપછાડા કરતી આવી પણ ભીમનું રૂપ જોઈને મોહ પામી ગઈ અને તેનું રૂપ બદલીને ભીમને પોતાની સાથે લગ્ન કરવા માટે વિનંતી કરવા લાગી, ત્યારે ભીમે કહ્યું હું તો પરણેલો છું, પણ તું કોણ છે ને અત્યારે રાત્રીના સમયે આવા ગાઢ જંગલમાં એકલી કેમ ફરે છે તે મને કહે, ત્યારે તે સુંદર સ્ત્રી કહે છે કે હે પ્રભાવશાળી પુરૂષ! આ વનમાં એક હિડંબ નામનો રાક્ષસ રહે છે. તેના નામ ઉપરથી આ જંગલનું નામ હિડંબવન પડેલું છે. આ રસ્તેથી કોઈ માણસ જીવતો પાછો જઈ શકતો નથી. મારો ભાઈ હિડંબ રાક્ષસ બધાને મારીને ખાઈ જાય છે. હું તે રાક્ષસની બહેન હિડંબા છું. હું ને મારો ભાઈ અમે બંને આ વનમાં રહીએ છીએ. આમ તો અમે રાક્ષસ નથી. વિદ્યાધર છીએ પણ મારા ભાઈને રાક્ષસી વિદ્યા સાધવાનો કોડ જાગ્યો, અને તેણે રાક્ષસી વિદ્યા સાધી. એટલે લોકો તેને રાક્ષસ કહેવા લાગ્યા, અને એ રાક્ષસવૃત્તિથી જ આ વનમાં રહે છે. હું કુંવારી છું અને અમારા વિદ્યાધરનાં કુળના ક્રમ પ્રમાણે બધી વિદ્યાઓ પણ જાણું

છું. મારા ભાઈએ મને કહ્યું, બહેન! મને માણસના માંસની ગંધ આવે છે ને મને બહુ ભૂખ લાગી છે તો તું તપાસ કરીને મને કહેવા આવ. જેથી હું મારી ક્ષુધા મટાડી શકું. એટલે હું તપાસ કરતી અહીં આવી પહોંચી છું. આ બધાને સૂતેલા જોયા અને તમને ફરતા જોયા પણ કામદેવ જેવા આપને જોઈ મારા ભાઈના આદેશને હું ભૂલી ગઈ છું. હું નહિ જાઉં એટલે મારો ભાઈ ધમપછાડા કરતો અહીં આવી પહોંચશે. તો એના આવતાં પહેલાં આપ મારી સાથે લગ્ન કરી મને આપની પ્રિયતમા બનાવો. આમ તો રાક્ષસી બનીને આવી હતી પણ જેના પ્રત્યે પ્રેમ જાગે છે તેને જોઈ રાક્ષસનું હૃદય માનવ જેવું બની જાય છે તેની આજે મને ખાત્રી થઈ છે. માટે આપ મારો સ્વીકાર કરો. હિડંબાની વાત સાંભળીને ભીમે કહ્યું, હે ભદ્રે! તને મારા પ્રત્યે પ્રેમ છે તેમાં ના નથી અને તારા જેવી પત્ની કોઈ પુણ્યવાન પુરૂષને પ્રાપ્ત થાય છે પણ હું તને પરણી શકું તેમ નથી. તેનું કારણ શું છે તે સાંભળ.

**યે સોચે બાંધવ મુઝ પ્યારે, યે વૃદ્ધા મુઝ માંય,**
**યહ પત્ની હૈ મેરી દ્રૌપદી, ઈસ સમ ઔર હૈ નાંય હો... શ્રોતા...**

આ સામે સૂતાં છે તેમાં એક મારા મોટાભાઈ છે ને ત્રણ ભાઈ મારાથી નાના છે. આ વૃદ્ધા મારી માતા છે ને તેની બાજુમાં જે સૂતી છે તે અમારી (પાંચ ભાઇઓની) પત્ની છે, એનાથી અમે પાંચે ભાઈઓ ખૂબ સુખી છીએ એટલે હવે બીજી પત્નીની મારે જરૂર નથી. કલ્પવૃક્ષ જેવી પવિત્ર પત્ની હોય પછી બીજી પત્નીની શું જરૂર? મારે તારી સાથે લગ્ન કરવા નથી, ત્યારે હિડંબાએ નિરાશ થઈને કહ્યું, તમે મને પરણો યા ન પરણો તે તમારી મરજીની વાત છે. છતાં આ દાસીની એક અરજી સાંભળજો કે મેં આપને મારા મનથી પતિ તરીકે સ્વીકારી લીધા છે, જો આપ મારો સ્વીકાર નહિ કરો તો હું કોઈપણ રીતે મારા પ્રાણનો ત્યાગ કરીશ પણ બીજે નહિ પરણું. ભીમે કહ્યું, તું ગમે તેમ કર પણ એ વાત બનવી અશક્ય છે, ત્યારે હિડંબાએ કહ્યું, આપ મારો સ્વીકાર ન કરો તો કંઈ નહિ પણ મારી પાસે ચાક્ષુસી અને ઉદ્યોતની એ બે વિદ્યાઓ છે તે આપને ઘણી ઉપયોગી થશે, તો હું આપને એ વિદ્યાઓ શીખવાડું. આપ તેનો સ્વીકાર કરો, પછી જ્યારે આપની ઈચ્છા થાય ત્યારે મારો સ્વીકાર કરજો. મારી સાથે લગ્ન કરવામાં આપને લાભ છે. હમણાં મારો ભાઈ આવ્યો સમજો. જો આપે મારી સાથે લગ્ન કર્યા હશે તો આપને કોઇ જાતનો ડર નહિ રહે.

**"પ્રલોભનમાં ન લલચાતાં ભીમે હિડંબા સામે કરેલો પડકાર":**–ભીમે કહ્યું કે તું મને તારા ભાઈથી બચવા માટે તારી સાથે લગ્ન કરવાનું પ્રલોભન આપે છે પણ વીરપુરૂષો માટે એવા પ્રલોભનમાં પડવું તે લજ્જાસ્પદ છે. તારી ઇચ્છાથી તું વિદ્યા આપે તો સ્વીકાર કરવા તૈયાર છું પણ તારી સાથે લગ્ન કરવાના કે તારા ભાઈથી બચવાના પ્રલોભનથી મારે વિદ્યા જોઈતી નથી. હિડંબાએ કહ્યું; હું આપને પ્રેમથી વિદ્યા આપું છું.

એમ કહીને તેણે ભીમને ચાક્ષુસી અને ઉદ્યોતની વિદ્યાઓ શીખવાડી. એટલે ભીમે તરત તેનો અજમાશ કર્યો તો ઘોર અંધકારમાં તેને પ્રકાશ પ્રકાશ દેખાવા લાગ્યો. ભીમને વિદ્યા મળવાથી ખૂબ આનંદ થયો.

"હિડંબનો ઉછળેલ ક્રોધ":–હિડંબાને ગયા ઘણીવાર થઈ પણ પાછી ન આવી એટલે તેનો ભાઈ હિડંબ રાક્ષસ ધરતી ધ્રુજાવતો, અટ્ટહાસ્ય કરતો ત્યાં આવ્યો ને હિડંબાને સુંદર રૂપ ધારણ કરી ભીમની સાથે પ્રેમથી વાતો કરતી જોઈને સમજી ગયો કે નક્કી તે આ પુરૂષના પ્રેમમાં પડી ગઈ લાગે છે. માટે પહેલાં તેને મારી નાંખીને પછી એના પ્રેમીને મારી નાખું. ક્રોધથી તેની આંખો લાલચોળ કરી, ભ્રકુટી ચઢાવી, બિહામણું રૂપ ધરીને કહે છે હે પાપણી! હે કુળખંપણ હિડંબા! મેં તને શું કરવા મોકલી હતી ને તું શું કરી રહી છે? હું ત્રણ ત્રણ દિવસથી ભૂખ્યો છું તેથી તને શિકારની ખોજ કરવા મોકલી, ત્યારે તું તો એના પ્રેમમાં પડીને મને ખબર આપવા પણ ન આવી. તેના પ્રેમમાં તું ભાઈને ભૂલી ગઈ! બસ, હવે તને પહેલી મારીને ખાઈ જાઉં પછી એ પુરૂષને મારું, એમ કહીને હિડંબાને મારવા માટે તેના ભાઈએ હાથ ઉંચો કર્યો એટલે ભીમે કહ્યું. હે નીચ! તું તારી નિર્દોષ બહેનને શા માટે મારે છે? એને મારતાં પહેલાં મને તો લાગે છે કે તારું મોત આવ્યું છે. હું મારી સામે સ્ત્રીની હત્યા થતી સહન નહિ કરી શકું, ત્યારે હિડંબે કહ્યું કે જો તારામાં જોમ હોય તો મારી સામે લડવા તૈયાર થઈ જા. ભીમે કહ્યું કે તું હાથમાં શસ્ત્ર ધારણ કર. હું પાંડુપુત્ર ભીમ છું. પાંડવો કદી શસ્ત્રરહિત માણસો ઉપર પ્રહાર કરતા નથી. અમે ન્યાયથી લડવાવાળા છીએ.

"ભીમ અને હિડંબનું ભયંકર યુદ્ધ":–ભીમની વાત સાંભળીને હિડંબે એક વૃક્ષ મૂળમાંથી ઉખાડીને હાથમાં લીધું ત્યારે ભીમે પણ એક વૃક્ષ ઉપાડયું, અને પોતાના ભાઇઓ, માતા, પત્ની બધા થાકયાપાકયા ઉંઘી ગયા છે તે જાગી ન જાય તે માટે મૌન રહીને રાક્ષસ સામે લડવા લાગ્યો. રાક્ષસે ભીમ ઉપર જોરથી પ્રહાર કર્યો એટલે ભીમ મૂર્છા ખાઈને પડી ગયો, પણ તરત જ ભાનમાં આવતાં ભીમે જોરથી રાક્ષસ ઉપર પ્રહાર કર્યો. એટલે તે બેભાન થઈને પડયો. એમ ત્રણ–ચાર વખત બન્યું. એક વખત ભીમે ગુસ્સે થઈને રાક્ષસને ફટકાર્યો એટલે બેભાન થઈને ભૂમિ ઉપર પડયો. થોડીવારે ભાનમાં આવતાં રાક્ષસે ભીમ ઉપર ક્રોધે ભરાઈને મોટી ગર્જના કરીને ભીમ ઉપર પ્રહાર કર્યો એટલે ભીમ નીચે પડી ગયો ને બેભાન બની ગયો. આ બધો અવાજ સાંભળીને યુધિષ્ઠિર વિગેરે સૂતેલા જાગી ગયા તો ભીમને ભૂમિ ઉપર પડેલો જોયો. સામે બિહામણો રાક્ષસ જોયો ને તેની પાસે એક સુંદર સ્ત્રી ઉભેલી જોઈ. તેને પૂછયું કે આ બધું શું છે? એટલે હિડંબાએ બધી વાત કરી. કુંતામાતા, યુધિષ્ઠિર બધા દોડીને ભીમ પાસે ગયા. કુંતાજીએ ભીમનું માથું ખોળામાં લીધું. યુધિષ્ઠિર, અર્જુનજી બધા પવન નાંખવા લાગ્યા, અને કુંતાજી પુત્રની

આ દશા જોઈ કાળો કલ્પાંત કરવા લાગ્યા. અરેરે....કેવા કર્મ ઉદયમાં આવ્યા! આ વગડામાં પણ અમને સુખે રહેવા દેતા નથી. કંઈને કંઈ વિઘ્નો આવે છે. બેટા ભીમ! તું તો અમારા બધાનું રક્ષણ કરનારો છે. ઉઠ, ઉભો થા. તારા વિના અમારું રક્ષણ કોણ કરશે? એમ બોલીને કુંતામાતા અને દ્રૌપદી ખૂબ રડવા લાગ્યા. ધર્મરાજા, અર્જુન બધા ભીમને પવન નાંખવા લાગ્યા, પાણી છાંટવા લાગ્યા, ને કુંતાજી તથા દ્રૌપદીને છાના રાખવા હિંમત આપે છે. હવે ભીમ ભાનમાં આવશે ને પછી શું બનશે તેના ભાવ અવસરે.



## વ્યાખ્યાન નં-૮૭

**ભાદરવા વદ અમાસ ને બુધવાર** **તા. ૧૨-૧૦-૭૭**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! રાગ દ્વેષના વિજેતા, મોક્ષ માર્ગના પ્રણેતા, પરમાર્થદર્શી, ત્રૈલોક્ય પ્રકાશક વીતરાગ ભગવંતોએ જગતના જીવોના કલ્યાણને માટે અમૂલ્ય સિદ્ધાંત પ્રરૂપ્યા. આપણે ગજસુકુમારનો અધિકાર ચાલે છે. સોમાનું રૂપ, યૌવન, બુદ્ધિ વિગેરે જોઈને કૃષ્ણના મનમાં થયું કે આ કન્યા મારા નાના ભાઈને યોગ્ય છે. એમ વિચાર કરીને આજ્ઞા કરી કે હે દેવાનુપ્રિયો! તમે સોમિલ બ્રાહ્મણને ત્યાં જાઓ અને તેની પાસે જઈને એમ કહો કે જો આ તમારી પુત્રી કુંવારી હોય તો કૃષ્ણ વાસુદેવ એમના નાના ભાઈ ગજસુકુમાર સાથે તેને પરણાવવા ઈચ્છે છે. આ પ્રમાણે તમે જઈને કહો અને જો તે રાજીખુશીથી હા પાડે તો "सोमं दारियं गेण्हह. गेण्हित्ता कन्नंतेउरंसि पक्खिवह, तए णं एसा गयसुकुमालस्स भारिया भविस्सइ।" તેની પુત્રી સોમાને લઈને કન્યાઓના અંતઃપુરમાં પહોંચાડો. આ સોમા કન્યા ગજસુકુમારની ભાર્યા થશે. આ પ્રમાણે કહ્યું. કૃષ્ણ વાસુદેવની આજ્ઞા પ્રમાણે તે રાજસેવકો સોમિલ બ્રાહ્મણની પાસે ગયા, અને તેની પાસે તેની પુત્રી સોમાની યાચના કરી, પોતાની પુત્રીનું કૃષ્ણ વાસુદેવ તરફથી ગજસુકુમાર માટે માંગુ થવાથી બ્રાહ્મણ ખુશ થયો, અને પ્રસન્ન ચિત્તે તે કન્યાને તે રાજપુરૂષોને સોંપી દીધી અને તેમણે તે કન્યાને કૃષ્ણ વાસુદેવના કન્યાના અંતઃપુરમાં રાખી. આમ બનવાથી સોમિલ બ્રાહ્મણને આનંદ થયો. કારણ કે પોતે ખૂબ ધનવાન હતો. એકની એક દીકરી હતી, અને પુત્રી પણ ખૂબ હોંશિયાર અને ૬૪ કળામાં પ્રવીણ હતી. રૂપમાં પણ અનુપમ હતી. એટલે તેને માટે યોગ્ય મુરતીઓ તો શોધવાનો હતો. ત્યાં સામેથી માંગુ આવ્યું એટલે શા માટે ભૂલે? આજે તમે પણ દીકરા માટે કેવી કન્યા પસંદ કરશો? કેટલી વસ્તુઓ જુઓ છો? A (એ) એઈજ. ઉંમર કેટલી છે? મોટી તો નથી ને? તંદુરસ્ત છે ને? B (બી) બ્યુટીફુલ કેવી સૌંદર્યવાન છે? નમણી-દેખાવડી બરાબર છે ને? C (સી) કેરેક્ટર, ચારિત્રમાં કેવી છે? તેની ચાલચલગત કેવી છે? D (ડી)

ડયુટી. તેની ફરજો અદા કરવામાં બરાબર છે ને? E (ઇ) એજ્યુકેશન. કેટલું ભણેલી છે? કઈ સાલમાં કેટલા ટકા માર્કે પાસ થઈ છે? F (એફ) ફેમિલી. તે છોકરીનું કુટુંબ કેવું ખાનદાન છે? આટલું બધું જુઓ ત્યારે કન્યાને પાસ કરો છો. આ બધું જોવા માટે તમે જાતે તપાસ કરો છો ને તમારા સગા સબંધી મારફત તપાસ કરાવો છો. પછી તમારું મન ઠરે તો જ તમે કન્યા પસંદ કરીને દીકરાની સાથે પરણાવો છો. આ કૃષ્ણ વાસુદેવે તો કન્યાની મુખાકૃતિ જોઈ. તેના નેણ, વેણ અને ચાલ ઉપરથી બધું અનુમાન કરી લીધું, ને માણસોને તેને ઘેર મોકલ્યાં પોતે એનું ઘર જોવા પણ ગયા નથી.

સોમિલ બ્રાહ્મણે ખુશ થઇને પોતાની વહાલસોયી પુત્રી સોમાને રાજપુરૂષોને સોંપી અને તેમણે તેને કૃષ્ણ મહારાજાની આજ્ઞા પ્રમાણે કન્યાઓના અંતઃપુરમાં રાખી. "कण्हे वासुदेवे बारावईए नयरीए मज्झंमज्झेणं णिग्गच्छइ णिग्गच्छित्ता जेणेव सहस्संबवणे उज्जाणे जाव पज्जुवासइ।" ત્યાર પછી કૃષ્ણ વાસુદેવ દ્વારકા નગરીની વચ્ચોવચ્ચ થઈને સહસ્ત્રામ્રવન ઉદ્યાનમાં જ્યાં અર્હંત ભગવાન અરિષ્ટનેમિ બિરાજમાન હતા તે તરફ ચાલ્યા. ભગવાનના દર્શન કરવાનો તલસાટ છે કે જલ્દી જાઉં. જેમ જેમ ભગવાનના સમોસરણની નજીક જતા જાય છે તેમ તેમ તેમની ઉત્કૃષ્ટ ભાવનાનો વેગ વધતો જાય છે. તમને આવો તલસાટ જાગ્યો છે? તમને શેનો તલસાટ છે? પૈસા મેળવવાનો. કેમ સાચી વાત છે ને? તમને ખબર પડે કે ગામમાં સંત પધાર્યા છે પણ બીજી બાજુ દીકરો સમાચાર લઈને આવ્યો કે મોટા વહેપારી આવ્યા છે. બોલો, ક્યાં વહેલા ઉપડશો? દર્શન કરવા કે વહેપારીને મળવા? વિચાર કરજો કે વહેપારીને મળવા જવામાં કમાણી ભાગ્યને આધીન છે પણ સાધુના દર્શન કરવાથી તો લાભ જરૂર થશે. કંઈક જીવો ગામમાં સંત બિરાજવા છતાં પણ લાભ લેતા નથી. આવા જીવો ક્યારે જાગશે? જો નહિ જાગે તો તેની શું દશા થાય છે તે ન્યાય આપીને સમજાવું.

એક શેઠના ઘરમાં ચોર ચોરી કરવા આવ્યા. મકાનની પાછળના ભાગમાંથી ભીંતને કાણું પાડવા ખોદવા લાગ્યા. એટલે અવાજ થતાં શેઠાણી જાગી ગયા. એમણે શેઠને જગાડીને કહ્યું. ઉઠો, આપણે ઘેર ચોર આવ્યા લાગે છે. શેઠે કહ્યું–હું જાણું છુ તું સૂઇ જા. શેઠાણી બોલ્યા એટલે થોડીવાર અવાજ બંધ થયો પણ પાછો ખખડાટ શરૂ થયો. એટલે શેઠાણીએ કહ્યું-નાથ! ઉઠો, ખૂબ અવાજ થાય છે. ચોર ઘરમાં પેસી ગયા ત્યારે શેઠે કહ્યું. તું તો કકળાટ મૂકતી નથી ને મને સુખે સૂવા દેતી નથી. હું જાણું છું. તું શાંતિથી સૂઈ જા. (હસાહસ) થોડી વાર થઈ એટલે શેઠાણીએ કહ્યું–અરે નાથ! ચોરોએ તિજોરી ખોલીને ધન માલના પોટલા બાંધ્યા અને માથે પોટલા મૂકીને ચાલ્યા. હવે તો જાગો! તો પણ શેઠે એક જ જવાબ આપ્યો કે હું જાણું છું ને જાણું છું. શેઠાણી કહેતા રહ્યા ને શેઠ સૂતેલા રહ્યા ને ચોરો મિલ્કત લઇને ચાલતા થઈ ગયા. સવાર પડતાં શેઠ જાગ્યાં

ને બધું લૂંટાઈ ગયેલું જોઈ પોક મૂકીને રડવા લાગ્યા કે હાય....હાય... મારું બધું લૂંટાઈ ગયું. હવે શું કરું? ત્યારે શેઠાણીએ કહ્યું કે હવે હાય....હાય શું કરો છો? મેં તમને કેટલી વાર ઢંઢોળ્યા ને જગાડયા પણ તમે કહ્યું કે હું જાગું છું ને જાણું છું પણ ઉઠયા નહિ. આવા તમારા જાગવામાં ને જાણવામાં ધૂળ પડી. પહેલેથી સાવધાન બન્યા હોત તો રડવું ન પડત. આ ન્યાય આત્મા ઉપર ઘટાવવો છે. સુમતિ રૂપી શેઠાણી ચેતનદેવ રૂપી શેઠને ક્ષણે ક્ષણે જગાડે છે કે હે ચેતનદેવ! હવે જાગો. પ્રમાદ અને કષાય રૂપી ચોરો ક્ષણે ક્ષણે તમારું આત્મિક ધન લૂંટી રહ્યા છે. હવે જો તમે નહિ જાગો તો લૂંટાઈ જશો ને આયુષ્ય પૂરું થતાં મામલો ખતમ થઈ જશે. માટે સમજીને જલ્દી જાગૃત બનો.

કૃષ્ણ વાસુદેવનો આત્મા જાગૃત થયેલો છે. તેમના મનમાં એક જ લગની છે કે ક્યારે મારા ત્રિલોકીનાથ ભગવાનના દર્શન કરું! એમને ભગવાનના દર્શન કરવાની લગની લાગી છે, ત્યારે સંસારનાં રચ્યાપચ્યા રહેનારાઓને સંસારનાં સુખો મેળવવાની લગની છે અને ત્યાગી આત્માઓને જલ્દી કર્મો ખપાવી મોક્ષમાં જવાની લગની હોય છે. કંઈક જીવોને સંસારમાં રહીને પણ આત્મજ્ઞાનની કેવી લગની લાગે છે. તે પ્રાપ્ત કરવા માટે કેટલું કષ્ટ સહન કરે છે તે એક દ્રષ્ટાંત આપીને સમજાવું.

વૈષ્ણવ ધર્મની માન્યતાવાળા એક રાજા હતા. એક દિવસ સાંજે તે મહેલની અગાશીમાં બેઠા હતા. આકાશમાં સંધ્યા સમયે લાલ, પીળા સોનેરી સુંદર રંગ દેખાવા લાગ્યા. આ જોઈને રાજાના મનમાં થયું કે કેવી સુંદર સંધ્યા ખીલી છે! કેવું સુંદર દશ્ય દેખાય છે! રાજા તેના સામું જોઈ રહ્યા હતા. જોતજોતામાં તે રંગો વિલીન થઈ ગયા. આ જોઈ રાજાના મનમાં થયું કે મારું જીવન પણ આ સંધ્યાના રંગ જેવું છે. હુ મારા રાજ્ય, રાણીઓ, પુત્ર પરિવાર, સત્તા વિગેરેમાં આસક્ત બનીને બેઠો છું પણ આ જીવન સંધ્યાને વિલય થતાં વાર નહિ લાગે. હવે મારે એમાં આસક્ત બનવું નથી. મારે બ્રહ્મજ્ઞાન મેળવવું છે. બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવાથી મોક્ષ મળે છે. બાકી બધું મિથ્યા છે. આવો વિચાર આવવાથી આ રાજાને રાજ્ય, રાણીઓ, પરિવાર કોઈ પ્રત્યે મમત્વ ભાવ ન રહ્યો. અનાસક્ત ભાવથી રાજ્યમાં રહેવા લાગ્યો. હવે તેમને ભોગવિલાસમાં આનંદ આવતો નથી, બસ હવે એક જ લગની લાગી છે કે મારે બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવું છે. કોઈ ત્યાગી મહાત્મા મળે તો તેમની પાસે જઈ બ્રહ્મજ્ઞાન મેળવું. આથી રાજા મહાત્માની ખોજ કરવા લાગ્યા એને ખબર પડે કે કોઈ ત્યાગી મહાત્મા પધાર્યા છે, તો તરત દોડીને તેમની પાસે જતાં.

**"રાજા સાચા ગુરૂની શોધમાં":**—દેવાનુપ્રિયો! રાજાને બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવાની લગની લાગી છે એટલે ગુરૂની શોધ કરવા ફરે છે ત્યારે તમે કેવા ભાગ્યવાન છો કે તમારા ધર્મગુરૂઓ તમને શોધીને બોલાવે છે ને તમારા ઉપર કરૂણા કરીને તમને જગાડીને સાચો રાહ બતાવે છે. આ રાજા બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ માટે યોગ્ય ગુરૂની ખોજ

કરવા લાગ્યા. રાજાના મનમાં એક જ લગની હતી કે જો મને કોઈ સારા યોગ્ય ગુરૂ મળી જાય તો આ રાજપાટ છોડીને તેમના ચરણમાં બેસી જાઉં. રાજાને ઘણા મહાત્મા મળ્યા પણ તેમાં કોઈ પ્રમાદી હોય, કોઈ માન-સન્માનની ઈચ્છા રાખતા હોય, કોઈ વાતોના ગપાટા મારતા હોય તેથી તેમાં રાજાનું મન ઠર્યું નહિ. તેથી રાજા તેમની પાસેથી નિરાશ થઈને ચાલ્યા જતાં.

**"કોઈ મહાન મહાત્મા પધાર્યા છે તેમ જાણ થતાં રાજાની જાગેલી ભાવના"** :-એક વખત રાજાને ખબર મળ્યા કે મારા નગરથી બે ત્રણ માઈલ દૂર પર્વત ઉપર કોઈ મહાત્મા પધાર્યા છે. તે કોઈની સાથે વાતચીત કરતાં નથી. કદાચ કોઈ તેમની પાસે જાય તો પણ તેને દૂરથી કહી દે છે કે "યહાં મત આના" બસ, એ તો ધ્યાનમાં જ મસ્ત રહે છે. કોઈ તેમને ભોજન કરવાનું આમંત્રણ આપે તો પણ સ્વીકારતા નથી. એમને લાગે કે હવે ભૂખ સહન થતી નથી ત્યારે માત્ર શરીર ટકાવવાના હેતુથી ગામમાંથી ભિક્ષા લઈને પાછા ચાલ્યા જાય છે. આ સાંભળીને રાજાના મનમાં થયું કે આ મહાત્મા સાચા લાગે છે. જેને લોકરંજન, લોકો સાથે ખોટી વાતચીતો કે લોકોના વંદન, સન્માન ગમતા નથી, પ્રશંસા સાંભળવાની ઈચ્છા નથી, અને એકાંત ધ્યાનાવસ્થામાં મગ્ન રહે છે. માટે મને લાગે છે કે એમને બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થયું હશે. તો મારા ભાગ્યોદય જાગ્યાં. હવે હું જલ્દી તેમની પાસે જાઉં ને તેમના ચરણમાં ઝૂકીને તેમની પાસેથી બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરું. પણ પાછો મનમાં વિચાર થયો કે એ તો એમની પાસે કોઈને જવા દેતા નથી તો મને કેવી રીતે જવા દેશે! પણ જો મારે બ્રહ્મજ્ઞાન મેળવવું જ છે તો હું તેમની સેવાભક્તિ કરીશ, વિનય કરીશ. પછી તે મારી યોગ્યતા જોશે તો જરૂર મને તેમની પાસે રાખશે ને બ્રહ્મજ્ઞાન આપશે.

બીજે દિવસે રાજા પહાડ ઉપર રહેલા મહાત્મા પાસે જવા તૈયાર થયા ત્યારે પ્રધાન, મંત્રીઓ બધા કહેવા લાગ્યાં કે મહારાજા! એ મહાત્મા તો બહુ કડક છે. કોઈને તેમની પાસે દર્શન કરવા પણ આવવા દેતા નથી ને આપ કેવી રીતે જશો? રાજાએ કહ્યું, જોયું જશે. મને ત્યાં જવાની ખૂબ ઈચ્છા છે. માટે મને જવા દો, ત્યારે પ્રધાન-રાણીઓ વિગેરે પરિવાર કહે છે, અમે પણ આપની સાથે આવીએ છીએ. રાજાએ ઘણી ના પાડી પણ બધા રાજા સાથે ગયા ને બધા પહાડ ઉપર ચઢવા લાગ્યા. પહાડના શિખર ઉપર ચઢીને જોયું તો દૂર એક મહાત્મા ઝાડ નીચે બેઠા હતા. મહાત્માને જોઈને રાજાને ખૂબ આનંદ થયો. બસ, હવે મને મારા સાચા ગુરૂ મળી ગયા. હવે જલ્દી જાઉં ને તેમના ચરણે અર્પણ થઈ જાઉં, ને બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરું. રાજા હર્ષભેર ઝડપથી આગળ વધ્યા. પાછળ તેમનો પરિવાર ચાલે છે. આટલા બધા માણસો ચાલે એટલે અવાજ તો થાય ને? આ મહાત્માએ અવાજ સાંભળ્યો ને નજર કરી તો મોટું લાવ-લશ્કર આવે છે. રાજા નજીક

આવ્યા એટલે મહાત્માએ મોટા અવાજે કહ્યું, "કૌન હૈ? યહાં કૃપા કર મત આના" મહાત્માનો અવાજ સાંભળીને રાજા ક્ષણવાર સ્થંભી ગયા. પ્રધાને કહ્યું, સાહેબ! આ મહાત્માની પાસે કોઈ આવે તો તેમને ગમતું નથી. માટે આપણે પાછા વળીએ, પણ પ્રધાનને ક્યાં ખબર છે કે રાજાને પતંગીયો રંગ નથી પણ મજીઠીયો રંગ છે. એમને બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવાની કેટલી ધગશ છે. રાજાએ પરિવારને કહ્યું, તમે બધા પાછા વળો. હું એકલો અહીં રહીશ, ત્યારે પ્રધાન, રાણીઓ બધા કહેવા લાગ્યા-સાહેબ! અમે આપને એકલા મૂકીને નહિ જઈએ. અમે આપની સાથે જ રહીશું. રાજાએ કહ્યું, તમારી વાત સાચી છે પણ આટલું મોટું લશ્કર લઈને મહાત્મા અહીં મને ઉભો રહેવા નહિ દે, ત્યારે રાજાના માણસોએ કહ્યું કે તો આપ એકલા મહાત્માજી પાસે પધારો. આપ દેખાઓ તે રીતે અમે દૂર ઉભા રહીએ છીએ.

**"પરિવારનો મોહ છોડી મહાત્માના ચરણે રાજા"**:-રાજાને એટલું જ જોઈતું હતું, એટલે કહ્યું ભલે. બધાને દૂર ઉભા રાખીને રાજા મહાત્માજી પાસે ગયા. એટલે મહાત્મા તો બૂમ પાડીને બોલી ઉઠયા. અરે, યહાં આનેવાલા તૂ કૌન હૈ? દૂર ચલે જાઓ, મૈં તુમ્હારે સાથ નહીં બોલૂંગા. આ પ્રમાણે બોલ્યા તો પણ રાજા તો મહાત્મા પાસે પહોંચી ગયા ને ઘૂંટણીયે પડી હાથ જોડીને બેસી ગયા. મહાત્માએ કહ્યું-અરે, ભાઈ! કયોં તૂ મેરી બાત નહીં સુનતા હૈ? કૌન હૈ? જલ્દી ચલે જાઓ. રાજા બે હાથ જોડીને કહે છે-ગુરૂદેવ! હું આ નગરનો રાજા છું ને આપના દર્શને આવ્યો છું. એટલે મહાત્માએ કહ્યું-તૂ રાજા હૈ ઇસિસે હમકો લોભાતા હૈ કયા? હમેં બ્રહ્મલક્ષી લોગોંકો રાજા કી કયા પરવાહ? રાજાએ નમ્રતાથી કહ્યું કે મહારાજ! હું આપને લોભાવવા નથી આવ્યો પણ આપની પાસે બ્રહ્મજ્ઞાન મેળવવા આવ્યો છું. અરે! તૂ વૈભવ વિલાસ કા કીડા, રાનીઓં કા ગુલામ! તુઝે કિસ તરહ બ્રહ્મજ્ઞાન હો સકતા હૈ? તેરી યોગ્યતા કયા? રાજાએ કહ્યું, ગુરૂદેવ! આપની વાત સત્ય છે. હું અધમ છું, આપની દૃષ્ટિએ અયોગ્ય છું પણ હું હવે આ સંસારની માયાજાળથી થાકી ગયો છું. મારે એની સાથે સંબંધ રાખવો નથી. બસ, હવે તેનાથી અલગ રહી આપની પાસેથી બ્રહ્મજ્ઞાન મેળવવા ચાહું છું. માટે આપ કૃપા કરીને મને આપની પાસે રાખો અને બ્રહ્મજ્ઞાન કરાવો. આટલું બોલતાં રાજાની આંખમાં આંસુ આવી ગયા.

**"બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવાની લગની"**:-મહાત્માને લાગ્યું કે હવે આ રાજા કોઇ રીતે જાય તેમ નથી. આ તો મને બરાબરની લપ વળગી, અને મારી સાધનામાં મને લપ રાખવી પરવડે તેમ નથી. કારણ કે એને રાખું અને જો તેના પર મને મમત્વ આવે, રાગ થાય તો મારી બ્રહ્મજ્ઞાનની સાધનામાં વાંધો આવે. બ્રહ્મજ્ઞાનનો સાક્ષાત્કાર કરનારાઓએ તો પોતાના શરીર ઉપર પણ મમત્વ કરાય નહિ તો પછી બીજાની કયાં વાત કરવી?

કારણ કે શરીર પણ એક પ્રકારની લપ છે. શરીર છે તો ભૂખ તરસ લાગે છે. રોગ આવે છે, એને નવરાવવું પડે છે. વસ્ત્રો પહેરાવવા પડે છે. પણ માનવદેહ એ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ કરવામાં સહાયક છે એટલે તેને સાચવવું પડે, બાકી તેની મમતા ન રખાય. આ મહાત્મા આત્મલક્ષી હતાં એટલે તેમને શિષ્યની પણ મમતા ન હતી. એ સંગ પણ ખોટો છે એમ સમજીને દૂર રહેવા ઇચ્છતા હતા એટલે લપ ટાળવા રાજાને કહે છે, દેખો, બ્રહ્મજ્ઞાન તો હમ કો ભી અબ તક નહીં હુઆ હૈ તો આપકો કૈસે કરા સકતા હૂં? ઔર દૂસરી બાત તો યહ હૈ કે મૈં બ્રહ્મજ્ઞાન કી પ્રાપ્તિ કે લીએ સંગ સે દૂર રહના ચાહતા હૂં. તો આપ કોઈ દૂસરા મહાત્મા કો ખોજ લેના.

મહાત્મા જેમ જેમ રાજાનો ઇન્કાર કરવા લાગ્યા તેમ તેમ રાજાને તેના પ્રત્યે આકર્ષણ વધતું ગયું. અહો, કેવા આત્માર્થી છે! બસ, આવા ગુરૂ તરે અને તારે. હું જેવા ગુરૂ શોધતો હતો તેવા ગુરૂ મને મળી ગયા. હવે એમને કેમ છોડાય? મારી વર્ષોની ભાવના ફળીભૂત થઈ. હવે મારી અનંતકાળની માયાજાળ તૂટી જશે ને મારું કલ્યાણ થઈ જશે. આજનો દિવસ મારા માટે સોનેરી ઉગ્યો છે. આમ રાજા મનમાં આનંદ માનતાં હરખાય છે, પણ મહાત્મા તો ઘસીને ના પાડે છે. શું કરવું? ખૂબ વિચાર કરીને રાજાએ કહ્યું, ભગવંત! આપ કલ્પવૃક્ષ સમાન મને મળી ગયા. હવે બીજે ક્યાં જાઉં? હવે મને તારો કે ડૂબાડો, હું તમારા શરણે છું. હું આપને છોડીને ક્યાંય જવાનો નથી. હવે આપ જ મારા ગુરૂ અને મને આપનું જ શરણુ. ત્યારે મહાત્માજીએ કહ્યું, ભાઈ ક્યા લપ કરતા હૈ? મૈંને કહ દિયા ને કે ચલે જાઓ યહાં સે, ચલ ઉઠ યહાં સે! સૂનતા નહીં હૈ! ક્યોં હમકો પરેશાન કર રહા હૈ? આમ ઘણાં શબ્દો કહ્યાં, પણ રાજાએ નિશ્ચય કર્યો છે કે ગમે તેમ થાય તો પણ મારે આ ગુરૂને છોડવા નથી. એટલે એ તો ઢીંચણભર મહાત્માના ચરણમાં મસ્તક અડાડીને બેસી રહ્યા છે. રાજા જેવા રાજા મહાત્માના ચરણમાં પડીને બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ માટે શિષ્ય બનાવવા કરગરે છે. રાજાનો પરિવાર દૂર બેઠા બેઠા બધું જોયા કરે છે કે આપણા મહારાજા આટલું કરગરે છે છતાં મહાત્મા એમના સામું જોતાં નથી. ધન્ય છે મહારાજાની ક્ષમાને!

મહાત્મા મનમાં વિચાર કરવા લાગ્યા કે આ રાજા હવે જાય તેમ લાગતું નથી. જો હું આ સ્થાન છોડીને ચાલ્યો જઈશ તો એ મારી પાછળ આવશે માટે હું તેને ચમત્કાર બતાવી દઉં તો અહીંથી બલા ટળે. રાજા મહાત્માનો શિષ્ય બનવા ઇચ્છે છે ત્યારે મહાત્મા તેને બલા સમજે છે. એમને જગતની જંજાળથી અલિપ્ત રહીને આત્મકલ્યાણ કરવાની કેવી લગની હશે! રાજાને કાઢી મૂકવા મહાત્મા કેવા કેવા શબ્દો કહે છે છતાં રાજા તેમના ચરણમાંથી મસ્તક ઉપાડતો નથી, તો એમને બ્રહ્મજ્ઞાન મેળવવાની કેવી લગની હશે! પંદર દિવસ સુધી રાજા મહાત્માની પાસે ઘૂંટણીયાભેર મસ્તક નમાવીને બેસી રહ્યા પણ તેમનું

દિલ પીગળતું નથી. હવે મહાત્મા કેવો ચમત્કાર દેખાડશે ને કેવી આકરી કસોટી કરશે છતાં રાજા કેવી ક્ષમા રાખશે તે અવસરે વિચારીશું.

કૃષ્ણવાસુદેવ ભગવાનના દર્શને જઈ રહ્યા છે. તેમણે ભગવાનનું સમોસરણ જોયું, પાવનકારી ભગવાનને જોયા એટલે તરત હાથી ઉપરથી નીચે ઉતર્યા. કેટલો બધો વિનય છે! હું ગમે તેવો ત્રણ ખંડનો અધિપતિ હોઉં પણ ત્રણ લોકના નાથ પાસે તો કિંકર જેવો છું. કયાં એ ને કયાં હું! એમ ભગવાનના ગુણોનું સ્મરણ કરતાં સમોસરણ પાસે ગયા. સમોસરણમાં પ્રવેશ કરતાં પહેલાં તેમણે સચેત વસ્તુઓનો ત્યાગ કર્યો. ગળામાં ફુલના હાર હતાં તે ઉતારી નાંખ્યા અને મોઢા આડું ઉત્તરાસન રાખ્યું, કારણ કે પ્રભુની સામે ઉઘાડે મોઢે બોલાય નહિ. તમારે પણ ઉપાશ્રયમાં સચેત વસ્તુ લઈને અવાય નહિ ને ઉઘાડે મુખે બોલાય નહિ. ઘણી બહેનો માથામાં ફૂલ નાંખીને આવે છે. ફૂલ સચેત છે માટે ફૂલ નાંખીને અવાય નહિ. કૃષ્ણવાસુદેવ, ગજસુકુમાર વિગેરેએ સચેત વસ્તુનો ત્યાગ કરી ભગવાનના સમોસરણમાં પ્રવેશ કર્યો. હવે તે ભગવાનને કેવી રીતે વિધિપૂર્વક વંદન કરશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર :–"હિડંબનો પરાજય અને ભીમનો વિજય":–** હિડંબ રાક્ષસની સાથે યુદ્ધ કરતાં ભીમ બેભાન થઇને પડી ગયો. થોડી વારે ભાનમાં આવતા રાક્ષસ સાથે યુદ્ધ કરવા તૈયાર થયો, ત્યારે યુધિષ્ઠિરે કહ્યું. ભાઈ! તું ખૂબ થાકી ગયો છે માટે હવે અર્જુનને તેની સાથે લડવા દે. તું થોડી વાર વિસામો ખા, ત્યારે ભીમે કહ્યું. મોટાભાઇ! આપની કૃપાદૃષ્ટિથી મારામાં ઘણું બળ છે. મને થાક લાગ્યો નથી. હું હમણાં રાક્ષસને મારી નાંખીશ. આ પ્રમાણે બોલતો ભીમ રાક્ષસની સામે દોડયો અને એને ગળેથી પકડીને એના માથામાં જોરથી મુષ્ટિનો પ્રહાર કર્યો. એણે ભીમના હાથમાંથી છૂટવા ઘણું જોર કર્યું પણ છૂટી શકયો નહિ. ભીમના જબ્બર પ્રહારથી રાક્ષસ મરણ પામ્યો. એટલે પાંડવોને ખૂબ આનંદ થયો. કુંતાએ ભીમને બાથમાં લઈ લીધો. અર્જુન ભીમને પવન નાંખવા લાગ્યો. યુધિષ્ઠિર ભીમના શરીર પરથી ધૂળ ખંખેરવા લાગ્યા. દ્રૌપદીને પણ ખૂબ આનંદ થયો. રાક્ષસ હિડંબાનો સગો ભાઈ હતો પણ તેના મરણથી તેને જરા પણ દુઃખ ન થયું કે તેની આંખમાં આંસુ ન આવ્યા. કારણ કે તેને થયું કે આવા ઉત્તમ પુરૂષો સાથે યુદ્ધ કરવું તે ખોટું હતું તેમજ તેને ભીમ પ્રત્યે અત્યંત પ્રેમ જાગ્યો હતો. તેના મનમાં એવા અરમાન છે કે કયારે ભીમ મને ચાહે ને મારા તેની સાથે લગ્ન થાય! અને એણે તો નિર્ણય કર્યો કે ભીમ મને ઇચ્છે કે ન ઇચ્છે પણ મારે તો આ કુટુંબની સાથે જ રહેવું. હવે મારે ઘેર જવું નથી.

યુધિષ્ઠિરે કહ્યું–હવે રાત પૂરી થવા આવી છે. પણ આ વન બહુ ભયંકર છે માટે આપણે અહીં રોકાવું નથી. ધીમે ધીમે આગળ પ્રયાણ કરીએ. એટલે બધા ચાલવા લાગ્યા. હિડંબા પણ તેમની સાથે ચાલવા લાગી. આમ તો એની પાસે ઘણી વિદ્યાઓ હતી. એ

વિદ્યાના પ્રભાવથી આકાશમાં ઉડી શકત પણ એણે ભીમને પોતાનો પતિ માન્યો હતો એટલે માન્યું કે મારા વડીલ બધા ચાલતા હોય ને હું આકાશ માર્ગે ઉડું તે અવિનય કહેવાય. એટલે તેમની સાથે ચાલવા લાગી. ચાલતાં ચાલતાં મધ્યાન્હનો સમય થયો એટલે બધાને ખૂબ ભૂખ તરસ લાગી. પાણી વિના કંઠ સૂકાવા લાગ્યા, આંખે અંધારા આવવા લાગ્યા. બધા પરાણે ચાલતા હતાં. કુંતાજીને ખૂબ ચક્કર આવવાથી મૂર્છા ખાઈને પડી ગયા. જાણે પ્રાણ રહિત કલેવર જોઈ લો. માતાની આવી દશા જોઈને પાંચેય ભાઈઓ ગભરાઈ ગયા. યુધિષ્ઠિર માતાને પવન નાંખવા લાગ્યા અને અર્જુન વિગેરે ચારેય ભાઈઓ ચારે દિશામાં પાણી લેવા માટે દોડયા. યુધિષ્ઠિર ચિંતાતુર બનીને વિચાર કરવા લાગ્યા કે અહો ! કર્મોદયે પાંચ પાંચ પાંડવોની માતા આજે બેહાલ સ્થિતિમાં પડી છે. કેવી કરૂણાજનક સ્થિતિ છે ! બીજી બાજુ ચારે ભાઈઓ પાણી માટે જંગલમાં ભમવા લાગ્યા. ઘણીવાર ભમ્યાં પણ કયાંય ટીપું પાણી ન મળ્યું એટલે નિરાશ થઈને પાછા આવ્યા અને આંખમાં આંસુ સારતા બેભાન પડેલી માતા સામું જોઈ રહ્યા. આ જોઈને હિડંબાએ પોતાની વિદ્યાના બળથી આકાશમાર્ગે ઉડીને ઘણે દૂરથી કમલ પત્રમાં પાણી લાવીને આપ્યું. એટલે યુધિષ્ઠિરે માતાના મુખમાં ધીમે ધીમે પાણી નાંખવા માંડયું. આમ કરતાં શુદ્ધિ આવી. પછી પાણી પીવડાવ્યું. ત્યાર બાદ વધેલા પાણીમાંથી બધાએ થોડું થોડું પાણી પીધું એટલે સૌને શાંતિ વળી. પછી પાંડવોએ કહ્યું, બા ! આજે તું બેઠી થઈ શકી હોય તો આ હિડંબાનો પ્રતાપ છે. અમે તો પાણી માટે ખૂબ ઘુમ્યા પણ પાણી જ ન મળ્યું પણ આ હિડંબા પાણી લઈ આવી અને આપણને જીવતદાન આપ્યું.

પાંડવો, અને દ્રૌપદીએ હિડંબાની ખૂબ પ્રશંસા કરીને કહ્યું, બહેન ! તેં આજે અમારી માતાને બચાવી. તું પાણી ન લાવી હોત તો અમારું શું થાત ? તને જેટલાં ધન્યવાદ આપીએ તેટલા ઓછા છે. કુંતાજીએ કહ્યું, હિડંબાને આપણા ઉપર ઘણી લાગણી છે. તે આપણાં સ્વજન જેવી બનીને આપણી સાથે રહે છે. માટે હવે તેને આપણી જ માનો. હવે આપણે આઠ છીએ એમ માનો, ત્યારથી સૌ હિડંબાને પોતાનાં સ્વજનની જેમ ગણવા લાગ્યા. તડકો ઓછો થતાં તે આગળ ચાલ્યાં, ચાલતાં વાંકોચૂકો રસ્તો આવ્યો. દ્રૌપદી વનની કુદરતી શોભા જોતી ચાલતી હતી. તે સ્હેજ લક્ષ ચૂકી જવાથી બીજા રસ્તે ચઢી ગઈ. પાંડવો, કુંતાજી અને હિડંબા બધાં બીજા રસ્તે ગયાં. દ્રૌપદી ચાલતી ચાલતી ભયંકર વનમાં ભૂલી પડી. થોડીવારે લક્ષ આવતાં તેણે ઉંચે જોયું તો આગળ પાછળ કોઈ નથી દેખાતું. વિહ્વળ બનીને દ્રૌપદી ચારે તરફ જોવા લાગી. કોઈને ન જોતાં ગભરાઈ ગઈ. ભયભીત થઈને પાંડવોને શોધતી દોડે છે. પરિવારથી વિખૂટી પડતાં પાંડવ પાંડવ પોકાર કરે છે ત્યાં એક બળવાન કેસરીસિંહ છલાંગ મારતો તેની સામે આવ્યો. આ જોઈને દ્રૌપદી થરથર ધ્રુજવા લાગી, પણ હિંમત કરીને જમીન પર એક લીટી દોરીને કહ્યું કે, જો મારા પતિએ કદી સત્યનું ઉલ્લંઘન કર્યું ન હોય તો તું પણ આ

રેખાનું ઉલ્લંઘન કરીશ નહિ. આટલું બોલી. એટલે સિંહ ત્યાં ને ત્યાં સ્થંભી ગયો અને દ્રૌપદીના ચરણુમાં મસ્તક નમાવી ચાલ્યો ગયો. જુઓ, સત્યનો કેવો અદ્ભૂત પ્રભાવ છે! તમે કહો છો ને કે આજે સત્યની દુનિયા નથી, પણ સત્યએ કેવું રક્ષણ કર્યું! સિંહના પંજામાંથી બચીને દ્રૌપદી થોડે દૂર ચાલી ત્યાં ભયંકર ફણીધર સર્પ ફુંફાડા મારતો તેની સામે આવ્યો, ત્યારે દ્રૌપદીએ પંચપરમેષ્ઠીનું સ્મરણ કરીને લીટી દોરીને કહ્યું કે હે સર્પ! મેં આજ સુધીમાં મારા પાંચ પતિ સિવાય સ્વપ્ને પણ પરપુરુષનો વિકલ્પ ન કર્યો હોય ને હું સાચી પતિવ્રતા સતી હોઉં તો તું આ રેખાનું ઉલ્લંઘન કરીશ નહિ. આટલું બોલી એટલે સર્પ ત્યાંથી ચાલ્યો ગયો. જુઓ, શીયળનો અને સત્યનો કેવો અદ્ભૂત પ્રભાવ છે! સિંહ અને સર્પ જેવા ક્રૂર પ્રાણીઓ પણ ચાલ્યા ગયા.

દ્રૌપદી બબ્બે આફતોમાંથી બચી ગઈ પણ પોતાના પરિવારથી તે વિખૂટી પડતાં ટોળામાંથી છૂટી પડેલી મૃગલીની જેમ નિરાશ બનીને વનમાં ફાંફા મારવા લાગી. સૂર્યનારાયણ પણ અસ્તાચલ તરફ ચાલ્યા ગયા. દ્રૌપદી રડવા લાગી કે હું એકલી આ ઘોર વનમાં દિવસો કેવી રીતે પસાર કરીશ. મારું શું થશે? મારા પતિ, સાસુજી બધા ક્યાં ગયા હશે? એમ ચિંતા કરતી ઝૂરવા લાગી. તેણે વિચાર કર્યો કે આ ઝાડ ઉપર ચઢી જાઉં તો વાઘ સિંહથી બચી શકું. એમ વિચારી દ્રૌપદી ઝાડ ઉપર ચઢી ગઈ ને નવકાર મંત્રનું સ્મરણ કરે છે ને પોકાર કરે છે કે હે શાસનદેવ! તમે મારું રક્ષણ કરો.

**પાંડવોનો કાળો કલ્પાંત અને હિડંબા તરફથી આશ્વાસન** :–બીજી બાજુ પાંડવો, કુંતાજી અને હિડંબા વિગેરે ચાલતાં હતાં. થોડું ચાલ્યા પછી વાંકોચૂકો રસ્તો આવ્યો એટલે એકબીજાને ભેગા થવા ઊભા રહ્યા. બધાં ભેગાં થયા પણ દ્રૌપદીને ન જોઈ એટલે બધા કહે દ્રૌપદી ક્યાં ગઈ? સૌના મનમાં એમ હતું કે ખૂબ થાકી ગઈ છે એટલે વચમાં ક્યાંક વિસામો ખાવા બેઠી હશે, તેથી પાછળ રહી ગઈ લાગે છે. ભીમ પાછળ જોવા ગયો. દ્રૌપદી મળી નહિ એટલે કુંતાજીને એક વૃક્ષ નીચે બેસાડીને બધા ભાઈઓ દ્રૌપદીને આમતેમ શોધવા લાગ્યા, પણ ક્યાંય દ્રૌપદીનો પત્તો ન લાગ્યો. એટલે બધા નિરાશ થઈને પાછા આવ્યા. હિડંબા પણ દ્રૌપદીને શોધવા નીકળી હતી. પણ ક્યાંય દ્રૌપદી ન મળી એટલે બધાની આંખમાં આંસુ આવી ગયા. અહો! અમે પાંચ પાંચ ભાઈઓ એક દ્રૌપદીને ન સાચવી શક્યા? એનું શું થયુ હશે? એ પાછળ રહી ગઈ તો કોઈ તેને ઉઠાવી ગયું હશે! કોઈ સિંહ વાઘ ખાઈ ગયો હશે! આમ અનેક પ્રકારનાં વિતર્ક કરવા લાગ્યા. કુંતાજીની આંખમાંથી ચોધાર આંસુ વહેવા લાગ્યા. રડતા રડતા બોલવા લાગ્યાં કે હે કર્મરાજા! તેં અમારી કેવી કરૂણ દશા કરી? અમને રાજ્યમાંથી તો કાઢયા પણ આ ભયાનક જંગલમાં તો સુખે રહેવા દે. અમે પૂર્વજન્મમાં કેવા કર્મો બાંધ્યા હશે! કે જેથી આ દશા થઈ છે. અરેરે....અમારી દ્રૌપદી ક્યાં ગઈ? હવે આપણે તેના

વિના જીવવું નથી. બધાએ નિર્ણય કર્યો કે દ્રૌપદી ન મળે ત્યાં સુધી આપણે અન્નપાણીનો ત્યાગ, અને એક મહિનામાં જો દ્રૌપદી ન મળે તો આપણે ચિતા ખડકીને બળી મરવું.

પાંડવો અને કુંતાજી બધાને ચિંતાતુર થયેલાં જોઈને હિડંબાને ખૂબ દુઃખ થયું. તેણે કહ્યું-તમે અહીં બેસો. હું મારી બહેનને શોધવા જાઉં છું. હમણાં દ્રૌપદીને લઈને આવીશ. એમ કહીને હિડંબા તેની વિદ્યાના બળથી આકાશ માર્ગે ઉડીને દ્રૌપદીની ચારે તરફ શોધ કરવા લાગી. શોધતાં શોધતાં એક વૃક્ષ ઉપર દ્રૌપદીને નવકારમંત્રનું એકાગ્ર ચિત્તે સ્મરણ કરતાં જોઈ. તેના મુખ ઉપર ચિંતા અને શોક તરવરતા હતાં. હિડંબા એકદમ નીચે ઉતરીને દ્રૌપદી પાસે આવીને કહેવા લાગી કે-

**તેરે વિરહસે કુંતી પાંડવ, ઐસી પ્રતિજ્ઞા ઠાઈ,**
**જો નહિ મિલે દ્રૌપદી હમકો, દેંગે પ્રાણ ગમાઈ હો. શ્રોતા.**

હે મારી વહાલી બહેન! તું અમારાથી છૂટી કેવી રીતે પડી? ને તું અહીં કેવી રીતે આવી? તને નહિ જોવાથી પાંડવોએ ખૂબ તપાસ કરી પણ તું નહિ મળવાથી બધા નિરાશ થઈને પાછા ફર્યા ને ખૂબ રડયા. છેવટે નિર્ણય કર્યો છે કે દ્રૌપદી ન મળે ત્યાં સુધી અન્નપાણીનો ત્યાગ અને એક મહિનામાં તું ન મળે તો અગ્નિમાં બળી મરવું. આવી પ્રતિજ્ઞા લઈને બેઠા છે. કુંતાજીનો વિલાપ તો જોયો જતો નથી. પાંડવો પણ શૂન્ય અને ચિંતાતુર બની ગયાં છે. તે બધાની આ દશા જોઈને હું તમને શોધતી અહીં આવી પહોંચી છું. બહેન! હવે જલ્દી ચાલો. વિલંબ ન કરો. દ્રૌપદી હિડંબાને જોઈને તેના ગળે વળગી પડી અને ખૂબ રડી, પછી કહ્યું, બહેન! હું તમારાથી છૂટી પડયા પછી મને આવા દુઃખ પડયા. પોતાની વીતક કહીને હૈયું હળવું કર્યું, પણ એની ધ્રુજારી મટતી નથી. હિડંબાએ તેને થોડીવાર પંપાળીને શાંત કરીને કહ્યું, બહેન! તારા વિરહથી બધા કલ્પાંત કરે છે, માટે આપણે જલ્દી જઈએ. આમ કહીને હિડંબા દ્રૌપદીને લઈને આકાશ માર્ગે ઉડી.

**"હિંડબાને આવતા વાર લાગી તેથી પાંડવોની છૂટી ગયેલી હિંમત":-** હિંડબાને ગયા ઘણી વાર થઈ પણ તે પાછી ન આવી એટલે તે કહેવા લાગ્યા કે હિડંબા પણ પાછી ન આવી, ત્યારે કુંતાજીએ કહ્યું એ બિચારી શું કરે? દ્રૌપદીને ખૂબ શોધી હશે પણ તેને નહિ મળી હોય એટલું હું શું મોઢું બતાવું એમ માનીને ક્યાંક ચાલી ગઈ હશે. આમ વાત કરતા હતાં ત્યાં જેમ આકાશમાંથી પ્લેન ઉતરે તેમ હિડંબા દ્રૌપદીને લઈને આકાશમાંથી નીચે ઉતરી અને ક્ષેમકુશળ પાંડવોને સોંપી હવે પાંડવો અને કુંતાજી હિડંબાનો કેવો ઉપકાર માનશે ને શું બનશે તેના ભાવ અવસરે.

❋

## વ્યાખ્યાન નં. ૮૮

આસો સુદ ૪ ને રવીવાર                                                                 તા. ૧૬-૧૦-૭૭

અનંત ઉપકારી તીર્થંકર પરમાત્માએ ભવ્ય જીવોના કલ્યાણ માટે દ્વાદશાંગી સૂત્રની પ્રરૂપણા કરી. આપણે ગજસુકુમાલનો અધિકાર ચાલે છે. તેમાં કૃષ્ણવાસુદેવ અને ગજસુકુમાલ બંને ભાઈઓ નેમનાથ ભગવાનના દર્શન કરવા ગયા છે. ભગવાનના સમોસરણમાં પહોંચીને ભગવાનના દર્શન કર્યા. દર્શન કરતાં હૈયામાં હર્ષ સમાતો નથી. અહો પ્રભુ! તમે તો સંસાર ત્યાગીને સંયમી બન્યા ને ત્રણ જગતના નાથ બની ગયા. અનેક ભવ્ય જીવોનો તારણહાર બન્યા ને હું તો સંસારમાં પડયો રહ્યો છું. હું તમારા જેવો ક્યારે બનીશ? આપે ક્રોધ કષાયનો ત્યાગ કર્યો છે ને હું તો કષાયોથી ભરેલો છું. આપ રાગનો ત્યાગ કરી વીતરાગી બન્યા ને હું હજુ રાગના રંગે રંગાયેલો છું. આ રીતે પ્રભુની સ્તુતિ કરી તિકખુત્તોનો પાઠ ભણીને વંદણા કરી. બાર પ્રકારની પર્ષદા ભરાણી છે. નેમનાથ પ્રભુની દિવ્ય દેશનાનો વરસાદ વરસે છે, ને ભવ્ય જીવો હૃદયમાં ધારણ કરે છે.

કૃષ્ણવાસુદેવ અને ગજસુકુમાલ બંને પ્રભુની વાણી સાંભળવા માટે બેઠા. ભગવાન શ્રાવક ધર્મ અને સાધુ ધર્મની વાત સમજાવતાં હતા. સાધુ ધર્મની વાત આવે એટલે તરત એમ થશે કે સાધુનો માર્ગ બહુ કઠીન છે અને શ્રાવકનો ધર્મ સહેલો છે. જ્ઞાનીપુરૂષો કહે છે કે સાધુ ધર્મ ભલે કઠીન છે પણ સલામતી ભરેલો છે, અને શ્રાવકનો ધર્મ સહેલો છે પણ જોખમ ભરેલો છે. કેવી રીતે? સમજાવું પાટીયું અને વહાણના ન્યાયે. જેમ કોઇ માણસ દરિયામાં પડી ગયો હોય, ડૂબવાની અણી ઉપર હોય, તે સમયે જો તેના હાથમાં એક પાટીયું આવી જાય તો તેને કેટલો આનંદ થાય છે? એ માણસ પાટીયાને બાથ ભીડીને વળગી પડે છે, ને પાટીયાના સહારે પાણીમાં તરે છે, પણ એ પાટીયાને સઢ, સુકાન વિગેરે કંઈ નથી તેથી દરિયાના મોજા એને જેમ ખેંચે તેમ ખેંચાવું પડે છે. ભર દરિયામાં કોઈ વખત પાટીયું કિનારા તરફ તણાતું દેખાય છે ને કોઈ વખત કિનારા તરફથી સમુદ્રના મધ્ય ભાગ તરફ જતું દેખાય છે. એટલે પાટીયાને વળગી રહેલો માણસ નિર્ભય બની શકતો નથી. એને તો જ્યાં સુધી કિનારે ન પહોંચાય ત્યાં સુધી પાટીયાને મજબૂત પકડીને તેને વળગીને રહેવું પડે છે. તેમાં જો સહેજ ઝોકું આવ્યું તો દરિયામાં ડૂબ્યો સમજો, અને ખૂબ થાક લાગવાથી એમ થાય કે સહેજ હાથ છુટો કરું તો એમ પણ ન ચાલે, કારણ કે તો તે દરિયામાં ડૂબી જાય. એને જો જીવવું હોય તો એક જ માર્ગ છે કે સમુદ્રની બહાર નીકળતાં ગમે તેટલા દિવસો લાગે તો પણ દિવસોના દિવસો સુધી પાટીયાના સહારે સમુદ્રમાં આડા ને અવળા તણાયા કરવાનું, ત્યારે હવે વિચાર કરો, સમુદ્રમાં માણસને પાટીયું મળ્યું તેના બદલે વહાણ મળી જાય તો? પાટીયામાં ને વહાણમાં ફેર ખરો ને? કારણ કે વહાણમાં તો સઢ

સુકાન બંને હોય છે. તેથી એ સમુદ્રના મધ્યભાગથી કિનારા તરફ દોરી શકે છે. વહાણમાં એને બીજો સુકાની મળવાથી વહાણમાં છુટથી હરી ફરી શકે છે. આરામ પણ લઈ શકે છે. માત્ર એને તો એટલી સાવધાની રાખવી જોઈએ કે વહાણમાંથી બહાર નીકળી જવાય નહિ. અનૂકુળ પવન મળતાં સુકાની ઝડપભેર વહાણને કિનારા તરફ હંકારે છે અને પાટીયાવાળા મુસાફર કરતાં જલ્દી સમુદ્રને પાર કરી જાય છે.

બંધુઓ! આ ન્યાયથી તમે સમજો. શ્રાવક ધર્મ એ પાટીયા જેવો છે. ગૃહવાસરૂપી સંસાર સમુદ્રમાં પડયા પછી ધર્મરૂપી પાટીયાને ખૂબ મજબૂત રીતે પકડી રાખવું પડે છે. કારણ કે ધર્મરૂપી પાટીયું હાથમાંથી સ્હેજ છટકશે તો જીવ સંસાર સમુદ્રમાં ડૂબી જશે. બીજી રીતે ધર્મરૂપી પાટીયું ગમે તેટલું મજબૂત પકડયું હશે તો પણ સંસારમાં પડેલો છે એટલે પાપનો પ્રવાહ તો ચાલુ જ છે. સંસાર સમુદ્રમાં બેઠેલા માટે ધર્મરૂપી પાટીયું તો છે પણ તે સઢ અને સુકાન વિનાનું છે. સંસારમાં ગુરૂનો સમાગમ હંમેશા રહેતો નથી એટલે જોખમો પણ ઘણાં છે. તેમાં રાગ, દ્વેષ, મોહ! મત્સર, માન, ક્રોધ વિગેરે જંતુઓનો ભય ઘણો રહે છે, પણ જયાં સુધી ધર્મરૂપી પાટીયું હાથમાં હોય ત્યાં સુધી સંસાર સમુદ્રમાં ડૂબી જવાનો ભય ઓછો છે. છતાં પણ તેને પાર કરવા ઘણો લાંબો સમય લાગે છે. સંસારમાં ધર્મરૂપી પાટીયું પકડવા છતાં કયારેક આર્તધ્યાનાદિના મોજા જીવને કયાંના કયાંય ખેંચી જાય છે, ત્યારે ચારિત્ર એવહાણ જેવું છે. તેમાં સઢ અને સુકાન હોવાથી તે ઘણું કરીને કિનારા તરફ જાય છે. વળી એને સુકાની ગુરૂનો સમાગમ ચોવીસે કલાક મળે છે. જેથી અનેક પ્રકારના અનર્થો અને ઉન્માર્ગથી જીવને બચાવી લે છે. જેમ વહાણમા બેઠેલા માનવીને સમુદ્ર સાથે સંબંધ નથી તેમ ચારિત્રવાનને સંસાર સાથે કોઈ સંબંધ નથી. માત્ર તેને ચારિત્ર સાથે સંબંધ છે. તેથી રાગાદિ જળચર જંતુઓથી બચી જાય છે માટે પાટીયામાં શાંતિ નથી પણ વહાણમાં શાંતિ છે, તેમ શ્રાવક ધર્મ કરતાં ચારિત્ર ધર્મમાં વધુ શાંતિ છે, પણ ચારિત્રના ભાવમાં રમણુતા કરે તો. બાકી ચારિત્રરૂપી વહાણમાં બેસીને પણ જો બાહ્યભાવમાં રમણુતા કરે તો શાંતિનો અનુભવ થતો નથી. ચારિત્રમય જીવનમાં બાહ્ય–આભ્યંતર તપ રૂપી પવનનો એવો અપૂર્વ સહારો મળે છે કે તેનાથી ચારિત્ર રૂપી વહાણ વેગથી મુકિતના કિનારા તરફ આગળ વધતું જાય છે. આ ઉપરથી તમે સમજી શકશો કે માનવજીવનની સફળતા ચારિત્રધર્મને અંગીકાર કરી તેનું પાલન કરવામાં છે પણ જયાં સુધી ચારિત્ર માર્ગરૂપી જહાજમાં બેસી ન શકાય ત્યાં સુધી શ્રાવક ધર્મ રૂપી પાટીયું પકડી રાખવા જેવું છે. એ પાટીયું તમને સંસાર તળિયેના ડૂબવા નહિ દે. માટે બેમાંથી એક ધર્મનું આચરણુ તો જરૂર કરો. આ પ્રમાણે નેમનાથ ભગવાને શ્રાવક અને સાધુ ધર્મનું સ્વરૂપ સમજાવ્યું. ભગવાનની મીઠી મધુરી અમૃતમય વાણી સમોસરણમાં બેઠેલા દરેક માણસોએ સાંભળી, અને સૌએ સૌની પાત્રતા પ્રમાણે ઝીલી.

ગઈ કાલનું અધૂરું દૃષ્ટાંત રાજાને બ્રહ્મજ્ઞાન મેળવવાની કેટલી લગની છે! તે પહાડ ઉપર મહાત્મા પાસે ગયા અને મહાત્માને પોતાનો શિષ્ય બનાવવા કાલાવાલા કરે છે પણ મહાત્મા તેના સામું જોતાં નથી, ને ઉપરથી ગુસ્સો કરી કડક શબ્દો કહી રાજાને ત્યાંથી કાઢવા માટે એવી જોરથી લાત મારી કે રાજા ગુલાંટ ખાઈને દૂર પડયા. રાજાનો પરિવાર દૂર બેઠો હતો. તેમને આ દૃશ્ય જોતાં મહાત્મા ઉપર એવો ગુસ્સો આવ્યો કે બસ, આપણા મહારાજાનું આવું અપમાન કર્યું છે તો હવે આને આપણે બતાવી દઈએ. એને પકડીને જેલમાં પૂરી દઈશું. એમ નિર્ણય કરીને બધા "મારો.... મારો....પકડો" કરતાં ત્યાં દોડીને આવ્યા પણ મહાત્માને બિલકુલ ગભરાટ ન થયો. કારણ કે પોતે આત્મલક્ષી હતાં. એમણે મનમાં એક જ નિશ્ચય કર્યો કે કદાચ મને આ રાજાના માણસો પકડીને જેલમાં પૂરશે, માર મારશે તો દેહથી હું ભિન્ન છું. એ ભાવનાનો વિશેષ અનુભવ થશે, અને જેલમાં અનાસક્તભાવનો અભ્યાસ કેળવવાની અમૂલ્ય તક મળશે. આવો વિચાર કરવા લાગ્યા.

**ગુરૂભક્તિથી રાજાએ પરિવાર સામે કરેલો પડકાર :–** હવે રાજાએ જેને પોતાના ગુરૂ માન્યા છે તેનું અપમાન કેમ થવા દે? પોતાના માણસો મહાત્માને કંઈ પણ કરે તે પહેલાં જ રાજાએ ઉભા થઈને બધાને ધમકાવતાં કહ્યું. ખબરદાર! મારા ગુરૂનું તમે અપમાન કર્યું છે તો! એમને આંગળી પણ અડાડશો નહિ. એ તો મહાન જ્ઞાની છે. જો તમે એમનો તિરસ્કાર કરશો, તેમને માર મારશો તો મરીને નરકમાં જશો. તમે અહીં શા માટે આવ્યા છો? તમે બધા નગરમાં ચાલ્યા જાઓ. હવે મેં તો સંસારની મોહ, માયા અને મમતાનો ત્યાગ કર્યો છે. તમે મારા નથી ને હું તમારો નથી. જો તમે સ્હેજ પણ તોફાન કરશો તો હું મારા પ્રાણનો ત્યાગ કરી દઈશ. મને ઘણાં સમયથી બ્રહ્મજ્ઞાન મેળવવાની તીવ્ર ઝંખના હતી તે અહીં જ પૂરી થશે. માટે હું પાછો આવવાનો નથી. રાજાનો પરિવાર રાજાને ખૂબ કરગરવા લાગ્યો કે આપ તો અમારા નાથ છો. આપના વિના રાજ્ય કોણ ચલાવશે? આપના વિના અમારું શું થશે? રાજાએ બધાને કહ્યું. આ જગતમાં કોઈ કોઈનું નથી, અને કોઈના વિના કોઈ કામ અટકતું નથી. માટે તમે બધા જાઓ ને સુખેથી રાજ્ય ચલાવો. રાજાનો અડગ નિશ્ચય જોઈ બધા રડતા કકળતા ત્યાંથી ચાલ્યા ગયા.

દેવાનુપ્રિયો! રાજાને બ્રહ્મજ્ઞાન મેળવવાની લગની લાગી છે તેથી તે કાર્યની સિદ્ધિ કરવા માટે બીજું બધું તેને તુચ્છ દેખાય છે. પછી બધા ચાલ્યા જાય તેનું દુઃખ થાય ખરું? "ના". આ રાજાનો વૈરાગ્ય દૃઢ હતો. તેમાં આવા ઉત્તમ મહાત્મા મળી ગયા એટલે બ્રહ્મજ્ઞાનની સિદ્ધિ તેને નજર સમક્ષ દેખાય છે, અને રાજ્ય, પરિવાર બધું તેમને બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ માટે આડી દિવાલ રૂપ દેખાય છે. પછી પરિવાર

સુકાન બંને હોય છે. તેથી એ સમુદ્રના મધ્યભાગથી કિનારા તરફ દોરી શકે છે. વહાણુમાં એને બીજો સુકાની મળવાથી વહાણુમાં છુટથી હરી ફરી શકે છે. આરામ પણ લઈ શકે છે. માત્ર એને તો એટલી સાવધાની રાખવી જોઇએ કે વહાણુમાંથી બહાર નીકળી જવાય નહિ. અનૂકુળ પવન મળતાં સુકાની ઝડપભેર વહાણુને કિનારા તરફ હંકારે છે અને પાટીયાવાળા મુસાફર કરતાં જલ્દી સમુદ્રને પાર કરી જાય છે.

બંધુઓ! આ ન્યાયથી તમે સમજો. શ્રાવક ધર્મ એ પાટીયા જેવો છે. ગૃહવાસરૂપી સંસાર સમુદ્રમાં પડયા પછી ધર્મરૂપી પાટીયાને ખૂબ મજબૂત રીતે પકડી રાખવું પડે છે. કારણુ કે ધર્મરૂપી પાટીયું હાથમાંથી સ્હેજ છટકશે તો જીવ સંસાર સમુદ્રમાં ડૂબી જશે. બીજી રીતે ધર્મરૂપી પાટીયું ગમે તેટલું મજબૂત પકડયું હશે તો પણ સંસારમાં પડેલો છે એટલે પાપનો પ્રવાહ તો ચાલુ જ છે. સંસાર સમુદ્રમાં બેઠેલા માટે ધર્મ રૂપી પાટીયું તો છે પણ તે સઢ અને સુકાન વિનાનું છે. સંસારમાં ગુરૂનો સમાગમ હંમેશા રહેતો નથી એટલે જોખમો પણ ઘણાં છે. તેમાં રાગ, દ્વેષ, મોહ! મત્સર, માન, ક્રોધ વિગેરે જંતુઓનો ભય ઘણો રહે છે, પણ જયાં સુધી ધર્મરૂપી પાટીયું હાથમાં હોય ત્યાં સુધી સંસાર સમુદ્રમાં ડૂબી જવાનો ભય ઓછો છે. છતાં પણ તેને પાર કરવા ઘણો લાંબો સમય લાગે છે. સંસારમાં ધર્મરૂપી પાટીયું પકડવા છતાં કયારેક આર્તધ્યાનાદિના મોજા જીવને કયાંના કયાંય ખેંચી જાય છે, ત્યારે ચારિત્ર એવહાણુ જેવું છે. તેમાં સઢ અને સુકાન હોવાથી તે ઘણું કરીને કિનારા તરફ જાય છે. વળી એને સુકાની ગુરૂનો સમાગમ ચોવીસે કલાક મળે છે. જેથી અનેક પ્રકારના અનર્થો અને ઉન્માર્ગથી જીવને બચાવી લે છે. જેમ વહાણુમા બેઠેલા માનવીને સમુદ્ર સાથે સંબંધ નથી તેમ ચારિત્રવાનને સંસાર સાથે કોઈ સંબંધ નથી. માત્ર તેને ચારિત્ર સાથે સંબંધ છે. તેથી રાગાદિ જળચર જંતુઓથી બચી જાય છે માટે પાટીયામાં શાંતિ નથી પણ વહાણુમાં શાંતિ છે, તેમ શ્રાવક ધર્મ કરતાં ચારિત્ર ધર્મમાં વધુ શાંતિ છે, પણ ચારિત્રના ભાવમાં રમણુતા કરે તો. બાકી ચારિત્રરૂપી વહાણુમાં બેસીને પણ જો બાહ્યભાવમાં રમણુતા કરે તો શાંતિનો અનુભવ થતો નથી. ચારિત્રમય જીવનમાં બાહ્ય-આભ્યંતર તપ રૂપી પવનનો એવો અપૂર્વ સહારો મળે છે કે તેનાથી ચારિત્ર રૂપી વહાણુ વેગથી મુક્તિના કિનારા તરફ આગળ વધતું જાય છે. આ ઉપરથી તમે સમજી શકશો કે માનવજીવનની સફળતા ચારિત્રધર્મને અંગીકાર કરી તેનું પાલન કરવામાં છે પણ જયાં સુધી ચારિત્ર માર્ગરૂપી જહાજમાં બેસી ન શકાય ત્યાં સુધી શ્રાવક ધર્મ રૂપી પાટીયું પકડી રાખવા જેવું છે. એ પાટીયું તમને સંસાર તળિયેના ડૂબવા નહિ દે. માટે બેમાંથી એક ધર્મનું આચરણુ તો જરૂર કરો. આ પ્રમાણે નેમનાથ ભગવાને શ્રાવક અને સાધુ ધર્મનું સ્વરૂપ સમજાવ્યું. ભગવાનની મીઠી મધુરી અમૃતમય વાણી સમોસરણુમાં બેઠેલા દરેક માણસોએ સાંભળી, અને સૌએ સૌની પાત્રતા પ્રમાણે ઝીલી.

ગમે તેમ કહે છે પણ એમની પાસે તો રાખે છે ને? એમનો મારા ઉપર કેવો મહાન ઉપકાર છે! મારી ભૂલો સુધારવાનું કેટલું ધ્યાન રાખે છે! મોક્ષનો અભિલાષી શિષ્ય પણ સદા ગુરૂના ઉપકાર તરફ દષ્ટિ કરે પણ ગુરૂ શિક્ષા કરે તેના સામું ન જુએ.

**"કસોટીના અંતે બ્રહ્મજ્ઞાન"** :- રાજા અવારનવાર ગુરૂને વિનંતી કરતાં રહે છે કે ગુરૂદેવ! મને બ્રહ્મજ્ઞાન આપો. ત્યારે મહાત્મા તેને ઠોકરે ચઢાવીને કહે છે કે અરે, વિષયકા કીડા! બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરનેકી તુઝમેં ક્યા લાયકાત હૈ? આમ કરતાં બાર વર્ષો વીતી ગયા. રાજાની સહનશીલતા, પ્રસન્નતા, અને બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવાની લગની જોઈને મહાત્મા તેના ઉપર પ્રસન્ન થયા, અને એક દિવસ તેના માથે હાથ મૂકીને મહાત્માએ કહ્યું-"જા બચ્ચા, તેરે કો બ્રહ્મજ્ઞાન હો ગયા."

**"રાજાનું નાચી ઉઠેલું દિલડું"** :- આટલા શબ્દો સાંભળતાં રાજાના આનંદનો પાર ન રહ્યો. એમના રોમેરોમે અપૂર્વ આનંદ થયો. અહો! આજે મારા ગુરૂએ મારા માથે હાથ મૂક્યો. મારું કલ્યાણ થઇ ગયું. એમણે તો ગુરૂના ખોળામાં મ શું મૂકી દીધું ને આશ્ચર્યપૂર્વક બોલ્યા-હે ગુરૂદેવ! મને બ્રહ્મજ્ઞાન થઇ ગયું? તો બ્રહ્મજ્ઞાન થયા પછી તરત જ મોક્ષ મળે ને? ત્યારે મહાત્મા પ્રેમથી રાજાને સમજાવે છે કે દેખ. બચ્ચા! શુધ્ધ આત્મા કો છોડકર અન્ય કિસી ચીજ પર અહંત્વ, મમત્વ નહી હોતા હૈ યહી બ્રહ્મજ્ઞાન હૈ ઔર યહ સ્થિર હૈ. જાને પર આયુષ્યકી પૂર્ણાહૂતિ પર મોક્ષ હી હોતા હૈ. પૂર્વજન્મ કે સંચિત કર્મ યૂં હી નષ્ટ હો જાતે હૈ ઔર નવીન કર્મકા બંધ રૂક જાતા હૈ. ફિર પુર્નજન્મ નહીં કરના પડતા હૈ. બસ, અબ યહી વૃત્તિકો આગે બઢાના, દઢ રખના, અબ કયા રાજ્ય લેના હૈ? રાજાએ કહ્યું. નહીં ગુરૂદેવ, હવે મારે રાજ્યની શી જરૂર છે? બ્રહ્મજ્ઞાન મળ્યું એટલે મારે તો આનંદ આનંદ છે. આપ મળ્યા એટલે સારી દુનિયાનું રાજય મને મળી ગયું. રાજાને લગની લાગી હતી કે મારે બ્રહ્મજ્ઞાન મેળવવું છે તો કેટલું કષ્ટ વેઠયું! બાર બાર વર્ષ સુધી સમતા રાખી તો એની ઇચ્છા પૂર્ણ થઈ, અને સંસાર છોડીને મહાત્માના શિષ્ય બની ગયા.

હવે કૃષ્ણવાસુદેવ ગજસુકુમાલ વિગેરેએ નેમનાથ ભગવાનની વાણી સાંભળી. ગજસુકુમાલના અંતરમાં આનંદ થયો. અહો પ્રભુ! શું આપની વાણી છે! ખરેખર લેવા જેવો હોય તો સંયમ માર્ગ છે. સંયમ રૂપી જહાજ મને સંસાર સાગરના સામા કિનારે મોક્ષમાં લઈ જશે. બસ, હવે મારે આ સંસારમાં રહેવું નથી. દીક્ષા લેવી છે એમ મનમાં નિશ્ચય કર્યો. રાજાને જેમ બ્રહ્મજ્ઞાન મેળવવાની લગની લાગી હતી તેમ ગજસુકુમારને સંયમ લઇને મોક્ષમાં જવાની લગની લાગી છે. હવે ગજસુકુમાલ નેમનાથ પ્રભુને શું કહેશે તેના ભાવ અવસરે.

**ચરિત્રઃ- પાંડવોએ હિડંબાની કરેલી પ્રશંસા** :- દ્રૌપદી ગહન વનમાં ભૂલી પડી હતી. પાંડવોએ ઘણી તપાસ કરી છતાં દ્રૌપદીને શોધી શકયા નહિ, પણ હિડંબા દ્રૌપદીને

રહે, ઝૂરે તેમાં રાજાને દુઃખ શેનું થાય? એ બધા ગયા એટલે રાજાને શાંતિ થઈ. રાજાએ મન સાથે નિર્ણય કર્યો કે ગમે તેમ થાય પણ હું આ મહાત્માના ચરણ નહિ છોડું. આ જ મારા સાચા તારણહાર છે. એ મને મારે, પીટે, ગમે તેમ કરશે પણ મારે અહીંથી જવું નથી. જો મારે બ્રહ્મજ્ઞાન જોઈએ છે તો અપમાન, ત્રાસ કે તિરસ્કાર કોડીની કિંમતના છે. ખુદ આ કાયાની કંઈ કિંમત નથી, એની મમતા નથી તો એનું અપમાન થાય, એને માર પડે તેમાં મને દુઃખ શું? મહાત્માજી જે કાંઈ મને અણગમતું કહે કે કરે એ બધું મારી કાયાને છે. મારે ને કાયાને શું લાગે વળગે? આવા નિઃસંગ મહાત્માનો યોગ ફરી ફરીને ક્યાંથી મળશે? બસ, રાજા તો એમના ચરણમાં મસ્તક નમાવીને પાછા બેસી ગયા.

મહાત્મા પણ અંદરથી તો સમજી ગયાં કે આ રાજા સાચો મુમુક્ષુ છે પણ એને કે મને કોઈને બ્રહ્મજ્ઞાન મમતા કે સ્નેહ દેખાડીને નહિ થાય. એટલે હું એના પ્રત્યે બિલકુલ સ્નેહ બતાવીશ નહિ, ભલે એમ જ બેસી રહેતો. એટલે મહાત્મા એને કંઈ કહેતા નથી કે બોલાવતા નથી. એ તો એમના ધ્યાનમાં બેસી ગયા, ત્યારે રાજા બેઠા બેઠા મહાત્માનાં મુખના દર્શન કરે છે ને મનમાં વિચાર કરે છે કે અહો! મહાત્મા કેવા પવિત્ર છે. કેવા ગંભીર છે! કેવા આત્મ સમાધિમાં લીન છે! કેવા નિરાગી છે! કોઈ જાતનો ઉપદેશ કે પ્રેરણા વિના રાજા મહાત્માના દર્શનથી પણ ઘણી પ્રેરણા મેળવે છે.

**"મહાત્મા પ્રત્યે રાજાની અપૂર્વ ભક્તિ"** :– મહાત્મા પાણી લેવા માટે જાય છે ત્યારે રાજા બે હાથ જોડીને વિનંતી કરે છે કે ગુરૂદેવ! મને આપની સેવાભક્તિનો લાભ આપો. લાવો, હું પાણી લઈ આવું ત્યારે મહાત્મા ગુસ્સો કરીને કહે છે કે અરે, બીચમેં સે દૂર હટ, તુઝે કિસને બુલાયા? રાજાએ અપમાનને સન્માન ગણી પ્રેમથી હસતા હસતા મહાત્માના હાથમાંથી પાણીનું કમંડળ લઈ લીધું ને પાણી લઈ આવ્યા. ત્યારે મહાત્મા ગુસ્સો કરીને કહેવા લાગ્યા કે અરે! યૂં હી બીના છાન કે (ગાળીને) પાની લે આયા? આમ બોલતા મહાત્માએ પાણીનું કમંડળ ઢોળી દીધું. તો પણ રાજા દુઃખ લગાડયા વિના કહે છે કે મહારાજ! મારી ભૂલ થઈ. મને ક્ષમા કરો. હવે હું ગાળીને પાણી લઈ આવીશ. ફરીને ગાળીને પાણી લઈ આવ્યા. આ રીતે બળતણ માટે લાકડા લાવવાં, ગામમાંથી ભિક્ષા લાવવી વિગેરે કાર્યમાં રાજા ખડે પગે ઉભા રહે છે. કામમાં સ્હેજ ભૂલ થાય તો મહાત્માજી કહેતાં કે અરે કુત્તા! કિસને તુઝે ડહાપણ કરાયા થા? ક્યોં યહાં બુદ્ધુ ગદ્ધે કી તરહ પડા રહા હૈ! આવા હલકા શબ્દો કહીને ફટકારે છે. ક્યારેક પગથી લાત મારે છે તો પણ રાજા સદા પ્રસન્ન ચિત્તથી રહે છે.

દેવાનુપ્રિયો! આ ઈતર ધર્મના રાજા છે છતાં તેમની કેટલી ક્ષમા છે! રાજા એમ વિચાર કરે છે કે આ તો મારી પરીક્ષા છે ને મહાત્મા માને છે કે હું આમ કરું તો આ બલા જાય. જ્યારે રાજા વિચાર કરે છે કે મારા ગુરૂ કેવા જ્ઞાની–ધ્યાની છે! મને

ગમે તેમ કહે છે પણ એમની પાસે તો રાખે છે ને? એમનો મારા ઉપર કેવો મહાન ઉપકાર છે! મારી ભૂલો સુધારવાનું કેટલું ધ્યાન રાખે છે! મોક્ષનો અભિલાષી શિષ્ય પણ સદા ગુરૂના ઉપકાર તરફ દૃષ્ટિ કરે પણ ગુરૂ શિક્ષા કરે તેના સામું ન જુએ.

**"કસોટીના અંતે બ્રહ્મજ્ઞાન" :-** રાજા અવારનવાર ગુરૂને વિનંતી કરતાં રહે છે કે ગુરૂદેવ! મને બ્રહ્મજ્ઞાન આપો. ત્યારે મહાત્મા તેને ઠોકરે ચઢાવીને કહે છે કે અરે, વિષયકા કીડા! બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરનેકી તુઝમેં ક્યા લાયકાત હૈ? આમ કરતાં બાર વર્ષો વીતી ગયા. રાજાની સહનશીલતા, પ્રસન્નતા, અને બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવાની લગની જોઈને મહાત્મા તેના ઉપર પ્રસન્ન થયા, અને એક દિવસ તેના માથે હાથ મૂકીને મહાત્માએ કહ્યું-"જા બચ્ચા, તેરે કો બ્રહ્મજ્ઞાન હો ગયા."

**"રાજાનું નાચી ઉઠેલું દિલડું" :-** આટલા શબ્દો સાંભળતાં રાજાના આનંદનો પાર ન રહ્યો. એમના રોમેરોમે અપૂર્વ આનંદ થયો. અહો! આજે મારા ગુરૂએ મારા માથે હાથ મૂકયો. મારું કલ્યાણ થઇ ગયું. એમણે તો ગુરૂના ખોળામાં મ શું મૂકી દીધું ને આશ્ચર્યપૂર્વક બોલ્યા-હે ગુરૂદેવ! મને બ્રહ્મજ્ઞાન થઇ ગયું? તો બ્રહ્મજ્ઞાન થયા પછી તરત જ મોક્ષ મળે ને? ત્યારે મહાત્મા પ્રેમથી રાજાને સમજાવે છે કે દેખ. બચ્ચા! શુધ્ધ આત્મા કો છોડકર અન્ય કિસી ચીજ પર અહંત્વ, મમત્વ નહી હોતા હે યહી બ્રહ્મજ્ઞાન હૈ ઔર યહ સ્થિર હૈ. જાને પર આયુષ્યકી પૂર્ણાહૂતિ પર મોક્ષ હી હોતા હૈ. પૂર્વજન્મ કે સંચિત કર્મ યૂં હી નષ્ટ હો જાતે હૈં ઔર નવીન કર્મકા બંધ રૂક જાતા હૈ. ફિર પુર્નજન્મ નહીં કરના પડતા હૈ. બસ, અબ યહી વૃત્તિકો આગે બઢાના, દૃઢ રખના, અબ ક્યા રાજ્ય લેના હૈ? રાજાએ કહ્યું. નહીં ગુરૂદેવ, હવે મારે રાજ્યની શી જરૂર છે? બ્રહ્મજ્ઞાન મળ્યું એટલે મારે તો આનંદ આનંદ છે. આપ મળ્યા એટલે સારીદુનિયાનું રાજ્ય મને મળી ગયું. રાજાને લગની લાગી હતી કે મારે બ્રહ્મજ્ઞાન મેળવવું છે તો કેટલું કષ્ટ વેઠયું! બાર બાર વર્ષ સુધી સમતા રાખી તો એની ઈચ્છા પૂર્ણ થઈ, અને સંસાર છોડીને મહાત્માના શિષ્ય બની ગયા.

હવે કૃષ્ણવાસુદેવ ગજસુકુમાલ વિગેરેએ નેમનાથ ભગવાનની વાણી સાંભળી. ગજસુકુમાલના અંતરમાં આનંદ થયો. અહો પ્રભુ! શું આપની વાણી છે! ખરેખર લેવા જેવો હોય તો સંયમ માર્ગ છે. સંયમ રૂપી જહાજ મને સંસાર સાગરના સામા કિનારે મોક્ષમાં લઈ જશે. બસ, હવે મારે આ સંસારમાં રહેવું નથી. દીક્ષા લેવી છે એમ મનમાં નિશ્ચય કર્યો. રાજાને જેમ બ્રહ્મજ્ઞાન મેળવવાની લગની લાગી હતી તેમ ગજસુકુમારને સંયમ લઇને મોક્ષમાં જવાની લગની લાગી છે. હવે ગજસુકુમાલ નેમનાથ પ્રભુને શું કહેશે તેના ભાવ અવસરે.

**ચરિત્રઃ- પાંડવોએ હિડંબાની કરેલી પ્રશંસા :-** દ્રૌપદી ગહન વનમાં ભૂલી પડી હતી. પાંડવોએ ઘણી તપાસ કરી છતાં દ્રૌપદીને શોધી શક્યા નહિ, પણ હિડંબા દ્રૌપદીને

શોધી લાવી ને પાંડવોને સોંપી દીધી. દ્રૌપદીને જોઈને સૌના હૈયામાં આનંદ થયો. કુંતાજી તો દ્રૌપદીને બાથમાં લઈને કહેવા લાગ્યા કે બેટા! તું અમને મૂકીને કયાં ગઈ હતી? તારા વિના અમને એક ઘડી વર્ષ જેવી લાગતી હતી. જેમ હાથમાં શકોરું લઈને ભીખ માંગનાર ભિખારીને કોઈ કિંમતી રત્ન આપે ને જેટલો આનંદ થાય તેટલો આનંદ દ્રૌપદી મળતાં કુંતાજીને અને પાંડવોને થયો, અને બધના મુખમાંથી શબ્દો સરી પડયા કે ધન્ય છે હિડંબા તને! ખરેખર, તેં તો અમને મરણના મુખમાંથી બચાવી લીધા છે. અમે તારા જેટલા ગુણ ગાઈએ તેટલા ઓછા છે. જો તું અમને આ વગડામાં ન મળી હોત તો અમારું શું થાત? તેં અમારા દેહમાં પ્રાણ પૂર્યા, ત્યારે હિડંબાએ કહ્યું–મેં એવું કંઈ મોટું કામ કર્યું નથી. મેં જેમને મારા માન્યા તેમને મારાથી બને તેટલી મદદ કરવી જોઈએ. મેં મારી ફરજ અદા કરી છે. વિશેષ કાંઇ કર્યું નથી માટે આપ મારા ગુણલા ન ગાઓ. હવે ચાલો આપણે આગળ વધીએ એમ કહીને બધાને ઉભા કર્યા. બધા આગળ ચાલવા લાગ્યાં. આગળ ચાલતાં ઘણો વિષમ માર્ગ આવ્યો. મોટા મોટા પહાડ, મોટા જંગી વૃક્ષો, ખાડા–ટેકરા, નદીઓ બધું આવે છે. આ સમયે હિડંબા બધાને વારાફરતી ઉંચકીને આકાશ માર્ગે ઉડીને જયાં સારો માર્ગ હોય ત્યાં મૂકી આવવા લાગી આ રીતે હિડંબાની સહાયતાથી પાંડવો વિષમ માર્ગ ઓળંગી ગયા, અને જયાં નિર્ભય, શાંતિનું સ્થાન આવ્યું ત્યાં સુખપૂર્વક રોકાઇને આનંદ કરવા લાગ્યા. એક મનોહર વનમાં તેઓ વિસામો ખાવા થોડા દિવસ રોકાયા. હિંડબા દ્રૌપદીની સાથે બધું કામકાજ કરતી ને કુંતામાતાની ખડે પગે સેવા કરતી હતી. હિડંબાને જોઇને કુંતાજીની આંખડી ઠરી ગઇ.

એક દિવસ આખું કુટુંબ બેઠું હતું ત્યારે સમય જોઇને કુંતાજીએ કહ્યું. હે હિડંબા! તેં અમારા ઉપર ઘણાં ઉપકાર કર્યા છે. એનું હું કયા શબ્દોમાં વર્ણન કરું! મને કોઈ દેવ સો જીભ આપે તો પણ હું તારા ગુણ પૂરા ગાઈ ન શકું. માટે બોલ બેટા! હું તને શું આપું! હે હિડંબા! મેં તારા માટે નક્કી કર્યું છે કે તું જે માંગે તે મારે તને આપવું. માટે તારે જે ઇચ્છા હોય તે મારી પાસે માંગી લે. તો અમે તારા ઉપકારનો બદલો વાળી ઋણથી મુકત થઇએ. ત્યારે હિડંબાએ કહ્યું. હે માતા! હું વિદ્યાધરની પુત્રી છું પણ મારા ભાઈએ રાક્ષસી વિદ્યાનો પ્રયોગ કર્યો તેથી અમે રાક્ષસ બની ગયાં. હવે આપ જ કહો કે કયાં હું રાક્ષસી અને કયાં આપ પાંડવોની પવિત્ર માતા? દરિદ્ર માણસ ચક્રવર્તિ ઉપર શું ઉપકાર કરી શકે? આપની કૃપાથી મારી પાસે બધું છે. મારે કોઈ ચીજની જરૂર નથી, પણ આપ ખૂબ કહો છો તેથી હું મારા મનની વાત કરું છું. જયારે આપ બધા હિડંબ વનમાં રાત્રે થાકયાપાકયા સૂઈ ગયાં હતાં ને આપના પુત્ર ભીમ આપ બધાની ચોકી કરતાં હતાં ત્યારે મારા ભાઈએ મને કહ્યું કે મને માણસની ગંધ આવે છે માટે તું તપાસ કરી આવ કે કોઈ માણસ આટલામાં છે? હું તપસા

કરવા આવી તે સમયે મેં આપના પુત્ર ભીમને સૌથી પહેલાં જોયાં. ત્યારે તેમનું રૂપ, પવિત્રતા વિગેરે જોઇને મારું મન તેમનામાં ઠરી ગયું. પાછળથી મારો ભાઇ આવ્યો ને ક્રોધે ભરાઈ મને મારતો હતો ત્યારે તેમણે તેની સાથે યુદ્ધ કરીને તેને મારી નાંખ્યો ને મને બચાવી. મેં ત્યારથી તેમની સાથે પરણવાનો નિશ્ચય કર્યો છે ને હું આપની સાથે જ રહું છુ. તો મારે બીજું કંઈ નથી જોઈતું પણ આપના પુત્ર ભીમસેનની સાથે મને પરણાવો. એટલું હું આપની પાસે માંગું છું.

**ભીમ સાથે હિડંબાનું લગ્ન:–** હિડંબાની વાત સાંભળીને કુંતાજીએ પોતાના પાંચેય પુત્રોના સામે દૃષ્ટિ કરી ત્યારે ભીમ શરમથી નીચું જોઈ ગયો. બાકીના ચારે ય પુત્રો એકી અવાજે બોલી ઉઠયા બરાબર છે. બરાબર છે. ભીમસેન હિડંબાને માટે યોગ્ય છે. ચારે ય પુત્રોની સંમતિ મળી ગઈ પછી કુંતાજીએ દ્રૌપદી સામે દૃષ્ટિ કરી કારણ કે દ્રૌપદી પાંચેય પુત્રોની પત્ની છે. સ્ત્રીઓને સ્વપ્નામાં પણ શોકય ગમતી નથી. માટે એની ઈચ્છા છે કે નહિ! સાસુજીની પોતાની સામે દૃષ્ટિ પડતાંની સાથે જ દ્રૌપદી સમજી ગઈ કે મારા સાસુજી મારી સંમતિ માંગે છે. એટલે તેણે કુંતાજીને કહ્યું. બા! હિડંબાનો મારા ઉપર મહાન ઉપકાર છે. એ મને પ્રાણથી અધિક વહાલી છે, હું એને સદા મારી નાની બહેન ગણીશ. મારી આ બાબતમાં સંપૂર્ણ સંમતિ છે. સહદેવ જયોતિષ વિદ્યામાં નિપૂર્ણ હતા એટલે તેમણે લગ્નનું શ્રેષ્ઠ મુહુર્ત કાઢયું, અને તરત જ તે વનમાં ભીમના હિડંબા સાથે લગ્ન કર્યા. હિડંબાની આશા ફળીભૂત થઈ એટલે તેના આનંદનો પાર ન રહ્યો. ભીમ સાથે લગ્ન કરીને તે કુંતામાતા અને દ્રૌપદીને પગે લાગી. બંનેએ તેને સુખી થાઓ એવા અંતરના આશીર્વાદ આપ્યા. આનંદ વિભોર બનેલી હિડંબાએ તેની વિદ્યાની શકિતથી વનમાં ખૂબ સુંદર બગીચો બનાવ્યો. બગીચામાં એક સુંદર મહેલ બનાવ્યો. મહેલમાં અનેક પ્રકારની સુખ સામગ્રી વસાવી અને મહેલમાં બધા આનંદથી રહેવા લાગ્યા. હિડંબા ભીમ સાથે આનંદ–કિલ્લોલ કરવા લાગી. સંસારના સુખો ભોગવતાં હિડંબા ગર્ભવંતી થઈ. થોડો સમય મહેલમાં રોકાઈને બધા આગળ ચાલ્યાં. ચાલતાં ચાલતા ઘણા દિવસે તેઓ એકચક્રા નામની નગરીની બહાર ઉદ્યાનમાં આવ્યા. એ ઉદ્યાનમાં આવતાની સાથે તેમના હૃદયમાં આનંદની ઉર્મિઓ ઉછળવા લાગી. ત્યાં તેમને કેવો મહાન લાભ થશે ને શું બનશે તેના ભાવ અવસરે.



## વ્યાખ્યાન નં. ૯૯

આસો સુદ ૫ ને સોમવાર તા. ૧૭-૧૦-૭૭

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! મહાનપુરૂષો ફરમાવે છે કે હે આત્માઓ! મહાન પુણ્યનો ઉદય હોય ત્યારે માનવભવ પ્રાપ્ત થાય છે. માનવભવમાં પણ તમે મહાન પુણ્યશાળી છો કે તમને વીતરાગ સર્વજ્ઞ ભગવાનનું ધર્મશાસન મળ્યું છે. તેથી સમસ્ત કર્મવિંટબણાઓનો અંત લાવવામાં સમર્થ એવો આરાધનાનો અનુપમ માર્ગ મળ્યો છે. આવી કિંમતી તક મળ્યા પછી જીવનલક્ષ કેવું રાખવું જોઈએ? અતિ દુર્લભ ધર્મઆરાધનાની તકને સફળ કરવાનું લક્ષ કે પછી વિષયો અને કષાયોની આરાધનામાં ગળાબૂડ ખૂંચી રહેવાનું? બોલો, તમારું લક્ષ કઈ તરફ છે? આવું ઉચ્ચ કોટીનું વીતરાગ ભગવાનનું શાસન મળ્યા પછી એની આરાધના કરવાનું છોડી સંસારની સાધનામાં રચ્યાપચ્યા રહેવું તે જીવનું ભયંકર અજ્ઞાન છે, ભૂલ છે.

કોઈ માણસ મદ્રાસ કલકત્તા જેવા શહેરમાં ગયો ત્યારે તેની પાસે મૂડી ન હતી. પણ કોઈની ઓળખાણ પીછાણ થઈ અને તેને લાખો રૂપિયાની કમાણી થાય તેવી કોઇએ ઓથ આપી. છતાં તેવી તકને ગુમાવીને પોતાની પાસે રહેલાં થોડા પૈસાથી નાટક, સિનેમા, કલબ, હોટલ વિગેરે સ્થળોમાં જઇને મોજમઝા ઉડાવે, સ્હેલ કરવામાં પડી જાય અને થોડા સમયમાં લાવેલી થોડી ઘણી મૂડી ખલાસ થઈ જાય ને પેલી વહેપાર કરવાની ઓથ પણ ચાલી જાય પછી દરિદ્ર અને બેકાર બનીને પોતાના બેકાર ગામડા ભેગો થવાનો વખત આવે આ મૂર્ખાઇ કે બીજું કંઇ? આ જીવની પણ આવી જ મૂર્ખાઈ છે કે અનંત નિર્જરા કરાવી આપે એવી જિનશાસનની ઓથ મળવા છતાં અર્થ, કામ, ઘર, દુકાન, કાયા, કંચન, કુટુંબ અને કામિનીમાં તરબોળ બની પોતાની મૂળગી મૂડી ગુમાવી દે છે. તે વહેપાર કરવાની ઓથ ગુમાવવાની મૂર્ખાઈ કરતાં પણ લાખો કરોડો ગણી નહિ પણ અનંત ઘણી મૂર્ખાઇ છે. કારણ કે માનવભવ રૂપી પુણ્યની પુંજી ભોગવિલાસમાં ખતમ કરી નાંખ્યા પછી આવતા જન્મમાં નરક તિર્યંચ જેવી હલકી ગતિમાં જીવ ફેંકાઈ જાય છે. આ જીવને એકેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરિન્દ્રિય, અસંજ્ઞી તિર્યંચ પચેન્દ્રિય, સંજ્ઞી તિર્યંચ પચેન્દ્રિય, વિગેરેમાં ફરતા ફરતા કદાચ માનવભવ મળે તેમાં પણ આવું જિનશાસન જ મળશે તે નક્કી છે? અહીં ત્રિભુવન હિતકારી, વીતરાગ એવા સર્વજ્ઞ પ્રભુનું અનંત કલ્યાણસાધક, સુરાસુરેન્દ્રને માન્ય પવિત્ર ધર્મશાસન પામ્યા પછી એમણે બતાવેલી આત્મહિતકર ધર્મઆરાધનાની જો ઉપેક્ષા કરશો તો આવું ધર્મશાસન મળવું દુર્લભ બનશે.

આટલા માટે જ્ઞાની વારંવાર દાંડી પીટાવીને કહે છે કે જે શાસન મળ્યું છે તેની ઉપેક્ષા ન કરો પણ વીતરાગ પ્રભુની આજ્ઞા પ્રમાણે અપ્રમત્ત બની ... ટન કરવું એ—

જ આ ઉચ્ચ માનવભવનું કર્તવ્ય છે. તેના બદલે ભોગવિલાસમાં ઉજાણી ઉડાવવામાં માનવ પોતાની બુધ્ધિનું દેવાળું કાઢી રહ્યો છે, ને પોતાની સમજણ, બુધ્ધિને નિરર્થક ગુમાવી રહ્યો છે. માનવજીવન પામીને જીવને ક્ષણે ક્ષણે ધર્મારાધના કરવાનો વિચાર આવવો જોઈએ. વિચાર, વાણી અને વર્તનથી કયાં કઈ ધર્મ આરાધના કરવાની તક છે તે તરફ લક્ષ હોવું જોઈએ, અને તક મળતાં તેને ઝડપી લઈને ધર્મમય વિચાર, વાણી અને વર્તનથી તેને સફળ કરવી જોઈએ. કદાચ સંયોગવશાત્ આરાધના ઓછી થાય પણ આત્મા જાગૃત હોય, આરાધના કરવાની તક ગુમાવ્યા બદલ અંતરમાં દુઃખ થતું હોય તે આરાધના કરવામાં આગળ વધી શકે છે, પણ જેને તક મળી છતાં ધર્મ-આરાધના કરતા નથી, જેના હૈયામાં ખેદ નથી કે અરે! મેં આરાધના કરવાની સોનેરી તક ગુમાવી! એ કયાંથી આરાધના કરી શકવાનો છે? એને મન તો ખાવાપીવાની, હરવાફરવાની ને પૈસા કમાવાની તકને ગુમાવી તેનો અફસોસ થાય છે, અને એ માટેની તક શોધતો હોય છે. આવા માણસને જૈન કુળ મળ્યું, જિનશાસન મળ્યું ને દેવ-ગુરૂ-ધર્મનો યોગ મળ્યો તો પણ તેના આત્માનું કલ્યાણ થવાનું છે? એ તો બિચારો મનુષ્ય જન્મ પામી પુણ્યની ઉજાણી કરી દરિદ્ર બનીને ચાલ્યો જાય છે. આવું સમજીને જે સાધનસામગ્રી મળી છે તેનો સદુપયોગ કરી કર્મ ખપાવી મોક્ષમાં જવાની ટિકિટ ખરીદી લો.

આપણે ગજસુકુમારનો અધિકાર ચાલે છે. કૃષ્ણવાસુદેવ અને ગજસુકુમાર ઘણાં મોટા પરિવાર સાથે નેમનાથ ભગવાનના દર્શન કરવા ગયા છે. કૃષ્ણવાસુદેવને વીતરાગ શાસન પ્રત્યે અનહદ પ્રેમ હતો. ત્રણ ત્રણ ખંડની સાહ્યબી મળવા છતાં અને બત્રીસ હજાર રાણીઓ હોવા છતાં જ્યારે જ્યારે નેમનાથ ભગવાન પધારે ત્યારે તેમની વાણી સાંભળવાની તક ચૂકતા ન હતા. ભગવાન પધાર્યાના સમાચાર સાંભળે કે તરત બધા કામ પડતા મૂકીને ત્યાં પહોંચી જતાં. ભગવાનના દર્શન કરીને તેમની વાણી સાંભળીને અંતરમાં એવો ઉલ્લાસ આવતો કે હે પ્રભુ! શું તારી વાણી છે! તારી વાણીમાં તો એવું અમૃત ભર્યું છે કે જાણે એ ઘૂંટડા પીધા જ કરું! તારી આંખોમાંથી તો એવી અમી ઝરે છે. કે તારા સામું જોયા જ કરું! કૃષ્ણવાસુદેવ ભગવાનની વાણી સાંભળીને નાચી ઉઠતા હતા પણ વ્રત પચ્ચખાણ કરી શકતા ન હતા. તેનો તેમના અંતરમાં અફસોસ થતો હતો કે અરેરે હું કંઈ જ કરી શકતો નથી! અરેરે.... આ મારા ખોળામાં ખેલેલા, મેં ઉછેરેલા, મારા સંતાનો દીક્ષા લે અને હું કંઇ ન કરી શકું! એમની આંખમાં આંસુ આવી જતાં હતાં. તેઓ પ્રત્યક્ષ સર્વજ્ઞ ભગવાનની વાણી સાંભળતા હતાં. અત્યારે આપણી પાસે સર્વજ્ઞ ભગવાન બિરાજમાન નથી પણ ભગવાને બતાવેલા આગમ છે. તેનાં સહારે આપણે તરવાનું છે. આગમ એ અરિસો છે. કાચનો અરિસો તમને દેહનું દર્શન કરાવશે પણ આગમરૂપી અરિસો આત્માનું દર્શન કરાવશે.

પરંતુ આજનો માનવી ચૈતન્ય સ્વરૂપ આત્માનું દર્શન કરવાનું છોડીને નાશવંત દેહના દર્શન કરવામાં પડી ગયો છે. શાશ્વતને છોડીને નાશવંતને મેળવવામાં રચ્યોપચ્યો રહે છે. નાશવંત શરીરના મોહમાં પડીને તેનું પાલનપોષણ કરવામાં આત્માની આરાધના કરવાની અમૂલ્ય તકને ગુમાવી રહ્યો છે.

કૃષ્ણવાસુદેવ, ગજસુકુમાલ બધાં ભગવાનની વાણી એક ચિત્તે સાંભળી રહ્યાં છે. કૃષ્ણવાસુદેવે તો ઘણીવાર ભગવાનની વાણી સાંભળી હતી પણ ગજસુકુમાલે તો પ્રથમ વખત જ પ્રભુના દર્શન કર્યા ને પ્રભુની વાણી સાંભળી. પ્રભુની વાણી સાંભળીને ગજસુકુમાલનું હૃદય નાચી ઉઠયું ને મનમાં વિચાર કરવા લાગ્યા કે નાથ! ખરેખર તમે જેમ સમજાવ્યું તેમ સંસાર અસાર છે. સંયમ જ સાર છે. હવે મારે દીક્ષા લેવી છે. તમે બધા પણ વીતરાગ વાણી રોજ સાંભળો છો ને? પણ કેટલાને સંસાર અસાર લાગ્યો? આગમના શબ્દે શબ્દે સાર ભરેલો છે પણ કોણ ગ્રહણ કરી શકે? જેને વીતરાગ વાણીમાં શ્રદ્ધા હોય તે. ભગવાનની આપણા ઉપર અનંત કરૂણા છે, પણ તેની જીવે કદર કરી નથી. જેમ બાપને દીકરો વહાલો હોય છે તેથી દીકરા માટે કેટલું કરે છે! પણ ઉન્ફાન બનેલા છોકરાને બાપની કદર હોતી નથી. સમય આવ્યે બાપની કરૂણાની કદર થાય છે.

એક શેઠને એકનો એક દીકરો હતો. તે મોટો થતાં સાતે વ્યસનમાં પૂરો થઇ ગયો. બાપને ચિંતા થઇ કે આ છોકરાનું શું થશે? મારા મરણ પછી મિલ્કત વ્યસનમાં ઉડાવી દેશે. પાસે પૈસા હશે ત્યાં સુધી સૌ કોઇ તેને બોલાવશે પણ પછી એનું શું? ખૂબ વિચાર કરીને બાપે ચોપડાના પાનામાં લખ્યું કે 'પાનું ફરે ને સોનું ઝરે'. આયુષ્ય પૂરું થતાં મા-બાપ ચાલ્યા ગયા. છોકરો સ્વતંત્ર થઈ ગયો. પાંચ વર્ષમાં તો બાપની મિલ્કત ઉડાવીને ખલાસ કરી દીધી. ઘરમાં કાંઇ ન રહ્યું. ભાઈને ખાવાના સાંસા પડયાં. પ્રેમથી બોલાવનારા મિત્રો, સ્વજનો કોઇ હવે તેના સામું જોતા નથી. કોઇને ત્યાં નોકરી કરવા જાય તો કોઈ નોકરી રાખતું નથી. આજ સુધી અભિમાનમાં અક્કડ બનીને ફરનારો રોટી માટે લોકોના પગમાં નમવા લાગ્યો. જુઓ માણસના કર્મનો ઉદય થાય છે ત્યારે તેની કેવી દશા થાય છે! શેઠના છોકરાની બેહાલ દશા થઇ ગઈ.

એક દિવસ એના બાપના ચોપડા ઉપર તેની નજર પડી. તેના મનમાં થયું કે લાવ જોઉં તો ખરો કે મારા પિતાજીએ ચોપડામાં શું લખ્યું છે? એણે તો ચોપડો હાથમાં લીધો ને પાના ફેરવવા લાગ્યો. ચોપડાના પાનામાં લખ્યું હતું કે "પાનું ફરે ને સોનું ઝરે" આ વાંચીને હરખાઈ ગયો. વાહ-વાહ આ તો બહુ સારું. ચોપડાના પાના ફેરવું એટલે સોનું ઝરવા માંડશે, ને મારું દરિદ્ર ટળી જશે. ભાઈ સાહેબ તો ચોપડાના પાના ફેરવવા લાગ્યો. જેટલા ચોપડા હતા તે બધાના પાના ફેરવી ગયો પણ કયાંય સોનું ઝર્યું નહિ એટલે નિરાશ થઈ ગયો, પણ અબૂઝને ભાન નથી કે ચોપડાના પાનામાંથી કાંઇ સોનું ઝરતું હશે! પણ એના મનમાં એમ તો જરૂર થયું કે મારા

બાપુજીએ લખ્યું છે તેથી તેમાં કાંઇક હેતુ તો જરૂર હશે- આજનો માનવી ભોગનો ભિખારી બની ગયો છે, ધર્મ કરતો નથી પણ ભગવાનની વાણી સાંભળીને તેના મનમાં એમ થાય કે ભલે, હું કાંઈ કરતો નથી પણ ભગવાન જે કહી ગયા છે તે સત્ય છે. એમાં તથ્ય જરૂર છે. તો કોઇક દિવસ પામી જશે, પણ જેને આ વાત સમજાતી નથી તે માનવ જીવન હારી જશે.

શેઠનો દીકરો તેના પિતાના ખાસ મિત્ર હતા ત્યાં ગયો ને જઈને પૂછયું-કાકા! મારા બાપુજીએ લખ્યું છે કે "પાનું ફેરવે સોનું ઝરે" હું તો ચોપડાના એકેક પાના ફેરવી ગયો પણ સોનાની કણી ઝરી નહિ. ત્યારે એના બાપના મિત્રે કહ્યું. છોકરા! પાનું ફેરવે સોનું ન મળે, પણ તું અંદર શું વિગત લખી છે તે લખાણ વાંચ. છોકરાએ ખૂબ ઝીણવટથી વાંચ્યું તો એક જગ્યાએ લખ્યું હતું કે આપણા મકાનમાં ઇશાનખૂણામાં અમુક જગ્યાએ રૂ. પચ્ચીસ હજારની મિલ્કત દાટી છે. જરૂર પડે ત્યારે ખોદવું. આ વાંચીને છોકરાએ બાપે લખ્યું હતું તે જગ્યાએ ખોદ્યું તો રૂ.૨૫૦૦૦)ની મિલ્કત નીકળી. જ્યાં ખાવાના સાંસા હતાં, કોઈ સામું જોનાર ન હતું ત્યાં આવી સ્થિતિમાં રૂ. ૨૫૦૦૦) ની મિલ્કત મળી જાય એટલે કેવો આનંદ થાય! પહેલા પિતા ઘણી હિત શિખામણ આપતા હતાં ત્યારે ગમતી ન હતી, પણ દુઃખના સમયમાં ધન મળતાં બાપને દીકરો કેવો વહાલો હોય છે તેની કદર થઈ,

દેવાનુપ્રિયો! બાપની કરૂણાથી દીકરાનું દરિદ્ર ટળ્યું. આપણા પરમ પિતા પ્રભુએ આપણા ઉપર મહાન કરૂણા કરી છે. તેમણે આગમના પાને પાને લખ્યું છે કે "પાનું ફેરે ને મોક્ષ મળે" પણ આગમમાં દષ્ટિ કરવી ગમે છે! જ્યાં સુધી મોક્ષમાં જવાની લગની નથી લાગી ત્યાં સુધી આનું રહસ્ય નહિ સમજાય. જ્યારે લગની લાગશે ત્યારે ભગવાને કેવી કરૂણા કરી છે તેની કદર થશે ને આગમનાં શબ્દે શબ્દે રત્નો દેખાશે.

નેમનાથ ભગવાને કૃષ્ણવાસુદેવ, ગજસુકુમાલ, તેમજ આખી પર્ષદાને ઉપદેશ આપ્યો. તેમાં ગજસુકુમાલે જેમ માછલી સ્વાતિ નક્ષત્રનું પાણી ઉછળીને ઝીલી લે છે તેમ ભગવાનની વાણી ઉછળીને ઝીલી લીધી. સાંભળીને અંતરમાં વૈરાગ્યની જ્યોતિ પ્રગટી. તેનો મોહાંધકાર નષ્ટ થઈ ગયો. ભગવાનની દેશના પૂર્ણ થઇ. પર્ષદા ઉઠીને ઘર તરફ જવા લાગી. कण्हे पडिगए કૃષ્ણ વાસુદેવે ભગવાનને વંદન કરીને પોતાના મહેલ તરફ પ્રસ્થાન કર્યું, પણ ગજસુકુમાલ ભગવાનની પાસે ઉભા રહ્યા.": "तए ण से गजसुकुमाले कुमारे अरहओ अरिट्ठनेमिस्स अंतियं धम्मं सोच्चा णिसम्म।" અને ભગવાનને વંદન કરીને કહ્યું. અહોપ્રભુ! હે ત્રિલોકીનાથ હે અશરણના શરણ! આપની વાણી મને અમૃત કરતાં પણ મીઠી લાગી છે. મારા અંતરમાં ઉતરી ગઈ છે. આપની વાણી સાંભળીને મને જડ ચેતનનું ભેદજ્ઞાન સમજાણું છે, હે નાથ! આજે મારૂં જીવન ધન્ય બની ગયું. મારું માનવ

પરંતુ આજનો માનવી ચૈતન્ય સ્વરૂપ આત્માનું દર્શન કરવાનું છોડીને નાશવંત દેહના દર્શન કરવામાં પડી ગયો છે. શાશ્વતને છોડીને નાશવંતને મેળવવામાં રચ્યોપચ્યો રહે છે. નાશવંત શરીરના મોહમાં પડીને તેનું પાલનપોષણ કરવામાં આત્માની આરાધના કરવાની અમૂલ્ય તકને ગુમાવી રહ્યો છે.

કૃષ્ણવાસુદેવ, ગજસુકુમાલ બધાં ભગવાનની વાણી એક ચિત્તે સાંભળી રહ્યાં છે. કૃષ્ણવાસુદેવે તો ઘણીવાર ભગવાનની વાણી સાંભળી હતી પણ ગજસુકુમાલે તો પ્રથમ વખત જ પ્રભુના દર્શન કર્યા ને પ્રભુની વાણી સાંભળી. પ્રભુની વાણી સાંભળીને ગજસુકુમાલનું હૃદય નાચી ઉઠયું ને મનમાં વિચાર કરવા લાગ્યા કે નાથ! ખરેખર તમે જેમ સમજાવ્યું તેમ સંસાર અસાર છે. સંયમ જ સાર છે. હવે મારે દીક્ષા લેવી છે. તમે બધા પણ વીતરાગ વાણી રોજ સાંભળો છો ને? પણ કેટલાને સંસાર અસાર લાગ્યો? આગમના શબ્દે શબ્દે સાર ભરેલો છે પણ કોણ ગ્રહણ કરી શકે? જેને વીતરાગ વાણીમાં શ્રદ્ધા હોય તે. ભગવાનની આપણા ઉપર અનંત કરૂણા છે, પણ તેની જીવે કદર કરી નથી. જેમ બાપને દીકરો વહાલો હોય છે તેથી દીકરા માટે કેટલું કરે છે! પણ ઉન્ફાન બનેલા છોકરાને બાપની કદર હોતી નથી. સમય આવ્યે બાપની કરૂણાની કદર થાય છે.

એક શેઠને એકનો એક દીકરો હતો. તે મોટો થતાં સાતે વ્યસનમાં પૂરો થઈ ગયો. બાપને ચિંતા થઈ કે આ છોકરાનું શું થશે? મારા મરણ પછી મિલ્કત વ્યસનમાં ઉડાવી દેશે. પાસે પૈસા હશે ત્યાં સુધી સૌ કોઈ તેને બોલાવશે પણ પછી એનું શું? ખૂબ વિચાર કરીને બાપે ચોપડાના પાનામાં લખ્યું કે 'પાનું ફરે ને સોનું ઝરે'. આયુષ્ય પૂરું થતાં મા-બાપ ચાલ્યા ગયા. છોકરો સ્વતંત્ર થઈ ગયો. પાંચ વર્ષમાં તો બાપની મિલ્કત ઉડાવીને ખલાસ કરી દીધી. ઘરમાં કાંઈ ન રહ્યું. ભાઈને ખાવાના સાંસા પડયાં. પ્રેમથી બોલાવનારા મિત્રો, સ્વજનો કોઈ હવે તેના સામું જોતા નથી. કોઈને ત્યાં નોકરી કરવા જાય તો કોઈ નોકરી રાખતું નથી. આજ સુધી અભિમાનમાં અક્કડ બનીને ફરનારો રોટી માટે લોકોના પગમાં નમવા લાગ્યો. જુઓ માણસના કર્મનો ઉદય થાય છે ત્યારે તેની કેવી દશા થાય છે! શેઠના છોકરાની બેહાલ દશા થઈ ગઈ.

એક દિવસ એના બાપના ચોપડા ઉપર તેની નજર પડી. તેના મનમાં થયું કે લાવ જોઉં તો ખરો કે મારા પિતાજીએ ચોપડામાં શું લખ્યું છે? એણે તો ચોપડો હાથમાં લીધો ને પાના ફેરવવા લાગ્યો. ચોપડાના પાનામાં લખ્યું હતું કે "પાનું ફરે ને સોનું ઝરે" આ વાંચીને હરખાઈ ગયો. વાહ-વાહ આ તો બહુ સારું. ચોપડાના પાના ફેરવું એટલે સોનું ઝરવા માંડશે, ને મારું દરિદ્ર ટળી જશે. ભાઈ સાહેબ તો ચોપડાના પાના ફેરવવા લાગ્યો. જેટલા ચોપડા હતા તે બધાના પાના ફેરવી ગયો પણ ક્યાંય સોનું ઝર્યું નહિ એટલે નિરાશ થઈ ગયો, પણ અબૂઝને ભાન નથી કે ચોપડાના પાનામાંથી કાંઈ સોનું ઝરતું હશે! પણ એના મનમાં એમ તો જરૂર થયું કે બાપા

વાણી સુણી મીઠી લાગી, મન મોહ્યું એમાં રે, સંયમ વિના સાર નથી શેમાં રે.... હે પ્રભુ! આપની વાણી સાંભળીને મારો આત્મા વૈરાગ્ય રંગે રંગાઈ ગયો છે. હવે મને સમજાઈ ગયું છે કે જગતમાં સંયમ વિના કોઈ વસ્તુ સારભૂત નથી. પણ "देवाणुप्पिया। अम्मापियरो आपुच्छामि" હે દેવાનુપ્રિય! હે ભગવંત! હું મારા માતાપિતાને પૂછીને તેમની આજ્ઞા લઈને આપની પાસે દીક્ષા અંગીકાર કરીશ, ત્યારે ભગવાને ગજસુકુમાલની વાત સાંભળીને કહ્યું. "अहासुहं देवाणुप्पिया मा पडिबंधं करे है" હે દેવાનુપ્રિય! જેમ તમને સુખ ઉપજે તેમ કરો. સારા કાર્યમાં વિલંબ કરશો નહિ. ગજસુકુમાલને નેમનાથ ભગવાને આ પ્રમાણે કહ્યું એટલે ગજસુકુમાલ ભગવાનને વંદન નમસ્કાર કરી હાથી ઉપર બેસીને દ્વારકા નગરીના મધ્યભાગમાં થઈને તેમના માતાપિતા પાસે આવ્યા. અહીં શાસ્ત્રકાર કહે છે કે જેમ મેઘકુમારે તેમના માતાપિતા પાસે દીક્ષાની આજ્ઞા માંગી હતી તેમ ગજસુકુમાલે તેમના માતાપિતા પાસે દીક્ષાની આજ્ઞા માંગી. હવે ગજસુકુમાલ માતાની પાસે જઈને પહેલાં શું કહેશે ને કેવી રીતે આજ્ઞા માંગશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર : "પુણ્યોદયે કેવળી ભગવાનનો ભેટો" :–** પાંડવો ભયંકર અટવીને પાર કરી ચાલતાં ચાલતાં એકચક્રા નામની નગરીના ઉદ્યાનમાં આવ્યા. થોડે આગળ ગયા તો તેમણે ઘણાં માણસોને પહાડ ઉપર ચઢતાં જોયા. તેમના મનમાં થયું કે પહાડ ઉપર આટલા બધા માણસો કેમ ચઢતાં હશે? કોઈને પૂછતાં ખબર પડી કે કેવળી ભગવંત પધાર્યા છે. આ સાંભળીને પાંડવો, કુંતાજી અને દ્રૌપદીના રોમેરોમમાં આનંદ થયો. આમ તો તેમને ઉદ્યાનમાં પગ મૂકતાંની સાથે આનંદ ને શાંતિનો અનુભવ થયો હતો. તેમાં સર્વજ્ઞ ભગવાન પધાર્યા છે તેવા શુભ સમાચાર મળતાં વિશેષ આનંદ થયો કે અહો! આપણે ગાઢ કર્મના ઉદયે દુઃખમાં ઘેરાયા છીએ પણ સાથે આપણા મહાન પુણ્યનો ઉદય છે કે આપણને કેવળી ભગવાનનાં દર્શનનો લાભ થશે. એમ હરખાતાં પહાડ ઉપર ચઢવા લાગ્યાં. ખૂબ થાકી ગયા હતા પણ ભગવાનનાં દર્શન કરવા જતા તેમનો થાક ઉતરી ગયો. પહાડ ઉપર ચઢી ગયા. લળીલળીને કેવળી ભગવાનનાં દર્શન કર્યા. આ સમયે ભગવાન પદ્માસને બેસી ભવ્ય જીવોને ઉપદેશ આપતા હતા. પાંડવો વિનયપૂર્વક વંદન કરીને ઉપદેશ સાંભળવા બેસી ગયા.

પાંડવોના કપડાં ફાટી ગયા હતા, શરીર પર મેલના થર જામ્યા હતાં. આવા ગરીબ ભિખારી જેવા વેશમાં હતા છતાં પુણ્યવાન પુરૂષોના તેજ છૂપા રહેતાં નથી. ગરીબ મુસાફરોના વેશમાં રહેલા મનોહર રૂપવંત પાંડવોને જોઈને સભામાં બેઠેલા બધા માણસોને ખૂબ આશ્ચર્ય થયું કે આ કોણ હશે? કેવા તેજસ્વી છે! પાંડવો એકચિત્તે ભગવાનનું પ્રવચન સાંભળવા લાગ્યા. એ દિવસે કેવળી ભગવાન પ્રવચનમાં દયાધર્મ વિષે સમજાવતા હતા કે હે ભવ્ય જીવો! ધર્મ બધા પુરૂષાર્થોમાં ચૂડામણી સમાન છે. તેમાં દયા મુખ્ય ધર્મ છે. દયા ધર્મનું પાલન કરવાથી જીવ ભવસાગર તરી જાય છે. દયા સર્વ કલ્યાણકારિણી

જીવન સાર્થક થયું. તમે તો મને ન્યાલ કરી દીધો. તમે મને જે આપ્યું છે તેવું જગતમાં કોઇ નહિ આપી શકે. તમે મારા ઉપર મહાન ઉપકાર કર્યો છે. તમારી વાણીનો રણકાર મારા અંતરમાં ગુંજે છે. હે કૃપાળુનાથ! દુનિયામાં બધું બતાવનાર મળશે પણ મોક્ષ માર્ગને બતાવનાર આપના સિવાય કોઇ નહિ મળે. આપની વાણી સાંભળ્યા પછી મને તો સંસાર ભડભડતો દાવાનળ દેખાય છે, અને સંયમ શાંતિ અને શીતળતાનું સ્થાન લાગે છે. ચારિત્ર જેવો બીજો કોઇ શ્રેષ્ઠમાર્ગ નથી. સંસાર એ રોગનું ઘર છે ને સંયમ એ આરોગ્ય ભવન છે. જેમ શઢ વિનાની નૌકા, બ્રેક વિનાની ગાડી, અંકુશ વિનાનો હાથી, અને લગામ વિનાના ઘોડાની કાંઈ કિંમત નથી તેમ ચારિત્ર વિનાના જીવનની કાંઈ કિંમત નથી. સંયમ એ સોનું છે ને સંસાર એ કથીર છે. એ વાત મને બરાબર સમજાઈ ગઇ છે.

ભગવાનની વાણી સાંભળીને અત્યંત હર્ષમાં આવીને ગજસુકુમાલ ભગવાનને કેવા મધુર શબ્દો કહી રહ્યા છે! તમે રોજ વીતરાગ વાણી સાંભળો છો પણ તમને આવા ભાવ આવે છે? સંસાર અસાર લાગ્યો છે? ગજસુકુમાલને એક જ વખત નેમનાથ પ્રભુની વાણી સાંભળીને મજીઠીયો રંગ લાગી ગયો. ભગવાનના મુખારવિંદથી શ્રુત ચારિત્ર રૂપ ધર્મનું વ્યાખ્યાન સાંભળીને અને તેને હૃદયમાં અવધારણ કરીને હટ્ઠ તુટ્ઠ બહુ ખુશ થયા ને સંતુષ્ટ થયા. ત્યાર પછી ભગવાનને તિકખુત્તોનો પાઠ ભણી પ્રદક્ષિણા કરી વંદન નમસ્કાર કરીને પ્રભુના ચરણમાં મસ્તક મૂકીને કહ્યું. "सद्दहामिणं भन्ते निग्गंथ पावयणं पत्तियामिणं भंते।" હે ભગવંત! હું આપના નિગ્રંથ પ્રવચન ઉપર શ્રધ્ધા કરું છું પ્રતીતિ–વિશ્વાસ કરું છું કે હે ભગવંત! આપે જે રીતે જીવ, અજીવ વિગેરે તત્ત્વોનું સ્વરૂપ સમજાવ્યું છે તે રીતે સત્ય છે. તેની મારા હૃદયમાં પૂર્ણ શ્રધ્ધા છે. અને આ પ્રકારની મારા ચિત્તમાં પૂર્ણપણે પ્રતીતિ પણ થઇ ગઈ છે તે અન્યથા નથી ને અન્યથા થઈ શકે તેમ પણ નથી. "रोयामि भन्ते" જેમ સંતપ્ત પ્રાણી અમૃતધારાની ઇચ્છા કરે છે તેમ હે નાથ! સંસાર તાપથી તપ્ત બનેલો હું પણ આપના આ નિગ્રંથ પ્રવચનની ઈચ્છા કરું છું, રૂચી કરુ છું. "अब्भुट्ठेमिणं भन्ते! निग्गथ पावयणं" હે ભગવંત! આપના નિર્ગ્રંથ પ્રવચનની સારી પેઠે આરાધના કરવા માટે હું ઉદ્યત–તૈયાર થયો છું કારણ કે નિર્ગ્રંથ પ્રવચન એકાંત સત્ય છે, તેમજ પ્રત્યક્ષ વિગેરે પ્રમાણોથી આમાં કોઈ જાતનો વાંધો આવતો નથી. તેથી આપના નિર્ગ્રંથ પ્રવચનની આરાધના કરવાની મને ઈચ્છા થઈ છે. હવે મારી ઇચ્છાને કોઇ રોકી શકે તેમ નથી. આ આરાધનામાં ગમે તેવા ઘોર પરિષહ કે ઉપસર્ગ આવે તો પણ હું તે સહન કરવા તૈયાર છું. આપ જે પ્રમાણે કહો છો તે જ પ્રમાણે છે. એટલે કે જીવ જેમ કર્મોથી બંધાય છે તેમ કર્મથી મુકત પણ થાય છે. આ વાત આપે નિર્ગ્રંથ પ્રવચનમાં બતાવી છે તે સત્ય છે. તેથી મોક્ષની પ્રાપ્તિ માટે હું દીક્ષા ગ્રહણ કરવા ચાહું છું

ત્યારે તેં પાણી લાવી આપ્યું. તું ન હોત તો માતાજી જીવી શકત નહિ. વળી જ્યારે દ્રૌપદી વનમાં ભૂલી પડી ગઈ ત્યારે અમે તો શોધી શોધીને થાકયા પણ મળી નહિ ત્યારે તું શોધી લાવી અને અમને જીવાડયા. આ વિષમ અટવી પણ તારી સહાયથી જલ્દી પાર કરી શકયા છીએ એટલે તારો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે. આવી ગુણીયલ પત્ની પ્રાપ્ત કરીને મારો ભાઇ ભાગ્યશાળી બન્યો છે, અને મારા ભાઈ જેવો પતિ મેળવીને તું પણ ભાગ્યશાળી બની છે. હવે અમારી ઇચ્છા આ નગરીમાં થોડો સમય રોકાવાની છે, અને તું ગર્ભવતી છે માટે તું તારા પિયર જા. ગર્ભનું બરાબર પાલન કરજે, અને નવકારમંત્રનું સદા સ્મરણ કરજે અને જ્યારે અમે તારું સ્મરણ કરીએ ત્યારે તું જરૂર પછી આવી જજે.

**"રડતી આંખે હિડંબાને આપેલી વિદાય" :–** યુધિષ્ઠિરની વાતનો સ્વીકાર કરીને હિંડબા પિયર જવા તૈયાર થઈ. તેને આ બધું છોડીને જવું ગમતું નથી, પણ આજ્ઞાનું પાલન કરવું તેમ સમજી જતી વખતે માતા કુંતાજી અને દ્રૌપદીના ચરણમાં પડી ગઈ. કુંતાજી અને દ્રૌપદીની આંખમાં આંસુ આવી ગયા ને કહ્યું, હિડંબા! અમને તારા વિના નહિ ગમે પણ ન છૂટકે તને જવા દેવી પડે છે. તું આનંદથી રહેજે ને વહેલી પાછી આવજે. એમ કહી તેના માથે હાથ મૂકીને આશીર્વાદ આપ્યા. ત્યાર પછી હિડંબા આકાશ માર્ગે ઉડીને તેના પિયર ચાલી ગઈ ને ધર્મધ્યાન કરતી ગર્ભનું પાલન કરતી આનંદથી રહેવા લાગી. એના ગયા પછી પાંડવોએ શું કર્યું?

તેમણે બ્રાહ્મણનો વેશ લઈ એકચક્રા નગરીમાં પ્રવેશ કર્યો. પાંચ ભાઇ, કુંતાજી અને દ્રૌપદી બધા નગરીમાં ચાલ્યાં જતા હતા. માણસ ગમે તેવો વેશ બદલે પણ એના તેજ બદલાતા નથી. એમને દેવશર્મા નામનો એક બ્રાહ્મણ સામો મળ્યો. એમને જોઇને તેના મનમાં થયું કે આ કોઇ પવિત્ર પુરૂષો લાગે છે! પણ દુઃખના માર્યા આ નગરીમાં આવ્યા લાગે છે. "પુણ્યવાનને પગલે પગલે નિધાન" નહિતર અજાણ્યા ગામમાં કોણ ભાવ પૂછે? અહીં તો પાંડવોને જોઇને દેવશર્માએ કહ્યું, ભાઈ! તમે મારા ઘેર ચાલો ને મારા ઘરનાં મહેમાન બનો. પાંડવોએ કહ્યું– હે ભૂદેવ! અમે તો રખડતાં માણસો છીએ. નોકરીની શોધ કરીએ છીએ. અમને તમારા ઘેર લઈ જઈને શું કરશો? બ્રાહ્મણે કહ્યું– તમે ભિખારી નથી. મહાન પુણ્યાત્મા દેખાવ છો માટે મારે ઘેર પધારીને મને લાભ આપો. પાંડવોએ ઘણી ના પાડી પણ દેવશર્મા ખૂબ આગ્રહ કરીને તેને ઘેર લઈ ગયો. ખૂબ થાકેલા હતાં એટલે સ્નાન કરાવીને સારું ભોજન બનાવીને જમાડયા. હવે શું કહેશે તેના ભાવ અવસરે.

છે. આ રીતે ખૂબ સુંદર ઉપદેશ આપ્યો. આ સાંભળીને હિંડબાએ ભગવાન પાસે પ્રતિજ્ઞા કરી કે મારે નિરપરાધિ બેઈન્દ્રિયાદિ ત્રસ જીવોની કે કોઈ પણ પ્રાણીની હિંસા કરવી નહિ. ઉત્તમ જીવોના સંગમાં આવીને હિંડબા પણ પવિત્ર બની ગઈ. બીજા ઘણા જીવોએ કેવળી ભગવાનનો ઉપદેશ સાંભળી પચ્ચખાણ કર્યા. પ્રવચન પૂરું થયા બાદ સૌ વંદન કરીને પાછા ગયા ત્યારે પાંડવો, કુંતાજી, દ્રૌપદી, હિંડબા વિગેરે ઉઠીને કેવળી ભગવાન પાસે ગયા. ભગવાનને વંદન કરી સુખશાતા પૂછીને પાસે બેસી ગયા.

**"કેવળી ભગવાનને કરેલી પૃચ્છા" :–** કુંતાજીએ ભગવાનને પૂછયું અહો કરૂણાસાગર પ્રભુ! અમારા મહાન પુણ્યોદયે આવા દુઃખમાં અમને આપના દર્શન થયાં. આટલું બોલતા કુંતાજી ગળગળા થઈને કહે છે પ્રભુ! આ મારા પુત્રો આ જંગલમાં મહાન દુઃખ ભોગવી રહ્યા છે. એમના દુઃખ મારાથી જોવાતા નથી. તો આપ ફરમાવો કે મારા પુત્રો આ દુઃખમાંથી કયારે મુકત થશે? જુઓ, માતાનું હૃદય છે ને! પુત્રોની સાથે તે પણ દુઃખ તો ભોગવે છે ને! છતાં હું દુઃખમાંથી કયારે મુકત થઈશ? મારા દુઃખનો અંત કયારે આવશે? એમ ન પૂછયું પણ મારા પુત્રો દુઃખમાંથી મુકત થશે? એમ પૂછયું, કારણકે માતાને પુત્રો પ્રત્યે અપાર પ્રેમ હોય છે. ભલે પોતે દુઃખ વેઠયું પણ પુત્રનું દુઃખ માતા જોઈ શકતી નથી. કેવળી ભગવાન પોતાના જ્ઞાનમાં બધું જાણે છે તેથી કહ્યું હે કુંતાજી! તું તો મહાન ભાગ્યવાન છે. તું પાંચ પાંચ પુણ્યવાન પાંડવોની માતા છે. ગભરાઈશ નહિ, રડીશ નહિ. તારા પુત્રોએ જેટલાં દુઃખ ભોગવ્યા તેટલા હવે ભોગવવાના નથી. તારા પુત્રો અલ્પ સમયમાં દુશ્મનોનો સંહાર કરીને પોતાનું રાજ્ય મેળવશે.

**રાજઋદ્ધિ સુખ ભોગે ભોગવી, લેસી સંયમભાર,**
**કર્મ ખપાકે કેવલ પાઈ, લેગા મોક્ષ ઉદાર હો...શ્રોતા....**

રાજવૈભવનાં મહાન સુખો ભોગવીને સંયમ લેશે. સંયમ લઈને ધર્મની ખૂબ પ્રભાવના કરશે અને ઘાતીકર્મોને ખપાવી કેવળજ્ઞાન પ્રાપ્ત કરશે, અને અંતે મોક્ષનું રાજ્ય મેળવશે. આ સાંભળીને પાંડવોના હૈયા હરખાઈ ગયા. અહો ભગવંત! આજે અમારા ભાગ્ય ખુલી ગયા. અમારું રાજ્ય ભલે ગયું પણ અમને આત્માનું રાજ્ય મળી ગયું. અમારા સારા માટે જ અમને વનવાસ મળ્યો હશે. અમારા રાજ્યમાં અમને કેવળી ભગવાનનો યોગ મળત કે નહિં પણ અહીં તો આપ અમને મળી ગયા, અને આ ભવમાં જ અમે મોક્ષમાં જઈશું એવું આપના મુખેથી સાંભળીને અમને હવે રાજ્ય પણ યાદ આવતું નથી.

પાંડવોને આ પ્રમાણે કહી કેવળી ભગવાન વિહાર કરી ગયા. ત્યાર બાદ બધાં નીચે ઉતર્યા અને ઉદ્યાનમાં એક વૃક્ષ નીચે આવીને બેઠાં. પછી યુધિષ્ઠિરે હિડંબાને કહ્યું, તારી સહાયથી અમે આ ભયંકર અટવીને પાર કરીને આટલે આવી પહોંચ્યા છીએ. તેં તો અમને બધાને મરતા બચાવ્યા છે. માતાજી પાણી વિના બેભાન થઈને પડી ...

ગજસુકુમાલ આવ્યો એટલે માતાએ પૂછયું-બેટા! તું ક્યાં ગયો? ત્યારે ગજસુકુમાલે માતાને નમન કરીને કહ્યું-હે માતા! હું મોટાભાઈની સાથે નેમનાથ ભગવાનના દર્શન કરવા ગયો હતો. આટલા શબ્દો સાંભળીને દેવકી દેવીના આનંદનો પાર ન રહ્યો. અહો! હું ભાગ્યવાન છું કે હજુ કુમળા ફુલ જેવા, ગેડી દડે ખેલનાં મારા લાલને ભગવાનના દર્શન કરવા જવાનું મન થયું! આગળ વધતાં ગજસુકુમાલે કહ્યું-હે માતા! હું ભગવાનના દર્શન કરવા ગયો. મેં ભગવાનને પહેલી જ વખત જોયા. મને તો ભગવાન બહુ ગમી ગયા. મેં એમની વાણી સાંભળી. એ વાણી સાંભળીને મારા અંતરમાં અલૌકિક આનંદ થયો.

આટલા શબ્દો સાંભળતાં તો દેવકીજીને ઓર આનંદ થયો ને બોલ્યા-બેટા! તેં ભગવાનના દર્શન કર્યા, તને ભગવાન બહુ ગમ્યાં, ભગવાનના મુખારવિંદથી તેં વાણી સાંભળી તે પણ તને બહુ ગમી તેથી તું તો ભાગ્યવાન છે ને સાથે હું પણ એવી ભાગ્યવાન છું કે મારા સંતાનોને ધર્મ રૂચ્યો છે. મારા છ છ લાડકવાયાએ તો દીક્ષા લીધી છે. અને મારો કૃષ્ણ ભલે દીક્ષા લઈ શકયો નથી પણ ભગવાનનું નામ સાંભળીને ગાંડો-ઘેલો બની જાય છે, અને તને પણ ભગવાનની વાણી ગમી એ કંઈ ઓછા પુણ્યની વાત છે! પુણ્યવાન આત્માઓને ધર્મ રૂચે છે. બાકી કોઈને પરાણે મોકલવામાં આવે તો પણ એને જવું ગમતું નથી. દેવકી માતા કહે છે- "धन्नेसि तुमं जाया, कयत्थोसि तुमं जाया, कय लक्खणोसि तुमं जाया"। હે પુત્ર! તું બહુ ભાગ્યશાળી છે. તું સકળ ગુણસંપન્ન છે, તું કૃતાર્થ છે, તેં પોતાના શરીરવર્તી બધા શુભ લક્ષણોને સફળ બનાવ્યા છે. કારણ કે તેં નેમનાથ ભગવાનના મુખેથી શ્રુત ચારિત્ર રૂપ ધર્મનું શ્રવણ કર્યું છે, અને તેને પોતાના ઇષ્ટ સાધકરૂપે સ્વીકાર્યો છે, આરાધ્યરૂપે તે ધર્મને જાણ્યો છે, તેમજ તે તને ગમી ગયો છે. આ રીતે માતાપિતાને ખૂબ આનંદ થયો.

**ગજસુકુમાલે માંગેલી દીક્ષાની આજ્ઞા** :- ગજસુકુમાલે જે કંઈ કહ્યું તેથી માતાપિતાને ખૂબ આનંદ થયો. માતા-પિતાનો આનંદ ને ઉલ્લાસ જોઈને ગજસુકુમાલે વાત આગળ ચલાવતાં કહ્યું - હે માતાપિતા! મેં નેમનાથ ભગવાનના મુખેથી જે ધર્મ સાંભળ્યો છે તે ધર્મ પ્રત્યે મને શ્રદ્ધા થઈ છે, મને રૂચ્યો છે, વિશેષ પ્રકારે રૂચ્યો છે. એટલે "तं इच्छामिण अम्मायाओ! तुब्भेहिं अब्भणुणाए समाणे समणस्स भगवओ अरिट्ठनेमिस्स अंतिए मुंडे भवित्ता अगाराओ अणगारियं पव्वइत्तए।" હે માતાપિતા! હું તમારી પાસેથી આજ્ઞા મેળવીને નેમનાથ ભગવાનની પાસે ઘર છોડીને અણગાર અવસ્થા ધારણ કરવા ઇચ્છું છું. એટલે કે સંસાર છોડીને સંયમી બનવા ઈચ્છું છું. માટે મને દીક્ષાની આજ્ઞા આપો. આ શબ્દો સાંભળીને દેવકી દેવીનું મુખ જાણે કડવું કવીનાઈન પીધું ન હોય, તેવું થઈ ગયું. પુત્રના શબ્દો તેને દુઃખદાયક લાગ્યા. કારણ કે જે માતા પુત્રનો વિયોગ ઘડીક સહન કરી શકતી ન હતી, તે પુત્ર દીક્ષા લે તો

## વ્યાખ્યાન નં. ૯૦

આસો સુદ ૯ ને મંગળવાર                                                                 તા. ૧૮-૧૦-૭૭

અનંતજ્ઞાની મહાનપુરૂષોએ ભવ્ય જીવોના ઉપકારને અર્થે દ્વાદશાંગી સૂત્રની પ્રરૂપણા કરી છે. તેમાં ગજસુકુમાલનો અધિકાર ચાલે છે. ગજસુકુમાલને ભગવનની વાણી સાંભળીને સંસારની અસારતાનું ભાન થયું. અહો! અજ્ઞાનપણે વાસનાને આધીન બનીને આ જીવે અનંત કાળ જન્મ-મરણ કર્યા. જીવનના પરમધ્યેયને ભૂલી જઈને હીરાને બદલે પથ્થરને પકડવની ઘેલછામાં અને તેને સાચવવાની પાછળ સમય બરબાદ કર્યો. હવે મારે એક ક્ષણ નકામી ગુમાવવી નથી કારણ કે ક્ષણ લાખેણી જાય છે. જલ્દી દીક્ષા લેવી છે એવો નિશ્ચય કરીને ભગવાનને વાત જણાવીને જલ્દી પોતાને ઘેર આવ્યા. તમને કદાચ વૈરાગ્ય આવી જાય તો તરત એમ કહેશો કે મારે દીક્ષા લેવી છે? કેમ બોલતા નથી? જો તમારો વૈરાગ્ય દઢ હશે તો જરૂર કહેશો પણ હડંના ઝાડ જેવા હશો તો વિચાર કરશો. નદી કિનારે હડા નામનું વૃક્ષ થાય છે. તે વૃક્ષ ઉપરથી ખૂબ ઘટાદાર હોય છે. તેની નીચે તાપથી આકુળ વ્યાકુળ થયેલા માણસો આવીને શીતળતા લેવા બેસે છે પણ એ વૃક્ષની શોભા અને ઘટા ક્યાં સુધી રહે છે? જ્યાં સુધી જોરદાર પવન અને ભયંકર વરસાદ નથી ત્યાં સુધી. જોરદાર ઉડાઉડ પવન ફૂંકાય છે ત્યારે વૃક્ષ મૂળમાંથી ઉખડીને જમીન દોસ્ત બની જાય છે. તેનું કારણ એ છે કે તેના મૂળ ઉંડા અને મજબૂત હોતાં નથી. જે વૃક્ષના મૂળ ઉંડા અને મજબૂત હોય છે તે ગમે તેવા ભયંકર વાવાઝોડા થાય તો પણ ઉખડી જતા નથી, તેમ જેનો વૈરાગ્ય મજબૂત હોય તે આત્માઓની ગમે તેટલી આકરી કસોટી થાય કે ગમે તેવા તેને પ્રલોભનો આપવામાં આવે તો પણ એના ભાવથી ચલિત થતા નથી.

**"ગજસુકુમાલે ભગવાનની દેશના સાંભળી તેથી માતાને થયેલો આનંદ"**: જેને આત્મિક સુખો મેળવવાની તલાવેલી લાગી છે તેવા ગજસુકુમાલનો વૈરાગ્ય દઢ સો ટચના સોના જેવો હતો, એટલે ભગવાનને કહ્યું કે હે પ્રભુ! હું માતા પિતાની આજ્ઞા લઈને "मुडे भवित्ताणं पव्वइस्सामि" હું આપની પાસે દીક્ષા લઈશ. આ પ્રમાણે કહીને માતા પિતાને મહેલે આવ્યા. માતા દેવકીએ પોતાના પુત્રને આવતો જોયો એટલે હર્ષઘેલી બની ગઈ. ગજસુકુમાલ દેવકીનો લાડકવાયો પુત્ર હતો. આમ તો એ આઠ પુત્રોની માતા છે પણ છ પુત્રોને તો એણે જન્મ આપીને જોયા જ નથી. સાતમા કૃષ્ણને પણ યશોદાએ ઉછેર્યા હતાં એટલે પુત્રને રમાડવાના ખેલાવવાના કોડ અધૂરા રહી ગયા હતા. એ ગજસુકુમાલે પૂરા કર્યા હતા, અને ગજસુકુમાલ સૌથી નાનો હતો એટલે માતાને ખૂબ વહાલો હતો, થોડી વાર પુત્રને ન દેખે તો તેને ચિંતા થતી હતી કે મારો પુત્ર ક્યાં ગયો? એનું મુખ જુએ ત્યારે એને [illegible] થાય.

ગજસુકુમાલ આવ્યો એટલે માતાએ પૂછ્યું-બેટા! તું ક્યાં ગયો? ત્યારે ગજસુકુમાલે માતાને નમન કરીને કહ્યું-હે માતા! હું મોટાભાઈની સાથે નેમનાથ ભગવાનના દર્શન કરવા ગયો હતો. આટલા શબ્દો સાંભળીને દેવકી દેવીના આનંદનો પાર ન રહ્યો. અહો! હું ભાગ્યવાન છું કે હજુ કુમળા ફુલ જેવા, ગેડી દડે ખેલતાં મારા લાલને ભગવાનના દર્શન કરવા જવાનું મન થયું! આગળ વધતાં ગજસુકુમાલે કહ્યું-હે માતા! હું ભગવાનના દર્શન કરવા ગયો. મેં ભગવાનને પહેલી જ વખત જોયા. મને તો ભગવાન બહુ ગમી ગયા. મેં એમની વાણી સાંભળી. એ વાણી સાંભળીને મારા અંતરમાં અલૌકિક આનંદ થયો.

આટલા શબ્દો સાંભળતાં તો દેવકીજીને ઓર આનંદ થયો ને બોલ્યા-બેટા! તેં ભગવાનના દર્શન કર્યા, તને ભગવાન બહુ ગમ્યાં, ભગવાનના મુખારવિંદથી તેં વાણી સાંભળી તે પણ તને બહુ ગમી તેથી તું તો ભાગ્યવાન છે ને સાથે હું પણ એવી ભાગ્યવાન છું કે મારા સંતાનોને ધર્મ રૂચ્યો છે. મારા છ છ લાડકવાયાએ તો દીક્ષા લીધી છે. અને મારો કૃષ્ણ ભલે દીક્ષા લઈ શકયો નથી પણ ભગવાનનું નામ સાંભળીને ગાંડો-ઘેલો બની જાય છે, અને તને પણ ભગવાનની વાણી ગમી એ કંઈ ઓછા પુણ્યની વાત છે! પુણ્યવાન આત્માઓને ધર્મ રૂચે છે. બાકી કોઈને પરાણે મોકલવામાં આવે તો પણ એને જવું ગમતું નથી. દેવકી માતા કહે છે- "धन्नेसि तुमं जाया, कयत्थोसि तुमं जाया, कय लक्खणोसि तुमं जाया"। હે પુત્ર! તું બહુ ભાગ્યશાળી છે. તું સફળ ગુણસંપન્ન છે, તું કૃતાર્થ છે, તેં પોતાના શરીરવર્તી બધા શુભ લક્ષણોને સફળ બનાવ્યા છે. કારણ કે તેં નેમનાથ ભગવાનના મુખેથી શ્રુત ચારિત્ર રૂપ ધર્મનું શ્રવણ કર્યું છે, અને તેને પોતાના ઇષ્ટ સાધકરૂપે સ્વીકાર્યો છે, આરાધ્યરૂપે તે ધર્મને જાણ્યો છે, તેમજ તે તને ગમી ગયો છે. આ રીતે માતાપિતાને ખૂબ આનંદ થયો.

**ગજસુકુમાલે માંગેલી દીક્ષાની આજ્ઞા** :- ગજસુકુમાલે જે કંઈ કહ્યું તેથી માતાપિતાને ખૂબ આનંદ થયો. માતા-પિતાનો આનંદ ને ઉલ્લાસ જોઈને ગજસુકુમાલે વાત આગળ ચલાવતાં કહ્યું – હે માતાપિતા! મેં નેમનાથ ભગવાનના મુખેથી જે ધર્મ સાંભળ્યો છે તે ધર્મ પ્રત્યે મને શ્રધ્ધા થઈ છે, મને રૂચ્યો છે, વિશેષ પ્રકારે રૂચ્યો છે. એટલે "तं इच्छामिण उम्मायाओ! तुब्भेहिं अब्भणुणाए समाणे समणस्स भगवओ अरिट्ठनेमिस्स अंतिए मुंडे भवित्ता अगारओ अणगारियं पव्वइत्तए।" હે માતાપિતા! હું તમારી પાસેથી આજ્ઞા મેળવીને નેમનાથ ભગવાનની પાસે ઘર છોડીને અણગાર અવસ્થા ધારણ કરવા ઇચ્છું છું. એટલે કે સંસાર છોડીને સંયમી બનવા ઈચ્છું છું. માટે મને દીક્ષાની આજ્ઞા આપો. આ શબ્દો સાંભળીને દેવકી દેવીનું મુખ જાણે કડવું ક્વીનાઈન પીધું ન હોય, તેવું થઈ ગયું. પુત્રના શબ્દો તેને દુઃખદાયક લાગ્યા. કારણ કે જે માતા પુત્રનો વિયોગ ઘડીક સહન કરી શકતી ન હતી, તે પુત્ર દીક્ષા લે તો

કાયપનો વિયોગ પડી જાય ને! એટલે આ શબ્દો તેને કવીનાઈનથી પણ અધિક કડવા ઝેર જેવા લાગ્યા. હૃદયમાં ભયંકર આઘાત લાગ્યો. એ દુઃખને વચન દ્વારા બહાર પ્રગટ કરી શકી નહિ. અંતરમાં દુઃખનો અનુભવ કરવા લાગી. તેનું શરીર પરસેવાથી રેબઝેબ થઇ ગયું. અત્યંત શોકના કારણે તેનું શરીર થરથર ધ્રુજવા લાગ્યું. શરીર એકદમ શોષાઇ ગયું. કરમાઇ ગયેલાં કમળની માફક તેના મુખની કાન્તિ એકદમ નિસ્તેજ દેખાવા લાગી.

**"બેભાન બનેલા દેવકીમાતા" :–** ગજસુકુમાલે કહ્યું–હે મારા માતા પિતા! મારે દીક્ષા લેવી છે. મને દીક્ષાની આજ્ઞા આપો. આ શબ્દો તેની છાતીમાં તીર જેવા ભોંકાઈ ગયા, ત્યારથી તેનું શરીર રોગી માણસની જેમ મ્લાન અને દુબળું પડી ગયું. એના શરીરનું લાવણ્ય કોણ જાણે ક્યાંય અદૃશ્ય થઇ ગયું. તે નિસ્તેજ થઈને એકદમ શોભા રહિત બની ગઈ. તે શોકથી એટલી બધી દુર્બળ થઇ ગઈ કે તેણે જે આભૂષણો પહેર્યા હતા તેમાંથી કેટલાક ઢીલા પડી ગયા, કેટલાક નીચે સરી પડયા, કેટલાક વાંકા વળી ગયા, કેટલાક નીચે પડી જવાથી તેના ટુકડે ટુકડા થઇ ગયા. તેમણે જે સાડી પહેરી હતી તે શરીર ઉપરથી ખસવા લાગી. તેને સાચવવાની પણ તેનામાં તાકાત ન રહી. માથાના સુકોમળ વાળ આમતેમ અસ્તવ્યસ્ત થઈ ગયા, અને તે ઘડીએ ઘડીએ બેભાન થઇ જવા લાગ્યા. કુહાડીથી કપાયેલી ચંપકલત્તાની જેવી તેના શરીરની હાલત થઈ ગઈ. જેમ કોઈ ઉત્સવમાં સ્થંભની પૂજા કરવામાં આવતી હોય અને તે ઉત્સવ પુર્ણ થતાં સ્થંભ શોભા રહિત બની જાય છે, તેમ દેવકી રાણી શોભારહિત દેખાવા લાગ્યા. તેમના આખા શરીરના બધા અંગો ઢીલાં થઇ ગયા, અને મણી રત્નોથી જડેલા મહેલનાં આંગણામાં એકદમ બેભાન થઇને પડી ગયા.

**કુંવરની વાણી સુણી મૂર્છાણી માડી રે, કુંવર કુંવર કહેતાં આંખે નથી માતા પાણી રે...**

દેવકી દેવીની આવી પરિસ્થિતિ જોઈને દાસીઓ દોડતી સોનાની ઝારીમાં શીતળ જળ ભરીને લાવી, અને તેમના ઉપર પાણી છાંટવા લાગી. કેટલીક દાસીઓ પંખો વીંઝવા લાગી. આવા અનેક પ્રકારના શીતોપચારથી દેવકી રાણીની મુર્છા દૂર થઇ ને ભાનમાં આવ્યા, અને તેઓ કલ્પાંત કરવા લાગ્યા. તેમની આંખમાંથી મોતીની જેમ આંસુ ટપકવા લાગ્યા. અને રડતાં રડતાં ગજસુકુમાલને કહેવા લાગ્યા કે હે મારા લાલ! તું મારા હૈયાના હારથી પણ અધિક મને વહાલો છે. તને જોઇને મારી આંખડી ઠરી જાય છે. મેં આઠ આઠ પુત્રોને જન્મ દીધો પણ છ પુત્રા તો મેં જોયા પણ નથી. અને તારા મોટાભાઈ કૃષ્ણવાસુદેવ રાજકાર્યમાંથી નિવૃત થતા નથી. તે છ મહિને એક દિવસ મારી પાસે આવે છે. હવે મારી પાસે રહેવાવાળો તો તું જ છે. તારા જેટલા મેં કોઇને લાડ લડાવ્યા નથી. એટલે તું તો મારા જીવથી પણ અધિક વહાલો છે. તને હું એક ક્ષણ પણ દૂર કરવા ઇચ્છતી નથી. હું એક ક્ષણ પણ તારો વિયોગ

સહન કરી શકું તેમ નથી. માટે હે દીકરા! અમે જ્યાં સુધી જીવીએ છીએ ત્યાં સુધી તું દીક્ષા લેવાની વાત છોડી દે. સંસારમાં રહીને મનુષ્યભવમાં પ્રાપ્ત થએલા કામભોગ ખુશીથી ભોગવ ને આનંદ કર. હજુ તો તને પરણાવ્યો નથી. તને ધામધૂમથી પરણાવવાના મને કોડ છે તે પૂરા કરી સંસાર સંબંધી સુખ ભોગવી કુળની વૃદ્ધિ કરીને પછી દીક્ષા લેજે, પણ હમણાં હું તને દીક્ષાની આજ્ઞા નહિ આપું. આ પ્રમાણે કહીને માતા દેવકી રડવા ને ઝૂરવા લાગી.

દેવાનુપ્રિયો! સંસારી જીવોને સંસારના સુખોની પૂર્તિ કરવાનાં કેટલા કોડ હોય છે! દેવકીરાણીને ગજસુકુમાલને ઘણી રાજકન્યાઓ સાથે પરણાવાની હોંશ છે. તેથી કહ્યું બેટા! હું તને પરણાવું. તારે ઘેર સંતાન થાય, તું રાજ્યનું પાલન કર, તારા સંતાન મોટા થાય તેમને તું રાજ્યનો ભાર સોંપીને પછી દીક્ષા લેજે, ત્યારે ગજસુકુમાલે કહ્યું-હે માતા! આ સંસાર અનેક દુઃખોથી ભરેલો છે. ભયંકર ઉંડા અંધારા કૂવા જેવો છે. તેમાં પડેલો માનવી ઝટ બહાર નીકળી શકતો નથી. વળી આ જીવે અનંતી વખત કોઈની સાથે માતાપણે, પત્નીપણે, પુત્રપણે, પિતાપણે, સબંધો બાંધ્યા ને છોડયાં. હવે મારે એવા નશ્વર ને દુઃખદાયી સબંધો બાંધવા નથી, અને હવે તારા જેવી માતાઓને મારે રોવડાવવી નથી. અનંતકાળથી ભવાટવીમાં ભમતાં મારા આત્માએ આજ સુધી કેટલી માતાઓને રોવડાવીને કેટલા માતાના દૂધ પીધા છે. તે સાંભળ.

**સાયરના નીરથી ઘણાં યે, મેં પીધા માયના થાન,**
**તૃપ્તિ ન પામ્યો આત્માજી, અધિક આરોગ્યા ધાન-હો માડી! ક્ષણ લાખેણી રે જાય...**

હે માતા આ આત્માએ સમુદ્રના પાણી કરતાં માતાના દૂધ વધારે પીધા છે, છતાં જીવને તૃપ્તિ થઈ નહિ. માટે હે માતા! મને જલ્દી દીક્ષાની આજ્ઞા આપો. મારી એકેક ક્ષણ હીરા કરતા પણ કિંમતી જાય છે. આ રીતે ગજસુકુમાલ માતા પાસે આજ્ઞા માંગે છે. ત્યારે પુત્રનો એકેક શબ્દ માતાને મોહદશાથી અંગારા જેવો લાગે છે. તેનું હૈયું બળી રહ્યું છે. તેને ક્યાંય ચેન પડતું નથી. રડે છે, ઝૂરે છે ને કાળો કલ્પાંત કરે છે. ઘડીએ ઘડીએ બેભાન બનીને પડી જાય છે ને ભાનમાં આવે છે ત્યારે પુત્રને હમણાં દીક્ષા નહિ લેવા માટે વિનવે છે. આ વાતની કૃષ્ણવાસુદેવને ખબર પડી કે મારો લઘુબંધવો ગજસુકુમાલ સયંમ લેવા માટે તૈયાર થયો છે ને માતા પાસે દીક્ષાની આજ્ઞા માંગે છે. નાનો ફુલ જેવો બંધવો દીક્ષા લેશે એ સાંભળીને કૃષ્ણવાસુદેવને ખૂબ હર્ષ થયો કે જેને મેં ખોળામાં ખેલાવ્યો, રમાડયો એ મારો લાડીલો લઘુ બંધવો એક જ વખત ભગવાનની વાણી સાંભળીને દીક્ષા લેવા તૈયાર થયો અને હું રહી ગયો! એ સંસારથી

તરી જશો. એ વાતનો કૃષ્ણજીને આનંદ થયો. કારણકે પોતે સંયમના પ્રેમી હતાં અને પોતે દીક્ષા લઈ શકતા નથી તે વાતનું દિલમાં અત્યંત દુઃખ હતું. હવે શું બનશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર "દેવશર્માએ પાંડવોને આપેલો સહકાર":-** પાંડવોએ એકચક્રા નગરીમાં બ્રાહ્મણનો વેશ લઇને પ્રવેશ કર્યો ત્યાં તેમને દેવશર્મા બ્રાહ્મણ ભેટી ગયો. ખૂબ આગ્રહ કરીને પ્રેમથી તેમને પોતાને ઘેર લઇ ગયો ને સારા ભોજન બનાવી જમાડયા અને કહ્યું આ ઘર તમારું જ છે એમ માનીને તમે મારા ઘરમાં રહેજો. જરાપણ સંકોચ રાખશો નહિ. પાંડવોએ કહ્યું-ભાઈ! અમે તો તમને ઓળખતા પીછાણતા નથી છતાં તમે અમને તમારે ઘેર લાવીને જમાડયા તે કંઈ ઓછું કર્યું છે? અમે સાત સાત માણસ કયાં સુધી તમારા ઘેર રોકાઈએ? હવે અમે તો ગમે ત્યાં ચાલ્યા જઇશું, ત્યારે દેવશર્માએ કહ્યું-હું તમને કોઈ હિસાબે નહિ જવા દઉં. ભલે, તમે તમારા મનથી માનો છો કે અમે ગરીબ છીએ પણ મને તો આપ બધાની મુખાકૃતિ જોઇને લાગે છે કે આપ મહાનપુરૂષો છો. માટે આ ઘરને પોતાનું ઘર માનીને અહીં રહો, અને અમારા નગરને પવિત્ર બનાવો. એથી આ નગરના લોકોને પણ ખબર પડશે કે આ પૃથ્વી બહુ રત્નોથી ભરપૂર છે. દેવશર્માના ખૂબ આગ્રહથી પાંડવો તેને ઘેર રોકાઇ ગયા.

પાંડવો બ્રાહ્મણના વેશમાં રહીને અંતરથી જૈનધર્મની ઉપાસના કરતા આનંદથી રહેવા લાગ્યા. તેમને કોઇ ઓળખી શકતું નથી. દેવશર્માને તો જાણે બાર વર્ષે જમાઇ ન આવ્યો હોય! તેટલો આનંદ છે, અને દિવસ કયાં ચાલ્યો જાય છે તે ખબર પડતી નથી. દેવશર્માની પત્નિ સાવિત્રી ખૂબ સરળ અને પ્રેમાળ હતી. તેણે કુંતાજીને કહ્યું-બા! તમે મને સાસુજી જેવા વહાલા લાગો છો. વિનયથી સાવિત્રીએ કુંતાજીના મનને વશ કરી લીધું અને કુંતાજી પણ સાવિત્રીને દ્રૌપદીની માફક રાખવા લાગ્યા. આમ પરસ્પર પ્રેમથી આનંદપૂર્વક દિવસો વીતાવવા લાગ્યા. દેવશર્મા અને સાવિત્રી બધા કાર્ય કુંતાજીને પૂછીને કરવા લાગ્યા. આ રીતે પાંડવો અને દેવશર્મા વચ્ચે ગાઢ સ્નેહની સાંકળ બંધાઇ ગઈ.

**"સાવિત્રીનો કલ્પાંત અને કુંતાજીનું પૂછવું":-** એક દિવસ સાવિત્રી ઘરના ખૂણામાં બેસીને કરૂણ સ્વરે વિલાપ કરવા લાગી. આ જોઇને કુંતાજીએ દેવશર્માને પૂછયું. બેટા! આજે આ મારી વહુ સાવિત્રી કેમ રડે છે? મેં આ ઘરમાં આવ્યા પછી કદી તેનું મન ઉદાસ જોયું નથી કે તમને બંનેને કદી ઉંચા સ્વરે બોલતા જોયા નથી ને આજે આમ કેમ? આનું કારણ શું? તે મને કહે. દેવશર્માએ કહ્યું-હે માતા! એક વખત આ નગરીમાં ભયંકર ઉપદ્રવ થયો હતો. એક વિદ્યાધર આખા નગર જેટલી મોટી શીલા હાથમાં પકડી વિકરાળ રાક્ષસનું રૂપ ધારણ કરીને યમરાજની જેમ આકાશમાં ઉભો રહ્યો આખા નગરને જાણે ઢાંકણું ઢાંકી દીધું હોય તેમ [illegible] 'ને ઉભા [illegible] નગ[illegible]

અંધકાર છવાઈ ગયો. ભયંકર પવન ફુંકાવા લાગ્યો, વૃક્ષો ધ્રુજવા લાગ્યા. લોકોના ઘર પણ ધરતીકંપની માફક ધ્રુજવા લાગ્યા. કંઈક જુના ઘર તો પડી ગયાં. આવો ભયંકર ઉત્પાત એકાએક મચી ગયો એટલે નગરજનો ત્રાસથી આકુળ વ્યાકુળ બનીને ભયભીત બની ગયા ને દરેક પોતપોતાના ઇષ્ટદેવને પ્રાર્થના કરવા લાગ્યા. કોઈ મનના માનવા લાગ્યા કે જો અમે ઉપદ્રવમાંથી બચી જઈશું તો આટલું દાન પુણ્ય કરીશું. થોડીવારે આકાશમાં મોટી અને પીળી આંખોવાળા, અડદ જેવા શ્યામ વર્ણના ઉંચા રાક્ષસને ઉભેલો જોયો ને તે રાક્ષસ ગર્જના કરીને બોલ્યો કે આ શિલા ફેંકીને હું તમને બધાને મારી, નગરી સ્મશાન જેવી બનાવી દઈશ. હવે સમજી લો. તમારો કાળ નજીક આવી ગયો છે. તમારા ઈષ્ટદેવનું સ્મરણ કરીલો.

**"રાક્ષસ સામે રાજા અને નગરજનોનો પોકાર"** :– બધા નગરજનો રાક્ષસના સામું જોઈને હાથ જોડીને કહેવા લાગ્યા કે આપ યક્ષ હો, રાક્ષસ હો, ગમે તે હો પણ અમારી અરજી સાંભળીને અમને ભયમુકત કરો. આપ મહાન છો. અમારી કાંઈ ભૂલ થઈ હોય તો ક્ષમા કરો, નગરના રાજા પણ બે હાથ જોડીને વિનંતી કરવા લાગ્યા કે આપ તો મહાન છો. અમે આપના બાળક છીએ. મહાનપુરૂષો બાળકના અપરાધને માફ કરે છે, તો શું, આપ અમને માફ નહિ કરો? મારાથી અગર મારા કોઈ પણ પ્રજાજનથી આપનો ગુન્હો થઈ ગયો હોય તો માફ કરો. અમારો શું ગુન્હો છે ને શામાટે આપ અમારા ઉપર કોપાયમાન થયા છો તે કહો. આ સમયે આકાશમાં શિલા નીચે ઉભા રહેલા રાક્ષસે કહ્યું.

**બક નામા વિદ્યાધર હું મૈં, રત્નશૈલ ગિરિસ્થાન,**
**રાક્ષસી વિદ્યા સાધી બના હું, નરભક્ષી મોહીજન હો....શ્રોતા**

હું બક નામનો વિદ્યાધર છું, અને રત્નશૈલ પર્વત ઉપર મેં રાક્ષસી વિદ્યાની સાધના કરી છે. તે મારી વિદ્યાની પરીક્ષા કરવા માટે મેં આ નગરીનો સંહાર કરવાનો વિચાર કર્યો છે. માટે તમે કોઈ બચી શકવાના નથી. આ સાંભળીને રાજાએ કહ્યું કે કોઈ રાખ માટે ચંદનને સળગાવી દે ખરું? તેમ આપે વિદ્યાની સાધના કરી છે તેની પરીક્ષા માટે અમારી નગરીનો વિનાશ શા માટે કરો છો? આપ વિદ્યાનો ઉપયોગ જગતના કલ્યાણ માટે કરો, ત્યારે રાક્ષસે કહ્યું–મને માણસોનું માંસ બહુ પ્રિય છે. મને માંસ વિના શાંતિ નહિ વળે. માટે હું તો સંહાર કરવાનો.

રાજા અને પ્રજા ખૂબ કરગર્યા, ત્યારે રાક્ષસે કહ્યું કે જો તમારે બધાને બચવું હોય તો એક ઉપાય છે. તમે આ નગર બહાર વનમાં મારું મંદિર બંધાવી મારી સ્થાપના કરો, અને દરરોજ એક માણસ અને અઢીશેર ચોખા રાંધીને મારે માટે મોકલવા. આ પ્રમાણે કરવાનું કબૂલ કરો તો હું બધી માયા સંકેલી લઉં, અને જે દિવસે તમે ભૂલી જશો તે દિવસે આખી નગરીનો નાશ કરીશ. આ વાત કબૂલ કરવા

જેવી તો નહોતી પણ આખી નગરીનો નાશ થતો અટકી જાય તે દૃષ્ટિથી રાજાએ અને પ્રજાએ રાક્ષસના વચનનો સ્વીકાર કર્યો. એટલે તેણે બધી માયાજાળ સંકેલી લીધી ને રાક્ષસ ચાલ્યો ગયો, ત્યાર પછી રાજા અને પ્રજાએ ભેગા થઈને નગર બહાર વનમાં એક મંદિર બંધાવી તેમાં બક રાક્ષસની પ્રતિમા પધરાવી. હે કુંતામાતા! ત્યારથી અમારા નગરમાંથી દરરોજ એક માણસ અને અઢી શેર ચોખા રાંધીને દરરોજ જુદા જુદા ઘેરથી મોકલવામાં આવે છે.

**"રાક્ષસ સામે જવાનો વારો"** :– રાજાએ આખા નગરના નાગરિકોની નોંધ કરી છે ને વારાફરતી જેના ઘેરથી માણસને મોકલવાનો વારો હોય તેને ઘેર ચીઠ્ઠી મોકલાવી દે છે. આજે મારા ઘરનો વારો છે એટલે મારે ઘેર ચીઠ્ઠી આવી છે ને મારે રાક્ષસના ભક્ષણ માટે વનમાં જવાનું છે તેથી મારી પત્ની અને બાળકો રડે છે. આ સાંભળીને કુંતાજીને ખૂબ દુઃખ થયું. અહો! અમે જેના ઘરમાં રહ્યા છીએ તેનું જ આજે રાક્ષસના હાથે મોત થશે? એ નહિ બનવા દઉં. હે સાવિત્રી બેન! તું છાની રહે, રડીશ નહિ. મારા દીકરાને હું નહિ મરવા દઉં. આ પ્રમાણે કુંતાજી સાવિત્રીને આશ્વાસન આપીને છાની રાખવા પ્રયત્નો કરવા લાગ્યા. હવે આગળ શું બનશે તેના ભાવ અવસરે.



## વ્યાખ્યાન નં. ૯૧

**આસો સુદ ૮ ને બુધવાર** **તા. ૧૯-૧૦-૭૭**

અનંતજ્ઞાની, વિશ્વની વિરલ વિભૂતિ, શાસનપતિ, પ્રભુ મહાવીર સ્વામીએ ભવાટવીમાં ભૂલા પડેલા આત્માઓને સન્માર્ગે વાળવા માટે દ્વાદશાંગી સિધ્ધાંતની પ્રરૂપણા કરી. મોક્ષ રૂપી સાધ્યની સિધ્ધિ કરવા માટે સિધ્ધાંત સાધન છે. આ સાધનના સહારે અનેક સાધકો સાધના કરીને મોક્ષ મંઝીલે પહોંચી ગયા છે. જેને મોક્ષમાં જવું હોય તેણે ભગવાને સિધ્ધાંતમાં કહ્યા પ્રમાણે આચરણ કરવું પડશે. વીતરાગ માર્ગને જાણીને જે મોક્ષમાં પહોંચવામાં બાધક હોય તેને છોડવું જોઈએ ને જે અપનાવવા જેવું છે તેને અપનાવવું જોઈએ. જ્યારે વીતરાગ પ્રભુના વચનમાં અનન્ય શ્રધ્ધા થાય છે ત્યારે સાધક આત્મા સાધ્યની સિધ્ધિ કરી શકે છે.

ગજસુકુમાલને નેમનાથ પ્રભુની વાણી સાંભળીને તેના ઉપર અનન્ય શ્રધ્ધા થઈ. તેમણે જેવું સાંભળ્યું તેવું અંતરમાં ઉતારીને તે પ્રમાણે આચરણ કરવા તૈયાર થઈ ગયા. તેમને સમજાઈ ગયું કે છોડવા જેવો હોય તો સંસાર છે, લેવા જેવો હોય તો સંયમ છે ને મેળવવા જેવો હોય તો મોક્ષ છે. માટે હું સંસાર છોડીને સંયમ અંગીકાર કરું. તે

માટે તેઓ માતા-પિતાની પાસે આવીને વિનયપૂર્વક દીક્ષાની આજ્ઞા માંગી રહ્યા છે. પુત્રની દીક્ષા લેવાની વાત સાંભળીને માતાના હૃદયમાં ધ્રાસ્કો પડી ગયો. એના દિલમાં ખૂબ દુઃખ થયું. કારણ કે આ દીકરો તેને આંખની કીકી જેવો વહાલો હતો. એટલે કહ્યું-બેટા! તું હજુ નાનો છે. દીક્ષામાં તું શું સમજે? તું મોટો થાય પછી દીક્ષા લેજે. હમણાં નહિ. દેવકી માતા મોહથી ઘેરાયેલી છે એટલે દિલમાં દુઃખ થયું, પણ પુણ્યવંતી છે. એટલે એણે એમ ન કહ્યું કે દીક્ષામાં શું છે? આપણે કંઈ દીક્ષા લેવી નથી.

દેવકીજીને પુત્ર પ્રત્યે મોહ હતો એટલે રડતાં રડતાં કહે છે બેટા! જો તો ખરો? આ તારું શરીર કેટલું સુકોમળ છે! આવા સુકોમળ શરીરે તું દીક્ષા કેવી રીતે પાળી શકીશ? ત્યાં તો ધોમધખતા તાપમાં ગૌચરી લેવા જવું પડશે અને કડકડતી ઠંડીમાં વિહાર કરવો પડશે. ત્યાં શરીરનો મોહ નહિ રખાય, અને હજુ તારી ઉંમર ક્યાં વીતી ગઈ છે? બેટા! મારી વાત સાંભળ.

**"તું છે બેટા નાનો ને બેસી રહેને છાનો, નહિ આપું........નહિ આપું તને દીક્ષાની ભિક્ષા"**

તું હજુ નાનો બાળક કહેવાય. તને આ વાતમાં કંઈ સમજણ પડે નહિ એક વખત આપણે દીક્ષાની વાત બહાર પાડીએ એટલે પછી સંસારમાં રહેવાય નહિ, અને જો કોઈ સંસારમાં રહે તો તેની કોઈ કિંમત પણ નહિ. માટે તું હમણાં દીક્ષાની વાત કોઈની પાસે બોલીશ નહિ. બેટા! આપણે ઘેર કંઈ ચીજની કમીના છે! તારા પિતા વસુદેવ રાજા અને તારો મોટો ભાઈ ત્રણ ખંડનો અધિપતિ છે. તું સૌને ખૂબ વહાલો છે. માટે તું માંગે તે હું તને આપી દઉં પણ તું દીક્ષાની વાત છોડી દે. મોહઘેલી માતાની વાત સાંભળીને ગજસુકુમાલે કહ્યું-હે માતા! તું કહે છે કે તું જે માંગીશ તે હું તને આપી દઈશ, તો મને આ સંસારમાં કોઈ ચીજની ઈચ્છા નથી. મને સંસાર અને સંસાર સુખના પદાર્થોની બિલકુલ મમતા નથી. મારે પૈસા, દાગીના, કપડાં વિગેરે કોઈ ચીજ જોઈતી નથી. બસ, મારે તો સંયમ જ જોઈએ છે. મને સમજાઈ ગયું છે કે संयमो हि महामन्त्रस्त्राता सर्वत्र देहिनाम પ્રાણીઓની સર્વત્ર રક્ષા કરનાર મહામંત્ર એ એક જ સંયમ છે, અને સંયમ એજ સાચું અને શ્રેષ્ઠ જીવન છે સંયમ વિનાનું જીવન સુગંધ વિનાના પુષ્પ જેવું છે. માટે આપ જો મને કંઈ આપવાની ઈચ્છા રાખો છો તો જલ્દી સંયમની આજ્ઞા આપી દો. પુત્રની વાત સાંભળીને દેવકીરાણી કહે છે બેટા! મેં તારા માટે કેવા કેવા મનોરથોના મહેલ બાંધ્યા છે. મારે તો તને પરણાવવો છે. હજુ તું પરણ્યો નથી તે પહેલાં દીક્ષા લેવાની ક્યાં વાતો કરે છે?

ગજસુકુમાલે કહ્યું-માતા! આ જિંદગીનો શું ભરોસો છે? કાલની કોને ખબર છે! માનવીની જિંદગી ટૂંકી છે. અલ્પસમયમાં મારે ઘણું કાર્ય કરવાનું છે. વીજળીનો ચમકારો ક્ષણવારમાં નષ્ટ થઈ જાય છે. સંધ્યાના સોનેરી રંગો અને આકાશમાં મેઘ

ધનુષ્યના રંગોને વિલિન થતાં વાર લાગતી નથી. કાચા સૂતરને તૂટતા વાર લાગશે પણ આયુષ્યના તારને તૂટતાં વાર નહિ લાગે. આવા ક્ષણિક જીવનમાં હે માતા! તું મને કહે છે કે તું લગ્ન કર, સંસારના કામભોગો ભોગવ અને તારે ઘેર દીકરા થાય પછી તું દીક્ષા લેજે. તો શું એ નક્કી છે કે હું એટલો કાળ જીવી શકીશ! વળી તું કહે છે કે આપણે ઘેર કેટલી બધી સંપત્તિ છે તેનો તું ઉપભોગ કર પણ હે માતા! મારો ને તારો આત્મા કેટલી વખત દેવલોકમાં ગયો ને દેવલોકનાં દિવ્ય સુખો ભોગવી આવ્યો ને આયુષ્ય પૂરું થતાં તેને છોડીને આવ્યો. તો દેવલોકના સુખો આગળ મનુષ્યનાં વૈભવવિલાસ કેટલા તુચ્છ, ને અસાર છે. તું મને સંસારમાં રહીને સુખ ભોગવવા માટે આટલો બધો આગ્રહ કરે છે અને તું મોહઘેલી બનીને કલ્પાંત કરતી સિંહાસન ઉપરથી પડી જાય છે, બેભાન બની જાય છે તે તેને શોભે છે!

હે માતા! તું કોની માતા છે! આપણું કુળ કેવું ઉત્તમ છે. તેનો તો વિચાર કર. મારા છ છ ભાઈઓએ દીક્ષા લીધી છે. આપણા કુળમાંથી નેમનાથ ભગવાને દીક્ષા લીધી છે. તેઓએ ઘાતી કર્મોનો ક્ષય કરી કેવળજ્ઞાન પ્રગટ કર્યું છે, અને ત્રણ લોકના નાથ બનીને અનેક જીવોને તરવાનો માર્ગ બતાવે છે. મને પણ તેમણે સાચો માર્ગ બતાવ્યો છે. તે માર્ગને છોડીને સંસારમાં ક્યાં ફસાઉં! તારા જેવી વીરમાતાને આવી ઘેલછા કરવી શોભે નહિ. ત્યારે માતા કહે છે.

**ભોગની વય છે તારી બેટા, ત્યાગની વાત છે ન્યારી રે**
**કર કન્યાની કુમળી કાયા, કંટક સમ વાત લાગશે તારી,**
**દિલમાં દુઃખ થાયે અતિ વાતને સુણી...નહિ આપું (૨)દીક્ષાની ભિક્ષા**

આ ઉંમરે તો ભોગ ભોગવવાના હોય. બેટા! તારું શરીર સંયમના કષ્ટો સહન કરી શકે તેવું નથી. ભાજીપાલાની માફક માથાના વાળ ચૂંટાશે. આવા દુઃખો ગુલાબનાં ફૂલ જેવી તારી કોમળ કાયા કેવી રીતે સહન કરી શકશે? માટે હું તને દીક્ષાની આજ્ઞા નહિ આપું. આમ કહેતી દેવકીમાતા ઝૂરે છે આ વાતની કૃષ્ણવાસુદેવને ખબર પડી.

"तए णं से कण्हे वासुदेवे इमीसे कहाए लध्धेट्ठे समाणे जेणेव गयसुकुमाले कुमारे तेणेव उवागच्छइ, उवागच्छित्ता गयसुकुमालं कुमारं आलिंगइ आलिंगित्ता उच्छंगे निवेसेइ।"
ગજસુકુમાલના વૈરાગ્યની વાત સાંભળીને કૃષ્ણવાસુદેવ ગજસુકુમાલની પાસે આવ્યા. તે સ્નેહપૂર્વક નાનાભાઈને ભેટી પડયા, ને પછી પોતાના ખોળામાં બેસાડયા. કૃષ્ણવાસુદેવ સંયમના પ્રેમી હતા એટલે નાનોભાઈ દીક્ષા લેવા તૈયાર થયો છે તે જાણીને આનંદ થયો કે મારા ભાઈએ નેમનાથ પ્રભુની વાણી રૂપી સ્વાતિ નક્ષત્રનું પાણી માછલીની જેમ ઉછળીને ઝીલ્યું અને ચારિત્રનું મોતી પકડ્યું. અહાહા....મારો ભાઈ કેવો હળુકર્મી અને ભાગ્યવાન છે કે આટલી નાની ઉંમરમાં તે નેમનાથ ભગવાનના શરણે જશે ને હું કમભાગી રહી જઈશ. આમ હર્ષ અને ખેદ સાથે તેમણે ગજસુકુમાલને ઉંચકીને પોતાના ખોળામાં

બેસાડયો ને પૂછયું-અહો, મારા લઘુ બંધવા! તારી શું ઈચ્છા છે? ત્યારે ગજસુકુમારે કહ્યું-મોટાભાઈ! મારે દીક્ષા લેવી છે. મારું સુખ કહો, આનંદ કહો તો એક ચારિત્ર છે. મને બીજે કયાંય સુખ દેખાતું નથી, અને ખરેખર ભગવાને કહ્યું છે કે,

न वि सुही देवता देवलोए, न वि सुही पुढवि पइराया ।
न वि सुही सेठ सेणावइ य, एगंत सुही मुणी वीतरागी ॥

મહાન ઐશ્વર્યશાળી દેવલોકના દેવો પણ સુખી નથી કારણકે ત્યાં પરિગ્રહ સંજ્ઞાનું પ્રબળ જોર છે. એમને કમાવું નથી કે ગુમાવવું નથી. કંઈ ઉપાધિ નથી છતાં પરિગ્રહ વધારવાની કેટલી ચિંતા છે. પૃથ્વીપતિ મોટા મોટા રાજાઓ પણ સુખી નથી. તેઓ એક પૃથ્વીના ટુકડા માટે એકબીજા ઉપર આક્રમણ કરે છે. બીજાને સત્તાના સિંહાસન ઉપરથી ફેંકી દઈ પોતે સર્વોપરિ સત્તા મેળવવા માટે કેટલા કાવાદાવા કરે છે, કેટલી માયાજાળ રચે છે. રાજા થવું એટલે કાંટાનો મુગટ પહેરી પળે પળે મૃત્યુથી ભયભીત રહેવા જેવું છે. તમે જાણો છો ને કે આજે રાજ્યમાં કેટલી મેલી રમતો રમાય છે. સારો પ્રધાન આવે ને તેની ખ્યાતિ ફેલાય તે બીજાથી સહન થતી નથી એટલે તેને કપટ કરીને મારી નાંખે છે અને તેનું મડદું કયાંને કયાં નાંખી દે છે તેની ખબર પડતી નથી. જેમ સત્તા વધતી જાય તેમ શત્રુઓ પણ વધતા જાય છે. ખાવામાં, પીવામાં, સૂવામાં અને બહાર નીકળવામાં એને ભય રહે છે. માટે રાજા પણ સુખી નથી. શેઠ, સેનાધિપતિને પણ આજે કયાં સુખ છે. ખરેખર આ સંસારમાં કયાંય સુખ દેખાતું નથી. હે માતા! સાચું સુખ તો ત્યાગમાં છે. ગજસુકુમાલને તેમની માતાએ સંયમની કઠીનતા ખૂબ બતાવી પણ તેમનો વૈરાગ્ય દઢ હતો, હવે વડીલ બંધુ કૃષ્ણવાસુદેવ તેની પાસે આવશે ને શું કહેશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર:**- કુંતાજી સાવિત્રીને આશ્વાસન આપે છે. ત્યાં દેવશર્માનો પાંચ વર્ષનો બાળક દોડતો આવીને કહે છે બા! હું બક રાક્ષસને મારવા જઈશ. હું લાકડી વડે બક રાક્ષસને મારી નાંખીશ.

**"બાળકની બહાદુરી આગળ કુંતાજીનો જાગેલો આત્મા"** :- આ દશ્ય જોઈને કુંતાજીનું કાળજું કંપી ગયું, અને વિચાર કર્યો કે આટલો નાનો બાળક એમ કહે છે કે હું રાક્ષસને મારી નાંખીશ. માટે હવે જરૂર એ મરી જશે. ફૂલ જેવાં નિર્દોષ બાળકના વચનો શુકન રૂપ માનીને કુંતાજીએ કહ્યું-બેટા! તું ચિંતા નહિ કર, મારા પાંચ પુત્રો છે તે પાંચે પાંચ શૂરવીર છે. કોઈનાથી હારે તેવા નથી. માટે હું પાંચમાંથી ગમે તે એકને રાક્ષસ પાસે મોકલી દઈશ, ત્યારે દેવશર્મા કહે છે બા! તે બક રાક્ષસ બહુ જબરો છે માટે હું જ જઈશ.

**"દેવશર્માને ભીમે આપેલો જવાબ"** :- કુંતાજી અને દેવશર્મા વચ્ચે થતો વાર્તાલાપ બાજુના ઓરડામાં બેઠેલા ભીમે સાંભળ્યો, અને તરત દોડતો બહાર આવીને

નથી તો હે વીરપુરૂષ! તમે કોણ છો? ભીમે કહ્યું એ વાતની તને પછી ખબર પડશે પણ એ પાપી રાક્ષસ કયાં રહે છે? તે તું મને કહે.

એટલામાં ધરતી ધ્રુજાવતો રાક્ષસ દૂરથી દેખાયો, એટલે પૂજારીએ કહ્યું–જુઓ, રાક્ષસ દૂરથી આવતો દેખાય છે. બસ, હવે હું જાઉં છું એમ કહીને પૂજારી સંતાઈ ગયો અને ભીમ રાક્ષસ માટે લાવેલા ચોખાનું ઠામ પોતાની સામે રાખીને મુઠ્ઠા ભરીને ખાવા લાગ્યો. દૂર સંતાયેલા પૂજારીએ આ જોયું એટલે તેને બૂમ પાડીને કહ્યું કે અરે મૂર્ખ! આ રાક્ષસને માટે લાવેલા ચોખા તું શા માટે ખાય છે? રાક્ષસનું ખાણું આપણાથી ન ખવાય, ત્યારે ભીમે કહ્યુ.–ભાઈ ભલે રાક્ષસ માટે બનાવ્યાં તેમાં શું થઇ ગયું? એ તો મનુષ્ય પણ ખાઇ શકે છે. આ કંઇ અભક્ષ ચીજ થોડી છે કે હું ન ખાઉં! એ ખાવાથી કંઇ હું રાક્ષસ નહિ બની જાઉં. તું બેફિકર રહેજે. એમ કહી રાંધેલા બધા ચોખા ખાઇને વધશિલા ઉપર લાંબો થઇ ચાદર ઓઢીને નિર્ભયતાથી સૂઈ ગયો. તેના હૃદયમાં નામ ગભરાટ ન હતો. જાણે ઘસઘસાટ ઉંઘી ગયો હોય તેવા નસકોરા બોલાવવા લાગ્યો. હવે બક રાક્ષસ ત્યાં આવશે ને શું બનશે તેના ભાવ અવસરે.

ઉગ્ર તપસ્વી સુશીલાબેનને માસખમણનું પારણું છે. બોરીવલી શ્રીસંઘને આંગણે સોળ માસખમણ પૂરા થયા.



## વ્યાખ્યાન નં. ૯૨

આસો સુદ ૧૦ શુક્રવાર તા. ૨૧-૧૦-૭૭

અનંતજ્ઞાની અરિહંત ભગવંતો અનંતકાળથી ભાવનિદ્રામાં સૂતેલા જીવોને ઢંઢોળીને જગાડે છે કે હે ભવ્યજીવો! જાગો, સમજો અને સાધના કરો. તમને થશે કે અમે તો જાગેલા છીએ, કયાં ઉંઘીએ છીએ! તમે જે જાગ્યા છો તે દ્રવ્ય નિંદ્રામાંથી જાગ્યા છો પણ ભાવનિદ્રા કોને કહેવાય તે જાણો છો? "भावनिद्रानाम् ज्ञानदर्शन चारित्र शून्यता।" ભાવનિદ્રા એટલે જીવનમાં જ્ઞાન-દર્શન અને ચારિત્રની શૂન્યતા. આ ભાવનિદ્રામાં આપણો આત્મા અનાદિકાળથી સૂતેલો છે. આ નિદ્રામાં પોઢેલા જીવને ભાન નથી કે હું કોણ છું? મારું સ્વરૂપ શું છે? અને મારું શું છે? તેથી જે પોતાનું નથી તેને પોતાનું માનીને પકડી બેઠો છે, અને જે પોતાનું છે તેને છોડી દીધું છે. જીવને સ્વમાં સુખ છે ને પરમાં દુઃખ છે. આ જીવ સ્વને છોડીને પરના પ્રેમમાં પડયો છે તેથી સુખી થવાને બદલે દુઃખી બન્યો છે. માટે સમજો, કે આ જીવનું પોતાનું કાંઇપણ હોય તો તે જ્ઞાન-દર્શન છે. તે સિવાયનું બધું પર છે. જ્ઞાન એટલે તત્ત્વનો સાચો બોધ. દર્શન એટલે તત્ત્વની સાચી શ્રધ્ધા અને ચારિત્ર એટલે તત્ત્વની રમણતા આ જ્ઞાન-દર્શન-ચારિત્રને રત્નત્રયી

કહેવામાં આવે છે. આ રત્નત્રયી આત્માને અત્યંત હિતકારી છે. રત્નત્રયી એ પરમધર્મ છે અને એ જ મોક્ષનો માર્ગ છે. આ રત્નત્રયી જેને મળે તેનું જીવન ધન્ય ધન્ય બની જાય છે. જેને આ રત્નત્રયી નથી મળી તેવા મનુષ્યો ભલે સંસારની દૃષ્ટિએ શ્રીમંતો દેખાતા હોય પણ આત્મિક દૃષ્ટિએ તદ્દન ગરીબ છે.

'આ માનવભવ રૂપી રત્નદ્વીપમાં આવીને આ દુર્લભ રત્નો મેળવી લો. આ રત્નો જેની પાસે હોય તે કદી દુઃખી થતાં નથી. રત્નત્રયી વિનાનું જીવન અંધકારમય છે. જીવનનો સાચો આનંદ કહો, પ્રકાશ કહો કે વિકાસ કહો તે રત્નત્રયીની સાધનામાં છે. રત્નત્રયીની સાધનાથી મોક્ષ મળે છે. રત્નત્રયી એ માનવજીવનનો સાર છે, સાચું અને શાશ્વત ધન છે. એ જ આત્માને પરમ શ્રેયકારી છે. માટે ભાવનિદ્રાનો ત્યાગ કરી રત્નત્રયીની આરાધના કરો.

એક જ વખત નેમનાથ ભગવાનની વાણી સાંભળીને જેમની ભાવનિદ્રા ઉડી ગઈ છે અને જેમના અંતરમાં વીત રાગવાણીનો રણકાર થયો છે તેવા ગજસુકુમાલ રત્નત્રયીની આરાધના કરવા માટે તૈયાર થાય છે. એ આત્માઓ કેવા પવિત્ર હશે! એમનું માનવ-જીવન કેવું મઘમઘતું હશે! એમનું જીવન ચંદનવૃક્ષ જેવું હતું. ચંદનનું વૃક્ષ સુગંધીદાર અને સુંદર હોય છે પણ તેને ફરતા સર્પો વીંટળાયેલા હોય છે. ચંદનનો એક ટુકડો લેવા જવું હોય તો કેટલું કષ્ટ વેઠવું પડે છે. કારણ કે જ્યાં સર્પો વીંટળાયેલા હોય ત્યાં ભય લાગે. હંમેશા સારી ચીજ મેળવતા કષ્ટ પડે છે. ચંદનનો એક નાનકડો ટુકડો પણ કિંમતી હોય છે. સમજીએ તો આપણો આત્મા પણ એક ચંદનવૃક્ષ જેવો જ્ઞાન દર્શન–ચારિત્રથી મઘમઘતો ને સુંદર છે, રમણીય છે પણ એના ઉપર રાગ–દ્વેષ, મોહ, મત્સર વિગેરેના ઝેરી સર્પો વીંટળાઈ ગયા છે એટલે જીવનબાગ ઉજ્જડ બની ગયો છે. પેલા ચંદન વૃક્ષને વીંટળાયેલા સર્પો મોરનો એક ટહુકાર સાંભળીને ભાગી જાય છે તેમ આત્મવૃક્ષ ઉપર લાગેલા રાગ–દ્વેષ, મોહ, મત્સર વિગેરે સર્પો વીતરાગ વાણીનો ટહુકાર સાંભળીને પલાયન થઈ જાય છે. સંત સતીજીઓ મોરલા રૂપ બનીને રોજ તમારી સામે વીતરાગ વાણીનો ટહુકાર કરે છે પણ હજુ એ ટહુકાર તમારા અંતર સુધી પહોંચતો નથી. સાંભળીને હોઠેથી જી સાહેબ....જી સાહેબ કરો છો પણ હૈયેથી કહેતા નથી. જો હૈયેથી કહેતા હો તો બેડો પાર થઈ જાય. જેમને જલ્દી મોક્ષમાં જવાની લગની લાગી છે તેવા ગજસુકુમાલ માતા પાસે દીક્ષાની આજ્ઞા માંગે છે.

**આજ્ઞા આપો ને મોરી મૈયા, મારે તારવી છે જીવનનૈયા**
**મળ્યા પ્રભુજી જીવન ખવૈયા ભવોદધિના સાચા તરવૈયા,**
**અંતર આશિષ આપે! મંગલ ગીતડા ગાવે, ચાલ્યા વૈરાગી ગજસુકુમાલ રે...**

હે માતા! મને નેમનાથ ભગવાન જેવા તારણહાર ગુરૂ મળ્યા છે. હવે મારી એક ક્ષણ હું નકામી જવા દેવા ઈચ્છતો નથી, મારે જલ્દી જવું છે. મને શા માટે

अरहओ अरिट्ठनेमिस्स अंतिए मुंडे जात्र पव्वयाहि।" હે ગજસુકુમાલ! તું મારો નાનો ભાઈ છે ને મને તું અત્યંત વહાલો છે તારા ઉપર મને અત્યંત પ્રેમ છે. વીરા! હું ને તું બંને નેમનાથ ભગવાનની વાણી સાંભળવા ગયા હતાં. તને એક જ વખત ભગવાનની વાણી સાંભળીને વૈરાગ્ય આવ્યો. મને ભગવાનની વાણી ઉપર શ્રદ્ધા છે છતાં વૈરાગ્ય ન આવ્યો. આ રાજભવન અને સંપત્તિ તને ભંગાર જેવા લાગ્યા વિષયભોગ કાલકુટ વિષ જેવા લાગ્યા તેથી તું સંસાર છોડીને સંયમી બનવા ઇચ્છે છે અને માતાજી પાસે દીક્ષાની આજ્ઞા માંગે છે. આ વાતની મને ખબર પડતાં હું તરત અહીં આવ્યો છું.

મારા લઘુ બંધવા! હું દીક્ષાનો પ્રેમી છું. કોઇને દીક્ષા લેતા જોઉં છું તો મને અત્યંત આનંદ થાય છે. હું તને દીક્ષા લેવાની ના નથી પડતો, પણ મારી એક વાત તું સાંભળ, દીક્ષા લેવી તે રમત વાત નથી. માથે મેરૂ પર્વતનો ભાર ઉપાડવા જેવું છે. મીણના દાંતે લોખંડના ચણા ચાવવા જેવું છે. માટે વિચાર કરીને વાત કરજે. આ એક, બે કે પાંચ વર્ષની વાતો નથી પણ જીવન સાટાના ખેલ છે. ચારિત્ર લીધા પછી જીવનના અંત સુધી અણીશુધ્ધ ચારિત્રનું પાલન કરવું પડશે. કંઈક વખતે આકરા કષ્ટ આવશે ત્યારે આ તારી કોમળ કાયા કઠોર કષ્ટોને સહન નહિ કરી શકે, તે સમયે તારા મનમાં ખેદ થશે કે મેં દીક્ષા ક્યાં લીધી! આવો વિચાર પણ નહિ લવાય. માટે તું સમજ. ખૂબ વિચાર કરીને દીક્ષાની વાત કરજે ત્યારે દેવકી માતા કહે છે હે કૃષ્ણ! હું પણ એને એમ જ કહું છું કે

હે મારા લાડકવાયા દિકરા! તું આ બધું છોડીને શા માટે દીક્ષા લેવા ઉઠયો છે? હે મારા કૃષ્ણ! હે મારા યાદવકુળના દીકરાઓ! આ મારા લાડકવાયાને કોઈ તો સમજાવો.

**બતાવો કોઈ સંયમ શાને ધરે છે, આ સઘળો શાને ત્યાગ કરે છે.**

એને શું ઓછું આવ્યું છે! એને શેની કમીના છે! પાણી માંગતા દૂધ મળે છે. આટલા બધા સેવકો ખમ્મા ખમ્મા કરે છે ને એ શા માટે દીક્ષા લે છે? એ તો મને કહો. માતાની વાત સાંભળીને વૈરાગ્ય રંગે રંગાયેલા ગજસુકુમાલ કહે છે.

**"અનંતા દુઃખો જ્યાં આત્મા જૂએ છે, મુક્ત થવાને સંયમ ધરે છે."**

હે માતા! તું બીજાને શા માટે પૂછે છે. મને જ પૂછ ને કે બેટા! તું શા માટે દીક્ષા લે છે? તું જ વિચાર કર કે જો સંસારમાં સુખ હોત તો નેમનાથ ભગવાન આટલી સંપત્તિ છોડીને શા માટે દીક્ષા લેત! એ તો આપણા કુટુંબના નાયક હતા. જો તેમણે આ રાજ્ય છોડયું તો ત્રણ લોકના સ્વામી બન્યા. ભવ્ય જીવોના તારણહાર બન્યા. મારા છ છ ભાઇઓ સુલશાને ઘેર ઉછર્યા. જેઓ ૩૨ -- ૩૨ કન્યાઓ સાથે પરણ્યા હતાં. એકેક કન્યા બત્રીસ બત્રીસ પ્રકારનો દાયજો લાવી હતી. એકેક કન્યા અપ્સરા જેવી હતી. આવું સુખ છોડીને તેમણે શા માટે દીક્ષા લીધી? એ તો તું જાણે છે

રોકી રાખે છે? જુઓ તેમને કેવી લગની છે! આ ઉપર એક દષ્ટાંત યાદ આવે છે.

એક વખત એક મહાત્મા પાસે કોઈ માણસ આવ્યો ને મહાત્માને કહ્યું કે મારે જલ્દી મોક્ષમાં જવું છે. મને મોક્ષ આપો. મહાત્મા પુરૂષો મોક્ષમાં જવાનો માર્ગ બતાવે છે પણ મોક્ષ શું આપવાની ચીજ છે તે આપી શકે? મહાત્માએ તેની જિજ્ઞાસા જોઈને કહ્યું–ભાઇ મોક્ષ કંઇ મારી ઝોળીમાં નથી કે હું તને આપી દઉં, પણ હું કહું તેમ કર. સામે કબર દેખાય છે ત્યાં જઈને તું કબરને આખો દિવસ ગાળો દીધા કરજે. આવનાર માણસ વિચારમાં પડયો કે કબરને ગાળો દેવાથી કંઈ મોક્ષ મળે? ઠીક, મહાત્મા કહે છે તો જાઉં. આ તો કબર પાસે જઇને ગાળો દેવા લાગ્યો પણ કબર તેની સામે કંઇ થોડી ગાળ આપે? થાકીને ઘેર ગયો. બીજે દિવસે પાછો આવીને કહે છે મહાત્માજી! મને મોક્ષ આપો. મહાત્માજીએ કહ્યું ધીરજ રાખો આજે કબર પાસે જઇને તેના ઉપર પથ્થરો માર, લાકડી માર. પેલો વિચાર કરે કે કબર ઉપર પથ્થર અને લાકડી મારવાથી શું લાભ! પણ મોક્ષની લગની હતી એટલે ગયો. આખો દિવસ પથ્થર અને લાકડી મારીને પાછો આવ્યો. ત્રીજે દિવસે પાછો કહે છે મને મોક્ષ આપો, ત્યારે મહાત્માએ કહ્યું કે આજે કબર પાસે જઇને તેને હાર પહેરાવ, તેનો સત્કાર સન્માન કર, તેની પ્રશંસા કર એટલે તે માણસ ત્યાં ગયો ને મહાત્માના કહેવા પ્રમાણે કર્યું. પછી આવીને કહ્યું મહાત્માજી! હવે મને મોક્ષ આપો ત્યારે મહાત્માએ કહ્યું ભાઈ! મેં તને પહેલાં જ કહ્યું ને કે મોક્ષ એ કોઈ આપવાની ચીજ નથી, પણ મેં તને મોક્ષ મેળવવાનો માર્ગ બતાવી દીધો છે. જિજ્ઞાસુએ કહ્યું આપે મને કયાં માર્ગ બતાવ્યો છે? મહાત્માએ હસીને કહ્યું કે જો તેં કબર પાસે જઈને ગાળો દીધી, પથરા માર્યા, લાકડી મારી, તેને ફુલહાર પહેરાવીને તેની પ્રશંસા કરી તો પણ તેણે તને કંઇ જવાબ આપ્યો? "ના" તો તું તેના જેવી તારી પ્રકૃતિ બનાવી દે. કોઈ તારું અપમાન કરે, સન્માન કરે, પથરા કે લાકડીના માર મારે કે તારી પ્રશંસા કરે તેમાં તું સમભાવ રાખ. તું ક્ષણે ક્ષણે એવો વિચાર કર કે કોઈ અપમાન કરે કે સન્માન કરે, કોઈ ગાળ દે કે પ્રશંસા કરે તેમાં મારું શું જાય છે? મારે અને શરીરને શું લાગેવળગે? જો તારી પ્રકૃતિ આવી બની જશે તો પછી મોક્ષ દૂર નથી. નજીકમાં છે એમ સમજી લે. દેવાનુપ્રિયો! જો પેલા માણસને મોક્ષમાં જવાની લગની લાગી હતી તો મહાત્માની વાત તેના ગળે ઉતરી ગઇ, અને તેણે તેની પ્રકૃતિનું પરિવર્તન કર્યું.

જેને આત્મકલ્યાણની લગની લાગી છે તેવા ગજસુકુમાલ માતા દેવકીજી પાસે દીક્ષાની આજ્ઞા માંગે છે પણ માતા પુત્રને દીક્ષાની આજ્ઞા આપતા નથી. પછી કૃષ્ણવાસુદેવ તેમની પાસે આવ્યા. તેને પ્રેમથી ભેટી પડયા. તેમના ખોળામાં બેસાડયા અને વહાલથી માથે હાથ ફેરવતાં કહે છે "तुमं मम सहोदरे कणीयसे भाया, तं माणं देवाणुपिया इयाणि

अरहओ अरिट्ठनेमिस्स अंतिए मुंडे जाव पव्वयाहि।" હે ગજસુકુમાલ! તું મારો નાનો ભાઈ છે ને મને તું અત્યંત વહાલો છે તારા ઉપર મને અત્યંત પ્રેમ છે. વીરા! હું ને તું બંને નેમનાથ ભગવનની વાણી સાંભળવા ગયા હતાં. તને એક જ વખત ભગવનની વાણી સાંભળીને વૈરાગ્ય આવ્યો. મને ભગવાનની વાણી ઉપર શ્રદ્ધા છે છતાં વૈરાગ્ય ન આવ્યો. આ રાજભવન અને સંપત્તિ તને ભંગાર જેવા લાગ્યા વિષયભોગ કાલકુટ વિષ જેવા લાગ્યા તેથી તું સંસાર છોડીને સંયમી બનવા ઇચ્છે છે અને માતાજી પાસે દીક્ષાની આજ્ઞા માંગે છે. આ વાતની મને ખબર પડતાં હું તરત અહીં આવ્યો છું.

મારા લઘુ બંધવા! હું દીક્ષાનો પ્રેમી છું. કોઇને દીક્ષા લેતા જોઉં છું તો મને અત્યંત આનંદ થાય છે. હું તને દીક્ષા લેવાની ના નથી પડતો, પણ મારી એક વાત તું સાંભળ, દીક્ષા લેવી તે રમત વાત નથી. માથે મેરૂ પર્વતનો ભાર ઉપાડવા જેવું છે. મીણના દાંતે લોખંડના ચણા ચાવવા જેવું છે. માટે વિચાર કરીને વાત કરજે. આ એક, બે કે પાંચ વર્ષની વાતો નથી પણ જીવન સાટાના ખેલ છે. ચારિત્ર લીધા પછી જીવનના અંત સુધી અણીશુધ્ધ ચારિત્રનું પાલન કરવું પડશે. કંઈક વખતે આકરા કષ્ટ આવશે ત્યારે આ તારી કોમળ કાયા કઠોર કષ્ટોને સહન નહિ કરી શકે, તે સમયે તારા મનમાં ખેદ થશે કે મેં દીક્ષા કયાં લીધી! આવો વિચાર પણ નહિ લવાય. માટે તું સમજ. ખૂબ વિચાર કરીને દીક્ષાની વાત કરજે ત્યારે દેવકી માતા કહે છે હે કૃષ્ણ! 'હું પણ એને એમ જ કહું છું કે

-- હે મારા લાડકવાયા દિકરા! તું આ બધું છોડીને શા માટે દીક્ષા લેવા ઉઠયો છે? હે મારા કૃષ્ણ! હે મારા યાદવકુળના દીકરાઓ! આ મારા લાડકવાયાને કોઈ તો સમજાવો.'

**બતાવો કોઈ સંયમ શાને ધરે છે, આ સઘળો શાને ત્યાગ કરે છે,**

એને શું ઓછું આવ્યું છે! એને શેની કમીના છે! પાણી માંગતા દૂધ મળે છે. આટલા બધા સેવકો ખમ્મા ખમ્મા કરે છે ને એ શા માટે દીક્ષા લે છે? એ તો મને કહો. માતાની વાત સાંભળીને વૈરાગ્ય રંગે રંગાયેલા ગજસુકુમાલ કહે છે.

**"અનંતા દુઃખો જયાં આત્મા જૂએ છે, મુક્ત થવાને સંયમ ધરે છે."**

હે માતા! તું બીજાને શા માટે પૂછે છે. મને જ પૂછ ને કે બેટા! તું શા માટે દીક્ષા લે છે? તું જ વિચાર કર કે જો સંસારમાં સુખ હોત તો નેમનાથ ભગવાન આટલી સંપત્તિ છોડીને શા માટે દીક્ષા લેત! એ તો આપણા કુટુંબના નાયક હતા. જો તેમણે આ રાજય છોડયું તો ત્રણ લોકના સ્વામી બન્યા. ભવ્ય જીવોના તારણહાર બન્યા. મારા છ છ ભાઇઓ સુલશાને ઘેર ઉછર્યા. જેઓ ૩૨ -- ૩૨ કન્યાઓ સાથે પરણ્યા હતાં. એકેક કન્યા બત્રીસ બત્રીસ પ્રકારનો દાયજો લાવી હતી એકેક કન્યા અપ્સરા જેવી હતી. આવું સુખ છોડીને તેમણે શા માટે દીક્ષા લીધી? એ તો તું જાણે છે

ને ? એમને સમજાયું કે નેમનાથ પ્રભુના દરબારમાં જે સુખ છે તેવું સુખ દુનિયામાં બીજે કયાંય નથી. તારી દૃષ્ટિએ સંસારમાં ગમે તેટલું સુખ હોય પણ મને તો જ્યાં દૃષ્ટિ કરું છું ત્યાં દુઃખ દેખાય છે. એ દુઃખમાંથી મુક્ત થવા માટે મારું મનડું તલસી રહ્યું છે.

હે માતા! તું તારા દીકરાને સુખી કરવા ઈચ્છે છે કે દુઃખી? આ સંસારમાં મેં અનંતો કાળ વીતાવ્યો. આ જીવ નરક, તિર્યંચ, દેવ અને મનુષ્યપણે, ત્રસ, સ્થાવર, સુક્ષ્મ અને બાદરપણે ઉત્પન્ન થયો. નરક અને નિગોદમાં કેટલા ત્રાસ વેઠયા! હવે મારે એવા દુઃખો વેઠવા નથી. એમાંથી મુકત થવા માટે મારે સંયમ લઈને ઉગ્ર સાધના કરવી છે. મારી એક પળ નિષ્ફળ જવા દેવી નથી. બંધુઓ! તમારી કેટલી ક્ષણો ને પળો નિષ્ફળ ગઇ તેનો વિચાર થાય છે! અજ્ઞાનપણે આપણા આત્માએ અનંતો કાળ પ્રમાદમાં કાઢયો. હવે જો તેનો પસ્તાવો થતો હોય તો સમજીને જાગો. જેટલી જિંદગી ગઈ તેટલી ભલે ગઇ. ભૂતકાળને ભૂલીને ભવિષ્યકાળ સુધારવો હોય તો વર્તમાનકાળ સુધારો. જેનો વર્તમાનકાળ સુધર્યો તેનો ભવિષ્યકાળ અવશ્ય સુધરે છે. માટે હવે મારે શું કરવું છે તે તમે નક્કી કરો. ધર્મનું કાર્ય કરવાના ભાવ આવે તે જ વખતે કરી લો. તેમાં ઢીલ કરશો નહિ. ધર્મના કાર્યમાં આગેકૂચ કરો ને પાપના કાર્યમાં પીછે હઠ કરો.

ગજસુકુમાલ ભગવાનની વાણી સાંભળીને જાગ્યા. તેથી કહે છે મને સંસાર દુઃખરૂપ લાગે છે. મોટાભાઇ! માતાને સમજાવીને તમે જલ્દી આજ્ઞા અપાવો, ત્યારે કૃષ્ણજી કસોટી કરવા માટે કહે છે ભાઇ! મારી વાત તો સાંભળ ?

**લક્ષ્મી સુખોની લહેરો ઉછળે, નિશદિન ફુલડાં ફોરમ પ્રસારે,**
**દુઃખ શું નિહાળ્યા આ સંસારે, આ સાહ્યબી ત્યાં કુશી સાંપડે છે...**

આપણે ત્યાં લક્ષ્મી અને વૈભવ વિલાસની છોળો ઉછળે છે. આપણા મહેલમાં તો સુગંધ સુગંધ બહેંકે છે. સંગીતના સૂર છુટે છે ને મનોહર નાટકો થાય છે. હીરા, માણેક, મોતી, સોનું, ચાંદી વિગેરેના તો ભંડાર ભર્યા છે. આવું સુખ તો પુણ્યવાનને મળે છે. લોકો આવી સંપત્તિ મેળવવા માટે તપ કરે છે, ત્યારે તને સ્હેજે મળી ગઈ છે. તું જિંદગીભર બેઠો બેઠો ખાઇશ, તારી ઈચ્છા હોય તેટલું દાન કરીશ તો પણ ખૂટશે નહિ. આટલું બધું સુખ છે છતાં તને શું દુઃખ દેખાય છે કે તું દીક્ષા લેવાની વાતો કરે છે ? હમણાં તું દીક્ષાની વાત કરીશ નહિ. આ સાંભળીને ગજસુકુમાલ જડબાતોડ જવાબ આપે છે ને કહે છે મોટાભાઇ! તમે મને કહો છો કે આપણે ત્યાં આટલી બધી સંપત્તિ છે તેને તું ભોગવ, પણ એ સંપત્તિનો સ્વભાવ કેવો છે તે સાંભળો.

**લક્ષ્મી તણી તો પ્રીત ઠગારી, આજે પધારી ને કાલે સીધાવી,**
**ફૂલડાંની ફોરમ બે ઘડી પ્યારી, અંતે બધું નાશ થઇને રહે છે.**

તમે કહો છો કે આપણે ત્યાં આટલી બધી લક્ષ્મી છે, ભંડાર ભરેલા છે તો શું તે બધું શાશ્વત છે? એ બધું ક્યાં સુધી ટકશે? લક્ષ્મીનો સ્વભાવ તો ચંચળ છે. ક્યારે ચાલી જશે તેની ખબર નથી. જેમ ફુલની સુગંધ ઘડી બે ઘડી ટકે છે પછી ઉડી જાય છે તેમ આપણું જીવન પણ નશ્વર છે. તો હવે મારે કોના ભરોસે બેસી રહેવું! જીંદગી જ ક્ષણિક છે ત્યાં તમે કહો છો કે હમણાં દીક્ષાની વાત ન કરીશ તો શું તે વાત બરાબર છે? શું તમે મને લખી આપવા સમર્થ છો કે આ બધું કાયમ ટકવાનું છે. તારું આયુષ્ય લાંબુ છે તો હજુ કંઈક વિચાર કરું. બોલો, ગેરંટી આપો છો? શું હવે કૃષ્ણજી કંઈ કહી શકે ખરા? જ્યાં પોતાના આયુષ્યનો ભરોસો નથી ત્યાં બીજાની વાત ક્યાં કરવી? ગજસુકુમાલ કહે છે ભાઈ! તમારી પાસે તો ત્રણ ખંડનું રાજ્ય છે પણ કદાચ ત્રણને બદલે તમને છ ખંડનું રાજ્ય મળી જાય તો પણ જે સુખ ત્રિલોકીનાથ નેમનાથ પ્રભુ પાસે છે તે તમારી પાસે નથી. છ છ ખંડના સ્વામી ચક્રવર્તીઓએ પણ દીક્ષા લીધી છે. માટે એક વાત સમજી લો કે સાચું સુખ સંયમમાં છે. ગજસુકુમાલનો જવાબ સાંભળીને કૃષ્ણજી સ્થિર થઇ ગયા. અહો! આ મારો લઘુ બંધવો કેવા સચોટ જવાબ આપે છે! એનામાં આવી તાકાત ક્યાંથી આવી ગઈ! ગજસુકુમાલનો જવાબ સાંભળ્યા પછી વધુ પરીક્ષા કરવા કૃષ્ણ વાસુદેવ કહે છે ભાઈ! તું દીક્ષા લઈશ પણ પછી સગાવહાલાં કોઈને યાદ નહી કરાય આખો સંસાર તારે ભૂલવો પડશે. તે ઘણું દુષ્કર છે. ગજસુકુમાલ કહે છે જેને સંયમ લેવો છે તેને માટે કંઈ દુષ્કર નથી. આ સંસારમાં કોણ કોનું છે? હું તો સંસારનાં સર્વ સબંધો સ્વાર્થથી ભરેલા દેખું છું પછી યાદ શા માટે કરું? હજુ કૃષ્ણવાસુદેવ તેમની સામે કેવી દલીલો કરશે ને ગજસુકુમાલ શું જવાબ આપશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર**: ભીમ તો ઘસઘસાટ ઉંઘી ગયો હોય તેવો દેખાવ કરીને સૂઈ ગયો. એટલામાં બક રાક્ષસ ત્યાં આવ્યો. વધશિલામાં હૃષ્ટપુષ્ટ શરીરવાળા ભીમને સૂતેલો જોઈને તેને ખૂબ આનંદ થયો કે અહો! આજે તો કોઈ તગડા શરીરવાળો લોહી માંસથી પુષ્ટ માણસ આવ્યો છે એટલે આપણને ખૂબ મઝા આવશે. રોજ તો સૂકાયેલા હાડપિંજર જેવા માણસો આવે છે એમાં મારું પેટ માંડ ભરાય છે, પણ આજે તો મારા સાથીદારોના પણ પેટ ભરાશે. અહો મારા મિત્રો! આજે તો એવો માણસ આવ્યો છે કે આ શિલામાં સમાતો નથી, પણ મારા માટે બલિ (રાંધેલા ચોખા) કેમ નથી લાવ્યો? તેમ બોલતો ગુસ્સે થઈને લાતો મારવા લાગ્યો પણ ભીમનું રૂંવાડું ફરકતું નથી કે હાલતોચાલતો નથી. એકદમ સ્થિર સૂઇ રહ્યો, ત્યારે રાક્ષસના મનમાં થયું કે આ કોઇ જબરો માણસ લાગે છે. બીજા બધા તો બિચારા મારો અવાજ સાંભળીને થરથર ધ્રુજે છે. આને તો કંઈ અસર લાગતી નથી. મડદું તો નથી ને?

**"ક્રોધે ભરાયેલો રાક્ષસ ભીમને બટકા ભરવા લાગ્યો"**: એમ વિચાર

કરીને રાક્ષસે ભીમે ઓઢેલી ચાદર ખસેડીને ભીમના પુષ્ટ શરીર ઉપર જોરથી બટકા ભરવા માંડયા. એના મનમાં કે હું બટકા ભરીને તાજું માંસ ખાઇ લઉં પણ આ વ્યક્તિ કોણ છે તેની તેને કયાં ખબર છે! ભીમના શરીરને બટકા ભરતાં એના દાંત બુઠ્ઠા થઈ ગયા. એના બધા દાંત પડી ગયા ને લોહી નીકળવા લાગ્યું, ત્યારે એની છાતીમાં એણે તીક્ષ્ણ છરા જેવા નખ માર્યા પણ ભીમને કાંઈ ન થયું. ઉલ્ટા રાક્ષસના મજબૂત નખ તૂટી ગયા. ભીમ તો જાણે લોખંડનો પાટડો પડયો હોય તેની માફક સ્થિર પડી રહ્યો. આ જોઈને રાક્ષસ ખૂબ આશ્ચર્ય પામ્યો કે આવો વજ્રકાય જેવો માણસ કોણ હશે? હું રાક્ષસ છું ને એ માનવ છે છતાં એણે માર. દાંત અને નખ તોડી નાંખ્યા. એનું લોહી પીવાને બદલે મારા મોઢામાંથી લોહી નીકળે છે. એને કંઈ થતું નથી. એણે તો મારી કેવી દુર્દશા કરી! એ દુષ્ટને બરાબર શિક્ષા કરવી જોઈએ. ભલે ને ગમે તેટલો જબરો કેમ ન હોય, પણ હું તેને બરાબર બતાવી દઈશ. એમ કહી ક્રોધે ભરાઈ એના સાથીદારોને કહ્યું. ચાલો, આ તગડાને અહીંથી ઉઠાવીને આપણું સ્થાન પર્વત છે ત્યાં લઇ લો. ત્યાં આપણી રાક્ષસોની સભા ભરીને સભા વચ્ચે બધા ભેગા થઈને તલવારથી એના શરીરના ટુકડે ટુકડા કરીને આપણે બધા ઉજાણી કરીશું. ઘણાં રાક્ષસો ભેગા થઈને ભીમને ઉંચકવા આવ્યા પણ કેમે કર્યો ભીમ ઊંચકાતો નથી. મહામુશીબતે ઉંચો કર્યો ત્યાં ભીમે એવું વજન મૂકયું કે બક રાક્ષસના અનુચર રાક્ષસો પડી ગયા, કંઈક ઉંધા પડયા ને દાંત ભાંગી ગયા, કંઈકના નાક છુંદાઈ ગયા ને કંઈક બેભાન થઇ ગયા ને તેમના મોઢામાંથી લોહી નીકળવા માંડયું. તેથી બધાને ખૂબ ક્રોધ આવ્યો અને જેમ તેમ કરીને માંડ માંડ ભીમને પહાડ ઉપર લઈ ગયા ને જોરથી જમીન પર પછાડયો છતાં ભીમને કંઇ ન થયું, સ્હેજ ઉંકાર પણ ન કર્યો.

**"મંદિરે આવેલો દેવશર્મા"**: આ તરફ દેવશર્મા પોતાના કુટુંબ સહિત કુળદેવીને પ્રણામ કરીને જલ્દી પોતાને ઘેર આવ્યો, પણ બક રાક્ષસ પાસે માણસોને ભોગ દેવા માટે જે ગાડી રોજ લેવા આવતી હતી તે ગાડી ન જોઇ એટલે દોડતો જંગલમાં ગયો. ત્યાં તેણે વધશિલા પાસે ભીમની ગદા અને પગલાના ચિન્હો પડેલા જોઈને પૂજારીને પૂછયું ભાઈ! મને આવતાં મોડું થઈ ગયું એટલે મને તેડવા આવેલી ગાડી કોણ જાણે કયાં ચાલી ગઈ તે ખબર ન પડી એટલે હું દોડતો અહીં આવ્યો છું. તો રાક્ષસ આવી ગયો? તે કેમ દેખાતો નથી? તે કયાં ગયો? ત્યારે પૂજારીએ બધી વાત કરી અને છેલ્લે કહ્યું કે તમે તો વધપુરુષનો વેશ પહેરીને આવ્યા છો અને એ પુરૂષ વધના વેશમાં આવ્યો ન હતો એટલે મને તો લાગે છે કે તમારા બદલે એ પવિત્ર પુરૂષ રાક્ષસના ભક્ષણ માટે આવ્યો હશે ને નક્કી રાક્ષસો તલવારથી તેના શરીરનાં ટુકડા કરીને તેને ખાઇ ગયા હશે.

**માતા કુંતાજી પાસે દેવશર્માનો કલ્પાંત**: પૂજારીના મુખેથી વાત સાંભળીને

દેવશર્મા ખૂબ રડવા લાગ્યો, છાતીને માથા કૂટવા લાગ્યો. અરેરે....ક્યાં એ પારસમણી જેવો પવિત્ર પુરૂષ અને ક્યાં હું કાચના ટુકડા જેવો ! મારે ઘેર મહેમાન થઈને તમે આવ્યા ને કાચના ટુકડા જેવો મને બચાવીને તમે રાક્ષસના ભોગ બની ગયા ! અરેરે.... તમે જીવ્યા હોત તો ઘણાં માણસોનો ઉધ્ધાર કરત, તમે ઘણાંને દુઃખથી મુક્ત કરત અને હું શું કરી શકવાનો છું ? મને મૂકીને તમે ક્યારે ચાલ્યા ગયા? આમ રડતો કકળતો વિલાપ કરતો દેવશર્મા ઘેર આવી કુંતાજીને કહેવા લાગ્યો. માતા ! તમે આપના પુત્રને શા માટે મોકલી દીધા ? મારા બદલે મહેમાનને મોકલવા તે મારી માણસાઈ ન કહેવાય, બેઇમાની કહેવાય. આજે તો કાળો કેર થઇ ગયો. મારા જીવતર માટે આવા પવિત્ર પુરૂષનો ભોગ અપાઇ ગયો ! ધિક્કાર છે મારા જીવતરને ! મારે જીવીને શું કામ છે ? અરેરે....હું કુળદેવીના દર્શન કરવા ન ગયો હોત તો સારું થાત. આવાં પવિત્ર પુરૂષ રાક્ષસનો ભોગ ન બનત ને ? તમે ચાર ભાઈઓ અને આ માતા તમે બધા મારી પત્ની અને બે બાળકોને સંભાળજો. હું ગળે ફાંસો ખાઇને મરી જઈશ. મને હવે એક ક્ષણ જીવવું ગમતું નથી. આમ કહી ખૂબ કલ્પાંત કરવા લાગ્યો. ત્યારે કુંતાજીએ કહ્યું બેટા ! તું ચિંતા ન કરીશ. એ મારો દીકરો કોઇથી માર્યો જાય તેવો નથી. એનો કોઈ વાળ વાંકો કરી શકે તેમ નથી. તું જો તો ખરો. હમણાં રાક્ષસને મારીને હસતો ને કૂદતો આપણી પાસે આવશે, ત્યારે દેવશર્માએ કહ્યું આપને ભલે એમ લાગતું હોય પણ હું તો પૂજારીના મુખેથી વાત સાંભળીને આવ્યો છું. એટલે મને લાગે છે કે મારો ભાઇ રાક્ષસનો ભોગ બની ગયો હશે, ત્યારે કુંતાજી અને દ્રૌપદી કહે કે એ બને જ નહિ,

**"પાંચ પાંડવો પરિવાર સહિત બક રાક્ષસના વનમાં આવ્યા"** : દેવશર્માએ કહ્યું કે જો તમને મારી વાત ઉપર વિશ્વાસ ન હોય તો મારી સાથે ચાલો. પૂજારી તમને બધું કહેશે. એટલે ચારે ભાઈઓ, કુંતાજી અને દ્રૌપદી બધા બક રાક્ષસના વનમાં તેના મંદિર પાસે આવ્યા, ને પૂજારીને ભીમ વિષે પૂછયું. એટલે તેણે બધી વાત કહી સંભળાવી. પૂજારીના મુખેથી બધી વાત સાંભળીને બધા ઉદાસ થઇ ગયા. ગમે તેટલી હિંમત રાખે પણ માતાનો જીવ છે ને ! એમના મનમાં થયું કે બક રાક્ષસ એકલો હોય તો જરૂર ભીમ એને મારી નાંખે પણ ઘણાં રાક્ષસો ભેગા થઈને કદાચ ભીમને મારી નાખે. પહાડ ઉપર એકલો શું કરે ? આપણને એના સમાચાર કોણ આપે ? આમ ચિંતાતુર બની એક ઝાડ નીચે બેસીને બધા રડવા લાગ્યા, ત્યારે યુધિષ્ઠિરે બધાને આશ્વાસન આપતાં કહ્યું કે તમે બધા રડો નહિ, ઝૂરો નહિ. મારા ભાઇનું શરીર લોખંડી છે. તેને રાક્ષસ કાંઈ કરી શકે તેમ નથી. ચોખાનો દાણો ભાંગવો કે રાક્ષસ મારવો બંને સમાન છે. હમણાં જ મારો ભાઇ દોડતો આવશે. આ પ્રમાણે યુધિષ્ઠિર બધાને કહેતાં હતાં.

આ સમયે આકાશમાંથી ભીમનું મસ્તક બધાની વચમાં આવીને પડયું. આ જોતાં બધાની ધીરજ ચાલી ગઇ. અરેરે....આ શું થઇ ગયું ? કોઇથી નહિ ડરનાર ભીમને કોણે મારી નાંખ્યો ! અત્યાર સુધી તેઓ માનતા હતા કે મારો ભીમ મરે નહિ પણ અત્યારે ભીમનું કપાયેલું માથું જોઈને જાણે મોટો બોંબ પડયો હોય તેવો આઘાત લાગ્યો ને બધા બેભાન થઈને પડી ગયા. થોડીવારે ભાન આવ્યું ત્યારે ભીમના ગુણોને યાદ કરી કરીને સૌ રડવા લાગ્યા. અરેરે....બેટા ! તને શું થયું ? તું કેટલો પરોપકારી સાહસિક વીર છે ! ભયંકર વનમાં થાકી ગયા ત્યારે તું અમને બધાને ઉચકીને ચાલ્યો. બધા તરસ્યાં થયા ત્યારે તેં પાણી લાવીને પીવડાવ્યું. તારી સહાયથી મોટા મોટા વન ઓળંગી ગયા, ને હવે તું અમને મૂકીને કયાં ચાલ્યો ગયો ? તારા વિના અમે શું કરીશું ? યુધિષ્ઠિર ભીમના મસ્તક સામું જોઈને કહે છે હે મારા લાડીલા વીરા ! હે વીર રત્ન ! મોટા મોટા રાક્ષસોને ચપટીમાં ચોળી નાંખનાર એવા તને બક રાક્ષસે કેવી રીતે માર્યો ? અર્જુન બક રાક્ષસને મારીને વૈરનો બદલો લેશે પણ અમે તારા વિના કેવી રીતે જીવી શકીશું ! તું જો તો ખરો, આપણી વૃદ્ધ માતા તારા વિના કેટલી ઝૂરે છે ! દ્રૌપદી અને માતાજી બંને બેભાન બની ગયા છે. કુમળા ફૂલ જેવા સહદેવ અને નકુળ કરમાઈ ગયા છે. અર્જુન પણ ઝૂરે છે. અરેરે....મારા લાડીલા વીરા ! તારી વજ્ર જેવી કાયાને કોઈ અડવા સમર્થ નથી તો તને રાક્ષસે માર્યો કેવી રીતે ? કેવળી ભગવંતે ભાંખ્યું છે કે પાંચે ભાઈઓ વનના દુઃખ વેઠી રાજ્ય મેળવી સુખ ભોગવીને દીક્ષા લેશે ને કર્મો ખપાવી મોક્ષમાં જશે અને આ શું બન્યું ? કેવળી ભગવંતના વચન ત્રણ કાળમાં કદી મિથ્યા ન થાય. સૌના મનમાં નિશ્ચય થઇ ગયો કે ભીમ મરણ પામ્યો છે એટલે બધાએ નક્કી કર્યું કે ભીમ વિના આપણે જીવવું નથી. આપણે ચિતા ખડકીને બળી મરીશું.

**ભીમના વિયોગથી મરવા તૈયાર થયેલા પાંડવો તથા દ્રૌપદી :** દ્રૌપદીએ ખોળામાં ભીમનું માથું લીધું, અને ચાર ભાઇઓ અને દ્રૌપદી ચિતા ખડકીને બળી મરવા તૈયાર થયા, ત્યારે કુંતાજી કહે છે મારા પાંચ પાંચ પુત્રો અને વહુ મરી જાય ને હું જીવતી રહું ! ધિક્કાર છે મારા જીવનને ! મારે પણ જીવવું નથી એટલે કુંતાજી મરવા તૈયાર થયા. આ બધાને મરવા તૈયાર થયેલા જોઈને દેવશર્માને ખૂબ દુઃખ થયું કે અહો ! મને એકને બચાવવા જતાં કેટલા જીવોના મોત થશે ! હું પણ ગળે ફાંસો ખાઈને મરી જાઉં. હવે ત્યાં શું બનશે તેના ભાવ અવસરે.



## વ્યાખ્યાન નં. ૯૩

આસો સુદ ૧૧ ને શનીવાર તા. ૨૨-૧૦-૭૭

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! અનંતજ્ઞાની, ત્રિકાળદર્શી અરિહંત ભગવંતોએ જગતના જીવોના ઉધ્ધાર માટે સૂત્રની પ્રરૂપણા કરી. અંતગડ સૂત્રના આઠમા અધ્યયનમાં ગજસુકુમાલનો અધિકાર ચાલે છે. ગજસુકુમાલને સંયમની લગની લાગી છે. એમને સંયમ ધર્મનું સ્વરૂપ સમજાઇ ગયું છે. અહિંસા, સંયમ અને તપ એ શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ ધર્મ છે. તે મંગલ સ્વરૂપ છે. આ ધર્મ જેના જીવનમાં પરિણમે છે તેમને મોટા મોટા દેવતાઓ નમે છે. જેનું જીવન અહિંસામય છે તેની એક પણ પ્રવૃત્તિ એવી ન હોય કે જેનાથી બીજા જીવોને દુઃખ થાય. ક્યાંય એ હિંસાનું નિમિત્ત ન બને. સંયમીને દુનિયાના દરેક જીવો પ્રત્યે કરૂણા ભાવ હોય છે. તે મનથી કોઈ પણ જીવની લાગણી દુભાય તેવું વર્તન કરે નહિ, અને વાણી પણ મીઠી ને નિર્દોષ બોલે કે જેથી કોઈ જીવને દુઃખ ન થાય.

બીજો ધર્મ છે સંયમ. આપ જાણો છો ને કે પાંચ ઇન્દ્રિયો રેઈસના ઘોડા જેવી છે. એના ઉપર નિયંત્રણ હોય તો જ તે કાબુમાં રહી શકે છે. એ ઇન્દ્રિયો પર સંયમ રાખવો જોઈએ અને સંયમ વડે ઈન્દ્રિયોનો સુંદરમાં સુંદર ઉપયોગ કરવો જોઇએ. આંખ દ્વારા શાસ્ત્રનું વાંચન કરી આત્મામાં ઉત્તમ ભાવો લાવી શકાય. કાન દ્વારા વીતરાગ પ્રભુની વાણી સાંભળવી. આ રીતે પાંચે ઈન્દ્રિયોનો સદુપયોગ થાય તો જીવન નંદનવન જેવું બની જાય. અહિંસા, અને સંયમ પછી ત્રીજો તપનો નંબર છે. તપ દ્વારા અનંતભવનાં કર્મો ખપાવી શકાય છે. અત્યારે આયંબીલની ઓળીના પવિત્ર દિવસો ચાલે છે. જેમણે ઓળી કરી છે તેઓ તો મહાન લાભ મેળવે છે, પણ જે ખાવાપીવામાં ને શરીરને સાચવવામાં જ રહી ગયા તેઓનું શું? ભગવાને છ પ્રકારે બાહ્યતપ અને છ પ્રકારે આભ્યંતર તપ બતાવ્યો છે. જો તમારાથી બાહ્યતપ ન બને તો આભ્યંતર તપ તો જરૂર કરો. માણસને કોઈ પણ ક્ષેત્રમાં આગળ વધવું હશે તો જીવનમાં તપ અવશ્ય જોઈશે. દેવો મનુષ્યને નમસ્કાર કરે છે તેનું કારણ એક જ છે કે અહિંસા, સંયમ અને તપ તેની પાસે નથી. આ ત્રણ વસ્તુ જેની પાસે હોય છે તેના આત્માનો વિકાસ થાય છે અને તે આત્મદર્શન કરી શકે છે. માનવદેહ દ્વારા આ ત્રણની સાધના કરી શકાય છે, અને તેનાથી મોક્ષ મેળવાય છે.

ગજસુકુમાલને મોક્ષમાં જવાની લગની લાગી છે એટલે તે સંયમ લેવા તૈયાર થયા છે. કૃષ્ણવાસુદેવ તેને ખોળામાં બેસાડીને કહે છે મારા લાડીલા લઘુ બંધવા! આ ભર યુવાનીમાં ચારિત્ર પાળવું ખૂબ કઠીન છે. "महासमुद्र इव भुयाहि दुत्तरे" જ્યારે સમુદ્રમાં પાણીના મોજાં ઉછળતાં હોય, વળી મગરમચ્છો ઉછાળા મારતા હોય અને

સમુદ્ર બરાબર તોફાને ચઢેલો હોય તેવા સમુદ્રને બે ભુજાથી તરવો મુશ્કેલ છે છતાં કોઈ દૈવી સહાયથી એવો ભયંકર સમુદ્ર કોઇ તરી શકે પણ આ ભરયુવાનીમાં સંયમ પાળવો તે તેનાથી પણ વધુ કઠીન છે. "गंगा इव महानदी पडिस्रोय गमणाए" જેમ પ્રવાહની પ્રતિકૂળ દિશામાં જનાર માણસ ગંગા નદીને પાર થવો મુશ્કેલ છે, તેવી રીતે વિષય કષાયોથી પ્રતિકૂળ થઈને આ નિર્ગ્રંથ પ્રવચનનું પાલન કરવું તે અત્યંત કઠીન કામ છે. કારણ કે સંયમ માર્ગમાં ઘણાં ભયંકર અનુકૂળ અને પ્રતિકૂળ પરિષહો તથા ઉપસર્ગો આવવાની સંભાવના છે. તે સમયે જો સમતા ભાવ ન રહે તો ચારિત્રનું પાલન કરવું બહુ કઠીન પડે છે. તું દીક્ષા લઇને ઘરઘરમાં ગૌચરી જઈશ ત્યારે કોઇ તને પ્રેમથી સત્કાર સન્માન કરીને આહાર પાણી વહોરાવશે અને કોઇ કઠોર વચનો કહેશે, કદાચ કોઈ તારું અપમાન કરશે, કોઈ મારવા આવશે, કોઈ વખત ઝાઝી ભૂખ હશે તો ઓછો આહાર મળશે, કોઈ વખત ભાવે નહિ તેવો આહાર મળશે તો પણ તારે હસતે મુખડે ખાઇ જવો પડશે. આ સમયે મનમાં કષાયનો કણીયો નહિ લવાય કારણ કે કષાય આવે તો કર્મબંધન થાય. માટે તું હજુ વિચાર કર. હજુ તું યુવાનીના પગથિયે પગ મૂકે છે તો સંસારના બધા સુખો ભોગવી લે પછી તારા મનમાં એવો વિકલ્પ ન આવે કે મેં આવા સુખો ભોગવ્યા નહિ. વળી તારી કાયા સુકુમાલ છે ને સંયમ માર્ગ અતિ કઠોર છે. તું સંયમ કેવી રીતે પાળી શકીશ. મારી વાત તું સાંભળ.

**સંયમ માર્ગે તો કાંટા ભરાશે, કોમળ કાયાથી શે સહેવાશે,**
**કષ્ટો નિહાળીને મનડું મૂંઝાશે, મનની પીડા દેહને સૂકવે છે....**

સંયમ માર્ગમાં ચાલતાં પગમાં કાંટા ને કાંકરા વાગશે ને લોહીની ધાર થશે છતાં વિહાર કરવા પડશે. આ બધું કષ્ટ સહન કરવાનું આવશે ત્યારે તારા મનમાં ગ્લાનિ થશે કે મેં ક્યાં આ દીક્ષા લીધી! પછી એ ચિંતામાં તારું કોમળ શરીર કરમાઈ જશે. તેના કરતાં તું હમણાં દીક્ષાની વાત છોડી દે. કૃષ્ણ વાસુદેવ પોતાના ભાઇના વૈરાગ્યની કસોટી કરવા માટે આ બધું કહે છે પણ જેને અંતરથી સંયમની લગની લાગી છે તે આવા શબ્દો સાંભળીને સંસારમાં રોકાય ખરો? એને સંયમ કઠીન લાગે ખરો? પોતેપોતાની શક્તિનું માપ કાઢી લીધું છે પછી એને શું ચિંતા?

ગજસુકુમાલ કહે છે મોટાભાઇ! તમે મને શું કહો છો? આ સંસાર તો આશ્રવનું ઘર છે. આશ્રવના ઘરમાં આત્મા નિરંતર પાપકર્મથી લેપાઇ મલીન બનેલો છે. તેને ઉજ્જવળ બનાવવા માટે મારે સંવરના ઘરમાં જવું છે. દરેક જીવોને અભયદાન દેવાનું ઘર સંયમ છે. સંયમ પાળતાં કોઈ પરિષહ કે ઉપસર્ગ આવશે તો તે સહન કરતા કદાચ મારી કોમળ કાયા કરમાઈ જશે તો પણ મને મહાન લાભ થશે.

**જેમ જેમ કાયા દુબળી થવાની, આત્માની શ્રેણી તો ઉંચે જવાની,**
**ઉત્તમ પદની પ્રાપ્તિ થવાની, ભવના ભ્રમણ દોહયલાં દુઃખ દે છે,....**

હે મોટાભાઇ! તમે કહો છો કે તારી કાયા કોમળ છે. સંયમ પંથે જતાં તારી કાયા કરમાઈ જશે. તો સાંભળો. આ કાયા તપ અને સંયમ દ્વારા દુબળી થશે પણ મારો આત્મા તો પાપકર્મના ભારથી હળવો બનીને ઉંચે જશે. તપ કર્યા વિના પુરાણા કર્મો નહિ ખપે. જેમ તુંબડાનો સ્વભાવ તરવાનો છે પણ એ જ તુંબડાના ઉપર કોઈ માટીના મજબૂત અને જાડા લેપ કરીને પાણીમાં મૂકે તો તે તરવાને બદલે પાણીમાં ડૂબી જાય છે, પણ એ લેપ પલળીને ઉખડી જાય છે ત્યારે તુંબડું ઉપર આવે છે તેમ આ દેહ તપથી ભલે સૂકાઇ જાય પણ મારા કર્મો ખપી જતાં આત્મા હળવો બનીને ઉંચે જશે. અને બધા કર્મોનો ક્ષય થતાં શાશ્વત સિદ્ધિપદને પામશે. પછી ત્યાં કોઈ જાતનું દુઃખ નહિ રહે. હે વીરા! સંસારનાં કષ્ટ વેઠવાથી મારું કલ્યાણ નહિ થાય પણ સંયમ માર્ગમાં સમજણપૂર્વક કષ્ટ સહન કરીશ તો મારું કલ્યાણ થશે. માટે હે મારી માતા! હે મારા કૃષ્ણજી વીરા! તમે મને, ઉલ્લાસપૂર્વક દીક્ષાની આજ્ઞા આપો, ત્યારે કૃષ્ણજીએ કહ્યું, ભાઇ! હું તને એમ તો કેવી રીતે આજ્ઞા આપું! મને તો તને રાજા બનાવવાના કોડ છે. ત્યાર પછી "तपणं गजसुकुमाले कुमारे कण्ह वासुदेव अम्मा पियरो य दोच्चंपि तच्चंपि एवंवयासी, एवं खलु देवाणुप्पिया! माणुस्सया कामा असुई असासया वतासया जाव विप्पजहियव्वा भविस्सति।" ગજસુકુમાલે કૃષ્ણવાસુદેવ તથા પોતાના માતાપિતાને બે ત્રણ વખત આ પ્રકારે કહ્યું, હે દેવાનુપ્રિય! કામભોગના આધારભૂત આ સ્ત્રી પુરૂષ સબંધી શરીર અશુચીનું સ્થાન છે. અસ્થિર, અનિત્ય અને અશાશ્વત છે. સડવું, પડવું, નષ્ટ થવું એવો જેનો સ્વભાવ છે. તેથી પહેલા કે પછી એક દિવસ તેને છોડવાનું છે. વમન, કફ, પિત્ત, લોહી, પરૂ, શુક્ર, મલ-મૂત્ર વિગેરે દુર્ગંધી પદાર્થોથી ભરેલું છે. ઉપરથી આ ચામડી મઢેલી છે એટલે આ કાયા સુંદર અને સુકુમાલ તમને દેખાય છે પણ અંદર તો અશુચી ગંદા પદાર્થોથી ભરેલી છે. આ તો ગજસુકુમાલ તેમના માતાપિતાને સમજાવવા માટે કહે છે પણ જીવને આ વાત સમજવા જેવી છે. જે દેહની પાછળ આટલી જહેમત ઉઠાવો છો તે શરીર ઉપરથી સારું દેખાય છે પણ અંદરથી કેવું છે તે જાણો છો ને! કોઈને એકસીડન્ટ થયો હોય તે વખતે તેના શરીરમાંથી લોહી અને માંસના લોચા નીકળી ગયા હોય તે આપણાથી જોઈ શકાય છે? આ બધું જોઇને આપણને ચક્કર આવી જાય છે. સૂગ ચઢે છે. પોતાના શરીરમાંથી બહાર નીકળેલા લોહી, મળ, મૂત્ર વિગેરે અશુચી પદાર્થો પણ જોવા ગમતા નથી તો બીજાની તો વાત જ કયાં કરવી? આ શરીર અનિત્ય, અશાશ્વત અને અસ્થિર છે. એમાં મોહ પામવા જેવું નથી, માટે હે માતા-પિતા અને મોટાભાઇ! મને આજ્ઞા આપો.

આજ મને લગની લાગી, થઈ જાવું મારે વીતરાગી,
રાગ હતો મને કાયા પર, માંસ રૂધિરની માયા પર,
મમતા એની મેં ત્યાગી, થઈ જાવું મારે વીતરાગી.

હજુ દેવકી માતા, વસુદેવ પિતા અને કૃષ્ણવાસુદેવ ગજસુકુમાલને સંયમમાં કેવા કેવા કષ્ટો આવશે તે સમજાવતાં કહે છે હે બેટા! જેમ કપડાની થેલીમાં હવા ભરવી કઠીન છે તેમ ચારિત્રનું પાલન કરવું કઠણ છે. "वालुयाकवले चेव निरस्साए उ संजमे" જેમ રેતીના કોળીયા નિરસ છે તેમ સંયમ માર્ગ નિરસ છે, અને યુવાનીમાં સંયમ પાળવો તે તલવારની ધાર પર ચાલવા જેવો દુષ્કર છે. હે પુત્ર! આ સાધુચર્યામાં જીવનભર તને કયાંય વિશ્રામ નહિ મળે. લોઢાના ભાર જેવો સાધુના ગુણોનો ભાર ગુરૂત્તર ભાર છે કે જેને જીવનભર સુધી નભાવવો અત્યંત કઠીન છે. કોઇ માણુસ ઈચ્છે કે મારે મેરૂ પર્વતને ત્રાજવે તોળવો છે તો શું તે તોળી શકે? "ના". મેરૂ પર્વતને જેમ ત્રાજવે તોળવો મુશ્કેલ છે તે રીતે નિશ્ચલ અને નિઃશંક ભાવે શ્રમણ ધર્મનું પાલન કરવું દુષ્કર છે. અહીં તો તું નાહી ધોઈને સ્વચ્છ ને સુગંધીમય રહે છે પણ સંયમ લીધા પછી જાવજીવ સુધી સ્નાન નહિ કરાય. શરીર ઉપર મેલના થર જામી જશે, વસ્ત્રો મેલાઘેલા દુર્ગંધ મારશે. આ બધું તારાથી કેમ સહન થશે? પણ જેને અંતરંગ વૈરાગ્ય હોય તે કદી પાછો પડે ખરો? 'ના'. જેને સંસાર સુખનો રસ ઉડી ગયો છે તેની સામે કોઇ ગમે તેટલા સંસારનાં સુખોનું વર્ણન કરે તો પણ તેને સંસાર ઉપાદેય ન લાગે. તેવા ગજસુકુમાલે એના માતા–પિતાને કહ્યું કે હે માતા–પિતા! તમે મને ગમે તેમ કહો પણ હવે મને સંસારના સુખો કડવાઝેર જેવા લાગે છે. મને આજ સુધી આ હાડ-માંસ અને લોહીથી ભરેલી કાયા ઉપર મોહ હતો પણ હવે મને તેનો મોહ કે રાગ નથી. જ્યાં રાગ અને રસ ઉડી ગયો ત્યાં દુઃખ કેવું? સ્નાન કરાવવું, ખવડાવવું, પીવડાવવું, પહેરાવવું, ઓઢાડવું, સારૂં, ખોટું બધું દેહને છે, આત્માને નથી. મને દેહનો કે બીજા કોઇનો રાગ રહ્યો નથી. માટે તમે મને દીક્ષાની આજ્ઞા આપો. હજુ ગજસુકુમાલ માતા પિતા તથા કૃષ્ણવાસુદેવને શું કહેશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર: ભીમ માટે છુટી ગયેલી બધી આશાઓ:** ભીમનું મસ્તક પડેલું જોઈને તેને મરેલો માની ચારે ભાઇઓ, કુંતાજી, દ્રૌપદી, દેવશર્મા અને તેનું કુટુંબ બધા મરવા તૈયાર થયા. બધા ચિતામાં બેસીને છેલ્લી વખત પ્રભુને પ્રાર્થના કરવા લાગ્યા. એ સમયે પર્વત ઉપર રાક્ષસોનો ભયંકર અવાજ સંભળાયો. અવાજ સાંભળીને સૌના મનમાં થયું કે નક્કી આ બક રાક્ષસ ભીમને મારીને આપણને બધાને મારવા માટે અહીં આવી રહ્યો છે. બળવાન પાંડવોના મનમાં થયું કે કોઇથી નહિ હારનાર બળવાન ભીમને મારનારો રાક્ષસ કેવો છે! આપણે જોઇએ તો ખરા! યુધિષ્ઠિરે અર્જુનને કહ્યું ભાઇ! આપણા ભાઈને મારનારો દુશ્મન આ તરફ આવી રહ્યો છે. તું ધનુષ્યબાણ લઈને તૈયાર રહેજે ને ભાઇના મૃત્યુનો બદલો લે જે. આ સાંભળીને અર્જુનનું લોહી ઉકળી ગયું. એ બોલી ઉઠયો કે હું એ બક રાક્ષસને મારીને મારા ભાઇનો બદલો ન લઉં તો હું કુંતાનો પુત્ર નહિ. એટલામાં રાક્ષસને જોયો એટલે અર્જુન ધનુષ્યબાણ

લઈને રાક્ષસ તરફ ધસ્યો. દ્રૌપદી કુંતાજી બધા વિકરાળ રાક્ષસને જોઈને થરથર ધ્રુજવા લાગ્યા ને મનમાં વિચાર કરવા લાગ્યા કે જે દુષ્ટ રાક્ષસે બળવાન ભીમને માર્યો તે અર્જુનથી કેવી રીતે મરવાનો છે. હમણાં તે અર્જુનને પણ મારી નાખશે એમ વિચાર કરીને કુંતાજી દ્રૌપદી બધા રડવા લાગ્યા. અરેરે....હમણા તે બધાને ખાઈ જશે. આમ રડતા હતાં ત્યાં શું બન્યું.

**"ભીમના આગમનથી હરખેલા સૌના હૈયા" :**–ભીમ હસતો ને કૂદતો જ્યાં યુધિષ્ઠિર આદિ બધા હતા ત્યાં આવી કુન્તામાતાને પ્રણામ કરીને ઉભો રહ્યો. જ્યાં માણસની આશા જ ન હોય, તે મરી ગયો છે એમ માનીને તેની પાછળ બધા મરવા તૈયાર થયા હોય ત્યાં તે જ વ્યક્તિ આવી જાય તો કેટલો આનંદ થાય! ક્ષણ પહેલાં બધાં ભીમના શોકથી રડતા હતાં. હવે ભીમને જોઈને બધાની આંખોમાં હર્ષનાં આંસુ આવી ગયા. આ સમયનો આનંદ કેવો અવર્ણનીય હોય કે એ તો જે અનુભવે તે જ સમજી શકે. બધા ભીમને ભેટી પડયા. કુંતાજીએ તો ભીમને ખોળામાં બેસાડી દીધો ને પૂછયું બેટા! તું સાચો ભીમ છું ને? હા. તો આ દ્રૌપદીના ખોળામાં જે મસ્તક છે તે કોનું છે? દુષ્ટ રાક્ષસ તો ભીમનું રૂપ લઈને અમને બધાને ઠગવા તો નથી આવ્યો ને? ભીમે કહ્યું–બા! હું બનાવટી ભીમ નથી. સાચો ભીમ છું. એમ કહીને હાથમાં ગદા લઈને બનાવટી માથા પાસે ગયો ત્યાં માથું ઉડી ગયું. પછી એક રાક્ષસ આવ્યો તો તેને પણ ભીમે ધામમાં પહોંચાડી દીધો. આથી યુધિષ્ઠિર આદિ ભાઈઓ તથા દેવશર્મા વિગેરેએ ભીમનો જયજયકાર બોલાવ્યો અને તેને ધન્યવાદ આપ્યા અને બોલી–ઉઠયા કે "પાંચે પાંડવો અજય છે" આવી આકાશવાણી થઇ હતી તે નિષ્ફળ કેમ જાય! તે સિવાય કેવળી ભગવંતે કહ્યું હતું કે પાંચે ભાઈઓ દીક્ષા લઇને મોક્ષમાં જવાના છે. તો કેવળી ભગવંતના વચનો ત્રણ કાળમાં અસત્ય ન હોય, અને દેવશર્મા કહે છે કે કેવળી ભગવાને કહ્યું હતું કે આ નગરીમાં પાંડવો આવશે ત્યારે રાક્ષસનો ઉપદ્રવ મટશે તો એ વાત પણ સત્ય છે. કેવળી ભગવંતના વચનો ત્રણે કાળ માટે શાશ્વત છે. કુંતાજી કહે છે બેટા! તને રાક્ષસ કેવી રીતે લઇ ગયો ને તારું શું થયું? ત્યાં તને કેવા કષ્ટ પડયા? દિકરા! તારું મસ્તક પડેલું જોઈને અમે બધા, દેવશર્મા અને સાવિત્રી બધાં મરવા તૈયાર થયા, અમારા તો હોશકોશ ઉડી થયા હતા પણ તને જીવતો આવેલો જોઈ આજે અમારામાં ચેતન આવ્યું. તું સ્હેજ મોડો આવ્યો હોત તો અમને મરેલા દેખત. દ્રૌપદીને પતિ મળતાં ખૂબ આનંદ થયો. પછી બધા ભેગા થઇને બેઠા અને ભીમ બકવનમાં આવ્યા પછી શું શું બન્યું તે બધી વાત કરવા લાગ્યો.

**એકચક્રા નગરીમાં પાંડવોનો જયજયકાર :**– આ બાજુ એકચક્રા નગરીમાં ખબર પડી કે કોઈ પુણ્યવાન પુરૂષે બક રાક્ષસનો વધ કર્યો છે એટલે સારી નગરીમાં આનંદ આનંદ છવાઈ ગયો. કારણ કે આ તો બધાને દુઃખ હતું, તે દુઃખ જતાં સૌને આનંદ

આનંદ થયો. પ્રજાજનો નાચતા ને કુદતા હર્ષથી વન તરફ આવવા લાગ્યા. કોઈના હાથમાં મોતીના થાળ છે, કોઇના હાથમાં સોનાં ચાંદીના ફૂલ છે, કોઇના હાથમાં ફૂલના હાર છે, કોઈ ગુલાલ ઉડાડે છે. જેમ કોઇ પવિત્ર દિવસ હોય ત્યારે માણસો ભજન મંડળીઓ લઈને નીકળે છે તેમ આ નગરજનો પણ મંડળીઓ લઈને નગર બહાર હર્ષ મનાવવા માટે જવા લાગ્યા. આ વાતની ખબર પડતાં રાજા પણ મોટું લશ્કર લઈને હર્ષ મનાવવા માટે નીકળ્યા. ઢોલ નગરા વિગેરે મંગલ વાજિંત્રો વાગવા લાગ્યા. જાણે કોઈ મોટો ઉત્સવ ન હોય! રાજા અને પ્રજા બધા જ્યાં પાંડવો હતાં ત્યાં આવ્યા. રાજાને આવતા જોઇને ભીમ યુધિષ્ઠિરની બાજુમાં બેસી ગયો ને દ્રૌપદી કુંતાજીની બાજુમાં બેસી ગઇ. રાજા આવીને યુધિષ્ઠિરના ચરણમાં પડી ગયા ને હીરા મોતીથી વધાવ્યા. પ્રજાજનો પણ તેમને હીરા મોતી અને ફૂલથી વધાવવા લાગ્યા. પાંડવોને જોઈને નગરજનો બોલવા લાગ્યા કે આ મહેમાનો તો દેવશર્માને ઘેર ઘણાં વખતથી આવ્યા છે પણ આપણે આ ઉત્તમ આત્માઓને ઓળખ્યાં નહિ. દેવશર્મા કહે કે મેં તો આવ્યા ત્યારથી ઓળખી લીધા હતા કે આ કોઈ પવિત્ર આત્માઓ છે. લોકો દેવશર્માને પણ ધન્યવાદ આપવા લાગ્યા કે ધન્ય છે તમને! તમે તેમને ઘરમાં રાખ્યા તો કાયમ માટે નગરીમાંથી ઉપદ્રવ મટી ગયો. આમ પ્રજાજનો બોલે છે ત્યારે જેના દીકરા, પતિ, મા, બહેન રાક્ષસનો ભોગ બની ગયા છે તેમની આંખમાં આંસુ વહેવા લાગ્યા. હે ભગવાન! તમે વહેલા આવ્યા હોત તો અમારા દીકરા મરત નહિ ને! છતાં હવે શાંતિ થશે એ વિચારે આનંદ મનાવવા લાગ્યા. બધા પાંડવોની સામે બેસી ગયા. જાણે જંગલમાં મંગલ બની ગયું ન હોય! અત્યાર સુધી તો જેને રાક્ષસના ભોગ બનવાનું હોય તે જ આવતાં હતાં. હવે બક રાક્ષસ મરી ગયો એટલે બધા નિર્ભય બનીને આવવા લાગ્યા. રાજા બે હાથ જોડીને કહે છે હે પવિત્ર પુરૂષો આપે અમારી નગરીને નિર્ભય કરીને મહાન ઉપકાર કર્યો છે. આપના જેટલા ગુણ ગાઈએ તેટલા ઓછા છે. એક વખત અમારી નગરીમાં કેવળી ભગવંત પધાર્યા હતા, ત્યારે આ વિષે અમે ભગવાનને પૃચ્છા કરેલી, ત્યારે તે સમયે ભગવંતેકહ્યું કે જુગારમાં હારીને પાંડવો વનવાસ માટે નીકળી ફરતા ફરતા અહીં આવશે અને તે બક રાક્ષસનો વધ કરી નગરીને દુઃખમુક્ત બનાવશે. અમે પાંડવોની ખૂબ રાહ જોઈ પણ હસ્તિનાપુરના એક મુસાફરે ખબર આપ્યા કે કૌરવોએ કપટ કરીને પાંડવોને બાળી મૂક્યા છે તેથી અમે નિરાશ બની ગયા હતા પણ આજે આપે બક રાક્ષસનો વધ કરી નગરજનોને અભયદાન આપ્યું છે તેથી મને તો લાગે છે કે આપ પાંડવો જ છો. કારણ કે કેવળી ભગવંતના વચનો કદી મિથ્યા ન થાય. રાજા યુધિષ્ઠિરના સામું જોઈને કહે છે કે હું આપના કયા શબ્દોમાં ગુણ ગાઉં! આપના ગુણ ગાવા મારી પાસે શબ્દો નથી, ત્યારે યુધિષ્ઠિરે કહ્યું, મેં બકને માર્યો નથી. આ મારા નાના ભાઇ ભીમે બકને માર્યો છે. રાજાએ પુછ્યું હે પરાક્રમી પુરૂષ! તમે બક રાક્ષસને

કેવી રીતે માર્યો? આ સમયે ભીમ મૌન રહ્યો. કારણ કે મહાનપુરૂષો કદાપિ પોતે પોતાની પ્રશંસા કરતાં નથી. જેમ "હીરા મુખસે ના કહે લાખ હમારા મૂલ" હીરો ગમે તેટલો કિંમતી હોય પણ તે એમ નથી કહેતો કે હું આવો મૂલ્યવાન છું એના મૂલ્ય તો ઝવેરી જ કરે. એ રીતે ભીમ મૌન રહ્યો.

**"બક રાક્ષસનો પુત્ર ભીમના ચરણમાં"** આ સમયે આકાશમાંથી એક વૃધ્ધ અને એક યુવાન બે વિદ્યાધરો નીચે ઉતર્યા ને ભીમની સામે મસ્તક નમાવીને ઉભા રહ્યા. યુધિષ્ઠિરે તેમને પૂછયું કે તમે કોણ છો? ત્યારે વૃધ્ધપુરૂષે કહ્યું અમે બંને વિદ્યાધરો છીએ. તેમાં હું બક રાક્ષસનો દુર્બુધ્ધિ નામનો મહામંત્રી છું, અને આ મહાબલ તેમનો પુત્ર છે. જ્યારે બક રાક્ષસનું મરણ થયું ત્યારે તેઓ લંકા ગયા હતા. લંકાથી આવ્યા ત્યારે તેમણે પિતાના મૃત્યુની વાત જાણી અને મને પૂછયું કે મારા પિતાજીને મારનાર કોણ બળવાન આ દુનિયામાં પાકયો? ત્યારે મેં તેને કહ્યું કે એક સ્થૂલ શરીરવાળો માણસ આવ્યો હતો, તેને બકરાજ બટકા ભરવા ગયા તો તેના દાંત પડી ગયા. નખ માર્યા તો નખ તૂટી ગયા. છેવટે મહામુશીબતે તેને ઉંચકીને પર્વત ઉપર લઈ આવ્યા તેમાં પણ ઘણા પડી ગયા, હાથ પગ ભાંગી ગયા ને ખૂબ હેરાન થઈ ગયા. પર્વત ઉપર લાવીને સુવાડયો છતાં સ્હેજ ઉંચો નીચો થયો નહિ પણ જ્યાં બકરાક્ષસ સૂર્યહાસ તલવાર ખેંચીને તેને કાપવા માટે ગયા ત્યાં તે છલાંગ મારીને સિંહની માફક ઉઠયો ને બંને વચ્ચે ભયંકર યુધ્ધ થયું. કોણ જીતશે અને કોણ હારશે તેનો નિશ્ચય થઈ શકે તેમ ન હતો. ઘણી વાર યુધ્ધ કર્યા પછી તે બળવાન પુરૂષે અમારા બકરાજાને મૂર્છિત કર્યા ને અંતે તેમને મારી નાંખ્યા. આ બધી વાત જાણ્યા પછી મહાબલે ભીમને મારીને પિતાનું વૈર લેવાનું નક્કી કર્યું. શસ્ત્ર લઈને સૈન્ય સજ્જ થયું ત્યારે અમારા કુળદેવીએ અવાજ કરીને કહ્યું કે તમે ભીમને મારવા જાઓ છો પણ પાંચે ભાઈઓ મહાબળવાન અને મોક્ષગામી જીવો છે. તેમની સાથે લડાઈ કરીને જીતી શકશો નહિ, માટે લડાઇ કરવાનું છોડી ભીમની પાસે જઇને તેમનો વિનય કરો, તેમની સેવા કરો અને તેમની કૃપા મેળવો તો તમારું કલ્યાણ થશે. આ પ્રમાણે કુળદેવીના કહેવાથી અમે આપની સેવામાં હાજર થયા છીએ. તો આપ અમને કંઇ સેવા ફરમાવો. ત્યારે યુધિષ્ઠિર તથા ભીમે કહ્યું કે જો તમે સાચા દિલથી અમારી પાસે આવ્યા હો તો આજથી કોઇ પણ માણસનો વધ કરવો નહિ તેવી પ્રતિજ્ઞા કરો.

**યુધિષ્ઠિરના કહેવાથી બકરાક્ષસપુત્રે કરેલો હિંસાનો ત્યાગ:** યુધિષ્ઠિરના કહેવાથી તેમણે કોઈ મનુષ્યને નહિ મારવાની પ્રતિજ્ઞા કરી. પછી યુધિષ્ઠિરે દુર્બુધ્ધિને પૂછયું કે મારો ભાઈ જીવતો આવ્યો છે. તે પહેલા તેનું મસ્તક અહીં કોણે નાંખ્યું હતું? ત્યારે દુર્બુધ્ધિએ કહ્યું કે અમે વિચાર કર્યો કે ભીમ મહાબળવાન છે તો તેના ભાઇઓ પણ બળવાન હશે! જો તે જીવતા હશે તો વૈર લેવા આવશે. તેથી

અમે વિદ્યાના બળથી ભીમનું મસ્તક બનાવીને તમારી વચમાં નાંખ્યું. જેથી તમે ભીમ મરી ગયો છે તેમ માનીને બધા મરી જાઓ પણ તમે બધા મહાપુણ્યવાન છો કે ભીમે રાક્ષસનો વધ કર્યો અને તમને બળતાં પહેલાં તો ભીમ અહીં પહોંચી ગયો ને તમે બધા જીવી ગયા. અહીં આવ્યા પછી જે રાક્ષસને ભીમે માર્યો તે અમારો અનુચર હતો. આ રીતે ભીમના પરાક્રમની વાતો સાંભળીને સૌને ખૂબ આનંદ થયો, ને ભીમનો જયજયકાર બોલાવ્યો. યુધિષ્ઠિરે મહાબલને તેના પિતાનું રાજ્ય પાછું સોંપી દીધું. યુધિષ્ઠિરની ઉદારતા જોઈને મહાબલને તથા એકચક્રા નગરીના રાજાને ખૂબ આનંદ થયો. હવે રાજા પાંડવોને વાજતે ગાજતે નગરમાં પ્રવેશ કરાવશે ને શું બનશે તેના ભાવ અવસરે.



## વ્યાખ્યાન નં. ૯૪

**આસો સુદ ૧૨ ને રવિવાર** **તા. ૨૩-૧૦-૭૭**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! અનંતજ્ઞાની સર્વજ્ઞ ભગવંતોએ જગતના જીવોના કલ્યાણ માટે અમૃતમય વાણી પ્રકાશી. તેમાં ફરમાવે છે કે હે આત્માઓ! આ જીવન કાચા સૂતરના તાર જેવું ક્ષણિક છે. ઉત્તરાધ્યયન સૂત્રમાં ભગવંત બોલ્યા છે કે

असंखयं जीवियं मा पमायए जरोवणीयस्स हु नत्थि ताणं ।
एवं वियाणाहिं जणे पमत्ते, किंण्णु विहिंसा अजया गहिन्ति ॥ અ. ૪. ગા. ૧

જીવનદોરી તૂટયા પછી સંધાશે નહિ, માટે પ્રમાદ કરશો નહિ. વૃધ્ધાવસ્થામાં કોઈ હાથ પકડશે નહિ. માટે વિચાર કરો કે પ્રમાદી, હિંસક અને સંયમ વગરના જીવને કોનું શરણ મળશે? આ ગાથાનો ભાવ તમે સમજી ગયાને? કપડું ફાટયું હોય તો સાંધી શકાય, વાસણ તૂટયું હોય તો સાંધી શકાય, ઘર ભાંગ્યું હોય તો ફરીને નવું બનાવી શકાય. તમારો કોઈ દાગીનો તૂટયો હોય તો ફરીને સંધાવી શકાશે પણ આયુષ્ય તૂટયા પછી ફરીને સાંધી શકાતું નથી. માટે અનંતજ્ઞાની મહાપુરૂષો આપણને કહે છે કે આ આયુષ્યનો સૂર્ય અસ્ત પામ્યો નથી ત્યાં સુધી પરલોકની લાંબી મુસાફરી માટે સત્કર્મનું ભાતું ભરી લો. તેમાં સ્હેજ પણ પ્રમાદ ના કરો.

જેમને જીવનની ક્ષણિકતા સમજાઈ છે તેવા ગજસુકુમાલને તેમના માતા-પિતા અને ભાઇ બધાએ સંયમની દુષ્કરતા સમજાવી કે હે ભાઈ! સંયમ માર્ગ બહુ દુષ્કર છે. ત્યાં તને આવા કષ્ટો પડશે. તું કેમ સહન કરી શકીશ? પણ જેનું મન સંયમમાં લાગી ગયું છે. જેના ચિત્તમાં ત્યાગની રમણતા હોય તે આવી વાતો સાંભળીને પાછો ન પડે, પણ જેમ માટીનો ગોળો અગ્નિમાં તપે તેમ વધુ મજબૂત થતો જાય છે તેમ વૈરાગી આત્માની જેમ જેમ કસોટી થાય છે તેમ તેમ તે વધુ મજબૂત બનતો જાય છે.

વસુદેવ રાજા, દેવકીરાણી અને કૃષ્ણવાસુદેવને લાગ્યું કે હવે અમારો લાડકવાયો કોઈ રીતે સંસારમાં રહે તેમ નથી. તેનો નિર્ણય અફર છે, ત્યારે કહે છે કે

**સંયમ સંયમ ઝંખે તારૂં મન, પણ સંયમ માર્ગ નિરાળો છે,**
**તને ખ્યાલ હશે આ મારગમાં (૨) કંટક વચ્ચે ક્યારો રે...સંયમ**

હે દીકરા! સંયમ લેવા માટે તારું મન તલપાપડ થઈ રહ્યું છે. સંયમમાં તારે કેવા કેવા કષ્ટો સહન કરવા પડશે તે વાત અમે તને બરાબર સમજાવી છે ને હજુ પણ કહીએ છીએ કે સંયમ માર્ગ તદ્દન નિરાળો છે. ત્યાં તારે સંસારીઓના સ્નેહથી અલિપ્ત રહેવું પડશે. સંયમ એ કાંટાળો માર્ગ છે. ગુલાબનું ફૂલ સુંદર દેખાય છે. તેનામાં સૌરભ મહેંકે છે, સૌ ગુલાબનું ફૂલ લેવા ઈચ્છે છે પણ ગુલાબના છોડને કાંટા હોય છે એટલે ગુલાબનું ફૂલ મેળવવું બહુ મુશ્કેલ છે. તે સિવાય ગુલાબનું ફૂલ કાંટામાં રહેવા છતાં સદા હસતું ને ખીલતું રહે છે, તેમ હે દીકરા! સંયમ ગુલાબના ફૂલ જેવો છે. તેને ફરતી ઉપસર્ગો અને પરિષહોની કાંટાળીવાડ છે. સંયમનું પાલન કરતાં ભૂખ-તરસ ઠંડી-ગરમી, આક્રોશવચન, દંશમશ, તાડનમાડન રૂપ ઘણાં કાંટા વાગશે તે વખતે તારે સમભાવ રાખીને હસતા ચહેરે રહેવું પડશે. આ બધું તું સારી રીતે જાણે છે ને?

ગજસુકુમાલ કહે છે હે મારા વડીલો! હું બધું સમજીને જાણીને દીક્ષા લઉં છું. જે સૈનિક શત્રુની સામે સામનો કરવા શૂરવીર બનીને નીકળ્યો છે તે ચકચકતી નગ્ન તલવાર જોઈને ડરી જાય કે મને વાગશે તો મારું માથું કપાઈ જશે. એવા ડરથી જો પીછે હઠ કરે તો એ સૈનિક કહેવાય? 'ના'. સાચો શૂરવીર સૈનિક ડરે નહિ. એ તો મરણીયો થઈને લડે, તેમ જેને કર્મશત્રુની સામે કેશરિયા કરવા હોય તે પરિષહથી ડરે નહિ એ તો શૂરવીર થઈને દઢતાથી બધું સહન કરે, પણ સંયમમાં આવતાં કષ્ટો જોઈને પીછે હઠ ન કરે. જે પીછેહઠ કરે તે કાયર કહેવાય. હું એવો કાયર નથી. માટે હવે તમે મને સંસારમાં વધુ સમય રોકશો નહિ. જલ્દી આજ્ઞા આપો. तएणं तं गजसुकुमालं कण्हे वासुदेवे अम्मापियरो य जाहे नो संचाएति बहुयाहिं अणुलोमाहि जाव आघवित्तए ताहे अकामा चेव एवं वयासी तं इच्छामो णं ते जाया। एगदिवसमवि रज्जसिरिं पासित्तए ત્યાર પછી કૃષ્ણવાસુદેવ, વસુદેવરાજા અને દેવકી રાણી જ્યારે ગજસુકુમાલને અનેક પ્રકારનાં અનુકૂળ, પ્રતિકૂળ કથનથી સમજાવી શક્યા નહિ ત્યારે અસમર્થ બનીને તેઓ કહેવા લાગ્યા કે હે પુત્ર! એક દિવસ માટે પણ તને અમે રાજસિંહાસને બેસાડી તારી રાજ્યશ્રી જોવા ઈચ્છીએ છીએ, એટલે કે અમે તને દ્વારકા નગરીનો રાજા જોવા ઇચ્છીએ છીએ. માટે એક દિવસ તું રાજ્યલક્ષ્મીનો સ્વીકાર કર.

માતાપિતાની વાત સાંભળીને ગજસુકુમાલ મૌન રહ્યા. એમણે મનમાં વિચાર કર્યો કે હવે મારા માતાપિતા અને મોટાભાઈ મને દીક્ષાની આજ્ઞા આપશે. તેઓ એક દિવસ માટે રાજ્યનો સ્વીકાર કરવાનું કહે છે તો ભલે તેમની ઈચ્છા પૂર્ણ કરી લઉં. જેને

મોહ કે રાગ નથી તેને રાજ્યનો રંગ પણ શું કરી શકવાનો છે! ગજસુકુમાલના માતાપિતા રાજ્ય આપીને વૈરાગ્યની પરીક્ષા કરી રહ્યા છે. તેઓ એમ માને છે કે તે એક દિવસનું રાજ્ય ભોગવશે, રાજા તરીકે તેને માન સન્માન મળશે એટલે કદાચ ઢીલો પડશે પણ એમને ખબર નથી કે આ કેવો દૃઢ વૈરાગી છે! ગજસુકુમાલ મૌન રહ્યા. એટલે માતાપિતાને ખૂબ આનંદ થયો. સંસારી જીવો વૈરાગીના મૌનમાં પણ પોતાની ઈચ્છા પૂરી થઈ એમ માની લે છે. નેમકુમારને પરણવાની ઈચ્છા ન હતી પણ તેમને પરણાવવા માટે કૃષ્ણની પટ્ટરાણીઓ ભેગી થઈને નેમકુમારની મજાક કરવા લાગી કે દિયરીયા! પરણ્યા વિના વાંઢા દિયરનો કોઈ વિશ્વાસ નહિ કરે. તમે બહારથી ઘેર આવશો તો ઘરમાં પત્ની હશે તો તમને માનથી બોલાવશે પણ પત્ની નહિ હોય તો જીવન એકલવાયું લાગશે. પત્ની વિના ઘરની શોભા નથી. પત્ની વિના તમારું હૃદય કોની પાસે ખોલશો? પત્ની વાતનો વિસામો છે. એમ હાંસી મશ્કરીમાં ભાભીઓ ઘણું બોલી ત્યારે નેમકુમારનું મોં સ્હેજ મલક્યું. તેથી કૃષ્ણની પટ્ટરાણીઓએ માની લીધું કે દિયરજી હસ્યા એટલે તેમને પરણવાના ભાવ છે. માન્યા....માન્યા નેમ માન્યા. એમ બોલતી હર્ષઘેલી બની કૃષ્ણને સમાચાર આપ્યા. એટલે કૃષ્ણે રાજેમતી સાથે તેમની સગાઈ કરી. અહીં ગજસુકુમાલ મૌન રહ્યા એટલે મા-બાપ સમજ્યા કે દીકરો ગાદીએ બેસવા સંમત છે.

"तए णं से कण्हे वासुदेवे कोडुंबिय पुरिसे सद्दावेइ र त्ता एत्र वयासी खिप्पामेव भो देवाणुप्पिया! गजसुकुमालस्स महत्थं जाव रायभिसेहं उवट्ठावेह॥" ત્યાર પછી કૃષ્ણવાસુદેવે પોતાના કૌટુંબિક પુરૂષોને બોલાવીને કહ્યું કે હે દેવાનુપ્રિયો! તમે જલ્દીથી રાજ્યાભિષેકની તૈયારી કરો. મારો નાનો ભાઈ દીક્ષા લેવાનો છે. તેને મારે ગાદીએ બેસાડી રાજા બનાવવાનો લ્હાવો લેવડાવવો છે, અને ધામધૂમથી રાજ્યાભિષેક કરવો છે.

બંધુઓ! પોતાના ભાઈને ગાદીએ બેસાડવાના ત્રિખંડ અધિપતિને કેટલા કોડ છે! એને માટે પોતે જાતે કેટલી મહેનત કરે છે! આ તો અંતરનો રંગ છે. હૈયાના હેત છે. હવે કૃષ્ણજી ગજસુકુમાલનો રાજ્યાભિષેક કેવી રીતે કરશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર : એકચક્રા નગરીમાં પાંડવોનું ભવ્ય સ્વાગત :** ભીમે બક રાક્ષસને મારીને કાયમ માટેનો ઉપદ્રવ શાંત કર્યો એટલે એકચક્રા નગરની પ્રજાએ ભીમનો ખૂબ સત્કાર કર્યો. કંઈક પ્રજાજનોએ તો ભગવાન તુલ્ય માનીને તેની આરતી ઉતારી. રાજાએ પ્રજાજનો સમક્ષ ભીમના ખૂબ ગુણગાન કર્યા, અને પાંડવોનું ખૂબ સન્માન કર્યું પછી આખી નગરીને ધ્વજપતાકાઓથી ખૂબ શણગારી અને પાંડવોને હાથી ઉપર બેસાડી વાજતે ગાજતે જયજયકાર સાથે આખી નગરીમાં ફેરવીને પોતાના મહેલમાં લાવ્યા. બધાને ખૂબ પ્રેમથી જમાડયા. પછી રાજા કુંતાજીના ચરણમાં પડીને કહે છે હે માતા! તને ધન્ય છે કે તેં આવા વીર પુત્રોને જન્મ આપ્યો! હું હજારો જીભ ભેગી કરૂં તો પણ તમારા ગુણો

પૂરા ગાઈ શકું નહિ. ખરેખર, કેવળી ભગવંતના વચનો સાચા પડયા. તમે જ પાંડવો છો. દેવશર્માએ પાંડવોને પોતાને ઘેર રાખ્યા તેથી રાજાએ તેને પણ ખૂબ ધન્યવાદ આપ્યા. પાંડવોનો યશ ચારે તરફ ખૂબ ફેલાયો. એક દિવસ યુધિષ્ઠિરે પોતાના ભાઈઓ, કુંતામાતા અને દ્રૌપદીને એકાંતમાં બેસાડીને વાત કરી કે ભીમે બક રાક્ષસને માર્યો ત્યારથી આપણો યશ ચારે દિશામાં ફેલાઈ ગયો છે ને દેશોદેશમાં આ વાતની જાણ થઈ ગઈ છે. જ્યારે દુર્યોધનને જાણ થશે કે પાંડવો જીવતા છે ને તે આ રાજ્યમાં છે ત્યારે આપણને સુખે રહેવા નહિ દે, અને આપણે જવાની રજા માંગીશું તો આ લોકો આપણને જવા નહિ દે. તેના કરતા આજે મધરાત્રે આપણે આ નગર છોડીને વનમાં ચાલ્યા જઈએ. બધાએ યુધિષ્ઠિરની વાતનો સ્વીકાર કર્યો ને મધરાત્રે નગર છોડીને જવાનું નક્કી કર્યું.

**એકચક્રા નગરી છોડતા પાંડવો :** દેવશર્માને કહ્યા વગર મધરાત્રે બધા ઉઠયાં અને કોઈને ખબર ન પડે તે રીતે નગર બહાર નીકળી ગયા. ઘનઘોર અંધારી રાત હતી. કયાંય રસ્તો સૂઝતો ન હતો એટલે ભીમે હિડંબાએ આપેલી ચાક્ષુષી વિદ્યાનો પ્રયોગ કર્યો તેથી ભીમની આંખમાંથી સર્ચલાઈટની માફક પ્રકાશ નીકળવા લાગ્યો. તેના સહારે સૌ ચાલવા લાગ્યા. ચાલતાં ચાલતાં કુંતાજી અને દ્રૌપદી ખૂબ થાકયા એટલે ભીમે તેમને ખંભે બેસાડી દીધા. જે થાકે તેને ભીમ ઉંચકી લેતો. આ રીતે ચાલતાં તેઓ દ્વૈતવનમાં આવ્યા. આ દ્વૈતવન ફળફુલના વૃક્ષોથી હરિયાળું અને હિંસક પશુઓથી ભયાનક હતું. આવા વનમાં પાંડવો એક પાંદડાની ઝુંપડી બનાવીને ત્યાં રહેવા લાગ્યા.

**જંગલને મંગલ માની આનંદ કરતા પાંડવો :** ભીમ દરરોજ જાતજાતના ફળો લાવીને બધાને ખવડાવતો. સહદેવ કોમળ વલ્કલ લાવીને કુટુંબને આપતો, નકુળ ખાખરાના સુંદર પાંદડાથી ઝુંપડી બનાવીને કુટુંબની ભક્તિ કરતો, અર્જુન બધાની રક્ષા માટે રાતદિવસ ધનુષ્ય બાણ લઈને ચોકી કરતો. કુંતાજી વનવાસના દિવસો ક્ષેમકુશળ પસાર થાય તે માટે પ્રભુને પ્રાર્થના કરતા. દ્રૌપદી ઘરકામ કરતી. આ રીતે બધા આનંદથી રહેતા હતા. દ્રૌપદી કુંતાજીની સેવા કરી તેમને પ્રસન્ન રાખતી હતી. ચારે ભાઈઓ ધર્મરાજાની ખૂબ સેવાભક્તિ કરતા.

**પ્રિયંવદને પૃચ્છા કરતા ધર્મરાજા :** એક દિવસ સવારમાં યુધિષ્ઠિર વેત્રાસન પર બેઠા હતાં. ભીમ તેમના પગ દબાવતો હતો. કુંતાજી પુત્રો પાસે બેસીને કંઈક વાત-ચીત કરતા હતા. તે સમયે અર્જુને દૂરથી એક મુસાફરને આવતો જોયો. એ નજીક આવ્યો એટલે અર્જુને તેને ઓળખ્યો ને ધર્મરાજાને તેના આગમનના સમાચાર આપ્યા. એ માણસે આવીને ધર્મરાજાને પ્રણામ કર્યા. સહદેવે તેને બેસવા માટે આસન આપ્યું. પછી યુધિષ્ઠિરે તેને પૂછયું. પ્રિયંવદ! તું હસ્તિનાપુરથી આવ્યો છે ને? તેણે કહ્યું હા. ત્યાં અમારા પૂજ્ય પિતાજી, સત્યવતી, માદ્રી વિગેરે માતાઓ, સદા અમારું હિત

ચાહનારા કાકા વિદુરજી, પૂજ્ય દાદાજી (ભીષ્મ પિતામહ), ગુરૂ દ્રોણાચાર્ય, પુત્ર પ્રેમી કાકા ધૃતરાષ્ટ્ર બધા આનંદમાં ને સુખમાં છે ને? પ્રાણપ્રિય અમારી પ્રજા સુખી છે ને? અમને જંગલમાં મોકલી દુર્યોધનના રાજ્ય કરવાના મનોરથો પૂરા થવાથી ખૂબ ખુશ થયા છે ને? આ સાંભળીને પ્રિયંવદે કહ્યું હા, બધા આનંદમાં છે. બધાના કુશળ સમાચાર જાણ્યા પછી ધર્મરાજાએ કહ્યું કે વારણાવતીમાં લાખનો મહેલ બળ્યા પછી શું બન્યું અને અમે અહીં છીએ તે તમે કેવી રીતે જાણ્યું તે વાત કહે, ત્યારે પ્રિયંવદ કહે છે કે જ્યારે લાખનો મહેલ જલાવવામાં આવ્યો ત્યારે હું વારણાવતીમાં હતો. રાત્રે મહેલ બળ્યો ને ભડકે ભડકા નીકળ્યા. એટલે આસપાસના લોકો જાગ્યા પણ જોતજોતામાં મહેલ બળી ગયો. સવાર પડતાં આખી નગરીમાં હાહાકાર મચી ગયો. લોકો પછાડે પછાડો ખાઈને રડતા રડતા બોલવા લાગ્યા કે હે ભગવાન! અમારી નગરીમાં પવિત્ર પુરૂષોને પાપી દુર્યોધને કપટ કરીને જલાવી દીધા! પવિત્ર પુરૂષોને આવી રીતે મારીને એ પાપી શું સુખી થવાનો છે! એમ વિલાપ કરતા સૌ દુર્યોધનને ફીટકાર આપવા લાગ્યા. નાના-મોટા દરેકની આંખમાં આંસુ હતા. હું તો બધું જાણતો હતો તેથી મને મહેલ બળવાથી જરા પણ દુઃખ કે ચિંતા ન હતી, પણ નગરજનો તે બૂઝાઈ ગયેલી આગમાંથી અડધા બળેલાં તમારા જેવી આકૃતિવાળા પાંચ પુરૂષો અને બે સ્ત્રીઓને બહાર કાઢી નગરની વચ્ચે લાવ્યા.

**"પાંડવો જ બળી ગયા છે એમ જાણી પ્રજામાં હાહાકાર" :–** લોકોને ખબર પડવાથી બધા ત્યાં જોવા માટે જવા લાગ્યા, અને જોઈને બોલવા લાગ્યા કે આ પૂર્ણિમાના ચંદ્ર જેવી કાંતિવાળા યુધિષ્ઠિર અડધા બળી ગયા છે છતાં કેવા તેજસ્વી દેખાય છે સ્થૂલ શરીરવાળો ભીમ છે. લાંબા હાથવાળો ધનુર્ધારી અર્જુન છે ને સૌમ્ય આકૃતિવાળા સહદેવ અને નકુળ છે. આ વૃધ્ધા કુંતાજી છે ને આ દ્રૌપદી છે. આ પાંડવો જ છે તેમ માનીને લોકો ધ્રુસકે ને ધ્રુસકે રડવા લાગ્યા. લોકોને રડતા જોયા છતાં હું માનતો હતો કે પાંડવો તો સુરંગ દ્વારા બહાર નીકળી ગયા છે ને આ લોકો ખોટો વિલાપ કરે છે. હું કુતુહલ દૃષ્ટિથી ત્યાં જોવા ગયો, ત્યાં જઈને જોયું તો તે મૃત કલેવરો આપના જેવા જ હતાં. તે જોઈને હું ચિંતાતુર બની ગયો ને ખૂબ રડવા લાગ્યો ને મારા મનમાં થયું કે ધુમાડો ફેલાવાથી મારા વહાલા પાંડવો સુરંગના દ્વારને ભૂલી તો નહિ ગયા હોય ને! અથવા જંગલમાં કેવા કષ્ટ સહન કરવા પડશે તેના ડરથી દુઃખનું સ્મરણ કરીને પોતે જાતે જ અગ્નિમાં નહિ બળી ગયા હોય ને! કારણ કે ભવિતવ્યતા અનુસાર માનવની બુધ્ધિ પણ બદલાઈ જાય છે. એમ નિશ્ચય કરીને આપના મૃતકલેવરને જોઈને મને ખૂબ આઘાત લાગ્યો ને હું પોકે પોકે રડવા લાગ્યો. રડતો ઉદાસ થઈને હસ્તિનાપુર ગયો ને દુઃખિત દિલે આપના મૃત્યુના સમાચાર પિતાજીને આપ્યા. તેથી પાંડુરાજા આદિ સર્વે ખૂબ કલ્પાંત કરવા લાગ્યા. આખી નગરીમાં

સમાચાર પહોંચી જતાં આખી નગરીમાં શોક છવાઇ ગયો. નાના મોટા બધાએ ખાન-પાનનો ત્યાગ કર્યો.

**"પ્રજાજનો કરૂણ વિલાપમાં અને દુર્યોધન, કર્ણ અને શકુનિ આનંદમાં"** :- ઇન્દ્રપ્રસ્થમાં પણ આ સમાચાર પહોંચતા દુર્યોધન, શકુની અને કર્ણ સિવાય દરેકના દિલમાં દુઃખ થયું. ફક્ત ત્રણ વ્યક્તિઓને આનંદ હતો. પાંડુરાજા તથા વિદુરજીએ મને એકાંતમાં બેસાડીને બધા સમાચાર પૂછ્યા ત્યારે મેં નજરે દેખેલી તમામ હકીકત કહી સંભળાવી. મારા મુખેથી બધી વાત સાંભળીને તે તરત બેભાન બની ગયા. એટલે મેં પાણી છાંટયું, પવન નાંખ્યો ત્યારે તેઓ ભાનમાં આવ્યા ને વિલાપ કરીને બોલવા લાગ્યા કે હે દીકરાઓ! મેં તમને પહેલેથી સૂચના આપીને ચેતાવ્યા હતા. તે શું તમે ભૂલી ગયા? તમને દુષ્ટ અગ્નિએ કેવી રીતે બાળ્યા? પાંડુરાજા તો ખૂબ વિલાપ કરીને તમોને યાદ કરીને રડતા રડતા બોલવાં લાગ્યા કે હે પુત્રો! તમારા વિના મારા મનોરથો કોણ પૂરા કરશે? તમે મને છોડીને ચાલ્યા ગયાં તો હવે મારે જીવીને શું કામ છે? હું આપઘાત કરીને મારા જીવનનો અંત લાવીશ. આ સમયે વિદુરજી તેમને આશ્વાસન આપવા લાગ્યા કે હે પાંડુરાજા! તમે ઝૂરશો નહિ, કલ્પાંત કરશો નહિ. પ્રિયંવદ ભલે નજરે જોઇને આવ્યો હોય પણ મને એ વાત ઉપર વિશ્વાસ બેસતો નથી કે તમારા પુત્રો આગમાં બળે.

**જ્ઞાની કે હૈ વચન યે સાચે, જૂઠ ન હોત લગાર,**
**ઇસ કારણ વિશ્વાસ કરો તુમ, સંશય દૂર નિવાર હો–શ્રોતા**

કેવળી ભગવંતના વચન છે કે પાંચે પાંડવો મોક્ષગામી છે. રાજ્યસુખો ભોગવીને પછી દીક્ષા લેશે ને મોક્ષમાં જશે. એ વચન કદી મિથ્યા નહિ થાય. માટે શાંતિ રાખો. ભગવાનના વચનમાં સંશય ના રાખો. આ રીતે વિદુરજીના કહેવાથી પાંડુરાજાનું મન કંઇક શાંત થયું. એ અરસામાં એક નૈમિત્તિક ફરતો ફરતો ત્યાં આવ્યો. તેને પાંડુરાજાએ પુત્ર સબંધી વાત પૂછી, ત્યારે તેણે કહ્યું કે મારા જ્ઞાનમાં જોતા એમ લાગે છે કે તમારા પાંચેય પુત્રો, પત્ની અને પુત્રવધૂ બધા જીવતા છે ને સુખમાં છે તે તમને થોડા સમયમાં ખબર પડી જશે. બીજી બાજુ તમારા મરણના સમાચારથી ઇન્દ્રપ્રસ્થની પ્રજા શોકાકુલ બની ગઈ પણ દુર્યોધન રાજી રાજી થઈ ગયો. તેના મનમાં થયું કે હાશ .... હવે મારા દુશ્મનો મરી ગયા. હું નિરાંતે રાજ્ય ભોગવીશ. તેના સાગરિતો પણ ખુશ થયા. એ પાંડવોના મરણને મંગલ માનતો હતો. હજુ પ્રિયંવદ પાંડવોને આગળ શું કહેશે તેના ભાવ અવસરે.



ચાહનારા કાકા વિદુરજી, પૂજ્ય દાદાજી (ભીષ્મ પિતામહ), ગુરૂ દ્રોણાચાર્ય, પુત્ર પ્રેમી કાકા ધૃતરાષ્ટ્ર બધા આનંદમાં ને સુખમાં છે ને? પ્રાણપ્રિય અમારી પ્રજા સુખી છે ને? અમને જંગલમાં મોકલી દુર્યોધનના રાજ્ય કરવાના મનોરથો પૂરા થવાથી ખૂબ ખુશ થયા છે ને? આ સાંભળીને પ્રિયંવદે કહ્યું હા, બધા આનંદમાં છે. બધાના કુશળ સમાચાર જાણ્યા પછી ધર્મરાજાએ કહ્યું કે વારણાવતીમાં લાખનો મહેલ બળ્યા પછી શું બન્યું અને અમે અહીં છીએ તે તમે કેવી રીતે જાણ્યું તે વાત કહે, ત્યારે પ્રિયંવદ કહે છે કે જ્યારે લાખનો મહેલ જલાવવામાં આવ્યો ત્યારે હું વારણાવતીમાં હતો. રાત્રે મહેલ બળ્યો ને ભડકે ભડકા નીકળ્યા. એટલે આસપાસના લોકો જાગ્યા પણ જોતજોતામાં મહેલ બળી ગયો. સવાર પડતાં આખી નગરીમાં હાહાકાર મચી ગયો. લોકો પછાડે પછાડો ખાઈને રડતા રડતા બોલવા લાગ્યા કે હે ભગવાન! અમારી નગરીમાં પવિત્ર પુરૂષોને પાપી દુર્યોધને કપટ કરીને જલાવી દીધા! પવિત્ર પુરૂષોને આવી રીતે મારીને એ પાપી શું સુખી થવાનો છે! એમ વિલાપ કરતા સૌ દુર્યોધનને ફીટકાર આપવા લાગ્યા. નાના-મોટા દરેકની આંખમાં આંસુ હતા. હું તો બધું જાણતો હતો તેથી મને મહેલ બળવાથી જરા પણ દુઃખ કે ચિંતા ન હતી, પણ નગરજનો તે બૂઝાઈ ગયેલી આગમાંથી અડધા બળેલાં તમારા જેવી આકૃતિવાળા પાંચ પુરૂષો અને એ સ્ત્રીઓને બહાર કાઢી નગરની વચ્ચે લાવ્યા.

**"પાંડવો જ બળી ગયા છે એમ જાણી પ્રજામાં હાહાકાર":-** લોકોને ખબર પડવાથી બધા ત્યાં જોવા માટે જવા લાગ્યા, અને જોઈને બોલવા લાગ્યા કે આ પૂર્ણિમાના ચંદ્ર જેવી કાંતિવાળા યુધિષ્ઠિર અડધા બળી ગયા છે છતાં કેવાં તેજસ્વી દેખાય છે સ્થૂલ શરીરવાળો ભીમ છે. લાંબા હાથવાળો ધનુર્ધારી અર્જુન છે ને સૌમ્ય આકૃતિવાળા સહદેવ અને નકુળ છે. આ વૃદ્ધા કુંતાજી છે ને આ દ્રૌપદી છે. આ પાંડવો જ છે તેમ માનીને લોકો ધ્રુસ્કે ને ધ્રુસ્કે રડવા લાગ્યા. લોકોને રડતા જોયા છતાં હું માનતો હતો કે પાંડવો તો સુરંગ દ્વારા બહાર નીકળી ગયા છે ને આ લોકો ખોટો વિલાપ કરે છે. હું કુતુહલ દૃષ્ટિથી ત્યાં જોવા ગયો, ત્યાં જઈને જોયું તો તે મૃત કલેવરો આપના જેવા જ હતાં. તે જોઈને હું ચિંતાતુર બની ગયો ને ખૂબ રડવા લાગ્યો ને મારા મનમાં થયું કે ધુમાડો ફેલાવાથી મારા વહાલા પાંડવો સુરંગના દ્વારને ભૂલી તો નહિ ગયા હોય ને! અથવા જંગલમાં કેવા કષ્ટ સહન કરવા પડશે તેના ડરથી દુઃખનું સ્મરણ કરીને પોતે જાતે જ અગ્નિમાં નહિ બળી ગયા હોય ને! કારણ કે ભવિતવ્યતા અનુસાર માનવની બુદ્ધિ પણ બદલાઈ જાય છે. એમ નિશ્ચય કરીને આપના મૃતકલેવરને જોઈને મને ખૂબ આઘાત લાગ્યો ને હું પોકે પોકે રડવા લાગ્યો. રડતો ઉદાસ થઈને હસ્તિનાપુર ગયો ને દુઃખિત દિલે આપના મૃત્યુના સમાચાર પિતાજીને આપ્યા. તેથી પાંડુરાજા આદિ સર્વે ખૂબ કલ્પાંત કરવા લાગ્યા. આખી નગરીમાં

સમાચાર પહોંચી જતાં આખી નગરીમાં શોક છવાઇ ગયો. નાના મોટા બધાએ ખાન-પાનનો ત્યાગ કર્યો.

**"પ્રજાજનો કરૂણ વિલાપમાં અને દુર્યોધન, કર્ણ અને શકુનિ આનંદમાં":–** ઈન્દ્રપ્રસ્થમાં પણ આ સમાચાર પહોંચતા દુર્યોધન, શકુની અને કર્ણ સિવાય દરેકના દિલમાં દુઃખ થયું. ફક્ત ત્રણ વ્યક્તિઓને આનંદ હતો. પાંડુરાજા તથા વિદુરજીએ મને એકાંતમાં બેસાડીને બધા સમાચાર પૂછ્યા ત્યારે મેં નજરે દેખેલી તમામ હકીકત કહી સંભળાવી. મારા મુખેથી બધી વાત સાંભળીને તે તરત બેભાન બની ગયા. એટલે મેં પાણી છાંટયું, પવન નાંખ્યો ત્યારે તેઓ ભાનમાં આવ્યા ને વિલાપ કરીને બોલવા લાગ્યા કે હે દીકરાઓ! મેં તમને પહેલેથી સૂચના આપીને ચેતાવ્યા હતા. તે શું તમે ભૂલી ગયા? તમને દુષ્ટ અગ્નિએ કેવી રીતે બાળ્યા? પાંડુરાજા તો ખૂબ વિલાપ કરીને તમોને યાદ કરીને રડતા રડતા બોલવાં લાગ્યા કે હે પુત્રો! તમારા વિના મારા મનોરથો કોણ પૂરા કરશે? તમે મને છોડીને ચાલ્યા ગયાં તો હવે મારે જીવીને શું કામ છે? હું આપઘાત કરીને મારા જીવનનો અંત લાવીશ. આ સમયે વિદુરજી તેમને આશ્વાસન આપવા લાગ્યા કે હે પાંડુરાજા! તમે ઝૂરશો નહિ, કલ્પાંત કરશો નહિ. પ્રિયંવદ ભલે નજરે જોઇને આવ્યો હોય પણ મને એ વાત ઉપર વિશ્વાસ બેસતો નથી કે તમારા પુત્રો આગમાં બળે.

**જ્ઞાની કે હે વચન યે સાચે, જૂઠ ન હોત લગાર,**
**ઇસ કારણ વિશ્વાસ કરો તુમ, સંશય દૂર નિવાર હો–શ્રોતા**

કેવળી ભગવંતના વચન છે કે પાંચે પાંડવો મોક્ષગામી છે. રાજ્યસુખો ભોગવીને પછી દીક્ષા લેશે ને મોક્ષમાં જશે. એ વચન કદી મિથ્યા નહિ થાય. માટે શાંતિ રાખો. ભગવાનના વચનમાં સંશય ના રાખો. આ રીતે વિદુરજીના કહેવાથી પાંડુરાજાનું મન કંઈક શાંત થયું. એ અરસામાં એક નૈમિત્તિક ફરતો ફરતો ત્યાં આવ્યો. તેને પાંડુરાજાએ પુત્ર સબંધી વાત પૂછી, ત્યારે તેણે કહ્યું કે મારા જ્ઞાનમાં જોતા એમ લાગે છે કે તમારા પાંચેય પુત્રો, પત્ની અને પુત્રવધૂ બધા જીવતા છે ને સુખમાં છે તે તમને થોડા સમયમાં ખબર પડી જશે. બીજી બાજુ તમારા મરણના સમાચારથી ઇન્દ્રપ્રસ્થની પ્રજા શોકાકુલ બની ગઈ પણ દુર્યોધન રાજી રાજી થઈ ગયો. તેના મનમાં થયું કે હાશ .... હવે મારા દુશ્મનો મરી ગયા. હું નિરાંતે રાજ્ય ભોગવીશ. તેના સાગરિતો પણ ખુશ થયા. એ પાંડવોના મરણને મંગલ માનતો હતો. હજુ પ્રિયંવદ પાંડવોને આગળ શું કહેશે તેના ભાવ અવસરે.

## વ્યાખ્યાન નં. ૯૫

આસો સુદ ૧૩ ને સોમવાર તા. ૨૪-૧૦-૭૭

અનંતજ્ઞાની મહાનપુરૂષોએ જગતના જીવોના ઉધ્ધાર માટે દ્વાદશાંગીરૂપ વાણીનું નિરૂપણ કર્યું. તેમાં અંતગડ સૂત્રનો અધિકાર ચાલે છે. ગજસુકુમાલને સંસારની અસારતા સમજાતા વૈરાગ્ય આવ્યો છે તેથી તેઓ સંયમ માર્ગે વિચરવા નેમનાથ ભગવાન પાસે જવા તૈયાર થયા છે. ભગવાને મોક્ષમાં જવા માટે સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્ર એ ત્રણ માર્ગ બતાવ્યા છે. આ ત્રણ રત્નો મોક્ષમાં જવા માટે સહાયક છે. અને તેનાથી વિપરીત મિથ્યા દર્શન, મિથ્યા જ્ઞાન અને મિથ્યા ચારિત્ર આ ત્રણ સંસારનો માર્ગ છે. જ્યારે કોઈ માણસના શરીરમાં વ્યાધિ થઈ હોય ત્યારે વૈદ તેને ત્રણ ચીજોની ફાકી બનાવી દે છે. એ ત્રણ ચીજો કઈ છે તે જાણો છો ને? હરડે, બહેડા અને આંબળા. આ ત્રણ ચીજો વાત, પિત્ત અને કફને શાંત કરનાર છે. એટલે એ ત્રણ બિમારીને દૂર કરે છે. આત્માને પણ ત્રણ રોગ લાગુ પડયા છે. મિથ્યાત્વ, મોહ અને અજ્ઞાન. આ ત્રણ રોગોની ઔષધિ ત્રણ રત્નો છે.

मिथ्यात्व रोगं हरति प्रकामं, सदर्शन ज्ञानमपाकरोति ।
अज्ञानकं मोहरुजं चारित्रं, हन्तीति वक्ति प्रभु वीतरागः ॥

સમ્યક્ દર્શન મિથ્યાત્વ રોગને દૂર કરે છે. જ્ઞાન અજ્ઞાનને રોકે છે અને ચારિત્ર એ મોહરૂપી રોગને હણે છે એમ વીતરાગ પ્રભુ કહે છે. જન્મમરણનું મૂળ, સંસાર પરિભ્રમણ કરાવનાર, આત્માને સ્વભાવથી વિપરીત કરનાર અને અનર્થનું મૂળ મિથ્યાત્વ છે. આ મિથ્યાત્વ જીવને એટલું બધું મૂંઝવે છે કે તે સત્ય વસ્તુને સમજવા દેતું નથી, અને પોતાના દોષને દોષ તરીકે માનવા દેતું નથી. સમ્યક્દષ્ટિ અને મિથ્યા દષ્ટિ આત્મામાં એટલું અંતર છે કે સમ્યક્દષ્ટિ પોતાના દોષને જોઇ શકે છે અને મિથ્યાદષ્ટિ પોતાના દોષોને દોષ તરીકે જોતો નથી. માટે આ બંને તત્વો પરસ્પર વિરોધી છે. જ્યાં સમ્યક્દર્શન હોય ત્યાં મિથ્યાત્વ ટકી શકે નહિ. સમ્યક્દર્શનના અભાવમાં ગમે તેટલી ઘોર તપશ્ચર્યા કરવામાં આવે તો પણ તે મોક્ષનું કારણ બનતી નથી. (અહીં પૂ. મહાસતીજીએ ભગવતી સૂત્રની તામલિ તાપસની વાત ખૂબ સુંદર રીતે વિસ્તારપૂર્વક રજુ કરી હતી.)

ગજસુકુમાલને ભગવાનની વાણી સાંભળીને જડ ચેતનની વહેંચણી કરતાં આવડી છે એટલે હવે તેમને એક સેકંડ પણ સંસારમાં રહેવાનું મન નથી. કેવો હળુકર્મી જીવ! માત્ર એકજ વખત ભગવાનની વાણી સાંભળી તેમનો આત્મા વૈરાગ્ય રંગે રંગાઇ ગયો. કંઇક હળુકર્મી જીવો સ્હેજ નિમિત્ત મળતા જાગી જાય છે. અહીં મને એક પ્રસંગ યાદ આવે છે. એક વખત દશરથ રાજા કોઇ મૂલ્યવાન પવિત્ર

ચીજો લાવ્યા હતા, તે તેમણે બધી રાણીઓને મોકલી. બીજી બધી રાણીઓને વહેલી પહોંચી ગઈ પણ કૌશલ્યાને ન પહોંચી. એટલે તેને રીસ ચઢી કે હું જૂની રાણી છું, એટલે હું કંઈ હિસાબમાં જ નહિ! દશરથ રાજાને આ વાતની ખબર પડતાં તેઓ કૌશલ્યા રાણીના મહેલે આવ્યા ને પૂછ્યું-તમને શેની રીસ ચઢી છે? ત્યારે કૌશલ્યાએ કહ્યું કે તમે બીજી રાણીઓને આ ચીજ મોકલી ને મને નહિ? હું જૂની એટલે તમારી ગણત્રીમાં જ નહિ! ત્યારે રાજાએ ખુલાસો કરતાં કહ્યું કે મેં તમને પણ મોકલાવી છે. એટલામાં માણસ લઈને આવ્યો. રાજાએ તેને પૂછ્યું કે ભાઈ! મેં તને તો ક્યારનો મોકલ્યો છે ને આટલી બધી વાર કેમ લાગી? ત્યારે માણસે કહ્યું કે સાહેબ! હું હવે વૃદ્ધ થયો છું. તેથી બીજા જુવાન દાસ-દાસીઓની જેમ હું ઝટપટ ચાલી શકતો નથી. તેથી મને અહીં આવતા મોડું થયું. નોકરની વાત સાંભળીને કૌશલ્યા રાણીને સંતોષ થયો કે મને પણ રાજાએ મોકલાવી તો હતી પણ નોકરને લઈને આવતાં વાર લાગી. માણસની વાત સાંભળી દશરથ રાજાના દિલમાં ચમકારો થયો ને અંતરમાં ઉઘાડ થઈ ધક્કો લાગ્યો કે વૃધ્ધ થવાથી શરીર અશક્ત બને છે તેથી કામ બરાબર નથી થતું તો આવી વૃદ્ધાવસ્થા તો મને પણ આવશે ને? હું વૃદ્ધાવસ્થા આવતાં પહેલાં કેમ ચેતતો નથી? શરીર અશક્ત બનતાં ચારિત્ર અને તપની સાધના કેવી રીતે થઈ શકે? માટે હું અત્યારે જ ચારિત્ર લઉં.

દેવાનુપ્રિયો! જુઓ, દશરથ રાજાએ શું કર્યું? એક નોકરની વૃદ્ધાવસ્થા અને શક્તિ ક્ષીણ થવાના પ્રસંગને પોતાનામાં ઘટાવ્યો અને પોતાની જાત ઉપર ઉતાર્યો કે આ માણસ વૃદ્ધ થયો તો એના શરીરમાં શક્તિ ઘટી ગઈ તો હું પણ વૃદ્ધ થઈશ ત્યારે મારા શરીરમાં પણ એવી શક્તિ ક્યાંથી રહેશે? અને તે વખતે આત્મહિતની સાધના પણ કેવી રીતે થશે? આવો ચમકારો થતાં એના હૈયામાં એવો ધક્કો લાગ્યો કે તરત ચારિત્ર લેવાનો નિર્ણય કર્યો ને દીક્ષા લીધી. કેવો એક સામાન્ય પ્રસંગ છે! તમે પણ ઘરડા માણસને જોતા હશો પણ વૈરાગ્ય આવે છે? દશરથ રાજા એક સામાન્ય નિમિત્ત મળતાં જાગી ગયા.

આપણા ગજસુકુમાર પણ નેમનાથ પ્રભુની વાણી સાંભળીને જાગી ગયા છે. તેમને રાજગાદીએ બેસવાની ઈચ્છા નથી પણ કૃષ્ણ વાસુદેવ, વસુદેવ રાજા અને દેવકી માતાને ખૂબ ઈચ્છા છે એટલે કૃષ્ણવાસુદેવે કૌટુંબિક પુરૂષોને આજ્ઞા કરી કે મારા નાના ભાઈના રાજ્યાભિષેક માટે બધી તૈયારી કરો. "तए णं ते कोडुंबिय पुरिसा जाव ते वि तहेव उवट्ठावेति।" કૃષ્ણ વાસુદેવની આજ્ઞા થતાંની સાથે કૌટુંબિક પુરૂષો ઉભા થઈ ગયા, અને બે હાથ જોડીને કહ્યું કે મહારાજા! આપની જેમ આજ્ઞા છે તે જ પ્રમાણે અમે કામ કરીશું. આ રીતે રાજાની આજ્ઞા સ્વીકારીને તેમણે મોટા પ્રમાણમાં રાજ્યાભિષેક માટેની સમસ્ત સામગ્રી ભેગી કરી દીધી, ત્યાર પછી શુભ મુહુર્તે ગજસુકુમાલને સોના ચાંદીના

કળશોમાં પાણી ભરીને સ્નાન કરાવ્યુ. સારા વસ્ત્રાભૂષણો પહેરાવી રાજસિંહાસને બેસાડીને રાજતિલક કર્યું. "तए णं गजसुकुमाल राया जाव विहरंति।" એટલે ગજસુકુમાલ દ્વારકા નગરીના મહારાજા બન્યા. ગજસુકુમાલના રાજ્યાભિષેકની ખુશાલીમાં કૃષ્ણવાસુદેવે કેદીઓને કેદમાંથી મુક્ત કર્યા. ઘણાં યાચકોને દાન દીધું. આ રીતે ખૂબ ઉત્સાહ મનાવ્યો. પોતાના ભાઈને ગાદીએ બેઠેલાં જોઈ તેમનું હૈયું હરખાઈ ગયું. દેવકીમાતા, વસુદેવ પિતા અને કૃષ્ણવાસુદેવ બધા ખુશ થયા. દેવકીજીના આનંદનો પાર નથી. એ ઈચ્છે છે કે આ મારો લાડકવાયો દીકરો સદાને માટે રાજ્ય કરે.

"तए णं से गयसुकुमालं रायं अम्मापियरो एवं वयासी भण जाया। किं वा दलयामो? किं पयच्छामो? किं वा ते हियइच्छिए?" ગજસુકુમાલના માતાપિતા બે હાથ જોડીને મીઠા શબ્દો કહેવા લાગ્યા કે હે પુત્ર! તું કહે. અમે તને શું આપીએ? તું શું ચાહે છે? તારી શું ઈચ્છા છે? તું શું કરવા સમર્થ છે? આ પ્રમાણે માતાપિતાએ પૂછ્યું. કૃષ્ણવાસુદેવ પણ પાસે આવીને હાથ જોડીને કહે છે. અહો મારા લઘુ બંધવા! તમે આજે અમારા રાજા છો. કહો, તમારી શું આજ્ઞા છે? તમારી આજ્ઞા હોય તેમ અમે કરીએ. જુઓ, ત્રણ ખંડના અધિપતિ છતાં કેટલી નમ્રતા બતાવે છે! એમ નહિ કે હું મોટો વાસુદેવ છું ને આ તો મારો નાનો ભાઈ છે. અહીં તો ન્યાય એટલે ન્યાય. ગજસુકુમાલને માતા–પિતા અને ભાઈ બધા હૈયાના ઉમળકાથી પૂછે કે 'દીકરા! તારી જે ઈચ્છા હોય તે અમને કહે. તે પ્રમાણે અમે કરવા તૈયાર છીએ. હવે ગજસુકુમાલ તેમને શું કહેશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર :–"પ્રિયંવદ અને પાંડવો વચ્ચે થયેલ વાર્તાલાપ"** પ્રિયવંદ પાંડવોને કહે છે કે થોડા સમય બાદ એકચક્રા નગરીનો મુસાફીર ફરતો ફરતો હસ્તિનાપુરમાં આવ્યો. તેણે સમાચાર આપ્યાં કે પાંડવો અમારી નગરીમાં પધાર્યા હતા. અમારી નગરીમાં બક નામના રાક્ષસનો ભયંકર ઉપદ્રવ હતો. ભીમે બકરાક્ષસનો વધ કરી અમારી નગરીને ભયમુક્ત કરી. એમણે અમારા ઉપર મહાન ઉપકાર કર્યો છે. આમ કહી મુસાફરે પાંડવોની ખૂબ પ્રશંસા કરી. આ વાતની પાંડુરાજાને જાણ થઈ તેથી તેમણે મુસાફીરને પોતાના મહેલમાં બોલાવીને વાત પૂછી એટલે મુસાફરે બધી વાત વિસ્તારપૂર્વક પાંડુરાજા, વિદુરજી આદિ સર્વેને કહી સંભળાવી. બકરાક્ષસને મારવાથી આપની કીર્તિ દેશાવર સુધી પહોંચી ગઈ. એ સુકીર્તિએ આપના શત્રુઓના મુખ કાળા બનાવી દીધા અને મિત્રોના મુખ પૂર્ણિમાના ચંદ્રની જેમ ખીલી ઉઠયા. પાંડુરાજાએ શોકરૂપ કાદવ દૂર ફેંક્યો અને તે કાદવ દુર્યોધનના મુખ ઉપર જઈને શોકના રૂપમાં ચોંટી ગયો. પાંડવો જીવતાં છે તે સાંભળીને દુર્યોધનની ઉંઘ ઉડી ગઈ. તેની ભૂખ ભાગી ગઈ અને શું કરવું તેની સૂઝ પડતી નથી એ ઉદાસ ઉદાસ રહેવા લાગ્યો. એક દિવસ શકુનિએ દુર્યોધનને પૂછ્યું, બેટા! તને આટલું મોટું રાજ્ય મળ્યું છે, તારી રાજ્યલક્ષ્મી અને તારો પ્રભાવ વધતો જાય છે. સુખમાં કોઇ જાતની કમીના નથી, છતાં તું ઉદાસ શા માટે રહે છે? તને શું

દુઃખ છે? ત્યારે દુર્યોધને કહ્યું, મામા! મને સમાચાર મળ્યા છે કે હજુ પાંડવો જીવતા છે. મેં તેમને મારવા માટે જેટલા પ્રયાસો કર્યા તે બધાં નિષ્ફળ ગયા. તે કેવી રીતે જીવતાં રહ્યા એ જ મને નવાઈ લાગે છે. એમણે કિર્મીર, હિડંબ અને બક એ ત્રણ રાક્ષસોને માર્યા તેથી તેમની કીર્તિ ચોમેર ફેલાઈ ગઈ છે. ઠેર ઠેર તેમની પ્રશંસા થાય છે. આ વ્યાધિ મને રાત-દિવસ સતાવી રહી છે. તેનો કોઈ ઈલાજ હોય તો બતાવો.

**શકુનિએ દુર્યોધનને બતાવેલો ઉપાય**:—દુર્યોધનના મનના દુઃખને દૂર કરવા શકુનિએ કહ્યું બેટા! તું પાંડવોને મારવાની ઈચ્છા રાખે છે તો સમજી લે કે પાંડવો મરી ગયા છે. ક્યાં આગિયા જેવા પાંડવો અને ક્યાં સૂર્ય જેવા તમે! તમારા જેટલી રાજલક્ષ્મી બીજા કોઈની પાસે નથી. હવે પાંડવોને જીતવાનો એક ઉપાય છે, તે બતાવું. હાલ પાંડવો દ્વૈતવનમાં છે. તો તમે ત્યાં તમારી મોટી વિશાળ સેના અને સંપત્તિ લઈને જાઓ. તમારી સાગર જેવી સેના આગળ પાંચ પાંડવો તો બિન્દુ સમાન કહેવાય. તમે મોટું લશ્કર લઈને ઠાઠમાઠથી જશો તો પાંડવો આ જોઈને બળી જશે, ને જીવતાં મૃત કલેવર જેવા બની જશે. માટે હવે તું શોક કરીશ નહિ કે ઝૂરીશ નહિ. એમ કહી શકુનિએ દુર્યોધનને શાંત કર્યો. આ બધી ગુપ્ત વાત વિદુરજીના જાણવામાં આવી છે. તેથી વિદુરજીએ સંદેશો આપવા માટે મને મોકલ્યો છે કે તમે બધા હવે બધી રીતે ખૂબ સાવધાન રહેશો.

પ્રિયંવદના મુખેથી વાત સાંભળીને પાંડવો બોલી ઊઠચા કે વિદુરજી અમારું કેટલું બધું ધ્યાન રાખે છે. ગમે ત્યાંથી દુર્યોધનની ગુપ્ત વાત જાણી લાવે છે ને આપણને સજાગ રહેવા સંદેશો મોકલાવે છે. વારણાવતીમાં લાખના મહેલમાંથી જો ક્ષેમકુશળ બચ્યા હોઈએ તો તેમનો જ પ્રતાપ છે, અને અત્યારે પણ આપણા હિત માટે સંદેશો આપવા મોકલ્યો. તેમનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે. આ પ્રમાણે વિદુરજીનો આભાર માન્યા પછી તેમણે પ્રિયવંદને પૂછયું કે પ્રજા તો સુખી છે ને? દુર્યોધન કેવી રીતે રાજ્યનું પાલન કરે છે? પ્રિયંવદે કહ્યું તમારા મરણની વાત સાંભળીને પ્રજાજનો ખૂબ રડવા ને ઝૂરવા લાગ્યા, અને કપટી દુર્યોધન પણ ઉપરથી શોક વ્યક્ત કરીને કહેવા લાગ્યો કે જે બનવાનું હતું તે બની ગયું. તેમાં આપણો કોઈ ઈલાજ કે ઉપાય નથી. તમે શા માટે રડો છો? મને તમારો જ પુત્ર માનો. હું તમારી સેવા કરીશ. એમ મીઠું મીઠું બોલતો હતો. તમારી પાછા આવવાની આશા છૂટી જતાં પ્રજાજનો તેની આજ્ઞાનું પાલન કરે છે, અને દુર્યોધન પણ સારી રીતે રાજ્યનું પાલન કરે છે. આપના મૃત્યુના સમાચારથી નિરાશ બનેલા ભીષ્મપિતામહ, દ્રોણાચાર્ય વિગેરેને વિનય-વિવેકથી દુર્યોધને પોતાને વશ બનાવી દીધા છે. તે પ્રજાને ખૂબ સંતોષ આપે છે. દુર્યોધન રાજા બન્યા પછી કુરૂ દેશમાં અનીતિ કે ચોરીનું નામનિશાન નથી. છતાં આપને દુર્યોધને મારી નાંખ્યા છે

તેવી જાણ થવાથી પ્રજા તેને નિંદે છે. દુર્યોધન પોતાને છ ખંડનો સ્વામી માને છે પણ આપ જીવતાં છો તેવું જાણવાથી તે ધ્રુજી ઉઠયો છે. તેની ભૂખ અને ઉંઘ પણ ઉડી ગઈ છે. બસ, હવે હું હસ્તિનાપુર જાઉં છું. આપ હવે ખૂબ સાવધાન બનીને રહેજો.

"ધર્મરાજાએ વડીલોને આપેલ સંદેશો":—ત્યારે યુધિષ્ઠિરે કહ્યું કે હે પ્રિયંવદ! તું મારા પિતાજી પાંડુરાજા, ભીષ્મ પિતામહ અને અમારા હિતસ્વી વિદુરકાકા દરેકને અમારા બધાના ભક્તિપૂર્વક પ્રણામ કહેજે. આપની કૃપાથી અમારા શત્રુઓ હજુ સુધી પોતાની દુષ્ટતામાં સફળ બન્યા નથી. અમે આપ સર્વેની આજ્ઞાનું સંપૂર્ણપણે પાલન કરીએ છીએ ને અમે જંગલમાં મહાસુખી છીએ, પણ આપ બધાની યાદ ખૂબ સતાવે છે. આપ અમારી ચિંતા ના કરશો. આ પ્રમાણે પાંડવોએ પ્રિયંવદને કુશળ સમાચાર કહ્યા. આ સાંભળીને પ્રિયંવદે પ્રસન્નવદને કહ્યું—હું જરૂર આપના સમાચાર આપીશ. ત્યાર પછી વનફળ આપીને પાંડવોએ પ્રિયંવદનો સત્કાર કર્યો. પાંડવોને ખૂબ ભલામણ કરીને કુંતાજી તથા દ્રૌપદીની વિદાય લેવા તેમની પાસે આવ્યો.

દુર્યોધન અહીં આવવાનો છે. આ સમાચાર સાંભળીને દ્રૌપદીનું લોહી ઉકળી ગયું. તેણે દૂતને કહ્યું—આમ તો બધા હણહણી રહ્યા હતા પણ ધર્મરાજાની બીકથી કોઈ બોલતું ન હતું. પણ દ્રૌપદીએ બોલવાની પહેલ કરી. તેણે કહ્યું—ભાઈ! આ ધર્મરાજા તો ધર્માત્મા છે. તેઓ કાંઈ બોલશે નહિ પણ હું તને કહું છું કે તું દુષ્ટ દુર્યોધનને કહેજે કે એણે કપટ કરીને પાંડવોને જુગાર રમાડયા. બધી રાજલક્ષ્મી લૂંટી લીધી. એટલેથી ન પત્યું તે મને પાપી દુઃશાસન ચોટલો પકડી ઢસેડીને ભરસભામાં લાવ્યો અને ભરસભામાં ઉભી રાખી મારા ચીર ખેંચી નગ્ન કરવા ઉઠયો અને આટલા બધા વડીલોની વચમાં મને કહ્યું કે હે દ્રૌપદી! તું મારી જાંઘ ઉપર આવીને બેસ. આવું બોલતાં તેને શરમ ન આવી! આટલું બધું કરીને અમને વનવગડામાં મોકલ્યા. હજુ પણ એ દુશ્મનને સંતોષ થતો નથી કે પાછા અહીં અમને મારવા આવવું છે? એણે અમારા ઉપર આવો જુલમ કરીને તેની માતાનું દૂધ લજાવ્યું છે. હે ગાંધારી! તેં આવા પુત્રોને જન્મ આપ્યો તેનાં કરતાં વાંઝણી રહી હોત તો શું ખોટું હતું? વાંઝણી રહેવું સારું પણ આવા પુત્રોની માતા થવું ખોટું. દ્રૌપદી ખૂબ ગરમ થઈને આવા શબ્દો બોલી ત્યારે ધર્મરાજાએ કહ્યું—હે દ્રૌપદી! તારે આવા શબ્દો ન બોલવા જોઈએ.

"કુંતાજી અને દ્રૌપદીનો ધર્મરાજા સામે પડકાર":—દ્રૌપદીએ કહ્યું—સ્વામીનાથ! તમે તો ઠીક છો. શત્રુએ મને ભરસભામાં જાંઘ બતાવી છતાં તમારું લોહી પણ ગરમ ન થયું, ત્યારે કુંતાજી પણ દ્રૌપદીની વાતનું સમર્થન કરતાં કહે છે હે યુધિષ્ઠિર! દ્રૌપદીની વાત સાચી છે. આટલો તિરસ્કાર થવા છતાં તું ક્ષમા રાખીને બેસી રહ્યો. ધન્ય છે તારી ક્ષમાને! તારી ક્ષમા તો ગજબની છે પણ ક્ષત્રિય પુત્રને આવી ક્ષમા રાખવી

પાલવે નહિ. મારા ભીમ અને અર્જુન આ બધું સહન કરે તેવા નથી. તેઓ તારી બીકે કંઈ બોલતાં નથી પણ હવે દુર્યોધન સામે કડક બનવું પડશે. એની દુષ્ટતાની હદ આવી ગઈ છે, ત્યારે ધર્મરાજાએ કહ્યું–મા! તું પણ દ્રૌપદીની સાથે ક્યાં ભળી ગઈ! કુંતાજીએ કહ્યું–બેટા! તને ક્રોધ ન આવતો હોય તો કાંઈ નહિ પણ હવે અમારું લોહી ઉકળી ગયું છે. જરા વિચાર કર, આપણી કેવી દશા કરી છે! રેશમી મુલાયમ વસ્ત્રો પહેરનારા તારા ભાઈઓ વલ્કલ પહેરીને ફરે છે. હાથી ઉપર બેસીને ફરનારા ભાઈઓ પગપાળા જંગલમાં ઘૂમે છે. નિત્ય નવાં ભોજન જમનારા આજે વનફળો ખાઈને રહે છે. આ જોઈને તને દુઃખ નથી થતું? આ ઘડપણમાં માતાને દુઃખ સહન કરતી જોઈને શત્રુ ઉપર ક્રોધ નથી આવતો? અને આ કુમળી કળી જેવી પાંચ પાંચ પતિની એક પત્ની દ્રૌપદી પણ કેટલા દુઃખો સહન કરે છે! આ જોઈને તમને લજ્જા નથી આવતી! રાજભવનમાં રહેનારા આપણે આજે એક વન છોડીને બીજા વનમાં અને બીજું વન છોડીને ત્રીજા વનમાં ભિક્ષુકની માફક ફરીએ છીએ ને જ્યાં ત્યાં વૃક્ષ નીચે પડયા રહીએ છીએ. વનફળ વીણીને ખાઈએ છીએ ને નદી ઝરણાંના પાણી પીએ છીએ. કુંતાજી આ રીતે કહી રહ્યા હતાં ત્યાં દ્રૌપદી ક્રોધે ભરાઈને જોરથી બોલી ઉઠી.

**તાપસવત્ મત બૈઠ રહો, તુમ લો આયુધ કર માંહીં,**
**જો તુમકો પ્રણ બાધ્ય કરે તો, દો આજ્ઞા ભ્રાત કે તાંઈ, હો...શ્રોતા.**

હે ધર્મરાજા! તમે તો બરાબર તાપસ જેવા બેસી રહ્યાં છો. આમ બેસી રહેવાનો આ સમય નથી. ઉઠો, ઉભા થાઓ, હાથમાં શસ્ત્ર ધારણ કરો ને શત્રુની સામે યુદ્ધ કરો, અને જો તમને તમારી પ્રતિજ્ઞાનો ભંગ થશે એવો ડર લાગતો હોય તો આપના બંને ભાઈઓને આજ્ઞા આપી દો. તમે મૌન રહેજો. ત્યાં ભીમ અને અર્જુન ઉશ્કેરાઈને બોલી ઊઠયા–મોટાભાઈ! અમે તો ભરસભામાં દુઃશાસને દ્રૌપદીના ચીર ખેંચ્યા અને દુર્યોધને જાંઘ બતાવી ત્યારે જ તેને પૂરો કરી નાંખત, પણ તમે ના પાડી એટલે ચૂપ બેસી રહ્યા, પણ હવે જો એ દુષ્ટ દુર્યોધન અહીં આવશે તો અમે તેને જીવતો નહીં છોડીએ, ત્યારે તમે અમને રોકવા ન આવશો. યુધિષ્ઠિરે બધાની વાતો શાંતિથી સાંભળીને કહ્યું કે, તમારી વાત સાચી છે, તમારાં વચનો ક્ષત્રિયોને શોભે તેવા છે પણ મારી એક વાત તમે સાંભળો. આપણે ઘણું સહન કર્યું ને આટલાં વર્ષો વીતાવ્યા. હવે જેટલો ગયો તેટલો સમય કાઢવાનો નથી. તો પછી શા માટે પ્રતિજ્ઞાનો ભંગ કરો છો! તેર વર્ષો કાલે પૂરા થઈ જશે ને મારી પ્રતિજ્ઞા પણ પૂરી થઈ જશે. પછી મારા બળવાન ભાઈઓને કોણ રોકનાર છે? પછી ગદાધારી ભીમ અને ધનુર્ધારી અર્જુન ભરસભામાં દ્રૌપદીના ચીર ખેંચવાનું અને તેના વાળ ખેંચવાનું ફળ દુર્યોધનને બરાબર ચખાડશે. એનો બરાબર બદલો લેશે. પછી હું કોઈને રોકવાનો નથી.

બધાને દુશ્મન પ્રત્યે ક્રોધ હતો પણ યુધિષ્ઠિરની વાત સાંભળી સૌ મૌન થઈ ગયા ને તેમની વાતનો સ્વીકાર કર્યો ને કહ્યું-ભાઈ ! અમને દુશ્મન ઉપર ઘણો ક્રોધ છે પણ તમને ગમતું નથી માટે અમે કંઈ તોફાન નહિ કરીએ. ત્યારે યુધિષ્ઠિરે કહ્યું કે આપણે દ્વૈતવનમાં છીએ તેની દુર્યોધન આદિને જાણ થઈ ગઈ છે. તે અહીં આવવાનો છે. તો આપણે આ સ્થાન છોડીને સ્વર્ગ સમાન રમણીય, ફળફુલોથી યુક્ત, ગંધમાદન પર્વત પર જઈએ. અહીં કદાચ એ દુશ્મન આવશે તો નાહકની લડાઈ કરવી પડશે ને ઉપાધિમાં મુકાઈ જઈશું. આ વાતમાં બધા સંમત થયા. હવે બધા ગંધમાદન પર્વત ઉપર જશે ને શું બનશે તેવા ભાવ અવસરે.



## વ્યાખ્યાન નં-૯૬

**આસો સુદ ૧૪ ને મંગળવાર** **તા. ૨૫-૧૦-૭૭**

મહાન પુરૂષો ફરમાવે છે કે હે આત્મન્ ! જડ પુદ્ગલોની એંઠનો ભોગવટો કરવો તને કેમ ગમે છે? તું તો સાચા મોતીનો ચારો ચરનારો અને માન સરોવરમાં વસનારો રાજહંસ છે. તો તને ભોગવિષયના ગંદા ખાબોચિયામાં કેમ ગમે છે? રાજહંસ જેમ માનસરોવરમાં મસ્ત રહે છે તેમ તારે પણ આત્મજ્ઞાનમાં મસ્ત રહેવું જોઈએ. ભોગવિષયના ગંદા ખાબોચિયાને છોડી સંયમ રૂપી માનસરોવરમાં આત્મજ્ઞાનની મસ્તી માણવા તૈયાર થયેલા ગજસુકુમાલ માતા-પિતા અને ભાઈના આગ્રહથી એક દિવસ રાજસિંહાસને બેઠા. તેને રાજસિંહાસને બેસાડીને માતા-પિતાએ પૂછયું કે દીકરા ! તું આજે દ્વારકા નગરીનો નરેશ છે. તારી જે ઇચ્છા હોય તે ખુશીથી કહી શકે છે. આજે તારી સત્તા છે. માટે તું અમને આજ્ઞા કર કે અમે તને શું આપીએ? હવે સૂત્રકાર શું કહે છે. "तए णं से गयसुकुमालस्स णिक्खमण जहा महाबलस्स जहा जाव संमत्ति।" ભગવતીસૂત્રમાં જેવી રીતે મહાબલકુમારના દીક્ષા મહોત્સવનું વર્ણન કર્યું તેમ ગજસુકુમાલનો દીક્ષા મહોત્સવ ઉજવાયો. મહાબલકુમારે જેવી રીતે દીક્ષા અંગીકાર કરી તેવી રીતે અહીં જાણી લેવું, અને મહાબલકુમારમાં લખ્યું છે કે જમાલિકુમારની દીક્ષાનું વર્ણન કર્યું છે તેમ સમજી લેવું. એટલે જમાલિકુમારની દીક્ષાનું વર્ણન કર્યું છે તેવું મહાબલકુમારનું અને મહાબલ કુમારની જેમ ગજસુકુમારની દીક્ષાનું વર્ણન સમજી લેવું.

અહીં ગજસુકુમાલની વાત ચાલે છે. ગજસુકુમાલના માતાપિતાએ કહ્યું કે બેટા ! તારી શું ઈચ્છા છે તે અમને કહે, એટલે અમે તે પ્રમાણે કરીએ, ત્યારે, વૈરાગી ગજસુકુમાલે તેમના માતાપિતાને કહ્યું-હે માતાપિતા ! આપણા ખજાનામાંથી ત્રણ લાખ સૌનૈયા મંગાવો. તેમાંથી એક લાખ રૂપિયા આપીને કુત્રિકાપણથી એક રજોહરણ મંગાવો. એક લાખ

સોનૈયા આપીને પાતરા મંગાવો અને એક લાખ રૂપિયા મારા વાળ વઢા કરવા માટે નાઈને (હજામને) બોલાવીને આપો. વૈરાગીને જે જોઈતું હતું તે માંગી લીધું. આથી માતાપિતાના મનમાં થઈ ગયું કે બસ, મારો દીકરો હવે ચાલ્યો! એ નેમનાથ પ્રભુના ચરણમાં જીવનનૈયા ઝૂકાવશે, અરેરે....મને મારા દીકર નો વિયોગ પડશે, આંખમાં આંસું વહાવતી દેવકીમાતા કહે છે કે—

**વિયોગ રૂપી ગંગા ને આંસુડાની ધારા, બોલો બેટા બોલો તમે રોકાશો કે નહિ. કેટલા દિવસો વીત્યા તને સમજાવવામાં, હૈયે આશા હતી તું રહીશ રાજ-સિંહાસને. એ આશાને ફળીભૂત કરવા રોકાશો કે નહિ....બોલો બેટા....**

હે દીકરા! બસ, તું તારી માતાને રડતી મૂકીને ચાલ્યો જઈશ? તું મારા સામું તો જો, તારા માટે મેં કેટલા મનોરથો બાંધ્યા હતા! આટલા દિવસથી હું તને સમજાવું છું પણ તને કંઈ અસર ન થઈ. મને તો આશા હતી કે એક દિવસ તને રાજસિંહાસને બેસાડીશ તો તું કાયમ માટે તારા પિતાજીની ગાદી સંભાળશે. બોલ બેટા! તું મારી એ આશા પૂરી કરવા નહિ રોકાય? બંધુઓ! વિચાર કરો. જે માતા આટલા દિવસથી સમજાવે છે છતાં સમજતો નથી તે હવે સમજવાનો છે? જેને એક ક્ષણ સંસારમાં રહેવું ગમતું નથી તે કાયમ માટે રહેવાનો હતો? દેવકીજી ધર્મીષ્ઠ હતાં છતા મોહનીય કર્મનો ઉછાળો આવવાથી તે આમ બોલી રહ્યા છે. તેમની આંખમાંથી ગંગાજમના વહી રહ્યા છે. આ આંસુ પરાણે લાવેલા ન હતાં પણ માતાના વાત્સલ્યનાં વહેણ હતાં. વસુદેવ રાજાને પણ ખૂબ દુઃખ થયું, અને જે દીક્ષાના પ્રેમી, દીક્ષા માટે ઢાંઢી પીટાવનાર કૃષ્ણ વાસુદેવના દિલમાં પણ દુઃખ થયું કે મારો લાડીલો બંધવો ચાલ્યો જશે. ભાઈના વિયોગનું દિલમાં દુઃખ હતું, સાથે પોતાના આત્મા માટે ખેદ થયો કે મારો ભાઈ દીક્ષા લેશે ને હું રહી જઈશ! મારા બોરીવલી સંઘના કોઈ કૃષ્ણને આવો ખેદ થાય છે ખરો? ગજસુકુમાલના વિયોગથી બધાની આંખમાંથી આંસુની ધાર વહે છે. દેવકીમાતાનું હૈયું ચીરાઈ જાય છે પણ વૈરાગીને તેની અસર ન થાય. બધાંને રડતાં જોઈને વૈરાગી ન કહે કે હાય....હાય....હું દીક્ષા લેવા જાઉં છું ને મારી માતા આટલું બધું રડે છે તો એનું શું થશે? એ તો સિંહ જેવો શૂરવીર હોય. બધાને મૂકીને છલાંગ મારીને નીકળી જાય. તે પાછું વાળીને ન દેખે. (અહીંયા પૂ. મહાસતીજીએ શાલીભદ્રનો દાખલો આપ્યો હતો કે તેઓ એક ચિનગારી મળતાં જાગી ઉઠયા અને સંસાર છોડી ચાલ્યા ગયા, તેમ તમારે પણ એક વ.ર મેહ અને રાગ છોડવો પડશે. જો મુક્તિ વહાલી લાગી હોય તો સંસારનો રાગ છોડો. તે સિવાય મુક્તિ નહિ મળે. રાગ છે ત્યાં સંસાર છે.)

ગજસુકુમાલની માતા કેટલું રડે છે છતાં ગજસુકુમાલ કેવા દઢ છે! માતાપિતાને કહી દીધું કે મારા માટે ત્રણ લાખ સોનૈયા ભંડારમાંથી કાઢો. એક લાખ સોનૈયાનો

રજોહરણ, એક લાખ સોનૈયાના પાતરા લાવો અને એક લાખ સોનૈયા નાઈને આપો. આટલું બધું નાણું આપવાનું શા માટે કહ્યું? તેમાં એક જ હેતુ છે કે આવા ચારિત્ર માર્ગમાં વપરાતા પાતરા અને રજોહરણના વહેપારીનું દરિદ્ર ટળી જાય ને તેમને સંયમ પ્રત્યેનું બહુમાન વધે. લાખ સોનૈયા મળતા નાઈનું દરિદ્ર ટળી જાય ને આવા જીવો કોઈ ધર્મ પામી જાય ને ધર્મનો મહિમા વધે. ગજસુકુમાલના કહેવાથી તેમના માતા-પિતાએ કૌટુંબિક પુરૂષોને બોલાવીને આજ્ઞા કરી કે "खिप्पामेव भो देवाणुप्पिया! सिरिघराओ तिन्निसय सहस्साई गहाय दोन्नि सयसहस्सेणं कुत्तिया वणओ रयहरणं च पडिग्गहं च आणेह सयसहस्सेणं कासवगं सद्दावेह।" હે દેવાનુપ્રિયો! તમે જલ્દી જાઓ અને આપણા ભંડારમાંથી ત્રણ લાખ સોનૈયા લઈને એક લાખ સોનૈયા આપીને પાતરા, એક લાખ આપીને રજોહરણ લાવો અને એકલાખ સોનૈયા આપીને નાઈને બોલાવો. આવી આજ્ઞા સાંભળીને કૌટુંબિક પુરૂષોને પણ ખૂબ હર્ષ થયો કે અહો! આપણા કેવા સદ્દભાગ્ય કે દીક્ષાર્થીના ઉપકરણો લેવા જવાનું મળ્યું. સંસારનાં કામ કરવાની આજ્ઞા ઘણી વાર મળી પણ આવી આજ્ઞા તો સદ્દભાગ્ય હોય તો જ મળે ને? આવું સમજી સેવકોએ હર્ષભેર આજ્ઞાનું પાલન કર્યું. પાતરા અને રજોહરણ આવી ગયા અને જમાલિકુમારની માફક દરેક ક્રિયાઓ શરૂ કરી. એટલે પૂર્વ દિશા તરફ મુખ રખાવીને ગજસુકુમાલને સોનાના સિંહાસન ઉપર બેસાડીને ૧૦૮ કળશ સુવર્ણના, ૧૦૮ ચાંદીના, ૧૦૮ રૂપાનાં, ૧૦૮ રત્નજડિત સોનાનાં, આવી રીતે ૧૦૮ જાતિના ૧૦૮-૧૦૮ કળશો વડે ગજસુકુમાલને સ્નાન કરાવ્યું. સારા વસ્ત્રાભૂષણો પહેરાવ્યા અને ઠાઠમાઠથી ગજસુકુમાલની દીક્ષાનો વરઘોડો ચઢાવ્યો.

પોતાના લાડકવાયા વીરાનો દીક્ષા મહોત્સવ ઉજવવા માટે કૃષ્ણવાસુદેવે આખી દ્વારકા નગરી શણગારી છે. ઠાઠમાઠનો પાર નથી. આજે સામાન્ય કે શ્રીમંત ઘરના દીકરા-દીકરીઓ દીક્ષા લેવા નીકળે છે તો પણ તેનો દીક્ષા મહોત્સવ કેટલા ઠાઠમાઠથી ઉજવાય છે. ત્યારે આ તો ત્રણ ખંડના અધિપતિ કૃષ્ણવાસુદેવનો લાડકવાયો હીરા જેવો વીરો દીક્ષા લે છે તો તેના દીક્ષા મહોત્સવમાં શું ખામી હોય! મૂલ્યવાન વસ્ત્રાભૂષણો પહેરાવી-શણગારીને ગજસુકુમાલને તૈયાર કર્યા, પણ વૈરાગીને તો એવો તલસાટ છે કે હવે ઝટ ભગવાનના ચરણમાં પહોંચી જાઉં. ગજસુકુમાલને વરઘોડે ચઢતાં જોઈને તેમની માતાનું હૈયું ચીરાઈ જાય છે. કૃષ્ણવાસુદેવ પોતાના વીરાને ભગવાન પાસે જતો જોઈને વિચાર કરે છે કે અહો! મારી માતાએ આઠ આઠ પુત્રોને જન્મ દીધાં. તેમાં મારા પહેલાના છ ભાઈઓએ દીક્ષા લીધી અને કાલે સવારે મારા પછીનો જન્મેલો પણ દીક્ષા લેવા ચાલ્યો. અને હું સંસારમાં રહી ગયો. હું કેવો કમભાગી! આવા વિચારથી કૃષ્ણવાસુદેવની આંખમાં આંસુ આવી ગયા. તે ભાઈના સામું જોઈને વિચાર કરે છે કે એના મુખ ઉપર વૈરાગ્યના તેજ કેવા ઝળકી ઉઠયા છે! ગજસુકુમાલને જોઈને કૃષ્ણના મુખમાંથી શબ્દ સરી પડયા કે-

**ઓ વીરા તારા વૈરાગ્યને જોઇને મારું હૈયું હેલે ચઢયું,,**
**એ પૂરા વૈભવને છોડીને વિરતિ સ્વીકારતાં.**
**ઉંચા આત્માને મારા વંદન હોજો કે આવા ત્યાગી આત્માને મારા વંદન હોજો**

હે વીરા! તારો વૈરાગ્ય જોઇને મારું હૈયું આજ હેલે ચઢયું છે. આવી મહાન સુખની સામગ્રી તને ના ગમી. અમે તને રાજસિંહાસને બેસાડયો પણ તને તો એનો સ્પર્શ પણ ન થયો. પાણીથી કમળ નિર્લેપ રહે છે તેમ તું રાજવૈભવથી ન્યારો જ રહ્યો. ધન્ય છે તારા ત્યાગ-વૈરાગ્યને! તને મારા કોટી કોટી વંદન હો, વરઘોડે ચઢેલા ગજસુકુમાલ દેવકુમાર જેવા શોભતા હતાં. વરઘોડો દ્વારકા નગરીના મુખ્ય મુખ્ય માર્ગે થઇને નેમનાથ ભગવાન જે ઉદ્યાનમાં બિરાજમાન હતાં તે તરફ ચાલ્યો. આખી દ્વારકા નગરીની જનતા હેલે ચઢી છે. અહો! આપણા વાસુદેવ મહારાજાનો લાડકવાયો દીકરો દીક્ષા લેવા ચાલ્યો. સૌ તેનું સ્વાગત કરવા લાગ્યા. ધારી ધારીને તેના સામું જોવા લાગ્યા. અહો! ગજસુકુમાલ કેવા સુંદર શોભે છે! આવી કુમળી વયમાં દીક્ષા લેશે? જ્યારે વરઘોડો ભગવાનના સમોસરણ પાસે પહોંચ્યો ત્યારે ગજસુકુમાલના હૈયામાં હર્ષ સમાતો નથી. બસ, હવે મારૂં કામ થઈ જશે. માતા ગજસુકુમાલને લઇને ભગવાન પાસે આવી અને આંખમાંથી આંસુ સારતી કહે છે હે મારા ભગવાન!

**કોઈ વહોરાવે આહાર પાણીરે, કોઈ વહોરાવે પાતરાની જોડ. પ્રભુજી મારા.**
**હું રે વહોરાવું મારા નંદને, અનુમતિ દીધી માતાએ રોવંતા...**

આપને તો ઘણાં ભક્તો છે, કોઈ આપને આહારપાણી વહોરાવશે, કોઈ પાતરાની જોડ વહોરાવશે, કોઈ વસ્ત્ર વહોરાવશે ને કોઈ બહુ સુખી હશે તો કાંબળી વહોરાવશે પણ હું તો આપને મારા હૈયાનો હાર, કાળજડાની કોર, આંખની કીકી જેવો વહાલો મારો દીકરો વહોરાવું છું. આપ તેનું બરાબર જતન કરજો. આ 'બધું' કોણ બોલાવે છે? માતાને મોહ છે ને? ભગવાનની પાસે હજારો સંતો હતાં. તે બધાં પોતપોતાની માતાને લાડકવાયા જ હોય ને? પણ ભગવાન તો જાણે છે કે પુત્રના મોહના કારણે આ બધું બોલે છે. દેવકીમાતા આંખમાંથી શ્રાવણ ભાદરવો વહાવતી કહે છે હે પ્રભુ! મારો વહાલો દીકરો હું આપને વહોરાવું છું. આપ તેનો સ્વીકાર કરો, ત્યારે ભગવાને કહ્યું" अहासुहं देवाणुप्पिया मा पडिबंधं करेह।" હે દેવાનુપ્રિયા! તમને જેમ સુખ ઉપજે તેમ કરો. સારા કાર્યમાં વિલંબ ન કરો. ભગવાનના મુખમાંથી નીકળેલા શબ્દો સાંભળીને ગજસુકુમાલ કુમારને એવો હર્ષ થયો કે જેની સીમા નહિ. બસ આજે ભગવાને મારો સ્વીકાર કર્યો. તેથી તેને અલૌકિક આનંદ થયો. વૈરાગ્ય ગમે તેટલો ઉત્કૃષ્ટ હોય પણ ગુરૂ સ્વીકાર ન કરે તો દીક્ષા કયાંથી લઇ શકાય? એટલે સુપાત્ર શિષ્ય ગુરૂનો મહાન ઉપકાર માને. તે મનમાં એકજ વિચાર કરે કે અહો! મારા ગુરૂદેવે મને મહાવ્રત રૂપી રત્નો આપીને મારા ઉપર મહાન ઉપકાર કર્યો છે. એમણે મને ન્યાલ કરી દીધો છે. હું આખી જિંદગીભર

એ ગુરૂની સેવા કરું, અરે, મારું જીવન આપી દઉં તો પણ હું ગુરૂના ઋણમાંથી મુક્ત બની શકું તેમ નથી. એના દિલમાં એક જ ભાવ હોય છે કે ગુરૂ મારા શ્વાસ અને ગુરૂ મારા પ્રાણ છે. એ કહે તેમજ મારે કરવાનું. મન, વચન અને કાયાથી જેણે ગુરૂના ચરણોમાં જીવન અર્પણ કરી દીધું છે તેવા શિષ્યો ગુરૂ આજ્ઞામાં તરબોળ રહે તો તેવા આત્માનું જલ્દી કલ્યાણ થઈ જાય છે.

આ રીતે ગજસુકુમાલનું હૈયું થનગની ઉઠયું. બસ, મને જે જોઈતું હતું તે મળી ગયું. હવે મારે બીજું કંઈ જોઈતું નથી. પણ દેવકી માતાનું કાળજું ચીરાઈ જાય છે. તે રડતી રડતી કહે છે ભગવાન! આ મારો લાડીલો ખાતો સૂવે છે ને ખાતો ઉઠે છે. એ ભૂખ્યો રહી શકતો નથી. આપને ત્યાં તો સંતો બહુ તપ કરે છે પણ આ મારા લાલને તમે બહુ તપ કરવા દેશો નહિ.

**તપસ્યા કરતાં એને વારજો, ભૂખ્યાની લેજો સંભાળ, હો પ્રભુજી મારા.**
**હું રે વહોરાવું મારા કાળજડાની કોર રે...અનુમતી દીધી દેવકીએ રોવંતા.**

આપના સંતોને બહુ તપ કરતાં જોશે તો આ મારો નંદ તપ કરવા તૈયાર થઈ જશે પણ આપ તેને સમજાવીને તપ કરતાં રોકજો. શિયાળાની ઠંડી પડે ત્યારે એને ખૂબ સાચવજો.

**ઉનાળે તડકા બહુ પડશે, ત્યારે પ્રભુજી ના કરશો વિહાર રે,**
**મારો કોમળ લાલ કરમાઈ જશે, અનુમતી દીધી દેવકીએ રોવંતા.**

હે ભગવાન! ઉનાળામાં ખૂબ તડકા પડશે. તે કદી ખુલ્લા પગે ચાલ્યો નથી માટે આપ ઉનાળામાં બહુ વિહાર ન કરાવશો. આ ગુલાબના ગોટા જેવો મારો લાલ તાપમાં કરમાઈ ન જાય તેનું ધ્યાન રાખજો. ચોમાસામાં આહાર પાણીનો જોગ ન મળે ત્યારે તમે તેને સમજાવીને સ્થિર રાખજો. મોહવશ માતા બોલે છે ને ભગવાન સાંભળે છે. સર્વજ્ઞ પ્રભુ તો શું બનશે તે બધું જાણે છે. દેવકીજીએ પહેલાં ભગવાનને ભલામણ કરી. પછી તેના દીકરાને કહે છે બેટા! મેં તો તને ઘણું ઘણું સમજાવ્યો, સંસારના પ્રલોભનો આપ્યા ને તારી ઘણી કસોટી કરી છતાં તું પાછો પડયો નહિ. તારો વૈરાગ્ય સો ટચના સોના જેવો છે.

**સિંહની પેરે સંયમ લીયે છે, સિંહની જેમ તું પાળજે.**
**પાછો ના પડતો લગીરે રે હો લાલ...મોક્ષમાં વહેલા સિધાવજો.**

હે મારા લાલ! તું સિંહ જેવો શૂરવીર બનીને નીકળે છે. તો જ્યારે કષ્ટ પડે ત્યારે ખૂબ દઢ રહેજે. તેમાં પાછી પાની કરીશ નહિ. શિયાળ જેવો ન બનીશ. એ વિષયમાં હું તને ઘણું ઘણું કહી ચૂકી છું અને હજુ પણ કહું છું કે બાવીસ પરિષહ સહન કરવા બહુ

કઠીન છે. તું ગૌચરી જઈશ ત્યારે કોઈ કઠોર વચનો કહેશે, કોઈ અપમાન કરશે, ત્યારે સમભાવ રાખજે. અરે કોઈ જગ્યાએ અજ્ઞાની મનુષ્યો માર મારશે. તારો વધ કરવા તૈયાર થશે. તે વખતે મનમાં એવો વિકલ્પ નહિ કરાય કે મેં કયાં દીક્ષા લીધી! તે વખતે સિંહની જેમ શૂરવીર અને મેરૂની જેમ અડોલ રહેજે. હવે તું એવી સાધના કરજે કે ફરી ફરીને મારા જેવી માતાઓને રોવડાવવી ન પડે.

મુજને તજીને જાય, માતા મત કરજે રે,
કર્મો ખપાવી ઇણુ ભવ વહેલો મુક્તિને વરજે રે....

હજુ દેવકીમાતા ગજસુકુમાલને શું હિત શિખામણ દેશે તેના ભાવ અવસરે.

ચરિત્ર:—પાંડવોને ખબર પડી કે દુર્યોધન લશ્કર લઇને આવે છે તેથી તેઓ ગંધમાદન પર્વત ઉપર જવા તૈયાર થયા. સહદેવજીએ શુભ દિવસ આપ્યો. તે પ્રમાણે તેઓ ચાલ્યા. રસ્તામાં સંત મળ્યા તેથી તેમના દર્શન કરી ખૂબ આનંદ પામ્યા ને આગળ ચાલતાં પર્વત ઉપર પહોંચ્યા. ત્યાં જઇને ધાર્મિક પ્રવૃત્તિમાં લીન બનતાં કુંતાજી અને દ્રૌપદી હસ્તિનાપુરના રાજભવનોને ભૂલી ગયા અને આનંદથી વનફળ ખાઇને ગંધમાદન પર્વત ઉપર રહેતા દિવસો વીતાવવા લાગ્યા. એક દિવસ અર્જુને યુધિષ્ઠિરને કહ્યું—મોટાભાઈ! અહીં નજીકમાં ઇન્દ્રકીલ નામનો પર્વત છે. ત્યાં ઇન્દ્ર–ઇન્દ્રાણીની સાથે ક્રીડા કરવા માટે આવે છે એટલે એ પર્વતનું નામ ઈન્દ્રકીલ પાડવામાં આવ્યું છે. ચંદ્રકાંત અને સૂર્યકાંત મણીઓથી તે પહાડ શીતળતા અને ગરમી પ્રાપ્ત કરે છે. તે પર્વત ઉપર મોટી મોટી ગુફાઓ છે. તો જો આપની આજ્ઞા હોય તો હું એ પર્વતની ગુફામાં જઇને મેં પૂર્વે આરાધેલી વિદ્યાઓનું પુનરાવર્તન કરું. અહીં આપણને ઘણી શાંતિ છે ને સમય પણ છે. આવો અવસર પછી નહિ મળે. અર્જુનની ખૂબ ઇચ્છા છે તેમ જાણીને યુધિષ્ઠિરે અર્જુનને આજ્ઞા આપી. જુઓ, આવો મોટો રાજકુમાર છે. અર્જુન જેવો બાણાવળી તે સમયમાં કોઈ ન હતો આવો શૂરવીર હોવા છતાં મોટાભાઈનો કેટલો બધો વિનય કરે છે! ધર્મરાજાએ અર્જુનને જવાની આજ્ઞા આપી એટલે માતા કુંતાજી, ધર્મરાજા, ભીમ વિગેરેને પગે લાગીને અર્જુન જવા માટે તૈયાર થયા ત્યારે યુધિષ્ઠિરે પાંડુરાજાએ આપેલી વીંટી અર્જુનને કોઈ જાતનો ઉપદ્રવ ન થાય તે માટે પહેરાવી દીધી. વીંટી પહેરીને માતા તથા ભાઇઓના આશીર્વાદ લઈને અર્જુન ત્યાંથી ઈન્દ્રકીલ પર્વત ઉપર આવ્યો, ત્યાં જઈ અઠ્ઠમ તપ કરી અડગ આસન લગાવી એક ચિત્તે ધ્યાન ધરીને પોતે સાધેલી વિદ્યાઓનું પુનરાવર્તન કરવા માંડ્યું. તેથી વિદ્યાના રક્ષક દેવો પ્રગટ થયાં ને ચરણમાં નમીને કહ્યું હે સ્વામી! આપ અમને કાર્ય ફરમાવો, ત્યારે અર્જુને કહ્યું કે અત્યારે મારે કોઈ કામ નથી પણ શત્રુઓના વિનાશ માટે જરૂર પડે હું આપનું સ્મરણ કરીશ ત્યારે આપ પ્રગટ થજો. આ પ્રમાણે કહીને દેવોનો સત્કાર કરીને તેમને વિદાય કર્યા.

એ ગુરૂની સેવા કરું, અરે, મારું જીવન આપી દઉં તો પણ હું ગુરૂના ઋણમાંથી મુક્ત બની શકું તેમ નથી. એના દિલમાં એક જ ભાવ હોય છે કે ગુરૂ મારા શ્વાસ અને ગુરૂ મારા પ્રાણ છે. એ કહે તેમજ મારે કરવાનું. મન, વચન અને કાયાથી જેણે ગુરૂના ચરણોમાં જીવન અર્પણ કરી દીધું છે તેવા શિષ્યો ગુરૂ આજ્ઞામાં તરબોળ રહે તો તેવા આત્માનું જલ્દી કલ્યાણ થઈ જાય છે.

આ રીતે ગજસુકુમાલનું હૈયું થનગની ઉઠયું. બસ, મને જે જોઈતું હતું તે મળી ગયું. હવે મારે બીજું કંઈ જોઈતું નથી. પણ દેવકી માતાનું કાળજું ચીરાઈ જાય છે. તે રડતી રડતી કહે છે ભગવાન ! આ મારો લાડીલો ખાતો સૂવે છે ને ખાતો ઉઠે છે. એ ભૂખ્યો રહી શકતો નથી. આપને ત્યાં તો સંતો બહુ તપ કરે છે પણ આ મારા લાલને તમે બહુ તપ કરવા દેશો નહિ.

**તપસ્યા કરતાં એને વારજો, ભૂખ્યાની લેજો સંભાળ, હો પ્રભુજી મારા.**
**હું રે વહોરાવું મારા કાળજડાની કોર રે...અનુમતી દીધી દેવકીએ રોવંતા.**

આપના સંતોને બહુ તપ કરતાં જોશે તો આ મારો નંદ તપ કરવા તૈયાર થઈ જશે પણ આપ તેને સમજાવીને તપ કરતાં રોકજો. શિયાળાની ઠંડી પડે ત્યારે એને ખૂબ સાચવજો.

**ઉનાળે તડકા બહુ પડશે, ત્યારે પ્રભુજી ના કરશો વિહાર રે,**
**મારો કોમળ લાલ કરમાઈ જશે, અનુમતી દીધી દેવકીએ રોવંતા.**

હે ભગવાન ! ઉનાળામાં ખૂબ તડકા પડશે. તે કદી ખુલ્લા પગે ચાલ્યો નથી માટે આપ ઉનાળામાં બહુ વિહાર ન કરાવશો. આ ગુલાબના ગોટા જેવો મારો લાલ તાપમાં કરમાઈ ન જાય તેનું ધ્યાન રાખજો. ચોમાસામાં આહાર પાણીનો જોગ ન મળે ત્યારે તમે તેને સમજાવીને સ્થિર રાખજો. મોહવશ માતા બોલે છે ને ભગવાન સાંભળે છે. સર્વજ્ઞ પ્રભુ તો શું બનશે તે બધું જાણે છે. દેવકીજીએ પહેલાં ભગવાનને ભલામણ કરી. પછી તેના દીકરાને કહે છે બેટા ! મેં તો તને ઘણું ઘણું સમજાવ્યો, સંસારના પ્રલોભનો આપ્યા ને તારી ઘણી કસોટી કરી છતાં તું પાછો પડયો નહિ. તારો વૈરાગ્ય સો ટચના સોના જેવો છે.

**સિંહની પેરે સંયમ લીયે છે, સિંહની જેમ તું પાળજે.**
**પાછો ના પડતો લગીરે રે હો લાલ...મોક્ષમાં વહેલા સિધાવજો.**

હે મારા લાલ ! તું સિંહ જેવો શૂરવીર બનીને નીકળે છે. તો જ્યારે કષ્ટ પડે ત્યારે ખૂબ દૃઢ રહેજે. તેમાં પાછી પાની કરીશ નહિ. શિયાળ જેવો ન બનીશ. એ વિષયમાં હું તને ઘણું ઘણું કહી ચૂકી છું અને હજુ પણ કહું છું કે બાવીસ પરિષહ સહન કરવા બહુ

હીન છે. તું ગૌચરી જઈશ ત્યારે કોઈ કઠોર વચનો કહેશે, કોઈ અપમાન કરશે, ત્યારે પ્રેમભાવ રાખજે. અરે કોઈ જગ્યાએ અજ્ઞાની મનુષ્યો માર મારશે. તારો વધ કરવા તૈયાર થશે. તે વખતે મનમાં એવો વિકલ્પ નહિ કરાય કે મેં કયાં દીક્ષા લીધી! તે વખતે સિંહની જેમ શૂરવીર અને મેરૂની જેમ અડોલ રહેજે. હવે તું એવી સાધના કરજે કે ફરી ફરીને મારા જેવી માતાઓને રોવડાવવી ન પડે.

સુજને તજીને જાય, માતા સત કરજે રે,
કર્મો ખપાવી ઇણુ ભવ વહેલો મુક્તિને વરજે રે....

હજુ દેવકીમાતા ગજસુકુમાલને શું હિત શિખામણ દેશે તેના ભાવ અવસરે.

**ચરિત્રઃ**—પાંડવોને ખબર પડી કે દુર્યોધન લશ્કર લઈને આવે છે તેથી તેઓ ગંધમાદન પર્વત ઉપર જવા તૈયાર થયા. સહદેવજીએ શુભ દિવસ આપ્યો. તે પ્રમાણે તેઓ ચાલ્યા. રસ્તામાં સંત મળ્યા તેથી તેમના દર્શન કરી ખૂબ આનંદ પામ્યા ને આગળ ચાલતાં પર્વત ઉપર પહોંચ્યા. ત્યાં જઈને ધાર્મિક પ્રવૃત્તિમાં લીન બનતાં કુંતાજી અને દ્રૌપદી હસ્તિનાપુરના રાજભવનોને ભૂલી ગયા અને આનંદથી વનફળ ખાઈને ગંધમાદન પર્વત ઉપર રહેતા દિવસો વીતાવવા લાગ્યા. એક દિવસ અર્જુને યુધિષ્ઠિરને કહ્યું—મોટાભાઈ! અહીં નજીકમાં ઇન્દ્રકીલ નામનો પર્વત છે. ત્યાં ઇન્દ્ર–ઇન્દ્રાણીની સાથે ક્રીડા કરવા માટે આવે છે એટલે એ પર્વતનું નામ ઇન્દ્રકીલ પાડવામાં આવ્યું છે. ચંદ્રકાંત અને સૂર્યકાંત મણીઓથી તે પહાડ શીતળતા અને ગરમી પ્રાપ્ત કરે છે. તે પર્વત ઉપર મોટી મોટી ગુફાઓ છે. તો જો આપની આજ્ઞા હોય તો હું એ પર્વતની ગુફામાં જઈને મેં પૂર્વે આરાધેલી વિદ્યાઓનું પુનરાવર્તન કરું. અહીં આપણને ઘણી શાંતિ છે ને સમય પણ છે. આવો અવસર પછી નહિ મળે. અર્જુનની ખૂબ ઇચ્છા છે તેમ જાણીને યુધિષ્ઠિરે અર્જુનને આજ્ઞા આપી. જુઓ, આવો મોટો રાજકુમાર છે. અર્જુન જેવો બાણાવળી તે સમયમાં કોઈ ન હતો આવો શૂરવીર હોવા છતાં મોટાભાઈનો કેટલો બધો વિનય કરે છે! ધર્મરાજાએ અર્જુનને જવાની આજ્ઞા આપી એટલે માતા કુંતાજી, ધર્મરાજા, ભીમ વિગેરેને પગે લાગીને અર્જુન જવા માટે તૈયાર થયા ત્યારે યુધિષ્ઠિરે પાંડુરાજાએ આપેલી વીંટી અર્જુનને કોઈ જાતનો ઉપદ્રવ ન થાય તે માટે પહેરાવી દીધી. વીંટી પહેરીને માતા તથા ભાઈઓના આશીર્વાદ લઈને અર્જુન ત્યાંથી ઇન્દ્રકીલ પર્વત ઉપર આવ્યો, ત્યાં જઈ અઠ્ઠમ તપ કરી અડગ આસન લગાવી એક ચિત્તે ધ્યાન ધરીને પોતે સાધેલી વિદ્યાઓનું પુનરાવર્તન કરવા માંડયું. તેથી વિદ્યાના રક્ષક દેવો પ્રગટ થયાં ને ચરણમાં નમીને કહ્યું હે સ્વામી! આપ અમને કાર્ય ફરમાવો, ત્યારે અર્જુને કહ્યું કે અત્યારે મારે કોઈ કામ નથી પણ શત્રુઓના વિનાશ માટે જરૂર પડે હું આપનું સ્મરણ કરીશ ત્યારે આપ પ્રગટ થજો. આ પ્રમાણે કહીને દેવોનો સત્કાર કરીને તેમને વિદાય કર્યા.

પછી ત્યાં ફરતાં ફરતાં અર્જુને એક દૃશ્ય જોયું. એક ગાયને એક સુવર (ભૂંડ) ખેંચી રહ્યું હતું. તેથી ગાયને છોડાવવા અર્જુને બાણથી સુવરને વીંધી નાંખ્યું. પછી અર્જુન પોતાનું બાણ લેવા સુવર પાસે ગયો ત્યારે તેણે દૂરથી એક શિકારીને પોતાના તરફ દોડતો આવતો જોયો. હાથમાં ધનુષ્ય લઈ ને શિકારી સુવર પાસે આવ્યો ને અર્જુન પણ ત્યાં પહોંચ્યો. અર્જુન સોનાના પૂંછવાળું પોતાનું બાણ લેવા ગયો ત્યારે શિકારીએ કહ્યું કે હે સૌમ્ય પુરૂષ! આપની મુખાકૃતિ જોતાં આપ રાજવંશી પુરૂષ લાગો છો. તો આપ મારા બાણની શા માટે ચોરી કરી રહ્યા છો? અર્જુને કહ્યું-ભાઈ! તું જૂઠું શા માટે બોલે છે? હું કોઈનું બાણ ચોરી કરીને લઈ જતો નથી હું તો મારું બાણ લેવા આવ્યો છું. જેનામાં શક્તિ હોય તે મને રોકે. મારી શૂરવીરતાની સામે દેવેન્દ્ર, નરેન્દ્ર તથા વિદ્યાધરેન્દ્રને પણ કાંઈ વિસાતમાં ગણતો નથી તો પછી તારાથી કોણ ડરે છે? અર્જુનના આ શબ્દો સાંભળીને શિકારી ખૂબ ક્રોધે ભરાયો. અર્જુન ઉપર બાણોનો વરસાદ વરસાવ્યો. અર્જુને પણ તેની સામે બાણો ફેંકવા માંડયા. બંને વચ્ચે ભયંકર લડાઇ જામી. બંનેનું યુદ્ધ જોવા માટે આકાશમાં વિદ્યાધરો આવ્યા હતા. શિકારી અર્જુનના બાણો અધવચથી જ કાપી નાંખતો હતો, ત્યારે અર્જુને તેની સામે અગ્નેય બાણનો પ્રયોગ કર્યો એટલે શિકારી બળવા લાગ્યો, ત્યારે શિકારીએ વરૂણાસ્ત્રનો પ્રયોગ કર્યો. છેવટે શિકારીને લાગ્યું કે આની સાથે શસ્ત્રથી જીતવું મુશ્કેલ છે. તેથી અર્જુનને શિકારીએ બાહુયુદ્ધ કરવા કહ્યું. બાહુયુદ્ધ કરતાં અર્જુને શિકારીનો પગ પકડી લીધો અને આકાશમાં ચારે તરફ ભમાવીને જ્યાં પથ્થરની શીલા ઉપર પછાડવા જાય છે ત્યાં શિકારી પોતાનું રૂપ બદલી વિદ્યાધરનું રૂપ લઈને અર્જુનની સામે ઉભો રહ્યો. આ જોઈને અર્જુન આશ્ચર્ય પામ્યો.

**અર્જુન ઉપર પ્રસન્ન થયેલ વિદ્યાધર** :-વિદ્યાધરે કહ્યું, હે વીર પુરૂષ! તારી જે ઇચ્છા હોય તે માંગ. હું આપવા તૈયાર છું. ત્યારે અર્જુને આશ્ચર્યથી પૂછ્યું, હે પુરૂષ! તું કોણ છે? તું કોઇ માયાવી ઇન્દ્રજાળીયો છે કે સાચો વિદ્યાધર છે? તે તું મને કહે. ત્યારે તેણે કહ્યું, મેં તમારી વીરતાની પરીક્ષા કરવા માટે માયા રચી હતી. તમારી વીરતા જોઈને હું ખુશ થયો છું. માટે તમારે જે જોઇએ તે માગી લો. તે પહેલાં આપ મને પૂછો છો કે તમે કોણ છો? તો હું કહું તે તમે સાંભળો. હું વિશાલાક્ષ નામના વિદ્યાધરનો પુત્ર ચંદ્રશેખર નામે વિદ્યાધર છું. મેં પ્રજ્ઞપ્તિ વિગેરે વિદ્યાઓ સિદ્ધ કરેલી છે, ત્યારે અર્જુને પૂછ્યું કે તમે શા માટે અહીં આવ્યા છો? વિદ્યાધરે કહ્યું, આપની સાથે મિત્રતા કરવા માટે આવ્યો છું. મારી સાથે મિત્રતા બાંધવાનું તમારે શું પ્રયોજન પડયું? ત્યારે વિદ્યાધરે કહ્યું-

આ વૈતાઢય પર્વત ઉપર રથનુપુર નામે એક નગર છે. ત્યાં વિદ્યુત્પ્રભ નામના રાજાને પ્રબળ પરાક્રમી બે પુત્રો હતાં. તેમાં મોટાનું નામ ઇન્દ્ર અને નાનાનું નામ વિદ્યુન્માલી.

વિદ્યુત્પ્રભ રાજાએ ઇન્દ્રને રાજા બનાવ્યો અને વિદ્યુન્માલીને યુવરાજપદે સ્થાપન કરી દીક્ષા લીધી. ઇન્દ્રરાજા નામથી જ ઇન્દ્ર ન હતાં પણ સંપત્તિ અને વૈભવથી પણ ઇન્દ્ર હતાં. અમરાવતી જેવી સુંદર તેમની નગરી હતી પ્રજાનું ખૂબ નીતિથી પાલન કરતાં હતાં. અને ઇન્દ્ર-ઇન્દ્રાણી જેવું સુખ ભોગવતાં હતાં, પણ તેનો નાનોભાઇ વિદ્યુન્માલી ખૂબ ઉન્મત્ત બની પ્રજાની સંપત્તિ લૂંટવા લાગ્યો અને કંઇક સ્ત્રીઓનું અપહરણ કરીને તેની લાજ લૂંટવા લાગ્યો. આ રીતે અત્યંત અત્યાચારથી પ્રજા દુઃખી થઇ ગઇ એટલે રાજાને વિનંતી કરી કે કોઇ રીતે આપ યુવરાજને સમજાવો તેથી ઇન્દ્ર રાજાએ નાના ભાઇને એકાંતમાં બેસાડીને ખૂબ હિતશિખામણ આપી પણ તે દ્વેષમાં પરિણમી. તે કોઇ રીતે ન સમજ્યો ત્યારે પ્રજાના હિત માટે ઇન્દ્રરાજાએ યુવરાજને દેશનિકાલ કર્યો, એટલે તે નગરની બહાર રહીને મોટાભાઇનો વિનાશ કરવાનો ઉપાય શોધવા લાગ્યો. ખૂબ વિચાર કરીને તે સુવર્ણપુર આવ્યો. ત્યાં ખરદૂષણનો વંશજ તલતાલુ નામનો મહા બળવાન એક રાક્ષસ છે. તે વિદ્યુન્માલીનો મિત્ર છે. બળવાન રાક્ષસનો સાથ લઇને વિદ્યુન્માલી તેના મોટાભાઇને ત્રાસ આપે છે ને પ્રજાને લૂંટે છે. તેના ભયથી દુઃખિત બનીને ઇન્દ્ર પોતાના નગરનાં દરવાજા બંધ કરીને નગરમાં રહે છે.

નગરમાં આટલો ઉપદ્રવ થતો જોઈને એક દિવસ ઇન્દ્ર રાજાએ એકબંધુ નામના જ્યોતિષીને પૂછ્યું કે આ મારો શત્રુ ક્યારે મરાશે ? ને નગરી ક્યારે ભયમુક્ત થશે ? તે કૃપા કરીને કહો, ત્યારે જ્યોતિષીએ તેના જ્ઞાનમાં જોઈને કહ્યું કે, તમારા શત્રુને પાંડુરાજાનો પુત્ર અર્જુન જ મારી શકે તેમ છે, કારણ કે આ જગતમાં અર્જુન સમાન બીજો કોઇ ધનુર્ધારી પરાક્રમી પુરૂષ નથી. માટે તેને તું લઈ આવ, ત્યારે ઇન્દ્ર રાજાએ પૂછ્યું કે અર્જુન અત્યારે ક્યાં હશે ? ત્યારે તેણે કહ્યું, હાલ અર્જુન ઇન્દ્રકીલ પર્વત ઉપર વિદ્યાઓનું પુનરાવર્તન કરી રહેલ છે. તો આપ ત્યાં જઈને તેમને વિનંતી કરો ને અહીં લઇ આવો. જ્યોતિષીની વાત સાંભળીને ઇન્દ્રે મને કહ્યું કે હે મિત્ર ! તું ત્યાં જઇને અર્જુનને જલ્દી લઇ આવ. તારા વિના અર્જુનને અહીં કોઇ લાવી શકે તેમ નથી. કારણ કે, તારા પિતાજીની સાથે પાંડવોને શું સંબંધ છે તે સાંભળ.

એક વખત તારા પિતા વિશાલાક્ષને કોઇએ ગાઢ બંધનમાં બાંધ્યા હતાં. તેમને અર્જુનના પિતાજી પાંડુરાજાએ છોડાવ્યા હતાં. એટલે તું જલ્દી ઇન્દ્રકીલ પર્વત ઉપર જઇને અર્જુનજીને લઈ આવ. માટે હું તમને લેવા માટે આવ્યો છું. આપ જલ્દી પધારીને ઇન્દ્રને ભયથી મુક્ત કરાવો. આમ વાત કરતાં ચંદ્રશેખરે અર્જુનની આંગળી સામે જોઇને પૂછ્યું કે ભાઈ ! આ વીંટી આપને કોણે આપી છે ? અર્જુને કહ્યું, આ વીંટી અમે વનવાસ આવ્યાં ત્યારે મારા પિતાજીએ મારા મોટાભાઈ યુધિષ્ઠિરને પ્રેમથી પહેરાવી હતી અને હું જ્યારે વિદ્યાઓનું પુનરાવર્તન કરવા માટે અહીં આવ્યો ત્યારે મારા મોટાભાઇએ

મને પહેરાવી છે. આ વીંટી મારા પિતાજીને કોઈ વિદ્યાધરે આપેલી છે, તેમ મોટાભાઈ કહેતા હતાં, ત્યારે ચંદ્રશેખરે કહ્યું-ભાઈ! મારા પિતાજી વિશાલાક્ષ અને તમારા પિતાજી પાંડુરાજા એ બંનેના પ્રેમની નિશાનીની સાક્ષીરૂપ આ મુદ્રિકા તારા હાથમાં ચમકી રહી છે. મારા અને તમારા પિતા વચ્ચે પ્રેમ હતો તો સંતાનોમાં પ્રેમ વધે તેમાં શું નવાઈ? આ વીંટીથી વિદ્યાધરોના શસ્ત્રોના ઘા રૂઝાઈ જાય છે. અને તેનાથી બીજા ઘણાં ઉપદ્રવો શાંત થાય છે. આ વીંટી ખૂબ પ્રભાવશાળી છે. તમે તેને સદા તમારી સાથે રાખજો. આ રીતે કહ્યું એટલે અર્જુને કહ્યું-તમે તો મારા મોટાભાઈ થયા. હું યુધિષ્ઠિરની માફક તમારી આજ્ઞા માનું છું. એટલે ચંદ્રશેખરે કહ્યું-તમે મારી સાથે જલ્દી પધારો, જેથી ઈન્દ્રરાજાની ચિંતા દૂર થાય. આ પ્રમાણે કહી ચંદ્રશેખરે અર્જુનને વિમાનમાં બેસાડયો. હવે તેઓ કયાં જશે તેના ભાવ અવસરે.



## વ્યાખ્યાન નં. ૯૭

**આસો સુદ ૧૫ ને બુધવાર** **તા. ૨૬-૧૦-૭૭**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! આપણે અંતગડસૂત્રનો ગજસુકુમાલનો અધિકાર ચાલે છે. ગજસુકુમાલકુમારનું હૈયું સંયમ લેવા માટે હિલોળા મારી રહ્યું છે. એના મનનાં મનોરથો પૂરા થયા છે એટલે આનંદનો પાર નથી. ત્યારે દેવકીમાતાને પુત્રનો મોહ છે, એના મનોરથો અધૂરા રહ્યા છે એટલે અનરાધાર રડે છે. છતાં રડતાં રડતાં દીકરાને કહે છે બેટા! તું સંયમ લઈને એવું ચારિત્ર પાળજે કે ફરીને તારે જન્મ મરણના ત્રાસ વેઠવા ન પડે, અને મારા જેવી માતાઓને રડાવવી પડે નહિ. માતાએ આ પ્રમાણે હિતશિખામણ આપી. આ સાંભળીને કૃષ્ણવાસુદેવનું હૃદય પીગળી ગયું. અહો! મારી માતા મારા ભાઈને કેવી હિતશિખામણ આપે છે ને વીરો કેવો સાંભળે છે! ત્યારે હું પણ તેને કંઈક કહું. હવે કૃષ્ણવાસુદેવ તેમના લઘુ બંધવાને શું કહે છે—

**વીરા મારા સંસાર છોડી, ચાલ્યા સંયમ વાટ.**
**જો વીરા...ભગવંતની સેવા કદીએ ભૂલીશ ના...વીરા મારા.**

હે મારા લાડીલા વીરા! તું અમને બધાને છોડીને સંયમના પંથે જાય છે તો ત્યાં તું આપણાં જીવનઉદ્ધારક નેમનાથ ભગવાનની સેવા કરવાનું કદી ભૂલીશ નહિ. તું અમને બધાને રડાવીને જાય છે પણ ભગવાનને એવો અર્પણ થઈ જજે તારું કે જલ્દી કલ્યાણ થઈ જાય. હજુ આગળ કહે છે કે—

માતાએ તુજને જન્મ આપ્યો, પિતાએ પૂર્યા તારા કોડ (૨)
વીરાએ તને લાડ લડાવ્યા, કુટુંબ આપે વિદાય (૨)

ઓ...વીરા...સંસારના બંધન તોડી નાંખ્યા તેં આજ...વીરા મારા....
ઓ...વીરા (૨) આ પંથે વિચરી પામો ભવનો પાર...વીરા મારા...

હે વીરા! જે માતાએ તને જન્મ દીધો તે માતા આજે ચોધારે આંસુએ રડે છે. અમને તારો અત્યંત મોહ છે પણ ખરેખર! આપણી માતા જેવી કોઈ ભાગ્યવાન માતા નથી. આ માતાની કુખે જન્મેલા સાત સાત રત્નો દીક્ષા લે એ કંઇ સામાન્ય વાત નથી. માતાએ તને જન્મ દીધો અને સારા સંસ્કાર આપ્યા. પિતાજીએ તારી જે જે ઇચ્છાઓ હતી તે બધી પૂર્ણ કરી છે. મેં તને રમાડયો, ખેલાવ્યો ને લાડ લડાવવામાં બાકી રાખ્યા નથી, એટલે અમને તારો રાગ રડાવે છે. તારી વિદાય અમને બહુ વસમી લાગશે. તું રાજપાટ, વૈભવ, માતાપિતા, ભાઈ અને સારું યાદવ કુટુંબ છોડીને જાય છે. તેં સંસારના બંધનો, અને મોહ, માયા, મમતા તોડી નાંખ્યા છે છતાં અમને તારો મોહ છે પણ તને અમારો મોહ નથી. તો હે વીરા! સુખે સુખે સંયમપંથે વિચરીને જલ્દી જલ્દી તમે ભવસાગર તરજો અને અમને તારજો. ત્રણ ખંડના અધિપતિ પોતાના ભાઇના માથે હાથ મૂકીને આવા આશીર્વાદ આપે તે વખતે કેવો દેખાવ લાગતો હશે!

આવા વૈરાગ્યની વાતો સાંભળીને તમને કંઈ નથી થતું કે સંસાર છોડવા જેવો છે. એક વાત જરૂર સમજી લેજો કે વહેલા કે મોડા ચારિત્ર અંગીકાર કર્યા વિના ત્રણ કાળમાં કલ્યાણ થવાનું નથી. સંસારને તમે સ્વર્ગ જેવો માનો છો અને પુણ્યનો ઉદય હોય તો સ્વર્ગ જેવા સુખો મળે પણ ખરા, તેમાં ના નહિ, પણ જ્યાં સુધી ધક્કો નથી લાગ્યો ત્યાં સુધી ગાડી સીધી ચાલશે પણ ધક્કો લાગતાં ગાડી ખોટવાઇ જશે અને સ્વર્ગ જેવો સંસાર દાવાનળ જેવો વિષમ બની જશે. વિવેકવાન મનુષ્યો એક ધક્કો વાગે તો ચેતી જાય, ને એના આત્માનું સુધારી લે. માટે જીવનમાં એક ધક્કાની જરૂર છે. અહીં એક દૃષ્ટાંત યાદ આવે છે.

નધુષ નામના એક રાજા થઇ ગયા. તેમને અત્યંત સુકોમળ અને પતિવ્રતા એક રાણી હતી. એની પતિ પ્રત્યેની અજબ ભક્તિ હતી. રાજાને પણ રાણી અત્યંત પ્રિય હતી. એક વખત એવો પ્રસંગ આવી ગયો કે કોઈ અગત્યના કામ પ્રસંગે રાજાને બહારગામ જવાનું થયું, ત્યારે તેમના કોઈ દુશ્મન રાજાને ખબર પડી કે નધુષરાજા બહારગામ ગયા છે. તે તકનો લાભ લઇને દુશ્મન રાજા તેના નગર ઉપર લડાઈ લઇને આવ્યો. રાજ્યમાં ખબર પડી કે દુશ્મન લશ્કર લઈને આવ્યો છે, ને રાજા નથી. શું કરવું? આ સમયે રાણીએ કહ્યું, તમે ચિંતા ન કરો. હું લડાઈ કરવા આવું છું. રાજાનો સ્વાંગ સજી રાણી તૈયાર થઇ, અને લશ્કર લઇને લડવા ચાલી. યુદ્ધમાં મોખરે રહીને દુશ્મનની સામે શૂરવીરતાથી

લડી અને શત્રુને હરાવ્યો, ને રાણીએ વિજયડંકા વગાડયા. રાણીનું શૌર્ય જોઈને સૈન્ય આશ્ચર્ય પામી ગયું કે શું રાણીની શૂરવીરતા છે! તેઓ કેટલા સુકોમળ છે પણ સમય આવ્યે કેવા શૂરવીર બની ગયા! સૌ રાણીની ખૂબ પ્રશંસા કરવા લાગ્યા. થોડા દિવસ પછી રાજા બહારગામથી આવ્યા ત્યારે ખબર પડી કે રાજ્ય ઉપર દુશ્મન ચઢી આવ્યો હતો ને રાણીએ તેને હરાવ્યો.

દેવાનુપ્રિયો! રાજાની ગેરહાજરીમાં રાણીએ શૂરવીરતાથી રાજ્ય રક્ષણ કર્યું. તો હવે રાજાને આનંદ થવો જોઈએને? રાણી પ્રત્યે પ્રેમ વધવો જોઈએ કે ઘટવો જોઈએ? અહીં પરિણામ વિપરીત આવ્યું. રાજાને રાણી પ્રત્યે પ્રેમ વધવાને બદલે અભાવ થયો. રાજાના મનમાં એમ થઈ ગયું કે જે રાણી કદી પરપુરૂષનું મુખ જોતી નથી. ઓઝલમાં જ રહે છે તે રાણી આટલા બધા પુરૂષો વચ્ચે બહાર નીકળી, એણે કેટલા પુરૂષોના મુખ જોયા, હવે એના ચારિત્રનો શું વિશ્વાસ! કોને ખબર એ કેવી સતી હશે! આ વિચાર આવતાં રાજાને રાણી પ્રત્યે અભાવ થયો એટલે રાણીને પોતાના મહેલમાંથી કાઢી મૂકી અને એક દંડિયા મહેલમાં રાખી. જુઓ, માણુસનાં કર્મનો ઉદય થાય છે ત્યારે સારું કામ કરે છે છતાં અવળું પડે છે. કોઈ પુષ્પ પાથરે તો કંટક બની જાય છે. રાણી ખૂબ સમજુ અને વિવેકી હતાં. ધર્મના સ્વરૂપને સમજેલા હતાં એટલે એના મનમાં એમ થયું કે સારું કામ કર્યું છતાં મને રાજાએ તરછોડી દીધી! મોહવશ થોડો આંચકો લાગ્યો પણ બીજી ક્ષણે તેણે મનને વાળી લીધું. એમાં રાજાનો શું દોષ! મારા કર્મનો ઉદય છે. હે જીવ! કોઈને વિયોગ પડાવ્યા હશે તો તને વિયોગ પડયો છે. આ રીતે મનને સ્થિર કરીને તે રહેવા લાગી.

રાજાને તો એટલો બધો અભાવ થઈ ગયો છે કે રાણી ભૂખી છે કે તરસી તેની ખબર લેવા જતા નથી. પ્રધાનને રાણી પ્રત્યે ખૂબ સદ્ભાવ હતો એટલે તે રાણીને માટે બધી વ્યવસ્થા કરતો હતો, અને અવારનવાર રાણીની ખબર લેવા જતો. રાણી મોટા ભાગે ધ્યાનમાં રહેતી હતી. ધ્યાનમાં બેસી આત્માનું ચિંતન કરતી. ભગવાને બાર પ્રકારનો તપ બતાવ્યો છે તેમાં ધ્યાન એ આભ્યંતર તપ છે. ઉપવાસમાં ખાવાનું બંધ કરીએ છીએ પણ મનથી કોઈનું કયારેક ખરાબ ચિંતવાઈ જાય છે. વચનથી કટુ વચન બોલાઈ જાય છે ને કાયાથી પણ પાપ થવાનો પ્રસંગ આવે છે. બાહ્યતપમાં મન-વચન-કાયા છૂટા રહે છે ત્યારે ધ્યાનમાં તો મન, વચન અને કાયા રોકાઈ જાય છે. એટલે ધ્યાનથી જલ્દી કર્મો ખપે છે. રાજાએ રાણીનો ત્યાગ કર્યા ને પાંચ પાંચ વર્ષો વીતી ગયા છતાં હજી રાજા સામું જોતા નથી. એક વખત એવું બન્યું કે રાજાને ખૂબ તાવ આવ્યો ઘણાં ઉપચારો કર્યા પણ કોઈ રીતે રાજાનો તાવ ઉતરતો નથી. મોટા મોટા ડોકટરો આવ્યા ને ઘણી ભારે દવાઓ આપી પણ રાજાનો તાવ ન ઉતર્યો.

છેવટે પ્રધાને રાણીને બોલાવ્યા ને કહ્યું કે આપ મહાન પવિત્ર સતી છો. આપ મહારાજાનો તાવ ઉતારો. આ સમયે રાણીએ ગ્લાસમાં પાણી લઈ સર્વ પ્રથમ નવકાર મંત્રનું સ્મરણ કર્યું. પછી બોલી કે હે શાસનદેવ! જો મેં મન-વચન અને કાયાથી શુદ્ધ શીયળવ્રતનું પાલન કર્યું હોય, મારા પતિ સિવાય દુનિયાના દરેક પુરૂષોને પિતા અને ભાઈ સમાન માન્યા હોય તો મારા પતિદેવનો તાવ ઉતરી જજો. આમ બોલીને રાણીએ ત્રણ વખત પાણી છાંટયું એટલે તરત રાજાનો તાવ ઉતરી ગયો. રાણી શું બોલી ને શું કર્યું તે રાજાએ નજરે જોયું. ઘણાં ઉપચાર કરવા છતાં તાવ ન ઉતર્યો તેને રાણીએ પલવારમાં ઉતાર્યો. આ જોઈને રાજાને ખાત્રી થઈ ગઈ કે રાણી સતી છે. મેં ખોટું કર્યું. તેના શીલ વિષે શંકા કરીને પાંચ પાંચ વર્ષ સુધી તેને તજી દીધી. તરત ઉભા થઈને રાણીના ચરણમાં પડીને માફી માંગીને કહ્યું-ધન્ય છે સતી! મેં તારી કદર ન કરી. મને પાપીને ધિક્કાર છે.

રાણીએ કહ્યું-નાથ! આપનો દોષ નથી. દોષ મારા કર્મનો છે. રાજા કહે છે, હવે હું તને પટ્ટરાણી બનાવું, પણ રાણીને આ બનાવ બનતાં જમ્બર ધક્કો લાગ્યો હતો. ક્ષણમાં સુખ અને ક્ષણમાં દુઃખ આપે એવા સુખનો શો ભરોસો? ધિક્કાર છે આ સંસારને! નાથ! હવે મારે સંસારમાં રહેવું નથી. મારા આત્માનું કલ્યાણ કરવા દીક્ષા લેવી છે. રાજાએ ઘણું સમજાવી પણ રાણીનું મન પીગળ્યું નહિ. એણે તો દીક્ષા લીધી.

કોઈને વીતરાગ પ્રભુની વાણી સાંભળીને સંસારની અસારતા સમજાય છે ને વૈરાગ્ય આવે છે, તો કોઈના જીવનમાં આવો પ્રસંગ બનતાં ધક્કો લાગીને વૈરાગ્ય આવે છે ને દીક્ષા લે છે. તમને કોઈ આવો ધક્કો લાગ્યો છે કે નહિ? સંસારમાં ધક્કા તો ઘણા લાગતા હશે પણ વૈરાગ્ય આવતો નથી, અને વીતરાગવાણી અંતરમાં ઉતરતી નથી. આપણા અધિકારના નાયક ગજસુકુમાલને કોઈ દુઃખનો ધક્કો લાગ્યો ન હતો પણ ભગવાનની વાણી સાંભળીને વૈરાગ્ય આવ્યો હતો. એમને સંસારમાં રોકવા માટે ઘણાં પ્રલોભનો આપ્યા પણ દઢ વૈરાગી રોકાયો નહિ. સાચો વૈરાગી પોતે સંસારમાં રોકાતો નથી પણ તેના સંગમાં આવનારને પણ વૈરાગી બનાવી દે છે.

એક રાજકુમાર બાલપણથી ધર્મની ભાવનાવાળો હતો. એને સંસારનો બિલકુલ મોહ ન હતો. તે ઉદાસીનભાવથી સંસારમાં રહેતો હતો. યુવાન થતાં તેના માતાપિતાએ લગ્ન કરવાનું કહ્યું, ત્યારે કુમારે કહ્યું-માતાપિતા! મારે લગ્ન કરવું નથી. મારે આત્મકલ્યાણ કરવા દીક્ષા લેવી છે, પણ માતાપિતા માન્યા નહિ ને પરાણે બે રાજકન્યાઓ સાથે તેને પરણાવ્યો. કોડ ભરેલી બે રાજકન્યાઓ પરણીને આવી. તેના હૈયામાં હર્ષ સમાતો નથી. આ મોહઘેલી કન્યાઓએ સુંદર મસાલા નાંખી બે પાનના બીડા તૈયાર કરી પોતાની

સખીઓને રાજકુમારને આપવા મોકલી. પરણ્યાની પ્રથમ રાત છે. સખીઓ પાનના બીડા આપતા કહે છે કુમારસાહેબ! અમારી સખીઓએ કિંમતી મસાલા નાંખી પોતાની જાતે પ્રેમથી પાનના બીડા બનાવીને મોકલ્યા છે. તો આપ સ્વીકાર કરીને એને ધન્ય બનાવો, ત્યારે કુમારે દાવ જોઈને સોગઠી મારી. કન્યાઓની સખીઓને કહ્યું કે તમારી સખીઓને મારા પ્રત્યે પ્રેમ છે? સખીઓ કહે–કુમારસાહેબ! આપના પ્રેમની તો વાત જ શું પૂછવી! જ્યારથી આપના ગુણોનું વર્ણન સાંભળ્યું છે ત્યારથી આપની પાછળ પાગલ બની છે, અને આપને મળવા તલસી રહી છે. સખીઓની વાત સાંભળીને કુમારે કહ્યું કે તમારી સખીઓને એટલું પૂછી જુઓ કે તેમને જેના પ્રત્યે પ્રેમ છે તેનું રક્ષણ થાય તેવું કરાય કે તેમનું નિકંદન નીકળે તેમ કરાય? આ ગૂઢ પ્રશ્નનો એવો ભાવ છે કે જો કન્યાઓને પોતાના પ્રત્યે પ્રેમ હોય તો તેનું કલ્યાણ થાય તેમ કરાય કે તેનું ભવભ્રમણ વધે તેમ કરાય? સખીઓએ પોતાની રાજકુમારીઓ પાસે આવીને રાજકુમારે પૂછેલો પ્રશ્ન કહ્યો.

બંને રાજકુમારીઓ ખૂબ સંસ્કારી અને ચતુર હતી. તે પતિના પ્રશ્નનો ગૂઢાર્થ સમજી ગઈ, અને વિચાર કરવા લાગી કે ખરેખર, આપણે તો પતિ પાસે સંસાર સુખનાં રંગરાગની રંગોળી ખેલવા માટે આવ્યા છીએ અને સંસાર સુખનો ભોગવટો કરવાથી ભવભ્રમણ અટકે નહિ પણ વધે છે, તો આપણો તેમના પ્રત્યે સાચો પ્રેમ તો ન જ કહેવાય ને! તરત બન્ને રાજકન્યાઓ કુમારના પગમાં પડીને કહે છે કે સ્વામીનાથ! અમે તો સંસારના રંગરાગમાં રમનારી છીએ પણ આપનું અહિત થાય, આપનું નિકંદન નીકળે તેમ અમારે કરવું નથી. આપની સાથે સાચો પ્રેમ કરવો છે ને આપનું ભલું થાય તેમ અમારે કરવું છે. તેથી આપ જેમ કહેશો તેમ અમે કરવા તૈયાર છીએ, ત્યારે રાજકુમારે કહ્યું કે જો મારું ને તમારું બંનેનું હિત કરવું હોય તો આજીવન બ્રહ્મચર્ય વ્રત અંગીકાર કરી લો. તેમાં મારું ને તમારું મહાન કલ્યાણ છે. બંને કુમારીઓ સમજી ગઈ કે સ્વામીએ જીવનનો જુદો જ રાહ પકડેલો છે અને આપણને એ રાહે ચાલવાનું કહે છે. તો હવે એમનો જે રાહ તે જ આપણો રાહ. એમને જે ગમે તે જ આપણને ગમવું જોઈએ. એમ નક્કી કરીને તરત પતિના ચરણમાં નમી પડી અને પરણ્યાની પ્રથમ રાત્રે હર્ષભેર પતિ પાસે જીવનભર બ્રહ્મચર્ય વ્રત અંગીકાર કર્યું ને બોલી ઉઠી કે નાથ! આપે અમારા ઉપર મહાન ઉપકાર કર્યો છે. આપના જેવા સૌભાગી કલ્યાણકારી પતિ અમને કોઈ ભવમાં નહિ મળ્યા હોય જેથી અમે ભવમાં ભટકી રહ્યા છીએ, નહિતર ભમવાનું શેનું હોય? પતિ પર સાચો પ્રેમ કરવા બ્રહ્મચર્યવ્રત સ્વીકારી લીધું અને સમય આવતાં બધાએ ચારિત્ર સ્વીકાર્યું.

ટૂંકમાં આ દૃષ્ટાંતથી મારો કહેવાનો આશય એ છે કે, સાચો વૈરાગી પોતાના સંગમાં આવનારને પણ વૈરાગ્યના રંગે રંગી દે છે, પણ તેની પાછળ તણાતો નથી. વૈરાગી

ગજસુકુમાલ ભગવાનની સામે ઉભા છે. માતા દેવકી, પિતા વસુદેવ અને વીરા કૃષ્ણવાસુદેવ બધા ગજસુકુમાલને અંતરથી આશીર્વાદ આપે છે કે, તમે જે ભાવથી ચારિત્ર સ્વીકારો છો તે ભાવ સદાને માટે ટકાવીને જલ્દી સંસાર સાગરને તરી જાઓ. હવે ગજસુકુમાલને તેમની માતા શું કહેશે તેના ભાવ અવસરે.

ચરિત્ર :–અર્જુનજી ચંદ્રશેખર વિદ્યાધરની સાથે ઝડપભેર તેઓ વૈતાઢય પર્વતની દક્ષિણ શ્રેણીમાં પહોંચ્યા. એટલે ચંદ્રશેખરે કહ્યું–અર્જુનજી ! મારો મિત્ર ઈન્દ્ર આપના દર્શન માટે ઉત્સુક બનીને ઉભો છે તે રથનુપુર તરફ આ રસ્તો જાય છે. અને આ માર્ગ જ્યાં તલતાલુ રાક્ષસ લડવા માટે તૈયાર થઈને ઉભો છે તે સુવર્ણપુર તરફ જાય છે, પણ આપણે તો હમણાં રથનુપુર જઈએ. તમે ઈન્દ્રને મળો પછી ત્યાંથી સૈન્ય લઈને સુવર્ણપુર જઈશું, ત્યારે અર્જુને કહ્યું, પહેલાં શત્રુનગર સુવર્ણપુર જઈએ. હું જે કામ માટે આવ્યો છું તે કામ પહેલાં કરીશ. શત્રુને માર્યા સિવાય ઈન્દ્રનું મુખ નહિ જોઉં. માટે શત્રુ છે તે તરફ તમે રથ ચલાવો. ચંદ્રશેખર કહે કે રાક્ષસ બહુ બળવાન છે. ત્યાં એકલાનું કામ નથી માટે સૈન્ય લઈને જઈએ. અર્જુન કહે મારે સૈન્યની જરૂર નથી. અર્જુનનો કહેવાથી રથ સુવર્ણપુર તરફ વાળ્યો અને થોડીવારમાં રથ સુવર્ણપુરના પાદરમાં પહોંચી ગયો.

**"તલતાલુ રાક્ષસને જાણ થતાં યુદ્ધની વગાડેલી ભેરી"** :–રાક્ષસે સેનાને સજ્જ કરીને કહ્યું કે આ પાંડુપુત્ર અર્જુન ઈન્દ્રની સહાયમાં આવ્યો છે. તે ખૂબ બળવાન છે પણ એકલો છે. તેની પાસે સૈન્ય નથી. માટે બધા એના ઉપર તૂટી પડો કે જેથી તે પલવારમાં મરી જાય. પછી આપણે ઈન્દ્રને બતાવી દઈએ કે દેખ, તારા મિત્રને અમે મારી નાંખ્યો. આમ વિચારી રાક્ષસનું સૈન્ય રણમેદાનમાં આવ્યું. જેમ ગરૂડ ઉપર સર્પો તૂટી પડે તેમ રાક્ષસો અર્જુન ઉપર તૂટી પડયા. ચારે તરફ યુદ્ધના રણશીંગા ફુંકાવા લાગ્યા. રાક્ષસોએ અર્જુન ઉપર બાણોનો વરસાદ વરસાવ્યો, પણ અર્જુને કુશળતાથી રાક્ષસોના બાણોને કાપી નાંખ્યા. રાક્ષસોએ જુદી જુદી જાતનાં શસ્ત્રોથી યુદ્ધ કર્યું પણ કોઈ રીતે અર્જુનને હરાવી શકયા નહિ. અર્જુનની કુશળતા જોઈને ચંદ્રશેખર આશ્ચર્ય પામી ગયો કે શું અર્જુનનું પરાક્રમ છે! આકાશમાંથી વિદ્યાધરો પણ યુદ્ધ જોતાં હતાં. અર્જુનનું બળ જોઈને વિદ્યાધરો પણ ક્ષોભ પામી ગયા. ઘણીવાર સુધી યુદ્ધ ચાલ્યું પણ બંને પક્ષમાંથી કોઈની હાર કે જીત થતી નથી. છેવટે અર્જુને દ્રોણાચાર્ય ગુરૂએ આપેલા મંત્રનું સ્મરણ કરીને પ્રાણ લેનાર બાણો છોડયા. વજ્રથી જેમ પર્વત તૂટી પડે તેમ અર્જુનના બાણોથી બધા રાક્ષસો એક સાથે મરી ગયા.

**"શત્રુનાશથી દેવોએ અર્જુનનો બોલાવેલો જયજયકાર"** :–જ્યાં શત્રુઓનો વિનાશ થયો ત્યાં આકાશમાંથી દેવોએ અર્જુન ઉપર પુષ્પોની વૃષ્ટિ કરી અને અર્જુનનો જયજયકાર બોલાવ્યો. રથનુપુરમાં પણ દેવોનો દિવ્ય ધ્વનિ સંભળાયો એટલે

ઈન્દ્રને ખબર પડી કે અર્જુનજી ત્યાં પહોંચી ગયા અને શત્રુનો પરાજય કર્યો, અને હું તો રાહ જોઉં છું. તરત જ વિમાનમાં બેસીને પૂરવેગે ઈન્દ્રરાજા સુવર્ણપુર આવ્યા. ચંદ્રશેખરે અર્જુનને ઈન્દ્રરાજાની ઓળખાણ આપી. ઈન્દ્રરાજા અર્જુનના ચરણમાં પડી ગયાં ને સ્નેહથી ભેટી પડયા. ઈન્દ્રરાજાએ અર્જુનજીને હાથ જોડીને કહ્યું, હે વીરપુરૂષ! હું આપનો જેટલો ઉપકાર માનું ને જેટલા ગુણ ગાઉં તેટલા ઓછા છે. તમારા પ્રભાવથી આજે હું નિર્ભય બન્યો છું. આજથી મારું રાજ્ય અને મારા પ્રાણ આપના ચરણમાં ધરું છું. હવે આપ મારી સાથે રથનુપુર પધારીને મારી નગરીને અને પ્રજાને પાવન કરો. અર્જુને ઘણી ના પાડી પણ ઈન્દ્રરાજાના ખૂબ આગ્રહથી રથનુપુર જવું પડયું. આખા નગરમાં ખબર આપ્યા કે આપણાં શત્રુને હણનાર અર્જુનજી પધાર્યા છે. રાક્ષસ અને વિદ્યુન્માલીના ત્રાસથી લોકો ખૂબ ત્રાસી ગયા હતા, અને તેનો નાશ થવાથી પ્રજામાં આનંદ આનંદ થઈ ગયો.

**"અર્જુનજીનું ભવ્ય સ્વાગત"** :–ખૂબ આડંબરપૂર્વક અર્જુનજીને રથનુપુરમાં લાવ્યા. લોકો અર્જુનને મોતીથી વધાવવા લાગ્યા ને લળીલળીને ચરણમાં પડવા લાગ્યા. ખૂબ માન–સન્માન સહિત અર્જુનજી ઈન્દ્રરાજાના મહેલમાં આવ્યા, ત્યારે ઈન્દ્રરાજાની રાણી ઈન્દ્રારાણીએ રત્નોથી અર્જુનજીને વધાવીને સ્વાગત કર્યું અને ખૂબ પ્રેમથી જમાડયા. ત્યાર બાદ ઈન્દ્રરાજાએ કહ્યું, આ મારી પુત્રીને આપની સાથે પરણાવવા ઈચ્છું છું, પણ અર્જુને કહ્યું કે અમે તો વનમાં રહીએ છીએ. વનવાસમાં લગ્ન કરીને શું કરું? હું કોઇ ઉપકારના બદલાની આશા રાખતો નથી. હવે મને જવાની આજ્ઞા આપો. પણ ઈન્દ્રરાજાના અતિ આગ્રહથી થોડા દિવસ રોકાઇ ગયા.

ચિત્રાંગદાદિ સો રાજપુત્રોએ અર્જુનજીના ચરણમાં પડીને ધનુર્વિદ્યા શીખવાડવા માટે વિનંતી કરી એટલે અર્જુનજીએ થોડા સમયમાં ધનુર્વિદ્યા શીખવાડી. બધા ખૂબ રાજી થઈ ગયા ને તેમનો ઉપકાર માનવા લાગ્યા, અને હાથી, ઘોડા, રત્નો વિગેરે મૂલ્યવાન ચીજો અર્જુનજીને ભેટ આપવા આવ્યા ત્યારે અર્જુનજીએ કહ્યું, મારે ભેટની જરૂર નથી, પણ મને તમારી જરૂર પડે ને યાદ કરું ત્યારે જલ્દી આવજો. તે સમયે રાજપુત્રોએ કહ્યું, અમે આવીશું પણ અમારી ભેટ સ્વીકારો, પણ અર્જુને કાંઇ લીધું નહિ. અર્જુને રથનુપુરમાં રાજાનો અને પ્રજાનો ખૂબ પ્રેમ સંપાદન કર્યો, અને થોડા દિવસ રોકાઈ ને ઈન્દ્રરાજા તથા બધા ભાઈઓ પાસે જવાની રજા માંગી. બધાએ અશ્રુભીની આંખે અર્જુનજીને વિદાય વિદાય તેમને આપી. આપવા માટે ઈન્દ્રરાજા સહિત આખી નગરીનાં પ્રજાજનો ઘણે દૂર સુધી ગયા. ઈન્દ્રે અર્જુનને માટે એક દિવ્ય વિમાન તૈયાર કર્યું હતું. તેમાં અર્જુનજી, ચંદ્રશેખર અને ચિત્રાંગદ આદિ રાજકુમારો બેસી ગયા. ઈન્દ્રરાજાએ કહ્યું, હું આપની સાથે આવું, પણ અર્જુને ના પાડી એટલે ઘણે દૂર સુધી સાથે આવીને પાછા ફર્યા. આ તો વિમાન માર્ગે

જવાનું એટલે થોડીવારમાં અર્જુનજી ગંધમાદન પર્વત ઉપર પહોંચી ગયા અને વિમાનમાંથી નીચે ઉતર્યા.

અર્જુને વિમાનમાંથી નીચે ઉતરી માતાને પગે લાગી ચરણરજ માથે ચઢાવી. એટલે કુંતાજીએ અર્જુનને બાથમાં લઈ લીધો ને તેને માથે હાથ મૂકી આશીર્વાદ આપ્યા કે હે પુત્ર! તું ઘણું જીવ. તું ઘણાં દિવસે પાછો આવ્યો. તું ક્ષેમકુશળ છે ને? પછી અર્જુનજીએ યુધિષ્ઠિર અને ભીમને નમસ્કાર કર્યા. સહદેવ અને નકુલે અર્જુનજીને પ્રણામ કર્યા. પાંડવોનો વિનય જોઈને સાથે આવેલા વિદ્યાધરો પણ આશ્ચર્યમાં પડી ગયા કે શું આ લોકોનો વિનય છે! ને કેવો પ્રેમ છે! અર્જુનજી પાસે કેટલી વિદ્યાઓ હતી, કેટલા વિદ્યાધરો તેના ચરણ ચૂમતા હતા છતાં તેમનામાં કેટલો વિનય છે! યુધિષ્ઠિરે સાથે આવેલા વિદ્યાધરોનો આદર સત્કાર કર્યો, પછી અર્જુને યુધિષ્ઠિર આદી ચારે ભાઈઓનો પરિચય કરાવ્યો. વિદ્યાધરોએ પણ કુંતાજી તથા યુધિષ્ઠિરને પ્રણામ કર્યા. પછી ધર્મરાજા, કુંતાજી, ભીમ વિગેરેએ પૂછયું- ભાઈ! વિદ્યાની આવૃત્તિ કરવામાં આટલો બધો સમય કેમ લાગ્યો? ત્યારે અર્જુન મૌન રહ્યા.

**"વિદ્યાધરે કરેલી અર્જુનની પ્રશંસા"** :-ચંદ્રશેખર વિદ્યાધરે બધી વાત કહી સંભળાવી અને અર્જુનની ખૂબ પ્રશંસા કરી. આ સાંભળીને કુંતામાતા તથા ચારે ય ભાઈઓ અને દ્રૌપદીને ખૂબ આનંદ થયો. ધન્ય છે દીકરા! તેં પરોપકારનું કાર્ય કરી મહાન પુણ્ય ઉપાર્જન કર્યું. દ્રૌપદીને વિશેષ આનંદ થયો કે આવા પુણ્યવાન અને પ્રતાપી પતિની પત્ની બનવાનું મને સૌભાગ્ય સાંપડયું. એક બે દિવસ વિદ્યાધરો ત્યાં રોકાયા. પાંડવો સાથે ખૂબ આનંદ કરીને પછી જવાની રજા માંગી. પાંડવોએ તેમનો આદર સત્કાર કરીને વિદાય આપી, અને પોતે આનંદપૂર્વક રહેવા લાગ્યા. ત્યાં શું બનાવ બન્યો.

એક દિવસ દ્રૌપદી બેઠી હતી. ત્યાં કોણ જાણે કયાંથી એક સુંદર હજાર પાંખડીવાળું કમળ તેના ખોળામાં આવીને પડયું. તે સોનેરી રંગનું હતું. એમાંથી સુંદર સુગંધ નીકળતી હતી. આવું સુંદર અને સુગંધિત કમળ જોઈને દ્રૌપદી ખુશ થઈ ગઈ. એટલામાં ભીમ દ્રૌપદી પાસે આવ્યો. દ્રૌપદીએ ભીમને કમળ બતાવીને કહ્યું. સ્વામીનાથ! આ કમળ મને બહુ ગમે છે. મેં આવું સુંદર કમળ કદી જોયું નથી. મને આવું બીજું કમળ લાવી આપો. જયારે માણસના કર્મનો ઉદય થવાનો હોય છે ત્યારે કોઈ ને કોઈ નિમિત્ત મળી જાય છે, એટલે દ્રૌપદીને બીજું કમળ મંગાવવાનું મન થયું. ભીમે વિચાર કર્યો કે દ્રૌપદીએ જંગલમાં કોઈ ચીજની માંગણી કરી નથી અને જો આજે તેણે કમળની માગણી કરી છે તો હું તેને લાવી આપું. એમ વિચારી મોટાભાઈ તથા કુંતામાતાની આજ્ઞા લઈને કમળ લેવા માટે ગયો. હવે કમળ લેવા જતાં કેવી મુશ્કેલીમાં મુકાશે તેના ભાવ અવસરે.

## વ્યાખ્યાન નં-૯૮

**આસો વદ ૪ ને રવિવાર** **તા. ૩૦-૧૦-૭૭**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! સ્યાદ્વાદના સર્જક, ભવોભવનાં ભેદક, પરમ પંથના પ્રકાશક એવા અનંત કૃપાળુ વીર ભગવંતો જગતના જીવોને આત્મકલ્યાણનો માર્ગ બતાવતાં કહે છે કે હે આત્માઓ! આત્મકલ્યાણની વિદ્યા શીખવા માટે માનવજીવન એક મહાન સુંદર શાળા છે. આ શાળામાં કઈ વિદ્યા ભણવાની છે? ભૌતિક વિદ્યા નહિ પણ આધ્યાત્મિક મહાન વિદ્યા ભણવાની છે. તમારા સંતાનો નાના હોય ત્યારે એને લીટા દોરતા તો આવડે છે પણ સ્કુલમાં બેસાડયા પછી પણ જો લીટા જ દોરે અને એકડો ન ઘૂંટે તો નિશાળે બેસાડયો શું કામનો? એ તો એકડો, બગડો, ક, ખ આદિ વારંવાર ઘૂંટે અને એ એને સારી રીતે આવડી જાય તો નિશાળે બેઠો કામનો. બસ, આ જ ન્યાય આપણા ઉપર ઘટાવવો છે. અનંતકાળથી આત્માએ ક્રોધ, માન, માયા, લોભ, અસંયમ, મોહ, મમતા આદિના લીસોટા તો કર્યા છે પણ હવે આ મનુષ્ય જીવન રૂપી મહાશાળામાં આવ્યા પછી તે શીખવા મહેનત કરવાની છે કે જે વૈરાગ્ય, ક્ષમા, સંતોષ, નિર્લોભતા આદિની વિદ્યા આવડી નથી તેના એકડા ઘૂંટવા જોઈએ. જેમ બાળકો સ્કૂલમાં વિદ્યાભ્યાસ કરવા માટે જાય છે તેમ આ માનવજીવનની શાળામાં આપણે લઘુતા, નમ્રતા, ઈન્દ્રિય સંયમ, ઉદારતા, વૈરાગ્ય, ક્ષમા, સમ્યક્જ્ઞાન આદિનો અભ્યાસ કરવાનો છે. આ વિદ્યા મેળવવાની પ્રેકટીસ કરવાની છે. જેમ બાળક એકડો ઘૂંટવાનો પુરૂષાર્થ કરે છે તો તેને એકડો અને તેનાથી આગળ વધીને ઘણાં આંક, અક્ષરો બધું આવડી જાય છે તેમ આપણે પણ આ શાળામાં આવીને ક્ષમા આદિ સદ્ગુણોના એકડા ઘૂંટયા કરશુ, તેનો અભ્યાસ ચાલુ રાખશું તો જરૂર એ વિદ્યા મેળવવામાં સફળ બની શકીશું.

જ્ઞાની કહે છે કે ક્રોધાદિ કષાય, જડ પુદ્ગલોની રૂચી, રાગ, દ્વેષ વિગેરે કરવાની આવડત એ પાપવિદ્યાની આવડત છે, ગુણાનુરાગ, ક્ષમા, સરળતા, નમ્રતા વિગેરેની આવડત એ ધર્મવિદ્યાની આવડત છે. આજ સુધી આત્માએ હજુ એ વિદ્યા મેળવી નથી તેથી ભવચક્રમાં ભટકતો રહ્યો છે. માટે દરેક આત્માએ આવું સુંદર માનવજીવન પામીને એ લક્ષમાં રાખવાનું છે કે આ માનવજીવન રૂપી મહાન શાળામાં આવીને ધર્મવિદ્યાનો જે અભ્યાસ મને નથી આવડતો તે મારે શીખવાનો છે. તે વિદ્યાના એકડા ઘૂંટવાના છે. જેને આ વિદ્યા ભણવાની તાલાવેલી જાગે છે તે કષાયોના પ્રસંગો ઉપસ્થિત થશે તો એ વિચાર કરશે કે અરે! ક્ષમા, નમ્રતા, સરળતા સંતોષના અવસરને ચૂકીને અનાદિની કર્મની મેલી વિદ્યાનો ભોગ કયાં બનું! આ પાપના એકડા કયાં ઘૂંટું!

## વ્યાખ્યાન નં-૯૮

**આસો વદ ૪ ને રવિવાર** **તા. ૩૦-૧૦-૭૭**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! સ્યાદવાદના સર્જક, ભવોભવનાં ભેદક, પરમ પંથના પ્રકાશક એવા અનંત કૃપાળુ વીર ભગવંતો જગતના જીવોને આત્મકલ્યાણનો માર્ગ બતાવતાં કહે છે કે હે આત્માઓ! આત્મકલ્યાણની વિદ્યા શીખવા માટે માનવજીવન એક મહાન સુંદર શાળા છે. આ શાળામાં કઈ વિદ્યા ભણવાની છે? ભૌતિક વિદ્યા નહિ પણ આધ્યાત્મિક મહાન વિદ્યા ભણવાની છે. તમારા સંતાનો નાના હોય ત્યારે એને લીટા દોરતા તો આવડે છે પણ સ્કુલમાં બેસાડયા પછી પણ જો લીટા જ દોરે અને એકડો ન ઘૂંટે તો નિશાળે બેસાડયો શું કામનો? એ તો એકડો, બગડો, ક, ખ આદિ વારંવાર ઘૂંટે અને એ એને સારી રીતે આવડી જાય તો નિશાળે બેઠો કામનો. બસ, આ જ ન્યાય આપણા ઉપર ઘટાવવો છે. અનંતકાળથી આત્માએ ક્રોધ, માન, માયા, લોભ, અસંયમ, મોહ, મમતા આદિના લીસોટા તો કર્યા છે પણ હવે આ મનુષ્ય જીવન રૂપી મહાશાળામાં આવ્યા પછી તે શીખવા મહેનત કરવાની છે કે જે વૈરાગ્ય, ક્ષમા, સંતોષ, નિર્લોભતા આદિની વિદ્યા આવડી નથી તેના એકડા ઘૂંટવા જોઈએ. જેમ બાળકો સ્કૂલમાં વિદ્યાભ્યાસ કરવા માટે જાય છે તેમ આ માનવજીવનની શાળામાં આપણે લઘુતા, નમ્રતા, ઈન્દ્રિય સંયમ, ઉદારતા, વૈરાગ્ય, ક્ષમા, સમ્યક્જ્ઞાન આદિનો અભ્યાસ કરવાનો છે. આ વિદ્યા મેળવવાની પ્રેક્ટીસ કરવાની છે. જેમ બાળક એકડો ઘૂંટવાનો પુરૂષાર્થ કરે છે તો તેને એકડો અને તેનાથી આગળ વધીને ઘણાં આંક, અક્ષરો બધું આવડી જાય છે તેમ આપણે પણ આ શાળામાં આવીને ક્ષમા આદિ સદ્‌ગુણોના એકડા ઘૂંટયા કરશુ, તેનો અભ્યાસ ચાલુ રાખશું તો જરૂર એ વિદ્યા મેળવવામાં સફળ બની શકીશું.

જ્ઞાની કહે છે કે ક્રોધાદિ કષાય, જડ પુદ્‌ગલોની રૂચી, રાગ, દ્વેષ વિગેરે કરવાની આવડત એ પાપવિદ્યાની આવડત છે, ગુણાનુરાગ, ક્ષમા, સરળતા, નમ્રતા વિગેરેની આવડત એ ધર્મવિદ્યાની આવડત છે. આજ સુધી આત્માએ હજુ એ વિદ્યા મેળવી નથી તેથી ભવચક્રમાં ભટકતો રહ્યો છે. માટે દરેક આત્માએ આવું સુંદર માનવજીવન પામીને એ લક્ષમાં રાખવાનું છે કે આ માનવજીવન રૂપી મહાન શાળામાં આવીને ધર્મવિદ્યાનો જે અભ્યાસ મને નથી આવડતો તે મારે શીખવાનો છે. તે વિદ્યાના એકડા ઘૂંટવાના છે. જેને આ વિદ્યા ભણવાની તાલાવેલી જાગે છે તે કષાયોના પ્રસંગો ઉપસ્થિત થશે તો એ વિચાર કરશે કે અરે! ક્ષમા, નમ્રતા, સરળતા સંતોષના અવસરને ચૂકીને અનાદિની કર્મની મેલી વિદ્યાનો ભોગ કયાં બનું! આ પાપના એકડા કયાં ઘૂંટું!

માનવજીવનની મહાન શાળામાં આવી જેણે ત્યાગ, વૈરાગ્ય આદિની આધ્યાત્મિક વિદ્યા પ્રાપ્ત કરી છે તેવા ગજસુકુમાલ સંયમ લેવા માટે પ્રભુના સમોસરણમાં આવ્યા. પછી પ્રભુને વંદન નમસ્કાર કરીને તે વેશપરિવર્તન કરવા માટે ગયા. ગજસુકુમાલ સ્વયં એક પછી એક અલંકાર ઉતારી રહ્યા છે ને માતા તેના ખોળામાં હંસલક્ષણયુક્ત શ્રેષ્ઠ વસ્ત્રમાં ઝીલી રહી છે. એ ઝીલતાં આંખોમાંથી અશ્રુની ધારા વહી રહી છે. બસ, હવે મારો દીકરો ચાલ્યો! હવે મારે એને દીકરો કહીને બોલાવવાનો નહિ ને એ હવે મને માતા કહેશે નહિ. આજથી અમારો સબંધ છૂટી જાય છે. રડતાં રડતાં પણ માતા કહે છે કે, લાડીલા દીકરા! जाइ सद्धाए निक्खन्तो, परियाय ठाणमुत्तमं । તું જે શ્રદ્ધાથી નીકળે છે, તે શ્રદ્ધા પૂર્વક શ્રેષ્ઠ એવા સંયમ માર્ગનું પાલન કરજે. તું જેવી ઉત્કૃષ્ટ ભાવનાથી સિંહની જેમ શૂરવીર બનીને દીક્ષા ગ્રહણ કરે છે, એવી ઉત્કૃષ્ટ ભાવનાથી સંયમનું પાલન કરજે. વળી હે પુત્ર! "घडियव्वं जाया। जइयव्वं जाया। परक्कमियव्वच जाया, अस्सि च णं अट्ठे णो पमादे।" તું સંયમને વિષે પ્રયત્ન કરજે ને પરાક્રમ કરજે. સંયમ લઈને જરા પણ પ્રમાદ કરીશ નહિ. ખૂબ જાગૃત રહેજે. પરની પંચાતમાં પડીશ નહિ, માન-પ્રશંસામાં તણાઈશ નહિ, બસ જ્ઞાન, ધ્યાન અને ગુરૂની સેવામાં મસ્ત રહેજે. આ રીતે માતા પોતાના લાડીલા દીકરાને અભિનંદન આપી રહી છે. હવે ગજસુકુમાલે પોતાની જાતે પંચમુષ્ટિ લોચ કર્યો, પછી વેશપરિવર્તન કરી ભગવાનને વંદન કરીને કહે છે. અહો મારા ત્રિલોકીનાથ પ્રભુ! મારા ઉપર કૃપા કરીને આપ મને ચાર મહાવ્રત રૂપી રત્નો આપો. અહીં ચાર મહાવ્રત કેમ કહ્યા? સૌથી પ્રથમ અને છેલ્લા ચોવીસમા તીર્થંકરના સમયમાં પાંચ મહાવ્રત છે, અને વચલા ૨૨ તીર્થંકરના સમયમાં ચાર મહાવ્રત છે. ઉત્તરાધ્યયન સૂત્રના ૨૩ મા અધ્યયનમાં કેશીસ્વામી અને ગૌતમસ્વામીનો સંવાદ ચાલ્યો છે, ત્યારે કેશીસ્વામીએ ગૌતમસ્વામીને પ્રશ્ન કર્યો કે હે ભગવંત, શ્રી પાર્શ્વનાથ ભગવાને ચાર મહાવ્રત રૂપ મુનિધર્મ અને શ્રી મહાવીર સ્વામીએ પાંચ મહાવ્રતરૂપી મુનિધર્મ કહ્યો છે, તો આ બંનેના કહેવાના ભેદનું કારણ શું? મહાવીરસ્વામી તથા પાર્શ્વનાથ પ્રભુ મોક્ષ રૂપ કાર્યમાં સમાન રૂપથી પ્રવૃત્ત છે તો પછી ધર્મનું આચરણ કરવાની વ્યવસ્થામાં આવા ભેદનું શું કારણ છે? ત્યારે ગૌતમ સ્વામીએ કેશીસ્વામીને કહ્યું-હે ભદન્ત! મુનિધર્મને બે પ્રકારથી કહેવાનું કારણ એ છે કે-

पुरिमाणं दुव्विसोज्झो उ, चरिमाणं दुरणुपालओ।
कप्पो मज्झिमगाणं तु, सुविसोज्झो सुपालओ ॥ २७ ॥

પ્રથમ ઋષભદેવ ભગવાનનો પરિવાર ઋજુ અને જડ હતો. તેમનો સાધુ આચાર દુર્વિશોધ્ય હતો, એટલે ઘણી કઠીનતાથી નિર્મળ બનાવવામાં આવતો હતો, કેમ કે તેઓ ઋજુ અને જડ હતા. તેથી ગુરૂદેવ જેવું શિક્ષણ આપતા હતા તેવું તેઓ સરળ

સ્વભાવવાળા હોવાથી માની લેતા, પરંતુ તેમને સમજાવવું ઘણું મુશ્કેલ હતું. અંતિમ તીર્થંકર શ્રી મહાવીર સ્વામીનો પરિવાર વાંકો અને જડ છે. એમનો સાધુ આચાર દુરનુપાલ્ય છે, કારણ કે એમના શિષ્યો ગુરૂના વાકયને જાણતાં ને સમજતાં હોવા છતાં પણ વક્ર અને જડ હોવાના કારણે યથાતથ્ય પાળવામાં શક્તિશાળી બનતા નથી. વચ્ચેના બાવીસ તીર્થંકરોનો પરિવાર સરળ અને પ્રજ્ઞાવંત હતો. તેમનો સાધુ આચાર સુવિશોધ્ય અને સુપાલ્ય કહ્યો છે. કારણ કે એમના શિષ્યો સરળ અને પ્રજ્ઞાવંત હોવાથી સાધુ સંબંધી આચાર વિચારને સારી રીતે જાણે છે ને એનું સારી રીતે પાલન પણ કરે છે. તેથી વચલા તીર્થંકરના શિષ્યો ભગવાને બતાવેલા ચાતુર્યામ રૂપ ધર્મમાં મૈથુન વિરમણ વ્રતને સારી રીતે જાણે છે ને સારી રીતે તેને પાળે પણ છે. પાંચમાં પરિગ્રહવ્રતમાં સ્ત્રીનો પણ સમાવેશ થઈ જાય છે. ક્ષેત્ર, મકાન, ધન, ધાન્ય, હીરા, માણેક, સોનું, ચાંદી એ અચેત પરિગ્રહ છે અને દાસ, દાસી, પશુ, સ્ત્રી આદિ સચેત પરિગ્રહ છે. આથી ચોથા મહાવ્રતનો પાંચમા મહાવ્રતમાં સમાવેશ થઈ જાય છે. તેથી વચલા ૨૨ તીર્થંકરના પરિવારમાં ચાર મહાવ્રત રૂપ ધર્મ છે અને પહેલા ને છેલ્લા તીર્થંકરના પરિવારમાં પાંચ મહાવ્રત રૂપ ધર્મ કહ્યો છે. તેથી ગજસુકુમાલે ભગવાનને કહ્યું કે મને ચાર મહાવ્રત આપો.

ગજસુકુમાલને જલદી સંયમ લેવાની તાલાવેલી જાગી છે તેથી ભગવાન પાસે વિનંતી કરી રહ્યા છે. તેમને સંસારનો મોહ છૂટી ગયો છે પણ હજુ દેવકી માતાને પુત્રનો મોહ છૂટયો નથી. તેમણે પોતાના વહાલસોયાને સંયમ લેવાની અનુમતિ આપી. ખૂબ ઠાઠમાઠથી વરઘોડો ચઢાવીને ભગવાન નેમનાથ પાસે લઈ આવ્યાં છતાં હજુ પુત્ર પ્રત્યેનો મોહ તેને મૂંઝવી રહ્યો છે. તેથી શું બોલે છે?

"કીધું મુખથી જવા માટે, છતાં દિલ બેઠું રડવાને,
મૂંઝાવી મૂકશે અમને, અરે મમતા તણી આંધી,
ખુટયાં છે નીર નયનોથી, વધુ કહેવું નથી મારે."

અહો! હે અમારા લાડીલા વહાલસોયા દીકરા! તારો જ્ઞાનગર્ભિત વૈરાગ્ય અને સંયમની દઢતા જોઈને તને દીક્ષાની આજ્ઞા આપી કે જા બેટા જા, કલ્યાણ કર. તારો સંયમ પંથ ઉજમાળ અને નિષ્કંટક બને. હું પણ સમજું છું કે સંયમમાં જે સુખ છે તે ચક્રવર્તિને કે મોટા ઈન્દ્રને પણ નથી. સંયમ વિના ત્રણ કાળમાં સિદ્ધિ નથી. છતાં મોહ-દશા મને મૂંઝવી રહી છે. મેં તને દીક્ષાની આજ્ઞા આપી અને ભગવાનને સોંપવા સમોસરણ સુધી લઈ આવી છતાં મારું દિલ રડી રહ્યું છે. મારા દિલમાં મમતાની આંધી ઉઠી છે. તારા પ્રત્યેની મમતા મને રડાવી રહી છે. તેં પ્રેમાળ પિતા, મમતાળુ માતા અને વહાલ-સોયા વીરાના સ્નેહના તાંતણાને તોડી નાંખ્યા પણ હજુ અમારી મમતા છૂટતી નથી.

બંધુઓ! જ્યારે ભયંકર આંધી ચઢે ત્યારે કોઈ દિશા સૂઝતી નથી. આંધીમાં તો કદાચ દિશા સૂઝે પણ મોહનીય કર્મની આંધી ચઢે છે ત્યારે ભલભલા ડાહ્યા અને બુદ્ધિશાળી આત્માઓ પણ ભાન ભૂલી જાય છે. આઠ કર્મોમાં મોહનીય કર્મ પ્રધાન છે. તેની સ્થિતિ ૭૦ ક્રોડાક્રોડી સાગરોપમની છે. જ્યાં સુધી મોહનીય કર્મ હટતું નથી ત્યાં સુધી મોક્ષ મળતો નથી. જેટલું મોહનીય કર્મ મંદ પડે તેટલો આત્મા હળવો બને. મોહના કારણે દેવકીમાતા બોલી રહ્યા છે કે હે દીકરા! રડીરડીને મારી આંખોનાં નીર ખૂટી ગયા. આંસુ સૂકાઈ ગયા. હવે તું સંસારના સર્વ સંબંધોને છોડીને જલ્દી મહાવ્રત અંગીકાર કરવા તત્પર બન્યો છે તેથી હવે મારે તને વધુ કહેવાનું નથી. તને છેલ્લે એટલું કહું છું કે હે દીકરા! તું ભગવાન નેમનાથના માર્ગે જાય છે, એમના ચરણકમળમાં તારી નૈયા ઝૂકાવે છે ને પ્રભુનું શરણું અંગીકાર કરી તેમની આજ્ઞામાં અર્પાઈ જવા જે મહાન માર્ગે જાય છે તે માર્ગે જતાં તને અમારા અંતરના આશીર્વાદ છે કે—

**વિનયે વધજો, વૈયાવચ્ચે વધજો, ક્ષમામાં વધજો, જ્ઞાનમાં વધજો.**
**હાં રે તમે વીતરાગ ભાવને પામો...વધાવીએ રે ગજસુકુમાલને.**

બેટા! તને અમારા કોટી કોટી ધન્યવાદ છે. તું સાવ છોટી વયમાં સંયમના મહાન વિકટ માર્ગે જાય છે. આ માર્ગ કાંટાળો છે. આ માર્ગમાં કદાચ ઉપસર્ગોના ઉલ્કાપાત મચે અને પરિષહોના પહાડ તૂટી પડે તે સમયે સમભાવ રાખવો એ સહજ કામ નથી. દીકરા! સંયમ લઈને તું વિનયમાં વધજે એટલે વડીલોનો વિનય ક્યારે ચૂકીશ નહિ. વિનય ગુણ એ મહાન ગુણ છે. વિનયથી વૈરી વહાલા બને છે ને શત્રુ મિત્ર બને છે. માટે વિનયમાં આગળ વધજે. બધાની વૈયાવચ્ચ એટલે સેવા કરજે. સેવા કરવાથી જીવનમાં લઘુતા અને નમ્રતા આવે છે, માટે શુદ્ધ ભાવે સેવા કરજે. સેવા કરવાથી મોક્ષના મેવા મળે છે. વળી તું જ્ઞાન-ધ્યાનમાં ને ક્ષમામાં આગળ વધજે. કદાચ કોઈવાર એવો પ્રસંગ ઉપસ્થિત થાય ત્યારે ક્રોધ ન કરતાં ક્ષમાને ધારણ કરજે. સાધુના દશ પ્રકારના ધર્મોમાં "ખંતિ" એટલે ક્ષમાને પ્રથમ સ્થાન આપ્યું છે. ક્ષમા એ મોક્ષનો દરવાજો છે ને વીર પુરૂષોનું ભૂષણ છે. સદાય ભગવાનની આજ્ઞામાં રહીને સંયમ માર્ગમાં પ્રગતિ કરજે ને ફરીને જન્મ લેવો ન પડે તેવી સાધના કરજે.

જુઓ, માતા કેવા સુંદર આશીર્વાદ આપી રહી છે! માતાનો પ્રેમ અલૌકિક છે. સંતાનોના લોહીના અણુઅણુમાં માતાનો ઉપકાર રહેલો છે, પણ આજે સંતાનો મોટા થતાં માતાના ઉપકારને ભૂલી જાય છે. દેવકી માતા કહે છે બેટા! આ સંસાર રૂપી સંગ્રામમાં ક્રોધ, માન, માયા, લોભ આદિ દુશ્મનોને જીતવા તને મોકલું છું અને ઇચ્છું છું કે ભવોભવના એ દુશ્મનોને જીતી મોક્ષ રૂપી વિજયમાળને પહેરજે. પરિષહ આવે તો ભડવીર થઈને તેનો સામનો કરજે પણ પાછી પાની કરીશ નહિ. હું તારી આ ભવની જન્મ દેનારી માતા છું જ્યારે ગુરૂદેવ તારા ભવોભવને સુધારનાર ગુરૂમાતા છે. તેમની

આજ્ઞાનું પ્રાણાંતે પણ પાલન કરજે. કોઈ કાર્યશાસન વિરૂદ્ધ કરીશ નહિ. પળે પળે જિનાજ્ઞાનો વિચાર અને પ્રત્યેક ક્રિયામાં જિનાજ્ઞાનો ભાવ તારામાં ઠસોઠસ ભરાયેલો રહેશે તો મુક્તિના સુખ તારી હથેળીમાં રમતા થઈ જશે. આ રીતે દેવકીમાતાએ ગજસુકુમાલને આશીર્વાદ આપ્યા. આટલું બોલતાં તેમની આંખોમાંથી શ્રાવણ-ભાદરવો વહેવા લાગ્યો. હવે દેવકી માતા ગજસુકુમાલને દીક્ષા દેવાની ભગવાનને કેવી રીતે અનુમતી આપશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર :–** દ્રૌપદીના કહેવાથી ભીમ બધાની આજ્ઞા લઈને કમળ લેવા માટે ગયો. તેણે નદી, પર્વત વિગેરે ભયંકર રસ્તાઓ પાર કર્યા છતાં તે કમળવાળું સરોવર મળ્યું નહિ. ભીમના ગયા પછી આ યુધિષ્ઠિર વિગેરેને અનિષ્ટસૂચક અપશુકન થવા લાગ્યા. તેથી તે બધા પરસ્પર વિચાર કરે છે કે, શું આપણા ઉપર કોઈ વિઘ્ન આવવાનું હશે! ઘણો સમય થયો છતાં ભીમ ન આવ્યો એટલે દ્રૌપદી કહે, આપ જલ્દી જઈને આપના ભાઈની તપાસ કરો. તે હજુ સુધી કેમ આવ્યા નથી? ભીમને શોધવા માટે યુધિષ્ઠિર પોતાના કુટુંબને સાથે લઈને ત્યાંથી ચાલ્યા, પહાડ, નદી ઓળંગતા ચાલ્યા જાય છે, ત્યાં રસ્તામાં એક મોટી ખૂબ વિશાળ નદી આવી. યુધિષ્ઠિરે કહ્યું, ભીમ સિવાય આ નદી આપણને કોણ પાર કરાવશે? બધા ચિંતાતુર બની ગયા, ત્યારે અર્જુનજી કહે છે ભાઈ! આમ ચિંતા ન કરો. મારી પાસે વિદ્યા છે તે વિદ્યાના પ્રભાવથી નદીના બે ભાગ થઈ જશે ને બધા આ નદીને પાર કરી શકશું. ધર્મરાજા કહે-ભાઈ આવા સામાન્ય કામ માટે વિદ્યાઓનો ઉપયોગ કરવો તે યોગ્ય નથી. નદી ઓળંગવા માટે વિદ્યાનું સ્મરણ કરવાની જરૂર નથી. આપણે હિડંબાને યાદ કરો. યુધિષ્ઠિરે હિડંબાનું સ્મરણ કર્યું કે તરત હિડંબા આવી ગઈ. હિડંબા પિયર ગઈ હતી ત્યારે કહીને ગઈ હતી કે આપને જ્યારે મારી જરૂર પડે ત્યારે મારું સ્મરણ કરજો. હું તરત આવીશ અને આપનું જે કાર્ય હશે તે અવશ્ય કરીશ. હિડંબા તેના પુત્રને સાથે લઈને આવી, હિડંબાને જોઈને બધા હરખાઈ ગયા.

હિડંબા આવીને કુંતામાતાના ચરણમાં પડી. કુંતાજી અને દ્રૌપદી સાથે પ્રેમથી વાતો કરી. હિડંબાની સાથે ભીમ જેવા બાળકને જોઈને ધર્મરાજાએ પૂછ્યું. આ કોણ છે? તમારો દીકરો છે. હું ગર્ભવંતી હતી ત્યારે એકચક્રા નગરીથી આપે મને કહ્યું હતું ને કે અમારો વનવાસ હજુ બાકી છે માટે આપ ખુશીથી પિયરમાં રહો. આપની આજ્ઞાનુસાર હું પિયર ગઈ હતી. ત્યાં ગયા પછી આ પુત્રનો જન્મ થયો. આ પુત્રના જન્મ પછી જ્યોતિષીઓએ તેનું ભવિષ્ય ભાખ્યું કે, આ પુત્ર એવો બળવાન બનશે કે, તે તેના પિતાના શત્રુઓનો ઉચ્છેદ કરશે. તેનું નામ ઘટોત્કચ રાખ્યું છે. હું તેને ભણાવું છું. તેને થોડી કેળવણી આપી છે, ને થોડી હજુ બાકી છે, ધર્મરાજા ઘટોત્કચને ખોળામાં

લઈને રમાડવા લાગ્યા. તેને નિરખી નિરખીને જોવા લાગ્યા. અહો ! આ તો ભીમ જેવો સૌભાગી ને શૂરવીર દેખાય છે. પાંડવો ઘટોત્કચને ખૂબ પ્રેમથી રમાડે છે. તેને રમાડવામાં ભીમને પણ ભૂલી ગયા.

ધર્મરાજા કહે છે, હે હિડંબા ! આ નદીના સામે કિનારે પહોંચાડવા માટે અમે તારું સ્મરણ કર્યું હતું. હવે તું અમને આ નદી ઉતરાવ. હિડંબાએ વિદ્યાના બળથી બધાને ઉંચકીને નદીના સામે કિનારે જ્યાં કમળનું સરોવર હતું ત્યાં મૂક્યા. એટલામાં ભીમ કમળ લઈને આવ્યો. તેને જોઈને બધા ભાઈઓ, કુંતામાતા, દ્રૌપદી, હિડંબા બધા ખુશ થઈ ગયા. ભીમે કમળ લાવીને દ્રૌપદીને આપ્યું, પણ તેને સંતોષ ન થયો, તેથી તે ફરીવાર કમળ લેવા સરોવરમાં ગયા. બધા સરોવરના કિનારે આનંદથી રહે છે. હિડંબા કહે, હવે હું આપની સાથે રહું ? ધર્મરાજા કહે-ના, તું તો હમણાં પિયરમાં રહે, જરૂર પડે ત્યારે બોલાવીશું. હિડંબા પોતાના પુત્રને લઈ પીયર ગઈ. ભીમને કમળ લેવા ગયા ઘણો સમય થયો છતાં ભીમ બહાર ન આવ્યો એટલે કુંતામાતા ચિંતાતુર બની ગયા. તેમણે પાંડવોને કહ્યું-તમે જલ્દી સરોવર કિનારે જઈને ભીમને શોધી લાવો. આપ જલ્દી જાવ, દ્રૌપદી ખૂબ રડવા લાગી, કુંતામાતાએ જોરથી કહ્યું-અર્જુન....અર્જુન ! કોઈ ગ્રાહે ભીમને પકડયો લાગે છે. માતાના વચન સાંભળી અર્જુન પાણીમાં કૂદી પડયો, તે પણ ડૂબી ગયો. પછી સહદેવ અને નકુળ ગયા તે પણ ડૂબી ગયા. એક ધર્મરાજા બાકી રહ્યા. તે વિચાર કરે છે કે અરે વિધાતા ! તેં આ શું કર્યું ? મારા ચાર ચાર ભાઈઓને પાણીમાં ડૂબાડયા ? આમ વિચાર કરી માતા પાસે આવીને કહ્યું-હે માતાજી ! મારા ભાઈઓ તો સમુદ્રને તરી શકે છે ને એકાએક કેમ પાણીમાં ડૂબી ગયા ? મને તો લાગે છે કે કોઈ શત્રુએ તેમને રોકી રાખ્યા હશે. હવે હું મારા ભાઈઓનો પત્તો મેળવવા જાઉં છું. આપ અહીંયા બેસજો. ધર્મરાજા નવકારમંત્રનું સ્મરણ કરી સરોવરમાં ગયા. તે પણ પાણીમાં રહી ગયા. સૂર્યાસ્ત થઈ ગયો છતાં પાંડવો ન આવ્યા તેથી કુંતાજી અને દ્રૌપદી બંને મૂર્છા ખાઈને પડી ગયા. મૂર્છા વળ્યા પછી દ્રૌપદી ખૂબ રડવા લાગી. અહો ! મારા પતિનું શું થશે ? પાંચે ગયા તેમાંથી એક પણ પાછા ન આવ્યા ? હવે અમારો આધાર કોણ ? તેમ ખૂબ વિલાપ કરવા લાગી ત્યારે કુંતામાતા કહે છે.

"**દ્રૌપદીના વિલાપમાં કુંતાજીનું આશ્વાસન** :-હે દ્રૌપદી ! તું રડીશ નહિ. કેવળી ભગવાનના વચન ત્રણ કાળમાં મિથ્યા ન થાય. મારા પુત્રો યુદ્ધમાં ઘણાં બળવાન છે. તેમને કયારે પણ આંચ આવવાની નથી. તે ગમે ત્યાં જશે તો પણ વિજય મેળવીને આવશે. ભગવાને કહ્યું છે કે તેર વર્ષો પૂરા થયા પછી તારા પુત્રો ફરીને રાજસિંહાસને બેસશે અને છેવટે તો રાજ્યનો ત્યાગ કરી સંયમ લઈને મોક્ષમાં જશે. માટે તું ચિંતા કરીશ નહિ. અત્યારે તેઓ કોઈ સંકટમાં આવી ગયા લાગે છે તેથી તેમના રક્ષણ માટે

આપણે પ્રભુનું સ્મરણ કરીએ ને ધ્યાનમાં બેસી જઈએ. એમ વિચારી તે બંને ધ્યાનમાં બેસી ગયા. દ્રૌપદી વનના દેવ-દેવીઓને વિનંતી કરતાં કહે છે હે દેવ! જો મન, વચન, કાયાથી મેં મારા પતિ સિવાય કોઈની સામે દૃષ્ટિ કરી ન હોય ને શીયળનું બરાબર પાલન કર્યું હોય તો મારા પતિદેવોનું રક્ષણ કરજો. તેમને કોઈ આંચ આવવી ન જોઈએ. કુંતાજી કહે છે જો દેવ-ગુરૂ અને ધર્મ પ્રત્યેની મારી શ્રદ્ધા સાચી હોય તો મારા પુત્રોના વિઘ્નો દૂર થજો. એમ કહીને બને ધ્યાનમાં બેસી ગયા. તેમનું ધ્યાન જોઈને પશુઓ પણ સ્થિર થઈ ગયા. તેમના ધ્યાન અને શીયળના પ્રભાવથી રાક્ષસોએ પ્રાણીઓનો સંહાર છોડી દીધો. એમ કરતાં રાત્રી પૂર્ણ થઈ ને સૂર્ય ઉદયમાન થયો. ત્યાં શું બન્યું.

**"માતાના ચરણમાં વંદન કરતા પાંડવો"** :—એક પ્રહર દિવસ વ્યતીત થયા પછી આકાશમાંથી એક સુંદર વિમાન ઉતર્યું. તેમાંથી પાંડવોએ ઉતરીને માતાના ચરણમાં વંદન કર્યા, ત્યાં દિવ્ય રૂપધારી હરિણગમેષી નામનો દેવ આવ્યો ને કુંતાજીને વંદન કરીને બોલ્યો, હે કુંતાજી! આપનો ધર્મ આપને ફળ્યો છે, આપ ધ્યાન પાળો. આપના લાડીલા પાંડવો આપની પાસે આવીને ઉભા છે. આ સાંભળી કુંતાજી અને દ્રૌપદીએ ધ્યાન પાળ્યું. કુંતાજી પોતાના પુત્રોને અને દ્રૌપદી પોતાના પતિઓને જોઈને ખૂબ આનંદ પામ્યા. પછી કુંતાજી તે દેવને પૂછે છે, આ બધું શું બન્યું? આપ પાંડવોને કેવી રીતે ને ક્યાંથી લાવ્યા? ત્યારે દેવ કહે, માતા! આપ એક ચિત્તથી સાંભળો. હું બધી વાત આપને કહું છું.

હમણાં કોઈ મુનિને કેવળજ્ઞાનની પ્રાપ્તિ થઈ છે તે મહોત્સવ ઉજવવા ઈન્દ્ર આ રસ્તેથી જતાં હતાં. વિમાન અહીં આવતાં સ્થંભી ગયું. વિમાન સ્થંભવાનું કારણ જોતાં આપ બંનેને ધ્યાનમાં જોયા. અવધિજ્ઞાનથી જાણ્યું કે પાંડવોના વિરહથી તેમની માતા અને પત્ની બંને દુઃખી થઈ રહ્યાં છે. તેથી આપનું દુઃખ મટાડવા ઈન્દ્રે મને કહ્યું કે તમે જઈને પાંડવોને છોડાવો અને આ માતા તથા પત્નીનું દુઃખ મટાડો. ભીમ જે સરોવરમાં કમળ લેવા ગયા છે તે સરોવર નાગદેવનું છે. નાગદેવ તેનો રખેવાળ છે. ભીમે સરોવરમાં પ્રવેશ કર્યો ત્યાં નાગે તેને પકડી લીધો. પછી ભીમની શોધમાં ચારે ભાઈઓ સરોવરમાં ગયા. તો ચારે ભાઈઓને નાગપાશથી બાંધીને નાગદેવની સામે હાજર કર્યા છે. તો તમે જઈને પાંડવોને છોડાવો. જ્યારે નાગદેવ જાણશે કે આ પાંચ પાંડવો છે, ત્યારે પાંડવોનું નામ સાંભળીને જ તે તેમને છોડી મૂકશે અને પોતે કરેલા આ કાર્ય બદલ ક્ષમા માગશે.

ઈન્દ્રની આજ્ઞા થવાથી હું નાગદેવ પાસે ગયો ને મેં કહ્યું-તમે જેને નાગપાશથી બાંધ્યા છે તે પાંડવો છે. તેમના વિરહથી તેમની માતા અને પત્ની ખૂબ રડે છે. પાંડવોનું નામ સાંભળતાં જ નાગદેવે તેને નાગપાશમાંથી છોડી નાંખ્યા. તેમણે પોતાના આસન આપના પુત્રોને બેસાડીને તેમની પાસે ક્ષમા માંગી. પાંડવો કહે છે તમારે ક્ષમા

માંગવાની ન હોય. આ સરોવરમાં કોઈ પ્રવેશ કરતું નથી ને અમે કર્યો તે અમારો ગુન્હો છે. માટે આપને ક્ષમા માંગવાની ન હોય. નાગદેવે પાંડવો ઉપર પ્રસન્ન થઈને એક વિષનાશક માળા આપી કે જે માળાના પ્રભાવે કોઈને સર્પ કરડે નહિ અને કદાચ સર્પ જેવા ઝેરી પ્રાણી કરડે તો તેનું ઝેર ચઢે નહિ. આ માળા કુંતામાતાને કે દ્રૌપદીને ગમે તેને આપો પણ તમારા પરિવારમાં રાખજો, અને દ્રૌપદી માટે બીજા બે લીલા કમળ આપ્યા. પછી તમારા પુત્રોની ખૂબ પ્રશંસા કરી અને નાગદેવે પોતાની પાસે રાખવા ખૂબ આગ્રહ કર્યો પણ પાંડવોએ આપની તથા પત્નીની ચિંતાને કારણે તેનો સ્વીકાર કર્યો નહિ. પછી ત્યાંથી નીકળીને આપના તપ-ધ્યાનથી પ્રસન્ન થયેલા ઈન્દ્રની આજ્ઞાથી મેં આપના પાંચે પુત્રો આપને સોંપ્યા છે. હવે હું કેવળી ભગવાનના દર્શન કરવા જાઉં છું. મારા લાયક કોઈ કાર્ય હોય તો આપ મને બતાવો. તેથી કુંતાજી કહે છે ભાઈ! તેં તો અમારા ઉપર મહાન ઉપકાર કર્યો છે. હવે આપ અમને બધાને દ્વૈતવનમાં મૂકી જાઓ. હવે આગળ શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.



## વ્યાખ્યાન નં. ૯૯

**આસો વદ ૮ ને ગુરૂવાર** **તા. ૩-૧૧-૭૭**

સુજ્ઞ બંધુઓ! જ્ઞાની કહે છે કે, અજ્ઞાન દશામાં પડેલો આત્મા સંસારના મનગમતા પદાર્થો, મનગમતા મેળા અને મનગમતા માન-સન્માન આ ત્રણની અંદર અટવાઈ ગયો છે. મનગમતા પદાર્થોમાં તમારા સંસાર સુખની ધન, વૈભવ, બંગલા, મોટર, ગાડી આદિ તમામ વસ્તુઓ આવી જાય. મનગમતા મેળામાં માતા-પિતા, ભાઈ-બહેન, પુત્ર-પત્ની, પરિવાર, સ્નેહી કુટુંબીજનો આદિ બધાનો સમાવેશ થઈ જાય, અને મનગમતા માન-સન્માન. આ ત્રણે ઉપર રાગ રાખીને અજ્ઞાની જીવ પોતાનો મહામોંઘો કિંમતી સમય તેને મેળવવામાં ને સાચવવામાં ગુમાવી રહ્યો છે. આ ત્રણ વસ્તુ પરની દોટ આજકાલની નથી. તેને મેળવવામાં એક, બે, પાંચ, પચાસ નહિ, પણ અનંત જીવન ગુમાવ્યા. છતાં જીવને હજુ ક્યારે પણ એવો વિચાર આવ્યો છે ખરો કે આ ત્રણ ચીજો ખાતર કેટલા જીવન આપી દીધા પણ વીતરાગ પ્રભુનું શાસન પામીને ઉત્તમ કોટિના સમ્યક્દર્શન, સમ્યક્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર રૂપી રત્નત્રયીની ખાતર શું એક જીવન પણ નહિ! વિચાર તો કરો, આત્મા અનંત સુખનો અધિપતિ, અનંતજ્ઞાનનો પુંજ અને અનંત ગુણનો ધણી છે. તે સુખ મેળવવાનો પુરૂષાર્થ ન કરતાં અનંત ભવ આ સંસારની ત્રિપુટીને આપ્યા. છતાં તેમાં સંતોષ નહિ. તેની માંગ તો ચાલુ ને ચાલુ છે. મનગમતા મેળામાં કુટુંબીજનો કહેશે કે, આ લાવો, તે લાવો, આ જોઈશે, તે જોઈશે. મનગમતી ચીજો કહે છે આમ મેળવો. જ્યાં નવીન ... દેખે ત્યાં વસાવવાનું મન થઈ જાય. મનગમતા માન-સન્માન કહે છે કે આમ

આપણે પ્રભુનું સ્મરણ કરીએ ને ધ્યાનમાં બેસી જઈએ. એમ વિચારી તે બંને ધ્યાનમાં બેસી ગયા. દ્રૌપદી વનના દેવ-દેવીઓને વિનંતી કરતાં કહે છે હે દેવ! જો મન, વચન, કાયાથી મેં મારા પતિ સિવાય કોઈની સામે દૃષ્ટિ કરી ન હોય ને શીયળનું બરાબર પાલન કર્યું હોય તો મારા પતિદેવોનું રક્ષણ કરજો. તેમને કોઈ આંચ આવવી ન જોઈએ. કુંતાજી કહે છે જો દેવ-ગુરૂ અને ધર્મ પ્રત્યેની મારી શ્રદ્ધા સાચી હોય તો મારા પુત્રોના વિઘ્નો દૂર થજો. એમ કહીને બંને ધ્યાનમાં બેસી ગયા. તેમનું ધ્યાન જોઈને પશુઓ પણ સ્થિર થઈ ગયા. તેમના ધ્યાન અને શીયળના પ્રભાવથી રાક્ષસોએ પ્રાણીઓનો સંહાર છોડી દીધો. એમ કરતાં રાત્રી પૂર્ણ થઈ ને સૂર્ય ઉદયમાન થયો. ત્યાં શું બન્યું.

**"માતાના ચરણમાં વંદન કરતા પાંડવો"**:-એક પ્રહર દિવસ વ્યતીત થયા પછી આકાશમાંથી એક સુંદર વિમાન ઉતર્યું. તેમાંથી પાંડવોએ ઉતરીને માતાના ચરણમાં વંદન કર્યા, ત્યાં દિવ્ય રૂપધારી હરિણગમેષી નામનો દેવ આવ્યો ને કુંતાજીને વંદન કરીને બોલ્યો, હે કુંતાજી! આપનો ધર્મ આપને ફળ્યો છે, આપ ધ્યાન પાળો. આપના લાડીલા પાંડવો આપની પાસે આવીને ઉભા છે. આ સાંભળી કુંતાજી અને દ્રૌપદીએ ધ્યાન પાળ્યું. કુંતાજી પોતાના પુત્રોને અને દ્રૌપદી પોતાના પતિઓને જોઈને ખૂબ આનંદ પામ્યા. પછી કુંતાજી તે દેવને પૂછે છે, આ બધું શું બન્યું? આપ પાંડવોને કેવી રીતે ને ક્યાંથી લાવ્યા? ત્યારે દેવ કહે, માતા! આપ એક ચિત્તથી સાંભળો. હું બધી વાત આપને કહું છું.

હમણાં કોઈ મુનિને કેવળજ્ઞાનની પ્રાપ્તિ થઈ છે તે મહોત્સવ ઉજવવા ઈન્દ્ર આ રસ્તેથી જતાં હતાં. વિમાન અહીં આવતાં સ્થંભી ગયું. વિમાન સ્થંભવાનું કારણ જોતાં આપ બંનેને ધ્યાનમાં જોયા. અવધિજ્ઞાનથી જાણ્યું કે પાંડવોના વિરહથી તેમની માતા અને પત્ની બંને દુઃખી થઈ રહ્યાં છે. તેથી આપનું દુઃખ મટાડવા ઈન્દ્રે મને કહ્યું કે તમે જઈને પાંડવોને છોડાવો અને આ માતા તથા પત્નીનું દુઃખ મટાડો. ભીમ જે સરોવરમાં કમળ લેવા ગયા છે તે સરોવર નાગદેવનું છે. નાગદેવ તેનો રખેવાળ છે. ભીમે સરોવરમાં પ્રવેશ કર્યો ત્યાં નાગે તેને પકડી લીધો. પછી ભીમની શોધમાં ચારે ભાઈઓ સરોવરમાં ગયા. તો ચારે ભાઈઓને નાગપાશથી બાંધીને નાગદેવની સામે હાજર કર્યા છે. તો તમે જઈને પાંડવોને છોડાવો. જ્યારે નાગદેવ જાણશે કે આ પાંચ પાંડવો છે, ત્યારે પાંડવોનું નામ સાંભળીને જ તે તેમને છોડી મૂકશે અને પોતે કરેલા આ કાર્ય બદલ ક્ષમા માગશે.

ઈન્દ્રની આજ્ઞા થવાથી હું નાગદેવ પાસે ગયો ને મેં કહ્યું-તમે જેને નાગપાશથી બાંધ્યા છે તે પાંડવો છે. તેમના વિરહથી તેમની માતા અને પત્ની ખૂબ રડે છે. પાંડવોનું નામ સાંભળતાં જ નાગદેવે તેને નાગપાશમાંથી છોડી નાંખ્યા. તેમણે પોતાના આસન ઉપર આપના પુત્રોને બેસાડીને તેમની પાસે ક્ષમા માંગી. પાંડવો કહે છે તમારે ક્ષમા

માંગવાની ન હોય. આ સરોવરમાં કોઈ પ્રવેશ કરતું નથી ને અમે કર્યો તે અમારો ગુન્હો છે. માટે આપને ક્ષમા માંગવાની ન હોય. નાગદેવે પાંડવો ઉપર પ્રસન્ન થઈને એક વિષનાશક માળા આપી કે જે માળાના પ્રભાવે કોઈને સર્પ કરડે નહિ અને કદાચ સર્પ જેવા ઝેરી પ્રાણી કરડે તો તેનું ઝેર ચઢે નહિ. આ માળા કુંતામાતાને કે દ્રૌપદીને ગમે તેને આપો પણ તમારા પરિવારમાં રાખજો, અને દ્રૌપદી માટે બીજા બે લીલા કમળ આપ્યા. પછી તમારા પુત્રોની ખૂબ પ્રશંસા કરી અને નાગદેવે પોતાની પાસે રાખવા ખૂબ આગ્રહ કર્યો પણ પાંડવોએ આપની તથા પત્નીની ચિંતાને કારણે તેનો સ્વીકાર કર્યો નહિ. પછી ત્યાંથી નીકળીને આપના તપ-ધ્યાનથી પ્રસન્ન થયેલા ઈન્દ્રની આજ્ઞાથી મેં આપના પાંચે પુત્રો આપને સોંપ્યા છે. હવે હું કેવળી ભગવાનના દર્શન કરવા જાઉં છું. મારા લાયક કોઈ કાર્ય હોય તો આપ મને બતાવો. તેથી કુંતાજી કહે છે ભાઈ! તેં તો અમારા ઉપર મહાન ઉપકાર કર્યો છે. હવે આપ અમને બધાને દ્વૈતવનમાં મૂકી જાઓ. હવે આગળ શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.



## વ્યાખ્યાન નં. ૯૯

**આસો વદ ૮ ને ગુરૂવાર** **તા. ૩-૧૧-૭૭**

સુજ્ઞ બંધુઓ! જ્ઞાની કહે છે કે, અજ્ઞાન દશામાં પડેલો આત્મા સંસારના મનગમતા પદાર્થો, મનગમતા મેળા અને મનગમતા માન-સન્માન આ ત્રણની અંદર અટવાઈ ગયો છે. મનગમતા પદાર્થોમાં તમારા સંસાર સુખની ધન, વૈભવ, બંગલા, મોટર, ગાડી આદિ તમામ વસ્તુઓ આવી જાય. મનગમતા મેળામાં માતા-પિતા, ભાઈ-બહેન, પુત્ર-પત્ની, પરિવાર, સ્નેહી કુટુંબીજનો આદિ બધાનો સમાવેશ થઈ જાય, અને મનગમતા માન-સન્માન. આ ત્રણે ઉપર રાગ રાખીને અજ્ઞાની જીવ પોતાનો મહામોંઘો કિંમતી સમય તેને મેળવવામાં ને સાચવવામાં ગુમાવી રહ્યો છે. આ ત્રણ વસ્તુ પરની દોટ આજકાલની નથી. તેને મેળવવામાં એક, બે, પાંચ, પચાસ નહિ, પણ અનંત જીવન ગુમાવ્યા. છતાં જીવને હજુ કયારે પણ એવો વિચાર આવ્યો છે ખરો કે આ ત્રણ ચીજો ખાતર કેટલા જીવન આપી દીધા પણ વીતરાગ પ્રભુનું શાસન પામીને ઉત્તમ કોટિના સમ્યક્દર્શન, સમ્યક્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર રૂપી રત્નત્રયીની ખાતર શું એક જીવન પણ નહિ! વિચાર તો કરો, આત્મા અનંત સુખનો અધિપતિ, અનંતજ્ઞાનનો પુંજ અને અનંત ગુણનો ધણી છે. તે સુખ મેળવવાનો પુરૂષાર્થ ન કરતાં અનંત ભવ આ સંસારની ત્રિપુટીને આપ્યા. છતાં તેમાં સંતોષ નહિ. તેની માંગ તો ચાલુ ને ચાલુ છે. મનગમતા મેળામાં કુટુંબીજનો કહેશે કે, આ લાવો, તે લાવો, આ જોઈશે, તે જોઈશે. મનગમતી ચીજો કહે છે આમ મેળવો. જ્યાં નવીન વસ્તુ દેખે ત્યાં વસાવવાનું મન થઈ જાય. મનગમતા માન-સન્માન કહે છે કે આમ

વર્તજો, આમ ચાલજો, આમ કરજો. આ ત્રિપુટી ખાતર ઘણાં જીવન વેડફી નાંખ્યા ને પરિણામે દુઃખ ઉભા કર્યા. આવા સંસારની વેઠ કરવા કરતાં પ્રભુએ બતાવેલ રત્નત્રયીની આરાધના કરો કે જેથી ભવિષ્યકાળમાં પણ સુખ મળે.

આ ત્રિરત્નની આરાધના કરવા માટે માનવજન્મ એ સોનેરી અવસર છે એ ઓળખીને તું ધર્મ સાધનામાં લાગી જા. આચારાંગ સૂત્રમાં ભગવાન બોલ્યા છે કે, " संधि लोगस्स जाणित्ता। " આ લોકમાં ધર્મ કરવાના અવસરને તું જાણ. અહીં સંધિ શબ્દનાં બે અર્થ થાય છે. એક તો સંધિ એટલે અવસર અને બીજો અર્થ સંધિ એટલે સામાન્ય રીતથી જોડવું. સંધિ બે પ્રકારની છે. દ્રવ્યસંધિ અને ભાવસંધિ. દિવાલ આદિમાં છિદ્ર પડે ને તે સાંધવું તે દ્રવ્યસંધિ અને કર્મમાં છિદ્ર પડે ને તેને પૂરવું તે ભાવસંધિ છે. ભાવસંધિ ત્રણ પ્રકારની છે. સમ્યગ્દર્શન, સમ્યક્જ્ઞાન અને સમ્યક્ચારિત્રની પ્રાપ્તિ. ઉદયમાં આવેલા દર્શન મોહનીય કર્મનો ક્ષય અથવા ક્ષયોપશમ અને ઉદયમાં નહિ આવેલાનો ઉપશમ કરી સમ્યક્ત્વની પ્રાપ્તિ કરવી એ ભાવસંધિ છે. એનાથી મિથ્યાત્વનું છિદ્ર પૂરાઈ જાય છે. જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય કે ક્ષયોપશમ કરવાથી સમ્યક્જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. તેથી અજ્ઞાનનું છિદ્ર પૂરાય છે. ચારિત્ર મોહનીય કર્મનો દેશથી અથવા સર્વથી ક્ષયોપશમ કરવાથી આત્માને દેશવિરતિ અને સર્વવિરતિ ચારિત્રની પ્રાપ્તિ થાય છે. એનાથી અવ્રતનું દ્વાર બંધ થઈ જાય છે. સંધિનો બીજો અર્થ અવસર થાય છે. દિવસની સમાપ્તિ અને રાતનો પ્રારંભ એટલે સંધ્યાકાળ તથા રાત્રિની સમાપ્તિ અને દિવસનો ઉદય એટલે ઉષાકાળને સંધિકાળ કહેવાય છે. આ રીતે અજ્ઞાન, અધર્મરૂપ નિશાનું અવસાન અને સદ્જ્ઞાન, ધર્મ તથા આત્મવિકાસના ઉદયકાલને પણ ભાવસંધિ કહેવાય છે. મહાપુરૂષો કહે છે કે, આત્મવિકાસના આ સમયને ઓળખીને કર્મ તોડવાનો પુરૂષાર્થ કર.

જેણે આત્મવિકાસના સમયને ઓળખ્યો છે. તેવા ગજસુકુમાલ સંસાર છોડીને નેમનાથ ભગવાનના શરણે ગયા. તે ભગવાનને કહે છે, અહો મારા અનંત ઉપકારી પ્રભુ! આપ કૃપા કરીને મને મહાવ્રત આપો. અનંત સંસારને અટકાવવા માટે મારે મહાવ્રતરૂપી ગુટીકા લેવી છે. સંયમ પંથે જતાં ગજસુકુમાલને માતાએ આશીર્વાદ આપ્યા કે જા બેટા જા. ભગવાનના શરણે જઈ કલ્યાણ કર.

સંસાર ત્યાગી સંયમ પંથે, ગજસુકુમાલ જાય,
ભવભ્રમણા મીટાવવાને, વીતરાગી બનવાને કાજ...
સંસાર ભાવ વિદારવા વળી, જન્મ–મરણ નિવારવા,
નેમપ્રભુના પંથે વિચરવા, પ્રભુ આજ્ઞા ઉર અવધારવા,
એ....પ્રગટાવવા આત્મજ્યોતિ, સજી સંયમનો શણગાર. સંસાર.

જેનું શરીર હાથીના તાળવા જેવું કોમળ હતું. એવી કોમળ કાયાવાળા ગજસુકુમાલ સંસાર ત્યાગીને સંયમના માર્ગે જઈ રહ્યા છે. શરીર કોમળ હોવા છતાં સંયમ માર્ગ

કાંટાળો ન લાગ્યો, કારણ કે હવે લગની લાગી છે કે મારે કર્મો ટાળવા છે. તેથી શૂરવીર બનીને ચાલી નીકળ્યા. તેમને ભગવાનની વાણી દ્વારા સમજાઈ ગયું છે કે જો મારે જન્મ-મરણના ફેરા અટકાવીને વીતરાગી બનવું છે, ભવભ્રમણ મિટાવવું છે ને આત્મજ્યોતિ પ્રગટાવવી છે તો સંયમનો શણગાર સજવો પડશે. તેથી તે નેમનાથ ભગવાનને કહે છે, અહો પ્રભુ! હું સંયમનો પિપાસુ છું. મને ચારિત્રની લગની લાગી છે માટે પ્રભુ! હવે મને આપ જલ્દી દીક્ષા આપો. દેવકીમાતાએ રડતા રડતા પ્રભુને દીક્ષા દેવાની આજ્ઞા આપી. પ્રભુ! મારા કાળજડાની કોર, હૈયાનો હાર, મારો શ્વાસ કહું કે રત્નોનો ડાબલો કહું એવો મારો લાડીલો વહાલસોયો દીકરો હવે હું તમને સોંપું છું. હવે અમારો તેના પર હક્ક રહેતો નથી. છેલ્લે ગજસુકુમાલને કહે છે બેટા! નીરમાં નીર સમાઈ જાય તેમ તું ગુરૂ-આજ્ઞામાં સમાઈ જજે. આત્મકલ્યાણ માટે મોટામાં મોટું તપ ગુરૂ આજ્ઞામાં સમાઈ જવું તે છે. આટલું બોલતાં તેની આંખમાંથી આંસુ વહેવા લાગ્યા. પછી ભગવાન નેમનાથે ગજસુકુમાલને કરેમિભંતેનો પાઠ ભણાવ્યો. ગજસુકુમાલમાંથી હવે ગજસુકુમાલ અણગાર બન્યા. "से गयसुकुमाले इरियासमिए जाव गुत्तबंभचारी। તે પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ એ અષ્ટ પ્રવચન-માતાના પાલક બન્યા, તથા શબ્દાદિ વિષયોથી નિવૃત્ત બની સર્વ ઇંદ્રિયોને પોતાના વશમાં રાખી ગુપ્ત બ્રહ્મચારી બન્યા. પાંચ સમિતિમાં પ્રથમ ઈર્યાસમિતિ. સંયમ લીધા પછી સાધકે રસ્તામાં ચાલે તો पुरओ जुगमायाए ધૂંસરા પ્રમાણે જોઈને ચાલવું. જેથી સામું કોઈ અથડાઈ ન જાય ને જીવોની જતના થાય. સાધક બહુ ઉતાવળો ઉતાવળો કે હસતા હસતા ન ચાલે, પણ ઈર્યાસમિતિ સાચવીને ચાલે. બીજી ભાષાસમિતિ. સાધકે ખૂબ જોઈ વિચારીને બોલવું. કર્કશકારી, છેદકારી, નિશ્ચયકારી, આદિ સોળ પ્રકારની ભાષા સાધુ ન બોલે, તેમની ભાષામાં ઉપયોગ હોવો જોઈએ. તે એવી ભાષા ન બોલે કે જેથી સામા જીવોને દુઃખ થાય, પણ તેમની ભાષા નિર્વદ્ય અને મીઠી મધુરી હોવી જોઈએ, તેમજ નિશ્ચયકારી ભાષા પણ ન બોલે. તે એમ ન કહે કે અમે આ દિવસે આમ કરવાના છીએ. દા. ત. વિહાર કરવો હોય તો એમ ન કહે કે અમે આ દિવસે વિહાર કરવાના છીએ, પણ એમ કહે કે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ અનુકુળ હશે તો વિહારના ભાવ છે.

એષણા સમિતિ એટલે ગૌચરી-પાણીમાં ખૂબ ઉપયોગ રાખવો. સોળ ઉદ્ગમનના, સોળ ઉત્પાતના અને દશ એષણાના દોષ ટાળીને ગૌચરી પાણી કરવા. ચોથી આયાણ ભંડ મત્ત નિખેવણા સમિતિ એટલે ભંડ ઉપગરણ, વસ્ત્ર, પાત્ર આદિ જતનાએ લે ને જતનાએ મૂકે. અજતનાએ લેવા મૂકવાથી જીવોની હિંસા થાય છે. પાંચમી ઉચ્ચાર પાસવણખેલ જલસંઘાણ પારિઠાવણીઆ સમિતિ એટલે પરઠવવા યોગ્ય વસ્તુઓ જોઈને પરઠવવી. આ પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિ અને દશવિધ યતિધર્મને અંગીકાર કર્યા. આ અષ્ટ પ્રવચન માતાનું યથાતથ્ય પાલન કરનારને કેવો મહાન લાભ થાય છે?

एए पवयणमाया, जे सम्मं आयरे मुणी,
सो खिप्पं सव्वसंसारा, विप्पमुच्चइ पंडिए ॥ ઉત્ત. અ. ૨૪ ગાથા ૨૭

જે મુનિ અષ્ટ પ્રવચન માતાનું અવિપરીતતાથી, દંભ આદિથી રહિત બનીને સમ્યક્ રીતે પાલન કરે છે તે તત્ત્વાતત્ત્વના વિવેકવાળા પંડિત મુનિ શીઘ્ર ચાર ગતિ રૂપ સમગ્ર સંસારથી સર્વથા મુક્ત બની જાય છે.

આ રીતે ગજસુકુમાલ મુનિએ અષ્ટપ્રવચન માતાને અને દશવિધ સાધુ ધર્મને બરાબર સમજીને ધારણ કર્યો. આ નવદીક્ષિત મુનિને મોક્ષ જવાનો તલસાટ ઉપડયો છે. એક વાર જો જીવનમાં આવો તલસાટ જાગે તો તો કલ્યાણ થઈ જાય. જેમ રેતીનો મોટો ઢગલો પડયો હોય તેને તબડકાથી ઉપાડે તો વાર લાગે પણ જો પ્રલયકાળનો પવન આવે તો એ રેતીનો ઢગલો ઘડીકમાં સાફ થઈ જાય. તેમ આ ગજસુકુમાલ મુનિના દિલમાં એવો તલસાટ ઉપડયો છે કે જે તલસાટ કર્મોના ઢગલાને સાફ કરી નાંખે. ગજસુકુમાલ મુનિ દીક્ષા લઈને ભગવાનના શિષ્ય પરિવારમાં બેસી ગયા. દેવકી માતા, વસુદેવ પિતા, અને કૃષ્ણવાસુદેવ બધા રડતી આંખે ઢીલા પગે ઘેર ગયા. નવદીક્ષિત ગજસુકુમાલ મુનિ ભગવાન નેમનાથના ચરણમાં અર્પણ થઈ ગયા. જેને સંસાર સાગર તારનાર કુશળ નાવિક મળ્યા તેને બીજા કોઈ યાદ ન આવે. એ તો એમ જ માને છે કે—

ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ, ત્વમેવ બંધુ સખા ત્વમેવ।
ત્વમેવ સ્વામી શરણાગતાનાં, ત્વમેવ સંસાર નિવારકોડસિ ॥

હે પ્રભુ! તમે જ મારું સર્વસ્વ છો. હું મન–વચન અને કાયાથી આપને અર્પણ થયો છું. આપની આજ્ઞા એ જ મારો શ્વાસ અને પ્રાણ છે. હવે મારે જલ્દી મારું કલ્યાણ કરવું છે તે માટે આપ જે કહેશો તે કરવા હું તૈયાર છું. ફક્ત એક મારી આંખની કીકી કેટલી વખત હાલે છે અને મેં કેટલા શ્વાસ લીધા ને કેટલાં મૂકયા તે આપને કહી શકતો નથી. તે સિવાય આપનાથી મારે કંઈ ગુપ્ત નથી. આ કાયા આપની આજ્ઞાનું પાલન કરવા માટે કુરબાન કરું છું. જે શિષ્યમાં આટલી બધી અર્પણતા હોય તેનું કલ્યાણ થતાં વાર ન લાગે. ગજસુકુમાલ મુનિએ ચાર મહાવ્રત સ્વીકાર્યા અને રાત્રી ભોજનનો ત્યાગ કર્યો. રાત્રી ભોજનમાં અસણં, પાણં, ખાઈમં, સાઈમં એ ચારે ય આહારનો ત્યાગ આવી જાય છે. ચારિત્રવાન સંતોને રાત્રે આ ચાર પ્રકારના આહારમાંથી એક પણ આહાર કલ્પતો નથી, તેમજ બિમાર પડે તો રાત્રે કોઈ પણ પ્રકારનું ઔષધ લેવું કલ્પે નહિ. એક બામ જેવી ચીજ લગાડી શકાય નહિ તો પછી ઈન્જેકશન લેવાની તો વાત જ કયાં! સાધુને ગમે તેવો રોગ આવે, કદાચ મોતની ઘડી આવી જાય તો પણ ચારિત્રવાન સાધુ રાત્રે કોઈ દવાની વાંછા કરે નહિ. એ તો એક જ વિચાર કરે કે જ્યાં સુધી મારા દેહમાં

પ્રાણ છે ત્યાં સુધી મારા ચારિત્રનો નાશ થવા નહિ દઉં. ચારિત્રવાન સંતો પોતાના પ્રાણ જાય તો કુરબાન પણ પોતાના ચારિત્રના નિયમોનો કદી ભંગ કરતા નથી. આવી રીતે ગજસુકુમાલે ચાર મહાવ્રત અને પાંચમું રાત્રીભોજન વ્રત અંગીકાર કર્યું, અને પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિનું પાલન કરવા લાગ્યા. ગજસુકુમાલની જે ભાવના હતી તે પૂર્ણ થઈ. હવે તેમના આનંદનો પાર નથી. જેને જેમાં રસ હોય તે કાર્યની સિદ્ધિ થતાં તેને આનંદ જ હોય ને! તમને પૈસા કમાવાનો રસ છે તો વધુ કમાણી થાય તો આનંદ થાય ને! તેમ ગજસુકુમાલને સંયમ લેવાનો તલસાટ હતો તે કાર્ય સમાપ્ત થયું પછી તો આનંદ જ હોય ને? હવે દીક્ષા લઈને એવી લગની લાગી કે મારું જલ્દી કલ્યાણ કેમ થાય! તે માટે ગજસુકુમાલ અણગારે શું કર્યું?

"तए णं से गयसुकुमाले अणगारे जं चेव दिवसं पव्वइए तस्सेव दिवसस्स पुव्वावरण्ह काल समयंसि जेणेव अरहा अरिट्ठनेमि तेणेव उवागच्छइ, उवागच्छित्ता अरहं अरिट्ठनेमिं तिक्खुत्तो आयाहिणं पयाहिणं करेइ" ત્યાર-પછી તે ગજસુકુમાલ અણગારે જે દિવસે પ્રવજ્યા અંગીકાર કરી તે જ દિવસે ચોથા પ્રહરમાં અર્હંત અરિષ્ટનેમિ ભગવાન પાસે ગયા અને ત્રણ વખત વંદન નમસ્કાર કર્યા. ગજસુકુમાલ ભગવાનને કંઈક વિનંતી કરવા આવ્યા છે. એ ભગવાનને શું વિનંતી કરવા આવ્યા છે તે ભગવાન તો જાણતા હતા. કારણ કે સર્વજ્ઞ ભગવાનના જ્ઞાનમાં શું અજાણ્યું રહે! જ્યાં સૂર્યનો પ્રકાશ હોય, ત્યાં અંધકાર ટકી શકતો નથી, તેમ ભગવાનના જ્ઞાનમાં કંઈ જાણવાનું બાકી રહેતું નથી. ભગવાન તો પહેલેથી જાણતા હતા કે આ કોમળ ફૂલ જેવો બાલુડો કેવી રીતે કલ્યાણ કરશે. ગજસુકુમાલ અણગાર ભગવાન જ્યાં બિરાજતા હતા ત્યાં આવ્યા. આવીને વંદણા કરી. વંદણા કરીને હવે ભગવાનને શું પૂછશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર :** હરિણગમેષી દેવ પાંડવોને, કુંતામાતાને તથા દ્રૌપદીને દ્વૈતવનમાં મૂકી આવ્યો ને કહ્યું આપને જ્યારે કષ્ટ પડે ત્યારે યાદ કરજો. હું તરત આપના ચરણમાં આવીને ઉભો રહીશ. વિચાર કરો કે દેવ માનવની સહાયમાં ક્યારે આવીને ઉભા રહે? જેના જીવનમાં સરળતા, પવિત્રતા અને ચારિત્ર નિર્મળ હોય ત્યારે ને? પાંડવોના વનવાસનાં પાંચ વર્ષ પૂરા થયા. હવે બધા દ્વૈતવનમાં વનને મહેલ માનીને આનંદથી રહે છે. આ બાજુ દુર્યોધનને ખબર પડી કે પાંડવો દ્વૈતવનમાં આનંદથી રહે છે. જો તે જીવતા હશે તો તેર વર્ષે પણ રાજ્ય લેવા આવશે. માટે માયાજાળ રચીને તેમનો મૂળમાંથી નાશ કરું. તેમની પાસે શસ્ત્રો કે સૈન્ય કાંઈ નથી તેથી મારી સામે લડાઈમાં તેઓ હારી જશે.

**"પાંડવોના નાશ માટે દુર્યોધનની માયાજાળ :"** આમ વિચારી દુર્યોધન સૈન્ય લઈને પાંડવોને મારવા દ્વૈતવનમાં જઈ રહ્યો છે. રસ્તામાં ચિત્રાંગદ નામના વિદ્યાધરનો સુંદર બગીચો આવ્યો. તે બગીચાની અંદર દેવભુવન જેવો મહેલ છે. દુર્યોધનનું સૈન્ય

બગીચાની અંદર પેસવા જાય છે ત્યાં ચિત્રાંગદના બાગરક્ષકોએ તેમને રોકયા ને કહ્યું તમે ચિત્રાંગદ વિદ્યાધરની પરવાનગી વિના આગળ જઈ શકશો નહિ, અને જો કદાચ બળજબરીથી આગળ જશો તો મરી જશો. આ સાંભળીને દુર્યોધન ચમકયો. તેના મનમાં અભિમાન છે કે અરે....અમને રોકનાર કોણ છે? તેથી તેણે સૈનિકોને કહ્યું કે જે કોઈ તમને રોકે તેને મારી નાંખો. દુર્યોધન અને સૈનિકોએ તે બગીચાના રક્ષકોને પકડીને જમીન ઉપર પછાડી દુર્યોધન મહેલમાં જઈને બેસી ગયો ને બગીચાનો કબજો લઈ લીધો. વનરક્ષકોએ પોતાના માલિક ચિત્રાંગદને ખબર આપી અને બધી વાત કરી. આ સાંભળી ચિત્રાંગદને જોશ આવ્યો કે શું તે મને જાણતો નથી? કે તે મારી રજા વિના મહેલમાં આવીને બેસી ગયો. હવે તેને બરાબર સ્વાદ ચખાડી દઉં કે મહેલમાં કેમ બેસાય છે? ચિત્રાંગદ પોતાની સેના લઈને ત્યાં આવ્યો. ચિત્રાંગદ અને દુર્યોધન વચ્ચે ભયંકર લડાઈ થઈ. તેમાં દુર્યોધનનું સૈન્ય સાફ થઈ ગયું, પછી કર્ણ સાથે તીર, તલવાર, તોપથી ભયંકર યુદ્ધ થયું. તેમાં કર્ણ ઘાયલ થયો ને ત્યાંથી ભાગ્યો. પછી દુર્યોધન સહિત સો ભાઈઓ યુદ્ધમાં ઉતર્યા. વિદ્યાધરે કહ્યું કે દુર્યોધન! તારામાં અભિમાન ભર્યું છે જેથી તેં મારા બગીચા અને મહેલ ઉપર તારો અધિકાર જમાવ્યો છે. મારા બાણોથી હમણાં તારું અભિમાન ઉતારું છું.

આ સાંભળીને દુર્યોધન કહે કે–હે નીચ વિદ્યાધર! આ પ્રમાણે બોલવાથી શું લાભ? જેનામાં શક્તિ છે તેનું રાજ્ય છે તે તું શું નથી જાણતો? હમણાં તો મેં તારા મહેલ અને ઉદ્યાન જીતી લીધા છે પણ હવે અહીં ઊભા રહેશો તો તમારું જીવન પણ લઈ લઈશ. આ પ્રમાણે કહીને તેણે વિદ્યાધર ઉપર બાણોનો પ્રહાર શરૂ કર્યો. વિદ્યાધર પણ તેની સામે શસ્ત્રોથી લડવા લાગ્યો. દુર્યોધનના બાણોના પ્રહારથી વિદ્યાધરની સેના ભયભીત બનીને ભાગી ગઈ, પછી ચિત્રાંગદ એકલો રહ્યો ત્યારે તેણે દુર્યોધન સહિત સો ભાઈઓ ઉપર આક્રમણ કર્યું. એટલામાં વિદ્યાધરની બીજી સેના આવી ગઈ અને દુર્યોધન આદિ બધા ભાઈઓને એક સાંકળે બાંધીને તડકામાં ઉભા રાખ્યા, અને ચિત્રાંગદ પોતાના મહેલમાં આનંદથી રહેવા લાગ્યો. દુર્યોધન પાંડવોને મારવા જઈ રહ્યો હતો તો પોતે મરાયો. "ખાડો ખોદે તે પડે." બીજાનું ખરાબ કરવા જતાં પોતાનું અહિત થઈ ગયું. દુર્યોધનને દુઃખમાં જોઈને તેની પત્ની ભાનુમતી ખૂબ રડે છે.

ભાનુમતીને રડતી જોઈને ભીષ્મ પિતામહ કહે છે કે દુર્યોધનને બંધનમાંથી છોડાવવો એ અમારું કામ નથી. જો તેને છોડાવવો હોય તો એક રસ્તો છે. પાંડવો આ વનમાં રહે છે. ભલે, દુર્યોધને તેમને આવા કષ્ટમાં નાંખ્યા છતાં તે સજ્જન પુરૂષો અપકાર પર પણ ઉપકાર કરે તેવા છે. તું પાંડવો પાસે જા. તો પાંડવો દુર્યોધનના બંધન છોડાવશે. તેથી ભાનુમતી પાંડવો પાસે ગઈ. દ્રૌપદી દૂરથી તેને આવતી જોઈને ઓળખી ગઈ કે આ

દુર્યોધનની પટ્ટરાણી ભાનુમતી છે, એટલે તે દ્રૌપદી પાસે જઈને પૂછે છે, બહેન ! આવા વનમાં તું એકલી કેમ છે? તારું મુખ ઉદાસ કેમ છે? ત્યારે ભાનુમતી એકદમ રડવા લાગી તેથી દ્રૌપદી તેને આશ્રમમાં લઈ ગઈ. કુંતાજીએ તેનો આદર સત્કાર કરી પૂછયું, તારું મુખ કેમ કરમાયેલું છે? તું એકલી આ દ્વૈતવનમાં કયાંથી? આ સાંભળી ભાનુમતી કુંતામાતાના ખોળામાં માથું મૂકી ખૂબ રડવા લાગી. આ જોઈને ધર્મરાજા પૂછે છે, ભાભી ! અમારા બધા ભાઈઓ તો આનંદમાં છે ને? જો જો, હવે ભાનુમતી કેટલી બનાવટી વાત કરે છે! દુર્યોધન આપને મારવા આવ્યો છે એમ તો કહે કેવી રીતે? તેથી કહે છે તમારા ભાઈઓને ફરવાનો બહુ શોખ છે અને તેમાં ખબર પડી કે દ્વૈતવનમાં ગાયોને કસાઈ મારી નાંખે છે. તેથી ગાયોની રક્ષા કરવા માટે અહીં આવતાં હતાં, તેમાં વચમાં ચિત્રાંગદ વિદ્યાધરે તે સો ભાઈઓને એક સાંકળે બાંધી દીધા છે. સૈન્ય બધું ભાગી ગયું છે. આવું બનવાથી હું ખૂબ રડવા લાગી. તેથી ભીષ્મ પિતામહે કહ્યું તું રડીશ નહિ. આવું બનવાનું હશે, નહિતર મેં ના પાડી છતાં પણ દુર્યોધન અહીં શા માટે આવે? તારા પતિને કોઈ છોડાવી શકે તેમ નથી. આ વનમાં પાંડવો છે. તું તેમની પાસે જા. તે તમારા (દુર્યોધનના) અપકારોને ભૂલી જઈ અવશ્ય ઉપકાર કરશે. તેમની વાત સાંભળીને હું અહીં આવી છું. આપની પાસે વિનયપૂર્વક ભિક્ષા માંગું છું કે આપ મારા પતિ આદિ સો ભાઈઓને બંધનમાંથી છોડાવો ને અમારી લાજ રાખો. તેથી ધર્મરાજાને ખૂબ દયા આવી અને રડતી ઝૂરતી ભાનુમતીને આશ્વાસન આપતાં કહ્યું હે ભદ્રે ! તું રડીશ નહિ. બધું સારું થશે. એમ કહી ભાનુમતીને શાંત કરી અને પોતાના ભાઈઓને એકાંતમાં લઈ જઈને ધર્મરાજાએ કહ્યું ભાઈઓ ! કૌરવોની આવી કરૂણ દશા થઈ છે તો આપણે તેમને છોડાવવા જવું જોઈએ. તો બોલો, તમારામાંથી કોણ જશે? આ સમયે ભીમ રાડો પાડીને કહેવા લાગ્યો કે સર્પને ગમે તેટલું દૂધ પીવડાવીએ તો પણ તે ઝેર રૂપે જ પરિણમે છે, તેમ આ દુષ્ટ દુર્યોધનનું આપણે ગમે તેટલું હિત ઈચ્છીશું તો પણ તે આપણી કદર કરવાનો નથી. વળી એણે આપણા ઉપર કેટલો જુલમ કર્યો છે? દ્રૌપદીનો ચોટલો ખેંચીને ભરસભામાં લાવ્યો. આપણા દેખતા તેના ચીર ખેંચી નગ્ન કરવા ઉઠયો ને જાંઘ બતાવીને જાંઘ પર બેસવાનું કહ્યું. આ બધા કરેલા પાપનું ફળ તેને મળી ગયું છે. જેવું કરે તેવું પામે. એના કર્મો એ ભોગવશે. આપણે શું? તમે એમના અપકારને કેમ ભૂલી જાઓ છો ને ભલા થઈને છોડાવવા જવાની વાતો કરો છો?

ધર્મરાજાએ કહ્યું-હે મારા ભાઈઓ ! તમારી વાત સાચી છે, પણ દુનિયામાં ઉપકાર ઉપર તો સૌ ઉપકાર કરે પણ અપકાર ઉપર ઉપકાર કરે તો જ ભલાઈ કહેવાય. આ તો આપણા ભાઈઓ છે. ભાઈઓને આપત્તિ સમયે બચાવવા તે આપણું કર્તવ્ય છે. તેમજ આપણે માનીએ છીએ. કે એ સો ભાઈઓ છે ને આપણે પાંચ છીએ અને શત્રુઓ સામે

આપણે એકસો ને પાંચ ભાઈઓ છીએ એમ જણાવવાનું છે. માટે હે અર્જુન! આ કાર્ય તું કરી શકીશ, મને ખાત્રી છે માટે તું જઈને કૌરવોને જલ્દી બંધનથી મુક્ત કર, અને આપણાં કુળની શોભા વધાર. અર્જુનની જવાની બિલકુલ ઈચ્છા ન હતી, પણ મોટાભાઈની આજ્ઞા થઈ એટલે ના પાડી શકયા નહિ.

યુધિષ્ઠિરની આજ્ઞા થવાથી અર્જુને તેના મિત્ર ઈન્દ્ર વિદ્યાધરનું સ્મરણ કર્યું એટલે ઈન્દ્રે તરત મોટી સેના લઈને ચંદ્રશેખરને મોકલ્યો. તરત મોટું સૈન્ય ખડું થયું. ઇન્દ્રના સૈન્યમાં અર્જુનજી મોખરે ઉભા રહ્યા. દુર્યોધનના વિરોધી પક્ષમાં ચિત્રાંગદ વિદ્યાધર હતો તે પણ મોટું સૈન્ય લઈને સામે આવ્યો. બંને વચ્ચે ભયંકર યુદ્ધ થયું. થોડીવારે ચિત્રાંગદે ઉંચું જોયું તો અર્જુનજીને લડતાં જોયા. એટલે વૈરભાવ છોડી દઈ, લડાઈ બંધ કરીને પરિવાર સહિત આવીને અર્જુનજીના ચરણમાં પડયો ને પ્રેમથી અર્જુનને પોતાના મહેલમાં લાવ્યો. એ મહેલમાં જ દુર્યોધન આદિ કૌરવોને કેદ કર્યા હતા. એમને જોઇને અર્જુને ચિત્રાંગદને કહ્યું કે હે ચિત્રાંગદ! તેં આ કોને પકડયા છે? આ તો મારા ભાઈઓ છે. એમનો શું ગુનો છે તે હું પછી સાંભળું છું. પણ અત્યારે ગઈ વાતને ભૂલીને તું એમને બધાને બંધનમુક્ત કરી દે. અર્જુનના કહેવાથી ચિત્રાંગદે દુર્યોધન વિગેરે કૌરવોને છોડી મૂકયા. અને ચિત્રાંગદ અર્જુનના ચરણમાં પડયો ને પછી ભેટી પડયો. આ બધું જોઈને દુષ્ટ દુર્યોધન પ્રજળી ઉઠયો કે આ અર્જુનનું આટલું બધું માન! વિદ્યાધરો પણ તેના ચરણમાં નમે છે ને જંગલમાં પણ તેઓ આટલું સુખ ભોગવે છે! એ તો મારો કટ્ટો શત્રુ છે. એની શરમે મારો છૂટકારો થયો એમાં મારી શોભા શી! દુશ્મનના હાથે છૂટવા કરતાં મરી જવું સારું છે. જુઓ, એને સજ્જનની સજ્જનતા દેખાતી નથી. એનું ભલું કરવા છતાં તેમના ઉપરથી ઈર્ષ્યા જતી નથી. કેવી વિચિત્રતા છે! હવે અર્જુને દુર્યોધનની સામે ચિત્રાંગદને મોટેથી પૂછ્યું–ભાઈ! તમારે અને મારા ભાઈ વચ્ચે આ તોફાન થવાનું કારણ શું? ત્યારે વિદ્યાધરે કહ્યું–સાંભળો.

**વિદ્યાધર કહે સુનો વીરનર, એક દિવસ કે માંઈ.**
**નારદઋષી આનકે બોલા, બાત કહું તુઝ તાઈ હો....શ્રોતા**

હે વીરનર! એક દિવસ નારદઋષિએ મારી પાસે આવીને કહ્યું કે હે ચિત્રાંગદ! દુર્યોધન આદિ કૌરવો પાંડવો ઉપર ખૂબ દ્વેષ રાખે છે. એટલે વનમાં તેમને દુઃખી કરવા માટે દુર્યોધન તેની ઋદ્ધિ બતાવવા માટે મોટું સૈન્ય લઈને દ્વૈતવનમાં આવ્યો છે, ને તારા રત્નજડિત મહેલમાં પેસી ગયો છે. તારા માણસોએ ખૂબ રોકયો છતાં માન્યો નહિ અને નંદનવન જેવાં તારા બગીચાને તેણે ખેદાનમેદાન કરી નાંખ્યો છે. આટલું કહીને નારદઋષિ તો આકાશ માર્ગે ચાલ્યા ગયા. આપને બધાને હેરાન કરવા દુર્યોધન આવ્યો છે અને મારી રજા સિવાય મારા બંગલામાં પેસી જઈ બગીચો ઉજ્જડ બનાવી દીધો. તે સાંભળ્યું તેથી

તેના ઉપર મને ખૂબ ક્રોધ આવ્યો ને મેં અહીં આવીને જોયું તો બધું નારદજીના કહેવા પ્રમાણે બનેલું હતું. તેથી મેં તેમની સાથે યુદ્ધ કર્યું અને તેમને હરાવીને બંધનથી બાંધી દીધા હતા. મને તો એમના ઉપર ઘણો દ્વેષ છે પણ આપ મારા ગુરૂ છો. આપની આજ્ઞાથી મેં તેમને છોડયા છે. દુર્યોધનની સામે વિદ્યાધર આવા શબ્દો કહે પછી કંઈ બાકી રહે ખરું? દાઝયા ઉપર કોઈ મીઠું મરચું ભભરાવે ને જે કાળી બળતરા થાય તેવી બળતરા દુર્યોધનને થવા લાગી. ચિત્રાંગદ કહે–બોલો, આમાં કોનો વાંક છે! અર્જુને કહ્યું–ભાઈ! હવે તે વાત છોડી દો. પછી ચિત્રાંગદ, દુર્યોધન વિગેરેને લઈને અર્જુન યુધિષ્ઠિર પાસે આવ્યા.

**"યુધિષ્ઠિરના ચરણમાં વિદ્યાધર તથા અર્જુન"**:–વિમાનમાંથી ઉતરીને ચિત્રાંગદ, અર્જુન વિગેરે યુધિષ્ઠિરના ચરણમાં પડયા પણ અભિમાની દુર્યોધન થાંભલાની માફક અક્કડ ઉભો રહ્યો. ગુણીના ગુણ જોવાને બદલે ઇર્ષ્યાથી સળગવા લાગ્યો. ચિત્રાંગદ તેનો હાથ પકડી ખેંચીને યુધિષ્ઠિર પાસે લાવીને કહે છે આ પિતા તુલ્ય પવિત્ર તમારા ભાઈને પગે પડો તો તમારું કલ્યાણ થશે. એમના પ્રતાપે તમે બંધનમાંથી મુક્ત બન્યા છો. એટલે કચવાતા હૈયે પગે લાગ્યો. પછી બધા કૌરવો પગે લાગ્યા. ધર્મરાજાએ ખૂબ સત્કાર કરીને કૌરવોને વિદાય કર્યા. પછી શું બનશે તેના ભાવ અવસરે.



## વ્યાખ્યાન નં. ૧૦૦

**આસો વદ ૧૧ ને રવીવાર** **તા. ૬-૧૧-૭૭**

અનંતજ્ઞાની સર્વજ્ઞ ભગવંતો શાસ્ત્રમાં ફરમાવે છે કે આ સંસારમાં તો ક્ષણિક સુખની પાછળ અનંતકાળનું દુઃખ રહેલું છે. કામભોગો ભોગવતા ક્ષણવાર સુખનો આનંદ માણ્યા પછી કેટલાયે કાળની દુઃખની પરંપરા ઉભી થાય છે. જેમ કોઈ માણસ પાંચ હજાર રૂપિયા ઉછીના લઈને ધામધૂમ કરીને દીકરાને પરણાવે, જલસા કરે પણ મનમાં તો એ એમ સમજતો હોય છે કે આ જલસાની પાછળ મારા માથે કરજ થયું છે, તેમ આ સંસારના રંગરાગમાં પડીને અજ્ઞાની જીવો જલસા ઉડાવે છે. ક્ષણિક સુખ લૂંટવામાં આનંદ માને છે, પણ વિચાર કરજો કે એ સુખની પાછળ તમારા માથે કર્મના કરજ કેટલા વધી રહ્યા છે! જ્યારે સંયમ માર્ગે પરિષહ કે ઉપસર્ગ સહન કરતા કર્મના કરજ ચૂકવાઈ જાય છે. તમે સંસારના સુખો મેળવતા કંઈ ઓછા કષ્ટ નથી વેઠતા. માતા-પિતા, પત્ની, પુત્રો વિગેરેને છોડીને ધન કમાવા માટે પરદેશની સફરે ઉપડો છો. ત્યાં કેટલું કષ્ટ વેઠો છો? તમારો વહાલસોયો એકનો એક દીકરો ધન કમાવા માટે પરદેશ

જાય છે. બાર વર્ષે તે પાછો આવે છે. ત્યાં સુધી એ માતા-પિતા, પત્ની વિગેરેનો મોહ છોડે છે ને? ત્યાં બ્રહ્મચર્યનું પાલન પણ કરે છે. એક આ રીતે છોડે છે ને બીજો સમજીને છોડે છે. ત્યાગ તો બંનેનો છે પણ એકને કર્મની નિર્જરા થાય છે જ્યારે બીજાને કર્મની નિર્જરા થતી નથી. કારણ કે તમારા છોડવામાં મોહનું પોષણ છે. સંસાર સુખનો રાગ છે અને જે સમજીને છોડે છે તેના છોડવામાં રાગ હોતો નથી. એ તો મોહ, માયા, મમતાના બંધન તોડવા માટે અને કર્મના કરજથી મુક્ત થવાના હેતુથી દીક્ષા લે છે. માટે આ બંનેમાં આસમાન-જમીન જેટલું અંતર છે.

આપણે ગજસુકુમાલનો અધિકાર ચાલે છે. ગજસુકુમાલે દીક્ષા લઈને એક જ વિચાર કર્યો કે મહાન પુણ્યે મને આવો ઉત્તમ માનવભવ મળ્યો. તેમાં આવા પરમતારક નેમનાથ ભગવાન જેવા જીવનનૈયાના સુકાની મળ્યા. તેમણે મારા ઉપર મહાન ઉપકાર કરીને ઉત્તમ ચારિત્ર રત્ન આપ્યું તો હવે મારે શા માટે ક્ષણ માત્રનો પ્રમાદ કરવો જોઈએ! તેમનું એક જ ધ્યેય છે કે મારું કલ્યાણ કેમ જલ્દી થાય? એમને કર્મો ખપાવવાની રઢ લાગી છે. તેથી જે દિવસે દીક્ષા લીધી તે દિવસે ચોથા પ્રહરે પોતે જે આસને બેઠા હતા ત્યાંથી ઉભા થયા, અને યત્નાપૂર્વક ચાલતા જ્યાં અરિહંત નેમનાથ ભગવાન બિરાજમાન હતા ત્યાં આવ્યા. આવીને ત્રણ વખત તિક્ખુત્તોનો પાઠ ભણી પ્રદક્ષિણા કરીને ભગવાનને વંદણા કરી. વંદણા કરીને પછી ભગવાનને ગજસુકુમાલ અણગાર શું કહે છે? એ શું કહેવા આવ્યા છે તે ભગવાન તો જાણતા હતા પણ બીજા સંતો જાણતા ન હતાં. "इच्छामि णं भन्ते ! तुब्मेहिं अब्भणुण्णाए समाणे" વંદન કરીને ગજસુકુમાલ અણગાર ભગવંતને કહે છે હે મારા તરણતારણ નાથ! અશરણના શરણ! અધમ ઉદ્ધારક, અને મારા પરમ ઉપકારી ભગવંત! જો આપની આજ્ઞા હોય તો મારી આ પ્રમાણે ઈચ્છા છે. બોલવામાં કેટલી કોમળતા ને મીઠાશ છે! તમારો દીકરો કે દીકરી વિનયપૂર્વક એમ પૂછે કે પિતાજી! આપની જો આજ્ઞા હોય તો મારી આ પ્રમાણે કરવાની ઈચ્છા છે. તો તમને કેટલો બધો આનંદ થાય! અને જો તે સીધા એમ જ કહે કે હું આમ કરીશ. તો તમને ખેદ થાય ને કે મારા સંતાનો મારી સલાહ પણ નથી લેતાં! અંતરમાંથી અભિમાન જાય તો કોમળતા આવે. આજે ઘણાં એમ કહે છે કે મને રાહુ, શનિ અને પનોતી નડે છે પણ જ્ઞાની પુરૂષો તો એમ કહે છે કે અંતરમાં બેઠેલો અહંકાર જ રાહુ, શનિ અને પનોતી છે. એ નીકળી જાય તો માનવનું જીવન દિવ્ય બની જાય. ગજસુકુમાલ અણગાર એક રાજકુમાર હતાં છતાં કેટલા પવિત્ર છે! એમની વાણીમાં પણ કેટલી બધી મીઠાશ છે એ બોલે તો જાણે સાંભળ્યા જ કરીએ.

દેવાનુપ્રિયો! વાણી એક પ્રકારનું વશીકરણ છે. વાણીમાં અજબ ગજબની શક્તિ રહેલી છે. વાણી તૂટેલા અંતરના તારને જોડવાનું અને જોડાયેલા અંતરના તારને તોડવાનું

એમ બંને કામ કરે છે. જેમ કાતર એકના બે ટુકડા કરવાનું અને સોય બે ટુકડાને સાંધવાનું કામ કરે છે, તેમ વાણી પણ સોય અને કાતર જેવું કામ કરે છે. વાણી તલવારથી પણ તેજદાર અને માખણથી પણ કોમળ હોય છે. વાણી ધારે તો વેરઝેરની આગ વચ્ચે સ્નેહની સરવાણી પ્રગટાવી શકે છે, અને ધારે તો નંદનવન જેવા હરિયાળા જીવનબાગને ઉજ્જડ પણ બનાવી શકે છે. વાણીનો અસંયમ જીવનમાં ભારે ઉથલપાથલ મચાવી દે છે જ્યારે વાણીના સંયમની સુવાસ દુશ્મનોને પણ દોસ્ત બનાવી દે છે. વાણી એ અંતરની ભાવનાનો પડઘો છે. અંતર ઉજળું તો વિચાર અને ભાવ શુદ્ધ. વિચાર અને ભાવ શુદ્ધ તો વાણી શુદ્ધ. વિચાર અને વાણી બંને જેના શુદ્ધ બને છે તેનું વર્તન પણ શુદ્ધ બને છે. પવિત્ર વર્તન જીવનમાં પરિવર્તન લાવે છે. આટલા માટે વાણીને વશીકરણની ઉપમા આપી છે. આ જીભ માત્ર ત્રણ ઈંચની છે પણ ધારે તો છ ફૂટ ઊંચા માનવીને મારી શકે છે. માટે જીભ દ્વારા ઓછું બોલો પણ એવું બોલો કે બોલનારને પ્રિયકારી લાગે.

ગજસુકુમાલ અણગાર કેવી પ્રિયકારી વાણી બોલ્યાં કે હે મારા ત્રિલોકીનાથ પ્રભુ! આપની આજ્ઞા હોય તો હું આમ કરવા ઈચ્છું છું. હવે તેઓ શું કરવા ઈચ્છે છે તે વાત કહે છે. "महाकालंसि सुसाणंसि एगराइयं महापडिमं उवसंपज्जित्ताणं विहरित्तए।" જો આપની આજ્ઞા હોય તો હું મહાકાલ નામના શ્મશાનમાં જઈને એક રાત્રીની મહાપ્રતિમાની આરાધના કરું. સાધુની બાર પડિમા હોય છે. તેમાં ગજસુકુમાલ અણગાર બારમી પડિમા વહન કરવાની ભગવાન પાસે આજ્ઞા માંગે છે. બારમી પડિમા વહન કરવી તે કંઈ સામાન્ય કામ નથી, અને આ ગજસુકુમાલ તો માખણના પિંડ જેવા કોમળ છે. અત્યારે બધા દીક્ષા લે છે પણ તે બધા કસાયેલા હોય છે. તે પોતાના ગુરૂ–ગુરૂણી સાથે ત્રણ ચાર વર્ષ રહે છે, અભ્યાસ કરે છે. વિહાર કરે છે. આ રીતે બધો અનુભવ કરીને પછી દીક્ષા લે છે ત્યારે આ તો દેવકી માતા અને વસુદેવ પિતાનો લાડકવાયો અને ત્રિખંડ અધિપતિ કૃષ્ણવાસુદેવનો વહાલસોયો વીરો કદી ખુલ્લા પગે ચાલ્યો નથી, કદી તપશ્ચર્યા કરી નથી, તડકા વેઠયા નથી એવા કોમળ ગજસુકુમાલ અણગાર મહાકાલ નામના શ્મશાનમાં જઈને એક રાત્રીની મહાપ્રતિમા વહન કરવા જવા તૈયાર થયાં છે.

ગજસુકુમાલ અણગાર નવદીક્ષિત સાધુ છે. નવદીક્ષિત સાધુની છ મહિના વૈયાવચ્ચ કરવી જોઈએ. તેને આવી કઠીન પડિમા વહન કરવાની આજ્ઞા અમારા જેવા સામાન્ય સાધુ આપી શકે નહિ પણ આ તો સર્વજ્ઞ ભગવંત છે એટલે પોતાના જ્ઞાન દ્વારા જાણી શકે છે કે આ પડિમા વહન કરવાથી શું લાભ થશે? અને પોતાના શિષ્યમાં કેટલી યોગ્યતા છે? તેનામાં કેટલી ધૈર્યતા છે! પડિમા વહન કરવા જતાં ઉપસર્ગના પહાડ તૂટી પડશે તો પણ તે અડગ રહી શકે તેવી તેનામાં લાયકાત છે? એવું આત્મબળ કેળવ્યું છે? આ બધું જ્ઞાનમાં જાણીને ભગવાન આજ્ઞા આપે, તે સિવાય ન આપે. નેમનાથ ભગવાનું

સર્વજ્ઞ હતાં. ઘટઘટની ને મનમનની વાતો જાણનારા હતાં. એટલે જાણી ગયાં કે આ તો નિકટ મોક્ષગામી જીવ છે. તેને કેવો ઉપસર્ગ આવવાનો છે ને તે નિમિત્તે કર્મની સામે કેશરીયા કરીને મોક્ષ મહેમાન બનવાનો છે. એટલે ભગવંતે કહ્યુંઃ अहासुहं देवाणुप्पिया । હે મારા લઘુશિષ્ય ! તમને જેમ સુખ ઉપજે તેમ કરો. આ પ્રમાણે કહીને ભગવાને એક રાત્રિની મહાપ્રતિમાની આરાધના કરવાની આજ્ઞા આપી. ભગવાનના આ શબ્દોમાં એવો ભાવાર્થ સમાયેલો છે કે હે દેવાનુપ્રિય ગજસુકુમાલ ! એક રાત્રીની મહાપ્રતિમા ધારણ કરવી તે સામાન્ય કામ નથી. એ બહુ કઠીન વ્રત છે. એનું પાલન કરવા માટે ઘણી દઢતા ને સ્થિરતા હોવી જોઈએ. એવી કઠોર સાધનામાં પશુકૃત દેવકૃત અને મનુષ્યકૃત ઉપસર્ગો આવે છે. તે વખતે ભયંકર દુઃખો સમતા ભાવે સહન કરવા પડે છે. તમે બરાબર સમજી વિચારીને કાર્ય કરો કે આવા ઉપસર્ગો આવશે ત્યારે મનને બિલકુલ ડામાડોળ થવા દેવાશે નહિ. આર્તધ્યાન–રૌદ્રધ્યાન કરાશે નહિ અને મેરૂ પર્વતની માફક અડોલ રહેવું પડશે. પ્રતિકૂળ વાતાવરણમાં પણ જો આત્મિક શાંતિને સુરક્ષિત રાખવાની તમારામાં શક્તિ હોય તો મારી તમને ખુશીથી આજ્ઞા છે. તમે સુખેથી મહાપ્રતિમાની આરાધના કરવા જાઓ ને જલ્દી મોક્ષ લક્ષ્મીને પ્રાપ્ત કરો.

આ પ્રમાણે ભગવાને ગજસુકુમાલ મુનિને કહ્યું. ભગવાનની આજ્ઞા મળતાં તેમના અંતરમાં અવર્ણનીય આનંદ થયો. અહો ! મારા પ્રભુએ મારી માંગણીનો સ્વીકાર કર્યો અને મને પ્રેમથી આજ્ઞા આપીને સાથે અંતરના આશીર્વાદ આપ્યાં કે તમે જલ્દી મોક્ષલક્ષ્મીને વરો. બસ, હવે મારું જલ્દી કલ્યાણ થઈ જશે. જ્યાં સર્વજ્ઞ, ભગવંત બોલ્યા ત્યાં શું બાકી રહે ? હવે ગજસુકુમાલને બારમી પ્રતિમા વહન કરવાની આજ્ઞા મળી. ભગવાનની આજ્ઞા મળતાં ગજસુકુમાલ અણુગારે શું કર્યું ? " तत्तेणं से गजसुकुमाले, अणगारे अरहता अरिट्ठनेमिणा अब्भणुण्णाए अरहं अरिट्ठनेमिं वंदति नमंसति वंदित्ता नमंसित्ता, अरहओ अरिट्ठनेमिस्स अंतियाओ सहस्संबवणाओ उज्जाणाओ पडिणिक्खमइ । "

તે ગજસુકુમાલ અણુગારે ભગવાનની આજ્ઞા મળતાં ભગવાનને વંદન નમસ્કાર કર્યા. ત્રણ વખત વંદણા કરીને ભગવાનની પાસેથી મહાકાલ શ્મશાનમાં જવા માટે સહસ્રાવન ઉદ્યાનની બહાર નીકળ્યા. જુઓ, કેટલો બધો વિનય છે ! ભગવાન પાસે આજ્ઞા લેવા માટે આવ્યા ત્યારે વંદણા કરી ને આજ્ઞા મળી પછી પણ વંદન કર્યા. વંદન કરીને ભગવાન પાસેથી નીકળ્યા. ભગવાન તો જાણે છે કે આ મારો લઘુ નવદીક્ષિત શિષ્ય મારી પાસેથી છેલ્લી આજ્ઞા લઈને જાય છે. હવે તે પાછો આવવાનો નથી, પણ ભગવાન તો વીતરાગ છે. એટલે તે કોઈને કંઈ કહે નહિ. કોઈ પૂછે તો કહે પણ પૂછ્યા વિના ન કહે. ગજસુકુમાલ અણુગાર સહસ્રાવન ઉદ્યાનમાંથી "पडिणिक्खमित्ता जेणेव महाकाले सुसाणे तेणेव

उवागच्छइ, उवागच्छित्ता थंडिल्लं पडिलेहति।" બહાર નીકળીને જ્યાં મહાકાલ નામનું શ્મશાન હતું ત્યાં આવ્યા. આવીને વડીનીતિ અને લઘુનીતિ આદિ પરઠવવાની જગ્યાનું પડિલેહણ કર્યું. પડિલેહણ કરીને પોતાને ઉભા રહેવાની અને પરઠવવાની ભૂમિનું પડિલેહણ કરીને શરીરને થોડું ઝૂકાવીને બંને પગ સંકોચીને એક રાત્રિની મહાપ્રતિમાની આરાધના કરવાનો પ્રારંભ કર્યો.

એક વખતના સાવ સુકોમળ છત્રપલંગમાં પોઢનારા રાજકુમારે આજે સવારે દીક્ષા લીધી ને સાંજે જેનું નામ જ મહાકાલ એવા સ્મશાનમાં બારમી પડિમા વહન કરવા માટે આવીને એકલા ઉભા રહ્યાં છે, અને દૃષ્ટિને સ્થિર કરીને એક ચિત્તે અડગ ધ્યાન ધરીને ઉભા રહ્યા. બારમી પ્રતિમા એક રાત્રિની છે, પણ મહા કઠિન છે. કારણ કે જ્યાં દિવસે જતાં આપણી છાતી ફાટી જાય તેવા ભયંકર શ્મશાનમાં આવીને રહેવાનું. મોટા ભાગે શ્મશાન ગામથી દૂર હોય છે. મુંબઈમાં બધું ગામમાં ને ગામમાં પણ દેશમાં તો ગામની બહાર હોય છે. એટલે તે ભૂમિ ભેંકાર લાગે છે. શ્મશાનમાં વ્યંતર દેવો ફરતા હોય છે. તેઓ આવા ધ્યાનસ્થ મુનિઓને ડગાવવા માટે ઉપસર્ગ આપે છે. તે સિવાય વાઘ-સિંહ આદિ જંગલી પશુઓનો ઘણો ત્રાસ હોય છે. તે વખતે અડગ રહેવું પડે છે. આવી ભયંકર મહાકાલ શ્મશાનની ભૂમિમાં કદી એકલા બહાર નહિ નીકળેલા ગજસુકુમાલ અણગાર બારમી પ્રતિમા ધારણ કરીને ઉભા છે. હવે ત્યાં શું બનશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર :** ચિત્રાંગદના બંધનથી અર્જુને દુર્યોધનને છોડાવ્યો, છતાં દુર્યોધનના દિલમાં પાંડવો પ્રત્યે સદ્ભાવ જાગવાને બદલે ખેદ થયો કે અરેરે....મારે દુશ્મનના હાથે છૂટવું પડયું ? એમ અફસોસ કરતો, ઈર્ષ્યાની આગમાં જલતો દુર્યોધન ચાલ્યો ગયો. પછી પાંડવો દ્વૈતવનમાં આનંદપૂર્વક રહેતા હતાં. એક દિવસ દૂરથી મોટું લશ્કર આવતું જોયું એટલે પાંડવોના મનમાં વિચાર થયો કે આ વનમાં કોનું સૈન્ય આવી રહ્યું છે? આપણા શત્રુનું સૈન્ય તો નથી ને ? કારણ કે આપણને હેરાન કરવા માટે દુર્યોધન એક પછી એક કપટ જાળ રચ્યા કરે છે. માટે તપાસ કરીએ કે કોનું સૈન્ય છે ? તપાસ કરતાં ખબર પડી કે આ જયદ્રથ રાજાનું સૈન્ય છે. જયદ્રથ એટલે દુર્યોધનનો બનેવી. દુર્યોધનની બહેન દુશલ્યાને જયદ્રથ સાથે પરણાવી છે ને સાથે તે પણ આવી છે. દુર્યોધનનો બનેવી એટલે પાંડવોનો પણ બનેવી થાય ને ? તેથી પાંડવોએ તેમનો ખૂબ આદર સત્કાર કર્યો. પોતે વનફળ ખાઈને રહેતા હતા પણ બહેન-બનેવીને વનફળ કેમ અપાય ? એમ સમજી અર્જુને વિદ્યાના બળથી તેમને રસવંતા ભોજન જમાડયા. પછી બધા ભેગા થઈને બેઠા ત્યારે પાંડવોએ કહ્યું કે હે જયદ્રથજી ! તમારા આવવાના સમાચાર મોકલ્યા હોત તો અમે સામા આવત. જયદ્રથે કહ્યું, હું તો ઇન્દ્રપ્રસ્થ ગયો-

હતો. ત્યાં દુર્યોધને તેમની બહેનને મારી સાથે પરણાવી. ત્યાં થોડા દિવસ રોકાયા પછી આપના સમાચાર મળ્યા તેથી હું આવ્યો છું. આમ કહી જયદ્રથ ધર્મરાજાના ચરણમાં નમ્યા ને દુશલ્યા કુંતાજીના પગમાં પડી. એટલે કુંતાજીએ આશીર્વાદ આપ્યા.

જયદ્રથ પાંડવો સાથે ને દુશલ્યા દ્રૌપદી સાથે પ્રેમથી રહે છે પણ અંદર કપટ છે. તે તો પાંડવોનું નિકંદન કાઢવાનો રસ્તો શોધે છે. એક દિવસ એવો પ્રસંગ બન્યો કે પાંચે પાંડવો કોઈ કાર્ય પ્રસંગે જંગલમાં ગયા. કુંતાજી પણ બહાર ગયા. દ્રૌપદી એકલી જ હતી. આ લાગ જોઈને જયદ્રથે હોંશિયારીથી સતી દ્રૌપદીને ઉઠાવીને રથમાં બેસાડી દીધી. જયદ્રથે જેવી દ્રૌપદીને ઉચકીને રથમાં નાંખી તેવી દ્રૌપદી પાંચે પાંડવોના નામ લઈને જોરથી રડતી બોલવા લાગી કે હે પાંડવો! દોડો... દોડો. પાપી જયદ્રથ મને હરણ કરીને લઈ જાય છે.

દ્રૌપદીનો અવાજ સાંભળીને ભીમ અને અર્જુન દોડતા આવ્યા અને જયદ્રથને દ્રૌપદીને લઈ જતો જોઈને ક્રોધે ભરાઈ ભીમ અને અર્જુન બંને શસ્ત્ર લઈને દોડયા. ત્યારે કુંતાજી કહે છે દીકરાઓ! ધ્યાન રાખજો કે આપણી દીકરી દુશલ્યા વિધવા ન થાય. જુઓ, સજ્જનમાં કેટલી સજ્જનતા છે. માતાનું વચન શિરોધાર્ય કરીને ભીમ અને અર્જુન દોડયા ને જયદ્રથની સેનાને આડા ફરી વળ્યા. ભીમે ગદાથી સેનાને ચકચૂર કરી નાંખી, અને અર્જુને એક કપડાથી ચોરને બાંધે તેમ જયદ્રથને બાંધી દીધો, ત્યારે ભીમે ભાલાથી જયદ્રથના માથે પાંચ ઠેકાણે પાંચ ચોટી જેટલાં વાળ રાખીને તેનું માથું મુંડી નાંખ્યું ને તેને બેડોળ બનાવી દીધો.

**"ભીમે કરેલી જયદ્રથની મશ્કરી"** :—પછી ભીમે તેની મજાક ઉડાવતાં કહ્યું કે કેમ જમાઈરાજ! મઝામાં છો ને? હવે કરિયાવરમાં કંઈ ઓછું પડયું હોય તો કહી દેજો તો હું પૂરો કરી આપીશ, ત્યારે દ્વેષથી બળતાં જયદ્રથે કહ્યું કે તમે મારા માથે પાંચ શિખાએ રાખી છે તે તમારા પાંચેનો વિનાશ કરનાર ધૂમકેતુ બનશે. આવા શબ્દો સાંભળીને ભીમને ખૂબ ક્રોધ આવ્યો ને તેને ગદાથી મારવા લાગ્યો, પણ કુંતામાતાનું વચન છે કે બહેન વિધવા ન થવી જોઈએ એટલે યુધિષ્ઠિરે તેને મારતાં રોકયો. આ સમયે અપમાનિત બનેલો જયદ્રથ જેમ સર્પ કાંચળી છોડીને ભાગે તેમ ભાગ્યો, અને પાંડવો આનંદથી જંગલમાં રહેવા લાગ્યા.

એક દિવસ બધા ભેગા થઈને બેઠા હતાં ત્યારે યુધિષ્ઠિર અર્જુન અને ભીમની પ્રશંસા કરતાં કહે છે કે હે મારા પરાક્રમી વીરો! તમારી સહાયથી વનવગડાના દુઃખો આનંદપૂર્વક પસાર થાય છે. તમે બંને ભલભલા દુશ્મનોને પણ હઠાવી શકો છો. મારા કારણે કેટલા દુઃખો વેઠો છો. હું જુગાર રમ્યો ત્યારે તમારે બધાને આવવું પડયું ને? ત્યારે ભીમ અને અર્જુન કહે છે, મોટાભાઈ! આપને એવો અફસોસ કરવાની જરૂર નથી. એમાં તમારો દોષ નથી. બધાનાં કર્મોનો ઉદય છે તેથી આમ બન્યું છે.

"દ્વૈતવનમાં નારદઋષિનું આગમન":—એટલામાં નારદઋષિ આકાશગમન કરતાં ત્યાં આવ્યા. એકાએક નારદજીને ત્યાં આવતાં જોઈને પાંડવો ઉભા થઈ ગયા ને ખૂબ આદરપૂર્વક ભક્તિભાવથી આસન ઉપર બેસાડયા ને કુશળ સમાચાર પૂછતાં કહ્યું—આપ કયાંથી પધારો છો? ત્યારે નારદજીએ કહ્યું કે દુર્યોધને અહીંથી ગયા પછી શું કર્યું છે તે વાત જાણીને હું તમને કહેવા માટે આવ્યો છું પણ હે ભીમ-અર્જુન! આ ધર્મરાજા તો ધર્મ જેવા છે પણ તમે એના જેવા કેમ બન્યા ને દુર્યોધનને શા માટે વિદ્યાધરના પંજામાંથી છોડાવ્યો? તમે એને છોડાવ્યો ત્યારે એ તમારું નિકંદન કાઢવા ઉઠયો છે. ભીમે પૂછયું કે શું બન્યું છે? નારદજીએ કહ્યું કે તમારી પાસેથી દુર્યોધન વિદાય થયા પછી થોડે દૂર જઇને ખૂબ થાકી ગયો. કારણ કે તેના પગમાં મજબૂત બેડીઓ નાંખી હતી. તેથી તેના પગ સૂઝીને થાંભલા જેવા બની ગયા હતા. તે દુઃશાસનના હાથ પકડીને ચાલતો હતો છતાં તેના પગ ધ્રુજતા હતાં. તેથી દુઃશાસને તેને એક વૃક્ષ નીચે બેસાડી દીધો. તે વખતે કર્ણ તેમજ બીજા કૌરવો આવી પહોંચ્યા ને દુર્યોધનને પૂછયું કે તમને શું થાય છે? શા માટે ધ્રુજો છો? ત્યારે કહે છે કે બસ, મને તો પાંડવો શલ્યની જેમ ખૂચે છે. તેમનો જલ્દી કેમ વિનાશ થાય તેમ ઇચ્છું છું.

કર્ણ આમ તો દુર્યોધનના પક્ષનો હતો પણ તેણે દુર્યોધનને કહ્યું—ચિત્રાંગદના પાશમાંથી છૂટવું મહામુશ્કેલ હતું છતાં પાંડવોએ આપને છોડાવ્યા તો એમનો ઉપકાર માનો. ત્યારે દુર્યોધને ગુસ્સે થઈને કર્ણને કહ્યું—હે સુતપુત્ર! તને અપમાન સહન કરવાની ટેવ પડી ગઈ છે તેથી તને દુઃખ લાગતું નથી પણ મારે માટે તો આવી રીતે અપમાનિત થવાનો પહેલો જ પ્રસંગ છે, અને ચિત્રાંગદના બંધન કરતાં પણ પાંડવો દ્વારા મારો છૂટકારો થયો તેનું વધારે દુઃખ છે, ત્યારે કર્ણે કહ્યું—આપ તો મોટા રાજા છો ને પાંડવો તમારા સેવકો છે. સ્વામીનું રક્ષણ કરવું તે સેવકની ફરજ છે. માટે આપ એ દુઃખને ભૂલી જાઓ. એમ આશ્વાસન આપી નગરમાં લઈ ગયા પણ તેને એક જ ચિંતા છે કે કેમ કરીને પાંડવોનો વિનાશ કરું. એ દુશ્મનોનો જ્યારે વિનાશ થશે ત્યારે મારા હૈયામાં ઠંડક વળશે. દુર્યોધનના વચન સાંભળીને તેના પિતા ધૃતરાષ્ટ્ર તથા કર્ણ વિગેરેએ કહ્યું કે હે દુર્યોધન! તું શું વિચાર કરી રહ્યો છે? વિચાર કર. અર્જુન ન આવ્યો હોત તો ચિત્રાંગદ વિદ્યાધરના બંધનમાંથી સોમાંથી એક પણ છૂટવાનાં ન હતાં. જેણે તમને જીવતદાન આપ્યું તેનો ઉપકાર માનવાને બદલે તેનું જ તમે મોત ઈચ્છો છો? ધિક્કાર છે તારા અવતારને! ધૃતરાષ્ટ્ર કહે છે હે દુર્યોધન! મારો પુત્ર બનીને તેં મારું નામ લજાવ્યું છે. તારા જેવો પાપી પુત્ર ન જન્મ્યો હોત તો શું ખોટું હતું! આ રીતે તેના વડીલોએ પણ તેને ખૂબ ફીટકાર આપ્યો. તો પણ તેની દુષ્ટ મતિ સુધરી નહિ. તેણે નગરમાં દાંડી પિટાવી કે હે મારા પ્રજાજનો! સાંત

દિવસમાં જે શૂરવીર પુરૂષ મારા શત્રુ પાંડવોને શસ્ત્રથી કે મંત્રતંત્રથી મારશે તેને દુર્યોધન રાજા હાથી, ઘોડા, રથ, પાલખી અને અડધું રાજ્ય આપશે. આ પ્રમાણે નગરમાં દાંડી પીટાવા લાગી. આ સાંભળીને પુરોચનના નાનાભાઈ સુરોચનના મનમાં થયું કે મારા મોટા ભાઈને પાંડવોએ મારી નાંખ્યા છે તો હું પાંડવોને મારીને મારા ભાઈના વૈરનો બદલો લઉં. એમ વિચાર કરીને સુરોચન દુર્યોધન પાસે આવ્યો ને કહ્યું, હે મહારાજા ! હું સાત દિવસમાં પાંડવોને મારી નાંખીશ, ત્યારે દુર્યોધને કહ્યું, મારી તાકાત નથી ત્યાં તારું શું ગજું ! પાંડવોને મારવા તે કોઈ સહેલ કામ નથી, ત્યારે સુરોચને કહ્યું, મહારાજા ! મેં કૃત્યા નામની રાક્ષસી વિદ્યાની સાધના કરેલી છે. તે કૃત્યા રાક્ષસીમાં આખી પૃથ્વીને ખાઈ જવાની તાકાત છે. તો હું વિદ્યાને યાદ કરીશ એટલે કૃત્યા રાક્ષસી આવશે ને પાંડવોને મારી નાંખશે. મારે મન તો માખી મારવા કરતાં પણ પાંડવોને મારવા સહેલ છે. માટે આપ ચિંતા કરશો નહિ. આ વાતથી ખુશ થઈને દુર્યોધને સુરોચનને શાબાશી આપીને કહ્યું; વીરા ! ધન્ય છે તને, જો તું ન હોત તો પાંડવોનો વિનાશ કરવાનું કામ કોણ કરત ? મને દુઃખમાં સહારો કોણ આપત ? દુર્યોધને તેનો ખૂબ આદર સત્કાર કર્યો. પછી સુરોચને ઘેર જઈને યજ્ઞ, જાપ વિગેરે વિધિ કરીને તેની આસુરી વિદ્યાનું સ્મરણ કર્યું. તે કૃત્યા રાક્ષસી બહુ ભયંકર છે. આ વાતની મને ખબર પડી, એટલે હું તમને સાવચેત કરવા માટે અહીં આવ્યો છું. હવે આ સાત દિવસમાં કૃત્યા રાક્ષસી આવશે. માટે તમે સજાગ રહેજો. આમ કહીને નારદજી આકાશમાર્ગે ચાલ્યા ગયાં.

બંધુઓ ! પાંડવો પવિત્ર છે તો તેમને કોઈને કોઈ સમાચાર આપનાર મળી જાય છે. કહેવત છે કે જેને રામ રાખે તેને કોણ ચાખે ? તે અનુસાર અહીં પાંડવોને સમાચાર મળી ગયા. નારદજી ગયા પછી બધા ભાઈઓ ભેગા થઈને વિચાર કરવા લાગ્યા કે હવે આપણે શું કરવું ? આ દુષ્ટ આપણને વનમાં પણ સુખે રહેવા દેતો નથી. આપણે તેનું કંઈ અહિત કરતા નથી છતાં એને કેટલો દ્વેષ છે ! ઠીક, એને ગમ્યું તે ખરું પણ આપણે હવે સજાગ બની જાઓ. ભીમે યુધિષ્ઠિરને કહ્યું, મોટાભાઈ ! એ કૃત્યા આવશે એટલે હું આ મારી ગદાથી તેના ચૂરેચૂરા કરી નાંખીશ. તમે બધા બેફિકર રહેજો, ત્યારે યુધિષ્ઠિરે કહ્યું–ભાઈ ! તારી હિંમત અને બળ અજબ ગજબનું છે, પણ એ રાક્ષસની જાત બહુ ક્રૂર હોય છે. તું એકને મારીશ ત્યાં બીજા સો રાક્ષસો સામે આવીને ઉભા રહેશે. માટે રાક્ષસો સાથે વૈર બાંધવું નહિ. આપણે સાત દિવસ ધર્મધ્યાનમાં લાગી જઈએ. ધર્મના પ્રતાપે બધું દુઃખ દૂર થશે. ધર્મરાજાની વાત બધાને ગળે ઉતરી કે મોટાભાઈની વાત સાચી છે. આપણે એક પછી એક દુઃખમાં ઘેરાતા જઈએ છીએ. ધર્મથી કર્મનો ક્ષય થાય છે. આવો વિચાર કરીને પાંચે ભાઈઓ, દ્રૌપદી અને કુંતામાતાએ સાતેય પવિત્ર આત્માઓએ ( સોળ ભક્ત ) સાત દિવસના ચૌવિહારા ઉપવ...

પાલન કરતાં અલગ અલગ આસને બેસીને એક ચિત્તથી નવકાર મંત્રનું સ્મરણ કરવા લાગ્યા. બધાનું ચિત્ત નવકાર મંત્રમાં છે. આ રીતે ધર્મારાધના કરતાં છ દિવસ અને છ રાત્રિ વ્યતીત થયા. સાતમા દિવસે પાંડવો શસ્ત્ર લઈને સજ્જ થયા. હવે નારદઋષિની ચેતવણી પ્રમાણે શું નવાજૂની થશે તેના ભાવ અવસરે.



## વ્યાખ્યાન નં-૧૦૧ ધનતેરસ

**આસોવદ ૧૪ ને બુધવાર** **તા. ૯-૧૧-૭૭**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! અનંતજ્ઞાની, રાગદ્વેષના વિજેતા, મોક્ષ-માર્ગના પ્રણેતા અરિહંત ભગવંતોએ ભવ્ય જીવોનાં કલ્યાણ માટે દ્વાદશાંગી સૂત્રની પ્રરૂપણા કરી. ભગવંત કહે છે હે આત્મા! તારી જિંદગીની એકેક ક્ષણ હીરા કરતાં પણ કિંમતી છે. આ કિંમતી સમયમાં પ્રમાદ છોડીને ધર્મારાધના કરી લે. શાસ્ત્રકાર કહે છે-

सुतेसु यावी पडिबुद्ध जीवी, न वीससे पंडिए आसुपन्ने ।
धोरा मुहुत्ता अवलं सरीरं, भारंडपक्खी व चरे ऽ प्पमत्तो ॥ ઉત્ત. અ. ૪ ગાથા ૬

આશુપ્રજ્ઞ પંડિત પુરૂષોએ મોહનિદ્રામાં સૂતેલા પ્રાણીઓની વચમાં રહીને પણ સદા જાગૃત રહેવું જોઈએ. એક ક્ષણનો પણ પ્રમાદ ન કરવો અને ભારંડ પક્ષીની જેમ સદા અપ્રમત્ત બનીને વિચરવું જોઈએ. સાચા સાધક આત્માઓ ભગવાનની આજ્ઞા પ્રમાણે અપ્રમત્તપણે વીતરાગ પ્રભુની આજ્ઞાનુસાર સાધના કરે છે.

આપણે ગજસુકુમાલનો અધિકાર ચાલે છે. ગજસુકુમાલ અણુગાર ભગવાનની આજ્ઞા મેળવીને એક રાત્રિની પ્રતિમા ધારણ કરીને મહાકાલ નામના શ્મશાનમાં એકલા કાઉસગ્ગ લગાવીને ઉભા છે. હવે ત્યાં શું બને છે? इमं च णं सोमिले माहणे समिघेयस्स अट्ठाए बारावईओ नयरीओ बहिया पुव्व णिग्गते समिहातोय दब्भे य कुसे य पत्तामोडं च गेण्हइ गेण्हित्ता तत्तो पडिनियत्तइ । ગજસુકુમાલ અણુગારનાં શ્મશાનમાં જવા પહેલાં જ સોમિલ બ્રાહ્મણ હવન માટે સમિધ એટલે હવન કરવા માટેની સામગ્રી-લાકડા વિગેરે લેવા માટે દ્વારકાનગરીની બહાર નીકળ્યો હતો. (કોઈ જગ્યાએ એમ પણ લખ્યું છે કે ગજસુકુમાલની દીક્ષા થતાં પહેલાં તે દ્વારકા નગરીની બહાર હવનની સામગ્રી લેવા માટે ગયો હતો.)

સોમિલ બ્રાહ્મણ હવનને માટે સમિધ, લાકડીઓ, ડાળ, કુશ, પાંદડા વિગેરે લઈને પાછો ફર્યો. पडिनियत्तित्ता महाकालस्स सुसाणस्स अदूरसामंतेणं वीइवयमाणे २ संझाकाल समयंसि । અને પોતાને ઘેર જતો હતો ત્યારે સંધ્યાકાળનો સમય થઈ ગયો હતો.

લોકોની અવરજવર ઓછી થઈ ગઈ હતી. તે વખતે મહાકાલ શ્મશાન પાસેથી જતાં તેણે गयसुकुमालं अणगारं पासइ ગજસુકુમાલ અણગારને ધ્યાનમાં ઉભેલા જોયાં. જોતાની સાથે જ "पासित्ता तं वेरं सरइ, सरित्ता आसुरुत्ते" સોમિલ બ્રાહ્મણના હૃદયમાં વૈરભાવ જાગૃત થયો. તેથી તેને ખૂબ ક્રોધ આવ્યો. ક્રોધ એ આત્માનો મોટામાં મોટો-શત્રુ છે. જ્યારે માનવીના અંતરમાં ક્રોધનો પ્રવેશ થાય છે ત્યારે માનવી રાક્ષસથી ભયંકર ક્રૂર બની જાય છે. જેમ પાગલ માણસને સત્યાસત્યનો, હિતાહિતનો વિવેક રહેતો નથી તેમ ક્રોધી માણસને કોઈ જાતનું ભાન રહેતું નથી. જેમ નદીમાં પૂર આવે છે ત્યારે મોટા મોટા લાકડા, તૃણ, ઘરનાં ઘર અને ગામનાં ગામ ખેંચી જાય છે તેમ જ્યારે માનવીના અંતરમાં ક્રોધનું પ્રબળ પૂર આવે છે ત્યારે મનુષ્યનાં સદ્‌વિચારો, વિવેક, જ્ઞાન આદિ તમામ ગુણ રૂપી સંપત્તિ તેમાં તણાઈ જાય છે. તેથી તેને પોતાના કર્તવ્ય-અકર્તવ્ય, લાભ-નુકશાન વિગેરેનું ભાન રહેતું નથી. ક્રોધ માનવીને વિવેકરહિત બનાવી દે છે. ક્રોધ એ મનુષ્યની આધ્યાત્મિક ઉન્નતિમાં રૂકાવટ કરનાર છે. ક્રોધ કસાઈ જેવો છે. કસાઈના દિલમાં દયા નથી હોતી તેમ જેના દિલમાં ક્રોધાગ્નિ પ્રગટ થાય છે તેના દિલમાંથી દયા નષ્ટ થઈ જાય છે. સોમિલ જ્ઞાતિનો બ્રાહ્મણ હતો પણ દિલમાં ક્રોધનો પ્રવેશ થતાં કસાઈ જેવો બની ગયો ને દાંત કચકચાવતો ક્રોધે ભરાઈને આ પ્રમાણે બોલ્યો – "एस णं भो से गयसुकुमाले कुमारे अप्पत्थिय जाव परिवज्जए जे णं मम धूयं सोमसिरीए भारियाए अत्तयं सोमं दारियं अदिट्ठदोसंपइयं कालवत्तिणिं विप्पजहेत्ता मुंडे जाव पव्वइए!" અહો! આ તો તે જ મૃત્યુની ઈચ્છા કરવાવાળો, નિર્લજ્જ, દુર્લક્ષણવાળો, લજ્જારહિત, લક્ષ્મીરહિત, બુદ્ધિરહિત અને પુણ્ય રહિત ગજસુકુમાલ છે કે જેણે મારી પત્ની સોમશ્રીની અંગજાત દીકરી સોમા કે જે અમને પ્રાણથી પણ પ્યારી છે, તે કોઈ પણ જાતના દોષ કે ખોડ ખાંપણ રહિત છે, અત્યારે તે વિવાહ કરવા યોગ્ય છે, એવી મારી પુત્રીને છોડીને આ ગજસુકુમાલ સાધુ બની ગયો છે.

તે ગજસુકુમાલ અણગારની પાસે આવીને કહે છે હે ગજસુકુમાલ! તારા ભાઈ કૃષ્ણ વાસુદેવે તારી સાથે લગ્ન કરવા માટે મારી વહાલી દીકરી સોમાને અંતેઉરમાં લઈ જઈને રાખી છે. જો તારે દીક્ષા લેવી હતી તો પહેલેથી બોલવું હતું ને? તો મારી દીકરીનો ભવ બગડત નહિ ને? અમારી જાતિ ઉંચી છે. મારી પુત્રી રૂપ-ગુણમાં પણ શ્રેષ્ઠ છે. પવિત્ર છે. તે હવે પરણાવવા યોગ્ય યુવાન થઈ છે. હું કંઈ સામેથી આપવા નહોતો આવ્યો. કૃષ્ણ મહારાજાએ સામેથી માંગણી કરી ત્યારે મેં આપી છે. કદાચ મારી દીકરીમાં દોષ હોત તો એમ માનત કે મારી દીકરીમાં આ દોષ છે તેથી ત્યાગ કર્યો પણ એવું તો કંઈ જ નથી. મારી દીકરીનાં લગ્ન ગજસુકુમાલ સાથે થશે તે વાત જગજાહેર થઈ ગઈ છે. મારી દીકરીને ખૂબ ધામધૂમથી પરણાવવાના મને કેટલા કોડ હતા. મારા બધા મનોરથો

માટીમાં મળી ગયા. હવે એ મારી યુવાન દીકરીનું શું થશે? અને હું મારા જ્ઞાતિજનોને શું કહીશ? કોઈ પણ કારણ વિના મારી દીકરીને છોડીને તેં દીક્ષા લીધી છે તેથી તેં મારું ઘોર અપમાન કર્યું છે. અરેરે....તને લજ્જા ન આવી! આટલું બોલતાં સોમિલની આંખો ક્રોધથી લાલચોળ થઈ ગઈ ને તેની આંખોમાંથી અંગારા વરસવા લાગ્યા. ક્રોધથી દાંત પીસવા લાગ્યો ને મનમાં નિશ્ચય કર્યો કે આ પાપી ગજસુકુમાલે મારી એકની એક લાડકવાયી નિર્દોષ અને સોના જેવી નિષ્કલંક મારી દીકરી સોમાનો ત્યાગ કરીને મારી સાથે વૈર બાંધ્યું છે, દુશ્મનાવટ કરી છે, તો "तं सेयं खलु ममं गयसुकुमालस्स कुमारस्स वेर निज्जायणं करेत्तए!" મારા માટે ઉચિત છે કે હું આ વૈરનો બદલો લઉં. જ્યાં સુધી આ વૈરનો બદલો નહિ લઉં ત્યાં સુધી અન્ન-પાણી લઈશ નહિ. સોમિલ બ્રાહ્મણે આવો નિશ્ચય કર્યો.

બંધુઓ! આ ખૂબ વિચારવા જેવી વાત છે પૂર્વભવમાં બાંધેલા કર્મો જીવને કયારે ઉદયમાં આવશે તેની ખબર નથી, માટે કર્મ બાંધતી વખતે ખૂબ ઉપયોગ રાખવાની જરૂર છે. જુઓ, અહીં ગજસુકુમાલે સોમિલ બ્રાહ્મણનું કંઈ બગાડયું હતું? એને પૂર્વનું વૈર ન હોત તો એમ થાત કે અહો! ત્રણ ત્રણ ખંડના અધિપતિ કૃષ્ણવાસુદેવના લાડકવાયા ભાઈએ આટલી સુખ-સમૃદ્ધિ છોડીને સાવ છોટી વયમાં દીક્ષા લીધી. ધન્ય છે એ આત્માને! એના ચરણમાં શીર ઝૂકી પડત, પણ પૂર્વનું વૈર હતું. તેમાં પુત્રીનું નિમિત્ત મળતાં અંતરમાં બેઠેલો વૈરાગ્નિ પ્રજવલિત થયો. દુનિયામાં વૈર વિના ઝેર આવતું નથી. (અહીં પૂ. મહાસતીજીએ વૈર ઉપર ખૂબ સુંદર કરૂણરસથી ભરપૂર ખંધકમુનિનું દૃષ્ટાંત આપ્યું હતું. જે સાંભળતાં બધા રડી પડયા હતા.)

ગજસુકુમાલ મુનિને જોતાં સોમિલ બ્રાહ્મણના દિલમાં પૂર્વનું વૈર જાગૃત થતાં ક્રોધ આવ્યો ને તેના મનમાં થયું કે બસ, હવે તેને બતાવી દઉં. એમ વિચાર કરીને दिसा पडिलेहणं करेइ। બ્રાહ્મણે દિશાઓનું પડિલેહણ કર્યું. પડિલેહણ કરવું એટલે જોવું. સોમિલ બ્રાહ્મણને ગજસુકુમાલ અણગારનો વિનાશ કરવો છે. એટલે તેણે ચારે તરફ દૃષ્ટિ કરી કે કોઈ આવતું નથી ને? કોઈ મને જોઈ નહિ જાય ને? જે માણસ હિંસાદિ પાપ કરે છે તેનું હૈયું થડકે છે. ભલે તે ઉપરથી ક્રૂર બની જાય પણ અંદરથી તેનો આત્મા કંપી ઉઠે છે, ને કહે છે કે હે જીવ! આવું ઘોર પાપ તારાથી કરાય નહિ. કદાચ કોઈ ન દેખે તે રીતે તું છાને ખૂણે બેસીને પાપ કરે ને માને કે મેં કેવી હોંશિયારી વાપરી, કે મેં કર્યું છતાં કોઈ જાણતું નથી. ભલે, બીજું કોઈ ન જાણે કે ન દેખે પણ અનંતા સિદ્ધ ભગવંતો અને કેવળી ભગવંતો તો જાણે છે ને? એમના જ્ઞાનમાં કંઈ અજાણ્યું નથી, પણ કર્મથી ઘેરાયેલો આત્મા અંતરનો અવાજ સાંભળતો નથી. તે એનું ધાર્યું કરે છે. આવા

ક્રૂર કર્મ કરતી વખતે એને ખબર નથી પડતી કે હું આ કરી રહ્યો છું ને કર્મો ભોગવવા ક્યાં ચાલ્યો જઈશ ?

સોમિલ પૂર્વના વૈરના કારણે ભાન ભૂલ્યો. એણે ચારે તરફ નજર કરીને જોયા પછી सरस मट्टियं गेण्हइ, गेण्हित्ता जेणेव गयसुकुमाल अणगारे तेणेव उवागच्छइ શ્મશાન ભૂમિમાં એક તળાવ હતું. તે તળાવમાંથી ભીની ચીકણી માટી લઈને જ્યાં ગજસુકુમાલ અણગાર પોતાની કાયાને નમાવી, બધી ઈન્દ્રિઓને વશ રાખી, પોતાના અંગોપાંગને સ્થિર રાખી; પોતાના બંને પગને ચાર અંગુલને આંતરે સંકોચીને, પોતાના હાથોને ઘૂંટણ સુધી લટકાવીને એક પુદ્દગલ પર અનિમેષ દૃષ્ટિ રાખી ઉર્ધ્વકાયથી ધ્યાનાસ્થિત હતા ત્યાં આવ્યો. "उवागच्छित्ता गयसुकुमालस्स अणगारस्स मत्थए मट्टियाए पालिं बन्धइ।" આવીને તેણે ગજસુકુમાલ અણગારના માથે માટીની પાળ બાંધી અને બરાબર વૈર લેવાની તૈયારી કરી. ગજસુકુમાલે જાણ્યું કે સોમિલ આ પ્રમાણે કરે છે પણ તેઓ પોતાના ભાવમાં સ્થિર રહ્યા. ભગવાન જાણતાં હતાં કે મારા શિષ્યને સોમિલ બ્રાહ્મણ સાથે પૂર્વનું વૈર છે એટલે એ વૈરનો બદલો લેવાનો છે, અને મારા નવદીક્ષિત શિષ્ય ગજસુકુમાલ અણગાર તે નિમિત્તે કર્મોનો ક્ષય કરી મોક્ષમાં જવાના છે. તેથી રોકયા નહિ. સોમિલ બ્રાહ્મણે તળાવમાંથી ભીંજાયેલી ચીકણી માટી લાવીને ગજસુકુમાલ અણગારના મસ્તકે પાળ બાંધી. હવે વૈરનો બદલો લેવા તે શું કરશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર** :–પાંચ પાંડવો, કુંતા માતા, દ્રૌપદી બધા જ્યાં સજ્જ થઈને બેઠા છે ત્યાં ભયંકર ગેબી અવાજ સાંભળવામાં આવ્યો, અને ધૂળથી આકાશ છવાઈ ગયું. જોતજોતામાં મોટું સૈન્ય આવ્યું ને એક ભયંકર આકૃતિવાળો માણસ કાનના પડદા તૂટી જાય તેવા ગેબી અવાજથી કહે છે કે જે અહીં વસ્યા હોય તે બધા ચાલ્યા જાવ. અમારો ધર્મ વસંતક નામનો રાજા અહીં રહેવાનો છે. આ સાંભળીને તે માણસ ઉપર ભીમને અત્યંત ક્રોધ આવ્યો ને હાથમાં ગદા લઈને સિંહ જેવી ગર્જના કરીને બોલ્યો–અમને અહીંથી ચાલ્યા જવાનું કહેનાર તું કોણ છે ? આમ કહીને ભીમે આવનાર માણસની બોચી પકડીને તેને ઉછાળીને દૂર ફેંકી દીધો. એટલામાં મોટી સેના ત્યાં આવી ગઈને પાંડવોને ચારે તરફથી ઘેરી લીધા, પણ આ પાંડવો તેનાથી ડરી જાય તેવા ન હતા. ખૂબ શૂરવીરતાથી સૈન્યનો સામનો કર્યો. આવેલી સેનાના કેટલાક સૈનિકોને ભીમે ગદાથી પ્રહાર કર્યા. કેટલાકને અર્જુને બાણથી વીંધી નાંખ્યા. આમ સૈન્યને છિન્ન–ભિન્ન કરીને ભગાડી રહ્યા છે.

બીજી બાજુ કુંતાજી અને દ્રૌપદી બંને સાસુ વહુ પોતાની કુટીરમાં બેસીને પ્રભુને પ્રાર્થના કરતા હતા. તે વખતે એક દિવ્ય આકૃતિવાળો અને રાજચિન્હોથી યુક્ત તેજસ્વી યુવાન પુરૂષ ઝુંપડીમાં પેસી ગયો. આથી કુંતાજી અને દ્રૌપદી બંને ગભરાઈ ગયા ને બૂમ પાડીને કહ્યું–હે પુરૂષ! તું કોણ છે? અને અમારી પાસે શા માટે આવ્યો છે? ત્યાં તો દ્રૌપદીને ઉંચકીને ઘોડા પર બેસાડીને ભાગ્યો. આ સમયે કુંતાજી અને દ્રૌપદીએ કાળી ચીસો પાડી કે હે પાંડવો! દોડો....દોડો, કોઈ દુષ્ટ પુરૂષ દ્રૌપદીને હરણ કરીને લઈ જાય છે. માતા અને પત્નીની ચીસો અને કરૂણ રૂદન સાંભળીને પાંડવો સેના સાથે લડવાનું પડતું મૂકીને ભીમ ગદા લઈને દોડયો. એ દુષ્ટ શું સમજે છે? પરાયી સ્ત્રીને અપહરણ કરીને લઈ જતાં શરમાતો નથી? આ ગદાથી તારા ચૂરેચૂરા કરી નાંખીશ. ત્યાં તો પાછી મોટી સેના ભેગી થઈને પાંડવોની પાછળ પડી. એટલે પાંડવો સેનાની સામે લડવા માટે રોકાઈ ગયા. તલવાર–ભાલા વિગેરેથી સામાસામી ભયંકર યુદ્ધ થયું. અર્જુન અને ભીમ ખૂબ કુશળતાપૂર્વક ઝઝૂમ્યા ને સૈન્યને પાછું હઠાવ્યું. પછી દ્રૌપદીને છોડાવવા દોડયા. તો તે માણસ દ્રૌપદીને ચાબૂકના માર મારતો હતો. આ જોઈને ભીમ અને અર્જુનનું લોહી ઉકળી ગયું ને તેને મારવા દોડયા. ત્યાં પેલો માણસ સૈન્યમાં ભળી ગયો એટલે અર્જુને તેના ઉપર બાણ છોડયા.

એક બાજુ લડાઈ, અને બીજી બાજુ સાત સાત દિવસના ચૌવિહારા ઉપવાસ હોવાથી ધર્મરાજાની આંખે અંધારા આવ્યા. તેથી સહદેવ અને નકુળને પાણી લેવા મોકલ્યા ને કહ્યું કે જલ્દી પાણી લાવો. તે બંને પાણી લેવા ગયા ને ધર્મરાજા બેભાન બની ગયા. ચારે તરફથી પાંડવો મુશ્કેલીમાં મૂકાઈ ગયા. સહદેવ અને નકુલ સરોવરે પહોંચ્યા, પાણી પીધું ને પડામાં પાણી લઈને પાછા ફરે છે ત્યાં રસ્તામાં બેભાન થઈને પડી ગયા. ઘણીવાર થઈ છતાં સહદેવ અને નકુલ ન આવ્યા ત્યારે અર્જુન અને ભીમ ચિંતાતુર બની ગયા તેથી ભીમને યુધિષ્ઠિર પાસે બેસાડી અર્જુનજી પાણી લેવા ગયાં તો રસ્તામાં બે ભાઈઓને પડેલા જોયા. મૃત કલેવર જેવા ભાઈઓને પડેલા જોઈને ખૂબ દુઃખ થયું. અરેરે...મારા ભાઈઓને આ શું થઈ ગયું? ખૂબ રડયાં પછી અર્જુનજીને વિચાર થયો કે મારા મોટાભાઈ પાણી વિના પ્રાણ છોડી દેશે. માટે જલ્દી પાણી લઈને જાઉં. એમ વિચાર કરી તે પાણી લેવા ગયા. તેમને પણ ખૂબ તરસ લાગી હતી એટલે પાણી પીધું ને કમલપત્રમાં ભાઈને માટે પાણી લીધું. લઈને પાછા ફર્યા. ત્યાં જ્યાં બે ભાઈ પડયા છે ત્યાં તે પણ બેભાન થઈને પડયા. હવે અર્જુનજી ન આવ્યા તેથી ભીમ ગયા. તેને પણ બધાની માફક થયું. આ બાજુ પવન આવવાથી યુધિષ્ઠિર ભાનમાં આવ્યા ને જોયું કે બધા કયાં ગયા? સહદેવ અને નકુળ પાણી લેવા ગયા છે. તે પાણી લઈને કેમ ન આવ્યા? હું તપાસ કરૂં. એમ વિચારી હિંમત કરીને યુધિષ્ઠિર ઉભા થયા ને

પોતાના ભાઈઓના પગલા ઓળખીને તે તરફ ચાલ્યા.

ચાલતાં ચાલતાં ચારે ભાઈઓને રસ્તામાં મૃત કલેવરની માફક પડેલા જોયાં. આ દૃશ્ય જોઈને ધર્મરાજાનું હૈયું ચીરાઈ ગયું. અરેરે....મારા બંધવા! તમને મારનાર કોઈ અહીં દેખાતો નથી. જો દેખાય તો હમણાં હું તેને મારી નાંખું. મારા વીરો! તમે બધા મને એકલો મૂકીને કેમ સૂઈ ગયા છો? તમે મારા સામું તો જુઓ. એક વાર તો આંખડી ખોલો. આ રીતે ઝૂરાપો કરતા કહે છે કે હે વિધાતા! અમે પાંચ ભાઈઓ, માતા અને પત્ની આનંદથી રહેતા હતા તે તારાથી સહન ન થયું કે અમારી આવી દશા કરી? હે કર્મરાજા! તારી લીલા ન્યારી છે. તમે સત્તાધીશ છો ને ધારો તે કરી શકો છો. તેથી તમે અમારું કુટુંબ છિન્ન ભિન્ન કરી નાંખ્યું.

**ધર્મરાજાનો કાળો કલ્પાંત :–** મારી વૃધ્ધ કુંતામાતા ત્યાં બેઠા ઝુરતા હશે. મારી પત્નીને દુશ્મન હરણ કરીને લઈ ગયો છે તેની કેવી દશા હશે? અને આ મારા ચાર ચાર ભાઈઓ બેભાન થઈને પડયા છે. હું તો કોને જોઉં ને કોને રોઉં? મારા દુઃખની કોઈ સીમા નથી હું કયાં જાઉં શું કરું ને મારા દુઃખની વાત કોને કહું? મને કંઈ સૂઝતું નથી. બસ હવે મારું આ દુનિયામાં કોઈ નથી. મારે જીવીને શું કામ છે? હું અગ્નિમાં બળી મરીશ, પણ હે મારા વીરો! સાંભળો.

હે ગદાધારી ભડવીર ભીમસેન! તું આમ શું સૂઈ રહ્યો છે! ઉભો થા. દુર્યોધન અને દુઃશાસને આપણા ઉપર જે અન્યાય કર્યો છે, જુલમ કર્યો છે તેનો બદલો લેવાનો હજુ બાકી છે. તેં તારા પરાક્રમથી કિરમિર, હિડંબ અને બક જેવા ભયંકર રાક્ષસોને મારી નાંખ્યા છે. આવો શૂરવીર ભીમ આમ જંગલમાં સૂઈ જાય? તું આમ સૂઈ જઈશ તો પછી દ્રૌપદીનો ચોટલો પકડી સભામાં લાવનાર અને ચીર ખેંચનાર દુઃશાસન અને ભરસભામાં જાંઘ બતાવનાર દુર્યોધનનું વૈર લેવાની તેં ભરસભામાં પ્રતિજ્ઞા કરી છે તે કોણ પૂરી કરશે? ઓ મારા ધનુર્ધારી અર્જુન! તેં તો ઘણી વિદ્યાઓ સાધી છે ને ઘણા વિદ્યાધરોને તારા મિત્ર બનાવી દીધા છે. તેં તારી ધનુર્વિદ્યાથી ઘણાં શત્રુઓને હરાવ્યા છે. આવા શૂરવીરો તમે આજે સોડ તાણીને કેમ સૂઈ રહ્યાં છો? તમે મારા પડતા બોલ ઝીલનારા છો. મારી આજ્ઞાનું પાલન કરતાં આજ સુધી રહેજ પણ થાકયા નથી. મારી જીભ ફરે ને તમારા પગ ફરતાં હતાં પણ આજે હું આટલું બોલું છું છતાં તમે મને જવાબ દેતા નથી. હવે આપણી દ્રૌપદીને લેવા કોણ જશે? તમે જલ્દી ઉઠો ને દ્રૌપદીને લઈ આવો. હું તમારા વિના માતાને શું મોઢું બતાવું! મારા જીવનને ધિક્કાર છે. ધર્મરાજાનું રૂદન જોઈને ઝાડે પક્ષીઓ પણ રડવા લાગ્યા. વનચર હિંસક પશુઓ પણ ધ્રુજી ઉઠયા.

એક વનચર ભીલે આવીને યુધિષ્ઠિરને કહ્યું–હે પવિત્ર પુરૂષ! તમારી મુખાકૃતિ જોતાં તમે કોઈ શૂરવીર પુરૂષ દેખાઓ છો ને આમ કાયરની જેમ શું વિલાપ કરો છો?

ને આમ ઢીલા થઈને શું બેઠા છે? પાંચપાંચ પુરૂષની પત્નીને દુશ્મન ઉઠાવી જાય ને ચાબૂકનો માર મારે તે તમારાથી કેમ સહન થાય છે? આ ચાર તો બેભાન થઈને પડયાં છે. તેમને તો કંઈ કહેવાનું નથી પણ તમે તો બાહોશ છો છતાં તમારી પત્નીને છોડાવવા જતા નથી? તમે જુઓ તો ખરા! પેલો તમારો દુશ્મન તમારી પત્નીને ઘોડે બેસાડીને લઈ જાય છે ને તે રડે છે એટલે પાપી ચાબુકથી માર મારે છે. તેથી તારી પત્ની પોકાર કરે છે કે હે મારા પાંચ પાંચ પતિદેવ! પાંચમાંથી એક તો મને છોડાવવા આવો. ગદાધારી ભીમ અને ધનુર્ધારી અર્જુન પણ કયાં ગયા? કેમ કોઈ આવતા નથી. એમ કહીને રડે છે. માટે તમે જલ્દી જાઓ. તમારા ભાઈઓ તો હમણાં ભાનમાં આવી જશે. તેની ચિંતા ના કરશો, પણ દુશ્મનના હાથમાંથી તમારી પત્નીને પરાક્રમથી છોડાવો. સ્ત્રીનું રક્ષણ નહિ કરનાર પતિને કાયરતું કલંક લાગે છે. ભીલના વચન સાંભળીને યુધિષ્ઠિરમાં જોમ આવ્યું. ઉભા થઈને કહે છે શત્રુને મારીને હમણાં જ મારી દ્રૌપદીને છોડાવી લાવું છું પણ તરસ ઘણી લાગી હતી તેથી એમ થયું કે પાણી પીને દોડું. એમ વિચાર કરી પાણી પીધું ને જયારે દોડવા જાય છે ત્યાં ચાર ભાઈની પાસે આવતા તે પણ બેભાન થઈને પડયા. હવે શું બનશે તેના ભાવ અવસરે.



## વ્યાખ્યાન નં. ૧૦૨

**આસો વદ અમાસને ગુરૂવાર દિવાળી** **તા. ૧૦-૧૧-૭૭**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓને બહેનો! અનંતજ્ઞાની, ત્રૈલોકય પ્રકાશક, સર્વજ્ઞ ભગવંતોએ અનંતકાળથી સંસાર અટવીમાં અથડાતા જીવોના કલ્યાણ માટે દ્વાદશાંગી સૂત્રની રચના કરી. જ્ઞાનીપુરૂષો કહે છે કે હે જીવાત્માઓ! જો તમારે દુઃખ ટાળીને સુખ જોઈતું હોય તો ધર્મની આરાધના કરો. કારણકે "धर्मेण शाश्वत सुखम्" ધર્મથી જીવને શાશ્વત સુખની પ્રાપ્તિ થાય છે. કારણ કે ધર્મ શાશ્વત છે. માટે શાશ્વત એવા ધર્મ દ્વારા શાશ્વત સુખ મળે છે. બાકી કોઈ વસ્તુમાં એવી શકિત નથી કે જે તમને અવિનાશી સુખ આપી શકે. આ સંસારમાં દરેક વસ્તુઓ નાશવંત છે. એક ધર્મ જ શાશ્વત છે, માટે શાશ્વત સુખ મેળવવા માટે મળેલો આ મોંઘેરો માનવભવ નાશવંત સુખની પ્રાપ્તિ માટે વેડફી નાંખશો નહિ. ધર્મથી ઉત્તમકુળમાં જન્મ, સુંદર રૂપ, આરોગ્ય, બળ, બુધ્ધિ, સારો કુટુંબ પરિવાર, ધનસંપત્તિ, સત્તા, માન-સન્માન બધું મળે છે અને અહીંથી આયુષ્ય પૂરું થયા પછી ધર્મથી સ્વર્ગના અને મોક્ષના સુખો મળે છે. સર્વ સુખોનું મૂળ ધર્મ છે. ધર્મ વિના એક પણ સુખ મળતું નથી.

આપણે ગજસુકુમાલ અણગારની વાત ચાલે છે. તેઓએ ધર્મનું સ્વરૂપ સમજીને

દીક્ષા લીધી. દીક્ષા લઇને શ્મશાન ભૂમિમાં જઈને બારમી પડિમા અંગીકાર કરીને ઉભા હતા. ત્યાં સોમિલ બ્રાહ્મણે ગજસુકુમાલ અણગારના માથા ઉપર પાળ બાંધ્યા પછી શું કર્યું ? जलंतीओ चिययाओ फुल्लियकिंसुय समाणे खयरंगारे कहल्लेण गिण्हइ, गिण्हित्ता गयसुकुमालस्स अणगारस्स मत्थए पक्खिवइ। શ્મશાનમાં ચિતા બળતી હતી તેમાંથી કેશુડાના ફૂલ જેવા લાલચોળ ધગધગતા અંગારા એક ફૂટેલા માટીના વાસણના ઠીકરામાં ભરીને લાવ્યો અને ગજસુકુમાલ અણગારના માથા ઉપર નાંખી દીધા.

સોમિલ બ્રાહ્મણે કેવા વૈરનો બદલો લીધો ! હજુ તો આજે જ દીક્ષા લીધી છે. કોમળ ફુલ જેવું શરીર છે. માથે તાજો લોચ કરેલો છે અને ધ્યાનમાં લીન બન્યા છે. આવા સંતને જોઈને હૈયું હરખાઇ જવું જોઇએ. તેના બદલે સોમિલને ક્રોધ આવ્યો. એટલે માટીથી મુનિના માથે પાળ બાંધી અને શ્મશાનમાં મડદું બળતું હતું તેમાંથી લાલઘૂમ જેવા ધગધગતા અંગારા લાવીને ગજસુકુમાલ અણગારના માથે મૂકયા. એટલે કોમળ ખોપરી ખદખદવા લાગી. રસ્તામાં ચાલતાં પગ નીચે સહેજ બીડી અડી જાય તો કેવી પીડા થાય છે! ત્યારે આ તો માથાનો કોમળ ભાગ છે. ત્યાં અંગારા મૂકયા કેવી વેદના થઈ હશે !

તે સમયે ગજસુકુમાલ શું વિચાર કરે છે. ? હે ચેતનદેવ ! અત્યારે તારી કસોટીનો સમય છે. કસોટીમાં મક્કમ રહેજે. વિદ્યાર્થી બાર મહિના અભ્યાસ કરે છે ત્યાર પછી તેની પરીક્ષા થાય છે. અભ્યાસ કરવા માટે આખું વર્ષ હોય છે અને પેપર લખવાના માત્ર ચાર પાંચ દિવસ હોય છે. વિદ્યાર્થી વર્ષભર અભ્યાસ કરે પણ જો તે પરિક્ષાના પેપર લખવા સમયે ગભરાઈ જાય તો વર્ષ નકામું જાય છે, તેમ હે ચેતન! તેં સંયમ માર્ગનો અભ્યાસ કર્યો છે ને ? સંયમ લીધો ત્યારે ભગવંતે કહ્યું હતું કે દશવિધ યતિધર્મનું તારે બરાબર પાલન કરવું પડશે. તેમાં સૌથી પ્રથમ ધર્મ છે ખંતિ, ખંતિ એટલે ક્ષમા ધર્મ. સંયમ લીધા પછી કોઇ વખત મારણાંતિક ઉપસર્ગ આવશે ત્યારે ઉપસર્ગ દેનાર પ્રત્યે ક્રોધ કે દ્વેષ નહિ કરાય, પણ ક્ષમા રાખવી પડશે તો હે ચેતન ! આજે તને ઉપસર્ગ આવ્યો છે. કોણે ઉપસર્ગ આપ્યો છે તે વાત ગજસુકુમાલ અણગારે જાણી છતાં તેના પ્રત્યે નામ ક્રોધ ન આવ્યો. બસ એ તો પોતાના આત્મસ્વરૂપમાં વધુ લીન બન્યા. મનમાં ચિંતન કરવા લાગ્યા કે હે ચેતન! જે બળે છે તે તારું નથી. તું અજર અમર છે. તારે ને એને કંઈ લેવા દેવા નથી. તું પાડોશી બનીને જોયા કર, અને એમ વિચાર કર કે એણે તને ઉપસર્ગ નથી આપ્યો પણ મને જલ્દી આત્મિક સુખ પ્રાપ્ત કરવામાં સહાય કરવા માટે આવ્યો છે.

મુનિના કેટલા સરસ ભાવ છે! જ્યારે સોમિલ આ મુનિની ખોપરી ખદખદતી જોઇને બોલ્યો હાશ....હવે મારું કાળજું ઠર્યું અને તેની વૈરાગ્નિ બુઝાવાથી તેને આનંદ થયો. "पक्खिवित्ता भीए तओ खिप्पामेव अवक्कमइ अवक्कमित्ता जामेव दिसं पाउब्भूए तामेव दिसं पडिगए।" પણ બીજી બાજુ ગજસુકુમાલ અણગારના માથે અંગારા મૂકયા

પછી તેના મનમાં ભય લાગ્યો કે અત્યારે તો અહીં કોઈ નથી, પણ કદાચ કોઈ આવશે ને મને જોઈ જશે તો? કારણકે મેં જેના માથે અંગારા મૂક્યા છે તે સામાન્ય વ્યક્તિ નથી. આ તો કૃષ્ણવાસુદેવનો લાડીલો ભાઈ છે. જેની એક હાકે ધરતી ધ્રુજે છે. તો કોઈ મને અહીં જોઈ જશે તો કૃષ્ણવાસુદેવને કહી દેશે ને કૃષ્ણવાસુદેવ મને મારી નાંખશે. આવો ડર લાગવાથી તે અંગારા મૂકીને આમતેમ ચારે બાજુએ જોતો જલ્દી ત્યાંથી ભાગી ગયો ને જે દિશામાંથી આવ્યો હતો તે દિશામાં ચાલ્યો ગયો. માણસને જેટલો પોતાના મરણનો ડર લાગે છે તેટલો પાપનો ડર નથી લાગતો. તેણે આવેશમાં આવીને પાપ તો કર્યું પણ પછી જો તેને પાપનો પશ્ચાતાપ થયો હોત કે મેં પાપીએ આ શું કર્યું? આવા પવિત્ર સંતને આવું કષ્ટ આપ્યું? મારું શું થશે? આવો પશ્ચાતાપ થયો હોત તો કંઈક હળવો બનત, પણ પોતાને કોઈ જોઈ જશે તો કૃષ્ણ મહારાજા મારી નાંખશે તેવો ભય લાગ્યો પણ પાપનો ભય ન લાગ્યો. સોમિલ બ્રાહ્મણ તો તેનું કામ કરીને ગયો. આ તરફ ગજસુકુમાલની ખોપરી ખીચડી ખદખદે તેમ ખદખદવા લાગી. અસહ્ય વેદના થવા લાગી છતાં સોમિલ ઉપર નામ માત્ર ક્રોધ ન કર્યો પણ શું વિચાર કરવા લાગ્યા.

**"કોઈના સસરા બંધાવે ઝરીની પાઘડી, મારા સસરાએ બંધાવી મોક્ષની પાઘડી."**

અહો! આ મારા સસરા મારા ઉપર કેવો મહાન ઉપકાર કરી રહ્યાં છે! મારા કર્મોના દુર્ગમ દુર્ગને તોડવામાં મને સહાય કરી રહ્યા છે. એમણે મારા માથે માટીની પાળ નથી બાંધી પણ ઝરીની મૂલ્યવાન પાઘડી કરતાં પણ અધિક મૂલ્યવાન મોક્ષની પાઘડી બાંધી છે. એમણે મારા માથા ઉપર સળગતા ખેરના અંગારા નથી ભર્યા પણ અનંત સુખાનંદ આપે અને અનંતા જન્મમરણના દાહ શાંત થાય તે માટે ગોશીર્ષ ચંદનનું વિલેપન કર્યું છે. ધન્ય છે! મારા સસરાને કે હું પરણીને સાસરે ગયો હોત તો મને તેઓ પાંચ પચ્ચીસ, સો કે બસો રૂપિયાની પાઘડી બંધાવત પણ આ તો આ લોકમાં ને પરલોકમાં ક્યાંય ન મળે તેવી મોક્ષની પાઘડી બંધાવી. આવા સસરા જગતમાં મળવા દુર્લભ છે. આવો વિચાર કરતાં પોતાના ચેતનદેવને કહે છે હે ચેતન! આજે તારે માટે સોનાનો દિવસ ઉગ્યો છે. એક તો આજે સવારે મેં દીક્ષા લીધી ને સાંજે શ્મશાનભૂમિમાં આવ્યો. બારમી પડિમા અંગીકાર કરીને ઉભો રહ્યો. હજુ થોડીવાર થઈ ત્યાં મારા સસરા મને જલ્દી મોક્ષમાં જવા માટે સહાય કરવા આવ્યા. મારા જમાઈને લાંબો વખત સંયમમાં કષ્ટ સહન કરવા ન પડે તે માટે મને મદદ કરી. હું કેવો ભાગ્યવાન છું કે અલ્પ સમયમાં મારા કર્મના ગંજ બળી જશે. માથે અંગારા મૂકવાથી દેહ બળવાની સાથે મારા કર્મો બળીને ખાખ થઈ રહ્યા છે. **"બળ બળ કાયા બળ, તું બળે એમ મારા કર્મો બળે."** કેવી સુંદર અને ભવ્ય વિચારણા! હજુ આગળ શું વિચારે છે? જે બળે છે તે મારું નથી અને જે મારું છે તે બળતું નથી. આત્માની કાયમી સ્વભાવભૂત વસ્તુ જ્ઞાનદર્શન

છે તે કંઈ અગ્નિથી બળતા નથી, પણ બળે છે કાયા કે જેને અહીં છોડીને જવાની છે. તો જે નથી બળી શકતા જ્ઞાન, દર્શન તે મારી પાસે છે તો પછી સંતોપ શા માટે ન અનુભવવો ?

દેવાનુપ્રિયે ! જુઓ ગજસુકુમાલ અણગારે ધર્મના સ્વરૂપને સમજીને દીક્ષા લીધી હતી તો દુઃખમાં પણ સુખ શોધવા લાગ્યા ને ? સોમિલે તો મુનિના માથે અંગારા મુકયા હતાં પણ પોતે કેવી ખતવણી કરી ? એમના મનમાં શું ભાવ આવ્યા ? મારા સસરાએ મને મોક્ષની પાઘડી બંધાવી. સમ્યગદૃષ્ટિ આત્મા પોતાના દોષ દેખે છે ને મિથ્યાદૃષ્ટિ જીવો પરના દોષો દેખે છે. ગજસુકુમાલ અણગારે પોતાના કર્મનો દોષ જોઈને સવળો વિચાર કર્યો કે મારા સસરાએ મને મોક્ષમાં જવાની પાઘડી બંધાવી. સાથે નેમનાથ ભગવાનને યાદ કરી વિચાર કરવા લાગ્યા કે હે મારા નાથ ! જો આપ મને મળ્યા ન હોત તો હું આ સંસારને છોડી શકત નહિ. હું તો સંસારના ખાડામાં ડૂબી જવાનો હતો પણ આપે મને તાર્યો. આપની પાસે આવતા પહેલાં મને વિવેક કે ભાન ન હતું કે ત્યાગ કોને કહેવાય ? ત્યાગમાં શું સુખ છે, પણ હે પ્રભુ ! આપે મને સંસાર અને ત્યાગનું સ્વરૂપ સમજાવ્યું ને મારા ઉપર અસીમ કૃપા કરીને સંસાર રૂપી મહાસમુદ્રમાં ડૂબતો બચાવી દીધો. કોઈ માણુસ તળાવમાં ડૂબવાની અણી ઉપર હોય તે વખતે તેને કોઈ બચાવી લે તો તેનો કેટલો ઉપકાર માને છે ? તો તમે તો મને ભવસાગરમાં ડૂબતો બચાવ્યો છે તો આપે મારા ઉપર કેવો મહાન ઉપકાર કર્યો છે ! તમારા ઉપકારનો બદલો હું વાળી શકું તેમ નથી.

અહો હે પ્રભુ ! આપે મારો સ્વીકાર કરીને મને દીક્ષા આપીને મારા ઉપર કૃપા કરી એટલું જ નહિ પણ મારી માંગણીનો પણ તમે સ્વીકાર કર્યો અને મને સહર્ષ બારમી પડિમા વહન કરવાની આજ્ઞા આપી. જેમ ભૂખ્યાને ભોજન અને આંધળાને આંખ મળતા જે આનંદ થાય તેથી પણ અધિક આનંદ આપની આજ્ઞા મળતાં મારા દિલમાં થયો છે. પ્રભુ ! આપે મને આજ્ઞા આપી તો હું બારમી પડિમા વહન કરવા આવી શકયો. આવા શુભ વિચાર કર્યા. ખોપરી બળવા લાગી છતાં સોમિલ ઉપર સ્હેજ પણ રોષ કે દ્વેષ ન કર્યો, પણ આત્મમંથન કરતાં કહે છે હે ચેતન ! તારે એ ઘડી ઉપસર્ગ વેઠવાનો છે. તેમા તું તારું આત્મભાન ભૂલતો નહિ. આ ઉપસર્ગ નથી પણ મોક્ષમાં વહેલા પહોંચવાની સાધના છે. માટે તું તારા ક્ષમાભાવમાં રહેજે. દેહાધ્યાસ છોડી દેજે. આજે બળી રહ્યુ છે તે તારું નથી અને જે તારું છે તે બળવાનું નથી. માટે તું તારી સાધનામાં મસ્ત રહેજે તો તારું કામ થઈ જશે. આ રીતે મુનિ વિચારણા કરી રહ્યા છે. હવે આગળ શું બનશે તેના ભાવ અવસરે.

ચરિત્ર :—પાંચે પાંડવો બેભાન અવસ્થામાં પડયા છે. જાણે મરી ગયા ન હોય ! એવા દેખાય છે. આ બનાવથી પક્ષીઓએ ચણ ચણવાનું છોડી દીધું. પશુ પંખી પણ કલ્પાંત કરે છે. આવું કરૂણ વાતાવરણ સર્જાઈ ગયું છે. તમને થશે કે આ બધું શું

બની ગયું ? પણ હવે આશ્ચર્યકારી શું બનાવ બને છે તે વાત સાંભળો.

થોડીવારે પાંચે ભાઈઓની આંખ ખુલી ગઇ, અને સૌ શુધ્ધિમાં આવ્યા. જુએ છે તો દ્રૌપદી કમળપત્રનાં પડામાં પાણી લઈ મણીની માળાથી પવિત્ર બનાવીને તેમના ઉપર છાંટી રહી હતી. અને કુંતામાતા આંખમાં આંસુ સારતા વસ્ત્રના છેડાથી હવા નાંખે છે. આ બધું જોઇને પાંડવોએ આશ્ચર્ય પામીને દ્રૌપદીને પૂછયું કે હે દેવી ! આ બધું શું થઈ ગયું ? હમણાં ઘણું મોટું સૈન્ય આવ્યું હતું ને તને શત્રુ ઉંચકીને ઘોડા ઊપર બેસાડીને લઇ ગયો હતો. આ બધું કયાં ગયું ? દ્રૌપદીએ પાંડવોને કહ્યું કે આપને તરસ લાગી ને પાણી પીવા માટે સરોવર કિનારે ગયા. પછી તે રાજા અને તેની સેના બધું કયાં અદશ્ય થઈ ગયું તે ખબર નથી. મને પણ એમ થાય છે કે આ શું બન્યું ? આ શું સ્વપ્ન હતું ? કંઇ સમજાતું નથી. પાંડવોએ આશ્ચર્ય પામીને દ્રૌપદીને પૂછયું કે તું દુશ્મન પાસેથી છૂટીને અહીં કેવી રીતે આવી ? ત્યારે દ્રૌપદીએ કહ્યું–સાંભળો.

એ દિવ્યપુરૂષ મને હરણ કરીને ઘોર જંગલમાં લઈ ગયો પછી તેણે મને કયાં છોડી દીધી તે મને ખબર નથી, પણ હું રડતી ઝૂરતી મૃગલાના ટોળામાંથી વિખૂટી પડેલી મૃગલીની માફક ભયભીત બનીને ભમતી હતી. ત્યાં હાથમાં ધનુષ્ય અને બાણ ધારણ કરીને એક ભીલ મારી પાસે આવ્યો અને મને કહ્યું–હે સતી ! તું આ નિર્જન વનમાં એકલી કેમ ફરે છે ? તું પતિ પતિ કરીને રડે છે તો એ દિવ્ય આકૃતિવાળા તારા પાંચ પતિ અહીં નજીકમાં છે તું મારી સાથે ચાલ. હું તને ત્યાં લઈ જાઉં. એમ કહીને તે મને આપની પાસે લાવ્યો અને માતાજીને પણ તેણે અહીં લાવીને મૂકયા. આપ પાંચેય ભાઈઓને મૂર્છિત થયેલા જોઈને અમે બંને સાસુ વહુ ખૂબ વિલાપ કરવા લાગ્યા.

**પાંડવો પાસે વીતેલી કહાની કહેતી દ્રૌપદી :** દ્રૌપદી કહે છે કે અમે બંને વિલાપ કરીને રડતાં હતાં ત્યાં આકાશમાંથી ભયંકર ગેબી અવાજ સંભળાયો ને ધરતી ધ્રુજવા લાગી. અમે ઉંચે જોયું તો આકાશમાર્ગેથી ભયંકર રાક્ષસી આવતી જોઇ. તેના શરીરનો વર્ણ તો અડદ કરતાં પણ વિશેષ કાળો ને બીભત્સ હતો. તેની આંખોમાંથી અંગારા ઝરતા હોય તેવી લાલઘૂમ હતી. તેના વાળ પીળા રંગના હતાં. તેના દાંત છરી જેવા તીક્ષ્ણ હતાં. નાક ચપટું અને બેસી ગયેલું હતું. તેના વાળ વિખરાયેલા હતાં ને તેના હાથમાં ચકચકતી તીક્ષ્ણ તલવાર હતી. આવી ભયાનક વિચિત્ર રૂપવાળી રાક્ષસીને જોઇને અમે બંને જણા તો થરથર ધ્રુજી ઉઠયા. અમને થયું કે તે હમણાં અમને ખાઇ જશે. એમ માનીને અમે તો એક વૃક્ષની પાછળ સંતાઇ ગયા. એટલે પેલી રાક્ષસી હાથમાં તલવાર લઇને ખાઉં ખાઉં કરતી લપ–લપ જીભ બહાર કાઢતી તમારી પાસે આવીને ઉભી રહી. એની સાથે બીજી ઘણી રાક્ષસીઓ હતી.પેલો ભીલ પણ એક જગ્યાએ સંતાઇ ગયો ને રાક્ષસી શું કરે છે તે જોવા લાગ્યો. રાક્ષસી તમારી સામે ધારી ધારીને

જોવા લાગી, અને મૃતકલેવર જેવા તમને પડેલા જોઈને કૃત્યા રાક્ષસીએ તેની દાસીને કહ્યું, બહેન ! દુષ્ટ બ્રાહ્મણે મને મરેલા પાંડવોને મારવા માટે અહીં મોકલી છે તો તું જઈને બરાબર જોઈ લે કે આ લોકો સાચા મરેલા છે કે પછી કપટથી મરી ગયેલા દેખાય છે ? કૃત્યાની વાત સાંભળીને તેની દાસીએ આપ બધાને ઉલ્ટાસુલ્ટા કરીને જોયા, બટકા ભર્યા, નખ માર્યા પણ તમારામાં જીવન જેવું દેખાયું નહિ એટલે કૃત્યા રાક્ષસીને સુરોચન બ્રાહ્મણ ઉપર ખૂબ ક્રોધ આવ્યો.

**કૃત્યા રાક્ષસીને બ્રાહ્મણ ઉપર જાગેલો પ્રકોપ :** એ પાપી સુરોચને મને આ મરેલા પાંડવોને ખાઈ જવા મોકલીને મારું હડહડતું અપમાન કર્યું છે. આ મડદાને તો કાગડા અને કુતરા ખાય. હું તો જીવતા માણસોને જ ખાઉં. તો આ બ્રાહ્મણે મને શા માટે મોકલી ? બસ, હવે તેને જ મારી નાંખું. રાક્ષસીને કોપાયમાન થયેલી જોઈને પેલા ભીલે તેની પાસે જઈને કહ્યું. બહેન ! તમારી વાત સાચી છે. એ દુષ્ટ બ્રાહ્મણે તમારી મજાક કરવા ઠગીને મોકલ્યા છે. આ તો બિચારા આ સરોવરનું ઝેરી પાણી પીને મરી ગયાં છે. ખરેખર તો એ ઠગનાર બ્રાહ્મણને મારી નાંખવા જેવો છે. આ સાંભળીને કૃત્યા રાક્ષસી તેના પરિવાર સાથે આકાશમાર્ગે ઉડી ગઈ અને બ્રાહ્મણની ચોટી પકડીને ખૂબ ધમકી આપીને તેને ખાઈ ગઇ.

**ધર્મના પ્રભાવથી થયેલો ચમત્કાર :** બંધુઓ ! દુનિયામાં માણસ વિચાર કરે કે હું આનું બૂરું કરું પણ બીજાનું બૂરું તો થવાનું હોય તો થાય પણ પોતાનું બૂરું તો પહેલાં થાય છે. ભલા બૂરાનો બદલો મળ્યા વિના રહેતો નથી. સુરોચને પાંડવોને મારવા માટે કૃત્યા રાક્ષસીને મોકલી પણ પાંડવોને બદલે તેનું જ મોત થઈ ગયું. કૃત્યા રાક્ષસીના ગયા પછી હું અને બા બંને તમારી પાસે આવ્યા. તમને મૂર્છિત જોઈને રડવા લાગ્યા. ત્યાં મારી પાસે પેલું કમળ હતું તે જોઈને મને નાગદેવે કહેલી વાત યાદ આવી કે નાગદેવે કમળ આપ્યું ત્યારે કહ્યું હતું કે જ્યાં સુધી આ કમળ વિકસેલું રહેશે ત્યાં સુધી પાંડવોને કોઈ મારી શકશે નહિ એ વાત યાદ આવતા મને આનંદ થયો ને મેં માતાજીને કહ્યું કે,

**દેખો કમલ હૈ, વિકસિત સાસુજી, યા વિધિ કહી મૈં બાત,**
**તા કારણ પાંડવ સચેત હૈ, નહીં હોગા બાધાત હો ...શ્રોતા....**

હે માતાજી ! જુઓ, આ કમળ હજું ખીલેલું છે તેથી આપના પુત્રો જીવતા જ છે. તમે રડો નહિ. ત્યાં પેલો ભીલ બોલ્યો કે હે દ્રૌપદી ! હે કુંતાજી ! તમે બંને શા માટે રડો છો ? સાંભળો. યુધિષ્ઠિર રાજાના ગળામાં જે મણીમાળા છે તે કાઢીને તું પાણીમાં નાખીને પછી તે પાણી તેમના ઉપર છાંટ તો હમણાં મૂર્છા ઉતરી જશે. તેના કહેવાથી હું તે પ્રમાણે કરીને આપના ઉપર પાણી છાંટવા લાગી. એટલે આપ ભાનમાં આવી ગયા. યુધિષ્ઠિરે પૂછયું કે તે આપણો ઉપકારી ભીલ કયાં ગયો ? દ્રૌપદ-

કે અહીં જ હશે. તેને ચારે તરફ શોધ્યો પણ ભીલ, સરોવર કે વડલાનું ઝાડ કાંઈ નથી પણ પોતાની ઝુંપડી આગળ જે રીતે તેઓ તપશ્ચર્યા કરીને બેઠેલા હતાં, દ્રૌપદી અને કુંતાજી ઝુંપડીમાં બેસીને ધ્યાન કરતાં હતાં તે રીતે બધાને જોયા તેથી તેને ખૂબ આશ્ચર્ય થયું ને વિચારે છે કે આ શું?

ત્યાં એક દિવ્યપુરૂષ ચારે દિશાઓમાં પ્રકાશ કરતો આવ્યો ને પાંડવોના ચરણમાં પડીને કહેવા લાગ્યો કે હે પાંડવો! તમે આવા દુઃખમાં સાત દિવસના ચૌવિહાર ઉપવાસ કરીને એક ચિત્તે નવકાર મંત્રનું સ્મરણ કર્યું છે તેના પ્રતાપે તમે બધા મોટા વિઘ્નમાંથી બચી ગયા છો. જે કંઈ તોફાન થયું તે બધું કોણે કર્યું ને શા માટે કર્યું તે તમે શાંત ચિત્તે સાંભળો. હવે આવેલો દિવ્યપુરૂષ પોતે કોણ છે અને તે બધી વાત પાંડવોને કેવી રીતે કરશે તેના ભાવ અવસરે.

(પૂ. મહાસતીજીએ કાળીચૌદશ અને દિવાળી એ બંને દિવસે ભગવાન મહાવીરના નિર્વાણ મહોત્સવ ઉપર મનનીય અને સુંદર પ્રવચન આપ્યું હતું.)



## વ્યાખ્યાન નં. ૧૦૩

**કારતક સુદ ૩ ને રવિવાર** **તા. ૧૩-૧૧-૭૭**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! પરમજ્ઞાની, વીતરાગી ભગવંતો ભવ્ય જીવોના કલ્યાણ માટે ફરમાવે છે કે જગતમાં માનવજીવન મળ્યા પછી જેને જીવન જીવતાં આવડતું નથી તેનું જીવન એ સાચું જીવન નથી દુન્યવી સાધન સામગ્રીમાં ચેતન એવો આત્મા પણ જડના સંયોગે જડ જેવો બની ગયો છે. જડની દુનિયામાં વિચરતા અને જડની સાથે આકાશમાં ઉડ્ડયન કરતા એ આત્માને જીવન જીવવાની કળા ક્યાંથી પ્રાપ્ત થાય? પરમજ્ઞાની મહાન પુરૂષોએ આર્યદેશ, ઉત્તમકુળ અને ધર્મસામગ્રી મળવી અત્યંત દુષ્કર બતાવી છે. એ મેળવવા કેટલી મહેનત ઉઠાવવી પડી છે? એનું અજ્ઞાની આત્માને ક્યાંથી ભાન હોય? ખરેખર, જ્ઞાની પુરૂષો કહે છે કે "दुर्लभं मानुष्यम्" કોઈ લક્ષાધિપતિને ત્યાં જન્મેલા સોનાના હિંડોળા ખાટે ઝૂલતા અને પાણી માંગતાની સાથે જેને દૂધ મળતું હોય એવા પુત્રને પોતાના પિતાએ કેટલી મહેનત કરીને પૈસા ભેગા કર્યા છે એનું જ્ઞાન ક્યાંથી હોય? આવો છોકરો બાપની કમાણીને જેમ તેમ વેડફી નાંખે તો એને તમે કેવો કહેશો? મૂર્ખો જ કહેશો ને?

આવી રીતે પૂર્વભવમાં અનેક કષ્ટો સહન કરી અકામ અથવા સકામ નિર્જરા કરી મહાન પુણ્યના યોગે આ મનુષ્ય ભવ મળ્યો છે. તેવું તમને લાગે છે ખરું?

જો ના લાગતું હોય તો સમજી લેજો કે આપની કમાણી ઉડાવનાર છોકરાને તમે જલ્દી મૂર્ખો કહી દીધો તો પછી તમને કેવા કહેવા? જ્ઞાનીનો માર્ગ સમજવા ધર્મકળા શીખો. કહ્યું છે કે "सव्वाकला धम्मकला जिणाइ।" વીતરાગ પ્રભુના વિરાટ શાસનમાં સર્વકલા કરતાં ધર્મકલાને શ્રેષ્ઠ સ્થાન આપેલું છે. દુન્યવી બધી કળામાં પારંગત થયેલા માનવીને પણ જો ધર્મકળા ન આવડે તો સમજી લેજો કે તેને જે કળા મળી છે તેનો પણ તે દુરૂપયોગ કરશે. જેને જીવન જીવતાં શીખવું છે, જીવન જીવવાની કળા પામવી છે તેને તો એક ક્ષણ પણ ધર્મ કર્યા વિના ચેન નહિ પડે. ધર્મ એટલે શું? તે જાણો છો? દુર્ગતિમાં પડતાં જીવોનો જે ઉધ્ધાર કરે તે જ સાચો ધર્મ છે. આ ધર્મની કળા જેને નથી આવડતી તેની પાસે જગતની ગમે તેટલી સામગ્રી હશે છતાં તેને ચેન નહિ પડે. પાસે લાખો ને કરોડોની મિલકત હોય, રહેવા માટે સાત માળની ઈમારત હોય, આવો સુખી દેખાતો માનવી અંતરથી દુઃખી હોય છે. જેના હૃદયમાં ધર્મ વસી ગયો હોય, જેને ધર્મકળા આવડી ગઈ તે માણસ સુખી કે દુઃખી ગમે તેવી પરિસ્થિતિમાં હશે તો પણ તે શુભાશુભ કર્મનું ફળ શાંતિથી ભોગવી શકે છે.

આપણે અંતગડ સૂત્રમાં ગજસુકુમાલ અણગારની વાત ચાલે છે. સોમિલ બ્રાહ્મણે ગજસુકુમાલ અણગારના માથે અંગારા મૂકયા. પછી તેને ભય લાગ્યો કે મને કોઈ જોઈ જશે ને કૃષ્ણવાસુદેવને કહી દેશે તો મારું મોત થઈ જશે. અત્યારે અહીં કોઈ દેખાતું નથી માટે જલ્દી ભાગી જાઉં. આવો વિચાર કરીને એ તો ચાલ્યો ગયો. પછી શું બન્યું? तए ण तस्स गयसुकुमालस्स अणगारस्स सरीरयंसि वेयणा पाउब्भूया उज्जला जाव दुरहियासा। સોમિલ બ્રાહ્મણ અંગારા મૂકીને ગયા પછી તે ગજસુકુમાલ અણગારના મસ્તકમાં (શરીરમાં) મહાવેદના ઉત્પન્ન થઈ. જે વેદના અત્યંત દુઃખમય હતી. જાજ્વલ્યમાન હતી. કલ્પનાતીત હતી અને બહુ જ અસહ્ય હતી. કોઈ માણસ ખૂબ દાઝયો હોય તેની વેદના જોઈને આપણને કંઈક થઈ જાય છે. તો વિચાર કરો કે આ તો શરીરનો કોમળ ભાગ છે તેના ઉપર લાલચોળ અંગારા મૂકયાં ને ખીચડી ખદખદે તેમ ખોપરી ખદખદવા લાગી. એ કેવી પીડા થઈ હશે! આટલી પીડા થવા છતાં કેટલો બધો સમભાવ રાખ્યો? "तए णं से गयसुकुमाले अणगारे सोमिलस्स माहणस्स मणसावि अप्पदुस्समाणे त उज्जलं जाव अहियासेइ।" અસહ્ય પીડા થવા છતાં ગજસુકુમાલ અણગાર સોમિલ બ્રાહ્મણ ઉપર લેશ માત્ર દ્વેષ ન કરતાં સમભાવે અસહ્ય વેદના સહન કરવા લાગ્યા, અને મનમાં વિચારવા લાગ્યા કે મારા સસરાએ મારા ઉપર કેવી અસીમ કૃપા કરીને મને જલ્દી મોક્ષમાં જવા માટે સહાય કરી.

બંધુઓ! તમે તમારા સાસરે જાઓ ત્યારે કદાચ તમારા સાસુ, સસરા અને સાળા કોઈ તમને માન ન આપે, કદાચ તમને ઓછા સાચવી શકે, તો આવો સમભાવ રહે ખરો? સાચું બોલજો. હું તો માનું છું કે તમે ઘેર જઈને પત્નીને કહેશો

તારો બાપના ઘેર શું જવા જેવું છે? અહાહા....ગજસુકુમાલ કૃષ્ણવાસુદેવનો ભાઇ છે. છતાં મનમાં માનનો અંકુરો નથી. માથે અંગારા મૂકનારનો પણ કેવો ઉપકાર માને છે! પવિત્ર આત્માઓમાં અજબગજબની શક્તિ હોય છે.

મહાન પુરૂષોએ બે પ્રકારની શક્તિ બતાવી છે. એક સુક્ષ્મ શક્તિ અને બીજી સ્થૂલ શક્તિ. કોઈ વેશધારી સાધુ આત્માની શુદ્ધિ રૂપી સુક્ષ્મ શક્તિ વિના સુંદર પ્રવચનો કરીને લોકોને રંજન કરી દેતો હોય પણ તેની અસર નહિ થાય. સારૂ સાહિત્ય વાંચીને કે મીઠું મધુરું બોલીને કરાતું પ્રવચન અધર્મીજીવોને ધર્મ પમાડી શકશે નહિ. સાહિત્ય અને મીઠા ભાષણો એ તો જડ છે. સ્થૂલ છે. સ્થૂલ વસ્તુની શક્તિ સ્થૂલ હોય છે. સ્થૂલ શક્તિ કરતાં આત્મશુદ્ધિની સુક્ષ્મ-શક્તિ અનેક ગણી ચઢીયાતી છે. આ સુક્ષ્મ શક્તિ વિના કલ્યાણ થઈ શકશે નહિ. સુક્ષ્મ બળ વિનાનું સ્થૂલ બળ સ્વ પર કલ્યાણ માટે નકામું છે. સુક્ષ્મબળમાં કેટલો પ્રભાવ હોય છે તે એક દાખલો આપીને સમજાવું.

એક વખત એક જાહેર સભા ભરાણી હતી. એ સભામાં ત્રણ વકતાઓ ભાષણ કરવાના હતા. સભામાં દશ હજાર માણસો બેઠા હતાં. તેમાં સૌથી પહેલો વકતા ભાષણ કરવા માટે ઉભો થયો. સભામાં ખૂબ કોલાહલ મચેલો છે. એને શાંત કરવા માટે વકતા મોટેથી બૂમો પાડીને કહે છે કે શાંત થાઓ....શાંત થાઓ. ઘણીવાર બૂમો પાડી ત્યારે સભા માંડ શાંત થઇ, અને તે પાંચ દશ મિનિટ બોલ્યો ત્યાં તો પાછો હતો તેવો કોલાહલ શરૂ થઈ ગયો. એટલે બીજો વકતા આવ્યો. બીજો વકતા સ્ટેઈજ ઉપર આવીને ઉભો રહ્યો અને ઘોંઘાટ કરતી સભાને શાંત કરવા માટે માત્ર પોતાનો હાથ ઉંચો કર્યો ત્યાં સભા એકદમ શાંત થઈ ગઈ. એનું ભાષણ પૂરું થયા પછી કોલાહલ શરૂ થયો. પછી ત્રીજો વકતા આવ્યો. એ ત્રીજો વકતા આવીને જેવો સ્ટેઇજ ઉપર ભાષણ કરવા ઉભો થયો કે તરત તેને જોતાંની સાથે જ સભામાં એકદમ શાંતિ છવાઈ ગઈ.

બંધુઓ! બોલો, આ ત્રણ વકતાઓમાં સૌથી વધારે ચઢીયાતો વકતા કોણ? ત્રીજો વકતા. હવે સમજો, સૌથી પ્રથમ આવનાર વકતામાં રાડો પાડવાનું સ્થૂલ બળ હતું પણ સૂક્ષ્મબળ જે આત્મિક શુદ્ધિ જોઈએ તે ન હતી. એકલા સ્થૂલ બળથી લોકો ઉપર પ્રભાવ પડતો નથી. એના કરતાં બીજા નંબરનો વકતા ચઢીયાતો છે કે માત્ર હાથ ઉંચો કરવાથી સભા શાંત થઈ ગઇ. એટલું એની પાસે સૂક્ષ્મબળ છે, અને ત્રીજા નંબરના. વકતા પાસે સૌથી વધુ સુક્ષ્મબળ છે જેથી તેને જોઇને જ સભા શાંત બની ગઇ. આ તો વકતા હતો છતાં તેનામાં આવી સુક્ષ્મ શક્તિ પ્રગટ થઈ હતી, ત્યારે જેણે સંસારનો ત્યાગ કરી ભૌતિક વાસનાઓને બાળી નાંખી હોય તેનો કેવો પ્રભાવ હોય! આવા નિર્મોહી અને નિર્વિકારી વીતરાગપ્રભુની આજ્ઞામાં વિચરતાં સંતો મૌન હોય છતાં પાપી વ્યક્તિઓ ઉપર તેમની જાદુઈ અસર થાય છે. ત્યાગી સંતોના દર્શન માત્રથી ભોગી યોગી બને છે, પાપી પુનીત બને છે ને વિષયી વિરકત બની જાય છે. માટે સંગ કરો તો આવા ત્યાગી પુરૂષોનો

સંગ કરો. ઉત્તમ જનોનો સંગ આત્માને પવિત્ર બનાવે છે ને અધમજનોનો સંગ આત્માને મલીન બનાવે છે. અહીં એક દૃષ્ટાંત યાદ આવે છે.

મેવાડ દેશમાં ઉંચા પર્વતની શ્રેણી પર વસતા પરમાર વંશના એક રાજાને જયતાક નામે રાજકુમાર હતો. મોટો થતાં એ કુમારને કુમિત્રોનો સંગ થયો. એ મિત્રો ચોરી, જુગાર વિગેરે સાતેય વ્યસનોમાં પૂરા હતા. આવા મિત્રોની સંગતિના પ્રભાવથી રાજકુમાર ચોરી કરતાં શીખ્યો. કહેવાય છે ને કે "संसर्गजाः दोष गुणाः भवन्ति" સજ્જન આત્માઓની સંગતથી દોષ પણ ગુણ રૂપે બની જાય છે, અને દુર્જનની સંગતથી સદ્ગુણ પણ દુર્ગુણના રૂપમાં ફેરવાઈ જાય છે. વ્યવહારમાં પણ બોલાય છે ને કે "સંગ તેવો રંગ અને સોબત તેવી અસર." જેના વિચારો મજબૂત ન હોય, હૃદય સિંહાસન ડગમગતું હોય એ પાણીની જેમ ફર્યા કરે છે. પાણીમાં ગમે તે રંગ નાંખો તો પાણી તેમાં તન્મય બની જાય છે, તેમ આજે સંસારમાં એવું બની રહ્યું છે કે જ્યારે માણસ ધર્મસ્થાનકમાં આવે ત્યારે ધર્મીષ્ઠ દેખાય છે ને ઘેર જાય ત્યારે ઘર જેવા બની જાય છે. સંતનો સંગ બહુ ઓછો સમય રહે છે ને સંસારનો સંગ રાત દિવસ રહે છે એટલે એ સંગની અસર બહુ ઊંડી થાય છે. આ જયતાક રાજપુત્રમાંથી ધીમે ધીમે મોટો પલ્લીપતિ બની ગયો. ચોરી કરવી, લૂંટફાટ કરવી એક બીજાને હેરાન કરવા એ જ એનું કામ બની ગયું. એના જુલમથી આખું ગામ ત્રાસ પોકારી ગયું અને એનો ફિટકાર કરવા લાગ્યા, પણ જયતાક તો તેના કાર્યમાં મળતી સફળતાથી આનંદ માણવા લાગ્યો.

એક વખત ધનદત્ત નામનો સાર્થવાહ ત્યાંથી પસાર થઈ રહ્યો છે. જયતાકને આ વાતની ખબર મળતાં પોતાની ચોરોની મંડળી સાથે ત્યાં આવીને સાર્થને લૂંટી લીધો. સાર્થવાહ ધૂંઆપૂંઆ થઇ ગયો પણ ત્યાં એનું શું ચાલે? બળવાન પલ્લીપતિ આગળ વાણીયો શું કરે? વાણીયો દુકાનમાં બેઠો હોય ત્યારે સિંહની જેમ ગાજતો હોય. ઘરાક પાસે જો પૈસા માંગતો હોય તો ગાદીએ બેઠો બેઠો ગર્જના કરીને કહેશે કે તારા કાકાના પૈસા ક્યારે આપીશ? ત્યારે પેલો કહે–શેઠ! ધીરજ રાખો. પાસે પૈસા આવશે એટલે આપી દઇશ. આમ નમ્રતાથી કહે પછી શેઠ ગામડામાં ઉઘરાણી કરવા માટે જાય ત્યારે પેલો ઘરાક શેઠને આદરમાન આપીને કહે કે શેઠ આવ્યા? આવો––આવો એમ કહીને આંગણામાં ખાટલો ઢાળીને બેસાડે, ચા–પાણી પીવડાવે પછી ધીમે રહીને ધારીયું હાથમાં લઈને કહે કે કેમ શેઠ! કાકાના રૂપિયા જોઈએ છે ને? તો લો આ ધારીયું ગળે ફેરવી દઉં. આ સમયે વાણીયો શું કરે? બકરી જેવો થઈ જાય. (હસાહસ) એ વખતે કહી દે કે મારે રૂપિયા નથી જોઈતા. જીવતો જવા દે તો સારું. અત્યારે પલ્લીપતિ આગળ વાણીયાનું ચાલે તેમ ન હતું પણ ધનદત્તે મનમાં ગાંઠ વાળી કે હું પલ્લીપતિને હરાવીને મારું ધન વ્યાજ સહિત પાછું મેળવું નહિ તો હું સાચો વાણીયો નહિ.

સાર્થવાહને પલ્લીપતિ પ્રત્યે ખૂબ ઈર્ષ્યા જાગી. જ્યાં સુધી . ` ` ઈર્ષ્યાની

જલતી હોય ત્યાં સુધી જીવને શાંતિ ક્યાંથી વળે? ઈર્ષ્યાની આગ પોતાને બાળે ને બીજાને પણ બાળે. સમતાનો સેતુ એ ઈર્ષ્યાની આગમાં બળીને ખાખ થઈ જાય. ધનદત્ત સાર્થવાહને માળવાના રાજા સાથે સારો સંબંધ હતો એટલે કિંમતી ભેટ ધરીને મોટું સૈન્ય માગ્યું, ત્યારે રાજાએ ધનદત્તને પૂછયું તમારે સૈન્યની શી જરૂર છે? ત્યારે વણીકે બધી વાત કરી. પછી રાજાએ કહ્યું ભાઇ! હું તને સૈન્ય આપું પણ એક વાત જરૂર સમજી લેજે કે યુદ્ધ કરવું તે વાણીયાનું કામ નથી. એમાં તો ક્ષત્રિયનું બળ જોઈએ. તમારે ધન જોઇએ છે ને? એ પાછું આવશે. તમે ઘેર જઈને નિરાંતે સુઈ જાઓ, ત્યારે વણીકે કહ્યું–હે મહારાજા! મેં દઢપ્રતિજ્ઞા કરી છે કે હું જ એ પલ્લીપતિને જીતીને મારું ધન ચક્રવર્તિ વ્યાજ સહિત પાછું મેળવીશ ત્યારે જ જંપીશ. માટે આપ મને સૈન્ય આપો. હું જ એનું નિકંદન કાઢીશ. આવી વૈર વૃત્તિ જ્યાં સુધી હૃદયમાં બેઠી હોય ત્યાં સુધી ધર્મકળાને સ્થાન ક્યાંથી મળે? રાજાએ તેને ઘણું સમજાવ્યો પણ ન માન્યો એટલે તેને મોટું સૈન્ય આપ્યું ને સેનાપતિને સાથે મોકલ્યો.

ધનદત્ત ધરતી ધ્રુજાવતો પલ્લીપતિ સાથે લડવા આવ્યો. જયતાકે મોટું સૈન્ય જોઈને વિચાર્યું કે હું આ સૈન્ય સામે ટકી શકીશ નહિ. એટલે જયતાક છૂપી રીતે ત્યાંથી ભાગી છૂટયો. ધનદત્ત પણ તેની પાછળ દોડયો. સૈન્ય પણ તેની પાછળ દોડયું. વચમાં જયતાકની ગર્ભવંતી પત્નીને જોઇને વણીકનું લોહી ઉકળ્યું. એટલે હાથમાં રહેલી તલવારથી એનું પેટ ચીરી નાખ્યું. એટલે આઠ માસનો ગર્ભ તરફડતો બહાર પડયો. તેને પથ્થર સાથે પછાડીને મારી નાંખ્યો ને મનમાં આનંદ માનવા લાગ્યો કે હાશ....મેં કેવું કાર્ય કરી બતાવ્યું! મહા હત્યારો ચોર કે લૂંટારો જે કાર્ય ન કરે તે એક વણિકે કર્યું. આ જોઈને સૈન્ય પણ કંપી ઉઠયું કે આ વાણીયો તો મહાપાપી છે. આની સાથે ક્યાં આવ્યા? જયતાક મરણના ડરથી ભાગી ગયો. એટલે વાણીયો પલ્લીમાંથી અઢળક ધન લઇને માલવધીશ પાસે ગયો ને રાજાને બધી વાત કરી. આ વાત સાંભળીને રાજાને ખૂબ ક્રોધ આવ્યો ને હાથમાં તલવાર લઈને કહ્યું કે હે પાપી! સ્ત્રી હત્યા અને ગર્ભની હત્યા કરતાં તને દયા ન આવી? આ તારું પાપ તને નરકમાં લઈ જશે. એ પહેલાં હું તને તારી પાપની શિક્ષા આપી દઉં. પણ વણિક ખૂબ કરગર્યો એટલે રાજાએ તેનું બધું ધન લઇ લીધું ને તેને દેશનિકાલ કર્યો.

આ તરફ સૈન્ય ગયા પછી જયતાક પોતાની પલ્લીમાં આવ્યો. ત્યારે તેણે પોતાની પત્ની અને બાળકને મરેલા જોયા. તેથી તેનું હૃદય કંપી ઉઠયું. આંખમાંથી આંસુની ધાર છૂટી અને તેના મનમાં થઈ ગયું કે મેં પાપીએ આવા પાપના કામ કર્યા ત્યારે મારી પત્નીની આ દશા થઇને? આજ સુધી પોતાનાં કરેલા કુકર્ત્યો ઉપર તેને નફરત છૂટી અને સમગ્ર સંસાર એને દુઃખમય દેખાવા લાગ્યો. તે પોતાના પાપનો પશ્ચાતાપ કરતો ચાલ્યો જાય છે ત્યાં તેના પરમ સદ્ભાગ્યે યશોભદ્ર નામના એક મહાન આચાર્ય

તેને સામા મળ્યા. સંતને જોઈને તેનું હૈયું હરખાઈ ગયું ને ભાવથી તેમના ચરણમાં પડીને વંદન કર્યા.

બંધુઓ! જેણે જીવનભર પાપ કર્યું છે તેવો જયતાક હવે સંસારના દુઃખથી ઉદ્વિગ્ન બન્યો છે તેથી તેના હૈયામાં ત્યાગી પ્રત્યે બહુમાન જાગ્યું. પલ્લીપતિ સંતને વંદન કરીને બેસી ગયો. સંતે તેનું મુખ જોઈને અનુમાન કરી લીધું કે આ કોઈ યોગ્ય જીવ છે પણ કોઈ મહાન દુઃખમાં સપડાયો હોય તેમ લાગે છે. એટલે સંતે તેને પૂછયું કે ભાઈ! તારું ચિત્ત ચિંતાની ચિતામાં ચેનના વિહીન બની ગયું લાગે છે. તો આનું કારણ શું? ત્યારે જયતાકે પોતાની બધી પરિસ્થિતિ જણાવી. જયતાકની કહાની સાંભળીને આચાર્ય મહારાજે તેને ધર્મોપદેશ આપતાં કહ્યું કે હે જયતાક! ચોરીના મહાપાપે આ ભવમાં તને રૌદ્ર દુઃખોનો અનુભવ થયો છે અને પરભવમાં પણ દુઃખનો રાશિ સામે આવે છે. ઉભયલોકમાં નિંદ્ય ચોરીનો ત્યાગ કરવાથી જ સુખી થવાશે. માટે આજથી પ્રતિજ્ઞા કરી લે કે હવે હું ચોરી નહિ કરું. જયતાકને પાપનું પૂરું જ્ઞાન થયું હતું, એના ફળનો સ્વાદ મળ્યો હતો માટે પોતાના દુષ્ટ કૃત્ય પ્રત્યે એને પૂરેપૂરી નફરત છૂટી હતી. એટલે તેણે ચોરી-લૂંટફાટ ન કરવી તેવી પ્રતિજ્ઞા કરી. મહારાજશ્રીની સાથે ઘણાં માણસો વિહારમાં હતાં. તેમણે ત્રણ દિવસના ભૂખ્યા જયતાકને ખાવા માટે ભાતું આપ્યું. જયતાક ભૂખને શમાવી મહારાજને ખૂબ ભાવથી વંદન કરી એકશિલા નગરીમાં ગયો. આજ સુધીના ચોર જવનાકને સદ્ગુરૂ મળતાં તેનું જીવન પલટાઈ ગયું. એને જીવન જીવવાની કળા આવડી ગઈ. એકશિલા નગરીમાં જઈ ઓઢર નામના એક ગૃહસ્થને ત્યાં રહેવા લાગ્યો. ખાઈપીને ઘરનું કામકાજ કરવા લાગ્યો. માંસ મદિરા વિગેરે ચીજનો ત્યાગ કર્યો. એનું ક્રૂર જીવન દિવસે દિવસે સૌમ્ય બનવા લાગ્યું.

દેવાનુપ્રિયો! એક વખત થયેલો સદ્ગુરૂનો સંયોગ કેટલો જીવનપલટો કરાવી શકે છે! તમે તો વારંવાર સદ્ગુરૂનો સમાગમ, ધર્મક્રિયાઓ કરો છો છતાં તમારા વર્તનમાં પરિવર્તન દેખાય છે ખરું? એકેક અનુષ્ઠાનની પાછળ એના હાર્દનું ચિંતન કરતો આરાધક જો તન્મયતાપૂર્વક તે અનુષ્ઠાનોનું આચરણ કરે તો તે પરમ શાંતિને પામી શકે. એક વખત યશોભદ્ર આચાર્ય વિચરતાં વિચરતાં એકશિલા નગરીમાં પધાર્યા. જયતાકને ખબર પડી એટલે તે તો ગુરૂની પાસે જઈ તેમના સમાગમનો લાભ લેવા લાગ્યો. એક વખત ઓઢર શ્રેષ્ઠીએ પૂછયું-ભાઈ! તું હમણાં દરરોજ ક્યાં જાય છે? ત્યારે જયતાકે કહ્યું કે-તપ ત્યાગની મૂર્તિ સમા મારા મહાન ઉપકારી ગુરૂદેવ યશોભદ્ર નામના આચાર્ય પધાર્યા છે. તેમની પાસે સત્સંગનો લાભ લેવા જાઉં છું. જયતાકની વાત સાંભળીને ઓઢર શ્રેષ્ઠીના મનમાં થયું કે જો આવા મહાન ત્યાગી ગુરૂ હોય તો મારે એમના દર્શન કરવા જવું જોઈએ. જયતાકની સાથે ઓઢર શ્રેષ્ઠી ગુરૂને વંદન ...

માટે ગયા. ગુરૂદેવની પ્રશાંત અને પવિત્ર મુખમુદ્રા જોઈને ઓઢરની મિથ્યાત્વની નિબિડ ગાંઠ ઓગળી ગઈ, અને ગુરૂદેવની પાસે ધર્મશ્રવણ કરીને તરત તેણે શ્રાવક ધર્મ અંગીકાર કર્યો અને દાન, શીયળ, તપ, ભાવનામાં આગળ વધ્યો. પર્યુષણ આવતા જયતાક પલ્લી-પતિએ ઉપવાસ કર્યો. અને તબિયત બગડી. તરત ચાર શરણાં અંગીકાર કરી સમાધિ મરણે મરી જયતાક એક રાજકુમાર બન્યા. તે કોણ હતા? અઢાર દેશના અધિપતિ કુમારપાલ રાજા. વધુ ભાવ અવસરે.

**ચરિત્ર :– પાંડવોને ઓળખાણ આપતો દિવ્ય પુરૂષ :–** હું સૌધર્મ દેવલોકના ઈન્દ્રનો પ્રિય ધર્મવતંસક નામનો દેવ છું. તમે સાત ઉપવાસ કરીને નવકાર મંત્રનું સ્મરણ કરવામાં સ્થિર બન્યા ત્યારે મારો ઉપયોગ અહીં આવ્યો. તેથી મેં મારા અવધિ-જ્ઞાન દ્વારા જાણ્યું કે આપના ઉપર કૃત્યા રાક્ષસીનો ઉપસર્ગ આવવાનો છે. તે ઉપસર્ગ દૂર કરી આપને કષ્ટમાંથી મુકત કરવા માટે હું અહીં આવ્યો. મેં જ સૈન્ય બનાવ્યું અને દ્રૌપદીને લઈને હું જ ભાગી ગયો. સરોવરનું પાણી મેં ઝેરમય બનાવી દીધું. અને તમને બધાને ખૂબ તૃષાતુર બનાવ્યા. તમારા ભાઈઓ તમારા માટે પાણી લેવા ગયા ને તેઓ ખૂબ તરસ્યા હોવાથી સરોવરનું ઝેરમય પાણી પીને બેભાન થઈ ગયા. પછી જે ભીલ આવ્યો અને દ્રૌપદી તથા કુંતાજીને અહીં લાવ્યો તે પણ હું જ હતો. આ બધી મારી માયા છે. કૃત્યા રાક્ષસી તમને મારવા માટે આવી હતી. તેને પણ મેં કહ્યું કે આ મરેલાને શું ખાય છે? તને દુષ્ટ સુરોચને દગો કરીને અહીં મોકલી છે. એટલે તે સુરોચન બ્રાહ્મણ ઉપર ગુસ્સે થઈને ત્યાં ગઈને તેને મારીને યમપુરીમાં પહોંચાડી દીધો.

હે પાંડવો! તમે જંગલમાં બાર બાર વર્ષ સુધી ખૂબ કષ્ટો વેઠયાં પણ ધર્મ ન છોડયો. તમારા ધર્મની શ્રધ્ધાના પ્રભાવથી પ્રસન્ન થઈને હું તમને સહાય કરવા માટે આવ્યો ને તમારું દુઃખ દૂર કર્યું. હવે તમારા પાપકર્મો પૂરા થવા આવ્યા છે. થોડા બાકી છે પણ ગભરાવાની જરૂર નથી. તમે નિર્ભયપણે આનંદથી રહેજો અને જ્યારે જરૂર પડે ત્યારે મને યાદ કરજો. તો હું અદૃશ્ય રહીને તમને સહાય કરીશ. પાંડવો પણ પોતાના સહાયક દેવના ચરણમાં પડયા ને દેવ તેમને આશીર્વાદ આપીને ચાલ્યો ગયો. સૂર્યનારાયણ પણ અસ્તાચલ ઉપર ચાલ્યા ગયા. પછી પાંડવો વિચાર કરવા લાગ્યા કે અહો! દુર્યોધનને આપણે બચાવ્યો છતાં તેણે દુષ્ટતા ન છોડી, પણ આપણને ધર્મ બચાવી લે છે. અનેક પ્રકારની ધર્મની વાતો કરીને રાત્રી પસાર કરી.

સવાર પડતાં પારણું કરતાં બધાએ ભાવના ભાવી કે કોઈ સંત સતીજી મળી જાય તો તેમને વહોરાવીને પારણું કરીએ. ત્યાં માસખમણના તપસ્વી પધાર્યા. ખૂબ હર્ષથી આનંદભેર ગૌચરી વહોરાવી અને બોલ્યા–ગુરૂદેવ! આજે અમારું જીવન ધન્ય બન્યું છે. તે વખતે દેવોએ આકાશમાં દુદુંભીના નાદ ગજાવ્યાં ને પાંડવોનો જય હો....વિજય હો એમ વિજયનાદ બોલાવી પંચ દિવ્યની વૃષ્ટિ કરી.

**બજી દુદુંભી સ્વર્ણ વસ્ત્રકા, પુષ્પગંધ જલધાર,**
**ધર્મઘોષ મુનિ આહાર વહરને, વર્ષા હુઇ ઉદાર હો....શ્રોતા...**

આકાશમાં દેવદુદુંભી વાગી, સોનૈયાની વૃષ્ટિ થઈ. પંચવર્ણી અચેત સુગંધિત પુષ્પો, સુગંધિત જળ અને દિવ્ય વસ્ત્રોની વૃષ્ટિ થઈ. મુનિ વહોરીને પોતાના સ્થાને ગયા. મુનિને વહોરાવીને આનંદપૂર્વક બધાએ પારણું કર્યું. ત્યાર પછી આકાશમાંથી કોઈ દેવે દિવ્ય વાણીથી કહ્યું કે હે પાંડવો! આપના દાનના પ્રભાવે આપની પાસે ધનની વૃષ્ટિ થઇ છે. હવે તમારા અશુભ કર્મો પૂરા થયા છે ને શુભ કર્મનો ઉદય થાય છે. તમારા વનવાસના બાર વર્ષ પૂરા થયા છે. હવે તમારે એક વર્ષ ગુપ્તપણે રહેવાનું છે તો તમે અહીંથી નીકળીને વિરાટ નગરીમાં જાઓ ને ત્યાં તેરમું વર્ષ ગુપ્તપણે સુખેથી પસાર કરજો.

દેવવાણી સાંભળીને પાંડવો ખૂબ પ્રસન્ન થયા, અને દ્વૈતવન છોડીને વિરાટ નગર તરફ ચાલ્યા. રસ્તામાં વિચાર કરવા લાગ્યા કે આપણે વિરાટ નગરીમાં જઈને મત્સ્ય રાજાની ખૂબ સેવા કરીશું, અને આનંદપૂર્વક ગુપ્ત વર્ષ પસાર કરીશું. આમ વિચાર કરતાં અનેક ગામ-નગર, પહાડ, જંગલ, નદી વિગેરે ઓળંગતા વિરાટ નગરના ઉદ્યાનમાં આવ્યા. ત્યાં ઉદ્યાન, સરોવર, અને વાવની રમણીયતાને જોતાં પાંડવો, દ્રૌપદી અને કુંતાજી હાથ, પગ ધોઇ પાણી પીને એક વૃક્ષ નીચે વિશ્રામ કરવા બેઠા. હવે તે નગરીમાં તેઓ કેવા રૂપમાં જશે. તેના ભાવ અવસરે.



## વ્યાખ્યાન નં. ૧૦૪

**કારતક સુદ ૫ ને મંગળવાર  જ્ઞાનપંચમી  તા. ૧૫-૧૧-૭૯**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! અનંતજ્ઞાની, વિશ્વની વિરલ વિભૂતિ શાસનપતિ ભગવંતે ભવ્ય જીવોના ઉદ્ધાર માટે દ્વાદશાંગી સૂત્રમાં શાશ્વત સિદ્ધિનો માર્ગ બતાવ્યો. જે આ માર્ગે ચાલે છે તેનું અવશ્ય કલ્યાણ થાય છે. અંતગડ સૂત્રમાં ગજસુકુમાલનો અધિકાર ચાલે છે. ગજસુકુમાલ અણગારના માથે ખેરના અંગારા મૂકવામાં આવ્યા ને ભયંકર વેદના થવા લાગી છતાં અંતરમાં સોમિલ બ્રાહ્મણ પ્રત્યે કષાયનો કણીઓ આવવા દીધો નહિ. આવી ભયંકર વેદનામાં મનને સ્વસ્થ રાખવું તે જેવું તેવું કામ નથી. આપણા હાથ કે પગ ઉપર ગરમ પાણી પડે તો પણ કેટલા ઉંચા નીચા થઈ જવાય છે. અરે! કોઇ કટુ વચન કહે તો પણ સહન થતું નથી. આંખમાં જેમ કણુ ખૂંચે તેમ એ વચન ખૂંચ્યા કરે છે કે આણે મને આમ કહ્યું. ગજસુકુમાલ અણગારને અસહ્ય પીડા થવા લાગી ત્યારે આત્માને કહે છે કે હે ચેતનદેવ! તમને કંઇ થતું નથી. એ

તો તમારા જડ દેહને થાય છે. તમે એનાથી પર છો. દેહ પિંજર છે ને તું તેમાં રહેનાર પોપટ છે. દેહમ્યાન છે ને તું મ્યાનમાં રહેનાર તલવાર છે. દેહ બારદાન છે ને તું બારદાનમાં રહેલો માલ છે. માટે તું તારા ભાવમાં રહેજે. આ પ્રમાણે અસહ્ય વેદના વખતે નિર્મળ શુક્લધ્યાન ધ્યાવવા લાગ્યા. तए णं तस्स गयसुकुमालस्स अणगारस्स तं उज्जलं जाव अहियासेमाणस्स सुभेणं परिणामेणं पसत्थज्झवसाणेणं तयावरणिज्ज कम्माणं खएणं कम्मरय विकिरणकरं अपुव्वकरणं अणुप्पविट्ठस्स अणंते अणुत्तरे जाव केवलवरनाणदंसणे समुप्पण्णे।" ભયંકર દુઃખરૂપ અને જાજવલ્યમાન વેદનાને સહન કરતાં ગજસુકુમાલ અણગારે શુભ પરિણામ તથા પ્રશસ્ત અધ્યવસાયથી તથા આત્માના ગુણોનાં આચ્છાદક કર્મોનાં નાશથી જ્ઞાનાવરણાદિ કર્મોનાં નિવારક આત્માના અપૂર્વકરણમાં પ્રવેશ કર્યો.

અપૂર્વકરણ એટલે શું? આત્માના અભૂતપૂર્વ એટલે પૂર્વે કદી પણ નહિ આવેલા પરિણામને અપૂર્વકરણ કહેવામા આવે છે. અપૂર્વકરણ આઠમા નિવૃતિબાદર ગુણસ્થાનકે આવે છે. જે જીવના અનંતાનુબંધી, અપ્રત્યાખ્યાની અને પ્રત્યાખ્યાની ક્રોધ, માન, માયા, અને લોભ એ ચારે કષાય નિવૃત થઈ ગયા હોય તેના સ્વરૂપ વિશેષને નિવૃતિબાદર ગુણસ્થાનક કહે છે. એ ગુણ સ્થાનકે જીવ ઉપશમ શ્રેણી અને ક્ષપક શ્રેણી માંડે છે. તેમાં ઉપશમ શ્રેણીવાળો જીવ મોહનીય કર્મની પ્રકૃત્તિનો ઉપશમ કરતો થકો અગિયારમા ગુણસ્થાનકે જઈને રોકાઈ જાય છે, અને ક્ષપક શ્રેણીવાળો જીવ દશમે ગુણસ્થાનેકથી સીધો બારમે ગુણસ્થાનકે જઈને અપ્રતિપાતી બની જાય છે. આઠમા ગુણ સ્થાનકમાં આરૂઢ થયેલો જીવ ક્ષપક શ્રેણીએ આરૂઢ થઈને જ્યારે બારમે ગુણસ્થાનકે પહોંચે છે તે દશાને અપૂર્વકરણ કહેવાય છે. એ અવસ્થામાં જઈને જીવ સમસ્ત ઘાતી કર્મોનો ક્ષય કરીને કેવળજ્ઞાન પ્રાપ્ત કરીને અંતે પરમ કલ્યાણરૂપ મોક્ષપદને પ્રાપ્ત કરી લે છે.

આ રીતે ગજસુકુમાલ અણગારે પણ આત્માના અપૂર્વકરણમાં પ્રવેશ કર્યો. જેથી તેમને અંત રહિત–અનંત, અનુત્તર–પ્રધાન, નિર્વ્યાઘાત એટલે રૂકાવટ વગર, નિરાવરણ એટલે આવરણ રહિત, કૃત્સ્ન–સંપૂર્ણ, પ્રતિપૂર્ણ કેવળજ્ઞાન અને કેવળદર્શન ઉત્પન્ન થયા. જુઓ, આત્માની શક્તિ કેટલી અનંત છે! આ શક્તિની પીછાણ થાય ત્યારે જ આત્મા આટલો મક્કમ રહીને આગળ વધી શકે છે. આત્મબળ વિનાનો માનવી આવું નિર્મળ જ્ઞાન પામી શકતો નથી. ગજસુકુમાલ અણગાર માખણના પિંડ જેવા સુકુમાલ હતા પણ જ્યારે સમય આવ્યો ત્યારે કેવું આત્મબળ કેળવ્યું તો આવી પ્રચંડ વેદનામાં પણ બિલકુલ કષાય ન કરી અને શુભ અધ્યવસાયમાં મગ્ન રહ્યા તો કામ કાઢી ગયા. આપણે પણ આપણા જીવનમાં આવો કોઈ પ્રસંગ ઉપસ્થિત થાય ત્યારે આત્મબળ કેળવીને દઢ સંકલ્પ કરવો જોઈએ કે મારે આમ કરવું છે. દઢ સંકલ્પ કરીને

શુદ્ધિપૂર્વક કાર્ય કરનારને તેના કાર્યની સિદ્ધિ અવશ્ય થાય છે. તેમાં શંકાને સ્થાન નથી. રાણા પ્રતાપના જીવનનો ઐતિહાસિક પ્રસંગ છે.

હિન્દુસ્તાનના પશ્ચિમ કિનારા ઉપર ત્રીજા ખલીફાએ આક્રમણ કર્યું ત્યારે આ દેશમાં મુસ્લીમોનું પ્રથમ આગમન થયું. પછી ચારસો વર્ષે દિલ્હીની ગાદી ઉપર અકબર આવ્યો. એ જ વખતે રાણાપ્રતાપ થયા હતા. મુસ્લીમ રાજાઓ હિન્દુઓને વટલાવીને મુસલમાન બનાવવા લાગ્યા ને હિન્દુ રાજાઓ ઉપર આક્રમણ કરવા લાગ્યા. એટલે ખૂનખાર યુદ્ધો થયા. છેવટે અકબર બાદશાહે અનેક હિન્દુ રાજાઓને જીતી લીધા પણ મેવાડનો સિસોદિયો કેસરી રાણા પ્રતાપ જીતાયો નહિ. અનેક સગાવહાલાઓમાં માનસિંહ અને પૃથ્વીરાજ જેવા પણ વટલાઈ ગયા હતાં છતાં ઉદેપુરનો એ સિસોદીયો કેસરી કદી નમ્યો નહિ. આ એના ખમીરના કારણે જ રાણા પ્રતાપને આખું મેવાડ દેવની જેમ પૂજતું હતું.

અકબર બાદશાહે રાણા પ્રતાપને જીતવા માટે ખૂબ મહેનત કરી પણ કોઇ રીતે તે જીતાયો નહિ. એટલે એક વખત અકબર બાદશાહે ભરસભામાં ખોટી જાહેરાત કરી કે બધા રાજાઓ મારે આધીન થઈ ગયા. માત્ર એક રાણો પ્રતાપ બાકી રહ્યો છે. એટલે તેના મનમાં થયું કે હવે હું એકલો પડી જઈશ. તેથી તેણે જાતે જ મારી આણ સ્વીકારી લીધી છે. એવો એનો પત્ર આવ્યો છે. માનસિંહ વિગેરે ઘણા રાજપૂત રાજાઓની દીકરીઓને અકબર પરણી ચૂક્યો હતો. એ કારણથી અનેક રાજપૂત રાજાઓએ અકબરની શરણાગતિ સ્વીકારી લીધી હતી પણ પ્રતાપની જાહેરાત રાજસભામાં બેઠેલા રાજપૂત રાજાઓએ સાંભળી પણ કોઇના ગળે વાત ઉતરી નહિ તેમણે બાદશાહને કહી દીધું કે આ વાત બનવી અશકય છે, અસંભવિત છે.

અકબર બાદશાહને ત્યાં પૃથ્વીરાજ નામનો એક વટલાયેલો રાજપૂત નોકરી કરતો હતો. ભલે પરાધીનતાને કારણે મુસલમાન બાદશાહને ઘેર નોકરી કરતો હતો, પણ તેનામાં પોતાની રાજપૂત જાતિનું અને દેશનું ગૌરવ હતું, ખમીર હતું. એટલે બાદશાહે જાહેરાત કરી કે પ્રતાપે મારી શરણાગતિનો સ્વીકાર કર્યો છે એ સાંભળીને ખૂબ દુઃખ થયું. એની ઉંઘ ઉડી ગઈ ને ભૂખ ભાંગી ગઇ. એના દિલમાં ભયંકર આઘાત લાગ્યો. તેથી તેણે બીજે દિવસે પ્રતાપને પત્ર લખીને સમાચાર મોકલ્યા કે હે મહારાણાજી! અકબર બાદશાહે ભરસભામાં જાહેરાત કરી છે કે રાણા પ્રતાપે મારી શરણાગતિનો પોતાની જાતે જ સ્વીકાર કર્યો છે. આ વાત સાચી હોય તેમ મારા માનવામાં આવતું નથી. મને શ્રદ્ધા છે કે પૂર્વમાં ઉદયમાન થનાર સૂર્ય કદાચ પશ્ચિમમાં ઉદયમાન થાય પણ મહારાણા પ્રતાપ કોઈને નમે નહિ. છતાં જો આ જાહેરાત સાચી હોય તો મને ભયંકર આઘાત લાગ્યો છે. અમે તો વટલાયા છીએ પણ જો આપ જેવા

મહારાજા અકબરની શરણાગતિ સ્વીકારીને વટલાઈ જશે તો હિન્દુ સંસ્કૃતિનો સૂર્ય આથમી જશે.

મહારાણા પ્રતાપને પૃથ્વીરાજની ચિઠ્ઠી મળી ને સમાચાર જાણ્યાં. એટલે તેમણે સામો પ્રત્યુત્તર આપ્યો. તેમાં માત્ર બે જ લીટી લખી. મહાનપુરૂષો બહુ લાંબુ લખાણ ન લખે. બે જ લીટી લખે પણ એમની બે લીટીમાં તથ્ય ઘણું હોય છે. બે લીટી સામાના દિલમાં અસર કરી જાય ને ઘણાં પાનાના પાના ભરીને પત્ર લખે પણ એના લખાણમાં કંઇ સાર ન હોય. વાંચતા પણ કંટાળો આવે. આ મહારાણા પ્રતાપે લખ્યું કે આ વાત હડહડતી જૂઠી છે. પાયા વિનાની ભીંત ચણી છે. બાકી તમે તમારા હૈયામાં કોતરી દેજો કે "આ સિસોદીઓ સિંહ કદી અકબરના પિંજરે નહિ પૂરાય. પ્રતાપ કદી તેના શરણે નહિ જાય અને હિન્દુ સંસ્કૃતિનો સૂર્ય સદાને માટે ઉદયમાન રાખશે જ." આટલું લખાણ લખીને ચિઠ્ઠી મોકલાવી. આ વાંચીને પૃથ્વીરાજનું હૈયું થનથન નાચવા લાગ્યું ને બોલી ઉઠયો કે શાબાશ મહારાણા પ્રતાપ શાબાશ! અને ખરેખર મહારાણા પ્રતાપે મરતાં સુધી એની પ્રતિજ્ઞાનું પાલન કર્યું. એકલા હાથે અદ્દભૂત પરાક્રમથી મોગલ બાદશાહોની સામે ઝઝૂમ્યો. વનજંગલમાં ભૂખ તરસ વેઠયા. પહાડોમાં છૂપાઈને રહ્યો પણ મોગલ બાદશાહને ન નમ્યો તે ન જ નમ્યો, અને મરતી વખતે પોતાના સાથીદારોને પ્રતિજ્ઞા આપી કે જ્યાં સુધી મોગલોનું શાસન નહિ ઉખડે ત્યાં સુધી તમે જંપીને બેસશો નહિ ને દેશના દુશ્મનો સામે સદા ઝઝૂમજો.

બંધુઓ! વિચાર કરો. મહારાણા પ્રતાપમાં કેટલું આત્મબળ હતું! એણે જે શુદ્ધ અને દઢ સંકલ્પ કર્યો તેમાં તેને સફળતા મળી. આ ન્યાય આપીને હું તમને એ કહેવા માંગું છું કે આજે આપણા હિન્દુ સમાજમાં છે કોઈ આવો કેસરી પ્રતાપ? કે આર્ય સંસ્કૃતિનો નાશ થતો હોય ત્યાં આવી ગુંબેશ ઉપાવી શકે? ચંદનના વનમાં હજારો સર્પ હોય પણ તેને ભગાડવા માટે મોરનો એક જ ટહુકાર બસ છે, તેમ જ્યારે આત્મામાં ખમીર જાગશે ત્યારે આવી તાકાત આવશે. ગજસુકુમાલ અણગાર પાસે આત્મિક બળ હતું. તેથી તેમણે એવો દઢ સંકલ્પ કર્યો હતો કે ગમે તેવી વેદના થાય પણ મારે મારા સ્વભાવમાં સ્થિર રહેવું. સોમિલને દોષ આપવો નહિ કે તેના ઉપર ક્રોધ કે દ્વેષ કરવો નહિ. એ રીતે તેઓ પોતાના સ્વભાવમાં સ્થિર રહ્યા ને બે ઘડીનો ઘોર ઉપસર્ગ સહન કરીને ઘાતી કર્મનો ક્ષય કરીને કેવળજ્ઞાન પામ્યા અને "તતો પચ્છા સિધ્ધે જાવ પહીણે" તે જ સમયે બધા કર્મોનો ક્ષય કરીને ગજસુકુમાલ અણગાર કૃતકૃત્ય થઈ ગયા. જેમના સમસ્ત કાર્યો સિધ્ધ થયાં, તેઓ લોકાલોકના સર્વ પદાર્થોના જ્ઞાનથી બુધ્ધ થઇ ગયા, બધા કર્મોનો ક્ષય થવાથી મુક્ત થઈ ગયા, સર્વ પ્રકારના કર્મોથી ઉત્પન્ન થતાં વિકારોને દૂર કરવાથી "પરિનિર્વાત" એટલે શીતળી ભૂત થઇ ગયા, તેમજ શારીરિક દુઃખ અને માનસિક દુઃખથી રહિત હોવાના કારણે

"સર્વ દુઃખ પ્રહીણુ" થઇ ગયા એટલે કે ગજસુકુમાલ અણુગાર પરમપદને પ્રાપ્ત થયાં એટલે મોક્ષમાં ગયા.

બંધુઓ! ગજસુકુમાલ મહામુનિ કેટલા બધા સુકોમળ શરીરવાળા! એમના પર દીક્ષા લઈને હજુ બીજા પરિષહ વિગેરે સહન કરી શરીરને કસવાનો અભ્યાસ પણ નથી થયો ત્યાં માથે ધગધગતા અંગારા મૂકાયા અને ઉભા ઉભા બળવાની ઘોર પીડા આવી. અહીં અંગારા મૂકનાર પ્રત્યે ક્રોધાદિ કષાય, એને મારવાની અશુભ લેશ્યા તથા અસહ્ય પીડાના કારણે આર્તધ્યાન રૂપી ઘા લાગવાની પૂરી શકયતા ગણાય, પણ તે ઘા લાગ્યા ખરા? "ના". શાથી? બળે છે તે મારું નથી અને મારું છે તે બળતું નથી. એવા તાત્વિક વિચારે બખ્તરનું કામ કર્યું, પછી કષાયાદિના ઘા વાગે ખરા? "ના". ઉલ્ટું તત્વ વિચારે શુભ ભાવનાની વૃદ્ધિ કરી, ધર્મધ્યાનનો વેગ વધાર્યો, શુકલધ્યાનને સુલભ કરી દીધું અને અસંખ્ય કાળના કર્મ ચોપડે પડેલા દેવાના હિસાબ ક્ષણવારમાં ચૂકતે કરી દીધા. નરકમાં અસંખ્ય વર્ષોની આથી પણ અનંત ગણી વેદનાઓ સહેવા છતાં પામવું અશકય એવુ કેવળજ્ઞાન અને મોક્ષ પ્રાપ્ત કરી લીધા. એ તો એમનું કાર્ય સાધીને ગયા ત્યાર પછી શું બન્યું:–

"तत्थणं अहासन्निहिएहिं देवेहिं सम्मं आराहियत्तिकट्टु दिव्वे सुरभिगंधोदए वुट्ठे दसध्धवन्नेकुसुमे निवाइए चेलुक्खेवे कए दिव्वेये गीयगंधव्व निनाए कए यावि होत्था।"

ગજસુકુમાલ અણુગાર ઘોર ઉપસર્ગ સહન કરી આઠે કર્મોનો ક્ષય કરીને મોક્ષમાં ગયા. એમની સાધના જોઈને ભલભલા દેવોના મસ્તક તેમના ચરણમાં ઝૂકી ગયા. અહો! શું આ સંતની સાધના છે! હજુ સવારે તો દીક્ષા લીધી ને સાંજે પડિમા વહન કરવા સ્મશાનમાં આવ્યા, અને રાત્રે તો મોક્ષમાં પહોંચી ગયા. તેથી સમીપવર્તિ નજીકમાં વસનારા દેવોએ ગજસુકુમાલ અણુગારે ચારિત્રનું સમ્યક આરાધન કર્યું છે એમ વિચાર કરીને પોતાની વૈક્રિય શકિત દ્વારા દિવ્ય સુગંધિત અચેત્ત જળની અને પાંચ વર્ણોનાં અચેત પુષ્પોની વૃષ્ટિ કરી, તથા દિવ્ય વસ્ત્રોની વૃષ્ટિ કરી અને તે દેવતાઓએ દિવ્ય સુમધુર ગીતથી અને મૃદંગાદિ વાદ્યોના ધ્વનિથી આકાશને ગુંજાવી દીધું. આ રીતે દેવોએ ગજસુકુમાલ અણુગારનો નિર્વાણુ મહોત્સવ ઉજવ્યો. ગજસુકુમાલ જે લક્ષથી સંસારની મોહમાયા છોડીને સાધુ બન્યા હતા તે રીતે શૂરવીર સૈનિકની માફક કર્મ મેદાનમાં જંગ ખેલ્યો ને વિજય મેળવ્યો. તેની ખુશાલીમાં દેવોએ નિર્વાણુ મહોત્સવ ઉજવ્યો.

આ તરફ ગજસુકુમાલ કુમારને દીક્ષા આપી ભગવાનને સોંપીને કૃષ્ણુવાસુદેવ, દેવકી રાણી, વસુદેવ રાજા વિગેરે ઘેર આવ્યા પણ દેવકી માતાને કયાંય ચેન પડતું નથી. પોતાના લાડીલા પુત્રના વિરહથી રાજભવન સ્મશાન જેવા શૂન્ય દેખાવા લાગ્યા. ખાવું પીવું પણ ભાવતું નથી. જેમ તેમ કરીને દિવસ પસાર કર્યો. રાત્રી પડી પણ દેવકીજીને ઉંઘ આવતી નથી. મનમાં એક જ રમણુતા છે કે કયારે રાત્રી પૂરી થાય ને મારા

વહાલસોયા દીકરાનું મુખ જોઉં. છત્રપલંગમાં માતા સુતી છે પણ ઝબકી ઝબકીને જાગી જવા લાગી ને બોલવા લાગી કે હે મારા બેટા કૃષ્ણ! તું જલ્દી ઉઠ ને રથ તૈયાર કરાવ. ગજસુકુમાલ મુનિના દર્શન કરવા જવું છે. આ રીતે માતાને પુત્રના વિયોગમાં રાત છ મહિના જેવી લાંબી લાગી.

દેવકી માતાને ગજસુકુમાલ અણગારના દર્શન કરવાનો તલસાટ જાગ્યો છે. જેમ તેમ કરીને રાત્રી વીતાવી અને સવાર પડી. કૃષ્ણવાસુદેવને પણ ભગવાનના દર્શને જવાનો તલસાટ હતો. ગજસુકુમાલની દીક્ષાના બીજે દિવસે સુર્યોદય થયા પછી કૃષ્ણ વાસુદેવે સ્નાન કર્યું. સ્નાન કરીને વસ્ત્રાલંકારોથી વિભૂષિત થઈને હાથી ઉપર બેઠા. કોરંઠ પુષ્પની માળાથી યુક્ત છત્રને શિર ઉપર ધરાવતા તથા ડાબી જમણી બંને બાજુએ શ્વેત ચામર ઢોળાવતા અનેક સુભટોના સમુહથી યુક્ત "बारावइं णयरिं मज्झं मज्झेणं जेणेव अरहा अरिट्ठनेमि तेणेव पहारेत्थ गमणाए" તે કૃષ્ણવાસુદેવે દ્વારકા નગરીના મધ્ય ભાગમાંથી મોટા મોટા રાજમાર્ગ ઉપરથી પસાર થઈને અર્હંત અરિષ્ટ-નેમિ પાસે જવા પ્રસ્થાન કર્યું.

બંધુઓ! આ ત્રણ ખંડના અધિપતિ છે પણ ભગવાનના દર્શન કરવા જવાની કેટલી લગની છે! કેટલા ઉત્કૃષ્ટ ભાવ છે! ઉત્કૃષ્ટ ભાવે વંદન કરતાં જીવ નીચગોત્ર કર્મનો ક્ષય કરીને ઉંચ ગોત્ર કર્મ બાંધે છે. સંતના દર્શન કરવામાં પણ કેટલો બધો લાભ છે! પણ આજનો માનવી હાય પૈસા-હાય પૈસા કરીને ધન મેળવવા દોડાદોડ કરે છે. ગામમાં સંત બિરાજતા હોય તો દર્શન કરવા આવવાનો પણ એને ટાઈમ નથી, પણ એક દિવસ આ જીવન ફરર....ર્ થઈ જશે, ત્યારે કોને કહેશો કે ટાઈમ નથી. કૃષ્ણવાસુદેવ રાજશાહી પોશાક પહેરીને હાથી ઉપર બેઠા છે. સાથે રાજસેવકોએ છત્ર ધર્યું છે. ચામર વીંઝાય છે ને ઘણા સુભટો તેમને ઘેરી વળ્યા છે. આવા ઠાઠમાઠથી દ્વારકા નગરીના મુખ્ય મુખ્ય રાજમાર્ગે થઈને જઈ રહ્યાં છે. તમને એમ થશે કે દર્શન કરવા જવું તેમાં આટલા ઠાઠમાઠની શી જરૂર? આવા મોટા મહારાજાઓ દર્શન કરવા નીકળે ત્યારે તેમની સવારી જોઈને લોકો ધર્મ પામી જાય છે, ને શાસનની પ્રભાવના થાય છે.

આજે જ્ઞાનપંચમીનો પવિત્ર દિવસ છે. એટલે જ્ઞાનની આરાધના કરવાની જરૂર છે. જ્ઞાન વિનાનું જીવન વેરાન વન જેવું છે. અજ્ઞાન અંધકાર સ્વરૂપ છે જ્યારે જ્ઞાન પ્રકાશ સ્વરૂપ છે. તમે ઘરમાં પ્રકાશ કરવા માટે ફાનસ સળગાવો છો. તો તેમાં ફાનસ, વાટ, કેરોસીન, દિવાસળી બધું જોઈએ છે અને લાઈટ કરવા માટે ગ્લોબ, બટન, પાવર વિગેરેની જરૂર પડે છે, ત્યારે તમને પ્રકાશ મળે છે. જ્યારે જ્ઞાન એવો પ્રકાશ છે કે તેને તેલની કે વાટની આવશ્યકતા નથી. જ્ઞાન સ્વતઃ પ્રકાશમાન છે. એને અન્ય પ્રકાશની જરૂર નથી. જ્ઞાનનો પ્રકાશ તો સૂર્યના પ્રકાશ કરતાં પણ શ્રેષ્ઠ છે. કારણ કે સૂર્ય તો દિવસે જ પ્રકાશ આપે છે જ્યારે જ્ઞાન તો દિવસે ને રાત્રે સરખો પ્રકાશ આપે છે.

સૂર્ય તો આંખવાળાને જ પ્રકાશ આપે છે જ્યારે જ્ઞાન તો માત્ર આંખવાળા ને જ નહિ પણ આંખ વગરનાને પણ પ્રકાશ આપે છે. સમ્યક્‌જ્ઞાનના અભાવે આત્મા અનંતકાળથી દુઃખમય સંસારમાં ભમી રહ્યો છે. એને સ્વપ્નમાં પણ સુખના દર્શન થતાં નથી. ઉત્તરાધ્યયન સૂત્રમાં ભગવંત કહે છે કે.

जावन्ति विज्जा पुरिसा, सव्वे ते दुक्खसंभवा ।

लुप्पन्ति बहुसो मुढा, संसारम्मि अणन्तए ॥ અ. ૬ ગાથા ૧

અજ્ઞાન એ સર્વ દુઃખોનું મૂળ છે. અજ્ઞાની માણસને સત્ અસત્‌નો વિવેક હોતો નથી એટલે તે જન્મ મરણથી નિવૃત થઇ શકતો નથી, તેથી તે દુઃખ પામે છે, અને અનંત સંસારમાં પરિભ્રમણ કરે છે. આધ્યાત્મિક ક્ષેત્રમાં કહો કે વ્યવહારિક ક્ષેત્રમાં કહો પણ જ્ઞાન તો અવશ્ય જોઈશે. તમે કોઇ પણ જાતનો વહેપાર ધંધો કરો છો તો તેના વિષયનું જ્ઞાન મેળવવું પડે છે ને? ઝવેરાતનો વહેપાર કરવો હોય તો ઝવેરાતના વિષયને લગતું જ્ઞાન મેળવવું જોઇએ ને કાપડ કે કરીયાણાનો વહેપાર કરવો હોય તો તેનું જ્ઞાન મેળવવું જરૂરી છે તેમ જ્યાં સુધી દેહના ધર્મનું અને આત્માના ધર્મનું જ્ઞાન નહિ હોય ત્યાં સુધી આત્મસાધનાનો અનોખો સ્વાદિષ્ટ રસ ક્યાંથી ચાખી શકશો? આ આત્માએ અજ્ઞાનમાં અનંત જન્મો વીતાવ્યા. અંધકારમાં કાળી રસ્સી સર્પ જેવી દેખાશે પણ જ્યાં પ્રકાશ કરીને જોશો ત્યાં રસ્સી દેખાશે, તેમ અજ્ઞાનથી આત્મા વસ્તુને વિપરીત રૂપે દેખે છે પણ જ્યાં એના જીવનમાં જ્ઞાનનો દિપક પ્રગટશે ત્યાં એ જ વસ્તુ એને સવળી દેખાશે. અજ્ઞાન અને મોહને દૂર કરવા માટે જ્ઞાનના પ્રકાશની જરૂર છે. માટે જ્ઞાનની આરાધના કરો.

જ્ઞાનની આરાધના કરવી એટલે પુસ્તક કે પાનાની પૂજા કરવાની નથી પણ જ્ઞાનનું બહુમાન કરવું. જ્ઞાન ભણવું ને ભણાવવું અને જ્ઞાન ભણ્યા પછી વિનય, વૈયાવચ્ચ કરવા, કષાયોનો ત્યાગ કરવો, જ્ઞાની પુરૂષોના ગુણગાન કરવા. આપણને જ્ઞાન ન ચઢતું હોય તો જે જ્ઞાન ભણે તેને સહાયક બનવું, જ્ઞાન કે જ્ઞાનીની અશાતના કરવી નહિ. જે જ્ઞાનની અશાતના કરે, જ્ઞાની સાથે ખોટા ઝઘડા વિખવાદ કરે, જ્ઞાનીના અવર્ણવાદ બોલે, જ્ઞાની ઉપર દ્વેષ કરે, જ્ઞાન ભણનારને અંતરાય પડાવે તેને જ્ઞાનાવરણીય કર્મ બંધાય છે. જે જ્ઞાન ભણનારને સહાય કરે છે તેનું જ્ઞાનાવરણીય કર્મ ખપે છે, અને તે જ્ઞાનવાન આત્મા જ્ઞાન પ્રાપ્ત કરીને અનેક જીવોને સવળા માર્ગે વાળે છે. તે પોતે તરે છે ને બીજાને તારે છે. (જ્ઞાનપંચમી ઉપર પૂ. મહાસતીજીએ બે સંતોનું દૃષ્ટાંત આપ્યું હતું. એક સંતે કેવી રીતે જ્ઞાનાવરણીય કર્મ ખપાવ્યા અને બીજાએ બાંધ્યા તેના ઉપર ખૂબ સુંદર રજુઆત કરી હતી ને જ્ઞાન ઉપર ખૂબ ભાર આપ્યો હતો.)

ચરિત્ર :– "વિરાટ નગરમાં જુદા જુદા રૂપે પાંડવોનો પ્રવેશ :–"

પાંડવો વિરાટ નગરીના ઉદ્યાનમાં પહોંચી ગયા, અને એક વૃક્ષ નીચે વિસામો ખાવા બેઠા, ત્યારે યુધિષ્ઠિરે કહ્યું, હે મારા વહાલા વીરો! મારી ભૂલના કારણે તમારે બધાને

કેટલું કષ્ટ સહન કરવું પડયું ? અત્યાર સુધી તો આપણે સ્વતંત્ર રહીને દુઃખ વેઠયા પણ હવે તો ગુપ્ત રીતે વિરાટ રાજાની સેવામાં રહીને એક વર્ષ વીતાવવું પડશે. રાજાની સેવા તલવારની ધાર જેવી હોય છે, અને સત્યવાદી સેવક રાજાને બહુ પ્રિય હોય છે તે વાત આપણા માટે અનુભવ સિદ્ધ છે. માટે તમને મારે વધુ કહેવાની જરૂર નથી. હવે આપણામાંથી જેને જે કાર્ય બરાબર આવડતું હોય તે કાર્ય કરવા માટે રાજા પાસે જઈએ. રાજા પાસે આપણાં નામ જુદા રાખીશું પણ આપણે ખાસ જરૂરિયાત હોય ત્યારે ગુપ્ત રીતે એકબીજાને બોલાવવા માટે જુદા નામ રાખીએ. એમ નિર્ણય કર્યો. અને

**જય જયવંત વિજય સજસેરૂ, જયવલ્લભ અભિરામ,**
**યે સંકેતિક નામ ધરાયા, કીના રક્ષા હિત કામ હો....શ્રોતા**

ધર્મરાજાનું નામ જય, ભીમનું નામ જયવંત, અર્જુનનું નામ વિજય, નકુળનું નામ સજસેરૂ, અને સહદેવનું નામ જયવલ્લભ પાડયું. ગુપ્ત રીતે બોલાવવા હોય ત્યારે આ નામથી બોલાવવા. આમ નક્કી કરીને આગળ ચાલતાં વિરાટ નગરના સ્મશાન પાસે આવ્યા. ત્યાં એક સમડાના વૃક્ષ નીચે એક મણીધર સર્પનો રાફડો હતો. ત્યાં તે સદા ફેણ માંડીને બેસતો હતો. જો કોઈ તેને છંછેડે તો તેને ડંશ દેતો હતો. તેના ડરથી કોઈ ત્યાં આવતું નહિ. રાફડાની બાજુમાં એક પર્વત હતો. તેની તળેટીમાં એક સુંદર ગુફા હતી. પાંડવોએ જોયું કે આ ગુપ્ત સ્થાન સારું છે. અહીં આ મણીધરનો વાસ છે તેથી કોઈ આવશે નહિ. માટે આપણાં શસ્ત્રો આ ગુફામાં મૂકી દઈએ. કારણ કે રાજાની સેવામાં જવું છે એટલે શસ્ત્રો લઈને જવાય નહિ. તેથી ભીમની ગદા, અર્જુનના ધનુષ્યબાણ એ રીતે જેનાં જે શસ્ત્રો હતાં તે તેમજ બીજી જે મૂલ્યવાન ચીજો હતી તે બધું ગુફામાં મૂકીને બધાએ વિરાટ રાજાના નગરમાં પ્રવેશ કર્યો ને કોઈ સારું મકાન શોધી તેમાં કુંતાજીને રાખ્યાં ને કહ્યું, માતા ! અમે અવારનવાર તારી ખબર લઈશું. તું સુખેથી રહેજે. બધાએ એક સાથે રાજદરબારમાં જવું નહિ પણ નંબર પ્રમાણે વારાફરતી જવું તેમ નક્કી કર્યું.

યુધિષ્ઠિરે બારે અંગે ટીલા ટપકા કર્યા, લાંબુ ધોતીયું પહેર્યું, જનોઈ પહેરી અને કાનમાં મોતીના સુંદર કુંડળ પહેર્યા. હાથમાં ટીપણું અને બ્રાહ્મણનો વેશ પહેરીને નગરની વચ્ચે થઈને ચાલ્યા. આવા તેજસ્વી બ્રાહ્મણને જોઈને લોકો બોલવા લાગ્યા કે આ કોઈ પવિત્ર પુરૂષ છે. એ કોણ હશે ? સૌ આશ્ચર્યપૂર્વક તેને જોવા લાગ્યા ને તેમને પગે લાગવા લાગ્યા, ત્યારે ધર્મરાજા તેમને આશિષ આપતાં આગળ ચાલ્યા, અને મચ્છ રાજાની સભાના દ્વારે આવ્યા ને દ્વારપાળને કહ્યું કે મહારાજાને કહો કે એક બ્રાહ્મણ આપનાં દર્શન કરવા દૂરથી આવ્યો છે. દ્વારપાળે રાજાને કહ્યું એટલે રાજાએ સભામાં આવવાની આજ્ઞા આપી. તેથી ધર્મરાજાએ સભામાં પ્રવેશ કર્યો. બ્રાહ્મણને જોઈને મચ્છ રાજાએ ઉભા થઈને તેમનો સત્કાર કર્યો ને ઉંચા આસને બેસાડયા.

**"યુધિષ્ઠિરને જોતાં સૌને થયેલું આશ્ચર્ય"** :– યુધિષ્ઠિર જાણે દેવોના ગુરૂ બૃહસ્પતિ જ ન હોય! તેવા શોભવા લાગ્યા. રાજા પણ વિચાર કરવા લાગ્યા કે આજ સુધી મેં આવી પવિત્ર અને સૌમ્ય આકૃતિવાળો બ્રાહ્મણ જોયો નથી. આ ખૂબ જ્ઞાની દેખાય છે. આવા પુરૂષના પગલા થવાથી મારી સભા પવિત્ર બની ગઇ. એમ આનંદ પામતા રાજાએ તે બ્રાહ્મણના ચરણમાં મસ્તક નમાવીને પ્રણામ કર્યા. બ્રાહ્મણે પણ તેમના માથે હાથ મૂકીને આશીર્વાદ આપ્યા. પછી આખી સભાના માણસોએ નમસ્કાર કર્યા ને આશીર્વાદ લીધા. પછી રાજાએ પૂછ્યું–આપ ક્યાંથી પધાર્યા ને કોણ છો? ત્યારે યુધિષ્ઠિરે કહ્યું– હું કંક નામનો બ્રાહ્મણ છું. યુધિષ્ઠિરનો મિત્ર અને તેમનો પ્રિય પુરોહિત છું. તે સિવાય જુગાર રમવામાં પણ પ્રવીણ છું. હું ક્યારે પણ તેમાં હારું નહિ. બીજી ઘણી કળાઓમાં પ્રવીણ છું, ત્યારે મચ્છ રાજાએ કહ્યું–તમે જુગાર રમવામાં ચતુર હતા તો ધર્મરાજા શામાટે હારી ગયા? બ્રાહ્મણે કહ્યું–મહારાજા! હું તે વખતે બહારગામ ગયો હતો, અને ધર્મરાજા કદી જુગાર રમે તેવા નહોતા પણ દુર્યોધન અને શકુનિએ કપટ કરીને જુગાર રમાડયા, અને તેઓ હારી ગયા પણ જો હું હોત તો હાર થવા દેત નહિ. તેઓ રાજપાટ હારી ગયા તેથી દુર્યોધને તેમને વનવાસ આપ્યો. દુર્યોધન બહુ કપટી છે તેથી હું તેની પાસે ગયો નહિ પણ મારા પાંડવોની શોધ કરવા નીકળ્યો. તેમની શોધ કરતાં બાર બાર વર્ષ પૂરા થયા પણ તેમનો પત્તો લાગ્યો નહિ. મને ખબર પડી કે વિરાટ નગરીના મચ્છ રાજા ઉદાર, ન્યાયી, સદાચારી અને પવિત્ર છે. તેથી ઉદર પૂર્તિ માટે હું ફરતો ફરતો અહીં આવ્યો છું. રાજાએ કહ્યું–આજથી તમે મારા માનનીય પુરોહિત છો. આપના જેવા જ્ઞાની પુરોહિત સદ્ભાગ્યે જ મળે છે. તમે યુધિષ્ઠિરના મિત્ર છો ને મારે ત્યાં પધાર્યા તેથી મને ખૂબ આનંદ થયો. આમ કહી સુવર્ણથી બ્રાહ્મણનો સત્કાર કર્યો.

**"રસોઈયાના રૂપમાં ભીમનું આગમન"** :– હવે બીજે દિવસે પહાડ જેવી પડછંદ કાયાવાળો, સૌંદર્યવાન એક માણસ હાથમાં કડછો ને ચમચો લઇને રાજભવન પાસેથી જતો હતો. રાજાએ દૂરથી તેને જતો જોયો. એટલે દ્વારપાળ દ્વારા રાજાએ તેને બોલાવ્યો ને પૂછ્યું કે હે ભાઈ! તું કોણ છે ને ક્યાંથી આવ્યો છે? ત્યારે ભીમે કહ્યું હું મહારાજા યુધિષ્ઠિરનો રસોઈઓ છું. હું દરેક જાતની મીઠાઈ તેમજ બધી વસ્તુ બનાવું છું. મારું નામ વલ્લભ છે. હું રસોઇ બનાવવામાં પ્રવીણ છું એટલું જ નહિ પણ મને મલ્લયુદ્ધ કરતા પણ આવડે છે. હસ્તિનાપુરના બધા મલ્લોમાં હું શ્રેષ્ઠ હતો પણ તેઓ રાજપાટ હારીને વનવાસ ગયા. પછી મેં તેમની ખૂબ શોધ કરી પણ અત્યાર સુધી નહિ મળવાથી દુઃખી થઈને આમતેમ ફરતો આપના આશ્રયે આવ્યો છું. રાજાએ ખુશ થઈને પોતાના રસોડાનો અધ્યક્ષ બનાવ્યો, ને તેનો પણ સુવર્ણથી સત્કાર કર્યો. હવે અર્જુનજી કોનું રૂપ લઈને આવશે તેના ભાવ અવસરે કહેવાશે.

કારતક સુદ ૬ ને બુધવાર તા. ૧૬–૧૧–૭૧

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! અનંતજ્ઞાની, ચરમ તીર્થંકર મહાવીર પ્રભુએ જગતના જીવોના ઉધ્ધાર માટે દ્વાદશાંગી સૂત્રની પ્રરૂપણા કરી. દ્વાદશાંગી સૂત્રમાં આઠમું અંગ અંતગડ સૂત્રના આઠમા અધ્યયનમાં ગજસુકુમાલનો અધિકાર ચાલે છે.

કૃષ્ણવાસુદેવને પોતાના લઘુ બંધવાના દર્શન કરવાનો ઉમંગ છે. તેઓ પોતે હાથી ઉપર બેઠા છે. માથે છત્ર ધર્યું છે ચામર વીંઝાય છે અને ઘણી મોટી સંખ્યામાં સેવકો સાથે ચાલે છે. આ સમયનું દૃશ્ય બહુ સુંદર દેખાતું હતું. કૃષ્ણવાસુદેવ ઉત્સાહપૂર્વક રાજશાહી ઠાઠમાઠથી દ્વારકા નગરીના મધ્ય ભાગમાંથી જઇ રહ્યા હતા. ત્યારે શું બને છે! 'तए णं से कण्हे वासुदेवे वारावईए मज्झं मज्झेणं णिगच्छमाणे एक्कं पुरिसं पासइ, जुण्णं जरा जज्जरियं देहं जाव किलंतं महइ महालयाओ इट्टगराशीओ एगमेग इट्टगं बहिया रत्थापहाओ अंतोगिहं अणुप्पवेसमाणं पासइ।" કૃષ્ણવાસુદેવે દ્વારકા નગરીના મધ્યભાગમાં થઈને જતાં એક વૃધ્ધ પુરૂષને જોયો. તે વૃધ્ધ પુરૂષનું શરીર વૃધ્ધાવસ્થાના કારણે ખૂબ જીર્ણ થઈ ગયું હતું. પગ લથડીયા ખાતાં હતાં. તેની દશા ખૂબ દુઃખી અને દયામણી હતી. એના મુખ ઉપર પૂર્ણ વૃધ્ધાવસ્થાની રેખાઓ દેખાતી હતી. વૃધ્ધાવસ્થા આવે છે ત્યારે શરીરનું બળ ક્ષીણ થઇ જાય છે. એ રીતે આ વૃધ્ધ પુરૂષનું શરીર વૃધ્ધાવસ્થાને કારણે જર્જરિત થઇ ગયું હોવાથી શરીરમાં તાકાત ન હતી. તેથી તે અશક્ત વૃધ્ધ પુરૂષ એક મોટા ઈંટના ઢગલામાંથી એકેક ઈંટ ઉપાડીને બહારના રાજમાર્ગ ઉપરથી પોતાના ઘરમાં મૂકતો હતો. આ જોઈને કૃષ્ણવાસુદેવને ખૂબ દયા આવી.

કૃષ્ણવાસુદેવ સમ્યક્દૃષ્ટિ આત્મા હતા. સમ–સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્થા. આ પાંચ સમકિતના લક્ષણો છે. તેમાં અનુકંપા એ પણ સમકિતનું લક્ષણ છે. કૃષ્ણ વાસુદેવનું હૃદય ખૂબ દયાળુ હતું. તેઓ કોઈનું દુઃખ જોઈ શકતાં ન હતાં. કોઈ દુઃખીને દેખે તો તેમનું હૃદય પીગળી જતું હતું. પેલા વૃધ્ધ માણસને ઈંટના મોટા ઢગલામાંથી એકેક ઈંટ ઉપાડીને પોતાના ઘરમાં મૂકતો જોઈને કૃષ્ણવાસુદેવ વિચાર કરવા લાગ્યા કે આ બિચારો જીર્ણ શરીરવાળો પુરૂષ આટલા મોટા ઢગલામાંથી એકેક ઈંટ ઉપાડીને ઘરમાં મૂકશે તો આ મોટો ઢગલો કયારે પૂરો થશે? એનું શરીર થરથર ધ્રુજે છે. એકેક ઇંટ ઉપાડીને મૂકવા જતાં તે થાકી જાય છે. આ ઢગલો ઉપાડતાં પહેલાં એ ઉપડીજશે. આવા પુરૂષને મારે સહાય કરવી જોઇએ અને તેને દુઃખમાંથી મુક્ત કરવો જોઈએ.

ત્રણ ખંડના અધિપતિ છે છતાં તેમના દિલમાં દુઃખી પ્રત્યે કેટલી દયા છે! પુણ્યના ઉદયથી જો સુખી હો તો દુઃખીને જોઇને દિલ દ્રવી જવું જોઈએ. અને સહાય કરવી

જોઈએ. દયા એ ધર્મરૂપી કલ્પવૃક્ષનું મૂળ છે. જ્યાં દયા નથી ત્યાં ધર્મ નથી. દયા રૂપી નદીનાકિનારે ધર્મના અંકુરા ઉગે છે, પણ જ્યાં દયા રૂપી નદી સૂકાઇ ગઈ છે ત્યાં ધર્મના અંકુરા કેવી રીતે ઉગવાનાં છે? દીન દુઃખી જીવોને જોઇને જેને મદદ કરવાનું, તેના પ્રત્યે સહાનુભૂતિ વ્યકત કરવાનું મન થતું નથી તેનો અવતાર પશુ જેવો છે. પૂર્વે કરેલા પાપકર્મના ઉદયથી જે જીવો દુઃખી છે તેનું દુઃખ દૂર કરવા માટે યથાશક્તિ પ્રયત્ન કરવો જોઇએ. આ સંસારમાં સંપત્તિ સ્થિર નથી, વિજળીના ઝબકારા જેવી ચંચળ છે. આજનો રાજા કાલે રંક બની જાય છે ને આજનો ભિખારી કાલે શ્રીમંત બની જાય છે. કોને ખબર છે કે કાલ કેવી ઉગશે? માટે જ્યાં સુધી તમારા પુણ્યનો દિપક જલે છે ત્યાં સુધી બને તેટલા સુકૃત્યો કરી લો. પુણ્યનો દીપક બુઝાઈ જશે ત્યારે જીવનમાં ઘોર અંધકાર છવાઇ જશે. પુણ્યનો કાંઈ ભરોસો રાખવા જેવો નથી. ક્યારે પાપનો ઉદય થશે તે ખબર નથી. અહીં એક દષ્ટાંત યાદ આવે છે.

એક મોટા શ્રીમંત શેઠને પુણ્યોદયે બધું સુખ હતું. તે ખૂબ હોંશિયાર ડાહ્યા ને ગંભીર હતા, પણ સાથે પાપોદયે પત્ની તરફથી એને બિલકુલ સુખ કે શાંતિ ન હતી. દેખાવમાં તો રૂપાળી ને રંગીલી હતી પણ એવી આઝાદ હતી કે પતિનું કહ્યું કદી કરતી ન હતી. એના પતિને ધડાકે ઉઠાડે ને ધડાકે બેસાડે. આથી શેઠ ખૂબ કંટાળી ગયા પણ આ સંસારના ચોકઠામાંથી બહાર નીકળી શકે તેમ ન હતું. એક દિવસ શેઠે શેઠાણીને નમ્રતાથી કહ્યું કે તું કહીશ તેમ હું બધું કરીશ પણ મારી આબરૂ તો રાખવી પડશે. ત્યાં એકદમ ઘુંઘરાટો કરીને કહે છે તમારે શી માંડવી છે? શું હું કંઈ તમારી નોકરડી છું? તમારે જે કહેવું હોય તે ચોખ્ખું કહો. પછી હું તમને જવાબ આપીશ. શેઠ કહે મારા ૨૫ મિત્રો છે. તે મને ઘણી વાર જમવાનું કહે છે પણ હું જતો નથી. જમું તો જમાડવા પડે ને! પણ ગઈ કાલે ૨૫ મિત્રો ભેગા થઈને મારી પાછળ પડયા કે તમે ન. આવો તો કાંઇ નહિ પણ અમે બધા તમારે ઘેર જમવા આવવાના છે. મેં ઘણા બહાના કાઢયા પણ તેઓ માન્યા નહિ. છેવટે ના છૂટકે મેં હા પાડી. તો તું સમજીને આટલું કર. ત્યાં શેઠાણીએ ધડાકો કર્યો કે હું તમારી નોકરડી નથી. મારાથી નહિ બને. તે ઘણું બોલી, પણ શેઠે નમ્ર બનીને તેને સમજાવી. ત્યારે કહ્યું કે ભલે, હું તમારી ૫૦ આજ્ઞા માનીશ, પણ એકાવનમી આજ્ઞા કરશો તો હું નહિ માનું. શેઠ કહે ભલે.

બીજે દિવસે શેઠાણીએ રસોઇ બનાવી. બપોર થતાં શેઠનાં મિત્રો જમવા આવ્યાં. એટલે શેઠે કહ્યું–બધા મહેમાન આવી ગયા છે તો પાટલા ઢાળો, ત્યારે શેઠાણીએ ફક્ત પાટલા ઢાળ્યા પણ બીજું કાંઇ ન કર્યું. તેથી શેઠને બધું વારાફરતી કહેવું પડયું. દા. ત. થાળી લાવી ને વાટકો ન લાવી. તે રીતે દરેકમાં કર્યું. જમવામાં પણ એમ જ કર્યું. આમ કરતાં ૫૦ વખત કહ્યું. જ્યાં એકાવનમી વાર કહ્યું કે રાઇતું લાવો

ત્યાં શેઠાણી ધડુકયા કે શું હું તમારા ઘરની ધાત્રણ છું ? કે વારેવારે આ લાવ ...આ લાવ કર્યા કરો છો. તમે નવરા અને તમારા મિત્રો નવરા. બધા ખાઉધરા ભેગા થયા છો તો શરમ આવે છે કે નહિ ? આવા શબ્દો સાંભળતાં મિત્રો વિચારમાં પડી ગયા કે અહોહો આ તો વાઘણ જેવી છે. આ ઘરમાં કેમ રહેવાય ? મિત્રો બધા જ જમતા જમતા ઉઠીને ચાલ્યા ગયા. શેઠ આ બનાવથી એકદમ ચિંતાતુર બનીને પલંગમાં પડીને રડતા રડતા બોલ્યા કે શેઠાણી ! તેં આજે મારી આબરૂ લીધી છે, ત્યારે તે કહે કે મેં તો પહેલેથી કહ્યું હતું કે હું પચાસ આજ્ઞા માનીશ, એકાવનમી નહિ માનું. શા માટે એકાવનમી આજ્ઞા કરી ? આ બનાવથી શેઠને સંસાર પ્રત્યે નફરત છૂટી ને વૈરાગ્ય આવી ગયો. શેઠના પાપોદયે શેઠાણી આવા મળ્યા હતાં પણ શેઠ નિમિત્ત મળતાં જાગી ગયા.

હવે મૂળ વાત વિચારીએ. ત્રિખંડ અધિપતિ કૃષ્ણવાસુદેવને વૃધ્ધ માણસની દયા આવી. તેથી વિચાર્યું કે હું ઇંટ ઉપાડું. તેથી તેમના હાથીને ઇંટોના ઢગલા પાસે લાવ્યા. "तओ णं से कण्हेणं वासुदेवे णं अेगाए इट्टगाए गहियाओ समाणीओ अणेगेहिं पुरिससओहं से महालअ इटगस्स रासी गहिया बहिया रत्थापडाओ अंतोघरंसि अणप्पवेसिंओ । कृष्णवासुदेवे हाथी ઉપર બેઠા બેઠા પોતાના હાથે એક ઇંટ ઉપાડીને તેના ઘરમાં મૂકી દીધી, એટલે કૃષ્ણવાસુદેવની સાથે રહેલાં બધા માણસો તેમના મનનો અભિપ્રાય સમજી ગયાં કે આપણાં મહારાજા પોતે ઇંટ ઉપાડીને આ વૃધ્ધ પુરૂષને સહાય કરવાની આપણને સૂચના કરે છે, એટલે સાથે રહેલાં બધા માણસોએ એકેક ઇંટ ઉપાડીને વૃધ્ધના ઘરમાં મૂકી દીધી.

આમ તો તે વૃધ્ધ પુરૂષને કોઈ મદદ કરવા જાત નહિ પણ જ્યારે કોઇ મોટા પુરૂષ જેને સહાય કરે તેને સૌ સહાય કરવા જાય છે. महाजनो येनगत : स पन्था : । ઘરમાં કોઈ માણસ બિમાર હોય અને તેના ઘરનો મુખ્ય માણસ સંભાળ લે તો ઘરના બધા ખડા પગે તેની ચાકરી કરે છે, તેમ અહીં કૃષ્ણવાસુદેવે વૃધ્ધ પુરૂષની એક ઇંટ ઉપાડી તો બધા માણસોએ એકેક ઇંટ ઉપાડી. તેથી તેનું કામ ક્ષણવારમાં પતી ગયું. આથી વૃધ્ધ માણસને ખૂબ આનંદ થયો ને તેની આંખો હર્ષનાં આંસુથી છલકાઈ ગઈ. તે કૃષ્ણવાસુદેવના ચરણમાં પડીને તેમનો ઉપકાર માનતો કૃતજ્ઞતા પ્રગટ કરતો કૃષ્ણજીનો જયજયકાર બોલાવવા લાગ્યો. કૃષ્ણવાસુદેવે વૃધ્ધને સહાય કરીને મોટા રાજાઓ તથા શ્રીમંતોને ગરીબો પ્રત્યે વાત્સલ્યતા, કર્તવ્યપારાયણતા અને પરોપકાર કરવાનો બોધ આપ્યો છે. હવે કૃષ્ણવાસુદેવ નેમનાથ ભગવાનના દર્શન કરવા જશે ને ત્યાં શું બનશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર :– "વિરાટ નગરીમાં નટીના રૂપમાં અર્જુનનો પ્રવેશ" :–** કંચુકી પહેરી, સુંદર રીતે માંથુ ઓળી, બંને કાનમાં કુંડળ પહેરી, આંખમાં અંજન આંજી, સુંદર નટીનો વેશ ધારણ કરીને અર્જુને રાજમહેલમાં પ્રવેશ કર્યો ને ઝરૂખા પાસે જઇને ઉભા રહ્યા. તેનું રૂપ ખૂબ સુંદર હતું પણ તેનામાં કંઇક વિચિત્રતા દેખાતી હતી એટલે લોકો તેને ધારી ધારીને જોવા લાગ્યા. રાજાએ તેને આશ્ચર્યપૂર્વક પૂછયું–તું કોણ છે ?

તારી આકૃતિ સ્ત્રી પુરૂષ કરતાં જુદી દેખાય છે. તો તું સ્ત્રી છે કે પુરુષ? જો પુરૂષ હોય તો તેં સ્ત્રીનો વેશ શા માટે પહેર્યો છે? ત્યારે અર્જુને કહ્યું-હે મહારાજા! હું સ્ત્રી પણ નથી ને પુરૂષ પણ નથી. હું નપુંસક છું ને આ પૃથ્વી ઉપર સ્ત્રીના વેશમાં ફરું છું રાજા કહે ઠીક, તો તમે કયાંથી આવો છો? ત્યારે અર્જુને કહ્યું કે હું યુધિષ્ઠિર મહારાજાના રાજ્યમાં રાજ્યભૂષણ નાટયાચાર્ય હતો. હું સંગીતકળામાં પ્રવીણ છું ને બૃહન્નટ મારું નામ છે, ત્યારે રાજાએ પ્રસન્ન થઈને સુવર્ણથી તેનો સત્કાર કરીને કહ્યું કે તમે મારા રાજ્યમાં રહી જાઓ ને મારી પુત્રી ઉત્તરાને નાટ્યકળા અને સંગીતકળા શીખવાડજો. રાજાએ પોતાની પુત્રીને શિક્ષણ આપવા માટે અર્જુનને રાખ્યો. કુંવરીને અભ્યાસ કરાવવા માટે નવી નાટયશાળા બનાવી.

એક દિવસે એક તેજસ્વી પુરૂષ (નકુળ) હાથમાં ચાબૂક અને રસ્સી લઈ કમર બાંધીને રાજમહેલ પાસેથી નીકળ્યો. રાજાની દૃષ્ટિ તેના ઉપર પડી એટલે નોકર દ્વારા તેને બોલાવીને કહ્યું-ભાઇ! તું કોણ છે? એટલે નકુળે કહ્યું-સાહેબ! હું ઘણે દૂરથી આવું છું. મારું નામ તંત્રીપાલ છે. હું યુધિષ્ઠિર મહારાજાના રાજ્યમાં અશ્વસેનાધીશ હતો. હું અશ્વશાસ્ત્રનો જ્ઞાતા છું. એટલે અશ્વના લક્ષણ, ચિકિત્સા તથા અશ્વને દોડાવવાનું દરેક કાર્ય જાણું છું. નકુલની વાત સાંભળીને રાજાએ કહ્યું કે તમારી આકૃતિથી તમારું જ્ઞાન દેખાઈ આવે છે. છતાં તમે મને ઘોડા ઉપર બેસીને સ્વારી કરી બતાવો. નકુલે ઘોડા ઉપર બેસીને સ્વારી કરી. ઘોડાના લક્ષણ બતાવ્યા. રાજાએ પરીક્ષા કરીને સુવર્ણથી તેનો સત્કાર કરીને નકુલને અશ્વશાળાનો મુખ્ય સંરક્ષક બનાવ્યો.

હવે પાંચમા ભાઇ સહદેવનો વારો આવ્યો. એક દિવસ માથે કપડાનો ટુકડો બાંધીને હાથમાં એક લાંબી લાઠી લઈને ગોવાળના રૂપમાં જતાં રાજાએ તેને જોયો. પછી તેને બોલાવીને પૂછયું કે તમે કોણ છો ને કયાંથી આવ્યા છો? સહદેવે કહ્યું કે હું પાંડવોને ત્યાં ગોકુળનો અધિકારી હતો. હું ગાયોના લક્ષણ તથા ગાયોની ચિકિત્સા વિગેરે કરવાનું કામ જાણું છું, અને ગ્રંથિક મારુ નામ છે, પણ અમારા પાંડવો વનવાસ ગયાં એટલે અમને દુર્યોધનની હકૂમત નીચે રહેવાનું ના ગમ્યું તેથી હું પાંડવોને શોધતો શોધતો અહીં આવ્યો છું. મચ્છ રાજાએ તેનો પણ સત્કાર કરીને તેને રાખી લીધો. પાંચેય ભાઇઓને જે કાર્યમાં નિયુકત કરવામાં આવ્યા તે બરાબર કરતા. આથી રાજા ખુશ થયા.

**"રાજમહેલમાં દાસીના રૂપમાં દ્રૌપદી":-** બંધુઓ! વિચાર કરો. પાંડવો મહાબળવાન છે, રાજસત્તાનું સિંહાસન ભોગવેલું છે પણ કર્મ કેવા ખેલ ખેલાવે છે! એક રાજાની સત્તા નીચે રહીને પુરોહિત, રસોઈયો, નાટયકાર, અશ્વપાલ અને ગોવાળનું કામ કરવું તે આ રાજકુમારો માટે જેવી તેવી વાત નથી, પણ મોટાભાઈનું વચન પાળવા માટે આટલું બધું કષ્ટ વેઠી રહ્યા છે. પાંચ ભાઈ તો ઠેકાણે પડી ગયા. ત્યાર બાદ સંકેત

પ્રમાણે એક દિવસ અત્યંત સૌંદર્યવાન અને સુંદર શણગાર સજનારી સતી દ્રૌપદી દાસીનો વેશ લઈને મચ્છ રાજાની મહારાણી સુદેષ્ણાના મહેલમાં આવી. આવી અત્યંત સુંદર સ્ત્રીને મહેલમાં આવેલી જોઇને સુદેષ્ણા રાણીની દાસીઓ આશ્ચર્યપૂર્વક તેને જોવા લાગી, અને દોડતી રાણી પાસે જઈને કહેવા લાગી કે બા સાહેબ! આપણા મહેલમાં કોઈ રૂપાળી રંભા જેવી સ્ત્રી આવી છે, એટલે રાણીએ દાસીઓ દ્વારા તે સ્ત્રીને પોતાની પાસે બોલાવીને આદરપૂર્વક આસન આપીને બેસાડી. તેનું રૂપ જોઇને રાણી મુગ્ધ બની ગઇ, અને પૂછયું કે હે બહેન! તારું રૂપ જોતાં લાગે છે કે તું કોઈ રાજકુટુંબમાં જન્મેલી છું ને કોઈ મહારાજાની મહારાણી હોય તેવી દેખાય છે. તો તું કયા રાજાની રાણી છે ને પગે ચાલીને અહીં શા માટે આવી છે? ત્યારે દ્રૌપદીએ કહ્યું કે મહારાણી! હું કોઇ રાજાની રાણી નથી પણ પાંડવોની રાણી દ્રૌપદીની દાસી છું, અને કૃષ્ણ મહારાજાની પટ્ટરાણી સત્યભામા પાસે પણ ઘણો વખત રહેલી છું. હું તેમને તેલ માલીશ કરીને સ્નાન કરાવતી હતી ને તેમનું દરેક કામ કરતી. એટલે સત્યભામા અને દ્રૌપદીને હું ખૂબ વહાલી હતી. બંનેનો મારા ઉપર ઘણો પ્રેમ હતો. હું નાનપણથી જ રાજાની રાણીઓ સાથે રાજમહેલમાં રહેલી છું, બાકી હું રાણી નથી પણ રાણીની દાસી છું. પાંડવો અને દ્રૌપદી વનમાં ગયા. દ્રૌપદી વગર મને ચેન ના પડયું, તેથી ફરતી ફરતી અહીં આવી છું. હું જાતિની માલણ છું. મારું નામ સૈરંધ્રી છે પણ તે લોકો મને માલિની માલિની કહીને બોલાવતા હતાં.

વિરાટ રાજાની મહારાણીએ કહ્યું બહેન! મને પણ તારા પ્રત્યે ખૂબ પ્રેમ આવે છે. તું ખુશીથી મારી પાસે રહે. મને ખૂબ આનંદ થશે પણ મારી એક વાત સાંભળ. તું ખૂબ રૂપાળી છે, એટલે ભૂલેચૂકે મહારાજા તને જોઇ જશે તો મને મનથી પણ ઇચ્છશે નહિ ને મારું સુખ લૂંટાઇ જશે. ત્યારે દાસીના રૂપમાં આવેલી દ્રૌપદીએ કહ્યું–હે મહારાણી! તમે તે ચિંતા ના કરો. હું શીયળવંતી છું. કદાચ કોઈ મારા ઉપર બળાત્કાર કરે તો મારા પતિ મહાન શક્તિશાળી ગાંધર્વ છે. તે તેને મારી જ નાંખે. માટે તમે ચિંતા ન કરો. આથી રાણીને સંતોષ થયો, અને તેને સારી રીતે દાગીના કપડા વિગેરે આપીને ખૂબ પ્રેમથી રાખે છે. બંનેને ખૂબ પ્રેમ થઈ ગયો છે. હવે આગળ શું બનશે તેના ભાવ અવસરે.



## વ્યાખ્યાન નં. ૧૦૬

કારતક સુદ ૭ ને ગુરૂવાર તા. ૧૭-૧૧-૭૭

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! આપણે અંતગડ સૂત્રના આઠમા અધ્યયનનો અધિકાર ચાલે છે. ગજસુકુમાલ અણગારને આત્મસ્વરૂપની પીછાણ થઈ તેથી સંયમ માર્ગ અપનાવીને આત્મસાધના સાધી ગયા. આત્માને પોતાના સ્વરૂપની પીછાણ થયા પછી બીજી કોઇ પણ પ્રવૃત્તિમાં આનંદ આવતો નથી.

"નિજ સ્વરૂપને જાણ્યા પછી, કંઈ જાણવાનું ના રહે,
આત્મસુખ માણ્યા પછી, કંઇ માણવાનું ના રહે."

દુનિયામાં માનવીને ઘણું જાણવાનું ને માણવાનું મન થાય છે પણ જ્ઞાનીપુરૂષો અનુભવ કરીને કહે છે કે પોતાના સ્વરૂપને એક વખત જાણ્યા પછી અને આત્માનું અલૌકિક સુખ માણ્યા પછી તેને દુનિયામાં કોઈ ચીજ જાણવાનું કે માણવાનું મન થતું નથી. આત્મસ્વરૂપને પામેલો સમ્યક્દૃષ્ટિ જીવ ભલે કર્મના ઉદયથી સંસારમાં ખૂંચેલો હોય, સંસારના અનેક કાર્યો કરતો હોય પણ અંતરથી તેને રસ આવતો નથી. માત્ર શરીરથી તે સંસારમાં રહ્યો હોય છે પણ એનો અંતરાત્મા તો પરમાર્થને ઝંખતો હોય છે, ચાહે તે ઉંઘતો હોય, જાગતો હોય, વહેપાર આદિ ગમે તે કાર્ય કરતો હોય પણ એનું મન તો નિરંતર પરમાર્થને ઝંખતું હોય છે. લીલો ચારો ચરવા માટે ગાયો વનવગડામાં ફરતી હોય છે પણ તેનું ચિત્ત તેના વાછરડામાં હોય છે તેમ સમકિતી આત્મા સંસારની દરેક પ્રવૃત્તિ કરતો હોય છતાં તેનું ચિત્ત સદા આત્મકલ્યાણ તરફ હોય છે, આ રીતે ગજસુકુમાલ મુનિના દર્શન કરવા માટે જેનું ચિત્ત તલસી રહ્યું છે તેવા કૃષ્ણવાસુદેવે ભગવાનના દર્શને જતાં વૃધ્ધ માણસને સહાય કરી તો તેને કેટલો આનંદ થયો! આ રીતે આપ બધા જીવનમાં સરળતા, નમ્રતા, દયા, પરોપકાર વિગેરે ગુણો કેળવો તો તમારું જીવન પવિત્ર બની જશે. માતાપિતાઓનું દિલ પણ આવા ગુણવાન, વિનયવંત, આજ્ઞાંકિત સંતાનોને જોઈને ઠરી જાય છે. અહીં મને રામાયણનો એક પ્રસંગ યાદ આવે છે.

જ્યારે રામચંદ્રજીને રાજતિલક કરવાનું હતું ત્યારે દશરથ રાજા કૈકેયીની પાસે ગયા હતા. રામને ગાદીએ બેસાડીને દશરથ રાજાને દીક્ષા લેવી હતી. કૈકેયીએ અવસર જોઈને દશરથ રાજાને કહ્યું-નાથ! તમે તો સંસાર છોડીને જાઓ છો પણ મારા લગ્ન પછી મેં આપને સહાય કરી હતી તે વખતે આપે ખુશ થઈને મને વચન માંગવા કહેલું પણ મેં આપની પાસે વચન માંગવાનું બાકી રાખ્યું છે તે આપને યાદ છે ને? દશરથ રાજાએ કહ્યું-હા, કૈકેયી, મને બરાબર યાદ છે. મારે સંસાર છોડીને જવું છે તો શા માટે તારા વચનનું ઋણ માથે રાખીને જવું? તારે જે જોઈએ તે ખુશીથી

માંગી લે, પણ મારી દીક્ષામાં અંતરાય પડે તેવું ન માંગતી. દશરથ રાજાના મનમાં એમ હતું કે એ માંગી માંગીને શું માંગશે? હીરા, માણેક, મોતી, ધન, મહેલ, બહુ તો રાજ્ય માંગશે. એથી અધિક શું માંગશે? તો મારે તો હવે બધું છોડીને જવું છે તો ભલે, તેની જે ઇચ્છા હોય તે માંગી લે, પણ મારી દીક્ષા અટકે તેવું ન માંગે તો સારું. ત્યાં તો કૈકેયી બોલી નાથ! જો આપને દીક્ષા લેવી છે તો અયોધ્યાનું રાજસિંહાસન મારા ભરતને આપો ને રામને ચૌદ વર્ષ વનવાસ આપો.

કૈકેયીના શબ્દો સાંભળીને દશરથ રાજાની સાથે ગયેલા માણસોના મનમાં પણ એમ થઈ ગયું કે આ શું? પાટવીપુત્ર રામ રાજ્યનો વારસદાર બેઠો હોય છતાં ભરતને રાજગાદી મળે? પુત્રના મોહ ખાતર કેટલો ભયંકર અન્યાય! પણ દશરથ રાજાએ સ્હેજ પણ સંકોચ રાખ્યા વિના કહી દીધું કે હે કૈકેયી! આખું અયોધ્યાનું રાજ્ય હું તારા ભરતને આપી દઉં છું. રાજ્ય ભરતને આપી દીધા પછી દશરથ રાજાના મનમાં વિચાર થયો કે રાજ્યનો વારસ રામ હોવા છતાં ભરતને રાજ્ય આપી દીધું, તો મારે એને એમ પૂછવું તો જોઈએ ને કે હું ભરતને રાજ્ય આપું? એટલે તરત દશરથ રાજાએ રામ લક્ષ્મણને બોલાવ્યા. પિતાજીની બૂમ સાંભળીને વિનયવંત પુત્રોએ કહ્યું, જી પિતાજી! એમ બોલતા દોડીને પિતાજીની પાસે આવી નમન કરીને ઉભા રહ્યા.

**"રામ લક્ષ્મણની પવિત્રતા ઉપર દશરથ રાજાનો આત્મવિશ્વાસ :-"** વિનયવંત શિષ્યો કે પુત્રો પોતાના ગુરૂ કે માતા-પિતા બોલાવે ત્યારે તેમનો અવાજ સાંભળીને તરત જી કહે પણ મૌન ન રહે, અને બીજું ગમે તે કાર્ય કરતાં હોય તે પડતું મૂકીને તરત હાજર થઈ જાય. આ વિનયવંતના લક્ષણ છે. રામ-લક્ષ્મણ ખૂબ વિનયવંત હતા. દશરથ રાજાને શ્રધ્ધા હતી કે ભલે મેં રામને પૂછયા વિના ભરતને રાજ્ય આપી દીધું પણ મારો રામ બિલકુલ આનાકાની નહિ કરે. દશરથ રાજાએ કહ્યું- હે મારા વહાલા દીકરાઓ! મેં તમને અહીં બોલાવ્યા તેનું કારણ એ છે કે જ્યારે કૈકેયી સાથે મારું લગ્ન થયું ત્યારે મેં તેને એક વચન આપ્યું હતું. તેણે તેને થાપણ તરીકે રખાવ્યું હતું તે આજે માંગ્યું. તેમાં તેણે એ માંગણી કરી કે ભરતને અયોધ્યાનું રાજ્ય આપો ને રામને ચૌદ વર્ષ વનવાસ મોકલો. એટલે મેં ભરતને રાજ્ય આપી દીધું છે. તો બેટા! રાજ્યનો સાચો હક્કદાર તો તું છે પણ મેં દીક્ષા લેતી વખતે ઋણમાંથી મુક્ત થવા માટે ભરતને રાજ્ય આપી દીધું છે તો તેમાં તું સંમત છે ને? આ પ્રમાણે દશરથ રાજા રામના મુખ સામે જોઇને બોલ્યા, ત્યારે રામનું મુખ સ્હેજ ઉદાસ થઇ ગયું.

**"દશરથ રાજાની શંકા" :-** આ જોઈને દશરથ રાજાના મનમાં થયું કે મેં ભરતને રાજ્ય આપ્યું તે રામને ગમ્યું નથી. તેથી તેના દિલમાં ખેદ થયો છે. એટલે તૂટતા હૈયે બોલ્યા-બેટા રામ! તું દુઃખી ન થઈશ. તું ખોટું ન લગાડીશ. રાજ્યનો સાચો

હકદાર તો તું જ છે, પણ મારે કૈકેયીને આપેલું વચન પાળવા ખાતર તારો હક્ક જતો કરવો પડયો છે. આ શબ્દો સાંભળી રામ વધુ ઉદાસ થઈને બોલ્યા– પિતાજી ! આપ મને ઉદાસ જોઈને એમ માનો છો કે મને રાજ્ય નથી મળ્યું તેનું મારા દિલમાં દુઃખ થયું છે ! ના, એમ નહિ માનતા. મારી ઉદાસીનતાનું કારણ એ છે કે હું હજુ સાચો પિતૃભક્ત નથી બની શકયો. એ આજે મને સમજાયું. આપને મને પૂછવું પડયું તે હજુ મારામાં ખામી છે. જો હું સાચો પિતૃભક્ત હોઉં તો આપને મને આ રીતે કહેવું પડે ખરું ? પિતાજી ! આપ મને રાજ્ય આપો કે ભરતને આપો, સરખું જ છે ને ? અમે કયાં જુદા છીએ. આ તો આપે ભરતને રાજ્ય આપ્યું પણ કદાચ આ મહેલના પહેરેગીરને રાજ્ય આપી દો તો પણ શું ? આપ રાજ્યના માલિક છો. આપની ઇચ્છા હોય તેને આપી શકો છો. જુઓ કેવા વિનયવંત દીકરા છે !

રામે કહ્યું–પિતાજી ! આપ જે કરો તે અમને મંજુર છે. આપ ભરતને અયોધ્યાના મહારાજા બનાવશો તો હું અયોધ્યાપતિ ભરતનો છડીદાર બનીશ. તે જ વખતે લક્ષ્મણે પણ કહ્યું–પિતાજી ! જો મોટાભાઈ અયોધ્યાપતિ ભરત મહારાજાનો છડીદાર બનશે તો આ લક્ષ્મણ અયોધ્યાપતિ ભરતેશ્વરનો ચામરધર બનશે. પુત્રોની વાત સાંભળતાં દશરથ રાજાની આંખમાં હર્ષનાં આંસુ આવી ગયા, ત્યારે ભરત સામે જ બેઠો હતો. વૈષ્ણવ રામાયણમાં એમ કહ્યું છે કે આ વખતે ભરત મોસાળ ગયા હતા પણ જૈન રામાયણમાં એવું નથી કહ્યું. આ બનાવ ભરતથી સહન ન થયો. તેને મન રાજગાદી અંગારા સમાન લાગી. અરેરે....મારી માતાએ આવી માંગણી કરી ! ભરતનું અંતર રડી રહ્યું હતું. રામચંદ્રજી તો પિતાજીનું વચન પાળવા વનવાસ ગયા. સાથે લક્ષ્મણ અને સીતા પણ ગયા. પછી ચારે તરફથી લોકો કૈકેયીને ફીટકાર આપવા લાગ્યા કે પોતાના પુત્રને રાજ્ય આપવા માટે કૈકેયીએ કેવો અન્યાય કર્યો ! લોકોના વચનો કૈકેયીને તીરની જેમ ખૂંચતા હતા. બીજી બાજુ ભરત પણ માતાને ઠપકો આપવા લાગ્યો કે હે માતા ! તેં આ શું કર્યું ? તારા જ પાપે મારા મોટાભાઈને વનવાસ જવું પડયું ને ? ધિક્કાર છે મને કે એક પુત્રની પાછળ મોહાંધ બનીને આવું અકાર્ય કરનારી માતાની કુંખે મારો જન્મ થયો !

**"રામ પાછળ આંસુ સારતાં દોડેલા ભરત"** :– રામચંદ્ર અને ભરત વચ્ચે અજબ ભાતૃસ્નેહ હતો. રામના ગયા પછી ભરતને રાજ્ય શ્મશાન જેવું દેખાવા લાગ્યું. કયાંય ચેન પડયું નહિ, ત્યારે તેના મનમાં થયું કે હજુ મારો રાજ્યાભિષેક કયાં થયો છે ? હું ગમે તેમ કરીને મારા મોટાભાઈને બોલાવી લાવું. ભાઈને પાછા અયોધ્યામાં લઈ આવવા ભરત વનમાં ચાલ્યો. ચાલતાં રાત પડી ગઈ. વચમાં ભારદ્વાજ ઋષિનો આશ્રમ આવ્યો. ભરત ત્યાં રાત રોકાયો પણ ઉંઘ આવતી નથી. આખી રાત વારંવાર તેના મુખમાંથી નિસાસાના ઉંકારા નીકળતા હતા. ભાર[illegible] ઋષિ તેની આ [illegible]

સૂતા હતા. તેમણે પૂછયું-બેટા! તું શા માટે આટલા બધા નિસાસા નાંખે છે? તને કેમ ઉંઘ આવતી નથી? તને શું દુઃખ છે? ભરતે કહ્યું-મહારાજ! આ દુનિયામાં મારા જેવો કોઈ દુઃખી નહિ હોય. મારા દુઃખની શી વાત કરું? મને એક જ વિચાર આવે છે કે હવે મારા વડીલ બંધુ રામના અંતરમાં મારું સ્થાન હશે ખરું? કારણ કે મારા પ્રત્યેના મોહના કારણે મારી માતાએ રાજ્ય માંગ્યું ને મોટાભાઈને વનવાસ આપ્યો. તેઓ વનમાં ચાલ્યા ગયા પણ તેમના મનમાં તો એમ જ થશે કે માતાને આ પ્રમાણે શીખવાડીને ભરતે રાજ્ય લઈ લીધું છે. એટલે હવે તેમના દિલમાં મારું સ્થાન ક્યાંથી હોય? ભગવાન તુલ્ય પવિત્ર મોટાભાઇના દિલમાં જો મારું તલ જેટલું પણ સ્થાન ન હોય તો મારું જીવતર ધૂળ થઇ ગયું. રડતા ભરતે નિઃસાસો નાંખતા પૂછયું કે હે ઋષિશ્વર! મારા મોટાભાઇ વનવાસ જતાં અહીં રાતવાસો રહ્યા હતા? ઋષિ કહે હા. તો શું મારા ભાઈના હૃદયમાં મારું સ્થાન છે?

ઋષિએ કહ્યું-ભરત? તમે શોક ન કરો. રામના હૃદયમાં અણુઅણુમાં તમારું સ્થાન છે. આ સાંભળી ભરતના અંતરમાં આનંદ થયો ને ખૂબ આતુરતાથી પૂછયું-મારા મોટાભાઇ શું કહેતાં હતા? ઋષિએ કહ્યું-ભરતજી! સાંભળો. સવારે હું અને રામચંદ્રજી સામેના તળાવે સ્નાન કરવા માટે ગયા હતા. સ્નાન કર્યા પછી રામ પૂર્વ દિશા તરફ મુખ રાખીને ઉભા રહીને બોલવા લાગ્યા. જંબુદ્વીપે ભરત....આટલું બોલીને અટકી ગયા, ને તેમની આંખોમાંથી દડદડ આંસુ વહેવા લાગ્યા. થોડીવારે સ્વસ્થ થઈને પાછા બોલ્યા-જંબુદ્વીપે ભ....ર....ત, માંડ માંડ ભરત બોલ્યા ને અટકી ગયા ને તેમનું હૈયું ભરાઈ ગયું. હે ભરત! આ ઉપરથી હું અનુમાન કરીને કહું છું કે રામચંદ્રજીના હૃદયમાં તમારું સ્થાન સ્હેજ પણ ઓછું નથી થયું. હતું તેવું જ સ્થાન છે. જો તમારા પ્રત્યે પ્રેમ ન હોય તો તમારું નામ બોલતાં એમની આંખમાં આંસુ શા માટે આવે? માટે તમે ચિંતા ના કરો. બેફિકર બનીને રામચંદ્રજી પાસે જાઓ, એટલે ભરત હર્ષભેર રામચંદ્રજી પાસે ચાલ્યા.

આપણે પણ એવી જ વાત ચાલે છે. જેવો રામચંદ્રજીને લક્ષ્મણ અને ભરત ઉપર પ્રેમ હતો તેવો જ પ્રેમ કૃષ્ણવાસુદેવને તેમના લઘુભાઈ ગજસુકુમાલ પ્રત્યે છે. તેથી હર્ષભેર દર્શન કરવા માટે જઈ રહ્યા છે. "तए णं से कण्हे वासुदेवे बारावईए णयरीए मज्झं मज्झेणं णिगच्छइ, णिगच्छित्ता जेणेव अरहा अरिट्ठनेमि तेणेव उवागच्छइ, उवागच्छित्ता जाव वंदइ नमंसइ।" વૃધ્ધપુરૂષને સહાય કર્યા પછી કૃષ્ણવાસુદેવ દ્વારકા નગરીના મધ્યભાગમાં થઈને નીકળ્યા અને જ્યાં અરિહંત અરિષ્ટનેમિ ભગવાન બિરાજતા હતા ત્યાં જઈને ભગવાનને તિક્ખુત્તોનો પાઠ ભણી વંદન નમસ્કાર કર્યા. ભગવાનના દર્શન કરીને એક પછી એક સંતોને વંદન કરવા લાગ્યા. વંદન કરતા કરતા ક્યાંય નવદીક્ષિત ગજસુકુમાલ અણગાર ન દેખાયા.

એટલે કૃષ્ણ વાસુદેવ નેમનાથ ભગવાન પાસે આવ્યા અને ભગવાનને વંદન નમસ્કાર કરીને પૂછયું "कहि णं भन्ते! से मम सहोयरे भाया गयसुकुमाले अणगारे? जण्णं अहं वंदामि नमंसामि।" જુઓ. કૃષ્ણવાસુદેવમાં કેટલે વિનય અને સભ્યતા છે! તેમણે બીજા કોઈ નાના સંતોને ન પૂછયું કે મારો ભાઈ કયાં છે? એ તો સીધા ભગવાન પાસે આવ્યા ને પૂછયું-હે મારા ત્રિલોકીનાથ ભગવંત? હે કરૂણાના સાગર! મારા સહોદર લઘુ બાંધવ ગજસુકુમાલ અણગાર કયાં છે? હું તેમને વંદન નમસ્કાર કરવા ચાહું છું. ભાઈ પ્રત્યે પ્રેમનો કેટલો ઉભરો છે! કેટલું વાત્સલ્ય છે! કૃષ્ણને પોતાના ભાઈ નવદીક્ષિત ગજસુકુમાલ અણગારના દર્શન કરવાની અધીરાઈ આવી છે. હવે નેમનાથ ભગવાન શું જવાબ આપશે તેના ભાવ અવસરે.

ચરિત્ર:- પાંચ પાંડવો અને દ્રૌપદી છ એ જણા વિરાટ રાજાના રાજ્યમાં ખૂબ પ્રમાણિક રીતે રહે છે. આથી મચ્છ રાજાને ખૂબ સંતોષ થયો. દરેક પોતાનું કાર્ય બરાબર કરે છે. રાજાની કુંવરી ઉત્તરાને બૃહન્નટે સંગીતકળા બરાબર શીખવાડી. આથી તેની ખૂબ પ્રશંસા થઈ. બધા મોડી રાત્રે ખાનગીમાં એકબીજાને મળતા તેમજ કુંતામાતાની બરાબર ખબર રાખતા હતા. આ રીતે દિવસો પસાર કરી રહ્યા છે. દ્રૌપદી રાણીની ખૂબ સેવા કરતી, તેથી તે રાણીને ખૂબ પ્રિય થઈ પડી. રાજા તરફથી પાંચ પાંડવોને અને રાણી તરફથી દ્રૌપદીને ઘણું ઈનામ આપવામાં આવતું હતું. આ રીતે આનંદથી રહેતા હતા.

એક દિવસ રાણીનો ભાઈ કીચક રાણીના મહેલે આવ્યો અને દ્રૌપદીને જોતાં મોહાંધ બન્યો ને વિચાર કરવા લાગ્યો કે મારી બહેનની દાસીને મારી રાણી બનાવું. આથી કીચકે પોતાની દાસીને સૈરન્ધ્રી પાસે મોકલી. સૈરન્ધ્રીને ઘણા માલિની કહીને બોલાવતા. દાસીએ માલિનીને કહ્યું કે હે માલિની! હું તને તારા હિત માટે એક ગુપ્ત વાત કહેવા આવી છું. મચ્છ રાજાનો સાળો કીચક નવયુવાન છે. તેનું રૂપ તો જાણે કામદેવ જોઈ લો. એ કીચકે તને એક દિવસ જોઈ છે, તેથી તે તારા રૂપમાં આસકત બનેલો છે. એટલે તારી સાથે પરણવા ઇચ્છે છે. તારા વિરહની વેદનાથી એના અંગમાં દાહ જવર જેવી ભયંકર બળતરા ઉપડી છે. તે તારા સ્પર્શરૂપી ઔષધિ મળતાં શાંત થશે. હે દાસી! તારા તો ભાગ્ય ખુલી ગયા. કીચક રૂપમાં કામદેવ જેવો છે, તે ખૂબ હોંશિયાર છે વળી મહારાજાનો સાળો છે. એ તને દિલથી ચાહતો હોય ત્યાં શું બાકી રહે! માટે હે માલિની! તું આ વાતનો સ્વીકાર કરીને મારી સાથે ચાલ. આ સાંભળીને માલિનીને ખૂબ ક્રોધ આવ્યો. ક્રોધથી લાલચોળ થઇને કહ્યું-હે દાસી! તું આ શું બોલી રહી છે? તને શરમ નથી આવતી? તારા નાક અને કાન કાપી લઉં તો પણ પાપ ન લાગે. ચાલી જા અહીંથી. મને તો લાગે છે કે કીચક મરવા માટે જ મારા હાથનો સ્પર્શ ઈચ્છી રહ્યો છે? શું સિંહણનાં સ્પર્શથી શિયાળ જીવતું રહી શકે ખરું? મારા પતિને કીચકના કાળા કામની ખબર પડી જશે તો જીવતો રહી શકશે નહિ. આ પ્રમાણે કહીને દ્રૌપદીએ દાસીને ધક્કો મારીને બહાર કાઢી.

દાસી રડતા મુખે ઘેર ગઈ. તેથી કીચકે તેને ખૂબ હિંમત આપી અને ફરીને હીરા, માણેક, મોતીના દાગીના તથા કિંમતી વસ્ત્રો વિગેરે ખૂબ લઈને મોકલી. ફરીને દાસી ધ્રુજતા ધ્રુજતા બોલી કે હે માલિની! તને કીચક ખૂબ ચાહે છે. તારા વગર તે ઝૂરી રહ્યો છે. તું જો તો ખરી. તારા માટે કીચકે કેટલું મોકલાવ્યું છે! હવે તું દાસીપણાના કામ મૂકીને મહારાણી બન. તારા માટે કીચક બધી રીતે તૈયાર છે. આ વાત સાંભળીને દ્રૌપદીએ દાસીને લાત મારીને કાઢી મૂકી. હવે દ્રૌપદી એક દિવસ રાણીના કામે ક્યાંક જતી હતી ત્યારે કીચક પણ બહાર નીકળ્યો. એકાંત સ્થાન જોઈને કીચકે તેનો હાથ પકડયો, ત્યારે દ્રૌપદીએ ક્રોધમાં આવીને કહ્યું–હે પાપી! હવે તારું મોત નજીક આવ્યું લાગે છે. તેથી તને આવી દુર્મતિ સૂઝી છે. આમ કહીને પોતાનો હાથ ખેંચીને ભાગી ગઈ. એટલે કીચકે પાછળથી તેને લાત મારીને પાડી નાંખી અને પોતે ભાગી ગયો, ત્યારે દ્રૌપદીએ રડતી રડતી રાજસભામાં જઈને કહ્યું–હે મહારાજા! અમારા ગરીબનો પોકાર સાંભળો. આપનો સાળો થઈને એક સ્ત્રી સામે કુદૃષ્ટિ કરે ને લાત મારીને કોઈ સ્ત્રીને ફેંકી દે તે શું તેની રીત છે? આપના સ્નેહીજનો જ્યારે આવો અન્યાય કરશે તો પછી બીજા લોકો શું નહિ કરે? હવે હું કોના શરણે જાઉં? મારો પતિ મહા બળવાન છે પણ અત્યારે અહીં હાજર નથી. જો એ અહીં હોત તો કીચકને ક્યારનો કચરી નાંખ્યો હોત. એમ કહીને રડવા લાગી.

**"સભામાં બેઠેલા ભીમને જાગેલો ક્રોધ":–** આ વખતે ભીમ પણ સભામાં બેઠો હતો. ધર્મરાજા પુરોહિત બનીને બેઠા હતાં. ભીમથી આ સહન થયું નહિ. તે ધર્મરાજા સામે દૃષ્ટિ કરીને ઉઠવા ગયો પણ ધર્મરાજાએ ઈશારાથી ના પાડી એટલે તે પાછો બેસી ગયો. મચ્છરાજા પોતાના સાળાની વાત હતી એટલે મૌન બેસી રહ્યા. માલિનીની વાત ઉપર કંઈ ધ્યાન આપ્યું નહિ ને સભા બરખાસ્ત કરી. માલિનીને ખૂબ દુઃખ થયું કે હું પાંચ પાંચ પતિની પત્ની અને મારી આ દશા થાય છતાં કોઈ કાંઇ ન બોલે! દુષ્ટ દુર્યોધન ભરસભામાં નગ્ન કરવા ઉઠયો છતાં કંઈ ન બોલ્યા ને અહીં પણ રાજાનો સાળો આવું કરે છે છતાં પાંડવો બેસી રહ્યા છે. તેમના પુરૂષપણામાં ધૂળ પડી. દ્રૌપદીને ખૂબ ક્રોધ આવ્યો. હવે તે રાત્રે છાનીમાની ભીમના આવાસે જશે ને શું બનશે તેના ભાવ અવસરે.



## વ્યાખ્યાન નં. ૧૦૭

**કારતક સુદ ૮ ને શુક્રવાર** **તા. ૧૮-૧૧-૭૭**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! અનંતજ્ઞાની, કરૂણાના સાગર, ત્રિલોકીનાથ, શાસ્ત્રકાર ભગવંતે કેવળજ્ઞાન અને કેવળદર્શન પ્રાપ્ત થયા પછી જગતના જીવોને અજ્ઞાનરૂપી અંધકારમાંથી બહાર કાઢવા અને જ્ઞાનરૂપી પ્રકાશના પંથે લઈ જવા માટે સિધ્ધાંત રૂપ વાણીની પ્રરૂપણા કરી.

જ્ઞાની કહે છે જ્યાં સુધી ચેતન નિજ ઘરમાં પ્રવેશ નહિ કરે ત્યાં સુધી ચારિત્ર માર્ગ શું છે, ચારિત્રમાં કેવો આનંદ છે તેનું ભાન નહિ થાય, અને જ્યાં સુધી ભાન નહિ થાય ત્યાં સુધી ચારિત્ર માર્ગ અંગીકાર નહિ કરી શકે. તમે ચારિત્ર માર્ગમાં આવી શકતા ન હો તો ગૃહસ્થપણામાં પણ અનાસક્ત ભાવે રહો. આજે તો મોહમાયામાં મૂઢ બનેલા સંસારી જીવો માયાજાળમાં ફસાઈને રાગ વધારતા જાય છે. માની લો કે ચાર ડીગ્રી તાવ આવ્યો હોય પણ ધંધામાં ફુલ સીઝન છે તો ચાર ડીગ્રી તાવને ગણકારો છો કે દુકાને જઈને કામમાં લાગી જાઓ છો? તો શું તે વખતે તાવ ઉતરી ગયો? 'ના'. અશાતાનો ઉદય ચાલુ છે ને વેદન પણ છે, પણ ઉપયોગ તાવમાંથી ધંધામાં જોડાઈ ગયો એટલે વેદન હોવા છતાં તેને ખ્યાલ આવતો નથી. આવી રીતે જો ઉપયોગ આત્મ ભાવમાં જોડાઈ જાય તો કર્મબંધન થતું ઓછું થઈ જાય. જો ક્ષણે ક્ષણે આત્મામાં ઉપયોગ હશે તો કર્મ ભોગવવાના સમયે વેદન હોવા છતાં વેદનમાં રાગ-દ્વેષ નહિ થાય.

જ્યારે દુઃખ આવશે ત્યારે આત્મલક્ષી જીવ એવો વિચાર કરશે કે શરીર છે તો ઘડપણ છે, રોગ છે. આ શરીર ક્ષણે ક્ષણે પલટાવાવાળું છે, નાશ થવાવાળું છે. અશુચિનું ભરેલું છે. આવા શરીરમાં જીવ મમત્વ કરીને બેસી ગયો છે, પણ તેણે વિચાર કરવાની જરૂર છે કે હું કર્મના સંયોગથી શરીરમાં રહેવાવાળો આત્મા છું પણ શરીર તે હું નથી, હું શરીરથી પર એવો આત્મા છું. શરીર રોગી છે પણ આત્મા નિરોગી છે. આ રીતે શરીર પરથી ઉપયોગ છૂટી જશે તો અસહ્ય વેદનમાં પણ સમાધિ રહી શકશે. વેદન વેદવા સમયે જીવ એવો વિચાર કરશે કે મારા કરેલાં કર્મો મને ઉદયમાં આવ્યા છે. તેથી અસહ્ય વેદના હોવા છતાં આત્મામાં સ્થિરતા રહી શકશે. આપણે જેનો અધિકાર ચાલે છે તે ગજસુકુમાલ અણગારના માથે અંગારા મૂકયા છતાં આત્મામાં કેટલા સ્થિર રહી શકયા! અંગારા મૂકનાર ઉપર સ્હેજ પણ ક્રોધ કર્યો? 'ના', એને મોક્ષમાં જવા માટે સહાયક માનીને કેટલી અજબ ક્ષમા રાખી! કેવી એ આત્મમસ્તી હશે!

ગજસુકુમાલ અણગાર તો દીક્ષા લીધી તે જ દિવસે મોક્ષમાં સીધાવ્યા પણ કૃષ્ણ વાસુદેવ તો દોડતા દર્શન કરવા માટે આવ્યા. તમને પણ સાધુના દર્શન કરવાની ચાહના હોય છે ને? ભલે, ગમે તે સાધુ હોય, તમારા સગાવહાલાં ન હોય છતાં સાધુને જોઈને તમે

ગાંડાઘેલા થઇ જાઓ છો ને? કૃષ્ણવાસુદેવ કોઈપણ સાધુને જોતાં તો તેમનું હૈયું હરખાઈ જતું હતું તો પછી પોતાના સગાભાઈએ દીક્ષા લીધી હોય તો કેટલા ગાંડા ઘેલા થઇ જાય! એક રાત્રી છ મહિના જેવી ભયંકર પસાર કરીને હર્ષભેર સવારમાં દર્શન કરવા આવ્યા. ભગવાનને વંદન કરીને બીજા બધા સંતોના દર્શન કર્યા. બધા સંતોને જોયા પણ ક્યાંય પોતાના લઘુભાઈ નવદીક્ષિત ગજસુકુમાલ અણગારને જોયા નહિ, એટલે પાછા ભગવાન પાસે આવીને ભગવાનને વંદન કરીને પૂછે છે કે હે ત્રિલોકીનાથ! આપ મનમનની અને ઘટઘટની વાત જાણનારાં સર્વજ્ઞ છો. એટલે આપને હું શું પૂછવા આવ્યો છું તે આપે જાણી લીધું છે પણ મારા અંતરનો ઉભરો શમાવી શકતો નથી તેથી લાગણીવશ થઈને પૂછું છું કે એક માતાના ઉદરમાં આળોટેલા ને એક જ માતાનું દૂધ પીધેલા એવો મારો સહોદર નાનોભાઈ અને આપના નવદીક્ષિત શિષ્ય ગજસુકુમાલ અણગાર કેમ દેખાતા નથી? મારે તેમને વંદન નમસ્કાર કરવા છે.

બંધુઓ! જેમ ચાતક મેઘની રાહ જુએ છે તેમ ભગવાન શું કહેશે તે સાંભળવા માટે કૃષ્ણવાસુદેવ ભગવાનના સામું જોઇ રહ્યા છે, ત્યારે સર્વજ્ઞ પ્રભુ શું કહે છે. तए णं अरहा अरिट्ठनेमि कण्हवासुदेवं एवं वयासी साहिए णं कण्हा। गयसुकुमाले णं अणगारेणं अप्पणो अट्ठे। હે કૃષ્ણ! તમારા ભાઈ ગજસુકુમાલ અણગારે જે અર્થની સિદ્ધિ કરવા સંયમ લીધો હતો તે અર્થ તેમણે સિદ્ધ કરી લીધો છે. જુઓ, ભગવાન કેવી મર્મકારી ભાષા બોલ્યા! તમે તો જ્યાં અર્થની વાત આવે ત્યાં શું સમજશો? તમે તો અર્થ એટલે ધન જ સમજો ને..? પણ વિચાર કરજો, જેણે સંસારની સમગ્ર ઋદ્ધિ તણખલા તુલ્ય સમજીને દીક્ષા લીધી હોય, પૈસાને પથ્થર સમજીને પરિગ્રહની મમતા છોડી હોય તેને શું અનર્થની ખાણ જેવા અર્થનો મોહ હોય ખરો? જેને મોક્ષનું સ્વરૂપ સમજાઈ ગયું હોય તેને તો ઈન્દ્રની સમૃદ્ધિ પણ તણખલા તુલ્ય લાગે ને સંસારના સુખો અંગારાની ચાદર ઓઢી હોય તેવા લાગે. મોક્ષનાં સુખ આગળ સંસારના સુખો તુચ્છ છે. અત્યાર સુધી જીવે સંસારનું બધું સુખ ભોગવ્યું છે ને દુઃખ પણ ભોગવ્યું છે. તેમાં કંઈ સીમા રાખી નથી. માત્ર નથી મેળવ્યું મોક્ષનું સુખ. મોક્ષનું સુખ નિરૂપમ અને અદ્વિતીય છે. આચારાંગ સૂત્રમાં ભગવંત કહે છે કે उवमा जस्स न विज्जए મોક્ષના સુખને ઉપમા આપવા લાયક આ સંસારમાં કોઇ ચીજ નથી. ઉપમા કોની આપી શકાય? જેની આપણે ઉપમા આપીએ તેના જેવી દુનિયામાં બીજી કોઈ વસ્તુ હોવી જોઇએ. તમે ઘણીવાર છાશ પીતાં કહો છો ને કે આ છાશ દૂધ જેવી મીઠી છે. છાશ સામે દૂધ છે તો છાશને દૂધની ઉપમા આપી શકાય, પણ જેના જેવી બીજી કોઈ ચીજ ન હોય તેને શેની ઉપમા અપાય? તેમ મોક્ષના સુખને ઉપમા આપવા લાયક આ સંસારમાં એક પણ સુખ નથી, એટલે મોક્ષનું સુખ નિરૂપમ છે.

આજે ઘણાં તર્કવાદીઓ એમ કહે છે કે મોક્ષમાં તો કંઇ જ પ્રવૃત્તિ કરવાની

નહિ. નાટક સિનેમા કંઈ જોવાનું નહિ તો ત્યાં જઈને શું કરવાનું ? ઘુણવાનું ? (હસાહસ) અજ્ઞાની જીવોને ભાન નથી હોતું. તેથી તે આમ બોલે છે. બાકી તમારે નાટક સિનેમા જોવા માટે લાઈનમાં ઉભા રહીને પૈસા ખર્ચીને ટિકિટ લેવી પડે છે ત્યારે નાટક સિનેમા જોવા મળે છે, પણ સિધ્ધ ભગવંતો તો કોઈ જાતની ટિકિટ વિના એમના અનંત જ્ઞાનમાં ત્રણે લોકનું નાટક જોયા કરે છે. સિધ્ધ ભગવંતના સુખ આગળ સંસારના સુખો તુચ્છ છે. આવું જેને સમજાઈ જાય છે તેને એમ થાય છે કે હું કયારે આવું સુખ પ્રાપ્ત કરું ? એ માટે તે સંયમ લઈને સાધના કરે છે.

નેમનાથ ભગવાને કૃષ્ણવાસુદેવને કહ્યું કે ગજસુકુમાલ અણગારે જે અર્થ સાધવા સંયમ લીધો હતો તે અર્થ સાધી લીધો, ત્યારે કૃષ્ણવાસુદેવે ફરીને ભગવંતને પૂછયું કે "कण्हण भन्ते ! गजसुकुमालेणं अणगारेणं साहिते अप्पणो अट्ठे ?" હે ભગવંત ! ગજસુકુમાલ અણુગારે કેવી રીતે પોતાનો અર્થ સિધ્ધ કરી લીધો ? "तए णं अरहा अरिट्ठनेमी कण्हं वासुदेवं वयासी।" ત્યારે ધીર વીર અને ગંભીર એવા અરિહંત નેમનાથ ભગવંત કૃષ્ણવાસુદેવને કહે છે एवं खलु कण्हा। गजसुकुमालेणं अणगारे मम कल्लं पुव्वा वरण्हं काल समयसि वंदइ नमंसइ। હે કૃષ્ણ ! કાલે દીક્ષા લીધા પછી ચોથા પ્રહરે ગજસુકુમાલ અણુગાર મારી પાસે આવ્યા હતા ને મને વંદન નમસ્કાર કરીને "इच्छामिणं जाव उवसंपज्जिताणं जाव विहरइ।" તેમણે મારી સમક્ષ આ પ્રકારની ઈચ્છા પ્રગટ કરી હતી કે હે ભદંત ! જો આપની આજ્ઞા હોય તો હું મહાકાલ શ્મશાનમાં જઈને એક રાત્રીની ભિક્ષુ પ્રતિમાનું આરાધન કરવા ઇચ્છું છું.

ગજસુકુમાલ અણુગારની વાણીમાં ખૂબ નમ્રતા હતી. ભારોભાર વિનય ભર્યો હતો. એટલે તેમણે કહ્યું–હે ભગવંત ! આપની આજ્ઞા હોય, આપને મારામાં યોગ્યતા દેખાતી હોય તો મને આજ્ઞા આપો. આપની આજ્ઞા એ જ મારી ઈચ્છા છે. આપની આજ્ઞા એ જ મારા શ્વાસ અને પ્રાણ છે. આપની આજ્ઞા સિવાય મારે એક કદમ પણ આગળ જવું નથી. આ પ્રમાણે તેમણે મારી પાસે નમ્ર વિનંતી કરી. મને તેમનામાં પાત્રતા દેખાવાથી તેમની વિનંતીનો સ્વીકાર કર્યો ને કહ્યું–તમને જેમ સુખ ઉપજે તેમ કરો. એટલે મારી આજ્ઞા પ્રાપ્ત કરીને તે ગજસુકુમાલ અણુગાર મહાકાલ નામના શ્મશાનમાં જઈને ધ્યાનારૂઢ થઈને ઉભા રહ્યા.

ભગવાનના મુખેથી આ શબ્દો સાંભળીને કૃષ્ણવાસુદેવ તો આશ્ચર્યચકિત થઈ ગયાં કે અહો ! મારો લઘુ બંધવો કેટલો સુકોમળ છે ! તેની કાયા મખમલ જેવી કોમળ છે. તે કદી એકલો બહાર ગયો નથી ને અત્યારે એકલો રાત્રીના સમયે મહાકાળ શ્મશાનમાં ગયો ? મહાકાળ શ્મશાનનું નામ લેતા કંપારી છૂટે છે તેવી તે ભયાનક ભૂમિ છે. ત્યાં જઈને આખી રાત્રી ધ્યાનાવસ્થામાં કેવી રીતે પસાર કરી હશે ! એનામાં આટલું બધું સામર્થ્ય કયાંથી આવ્યું ? હજુ કૃષ્ણજી શું વિચારશે તેના ભાવ અવ-

ચરિત્ર :– "દ્રૌપદીનો ભીમ પાસે પોકાર :–" દ્રૌપદી કે જેનું નામ અત્યારે માલિની છે તે છાનીમાની રાત્રે ભીમના રસોડે ગઈ અને ભીમના પગનો અંગુઠો દબાવીને જગાડયો ને ત્યાં બેસી ઉંડા નિઃસાસા નાંખીને રડવા લાગી. એટલે ભીમે કહ્યું–દેવી ! તું શા માટે રડે છે ? ને ગભરાય છે ? શા માટે ઉંડા નિઃસાસા નાંખે છે ? ત્યારે માલિનીએ કહ્યું–નાથ ! રાજાના સાળા કીચકે મારા માથે કેવો ખરાબ વર્તાવ કર્યો છે ? એ શું તમે નથી જાણતાં કે હજુ બેસી રહ્યા છો ? તમારા જેવા શૂરવીર ક્ષત્રિયો પોતાની પત્નીનું અપમાન કેમ સહન કરી શકે ? દ્રૌપદીના આવેશયુક્ત વચનો સાંભળીને ભીમે કહ્યું– હે દેવી ! તું શાંત થા. જ્યારે તું સભામાં રડતી આવી અને તેં જે વાત કરી તે સાંભળીને હું એવો ગુસ્સામાં આવ્યો હતો કે કીચકને ત્યાં જ મારી નાંખત પણ મોટાભાઈએ ઈશારો કરીને મને બેસાડી દીધો, પણ હવે તું રડીશ નહિ. દ્રૌપદી કહે કે હું બધું સહન કરીશ પણ ચારિત્ર ઉપર થતો પ્રહાર સહન નહિ કરું.

દ્રૌપદીની વાત સાંભળીને ભીમ ગુસ્સાથી બોલ્યો કે હું તેને આવતી કાલે યમરાજાનો મહેમાન બનાવીશ અને તેમ ન કરું તો હું કુંતાનો જાયો નહિ ! પણ એ તારી પાછળ પાગલ બન્યો છે એટલે તે કાલે તારી પાસે આવશે ત્યારે તું તેને અર્જુનની નાટયશાળામાં રાત્રે આવવાનું કહેજે. હું તારો વેશ પહેરીને ત્યાં હાજર રહીશ. એ માલિની સમજીને મારી સાથે પ્રેમ કરવા આવશે ત્યારે આલીંગન કરવાના બહાને હું તેને બરાબર પ્રેમનો સ્વાદ ચખાડી દઈશ. પછી યમરાજાને ઘેર જઈને જેટલો પ્રેમ કરવો હશે તેટલો કરશે. (હસાહસ) આ પ્રમાણે ભલામણ કરીને દ્રૌપદીને મોકલી દીધી. બીજે દિવસે માલિની સારા શણગાર સજીને બહાર નીકળી ત્યારે કીચક ત્યાં આવ્યો ને માલિનીનો હાથ પકડીને કહે છે હું તને નહિ છોડું.

હે સૈરન્ધ્રી ! આવું સુંદર શરીર દાસીપણાનાં કામ કરવાને યોગ્ય નથી. માટે હું તારું દાસીપણું છોડાવીને તને મારી રાણી બનાવીશ. કેટલા દાસ દાસીઓ તારી સેવામાં હાજર રહેશે ને ખૂબ આનંદ આવશે. માટે મારી વાત માની લે, ત્યારે માલિનીએ મોઢું મલકાવીને કહ્યું–તમારી વાત સાચી છે. તમને મારા પ્રત્યે ખૂબ પ્રેમ છે તે હું સમજું છું, પણ હું તમારું પાણી જોતી હતી. હવે તમે મધરાત્રે નાટયશાળામાં આવજો. ત્યાં આપણે બંને મળીશું. આ સાંભળીને કીચક ખુશ ખુશ થઈ ગયો. બસ, હવે માલિની મારી રાણી બનશે ને હું તેની સાથે સુખ ભોગવીશ. બંધુઓ ! મોહદશા કેવી ભયંકર છે ! મોહમાં અંધ બનેલો માનવી કંઈ સમજી શકતો નથી. કીચકને માલિની પ્રત્યે મોહ છે એટલે એમ વિચાર ન કર્યો કે કાલે તો મારો કેટલો તિરસ્કાર કરતી હતી. મને ન કહેવાના શબ્દો કહેતી હતી ને આજે મારા ઉપર આટલો બધો પ્રેમ ક્યાંથી આવ્યો ? એ સમજી શકયો નહિ.

રાત પડી એટલે કીચકે નાહી ધોઈને સારા વસ્ત્રાભૂષણો પહેર્યા. શરીરે સેન્ટ છાંટયા, જાણે વરરાજા થઈને પરણવા જવાનું ન હોય! તેમ વરરાજા જેવો બનીઠનીને તૈયાર થયો, અને મેવા–મીઠાઈ, ફ્રુટ, વસ્ત્રાભૂષણો વિગેરે ઘણી ચીજો સાથે લઈને મધરાત્રે કીચક હર્ષભેર નાટયશાળામાં પહોંચી ગયો. ભીમ માલિનીનો વેશ પહેરીને અગાઉથી તરફથી નાટયશાળામાં જઈને સૂઈ ગયો હતો. નાટયશાળામાં દીવો કર્યો ન હતો. ઘોર અંધકાર હતો. ત્યાં આવીને કીચકે નાટયશાળાના દ્વાર ખખડાવ્યા. એટલે ભીમે સ્ત્રી જેવા સ્વરે કહ્યું, પધારો....પધારો. કીચક પ્રેમ વ્યક્ત કરતાં બોલ્યો–હે મારી પ્રાણપ્રિયા! આ તારા પ્રેમમાં પાગલ બનેલો તારો દાસ તારી સામે આવીને ઉભો છે. આવ, આપણે બંને પ્રેમ કરીએ. તારા હિમ જેવા શીતળ બાહુથી મને આલીંગન કરીને મારા તપી ગયેલા અંગોને શીતળ બનાવ, ત્યારે માલિનીના રૂપમાં ઉભેલા ભીમે મધુર સ્વરે પ્રેમથી કહ્યું હા, નાથ. હું પણ કયારની તમારી રાહ જોઈ રહી છું આવો આપણે મળીએ. આમ કહ્યું એટલે કીચકે માલિનીને આલીંગન કરવા હાથ લંબાવ્યો ને ભીમે પણ હાથ લંબાવ્યો. પરસ્પર એક બીજાના બાહુપાશમાં જકડાયા. ત્યાં કીચકના મનમાં થયું કે આ સ્ત્રી નથી. સ્ત્રીના વેશમાં કોઈ પુરૂષ છે, પણ હવે શું થાય? ભીમે હાસ્ય કરીને કહ્યું–મારા પ્રાણ નાથ! તમને આવતાં ખૂબ વાર લાગી. તમે તો મને ખૂબ વહાલાં છો. એમ પ્રેમભર્યા શબ્દો બોલતાં બોલતાં એવો જોરથી હાથ દબાવ્યો કે કીચકના મુખમાંથી ઉં....ઉં....કુ.... કુ.... થઈ ગયું. અને ભફાક કરતો ભોંય પડયો. (હસાહસ).

કીચકના મુખમાંથી ચીસ નીકળી ગઈ, પણ રાત્રે કોણ સાંભળે? ભીમે તેને કહ્યું દુષ્ટ! સાંભળી લેજે. હું માલિની નથી પણ તેનો પતિ છું. પરસ્ત્રી સામે કુદૃષ્ટિ કરી છે તો તેનો સ્વાદ ચાખી લે. કીચક મહામુસીબતે બોલ્યો કે મને જીવતો છોડીદો. હવે હું કદી આવું કાર્ય નહિ કરું. તમારી પાસે ક્ષમા માંગું છું. ભીમે કહ્યું કે તને ભગવાન ક્ષમા આપશે. હું નહિ આપું. એમ કહીને તેને લાત મારી કે તે ઉં....ઉં.... કરતાં કુ થઈ ગયો. ભીમે મડદાને ઉપાડીને રસ્તા વચ્ચે ફેંકી દીધું. સવાર પડતાં સૌ બોલવા લાગ્યા કે હાય....હાય આ તો રાજાનો સાળો છે. કોણે માર્યો? વાત બહાર પડતાં તેના સો ભાઈ દોડીને આવ્યા. કોણે માર્યો છે તે તપાસ ઘણી કરી પણ પત્તો ના પડયો, ત્યારે કોઈએ કહ્યું કે તમારો ભાઈ માલિની પાછળ પડયો હતો ને માલિની તેને કઠોર વચન કહેતી હતી. માટે માલિનીએ માર્યો લાગે છે. આથી સો ભાઈ વેર લેવા તૈયાર થયા, અને વિચાર્યું કે માલિનીને જીવતી કીચક ભેગી બાળી નાંખવી. હવે શું બનશે તેના ભાવ અવસરે.

## વ્યાખ્યાન નં. ૧૦૮

કારતક સુદ ૯ ને શનીવાર  તા. ૧૯-૧૧-૭૭

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! વિભાવને ટાળી સ્વભાવમાં રમણતા કરી કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યા પછી તીર્થંકર ભગવંતોએ દ્વાદશાંગી સૂત્રની પ્રરૂપણા કરી. તેમાં ગજસુકુમાલનો અધિકાર ચાલે છે. નેમનાથ ભગવાન પાસેથી જાણવાને અધીરા બનેલા કૃષ્ણજી પૂછે છે કે હે ભગવાન! આપની આજ્ઞા પ્રમાણે મારા લઘુબંધવાએ મહાકાલ શ્મશાનમાં જઈને બારમી પડિમા વહન કરી હતી. ત્યાં તેમણે અર્થસિધ્ધિ કેવી રીતે કરી? ત્યારે ભગવાન બોલ્યા-હે કૃષ્ણ! तए णं तं गयसुकुमालं अणगारं एक्के पुरिसे पासइ, पासित्ता आसुरत्ते जाव सिध्धे। તારો સહોદર નાનો ભાઈ અને મારા નવદીક્ષિત લઘુ શિષ્ય ગજસુકુમાલ અણગાર મહાકાળ શ્મશાનમાં ધ્યાન ધરીને ઉભા હતા. તેમને કોઈ એક પુરૂષે જોયા. જુઓ ભગવંતની વાણીમાં કેટલો બધો ઉપયોગ છે! પહેલાં એમ ન કહ્યું કે ગજસુકુમાલ અણગાર મોક્ષમાં ગયા પણ એમ કહ્યું કે પોતાનો અર્થ સાધ્યો અને અહીં પણ એમ કહ્યું કે ધ્યાનમાં ઉભેલા ગજસુકુમાલ અણગારને એક પુરૂષે જોયા. મહાનપુરૂષોની ભાષામાં કેવા અદ્ભૂત ભાવ હોય છે! ભગવાને એમ ન કહ્યું કે સોમિલ બ્રાહ્મણે જોયા. જ્ઞાની, ધીર અને ગંભીર પુરૂષો સામી વ્યક્તિને એકદમ આઘાત લાગે તેવી ભાષા ન બોલે. ભગવંતે અમને પણ કહ્યું છે કે હે સાધક! ભાષા સત્ય હોય પણ તેમાં પાપનું આવાગમન થતું હોય તો તેવી ભાષા તું બોલીશ નહિ.

तहेव फरुसा भासा, गुरु भूओवघाइणी।

सच्चा वि सा न वत्तव्वा, जओ पावस्स आगओ॥ દશ. સૂ. અ-૭ ગાથા ૧૧

આ રીતે કઠોર અને જીવોનો ઉપઘાત કરનારી સત્ય ભાષા હોય તો પણ ન બોલવી કારણ કે તેવી ભાષા બોલવાથી પાપ લાગે છે. દા. ત. પંચમહાવ્રતધારી સાધુ વિહાર કરીને જતાં હોય, તે જંગલમાં કોઇ વૃક્ષ નીચે વિસામો ખાવા બેઠા છે. તે વખતે એક સર્પ ત્યાંથી પસાર થયો. સાધુએ જોયું છે કે સર્પ આ તરફ ગયો છે. પાછળ વાદી દોડતો આવ્યો ને પૂછયું કે અહીંથી સર્પને જતાં જોયો છે? આ સમયે શું કહે? સર્પને જતાં જોયો છે પણ સત્ય બોલે તો વાદી સર્પને પકડીને મારી નાંખે તો જીવની હિંસા થાય છે, અને કહે છે કે મેં સર્પ જતાં જોયો નથી તો બીજું મહાવ્રત ભાંગે છે. આવો પ્રસંગ ઉપસ્થિત થાય ત્યારે સાધુ મૌન રહે પણ પાપકારી ભાષા બોલે નહિં. સાધુની ભાષા ઉપયોગવાળી હોય.

ભગવાન કહે કે કૃષ્ણવાસુદેવ! તારા ભાઇને એક પુરૂષે જોયો. એને જોઈને એ પુરૂષ ક્રોધથી ધમધમી ઉઠયો. દાંત કચકચાવવા લાગ્યો ને પગ પછાડવા લાગ્યો. તેના

અંતરમાં ક્રોધની જ્વાળાઓ ફાટી નીકળી. ભગવાને આટલું જ કહ્યું ત્યાં કૃષ્ણનું લોહી ગરમ થયું કે હે ભગવાન! મારી નગરીમાં કોણ એવો અયોગ્ય અને દુષ્ટ પુરૂષ છે કે જેને આવા ફૂલ જેવા કોમળ નાના ગજસુકુમાલ અણગારને જોઈને પ્રેમ આવવો જોઈએ ને તેના ત્યાગ આગળ તેનું મસ્તક ઝૂકી જવું જોઈએ તેના બદલે આટલો બધો ક્રોધ કર્યો? મારા ભાઈએ તેનું શું બગાડયું હતું કે તેના ઉપર આટલો બધો ક્રોધ કર્યો? ભગવંત કહે છે હે કૃષ્ણ! તું અધીરો ન થા. સાંભળ. ગજસુકુમાલ અણગારને જોતાં જ તેને પૂર્વનો વૈરભાવ જાગૃત થયો. તેથી ક્રોધાવેશમાં આવીને તે પુરૂષ તળાવમાંથી ભીની ચીકણી માટી લઈ આવ્યો અને તેના માથે ફરતી માટીથી ગોળ પાળ બાંધી, અને શ્મશાનમાં મડદું બળતું હતું તેની ચિતામાંથી ખેરના બળતા લાલચોળ અંગારા એક માટીના ફૂટેલા વાસણમાં લઈ આવી ગજસુકુમાલ અણગારના શિર ઉપર નાંખ્યા ને પછી તે પુરૂષ ડરનો માર્યો ત્યાંથી ભાગી ગયો.

ધગધગતા અંગારા માથે નાંખવાથી ગજસુકુમાલ અણગારને અસહ્ય વેદના થવા લાગી. ખીચડી ખદખદે તેમ ખોપરી ખદખદવા લાગી. આવી અસહ્ય વેદના ખૂબ સમતા ભાવથી શાંતિપૂર્વક સહન કરી, અજબ ક્ષમા રાખી. માથે અંગારા મૂકનાર પ્રત્યે લેશ માત્ર ક્રોધ ન કર્યો પણ એમણે એવો વિચાર કર્યો કે મારો દેહ બળે છે. આત્મા બળતો નથી. આત્મા અજર, અમર છે. શુધ્ધ, બુદ્ધને ચૈતન્ય ઘન છે. આવી શુભ ભાવનાના ઝુલે ઝુલતા આત્મગુણોની ઘાત કરનારા કર્મોનો ક્ષય કરીને કેવળજ્ઞાન અને કેવળ-દર્શન પ્રાપ્ત કર્યું. કેવળજ્ઞાન અને કેવળદર્શન પ્રાપ્ત કરીને શેષ રહેલાં કર્મોનો ક્ષય કરીને મોક્ષમાં ગયા, "तं एवं खलु कण्हा। गयसुकुमालेणं अणगारेणं साहितै अप्पणो अट्ठे। હે કૃષ્ણ! તેથી જ મેં કહ્યું કે ગજસુકુમાલ અણગારે પોતાનો અર્થ સિધ્ધ કરી લીધો. પોતાનું કાર્ય સાધી લીધું.

આ શબ્દો સાંભળીને કૃષ્ણવાસુદેવની આંખમાંથી દડદડ આંસુ સરી પડયા. અરેરે.... ભગવાન! આ શું થઇ ગયું? હજુ તો કાલે સવારે દીક્ષા આપીને અમે ગયા. એના વિયોગમાં રાત દિવસ ઝુરીઝુરીને વીતાવ્યો. એ તો સાધના કરવા મહાકાલ શ્મશાનમાં ગયા પણ અમને તેના વિયોગથી રાત્રી મહાકાળ જેવી લાગી મારી માતાએ તો કેટલો ઝૂરાપો કર્યો કે મારો લાલુડો શું કરતો હશે? એને ઉંઘ આવી હશે કે નહિ? હું કેટલી હોંશભેર દર્શન કરવા આવ્યો. અમને પણ દર્શન થયા નહિ. આમ કહીને કૃષ્ણ રડવા લાગ્યાં. તેમના દિલમાં ખૂબ દુઃખ થયું. સાથે ગજસુકુમાલને આવો ઘોર ઉપસર્ગ આપનાર ઉપર ખૂબ ક્રોધ આવ્યો. त तेणं से कण्हेवासुदेवे अरहं अरिट्ठनेमिं एवं वयासी केसणं भन्ते से पुरिसं अपत्थित जाय परिवज्जिते जेणं मम सहोयरे कणीयसं भायरं गजसुकुमालं अणगारं अकाले चेव जीवियाओ ववरोविते।

એટલે કૃષ્ણવાસુદેવે નેમનાથ ભગવાનને પૂછયું કે હે ભગવાન! મૃત્યુનો ઇચ્છુક, લજ્જા રહિત એવો કોણ પુરૂષ છે કે જેણે મારા સહોદર ભાઈને અકાળે જ જીવનથી રહિત કર્યો? આ રીતે રોષે ભરાઈને ભગવાનને પૂછયું.

કૃષ્ણવાસુદેવ સંતોના પ્રેમી હતાં. કોઇ પણ સંતની કોઇ પણ માણસ સ્હેજ અશાતના કરે, કોઇ સંતના અવર્ણવાદ બોલે તો તેમનું કાળજું ચીરાઈ જતું હતું, ને સંતની અશાતના કરનારને શિક્ષા કરતા હતાં, ત્યારે જે ત્રણ ત્રણ ખંડના સ્વામી હોય, જેની એક હાકે માણસો ફફડતા હોય, ધરતી ધ્રુજતી હોય એવા સત્તાધીશ પુરૂષના સગા ભાઇએ દીક્ષા લીધી હોય અને એને માથે આવો જુલ્મ ગુજારે તો તેને શિક્ષા કરવામાં બાકી રાખે ? કૃષ્ણવાસુદેવનું લોહી ઉકળી ગયું. ક્રોધથી ધમધમી ઉઠયા. હા, મારો ભાઇ બારમી પડિમા વહન કરવા ગયો ને કુદરતે કોઈ ઉપસર્ગ આવ્યો હોત તો જુદી વાત હતી. આ તો મારી નગરીમાં રહેનાર મારો પ્રજાજન થઈને એણે મારા ભાઈના માથે અંગારા મૂકયા ? એ વાત સાંભળતા મને કંપારી છૂટે છે તો એના કોમળ શરીરે કેમ સહન થયું હશે ? ભગવાન ! આપ મને જલ્દી કહો ને એ પુરૂષ કોણ છે ?

કૃષ્ણવાસુદેવ ધર્મનાં પ્રેમી હતાં. સમ્યક્દૃષ્ટિ હતા. એ કોઇ સામાન્ય ન હતાં, પણ જ્યારે નેમનાથ ભગવાનનાં મુખેથી ગજસુકુમાલ અણગારના દેહાંતના દુઃખદ સમાચાર સાંભળ્યા ત્યારે મનમાં ભાઇને મારનાર વ્યક્તિનો વૈરનો બદલો લેવા તૈયાર થઇ ગયા. એટલે બોલ્યા કે ભગવંત ! એ લજ્જારહિત, અકાલ મરણનો ઇચ્છુક, નિષ્ઠુર, દયારહિત અધમ કોણ પુરૂષ છે કે જેણે આવી કરૂણ રીતે મારા ભાઈની જીવનલીલા સમાપ્ત કરી દીધી ! એ દુષ્ટ માણસે આવું નીચ કાર્ય કરીને સામેથી મૃત્યુને આમંત્રણ આપ્યું છે. હવે એ મારા પંજામાંથી બચી શકે તેમ નથી. હું તેને મરણની શિક્ષા કરીશ.

કૃષ્ણવાસુદેવને ક્રોધે ભરાયેલા જોઇને નેમનાથ ભગવાને કહ્યું– "मा णं कण्हा ! तुमं तस्स पुरिसस्स पदोसमावज्जाहि" હે કૃષ્ણ ! તારે તે પુરૂષ ઉપર દ્વેષ રાખવો ન જોઈએ. કારણ કે તારા ભાઈના માથે એણે ધગધગતા અંગારા મૂકયાં. માથાની ખોપરી ખદખદવા લાગી અને શરીરમાં અતુલ પીડા થવા લાગી છતાં ગજસુકુમાલ અણગારે તેના ઉપર અંશમાત્ર દ્વેષ કર્યો નથી પણ એમણે એવો વિચાર કર્યો છે કે હે ચેતન ! તારે ને દેહને શું લાગેવળગે છે ! આ તો બારદાન બળે છે, અંદરનો માલ તો સુરક્ષિત છે. આ પુરૂષનો મારા ઉપર કેવો મહાન ઉપકાર છે ! એણે મારા કર્મો ખપાવવામાં મને સહાય કરી છે. એણે એનો આવો મહાન ઉપકાર માન્યો છે ને તમે શા માટે તેના ઉપર ક્રોધ કરો છો ? તમે તેના ઉપર રોષ ન કરો. પણ "एवं खलु कण्हं तेणं पुरिसेणं गयसुकुमालस्स अणगारस्स साहिज्जे दिण्णे । હે કૃષ્ણ ! તમે એમ માનો કે તે પુરૂષે ગજસુકુમાલ અણગારને સહાય કરી છે. ભગવાને તો આ પ્રમાણે કહ્યું પણ છદ્મસ્થ જીવોમાં રાગ દ્વેષ હોય છે એટલે આવું સાંભળીને સ્હેજે ક્રોધ આવી જાય તે સ્વાભાવિક છે. તેમાં પણ આવો સમર્થ પુરૂષ પોતાના ભાઇની આવી દશા કરનારનો અપરાધ કેમ સહન કરી શકે ?

કૃષ્ણવાસુદેવને ક્રોધ આવવાના બે કારણ છે. એક તો પોતાનો વહાલો ભાઈ અને પાછા તે સાધુ બનેલા તેમની તે ઘાત કરનાર હતો, અને પોતે ન્યાયી રાજા હતા.

પોતાનો ભાઈ ન હોત, કદાચ સાધુ પણ ન હોત અને કોઈ સંસારી માણસની આવી દશા કરી હોત તો પણ કૃષ્ણવાસુદેવ આવો અન્યાય સહી શકત નહિ. અપરાધીને તેના ગુનાની શિક્ષા તો અવશ્ય મળવી જ જોઈએ. જો તેને શિક્ષા કરવામાં ન આવે તો તેને પ્રોત્સાહન મળે ને આવા ગુન્હા વધુ કરે, પણ જો તેને બરાબર શિક્ષા કરવામાં આવે તો તેને જોઈને બીજા પણ આવું પાપ ન કરે.

કૃષ્ણવાસુદેવને ગજસુકુમાલ અણગારની ઘાત કરનાર ઉપર ખૂબ ક્રોધ આવ્યો છે. ભગવાન કહે છે કે હે કૃષ્ણ! તમે તેને ગજસુકુમાલ અણગારનો સહાયક માનો. તેના ઉપર બિલકુલ દ્વેષ ન કરો, પણ હજુ કૃષ્ણવાસુદેવનો ક્રોધ શમતો નથી. તે ભગવાનને હજુ પૂછશે ને ભગવાન તેનો શું જવાબ આપશે તેના ભાવ અવસરે કહેવાશે.

ચરિત્ર :- કીચકના મરણના સમાચાર જાણી તેના સો ભાઈઓ દોડીને આવ્યા. કીચકના મૃત દેહને જોઈને જોરશોરથી વિલાપ કરવા લાગ્યા. અમારા ભાઈને આ રીતે મારનાર કોણ દુષ્ટ છે? ખૂબ તપાસ કરતાં ખબર પડી કે સુદેષ્ણા રાણીની દાસી માલિની પાછળ કીચક પાગલ બન્યો હતો. તેથી માલિની જ કીચકને મારનારી છે. આથી તેના ભાઈઓએ નક્કી કર્યું કે આપણા ભાઈ ભેગી તેને પણ ચિતામાં સળગાવી દેવી ને ભાઈના વૈરનો બદલો લેવો. ક્યાં ગઈ એ પાપણી! જલ્દી એને લાવો.

કીચકના ભાઈઓ રાણીના મહેલે આવીને કહે છે કે મારા ભાઈના પ્રાણ લેનારી હે પાપણી! તું હવે બહાર નીકળ. હવે તને તારા દુષ્ટ કર્મનો સ્વાદ ચખાડીએ. એમ કહીને તેમણે માલિનીનો હાથ પકડીને ખેંચવા માંડી. કોઈ તેના કપડા ખેંચવા લાગ્યા, અને બળાત્કારે તેને કીચકની ચિતામાં બાળવા લઈ જાય છે. માલિની પોકાર કરવા લાગી અરે....મને કોઈ બચાવો. આ દુષ્ટોને રોકો, પણ જ્યાં મહારાજાના સાળાઓનું જોર હોય ત્યાં એક દાસીનું શું ચાલે? નગરજનો બારીએથી દેખે છે કે આ દાસી નિર્દોષ છે. કીચક ખરાબ છે, પણ કોઈ માલિનીનો પક્ષ લેનાર બળીયો ન નીકળ્યો. ત્યારે માલિનીએ રડતા રડતા પોકાર કર્યો કે હે જય-વિજય-જયંત-સજસેરૂ-જયવલ્લભ! તમે જ્યાં હો ત્યાંથી આવીને મારું રક્ષણ કરો. આ તો ગુપ્ત નામ હતાં એટલે કોને બોલાવે છે તે કોઈ સમજી શક્યું નહિ. ભીમ તેના રસોડામાં હતો. તે સમજતો હતો કે રાતની ઘટનાના પડઘા પડશે. એટલે તે બધું ધ્યાન રાખતો, ત્યાં દ્રૌપદીનો અવાજ સાંભળ્યો. એટલે દોડતો ત્યાં આવ્યો, અને કીચકના ભાઈઓને કહ્યું કે આ પવિત્ર સ્ત્રીને તમે ખેંચીને ક્યાં લઈ જાઓ છો? શું એનું રક્ષણ કરનાર કોઈ નથી?

કીચકના ભાઈઓએ કહ્યું-હે વલ્લભ! આ માલિની આ મારા ભાઈને મારનારી છે. માટે એ વ્યભિચારિણીને અમારા ભાઈની ચિતામાં નાંખીને બાળી મૂકીશું. આ રીતે અમારા ભાઈનો વૈરનો બદલો લઈને અમારા ક્રોધની આગ બૂઝાવીશું. કીચકના ભાઈઓ એમ સમજે છે કે આ આપણો માણસ છે પણ એ ને ખબર ન ।

કોણ છે? ભીમે કહ્યું– આ સ્ત્રી વ્યભિચારિણી નથી. એ તો પવિત્ર સતી છે. પરંતુ કીચકે પરસ્ત્રી સાથે રમણતા કરવાની ઈચ્છા કરી તેથી તેણે કરેલા અન્યાયનું ફળ તેને મળી ગયું છે. તમે આ સ્ત્રીની આવી દશા કરો છો પણ તમને ખબર નથી કે એનો પતિ કેવો સમર્થ શક્તિશાળી છે! એ અત્યારે અહીં હાજર નહિ હોય પણ જો એને ખબર પડશે તો દોડતો આવશે. એને ચિતામાં બાળવા જતાં પહેલાં એ તમને બધાને ચિતામાં જલાવી દેશે. માટે તમે એને છોડી દો, ત્યારે તે લોકોએ કહ્યું– વલ્લભ! તારે આ બાબતમાં પડવાની જરૂર નથી. તું અહીંથી ચાલ્યો જા. ભીમે કહ્યું–હું મારી નજર સમક્ષ સ્ત્રી હત્યા નહિ થવા દઉં. તમે સ્ત્રી હત્યાનું પાપ અને અન્યાયથી ડરતા નથી પણ યાદ રાખજો કે તમારે એનું ફળ કેવી રીતે ભોગવવું પડશે! ભીમના વચન સાંભળીને તે લોકોએ ક્રોધાવેશમાં આવીને કહ્યું કે અમે એને ઉંચકીને ચિતામાં ફેંકીએ છીએ. તો જેની ભુજામાં બળ હોય તે એને બચાવે. ભીમે કહ્યું–તમારામાં બળ હોય તો આવો મારી સામે. એટલે કીચકના ભાઈઓ ભીમ સામે ધસ્યા.

**ભીમ કોપ કે વૃક્ષ ઉપાડે, સબકો માર ભગાયા,**
**વાયુયોગ આકતૂલ ઉડે જ્યોં, ઉન સબ તાંઈ ઉઠાયા હો...શ્રોતા**

તરત ભીમે એક ઝાડ ઉપાડયું ને સો ભાઈઓ સામે ધસ્યો. એક ઘાએ સામટા વીસ પચ્ચીસને મારી નાંખ્યા. ત્રણ ચાર ઘાએ કીચકના સોએ ભાઈઓને ખતમ કરી નાંખ્યા. લોકો તો ભીમના સામું જોઈ જ રહ્યાં કે વલ્લભમાં કેટલું પરાક્રમ છે! એણે એકલાએ કેટલાને હવામાં ઉડાવી દીધા અને માલિનીને તેના સ્થાનમાં મોકલી ભીમ નિર્ભય બનીને તેના રસોડામાં ચાલ્યો ગયો. વલ્લભે રાણીના બધા ભાઈઓને મારી નાંખ્યા તે વાત આખા ગામમાં ફેલાઈ ગઈ. રાણીને આ વાતની જાણ થતાં તેને ખૂબ ક્રોધ ચઢયો ને કાળો કલ્પાંત કરવા લાગી ને બોલવા લાગી કે નક્કી કીચકને પણ આ વલ્લભે જ માર્યો હશે! થોડી વારે રાજા રાણીના મહેલે આવ્યા એટલે રાણીએ કહ્યું–સ્વામીનાથ! તમારા રાજાપણામાં ધૂળ પડી. જ્યાં તમારી આણ વર્તતી હોય ત્યાં મારા ભાઈઓનું નામ લેનાર કોણ છે? તેના બદલે એક રસોઈયો મારા ભાઈઓને મારી નાંખે! બસ, આપ ગમે તેમ કરો પણ વલ્લભને મારી નાંખો. એને નહિ મારી નંખો ત્યાં સુધી હું અન્ન પણ લઈશ નહિ. અરેરે....હું આટલા બધા ભાઈની બહેન આજે ભાઈ વિનાની થઈ ગઈ! જો આપ તેને મારી નહિ નાંખો તો હું ગળે ફાંસો ખાઈને મરીશ. આ રીતે રાણી ખૂબ ઝૂરે છે. રાજા કહે છે કે રાણી! મને ઘણું દુઃખ થયું છે. તારા સો સો ભાઈઓ મરાયા તે હું સહન કરી શકતો નથી પણ આની સામે થવું એટલે મોતને ભેટવા જવાનું છે તેના બળ આગળ આપણું સૈન્ય પણ ટકી શકે તેમ નથી. છતાં તેનો વૈર લેવાનો ઉપાય શોધું છું. તું ધીરજ રાખ.

મેં સાંભળ્યું છે કે હસ્તિનાપુરમાં દુર્યોધન રાજાની પાસે વૃષકર્પર નામનો એક

બળવાન મલ્લ છે. તે મલ્લયુધ્ધમાં ભલભલા બળવાન મલ્લોનું પાણી ઉતારી નાંખે તેવો છે. તે મલ્લ અહીં આવેલો છે. તો હું તેને આપણી સભામાં બોલાવીને વલ્લભને તેની સાથે યુધ્ધ કરાવીશ. એટલે આપણે તેની સાથે કડવાશ થાય નહિ ને ટાઢા પાણીએ ખસ જાય. મને શ્રધ્ધા છે કે તે બળવાન વૃષકર્પર મહામલ્લ તેને ચપટીમાં ચોળી નાંખશે. આ રીતે ગૈર લઇશ. આ પ્રમાણે રાજાએ રાણીને કહ્યું એટલે રાણીને શાંતિ થઇ. પછી બધા સાળાની અંતિમ ક્રિયા કરાવી, ત્યારબાદ વૃષકર્પરની તપાસ કરાવી. તો તે વિરાટ નગરમાં જ હતો. તેને પોતાની સભામાં આવવાનું આમંત્રણ આપ્યું. એટલે તે વિરાટ રાજાની સભામાં હાજર થયો, ને રાજાને નમન કરીને ઉભો રહ્યો. વૃષકર્પર દુર્યોધનનો મલ્લ છે એટલે તેના જેવો જ અભિમાની હોય ને ? તે વિરાટ રાજાની સભા સામે જોઇને કહેવા લાગ્યો કે આ સભામાં કોઇ બળવાન મલ્લ છે ? કોઈ મલ્લની પદવી ધરાવે છે ખરા ? તો હું તેનું અભિમાન ઉતારી નાંખું. આ પ્રમાણે વૃષકર્પર અભિમાન યુક્ત શબ્દો બોલવા લાગ્યો, ત્યારે રાજાએ માણસને મોકલીને વલ્લભને બોલાવ્યો. વલ્લભ સભામાં આવીને રાજાને પ્રણામ કરીને ઉભો રહ્યો, ને કહ્યું – મહારાજા ! ફરમાવો શું હુકમ છે ? ત્યારે રાજાએ કહ્યું વલ્લભ ! તું અહીં આવ્યો ત્યારે કહેતો હતો ને કે હું મલ્લયુધ્ધ કરવામાં પ્રવીણ છું. તો આ મલ્લ આવ્યો છે. તેની સાથે તારે યુદ્ધ કરવાનું છે. વલ્લભે કહ્યું ભલે, સાહેબ.

હવે બંનેના યુધ્ધ માટે એક મોટો વિશાળ અખાડો તૈયાર કરાવ્યો, અને તેની ચારે તરફ દેવવિમાન જેવા ઉંચા મંચ બંધાવ્યા, વચમાં એક મણી જડેલો સુંદર મંચ બનાવ્યો. તેના ઉપર મચ્છ રાજા બેઠા અને રાજાના આદેશથી બીજા મોટા સેનાપતિ, સામંત વિગેરે અધિકારીઓ બીજા મંચ ઉપર આવીને બેઠા. તે સિવાય ઘણાં લોકો મલ્લયુધ્ધ જોવા આવીને ગોઠવાઈ ગયા. ધર્મરાજા, અર્જુન વિગેરેને તો શ્રધ્ધા છે કે અમારા ભાઇની કદી હાર થવાની નથી. ભીમનો જ વિજય થવાનો હવે બંને વચ્ચે કેવી રીતે મલ્લયુધ્ધ થશે ને શું બનશે તેના ભાવ અવસરે.



## વ્યાખ્યાન નં. ૧૦૯

**કારતક સુદ ૧૦ ને રવીવાર** **તા. ૨૦-૧૧-૭૭**

અનંત ઉપકારી તીર્થંકર ભગવંતોએ જગતના જીવોને આત્મકલ્યાણનો રાહ બતાવતા કહ્યું છે કે આ સંસારમાં અજ્ઞાન જેવું બીજું કોઈ દુઃખ નથી. અજ્ઞાની અને અંધ મનુષ્ય બંને સમાન છે. અંધ મનુષ્ય પ્રકાશને નિહાળી શકતો નથી તેમ અજ્ઞાની આત્મા પ્રભુની વાણીનો પ્રકાશ પામી શકતો નથી, અને આત્માના ઉત્થાનનો આનંદ લૂંટી શકતો નથી. અંધ મનુષ્ય પોતાનું બગાડે છે જ્યારે અજ્ઞાની પોતાનું અને બીજાનું

બંનેનું બગાડે છે. અજ્ઞાનના કારણે જીવ પરિણામનો વિચાર કર્યા વિના તે ભવસાગરની લાંબી મુસાફરીમાં ભટકે છે. અજ્ઞાનને દૂર કરવા માટે અને અંતરમાં જ્ઞાનનો પ્રકાશ પાથરવા માટે વીતરાગ ભગવાનની પ્રેરણાદાયી વાણી આપણને મળી છે.

બંધુઓ! તમારા જીવનમાં તમે કેટલા અરમાનોના મિનારા ચણ્યા હશે અને તે જમીનદોસ્ત પણ થઈ ગયા હશે! જીવનમાં કયારેક શીતળ ચાંદનીની જેમ શીતળતાનો અનુભવ થતો હશે તો કયારેક ઉષ્ણતાની જ્વાળા પણ ભરખતી હશે! ઘડીકમાં સુખ અને ઘડીકમાં દુઃખ એવા જીવનમાં પણ તમને કોનું શરણુ ગમે છે? કોને શરણુ માનો છો? તમને કોઈ માર મારતું હોય તો અનુકંપા આવે પણ સ્વઇચ્છાએ આનંદપૂર્વક તમે સંસારસુખની મઝા માણી કર્મનો માર ખાતા હોય તો કયાંથી દયા આવે? આજે અજ્ઞાનતાએ તો હદ વટાવી છે. સંસારી જીવો ભૌતિક પદાર્થોને શરણુ માને છે. પેટનું શરણુ ધાન્ય માને છે. જીભનું શરણુ સ્વાદિષ્ટ પીણાં અને શરીરનું શરણુ ફીઆટ (મોટર) માને છે. હવે હું તમને પૂછું કે તમે ફીઆટ લઈને બહાર ફરવા ગયા હો ને અચાનક સામેથી ગાડી આવીને અથડાઇ અને અકસ્માત સર્જાયો બોલો હવે તમારૂં માનેલું શરણુ રક્ષણરૂપ બન્યું કે ભક્ષણરૂપ?

આત્માની આજ અજ્ઞાન દશા છે. જેને તમે શરણુ માનો છો તે તમારું રક્ષણ નહિ કરે. પુત્રો માતા–પિતાને શરણુરૂપ માને છે, અને માતા–પિતા પોતાના લાડીલા સંતાનોને સંસારનું સર્વસ્વ સુખ તેમાં દેખતાં હોવાથી તેમને શરણુરૂપ માને છે. અરે! માત્ર શરણુરૂપ માને છે એટલું જ નહિ પણ અંતરથી કેવા ઉદ્ગારો બોલે છે? હે વહાલા પુત્ર! તું અમારા આંધળાની લાકડી છું, અમારા જીવનનો આધાર અને જીવનનું સર્વસ્વ તું છે. તું દીર્ઘાયુષ થજે. જ્યાં સુધી અમારા દેહમાં પ્રાણ છે ત્યાં સુધી તું અમને છોડીને ચાલ્યો જઇશ નહિ. અમોને તારૂં જ શરણુ છે. આવા વચનો સાંભળીને પુત્રો શું કહે તે તમને ખબર છે ને? અરે! મારા પરોપકારી માતા–પિતા! હું આપનો એકનો એક પુત્ર છું શું આપને છોડીને જાઉં ખરો? આપ જ મારા શરણુ અને રક્ષણ રૂપ છો. જુઓ, મોહ દશામાં મૂઢ બનેલો આત્મા શું નથી જાણતો કે પરલોકમાં પ્રયાણ કરતા સમયે કોઇ કોઈને શરણુભૂત કે રક્ષણભૂત બનતું નથી. આચારાંગ સૂત્રમાં ભગવાન બોલ્યા છે કે जेहिं वा सद्धिं संवसति ते वा णं एगया णियगा त्तं पुव्विं पोसेतिं, सो वा ते णियगे पच्छा पोसिज्जा नालं ते तव ताणाए वा सरणाए वा, तुम पिं तेसिं णालं ताणाए वा सरणाए वा।" જેની સાથે તું વસે છે તે માતપિતાદિ સ્વજન વૃદ્ધાવસ્થામાં મારૂં રક્ષણ કરશે એમ માનીને પહેલાં તારૂં પોષણ કરે છે અને તું પણ પછી તેમનું પોષણ કરે છે પરંતુ યાદ રાખવું જોઇએ કે જેને માટે તું કર્મબંધ કરે છે તે તારૂં રક્ષણ કરવા કે આશ્રય આપવા સમર્થ થતા નથી તેમજ તું પણ તેમનું રક્ષણ કરવા કે શરણુમાં રાખવા સમર્થ નથી.

બંધુઓ ! શેરડીનો રસ ગમે તેટલો મધુર હોય છતાં તેના કૂચા તો ફેંકી દેવા જ પડે ને ? તેમ સંસાર ગમે તેટલો રૂડો રૂપાળો અને મધુર લાગતો હોય છતાં મોહ રૂપી કૂચા જો ફેંકી દેવામાં ન આવે તો આત્મા દુઃખની ઉંડી ખાણુમાં ફેંકાઈ જાય છે. આ સંસાર કેવો છે ? જ્ઞાનીપુરૂષોએ સંસારને મેઘધનુષ્ય સાથે સરખાવ્યો છે. મેઘ ધનુષ્યના રંગો ક્ષણિક છે. તેમ સંસારના સુંદર દેખાતાં રંગો પણ ક્ષણિક છે. આ સંસારની સંપત્તિની પ્રીત કેવી છે ? તે તમે જાણો છો ?બોલો તો ખરા ! આ સંપત્તિની પ્રીત નદીના પ્રવાહમાં તણાતાં કાંકરા અને કચરા જેવી છે. પાણીમાં તરંગો ઉઠે છે તે કિનારે કયાં વિલિન થઈ જાય છે તેની ખબર પડતી નથી તેમ સંસારની બધી આશાને પાત્ર નાજુક કોમળ સુંદર શરીર જ્યારે મૃત્યુને કિનારે ફેંકાઇ જાય છે ત્યારે શરણભૂત માનેલાં બધા સગા વહાલાં એ મૃત દેહને જલ્દી ત્યાંથી દૂર કરવા દોડે છે. ખરેખર શું આવો જ સંસાર છે ! છતાં અજ્ઞાનના કારણે ભૌતિક સુખમાં ગળાડૂબ ખૂંચેલો માનવી સંપત્તિને અને સ્વજનોને શરણ માની પ્રીત કરી રહ્યો છે પછી સાચું શરણું કયું છે તે તેને કયાંથી સમજાય ?

હું તમને પૂછું કે સંસાર કેવો છે ? તો તમે શું કહેશો ? (શ્રોતામાંથી અવાજ– સંસાર ખારો છે.) શું તમને સાચે જ ખારો લાગે છે ? ના....ના. હૈયામાં તો સાકર જેવો મીઠો લાગે છે, પણ ઉપરથી ખારો બોલો છો. સંસાર કોને ખારો લાગ્યો કહેવાય ? જે અસાર સંસારમાંથી સાર શોધીને સંસારના સર્વ સુખો, ઘરબાર, માલમિલ્કત તથા માતા–પિતા અને કુટુંબીજનોનો ત્યાગ કરી ભગવાને બતાવેલા ચારિત્ર માર્ગને અંગીકાર કરે તેને. બોલો, હવે તમને સંસાર ખારો લાગ્યો કહેવાય ? જેને ખારો લાગે તે સંસારમાં બેસી રહે ખરો ? છાશનું વલોણું કરનાર બહેન માખણ કાઢી લે તેમ જેને સાર શોધતાં આવડતો હોય તે આત્મા અસાર સંસારમાંથી સાર શોધી શકે છે. છાશમાંથી માખણ કાઢતાં ન આવડે તો તે બહેનને કુવડ કહેશો. તો મારે તમને શું કહેવા ? ખરેખર સંસાર અસાર છે, ખારો છે, દાવાનળ જેવો છે, આ દાવાનળમાંથી બચવા માટે જ્ઞાની ભગવંતોની આજ્ઞા સારભૂત છે. જ્યારે જિનાજ્ઞા સારભૂત લાગશે ત્યારે આત્મા એ જ વિચાર કરશે કે ચારિત્રનો મહાન પંથ મને કયારે મળે ? જે આત્માઓ અસાર સંસારમાંથી સાર શોધીને મહાન આદર્શરૂપ બની ગયા તે આપણા માર્ગદર્શક બની ગયા.

તમારા સંસારના બધા વ્યવહારમાં સારાસાર શોધી શકાય છે. દા. ત. એક શેર ઘઉંનો લોટ છે. છતાં જો બેન હોંશિયાર હોય તો તે શેર લોટમાંથી પણ અનેક વાનગી બનાવી શકે છે. સંસારની પ્રવૃત્તિઓમાં વર્ષોના વર્ષો અને દિવસોના દિવસો પસાર થઈ ગયા પણ તેમાં આત્માનો સાર શું શોધ્યો ? ધનને સારરૂપ માનનારા માનવી લક્ષ્મી મેળવી લઉં, તેને મેળવવાની તમન્નામાં રાતદિવસ રચ્યાપચ્યા રહે છે, ત્યારે તેને નથી લાગતી ભૂખ કે નથી લાગતી તરસ. નથી લાગતી ઠંડી કે નથી લાગતી ગરમી. બસ, તેના મનમાં એક જ ધૂન છે કે જીવન ફના થાય તો ભલે પણ હું કયારે લાખોપતિ અને કરોડપતિ થાઉં ?

દેવાનુપ્રિયો ! વિચાર કરો. આમાં આત્માનો સાર શું કાઢયો ? જીવને હજુ સમયની કિંમત સમજાણી નથી. જો દુકાન ખોલતાં જરા મોડું થાય તો આકુળ વ્યાકુળ થઈ જાય. અરે, ઘરમાં બધા પર ગુસ્સો આવી જાય પણ જો ઉપાશ્રયે વીતરાગવાણી સાંભળવા આવતાં મોડું થાય તો કંઈ થાય ખરું ? ના. તમારે બહારગામ જવું છે, ટિકિટ રીઝવર્ડ કરાવી છે છતાં ત્યાં ગાડી ઉપડવાના ટાઈમ પહેલાં પહોંચી જાવ છો ને ? શા માટે ? જો મોડા પડીએ ને ગાડી ઉપડી જાય તો ટિકિટ રીઝવર્ડ કરાવેલી હોય તો પણ નકામી થઇ જાય. ત્યાં સમયની કેટલી કિંમત છે ! અહીં વ્યાખ્યાન સાંભળવા આવતાં મોડું થાય તો પણ હૈયામાં શાંતિ હોય. જરા પણ ઉચાટ ન હોય. સંભળાયું એટલું ઠીક પણ ન સંભળાયું....ચાલ્યું ગયું તેનો દિલમાં જરા પણ અફસોસ થાય ખરો ? "ના". અહીં આવવામાં જીવને જોઇએ તેટલો રસ નથી. તેથી સમય પ્રમાદમાં વીતાવી દે છે. ભગવાન મહાવીરસ્વામી ગૌતમસ્વામીને વારંવાર કહેતાં હતાં. समयं गोयम मा पमायए । હે ગૌતમ ! એક સમય માત્રનો પ્રમાદ ન કર. ભગવાને શું ગૌતમસ્વામીને જ કહ્યું છે ? આપણને નથી કહ્યું ? ગૌતમસ્વામી તો પ્રમાદ કરતા ન હતા છતાં ભગવાને તેમને કહ્યું તો આપણા પ્રમાદનું માપ જ કયાં છે !

અજ્ઞાનના કારણે જીવ પ્રમાદનું સેવન કરે છે. જેમ જેમ આત્મામાંથી અજ્ઞાનનું આવરણ ઓછું થતું જશે તેમ તેમ જીવને સમજાશે કે ધન, પુત્ર, પરિવાર, પત્ની આદિને મારા માનીને તેમના સુખ માટે મારો અમૂલ્ય સમય ગુમાવી રહ્યો છું પણ આ જીવને સંસારમાં કોઈ શરણભૂત નથી. નહિ સંપત્તિ, નહિ પરિવાર, નહિ બંગલા, નહિ કામિની કે નહિ કોઈ પણ ચીજ. કંઈ જ શરણ નથી. સાચું શરણ છે વીતરાગનો માર્ગ, પણ આત્મા અનાદિકાળથી અજ્ઞાનના કારણે અશરણને શરણ રૂપ માને છે. તેનું કારણ એ છે કે દૃષ્ટિમાં અજ્ઞાનનું આવરણ છે. જેવી રીતે આંખે ચશ્મા પહેર્યા છે પણ તે ચશ્માના ગ્લાસ જેવા કલરના હશે તેવું સામે દેખાશે. દા. ત. કાળો કલર હશે તો કાળું દેખાશે, શ્વેત હશે તો શ્વેત દેખાશે. આમ દેખાવામાં ચશ્માનો દોષ નથી પણ ગ્લાસનો દોષ છે, તેમ આપણી દૃષ્ટિને સુંદર બનાવવાની જરૂર છે. જો દૃષ્ટિ સુંદર બની જશે તો જીવન આપમેળે સુંદર બની જશે. દૃષ્ટિ ગુણગ્રાહી હશે તો હજારો અવગુણોમાંથી પણ તે ગુણને ગ્રહણ કરશે અને જો દૃષ્ટિ દોષગ્રાહી હશે તો હજારો ગુણો હોવા છતાં તે અવગુણને ગ્રહણ કરશે. અહીં મને એક દૃષ્ટાંત યાદ આવે છે.

એક શેઠ-શેઠાણી હતા. તેમને એક દીકરો હતો. તેનું નામ રમેશ હતું. રમેશ ૧૮ વર્ષનો થયા બાદ શેઠાણીને બીજો દીકરો થયો. તેનું નામ મનીષ રાખ્યું. ચારે જણા એક વાર બહારગામ ગયા. રસ્તામાં રેલ્વે અકસ્માત થતા શેઠ શેઠાણી મરી ગયા. કુદરતને કરવું કે રમેશ અને બાર મહિનાનો મનીષ બંને જીવતા રહી ગયા,

કહેવત છે ને કે "રામ રાખે તેને કોણ ચાખે." તદનુસાર આ બાળકો જીવતાં રહી ગયા. આયુષ્ય બળવાન હોય તો વાળ વાંકો ન થાય. માતા પિતા બંને સાથે ચાલ્યા જતાં રમેશને ખૂબ આઘાત લાગ્યો. અરે....ભગવાન! હવે હું શું કરીશ? અરે, કાળ ગોઝારા! તેં સ્હેજ પણ વિચાર ન કર્યો! આ બાર મહિનાના મનીષને માતા વિના કોણ ઉછેરશે? તેમ કરીને મોટો ભાઈ ખૂબ કરૂણ સ્વરે રડે છે. ઘણાં લોકો ત્યાં ભેગા થઈ ગયા. સૌએ તેને આશ્વાસન આપ્યું ને તેને ઘેર મૂકવા માટે આવ્યા. ઘરે આવીને મા-બાપ વિનાનો અટૂલો રમેશ પોકે આંસુએ રડે છે. હવે હું શું કરીશ? ઓ મારા દીનાનાથ! અરે....મારો નાનો ભાઇ માતા વિના કેવી રીતે રહી શકશે? તેનું રૂદન અને વિલાપ જોઈ આખા ગામની અંદર કરૂણ વાતાવરણ સર્જાઈ ગયું. સૌ એકી અવાજે બોલવા લાગ્યા કે કેવા પાપનો ઉદય કે મા-બાપ બંને સાથે ગયા!

આ છોકરાઓને નથી કાકા કાકી કે નથી સગા મામા મામી. પિતરાઇઓએ ભેગા થઇને બધી ક્રિયા પતાવી. નજીકના સગાવહાલાઓ એને સાથ આપવા એને ઘેર રહેવા લાગ્યા. બધાએ નિર્ણય કર્યો કે રમેશને પરણાવી દેવો. આથી ૧૮ વર્ષની ઉંમરમાં રમેશના લગ્ન થયા. સારી સંસ્કારી, ડાહી અને સદ્દગુણથી ભરેલી રમા ઘરમાં આવી. રમેશ કહે છે મારા નાના ભાઇ માટે ભાભી કહું કે માતા કહું તો તું જ છે. માટે તું એને માનું હેત જરૂર આપજે. સદ્દગુણી રમા કહે-તમે સ્હેજ પણ ચિંતા કરશો નહિ. બસ, રમા તો એમ જ સમજે છે કે આ ફુલને કયાં ખબર છે કે મારી માતાને શું થયું! હવે એને માતાનું હેત કયાં મળવાનું છે? બસ, આજથી હું તેની માતા છું એમ સમજીને આ બાળકને વહાલ-હેત આપીશ. આમ સમજીને રમા વહાલથી દિયરને મોટો કરે છે.

**"માતાના હેત આપતી મમ્મી :-"** મનીષ દિવસે દિવસે મોટો થાય છે. તે બોલતાં શીખ્યો ને ભાભીને મમ્મી કહેવા લાગ્યો. જયાં મનીષ મમ્મી કહીને બૂમ પાડે ત્યાં ભાભી દોડી જાય ને શું છે બેટા? કહીને ખોળામાં લે, રમાડે, ખેલાવે, ભગવાનનું નામ બોલાવે ને બગીચામાં ફરવા લઇ જાય. આમ કરતાં કરતાં મનીષ પાંચ વર્ષનો થયો. તેને સ્કુલે ભણવા મૂકયો. કયારે ભાભીને એમ નથી થયું કે આ મારો દિયર છે ને દિયરને કયારે પણ ખબર નથી પડી કે આ મારા ભાભી છે. આવા હેતથી મનીષ દિવસે દિવસે મોટો થાય છે. બીજી બાજુ ભાભીને એક દીકરો થાય છે. કાકા અને ભત્રીજા વચ્ચે દશ વર્ષનું અંતર છે. મનીષ એમ જ સમજે છે કે આ મારો ભાઈ છે. આવા સ્નેહ અને પ્રેમમય વાતાવરણમાં મનીષ ભણીગણીને તૈયાર થયો. યૌવનને આંગણે આવતાં ભાભીના દિલમાં થયું કે હવે મારા દિયરને પરણાવું. આથી સારા સારા ઘરની કન્યાઓનાં કહેણ આવતાં ભાભી દિયરને યોગ્ય છોકરીની પરીક્ષા કરવા લાગ્યા. તેમાં મનીષને યોગ્ય મનીષા નામની બહુ સારી, સંસ્કારી અને ભર્યા કુટુંબની છોકરી ભાભીએ પાસ કરી અને દિયરના ધામધૂમથી લગ્ન લેવાણા.

આ સમયે દૂરના મોસાળીયાએ ભાણેજને પોતાના ઘેર આવવાનું આગ્રહભર્યું આમંત્રણ આપ્યું. જ્યારે મનીષ નાનો હતો ત્યારે કોઈ સગા દેખાણા ન હતા, પણ મનીષ મોટો થયો, હોંશિયાર થયો, તેનું સગપણ થયું ત્યારે સગા દેખાવા લાગ્યા. મોસાળનો ઘણો આગ્રહ હોવાથી રમાએ મનીષને કહ્યું-જા, તારા મામાને ત્યાં અઠવાડિયું જઈ આવ. આથી મનીષની ઈચ્છા ન હોવા છતાં માતા સમાન ગણતાં એવા ભાભીની આજ્ઞાથી મનીષ મોસાળ ગયો. ખૂબ લાડકોડથી મામા મામી ખમ્મા...ખમ્મા કરવા લાગ્યા. બે ચાર દિવસો ગયા બાદ મામી એકદમ રડે છે.

**"મામીએ કરેલો પ્રપંચ":-** મનીષ પૂછે છે મામી! તમે આટલું બધું કેમ રડો છો? દીકરા! મારા નણંદ તો નાનપણમાં ગુજરી ગયા ને તું મા વિનાનો થઈ ગયો. અરે. ભર્યા ઘરમાં ભાણાભાઈનું શું? મામી! તમે આ શું બોલ્યા? હું ક્યાં મા વિનાનો છું. મારી મમ્મી રમા વિના તો હું ઘડીપણ રહી શકતો નથી. મામી! ક્યારે પણ આવું બોલતાં નહિ. અરે ભાણાભાઈ! એ તમારી મમ્મી નથી પણ ભાભી છે. એ હેત નથી પણ માયાની જાળ છે. અરેરે....મામી! તમે આ શું બોલો છો? હું ક્યાં ભૂલો પડયો કે તમારા ઘેર આવ્યો! તમે મારા અને મમ્મીના હેત તોડાવવા ઉઠયા છો. તમે ક્યારે પણ આવા શબ્દો બોલતાં નહિ. મને ખબર નહોતી કે મારી મમ્મી મરી ગઈ છે. મને સમજણમાં આવ્યા પછી ખ્યાલ આવ્યો કે મારા ભાભી છે પણ ભાભીના હેત મમ્મી જેવા છે. મામીએ જાણ્યું કે હવે અહીં સોગઠી વાગે તેમ નથી તેથી બે દિવસ જવા દીધા. પછી ત્રીજે દિવસે મામીએ પછી માયાજાળ ચાલુ કરી દીધી, અને એવી રીતે ગોઠવીને વાતો કરી કે મનીષના મગજમાં સોગઠી બેસી જાય. જુઓ, ભાણાભાઈ! અમારે કંઈ સ્વાર્થ નથી. અમે તો જે જાણ્યું છે તે તમને કહીએ. બોલો મામી! શું જાણ્યું છે? હમણાં તારા મામા તમારા ગામમાં આવ્યા હતા ત્યારે પાકા પાયે વાત જાણી છે કે રમાનો મનીષ પ્રત્યેનો પ્રેમ માયાવી છે. જેવો મનીષ પરણશે તેવો છ મહિનામાં તેને હાથે પગે જુદો કરવાનો છે અને બધી મિલ્કત રમાએ એના દીકરા સતીશના નામે કરી દીધી છે. આ વાત અમે પાકા પાયે સાંભળી છે, ને સજ્જન માણસે કરી છે તેથી તને કહીએ છીએ. વાત એવી ગોઠવીને કરી કે મનીષ ક્યારે બદલાય તેવો ન હતો છતાં તે બદલાઈ ગયો. મનમાં એક જ ધૂન લાગી કે બસ, હવે હું રમાના સામું ન જોઉં. રમા શું સમજે છે એના મનમાં? આવો રોષ હૃદયમાં ભરીને પોતાને ઘેર આવ્યો.

**"હૈયાના હેતથી મનીષને આવકાર આપતી રમા":-** બેટા! આટલા બધા દિવસ રહ્યો! તારા લગ્ન કેટલા નજીક આવી ગયા! તારા કપડા સીવડાવવા છે. તારા માટે બધી તૈયારી કરવી છે અને તું આટલો બધો મોડો કેમ આવ્યો? શું તને મામીને ઘેર બહુ ગમી ગયું! રમા ઘણું ઘણું બોલાવે છે છતાં મનીષ બોલતો નથી. આથી રમાના મનમાં કંઈક વિચારોનો ઉત્પાત થવા માંડયો. છતાં તે તો પ્રેમથી બોલાવે

છે, ને એના લગ્નની તૈયારીઓ કરે છે. આમ કરતાં રમાએ મનીષના લગ્ન ખૂબ ઉત્સાહ-પૂર્વક ઉજવ્યા. મનીષ પરણીને ઘરે આવ્યો. મનીષ અને મનીષા મા-બાપ સમાન ભાઈ ભાભીને પગે લાગે છે, ત્યારે રમા અંતરના આશીર્વાદ આપે છે, પણ મનીષના મનમાં એક જ શંકા છે કે ભાભીએ મને દગો દીધો. એટલે દરેક કાર્યમાં અળગો રહે છે. મનીષા વિચાર કરે છે કે આટલા સરસ સાસુ સમાન રમા ભાભી હેત આપે છે છતાં મારા પતિ આમ કેમ કરે છે? મનીષા એના પતિને પૂછે છે દુનિયામાં માતાના હેત ન હોય તેવા ભાભીના હેત છે છતાં તમે આમ કેમ કરો છો? તમને એમના પ્રત્યે કેમ અભાવ છે?

મનીષ રોફ કરીને કહે છે તું ન જાણે. મનીષા કહે-હે નાથ! તમે મારા પતિ છો. હું તમને કહેવાને લાયક નથી પણ તમે તમારી જિંદગીનો વિચાર કરો. તમારી માતાએ તમને બાર મહિનાના મૂકયા હતા. આ ભાભી હોય નહિ ને તમે મોટા થાવ નહિ. તમારી દૃષ્ટિ કેમ બદલાઈ ગઈ છે? હું તમારા સ્વભાવમાં ને વ્યવહારમાં પરિવર્તન જોઉં છું ને મારું દિલ કંપી જાય છે. વધુ શું કહું! હું અને તમે બંને જણા ભાભીના ચરણોમાં જીવન સોંપી દઈએ તો પણ ભાભીના ઋણમાંથી આપણે મુક્ત થવાના નથી. એવા પવિત્ર ભાભીના ઉપકારને તમે કેમ વીસરી ગયા? ઉઠો....ઉઠો....નાથ! ભાભીના ચરણોમાં જઈને તમારી કરેલી ભૂલની માફી માંગો. મનીષાએ ઘણું ઘણું સમજાવ્યું પણ તેના મગજમાં ઝેરી હવા ભરાઈ ગઈ છે તેથી તે સમજતો નથી. મનીષનો આવો વર્તાવ જોઈને રમા રાત દિવસ રડે છે. અરે, મારો લાડકવાયો દિયર આમ કેમ કરે છે?

આમ કરતાં મનીષનો જન્મદિન આવ્યો. મનીષા મનીષને કહે છે ચાલો, આજે ભાઈ ભાભીને પગે લાગીએ. મારે નથી આવવું. અરેરે....તમે આ શું બોલો છો? જો તમે ભાઈ ભાભીને પગે લાગવા નહિ આવો તો હું ઉપવાસ ઉપર ઉતરીશ. યાદ રાખજો, હે નાથ! ભાભીના ઋણમાંથી આપણે ક્યારે પણ છૂટવાના નથી. ઘણું ઘણું કહેવાથી મનીષ ઉઠયો. બંને માણસો બાપ સમાન ભાઈને પગે લાગ્યા પછી ભાભીના ચરણોમાં નમસ્કાર કરવા જાય છે. તરત જ હેતથી અને હૈયાના વહાલથી ભાભી એવી રમાએ મનીષ અને મનીષાને હૃદયના પ્રેમથી વધાવી લીધા, અને આશીર્વાદ આપતાં એક કવર આપ્યું, પછી બંને રૂમમાં ગયા. મનીષે કવર મનીષાના સામું ફેંકયું-લે, તને બહુ હેત છે ને! જો, શું આપ્યું છે? નહીં. નાથ! તમે કવર ખોલો. ભાભી એવા બાનું આપેલું કવર ખોલીને તમે જ વાંચો. પત્નીના કહેવાથી ન છૂટકે કવર ખોલીને જોયું. અંદર રહેલો કાગળ વાંચતાં ધડાક દઈને ભોંય પડયો. અરર....રમા ભાભી! કયાં તમારા વિચારો અને કયાં મારા વિચારો! કયાં હું મોસાળમાં જઈને જીવનમાં દુષ્ટ વિચારોની બદબુ ભરીને આવ્યો ને કયાં તમારા મઘમઘતા ગુલાબના ફુલ જેવા શુધ્ધ વિચારો! પોતાના પતિને રડતા જોઈને મનીષા પૂછે હે નાથ! શું છે?

અરેરે....હું તો ભૂલ્યો. ક્યાં પવિત્ર મારી માતા સમાન ભાભી અને ક્યાં હું ટૂંકા વિચારવાળો ! જો તો ખરી શું લખ્યું છે ? રમાભાભીએ પોતાની સંપૂર્ણ મિલ્કતનું વીલ બનાવી આજે મારા જન્મદિવસે મને બક્ષીસ કર્યું છે. અહાહા....હું આવો દુષ્ટ બની ગયો છતાં ભાભી તો પવિત્ર જ રહ્યાં. એમણે પોતાના દીકરા સામું પણ જોયું નહિ ને બધું જ મારું વીલ કરી નાંખ્યું.

આ વીલ વાંચતાં મનીષના હૃદયનો પલ્ટો થઇ ગયો. એની શાન ઠેકાણે આવી અને ફરીને રમાના ચરણોમાં પહોંચી ગયો ને બોલ્યો. ઓ મારી વહાલી માતા ! તેં આ શું કર્યું ? તેં તો મને સર્વસ્વ આપી દીધેલું જ છે. તારા હૈયાના હેતનું મૂલ્ય ચૂકવવા હું મારું જીવન અર્પણ કરું તો પણ ઋણમાંથી મુક્ત થઈ શકું તેમ નથી. એમ કહેતો ભાભીને માતા સમાન દેખતો તે રમાના ચરણોમાં પડી ગયો. પોતાની ભૂલની માફી માંગી અને વીલને ફાડી નાંખ્યું. રમા કહે....અરર ! તેં આ શું કર્યું ? બસ બા બસ. મને વીલ ન જોઈએ. મને તું બસ છે. દૃષ્ટિનો પલ્ટો થતાં મનીષ બદલાયો હતો અને દૃષ્ટિ સુધરતાં મનીષના હૃદયનો પલ્ટો થયો. નદીના નીર નદીમાં ભળે તેમ તે એકમેક થઈ ગયો. જ્ઞાની કહે છે કે કર્મયોગે તમે સંસારમાં રહ્યાં છો તો ગુણગ્રાહી બનજો પણ દોષગ્રાહી ન બનશો.

આપણા ચાલુ અધિકારમાં ગજસુકુમાલ મુનિએ માથે અંગારા મૂકનાર સોમિલના દોષ ન જોયા પણ ગુણ જોયા ને તેને મોક્ષે જવામાં સહાયક માન્યો. કૃષ્ણવાસુદેવને ગજસુકુમાલ અણગારના માથે અંગારા મૂકનાર પુરૂષ ઉપર ખૂબ ક્રોધ આવ્યો, ત્યારે ભગવંતે તેમને શાંત કરતાં કહ્યું કે હે કૃષ્ણ ! તું એ પુરૂષ ઉપર ગુસ્સો ન કરીશ. કારણ કે તારા ભાઈએ તો તેને મહાન ઉપકારી માન્યો છે. જલ્દી મોક્ષે જવામાં સહાયક માન્યો છે અને ખરેખર તેણે ગજસુકુમાલ અણગારને સહાય કરી છે, ત્યારે કૃષ્ણે કહ્યું, અરેરે.... ભગવાન ! મારા ભાઇને માથે અંગારા મૂકીને મારી નાંખ્યો એને તમે સહાયક કહો છો ? એને સહાયક કેવી રીતે કહેવો ? એ તો મોટો ગુનેગાર છે. હું આવો મોટો રાજા અને મારી નગરીમાં સાધુની આવી રીતે હત્યા થઈ ગઈ ? અને તે પણ મારા ભાઇને માર્યો ? એને હું જીવતો કેમ છોડું ? આમ વિચાર કરીને કૃષ્ણવાસુદેવ નેમનાથ ભગવંતને પૂછે છે કે कहण्णं भन्ते ! तेण पुरिसेण गजसुकुमालस्स णं साहिज्जे दिन्ने ? હે પ્રભુ ! આપ આવા દુષ્ટ હત્યારા પુરૂષને ગજસુકુમાલ અણગારનો સહાયક છે તેમ કહો છો તો હે ભગવંત ! આપ કહો તો ખરા કે એ પુરૂષે ગજસુકુમાલ અણગારને કેવી રીતે સહાય કરી ?

ત્યારે અરિહંત અરિષ્ટનેમિ ભગવાને કૃષ્ણવાસુદેવને આ પ્રમાણે કહ્યું હે કૃષ્ણ ! તું હમણાં મારા ચરણવંદન કરવા માટે તારા મહેલમાંથી નીકળીને આવતો હતો ત્યારે દ્વારકા નગરીની મધ્યમાં તેં એક વૃદ્ધ પુરૂષને ઈંટો ઉપાડતો જોયો. એની દશા જોઈને તને ખૂબ દયા આવી. તારું હૃદય કરૂણાથી છલકાઇ ગયું. તારા મનમાં થયું કે આવો

વૃધ્ધ પુરૂષ એકેક ઈંટ ઉપાડીને ઘરમાં મૂકે છે તો આટલો મોટો ઢગલો કયારે પૂરો થશે? ઢગલો ઉપાડતાં પહેલાં એ ઉપડી જશે એવું એનું શરીર જીર્ણ છે. એમ વિચાર કરીને તેં એક ઈંટ ઉઠાવીને તેના ઘરમાં મૂકી દીધી, તો તારા સેવકોએ પણ એકેક ઈંટ ઉઠાવીને તેના ઘરમાં મૂકી દીધી. નહિતર એને ઘણાં આંટા ખાવા પડત. તેના બદલે તેં એક જ આંટામાં તેનું કામ કરી આપ્યું. તો તે તારા ઉપર ખુશ થયો ને તારો મહાન ઉપકાર માનવા લાગ્યો. હવે સમજ, તેં વૃધ્ધ પુરૂષને સહાય કરી હતી ને? તારી સહાયતાથી તે વૃધ્ધ પુરૂષનું કાર્ય જલ્દી સિધ્ધ થઈ ગયું ને? "एवमेव कण्हा। तेणं पुरिसेण गजसुकुमालस्य अणगारस्स अणेग भव सय-सहस्स संचियं कम्मं उदीरमाणेणं बहुकम्म णिज्जरत्थ साहिज्जे दिन्ने।" એવી જ રીતે હે કૃષ્ણુ! તે પુરૂષે પણ ગજસુકુમાલ અણગારને લાખો જન્મોમાં સંચિત કરેલાં કર્મોને ઉદીરણા દ્વારા કર્મોની નિર્જરા કરવામાં સહાયતા કરી છે.

ભગવાનનો કહેવાનો આશય એ છે કે હે કૃષ્ણુ! જો તેં વૃધ્ધ પુરૂષને સહાય ન કરી હોત તો ઈંટનો ઢગલો ઉપાડતાં ઘણો સમય લાગત પણ તમારી સહાયતાથી તે વૃધ્ધ પુરૂષનું કાર્ય જલ્દી સિધ્ધ થઈ ગયું, તેવી રીતે તારા ભાઈ ગજસુકુમાલ અણુગારનાં અનેક ભવોમાં ઉપાર્જન કરેલા કર્મનો ઢગલો ઘણો મોટો હતો. એ કર્મોના ઢગલાને વિખેરતાં ગજસુકુમાલને ઘણો સમય લાગત. એ કર્મોના ઢગલાને વિખેરવા માટે તારા ભાઈને ઘણાં લાંબા સમય સુધી પરિશ્રમ કરવો પડત પણ એ પુરૂષે તેના માથા ઉપર માટીની પાળ બાંધીને ધગધગતા અંગારા મૂકયા. તેમને અસહ્ય વેદના થઈ. તેમાં સમભાવ રાખવાથી ગજસુકુમાલ અણુગારનાં અનેક ભવનાં બાંધેલા સત્તામાં પડેલા કર્મો જે ઉદયમાં આવેલા ન હતાં તેને ઉદીરણા કરાવી ઉદયમાં લાવીને સમાપ્ત કરાવી દીધા છે. ઘણી ઉગ્ર સાધના કરી ઘણાં સમય પછી ગજસુકુમાલ અણુગારને પરમપદની પ્રાપ્તિ થવાની હતી તે અલ્પ સમયમાં તેની સહાયતાથી થઈ. માટે હે કૃષ્ણુ! તમારે તે પુરુષ ઉપર દ્વેષ ન કરવો જોઈએ, પણ તમારા ભાઈને સહાય કરનાર છે તેથી તે ક્ષમા ને પાત્ર છે. હવે કૃષ્ણુજી ભગવાનને પૂછશે કે હે ભગવંત! એ મારા ભાઈને સહાય કરનારો પુરૂષ કોણુ છે? હવે ભગવાન શું કહેશે તેના ભાવ અવસરે,

ચરિત્ર :- વૃષકર્પૂર અને ભીમ બંને જણા પૂર્ણ તૈયાર થઈને અખાડામાં આવ્યા. પડછંદ કાયાવાળા બંને મલ્લ મોટા પહોડ જેવા દેખાતા અખાડામાં આવ્યા ત્યારે કંઈક લોકો બોલવા લાગ્યા કે આપણાં રાજાએ કીચકના વૈરનો બદલો લેવા માટે જાણી બુઝીને બંનેને લડાવ્યા છે. બાકી વૃષકર્પૂર તો મલ્લ છે ને આ તો રસોઈઓ છે, ત્યારે કોઈએ કહ્યું કે વલ્લભ તો મલ્લથી પણ વધુ બળવાન છે. કીચકના સો ભાઈઓને તેણે એકલાએ માર્યા. તો તેનામાં કેટલું શૂરાતન હશે! આમ જુદી જુદી વાતો થવા લાગી. એટલામાં મલ્લયુધ્ધ શરૂ થયું. ભીમે વિચાર કર્યો કે જો હું ધારું તો

દાવમાં આ મલ્લને મારી નાંખું તેમ છું, પણ જો તરત મારી નાંખું તો અત્રલા બધા માણસો અહીંયા જોવા આવ્યા છે તેમને મઝા ન આવે. એટલે જાણીને પોતે હાર જીતના દાવ થવા દીધા. વલ્લભની જીત થાય ત્યાં લોકો તાળીઓ વગાડતા અને વલ્લભનો જયજયકાર બોલાવતાં. લોકોને જોવાનો બરાબર રંગ જામ્યો એટલે ભીમે લાગ જોઇને વૃષકર્પરને ઉંચકીને જમીન ઉપર પછાડયો ને છાતી ઉપર ચઢી બેઠો. તરત જ મલ્લના પ્રાણ ઉડી ગયા.

સભામાં ભીમનો જયજયકાર બોલાયો. એનો વિજય થવાથી આખી નગરીના લોકોને આનંદ થયો. સૌ એકી અવાજે બોલવા લાગ્યા કે આ વલ્લભ જેવો માણસ આપણી નગરીમાં હશે તો નગરીનું રક્ષણ થશે. સૌ તેને ધન્યવાદ આપવા લાગ્યા પણ રાજાનું મુખ પડી ગયું. ત્યાં રાણીને ખબર પડી કે વલ્લભની જીત થઇ એટલે તે રાજાની પાસે આવીને કહેવા લાગી કે નાથ! આ વલ્લભ તો જીવતો રહ્યો. રાણી આગળ બોલવા જાય ત્યાં રાજાએ મોઢે હાથ દઈને કહ્યું કે હે રાણી! હમણાં મૌન રહો. તમારી વાત જો આ વલ્લભ સાંભળી જશે તો આપણાં બાર વાગી જશે. અત્યારે આખું નગર એ મોઢે વલ્લભનાં વખાણ કરે છે, અને આપણે તેની વિરૂધ્ધ બોલીએ તો આપણને પ્રજા ક્યાંય ઉડાડી મૂકે.

આ તરફ ભીમનો વિજય થવાથી યુધિષ્ઠિર, અર્જુન દરેકને ખૂબ આનંદ થયો, અને દ્રૌપદીનું હૈયું તો થનથન નાચવા લાગ્યું. મારા પતિનો વિજય થયો. સત્યનો જય થયો. રાણી રડે છે ત્યારે રાજા સમજાવે છે કે વલ્લભ કોઈ દૈવિક પવિત્ર પુરૂષ છે અને તારા ભાઈઓ ગુનેગાર હતા. માટે તેના સામું થવું તે મોતને ભેટવા બરાબર છે. રાજાની વાત સાંભળી રાણી શાંત થઈ. બીજી તરફ દુર્યોધનને ખબર પડી કે મારા મહામલ્લ વૃષકર્પરને વિરાટ નગરના મચ્છ રાજાના રસોઇયાએ મારી નાંખ્યો. આ વૃષકર્પર મલ્લને દુર્યોધને પાંડવોની તપાસ કરવા મોકલ્યો હતો. કારણ કે પાંડવોને બાર વર્ષ પૂરા થયા છે અને તેરમું વર્ષ ગુપ્તપણે રહેવાનું છે તો તેઓ જીવતા છે કે નહિ? દુર્યોધન તે તપાસ કરાવતો હતો. તેમાં ખબર પડી કે વૃષકર્પરને મારી નાંખ્યો છે એટલે તેણે કર્ણ, દુઃશાસન શકુનિ, દ્રોણ, ભીષ્મપિતા વિગેરેને બોલાવીને કહ્યું કે પાંડવોનો વિનાશ કરવા માટે મેં કેટલા પ્રયત્નો કર્યા પણ તે મર્યા નહિ. જુઓ, મેં તેમને મારવા માટે લાખનો મહેલ બનાવ્યો તો તે બળ્યા નહિ પણ પુરોચન બળી ગયો. જંગલમાં તેમને મારવા ગયો ત્યાં હું સફળ ન થયો. ત્રીજી વખત પાંડવોને મારવા કૃત્યા રાક્ષસીને મોકલી ત્યારે કૃત્યાએ તો પુરોચનને મારી નાંખ્યો, અને આ તેરમા વર્ષે ગુપ્ત વેશે રહેતાં તેમની શોધ કરવા વૃષકર્પરને મોકલ્યો ત્યારે તે પણ મરણને શરણ થયો. માટે મને તો લાગે છે કે વૃષકર્પરને ભીમ સિવાય બીજો કોઇ મારી શકે નહિ. નક્કી વૃષકર્પરને મારવાવાળો ભીમ છે માટે નક્કી પાંડવો ગુપ્ત રીતે વિરાટ નગરીમાં રહેતા હોવા જોઇએ.

હવે આપણે સૈન્ય લઈને વિરાટ નગરમાં જઈએ. આપણે પૂર્વ અને ઉત્તર એ દિશા તરફથી ધસારો કરીને વિરાટ રાજાના ગોધનને લૂંટી લેવું. એક તરફ આક્રમણ કરીશું એટલે વિરાટ રાજા સેના લઈને લડવા માટે આવશે અને તે જ વખતે બીજી તરફ આક્રમણ કરીશું એટલે પાંડવો જો ત્યાં હશે તો ગાયોને બચાવવા આવશે અને લડવા આવશે ત્યારે મારું સૈન્ય તેને મારી નાખશે. આ રીતે દુર્યોધને તેનો વિચાર તેના સાગરિતોને દર્શાવ્યો અને બધા ભેગાં થઈને મોટું સૈન્ય લઈને વિરાટ નગર પાસે પહોંચી ગયા, અને પૂર્વ-ઉત્તર બંને દિશામાં પડાવ નાંખ્યો ને જંગલમાં ચરતી ગાયોને નસાડવા લાગ્યા એટલે ગાયોનું રક્ષણ કરનાર ગોવાળીયા ગભરાયા. તેથી વિરાટ રાજા પાસે આવીને પોકાર કરવા લાગ્યા કે હે મહારાજા! દુર્યોધનનો સહાયક સુશર્મા રાજા મોટું સૈન્ય લઈને આવ્યો છે અને આપણી ગાયોનું હરણ કરીને દક્ષિણ દિશા તરફ લઈ જાય છે. તમે જલ્દી ઉઠો, ગાયોનું રક્ષણ કરવું તે ક્ષત્રિયોનો ધર્મ છે. વિરાટ રાજાએ કહ્યું, હે ગોવાળો! તમે ગભરાશો નહિ. મને ગાયો મારા પ્રાણથી અધિક વહાલી છે. એમ કહીને તરત ઉભા થયા અને પોતાનું સૈન્ય લઈને શત્રુ સામે યુધ્ધ કરવા આવ્યા.

**લડાઈના મેદાનમાં પાંડવો :–** વિરાટ રાજાની સાથે અર્જુન સિવાય ચારેય પાંડવો આવ્યા. અર્જુને સ્ત્રીનો વેશ પહેર્યો હતો તેથી તે ન આવ્યો. કારણ કે એવા વેશે યુધ્ધમાં જવું તે યોગ્ય નથી, તેમ માનીને તે ન ગયો. પાંડવો વિરાટ નગરમાં આવ્યા ત્યારે ધનુષ્ય ગદા વિગેરે શસ્ત્રો એક ગુફામાં મૂકયા હતા તે સહદેવ છાનોમાનો લઈ આવ્યો અને સૌને સૌના શસ્ત્રો આપ્યા. ત્યાં જઈને વિરાટ રાજાએ સુશર્માને પડકાર કર્યો એટલે સુશર્મા યુધ્ધ કરવા તૈયાર થયો. બંનેની સેના સામાસામી લડવા લાગી પરિણામે વિરાટ રાજાની સેનાએ પીછે હઠ કરી ત્યારે વિરાટ રાજા પોતે સુશર્મા સાથે લડવા લાગ્યા. તેઓ બંને વચ્ચે ભયંકર યુધ્ધ થયું. બંનેના શસ્ત્રો ખૂટી ગયા એટલે મલ્લયુધ્ધ કરવા લાગ્યા. મલ્લયુધ્ધમાં વિરાટ રાજાની હાર થઈ એટલે સુશર્માએ વિરાટ રાજાને ઉંચકીને રથમાં બેસાડી દીધા. હવે પાંડવો વિરાટ રાજાને કેવી રીતે છોડાવશે ને શું બનશે તેના ભાવ અવસરે.



## વ્યાખ્યાન નં. ૧૧૦

**કારતક સુદ ૧૧ને સોમવાર** **તા. ૨૧-૧૧-૭૭**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! અનંતજ્ઞાની શાસ્ત્રકાર ભગવંતોએ જગતના જીવોના ઉધ્ધાર માટે સિધ્ધાંત રૂપ વાણીનું પ્રકાશન કર્યું. કૃષ્ણવાસુદેવ ગજસુકુમાલ અણગારને વંદન કરવા માટે આવ્યા. ત્રણ ખંડના અધિપતિ પણ સમજતા હતા કે જે

સુખ-શાંતિ અને આનંદ ત્યાગી મહાનપુરૂષો પાસે છે તે સંસારમાં નથી. કારણકે ત્યાગી પુરૂષો પાસે આત્મબળ છે. આત્માના બળ આગળ રાજ્યનું, વૈભવનું, શરીરનું અને સત્તાનું બળ નકામું છે.

કૃષ્ણવાસુદેવ ગજસુકુમાલ અણગારનાં દર્શન કરવા આવ્યા પણ ભાઈના દર્શન થયાં નહિ. ભગવાનના મુખેથી તેમના સમાચાર સાંભળીને દિલમાં ખૂબ દુઃખ થયું, અને ગજસુકુમાલ અણગારના માથે અંગારા મૂકનાર વ્યકિત ઉપર ખૂબ ક્રોધ આવ્યો, ને બોલ્યાં કે હે ભગવાન! મારી જ નગરીમાં મારા જ ભાઈની ઘાત કરનાર કોણ દુષ્ટ પુરૂષ પાકયો? ભગવંતે કહ્યું- હે કૃષ્ણજી! તમે એના ઉપર ક્રોધ ન કરો. તમે જેમ પેલા વૃધ્ધ પુરૂષને ઈંટોનો ઢગલો ઉપાડવામાં સહાય કરી છે તેમ એણે તમારા ભાઈને કર્મોનો ઢગલો વિખેરવામાં સહાય કરી છે. ગજસુકુમાલે અસહ્ય વેદનામાં ક્ષમા રાખી અને અનંતભવના સંચિત કરેલાં કર્મોને ઉદીરણા કરીને ક્ષય કર્યા. ઘણા લાંબા સમયે જે કર્મોનો ઢગલો વિખેરાવાનો હતો તે ફક્ત બે ઘડીમાં વિખરાઈ ગયો ને તેઓ મોક્ષમાં ગયા. અહીં આપણે ખૂબ વિચાર કરવાની જરૂર છે કે એ જીવે કેવા કર્મો બાંધ્યા હશે કે આ રીતે ભોગવવાનો વખત આવ્યો.

તે વાત ગ્રંથકાર એમ કહે છે કે એક શેઠને બે પત્ની હતી. તેમાં મોટીને કાંઈ સંતાન ન હતું ને નાનીને એક દીકરો હતો. તેથી જૂનીને ઘણી ઈર્ષ્યા આવતી ને રાત દિવસ વિચાર કરતી હતી કે એના પુત્રને કોઈ ઉપાયે મારી નંખાવું ને તેને પુત્ર વગરની બનાવું. આથી તે પુત્રને મારવાના ખૂબ ઉપાયો શોધવા લાગી. જૂની ઈર્ષ્યાળુ અને ચતુર હતી પણ નવી ભોળી હતીતે થી ઘરનું બધું કામકાજ કરતી અને શોકયને મોટીબહેન, મોટી બહેન કરતી પણ મોટીને તો તેની કંઈ કિંમત ન હતી. એ તો પેલા છોકરાને મારવા માટે તલપી રહી હતી. તેમાં કુદરતે એવું બન્યું કે છોકરો બાર મહિનાનો થતાં તેના માથામાં ફોલ્લીઓ અને ગુમડાં નીકળ્યા, ઘણાં ઈલાજો કર્યા, વૈદ હકીમોની ખૂબ દવા કરી પણ કોઈ રીતે છોકરાના માથામાં ગુમડા મટતા નથી. ખૂબ પીડા થવાને કારણે બાબો ખૂબ રડવા લાગ્યો. કોઈ રીતે છાનો રહેતો નથી. કોઈ દવા તેને અસર કરતી નથી. એટલે બાબાની માતા નિરાશ થઈ ગઈ. હવે શું કરવું? કેવી રીતે દર્દ મટશે?

છેવટે તેના મનમાં થયું કે હવે મારી મોટી બહેનને પૂછું. એ ખૂબ હોંશિયાર ને અનુભવી છે, એમ સમજીને ભદ્રિક ભાવથી શોકય પાસે આવીને કહેવા લાગી મોટી બહેન! આ બાબાને ખૂબ પીડા થાય છે. રડતો છાનો રહેતો નથી. આપને ખ્યાલ હોય તો કોઈ ઈલાજ બતાવો. નવીની વાત સાંભળીને જૂની ખૂબ હરખાઈ ગઈ. તેણે પ્રસન્ન થઈને કહ્યું-બહેન! આ દર્દ મટાડવું તેમાં શી મોટી વાત છે? બાબાનું દર્દ જોઈને મને રોજ થતું હતું કે હું દર્દ તરત મટાડી દઉં પણ તું મને કાંઈ પૂછતી નથી

એટલે મને થયું કે ગમે કે ન ગમે એટલે હું ઓછી ન હતી નવીએ ઇંતેજારીથી પૂછયું કે બહેન! કહોને શું કરું? ત્યારે કહે છે એ તો એક મામૂલી કામ છે. જો એક જાડો દળદાર ગરમ ગરમ રોટલો બનાવીને બાબાના માથે બાંધી દેવાનો. તો બધા ગુમડા મટી જશે. જો તારી રજા હોય તો હું ઇલાજ કરું. નવીના દિલમાં કંઈ કૂડ કપટ ન હતું એટલે તેણે કહ્યું–બહેન! બાબાને સારું થાય તેમ કરો. જૂની ખૂબ હરખાઈ ગઈ. બસ, આજે મારી ઇચ્છા સફળ કરવાનો સોનેરી સમય આવ્યો છે. તો બરાબર લાભ ઉઠાવી લઉં. આવો વિચાર કરીને હર્ષથી નાચી રહી છે,

અહાહા....અજ્ઞાની જીવ પાપકર્મ બાંધતાં કેટલો હરખાય છે પણ તે સમયે એને ખબર નથી પડતી કે આવા કર્મ કરીને હું કયાં જઇશ? મારે તેનાં ફળ કેવી રીતે ભોગવવા પડશે? બાબાની માતા કંઈક કામ કરવા ગઇ એ તકનો લાભ લઈને જૂનીએ જાડો દળદાર રોટલો બનાવીને એકદમ ગરમ ગરમ છોકરાના માથા ઉપર મૂકીને તેના ઉપર એક કપડું બાંધી દીધું એટલે રોટલો ખસી ન જાય. છોકરાના માથામાં ગુમડાની અસહ્ય પીડા થતી હતી તેમાં ગરમ ફદફદતો જાડો રોટલો બાંધ્યો. પછી શું બાકી રહે? બાળકને ખૂબ વેદના થવાથી રડવા લાગ્યો, ચીસાચીસ કરી પણ એ નિર્દય ઓરમાન માતાને તેની દયા ન આવી. કુમળું ફુલ જેવું બાળક કેટલું સહન કરી શકે! અસહ્ય ગરમીથી છોકરાની ખોપરી બફાઈ ગઇ અને બાળકનું જીવન સમાપ્ત થઈ ગયું. બાળક મરી જવાથી જૂનીના રોમેરોમમાં આનંદ થયો. જાણે એને દુનિયાનું રાજ્ય મળી ગયું! પોતાની શોકયને પોતાના જેવી પુત્ર રહિત બનાવીને સુખેથી રહેવા લાગી.

આ વાત સિધ્ધાંતમાં નથી, ગ્રંથકારની વાત છે. ગ્રંથકાર લખે છે કે બાળકના માથે ગરમ રોટલો બાંધી તેને મારીને સ્રીએ અત્યંત આનંદ માન્યો હતો. તેથી તેણે ત્યાં નિકાચીત કર્મ બાંધ્યું, અને હજારો જન્મ–જન્માંતરની ઘાટીઓને પાર કરતી તે સ્રી દેવકી માતાની કુક્ષીમાં ગજસુકુમાલપણે ઉત્પન્ન થઈ અને જે બાળકના માથે ગરમ ગરમ રોટલો બાંધ્યો હતો તે પણ જન્માંતર કરતાં તેજ નગરીમાં સોમિલબ્રાહ્મણપણે ઉત્પન્ન થયો. રાજકુમાર ગજસુકુમાલ સંયમ લઈને મહાકાલ શ્મશાનમાં ધ્યાન લગાવીને ઉભા રહ્યા હતાં ત્યારે ત્યાંથી જતાં સોમિલ બ્રાહ્મણે આ મુનિને જોયાં, એટલે પૂર્વભવનું વૈર જાગૃત થતાં મુનિને જોઇને તે ક્રોધથી ધમધમી ઉઠયો. આંખો લાલચોળ થઇ ગઇ ને તેના રોમેરોમમાં દ્વેષાનલ પ્રજળી ઉઠયો. છેવટે વૈરનો બદલો લેવા માટે તેણે ગજસુકુમાલ અણુગારના માથે માટીની પાળ બનાવી તેમાં ધગધગતા લાલચોળ અંગારા મૂકીને ચાલ્યો ગયો.

ટૂંકમાં ગ્રંથકાર લખે છે કે નવ્વાણું લાખ ભવ પહેલાં ગજસુકુમાલના જીવે સોમિલ બ્રાહ્મણના જીવના માથા ઉપર ગરમ ગરમ રોટલો બાંધીને મારી નાંખ્યો હતો. તે બાંધેલા વૈરના કારણે ગજસુકુમાલ મુનિના માથે અંગારા મૂકાયા ને અસહ્ય વેદના

સહન કરવી પડી. વેદના સહન કરતાં ગજસુકુમાલ અણગારે ખૂબ ક્ષમા રાખી. એ મિત્ર બ્રાહ્મણ તેમના કર્મોની ઉદીરણા કરાવવામાં સહાયક બન્યો. તમને થશે કે ઉદીરણા એટલે શું ? આપણાં જૈન શાસ્ત્રોમાં કર્મની ચાર અવસ્થાઓ બતાવવામાં આવી છે. બંધ, ઉદય, ઉદીરણા અને સત્તા.

મિથ્યાત્વાદિના નિમિત્તથી જ્ઞાનાવરણીય આદિના રૂપમાં પરિણત થઈને કર્મ પુદ્‌ગલોનું આત્માની સાથે દૂધ પાણીની જેમ મળી જવું તે બંધ છે. તે બાંધેલા કર્મોનો અબાધાકાળ પૂરો થતાં વિપાકોદયે કર્મ ભોગવાય તેનું નામ ઉદય છે. સત્તામાં પડેલા કર્મોને તપશ્ચર્યા આદિ દ્વારા ખેંચીને ઉદયાવલિકામાં લાવવા તેનું નામ ઉદીરણા છે. જયાં સુધી બાંધેલા કર્મોનો ઉદય કે ઉદીરણા ન થાય ત્યાં સુધી તે કર્મોની સત્તા કહેવામાં આવે છે. અહીં ગજસુકુમાલ અણગારે જે કર્મો ભોગવ્યા તે કાંઇ સ્વાભાવિક રીતે ઉદયમાં આવેલાં ન હતા પણ સોમિલ બ્રાહ્મણે તેમના માથે અંગારા મૂકીને કર્મોની ઉદીરણા કરાવી અને તે કર્મો સમતાભાવે સહન કરીને તે મોક્ષમાં ગયા. સોમિલ બ્રાહ્મણે કર્મોની ઉદીરણા કરાવી તેથી ગજસુકુમાલ અણગાર જલ્દી મોક્ષમાં ગયા. તે કારણથી નેમનાથ ભગવંતે કૃષ્ણવાસુદેવને કહ્યું કે તમે તે પુરૂષ ઉપર દ્વેષ ન કરો.

ભગવાનના આ વચનથી આપણને સૂચના મળે છે કે આપણને મારનાર, આપણું ઉપર અપકાર કરનાર પ્રત્યે પણ સમભાવ રાખવો, પણ તેનું અહિત થાય તેવી ચિંતવણા કરવી નહિ પણ તેનું શુભ અને હિત થાય તેવી ચિંતવણા કરવી તે વીતરાગતા પ્રાપ્ત કરવાનું લક્ષણ છે. જયાં સુધી વિતરાગ દશા પ્રાપ્ત ન થાય ત્યાં સુધી આધ્યાત્મિક સાધના અધૂરી રહે છે. સાધક આત્માઓને વીતરાગતા પ્રાપ્ત કરવા માટે ચાર ભાવનામાં રમણતા કરવાની છે.

सत्त्वेपु मैत्री गुणिषु प्रमोदं, क्लिष्टेपु जीवेपु कृपापरत्वम् ।
माध्यस्थ भाव विपरीतवृत्तै, सदाममात्मा विदधातु देव ।।

હે જિનેશ્વર પ્રભુ! હું ઈચ્છું છું કે મારો આત્મા સદા પ્રાણીમાત્ર પ્રત્યે મિત્રતા રાખે, ગુણીજનો પ્રત્યે પ્રમોદભાવ રાખે, દુઃખીજનો પ્રત્યે કરૂણાભાવ રાખે, અને ધર્મથી વિપરીત આચરણ કરનારા અધર્મી તથા વિરોધી જીવો પ્રત્યે રાગ-દ્વેષથી રહિત ઉદાસીનતા ભાવ રાખે. જુઓ, વીતરાગ દશા પ્રાપ્ત કરવા માટે ભગવાને કેવો સુંદર માર્ગ બતાવ્યો છે!

કૃષ્ણવાસુદેવને ગજસુકુમાલ અણગરના માથે અંગારા મૂકનાર પ્રત્યે ખૂબ ક્રોધ આવ્યો, ત્યારે ભગવંતે કહ્યું–તમે તેના પ્રત્યે દ્વેષ ન કરો. ક્ષમા રાખો. એ તમારા ભાઇનો સહાયક છે. માટે તેનું હિત ઇચ્છો. तत्तेणं से कण्हे वासुदेव अरहं अरिट्ठनेमि एवं वयासी, सेणं भन्ते। पुरिसे मए कहे जाणिज्जे ? ત્યારે વાસુદેવે નેમનાથ ભગવાનને કહ્યું કે હે ભગવાન! હું એ પુરૂષને કેવી રીતે જાણી શકું ? ભલે હું તેને કંઇ દંડ નહિ કરું પણ તે પુરૂષ કોણ છે તે જાણી શકું તો ખરો ને! આપ મને કહો. કૃષ્ણવાસુદેવના પ્રશ્નનું સમાધાન કરતાં ભગવાને કહ્યું–"जे णं कण्हा तुमं बारावतीए नयरीए अणुपविसमाणं पासंमा ठिनए चेव।" હે કૃષ્ણ! તમે અહીંથી જશો અને જયારે દ્વારકા નગરીમાં પ્રવેશ

કરશો ત્યારે તમને જોઈને એક પુરૂષ ભયભીત બનશે. ભયથી થરથર ધ્રુજવા લાગશે. એટલે કે ભગવાનનો કહેવાનો આશય એ છે કે તમે દ્વારકા નગરીમાં પ્રવેશ કરશો ત્યારે તે પુરૂષને જોશો, અને તમને જોઈને તે ભયભીત બની જશે. પછી શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

ચરિત્ર:- સુશર્મા રાજાએ વિરાટરાજાને હરાવીને ઉંચકીને રથમાં બેસાડી દીધા. આ જોઈને ધર્મરાજાએ ભીમને કહ્યું કે તું જલ્દી મચ્છ રાજાને છોડાવ. તેમનો આપણા ઉપર મહાન ઉપકાર છે. મોટાભાઈની આજ્ઞા થવાથી ભીમે ગદા ઉપાડીને સુશર્માના રથના ચૂરેચૂરા કરી નાંખ્યા. આથી સુશર્મા ગભરાયો અને મુખમાં તરણાં લીધા. તરણું લેવાથી તે શરણે આવ્યો કહેવાય. ભીમે સુશર્માને પડકાર કરીને કહ્યું કે તું તારી જાતે હાર કબૂલ કરે છે માટે હું તને જીવતો છોડી દઉં છું. નહિતર તારા ભૂક્કા ઉડાવી દેત. સુશર્મા તો જીવ લઈને નાઠો. એટલે ભીમે મચ્છ રાજાને પોતાના રથમાં બેસાડયા. ભીમનું પરાક્રમ જોઈને મચ્છ રાજાના મનમાં થયું કે આ કોઈ દૈવી પુરૂષ છે. રાજાએ વલ્લભની ખૂબ પ્રશંસા કરી અને કહ્યું હે વલ્લભ! આજે તું ન હોત તો આ ક્રૂર સુશર્મા મારું નામનિશાન રહેવા દેત નહિ. તેં મને બચાવ્યો છે. માટે હવે મારું રાજ્ય તને આપું છું આ રીતે વિરાટ રાજાએ ખૂબ પ્રશંસા કરી ત્યારે વલ્લભે કહ્યું મહારાજા! આપની કૃપાથી મેં આ શત્રુ ઉપર વિજય મેળવ્યો છે. આ પ્રમાણે કહી ગાયોને લઈ પાંડવો વિરાટરાજા સાથે નગરમાં આવ્યા.

પાંડવો પોતાના સ્થાને ગયા ને રાજા તેમની રાણી પાસે ગયા. રાજાને વિજય મેળવીને આવેલા જોઈને રાણીને આનંદ થયો. રાજા કહે હે રાણી! આજે વલ્લભ ના હોત તો હું જીવત નહિ. પછી રાજાએ બધી વાત કરી. ત્યાં રાજાને વિચાર આવ્યો કે ઉત્તરકુમાર કેમ દેખાતો નથી? રાણી કહે નાથ! આપના ગયા પછી બીજા ગોવાળો આવ્યા ને કહ્યું કે દુર્યોધન રાજા મોટું સૈન્ય લઈને આવ્યા છે. તે આપણી ગાયોને લઈ જાય છે ને તેણે ઘણાં ગોવાળોને મારી નાંખ્યા છે. કંઈકને ઘાયલ કર્યા છે. આ સાંભળીને ઉત્તરકુમારનું લોહી ઉકળી ગયું. તેને ખૂબ ક્રોધ ચઢયો. તે ક્રોધે ભરાઈને કહેવા લાગ્યો કે મારી સામે દુર્યોધન શું હિસાબમાં છે? હું તેને હમણાં મારી નાંખું છું. એમ કહીને વગર સૈન્યે લડાઈ કરવા જવા તૈયાર થયો, પણ રથ ચલાવવા માટે કુશળ સારથી ન હતો. તેથી કુમાર મુંઝાવા લાગ્યો, ત્યારે માલિનીએ કહ્યું કુમાર! તમારે મુંઝાવાની જરૂર નથી. નાટયશાળામાં જે આપની બહેનને સંગીતકળા શીખવાડે છે તે બૃહન્નટ નપુંસક હોવા છતાં તે રથ ચલાવવામાં કુશળ છે. તે જેનો સારથી થાય તેનો વિજય થાય છે. માલિનીના કહેવાથી આપણો કુમાર બૃહન્નટને સારથી બનાવીને દુર્યોધન સામે યુધ્ધ કરવા ગયો છે. આમ સાંભળતાં રાજા મૂંઝાયા. તે એકલો દુર્યોધનને કેવી રીતે જીતશે? કયાં મારો દીકરો ને કયાં દુર્યોધનનું વિરાટ સૈન્ય! રાજાએ માલિનીને કહ્યું તેં શા માટે આમ કર્યું? હવે મારા કુંવરનું શું થશે? માલિની કહે-

બૃહન્નટ સાથે છે એટલે કુમારને કાંઇ વાંધો નહિ આવે. હમણાં વિજય મેળવીને આવશે. આપ ચિંતા ન કરો.

કુમાર સૈન્ય વગર લડાઇ કરવા ગયો છે તેથી રાજા ખૂબ ચિંતાતુર બની ગયા ને બોલવા લાગ્યાં કે ગમે તેમ તોય બૃહન્નટ તો નપુંસક છે. તેનામાં શું દૈવત હોય! ત્યારે માલિનીએ કહ્યું કે હે મહારાજા! આપ ચિંતા ન કરો. જેની પાસે ગરૂડ છે તેને સર્પની બીક ન હોય. તે રીતે આપના કુંવરની સાથે બૃહન્નટ છે. વધુ શું કહું! જેની સહાયમાં બૃહન્નટ હોય તેનો અવશ્ય વિજય થાય છે. હમણાં જ કુંવરજી આવશે. માલિનીએ બૃહન્નટના ખૂબ વખાણ કર્યા તેથી રાજા ક્રોધમાં આવી ગયા. ત્યાં કંક પુરોહિત બોલ્યો–મહારાજા! ઉત્તરકુમાર અને બૃહન્નટ બંને આવ્યા. રાજા હર્ષભેર સામા ગયા. બૃહન્નટ કુંવરને મૂકીને પોતાની નાટ્યશાળામાં ચાલ્યો ગયો, અને કુંવર રથમાંથી ઉતરીને પિતાજીના ચરણમાં પડયો. રાજાએ કહ્યું બેટા! તેં એકલાએ યુધ્ધમાં વિજય મેળવ્યો? તેં ઘણું સાહસ કર્યું. ત્યારે કુમારે કહ્યું–પિતાજી! આ વિજયનો યશ બૃહન્નટને આભારી છે, રાજાએ કહ્યું–કેવી રીતે? તું વિસ્તારથી કહે. પિતાજી! હું કેવા સંયોગમાં ગયો ને બૃહન્નટે મને કેવી રીતે સાથ આપ્યો તે આપે મારી માતા પાસેથી જાણ્યું છે. હવે યુધ્ધમાં ગયા પછી બૃહન્નટે જોરથી રથ ચલાવ્યો અને જયાં દુર્યોધનનું સૈન્ય હતું ત્યાં આવ્યા, ત્યાં બૃહન્નટે મને દુર્યોધન આદિની ઓળખાણ કરાવી. પિતાજી! હું તો તેમની વિરાટ સેના જોઇને ગભરાઈ ગયો કે હું એકલો આટલી મોટી સેનાને કેવી રીતે જીતી શકીશ? એટલે મેં કહ્યું બૃહન્નટ! રથ પાછો વાળ. હું આમને જીતી શકું તેમ નથી.

"અર્જુને કરેલો પડકાર" :– ત્યારે બૃહન્નટે મને પડકાર કરીને કહ્યું–હે વિરાટ રાજાના પુત્ર! આમ કાયર શું બને છે? ક્ષત્રિયનો બચ્ચો યુધ્ધમાં ખપી જાય પણ પીછે હઠ ન કરે. અહીં આવીને શત્રુનું સૈન્ય જોઈને ડરના માર્યા ભાગી જવું તે વીર ક્ષત્રિયને શોભતું નથી. જે શત્રુથી ડરીને ભાગી જાય છે તે લોકોમાં કલંકિત બને છે. આ રીતે ભાગી જવું તેના કરતાં મરવું વધુ શ્રેષ્ઠ છે. છેવટમાં કહ્યું કે હે ઉત્તરકુમાર! તારી હિંમત ના હોય તો હું દુર્યોધન સાથે યુધ્ધ કરીશ, પણ પીછે હઠ નથી કરવી. આ પ્રમાણે તેના કહેવાથી હું સારથી બન્યો ને બૃહન્નટ સ્ત્રીનો વેશ ઉતારી હાથમાં ધનુષ્ય લઈ શત્રુ સામે યુધ્ધ કરવા તૈયાર થયો.

ઉત્તરકુમાર કહે છે પિતાજી! શું વાત કરું? બૃહન્નટ સ્ત્રી વેશનો ત્યાગ કરીને પુરૂષનો વેશ પહેરી હાથમાં ધનુષ્ય લઇ કર્ણ વિગેરેની સામે લડતો હતો તે વખતે તેના મુખ ઉપર દિવ્ય પ્રતિભા દેખાતી હતી. મને થયું કે શું આ કોઈ વિદ્યાધર છે કે સાક્ષાત્ ધનુર્વેદ છે! હું તો તેના સામું જોઈ જ રહ્યો. એણે બાણોનો વરસાદ વરસાવી કર્ણ જેવા મહારથીને હંફાવી દીધા, અને એવી વિદ્યાનું સ્મરણ કર્યું કે એકના અનેક બૃહન્નટ બનીને દુર્યોધનની સેના સામે લડવા લાગ્યા. એકલા બૃહન્નટે કોઈ સૈનિકનો હાથ

તો કોઈના પગ છેદી નાંખ્યા. તો કોઈ યમસદન પહોંચી ગયા, ને લોહીની નદી વહેવા લાગી. શત્રુના સૈન્યમાં હાહાકાર છવાઈ ગયો. બધી સેનાને ધારલ કરીને રથ આગળ દોડાવ્યો તો દુર્યોધનને ગાયો લઈને ભાગતો જોયો. એટલે બૃહન્નટે કહ્યું મારી નજર સમક્ષ દુષ્ટ દુર્યોધન ગાયો લઈને ક્યાં જાય છે? એમ કહી અમે તેનો પીછો કર્યો.

બૃહન્નટની વીરતા જોઈને હું પણ નિર્ભય બનીને રથ દોડાવવા લાગ્યો. દીપક સમાન જ્યાં જ્યાં તેનો રથ દોડતો હતો ત્યાંથી અંધકારની જેમ દુશ્મનો ભાગી છૂટતાં હતાં. ચંદ્રની સામે તારાની કાંઈ કિંમત નથી તેમ બૃહન્નટની સામે શત્રુઓ તારાની જેમ નિસ્તેજ દેખાવા લાગ્યા. છેવટે બધાને હરાવતાં અમે દુર્યોધન પાસે પહોંચી ગયા. બૃહન્નટને જોઈને શત્રુની સેના ભાગવા લાગી. દુર્યોધન ગાયોને છોડી દઈ લડવા લાગ્યો. બૃહન્નટ તો દયાળુ છે. તેણે પહેલાં દુર્યોધન સામે સામાન્ય બાણો ફેંકયા પણ દુર્યોધને તો મારી નાંખવા બાણો ફેંકયા, પણ બૃહન્નટને કાંઈ થયું નહિ પણ દુર્યોધન ઉપર તેને ખૂબ ક્રોધ આવ્યો.

**"અર્જુનના પરાક્રમ આગળ દુર્યોધનની હાર":–** બૃહન્નટે એક તીરથી દુર્યોધનનો મુગટ નીચે ફેંકી દીધો. બીજા તીરથી તેનું બખ્તર તોડી નાંખ્યું ને ત્રીજાથી તેનું ધનુષ્ય કાપીને તેના રથની ધ્વજા કાપી નાંખી. આ સમયે દુર્યોધનના સેનાપતિઓ બોલવા લાગ્યા કે નક્કી આ અર્જુન છે. અર્જુન સિવાય કોઈનામાં આવું સામર્થ્ય બળ નથી. બધાના મુખેથી સાંભળ્યું કે આ અર્જુન છે તેથી મને વિચાર થયો કે પાંડવોને બાર વર્ષ વનવાસના પૂરા થયા છે ને તેરમું વર્ષ ગુપ્તપણે રહે છે. તો શું આ સ્ત્રીના વેશમાં અર્જુન ગુપ્તપણે નહિ હોય ને? તેનું પરાક્રમ જોઈને મેં નિશ્ચય કર્યો કે આ અર્જુન જ છે. આટલું થવા છતાં દુર્યોધનનું અભિમાન ઓછું ન થયું. તેથી બૃહન્નટે વિદ્યાનું સ્મરણ કરીને દુર્યોધન સહિત તેના સૈન્યને મૂર્છિત કરી મડદા જેવા બનાવી દીધા. પછી મને કહ્યું કે આ બધાના શસ્ત્રો લઈ લો અને તેમના વસ્ત્રો ઉતારી લો. મેં તે પ્રમાણે કર્યું. થોડીવારે બધા ભાનમાં આવતાં લજ્જા પામ્યા. પોતાની આ દશા જોઈને દુર્યોધન, કર્ણ, શકુનિ વિગેરે ગાયોને છોડીને ભાગ્યા. (હસાહસ)

ઉત્તરકુમાર કહે–પિતાજી! એ બૃહન્નટની શું વાત કરું! જેટલો તે બળવાન છે તેટલો દયાળુ છે. દુર્યોધને તેને મારી નાંખવા બાણુ છોડયા છતાં તેણે દુર્યોધને નગ્ન બનાવ્યો પણ માર્યો નહિ. બાકી દુર્યોધનને મારવો તે એને રમત છે. આ રીતે ખૂબ પરાક્રમથી યુધ્ધ કરી વિજય મેળવી ગાયોને લઈને નગરમાં આવ્યા અને ગોવાળોને તેમની ગાયો સોંપી દીધી. પછી મને બૃહન્નટે કહ્યું કે તમે તમારા પિતાજીને મારી કોઈ વાત ના કરશો, પણ મેં તો આપને જે બન્યું તે સત્ય કહ્યું છે. તે બૃહન્નટ સ્ત્રી વેશે નાટયશાળામાં ગયો છે. ઉત્તરકુમારના મુખેથી બૃહન્નટની વીરતાના વખાણ સાંભળીને રાજાને ખૂબ આનંદ થયો. હવે રાજા બૃહન્નટનો કેવી રીતે સત્કાર [illegible] વગેરે,

## વ્યાખ્યાન નં. ૧૧૧

**કારતક સુદ ૧૩ ને બુધવાર તા. ૨૩-૧૧-૭૭**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! અનંત કરૂણાનીધિ, આગમના આખ્યાતા, શાસનપતિ પ્રભુ મહાવીર સ્વામીએ જગતના જીવો ઉપર મહાન અનુકંપા કરી દ્વાદશાંગીની પ્રરૂપણા કરી. ગજસુકુમાલના અધિકારમાં કૃષ્ણવાસુદેવને પોતાના ભાઈના માથે અંગારા મૂકનાર વ્યક્તિ ઉપર ખૂબ ક્રોધ આવ્યો, ત્યારે ભગવંતે કહ્યું, હે કૃષ્ણ! તું એના ઉપર ક્રોધ ન કરીશ. જીવે જેવા કર્મો બાંધ્યા હોય તેવા સૌને ભોગવવા પડે છે. આત્મા જ કર્મોનો કર્તા છે ને આત્મા જ કર્મોનો ભોક્તા છે. તમારા ભાઈને કર્મ ઉદયમાં આવ્યું ને સમતાભાવે ભોગવ્યું છે. કર્મ ભોગવતી વખતે આત્મા તરફ ઉપયોગ રાખો. જ્યાં કષાય છે ત્યાં સંસાર છે.

**"કષાયની ઉપશાંતતા માત્ર મોક્ષ અભિલાષ, ભવે ખેદ અંતર દયા, તે કહીએ જિજ્ઞાસ."**

ગજસુકુમાલ અણગારને દીક્ષા લઈને એક જ ભાવના હતી કે મારે જલ્દી મોક્ષમાં જવું છે પણ તેમની ભાવના ક્યારે પૂરી થઈ? કષાય ઉપર વિજય મેળવ્યો ત્યારે ને? માટે કષાયનો ઉપશમ કરો. આપણો આત્મા રાગ-દ્વેષ અને કષાયોથી મલીન બની ગયો છે તેથી સત્ય વસ્તુનું દર્શન કરી શકાતું નથી. જ્યારે કષાયોનો ઉપશમ થશે, રાગ-દ્વેષ મંદ પડશે ત્યારે સત્ય વસ્તુનું દર્શન થશે. પછી ગજસુકુમાલ અણગારની માફક માથે ધગધગના અંગારા મૂકાશે તો પણ ક્રોધ નહિ. આવે. બસ, પછી તો એમ થશે કે અત્યાર સુધી મને આત્મસ્વરૂપની પીછાણ થઈ ન હતી તેથી કાચના ટુકડા જેવા નકલી સુખોને મેં સાચા સુખ માન્યા પણ હવે મને સમજાણું છે કે સાચું સુખ તો મોક્ષમાં છે. મોક્ષનાં સુખ જેવું દુનિયામાં બીજું કોઈ સુખ નથી. આવું સમજેલા ગજસુકુમાલ અણગારે છોટી વયમા ભયંકર ઉપસર્ગ સમભાવે સહન કર્યો.

હવે દર્શન કરવા ગયેલા કૃષ્ણવાસુદેવે ભગવાનને પૂછ્યું કે હે ભગવંત! એ પુરૂષ કોણ છે? એ હું કેવી રીતે જાણી શકું? ત્યારે ભગવંતે કહ્યું કે હે કૃષ્ણ! તમે મારી પાસેથી નીકળીને તમારે ઘેર જશો ને દ્વારકા નગરીના મુખ્ય દરવાજે પ્રવેશ કરશો ત્યારે એ પુરૂષ તમને સામો મળશે, અને તમને જોતાંની સાથે તે ભયભીત બની જશે. "ठिति भेएणं कालं करिस्सति, तणं तुम नाणेज्जासि एसं णं से पुरिसे।" ભયભીત થયેલો તે માણસ ધડાક દઈને જમીન ઉપર પડી જશે અને આયુષ્ય સ્થિતિ પૂરી થતાં મરણ પામશે ત્યારે તમે સમજી લેજો કે આ પુરૂષ ગજસુકુમાલનો સહાયક છે. (પ્રાણ લેનારો છે)

ભગવાનના મુખેથી બધા સમાચાર સાંભળીને કૃષ્ણવાસુદેવને ખૂબ આઘાત લાગ્યો. એમનું હૃદય ચીરાવા લાગ્યું ને મનમાં બોલી ઉઠયા- અહો! મારા લઘુ બંધવા! તેં આ

શું કર્યું ? હજુ કાલે તો દીક્ષા લીધી. તારા દર્શન કરવા આત્મ તલસી રહ્યો હતો. માતા દેવકી પણ કેટલી ઝૂરે છે! અને તમે તો મોક્ષમાં પધારી ગયા! એમ કહી ખૂબ રડયા, અને ઢીલા હૃદયે પોતાને ઘેર જવા તૈયાર થયા. કૃષ્ણ ઘેરથી નીકળ્યા ત્યારે તેમના દિલમાં આનંદ હતો કે હું મારા ભાઈના દર્શન કરીશ ને તેમને સુખશાતા પૂછીશ. એ આનંદ ઓસરી ગયો. હવે તેઓ ઘેર જવા માટે ઉભા થયાં, અને અરિહંત અરિષ્ટનેમિ ભગવાનને વંદન નમસ્કાર કરી કૃષ્ણવાસુદેવ જ્યાં પોતાનો પ્રધાન હાથી રત્ન એટલે તેમને બેસવાનો જે શ્રેષ્ઠ હાથી હતો ત્યાં આવ્યા, અને પોતાના હસ્તિરત્ન ઉપર બેઠાં, પણ આવ્યા ત્યારે મુખ ઉપર જે આનંદ હતો તે પાછા વળતાં ન રહ્યો. પોતાના માડી જાયા ભાઈનું આવી રીતે મૃત્યુ થાય તો કોને દુઃખ ન લાગે ? કૃષ્ણવાસુદેવ ઉદાસ બનીને દ્વારકા તરફ જવા રવાના થયા, ત્યારે આ તરફ શું બન્યું તે વાત શાસ્ત્રકાર ભગવંત રજુ કરતાં કહે છે.

"तए णं तस्स सोमिलस्स माहणस्स कल्लं जाव जलंते अयमेयारुवे अज्झत्थिए समुपन्ने। સવાર થતાં સોમિલ બ્રાહ્મણના મનમાં વિચાર થયો કે "एवं खलु कण्हेवासुदेवे अरहं अरिट्ठनेमिं पायवन्दए निग्गए" નિશ્ચિયથી સૂર્યોદય થતાં કૃષ્ણવાસુદેવ નેમનાથ ભગવંતના ચરણમાં વંદન નમસ્કાર કરવા માટે ગયા છે. तं णायमेयं अरहया, विन्नायमेयं अरहया, सुयमेयं अरहया, सिट्ठमेयं अरहया भविस्सइ काण्हस्सवासुदेवस्स। ભગવાન તો સર્વજ્ઞ છે, સર્વદર્શી છે, તેથી તેમના જ્ઞાનમાં કોઈ વાત અજાણી નથી. મેં ગજસુકુમાલ મુનિના માથે અંગારા મૂકીને તેમને મારી નાંખ્યા છે તે વાત તેઓ સારી રીતે જાણે છે. તેથી તેઓ કૃષ્ણવાસુદેવને કહી દેશે ને ગજસુકુમાલને મારનાર હું છું એમ જાણી જશે. "तं न नज्जइ कण्हवासुदेवे ममं केण वि कुमारेणं मारिस्सइ त्तिकट्टुमीए।" ત્યારે કોણ જાણે કૃષ્ણવાસુદેવ મને કેવા કમોતે મારી નાંખશે!

સોમિલ બ્રાહ્મણે દુષ્કર્મ કર્યું છે તેથી તે વિચારે છે કે નેમનાથ ભગવાન તો અંતર્યામી છે. ઘટઘટની અને મનમનની વાત જાણી દેખી રહ્યાં છે. આ સંસારની કોઈ પણ ચીજ તેમનાથી અજાણી નથી. એટલે તેઓ જાણી ગયા છે કે ગજસુકુમાલ અણગારને મારનારો હું છું. તેમના જ્ઞાનપ્રકાશમાં સ્પષ્ટ દેખાય છે કે ગજસુકુમાલ અણગારના માથે માટીની પાળ બાંધી તેના ઉપર ધગધગતા અંગારા નાંખીને તેમની જીવનલીલા સમાપ્ત કરનાર સોમિલ બ્રાહ્મણ છે. હવે કૃષ્ણવાસુદેવ ભગવાનનાં દર્શન કરવા ગયા છે. તેઓ ભગવાન નેમનાથના દર્શન કરશે તેમજ બધા સંતોનાં દર્શન કરશે, પણ પોતાના ભાઈ ગજસુકુમાલ અણગારને નહિ દેખે એટલે ભગવાનને પૂછશે કે મારા ભાઈ જે ગઈ કાલે આપની પાસે દીક્ષિત થયાં છે તે ક્યાં ગયા ? તે વખતે સર્વજ્ઞ એવા નેમનાથ ભગવાન કૃષ્ણ વાસુદેવને કહી દેશે કે તારા ભાઈ ગજસુકુમાલ અણગારના માથે સોમિલ બ્રાહ્મણે અંગારા મૂકીને નિર્દય રીતે મારી નાંખ્યા છે, આ વાત નેમનાથ ભગવાન કૃષ્ણવાસુદેવને

કહેશે તે વાત નિશ્ચિત છે, અને કૃષ્ણવાસુદેવ જ્યારે આ વાત જાણશે કે મારા નાના ભાઈ ગજસુકુમાલ અણગારને સોમિલ બ્રાહ્મણે માથે અંગારા મૂકી ક્રૂર રીતે મારી નાખ્યા છે ત્યારે તેમના ક્રોધનો પાર નહિ રહે, અને મને મારા ગુનાની શિક્ષા કરશે. તેમાં એક ક્ષણનો વિલંબ નહિ કરે. મને લાગે છે કે મેં તેમના ભાઈને મારી નાંખ્યો છે તેથી તે મને કોણ જાણે કેવી રીતે મારી નંખાવશે! મને કૂતરા કરડાવીને મારી નંખાવશે? ઉંચેથી ધરતી ઉપર પછાડીને મારી નાંખશે, ભડભડતા અગ્નિના કુંડમાં ફેંકીને મારી નંખાવશે કે શાકભાજીની માફક મારા શરીરના રાઈ રાઈ જેટલા ટુકડા કરીને મારી નંખાવશે? આવો વિચાર આવતાં સોમિલ બ્રાહ્મણ ભયભીત બની ગયો. ભયનો માર્યો તે થરથર ધ્રુજવા લાગ્યો. આંખે અંધારા આવી ગયા અને મનમાં વિચાર કર્યો કે હમણાં જ કૃષ્ણવાસુદેવ નેમનાથ ભગવાનનાં દર્શન કરીને પાછા આવશે ને મને પકડવા માણસો મોકલશે તો હું પકડાઈ જઈશ. તેના કરતાં હું અહીંથી ભાગી જાઉં તો કદાચ બચી જાઉં. આમ વિચાર કરીને ભયનો માર્યો સોમિલ બચવા માટે ઘેરથી નીકળી ને જશે ત્યારે વચમાં કૃષ્ણનો ભેટો થઈ જશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

ચરિત્ર: ઉત્તરકુમારના મુખેથી બૃહન્નટના પરાક્રમની પ્રશંસા સાંભળીને વિરાટ રાજાને ખૂબ આનંદ થયો. તરત દ્વારપાળને મોકલીને રાજાએ બૃહન્નટને પોતાની પાસે બોલાવ્યો. બૃહન્નટને સભામાં આવતો જોઈ રાજા તેના સામે ગયાં ને પ્રેમથી ખૂબ સત્કાર કરીને ભેટી પડયા, અને તરત તેનો સ્ત્રીનો વેશ ઉતરાવી રેશમી વસ્ત્રો પહેરાવ્યા અને કિંમતી રત્નોના આભૂષણોથી વિભૂષિત કરી રાજાએ તેને પોતાના સિંહાસન ઉપર બેસાડયો, પછી હાથ જોડીને કહે છે કે હે બૃહન્નટ! તેં મારા કુંવરને અને કંક તથા વલ્લભે મને બચાવ્યો છે. આપ ત્રણે જણાએ અમારી આબરૂ અને રાજ્ય બચાવ્યું છે ને અમને જીવાડયા છે. તો આજથી આ રાજ્ય તમને આપીને અમે તમારા ચરણોમાં છીએ. અર્જુન કહે હે મહારાજા! પાંડુપુત્રોનો સ્વભાવ જ એવો છે કે તેઓ કોઈનું દુઃખ જોઈ શકતાં નથી. જેનું દુઃખ દેખે તેનું દુઃખ દૂર કરે જ છૂટકો કરે છે. પાંડુપુત્ર સાંભળીને મચ્છરાજાના કાન ચમકયા. તેમણે ફરીને પૂછયું. હેં તમે કોણ છો?

પાંડવોને ગુપ્તવાસ સહિત આજે તેર વર્ષ પૂરા થયાં હતાં એટલે ગુપ્ત વાતને પ્રગટ કરતાં અર્જુનજીએ કહ્યું, હે રાજન્! અમે પાંડુરાજાના પાંચ પુત્રો છીએ. તેમાં હાલ જે તમારા કંક પુરોહિત છે તે યુધિષ્ઠિર રાજા છે. વલ્લભ રસોઈઓ તે ભીમ છે, અશ્વશાળાનો અધ્યક્ષ તંત્રીપાલ તે નકુલ છે અને ગોકુળનો અધ્યક્ષ ગ્રંથિક તે સહદેવ છે. મહારાણીની દાસી સૈરન્ધ્રિ જેને તમે બધા માલિની કહીને બોલાવો છો તે દ્રૌપદી છે, અને વૃદ્ધ કુંતામાતાને અમે અહીં નજીકમાં એક ઘરમાં ગુપ્ત રાખ્યા છે. અર્જુનના મુખેથી વાત સાંભળીને વિરાટ રાજાના આનંદનો પાર ન રહ્યો. શું વાત કરો છો? આપ કુરુવંશના

કુલદિપક સમાન પવિત્ર પાંડવો મારે ત્યાં પધાર્યા પણ હું કેવો કમભાગી કે મેં આપને ઓળખ્યાં નહિ ને આપ બધાની પાસે કામ કરાવ્યું. આપે મારી નગરીને પાવન કરી છે. એમ કહીને મચ્છ રાજા યુધિષ્ઠિરના ચરણમાં પડી ગયા. સૌને સ્નાનાદિ કરાવીને સારા વસ્ત્રાભૂષણો પહેરાવ્યા. દ્રૌપદી તથા કુંતાજીના જૂના વસ્ત્રો ઉતરાવી નવા વસ્ત્રો તેમને પહેરાવ્યા, અને ધર્મરાજાને ઉંચા આસને બેસાડીને કહ્યું, હે મહારાજા! હવે આપ રાજ્ય કરો. આ દાસ આપની આજ્ઞાનું બરાબર પાલન કરશે. ધર્મરાજાએ કહ્યું, અમે આપના ઉપર કંઈ ઉપકાર કર્યો નથી પણ અમને ગુપ્તવાસ કરવામાં આપે જે સહાય કરી છે તેનો બદલો અમે વાળી શકીએ તેમ નથી.

પાંચે પાંડવોએ વિરાટ રાજાનો મહાન ઉપકાર માન્યો, ત્યારે મચ્છ રાજા કહે છે કે હે પુણ્યાત્માઓ! આપને મારે ઘેર ઘણું કષ્ટ પડયું. દ્રૌપદીને બાળવા માટે મારો સાળો તૈયાર થયો. ભીમે તેનો સામનો કર્યો. આપ બધાએ ઘણાં કષ્ટ વેઠયા. આવા પવિત્ર આત્માઓને કેટલા દુઃખ પડયા! હું આપના ચરણમાં પડી માફી માગું છું, તેમજ હું આપનું ઋણ વાળી શકું તેમ નથી, પણ મારી આ એકની એક પુત્રી ઉત્તરાને અર્જુને સંગીતકળા શીખવાડી છે તો તેમની સાથે હું ઉત્તરાને પરણાવી ઋણમાંથી મુક્ત થાઉં. વિરાટ રાજાની વાત સાંભળીને ધર્મરાજાએ અર્જુન સામે દૃષ્ટિ કરી.

અર્જુને કહ્યું મેં ઉત્તરાને દીકરી માનીને ભણાવી છે; તેથી હું તેની સાથે લગ્ન નહિ કરું પણ વિરાટ રાજાની ખૂબ ઈચ્છા છે તેમજ આપણો સંબંધ કાયમ ચાલુ રહે એ ઇચ્છાથી આપની ઈચ્છા હોય તો અભિમન્યુ સાથે લગ્ન કરો. આથી રાજાને ખૂબ આનંદ થયો. પછી કૃષ્ણજી પાસે દૂત મોકલ્યો અને કહેવરાવ્યું કે આપ પરિવાર સહિત સુભદ્રા અને અભિમન્યુને લઈને વિરાટ નગરમાં પધારો. અમારા મહારાજાનું આપને આમંત્રણ છે. પાંડવોના તેર વર્ષ પૂરા થયા છે. અમારી નગરીમાં આનંદ આનંદ વર્તી રહ્યો છે. મચ્છ રાજા પોતાની પુત્રીને અભિમન્યુ સાથે પરણાવવા તૈયાર થયા છે. દૂત મારફત આ સમાચાર જાણી કૃષ્ણજીને આનંદ આનંદ થયો ને પરિવાર લઈ લશ્કર સાથે વિરાટ નગરના ઉદ્યાનમાં આવ્યા. રાજા, પાંડવો બધા જ હર્ષભેર કૃષ્ણજીનું સામૈયું કરવા આવ્યા. ખૂબ ધામધૂમથી સ્વાગત કરીને વિરાટ નગરમાં લાવ્યા.

કૃષ્ણજી, સુભદ્રા, અભિમન્યુ બધા કુંતામાતાને પગે લાગ્યા. ઘણાં વર્ષે મળ્યાં એટલે એકબીજાને વળગી પડયા ને સૌની આંખમાં હર્ષના આંસુ આવી ગયા. સૌ પ્રેમથી મળ્યા. પછી વિરાટ રાજાએ હર્ષ વ્યક્ત કર્યો અને અત્યાર સુધીના દુઃખ સુખની વાત જણાવી. જે સાંભળતાં બધાની આંખમાં આંસુની ધાર વહેવા લાગી. પછી વિરાટ રાજાએ ઉત્તરાના લગ્નની તૈયારી કરી. આખું વિરાટ નગર શણગાર્યું. બંને પક્ષની સ્ત્રીઓ મંગલ ગીતો

ગાવા લાગી. અભિમન્યુને સારા વસ્ત્રાભૂષણોથી સજાવીને હાથી ઉપર બેસાડયો ને મોટી જાન લઈને વિરાટ રાજાએ તૈયાર કરેલા લગ્નમંડપમાં આવ્યા, અને ખૂબ ધામધૂમથી અભિમન્યુ સાથે ઉત્તરાના લગ્ન કર્યા. અભિમન્યુ અને ઉત્તરા માયરામાં જાણે સાક્ષાત્ ઈન્દ્ર-ઈન્દ્રાણી ન હોય, તેવા શોભતાં હતાં. નગરના લોકો વરવધૂને જોઈને કહેવા લાગ્યા કે અહાહા.... શું જોડી છે! હસ્તમેળાપ વખતે વિરાટ રાજાએ અભિમન્યુને હાથી, ઘોડા, રથ અને ઘણાં ગામ આપ્યા, અને પોતાની પુત્રીને ઘણાં વસ્ત્રાભૂષણ, દાસ-દાસીઓ વિગેરે ઘણો કરિયાવર કર્યો. યાચકોને ખૂબ દ્રવ્ય દાનમાં આપ્યું અને આખું ગામ જમાડયું.

ત્યાર બાદ બધા રાજાએ જવાની રજા માંગી. વિરાટ રાજા રજા આપતા નથી, પણ છેવટે રડતી આંખે ખૂબ સત્કાર કરીને રજા આપી. સૌ સૌના સ્થાને ગયા. કૃષ્ણજીના આગ્રહથી પાંડવો દ્વારકા જાય છે. દ્વારકા નગરીના પ્રજાજનો પાંડવોનું ભવ્ય સ્વાગત કરે છે. ત્યાં આનંદપૂર્વક બધા સાથે રહે છે. અર્જુનજી સિવાયના ચાર પાંડવોને લક્ષ્મી, વેગવતી, વિજયી અને રતિદુલારી આ ચાર કન્યાઓ પરણાવી. હવે દિવસો જવા છતાં દુર્યોધને પાંડવોને રાજ્ય ન આપ્યું. આથી કૃષ્ણજીને ક્રોધ આવ્યો. તેર વર્ષ પૂરાં થવાં છતાં અને આટલા કષ્ટ આપ્યા છતાં હજુ દુર્યોધનને પાંડવોને રાજ્ય આપવાનું મન થતું નથી. તેથી દ્રુપદ રાજાના હોંશિયાર દૂતને બોલાવી કૃષ્ણે એક પત્ર લખીને આપ્યો ને કહ્યું, કે આ પત્ર હસ્તિનાપુર જઈને દુર્યોધનને આપજે. આ પત્ર વાંચીને દુર્યોધન જો કંઈ બોલે તો તેનો જડબાતોડ જવાબ આપી દેજે, બિલકુલ શરમ રાખીશ નહિ. આ પ્રમાણે ભલામણ કરીને કૃષ્ણજીએ દૂતને હસ્તિનાપુર મોકલ્યો. હવે દૂત પત્ર લઈને દુર્યોધન પાસે પહોંચશે. પત્ર વાંચીને દુર્યોધન દૂતને કેવો જવાબ આપશે ને દૂત પણ દુર્યોધન સામે કેવી ટક્કર ઝીલશે ને શું બનશે તેના ભાવ અવસરે.



## વ્યાખ્યાન નં. ૧૧૨

કારતક સુદ ૧૪ ને ગુરૂવાર

તા. ૨૪-૧૧-૭૭

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! સ્યાદ્વાદના સર્જક, વિસંવાદના વિસર્જક, ભવોભવના ભેદક, એવા અનંત ઉપકારી પ્રભુ જગતના જીવોને આત્મકલ્યાણનો માર્ગ બતાવતાં કહે છે કે હે આત્મા! આવો સુંદર મનુષ્ય જન્મ પામીને તું તારા ભવનો છેદ કર. આ ભવમાં જો તું ભવના છેદનો ઉપાય નહિ કરે તો ક્યાં જઈને કરીશ? ચાર ગતિના ભવનો અભાવ કરવા માટે અને ભવભ્રમણ મિટાવવા માટે આ જન્મ છે. પરમ આનંદની પ્રાપ્તિનો પિપાસુ થઈને તું ભવછેદનો ઉપાય કર. વીતરાગ ભગવંતોએ ભવ્ય

જીવોના હિતને માટે અને આત્માના ભવછેદ કરવા માટે સિદ્ધાંતની પ્રરૂપણા કરી છે. ભગવાનની વાણી ભવભેદક છે. મોક્ષાર્થી જીવ તે વાણી ઝીલી, આત્મા તરફ વળી, ભવનો છેદ કરીને પરમ અવ્યાબાધ શાશ્વત સુખને પામે છે.

જ્ઞાની કહે છે કે મનુષ્યભવ એ મોક્ષમાં જવાનું ટાણું છે. આવો રૂડો પવિત્ર જૈન ધર્મ, અપૂર્વ મોક્ષમાર્ગ તેનું આરાધન કરીને તે ટાણાને વધાવી લેવાનું છે. આવા સુંદર સમયમાં પ્રમાદ કરીને કેમ બેસી રહેવાય? પ્રમાદથી અને પ્રવૃત્તિથી ભરેલા ચોવીસ કલાકમાં એકાદ કલાક તો બધા પરભાવોથી જુદા પડીને સ્વભાવને અનુભવવાનો પ્રયાસ કર. આવો સુંદર મનુષ્ય જન્મ પામીને આત્માએ એ વિચાર કરવો જોઈએ કે મારો આ જન્મ આત્મહિત સાધવા માટે છે. વિષય-કષાયોમાં તો અનંતા જન્મો વીતાવ્યા પણ એમાં ક્યાંય આ જીવને શાંતિ ન મળી. માટે આ જન્મમાં એવું કાર્ય કરું કે જેથી આત્મશાંતિ મળે ને ભવદુઃખ ટળે. આત્મશાંતિના ચાહક મુમુક્ષુ આત્માએ સર્વ પ્રથમ કષાયોનો ત્યાગ કરવો પડશે. કષાયો આત્માને કલંકિત કરે છે ને મલીન બનાવે છે. માની લો કે તમે કિંમતી સુંદર કપડાં પહેરીને કોઈ પ્રસંગમાં જતાં હો અને કોઈ તમારા કપડાં પર કાદવ કે ગંદા પદાર્થ નાંખે તો તમને કેવું થાય છે? તમે એની સાથે લડો, ઝઘડો અને એથી આગળ વધીને થપ્પડ પણ મારો. જો બસો, પાંચસો રૂપિયાના વસ્ત્રો માટે આટલી કાળજી રાખો છો તો આત્મા માટે કેટલી કાળજી હોવી જોઈએ?

જો ખરેખર આત્મા માટે લાગણી અને કાળજી હશે તો ક્રોધ કષાય જ્યારે તમારા પર હુમલો કરવા આવશે ત્યારે ક્રોધને કહી દેશો કે તું શું સમજીને મારી પાસે આવ્યો છે? જો મારી પાસે આવીશ તો ક્ષમારૂપી તલવાર વડે તારો નાશ કરી નાંખીશ. માન આવે ત્યારે કહેશો કે હું તો તારો પડછાયો લેવા પણ ઇચ્છતો નથી. તું મારાથી દૂર રહેજે. નહિ તો મૃદુતા રૂપી ભાલાથી તારું માથું ફોડી નાંખીશ. એ રીતે માયા આવે ત્યારે કહી દેશો કે ઓ ધુતારી! તેં મને અનેક વાર છેતર્યો છે, પણ હવે હું તારાથી છેતરાઉં એમ નથી. જો તું મારી પાસે આવીશ તો આ સરળતા રૂપી છરી વડે તને ખતમ કરી નાંખીશ, અને લોભને તો સ્પષ્ટ શબ્દોમાં કહી દેશો કે તારા જેવો અધમ મેં કોઈને જોયો નથી. જો તું મારા આંગણામાં પગ મૂકીશ તો સંતોષરૂપી લાકડીનો છૂટો ઘા કરીશ ને તારો પગ ભાંગી નાખીશ. ભગવાન કહે છે કે લડવું હોય તો કષાયો સાથે લડો અને તેનો નાશ કરો. એમાં જ સાચી હોંશિયારી ને બહાદુરી છે.

કષાયોનો સર્વથા નાશ થશે એટલે આત્મશાંતિ મળવાની છે. શાંતિ-શાંતિના પોકારો કરે શાંતિ નહિ મળે. શાંતિ બાહ્ય પદાર્થોમાં નથી પણ આત્મામાં અખૂટ શાંતિ ભરેલી છે. એક વાર આત્માના ખજાના તરફ દૃષ્ટિ કરો. દૂરબીનથી માણસ દૂરની વસ્તુ જોઈ શકે છે,

પણ અહીં વીતરાગ ભગવંતો અને સંતો તમને આગમની વાણી રૂપી દૂરબીન બતાવીને કહે છે કે આત્માનો ખજાનો દેખો. આત્માની શક્તિને નિહાળો. એક વાર તો આત્માના ખજાના તરફ દૃષ્ટિ કરો કે આત્મામાં શું છે? ચાર ગતિના દુઃખોથી છૂટવાનો ને પરમ આનંદરૂપ સિદ્ધપદની પ્રાપ્તિનો આ સુઅવસર છે. માટે દેવાધિદેવ એવા ચૈતન્યદેવની ચેતનાને નિહાળો. સમ્યક્જ્ઞાન રૂપી ચક્ષુ ખોલીને આત્માનો દરબાર જુઓ. આત્માના આ દરબારમાં અનંતગુણો બિરાજી રહ્યા છે. ત્યાં આનંદ છે. પ્રભુતા છે. જ્ઞાન દર્શનના દીવડા ઝગમગી રહ્યા છે. જેમાં પરભાવ પ્રવેશી શકે નહિ, એવી નિર્મળ શ્રદ્ધાના મજબૂત દરવાજા છે. જે દરબારમાં પ્રવેશતાં પરમ શાંતિ અને આનંદ મળે.

પરમ શાંતિ અને પરમ આનંદ જેણે પ્રાપ્ત કર્યા છે એવા ગજકુસુમાલનો અધિકાર ચાલે છે. ગજસુકુમાલની દીક્ષાના બીજે દિવસે કૃષ્ણવાસુદેવ નેમનાથ ભગવાનના દર્શન કરવા માટે ગયા. તે વાતની સોમિલ બ્રાહ્મણને ખબર પડતાં તે ભયભીત બની ગયો. તેનું હૃદય ધ્રુજવા લાગ્યું. જે માણસે ગુન્હો કર્યો હોય તેને ભય લાગે છે. તેનું હૃદય ધ્રુજે છે કે મેં આ માણસનો ગુન્હો કર્યો છે. તો એ મને લડશે, શિક્ષા કરશે, પણ જેણે કોઈનો ગુન્હો કર્યો નથી તેને કોઈનો ડર લાગતો નથી. જે નિર્દોષ છે તે નિર્ભય છે અને જે ગુનેગાર છે તે ભયભીત હોય છે.

એક રાજાને બે કુમાર હતા. બંને રાજકુમાર ખૂબ વિનયવંત હતા. તેમની માતા નાનપણમાં મૂકીને ગુજરી ગઈ હતી. આથી નવી રાણીને પોતાની માતા ગણી તે દરરોજ દર્શન કરવા જાય છે. બંને પુત્રોની યુવાની ખીલતાં મોટા પુત્ર પ્રત્યે માતાની દૃષ્ટિ બગડે છે. છેવટમાં એક વાર એકાંતમાં મળવાનું થવાથી રાણીએ પોતાની વાતની રજુઆત કરી. આથી કુમારને ખૂબ લાગી આવ્યું. તેણે માતાને ખૂબ સમજાવી છતાં માતા ન સમજી ત્યારે કુંવર તેના પંજામાંથી છટકીને ચાલ્યો ગયો. પાછળથી રાણી પોતાની જાતે કપડા ફાડી, શરીરે બટકા ભરી લોહી કાઢીને બૂમો પાડી કે દોડો....દોડો. આથી રાજા અને પ્રધાન દોડયા. રાણી બનાવટી વાત ઉભી કરીને કુંવરને બદનામ કરે છે. તેથી રાજા ખૂબ ગુસ્સે થાય છે, અને બંને કુમારને દેશનિકાલ કરે છે. બંને કુમાર જંગલમાં આવે છે. ઝાડ નીચે સૂવે છે. ત્યાં નાના કુંવરે મણીધર નાગનો મણી જોયો ને મણી લીધો. પછી તે સૂઈ ગયો.

નાગ મણી શોધતો બંને કુમારો વૃક્ષ નીચે સૂતા હતા ત્યાં આવ્યો. મોટોભાઈ ઘસઘસાટ ઉંઘતો હતો પણ નાનાએ મણી લીધો હતો એટલે તેની છાતીમાં થડકારો થતો હતો. નાગ મોટાની છાતી ઉપર ચઢયો પણ એ તો ઠંડા કલેજે ઉંઘતો હતો એટલે નાનાની છાતી ઉપર ચઢયો તો તેનું હૃદય ધડકતું હતું. એટલે નાગના મનમાં થયું કે નક્કી આ

જીવોના હિતને માટે અને આત્માના ભવછેદ કરવા માટે સિદ્ધાંતની પ્રરૂપણા કરી છે. ભગવાનની વાણી ભવભેદક છે. મોક્ષાર્થી જીવ તે વાણી ઝીલી, આત્મા તરફ વળી, ભવનો છેદ કરીને પરમ અવ્યાબાધ શાશ્વત સુખને પામે છે.

જ્ઞાની કહે છે કે મનુષ્યભવ એ મોક્ષમાં જવાનું ટાણું છે. આવો રૂડો પવિત્ર જૈન ધર્મ, અપૂર્વ મોક્ષમાર્ગ તેનું આરાધન કરીને તે ટાણાને વધાવી લેવાનું છે. આવા સુંદર સમયમાં પ્રમાદ કરીને કેમ બેસી રહેવાય? પ્રમાદથી અને પ્રવૃત્તિથી ભરેલા ચોવીસ કલાકમાં એકાદ કલાક તો બધા પરભાવોથી જુદો પડીને સ્વભાવને અનુભવવાનો પ્રયાસ કર. આવો સુંદર મનુષ્ય જન્મ પામીને આત્માએ એ વિચાર કરવો જોઈએ કે મારો આ જન્મ આત્મહિત સાધવા માટે છે. વિષય-કષાયોમાં તો અનંતા જન્મો વીતાવ્યા પણ એમાં ક્યાંય આ જીવને શાંતિ ન મળી. માટે આ જન્મમાં એવું કાર્ય કરું કે જેથી આત્મશાંતિ મળે ને ભવદુઃખ ટળે. આત્મશાંતિના ચાહક મુમુક્ષુ આત્માએ સર્વ પ્રથમ કષાયોનો ત્યાગ કરવો પડશે. કષાયો આત્માને કલંકિત કરે છે ને મલીન બનાવે છે. માની લો કે તમે કિંમતી સુંદર કપડાં પહેરીને કોઈ પ્રસંગમાં જતાં હો અને કોઈ તમારા કપડાં પર કાદવ કે ગંદા પદાર્થ નાંખે તો તમને કેવું થાય છે? તમે એની સાથે લડો, ઝઘડો અને એથી આગળ વધીને થપ્પડ પણ મારો. જો બસો, પાંચસો રૂપિયાના વસ્ત્રો માટે આટલી કાળજી રાખો છો તો આત્મા માટે કેટલી કાળજી હોવી જોઈએ?

જો ખરેખર આત્મા માટે લાગણી અને કાળજી હશે તો ક્રોધ કષાય જ્યારે તમારા પર હુમલો કરવા આવશે ત્યારે ક્રોધને કહી દેશો કે તું શું સમજીને મારી પાસે આવ્યો છે? જો મારી પાસે આવીશ તો ક્ષમારૂપી તલવાર વડે તારો નાશ કરી નાંખીશ. માન આવે ત્યારે કહેશો કે હું તો તારો પડછાયો લેવા પણ ઇચ્છતો નથી. તું મારાથી દૂર રહેજે. નહિ તો મૃદુતા રૂપી ભાલાથી તારું માથું ફોડી નાંખીશ. એ રીતે માયા આવે ત્યારે કહી દેશો કે ઓ ધુતારી! તેં મને અનેક વાર છેતર્યો છે, પણ હવે હું તારાથી છેતરાઉં એમ નથી. જો તું મારી પાસે આવીશ તો આ સરળતા રૂપી છરી વડે તને ખતમ કરી નાંખીશ, અને લોભને તો સ્પષ્ટ શબ્દોમાં કહી દેશો કે તારા જેવો અધમ મેં કોઈને જોયો નથી. જો તું મારા આંગણામાં પગ મૂકીશ તો સંતોષરૂપી લાકડીનો છૂટો ઘા કરીશ ને તારો પગ ભાંગી નાખીશ. ભગવાન કહે છે કે લડવું હોય તો કષાયો સાથે લડો અને તેનો નાશ કરો. એમાં જ સાચી હોંશિયારી ને બહાદુરી છે.

કષાયોનો સર્વથા નાશ થશે એટલે આત્મશાંતિ મળવાની છે. શાંતિ-શાંતિના પોકારો કરે શાંતિ નહિ મળે. શાંતિ બાહ્ય પદાર્થોમાં નથી પણ આત્મામાં અખૂટ શાંતિ ભરેલી છે. એક વાર આત્માના ખજાના તરફ દૃષ્ટિ કરો. દૂરબીનથી માણસ દૂરની વસ્તુ જોઈ શકે છે,

પણ અહીં વીતરાગ ભગવંતો અને સંતો તમને આગમની વાણી રૂપી દૂરબીન બતાવીને કહે છે કે આત્માનો ખજાનો દેખો. આત્માની શક્તિને નિહાળો. એક વાર તો આત્માના ખજાના તરફ દૃષ્ટિ કરો કે આત્મામાં શું છે? ચાર ગતિના દુઃખોથી છૂટવાનો ને પરમ આનંદરૂપ સિદ્ધપદની પ્રાપ્તિનો આ સુઅવસર છે. માટે દેવાધિદેવ એવા ચૈતન્યદેવની ચેતનાને નિહાળો. સમ્યક્‌જ્ઞાન રૂપી ચક્ષુ ખોલીને આત્માનો દરબાર જુઓ. આત્માના આ દરબારમાં અનંતગુણો બિરાજી રહ્યા છે. ત્યાં આનંદ છે. પ્રભુતા છે. જ્ઞાન દર્શનના દીવડા ઝગમગી રહ્યા છે. જેમાં પરભાવ પ્રવેશી શકે નહિ, એવી નિર્મળ શ્રદ્ધાના મજબૂત દરવાજા છે. જે દરબારમાં પ્રવેશતાં પરમ શાંતિ અને આનંદ મળે.

પરમ શાંતિ અને પરમ આનંદ જેણે પ્રાપ્ત કર્યા છે એવા ગજસુકુમાલનો અધિકાર ચાલે છે. ગજસુકુમાલની દીક્ષાના બીજે દિવસે કૃષ્ણવાસુદેવ નેમનાથ ભગવાનના દર્શન કરવા માટે ગયા. તે વાતની સોમિલ બ્રાહ્મણને ખબર પડતાં તે ભયભીત બની ગયો. તેનું હૃદય ધ્રુજવા લાગ્યું. જે માણસે ગુન્હો કર્યો હોય તેને ભય લાગે છે. તેનું હૃદય ધ્રુજે છે કે મેં આ માણસનો ગુન્હો કર્યો છે. તો એ મને લડશે, શિક્ષા કરશે, પણ જેણે કોઇનો ગુન્હો કર્યો નથી તેને કોઈનો ડર લાગતો નથી. જે નિર્દોષ છે તે નિર્ભય છે અને જે ગુનેગાર છે તે ભયભીત હોય છે.

એક રાજાને બે કુમાર હતા. બંને રાજકુમાર ખૂબ વિનયવંત હતા. તેમની માતા નાનપણમાં મૂકીને ગુજરી ગઈ હતી. આથી નવી રાણીને પોતાની માતા ગણી તે દરરોજ દર્શન કરવા જાય છે. બને પુત્રોની યુવાની ખીલતાં મોટા પુત્ર પ્રત્યે માતાની દૃષ્ટિ બગડે છે. છેવટમાં એક વાર એકાંતમાં મળવાનું થવાથી રાણીએ પોતાની વાતની રજુઆત કરી. આથી કુમારને ખૂબ લાગી આવ્યું. તેણે માતાને ખૂબ સમજાવી છતાં માતા ન સમજી ત્યારે કુંવર તેના પંજામાંથી છટકીને ચાલ્યો ગયો. પાછળથી રાણી પોતાની જાતે કપડા ફાડી, શરીરે બટકા ભરી લોહી કાઢીને બૂમો પાડી કે દોડો....દોડો. આથી રાજા અને પ્રધાન દોડયા. રાણી બનાવટી વાત ઉભી કરીને કુંવરને બદનામ કરે છે. તેથી રાજા ખૂબ ગુસ્સે થાય છે, અને બંને કુમારને દેશનિકાલ કરે છે. બંને કુમાર જંગલમાં આવે છે. ઝાડ નીચે સૂવે છે. ત્યાં નાના કુંવરે મણીધર નાગનો મણી જોયો ને મણી લીધો. પછી તે સૂઈ ગયો.

નાગ મણી શોધતો બંને કુમારો વૃક્ષ નીચે સૂતા હતા ત્યાં આવ્યો. મોટોભાઈ ઘસઘસાટ ઉંઘતો હતો પણ નાનાએ મણી લીધો હતો એટલે તેની છાતીમાં થડકારો થતો હતો. નાગ મોટાની છાતી ઉપર ચઢયો પણ એ તો ઠંડા કલેજે ઉંઘતો હતો એટલે નાનાની છાતી ઉપર ચઢયો તો તેનું હૃદય ધડકતું હતું. એટલે નાગના મનમાં થયું કે નક્કી આ

માણસે જ મારો મણી લીધો છે. ગુનેગાર જાણીને તેને ડંખ દીધો. પછી પોતાનો મણી નહિ મળવાથી કાંટાળી વાડ સાથે માથા પટકીને નાગ મરી ગયો. નાનાને નાગનું ઝેર ચઢયું, તેથી શરીર લીલું કાચ જેવું થઈ ગયું. સવાર પડતાં મોટાભાઈએ જાગીને જોયું તો નાનોભાઈ બેહોશ પડયો છે. તેનું ઝેર ઉતારવા ખૂબ ઉપચારો કર્યા પણ કોઈ હિસાબે ઝેર ન ઉતર્યું. અંતે મોટાભાઈ નાનાભાઈને એક કપડામાં ગાંસડીની જેમ બાંધી ઝાડની મજબૂત ડાળીએ લટકાવી ગામમાં કોઈ ઝેર ઉતારનારને શોધવા ગયો. ત્યાં તે પણ મુશ્કેલીમાં મૂકાઈ ગયો. આ વાત તો ઘણી લાંબી છે પણ આપણે તેનો સાર શું છે તે સમજવું છે.

છેવટે નાનાભાઈને ઝેર ઉતારનાર કોઈ મળી ગયો. તેનું ઝેર ઉતર્યું એટલે તે મોટાભાઈને શોધવા લાગ્યો. મોટોભાઈ ઝેર ઉતારનારને લઈને આવ્યો ત્યારે નાનોભાઈ ત્યાં ન હતો. અંતે એકબીજાને શોધતાં બાર વર્ષે બંને ભાઈઓ ભેગા થયાં. નાનાભાઈએ મણી લીધો હતો તેથી તેનું કાળજુ ધડકતું હતું. એટલે નાગ તેને કરડયો. બાકી આમ બંને ભાઈ નિર્દોષ અને ચારિત્રવાન હતાં. સમય જતાં રાજાને સત્ય વાત સમજાણી કે રાણી જ ખરાબ છે ને મારા પુત્રો નિર્દોષ છે. આ વાતની ખબર પડતાં રાજાએ કુંવરોની તપાસ કરાવીને પોતાના રાજ્યમાં બોલાવી લીધા ને રાણીને તેના ગુનાની શિક્ષા કરવા ફાંસીએ ચઢાવવાનો હુકમ કર્યો, પણ બંને રાજકુમારોએ માતાને બચાવી દીધી. ટૂંકમાં ન્યાયી અને સત્યવાદી પુરુષોને કષ્ટ તો પડે છે પણ અંતે સત્યનો વિજય થાય છે, ને પાપીનો વિનાશ થાય છે. આપણી મુખ્ય વાત તો એ હતી કે જેના પેટમાં દગો હોય છે તેને જ ભય લાગે છે. પેલા રાજકુમારે નાગનો મણી લીધો હતો તો તેના કાળજામાં થડકારો થતો હતો ને સર્પ પણ આ કુમાર મણીનો ચોરનાર છે તેમ જાણીને કરડયો.

આપણા ચાલુ અધિકારમાં પણ એ જ વાત છે કે સોમિલ બ્રાહ્મણે ગજસુકુમાલ અણગારના માથે અંગારા મૂકયા હતા. તેથી તેને ભય લાગ્યો કે કૃષ્ણવાસુદેવ નેમનાથ ભગવાનના દર્શન કરવા ગયા છે. નેમનાથ ભગવાન તો સર્વજ્ઞ છે. સોમિલ બ્રાહ્મણ જૈન ન હતો પણ એટલું તો જાણતો હતો કે તીર્થંકર ભગવંત, કેવળી ભગવાન ત્રણે કાળની વાત જાણે છે ને દેખે છે. એમના જ્ઞાનમાં કંઈ અજાણ્યું નથી. એટલે મેં ગજસુકુમાલ અણગારના માથે અંગારા મૂકયા અને તેઓ અસહ્ય પીડા સહન કરીને મરી ગયા તે વાત નેમનાથ ભગવાન જાણી ગયા છે. તેઓ કૃષ્ણવાસુદેવને બધી વાત કહી દેશે કે હે કૃષ્ણ! તારા ભાઈને સોમિલ બ્રાહ્મણે માર્યો છે. એટલે કૃષ્ણ વાસુદેવને મારા ઉપર ક્રોધ આવશે અને મને તેઓ માણસો મોકલીને પકડાવી દેશે અને કોણ જાણે મને કેવા કરૂણ કમોતે મારશે! મને ભાલાની અણીથી વીંધીને મારશે કે ભડભડતી અગ્નિમાં ફેંકીને મારશે! કે ઝેર આપીને મારશે કે ગળે ફાંસો દઈને મારશે? કારણ કે કૃષ્ણવાસુદેવ તો ત્રણ ખંડના

અધિપતિ છે. સત્તાધીશ છે. એ ધારે તે કરી શકે છે, એટલે સોમિલને મરણનો ડર લાગ્યો કે મને કેવી રીતે મારશે. મરણના ડરથી તે થરથર ધ્રુજવા લાગ્યો, પણ એને એવો વિચાર ન થયો કે મેં નાનકડા ફૂલ જેવા પંચમહાવ્રતધારી સાધુની ઘાત કરી! આવું ભયંકર પાપ કર્યું તેના કટુ ફળ ભોગવવા હું કયાં જઈશ? કૃષ્ણજી પોતાને કેવી રીતે મારશે એનો ડર લાગ્યો પણ પાપનો ડર ન લાગ્યો.

બંધુઓ! જેટલો સોમિલને મરણનો ડર લાગ્યો તેટલો જો એને પાપનો ડર લાગ્યો હોત તો તેનું જીવન સુધરી જાત. ગોશાલકે ક્રોધમાં આવીને ભગવાનના બે સાધુઓને તેજુલેશ્યા મૂકીને બાળી નાંખ્યા પણ જ્યારે તેના મરણની બે ઘડી બાકી રહી ત્યારે તેને પોતાના પાપનો ખૂબ પશ્ચાતાપ થયો કે અહો! મેં આ શું કર્યું? પોતાના મુખ્ય શ્રાવકોને પાસે બોલાવીને કહ્યું કે ભગવાન સાચા છે ને હું ખોટો છું. ભગવાન કોહીનૂર છે ને હું તો કાચનો કટકો છું. ભગવાન અરિહંત છે, સર્વજ્ઞ છે. હું સર્વજ્ઞ નથી. મેં પાપીએ સર્વજ્ઞ નહિ હોવા છતાં સર્વજ્ઞ હોવાનો ખોટો પ્રચાર કર્યો છે. ભગવાનના બે પવિત્ર સંતોને મેં બાળી મૂકયા. આવા પાપ કરીને હું કયાં જઈશ? એમ કહીને ચોધાર આંસુએ રડયા. પાપનો ખૂબ પશ્ચાતાપ કર્યો અને કહ્યું કે મારા મૃતદેહને પગે દોરડી બાંધીને જેમ મરેલા કૂતરાને ઢસેડે તેમ ઢસેડજો, અને આ ગોશાલકે આવા પાપ કર્યા છે એવી જાહેરાત કરજો. દુનિયામાં પાપ કરનાર તો ઘણાં છે પણ પાપ કરીને પાપને પ્રકાશિત કરનાર બહુ ઓછા છે. એક વખત પાપ થઈ ગયા પછી તેનો સાચા દિલથી પશ્ચાતાપ થાય તો પણ જીવન સુધરી જાય છે. ગોશાલકને પોતાના ભયંકર પાપનો ખૂબ પશ્ચાતાપ થયો તો મરીને બારમા દેવલોકે ગયા. પછી પોતાના પાપકર્મના ફળ ભોગવવા નરકે જવું પડશે પણ વહેલો કે મોડો એના ભવનો અંત આવશે.

સોમિલ બ્રાહ્મણને પાપનો પશ્ચાતાપ ન થયો પણ મરણનો ડર લાગ્યો. એટલે તેણે વિચાર કર્યો કે કૃષ્ણવાસુદેવ નેમનાથના દર્શન કરીને પાછા ફરે તે પહેલાં જ હું દ્વારકા નગરીની બહાર ભાગી જાઉં. આવો વિચાર કરીને સોમિલ બ્રાહ્મણ, "सयाओ गिहाओ पडिनिक्खमइ, पडिनिक्खमित्ता कण्हस्स वासुदेवस्स बारावति नयरिं अणुपविस्समाणस्स पुरओ सपक्खि सपडिदिसिं हव्वामागए।" ભય અને ત્રાસથી વ્યાકુળ બનેલો મરણના ડરથી બચવા માટે પોતાને ઘેરથી નીકળ્યો પણ કર્મ કોઈને કયાં છોડે તેમ છે? સોમિલ કૃષ્ણના ભયથી બચવા માટે ઘર છોડીને જઈ રહ્યો હતો. તેણે વિચાર્યું કે કૃષ્ણવાસુદેવ રાજમાર્ગે થઈને જ આવશે. માટે મને એ ઉચિત છે કે હું ગલીના રસ્તેથી દ્વારકા નગરીમાંથી ભાગી જાઉં. એમ વિચાર કરી તે પોતાના ઘેરથી નીકળીને ગલીના રસ્તેથી ભાગતો થકો જવા લાગ્યો. આ બાજુ કૃષ્ણવાસુદેવ પણ પોતાના નાનાભાઈ ગજસુકુમાલ અણગારના

મરણુજન્ય શોકથી વ્યાકુળ હોવાના કારણે રાજમાર્ગ છોડીને ગલીના રસ્તે થઈને આવતા હતા. જેથી સંયોગવશ તે સોમિલે કૃષ્ણુવાસુદેવને જોયાં અને કૃષ્ણુવાસુદેવે સોમિલને જોયો. બંનેની નજર એકમેક થઈ ગઈ.

આપણે કોઈ માણુસનો મોટો અપરાધ કર્યો હોય તેથી આપણે તેનાથી છૂપાતા ફરતા હોઈએ પણુ અચાનક તેનો ભેટો થઈ જાય તો તેનો ડર લાગે છે ને ? તેમ આ સોમિલ બ્રાહ્મણુ કૃષ્ણુથી દૂર ભાગી છૂટવા ઇચ્છતો હતો પણુ અચાનક તેને કૃષ્ણુજી સામા મળી ગયાં. બંનેની દૃષ્ટિ એક થઈ. "तत्तेणं से सोमिले कण्हंवासुदेवं सहसा पासित्ता मीते ४ ठिते य चेव ठित्तिमेयं कालं करेइ। સોમિલ બ્રાહ્મણુ શ્રીકૃષ્ણુને અચાનક પોતાની સામે આવતાં જોઈને ભયનો માર્યો ગભરાઈ ગયો. તેનું હૃદય થડકવા લાગ્યું, અને ઉભો ઉભો જ આયુષ્ય સ્થિતિ પૂરી થવાથી તે મૃત્યુ પામ્યો. તેનું આયુષ્ય પૂરું થવાથી ધડાક દઈને જમીન ઉપર પડી ગયો. એટલે કૃષ્ણુવાસુદેવે શું કર્યું ? જમીન ઉપર પડેલા સોમિલ બ્રાહ્મણુને જોઈને કૃષ્ણુવાસુદેવે તેમના સાથીઓને કહ્યું કે "एस णं देवाणुप्पिया ! से सोमिल माहणे अपत्थिय-पत्थिए जाव परिवज्जिए, चेव मम सहोदरे कनीयसे भायरे गयसुकुमाले अणगारे अकाले चेव जीवियाओ ववरोविए। હે દેવાનુપ્રિયો ! આ તે અપ્રાર્થિત પ્રાર્થિત–મૃત્યુને ચાહવાવાળો, નિર્લજ્જ સોમિલ બ્રાહ્મણુ છે કે જેણે મારા માડી જાયા–સહોદર નાના ભાઈ ગજસુકુમાલ અણુગારને અકાલે મૃત્યુને શરણે પહોંચાડી દીધા છે.

કૃષ્ણુવાસુદેવને પહેલાં ખબર ન હતી કે ગજસુકુમાલ અણુગારના માથે અંગારા મૂકનાર કોણુ ક્રૂર પુરૂષ છે ? છતાં એના ઉપર ખૂબ ક્રોધ હતો. નેમનાથ ભગવાને તેમને ખૂબ સમજાવ્યા હતાં કે હે કૃષ્ણુ ! તું તે પુરૂષ ઉપર ક્રોધ ન કરીશ. એ તારા ભાઈને સહાય કરનાર છે. અંતે કૃષ્ણે પૂછ્યું કે હું તે પુરૂષને કેવી રીતે જાણી શકું ? ત્યારે ભગવંતે કહ્યું હતું કે તમે દ્વારકા નગરીમાં પ્રવેશ કરશો ત્યારે જે પુરૂષ તમને દેખતાં જ આયુષ્ય અને સ્થિતિ ક્ષયથી ત્યાં જ મરણુ પામે તે પુરૂષને તમે ગજસુકુમાલ અણુગારનો ઘાતક જાણુજો. ભગવાનના વચન પ્રમાણે સોમિલ બ્રાહ્મણે કૃષ્ણુવાસુદેવને જોયા અને જોતાંની સાથે જ અત્યંત ભયના કારણે તેની જીવનલીલા સમાપ્ત થઈ ગઈ, તેથી કૃષ્ણુવાસુદેવે જાણ્યું કે આ તો સોમિલ બ્રાહ્મણુ છે. આણે જ મારા લઘુભાઈના માથે અંગારા મૂક્યા. એને જોઈને કૃષ્ણુવાસુદેવના અંગેઅંગમાં ક્રોધાગ્નિ વ્યાપી ગયો ને તેના મૃતકલેવર સામું જોઈને બોલવા લાગ્યાં કે હે દુષ્ટ ! હે અકાલે મરણુના ઈચ્છુક ! હે નિર્લજ્જ ! હે નિર્દય ! આવું ક્રૂર કાર્ય કરતાં તારા હાથ કેમ અટક્યા નહિ ! તને જરા પણુ વિચાર ન થયો કે હું કોની ઘાત કરી રહ્યો છું ! તારા પાપકર્મનાં ફળ ભોગવવા તારે નરકમાં જવું પડશે. હું તો તને શિક્ષા કરી શક્યો નહિ પણુ તારા કર્મો તને ભયંકર સજા કરશે. આ પ્રમાણે કૃષ્ણુવાસુદેવ બોલી રહ્યાં છે. હવે તેના મૃતદેહની કેવી [illegible] કરશે તેના [illegible] સરે [illegible] વતી કાલે

ચાતુર્માસની પૂર્ણાહૂતિનો દિવસ છે, અને આપણો અધિકાર પણ પૂરો થશે. હવે થોડી વાર પાંડવ ચરિત્ર લઈએ.

ચરિત્ર :–શ્રીકૃષ્ણે દ્રુપદ રાજાના એક ચતુર દૂતને બોલાવીને પત્ર લખી આપી તેને દુર્યોધન પાસે મોકલ્યો. આ દૂત ચાલતો ચાલતો હસ્તિનાપુરમાં આવ્યો. અભિમન્યુના જન્મ મહોત્સવ વખતે મણીચૂડ વિદ્યાધરે જે સભા બનાવી હતી તે સભામાં દુર્યોધન રાજા રત્ન-જડિત સિંહાસન ઉપર બેઠા હતા. સભામાં ભીષ્મપિતા, દ્રોણાચાર્ય, કર્ણ, વિકર્ણ, ભગદત્ત, સુશર્મા, શકુની, શિશુપાલ, ભુરિશ્રવા, દુઃશાસન, વિગેરે ભાઈઓ તથા લક્ષ્મણ વગેરે પુત્રોથી સભા ઠઠ ભરાઈ હતી. આ સભા ઈન્દ્રની જેમ શોભતી હતી. નાટક, સંગીત વિગેરે કાર્યક્રમ ચાલતો હતો. આ સમયે પુરોહિત દૂતે સભામાં પ્રવેશ કર્યો. આવીને દુર્યોધન રાજાને નમન કરીને દુર્યોધન સહિત સર્વ સભાજનોને આશીર્વાદ આપ્યા. ત્યાર પછી કૃષ્ણનો પત્ર આપ્યો. પત્ર વાંચીને દુર્યોધનનું મોઢું કાળુંધબ થઈ ગયું. કારણ કે આખું રાજ્ય પચાવીને બેઠો છે. હવે ભાગ આપવો ગમતો નથી. દૂતે કહ્યું–હે દુર્યોધન રાજા! શ્રીકૃષ્ણનો સંદેશ છે કે પાંડવોએ તમારા કહ્યા મુજબ બાર વર્ષ વનમાં પ્રગટપણે અને એક વર્ષ ગુપ્તપણે પસાર કર્યા. તેમણે તેમનું વચન બરાબર પાળ્યું છે તો તમે પણ તમારું વચન બરાબર પાળો. હવે તમે પાંડવોને બોલાવીને તેમનું રાજ્ય પાછું આપી દો. જો તમે તમારા ભાઈઓને રાજ્ય આપશો તો પરસ્પર પ્રેમ વધશે અને નહિ આપો તો ભાઈ ભાઈ વચ્ચે ભયંકર યુદ્ધ થશે. ભાઈ ભાઈ વચ્ચે યુદ્ધ–ક્લેશ કરવો તે સારું નથી. લોકો પણ તમારી હાંસી કરશે. બીજી વાત એ છે કે પાંડવો મહાબળવાન છે. તમે એમની સામે ટકી શકશો નહિ. તમને તે જડમૂળથી ઉખેડીને ફેંકી દેશે. તેના કરતાં સમજીને તમે યુધિષ્ઠિરને રાજ્ય આપો.

જો તમે રાજ્ય નહિ આપો તો યુધિષ્ઠિર યુદ્ધ કરશે ને તમારું રાજ્ય જીતીને લઈ લેશે. તે વખતે તમે કાં તો યુદ્ધમાં મરી જશો અથવા કાં તો તેમની માફક વનવાસ જવું પડશે. તેમને શ્રીકૃષ્ણ જેવા સમર્થ સહાયક છે. તે સિવાય બીજા ઘણાં રાજાઓ તેમની સહાયમાં છે. તમે એમ ન માનશો કે પાંડવો એકલા છે. તેમનું કોઈ નથી. આ શબ્દો દુર્યોધનને હાડોહાડ લાગી ગયા. એ ક્રોધથી પ્રજળી ઉઠ્યો ને તાડૂકીને બોલ્યો. હે દૂત! પાંડવો કૃષ્ણના બળ ઉપર કૂદી રહ્યા છે પણ એ કૃષ્ણ મારી આગળ શું વિસાતમાં! કૃષ્ણ તો ગોવાળીયાને ઘેર મોટો થયો છે ને મટકી ફોડીને દહીં ચોરી ચોરીને ખાતો હતો એ કે બીજો? એને ગાયોના પૂંછડા આમળતાં આવડે છે કે બીજું કંઈ? એ ગોવાળીયો ભોળી ગોવાલણોને ધમકાવી દૂધ, દહીં અને માખણ ખાઈ જતો હતો, એ ગોવાળીયો રાજકાર્યમાં શું સમજે? ગોવાળીયાને ઘેર ઉછરીને કંસને વિના વાંકે મારી નાંખીને અભિમાનથી ફુલાઈને ફરે છે પણ મારી સામે આવે તો એનું માથું ફોડી નાંખું, અને પાંડવોની પણ મારી સામે શું તાકાત છે? મારા બાહુબળના આધારે રહેલી પૃથ્વીને કોણ ઉપાડી શકનાર

છે? સિંહના મુખમાં ગયેલો શિકાર કોઈ પાછો લઈ શકે છે? સૂર્યના તેજ સામે ચંદ્ર અને તારાના તેજની શું કિંમત છે? કૃષ્ણુ અને પાંડવો ભેગા થઈને મારી સામે યુદ્ધ કરવા આવશે તો પાણીમાં મીઠાની પેઠે ઓગળી જાય તેમ ઓગળી જશે. વનરાજની સામે શિયાળીયા ટકી શકતા નથી. સિંહની એક ગર્જના થતાં શિયાળીયા અને મૃગલા ઉભી પૂંછડીએ ભાગી જાય તેમ એ લોકો યુદ્ધમાં મારા બાણોથી ઘાયલ થઈને શિયાળીયાની જેમ બૂમો પાડતા ભાગી જશે, ત્યારે એ ગોવાળીયા કૃષ્ણુને અને શિયાળીયા જેવા પાંડવોને સમજાશે કે દુર્યોધનમાં કેટલી તાકાત છે! કૃષ્ણે આગળ પાછળનો વિચાર કર્યા વિના સૂતેલા સિંહને જગાડયો છે. હે દૂત! તું તારા કૃષ્ણુને અને પાંડવોને જઈને કહેજે કે આ રાજ્ય મેં મારા બાહુબળથી મેળવ્યું છે તેમાં પાંડવોનો બિલકુલ હક્ક નથી.

**દૂતે આપેલો જવાબ :** દુર્યોધનના અભિમાનયુક્ત કઠોર વચનો સાંભળીને દૂતને ખૂબ ક્રોધ ચઢયો. તે લાલ પીળો થઈને બોલ્યો કે હે દુર્યોધન રાજા! જરા ઓછો અભિમાન કરો. સૂર્યની સામે પતંગિયું ટકી શકતું નથી તેમ તમે કૃષ્ણુની સામે એક પતંગિયા જેવા છો. કૃષ્ણુજીના પરાક્રમને કોણુ નથી જાણુતું? અરે, કૃષ્ણુની વાત છોડી દો પણુ યુદ્ધમાં પાંડવોને જીતવા કોણુ સમર્થ છે? યુધિષ્ઠિર શાંત છે ત્યાં સુધી વાંધો નથી પણુ જ્યારે એ તમારા ઉપર ક્રોધે ભરાશે ત્યારે તેમનો પ્રચંડ ક્રોધાગ્નિ શત્રુઓની સ્ત્રીઓના આંસુથી બૂઝાવાનો નથી, અને ગદાધારી ભીમ કેવો બળવાન છે. એણે એકલાએ કિર્મીર, હિડંબ અને બક રાક્ષસને માર્યા છે. કીચક અને તેના સો ભાઈઓને ચપટીમાં ચોળી નાંખ્યા છે. તમારા મહાબળવાન ગણુાતાં વૃષકર્પર મલ્લને વિરાટ રાજાના રાજ્યમાં મલ્લ-યુદ્ધમાં મારી નાંખ્યો. આવા બળવાન ભીમની સામે કોણુ ટકી તેમ છે? વિરાટ નગરમાં તમે ગાયોનું હરણુ કરવા ગયા ત્યારે ભીમે સુશર્માની કેવી દશા કરી હતી તેનો ખ્યાલ છે કે નહિ? અને અર્જુનનું પરાક્રમ પણુ કયાં ઓછું છે? તમે દ્વૈતવનમાં ગયા ત્યારે ચિત્રાંગદ વિદ્યાધરની રજા વિના તેના મહેલમાં પેસી ગયા ને તેનો બગીચો ખેદાન મેદાન કરી નાંખ્યો. વિદ્યાધરને ખબર પડતાં દોડતો ત્યાં આવ્યો અને તમને ખૂબ માર મારીને નાગપાશથી બાંધી દીધા, ત્યારે તમારી રાણી ભાનુમતી યુધિષ્ઠિર પાસે જઈને ખૂબ રડવા લાગી એટલે યુધિષ્ઠિરની આજ્ઞાથી અર્જુને તમને છોડાવ્યાં હતાં. તે શું તમે ભૂલી ગયા! અને હમણાં વિરાટ નગરમાં મચ્છ રાજાનું ગૌધન હરણુ કરવા ગયા ત્યારે અર્જુને તમારા રથના ભાંગી તોડીને ભુક્કા ઉડાવી દીધા હતાં ને તમને બધાને નગ્ન બનાવીને જીવતાં છોડી મૂકયા હતાં. જો તમારામાં બળ હતું તો આ દશા કેમ થઈ? સહદેવ અને નકુળ પણુ શત્રુઓને જીતવામાં પરાક્રમી છે. એ વાત ભૂલશો નહિ. તમારા માથે આટલી વીતી છે છતાં સમજતાં નથી તેથી મને તો લાગે છે કે કૂતરાની પૂંછડી છ મહિના સુધી જમીનમાં દાટી રાખે તો ય વાંકી ને વાંકી જ રહે છે તેમ તમારી અવળાઈ જવાની નથી.

પ્રાણ અને પ્રકૃતિ સાથે જ જશે. જો સીધી રીતે નહિ સમજો તો પંડવો તમારા પ્રાણ લઈને પણ રાજ્ય લેશે.

**દુર્યોધને કરેલો પ્રકોપ :** દૂતના વચનો સાંભળીને દુર્યોધન ક્રોધથી સમસમી ઉઠયો ને ગર્જના કરીને બોલ્યો–હે પાપી દૂત ! તું બ્રાહ્મણ છે ને પાછો દૂત છે એટલે તને હું મારી નાંખતો નથી. આ સ્થાને બીજો કોઈ હોત તો ક્યારનો ય યમસદન પહોંચાડી દીધો હોત. દુર્યોધનની આખી સભામાં ખળભળાટ થયો કે આપણા રાજાનું આવું અપમાન કર્યું છે માટે તેની જીભ કાપી લેવી જોઈએ. કોઈ કહેવા લાગ્યા કે શા માટે મારવો જોઈએ. એ દૂત છે, તે ફાવે તેમ બોલી શકે છે. દુર્યોધને દૂતને કહ્યું કે જો તારી જીભમાં આટલી બધી તાકાત છે તો તું ત્યાં જઈને કહેજે કે કૃષ્ણ અને પાંડવો કુરૂક્ષેત્રના મેદાનમાં આવે. આ પ્રમાણે કહી દૂતને ધક્કા મારીને અપમાન કરી કાઢી મૂક્યો. આ જોઈને વિદુરજી વિગેરેના મનમાં થયું કે નક્કી હવે ભયંકર યુદ્ધ થશે, અને ભીમ તેની પ્રતિજ્ઞા પૂર્ણ કર્યા વિના નહિ રહે.

**દૂતનો સંદેશો સાંભળ્યા પછી યુદ્ધની કરેલી તૈયારી :** દૂત કૌરવો પાસેથી અપમાનિત થઈને દ્વારકા નગરીમાં આવ્યો, અને કૃષ્ણ તથા પાંડવોને બધી વાત કહી સંભળાવી અને કહ્યું, દુર્યોધન એટલો બધો ગર્વિષ્ઠ બની ગયો છે કે તેની ચતુરંગી સેનાના બળથી ખુદ ઈન્દ્રને પણ જીતી લેવાની ઈચ્છા રાખે છે. તે માટે તેની સેના રાત દિવસ તૈયારી કરી રહી છે, અને તેના સૈનિકો બોલે છે કે અમે કૃષ્ણ તથા પાંડવોને મારીશું: કૃષ્ણજીએ કહ્યું કે હું તો જાણતો જ હતો કે દુર્યોધન માને તેમ નથી પણ લોકાપવાદથી બચવા માટે મેં દૂત મોકલ્યો હતો. કદાચ દુર્યોધને તમને રાજ્ય આપ્યું હોત તો તે લેવામાં પણ તમારી મશ્કરી થવાની હતી, ત્યારે ભીમ, અર્જુન, સહદેવ અને નકુળે કહ્યું કે દુર્યોધને અમને રાજ્ય પાછું ન આપ્યું તે જ સારું થયું. જો તેણે રાજીખુશીથી રાજ્ય આપ્યું હોત તો પ્રતિજ્ઞા પૂર્ણ થાત નહિ, ત્યારે યુધિષ્ઠિરે કહ્યું કે ભાઈઓનો વધ કરવા માટે મારું મન ના પાડે છે પણ હવે યુદ્ધ કર્યા વિના છૂટકો નથી. માટે તમે બધા યુદ્ધની તૈયારી કરો. કૃષ્ણ અને યુધિષ્ઠિરની આજ્ઞા થતાં પાંડવોએ પોતાના પક્ષમાં રહેલા રાજાઓને તેમની સેનાઓ તૈયાર કરવાનો આદેશ કર્યો. પાંડવ પક્ષમાં યુદ્ધની તૈયારી ચાલી રહી છે.

**ધૃતરાષ્ટ્રનો સંદેશો લઈને આવેલો સંજય :** આ સમયે ધૃતરાષ્ટ્રનો સંજય નામનો સારથી દૂત બનીને દ્વારકા આવ્યો અને ધર્મરાજાને નમન કરીને કહ્યું કે મને હસ્તિનાપુરથી ધૃતરાષ્ટ્રે એક સંદેશો લઈને અહીં મોકલ્યો છે તે સાંભળો. હે ધર્મરાજા ! તમે ખૂબ વિવેકી, ન્યાય અને વિવેક વિગેરે ગુણના ભંડાર છો. મેં દુર્યોધનને યુદ્ધ ન કરવા

માટે ખૂબ સમજાવ્યો પણ કોઈ રીતે સમજતો નથી. એ મારા કુળમાં અંગારો પાકયો છે, પણ તમે યુદ્ધ ન કરો અને ભાઈ ભાઈમાં વિગ્રહ ન થાય તેવું કાર્ય કરો. સંજય દૂતની વાત સાંભળીને યુધિષ્ઠિરે હસીને કહ્યું–સંજય ! મારા કાકાની વાત ન્યાયથી ભરેલી છે. મને પણ ભાઈઓ ભાઈઓમાં કલેશ કરવાની બિલકુલ ઈચ્છા નથી, અને રાજ્ય છોડવા પણ તૈયાર નથી. હજુ કદાચ હું રાજ્ય જતું કરું પણ મારા ચાર ભાઈઓ રાજ્ય છોડવા તૈયાર નથી. ત્યાં ભીમે કહ્યું કે હવે તો દુર્યોધન અમારું રાજ્ય પાછું આપવા તૈયાર થાય તો પણ અમે લેવા તૈયાર નથી. યુદ્ધ કરીને જ રાજ્ય લઈશું. તેમાં હું તો મારી ગદાથી દુર્યોધનની જાંઘ ચીરી નાંખીશ અને દુઃશાસનની ભુજાને કાપી નાંખીને મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરીશ. અર્જુન, નકુલ અને સહદેવે પણ કહ્યું કે હવે અમે ચોક્કસ યુદ્ધ કરવાના જ છીએ. આ પ્રમાણે કહીને પાંડવોએ સંજયને વિદાય કર્યો. સંજયે હસ્તિનાપુર આવીને ધૃતરાષ્ટ્રને બધી વાત કહી સંભળાવી, એટલે ધૃતરાષ્ટ્રે દુર્યોધનને પોતાની પાસે બોલાવીને કહ્યું–હે દુર્યોધન ! તું કંઈક સમજ. પાંડવો સાથે લડાઈ કરવામાં સાર નહિ નીકળે. તારા હિત માટે કહું છું કે તું હજુ સમજી જા. પાંડવોને તેમનું રાજ્ય આપીને પરસ્પર પ્રેમથી રહો. યુદ્ધ કરવાથી મોટો અનર્થ સર્જાશે.

**દુર્યોધને અભિમાનયુક્ત આપેલો જવાબ :** દુર્યોધને કહ્યું, શું, તમે મને નિર્બળ સમજો છો ? હાથમાં તલવાર લઈને બોલવા લાગ્યો કે જુઓ, આ મારી તેજસ્વી તલવાર પાંચે પાંડવના માથા કાપી નાંખશે ને કૃષ્ણનો પણ વિનાશ કરશે, અને હું મોટો સત્તાધીશ બનીશ. કોની તાકાત છે કે મારી પાસેથી રાજ્યલક્ષ્મી પડાવી શકે ? ઘણાં રાજાઓ મારી સહાયમાં છે. પાંડવોના પક્ષમાં તો માત્ર કૃષ્ણ, દ્રુપદ અને વિરાટ રાજા આ ત્રણ જ રાજાઓ છે. એમની મારી પાસે શું ગણત્રી ? વિદુરજી વિગેરેને લાગ્યું કે હવે જલ્દી કુળનો વિનાશ થશે. હવે બેમાંથી એક પણ પક્ષ સમજે તેમ નથી. ધૃતરાષ્ટ્રે વિદુરજીને કહ્યું, કે દુર્યોધન કોઈ રીતે સમજતો નથી, હવે હું શું કરું ? તમે તેને સમજાવો. ત્યારે વિદુરજીએ કહ્યું કે મેં તો તમને પહેલેથી કહ્યું હતું કે દુર્યોધન તમારા કુળનો નાશ કરનાર થશે, પણ તમને મારી વાત રૂચી નહિ. જે પોતાના આંગણામાં ઉત્પન્ન થયેલ વિષવૃક્ષને પહેલેથી કાપી નાંખતા નથી, ત્યારે તે વૃક્ષ મોટું થતાં અનેકના પ્રાણ હરે છે. છતાં એક વાર તેને સમજાવવાનો પ્રયાસ કરું તો કદાચ ભયંકર યુદ્ધ થતું અટકી જાય. કુરૂવંશનું કલ્યાણ થાય.

**વિદુરજી અને ધૃતરાષ્ટ્રનું આગમન :** વિદુરજી અને ધૃતરાષ્ટ્ર દુર્યોધન પાસે આવ્યા, અને ખૂબ પ્રેમથી દુર્યોધનને સમજાવતાં કહેવા લાગ્યા કે હે વત્સ ! જે માણસ ન્યાયમાર્ગને ચૂકી જાય છે તે જીવતો છતાં મરેલા સમાન ગણાય છે. પછી તેના સ્વજનો તેને છોડીને ચાલ્યા જાય છે, ત્યારે તે તુચ્છ બની જાય છે. લોકોનો અનુરાગ જેના ઉપર હોય છે તેની પાસે લક્ષ્મી જાય છે. માટે હે દુર્યોધન ! તું હજુ પણ સમજીને ન્યાય માર્ગને નહિ સ્વીકારે તો તારી લક્ષ્મી તને છોડીને યુધિષ્ઠિર પાસે ચાલી જશે. તું પાંડવોના

પ્રભાવને ક્યાં નથી જાણતો ? માટે દ્વેષ છોડીને પાંડવોને તેમનું રાજ્ય આપી કુરૂવંશનું રક્ષણ કર, ત્યારે દુર્યોધન ઉછળીને બોલ્યો હે પિતાજી ! હે વિદુરકાકા ! તમે ક્ષત્રિય ધર્મને જાણતા નથી. હાથમાં આવેલું રાજ્ય કોણ ક્ષત્રિય છોડવા તૈયાર થાય ! છોડી દેવાથી લોકોમાં અપકીર્તિ થાય છે. કીર્તિને લંછન લાગે છે. તમે ચિંતા નહિ કરો. પાંડવો તો હમણાં જ મારા પ્રતાપાગ્નિમાં બળીને ભસ્મીભૂત થવાનાં છે. વિદુરજી સમજી ગયા કે આ કોઈ રીતે સમજે તેવો નથી. હવે ભયંકર યુદ્ધ થશે. ભાઈ ભાઈ સામાસામી લડશે ને લાખો માણસો મરાશે. મારાથી આ બધું જોવાશે નહિ. આ સંસાર કેવો કરૂણ છે ! આ બધા કારણો ઉપસ્થિત થતાં વિદુરજીનું મન સંસારથી વિરક્ત બની ગયું.

**વિશ્વકીર્તિ નામા આચાર્ય, આયે અબ ચૌજ્ઞાની,**
**ચારિત્ર લીયા ઉનકે પાસ, સુન વીતરાગ કી બાની હો....શ્રોતા૦**

ત્યાં સમાચાર મળ્યા કે ઉદ્યાનમાં વિશ્વકીર્તિ નામના મનઃપર્યવજ્ઞાની સંત પધાર્યા છે. એટલે વિદુરજી ત્યાં આવ્યા અને સંતની વાણી સાંભળીને તેમની પાસે દીક્ષા લીધી. દીક્ષા લઈને બીજે દિવસે ગુરૂની સાથે વિહાર કરી ગયા. લોકોએ વિદુરજીની ખૂબ પ્રશંસા કરી. ધન્ય છે આ પવિત્ર આત્માને કે એમને આ દુઃખમય લડાઈ જોવી મટી ગઈ. પાંડવ અને કૌરવ બંને પક્ષમાં યુદ્ધની તૈયારીઓ થઈ રહી છે. બીજી તરફ કૃષ્ણજીને વિચાર થયો કે દુર્યોધન ગમે તેવો પાપી છે, તેણે મને ગમે તેવા શબ્દો કહ્યા, મારે તેના સામું જોવું નથી પણ નાહકની લડાઈ થશે ને લાખો માણસો મરાશે. તેના કરતાં હું એક વખત જાતે જઈને તેને સમજાવું. જો એ સમજી જશે તો પાંડવોને સમજાવવા તે મારા હાથની વાત છે. આમ વિચાર કરી કૃષ્ણજી હસ્તિનાપુર આવ્યા. દુર્યોધનની સભામાં આવી ભીષ્મપિતા આદિને કહ્યું કે પાંડવોને તેમનું રાજ્ય અપાવો તમારા બધાની સમક્ષમાં દુર્યોધને વચન આપેલું છે તેનું પાલન કરો, ત્યારે તેમણે કહ્યું કે અમે તો તૈયાર છીએ પણ દુર્યોધન સમજતો નથી. તો આપ તેને સમજાવો.

**દુર્યોધનને સમજાવવા કૃષ્ણજીનો પ્રયત્ન :**—શ્રી કૃષ્ણે દુર્યોધન પાસે આવીને કહ્યું કે તમે પાંડવોને રાજ્યનો ટુકડો આપવા પણ તૈયાર નથી. તેથી તેઓ યુદ્ધમાં તમને મારીને રાજ્ય લેવાની ઈચ્છા રાખે છે, અગર તમે પાંડવોને મારીને આખું રાજ્ય પચાવી લેવાની ઈચ્છા રાખો છો પણ વિચાર કરજો કે સ્વજનો વિના ક્યાંય સુખ મળવાનું નથી. યુધિષ્ઠિર તેમના ચાર ચાર ભાઈઓની સહાયથી બધી રીતે સમર્થ છે પણ હું તમને કહું છું કે વધુ નહિ તો ફક્ત પાંચ ગામ તમે પાંડવોને આપો. તે કુશસ્થળ, વૃષસ્થળ, માકંદી, વારણાવતી અને હસ્તિનાપુર. આ પાંચ ગામ જો તમે પાંડવોને આપશો તો હું ગમે તેમ કરીને તેમને સમજાવીશ અને સંધી થઈ જશે. કુળનો નાશ થતો બચાવવા માટે સજ્જન પુરૂષો થોડામાં પણ શાંતિ માને છે. જો તમે પાંચ ગામ નહિ આપો તો ભયંકર યુદ્ધ થવાનું છે તે વાત નિશ્ચિત છે. હવે દુર્યોધન કૃષ્ણજીને શું કહેશે તેનો ભાવ અવસરે.

卐

## વ્યાખ્યાન નં. ૧૧૩

કારતક સુદ પુનમ ને શુક્રવાર તા. ૨૫-૧૧-૭૭

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! અનંતજ્ઞાની, અનંત દર્શની એવા વીતરાગ ભગવંતોએ પોતાના સમ્યક પુરૂષાર્થ દ્વારા આંતર શત્રુઓ ઉપર વિજય પ્રાપ્ત કર્યો છે. તેમનો વિજય એ વિશિષ્ટ પ્રકારનો વિજય છે. દરેક વ્યક્તિ વિજયને ઈચ્છે છે. જગતમાં કોઈ એવો આત્મા નહિ હોય કે જે વિજયને ચાહતો ન હોય! દરેક આત્મા પોતાના ક્ષેત્રમાં વિજય ઈચ્છે છે, અને વિજય પ્રાપ્ત કર્યા બાદ દિલમાં ગૌરવ અને આનંદ અનુભવે છે. રાજા મહારાજાઓ બીજા રાજ્યો પર વિજય પ્રાપ્ત કરવાની ભાવનાથી મોટા મોટા યુદ્ધો ખેલે છે, અને તેમાં મહાન પુરૂષાર્થ કર્યો તેમ માને છે. કેટલાક ધનવાનો પોતાની પાસે ખૂબ ધન હોવા છતાં ધનવાન આલમમાં વિજય પ્રાપ્ત કરી સૌથી પ્રથમ સ્થાન મેળવવા ઈચ્છે છે.

**"આત્મ વિજય તે સાચો વિજય":**–જ્ઞાનીપુરૂષો કહે છે કે આ બાહ્ય વિજય મેળવતાં પહેલાં મહાન પુરૂષોના જીવન સામે દૃષ્ટિ કરવાની જરૂર છે. જેમણે જ્ઞાન અને પુરૂષાર્થ દ્વારા અંતરંગ શત્રુઓ ઉપર વિજય મેળવ્યો છે, તેમણે આ અંતરંગ શત્રુઓ ઉપર વિજય મેળવવા શા માટે પ્રયત્નો કર્યા? જે ક્ષેત્રમાં ભૌતિક વિજય મેળવવા દુનિયાનો મોટો ભાગ પ્રવૃત્તિ કરે છે, તે ક્ષેત્રે તે મહાન પુરૂષોને કેમ આકર્ષ્યા નહિ? તે સમજતા હતા કે તે વિજય સાચો છે કે જે વિજયની પાછળ પરાજય થવાની સંભાવના ન હોય. સિકંદર આખા વિશ્વનો સમ્રાટ બનવાની ભાવનાથી નીકળ્યો. કેટલાય દેશો ઉપર વિજય મેળવ્યો અને ઘણાં દેશો બાકી રહ્યા ત્યાં તો તે મૃત્યુથી પરાજય પામ્યો અને તેની વિજય મેળવવાની કામના અધૂરી રહી ગઈ. નેપોલિયન બોનાપાર્ટ દુનિયાનો વિજય કરતો કરતો આફ્રિકા પહોંચ્યો પણ જંગબારના એક પરાજયે તેના અનેક વિજયોનો વિનાશ કર્યો. મહાન યોદ્ધો હીટલર વિશ્વયુદ્ધમાં એક વાર હાર્યો તેના કારણે તેના બધા વિજયો નિષ્ફળ ગયા. પોતાની સત્તાથી કે ધનથી કોઈને દબાવવા તે કંઈ સાચો વિજય નથી. આજે ઘણી જગ્યાએ જોવામાં આવે છે કે કોઈ સાસુ વહુને દબાવે તો કોઈ વહુ સાસુ સસરાને દબાવે, પુત્ર પિતાને દબાવે અને તેમાં પોતાનો વિજય માને પણ આ બધા વિજયોને પરાજયમા પલટાતા વાર ન લાગે પણ તીર્થંકરોએ અને કેવળી ભગવંતોએ કરેલા આત્મવિજયને કોઈ પરાજયમાં પલટાવી શકે નહિ, પરંતુ આજે જગતના માનવીની દોટ અવળી છે. તે જડ પદાર્થો ઉપર વિજય મેળવી મહાન બનવા માગે છે પણ જ્ઞાની કહે છે કે જડ વસ્તુ કદી કોઈની થઈ નથી, વર્તમાનમાં થતી નથી ને ભવિષ્યમાં પણ થશે નહિ. જડ વસ્તુ કોઈ સહારો આપી શકે નહિં. સંપત્તિ, ધનવૈભવ મહેલ-મહેલાતો

જીવને કોઈ પણ પ્રસંગમાં સહાય રૂપ બની શકતા નથી. આત્મા પર વિજય પ્રાપ્ત કરાય તો જ સાચો વિજય પ્રાપ્ત થયો ગણી શકાય. તે વિજય માટે આંતર શત્રુઓનો નાશ કરવો પડે છે. બહારના શત્રુ જેટલું નુકશાન કરે તેના કરતાં અનેક ગણું નુકશાન અંતર શત્રુ કરે છે. જ્યાં સુધી અંતરંગ શત્રુઓને દૂર કરવાનો પયત્ન ન થાય ત્યાં સુધી સાચો વિજય પ્રાપ્ત નહિ થાય.

બંધુઓ! આત્મવિજય પ્રાપ્ત કરવા માટે જીવનમાં સતત જાગૃતિ રાખવી પડશે. જ્ઞાની ભગવંત કહે છે કે હે આત્મા! તું પળે પળે જાગૃત રહેજે. આપણા ભારત દેશમાં બ્રિટીશોનું સામ્રાજ્ય જે ટક્યું તેનું મુખ્ય કારણ અંગ્રેજોની જાગૃતિ અને ભારતવાસીઓની અજાગૃતિ. જ્યારે ભારતવાસીઓ જાગૃત બન્યા ત્યારે બ્રિટીશોને ભારતમાંથી ભાગવું પડ્યું. જાગૃત આત્મા વિકાસ સાધે છે. જાગૃત રહેનારનો વિકાસ ખૂબ ઝડપી થાય છે. જે માનવીની દૃષ્ટિ બીજાના દોષો તરફ નથી પણ બીજાના ગુણો જોઈને રાજી થાય છે અને તે ગુણોને પોતાના જીવનમાં અપનાવવા કોશિષ કરે છે તેનો વિકાસ પ્રતિપળે ચાલુ ને ચાલુ રહે છે.

રામચંદ્રજી જ્યારે અયોધ્યાની રાજગાદી પર આવ્યા અને બધે શાંતિનું સામ્રાજ્ય સ્થપાઈ ગયું ત્યારે તેમણે પોતાના એક દૂતને બોલાવીને કહ્યું, તું આખી અયોધ્યામાં ઘૂમી વળ અને બરાબર નિરીક્ષણ કરજે કે જનતાને કયુ દુઃખ છે, કયો આઘાત છે તથ રાજ્ય માટે જનતા શું વિચારી રહી છે? તે તપાસ કરીને પછી મને બધી વાત સંભળાવજે. આખી નગરીના ખૂણે ખૂણે ફરતા મહિના જેટલો સમય ગયો. પછી દૂત આવીને રામચંદ્રજીને કહે છે કે મહારાજા! આપે તો પ્રજાના હૃદયસિંહાસન પર સ્થાન જમાવ્યું છે. ઘેર ઘેર આપના નામનો ગુંજારવ સંભળાય છે. પ્રજા તો આપની ખૂબ પ્રશંસા કરે છે ને કહે છે કે અહો! મહારાજા દશરથને પણ ભૂલાવી દે તેવું રામચંદ્રજી રાજતંત્ર ચલાવે છે.

બંધુઓ! હું તમને પૂછું કે તમારા માટે કોઈ આવી વાત કરે તો તમને શું થાય? તમારું હૈયું આનંદથી થનગની ઉઠેને? પણ અહીં તો જુદું જ બન્યું. દૂતની વાત સાંભળી રામચંદ્રજી ગુસ્સે થયા અને કહ્યું, હે દૂત! મેં તને શું આવી વાતો સાંભળવા મોકલ્યો હતો? મને પણ ખબર છે કે મારું રાજતંત્ર સારું ચાલે છે. જનતાનો મારા ઉપર પ્રેમ અને ખૂબ લાગણી છે. આ બધામાં પણ ક્યાંય, ક્યારેક અન્યાય કે અનીતિની વાત રહી જતી હોય તો તે મારે તારી પાસેથી સાંભળવી હતી. પ્રેમ, સહિષ્ણુતા, પ્રશંસાના મૂશળધાર વરસાદમાં કદાચ ક્યાંય અન્યાય થતો હોય તો પ્રજા સહન કરી લે છે, પરંતુ રાજા તરીકેની મારી ફરજ છે કે એવું જરા પણ રહેવા

ન દેવું. મેં તને આ બધું શોધવા મોકલ્યો હતો અને તે શોધીને, સાંભળીને મારી પાસે રજુ કરવાનું કહ્યું હતું. સાચો દૂત તો રાજાને તેમની ખામી અને ભૂલ બતાવે છે. આ હતી રામચંદ્રજીની રાજ્યમાં રહેવા છતાં સાચી જાગૃતિ. જે આત્માઓ જાગૃત રહે છે તે પોતાના જીવનને પ્રગતિના પંથે લઈ જાય છે. તેમ ગમે તે સ્થળમાં હો પણ જાગૃતિ તમારું લક્ષ્ય હોવું જોઈએ. જાગૃતિ માટે જીવે પુરૂષાર્થ કરવો પડશે. જાગૃતિ તમને ભૌતિક ક્ષેત્રમાં અને આધ્યાત્મિક ક્ષેત્રમાં બધે વિજય અપાવશે. માટે જ્ઞાની કહે છે કે જાગૃતિ એ જ સાચું જીવન છે.

આપણે અંતગડ સૂત્રના આઠમા અધ્યયનમાં ગજસુકુમાલ અણુગારનો અધિકાર ચાલે છે. આજે ચાતુર્માસની પૂર્ણાહૂતિનો પવિત્ર દિન છે. સાથે અધિકારની પણ સમાપ્તિ થશે. ગજસુકુમાલ અણુગારનો અધિકાર નાનો છે પણ જો આપણે સમજીએ તો તેમાં ભાવ ઘણાં ભરેલા છે. જેમ દોરાની દડી દેખાવમાં નાનકડી લાગે છે, પણ અંદરનો દોર લાંબો હોય છે, તેમ ગજસુકુમાલ અણુગારનો અધિકાર નાનો છે પણ તેમાં ભાવ ઘણાં મોટા ભરેલા છે. આ અધિકાર સાંભળીને આપણે એ સમજવાનું છે કે ગજસુકુમાલ કુમારે એક વખત નેમનાથ ભગવાનની વાણી સાંભળીને રાજ્યનો મોહ છોડીને દીક્ષા લીધી, દીક્ષા લઈને અઘોર પરિષહને સહન કર્યો પણ ઉપસર્ગ આપનાર પ્રત્યે સ્હેજ ક્રોધ ન કર્યો. કેટલી ક્ષમા રાખી! આવા મહાન પુરૂષોની જીવન કહાની સાંભળીને આપણે પણ ક્ષમાશીલ બનવું જોઈએ. દુઃખમાં ધીરજ રાખવી જોઈએ. આવા દુઃખમાં જે ક્ષમા રાખે છે તેમના નામ સિદ્ધાંતના પાને સુવર્ણાક્ષરે લખાઈ જાય છે. ગજસુકુમાલ અણુગારની વાત સાંભળીને તમારા મનમાં થશે કે આ તો ચોથા આરાની વાત કરી, આવા દુષમ પાંચમા આરાના જીવોમાં આવી ક્ષમા ક્યાંથી રહે? હું તમને આ પંચમકાળની વાત કરું. સાંભળો.

ચીમનલાલ નામના એક શેઠ હતા. તેમના ભાગ્યોદયે તેમને શાન્તાદેવી નામનું આદર્શ સ્ત્રીરત્ન પ્રાપ્ત થયું હતું. ચીમનલાલનો સ્વભાવ ખૂબ ક્રોધી અને વિચિત્ર પ્રકારનો હતો, જ્યારે તેમની પત્ની સુશીલ અને સદ્‌ગુણી હતી. સદ્‌ગુણી સ્ત્રીના સંસર્ગથી શેઠના જીવનમાં ઘણો પલ્ટો આવ્યો અને બંને પોતપોતાના કર્તવ્યોમાં કુશળ રહેતા શીખ્યા. શાન્તાદેવી ધાર્મિક ક્ષેત્રમાં પણ ખૂબ આગળ વધ્યા હતા. તેનામાં એટલા બધા ગુણો હતા કે સારા કુટુંબને આત્મ સમાન બનાવી દીધા. આજે ઘણીવાર જોઈએ છીએ કે ઘણી બહેનો ધર્મસ્થાનકમાં ઘણી ક્રિયાકાંડ કરતી હોય છે પણ પોતાના સ્વભાવનો પલ્ટો કરી શકતી નથી. જ્યારે આ બહેન તો જેમ જેમ ધર્મમાં આગળ વધતી ગઈ તેમ તેમ તેના જીવનનો રાહ બદલાતો ગયો. જાણે સાક્ષાત્ કોઈ દેવી ન હોય! બ્રહ્મચર્ય તરફ તો તેને ખૂબ આદર હતો. જીવનમાં વ્રત-નિયમમાં બધી રીતે તે મોખરે હતી. તેને એક પુત્ર હતો. તેનું નામ ઇન્દ્રકુમાર હતું. તેનું જીવન પણ સુંદર ઘડતરથી ઘડયું હતું. તે પુત્ર

પાંચ વર્ષનો થયો અને શાન્તાદેવીનું શરીર લથડવા લાગ્યું ને બિમારી દિવસે દિવસે વધવા લાગી. આથી બહેનના મનમાં વિચાર થવા લાગ્યો કે મને તો જીવન અને મૃત્યુ વચ્ચે કોઈ અફસોસ નથી. જેનો જન્મ છે તેનું મરણ છે. કાળના પંજામાંથી કોઈ છટકી શકતું નથી. મને મરણનો ડર નથી, ડર હોય તો જન્મ લેવો પડે તેનો છે. ક્યારે મારો ભાગ્યોદય જાગે ને હું જન્મ મરણની સાંકળમાંથી છૂટું!

આવા વિચારો કરે છે ત્યાં તેનો બાબો સ્કુલેથી આવ્યો. તેના સામે દૃષ્ટિ જતાં તેનાં મનમાં થયું કે બાબાના જીવનમાં મેં પાયા રૂપ ચણતર કર્યું છે પણ મજલા રૂપ હજુ સમજાવવાનું બાકી રહ્યું છે. હવે હું આ બિમારીમાંથી બચી શકું તેમ લાગતું નથી. કાળ ગોઝારો મારો અવશ્ય શિકાર કરશે. પછી મારા બાબાનું શું? આમ વિચાર કરતાં આંખમાંથી આંસુ આવી ગયા. બાબો પૂછે છે મમ્મી! તું કેમ રડે છે? આ શબ્દોથી વહાલભર્યા હેતથી માતાએ તેના શરીર પર હાથ ફેરવ્યો ને કહ્યું, બેટા! તું ડાહ્યો થજે. આમ કહે છે ત્યાં તેનો પતિ આવી ચઢયો. પોતાના પતિ સામું દૃષ્ટિ કરતાં પતિ તેના સામું જોવા લાગ્યો. પત્ની કહે છે નાથ! હવે આ દેહમંદિરમાંથી આત્મા વિદાય લેવાની તૈયારી કરી રહ્યો છે. આ શબ્દોથી પતિની આંખમાં આંસુ આવી ગયા, અને કહ્યું કે તું શું બોલે છે? પ્રાણનાથ! હવે તો હું જાઉં છું. આપનો ફરીને મેળાપ તો હવે કુદરતને આધીન છે. મેં આપનો કાંઇ પણ અપરાધ કર્યો હોય તો મને માફ કરજો. મારા ગયા પછી આપ બીજી સ્ત્રી પરણશો તે બનવા જોગ છે. તે વિષે હું કંઈ કહેતી નથી. હું આપને માત્ર એટલું જ કહું છું કે મારા પુત્રની તમે સંભાળ લેજો.

આટલું સંભળતાં પતિની આંખમાં આંસુ પડી ગયા ને બોલ્યા, શું તને મારો વિશ્વાસ નથી? નાથ! મને તમારો પૂરો વિશ્વાસ છે. ફક્ત હું તો તમને બે શબ્દ જ કહેવા માંગું છું. કારણ કે ભલભલા પણ આંખ મીંચાયા પછી ભૂતકાળના વચનો ભૂલી જાય છે. આપ ખોટું ન લગાડશો. પુત્ર પરનું મીઠું વાત્સલ્ય મને આ શબ્દો બોલાવે છે. મારા અંતિમ શબ્દોને યાદ રાખજો. મારા બાળકને આપના હાથમાં સોંપું છું. હજુ તમને કહું છું કે પુનર્લગ્નની ઇચ્છા થાય તો ભલે કરજો પણ નવી લાવ્યા પછી પુત્ર પ્રત્યે દયા દૃષ્ટિ રાખતા રહેજો. તેથી નવી માતા પણ પુત્ર પ્રત્યે વફાદાર રહે. જુઓ, આપણી સામે ચકલીનો માળો છે. એમાં ચકલી બે બચ્ચાને જન્મ આપીને મરી ગઈ. પછી ચકલો બીજી ચકલી લાવ્યો. ત્યાં શું બનાવ બન્યો તે તમે જાણો છો?

ચકલા–ચકલી ચીચી કરવા લાગ્યા. તે સમયે આપણને અવાજથી કંટાળો આવ્યો, આપણે બહાર જોવા ગયા. ચકલો ચકલીને માળામાં બોલાવે છે પણ ચકલી માળામાં

દાખલ થતી નથી. તે એની ભાષામાં ચકલાને કહી રહી છે. બે બચ્ચાને બહાર કાઢો પછી હું અંદર આવું. છેવટના પરિણામે ચકલાએ બંને બચ્ચાને બહાર ફેંકી દીધા, ત્યારે ચકલી અંદર દાખલ થઈ. બસ, નાથ! મારે આપને એ જ કહેવું છે કે જોજો હોં, મારા બાળકની આ દશા ન થાય! આટલું કહેતાં તેની આંખમાંથી દડદડ આંસુ પડયા. તેમજ પતિ પણ ચોધારે આંસુએ રડતા બોલ્યો. તને સારું જ થઈ જશે. તું શા માટે આમ બોલે છે? પત્ની પોતાના બાબા તરફ દૃષ્ટિ કરીને બોલી-બાબા! હું હવે જાઉં છું. તારા પપ્પાની આજ્ઞાનું પાલન કરજે. કદાચ તારા પપ્પા મારા ગયા પછી બીજી પરણે તો તું તેના પ્રત્યે મમ્મીનો પ્રેમ રાખજે અને કયારે પણ તારા પપ્પા ભાન ભૂલે ત્યારે ચકલા-ચકલીનું દૃષ્ટાંત આપજે. આ સમયે એની સખી પણ ત્યાં બેઠેલી હતી. એ પણ અંતિમના ઉદ્‌ગારો સાંભળી રડી પડી. છેલ્લે આવજો નાથ, કહેતા શાન્તાદેવીના આત્માએ દેહમંદિરમાંથી વિદાય લીધી.

**સમય પલટાતા ભાન ભૂલેલા શેઠ :** પત્નીના જવાથી ચીમનલાલ શેઠને ખૂબ આઘાત લાગ્યો. બાબો પણ ખૂબ રડે છે. સૌ આશ્વાસન આપે છે. બે વર્ષો વીતી ગયા. પછી સૌના કહેવાથી શેઠ ફરીને લગ્ન કરે છે. તે કન્યાનું નામ સ્નેહલ હતું. તે ખૂબ રૂપાળી અને દેખાવડી હતી પણ જેટલી બહારથી રૂપવંતી હતી તેટલી સ્વભાવથી રૂપવંતી નહોતી. બસ, તેના જીવનમાં તો પફ, પાવડર અને શણગાર સજવા એ જ જીવનનું ધ્યેય હતું. તેમાં જ પોતાનો સમય પસાર કરતી હતી. આ બધું જોતાં ચીમનલાલ શેઠને કયારે પણ વિચાર ન થયો કે નવી બાબાની ખબર લે છે કે નહિ? નવીના જ્યારથી પગલા થયા ત્યારથી શેઠ સ્વચ્છતા, સાદાઈ, બધું પરવારી ગયા હતા, અને પત્નીના રૂપ પાછળ પાગલ બની પેઢીનું કામ સંભાળવામાં પણ મંદતા આવી. સ્કૂલેથી ઈન્દ્રકુમાર ઘેર આવે ત્યારે તેના પિતા કયારે કયારે પાસે બેસાડે ને બોલાવે. આથી નવીના મનમાં થયું કે આ છોકરો આવે ત્યારે મારા રંગમાં ભંગ પડે છે, ત્યારેથી તે તેની આંખમાં ખૂંચવા લાગ્યો. વગર વાંકે તે પુત્રને મારે, ખાવાપીવા ન આપે અને પાછી પતિ પાસે ખોટી ખોટી ફરિયાદો કરે. તેના હૈયામાં પડેલા દ્વેષના તણખાએ એ ભાન પણ ભૂલાવી દીધું કે પતિનો પુત્ર તે મારો જ પુત્ર છે. સ્વાર્થમાં પડેલીએ પુત્રને દુઃખ દેવાનું પૂરેપૂરું શરૂ કરી દીધું.

ખરેખર, નમાયા બાળકની કેવી દશા હોય છે! પતિને આટલું ચઢાવ્યાથી પત્યું નહિ એટલે કહેવા લાગી કે જાણે તમારો પુત્ર રાજકુમાર ન હોય! તમે કોઈ દિવસ એને કંઈ કહો છો ખરા? મોઢે ચઢાવવામાં બાકી રાખ્યું નથી. હું તો કહી કહીને થાકી પણ તમારો શાહજાદો મારું કંઈ સાંભળતો નથી. રોજ ને રોજ કાન ભભેરવાથી કહેવત અનુસાર "ફેરવ્યા પથ્થર ફરે" તે રીતે શેઠના મન ઉપર પણ શેઠાણીની વાતની અસર થઈ. તેના પરિણામે પ્રેમ અને વાત્સલ્યના ઝરણાં સુકાઈ ગયા, અને ક્રોધની જવાળાઓ વરસવા

લાગી. બંને જણા તરફથી પુત્ર ઉપર મારફૂટ શરૂ થઈ. છોકરો કરગરે, કાલાવાલા કરે, રડે પણ તેનું કોણ સાંભળે?

"ઈન્દ્રકુમાર ઉપર ઉતરી પડેલા દુઃખના પહાડ" એક દિવસ દુકાનેથી થાકીને આવેલા શેઠ જ્યાં પલંગ ઉપર બેસવા જાય છે ત્યાં શેઠાણીએ ભયંકર કકળાટ શરૂ કર્યો, અને એક જ ઝઘડો માંડયો કે તમારા છોકરાને હું જ આટલા દિવસ નભાવી શકું. હવે મારાથી આ દુઃખ સહન થતું નથી. કાં તો એને રાખો, કાં તો મને રાખો. આથી શેઠને ખૂબ ક્રોધ આવી ગયો ને છોકરાને બોલાવ્યો ઈન્દ્ર! અહીં આવ. ધ્રૂજતા હૃદયે આંખમાં આંસુ સારતો શું કહો છો બાપુજી! તેમ કહીને ચરણમાં પડયો. ત્યાં એના પિતાએ એવી જોરથી લાત મારી કે છોકરો ત્રણ ગલોટીયા ખાઈ ગયો. હજુ તો ઉંધે માથે પડયો છે ત્યાં પાછા શેઠે જઈ પેટમાં લાતો મારી અને કહે છે હરામખોર! હવે મને તારું મોઢું બતાવીશ નહિ. એમ કહી બાવડું ઝાલીને મારથી છોકરો કેડમાંથી વાંકો વળી ગયો છે છતાં ઢસેડીને બહાર કાઢી મૂકયો ને બારણા બંધ કરી દીધા. આ વખતે કુભાર્યા એવી નવી મા હાશ કરીને સંતોષ અનુભવવા લાગી. છોકરો બિચારો બહાર બેઠો બેઠો દૂર જઈને રડે છે. ચોમાસાના દિવસો હોવાથી ઉપરથી ખૂબ વરસાદ પડે છે. આ સમયે તેની માતાને સંભારીને મા....મા કહેતો ધ્રૂસકે ને ધ્રૂસકે રડવા લાગ્યો. એણે એવું હૃદયદ્રાવક રૂદન કર્યું કે લોકોના મુખમાંથી શબ્દો સરી પડયા. લાખોના પાળનાર પિતા જાય તો ભલે જાય પણ દળણાંની દળનાર મા ન જશો. આ સમયે એની માતાની બહેનપણીને ખબર પડી. તે દોડીને આવી. છોકરાને છાતી સરસો ચાંપ્યો ને બોલી બેટા! રડીશ નહિ. એમ કહીને આંસુ લૂછ્યા ને માથે હાથ ફેરવ્યો. અહા હા ...દાહ સૌને દઝાડે છે પણ માતાનું હૃદય બળતા દિલને ઠારે છે. કયાં નવી માની દૃષ્ટિ અને કયાં પાડોશણ બહેનપણીની દૃષ્ટિ!

"માતાની સખીને ઘેર ઈન્દ્રકુમારનું આગમન"–સખી પોતાને ઘેર લઈ ગઈ ને, કહ્યું-બેટા! ખાઈ લે. છોકરો કહે–માસી! મારે નથી ખાવું. એમ કહી ધ્રુસકે રડતો ખોળામાં પડયો. તેના મનમાં થયું કે મારી સગી મા સ્વર્ગમાંથી આવી લાગે છે, તે રીતે પોતાનું હૃદય ખાલી કર્યું. માસીએ ખૂબ હિંમત આપી. બેટા! રડીશ નહિ. તારું દુઃખ મટી જશે. તું જમી લે, માસી! મારા પપ્પાએ મને કાઢી મૂક્યો છે. હવે હું કયાં જઈશ? બેટા! રડીશ નહિ, જો તને તારી બાએ એક વાત કરી હતી તે તને યાદ છે ને? હા....હા....માસી. જો તારા પપ્પા દિવાનખાનામાં બેઠા છે. ત્યાં બારી ખુલ્લી છે. ત્યાં જઈને તું તારી મમ્મીએ કહેલી વાત કરજે. છોકરો હિંમત કરીને બારી પાસે આવે છે. હવે શેઠનો ક્રોધ ઠંડો પડયો હતો, ને હૃદયના બારણા ખુલ્લા થયા હતા. છોકરો બારી પાસે ઉભો રહીને કહેવા લાગ્યો, પપ્પા....પપ્પા! આપે મને ઘરમાં આવવાની ના પાડી છે તો હું નહિ આવું. ભગવાન મને જ્યાં માર્ગ બતાવશે ત્યાં જઈશ, પણ મારે તમને

એક નાનકડી વાત કહેવી છે તે સાંભળશો? શેઠ કહે–બોલ, શું કહેવું છે? પપ્પા! તમને પેલા ચકલા–ચકલીની વાત યાદ છે ને? આ શબ્દોથી શેઠના કાન ચમક્યા, અને સદ્ગુણી, નિર્દોષ અને ધર્મનિષ્ઠ પત્નીની મરતા સમયે કહેલી ભલામણ યાદ આવી. જાણે શેઠાણી સામા ન ઉભા હોય તેમ શેઠાણીના ગુણો એમની આંખ સામે તરવરવા લાગ્યા. અહાહા....ક્યાં સ્નેહ, સૌજન્ય, નિખાલસતા અને ક્યાં નવીના સ્વભાવમાં કંકાસ, નિંદા–કુથલી, ઝઘડા અને ઈર્ષ્યા! હું ક્યાં ભૂલ્યો! હું શેમાં મોહી ગયો? અરર....મેં એને શું વચન આપ્યું હતું ને આજે આ બાળક ઉપર શું જુલમ કર્યો?

આમ વિચારતાં શેઠને દીવાની જેમ પોતાની ભૂલો દેખાવા લાગી. હૃદય ભરાઈ ગયું. આંસુની ધારા વહેવા લાગી. તરત જ શેઠ પલંગમાંથી ઉભા થયા. પસ્તાવો કરતા પુત્ર ઉપર સ્નેહની ઉર્મીં વરસાવતા બાળકની પાસે જવા તૈયાર થયા. ભયનો માર્યો છોકરો તરત જ ત્યાંથી વિદાય થવા લાગ્યો. બાળકને ક્યાં ખબર છે કે મારા પિતા હવે પિશાચ મટીને સાચા પિતા બન્યા છે. એટલે એ તો રડતો રડતો દોડવા લાગ્યો. ત્યાં શેઠે એને દોડીને પકડી લીધો. અરે બેટા....ક્યાં જાય છે? ક્યાં જાય છે? એમ કહીને ઉંચકીને ઘર ભણી ચાલ્યા ને ઘેર આવીને પત્નીને કહે છે સાંભળ, આ મારો દીકરો ગમે તેટલું નુકશાન કરે છતાં તારે આજથી એને એક શબ્દ પણ કહેવાનો નથી. તારો ચઢાવ્યો ચઢયો છું. મારા દીકરાને મારી ઝૂડીને કાઢી મૂક્યો પણ આજ એણે મારી સામે ચકલા ચકલીની વાતનું જે દૃશ્ય ખડું કર્યું છે તે દૃશ્ય એવું હતું કે મારા હૃદયના પડદા ખુલી ગયા છે. આ બાળકને સારી રીતે રાખવા માટે જો તું તૈયાર હો તો રહે, નહિ તો તારા પિયર ચાલી જા.

પતિના હૃદયનો એકાએક પલટો જોઈને તેમજ પોતાના તરફ વિફરેલી આંખ જોઈને પત્ની સમજી ગઈ કે હવે મારું કાંઈ ચાલવાનું નથી. શેઠ તો કહીને બાળકને લઈને ઉપર ચાલ્યા ગયા. ઉપર જઈને પોતાની ભૂલનો પશ્ચાતાપ કરતાં ખૂબ રડે છે. આ સમયે એમની અગાશી નીચે એક દુઃખી યુગલ બેઠું છે ને તે પોતાના દુઃખની વાતો કરે છે. પત્ની પતિને આશ્વાસન અને હિંમત આપે છે. આ બધું સાંભળતા ચીમનલાલ શેઠનું હૃદય વધુ ને વધુ પલટાતું ગયું, ને પત્નીના ગુણો યાદ આવવા લાગ્યા. છેવટે યુગલને ઉપર બોલાવી તેમની પાસેથી બધી વાત જાણી લે છે ને તેમના દુઃખના ભાગીદાર બને છે.

પતિના હૃદયનો પલટો થતાં પત્નીને પણ ભાન થઈ ગયું કે બાબો નિર્દોષ છે. મેં તેને ઘણી વખત ધમકી આપી હતી, વિના વાંકે માર પણ માર્યો હતો પણ ક્યારે એ બાળકે તમારી પાસે ફરિયાદ કરી નથી. એની ક્ષમા અને ધીરજ અલૌકિક છે. જ્યારે જ્યારે મેં એને કષ્ટ આપ્યું ત્યારે પણ એ બાળક એમ જ કહેતો કે હવે હું એમ નહિ

કરું. એની ક્ષમા અને ધીરજ આજ મારી આંખ સામે તરવરે છે. ધન્ય છે એની ક્ષમાને! હવે મારી ભૂલોનું મને ભાન થયું. આજે મને ખ્યાલ આવે છે કે આ બાળકને જન્મ આપનારી એની માતા કેટલી ખાનદાન, સજ્જન, અમીર અને સંસ્કારી હશે કે જેથી આ બાળકનું ઘડતર આવું સુંદર આદરણીય બન્યું છે. માતાપિતાને વાતો કરતાં તેમજ અરસપરસ પોતાની ભૂલનો પશ્ચાતાપ કરતા જોઈને ઈન્દ્ર દોડીને તરત તેની માતાના ચરણમાં પડી ગયો. ઓ મારી મા! તું રડીશ નહિ. તું નિર્દોષ છું. તારો કે મારા પિતાનો એક પણ દોષ નથી, જે ઘડી પળ ભજવાઈ ગયા તે મારા કર્મે ભજવાયા છે, માટે આપ સ્હેજ પણ કલ્પાંત કરશો નહિ. એમ કહીને ઈન્દ્ર જ્યારે માતાપિતાના ચરણમાં પડયો ત્યારે માબાપે હૈયાના હેતથી તેને છાતી સમો ચાંપી લીધો. બસ બેટા બસ....

અહીં બેઠેલા મારા ભાઈઓ ને બહેનો! આજે ક્ષમાપનાના દિવસે મારે તમને એટલું જ કહેવું છે કે જ્યાં સુધી આપણા જીવનમાં ક્ષમા, અને ધૈર્યતા નહિ આવે ત્યાં સુધી શાશ્વતો આનંદ પ્રાપ્ત નહિ કરી શકીએ. માટે આજના દિવસે જરૂર એટલું વિચારજો કે ગમે તેવા પ્રસંગમાં ક્ષમાના હથિયાર હું છોડીશ નહિ. બાળકે ક્ષમા, ધીરજ અને હિંમત રાખી તો એનો જય થયો, વિજય થયો. આવી જ આપણી પાંચ પાંચ મહિનાથી ગજસુકુમાલ અણગારના અધિકારની વાત ચાલે છે. કેટલી એમની ક્ષમા! ગજસુકુમાલ અણગારના માથે સોમિલે જલતા અંગારા મૂકયા, છતાં કેટલી ક્ષમા રાખી! પોતાના ભાઈ ગજસુકુમાલ મુનિ તો મોક્ષે ગયા પણ સોમિલ બ્રાહ્મણે આવી રીતે પ્રાણ લીધા તેથી કૃષ્ણજીને ખૂબ દુઃખ થયું.

ભગવાનના વચન પ્રમાણે કૃષ્ણજીને જોઈને સોમિલ બ્રાહ્મણ ભયભીત થઈને પડી ગયો ને પડતાંની સાથે તેના પ્રાણ ચાલ્યા ગયા. તેના મડદાને જોઈને કૃષ્ણવાસુદેવને ખૂબ ક્રોધ આવ્યો ને તેમના સાથીદારોને કહ્યું કે હે દેવાનુપ્રિયો! મારા ભાઈનું અકાળ મરણ કરાવનાર આ નિર્લજ્જ, અકાળે મૃત્યુને ચાહનાર આ સોમિલ બ્રાહ્મણ છે. એના મડદાને પગે દોરડી બાંધીને કૂતરાને ઢસેડે તેમ તમે તેને ઢસેડીને નગરની બહાર ફેંકાવી દો. તેનું શરીર અપવિત્ર છે આવા પવિત્ર સાધુની ઘાત કરનારો માણસ ક્રોધ કષાયથી યુક્ત અપવિત્ર હોય. એના શરીરથી સ્પર્શાયેલી ધરતી ઉપર એના પરમાણું રહી જાય તો મારી નગરી અપવિત્ર બની જાય. માટે તમે આખી નગરી પાણીથી ધોવરાવીને સાફ કરો. આ પ્રમાણે હુકમ કર્યો એટલે ચંડાળોએ સોમિલ બ્રાહ્મણના મૃતદેહને પગે દોરડી બાંધીને ઢસેડીને નગરની બહાર ફેંકી દીધો, અને બીજા માણસોએ નગરી ધોઈને સાફ કરી. આ બધું કાર્ય પતાવીને કૃષ્ણવાસુદેવ પોતાના મહેલમાં ચાલ્યા ગયા. ગજસુકુમાલના આ રીતે કાળધર્મ પામ્યાના સામાચાર જાણીને દેવકીમાતાને કેટલું દુઃખ થયું હશે તે વાત અનુભવે તેને ખબર પડે.

ગજસુકુમાલ અણુગારનો અધિકાર સાંભળીને અમારે ને તમારે એક જ વાત સમજવાની છે કે કરેલા કર્મો જીવને અવશ્ય ભોગવવાના છે. ભોગવ્યા વિના છૂટકો નથી. એમ સમજીને કર્મના ઉદય વખતે આર્તધ્યાન-રૌદ્રધ્યાન નહિ કરતાં સમભાવથી ભોગવી લો. કર્મ તો જ્ઞાની કે અજ્ઞાની દરેકને ઉદયમાં આવે છે પણ બંનેના ભોગવવામાં ફેર છે.

ભલે હોય જ્ઞાની કે અજ્ઞાની જન, સુખ દુઃખ રહિત ન કોઈ,
જ્ઞાની વેદે ધૈર્યથી, અજ્ઞાની વેદે રોઈ.

જ્ઞાની આત્મા શુભાશુભ કર્મનો ઉદય સમજીને સમભાવથી ઉદયમાં આવેલા કર્મોને ભોગવી લે છે, અને અજ્ઞાની જીવ કર્મનો ઉદય થતાં હાયવોય કરે છે, આર્તધ્યાન કરે છે. એટલે ઉદયમાં આવેલાં કર્મો ભોગવતાં પાછા નવા કર્મો બાંધે છે. એટલે ચતુર્ગતિ સંસારમાં ભ્રમણ કરવાનું વધે છે. અને જ્ઞાની સમતાપૂર્વક કર્મો ભોગવી લે છે, એટલે તેનું ભવભ્રમણ ઘટે છે, ને તેનો જલ્દી મોક્ષ થાય છે. ગજસુકુમાલ અણુગારે ક્ષમા રાખી તો બધા કર્મોને ખપાવીને બે ઘડીમાં મોક્ષે ચાલ્યા ગયા, અને ઉપસર્ગ આપનાર સોમિલ બ્રાહ્મણ એના કર્મો ભોગવવા દુર્ગતિમાં ગયો. ચાર ચાર વેદના જાણકાર એવા બ્રાહ્મણની સાધુને માથે અંગારા મૂકવાની બુદ્ધિ કદી ન થાય, પણ એની દુર્બુદ્ધિ થઈ તેમાં નવ્વાણું લાખ ભવ પૂર્વે બાંધેલું કર્મ કારણભૂત હતું. એ વાત અગાઉ સમજાવી છે. આ અધિકાર સાંભળીને આપણે ગજસુકુમાલ જેવા ક્ષમાવાન બનીએ તો સાંભળ્યું લેખે ગણાશે.

આજે સમય થયો છે, પણ ચાતુર્માસની પૂર્ણાહૂતિનો પવિત્ર દિન છે. આપણો અધિકાર પૂરો થયો પણ હજુ પાંડવ ચરિત્ર બાકી છે તો થોડીવાર ચરિત્ર કહું છું.

**ચરિત્ર**:-કૃષ્ણજીએ દુર્યોધનને પાંચ ગામ પાંડવોને આપવા માટે સમજાવ્યો પણ દુર્યોધન સમજ્યો નહિ ને એકદમ ગુસ્સે થઈને કહેવા લાગ્યો કે, હે કૃષ્ણ ! સાંભળો. હું પાંડવોને એક તસુ જગ્યા આપવાનો નથી. મેં એમને જીવતા રાખ્યા છે તે ઘણું છે. હવે જો રાજ્ય માંગવાની વાત કરશે તો મારી નાંખીશ. અગર જો તેમને તેમના પરાક્રમનો ગર્વ હોય તો કુરૂક્ષેત્રના મેદાનમાં આવે. મારું સૈન્ય તેમનું સ્વાગત કરશે. દુર્યોધનનો ઉદ્ધત જવાબ સાંભળી કૃષ્ણે કહ્યું-હું તો તારા હિત ખાતર કહેવા આવ્યો હતો પણ તને મારી વાત ગળે ઉતરતી નથી તો હવે પાંડવોનું પરાક્રમ જોઈ લેજે. વીરપુરૂષો યુદ્ધથી ડરતા નથી. વીરપુરૂષો માટે યુદ્ધ ઉત્સવ સમાન છે. આ પ્રમાણે કહી કૃષ્ણ સભાની બહાર નીકળી ગયા. ધૃતરાષ્ટ્ર, ભીષ્મપિતા વિગેરે સમજી ગયાં કે કૃષ્ણ ગુસ્સે થયા છે, એટલે તેમને શાંત પાડવા તેમની પાછળ ગયા ને કૃષ્ણને કહ્યું કે મહાનપુરૂષો દુર્જનોના વચનો સાંભળી કદી ગુસ્સે થતા નથી માટે આપ દુર્યોધન ઉપર ક્રોધ કરશો નહિ. તમે મહાન શક્તિશાળી છો. તમારી

સામે યુદ્ધમાં કોઈ જીતી શકે તેમ નથી. પાંડવો પણ ખૂબ પરાક્રમી છે, પણ દુર્યોધનની મતિ બગડી ગઈ છે. એ કોઈ રીતે સમજતો નથી.

"ભીષ્મપિતાએ કરેલી અરજી"–: આપ તો દયાના સાગર છે. તો આપ અમારા ઉપર દયા કરીને પાંડવોનો પક્ષ લઈને યુદ્ધમાં ઉતરશો નહિ. એટલું અમારૂં કહ્યું માનજો ત્યારે શ્રીકૃષ્ણે ભીષ્મપિતાને કહ્યું કે પાંડવો પોતે શૂરવીર ને ધીર છે. તેથી હું યુદ્ધમાં શસ્ત્ર લઈને લડીશ નહિ પણ અર્જુનનો સારથી બનીને તેનું બધું કામ પાર પાડીશ. કૃષ્ણની વાત સાંભળીને ભીષ્મપિતા અને ધૃતરાષ્ટ્ર પોતપોતાના સ્થાને ચાલ્યા ગયા. એટલે કૃષ્ણજી કર્ણ પાસે આવ્યા. દેવાનુપ્રિયો! કૃષ્ણજી કેટલા દયાળુ છે. દુર્યોધને તેમને માટે કેવા શબ્દો કહ્યા હતાં, છતાં એ ભૂલી જઈને યુદ્ધ અટકાવવા માટે કેટલું કરે છે! કૃષ્ણજીએ કર્ણને એકાંતમાં લઈ જઈને કહ્યું કે ભાઈ! તું કુંતા ફોઈનો પુત્ર છે, પણ અમુક કારણસર જન્મતાંની સાથે તને પેટીમાં પૂરીને નદીના પ્રવાહમાં વહેતો મૂકી દીધો હતો. નદીમાં તણાતો તું જીવતો રહ્યો ને રાધાને મળ્યો તેથી તું રાધાનો પુત્ર કહેવાય છે. બાકી તો તું કુંતાફોઈનો જાયો અને પાંડવોનો સહોદર ભાઈ છે. આ વાત મને કુંતાફોઈએ કરી ને કહેવડાવ્યું છે કે તારે પાંડવોના પક્ષમાં રહીને યુદ્ધ કરવું જોઈએ.

"કૃષ્ણજીને કર્ણે આપેલો જવાબ" કર્ણે કહ્યું, મોટાભાઈ! તમારી વાત સાચી છે પણ દુર્યોધને મને ખૂબ સાથ આપ્યો છે. છત્ર, ચામર બધું આપીને મને ચંપાનગરીનો રાજા બનાવ્યો છે. તે મને પોતાનો સગોભાઈ જ માને છે. મારા ઉપર તેના ચારેય હાથ છે. હું દુર્યોધનનો પક્ષ નહિ છોડું. દુર્યોધનને માટે પ્રાણ આપવા પડશે તો આપવા હું તૈયાર છું, માટે મને યુધિષ્ઠિરના પક્ષમાં આવવાનો આગ્રહ ન કરશો. અર્જુન સિવાય ચાર ભાઈઓ મને ખૂબ વહાલા છે માટે માતાને કહેજો કે હું અર્જુન સિવાય કોઈને નહિ મારું. આ યુદ્ધમાં હું મરીશ અથવા અર્જુનને મારીશ. બેમાંથી એકના મૃત્યુ બાદ પાંચ પુત્રો તો રહેવાના જ છે. માટે ચિંતા ન કરે આ પ્રમાણે કહીને કર્ણ તેને ઘેર ચાલ્યો ગયો. એટલે શ્રીકૃષ્ણ પાંડુરાજા પાસે આવ્યા ને બધી વાત કરી કે દુર્યોધન પાંડવોને એક તસુ જગ્યા આપવાની ચોખ્ખી ના પાડે છે તો પછી અડધું રાજ્ય કે પાંચ ગામ આપવાની તો વાત જ ક્યાં? પણ તમારા પુત્રોની ખૂબ ક્ષમા છે, ત્યારે પાંડુરાજાએ ગુસ્સે થઈને કહ્યું કે હવે ક્ષમા રાખીને બેસી રહેવા જેવું નથી.

રાજ્ય મેળવવા પાંડુ રાજાએ કરેલી હાકલઃ–હે કૃષ્ણ! તમે તો યાદવકુળના શણગાર છો 'ને મહાબળવાન છો. તો પાંડવોને સહાય કરો. પાંડવો અને યાદવો ભેગા થઈ દુષ્ટ દુર્યોધનને મારીને હસ્તિનાપુરનું રાજ્ય પાછું મેળવો. તમારી સહાયથી પાંડવોનો અવશ્ય વિજય થશે, ત્યારે કૃષ્ણે કહ્યું કે પાંડવો, કુંતા ફોઈ બધા આપના વિયોગથી

દુઃખી થાય છે ને આપને મળવા ખૂબ ઝંખે છે. માટે મારી સાથે આપ દ્વારકા ચાલો, ત્યારે પાંડુ રાજાએ કહ્યું કે જ્યારે પાંડવો યુદ્ધમાં વિજય પ્રાપ્ત કરશે ત્યારે જ હું તેમનું મુખ જોઈશ. તે સિવાય હું પુત્રોને મુખ નહિ બતાવું. માટે આપ દ્વારકા જઈને મારો આ સંદેશો પાંડવોને કહેજો. આ પ્રમાણે પાંડુ રાજાનો સંદેશો લઈને કૃષ્ણજી દ્વારકા આવ્યા ને પાંડવોને બધી વાત કહી. એટલે પાંડવોને પાણી ચઢયું કે પિતાજીની આજ્ઞા થઈ છે માટે હવે આપણે યુદ્ધ કરવું જ જોઈએ.

પિતાજીનો હુકમ થતાં પાંડવોએ હાથી, ઘોડા, રથ, પાયદળ વિગેરે ચતુરંગી સેના તૈયાર કરી. છત્રીસ પ્રકારના શસ્ત્રોથી મોટા મોટા ઘણાં રથ ભરી દીધા. હાથી, ઘોડા, રથ શણગાર્યા. આ રીતે મોટું સૈન્ય સજી પાંડવો યુદ્ધમાં જવા તૈયાર થયા. કૃષ્ણની સેના પણ સાથે છે. દ્રુપદ રાજા, વિરાટ રાજા પાંડવોની સહાયમાં મોટું સૈન્ય લઈને આવ્યા છે. તેમજ કૃષ્ણના પક્ષમાં રહેલા દશ દશાર્હો તથા નેમિ, સત્યનેમિ, મહાનેમિ આદિ કુમારો સૈન્ય સજીને તૈયાર થયા. કૃષ્ણજી અને બલભદ્ર પણ રથમાં બેઠા. યુદ્ધના રણશીંગા ફૂંકાવા લાગ્યા. શ્રેષ્ઠ મુહૂર્ત જોઈને પાંડવો યુદ્ધમાં જવા માટે રથમાં બેસે છે ત્યારે કુંતામાતાએ પોતાના પાંચે પુત્રોના કપાળમાં તિલક કરીને માથે હાથ મૂકીને અંતરના આશીર્વાદ આપ્યા કે હે દીકરાઓ! શત્રુઓને હરાવી વિજયની વરમાળા પહેરીને વહેલા આવજો. માતાના આશીર્વાદ લઈને રથ હાંકયા. ત્યાં ગાયોનું ધણ, સ્કૂલેથી ભણીને આવતા બાળકો, પાણી ભરીને આવતી પનીહારીઓ વિગેરે ઘણાં જ શુભ શુકનો થયા, અને દ્વારકા નગરીની બહાર પહોંચ્યા ત્યાં તેમને નિગ્રંથ મુનિઓના દર્શન થયા. રથમાંથી ઉતરીને સૌએ મુનિરાજોના દર્શન કર્યા. તેમના મુખેથી માંગલિક સાંભળીને ચરણરજ મસ્તકે ચઢાવીને રથમાં બેઠા ત્યારે પાંડવોએ શ્રી કૃષ્ણને કહ્યું, મોટાભાઈ! કેવા સરસ શુકન થયા! આપણે તો દ્રવ્ય રાજ્ય લેવા જઈએ છીએ પણ મને તો લાગે છે કે કર્મશત્રુઓ ઉપર વિજય મેળવીને શિવપુરનું રાજ્ય લઈશું. આ પ્રમાણે વાતો કરતાં આનંદપૂર્વક આગળ પ્રસ્થાન કર્યું. તે વખતે પવન અનુકૂળ હતો. હાથીઓ ગર્જના કરતા હતા, ઘોડાઓ હર્ષમાં આવી હણહણતા હતા. તે સમયે કૃષ્ણ તથા યુધિષ્ઠિરની સેના ગંગા જમનાની જેમ ભેગી થઈને યુદ્ધસાગરને મળવા જઈ રહી હતી.

(પૂ. મહાસતીજીએ યુદ્ધનું વર્ણન ટૂંકમાં કર્યું હતું. જે યુદ્ધનું વર્ણન સાંભળતા શ્રોતાઓના હૃદય કંપી ગયા હતા અને છેવટમાં સમજાવ્યું હતું કે પરિગ્રહ એ પાંચમું પાપ છે. તેને મેળવવો તે પાપ છે અને મેળવીને ભોગવવું તે પણ પાપ છે અને છોડતી વખતે પણ જો આત્માનું લક્ષ નહિ હોય ને હાયવરાળ હશે તો છોડતી વખતે પણ પાપ છે. કૌરવો અને પાંડવો વચ્ચે જે ભયંકર યુદ્ધ થયું અને તેમાં સેંકડો માણસો મરાયા કે જેમાં કંઈક કુટુંબ અને પરિવાર પણ રોળાઈ ગયા. આ બધાનું જો કારણ હોય તો પરિગ્રહની મમતા છે.)

ધૃતરાષ્ટ્રના બધા દીકરા યુદ્ધમાં મર્યા હતા. છેવટે એક દુર્યોધન બાકી હતો તે પણ લડાઈના મેદાનમાં હોમાતાં છેલ્લો શ્વાસ લઈ રહ્યો હતો. તે વખતે કૃપાચાર્ય, કૃતવર્મા અને અશ્વત્થામા ત્રણે જણાએ કહ્યું. હે મહારાજા! મહાન માનવીઓમાં અગ્રગણ્ય આપ છો. જેથી આપે શત્રુની સામે સ્હેજ પણ દીનતા બતાવી નથી પણ અમે કૃતઘ્ન નીકળ્યા કે જેથી આપની આ દશા થઈ, પણ અમારી ભાવના છે કે રાત્રીના યુદ્ધ કરીને પાંચે પાંડવોના મસ્તક કાપીને આપની સામે મૂકીને આપના ઋણમાંથી મુક્ત થઈએ. અહાહા....વૈરભાવ શું નથી કરાવતો? દુર્યોધન છેલ્લો શ્વાસ લઈ રહ્યો છે છતાં આ વાતથી હર્ષિત થયો ને આલીંગન આપીને કહે છે, જાવ જલ્દી પાંડવોના મસ્તક કાપીને મને બતાવો કેમ કે મારો પ્રાણ હવે વધારે સમય ટકી શકે તેમ નથી. આ કાર્ય એકલો અશ્વત્થામા કરી શકે તેમ છે. એના બદલે તમે ત્રણ જણા છો તેથી અવશ્ય આ કામ કરી શકવાના છો.

તે ત્રણ જણાએ પાંડવોની છાવણીમાં આવીને યુદ્ધ માટે પડકાર કર્યો. પડકાર સાંભળતાં ધૃષ્ટદ્યુમ્ન અને શિખંડી બહાર નીકળ્યા અને તરત જ યુદ્ધ શરૂ થયું. ભયંકર યુદ્ધ થતાં અશ્વત્થામાએ અમોઘ શસ્ત્રોથી તે બંનેના મસ્તક કાપી નાંખ્યા. આથી પાંડવોની સેના ભાગી છૂટી. આ બનાવ બનવાથી પાંચ પાંડવોએ ક્રોધાવેશમાં આવીને યુદ્ધના મેદાનમાં ભયંકર યુદ્ધ શરૂ કર્યું અને અશ્વત્થામાએ પાંચ બાણોથી પાંચ પાંચાલોનો શિરચ્છેદ કર્યો, અને ખુશ થઈને પાંચ પાંચાલોના મસ્તક લઈને દુર્યોધન પાસે આવ્યો ને તેની સામે અગ્નિથી સળગાવ્યા. દુર્યોધન પાંચાલોના મસ્તક જોતાં બોલી ઉઠયો. અરેરે....તમે આ શું કર્યું! મારે તો પાંચ પાંડવોના મસ્તક જોઈતા હતા. તેના બદલે તમે પાંચાલોની હત્યા કરી. આમ બોલી નિસાસો મૂકતો મરણને શરણ થયો.

બીજી બાજુ ધૃતરાષ્ટ્રને યુદ્ધની બધી વાતની જાણ થતાં મૂર્છિત થઈને ભોંય પડયા ને કલ્પાંત કરવા લાગ્યા. આ બાજુ પાંડવોને ખબર પડી કે મારા પાંચે પુત્રો મરી ગયા છે તેથી તે પણ કલ્પાંત કરવા લાગ્યા. આથી કૃષ્ણમહારાજાએ તેમને સંસારની અસારતા સમજાવી. પછી પાંડવો કૃષ્ણની સાથે ધૃતરાષ્ટ્રને સાંત્વન આપવા ગયા. ત્યાં જઈને ગાંધારી તથા ધૃતરાષ્ટ્રને પ્રણામ કરી શોકાતુર થઈને બેઠા. કૃષ્ણજીએ કહ્યું. ફક્ત પાંચ ગામ તમારા દીકરાને આપવાના કહ્યા હતા. તે પણ દુર્યોધન આપી શકયો નહિ. તેણે આ વિનાશ નોતર્યો. આ બધી ભૂલો દુર્યોધને કરી છે. હવે આપ શાંત થાવ. આ પાંડવો તમને કુંતામાતા અને પાંડુરાજા કરતાં અધિક સાચવશે. એમ કહીને ખૂબ ખૂબ આશ્વાસન આપ્યું.

ગાંધારીએ કહ્યું કે મને યુદ્ધ ક્ષેત્રમાં લઈ જાવ અને મારા દીકરાઓના મને અંતિમ દર્શન કરાવો. આથી પાંડવો હાથનું અવલંબન આપીને ગાંધારીને યુદ્ધક્ષેત્રમાં લઈ આવ્યા. તેની સાથે ચોધારે આંસુએ રડતી ભાનુમતી તેમજ તેની બધી દેરાણીઓ યુદ્ધભૂમિના

ક્ષેત્રે આવી. દુર્યોધન, દુઃશાસન વિગેરેના શબને જોઈ ને ગાંધારી, ભાનુમતી વિગેરે બધી ક્ષત્રિયાણીઓ કાળા પાણીએ વિલાપ કરતી ચોધારે આંસુએ રડતી શબને વળગી પડી. એ રૂદન એવું હતું કે આખું જંગલ જાણે રડતું દેખાવા લાગ્યું. આ સમયે ગાંધારીની દીકરી દુશલ્યા પણ ત્યાં આવી પહોંચી અને પોતાના પ્રાણપ્રિય પતિ જયદ્રથને મરેલો જોઈને અત્યંત વિલાપ કરવા લાગી. આ પ્રમાણે બધી ક્ષત્રિયાણીઓ પોતપોતાના પતિની પાછળ વનના ઝાડ રડે તેવું કરૂણ રૂદન કરવા લાગી. છેવટે યુધિષ્ઠિરે બધાને અમૃત સમાન મધુર વચનોથી સાંત્વન આપ્યું અને યુધિષ્ઠિરની આજ્ઞાથી અર્જુને અગ્નાસ્ત્ર વડે બધા રાજાઓનો અગ્નિસંસ્કાર કર્યો. બધી ક્રિયાઓ પતાવ્યા પછી બધાને હસ્તિનાપુર મોકલ્યા.

ત્યાર બાદ જરાસંઘે કૃષ્ણ સાથે યુદ્ધ કર્યું અને તેમાં કૃષ્ણજીનો જયજયકાર થયો. પછી હસ્તિનાપુરની પ્રજાના ને અનેક રાજાઓના ખૂબ આગ્રહથી પાંચે પાંડવો હસ્તિનાપુર તરફ પ્રયાણ કરે છે. આ સમયે ઘણા દેશના રાજાઓ તેમના સ્વાગતમાં આવ્યા. ખુદ કૃષ્ણ મહારાજા પણ તેમાં જોડાયા. લોકોએ સાચા મોતીથી તેમને વધાવ્યા. મહેલમાં પ્રવેશ કરતા કુંતા માતાએ દહીં, ગોળ, ચોખા, કંકુથી વધાવીને પ્રવેશ કરાવ્યો. આ સમયે સેંકડો રાજાઓની સમક્ષમાં યુધિષ્ઠિરને રાજસિંહાસને બેસાડી રાજતિલક કરવામાં આવ્યું. આથી પ્રજા તેમજ કૃષ્ણ મહારાજાએ યુધિષ્ઠિર જેવા પુત્રને જન્મ આપનારી કુંતામાતાની ખૂબ પ્રશંસા કરી અને યુધિષ્ઠિરે પણ કૃષ્ણજીના ચરણમાં પડીને કહ્યું કે આ સ્થાન ઉપર જો અમે આવ્યા હોઈએ તો બધો આપનો જ પ્રતાપ છે, પછી બધા ભીષ્મ પિતામહ એવા ગુરૂદેવને વંદન કરવા ગયા. ત્યાં તેમણે ખૂબ ઉપદેશ આપ્યો. પિતામહને ચારિત્ર અવસ્થામાં જોઈને પાંડવોની આંખો આનંદ અને શોકથી પાણીથી ભરાઈ ગઈ, અને તેમના ચરણમાં વંદન કરતાં ગાંગેય મુનિના ચરણ તેમની આંખોના આંસુથી ભીના બની ગયા. ત્યાર બાદ પાંડવોએ ગુરૂદેવને ખૂબ ખૂબ વિનંતી કરી કે ગુરૂદેવ! અમને કંઈક સમજાવો, ત્યારે મુનિએ મોક્ષ માર્ગનું સ્વરૂપ સમજાવ્યું. એ સાંભળતા પાંડવોના દિલ પીગળી ગયા ને ધર્મને પામી ગયા. આથી તેઓ રાજ્ય ચલાવવા છતાં તેમનું રાજ્ય ધાર્મિક ગણાવા લાગ્યું. પાંડવો ધર્મની પ્રભાવના ખૂબ કરતાં આનંદથી રાજ્ય ચલાવવા લાગ્યા.

**"દ્રૌપદીનું અપહરણ"**:–એક વખત નારદઋષિ આવતા દ્રૌપદીએ તેમનો સત્કાર–સન્માન ન કર્યો, તેથી તે ઋષિના મનમાં ગાંઠ રહી ગઈ, અને તેના પરિણામે ધાતકી ખંડના પદ્મનાભ રાજાએ દેવની સહાયથી દ્રૌપદીનું અપહરણ કરાવ્યું, ત્યાં દ્રૌપદીની ઘણી કસોટી થઈ પણ તે ચારિત્રથી ચલાયમાન ન થઈ. આ બાજુ પાંડવોએ જ્યારે દ્રૌપદીને ન જોઈ ત્યારે ચારે બાજુ તપાસ કરી. શોધ કરતાં દ્રૌપદીનો પત્તો ન પડતાં કુંતામાતાએ કૃષ્ણજી પાસે સહાય માંગી. કૃષ્ણજીએ વચન આપ્યું–ફઈબા! ગભરાશો

